૨૮૮૩.

શ્રી ૧૮૭૮

# ધર્મસિંધુનું

ગુજરાતી ભાષામાં ભાષાંતર

લોકનાં હિતમાટે

જીવજી દાદીજી

એમણે

શાસ્ત્રી કાનજી વિ. વાલજી ત્રિપાઠી પાસેથી

લખાવી

મૂળગ્રંથ સહિત

મુંબઇમધ્યે

જાવાજી દાદાજીના "નિર્ણયસાગર" છાપખાનામાં છાપી પ્રસિદ્ધ કીધું.

---

વૈશાખ સુદિ ૧૩ શનિવાર શકે ૧૮૦૫-સંવત ૧૯૩૯.

---

કિંમત ૬ રૂપીઆ.

# પ્રસ્તાવના.

આધુનિક કાળમાં છાપખાનાં ચાલુ થયાથી અનેક ભાષામાં અનેક ગ્રંથો છપાઈ બાહેર પડેછે એ સંતોષકારક છે.. આપણુની સર્વ શિરોમણી જે સંસ્કૃત ભાષા તેના પણ કેટલા એક ગ્રંથો છપાઈ બાહેર પડયાછે અને પડતા જાયછે. એ ભાષામાં આપણા આર્ય જનોના ધર્મસંબંધિ સર્વે ગ્રંથો લખાયલા છે માટે તે ભાષાનું જ્ઞાન મેળવવું એ આપણા આર્યબંધુઓને ભૂષણુદાયક છે એમાં કાંઈ સંશય જેવું નથી.

પ્રાચીન કાળમાં આપણા ઋષિ મુનિઓ તેમજ વિદ્વાનો જે ગ્રંથો રચતા તે સંસ્કૃત ભાષામાંજ, અને વિદ્વાન પણ તેજ ગણાતો કે જે સંસ્કૃતનું સારૂં જ્ઞાન ધરાવતો હોય અથવા તેમાં સારા ગ્રંથ રચી શકતો હોય. વિક્રમ અને ભોજના સમયમાં એ ભાષાને તથા વિદ્યાને ઘણું ઉત્તેજન હતું તેથી તે સમયમાં સારા સારા સંસ્કૃત ગ્રંથો પંડિતો, કવિઓ અને વિદ્વાનોએ રચ્યા છે. પેશવાઈના સમયમાં પણ એ વિદ્યાને ઉત્તેજન હોવાનાં કારણથી કેટલા એક પંડિતો શાસ્ત્રિઓ અને વિદ્વાનો સારા તૈયાર થયા હતા.

પરંતુ કેટલો એક કાળ થયા દિન પૈરદિન ઉત્તેજન ઘટતું જવાથી એ ભાષાનાં જ્ઞાનથી રહિત એવો ભાગ મ્હોટો જોવામાં આવેછે તેવાઓ પોતાનો ખરો ધર્મ શો છે તે સમજી શકે તેમજ આપણા પૂર્વજો આપણે અર્થે વિદ્યાજ્ઞાનનો જે અમૂલ્ય ખજાનો મૂકી ગયા છે તેનો યથાશક્તિ ઉપભોગ કરવા સમર્થ થાય તેનેમાટે હિંદી અને મરાઠી ભાષામાં કેટલાએક વિદ્વાનોએ તેવા સંસ્કૃત ગ્રંથોનાં ભાષાંતર કરી તે છપાવી બાહાર પાડયાંછે અને પડતાં જાયછે. કેટલાંએક વિદ્વાનો વેદ તથા શાસ્ત્રસંબંધી ગ્રંથોનાં પ્રાકૃત ભાષાંતર માસિક ચોપાનિઆના આકારમાં બાહાર પાડતા જાયછે

ગુજરાતિ ભાષામાં મનુસ્મૃતિ તથા યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ જેવા ધર્મશાસ્ત્રના ઉત્તમ ગ્રંથો ભાષાંતરરૂપે બાહાર પડયાછે. તેમ મહાભારત, રામાયણ, ભાગવત તથા બીજાં પુરાણો વગેરે માસિક ચોપાનિયાને આકારે બાહાર પડતાં જાયછે એ પણ દેશોન્નતિનું શુભ ચિન્હ છે. તો પણ ધર્મસિંધુ જેવો સુબોધ અને ધર્મસંબંધી નિત્યોપયોગી સર્વ વિષયોનો જેમાં સંગ્રહ કરવામાં આવ્યો હોય એવોએક પણ ગ્રંથ અદ્યાપિ આપણી ગૂર્જર ભાષામાં છપાઈ બાહેર પડેલો ન હોવાથી ધર્મજિજ્ઞાસુ જનોની ધર્મવિષય જાણવાની સુલભતાની સિદ્ધિને અર્થે આ ગ્રંથનું ગુજરાતી ભાષાંતર મૂળ સંસ્કૃત ગ્રંથ ઉપરથી મેં કર્યુંછે.

મૂળ ગ્રંથકર્તાએ આ ગ્રંથના ત્રણ પરિચ્છેદ કરેલા છે તેમાં પ્હેલા અને બીજા પરિચ્છેદમાં તિથિ અને માસ ઇત્યાદિકવિષે વિધિપ્રયુક્ત નાના પ્રકારનાં કૃત્યો સહિત સામાન્યેકરીને અને વિશેષેકરીને કાળનો નિર્ણય કહ્યોછે. ત્રીજાપરિચ્છેદના પૂર્વાર્ધમાં ગર્ભાધાનાદિ સંસ્કાર, આન્હિક, આધાન ઇત્યાદિક સવિસ્તર મિશ્રવિષય, દેવપ્રતિષ્ઠા, શાંત્યાદિક અને નિત્યનૈમિત્તિક કર્મો એટલા વિષય કહ્યાછે. એજ પરિચ્છેદના ઉત્તરાર્ધમાં જીવત્પિતૃકનો નિર્ણય, શ્રાદ્ધાધિકાર, કાળ ઇત્યાદિકનો નિર્ણય, શ્રાદ્ધપદ્ધતિ, સૂતકાદિકનો નિર્ણય, દુર્મરણ થયું છતે નિર્ણય, અંત્યેષ્ટિસંસ્કારનો વિધિ અને વિસ્તાર સહિત સંન્યાસ એ પ્રમાણે વિષયો છે. પ્રાયશ્ચિત્ત, વ્યવહાર અને સર્વ દાનનો વિધિ એ વગર સઘળાજ ધર્મશાસ્ત્રાર્થ તે વિદ્વાનોના સંતોષાર્થે તેમજ શાસ્ત્રીય વ્યુત્પત્તિરહિત એવાઓનું શાસ્ત્રનાં અજ્ઞાનરૂપ કષ્ટ દૂર થાય તેનેમાટે આ ગ્રંથમાં સંક્ષેપેકરીને કહ્યાછે. એ સઘળામાં ત્રીજા પરિચ્છેદનો પૂર્વાર્ધ એ ભાગ આ ગ્રંથમાં સહુથી મ્હોટો જોવામાં આવેછે.

ધર્મસિંધુકાર એટલે આ ગ્રંથના રચનાર પોતાના ગ્રંથમાં લખેછે કે જેઓ મીમાંસા અને ધર્મશાસ્ત્રના જાણનાર, બુદ્ધિમાન્ અને આલસ્યરહિત પંડિતો છે તેઓ તો મહાપંડિતોએ કરેલા પૂર્વના ગ્રંથો જોઇને તે ગ્રંથ ઉપરથી કૃતકાર્ય થાયછે અર્થાત્ પ્રાપ્ત થયલાં કર્મો કરેછે તેથી મ્હારો આ ગ્રંથ કરવાનો ઉદ્યોગ તેમનેઅર્થે નથી. પણ જે મંદબુદ્ધિ, આળસુ અને અવિદ્વાન્ હોઇને ધર્મવિષે નિર્ણય જાણવાની ઇચ્છા રાખતા હોય તેવાઓને માટે ધર્મસિંધુસાર નામનો આ સુબોધ ગ્રંથ મેં કીધોછે. એ તેણે જે ફરી ફરી કહ્યુંછે અથવા એક કરતાં વધારે વાર કહ્યુંછે તે યથાર્થ છે.

જાતે વિદ્વાન્ છતે આ ગ્રંથકારે વિદ્વજ્જનો પ્રત્યે તેમને હંસક્ષીર ન્યાયે વર્ત્તવા સંબંધી જે સૂચના કરી પોતાની નમ્રતા દર્શાવીછે તેપણ ખરેખર પ્રશંસનીય છે.

ગ્રંથના આરંભમાં મંગળાચરણ કરતાં વિઠ્ઠલ, શંકર, પાર્વતી, ગણપતિ, બ્રહ્મદેવ અને સરસ્વતી વગેરેને તેમજ પોતાના ગુરૂ, માતા, પિતાને નમસ્કાર કરતાં શ્રેષ્ઠ એવા માધવાદિક મુખ્ય ધર્મશાસ્ત્રના નિબંધકર્ત્તા તે સર્વેને નમસ્કાર કર્યાછે તે ઉપરથી પ્રસિદ્ધ માધવાચાર્યની યોગ્યતાનું અનુમાન થઈ શકેછે.

મૂળ ગ્રંથકારનું કહેવું એમ છે કે આ ગ્રંથ મેં કેવળ સ્વકપોળકલ્પનાથી રચ્યો નથી પણ પ્રાચીન અને પ્રસિદ્ધ એવા ગ્રંથોને આધારેજ રચ્યોછે. તે ગ્રંથો કયા કે કમળાકર ભટ્ટકૃત નિર્ણયસિંધુ, નીલકંઠ ભટ્ટકૃત દ્વાદશ મયૂખ, વિષ્ણુભટ્ટ આઠવેલેકૃત પુરૂષાર્થચિંતામણિ, કાળમાધવ, હેમાદ્રિ અને અનંતદેવકૃત કૌસ્તુભ. એ ઉપરથી નિર્ણયસિંધુ વગેરે ગ્રંથો આ ધર્મસિંધુ ગ્રંથની પૂર્વના છે એવું જણાયછે.

આ મૂળ ગ્રંથ જેણે રચ્યો તેનો ઇતિહાસ વાંચનારાઓને સમજવો અવશ્ય હો-

વાથી તે અહિં સંક્ષેપે લખિયે છૈયે—રત્નાગિરિ જીલ્લામાં સંગમેશ્વર તાલુકામાં ગો-ળવલી નામનું ગામ તે આ ગ્રંથકર્ત્તાના વંશજોને ઇનામ દાખલ મળ્યુંછે. તેજ વં-શમાં વિદ્વાન્ બ્રાહ્મણોમધ્યે કેવળ સાર્વભૌમ એવા કાશી નામના ઉપાધ્યાય થયા. તેમને યજ્ઞેશ્વરોપાધ્યાય અને અનંતોપાધ્યાય એવા બે પુત્રો થયા. તેમાં યજ્ઞેશ્વરોપાધ્યાય એ શ્રૌત માર્ગમાં નિષ્ણાત હોઈને જ્યોતિષી, અને વેદનું અંગ જે ઉત્તમ વ્યાકરણ શાસ્ત્ર તેમાં સારી રીતે શિક્ષા પામેલા હતા. બીજા અનંતોપાધ્યાય તે પણ ભક્તોમાં શ્રેષ્ઠ છતે અનંતના અંશભૂત અવતાર હોવાથી અનંત ગુણોનું નિવાસસ્થાન એવા હતા. એ અનંતોપાધ્યાય વૈરાગ્યશાલી હતા તેથી તેમણે પોતાની કોંકણનામની જ-ન્મભૂમિ છોડીને શ્રીપંઢરીક્ષેત્ર એટલે પંઢરપુરમાં શ્રીપાંડુરંગની સમીપમાં નિવાસ કીધો. પછી તે સતત શ્રીપાંડુરંગની ભક્તિ કરી અંતે ભીમા નદીને તીરે મુક્તિ પામ્યા. તે અનંતોપાધ્યાયના પ્રસિદ્ધ પુત્ર જે કાશીનાથોપાધ્યાય તેમણે આ ધર્મ-સિંધુસાર નામે ગ્રંથ શકે ૧૭૧૨ નાં વર્ષમાં કીધો. આ ગ્રંથને સુમારે (૯૩) વર્ષ થયાં હોવાં જોઇયે એવું, ગ્રંથકારે આ ગ્રંથના પ્રથમ પરિચ્છેદમાં સંક્રાંતિના દાનપ્ર-સંગમાં અયનાંશ કહ્યાછે તે ઉપરથી સિદ્ધ થાયછે.

હવે આ ગ્રંથનું ભાષાંતર જેવી પદ્ધતિથી કીધું છે તે બાબત પણ વાંચનારાઓને સૂચવવાની જરૂર છે, માટે તે પદ્ધતિ વાંચનારાઓને સૂચન કરૂંછું કે, આ ભાષાંતર કરતી વેલાએ અનુષ્ઠાનપ્રયોગના પ્રસંગમાં જ્યહાં જ્યહાં સંકલ્પ, મંત્ર, ત્યાગ તથા તેના સરખા ઉચ્ચારાદિક કરવાનાં બીજાં વાક્યો આવેલાં છે તે તે ઠેકાણે તેનો ઉપયોગ કહી તે સંકલ્પાદિક અનુષ્ઠાનમાં તેવાજ કેહેવા જોઇયે, માટે તેનો અર્થ ન લખતાં તે તેવાજ " " એવાં ચિન્હ કરી તે ચિંન્હની વચમાં સંસ્કૃત અ-ક્ષરોથી મૂળ પ્રમાણે સઘળા લખેલા છે, તે ઉપરથી તે મંત્ર તથા સંકલ્પ અને ઊહા-દિક છે એમ જાણવું. ભાષાંતરમાં " " એવાં ચિન્હ કરી તેની વચમાં જે-અર્થ લખેલો છે તે મૂળગ્રંથમાં ગ્રંથકારે વચનનો અર્થ ન લખતાં કેવળ વચનજ લ-ખ્યાંછે તેનો તે અર્થ છે એમ સમજવું. તેમજ જે જે ઠેકાણે ભાષાંતરમાં કઠણ સં-સ્કૃત શબ્દ આવ્યા છે તે તે ઠેકાણે ઘણું કરી તે તે શબ્દની આગળ કાંઊસ એટલે ( ) એવાં ચિન્હ કરી તે ચિન્હની વચમાં તે શબ્દનો પ્રાકૃત અર્થ સુગમ શ-બ્દોથી બતાવેલો છે. તેમજ મૂળગ્રંથમાં એક વાર કહેલા વિષયની બીજીવાર કેહે-વાની જરૂર પડે ત્યહાં ગ્રંથકાર "प्रागुक्तं" એટલે પ્રથમ કહ્યુંછે અથવા "पूर्वार्धे प्रोक्तं" એટલે પૂર્વાર્ધમાં કહ્યુંછે એરીતે ઘણે ઠેકાણે લખી ગયાછે. આ ભાષાંતરમાં તેવે ઠેકાણે વાંચનારને તે સ્થલ તરત મળી આવવા માટે તે તે પત્રના અંક 'પ્રથમ (પત્ર ૪ માં) કહ્યુંછે' એ રીતે કાંઉસમાં લખેલા છે. કેટલાએક ઠેકાણે ગ્રંથકારે જે

જે વિષય ખુલો કરી લખ્યો નથી અને તે વિષય સમજવાની તો જરૂર પડે એમ છે તે તે ઠેકાણે ભાષાંતરની નીચે નોટ આપી ખુલી રીતે તે તે વિષય લખેલા છે અથવા જે ગ્રંથમાં એ વિષયો સવિસ્તર લખેલા છે તે ગ્રંથોનાં નામ દર્શાવ્યાંછે, જેથી તે તે વિષયો વાંચનારાઓને સેહેલથી સમજી શકાશે. એ એકંદર ભાષાંતરની રીતીછે તે ધ્યાનમાં લઇ વાંચવું.

છેલે મ્હારે જણાવવું જોઈએ કે ગુજરાતી ભાષામાં લખાંણ કરવાનો આ મ્હારો પ્રથમજ પ્રયત્ન છે તેથી એ ભાષાંતરમાં જે કાંઈ દોષ જોવામાં આવે તો તે વિદ્વજ્જનો ક્ષમા કરશે એવી આશા રાખુંછું અને તે લેખનદોષ દયા કરી પોષ્ટમારફતે મુને સૂચન કરશે જેથી હું તેમનો આભાર માનીશ.

આ ભાષાંતર રા. રા. **જાવજી દાદાજી**એ વે. શા. સં. **શાસ્ત્રી કાનજી** વિ० **વાલજી ત્રિપાઠી** પાસે કરાવેલું છે અને તે ધર્મશાસ્ત્રનો વિષય હોવાથી પ્રસિદ્ધ પંડિત આશુકવિ **શ્રી ગોવર્ધન લાલાજી** પ્રસિદ્ધ નામ **ગટુલાલાજી ઘનશ્યામજીને** ત્યહાં મોકલ્યું તે ભાષાંતર આશુકવિ શ્રીગટુલાલાજીએ વંચાવી સાંભળી તેનાં યથાર્થપણાથી પ્રસન્ન થઈ એની યોગ્યતાવિષે જે પ્રમાણપત્ર આપેલું છે તે પણ આ ગ્રંથની છેવટે છાપેલું છે જે વાંચવાથી વાંચનારાઓને આ ગ્રંથની યોગ્યતાવિષે સહજ નિશ્ચય થશે.

આ ગ્રંથ જેમણે ખરીદ કરવો હોય તેમણે નીચે લખેલે ઠેકાણે રોકડા પૈસા મુકી મગાવવો.

મુંબઈ કાળકાદેવીના રૂસ્તાઉપર "**નિર્ણયસાગર**" છાપખાનામાં શેઠ **જાવજી દાદાજી**ને નામે. મુંબાદેવીપાસે પંડિત **જ્યેષ્ટારામ મુકુંદજી**ને નામે. વડગાદી લખુ લીલાણીનો માળો નં० ૧૩ શાસ્ત્રી **કાનજી** વિ० **વાલજી**ને નામે. સુરતમાં **મંછારામ ઘેલાભાઈ** તથા અમદાવાદમાં **રણછોડલાલ ગંગારામ** મ્યાનેજર યુનાઇટેડ પ્રિંટિંગ પ્રેસ, કચ્છમાંડવીમધ્યે શાસ્ત્રી **વાળજી હીરજી** ઠેકાણું નવાપુરામાં મહાલક્ષ્મીનું મંદીર, એને નામે રોકડા પૈસા મૂકવાથી પુસ્તક મોકલવામાં આવશે. બાહેર ગામના ગ્રાહકોએ ટપાલ ખરચ રૂ.૦॥ અર્ધ અધિક મૂકવો.

---

# અનુક્રમણિકા.

## પ્રથમ પરિચ્છેદ.

## દ્વિતીય પરિચ્છેદ.

### ચૈત્ર માસ.

## તૃતીય પરિચ્છેદ પૂર્વાર્ધ.

## આશૌચ નિર્ણય.

સમાપ્ત.

# અથ ધર્મસિંધુઃ પ્રાકૃતભાષાંતરસહિતઃ.

॥ શ્રીગણેશાય નમઃ ॥

प्रणम्य विघ्नेश्वरमाशुतोषं, विश्वेश्वरं ब्रह्मसुतां मुनींद्रान् ॥
धर्मोपदेष्टृंश्च तथा गुरून् स्वान्, विद्याप्रदान् पंडितपंक्तिपूज्यान् ॥ १ ॥
नत्वा च पितरौ भक्त्या, कर्णजिद्विदुषां मुदे ॥
धर्माब्धिसारं बालार्थं, लिखामि निजभाषया ॥ २ ॥

આ મ્હોટા ગ્રંથની નિર્વિઘ્ન સમાપ્તિ થવામાટે પોતાના ઇષ્ટદેવને નમસ્કારરૂપ મંગળ કરી ગૃહસ્થની આજ્ઞાથી હું શાસ્ત્રી **કાનજી વિં૦ વાળજી ત્રિપાઠી ધર્માબ્ધિસાર** ગ્રંથનું ગુજરાતી ભાષાંતર લખવાને આરંભ કરૂંછું.

ગ્રંથોના આરંભ મધ્ય અને અંતવિષે મંગળાચરણ હોવું જોઇએ એવો શાસ્ત્રનો નિયમ અને શિષ્ટાચાર પણ છે માટે ગ્રંથકાર **કાશિનાથ** ઉપાધ્યાય, મંગળાચરણ કરેછે. તે આ પ્રમાણે—

श्रीविठ्ठलंसुकरुणार्णवमाशुतोषं, दीनेष्टपोषमघसंहतिसिंधुशोषं ॥
श्रीरुक्मिणीमतिमुषंपुरुषंपरंतं, वंदेदुरंतचरितंत्हदिसंचरंतं ॥ १ ॥

કરૂણાસાગર, તરત સંતોષ પામનાર, ભક્તોના મનોરથ પોષણ કરનાર, પાપ સમુદાયરૂપ સમુદ્રના શોષણ કરનાર, લક્ષ્મીસ્વરૂપ જે રૂક્મિણી તેની બુદ્ધિના આકર્ષણ કરનાર, હૃદયસ્થળમાં રેહેનાર છતાં અનંતચરિત એવા પરપુરૂષ જે **શ્રીવિઠ્ઠલ** તેને નમસ્કાર કરૂંછું.

वंदेप्रतिघ्नंतमघानिशंकरं, धत्तांसमेमूर्ध्निदिवानिशंकरम् ॥
शिवांचविघ्नेशमथोपितामहं, सरस्वतीमाशुभजेपितामहम् ॥ २ ॥

પાપનો નાશ કરી ભક્તોનાં કલ્યાણ કરનાર જે **શંકર** તેને નમસ્કાર કરૂંછું. તે **શંકર** પોતાનો વરદાન દેનાર હાથ મારા માથાઉપર સર્વકાળ ધારણ કરો. **પાર્વતી દેવી, ગણપતિ, બ્રહ્મદેવ** અને પ્રસિદ્ધ એવી **સરસ્વતી** એ સર્વેને શીઘ્રતાથી હું નમસ્કાર કરૂંછું.

श्रीलक्ष्मींगरुडंसहस्रशिरसंप्रद्युम्नमीशंकपिं श्रीसूर्यविधुभौमविद्गुरुकवि
च्छायासुतान्षण्मुखम् ॥ इंद्राद्यान्विबुधान्गुरुंश्चजननींतातंत्वनंताभिधं
नत्वार्यान्वितनोमिमाधवमुखान्धर्माब्धिसारंमितं ॥ ३ ॥

**શ્રીલક્ષ્મી, ગરૂડ, શેષ, પ્રદ્યુમ્ન, નારાયણ, હનુમાન્, શ્રીસૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ, બૃહસ્પતિ, શુક્ર, શનિ, કાર્ત્તિકસ્વામિ, ઇંદ્રાદિક સર્વ દેવ,** પો-

તાના ગુરૂ, માતા, અનંત નામના પિતા અને શ્રેષ્ઠ એવા માધવાદિક મુખ્ય ધર્મશાસ્ત્રના નિબંધ લખનારાઓ એ સર્વેને નમસ્કાર કરી અતિ વિસ્તાર રહિત અને અતિ સંક્ષિપ્તપણુ ન થાય એવો ધર્માબ્ધિસાર નામનો ગ્રંથ કરૂછું.

दृष्ट्वापूर्वनिबंधा, न्निर्णयसिंधुक्रमेणासिद्धार्थान् ॥
प्रायेणमूलवचना, न्युज्झित्यलिखामिबालबोधाय ॥ ४ ॥

આ ગ્રંથ હું કેવળ પોતાની કપોળકલ્પનાથી કરતો નથી ત્યારે પ્રાચીન અને પ્રસિદ્ધ એવા ગ્રંથોના આધારવડેજ રચુછું, એ વિષે કેહેછે—કમળાકર ભટ્ટકૃત નિર્ણયસિંધુ, નીળકંઠ ભટ્ટકૃત દ્વાદશ મયૂખ, વિષ્ણુ ભટ્ટકૃત પુરૂષાર્થચિંતામણિ, કાળમાધવ, હેમાદ્રિ, અને અનંતદેવકૃત કૌસ્તુભ, ઇત્યાદિક પ્રાચીન ગ્રંથો જોઇ તે ગ્રંથોમાંનાં ઘણાં મૂળવચનો છોડી નિર્ણયસિંધુના ક્રમવડે તે વચનોનો પ્રસિદ્ધ અર્થમાત્ર બાળબોધ માટે હું લખુછું.

---

तत्रकालःषड्विधः वत्सरः अयनं ऋतुः मासः पक्षो दिवसइति वत्सरः पंचधा चांद्रः सौरः सावनोनाक्षत्रोबार्हस्पत्यइति शुक्लप्रतिपदादिदर्शांतैश्चैत्रादिसंज्ञैर्द्वादशभिर्मासैश्चतुःपंचाशदधिकशतत्रयदिनैः सतिमलमासेत्रयोदशभिर्मासैश्चांद्रोवत्सरः चांद्रस्यैव प्रभवोविभवःशुक्लइत्यादयःषष्टिसंज्ञाः मेषादिषुद्वादशराशिषुरविभुक्तेषुपंचषष्ट्यधिकशतत्रयदिनैः सौरोवत्सरःसंपद्यते षष्ट्युत्तरशतत्रयदिनैःसावनः वक्ष्यमाणैर्द्वादशभिर्नाक्षत्रमासैर्नाक्षत्रो वत्सरः सचचतुर्विंशत्यधिकशतत्रयदिनैःस्यात् मेषाद्यन्यतमराशौबृहस्पतिनाभुक्तेबार्हस्पत्यः सचएकषष्ट्यधिकशतत्रयसंख्यदिनैर्भवति कर्मादौसंकल्पेचांद्रवत्सरएवस्मर्तव्योनान्यः अयनंद्विविधं दक्षिणमुत्तरंच सूर्यस्यकर्कसंक्रांतिमारभ्यषड्राशिभोगेनदक्षिणम् मकरसंक्रांतिमारभ्यराशिषट्कभोगेनोत्तरायणम् ऋतुर्द्विविधः सौरश्चांद्रश्च मीनारंभोमेषारंभोवा सूर्यस्यराशिद्वयेभोगात्मकोवसंतादिषट्संज्ञकःसौरऋतुः चैत्रमारभ्यमासद्वयद्वयात्मकोवसंतादिषट्संज्ञकश्चांद्रः मलमासेतुकिंचिदूननवतीसंख्यैर्दिनैश्चांद्रऋतुःश्रौतस्मार्तादौचांद्रर्तुस्मरणं प्रशस्तम् मासश्चतुर्धा चांद्रः सौरः सावनोनाक्षत्रइति शुक्लप्रतिपदादिरमांतःकृष्णप्रतिपदादिःपूर्णिमांतोवाचांद्रोमासः तत्रापिशुक्लादिर्मुख्यः कृष्णादिर्विंध्योत्तरएवग्राह्यः अयमेवचैत्रादिसंज्ञकःकर्मादौस्मर्तव्यः केचिन्मीनराशिमारभ्यसौराणांचैत्रादिसंज्ञामाहुः अर्कसंक्रांतिमारभ्योत्तरसंक्रांत्यवधिःसौरोमासः त्रिंशद्दिनैःसावनः चंद्रस्याश्विन्यादिसप्तविंशतिनक्षत्रभोगेननाक्षत्रोमासः प्रतिपदादिपौर्णिमांतःशुक्लपक्षः प्रतिपदादिदर्शांतःकृष्णपक्षः दिवसःषष्टिघटिकात्मकः इतिश्रीधर्मसिंधुसारेप्रथमोद्देशः ॥ १ ॥

## હવે પ્રથમ કાળનો ભેદ કેહેછે.

કાળ ૬ પ્રકારનો તે—વર્ષ, અયન, ઋતુ, માસ, પક્ષ, અને દિવસ એ ભેદોવડે ૬ પ્રકારનો જાણવો. ચાંદ્ર, સૌર, સાવન, નાક્ષત્ર અને બાર્હસ્પત્ય એ ભેદોવડે વર્ષ પાંચ પ્રકારનાં છે. સુદિ એકમથી અમાસલગી જે દિવસ તે એક માસ, એરીતે ચૈત્રથકી ફાગણસુધી બાર મહિના અને તેના ૩૫૪ દિવસવડે તેજ

અધિકમાસ છતાં તેર માસવડે **ચાંદ્ર વર્ષ** થાયછે. પ્રભવ, વિભવ, શુક્લ, ઇત્યાદિક જે સાઠ નામો તે ચાંદ્ર વર્ષનાંજ છે. મેષાદિક ૧૨ સંક્રાંતિ સૂર્યે ભોગવ્યાં છતાં ૩૬૫ દિવસે જે વર્ષ પુરૂં થાયછે તેને **સૌર વર્ષ** કેહેછે. ત્રણસો સાઠ દિવસોનું જે વર્ષ તેને **સાવન વર્ષ** કેહેછે. આગળ કેહેવાના છે એવા બાર **નાક્ષત્ર માસ** થયાથી જે વર્ષ થાયછે તેને **નાક્ષત્ર વર્ષ** કેહેછે, અને તે ત્રણસો ચોવીસ દિવસોનું થાયછે. મેષાદિક બાર રાશિમાંથી મેષાદિક અકેક રાશિ બૃહસ્પતિએ ભોગવ્યા છતાં જે વર્ષ થાયછે તેને **બાર્હસ્પત્ય વર્ષ** કેહેછે, અને તે વર્ષ ત્રણસો એકસઠ દિવસોનું થાયછે. કર્માદિકોના સંકલ્પમાં ઉચ્ચાર કરવો તે ચાંદ્ર વર્ષનોજ કરવો, બીજાનો ઉચ્ચાર કરવો નહીં. **અયન બે પ્રકારનાં—એક દક્ષિણાયન,** અને બીજું **ઉત્તરાયણ.** સૂર્યની કર્ક સંક્રાંતિથકી ધનસંક્રાંતિલગી દક્ષિણાયન અને મકર સંક્રાંતિથકી મિથુન સંક્રાંતિલગી ઉત્તરાયણ. **ઋતુ બે પ્રકારના—સૌર ઋતુ,** અને **ચાંદ્ર** ઋતુ. મીન સંક્રાંતિથકી અથવા મેષસંક્રાંતિથકી બે બે રાશિ સૂર્ય ભોગવે એટલે અકેક ઋતુ, એરીતે સંક્રાંતિ ઉપરથી વસંતાદિક જે છ ઋતુ તે **સૌર** ઋતુ. ચૈત્રથકી આરંભ કરી બે બે માસની અકેક ઋતુ, એરીતે માસ પ્રમાણે વસંતાદિક જે છ ઋતુ તે **ચાંદ્ર** ઋતુ. અધિક માસ છતા કાંઇએક કમતિ નેવુ દિવસોવડે **ચાંદ્ર** ઋતુ થાયછે. શ્રૌત સ્માર્ત્તઆદિ સંકલ્પ સમયે ચાંદ્ર ઋતુનો ઉચ્ચાર કરવો એ મુખ્ય છે. **માસ ચાર પ્રકારના—ચાંદ્ર** માસ, **સૌર** માસ, **સાવન** માસ, અને **નાક્ષત્ર** માસ. સુદિ એકમથી અમાવાસ્યાલગી અથવા વદિ એકમથી પૂનમલગી જે માસ તે **ચાંદ્ર** માસ. તેમાં સુદિ એકમથી અમાસલગી જે માસ તેજ મુખ્ય. વદિ એકમથી પૂનમસુધી માસ વિંધ્યાચળ પર્વતના ઉત્તર ભાગમાંજ લેવો. શ્રૌતાદિક કર્મોના સંકલ્પસમયે ચૈત્રાદિક માસ એજ લેવો. મીનસંક્રાંતિથકી સંક્રાંતિ પ્રમાણે જે **સૌર** માસ તેમનાં ચૈત્રાદિક નામો છે એમ કેટલાએક કેહેછે. સૂર્યની સંક્રાંતિથકી આવતી સૂર્ય સંક્રાંતિના આરંભસુધી જે માસ તે **સૌર** માસ. ત્રીસ દિવસનો તે **સાવન** માસ. અશ્વિનીથકી રેવતીલગી સત્તાવીસ નક્ષત્ર ચંદ્રે ભોગવ્યા છતાં જે માસ તે **નાક્ષત્ર** માસ. સુદિ એકમથી પૂનમલગી જે દિવસ તે **શુક્લ** પક્ષ. વદિ એકમથી અમાવાસ્યાપર્યંત જે દિવસ તે કૃષ્ણ પક્ષ. ૬૦ ઘડીનો તે **દિવસ. ઇતિ શ્રીધર્મસિંધુસારે પ્રથમ પરિચ્છેદે પ્રથમોદ્દેશઃ॥૧॥**

---

**अथसंक्रांतिनिर्णयउच्यते ॥ मेषेसूर्यसंक्रांतौप्रागूर्ध्वंचपंचदशपंचदशघटिकाःपुण्यकालः दशदशेत्येके वृषेपूर्वाःषोडश मिथुनेपराःषोडश कर्केपूर्वास्त्रिंशत् सिंहेपूर्वाःषोडश कन्यायांपराःषोडश तुलायांप्रागूर्ध्वंचपंचदशपंचदश दशदशेत्येके वृश्चिकेपूर्वाःषोडश धनुषिपराःषोडश मकरेपराश्चत्वारिंशत् कुंभेपूर्वाःषोडश मीनेपराःषोडश घटिका द्वयादल्पदिनशेषेमिथुनकन्याधनुर्मीनेष्वपिमकरेपिपूर्वाएवपुण्याः प्रभातेघटिकाद्वयादल्प**

૧ એજ તે વિંધ્યાચલથી ઉત્તર ભાગમાં કૃષ્ણાદિ માસ અને દક્ષિણ ભાગમાં શુક્લાદિ માસ સંકલ્પ સમયે લેવો.

कालेवृषसिंहवृश्चिककुंभेष्वपिकर्केपिपराएवपुण्याः प्रभातेकर्कसंक्रांतौपूर्वदिनेपुण्यमित्येके रात्रौसंक्रमेमध्यरात्रादर्वाक्संक्रांतौपूर्वदिनोत्तरार्धपुण्यम् मध्यरात्रात्परतः संक्रांतौपरादिनस्यपूर्वार्द्धंपुण्यं निशीथमध्यएवसंक्रांतौदिनद्वयेपिपूर्वदिनोत्तरार्द्धंपरदिनपूर्वार्द्धंचपुण्यम् इदं मकरकर्कातिरिक्तेसर्वत्ररात्रिसंक्रमेज्ञेयम् अयनेतुमकरेरात्रिसंक्रमेसर्वत्रपरदिनमेवपुण्यम् रात्रौकर्कसंक्रांतौपूर्वदिनमेवपुण्यं सूर्यास्तोत्तरंघटिकात्रयंसायंसंध्या तत्रमकरसंक्रमेपूर्वदिनेपुण्यम् सूर्योदयात्प्राक्घटिकात्रयंप्रातःसंध्या तत्रकर्कसंक्रांतौपरादिनेपुण्यमितिसंध्याकालेविशेषोज्योतिःशास्त्रेप्रसिद्धः ॥

## હવે મેષાદિક બાર સંક્રાંતિનો નિર્ણય કેહેછે.

મેષ સૂર્ય સંક્રાંતિની, સંક્રાંતિપ્રવેશથી પ્રથમ ૧૫ અને પાછળની ૧૫ ઘડી પુણ્યકાળ; કોઇ ગ્રંથકાર દશ દશ ઘડી એમ કેહેછે. વૃષ સંક્રાંતિની પ્રથમની ૧૬ ઘડી પુણ્યકાળ. મિથુન સંક્રાંતિની પાછળની સોળ ઘડી. કર્ક સંક્રાંતિની પ્રથમની ૩૦ ઘડી. સિંહ સંક્રાંતિની પ્રથમની ૧૬ ઘડી. કન્યા સંક્રાંતિની પાછળની ૧૬ ઘડી. તુળા સંક્રાંતિની પ્રથમની ૧૫ અને પાછળની ૧૫ ઘડી, કોઇ ગ્રંથકાર દશ દશ ઘડી એમ કેહેછે. વૃશ્ચિક સંક્રાંતિની પ્રથમની ૧૬ ઘડી. ધનુષ સંક્રાંતિની પાછળની ૧૬ ઘડી. મકર સંક્રાંતિની પાછળની ૪૦ ઘડી. કુંભ સંક્રાંતિની પ્રથમની ૧૬ ઘડી. મીન સંક્રાંતિની પાછળની ૧૬ ઘડી પુણ્યકાળ. બે ઘડીથી ઓછો એવો થોડોજ દિવસ બાકી રહે તે સમયે મિથુન, કન્યા, ધન, મીન અને મકર એ સંક્રાંતિ પ્રવેશ થાય ત્યારે પ્રથમની ઘટિકાઓ પુણ્યકાળ. પ્રાતઃકાળે બે ઘડીથી કમતી એવા અલ્પ સમયમાં વૃષ, સિંહ, વૃશ્ચિક, કુંભ અને કર્ક એ સંક્રાંતિનો પ્રવેશ થાય તો પ્રવેશ પછીની ઘડી પુણ્યકાળ. પ્રભાતકાળે કર્ક સંક્રાંતિ પ્રવેશ થાય તો કેટલાએકોને મતે પૂર્વદિવસે પુણ્યકાળ. રાત્રિએ અર્ધરાત્રિથી અગાઉ સંક્રાંતિ પ્રવેશ થયો હોય તો પ્રથમ દિવસનું પાછલું અર્ધ પુણ્યકાળ. અર્ધરાત્રીથી પાછળ સંક્રાંતિ પ્રવેશ થાય તો બીજા દિવસનું પૂર્વ અર્ધ પુણ્યકાળ. મધ્યરાત્રિએજ સંક્રાંતિ પ્રવેશ થાયતો પ્રથમ દિવસનું ઉત્તરાર્ધ અને બીજા દિવસનું પૂર્વાર્ધ એતરે બન્ને દિવસે પુણ્યકાળ. મકર અને કર્ક સંક્રાંતિ છોડી બીજી સંક્રાંતિનો રાત્રિએ પ્રવેશ થાય તો એ શાસ્ત્રાર્થ જાણવો. અયનવિષે તો, મકરસંક્રાંતિ રાત્રિએ થાય તો બીજે દિવસે પુણ્યકાળ; કર્ક સંક્રાંતિ રાત્રિએ થાય તો પ્રથમ દિવસેજ પુણ્યકાળ. સૂર્ય અસ્ત થયા પછી ત્રણ ઘડી સાયંસંધ્યાનો સમય, તે સમયે મકર સંક્રાંતિનો પ્રવેશ થાય તો પૂર્વ દિવસે પુણ્યકાળ. સૂર્ય ઉદય થયાથી અગાઉ ત્રણ ઘડી પ્રાતઃસંધ્યા કાળ, તે વખતે કર્ક સંક્રાંતિનો પ્રવેશ થાય તો બીજે દિવસે પુણ્યકાળ. સંધ્યા સમયે સંક્રાંતિ પ્રવેશનો વિશેષ નિર્ણય જ્યોતિઃશાસ્ત્રમાં પ્રસિદ્ધ છે.

---

अथदानम् मेषेमेषदानम् वृषेगोदानम्[1] मिथुनेवस्त्रान्नादिदेयम् कर्केघृतधेनुः छत्रंसुवर्णंचसिंहे कन्यायांगृहंवस्त्रंच तुलायांतिलागोरसाश्वदेयाः वृश्चिकेदीपः धनुषिवस्त्रंयानंच म

---

१ पानमिति वा पाठः ।

मकरेकाष्ठानिअग्निश्च कुंभेगौर्जलंतृणंच मीनेभूमिर्मालाश्चदेयाः एवमन्यान्यपिदानानिद्रष्टव्यानि अयनसंक्रांतौमेषतुलासंक्रांतौचपूर्वंत्रिरात्रमेकरात्रंवोपोष्यस्नानदानादिकार्यम् चरमोपोषणंसंक्रांतिमत्यहोरात्रेपुण्यकालवत्यहोरात्रेवायथापतेत्तथाकार्यम्[1] अयमुपवासःपुत्रवद्गृहस्थभिन्नेनपापक्षयकामेनकार्यःकाम्योननुनित्यः सर्वसंक्रांतिषुपिंडरहितंश्राद्धंकार्यम् अयनद्वयेतुनित्यम् यथातत्तत्संक्रांतिषुदानादिकंकर्तव्यंतथैवताभ्यःपूर्वमयनांशप्रवृत्तौतत्तत्संक्रांत्युचितस्नानदानादिकंकर्त्तव्यं अयनांशाज्योतिःशास्त्रेप्रसिद्धाः तेचेदानींद्वादशाधिकसप्तदशशतसंख्याकेशालिवाहनशकेएकविंशतिरयनांशाइत्येकविंशतितमेदिनेपूर्वमयनांशपर्वकालइतिपर्यवसन्नोर्थः एवंन्यूनाधिकशकेऊह्यम् वृषसिंहवृश्चिककुंभेषुसंक्रांतिर्विष्णुपदसंज्ञा मिथुनकन्याधनुर्मीनेषुसंक्रांतिःषडशीतिसंज्ञा मेषतुलयोर्विषुवसंज्ञा कर्कमकरयोरयनसंज्ञा एतासुचतुर्विधासुउत्तरोत्तरंपुण्याधिक्यं मंगलकृत्येषुसर्वसंक्रांतिष्वविशेषेणपूर्वतःपरतश्चषोडशषोडशघटिकास्त्याज्याः चंद्रादिसंक्रांतिषुतुपूर्वत्रपरत्रचमिलित्वाक्रमेणद्वेनवद्वेचतुरशीतिःषट्सार्धशतंचघटिकास्त्याज्याःरात्रौसंक्रमणेग्रहणवद्रात्रावेवस्नानदानादिकंकर्त्तव्यमितिकेचित् रात्रौसंक्रमणेपिदिवैवस्नानादिकंनतुरात्रावितितुसर्वसंमतंबहुदेशाचारश्चैवम् यस्यजन्मर्क्षेरविसंक्रमस्तस्यधनक्षयादिपीडा तत्परिहारार्थंपद्मपत्रादियुक्तजलेनस्नानम्[2] विषुवायनयोरन्हिसंक्रमेपूर्वापररात्रौतदन्हिचाध्यापनाध्ययनेवर्जयेत् रात्रिसंक्रमेपूर्वापरदिनयोस्तद्रात्रौवर्जयेत् एवंपक्षिणीसंक्रांतिः द्वादशप्रहरपर्यंतमनध्यायादिकमितितात्पर्यम् अन्योपिविशेषोऽयनसंक्रांतौवक्ष्यते इतिसंक्रांत्युद्देशोद्वितीयः ॥ २ ॥

## હવે બાર સંક્રાંતિનાં દાન કેહેછે.

મેષ સંક્રાંતિએ મેષ (ઘેટા)નું દાન દેવું; વૃષ સંક્રાંતિએ ગોદાન; મિથુન સંક્રાંતિએ વસ્ત્ર અન્ન આદિનું દાન; કર્ક સંક્રાંતિએ ધૃતધેનુનું[1] દાન; સિંહ સંક્રાંતિએ છત્ર અને સુવર્ણદાન; કન્યા સંક્રાંતિએ ઘર અને વસ્ત્રદાન; તુલા સંક્રાંતિએ તિલ અને ગોરસનું દાન; વૃશ્ચિક સંક્રાંતિએ દીપદાન; ધનુઃસંક્રાંતિએ વસ્ત્ર અને વાહન અથવા પાનેનું[2] દાન; મકર સંક્રાંતિએ કાષ્ઠદાન અને અગ્નિનું દાન; કુંભ સંક્રાંતિએ ગાય, પાણી અને ઘાસ વગેરેનું દાન; મીન સંક્રાંતિએ પૃથ્વી પુષ્પમાલા એ દાન દેવાં. આરીતે બીજાં પણ દાનો (બીજા ગ્રંથોમાં) જોઇ લેવાં. મકર, કર્ક, મેષ, તુલા એ સંક્રાંતિને દિવસે પ્રથમ ત્રણ દિવસ અથવા એક દિવસ ઉપવાસ કરિ સ્નાન દાન વગેરે કરવું. છેલો ઉપવાસ સંક્રાંતિના પ્રવેશવાળા રાત્રદિવસનો, અથવા પુણ્યકાળવાલા રાત્રદિવસનો થાય એમ કરવું. આ ઉપવાસ પુત્રપ્રજાવાન્ ગૃહસ્થે કરવો નહીં. પુત્રવિનાના ગૃહસ્થે પોતાનાં પાપ નાશની કામનાથી કરવો, અને એ ઉપવાસ કામનાવાલાને કરવાનો છે, અવશ્ય કરવાનો નથી. સઘળી સંક્રાંતિને દિવસે પિંડદાનવિનાનું શ્રાદ્ધ કરવું. મકર અને કર્ક એ સંક્રાંતિને દિવસે શ્રાદ્ધ અવશ્ય કરવું. મેષાદિક સંક્રાંતિને દિવસે જેવાં દાનાદિક કરવાનાં કહ્યાં છે તેજ પ્રમાણે તે તે સંક્રાંતિથી પ્રથમ અયનાંશની પ્રવૃત્તિ વખતે જે જે સંક્રાંતિને યોગ્ય સ્નાન દાનાદિક તે તે કરવાં. અયનાંશ જ્યોતિષ શા-

[1] ધૃતધેનુનો પ્રકાર દાનચંદ્રિકા ગ્રંથમાં જોવો. [2] પીવા યોગ્ય પદાર્થ.

આમાં પ્રસિદ્ધ છે. તે અયનાંશ હાલમાં શાલિવાહન શક ૧૭૧૨ એ વર્ષે ૨૧ હતા, તેથી સંક્રાંતિથી પ્રથમ એકવીસમે દિવસે અયનાંશ પર્વકાળ થતો એ છેવટનો અર્થ થયો. આ પ્રમાણે ઓછા વધતા શક છતાં જાણવું. વૃષ, સિંહ, વૃશ્ચિક, કુંભ એ સંક્રાંતિઓ વિષ્ણુપદ એ નામથી કેહેવાયછે. મિથુન, કન્યા, ધનુષ અને મીન એ સંક્રાંતિઓ ષડશીતિ એ નામથી કેહેવાયછે. મેષ અને તુલા એ બન્નેનું વિષુવ નામ કેહેવાયછે. કર્ક અને મકર એ બન્નેની અયન એવી સંજ્ઞા છે. આ ચારતરેહની સંક્રાંતિમાં ઉત્તરોત્તર અધિક પુણ્ય છે. વિવાહ આદિ મંગળ કાર્યોવિષે સાધારણ પક્ષવડે સઘળી સંક્રાંતિની પ્રવેશથી પ્રથમ અને પાછળ સોળ સોળ ઘડી છોડી દેવી. ચંદ્ર આદિ છ ગ્રહોની સંક્રાંતિ પ્રવેશ સમયે પ્રથમ અને પાછળથી મળી ક્રમવડે ૨।૯।૨।૮૪।૬।૬૫૦ ઘડિઓ છોડવી. રાત્રિએ સંક્રાંતિ થાય ત્યારે ગ્રહણનીપઠે રાત્રિએજ સ્નાન, દાન આદિ કરવાં, એમ કોઇએક કેહેછે. રાત્રીએ સંક્રાંતિ થઈ હોય તો પણ દિવસેજ સ્નાન, દાન કરવાં; રાત્રીએ કરવાં નહીં એ મત સઘળાઓ માને છે અને ઘણાં દેશોનો આચારપણ એજ છે. જેનાં જન્મનક્ષત્ર વખતે સૂર્યસંક્રાંતિ થાય તેને ધનક્ષય વગેરાં પીડા થાયછે, તે નિવૃત્ત થવા માટે કમલપત્રસમેત જળવતી સ્નાન કરવું. વિષુવ અને અયન એ સંક્રાંતિ દિવસની પ્રવેશ થયાં છતાં પ્રથમની રાત આવતી રાત અને તે સંક્રાંતિવાલો દિવસ એમાં ભણાવવું, ભણવું એ કરવું નહીં. રાત્રિએ સંક્રાંતિ થઇ હોય તો ગયો અને આવતો એ બે દિવસ અને તે રાત્રિ એમાં પ્રથમ કહેલ ભણાવવા વગેરે છોડી દેવાં. આરીતે જે વેળાએ સંક્રાંતિ થઇ હોય તે ચાર પોહોર, ગયા ચાર પોહોર, અને આવતા ચાર પોહોર મલી બાર પોહોરલગી અનધ્યાય, એ તાત્પર્ય જાણવું. બીજો વિશેષ નિર્ણય છે તે અયન સંક્રાંતિ (કર્ક, મકર)ના પ્રસંગમાં કેહેવાસે. ઇતિ સંક્રાંત્યુદ્દેશો દ્વિતીયઃ ॥ ૨ ॥

**अथमलमासः सद्विविधः अधिमासः क्षयमासश्च संक्रांतिरहितोमासोधिमासः संक्रांतिद्वययुक्तोमासःक्षयमासः .पूर्वाधिमासादुत्तरोधिमासस्त्रिंशत्तममासमारभ्याष्टसुनवसुवा मासेष्वन्यतमोभवति क्षयमासस्तुएकचत्वारिंशदधिकशतसंख्यैर्वर्षैरेकोनविंशतिसंख्यैर्वावर्षैर्भवतिनत्वधिकमासवदल्पकालेन क्षयमासःकार्तिकमार्गशीर्षपौषेष्वन्यतमोभवति नेतरः यस्मिन्वर्षेक्षयमासस्तस्मिन्वर्षेऽधिकमासद्वयम् क्षयमासात्पूर्वमेकोधिमासः क्षयमासानंतरमेकोधिमासइति ॥**

## હવે મલમાસનો નિર્ણય કેહેછે.

મલમાસ બે પ્રકારનો—એક **અધિકમાસ** અને બીજો **ક્ષયમાસ.** જે મહિનામાં સૂર્યની સંક્રાંતિ હોય નહીં તે અધિકમાસ, અને જે માસમાં બે સંક્રાંતિ હોય તે ક્ષયમાસ, પ્રથમના અધિકમાસથી બીજો અધિકમાસ થવો તે ત્રીસમાં માસથી આઠ

૧ ઉત્તરોત્તર એટલે વિષ્ણુપદ સંક્રાંતિથકી ષડશીતિ નામની વિશેષ પુણ્યકારક, તેથી વિષુવ નામની વિશેષ, તેથી અયન નામની અધિક પુણ્ય કરનારી એરીતે જાણવું. ૨ જન્મરાશિમાં સૂર્ય થાય તેને પણ ધનક્ષયાદિ પીડા થાય.

અથવા નવ માસમાંનો કોઇપણ એક થાય. ક્ષયમાસ તો એકસો એકતાળીસ વર્ષે અથવા ઓગણીસ વર્ષે થાયછે, અધિકમાસનીપેઠે થોડે વખતે થતો નથી. ક્ષયમાસ થવો તે કાર્તિક, માર્ગશીર્ષ અને પૌષ એ માસમાંનો એક થાયછે, બીજો થતો નથી. જે વર્ષમાં ક્ષયમાસ થાયછે તે વર્ષમાં ક્ષયમાસથી પ્રથમ એક અને ક્ષયમાસપછી એક એ રીતે બે અધિકમાસ થાયછે.

---

**अधिकमासोदाहरणं** चैत्रामावास्यायांमेषसंक्रांतिःततःशुक्लप्रतिपदमारभ्यामावास्यापर्यंतंसंक्रांतिर्नास्ति ततःशुक्लप्रतिपदिवृषभसंक्रांतिरिति पूर्वःसंक्रांतिरहितोमासोधिकवैशाखसंज्ञः वृषभसंक्रांतियुतस्तुशुद्धवैशाखसंज्ञः ॥

**અધિકમાસનું ઉદાહરણ**—ચૈત્રની અમાસની મેષ સંક્રાંતિ થઇ, પછી સુદિ એકમથી અમાસલગી (વૈશાખ માસમાં) સંક્રાંતિ નથી. તે પછી સુદિ એકમની વૃષ સંક્રાંતિ થઇ, પ્રથમનો સંક્રાંતિ રહિત જે માસ તે અધિક વૈશાખમાસ. વૃષ સંક્રાંતિ સમેત જે તે શુદ્ધ વૈશાખ જાણવો.

---

अथक्षयमासोदाहरणम् भाद्रपदकृष्णामावास्यायांकन्यासंक्रांतिः ततआश्विनोधिमासः शुद्धाश्विनप्रतिपदितुलासंक्रांतिः कार्तिकशुक्लप्रतिपदिवृश्चिकसंक्रांतिः ततोमार्गशीर्षशुद्धप्रतिपदिधनुःसंक्रांतिः तस्मिन्नेवमासेऽमावास्यायांमकरसंक्रांतिरितिधनुर्मकरसंक्रांतिद्वययुक्तएकोमासःक्षयमाससंज्ञकः सचमार्गशीर्षपौषाख्यमासद्वयात्मकएकोमासोज्ञेयः तस्यप्रतिपदादितिथीनांपूर्वार्धेमार्गशीर्षउत्तरार्धेपौषइत्येवंसर्वतिथीनांमासद्वयात्मकत्वात् अत्रतिथिपूर्वार्द्धेमृतस्यमार्गशीर्षेप्रत्यब्दश्राद्धमुत्तरार्द्धेमृतस्यतुपौषे एवंजननेवर्धापनादिविधिरपि तत ऊर्ध्वंमाघामावास्यायांकुंभसंक्रांतिः ततःफाल्गुनोधिमासः शुद्धफाल्गुनशुक्लप्रतिपदिमीनसंक्रांतिः एवंपूर्वापराधिमासद्वययुक्तःक्षयमासोयस्मिन्वर्षेतत्रत्रयोदशमासात्मकंकिंचिदूननवत्यधिकशतत्रयदिनैर्वर्षम् तत्रक्षयमासात्पूर्वोधिमासःसंसर्पसंज्ञः सर्वकर्मार्हः शुभकर्मणिनत्याज्यः अंहस्पतिसंज्ञः क्षयमासस्तदुत्तरभाव्यधिकमासश्चसर्वकर्मसुवर्ज्यः एवंत्रिवत्सरांतरस्थःकेवलोधिकमासोपिवर्ज्यः ॥

**ક્ષયમાસનું ઉદાહરણ**—ભાદરવા વદ અમાસની કન્યા સંક્રાંતિ, પછી આશુ અધિકમાસ, શુદ્ધ આશુ સુદિ એકમની તુલા સંક્રાંતિ, અને કાર્તિકસુદિ એકમની વૃશ્ચિક સંક્રાંતિ, પછી માર્ગશીર્ષ સુદિ એકમની ધનુષ સંક્રાંતિ, તેજ (માગસર) માસમાં અમાસની મકર સંક્રાંતિ, એ પ્રમાણે સંક્રાંતિ થાય, ત્યારે ધનુષ સંક્રાંતિ અને મકર સંક્રાંતિ એ બે સંક્રાંતિયુક્ત જે માસ તેને **ક્ષયમાસ** એમ કહેછે. તે માર્ગશીર્ષ અને પૌષ એ બન્ને માસ મળી એક માસ થાયછે. તેની એકમ આદિ જે જે તિથિ તેમનું પ્રથમ અર્ધ માર્ગશીર્ષ, અને પાછલું અર્ધ પૌષમાસ, એરીતે તે સઘળી તિથિઓ બન્ને માસની છે, તેથી એ માસમાં તિથિનાં પ્રથમ અર્ધમાં મરણ પામેલ હોય તો તેનું દરવર્ષે કરવાનું સાંવત્સરિક શ્રાદ્ધ માગસરમાં, અને તિથિનાં પાછલાં અર્ધમાં મરણ પામેલ હોય તો તેનું શ્રાદ્ધ પૌષ માસમાં કરવું. એજરીતે કોઇનો જન્મ થયો હોય

તો જન્મગાઠ ઇત્યાદિક વિધિ પણ કરવો. તે પછી માઘની અમાસની કુંભ સંક્રાંતિ, પછી ફાગણ અધિકમાસ, શુદ્ધ ફાગણ સુદિ એકમની મીન સંક્રાંતિ થઇ, આરીતે પ્રથમ અને પાછળ બે અધિકમાસ યુક્ત ક્ષયમાસ જે વર્ષમાં થાય તે વર્ષ તેર માસનું અને તેના કાંઇએક કમતી ત્રણસો નેવું દિવસ થાયછે. તેમાં ક્ષયમાસથકી પ્રથમ જે અધિકમાસ તેનું સંસર્પ એવું નામછે, અને તે સર્વ કર્મ કરવામાટે યોગ્ય છે; તેથી શુભ કર્મ કરવામાટે છોડવો નહીં. અંહસ્પતિ એ નામનો ક્ષયમાસ અને તેની પાછળ થવાનો અધિકમાસ એ બન્ને સઘળાં કર્મ કરવામાં છોડી દેવા. એતરે ત્રણ વર્ષે આવનાર અધિકમાસ પણ શુભ કાર્યે માટે છોડી દેવો.

---

तत्रवर्ज्यावर्ज्यनिर्णयः अनन्यगतिकंनित्यंनैमित्तिकंकाम्यंचअधिकमासक्षयमासयोः कर्त्तव्यम् सगतिकंनित्यंनैमित्तिकंकाम्यंचवर्ज्यं तथाहि संध्याग्निहोत्रादिनित्यंग्रहणस्नानादिनैमित्तिकंकारीर्यादिकंरक्षोगृहीतजीवनार्थराक्षोघ्नेष्ट्यादिकंचकाम्यंमलमासेऽपिकार्यम् ज्योतिष्टोमादिनित्यंजातेष्ट्यादिनैमित्तिकंपुत्रकामेष्ट्यादिकाम्यंचमलमासोत्तरंशुद्धमास्येव कर्त्तव्यम् आरब्धकाम्यस्यमलमासेप्यनुष्ठानम् नूतनारंभःसमाप्तिश्चनकर्त्तव्या तथा पूजालोपादिनिमित्तकपुनर्मूर्तिप्रतिष्ठांगर्भाधानाद्यन्नप्राशनांतसंस्कारान्प्राप्तकालाननन्यगतिकान्ज्वरादिरोगशांतिमलभ्ययोगेश्राद्धव्रतादिकंनैमित्तिकप्रायश्चित्तंनित्यश्राद्धमूनमासिकादिश्राद्धानिदर्शश्राद्धंचमलेऽपिकुर्यात् चैत्रादौमलमासेमृतानांकदाचिद्बहुकालेनतस्मिन्नेव चैत्रादौमलमासेप्राप्तेमलमासएवप्रतिसांवत्सरिकंश्राद्धंकर्तव्यंचैत्रादौशुद्धमासेमृतानांतुप्रत्याब्दिकंश्राद्धंमलमासेनकर्तव्यंशुद्धेएवचैत्रादौकर्तव्यं शुद्धमासेमृतानांतुप्रथमाब्दिकंमलमासएवकार्यंनशुद्धे द्वितीयाब्दिकंतुशुद्धेएव एकादशाहांतकर्मसापिंडीकर्मचमलेपिकार्यं द्वितीयमासिकादिश्राद्धंतुमलेशुद्धेचावृत्त्याद्विवारंकर्तव्यं एवंचयत्रद्वादशमासिकं अधिकमासेप्राप्तंतस्यमलेशुद्धेचद्विरावृत्तिकंकृत्वाऊनाब्दकालेऊनाब्दिकंचकृत्वाचतुर्दशेमासेप्रथमाब्दिकंकार्यं यस्मिन्वर्षेक्षयमासाव्यवहितोऽधिकमासः यथाकार्तिकोधिमासस्तदुत्तरोमासोवृश्चिकधनुःसंक्रांतियुक्तत्वात्क्षयसंज्ञकस्तत्रकार्तिकमासस्थंप्रत्याब्दिकंपूर्वोधिमासेउत्तरेक्षयमासेचकार्यं यत्रापिक्षयाद्व्यवहितपूर्वोधिमासोयथाश्विनोधिमासोमार्गशीर्षःक्षयमासस्तत्रापिआश्विनमासगतंश्राद्धमधिकेशुद्धेचआश्विनेकार्यं द्वयोरपिकर्मार्हत्वादितिभाति व्यवहितक्षयमासगतंत्वाब्दिकंक्षयमासएवकार्यं तथाचपूर्वोक्तेमार्गशीर्षक्षयोदाहरणेमार्गशीर्षगतंपौषगतंचाब्दिकंमेकस्मिन्नेवमासेतिथिपूर्वार्धादिविभागंविनैवकार्यमितिफलितं ॥

## હવે અધિકમાંસઅને ક્ષયમાસ એમાં છોડવાનાં અને ન છોડવાનાં કર્મ કયાં કયાં તે કેહેછે.

અનન્યગતિક (બીજીવેળ સમયેજ કરવાનાં) એવાં નિત્ય નૈમિત્તિક અને કામ્ય એ કર્મ અધિક માસ અને ક્ષયમાસ એમાં કરવાં. સગતિક (આગળ કરવાને જેને વખત મળે છે) એવાં નિત્ય, નૈમિત્તિક અને કામ્ય તે કરવાં નહીં. તે કર્મ બતાવેછે—સંધ્યા, અગ્નિહોત્ર ઇત્યાદિ નિત્ય કર્મ, ગ્રહણનું સ્નાન ઇત્યાદિક નૈમિ-

ત્તિક કર્મ, વરસાદ માટે કરવાની કારીરિઆદિ ઇષ્ટિ અને બ્રહ્મરાક્ષસાદિકની પીડા ટાળવામાટે રક્ષોઘ્નેષ્ટિ ઇત્યાદિક કામ્ય કર્મ, એ સઘલાં અધિકમાસમાં પણ કરવાં. જ્યોતિષ્ટોમ ઇત્યાદિક નિત્ય કર્મ, જાતેષ્ટિ ઇત્યાદિક નૈમિત્તિક કર્મ, પુત્રકામેષ્ટિ ઇત્યાદિક કામ્ય કર્મ, એ અધિક માસ વીત્યા પછી શુદ્ધ માસમાંજ કરવાં. પ્રથમ આરંભેલાં કામ્ય કર્મ અધિક માસમાં પણ કરવાં. નવીન આરંભ વા સમાપ્તિ કરવી નહી. તેમજ, પૂજાનો લોપ થયેલો ઇત્યાદિક નિમિત્તવડે કરવાની ફરિ મૂર્ત્તિપ્રતિષ્ઠા, જેમનું વખત આવેલું અને નીમેળ સમયેજ કરવાના એવા ગર્ભાધાનથી આરંભી અન્નપ્રાશન ( અન્ન ખવડાવવા ) લગી આઠ સંસ્કાર, તાવ વગેરે રોગોની શાંતિ, ફરિ ન મળે એવો યોગ આવ્યો હોય તે વેલાએ કરવાનાં શ્રાદ્ધ, વ્રતાદિક, નિમિત્ત પામી કરવાનું પ્રાયશ્ચિત્ત, નિત્યશ્રાદ્ધ, ઊનમાસ આદિક શ્રાદ્ધ, અને દર્શ ( અમાસનું ) શ્રાદ્ધ, એ અધિક માસમાં પણ કરવાં. ચૈત્ર આદિ અધિક માસમાં કોઇ મરણ પામેલા હોય ને કોઇ કાલાંતરે ઘણે દિવસે એજ અધિક માસ આવ્યો ત્યારે તે મરનારાઓનું સાંવત્સરિક શ્રાદ્ધ તે અધિક માસમાંજ કરવું. ચૈત્રાદિક શુદ્ધ માસમાં મરેલાઓનું સાંવત્સરિક શ્રાદ્ધ અધિક માસમાં કરવું નહી. ચૈત્રાદિક શુદ્ધ માસમાંજ કરવું. શુદ્ધ માસમાં જે મરેલ તેનું પ્રથમાબ્દિક શ્રાદ્ધ અધિક માસમાંજ કરવું, શુદ્ધ માસમાં કરવું નહી. બીજાં વર્ષમાં શ્રાદ્ધ શુદ્ધ માસમાંજ કરવું. મરણ દિવસથી આરંભી અગ્યારમા દિવસ લગીનું કર્મ, અને સપિંડી કર્મ (ત્રણપિંડસાથે એક પિંડ મેળવી દેવાનું કર્મ) એ અધિક માસમાં પણ કરવાં. દ્વિતીય માસિક આદિ શ્રાદ્ધ અધિક માસ અને શુદ્ધ માસ એ બન્નેમાં બીજીવાર આવૃત્તિ કરિ કરવું. એરીતે જો બારમો માસિક અધિક માસમાં આવ્યો ત્યારે અધિક માસ અને શુદ્ધ માસમાં તે બારમા માસિકની બે વખત આવૃત્તિ કરી, ઊનાબ્દિકની વખતે ઊનઆબ્દિક કરી ચૌદમે માસે પ્રથમાબ્દિક કરવું. જે વર્ષમાં ક્ષય માસથી અગાઉ અધિક માસ થાય ( જેમ કાર્ત્તિક અધિક માસ, અને તેની જોડના માસમાંજ, વૃશ્ચિક, ધનુષ એ બન્ને સંક્રાંતિ છે તેથી તે ક્ષય માસ) ત્યારે કાર્ત્તિક માસમાં કરવાનું સાંવત્સરિક શ્રાદ્ધ પ્રથમના અધિક માસમાં કરી પાછળના ક્ષય માસમાં પણ કરવું. ક્ષયમાસથી આગળ કાંઇએક દૂર અધિકમાસ થાય (જેમ—આશુ અધિકમાસ, માગસર ક્ષયમાસ) ત્યારે બન્ને માસ શ્રાદ્ધને યોગ્ય છે તેથી આશુમાસમાં કરવાનું શ્રાદ્ધ આધિકમાં કરિ શુદ્ધ આશુમાં પણ કરવું, એમ મને ભાસે છે. દૂર રહેલા ક્ષયમાસમાં આવેલું સાંવત્સરિક શ્રાદ્ધ ક્ષય માસમાંજ કરવું. તેમજ પ્રથમ કહેલા માર્ગશીર્ષ ક્ષય માસના દાખલામાં, માગસરમાંનાં અને પોષમાંનાં આબ્દિક શ્રાદ્ધ કરવાં તે એકજ માસમાં, તિથિના પૂર્વ અર્ધ ઉત્તર અર્ધ એ વિભાગવિનાજ કરવાં એ તાત્પર્ય છે.

---

अथमलमासेवर्ज्यानि उपाकर्मोत्सर्जनेअष्टकाश्राद्धानिअधिकेवर्ज्यानि चूडामौंजीबंध विवाहास्तीर्थादिपात्रावास्तुकर्मगृहप्रवेशदेवप्रतिष्ठाकूपारामाद्युत्सर्गोनूतनवस्त्रालंकारधारणं तुलापुरुषादिमहादानानियज्ञकर्माधानमपूर्वतीर्थदेवदर्शनंसंन्यासःकाम्यवृषोत्सर्गोराजाभि

वेकोव्रतानिसगतिकंमन्नप्राशनंसमावर्तनमतिक्रांतनामकर्मादिसंस्कारःपवित्रारोपणदमनार्पणेश्रवणाकर्मसर्पबल्यादिपाकसंस्थाःशयनपरिवर्तनाद्युत्सवःशपथदिव्यादिकर्म एतानिमलमासेवर्ज्यानि नैमित्तिकानिरजोदोषशांतिविच्छिन्नाधानपुनःप्रतिष्ठादीनि यदिनिमित्तानंतरमेवक्रियंतेतदानमलमासादिदोषः कालातिपत्तौतुशुद्धेएवकर्तव्यानि आग्रयणंदुर्भिक्षसंकटेमलमासेकार्यमन्यथाशुद्धेएव युगादिमन्वादिश्राद्धानांमासद्वयेप्यावृत्तिः क्षयात्पूर्वोधिमासः संसर्पसंज्ञकःपूर्वमुक्तः तत्रचूडाकर्मव्रतबंधविवाहाग्न्याधानयज्ञोत्सवमहालयराजाभिषेका एववर्ज्याः नान्यानिकर्माणि अपूर्वव्रतारंभोव्रतसमाप्तिश्चमलमासेनभवति सपूर्वमाघस्नानादेःक्षयमासेप्यारंभसमाप्तीइति मकरसंक्रांतियुक्तक्षयमासगतपौर्णमास्यांमाघस्नानमारभ्य कुंभसंक्रांतियुतमाघपौर्णमास्यांसमापनीयम् एवंकार्तिकेप्यूह्यम् यत्रवैशाखादिरधिकस्तत्रवैशाखस्नानादिमासव्रतानां चैत्रपूर्णमास्यामारब्धानांशुद्धवैशाखपौर्णमास्यांसमाप्तिरितितेषां मासद्वयमनुष्ठानं यन्मलमासेवर्ज्यमुक्तंतद्गुरुशुक्रास्तबाल्यवार्धकेष्वपिज्ञेयम् तत्रास्तात्प्राक्सप्ताहंवार्धकमुदयानंतरंसप्ताहंबाल्यमितिमध्यमःपक्षः पंचदशाहपंचाहत्र्यहादिपक्षाआपदनापदादिविषयतयादेशविशेषपरतयाचयोज्याः अयंवर्ज्यावर्ज्यनिर्णयःसिंहस्थेगुरावपिज्ञेयः ॥

## હવે મલમાસમાં કયાં કર્મ છોડવાનાં તે કેહેછે.

ઉપાકર્મ; ઉત્સર્ગ; અષ્ટકા શ્રાદ્ધ; એ અધિક માસમાં કરવાં નહી. ચૌલ; જનોઇ; વિવાહ; તીર્થયાત્રા; દેવયાત્રા; ઘર બાંધવાનો આરંભ; ઘરમાં પ્રવેશ; દેવતાની પ્રતિષ્ઠા; કુવા, તળાવ, બગીચા બનાવી દેવાદિકને અર્પણ કરવા; નવાં વસ્ત્ર, ઘરેણાં પેહેરવાં; તુલા પુરૂષ આદિ મહાદાન; યજ્ઞકર્મ; અગ્નિહોત્રનો આરંભ; પ્રથમ ન કરેલાં એવાં તીર્થ અને દેવનાં દર્શન; સન્યાસ; કામનાથી કરવાનો વૃષોત્સર્ગ; રાજાભિષેક; વ્રત; આગલ કરવાને જેને અવકાશ છે એવું અન્નપ્રાશન; સમાવર્તન; સમય ઉપર ન થયેલા નામ કર્મ આદિ સંસ્કાર; પવિત્રાં ધરાવવાં; દમન અર્પણ; શ્રવણાકર્મ (ઉપાકર્મનું અંગ છે); સર્પ બલિ આદિ પાકસંસ્થા; વિષ્ણુશયન; પરિવર્તન (વિષ્ણુનું પડખું ફેરવવું) ઇત્યાદિક ઉત્સવ; સમ ખવડાવવા કે તપાવેલ તેલ ઇત્યાદિકથી પરીક્ષા કરવી; એ સર્વ મલમાસમાં ન કરવાં. ભુવનેશ્વરીની શાંતિ, બંધ થયેલા અગ્નિહોત્રનો ફરિ આરંભ, દેવતાની પુનઃ પ્રતિષ્ઠા ઇત્યાદિક નૈમિત્તિક કર્મ જો નિમિત્ત ટલી જતાં તરતજ કરવાં હોય તો અધિક માસનો દોષ નથી. વિલંબ થયાપછી કરવાનાં હોય તો શુદ્ધ માસમાંજ કરવાં. દુષ્કાળ ઇત્યાદિ સંકટ છતાં આગ્રયણ અધિક માસમાં કરવું, સંકટ ન હોય તો શુદ્ધમાં કરવું. યુગાદિ શ્રાદ્ધ, મન્વાદિ શ્રાદ્ધ અધિક અને શુદ્ધ બન્ને માસમાં આવૃત્તિ કરી કરવાં. ક્ષય માસથી પ્રથમ આવેલો સંસર્પ નામનો પ્રથમ કહેલો જે અધિક માસ તેમાં ચૌલ, યજ્ઞોપવીત, વિવાહ, અગ્નિસ્થાપન, યજ્ઞોત્સવ, મહાલય, રાજાભિષેક એટલાંજ વર્જ્ય કરવાં. બીજાં કર્મ છોડવાં નહી. નવીન વ્રતોનો આરંભ અને સમાપ્તિ અધિક માસમાં થતિ નથી. પ્રથમ કરેલાં જે માઘસ્નાનાદિક તેમનો આરંભ અને સમાપ્તિ એ બીજે વખત ક્ષય માસમાં પણ થાય. મકર સંક્રાંતિયુક્ત જે ક્ષય

૧ ઉપાકર્મ, ઉત્સર્ગ, અષ્ટકા, ઇત્યાદિકોનાં સ્વરૂપ તેના નિર્ણયમાં સ્પષ્ટ લખવામાં આવશે.

માસ તેની પૂનમને દિવસે માઘસ્નાન આરંભ કરી કુંભ સંક્રાંતિયુક્ત માઘ સુદિ પૂનમને દિવસ સમાપ્ત કરવું. આ રીતે કાર્તિકસ્નાનમાટે પણ જાણવું. જે વર્ષમાં વૈશાખાદિક અધિક માસ આવે તે વર્ષે વૈશાખસ્નાનાદિક જે માસવ્રત હેનો આરંભ ચૈત્ર સુદિ ૧૫ નો કરિ શુદ્ધ વૈશાખની પૂનમની સમાપ્તિ કરવી. તે (વૈશાખસ્નાનાદિક) વ્રતોનું બે માસ અનુષ્ઠાન જાણવું. જે કર્મ મલમાસમાં કરવાનાં નથી કહ્યાં તે બૃહસ્પતિ અને શુક્રનો અસ્ત, બાલકપણું, વૃદ્ધપણું, એમાં પણ વર્જ્ય કરવાં. અસ્ત થયાથી પ્રથમ સાત દિવસ વૃદ્ધપણું અને ઉદય થયાપછી સાત દિવસ બાલકપણું એ મધ્યમ પક્ષ છે. પંદર દિવસ, પાંચ દિવસ, ત્રણ દિવસ ઇત્યાદિક જે પક્ષો કહ્યા છે તે આપત્તિકાળ અને વિન આપત્તિકાળ ઇત્યાદિ વ્યવસ્થાવડે અને દેશાચાર વ્યવસ્થાવડે જાણવા. આ વર્જ્ય અવર્જ્યનો નિર્ણય સિંહસ્થ ગુરૂછતાં પણ જાણવો.

---

तत्रविशेषउच्यते कर्णवेधचौलमौंजीबंधविवाहदेवयात्राव्रतवास्तुकर्मदेवप्रतिष्ठासंन्यासा विशेषतोवर्ज्याइति ॥

## હવે સિંહસ્થ ગુરૂછતાં અવશ્ય વર્જ્ય કર્મ કયાં તે કેહેછે.

કાન વીંધવા, ચૌલ, જનોઇ, વિવાહ, દેવયાત્રા, વ્રત, ઘર બાંધવાં, દેવપ્રતિષ્ઠા, સન્યાસ એ અવશ્ય વર્જ્ય કરવાં.

---

अथसिंहस्थापवादः मघानक्षत्रगतेसिंहांशगतेचगुरौसर्वदेशेषुसर्वमांगलिककर्माणांनिषेधः सिंहांशोत्तरंगोदादक्षिणेभागीरथ्युत्तरेसिंहस्थदोषोनास्ति गंगागोदामध्यदेशेतुसर्वसिंहस्थेविवाहव्रतबंधयोर्दोषः अन्यकर्माणिसिंहांशोत्तरंसर्वदेशेषुकर्त्तव्यानि मेषस्थेसूर्येसर्वदेशेषुसर्वमांगलिककर्मणांसर्वसिंहस्थेनदोषः क्वचिद्वृषस्थितेर्केपिदोषाभावउक्तः अत्रसिंहस्थेगुरौगोदावरीस्नानं कन्यागतेकृष्णास्नानंमहापुण्यम् गोदावर्यांयात्रिकाणांमुंडनोपवासावावश्यकौनतुतत्तीरवासिनाम् गर्भिण्यामपिभार्यायांविवाहादिमंगलोत्तरमपिगोदावर्यांमुंडनेदोषोनास्ति गयागोदावरीयात्रायांमलमासगुरुशुक्रास्तादिदोषोनास्ति मलमासेव्रतविशेषोऽन्यत्रज्ञेयः इतिमलमासगुरुशुक्रास्तसिंहस्थगुरुवर्ज्यावर्ज्यनिर्णयस्तृतीयउद्देशः ॥

## હવે સિંહસ્થ ગુરૂનો અપવાદ (બાધ નથી તે) કેહેછે.

મઘા નક્ષત્રનો અને સિંહના નવમાંશમાં ગુરૂછતાં વિવાહ આદિ મંગળ કાર્ય કોઇપણ દેશમાં કરવાં નહી. સિંહ નવમાંશ ગયા પછી ગોદાવરીના દક્ષિણ ભાગમાં અને ગંગાજીના ઉત્તર ભાગમાં સિંહસ્થ ગુરૂનો દોષ નથી. ગંગા અને ગોદાવરીનાં મધ્ય દેશમાં તો સંપૂર્ણ સિંહસ્થ ગુરૂમાં વિવાહ, જનોઇ એજ માત્ર ન કરવાં. સિંહ નવમાંશ ગયાપછી બીજાં કર્મ સર્વ દેશોમાં કરવાં. મેષના સૂર્ય છતાં સર્વ દેશમાં સઘળાં મંગળ કર્મ કરવાં, તેમાં સિંહસ્થ ગુરૂનો દોષ નથી. વૃષ રાશિનો સૂર્ય છતાં સિંહસ્થનો દોષ નથી એમ પણ ક્યાંઇએક છે. સિંહનો ગુરૂછતાં ગોદાવરીનું સ્નાન અને કન્યાનો ગુરૂછતાં કૃષ્ણા નદીનું સ્નાન મહાપુણ્ય દેનાર છે. ગોદાવરી તીરે

યાત્રામાટે ગયેલાઓએ મુંડન અને ઉપવાસ અવશ્ય કરવો, ત્યહાં રેહેનારાઓને અ- વશ્ય કર્ત્તવ્ય નથી. સ્ત્રી સગર્ભા હોય, અથવા વિવાહાદિ મંગળ કર્મ થયું હોય તોપણ ગોદાવરી તીરે મુંડન કરાવવામાં દોષ નથી. ગયા અને ગોદાવરી એ યાત્રામાટે જ- વામાં અધિકમાસ અને ગુરૂ શુક્રના અસ્તાદિકનો દોષ નથી. અધિક માસનાં વ્રતનો વિશેષ નિર્ણય બીજા ગ્રંથોમાં જોઇ લેવો. ઇતિ મલમાસ૦ તૃતીયોદ્દેશઃ ॥ ૩ ॥

---

**अथतिथिनिर्णयेसामान्यपरिभाषा तिथिर्द्विविधा पूर्णासखंडाच सूर्योदयमारभ्यषष्टिना डिकाव्याप्तापूर्णा एतदन्यासखंडा सखंडापिद्विविधा शुद्धाविद्धाच सूर्योदयमारभ्यअस्तम यपर्यंतंविद्यमानाशिवराज्यादौनिशीथपर्यंतंविद्यमानाचशुद्धा तदन्याविद्धा वेधोपिद्विविधः प्रातर्वेधःसायंवेधश्च सूर्योदयोत्तरंषट्घटिकापरिमिततिथ्यंतरस्पर्शात्मकःप्रातर्वेधः सूर्यास्ता त्प्राक्षट्घटीमिततिथ्यंतरस्पर्शःसायंवेधः एकादशीव्रतविषयेतुवेधोवक्ष्यते क्वचित्तिथिविशे षेवेधाधिक्यम् पंचमीद्वादशनाडीभिःषष्ठींविद्धांकरोति दशमीपंचदशभिरेकादशीवेधकृत् चतुर्दशीअष्टादशनाडीभिःपंचदशींविध्यति विद्धाश्चतिथयःक्वचित्कर्मणिग्राह्याःकुत्रचित्त्या ज्याश्चभवंति तत्रसंपूर्णाशुद्धाचतिथिःप्रायेणनिर्णयंनापेक्षतेसंदेहाभावात् निषेधविषयेस खंडापिननिर्णयार्हा निषेधस्तुनिवृत्त्यात्माकालमात्रमपेक्षतेइतिवचनेनअष्टम्यादिषुनारिके लादिभक्षणनिषेधादेस्तत्कालमात्रव्याप्ततिथ्यपेक्षणात् ॥**

## હવે તિથિઓનો નિર્ણયમાટે સાધારણ રીતિ કેહેછે.

તિથિ બે પ્રકારની, એક **પૂર્ણતિથિ** અને બીજી **સખંડાતિથિ**. સૂર્યના ઉદયથી આરંભી સાઠ ઘડી જે તિથિ તે **પૂર્ણતિથિ**. એથી જે ભિન્ન તે **સખંડાતિથિ**. એ સખંડાતિથિ પણ **શુદ્ધા** અને **વિદ્ધા** એ ભેદવડે બે પ્રકારની છે. સૂર્ય ઉદયથી અસ્તપર્યંત રેહેનારી અને શિવરાત્રિઆદિ વ્રતદિવસે મધ્યરાત્રિલગી રેહેનારી જે તે **શુદ્ધતિથિ**. તેથી જે ભિન્ન તે **વિદ્ધાતિથિ** જાણવી. વેધ બે પ્રકારનો. એક **પ્રાતઃ- કાલનો વેધ**, અને બીજો **સાયંકાળનો વેધ**. સૂર્યઉદયપછી છ ઘડીલગી પૂર્વતિ- થિનો બીજી તિથિને સ્પર્શ થાય તે **પ્રાતઃકાળનો વેધ**. સૂર્યઅસ્તથી પ્રથમ છ ઘડીમાં પ્રથમ તિથિનો બીજી તિથિને સ્પર્શ થાય તે **સાયંકાળનો વેધ**. એકાદશી વ્રતમાં વેધ કેહેવો તે, તે પ્રકરણમાં કેહેશું. કેટલીએક તિથિઓવિષે વેધ આના કરતાં અ- ધિક કહ્યો છે તે આપ્રમાણે—પાંચમ બાર ઘડી હોય તો છઠને વેધ કરેછે. દશમી પંદર ઘડીવડે એકાદશીને વેધ કરેછે. ચૌદસ અઢાર ઘડીવડે પૂનમને વેધ આપેછે. અને વિદ્ધાતિથિ તે કેટલાએક કર્મમાં મૂકી દેવી અને કેટલાએક કર્મમાં લેવી. પૂર્ણ- તિથિ અને શુદ્ધતિથિ એમાં સંશય નથી તેથી તેનો નિર્ણય કેહેવાની ગરજ નથી. "નિષેધ તો નિવૃત્તિરૂપ છતો કેવળ કાળમાત્રનીજ ગરજ રાખેછે" એવાં જે વચન તેવડે આઠમ આદિ તિથિમાં નારિયળ આદિ ફળ ખાવાનો નિષેધ છે તે નિષેધને તે કાળમાત્રમાં વ્યાપ્ત તિથિની ગરજ છે તો જ્યહાં ખંડાતિથિનો નિષેધ કહેલો છે ત્યહાં તે તિથિનો પણ નિર્ણય કેહેવાની જરૂર નથી.

विहितव्रतादिविषयेतुनिर्णयउच्यते तत्रकर्मणोयस्ययःकालस्तत्कालव्यापिनीतिथिर्ग्राह्या यथाविनायकादिव्रतेमध्यान्हादौपूजनादिविधानात्मध्यान्हादिव्यापिनी दिनद्वयेकर्मकाले व्याप्तावव्याप्तौतदेकदेशव्याप्तौवायुग्मवाक्यादिनापूर्वविद्धायाःपरविद्धायावातिथेर्ग्राह्यत्वं युग्मवाक्यंतु युग्माग्नियुगभूतानांषण्मुन्योर्वसुरंध्रयोः रुद्रेणद्वादशीयुक्ताचतुर्दश्याचपूर्णिमा प्रतिपद्यप्यमावास्यातिथ्योर्युग्मंमहाफलमिति युग्मंद्वितीयाअग्निस्तृतीया द्वितीयातृतीयाविद्धाग्राह्या तृतीयाद्वितीयाविद्धाग्राह्येत्येवंद्वितीयातृतीययोर्युग्मं चतुर्थीपंचम्योर्युग्मम् षष्ठीसप्तम्योर्युग्मं अष्टमीनवम्योर्युग्मं एकादशीद्वादश्योर्युग्मं चतुर्दशीपौर्णमास्योर्युग्मं अमावास्याप्रतिपदोर्युग्ममित्यर्थः क्वचिच्चतुर्थीगणनाथस्यमातृविद्धाप्रशस्यतइत्यादिविशेषवाक्यैर्ग्राह्यत्वनिर्णयः वचनवशेनग्राह्यायास्तिथेःकर्मकालेसत्त्वाभावेसाकल्यवचनैःसत्त्वंभावनीयम् तानिच यांतिथिंसमनुप्राप्यउदयंयातिभास्करः सातिथिःसकलाज्ञेयास्नानदानजपादिष्विर्त्यादीनि ॥ इति सामान्यनिर्णयश्चतुर्थउद्देशः ॥

## હવે કયાં વ્રતોમાં કેવી તિથી લેવી જોઇએ તે કેહેછે.

સઘળાં કર્મ કરવામાટે જુદો જુદો કાલ કહેલો છે, તેથી જે કર્મનો જે કાળ હોય તે કાળમાં વ્યાપેલી તિથિ હોય તે લેવી. દાખલો–વિનાયકાદિ વ્રતવિષે મધ્યાન્હઆદિ સમયે પૂજા કરવાની કહેલી છે તેથી મધ્યાન્હકાળવ્યાપિની તિથિ લેવી. બન્ને દિવસે, કર્મકાળવ્યાપિની તિથિ હોય, ન હોય અથવા તેના એક ભાગમાં વ્યાપ્તિ હોય ત્યારે યુગ્મ વાક્યાદિકવડે પૂર્વવિદ્ધા અથવા પરવિદ્ધાતિથિ લેવી. **युग्म वाक्य–"युग्माग्नियुगभूतानां षण्मुन्योर्वसुरंध्रयोः ॥ रुद्रेणद्वादशी युक्ता चतुर्दश्याच पूर्णिमा ॥ प्रतिपद्यप्यमावास्या तिथ्योर्युग्मं महाफलं,"** બીજ ત્રીજ સાથે વેધવાલી લેવી, ત્રીજ બીજ સાથે વેધવાલી લેવી, એરીતે બીજ અને ત્રીજ એનું યુગ્મ, ચોથ પાંચમનું યુગ્મ, છઠ સાતમનું યુગ્મ, આઠમ નોમનું યુગ્મ, એકાદશી દ્વાદશીનું યુગ્મ, ચૌદસ પૂનમનું યુગ્મ, અમાસ એકમનું યુગ્મ, એરીતે બે તિથિ મલી એક યુગ્મ એમ તિથિનાં યુગ્મ થાયછે. "ગણપતીનાં વ્રતવિષે ચોથ ત્રીજ સાથે વેધવાલી લેવી" એવાં વિશેષવચન છે તેથી તે તે ઠેકાણે તેવાં વિશેષવચનોવડે ગ્રાહ્ય તિથિનો નિર્ણય જાણવો. વચન બલથી ગ્રહણ કરવા યોગ્યતિથિની ક્યારેક કર્મકાળમાં વ્યાપ્તિ ન હોય તોપણ સાકલ્ય (સંપૂર્ણપણા)નો બોધ કરનાર વચનેકરી કર્મકાળમાં તિથિ માનવી. તે વચનો– "જે તિથિને લઇ સૂર્ય ઉદય પામે તે તિથિ સ્નાન, દાન, જપ, ઇત્યાદિ કર્મવિષે સંપૂર્ણ જાણવી," ઇત્યાદિક. ઇતિ સામાન્યનિર્ણયશ્ચતુર્થઉદ્દેશઃ ॥ ૪ ॥,

---

१ यांतिथिंसमनुप्राप्ययात्यस्तंयामिनीपतिः ॥ सातिथिःसकलाज्ञेयास्नानदानादिकर्मसु ॥ उदयोस्तरंद्विमुहूर्त्ताधिकस्यास्तात्प्राक्त्रिमुहूर्ताधिकस्यप्रायेणेयंद्विविधासाकल्यव्याप्तिर्ज्ञेया ॥

૨ જે તિથિને લઈ સૂર્ય અસ્ત પામે તે તિથિ સ્નાન, દાન આદિ કર્મ વિષે સંપૂર્ણ જાણવી. એ રીતે ઉદય પછી ચાર ઘડી કરતાં અધિક અને અસ્તથી પ્રથમ છ ઘડી કરતાં અધિક તિથિ હોય તો એ બે પ્રકારે સાકલ્યવ્યાપ્તિ થાયછે એમ જાણવું.

कर्मविशेषेनिर्णयः ॥ कर्माणिद्विविधानिदैवानिपित्र्याणिच दैवानिषड्विधानि एकभक्तनक्तायाचितोपवासव्रतदानाख्यानि मध्यान्हेएकवारमेकान्नभोजनमेकभक्तम् रात्रावेवप्रदोषकालेभोजनंनक्तम् याचनांविनातद्दिनेलब्धस्यान्नादेर्भोजनमयाचितम् दिनांतरलब्धस्यापिपाचकस्त्रीपुत्रादिकंप्रतियाचनमंतरेणभोजनमयाचितमितिकेचित् अहोरात्रभोजनाभावउपवासः पूजाद्यात्मकःकर्मविशेषोव्रतम् स्वत्वनिवृत्तिपूर्वकंपरस्वत्वापादनंदानम् तानिचैकभक्तादीनिक्वचिद्व्रताद्यंगतयाविहितानि क्वचिदेकादश्याद्युपवासप्रतिनिधितयाविहितानि क्वचित्स्वतंत्राणीतित्रिविधानि तत्रान्यांगानांप्रतिनिधिभूतानांचतत्तत्प्रधानवशेननिर्णयः॥

## હવે કર્મોનો વિશેષ નિર્ણય કેહેછે.

કર્મ બે પ્રકારનાં છે,—દૈવ કર્મ અને પિત્ર્ય કર્મ. દેવતાસંબંધી કર્મ છ પ્રકારનાં, એકભકત, નકત, અયાચિત, ઉપવાસ, વ્રત, દાન, એ નામનાં. મધ્યાન્હે એક વખત એકજ અન્ન જમવું તે એકભકત; રાત્રિએજ પ્રદોષ સમયે ભોજન કરવું તે નકત; કોઇપાસે માગ્યાવિના તે દિવસે મલેલા અન્નાદિકનું ભોજન કરવું તે અયાચિત; રસોઈ કરનાર સ્ત્રી, પુત્રાદિકપાસે માગ્યાવિના, બિજે દિવસે મલેલાં અન્નનું ભોજન કરવું તે અયાચિત, એમ કોઇ ગ્રંથકાર કેહેછે. દિવસ રાત્રિ ભોજન ન કરવું તે ઉપવાસ. પૂજા આદિ વિશેષ કર્મ કરવાં તે વ્રત; પદાર્થો ઉપર પોતાની સત્તા દૂર કરી બીજાની સત્તા સ્થાપિત કરી દેવું તે દાન. તે પ્રથમ કહેલાં એકભક્તાદિક દેવકર્મ ક્યાંઇએક વ્રતાદિકનાં અંગરૂપ કહ્યાંછે, અને ક્યાંઇએક એકાદશી આદિ વ્રતોના બદલામાં કરવાનાં કહ્યાં છે, અને ક્યાંઇએક સ્વતંત્ર કરવાનાં કહ્યાંછે, એરીતે ત્રણ પ્રકારનાં છે, તેમાં અંગરૂપ અને બદલા ઠેકાણાનાં કર્મોનો નિર્ણય, મુખ્ય વ્રતોના નિર્ણયપ્રમાણે જાણવો.

---

स्वतंत्राणांनिर्णयउच्यते तत्रदिनंपंचधाविभज्यप्रथमभागःप्रातःकालोद्वितीयः संगवस्तृतीयोमध्यान्हः चतुर्थोभागोऽपराण्हः पंचमःसायान्हः सूर्यास्तोत्तरंत्रिमुहूर्तःप्रदोषः तत्रैकभक्तेमध्यान्हव्यापिनीतिथिर्ग्राह्यातत्रापिदिनार्धसमयेनीतेत्रिंशत्घटिकात्मकमध्यमदिनमानेनषोडशादिघटित्रयंमुख्योभोजनकालः ततऊर्ध्वमासायंगौणकालः अत्रपूर्वेद्युरेवमुख्यकालेव्याप्तिःपरेद्युरेवव्याप्तिरुभयेद्युर्व्याप्तिरुभयत्रापिव्याप्त्यभावः उभयत्रसाम्येनैकदेशव्याप्तिर्वैषम्येणैकदेशव्याप्तिरितिषट्पक्षाभवंति तत्रपूर्वेद्युरेवमुख्यकालेग्राह्यातिथिसत्त्वेपूर्वैव परत्रैवसत्त्वेपरैवेत्यसंदेहः उभयत्रापिपूर्णव्याप्तित्वेयुग्मवाक्यान्निर्णयः उभयत्रव्याप्त्यभावेपूर्वैव गौणकालव्याप्तिसत्त्वात् साम्येनैकदेशव्याप्तौपूर्वा वैषम्येणैकदेशव्याप्तौदिनद्वयेपिकर्मपर्याप्ततिथिलाभेयुग्मवाक्यान्निर्णयः कर्मपर्याप्ततिथ्यलाभेपूर्वैवेति ॥ इतिएकभक्तं ॥

## હવે સ્વતંત્ર વ્રતોનો નિર્ણય કેહેછે.

દિવસના પાંચ ભાગ કરી તે ભાગોનાં જુદાંજુદાં નામ પાડયાંછે. તે આપ્રમાણે—પ્રથમ ભાગ તે પ્રાતઃકાળ; બીજો ભાગ તે સંગવકાળ; ત્રીજો ભાગ તે મધ્યાન્હકાળ; ચોથો ભાગ તે અપરાન્હકાળ; પાંચમો ભાગ તે સાયાન્હકાળ.

સૂર્યાસ્ત પછી છ ઘડીલગી પ્રદોષકાળ.તેમાં એકભક્ત વ્રતમાં મધ્યાન્હકાળવ્યાપિની તિથિ લેવી. તેમાં પણ દિવસનો અર્ધ ભાગ ગયાપછી ત્રીસ ઘડીના મધ્યમ દિનમાનવડે સોળ ઘડીથી અઢાર ઘડીલગી (ત્રણ ઘડી) મુખ્ય ભોજનકાળ જાણવો. તેપછી સાયંકાળલગી ગૌણકાળ જાણવો. વ્યાપ્તિવિષે તિથીના નિર્ણયના છ પક્ષ છે તે આપ્રમાણે—૧ પૂર્વ દિવસેજ મુખ્યકાળમાં વ્યાપ્તિ, ૨ બીજે દિવસેજ વ્યાપ્તિ, ૩ બન્ને દિવસે વ્યાપ્તિ, ૪ બન્ને દિવસે વ્યાપ્તિ ન હોય તે, ૫ બન્ને દિવસે સરખી એક ભાગમાં વ્યાપ્તિ, ૬ બન્ને દિવસે ઓછી વધતી એક દેશમાં વ્યાપ્તિ, એરીતે છ પક્ષ થાયછે. તેમાં પ્રથમ દિવસેજ મુખ્યકાળમાં આદ્ય તિથિ છતાં પ્રથમનીજ લેવી. બીજે દિવસેજ મુખ્ય કાલમાં આદ્ય તિથી છતાં બીજે દિવસેજ લેવી, તેમાં સંશય નથી. બન્ને દિવસે સંપૂર્ણવ્યાપિની હોય તો યુગ્મ વાક્યવડે નિર્ણય કરવો. બન્ને દિવસે વ્યાપ્તિ ન હોય તો ગૌણ કાળમાં વ્યાપ્તિછે માટે પૂર્વનીજ લેવી. સરખી એક દેશ વ્યાપ્તિ હોય તો પ્રથમની લેવી, ઓછી વધતી વ્યાપ્તિ હોય પણ બન્ને દિવસે કર્મની સમાપ્તિ થાય એટલા વખતલગી તિથિ મળતી હોય તો યુગ્મ વાક્યવડે નિર્ણય જાણવો. કર્મની સમાપ્તિ થાય એટલી તિથિ ન મળે તો પ્રથમનીજ લેવી. આપ્રમાણે એકભક્તનો નિર્ણય કહ્યો.

अथनक्तं ॥ तत्रसूर्यास्तोत्तरत्रिमुहूर्तात्मकप्रदोषव्यापिनीतिथिर्नक्तेग्राह्या अन्यतरदिने तद्व्याप्तौतदेकदेशस्पर्शेवासैवग्राह्या॥ भोजनंतुअस्तोत्तरंघटिकात्रयसंध्याकालंत्यक्त्वाकार्यं संध्याकालेभोजननिद्रामैथुनाध्ययनवर्जनात् यतिभिरपुत्रविधुरैर्विधवाभिश्चनक्तंसायान्हव्यापिन्यांदिनाष्टमभागेकार्यं रात्रौतेषांभोजननिषेधात् एवंसौरनक्तमपिसायान्हव्यापिन्यांदिवैवकार्यं दिनद्वयेप्रदोषव्याप्तौपरा दिनद्वयेप्रदोषव्याप्त्यभावेपरैवसायान्हेदिनाष्टमभागे नक्तंकार्यंनतुरात्रौ साम्येनैकदेशव्याप्तौपरैव वैषम्येणप्रदोषैकदेशव्याप्तौतदाधिक्यवती पूर्वापिग्राह्या यदिपूजाभोजनपर्याप्तंतदाधिक्यंलभ्यते नोचेत्साम्यपक्षवदुत्तरैवनत्वाधिक्यवशात्पूर्वेति नक्तव्रतभोजनंवैधत्वाद्रविवासरसंक्रांत्यादावपिरात्रावेवकार्यं रविवारादौरात्रिभोजननिषेधस्यरागप्राप्तभोजनपरत्वात् एकादश्याद्युपवासप्रत्याम्नायभूतंनक्तंतूपवासनिर्णीतदिनेएवेति अयाचितस्यत्वहोरात्रसाध्यत्वादुपवासवन्निर्णयः पितृपारणमपराण्हादिव्यापित्वेननिर्णयस्तत्तत्प्रकरणेवक्ष्यते एकभक्तनक्तायाचितोपवासानांपूर्वतिथावनुष्ठितानां परेद्युस्तिथ्यंतेपारणं यामत्रयोर्ध्वगामिन्यांतिथौप्रातःपारणमितिसर्वत्रज्ञेयमितिमाधवः ॥ इतिएकभक्तादिनिर्णयःपंचमउद्देशः ॥

## હવે નકતવ્રતનો નિર્ણય કેહેછે.

નક્તવ્રતમાં તિથી લેવી તે સૂર્યાસ્ત પછી છ ઘડી પ્રદોષકાળ વ્યાપિની હોય તે લેવી. બન્ને દિવસમાંથી કોઇએક દિવસે પ્રદોષકાળ વ્યાપિની હોય, અથવા તે પ્રદોષકાળના એક દેશમાં વ્યાપ્તિ હોય તો તેજ (પ્રદોષકાળ વ્યાપિની) લેવી. ભોજન, નિદ્રા, મૈથુન, અધ્યયન એમનો સંધ્યાકાળમાં નિષેધ છે તેથી અસ્તપછી ત્રણ ઘડી સંધ્યાકાળ છોડી ભોજન કરવું. સંન્યાસી, પુત્ર ન થયા છતાં જેની સ્ત્રી મરી

ગઇછે તે, અને વિધવા એમણે રાત્રિ ભોજન કરવું નહી એવો નિષેધછે તેથી સાયાન્હકાળ વ્યાપિની તિથિ છતાં દિવસના આઠમાં ભાગમાં નક્ત કરવું. આરીતે સૂર્યસંબંધી નક્તપણ સાયંકાળ વ્યાપિની તિથિછતાં દિવસનુંજ કરવું. બન્ને દિવસે પ્રદોષવ્યાપિની હોય તો બીજે દિવસે લેવી. બન્ને દિવસે પ્રદોષવ્યાપિની ન હોય તો બીજે દિવસેજ સાયંકાળે દિવસના આઠમાં ભાગમાં નક્ત કરવું, રાત્રિનું કરવું નહી. બન્ને દિવસે સરખી એકદેશવ્યાપ્તિછતાં બીજા દિવસનીજ લેવી. વિષમ માનવડે બન્ને દિવસે પ્રદોષકાળના એકદેશમાં વ્યાપ્તિછતાં તેમાં પૂજન, ભોજન થઇ શકે એટલી અધિક તિથિ મળે તો અધિક વ્યાપિની પ્રથમનીજ લેવી. પૂજન, ભોજન થઇ શકે એટલી ન મળે તો સામ્યપક્ષ પ્રમાણે પાછળનીજ લેવી, થોડી અધિક વ્યાપ્તિ છે એમ જાણી પ્રથમની લેવી નહી. નક્ત વ્રતસંબંધી ભોજન વિધિવડે કરવાનું છે તેથી રવિવાર, સંક્રાંતિ ઇત્યાદિક દિવસ છતાં પણ રાત્રિનુંજ કરવું. રવિવાર ઇત્યાદિક દિવસે રાત્રિ ભોજનનો જે નિષેધ છે તે પ્રીતિથી ભોજન કરવું તે માટેછે, વિધિપ્રાપ્ત ભોજન માટે નથી. એકાદશી આદિ ઉપવાસને બદલે કરવાનું જે નક્ત તે ઉપવાસ માટે નિર્ણય કરેલા દિવસેજ કરવું. અયાચિત વ્રત રાત્રિ દિવસવડે સાધ્ય છે તેથી તેનો નિર્ણય ઉપવાસ પ્રમાણે જાણવો. પિત્ર્ય કર્મ અપરાન્હાદિ કાળવ્યાપિની તિથિમાં થાયછે ઇત્યાદિ નિર્ણય તે તે પ્રકરણમાં કેહેશું. એકભક્ત, નક્ત, અયાચિત, અને ઉપોષણ એ પ્રથમ તિથીએ કર્યાં હોય તો બીજે દિવસે તે તિથીને અંતે પારણા કરવી. ત્રણ પોહોરથી અધિક તે તિથી હોયતો પ્રાતઃકાળમાં પારણું કરવું એ રીતિ સર્વ ઠેકાણે જાણવી એમ માધવ કેહેછે. **ઇતિ એકભક્તાદિ નિર્ણયઃ પંચમઉદ્દેશઃ ॥ ૫ ॥**

---

**अथव्रतपरिभाषा ॥ तत्रस्त्रीशूद्राणांद्विरात्राधिकोपवासेनाधिकारः स्त्रीणामपिभर्त्रनुज्ञां विनाव्रतोपवासादौनाधिकारः उपवासदिनेश्राद्धदिनेचकाष्ठेनदंतधावनंनकार्यं पर्णादिना द्वादशगंडूषैर्वाकार्यं जलपूर्णताम्रपात्रंगृहीत्वोदङ्मुखःप्रातरुपवासादिव्रतंसंकल्पयेत् अपूर्वव्रतारंभोव्रतोद्यापनंचमलमासेगुर्वाद्यस्तेवैधृतिव्यतीपातादिदुर्योगेविष्टौक्रूरवारनिषिद्धेदर्शादितिथौनर्भवति एवंखंडतिथावपिनभवति उदयस्थातिथिर्याहिनभवेद्दिनमध्यभाक् सावंडानव्रतानांस्यादारंभश्चसमापनमितिसत्यव्रतोक्तेः क्षमासत्यंदयादानंशौचमिंद्रियनिग्रहः देवपूजाग्निहवनंसंतोषस्तेयवर्जनं सर्वव्रतेष्वयंधर्मः अत्रहोमोव्याहृतिभिःकाम्यव्रतविशेषोज्ञेयः यद्देवतायाउपोषणव्रतंतद्देवताजपस्तद्ध्यानंतत्कथाश्रवणंतदर्चनंतन्नामश्रवणकीर्तनादिकंकार्यं उपवासेऽन्नावलोकनगंधादिकमभ्यंगंतांबूलमनुलेपनंचत्यजेत् सभर्तृकस्त्रीणां सौभाग्यव्रतेऽभ्यंगतांबूलादिनवर्ज्यं अष्टैतान्यव्रतघ्नानिआपोमूलंफलंपयः हविर्ब्राह्मणकाम्याचगुरोर्वचनमौषधं प्रमादादिनाव्रतभंगेदिनत्रयमुपोष्यक्षौरंकृत्वापुनर्व्रतंकुर्यात् अशक्तस्योपवासप्रतिनिधिरेकब्राह्मणभोजनंतावद्धनादिदानंवासहस्रगायत्रीजपोवाद्वादशप्राणायामावाप्रायश्चित्तम् स्वीकृतंव्रतंकर्तुमशक्तः प्रतिनिधिनाकारयेत् पुत्रःपत्नीभर्ताभ्रातापुरोहितःसखाचेतिप्रतिनिधयः पुत्रादिःपित्राद्युद्देशेनव्रतंकुर्वन्स्वयमपिव्रतफलंलभते असकृज्ज**

लपानाच्चसकृत्तांबूलचर्वणात् उपवासःप्रणश्येतदिवास्वापाच्चमैथुनात् स्मरणंकीर्तनंकेलिः
प्रेक्षणंगुह्यभाषणम् संकल्पोनिश्चयोमैथुनक्रियाचेत्यष्टविधंमैथुनम् प्राणसंकटेष्वसकृज्ज
लपानेदोषोनास्ति चर्मस्थंजलंगोभिन्नक्षीरंमसूरंजंबीरफलंशुक्तिचूर्णमित्यामिषगणोव्रते
वर्ज्यः अश्रुपातक्रोधादिनासद्योव्रतनाशः परान्नभोजनेचापियस्यान्नंतस्यतत्फलम् तिल
मुद्गभिन्नचणकादिकोशीधान्यंमाषादिकंमूलकंचेत्येवमादिक्षारगणंलवणमधुमांसादिकंचव
र्जयेत् श्यामाकाश्चैवनीवारागोधूमाश्चव्रतेहिताः व्रीहिमुद्गयवतिलकंगुकलापादिधान्यंर
क्तेतरमूलकंसूरणादिकंदःसैंधवसामुद्रलवणेगव्यदधिसर्पिर्दुग्धानिपनसफलमाम्रफलंनारी
केलंहरीतकीपिप्पलीजीरकंशुंठीतिंतिणीकदलीलवलीधात्रीफलानिगुडेतरेक्षुविकारइत्येता
निअतैलपक्वानिहविष्याणि गव्यंतक्रंमाहिषंघृतमपिक्वचित् अनुक्तव्रतविधिस्थलेमाषादिप
रिमितसुवर्णरजतादिप्रतिमापूज्या द्रव्यानुक्तावाज्यहोमः देवतानुक्तौप्रजापतिः मंत्रानुक्तौ
समस्तव्याहृतिः संख्यानुक्तावष्टोत्तरशतमष्टाविंशतिरष्टौवाहोमसंख्या उपवासेकृतेब्राह्मण
भोजनंतत्सांगतार्थम् उद्यापनानुक्तौगांसुवर्णंदद्यात् विप्रवचनाद्व्रतसांगता विप्रवचनंच
दक्षिणांदत्वैवग्राह्यंसर्वत्र गृहीतव्रतत्यागेचांडालतुल्यत्वम् विधवाभिर्व्रतादौचित्ररक्तादिव
स्त्रंनधार्यंश्वेतमेवधार्यम् सूतकादौस्त्रीणांरजोदोषादौज्वरादौचगृहीतव्रतादौशारीरानियमान्
स्वयंकुर्यात्पूजादिकमन्यद्वाराकारयेत् अपूर्वारंभस्तुसूतकादौनभवति काम्येप्रतिनिधिर्ना
स्तिनित्येनैमित्तिकेचसः काम्येप्युपक्रमादूर्ध्वंकेचित्प्रतिनिधिंविदुः नस्यात्प्रतिनिधिर्मंत्रस्वा
मिदेवाग्निकर्मसु नापिप्रतिनिधातव्यंनिषिद्धंवस्तुकुत्रचित् व्रतादिसन्निपातेदानहोमाद्यवि
रुद्धंक्रमेणकार्यम् विरुद्धेतुनक्तभोजनोपवासादावेकंस्वयंकृत्वान्यत्पुत्रभार्यादिनाकारयेत्
यत्रचतुर्दश्यष्टम्यादौदिवाभोजननिषेधोव्रतांतरपारणाचप्राप्तातत्रभोजनमेवकार्यम् पारणा
याविधिप्राप्तत्वात् निषेधस्तुरागप्राप्तभोजनपरः एवंरविवारादौसंकटचतुर्थ्यादिव्रतेरात्रि
भोजनमेवकार्यम् ॥

## હવે વ્રતોની પરિભાષા (રીતિ) કેહેછે.

સ્ત્રિયો અને શૂદ્ર એમને બે દિવસથી અધિક ઉપવાસ કરવાનો અધિકાર નથી. સ્ત્રીને પતિની આજ્ઞાવિના વ્રત અને ઉપવાસ ઇત્યાદિક કરવાનો અધિકાર નથી. ઉપવાસને દિવસે, અને શ્રાદ્ધને દિવસે કાષ્ટનું દાતણ કરવું નહી, પાંદડાવતી વા બાર કોગળાવતી દાંત ધોવા. જલ ભરેલું ત્રાંબાનું પાત્ર હાથમાં લઇ ઉત્તર દિશા સામે થઇ પ્રાતઃકાળમાં ઉપોષણ આદિ વ્રતોનો સંકલ્પ કરવો. નવાં વ્રતનો આરંભ, અને સમાપ્તિ, એ મળમાસ; ગુરૂ શુક્રનો અસ્ત; વૈધૃતિ, વ્યતીપાત, ઇત્યાદિક દુઃષ્ટયોગ; ભદ્રા; ક્રૂર વાર ( મંગળ, શનિ ઈ૦); નિષિદ્ધ અમાસ આદિ તિથિ; એમાં થતાં નથી. "જે સૂર્યોદયથી આરંભી મધ્યાન્હલગી ન હોય તે ખંડાતિથિ, તે તિથિમાં વ્રતોનો આરંભ અને સમાપ્તિ કરવાં નહી" એવું સત્યવ્રતનું વચન છે તેથી ખંડાતિથિમાં પણ વ્રતનો આરંભ અને સમાપ્તિ કરવાં નહી. "ક્ષમા, સત્યભાષણ, દયા, દાન, સ્વચ્છતા, ઇંદ્રિયનિગ્રહ, દેવપૂજા, હોમ, સંતોષ, ચોરી ન કરવી," એ ધર્મ સધળાં વ્રતોમાં સામાન્યપણે જાણવા. ઇહાં હોમ વ્યાહૃતિ મંત્ર-

વડે કરવો, એટલો કામ્ય વ્રતમાં વિશેષ જાણવો. જે દેવતાનું ઉપોષણવ્રત હોય તે દેવતાનો જપ, ધ્યાન, કથાશ્રવણ, પૂજા, તેનાં નામનું શ્રવણ, કીર્ત્તન, ઇત્યાદિ કરવાં. ઉપવાસને દિવસે અન્નસામે જોવું, સુગંધ લેવી, તેલ લગાડવું, તાંબૂલ, સુશોભિત ચંદન, એ વર્જ્ય કરવાં. સૌભાગ્યવતી સ્ત્રીને સૌભાગ્ય વ્રતમાં તૈલમર્દન, તાંબૂલ ઇત્યાદિ વર્જ્ય નથી. "જળ, મૂળ, ફળ, દૂધ, હવિષ્ય, બ્રાહ્મણની ઇચ્છા, ગુરૂનું વચન અને ઔષધ, એ આઠ વ્રતનાં નાશ કરનારાં નથી;" માટે એમાંથી કોઇનું પણ સેવન કર્યાથી વ્રતભંગ થતો નથી. વિસ્મૃતિ ઇત્યાદિકથી વ્રતભંગ થયો હોય તો ત્રણ ઉપવાસ અને ક્ષૌર કરી ફરી વ્રત કરવું. ઉપવાસ કરવા માટે અશક્ત હોય તો તેને બદલે એક બ્રાહ્મણને ભોજન, અથવા તેટલું દ્રવ્યદાન, કિંવા સહસ્ર ગાયત્રીજપ, અથવા બાર પ્રાણાયામ એ પ્રાયશ્ચિત્ત કરવું. પ્રથમ લીધેલું વ્રત કરવામાં અશક્ત હોય તો પ્રતિનિધિદ્વારા કરાવવું. પુત્ર, સ્ત્રી, પતિ, ભાઇ, ઉપાધ્યાય, મિત્ર એ **પ્રતિનિધિ** જાણવા. પુત્રાદિક, પિતા ઇત્યાદિને બદલે વ્રત કરે તો જેને બદલે વ્રત કરે તેને ફલ મલે અને કરનારને પણ મલે. "વારંવાર જળ પીવું, એકવાર તાંબૂલ ખાવું, દિવસની નિદ્રા અને સ્ત્રીસંગ કરવો, તેથી ઉપવાસનો નાશ થાયછે." સ્ત્રિયોનું સ્મરણ કરવું, વિષયની વાતો કેહેવી, ક્રીડા કરવી, કટાક્ષથી જોવું, એકાંતમાં ગુપ્ત વાતો કરવી, આરીતે હું વિષયભોગ કરીસ એવો સંકલ્પ કરવો, અમુક સાથે હું ભોગ કરીસ, એવો નિશ્ચય કરવો, પ્રત્યક્ષ મૈથુન કરવું, આરીતે આઠ પ્રકારનાં મૈથુન કહ્યાં છે તેમાંથી કોઇએક પણ કરવું નહી. પ્રાણસંકટ સમયે વારંવાર જળ પીવાનો દોષ નથી. પખાલનું પાણી, ગાયવિનાનું બીજું દૂધ, મસૂર, ગોદડિયાં લીંબૂ, છીપનો ચુનો, એને **આમિષગણ** એમ કેહેછે; એ ગણ વ્રતમાં વર્જ્ય કરવો. આંસુ પડવાં, ક્રોધ, ઇત્યાદિથી તત્કાળ વ્રતનો નાશ થાયછે. "વ્રત કરી બીજાને ઘરે ભોજન કરે તો જેનું અન્ન હોય તેને તે વ્રતનું ફળ જાય. તિલ અને મગ વિના શીંગમાં ઉત્પન્ન થનાર ચણા વગેરે ધાન્ય, અડદ ઇત્યાદિ, મૂલા ઇત્યાદિ **ક્ષારગણ**, અને મીઠું, મધ, માંસાદિક, એ વ્રત દિવસે વર્જ્ય કરવાં. "સામો, માંધાણો, ગહું એ વ્રતમાં શુદ્ધ છે." શાળના ચોખા, જવ, મગ, તિળ, કાંગ, વટાણાં, ઇત્યાદિક ધાન્ય, ધોળા મુળા, સુરણ આદિ કંદ, સિંધાલૂણ, અને સમુદ્રનું એ મીઠાં, ગાયનાં દહી, ઘી, અને દૂધ, ફણસ, આંબા, નારિયલ, હરડે, પીપર, જીરૂ, સૂંઠ, આંબલી, કેળાં, બન્ને જાતનાં આમલાં, ખાંડ, સાકર એ સઘળાં તેલમાં રાંધ્યાં ન હોય તો હવિષ્ય જાણવાં. ગાયની છાસ, ભેસનું ઘી એ હવિષ્ય છે એમ પણ કોઇએક કેહેછે. જ્યહાં વ્રતનો વિધિ કહ્યો નથી ત્યહાં પાંચ રતિભાર સોનાની અથવા રૂપાની પ્રતિમા કરી પૂજા કરવી. દ્રવ્ય કહ્યું ન હોય ત્યહાં ઘીનો હોમ કરવો. દેવતાનું નામ કહ્યું ન હોય ત્યહાં પ્રજાપતિ દેવતા માનવો. જ્યહાં મંત્ર કહ્યો ન હોય ત્યહાં સર્વ વ્યાહતિરૂપ મંત્ર લેવો. જે ઠેકાણે હોમની સંખ્યા

---

૧ મુખ્ય પદાર્થને ઠેકાણે તે સમાન જે બીજો પદાર્થ લેવો તે પદાર્થ, જેમ—બાપની જગાએ છોકરો ઇત્યાદિક.

કહી ન હોય ત્યહાં એક સો આઠ, અઠ્ઠાવીસ, અથવા આઠ એમાંથી કોઇએક સંખ્યા લેવી. ઉપવાસ કર્યો હોય તો વ્રતની સંપૂર્ણતામાટે બ્રાહ્મણભોજન કરાવવું. જે વ્રતમાં ઉદ્યાપન કહ્યું નથી ત્યહાં ગોદાન, અને સુવર્ણદાન કરવું. બ્રાહ્મણનાં વચનથી વ્રતની સંપૂર્ણતા થાયછે; પરંતુ સર્વ ઠેકાણે બ્રાહ્મણનું વચન તેને દક્ષિણા દઇને લેવું. ગ્રહણ કરેલા વ્રતનો ત્યાગ કરવાથી ચાંડાળપ્રમાણે દોષયુક્ત થાયછે. વિધવા સ્ત્રિઓએ વ્રતાદિકને દિવસે તરેતરેનાં રંગીન અને લાલ વસ્ત્ર ન પેહેરવાં, ધોળા વસ્ત્રજ ધારણ કરવાં. સૂતક, સ્ત્રિયોને રજસ્વલાદોષ, જ્વરાદિક રોગ ઇત્યાદિક થયાં હોય તો ઉપોષણ આદિ શરીરના નિયમો પોતાનાં અંગથી કરવા અને પૂજા ઇત્યાદિક કરવાં તે બીજાપાસે કરાવવાં. પ્રથમ આરંભ કરેલાં ન હોય એવાં વ્રત સૂતકાદિકમાં કરવાં નહી. "કામ્ય કર્મમાં પ્રતિનિધિ થતો નથી. નિત્યકર્મ, અને નૈમિત્તિક કર્મ એમાં પ્રતિનિધિ થાયછે. કામ્ય કર્મમાં પણ આરંભ થયા પછી પ્રતિનિધિ થાયછે, એમ કોઇ ગ્રંથકાર કેહેછે. મંત્ર, યજમાન, દેવતા, અગ્નિકાર્ય, એ ઠેકાણે પ્રતિનિધિ થતો નથી. કોઇપણ ઠેકાણે નિષેધ કરેલી વસ્તુ પ્રતિનિધિસ્થાનકે રાખવી નહી." એક સમયે એક, બે, ત્રણ, એમ અનેક વ્રત અથવા ઉપવાસ કરવા પ્રાપ્ત થયા છતાં દાન, હોમ ઇત્યાદિ જે વિરૂદ્ધ ન હોય તે ક્રમવડે કરવા. પરસ્પર વિરૂદ્ધ એવાં નક્તભોજન, ઉપવાસ ઇત્યાદિ પ્રાપ્ત થયા છતાં તેમાંથી એક પોતે કરી બીજું પુત્ર, સ્ત્રી ઇત્યાદિકપાસે કરાવવું. જ્યહાં ચૌદસ, આઠમ આદિ દિવસે દિવસનું ભોજન કરવાનો નિષેધ આવ્યો, અને તેજ દિવસે બીજા વ્રતની પારણા પ્રાપ્ત થઇ, ત્યહાં પારણા વિધિથી પ્રાપ્ત છે માટે ભોજનજ કરવું. ચૌદસ, આઠમ ઇત્યાદિક સ્થળમાં દિવસે ભોજનનો નિષેધ કહ્યો છે તે પ્રીતિપ્રાપ્ત (ઇચ્છાથી કરવાનાં) ભોજન માટે છે. એપ્રમાણે રવિવારાદિ દિવસે સંકષ્ટચતુર્થ્યાદિ વ્રત પ્રાપ્ત થાય તો રાત્રિએજ ભોજન કરવું.

---

यत्राष्टम्यादौदिवाभोजननिषेधोरात्रौतुरविवारादिप्रयुक्तभोजननिषेधस्तत्रार्थप्राप्तउपवासः ॥ यत्रतु पुत्रवद्गृहस्थस्य संक्रांत्यादावुपवासोपिनिषिद्धोभोजनस्याप्यष्टम्यादिप्रयुक्तनिषेधस्तत्रकिंचिद्भक्ष्यंप्रकल्प्योपवासएवकार्यः चांद्रायणमध्येएकादश्यादिप्राप्तौग्राससंख्यानियमेनभोजनमेवकार्यम् एवंकृच्छ्रादिव्रतेपि एवमेकादश्यामेकांतरोपवासादिप्रयुक्तपारणायांप्राप्तायांजलपारणंकृत्वोपवसेत् एवंद्वादश्यांमासोपवासश्राद्धप्रदोषादिप्रयुक्तपारणप्रतिबंधेजलपारणंकार्यम् एकादश्यादौसंक्रमेपुत्रवद्गृहस्थस्योपवासनिषेधएकादश्युपवासश्चप्राप्तस्तत्रापिकिंचिदापोमूलंफलंपयोवाभक्ष्यंकल्प्यं द्वयोरुपवासयोर्नक्तयोरेकभक्तयोर्वैकस्मिन् दिनेप्राप्तौ अमुकोपवासममुकोपवासंचोभयंतंत्रेणकरिष्यइत्यादिसंकल्पसहैवव्रतोपवासपूजाहोमानामनुष्ठानम् यत्रोपवासैकभक्तयोरेकदिनेप्राप्तिस्तत्रतिथिद्वैधेगौणकालव्याप्तिमाश्रित्यएकंपूर्वतिथौद्वितीयंशेषतिथौकार्यम् अखंडतिथावेकंपुत्रादिनाकारयेदित्युक्तम् एवंकाम्यंनित्यस्यबाधकमित्यादिवाक्यैःकाम्यनित्यादिबलाबलबाधाबाधसंभवासंभवादिविचार्यानुष्ठानमूह्यम्॰॥ इतिसामान्यव्रतपरिभाषोद्देशःषष्ठः ॥

જ્યહાં અષ્ટમી ઇત્યાદિસ્થલે દિવસે ભોજનનો નિષેધ, અને રાત્રિએ રવિવારનાં નિમિત્તથી ભોજનનો નિષેધ કહ્યો છે, ત્યહાં અર્થાત્ ઉપવાસ પ્રાપ્ત થાયછે, માટે તેજ કરવો. જ્યહાં સંક્રાંતિ ઇત્યાદિક દિવસે પુત્રવાન્ ગૃહસ્થાશ્રમીને ઉપવાસનો પણ નિષેધ કહ્યોછે, અને તેજ દિવસે ચૌદસ વા આઠમ એ નિમિત્તથી દિવસે ભોજનનો નિષેધ પ્રાપ્ત થયો, ત્યહાં કાંઇ થોડો આહાર કરી ઉપવાસજ કરવો. ચાંદ્રાયણ વ્રતમાં એકાદશીઆદિ ઉપવાસવ્રત પ્રાપ્ત થાય તો ગ્રાસસંખ્યાના નિયમપ્રમાણે ભોજનજ કરવું. એપ્રમાણે કૃચ્છ્રાદિક વ્રતવિષે પણ જાણવું. એમજ એકાદશીને દિવસે એકાંતરોપવાસ[1] આદિ વ્રતની પારણા આવી હોય તો જલથી પારણા કરી ઉપવાસ કરવો. એપ્રમાણે દ્વાદશીને દિવસે માસોપવાસવ્રત (એક માસલગી લાગઠ ઉપવાસ કરવા તે), શ્રાદ્ધ, અને પ્રદોષવ્રત ઇત્યાદિ કારણથી પારણા કરવાની અડચણ પ્રાપ્ત થાય, તો જલવતી પારણા કરવી. એકાદશીઆદિ દિવસે સંક્રાંતિ આવિ હોય તો પુત્રવાન્ ગૃહસ્થને ઉપવાસનો નિષેધ અને એકાદશીનો ઉપવાસ એ પ્રાપ્તછે તેમાં પણ ઉપવાસ ન કરતાં જળ, મૂળ, ફળ, દૂધ એમાંથી કાંઇએક ભક્ષણ કરવું. એક દિવસે બે ઉપવાસ, બે નક્ત, બે એકભક્ત એવાં પ્રાપ્ત થાય ત્યારે "અમુકોપવાસ અમુકોપવાસ એવા બે એકતંત્રથી કરૂંછું" ઇત્યાદિ સંકલ્પ કરી એકતંત્રવડે ઉપવાસ, પૂજા, હોમ એ કરવાં. એક દિવસે ઉપવાસ અને એકભક્ત એવાં બે વ્રતો પ્રાપ્ત થાય અને તે દિવસે દ્વિધા તિથિ (પ્રથમ દિવસે ઉપવાસ અને એકભક્ત બન્ને વ્રતોની તિથિ હોય અને બીજે દિવસે એકભક્તની તિથિ) આવે તો ગૌણ કાળ વ્યાપ્તિ લઇ એક વ્રત પ્રથમની તિથિએ અને બીજું બાકી રહેલી બીજી તિથિએ કરવું. અખંડ તિથિ હોય તો એક પુત્રાદિકપાસે કરાવવું એમ કહ્યું છે. આપ્રમાણે કામ્યકર્મ, નિત્યકર્મનું બાધ કરનારૂં છે, ઇત્યાદિક વચનવડે કામ્ય, નિત્ય; પ્રબલ, દુર્બલ; બાધ, અબાધ; સંભવ, અસંભવ ઇત્યાદિ વિચાર કરી જે આચરણ કરવું યોગ્ય હોય તે કરવું. **ઇતિ સામાન્યવ્રત પરિભાષોદ્દેશઃ ॥ ૬ ॥**

---

**अथप्रतिपदादिनिर्णयः शुक्लप्रतिपत्पूजाव्रतादावपराण्हव्याप्तिसत्त्वेपूर्वविद्धाग्राह्या सायान्हव्याप्तित्वेपिपूर्वैवेतिमाधवाचार्यः अन्यथाद्वितीयायुताग्राह्या कृष्णप्रतिपत्सर्वापिद्वितीयायुतैवग्राह्या उपवासेतुपक्षद्वयेपिप्रतिपत्पूर्वविद्धैवग्राह्या अपराण्हव्यापिन्यांप्रातिपदिकरणीयस्योपवासादेःसंकल्पंप्रातरेवकुर्यात् संकल्पकालेप्रतिपदादितिथ्यभावेपिसंकल्पेप्रतिपक्षादिरेववक्तव्यानत्वमावास्यादिः एवमुपोष्याद्वादशीशुद्धेत्यादिस्थलेएकादशीव्रतप्रयुक्तसंकल्पपूजादावेकादश्येवकीर्तनीयानतुद्वादशी संध्याग्निहोत्रादिकर्मांतरेषुतत्तत्कालव्यापिनीद्वादश्यादिरेवेतिममप्रतिभाति संकल्पश्चसूर्योदयात्प्रागुषःकालेसूर्योदयोत्तरंप्रातःकालाख्यत्रिमुहूर्तस्याद्यमुहूर्तद्वयेप्रशस्तः ॥ तृतीयोमुहूर्तस्तुनिषिद्धः ॥ इतिप्रतिपन्निर्णयःसप्तमः ॥**

---

૧ એક દિવસ ઉપવાસ અને બીજે દિવસ પારણ એવું જે વ્રત તે એકાંતરોપવાસ જાણવું. જેમ ધારણ પારણા ઇત્યાદિક.

## હવે પ્રતિપદા આદિ તિથિનો નિર્ણય કેહેછે.

સુદ એકમ પૂજા, વ્રત આદિકમાં લેવી તે અપરાન્હ કાળમાં વ્યાપ્તિ હોય તો અમાસના વેધવાલી લેવી. સાયાન્હ કાળવ્યાપ્તિ છતાં પણ અમાસના વેધવાલી લેવી એમ, માધવાચાર્ય કેહેછે. તેવી (અપરાન્હ કાલવ્યાપ્તિવાલી) ન હોય તો દ્વિતીયાયુક્ત હોય તે લેવી. વિદ એકમ કોઇપણ વ્રત માટે લેવી હોય તો દ્વિતીયાયુક્તજ લેવી. ઉપવાસ માટે તો શુક્લ, કૃષ્ણ બન્ને પક્ષની એકમ અમાસવડે વેધવાલી હોય તેજ લેવી. અપરાન્હકાળવ્યાપિ એકમને દિવસે કરવાનાં જે ઉપવાસાદિ વ્રત તેનો સંકલ્પ પ્રાતઃકાલેજ કરવો. સંકલ્પસમયે પ્રતિપદાદિક તિથિ ન હોય તો પણ સંકલ્પમાં એકમ આદિ તિથિનોજ ઉચ્ચાર કરવો, અમાસ આદિ તિથિનો ઉચ્ચાર કરવો નહી. એ પ્રમાણે "શુદ્ધ દ્વાદશી ઉપવાસમાં યોગ્ય" ઇત્યાદિ સ્થળમાં એકાદશીવ્રતસંબંધી સંકલ્પ, પૂજા ઇત્યાદિક જે કરવું તે ઠેકાણે એકાદશીનોજ ઉચ્ચાર કરવો, બારસનો કરવો નહી. સંધ્યા, અગ્નિહોત્ર આદિ બીજાં કર્મોના સંકલ્પ સમયે તે તે કાલમાં વ્યાપતી એવી બારસઆદિકજ ઉચ્ચાર કરવી, એમ મને ભાસે છે. સંકલ્પ કરવો તે સૂર્ય ઉદયથી પ્રથમ ઉષઃકાળમાં કરવો. અથવા સૂર્યોદય પછી પ્રાતઃકાળ એ નામનાં ત્રણ મુહૂર્ત્તમાંનાં પેહેલાં બે મુહૂર્ત્ત (ચાર ઘડી)માં કરવો. કારણ ત્રીજું મુહૂર્ત્ત નિષિદ્ધ છે. **ઇતિ પ્રતિપન્નિર્ણયઃ સપ્તમોદ્દેશઃ ॥ ૭ ॥**

---

**द्वितीयाशुक्लपक्षेपरविद्धाग्राह्या कृष्णपक्षेद्वेधाविभक्तदिनपूर्वभागात्मकपूर्वाण्हप्रविष्टा चेत्पूर्वाग्राह्या अन्यथातुकृष्णपक्षेपिद्वितीयापरविद्धैव ॥ इतिद्वितीयानिर्णयोष्टमउद्देशः ॥**

## હવે બીજનો નિર્ણય કેહેછે.

શુક્લપક્ષમાંની બીજ લેવી તે પરવિદ્ધા લેવી. કૃષ્ણપક્ષમાંની બીજ લેવી તે, દિનમાનના બે ભાગ કરી પૂર્વભાગમાં બીજ આવતી હોય તો પ્રથમની લેવી. તેવી (પૂર્વભાગમાં બીજ આવતી) ન હોય તો કૃષ્ણપક્ષનીપણ બીજ પરવિદ્ધાજ લેવી. **ઇતિ દ્વિતીયાનિર્ણયોऽષ્ટમ ઉદ્દેશઃ ॥ ૮ ॥**

---

**तृतीयारंभाव्रतेपूर्वविद्धाग्राह्या रंभाव्यतिरिक्तव्रतेषुत्रिमुहूर्तद्वितीयाविद्धांपूर्वांत्यक्त्वापरदिनेत्रिमुहूर्तव्यापिनीग्राह्या पूर्वदिनेत्रिमुहूर्तन्यूनद्वितीयावेधेपरदिनेत्रिमुहूर्तव्याप्त्यभावेपूर्वाग्राह्या पूर्वदिनेत्रिमुहूर्तद्वितीयावेधेपरदिनेत्रिमुहूर्तन्यूनापिग्राह्या गौरीव्रतेतुकलाकाष्ठादिपरिमितस्वल्पद्वितीयायुक्तापिनिषिद्धा परदिनेकलाकाष्ठादिपरिमितास्वल्पापितृतीयापरिग्राह्या यदातुदिनक्षयवशात्परदिनेस्वल्पापिचतुर्थीयुतातृतीयानलभ्यते पूर्वदिनेचद्वितीयाविद्धा तदाद्वितीयाविद्धैवग्राह्या यदाचदिनवृद्धिवशात्पूर्वदिनेषष्टिघटिकातृतीयापरदिनेचघटिकादिशेषवतीतदापूर्वांशुद्धांषष्टिघटिकामपित्यक्त्वाचतुर्थीयुतैवगौरीव्रतेग्राह्या ॥ इतितृतीयानिर्णयोनवमः ॥**

## હવે ત્રીજનો નિર્ણય કેહેછે.

રંભાવ્રત એટલે કદલીવ્રત તેસારૂં ત્રીજ લેવી તે બીજવડે વિદ્ધ હોય તે લેવી. રંભાવ્રતવિના બીજાં વ્રતમાટે લેવી તે છ ઘડી બીજવડે વિદ્ધ થયેલી એવી પ્રથમની ત્રીજ છોડી બીજે દિવસે ત્રિમુહૂર્ત્ત (છ ઘડી) વ્યાપિની હોય તે લેવી. પ્રથમ દિવસે બીજનો વેધ છ ઘડીથી ઓછો હોય અને બીજે દિવસે ત્રીજ છ ઘડીથી ઓછી વ્યાપ્તી હોય તો પૂર્વનીજ લેવી. પ્રથમ દિવસે છ ઘડી બીજનો વેધ હોય અને બીજે દિવસે ત્રીજ છ ઘડીથી ઓછી હોય તો પણ ઓછી છે તેજ લેવી. ગૌરી વ્રતવિષે લેવી તે તો અલ્પ બીજયુક્ત પણ નિષિદ્ધ છે માટે લેવી નહી, બીજે દિવસે અત્યંત અ-લ્પ હોય તોપણ તેજ લેવી. જ્યારે તિથિનો ક્ષય થવાથી બીજે દિવસે ચોથસાથે મળેલી લેશ પણ ત્રીજ ન હોય અને પ્રથમ દિવસે બીજસાથે વિદ્ધ થયેલી હોય ત્યારે બીજથી વેધાયલી તોપણ તેજ લેવી. જ્યારે દિનવૃદ્ધિવડે પ્રથમ દિવસે સાઠ ઘડી ત્રીજ હોય અને બીજે દિવસે બાકી બચેલી એક બે ઘડી હોય ત્યારે પ્રથમની શુદ્ધ સાઠઘડી ત્રીજ છોડી ચોથયુક્ત હોય તેજ ગૌરીવ્રતમાટે લેવી. **ઇતિ તૃતીયાનિર્ણયો નવમ ઉદ્દેશઃ ॥ ૯ ॥**

**चतुर्थीगणेशव्रतातिरिक्तोपवासकार्येपंचमीयुताग्राह्या गौरीविनायकव्रतयोस्तुमध्यान्हव्यापिनीग्राह्या परदिनएवमध्यान्हव्यापिनीचेत्परैव दिनद्वयेमध्यान्हव्यापित्वेदिनद्वयेमध्यान्हव्याप्त्यभावेसाम्येनवैषम्येणवैकदेशेव्याप्तौचपूर्वैव तृतीयायोगप्राशस्त्यात् नागव्रतेतुपूर्वदिनएवमध्यान्हव्यापिनीचेत्पूर्वैव उभयदिनमध्यान्हव्याप्त्यादिपक्षचतुष्टयेपंचमीयुतैवग्राह्या संकष्टचतुर्थीतुचंद्रोदयव्यापिनीग्राह्या परदिनेएवचंद्रोदयव्याप्तौपरैव उभयदिनेचंद्रोदयव्यापित्वेतृतीयायुतैवग्राह्या दिनद्वयेचंद्रोदयव्याप्त्यभावेपरैव ॥ इतिचतुर्थीनिर्णयोदशमउद्देशः ॥**

## હવે ચતુર્થીનો નિર્ણય કેહેછે.

ગણેશ વ્રતવિના બીજાં ઉપવાસ વ્રતમાટે ચોથ પંચમીયુક્ત લેવી. ગૌરીવ્રત અને વિનાયકવ્રતવિષે તો મધ્યાન્હકાળવ્યાપિની લેવી. બીજે દિવસેજ મધ્યાન્હકાળવ્યાપિની હોય તો બીજે દિવસેજ લેવી. બન્ને દિવસે મધ્યાન્હકાળવ્યાપિની હોય, અથવા બન્ને દિવસે મધ્યાન્હકાળવ્યાપિની ન હોય, અથવા બન્ને દિવસે સરખી, અથવા ઓછી વધતી એકદેશવ્યાપ્તિ હોય તો 'પ્રથમ દિવસે તૃતીયાયોગ છે તે શ્રેષ્ઠછે' માટે પ્રથમનીજ લેવી. નાગવ્રતમાં લેવી તે પ્રથમ દિવસેજ મધ્યાન્હકાળવ્યાપિની હોય તો પ્રથમનીજ લેવી. બન્ને દિવસે મધ્યાન્હકાળવ્યાપિની હોય, બન્ને દિવસે મધ્યાન્હકાળવ્યાપિની ન હોય, બન્ને દિવસે સરખી, અથવા ઓછી વધતી એકદેશવ્યાપ્તિ હોય તો પંચમીયુક્તજ લેવી. સંકષ્ટચતુર્થી તો ચંદ્રોદયવ્યાપિની લેવી. બીજે દિવસેજ ચંદ્રોદયકાળે પોહોચતી હોય તો બીજા દિવસનીજ કરવી. બન્ને દિવસે ચંદ્રોદયકાળને પોહોચતી હોય તો તૃતીયાયુક્તજ લેવી. બન્ને દિવસે ચંદ્રોદયસમયે ન હોય તો બીજા દિવસનીજ કરવી. **ઇતિચતુર્થીનિર્ણય દશમ ઉદ્દેશઃ ॥ ૧૦ ॥**

पंचमीशुक्लपक्षेकृष्णपक्षेचकर्ममात्रेपिचतुर्थीविद्धाग्राह्या स्कंदोपवासितुषष्ठीयुताग्राह्या नागव्रतेपंचमीपराविद्धाग्राह्या परेद्युस्त्रिमुहूर्तन्यूनापंचमीपूर्वेद्युस्त्रिमुहूर्तन्यूनचतुर्थ्याविद्धात दापूर्वैव त्रिमुहूर्ताधिकचतुर्थीवेधेद्विमुहूर्तापिपरैव ॥ इतिपंचमीनिर्णयएकोदश उद्देशः ॥

## હવે પંચમીનો નિર્ણય કેહેછે.

સુદિ અને વદિ બન્ને પક્ષમાં પાંચમ કોઈપણ કર્મમાં લેવી તે, ચોથવડે વિદ્ધ હોય તેજ લેવી. સ્કંદવ્રતમાટે માત્ર પાંચમ ષષ્ઠીયુક્ત લેવી. નાગવ્રતમાં પાંચમ, ષષ્ઠીવિદ્ધ હોય તે લેવી. બીજે દિવસે પાંચમ છ ઘડીકરતાં ઓછી હોય અને પ્રથમ દિવસે છ ઘડીકરતાં ઓછી ચોથનો વેધ હોય તો ચતુર્થીવિદ્ધ લેવી. ચોથનો વેધ છ ઘડીથી અધિક હોય, અને બીજે દિવસે ચારઘડી પંચમી હોય તોપણ બીજા દિવસનીજ કરવી. ઇતિ પંચમી નિર્ણય એકાદશ ઉદ્દેશઃ ॥૧૧॥

---

षष्ठीस्कंदव्रतेपूर्वविद्धा अन्यव्रतेषुपरविद्धैव पूर्वेद्युःषण्मुहूर्तन्यूनपंचम्यावेधेपूर्वापि षष्ठीसप्तम्योरविवासरयोगेपद्मकयोगः ॥ इतिषष्ठीनिर्णयोद्वादशः ॥

## હવે છઠનો નિર્ણય કેહેછે.

સ્કંદવ્રતમાટે છઠ પૂર્વવિદ્ધા હોય તે લેવી. બીજાં વ્રતોમાટે પરવિદ્ધા હોય તેજ લેવી. પ્રથમ દિવસે બાર ઘડીથી ઓછી પાંચમનો વેધ હોય તો પૂર્વ દિવસની પણ લેવી. છઠ અને સાતમને દિવસે રવિવારયોગ આવ્યો હોય તો તેને **પદ્મક યોગ** એમ કેહેછે. ઇતિ ષષ્ઠીનિર્ણયો દ્વાદશ ઉદ્દેશઃ ॥ ૧૨ ॥

---

सप्तमीकर्ममात्रेषष्ठीयुतैवग्राह्या यदापूर्वेद्युरस्तमयपर्यंताषष्ठीतिदिवाषष्ठीविद्धानलभ्यते परेद्युश्चाष्टमीविद्धातदाचागत्यापरैव एवंतिथ्यंतरनिर्णयेष्वप्यूह्यम् ॥ इतिसप्तमीनिर्णयस्त्रयोदश उद्देशः ॥

## હવે સપ્તમીનો નિર્ણય કેહેછે.

સાતમ કર્મમાત્રમાં છઠયુક્તજ લેવી. જયારે પૂર્વદિવસે સૂર્યાસ્તલગી છઠ હોવાથી દિવસની છઠવડે વેધવાલી સાતમ મળતીજ ન હોય અને બીજે દિવસે સાતમ અષ્ટમીવિદ્ધ હોય ત્યારે અગત્યથી અષ્ટમીવિદ્ધજ લેવી. આરીતે બીજી તિથિઓના નિર્ણયમાટે પણ કલ્પના કરવી. ઇતિ સપ્તમી નિર્ણયસ્ત્રયોદશ ઉદ્દેશઃ ॥ ૧૩ ॥

व्रतमात्रेऽष्टमीशुक्लपक्षेपरा कृष्णपक्षेपूर्वा मिलितशिवशक्त्योरुत्सवेकृष्णापिपरा बुधाष्टमीशुक्लपक्षेप्रातःकालमारभ्यापराण्हपर्यंतंयद्दिनेमुहूर्तमात्रोपिबुधवासरयोगःसाग्राह्या सायान्हकालेचैत्रमासेश्रावणादिमासचतुष्टयेकृष्णपक्षेचनग्राह्या सर्वकृष्णाष्टमीषुकालभैरवोद्देशेनकेचिदुपवसंति तत्रमार्गशीर्षकृष्णाष्टम्यांभैरवजयंतीत्वात्तन्निर्णयौचित्येनमध्यान्हव्यापिनीग्राह्या दिनद्वयेमध्यान्हव्याप्तौपूर्वैव प्रदोषव्यापिनीतिकौस्तुभे अतउभयदिनेप्रदोषव्याप्तौद्विविधवाक्याविरोधायपरैव पूर्वत्रप्रदोषव्याप्तिरेवपरत्रमध्यान्हेएवतदाबहुशिष्टाचारानुरो

धात्प्रदोषगापूर्वैव यत्तुअर्कपर्वद्वयेरात्रौचतुर्दश्यष्टमीदिवेतिवचनाद्दिवाभोजननिषेधमात्रप रिपालनंनतुकिंचिद्व्रतं तत्रनिषेधस्तुनिवृत्त्यात्माकालमात्रमपेक्षतइतिवचनाद्भोजनकालव्या पिनीमष्टमींत्यक्त्वानवम्यांसप्तम्यांवाभोक्तव्यं इतिभाति युक्तमयुक्तंवासद्भिर्विचारणीयं ॥ इत्यष्टमीनिर्णय श्चतुर्दश उद्देशः ॥

## હવે અષ્ટમીનો નિર્ણય કેહેછે.

આઠમ વ્રતમાત્રમાં બીજા દિવસની હોય તે લેવી. કૃષ્ણ પક્ષમાં પૂર્વની લેવી. મલેલા શિવશક્તિના ઉત્સવમાટે કૃષ્ણપક્ષની હોય તોપણ બીજા દિવસનીજ લેવી. બુધાષ્ટમી શુક્લ પક્ષમાં પ્રાતઃકાળથકી અપરાન્હકાળલગી જે દિવસે બે ઘડી પણ બુધવારનો યોગ આવે તે લેવી. સાયાન્હકાલે, ચૈત્રમાસમાં, શ્રાવણથી ચાર માસમાં, અને કૃષ્ણપક્ષમાં બુધાષ્ટમી હોય તે લેવી નહી. કેટલાએક લોકો સર્વ કૃષ્ણપક્ષની આઠમનો કાલભૈરવના ઉદ્દેશથી ઉપવાસ કરેછે, તે ઉપવાસમાટે આઠમ, માગસર વદ આઠમ એ કાલભૈરવજયંતી છે તેથી તેના નિર્ણયનીપેઠે મધ્યાન્હકાલવ્યાપિની લેવી. બન્ને દિવસે મધ્યાન્હકાલે હોય તો પૂર્વનીજ લેવી. કૌસ્તુભમાં પ્રદોષકાળવ્યાપિની લેવી એમ કહ્યું છે, તેથી બન્ને દિવસે પ્રદોષકાળ વ્યાપિની હોય તો, બન્ને પ્રકારનાં વાક્યોનો પરસ્પર વિરોધ ન થાય માટે બીજા દિવસનીજ લેવી. પ્રથમ દિવસેજ પ્રદોષકાલવ્યાપિની હોય અને બીજે દિવસે મધ્યાન્હકાલનીજ વ્યાપ્તિ હોય ત્યારે બહુ શિષ્ટાચારના સંમતથી પ્રદોષકાળવ્યાપિની એવી પ્રથમનીજ લેવી. "રવિવાર, અમાસ, અને પૂનમ તેદિવસ રાત્રિભોજનનો નિષેધ; ચૌદસ, આઠમને દિવસ દિવસે ભોજનનો નિષેધ" એ વચનવડે દિવસે ભોજનનો નિષેધમાત્ર પાળવાનો કહ્યો, વ્રત કહ્યું નથી. ત્યહાં "નિષેધ તો નિવૃત્તિરૂપ છતો કેવળ કાલમાત્રનીજ ગરજ રાખે છે," એવાં વચન છે, તેથી ભોજનકાળવ્યાપિની અષ્ટમી છોડી નોમ અથવા સાતમમાં ભોજન કરવું એરીતે મને ભાસે છે, એ વિષયમાં યોગ્ય કે અયોગ્ય તે વિદ્વાનોએ વિચાર કરી લેવો. ઇતિ અષ્ટમી નિર્ણયશ્ચતુર્દશ ઉદ્દેશઃ ॥ ૧૪ ॥

---

नवमीसर्वत्राष्टमीविद्धैवग्राह्या ॥ इतिनवमीनिर्णयःपंचदश उद्देशः ॥

## હવે નોમનો નિર્ણય કેહેછે.

નોમ, સર્વે ઠેકાણે આંઠમવડે વિદ્ધ હોય તેજ લેવી. ઇતિ નવમીનિર્ણયઃ પંચદશ ઉદ્દેશઃ ॥ ૧૫ ॥

---

दशमीतूपवासादौनवमीयुतैवग्राह्या पूर्वविद्धायाअलाभेउत्तरविद्धाग्राह्या ॥ इतिदशमी निर्णयःषोडशः ॥

## હવે દશમીનો નિર્ણય કેહેછે.

દશમ, ઉપવાસ ઇત્યાદિકમાં નવમીયુક્ત હોય તેજ લેવી. નવમીયુક્ત ન મલે તો એકાદશીવિદ્ધા લેવી. ઇતિ દશમીનિર્ણયઃ ષોડશ ઉદ્દેશઃ ॥ ૧૬ ॥

अथैकादशीनिर्णयः तत्रैकादश्युपवासोद्वेधा भोजननिषेधपरिपालनात्मकोव्रतात्मकश्च आद्येपुत्रवद्गृहस्थादीनांकृष्णपक्षेप्यधिकारः व्रतात्मकोपवासस्तुअपत्ययुक्तैर्गृहस्थैश्चकृष्णपक्षे नकार्यः किंतुसमंत्रकंव्रतसंकल्पमकृत्वायथाशक्तिनियमयुतंभोजनवर्जनमेवकार्यं एवंतिथिक्षयेशुक्लैकादश्यामपिज्ञेयम् शयनीबोधिनीमध्यवर्तिकृष्णैकादशीषुसापत्यगृहस्थादीनांसर्वेषामधिकारः विष्णुसायुज्यकामैरायुःपुत्रकामैश्चकाम्यव्रतंपक्षद्वयेपिकार्यं तत्रनकोपिनिषेधः वैष्णवगृहिणांकृष्णैकादश्यपिनित्योपोष्या इदमेकादशीव्रतंशैववैष्णवसौरादीनांसर्वेषांनित्यं अकरणेप्रत्यवायश्रवणात् संपत्त्यादिफलश्रवणात्काम्यंचभवति केचिन्मुहूर्तादिमितदशमीसत्त्वेदशम्यामेवभोजनंकर्तव्यंसूर्योदयात्पूर्वमेवप्रवृत्तायांशुद्धाधिकाधिकद्वादशिकायांतुनैरंतर्येणोपवासद्वयंकार्यमितितिथिपालनमपिवदंतितन्नयुक्तं अष्टमवर्षादूर्ध्वमशीतितमवर्षपर्यंतमेकादशीव्रताधिकारः शक्तस्यतुअशीतेरूर्ध्वमप्यधिकारः सभर्तृकाणांस्त्रीणांभर्त्रनुज्ञांपित्राद्यनुज्ञांवाविनोपवासव्रताद्याचरणेव्रतवैफल्यंभर्त्रायुःक्षयोनरकश्च अशक्तानांतु नक्तंहविष्यान्नमनोदनंवाफलंतिलाःक्षीरमथांबुचाज्यं यत्पंचगव्यंयदिवापिवायुःप्रशस्तमत्रोत्तरमुत्तरंचेतिपक्षेषुशक्तितारतम्येनैकपक्षाश्रयणं नत्वेकादशीत्यागः प्रमादादिनैकादश्यामुपोषणाकरणेद्वादश्यामपिव्रतंकार्यं द्वादश्यामप्यकरणेयवमध्यचांद्रायणंप्रायश्चित्तं नास्तिक्यादकरणेपिपीलिकामध्यचांद्रायणं अशक्तपतिपित्राद्युद्देशेनस्त्रीपुत्रभगिनीभ्रात्रादिभिरेकादशीव्रताचरणेक्रतुशतजंपुण्यं ॥

## હવે એકાદશીનો નિર્ણય કેહેછે.

એક કેવળ ઉપવાસ અને બીજો વ્રતસહિત ઉપવાસ એવા એકાદશીના ઉપવાસના બે ભેદ છે. કેવલ ઉપવાસમાટે પુત્રવાન્ ગૃહસ્થ ઇત્યાદિકોને કૃષ્ણપક્ષમાં પણ અધિકાર છે. કૃષ્ણપક્ષમાં વ્રતયુક્ત ઉપવાસ પુત્રવાન્ ગૃહસ્થે કરવો નહી, ત્યારે મંત્રસહિત વ્રતસંકલ્પ ન કરિ યથાશક્તિ નિયમ ધારણ કરિ ભોજનમાત્ર વર્જ્ય કરવું. એપ્રમાણે તિથિનો ક્ષય છતાં શુક્લપક્ષની એકાદશીમાં પણ જાણવું. આષાઢસુદિ એકાદશી અને કાર્તિકસુદિ એકાદશી એની વચમાંનાં કૃષ્ણ પક્ષનાં એકાદશીવ્રતમાટે પુત્રવાન્ ગૃહસ્થાશ્રમીને પણ અધિકાર છે. વિષ્ણુની સાયુજ્યમુક્તિ ઇચ્છાકરનારા, અને આયુષ્ય, તથા પુત્ર એની ઇચ્છાકરનારા તેમણે કામનાથી વ્રત બન્ને પક્ષમાં કરવાં, તેમાં કોઇ પણ નિષેધ નથી. વૈષ્ણવ ગૃહસ્થોએ કૃષ્ણ પક્ષની એકાદશીનો પણ અવશ્ય ઉપવાસ કરવો. એ એકાદશી વ્રત શૈવ, વૈષ્ણવ, અને સૂર્યભક્ત ઈત્યાદિ સર્વેને; ન કરવાથી દોષ સંભલાયછે માટે નિત્ય છે, અને સંપત્તિ આદિ ફળ પ્રાપ્ત થાયછે એમ સંભલાયછે તેથી કામ્ય પણ છે. કેટલાએક ગ્રંથકાર એમ કેહેછે કે, બે ઘડીઆદિ દશમ છતાં દશમમાંજ ભોજન કરવું, અને સૂર્યઉદયથી પ્રથમ પ્રાપ્ત થઈજે શુદ્ધાધિકાધિકદ્વાદશી તેમાં તો બરોબર બે ઉપવાસ કરવા, એરીતે તિથિ પાળવી એમ કેહેછે, પરંતુ તે યોગ્ય નથી. આઠ વર્ષ પછી એંશી વર્ષ લગી એકાદશીવ્રતનો અધિકાર છે. શક્તિમાન્ હોય તો એંશી વર્ષ પછી પણ અધિકાર છે. સૌભાગ્યવતી સ્રિયો પતિ અથવા પિતા ઈત્યાદિકની આજ્ઞાવિના ઉપવાસવ્રતાદિક કરે તો તેમનું વ્રત વ્યર્થ થતાં

પતિનાં અયુષ્યનો ક્ષય અને નરકપ્રાપ્તિ પણ થાયછે. અશક્તોને તો "નક્ત, હવિષ્યાન્ન, અનોદન, ફળ, તિલ, દૂધ, જળ, ઘી, પંચગવ્ય અને વાયુ, એમાંનું એક કરતાં બીજું શ્રેષ્ઠ એ પ્રમાણે ઉત્તરોત્તર શ્રેષ્ઠ છે," માટે પોતાની શક્તિ ઓછી અધિકી જાણી કહેલા પક્ષોમાંથી કોઇએક પક્ષનો અંગીકાર કરવો, એકાદશીનો ત્યાગ કરવો નહી. ભૂલથી એકાદશીને દિવસે ઉપવાસ કીધો ન હોય તો દ્વાદશીને દિવસે પણ વ્રત કરવું. દ્વાદશીને દિવસે પણ ન કર્યો હોય તો યવમધ્ય ચાંદ્રાયણ પ્રાયશ્ચિત્ત કરવું. નાસ્તિકપણાંથી ન કરે તો પિપીલિકામધ્ય ચાંદ્રાયણ પ્રાયશ્ચિત્ત કરવું. પતિ, પિતા ઈત્યાદિક વ્રતમાટે અશક્ત હોય તો તેમને ઉદ્દેશે કરી સ્ત્રી, પુત્ર, બેહેન, ભાઈ, ઈત્યાદિકોએ એકાદશીવ્રત કરવાથી સો યજ્ઞનું ફળ પ્રાપ્ત થાયછે.

---

**अथव्रतदिननिर्णयः तत्रव्रताधिकारिणोद्विधा वैष्णवाःस्मार्ताश्च तत्रयद्यपियस्यदीक्षास्तिवैष्णवीत्यादिलक्षणयुक्तावैष्णवास्तद्भिन्नाःस्मार्ताइतिमहानिबंधेषूक्तं तथापिस्वपारंपर्यप्रसिद्धमेववैष्णवत्वंस्मार्तत्वंचवृद्धामन्यंतइतिसिंधूक्तमेवंसर्वदेशेसर्वशिष्टपरिगृहीतंप्रचरति वेधोपिद्विविधः अरुणोदयेदशमीवेधः सूर्योदयेतद्वेधश्च सूर्योदयात्प्राक्चतुर्घटिकात्मकोरुणोदयः सूर्योदयस्तुस्पष्टः तेनषट्पंचाशद्घटिकानंतरंपलादिमात्रदशमीप्रवेशेऽरुणोदयवेधोवैष्णवविषयः षष्टिघटिकात्मकसूर्योदयोत्तरंपलादिमात्रदशमीसत्त्वेसूर्योदयवेधःस्मार्तविषयः ज्योतिर्विदादिवादेनवेधादिसंदेहेतु बहुवाक्यविरोधेनब्राह्मणेषुविवादेषु एकादशींपरित्यज्यद्वादशींसमुपोषयेत् ॥**

## હવે વ્રતના દિવસનો નિર્ણય કેહેછે.

વ્રતના અધિકારિ બે પ્રકારના છે. એક **વૈષ્ણવ** અને બીજા **સ્માર્ત્ત**. તેમાં "જેને વૈષ્ણવી દીક્ષા છે તે **વૈષ્ણવ**," અને વૈષ્ણવથી જે જુદા તે **સ્માર્ત્ત**, એ રીતે જો કે મ્હોટા ગ્રંથોમાં કહ્યુંછે, તો પણ વૈષ્ણવપણું અને સ્માર્ત્તપણું એ બે પ્રકારના, પ્રસિદ્ધ પરંપરાથી ચાલતા આવ્યા જે ધર્મ તે ઉપરથીજ વૃદ્ધો માનેછે, એમ નિર્ણયસિંધુમાં કહ્યું છે અને તે પ્રમાણેજ સર્વ દેશમાં સઘળા શિષ્ટોએ ગ્રહણ કરેલો આચાર ચાલેછે. વેધપણ બે પ્રકારનો છે—અરૂણોદયસમયે દશમીનો વેધ, અને સૂર્યોદયસમયે દશમીનો વેધ, સૂર્યઉદયથી પ્રથમ ચાર ઘડી તે અરૂણોદય, સૂર્યોદયતો સ્પષ્ટજ છે, ત્યારે છપ્પન ઘડી પછી એક પળમાત્ર દશમીનો પ્રવેશ થયો હોય તો અરૂણોદયવેધ વૈષ્ણવોના નિર્ણયમાં લેવો. સાઠ ઘડીનો સૂર્યોદય થયા પછી એક પળમાત્ર દશમી હોય તો

---

૧ ભાત ન જમતાં લૂણવિના ચોખાના રોટલા, ઘઉની રોટલી ઈત્યાદિ ભક્ષણ કરવું તેનું નામ અનોદન. ૨ યવમધ્ય ચાંદ્રાયણ—સુદિ એકમથી અમાસલગી કરવું. તે આ પ્રમાણે—એકમને દિવસે એક ગ્રાસ, બીજના બે ગ્રાસ, એ પ્રમાણે પૂર્ણિમાપર્યંત ગ્રાસવૃદ્ધિ કરવી, અને વદિ એકમના ચૌદ ગ્રાસ, બીજને દિવસે તેર ગ્રાસ એ પ્રમાણે એકેક કમતી કરવો અને અમાસને દિવસે ઉપવાસ કરવો, પછી ગોદાન કરવું, અને દરરોજ ત્રન કાળ સ્નાન કરવું. ગ્રાસ મોરનાં ઇંડા જેવડા લેવા. ૩ પિપીલિકામધ્ય ચાંદ્રાયણ, યવમધ્ય ચાંદ્રાયણ પ્રમાણેજ છે; પરંતુ ભેદ એટલોજ કે વદિ એકમના ચૌદ ગ્રાસ, પછી તેર, બાર, એમ એક એક કમતી કરતાં ચૌદસનો એક ગ્રાસ ભક્ષણ કરવો અને અમાવાસ્યાનો ઉપવાસ કરી સુદિ એકમથી એક એક ગ્રાસની વૃદ્ધિ કરવી.

સૂર્યોદયવેધ સ્માર્ત્તો માટે લેવો. જ્યોતિષી ઇત્યાદિના વાદવડે વેધાદિકનો સંશય આવે ત્યારે "અનેક વાક્યોના વિરોધવડે પંડિતો વાદ કરતા હોય તો એકાદશી છોડી બારસને દિવસે ઉપવાસ કરવો."

---

**तथाचैकादशीद्विविधा शुद्धाविद्धाच अरुणोदयवेधवतीविद्धा तांत्यक्त्वावैष्णवैर्द्वादश्येवोपोष्या अरुणोदयवेधरहिताशुद्धा साचचतुर्विधा एकादशीमात्राधिक्यवती द्वादशीमात्राधिक्यवती उभयाधिक्यवती अनुभयाधिक्यवतीचेति अत्राधिक्यंसूर्योदयोत्तरंसत्त्वं तत्रोदाहरणं दशमीनाड्यः ५५ एकादशी ६०।१ द्वादश्याःक्षयः ५८ इयमेकादशीमात्राधिक्यवतीशुद्धा वैष्णवैःपरोपोष्या स्मार्तगृहस्थैःपूर्वा अथदशमी ५५ एकादशी ५८ द्वादशी ६०।१ इयंशुद्धाद्वादशीमात्राधिक्यवती अत्रवैष्णवानांद्वादश्यामुपोषणं स्मार्तानांपूर्वा अथदशमी ५५ एकादशी ६०।१ द्वादशी ५ इयंशुद्धाउभयाधिक्यवती अत्रसर्वैर्वैष्णवैः स्मार्तैश्चपरैवोपोष्या अथदशमी ५५ एकादशी ५७ द्वादशी ५८ इयमनुभयाधिक्यवतीशुद्धा वैष्णवैः स्मार्तैश्चपूर्वैवोपोष्या ॥ इतिसंक्षेपतोवैष्णवनिर्णयः ॥**

## હવે એકાદશીના ભેદ કેહેછે.

એકાદશી બે પ્રકારની, **શુદ્ધા** અને **વિદ્ધા**—અરૂણોદયવેધવડે યુક્ત જે તે **વિદ્ધા,** વૈષ્ણવોએ વિદ્ધાને છોડી બારસમાં ઉપવાસ કરવો. અરૂણોદયવેધથી રહિત જે તે **શુદ્ધા.** તે (શુદ્ધા) ચાર પ્રકારની, છે તે આપ્રમાણે,–**એકાદશીમાત્રાધિકયવતી, દ્વાદશીમાત્રાધિકયવતી, ઉભયાધિકયવતી, અનુભયાધિકયવતી,** ઇહાં આધિક્ય એટલે બીજે દિવસે સૂર્યોદય પછી તિથિ રેહેતી હોય તે. ચાર પ્રકારની શુદ્ધા એકાદશીના ક્રમથી દાખલા દેછે–દશમ ઘડી ૫૫, એકાદશી ૬૦।૧, બારસનો ક્ષય ૫૮, એ **એકાદશીમાત્રાધિકયવતી શુદ્ધા** છે, આ દાખલામાં વૈષ્ણવોએ બીજા દિવસની લેવી. સ્માર્ત્ત ગૃહસ્થોએ પ્રથમ દિવસની લેવી.—દશમ ૫૫ એકાદશી ૫૮ બારસ ૬૦।૧ એ **શુદ્ધા દ્વાદશીમાત્રાધિકયવતી,** એ દાખલામાં વૈષ્ણવોએ બારસનો ઉપવાસ કરવો. સ્માર્ત્તોએ પ્રથમ દિવસની લેવી.—દશમ ૫૫ એકાદશી ૬૦।૧ દ્વાદશી ૫, એ **શુદ્ધા ઉભયાધિકયવતી,** એ ઉદાહરણમાં સર્વ વૈષ્ણવ અને સ્માર્ત્તોએ બીજા દિવસનીજ ઉપવાસમાટે લેવી.—દશમ ૫૫ એકાદશી ૫૭ બારસ ૫૮ એ **અનુભયાધિકયવતી શુદ્ધા,** વૈષ્ણવ અને સ્માર્ત્ત એ સઘળાઓએ પ્રથમનીજ ઉપવાસમાટે લેવી. એરીતે સંક્ષેપથી વૈષ્ણવોનો નિર્ણય કર્યો.

---

**अथस्मार्तनिर्णयः तत्रसूर्योदयवेधवतीविद्धातद्रहिताशुद्धाचेतिद्विविधापिप्रत्येकंचतुर्धा एकादशीमात्राधिक्यवती उभयाधिक्यवती द्वादशीमात्राधिक्यवती अनुभयाधिक्यवती त्येवंअष्टभेदाभवंति अत्रोदाहरणानि दशमी ५८ एकादशी ६०।१ द्वादश्याःक्षयः ५८ इयंशुद्धाएकादशीमात्राधिक्यवती दशमी ४ एकादशी २ द्वादश्याःक्षयः ५८ एवंविद्धा एकादशीमात्राधिक्यवती अत्रोभयत्रापिस्मार्तानांगृहिणांपूर्वोपोष्या यतिभिर्निष्कामगृहिभिर्वनस्थैर्विधवाभिर्वैष्णवैश्चपरैवोपोष्या विष्णुप्रीतिकामैः स्मार्तैरुपवासद्वयंकार्यमितिकेचित्**

उभयाधिक्यवतीशुद्धायथा दशमी ५८ एकादशी ६०।१ द्वादशी ४ उभयाधिक्यवतीविद्धायथा दशमी २ एकादशी ३ द्वादशी ४ अत्रोभयत्रापिसर्वैःस्मार्तैर्वैष्णवैश्चावशिष्टापरैकादशीउपोष्या द्वादशीमात्राधिक्यवतीशुद्धायथा दशमी ५८ एकादशी ५९ द्वादशी ६०।१ अत्रशुद्धत्वात्स्मार्तानामेकादश्यामेवोपवासोनद्वादश्यामितिमाधवमतं हेमाद्रिमतेतुसर्वैःपराद्वादश्येवोपोष्या केचित्तुमुमुक्षुभिःस्मार्तैःपरोपोष्येत्याहुः द्वादशीमात्राधिकाविद्धायथा दशमी १ एकादशीक्षयगामिनी ५८ द्वादश्यावृद्धिः ६०।१ अत्रैकादश्याविद्धत्वात् द्वादश्यामेवस्मार्तानामप्युपवासः एवंचोभयाधिक्येद्वादशीमात्राधिक्येचस्मार्तानांविद्धायास्त्यागोनान्यत्र वैष्णवानांतुषड्विधामप्याधिक्यवतींत्यक्त्वाद्वादश्युपोष्या अनुभयाधिक्यवतीशुद्धायथा दशमी ५७ एकादशी ५८ द्वादशी ५९ स्मार्तानामेकादश्यामेवोपवासोनद्वादश्यां वैष्णवांतुविद्धत्वात्द्वादश्यामुपवासः अनुभयाधिक्यवतीविद्धायथा दशमी २ एकादश्याःक्षयः ५६ द्वादशी ५५ अत्रापिस्मार्तानामेकादश्यामुपवासः वैष्णवानांद्वादश्यामुपवासः अस्मिन्नुभयानाधिक्यवतीविद्धाचरमेभेदेप्रथमभेदद्वयेत्वयतिभिर्मुमुक्षुभिर्विधवाभिःपरोपोष्या विष्णुप्रीतिकामैरुपवासद्वयंकार्यमितितुल्ययुक्त्याप्रतिभाति इदानींशिष्टास्तुहेमाद्रिमतंनिष्कामत्वादिकंचानादृत्यमाधवमतेनैवसर्वस्मार्तनिर्णयमविशेषेणवदंतिनतुक्वचिदुपवासद्वयं शुद्धाधिकद्वादशिकायांसर्वेषामेकंपरोपवासंवावदंतिइतिसर्वत्रदेशेषुप्रायोमाधवोक्तानुसारएवप्रचारइतिबोध्यं एतेनवैष्णवाष्टादशभेदानांस्मार्ताष्टादशभेदानांचनिर्णयःसर्वोपिगतार्थोभवतीतिविभावनीयं विस्तरस्तुमहाग्रंथेष्वनुसंधेयः अत्राष्टादशभेदानांपृथक्पृथगुदाहरणकथनेतन्निर्णयकथनेचबालानांव्यामोहमात्रंस्यादितिसानिर्णयःपृथगेवपट्टेलिखित्वास्थापितोनुसंधेयः ॥

## હવે સ્માર્ત્તોનો નિર્ણય કેહેછે.

પ્રથમ કહેલો જે સૂર્યોદયવેધ તેથી રહિત જે તે **શુદ્ધા**, સૂર્યોદયવેધે યુક્ત તે **વિદ્ધા**, એરીતે બે પ્રકારની છે, તે શુદ્ધા અને વિદ્ધા એ એકેકીના ચાર ચાર ભેદ થાયછે. તે આપ્રમાણે—**એકાદશીમાત્રાધિકયવતી**, **ઉભયાધિકયવતી**, **દ્વાદશીમાત્રાધિકયવતી**, **અનુભયાધિકયવતી**, એ પ્રમાણે આઠ ભેદ થાય છે. તેઓનાં ક્રમથી ઉદાહરણ દેછે;—દશમ ૫૮ એકાદશી ૬૦।૧ બારસનો ક્ષય ૫૮, એ **શુદ્ધા એકાદશીમાત્રાધિકયવતી**; દશમ ૪, એકાદશી ૨, બારસનો ક્ષય ૫૮, એપ્રમાણે **વિદ્ધા એકાદશીમાત્રાધિકયવતી**; આ બન્ને ઉદાહરણમાં સ્માર્ત્ત ગૃહસ્થોએ પ્રથમનીજ ઉપોષણમાં લેવી. સન્યાસી, નિષ્કામ એવા ગૃહસ્થ, વાનપ્રસ્થ, વિધવાઓ, અને વૈષ્ણવો એ સઘળાઓએ બીજા દિવસનીજ ઉપવાસમાટે લેવી. વિષ્ણુની પ્રીતિ ઈચ્છનારા સ્માર્ત્ત હોય તેમણે બે ઉપવાસ કરવા, એમ કેટલાએક ગ્રંથકાર કેહેછે, **ઉભયાધિકયવતી શુદ્ધા**નું ઉદાહરણ;—દશમ ૫૮, એકાદશી ૬૦।૧, બારસ ૪. **ઉભયાધિકયવતી વિદ્ધા**નું ઉદાહરણ;—દશમ ૨, એકાદશી ૩, બારસ ૪, આ બન્ને દાખલામાં સઘળા સ્માર્ત્ત અને વૈષ્ણવોએ બાકી રહેલી બીજા દિવસનીજ ઉપવાસમાં લેવી. **દ્વાદશીમાત્રાધિકયવતી શુદ્ધા**નું ઉદાહરણ;—દશમ ૫૮, એકા-

દશી ૫૯, બારસ ૬૦૧, એ શુદ્ધા છે માટે સ્માર્ત્તોએ એકાદશીને દિવસેજ ઉપવાસ કરવો, બારસને દિવસે કરવો નહી, એ **માધવાચાર્યનો** મત છે. **હેમાદ્રીના** મતપ્રમાણે તો સધળાઓએ પાછળની દ્વાદશીજ ઉપોષણમાટે લેવી. [1]મોક્ષેચ્છુ સ્માર્ત્તોએ પાછળની ઉપવાસમાટે લેવી, એમ કેટલાએક ગ્રંથકાર કેહેછે. **દ્વાદશીમાત્રાધિકયવતી વિદ્ધાનું** ઉદાહરણ; દશમી ૧, એકાદશીનો ક્ષય ૫૮, બારસની વૃદ્ધિ ૬૦૧, આ ઉદાહરણમાં **વિદ્ધા** એકાદશી છે તેથી સ્માર્ત્તોએ પણ બારસને દિવસેજ ઉપવાસ કરવો. એપ્રમાણે **ઉભયાધિકયવતી** અને **દ્વાદશીમાત્રાધિકયવતી** એ બેઉમાં સ્માર્ત્તોએ વિદ્ધાનો ત્યાગ કરવો, બીજે ઠેકાણે ત્યાગ કરવો નહી. વૈષ્ણવોએ છ પ્રકારની પણ આધિક્યવતી છોડી બારસજ ઉપોષણમાં લેવી. **અનુભયાધિકયવતી શુદ્ધાનું** ઉદાહરણ;—દશમ ૫૭, એકાદશી ૫૮, બારસ ૫૯, ઈહાં સ્માર્ત્તોએ એકાદશીને દિવસેજ ઉપવાસ કરવો, બારસને દિવસે કરવો નહી. એ એકાદશી **વિદ્ધા** છે માટે વૈષ્ણવોએ બારસને દિવસે ઉપવાસ કરવો. **અનુભયાધિકયવતી વિદ્ધાનું** ઉદાહરણ;—દશમ ૨, એકાદશીનો ક્ષય ૫૬, બારસ ૫૫, આ ઉદાહરણમાં સ્માર્ત્તોએ એકાદશીને દિવસે ઉપવાસ કરવો, વૈષ્ણવોએ બારસને દિવસે કરવો. આ **અનુભયાધિકયવતી વિદ્ધાના** છેલા ભેદમાં, પ્રથમના બે ભેદપ્રમાણે સંન્યાસી, મુમુક્ષુ, અને વિધવાઓ તેમણે પાછળની ઉપવાસમાં લેવી. વિષ્ણુની પ્રીતિ ઇચ્છાકરનારે બે ઉપવાસ કરવા એમ તુલ્ય યુક્તિથી મને ભાસેછે. હાલમાં સધળા શિષ્ટજન નિષ્કામ વ્રત અને હેમાદ્રિના મતનો અનાદર કરી માધવના મતપ્રમાણેજ સધલા સ્માર્ત્તોનો નિર્ણય સાધારણપણાથી કેહેછે. બે ઉપવાસ કરવા, અથવા શુદ્ધાધિકદ્વાદશીને દિવસે સધળાઓએ પાછળનો એક ઉપવાસ કરવો, એરીતે કોઇ જગાએ કેહેતા નથી. એ પ્રમાણે સર્વ દેશોમાં બહુધા માધવે કહેલી રીતેજ પ્રચાર ચાલેછે, એમ જાણવું. આ પ્રમાણે વૈષ્ણવોના અઢાર ભેદ, અને સ્માર્ત્તોના અઢાર ભેદ એ સધલાઓનો નિર્ણય આ ઉદાહરણવડે સિદ્ધ થયો, આ કરતાં વિશેષ વિસ્તાર જોતો હોય તો મ્હોટા ગ્રંથોમાં જોઈ લેવો. આ વિષયમાં અઢાર ભેદોના જુદાં જુદાં ઉદાહરણ કેહેવાથી અને તેમનો નિર્ણય જુદો જુદો કેહેવાથી અલ્પબુદ્ધિવાળાઓને કેવલ ભ્રાંતિમાત્ર ઉત્પન્ન થાય માટે તે નિર્ણયનો પટ્ટ જુદો લખી રાખ્યો છે તે જોવો એટલે તે ઉપરથી યથાર્થ બોધ થશે.

---

अत्रार्धरात्रोत्तरंदशमीसत्त्वेकपालवेधोद्विपंचाशद्घटिकादशमीसत्त्वेछायावेधस्त्रिपंचाशद्घटीत्वेदशम्याग्रस्ताख्योवेधश्चतुःपंचाशत्त्वेसंपूर्णाख्यःपंचपंचाशत्त्वेऽतिवेधःषट्पंचाशत्त्वेमहावेधःसप्तपंचाशत्त्वेप्रलयाख्योऽष्टपंचाशत्त्वेमहाप्रलयएकोनषष्ठित्वेघोराख्यःषष्टिघटीत्वेराक्षसाख्यइतिवेधभेदानारदेनोक्तामध्वादिमतानुसारिभिःकैश्चिदेवकेचिदेवानुसृताः माधवाचार्यादिसर्वसंमतस्तुषट्पंचाशद्घटीवेधएवेतिज्ञेयं दशमीपंचदशघटीभिरेकादशीदू

---

[1] એ પટ્ટ ગ્રંથની છેવટે છાપેલ છે તે જોવું.

षिकेतितूपवासातिरिक्तव्रते ॥ व्रतांगेसंकल्पार्चनादौतत्रापितद्दोषेणनसर्वथात्यागः किंतुप्रातःकर्तव्यंसंकल्पार्चनादिमध्यान्होत्तरंकार्यमितिध्येयं ॥

## હવે એકાદશી વ્રતનો વેધ કેહેછે.

આ વિષયમાં નારદમુનિએ દશમની ઘડીઓ ઉપર લક્ષ્ય આપી દશ પ્રકારના વેધ કહ્યા છે, તે આપ્રમાણે—અર્ધરાત્રી પછી દશમી હોય તો કપાલવેધ, પર ઘડી દશમ હોય તો છાયાવેધ, પ૩ ઘડી દશમ હોય તો ગ્રસ્તવેધ, પ૪ ઘડી દશમ હોય તો સંપૂર્ણવેધ, પપ ઘડી દશમ હોય તો અતિવેધ, પ૬ ઘડી દશમ હોય તો મહાવેધ, પ૭ ઘડી હોય તો પ્રલયવેધ, પ૮ ઘડી હોય તો મહાપ્રલયવેધ, પ૯ ઘડી હોય તો ઘોરવેધ, ૬૦ ઘડી હોય તો રાક્ષસવેધ, એરીતે વેધના ભેદ છે; તેમાંના કેટલાએક ભેદોને મધ્વાચાર્યાદિક મતને અનુસરનારા કેટલાએક મનુષ્યો અનુસરે છે. માધવાચાર્યઆદિ સર્વને તો પ૬ ઘડીથી થતો મહાવેધજ માન્યછે, એમ જાણવું. દશમ ૧પ ઘડીવડે એકાદશીને વેધિત કરેછે, એપ્રમાણે જે કહેલુંછે તે ઉપવાસરહિત વ્રતોમાટે છે. વ્રતોના અંગભૂત જે સંકલ્પ, પૂજાદિક તેમાં દૂષિત એકાદશી હોય તો પણ સર્વથા તેનો ત્યાગ કરવો નહી, ત્યારે પ્રાતઃકાળે કરવાનાં જે સંકલ્પ, પૂજાદિક તે મધ્યાન્હ પછી કરવાં એરીતે જાણવું.

---

अथव्रतप्रयोगः उपवासात्पूर्वदिनेप्रातःकृतनित्यक्रियः दशमीदिनमारभ्यकरिष्येहंव्रतं तत् त्रिदिनंदेवदेवेशनिर्विघ्नंकुरुकेशवेतिसंकल्प्यमध्यान्हेएकभक्तंकुर्यात् तत्रनियमाःकांस्यमांसमसूरदिवास्वापातिभोजनात्यंबुपानपुनर्भोजनमैथुनक्षौद्रानृतभाषणचणककोद्रवशाकपरान्नद्यूततैलतिलपिष्टतांबूलवर्जनादयः एकभक्तानंतरंकाष्ठेनदंतधावनंकुर्यात् निशिभूतल्पेशयित्वा प्रातरेकादश्यांपर्णादिनादंतधावनंकार्यंनतुकाष्ठेन स्नानादिनित्यक्रियांतेपवित्रपाणिरुदङ्मुखःवारिपूर्णताम्रपात्रमादायसंकल्पंकुर्यात् एकादश्यांनिराहारोभूत्वाहमपरेहनि भोक्ष्यामिपुंडरीकाक्षशरणंमेभवाच्युतेति अनेनमंत्रेणपुष्पांजलिंवाहरौदद्यात् अशक्तस्यतुएकादश्यांजलाहारएकादश्यांक्षीरभक्षएकादश्यांफलाहारएकादश्यांनक्तभोजीत्याद्यूहेनशक्त्यनुसारेणसंकल्पः शैवानांरुद्रगायत्र्यासंकल्पः सौराणांनित्यगायत्र्यानाम्नावासंकल्पः अयंसंकल्पः सूर्योदयोत्तरंदशमीसत्त्वेस्मार्तैरेकादश्यांरात्रौकार्यः अर्धरात्रादुपरिदशम्यनुवृत्तौसर्वैरेवैकादश्यांमध्यान्होत्तरंकार्यः संकल्पोत्तरमष्टाक्षरमंत्रेणत्रिरभिमंत्रितंतज्जलंपिबेत् ततःपुष्पमंडपंकृत्वा तत्र पुष्पैर्गंधैस्तथाधूपैर्दीपैर्नैवेद्यकैःपरैः स्तोत्रैर्नानाविधैर्दिव्यैर्गीतवाद्यैर्मनोहरैः दंडवत्प्रणिपातैश्चजयशब्दैस्तथोत्तमैः हरिंसंपूज्यविधिवद्रात्रौकुर्यात्प्रजागरं ॥

## હવે વ્રતનો પ્રયોગ કેહેછે.

ઉપવાસને આગળે દિવસે પ્રાતઃકાળમાં નિત્ય કર્મ કીધા પછી "દશમથકી ત્રણ દિવસલગી હું વ્રત 'કરૂંછું, હે દેવ, દેવેશ,' કેશવ, તે વ્રત નિર્વિઘ્ન કર," એવો સંકલ્પ કરી મધ્યાન્હે એકભક્ત કરવું. તે એકભક્તના નિયમ-કાંસાનાં પાત્રમાં ભોજન, માંસ, મસૂર, દિવસે નિદ્રા, અતિ ભોજન, અતિ જલપાન, બીજી વખત ભોજન, મૈથુન, મધ,

જુઠું બોલવું, ચણા, કોદ્રુ, શાક, પરાન્ન, જુગાર, તેલ, તિલનો ખળ, તાંબૂલ ઈત્યાદિક પદાર્થ વર્જ્ય કરવા. એકભક્ત કીધા પછી કાષ્ઠથી દાતણ કરવું. રાત્રિએ ભૂમિશયન કરી પ્રાતઃકાળે એકાદશીને દિવસે વૃક્ષના પાન આદિવડે દાંત ઘસવા, લાકડાનું દાતણ કરવું નહીં. સ્નાનઆદિ નિત્ય કર્મ કર્યા પછી હાથમાં [2]દર્ભપવિત્ર ધારણ કરી ઉત્તર દિશાને સમ્મુખ થઈ જલ ભરેલું ત્રાંબાનું પાત્ર હાથમાં લઇ સંકલ્પ કરવો "**एकादश्यां निराहारो भूत्वाऽहमपरेऽहनि ॥ भोक्ष्यामि पुंडरीकाक्ष शरणं मे भवाऽच्युत**"—અર્થ–"એકાદશીને દિવસે નિરાહાર રહી હું કાલે ભોજન કરીશ, હે પુંડરીકાક્ષ, હે અચ્યુત, મ્હારૂં રક્ષણ કર." અથવા એ મંત્રવડે વિષ્ણુને પુષ્પાંજલી સમર્પણ કરવી. અશક્ત હોય તો "**एकादश्यां जलहारो, एकादश्यां क्षीरभक्षो, एकादश्यां फलाहारो, एकादश्यां नक्तभोजी,**" ઈત્યાદિક યથાશક્તિ ઉચ્ચાર કરી સંકલ્પ કરવો. શિવભક્તે રૂદ્રગાયત્રીવડે સંકલ્પ કરવો. સૂર્યોપાસકે નિત્યગાયત્રીવડે, અથવા નામમંત્રવડે સંકલ્પ કરવો. આ સંકલ્પ સૂર્યોદય પછી દશમ હોય તો સ્માર્ત્તોએ એકાદશીને દિવસે રાત્રિએ કરવો. અર્ધરાત્રિ પછી દશમ હોય તો સઘળાઓએ એકાદશીને દિવસે મધ્યાન્હ પછી કરવો. સંકલ્પ કીધા પછી અષ્ટાક્ષર મંત્રવડે ત્રણ વખત જલ મંત્રી તેનું આચમન કરવું. ત્યારપછી પુષ્પોનો મંડપ કરી, તે મંડપમાં "પુષ્પ, ચંદન, ધૂપ, દીપ, ઉત્તમ નૈવેદ્ય, નાનાપ્રકારનાં દિવ્ય સ્તોત્ર, સુસ્વર ગીત, વાજીત્ર, સાષ્ટાંગ નમસ્કાર અને ઉત્તમ જયશબ્દ, એવડે યથાવિધિ વિષ્ણુની પૂજા કરી રાત્રિએ જાગરણ કરવું."

---

**एकादश्यांनियमाः पाखंडिसंभाषणस्पर्शदर्शनवर्जनंब्रह्मचर्यसत्यभाषणदिवास्वापवर्जनादेयःपरिभाषोक्ताश्चज्ञेयाः पाखंडिदर्शनादौतुसूर्यंपश्येत्ततःशुचिः संस्पर्शेतुबुधःस्नायाच्छुचिरादित्यदर्शनात् संभाष्यतानूशुचिषदंचिंतयेदच्युतंबुधइत्यादिप्रायश्चित्तं उपवासदिने श्राद्धप्राप्तौश्राद्धशेषसर्वान्नेनैकंपात्रंपरिविष्यतत्सर्वान्नावघ्राणंकृत्वापात्रंगवादिभ्योदेयं कंदमूलफलाहाराद्यनुकल्पेनोपवासकर्त्रातुस्वभक्षस्यैवफलादेःपितृब्राह्मणपात्रेषुपरिवेषणपूर्वकतच्छेषभक्षणंकार्यं एकादश्यांयदाभूपमृताहःस्यात्कदाचन तद्दिनंतुपरित्यज्यद्वादश्यामेवकारयेदित्यादिवचनानियथाचारंवैष्णवपराणि वैष्णवैःषोडशमहालयकरणपक्षेएकादश्यधिकरणकंद्वादश्यधिकरणकंचमहालयंतंत्रेणकरिष्ये इतिसंकल्प्य महालयद्वयंद्वादश्यां कार्यं काम्योपवासेसूतकप्राप्तौशारीरनियमान्स्वयंकृत्वासूतकांतेपूजादानब्राह्मणभोजनादिकंकार्यं नित्योपवासेसूतकादिप्राप्तौस्नात्वाहरिंप्रणम्यनिराहारादिकंस्वयंकृत्वापूजादिकंब्राह्मणद्वाराकार्यं दानादेर्लोपोनसूतकांतेनुष्ठानावश्यकत्वं [3]एवंरजस्वलादिदोषेपि द्वा**

---

१ ઉપવાસને દિવસે કાષ્ઠનાં દાતણનો નિષેધ છે અને દાંતણ ન કરવાથી ચંડાળપણું થાયછે એ રીતે મહાભારતનાં વનપર્વમાં લખ્યું છે માટે ઉપવાસના દિવસનાં દાંતણને બદલે આગલે દિવસે એકભક્ત કીધાપછી રાત્રિએ દાંતણ કરવું, એમ કૌસ્તુભાદિક ગ્રંથોમાં લખ્યું છે.

२ **आदिनारजस्वलाचांडालरजकसूतिकादिशब्दश्रवणसंभाषणवर्जनस्पर्शनवर्जनादिकम्.**

३ **आदिनाचांडालरजस्वलादिदर्शने.**

दश्यांप्रातर्नित्यपूजांविधायभगवतेव्रतमर्पयेत् अज्ञानतिमिरांधस्यव्रतेनानेनकेशव प्रसीद सुमुखोनाथज्ञानदृष्टिप्रदोभवेतितत्रमंत्रः दशम्यादिषूक्तानांनियमानांभंगेदिवास्वापेबहुशो जलपानेमिथ्याभाषणेवातत्तनियमभंगानुद्दिश्यनारायणाष्टाक्षरमंत्रजपमष्टोत्तरशतसंख्यया कुर्यात् अल्पदोषेनामशतत्रयजपः रजस्वलाचंडालरजकसूतकादिशब्दस्यव्रतमध्येश्रवणेष्टोत्तरसहस्रगायत्रीजपः ततोनैवेद्यतुलसीमिश्रितान्नेनपारणंकार्यं आमलकीफलस्य पारणायांभक्षणेऽसंभाष्यभाषणादिदोषनाशः पारणंचद्वादश्युल्लंघनेमहादोषात्द्वादशीमध्येएवकार्यं स्वल्पद्वादशीसत्त्वेरात्रिशेषेआमाध्यान्हांताःक्रियाःसर्वाअपकृष्यकार्याः अग्निहोत्रहोमस्यनापकर्षइतिकेचित् एवंश्राद्धस्यापिनापकर्षोरात्रौश्राद्धनिषेधात् अतिसंकटेश्राद्धेचप्रदोषादिव्रतेचतीर्थजलेनपारणंकार्यं द्वादशीभूयस्त्वेद्वादशीप्रथमपादंहरिवासरसंज्ञकमुल्लंघ्यपारणंकार्यं कलामात्रायाअपिद्वादश्याअभावेत्रयोदश्यांपारणं द्वादश्यामध्यान्होर्ध्वंसत्वेप्रातर्मुहूर्तत्रयमध्येएवपारणं नमध्यान्हादौइतिबहवः बहूनांकर्मकालानांबाधापत्तेरपराण्हएवेतिकेचित् द्वादश्यांसर्वमासेषुशुक्लायांकृष्णायांवाश्रवणयोगेशक्तेनैकादशीद्वादश्योर्द्वयोरप्युपवासःकार्यः अशक्तेनैकादश्यांफलाहाराद्यनुकल्पंकृत्वाश्रवणद्वादश्यामुपवासः कार्यः विष्णुशृंखलयोगसत्त्वेतुएकादश्यामेवश्रवणद्वादशीप्रयुक्तमप्युपवासंकृत्वाद्वादश्यां श्रवणयोगरहितायांपारणंकार्यं द्वादश्याःश्रवणतोन्यूनत्वेश्रवणयुक्तायामपिद्वादश्यामेवपारणं द्वादश्युल्लंघनेदोषात् विष्णुशृंखलयोगादिनिर्णयोभाद्रपदमासगतश्रवणद्वादशीप्रकरणे वक्ष्यते दिवानिद्रांपरान्नंचपुनर्भोजनमैथुने क्षौद्रंकांस्यामिषंतैलंद्वादश्यामष्टवर्जयेत् द्यूतक्रोधचणककोद्रवमाषतिलपिष्टमसूरनेत्रांजनमिथ्याभाषणलोभायासप्रवासभारवाहनाध्ययन तांबूलादीनिवर्जयेत् एतेचनियमाःकाम्यव्रतेआवश्यकाः नित्यव्रतेतु शक्तिमांस्तुपुमान्कुर्यान्नियमंसविशेषणं विशेषनियमाशक्तोहोरात्रंभुजिवर्जितः निगृहीतेंद्रियःश्रद्धासहायोविष्णुतत्परः उपोष्यैकादशींपापान्मुच्यतेनात्रसंशयः अन्यंभुंक्ष्वेतियोब्रूयाद्भुंक्तेवायःसनारकी एकादशीव्रताद्विष्णुसायुज्यंलभतेश्रियं इत्येकादशीव्रतनिर्णयः ॥ कार्यांतरेष्वेकादशीद्वादशीयुतैवग्राह्या ॥ इत्येकादशीनिर्णयोद्देशःसप्तदशः ॥

## હવે એકાદશીવ્રતસંબંધી નિયમો કેહેછે.

પાખંડી સાથે ભાષણ, સ્પર્શ, અને તેનું દર્શન એ વર્જ્ય કરવાં. બ્રહ્મચર્ય; સત્યભાષણ; દિવસે નિદ્રા ન કરવી; ઇત્યૌદિક અને પ્રથમ વ્રતપરિભાષામાં કહેલાં તે પણ પાળવાં. [૨]“પાખંડી, ઇત્યૌદિ દેખાયા છતાં સૂર્યનું દર્શન કીધાથી શુદ્ધ થાયછે. સ્પર્શ થયા છતાં સ્નાન કરી સૂર્યનું દર્શન કીધાથી શુદ્ધ થાયછે. તેઉસાથે ભાષણ-‘પ્રસંગ થાય તો સૂર્યમંડલમાં રેહેનાર નારાયણનું ચિંતન કરવું.” ઇત્યાદિક પ્રાયશ્ચિત્ત જાણવું. ઉપવાસને દિવસે શ્રાદ્ધ આવે તો શ્રાદ્ધ કરિ શેષ બચેલું સઘલું અન્ન એક પાત્રમાં મૂકી તે સર્વ અન્ન સુંગી તે પાત્ર ગાય ઇત્યાદિકને દેવું. કંદ મૂળ ફળ ઈ-

१ ઇત્યાદિ શબ્દથી રજસ્વલા, ચંડાલ, ધોબી અને સુવાવડી સ્રી ઇત્યાદિકોના શબ્દનું શ્રવણ તથા એમની સાથે સંભાષણનું વર્જન અને એમના સ્પર્શનું વર્જન ઇત્યાદિક જાણવાં.

૨ ઇત્યાદિ શબ્દથી ચંડાલ રજસ્વલા ઇત્યાદિક દેખાયા છતાં.

ત્યાદિક કાંઇએક ભક્ષણ કરી ગૌણ પક્ષથી ઉપવાસ કરવાવાળો હોય તેણે તે કંદ મૂળ ફળ પિતૃઠેકાણે બેઠેલા બ્રાહ્મણનાં પાત્રમાં પરીસતાં શેષ બચે તે ભક્ષણ કરવું. "હે રાજા જ્યારે એકાદશીને દિવસે શ્રાદ્ધદિવસ આવે ત્યારે તે દિવસ છોડી દ્વાદશીને દિવસે શ્રાદ્ધ કરવું." ઇત્યાદિક વચનો જેપ્રમાણે આચાર હોય તેપ્રમાણે વૈષ્ણવપર સમજવાં. વૈષ્ણવોએ સોલ મહાલય શ્રાદ્ધ કરવાં હોય તો તેણે "**एकादश्यधिकरणकं द्वादश्यधिकरणकंच महालयं तंत्रेण करिष्ये,**" એવો સંકલ્પ કરી બન્ને મહાલય દ્વાદશીને દિવસે કરવાં. કામ્ય ઉપવાસને દિવસે સૂતક પ્રાપ્ત થયું હોય તો શારીરક (ઉપવાસ આદિક) નિયમ પોતે કરી સૂતકનિવૃત્તિ થયા પછી પૂજા, દાન, બ્રાહ્મણભોજન ઇત્યાદિક કરવાં. નિત્યોપવાસવિષે સૂતક પ્રાપ્ત થાય તો સ્નાન કરી વિષ્ણુને નમસ્કાર કરવો અને નિરાહારાદિક નિયમ પોતે કરી પૂજા ઇત્યાદિક કર્મ બ્રાહ્મણદ્વારાએ કરાવવું. દાનાદિકનો લોપ કરવો. સૂતકસમાપ્તિ પછી તે કરવાની ફરી જરૂર નથી. એપ્રમાણે રજસ્વલાદિક દોષ છતાં પણ જાણવું. દ્વાદશીને દિવસે પ્રાતઃકાળમાં નિત્યપૂજા કરી પરમાત્માને વ્રત સમર્પણ કરવું. તેનો મંત્ર;—"**अज्ञानतिमिरांधस्य व्रतेनानेन केशव ॥ प्रसीद सुमुखो नाथ ज्ञानदृष्टिप्रदोभव.**" દશમ આદિ ત્રણ દિવસમાં કહેલા નિયમોનો ભંગ થાય, વા દિવસે નિદ્રા, વારંવાર જલપાન, વા મિથ્યાભાષણ, ઇત્યાદિકમાંથી જે જે નિયમભંગ થાય તો તેના તેના ઉદ્દેશવડે નારાયણના અષ્ટાક્ષર મંત્રનો અષ્ટોત્તરશત (૧૦૮) જપ કરવો. અલ્પ દોષ હોય તો નામમંત્રનો ત્રણસો જપ કરવો. રજસ્વલા, ચંડાલ, ધોબી, સુવાવડી સ્ત્રી, ઇત્યાદિકના શબ્દ વ્રતમાં સંભલાય તો (૧૦૦૮) ગાયત્રીજપ કરવો. અને ત્યારપછી નૈવેદ્ય તથા તુળસી સહિત અન્નવડે પારણા કરવી. પારણાનાં ભોજનમાં આમલાં ભક્ષણ કરે તો ચંડાલાદિકસાથે સંભાષણ કરવાનો દોષ દૂર થાયછે. દ્વાદશીનું ઉલ્લંઘન થાય તો મ્હોટો દોષ છે માટે પારણા બારસમાંજ કરવી. બારસ થોડી હોય તો સૂર્યોદયથી મધ્યાન્હકાળલગીનાં સઘળાં કર્મ પાછલી રાત્રમાં અપકર્ષ કરી (પછિ કરવાનાં કર્મ પ્રથમજ કરવાં) કરી લેવાં. અગ્નિહોત્ર હોમનો અપકર્ષ કરવો નહી, એમ કેટલાએક ગ્રંથકાર કેહેછે. "રાત્રિએ શ્રાદ્ધ કરવું નહી" એવો નિષેધ છે માટે શ્રાદ્ધનો પણ અપકર્ષ કરવો નહી. અતિસંકટ, શ્રાદ્ધ, પ્રદોષાદિવ્રત, એવે સમયે તીર્થનાં જલવડે પારણા કરવી. બારસ અધિક હોય તો **હરિવાસર** નામનો બારસનો પ્રથમ ચતુર્થાંશ છોડી પારણા કરવી. કલામાત્ર (એક પલનો તૃતીયાંશ) પણ બારસ ન હોય તો તેરસમાં પારણા કરવી; મધ્યાન્હકાળથી અધિક બારસ હોય તો પ્રાતઃકાળથી કરી છ ઘડીમાંજ પારણા કરવી; મધ્યાન્હથી પ્રથમ કરવી નહી, એમ ઘણાએક ગ્રંથકાર કેહેછે. જુદાં જુદાં કર્મોનો જુદો જુદો સમય છે તેનો બાધ થાય માટે અપરાન્હકાલેજ પારણા કરવી, એમ પણ કેટલાએક કેહેછે. સઘળાં માસોમાં શુક્લપક્ષ અથવા કૃષ્ણપક્ષની બારસને દિવસે શ્રવણ નક્ષત્રનો યોગ હોય તો શક્તિમાન્ મનુષ્યે એકાદશી અને દ્વાદશી એ બન્ને દિવસે ઉપવાસ કરવા. અશક્ત મનુષ્યે એકાદશીને દિવસે ફળાહાર ઇત્યાદિ ગૌણ પક્ષ માની શ્રવણદ્વાદશીનો ઉપવાસ ક-

રવો. **વિષ્ણુશૃંખલ** યોગ હોય તો એકાદશીને દિવસેજ શ્રવણદ્વાદશીનો ઉપવાસ કરી શ્રવણયોગરહિત બારસને દિવસે પારણા કરવી. બારસ શ્રવણથી કમતી હોય તો, બારસનું ઉલ્લંઘન થવાથી મહાદોષ થાયછે માટે શ્રવણયુક્ત બારસમાંજ પારણા કરવી. **વિષ્ણુશૃંખલયોગાદિકનો** નિર્ણય ભાદ્રપદ માસમાંની શ્રવણદ્વાદશીના પ્રસંગમાં કેહેવાશે. દિવસે નિદ્રા, પરાન્નભોજન, બીજી વખત ભોજન, મૈથુન, મધ, કાંસાંનાં પાત્રમાં ભોજન, માંસ, તેલ, એ આઠ પદાર્થ બારસને દિવસે વર્જ્ય કરવા. જુગાર, ક્રોધ, ચણા, કોદ્રુ, અડદ, તિલનો ખળ, મસૂર, નેત્રમાં કાજલ નાખવું, જુઠું બોલવું, લોભ, મેહેનત, પરદેશ જવું, ભાર ઉપાડવો, ભણવું, તાંબૂલ ઇત્યાદિ વર્જ્ય કરવાં. આ સઘળા નિયમો કામ્યવ્રતમાં અવશ્ય પાળવા. નિત્યવ્રતમાં તો, "શક્તિમાન્ પુરૂષે વિશેષેકરી નિયમ પાળવા." "વિશેષ નિયમો માટે જે અશક્ત હોય તો અહોરાત્ર (આઠ પોહોર) ઉપવાસ કરવો. ઇંદ્રિયોનો નિગ્રહ કરી, શ્રદ્ધાયુક્ત, વિષ્ણુતત્પર થઇ એકાદશીને દિવસે ઉપવાસ કરે તો પાપથકી મુક્ત થાયછે, એમાં સંશય નથી. બીજાને 'ભોજન કર' એમ જે કેહેછે અથવા ભોજન કરેછે તે બન્ને નરકમાં જવાવાલાં થાયછે. એકાદશી વ્રત કરવાથી સંપત્તિ વિષ્ણુસાયુજ્ય એ પ્રાપ્ત થાયછે." આપ્રમાણે એકાદશી વ્રતનો નિર્ણય કહ્યો. બીજાં કર્મો માટે એકાદશી લેવી તે દ્વાદશીયુક્તાજ લેવી. **ઇતિ એકાદશીનિર્ણયોદ્દેશઃ સપ્તદશઃ ॥ ૧૭ ॥**

---

**द्वादशीत्वेकादशीविद्धाग्राह्या अथअष्टौमहाद्वादश्यः शुद्धाधिकैकादशीयुक्ताद्वादशी उन्मीलनीसंज्ञा द्वादश्येवशुद्धाधिकावर्धतेसावंजुली सूर्योदयेएकादशीततःक्षयगामिनी द्वादशीद्वितीयसूर्योदयेत्रयोदशीएवमेकाहोरात्रेतिथित्रयस्पर्शात्त्रिस्पर्शासंज्ञाद्वादशी दर्शस्यपौर्णमास्यावायदादिनवृद्धिस्तदापक्षवर्धिनीसंज्ञा पुष्यर्क्षयुताजया श्रवणयुताविजया पुनर्वसुयुताजयंती रोहिणीयुतापापनाशिनी एताःपापक्षयमुक्तिकामउपवसेत् श्रवणयुतातुएकादशीवन्नित्या एतास्वष्टसुएकादशीद्वादश्योरेकत्वेतंत्रेणोपवासः पार्थक्येशक्तस्योपवासद्वयं यस्त्वारब्धव्रतद्वयउपवासद्वयाशक्तश्चतस्यद्वादशीसमुपोषणात्व्रतद्वयपुण्यलाभः तत्रश्रवणर्क्षयोगोमुहूर्तमात्रोपिग्राह्यः पुष्यादियोगःसूर्योदयमारभ्यास्तमयपर्यंतश्चेदुपवासः पारणंतुतिथिनक्षत्रसंयोगोपोषणेउभयतांतेन्यतरांतेवेतिसर्वसामान्यनिर्णयः ॥ इतिद्वादशीनिर्णयोद्देशः ॥ १८ ॥**

## હવે બારસનો નિર્ણય કેહેછે.

**બારસ** તો, એકાદશીવડે વિદ્ધ હોય તે લેવી. આઠ મહાદ્વાદશી છે—૧ શુદ્ધાધિકએકાદશીયુક્ત જે દ્વાદશી તેનું **ઉન્મીલની** એવું નામ છે. ૨ શુદ્ધાધિકદ્વાદશીજ બચેછે તે **વંજુલી.** ૩ સૂર્યોદયમાં એકાદશી, પછી ક્ષયગામિની બારસ, અને બીજે દિવસે સૂર્યોદયમાં તેરસ, એપ્રમાણે એક દિવસ રાત્રમાં ત્રણ તિથિનો સ્પર્શ થાય માટે તે દ્વાદશી **ત્રિસ્પર્શા** નામની. ૪ અમાસની અથવા પૂનમની જ્યારે દિન વૃદ્ધિ થાય ત્યારે **પક્ષવર્ધિની** દ્વાદશી. ૫ પુષ્પનક્ષત્ર યુક્ત જે તે **જયા.** ૬ શ્રવણયુક્ત

**તે વિજયા.** ૭ પુનર્વસુયુક્ત તે **જયંતી.** ૮ રોહિણીયુક્ત તે **પાપનાશિની.** પાપક્ષય અને મુક્તિ એની ઇચ્છા કરનારે આ આઠ દ્વાદશીના ઉપવાસ કરવા. શ્રવણ નક્ષત્રયુક્ત જે દ્વાદશી તે એકાદશીપ્રમાણે નિત્ય છે. આ આઠ દ્વાદશીમાંથી એકાદશી અને બારસ એ બન્ને એક દિવસે આવે તો એકતંત્રે ઉપવાસ કરવો. જુદી જુદી બન્ને દિવસે આવે તો સામર્થ્યવાલે બે ઉપવાસ કરવા. જો બે વ્રતનો પ્રથમ આરંભ કર્યો અને બે ઉપવાસ કરવાની શક્તિ ન હોય તો દ્વાદશીનો ઉપવાસ કરવાથી બે વ્રતનું પુણ્ય પ્રાપ્ત થાયછે. તે ઉપવાસમાં શ્રવણ નક્ષત્રનો યોગ બે ઘડી હોય તો પણ લેવો. પુષ્પ, પુનર્વસુ અને રોહિણી એ નક્ષત્રનો યોગ સૂર્યોદયથી અસ્તલગી હોય તો ઉપવાસમાં લેવો. પારણા કરવી તે તિથિ અને નક્ષત્રના સંયોગસંબંધી ઉપવાસ હોય તો બન્નેને (તિથિ, નક્ષત્રને) અંતે અથવા બેમાંથી એકને અંતે કરવી. એ સર્વત્ર સામાન્ય નિયમ જાણવો. **ઇતિ દ્વાદશીનિર્ણયોદ્દેશ અષ્ટાદશઃ ॥ ૧૮ ॥**

---

त्रयोदशीशुक्लापूर्वाकृष्णोत्तरा शनिवारादियुक्तांकांचिच्छुक्लत्रयोदशीमारभ्यसंवत्सरपर्यंतंप्रतिपक्षंत्रयोदशीषुशनिवारयुक्तास्वेवचतुर्विंशतिशुक्लत्रयोदशीषुवाकर्तव्यंयत्प्रदोषसमये शिवपूजानक्तभोजनात्मकंप्रदोषव्रतंतत्रसूर्यास्तमयोत्तरत्रिमुहूर्तात्मकप्रदोषव्यापिनीत्रयोदशीग्राह्या दिनद्वयेप्रदोषव्याप्तौसाम्येनतदेकदेशस्पर्शेवाउत्तरा वैषम्येणैकदेशस्पर्शेतदाधिक्यवतीपूर्वापिग्राह्या यदिदेवपूजाभोजनपर्याप्तंतदाधिक्यंलभ्येत नोचेत्साम्यपक्षवदुत्तरैव उभयत्रसर्वथाव्याप्त्यभावेपिपरैव ॥ इतित्रयोदशीनिर्णयोद्देशः ॥ १९ ॥

## હવે ત્રયોદશીનો નિર્ણય કેહેછે.

શુક્લપક્ષમાં તેરસ પ્રથમ દિવસની લેવી. કૃષ્ણપક્ષમાં તેરસ બીજા દિવસની લેવી. શનિવાર ઇત્યાદિયુક્ત કોઇએક તેરસથી આરંભ કરી એક વર્ષ લગી દરએક પક્ષની તેરસે અથવા શનિવારયુક્ત ચોવીસ શુક્લપક્ષનીજ.તેરસને દિવસે કરવાનું જે પ્રદોષસમયે શિવપૂજા, નક્તભોજનરૂપ વ્રત તે વ્રતમાં સૂર્યાસ્તપછી છ ઘડી જે પ્રદોષકાળ તે કાળમાં વ્યાપિની તેરસ હોય તે લેવી. બન્ને દિવસે પ્રદોષકાળવ્યાપ્તિ હોય અથવા બન્ને દિવસે સરખી પ્રદોષકાળમાં એકદેશવ્યાપ્તિ હોય ત્યારે પાછલનીજ લેવી. બન્ને દિવસે વિષમ એકદેશવ્યાપ્તિ હોય અને દેવપૂજા, ભોજન એ,[1] તે એકદેશવ્યાપ્તિમાં થૈ શકે એટલી અધિક મળે તો પ્રથમનીપણ લેવી, તેવી ન મલે તો સામ્ય પક્ષપ્રમાણે પાછલનીજ લેવી. બન્ને દિવસે બિલકુલ વ્યાપ્તિ ન હોય તોપણ પાછલનીજ લેવી. **ઇતિ ત્રયોદશીનિર્ણયોદ્દેશ એકોનવિંશતિતમઃ ॥ ૧૯ ॥**

---

चतुर्दशीतुशुक्लापराकृष्णापूर्वा यत्तुप्रतिमासंकृष्णचतुर्दश्यांशिवरात्रिव्रतंकाम्यमनुष्ठीयते तत्रमहाशिवरात्रिवन्निशीथव्यापिन्येवग्राह्या उभयत्रनिशीथव्याप्तौपरा प्रदोषव्याप्तेराधि

---

१ अत्रपक्षेदिनाष्टमभागेपूजनभोजनंकर्तव्यमितिनक्तनिर्णयेउक्तम्.

૨ એ પક્ષમાં, દિવસના આઠમા ભાગમાં પૂજન, ભોજન કરવું એરીતે નક્તના નિર્ણમાં કહ્યું છે.

क्यात् कैश्चित्प्रदोषमात्रव्यापिनीगृह्यते तत्रमूलंचिंत्यं यत्तुचतुर्दश्यांदिवाभोजननिषेधएव नित्यत्वात्पाल्यतेतत्रभोजनकालव्यापिनींचतुर्दशींत्यक्त्वात्रयोदश्यांपंचदश्यांभोक्तव्यं ॥ शिवरात्रिव्रतिभिस्तुचतुर्दश्यामेवपारणाकर्तव्या नतत्रचतुर्दश्यष्टमीदिवेतिभोजननिषेधप्राप्तिः विधिप्राप्तेनिषेधाप्रवेशात् ॥ इतिचतुर्दशीनिर्णयोद्देशः ॥ २० ॥

## હવે ચતુર્દશીનો નિર્ણય કેહેછે.

શુક્લપક્ષમાં ચૌદસ બીજા દિવસની લેવી. કૃષ્ણપક્ષમાં પ્રથમ દિવસની લેવી. દરએક મહિનાની વદ ચૌદસને દિવસે કામનાથી જે શિવરાત્રિવ્રત કરેછે તેમાં મહાશિવરાત્રિપ્રમાણે મધ્યરાત્રવ્યાપિનીજ લેવી. બન્ને દિવસે મધ્યરાત્રવ્યાપ્તિ હોય તો પ્રદોષવ્યાપ્તિ અધિક છે માટે બીજા દિવસની લેવી. કેટલાએક (કૌસ્તુભાદિક ગ્રંથકર્ત્તાઓ) પ્રદોષમાત્રવ્યાપિની ગ્રહણ કરેછે; પરંતુ તેમાં મૂળ શું ? તે વિચાર કરવો. જ્યહાં ચૌદશને દિવસે દિવસે ભોજનનો નિષેધ નિત્ય છે માટે પાળવામાં આવે છે ત્યહાં ભોજનકાળવ્યાપિની ચૌદશ છોડી તેરસમાં અને પૂનમમાં ભોજન કરવું. શિવરાત્રિવ્રત કરનારાઓએ તો ચૌદશમાંજ પારણા કરવી. વિધિવડે જે પ્રાપ્ત તેમાં નિષેધ પ્રવર્ત્તી શકતો નથી, માટે "ચૌદશ અને આઠમને દિવસે દિવસે ભોજન-નિષેધ," એરીતે જે દિવસે ભોજનનો નિષેધ તે આ પારણામાટે નથી. ઇતિ ચતુર્દશીનિર્ણયોદ્દેશો વિંશતિતમઃ ॥ ૨૦ ॥

---

पूर्णमास्यमावास्येतुसावित्रीव्रतंविनापरेग्राह्ये यत्तुकैश्चिच्छ्रावणीहुताशनीपौर्णमास्योः कुलधर्मादौपूर्वविद्धयोर्ग्राह्यत्वोक्तेःसर्वापौर्णमासीकुलधर्मादौपूर्वागृह्यतेतत्रमूलंमृग्यं अष्टादशनाडिकातोन्यूनचतुर्दशीसत्त्वेताद्दशचतुर्दशीवेधस्यभूतोष्टादशनाडीभिरितिवचनात्अदूषकत्वप्रतीतेरस्तुवाताद्दशस्थलेकुलधर्मेपूर्वत्रग्राह्यत्वं अष्टादशनाडिकाधिकचतुर्दशीवेधेतुपूर्वविद्धापौर्णमासीनग्राह्येतिमेप्रतिभाति अमावास्याभौमसोमवारयुतास्नानदानादौमहापुण्या एवंभानुयुतासप्तमी भौमयुताचतुर्थी यत्तुसोमयुतामावास्यायामश्वत्थपूजाद्यात्मकंसोमवतीव्रतमनुष्ठीयतेतत्रअपराण्हपर्यंतंमुहूर्तमात्रयोगेपिव्रतंकार्यं दिनांतेषट्घटिकात्मकसायान्हेयोगेरात्रियोगेचनकार्यमितिशिष्टाचारः यतीनांक्षौरादौउदयेत्रिमुहूर्तव्यापिनीपौर्णमासीग्राह्या तृतीयमुहूर्तस्पर्शाभावेचतुर्दशीयुता ॥ इतिपंचदशीनिर्णयोद्देशः ॥ २१ ॥

## હવે પૂનમ અને અમાસ એનો નિર્ણય કેહેછે.

સાવિત્રીવ્રતવિના પૂનમ અને અમાસ બીજા દિવસની હોય તે લેવી. શ્રાવણની પૂનમ, અને ફાગણની પૂનમ કુળધર્મ ઇત્યાદિકમાટે પૂર્વવિદ્ધા લેવાનું કહ્યું છે તેથી કેટલાએક ગ્રંથકાર સઘળી પૂનમ કુળધર્માદિકમાટે પ્રથમનીજ લેછે, પરંતુ તેમાં મૂળ શું ? તે શોધન કરવું. ચૌદશ અઢાર ઘડીથી ઓછી હોય તો ("ચૌદશ અઢાર ઘડીવડે પૂનમને દૂષિત કરેછે" એવાં વચન છે માટે ચૌદશના વેધનો દોષ નથી એમ છે તેથી તેવાં સ્થળમાં કુળધર્માદિકમાટે પ્રથમ દિવસની લેવી. પરંતુ

અઢાર ઘડીકરતાં અધિક ચૌદશનો વેધ હોય તો પ્રથમની તિથિવડે વિદ્ધ એવી પૂનમ લેવી નહી, એમ મને ભાસેછે. અમાસને દિવસે ભૌમવાર અથવા સોમવાર એવો યોગ આવ્યો હોય તો સ્નાન દાનાદિકમાટે મહાપુન્યકારક છે. એવીજ રીતે રવિવારે સાતમ, ભૌમયુક્ત ચોથ જાણવી. સોમવારયુક્ત અમાસને દિવસે અશ્વત્થ (પીપલો) પૂજાદિરૂપ જે સોમવતીવ્રત કરેછે તેમાટે અપરાન્હકાળલગીમાં જો બે ઘડી અમાસનો યોગ હોય તો પણ વ્રત કરવું. દિવસની છેલી છ ઘડી સાયાન્હકાળ તેમાં, અને રાત્રિએ યોગ હોય તો ન કરવું, એવો શિષ્ટાચાર છે. સંન્યાસિઓએ ક્ષૌરાદિક કર્મમાટે સૂર્યોદયકાળમાં ત્રિમુહૂર્ત્ત (છ ઘડી) વ્યાપિની હોય તે પૂનમ લેવી. ત્રીજાં મુહૂર્ત્તને સ્પર્શ કરતી ન હોય તો ચતુર્દશીયુક્ત લેવી. **ઇતિ પૂર્ણિમાનિર્ણયોદ્દેશ એકવિંશતિતમઃ ॥ ૨૧ ॥**

---

**अथेष्टिकालः पक्षांताउपवस्तव्याःपक्षाद्यायष्टव्याः उपवासोऽन्वाधानाख्यंकर्म पर्वणोयश्चतुर्थांशआद्याःप्रतिपदस्त्रयः यागकालःसविज्ञेयःप्रातरुक्तोमनीषिभिः प्रतिपत्तुर्यचरणेन यष्टव्यमितिस्थितिः तत्रपर्वप्रतिपदोःपूर्णत्वेसंदेहाभावः पर्वण्यन्वाधानस्योत्तरदिनेयागस्ययथोक्तकाललाभात् पर्वणःखंडत्वेतुपर्वापेक्षयाप्रतिपदोर्‍हासवृद्धिघटिकागणयित्वातदर्धंर्‍हासे पर्वणिवियोज्यवृद्धौसंयोज्यसंधिकालंज्ञात्वान्वाधानादिकालोनिर्णेतव्यःयत्रर्‍हासवृद्धीनस्तस्तत्रयथास्थितःस्पष्टएवसंधिःतत्रसंधिश्चतुर्विधः पूर्वाण्हसंधिर्मध्यान्हसंधीरपराण्हसंधीरात्रिसंधिश्चेति द्वेधाविभक्तदिनस्यपूर्वार्धंपूर्वाण्हःअपरार्धअपराण्हः पूर्वाण्हापराण्हसंधिभूतोघटिकाद्वयात्मकोमुहूर्तोमध्यान्हआवर्त्तनापरपर्यायइतिकौस्तुभे उभयसंधिरेकपलात्मकएवमध्यान्होनतुघटिकाद्वयात्मक इतिप्रायेणेदानींशिष्टाचारः तत्रोक्तरीत्यार्‍हासवृत्त्यर्धवियोजनसंयोजनेननिर्णीतः पर्वप्रतिपदोःसंधिर्यदिपूर्वाण्हेमध्यान्हेवाभवति तदासंधिदिनात्पूर्वदिनेन्वाधानंसंधिदिनेयागः यद्यपराण्हेरात्रौवासंधिस्तदासंधिदिनेन्वाधानंतत्परदिनेयागः अथोदाहरणं पर्वसप्तदशघटीमितंप्रतिपदेकादशघटीमितातत्रषट्घटीमितःप्रतिपत्क्षयस्तदर्धंघटीत्रयंपर्वणिवियोजितंजातःसंधिश्चतुर्दशघटीमितः अयंत्रिंशद्घटीमितेदिनमानेपूर्वाण्हसंधि : ॥ अष्टाविंशतिघटीमितेतुदिनमानेऽयमेवमध्यान्हसंधिः अत्रसंधिदिनेयागः पूर्वदिनेन्वाधानं पर्व १४ प्रतिपत् १९ अत्रपंचघटिकावृद्धिः तदर्धंसार्धघटीद्वयंपर्वणिसंयोजितंजातःसंधिःसार्धषोडशघटीमितः अयंअपराण्हसंधिः अत्रसंधिदिनेन्वाधानंपरेद्युर्यागः ॥**

## હવે ઇષ્ટિકાળનો નિર્ણય કેહેછે.

પક્ષનો છેવટનો કાળ તે ઉપવાસકાળ, અને પક્ષનો આદ્યકાળ તે યજનનો કાળ. **અન્વાધાન**[1] નામનું જે કર્મ તેનુંજ નામ ઉપવાસ છે. "પર્વનો ચોથો ભાગ, અને એકમના પ્રથમ ત્રણ ભાગ મળી જે કાળ તે ઇષ્ટિનો કાળ જાણવો, તે પ્રાતઃકાળ; એ-રીતે પંડિતોએ કહ્યોછે. એકમના ચોથા ચરણમાં યજ્ઞ કરવો નહી એવો નિયમ છે." પર્વને દિવસે અન્વાધાન કરવું અને બીજે દિવસે યજ્ઞ કરવો એરીતે કહેલાં વ-

---

૧ અન્વાધાન એટલે દેવતાઓના ઉદ્દેશથી સમિધ આદિનું અગ્નિમાં અર્પણ કરવું તે.

ખતની સહજ પ્રાપ્તી થાયછે માટે પર્વ અને એકમ સંપૂર્ણ હોય તો તે બાબતમાં સંશય નથી. પર્વ ખંડિત હોય તો પર્વકરતાં એકમની ક્ષય, વૃદ્ધિની ઘડી લેખીને અર્ધ કરવી, એકમનો ક્ષય હોય તો તે અર્ધ કરેલી ઘડી પર્વમાં કમતી કરવી, અને એકમ વધતી હોય તો તે અર્ધ કરેલી ઘડી પર્વમાં મલાવવી અને તે ઉપરથી સંધિકાળ જાણી તે પ્રમાણે અન્વાધાનાદિક કાળનો નિર્ણય કરવો. જ્યહાં ક્ષય વૃદ્ધિ થતી નથી ત્યહાં જે છે તે સંધિ સ્પષ્ટજ છે. સંધિ ચાર પ્રકારનો છે—**પૂર્વાન્હસંધિ, મધ્યાન્હસંધિ, અપરાન્હસંધિ, અને રાત્રિસંધિ** એરીતે ચાર પ્રકારનો છે. દિવસના બે ભાગ કરવા તેમાં દિવસનું જે સૂર્યઉદયથી મધ્યાન્હલગી પ્રથમ અર્ધ તે પૂર્વાન્હકાળ, અને દિવસનો જે પાછલો અર્ધભાગ તે અપરાન્હકાળ. પૂર્વાન્હની છેવટની એક ઘડી અને અપરાન્હની પ્રથમની એક ઘડી મળી સંધિભૂત જે બે ઘટિકા (એક મુહૂર્ત્ત) તે મધ્યાન્હસંધિ, એનુંજ **આવર્ત્તન** એવું બીજું નામ કૌસ્તુભમાં છે. એક પલમાત્ર જે બન્ને તરફનો સંધિ તેજ મધ્યાન્હસંધિ, બે ઘડીનો મધ્યાન્હસંધિ નહી, એવો હાલમાં બહુધા શિષ્ટાચાર છે, માટે પ્રથમ કહેલી રીતિપ્રમાણે ક્ષય અથવા વૃદ્ધિ જેવાં હોય તેપ્રમાણે તેની અર્ધ ઘડી ઓછી કરવી અથવા મિળાવવી અને સંધિનો નિર્ણય કરવો. હવે પર્વ અને પ્રતિપદાનો સંધિ જો પૂર્વાન્હમાં કિંવા મધ્યાન્હમાં થાય તો સંધિદિવસના પ્રથમદિવસે અન્વાધાન કરવું અને સંધિદિવસે યાગ કરવો. અપરાન્હકાળમાં અથવા રાત્રિએ જો સંધિ હોય તો સંધિદિવસે અન્વાધાન અને તેને બીજે દિવસે યાગ કરવો. એ વિષયમાં ઉદાહરણ;—પર્વ ૧૭ઘડી, એકમ ૧૧ ઘડી, ત્યહાં એકમનો ક્ષય ૬ ઘડી, તે ક્ષયનું અર્ધ ૩ ઘડી પર્વમાં કમતી કર્યું ત્યારે ચૌદ ઘડિએ સંધિ થયો, આ ત્રીસ ઘડીનાં દિનમાનમાં પૂર્વાન્હસંધિ થાયછે. અને અઠ્ઠાવીસ ઘડી દિનમાન હોય તો એજ મધ્યાન્હ સંધિ થાયછે. આ દાખલામાં સંધિદિવસે યાગ અને તેથી પ્રથમ દિવસે અન્વાધાન, એ પ્રમાણે કરવું. બીજું ઉદાહરણ;—પર્વ ૧૪ ઘડી, એકમ ૧૯ ઘડી, ઇહાં વૃદ્ધિ ૫ ઘડી, તે વૃદ્ધિનું અર્ધ અઢી ઘડી તે પર્વમાં મિળાવવી ત્યારે સાડીસોળ ઘડી સમયે સંધિ થયો, આ સંધિ (ત્રીસ ઘડીનાં દિનમાનથી) અપરાન્હસંધિ થાયછે, આ દાખલામાં સંધિદિવસે અન્વાધાન અને બીજે દિવસે યાગ કરવો એમ સમઝવું.

---

**अथात्रबालबोधनार्थंप्रकारांतरं सूर्योदयोत्तरंविद्यमानाःपर्वनाडिकाःप्रतिपन्नाडिकाश्चैकीकृताःसत्योयदिदिनमानतोन्यूनास्तदापूर्वाण्हसंधिः यदिदिनमानसमास्तदामध्यान्हसंधिः यदिदिनमानादधिकास्तदापराण्हसंधिरिति इत्थंसूर्योदयोत्तरमनुवर्तमानपर्वप्रतिपदोःक्षयवृद्धिभ्यामेवसंध्यवलोकनमिदानींसर्वत्रशिष्टाचारेषुप्रसिद्धं कौस्तुभादौतुचतुर्दशीदिनस्थाउदयात्पूर्वपर्वणोगतघटिकाउदयादेष्यघटिकाश्चैकीकृत्यैवंप्रतिपदःपूर्वदिनस्थाउत्तरदिनस्थाश्चघटिकाएकीकृत्यपर्वापेक्षयाप्रतिपदोवृद्धिक्षयौज्ञेयौ तद्यथा चतुर्दशी २२ पर्व १७ चतुर्दशीदिनस्थाःपर्वनाडिकाः ३८ उत्तरदिनस्थाः १७ एकीकृत्यजाताः ५५ पर्वदिनस्थाःप्रतिपन्नाड्यः ४३ उत्तरदिनस्थाः ११ एकीकृत्यजाताः ५४ अत्रैकाघटीप्रति**

पत्क्षयस्तदर्धमर्धघटीपर्वणित्रियोजिताजातःसंधिःसार्धषोडशनाड्यः अथमपराण्हसंधिः प्रथममतेत्वत्रपूर्वाण्हसंधिःस्थितः तथाचतुर्दशी २४ पर्व १७ एवंगतनाड्यः ३६ एष्ययोगेजाताः ५३ प्रतिपत् ११ गतैष्ययोगेजाताः ५४ अत्रपूर्वोक्तरीत्याक्षयोदाहरणेएवैकाघटीवृद्धिस्तदर्धसंयोजनेसार्धसप्तदशनाडीमितोऽपराण्हसंधिः एवंचपूर्वमतैतन्मतयोरत्यंतंविरोधः वृद्धिक्षयादिसर्ववैपरीत्यात् अत्रमतेघटीद्वयाधिकावृद्धिःक्षयोवानसंभवतीतिपरेन्हिघटिकान्यूनास्तथैवाभ्यधिकाश्चयाइतिबहुवचनमसंगतमिनिदूषणंपुरुषार्थचिंतामणौद्रष्टव्यं॥

## હવે બાળકોને બોધ થવામાટે બીજો પ્રકાર કેહેછે.

સૂર્યોદયપછીની, પર્વની જે ઘડી હોય તે અને એકમની જે ઘડી હોય તે સઘળી એકઠી મેળવવી. પછી એકઠી કરેલી સઘળી ઘડિઓ દિનમાનકરતાં કમતી હોય તો પૂર્વાન્હસંધિ, દિનમાનની બરોબર હોય તો મધ્યાન્હસંધિ, અને દિનમાનથી અધિક હોય તો અપરાન્હસંધિ, એરીતે સંધિ સમજવા. આ પ્રકારે સૂર્યોદયપછીની પર્વ અને એકમની જે ઘડિઓ તેમના ક્ષય અને વૃદ્ધિ ઉપરથીજ સંધિ જાુએછે અને એજ રીતિ હાલમાં સઘળા શિષ્ટાચારઠેકાણે પ્રસિદ્ધ છે. કૌસ્તુભાદિક ગ્રંથોમાં તો ચૌદશના દિવસની સૂર્યોદયથી પ્રથમની પર્વની ગયેલી ઘડિઓ, અને ઉદય પછીની આવનારી ઘડિઓ એ સઘળી એકઠી કરવી, એપ્રમાણે એકમની પ્રથમ દિવસની ઘડી, અને બીજા દિવસની ઘડી એ સઘળી એકઠી કરવી, અને પર્વકરતાં એકમની વૃદ્ધિ કિંવા ક્ષય જાણવો. દાખલો;—ચૌદસ ૨૨ ઘડી, પર્વ ૧૭ ઘડી; ચૌદસના દિવસની પર્વની ઘડી ૩૮, બીજા દિવસની પર્વની ઘડી ૧૭, એ સઘળી એકઠી કરતાં ૫૫ થઇ. પર્વના દિવસની એકમની ઘડી ૪૩, બીજા દિવસની એકમની ઘડી ૧૧, એ સઘળી એકઠી કરતાં ૫૪ ઘડી થઇ. આ દાખલામાં એકમનો ક્ષય ૧ ઘડી થયો, તેનું અર્ધ અર્ધિ ઘડી પર્વમાં કમતી કરી, ત્યારે સાડીસોળ ઘડીસમયે સંધિ થયો એટલે એ અપરાન્હસંધિ થયો. પ્રથમના મતથકી તો એ દાખલામાં પૂર્વાન્હસંધિ થાયછે. બીજું ઉદાહરણ;—ચૌદસ ૨૪ ઘ૦, પર્વ ૧૭ ઘડી, ગત ઘડી ૩૬ તેમાં આવનારી ઘડી ૧૭ મિલાવતાં ૫૩ ઘડી થઇ. એકમ ૧૧ ઘડી, ગયેલી અને આવનારી એનો મિલાપ કર્યો ત્યારે ૫૪ થઇ. આ ઉદાહરણમાં પ્રથમ કહેલી રીતિપ્રમાણે ક્ષયનાં ઉદાહરણમાંજ એક ઘડી વૃદ્ધિ એનું અર્ધ અર્ધિ ઘડી તે મેળવી ત્યારે સાડીસત્તર ઘડીપ્રમાણે એ અપરાન્હસંધિ થયો. એરીતે પ્રથમના મતના અને આ મતના વૃદ્ધિ, ક્ષય ઇત્યાદિ સર્વ પ્રકાર વિપરીતજ છે તેથી પરસ્પર અત્યંત વિરોધ આવેછે. આ મતમાં બે ઘડીથી અધિક વૃદ્ધિ અથવા ક્ષય સંભવતોજ નથી, તેથી "બીજે દિવસે જે ઘડિઓ ઓછી અથવા વધતી," એરીતે જે વાક્યમાં બહુવચન છે તે બરાબર સંગતિવાર થતું નથી એ દૂષણ પુરૂષાર્થચિંતામણિમાં જોઈ લેવું.

---

अथपौर्णमास्यांविशेषः संगवकालादूर्ध्वंत्रयोदशादिघटीमारभ्यार्धान्हात्पूर्वंसंधौसद्यस्कालापौर्णमासीतस्यांसंधिदिनेएवान्वाधानं यागश्चसद्योनुष्ठेयः इदंपौर्णमास्यांसद्यस्का

लत्वंवैकल्पिकमितिकेचित् अमावास्यायांसर्वत्रद्व्यहकालतैवनकदाचिदपिसद्यस्कालता पूर्ण मास्याममायांचापराण्हसंधौप्रतिपच्चतुर्थपादेयागोनदोषाय अमावास्यायामपराण्हसंधावपि प्रतिपदित्रिमुहूर्ताधिकाद्वितीयाप्रवेशेचंद्रदर्शनसंभवेनचंद्रदर्शनेयागनिषेधादमावास्यायामेवेष्टिश्चतुर्दश्यामन्वाधानंबौधायनादीनां अमावास्यायांसप्तघटीमितप्रातिपदभावेचंद्रदर्शनेपिप्रतिपद्येवबौधायनैरिष्टिःकार्या आश्वलायनापस्तंबादीनांतुचंद्रदर्शननिषेधोनास्तीतिप्रतिपद्येवेष्टिः यत्रसंधिदिनेइष्टिस्तत्रसाप्रतिपद्येवसमापनीयानतुपर्वणि पर्वणियागसमाप्तौपुनर्याग:कर्तव्यः एवमेवस्मार्तेपार्वणस्थालीपाकनिर्णयः केचित्तुस्मार्तेस्थालीपाकःप्रतिपद्येवसमापनीयइतिनियमोनास्ति पूर्वाण्हएवस्थालीपाकंसमाप्यसंधेरूर्ध्वंप्रतिपदिब्राह्मणभोजनमात्रंकार्यं जयंतोपिसंधिसन्निकृष्टेप्रातःकालेएवस्थालीपाकमाहेतिविशेषमाहुः श्रौतेपिब्राह्मणभोजनमात्रंप्रतिपदिकार्यं अन्यत्तंत्रंपूर्वाण्हएवसमापनीयंनप्रतिपदपेक्षेतिपुरुषार्थचिंतामणावुक्तं कात्यायनानांपौर्णमासेष्टिनिर्णयःपूर्वोक्तःसर्वसाधारणएवनतत्रकश्चिद्विशेषः इतिसिंध्वादिबहुग्रंथसंमतंमतं अन्येतुपूर्वाण्हसंधौसंधिदिनेन्वाधानंपरेन्हियागइतिपूर्णमासीविषयेकातीयानांविशेषमाहुः ॥

## હવે પૂનમનો વિશેષ નિર્ણય કેહેછે.

સંગવકાળપછી તેરમી ઘડીથી આરંભી અર્ધ દિવસથી પ્રથમ સંધિ હોય તો તેસમયે પૂનમ હોવાથી પૂનમને દિવસેજ અન્વાધાન કરી તેજ વખતે યજ્ઞ કરવો. પૂનમને દિવસે તરતજ અન્વાધાન અને યાગ કરવાવિષે જે કહ્યું, તેનો વિકલ્પ છે એમ કેટલાએક ગ્રંથકાર કેહેછે. અમાવાસ્યામાં બન્ને દિવસે જુદા જુદાજ કાલ છે, બન્ને કર્મ એક વખતે થતાંજ નથી. પૂનમમાં અને અમાવાસ્યામાં અપરાન્હસંધિ હોય તો એકમના ચોથા ચરણમાં યાગ કરવાથી દોષ નથી. અમાવાસ્યાને દિવસે અપરાન્હસંધિ છતાં પણ એકમને દિવસે છ ઘડીથી અધિક બીજ આવે તો તે દિવસે ચંદ્રદર્શનનો સંભવ છે, અને ચંદ્રદર્શનદિવસે યાગ કરવાનો નિષેધ છે માટે બૌધાયન ઇત્યાદિકોએ ચૌદશને દિવસેજ અન્વાધાન કરી અમાવાસ્યામાંજ ઇષ્ટિ કરવી. અમાસને દિવસે સાત ઘડી એકમ ન હોય તો બીજે દિવસે ચંદ્રદર્શન છતાં પણ બૌધાયનોએ એકમને દિવસેજ ઇષ્ટિ કરવી. આશ્વલાયન અને આપસ્તંબ ઇત્યાદિકોને તો ચંદ્રદર્શનનો નિષેધ નથી માટે તેમણે એકમમાંજ ઇષ્ટિ કરવી. જ્યહાં સંધિદિવસે ઇષ્ટિ પ્રાપ્ત થાય ત્યહાં તે ઇષ્ટિ એકમમાંજ સમાપ્ત કરવી, પર્વમાં સમાપ્ત કરવી નહી. કારણ, પર્વમાં યાગની સમાપ્તિ થાય તો ફરિ યાગ કરવો જોઇએ. એજરીતે સ્માર્તાગ્નિવિષે પાર્વણસ્થાલીપાકનો નિર્ણય જાણવો. કેટલાએક ગ્રંથકારો તો, સ્માર્તાગ્નિવિષે સ્થાલીપાક એકમમાંજ સમાપ્ત કરવો એ નિયમ નથી, ત્યારે પૂર્વાન્હમાંજસ્થાલીપાક સમાપ્ત કરી સંધિ પછી એકમમાં કેવળ બ્રાહ્મણ ભોજનજ કરાવવું, જયંત ગ્રંથકાર પણ સંધિના સમીપનો જે પ્રાતઃકાળ તેમાંજ સ્થાલીપાક કરવો એમ કેહેછે, એવો વિશેષ બતાવેછે. શ્રૌતકર્મમાં પણ એકમમાં કેવલ બ્રાહ્મણભોજન કરાવવું, બીજું સઘળું કર્મ પૂર્વાન્હમાંજ સમાપ્ત કરવું, એમાં

એકમની ગરજ નથી એરીતે **પુરૂષાર્થચિંતામણી**માં કહેલું છે. કાત્યાયનોનો પૂનમની ઇષ્ટિવિષયનો નિર્ણય, પ્રથમ સર્વેને સાધારણપણાંથી કહેલો છે તેજ જાણવો, એમાં જુદો વિશેષ નિર્ણય નથી એવો નિર્ણયસિંધુઆદિ પુષ્કળ ગ્રંથોમાં માનેલું મત છે. બીજા ગ્રંથકારો તો, પૂર્વાન્હસંધિમાં સંધિને દિવસે અન્વાધાન કરવુ અને બીજે દિવસે યાગ કરવો એરીતે પૂનમમાટે કાત્યાયનોનો વિશેષ નિર્ણય કેહેછે.

---

अथामावास्यायांकातीयानांविशेषः अमाविषयेत्रेधाविभक्तादिनस्यप्रथमोभागःपूर्वाण्हः द्वितीयोभागोमध्यान्हः तृतीयोभागोपराण्हः तत्ररात्रिसंधौप्रतिपद्दिनेचंद्रदर्शनेसत्यपिपरेषामिवकातीयानामपिसंधिदिनेपिंडपितृयज्ञोन्वाधानंचपरदिनेचेष्टिरितिनिर्विवादं पूर्वाण्हे दिनद्वितीयभागाख्यमध्यान्हेचसंधौसंधिपूर्वदिनेन्वाधानपिंडपितृयज्ञौसंधिदिनेचेष्टिः तदांच चतुर्दशीदिनेऽमावास्यायादिनतृतीयभागाख्यापराण्हेयदिपूर्णव्याप्तिस्तर्हिअमायुक्तेपराण्हे पिंडपितृयज्ञइतिनसंदेहः इतितृतीयभागाख्यापराण्हांत्यभागेपराण्हैकदेशेमावास्याव्याप्तिस्तर्ह्यमावास्यायांप्राप्तायांपिंडपितृयज्ञोनचतुर्दश्यामित्येकःपक्षः चतुर्दश्यंतेभागेपिंडपितृयज्ञश्चंद्रस्यपरमक्षीणत्वादित्यपरःपक्षः अथापराण्हसंधौचत्वारःपक्षाः संधिदिनेएवदिनतृतीयभागाख्यापराण्हेमायाःपूर्णव्याप्तिरितिप्रथमःपक्षः यथाचतुर्दशी २९ अमा ३० प्रतिपत् २९ दिनमानंचत्रिंशत् ३० अत्रसंधिदिनेन्वाधानपितृयज्ञौपरादिनेयागः सांधिपूर्वदिने एवोक्तापराण्हेमायाःपूर्णव्याप्तिरितिद्वितीयःपक्षः यथाचतुर्दशी २० अमा २२ प्रतिपत् २४ दिनं ३० अत्रसंधिदिनात्परदिनेमुहूर्तत्रयात्मकप्रातःकालेप्रतिपत्पादत्रयावच्छिन्नयागकाललाभात्संधिदिनेन्वाधानपितृयागौप्रतिपदिचेष्टिरितिकौस्तुभमतं त्रिमुहूर्ताद्वितीयाचेत्प्रतिपद्यापराण्हिकी अन्वाधानंचतुर्दश्यांपरतःसोमदर्शनादितिवचनाच्चतुर्दश्यांपिंडपितृयज्ञोपवासौसंधिदिनेचेष्टिरितिपरमतं अथापरंद्वितीयपक्षोदाहरणं चतुर्दशी १८ अमा १८ प्रतिपत् १९ दिनं २७ अत्रप्रतिपद्दिनेप्रातःपादत्रयावच्छिन्नयागकालाभावात्संधिदिने एवसर्वमतेकात्यायनानामिष्टिः पूर्वदिनेपिंडपितृयज्ञोपवासौ अथदिनद्वयेसाम्येनवैषम्येणवैकदेशव्याप्तिरितितृतीयःपक्षः यथाचतुर्दशी २५ अमा २५ प्रतिपत् २४ दिनमानं ३० इयं साम्येनापराण्हव्याप्तिः अत्रकौस्तुभमतपरमतोक्तरीत्याद्वेधानिर्णयः यथावाचतुर्दशी २५ अमा २० प्रतिपत् १७ दिनं २७ इयमपिसाम्येनैकदेशव्याप्तिः अत्रसर्वमतेसंधिदिनेएवकातीयेष्टिः पूर्वदिनेचपिंडपितृयज्ञोपवासौ अथवैषम्येणैकदेशव्याप्तिः चतुर्दशी २५ अमा २३ प्रतिपत् २३ दिनं ३० अत्रापिपूर्वोक्तमतद्वयेनद्वेधानिर्णयोज्ञेयः यथावाचतुर्दशी २५ अमा २२ प्रतिपत् १८ दिनं ३० इयमपिवैषम्येणैकदेशव्याप्तिः अत्रापिसर्वमतेसंधिदिनेकातीयेष्टिश्चतुर्दश्यामुपवासपिंडपितृयज्ञौ यथावाचतुर्दशी २५ अमा २७ प्रतिपत् २९ दिनं ३० अत्रसंधिदिनेन्वाधानयागौप्रतिपदीष्टिः संधिदिनेएवैकदेशव्याप्तिरितिचतुर्थःपक्षः यथाचतुर्दशी ३१ अमा २६ प्रतिपत् २३ दिनं ३० यथावाचतुर्दशी २८ अमा २२ प्रतिपत् १७ दिनं २७ अत्रोभयत्रापिसंधिदिनेएवपिंडपितृयज्ञान्वाधानेयागस्तुपरेन्हिप्रतिपदि एवंचकात्यायनमतेपिसर्वत्रोदाहरणेचंद्रदर्शननिषेधप्रतिपालनं

नसंभवति किंतुकुत्रचिन्निषेधादरात्पूर्वत्रयागादिकंकचित्तुचंद्रदर्शनवत्येवादिने एवंपिंडपि
तृयज्ञोपीतिध्येयं दर्शश्राद्धार्थममावास्यानिर्णयःसर्वसाधारणोग्रेपृथगेववक्ष्यते ॥

## હવે કાત્યાયનોનો અમાવાસ્યામાટે વિશેષ નિર્ણય કેહેછે.

અમાવાસ્યામાટે દિનમાનના ત્રણ ભાગ કરવા. પ્રથમ ભાગ તે પૂર્વાન્હ, બીજો
ભાગ તે મધ્યાન્હ, ત્રીજો ભાગ તે અપરાન્હ, એરીતે ભાગ સમઝવા. તેમાં રાત્રિ-
સંધિ હોય ને એકમને દિવસે ચંદ્રદર્શન હોય તોપણ બીજાઓની રીતેજ કાત્યાયનો-
એપણ સંધિદિવસે પિંડપિતૃયજ્ઞ, અને અન્વાધાન એ કરી બીજે દિવસે ઇષ્ટિ કરવી
એવો વાદરહિત નિર્ણય છે. પૂર્વાન્હમાં અને દિવસનો બીજો ભાગ મધ્યાન્હકાળ
તેમાં સંધિ હોય તો સંધિના પ્રથમ દિવસે અન્વાધાન અને પિંડપિતૃયજ્ઞ૦ કરી
સંધિદિવસે ઈષ્ટિ કરવી. અને તે ચૌદસને દિવસે, દિવસનો ત્રીજો ભાગ અ-
પરાન્હકાળ તે વખતે અમાસની પૂર્ણ વ્યાપ્તિ હોય તો અમાવાસ્યાયુક્ત જે અપરા-
ન્હકાળ તેમાં પિંડપિતૃયજ્ઞ કરવા, એમાં સંશય નથી. એરીતે ત્રીજો ભાગ તે અ-
પરાન્હકાળ તેનો છેવટનો ભાગ જે અપરાન્હનો એકદેશ તેમાં અમાસની વ્યાપ્તિ
હોય તો અમાવાસ્યા પ્રાપ્ત થયાપછી તેમાંજ પિંડપિતૃયજ્ઞ કરવા, ચૌદશમાં કરવા
નહી એ **એકપક્ષ**, તે વખતે ચંદ્ર અત્યંત ક્ષીણ છે માટે ચૌદશના છેવટના ભા-
ગમાં પિંડપિતૃયજ્ઞ કરવા, એ **બીજોપક્ષ**, હવે અપરાન્હસંધિમાં ચાર પક્ષ છે; સંધિ-
દિવસેજ દિવસનો ત્રીજો ભાગ જે અપરાન્હકાળ તેમાં અમાવાસ્યાની સંપૂર્ણ-
વ્યાપ્તિ હોય એ **પ્રથમ પક્ષ**—દાખલો;—ચૌદશ ૨૯ ઘ૦, અમાસ ૩૦ ઘ૦, એકમ
૨૯ ઘ૦, દિનમાન ૩૦ ઘ૦, એ દાખલામાં સંધિદિવસે અન્વાધાન અને પિંડ-
પિતૃયજ્ઞ કરવા, તથા બીજે દિવસે યાગ કરવો. સંધિના પ્રથમ દિવસેજ કહેલા
અપરાન્હકાળમાં અમાસની પૂર્ણવ્યાપ્તિ હોય એ **બીજો પક્ષ**—દાખલો;—ચૌદશ
૨૦ ઘ૦, અમાસ ૨૨ ઘ૦, એકમ ૨૪ ઘ૦, દિનમાન ૩૦ ઘ૦, આ દાખલામાં
સંધિદિવસને બીજે દિવસેં છ ઘડી જે પ્રાતઃકાળ તેમાં એકમના ત્રણ ચરણલગી
યજ્ઞકાળ મલેછે માટે સંધિદિવસે અન્વાધાન અને પિંડપિતૃયજ્ઞ કરવા, અને
એકમને દિવસે ઇષ્ટિ કરવી, એમ કૌસ્તુભનું મત છે. "એકમને દિવસે અપરા-
ન્હકાળમાં છ ઘડી બીજ હોય તો બીજે દિવસે ચંદ્રદર્શન થાય માટે ચૌદશને દિ-
વસે અન્વાધાન કરવું," એ વચન છે તેથી ચૌદશને દિવસે પિંડપિતૃયજ્ઞ અને અ-
ન્વાધાન એ કરવાં, અને સંધિદિવસે ઇષ્ટિ કરવી એવું બીજા ગ્રંથકારોનું મત છે.
હવે બીજા પક્ષનું બીજું ઉદાહરણ કેહેછે;—ચૌદશ ૧૮ ઘ૦, અમાસ ૧૮ ઘ૦, એકમ
૧૯ ઘ૦, દિનમાન ૨૭ ઘ૦, એ ઉદાહરણમાં એકમને દિવસે પ્રાતઃકાળમાં એક-
મના ત્રણ ચરણ જે યજ્ઞકાળ તે આવતો નથી માટે સઘળાઓને મતે સંધિદિવસેજ
કાત્યાયનોએ ઇષ્ટિ કરવી, તેમ પ્રથમ દિવસે પિંડપિતૃયજ્ઞ અને અન્વાધાન કરવાં
હવે બન્ને દિવસે બરોબર અથવા ઓછી વધતી એકદેશવ્યાપ્તિ હોય એ **ત્રીજો પક્ષ**—
ઉદાહરણ;—ચૌદશ ૨૫ ઘ૦, અમાસ ૨૫ ઘ૦, એકમ ૨૪ ઘ૦, દિનમાન ૩૦ ઘ૦,

એ સરખી અપરાન્હવ્યાપ્તિ આવેછે, એ દાખલામાં કૌસ્તુભને મતે, અને બીજા-ઓને મતે એનો પ્રથમ કહેલી રીતિપ્રમાણે બે પ્રકારનો નિર્ણય થાયછે—બીજું ઉદાહરણ;—ચૌદશ ૨૫ ધ૦, અમાસ ૨૦ ધ૦, એકમ ૧૭ ધ૦, દિનમાન ૨૭ ધ૦, એપણ સરખી એકદેશવ્યાપ્તિ આવેછે, એ ઉદાહરણમાં સર્વના મતથી સંધિદિવસેજ કાત્યાયનોએ ઇષ્ટિ કરવી, અને પ્રથમ દિવસે પિંડપિતૃયજ્ઞ, તથા અન્વાધાન એ કરવાં. હવે વિષમમાનથી એકદેશવ્યાપ્તિ હોય તેનું ઉદાહરણ;—ચૌદશ ૨૫ ધ૦, અમાસ ૨૩ ધ૦, એકમ ૨૩ ધ૦, દિનમાન ૩૦ ધ૦; આ દાખલામાં પણ પ્રથમ કહેલા બે મતથી બે પ્રકારનો નિર્ણય જાણવો. ઉદાહરણ—ચૌદશ ૨૫ ધ૦, અમાસ ૨૨ ધ૦, એકમ ૧૮ ધ૦, દિનમાન ૩૦ ધ૦, એપણ વિષમમાનવડે એકદેશવ્યાપ્તિ છે. ઈહાં પણ સર્વના મતથી સંધિદિવસે કાત્યાયનોએ ઇષ્ટિ કરવી, અને ચૌદશને દિવસે ઉપવાસ તથા પિંડપિતૃયજ્ઞ કરવા. ઉદાહરણ;—ચૌદશ ૨૫ ધ૦, અમાસ ૨૭ ધ૦, એકમ ૨૯ ધ૦, દિનમાન ૩૦ ધ૦, આ દાખલામાં સંધિદિવસે અન્વાધાન અને પિંડપિતૃયાગ કરી એકમને દિવસે ઇષ્ટિ કરવી. સંધિદિવસે એકદેશવ્યાપ્તિ હોય એ **ચોથો પક્ષ.** ઉદાહરણ;—ચૌદશ ૩૧ ધ૦, અમાસ ૨૬ ધ૦, એકમ ૨૩ ધ૦, દિનમાન ૩૦ ધ૦, અથવા બીજું ઉદાહરણ;—ચૌદશ ૨૮ ધ૦, અમાસ ૨૨ ધ૦, એકમ ૧૭ ધ૦, દિનમાન ૨૭ ધ૦, આ બન્ને ઉદાહરણમાં સંધિદિવસેજ પિંડપિતૃયજ્ઞ અને અન્વાધાન કરવાં, યાગ તો બીજે દિવસે એકમમાં કરવો. આ પ્રમાણે કાત્યાયનોનાં મતમાં પણ સઘલાં ઉદાહરણોમાં ચંદ્રદર્શનનો નિષેધ પાળવો સંભવતો નથી, ત્યારે કેટલાંએક સ્થલોમાં ચંદ્રદર્શનનો નિષેધ માની પ્રથમ દિવસે યાગાદિક કરવાનું કહેલું છે. અને કેટલાએક ઠેકાણે ચંદ્રદર્શનયુક્ત દિવસેજ યાગાદિક કરવાનું કહેલું છે. એજ રીતે પિંડપિતૃયજ્ઞવિષયમાં પણ જાણવું. દર્શશ્રાદ્ધમાટે અમાસનો સર્વસાધારણ નિર્ણય આગળ જુદો કેહેશું.

---

**अथसामगानामिष्टेर्निर्णयः तत्रपौर्णमासीसर्वसाधारणापूर्वोक्तैवअमावास्यायांतुरात्रिसंधौप्रतिपद्येवचंद्रदर्शनेपियागः अपराण्हसंधौतुप्रातःषड्घटिकात्मकप्रतिपदाद्यपादत्रयरूपयागकाललाभेप्रतिपदिचंद्रदर्शनेपीष्टिः संधिदिनेचोपवासपितृयज्ञौ उक्तयागकालालाभे संधिदिनेयागःपूर्वदिनेचतुर्दश्यांपितृयज्ञोपवासौ एवंचसामगैरपिचंद्रदर्शननिषेधःकात्यायनवदेवयथासंभवंपालनीयः ॥ इतिसामगनिर्णयः ॥ इतियागकालनिर्णयोद्देशः ॥ २२ ॥**

## હવે સામવેદવાળાઓની ઇષ્ટિનો નિર્ણય કેહેછે.

સામવેદીઓએ ઇષ્ટિમાટે પૂનમ સર્વસાધારણપક્ષથી પ્રથમ કહેલી છે તેજ લેવી. અમાસને દિવસે તો રાત્રિસંધિ છતાં ચંદ્રદર્શન હોય તો પણ એકમને દિવસેજ યાગ કરવો. અપરાન્હસંધિ હોય તો પ્રાતઃકાળની છ ઘડીસમયે એકમના પ્રથમ ત્રણ પાદરૂપ યજ્ઞકાળનો લાભ થાય તો ચંદ્રદર્શન હોય તો પણ એકમને દિવસે ઇષ્ટિ કરવી, અને સંધિદિવસે અન્વાધાન તથા પિંડપિતૃયજ્ઞ કરવા. પ્રથમ કહેલો યજ્ઞકાળ

ન મળે તો સંધિદિવસે યાગ કરવો, અને તેથી પ્રથમ દિવસે ચૌદશમાં પિંડપિતૃયજ્ઞ અને અન્વાધાન કરવાં. આરીતે સામવેદીઓએ પણ ચંદ્રદર્શનનો નિષેધ કાત્યાયનો પ્રમાણે જેવો સંભવે તેવો પાળવો. એ સામવેદીઓનો નિર્ણય કહ્યો. **ઇતિ યાગનિર્ણયોદ્દેશો દ્વાવિંશઃ ॥ ૨૨ ॥**

---

**अथपिंडपितृयज्ञकालः** तत्राश्वलायनानांयस्मिन्नहोरात्रेअमावास्याप्रतिपदोःसंधिस्तर्हि नापराण्हेपंचधाविभक्तदिनचतुर्थभागरूपेपिंडपितृयज्ञः सचापराण्हसंधावन्वाधानदिनेभवति मध्यान्हेपूर्वाण्हेवासंधौयागदिनेयागोत्तरमपराण्हेभवति यदाहोरात्रसंधौतिथिसंधिस्तदान्वाधानदिनेएवपिंडपितृयज्ञः एवमापस्तंबहिरण्यकेशिमतानुसारिणामपिसंधिदिनेएवपितृयज्ञः सचापराण्हेधिवृक्षसूर्येवाकार्यः अपराण्हश्चपंचधाविभक्तदिनचतुर्थभागोनवधाविभक्तदिनसप्तमभागोवा सांख्यायनकात्यायनसामगानामन्वाधानदिनेएवपिंडपितृयज्ञःपूर्वमेवोक्तः सचत्रेधाविभक्तदिनतृतीयभागरूपेपराण्हेकार्यः गृह्याग्निमतांबव्हृचानांदर्शश्राद्धपिंडपितृयज्ञयोरेकस्मिन्दिनेप्राप्तौव्यतिषंगेणानुष्ठानं व्यतिषंगोनामोभयोःसहप्रयोगः खंडपर्वणितुपूर्वेद्युःकेवलदर्शश्राद्धमुत्तरेन्हिकेवलःपिंडपितृयज्ञः श्रौताग्निमतांतुकेवलपिंडपितृयज्ञएवदक्षिणाग्नौकार्योनव्यतिषंगेण श्रौताग्निमतांसंपूर्णेदर्शेइत्थंक्रमः आदावन्वाधानंततोवैश्वदेवस्ततःपिंडपितृयज्ञस्ततोदर्शश्राद्धमिति अस्मिन्नेवकालेजीवत्पितृकेणसाग्निकेनहोमांतेवापितुःपित्रादित्रयोद्देशेनपिंडसहितोवापिंडपितृयज्ञःकार्यः ॥ यद्वापिंडपितृयज्ञोनैवारब्धव्यः इष्टिलोपेपादकृच्छ्रप्रायश्चित्तं इष्टिद्वयलोपेर्द्धकृच्छ्रं इष्टित्रयलोपेअग्निनाशात्पुनराधानं पिंडपितृयज्ञलोपेवैश्वानरेष्टिःप्रायश्चित्तं इष्टिस्थानेसप्तहोतारंहोष्यामीतिसंकल्प्यतन्मंत्रेणचतुर्गृहीताज्येनपूर्णाहुतिर्वाकार्या ॥ इतिपिंडपितृयज्ञोद्देशः ॥ २३ ॥

## હવે પિંડપિતૃયજ્ઞના કાળનો નિર્ણય કેહેછે.

જે રાત્રદિવસમાં અમાસ અને એકમનો સંધિ હોય તે દિવસના પાંચ ભાગ કરી તેમાંનો ચોથો ભાગ જે અપરાન્હકાળ તેમાં આશ્વલાયનોએ પિંડપિતૃયજ્ઞ કરવો. તે પિંડપિતૃયજ્ઞ, અપરાન્હસંધિ હોય તો અન્વાધાનને દિવસે થાયછે. મધ્યાન્હસંધિ અથવા પૂર્વાન્હસંધિ હોય તો યાગને દિવસે યાગ પછી અપરાન્હકાળે થાયછે. જ્યારે દિવસ અને રાત્રિ એના સંધિવખતમાં તિથિનો સંધિ આવે ત્યારે અન્વાધાનને દિવસેજ પિંડપિતૃયજ્ઞ કરવો. એરીતે આપસ્તંબ, હિરણ્યકેશી એમના મત પ્રમાણે ચાલનારાઓએ પણ સંધિદિવસેજ પિંડપિતૃયજ્ઞ કરવો, અને તે અપરાન્હકાળે અથવા બરાબર મધ્યાન્હકાળે કરવો. દિવસના પાંચ ભાગ કરી ચોથો ભાગ તે અપરાન્હકાળ, અથવા દિવસના નવ ભાગ કરી સાતમો ભાગ તે અપરાન્હકાળ સમજવો. સાંખ્યાયન, કાત્યાયન અને સામવેદી એમણે અન્વાધાનને દિવસેજ પિંડપિતૃયજ્ઞ કરવો એરીતે પ્રથમજ કહેલું છે. તે દિવસના ત્રણ ભાગ કરી ત્રીજો ભાગ જે અપરાન્હકાળ તેમાં કરવો. દર્શશ્રાદ્ધ અને પિંડપિતૃયજ્ઞ એક દિવસે પ્રાપ્ત થાય તો ગૃહ્યાગ્નિધારણ કરનારા જે ઋગ્વેદી તેમણે વ્યતિષંગવડે કરવાં. વ્યતિષંગ એટલે બન્ને

સાથે કરવાં. પર્વ ખંડ હોય તો પ્રથમ દિવસે કેવળ દર્શશ્રાદ્ધ કરી બીજે દિવસે કેવળ પિંડપિતૃયજ્ઞ કરવો. શ્રૌતાગ્નિમાન્ (અગ્નિહોત્રી) હોય તેણે તો પિંડપિતૃયજ્ઞ માત્ર દક્ષિણાગ્નિમાં કરવો, દર્શશ્રાદ્ધનીસાથે કરવો નહી. સંપૂર્ણ અમાસ હોય તો શ્રૌતાગ્નિમાન્ હોય તેણે આગળ કહિએ છિયે એ ક્રમવડે કરવાં—પ્રથમ અન્વાધાન, પછી વૈશ્વદેવ, પછી પિંડપિતૃયજ્ઞ, અને ત્યારપછી દર્શશ્રાદ્ધ એમ કરવાં. સાગ્નિક (અગ્નિહોત્રી) જે જીવત્પિતૃક તેણે એજવખતે અથવા હોમપછી પિતાના જે પિતા એટલે દાદાથકી ત્રણ તેનો ઉદ્દેશ કરી પિંડસહિત પણ પિંડપિતૃયજ્ઞ કરવો. અથવા પિંડપિતૃયજ્ઞનો આરંભજ કરવો નહી. ઇષ્ટિનો લોપ થાય તો પાદકૃચ્છ્ર[1] પ્રાયશ્ચિત્ત કરવું. બે ઇષ્ટિનો લોપ થાય તો અર્ધકૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત. ત્રણ ઇષ્ટિનો લોપ થાય તો અગ્નિનાશ થાયછે, માટે ફરિ આધાન (અગ્નિસ્થાપન) કરવું. પિંડપિતૃયજ્ઞનો લોપ થાય તો વૈશ્વાનરેષ્ટિરૂપ પ્રાયશ્ચિત્ત કરવું. અથવા ઇષ્ટિસ્થાનકે "સપ્તહોતારં હોષ્યામિ" એવો સંકલ્પ કરી તે મંત્ર ભણી ચાર વખત લીધેલાં ઘીવડે પૂર્ણાહુતિ કરવી. ઇતિ પિંડપિતૃયજ્ઞોદ્દેશઃ ત્રયોવિંશઃ ॥ ૨૩ ॥

---

• अथश्राद्धेमावास्यानिर्णीयते पंचधाविभक्तदिनचतुर्थभागाख्यापराण्हव्यापिन्यमावास्यादर्शश्राद्धेग्राह्या पूर्वेद्युरेवपरेद्युरेववापराण्हेकार्त्स्न्येनैकदेशेनवाव्यापित्वेसैवग्राह्या उभयदिनेप्यपराण्हेवैषम्येणैकदेशव्यापित्वेयाधिकव्यापिनीसाग्राह्या दिनद्वयेसाम्येनैकदेशव्याप्तौ तिथिक्षयेपूर्वातिथिवृद्धौतिथिसाम्येचपरा तत्रसमव्याप्तौतिथिवृद्धिक्षयसाम्योदाहरणानि चतुर्दशी १९ अमा २३ दिनं ३० अत्रदिनद्वयेपिसमापंचघटिकैकदेशव्याप्तिश्चतुर्दश्यपिक्षयाच्चतुर्घटिकाभिरमायावृद्धिसत्त्वादुत्तराग्राह्या तथाचतुर्दशी २३ अमा १९ अत्रैकाघटिकासमाव्याप्तिर्घटिकाचतुष्टयेनतिथिक्षयात्पूर्वाग्राह्या अथचतुर्दशी २१ अमा २१ अत्रघटीत्रयेणदिनद्वयेंशतःसमाव्याप्तिस्तिथेस्तुवृद्धिक्षयाभावेनसमत्वात्पराग्राह्या दिनद्वयेपूर्णापराण्हव्याप्तौतिथिवृद्धित्वात्पराग्राह्या यदादिनद्वयेप्यपराण्हस्पर्शाभावस्तदागृह्याग्निमद्भिः श्रौताग्निमद्भिश्चसिनीवालीसंज्ञिकाचतुर्दशीमिश्रापूर्वाग्राह्या निरग्निकैःस्त्रीशूद्रादिभिश्चकुहूसंज्ञिकाप्रतिपन्मिश्रापराग्राह्येतिमाधवाचार्यसंमतोदर्शनिर्णयःप्रायःसर्वत्रशिष्टैराद्रियते पुरुषार्थचिंतामणौतुबव्हृचैस्तैत्तिरीयैश्चसाग्निकैरपराण्हव्याप्त्यसत्त्वेपिइष्टिदिनात्पूर्वदिनेएवदर्शश्राद्धंकार्यंतथाचदिनद्वयेकार्त्स्न्येनापराण्हव्याप्तौपरत्रैवदर्शःएकदेशेनापराण्हद्वयव्याप्तौप्रतिपद्वृद्ध्याप्रतिपदीष्टावुत्तरत्रैवदर्शः द्वितीयदिनेएवापराण्हव्याप्तौतुयदिप्रतिपत्क्षयवशात्तद्दर्शदिनएवइष्टिप्राप्तिस्तदाबव्हृचानांसिनीवालीतैत्तिरीयाणांकुहूर्ग्राह्या सामगानांविकल्पेनद्वयं यदापूर्वदिनेपराण्हेधिकाव्याप्तिःपरदिनेल्पातदासामगानांपूर्वातैत्तिरीयाणांउत्तरा उभयत्रापराण्हस्पर्शाभावेपिसामगानांपूर्वातैत्तिरीयाणांपरेत्यादि[2]उक्तं दर्शेदर्शश्राद्धवर्षश्राद्धयोर्दर्शेमासिकयोर्दर्शश्राद्धोदकुंभश्राद्धयोश्चसंपातेदेवताभेदाच्छ्राद्धद्वयंकार्यं तत्रादौमासिकाब्दिकादिश्राद्धंकृत्वापाकांतरेणदर्शश्राद्धंकार्यं वैश्वदेवआब्दिकादिश्राद्धशेषेणपृथक्पाकेनवादर्शश्राद्धात्प्रा

---

१ પાદકૃચ્છ્ર ઇત્યાદિક કૃચ્છ્રોનાં સ્વરૂપ આગળ ત્રીજા પરિચ્છેદમાં કેહેવાશે.

२ इदंमतंशोध्यं. ३ कातीयानांपिंडपितृयज्ञदिनएवदर्शश्राद्धमितिवक्ष्यते.

कूपवति आहितांग्निस्तुवैश्वदेवंपिंडपितृयज्ञंचकृत्वाह्निकंकुर्यात् दर्शश्राद्धमनुपनीतविधुरप्रवासस्थैरपिकार्यं अमाश्राद्धातिक्रमेन्पूषुवाचमितिऋचंशतवारंजपेत् ॥ इतिदर्शनिर्णयोद्देशः ॥ २४ ॥

## હવે શ્રાદ્ધવિષે અમાવાસ્યાનો નિર્ણય કેહેછે.

દિવસના પાંચ ભાગ કરી ચોથો ભાગ તે અપરાન્હકાળ, તે કાળવ્યાપિની અમાસ દર્શશ્રાદ્ધમાં લેવી. પ્રથમ દિવસેજ અથવા બીજે દિવસેજ અપરાન્હકાળમાં સંપૂર્ણવ્યાપ્તિ કિંવા એકદેશવ્યાપ્તિ હોય તો તેજ લેવી. જો બન્ને દિવસે પણ અપરાન્હકાળમાં ઓછી વધતી એકદેશવ્યાપ્તિ હોય તો જે દિવસે અધિકવ્યાપ્તિ હોય તે લેવી. બન્ને દિવસે સરખી એકદેશવ્યાપ્તિ હોય અને તિથિક્ષય હોય તો પ્રથમની લેવી, તિથિની વૃદ્ધિ હોય અથવા બરોબર તિથિ હોય તો બીજા દિવસની લેવી. બન્ને દિવસે બરોબર વ્યાપ્તિ હોય તો વૃદ્ધિ, ક્ષય, અને સમ તિથિ એમના ક્રમવડે દાખલા;—ચૌદશ ૧૯ ઘ૦, અમાસ ૨૩ ઘ૦, દિનમાન ૩૦ ઘ૦, આ દાખલામાં બન્ને દિવસે સરખી પાંચ ઘડી એકદેશવ્યાપ્તિ છે અને ચૌદશ કરતાં ચાર ઘડી અમાસની વૃદ્ધિ છે માટે બીજા દિવસની લેવી. ઉદાહરણ;—ચૌદસ ૨૩ ઘ૦, અમાસ ૧૯ ઘ૦, આ દાખલામાં એક ઘડી સરખી વ્યાપ્તિ છે અને ચાર ઘડી તિથિનો ક્ષય છે માટે પ્રથમની લેવી. ઉદાહરણ;—ચૌદશ ૨૧ ઘ૦, અમાસ ૨૧ ઘ૦, આ ઉદાહરણમાં બન્ને દિવસે ત્રણ ત્રણ ઘડી સરખી વ્યાપ્તિ છે અને તિથિની વૃદ્ધિ અથવા ક્ષય કાંઇપણ ન હોવાથી તિથિ સમ છે માટે બીજા દિવસની લેવી. બન્ને દિવસે પૂર્ણ અપરાન્હકાળવ્યાપ્તિ હોય તો તિથિની વૃદ્ધિ છે માટે બીજા દિવસની લેવી. જો બન્ને દિવસે અપરાન્હકાળે ન હોય તો ગૃહ્યાગ્નિમાન્ અને શ્રૌતાગ્નિમાન્ એમણે **સિનીવાલી** નામની, એવી ચૌદશયુક્ત પ્રથમની લેવી. અગ્નિરહિત હોય તેમણે અને સ્ત્રીશૂદ્રાદિકોએ કુહૂ નામની એકમયુક્ત એવી બીજા દિવસની લેવી, એવો માધવાચાર્યે માનેલો દર્શનિર્ણય ઘણું કરી સર્વત્ર શિષ્ટો માનેછે. પુરૂષાર્થચિંતામણીમાં તો સાગ્નિક એવા ઋગ્વેદી અને તૈત્તિરીયશાખાવાળા એમણે અપરાન્હવ્યાપ્તિ ન હોય તો પણ ઇષ્ટિદિવસથી પ્રથમ દિવસેજ દર્શશ્રાદ્ધ કરવું. બન્ને દિવસે સંપૂર્ણ અપરાન્હવ્યાપ્તિ હોય તો બીજે દિવસેજ દર્શશ્રાદ્ધ કરવું. બન્ને દિવસે અપરાન્હકાળમાં એકદેશવ્યાપ્તિ હોય તો એકમની વૃદ્ધિથી એકમને દિવસે ઇષ્ટિ થયાથી બીજી અમાસને દિવસેજ દર્શશ્રાદ્ધ કરવું. બીજે દિવસેજ અપરાન્હવ્યાપ્તિ હોય અને એકમનો ક્ષય થયોછે માટે દર્શને દિવસેજ ઇષ્ટિ પ્રાપ્ર થાય ત્યારે ઋગ્વેદિઓએ **સિનીવાલી** અને તૈત્તિરીયશાખાવાળાઓએ કુહૂ એ પ્રમાણે લેવી. સામવેદિઓએ વિકલ્પથકી બન્ને લેવી. જ્યારે પ્રથમ દિવસે અપરાન્હકાળમાં અધિકવ્યાપ્તિ અને બીજે દિવસે અલ્પવ્યાપ્તિ હોય ત્યારે સામવેદિઓએ પ્રથમની લેવી અને તૈત્તિરીયશાખાવાળાઓએ બીજા દિવસની લેવી. બન્ને દિવસે અપરાન્હકાળમાં ન હોય તો પણ સામવેદિઓએ પ્રથમની લેવી, અને તૈત્તિરીયશાખાવાળાઓએ બીજા દિ-

વસની લેવી, ઈત્યાદિક કહ્યું છે. અમાસને દિવસે દર્શશ્રાદ્ધ અને વર્ષશ્રાદ્ધ એમ બે આવ્યાં અથવા દર્શ અને માસિક એમ બે આવ્યાં, અથવા દર્શશ્રાદ્ધ અને ઉદકુંભશ્રાદ્ધ એમ બે આવ્યાં હોય તો દેવતાભેદે કરી બન્ને શ્રાદ્ધ કરવાં. તે આ રીતે;—પ્રથમ માસિક અથવા વર્ષશ્રાદ્ધ જે પ્રાપ્ત થયું હોય તે કર્યા પછી બીજા પાકવડે દર્શશ્રાદ્ધ કરવું. વૈશ્વદેવ કરવો તે વર્ષશ્રાદ્ધાદિક કરી જે શ્રાદ્ધશેષ અન્ન હોય તેણે અથવા જુદો પાક (ભાત) કરી તેણે દર્શશ્રાદ્ધથી પ્રથમ કરવો. અગ્નિહોત્રીએ વૈશ્વદેવ અને પિંડપિતૃયજ્ઞ કીધા પછી વર્ષશ્રાદ્ધાદિક કરવું. જેને જનોઈ ન મલી હોય તેણે, જેની સ્ત્રી મરી ગઈ હોય તેણે અને પ્રવાસી એમણે પણ દર્શશ્રાદ્ધ કરવું. ભૂલથી દર્શશ્રાદ્ધનું ઉલ્લંઘન થાય તો "न्यूषुवाचं" એ ઋચાનો સો વાર જપ કરવો. ઇતિ દર્શનિર્ણયોદ્દેશશ્ચતુર્વિંશઃ ॥ ૨૪ ॥

---

इष्टिस्थालीपाकौपौर्णमास्यामारब्धव्यौनतुदर्शे आधानगृहप्रवेशनीयहोमानंतरमेवपौर्णमास्यांयदिदर्शपौर्णमासारंभःक्रियतेतदामलमासपौषमासशुक्रास्तादिदोषोनास्ति तत्रातिक्रमेतुशुद्धमासादिप्रतीक्षेत्येके सर्वथाशुद्धकालेएवारंभइत्यपरे ॥ इतिइष्टयादिप्रारंभनिर्णयोद्देशः ॥ २५ ॥

## હવે ઈષ્ટિ અને સ્થાલીપાક એના આરંભનો નિર્ણય કેહેછે.

ઈષ્ટિ અને સ્થાલીપાક એનો આરંભ પૂનમને દિવસે કરવો, અમાસનો કરવો નહી. અગ્નિસ્થાપન અને ગૃહપ્રવેશનીય હોમ થયા પછી તરતજ દર્શ પૌર્ણમાસ સ્થાલીપાક-નો આરંભ જો સમીપની પૂનમનો કરવાનો હોય તો તેમાં મલમાસ, પૌષમાસ, અને ગુરૂશુક્રના અસ્તાદિક એમનો દોષ નથી. તે પૂનમને દિવસે આરંભ ન થયો હોય તો શુદ્ધમાસની વાટ જોવી એમ કેટલાએક ગ્રંથકાર કેહેછે. સર્વદા શુદ્ધકાળમાંજ આરંભ કરવો એમ બીજા ગ્રંથકાર કેહેછે. ઇતિ ઇષ્ટયાદિ આરંભનિર્ણયોદ્દેશઃ પંચવિંશઃ ॥ ૨૫ ॥

---

अथविकृतिकालः तास्त्रिविधाः नित्याआग्रयणचातुर्मास्याद्याः नैमित्तिकाजातेष्टयादयः काम्याःसौर्यादयः एताःपुरुषार्थाः एवंक्रत्वंगभूताअपिद्विविधाः नित्यानैमित्तिकाश्च अत्रविकृतिषुसद्यस्कालत्वव्द्यहकालत्वयोर्विकल्पः एवंपर्वणिशुक्लपक्षगतदेवनक्षत्रेषुवाकर्तव्याइतिविकल्पः तत्रपर्वणिकरणपक्षेअपराण्हादिसंधौसंधिदिनेसद्यस्कालांव्द्यहकालांवाविकृतिंकृत्वाप्रकृतेरन्वाधानं मध्यान्हेपूर्वाण्हेवासंधौसंधिदिनेप्रकृतिंसमाप्यसद्यस्कालैवविकृतिःकार्या कृत्तिकादीनिविशाखांतानिचतुर्दशनक्षत्राणिदेवनक्षत्राणीत्युच्यंते आग्रयणेविशेषोद्वितीयपरिच्छेदेवक्ष्यते अन्वारंभणीयेष्टिश्चतुर्दश्यांकार्या इतिविकृतिसामान्यनिर्णयः।२६।

---

૧ કાત્યાયનોએ પિંડપિતૃયજ્ઞને દિવસેજ દર્શશ્રાદ્ધ કરવું ઈત્યાદિક.

## હવે વિકૃતિનો કાળ કેહેછે.

**વિકૃતિ ત્રણ પ્રકારની. નિત્ય, નૈમિત્તિક, અને કામ્ય.** આગ્રયણ, ચાતુર્માસ્ય ઈત્યાદિક જે વિકૃતિ તે **નિત્ય.** જાતેષ્ટિ ઇત્યાદિક તે **નૈમિત્તિક.** સૌરી ઈત્યાદિક તે **કામ્ય.** આ ત્રણ પ્રકારની વિકૃતિ પુરૂષમાટે છે. એ પ્રમાણે યજ્ઞની અંગભૂત જે વિકૃતિ તે પણ બે પ્રકારની—**નિત્ય વિકૃતિ, અને નૈમિત્તિક વિકૃતિ.** એ વિકૃતિ તત્કાળમાં કરવી, અથવા બે દિવસે કરવી એમાં વિકલ્પ છે. એ પ્રમાણે પર્વદિવસે અથવા શુક્લપક્ષમાં આવેલાં જે દેવનક્ષત્રો તે દિવસે કરવી, એવો વિકલ્પ છે, તેમાં પર્વદિવસે કરવાની હોય તો અપરાન્હાદિ સંધિ છતાં સંધિદિવસે તત્કાળ અથવા બે દિવસ જેનો કાળ છે એવી વિકૃતિ કરી પ્રકૃતિનું અન્વાધાન કરવું. મધ્યાન્હસંધિ અથવા પૂર્વાન્હસંધિ હોય તો સંધિદિવસે પ્રકૃતિ સંપૂર્ણ કરી તત્કાળ એવીજ વિકૃતિ કરવી. કૃત્તિકાથકી વિશાખાલગી જે ચૌદ નક્ષત્ર તે દેવનક્ષત્ર કેહેવાયછે. આગ્રયણનો વિશેષનિર્ણય બીજા પરિચ્છેદમાં કેહેવાસે. અન્વારંભણીયા ઈષ્ટિ ચૌદશની કરવી. **ઇતિ વિકૃતિસામાન્યનિર્ણયોદ્દેશઃ ષડ્વિંશઃ ॥૨૬॥**

---

**पशुयागस्तुवर्षर्तौश्रावण्यादिचतुर्णांपर्वणामन्यतमेपर्वणिदक्षिणायनदिनेउत्तरायणदिनेवाकार्यः तत्रखंडपर्वणिविकृतिसामान्योक्तपर्वनिर्णयः ॥ इति पशुयागोद्देशः॥ २७ ॥**

## હવે પશુયાગનો કાળ કેહેછે.

પશુયાગ વર્ષાઋતુમાં શ્રાવણી આદિ જે ચાર પર્વ (પૂનમ તથા અમાસ) તેમાંથી કોઇએક પર્વદિવસે, દક્ષિણાયન દિવસે, અથવા ઉત્તરાયણ દિવસે કરવો. તેમાં ખંડિત પર્વ હોય તો વિકૃતિ માટે સામાન્ય કહેલો જે પર્વનિર્ણય તેજ ઇહાં સમઝવો. **ઇતિ પશુયાગોદ્દેશઃ સપ્તવિંશઃ ॥ ૨૭ ॥**

---

**अथचातुर्मास्यकालः तत्प्रयोगेचत्वारःपक्षाः फाल्गुन्यांचैत्र्यांवापौर्णमास्यांवैश्वदेवपर्वकृत्वाचतुर्षुचतुर्षुमासेष्वाषाढ्यादिष्वेकैकंपर्वेत्येवंयावज्जीवमनुष्ठानमितियावज्जीवपक्षः उक्तरीत्यासंवत्सरपर्यंतमनुष्ठायसवनेष्ट्यापशुयागेनवासोमयागेनवासमापनंसांवत्सरपक्षः प्रथमेहनिवैश्वदेवपर्व चतुर्थेवरुणप्रघासपर्व अष्टमनवमयोःसाकमेधपर्व द्वादशेशुनासीरीयपर्वेतिद्वादशाहपक्षः पंचभिर्दिनैःसमाप्तौयथाप्रयोगपक्षः द्वादशाहयथाप्रयोगपक्षयोरुदगयनेशुक्लपक्षेदेवनक्षत्रेष्वारभ्यशुक्लपक्षएवसमाप्तिरितिबहवःकृष्णपक्षेवासमाप्तिरितिकेचित् द्वादशाहपंचाहपक्षयोरपिसवनेष्ट्यादिनासमापनेकृतेसकृत्करणं तदभावेप्रतिवत्सरमनुष्ठानम् क्वचिदेकाहिकप्रयोगपक्षोप्युक्तः सचचैत्र्यादिषुचतसृषुपौर्णमासीष्वेकस्यांकस्यांचिद्भवति क्वचित्तुसप्ताहपक्षः सयथा द्व्यहेवैश्वदेवपर्व तृतीयदिनेवरुणप्रघासः चतुर्थेग्रहमेधीयापंचमेमहाहवींषि षष्ठेपितृयज्ञादिसाकमेधपर्वशेषःसप्तमेशुनासीरीयपर्वेति अत्रशुक्लपक्षादिः पंचाहपक्षोक्तःकालः ॥ इतिचातुर्मास्यकालनिर्णयोद्देशः ॥ २८ ॥**

## હવે ચાતુર્માસ્યનો કાળ કેહેછે.

**ચાતુર્માસ્યના પ્રયોગના ચાર પક્ષ છે.** તે આ રીતે;—**પ્રથમ પક્ષ**;—ફાગણની પૂનમ, અથવા ચૈત્રી પૂનમ એ બન્નેમાંથી કોઇએક પૂનમને દિવસે વૈશ્વદેવ પર્વ કરી ચોથે ચોથે મહિને આષાઢી ઈત્યાદિક પૂનમને દિવસે એક એક પર્વ કરવું એ રીતે જીવે ત્યાંલગી કરે એ **યાવજ્જીવપક્ષ. બીજો પક્ષ**;—પ્રથમ કહેલી રીતિ પ્રમાણે એક વર્ષ કરી સવનેષ્ટિ, પશુયાગ, અથવા સોમયાગ, એમાંથી કોઇએક કરીને સમાપ્તિ કરવી એ **સાંવત્સરપક્ષ. ત્રીજો પક્ષ**;—પ્રથમ દિવસે વૈશ્વદેવ પર્વ, ચોથે દિવસે વરૂણપ્રઘાસ પર્વ, આઠમે અને નવમે દિવસે સાકમેધ પર્વ, બારમે દિવસે શુનાસીરીયપર્વ, એ રીતે **બાર દિવસનો પક્ષ. ચોથો પક્ષ**;—આરંભથી પાંચમે દિવસે સમાપ્તિ કરવી તે **યથાપ્રયોગ પક્ષ.** બાર દિવસના પક્ષનો અને યથાપ્રયોગ પક્ષનો ઉત્તરાયણમધ્યે શુક્લ પક્ષમાં દેવનક્ષત્ર હોય તે દિવસે આરંભ કરી શુક્લ પક્ષમાંજ સમાપ્તિ કરવી એ રીતે ઘણા ગ્રંથકારો કેહેછે. અથવા કૃષ્ણ પક્ષમાં સમાપ્તિ કરવી એમ પણ કેટલાએક કેહેછે. બાર દિવસનો પક્ષ અને પાંચ દિવસનો પક્ષ એ બન્ને પક્ષની પણ સવનેષ્ટિ આદિકમાંથી કોઇએક વડે સમાપ્તિ કરી હોય તો એ બન્ને પક્ષો એક વખત કરવા પડેછે. તે રીતે સમાપ્તિ ન કરે તો દરવર્ષે તે પક્ષ કરવા. કોઈ ગ્રંથમાં એક દિવસના પ્રયોગનો પક્ષ પણ કહેલો છે, તે ચૈત્રીઆદિ ચાર પૂનમમાંથી કોઇએક પૂનમનો થાયછે. કોઈ ગ્રંથમાં તો સાત દિવસનો પક્ષ કહેલો છે;—તે આ રીતે;—બે દિવસ વૈશ્વદેવ પર્વ, ત્રીજે દિવસે વરૂણપ્રઘાસ પર્વ, ચોથે દિવસે ગ્રહમેધીયા, પાંચમે દિવસે મહાહવીંષિ, છઠ્ઠે દિવસે પિતૃયજ્ઞાદિક સાકમેધ પર્વનું શેષ અને સાતમે દિવસે શુનાસીરીય પર્વ, એ સાત દિવસના પક્ષમાટે, પાંચ દિવસના પક્ષમાટે કહેલો, શુક્લ પક્ષાદિક કાળ લેવો. **ઇતિ ચાતુર્માસ્યકાળ નિર્ણયોદ્દેશ અષ્ટાવિંશઃ ॥ ૨૮ ॥**

---

**काम्येष्टीनांविकृतिसामान्यनिर्णयानुसारेणपर्वण्यनुष्ठानम् शुक्लपक्षस्थदेवनक्षत्रेवा जातेष्टिस्तुपत्न्याविंशतिरात्र्यात्मककर्मानधिकाराख्यजननाशौचनिवृत्तौसत्यांपर्वणिकार्या गृहदाहेष्टयादिनैमित्तिकेष्टीनांनिमित्तानंतरमनुष्ठानेपर्वाद्यपेक्षानास्ति तदसंभवेपर्वापेक्षा क्रत्वर्थानांनित्यानांक्रतुनासहैवानुष्ठानम् नतत्रपृथक्कालापेक्षा हविर्दोषोद्देशादिनैमित्तिकंक्रत्वर्थेष्टयस्तुस्विष्टकृदुत्तरंसमिष्टयजुषःप्राक्निमित्तस्मरणेतदानीमेवतदीयतंत्रोपजीवनेननिर्वापप्रभृतिकार्याः तदनंतरंस्मरणेतत्प्रयोगंसमाप्यपुनरन्वाधानादिविधिनाकार्याः ॥ इतिकाम्यनैमित्तिकादीष्टीनांनिर्णयोद्देशः ॥ २९ ॥**

## હવે કામ્યેષ્ટિનો કાળ કેહેછે.

કામ્યેષ્ટિ કરવી તે વિકૃતીનો જે સામાન્ય નિર્ણય કહ્યોછે તે પ્રમાણે પર્વ દિવસે કરવી, અથવા શુક્લ પક્ષમાંનાં દેવનક્ષત્રમાં કરવી. બાળકનો જન્મ થાય એટલે જાતેષ્ટિ કરવી; પણ વીસ દિવસ લગી સ્ત્રીને કર્મવિષે પ્રતિબંધ કરનારૂં જે જનનાશૌચ

તે ગયા પછી પર્વદિવસે કરવી. ઘર બળી જાય તો ગૃહદાહેષ્ટિ કરવી એમ કહેલું છે, માટે તેવું નિમિત્ત બનતાંજ ગૃહદાહેષ્ટિ ઇત્યાદિક નૈમિત્તિકેષ્ટિ કરવી હોય તો પર્વાદિકની ગરજ નથી. તે સમયે થઇ ન હોય તો પર્વદિવસે કરવી. યજ્ઞની અંગરૂપ જે નિત્ય ઇષ્ટિ તે યજ્ઞની સાથેજ કરવી, તેમાં જુદા કાળની જરૂર નથી. 'હોમના પદાર્થો દૂષિત થયા' ઇત્યાદિક દોષનાં નિમિત્તથી પ્રાપ્ત થઈ જે યજ્ઞની અંગભૂત ઇષ્ટિઓ તે તો સ્વિષ્ટકૃત્ કર્મ પછી અને સમિષ્ટ નામના મંત્રોચ્ચારથી પ્રથમ દોષ યાદ આવે તો તેજ વખતે તેજ વિધિવડે નિર્વાપાદિક કરવી. પ્રાયશ્ચિત્ત આહુતિ પછી દોષનું સ્મરણ થાય તો તે પ્રયોગ સઘળો સમાપ્ત કરી ફરી અન્વાધાનવિધિવડે કરવી. **ઇતિ કામ્ય નૈમિત્તિકાદિ ઇષ્ટીનાં નિર્ણયોદ્દેશ એકોનત્રિંશઃ ॥ ૨૯ ॥**

---

**आधानंतुपर्वणिनक्षत्रेचोक्तं तत्रसंकल्पप्रभृतिपूर्णाहुतिपर्यंतप्रयोगपर्याप्तंपर्वग्राह्यम् तदसंभवेगार्हपत्याधानाद्याहवनीयाधानपर्यंतंविद्यमानंग्राह्यं एवंनक्षत्रस्यापिनिर्णयः दिनद्वयेकर्मकालव्याप्तपर्वसत्त्वेयत्रोक्तनक्षत्रयोगस्तद्ग्राह्यं वसंतऋतुपर्वोक्तनक्षत्रेत्येतन्त्रितयसन्निपातेप्रशस्ततमं ऋत्वभावेमध्यमं केवलेपर्वणिनक्षत्रेवाधमं नक्षत्राणितुकृत्तिकारोहिणीविशाखापूर्वाफल्गुनीउत्तराफल्गुनीमृगोत्तराभाद्रपदेतिसप्ताश्वलायनसूत्रोक्तानि कृत्तिकारोहिणीत्र्युत्तरामृगपुनर्वसुपुष्यपूर्वाफल्गुनीपूर्वाषाढाहस्तचित्राविशाखानुराधाश्रवणज्येष्ठारेवतीतिसूत्रांतरोक्तानि सोमपूर्वाधानेतुनर्तुंपृच्छेन्ननक्षत्रमितिवचनात्सोमकालानुरोधेनैवाधानंनतत्रपृथक्कालविचारः ॥ इत्याधानकालोद्देशः ॥ ३० ॥**

## હવે આધાનનો કાળ કેહેછે.

આધાન તો પર્વદિવસે અને ઉક્ત નક્ષત્રોમાં કરવું એમ કહ્યું છે. તેમાં પર્વ લેવું તે સંકલ્પથી આરંભ કરી પૂર્ણાહુતિ પર્યંત સઘળો પ્રયોગ તે પર્વમાં સમાપ્ત થાય એટલું હોય તે લેવું. તેટલું ન મલે તો ગાર્હપત્યાધાનથકી આહવનીયાધાન લગી પૂરૂં પડે એટલું હોય તે લેવું. એપ્રમાણે નક્ષત્રનો પણ નિર્ણય જાણવો. સંકલ્પાદિક સંપૂર્ણ કર્મ થઇ શકે એટલું પર્વ બન્ને દિવસે હોય તો જે દિવસે કહેલા નક્ષત્રનો યોગ હોય તે લેવું. વસંત ઋતુ, પર્વ, અને ઉક્ત નક્ષત્ર એ ત્રણેનો એક વખતે યોગ આવે તો અતિ ઉત્તમ, પર્વ અને નક્ષત્ર હોય ઋતુ ન હોય તો મધ્યમ, એકલું નક્ષત્ર અથવા એકલું પર્વ હોય એ અધમ. નક્ષત્રો–કૃત્તિકા, રોહિણી, વિશાખા, પૂર્વાફાલ્ગુની, ઉત્તરાફાલ્ગુની, મૃગશિર, ઉત્તરાભાદ્રપદા, એ સાત નક્ષત્ર આશ્વલાયન સૂત્રમાં કહેલાં છે. કૃત્તિકા, રોહિણી, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદા, મૃગ, પુનર્વસુ, પુષ્ય, પૂર્વાફાલ્ગુની, પૂર્વાષાઢા, હસ્ત, ચિત્રા, વિશાખા, અનુરાધા, શ્રવણ, જ્યેષ્ઠા, રેવતી, એ સત્તર નક્ષત્રો બીજાં સૂત્રોમાં કહેલાં છે. સોમપૂર્વક આધાન હોય તો "ઋતુ, નક્ષત્ર એનો વિચાર કરવો નહીં" એવાં વચન છે માટે સોમને સ-

---

૧ દેવતાઓનાં નામ લઇ હોમના પદાર્થો દેવતાઓને નિમિત્તે કલ્પવા તે.

ભયેજ આધાન કરવું, તેમાં જુદા કાળનો વિચાર કરવો નહી. इति આધાનકાળો-
દ્દેશઃત્રિંશત્તમઃ ॥ ૩૦ ॥

---

अथग्रहणनिर्णयः चंद्रसूर्यग्रहणंयावच्चाक्षुषदर्शनयोग्यंतावान्पुण्यकालः अतोग्रस्तास्तं स्थलेस्मोत्तरंद्वीपांतरेग्रहणसत्त्वेपिदर्शनयोग्यत्वाभावान्नपुण्यकालः एवंग्रस्तोदयेउदयात्पूर्वं नपुण्यकालः मेघादिप्रतिबंधेनचाक्षुषदर्शनासंभवेशास्त्रादिनास्पर्शमोक्षकालौज्ञात्वास्नान दानाद्याचरेत् रविवारेसूर्यग्रहश्चंद्रवारेचंद्रग्रहश्चूडामणिसंज्ञस्तत्रदानादिकमनंतफलं ग्रह स्पर्शकालेस्नानंमध्येहोमःसुरार्चनंश्राद्धंचमुच्यमानेदानंमुक्तेस्नानमितिक्रमः तत्रस्नानजले षुतारतम्यं शीतमुष्णोदकात्पुण्यमपारक्यंपरोदकात् भूमिष्ठमुद्धृतात्पुण्यंततःप्रस्रवणोदकं त तोपिसारसंपुण्यंततःपुण्यंनदीजलं ततस्तीर्थनदीगंगापुण्यापुण्यस्ततोंबुधिरिति ग्रहणेस्नानंच सचैलंकार्यं सचैलत्वंमुक्तिस्नानपरमितिकेचित् मुक्तिस्नानाभावेसूतकित्वानपगमः ग्रहणेस्ना नममंत्रकं सुवासिनीभिःस्त्रीभिरशिरःस्नानंकार्यं शिष्टस्त्रियस्तुग्रहणेषुशिरःस्नानंकुर्वंति जा ताशौचेमृताशौचेचग्रहणनिमित्तंस्नानदानश्राद्धादिकंकार्यमेव स्नानेनैमित्तिकेप्राप्तेनारीय दिरजस्वला पात्रांतरिततोयेनस्नानंकृत्वाव्रतंचरेत् नवस्त्रपीडनंकुर्यान्नान्यद्वासश्चधारयेत् त्रिरा त्रमेकरात्रंवासमुपोष्यग्रहणेस्नानदानाद्यनुष्ठानेमहाफलं एकरात्रपक्षेग्रहणदिनात्पूर्वदिनेउप वासइतिकेचित् ग्रहणसंबंधाहोरात्रउपवासइत्यपरे पुत्रवद्गृहिणोग्रहणसंक्रांत्यादौनोपवासः पु त्रवत्पदेनकन्यावानपिग्राह्यइतिकेचित् ग्रहणेदेवपितृतर्पणंकार्यमितिकेचित् सर्वेषामेववर्णानां सूतकंराहुदर्शने तेनग्रहणकालेस्पृष्टवस्त्रादेःक्षालनादिनाशुद्धिःकार्या अत्रगोभूहिरण्यधान्या दिदानंमहाफलं तपोविद्योभययुक्तंमुख्यंदानपात्रं सत्पात्रेदानात्पुण्यातिशयः सर्वंगंगासमं तोयंसर्वेव्याससमाद्विजाः सर्वंभूमिसमंदानंग्रहणेचंद्रसूर्ययोरित्युक्तिःपुण्यसामान्याभिप्रा या अतएव सममब्राह्मणेदानंद्विगुणंब्राह्मणब्रुवे श्रोत्रियेशतसाहस्रंपात्रेत्वानंत्यमश्नुते इतिता रतम्यमुक्तम् अब्राह्मणेसंस्कारादिरहितेजातिमात्रेब्राह्मणेदानंयथोक्तफलं गर्भाधानादिसं स्कारयुतोवेदाध्ययनाध्यापनरहितोब्राह्मणब्रुवस्तत्रदानमुक्तंद्विगुणफलं वेदाध्ययनादियुतेश्रो त्रियेसहस्रफलं विद्यासदाचरणादियुतेपात्रेनंतफलमित्येतद्वाक्यार्थः ग्रहणेश्राद्धमामेनहे म्नावाकार्यं संपन्नश्चेत्पक्वान्नेनकुर्यात् सूर्यग्रहणेतीर्थयात्रांगश्राद्धवत्घृतप्रधानान्नेनश्राद्धं कार्यं ग्रहणेश्राद्धभोक्तुर्महादोषः ग्रहणेतुलादानादिकंसंपन्नेनकार्यं चंद्रसूर्यग्रहेतीर्थेमहाप र्वादिकेतथा मंत्रदीक्षांप्रकुर्वाणोमासर्क्षादीन्नशोधयेत् मंत्रदीक्षाप्रकारस्तंत्रेद्रष्टव्यः दीक्षा ग्रहणमुपदेशस्याप्युपलक्षणं युगेयुगेतुदीक्षासीदुपदेशःकलौयुगे चंद्रसूर्यग्रहेतीर्थेसिद्धक्षेत्रे शिवालये मंत्रमात्रप्रकथनमुपदेशःसउच्यते मंत्रग्रहणेसूर्यग्रहणमेवमुख्यं चंद्रग्रहणेदारि द्र्यादिदोषोक्तेरितिकेचित् चंद्रसूर्योपरागेचस्नात्वापूर्वमुपोषितः स्पर्शादिमोक्षपर्यंतंजपेन्मंत्रंस माहितः जपाद्दशांशतोहोमस्तथाहोमाच्चतर्पणं होमाशक्तौजपंकुर्याद्धोमसंख्याचतुर्गुणं मूलमंत्रमुच्चार्यतदंतेद्वितीयांतंमंत्रदेवतानामोच्चार्यअमुकांदेवतामहंतर्पयामिनमइतियवादियु क्तजलांजलिभिस्तर्पणंहोमदशांशेनकार्यं एवंनमोंतंमूलमंत्रमुक्त्वाअमुकांदेवतामहमभिषिं चाम्यनेनेत्युच्चार्यजलेनस्वमूर्ध्निअभिषिंचेदितिमार्जनंतर्पणदशांशेनकार्यं मार्जनदशांशेनब्रा ह्मणभोजनं एवंजपहोमतर्पणमार्जनविप्रभोजनात्मकपंचप्रकारंपुरश्चरणं तर्पणाद्यसंभवेतत्त

त्संख्याच्चतुर्गुणोजपएवकार्यः अयंचग्रहणेपुरश्चरणप्रकारोग्रस्तोदयेग्रस्तास्तेचनसंभवति पुरश्चरणांगोपवासःपुत्रवद्गृहिणापिकार्यः पुरश्चरणकर्तुः स्नानदानादिनैमित्तिककर्मलोपेप्रत्यवायप्रसंगान्नैमित्तिकंस्नानदानादिकंभार्यापुत्रादिप्रतिनिधिद्वाराकार्यं ॥

## હવે ગ્રહણનો નિર્ણય કેહેછે.

ચંદ્ર અને સૂર્યનું ગ્રહણ જ્યાંલગી દૃષ્ટિથી દેખાતું હોય ત્યાંલગી પુણ્યકાળ, માટે ગ્રસ્તાસ્ત સમયે બીજા દ્વીપમાં ગ્રહણ હોય તોપણ દેખાવાને યોગ્ય નથી માટે પુણ્યકાળ નહી. તેમજ ગ્રસ્તોદય થાય તો ઉદયથી પ્રથમ પુણ્યકાળ નહી. વાદળાં વગેરે અડચણથી દેખાવાનો સંભવ ન હોય તો શાસ્ત્રાદિકથી સ્પર્શકાળ અને મોક્ષકાળ જાણી સ્નાન દાન આદિ કરવાં. રવિવારે સૂર્યગ્રહણ અને સોમવારે ચંદ્રગ્રહણ હોય તો તે ચૂડામણિ નામનું ગ્રહણ, તેમાં દાનાદિક કીધાથી અનંત ફળ થાયછે. ગ્રહણના સ્પર્શકાળે સ્નાન; મધ્યે હોમ, દેવપૂજા, શ્રાદ્ધ; મુક્ત થતી વખતે દાન; શુદ્ધ મુક્ત થયા પછી સ્નાન, એ રીતે ક્રમ જાણવો. **સ્નાનનાં જલમાં ન્હાન મ્હોટાઇ છે.** "ગરમ જલ કરતાં ઠંડુ જલ પુણ્યકારક, બીજાએ લાવેલાં કરતાં જાતે લઇ આવેલું જલ પુણ્યકારક, ઉપર કાઢેલાં કરતાં પૃથ્વીમાં રહેલું એ પુણ્યકારક, તેથી વેહેતું જલ પુણ્યકારક, તેથી તલાવનું જલ પુણ્યકારક, તે કરતાં નદીનું જલ ઉત્તમ, તેથી તીર્થનદી ગંગા ઉત્તમ, તેથી સમુદ્ર ઉત્તમ એ રીતે સ્નાન ઉત્તરોત્તર પુણ્યકારક છે." ગ્રહણમાં વસ્ત્રસહિત સ્નાન કરવું. વસ્ત્રસમેત સ્નાન કરવું તે મોક્ષસ્નાન માટે છે એમ કેટલાએક ગ્રંથકારો કેહેછે. મુક્તિસ્નાન ન કરે તો સૂતકીપણું જતું નથી. ગ્રહણનું સ્નાન મંત્રરહિત કરવું. સૌભાગ્યવતી સ્ત્રીઓએ મસ્તક ભીજવ્યાવિના સ્નાન કરવું. શિષ્ટજનોની સ્ત્રીઓ ગ્રહણમાં મસ્તક ભીજવી સ્નાન કરેછે. પિંડરૂ અને સૂતક એમાં ગ્રહણસંબંધી સ્નાન, દાન, શ્રાદ્ધાદિક અવશ્ય કરવાં. "સ્ત્રી રજસ્વલા ( માથે આવી ) હોય અને કાંઇ નૈમિત્તિક સ્નાન પ્રાપ્ત થાય તો પાત્રમાં જલ લઇ તેણે વતી સ્નાન કરી વ્રત કરવું. વસ્ત્ર નીચોવવું નહી, અને બીજું વસ્ત્ર પેહેરવું નહી." ત્રણ રાત્રિ અથવા એક રાત્રિ ઉપવાસ કરી ગ્રહણનું સ્નાન, દાન ઇત્યાદિકે કરે તો મ્હોટું ફળ પ્રાપ્ત થાયછે. એક રાત્રિ ઉપવાસ કરવો હોય તો ગ્રહણદિવસથી પ્રથમ દિવસે ઉપવાસ કરવો, એમ કેટલાએક ગ્રંથકાર કેહેછે. ગ્રહણસંબંધી રાત્રિદિવસનો ઉપવાસ કરવો, એમ બીજા ગ્રંથકારો કેહેછે. પુત્રવાન્ ગૃહસ્થે ગ્રહણ, સંક્રાંતિ આદિ દિવસે ઉપવાસ કરવો નહી. પુત્રવાન્ પદવડે કન્યાવાન્ હોય તેણે પણ ઉપવાસ કરવો નહી એમ કેટલાએક કેહેછે. ગ્રહણમાં દેવ, પિતૃ એમનું તર્પણ કરવું એ રીતે કોઇએક કેહછે. "સર્વ વર્ણોને ગ્રહણનું સૂતક છે" માટે ગ્રહણ સમયે સ્પર્શ કરેલાં વસ્ત્રાદિકની શુદ્ધિ, જલ વગેરેથી ધોવું ઇત્યાદિક કરવી. ગ્રહણમાં ગાય, પૃથિવી, સુવર્ણ, ધાન્ય, ઇત્યાદિક દાન કર્યાથી મ્હોટું ફળ થાયછે. તપશ્ચર્યા, અને વિદ્યા એ બન્નેથી યુક્ત જે બ્રાહ્મણ તે મુખ્ય દાનપાત્ર, સત્પાત્રમાં દાન કરવાથી અત્યંત પુણ્ય થાયછે. "ચંદ્ર સૂર્યના ગ્રહણ સમયે સઘળું

જલ ગંગાજલ સમાન, સઘળા બ્રાહ્મણો વ્યાસ સમાન, સઘળું દાન પૃથ્વીદાનની બરોબર" એવું જે વચન તે સામાન્ય પુણ્યના અભિપ્રાય માટેછે. તેથી "અબ્રાહ્મણને દાન દેવું તે જેટલું દાન તેટલું ફલ આપનારૂં છે, બ્રાહ્મણબ્રુવને દાન તે બમણું ફલ આપેછે, શ્રોત્રિયને દાન લક્ષગુણ, સત્પાત્રને દાન દેવાથી અનંત ફલ થાયછે" એ રીતે ન્હાન મ્હોટાઇ કહેલી છે.—જનોઇ વગેરે વેદોક્ત સંસ્કાર જેને નથી અને જાતીથી માત્ર બ્રાહ્મણ તે અબ્રાહ્મણ, તેને દાન કરે તો જેટલું દાન કરે તેટલુંજ કહ્યા પ્રમાણે ફલ મળેછે. ગર્ભાધાન આદિ સંસ્કાર થયેલા હોય, અને વેદ પાઠ કરવો, બીજાને વેદ ભણાવવો તેથી જે હીન તે બ્રાહ્મણબ્રુવ, તેને દાન કરે તો બમણું ફલ પ્રાપ્ત થાય. પોતે વેદપાઠ કરે, બીજાને શીખવે તે શ્રોત્રિય, તેને દાન કરે તો સહસ્રગુણ ફલ મલે. વિદ્યા, ઉત્તમ આચાર ઇત્યાદિકે યુક્ત જે તે સત્પાત્ર, તેજે દાન કરે તો અનંત ફલ; એ પ્રમાણે એ વાક્યનો અર્થ જાણવો. ગ્રહણમાં શ્રાદ્ધ કરવું તે આમાન્ન (કાચાં અન્ન) વડે કરવું, અથવા હિરણ્યશ્રાદ્ધ કરવું. સંપત્તિમાન્ હોય તેણે પક્વાન્નવડે કરવું. સૂર્યગ્રહણમાં શ્રાદ્ધ, તીર્થયાત્રાનાં અંગભૂત શ્રાદ્ધ પ્રમાણે વિશેષ ઘીસહિત અન્નવડે કરવું. ગ્રહણમાં શ્રાદ્ધભોજન કરવાવાળો મહાદોષી થાયછે. સંપત્તિમાન્ હોય તેણે ગ્રહણમાં તુલાદાનાદિક કરવું. "ચંદ્ર અને સૂર્યનાં ગ્રહણસમયે, તીર્થમાં, મહાપર્વ (કપિલાષષ્ઠી) ઇત્યાદિ સમયે મંત્રદીક્ષા (ઉપદેશ) લેવી હોય તો માસ, નક્ષત્ર આદિ શુદ્ધિની ગરજ નથી." મંત્રદીક્ષા લેવાનો પ્રકાર તંત્રગ્રંથોમાં જોઇ લેવો. દીક્ષા શબ્દથકી ઉપદેશ પણ સમજવો. "પ્રથમના યુગ યુગમાં દીક્ષા થતી અને કલિયુગમાં ઉપદેશ થાયછે." "ચંદ્રસૂર્યનાં ગ્રહણ સમયે, સિદ્ધક્ષેત્ર (હરિદ્વારાદિ), શિવમંદિર ઇત્યાદિ ઠેકાણે મંત્રમાત્ર કહેવો તે ઉપદેશ થાય." મંત્ર લેવામાં સૂર્યગ્રહણજ મુખ્ય છે. ચંદ્રગ્રહણસમયે મંત્રગ્રહણ કરે તો દારિદ્ર્ય ઇત્યાદિ દોષ થાયછે એમ કેટલાએક કહેછે. "ચંદ્ર, સૂર્યનાં ગ્રહણ સમયે ઉપવાસ પૂર્વક સ્નાન કરી સ્પર્શકાળથકી મોક્ષપર્યંત એકાગ્રમનવડે મંત્રનો જપ કરવો. જપનો દશાંશ હોમ કરવો. હોમનો દશાંશ તર્પણ કરવું. હોમ કરવાની શક્તિ ન હોય તો હોમની સંખ્યાથી ચોગુણો જપ કરવો." મૂળમંત્રનો ઉચ્ચાર કરી તેની છેવટે દ્વિતીયા વિભક્ત્યંત મંત્રના દેવતાનાં નામનો ઉચ્ચાર કરી અમુક દેવતાને હું તર્પણ કરૂંછું એવો ઉચ્ચાર કરી જવ, આદિ સહિત જલની અંજલીવડે હોમથી દશાંશ તર્પણ કરવું. એ રીતે અંતમાં નમઃ એ શબ્દસહિત મૂલમંત્ર ઉચ્ચારણ કરી અમુક દેવતાને આ જળવડે હું અભિષેક કરૂંછું, એ પ્રમાણે ઉચ્ચાર કરી તર્પણનાં જલવડે પોતાનાં મસ્તક માથે અભિષેક કરવો. એ રીતે તર્પણનો દશાંશ માર્જન કરવું. માર્જનનો દશાંશ બ્રાહ્મણભોજન કરાવવું. એ પ્રકારે કરી જપ, હોમ, તર્પણ, માજન, અને બ્રહ્મભોજન એ પાંચ પ્રકારરૂપ પુરશ્ચરણ થાયછે. તર્પણાદિ કરવાનું સામર્થ્ય ન હોય તો તે તે સંખ્યાથી ચોગુણો જપજ કરવો આ રીતે મંત્રનું પુરશ્ચરણ કરવું તે ગ્રસ્તોદય અને ગ્રસ્તાસ્ત એ ગ્રહણમાં થઇ શકતું નથી. પુરશ્ચરણસંબંધી ઉપવાસ પુત્રવાન્ ગૃહસ્થ પણ કરવો. પુરશ્ચરણ કરનારને સ્નાન, દાનાદિ નૈમિત્તિક કર્મનો લોપ થાય

તો દોષ પ્રાપ્ત થાય માટે નૈમિત્તિક જે સ્નાન, દાનાદિક તે સ્ત્રી, પુત્રઆદિક પ્રતિનિધિવડે કરાવવાં.

---

अत्रेत्थंमितिकर्तव्यता स्पर्शकालात्पूर्वंस्नात्वाअमुकगोत्रोऽमुकशर्माहंराहुग्रस्तेदिवाकरे निशाकरेवा अमुकदेवतायाअमुकमंत्रसिद्धिकामोग्रासादिमुक्तिपर्यंतममुकमंत्रस्यजपरूपंपुरश्चरणंकरिष्ये इतिसंकल्पंचकृत्वासनबंधन्यासादिकंचस्पर्शात्पूर्वमेवविधायस्पर्शादिमोक्षपर्यंतंमूलमंत्रजपंकुर्यात् ततःपरदिनेस्नानादिनित्यकृत्यंविधायअमुकमंत्रस्यकृतैतद्ग्रहणकालिकामुकसंख्याकपुरश्चरणजपसांगतार्थंतद्दशांशहोमतद्दशांशतर्पणतद्दशांशमार्जनतद्दशांशब्राह्मणभोजनानिकरिष्ये इतिसंकल्प्य होमादिकंतत्तच्चतुर्गुणद्विगुणान्यतरजपंवाकुर्यात् ग्रहणकालेचतत्प्रेरितःपुत्रादिरमुकशर्मणोऽमुकगोत्रस्यामुकग्रहणस्पर्शस्नानजनितश्रेयःप्राप्त्यर्थंस्पर्शस्नानंकरिष्ये इत्यादिसंकल्पपूर्वकंतदीयस्नानदानादिकंकुर्यात् पुरश्चरणमकुर्वद्भिरपिगुरूपदिष्टःस्वस्वेष्टदेवतामंत्रजपोगायत्रीजपश्चावश्यंग्रहणेकार्योन्यथामंत्रमालिन्यं ग्रहणकालेशयनेकृतेरोगोमूत्रेदारिद्र्यंपुरीषेकृमिर्मैथुनेग्रामसूकरोभ्यंगेकुष्ठीभोजनेनरकइति पूर्वपक्वमन्नंग्रहणोत्तरंत्याज्यं एवंग्रहणकालस्थितजलपानेपादकृच्छ्राभिधानाज्जलमपित्याज्यं कांजिकंतक्रंघृततैलपाचितमन्नंक्षीरंचपूर्वसिद्धंग्रहणोत्तरंग्राह्यं घृतेसंधितेगोरसेषुग्रहणकालेकुशांतरायंकुर्यात् ॥

એ વિષયમાં આગલ કહિએ છિએ એ રીતે પુરશ્ચરણનો વિધિ કરવો—સ્પર્શકાળથી પ્રથમ સ્નાન કરી "अमुकगोत्रोऽमुकशर्माहं राहुग्रस्ते दिवाकरे निशाकरे वा अमुकदेवताया अमुकमंत्रसिद्धिकामो ग्रासादिमुक्तिपर्यंतं अमुकमंत्रस्य जपरूपं पुरश्चरणं करिष्ये," એવો સંકલ્પ કરી આસનવિધિ, ન્યાસ ઇત્યાદિક સ્પર્શથકી પ્રથમજ કરી ગ્રહણના સ્પર્શથકી મોક્ષલગી મૂળમંત્રનો જપ કરવો. પછી બીજે દિવસે સ્નાનાદિક નિત્યકર્મ કરી. "अमुकमंत्रस्य कृतैतद्ग्रहणकालिकामुकसंख्याकपुरश्चरण जपसांगतार्थं तद्दशांशहोम, तद्दशांशतर्पण, तद्दशांशमार्जन, तद्दशांशब्राह्मणभोजनानि करिष्ये," એવો સંકલ્પ કરી હોમાદિક અથવા તેને બદલે ચોગુણો ચોગુણો જપ અથવા બમણો બમણો જપ કરવો. ગ્રહણસમયે પુરશ્ચરણ કર્ત્તાએ પોતાના પુત્રાદિકને પોતાને બદલે સ્નાનાદિક કરવામાટે આજ્ઞા કર્યાપછી પુત્રાદિકે, "अमुकशर्मणोऽमुकगोत्रस्यामुकग्रहणस्पर्शस्नानजनितश्रेयःप्राप्त्यर्थं स्पर्शस्नानं करिष्ये," ઇત્યાદિક સંકલ્પ કરી તેનીવતી સ્નાન, દાન આદિક કરવાં. જેઓ પુરશ્ચરણ ન કરે તેમણે પણ ગુરૂએ કહેલા મંત્રનો અને પોતાના ઇષ્ટદેવના મંત્રનો જપ અને ગાયત્રીનો જપ ગ્રહણમાં અવશ્ય કરવો. ન કરે તો મંત્રમાં મલિનપણું આવેછે. ગ્રહણ સમયે નિદ્રા કરે તો રોગ, મૂત્ર કરે તો દરિદ્રીપણું, શૌચ (જંગલ) જાય તો કિડા, મૈથુન (સ્ત્રીભોગ) કરે તો ગામનો ડુક્કર, તૈલ મર્દન કરે તો કોઢ; ભોજન કરે તો નરક, ઇત્યાદિ દુષ્ટ ફળ થાયછે. પ્રથમ રાંધેલાં અન્ન ઉપર ગ્રહણ ગયું તો તે અન્ન ફેકી દેવું. એ પ્રમાણે ગ્રહણસમયે પાત્રમાં રહેલું જલ પિયે તો પાદકૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરવાનું

કહ્યુંછે માટે તે જલ પણ કાઢી નાખવું. કાંજી, છાસ, ઘી, તેલમાં તળેલું (વડા વગેરે) અન્ન, અને દૂધ એ પ્રથમ તયાર કરેલા સઘળા પદાર્થ ગ્રહણ પછી લેવા. ઘી, અથાણું અને ગોરસ એમાં ગ્રહણ સમયે કુશ (દર્ભ) નાખવો.

---

अथवेधविचारः सूर्यग्रहेग्रहणप्रहरादर्वाक्यामचतुष्टयंवेधः चंद्रग्रहेतुप्रहरत्रयं तथाच दिनप्रथमप्रहरेसूर्यग्रहेपूर्वरात्रिप्रहरचतुष्टयेनभोक्तव्यं द्वितीययामेग्रहणेरात्रिद्वितीययामादौनभोक्तव्यं एवंरात्रिप्रथमप्रहरेचंद्रग्रहेदिनद्वितीययामादौनभुंजीत रात्रिद्वितीययामादौ ग्रहणेदिनतृतीययामादौनभुंजीत बालवृद्धातुरविषयेतुसार्द्धप्रहरात्मकोमुहूर्तत्रयात्मकोवा वेधः शक्तस्यवेधकालेभोजनेत्रिदिनमुपोषणंप्रायश्चित्तं ग्रहणकालेभोजनेप्राजापत्यंप्रायश्चित्तं चंद्रस्यग्रस्तोदयेतुयामचतुष्टयवेधात्तत्पूर्वंदिवानभुंजीत केचित्तुचंद्रपूर्णमंडलग्रासेयामचतुष्टयंवेधएकदेशग्रासेयामत्रयमित्याहुः ग्रस्तास्तेतु ग्रस्तावेवास्तमानंतुरवींदूप्राप्नुतोयदि परेद्युरुदयेस्नात्वाशुद्धोभ्यवहरेन्नरः अत्रस्नात्वाशुद्ध इत्युक्त्याशुद्धमंडलदर्शनकालिकस्नानात्पूर्वमशुद्धिप्रतिपादनाज्जलाहरणपाकादिकंशुद्धबिंबोदयकालिकस्नानात्पूर्वंनकार्यमितिभाति सूर्यग्रस्तास्तादौपुत्रवत्गृहिणउपवासनिषेधात्तेनषण्मुहूर्तात्मकंवेधंत्यक्त्वाग्रहणात्पूर्वंभोक्तव्यमितिकेचित् पुत्रवत्गृहिणामपितत्रोपवासएवकार्यइतिमाधवमतमेवतुशिष्टाचारानुसृतंयुक्तं सूर्यग्रस्तास्तेचंद्रग्रस्तोदयेचाहिताग्निनान्वाधानंविधायजलेनव्रतंकार्यंनतुभोजनं चंद्रग्रस्तास्तेउत्तरदिनेसंध्याहोमादौनदोषः तत्राल्पकालेनशास्त्रतोमुक्तिनिश्चयेमुक्त्यनंतरंस्नात्वाहोमादिकंकर्तव्यं चिरकालेनमुक्तौहोमकालातिक्रमप्रसंगात्ग्रस्तोदयइवग्रहणमध्येएवसंध्यांहोमंचकृत्वा शास्त्रतोमुक्तिकालेस्नात्वाब्रह्मयज्ञादिनित्यकर्मकर्तव्यमितिभाति दर्शग्रहणनिमित्तकश्राद्धेनैवदर्शश्राद्धसंक्रांतिश्राद्धानांप्रसंगेसिद्धिर्भवति ग्रहणदिनेपित्रादेर्वार्षिकश्राद्धप्राप्तौसतिसंभवेन्नेनकार्यं ब्राह्मणाद्यलाभेनासंभवेतुआमेनहेम्नावाकार्यं ॥

## હવે ગ્રહણના વેધનો નિર્ણય કેહેછે.

સૂર્યગ્રહણમાં જે પોહોરમાં ગ્રહણ થાય તેથી પ્રથમ ચાર પોહોર વેધ. ચંદ્ર ગ્રહણમાં ગ્રહણના પોહોરથી પ્રથમ ત્રણ પોહોર વેધ. તેથી દિવસના પ્રથમ પોહોરમાં સૂર્યગ્રહણ હોય તો પેહેલી રાત્રિના ચાર પોહોરમાં ભોજન કરવું નહી. બીજા પોહોરમાં ગ્રહણ થાય તો પ્રથમની રાત્રિના બીજા પોહોરથી ભોજન કરવું નહી. એજ રીતે રાત્રિએ પ્રથમ પોહોરમાં ચંદ્રગ્રહણ થાય તો દિવસના બીજા પોહોરથકી ભોજન કરવું નહી. રાત્રિના બીજા પોહોરમાં ગ્રહણ થાય તો દિવસના ત્રીજા પોહોરથી ભોજન કરવું નહી. બાલ, વૃદ્ધ, રોગી એઓમાટે તો દોઢ પોહોર અથવા છ ઘડી વેધ છે. શક્તિમાન્ વેધવખતે ભોજન કરે તો ત્રણ દિવસ ઉપવાસ કરવા એ પ્રાયશ્ચિત્ત. ગ્રહણ સમયે ભોજન કરે તો પ્રાજાપત્ય પ્રાયશ્ચિત્ત કરવું. ચંદ્રનો ગ્રસ્તઉદય થાય તો ચાર પોહોર વેધ, માટે દિવસે ભોજન કરવું નહી. [1]કોઈ ગ્રંથકાર ચંદ્રનું પૂર્ણગ્રહણ (ખગ્રાસ) હોય તો ચાર પોહોર વેધ, અને એકદેશ ગ્રાસ (બિંબથી

---

१ अत्रमतांतरं तृतीयोत्तरार्धे.

કમતી) હોય તો ત્રણ પોહોર વેધ એમ કેહેછે. ગ્રસ્તાસ્ત થાય તો, "ગ્રહણ છતાં સૂર્ય ચંદ્ર અસ્ત થાય તો બીજે દિવસે ઉદય પછી સ્નાન કરી શુદ્ધ થઇ પુરૂષે ભોજન કરવું." ઇહાં સ્નાન કરવાથી શુદ્ધ એ વચનવડે, શુદ્ધ મંડલનાં દર્શન સમયે જે સ્નાન તેથી પ્રથમ શુદ્ધિ નથી એમ કહ્યું, માટે જલ લાવવું, રસોઈ કરવી ઈત્યાદિક, શુદ્ધ બિંબના ઉદયસમયનાં સ્નાન કરવાથી પ્રથમ કરવાં નહી એમ ભાસે છે. સૂર્યના ગ્રસ્તાસ્ત આદિક સમયમાં, પુત્રવાન્ ગૃહસ્થને ઉપવાસ કરવાનો નિષેધ કર્યો છે માટે તેણે બાર ઘડી વેધ છોડી ગ્રહણથી પ્રથમ ભોજન કરવું એમ કેટલાએક કેહેછે. પુત્રવાન્ ગૃહસ્થે પણ એવાં ગ્રહણ વખતે ઉપવાસજ કરવો, એ માધવાચાર્યનોજ મત શિષ્ટાચારની સાથે મળેછે માટે યોગ્ય છે. સૂર્યગ્રહણ ગ્રસ્તાસ્ત હોય અને ચંદ્રગ્રહણ ગ્રસ્તોદય હોય ત્યારે અગ્નિહોત્રીએ અન્વાધાન કરી જલવડે વ્રત કરવું, ભોજન કરવું નહી. ચંદ્રગ્રહણ ગ્રસ્તાસ્ત હોય તો બીજે દિવસે સંધ્યા, હોમ ઇત્યાદિ કરવામાં દોષ નથી. થોડાં વખતમાં મોક્ષ થશે એવો શાસ્ત્રથકી મોક્ષનો નિશ્ચય થાય તો મોક્ષપછી સ્નાન કરી હોમાદિક કર્મ કરવાં. વિશેષ વિલંબથી મોક્ષ થવાનો હોય તો હોમકાળનું ઉલ્લંઘન થાય માટે ગ્રસ્તોદયનીપઠે ગ્રહણની વચમાંજ સંધ્યા અને હોમ કરી શાસ્ત્રપ્રમાણે મોક્ષનો જે કાળ હોય તે સમયે સ્નાન કરી બ્રહ્મયજ્ઞ ઇત્યાદિ નિત્યકર્મ કરવાં, એમ ભાસે છે. અમાસને દિવસે ગ્રહણસંબંધી શ્રાદ્ધ કરવાથીજ દર્શશ્રાદ્ધ, અને સંક્રાંતિશ્રાદ્ધ એમની સિદ્ધિ[1] થાયછે. ગ્રહણને દિવસે પિતા ઇત્યાદિકનું વાર્ષિક શ્રાદ્ધ આવે ત્યારે સંભવ હોય તો અન્નવડે કરવું. બ્રાહ્મણાદિક ન મલ્યા ઇત્યાદિ અસંભવ હોય તો આમ (કાચાં) અન્નવડે, અથવા સુવર્ણવડે કરવું.

---

स्वजन्मराशेस्तृतीयषष्ठैकादशदशमराशिस्थितंग्रहणंशुभप्रदं द्वितीयसप्तनवमपंचमस्थानेषुमध्यमं जन्मचतुर्थाष्टमद्वादशराशिस्थितमनिष्टप्रदं यस्यजन्मराशौजन्मनक्षत्रेवाग्रहणंतस्यविशेषतोनिष्टप्रदं तेनगर्गाद्युक्ताशांतिःकार्या अथवाबिंबदानंकार्यं तद्यथा चंद्रग्रहेरजतमयंचंद्रबिंबंसुवर्णमयंनागबिंबंचकृत्वासूर्यग्रहेसौवर्णंसूर्यबिंबंनागबिंबंचकृत्वा घृतपूर्णेताम्रपात्रेकांस्यपात्रेवानिधायतिलवस्त्रदक्षिणासाहित्यंसंपाद्य ममजन्मराशिजन्मनक्षत्रस्थितामुकग्रहणसूचितसर्वानिष्टप्रशांतिपूर्वकंएकादशस्थानस्थितग्रहणसूचितशुभफलावाप्तयेबिंबदानंकरिष्ये इतिसंकल्प्यसूर्यचंद्रंराहुंचध्यात्वानमस्कृत्य तमोमयमहाभीमसोमसूर्यविमर्दन हेमतारप्रदानेनममशांतिप्रदोभव विधुंतुदनमस्तुभ्यंसिंहिकानंदनाच्युत दानेनानेननागस्यरक्षमांवेधजाद्भयादितिमंत्रमुच्चार्य इदंसौवर्णंराहुबिंबंनागंसौवर्णंरविबिंबं राजतंचंद्रबिंबंवाघृतपूर्णकांस्यपात्रनिहितंयथाशक्तितिलवस्त्रदक्षिणासहितंग्रहणसूचितारिष्टविनाशार्थंशुभफलप्राप्त्यर्थंचतुभ्यमहंसंप्रददे इतिदानवाक्येनपूजितब्राह्मणायदद्यात् एवंचतुर्थाद्यनिष्टस्थानेष्वपिदानंकार्यमितिभाति यस्यजन्मराश्यादिग्रहणंतेनराहुग्रस्तरवींदुबिंबंनावलोकनीयं इतरजनैरपिपटजलादिव्यवधानेनैवग्रस्तबिंबंद्रष्टव्यंनसाक्षात् मंगलकार्येषुपूर्णग्रासेचंद्रग्रहेद्वादश्यादितृतीयातंदिनसप्तकंवर्ज्यं सूर्यपूर्णग्रासेएकादश्यादिचतुर्थीतदिना

---

૧ ઈહાં બીજો મત છે તે ત્રીજા પરિચ્છેદના ઉત્તરાર્ધમાં કેહેવાસે.

निवर्ज्यानि खंडग्रहणेचतुर्दश्यादिदिनत्रयंवर्ज्यं ज्योतिर्निबंधेषुग्रासपादतारतम्येनदिनाधिक्योनत्वंतारतम्येनयोजितं ग्रस्तास्तेपूर्वदिनत्रयंवर्ज्यं ग्रस्तोदयेपरंदिनत्रयंवर्ज्यं ग्रहणनक्षत्रंषण्मासंपूर्णग्रासेवर्ज्यं पादादिग्रासेसार्धमासादितारतम्येनयोज्यं पूर्वसंकल्पितस्यद्रव्यस्य ग्रहणोत्तरंदानेनतद्द्विगुणंदेयंभवति ॥ इतिग्रहणनिर्णयोद्देशः ॥ ३१ ॥

## હવે ગ્રહણનો શુભાશુભ નિર્ણય કેહેછે.

પોતાની જન્મરાશિથકી ત્રીજી, છઠી, દશમી, ઇગ્યારમી, એ રાશીમાં ગ્રહણ થાય તો શ્રેષ્ઠ. બીજે, સાતમે, નવમે, પાંચમે એ સ્થાનકે મધ્યમ હોય. પ્રથમ, ચોથું, આઠમું, બારમું એ સ્થાનકમાં ગ્રહણ થાય તો અશુભ. જેની જન્મરાશિમાં અથવા જન્મનક્ષત્રમાં ગ્રહણ થાય તેને વિશેષે ખરાબ ફળ આપનારૂં થાયછે માટે તેણે ગર્ગાદિકોએ કહેલી શાંતિ કરવી. અથવા બિંબદાન કરવું. તે આ પ્રમાણે;— ચંદ્રગ્રહણમાં રૂપાનું ચંદ્રબિંબ અને સોનાનું નાગબિંબ કરવું. સૂર્યગ્રહણમાં સોનાનું સૂર્યબિંબ, અને નાગબિંબ કરી તે ઘી ભરેલાં ત્રાંબાનાં અથવા કાંસાનાં પાત્રમાં મૂકી તિલ, વસ્ત્ર, દક્ષિણા એ સામગ્રી તયાર કરી "ममजन्मराशिजन्मनक्षत्रस्थितामुकग्रहणसूचितसर्वानिष्टप्रशांतिपूर्वकं एकादशस्थानस्थितग्रहणसूचितशुभफलावाप्तये बिंब दानं करिष्ये," એવો સંકલ્પ કરિ સૂર્ય, ચંદ્ર, અને રાહુ એનું ધ્યાન અને નમસ્કાર કર્યાપછી, "तमोमय महाभीम सोमसूर्यविमर्दन ॥ हेमतारप्रदानेन ममशांतिप्रदोभव विधुंतुदनमस्तुभ्यं सिंहिकानंदनाच्युत ॥ दानेनानेननागस्य रक्षमांवेधजाद्भयात्," એ મંત્રોચ્ચાર કરી "इदं सौवर्णराहुबिंबंनागं सौवर्णं रविबिंबं राजतं चंद्रबिंबं वा घृतपूर्णकांस्यपात्रनिहितं यथाशक्ति तिलवस्त्रदक्षिणासहितं ग्रहणसूचितारिष्टविनाशार्थं शुभफलप्राप्त्यर्थंच तुभ्यमहं संप्रददे," આ દાનવાક્યવડે પ્રથમ પૂજા કરેલા બ્રાહ્મણને તેનું દાન કરવું. એજ રીતે ચતુર્થ ઇત્યાદિ અનિષ્ટ સ્થાનકમાં ગ્રહણ હોય તો પણ દાન કરવું, એમ ભાસે છે. જેની જન્મરાશિ, જન્મનક્ષત્ર ઇત્યાદિ સ્થાનકમાં ગ્રહણ હોય તેણે રાહુગ્રસ્ત સૂર્ય ચંદ્રનાં બિંબ જોવાં નહી. બીજા મનુષ્યોએ પણ વસ્ત્ર જલ ઇત્યાદિ આડ દઇ તેમાંથી ગ્રહણ જોવું; પ્રત્યક્ષ જોવું નહી. પૂર્ણગ્રાસ ચંદ્રગ્રહણ હોય તો મંગળ કાર્યમાં બારસથી ત્રીજ લગી સાત દિવસ છોડી દેવા. પૂર્ણગ્રાસ સૂર્યગ્રહણ હોય તો એકાદશીથી ચોથ લગી (નવ દિવસ) છોડવા. ખંડિત ગ્રહણ હોય તો ચૌદશથી એકમ લગી ત્રણ દિવસ છોડવા. જ્યોતિષના ગ્રંથોમાં, જેમ ગ્રાસમાં ઓછા વધારે ભાગ થાય તે હિસાબે દિવસો પણ ઓછા વધુ વિચાર કરી છોડવા એરીતે કહ્યું છે. ગ્રસ્તાસ્ત થાય તો પ્રથમના ત્રણ દિવસ છોડવા. ગ્રસ્તોદય હોય તો ગ્રહણ પછીના ત્રણ દિવસ છોડવા. પૂર્ણ ગ્રાસ હોય તો જે નક્ષત્રમાં ગ્રહણ હોય તે નક્ષત્ર છ માસ લગી છોડી દેવું. એક પાદ ગ્રાસ હોય તો દોઢમાસ લગી, બે પાદ ગ્રાસ હોય તો ૩ માસ લગી, અને ત્રણ પાદ ગ્રાસ હોય તો સાડીચાર માસ લગી, જે જે રીતિનું હોય તે તે પ્રમાણે છોડી દેવું. પ્રથમ સંકલ્પ કરેલાં દ્રવ્યનું ગ્રહણપછી દાન કરે તો બમણું દેવું જોઇએ છિએ. ઇતિ ગ્રહણનિર્ણયોદ્દેશઃ એકત્રિંશઃ ।૩૧।

समुद्रेपौर्णिमामावास्यादिपर्वसुस्नायात् भृगुभौमदिनेस्नानंवर्जयेत् अश्वत्थसागरौसेव्यौनस्पर्शस्तुकदाचन अश्वत्थंमंदवारेचसागरंपर्वणिस्पृशेत् नकालनियमःसेतौसमुद्रस्नानकर्मणि समुद्रस्नानप्रयोगोन्यत्रज्ञेयः॥इतिधर्मसिंधुसारेसमुद्रस्नानोद्देशः ॥ ३२ ॥

## હવે સમુદ્રસ્નાનનો નિર્ણય કેહેછે.

પૂનમ, અમાસ ઇત્યાદિ પર્વદિવસે સમુદ્રસ્નાન કરવું. શુક્રવાર અને મંગલવારને દિવસે સમુદ્રસ્નાન કરવું નહી. "પિપલો અને સમુદ્ર એની સેવા કરવી, તેમને ક્યારેપણ સ્પર્શ કરવો નહી, શનિવારે પિપળાનો સ્પર્શ કરવો. અને પર્વણીને દિવસે સમુદ્રનો સ્પર્શ કરવો. સેતુબંધ રામેશ્વરની સમીપે સેતુવાળા સમુદ્રમાં સ્નાન કરવાવિષે કોઇપણ કાળનો નિષેધ નથી." સમુદ્રસ્નાનનો પ્રયોગ બીજા ગ્રંથોમાં જોઇ લેવો. ઇતિ ધર્મસિંધુસારે સમુદ્રસ્નાનોદ્દેશઃ દ્વાત્રિંશત્તમઃ ॥ ૩૨ ॥

---

तिथिविशेषेनक्षत्रविशेषेवारादौचविधिनिषेधः सप्तम्यांनस्पृशेत्तैलंनीलवस्त्रंनधारयेत् नचाप्यामलकैःस्नानंनकुर्यात्कलहंनरः सप्तम्यांनैवकुर्वीतताम्रपात्रेणभोजनं नंदातिथिष्वभ्यंगोवर्ज्यः रिक्तासुक्षौरंवर्ज्यं जयासुमांसंशूद्राद्यैर्वर्ज्यं पूर्णासुस्त्रीवर्ज्या रविवारेऽभ्यंगोभौमवारेक्षौरंबुधेयोषिद्वर्ज्या चित्राहस्तश्रवणेषुतैलंवर्ज्यं विशाखाप्रतिपत्सुक्षौरंवर्ज्यं मघाकृत्तिकात्र्युत्तरासुस्त्रीनसेव्या तिलभक्षणंतिलतर्पणंचसप्तम्यांन नारिकेलमष्टम्यामलाबुनवम्यांपटोलंदशम्यांनिष्पावमेकादश्यांमसूरंद्वादश्यांवार्ताकंत्रयोदश्यांवर्ज्यं पूर्णिमादर्शसंक्रांतिचतुर्दश्यष्टमीषुच नरश्चंडालयोनौस्यात्तैलस्त्रीमांससेवनात् पूर्णिमादर्शसंक्रांतिद्वादशीषुश्राद्धदिनेचवस्त्रंनपीडयेत् रात्रौमृदंगोमयमुदकंचनाहरेत् गोमूत्रंप्रदोषकालेनगृण्हीयात् अमादिपर्वस्ववश्यंशांत्यर्थंतिलहोमीस्यात् आत्मरक्षणायदानादिकंचकुर्यात् पर्वसुनाधीयीत शौचाचमनब्रह्मचर्यादिसेवीस्यात् प्रतिपद्दर्शषष्ठीनवमीतिथिषुश्राद्धदिनेजन्मदिनेव्रतेचोपवासेचरविवारेमध्यान्हस्नानसमयेचकाष्ठेनदंतधावनंवर्ज्यं अलाभेदंतकाष्ठानांनिषिद्धेपिदिनेतथा अपांद्वादशगंडूषैःपत्रैर्वाशोधयेन्मुखं अत्रसर्वत्रनिषेधेषुतिथ्यादिकंतत्कालव्यापिग्राह्यं ॥ इतिधर्मसिंधुसारेतिथ्यादौविधिनिषेधसंग्रहोद्देशस्त्रयस्त्रिंशत्तमः ॥ ३३ ॥

## હવે અમુક તિથિ, નક્ષત્ર, અને વાર વિષે કયા કયા પદાર્થ વાપરવા અને વર્જ્ય કરવા તે કેહેછે.

તૈલનો સ્પર્શ, કાળાં વસ્ત્ર ધારણ કરવાં, આમલાનાં જલથી સ્નાન, કલહ (ટંટો), ત્રાંબાનાં વાસણમાં ભોજન, એ સઘળાં સાતમને દિવસે વર્જ્ય કરવાં. એકમ, છઠ અને એકાદશી, એ દિવસે તૈલમર્દન ન કરવું. ચોથ, નોમ અને ચૌદશને દિવસે વાલ ઉતરાવવા નહી. ત્રીજ, આઠમ અને તેરસ એ દિવસે શૂદ્રોએ માંસ ખાવું નહી. પાંચમ, દશમ, અને પૂનમ, એ દિવસે સ્ત્રી વર્જિત કરવી. રવિવાર, મંગલવાર અને બુધવારે ક્રમે કરી તૈલમર્દન, શ્મશ્રુ (વાલ ઉતરાવવા)

અને સ્ત્રી, વર્જ્ય. ચિત્રા, હસ્ત, શ્રવણ, એ નક્ષત્રે તૈલ વર્જ્ય. વિશાખાનક્ષત્ર, અને એકમને દિવસે શ્મશ્રુ વર્જ્ય. મઘા, કૃત્તિકા અને ત્રણ ઉત્તરા, એ નક્ષત્રે સ્ત્રી વર્જ્ય. તિલ ખાવા અને તિલવતિ તર્પણ એ સાતમને દિવસે વર્જ્ય. આઠમ, નોમ, દશમ, એકાદશી, દ્વાદશી અને તેરસ, એ દિવસે ક્રમે કરી નારિયલ, દૂધિ, પરવલ, નિષ્પાવ ( ચોળા, કાળા વાલ, ધોળા વાલ ઈ૦ ), મસૂર, વાર્ત્તાક (રીંગણાં), એ વર્જ્ય કરવાં. "પૂનમ, અમાસ, સંક્રાંતિ, ચૌદશ, આઠમ, એ દિવસે તૈલ, સ્ત્રી અને માંસ એ સેવન કરે તો તેને ચાંડાલનો જન્મ થાયછે." પૂનમ, અમાસ, સંક્રાંતિ, બારસ અને શ્રાદ્ધનો દિવસ, એ દિવસે વસ્ત્ર નીચોવવું નહી. માટી, છાણ અને જલ એ રાત્રિએ લાવવાં નહી. ગોમૂત્ર પ્રદોષસમયે લાવવું નહી. અમાસ આદિ પર્વણીને દિવસે શાંતિમાટે અવશ્ય તિલનો હોમ કરવો. પોતાનાં રક્ષણમાટે દાન વગેરે કરવું. પર્વણીને દિવસે અધ્યયન કરવું નહી. શૌચ, આચમન, બ્રહ્મચર્ય, એ સેવન કરવાં. એકમ, અમાસ, છઠ, નોમ, શ્રાદ્ધદિવસ, જન્મદિવસ, વ્રતદિવસ, ઉપવાસ દિવસ, રવિવાર અને મધ્યાન્હ સમયે સ્નાન, એટલે વખતે કાષ્ઠવતી દાંત ધસવા નહી. "જે દિવસે દાતણ ન મળે તે દિવસે અને નિષિદ્ધદિવસે બાર કોગળા કરી અથવા ઝાડનાં પાનવતી મુખ શુદ્ધ કરવું." આ સઘળા નિષેધમાટે તિથિ નક્ષત્ર ઇત્યાદિ લેવાં તે તત્કાળવ્યાપિ હોય તે લેવાં. **ઇતિ ધર્મસિંધુસારે તિથ્યાદૌ વિધિનિષેધસંગ્રહોદ્દેશઃ ત્રયસ્ત્રિંશત્તમઃ ॥ ૩૩ ॥**

---

**मीमांसाधर्मशास्त्रज्ञाः सुधियोऽनलसाबुधाः॥ कृतकार्याःप्राङ्निबंधैस्तदर्थंनायमुद्यमः॥१॥**

## ગ્રંથકાર, આ ગ્રંથ કરવાનું પ્રયોજન શું? તે કેહેછે.

મીમાંસા, ધર્મશાસ્ત્ર એના જાણનારા, બુદ્ધિમાન્ અને આલસ્યરહિત, એવા જે પંડિતો તેઓ મ્હોટા વિદ્વાનોએ રચેલા પ્રથમના ગ્રંથો જોઈ તેથીજ કૃતાર્થ થાયછે, એટલે આવેલાં કાર્યો કરેછે, માટે આ ગ્રંથ કરવાનો ઉદ્યોગ તેઓનેમાટે નથી.

---

**येपुनर्मंदमतयोलसाअज्ञाश्चनिर्णयं धर्मेवेदितुमिच्छंतिरचितस्तदपेक्षया ॥ २ ॥**
**निबंधोयंधर्मसिंधुसारनामासुबोधनः अमुनाप्रीयतांश्रीमद्विठ्ठलोभक्तवत्सलः॥ ३ ॥**

ત્યારે જે મંદબુદ્ધિવાળાઓ, આલસુ, અને અજ્ઞાનિ છતાં ધર્મવિષે નિર્ણય જાણવાની ઇચ્છા કરેછે તેમને માટે **ધર્મસિંધુસાર** નામનો આ સુબોધ ગ્રંથ મેં કર્યોછે, એ ગ્રંથવડે ભક્તવત્સલ **શ્રીમદ્વિઠ્ઠલ** સંતુષ્ટ થાઓ.

---

**सर्वत्रमूलवचनानीहज्ञेयानितद्विचारश्च कौस्तुभनिर्णयसिंधुश्रीमाधवकृतनिबंधेभ्यः ॥४॥**

આ ગ્રંથવિષેનાં સઘળાં મૂલવચનો અને તેમનો વિચાર જોવો હોય તો **કૌસ્તુભ, નિર્ણયસિંધુ,** અને **શ્રીમાધવે** કરેલો જે નિબંધ તેઓમાંથી જોવો.

---

**प्रेम्णासद्भिर्ग्रंथःसेव्यःशब्दार्थतःसदोषोपि संशोध्यवापिहरिणासुदाममुनिसतुषपृथुकमुष्टिरिव ॥ ५ ॥ इतिश्रीमदनंतोपाध्यायसूनुकाशीनाथोपाध्यायविरचितेधर्मसिंधुसारेप्रथमपरिच्छेदः समाप्तः ॥ ॥ श्रीरामचंद्रार्पणमस्तु ॥ ॥ ॥ ॥**

આ મ્હારો ગ્રંથ ક્વચિત્ સ્થલમાં શબ્દથકી અને અર્થથકી જો દોષયુક્ત હોય તોપણ, સુદામા બ્રાહ્મણના પોવા જો ફોતરીયુક્ત હતા તો પણ શ્રીકૃષ્ણે તેમાંની ફોતરીવગેરાં ફેંકી સાફ શુદ્ધ કરી.સ્વીકાર કર્યા, તેરીતે વિદ્વાનોએ વિચારપૂર્વક શોધન કરી આ ગ્રંથનો સ્વીકાર કરવો. **ઇતિ શ્રીમદનંતોપાધ્યાયસૂનુ કાશીનાથોપાધ્યાયવિરચિતે ધર્માસિંધુસારે પ્રથમપરિચ્છેદઃ સમાપ્તઃ ॥**



॥ श्रीगणेशाय नमः ॥ १

एकरदं द्विरदमुखं, शिवयोरुत्संगसंगतं स्मरतां ॥
विघ्नविनाशननिरतं, देवं वंदे भवार्त्तिहं भजतां ॥ १ ॥

આ રીતે ગણપતિને નમસ્કારરૂપ મંગલાચરણ કરી ધર્મસિંધુના બીજા પરિચ્છેદનાં ભાષાંતર કરવાનો આરંભ કરૂંછું.

श्रीपाडुरंगंविबुधांतरंगंनौमींदिरांमाधवमंदिरांच ॥
सतामनंतंहितमामनंतंगुरुंगरिष्ठंजननींवरिष्ठाम् ॥ १ ॥

જ્ઞાની જનોનાં અંતઃકરણમાં વાસ કરનારા એવા **શ્રીપાંડુરંગ,** અને માધવ છે નિવાસનું સ્થાન જેનું એવી **લક્ષ્મી,** અને સાધુ જનોનું હિત કરનારા એવા અનંત નામના ઉત્તમ ગુરૂ એટલે **પિતા,** અને શ્રેષ્ઠ એવી **માતા,** એ સર્વેને હું નમસ્કાર કરૂંછું.

काशीनाथाभिधेनात्रानंतोपाध्यायसूनुना ॥
सामान्यंनिर्णयंप्रोच्यविशेषेणविनिर्णयः ॥ २ ॥

અનંત ઉપાધ્યાયનો પુત્ર હું કાશીનાથ, પ્રથમ પરિચ્છેદમાં તિથિ ઈત્યાદિકોનો સામાન્ય નિર્ણય કહી હવે આ બીજા પરિચ્છેદમાં વિશેષ નિર્ણય કહુંછું.

संगृह्यतेधर्मसिंधुसाराख्येकालगोचरे ॥
ग्रंथेप्रस्फुटबोधायपुनरुक्तिर्नदूषणम् ॥ ३ ॥

જેમાં કાળનો નિર્ણય કહ્યોછે એવા ધર્મસિંધુનામના આ ગ્રંથમાં કોઈ કોઇ ઠેકાણે સઘળાઓને સ્પષ્ટ બોધ થાવામાટે પુનરૂક્તિ (એક વખત કહેલ હોય તેજ બીજી વાર કહેવાય તે) આવે તો દોષ છે એમ માનવું નહી.

प्रथमपरिच्छेदेमासविशेषानपेक्षंसामान्यतस्तिथ्यादिनिर्णयमभिधायास्मिन्द्वितीयपरिच्छेदेचैत्रादिमासविशेषोपादानेनप्रतिपदादितिथिषुविहितसंवत्सरकृत्यनिर्णयसारंसंगृण्हीमः॥

પ્રથમ પરિચ્છેદમાં, અમુક માસની અમુક તિથિ એ રીતનો વિશેષ નિર્ણય કહ્યાવિના સામાન્યપણાંથી તિથિ ઈત્યાદિકનો નિર્ણય કહ્યો છે. હવે આ બીજા પરિચ્છેદમાં ચૈત્રાદિક બાર માસમાંની એકમ આદિ તિથિઓમાં કરવાનાં સંપૂર્ણ વર્ષનાં કર્મ અને તેમના નિર્ણયનો સાર એ કહુંછું.

अत्रशुक्लप्रतिपदादिरमांतएवमासःप्रायेणदाक्षिणात्यैराद्रियतेइतितमेवाश्रित्यनिर्णयउच्यते अत्रक्वचित्पूर्वपरिच्छेदोक्तमपिपुनर्विशेषोक्तिभिर्दृढीक्रियतेइतिपुनरुक्तिर्नदोषाय तत्रमेषसंक्रांतौपूर्वाःपराश्चदशदशनाड्यःपुण्यकालः रात्रौत्वर्धरात्रात्प्राक्संक्रमेपूर्वदिनोत्तरार्धंपुण्यम् अर्धरात्रात्परतःसंक्रमेउत्तरदिनस्यपूर्वार्धंपुण्यम् अर्धरात्रेसंक्रमेदिनद्वयंपुण्यं ॥

દક્ષિણ દેશમાંના લોકો ઘણુંકરી સુદ એકમથી અમાસલગી માસ ગ્રહણ કરેછે માટે તેનોજ આશ્રય કરીને નિર્ણય કહુંછું. આ પરિચ્છેદમાં કોઇએક ઠેકાણે પ્રથમ પરિ-

ચ્છેદમાંની બાબતો આવિયું છે તે તેમનો વિશેષ નિર્ણય કરી પકી કરવામાટે લખેલિઉ છે, તેથી પુનરૂક્તિરૂપ દોષ છે એમ સમજવું નહી. મેષ સંક્રાંતિની પ્રથમની દશ ધડી અને પ્રાછલની દશ ધડી. મળી વીસ ધડી પુણ્યકાળ. સંક્રાંતિ, મધ્યરાત્રિથી પ્રથમ થાય તો પૂર્વ દિવસનું ઉત્તરાર્ધ પુણ્યકાળ. મધ્યરાત્રિ પછી સંક્રાંતિ થાય તો બીજા દિવસનું પૂર્વાર્ધ પુણ્યકાળ. બરોબર મધ્યરાત્રિએ સંક્રાંતિ થાય તો પ્રથમનો દિવસ અને બીજો દિવસ એમ બન્ને દિવસ પુણ્યકાળ છે.

अथतिथिनिर्णयः तत्रचैत्रशुक्लप्रतिपदिवत्सरारंभः तत्रौदयिकीप्रतिपत्ग्राह्या दिनद्वयेउदयव्याप्तौअव्याप्तौवापूर्वा चैत्रस्यमलमासत्वेवत्सरारंभनिमित्तकंतैलाभ्यंगंसंकल्पादौनूतनवत्सरनामकीर्तनाद्यारंभंचमलमासप्रतिपद्येवकुर्यात् प्रतिगृहंध्वजारोपणंनिंबपत्राशनंवत्सरादिफलश्रवणंनवरात्रारंभोनवरात्रोत्सवादिनिमित्ताभ्यंगादिश्चशुद्धमासप्रतिपदिकार्यः वत्सरारंभनिमित्तकोपितैलाभ्यंगःशुद्धप्रतिपद्येवेतिमयूखेउक्तम् अस्यांतैलाभ्यंगोनित्यः अकरणेप्रत्यवायोक्तेः अस्यामेवप्रतिपदिदेवीनवरात्रारंभः अत्रपरयुतामुहूर्तमात्रापिप्रतिपत्ग्राह्या अत्रमुहूर्तपरिमाणं मुहूर्तमन्होरात्रेश्चप्रोचुःपंचदशंलवमित्युक्तंसर्वत्रज्ञेयम् पारणादिविशेषनिर्णयःशारदनवरात्रवद्बोध्यः अत्रैवप्रपादानं तत्रमंत्रः प्रपेयंसर्वसामान्याभूतेभ्यःप्रतिपादिता अस्याःप्रदानात्पितरस्तृप्यंतुहिपितामहाः अनिवार्यंततोदेयंजलंमासचतुष्टयम् प्रपांदातुमशक्तेनप्रत्यहमुदकुंभोद्विजगृहेदेयः तत्रमंत्रः एषधर्मघटोदत्तोब्रह्मविष्णुशिवात्मकः अस्यप्रदानात्सकलाममसंतुमनोरथाः इयमेवप्रतिपत्कल्पादिरपि एवंवैशाखशुक्लतृतीयाफाल्गुनकृष्णतृतीयाशुक्लाचैत्रपंचमीमाघेत्रयोदशीकार्तिकेसप्तमीमार्गशीर्षेनवमीइत्यपिकल्पादयोबोध्याः आसुश्राद्धात्पितृतृप्तिः चैत्रशुक्लप्रतिपत्मत्स्यजयंतीत्येके चैत्रेदधिक्षीरघृतमधुवर्जनदंपतीपूजनात्मकंगौरीव्रतंकार्यम् चैत्रशुक्लद्वितीयायांनिशामुखेबालेंदुपूजनाद्यात्मकंचंद्रव्रतं अस्यामेवदमनकेनगौरीशिवपूजनं चैत्रशुक्लतृतीयायांगौरींशिवयुतांसंपूज्यांदोलनव्रतंमासपर्यंतंकार्यं अत्रतृतीयामुहूर्तमात्रापिपराग्राह्या द्वितीयायुक्तानकार्या चतुर्थीयुतायांवैधृत्यादियोगेपिसैवकार्या द्वितीयायोगनिषेधस्यबलवत्त्वात् अस्यामेवतृतीयायांश्रीरामचंद्रस्यदोलोत्सवमारभ्यमासपर्यंतंपूजापूर्वकमांदोलनंकार्यम् एवंदेवतांतराणामपि इयमेवतृतीयामन्वादिरपि अत्रैवसर्वमन्वादिनिर्णयउच्यते तत्रमन्वादयश्चैत्रेशुक्लतृतीयापौर्णमासीचज्येष्ठेपौर्णिमा आषाढस्यशुक्लदशमीपौर्णमासीच श्रावणस्यकृष्णाष्टमी भाद्रपदस्यशुक्लतृतीया आश्विनस्यशुक्लनवमी कार्तिकस्यशुक्लद्वादशीपौर्णमासीच पौषेशुक्लैकादशी माघेशुक्लसप्तमी फाल्गुनस्यपौर्णमास्यमावास्याचेतिचतुर्दशज्ञेयाः एतास्तुमन्वादयःशुक्लपक्षस्थाःदैवेपित्र्येकर्मणिपूर्वाण्हव्यापिन्योग्राह्याः पूर्वाण्होत्रद्वेधाविभक्तदिनपूर्वोभागस्तत्रैवश्राद्धादिविधानात् दैवान्मानुषाद्वापराधात्पूर्वाण्हेश्राद्धाद्यनुष्ठानासंभवेऽपराण्हव्यापिन्योग्राह्याः दिनपूर्वार्धेऽपराण्हेवाश्राद्धाद्यनुष्ठेयं नतुदिनोत्तरार्धगतमध्यान्हभागेइतितात्पर्यं कृष्णपक्षस्थास्तुदैवेपित्र्येचकर्मणिपंचधाविभक्तदिनचतुर्थभागाख्यापराण्हव्यापिन्योग्राह्याः मन्वादिषुपिंडरहितंश्राद्धंकार्यं अत्रश्राद्धैर्द्विसहस्रवर्षंपितृणांतृप्तिः मन्वादिश्राद्धंचनित्यम् एतदकरणेत्वंभुवःप्रतिमानैमित्तिककर्मंत्रस्यशतवारंजलेजपःप्रायश्चित्तंकार्यम् एवंषण्णवतिश्राद्धा

ष्यपिनित्यानि तानिच अमा १२ युग ४ मनु १४ क्रांति १२ धृति १२ पात १२ महालयाः १५ अष्टका ५ अन्वष्टका ५ पूर्वेद्युः ५ श्राद्धैर्नवतिश्चषदर्शीरितानि ॥

## હવે તિથિનિર્ણય કેહેછે.

ચૈત્ર સુદ એકમને દિવસે સંવત્સરનો આરંભ થાયછે. તેમાં એકમ સૂર્યોદયસમયે હોય તે લેવી. બન્ને દિવસે સૂર્યોદયવખતે હોય અથવા બન્ને દિવસે તે વખતે ન હોય તો પ્રથમની લેવી. ચૈત્ર અધિકમાસ હોય તો નવાં વર્ષનો આરંભ થયો તે નિમિત્તથી તૈલનું મર્દન, સંકલ્પાદિકમાં નવાં વર્ષનું નામ લેવું ઇત્યાદિ આરંભ એ અધિકમાસની એકમનેદિવસેજ કરવું. સઘળાં ઘરોઉપર ધજા ચડાવવી, લીંબડાનાં પાન ખાવાં, સંવત્સરાદિકનું ફળ સાંભળવું, નવરાત્રિનો આરંભ, અને નવરાત્રિ ઉત્સવાદિકનાં નિમિત્તથી તૈલમર્દન, એ સઘળું શુદ્ધ માસની એકમને દિવસે કરવું. વર્ષના આરંભનાં નિમિત્તથકી તૈલમર્દન કરવાનું તેપણ શુદ્ધ માસની એકમને દિવસેજ કરવું, એ રીતે મયૂખમાં કહ્યુંછે. ચૈત્ર સુદ એકમને દિવસે તૈલમર્દન અવશ્ય કરવું, ન કરે તો દોષ કહ્યોછે. એજ એકમને દિવસે દેવીનાં નવરાત્રનો આરંભ કરવો. એ વ્રતમાં એકમ લેવી તે બીજયુક્ત એક મુહૂર્ત્તમાત્ર હોય તો પણ તે લેવી. આંઈ મુહૂર્ત્તનું પરિમાણ આ પ્રમાણે છે—"દિનમાન અથવા રાત્રિમાનનો જે પન્નરમો ભાગ તે મુહૂર્ત્ત એમ કહ્યુંછે." એ રીતે મુહૂર્ત્તપ્રમાણ સર્વ ઠેકાણે જાણિ લેવું. એ નવરાત્રિવ્રતની પારણાદિકનો વિશેષ નિર્ણય આશ્વિની નવરાત્રિપ્રમાણે સમઝવો. એજ દિવસે પ્રપા (સઘળા પ્રાણી જયહાં આવી પાણી પિયે તે પ્રપા) દાન કરવું, તેવિષે **મંત્ર**– "**प्रपेयं सर्वसामान्या भूतेभ्यः प्रतिपादिता ॥ अस्याः प्रदानात्पितरस्तृप्यंतु हि पितामहाः ॥**" "એ મંત્રવડે, ચાર માસ લગી કોઈ પ્રાણી નિરાસ ન થાય એરીતે પરબ કરી જલદાન કરવું." જે પ્રપાદાન કરી ન શકે તેણે દરરોજ બ્રાહ્મણને ઘરે જલનો કુંભ આપવો. તેનો **મંત્ર**—"**एष धर्मघटोदत्तो, ब्रह्मविष्णुशिवात्मकः ॥ अस्यप्रदानात्सकला, ममसंतुमनोरथाः**"॥ એજ એકમ કલ્પાદિ પણ છે. એરીતે વૈશાખ સુદ ત્રીજ, ફાગણ વદ ત્રીજ, ચૈત્ર સુદ પાંચમ, માઘ સુદ તેરસ, કાર્તિક સુદ સાતમ, અને માગસર સુદ નોમ, એ તિથિઓ પણ કલ્પાદિ છે એમ જાણવું. એ તિથિઓમાં શ્રાદ્ધ કરવાથી પિતૃને તૃપ્તિ થાયછે. ચૈત્ર સુદ એકમ એ **મત્સ્યજયંતી** છે એમ કોઇ કેહેછે. ચૈત્રમાસમાં દહી, દૂધ, ઘી, અને મધ એનો ત્યાગ કરી દંપતી (સ્રીપુરૂષ બન્ને)નાં પૂજનરૂપી ગૌરીવ્રત કરવું. ચૈત્ર સુદ બીજની સાંઝે બાળકચંદ્રનાં પૂજનરૂપી ચંદ્રવ્રત કરવું. એજ બીજને દિવસે દવણાંથી ગૌરી શિવની પૂજા કરવી. ચૈત્ર સુદ ત્રીજને દિવસે શિવસહિત ગૌરીનું પૂજન કરી **આંદોલન** (ડોલ) **વ્રત** એક માસ લગી કરવું. એ વ્રતમાં ત્રીજ મુહૂર્ત્તમાત્ર હોય તો પણ બીજા દિવસની લેવી, બીજયુક્ત લેવી નહી. ચોથયુક્ત ત્રીજને દિવસે વૈધૃતિ ઇત્યાદિક યોગ હોય તો પણ બીજયુક્ત લેવામાં મ્હોટો નિષેધ છે માટે ચોથયુક્તજ લેવી. એજ ત્રીજને દિવસે શ્રીરામચંદ્રના દોલોત્સવનો આરંભ કરી એક માસ લગી નિત્ય શ્રીરામચંદ્રની પૂજા કરી ડોલમાં બેસારી ઝુલાવવા. એપ્રમાણે બીજા દે-

બતાઓનો પણ ડોલ ઉત્સવ કરવો. એ ત્રીજ મન્વાદિપણ છે, માટે ઇહાંજ મન્વાદિ તિથિનો નિર્ણય કેહેછે. ચૈત્ર સુદ ત્રીજ, ચૈત્ર સુદ પૂનમ, જ્યેષ્ઠ સુદ પૂનમ, આષાઢ સુદ દશમ, અને પૂનમ, શ્રાવણ વદ આઠમ, ભાદરવા સુદ ત્રીજ, આશુ સુદ નોમ, કાર્ત્તિક સુદ બારસ, અને પૂનમ, પોષ સુદ એકાદશી, માઘ સુદ સાતમ, ફાગણ સુદ પૂનમ તથા વદિ અમાસ, એરીતે ચૌદ તિથિ મન્વાદિ જાણવી. એ મન્વાદિ તિથિ શુક્લપક્ષમાં હોય તો **દૈવ** અને **પિત્ર્ય** કર્મમાટે પૂર્વાન્હકાળવ્યાપિની લેવી. દિવસના બે ભાગ કરી પ્રથમ ભાગ તે પૂર્વાન્હકાળ. શ્રાદ્ધાદિક કરવું તે પૂર્વાન્હકાળમાંજ કરવું એવું વિધાન છે. દેવસંબંધી અથવા મનુષ્યસંબંધી કાંય અડચણ આવતાં પૂર્વાન્હમાં શ્રાદ્ધ બની ન શકે તો અપરાન્હકાળવ્યાપિની લેવી. દિવસના પૂર્વાર્ધકાળમાં કિંવા અપરાન્હકાળમાં શ્રાદ્ધાદિક કરવાં. દિવસના ઉત્તર અર્ધના મધ્યાન્હભાગમાં કરવાં નહી એ તાત્પર્ય. કૃષ્ણ પક્ષમાંની મન્વાદિ તિથિ **દૈવ** અને **પિત્ર્ય** કર્મમાટે લેવી હોય તો તે દિવસના પાંચ ભાગ કરી ચોથો ભાગ તે અપરાન્હકાળ તે કાળમાં વ્યાપિની લેવી. મન્વાદિ તિથિને દિવસે પિંડરહિત શ્રાદ્ધ કરવું. એ તિથિને દિવસે શ્રાદ્ધ કરવાથી પિત્રોને બે હજાર વર્ષલગી તૃપ્તિ થાયછે. મન્વાદિ તિથિને દિવસે શ્રાદ્ધ નિત્ય છે. એ શ્રાદ્ધ ન થાય તો "**स्वंभुवः प्रतिमानं.**" એ ઋચાનો સો વખત જપ જલમાં ઉભાં રહી કરવો, એ પ્રાયશ્ચિત્ત કરવું. એરીતે છન્નૂ (૯૬) શ્રાદ્ધ પણ નિત્ય છે. તે સઘળાં બતાવે છે—અમાસનાં ૧૨, યુગાદિ ૪, મન્વાદિ ૧૪, સંક્રાંતિનાં ૧૨, વૈધૃતનાં ૧૨, વ્યતીપાતનાં ૧૨, ભાદરવા વદિ એકમથી અમાસ લગી મહાલય ૧૫, અષ્ટકા ૫, અન્વષ્ટકા ૫, પૂર્વેદ્યુ ૫ એ રીતે ૯૬ શ્રાદ્ધ જાણવાં.

---

**अथदशावतारजयंत्यः चैत्रशुक्लतृतीयायामपराण्हेमत्स्योत्पत्तिः वैशाखपूर्णिमायांसायंकूर्मोत्पत्तिः भाद्रपदशुक्लतृतीयायामपराण्हेवराहोत्पत्तिः वैशाखशुक्लचतुर्दश्यांसायंनारसिंहावतारः भाद्रपदशुक्लद्वादश्यांमध्यान्हेवामनप्रादुर्भावः वैशाखशुक्लतृतीयायांमध्यान्हेपरशुरामोद्भवः प्रदोषेइतिबहवः चैत्रशुक्लनवम्यांमध्यान्हेदाशरथीरामव्यक्तिः श्रावणकृष्णाष्टम्यांनिशीथेश्रीकृष्णाविर्भावः आश्विनशुक्लदशम्यांसायंबुद्धोऽभूत् श्रावणशुक्लषष्ठ्यांसायंकल्किर्जातइतितत्तत्कालव्यापिन्योग्राह्याः अत्रमत्स्यकूर्मवराहबुद्धकल्किनामाषाढादिमासांतराणि एकादश्यंतादितिथ्यंतराणिप्रातरादिकालांतराणिचवचनांतरानुसारेणोक्तानिकल्पभेदेनव्यवस्थापनीयानिस्वस्वपरिगृहीतपक्षानुसारेणतत्तदुपासकैरुपोष्याणि श्रीरामकृष्णनृसिंहजयंत्यएवनित्याःसर्वैरुपोष्याः चैत्रशुक्लचतुर्थ्यांमध्यान्हव्यापिन्यांलड्डुकादिभिःश्रीगणेशमर्चयित्वादमनकारोपणंकुर्यात् विघ्ननाशंसर्वान्कामान्प्राप्नुयात् चैत्रशुक्लपंचम्यामनंतादिनागान्पूजयित्वाक्षीरसर्पिर्नैवेद्यंदद्यात् अस्यामेवपंचम्यांलक्ष्मीपूजनं अत्रैवचोच्चैःश्रवादिपूजनात्मकंहयव्रतमुक्तं अत्रसर्वत्रपंचमीसामान्यनिर्णयानुसारेणग्राह्या एवमग्रेपि यत्रविशेषनिर्णयोनोच्यतेतत्रप्रथमपरिच्छेदोक्तएवनिर्णयोनुसंधेयः षष्ठ्यांस्कंदस्यदमनकारोपणं सप्तम्यांभास्करस्यदमनकपूजा नवम्यांदेव्याः सर्वदेवानांपूर्णमास्यामित्यन्यत्रविस्तरः चैत्रशुक्लाष्ट**

म्यांभवान्याउत्पत्तिः तत्रनवमीयुताग्राह्या अत्रपुनर्वसुयुताष्टम्यामष्टाशोककलिकाप्राशनं तत्रमंत्रः त्वामशोकनराभीष्टमधुमाससमुद्भव पिबामिशोकसंतप्तोमामशोकंसदाकुर्विति अत्रैवयोगविशेषेकृत्यं पुनर्वसुबुधोपेताचैत्रेमासिसिताष्टमी प्रातस्तुविधिवत्स्नात्वावाजपेयफलंलभेदिति चैत्रशुक्लनवमीरामनवमी चैत्रशुक्लनवम्यांपुनर्वसुयुतायांमध्यान्हेकर्कलग्नेमेषस्थेसूर्येउच्चस्थेग्रहपंचकेश्रीरामजन्मश्रवणात् अस्यांमध्यान्हव्यापिन्यामुपोषणंकार्यम् पूर्वेद्युरेवमध्यान्हेसत्वेसैवग्राह्या दिनद्वयेमध्यान्हव्याप्तावव्याप्तौवापरा अष्टमीविद्धायाःनिषेधात् अतःपूर्वेद्युःसकलमध्यान्हव्यापिनीमपित्यक्त्वामध्यान्हैकदेशव्यापिन्यपिपरैवग्राह्या केचित्त्वष्टमीविद्धांमध्यान्हव्यापिनींपुनर्वसुयुतामपित्यक्त्वापरेद्युस्त्रिमुहूर्तापिनवमीसर्वैरप्युपोष्या यदितुदशम्यान्हासवशेनपारणादिनेस्मार्तानामेकादशीव्रतप्राप्तिस्तदास्मार्तैरष्टमीविद्धोपोष्या वैष्णवैर्मुहूर्तत्रययुतापरैवोपोष्या शुद्धायानवम्याअलाभेमुहूर्तत्रयन्यूनत्वेवासर्वैरपिअष्टमीविद्धैवोपोष्येत्याहुः इदंव्रतंनित्यंकाम्यंच ॥

## હવે દશ અવતારોની જયંતીયું કેહેછે.

જે તિથિનો જે અવતાર થયો હોય તેની તે જયંતી, એમ કેહેછે. ચૈત્ર સુદ ત્રીજને દિવસે અપરાન્હકાળે મત્સ્યાવતાર થયો, માટે ચૈત્ર સુદ ત્રીજ એ **મત્સ્યજયંતી,** એ પ્રમાણે સર્વે જયંતીઓ જાણવી. વૈશાખની પૂનમને દિવસે સાયંકાળે કૂર્માવતાર થયો. ભાદરવા સુદ ત્રીજને દિવસે અપરાન્હકાળે વરાહાવતાર થયો. વૈશાખ સુદ ચૌદશને દિવસે સાયંકાળે નૃસિંહાવતાર થયો. ભાદરવા સુદ બારસને દિવસે મધ્યાન્હે વામનાવતાર થયો. વૈશાખ સુદ ત્રીજને દિવસે મધ્યાન્હકાળે પરશુરામાવતાર થયો, પ્રદોષ કાળે થયો એમ ઘણા ગ્રંથકારો કેહેછે. ચૈત્ર સુદ નોમને દિવસે મધ્યાન્હકાળે દશરથપુત્ર રામચંદ્રનો અવતાર થયો. શ્રાવણ વદ આઠમને દિવસે મધ્યરાત્રિએ શ્રીકૃષ્ણાવતાર થયો. આશુ સુદ દશમને દિવસે સાયંકાળે બુદ્ધાવતાર થયો. શ્રાવણ સુદ છઠને દિવસે સાયંકાળે કલ્કીનો અવતાર થયો. એ રીતે જે જે કાળમાં જે જે અવતાર થયા હોય તે તે કાળમાં વ્યાપ્તિ જોઇ જયંતીનો નિર્ણય કરવો. એમાં મત્સ્ય, કૂર્મ, વરાહ, બુદ્ધ, કલ્કી એ અવતારોમાટે આષાઢ આદિ બીજા માસ, એકાદશી આદિ બીજી તિથિઓ, અને પ્રાતઃકાળાદિક બીજા કાળ બીજાં વચનોનાં પ્રમાણવડે કહેલા છે. તેમની કલ્પભેદેકરી વ્યવસ્થા કરવી. જેમણે જે પક્ષ માન્યો હોય તે તે ભક્તોએ તેની અનુસારે તે તે દિવસે ઉપવાસ કરવો. આ જયંતીયોમાં શ્રીરામજયંતી, કૃષ્ણજયંતી, અને નૃસિંહજયંતી એજ નિત્ય છે, માટે સઘળાઓએ ઉપવાસ કરવો. મધ્યાન્હકાળવ્યાપિની ચૈત્ર સુદ ચોથને દિવસે લાડુ ઇત્યાદિવડે ગણપતીની પૂજા કરી દવણો રોપવો, તેથી વિઘ્નોનો નાશ થઇ સર્વ મનોરથ પ્રાપ્ત થાયછે. ચૈત્ર સુદ પાંચમને દિવસે અનંતાદિક નાગદેવતાઓની પૂજા કરી દૂધ, ઘીનું નૈવેદ્ય અર્પણ કરવું. એજ પાંચમને દિવસે લક્ષ્મીની પૂજા કરવી, એજ દિવસે ઉચ્ચૈઃશ્રવા (સમુદ્રમંથન સમયે ઉત્પન્ન થયેલો ઘોડો) ઇત્યાદિકની પૂજારૂપ **હયવ્રત** કરવું. એ સઘળાં વ્રતોમાટે પાંચમ, સામાન્ય

નિર્ણયમાં કહ્યાપ્રમાણે લેવી, અને આગળ પણ એમજ સમજવું. જયહાં વિશેષ નિર્ણય કહ્યો નથી ત્યહાં પ્રથમ પરિચ્છેદમાં કહેલો નિર્ણયજ લેવો. છઠને દિવસે કાર્તિકસ્વામીને દવણો અર્પણ કરવો. સાતમને દિવસે સૂર્યને, નોમને દિવસે દેવીને, પૂનમને દિવસે સર્વ દેવતાઓને દવણો અર્પણ કરવો, એ રીતે બીજા ગ્રંથોમાં વિસ્તાર કહ્યોછે. ચૈત્ર સુદ આઠમને દિવસે ભવાનીનો અવતાર થયો, તેમાટે આઠમ, નોમયુક્ત હોય તે લેવી. એ આઠમને દિવસે પુનર્વસુ નક્ષત્ર હોય તો આશુપાલવનાં ઝાડની આઠ કળી ભક્ષણ કરવી. તે ભક્ષણનો મંત્ર–"**त्वामशोक नराभीष्ट, मधुमाससमुद्भव ॥ पिबामि शोकसंतप्तो, मामशोकं सदा कुरु ॥**" એજ દિવસે યોગવિશેષ છતાં કરવાનું. "ચૈત્ર માસ, સુદ આઠમ, પુનર્વસુ નક્ષત્ર, બુધવાર, એવો યોગ હોય તો પ્રાતઃકાળે સ્નાન કરવાથી **વાજપેય** યજ્ઞનું ફળ મળેછે." ચૈત્ર સુદ નોમ તે રામનવમી. ચૈત્ર સુદ નવમીને દિવસે પુનર્વસુ નક્ષત્ર, મધ્યાન્હ સમય, કર્ક લગ્ન, મેષના સૂર્ય, ઉચ્ચના પાંચ ગ્રહ એવો યોગ છતાં શ્રીરામનો જન્મ થયો. એ દિવસે ઉપવાસ કરવો તે મધ્યાન્હવ્યાપિની નોમને દિવસે કરવો. પૂર્વ દિવસેજ મધ્યાન્હવ્યાપ્તિ હોય તો તેજ લેવી. બન્ને દિવસે મધ્યાન્હવ્યાપ્તિ હોય અથવા બન્ને દિવસે મધ્યાન્હવ્યાપ્તિ ન હોય તો, 'અષ્ટમી વિદ્ધા લેવી નહી, એવો નિષેધ છે માટે બીજા દિવસની લેવી, જો પ્રથમ દિવસે પૂર્ણ મધ્યાન્હવ્યાપ્તિ હોય તો પણ તે છોડી બીજે દિવસે મધ્યાન્હકાળમાં એકદેશવ્યાપ્તિ હોય તો તે લેવી. કોઇ ગ્રંથકાર, આઠમવડે વેધયુક્ત છતી મધ્યાન્હકાળવ્યાપિની અને પુનર્વસુ નક્ષત્રવડે યુક્ત હોય તો પણ તે છોડી બીજે દીવસે છ ઘડી નોમ હોય તો તેજ સઘળાઓએ ઉપવાસ માટે લેવી, અને જો દશમનો ક્ષય થાતાં પારણાને દિવસે સ્માર્ત્તોને એકાદશી વ્રત પ્રાપ્ત થાય તો સ્માર્ત્તોએ અષ્ટમીવિદ્ધા નોમ ઉપવાસમાટે લેવી. વૈષ્ણવોએ છ ઘડીયુક્ત એવી બીજા દિવસનીજ ઉપવાસ માટે લેવી. શુદ્ધ નોમ ન મળે અથવા બીજે દિવસે છ ઘડીથી ઓછી નોમ હોય તો સઘળાઓએ અષ્ટમીવિદ્ધા હોય તેજ ઉપવાસમાટે લેવી, એમ કેહેછે. એ નવમીનું વ્રત નિત્ય અને કામ્ય એ રીતે બે પ્રકારનું છે.

---

**अथव्रतंप्रयोगः अष्टम्यामाचार्यसंपूज्य श्रीरामप्रतिमादानंकरिष्येहंद्विजोत्तम तत्राचार्योभवप्रीतःश्रीरामोसित्वमेवमे इतिप्रार्थ्य नवम्याअंगभूतेनएकभक्तेनराघव इक्ष्वाकुवंशतिलकप्रीतोभवभवप्रियेत्येकभक्तंसंकल्प्यसाचार्योहविष्यंभुंजीत पूजामंडपंतत्रवेदिंचकृत्वानवम्यां प्रातः उपोष्यनवमींत्वद्ययामेष्वष्टसुराघव तेनप्रीतोभवत्वंमेसंसारात्त्राहिमांहरेइत्युपोषणंसंकल्प्य इमांस्वर्णमयींरामप्रतिमांत्वांप्रयत्नतः श्रीरामप्रीतयेदास्येरामभक्तायधीमतेइतिप्रतिमादानंसंकल्पयेत् श्रीरामनवमीव्रतांगभूतांषोडशोपचारैःश्रीरामपूजांकरिष्ये इतिसंकल्प्य वेदिकायांसर्वतोभद्रेकलशंसंस्थाप्यतत्रपूर्णपात्रेसवस्त्रेग्न्युत्तारणादिविधिनाप्रतिमायांश्रीरामंप्रतिष्ठाप्यपुरुषसूक्तेनषोडशोपचारैःसंपूज्यपुष्पपूजांते रामस्यजननीचासिरामात्मकमिदंजगत् अतस्त्वांपूजयिष्यामिलोकमातर्नमोस्तुते इतिकौसल्यांसंपूज्य ॐनमोदशरथायेतिदश**

रथंसंपूज्यसर्वपूजांसमाप्यमध्यान्हेफलपुष्पजलादिपूर्णेनशंखेनार्घ्यंदद्यात् तत्रमंत्रः दशाननवधार्थायधर्मसंस्थापनायच्च दानवानांविनाशायदैत्यानांनिधनायच परित्राणायसाधूनांजातो रामःस्वयंहरिः गृहाणार्घ्यंमयादत्तंभ्रातृभिःसहितोनघेति रात्रौजागरणंकृत्वाप्रातर्नित्यपूजां विधायमूलमंत्रेणपायसाष्टोत्तरशताहुतीर्हुत्वापूजांविसृज्याचार्यायप्रतिमांदद्यात् इमांस्वर्णमयींरामप्रतिमांसमलंकृतां शुचिवस्त्रयुगच्छन्नांरामोहंराघवायते श्रीरामप्रीतयेदास्येतुष्टोभवतुराघवइतिमंत्रः तवप्रसादंस्वीकृत्यक्रियतेपारणामया व्रतेनानेनसंतुष्टःस्वामिन्भक्तिंप्रयच्छमेइतिप्रार्थ्य नवम्यंतेपारणांकुर्यात् इदंव्रतंमलमासेनकार्यं एवंजन्माष्टम्यादिव्रतमपिनकार्यं अस्यामेवनवम्यांदेवीनवरात्रसमाप्तिःकार्या एतन्निर्णयआश्विननवरात्रनवमीवत् ॥

## હવે નવમીવ્રતનો પ્રયોગ (કરવાની રીતિ) કેહેછે.

આઠમને દિવસે પોતાના આચાર્યની પૂજા કરી—"**श्रीरामप्रतिमादानं, करिष्येऽहं द्विजोत्तम ॥ तत्राचार्यो भव प्रीतः, श्रीरामोसि त्वमेव मे,**" એ મંત્રવડે તેની પ્રાર્થના કરી, "**नवम्या अंगभूतेन, एकभक्तेन राघव ॥ इक्ष्वाकुवंशतिलक, प्रीतोभव भवप्रिय,**" એ મંત્રવડે એકભક્તનો સંકલ્પ કરી ઉપાધ્યાય સહિત હવિષ્યાન્ન ભોજન કરવું. પછી પૂજાસારૂ મંડપ અને તેની વચમાં વેદી (ચોક) કરી નોમને દિવસે પ્રાતઃકાળમાં, "**उपोष्य नवमींत्वद्य, यामेष्वष्टसु राघव ॥ तेन प्रीतो भव त्वं मे, संसारान् त्राहि मां हरे,**" આ મંત્રવડે ઉપવાસનો સંકલ્પ કીધા પછી, "**इमां स्वर्णमयीं रामप्रतिमां त्वां प्रयत्नतः ॥ श्रीरामप्रीयते दास्ये, रामभक्ताय धीमते,**" આ મંત્ર ભણી પ્રતિમાદાનનો સંકલ્પ કરવો, પછી, "**श्रीरामनवमीव्रतांगभूतां, षोडशोपचारैः श्रीरामपूजांकरिष्ये,**" એરીતે સંકલ્પ કરી વેદી ઉપર સર્વતોભદ્ર મંડલ કરી તે મંડલ ઉપરે કલશની સ્થાપના કીધા પછી તે કલશ ઉપરે પૂર્ણપાત્ર રાખી તે ઉપર વસ્ત્ર ઢાંકી દેવું, પછી તે પૂર્ણપાત્રમાં અગ્ન્યુત્તારણાદિ વિધિવડે પ્રતિમાવિષે શ્રીરામની સ્થાપના કરી પુરૂષસૂક્તની સોળ ઋચાવતી પૂજા કરી પુષ્પાંજલિ થયા પછી, "**रामस्य जननीचासि, रामात्मकमिदं जगत् ॥ अतस्त्वां पूजयिष्यामि, लोकमातर्नमोस्तुते,**" આ મંત્રવડે કૌશલ્યાનું પૂજન કરી, "**ॐनमो दशरथाय,**" એ મંત્રે કરી દશરથની પૂજા કરવી. સઘળી પૂજા સમાપ્ત થયા પછી મધ્યાન્હકાળે ફળ, ફૂલ, જળ ઈત્યાદિકથી ભરેલા શંખવડે અર્ઘ્ય દેવો. તેનો મંત્ર—"**दशाननवधार्थाय, धर्मसंस्थापनायच ॥ दानवानांविनाशाय, दैत्यानां निधनायच ॥ परित्राणाय साधूनां, जातो रामः स्वयं हरिः ॥ गृहाणार्घ्यं मया दत्तं, भ्रातृभिःसहितोऽनघ,**" એ પ્રમાણે અર્ઘ્ય દેવો. રાત્રીએ જાગરણ કરી પ્રાતઃકાળમાં નિત્ય પૂજા કરી પછી મૂળમંત્રવડે પાયસ (દૂધપાક)ની અષ્ટોત્તરશત (૧૦૮) આહુતિ હોમ કરી પૂજાનું વિસર્જન કરવું, અને આચાર્યને પ્રતિમાનું દાન કરવું. દાનનો મંત્ર—"**इमां स्वर्णमयीं रामप्रतिमां समलंकृतां ॥ शुचिवस्त्रयुगच्छन्नां, रामोऽहं राघवाय ते ॥ श्रीरामप्रीतये दास्ये, तुष्टो भवतु राघवः**" ॥ એ રીતે દાન કરી પ્રાર્થના કરવી. પ્રાર્થનાનો મંત્ર,—"**तव प्रसादं स्वीकृत्य, क्रियते पारणा मया ॥ व्रतेनानेन संतुष्टः, स्वामिन् भक्तिं प्रयच्छ मे**" એ રીતે પ્રાર્થના કરી નવમીને અંતે

પારણા કરવી. આ વ્રત મલમાસમાં કરવું નહી. એ પ્રમાણે જન્માષ્ટમી આદિ વ્રત પણ મલમાસમાં કરવાં નહી. એજ નવમીને દિવસે દેવીનવરાત્રીની સમાપ્તિ કરવી, તે સમાપ્તિનો નિર્ણય આશુમાસની નવરાત્રીસંબંધી નવમી પ્રમાણે જાણવો.

---

चैत्रशुक्लैकादश्यांश्रीकृष्णस्यांदोलनोत्सवः दोलारूढंप्रपश्यंतिकृष्णंकलिमलापहं अपराधसहस्रैस्तुमुक्तास्तेभूननेकृते तावत्तिष्ठंतिपापानिजन्मकोटिकृतान्यपि क्रीडंतेविष्णुनासार्धंवैकुंठेदेवपूजिताइत्यादिकस्तन्महिमा चैत्रशुक्लद्वादश्यांविष्णोर्दमनोत्सवः सचपारणाहे पारणाहेनलभ्येतद्वादशीघटिकापिचेत् तदात्रयोदशीग्राह्यापवित्रदमनार्पणेइत्युक्तेः शिवस्यतुचतुर्दश्यांकार्यः ॥

ચૈત્ર સુદ એકાદશીને દિવસે શ્રીકૃષ્ણનો ડોલ ઉત્સવ કરવો. "કલિયુગના મળને નાશ કરનારા જે શ્રીકૃષ્ણ તેને ડોલ ઉપર બિરાજમાન જેઓ જોય છે તેઓ હજારો અપરાધથી મુક્ત થાયછે, ઝુલાવવાથી કોટિ જન્મોનાં પાપ દૂર થાયછે અને તેઓ વૈકુંઠનેવિષે દેવતાઓને પૂજ્ય થઈ વિષ્ણુસાથે ક્રીડા કરેછે." એ ડોલ ઉત્સવનો મહિમા છે. ચૈત્ર સુદ બારસને દિવસે વિષ્ણુનો દમન ઉત્સવ કરવો તે પારણાને દિવસે કરવો. "પારણાને દિવસે એક ઘડી પણ બારસ ન મળે તો, પવિત્રાં ધરાવવાં અને દવણો ધરાવવો એમાટે તેરસ લેવી," એવાં વચન છે તેથી તે ઉત્સવ પારણાને દિવસે કરવો. શિવનો દમનોત્સવ ચૌદશનો કરવો.

---

अथप्रयोगः उपवासदिनेनित्यपूजांकृत्वादमनकस्थानंगत्वाक्रयेणतमादायचंदनादिना संपूज्यश्रीकृष्णपूजार्थंत्वांनेष्येइतिप्रार्थ्यप्रणमेत् अन्यदेवतासुयथादैवतमूहः ततोदमनकंगृहमानीयपंचगव्येनशुद्धोदकेनचप्रक्षाल्यदेवाग्रेस्थापयित्वातस्मिन्दमनकेअशोककालवसंतकामान्काममात्रंवागंधादिभिःपूजयेत् तत्र नमोस्तुपुष्पबाणायजगदाल्हादकारिणे मन्मथायजगन्नेत्रेरतिप्रीतिप्रियायतेइतिकामावाहनमंत्रः कामभस्मसमुद्भूतरतिबाष्पपरिप्लुत ऋषिगंधर्वदेवादिविमोहकनमोस्तुतेइतिदमनकमुपस्थाय ॐ कामायनमइतिमंत्रेणसपरिवारायकामरूपिणेदमनकायगंधाद्युपचारान्दद्यात् ततोरात्रौदेवंसंपूज्याधिवासनंकुर्यात् तदित्थं देवाग्रेसर्वतोभद्रंसंपाद्यतत्रकलशंसंस्थाप्यतत्रधौतवस्त्राच्छन्नंदमनकंवैणवपटलेस्थापितंनिधाय पूजार्थंदेवदेवस्यविष्णोर्लक्ष्मीपतेःप्रभो दमनत्वमिहागच्छसान्निध्यंकुरुतेनमइतिदमनकदेवतामावाह्यप्रागाद्यष्टदिक्षुक्लींकामदेवायनमोन्हींरत्यैनमः १ क्लींभस्मशरीरायनमोन्हींरत्यैनमः २ क्लींअनंगायनमोन्हींरत्यै० ३ क्लींमन्मथायनमोन्हींरत्यै० ४ क्लींवसंतसखायनमोन्हींरत्यै०५ क्लींस्मरायनमोन्हींरत्यै० ६ क्लींइक्षुचापायनमोन्हींरत्यै०७ क्लींपुष्पबाणास्त्रायनमोन्हींरत्यै०८ इतिपूजयेत् तत्पुरुषायविद्महेकामदेवायधीमहि तन्नोनंगःप्रचोदयात् इतिगायत्र्यादमनकमष्टोत्तरशतमभिमंत्र्यगंधादिभिःसंपूज्य न्हींनमइतिपुष्पांजलिंदत्वानमोस्तुपुष्पबाणायेति पूर्वोक्तावाहनमंत्रेणनमेत् क्षीरोदधिमहानागशय्यावस्थितविग्रह प्रातस्त्वांपूजयिष्यामिसन्निधौभवतेनमइतिदेवंप्रार्थ्यपुष्पांजलिंदत्वातस्यामेकादश्यांरात्रौजागरणंकुर्यात् प्रातर्नित्यपूजांकृत्वा पुनर्देवंसंपूज्यदूर्वागंधाक्षतयुतांदमनकमंजरीमादायमूलमंत्रंपठित्वादेवदेवजग

न्नाथवांछितार्थप्रदायक हृत्स्थान्पूरयमेविष्णोकामान्कामेश्वरीप्रिय इदंदमनकंदेवगृहाणम
दनुग्रहात् इमांसांवत्सरींपूजांभगवन्परिपूरय पुनर्मूलंजप्त्वादेवेदमनमर्पयेत् ततोयथाशोभंद
त्वांगदेवताभ्योदत्वादेवंप्रार्थयेत् मणिविद्रुममालाभिर्मंदारकुसुमादिभिः इयंसांवत्सरीपूजात
वास्तुगरुडध्वज वनमालांयथादेवकौस्तुभंसंततंहृदि तद्वद्दामनकींमालांपूजांचहृदयेवह
ज्ञानतोज्ञानतोवापिनकृतंयत्तवार्चनं तत्सर्वपूर्णतांयातुत्वत्प्रसादाद्रमापते जितंतेपुंडरीकाक्ष
नमस्तेविश्वभावन हृषीकेशनमस्तेस्तुमहापुरुषपूर्वज मंत्रहीनंक्रियाहीनमित्यादिचसंप्रा
र्थ्यपंचोपचारैर्देवंसंपूज्यनीराज्यब्राह्मणेभ्योदमनंदत्वास्वयंशेषंसंधार्यसुहृद्युतःपारणांकुर्यात्
मंत्रदीक्षारहितैर्नाम्नार्पणीयं अस्यगौणकालःश्रावणमासावधिः नेदंमलमासेभवति शुक्रा
स्तादौनुकर्तव्यं इतिदमनारोपणविधिः अस्यामेवभारते अहोरात्रेणद्वादश्यांचैत्रेविष्णुरिति
स्मरन् पुंडरीकमवाप्नोतिदेवलोकंचगच्छतीति ॥

## હવે દમનોત્સવનો પ્રયોગ કેહેછે.

ઉપવાસને દિવસે નિત્યપૂજા કરીને જ્યહાં દવણો હોય ત્યહાં જઇ દવણો વેચાતો લેવો, પછી ચંદન વગેરેથી પૂજા કરી શ્રીકૃષ્ણપૂજામાટે તને લઇ જઇશ એરીતે પ્રાર્થના કરી નમસ્કાર કરવો. બીજા દેવતામાટે લઈ જવો હોય તો તે તે દેવતાનો ઊહ (નામ ઉચ્ચાર) કરવો. પછી દવણાને ઘરે લાવી પંચગવ્ય અને શુદ્ધજળવતી પ્રક્ષાલન (સાફ) કરી દેવતાને સમીપે રાખવો. પછી તેમાં અશોકકાળ, વસંત, કામ એ દેવતાઓની અથવા કામનીજ ચંદનાદિકથી પૂજા કરવી, "नमोस्तु पुष्पबाणाय; जगदाल्हादकारिणे ॥ मन्मथाय जगन्नेत्रे, रतिप्रीतिप्रियायते," એ મંત્રવડે કામદેવનું આવાહન કરવું. પછી "काम भस्मसमुद्भूत, रतिबाष्पपरिप्लुत ॥ ऋषिगंधर्वदेवादिविमोहक नमोस्तुते," એ મંત્રથી દવણાની પ્રાર્થના કરવી. "ॐकामायनमः" એ મંત્રવતિ પરિવારયુક્ત કામદેવરૂપી દવણાને ચંદનાદિક પદાર્થો અર્પણ કરવાં. પછી રાત્રિએ દેવતાની પૂજા કરી અધિવાસન કરવું, તે આરીતે—દેવતાની આગળ સર્વતોભદ્ર મંડલ કરી તે ઉપર કલશસ્થાપન કરી તે કલશ ઉપરે ધોયેલાં વસ્ત્રથી ઢાંકેલો દવણો વાંસનાં પાત્રમાં રાખવો, પછી "पूजार्थं देवदेवस्य, विष्णोर्लक्ष्मीपतेः प्रभो ॥ दमन, त्वमिहागच्छ, सान्निध्यं कुरु ते नमः," એ મંત્રવડે દમનકદેવતાનું આવાહન કરી પૂર્વાદિક આઠ દિશામાં આગળ કહિયે છિએ એવા આઠ મંત્રવડે પૂજા કરવી. "क्लीं कामदेवाय नमो ह्रीं रत्यै नमः १, क्लीं भस्मशरीराय नमो ह्रीं रत्यै नमः २, क्लीं अनंगाय नमो ह्रीं रत्यै नमः ३, क्लीं मन्मथाय नमो ह्रीं रत्यै नमः ४, क्लीं वसंतसखाय नमो ह्रीं रत्यै नमः ५, क्लीं स्मराय नमो ह्रीं रत्यै नमः ६, क्लीं इक्षुचापाय नमो ह्रीं रत्यै नमः ७, क्लीं पुष्पबाणास्त्राय नमो ह्रीं रत्यै नमः ८, એ રીતે પૂજા કીધા પછી, तत्पुरुषाय विद्महे कामदेवाय धीमहि ॥ तन्नोऽनंगः प्रचोदयात्," એ મંત્રવડે દવણાને એકસો આઠ (૧૦૮) વાર મંત્રી ચંદનાદિકથી પૂજા કરવી. પછી "ह्रीं नमः" એ મંત્રવડે પુષ્પાંજલિ અર્પણ કરી, "नमोऽस्तु पुष्पबाणाय०" એ પ્રથમ કહેલા આવાહનમંત્રવડે નમસ્કાર કરવો. પછી "क्षीरोदधिमहानागशय्यावस्थितविग्रह ॥ प्रात-

त्वां पूजयिष्यामि, सन्निधौ भव ते नमः," એ મંત્રવતી દેવતાની પ્રાર્થના કરી પુષ્પાંજલિ દેવી. અને તે એકાદશીની રાત્રિયે જાગરણ કરવું. પ્રાતઃકાળમાં નિત્ય પૂજા કરી ફરી દેવનું પૂજન કરી દૂર્વા, ચંદન, ચોખા ઇત્યાદિસહિત દવણાની મંજરી લઈ મૂળમંત્ર બોલીને "देवदेव जगन्नाथ, वांछितार्थप्रदायक ॥ हृत्स्थान्पूरय मे विष्णो, कामान् कामेश्वरीप्रिय ॥ इदं दमनकं देव, गृहाण मदनुग्रहात् ॥ इमां सांवत्सरीं पूजां, भगवन् परिपूरय," એ રીતે આ મંત્ર ભણ્યાપછી ફરિ મૂળમંત્રનો જપ કરી દેવને દવણો અર્પણ કરવો. ફરિ સુશોભિત દેખાય તે રીતે દવણો અર્પણ કરવો. પછી અંગદેવતાઓને દવણો અર્પણ કરી દેવની પ્રાર્થના કરવી. તેનો મંત્ર—"मणिविद्रुममालाभि, र्मंदारकुसुमादिभिः ॥ इयं सांवत्सरी पूजा, तवास्तु गरुडध्वज ॥ वनमालां यथादेव, कौस्तुभं संततं हृदि ॥ तद्व द्दामनकीं मालां, पूजांच हृदये वह ॥ जानताऽजानता वापि, न कृतं यत्तवार्चनं ॥ तत्सर्वं पूर्णतां यातु, त्वत्प्रसादाद्रमापते ॥ जितं ते पुंडरीकाक्ष, नमस्ते विश्वभावन ॥ हृषीकेश नमस्तेस्तु, महापुरुषपूर्वज ॥ मंत्रहीनं क्रियाहीनं, भक्तिहीनं सुरेश्वर ॥ यत्पूजितं मयादेव, परिपूर्णं तदस्तु मे," આ મંત્રોવડે પ્રાર્થના કીધા પછી પાંચ ઉપચાર (સામગ્રી)થી દેવની પૂજા કરી આરતિ કરવી. પછી બ્રાહ્મણોને દવણો દઇ બાકી બચે તે પોતે ધારણ કરી સંબંધિસહિત પારણા કરવી. મંત્રદીક્ષા જેને ન હોય તેણે નામમંત્રવડે દેવને દવણો ધરાવવો. આ દમનઉત્સવનો ગૌણ કાળ શ્રાવણ માસ લગી છે, એ મલમાસમાં કરવો નહી. ગુરૂ શુક્રના અસ્તાદિક હોય તો પણ કરવો. એરીતે દમનારોપણનો વિધિ કહ્યો. આ બારસમાટે ભારતમાંનુ વચન કેહેછે. "ચૈત્ર સુદ બારસને દિવસે રાત્રિદિવસ વિષ્ણુનું સ્મરણ કીધાથી પુંડરીક યજ્ઞનું ફળ મળેછે, અને તે વિષ્ણુલોકમાં જાયછે."

---

चैत्रशुक्लत्रयोदश्यामनंगपूजनव्रतं तत्रत्रयोदशीपूर्वविद्धाग्राह्या अथचतुर्दश्यांनृसिंहस्य दोलोत्सवः अत्रैवश्रीशिवस्यैकवीरायाभैरवस्यचदमनकैःपूजनं अत्रचचतुर्दशीपूर्वविद्धापराण्हव्यापिनीग्राह्या अपराण्हव्याप्त्यभावेपराण्हस्पर्शिन्यपिपूर्वाग्राह्या तदभावेपराग्राह्याचैत्रपौर्णमासीसामान्यनिर्णयात्पराग्राह्या पूर्वोक्ततत्तत्तिथौदमनकपूजनाकरणेस्यामेवसर्वदेवानांदमनकपूजनं चैत्र्यांचित्रायुतायांचित्रवस्त्रदानंसौभाग्यदं रविगुरुमंदवारयुतचैत्र्यांस्नानश्राद्धादिभिरश्वमेधपुण्यं चैत्रस्यशुक्लैकादश्यांपौर्णमास्यांवामेषसंक्रांतिमारभ्यवावैशाखस्नानारंभः तत्रमंत्रः वैशाखंसकलंमासंमेषसंक्रमणेरवेः प्रातःसनियमःस्नास्येप्रीयतांमधुसूदनः मधुहंतुःप्रसादेनब्राह्मणानामनुग्रहात् निर्विघ्नमस्तुमेपुण्यंवैशाखस्नानमन्वहं माधवेमेषगेभानौमुरारेमधुसूदन प्रातःस्नानेनमेनाथफलदोभवपापहन्निति अत्रहविष्याशनब्रह्मचर्यादयोनियमाः एवंसंपूर्णस्नानाशक्तौत्रयोदश्यादिदिनत्रयमंतेस्नायात् इयंपौर्णमासीमन्वादिःपूर्वमुक्ता चैत्रकृष्णत्रयोदशीशततारकानक्षत्रयुतावारुणीसंज्ञकास्नानादिनाग्रहणादिपर्वतुल्यफलदा शनिवारयुक्तामहावारुणीशुभयोगशनिवारशततारकायुक्तामहामहावारुणी वारुणीयोगेकृष्णादिःपौर्णमास्यंतोमासस्तेनामांतमासेफाल्गुनकृष्णत्रयोदशीग्राह्येतिबोध्यं चैत्रकृष्णचतुर्दश्यांशिवसन्निधौस्नानेनभौमवारयुतायांगंगायांस्नानेनपिशाचत्वाभावःफलं॥

**इतिश्रीमदनंतोपाध्यायसूनुकाशीनाथोपाध्यायविरचिते धर्मसिंधुसारेचैत्रमासकृत्यनिर्णयोद्देशःसमाप्तः ॥**

ચૈત્ર સુદ તેરસને દિવસે અનંગપૂજનરૂપ વ્રત કરવું. તે વ્રતમાં તેરસ બારસવડે વિદ્ધા હોય તે લેવી. ચૈત્ર સુદ ચૌદશને દિવસે નૃસિંહનો ડોલ ઉત્સવ કરવો. એજ ચૌદશને દિવસે શિવ, એકવીરા દેવી, અને ભૈરવ, એમની દવણાથી પૂજા કરવી. એ દમનક પૂજનમાં ચૌદશ, પૂર્વતિથિવડે વિદ્ધા અને અપરાન્હમાં વ્યાપિની લેવી. સંપૂર્ણ અપરાન્હકાળવ્યાપ્તિ ન હોય તો પણ અપરાન્હનો સ્પર્શ કરનારી એવી પ્રથમનીજ લેવી. અપરાન્હનો સ્પર્શજ કરતી ન હોય તો બીજા દિવસની લેવી. ચૈત્રી પૂનમ સામાન્યનિર્ણયે કરી બીજા દિવસની લેવી. જે પ્રથમ કહેલી, તે તે તિથિઓમાં દમનક પૂજા કરી ન હોય તો એજ પૂનમને દિવસે સઘળા દેવતાઓની દવણાવતી પૂજા કરવી. ચિત્રા નક્ષત્રયુક્ત ચૈત્રી પૂનમને દિવસે વિચિત્રવસ્ત્રનું દાન સૌભાગ્ય દેનારૂ છે. રવિ, ગુરૂ, અને શનિવારયુક્ત ચૈત્રી પૂનમને દિવસે સ્નાન, શ્રાદ્ધ આદિક કરવાથી અશ્વમેધનું પુણ્ય પ્રાપ્ત થાયછે. ચૈત્ર સુદ એકાદશી, પૂનમ અથવા મેષ સંક્રાંતિ એઉમાંથી કોઇએક દિવસે વૈશાખસ્નાનનો આરંભ કરવો. તેનો મંત્ર—"**वैशाखं सकलं मासं, मेषसंक्रमणे रवेः ॥ प्रातः सनियमः स्नास्ये, प्रीयतां मधुसूदनः ॥ मधुहंतुः प्रसादेन, ब्राह्मणानामनुग्रहात् ॥ निर्विघ्नमस्तु मे पुण्यं, वैशाखस्नानमन्वहं ॥ माधवे मेषगे भानौ, मुरारे मधुसूदन ॥ प्रातःस्नानेन मे नाथ, फलदो भव पापहन्**" એ મંત્રવડે સ્નાનનો આરંભ કરવો. હવિષ્યાન્ન જમવું બ્રહ્મચર્ય ઇત્યાદિ નિયમ પાલવા. સંપૂર્ણ માસ લગી સ્નાન કરવાની શક્તિ ન હોય તો તેરસથી કરી છેલા ત્રણ દિવસ સ્નાન કરવું. એ પૂનમ મન્વાદિ છે, તે પ્રથમ કહ્યુંછે. ચૈત્ર વદ તેરસ શતતારકા નક્ષત્રયુક્ત હોય તેને **વારૂણી** એમ કહેછે. તે દિવસે સ્નાન, દાન કરવાથી ગ્રહણાદિક પર્વણીપ્રમાણે ફલ દેનારી છે. શનિ વાર યુક્ત હોય તો **મહાવારૂણી**. શુભ યોગ, શનિ વાર, શતતારકા નક્ષત્ર એવડે યુક્ત હોય તો **મહામહાવારૂણી**. વારૂણી યોગમાટે વદ એકમથી પૂનમ લગી પૂર્ણિમાંત માસ લેવાનો છે માટે અમાંત માસનાં પ્રમાણથી ફાગણવદ તેરસ લેવી એમ સમજવું. ચૈત્ર વદ ચૌદશને દિવસે મંગલ વાર છતાં શિવસમીપે તથા ગંગામાં સ્નાન કરવાથી પિશાચપણું દૂર થાય એ ફલ છે. **ઇતિ શ્રીમદનંતોપાધ્યાયસૂનુકાશીનાથોધ્યાયવિરચિતે ધર્મસિંધુસારે ચૈત્રમાસકૃત્યનિર્ણયોદ્દેશઃ સમાપ્તઃ ॥**

---

**अथवैशाखमासः ॥ अत्रवृषसंक्रमेपूर्वाःषोडशनाडिकाःपुण्यकालः रात्रौचप्रागुक्तं अत्रप्रातःस्नानंतिलैःपितृतर्पणंधर्मघटदानंचकार्यं अत्रब्राह्मणानांगंधमाल्यपानककदलीफलादिभिर्वसंतपूजाकार्या वैशाखेज्येष्ठेवायत्रमासेऊष्मबाहुल्यंतत्रप्रातर्नित्यपूजांकृत्वागंधोदकपूर्णेपात्रेविष्णुंसंस्थाप्यपंचोपचारैःसंपूज्यतत्रैवजलेसूर्यास्तपर्यंतमधिवास्यरात्रौस्वस्थानेस्थापयित्वापंचोपचारैःपूजयेत्तेनतीर्थोदकेनगृहदारादियुतमात्मानंपावयेत् एतच्चद्वादश्यादिवानकार्यं रात्रौकिंचित्कालंजलस्थंपूजयित्वास्वस्थानेस्थापयेत् अत्रमासेकृष्णचौराख्यतु**

लसीभिर्विष्णुंत्रिकालमर्चयेन्मुक्तिःफलं प्रातःस्नात्वाबहुतोयेनाश्वत्थमूलंसिंचेत्प्रदक्षिणाश्च कुर्यात् अनेककुलतारणंफलं एवंगवांकंडूयनेपि अत्रमासेएकभक्तंनक्तमयाचितंवासर्वेप्सि तफलदं अत्रमासेप्रपादानंदेवेगलंतिकाबंधनंव्यजनच्छत्रोपानच्चंदनादिदानंमहाफलं यदावै शाखोमलमासोभवतितदाकाम्यानांतत्रसमाप्तिनिषेधान्मासद्वयंवैशाखस्नानहविष्याशनादि नियमाअनुष्ठेयाः चांद्रायणादिकंतुमलेपिसमापनीयं वैशाखशुक्लतृतीयायांगंगास्नानंय वहोमोयत्रदानंयवाशनंचसर्वपापापहं यःकरोतितृतीयायांकृष्णंचंदनभूषितं वैशाखस्यसिते पक्षेसयात्यच्युतमंदिरं इयमक्षय्यतृतीयासंज्ञिका अस्यांयत्किंचिज्जपहोमपितृतर्पणदानादि क्रियतेतत्सर्वमक्षयं इयंरोहिणीबुधयोगेमहापुण्या अस्याःजपहोमादिकृत्येपिवक्ष्यमाणयुगा दिवन्निर्णयः इयंकृतयुगस्यादिः अत्रयुगादिश्राद्धमपिंडकमनुष्ठेयं श्राद्धासंभवेतिलतर्पण मप्यत्रकार्यं अत्रशुक्लयुगादिकृत्यंपूर्वाण्हेकार्यं तत्रासंभवेपराण्हेपि कृष्णयुगादिकार्यंत्वपरा ण्हेइत्यादिमन्वादिप्रकरणोक्तोनिर्णयः द्वेधाविभक्तदिनपूर्वार्धैकदेशव्यापिनीदिनद्वयेचेत्त्रि मुहूर्ताधिकव्याप्तिसत्त्वेपरा त्रिमुहूर्तन्यूनत्वेपूर्वा मन्वादौचयुगादौचग्रहणेचंद्रसूर्ययोः व्यती पातेवैधृतौचतत्कालव्यापिनीक्रियेतिवचनेनसाकल्यव्याप्तिवाक्यानामपवादात् श्राद्धादिकं तृतीयामध्येएवकर्तव्यं पुरुषार्थचिंतामणौतुसप्तमाष्टमनवममुहूर्तानांगांधर्वकुतुपरौहिणसंज्ञ कानांयुगादिश्राद्धकालत्वात् शुक्लेमध्यमदिनमानेत्रयोदश्यादिपंचदश्यंतघटीत्रयव्यापिन्यां श्राद्धं कृष्णेतुषोडशीमारभ्यघटीत्रये उभयत्रनाडिशघटीत्रयव्याप्तौसत्यामसत्यांवाशुक्लापरा यदातुपरेद्युस्त्रयोदशघटीतःपूर्वंसमाप्तापूर्वेद्युस्त्रयोदश्यादिघटीत्रयेनदेकदेशेवाविद्धनेतदाकर्म कालशास्त्रबाहुल्यात्पूर्वैवग्राह्येत्युक्तं इदमेवयुक्तमितिभातिअत्रदेवतोद्देशेनपितृद्देशेनचोदकुं भदानमुक्तं तत्रश्रीपरमेश्वरप्रीतिद्वाराउदकुंभदानकल्पोक्तफलावाप्त्यर्थंब्राह्मणायोदकुंभदा दानंकरिष्ये इतिसंकल्प्यसूत्रवेष्टितंगंधफलयवाद्युपेतंकलशंपंचोपचारैर्ब्राह्मणंचसंपूज्य एष धर्मघटोदत्तोब्रह्मविष्णुशिवात्मकःअस्यप्रदानात्सकलाममसंतुमनोरथाइतिमंत्रेणदद्यात् पि त्रुद्देशेतुपितॄणामक्षय्यतृप्त्यर्थंउदकुंभदानंकरिष्येइतिसंकल्प्यपूर्ववत्कुंभब्राह्मणौसंपूज्योदकुंभे गंधतिलफलादिनिक्षिप्य एषधर्मघटोदत्तोब्रह्माविष्णुशिवात्मकःअस्यप्रदानात्तृप्यंतुपितरोपि पितामहाः गंधोदकतिलैर्मिश्रंसान्नंकुंभंफलान्वितं पितृभ्यःसंप्रदास्यामिअक्षय्यमुपतिष्ठत्वि तिमंत्रेणदद्यात् युगादौसमुद्रस्नानंमहाफलंवैशाखस्याधिमासत्वेयुगादिश्राद्धंमासद्वयेपिकार्यं युगादिषूपवासोमहाफलः युगादिमन्वादौरात्रिभोजनेअभिस्त्ववृष्टिमितिमंत्रजपःयुगादिश्राद्ध लोपेयुगादिश्राद्धलोपजन्यप्रत्यवायपरिहारार्थमृग्विधानोक्तंप्रायश्चित्तंकरिष्येइतिसंकल्प्य न यस्यद्यावेतिऋचंशतवारंजपेत् अयंनिर्णयःसर्वयुगादौज्ञेयः इतिअक्षय्यतृतीयानिर्णयः ॥

## હવે વૈશાખમાસમાંનાં કાર્યો કેહેછે.

વૈશાખમાસમાં વૃષ સંક્રાંતિની પ્રથમની સોળ ઘડી પુણ્યકાળ. રાત્રિએ સંક્રાંતિ થાય તો પુણ્યકાળ પ્રથમ કહ્યા પ્રમાણે જાણવો. એ માસમાં પ્રાતઃસ્નાન, તિલયુક્ત જળથી પિતૃતર્પણ, ધર્મકુંભનું દાન, ઇત્યાદિક કરવાં. એ માસમાં ચંદન, પુષ્પ માળા, સાકરનો પણો, કેળાં ઇત્યાદિવડે બ્રાહ્મણોની વસંતપૂજા કરવી. વૈશાખ અથવા જયેષ્ઠ એ બે માસમાંથી જેમાં ગરમી અધિક હોય તે માસમાં પ્રાતઃકાળે નિત્યપૂજા કરી સુગંધી

જળથી ભરેલાં પાત્રમાં વિષ્ણુની સ્થાપના કરી પંચોપચારથી પૂજા કરવી. ત્યહાંજ સૂર્યાસ્તપર્યંત મૂર્ત્તિ રાખ્યાપછી રાત્રિએ તેને ઠેકાણે સ્થાપના કરી પંચોપચારથી પૂજા કરવી. ફરી તે તીર્થરૂપ જળવડે ઘરમાં, સ્ત્રી આદિ સર્વ મનુષ્યઉપરે અને પોતાંઉપરે પ્રોક્ષણ (માર્જન) કરવું. આ કાર્ય બારસને દિવસે, દિવસનું કરવું નહી. રાત્રિએ થોડી વખત જળમાં મૂર્ત્તિનું સ્થાપન કરી ત્યહાંજ પૂજા કરી પછી સ્વસ્થાનકે પધરાવવી. આ માસમાં શ્વેત, શ્યામ, તુળસીવતી ત્રિકાળ વિષ્ણુની પૂજા કરવી, તેથી મુક્તિ મળેછે. પ્રભાતમાં સ્નાન કરી ગ્રાંઠું જળ પિપળાને મૂળે રેડવું અને પ્રદક્ષિણા કરવી, તેથી અનેક કુળ તરેછે. ગાયોને ખજવાળવાથી પણ એજ પ્રમાણે ફળ થાયછે. એ માસમાં એકભક્ત, નક્ત, અયાચિત એ વ્રતો ધારણ કરવાથી વાંછિત ફળ પ્રાપ્ત થાયછે. એ માસમાં પ્રપા (પાણીની પરબ) નું દાન, દેવતાઉપરે જળનીગળતી બાંધવી, અને પંખો, છત્ર, પગરખાં, ચંદન ઇત્યાદિ દાન કરવાથી મહાફળ થાયછે. જ્યારે વૈશાખ અધિકમાસ થાય ત્યારે, કામ્ય કર્મની સમાપ્તિનો અધિકમાં નિષેધ કહ્યોછે માટે બે માસ લગી વૈશાખસ્નાન હવિષ્યભોજન ઇત્યાદિ જે નિયમો હોય તે પાળવા. ચાંદ્રાયણાદિકની સમાપ્તિ મલમાસમાં પણ થાયછે. વૈશાખ સુદ ત્રીજને દિવસે ગંગાસ્નાન, યવનો હોમ, યવદાન, યવ ખાવા, એમાંથી કાંઈએક પણ કરવાથી સઘળાં પાપ નાશ થાયછે. "વૈશાખ સુદ ત્રીજને દિવસે શ્રીકૃષ્ણને અંગે જે ચંદનનું લેપન કરેછે તે વિષ્ણુલોકમાં જાયછે" એ ત્રીજનું અક્ષયતૃતીયા એવું નામ છે. એ અક્ષયત્રીજને દિવસે જપ, હોમ, પિતૃતર્પણ, દાન ઇત્યાદિક જે કાંઇ કરે તે સર્વ અક્ષય થાયછે. એ ત્રીજ રોહિણીનક્ષત્ર અને બુધવાર યુક્ત હોય તો મહાપુણ્યકારક છે. એ ત્રીજને દિવસે જપ, હોમ ઇત્યાદિક કરવાં, તેનો નિર્ણય, આગળ કેહેવાસે એવો જે યુગાદિ તિથિનો નિર્ણય તે રીતે જાણવો. એ ત્રીજ સતયુગની આદિ તિથિ છે. એ દિવસે યુગાદિશ્રાદ્ધ પિંડરહિત કરવું. શ્રાદ્ધ ન થઈ શકે તો તિલવતી તર્પણ અવશ્ય કરવું. શુક્લપક્ષમાંની યુગાદિ તિથિનાં કાર્ય પૂર્વાન્હકાળમાં કરવાં. પૂર્વાન્હમાં થઈ ન શકે તોઅપરાન્હમાં પણ કરવાં. કૃષ્ણપક્ષમાંનીયુગાદિ તિથિનાંકાર્ય અપરાન્હકાળે કરવાં, ઇત્યાદિક મન્વાદિ પ્રકરણમાં(પત્ર ૬૪ માં)કહેલો નિર્ણય જાણવો. એત્રીજ, દિવસનાબે ભાગ કરી તેમાંના પૂર્વાર્ધના એકદેશમાં વ્યાપેલી એવી છ ઘડીથી અધિક વ્યાપ્તિ બન્ને દિવસે હોય તો બીજા દિવસની લેવી. અને છ ઘડીથી ઓછી હોય તો પ્રથમ દિવસની લેવી. "મન્વાદિ, યુગાદિ, સૂર્ય ચંદ્રનાં ગ્રહણ, વ્યતીપાત, અને વૈધૃતિ, એ સંબંધિ જે કાર્ય તે તત્કાળવ્યાપિની તિથીમાં કરવાં," એ વચનવડે સંપૂર્ણવ્યાપ્તિનાં વાક્યોનો અપવાદ થાયછે માટે શ્રાદ્ધાદિક કરવાં તે ત્રીજમાંહ્યજ કરવાં. **પુરૂષાર્થચિંતામણી**માં તો, સાતમાં આઠમાં અને નવમાં એ મુહૂર્ત્તોનાં **ગાંધર્વ, કુતુપ,** અને **રૌહિણ** એવાં નામ છે અને એ મુહૂર્ત્ત યુગાદિશ્રાદ્ધનો કાળ છે માટે શુક્લપક્ષમાં મધ્યમ દિનમાનવડે તેરમી ઘડીથી પન્નરમી ઘડી લગી એ ત્રણ ઘડીમાં જે દિવસે ત્રીજની વ્યાપ્તી હોય તે દિવસે શ્રાદ્ધ કરવું. કૃષ્ણપક્ષમાં સોળમી ઘડીથી ત્રણ ઘડી લગીમાં શ્રાદ્ધ કરવું. બન્ને દિવસે

તેવી ત્રણ ઘડી વ્યાપ્તિ હોય અથવા ન હોય તો શુક્લપક્ષમાં બીજી કરવી. જો બીજે દિવસે તેર ઘડીથી પ્રથમ ત્રીજ સમાપ્ત થઇ જાય અને આગળે દિવસે તેરમી ઘડીથી ત્રણ ઘડીમાં અથવા તે ત્રણ ઘડીના એકદેશમાં વ્યાપ્તિ હોય તો કર્મકાળનાં શાસ્ત્ર અનેક છે માટે પ્રથમનીજ લેવી, એમ કહ્યુંછે, અને એજ મત યોગ્ય છે એમ ભાસે છે. એ ત્રીજને દિવસે દેવતાઓના અને પિતૃના ઉદ્દેશવડે જળના કુંભનું દાન કરવું. ઉદકુંભદાનનો સંકલ્પ—"**श्रीपरमेश्वरप्रीतिद्वारा उदकुंभदानकल्पोक्तफलावाप्त्यर्थं ब्राह्मणाय उदकुंभदानं करिष्ये,**" એવો સંકલ્પ કરી સૂત્રવતી વીટાયલા, અને ગંધ, ફળ, યવ, ઇત્યાદિકે યુક્ત કલશની પંચોપચાર પૂજા કરી પછી બ્રાહ્મણની પૂજા કરવી. અનંતર "**एष धर्मघटो दत्तो, ब्रह्मविष्णुशिवात्मकः ॥ अस्य प्रदानात्सकला, मम संतु मनोरथाः**" ॥ એ મંત્રવડે દાન કરવું. પિતૃનો ઉદ્દેશ કરી દેવો હોય તો, "**पितृणामक्षय्यतृप्त्यर्थं कुंभदानं करिष्ये**" ॥ એવો સંકલ્પ કરી પ્રથમની રીતે કુંભ અને બ્રાહ્મણ એની પૂજા કરી જળકુંભમાં ચંદન, તિલ, ફળ, ઇત્યાદિ ધરીને દાન કરવું. દાનનો મંત્ર—"**एष धर्मघटो दत्तो, ब्रह्मविष्णुशिवात्मकः ॥ अस्य प्रदानात्तृप्यंतु, पितरोऽपि पितामहाः ॥ गंधोदकतिलैर्मिश्रं, सान्नं कुंभं फलान्वितं ॥ पितृभ्यः संप्रदास्यामि, ह्यक्षय्यमुपतिष्ठतु,**" ॥ એ મંત્ર ભણી કુંભદાન કરવું. યુગાદિતિથિને દિવસે સમુદ્રસ્નાન કરવાથી મહાફળ થાયછે. વૈશાખ અધિકમાસ હોય તો યુગાદિશ્રાદ્ધ, અધિક અને શુદ્ધ એ બન્ને માસમાં કરવું. યુગાદિતિથિને દિવસે ઉપવાસ કરવાથી મ્હોટું ફળ થાયછે. યુગાદિ અને મન્વાદિ એ દિવસે રાત્રીએ ભોજન કરે તો "**अभि त्ववृष्टिं०**" એ મંત્રનો જપ કરવો. યુગાદિશ્રાદ્ધનો લોપ થયો હોય તો "**युगादिश्राद्धलोपजन्यप्रत्यवायपरिहारार्थं ऋग्विधानोक्तप्रायश्चित्तं करिष्ये**" એવો સંકલ્પ કરી "**न यस्य द्यावा०**" એ ઋચાનો સો વખત જપ કરવો. એ નિર્ણય સઘળી યુગાદિતિથિઓ માટે જાણવો. એ પ્રમાણે અક્ષયતૃતીયાનો નિર્ણય સમાપ્ત થયો.

---

**इयमेवतृतीयापरशुरामजयंती इयंरात्रिप्रथमयामव्यापिनीग्राह्या पूर्वेद्युरेवप्रथमयामव्याप्तौपूर्वा दिनद्वयेरात्रिप्रथमयामेसाम्येनवैषम्येणवैकदेशव्याप्तौपरा अत्रप्रदोषेपरशुरामंसंपूज्यार्घ्यंदद्यात् तत्रमंत्रः जमदग्निसुतोवीरक्षत्रियांतकरप्रभो गृहाणार्घ्यंमयादत्तंकृपयापरमेश्वरेति वैशाखशुक्लसप्तम्यांगंगोत्पत्तिस्तस्यांमध्यान्हव्यापिन्यांगंगापूजनंकार्यं दिनद्वयेतद्व्याप्तौपूर्वा वैशाखमासेद्वादश्यांपूजयेन्मधुसूदनं अग्निष्टोममवाप्नोतिसोमलोकंचगच्छति वैशाखशुक्लचतुर्दशीनृसिंहजयंती सासूर्यास्तमयकालव्यापिनीग्राह्या दिनद्वयेतद्व्याप्तौतद्व्याप्तौवापरैव स्वातीनक्षत्रशनिवारादियोगेसातिप्रशस्ता ॥**

એજ ત્રીજ પરશુરામજયંતી, એ ત્રીજ રાત્રીના પ્રથમ પોહોરમાં વ્યાપેલી હોયતે લેવી. પ્રથમ દિવસેજ પ્હેલા પોહોરમાં વ્યાપ્તિ હોય તો પ્રથમની લેવી. બન્ને દિવસે રાત્રીના પ્રથમ પોહોરમાં સરખી એકદેશવ્યાપ્તિ કિંવા ઓછી વધતી એકદેશવ્યાપ્તિ હોય તો બીજા દિવસની લેવી. એ ત્રીજને દિવસે પ્રદોષસમયે પરશુરામની પૂજા કરી અર્ધ્ય દેવો. તે અર્ધ્યનો મંત્ર—"**जमदग्निसुतोवीर, क्षत्रियांतकर प्रभो ॥ गृहाणार्घ्यं मयादत्तं, कृपया**

परमेश्वर" ॥ વૈશાખ સુદ સાતમને દિવસે ગંગાજીનો અવતાર થયોછે, માટે મધ્યાન્હવ્યાપિની તે (સુદ) સાતમમાં ગંગાજીનું પૂજન કરવું. બન્ને દિવસે મધ્યાન્હવ્યાપ્તિ હોય તો પ્રથમ દિવસની લેવી. "વૈશાખમાસની બારસને દિવસે મધુસૂદનની પૂજા કરેછે, તેને અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ મળેછે, અને તે ચંદ્ર લોકને પામેછે." વૈશાખ સુદ ચૌદશ એ નૃસિંહજયંતી, તે સૂર્યાસ્તકાળવ્યાપિની લેવી. બન્ને દિવસે સૂર્યાસ્તકાળવ્યાપિની હોય અથવા ન હોય તો બીજા દિવસનીજ લેવી, સ્વાતી નક્ષત્ર, શનિવાર ઇત્યાદિકનો યોગ હોય તો અતિ ઉત્તમ જાણવી.

---

अथव्रतप्रयोगः त्रयोदश्यांकृतैकभक्तश्चतुर्दश्यांमध्यान्हेतिलामलकैःस्नात्वा उपोष्येऽहंनारसिंहभुक्तिमुक्तिफलप्रद शरणंत्वांप्रपन्नोस्मिभक्तिमेनृहरेदिशेतिमंत्रेणव्रतंसंकल्प्याचार्यंवृत्वासायंकालेधान्यस्थोदकुंभेपूर्णपात्रेसौवर्णप्रतिमायांषोडशोपचारैर्देवंसंपूज्यार्घ्यंदद्यात् तत्रमंत्रः परित्राणायसाधूनांजातोविष्णोनृकेसरी गृहाणार्घ्यंमयादत्तंसलक्ष्मीर्नृहरिःस्वयं रात्रौजागरणंकृत्वा प्रातर्देवंसंपूज्यविसृज्याचार्यायधेनुयुतांप्रतिमांदद्यात् तत्रमंत्रः नृसिंहाच्युतगोविंदलक्ष्मीकांतजगत्पते अनेनार्चाप्रदानेनसफलाःस्युर्मनोरथाः अथप्रार्थना मद्वंशेयेनराजातायेजनिष्यंतिचापरे तांस्त्वमुद्धरदेवेशदुःसहाद्भवसागरात् पातकार्णवमग्नस्यव्याधिदुःखांबुवारिधेः नीचैश्चपरिभूतस्यमहादुःखागतस्यमे करावलंबनंदेहिशेषशायिन् जगत्पते श्रीनृसिंहरमाकांतभक्तानांभयनाशन क्षीरांबुधिनिवासत्वंचक्रपाणेजनार्दन व्रतेनानेनदेवेशभुक्तिमुक्तिप्रदोभवेति ततोब्राह्मणैःसहातिथ्यंतेपारणंकार्यं यामत्रयोर्ध्वगामिन्यांचतुर्दश्यांतुपूर्वाण्हेएवपारणं पौर्णमास्यांशृताम्नसहितोदकुंभदानेगोदानफलं स्वर्णतिलयुक्तद्वादशोदकुंभदानेब्रह्महत्यापापान्मुक्तिः अत्रयथाविधिकृष्णाजिनदानेपृथ्वीदानफलं स्वर्णमधुतिलसर्पिर्युतकृष्णाजिनदानेसर्वपापनाशः अत्रतिलस्नानंतिलहोमस्तिलपात्रदानं तिलतैलेनदीपदानंतिलैःपितृतर्पणंमधुयुक्ततिलदानंचमहाफलं तत्रतिलपात्रदानमंत्रः तिलावैसोमदैवत्याःसुरैःसृष्टास्तुगोसवे स्वर्गप्रदाःस्वतंत्राश्चतेमांरक्षंतुनित्यशः वैशाखशुक्लद्वादश्यांपौर्णमास्यांवावैशाखस्नानोद्यापनं एकादश्यांपौर्णमास्यांवोपोष्यकलशेसुवर्णप्रतिमायांसलक्ष्मीकंविष्णुंसंपूज्यरात्रौजागरणंकृत्वा प्रातर्ग्रहपूजनपूर्वकंपायसेनतिलाज्यैर्व्रीहियवैर्वा अष्टोत्तरशतंहोमःप्रतद्विष्णुरितिवाइदंविष्णुरितिवामंत्रेणकार्यः सांगतार्थंगोदानंपादुकोपानहछत्रव्यजनोदकुंभदानंशय्यादिदानंचकार्यं अशक्तेनकृसरान्नैर्दशब्राह्मणभोजनंकार्यं एतत्पौर्णमासीमारभ्यज्येष्ठशुक्लैकादशीपर्यंतंजलस्थविष्णुपूजोत्सवःकार्यः वैशाखामावास्याभावुकाख्यदिनंतत्परंकरिसंज्ञकदिनंचशुभेषुवर्ज्यं ॥ इतिश्रीमदनंतोपाध्यायसूनुकाशीनाथोपाध्यायविरचितेधर्मसिंधुसारेवैशाखमासकृत्योद्देशः ॥

## હવે નૃસિંહજયંતીવ્રતનો પ્રયોગ કેહેછે.

તેરસને દિવસે એકવખત ભોજન કરી ચૌદશને દિવસે મધ્યાન્હે તિલ અને આમલા વાટી અંગે લગાડી સ્નાન કરી उपोष्येऽहं नारसिंह, भुक्तिमुक्तिफलप्रद ॥ शरणं

त्वांप्रपद्येस्मि, भक्तिं मे नृहरे दिश," એ મંત્રવડે વ્રતનો સંકલ્પ કરી આચાર્યને વરાવી સાયંકાળે ધાનની ઢગલીઉપરે જળપૂરેલો કલશ રાખી તે ઉપરે પૂર્ણપાત્ર રાખવું. પછી તેમાં સોનાની પ્રતિમા પધરાવી તેમાં દેવનું આવાહન કરી ષોડશોપચારવડે દેવની પૂજા કરી અર્ધ્ય દેવો.—અર્ધ્યનો મંત્ર—"परित्राणाय साधूनां, जातो विष्णो नृकेसरी ॥ गृहाणार्घ्यं मया दत्तं, सलक्ष्मीर्नृहरिः स्वयं," પછી રાત્રીનું જાગરણ કરી પ્રાતઃકાળે દેવની પૂજા કરી વિસર્જન કરવું. પછી તે પ્રતિમા ગોદાનયુક્ત આચાર્યને દેવી. તેનો મંત્ર—"नृसिंहाच्युतगोविंद, लक्ष्मीकांत जगत्पते ॥ अनेनार्चाप्रदानेन, सफलाः स्युर्मनोरथाः" ॥ એ મંત્રવડે પ્રતિમાનું દાન કીધાપછી દેવની પ્રાર્થના કરવી. તેનો મંત્ર—"मद्वंशे ये नराजाता, ये जनिष्यंति चापरे ॥ तांस्त्वमुद्धर देवेश, दुःसहाद्भवसागरात्॥ पातकार्णवमग्नस्य, व्याधिदुःखांबुवारिधेः ॥ नीचैश्च परिभूतस्य, महादुःखागतस्य मे ॥ करावलंबनं देहि, शेषशायिन् जगत्पते ॥ श्रीनृसिंह रमाकांत, भक्तानां भयनाशन ॥ क्षीरांबुधिनिवास त्वं, चक्रपाणे जनार्दन ॥ व्रतेनानेन देवेश, भुक्तिमुक्तिप्रदो भव" ॥ પછી બ્રાહ્મણોસહિત તિથિને અંતે પારણા કરવી. ત્રણ પોહોરથકી ચૌદશ અધિક હોય તો પૂર્વાન્હમાંજ પારણા કરવી. પૂનમને દિવસે રાંધેલાં અન્નસહિત જલકુંભનું દાન કરવું, તેથી ગોદાનનું ફળ થાયછે. સુવર્ણ અને તિલસહિત બાર જલકુંભનું દાન કરવું, તે કીધાથી બ્રહ્મહત્યા પાપથકી મુક્તિ થાયછે. એ પૂનમને દિવસે વિધિપૂર્વક કાળાં મૃગચર્મનું દાન દીધાથી પૃથ્વીદાનનું પુણ્ય થાયછે. સોનું, મધ, તિલ, અને ઘી સમેત કાળાં મૃગચર્મનાં દાનવડે સઘળાં પાપનો નાશ થાયછે. એ પૂનમને દિવસે તિલસહિત જલથી સ્નાન, તિલહોમ, તિલપાત્રનું દાન, તિલનાં તેલવડે દીપદાન, તિલથકી પિતૃતર્પણ, મધસહિત તિલદાન, એ કીધાથી મહાફળ મળેછે. તિલપાત્રનાં દાનનો મંત્ર—"तिला वै सोमदैवत्याः, सुरैः सृष्टास्तु गोसवे ॥ स्वर्गप्रदाः स्वतंत्राश्च, ते मां रक्षंतु नित्यशः" ॥ વૈશાખ સુદ બારસ અથવા પૂનમને દિવસે વૈશાખ સ્નાનનું ઉદ્યાપન કરવું. એકાદશી કિંવા પૂનમને દિવસે ઉપવાસ કરી કલશસ્થાપન કરવું. પછી તે કલશ ઉપરે સ્થાપેલી સોનાંની મૂર્તિવિષે લક્ષ્મીસહિત વિષ્ણુની પૂજા કરી રાત્રિનું જાગરણ કરવું. ફરી પ્રાતઃકાળમાં ગ્રહોની પૂજા કરી પાયસ (દૂધપાક), અથવા તિલ, ઘી, અથવા યવવડે " प्रतद्विष्णु० " અથવા "इदंविष्णु०" એ મંત્રેકરી અષ્ટોત્તરશત (૧૦૮) હોમ કરવો. કર્મનું સંપૂર્ણપણું થવામાટે ગોદાન, પાદુકા (ચાખડી), પગરખાં, છત્ર, પંખો, જલભરેલો કુંભ, અને શય્યા ઇત્યાદિ દાન કરવાં. અશક્ત હોય તેણે કૃસરાન્ન (તિલમિશ્રિત અન્ન)વડે દશ બ્રાહ્મણ ભોજન કરાવવાં. વૈશાખ સુદ પૂનમથી આરંભ કરી જ્યેષ્ઠ સુદ એકાદશી લગી જલમાં વિષ્ણુમૂર્ત્તિ પધરાવી તેની પૂજા ઇત્યાદિ ઉત્સવ કરવો. વૈશાખની અમાવાસ્યાનું ભાવુકા એ નામ છે. જ્યેષ્ઠ સુદ એકમનું કરિ એ નામ છે. એ બન્ને દિવસો શુભ કર્મમાં વર્જ્ય કરવા. **ઇતિ શ્રીમદનંતોપાધ્યાયસૂનુકાશીનાથોપાધ્યાયવિરચિતે ધર્મસિંધુસારે વૈશાખમાસકૃત્યનિર્ણયોદ્દેશઃ સમાપ્તઃ ॥**

अथज्येष्ठकृत्यं मिथुनसंक्रांतौ पराःषोडशनाड्यःपुण्यकालः रात्रौतुप्रागुक्तं ज्येष्ठेमासे पिष्टेनब्रह्ममूर्तिंकृत्वावस्त्राद्यैःपूजयेन्सूर्यलोकप्राप्तिः अत्रमासेजलधेनुदानंमुक्तं ज्येष्ठशुक्लप्रतिपदिकरवीरव्रतमुक्तं ज्येष्ठशुक्लतृतीयायांरंभाव्रतंसापूर्वविद्धाग्राह्या यत्रपूर्वविद्धाग्राह्यत. योच्यतेतत्रास्तात्पूर्वंद्विमुहूर्ताधिकायाग्राह्यात्वंतेयंनन्यूनायाः तत्रापियदिपरेद्युःसूर्यास्तमयपर्यंतंपूर्वविद्धायास्तिथेःसत्त्वंतदासत्यपिपूर्वविद्धाग्राह्यात्ववचनेपूर्वविद्धांत्यक्त्वा अखंडत्वाच्छुद्धत्वात्परैवग्राह्या यदातुग्राह्यायाःपूर्वविद्धायाःपूर्वेद्युर्मुहूर्तद्वयान्न्यूनत्वंपरेद्युश्चास्तमयात्प्राक् समाप्तत्वंतदापिपरैवग्राह्या एवंसर्वत्रोह्यं रंभाव्रतेपंचाग्नितपनपराश्रीपुमान्वाभवानींस्वर्णप्रतिमायांसंपूज्ययथोक्तविधिहोमादिकृत्वासपत्नीकायगृहंसोपस्करंदद्यात् दांपत्यानिभोजयेत् विशेषविधिर्व्रतग्रंथेज्ञेयः चतुर्थ्यामुमावतारस्तत्रोमापूजनव्रतं अष्टम्यांशुक्लादेवीपूज्या नवम्यामुपोष्यदेवींपूजयेत्.

## હવે જ્યેષ્ઠમાસનાં કાર્ય કેહેછે.

મિથુન સંક્રાંતિની પાછલની સોળ ઘડી પુણ્યકાળ, રાત્રિએ મિથુન સંક્રાંતિ થાય તો પ્રથમ (પત્ર ૪ માં) કહ્યાપ્રમાણે પુણ્યકાળ જાણવો. જ્યેષ્ઠમાસમાં પિષ્ટ (લોટ) વતી બ્રહ્માની મૂર્ત્તિ કરી વસ્ત્રાદિકવડે પૂજા કરવી, તેથી સૂર્યલોકની પ્રાપ્તિ થાયછે. એ માસમાં જલધેનુનું દાન કરવું. જ્યેષ્ઠ સુદ એકમને દિવસે કરવીરવ્રત કરવું. જ્યેષ્ઠ સુદ ત્રીજને દિવસે રંભાવ્રત કરવું. તે રંભાવ્રતમાટે ત્રીજ બીજવિદ્ધા હોય તે લેવી, જ્યહાં પૂર્વવિદ્ધા લેવાનું કહેલું છે ત્યહાં સૂર્યાસ્તથી પ્રથમ ચાર ઘડી કરતાં અધિક હોય તે લેવી, ચાર ઘડીથી ઓછી હોય તે લેવી નહી. તેમાં પણ જો બીજે દિવસે સૂર્યાસ્ત લગી પૂર્વતિથિવડે વિદ્ધા તિથિ હોય તો, પૂર્વવિદ્ધા લેવામાટે કદિ પ્રમાણવચન હોય તો પણ પૂર્વવિદ્ધા છોડી અખંડ છે અને શુદ્ધ છે માટે બીજા દિવસનીજ લેવી. જ્યારે ગ્રહણ કરવાયોગ્ય પૂર્વવિદ્ધા તિથિ પ્રથમ દિવસે ચાર ઘડીકરતાં ઓછી હોય અને બીજે દિવસે અસ્તવખતથી પ્રથમ સમાપ્ત થાય ત્યારે પણ બીજા દિવસનીજ લેવી. એ રીતે સર્વત્ર જાણવું. પંચાગ્નિસાધન કરનારી સ્ત્રી અથવા પુરૂષ તેણે રંભાવ્રતને દિવસે સુવર્ણની મૂર્ત્તિમાં ભવાની દેવીની પૂજા કરી કહેલી રીતિપ્રમાણે હોમાદિક કરી, જેની સ્ત્રી જીવતી હોય તેવા બ્રાહ્મણને સર્વ સામગ્રીયુક્ત ઘરનું દાન દેવું, અને દંપતી (સ્ત્રી પુરૂષરૂપી બ્રાહ્મણનીજોડ)ને ભોજન કરાવવું. વિશેષ વિધિ બીજા વ્રતના ગ્રંથોમાં જોઇ લેવો. જ્યેષ્ઠ સુદ ચોથને દિવસે ઉમા દેવીનો અવતાર થયોછે, તે દિવસે ઉમા પૂજારૂપ વ્રત કરવું. એ સુદ આઠમની શુક્લાદેવીની પૂજા કરવી. નોમનો ઉપવાસ કરી દેવીની પૂજા કરવી.

---

ज्येष्ठशुक्लदशम्यांगंगावतारः इयंदशहरासंज्ञिका अत्रदशयोगाउक्ताः ज्येष्ठमासि १ सितेपक्षे २ दशम्यां ३ बुध ४ हस्तयोः ५ ॥ व्यतीपाते ६ गरानंदे ७।८ कन्याचंद्रे ९ वृषेरवौ १० इति गराख्यंकरणं बुधवारहस्तयोगेआनंदाख्योयोगः अत्रदशमीव्यतीपातयोर्मुख्यत्वं तेनयस्मिन्दिनेकतिपययोगवतीदशमीपूर्वाण्हेलभ्यतेतत्रदशहराव्रतंकार्यं दिनद्वये

त्राद्वितीयदिनेमुहूर्तद्वयन्यूनाभवतिक्षयवशान्नास्त्येववातदासर्वयाजुषाणांपूर्वैव हिरण्यके शीतैत्तिरीयाणांश्रावणीपूर्णमासीमुख्यःकालस्तदभावेश्रावणेहस्तः श्रावणशुक्लपंचमी तुतत्तत्सूत्रेनुक्तेर्नग्राह्या एतदेवभाद्रपदेपिकालद्वयमितिविशेषः खंडतिथित्वेनिर्णयःपूर्वोक्तएव हस्तनक्षत्रमपिऔदयिकंसंगवस्पर्शिग्राह्यमन्यथापूर्वविद्धमेव आपस्तंबानांश्रावणीपूर्णमासीमुख्यातदभावेभाद्रपदीतिविशेषः बौधायनानांश्रावणीपूर्णमासीमुख्या दोषसंभावनयातदभावेआषाढीतिविशेषः एतेषामपिखंडतिथित्वेपूर्वोक्तएवनिर्णयः

## હવે યજુર્વેદીનો ઉપાકર્મ કાળ કેહેછે.

ઋગ્વેદીઓને જેમ શ્રવણ મુખ્ય કાળ છે, તેમ સર્વ યજુર્વેદીઓને શ્રાવણની પૂનમ મુખ્ય કાળ છે. પૂનમ જો ખંડિત હોય એટલે જ્યારે પ્રથમ દિવસે પૂનમ સૂર્યોદયથી બે ઘડી ઈત્યાદિ પછી પ્રવૃત્ત થઈ અને બીજે દિવસે બાર ઘડી વ્યાપ્તિ હોય ત્યારે સર્વ યજુર્વેદિઓએ બીજા દિવસનીજ લેવી. જ્યારે શુદ્ધાધિક હોવાથી બન્ને દિવસે સૂર્યોદયવ્યાપિની હોય ત્યારે સર્વ યજુર્વેદિઓએ પ્રથમ દિવસની લેવી. જ્યારે પૂર્વ દિવસે સૂર્યોદયથી બે ઘડી ઈત્યાદિ પછી પૂનમ પ્રવૃત્ત થઈ અને બીજે દિવસે ૪।૬ ઇત્યાદિ ઘડી અથવા બાર ઘડીથી ઓછી હોય ત્યારે તૈત્તિરીયશાખાવાળાઓએ બીજા દિવસની લેવી. તૈત્તિરીયવિના બીજા યજુર્વેદિઓએ પૂર્વની લેવી. જ્યારે પૂર્વ દિવસે સૂર્યોદયથી બે ઘડી ઈત્યાદિ પછી પ્રવૃત્ત થઈ અને બીજે દિવસે ચાર ઘડી કરતાં ઓછી હોય અથવા ક્ષય થવાથી મુદલ ન હોય ત્યારે સર્વ યજુર્વેદિઓએ પૂર્વનીજ લેવી. હિરણ્યકેશી તથા તૈત્તિરીય શાખાવાળાઓને શ્રાવણની પૂનમ એ મુખ્ય કાળ છે, તે ન મળે તો શ્રાવણમાં હસ્ત લેવું. શ્રાવણ સુદ પાંચમ તો તે તે સૂત્રમાં કહી નથી માટે હિરણ્યકેશી તથા તૈત્તિરીય શાખાવાળા એમણે લેવી નહી. એજ બન્ને કાળ ભાદરવામાં પણ તેમને કહ્યાછે, એ વિશેષ જાણવો. એ તિથિઓ ખંડિત હોય તો પ્રથમ કહ્યાપ્રમાણેજ નિર્ણય જાણવો. હસ્ત નક્ષત્ર પણ સૂર્યોદયથકી સંગવ કાળનો સ્પર્શ કરતું હોય તે લેવું. સંગવ કાળને સ્પર્શ કરતું ન હોય તો પૂર્વવિદ્ધજ લેવું. આપસ્તંબોને શ્રાવણની પૂનમ મુખ્ય કાળ છે, તે ન મળે તો ભાદરવાની પૂનમ લેવી, એ વિશેષ જાણવો. બૌદ્ધાયનોને શ્રાવણની પૂનમ મુખ્ય છે. કાંઇએક દોષને લીધે તે ન મળે તો આષાઢની પૂનમ લેવી, એ વિશેષ જાણવો. એ પ્રથમ કહેલા કાળ પણ ખંડિત હોય તો પ્રથમ કહ્યાપ્રમાણેજ નિર્ણય જાણવો.

---

अथकाण्वमाध्यंदिनादिकात्यायनानां श्रवणयुताश्रावणपूर्णिमाकेवलावाहस्तयुक्तापंचमीकेवलावामुख्यःकालः अतःकेवलश्रवणेकेवलहस्तेचनैतैर्नकार्यं श्रावणमासेविघ्नदोषेभाद्रपदगतपूर्णिमापंचम्योःकार्यं तिथेःखंडत्वेषण्मुहूर्ताधिक्येउत्तरा षण्मुहूर्तन्यूनत्वेपूर्वाग्राह्येत्यादिःपूर्वोक्तएवनिर्णयः

કાણ્વ, માધ્યંદિન આદિ કાત્યાયનોને શ્રવણયુક્ત એવી શ્રાવણની પૂનમ, અથવા કેવળ શ્રાવણની પૂનમ, હસ્તયુક્ત પંચમી, કિંવા કેવળ પાંચમ એ મુખ્ય કાળ છે,

માટે એમણે એકલાં શ્રવણ કે એકલાં હસ્ત નક્ષત્રમાં ઉપાકર્મ કરવું નહી. શ્રાવણ માસમાં કાંય વિઘ્ન અથવા દોષ હોય તો ભાદરવાની પૂનમ અથવા પાંચમ એ દિવસે કરવું. ખંડિત તિથિ હોય અને બાર ઘડી કરતાં અધિક હોય તો બીજા દિવસની લેવી. બાર ઘડીથી ઓછી હોય તો પૂર્વ દિવસની લેવી, ઈત્યાદિક પ્રથમ કહેલો તેજ નિર્ણય જાણવો.

---

अथसामवेदिनांभाद्रपदशुक्लेहस्तनक्षत्रंमुख्यःकालः संक्रांत्यादिदोषेणतत्रासंभवेश्रावणमासेहस्तोग्राह्यइतिनिर्णयसिंधुः अन्येतुभाद्रपदहस्तेदोषसंभवेश्रावणपौर्णमास्यामुपाकर्मकृत्वाभाद्रपदस्यहस्तपर्यंतंनपठनीयंततःपरंपठनीयमित्याहुः हस्तस्यखंडत्वेदिनद्वयेपराण्हपूर्णव्याप्तौअपराण्हेकदेशस्पर्शेवापरदिनेएवोपाकर्म पूर्वदिनएवापराण्हपूर्णव्याप्तौपूर्वत्रैव सर्वत्रसामगानामपराण्हस्यैवोपाकर्मकालत्वेनोक्तेः पूर्वदिनएवापराण्हैकदेशस्पर्शेदिनद्वयेप्यपराण्हस्पर्शाभावेवापरत्रैव येषांसामवेदिनांप्रातःसंगवौकर्मकालत्वेनोक्तौतेषांपूर्वत्रापराण्हव्याप्तिंत्यक्त्वापरदिनेसंगवोर्ध्ववर्तमानहस्तग्रहणं सिंहस्थेसूर्येउपाकर्मविधानंतुयदिश्रावणेहस्तःपूर्णिमावासिंहस्थेसूर्येभवतितदातत्रोपाकर्म नकर्कस्थे इतिसामगानांश्रावणमासगतहस्तपर्वणोर्व्यवस्थापरं अन्यशाखिनांसिंहस्थरवेर्विधिर्निषेधोवानास्ति अथर्ववेदिनांतुश्रावण्यांभाद्रपदगतायांवापौर्णमास्यांउपाकर्म तिथिखंडेऔदयिकसंगवकालव्यापिनीतिथिर्ग्राह्येति सर्वशाखिनांश्रावणभाद्रपदमासगतस्वस्वगृह्योक्तकालेषुग्रहणसंक्रांत्याशौचादिदोषसंभावनायांसर्वथाकर्मलोपप्राप्तौशाखांतरोक्तकालानांग्राह्यत्वमावश्यकं तत्रापस्तंबबौधायनसामगादीनांश्रावणभाद्रपदगतपंचमीपूर्णिमादेरप्यविशेषेणग्राह्यत्वप्राप्तौनर्मदोत्तरदेशेसिंहगतेसूर्येपंचम्यादेर्ग्रहणं नर्मदादक्षिणभागेकर्कटस्थेसूर्येश्रावणपंचम्यादेर्ग्रहणमितिव्यवस्थेतिकौस्तुभेउक्तं तेनऋग्वेदिनामपिसर्वथाकर्मलोपप्रसक्तौपूर्णिमापिसिंहस्थकर्कस्थादिव्यवस्थयाग्राह्येतिममभाति सर्वशाखिभिःश्रावणमासेमुख्यकालेपर्जन्याभावेनव्रीह्याद्यौषधिप्रादुर्भावाभावेआशौचादौवाभाद्रपदश्रवणादौकार्यं औषधिप्रादुर्भावाभावेपिश्रावणमासेकार्यमितिकर्कादिमतं सर्वशाखिनां गृह्योक्तमुख्यकालत्वेननिर्णीतेदिने ग्रहणस्य संक्रांतेर्वासत्त्वे संक्रांतिरहिताः पंचम्यादयोग्राह्याः ग्रहणसंक्रांतियोगश्चोपाकर्मसंबंधिन्यहोरात्रे भविष्यन्मध्यरात्रात्पूर्वमतीतमध्यरात्रादूर्ध्वंचेति यामाष्टकेविद्यमानश्रवणनक्षत्रपूर्णिमादितिथ्यस्पृष्टोप्युपाकर्मदूषकः केचित्तूक्तयामाष्टकादन्यत्रापिविद्यमानोग्राह्यश्रवणादिनक्षत्रपर्वादितिथिस्पर्शीचेत्सोपिदूषकइत्याहुः नूतनोपनीतानांप्रथमोपाकर्मगुरुशुक्रास्तादौमलमासादौसिंहस्थेगुरौचनकार्यं द्वितीयाद्युपाकर्मतु अस्तादावपिकार्यं मलमासेतुद्वितीयाद्यपिनकार्यं प्रथमोपाकर्मस्वस्तिवाचननांदीश्राद्धादिकृत्वाकार्यं नूतनोपनीतानांश्रावणमासगतपंचमीहस्तश्रवणादिकालेषु गुरुशुक्रास्तादिप्रतिबंधेनोपाकर्मारंभाभावेभाद्रपदमासगतपंचमीश्रवणादयोग्राह्याः मौंजींयज्ञोपवीतंचनवंदंडंचधारयेत् अजिनंकटिसूत्रंचनवंवस्त्रंतथैवचेतिब्रह्मचारिणोविशेषःप्रतिवर्षंज्ञेयः उपाकर्मोत्सर्जनेब्रह्मचारिसमावृत्तंगृहस्थंवानप्रस्थैःसर्वैःकर्तव्ये उत्सर्जनकालस्तुनेहप्रपंच्यते उपाकर्मदिनेथवेतिवचनानुसारेण सर्वशिष्टानामिदानीमुपाकर्मदिनेएवोत्सर्जनकर्मानुष्ठानाचारेणैतन्निर्णयस्या

नुपयोगात् एतेउपाकर्मोत्सर्जनेयदिअन्यैःद्विजैःसहकरोतितदालौकिकाग्नौकुर्यात् यदैकःकरोतितदास्वगृह्याग्नौकुर्यात् कात्यायनैस्तुऔपवसथ्यअग्नावेवहोतव्यंनलौकिकेऽग्नौ बव्हृचादिःस्वयंचतुरवत्तीबहुभिश्चतुरवत्तिभिरुपाकर्मादिकंकुर्वन्नेकस्यापिजामदग्न्यादेः पंचावत्तिनः सत्त्वेतदनुरोधेनपंचावत्तमेवकुर्यात् चतुरवत्तिनामपिपंचावत्तित्वस्यैवकल्पिकत्वोक्त्यातेषामपिकर्मवैगुण्याभावात् अकरणेदोषश्रवणेनप्रत्यब्दमेतेकर्तव्ये क्वचित्पुस्तकेनिर्णयसिंधावेतदकरणेप्राजापत्यकृच्छ्रमुपवासोवाप्रायश्चित्तंदृश्यतेनसर्वत्र उपाकर्मोत्सर्जनयोरुभयोरपिऋषिपूजनमुक्तं ऋष्यादितर्पणंतूत्सर्जनएव अत्रविवाहोत्तरंतिलतर्पणेनदोषः अत्रसंकल्पेअधीतानांछंदसामाप्यायनद्वाराश्रीपरमेश्वरप्रीत्यर्थमुपाकर्मदिनेअद्योत्सर्जनाख्यंकर्मकरिष्यइति उपाकर्मणितुअधीतानामध्येष्यमाणानांचछंदसांयातयामतानिरासेनाप्यायनद्वाराश्रीपरमेश्वरप्रीत्यर्थंइतिविशेषः अवशिष्टःसर्वोपिप्रयोगविशेषःस्वस्वगृह्यानुसारेणज्ञेयः अत्रनदीनांरजोदोषोन ब्रह्मादिदेवऋष्यादीनांजलेसान्निध्यंतेनस्नानात्सर्वदोषक्षयः ऋषिपूजनस्थानस्थितजलस्पर्शनपानाभ्यांसर्वकामावाप्तिः इतिसर्वशाखिसाधारणनिर्णयः ॥

હવે સામવેદીઓને ભાદરવા સુદમાં હસ્ત નક્ષત્ર એ ઉપાકર્મનો મુખ્ય કાળ છે. સંક્રાંતિ આદિ દોષને લીધે તે હસ્ત નક્ષત્રમાં થઈ ન શકે તો શ્રાવણ માસમાં હસ્ત લેવું, એમ **નિર્ણયસિંધુ** કેહેછે. બીજા ગ્રંથકારો તો, ભાદરવાનાં હસ્તમાં કાંય દોષ હોય તો શ્રાવણની પૂનમનું ઉપાકર્મ કરી ભાદરવાનાં હસ્ત લગી અધ્યયન કરવું નહી; ત્યારપછી અધ્યયન કરવું, એમ કેહેછે. હસ્ત નક્ષત્ર ખંડિત હોય એટલે બન્ને દિવસે અપરાન્હકાળમાં સંપૂર્ણવ્યાપ્તિ હોય અથવા બન્ને દિવસે અપરાન્હમાં એકદેશનો સ્પર્શ કરતું હોય તો બીજે દિવસેજ ઉપાકર્મ કરવું. પૂર્વ દિવસેજ અપરાન્હમાં પૂર્ણવ્યાપ્તિ હોય તો, સર્વ ગ્રંથોમાં સામવેદીઓને અપરાન્હકાળ મુખ્ય કહેલો છે માટે તેમણે પ્રથમ દિવસેજ ઉપાકર્મ કરવું. પ્રથમ દિવસેજ અપરાન્હમાં એકદેશ સ્પર્શ હોય, અથવા બન્ને દિવસે અપરાન્હનો સ્પર્શ ન હોય તો બીજે દિવસેજ ઉપાકર્મ કરવું. જે સામવેદીઓને પ્રાતઃકાળ અને સંગવકાળ એ ઉપાકર્મના કાળ કહ્યા છે તેમણે પૂર્વ દિવસે અપરાન્હકાળમાં વ્યાપ્તિ હોય તે છોડી બીજે દિવસે સંગવકાળ પછી જે હસ્ત હોય તે લેવું. સિંહસ્થ સૂર્યમાં ઉપાકર્મ કરવાનું કહ્યુંછે તે તો, જો શ્રાવણમાં હસ્ત અથવા પૂનમ સિંહસ્થ સૂર્યમાં આવે તો તે દિવસે ઉપાકર્મ કરવું, કર્કના સૂર્ય હોય તો કરવું નહી, એ રીતે સામવેદીઓને શ્રાવણ માસમાંનાં હસ્ત અને પૂનમ એની વ્યવસ્થામાટે જાણવું. બીજી શાખાવાળાઓને સિંહસ્થ સૂર્યનો વિધિ અથવા નિષેધ નથી. અથર્વવેદિઓને તો શ્રાવણની અથવા ભાદરવાની પૂનમનું ઉપાકર્મ કરવું. ખંડા તિથિ હોય તો ઉદયથકી સંગવકાળવ્યાપિની તિથિ હોય તે લેવી. શ્રાવણ અને ભાદરવામાં પોતપોતાનાં ગૃહ્યસૂત્રમાં જે કાળ કહ્યાછે તે તે દિવસે ગ્રહણ, સંક્રાંતિ, આશૌચ આદિ દોષ પ્રાપ્ત થતાં સર્વથા કર્મનો લોપ થાય તો, સઘળી શાખાવાળાઓએ બીજી શાખાઓમાં કહેલા કાળ અવશ્ય લેવા. તેમાં આપસ્તંબ, બૌધાયન, અને સામવેદી એમને શ્રાવણ અને ભાદરવામાંની પાંચમ, પૂનમ ઇત્યાદિ કાળ

સાધારણપણાંથી લેવાના પ્રાપ્ત થયા તો નર્મદાના ઉત્તર ભાગમાં સિંહસ્થ સૂર્ય છતાં પાંચમ આદિ કાળ લેવા. કર્કના સૂર્ય હોય તો નર્મદાના દક્ષિણ ભાગમાં શ્રાવણની પાંચમ આદિ કાળ લેવા, એવી વ્યવસ્થા **કૌસ્તુભમાં** કહેલી છે. તેથી ઋગ્વેદિઓને પણ સર્વથા કર્મલોપનો સંભવ હોય તો 'સિંહના સૂર્ય,' 'કર્કના સૂર્ય,' ઇત્યાદિક જે પ્રથમ વ્યવસ્થા કહેલી છે તે પ્રમાણે પૂનમ પણ ગ્રહણ કરવી, એમ મને ભાસે-છે. સર્વ શાખાવાળાઓએ મુખ્ય કાળ જે શ્રાવણ માસ તેમાં વરસાદ ન પડવાથી વ્રીહિ (ભાત) ઇત્યાદિ વનસ્પતિ ઉત્પન્ન થઇ ન હોય તો, અથવા આશૌચાદિક હોય તો ભાદરવામાં શ્રવણ આદિક જે કાળ તે દિવસે ઉપાકર્મ કરવું. વનસ્પતિ ઉત્પન્ન થઇ ન હોય તો પણ શ્રાવણ માસમાં કરવું એ કર્કાદિકનો મત છે. સર્વ શાખાવાળા-ઓને ગૃહ્યસૂત્રમાં મુખ્યરૂપે નિર્ણય કરેલા દિવસે ગ્રહણ અથવા સંક્રાંતિ હોય તો ગ્રહણ, સંક્રાંતિરહિત પાંચમ આદિ કાળ લેવા.¦ ગ્રહણ અને સંક્રાંતિનો યોગ તો, ઉપાકર્મસંબંધી અહોરાત્રમાં એટલે આવતી મધ્યરાત્રથી પ્રથમના બે પોહોર, ગ-ચેલી મધ્યરાત્રિ પછીના બે પોહોર, અને વર્ત્તમાન દિવસના ચાર પોહોર, એ આઠ પોહોરમાં રેહેનારાં જે શ્રવણ નક્ષત્ર અને પૂનમ આદિ તિથિ તેને સ્પર્શ કરતો ન હોય તો પણ ઉપાકર્મનો દૂષક છે. કોઈ ગ્રંથકાર તો, પ્રથમ કહેલા આઠ પોહોરવિના આગળ કે પાછળ પણ આપેલો ગ્રહણ અને સંક્રાંતિનો યોગ, ગ્રહણ કરવા યોગ્ય શ્રવણઆદિ નક્ષત્ર, અને પૂનમ આદિ તિથિનો સ્પર્શ કરે તો તે પણ ઉપાકર્મનો દૂષક થાયછે, એમ કેહેછે. નવીન જનોઈ પેહેરેલી હોય તેનું પ્રથમ ઉપાકર્મ, ગુરૂ, શુક્રના અસ્તાદિક, મલમાસ આદિ અને સિંહસ્થ ગુરૂમાં પણ કરવું નહી. બીજાં ત્રીજાં ઈ-ત્યાદિ વખતનું ઉપાકર્મ તો અસ્તાદિકમાં પણ કરવું. મલમાસમાં તો બીજાં ઇત્યાદિ વખતનું પણ ઉપાકર્મ કરવું નહી. પ્રથમ ઉપાકર્મ કરવું તે પુણ્યાહવાચન, નાંદીશ્રા-દ્ધાદિ કરીને કરવું. નવીન જનોઇ પેહેરેલાઓને શ્રાવણમાંના પાંચમ, હસ્ત, શ્રવણ આદિ કાળમાં ગુરૂ, શુક્રના અસ્તાદિકની અડચણને લીધે ઉપાકર્મનો આરંભ ન થાય તો ભાદરવાના પાંચમ, શ્રવણ આદિ કાળ લેવા. "મુંજ, જનોઈ, નવો દંડ, હરિણનું ચર્મ, કુટિસૂત્ર (મેખલા), અને નવું વસ્ત્ર, એ બ્રહ્મચારીએ ધારણ કરવાં." એ પ્ર-માણે બ્રહ્મચારીમાટે દરવર્ષે વિશેષ જાણવો. ઉપાકર્મ અને ઉત્સર્ગ એ બન્ને બ્રહ્મચારી, જેણે બ્રહ્મચર્યની સમાપ્તિ કરી હોય તેણે, ગૃહસ્થ, અને વાનપ્રસ્થ, એ સઘળાઓએ કરવાં. ઉત્સર્જન કરવાનો કાળ ઈહિં કેહેતા નથી. "અથવા ઉપાકર્મને દિવસે કરવું," એ વચનપ્રમાણે સર્વ શિષ્ટો ઉપાકર્મને દિવસેજ ઉત્સર્જન કરેછે, એ આચાર ચાલે-છે, તેથી ઉત્સર્ગના નિર્ણયનો ઉપયોગ નથી. જો એ ઉપાકર્મ, અને ઉત્સર્જન બીજા બ્રાહ્મણોની સાથે કરવાં હોય તો લૌકિકાગ્નીમાં કરવાં. જો એકલો કરે તો પોતાના ગૃહ્યાગ્નિવિષે કરવાં. કાત્યાયનોએ તો અન્વાધાન કરેલા અગ્નિવિષેજ હોમ કરવો, લૌ-કિકાગ્નીમાં હોમ કરવો નહી. ઋગ્વેદી ઇત્યાદિક પોતે ચતુરવત્તી છતો ત્ર્યાર્ષ ચતુરવત્તી-ઓની જોડે ઉપાકર્મ કરતો હોય અને તેઓમાં એક જામદગ્નિ આદિ પંચાવત્તી હોય તો તેને અનુસારે ચતુરવત્તીઓએ પણ પંચાવત્તજ કર્મ કરવું. ચતુરવત્તીઓને પણ પંચા-

વત્ત કર્મ કરવામાટે વિકલ્પ કેહેનારૂ વચન છે તેથી પંચાવત્ત કરવાથી તે (ચતુરવત્તી)નાં કર્મને ન્યૂનપણું થતું નથી. ઉપાકર્મ અને ઉત્સર્ગ ન કરવાથી દોષ સંભળાયછે માટે એ બન્ને દરવર્ષે કરવાં. ઉત્સર્ગ, ઉપાકર્મ ન કરે તો પ્રાજાપત્ય કૃચ્છ્ર, અથવા ઉપવાસ કરવો એ પ્રાયશ્ચિત્ત નિર્ણયસિંધુનાં એકાદ પુસ્તકમાં જોવામાં આવેછે, સઘળાં પુસ્તકોમાં મળતું નથી. ઉપાકર્મ અને ઉત્સર્જન એ બન્નેમાં ઋષિપૂજન કરવું. ઋષિ આદિકનું તર્પણ કરવું તે તો ઉત્સર્જનમાંજ કરવું. વિવાહપછી ઉપાકર્મમાં તિલતર્પણ કરવાનો દોષ નથી. ઉત્સર્જનમાં સંકલ્પ કરવો તેનો વિશેષ—"अधीतानां छंदसां आप्यायनद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थं उपाकर्मदिने अद्योत्सर्जनाख्यं कर्म करिष्ये." એ રીતે. અને ઉપાકર્મમાં તો, अधीतानां अध्येष्यमाणानां च छंदसां यातयामतानिरासेनाप्यायनद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थं," એટલો વિશેષ છે. બાકીનો સઘળો પ્રયોગ વિશેષ પોતપોતાનાં ગૃહ્યને અનુસારે જાણવો. આ ઉત્સર્જન, તથા ઉપાકર્મમાટે નદીઓને રજોદોષ નથી. બ્રહ્મા આદિ દેવ અને ઋષિ એમનું જળમાં સમીપપણું હોવાથી નદી આદિ જળમાં સ્નાન કરવાથી સર્વ દોષની નિવૃત્તી થાયછે. ઋષિનું પૂજન જે સ્થાનકે કીધું તે સ્થાનકનાં જળના સ્પર્શ અને પીવાથી સર્વ કામના પ્રાપ્ત થાયછે. એ રીતે સર્વશાખાવાળાઓનો સામાન્યનિર્ણય સમાપ્ત થયો.

---

अथरक्षाबंधनमस्यामेवपूर्णिमायांभद्रारहितायांत्रिमुहूर्ताधिकोदयव्यापिन्यामपराण्हेप्रदोषेवाकार्यं उदयेत्रिमुहूर्तन्यूनत्वेपूर्वेद्युर्भद्रारहितेप्रदोषादिकालेकार्यं इदंग्रहणसंक्रांतिदिनेपिकर्तव्यं मंत्रस्तु येनबद्धोबलीराजादानवेंद्रोमहाबलः तेनत्वामभिबध्नामिरक्षेमाचलमाचलेति अत्रैवपूर्णिमायांहयग्रीवोत्पत्तिः श्रावणपूर्णिमाकुलधर्मादौत्रिमुहूर्तसायान्हव्यापिपूर्वविद्धैवग्राह्या त्रिमुहूर्तन्यूनत्वेपरा अस्यामेवपौर्णमास्यामाश्वलायनानांश्रवणाकर्मसर्पबलिश्वरात्रावुक्तः तैत्तिरीयाणांतुसर्पबलिरेवोक्तः कात्यायनानांसामगानांचश्रवणाकर्मसर्पबलीद्वावप्युक्तौ श्रवणाकर्मसर्पबल्याश्वयुजीप्रत्यवरोहणादिपाकसंस्थानांस्वस्वकालेष्वकरणेप्राजापत्यंप्रायश्चित्तंकार्यंनतुकालांतरेतदनुष्ठानं श्रवणाकर्मादिसंस्थाःपत्न्यामृतुमत्यामपिकार्याःप्रथमारंभस्तुनभवति अत्रपौर्णमासीअस्तमयप्रभृतिप्रवृत्तकर्मपर्याप्तकालव्यापिनीपूर्वैवचेत्पूर्वैवग्राह्या दिनद्वयेतत्संबंधस्यसत्त्वेअसत्त्वेवापरैव प्रयोगस्तुस्वस्वसूत्रेषुज्ञेयः श्रावणकृष्णचतुर्थ्यांप्रारभ्य कृष्णचतुर्थीषुयावज्जीवमेकविंशतिवर्षाणिवाएकवर्षंवासंकष्टचतुर्थीव्रतंकार्यं अशक्तौप्रतिवर्षंश्रावणचतुर्थ्यामेवकार्यं अत्रचंद्रोदयव्याप्त्यातिथिनिर्णयःप्रथमपरिच्छेदेउक्तः सोद्यापनव्रतप्रयोगःकौस्तुभादौज्ञेयः ॥

## હવે રક્ષાબંધનનો નિર્ણય કેહેછે.

સૂર્યોદયથકી છ ઘડીકરતાં અધિકવ્યાપિની અને ભદ્રારહિત,એવી શ્રાવણની પૂનમને દિવસેજ અપરાન્હ કાળ અથવા પ્રદોષ કાળમાં રક્ષાબંધન (રાખડી બાંધે છે તે) કરવું. બીજે દિવસે સૂર્યોદયપછી પૂનમ છ ઘડીકરતાં ઓછી હોય તો પ્રથમ દિવસે ભદ્રારહિત જે પ્રદોષ આદિ કાળ તેમાં કરવું. એ રક્ષાબંધન ગ્રહણ, સંક્રાંતિ-

દિવસે પણ કરવું. તેનો મંત્ર—"**येन बद्धो बली राजा, दानवेंद्रो महाबलः ॥ तेन त्वा मभिबध्नामि, रक्षे मा चल मा चल,**" એ મંત્રવડે રક્ષાબંધન કરવું. એજ પૂનમને દિવસે હયગ્રીવ અવતાર થયોછે, શ્રાવણની પૂનમ કુળધર્માદિકમાં સૂર્યાસ્તથી પ્રથમ છ ઘડી વ્યાપતી હોય એવી પૂર્વવિદ્ધાજ લેવી. પ્રથમ દિવસે સાયાન્હકાળે છ ઘડીકરતાં ઓછી હોય તો બીજા દિવસની લેવી. એજ પૂનમને દિવસે આશ્વલાયનોએ શ્રવણાકર્મ, અને સર્પબલિ એ બન્ને રાત્રિએ કરવાં. તૈત્તિરીયોએ કેવલ સર્પબલિજ કરવો. કાત્યાયન અને સામવેદી એમણે શ્રવણાકર્મ અને સર્પબલિ એ બન્ને કરવાં. શ્રવણાકર્મ, સર્પબલિ, આશ્વયુજી કર્મ, પ્રત્યવરોહણ ઇત્યાદિક પાકસંસ્થા, એ સઘળાં પોતપોતાને સમયે ન થયાંહોય તો પ્રાજાપત્ય પ્રાયશ્ચિત્ત કરવું, બીજે કાળે તે કર્મ કરવાં નહી. શ્રવણાકર્મ આદિ સાત સંસ્થાઓ, સ્ત્રી રજસ્વલા હોય તો પણ કરવી, પ્રથમ આરંભ તો ન કરવો. આ શ્રવણાકર્મમાટે પૂનમ લેવી તે, સૂર્યાસ્તથકી આરંભ કરી, આરંભેલું સઘળું કર્મ પૂનમમાંજ સમાપ્ત થાય, એટલી વ્યાપ્તિ પ્રથમ દિવસેજ મળે તો પ્રથમ દિવસનીજ લેવી. બન્ને દિવસે એવી વ્યાપ્તિ હોય અથવા ન હોય તો બીજા દિવસનીજ લેવી. શ્રવણાકર્મનો પ્રયોગ પોતપોતાના સૂત્રગ્રંથોમાં જોવો. શ્રાવણ વદિ ચોથથકી આરંભ કરી સઘળી અંધારી ચોથને દિવસે જીવવા લગી, અથવા એકવીસ વર્ષ લગી, અથવા એક વર્ષ લગી, સંકષ્ટચતુર્થીનું વ્રત કરવું. અશક્તિ હોય તો વર્ષે વર્ષે શ્રાવણ વદિ ચોથને દિવસેજ કરવું. આ વ્રત માટે ચંદ્રોદયવ્યાપ્તિ જોઇયે, તેવી ચોથનો નિર્ણય પ્રથમ પરિચ્છેદમાં (પત્ર ૨૨ માં) કહેલો છે. ઉદ્યાપનસહિત એ વ્રતનો પ્રયોગ કૌસ્તુભાદિ ગ્રંથોમાં જોવો.

---

**अथजन्माष्टमीव्रतं तत्राष्टमीद्विविधा शुद्धाविद्धाच दिवारात्रौवासप्तमीयोगरहितायत्र दिनेयावतीतत्रतावतीशुद्धा दिवारात्रौवासप्तमीयोगवतीयस्मिन्नहोरात्रेयावतीतत्रतावतीविद्धा सापुनर्द्विविधा रोहिणीयुतारोहिणीयोगरहिताचेति तत्ररोहिणीयोगरहितकेवलाष्टमीभेदाः सप्तमीनाड्यः ५९ पलानि ५९ अष्टमी ५८।५ अस्यांशुद्धायांसंदेहोनास्तिद्वितीयकोट्यभावात् सप्तमी २ अष्टमी ५५ अस्यांविद्धायामप्यसंदेहः दिनांतरेअभावेनाद्वितीयकोट्यभावात् यदादिनद्वयेकेवलाष्टमीवर्ततेतदाचत्वारःपक्षाः पूर्वेद्युरेवनिशीथव्यापिनी परेद्युरेवनिशीथव्यापिनीदिनद्वयेपिनिशीथव्यापिनी दिनद्वयेपिनिशीथव्याप्त्यभावइति रात्र्यर्धनिशीथंपदार्थः स्थूलदृष्ट्यात्वष्टमोमुहूर्तोनिशीथः तत्रपूर्वेद्युरेवनिशीथव्यापिनी यथा सप्तमी ४० अष्टमी ४२ अत्रसप्तमीयुतापूर्वविद्धैवाष्टम्युपोष्या यथावाष्टमी ६०।४ इयंशुद्धाधिकापिपूर्वैव परेद्युरेवनिशीथे यथा सप्तमी ४७ अष्टमी ४६ अत्रपरैवाष्टम्युपोष्या उभयत्रनिशीथेयथा सप्तमी ४२ अष्टमी ४६ अत्रापिपरैवाष्टमीग्राह्या दिनद्वयेनिशीथव्याप्त्यभावोयथा सप्तमी ४७ अष्टमी ४२ अत्रापिपरैवाष्टमीग्राह्या अत्रसर्वत्रसप्तमीयुक्तायांरात्रिपूर्वार्धावसानेकलयाप्यष्टम्याःसत्त्वेएवनिशीथव्यापित्वं नवमीयुक्तायांरात्र्युत्तरार्धादिभागेसत्त्वएवोत्तरत्रनिशीथव्यापित्वं सप्तमीदिनेउत्तरभागेएवसत्त्वेनवमीयुतादिने पूर्वभागएवसत्त्वेचनिशीथाव्यापित्वपक्षएवमंतव्यःएवंवक्ष्यमाणरोहिणीयुक्तभेदेष्वपिज्ञेयं रो**

हिणीयुताष्टम्यामपिपूर्वदिनेएवनिशीथेष्टमीरोहिण्योर्योगः परदिनएवनिशीथेयोगःदिनद्वये निशीथेयोगइतिपक्षत्रयं पूर्वेद्युरेवनिशीथेयोगोयथा सप्तमी ४० तद्दिनेकृत्तिका ३५ अ ष्टमी ४६ तद्दिनेरोहिणी ३६ अत्रपूर्वविद्धैवाष्टम्युपोष्या परदिनेएवनिशीथयोगोयथा स प्तमी ४२ तद्दिनेकृत्तिका ५० अष्टमी ४७ रोहिणी ४६ अत्रपरैवाष्टमीग्राह्या दिनद्व येनिशीथेष्टमीरोहिण्योर्योगोयथा सप्तमी ४२ कृत्तिका ४३ अष्टमी ४७ रोहिणी ४८ अत्रपरैवाष्टमीग्राह्या अथरोहिणीयुताष्टम्यामेवदिनद्वयेपिनिशीथेरोहिणीयोगाभावोबहुधा संभवति ॥

## હવે જન્માષ્ટમીવ્રતનો નિર્ણય કેહેછે.

અષ્ટમી બે પ્રકારની છે—એક શુદ્ધા; બીજી વિદ્ધા. દિવસે અથવા રાત્રિએ સાતમના યોગવડે રહિત એવી જે દિવસે જેટલી હોય તે દિવસે તેટલી શુદ્ધા જાણવી. દિવસે અથવા રાત્રિએ સાતમના યોગસહિત જે દિવસે જેટલી હોય તે દિવસે તેટલી વિદ્ધા જાણવી. તે આઠમ ફરી બે પ્રકારની—એક રોહિણી નક્ષત્રસહિત, અને બીજી રોહિણીયોગે રહિત. તેમાં રોહિણીયોગરહિત જે કેવળ આઠમ તેના ભેદ કેહેછે,—દાખલો,—સાતમ ઘડી ૫૯ પળ ૫૯,—આઠમ ઘડી ૫૮।૫ એ શુદ્ધા છે, ઈહિાં બીજા ભેદનો સંભવ નથી માટે એ શુદ્ધામાં સંશય નથી. ઉદાહરણ,—સાતમ ઘ૦ ૨, આઠમ ઘ૦ ૫૫, એ વિદ્ધા છે પરંતુ બીજે દિવસે કાંઈપણ ન હોવાથી બીજા પક્ષનો સંભવ નથી માટે એ વિદ્ધામાં પણ સંશય નથી. જ્યારે બન્ને દિવસે કેવળ આઠમ હોય ત્યારે ચાર પક્ષ થાયછે. તે આ રીતે—૧ પ્રથમ દિવસેજ નિશીથવ્યાપિની; ૨ બીજે દિવસેજ નિશીથવ્યાપિની; ૩ બન્ને દિવસે નિશીથવ્યાપિની; ૪ બન્ને દિવસે નિશીથવ્યાપિની ન હોય તે. રાત્રિનાં અર્ધને એટલે મધ્યરાત્રિને નિશીથ કેહેછે. સ્થૂલ માનવડે તો આઠમું મુહૂર્ત્ત તે નિશીથકાળ. પૂર્વ દિવસેજ નિશીથવ્યાપિની તેનું ઉદાહરણ;—સાતમ ઘ૦ ૪૦, આઠમ ઘ૦ ૪૨, આ પક્ષમાં સાતમવિદ્ધા એવી પ્રથમનીજ આઠમ ઉપવાસમાટે લેવી. અથવા બીજું ઉદાહરણ;—આઠમ ઘ૦ ૬૦।૪ એ શુદ્ધાધિક છે તથાપિ પ્રથમ દિવસનીજ લેવી. બીજે દિવસેજ નિશીથવ્યાપિની હોય—ઉદાહરણ;—સાતમ ઘ૦ ૪૭, આઠમ ઘ૦ ૪૬ એ પક્ષમાં બીજા દિવસનીજ આઠમ ઉપવાસમાટે લેવી. બન્ને દિવસે નિશીથવ્યાપિનીનું ઉદાહરણ;—સાતમ ઘ૦ ૪૨, આઠમ ઘ૦ ૪૬ એ પક્ષમાં પણ બીજા દિવસનીજ આઠમ લેવી. બન્ને દિવસે નિશીથવ્યાપ્તિ ન હોય, તેનું ઉદાહરણ;—સાતમ ૪૭, આઠમ ૪૨, એ પક્ષમાં પણ બીજા દિવસનીજ લેવી. આ સઘળા પક્ષોમાં સાતમયુક્ત હોય તો રાત્રિનાં પ્રથમ અર્ધની સમાપ્તિસમયે એક કળામાત્ર જો આઠમ હોય તોજ નિશીથવ્યાપ્તિ માનવી. નવમીયુક્ત હોય તો રાત્રિના ઉત્તર અર્ધના પ્રથમ ભાગમાં એક કળામાત્ર જો આઠમ હોય તોજ બીજે દિવસે નિશીથવ્યાપ્તિ માનવી. સાતમને દિવસે ઉત્તર ભાગમાંજ અષ્ટમી હોય અને નોમયુક્તદિવસે પ્રથમ ભાગમાંજ આઠમ હોય તો નિશીથવ્યાપ્તિ નથી એમજ જાણવું. એપ્ર-

માણે આગલ કેહેવાસે જે રોહિણીયુક્ત ભેદો ત્યહાં પણ એમજ સમજવું. રોહિણીયુક્ત આઠમમાં પણ પ્રથમ દિવસેજ નિશીથસમયે આઠમ અને રોહિણીનો યોગ; બીજે દિવસેજ નિશીથસમયે યોગ; બન્ને દિવસે નિશીથસમયે યોગ; એપ્રમાણે ત્રણ પક્ષ થાયછે. પ્રથમ દિવસેજ નિશીથસમયે આઠમ, રોહિણીનો યોગ હોય તેનું, ઉદાહરણ;—સાતમ ૪૦, તે દિવસે કૃત્તિકા ૩૫, આઠમ ૪૬, તે દિવસે રોહિણી ૩૬, ઇહિં પૂર્વવિદ્ધાજ આઠમ ઉપવાસમાટે લેવી. બીજે દિવસેજ નિશીથસમયે યોગનું, ઉદાહરણ;—સાતમ ૪૨, તે દિવસે કૃત્તિકા ૫૦, આઠમ ૪૭, રોહિણી ૪૬, આ પક્ષમાં બીજા દિવસનીજ આઠમ લેવી. બન્ને દિવસે નિશીથસમયે આઠમ, રોહિણીના યોગનું, ઉદાહરણ;—સાતમ ૪૨, કૃત્તિકા ૪૩, આઠમ ૪૭, રોહિણી ૪૮, આ પક્ષમાં બીજા દિવસનીજ આઠમ લેવી. હવે રોહિણીયુક્ત આઠમમાં બન્ને દિવસે પણ નિશીથકાળે રોહિણીયોગ હોય નહી એમ બહુધા સંભવેછે.

---

परेद्युरेवनिशीथव्यापिनीअष्टमीपरेद्युरेवनिशीथादन्यत्ररोहिणीयुक्ताचेत्येकःपक्षःयथासप्तमी ४७ अष्टमी ५० अष्टमीदिनेकृत्तिका ४६ अत्रपक्षेपरैवाष्टमीग्राह्या एनत्तुल्ययुक्त्यापूर्वेद्युरेवनिशीथव्यापिनीपूर्वेद्युरेवनिशीथादन्यत्ररोहिणीयुतेतिपक्षेपिपूर्वैवग्राह्या दिनद्वयेपिनिशीथादन्यत्ररोहिणीयुतापरेद्युरेवनिशीथव्यापिनीतिद्वितीयःपक्षःसप्तमी ४८ तद्दिनेकृत्तिका ३० अष्टमी ४८ रोहिणी २५ अत्रापिपरैवग्राह्या दिनद्वयेनिशीथादन्यत्ररोहिणीयुक्तापूर्वेद्युरेवनिशीथव्यापिनीतितृतीयोयथा सप्तमी २५ कृत्तिका ४८ अष्टमी २० रोहिणी ४३ अत्रापिपरैव रोहिणीयोगसाम्येपिपूर्वत्रसप्तमीविद्धत्वात् यथा वाष्टमी ६०।४ कृत्तिका ५० अत्रपूर्वैवग्राह्या अहोरात्रद्वये रोहिणीयोगसाम्येपि पूर्वस्याः शुद्धत्वात्पूर्णव्याप्तेश्च दिनद्वयेपिनिशीथव्यापिनीपरेद्युरेवनिशीथादन्यत्ररोहिणीयुतेतिचतुर्थः यथासप्तमी ४३ अष्टमी ४१ कृत्तिका ४६ अत्रपरैवाष्टमी एवंदिनद्वयेपिनिशीथव्यापिनीपूर्वत्रैवनिशीथादन्यत्ररोहिणीयुतेतिपंचमोयथा सप्तमी ४१ तद्दिनेरोहिणी ४३ अष्टमी ४७ अत्रपूर्वैवाष्टम्युपोष्या दिनद्वयेपिनिशीथव्यापिनीदिनद्वयेनिशीथादन्यत्ररोहिणीयुतेतिषष्ठोयथा सप्तमी ४२ कृत्तिका ४८ अष्टमी ४९ रोहिणी ४२ अत्रपरैव दिनद्वयेपिनीशीथाव्यापिनीपूर्वेद्युरेवनिशीथादन्पत्ररोहिणीयुतेतिसप्तमोयथा सप्तमी ४८ तद्दिनेरोहिणी ५८ अष्टमी ४२ अत्रपरैवाष्टमीग्राह्या अत्रैवपक्षेपरेद्युरेवउभयत्रवानिशीथादन्यत्ररोहिणीयोगेपिपरैवेतिकैमुत्येनसिद्धम् पूर्वेद्युरेवनिशीथव्यापिनीपरेद्युरेवनिशीथादन्यत्ररोहिणीयुतेतिचरमःपक्षः यथासप्तमी ३० अष्टमी २५ तद्दिनेकृत्तिका ५ यथावाष्टमी ६०।४ अष्टमीशेषदिनेकृत्तिका १ अत्रोदाहरणद्वयेपिपरैवाष्टमीग्राह्या स्वल्पस्यापि रोहिणीयोगस्यप्राशस्त्येनमुहूर्तमात्रायाअपिपरस्याग्राह्यतयापूर्वत्रविद्यमानायानिशीथव्याप्तेरनादरात्सर्वपक्षेषुयदिपरदिनेमुहूर्तन्यूनावर्ततेतदासानग्राह्या किंतुपूर्वैवेतितुपुरुषार्थचिंतामणावुक्तं परेद्युरेवनिशीथव्यापिनीपूर्वेद्युरेवनिशीथादन्यत्ररोहिणीयुता यथासप्तमी ४८

---

१ सप्तमी ४८ अष्टमी ४२ तद्दिने कृतिका १२ ॥

२ सप्तमी ४८ कृत्तिका ४८ अष्टमी ४२ रोहिणी ४२ ॥

**रोहिणी ५५ अष्टमी ४८ अत्रपरैव विद्धायांनिशीथोत्तररोहिणीयोगस्याप्रयोजकत्वात् अत्राविस्तरेणोक्तानांबहुपक्षाणांसंक्षेपेणनिर्णयसंग्रहःपुरुषार्थचिंतामणौ ।शुद्धसमायांशुद्ध न्यूनायांवाविद्धसमायांविद्धन्यूनायांवाकेवलाष्टम्यांसंदेहएवनास्ति शुद्धाधिकापिकेवलाष्ट मीपूर्वैव विद्धाधिकातुपूर्वदिनएवनिशीथव्याप्तौपूर्वा दिनद्वयेनिशीथव्याप्तावव्याप्तौवा परैवेति ॥**

બીજે દિવસેજ નિશીથવ્યાપિની આઠમ, અને બીજે દિવસેજ નિશીથકાળથી આગળ કે પાછળ રોહિણીયુક્ત આઠમ, એ **એક પક્ષ**–ઉદાહરણ;—સાતમ ૪૭, આઠમ ૫૦, આઠમને દિવસે કૃત્તિકા ૪૬, એ પક્ષમાં બીજા દિવસનીજ આઠમ લેવી. એનીબરોબર યુક્તિ હોવાથી પ્રથમ દિવસેજ નિશીથકાળવ્યાપિની આઠમ, અને પ્રથમ દિવસેજ નિશીથકાળવિના અન્યત્ર (આગળ અથવા પાછળ) રોહિણીયુક્ત આઠમ, એ પક્ષમાં પણ પ્રથમ દિવસનીજ લેવી. બન્ને દિવસે નિશીથકાળવિના આગળ કે પાછળ રોહિણીયુક્ત આઠમ, અને બીજે દિવસેજ નિશીથકાળવ્યાપિની, એ **બીજો પક્ષ**–ઉદાહરણ;—સાતમ ૪૮, તે દિવસે કૃત્તિકા ૩૦, આઠમ ૪૮, રોહિણી ૨૫, આ પક્ષમાં પણ બીજા દિવસનીજ લેવી. બન્ને દિવસે નિશીથવિના અન્યત્ર રોહિણીયુક્ત આઠમ, અને પૂર્વ દિવસેજ નિશીથકાળવ્યાપિની, એ **ત્રીજો પક્ષ**–ઉદાહરણ;—સાતમ ૨૫, કૃત્તિકા ૪૮, આઠમ ૨૦, રોહિણી ૪૩ એ પક્ષમાં પણ બીજા દિવસનીજ લેવી, કારણ, બન્ને દિવસે રોહિણીનો યોગ સમાન છે તથાપિ પ્રથમ દિવસે સાતમનો વેધ છે તેથી, ઉદાહરણ;–આઠમ ૬૦૧૪, કૃત્તિકા ૫૦, આ પક્ષમાં બન્ને અહોરાત્ર (રાત દિવસ)માં રોહિણીયોગ સમાન છે તો પણ પ્રથમ દિવસે શુદ્ધ અને પૂર્ણ છે માટે પ્રથમનીજ લેવી. બન્ને દિવસે નિશીથવ્યાપિની અને બીજે દિવસે નિશીથકાળવિના અન્યત્ર રોહિણીયોગ એ **ચોથો પક્ષ**–ઉદાહરણ;–સાતમ ૪૩, આઠમ ૪૭, કૃત્તિકા ૪૬, આ પક્ષમાં બીજા દિવસનીજ આઠમ લેવી. એ રીતે બન્ને દિવસે નિશીથકાળવ્યાપિની આઠમ અને પ્રથમ દિવસેજ નિશીથકાળવિના અન્યત્ર રોહિણીયુક્ત એ **પાંચમો પક્ષ**–ઉદાહરણ;–સાતમ ૪૧, તે દિવસે રોહિણી ૪૩, આઠમ ૪૭, આ પક્ષમાં પ્રથમનીજ આઠમ ઉપવાસમાં લેવી. બન્ને દિવસે નિશીથવ્યાપિની આઠમ, અને બન્ને દિવસે નિશીથકાળવિના અન્યત્ર રોહિણીયુક્ત એ **છઠો પક્ષ**–ઉદાહરણ;–સાતમ ૪૨, કૃત્તિકા ૪૮, આઠમ ૪૯, રોહિણી ૪૨. એ પક્ષમાં બીજા દિવસનીજ લેવી. બન્ને દિવસે નિશીથવ્યાપિની ન હોય અને પ્રથમ દિવસેજ નિશીથવિના રોહિણીયોગ એ **સાતમો પક્ષ**–ઉદાહરણ;—સાતમ ૪૮, તે દિવસે રોહિણી ૫૮, આઠમ ૪૨, આ પક્ષમાં બીજા દિવસનીજ આઠમ લેવી. એજ પક્ષમાં બીજે દિવસેજ, અથવા બન્ને દિવસે નિશીથકાળવિના અન્યત્ર રોહિણીયોગ હોય તો પણ બીજા દિવસનીજ લેવી એ તો "કૈમુત્ય" યુક્તિવડે સિદ્ધ છે. પ્રથમ દિવસેજ નિશીથવ્યાપિની, અને બીજે દિવ-

૧ સાતમ ૪૮, આઠમ ૪૨, તે દિવસે કૃત્તિકા ૧૨, ॥ ૨ સાતમ ૪૮ કૃત્તિકા ૪૮, આઠમ ૪૨, રોહિણી ૪૨, ॥ ૩ ગુજરાતીમાં, 'આ રીતે હોય તો એમાં તે શું?' એ વાક્ય કૈમુત્ય ॥

**સેજ નિશીથકાળવિના** રોહિણીયુક્ત એ **છેવટનો પક્ષ**–ઉદાહરણ;—સાતમ ૩૦, આઠમ ૨૫, તે દિવસે કૃત્તિકા ૫, અથવા આઠમ ૬૦।૪, બીજી આઠમને દિવસે કૃત્તિકા ।૧, રોહિણીનો યોગ અલ્પ હોય તો પણ ઉત્તમ છે, માટે બે ઘડી કદિ બીજે દિવસે આઠમ હોય તો તે લેવાને યોગ્ય છે, તેથી પ્રથમ દિવસે નિશીથકાળવ્યાપ્તિ હોય તેનો પણ આદર નથી. માટે ઉપર કહેલાં બન્ને ઉદાહરણમાં બીજા દિવસનીજ આઠમ લેવી. પ્રથમ કહેલા સર્વ પક્ષોમાં જો બીજે દિવસે બે ઘડીકરતાં ઓછી આઠમ હોય તો તે લેવી નહી, ત્યારે પ્રથમનીજ લેવી, એ **પુરૂષાર્થચિંતામણી**માં કહેલું છે. બીજે દિવસેજ નિશીથકાળવ્યાપિની આઠમ, અને પ્રથમ દિવસેજ નિશીથકાળવિના અન્યત્ર રોહિણીયુક્ત હોય, ઉદાહરણ;–સાતમ ૪૮, રોહિણી ૫૫, આઠમ ૪૮, એ વિદ્ધા આઠમમાં નિશીથપછી રોહિણીયોગનો ઉપયોગ નથી માટે એ પક્ષમાં બીજા દિવસનીજ લેવી. ઈહિં વિસ્તારે કરી કહેલા ઘણા પક્ષોના નિર્ણયનો સંગ્રહ સંક્ષેપથી **પુરૂષાર્થચિંતામણી**માં છે. **શુદ્ધસમ**, **શુદ્ધન્યૂન**, અથવા **વિદ્ધસમ**, **વિદ્ધન્યૂન**, અથવા કેવલ આઠમ એઉમાં તો સંશયજ નથી. **શુદ્ધાધિક** એવી પણ કેવલ અષ્ટમી પ્રથમ દિવસનીજ લેવી. **વિદ્ધાધિક** તો પ્રથમ દિવસેજ નિશીથવ્યાપિની હોય તો પ્રથમની, અને બન્ને દિવસે નિશીથવ્યાપિની હોય અથવા બન્ને દિવસે નિશીથવ્યાપિની ન હોય તો બીજા દિવસનીજ લેવી.

---

**अथरोहिणीयोगेयदिशुद्धसमायांशुद्धन्यूनायांवाईषदपिरोहिणीयोगस्तदानसंदेहः शुद्धाधिकायांपूर्वदिनेदिनद्वयेपिवारोहिणीयोगेपूर्वैव शुद्धाधिकायामुत्तरदिनेएवरोहिणीयोगेमुहूर्तमात्राप्युत्तरैव विद्धाधिकायांपूर्वदिनएवनिशीथात्पूर्वंनिशीथेवारोहिणीयोगेपूर्वा दिनद्वयेपिपरत्रैववानिशीथेनिशीथंविहायवारोहिणीयोगेपरैवेतिसंक्षेपेणनिर्णयसंग्रहः एवंकौस्तुभादिनवीनग्रंथानुसृतमाधवमतानुसारेणजन्माष्टमीनिर्णीता अत्रकेचित्केवलाष्टमीजन्माष्टमीसैवरोहिणीयुताजयंतीसंज्ञकेतिजयंत्यष्टम्योर्व्रतैक्यमाहुः अन्येतुजन्माष्टमीव्रतंजयंतीव्रतंचभिन्नंरोहिणीयोगाभावेजयंतीव्रतलोपाज्जन्माष्टमीव्रतमेवकार्यं यस्मिन्वर्षेजयंत्याख्ययोगोजन्माष्टमीतदा अंतर्भूताजयंत्यांस्यादितिजयंतीदिनेनिशीथाख्यकर्मकालेष्टम्याद्यभावेपिसाकल्यवचनापादितकर्मकालव्याप्तिमादायव्रतद्वयमपिजयंतीदिनएवतंत्रेणानुष्ठेयंव्रतद्वयस्याप्यकरणेमहादोषश्रवणेनफलश्रवणेनचनित्यकाम्योभयरूपत्वात् नतुनिशीथव्याप्तायांपूर्वाष्टम्यांजन्माष्टमीव्रतंकृत्वाजयंतीदिनेपारणमनुष्ठेयं नित्यव्रतलोपेप्रत्यवायापातादित्याहुः निर्णयसिंधौतुउक्तरीत्यामाधवमतमुपपाद्यहेमाद्रिमतेनजन्माष्टमीव्रतमेवनित्यंजयंतीव्रतंतुनित्यमपिकलियुगेलुप्तमितिकेचिन्नानुतिष्ठंतिइत्युक्त्वास्वमतेनयस्मिन्वर्षेपूर्वदिनेएवनिशीथेष्टमीपरादिनेएवनिशीथादन्यत्रजयंत्याख्ययोगस्तत्रोपोषणद्वयंकार्यं व्रतद्वयस्यापिनित्यत्वेनाकरणेदोषात् जयंत्यामष्टम्यंतर्भावोक्तिस्तुमूर्खप्रतारणामात्रमितिप्रतिपादितं ममतुकौस्तुभादिनवीनपरिगृहीतमाधवमतरीत्याजयंत्यंतर्भावेनाष्टमीव्रतानुष्ठानमेवयुक्तंप्रतिभाति अत्रव्रतेबुधसोमवारयोगःप्राशस्त्यविधायकोनतुरोहिणीवन्निर्णायकः ॥**

હવે રોહિણીયોગ છતાં, જો **શુદ્ધસમ** અથવા **શુદ્ધન્યૂન** આઠમમાં અલ્પ પણ

રોહિણીયોગ હોય તો સંશય નથી. શુદ્ધાધિક આઠમમાં પ્રથમ દિવસે અથવા બન્ને દિવસે રોહિણીયોગ હોય તો પૂર્વ દિવસનીજ લેવી. શુદ્ધાધિક આઠમમાં બીજે દિવસેજ રોહિણીયોગ હોય તો બે ઘડી પણ બીજા દિવસનીજ લેવી. વિદ્ધાધિક આઠમમાં પ્રથમ દિવસેજ નિશીથકાળથી પ્રથમ અથવા નિશીથકાળે રોહિણીયોગ હોય તો પૂર્વ દિવસનીજ લેવી. બન્ને દિવસે, અથવા બીજે દિવસેજ નિશીથકાળે અથવા નિશીથકાળવિના રોહિણીયોગ હોય તો બીજા દિવસનીજ લેવી, એ સંક્ષેપથી નિર્ણયનો સંગ્રહ કહ્યો. એ પ્રમાણે કૌસ્તુભાદિક નવીન ગ્રંથોમાં ગ્રહણ કરેલા માધવમતને અનુસારે જન્માષ્ટમીનો નિર્ણય કહ્યો. ઇહિં કોઇ ગ્રંથકાર, કેવળ આઠમ એજ જન્માષ્ટમી, અને એજ જન્માષ્ટમી રોહિણીયુક્ત હોય તો એનું નામ જયંતી, એ રીતે જયંતી અને જન્માષ્ટમી એ બન્નેનું એકજ વ્રત કેહેછે. બીજા ગ્રંથકારો તો, જન્માષ્ટમીવ્રત અને જયંતીવ્રત જુદાં જુદાં છે માટે રોહિણીયોગ ન હોય તો જયંતીવ્રતનો લોપ છે તેથી જન્માષ્ટમીવ્રતજ કરવું, "જે વર્ષમાં જયંતી નામનો યોગ હોય ત્યારે જન્માષ્ટમી જયંતીમાં અંતર્ગત થાયછે" માટે જયંતીને દિવસે નિશીથનામના કર્મકાળમાં જો આઠમ ન હોય તો પણ સંપૂર્ણપણું બતાવનારાં વચનવડે પ્રાપ્ત થયેલી કર્મકાળવ્યાપ્તિ માની બન્ને વ્રત જયંતીને દિવસે તંત્રથી કરવાં, બન્ને વ્રત નિત્ય અને કામ્ય છે, ન કરવાથી મહાદોષ અને કરવાથી મહાફળ સંભળાયછે માટે બન્ને કરવાં, પણ નિત્ય વ્રતના લોપથી મહાદોષ થાયછે માટે નિશીથકાળવ્યાપિની પ્રથમ દિવસની આઠમનું જન્માષ્ટમી વ્રત કરી જયંતીને દિવસે પારણા કરવી નહી, એમ કહેછે. નિર્ણયસિંધુમાં તો, પ્રથમ કહેલી રીતિપ્રમાણે માધવમતનું નિરૂપણ કરી હેમાદ્રીને મતે જન્માષ્ટમીવ્રતજ નિત્ય છે. જયંતીવ્રત તો નિત્ય છે પણ કલિયુગમાં લુપ્ત થયેલું છે માટે કેટલાએક કરતા નથી, એ રીતે કહી પોતાને મતે, જે વર્ષમાં પ્રથમ દિવસેજ નિશીથકાળે આઠમ, અને બીજે દિવસેજ નિશીથવિના અન્યત્ર જયંતી નામનો યોગ હોય તો, બન્ને વ્રત નિત્ય છે અને ન કરવાથી દોષ થાયછે માટે તે વર્ષે બન્ને ઉપવાસ કરવા. "જયંતીમાં જન્માષ્ટમી અંતર્ગત થાયછે," એ વચન મૂર્ખને ભૂલ ખવરાવવામાટે છે, એ રીતે પ્રતિપાદન કરેલું છે. મને તો, કૌસ્તુભાદિ નવીન ગ્રંથોમાં ગ્રહણ કરેલા માધવમત પ્રમાણે જયંતીનો અંતર્ભાવ કરી જન્માષ્ટમીનુંજ વ્રત કરવું, એજ યોગ્ય ભાસેછે. એ વ્રતમાં બુધવાર અથવા સોમવારનો યોગ આવે તો ઉત્તમપણું બતાવનારો છે, પણ રોહિણીયોગનીપેઠે નિર્ણય કરવાયોગ્ય નથી.

**अथद्वितीयदिनेभोजनरूपंपारणंव्रतांगंविहितंतत्कालोनिर्णीयते केवलतिथ्युपवासेतिथ्यंतेनक्षत्रयुक्ततिथ्युपवासेउभयांतेपारणंकार्यं यदितिथिनक्षत्रयोरेकतरांतोर्दिनेलभ्यतेउभयांतस्तुरात्रौतदादिवैवान्यतरांतेपारणं यदादिवानैकस्याप्यंतस्तदानिशीथादर्वागन्यतरांतेउभयांतेवापारणं यदातुनिशीथाव्यवहितपूर्वक्षणेएकतरांतउभयांतोवातदानिशीथेपिपारणंकार्यं भोजनासंभवेपारणासंपत्त्यर्थंफलरवाहारोविधेयः केचित्तूक्तविषयेनिशीथेपारणंनकार्यंकिं**

तूपवासान्तृतीयेन्हिदिवाकार्यमित्याहुस्तन्नयुक्तं अशक्तस्तुएकतरांताभावेपिउत्सवांतेप्रातरे वदेवपूजाविसर्जनादिकृत्वापारणंकुर्यात् ॥

હવે બીજે દિવસે ભોજનરૂપ પારણા વ્રતનું અંગ કહેલું છે માટે તેના કાળનો નિર્ણય કેહેછે;—કેવળ તિથિનો ઉપવાસ હોય તો તિથીને અંતે, નક્ષત્રયુક્ત તિથીનો ઉપવાસ હોય તો બન્નેને અંતે પારણા કરવી. જો તિથિ અને નક્ષત્ર બેમાંથી એકનો અંત દિવસનો મળે અને બન્નેનો અંત તો રાત્રિનો મળે ત્યારે દિવસનુંજ એકને અંતે પારણ કરવું. જો દિવસમાં બન્નેમાંથી એકનો પણ અંત ન મળે ત્યારે અર્ધરાત્રિથી પ્રથમ એકને અંતે અથવા બન્નેને અંતે પારણા કરવી. જ્યારે મધ્યરાત્રિથયા પ્હેલાં મધ્યરાત્રિની સમીપે એકનો અથવા બન્નેનો અંત થાય ત્યારે મધ્યરાત્રિને સમયે પણ પારણા કરવી. ભોજનનો સંભવ ન હોય તો પારણા થવામાટે ફળાદિક ભોજન કરવું. કોઇ ગ્રંથકાર તો, પ્રથમ કહેલા સમયે અર્ધરાત્રિએ પારણા ન કરવી ત્યારે ઉપવાસથી ત્રીજે દિવસે દિવસની પારણા કરવી, એમ કેહેછે, તે યુક્ત નથી. અશક્ત હોય તેણે તો, એકનો અંત ન હોય તો પણ ઉત્સવને અંતે પ્રાતઃકાળેજ દેવપૂજા, વિસર્જન, ઇત્યાદિક કરી પારણા કરવી.

अथसंक्षेपेणव्रतविधिः प्रातःकृतनित्यक्रियःप्राङ्मुखोदेशादिसंकीर्त्यैनत्तत्कालेसप्तम्यादिसत्त्वेपिप्रधानभूतामष्टमीमेवसंकीर्त्य श्रीकृष्णप्रीत्यर्थंजन्माष्टमीव्रतंकरिष्येजयंतीयोगसत्त्वेजन्माष्टमीव्रतंजयंतीव्रतंचतंत्रेणकरिष्येइतिसंकल्पयेत् ताम्रपात्रेजलंगृहीत्वा वासुदेवं समुद्दिश्यसर्वपापप्रशांतये उपवासंकरिष्यामिकृष्णाष्टम्यांनभस्यहं अशक्तौ फलानिभक्षयिष्यामीत्यादूहः आजन्ममरणंयावद्यन्मयादुष्कृतंकृतं तत्प्रणाशयगोविंदप्रसीदपुरुषोत्तमेति पात्रस्थंजलंक्षिपेत् ततःसुवर्णरजतादिमय्योमृन्मय्योवाभित्तिलिखितावाप्रतिमायथाकुलाचारंकार्याः तायथापर्यंकेप्रसुप्तदेवक्याःस्तनंपिबंतींश्रीकृष्णप्रतिमांनिधायजयंतीसत्त्वेत्वन्यदेवक्याउत्संगेद्वितीयांश्रीकृष्णमूर्तिंनिधायपर्यंकस्थदेवकीचरणसंवाहनपरां लक्ष्मींनिधाय भित्त्यादौखड्गधरंवसुदेवं नंदगोपीगोपान्लिखित्वाप्रदेशांतरेमंचकेप्रसूतकन्ययासहयशोदाप्रतिमां पीठांतरेवसुदेवदेवकीनंदयशोदाश्रीकृष्णरामचंडिकाइतिसप्तप्रतिमाः स्थापयेत् एतावत्प्रतिमाकरणाशक्तौवसुदेवादिचंडिकांताः सप्तवायथाचारंयथाशक्तिवाकृत्वाअन्याःसर्वायथासंध्यायेदितिभाति निशीथासन्नप्राक्कालेस्नात्वाश्रीकृष्णप्रीत्यर्थंसपरिवारश्रीकृष्णपूजांकरिष्यइतिसंकल्प्यन्यासान्शंखादिपूजांतंनित्यवत्कृत्वा पर्यंकस्थांकिन्नराद्यैर्युतांध्यायेत्सुदेवकीं श्रीकृष्णंबालकंध्यायेत्पर्यंकेस्तनपायिनं श्रीवत्सवक्षसंशांतंनीलोत्पलदलच्छविं संवाहयंतींदेवक्याः पादौध्यायेच्चतांश्रियं एवंध्यात्वादेवक्यैनमःइतिदेवकीमावाह्यमूलमंत्रेणपुरुषसूक्तऋचावा श्रीकृष्णायनमःश्रीकृष्णमावाहयामीतिआवाह्य लक्ष्मींचावाह्यदेवक्यैवसुदेवाययशोदायैनंदायकृष्णायरामायचंडिकायैइतिनाम्नावाह्यलिखितादिदेवताःसकलपरिवारदेवताभ्योनमइत्यावाह्य मूलमंत्रेणसूक्तऋचावाअन्नावाहितदेवक्यादिपरिवारदेवतासहितश्रीकृष्णायनमइत्यासनपाद्यार्घ्याचमनीयाभ्यंगस्नानानिदत्वा पंचामृतस्नानांतेचंदनेनानुलेपयेत् शुद्धोदकाभिषेकांतेवस्त्रयज्ञोपवीतगंधपुष्पाणिधूपदीपौच विश्वेश्वरायवि

श्वायतथाविश्वोद्भवायच विश्वस्यपतयेतुभ्यंगोविंदायनमोनमः यज्ञेश्वरायदेवायतथायज्ञो द्भवायच यज्ञानांपतयेनाथगोविंदायनमोनमइतिमंत्राभ्यांमूलमंत्रादिसमु तताभ्यांदद्यात् जगन्नाथनमस्तुभ्यंसंसारभयनाशन जगदीश्वरायदेवायभूतानांपतयेनमइतिनैवेद्यं मूलमं त्रादिकंसर्वत्रयोज्यं तांबूलादिनमस्कारप्रदक्षिणापुष्पांजल्यंतंकार्यं अथवोद्यापनप्रकरणो क्तविधिनापूजा सायथा उक्तप्रकारेणध्यानावाहनेकृत्वा देवाब्रह्मादयोयेनस्वरूपंनविदुस्त व अतस्त्वांपूजयिष्यामिमातुरुत्संगवासिनं पुरुषएवेदमासनं अवतारसहस्राणिकरोषिमधु सूदन नतेसंख्यावताराणांकश्चिज्जानातितत्त्वतः एतावानस्येतिपाद्यं जातःकंसवधार्थाय भूभारोत्तारणायच देवानांचहितार्थायधर्मसंस्थापनायच कौरवाणांविनाशायपांडवानांहि तायच गृहाणार्घ्यमयादत्तंदेवक्यासहितोहरे त्रिपाद्० अर्घ्यं सुरासुरनरेशायक्षीराब्धिश यनायच कृष्णायवासुदेवायददाम्याचमनंशुभं तस्मा० आचमनीयं नारायणनमस्तेस्तु नरकार्णवतारक गंगोदकंसमानीतंस्नानार्थंप्रतिगृह्यतां यत्पुरुषे० स्नानं पयोदधिघृतक्षौद्रश र्करास्नानमुत्तमं तृप्त्यर्थंदेवदेवेशगृह्यतांदेवकीसुतेतिपंचामृतं शुद्धोदकस्नानमाचमनं क्षौ मंचपट्टसूत्राढ्यंमयानीतांशुकंशुभं गृह्यतांदेवदेवेशमयादत्तंसुरोत्तम तंयज्ञं० वस्त्रं नमः कृष्णायदेवायशंखचक्रधरायच ब्रह्मसूत्रंजगन्नाथगृहाणपरमेश्वर तस्माद्यज्ञा० यज्ञोपवीतं नानागंधसमायुक्तंचंदनंचारुचर्चितं कुंकुमाक्ताक्षतैर्युक्तंगृह्यतांपरमेश्वर तस्माद्यज्ञा० गंधं पुष्पाणियानिदिव्यानिपारिजातोद्भवानिच मालतीकेसरादीनिपूजार्थंप्रतिगृह्यतां त स्माद्० पुष्पाणि अथांगपूजा श्रीकृष्णायनमः पादौपूजयामि संकर्षणायनमःगुल्फौ० कालात्मनेन० जानुनीपू० विश्वकर्मणेन० जंघेपू० विश्वनेत्राय० कटीपू० विश्वकर्त्रेन० मेढ्रंपू० पद्मनाभायनमः नाभिंपू० परमात्मनेन० हृदयंपू० श्रीकंठायन० कंठंपू० सर्वा स्त्रधारिणेन० बाहूपू० वाचस्पतयेन० मुखंपू० केशवायन० ललाटंपू० सर्वात्मनेन० शिरःपू० विश्वरूपिणेनारायणायनमःसर्वांगंपूजयामि वनस्पतिरसो० यत्पुरुषं० धूपं० त्वं ज्योतिःसर्वदेवानांतेजस्त्वंतेजसांपरं आत्मज्योतिर्नमस्तुभ्यंदीपोयंप्रतिगृह्यतां ब्राह्मणो० दीपं० नानागंधसमायुक्तंभक्ष्यभोज्यंचतुर्विधं नैवेद्यार्थंमयादत्तंगृहाणपरमेश्वर चंद्र० नैवेद्यं आचमनंकरोद्वर्तनं तांबूलंचसकर्पूरंपूगीफलसमन्वितं मुखवासकरंरम्यंप्रीतिदंप्रतिगृ ह्यतां सौवर्णराजतंताम्रंनानारत्नसमन्वितं कर्मसाद्गुण्यसिद्ध्यर्थंदक्षिणांप्रतिगृह्यतां रंभाफलं नारिकेलंतथैवाम्रफलानिच पूजितोसिसुरश्रेष्ठगृह्यतांकंससूदन नाभ्याआ० नीराजनं० यानिका० सप्तास्या० प्रदक्षिणां यज्ञेनेत्यादिवेदमंत्रैः पुष्पांजलिं नमस्कारान् अपराधस० पूजांनिवेदयेत् सर्वोपचारपूजनसमाप्तौद्वादशांगुलविस्तारंरौप्यमयंस्थंडिलादिलिखितंवा रोहिणीयुतंचंद्रं सोमेश्वरायसोमायतथासोमोद्भवायच सोमस्यपतयेनित्यंतुभ्यंसोमायवैन मइतिसंपूज्यसपुष्पकुशचंदनंतोयंशंखेनादाय क्षीरोदार्णवसंभूतअत्रिगोत्रसमुद्भव गृहाणा र्घ्यंशशांकेशरोहिणीसहितोमम ज्योत्स्नापतेनमस्तुभ्यंज्योतिषांपतयेनमः नमस्तेरोहिणीकां तअर्घ्यंनःप्रतिगृह्यतां इतिमंत्राभ्यांचंद्रायार्घ्यंदद्यात् ततःश्रीकृष्णायार्घ्यंदद्यात् तत्रमंत्रः जातःकंसवधार्थायभूभारोत्तारणायच पांडवानांहितार्थायधर्मसंस्थापनायच कौरवाणांवि नाशायदैत्यानांनिधनायच गृहाणार्घ्यमयादत्तंदेवक्यासहितोहरेइति ततःप्रार्थयेत् त्राहिमां सर्वलोकेशहरेसंसारसागरात् त्राहिमांसर्वपापघ्नदुःखशोकार्णवात्प्रभो सर्वलोकेश्वरत्राहि

**पतितंमांभवार्णवे त्राहिमांसर्वदुःखमरोमशोकार्णवाद्धरे दुर्गतांत्रायसेविष्णोयेस्मरंतिसकृत्सकृत् त्राहिमांदेवदेवेशत्वत्तोनान्योस्तिरक्षिता यद्वाकिंचनकौमारेयौवनेयच्चवार्धके तत्पुण्यंवृद्धिमाप्यातुपापंदहहलायुधेति ॥**

## હવે સંક્ષેપેકરી વ્રતનો વિધિ કેહેછે.

પ્રાતઃકાળે સ્નાન સંધ્યા આદિ નિત્યકર્મ કરી પૂર્વ દિશા સામે બેસી દેશ, કાળ ઇત્યાદિ ઉચ્ચાર કરી તે તે સમયે સાતમ આદિ તિથિ હોય તો પણ મુખ્ય અષ્ટમીનોજ ઉચ્ચાર કરી, "**श्रीकृष्णप्रीत्यर्थं जन्माष्टमीव्रतं करिष्ये.**" જયંતીનો યોગ હોય તો, "**जन्माष्टमीव्रतं जयंतीव्रतं च तंत्रेण करिष्ये,**" એવો સંકલ્પ કરવો. ત્રાંબાનાં પાત્રમાં જલ લઈ, "**वासुदेवं समुद्दिश्य, सर्वपापप्रशांतये ॥ उपवासं करिष्यामि, कृष्णाष्टम्यां नभस्यहं,**" અશક્તિ હોય તો "**फलानि भक्षयिष्यामि,**" ઇત્યાદિક ઉચ્ચાર કરવો. "**आजन्ममरणं याव, द्यन्मया दुष्कृतं कृतं ॥ तत्प्रणाशाय गोविंद, प्रसीद पुरुषोत्तम,**" એ બન્ને મંત્રનો ઉચ્ચાર કરી પાત્રનું જલ પૃથ્વી ઉપરે છોડવું. પછી સોનાની, રૂપાની, માટીની, અથવા ભીતઉપરે ચીતરેલી જેવો કુલાચાર હોય તે પ્રમાણે મૂર્ત્તિ કરવી. તે આ પ્રમાણે,—પલંગ ઉપરે સુતેલી દેવકીનાં સ્તનનું પાન કરતી એવી શ્રીકૃષ્ણની પ્રતિમા કરવી. જયંતી હોય તો બીજી દેવકીના ખોળામાં બેઠેલી એવી બીજી શ્રીકૃષ્ણ મૂર્ત્તિ કરવી. પલંગ ઉપરે બેઠેલી દેવકીની સેવા કરતી એવી લક્ષ્મીની મૂર્ત્તિ રાખવી. ભીત ઇત્યાદિક ઉપરે ખડ્ગધારી એવા વસુદેવ, નંદ, ગોપ અને ગોપી ઇત્યાદિક મૂર્ત્તિ લખી બીજે ઠેકાણે પલંગ ઉપરે જન્મ પામેલી કન્યાસહિત યશોદાનિ મૂર્ત્તિ સ્થાપવી. પછી બીજી ચોકી ઉપરે વસુદેવ, દેવકી, નંદ, યશોદા, શ્રીકૃષ્ણ, રામ, ચંડિકા, એ સાત મૂર્ત્તિનું સ્થાપન કરવું. એટલી મૂર્ત્તિ કરવાને અશક્ત હોય તો વસુદેવથી તે ચંડિકા લગી સાત, અથવા જેવો આચાર, અથવા જેવી શક્તિ હોય તે પ્રમાણે કરી બાકીની સર્વ પ્રતિમાનું યોગ્ય રીતે ધ્યાન કરવું, એમ મને ભાસેછે. અર્ધરાત્રિથી પ્રથમ સ્નાન કરી "**श्रीकृष्णप्रीत्यर्थं सपरिवारश्रीकृष्णपूजांकरिष्ये,**" એ રીતે સંકલ્પ કરી ન્યાસ, અને શંખ ઇત્યાદિકની પૂજા નિત્યની પેઠે કરી દેવતાઓનું ધ્યાન કરવું. તેનો વિધિ—"**पर्यंकस्थां किन्नराद्यै, र्युतां ध्यायेत्तु देवकीं॥श्रीकृष्णं बालकं ध्याये, त्पर्यंके स्तनपायिनं॥ श्रीवत्सवक्षसं शांतं, नीलोत्पलदलच्छविं ॥ संवाहयंतीं देवक्याः, पादौ ध्यायेच्च तां श्रियं**" એ રીતે ધ્યાન કરી "**देवक्यै नमः**" એ નામમંત્રવડે દેવકીનું આવાહન કરી મૂળમંત્રવડે અથવા પુરૂષસૂક્તના મંત્રવડે "**श्रीकृष्णायनमः श्रीकृष्णं आवाहयामि,**" એ રીતે શ્રીકૃષ્ણનું આવાહન કરી અને લક્ષ્મીનું પણ આવાહન કરી "**देवक्यै वसुदेवाय यशोदायै नंदाय कृष्णाय रामाय चंडिकायै,**" એ નામમંત્રોવડે આવાહન કરવું. પછી લખેલા દેવતાઓનું "**सकलपरिवारदेवताभ्यो नमः**" એ રીતે આવાહન કરી મૂળમંત્રવડે અથવા પુરૂષ સૂક્તના મંત્રવડે "**अत्रावाहितदेवक्यादिपरिवारसहितश्रीकृष्णाय नमः**" એ રીતે કહી આસન, પાદ્ય, અર્ઘ્ય, આચમનીય, અભ્યંગ (અવટન) સ્નાન એ અર્પણ કરી પંચામૃતસ્નાન

કરાવી ચંદન ધરાવવું. પછી શુદ્ધ જલથી અભિષેક કરી વસ્ત્ર, યજ્ઞોપવીત, ગંધ, પુષ્પ, ધૂપ, દીપ એ ઉપચાર અર્પણ કરવા. તેના મંત્ર—"विश्वेश्वराय विश्वाय, तथा विश्वोद्भवायच ॥ विश्वस्य पतये तुभ्यं, गोविंदाय नमोनमः ॥ यज्ञेश्वराय देवाय, तथा यज्ञोद्भवायच ॥ यज्ञानां पतये नाथ, गोविंदाय नमोनमः" મૂળમંત્રયુક્ત એ બે મંત્રવડે વસ્ત્રાદિક ઉપચાર અર્પણ કરવા. "जगन्नाथ नमस्तुभ्यं, संसारभयनाशन ॥ जगदीश्वराय देवाय, भूतानां पतये नमः" એ મંત્રવડે નૈવેદ્ય દેવું. મૂળમંત્રાદિક સર્વે ઠેકાણે જોડવા. તાંબૂલ આદિ દઈ નમસ્કાર, પ્રદક્ષિણા, અને પુષ્પાંજલિ પર્યંત પૂજા કરવી. અથવા ઉદ્યાપન પ્રકરણમાં કહેલા વિધિપ્રમાણે પૂજા કરવી. તે આ પ્રમાણે—પ્રથમ કહ્યાપ્રમાણે ધ્યાન, તથા આવાહન, કરી આગળ કેહેવાયછે એ પ્રમાણે પૂજા કરવી. પૂજા,—" देवा ब्रह्मादयो येन, स्वरूपं न विदुस्तत्व ॥ अतस्त्वां पूजयिष्यामि, मातुरुत्संगवासिनं ॥ पुरुष एवेदमासनं ॥ अवतारसहस्राणि, करोषि मधुसूदन ॥ न ते संख्यावताराणां, कश्चिज्जानाति तत्त्वतः ॥ एतावानस्येतिपाद्यं ॥ जातः कंसवधार्थाय, भूभारोत्तारणाय च ॥ देवानां च हितार्थाय, धर्मसंस्थापनाय च ॥ कौरवाणां विनाशाय, पांडवानां हिताय च ॥ गृहाणार्घ्यं मया दत्तं, देवक्या सहितो हरे ॥ त्रिपादू० अर्घ्यं ॥ सुरासुरनरेशाय, क्षीराब्धिशयनाय च ॥ कृष्णाय वासुदेवाय, ददाम्याचमनं शुभं ॥ तस्मा० आचमनीयं ॥ नारायण नमस्तेस्तु, नरकार्णवतारक ॥ गंगोदकं समानीतं, स्नानार्थं प्रतिगृह्यतां ॥ यत्पुरुषे० स्नानं ॥ पयोदधिघृतक्षौद्रशर्करास्नानमुत्तमं ॥ तुष्ट्यर्थं देवदेवेश, गृह्यतां देवकीसुत ॥ पंचामृतं ॥ शुद्धोदकस्नानमाचमनं ॥ क्षौमं च पट्टसूत्राद्यं, मयानीतांशुकं शुभं ॥ गृह्यतां देवदेवेश, मया दत्तं सुरोत्तम ॥ तंयज्ञं० वस्त्रं ॥ नमः कृष्णाय देवाय, शंखचक्रधराय च ॥ ब्रह्मसूत्रं जगन्नाथ, गृहाण परमेश्वर ॥ तस्माद्यज्ञा० यज्ञोपवीतं ॥ नानागंधसमायुक्तं, चंदनं चारुचर्चितं ॥ कुंकुमाक्ताक्षतैर्युक्तं, गृह्यतां परमेश्वर ॥ तस्माद्यज्ञा० गंधं० ॥ पुष्पाणि यानि दिव्यानि, पारिजातोद्भवानिच ॥ मालतीकेसरादीनि, पूजार्थं प्रतिगृह्यतां ॥ तस्माद० पुष्पाणि ॥ अथांगपूजा ॥ श्रीकृष्णाय नमः पादौ पूजयामि ॥ संकर्षणाय नमः गुल्फौ०, कालात्मने नमः जानुनीपू०, विश्वकर्मणेन० जंघेपू०, विश्वनेत्रायन० कटीपू०, विश्वकर्त्रे० मेढ्रंपू०, पद्मनाभायन० नाभिंपू०, परमात्मनेन० हृदयंपू०, श्रीकंठायन० कंठंपू०; सर्वास्त्रधारिणेन० बाहूपू०, वाचस्पतयेन० मुखंपू०, केशवायन० ललाटंपू०, सर्वात्मनेन० शिरःपू०, विश्वरूपिणे नारायणायन० सर्वांगं पूजयामि ॥ वनस्पतिरसो० यत्पुरुषं० धूपं०॥त्वं ज्योतिः सर्वदेवानां, तेजस्त्वं तेजसां परं ॥ आत्मज्योतिर्नमस्तुभ्यं, दीपोयं प्रतिगृह्यतां ॥ ब्राह्मणो० दीपं० ॥ नानागंधसमायुक्तं, भक्ष्यभोज्यं चतुर्विधं ॥ नैवेद्यार्थं मया दत्तं, गृहाण परमेश्वर ॥ चंद्रमा० नैवेद्यं० ॥ आचमनं ॥ करोद्वर्तनं ॥ तांबूलं च सकर्पूरं, पूगीफलसमन्वितं ॥ मुखवासकरं रम्यं, प्रीतिदं प्रतिगृह्यतां ॥ तांबूलं ॥ सौवर्णं राजतं ताम्रं, नानारत्नसमन्वितं ॥ कर्मसाद्गुण्यसिद्ध्यर्थं, दक्षिणां प्रतिगृह्यतां ॥ दक्षिणां ॥ रंभाफलं नारिकेलं, तथैवाम्रफलानि च ॥ पूजितोसि सुरश्रेष्ठ, गृह्यतां कंससूदन ॥ फलानि ॥ नाभ्याआसी० नीराजनं० ॥ यानिकानि० सप्तास्या० प्रदक्षिणां० ॥ यज्ञेन०

इत्यादि वेदमंत्रैः पुष्पांजलिं ॥ नमस्कारान् ॥ अपराधस० पूजां निवेदयेत् " એ રીતે સર્વે ઉપચારવડે પૂજાસમાપ્તિ કરીને પછી બાર અંગુલ વિસ્તારવાળું, રૂપાનું અથવા સ્થંડિલ ઇત્યાદિ ઉપરે લખેલું એવું રોહિણીસહિત ચંદ્રબિંબ કરી, " सोमेश्वराय सोमाय, तथा सोमोद्भवाय च ॥ सोमस्य पतये नित्यं, तुभ्यं सोमाय वै नमः " એ મંત્રવડે પૂજા કરવી. પછી પુષ્પ, કુશ, અને ચંદનસહિત જલ શંખમાં લઈ, " क्षीरोदार्णवसंभूत, अत्रिगोत्रसमुद्भव ॥ गृहाणार्घ्यं शशांकेश, रोहिणीसहितो मम ॥ ज्योत्स्नापते नमस्तुभ्यं, ज्योतिषां पतये नमः ॥ नमस्ते रोहिणीकांत, अर्घ्यं नः प्रतिगृह्यतां," એ બે મંત્રવડે ચંદ્રને અર્ઘ્ય દેવો. પછી શ્રીકૃષ્ણને અર્ઘ્ય દેવો. તેનો મંત્ર—" जातः कंसवधार्थाय, भूभारोत्तारणाय च ॥ पांडवानां हितार्थाय, धर्मसंस्थापनाय च ॥ कौरवाणां विनाशाय, दैत्यानां निधनाय च ॥ गृहाणार्घ्यं मया दत्तं, देवक्यासहितो हरे," એ રીતે અર્ઘ્ય દઇ પ્રાર્થના કરવી. પ્રાર્થનાનો મંત્ર—" त्राहि मां सर्वलोकेश, हरे संसारसागरात् ॥ त्राहि मां सर्वपापघ्न, दुःखशोकार्णवात्प्रभो ॥ सर्वलोकेश्वर त्राहि, पतितं मां भवार्णवे ॥ त्राहि मां सर्वदुःखघ्न, रोगशोकार्णवाद्धरे ॥ दुर्गमांस्त्रायसे विष्णो, ये स्मरंति सकृत् सकृत् ॥ त्राहि मां देवदेवेश, त्वत्तो नान्योस्ति रक्षिता ॥ यद्वा क्वचन कौमारे, यौवने यच्च वार्द्धके ॥ तत्पुण्यं वृद्धिमायातु, पापं दह हलायुध " એ મંત્રોવડે પ્રાર્થના કરવી.

---

अथपूजानंतरंकृत्यंअग्निपुराणे इत्येवंपूजयित्वातुपुरुषसूक्तैःसवैष्णवैः॥ स्तुत्वावादित्रनिर्घोषैर्गीतवादित्रमंगलैः ॥ सुकथाभिर्विचित्राभिस्तथाप्रेक्षणकैरपि ॥ पूर्वेतिहासैःपौराणैःक्षिपेत्तांशर्वरींनृपेति अत्रकथासुवैचित्र्यंदेशभाषाकाव्यकृतं सूक्तानांप्रागुक्तेःपुराणकथानामंतेभिधानात् प्रेक्षणकानिनृत्यादीनि तथाचवैदिकसूक्तकरणकस्तुतिविशिष्टःपौराणेतिहासमिश्रितोगीतनृत्ययुतदेशभाषाकाव्यप्रमुखकथाकरणकोजागरोविप्रादिवर्णत्रयस्य विधीयते शूद्रादीन्प्रतिएताद्दशजागरस्यविधातुमयोग्यत्वात् वचनांतरेणतुसूक्तादिरहितगीतादिविशिष्टोवर्णचतुष्टयसाधारणोविधीयते गोकुलस्थजन्मलीलादिश्रवणोत्तरंवैष्णवैःपरस्परंदध्यादिभिः सेचनंकार्यं दधिक्षीरघृतांबुभिः आसिंचंतोविलिंपंतइत्यादिभागवतवचनेनतथाविधिकल्पनात् अयमुत्सवोधुनामहाराष्ट्रदेशेगोपालकालेतिव्यवह्रियतइतिमेभाति एतत्सर्वंकौस्तुभेश्रीमदनंतदेवैःस्पष्टीकृतमस्तीतिनमह्यमसूयाकार्या एताद्दशकथायुतोजागरोन्यत्ररामनवम्येकादश्याद्युत्सवेष्वप्यूह्यः पूजाजागरादिविशिष्टव्रतोत्सवसाम्यात् महाराष्ट्रीयेषुतथाचाराच्च भगवत्प्रेमादिभाग्यशालिनस्तुपर्वणिस्युरुतान्वहमितिन्यायेनप्रत्यहमेवोक्तविधिकथोत्सवंकुर्वंतीतिभाति ॥

## હવે પૂજા થયા પછી જે કરવું તે કેહેછે.

અગ્નિપુરાણમાં—" એ પ્રમાણે પૂજા કરી પુરૂષસૂક્ત અને વિષ્ણુસૂક્તવડે સ્તુતિ કરી પછી ગીત, વાદિત્ર, મંગળ, વિચિત્ર પ્રકારની સુંદર કથા, નાચ આદિ, અને પ્રાચીન પુરાણોમાંનાં ઇતિહાસોનું શ્રવણ, ઇત્યાદિક કરી રાત્રિએ જાગરણ કરવું."

ઇહિાં પ્રથમ સૂક્ત કહી પછી પુરાણ કથા કહીછે માટે કથામાં વિચિત્રપણું દેશભાષામાં રચાયલાં કાવ્ય આદિકોએ કરેલું જાણવું. તેમ છતાં વેદના મંત્રોવડે સ્તુતિયુક્ત; પુરાણસંબંધિ ઇતિહાસમિશ્રિત; અને ગીત, નૃત્યયુક્ત, દેશભાષાનાં કાવ્ય (પદ, અભંગ) ઈત્યાદિ કથા કરિજે જાગરણ કરવું તે બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્ય, એ ત્રણ વર્ણોએ કરવું, શૂદ્રાદિકોને એવાં જાગરણ કરવાની યોગ્યતા નથી માટે શૂદ્રાદિકોએ કરવું નહી. બીજાં પ્રમાણવચનોવડે તો વૈદિકમંત્રાદિકે રહિત, ગાયનાદિયુક્ત સાધારણ જાગરણ ચારે વર્ણોએ કરવું એવું વિધાન કરાયછે. ગોકુલમાંની જન્મલીલા ઇત્યાદિક શ્રવણ કીધા પછી "દહીં, દૂધ, ઘી, જલ આદિથી પરસ્પર સિંચતા અને લેપન કરતા" ઇત્યાદિ ભાગવતનાં વચનવડે એવો વિધિ પ્રાપ્ત થાયછે માટે વૈષ્ણવોએ પરસ્પર દહીં, દૂધ આદિક છાટવાં. આ ઉત્સવ હાલમાં મહારાષ્ટ્ર દેશમાં 'ગોપાલકાળા' એ નામથી ચાલતો છે એમ મને ભાસેછે. એ સઘળું કૌસ્તુભ ગ્રંથમાં શ્રીમાન્ અનંતદેવે સ્પષ્ટ કરેલું છે, માટે મને દોષ દેવો નહી. પૂજા, જાગરણ આદિ સહિત વ્રતના ઉત્સવ સર્વ સમાન છે માટે એવાં કથાયુક્ત જાગરણ એકાદશી, રામનવમી ઈત્યાદિક બીજા ઉત્સવોમાં પણ કરવાં. કારણ, મહારાષ્ટ્ર દેશની પ્રજામાં તેવો આચાર પણ છે, પ્રેમી ભગવદ્ભક્તો તો, "ઉત્સવો પર્વણીને દિવસે કરવા, અથવા નિત્ય કરવા" એ યુક્તિને આસરી પ્રથમ કહ્યાપ્રમાણે કથા જાગરણરૂપ ઉત્સવ નિત્ય કરેછે, એમ મને ભાસેછે.

---

ततोनवम्यांब्राह्मणान्भोजनदक्षिणादिभिःसंतोष्योक्तपारणानिर्णीतेकालेभोजनंकुर्यात् अस्यैवजयंतीव्रतस्यसंवत्सरसाध्यःप्रयोगः श्रावणकृष्णाष्टमीमारभ्यप्रतिमासंकृष्णाष्टम्यामुक्तविधिनापूजादिरूपःपुराणांतरेउक्तः अत्रोद्यापनविधिर्ग्रंथांतरेज्ञेयः ॥ इतिजन्माष्टमीनिर्णयः ॥

એ પ્રમાણે ઉત્સવ કરી નોમને દિવસે ભોજન, દક્ષિણાવડે બ્રાહ્મણોને સંતોષ કરી પ્રથમ નિર્ણય કરી કહેલા પારણાના સમયે ભોજન કરવું. એ જયંતીવ્રતનો, શ્રાવણ વિદ અષ્ટમીનો આરંભ કરી દરએક માસની વિદ આઠમને દિવસે પ્રથમ કહેલા વિધિવડે પૂજાદિક કરવી, એ રીતનો પ્રયોગ એક વર્ષમાં બની શકે એવો બીજાં પુરાણોમાં કહ્યોછે. એ વ્રતનો ઉદ્યાપનવિધિ બીજા ગ્રંથમાં જોઈ લેવો. એ જન્માષ્ટમીનો નિર્ણય સંપૂર્ણ થયો.

---

नभोमासस्यदर्शेतुशुचिर्दर्भान्समाहरेत् अयातयामास्तेदर्भाविनियोज्याःपुनःपुनः केचिद्ब्राह्मामायांदर्भग्रहणमाहुः कुशाःकाशायवादूर्वाउशीराश्चसकुंदकाः गोधूमाव्रीहयोमौंजादशदर्भाःसबल्वजाः विरिंचिनासहोत्पन्नपरमेष्ठिनिसर्गज नुदसर्वाणिपापानिदर्भस्वस्तिकरोभव एवंमंत्रंसमुच्चार्यततःपूर्वोत्तरामुखः हुंफट्कारेणमंत्रेणसकृच्छित्वासमुद्धरेत् चतुर्भिर्दर्भैर्विप्रस्यपवित्रं क्षत्रियादेरेकैकन्यूनं सर्वेषांवाभवेद्द्वाभ्यांपवित्रंग्रंथितंनवा ॥ इति श्रीमदनंतोपाध्यायसूनुकाशीनाथोपाध्यायविरचितेधर्मसिंधुसारे श्रावणमासनिर्णयोद्देशः

"પવિત્ર થઇ શ્રાવણની અમાસને દિવસે દર્ભ લાવવા. તે દર્ભ તાજા રેહેછે, અને બ્રહ્મકર્મમાં તેના તે દર્ભ ફરિ ફરિ લેવા." કોઇ ગ્રંથકાર, ભાદરવાની અમાસને દિવસે દર્ભ આણવાનું કેહેછે. "કુશ, કાશ, યવ, દુર્વા, વાળા, કુંદ, ગહું, ડાંગર, મુંજ, અને બલ્વજ (ટુંકો દર્ભ), એ દશ પ્રકારના દર્ભ જાણવા. દર્ભ લાવવાનો મંત્ર—
**"विरिंचिना सहोत्पन्न, परमेष्ठिनिसर्गज ॥ नुद सर्वाणि पापानि, दर्भ स्वस्तिकरो भव"**
એ મંત્ર બોલી પૂર્વ અથવા ઉત્તરની સામે ઉભી "**हुंफट्**" એ મંત્ર બોલી એકજ વારમાં દર્ભ તોડી લેવો. બ્રાહ્મણોએ ચાર દર્ભનું, ક્ષત્રિયોએ ત્રણ દર્ભનું, વૈશ્યોએ બે દર્ભનું એ રીતે પવિત્ર ધારણ કરવું. અથવા સઘળાઓએ બે બે દર્ભનું પવિત્ર ધારણ કરવું. પવિત્રને ગાંઠ દેવી તે વૈકલ્પિક છે. **ઇતિ શ્રીમદનંતોપાધ્યાયસૂનુ કાશીનાથોપાધ્યાયવિરચિતે ધર્મસિંધુસારે શ્રાવણમાસકૃત્યનિર્ણયોદ્દેશઃ સમાપ્તઃ ॥**

---

**अथभाद्रपदमासः ॥ तत्रकन्यासंक्रांतौपराःषोडशनाड्यःपुण्यकालः भाद्रपदमासेएकाहारव्रताद्धनारोग्यादिफलं अत्रमासेहृषीकेशप्रीत्यर्थंपायसगुडौदनलवणादेर्दानं भाद्रपदशुक्लतृतीयायांहरितालिकाव्रतं तत्रमुहूर्तमात्राततोन्यूनापिपराग्राह्या यदाक्षयवशात्परदिनेनास्तितदाद्वितीयायुतापिग्राह्या यदाशुद्धाधिकातदापूर्वदिनेषष्टिघटीमितामपित्यक्त्वापरदिनेस्वल्पापिचतुर्थीयुतैवग्राह्या गणयोगप्राशस्त्यात् अत्रव्रतेभवानीशिवयोः पूजनमुपवासश्चस्त्रीणांनित्यः तत्र मंदारमालाकुलितालकायैकपालमालांकितशेखराय दिव्यांबरायैचदिगंबरायनमःशिवायैचनमःशिवायइत्यादयःपूजामंत्राज्ञेयाः ॥**

## હવે ભાદરવામાસનાં કૃત્ય કેહેછે.

કન્યા સંક્રાંતિની પાછળની સોલ ઘડી પુણ્યકાળ. ભાદરવામાં એક અન્ન ખાવું, એ વ્રત કરવાથી ધન, આરોગ્ય ઇત્યાદિ ફળ મળેછે. એ માસમાં હૃષીકેશના સંતોષમાટે દૂધપાક, ગોળવાળા ભાત અને લૂણ ઇત્યાદિકનું દાન દેવું. ભાદરવા સુદ ત્રીજનું હરિતાલિકાવ્રત કરવું. એ હરિતાલિકાવ્રતમાટે ત્રીજ બીજે દિવસે બે ઘડી અથવા તે કરતાં કમતી હોય તો પણ બીજા દિવસની લેવી. જ્યારે ક્ષયને લીધે બીજે દિવસે ન હોય ત્યારે બીજયુક્ત પણ લેવી. જ્યારે શુદ્ધાધિકા (વૃદ્ધિયુક્ત) હોય ત્યારે પ્રથમ દિવસની સાઠ ઘડી પણ છોડી બીજે દિવસે થોડી હોય તો પણ ચોથયુક્ત ઉત્તમ કહીછે માટે ચોથયુક્તજ લેવી. એ વ્રતમાં સ્ત્રિયોએ ગૌરી અને શિવની પૂજા કરી ઉપવાસ કરવો. એ (હરિતાલિકાવ્રત)નો ઉપવાસ સ્ત્રિયોને નિત્ય છે. એ વ્રતમાં, "**मंदारमालाकुलितालकायै, कपालमालांकितशेखराय ॥ दिव्यांबरायै च दिगंबराय, नमः शिवायै च नमः शिवाय**" ઇત્યાદિક પૂજામંત્ર જાણવા.

---

**शुक्लचतुर्थ्यांसिद्धिविनायकव्रतं सामध्यान्हव्यापिनीग्राह्या दिनद्वयेसाकल्येनमध्यान्हेव्याप्तावव्याप्तौवापूर्वा दिनद्वयेसाम्येनवैषम्येणवैकदेशव्याप्तावपिपूर्वैव वैषम्येणव्याप्तावधिकव्यापिनीचेत्परेतिकेचित् पूर्वदिनेसर्वथामध्यान्हस्पर्शोनास्त्येव परादिनेएवमध्यान्हस्पर्शी**

नीतदैवपरा पूर्वदिनेएकदेशेनमध्यान्हव्यापिनीपरदिनेसंपूर्णमध्यान्हव्यापिनीतदापिपरैवएवं मासांतरेपिनिर्णयः इयंरविभौमवारयोगेप्रशस्ता ॥

ભાદરવા સુદ ચોથને દિવસે સિદ્ધિવિનાયકનું વ્રત કરવું. તે વ્રતમાટે ચોથ મધ્યાન્હકાળવ્યાપિની લેવી. બન્ને દિવસે સંપૂર્ણ મધ્યાન્હકાળવ્યાપ્તિ હોય અથવા બન્ને દિવસે મધ્યાન્હકાળવ્યાપ્તિ ન હોય તો, પ્રથમ દિવસની લેવી. બન્ને દિવસે સરખી એકદેશવ્યાપ્તિ અથવા ઓછી વધતી એકદેશવ્યાપ્તિ હોય તો પણ પ્રથમનીજ લેવી. ઓછી વધતી વ્યાપ્તિમાં અધિકવ્યાપ્તિ હોય તો બીજા દિવસની લેવી, એમ કોઈ ગ્રંથકાર કહેછે. પ્રથમ દિવસે સર્વથા મધ્યાન્હકાળે સ્પર્શ હોયજ નહી, અને બીજે દિવસેજ મધ્યાન્હકાળે સ્પર્શ કરનારી હોય તોજ બીજા દિવસની લેવી. પ્રથમ દિવસે એકદેશમાં મધ્યાન્હવ્યાપિની અને બીજે દિવસે સંપૂર્ણ મધ્યાન્હવ્યાપિની હોય ત્યારે પણ બીજા દિવસનીજ લેવી. એ રીતે બીજા માસોમાં પણ નિર્ણય જાણવો. એ ચોથને દિવસે રવિવાર અથવા મંગળવારનો યોગ હોય તો ઉત્તમ છે.

---

अत्रचतुर्थ्यांचंद्रदर्शनेमिथ्याभिदूषणदोषस्तेनचतुर्थ्यामुदितस्यपंचम्यांदर्शनेविनायकव्रतदिनेपिनदोषायपूर्वदिनेसायान्हमारभ्यप्रवृत्तायांचतुर्थ्यांविनायकव्रताभावेपिपूर्वेद्युरेवचंद्रदर्शनेदोषइतिसिध्यति चतुर्थ्यामुदितस्यनदर्शनमितिपक्षेतुअवशिष्टपंचषण्मुहूर्तमात्रचतुर्थीदिनेपिनिषेधापत्तिःइदानींलोकास्तुएकतरपक्षाश्रयेणविनायकव्रतदिनेएवचंद्रंनपश्यंतिन तूदयकालेदर्शनकालेवाचतुर्थीसत्त्वासत्त्वेनियमेनाश्रयंति दर्शनेजातेतद्दोषशांतये सिंहःप्रसेनमवधीत्सिंहोजांबवताहतः सुकुमारकमारोदीस्तवह्येषस्यमंतकः इतिश्लोकजपःकार्यः तत्रमृन्मयादिमूर्तौप्राणप्रतिष्ठापूर्वकंविनायकंषोडशोपचारैःसंपूज्यैकमोदकेननैवेद्यंदत्वासगंधाएकविंशतिदूर्वागृहीत्वा गणाधिपायोमापुत्रायाघनाशनायविनायकायेशपुत्रायसर्वसिद्धिदायैकदंतायेभवक्त्रायमूषकवाहनायकुमारगुरवेइति दशनामभिर्दूर्वयोर्द्वयंद्वयंसमर्प्यावशिष्टामेकांदूर्वांउक्तदशनामभिःसमर्पयेत् दशमोदकान्विप्रायदत्वादशस्वयंभुंजीतेतिसंक्षेपः ॥

આ ચોથને દિવસે ચંદ્રદર્શન થાય તો ખોટા દોષનો આરોપ થાયછે, પરંતુ ચોથમાં ઉદય થયેલા ચંદ્રનું પાંચમમાં દર્શન થાય અને તે દિવસે વિનાયકવ્રતનો દિવસ હોય તો પણ દોષ નથી. પ્રથમ દિવસે સાયાન્હકાળને આરંભ કરી રહેનારી ચોથમાં વિનાયકવ્રત ન હોય તો પણ પ્રથમ દિવસેજ ચંદ્રદર્શનમાટે દોષ છે એમ સિદ્ધ થાયછે. ચોથમાં ઉદય પામેલા ચંદ્રનું દર્શન કરવું નહી, એ પક્ષમાં તો બાકી રહેલી માત્ર દશ બાર ઘડી ચોથને દિવસે પણ ચંદ્રદર્શનનો નિષેધ પ્રાપ્ત થાયછે. હાલમાં લોક તો બન્નેમાંથી એક પક્ષનો સ્વીકાર કરી વિનાયકવ્રતને દિવસેજ ચંદ્રદર્શન કરતા નથી, પરંતુ ઉદય સમયે અથવા દર્શન સમયે ચોથ છે કે નથી એ જોઈ તે નિયમપ્રમાણે ચાલતા નથી. ચંદ્રદર્શન થયું હોય તો તે દોષની નિવૃત્તિ થવામાટે, **"सिंहः प्रसेनमवधीत्, सिंहो जांबवता हतः ॥ सुकुमारक मा रोदीः, स्तव ह्येष स्यमंतकः ॥"** એ મંત્રનો જપ કરવો. વિનાયકવ્રતમાં મૃત્તિકા આદિવડે વિનાયકની મૂર્ત્તિ કરી પ્રાણપ્રતિષ્ઠાપૂર્વક ષોડશોપચારવડે વિનાયકની પૂજા કરવી, અને એક મો-

દકનું નૈવેદ્ય દઈ પછી ચંદનસહિત એકવીસ દૂર્વા લઇને, "गणाधिपाय, उमापुत्राय, अघनाशनाय, विनायकाय, ईशपुत्राय, सर्वसिद्धिदाय, एकदंताय, इभवक्त्राय, मूषकवाहनाय, कुमारगुरुवे," આ દશ નામમાંનાં એક એક નામવડે બે બે દૂર્વા અર્પણ કરી બાકી રહેલી એક દૂર્વા દશ નામોનો ઉચ્ચાર કરી અર્પણ કરવા. દશ મોદક બ્રાહ્મણને દઇ દશ પોતે ભોજન કરવા, એ પ્રમાણે વ્રતનો સંક્ષેપ જાણવો.

भाद्रशुक्लपंचमीऋषिपंचमी सामध्यान्हव्यापिनीग्राह्या दिनद्वयेमध्यान्हव्याप्तौतदव्याप्तौचपूर्वैव अत्रऋषीन्पूजयित्वाकर्षणरहितभूमिजन्यशाकाहारंकुर्यात् शुक्लेभाद्रपदेषष्ठ्यांस्नानंभास्करपूजनं प्राशनंपंचगव्यस्यअश्वमेधफलाधिकं इयंसूर्यषष्ठीसप्तमीयुताग्राह्या अस्यामेवस्वामिकार्तिकेयदर्शनाद्ब्रह्महत्यादिपापनाशः भाद्रपदशुक्लाष्टमीदूर्वाष्टमीसापूर्वाग्राह्या इयंज्येष्ठामूलर्क्षयुतात्याज्या अलाभेतद्युक्तापिग्राह्या इदंदूर्वापूजनव्रतं कन्यार्केगस्त्योदयेचवर्ज्यं इदंस्त्रीणांनित्यं अत्रज्येष्ठादेवीपूजनव्रतंकेवलाष्टमीप्राधान्येनकेवलज्येष्ठानक्षत्रप्राधान्येनचोक्तं तत्रदाक्षिणात्याः केवलज्येष्ठानक्षत्रएवकुर्वंति तच्चानुराधायामावाहनंज्येष्ठायांपूजनंमूलेविसर्जनमितित्रिदिनंव्रतं अवाहनविसर्जनदिनयोःपूजनदिनानुरोधेननिर्णयः तत्रयदापूर्वेमध्यान्हमारभ्यप्रवृत्ताज्येष्ठाद्वितीयदिनेमध्यान्हेमध्यान्हात्पूर्ववासमाप्यतेतदापूर्वदिनेएवपूजनं यदापूर्वदिनेमध्यान्होत्तरंप्रवृत्तापरदिनेमध्यान्हेसमाप्तानदाष्टमीयोगवशेनपूर्वापरावाग्राह्या उभयत्राष्टमीयोगेपूर्वैव यदापूर्वत्रमध्यान्हमारभ्यमध्यान्होत्तरंवाप्रवृत्तापरदिनेमध्यान्होत्तरमपराण्हंस्पृशतितदाष्टमीयोगाभावेपिपरैव ॥

ભાદરવા સુદ પાંચમને ઋષિપંચમી કહેછે, તે મધ્યાન્હવ્યાપિની લેવી. બન્ને દિવસે મધ્યાન્હવ્યાપ્તિ હોય અથવા ન હોય તો પ્રથમ દિવસનીજ લેવી. એ ઋષિપંચમીને દિવસે ઋષિની પૂજા કરી ખેડવિનાની પૃથ્વીમાં પેદા થયેલાં શાકનો આહાર કરવો. "ભાદરવા સુદ છઠને દિવસે પ્રાતઃસ્નાન, સૂર્યપૂજા, અને પંચગવ્યનું ભક્ષણ એ કરવાથી અશ્વમેધનાં ફળ કરતાં અધિક ફળ મળેછે." એ સૂર્યષષ્ઠી કેહેવાયછે તે સાતમયુક્ત હોય તે લેવી. એજ છઠને દિવસે કાર્તિકસ્વામીનાં દર્શન કરવાથી બ્રહ્મહત્યાદિ પાપનો નાશ થાયછે. ભાદરવા સુદ આઠમ એ દૂર્વાષ્ટમી. એ પૂર્વ દિવસની હોય તે લેવી. એ આઠમ જ્યેષ્ઠા અથવા મૂળ નક્ષત્રયુક્ત હોય તો લેવી નહી. જ્યેષ્ઠા અને મૂળરહિત ન મળે તો તે સહિત પણ લેવી. આ દૂર્વાપૂજનવ્રત કન્યાગત સૂર્ય, તથા અગસ્ત્યનો ઉદય એમાં કરવું નહી, અને એ વ્રત સ્ત્રિયોને નિત્ય છે. એ આઠમને દિવસે જ્યેષ્ઠા દેવીનું પૂજનરૂપ વ્રત કરવું તે કેવળ આઠમનાં પ્રધાનપણાંથી અથવા કેવળ જ્યેષ્ઠા નક્ષત્રનાં પ્રધાનપણાંથી કરવું, તેમાં દક્ષિણ દેશના લોકો કેવળ જ્યેષ્ઠા નક્ષત્રમાંજ કરેછે. તે અનુરાધામાં આવાહન, જ્યેષ્ઠામાં પૂજન, અને મૂળમાં વિસર્જન, એ રીતે એ વ્રત ત્રણ દિવસનું છે. આવાહન અને વિસર્જનના દિનનો નિર્ણય, પૂજાદિવસના નિર્ણયને અનુસારે કરવો. તેમાં જ્યારે પ્રથમ દિવસે મધ્યાન્હકાળને આરંભી રેહેનારી જ્યેષ્ઠા અને બીજ

१ मैत्रशाक्रभमूलेषुज्येष्ठान्हार्चाविसर्जनं ॥ नकालनियमस्तत्रनचपातादिलक्षणं ॥

દિવસે મધ્યાન્હે અથવા મધ્યાન્હથી પ્રથમ સમાપ્ત થાય તો પ્રથમ દિવસેજ પૂજા કરવી. જ્યારે પ્રથમ દિવસે મધ્યાન્હ પછી જયેષ્ઠાનો આરંભ થઇ બીજે દિવસે મધ્યાન્હકાળે સમાપ્ત થાય ત્યારે આઠમનો યોગ હોય તેના આધારથી પ્રથમ દિવસની અથવા બીજા દિવસની લેવી. બન્ને દિવસે આઠમનો યોગ હોય તો પ્રથમ દિવસનીજ લેવી. જ્યારે પ્રથમ દિવસે મધ્યાન્હને આરંભી અથવા મધ્યાન્હપછી પ્રવૃત્ત થયેલી જયેષ્ઠા બીજે દિવસે મધ્યાન્હ પછી અપરાન્હકાળને સ્પર્શ કરે ત્યારે આઠમનો યોગ ન હોય તો પણ બીજા દિવસનીજ લેવી.

---

भाद्रपदशुक्लैकादश्यांद्वादश्यांवापारणोत्तरंविष्णुपरिवर्तनोत्सवः तत्रश्रुतेश्चमध्येपरिवर्तमेतीतिवचनान्त्रेधाविभक्तश्रवणमध्यभागयोगस्यैकादश्यांसत्त्वेतत्रैव द्वादश्यांसत्त्वेद्वादश्यामेवोभयत्रनक्षत्रयोगाभावेद्वादश्यामेवेत्यादिव्यवस्थाज्ञेया तत्रसंध्यायांविष्णुंसंपूज्यवासुदेवजगन्नाथप्राप्तेयंद्वादशीतव पार्श्वेनपरिवर्तस्वसुखंस्वपिहिमाधवेतिमंत्रेणप्रार्थयेत् ॥

ભાદરવા સુદ એકાદશીને દિવસે અથવા બારસને દિવસે પારણા થયા પછી વિષ્ણુનો પરિવર્તન ઉત્સવ કરવો. તેમાં, "શ્રવણ નક્ષત્રના મધ્યભાગમાં પરિવર્ત્ત (પાસું ફેરવવાનું) કરેછે," એવું વચન છે, માટે શ્રવણના ત્રણ ભાગ કરી તેના મધ્યમ ભાગનો યોગ એકાદશીને દિવસે હોય તો એકાદશીને દિવસે કરવો. બારસને દિવસે હોય તો બારસને દિવસે કરવો. બન્ને દિવસે નક્ષત્ર યોગ ન હોય તો બારસને દિવસેજ કરવો, ઈત્યાદિક વ્યવસ્થા જાણવી. તેમાં સંધ્યાસમયે વિષ્ણુની પૂજા કરી, "वासुदेव जगन्नाथ, प्राप्तेयं द्वादशी तव ॥ पार्श्वेन परिवर्तस्व, सुखं स्वपिहि माधव," એ મંત્રવડે પ્રાર્થના કરવી.

---

अथश्रवणद्वादशीव्रतं तत्रयत्रदिनेमुहूर्तमात्रादिःस्वल्पोपिद्वादश्याःश्रवणयोगस्तत्रोपोषणं उत्तराषाढाविद्धश्रवणनिषेधवाक्यानितुनिर्मूलानि यदापूर्वदिनेएकादशीविद्धाद्वादशीपरदिनेनुवर्ततेदिनद्वयेपिचश्रवणयोगस्तदापूर्वदिनेएकादशीद्वादशीश्रवणेतित्रितययोगरूपविष्णुशृंखलयोगात्पूर्वैवोपोष्या तत्रोदाहरणं एकादशी १८ उत्तराषाढा ६ द्वादशी २० श्रवण १२ यथावाएकादशी १८ उत्तराषाढा २५ द्वादशी २० श्रवण १८ अत्रद्वितीयोदाहरणेएकादश्याः श्रवणयोगाभावेपि श्रवणयुक्तद्वादशीस्पर्शमात्रेणविष्णुशृंखलंयोगः द्विविधोप्ययंयोगोदिवैवग्राह्योनरात्राविइतिपुरुषार्थचिंतामणौ रात्रावपिनिशीथोत्तरमपियोगोग्राह्यइतिनिर्णयसिंधुः रात्रेःप्रथमप्रहरपर्यंततिथ्योःश्रवणयोगोग्राह्योनद्वितीयप्रहरादावित्यपरे अत्रचरमपक्षएवयुक्तोभाति अत्रविष्णुशृंखलयोगेव्रतद्वयोपोषणंतंत्रेणैकादश्यामेवकृत्वाद्वादश्यांवक्ष्यमाणपारणानिर्णयानुसारेणपारणंकार्यं यदोक्तविष्णुशृंखलयोगोनास्तितदा यदिशुद्धाधिकाद्वादशीदिनद्वयेपिश्रवणयोगःपूर्वदिनेचोदयेश्रवणाभावस्तदोत्तरैवंग्राह्या यदोभयदिनेसूर्योदयेद्वादश्यांश्रवणयोगस्तदापूर्वैव विद्धाधिकायामपिपरत्रैवोदयेउदयोत्तरंवा श्रवणयोगेपरैवेतिनिर्विवादं उभयत्रश्रवणयोगेउक्तविधविष्णुशृंखलयोगेपूर्वाअन्यथापरैवे

---

१ एकादशीश्रवणद्वादशी व्रतद्वयं.

तिविवेयं एवंचत्रैकादशीश्रवणद्वादश्योर्नैरंतर्येणोपवासप्राप्तिस्तत्रशक्तेनोपवासद्वयंकार्यं व्रतद्वयस्यापिनित्यत्वात् व्रतद्वयस्यैकदैवतत्वान्नपारणलोपदोषः यस्तूपवासद्वयासमर्थएका दशीव्रतसंकल्पात्पूर्वंचनिजासामर्थ्यंनिश्चिनोतितेनैकादश्यांफलाद्याहारंकृत्वाद्वादश्यांनिरश नंकार्यं नचैकादशीव्रतलोपः उपोष्यद्वादशींपुण्यांविष्णुऋक्षेणसंयुतां एकादश्युद्भवंपुण्यंन रःप्राप्नोत्यसंशयमितिनारदोक्तेः श्रवणेनयुताचेत्स्यात्द्वादशीसाहिवैष्णवैःस्मार्तैश्चोपोषणी यास्यात्त्यजेदेकादशींतदाइतिमाधवोक्तेश्च अत्रैकादशीत्यागपदेनफलाहारोबोध्यतेनतुभो जनं यस्तूपवासद्वयशक्तिभ्रमेणकृतैकादशीव्रतसंकल्पःसंकल्पोत्तरंचद्वितीयोपवासासामर्थ्य मनुभवतितदातेनैकादश्यामुपोष्यद्वादश्यांविष्णुपूजनंकृत्वापारणंकार्यं अत्रव्रतांगपूजनंकृत्वो पवासासमर्थउपवासप्रतिनिधिरूपंविष्णुपूजनंकरिष्यइतिसंकल्प्य पुनःपूजनंकुर्यात् अत्रद्वा दश्यांश्रवणयोगाभावेएकादश्यांश्रवणयोगेतत्रैवश्रवणद्वादशीव्रतंकार्यं विद्धैकादश्यांश्रव णयोगेतुयेषांतत्रैकादशीव्रतप्राप्तिस्तेषांतंत्रेणोपवासद्वयसिद्धिः अन्येषांगृहीतश्रवणद्वादशी व्रतानामुपवासद्वयं तत्राशक्तानांतुपूर्वेन्हिफलाहारःपरेन्हिनिरशनमितिभाति ॥

## હવે શ્રવણદ્વાદશીનું વ્રત કેહેછે.

તેમાં જે દિવસે બે ઘડી આદિ થોડો પણ બારસ અને શ્રવણનો યોગ હોય તે દિવસે ઉપવાસ કરવો. ઉત્તરાષાઢાવડે વિદ્ધ એવાં શ્રવણના નિષેધનાં વાક્યો તો નિર્મૂળ છે. જ્યારે પૂર્વ દિવસે એકાદશીવડે વિદ્ધા એવી બારસ બીજે દિવસે શેષ હોય અને બન્ને દિવસે શ્રવણ યોગ હોય ત્યારે પ્રથમ દિવસે; એકાદશી, દ્વાદશી, અને શ્રવણ એ ત્રણના યોગનું **વિષ્ણુશૃંખલ યોગ** એવું નામ છે, તે યોગ છે માટે પ્રથમ દિવસેજ ઉપવાસ કરવો.—તેનું ઉદાહરણ;—એકાદશી ૧૮, ઉત્તરાષાઢા ૬, બારસ ૨૦, શ્રવણ ૧૨; અથવા બીજું ઉદાહરણ;—એકાદશી ૧૮, ઉત્તરાષાઢા ૨૫, બારસ ૨૦, શ્રવણ ૧૮, આ બીજાં ઉદાહરણમાં એકાદશીને શ્રવણનો યોગ નથી તો પણ શ્રવણયુક્ત બારસના સ્પર્શમાત્રથકીજ વિષ્ણુશૃંખલ યોગ થાયછે. આ બન્ને પ્રકારનો યોગ દિવસનો આવે તેજ ગ્રહણ કરવો, રાત્રિએ લેવો નહી, એમ પુરૂષાર્થચિંતામણીમાં છે. રાત્રિએ પણ અને મધ્યરાત્રપછી પણ યોગ લેવો, એમ નિર્ણયસિંધુમાં છે. રાત્રિના પ્રથમ પોહોર લગી બન્ને તિથિ જોડે શ્રવણનો યોગ હોય તો લેવો, બીજા ઈત્યાદિ પોહોરમાં હોય તો લેવો નહી, એ રીતે કેટલાએક કેહેછે. ઇહાં છેલો પક્ષજ યુક્ત છે એમ મને ભાસેછે. ઈહાં વિષ્ણુશૃંખલ યોગને દિવસે એકાદશી અને શ્રવણદ્વાદશી. એ બન્ને વ્રતના ઉપવાસ તંત્રથકી એકાદશીને દિવસેજ કરી બારસને દિવસે, આગળ કેહેવાસે જે પારણાનો નિર્ણય તેને અનુસારે પારણા કરવી. જ્યારે પ્રથમ કહેલો વિષ્ણુશૃંખલ યોગ ન હોય ત્યારે જો શુદ્ધાધિક બારસ થઇ બન્ને દિવસે શ્રવણ યોગ હોય અને પૂર્વ દિવસે ઉદયકાળે શ્રવણ ન હોય ત્યારે બીજા દિવસનીજ લેવી. જ્યારે બન્ને દિવસે સૂર્યોદયસમયે બારસમાં શ્રવણ યોગ હોય ત્યારે પૂર્વ દિવસનીજ લેવી. વિદ્ધાધિક બારસ હોય પણ બીજે દિવસેજ સૂર્યોદયકાળે અથવા ઉદયપછી શ્રવણ યોગ હોય તો બીજા દિવસનીજ લેવી, એ વિવાદરહિત છે. બન્ને

દિવસે શ્રવણયોગ હોય અને વિષ્ણુશૃંખલ યોગ હોય તો પૂર્વ દિવસની લેવી. તેમ ન હોય તો બીજા દિવસની લેવી, એમ જાણવું. એ રીતે જ્યારે એકાદશી અને શ્રવણ દ્વાદશી એ બન્નેના ઉપવાસ જોડાજોડ બે પ્રાપ્ત થાય ત્યારે બન્ને વ્રત નિત્ય છે માટે શક્તિમાન્ હોય તેણે બે ઉપવાસ કરવા. બન્ને વ્રતના એક દેવતા છે માટે પારણાના લોપનો દોષ નથી. બે ઉપવાસ કરવાને જે અશક્ત હોય તેણે તો એકાદશીવ્રતના સંકલ્પ કરવાથી પ્રથમજ પોતાની અશક્તિનો નિશ્ચય કરી એકાદશીને દિવસ ફળાદિકનો આહાર કરી બારસને દિવસે નિરશન (ઉપવાસ) કરવું. "શ્રવણ નક્ષત્રયુક્ત બારસને દિવસે જે મનુષ્ય ઉપવાસ કરેછે તેને એકાદશીસંબંધી પુણ્ય થાયછે. તેમાં સંશય નથી," એવું નારદજીનું વચન છે માટે એકાદશીનો લોપ થાતો નથી. અને "જો શ્રવણયુક્ત બારસ હોય તો તે દિવસે વૈષ્ણવ અને સ્માર્ત્ત એ સઘળાઓએ ઉપવાસ કરવો અને એકાદશીનો ત્યાગ કરવો," એવું માધવનું પણ વચન છે. એ માધવનાં વચનમાં 'એકાદશીનો ત્યાગ' એવું પદ છે તે ફળાહારનો બોધ કરેછે, ભોજનનો બોધ કરતું નથી. બન્ને ઉપવાસ કરવાની શક્તિ છે એ ભ્રમથી એકાદશીવ્રતનો સંકલ્પ કરે અને સંકલ્પ કીધા પછી બીજા ઉપવાસ કરવાની પોતામાં શક્તિ નથી એવો અનુભવ કરે ત્યારે તેણે એકાદશીને દિવસે ઉપવાસ કરી બારસને દિવસે વિષ્ણુપૂજન કરી પારણા કરવી. ઇહાં વ્રતનું અંગભૂત પૂજન કરી ઉપવાસમાટે અશક્ત હોય તેણે, "**उपवासप्रतिनिधिरूपं विष्णुपूजनं करिष्ये,**" એવો સંકલ્પ કરી બીજીવાર પૂજા કરવી. એ બારસને દિવસે શ્રવણનો યોગ ન હોય અને એકાદશીને દિવસે શ્રવણનો યોગ હોય તો એકાદશીને દિવસેજ શ્રવણદ્વાદશીનું વ્રત કરવું. વિદ્ધા એકાદશીને દિવસે શ્રવણયોગ હોય તો જેને તે દિવસે એકાદશીવ્રત આવે તેને તંત્રે કરી બે ઉપવાસની સિદ્ધિ થાયછે. શ્રવણદ્વાદશીવ્રત જેમણે ગ્રહણ કરેલું હોય તેમણે બે દિવસ ઉપવાસ કરવા. તેમાં બે ઉપવાસ કરવામાં અશક્ત હોય તેમણે પ્રથમ દિવસે ફળાહાર અને બીજે દિવસે ઉપવાસ કરવો એમ. મને ભાસેછે.

---

अथपारणा उभयांतेपारणंमुख्यःपक्षःअन्यतरांतेगौणःपक्षः तत्राविष्णुशृंखलाभावेत्रयोदश्यामुभयांतेपारणं विष्णुशृंखलयोगेतुपूर्वदिनेतंत्रेणकृतोपवासद्वयस्यपरदिनेश्रवणर्क्षात्द्वादश्याधिक्येश्रवणमतिक्रम्यद्वादश्यांपारणं यदिचद्वादश्यपेक्षयाश्रवणाधिक्यंपारणदिनेभवतितदाएकादशीव्रतपारणायांद्वादश्युल्लंघनेदोषोक्तेर्द्वादश्यामेवपारणं नत्वन्यतरांतापेक्षातत्र सतिसंभवे श्रवणमध्यभागंविंशत्यादिघटिकात्मकंत्यक्त्वापारणं यथैकादशी ३० उत्तराषाढा २९ द्वादशी २५ श्रवण २९ अत्रपूर्वेद्युस्तंत्रेणोपवासद्वयंकृत्वा परेन्हिश्रवणमध्यभागमवशिष्टंनवघटिकात्मकं त्यक्त्वा द्वादश्यांचरमेविंशतिघटिकारूपेश्रवणभागेपारणं एवमुक्तोदाहरणेएवएकादश्याःदशनाडिकात्वे द्वादश्याःअष्टनाडिकात्वे द्वादशीश्रवणयोः पंचदशचत्वारिंशन्नाडीत्वेवा श्रवणमध्यभागत्यागे द्वादश्युल्लंघनापत्तौसंगवकालंत्यक्त्वा मुहूर्तत्रयपर्यंतं सप्तममुहूर्तादौवाऋक्षमध्यभागेएवभोक्तव्यं अयंमध्यभागत्यागोभाद्रगत श्रवणद्वादशीव्रतएव नतुमाघफाल्गुनमासकृष्णपक्षगतश्रवणद्वादशीव्रतपारणायां मासां

तरगतश्रवणभागेविष्णुपरिवर्तनाभावात्येतुभाद्रेश्रवणमध्यवर्जनमात्रेणनिषेधचारितार्थ्यम न्यमानाविष्णुशृंखलयोगाभावेपि श्रवणमध्यमात्रंत्यक्त्वाभुंजतेतेनित्यश्रवणद्वादशीव्रतमा हात्म्यानभिज्ञाभ्रांताएव अयंसर्वोपिनिर्णयोमासांतरगतश्रवणद्वादशीव्रतेप्यूह्यः श्रवणद्वा दशीव्रतेनदीसंगमेस्नात्वाकलशेस्वर्णमयंजनार्दननामानंविष्णुंसंपूज्य वस्त्रयज्ञोपवीतोपानच्छ त्रादिसमर्प्योपोष्य पारणदिनेदध्योदनयुतंवस्त्रवेष्टितंजलपूर्णघटंछत्रादियुतांपूजितांसपरिवा रांतांप्रतिमांचदद्यात् तत्रमंत्रः नमोनमस्तेगोविंदबुधश्रवणसंज्ञक अघौघसंक्षयंकृत्वासर्व सौख्यप्रदोभवेति ॥

## હવે પારણનો કાળ કેહેછે.

બારસ અને શ્રવણ નક્ષત્ર એ બન્નેને અંતે પારણા કરવી, એ મુખ્ય પક્ષ છે. બન્નેમાંથી કોઇ એકને અંતે પારણા કરવી, એ ગૌણ પક્ષ છે. તેમાં વિષ્ણુશૃંખલ યોગ ન હોય તો તેરસને દિવસે બન્નેને અંતે પારણા કરવી. વિષ્ણુશૃંખલ યોગ હોય તો પ્રથમ દિવસે તંત્રથી જેણે બે ઉપવાસ કરેલા હોય તેણે, બીજે દિવસે શ્રવણકરતાં બારસ અધિક હોય તો શ્રવણનું ઉલ્લંઘન કરી બારસમાં પારણા કરવી. જો પારણાને દિવસે બારસકરતાં શ્રવણ અધિક હોય તો, એકાદશીવ્રતની પારણામાં બારસનું ઉલ્લંઘન થવાથી દોષ થાય એવાં વચન છે માટે બારસમધ્યેજ પારણા કરવી, બેમાંથી એકને અંતે થવી જોઇએ એવું કાંહી નહી.—તેમાં સંભવ હોય તો વીસ ઘડીથી ચાલીસ ઘડી લગી જે શ્રવણનો મધ્યભાગ તે છોડી પારણા કરવી. ઉદાહરણ;–એકાદશી ૩૦, ઉત્તરાષાઢા ૨૯, બારસ ૨૫, શ્રવણ ૨૯, આ ઉદાહરણમાં પ્રથમ દિવસે તંત્રવડે બે ઉપવાસ કરી બીજે દિવસે શ્રવણના મધ્યભાગમાંની બાકી રહેલી નવ ઘડી છોડી બારસમાં છેવટની વીસ ઘડી જે શ્રવણ તેમાં પારણા કરવી. આ પ્રમાણે પ્રથમ કહેલાં ઉદાહરણમાંજ એકાદશી દશ ઘડી હોય અને બારસ આઠ ઘડી હોય અથવા બારસ પન્નર ઘડી અને શ્રવણ ચાલીસ ઘડી હોય તો શ્રવણનો મધ્યભાગ છોડતાં બારસ છૂટી જાયછે, ત્યારે સંગવ કાળ છોડી છ ઘડી લગી, અથવા સાતમાં મુહૂર્ત્ત ઇત્યાદિક સમયે શ્રવણ નક્ષત્રના મધ્યભાગમાંજ ભોજન કરવું. આ મધ્યમ ભાગનો ત્યાગ કરવો તે ભાદરવામાં શ્રવણદ્વાદશીવ્રતવિષેજ કરવો. માઘ અને ફાગણ માસનાં કૃષ્ણ પક્ષસંબંધી શ્રવણદ્વાદશીવ્રતની પારણામાં આ ત્યાગ કરવો નહી. કારણ, બીજા માસમાંનાં શ્રવણ નક્ષત્રના ભાગમાં વિષ્ણુનું પરિવર્ત્તન (પડખું ફેરવવું) નથી. જે ભાદરવામાં શ્રવણનો મધ્યભાગ માત્ર છોડવાથી નિષેધ પાળવા સરખું માની વિષ્ણુશૃંખલ યોગ ન હોય તો પણ શ્રવણનો મધ્યભાગ માત્ર છોડી ભોજન કરેછે, તે, નિત્ય જે શ્રવણદ્વાદશીનું વ્રત તેનાં માહાત્મ્યના અજ્ઞાનીમાટે ભ્રાંતજ છે. આ સઘળો નિર્ણય બીજા માસમાં આવેલું જે શ્રવણદ્વાદશીનું વ્રત તેમાં પણ જાણવો. શ્રવણદ્વાદશીને દિવસે બે નદીના સંગમમાં સ્નાન કરી કળશ ઉપરે સોનાના જનાર્દન નામના વિષ્ણુનું પૂજન કરી વસ્ત્ર, યજ્ઞોપવીત, પગરખાં, છત્ર, ઈત્યાદિ અર્પણ કરી ઉપવાસ કરવો. પછી પારણાને દિવસે દહિં ભાત સહિત વસ્ત્રવતી ઢાંકેલો,

અને જલપૂર્ણ એવા કળશનું દાન કરવું. તેમજ પરિવારસહિત પૂજેલી જે વિષ્ણુ-પ્રતિમાં તેનું પણ છત્ર આદિ પદાર્થોસહિત દાન કરવું. દાનનો મંત્ર;-"**नमो नमस्ते गोविंद, बुधश्रवणसंज्ञक ॥ अघौघसंक्षयं कृत्वा, सर्वसौख्यप्रदो भव**"॥

---

**अथवामनजयंती भाद्रपदशुक्लद्वादश्यांश्रवणयुतायांमध्यान्हेवामनोत्पत्तिः अतोमध्यान्हव्यापिनीद्वादशीमध्यान्हेततोन्यत्रकालेवाश्रवणयुताग्राह्या उभयदिनेश्रवणयोगेपूर्वैव सर्वथाद्वादश्याःश्रवणयोगाभावेएकादश्यामेवश्रवणसत्त्वेमध्यान्हव्यापिनीमपिद्वादशीं विहायैकादश्यामेवव्रतंकार्यं शुद्धैकादश्यांश्रवणाभावेदशमीविद्धैकादश्यामपिश्रवणयुतायांव्रतं पूर्वदिनएवमध्यान्हव्यापिनीद्वादशीपरदिनेमध्यान्हादन्यत्रकालेश्रवणयुतातदापूर्वैव तिथिद्वयेपिश्रवणयोगाभावेद्वादश्यामेवमध्यान्हव्यापिन्यांव्रतं दिनद्वयेमध्यान्हव्याप्तौतदव्याप्तौचैकादशीयुक्तैवग्राह्या पारणातुपूर्वोक्तरीत्योभयांतेन्यतरांतेवाकार्या अत्रमध्यान्हेनदीसंगमेस्नात्वासौवर्णवामनंसंपूज्यार्घ्यंसौवर्णपात्रेणदद्यात् तत्रपूजामंत्रः देवेश्वरायदेवायदेवसंभूतिकारिणे प्रभवेसर्वदेवानांवामनायनमोनमः अथार्घ्यमंत्रः ॥ नमस्तेपद्मनाभायनमस्तेजलशायिने॥ तुभ्यमर्घ्यंप्रयच्छामिबालवामनरूपिणे नमःशार्ङ्गधनुर्बाणपाणयेवामनायच यज्ञभुक्फलदात्रेचवामनायनमोनमः ततःपरदिनेसपरिवारंवामनंद्विजायदद्यात् वामनःप्रतिगृण्हातिवामनोहंददामिते वामनंसर्वतोभद्रंद्विजायप्रतिपादये इतिदानमंत्रः अस्यामेवद्वादश्यांरात्रौदेवपूजांकृत्वातत्रासंभवेदिवैववादधिव्रतंनिवेद्यदधिदानंकृत्वादुग्धव्रतसंकल्पंकुर्यात् अत्रपयोव्रतेपयोविकारस्यपायसादेःदुग्धपाचितान्नस्यचवर्जनं दध्यादेःपयोविकारस्यापिनवर्जनं एवंदधिव्रतेतक्रादेर्नवर्जनं यत्रप्रसूतायागोर्दशदिनेषुसंधिन्यादेश्चक्षीरनिषेधस्तत्रक्षीरविकारस्यदधितक्रादेःसर्वस्यैववर्जनं ॥**

## હવે વામનજયંતીનો નિર્ણય કેહેછે.

ભાદરવા સુદમાં શ્રવણ નક્ષત્રસહિત બારસને દિવસે મધ્યાન્હ કાળે વામનનો અવતાર થયોછે, માટે મધ્યાન્હકાળવ્યાપિની બારસ અને મધ્યાન્હ કાળે અથવા મધ્યાન્હકાળ વિનાં બીજે સમયે શ્રવણયુક્ત હોય તે લેવી. બન્ને દિવસે શ્રવણયોગ હોય તો પ્રથમ દિવસનીજ લેવી. સર્વથા બારસને દિવસે શ્રવણયોગ ન હોય અને એકાદશીને દિવસે શ્રવણયોગ હોય તો મધ્યાન્હવ્યાપિની એવી પણ બારસ છોડી એકાદશીને દિવસેજ વ્રત કરવું. શુદ્ધા એકાદશીને દિવસે શ્રવણયોગ ન હોય તો દશમવડે વિદ્ધા જે શ્રવણયુક્ત એકાદશી તે દિવસે પણ વ્રત કરવું. જ્યારે પ્રથમ દિવસેજ મધ્યાન્હકાળવ્યાપિની બારસ હોય અને બીજે દિવસે મધ્યાન્હ વિના બીજા કાળમાં શ્રવણયુક્ત હોય ત્યારે પ્રથમ દિવસનીજ લેવી. બન્ને તિથીમાં પણ શ્રવણયોગ ન હોય તો મધ્યાન્હકાળવ્યાપિની બારસને દિવસેજ વ્રત કરવું. બન્ને દિવસે મધ્યાન્હકાળવ્યાપ્તિ હોય અથવા ન હોય તો એકાદશીયુક્ત હોય તેજ લેવી. પારણા કરવી તે તો પ્રથમ કહેલી રીતીપ્રમાણે બન્નેને અંતે અથવા બેમાંથી એકને અંતે કરવી. આ વ્રતમાં મધ્યાન્હ સમયે નદીના સંગમમાં સ્નાન કરી સુવર્ણના

વામનનું પૂજન કરી સુવર્ણનાં પાત્રવડે અર્ધ્ય દેવો. પૂજાનો મંત્ર,—"**देवेश्वराय देवाय, देवसंभूतिकारिणे ॥ प्रभवे सर्वदेवानां, वामनाय नमोनमः** " ॥ હવે અર્ધ્યનો મંત્ર,—"**नमस्ते पद्मनाभाय, नमस्ते जलशायिने ॥ तुभ्यमर्घ्यं प्रयच्छामि, बालवामन रूपिणे ॥ नमः शार्ङ्गधनुर्बाणपाणये वामनाय च ॥ यज्ञभुक्फलदात्रे च, वामनाय नमोनमः** " પછી બીજે દિવસે પરિવારસહિત વામનનું બ્રાહ્મણને દાન દેવું. તેનો મંત્ર—"**वामनः प्रतिगृण्हाति, वामनोहं ददामि ते ॥ वामनं सर्वतोभद्रं, द्विजाय प्रतिपादये.**" એ રીતે દાન દીધા પછી એજ બારસને દિવસે રાત્રિએ દેવપૂજા કરવી. રાત્રિએ સંભવ ન હોય તો દિવસનીજ પૂજા કરવી. પૂજા કીધાપછી દધિવ્રત નિવેદન કરી દહિંનું દાન કરવું અને દુગ્ધ વ્રતનો સંકલ્પ કરવો. આ પયોવ્રતમાં દૂધવતી બનેલા દૂધપાક આદિ પદાર્થો અને દૂધમાં રાધેલાં અન્ન એ સઘળાં વર્જ્ય કરવાં. દૂધથી બનેલાં દહિં આદિ વર્જ્ય કરવાં નહી. એ રીતે દધિવ્રતમાં છાસ ઈત્યાદિ વર્જ્ય કરવાં નહી. વિયાયલી ગાયનું દશ દિવસમાંનું દૂધ, અને સંધિની ( ભોગવાસ્તે સાંઢ જેની પાછળ થયો હોય તે) ઇત્યાદિ ગાયોનાં દૂધ એનો જ્યહાં નિષેધ કહ્યોછે ત્યહાં દૂધથી થનારા દહિં છાસ ઇત્યાદિક સર્વ પદાર્થ વર્જ્ય કરવા.

---

**अथभाद्रपदशुक्लचतुर्दश्यामनंतव्रतं तत्रोदयेत्रिमुहूर्तव्यापिनीचतुर्दशीग्राह्येतिमुख्यःपक्षःतदभावेद्विमुहूर्ताग्राह्येत्यनुकल्पः द्विमुहूर्तन्यूनातुपूर्वैवग्राह्या दिनद्वयेसूर्योदयव्यापित्वेसंपूर्णत्वात्पूर्वैव अत्रपूर्वाण्होमुख्यःकर्मकालःतदभावेमध्यान्होपि अत्रव्रतेसुवर्णप्रतिमायांचतुर्दशग्रंथियुतदोरकेचानंतपूजनादिविधिस्तदुद्यापनविधिश्चकौस्तुभादौज्ञेयः पूजितदोरकनाशेतुगुरुंवृत्वा तदनुज्ञयायथाशक्तिकृच्छ्रादिप्रायश्चित्तंविधायाष्टोत्तरशतमाज्येनद्वादशाक्षरवासुदेवमंत्रेणहुत्वा केशवादिचतुर्विंशतिनामभिःसकृत्सकृद्धुत्वाहोमशेषंसमाप्यनूतनदोरकेपूर्ववत्पूजनादिचरेत् ॥**

## હવે ભાદરવા સુદ ચૌદશને દિવસે અનંતવ્રત કેહેછે.

એ અનંતવ્રતમાટે સૂર્યોદય પછી છ ઘડીવ્યાપિની ચૌદશ હોય તે લેવી, એ મુખ્ય પક્ષ છે. છ ઘડી ન હોય તો ચાર ઘડી લેવી, એ ગૌણ પક્ષ છે. ચાર ઘડી કરતાં કમતી હોય તો પ્રથમ દિવસનીજ લેવી. બન્ને દિવસે સૂર્યોદયવ્યાપિની હોય તો પ્રથમ દિવસે પૂર્ણવ્યાપ્તિ છે માટે પૂર્વ દિવસનીજ લેવી.—આ વ્રતમાં પૂર્વાન્હ મુખ્ય કાળ છે. તે ન મળે તો મધ્યાન્હ કાળ પણ લેવો. એ વ્રતમાં સોનાની પ્રતિમામાં, તથા ચૌદ ગાંઠવાળા દોરામાં અનંતની પૂજા કરવી ઇત્યાદિ પૂજાનો વિધિ અને ઉદ્યાપનનો વિધિ એ કૌસ્તુભાદિક ગ્રંથોમાં જોવો. પૂજેલા દોરાનો નાશ થાય તો ગુરૂને વરાધી તેમની આજ્ઞા પ્રમાણે યથાશક્તિ કૃચ્છ્રાદિ પ્રાયશ્ચિત્ત કરી દ્વાદશાક્ષર વાસુદેવના મંત્રવડે ઘીની (૧૦૮) આહુતિ હવન કરિ કેશવ આદિ ચોવીસ નામવડે એક એક વાર હવન કરી હોમનો બાકિ વિધિસમાપ્ત કરી નવીન દોરામાં પ્રથમની રીતે પૂજા કરવી.

सूर्यस्यवृषभसंक्रमोत्तरंसप्तमादिनेऽगस्त्योस्तंप्रयाति सिंहसंक्रांत्युत्तरमेकविंशतितमेदिनेउदयमेति तत्रकन्यासंक्रांतेःपूर्वसप्तदिनमध्येऽगस्त्यपूजनंतदर्घ्यादिकंकार्यं भाद्रपदपौर्णमास्यांप्रपितामहात्परान्पित्रादींस्त्रीन्सपत्नीकान्वसुरुद्रादिरूपान् मातामहादित्रयंचसपत्नीकमुद्दिश्यश्राद्धंकार्यं इदंपार्वणत्वादपराण्हेपुरूरवार्द्रवदेवयुक्तंसपिंडकंकार्यं केचित्तुप्रपितामहस्यपित्रादित्रयमात्रमुद्दिश्यनांदीश्राद्धधर्मेणसत्यवसुदेवयुक्तश्राद्धंकार्यं नात्रमातामहाद्युद्देशइत्याहुः इदंप्रोष्ठपदीश्राद्धंसकृन्महालयपक्षेसकलकृष्णपक्षव्यापिमहालयपक्षेचावश्यकं पंचम्यादिमहालयपक्षेषुकृताकृतं ॥

સૂર્યની વૃષ સંક્રાંતિ થયા પછી સાતમે દિવસે અગસ્ત્ય અસ્ત પામેછે. અને સિંહ સંક્રાંતિ થયા પછી એકવીસમે દિવસે અગસ્ત્ય ઉદય પામેછે. ત્યારે કન્યા સંક્રાંતિથી પ્રથમ સાત દિવસમધ્યે અગસ્ત્યનું પૂજન કરવું, અને તેને અર્ઘ્ય આદિક દેવાં. ભાદરવાની પૂનમને દિવસે પ્રપિતામહ (પરદાદા) ને મૂકી તેથી ઉપરના ત્રણ એટલે પરદાદાના પિતા, પિતામહ, પ્રપિતામહ એ ત્રણે સપત્નીક વસુ, રૂદ્ર, અને આદિત્યસ્વરૂપ, તેમજ માતામહ (નાના) આદિ ત્રણ એટલે માતામહ, માનો દાદો, તથા પરદાદો એ પણ સપત્નીક એમને ઉદ્દેશેકરી શ્રાદ્ધ કરવું. એ શ્રાદ્ધ પાર્વણ છે માટે અપરાન્હકાળે પુરૂરવાર્દ્રવ એ નામના વિશ્વેદેવાસહિત અને પિંડસહિત કરવું. કોઇ ગ્રંથકાર તો, પ્રપિતામહથી ઉપરના જે ત્રણ તેમનેજ ઉદ્દેશે કરી નાંદીશ્રાદ્ધરીતે સત્યવસુ નામના દેવતાસહિત શ્રાદ્ધ કરવું, અને એ શ્રાદ્ધમાં માતામહાદિકનો ઉદ્દેશ (ઉચ્ચાર) કરવો નહી, એમ કેહેછે. આ પ્રોષ્ઠપદીશ્રાદ્ધ, સકૃત્ (પન્નર દિવસમાં કોઇએક દિવસે કરવું) એવા મહાલય પક્ષમાં અને સંપૂર્ણ કૃષ્ણપક્ષ પર્યંત મહાલય કરવું એ પક્ષમાં પણ અવશ્ય કરવાનું છે. પાંચમ થકી ઈત્યાદિક જે મહાલયના પક્ષ તેમાં કૃતાકૃત (કરો અથવા ન કરો) એમ છે.

---

अथमहालयः तत्रशक्तेनभाद्रपदापरपक्षेप्रतिपदमारभ्यदर्शांतंतिथिवृद्धौषोडशमहालयाःकर्तव्याः वृद्धिक्षयाभावेपंचदशैवमहालयाःतिथिक्षयेचतुर्दशैव अशक्तेनतुपंचम्यादिषुषष्ठ्यादिष्वष्टम्यादिषुदशम्यादिष्वेकादश्यादिषुदर्शांततिथिषुकार्याः अत्राप्यशक्तेनानिषिद्धेकस्मिंश्चिदेकस्मिन्दिनेसकृन्महालयःकर्तव्यः प्रतिपदादिदर्शांतपक्षेचतुर्दशीनवर्ज्या पंचम्यादिदर्शांतादिपंचपक्षेषुचतुर्दशींवर्जयित्वान्यतिथिषुमहालयाः सकृन्महालयेपिचतुर्दशीवर्जनीया सकृन्महालयेप्रतिपदाषष्ठीएकादशीचतुर्दशीशुक्रवारोजन्मनक्षत्रंजन्मनक्षत्राद्दशममेकोनविंशंनक्षत्रंचरोहिणीमघारेवतीचेतिवर्ज्यानि क्वचित्त्रयोदशीसप्तमीरविवारोभौमवारोपिवर्ज्यउक्तः पितृमृततिथौसकृन्महालयकरणेनंदादिनिषेधोनास्ति अशक्तः पितृपक्षेतुकरोत्येकदिनेयतः निषिद्धेपिदिनेकुर्यात्पिंडदानंयथाविधिइत्यादिवचनात् मृततिथौश्राद्धासंभवेनिषिद्धतिथ्यादिदिनंवर्जयित्वामहालयः तत्रापिद्वादश्यमावास्याष्टमीभरणीव्यतीपातेषुमृततिथ्यभावेपिसकृन्महालयेकोपितिथ्यादिनिषेधोनास्ति संन्यासिनांमहालयस्तुअपराण्हव्यापिन्यांद्वादश्यामेवसापिंडकःकार्योनान्यतिथौ चतुर्दश्यांमृतस्यापिमहालयश्चतुर्दश्यांनभवति श्राद्धंशस्त्रहतस्यैवचतुर्दश्यांप्रकीर्तितमितिनियमेनसर्वतोबलिष्ठेनप्रति

वार्षिकश्राद्धातिरिक्तश्राद्धस्यचतुर्दश्यांनिषेधात् एवंपौर्णमासीमृतस्यापिमहालयःपौर्णमास्यांनकार्यः अपरपक्षत्वाभावेनतस्यांमहालयाप्राप्तेः तेनचतुर्दशीमृतस्यपौर्णमासीमृतस्यवा महालयोद्वादश्यमावास्यादितिथिषुकार्यः अत्रकन्यार्कःप्राशस्त्यसंपादकोनतुनिमित्तं आदौमध्येवसानेवायत्रकन्यांव्रजेद्रविः सपक्षःसकलःपूज्यःश्राद्धषोडशकंप्रतीत्यादिस्मृतेः अमावास्यापर्यंततिथावसंभवेआश्विनशुक्लपंचमीपर्यंतंयस्मिन्कस्मिंश्चित्तिथौमहालयः तत्रासंभवेयावद्वृश्चिकदर्शनंव्यतीपातद्वादश्यादिपर्वणिकार्यः मृताहेमहालयेचश्राद्धंपक्वान्नेनैवकार्यंनत्वामान्नादिना महालयेगयाश्राद्धेमातापित्रोर्मृतेहनि कृतोद्वाहोपिकुर्वीतपिंडदानंयथाविधि

## હવે મહાલયનો નિર્ણય કેહેછે.

દ્રવ્યાદિકવડે સમર્થ હોય તેણે ભાદરવા વિદમાં એકમથકી તે અમાસ લગી, તિથિની વૃદ્ધિ હોય તો સોલ મહાલય કરવાં. વૃદ્ધિ, ક્ષય ન હોય તો પન્નરજ મહાલય કરવાં. તિથિનો ક્ષય હોય તો ચૌદજ મહાલય કરવાં. અશક્ત હોય તેણે તો પાંચમથકી, છઠથકી, આઠમથકી, દશમથકી, અથવા એકાદશીથકી, તે અમાસ લગી તિથિવિષે મહાલય કરવાં. એ પક્ષોવિષે પણ જે અસમર્થ હોય તેણે, જેનો નિષેધ ન હોય એવા કોઇ એક દિવસે મહાલય કરવું. એકમથકી અમાસ લગી જે પક્ષ (૧૫ મહાલયનો) કહ્યોછે તેમાં ચૌદશ વર્જ્ય કરવી નહી. પાંચમથકી અમાસ લગી ઇત્યાદિ જે પાંચ પક્ષ કહ્યા તેમાં ચૌદશ વર્જ્ય કરી બીજી તિથિઓમાં મહાલય કરવાં. એક દિવસ મહાલય કરવું એ પક્ષમાં પણ ચૌદશ વર્જ્ય કરવી. એક દિવસ મહાલય કરવું એમાં એકમ, છઠ, એકાદશી, ચૌદશ, શુક્ર વાર, જન્મનક્ષત્ર, જન્મનક્ષત્રથકી દશમું અને ઓગણીસમું નક્ષત્ર, રોહિણી, મઘા, અને રેવતી એ વર્જ્ય કરવાં. કોઈ ગ્રંથમાં તેરસ, સાતમ, રવિ વાર અને ભોમ વાર એ પણ વર્જ્ય કહ્યાછે. "પન્નર દિવસ લગી મહાલય કરવાને જે અશક્ત હોય તેણે કોઈએક નિષિદ્ધ દિવસે પણ યથાવિધિ પિંડદાન કરવું," ઇત્યાદિક વચન છે માટે પિતાની મૃતતિથીને દિવસે એક વાર મહાલય કરવું હોય તો તેમાં એકમ ઇત્યાદિનો નિષેધ નથી. મૃતતિથીને દિવસે શ્રાદ્ધ કરવાનો સંભવ ન હોય તો નિષિદ્ધ તિથિ, વાર આદિ દિવસ છોડી મહાલય કરવું. તેમાં પણ બારસ, અમાસ, આઠમ, ભરણી અને વ્યતીપાત એ દિવસે મૃતતિથિ ન હોય તો પણ સકૃત્ મહાલય પક્ષમાં કોઇ પણ તિથિ ઇત્યાદિકનો નિષેધ નથી. સન્યાસિઓનું મહાલય તો અપરાન્હકાળવ્યાપિની બારસમાંજ પિંડસહિત કરવું, બીજી તિથીમાં કરવું નહી. "શસ્ત્રવડે જે મરણ પામેલો તેનુંજ શ્રાદ્ધ ચૌદશને દિવસે કરવું" એ રીતનો સર્વથી બળવાન્ જે નિયમ તેણે કરી પ્રતિવાર્ષિક (સાંવત્સર) શ્રાદ્ધવિના બીજાં શ્રાદ્ધનો ચૌદશને દિવસે નિષેધ છે; માટે ચૌદશને દિવસે જે મરણ થયેલો હોય તેનું પણ મહાલય ચૌદશને દિવસે કરવું નહી. એ રીતે પૂનમને દિવસે મરણ પામેલો હોય તેનું પણ મહાલય પૂનમને દિવસે કરવું નહી; કારણ, કૃષ્ણપક્ષ નથી તેથી પૂનમને દિવસે મહાલયની પ્રાપ્તિ નથી, માટે ચૌદશનો મરણ પામેલો, અને પૂનમનો મરણ પામેલો,

તેનું મહાલય બારસ, અમાસ ઇત્યાદિક તિથિને દિવસે કરવું. એ મહાલયમાં કન્યાગત સૂર્ય ઉત્તમપણું આપનારો છે, પણ શ્રાદ્ધનું નિમિત્ત તે નથી. કારણ, "આઘમાં, મધ્યમાં, અથવા અંતમાં જે કોઇ દિવસે કન્યાગત સૂર્ય થાય તે સઘળું પક્ષ સોલ શ્રાદ્ધમાટે ઉત્તમ છે" ઇત્યાદિક સ્મૃતિ છે. અમાસ લગી તિથિમાં અસંભવ હોય તો આશુ સુદ પાંચમ લગી કોઈ પણ એક તિથિમાં મહાલય કરવું. જો આશુ સુદ પાંચમ લગી થઇ શક્યું ન હોય તો જ્યહાં લગી વૃશ્ચિક સંક્રાંતિ થાય ત્યહાં લગી વ્યતીપાત, બારસ ઇત્યાદિ પર્વણીમાં કરવું. મૃત દિવસે (સાંવત્સરીને દિવસે) અને મહાલયને દિવસે શ્રાદ્ધ પક્વ અન્નવડેજ કરવું, કાચાં અન્નવડે કરવું નહી. "મહાલય, ગયા શ્રાદ્ધ અને માતા પિતાનો મરણદિવસ તે દિવસે, વિવાહ કીધો હોય તો પણ યથાવિધિ પિંડદાન કરવું.

---

पक्षश्राद्धे पित्रादिपार्वणत्रयपत्न्याद्येकोद्दिष्टपितृगणसहितसर्वपित्रुद्देशेनसपत्नीकपित्रादित्रयसपत्नीकमातामहादित्रयेतिषट्दैवतमात्रोद्देशेनवा षट्दैवतैकोद्दिष्टगणोद्देशेनवाप्रत्यहंमहालयइतिपक्षत्रयं एवंपंचम्यादिपक्षेष्वपि सकृन्महालयेनुसर्वपित्रुद्देशेनैव तत्रदेवतासंकल्पः पितृपितामहप्रपितामहानां मातृतत्सपत्नीपितामहीतत्सपत्नीप्रपितामहीतत्सपत्नीनां यद्वाअस्मत्सापत्नमातुरितिपृथगुद्देशः मातामहमातृपितामहमातृप्रपितामहानां सपत्नीकानांयथानामगोत्राणांवस्वादिरूपाणांपार्वणविधिनापत्न्याःपुत्रस्यकन्यकायाःपितृव्यस्यमातुलस्यभ्रातुः पितृष्वसुर्मातृष्वसुरात्मभगिन्याःपितृव्यपुत्रस्यजामातुर्भागिनेयस्यश्वसुरस्यश्वश्वाआचार्यस्योपाध्यायस्यगुरोःसख्युःशिष्यस्यएतेषांयथानामगोत्ररूपाणांपुरुषविषयेसपत्नीकानांस्त्रीविषयेसभर्तृकसापत्यानामेकोद्दिष्टविधिनामहालयापरपक्षश्राद्धमथवासकृन्महालयापरपक्षश्राद्धंसदैवंसद्यःकरिष्यइति एतेषांमध्येयेकेचिज्जीवंतितान्विहायइतरेषामुद्देशः मातामहादिषुपत्न्याजीवनेसपत्नीकेत्यस्यस्त्रीषुचभर्त्रादेरनुच्चारः महालयेगयाश्राद्धेवृद्धौचान्वष्टकासुच नवदैवतमत्रेष्टंशेषंषाट्पौरुषंविदुः अन्वष्टकासुवृद्धौचप्रतिसंवत्सरेतथामहालयेगयायांचसपिंडीकरणात्पुरा मातुःश्राद्धंपृथक्कार्यमन्यत्रपतिनासह इत्यादिस्मृत्यनुसारात्पार्वणत्रयमेवोक्तं केचित्तुमातामह्यादित्रयंपृथगुच्चार्यद्वादशदेवताकंपार्वणचतुष्टयमाहुः एताएवदेवतागयायांतीर्थश्राद्धेनित्यतर्पणेचज्ञेयाः महालयेधूरिलोचनसंज्ञकाविश्वेदेवाः अत्रसतिसंभवेदेवार्थंद्वौविप्रौपार्वणत्रयार्थंप्रतिपार्वणंत्रीनित्येवंनवपत्न्याद्येकोद्दिष्टगणेप्रतिदैवतमेकैकमेवंविप्रान्निमंत्रयेत् अशक्तौदेवार्थमेकंप्रतिपार्वणमेकमितिपार्वणत्रयेत्रीन्सर्वैकोद्दिष्टगणार्थमेकमितिनिमंत्रयेत् देवार्थंविप्रद्वयपक्षेप्रतिपार्वणेत्रयएवकार्याः नतुदेवार्थंद्वौप्रतिपार्वणमेकइतिवाप्रतिपार्वणंत्रीन्देवार्थमेकइतिवावैषम्यंकार्यं एवंसर्वत्रअमावास्यादिश्राद्धेष्वपिज्ञेयं अत्यशक्तौपार्वणद्वयार्थमेकोपिकार्यः महालयेअंतेमहाविष्णवर्थंविप्रोऽवश्यंनिमंत्रितव्यइतिविशेषःकौस्तुभे जीवन्मातृकःसापत्नमातुरेकोद्दिष्टंकुर्यान्नपार्वणंअनेकाःसापत्नमातरोयस्यतेनसर्वमात्रुद्देशेनैकएवविप्रःपिंडश्चकार्योर्घ्यपात्रंपृथक् स्वजनन्यासहानेकमातृत्वेस्वजनन्यासहसर्वमात्रर्थमेकोविप्रःपिंडोर्घ्यश्चेतिपार्वणमेवनपृथक्सापत्नमात्रैकोद्दिष्टमितिवासर्वसापत्नमातृणांपृथगेवैकोद्दिष्टमितिवापक्षः महालयेपार्वणार्थेअग्नौकरणमेकोद्दिष्टग

णार्थत्वग्नौकरणंकृताकृतं करणपक्षेएकोद्दिष्टगणार्थमग्नौकरणान्नंपृथक्पात्रेग्राह्यं महालयेसर्वपार्वणार्थमेकोद्दिष्टार्थंचसकृदाच्छिन्नंबर्हिरेकमेव दर्शादौतुप्रतिपार्वणंबर्हिर्भिन्नमेव अवशिष्टः श्राद्धप्रयोगोनेकमातृत्वेभ्यंजनादिमंत्रोहश्च श्राद्धसागरेस्वस्वशाखोक्तप्रयोगग्रंथेषुचज्ञेयः सकृन्महालयेश्राद्धांगतिलतर्पणंपरेहन्येवसर्वपित्रुद्देशेनप्रातःसंध्यायाःपूर्वमेवप्रातःसंध्योत्तरंवाब्रह्मयज्ञांगतर्पणाद्भिन्नमेवकार्यं प्रतिपदादिपंचम्यादिपक्षेषुविप्रविसर्जनांतेएवश्राद्धपूजितपित्रुद्देशेनतर्पणंकार्यं पत्न्यांरजस्वलायांसकृन्महालयोनकार्यः कालांतराणांसत्त्वात् अमायांरजोदोषेआश्विनशुक्लपंचमीपर्यंतंगौणकालेमहालयः प्रतिपदादिष्वन्येषुपक्षेषुप्रारंभदिनेपाकात्पूर्वंपत्नीरजस्वलाचेदुत्तरोत्तरपक्षस्वीकारः पाकारंभोत्तरंचेत्तांगृहांतरेपरुध्यमहालयःकर्तव्यः एवंविधवाकर्तृकश्राद्धेपिज्ञेयं अत्रापुत्राविधवाममभर्तृतत्पितृपितामहानांभर्तुर्मातृपितामहीप्रपितामहीनांममपितृपितामहप्रपितामहानांममातृपितामहीप्रपितामहीनांममातामहमातृपितामहमातृप्रपितामहानांममातामहीमातृपितामहीमातृप्रपितामहीनांतृप्त्यर्थंसकृन्महालयापरपक्षश्राद्धंकरिष्ये इतिस्वयंसंकल्प्यब्राह्मणद्वाराअग्नौकरणादिसहितंसर्वमविकृतंप्रयोगंकारयेत् ब्राह्मणस्त्वमुकनाम्न्यायजमानायाभर्तृतत्पितृपितामहेत्याद्युच्चार्यप्रयोगंकुर्यात् अशक्तौभर्त्रादित्रयंस्वपित्रादित्रयंस्वमात्रादित्रयंस्वमातामहादित्रयंसपत्नीकमितिपार्वणचतुष्टयोद्देशेनमहालयः अत्यशक्तौस्वभर्त्रादित्रयंस्वपित्रादित्रयंचेतिपार्वणद्वयमेवकार्यं ॥

એકમથી આમાસ લગી પક્ષ પર્યંત મહાલય શ્રાદ્ધવિષે પિતૃગણ લેવા તે પિતા ઇત્યાદિ ત્રણ પાર્વણ (પિતૃત્રયી, માતૃત્રયી, અને માતામહત્રયી સપત્નીક); સ્ત્રી ઇત્યાદિ એકોદ્દિષ્ટ પિતૃગણ (સ્ત્રી; પુત્રાદિક; કાકા, મામા, ભાઇ, એ સપત્નીક; ફોઇ, માસી, અને બેહેન એ પતિ તથા પુત્રસહિત; સસરો; ગુરૂ;) એમણે સહિત સર્વ પિતૃને ઉદ્દેશે કરી મહાલય કરવું, **એ એક પક્ષ**—સપત્નીક પિતૃત્રયી, અને સપત્નીક માતામહત્રયી એ છ દેવતાઓનો માત્ર ઉદ્દેશ કરી કરવું, **એ બીજો પક્ષ**—પિતૃત્રયી (સપત્નીક); અને માતામહત્રયી (સપત્નીક) એ છ દેવતા, અને સ્ત્રી ઇત્યાદિ એકોદ્દિષ્ટગણ એમને ઉદ્દેશેકરી નિત્ય મહાલય કરવું. **એ ત્રીજો પક્ષ.**—એ રીતે ત્રણ પક્ષ કહ્યા. એ પ્રમાણે પાંચમ આદિ પાંચ પક્ષમાં પણ પ્રથમ કહ્યાપ્રમાણેજ લેવા. એક વાર મહાલય કરવું હોય તો સર્વ પિતૃનો ઉદ્દેશ કરી મહાલય કરવું. તે[1] મહાલયમાં દેવતાઓનો સંકલ્પ—"पितृपितामहप्रपितामहानां, मातृतत्सपत्नीपितामहीतत्सपत्नीप्रपितामहीतत्सपत्नीनां, અથવા 'अस्मत्सापत्नमातुः' એ રીતે જુદો ઉચ્ચાર કરવો. मातामहमातृपितामहमातृप्रपितामहानां सपत्नीकानां यथानामगोत्राणां वस्वादिरूपाणां पार्वणविधिना पत्न्या. पुत्रस्य कन्यायाः पितृव्यस्य मातुलस्य भ्रातुः पितृष्वसुर्मातृष्वसुरात्मभगिन्याः पितृव्यपुत्रस्य जामातुर्भागिनेयस्य श्वशुरस्य श्वश्वा आचार्यस्योपाध्यायस्य गुरोः सख्युः शिष्यस्य एतेषां यथानामगोत्ररूपाणां पुरुषविषये सपत्नीकानां स्त्रीविषये सभर्तृकसापत्यानामेकोद्दिष्टविधिना महालयापरपक्षश्राद्धम

१ अत्रसूतकप्राप्तौतृतीयोत्तरार्धेनिर्णयः ॥ भ्रात्रादिमहालयनिर्णयश्चतत्रैव ॥

**थवासकृन्महालयापरपक्षश्राद्धं सदैवं सद्यः करिष्ये.**" એ પ્રથમ કહેલા પિતૃગણમાં જે કોઈ જીવતો હોય તેને છોડી બીજાઓનો ઉચ્ચાર કરવો. માતામહ આદિકની સ્ત્રી જીવતી હોય તો "**સપત્નીક**" એવો અને સ્ત્રીઓનો પતિ જીવતો હોય તો "**સભર્તૃક**" ઈત્યાદિક ઉચ્ચાર કરવો નહી. "મહાલય, ગયાશ્રાદ્ધ, નાંદીશ્રાદ્ધ, અને અન્વષ્ટકાશ્રાદ્ધ એઉમાં નવ દેવતા (પિતૃત્રયી, માતૃત્રયી, અને માતામહત્રયી સપત્નીક)નો ઉદ્દેશ કરી શ્રાદ્ધ કરવું. બીજાં શ્રાદ્ધો છ દેવતા (પિતૃત્રયી સપત્નીક અને માતામહત્રયી સપત્નીક)નો ઉદ્દેશ કરી કરવાં, એમ કેહેછે. અન્વષ્ટકા, નાંદીશ્રાદ્ધ, પ્રતિસાંવત્સરિકશ્રાદ્ધ, મહાલય, અને ગયાશ્રાદ્ધ એટલે ઠેકાણે તેમજ સપિંડીકરણથકી પ્રથમ માતાનું શ્રાદ્ધ જુદું કરવું, બીજે ઠેકાણે પતિસાથે કરવું, ઈત્યાદિક સ્મૃતિને અનુસારે ત્રણજ પાર્વણ લેવાનાં કહ્યાં છે. કોઈ ગ્રંથકાર તો, માતામહી ઈત્યાદિ ત્રણ ( પોતાની માની–મા, તેની સાસુ, તેની સાસુ ) એમનો જુદો ઉચ્ચાર કરી બાર દેવતાસહિત ચાર પાર્વણનું શ્રાદ્ધ કેહેછે. એજ દેવતાઓ ( પિતૃગણ ) ગયાશ્રાદ્ધ, તીર્થશ્રાદ્ધ, અને નિત્યતર્પણમાં લેવા. મહાલયમાં ધૂરિલોચન નામના વિશ્વેદેવા લેવા. એ મહાલયમાં સંભવ હોય તો દેવતાઓને ઠેકાણે બે બ્રાહ્મણ, એકેક ત્રયીને ઠેકાણે ત્રણ ત્રણ મળી ત્રણ ત્રયીને ઠેકાણે નવ બ્રાહ્મણ અને સ્ત્રી ઈત્યાદિક એકોદ્દિષ્ટગણમાં એક એક દેવતાને ઠેકાણે એકેક એ પ્રમાણે બ્રાહ્મણ કેહેવા. એટલા કેહેવાની શક્તિ ન હોય તો દેવતાઓને ઠેકાણે એક, એકેક ત્રયીને ઠેકાણે એકેક એટલે ત્રણ ત્રયીને ઠેકાણે ત્રણ, અને સર્વ એકોદ્દિષ્ટગણ ઠેકાણે એક, એ પ્રમાણે કેહેવા. દેવ ઠેકાણે બે બ્રાહ્મણ કહ્યા હોય તો દરએક ત્રયીને ઠેકાણે ત્રણ ત્રણ કેહેવા. દેવ ઠેકાણે બે, અને દરએક ત્રયીને ઠેકાણે એક, અથવા દરએક ત્રયીને ઠેકાણે ત્રણ ત્રણ, અને દેવસ્થાનકે એક એ રીતે વિષમ પ્રમાણ કરવું નહી. એ પ્રમાણે સર્વત્ર અમાસ આદિ શ્રાદ્ધમાં પણ જાણવું. અતિ અસામર્થ્ય હોય તો બે ત્રયીને ઠેકાણે એકજ બ્રાહ્મણ પણ નોતરવો. મહાલય શ્રાદ્ધમાં છેવટે મહાવિષ્ણુને ઠેકાણે અવશ્ય બ્રાહ્મણ નોતરવો, એ વિશેષ **કૌસ્તુભમાં** કહ્યોછે. જેની મા જીવતી હોય તેણે સાવકી માનું એકોદ્દિષ્ટ શ્રાદ્ધ કરવું. પાર્વણ શ્રાદ્ધ કરવું નહી. જેની સાવકી મા ત્રણઉ હોય તેણે સઘળી માતાઓનો ઉદ્દેશ કરી એકજ બ્રાહ્મણ કેહેવો અને પિંડ પણ એકજ દેવો. માત્ર અર્ઘ્યપાત્ર જુદાં જુદાં કરવાં. અથવા પોતાની માતા સહિત અનેક માતાઓ હોય તો પોતાની મા સહિત સઘળી માતાઓનો ઉદ્દેશ કરી એક બ્રાહ્મણ, એક પિંડ અને એક અર્ઘ્ય, એ રીતે પાર્વણ શ્રાદ્ધજ કરવું, સાવકી માતાઓનું જુદું એકોદ્દિષ્ટ કરવું નહી. અથવા સઘળી સાવકી માતાઓનું જુદુંજ એકોદ્દિષ્ટ કરવું. મહાલયમાં પાર્વણ છે માટે અવશ્ય અગ્નૌકરણ કરવું, એકોદ્દિષ્ટગણમાં કૃતાકૃત ( કરવું ન કરવું ) એમ છે. અગ્નૌકરણ કરવું એ પક્ષમાં એકોદ્દિષ્ટ ગણમાટે અગ્નૌકરણનું અન્ન જુદાં પાત્રમાં લેવું. મહાલયમાં સઘળાં પાર્વણમાટે, અને એકોદ્દિષ્ટમાટે પણ એક વાર કાપેલો એકજ દર્ભ લેવો. દર્શાદિક શ્રાદ્ધવિષે તો દરએક પાર્વણમાટે દર્ભ જુદો જુદોજ લેવો. બાકીનો શ્રાદ્ધપ્રયોગ,

અને અનેક માતા છતાં અભ્યંજનાદિકમાટે મંત્રનો ઉચ્ચાર **શ્રાદ્ધસાગરમાં** અને પોતપોતાની શાખાઓ પ્રમાણે કહેલા પ્રયોગ ગ્રંથોમાં જાણવો. એક વખત મહાલય કરવામાં શ્રાદ્ધનું અંગભૂત તિલતર્પણ બીજે દિવસેજ સર્વે પિતૃને ઉદ્દેશે કરી પ્રાતઃ-સંધ્યાથકી પ્રથમજ, અથવા પ્રાતઃસંધ્યા પછી બ્રહ્મયજ્ઞનાં અંગભૂત તર્પણથી જુદુંજ કરવું. એકમ આદિ અને પાંચમ આદિ પ્રથમ કહેલા પક્ષોમાં બ્રાહ્મણોનું વિસર્જન થયા પછીજ શ્રાદ્ધમાં પૂજેલા પિત્રોનો ઉદ્દેશ કરી તર્પણ કરવું. સ્ત્રી રજસ્વલા થઇ હોય તો સકૃત્ (એકવાર) મહાલય કરવું નહી. કારણ, સકૃત્ મહાલયના બીજા કાળ છે. અમાસને દિવસે સ્ત્રી રજસ્વલા થઇ હોય તો આશુ સુદ પાંચમ લગી ગૌણ કાળમાં મહાલય કરવું. એકમ આદિ બીજા પક્ષોમાં પ્રારંભ દિવસે રસોઈ આરંભ કરવાથી પ્રથમ સ્ત્રી રજસ્વલા થાય તો તે છોડી બીજા બીજા પક્ષનો સ્વીકાર કરવો. પાકનો આરંભ થયા પછી રજસ્વલા થાય તો તેને બીજાં ઘરમાં બેસારી મહાલય કરવું. એ પ્રમાણે વિધવાએ કરવાનું જે શ્રાદ્ધ તેમાં પણ જાણવું. આ મહાલયમાં પુત્રવિનાની વિધવા શ્રાદ્ધ કરતી હોય તો તેણે, "**मम भर्तृतत्पितृपितामहानां, भर्तुर्मातृपितामहीप्रपितामहीनां, मम पितृपितामहप्रपितामहानां, मम मातृपितामहीप्रपितामहीनां, मम मातामहमातृपितामहमातृप्रपितामहानां, मम मातामहीमातृपितामहीमातृप्रपितामहीनां तृप्त्यर्थं सकृन्महालयापरपक्षश्राद्धं करिष्ये,**" પોતે એવો સંકલ્પ કરી બ્રાહ્મણહસ્તક અગ્નૌકરણાદિ સહિત સઘળો પ્રયોગ સંપૂર્ણ કરાવવો. બ્રાહ્મણે તો, "**अमुकनाम्न्या यजमानाया भर्तृतत्पितृपितामह,**" ઇત્યાદિ ઉચ્ચાર કરી પ્રયોગ કરવો. સામર્થ્ય ન હોય તો ભર્તૃત્રયી, પોતાની પિતૃત્રયી, પોતાની માતૃત્રયી અને પોતાની માતામહત્રયી સપત્નીક, એ પ્રમાણે ચાર ત્રયીનો ઉદ્દેશ કરી મહાલય કરવું. અતિ અશક્તિ હોય તો પોતાની ભર્તૃત્રયી, અને પોતાની પિતૃત્રયી, એ રીતે બે ત્રયીનો ઉચ્ચાર કરીને બે પાર્વણનુંજ કરવું.

---

**महालयःपितरिसंन्यस्ते पातित्यादियुतेवाजीवत्पितृकेणापिपुत्रेणपितुःपित्रादिसर्वपित्रुद्देशेन पिंडदानरहितः सांकल्पविधिना कार्यः वृद्धौतीर्थेचसंन्यस्तेताते चपतितेसति येभ्यएवपितादद्यात्तेभ्योदद्यात्स्वयंसुतः मुंडनंपिंडदानंचप्रेतकर्मचसर्वशः नजीवत्पितृकःकुर्याद्गुर्विणीपतिरेवचेत्यादिवचनात् पिंडदानादिविस्तरंकर्तुमशक्तेनापिसांकल्पविधिःकार्यः सांकल्पिकविधावर्घ्यदानंसमंत्रकावाहनमग्नौकरणं पिंडदानंविकिरदानंस्वधांवाचयिष्येॐस्वधोच्यतामित्यादिस्वधावाचनप्रयोगंचवर्जयेत् अनेकब्राह्मणालाभे देवस्थाने शालग्रामादिदेवमूर्तिंसंस्थाप्य श्राद्धंकार्यं सर्वथगविप्रालाभेदर्भबटुविधिनाश्राद्धं पित्रोर्मरणेप्रथमाब्देमहालयःकृताकृतः महालयोमलमासेनकार्यः अपरपक्षेप्रतिवार्षिकप्राप्तौमृततिथौवार्षिकंकृत्वातिथ्यंतरेसकृन्महालयःकार्यः प्रतिपदादिदर्शांतादिपक्षेषुमृततिथौवार्षिकंकृत्वापाकांतरेणमहालयः अमायांप्रतिवार्षिकसकृन्महालयप्राप्तौपूर्ववार्षिकंततोमहालयःततोदर्शश्राद्धमितित्रयंपाकभेदेन महालयमात्रप्राप्तावपिपूर्वंमहालयःततोदर्शः मृततिथौसकृन्महालयपक्षेतत्तत्तिथेर्ग्राह्यत्वनिर्णयोपराण्हव्याप्त्यादर्शवदितिभाति अत्रापरपक्षेभरणीश्राद्धा**

द्गयाश्राद्धफलप्राप्तिः भरणीश्राद्धमपिंडकंषट्दैवतंसांकल्पविधिनाकार्यं देवाभूरिलोचनौ पुरूरवार्द्रवौवा भरणीश्राद्धंकाम्यंगयाश्राद्धफलकामेनप्रतिवर्षंकार्यं केचित्पित्रादिमरणोत्तरंप्रथमवर्षेएवकुर्वंतिद्वितीयादिवर्षेनकुर्वंतितत्रमूलंचिंत्यं ममतुनदैवंनापिवापित्र्यंयावत्पूर्णोनवत्सरइत्यादिवचनेनसर्वस्यापिदर्शादिश्राद्धस्य प्रथमाब्देनिषेधाद्वर्षांतेएवापितृत्वप्राप्तेश्चद्वितीयादिवर्षेएवकर्तुंयुक्तमितिभाति यत्तुपितृभिन्नोपियोयोम्रियतेतस्यतस्यप्रथमाब्देभरणीश्राद्धंक्रियते तत्रापिमूलंनपश्यामः गयाश्राद्धफलार्थमाचारमनुसृत्यक्रियतेचेन्मृताद्येकमेवपार्वणमुद्दिश्यसदैवंकार्यं अत्रसपिंडत्वाचारोपिचिंत्यः ॥

"પિતા સંન્યાસી, અથવા પતિત હોય તો નાંદીશ્રાદ્ધ અને તીર્થશ્રાદ્ધમાં જે પિતૃદેવતાઓને પિતા દેતો તે પિતૃદેવતાઓને પુત્ર આપે." "મુંડન, પિંડદાન, મરણ પામેલાની ક્રિયા, એ સઘળું જેનો પિતા જીવતો હોય તેણે અને જેની સ્ત્રી સગર્ભા હોય તેણે ન કરવાં," ઇત્યાદિક પ્રમાણ છે, માટે પિતા સંન્યાસી અથવા પાતકાદિકે યુક્ત હોય તો જેનો પિતા જીવતો છે તે પુત્રે પણ પિતાના જે પિતા ઇત્યાદિક સર્વ પિતૃ તેમનો ઉદ્દેશ કરી મહાલય શ્રાદ્ધ પિંડદાન વિના સંકલ્પવિધિવડે કરવું. પિંડદાનાદિક વિસ્તાર કરવાને અશક્ત હોય તેણે પણ સંકલ્પવિધિ કરવો. સંકલ્પવિધિમાં અર્ઘ્યદાન, મંત્રસહિત આવાહન, અગ્નૌકરણ, પિંડદાન, વિકિરનું દાન, અને "**स्वधां वाचयिष्ये ॐ स्वधोच्यतां**," ઇત્યાદિ સ્વધાવાચન પ્રયોગ, એટલાં વર્જ્ય કરવાં. ત્રણ બ્રાહ્મણો ન મળે તો દેવસ્થાનકે શાળગ્રામાદિક મૂર્ત્તિની સ્થાપના કરી શ્રાદ્ધ કરવું. એક પણ બ્રાહ્મણ ન મળે તો દર્ભના બટુ કરી શ્રાદ્ધ કરવું. માતા કે પિતાનાં મરણ પછી પ્રથમ વર્ષમાં મહાલય શ્રાદ્ધ કરવું અથવા ન કરવું એ વિકલ્પ છે. મલમાસમાં મહાલય કરવું નહી. અપરપક્ષ (શ્રાદ્ધ પક્ષ)માં સાંવત્સરિક શ્રાદ્ધ પ્રાપ્ત થાય તો મરનારની તિથિને દિવસે સાંવત્સરિક શ્રાદ્ધ કરી બીજી તિથિને દિવસે સકૃન્મહાલય કરવું. એકમથકી અમાસ લગી ઇત્યાદિક પક્ષોમાં મૃતતિથિને દિવસે દરવખતનું સાંવત્સરિક કરીને બીજા પાકવડે મહાલય કરવું. જો અમાસને દિવસે પ્રતિ સાંવત્સરિક અને સકૃન્મહાલય એ રીતે બે પ્રાપ્ત થાય તો પ્રથમ સાંવત્સરિક કરી પછી મહાલય કરવું, અને ત્યારપછી દર્શશ્રાદ્ધ કરવું, એ રીતે ત્રણે જુદા પાક કરી કરવાં. એકલું મહાલય પ્રાપ્ત થાય તો પ્રથમ મહાલય, પછી દર્શ કરવું. મૃતતિથિને દિવસે જે સકૃન્મહાલય કરવું તેમાં તિથિનિર્ણય, અપરાન્હકાળે જે દિવસે વ્યાપ્તિ હોય તેને અનુસારે દર્શ પ્રમાણે લેવો, એ રીતે ભાસે છે. આ અપરપક્ષમાં ભરણી નક્ષત્રને દિવસે શ્રાદ્ધ કરવાથી ગયા શ્રાદ્ધ કરવાનું ફળ પ્રાપ્ત થાયછે. તે ભરણી શ્રાદ્ધ પિંડરહિત અને ષટ્દૈવત (પિતૃત્રયી સપત્નીક અને માતામહત્રયી સપત્નીક), સંકલ્પ વિધિવડે કરવું. તે ભરણી શ્રાદ્ધમાં દેવ ધૂરિલોચન, અથવા પુરૂરવાર્દ્રવ લેવા. ભરણી શ્રાદ્ધ કામ્ય છે માટે ગયાશ્રાદ્ધનાં ફળની ઇચ્છા કરનારે દરવર્ષે કરવું. પિતા ઇત્યાદિકનાં મરણ પછી પ્રથમ વર્ષમાંજ કેટલાએક લોકો ભરણી શ્રાદ્ધ કરેછે, બીજાં ઇત્યાદિક વર્ષમાં કરતા નથી, તેમાં મૂળ શું? તે વિચાર કરવો. મને તો, "જ્યહાં

લગી વર્ષ પુરૂં ન થાય ત્યહાં લગી દૈવકર્મ અને પિતૃકર્મ એ કરવાં નહી," ઇત્યાદિક વચનવડે દર્શાદિક સર્વ શ્રાદ્ધનો નિષેધ કહ્યોછે માટે વર્ષ પુરૂં થયા પછીજ પિતૃપણાંની પ્રાપ્તિ થાયછે, તેથી બીજાં ઇત્યાદિક વર્ષમાંજ કરવાને યોગ્ય છે, એમ ભાસેછે. પિતા માતા એ વિના પણ જે જે કોઈ મરણ પ્રાપ્ત થાયછે તેનાં તેનાં પ્રથમવર્ષે જે ભરણી શ્રાદ્ધ કરેછે, તેમાં પણ ક્યહી મૂળ દેખાતું નથી. ગયાશ્રાદ્ધનું ફળ મળવામાટે કેવળ લોકાચારને અનુસરી કરવું હોય તો મરનારને આદિ લૈ જે એક ત્રયી તેનોજ ઉદ્દેશ કરી દેવતાસહિત કરવું. એ ભરણીશ્રાદ્ધમાં પિંડદાન કરવાનો જે આચાર છે તે પણ વિચાર કરવા યોગ્ય છે.

---

अत्रापरपक्षे सप्तम्यादिदिनत्रयेमाध्यावर्षश्राद्धंकर्तुंपूर्वेद्युःश्राद्धंकरिष्ये ॰माध्यावर्षश्राद्धंकरिष्येऽन्वष्टक्यश्राद्धंकरिष्येइतिक्रमेण संकल्पंकृत्वा सर्वोप्यष्टकाविधिराश्वलायनैःकार्यः इदमाश्वलायनानामष्टकाविकृतिरूपमेकाष्टकाकरणपक्षेपिकार्यं इतरशाखिनांत्वष्टकारूपमेवेति पंचाष्टकाकरणपक्षेष्टकाश्राद्धंकरिष्यइतिसंकल्प्यकार्यं एकाष्टकापक्षेतुनकार्यं नवम्यामन्वष्टक्यश्राद्धंनवदैवतं सर्वशाखिभिरष्टम्यामष्टकाश्राद्धाकरणेपिगृह्याग्नौयथोक्तविधिनाकार्यं अस्यामन्वष्टक्यस्यमुख्यत्वात् गृह्याग्निरहितैस्तुयेषांपूर्वंमातामृता पश्चात्पितामृतस्तैर्मृतमातापितृकैः पाणिहोमादिविधिना नवदैवत्यंकार्यं जीवत्पितृकेणमृतमातृकेणानुपनीतेनापि मात्रादित्रितयमात्रोद्देशेनैकपार्वणकंपुरूरवार्द्रवदेवसहितंसपिंडकंश्राद्धंकार्यं स्वमातरिजीवंत्यांमृतसापत्नमात्रादित्रयोद्देशेनकार्यं स्वमातृसापत्नमात्रोर्मृतौद्विवचनप्रयोगेणसापत्नमात्रनेकत्वेचमात्रासहबहुवचनप्रयोगेणएकस्मिन्विप्रेएकएवक्षणोर्घ्यःपिंडश्चैकएवदेयः पितामहीप्रपितामह्योर्द्वौविप्रौपिंडौचेत्येवंपार्वणमावश्यकं केचिन्मातृबहुत्वेविप्रपिंडादिभेदमाहुः स्वमातृसापत्नमातृजीवनेतुगृह्याग्निरहितेनमृतपितृकेणापिनकार्यं अन्वष्टक्येमातृयजनस्यमुख्यत्वादतएवात्रकैश्चिन्मातृपार्वणस्यैवप्राथम्यमुक्तमितिभाति पूर्वंपितृमृतौपश्चान्मातृमृतावपिगृह्याग्निमतामस्यांनवम्यामन्वष्टक्यमावश्यकंनित्यत्वात् अन्येषांपश्चान्मातृमृतौनावश्यकं केचिन्नवम्यांपूर्वमृतमातृश्राद्धंमृतेभर्तरिलुप्यतइतिवचनप्रामाण्यमाश्रित्यपितृमरणोत्तरंनकुर्वंति भर्तुरग्रेसहदाहेनवामृतानांमातामहीभागिनीदुहितृमातृष्वसृपितृष्वस्रादीनामपुत्राणांपितृमात्रादिकुलोत्पन्नानांसर्वासामेवसौभाग्यवतीनामस्यांनवम्यांश्राद्धंकार्यं भर्तुरग्रेमृतानांतत्तद्भर्तृमरणोत्तरंचनकार्यं अतएवास्याअविधवानवमीत्वप्रसिद्धिः अतःपत्न्याअपिनवमीश्राद्धंकार्यं अस्याविधवानवमीश्राद्धस्यमहालयवद्यावद्वृश्चिकदर्शनंगौणकालः एवंदौहित्रप्रतिपच्छ्राद्धस्यापीतिकालतत्त्वविवेचने अत्राविधवानवमीश्राद्धेसुवासिनीनांप्रतिसांवत्सरिकश्राद्धादौचसुवासिनीभोजनमपिकार्यं भर्तुरग्रेमृतानारीसहदाहेनवामृता तस्याःस्थानेनियुंजीतविप्रैःसहसुवासिनीमित्यादिमार्कंडेयवचनात् अस्यांनवम्यांपिंडदानंजीवत्पितृकेणापिगर्भिणीपतिनाचापिकार्यं नवमीश्राद्धासंभवेममान्वष्टक्याकरणजनितप्रत्यवायपरिहारार्थंशतवारमेभिर्द्युभिःसुमनाइतिमंत्रजपंकरिष्ये इतिसंकल्प्यतज्जपंकुर्यात् अन्वष्टक्येसामवेदिभिःपितृपार्वणमेवकार्यंमातृमातामहपार्वणेनकार्यंइतिसिंधुः ॥

એ અપર પક્ષમાં સાતમ, આઠમ, અને નોમ એ ત્રણ દિવસ, "**माघ्यावर्षश्राद्धं कर्तुं पूर्वेद्युः श्राद्धं करिष्ये, माघ्या वर्षश्राद्धं करिष्ये, अन्वष्टक्यश्राद्धं करिष्ये,**" એવો ક્રમવડે સંકલ્પ કરી આશ્વલાયનોએ સઘળો અષ્ટકાશ્રાદ્ધનો વિધિ કરવો. આ અ-ષ્ટકાવિકૃતિરૂપ શ્રાદ્ધ, આશ્વલાયનો એક અષ્ટકાશ્રાદ્ધ કરતા હોય, એ પક્ષમાં પણ કરવું. બીજી શાખાવાળાઓએ અષ્ટકારૂપજ કરવું. પાંચ અષ્ટકા કરવી એ પક્ષમાં, "**अष्टकाश्राद्धं करिष्ये,**" એવો સંકલ્પ કરી કરવું. એકાષ્ટકાપક્ષમાં તો કરવું નહી. સઘળી શાખાવાળાઓએ આઠમને દિવસે અષ્ટકાશ્રાદ્ધ ન કર્યું હોય તો પણ નો-મને દિવસે અન્વષ્ટક્યશ્રાદ્ધ નવદૈવત (પિતૃત્રયી, માતૃત્રયી અને માતામહત્રયી સપત્નીક) એ રીતે ગૃહ્યાગ્નીમાં જેવો વિધિ કહ્યો છે તેપ્રમાણે કરવું; કારણ, એ નવમીને દિવસે અન્વષ્ટક્યશ્રાદ્ધ મુખ્ય છે. જેનો ગૃહ્યાગ્નિ સિદ્ધ ન હોય તેણે તો, જેની માતા પ્રથમ મરેલી હોય અને પિતા પછી મરણ પામેલો હોય તેણે એટલે એ રીતે જેનાં માતા પિતા મરણ પામેલાં હોય તેણે પાણિહોમા-દિવિધિ કરી નવદૈવત્યશ્રાદ્ધ કરવું. પિતા જીવતો હોય અને માતા મરણ પા-મેલી હોય તેમ યજ્ઞોપવીત પેહેર્યું ન હોય તેણે પણ માતૃત્રયીનો માત્ર ઉદ્દેશ કરી એક પાર્વણરૂપ પુરૂરવાર્દ્રવ દેવસહિત અને સપિંડક શ્રાદ્ધ કરવું. પોતાની માતા જી-વતી હોય તો મરેલી સાવકી મા ઇત્યાદિ જે ત્રયી તેનો ઉદ્દેશ કરી કરવું. પોતાની માતા અને સાવકી માતા એ બન્ને મરણ પામેલી હોય તો દ્વિવચનનો પ્રયોગ કરી, અને સાવકી માતા અધિક હોય તો માતાસહિત બહુવચનનો પ્રયોગ કરી એક બ્રા-હ્મણમાં એકજ ક્ષણ, અને અર્ઘ્ય; પિંડ પણ એકજ કરવો. પિતામહી અને પ્રપિતા-મહી એ બન્ને ઠેકાણે બે બ્રાહ્મણ અને બે પિંડ, એ રીતે એ પાર્વણ આવશ્યક છે. કોઈ ગ્રંથકાર, માતા ઘણી હોય તો બ્રાહ્મણ અને પિંડ જુદા જુદા જોઇએ, એવો ભેદ કેહેછે. પોતાની માતા અને સાવકી માતા એ જીવતી હોય તો ગૃહ્યાગ્નિરહિત હોય તેણે અને જેનો પિતા મરેલો હોય તેણે પણ કરવું નહી. કારણ, અન્વષ્ટક્ય-શ્રાદ્ધમાં માતૃપૂજનાદિકજ મુખ્ય છે, માટેજ કેટલાએક ગ્રંથકારોએ અન્વષ્ટક્યશ્રા-દ્ધને દિવસે માતૃપાર્વણજ પ્રથમ કહેલું છે, એમ ભાસેછે. પ્રથમ પિતા મૃત થયેલો હોય અને પછી માતા મૃત થયેલી હોય તો પણ ગૃહ્યાગ્નિધરનારાઓને નિત્ય છે માટે નવમીને દિવસે અન્વષ્ટક્યશ્રાદ્ધ અવશ્ય કરવું. બીજાઓને માતા પછી મરણ પામેલી હોય તો આવશ્યક નથી. કેટલાએક મનુષ્યો નોમને દિવસે પ્રથમ મરેલી માતાનું શ્રાદ્ધ, "પતિ મરણ થયા પછી લુપ્ત થાયછે," એ વચનનાં પ્રમાણનો આ-શ્રય કરી પિતા મરણ થયા પછી કરતા નથી. પતીથી પ્રથમ અથવા પતિની સાથે સતી થઈ મરણ થયેલી માતામહી (માની મા), બેહેન, દીકરી, માસી અને ફોઇ, ઇત્યાદિક પુત્રરહિત એવી; પિતા માતા ઇત્યાદિકનાં કુળમાં ઉત્પન્ન થયેલી સઘળી સૌભાગ્યવતી સ્ત્રિયોનું એ નોમને દિવસે શ્રાદ્ધ કરવું. પતિથી પ્રથમ મરેલીનું શ્રાદ્ધ તેનો પતિ મરવાપછી કરવું નહી, માટેજ એ નોમનું અવિધવાનવમી એવું નામ છે, માટે પોતાની સ્ત્રીનું પણ નોમને દિવસે શ્રાદ્ધ કરવું. એ અવિધવાનવમીશ્રા-

દ્ધનો મહાલય શ્રાદ્ધનીપઠે વૃશ્ચિક સંક્રાંતિનો પ્રવેશ થાય ત્યહાં લગી ગૌણ કાળ છે. એ પ્રમાણે એકમને દિવસે દોહિત્રે કરવાનું જે માતામહ (નાના)નું શ્રાદ્ધ તેનો પણ કાળ વૃશ્ચિક સંક્રાંતિનાં દર્શન લગી છે એ રીતે કાળતત્વવિવેચન ગ્રંથમાં કહ્યુંછે. એ અવિધવાનવમી શ્રાદ્ધને દિવસે અને સૌભાગ્યવતીનાં દરવર્ષનાં સાંવત્સરિક ઈત્યાદિક શ્રાદ્ધને દિવસે પણ સુવાસિનીભોજન કરાવવું. કારણ, "પતિથી પ્રથમ મરણ પામેલી, અથવા પતિની સાથે સતી થઈ મરણ થયેલી તેને ઠેકાણે એટલે તેનાં શ્રાદ્ધમાં બ્રાહ્મણોની સાથે સુવાસિની પણ નોતરવી," ઈત્યાદિક માર્કંડેયનાં વચન છે. આ નવમીશ્રાદ્ધને દિવસે પિંડદાન, જેના પિતા જીવતા હોય તેણે અને જેની સ્ત્રી સગર્ભા હોય તેણે પણ કરવું. નોમનું શ્રાદ્ધ કરવાનો સંભવ ન હોય તો, "**ममान्वष्टक्याकरणजनितप्रत्यवायपरिहारार्थं शतवार'मेभिर्द्युभिः सुमना०' इति मंत्रजपं करिष्ये,**" એવો સંકલ્પ કરી તે મંત્રનો જપ કરવો. અન્વષ્ટક્યશ્રાદ્ધમાં સામવેદીઓએ પિતૃપાર્વણજ (પિતૃત્રયી) કરવું, માતૃપાર્વણ, અને માતામહપાર્વણ કરવાં નહી, એ રીતે નિર્ણયસિંધુ કેહેછે.

---

**अत्रद्वादश्यांसंन्यासिनांमहालयः सचापराण्हव्यापिन्यामित्युक्तं तत्रवैष्णवाअपराण्हव्यापिन्याद्वादश्याएकादशीव्रतदिनसत्त्वेस्वल्पायामपिद्वादश्यांशुद्धत्रयोदश्यांवैकादशीपारणादिने एवसंन्यासिदैवत्यंश्राद्धंकुर्वंति ममत्वीदृशेविषयेवैष्णवैःसंन्यासिमहालयोदर्शेकार्यइतिभाति**

એ અપર પક્ષમાં અપરાન્હકાળવ્યાપિની બારસને દિવસે સંન્યાસિયોનું મહાલય કરવું. તેમાં વૈષ્ણવો, અપરાન્હકાળવ્યાપિની બારસ, એકાદશીવ્રતને દિવસે હોય તો અલ્પ કદિ બારસ હોય તો પણ તે દિવસે અથવા શુદ્ધ તેરસને દિવસે અર્થાત્ એકાદશીનાં પારણાંને દિવસેજ સંન્યાસિદૈવત્ય (સંન્યાસી જેના દેવતા છે) એવું શ્રાદ્ધ કરેછે.—મને તો એવે પ્રસંગે વૈષ્ણવોએ સંન્યાસિઓનું મહાલય અમાસને દિવસેજ કરવું, એમ ભાસેછે.

---

**अत्रत्रयोदश्यांमघायुतायांकेवलायांवाश्राद्धंनित्यं केवलमघायामपिश्राद्धंकार्यं अत्रश्राद्धविधौबहुग्रंथेषुबहवःपक्षाः अपुत्रेणपुत्रिणावागृहिणासपत्नीकपितृपार्वणमातामहपार्वणाभ्यांपितृव्यभ्रातृमातुलपितृष्वसृमातृष्वसृभगिनीश्वशुरादिपार्वणैश्वसहितं अपिंडकंसांकल्पविधिनाश्राद्धंकार्यं अथवापित्रादिपार्वणद्वयंमहालयवत्पितृव्याद्येकोद्दिष्टगणांश्चोद्दिश्यसांकल्पविधिनाश्राद्धंकार्यं यद्वादर्शवत्षड्दैवतंश्राद्धमपिंडकंकार्यं अथवानिष्कामेणपुत्रिणाश्राद्धविधिनाश्राद्धंनानुष्ठेयं किंतुपित्रादिपार्वणद्वयंकेवलंपितृव्यादिसहितंवोद्दिश्यैतेषांतृप्त्यर्थंब्राह्मणभोजनंकरिष्यइतिसंकल्प्यपितृरूपिणेब्राह्मणायगंधंसमर्पयामीत्येवं पंचोपचारान्सम्पर्य ब्रह्मार्पणमित्यादिपठित्वानेनब्राह्मणभोजनेनपित्रादिरूपीश्वरःप्रीयतामित्यन्नमुत्सृज्य पायसादिमधुरान्नेनविप्रान्भोजयित्वाद्दक्षिणाभिःसंतोष्यस्वयंभुंजीतेत्येतावदेवकर्तव्यं अपुत्रिणःसकामस्यचपिंडदानरहितश्राद्धविधिनाश्राद्धंनदोषाय क्वचित्पुत्रिणःपिंडदानमप्युक्तं एवमुक्तपक्षेष्वन्यतमपक्षेणमघात्रयोदशीश्राद्धमवश्यानुष्ठेयं अकरणेदोषोक्तेर्नित्यत्वात् हस्तनक्षत्रस्थेसूर्येमघायुतात्रयोदशीगजच्छायासंज्ञिता अस्यांश्राद्धेनफलभूयस्त्वं अत्रमहा**

लयस्ययुगादेश्चप्राप्तौमघात्रयोदशीमहालययुगादिश्राद्धानितंत्रेणकरिष्यइतिसंकल्प्य तंत्रेणकुर्यात् ननुदर्शेननित्यश्राद्धस्यैवकस्यचित्प्रसंगसिद्धिः अत्रैवंभाति अंगानामैक्यंप्रधानमात्रभेदस्तंत्रं तेनविश्वेदेवपाकाद्यंगानामैक्यंविप्रार्घ्यपिंडादेर्भेदएव प्रसंगसिद्धिस्थलेतुप्रधानमपिनभिद्यतइति त्रयोदशीश्राद्धेऽपरपक्षत्वाद्धूरिलोचनाविश्वेदेवाःश्राद्धसागरेउक्ताः अविभक्तैरपिभ्रातृभिर्मघात्रयोदशीश्राद्धंपृथक्कार्यमितिसिंधुकौस्तुभादौ विभक्तैरपिसहैवेतिश्राद्धसागरे ॥

એ અપર પક્ષમાં મઘા નક્ષત્રયુક્ત તેરસ અથવા કેવળ તેરસને દિવસે શ્રાદ્ધ અવશ્ય કરવું. એકલાં મઘા નક્ષત્રમાં પણ શ્રાદ્ધ કરવું. એ મઘાશ્રાદ્ધના વિધિમાટે અનેક ગ્રંથોમાં અનેક રીતિના પક્ષ કહ્યાછે. પુત્રરહિત અથવા પુત્રવાન્ ગૃહસ્થે સપત્નીક પિતૃપાર્વણ અને માતામહપાર્વણેસહિત તથા કાકા, ભાઇ, મામા, ફોઈ, માસી, બેહેન, સસરો, ઇત્યાદિકોનાં પાર્વણેસહિત એવું સાંકલ્પવિધિવડે પિંડરહિત શ્રાદ્ધ કરવું. અથવા પિતૃત્રયી, માતૃત્રયી અને મહાલયપ્રમાણે કાકા ઈત્યાદિ એકોદ્દિષ્ટગણ એ સઘળાઓનો ઉદ્દેશ કરી સાંકલ્પવિધિવડે શ્રાદ્ધ કરવું. અથવા અમાસનાં શ્રાદ્ધ સરખું છ દેવતાઓનો ઉદ્દેશ કરી પિંડરહિત શ્રાદ્ધ કરવું. અથવા નિષ્કામ એવા પુત્રવાન્ ગૃહસ્થે શ્રાદ્ધવિધિ કરી શ્રાદ્ધ કરવું નહી, ત્યારે કેવળ પિતૃત્રયી, માતૃત્રયી એનો ઉદ્દેશ કરી, અથવા પિતૃત્રયી, માતૃત્રયી અને કાકા ઇત્યાદિ એકોદ્દિષ્ટગણનો ઉદ્દેશ કરી "**एतेषां तृप्त्यर्थं ब्राह्मणभोजनं करिष्ये**" એવો સંકલ્પ કરી, "**पितृरूपिणे ब्राह्मणाय गंधं समर्पयामि**" એવો ઉચ્ચાર કરી ગંધાદિ પંચોપચાર અર્પણ કરવા, પછી "**ब्रह्मार्पणं०**" ઇત્યાદિ મંત્ર ઉચ્ચાર કરી, "**अनेन ब्राह्मणभोजनेन पित्रादिरूपी परमेश्वरः प्रीयतां,**" એવું કહી અન્નદાનનું જળ મૂકવું. પછી દૂધપાક ઈત્યાદિ મધુર અન્નવડે બ્રાહ્મણોને ભોજન કરાવી દક્ષિણાથી સંતોષ કરાવી પછી પોતે ભોજન કરવું, એટલોજ વિધિ કરવો. પુત્રરહિત અને સકામ એવા ગૃહસ્થને તો પિંડદાનરહિત એવા શ્રાદ્ધવિધિવડે શ્રાદ્ધ કરવાથી દોષ પ્રાપ્ત થતો નથી.—કોઈ ગ્રંથમાં પુત્રરહિતને પિંડદાન પણ કરવું એમ કહ્યુંછે. એ પ્રમાણે કહેલા પક્ષોમાંથી કોઇ એક પક્ષ સ્વીકાર કરી મઘા નક્ષત્ર તથા ત્રયોદશીને દિવસે શ્રાદ્ધ અવશ્ય કરવું. કારણ, ન કરવાથી દોષ કહેલો છે માટે તે નિત્ય છે. હસ્ત નક્ષત્રમાં સૂર્ય આવ્યો હોય તેમાં મઘાયુક્ત તેરસનું નામ ગજચ્છાયા એવું છે. તે દિવસે શ્રાદ્ધ કરવાથી મહાફળ મળેછે. એ તેરસને દિવસે મહાલય અને યુગાદિ તિથિ એ આવે તો, "**मघात्रयोदशी महालययुगादिश्राद्धानि तंत्रेण करिष्ये,**" એવો સંકલ્પ કરી તંત્રેકરી શ્રાદ્ધ કરવાં. દર્શશ્રાદ્ધવડે નિત્યશ્રાદ્ધસરખી બીજાં કોઇ પણ શ્રાદ્ધની સિદ્ધિ થતી નથી. એ વિષયમાં એવું ભાસેછે કે, અંગરૂપ કર્મ એક હોય અને માત્ર પ્રધાન કર્મનો ભેદ હોય તેને તંત્ર કહેછે, તેથી વિશ્વેદેવ, પાક ઈત્યાદિક જે અંગ તે સઘળાંનાં એક હોય અને બ્રાહ્મણ, અર્ધ્ય, પિંડ ઇત્યાદિક પ્રધાન કર્મ જુદાં કરવાં. પ્રસંગ (એક કરવાથી બન્નેની) સિદ્ધિ થતી હોય તે ઠેકાણે તો પ્રધાન કર્મસુદ્ધાં જુદાં થતાં નથી. તેરસનું શ્રાદ્ધ એ અપર પક્ષનું શ્રાદ્ધ છે માટે ઇહાં દેવ **ધૂરિલોચન** નામના લેવા એ રીતે શ્રાદ્ધસાગરમાં ક-

હેલું છે. સાથે રેહેનારા ભાઇઓએ પણ મઘાત્રયોદશીશ્રાદ્ધ જુદાં જુદાં કરવાં, એ રીતે **નિર્ણયસિંધુ, કૌસ્તુભ** ઇત્યાદિ ગ્રંથોમાં કહ્યુંછે. જુદા થયા હોય તો પણ સધળાઓએ એકજ કરવું. એ રીતે **શ્રાદ્ધસાગરમાં** કહ્યુંછે.

---

**अथात्रचतुर्दश्यांपित्रादित्रयमध्येएकस्यापिशस्त्रविषाग्निजलादिशृंगिव्याघ्रसर्पादिनिमित्तेन दुर्मरणेनमृतस्यैकोद्दिष्टविधिनाश्राद्धंकार्यम् पित्रादिद्वयोःशस्त्रादिहतत्वेद्वेएकोद्दिष्टेकार्ये पित्रादीनांत्रयाणांशस्त्रादिहतत्वेपार्वणमेवकार्यं केचिद्देकोद्दिष्टत्रयंकार्यमित्याहुः सहगमनेप्रयागादौचविधिप्राप्तेग्निजलादिमरणेचतुर्दशीश्राद्धंनकार्यं युद्धप्रायोपवेशनयोर्वैधत्वेपीदंकार्यं अत्रशस्त्रादिहतपितृव्यभ्रात्रादेरप्यपुत्रस्यैकोद्दिष्टंकार्यं इदंधूरिलोचनसंज्ञकदेवसहितंकार्यं अत्रसंबंधगोत्रनामाद्युच्चार्यामुकनिमित्तेनमृतस्यचतुर्दशीनिमित्तमेकोद्दिष्टंश्राद्धंसदैवंसपिंडंकरिष्यइतिसंकल्प्यप्रत्येकोद्दिष्टमेकार्घ्यैकपवित्रैकपिंडयुतंश्राद्धंकार्यं पित्रादेर्भ्रात्रादेश्चशस्त्रहतत्वेपृथक्पाकादिनामहालयवत्सहतंत्रेणवैकोद्दिष्टद्वयादि एवंचतुर्दश्यामेकोद्दिष्टंकृत्वापित्रादिसर्वपितृगणोद्देशेनसकृन्महालयस्तिथ्यंतरेऽवश्यंकार्यः अस्यांचतुर्दश्यांयदिशस्त्रादिमृतयोर्मातापित्रोर्मृताहस्तदाचतुर्दशीनिमित्तमेकोद्दिष्टंकृत्वा पुनस्तदैवमृतादित्रयोद्देशेनसांवत्सरिकंपार्वणविधिनाकार्यमितिश्राद्धसागरे कौस्तुभादौतुसांवत्सरिकपार्वणेनैवचतुर्दशीश्राद्धसिद्धिर्नपृथक्कार्यमित्युक्तं दिनांतरेचसकृन्महालयःकार्यः अत्रचतुर्दशीश्राद्धस्यकथंचिद्विघ्नेतुअत्रैवपक्षेऽग्रिमपक्षेवादिनांतरेतत्पार्वणविधिनैवकार्यंनत्वेकोद्दिष्टं अत्रैकोद्दिष्टेपराण्हव्यापिन्येवचतुर्दशीग्राह्यानात्वितरैकोद्दिष्टतिथिवन्मध्यान्हव्यापिनीतिकौस्तुभे ॥**

એ અપરપક્ષમાં; પિતા, પિતામહ, અને પ્રપિતામહ એ ત્રણમાંથી કોઈ પણ હથિયાર, વિષ, અગ્નિ, જળ ઇત્યાદિક અથવા શિંગડાંવાળા (પશુ આદિક), સિંહ, સર્પ, ઇત્યાદિક નિમિત્તવડે દુર્મરણથી મરણ થયેલો હોય તો તેનું શ્રાદ્ધ એ ચૌદશને દિવસે એકોદ્દિષ્ટવિધિ વડે કરવું. પિતા, પિતામહ ઇત્યાદિ બે શસ્ત્રાદિવડે મરણ થયેલા હોય તો બે એકોદ્દિષ્ટ કરવાં. પિતા, પિતામહ, અને પ્રપિતામહ એ ત્રણે શસ્ત્રાદિકવડે મરણ થયેલા હોય તો પાર્વણજ કરવું. કોઈ ગ્રંથકાર ત્રણ એકોદ્દિષ્ટ કરવાં, એમ કેહેછે. સતી થઈ પતિની સાથે જવાને સમયે વિધિપ્રાપ્ત અગ્નિમાં મરણ થયું હોય અને પ્રયાગાદિકમાં વિધિપ્રાપ્ત જળસમાધિવડે મરણ થયેલું હોય તો ચૌદશને દિવસે શ્રાદ્ધ કરવું નહી. યુદ્ધ અને પ્રાયોપવેશન (દર્ભ પાથરી ઉપર બેસી ઉપવાસ કરી મરવું) એ જો કે વિધિપ્રાપ્ત છે તો પણ તેવડે મરણ પામ્યો હોય તો તેનું શ્રાદ્ધ ચૌદશનું કરવું. શસ્ત્રાદિકવડે મરણ થયેલા અને પુત્રરહિત એવા કાકા, ભાઇ ઇત્યાદિકનું પણ એ ચૌદશને દિવસે એકોદ્દિષ્ટ શ્રાદ્ધ કરવું. એ શ્રાદ્ધ ધૂરિલોચન નામના વિશ્વેદેવાસહિત કરવું. એ શ્રાદ્ધમાં સંબંધ, ગોત્ર, નામ, ઇત્યાદિકનો ઉચ્ચાર કરિ, "**अमुकनिमित्तेन मृतस्य चतुर्दशीनिमित्तमेकोद्दिष्टं श्राद्धं सदैवं सपिंडं करिष्ये,**" એવો સંકલ્પ કરિ દરએક એકોદ્દિષ્ટ શ્રાદ્ધ એક અર્ઘ્ય, એક પવિત્ર, અને એક પિંડે સહિત કરવું. પિતા ઇત્યાદિક અને ભાઈ ઇત્યાદિક એ શસ્ત્રવડે મરણ થયેલા હોય તો પાક ઇત્યાદિક જુદા કરી મહાલયપ્રમાણે, અથવા એ-

કતંત્રવડે બે એકોદ્દિષ્ટ કરવાં. એ પ્રમાણે ચૌદશને દિવસે એકોદ્દિષ્ટ કરી પિતા ઇત્યાદિક સર્વ પિતૃગણનો ઉદ્દેશ કરી સકૃન્મહાલય બીજી તિથિમાં અવશ્ય કરવું. શસ્ત્રાદિકવડે મરણ થયેલાં માતા, પિતા ઇત્યાદિકનો મરણ દિવસ જો એ ચૌદશને દિવસે આવે તો ચતુર્દશીનિમિત્ત એકોદ્દિષ્ટ શ્રાદ્ધ કરી ફરિ એજ દિવસે મરણ પામેલી ઇત્યાદિક ત્રયીનો ઉદ્દેશ કરી સાંવત્સરિક શ્રાદ્ધ પાર્વણ વિધિવડે કરવું. એ રીતે શ્રાદ્ધસાગર ગ્રંથમાં કહ્યુંછે. કૌસ્તુભાદિ ગ્રંથમાં તો, સાંવત્સરિકના પાર્વણવિધિવડેજ તેની સિદ્ધિ થાયછે, માટે ચૌદશનું શ્રાદ્ધ જુદું કરવું નહી એમ કહેલુંછે, અને બીજે કોઇ એક પણ દિવસે સકૃન્મહાલય કરવું. એ ચૌદશનાં શ્રાદ્ધને કાંઇએક વિઘ્ન આવે તો એજ પક્ષમાં, અથવા બીજાં પક્ષમાં, બીજે કોઈ દિવસે તે ચૌદશનું શ્રાદ્ધ પાર્વણ વિધિવડેજ કરવું, એકોદ્દિષ્ટ કરવું નહી. એ એકોદ્દિષ્ટ શ્રાદ્ધમાં અપરાન્હકાળવ્યાપિનીજ ચૌદશ લેવી, બીજાં એકોદ્દિષ્ટની તિથિપ્રમાણે મધ્યાન્હકાળવ્યાપિની લેવી નહી, એ રીતે કૌસ્તુભમાં છે.

---

**हस्तनक्षत्रेसूर्येसतिचांद्रहस्तनक्षत्रयुतामावास्यागजच्छाया तस्यांश्राद्धदानादिकार्यं इत्यमावांगजच्छाया आश्विनशुक्लप्रतिपदिदौहित्रेणानुपनीतेनापिसपत्नीकमातामहस्यपार्वणंमातुलेसत्यपिअवश्यंकार्यं मातामहीसत्वेकेवलमातामहपार्वणं इदंजीवत्पितृकेणैवकार्यं इदंसपिंडकमपिंडकंवा अत्रपुरूरवार्द्रवसंज्ञकाविश्वेदेवाः धूरिलोचनाइतिकेचित् इयंप्रतिपदपराण्हव्यापिनीग्राह्येतिबहवः संगवव्यापिनीतिकेचित् अस्यश्राद्धस्ययावद्वृश्चिकदर्शनंगौणकालइतिकालतत्त्वविवेचने इतिमहालयादिनिर्णयोद्देशः ॥**

હસ્ત નક્ષત્રના સૂર્ય છતાં અમાસને દિવસે ચંદ્રનું હસ્ત નક્ષત્ર હોય તો તે અમાસનું **ગજચ્છાયા** એવું નામ છે, માટે તે દિવસે શ્રાદ્ધ, દાન ઇત્યાદિક કરવું. એ રીતે અમાસને દિવસે ગજચ્છાયાપર્વણી કહી. જેને જનોઈ મળી ન હોય તેવે દૌહિત્રે પણ આશુ સુદ એકમને દિવસે સપત્નીક માતામહનું મહાલય શ્રાદ્ધ મામા છતાં પણ અવશ્ય કરવું. માતામહી(માની મા) હોય તો કેવળ માતામહનું પાર્વણજ કરવું. એ માતામહશ્રાદ્ધ જેનો પિતા જીવતો હોય તેણેજ કરવું. એ પિંડસહિત અથવા પિંડરહિત કરવું. એ શ્રાદ્ધમાં '**પુરૂરવાર્દ્રવ નામના**' વિશ્વેદેવા લેવા. '**ધૂરિલોચન**' લેવા, એમ પણ કોઈ કહેછે. એ એકમ માતામહશ્રાદ્ધમાં અપરાન્હવ્યાપિની લેવી, એ રીતે ઘણા ગ્રંથકારો કહેછે. સંગવકાળવ્યાપિની લેવી, એમ પણ કોઇ એક કહેછે. આ માતામહ શ્રાદ્ધનો, વૃશ્ચિક સંક્રાંતિનો પ્રવેશ થાય ત્યહાં લગી ગૌણ કાળ છે, એ રીતે કાળતત્વવિવેચન ગ્રંથમાં કહ્યુંછે. એ પ્રમાણે મહાલય ઇત્યાદિકનો નિર્ણય સમાપ્ત થયો.

---

**भाद्रपदकृष्णपक्षेभौमवारव्यतीपातरोहिणीयुताषष्ठीकपिलाषष्ठी अत्रहस्तस्थेसूर्येफलातिशयः अयंयोगोदिवैवग्राह्योनतुरात्रौसूर्यपर्वत्वादितिभाति अस्यांहुतंचदत्तंचसर्वंकोटिगुणं भवेत् अत्रश्राद्धंकार्यमितिविशेषवचनंनोपलभ्यते तथापिअलभ्ययोगेश्राद्धविधानाद्दर्शवत् षट्दैवतंश्राद्धंकार्यं ॥**

## હવે કપિલા છઠનો નિર્ણય કેહેછે.

ભાદરવાનાં કૃષ્ણપક્ષમાં છઠને દિવસે મંગળવાર, વ્યતીપાત, રોહિણી એ સર્વેનો યોગ આવ્યો હોય તો તે છઠને કપિલા છઠ એમ કેહેછે. એ છઠને દિવસે હસ્ત નક્ષત્રના સૂર્ય હોય તો અત્યંત મહાફળ મળેછે. એ કપિલા છઠનો યોગ સૂર્યપર્વ છે માટે દિવસનોજ લેવો, રાત્રિએ લેવો નહી એમ ભાસેછે. "એ કપિલા છઠને દિવસે હોમ, દાન ઇત્યાદિક જે કરે તે સર્વે કોટિગુણ થાયછે." એ કપિલા છઠને દિવસે શ્રાદ્ધ કરવું એ રીતે વિશેષ વચન મળતું નથી, તો પણ અલભ્ય યોગનેવિષે શ્રાદ્ધ કરવાનો વિધિ છે માટે દર્શશ્રાદ્ધપ્રમાણે ષટ્દૈવત (પિતૃત્રયી સપત્નીક અને માતામહત્રયી સપત્નીક એ રીતે) શ્રાદ્ધ કરવું.

---

अथात्रसंक्षेपतोव्रतविधिः सूर्योद्देशेनोपवासंसंकल्प्यदेवदारूशीरकुंकुमैलामनःशिलापद्मकाष्ठतंडुलान्मधुगव्याभ्यांपेषयित्वाक्षीरालोडितेनकल्केनांगंविलिप्यस्नायात् तत्रमंत्रः आपस्त्वमसिदेवेशज्योतिषांपतिरेवच पापंनाशयमेदेववाङ्मनःकायकर्मजं ततःपंचगव्येनस्नात्वापंचपल्लवैर्मार्जयित्वामृत्तिकास्नानंकुर्यात् तर्पणादिनित्यविधिंकृत्वावरुणंपूजयित्वासर्वतोभद्रमध्येकलशोपरितंडुलादौपद्मंलिखित्वातस्याष्टसुपत्रेषुपूर्वादौसूर्यंतपनं स्वर्णरेतसंरविमादित्यंदिवाकरंप्रभाकरंसूर्यमित्यावाह्यमध्येसौवर्णरथेसूर्यमग्रेरुणंचावाह्यकरवीरार्कादिपुष्पैर्धूपादिभिःसंपूजयेत् दिक्पालादिदेवताःसंपूज्यद्वादशार्घ्यान्सूर्यायदद्यात् सविस्तरःपूजाविधिर्द्वादशार्घ्यमंत्राश्चकौस्तुभेज्ञेयाः सूर्याग्रे प्रभाकरनमस्तुभ्यंसंसारान्मांसमुद्धर भुक्तिमुक्तिप्रदोयस्मात्तस्माच्छांतिंप्रयच्छमे नमोनमस्तेवरदऋक्सामयजुषांपते नमोस्तुविश्वरूपायविश्वधात्रेनमोस्तुते इतिप्रार्थ्यउदुत्यमित्यादिसौरसूक्तानिजपित्वारात्रौजागरणंकृत्वाप्रातराकृष्णेनेतिमंत्रेणार्कसमिच्चर्वाज्यतिलैःप्रतिद्रव्यमष्टोत्तरशतं हुत्वाघंटादिसर्वालंकारयुतांकपिलांगांमंत्रैःसंपूज्यविप्रायदद्यात् गोपूजामंत्राःकौस्तुभे दानमंत्रस्तु नमस्तेकपिलेदेविसर्वपापप्रणाशिनि संसारार्णवमग्नंमांगोमातस्त्रातुमर्हसि वस्त्रयुगच्छन्नांसघंटामित्यादिविशेषणान्युक्त्वाइमांगांतुभ्यमहंसंप्रददेइतिदत्वासुवर्णदक्षिणांदद्यात् ततस्तस्मैविप्रायरथंसूर्यप्रतिमांचदद्यात् तत्रमंत्रः दिव्यमूर्तिर्जगच्चक्षुर्द्वादशात्मादिवाकरः कपिलासहितोदेवोममभुक्तिंप्रयच्छतु यथात्वंकपिलेपुण्यासर्वलोकस्यपावनी प्रदत्तासहसूर्येणममभुक्तिप्रदाभवेत्यादि ततःकपिलाप्रार्थनादिविस्तारःकौस्तुभे अथवोपोषणजागरहोमादिविधिमकृत्वाषष्ठ्यामेवस्नानंरथादिपूजनकपिलादानादिकार्यं इतिसंक्षेपतःकपिलाषष्ठीव्रतविधिः इतिश्रीमदनंतोपाध्यायसूनुकाशीनाथोपाध्यायविरचितेधर्मसिंधुसारेभाद्रपदमासकृत्यनिर्णयोद्देशः ॥

## હવે સંક્ષેપથી કપિલા છઠનાં વ્રતનો વિધિ કેહેછે.

સૂર્યના ઉદ્દેશવડે ઉપવાસનો સંકલ્પ કરી દેવદારૂ, વાળો, કેશર, એળચી, મણસલ, કમલનું કાષ્ઠ, અને ચોખા એટલા પદાર્થો, મધ અને ગાયનાં ઘીમાં વાટી દૂધમાં મેળવી તેનું સઘળાં અંગમાં મર્દન કરી સ્નાન કરવું. તેનો મંત્ર—"**आपस्त्वमसि देवेश, ज्योतिषां पतिरेव च ॥ पापं नाशय मे देव, वाङ्मनःकायकर्मजं,**" એ

મંત્રવડે સ્નાન કરી પછી પંચગવ્યવડે સ્નાન કરવું. પછી પંચપલ્લવ (પીપળો, ગુલર, પીપળી, આંબો, વડ) વડે, માર્જન કરી મૃત્તિકા સ્નાન કરવું. પછી તર્પણ ઇત્યાદિ નિત્યવિધિ કરી વરૂણની પૂજા કરવી. પછી સર્વતોભદ્ર મંડળ કરી તેના મધ્યભાગમાં કળશ માંડી તે ઉપરે ચોખાભરેલું પૂર્ણપાત્ર માંડી તે ચોખામાં આઠ પાંખડીનું કમળ બનાવી, તેમાં પૂર્વાદિ દિશાથકી ક્રમવડે સૂર્ય, તપન, સ્વર્ણરેતસ, રવિ, આદિત્ય, દિવાકર, પ્રભાકર, અને સૂર્ય એ આઠ દેવનું આવાહન કરી મધ્યભાગમાં સુવર્ણના રથમાં સૂર્યનું આવાહન કરી તેની સામે અરૂણનું આવાહન કરવું; પછી કણેર, આકડો ઈત્યાદિકનાં પુષ્પવડે અને ધૂપ દીપાદિકવડે સારી રીતે પૂજા કરવી. પછી દિક્‌પાલ ઈત્યાદિ દેવતાઓનું પૂજન કરી બાર અર્ઘ્ય સૂર્યને દેવા. વિસ્તારસહિત પૂજાનો વિધિ, અને બાર અર્ઘ્યના મંત્ર કૌસ્તુભમાં જોવા. સૂર્યની સામે હાથ જોડી પ્રાર્થના કરવાનો મંત્ર—"**प्रभाकर नमस्तुभ्यं, संसारान्मां समुद्धर ॥ भुक्तिमुक्तिप्रदो यस्मात्, तस्माच्छांतिं प्रयच्छ मे ॥ नमो नमस्ते वरद, ऋक्सामयजुषां पते॥ नमोस्तु विश्वरूपाय, विश्वधात्रे नमोस्तु ते,**" એ રીતે પ્રાર્થના કરી "**उदुत्यं०**" ઇત્યાદિ સૂર્યસૂક્તનો જપ કરી રાત્રિએ જાગરણ કરવું; પછી પ્રાતઃ કાળે "**आकृष्णेन०**" એ મંત્રવડે આકડાનાં સમિધ, ચરૂ (ભાત), ઘી અને તિલ એ દરએક પદાર્થની એક સો આઠ (૧૦૮) આહુતિ હોમ કરી, ઘંટાદિક સર્વ અલંકાર યુક્ત કપિલા ગાયની મંત્રવડે પૂજા કરી તે બ્રાહ્મણને દેવી. ગાયની પૂજાના મંત્રો કૌસ્તુભમાં કહ્યાછે. ગાયના દાનનો મંત્ર.—"**नमस्ते कपिले देवि, सर्वपापप्रणाशिनि ॥ संसारार्णवमग्नं मां, गोमातस्त्रातुमर्हसि**" "**वस्त्रयुगच्छन्नां सघंटां**" ઈત્યાદિક વિશેષણ કહી, "**इमां गां तुभ्यमहं संप्रददे**" એટલું કહી ગાય દેવી, પછી સુવર્ણદક્ષિણા દેવી. ત્યાર પછી તે બ્રાહ્મણને રથ અને સૂર્યમૂર્ત્તિનું દાન કરવું. દાનનો મંત્ર—"**दिव्यमूर्त्ति र्जगच्चक्षु, र्द्वादशात्मा दिवाकरः ॥ कपिलासहितो देवो, मम मुक्तिं प्रयच्छतु ॥ यथात्वं कपिले पुण्या, सर्वलोकस्य पावनी ॥ प्रदत्ता सह सूर्येण, मम मुक्तिप्रदा भव**" ઈત્યાદિ; ત્યાર પછી કપિલાની પ્રાર્થના કરવી, ઇત્યાદિક વિસ્તાર કૌસ્તુભમાં કહ્યોછે. અથવા ઉપવાસ, જાગરણ હોમ ઈત્યાદિક વિધિ કર્યાવિના કપિલા છઠને દિવસેજ સ્નાન, રથાદિકનું પૂજન, કપિલા ગાયનું દાન ઇત્યાદિક કરવું. એ રીતે સંક્ષેપે કરી કપિલા ષષ્ઠીવ્રતનો વિધિ સમાપ્ત થયો. **ઇતિ શ્રીમદનંતોપાધ્યાયસૂનુકાશીનાથોપાધ્યાયવિરચિતે ધર્મસિંધુસારે ભાદ્રપદમાસકૃત્યનિર્ણયોદ્દેશઃ સમાપ્તઃ ॥**

---

**तुलामेषसंक्रांतिर्विषुवसंज्ञा तस्याःपूर्वाःपराश्चपंचदशपंचदशनाड्यःपुण्यकालः विशेषः प्रागुक्तएव आश्विनशुक्लप्रतिपदिदेवीनवरात्रारंभः नवरात्रशब्दःआश्विनशुक्लप्रतिपदमारभ्यमहानवमीपर्यंतंक्रियमाणकर्मनामधेयं तत्रकर्मणिपूजैवप्रधानं उपवासादिकंस्तोत्रंजपादिकंचांगं तथाचयथाकुलाचारमुपवासैकभक्तनक्तायाचितान्यतमव्रतयुक्तंयथाकुलाचारं सप्तशतीलक्ष्मीहृदयादिस्तोत्रजपसहितंप्रतिपदादिनवम्यंतनवतिथ्यधिकरणकपूजाख्यंकर्म नवरात्रशब्दवाच्यं पूजाप्राधान्योक्तेरेव क्वचित्कुलेजपोपवासादिनियमस्यव्यतिरेकउपलभ्य**

तेपूजायास्तुनक्कापिकुलेनवरात्रकर्मण्यभावोद्दश्यते यत्कुलेनवरात्रमेवनानुष्ठीयतेतत्रनवरात्र पूजादेरप्यभावआस्तांनाम सचनवरात्रारंभःसूर्योदयोत्तरंत्रिमुहूर्तव्यापिन्यांप्रतिपदिकार्यः त दभावेद्विमुहूर्तव्यापिन्यामपि क्वचिन्मुहूर्तमात्रव्यापिन्यामप्युक्तः सर्वथादर्शयुक्तप्रतिपदिन कार्यइतिबहुग्रंथसंमतं मुहूर्तन्यूनव्याप्तौसूर्योदयास्पर्शेवादर्शयुतापिग्राह्या प्रथमदिनेषष्टिघटि काप्रतिपद्द्वितीयदिनेमुहूर्तद्वयादिपरिमितावर्धतेतदापूर्णत्वात्पूर्वैवग्राह्या द्वितीयावेधनिषेधो पिएतत्पक्षद्वयेएवयोज्यः पुरुषार्थचिंतामणौतुपूर्वदिनेमुहूर्तचतुष्टयोत्तरंमुहूर्तपंचकोत्तरंवाप्र वृत्ताद्वितीयदिनेमुहूर्तद्वयादिपरिमिताप्रतिपत्तदापरस्याःक्षयगामितयानिषिद्धत्वादमायुक्ता पिपूर्वैवग्राह्येत्युक्तं तत्रसूर्योदयोत्तरंदशघटीमध्येतत्रासंभवेमध्यान्हेऽभिजिन्मुहूर्तेप्रारंभःका र्योनत्वपराण्हे एवंचप्रतिपदआद्यषोडशनाडीनिषेधश्चित्रावैधृतियोगनिषेधश्चोक्तकालानु रोधेनसतिसंभवेपालनीयोनतुनिषेधानुरोधेनपूर्वाण्हःप्रारंभकालःप्रतिपत्तिथिर्वातिक्रमणीयः

## હવે આશુ માસમાં કરવાનાં કાર્યો કેહેછે.

તુલા સંક્રાંતિ અને મેષ સંક્રાંતિ એનું વિષુવ એવું નામ છે. તે વિષુવ સંક્રાંતિની પ્રથમની ૧૫ અને પાછલની ૧૫ ઘડી પુણ્યકાળ જાણવો. એ કરતાં અધિક નિ-ર્ણય પ્રથમ (પત્ર ૪ માં) કહેલો છેજ. આશુ સુદ એકમને દિવસે દેવીનાં નવરા-ત્રિનો આરંભ કરવો. આશુ સુદ એકમથી આરંભ કરી મહાનવમી લગી કરવાનાં જે (પૂજા ઇત્યાદિક) કર્મ તેને નવરાત્ર એમ કેહેછે. તે નવરાત્રનાં કર્મોમાં પૂજા એજ મુખ્ય કર્મ છે. ઉપવાસ આદિક, સ્તોત્ર, અને જપાદિક એ અંગ છે. તેમજ જેવો કુળાચાર હોય તે પ્રમાણે ઉપવાસ, એકભક્ત, નક્ત, અયાચિત એમાંનાં એકાદ વ્રતે સહિત અને જેવો કુળાચાર હોય તે પ્રમાણે સપ્તશતી (ચંડીપાઠ), લક્ષ્મીહૃદય ઇ-ત્યાદિક સ્તોત્ર જપે યુક્ત એવું એકમથકી નવમી લગી નવ દિવસ પૂજા નામનું જે કર્મ કરવું તેને, પૂજાપ્રધાન એવો શબ્દ છે માટેજ, નવરાત્ર એમ કેહેછે. કેટલાં-એક કુળમાં જપ, ઉપવાસ ઇત્યાદિક નિયમ મુદ્દલ નથીજ, પરંતુ કોઇ પણ કુ-ળમાં નવરાત્રકર્મમાં પૂજા નથી એમ ક્યાંહ્ય પણ દેખાતું નથી. જેનાં કુળમાં મુદ્દલ, નવરાત્રજ કરવાનો આચાર નથી ત્યહાં પૂજા ઇત્યાદિકનો પણ અભાવ હોય તો રહો. તે નવરાત્રનો આરંભ સૂર્યોદય પછી છ ઘડીવ્યાપિની એવી એક-મને દિવસે કરવો. સૂર્યોદય પછી છ ઘડી ન હોય તો ચાર ઘડીવ્યાપિનીમાં પણ કરવો. કોઈ ગ્રંથમાં બે ઘડી વ્યાપિનીમાં પણ કરવો એમ છે, પરંતુ સર્વથા અ-માવાસ્યાયુક્ત એકમને દિવસે આરંભ કરવો નહી, એ રીતે બહુ ગ્રંથનો મત છે. સૂર્યોદય પછી બે ઘડીકરતાં ઓછી વ્યાપ્તિ હોય અથવા સૂર્યોદયને સ્પર્શ ન હોય તો અમાવાસ્યાયુક્ત પણ લેવી. જો પ્રથમ દિવસે સાઠ ઘડી એકમ હોય અને બીજે દિવસે ચાર ઘડી અથવા કાંહી અધિક એવી વધતી હોય તો પૂર્ણવ્યાપ્તિ છે માટે પ્રથમ દિવસનીજ લેવી. બીજના વેધનો નિષેધ છે તે પણ એ બે પક્ષમાંજ સમજવો. પુરૂષાર્થચિંતામણીમાં તો પ્રથમ દિવસે આઠ ઘડી પછી અથવા દશ ઘડી પછી એકમ આવે અને બીજે દિવસે ચાર ઘડી ઇત્યાદિક પ્રમાણવાળી એકમ હોય

ત્યારે બીજા દિવસની ક્ષયગામિની છે તે કારણથી એ નિષિદ્ધ છે માટે અમાવાસ્યાયુક્ત છે તો પણ પ્રથમ દિવસનીજ લેવી, એ રીતે કહ્યુંછે. તેમાં સૂર્યોદય પછી દશ ઘડીમધ્યે પ્રારંભ કરવો. દશ ઘડીમાં ન થાય તો મધ્યાન્હે અભિજીત્ મુહૂર્તમાં પ્રારંભ કરવો, અપરાન્હ કાળમાં કરવો નહી. એ પ્રમાણે એકમની પ્રથમની સોળ ઘડીનો નિષેધ, તેમજ ચિત્રા અને વૈધૃતિનો નિષેધ પ્રથમ કહેલા કાળમાં પાળી શકાય તો પાળવો. કેવળ નિષેધ કહેલો છે એટલું માની પ્રારંભનો કાળ જે પૂર્વાન્હ કાળ, અથવા એકમ તિથિ એનું ઉલ્લંઘન કરવું નહી.

---

अत्रकर्मणिब्राह्मणादिचतुर्वर्णस्यम्लेच्छादेश्चाधिकारः तत्रविप्रेणजपहोमान्नबलिनैवेद्यैः सात्विकीपूजाकार्या नैवेद्यैश्चनिरामिषैः मद्यंदत्वाब्राह्मणस्तुब्राह्मण्यादेवहीयते मद्यमपेय मदेयमित्यादिनिषेधान्मांसमद्यादियुतराजसपूजायांब्राह्मणस्यनाधिकारः मद्यपानेमरणांतप्रायश्चित्तोक्तेः स्पर्शेतदंगच्छेदोक्तेश्चाल्पप्रायश्चित्तेनदोषानपगमेनपातित्यापातात् इत्थमेवसर्वेप्राचीनानवीनाश्चनिबंधकारानिर्बंधेनलिखंति नवीनतराभास्कररायप्रभृतयोपिसप्तशतीटीकादौप्राचीनग्रंथाननुसृत्यैवमेवपरिष्कुर्वंति सभायांचैतन्मतमेवश्लाघंतेचआचरणंत्वन्यथाकुर्वंति तत्किंस्वयंदुर्दैववशेनब्राह्मण्यभ्रष्टोभूवमन्येप्येवंमाभूवन्निनिभूतदययावास्वपातित्यगोपनायवान्येषांकलियुगस्थविप्राणामधिकाराभावालोचनयावेतिनवयंतत्त्वंजानीमः क्षत्रियवैश्ययोर्मांसादियुतजपहोमसहितराजसपूजायामप्यधिकारः सचकेवलंकाम्यएवननुनित्यः निष्कामक्षत्रियादेःसात्विकपूजाकरणेमोक्षादिफलातिशयः एवंशूद्रादेरपि शूद्रादेर्मंत्रहीनाजपादिरहितामांसादिद्रव्यकातामसपूजापिविहिता शूद्रेणसप्तशत्यादिजपहोमसहितासात्विकीपूजाब्राह्मणद्वाराकार्या स्त्रीशूद्रादेःस्वतःपौराणमंत्रपाठेपिनाधिकारः अतएवशूद्रःसुखमवाप्नुयादित्यत्रभाष्येस्त्रीशूद्रयोःश्रवणादेवफलंनतुपाठादित्युक्तं एतेनस्त्रीशूद्रयोर्गीताविष्णुसहस्रनामपाठोदोषायैवेतिज्ञेयं क्वचित्पौराणमंत्रयुक्तपूजायांस्त्रीशूद्रयोःस्वतोप्यधिकारउक्तः जपहोमादौविप्रद्वारैव म्लेच्छादीनांतुब्राह्मणद्वारापिजपहोमेसमंत्रकपूजायांचनाधिकारः किंतुतैस्तत्तदुपचाराणांदेवीमुद्दिश्यमनसोत्सर्गमात्रंकर्तव्यं ॥

આ નવરાત્ર વ્રતમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર એ ચારે વર્ણને અધિકાર છે. તેમજ મ્લેચ્છાદિકને પણ અધિકાર છે. તેમાં બ્રાહ્મણે જપ, હોમ, અન્નનું બલિ અને નૈવેદ્ય એણેકરિ પૂજા કરવી. "માંસરહિત નૈવેદ્યવડે; બ્રાહ્મણ મદ્ય અર્પણ કરવાથી બ્રાહ્મણપણાંથીજ ભ્રષ્ટ થાયછે; મદ્ય પીવાને તથા દેવાને અયોગ્ય છે" ઈત્યાદિ નિષેધ છે માટે માંસ, મદ્ય ઇત્યાદિવડે યુક્ત રાજસી પૂજામાં બ્રાહ્મણને અધિકાર નથી; કારણ, મદ્યપાન કરવાથી મરણ પર્યંત પ્રાયશ્ચિત્ત કરવાનું કહ્યુંછે, અને સ્પર્શ થાય તો તે અંગ કાપવું એવાં વચન છે, અને અલ્પ પ્રાયશ્ચિત્ત કરવાથી દોષનો નાશ ન થતાં પતિતપણું પ્રાપ્ત થાયછે. એ પ્રમાણેજ સઘળા પ્રાચીન અને હાલના ગ્રંથકારો નિશ્ચયવડે લખેછે. જે અત્યંત નવીન ભાસ્કરરાય વગેરે ગ્રંથકારો તેઓ પણ સપ્તશતીની ટીકા આદિ ગ્રંથોમાં પ્રાચીન ગ્રંથોને અનુસરી એજ રીતે પ્રતિપાદન કરેછે, અને સભા વચમાં પણ એજ મત કેહેછે, અને આચરણ તો બીજી રીતે કરેછે;

ત્યારે, હું જેમ દુષ્ટ દૈવવડે બ્રાહ્મણપણાંથી ભ્રષ્ટ થયો તેમ બીજા થાવો માં એવી પ્રાણી ઉપરે દયા કરી, અથવા પોતાનું ભ્રષ્ટપણું ગુપ્ત કરવું એ હેતુથી, અથવા બીજા કલિયુગના બ્રાહ્મણોને અધિકાર નથી એ વિચારવડે તેઓ એમ કરેછે, એઉમાં ખરૂં કારણ કહ્યું? તે હમો જાણતા નથી. ક્ષત્રિયો અને વૈશ્યોને માંસાદિક યુક્ત અને જપ હોમ સહિત રાજસ પૂજાવિષે અધિકાર છે, તે અધિકાર પણ કેવળ કામનાથી છે, નિત્ય નથી. નિષ્કામ ક્ષત્રિયાદિકોએ સાત્વિક પૂજા કરવાથી તેમને અત્યંત મોક્ષાદિ ફળ મળેછે. એ રીતે શૂદ્રાદિકોને પણ મળેછે. શૂદ્રાદિકોને મંત્રહીન, જપાદિકે રહિત, માંસાદિક દ્રવ્યસહિત તામસી પૂજા પણ કરવાની કહેલી છે. શૂદ્રે સપ્તશતી ઇત્યાદિકના પાઠ અને હોમ સહિત સાત્વિકી પૂજા બ્રાહ્મણવડે કરાવવી. સ્ત્રિયો અને શૂદ્રોને પોતાને પુરાણસંબંધી મંત્રના પાઠ કરવાવિષે પણ અધિકાર નથી, માટેજ, "શૂદ્ર સુખ પામે" એ વાક્યના ભાષ્યમાં સ્ત્રિયો અને શૂદ્રોને શ્રવણવડેજ ફળ છે, પાઠવડે નહી, એ રીતે કહેલુંછે. એથી સ્ત્રિ અને શૂદ્રને ગીતા અને વિષ્ણુસહસ્રનામના પાઠ કરવાથી દોષ પ્રાપ્ત થાયછે એમજ જાણવું. કેટલાએક ગ્રંથમાં સ્ત્રિયો અને શૂદ્રોને પોતેજ પુરાણસંબંધી મંત્ર બોલી પૂજા કરવી એમ કહેલુંછે. જપ, હોમ કરવા તે બ્રાહ્મણવડેજ કરાવવા. મ્લેચ્છ આદિઓને તો બ્રાહ્મણદ્વારા પણ જપ, હોમ અને મંત્રયુક્ત પૂજા કરવામાં અધિકાર નથી. ત્યારે તે મ્લેચ્છોએ તે તે ઉપચાર દેવીના ઉદ્દેશવડે મને કરી સમર્પણ કરવા.

---

**अथनवरात्रेनुकल्पाः तृतीयादिनवम्यंतंसप्तरात्रंवाकर्तव्यं पंचम्यादिपंचरात्रंवा सप्तम्यादित्रिरात्रंवा अष्टम्यादिद्विरात्रंवा एकाहपक्षेकेवलाष्टम्यांकेवलनवम्यांवा एषांपक्षाणांस्वस्वकुलाचारानुसारेणप्रतिबंधादिनापूर्वपूर्वपक्षासंभवानुसारेणवाव्यवस्था तत्रतृतीयापंचम्योर्निर्णयःप्रतिपदादिवत् सप्तम्यादिस्तुनिर्णयोवक्ष्यते नवरात्रादिपक्षेषुक्षयवृद्धिवशेनदिनाधिक्यन्यूनत्वेपूजाद्यावृत्तिःकार्या केचित्तुदिनक्षयेष्टावेवपूजाश्चंडीपाठांश्चकुर्वंति इदंदेवीपूजनात्मकंनवरात्रकर्मनित्यंअकरणेदोषश्रवणात् फलश्रवणात्काम्यंच ॥**

## હવે નવરાત્રીના ગૌણ પક્ષ કેહેછે.

ત્રીજથકી નોમ લગી સાત રાત્રિ પર્યંત નવરાત્ર કરવાં. અથવા પાંચમથકી નોમ લગી પાંચ રાત્રિ નવરાત્ર કરવાં. અથવા સાતમથકી નોમ લગી ત્રણ રાત્ર કરવાં. અથવા આઠમથકી નોમ લગી બે રાત્રિ કરવાં. એક દિવસ કરવાં હોય તો કેવળ આઠમ અથવા નોમને દિવસે કરવાં. એ સઘળા પક્ષોની વ્યવસ્થા પોતપોતાના કુળના આચાર પ્રમાણે અથવા કાંઇએક પ્રતિબંધવડે પ્રથમ પક્ષનો સંભવ ન હોય તો જાણવી. તેમાં ત્રીજ અને પાંચમનો નિર્ણય એકમ ઇત્યાદિકની પેઠે જાણવો. સાતમ ઇત્યાદિકોનો નિર્ણય કેહેવાસે. નવ રાત્રિ આદિ જે પક્ષ કહ્યા તેઉમાં દિવસનો ક્ષય અથવા વૃદ્ધિ થવાથી ઓછા અધકા દિવસો થાય તો પૂજા ઇત્યાદિકની આવૃત્તિ કરવી. કેટલાએક મનુષ્ય તો દિનક્ષય થવાથી પૂજા અને ચંડીપાઠ

આઠ આઠ કરેછે. એ દેવી પૂજનરૂપ નવરાત્ર કર્મ ન કરવાથી દોષ કહેલોછે, અને કરવાથી ફળ કહેલુંછે માટે નિત્ય અને કામનિક એવા બે પ્રકારનું છે.

---

अत्रनवरात्रेघटस्थापनंप्रातर्मध्यान्हेप्रदोषकालेचेतित्रिकालंद्विकालमेककालंवास्वस्वकुलदेवतापूजनंसप्तशत्यादिजपोखंडदीपःआचारप्राप्तमालाबंधनंउपवासनक्तैकभक्तादिनियमःसुवासिनीभोजनंकुमारीभोजनपूजनादिअंतेसप्तशत्यादिस्तोत्रमंत्रहोमादिइत्येतानिविहितानि एतेषांमध्येक्वचित्कुलेघटस्थापनादीनिद्वित्रादीन्येवानुष्ठीयंतेनसर्वाणिक्वचित्घटस्थापनादिरहितानिकानिचित्क्वचित्सर्वाण्येवेत्येतेषांसमुच्चयविकल्पौकुलाचारानुसारेणव्यवस्थितौज्ञेयौ कुलपरंपराप्राप्तादधिकंशक्तिसत्वेपिनानुष्ठेयमितिशिष्टाचारः फलकामनया प्रार्थितमुपवासादिकंकुलाचाराभावेपिकुर्वंति इदंकलशस्थापनंरात्रौनकार्यं तत्रकलशस्थापनार्थंशुद्धमृदावेदिकांकृत्वापंचपल्लवदूर्वाफलतांबूलकुंकुमधूपादिसंभारान्संपादयेत् ॥

એ નવરાત્રિમાં ઘટસ્થાપના કરવી; પ્રાતઃકાળે, મધ્યાન્હકાળે, અને પ્રદોષકાળે ત્રણ વખત, બે વખત, અથવા એક વખત પોતપોતાના કુળદેવતાનું પૂજન કરવું; સપ્તશતી ઇત્યાદિકનો જપ; અખંડ દીપ; પોતપોતાના આચાર પ્રમાણે માળા બાંધવી; ઉપવાસ, નક્ત, એકભક્ત ઇત્યાદિ નિયમ ધારણ કરવા; સુવાસિનીને ભોજન દેવું; કુમારીને ભોજન, પૂજન ઇત્યાદિ કરવું અને છેલે દિવસે સપ્તશતી ઇત્યાદિ સ્તોત્ર, તથા મંત્ર વડે, હોમ ઇત્યાદિ કરવાં; એ પ્રમાણે કૃત્ય કહેલાં છે. એઉમાંથી કેટલાંએક કુળમાં ઘટસ્થાપનાદિક બે, ત્રણજ કરેછે, સઘળાં કરતાં નથી. કેટલાંએક ઠેકાણે ઘટસ્થાપનવિના કેટલાંએક કરેછે. કેટલાંએક ઠેકાણે સઘળાં કરેછે. એ પ્રમાણે એ સઘળાં કરવાં અથવા તેમાંથી કેટલાંએક કરવાં, તેની વ્યવસ્થા કુળાચાર પ્રમાણે જાણવી. કુળ પરંપરાવડે જે પ્રાપ્ત હોય તે કરતાં અધિક શક્તિ હોય તો પણ કરવું નહી, એવો શિષ્ટોનો આચાર છે. ફળની ઇચ્છાથકી સંકલ્પ કરેલા ઉપવાસાદિક કુળાચાર ન હોય તો પણ કરેછે. એ કળશસ્થાપન રાત્રિનું કરવું નહી. કળશસ્થાપનમાટે શુદ્ધ માટીવડે વેદી ( ઓટલી ) કરી પંચપલ્લવ, દૂર્વા, ફળ, તાંબૂલ, કુંકુમ, ધૂપ, દીપ ઇત્યાદિક સામગ્રી એકઠી કરવી.

---

अथसंक्षेपतोनवरात्रारंभप्रयोगः प्रतिपदिप्रातःकृताभ्यंगस्नानःकुंकुमचंदनादिकृतपुंड्रो धृतपवित्रःसपत्नीकोदशघटिकामध्येऽभिजिन्मुहूर्तेवादेशकालौसंकीर्त्य ममसहकुटुंबस्यामुकदेवताप्रीतिद्वारासर्वापच्छांतिपूर्वकदीर्घायुर्धनपुत्रादिवृद्धिशत्रुजयकीर्तिलाभप्रमुखचतुर्विधपुरुषार्थसिद्ध्यर्थमद्यप्रभृति महानवमीपर्यंतंप्रत्यहंत्रिकालमेककालंवामुकदेवतापूजामुपवासनक्तैकभक्तान्यतमनियमसहितामखंडदीपप्रज्वालनंकुमारीपूजनं चंडीसप्तशतीपाठं सुवासिन्यादिभोजनमित्यादि यावत्कुलाचारप्राप्तमनूद्यएवमादिरूपंशारदनवरात्रोत्सवाख्यं कर्मकरिष्येदेवतापूजांगत्वेनघटस्थापनंचकरिष्ये तदादौनिर्विघ्नतासिद्ध्यर्थंगणपतिपूजनंपुण्याहवाचनंचंडीसप्तशतीजपाद्यर्थंब्राह्मणवरणंचकरिष्ये एतानिकृत्वा घटस्थापनंसत्वेमहीद्यौरितिभूमिंस्पृष्ट्वातस्यांभुविअंकुरारोहणार्थंशुद्धमृदंप्रक्षिप्य ओषधयःसमितितस्यांमृदि

**यवादीन्प्रक्षिप्यआकलशेष्वितिकुंभंनिधायइमंमेगंगेइतिजलेनापूर्यगंधद्वारामितिगंधंयाओष धीरितिसर्वाओषधीः कांडात्कांडादितिदूर्वाःअश्वत्थेवइतिपंचपल्लवान्स्योनापृथिवीतिमृदः याःफलिनीरितिफलंसहिरत्नानीतिहिरण्यरूपइतिरत्नहिरण्येप्रक्षिप्ययुवासुवासाइतिसूत्रेणा वेष्टयपूर्णादर्वीतिपूर्णपात्रंनिधायतत्त्वायामीतिवरुणंसंपूज्यतत्कलशोपरिकुलदेवताप्रतिमांसं स्थाप्यपूजयेत् स्वस्थानेएववासंस्थाप्यपूजयेत् तद्यथा जयंतीमंगलाकालीभद्रकालीकपा लिनी दुर्गाक्षमाशिवाधात्रीस्वाहास्वधानमोस्तुते आगच्छवरदेदेविदैत्यदर्पनिषूदनि पूजां गृहाणसुमुखिनमस्तेशंकरप्रिये अनेनपुरुषसूक्तश्रीसूक्तप्रथमऋग्भ्यांचावाह्यजयंतीमंगला कालीतिमंत्रेणसूक्तऋग्भिश्चासनादिषोडशोपचारैःसंपूजयेत् सर्वमंगलमांगल्येइत्यादिभिः संप्रार्थ्यप्रत्यहंबलिदानपक्षेमाषभक्तेनकूष्मांडेनवाबलिंदद्यात् अंतेएववाबलिदानंनवाबलि दानं ततःअखंडदीपकंदेव्याःप्रीतयेनवरात्रकं उज्ज्वालयेअहोरात्रमेकचित्तोधृतव्रतंइत्यखंड दीपंप्रतिष्ठापयेत् ॥**

## હવે સંક્ષેપથકી નવરાત્રીના આરંભનો પ્રયોગ કેહેછે.

એકમને દિવસે પ્રાતઃકાળમાં તેલમર્દનપૂર્વક સ્નાન કરી કેશર, ચંદન ઇત્યાદિક-વડે તિલક કરી હાથમાં દર્ભના પવિત્રાં ધારણ કરી સ્ત્રીસહિત, દશ ઘડીમાં અથવા અભિજીત્ મુહૂર્તસમયે દેશ કાળનો ઉચ્ચાર કરી "**मम सहकुटुंबस्यामुकदेवताप्रीति द्वारा सर्वापच्छांतिपूर्वकदीर्घायुर्धनपुत्रादिवृद्धिशत्रुजयकीर्तिलाभप्रमुखचतुर्विधपुरुषार्थ सिद्धयर्थं अद्यप्रभृतिमहानवमीपर्यंतं प्रत्यहं त्रिकालमेककालंवाऽमुकदेवतापूजामुपवा सनक्तैकभक्तान्यतमनियमसहितामखंडदीपप्रज्वालनं कुमारीपूजनं चंडीसप्तशतीपाठं सु वासिन्यादिभोजनमित्यादि यावत्कुलाचारप्राप्तमनूद्य एवमादिरूपं शारदनवरात्रोत्सवा ख्यं कर्म करिष्ये देवतापूजांगत्वेन घटस्थापनं च करिष्ये, तदादौनिर्विघ्नतासिद्धयर्थं गणपतिपूजनं पुण्याहवाचनं चंडीसप्तशतीजपाद्यर्थं ब्राह्मणवरणं च करिष्ये,**" એ પ્રમાણે સંકલ્પ કરી. ગણપતિપૂજન, પુણ્યાહ વાચન, અને ચંડી સપ્તશતી પાઠમાટે બ્રાહ્મણવરણ પણ કરવાં. ઘટસ્થાપન કરવું હોય તો, "**महीद्यौ०**" એ મંત્રવડે પૃથ્વીનો સ્પર્શ કરી તે પૃથ્વીમાં અંકુર (જવારા) થવામાટે શુદ્ધ માટી પાથરીને "**ओषधयःसं०**" એ મંત્રવડે તે માટી ઉપરે જવ ઇત્યાદિક છાંટવા. પછી, "**आकलशेषु०**" એ મંત્રવડે કળશ માંડી "**इमं मे गंगे०**" એ મંત્રવડે જળથી કળશ ભરવો. પછી "**गंधद्वारां०**" એ મંત્રવડે કળશમાં ચંદન નાખવું. "**याओषधीः०**" એ મંત્ર બોલીને સર્વૌષધી[1], "**कांडात् कांडात्०**" એ મંત્ર ભણી દૂર્વા, "**अश्वत्थेव०**" એ મંત્રવડે પંચપલ્લવ, "**स्योनापृथिवि०**" એ મંત્રવડે સપ્તમૃત્તિકા[2], "**याःफलिनी०**" એ મંત્ર ભણી ફળ, "**सहि रत्नानी०**" એ મંત્રવડે પંચરત્ન[3], "**हिरण्यरूप०**" એ મંત્ર બોલી હિરણ્ય ઇત્યાદિ કળશમાં નાખવા. "**युवासुवासाः०**" એ મંત્રવડે કળશને સૂત્ર વીં-

---

૧ કુઠ, જટામાંસી, હળદર, આંબાહળદર, વજ, મોરવેળ, શિળાજીત, ચંદન, ચંપો, મોથ, એ સર્વૌષધી જાણવી. ૨ ઘોડા, હાથી, રાફડો, સંગમ, હ્રદ (ધ્રો), રાજદ્વાર, ગોષ્ટ (ગાયોનું સ્થાન), એ ઠેકાણાંની માટી. ૩ હીરો, માણિક, વૈડૂર્ય, પુષ્પરાજ, નીળ, એ પંચરત્ન.

ટવું. "**पूर्णादर्वि०**" એ મંત્રવડે કળશ ઉપરે પૂર્ણપાત્ર માંડી, "**तत्त्वायामि०**" એ મંત્રવડે વરૂણની પૂજા કરી તે કળશ ઉપરે પૂર્ણપાત્ર માથે કુળદેવતાની પ્રતિમાનું સ્થાપન કરી પૂજા કરવી. અથવા દેવીનાં સ્થાન ઉપરેજ દેવીનું સ્થાપન કરી પૂજા કરવી. તે આ પ્રમાણે,—**जयंती मंगला काली, भद्रकाली कपालिनी ॥ दुर्गा क्षमा शिवा धात्री, स्वाहा स्वधा नमोऽस्तु ते ॥ आगच्छ वरदे देवि, दैत्यदर्पनिषूदनि ॥ पूजां गृहाण सुमुखि, नमस्ते शंकरप्रिये**" એ મંત્રવડે તથા પુરૂષસૂક્ત અને શ્રીસૂક્તની પ્રથમ ઋચાવડે આવાહન કરી "**जयंती मंगला काली०**" એ મંત્ર ભણી તથા સૂક્તોના મંત્ર ભણી આસનાદિ સોળ ઉપચારવડે પૂજા કરવી. પછી, "**सर्वमंगलमांगल्ये०**" ઇત્યાદિક મંત્રવડે પ્રાર્થના કરી, દરરોજ બલિદાન કરવું હોય તો અડદસહિત ભાતનું, અથવા કોળાંનું બલિદાન દેવું. અથવા છેવટે બલિ દેવું. અથવા દેવું નહી. પછી "**अखंडदीपकं देव्याः, प्रीयते नवरात्रकं ॥ उज्ज्वालये अहोरात्रमेकचित्तो धृतव्रतः**" એ મંત્રવડે અખંડ દીપ સ્થાપન કરવું.

---

**अथचंडीपाठप्रकारः यजमानेनवृतोहंचंडीसप्तशतीपाठंनारायणहृदयलक्ष्मीहृदयपाठंवा करिष्येइत्यादिसंकल्प्यआसनादिविधायआधारेअन्यहस्तलिखितंपुस्तकं स्थापयित्वानारायणं नमस्कृत्येतिवचनात् ॐनारायणायनमः नरायनरोत्तमायनमः देव्यैसरस्वत्यैनमः व्यासाय नमःइतिनमस्कृत्यप्रणवमुच्चार्यसर्वपाठांतेप्रणवंपठेत् पुस्तकवाचनेनियमाः हस्तेपुस्तकंनधारयेत् स्वयंब्राह्मणभिन्नेनचलिखितंविफलं अध्यायंप्राप्यविरमेन्नतुमध्येकदाचन कृतेविरामेमध्येनुअध्यायादिपठेत्पुनः ग्रंथार्थंबुध्यमानःस्पष्टाक्षरंनातिशीघ्रंनातिमंदंरसभावस्वरयुतंवाचयेत् त्रिवर्गफलकामेनचंडीपाठःसदैवकर्तव्यः तस्मान्ममैतन्माहात्म्यंपठितव्यंसमाहितैः श्रोतव्यंचसदाभक्त्येत्यादिवचनात् नैमित्तिकपाठोप्युक्तः शांतिकर्मणिसर्वत्रतथादुःस्वप्नदर्शने ग्रहपीडासुचोग्रासुमाहात्म्यंशृणुयान्ममेत्यादि तथा अरण्येप्रांतरेवापिदावाग्निपरिवारितः दस्युभिर्वावृतःशून्येगृहीतोवापिशत्रुभिरित्यादिसंकटान्युद्दिश्य सर्वाबाधासुचोग्रासुवेदनाभ्यर्दितोपिवा स्मरन्ममैतन्माहात्म्यंनरोमुच्येतसंकटादित्युक्तं उपसर्गोपशांत्यर्थंत्रयःपाठाःकार्याः ग्रहपीडाशांतयेपंच महाभयेसप्त शांत्यर्थंवाजपेयफलार्थंचनव राजवश्यार्थमेकादश वैरनाशार्थंद्वादश स्त्रीपुंसवश्यतार्थंचतुर्दश सौख्यायलक्ष्म्यर्थंचपंचदश पुत्रपौत्रधनधान्यार्थंषोडश राजभयनाशायसप्तदश उच्चाटनायाष्टादश वनभयेविंशतिः बंधमोचनायपंचविंशतिः दुश्चिकित्स्यरोगकुलोच्छेदायुर्नाशवैरिवृद्धिव्याधिवृद्धित्रिविधोत्पातादिमहासंकटनाशो राज्यवृद्धिश्चशतावृत्तिभिः सहस्रावर्तनैःशताश्वमेधफलंसर्वमनोरथावाप्तिर्मोक्षश्चेतिवाराहीतंत्रेउक्तं सर्वत्रकाम्यपाठेआदौसंकल्पपूर्वकंपूजनमंतेबलिदानंचकार्यं अत्राचाराद्वेदपारायणमपिकार्यं तद्विधिर्बौधायनोक्तःकौस्तुभेज्ञेयः ॥**

## હવે ચંડીપાઠનો વિધિ કેહેછે.

બ્રાહ્મણે આચમન, પ્રાણાયામ કરી "**यजमानेन वृतोऽहं चंडी सप्तशतीपाठं नारायणहृदयलक्ष्मीहृदयपाठं वा करिष्ये,**" ઇત્યાદિ સંકલ્પ કરી આસન આદિ વિધિ કરી

બીજા પાસે લખાવેલું પુસ્તક આસન ઉપરે સ્થાપન કરી **"નારાયણને નમસ્કાર કરી"** એવું વચન છે માટે **"ॐ नारायणायनमः, नराय नरोत्तमाय नमः, देव्यै सरस्वत्यै नमः, व्यासाय नमः,"** એ પ્રમાણે નમસ્કાર કરી ઓંકારનો ઉચ્ચાર કરી સઘળો પાઠ સંપૂર્ણ થયા પછી ઓંકારનો ઉચ્ચાર કરવો. **પુસ્તક વાંચવાના નિયમો કેહેછે.** પુસ્તક હાથમાં ધરવું નહી. પોતે લખેલું, અથવા બ્રાહ્મણવિના બીજી જાતે લખેલું પુસ્તક નિષ્ફળ. "અધ્યાય સમાપ્ત થયા પછી વિરામ કરવો, વચમાં ક્યારે પણ વિરામ કરવો નહી. વચમાં વિરામ કરે તો, અધ્યાય આરંભથી ફરી ભણવો." ગ્રંથના અર્થને જાણતાં છતાં સ્પષ્ટાક્ષર, અતિ ઉતાવળ રહિત, અતિ વિલંબ રહિત, અને રસ, ભાવ, સ્વર યુક્ત પુસ્તક વાંચવું. ધર્મ, અર્થ, કામનાં ફળની ઇચ્છા કરનારે સર્વકાળ ચંડીપાઠ કરવો; કારણ, "માટે મનુષ્યે ચિત્ત સ્થિર કરી આ મ્હારાં માહાત્મ્યનો પાઠ કરવો, અને સર્વકાળ ભક્તિવડે શ્રવણ પણ કરવું," ઇત્યાદિક વચન છે. કાંઇએક નિમિત્ત પ્રાપ્ત થયેથી પણ પાઠ કરવો. "સર્વ શાંતિકર્મમાં, તેમજ દુષ્ટ સ્વપ્ન, અને ઉગ્ર એવી ગ્રહપીડા પ્રાપ્ત થઈ હોય તો મ્હારૂં માહાત્મ્ય શ્રવણ કરવું." ઇત્યાદિ. તેમજ, "અરણ્યમાં અથવા શૂન્યસ્થળમાં દાવાનલવડે વીંટાયો હોય અથવા ચોરવડે શૂન્યસ્થળમાં ઘેરાયો હોય અથવા શત્રુઓએ અકસ્માત્ પકડ્યો હોય" ઇત્યાદિ સંકટનો ઉદ્દેશ કરી, "ઉગ્ર એવી સર્વ ગ્રહપીડામાં મ્હારૂં માહાત્મ્ય શ્રવણ કરવું. અથવા વેદનાવડે પીડાયલો મનુષ્ય મ્હારૂં આ માહાત્મ્ય સ્મરણ કરે તો સંકટથકી મુક્ત થાય," એ રીતે કહ્યુંછે. અશુભ સૂચવનારા ઉપદ્રવોના નાશમાટે ત્રણ પાઠ કરવા. ગ્રહ પીડાની શાંતિમાટે પાંચ. મહાભય નાશમાટે સાત. શાંતિમાટે અને **વાજપેય** યજ્ઞની ફળપ્રાપ્તિમાટે નવ. રાજા વશ થવામાટે અગીયાર. શત્રુના નાશમાટે બાર. સ્ત્રી પુરૂષ વશ થવામાટે ચૌદ. સુખ, અને લક્ષ્મીની પ્રાપ્તિમાટે પન્નર. દીકરા, પોતરા, ધન, ધાન્યની પ્રાપ્તિમાટે સોળ. રાજભય નાશમાટે સતર. ઉચ્ચાટનમાટે અઢાર. વનસંબંધી ભયની નિવૃત્તિમાટે વીસ. બંધનથી છૂટવામાટે પચીસ. મહારોગ, કુળનો ઉચ્છેદ (નાશ), આયુષ્યનો નાશ, શત્રુવૃદ્ધિ, વ્યાધિની વૃદ્ધિ, ત્રણ તરેના ઉત્પાત, ઇત્યાદિ મહાસંકટના નાશમાટે અને રાજ્યની વૃદ્ધિમાટે શતચંડી કરવી. એક સહસ્ત્ર પાઠ કરવાથી સો અશ્વમેધનું ફળ, સર્વ મનોરથની પ્રાપ્તિ અને મોક્ષ એ પ્રાપ્ત થાયછે, એ રીતે વારાહીતંત્રમાં કહ્યુંછે. સઘળે ઠેકાણે કામનાના પાઠમાં પ્રથમ સંકલ્પ કરી પૂજા, અને છેવટે બલિદાન પણ કરવું. આ નવરાત્ર કર્મમાં કુળનો આચાર હોય તો વેદ પારાયણ પણ કરવું, તે વેદપારાયણનો વિધિ બૌધાયનસૂત્રમાં કહેલો કૌસ્તુભમાંથી જાણવો.

---

**अथकुमारीपूजा एकवर्षातुयाकन्यापूजार्थेतांविवर्जयेत् द्विवर्षकन्यामारभ्यदशवर्षावधि कुमारीणांक्रमेण कुमारिकात्रिमूर्तिःकल्याणीरोहिणीकालीचंडिकाशांभवीदुर्गाभद्रेतिनामानि आसांकुमारीणांप्रत्येकंपूजामंत्राःफलविशेषाःलक्षणानिचान्यत्रज्ञेयानि ब्राह्मणेनब्राह्मणीत्येवंसवर्णाप्रशस्ता विजातीयापिकचित्कामनाविशेषेणोक्ता एकैकवृत्त्याप्रत्यहमेका**

वाकुमारीपूज्या मंत्राक्षरमयींलक्ष्मींमातृणांरूपधारिणीं नवदुर्गात्मिकांसाक्षात्कन्यामावाहयाम्यहं जगत्पूज्येजगद्वंद्येसर्वशक्तिस्वरूपिणि पूजांगृहाणकौमारिजगन्मातर्नमोस्तुते इति मंत्रेणपादक्षालनपूर्वकंवस्त्रकुंकुमगंधधूपदीपभोजनैःपूजयेदितिसंक्षेपः कुमारीपूजावद्देवीपूजाचंडीपाठश्चैकोत्तरवृध्यापिविहितः भवानीसहस्रनामपाठोपिक्वचिदुक्तः अयंशारदनवरात्रोत्सवोमलमासेनिषिद्धः शुक्रास्तादौतुभवति प्रथमारंभस्तुनकार्यः शावाशौचजननाशौचयोस्तुसर्वोपिघटस्थापनादिविधिर्ब्राह्मणद्वाराकार्यः केचिदारंभोत्तरंमध्येआशौचपातेस्वयमेवारब्धंपूजादिकंकार्यमित्याहुः शिष्टास्त्वाशौचेपूजादेवतास्पर्शादेर्लोकविद्विष्टत्वादन्येनैवकारयंति अपरेतृतीयादिपंचम्यादिसप्तम्याद्यनुकल्पेननवरात्रविधीनांसत्त्वात्प्रतिपद्याशौचेतृतीयाद्यनुकल्पाश्रयणंकुर्वंति सर्वथालोपप्रसक्तावेवब्राह्मणद्वाराकुर्वंति उपवासादिशारीरनियमःस्वयंकार्यः एवंरजस्वलापिउपवासादिकंस्वयंकृत्वापूजादिकमन्येनकारयेत् अत्रसभर्तृकस्त्रीणांउपवासेगंधतांबूलादिग्रहणंनदोषायेत्याहुः ॥

## હવે કુમારીપૂજનનો વિધિ કેહેછે.

"એક વર્ષની કન્યા પૂજામાં વર્જ્ય કરવી." બે વર્ષનાં વયની કન્યાથકી દશ વર્ષ પર્યંત કુમારીનાં ક્રમથકી નામ કેહેછે.—બે વર્ષની તે કુમારી, ત્રણ વર્ષની ત્રિમૂર્ત્તિ, ચાર વર્ષની કલ્યાણી, પાંચ વર્ષની રોહિણી, છ વર્ષની કાલી, સાત વર્ષની ચંડિકા, આઠ વર્ષની શાંભવી, નવ વર્ષની દુર્ગા, દશ વર્ષની ભદ્રા, એ પ્રમાણે નવ કન્યાનાં નવ નામ જાણવાં. એ કુમારીના જુદા જુદા પૂજામંત્રો, ફલનો વિશેષ, અને તે કુમારીઓનાં લક્ષણો એ સર્વ બીજા ગ્રંથોમાં જોવાં. બ્રાહ્મણે બ્રાહ્મણી કુમારી પૂજવી, એ પ્રમાણે પોત પોતાના વર્ણની કુમારી ઉત્તમ જાણવી. કોઈ ગ્રંથમાં કામનાને ભેદે બીજા વર્ણની પણ કહેલીછે. દરરોજ એક એક અધિક, અથવા દરરોજ એક કુમારી પૂજવી. કુમારીપૂજાના મંત્રો—"**मंत्राक्षरमयीं लक्ष्मीं, मातृणां रूपधारिणीं॥ नवदुर्गात्मिकां साक्षात्, कन्यामावाहयाम्यहं ॥ जगत्पूज्ये जगद्वंद्ये, सर्वशक्तिस्वरूपिणि॥ पूजां गृहाण कौमारि, जगन्मातर्नमोस्तुते**" એ મંત્રવડે પાદપ્રક્ષાલનપૂર્વક વસ્ત્ર, કુંકુમ, ચંદન, ધૂપ, દીપ, અને ભોજનવડે પૂજા કરવી એ રીતે સંક્ષેપ કહ્યો. કુમારીપૂજાની પઠે દેવીની પૂજા, ચંડીપાઠ એ પણ દરરોજ એક એક અધિક કરવા-એમ પણ કહ્યુંછે. કોઇ ગ્રંથમાં ભવાનીસહસ્રનામના પણ પાઠ કરવા એમ કહ્યુંછે. આ શરત્ ઋતુસંબંધી નવરાત્રનો ઉત્સવ, મળમાસમાં કરવો નહી. ગુરૂ, શુક્રના અસ્તાદિકમાં તો થાયછે. નવીનજ આરંભ હોય તો અસ્તાદિકમાં કરવો નહી. મરણસૂતકમાં અને જનનઆશૌચમાં ઘટસ્થાપન ઇત્યાદિક સઘળો વિધિ બ્રાહ્મણદ્વારાએ કરાવવો. કોઇ ગ્રંથકાર તો, આરંભ થયા પછી વચમાં આશૌચ પ્રાપ્ત થાય તો આરંભ કરેલું પૂજાદિક કર્મ પોતેજ કરવું, એમ કેહેછે. આશૌચમાં પૂજા, દેવતાઓનો સ્પર્શ ઇત્યાદિક કરવાથી લોકમાં નિંદા થાયછે માટે શિષ્ટજન તે બીજાપાસેજ કરાવેછે. બીજા કોઈ તો, ગૌણ પક્ષથી નવરાત્રનો વિધિ ત્રીજથકી, પાંચમથકી, અને સાતમથકી ઇત્યાદિક કહેલોછે તેથી એકમને દિવસે આશૌચ હોય તો ત્રીજ ઇત્યા-

દિક ગૌણ પક્ષનો આશ્રય કરેછે, એટલે ત્રીજ ઇત્યાદિ દિવસથકી નવરાત્રીનો આરંભ કરેછે, અને સાવ લોપ થાતો હોય તોજ બ્રાહ્મણદ્વારા કરાવેછે. આ નવરાત્રીમાં ઉપવાસ આદિ શરીરસંબંધી નિયમો પોતે કરવા. એ રીતે રજસ્વલા સ્ત્રી હોય તેણે પણ ઉપવાસ આદિ પોતે કરી પૂજા ઇત્યાદિ બીજાપાસે કરાવવી. આ નવરાત્રિમાં સૌભાગ્યવતી સ્ત્રિઓને ઉપવાસને દિવસે સુગંધિ પદાર્થ, તાંબૂલ ઇત્યાદિક લેવામાં દોષ નથી, એમ કેહેછે.

**अथपंचम्यामुपांगललिताव्रतं अत्रपंचमीअपराण्हव्यापिनीग्राह्या अपराण्हस्यैवतत्पूजाकालत्वोपपत्तेः दिनद्वयेकात्स्न्येनापराण्हव्याप्तौसाम्येनवैषम्येणवापराण्हैकदेशव्याप्तौचपूर्वैवयुग्मवाक्यात् परत्रैवापराण्हव्याप्तौपरैव केचित्तुरात्रिव्यापिनींगृण्हंति पूजादिकंचरात्रावेवकुर्वंति तत्रमूलंचिंत्यं अत्रपूजादिविधिर्ग्रंथांतरेप्रसिद्धइतिनलिख्यते ॥**

## હવે ઉપાંગલલિતાવ્રતનો નિર્ણય કેહેછે.

આશુ સુદ પાંચમને દિવસે ઉપાંગલલિતા દેવીનું વ્રત કરવું. એ વ્રતમાં પાંચમ અપરાન્હવ્યાપિની લેવી. કારણ, ઉપાંગલલિતાની પૂજા અપરાન્હ કાળમાંજ કરવી, એમ કહ્યુંછે. બન્ને દિવસે સંપૂર્ણ અપરાન્હ કાળમાં વ્યાપ્તિ હોય. અથવા બન્ને દિવસે સરખી કિંવા ઓછી વધતી અપરાન્હમાં એકદેશવ્યાપ્તિ હોય તો, યુગ્મવાક્ય[1] છે માટે પ્રથમ દિવસનીજ લેવી. બીજે દિવસેજ અપરાન્હવ્યાપ્તિ હોય તો બીજે દિવસેજ લેવી. કોઇ ગ્રંથકાર તો રાત્રિવ્યાપિની લેછે, અને પૂજા ઇત્યાદિક રાત્રિએજ કરેછે તેમાં મૂલવિચાર કરવો. આ ઉપાંગલલિતાવ્રતનો પૂજા ઇત્યાદિક વિધિ બીજા ગ્રંથમાં પ્રસિદ્ધ છે; તેથી ઇહાં કેહેતા નથી.

---

**आश्विनशुक्लपक्षेमूलनक्षत्रेपुस्तकेषुसरस्वतीमावाह्यपूजयेत् मूलेषुस्थापनंदेव्याःपूर्वाषाढासुपूजनं उत्तरासुबलिंदद्याच्छ्रवणेनविसर्जयेदितिवचनात् अत्रपूजयेत्प्रत्यहमितिरुद्रयामलवचनात् मूलेआवाहनंतदंगभूतंपूजनंचकरिष्येइत्यादिसंकल्प्यावाहनपूजनेकार्ये पूर्वासुपूजनंकरिष्यइतिसंकल्प्यावाहनरहितपूजैवकेवलं उत्तरासुबलिदानंतदंगभूतांपूजांचकरिष्येइत्येवंतेकार्ये श्रवणेविसर्जनंकर्तुंतदंगभूतांपूजांकरिष्यइतिसंकल्प्यसंपूज्यविसर्जयेदितिक्रमः तत्रमूलस्यप्रथमेपादेसूर्यास्तात्प्राक्त्रिमुहूर्तव्यापिनिसरस्वत्यावाहनं त्रिमुहूर्तन्यूनत्वेरात्रौवाप्रथमपादसत्त्वेतस्यविशेषवचनंविनाग्राह्यत्वाभावाद्द्वितीयादिपादेपरदिनएवावाहनं एवंपूर्वाषाढादिनक्षत्रैःपूजादौदिनव्याप्त्यैवग्राह्यं विसर्जनंतुश्रवणप्रथमपादेरात्रिभागगतेपिकार्यं विशेषवचनात् तच्चरात्रेःप्रथमप्रहरपर्यंतमेवेतिभाति ॥**

આશુ સુદિમાં મૂળ નક્ષત્રને દિવસે પુસ્તકોમાં સરસ્વતીનું આવાહન કરી પૂજા કરવી. કારણ; "મૂળમાં સરસ્વતીનું આવાહન, પૂર્વાષાઢામાં પૂજા, ઉત્તરાષાઢામાં બલિદાન, અને શ્રવણમાં વિસર્જન કરવું," એ પ્રમાણે વચન છે. એમાં "દરરોજ

---

૧ યુગ્મવાક્યનો નિર્ણય પ્રથમ પરિચ્છેદમાં તિથિ નિર્ણયના પ્રસંગમાં (પત્ર ૧૩ માં) કહ્યોછે.

પૂજા કરવી" એવું રૂદ્રયામલનું વચન છે માટે, મૂળ નક્ષત્રમાં, "**आवाहनं तदंगभूतं पूजनं च करिष्ये,**" ઇત્યાદિક સંકલ્પ કરી આવાહન અને પૂજન કરવાં. પૂર્વાષાઢામાં, "**पूजनं करिष्ये,**" એવો સંકલ્પ કરી આવાહન રહિત કેવલ પૂજાજ કરવી. ઉત્તરા નક્ષત્રમાં, "**बलिदानं तदंगभूतां पूजां च करिष्ये,**" એવો સંકલ્પ કરી બલિદાન, અને પૂજા પણ કરવી. શ્રવણ નક્ષત્રમાં, "**विसर्जनं कर्तुं तदंगभूतां पूजां करिष्ये,**" એવો સંકલ્પ કરી પૂજા કરવી, અને ત્યાર પછી વિસર્જન કરવું, એ પ્રમાણે ક્રમ જાણવો. સરસ્વતીનું આવાહન કરવું તે, સૂર્યાસ્તથકી પ્રથમ છ ઘડી વ્યાપતો જે મૂળનો પ્રથમ પાદ તેમાં કરવું. સૂર્યાસ્તથી પ્રથમ છ ઘડી કરતાં ઓછો મૂળનો ચરણ વ્યાપતો હોય અથવા રાત્રિએ પ્રથમ ચરણ હોય તો તે લેવામાં વિશેષ વચન નથી માટે બીજા, ત્રીજા, ઇત્યાદિક ચરણમાં બીજે દિવસેજ આવાહન કરવું. એ રીતે પૂર્વાષાઢા ઇત્યાદિક નક્ષત્રો પૂજા ઇત્યાદિકોમાં દિવસવ્યાપિ હોય તેજ લેવાં. વિસર્જન તો શ્રવણનો પ્રથમ પાદ રાત્રિમાં આવ્યો હોય તો પણ વિશેષ વચન છે માટે તેમાંજ કરવું. તે વિસર્જન રાત્રિના પ્રથમ પોહોર લગીજ કરવું એમ ભાસેછે.

---

**अथसप्तम्यादिदिनत्रयेपत्रिकापूजनंविहितं तत्रसप्तम्यादितिथित्रयंसूर्योदयेमुहूर्तमात्रमपिग्राह्यं तत्राधिवासनादिप्रयोगविस्तारःकौस्तुभादौज्ञेयः यत्तुसप्तमीप्रभृतित्रिरात्रंनवरात्रकर्मकुर्वंतितत्रसप्तमीसूर्योदयोत्तरंमुहूर्ताधिकव्यापिनीग्राह्या मुहूर्तन्यूनत्वेपूर्वा ॥**

હવે સાતમ, આઠમ, અને નોમ એ ત્રણ દિવસ પત્રિકાપૂજન[1] કરવું. પત્રિકાપૂજનમાં સાતમ આદિ ત્રણ તિથિ, સૂર્યોદયમાં બે ઘડી હોય તો પણ તે લેવી. તે પત્રિકાપૂજનમાં અધિવાસન કરવું ઇત્યાદિક પ્રયોગનો વિસ્તાર કૌસ્તુભાદિક ગ્રંથમાં જોવો. સાતમથકી ત્રણ રાત્રિ લગી જે નવરાત્ર કર્મ કરેછે તેમાં સાતમ, સૂર્યોદય પછી બે ઘડીકરતાં અધિકવ્યાપિની હોય તે લેવી. સૂર્યોદય પછી બે ઘડીકરતાં ઓછી હોય તો પ્રથમ દિવસનીજ લેવી.

---

**अथमहाष्टमीघटिकामात्राप्यौदयिकीनवमीयुताग्राह्या सप्तमीस्वल्पयुतासर्वथात्याज्या यदातुपूर्वत्रसप्तमीयुतापरत्रोदयेनास्तिघटिकान्यूनावावर्ततेतदापूर्वासप्तमीविद्धापिग्राह्या इयंभौमवारेतिप्रशस्ता यदाचपूर्वदिनेषष्टिघटिकाष्टमीपरदिनेमुहूर्तादिव्यापिनीतदानवमीयुतामप्युत्तरांत्यक्त्वासंपूर्णत्वात्पूर्वैवग्राह्या एवंनवम्याःक्षयवशेनदशमीदिनेसूर्योदयोत्तरमनुवृत्त्यभावेऽष्टमीनवमीयुतामौदयिकीमपित्यक्त्वासप्तमीयुतैवाष्टमीग्राह्या अष्टम्यांपुत्रवतोपवासोनकार्यः कुलाचारप्राप्तौकिंचिद्भक्ष्यंप्रकल्प्यकार्यः महानवमीतुबलिदानव्यतिरिक्तविषयेपूजोपोषणादावष्टमीविद्धाग्राह्या साचयदिअष्टमीदिनेसायंत्रिमुहूर्तास्यात्तदैवग्राह्या त्रिमुहूर्तन्यूनत्वेपरैवग्राह्या नवमीप्रयुक्तमहाबलिदानेतुदशमीविद्धा यदाशुद्धाधिकानवमीतदाबलिदानमपिपूर्णत्वात्पूर्वत्रैवकार्यं अष्टमीनवम्योःसंधौपूजोक्तासाष्टमीनवम्योःपृथक्त्वेदिवारात्रौवाष्टम्यंतनाडीनवम्याद्यनाड्योःकार्या यदितुअष्टमीनवम्योर्मध्यान्हेऽपराण्हेवायोगस्तदाष्ट**

[1] કેળ, ભોરીંગણી, હલદર, જાઈ, બીલિ, દાડિમ, આશુપાલવ, કાળી પાઠ, અને કોથમારિ એ નવ વનસ્પતિનાં પાનમાં છઠનું અધિવાસન કરી સાતમથકી ત્રણ દિવસ તે પાંદડાની પૂજા કરવી.

मीनवमीपूजयोरप्येकदिनेएवप्राप्तेरष्टमीनवमीपूजांतत्संधिपूजांचतंत्रेणकरिष्येइतिसंकल्प्यतंत्रेणपूजाकार्या यदिशुद्धाधिकाष्टमीतदापूर्वेद्युरष्टमीपूजापरेद्युःसंधिपूजानवमीपूजयोस्तंत्रं अत्रनवरात्रेस्वयंपूजादिकंकर्तुमशक्तावन्येनकारयेत् षोडशोपचारपूजाविस्तारंकर्तुमशक्तो गंधादिपंचोपचारपूजांकुर्यात् नवम्यांपूजांविधायहोमःकार्यः केचिदष्टम्यामेवहोमइत्याहुः अन्येतुअष्टम्यामुपक्रम्यनवम्यांहोमःसमापनीयः सचारुणोदयमारभ्यसायंकालपर्यंतमष्टमीनवम्योःसंधौसंभवति निशायांतत्संधौतुरात्रौहोमादेरयोग्यत्वान्नवम्यामेवहोमोपक्रमसमाप्तीकार्येइत्याहुः अत्रयथाकुलाचारंव्यवस्था सचहोमोनवार्णवमंत्रेणकार्यः अथवाजयंती मंगलाकालीतिश्लोकेन अथवानमोदेव्यैमहादेव्यैइतिश्लोकेन अथवासप्तशतीश्लोकैः अथवासप्तशतीस्तोत्रस्यसप्तशतमंत्रैःकवचार्गलाकीलकरहस्यत्रयश्लोकसहितैर्होमः सप्तशतमंत्रविभागोन्यत्रज्ञेयः अत्रापिविकल्पेषुयथाकुलाचारंव्यवस्था होमद्रव्यंसर्पिर्मिश्रितशुक्लतिलमिश्रंचपायसं केवलतिलैर्वाहोमः क्वचित्किंशुकपुष्पदूर्वासर्षपलाजपूगयवश्रीफलरक्तचंदनखंडनानाविधफलानामपिपायसेमिश्रणंकार्यमित्युक्तं होमश्चजपदशांशेनकार्यः कुलाचारप्राप्तश्चेन्नृसिंहभैरवादिदैवत्यमंत्रहोमोपिकार्यः अत्रसविस्तरःसग्रहमखोहोमप्रयोगः कौस्तुभेज्ञेयः ॥

## હવે મહાષ્ટમીનો નિર્ણય કેહેછે.

આશુ સુદ આઠમ મહાષ્ટમી. એ આઠમ સૂર્યોદય પછી એક ઘડી હોય તો પણ નોમયુક્ત લેવી. અત્યંત થોડી એવી સાતમયુક્ત હોય તો સર્વથા ન લેવી. જ્યારે પૂર્વ દિવસે સાતમયુક્ત હોય અને બીજે દિવસે સૂર્યોદયસમયે સર્વથા ન હોય અથવા એક ઘડીકરતાં ઓછી હોય ત્યારે પ્રથમ દિવસની, સપ્તમીવડે વિદ્ધા હોય તો પણ તે લેવી. એ આઠમ મંગળવારની હોય તો અતિ ઉત્તમ. જ્યારે પ્રથમ દિવસે સાઠ ઘડી આઠમ હોય અને બીજે દિવસે બે ઘડી ઇત્યાદિક શેષ આઠમ હોય ત્યારે નોમયુક્ત છે તો પણ તે છોડી સંપૂર્ણ તિથિ છે માટે પ્રથમનીજ લેવી. એ રીતે નોમનો ક્ષય થઈ દશમને દિવસે સૂર્યોદય પછી અલ્પ પણ નોમ ન હોય તો નવમીયુક્ત.એવી સૂર્યોદયવ્યાપિની અષ્ટમી છોડી સાતમયુક્ત હોય તેજ આઠમ લેવી. પુત્રવાન્ ગૃહસ્થે આઠમને દિવસે ઉપવાસ કરવો નહી. ઉપવાસ કરવાનો કુળાચાર હોય તો કાંઈ ફળાહારાદિક કરી ઉપવાસ કરવો. મહાનવમી તો બળિદાન વિના બાકીનાં પૂજા, ઉપવાસ ઇત્યાદિ કૃત્યોમાં આઠમવડે વિદ્ધા હોય તે લેવી. જો તે નોમ, આઠમને દિવસે સાયંકાળે છ ઘડી હોય તો તે દિવસનીજ લેવી. છ ઘડીકરતાં ઓછી હોય તો બીજા દિવસનીજ લેવી. નોમને દિવસે કરવાનું જે મહાબળિદાન તેમાં નોમ, દશમવડે વિદ્ધા હોય તે લેવી. જ્યારે શુદ્ધાધિકા નોમ હોય ત્યારે સંપૂર્ણ તિથિ છે માટે બળિદાનસુદ્ધાં પ્રથમ દિવસેજ કરવાં. આઠમ અને નોમની સંધીમાં પૂજા. કરવી એમ કહ્યુંછે. આઠમ અને નોમ એ બન્ને જુદી જુદી હોય તો, દિવસે અથવા રાત્રિએ આઠમની છેલી એક ઘડી અને નોમની પ્રથમની એક ઘડી એ બે ઘડીમાં પૂજા કરવી. જ્યારે આઠમ અને નોમનો યોગ મધ્યાન્હ કા-

ળમાં અથવા અપરાન્હ કાળમાં હોય ત્યારે આઠમની પૂજા અને નોમની પૂજા એ બન્ને પણ એકજ દિવસે પ્રાપ્ત થાયછે. માટે, "**अष्टमी नवमीपूजां तत्संधिपूजां च तंत्रेण करिष्ये,**" એવો સંકલ્પ કરી તંત્રે કરી પૂજા કરવી. જ્યારે શુદ્ધાધિકા આઠમ હોય ત્યારે પ્રથમ દિવસે આઠમસંબંધી પૂજા અને બીજે દિવસે સંધિ-પૂજા તથા નોમસંબંધિ પૂજા એ બન્ને એકતંત્રવડે કરવી. આ નવરાત્રમાં પોતે પૂજા કરવાને અશક્ત હોય તો બીજાપાસે પૂજા કરાવવી. સોળ ઉપચાર સહિત વિસ્તારવાળી પૂજા કરવાને અશક્ત હોય તો ગંધાદિક પંચોપચારવડે પૂજા કરવી. નોમને દિવસે પૂજા કરી હોમ કરવો. કોઈ ગ્રંથકાર, આઠમને દિવસેજ હોમ કરવો એમ કેહેછે. બીજા કોઈ ગ્રંથકારો તો, આઠમમાં હોમનો આરંભ કરી નોમમાં હોમ સમાપ્ત કરવો, તે હોમ અરૂણોદયથકી આરંભ કરી સાયંકાળ લગી આઠમ અને નોમનો સંધિ હોય તેમાં થાયછે. આઠમ અને નોમનો સંધિ રાત્રિમધ્યે હોય તો, રાત્રિએ હોમાદિક કરવો અયોગ્ય છે માટે નોમને દિવસેજ હોમનો આરંભ અને સ-માપ્તિ કરવાં, એમ કેહેછે. ઇહાં જેમનો જેવો કુળાચાર હોય તે પ્રમાણે વ્યવસ્થા જાણવી. તે હોમ નવાર્ણવ મંત્રવડે કરવો. અથવા, "**जयंती मंगला काली०**" એ શ્લોકવડે કરવો. અથવા, "**नमो देव्यै महादेव्यै०**" એ શ્લોકવડે કરવો. અથવા સપ્તશતીના શ્લોકવડે; અથવા કવચ, અર્ગળ, કીલક અને ત્રણ ર[illegible]સ્યના શ્લોકસહિત સપ્તશતી સ્તોત્રના સાતસો મંત્રવડે કરવો. સાતસો મંત્રના વિભાગ (કયહ[illegible] મંત્ર તે) બીજા ગ્રંથોમાં જોવો. એ રીતે અનેક પ્રકારના હોમમાં કુળાચારપ્રમાણે વ્ય-વસ્થા જાણવી. **હોમનાં દ્રવ્ય**—ઘી સહિત અને સફેદ તિલ સહિત દૂધપાક લેવો. અથવા કેવળ તિલવડેજ હોમ કરવો. કોઈ એક ગ્રંથમાં, કેસુડાંનાં ફુળ, દૂર્વા, સર્ષવ, સાળ, સોપારી, યવ, નારિયલ, રતાંજલીના કટકા, અને તરેતરેનાં ફળ, એ પદાર્થો દૂધપાકમાં મેળવવા, એમ કહ્યુંછે. જપનો દશાંશ હોમ કરવો. કુળાચાર હોય તો નૃ-સિંહ, ભૈરવ ઇત્યાદિ દેવતાના મંત્રવડે પણ હોમ કરવો. આ વિષે ગ્રહશાંતિસહિત વિસ્તારપૂર્વક હોમનો પ્રયોગ કૌસ્તુભ ગ્રંથમાં જોવો.

---

**अथबलिदानं ब्राह्मणेनमाषादिमिश्रान्नेनकूष्मांडेनवाकार्यं यद्वाघृतमयंयत्रपिष्टादिमयं वासिंहव्याघ्रनरमेषादिकंकृत्वाखड्गेनघातयेत् ब्राह्मणेनपशुमांसमद्यादिबलिदानेब्राह्मण्यभ्र ष्टता सकामेनक्षत्रियादिनासिंहव्याघ्रनरमहिषच्छागसूकरमृगपक्षिमत्स्यनकुलगोधादिप्रा णिस्वगात्ररुधिरादिमयोबलिर्देयः कृष्णसारमृगःक्षत्रियादिभिरपिनदेयः अत्रबलिदानमंत्रा दिप्रकारःसिंधौज्ञेयः अत्रशतचंडीसहस्रचंडीप्रयोगःकौस्तुभादौज्ञेयः द्विविधाशौचेपिनव म्यांहोमंघटादिदेवतोत्थापनंचब्राह्मणद्वाराकारयित्वास्वयंपारणंकृत्वाशौचांतेब्राह्मणभोजनं दक्षिणादिदानंचकार्यं एवंरजस्वलापिपारणाकालेपारणंकृत्वाशुद्धौदानादिकंकुर्यात् विध वायास्तुरजोदोषेभोजननिषेधात्पारणापिशुद्ध्युत्तरमेव एवंव्रतांतरेप्यूह्यं प्रतिपदादियावद ष्टमीलोहाभिसारिकंकर्मराज्ञांविहितं तत्रछत्रचामरादिराजचिन्हानांगजाश्वादीनांचापादि शस्त्राणांदुंदुभ्यादीनांचपूजाहोमादिकंकार्यं येहयान्पालयंतितेराजभिन्नाअपिस्वातीयुतामा**

**श्विनप्रतिपदंद्वितीयांवारभ्यनवमीपर्यंतंवाजिनीराजनाख्यंकर्मकुर्युः तत्रोच्चैःश्रवःपूजारेवत पूजाचप्रतिमायांकार्याप्रत्यक्षंअश्वपूजानीराजनंचकार्यं कर्मद्वयेपितत्पूजामंत्राहोमादिमंत्राः सविस्तरप्रयोगश्चकौस्तुभे इदानींमश्ववंतःप्राकृतजनास्तुविजयादशम्यामश्वान्नतोयेवगाह्य पुष्पमालाभिर्विभूष्याश्वशालायांप्रवेशयंति तत्रगंधर्वकुलजातस्त्वंमाभूयाःकुलदूषकः ब्रह्म णःसत्यवाक्येनसोमस्यवरुणस्यच प्रभावाच्चहुताशस्यवर्धयत्वंतुरंगमान् रिपून्विजित्यसमरे सहभर्त्रासुखीभवेतिमंत्रेणकेवलाश्वपूजापिकर्तुमुचिता ॥**

## હવે બલિદાન કેહેછે.

બ્રાહ્મણે બલિદાન કરવું તે અડદ ઇત્યાદિ સહિત અન્નવડે કરવું, અથવા કોળાં- વડે કરવું. કિંવા ઘીવડે અથવા યવના લોટ આદિવડે સિંહ, વાઘ, મનુષ્ય, મેષ (રિઢ), બનાવી તેને તરવારવતી મારવાં. બ્રાહ્મણ પશૂનાં માંસનું અથવા મદિરા આદિકનું બલિદાન કરે તો બ્રાહ્મણપણાંથી ભ્રષ્ટ થાયછે. સકામ ક્ષત્રિયાદિકોએ સિંહ, વ્યાઘ્ર (ચિતરો), મનુષ્ય, પાડો, બકરા, સૂવર, હરિણ, પક્ષિ, માછલાં, નોળિયાં, ગોધા (ઘો), ઈત્યાદિક પ્રાણિનું અને પોતાનાં શરીરમાંનું રૂધિર ઇત્યાદિક બલિદાન દેવું, કાળાં હરિણનું બલિ ક્ષત્રિયાદિકોએ પણ ન દેવું. ઇહિં બલિદાનના મંત્રાદિકનો પ્રકાર નિર્ણયસિંધુમાં કહ્યોછે તે જોવો. એ નવરાત્રમાં શતચંડી સહસ્રચંડી, એનો પ્રયોગ કૌસ્તુભ ઇત્યાદિ ગ્રંથમાં જોવો. જનનાશૌચ અથવા મૃતાશૌચ હોય તો પણ નોમને દિ- વસે હોમ, અને ઘટ ઈત્યાદિ દેવતાઓનું ઉત્થાપન પણ બ્રાહ્મણદ્વારા કરાવી પોતે પારણા કરી આશૌચ ગયા પછી બ્રાહ્મણભોજન, દક્ષિણા ઈત્યાદિક કરવાં. એ રીતે રજસ્વ- લાએ પણ પારણાને સમયે પારણા કરી શુદ્ધિ થવા પછી દાન આદિક કરવાં. વિધ- વાએ તો, રજોદોષવખતે ભોજન કરવું નહી, એવો નિષેધ છે માટે પારણા પણ શુદ્ધિ થયા પછીજ કરવી. એ રીતે બીજાં વ્રતોવિષે પણ જાણવું. રાજાએ એકમથકી આ- ઠમ લગી **લોહાભિસારિક** કર્મ કરવું. તેમાં છત્ર, ચમર આદિ રાજચિન્હ, હાથી, ઘોડા ઇત્યાદિક; ધનુષ આદિક શસ્ત્ર; તથા દુંદુભી (નગારાં) આદિ વાદિત્ર; ઈત્યાદિ- કની પૂજા અને હોમાદિક કરવાં. જેઓ ઘોડા પાળતા હોય તેઓ રાજા ન હોય તો પણ તેમણે સ્વાતી નક્ષત્રસહિત એકમને દિવસે અથવા બીજને દિવસે આરંભ કરી નોમ લગી **વાજીનીરાજન** કર્મ (ઘોડાની પૂજા કરી આરતી કરવી તે) કરવું. તેમાં ઉચ્ચૈઃશ્રવાની પૂજા અને રૈવતપૂજા પ્રતિમામાં કરવી. ઘોડાની પ્રત્યક્ષ પૂજા અને આરતી કરવી. આ બન્ને કર્મમાં તેમની પૂજાના મંત્ર અને હોમાદિકના મંત્ર અને એમનો વિસ્તારપૂર્વક સઘળો પ્રયોગ કૌસ્તુભમાં કહ્યોછે. હાલ વખતમાં ઘોડા પાળનારા પ્રાકૃત મનુષ્યો તો વિજયાદશમીને દિવસે ઘોડાને નવરાવી ફુલની માળા ઈત્યાદિકવડે શોભાવી ઘોડારમાં લાવેછે. તેમાં "**गंधर्वकुलजातस्त्वं, मा भूयाः कुलदूषकः ॥ ब्रह्मणः सत्यवाक्येन, सोमस्य वरुणस्य च ॥ प्रभावाच्च हुताशस्य, वर्धय त्वं तुरंगमान् ॥ रिपून् विजित्य समरे, सह भर्त्रा सुखी भव,**" એ મંત્રવડે કેવળ ઘોડાની પૂજા કરવી એ પણ યોગ્ય છે.

---

अथपारणाविसर्जनयोःकालः तत्रविसर्जनंदशम्यांकार्यं दिनद्वयेदशमीसत्त्वेपूर्वदशम्यां श्रवणांत्यपादयोगेतत्रैवविसर्जनं तत्रतद्योगाभावेतुपरदशम्यामेव परत्रदशम्यभावेपूर्वदशम्यांनक्षत्रयोगेसत्यसतिवाकार्यं नक्षत्रयोगानुरोधेनक्रियमाणंविसर्जनमपराण्हेपिभवति अन्यथाप्रातरेव तत्रमृदादिप्रतिमायाविसर्जनपूर्वकंजलादौत्यागः परंपरयापूजितायाधातुप्रतिमायास्तुघटादिस्थानादुत्तिष्ठत्यादिमंत्रैरुत्थापनमात्रंकार्यं नतुविसर्जनं यद्दिनेविसर्जनंतत्रैवनियमत्यागस्यौचित्यात् विसर्जनोत्तरंतद्दिनेएवपारणंकार्यं अन्येतुसत्यपिदशम्यांविसर्जनविधौनवम्यामेवपारणंकार्यं नवम्यांपारणंकुर्याद्दशम्यामभिषेकंचकृत्वामूर्तिविसर्जयेदित्यादिवचनादित्याहुः अत्रैवंव्यवस्था प्रथमदिनेस्वल्पाष्टम्यायुक्तानवमीद्वितीयदिनेपारणपर्याप्तनवम्यायुक्तादशमीतत्परदिनेश्रवणयुक्ताविसर्जनार्हादशमीतत्राष्टमीनवम्युपवासयोःप्रथमदिनेसिद्धत्वादवशिष्टनवम्यांपारणमवशिष्टदशम्यांविसर्जनं यदातुअवशिष्टनवमीदिनेएवदशमीश्रवणयुक्ताविसर्जनार्हातदाविसर्जनोत्तरंपारणं यदापूर्वदिनेषष्टिदंडाष्टमीपरदिनेष्टमीशेषयुतानवमीतत्परादिनेनवमीशेषयुतादशमीतदानवम्यायुक्तदशम्यामेवविसर्जनोत्तरंपारणा अथनवमीषष्टिदंडाद्वितीयदिनेनवमीशेषयुक्तादशमीतत्रापिनवम्यायुक्तदशम्यामेवाविसर्जनपारणे यदातुअष्टमीनवमीदशम्यस्तिस्त्रोपितिथयःसूर्योदयमारभ्यास्तमयपर्यंतमखंडास्तत्तत्कृत्यपर्याप्तास्तदादाक्षिणात्यानांनवम्यामेवपारणाचारान्नवम्यामेवपारणविसर्जने येषांदशम्यामेवाचारस्तेषांतदुभयंदशम्यामेव ॥

## હવે પારણા અને દેવતાનાં વિસર્જનનો કાળ કેહેછે.

દેવતાનું વિસર્જન દશમને દિવસે કરવું. જો બન્ને દિવસે દશમ હોય તો પ્રથમ દિવસની દશમને દિવસે શ્રવણના છેલા પાદનો યોગ હોય તો તે સમયેજ કરવું. પ્રથમ દિવસે દશમમાં શ્રવણના છેલા પાદનો યોગ ન હોય તો બીજા દિવસની દશમમાં કરવું. બીજે દિવસે દશમ ન હોય તો પ્રથમ દિવસની દશમમાં શ્રવણનો યોગ હોય અથવા ન હોય તો પણ કરવું. નક્ષત્રયોગને અનુસારે કરવાનું જે વિસર્જન તે અપરાન્હ કાળમાં પણ થાયછે. નક્ષત્રયોગને અનુસારે કરવું ન હોય તો પ્રાતઃ કાળેજ કરવું. તેમાં માટી ઈત્યાદિકની પ્રતિમા હોય તો તેનું વિસર્જન કરી જલ ઈત્યાદિકમાં તે નાખવી. પરંપરાએ પૂજેલી ધાતુની મૂર્ત્તિનું કળશ આદિક સ્થાનક થકી "उत्तिष्ठ०" ઇત્યાદિક મંત્રવડે ઉત્થાપન માત્ર કરવું, વિસર્જન કરવું નહી. જે દિવસે દેવતાનું વિસર્જન થાય તેજ દિવસે, પ્રથમ ગ્રહણ કરેલા નિયમો છોડવા એ યોગ્ય છે, માટે વિસર્જન થયા પછી તેજ દિવસે પારણા કરવી. બીજા ગ્રંથકારો તો, દશમને દિવસે વિસર્જનનો વિધિ યોગ્યછે તો પણ નોમને દિવસેજ પારણા કરવી; કારણ, "નોમમાં પારણા કરવી, દશમમાં અભિષેક કરી મૂર્ત્તિનું વિસર્જન કરવું," ઇત્યાદિક વચન છે, એમ કેહેછે. એ બાબતમાં એવી વ્યવસ્થા,–પ્રથમ દિવસે થોડી આઠમવડે યુક્ત નોમ, બીજે દિવસે પારણા થાય એટલી નોમસહિત દશમ, અને ત્રીજે દિવસે શ્રવણ નક્ષત્રયુક્ત એવી વિસર્જનને યોગ્ય દશમી હોય ત્યહાં આઠમ અને નોમ બન્નેના ઉપવાસ પ્રથમ દિવસે થયા માટે બીજે દિવસે બાકી રહેલી નો-

મમાં પારણા કરી બાકી રહેલી દશમમાં (ત્રીજે દિવસે) વિસર્જન કરવું. જ્યારે શેષ રહેલી નોમને દિવસેજ શ્રવણયુક્ત વિસર્જનયોગ્ય એવી દશમ હોય ત્યારે વિસર્જન કીધા પછી પારણા કરવી. જ્યારે પ્રથમ દિવસે સાઠ ઘડી આઠમ, બીજે દિવસે શેષ આઠમયુક્ત નોમ, અને ત્રીજે દિવસે નોમના શેષયુક્ત દશમ હોય ત્યારે નોમયુક્ત દશમને દિવસેજ વિસર્જન કીધા પછી પારણા કરવી. જ્યારે પ્રથમ દિવસે સાઠ ઘડી નોમ, બીજે દિવસે નોમના શેષસહિત દશમ હોય ત્યારે પણ નોમયુક્ત દશમમાંજ વિસર્જન અને પારણા કરવી. જ્યારે આઠમ, નોમ, અને દશમ એ ત્રણે તિથિ સૂર્યોદયથકી અસ્ત લગી અખંડ રહી તે તે કર્મમાટે પૂરી હોય ત્યારે દક્ષિણ દેશના લોકોનો આચાર, નોમને દિવસેજ પારણા કરવાનો છે માટે નોમને દિવસેજ પારણા અને વિસર્જન કરવાં. દશમમાંજ પારણા કરવાનો જેનો આચાર હોય તેણે પારણા અને વિસર્જન એ બન્ને દશમમાંજ કરવાં.

---

अथविजयदशमी सापरदिनेएवापराण्हव्याप्तौपरा दिनद्वयेपराण्हव्याप्तौदिनद्वयेपि श्रवणयोगेसत्यसतिवापूर्वा एवंदिनद्वयेऽपराण्हव्याप्त्यभावेपिश्रवणयोगसत्त्वासत्त्वयोःपूर्वैव दिनद्वयेपराण्हव्याप्त्यव्याप्त्योरेकतरदिनेश्रवणयोगेयद्दिनेश्रवणयोगःसैवग्राह्या एवमपराण्हैकदेशव्याप्तावूह्यं यदापूर्वदिनेएवापराण्हव्याप्तापरदिनेचश्रवणयोगाभावःतदापिपूर्वैव यदातुपूर्वदिनेएवापराण्हव्यापिनीपरदिनेचमुहूर्तत्रयादिव्यापिनीअपराण्हात्पूर्वमेवसमाप्तापरत्रैवश्रवणयोगवतीतदापरैव अपराण्हेदशम्यभावेपि यांतिथिंसमनुप्राप्यउदयंयातिभास्करइत्यादिसाकल्यवचनैःश्रवणयुक्तायाग्राह्यायाऔदयिकस्वल्पदशम्याःकर्मकालेसत्त्वापादनात् सिंधौतुइदंपरदिनेपराण्हकालेश्रवणसत्त्वेएव श्रवणस्याप्यपराण्हात्पूर्वमेवसमाप्तौतुपूर्वैवेत्युक्तं युक्तंचैतन् यदापरदिनेएवापराण्हव्याप्तिःपूर्वदिनेएवापराण्हात्परत्रसायान्हादौश्रवणयोगस्तदातुपरैवग्राह्येतिममप्रतिभाति अत्रापराजितापूजनंसीमोल्लंघनंशमीपूजनंदेशांतरयात्रार्थिनांप्रस्थानंचविहितं तत्पूजाप्रकारस्तु अपराण्हेग्रामादीशान्यांदिशिगत्वाशुचिदेशेभुवमुपलिप्यचंदनादिनाष्टदलमालिख्यममसकुटुंबस्यक्षेमसिध्यर्थंअपराजितापूजनंकरिष्येइतिसंकल्प्य मध्येअपराजितायैनमइत्यपराजितामावाह्यतद्दक्षिणेक्रियाशक्त्यैनमइतिजयांवामतःउमायैनमइतिविजयांचावाह्यअपराजितायैनमःजयायैनमःविजयायैनमःइतिनाममंत्रैःषोडशोपचारपूजांकृत्वाप्रार्थयेत् इमांपूजांमयादेवियथाशक्तिनिवेदितां रक्षार्थंतुसमादाय व्रजस्वस्थानमुत्तममिति अथराज्ञःसंकल्पेयात्रायांविजयसिध्यर्थमितिविशेषः पूजानमस्कारांतेहारेणतुविचित्रेणभास्वत्कनकमेखला अपराजिताभद्ररताकरोतुविजयंममेत्यादिमंत्रैर्विजयंप्रार्थ्यपूर्ववद्विसृजेदितिसंक्षेपः ततःसर्वेजनाःग्रामाद्बहिरीशानदिगवस्थितांशमींगत्वापूजयेयुः सीमोल्लंघनंतुशमीपूजनात्पूर्वंपश्चाद्वाकार्यं राजातुअश्वमारुह्यसहपुरोहितःसामात्यःशमीमूलंगत्वावाहनादवरुह्यस्वस्तिवाचनपूर्वकंशमींसंपूज्यकार्योद्देशानमात्यैःसहसंवदन्प्रदक्षिणांकुर्यात् पूजाप्रकारस्तुममदुष्कृतामंगलादिनिरासार्थंक्षेमार्थंयात्रायांविजयार्थंचशमीपूजांकरिष्ये शम्यलाभेअश्मंतकवृक्षपूजांकरिष्येइतिसंकल्पः राजातुशमीमूलेदिक्पालपूजांवास्तुदेवतापूजांचकुर्यात् अमंगलानांशमनींशमनींदुष्कृतस्यच दुःस्वप्नप्रणाशिनींधन्यांप्रपद्ये

हंशमींशुभामितिपूजामंत्रः पूजांते शमींशमयतेपापंशमीलोहितकंटका धरित्र्यर्जुनबाणा नांरामस्यप्रियवादिनी करिष्यमाणयात्रायांयथाकालंसुखंमया तत्रनिर्विघ्नकर्त्रीत्वंभवश्री रामपूजितेइतिप्रार्थयेत् अश्मंतकपूजने अश्मंतकमहावृक्षमहादोषनिवारण इष्टानांदर्शनंदे हिशत्रूणांचविनाशनमितिप्रार्थयेत् राजाशत्रोर्मूर्तिंकृत्वाशस्त्रेणविध्येत् प्राकृताःशमीशाखा श्छित्वाआनयंतिनत्विर्मूलं गृहीत्वासाक्षतामार्द्रांशमीमूलगतांमृदं गीतवादित्रनिर्घोषैरान येत्स्वगृहंप्रति ततोभूषणवस्त्रादिधारयेत्स्वजनैःसह नीराज्यमानःपुण्याभिर्युवतीभिःसुमंग लमिति अत्रदेशांतरंजिगमिषुभिर्विजयमुहूर्तेचंद्राद्यानुकूल्याभावेपिप्रयाणंकार्यं तत्रविजय मुहूर्तोद्विविधः ईषत्संध्यामतिक्रम्यकिंचिदुद्भिन्नतारकः विजयोनामकालोयंसर्वकार्यार्थसा धकइत्येकः एकादशोमुहूर्तोपिविजयःपरिकीर्त्तितः तस्मिन्सर्वैर्विधातव्यायात्राविजयकां क्षिभिरित्यपरः उक्तद्वयान्यतरमुहूर्तेदशमीयुक्तेप्रस्थानंकार्यनत्वेकादशीयुक्ते आश्वयुक् शुक्लदशमीविजयाख्याखिलेशुभा प्रयाणेतुविशेषेणकिंपुनःश्रवणान्वितेतिज्योतिर्ग्रंथोक्तेर न्यान्यपिकर्माणिमासविशेषनिरपेक्षाण्यत्रचंद्राद्यानुकूल्याभावेप्यनुष्ठेयानि मासविशेषेवि हितानितुचूडाकर्मविष्ण्वादिदेवताप्रतिष्ठादीनिनकुर्यात् राज्ञांपट्टाभिषेकेनवमीविद्धादश मीश्रवणयुतापिनग्राह्याकिंत्वौदयिक्येवग्राह्या ॥

## હવે વિજયાદશમીનો નિર્ણય કેહેછે.

તે વિજયા દશમી બીજે દિવસે અપરાન્હકાળવ્યાપિની હોય તો બીજા દિવસનીજ લેવી. જો બન્ને દિવસે અપરાન્હકાળવ્યાપ્તિ હોય અને બન્ને દિવસે શ્રવણયોગ હોય અથવા ન હોય તો પણ પ્રથમ દિવસનીજ લેવી. એ રીતે બન્ને દિવસે અપરાન્હવ્યાપ્તિ ન હોય તો પણ અને શ્રવણયોગ હોય અથવા ન હોય તો પણ પ્રથમ દિવસનીજ લેવી. બન્ને દિવસે અપરાન્હવ્યાપ્તિ હોય અથવા ન હોય અને બન્નેમાંથી એક દિવસ શ્રવણયોગ હોય તો જે દિવસે શ્રવણ યોગ હોય તેજ લેવી. બન્ને દિવસે અપરાન્હ કાળમાં એકદેશવ્યાપ્તિ છતાં પણ એ પ્રમાણેજ નિર્ણય જાણવો. જ્યારે પ્રથમ દિવસેજ અપરાન્હકાળવ્યાપ્તિ હોય અને બીજે દિવસે શ્રવણયોગ ન હોય ત્યારે પણ પ્રથમ દીવસનીજ લેવી. જ્યારે પ્રથમ દિવસેજ અપરાન્હકાળવ્યાપિની હોય અને બીજે દિવસે પણ છ ઘડી અથવા કાંઇએક અધિકવ્યાપિની થઈ અપરાન્હકાળથકી પ્રથમજ સમાપ્ત થાય અને બીજે દિવસેજ શ્રવણયોગયુક્ત હોય તો બીજા દિવસનીજ લેવી. કારણ, અપરાન્હ કાળમાં દશમી ન હોય તો પણ, "જે તિથિમાં સૂર્યોદય થાયછે તે તિથિ સંપૂર્ણ જાણવી" ઇત્યાદિક સાકલ્ય સૂચવનારાં વચનવડે ઉદયકાળવ્યાપિની થઇ શ્રવણયુક્ત એવી અલ્પ દશમ હોય તો પણ તે કર્મકાળમાં લેવાવિષે કહેલી છે. નિર્ણયસિંધુમાં તો બીજે દિવસે અપરાન્હ કાળમાં શ્રવણ હોય તોજ બીજા દિવસની લેવી, અપરાન્હથી પ્રથમજ શ્રવણ પૂર્ણ થતું હોય તો પ્રથમ દિવસનીજ લેવી, એ રીતે કહેલુંછે, અને એ યોગ્ય પણ છે. જ્યારે બીજે દિવસેજ અપરાન્હકાળવ્યાપ્તી હોય અને પ્રથમ દિવસે અપરાન્હ કાળ પછી સાયાન્હ કાળ ઇત્યાદિ કાળમાં શ્રવણયોગ હોય ત્યારે તો બીજા દિવસનીજ

લેવી, એમ મને ભાસેછે. એ વિજયાદશમીને દિવસે અપરાજિતાપૂજન, સીમાનું ઉલ્લંઘન, શમીપૂજન, અને દેશાંતર જવાને ચાહનારાઓએ પ્રસ્થાન ઇત્યાદિક કૃત્ય કરવાં. **અપરાજિતા દેવીની પૂજાનો પ્રકાર**—અપરાન્હ કાળે ગામથકી ઈશાન ખુણે જઇ સ્વચ્છ સ્થલમાં પૃથિવી લીપી ચંદન ઇત્યાદિકવડે અષ્ટદલ કાઢી, "**मम सकुटुंबस्य क्षेमसिद्ध्यर्थं अपराजितापूजनं करिष्ये,**" એવો સંકલ્પ કરી અષ્ટદલના મધ્યભાગમાં "**अपराजितायै नमः,**" એ નામમંત્રવડે અપરાજિતાનું આવાહન કરી તેની દક્ષિણ તરફ, "**क्रियाशक्त्यै नमः,**" આ મંત્રવડે જયા દેવીનું આવાહન કરવું. પછી ડાબી બાજુ, "**उमायै नमः,**" એ મંત્રવડે વિજયા દેવીનું આવાહન કરી, "**अपराजितायै नमः, जयायै नमः, विजयायै नमः**" એ નામમંત્રોવડે ષોડશોપચાર પૂજા કરી પ્રાર્થના કરવી. પ્રાર્થનાનો મંત્ર—"**इमां पूजां मया देवि, यथाशक्ति निवेदितां ॥ रक्षार्थं तु समादाय, व्रज स्वस्थानमुत्तमं.**" રાજાએ સંકલ્પ કરવો હોય તો "**यात्रायां विजयसिद्ध्यर्थं**" એટલો વિશેષ જાણવો. પૂજા, નમસ્કાર કર્યા પછી, "**हारेण तु विचित्रेण, भास्वत्कनकमेखला ॥ अपराजिता भद्ररता, करोतु विजयं मम,**" ઇત્યાદિક મંત્રવડે વિજયની પ્રાર્થના કરી પ્રથમ કહ્યા પ્રમાણે વિસર્જન કરવું. એ પ્રમાણે સંક્ષેપ કહ્યો. ત્યાર પછી સઘળા મનુષ્યોએ ગામથી બાહાર જઈ ઈશાન દિશામાં ઉગેલાં શમીનાં વૃક્ષનું પૂજન કરવું. સીમાનું ઉલ્લંઘન કરવું તે તો શમી પૂજાથકી પ્રથમ અથવા પાછળ કરવું. રાજાએ તો ઘોડા ઉપરે બેસી ગુરૂ તથા પ્રધાન સહિત શમીવૃક્ષની પાસે જઇ ઘોડાપરથી નીચે ઉતરી પુણ્યાહવાચન કરી શમીનું પૂજન કરવું. પછી કાર્યોની વાતો પ્રધાનોસાથે કરતાં પ્રદક્ષિણા કરવી. **શમી પૂજાનો પ્રકાર**—"**मम दुष्कृतामंगलादिनिरासार्थं क्षेमार्थं यात्रायां विजयार्थं च शमीपूजां करिष्ये,**" શમી ન મળે તો, "**अश्मंतकवृक्षपूजां करिष्ये,**" એવો સંકલ્પ કરવો. રાજાએ તો શમીવૃક્ષનાં મૂળમાં દિક્‌પાલ અને વાસ્તુદેવતાની પૂજા કરવી. "**अमंगलानां शमनीं, शमनीं दुष्कृतस्य च ॥ दुःस्वप्रणाशिनीं धन्यां, प्रपद्येऽहं शमीं शुभां**" એ મંત્રવડે શમીની પૂજા કરવી, પૂજા થયા પછી, "**शमी शमयते पापं, शमी लोहितकंटका ॥ धरित्र्यर्जुनबाणानां, रामस्य प्रियवादिनी ॥ करिष्यमाणयात्रायां, यथाकालं सुखं मया ॥ तत्र निर्विघ्नकर्त्री त्वं, भव श्रीरामपूजिते,**" આ મંત્રવડે શમીની પ્રાર્થના કરવી. અશ્મંતક (આસોંદ્રા)નું પૂજન કર્યું હોય તો, "**अश्मंतक महावृक्ष, महादोषनिवारण ॥ इष्टानां दर्शनं देहि, शत्रूणां च विनाशनं,**" એ મંત્રવડે અશ્મંતકની પ્રાર્થના કરવી. રાજાએ શત્રુની મૂર્ત્તિ કરી શસ્ત્રવડે છેદવી. મૂર્ખ મનુષ્યો શમીની શાખા તથા પાન ઇત્યાદિ તોડી લાવેછે તે નિર્મૂળ છે. "શમીવૃક્ષનાં મૂળની ભીંજાયલી માટી ચોખાસહિત લઈ તે ગાજતાં વાજતાં પોતાને ઘેરે લાવવી. સૌભાગ્યવતી સ્ત્રિયોવતી પોતાની આરતી કરાવવી, પછી પોતે પોતાના ઇષ્ટ મિત્રોસહિત ભૂષણ, વસ્ત્ર ઇત્યાદિક ધારણ કરવાં." એ વિજયાદશમીને દિવસે વિદેશ જનારાઓએ ચંદ્ર ઇત્યાદિક અનુકૂળ ન હોય તો પણ વિજયમુહૂર્ત્તમાં પ્રયાણ કરવું. તે પ્રયાણમાં વિજય મુહૂર્ત્ત બે પ્રકારનું છે. **પ્રથમ પ્રકાર**—"સાયંકાળે કાંઇ એક સંધિકાળ ગયા પછી થોડાં એક

નક્ષત્રો દેખાવા લાગે એવો જે કાળ તે વિજયકાળ, તે સધળાં કાર્ય અને અર્થ સફલ કરનારો છે.” **બીજો પ્રકાર**—“સૂર્યોદયથકી ઈગ્યારમાં મુહૂર્ત્તને વિજયમુહૂર્ત્ત કેહેછે, તે વિજયકાળમાં પોતાના જયની ઈચ્છા કરનારા સધળાઓએ પ્રયાણ કરવું. આ બન્નેમાંથી કોઈ એક દશમયુક્ત મુહૂર્ત્તમાં પ્રસ્થાન કરવું, એકાદશીયુક્ત મુહૂર્ત્તમાં કરવું નહી. “આશુ સુદ દશમ તેનું **વિજયાદશમા** એવું નામ છતાં તે સધળાં શુભ કર્મમાં શુભ છે. પ્રયાણમાં તો વિશેષ કરી શુભ છે, ફરિ શ્રવણયુક્ત હોય તો અતિ ઉત્તમ,” એવાં જ્યોતિષ ગ્રંથોનાં વચન છે, તેથી વિશેષ માસાદિકની ગરજ ન કરતાં થનારાં જે બીજાં કાર્યો તે વિજયાદશમીને દિવસે ચંદ્ર ઈત્યાદિક અનુકૂળ ન હોય તો પણ કરવાં. અમુક માસમાં કરવાનાં ચૂડાકર્મ તથા વિષ્ણુ ઈત્યાદિક દેવતાની પ્રતિષ્ઠા વગેરે કૃત્ય, તે કરવાં નહી. રાજાના પટ્ટાભિષેકમાટે, નોમવડે વિદ્ધા દશમી શ્રવણયુક્ત હોય તો પણ લેવી નહી, ત્યારે બીજા દિવસની સૂર્યોદય સમયે હોય તેજ લેવી.

---

आश्विनस्यशुक्लांदशमीमेकादशींपूर्णमासींवारभ्यमुहूर्तावशिष्टायांरात्रौतीर्थादौगत्वाप्रत्यहंमासपर्यंतंकार्तिकस्नानंकार्यं तत्प्रकारः विष्णुंस्मृत्वादेशकालौसंकीर्त्य नमःकमलनाभायनमस्तेजलशायिने नमस्तेस्तुहृषीकेशगृहाणार्घ्यंनमोस्तुते इत्यर्घ्यंदत्वा कार्तिकेहंकरिष्यामिप्रातःस्नानंजनार्दन प्रीत्यर्थंतवदेवेशदामोदरमयासह ध्यात्वाहंत्वांचदेवेशजलेस्मिन्स्नातुमुद्यतः तवप्रसादात्पापंमेदामोदरविनश्यतुइतिमंत्राभ्यांस्नात्वापुनरर्घ्यंद्विर्दद्यात् तत्रमंत्रौ नित्येनैमित्तिकेकृष्णकार्तिकेपापनाशने गृहाणार्घ्यंमयादत्तंराधयासहितोहरे व्रतिनःकार्तिकेमासिस्नातस्यविधिवन्मम गृहाणार्घ्यंमयादत्तंराधयासहितोहरे कुरुक्षेत्रगंगापुष्करादितीर्थविशेषेणफलविशेषः अथान्योपिविशेषः कार्तिकंसकलंमासंनित्यस्नायीजितेंद्रियः जपन्हविष्यभुक्दांतःसर्वपापैःप्रमुच्यते स्मृत्वाभागीरथींविष्णुंशिवंसूर्यंजलेविशेत् नाभिमात्रेजलेतिष्ठन्व्रतीस्नायाद्यथाविधि इदंकार्तिकस्नानंप्रातःस्नानंप्रातःसंध्यांचकृत्वाकार्यं ताभ्यांविनेतरकर्मानधिकारात् यद्यपिप्रातःसंध्यायाःसूर्योदयेसमाप्तिस्तथाप्यत्रवचनबलादुदयात्पूर्वंसंध्यांसमाप्यकार्तिकस्नानंकार्यमितिनिर्णयसिंधौउक्तं नैवंग्रंथांतरेदृश्यते एवंमासस्नानाशक्तौत्र्यहंस्नायात् अन्येषामपिकार्तिकमासव्रतानामत्रैवारंभः तानियथा तुलसीदललक्षेणकार्तिकेयोर्चयेद्धरिं पत्रेपत्रेमुनिश्रेष्ठमौक्तिकंलभतेफलं तुलसीमंजरीभिर्हरिहरार्चनेमुक्तिःफलं रोपणपालनस्पर्शैःपापक्षयः तुलसीछायायांश्राद्धात्पितृतृप्तिः तुलसीशोभितगृहेतीर्थरूपेयमकिंकरानायांतिइत्यादितुलसीमाहात्म्यं एवंधात्रीमाहात्म्यमपि कार्तिकेधात्रिवृक्षाधश्चित्रान्नैस्तोषयेद्धरिं ब्राह्मणान्भोजयेत्भक्त्यास्वयंभुंजीतबंधुभिः धात्रीछायासुश्राद्धंधात्रीपत्रैःफलैश्चहरिपूजनंचमहाफलं देवर्षिसर्वयज्ञतीर्थानांधात्रीवृक्षेनिवासोक्तेः अत्रैवहरिजागरविधिः जागरंकार्तिकेमासियःकुर्यादरुणोदये दामोदराग्रेसेनानीगोसहस्रफलंलभेत् शिवविष्णुगृहाभावेसर्वदेवालयेष्वपि कुर्यादश्वत्थमूलेषुतुलसीनांवनेष्वपि विष्णुनामप्रबंधानियोगायेद्विष्णुसन्निधौ गोसहस्रप्रदानस्यफलमाप्नोतिमानवः वाद्यकृत्पुरुषश्चापिवाजपेयफलंलभेत् सर्वतीर्थावगाहोत्थंनर्तकःफलमाप्नुयात् सर्वमेतल्लभे

त्पुण्यंतेषांतुद्रव्यदःपुमान् अर्चनाद्दर्शनाद्दापितत्षडंशमवाप्नुयादितिकौस्तुभे सर्वाभावेब्रा ह्मणानांविष्णुभक्तानांवाश्वत्थवटयोर्वासेवनंकुर्यादितितत्रैव सरोरुहाणितुलसीमालतीमु निपुष्पकं कार्तिकेविहितान्येवंदीपदानंचपंचमं कार्तिकेमासोपवासोवानप्रस्थयतिविधवा भिःकार्यः गृहस्थैर्नकार्यः कृच्छ्रंवाप्यतिकृच्छ्रंवाप्राजापत्यमथापिवा एकरात्रंव्रतंकुर्यात्त्रिरा त्रव्रतमेववा शाकाहारंपयोहारंफलाहारमथापिवा यवेद्यवान्नाहारंवासंप्राप्तेकार्तिकेव्रती ॥

## હવે કાર્તિકસ્નાનનો નિર્ણય કેહેછે.

આશુ સુદ દશમ, ઇગ્યારસ, અથવા પૂનમ એમાંથી કોઇ એક પણ દિવસે કાર્તિકસ્નાનનો આરંભ કરવો. પ્રભાતે બે ઘડી રાત બાકી રહે ત્યારે ઉઠી તીર્થ ઇત્યાદિકમાં જઈ દરરોજ એક માસ લગી કાર્તિકસ્નાન કરવું. **તેનો પ્રકાર**—વિષ્ણુનું સ્મરણ કરી દેશ, કાળનો ઉચ્ચાર કરી પછી, "नमः कमलनाभाय, नमस्ते जलशायिने ॥ नमस्तेऽस्तु हृषीकेश, गृहाणार्घ्यं नमोस्तु ते," એ મંત્રવડે અર્ધ્ય દઈ, "कार्त्तिकेऽहं करिष्यामि, प्रातःस्नानं जनार्दन ॥ प्रीत्यर्थं तव देवेश, दामोदर मया सह ॥ ध्यात्वाऽहं त्वां च देवेश, जलेऽस्मिन् स्नातुमुद्यतः ॥ तव प्रसादात्पापं मे, दामोदर विनश्यतु," એ મંત્રવડે સ્નાન કરી ફરી બે અર્ધ્ય દેવા, તેના મંત્ર—"नित्ये नैमित्तिके कृष्ण, कार्त्तिके पापनाशने ॥ गृहाणार्घ्यं मया दत्तं, राधया सहितो हरे ॥ व्रतिनः कार्त्तिके मासि, स्नातस्य विधिवन्मम ॥ गृहाणार्घ्यं मया दत्तं, राधया सहितो हरे." કુરૂક્ષેત્ર, ગંગા, પુષ્કર ઇત્યાદિક વિશેષ તીર્થોમાં ફલ અધિક જાણવું. **હવે બીજો પણ વિશેષ કેહેછે.** "સઘળા કાર્તિક માસ લગી નિત્યસ્નાન કરનારો, જીતેંદ્રિય, જપ કરનારો, હવિષ્યાન્ન ભોજન કરનારો અને દાંત (તપસ્યાના ક્લેશને સહન કરનારો) એવો મનુષ્ય સર્વે પાપથકી મુક્ત થાયછે." "ભાગીરથી (ગંગા), વિષ્ણુ, શિવ, અને સૂર્ય એમનું સ્મરણ કરી જલમાં પ્રવેશ કરવો, અને વ્રત ધારણ કરનારે નાભિપ્રમાણ જલમાં ઉભા રહી વિધિપૂર્વક સ્નાન કરવું." એ કાર્તિકસ્નાન; પ્રાતઃસ્નાન અને પ્રાતઃસંધ્યા કર્યા પછી કરવું; કારણ, પ્રાતઃસ્નાન અને પ્રાતઃસંધ્યા કર્યાવિના બીજાં કર્મ કરવાનો અધિકાર નથી. જો કે પ્રાતઃસંધ્યાની સમાપ્તી સૂર્યોદય થયા પછી થાયછે એમ છે તો પણ ઇહાં વિશેષ વચન છે માટે ઉદય થકી પ્રથમ પ્રાતઃસંધ્યા સમાપ્ત કરી કાર્તિકસ્નાન કરવું, એ રીતે **નિર્ણયસિંધુમા** કહ્યુંછે. બીજા ગ્રંથોમાં એ રીતે દેખાતું નથી. એક માસ લગી સ્નાન કરવાની શક્તિ ન હોય તો ત્રણ દિવસ સ્નાન કરવું. કાર્તિક માસ સંબંધી બીજાં વ્રતોનો પણ આરંભ એજ દિવસે કરવો. તે વ્રતો આ રીતે,—"જે મનુષ્ય કાર્તિક માસમાં લાખ તુલસીદલવડે વિષ્ણુની પૂજા કરેછે તેને હે મુનિશ્રેષ્ઠ! એક એક પત્રે મોતિ અર્પણ કરવાનું ફલ મળેછે. તુલસીની મંજરીવડે હરિ, હરની પૂજા કરવાથી મુક્તિ ફલ મળેછે. તુલસીનું રોપવું, પાળવું, અને સ્પર્શ કરવાથી પાપનો ક્ષય થાયછે. તુલસીની છાયાનીચે શ્રાદ્ધ કરવાથી પિત્રોને તૃપ્તિ થાયછે. તુલસીવડે શોભાયમાન એવાં તીર્થરૂપ ઘરમાં યમના દૂતો આવતા નથી." ઇત્યાદિક તુલસીનું માહાત્મ્ય કહ્યુંછે.

એ પ્રમાણે આમળાનું માહાત્મ્ય પણ કહ્યુંછે. "કાર્તિક માસમાં આમળાનાં વૃક્ષનીચે વિચિત્ર અન્નવડે હરિને સંતોષ પમાડવો; એટલે વિચિત્ર અન્નનું નૈવેદ્ય સમર્પણ કરવું, અને ભક્તિવડે બ્રાહ્મણને ભોજન દઈ પોતાના સંબંધીસહિત પોતે ભોજન કરવું. આમળાની છાયાતલે શ્રાદ્ધ કરવાથી અને આમળાનાં પાન, ફૂલવડે વિષ્ણુની પૂજા કરવાથી મહાફલ મળેછે. કારણ, આમળામાં દેવ, ઋષિ, સર્વ યજ્ઞ, અને સઘળાં તીર્થ રેહેછે, એવાં વચન છે." એ કાર્તિક માસમાં હરિજાગરણનો વિધિ કરવો. "કાર્તિક માસમાં અરૂણોદયકાળે જે દામોદરસમીપે જાગરણ કરેછે તેને હે સ્વામીકાર્તિક! સહસ્ર ગોદાનનું ફલ મળેછે. શિવ, વિષ્ણુ એમનાં દેવાલયમાં જાગરણ કરવાં. શિવ, વિષ્ણુનાં દેવાલય ન હોય તો સઘળાં દેવાલયમાં જાગરણ કરવાં. અથવા પીપળાનાં મૂળપાસે, અથવા તુલસીનાં વનમાં પણ જાગરણ કરવું. વિષ્ણુની સમીપે વિષ્ણુની કથા ગાનારાને હજાર ગૌદાનનું ફલ મળેછે. વાદિત્ર વજાડનારાને વાજપેય યજ્ઞનું ફલ મળેછે. વિષ્ણુ પાસે નાચ કરનારાને સઘળાં તીર્થોમાં સ્નાન કરવાનું ફલ મળેછે. હરિજાગરણાદિક કરનારાઓને દ્રવ્ય દેવાથી સઘળું પુન્ય મળેછે. પૂજા, દર્શન ઇત્યાદિ કરવાથી હરિજાગરનું ષષ્ઠાંશ પુન્ય મળેછે," એમ કૌસ્તુભમાં કહ્યુંછે. દેવાલય આદિક ન હોય તો; બ્રાહ્મણ, વિષ્ણુભક્ત, પિપળો, કિંવા વડ એમની સેવા કરવી એ કૌસ્તુભમાંજ કહ્યુંછે. કાર્તિક માસમાં કમલ, તુલસી, માલતી (પીલી ચમેલી, સફેદ જાઈ, ગુલબાસનાં પુષ્પ), અગસ્ત્યાનાં પુષ્પ, એ ઉત્તમ છે; માટે એ પુષ્પોવડે વિષ્ણુની પૂજા કરવી, અને પાંચમું દીપદાન પણ કરવું. કાર્તિક માસમાં; વાનપ્રસ્થ (તપસ્યામાટે વનમાં રેહેનારો), સંન્યાસી અને વિધવા એમણે એક માસ લગી ઉપવાસ કરવા, ગૃહસ્થે કરવા નહી. કાર્તિક માસમાં વ્રત ધારણ કરનારે કૃચ્છ્ર, અતિકૃચ્છ્ર, અથવા પ્રાજાપત્ય કરવાં. અથવા એકરાત્ર, ત્રિરાત્ર એવાં વ્રત કરવાં. અથવા શાકનો આહાર, દૂધનો આહાર, ફલનો આહાર એમાંથી કોઇ એક પણ કરવું. અથવા યવનાં અન્નનો આહાર કરવો.

---

**अथकार्तिकेवर्ज्यानि पलांडुलशुनहिंगुछत्राकगृंजनमूलकालाबुशिग्रुवृंताककूष्मांडबृहतीफलकलिंगकपित्थतैललवणशाकद्विपाचितान्नपर्युषितान्नदग्धान्नानिमाषमुद्गमसूरचणककुलित्थनिष्पावाढक्यादिद्विदलानिचवर्जयेत् सप्तम्यांधात्रीफलंतिलांश्चाष्टम्यांनारिकेरंरविवारेधात्रीफलंसर्वदावर्ज्यं ॥**

## હવે કાર્તિક માસમાં વર્જ્ય પદાર્થ કહ્યા તે કેહેછે.

કાર્તિક માસમાં કાંદા, લસણ, હીંગ, છત્રાક (ચોમાસાંમાં છત્રે સરખાં સફેદ થાયછે તે), ગાજર, મૂળા, દૂધિ, સરગુઆની સીંગ, રીંગણાં, કોળું, બૃહતીફળ (ભોરીંગણી), કાળીંગુ, કોઠ, તેલ, અથાણું, બે વખત રાંધેલું અન્ન, વાસી અન્ન, બળેલું અન્ન, એ પદાર્થ વર્જ્ય કરવા. અડદ, મગ, મસૂર, ચણા, કળથી, ચોળા, વાલ,

અને તુવર ઇત્યાદિક બે દલવાળાં ધાન્ય વર્જ્ય કરવાં. સાતમને દિવસે આમળાં, અને તિલ વર્જ્ય કરવા. આઠમને દિવસે નારિયલ, રવિવારે આમળાં એ સર્વદા વર્જ્ય કરવાં.

---

कांस्यपात्रभोजनवर्जनव्रतेकांस्यपात्रंघृतपूर्णंदद्यात् मधुत्यागेघृतपायसशर्करादानंसमाप्तौकार्यं तैलत्यागेतिलदानं कार्तिकेमौनभोजीसतिलांघंटांदद्यात् स्वर्णयुतानिमाषयुतानि त्रिंशत्कूष्मांडान्यत्रमासेदद्यात् कार्तिकेकांस्यभोजीकृमिभुक् फलवर्जनेफलंरसत्यागेरसो धान्यत्यागेधान्यानिदेयानि सर्वत्रगोदानंवा एकतःसर्वदानानिदीपदानंतथैकतः कार्तिके दीपदानस्यकलांनार्हंतिषोडशीं एतावद्व्रतासंभवेचातुर्मास्यव्रतासंभवेवाकार्तिकेकिंचिद्व्रतमवश्यंकार्यं अव्रतःकार्तिकोयेषांगतोमूढधियामिह तेषांपुण्यस्यलेशोपिनभवेत्सुकरात्मनामित्युक्तेः शालग्रामादिदेवताग्रेस्वस्तिकमंडलादिकंरंगवल्यादिनाकरोतिसास्वर्गादिफलंभुक्त्वासप्तजन्मसुवैधव्यंनाप्नोति कार्तिकेपुराणेतिहासश्रवणारंभसमाप्तीविहिते ॥

## હવે વ્રતની સમાપ્તીને દિવસે કયાં દાન કરવાં તે કેહેછે.

કાંસાનાં પાત્રમાં ભોજન ન કરવું એ વ્રત હોય તો ઘી ભરીને કાંસાંનું પાત્ર દેવું. મધ છોડયો હોય તો ઘી, દૂધપાક, સાકર એનું દાન છેલે દિવસે કરવું. તેલ છોડયું હોય તો તિલનું દાન કરવું. કાર્તિક માસમાં મૌન રાખી ભોજન કરનારે તિલ સહિત ઘંટાનું દાન કરવું. બીજા માસોમાં ભોજન સમયે મૌન ધરનારે સુવર્ણ, અડદ સહિત ત્રીસ કોળાં દેવાં. કાર્તિક માસમાં કાંસાનાં પાત્રમાં ભોજન કરે તો કીડા ખાધા એવું થાયછે. ફળ વર્જ્ય કીધાં હોય તો જે ફળ છોડયું હોય તે ફળ દેવું. રસના બદલામાં જે રસ છોડયો હોય તે રસ દેવો. ધાનનો નિયમ હોય તો તે તે ધાન્ય દેવાં. અથવા સઘળાં વ્રતોમાં ગોદાન કરવું. "સઘળાં દાન એક તરફ અને દીપદાન એક તરફ, એટલે સઘળાં દાનો કરતાં દીપદાન ઉત્તમ છે, માટે કાર્તિક માસમાં દીપદાનનાં પુણ્યના સોળમા અંશને પણ બીજાં દાન પોહોચતાં નથી." એટલાં વ્રતો થઇ શકવાનો સંભવ ન હોય અથવા ચાતુર્માસ્ય વ્રતનો સંભવ ન હોય તો કાર્તિક માસમાં કાંઇએક વ્રત તો અવશ્ય કરવું. કારણ, "જેમને કાર્તિક માસ વ્રતવિના જાય, સૂવર સમાન તે મૂઢબુદ્ધિવાળાઓને આ લોકમાં લેશ પણ પુણ્ય મળતું નથી," એવાં વચન છે. જે સ્ત્રી શાલગ્રામ ઇત્યાદિ દેવને સમીપે અનેક રંગવડે સાથિયા, સર્વતોભદ્ર, ઇત્યાદિક ચિત્ર કરેછે તે સ્વર્ગાદિક ફળ ભોગવી સાત જન્મ લગી વિધવાપણું પામતી નથી. કાર્તિક માસમાં પુરાણ તથા ઇતિહાસ (ભારત આદિ) એમનાં શ્રવણનો આરંભ અને સમાપ્તી પણ કરવી.

---

तत्प्रकारः ब्राह्मणंवाचकंकुर्यान्नान्यवर्णजमादरात् श्रावयेच्चतुरोवर्णान्कृत्वाब्राह्मणमग्रतः विस्पष्टमद्रुतंशांतंस्पष्टाक्षरपदंतथा कलास्वरसमायुक्तंरसभावसमन्वितं ब्राह्मणादिषुसर्वेषुग्रंथार्थंचार्पयेन्नृप यएवंवाचयेद्राजन्सविप्रोव्यासउच्यते समाप्तेषुपुराणेषुशक्त्यातंतर्पयेन्नृप वाचकःपूजितोयेनप्रसन्नास्तस्यदेवताः श्राद्धेयस्यद्विजोभुंक्तेवाचकःश्रद्धयान्वि

तः भवंतिपितरस्तस्यतृप्तावर्षशतंनृपेति कार्तिकस्नानकालेऽभिलाषाष्टकंकाशीखंडोक्तंपुत्रकामेनपठितव्यं अत्रैवदुग्धव्रतंसमर्प्यदुग्धदानंकृत्वाद्विदलव्रतंसंकल्पयेत् तत्रोत्पत्तौयेषांद्लद्वयंदृश्यतेतेवर्ज्यनीयाइत्येके अन्येत्वेवंलक्षणायांवचनाभावात्स्वरूपतोयेषांद्विदलंदृश्यतेतेवर्ज्यानतुअन्येनापिपत्रपुष्पादिकमित्याहुः एवमन्यान्यपितांबूलकेशकर्तनादिवर्जनरूपाणिव्रतानिज्ञेयानि अत्राकाशदीपउक्तः सूर्यास्तेगृहाददूरेपुरुषप्रमाणयज्ञियकाष्ठंभूमौनिखन्यतस्यमूर्ध्निअष्टदलाद्याकृतिनिर्मितेदीपयंत्रेमध्येमुख्यदीपं समंततोष्टावितिसंस्थाप्यनिवेदयेत् दामोदरायनभसितुलायांदोलयासह प्रदीपंतेप्रयच्छामिनमोनंतायवेधसइतिमंत्रः एवंमासमाकाशदीपदानान्महाश्रीप्राप्तिः ॥

## હવે પુરાણશ્રવણનો વિધિ કેહેછે.

"પુરાણ વાંચનારો બ્રાહ્મણ નીમવો. બીજા વર્ણવાળાને બેસારવો નહી. શ્રોતાઓમાં બ્રાહ્મણને પ્રથમ સામે બેસારીને ચારે વર્ણને શ્રવણ કરાવવું. વાંચનારાએ વિશેષે કરી સ્પષ્ટ, ધીરજથી તથા શાંતવૃત્તીથી, વાંચવું અને અર્થ કેહેવો. અક્ષર અને પદ સ્પષ્ટ બોલવાં. કલા, સ્વર, રસ, ભાવ, એ યથાયોગ્ય હોવાં જોઇએ. એ પ્રમાણે હે રાજા! પુરાણ વાંચનારાએ ગ્રંથનો અર્થ બ્રાહ્મણાદિક ચારે વર્ણને કેહેવો. એ રીતે જે પુરાણ વાંચેછે તે વ્યાસ કેહેવાયછે. એ પ્રમાણે પુરાણ સમાપ્ત થયા પછી વાંચનારાની યથાશક્તિ વસ્ત્ર, અલંકાર ઇત્યાદિકવડે પૂજા કરવાથી તે પૂજનારાને સર્વ દેવ પ્રસન્ન થાયછે. હે રાજા! જેનાં શ્રાદ્ધમાં ભક્તિપૂર્વક, વાંચનારો બ્રાહ્મણ ભોજન કરેછે, તેના પિત્ર સો વર્ષ લગી તૃપ્ત થાયછે. પુત્રની કામનાવાળાએ કાર્તિક સ્નાન સમયે કાશીખંડમાં કહેલાં અભિલાષાષ્ટક સ્તોત્રનો પાઠ કરવો. એજ દિવસે દૂધવ્રત સમાપ્ત કરી દૂધનું દાન દઈ, દ્વિદલ (બે દલવાળાં અન્ન) વ્રતનો સંકલ્પ કરવો. એ દ્વિદલ ધાનમાં ઉત્પત્તિ સમયે જેનાં બે દલ દેખાયછે તે વર્જ્ય કરવાં, એમ કોઇ ગ્રંથકાર કેહેછે. બીજા ગ્રંથકારો તો, એવી લક્ષણા કરવામાં એટલે ઉત્પત્તિ સમયે જેનાં બે દલ દેખાય તે વર્જ્ય કરવાં, એમાં પ્રમાણભૂત વચન નથી માટે સ્વરૂપથકી જેનાં બે દલ દેખાય તે વર્જ્ય કરવાં, બીજાં વર્જ્ય કરવાં નહી, અને પત્ર પુષ્પ ઇત્યાદિક પણ વર્જ્ય નથી, એમ કેહેછે. એ પ્રમાણે તાંબૂલ ભક્ષણ કરવું નહી, પંચકેશ રાખવા, ઇત્યાદિક પણ વ્રત જાણવાં. આ કાર્તિક માસમાં આકાશદીવો જોડવો. તેનો પ્રકાર—સૂર્યાસ્ત સમયે પોતાનાં ઘરની સમીપે પુરૂષપ્રમાણ (સાડાત્રણ હાથ) લાંબું અને યજ્ઞને યોગ્ય એવું કાષ્ઠ હોય તે લઇ પૃથિવીમાં ખોડી તેની ઉપરે અષ્ટદલ ઇત્યાદિક આકારવડે બનાવેલા દીપયંત્રના વચમાં મુખ્ય દીપક અને ચારેમેર આઠ બીજા દીપક જોડવા, અને દેવને અર્પણ કરવા. **તેનો મંત્ર—दामोदराय नभसि, तुलायां दोलया सह ॥ प्रदीपं ते प्रयच्छामि, नमोऽनंताय वेधसे,"** એ મંત્રવડે દીપ અર્પણ કરવા. એ પ્રમાણે એક માસપર્યંત આકાશદીવા જોડવાથી મહાસંપત્તિ પ્રાપ્ત થાયછે.

---

आश्विनपौर्णमास्यांकोजागरव्रतं सापूर्वत्रैवनिशीथव्याप्तौपूर्वा उत्तरदिनेएवदिनद्वयेपिवानिशीथव्याप्तौदिनद्वयेनिशीथास्पर्शेवाउत्तरैव केचित्पूर्वदिनेनिशीथव्याप्तिरेवपरदिनेप्रदो

षष्ठ्याप्तिरेवतदापरेत्याहु: अत्रलक्ष्मींद्रयो:पूजनंजागरणमक्षक्रीडाचविहिता तत्रपद्मासनस्थां लक्ष्मींध्यात्वाक्षतपुंजे ॐलक्ष्म्यैनमइत्यावाहनादिषोडशोपचारै:संपूज्य नमस्तेसर्वदेवानां वरदासिहरिप्रिये यागतिस्त्वत्प्रपन्नानांसामेभूयात्त्वदर्चनादितिपुष्पांजलिंदत्वानमेत् चतुर्दंतसमारूढोवज्रपाणि:पुरंदर: शचीपतिश्चध्यातव्योनानाभरणभूषितइतिध्यात्वाक्षतपुंजादौ इंद्रायनमइतिसंपूज्य विचित्रैरावतस्थायभास्वत्कुलिशपाणये पौलोम्यालिंगितांगायसहस्राक्षायतेनमइतिपुष्पांजलिंदत्वानमेत् नारिकेलोदकंपीत्वाअक्षक्रीडांसमारभेत् निशीथेवरदालक्ष्मी:कोजागर्तीतिभाषिणी तस्मैवित्तंप्रयच्छामिअक्षै:क्रीडांकरोतिय: नारिकेरान्पृथुकांश्चदेवपितृभ्य:समर्प्यबंधुभि:सहस्वयंभक्षयेत् अस्यामेवाश्वयुजीकर्माश्वलायनै:कार्यं तत्रपर्वद्वैधेपूर्वाण्हेसंधौशेषपर्वणिप्रकृतीष्टिंकृत्वाकार्यं अपराण्हसंधौविकृतिमिमांकृत्वाप्रकृतेरन्वाधानं तत्प्रयोगोन्यत्रज्ञेय: ॥

## હવે કોજાગરવ્રત કેહેછે.

આશુ સુદ પૂનમને દિવસે કોજાગરવ્રત કરવું. તે પૂનમ પ્રથમ દિવસેજ નિશીથવ્યાપિની હોય તો પ્રથમ દિવસનીજ લેવી. જો બીજે દિવસેજ અથવા બન્ને દિવસે નિશીથવ્યાપિની હોય, અથવા બન્ને દિવસે નિશીથકાળે સ્પર્શ ન હોય તો બીજા દિવસનીજ લેવી. કોઇ ગ્રંથકાર, પૂર્વ દિવસે નિશીથવ્યાપ્તિજ, અને બીજે દિવસે પ્રદોષવ્યાપ્તિજ હોય તો બીજા દિવસની લેવી, એમ કેહેછે. આ કોજાગરવ્રતમાં લક્ષ્મી અને ઇંદ્રની પૂજા કરી જાગરણ અને દ્યૂત (જુગાર) કરવું. તેમાં પણ આસન ઉપરે બેઠેલી લક્ષ્મીનું ધ્યાન કરી, ચોખાના પુંજ (ઢગલી) ઉપરે **"ओं लक्ष्म्यै नमः"** એ મંત્રવડે આવાહન આદિક ષોડશોપચારવડે પૂજા કરવી, અને **"नमस्ते सर्वदेवानां, वरदासि हरिप्रिये ॥ या गतिस्त्वत्प्रपन्नानां, सा मे भूयात्त्वदर्चनात्"** એ મંત્રવડે પુષ્પાંજલિ અર્પણ કરિ નમસ્કાર કરવો. **"चतुर्दंतसमारूढो, वज्रपाणिः पुरंदरः॥ शचीपतिश्च ध्यातव्यो, नानाभरणभूषितः"** એ મંત્રવડે ઇંદ્રનું ધ્યાન કરી, ચોખાના પુંજ ઇત્યાદિ ઉપરે **"इंद्राय नमः"** એ મંત્રવડે પૂજા કરી, **"विचित्रैरावतस्थाय, भास्वत्कुलिशपाणये ॥ पौलोम्यालिंगितांगाय, सहस्राक्षाय ते नमः"** એ મંત્રવડે પુષ્પાંજલિ લઇ નમસ્કાર કરવો. "નારિયલનું જળ પીને દ્યૂતનો આરંભ કરવો. વરદાન દેનારી લક્ષ્મી અર્ધરાત્રિ સમયે ઘરોમાં આવી જુવેછે; અને કોણ જાગરણ કરેછે, દ્યૂત કરી જે જાગરણ કરતો હોય તેને હું દ્રવ્ય આપું. એમ કેહેછે." નારિયલ અને પોવા દેવ, પિતૃને અર્પણ કરી બાંધવ સહિત પોતે ભક્ષણ કરવા. એજ પૂનમને દિવસે આશ્વલાયન શાખાવાળાઓએ આશ્વયુજી કર્મ કરવું. પર્વમાં બે મત હોય તો પૂર્વાન્હ સંધીમાં શેષ પર્વ હોય તેમાં પ્રથમ પ્રકૃતિ ઇષ્ટિ કરી પછી આશ્વયુજી કર્મ કરવું. અપરાન્હ સંધિ હોય તો તેમાં એ વિકૃતિ કરી પ્રકૃતીનું અન્વાધાન કરવું. તેનો પ્રયોગ બીજે ઠેકાણે જોવો.

---

अथाग्रयणकाल: आश्विनकार्तिकयो:पौर्णमास्याममावास्यायांवाशुक्लपक्षगतकृत्तिकादिविशाखांतनक्षत्रेषुशुक्लपक्षस्थरेवत्यांवाव्रीह्याग्रयणं एवंश्रावणभाद्रपदयोरुक्तेषुपर्वसुनक्ष

त्रेषुवाश्यामाकाग्रयणं चैत्रवैशाखयोःपर्वादिषुयवाग्रयणं तत्रपूर्णमासीपर्वणिसंगवात्पूर्वसंधौपूर्वदिनेआग्रयणंकृत्वाप्रकृत्यन्वाधानं मध्यान्हात्परत्रसंधौसंधिदिनेआग्रयणंकृत्वाप्रकृत्यन्वाधानं मध्यान्हेसंगवादूर्ध्वंमध्यान्हात्पूर्वत्रवासंधौसंधिदिनेआग्रयणेष्टिंकृत्वाप्रकृतीष्टिःसद्यःकार्या दर्शेतुपूर्वाण्हेपराण्हेवासंधौयथाकालंदर्शेष्टिंकृत्वाप्रतिपन्मध्येआग्रयणेष्टिःकार्या एवंनक्षत्राग्रयणपक्षेपिपौर्णमासेष्टेःप्राक्दर्शेष्टेःपरंयथाभवेत्तथाग्रयणंकार्यं तथाचदीपिका दर्शेष्ट्याःपरमुक्तमाग्रयणकंप्राक्पौर्णमासाच्चतदिति यद्यपिअथोपूर्वाण्हपर्वक्षयइत्युपक्रमात्पूर्वाण्हसंधावेवायंक्रमइतिहेमाद्रिसिद्धांतानुसारिदीपिकामतं तथापिसर्वत्रस्थेसंधावित्थमेवक्रमइतिकौस्तुभसिद्धांतानुसार्यत्रत्यसिद्धांतोज्ञेयः अत्रपक्षेअथोपदंचार्थेयोज्यं पूर्वाण्हेपर्वक्षयेचेन्यर्थः इत्थंचकृष्णपक्षेनभवतीतिसिद्धं एतद्दीपिकाकारमतममावास्यापर्वण्याग्रयणविधानस्याखंडदर्शेवैयर्थ्यापत्त्यानयुक्तमितिगृह्याग्निसागरोक्तिर्नसमीचीनाप्रतिभाति विकृत्यंतराणांखंडपर्वणिप्रकृत्युत्तरंप्रतिपद्यनुष्ठानेपिपर्वानुग्रहसंमतिवदखंडदर्शेपिप्रतिपदिक्रियमाणाग्रयणस्यदर्शपर्वानुग्रहसंमतिसंभवात् खंडदर्शेदर्शपर्वविधानसार्थक्यसंभवाच्चेतिदिक् श्रावणादौश्यामाकाग्रयणंनकृतंचेच्छरदिव्रीह्याग्रयणेनसमानतंत्रंकार्यं तत्रस्मार्तेव्रीह्याग्रयणंश्यामाकाग्रयणंचतंत्रेणकरिष्येइतिसंकल्प्येंद्राग्निविश्वेदेवार्थाष्टौव्रीहिमुष्टीन्निरूप्यशूर्पांतरेश्यामाकान्सोमायनाम्नानिरूप्यपुनःप्रथमशूर्पेद्यावापृथिव्यर्थंव्रीहिनिर्वापः एवंहोमेपिविश्वेदेवहोमात्परंसौम्यश्यामाकचरुंहुत्वाद्यावापृथिवीहोमः आश्विनपौर्णमास्यामपराण्हादिसंधावाग्रयणेक्रियमाणेआश्वयुजीकर्मणापिसमानतंत्रताकार्या तथाचजीर्णव्रीहिचरुर्नवव्रीहिचरुर्नवश्यामाकचरुश्चेतिस्थालीत्रयेचरुत्रयं पूर्वाण्हादिसंधौतुसंधिदिनेप्रकृतियागोत्तरमाश्वयुजीपूर्वदिनेसंधिदिनेवाप्रकृतियागात्पूर्वमाग्रयणमितिकालैक्याभावान्नैकतंत्रता श्यामाकचर्वसंभवेश्यामाकतृणैःप्रस्तरंकृत्वास्रुवादुत्तरआस्तीर्यतत्रस्रुचोनिधानंतावतैवश्यामाकाग्रयणसिद्धिरितिवृत्तिकृन्नारायणः यवाग्रयणंतुकृताकृतं व्रीह्याग्रयणस्यवसंतपर्यंतंगौणकालः यवाग्रयणस्यवर्षर्तुपर्यंतं अनापदिगौणकालेकुर्वन्कालातिपत्तिप्रायश्चित्तपूर्वकमाग्रयणंकुर्यात् आपदिगौणकालेकुर्वन्प्रायश्चित्तंनकुर्यात् गौणकालेप्यतिक्रांतेवैश्वानरेष्टिप्रायश्चित्तंकृत्वातिक्रांताग्रयणंकुर्यात् स्मार्तेतुवैश्वानरदेवताकःस्थालीपाकोग्राह्यः यएवाहिताग्नेःपुरोडाशास्तएवौपासनाग्निमतश्चरवइत्युक्तेः प्रथमाग्रयणस्यशरदत्ययेविभ्रष्टेष्टितद्देवताकंस्थालीपाकंवाकृत्वाआगामिमुख्यकालेप्रथमाग्रयणंकार्यं गौणकालेप्रथमाग्रयणंनभवति अनारब्धानांदर्शपूर्णमासाग्रयणादीनांप्रायश्चित्तविकल्पाद्विभ्रष्टेष्टिरपिविकल्पिताज्ञेया आग्रयणमकृत्वाकिमपिनवोत्पन्नंसस्यंनभक्षणीयं अकृताग्रयणोश्नीयान्नवान्नंयदिवैनरः वैश्वानरायकर्तव्यश्चरुःपूर्णाहुतिस्तुवा यद्वासमिंद्ररायेतिशतवारंजपेन्मनुं ॥

## હવે આગ્રયણનો કાળ કેહેછે.

આશુ અથવા કાર્તિક એ માસમાં પૂનમ અથવા અમાસને દિવસે અથવા એ માસમાં શુક્લ પક્ષમાં આવેલાં કૃત્તિકા થકી વિશાખા લગી ચૌદ નક્ષત્રોમાં અથવા શુક્લ પક્ષમાં આવેલાં રેવતી નક્ષત્રમાં વ્રીહ્યાગ્રહણ કરવું. એ રીતે શ્રાવણ અથવા ભાદરવામાં પ્રથમ કહેલાં પર્વને દિવસે અથવા નક્ષત્રોમાં શ્યામાક (સામા)નું આગ્ર-

યણ કરવું. ચૈત્ર અથવા વૈશાખમાં પૂર્વોક્ત પર્વાદિકમાં યવાગ્રયણ કરવું. તેમાં પૂનમ પર્વ હોય તો સંગવ કાળ થકી પ્રથમ સંધી છતાં પ્રથમ દિવસે આગ્રયણ કરી પ્રકૃતિ ઇષ્ટિનું અન્વાધાન કરવું. મધ્યાન્હ કાળ થકી પાછળ સંધિ હોય તો સંધિ દિવસે આગ્રયણ કરી પ્રકૃતિ ઇષ્ટિનું અન્વાધાન કરવું. મધ્યાન્હ કાળે સંધિ હોય, અથવા સંગવ કાળ પછી અને મધ્યાન્હથી પ્રથમ સંધિ હોય તો સંધિને દિવસે આગ્રયણેષ્ટિ કરી પ્રકૃતિ ઇષ્ટિ તેજ દિવસે કરવી. અમાવાસ્યા પર્વ હોય તો પૂર્વાન્હ કાળે અથવા અપરાન્હ કાળે સંધિ છતાં સમય પ્રમાણે દર્શેષ્ટિ કરી એકમમાં આગ્રયણેષ્ટિ કરવી. એ પ્રમાણે નક્ષત્રાગ્રયણના પક્ષમાં પણ પૂનમની ઇષ્ટિથકી પ્રથમ અને અમાસની ઇષ્ટિ પછી જેમ આવે તે રીતે આગ્રયણ કરવું. એ વિષે **દીપિકામાં** "દર્શેષ્ટિ પછી, અને પૂર્ણિમાની ઇષ્ટિથકી પ્રથમ આગ્રયણ કરવું, એમ કહેલું છે." જો કે, "**अथो पूर्वाण्हपर्वक्षये**" એવો આરંભ છે માટે પૂર્વાન્હ સંધિમાંજ પર્વના ક્ષયસમયે એ ક્રમ જાણવો; એ રીતના હેમાદ્રીના સિદ્ધાંતને મળતો દીપિકાનો મત છે, તો પણ ચાહાય તેવો સંધિ હોય તો પણ એ પ્રમાણેજ ક્રમ થાયછે, એવા કૌસ્તુભના સિદ્ધાંતને મળતો આંઇનો સિદ્ધાંત જાણવો. એ પક્ષમાં '**अथो**' એ પદ ચના અર્થમાં જોડવું, અને 'પૂર્વાન્હસંધિમાં તથા પર્વક્ષયમાં' એવો અર્થ કરવો. એવું છતાં કૃષ્ણ પક્ષમાં થાતું નથી એ સિદ્ધ થયું. અમાવાસ્યા પર્વમાં આગ્રયણ કરવું એમ કહ્યુંછે તેને અખંડ અમાવાસ્યાને દિવસે વ્યર્થપણું પ્રાપ્ત થાયછે માટે એ દીપિકાકારનો મત યોગ્ય નથી, એવો ગૃહ્યાગ્નિસાગરનો મત છે તે યોગ્ય નથી, એમ મને ભાસેછે. કારણ, ખંડ પર્વ છતાં પ્રકૃતિ પછી બીજી વિકૃતિઓ એકમમાં કરવાથી પણ પર્વમાં કરવા સમાન ફળ પ્રાપ્ત થાયછે; તેમ અખંડ અમાવાસ્યા છતાં પણ એકમમાં કરવાનાં આગ્રયણને અમાવાસ્યા પર્વનું ફળ, મળવાની સંમતીનો સંભવ છે. ખંડ અમાવાસ્યા છતાં અમાવાસ્યા પર્વને વિધાને કરી સાર્થકપણું થવાનો સંભવ છે, એ પ્રમાણે સિદ્ધાંત જાણવો. શ્રાવણ ઇત્યાદિક માસમાં શ્યામાકનું આગ્રયણ કર્યું ન હોય તો શરદૃઋતુમાં વ્રીહિનાં આગ્રયણની સાથે એક તંત્રે કરવું. ત્યહાં સ્માર્ત્ત અગ્નિને વિષે "**व्रीह्याग्रयणं श्यामाकाग्रयणं च तंत्रेण करिष्ये**" એવો સંકલ્પ કરી ઇંદ્રાગ્નિ અને વિશ્વેદેવમાટે આઠ મૂઠી ચોખા સૂપડામાં લઇબીજાં સુપડામાં આઠ મૂઠી સામો "**सोमाय**"એ નામમંત્રવડે લઇ કરી પ્રથમનાં સૂપડામાં **દ્યાવાપૃથિવી** દેવતામાટે ચોખા લેવા. એ પ્રમાણે હોમમાં પણ **વિશ્વદેવ** હોમ થયા પછી **સોમ દેવતા**સંબંધી સામાના **ચરૂ**નો હોમ કરી પછી **દ્યાવાપૃથિવી** દેવતાનો હોમ કરવો. આશ્વિની પૂનમને દિવસે અપરાન્હ ઇત્યાદિક સંધિમાં આગ્રયણ કરવું હોય તો આશ્વયુજી કર્મની સાથે સમાનતંત્રતા કરી આગ્રયણ કરવું. તેમજ જુના ચોખાનો ચરૂ, નવા ચોખાનો ચરૂ, અને નવા સામાનો ચરૂ, એવા ત્રણ ચરૂ ત્રણ પાત્રમાં જુદા જુદા કરવા. પૂનમને દિવસે પૂર્વાન્હ ઇત્યાદિક સંધિ હોય તો સંધિ દિવસે પ્રકૃતિયાગ કીધા પછી આશ્વયુજી કર્મ કરી પ્રથમ દિવસે અથવા સંધિદિવસે પ્રકૃતિ યાગથકી પ્રથમ આગ્રયણ કરવું. એ પ્રમાણે બન્ને કર્મના જુદા જુદા કાળ હોવાથી બન્ને કર્મ એકતંત્રે કરવાં નહી. શ્યા-

માક ચરૂનો સંભવ ન હોય તો સામાનાં ઘાસની મૂઠી કરી તે સ્રુવ પાત્રથકી ઉત્તરમાં પાથરી તે ઉપરે સ્રુચિપાત્ર રાખવું, એટલું કરવાથી શ્યામાકાગ્રયણની સિદ્ધિ થાયછે, એ રીતે વૃત્તિકાર **નારાયણ** કેહેછે. યવનું આગ્રયણ કરવું અથવા ન કરવું. વ્રીહીનાં આગ્રયણનો વસંતઋતુ લગી ગૌણ કાળ છે. યવાગ્રયણનો વર્ષાઋતુ પર્યંત ગૌણ કાળ છે. આપત્તિકાળવિના ગૌણ કાળે આગ્રયણ કરે તો મુખ્ય કાળનાં ઉલ્લંઘનનું પ્રાયશ્ચિત્ત પ્રથમ કરી પછી આગ્રયણ કરવું. આપત્તિકાળ છતાં, ગૌણ કાળમાં કરે તો પણ પ્રાયશ્ચિત્ત કરવું નહી. ગૌણ કાળનું પણ ઉલ્લંઘન થાય તો વૈશ્વાનરેષ્ટિરૂપ પ્રાયશ્ચિત્ત કરી રહેલાં આગ્રયણ કરવાં. સ્માર્ત્તાગ્નિ (આવસથ્ય)માં, જેનો દેવતા વૈશ્વાનર છે એવો સ્થાલીપાક (ચરૂ) ગ્રહણ કરવો. "અગ્નિહોત્રીના જે પુરોડાશ તેજ આવસથ્યવાળાના ચરૂ" એવાં વચનો છે. પ્રથમ આગ્રયણ કરવાનું તે શરદ્ઋતુમાં કરવું. તે ઋતુમાં ન થાય તો વિશ્રિષ્ટ ઇષ્ટિ, અથવા વિશ્રિષ્ટ દેવતાસંબંધી ચરૂ કરી આગળ આવનારા મુખ્ય કાળમાં પ્રથમ આગ્રયણ કરવું. ગૌણ કાળમાં પ્રથમ આગ્રયણ થતું નથી. જેનો પ્રથમ આરંભ કરેલો નથી એવાં દર્શ પૌર્ણમાસ. આગ્રયણ ઇત્યાદિકનાં પ્રાયશ્ચિત્ત કરવામાટે વિકલ્પ છે એટલે પ્રાયશ્ચિત્ત કરવું અથવા ન કરવું એમ છે માટે વિશ્રિષ્ટ ઇષ્ટિ પણ વૈકલ્પિક છે. આગ્રયણ કીધા વિના કોઇ પણ નવું ઉત્પન્ન થયેલું ધાન્ય ખાવું નહી. "આગ્રયણ કીધા વિના જો કોઈ મનુષ્ય નવું ધાન્ય ભક્ષણ કરે તો તેણે **વૈશ્વાનર** દેવતામાટે ચરૂ કરવો, અથવા પૂર્ણાહુતિ કરવી. અથવા "**समिंद्ररायाο**" એ મંત્રનો જપ કરવો."

---

**अथाग्रयणानुकल्पाः पृथगाग्रयणप्रयोगाशक्तौप्रकृतीष्टिसमानतंत्राग्रयणप्रयोगः तत्र पौर्णमासेष्टयासमानतंत्रत्वेआदावाग्रयणप्रधानंपश्चात्प्राकृतप्रधानं दर्शेष्टयैकतंत्रत्वेपूर्वंदर्शेष्टिप्रधानयागःपश्चादाग्रयणप्रधानयागः अन्यत्पूर्वोत्तरांगजातमाग्रयणविकृतिसंबंध्येवकार्यं विरोधेवैकृतंतंत्रमितिसिद्धांतात् एतदसंभवेनवश्यामाकव्रीहियवैःपुरोडाशंकृत्वादर्शपौर्णमासौकुर्यात् यद्वानवव्रीह्यादिभिरग्निहोत्रहोमंकुर्यात् अथवानवान्नान्यग्निहोत्र्यागवाखादयित्वातस्याःपयसाग्निहोत्रंजुहुयात् यद्वानवान्नेनब्राह्मणान्भोजयेदितिसंक्षेपः इदंमलमासेन कार्यं गुर्वाद्यस्तेपिनकार्यमितिकेचित् जीर्णधान्यालाभेतुमलमासादौकार्यं ॥**

## હવે આગ્રયણનો ગૌણ કાળ કેહેછે.

જુદું આગ્રયણ કરવાનું સામર્થ્ય ન હોય તો, પ્રકૃતિ ઇષ્ટિની સાથે સમાનતંત્ર કરી આગ્રયણનો પ્રયોગ કરવો. તેમાં પૂનમની ઇષ્ટિની સાથે એકતંત્રે આગ્રયણ કરવું હોય તો પ્રથમ આગ્રયણનું પ્રધાન કર્મ કરી પછી પ્રકૃતિ ઇષ્ટિનું પ્રધાન કર્મ કરવું. દર્શ ઇષ્ટિની સાથે એકતંત્રવડે કરવું હોય તો પ્રથમ દર્શ ઇષ્ટિનું પ્રધાન કર્મ કરી પછી આગ્રયણનું પ્રધાન કર્મ કરવું. બીજાં, પ્રથમનાં અને પાછળનાં સઘળાં અંગભૂત કર્મ, આગ્રયણ વિકૃતિસંબંધિ હોય તેજ કરવાં; કારણ, "કર્મનો વિરોધ હોય તો વિકૃતિ તંત્ર કરવો," એવો સિદ્ધાંત છે. એનો સંભવ ન હોય તો નવા સામા, વ્રીહિ

અને યવનો પુરોડાશ કરી દર્શ, પૌર્ણમાસ કરવા. અથવા નવા વ્રીહિ ઇત્યાદિકવડે અગ્નિહોત્રસંબંધિ હોમ કરવો. અથવા નવાં અન્ન અગ્નિહોત્રસંબંધિ ગાયને ખવરાવી તેનાં દૂધવડે અગ્નિહોત્ર હોમવો, અથવા નવાં અન્નવડે બ્રાહ્મણભોજન કરાવવું. એ સંક્ષેપ કહ્યો. આ આગ્રયણ મલમાસમાં કરવું નહી. ગુરૂ, શુક્રના અસ્તકાળમાં પણ કરવું નહી, એમ કોઈ ગ્રંથકાર કેહેછે. જુનાં ધાન ન મળે તો મલમાસાદિકમાં કરવું.

---

**अस्यामेवपौर्णमास्यांज्येष्ठापत्यनीराजनादिकंपरविद्धायांकार्यं ॥**

એજ પૂનમને દિવસે મ્હોટા દીકરો અથવા મ્હોટી કન્યા એની નીરાજનવિધિ કરવી, તે એકમવિદ્ધા પૂનમને દિવસે કરવી.

---

**आश्विनकृष्णचतुर्थीकरकचतुर्थी साचंद्रोदयव्यापिनीग्राह्या दिनद्वयेतद्व्याप्त्यादौसंकष्टचतुर्थीवन्निर्णयः ॥**

આશુ વિદ ચોથને **કરકચતુર્થી** એમ કેહેછે. એ ચોથ ચંદ્રોદયવ્યાપિની હોય તે લેવી. બન્ને દિવસે ચંદ્રોદયવ્યાપ્તિ, અવ્યાપ્તિ ઇત્યાદિક હોય તો સંકષ્ટચતુર્થી પ્રમાણે નિર્ણય જાણવો.

---

**कृष्णाष्टम्यांराधाकुंडेस्नानंमथुरामंडलवासिभिःकार्यं साअरुणोदयव्यापिनीतदभावेसूर्योदयव्यापिनीग्राह्या ॥**

મથુરાજીને સમીપે રેહેનારાઓએ આશુ વિદ આઠમને દિવસે રાધાકુંડમાં સ્નાન કરવું. તે સ્નાનમાટે આઠમ અરૂણોદયવ્યાપિની લેવી. અરૂણોદયવ્યાપિની ન હોય તો સૂર્યોદયવ્યાપિની લેવી.

---

**आश्विनकृष्णद्वादशीगोवत्सद्वादशी साप्रदोषव्यापिनीग्राह्या दिनद्वयेतदव्याप्तौपरा सायंकालाख्यगौणकालेसत्त्वात् उभयत्रतद्व्याप्तौपूर्वेतिबहवः परेतिकेचित् अत्रवत्सतुल्यवर्णांसवत्सांपयस्विनींगांसंपूज्यगोपादेताम्रपात्रेणार्घ्यंदद्यात् तत्रमंत्रः क्षीरोदार्णवसंभूतेसुरासुरनमस्कृते सर्वदेवमयेमातर्गृहाणार्घ्यंनमोस्तुते ततोमाषादिवटकान्गोग्रासार्थंदत्वाप्रार्थयेत् सर्वदेवमयेदेविसर्वदेवैरलंकृते मातर्ममाभिलषितंसफलंकुरुनंदिनि तद्दिनेतैलपक्वंस्थालीपाकंगोक्षीरंगोघृतंगोदधितक्रंचवर्जयेत् नक्तंमाषान्नभोजनभूशय्याब्रह्मचर्यंचकार्यं इमामेवद्वादशीमारभ्यपंचसुदिनेषुपूर्वरात्रेनीराजनविधिर्नारदेनोक्तः नीराजयेयुर्देवांश्चविप्रान्गाश्चतुरंगमान् ज्येष्ठान्श्रेष्ठान्जघन्यांश्चमातृमुख्याश्चयोषितइति त्रयोदश्यामपमृत्युनाशार्थंयमायनिशामुखेबहिर्दीपोदेयः इमामेवत्रयोदशीमारभ्यगोत्रिरात्रव्रतमुक्तं तत्प्रयोगः कौस्तुभे ॥**

આશુ વિદ બારસને **ગોવત્સદ્વાદશી** કેહેછે. તે પ્રદોષવ્યાપિની લેવી. બન્ને દિવસે પ્રદોષવ્યાપિની ન હોય તો બીજા દિવસની લેવી; કારણ, સાયંકાળ આ તેનો ગૌણ કાળ તેમાં તેની વ્યાપ્તિ છે. બન્ને દિવસે પ્રદોષવ્યાપ્તિ હોય તો પ્રથમ દિવસની

લેવી એ રીતે ઘણા ગ્રંથકારો કેહેછે. બીજા દિવસની લેવી એમ પણ કેટલાએક ગ્રંથકારો કેહેછે. આ બારસને દિવસે વાછડાંની બરોબર રંગવાળી, વાછડાં સહિત અને દૂધ દેનારી એવી ગાયનું પૂજન કરી ગાયના પગની આગળ ત્રાંબાનાં પાત્રવડે અર્ઘ્ય આપવો. તેનો મંત્ર—"**क्षीरोदार्णवसंभूते, सुरासुरनमस्कृते ॥ सर्वदेवमये मातः, गृहाणार्घ्यं नमोस्तु ते**" પછી અડદ ઇત્યાદિકનાં વડાં ગાયને ભક્ષણમાટે દઈ પ્રાર્થના કરવી. તેનો મંત્ર—"**सर्वदेवमये देवि, सर्वदेवैरलंकृते ॥ मातर्ममाभिलषितं, सफलं कुरु नंदिनि**" એ ગોવત્સદ્વાદશીને દિવસે તેલમાં તળેલા, ટોપ આદિ વાસણમાં રાંધેલા, તથા ગાયસંબંધિ દૂધ, ઘી, દહીં, અને છાસ, એ પદાર્થો વર્જ્ય કરવા. નક્તવ્રત, અડદસહિત અન્નનું ભોજન, ભૂમિઉપરે શયન, અને બ્રહ્મચર્ય, એ નિયમ પાળવા. એજ બારસથકી આરંભ કરી પાંચ દિવસપર્યંત રાત્રિના પ્રથમ ભાગમાં નીરાજન (આરતી)નો વિધિ કરવો એ રીતે નારદજીએ કહ્યુંછે. "દેવ, બ્રાહ્મણ, ગાય, ઘોડા, જ્યેષ્ઠ (અવસ્થાએ મ્હોટા), શ્રેષ્ઠ, અને કનિષ્ઠ, એ સર્વેને માતા આદિ સઘળી સ્ત્રિઓએ આરતી કરવી." અપમૃત્યુ (અકાળ મૃત્યુ આદિ દુષ્ટ મરણ)ના નાશમાટે તેરસને દિવસે સાયંકાળે યમરાજાને નિમિત્તે ઘરથી બાહાર દીપક મેલવો. એજ તેરસને દિવસે આરંભ કરી ગોત્રિરાત્ર વ્રત કરવું. તેનો પ્રયોગ કૌસ્તુભમાં જોવો.

---

आश्विनकृष्णचतुर्दश्यांचंद्रोदयव्यापिन्यांनरकभीरुभिस्तिलतैलेनाभ्यंगस्नानंकार्यं अत्र रात्र्यंत्ययाममारभ्यारुणोदयावधिस्ततश्चंद्रोदयावधिस्ततःसूर्योदयावधिरितिकालत्रये पूर्वःपूर्वोजघन्यउत्तरउत्तरःश्रेष्ठः अतश्चंद्रोदयोत्तरोमुख्यकालः प्रातःकालोगौणः तत्रपूर्वदिनेएव चंद्रोदयव्याप्तौपूर्वा परत्रैवतद्व्याप्तौपरा अस्मिन्पक्षेतद्दिनेस्तमयादिकालेविहितमुल्कादान दीपदानादिकंतत्कालेचतुर्दश्यभावेपिकार्यं दिनद्वयेचंद्रोदयव्याप्तौपूर्वा दिनद्वयेचंद्रोदया व्याप्तौपक्षत्रयंसंभवति पूर्वत्रचंद्रोदयोत्तरमुषःकालंसूर्योदयंचव्याप्यप्रवृत्ताचतुर्दशीपरत्रचंद्रोदयात्पूर्वंसमाप्ता यथात्रयोदशीघट्यः ५८ पलानि ५० चतुर्दशी ५७ अस्मिन्प्रथमपक्षेउषःकालैकदेशेचतुर्दशीयुक्तेभ्यंगस्नानंकार्यं अथपूर्वत्रसूर्योदयमात्रंव्याप्यप्रवृत्तापरत्रचंद्रोदयात्पूर्वंसमाप्ता अथवासूर्योदयास्पर्शेनक्षयएवचतुर्दश्याः यथात्रयोदशी ५९ । ५९ चतुर्दशी ५७ यथावात्रयोदशी २ तद्दिनेचतुर्दशी ५४ अत्रपक्षद्वयेपरत्रचंद्रोदयेभ्यंगस्नानं चतुर्थयामादिजघन्यकालेचतुर्दशीव्याप्तिसत्त्वात् एतत्पक्षद्वयेकेचिदरुणोदयात्पूर्वमपिचतुर्दशीमध्येएवस्नानंकार्यमितिवदंति अपरेत्वरुणोदयोत्तरंचंद्रोदयादिकालेऽमावास्यायुक्तेपिस्नानमितिवदंति यत्तुचतुर्दशीक्षयेपूर्वत्रत्रयोदश्यांचंद्रोदयेस्नानमित्याहुस्तदयुक्तं अत्राभ्यंगस्नानेविशेषः सीतालोष्ठसमायुक्तसकंटकदलान्वित हरपापमपामार्गभ्राम्यमाणःपुनःपुनरिति मंत्रेणलांगलोद्धृतलोष्ठयुतापामार्गतुंबीचक्रमर्दनशाखानांस्नानमध्येत्रिवारंभ्रामणंकार्यं अभ्यंगस्नानोत्तरंतिलकादिकृत्वाकार्तिकस्नानंकार्यं उक्तकालेपुस्नानासंभवेसूर्योदयोत्तरंगौण कालेपियत्यादिभिरप्यवश्यमभ्यंगस्नानंकार्यं कार्तिकस्नानोत्तरंचयमतर्पणंकार्यं तद्यथा यमायनमःयमंतर्पयामीत्युक्त्वातिलमिश्रांस्त्रीनंजलीन्सव्येनापसव्येनवादेवतीर्थेनपितृतीर्थेनवादक्षिणामुखोदद्यात् एवमग्रेपि धर्मराजाय० मृत्यवे० अंतकाय० वैवस्वताय० कालाय० सर्वभूतक्ष

याय० औदुंबराय० दध्नाय० नीलाय० परमेष्ठिने० वृकोदराय० चित्राय० चित्रगुप्ताय० जीव त्पितृकस्तुयवैर्देवतीर्थेनसव्येनकुर्यात् ततःप्रदोषसमयेदीपान्दद्यान्मनोहरान् देवालयेमठे वापिप्राकारोद्यानवीथिषु गोवाजिहस्तिशालायामेवंपक्षत्रयेपिच तुलासंस्थेसहस्रांशौप्रदो षेभूतदर्शयोः उल्काहस्तानराःकुर्युःपितॄणांमार्गदर्शनं तत्रदानमंत्रः अग्निदग्धाश्चयेजीवाये प्यदग्धाःकुलेमम उज्ज्वलज्ज्योतिषादग्धास्तेयांतिपरमांगतिं यमलोकंपरित्यज्यआगतायेम हालये उज्ज्वलज्ज्योतिषावर्त्मप्रपश्यंतुव्रजंतुते अस्यांनक्तभोजनंमहाफलं ॥

ચંદ્રોદયસમયે વ્યાપનારી એવી આશુ વિદ ચૌદશને દિવસે નરકથકી ભય પામનારાઓએ તલનાં તેલવડે અભ્યંગ કરી સ્નાન કરવું. એ વિષે રાત્રિના છેલા પોહોર થકી આરંભ કરી અરૂણોદયપર્યંત, અરૂણોદયથકી આરંભ કરી ચંદ્રોદયપર્યંત, અને ચંદ્રોદયથકી તે સૂર્યોદય લગી એ રીતના ત્રણ કાળમાં પ્રથમ પ્રથમ ગૌણ, અને બીજો બીજો શ્રેષ્ઠ છે, માટે ચંદ્રોદય પછીનો જે કાળ તે મુખ્ય કાળ, અને પ્રાતઃકાળ તે ગૌણ કાળ જાણવો. તેમાં પ્રથમ દિવસેજ ચંદ્રોદયવ્યાપ્તિ હોય તો ચૌદશ પ્રથમની લેવી. બીજે દિવસેજ ચંદ્રોદયવ્યાપિની હોય તો બીજા દિવસની લેવી. એ ચંદ્રોદયવ્યાપ્તિ પક્ષમાં તે દિવસે સૂર્યાસ્તસમયે કરવાને કહેલું ઉલ્કા ( મેરાયા ) નું દાન, દીપદાન, ઈત્યાદિક તે, તે સમયે ચૌદશ ન હોય તો પણ કરવાં. બન્ને દિવસે ચંદ્રોદયવ્યાપ્તિ હોય તો પ્રથમ દિવસની લેવી. બીજે દિવસે ચંદ્રોદયવ્યાપ્તિ ન હોય તો ત્રણ પક્ષ સંભવે છે. પ્રથમ દિવસે ચંદ્રોદય પછી ઉષઃકાળને, અથવા સૂર્યોદયને વ્યાપનારી ચૌદશ અને બીજે દિવસે ચંદ્રોદયથકી પ્રથમ સમાપ્ત થઈ. ઉદાહરણ;—તેરસ ઘ૦ ૫૮, પળ ૫૦, ચૌદશ ઘ૦ ૫૭, એ પ્રથમ પક્ષમાં ચૌદશયુક્ત એવા ઉષઃકાળના એકદેશમાં અભ્યંગસ્નાન કરવું. હવે પ્રથમ દિવસે ચૌદશ કેવળ સૂર્યોદયને વ્યાપિ રેહેનારી, અને બીજે દિવસે ચંદ્રોદયથકી પ્રથમ સમાપ્ત થઈ. અથવા સૂર્યોદયને સ્પર્શ સુદ્ધાં ન કરતાં ચૌદશનો ક્ષય છે; ઉદાહરણ;—તેરસ ઘ૦ ૫૯, પળ ૫૯, ચૌદશ ઘ૦ ૫૭, અથવા બીજું ઉદાહરણ; તેરસ ઘડી ૨ તે દિવસે ચૌદશ ઘ૦ ૫૪ આ બન્ને પક્ષમાં બીજે દિવસે ચંદ્રોદયસમયે અભ્યંગસ્નાન. કરવું; કારણ, ચોથો પોહોર ઇત્યાદિક સ્નાનના ગૌણ કાળમાં ચૌદશની વ્યાપ્તિ છે. આ બન્ને પક્ષમાં કેટલાએક ગ્રંથકારો, અરૂણોદયથકી પ્રથમ ચૌદશમાંજ સ્નાન કરવું, એમ કેહેછે. બીજા ગ્રંથકારો તો, અરૂણોદય પછી ચંદ્રોદય ઇત્યાદિક કાળે અમાવાસ્યા હોય તો પણ તેમાં સ્નાન કરવું, એમ કેહેછે. ચૌદશનો ક્ષય હોય તો, પૂર્વ દિવસે તેરસમાં ચંદ્રોદયસમયે સ્નાન કરવું એ રીતે જે કેટલાએક ગ્રંથકારો કેહેછે તે યોગ્ય નથી. એ અભ્યંગસ્નાનમાટે વિશેષ છે—"सीतालोष्ठसमायुक्त, सकंटकदलान्वित ॥ हर पापमपामार्ग, भ्राम्यमाणः पुनःपुनः" એ મંત્રવડે હલેવતી ઉખડેલી માટી, અધાડો, દુધી અને પુવાડિયાં, એમની શાખાઓ સ્નાનમાં ત્રણ વખત પોતાનાં શરીર ઉપરે ફિરાવવી. અભ્યંગસ્નાન કીધા પછી તિલક કરી કાર્તિકસ્નાન કરવું. પ્રથમ કહેલા મુખ્ય કાળમાં સ્નાન ન થાય તો સૂર્યોદય પછી ગૌણ કાળમાં પણ અને સંન્યાસી ઇત્યાદિકોએ પણ અવશ્ય અ-

ભ્યંગ કરી સ્નાન કરવું. કાર્તિકસ્નાન કીધા પછી યમતર્પણ કરવું. તે આ રીતે,– "**यमाय नमः यमं तर्पयामि**" એવું કહી દક્ષિણ દિશાનીસામે ઉભી તિલયુક્ત ત્રણ અંજલી સવ્યે કરી અથવા અપસવ્યે કરી દેવતીર્થવડે અથવા પિતૃતીર્થવડે દેવી. એ પ્રમાણે આગળ કેહેવાયછે તે મંત્રોવડે પણ પ્રથમ કહ્યા પ્રમાણે તર્પણ કરવું. તે મંત્ર,–"**धर्मराजाय नमः धर्मराजं तर्पयामि ॥ मृत्यवे नमः मृत्युं त० ॥ अंतकाय नमः अंतकं त० ॥ वैवस्वतायनमः वैवस्वतं त० ॥ कालाय नमः कालं त० ॥ सर्वभूतक्षयाय नमः सर्वभूतक्षयं त० ॥ औदुंबराय नमः औदुंबरं त० ॥ दध्नाय नमः दध्नं त० ॥ नीलाय० नीलं त० ॥ परमेष्ठिने० परमेष्ठिनं त० ॥ वृकोदराय० वृकोदरं० ॥ चित्राय० चित्रं० ॥ चित्रगुप्ताय० चित्रगुप्तं०**" જેનો પિતા જીવતો હોય તેણે પણ યવસહિત દેવતીર્થવડે તર્પણ કરવું. "ત્યાર પછી પ્રદોષ કાળે સુશોભિત એવા દીપક દેવાલય, મઠ (સંન્યાસિ આદિકોને રેહેવાનાં સ્થાન), ગઢ, બગીચા, માર્ગ (રસ્તા), ગૌશાળા, ઘોડાર, અને હાથિઓનાં સ્થાન, એ ઠેકાણે ત્રણ દિવસ દેવા." "તુલ સંક્રાંતિના સૂર્ય થયા પછી ચૌદશ અને અમાસ એ બન્ને દિવસે પ્રદોષ સમયે પુરૂષોએ હાથમાં ઉલ્કા ( મેરાયાં ફેરાવે છે તે ) લઈ પિત્રોને માર્ગ બતાવવો." તેનો મંત્ર,—"**अग्निदग्धाश्च ये जीवा, येप्यदग्धाः कुले मम ॥ उज्ज्वलज्ज्योतिषा दग्धा, स्ते यांति परमां गतिं ॥ यमलोकं परित्यज्य, आगता ये महालये ॥ उज्ज्वलज्ज्योतिषा वर्त्म, प्रपश्यंतु व्रजंतु ते ॥**" એ ચૌદશને દિવસે નક્તભોજન કરવાથી મહાફળ થાયછે.

---

**अथाश्विनामावास्यायांप्रातरभ्यंगःप्रदोषेदीपदानलक्ष्मीपूजनादिविहितं तत्रसूर्योदयंव्याप्यास्तोत्तरंघटिकाधिकरात्रिव्यापिनिदर्शेसतिनसंदेहः अत्रप्रातरभ्यंगदेवपूजादिकंकृत्वापराण्हेपार्वणश्राद्धंकृत्वाप्रदोषसमयेदीपदानोल्काप्रदर्शनलक्ष्मीपूजनानिकृत्वाभोजनंकार्यं अत्रदर्शेबालवृद्धादिभिन्नैर्दिवानभोक्तव्यंरात्रौभोक्तव्यमितिविशेषोवाचनिकः तथाचपरदिने एवदिनद्वयेवाप्रदोषव्याप्तौपरा पूर्वत्रैवंप्रदोषव्याप्तौलक्ष्मीपूजादौपूर्वा अभ्यंगस्नानादौपरा एवमुभयत्रप्रदोषव्याप्त्यभावेपि पुरुषार्थचिंतामणौतुपूर्वत्रैवव्याप्तिरितिपक्षेपरत्रयामत्रयाधिकव्यापिदर्शेदर्शापेक्षयाप्रतिपद्वृद्धिसत्त्वेलक्ष्मीपूजादिकमपिपरत्रैवेत्युक्तं एतन्मतेउभयत्रप्रदोषाव्याप्तिपक्षेपिपरत्रदर्शस्यसार्धयामत्रयाधिकव्यापित्वात्परैवयुक्तेतिभाति चतुर्दश्यादिदिनत्रयेपिदीपावलिसंज्ञकेयत्रयत्रान्हिस्वातीनक्षत्रयोगस्तस्यतस्यप्राशस्त्यातिशयः अस्यामेवनिशीथोत्तरंनगरस्त्रीभिःस्वगृहांगणादलक्ष्मीनिःसारणंकार्यं इतिश्रीमदनंतोपाध्यायसूनुकाशीनाथोपाध्यायविरचितेधर्मसिंधुसारेद्वितीयपरिच्छेदआश्विनमासकृत्यनिर्णयोद्देशःसमाप्तः ॥**

હવે આશુની અમાવાસ્યાને દિવસે પ્રાતઃકાળે તૈલાભ્યંગ કરી સ્નાન કરવું, પ્રદોષ સમયે દીપદાન, અને લક્ષ્મીપૂજન ઇત્યાદિક કરવાં. તેમાં સૂર્યોદયને વ્યાપિને સૂર્યાસ્ત પછી એક ઘડી કરતાં અધિક રાત્રિવ્યાપિની અમાસ હોય તો તેમાં સંશય નથી. એ અમાસને દિવસે પ્રાતઃકાળે તૈલાભ્યંગ કરીને સ્નાન કરવું, પછી દેવપૂજ

---

૧ દેવતીર્થ એટલે આંગલીઓનાં અગ્રવડે.
૨ પિતૃતીર્થ એટલે અંગોઠો અને તેની જોડની આંગલી એ બન્નેના મધ્યભાગવડે.

ઇત્યાદિક કરી અપરાન્હ કાળે પાર્વણશ્રાદ્ધ કરવું, તેમજ પ્રદોષ સમયે દીપદાન, ઉલ્કાદર્શન, અને લક્ષ્મીપૂજન એ કાર્યો કરી ભોજન કરવું. એ અમાસને દિવસે બાલક, વૃદ્ધ અને રોગી વિના બીજા મનુષ્યોએ દિવસનું ભોજન કરવું નહી, રાત્રિએ ભોજન કરવું એવો વચનસિદ્ધ વિશેષ જાણવો. તેમજ બીજે દિવસેજ અથવા બન્ને દિવસેજ પ્રદોષવ્યાપ્તિ હોય તો બીજા દિવસની લેવી, પ્રથમ દિવસેજ પ્રદોષવ્યાપ્તિ હોય તો લક્ષ્મીપૂજન ઇત્યાદિકમાં પ્રથમની લેવી. અભ્યંગસ્નાન ઇત્યાદિકમાં બીજા દિવસની લેવી. એ રીતે બન્ને દિવસે પ્રદોષવ્યાપિની ન હોય તો પણ પ્રથમની પ્રમાણેજ લેવી. પુરૂષાર્થચિંતામણીમાં તો, પૂર્વ દિવસેજ પ્રદોષવ્યાપિની છે, એવો પક્ષ હોય તો બીજે દિવસે ત્રણ પોહોરથકી અધિક અમાસ છતાં અને અમાસ કરતાં એકમ અધિક હોય તો લક્ષ્મીપૂજનાદિક સુદ્ધાં બીજે દિવસેજ કરવું, એ રીતે કહ્યુંછે. એ મતપ્રમાણે બન્ને દિવસે પ્રદોષવ્યાપિની નથી એવો પક્ષ છતાં પણ બીજે દિવસે અમાસ સાડા ત્રણ પોહોર કરતાં અધિકવ્યાપિની હોય તો બીજા દિવસનીજ લેવામાં યોગ્ય છે એમ ભાસેછે. ચૌદશ, અમાસ, અને એકમ એ ત્રણે દિવસનું **દીપાવલી** એવું નામ છે, અને એ ત્રણ દિવસમાં જે દિવસે સ્વાતી નક્ષત્રનો યોગ હોય તે દિવસ અતિ ઉત્તમ એમ સમજવું. અમાસને દિવસે અર્ધરાત્રિ પછી, ગામની સ્ત્રિયોયે પોતપોતાનાં ઘરનાં આંગણાંમાંથી અલક્ષ્મીને કાઢવી.

**ઇતિ શ્રીમદનંતોપાધ્યાયસૂનુકાશીનાથોપાધ્યાયવિરચિતે ધર્મસિંધુસારે દ્વિતીયપરિચ્છેદે આશ્વિનમાસકૃત્યનિર્ણયોદ્દેશઃ સમાપ્તઃ ॥**

---

अथकार्तिकमासः वृश्चिकसंक्रांतौपूर्वाःषोडशनाड्यःपुण्याः शेषंप्राग्वत् अथकार्तिकशुक्लप्रतिपत्कृत्यं अत्राभ्यंगआवश्यकः एवंचचतुर्दश्यादिदिनत्रयेभ्यंगाद्युत्सवस्याकरणेनरकादिदोषश्रवणात्करणेलक्ष्मीप्राप्त्यलक्ष्मीपरिहारादिफलश्रवणाच्च नित्यकाम्योभयरूपत्वं अस्यांप्रतिपदिबलिपूजादीपोत्सवोगोक्रीडनंगोवर्द्धनपूजामार्गपालीबंधनंवष्टिकाकर्षणंनववस्त्रादिधारणाद्युत्सवोद्यूतंनारीकर्तृकनीराजनंमंगलमालिकाचेत्येवमादीनिकृत्यानि तत्रयदिउदयंव्याप्यदशमुहूर्ताप्रतिपत्तदाचंद्रदर्शनाभावाच्चंद्रदर्शनप्रयुक्तद्वितीयावेधनिषेधाप्रवृत्तेः सर्वकार्याणिपरप्रतिपद्येवभवंति इष्टिनिर्णयप्रकरणेत्रिमुहूर्तद्वितीयाप्रवेशमात्रेणचंद्रदर्शनमुक्तंतत्सूक्ष्मदर्शनाभिप्रायं अत्रतुस्थूलदर्शनमेवनिषेधप्रयोजकंतच्चषण्मुहूर्तद्वितीयाप्रवेशएवेतिनाविरोधइतिभाति यदिनवममुहूर्तोनास्तितदाबलिपूजागोक्रीडागोवर्धनपूजामार्गपालीबंधनवष्टिकाकर्षणानिपूर्वविद्धप्रतिपदिकार्याणि अभ्यंगनववस्त्रादिधारणद्यूतनारीकर्तृकनीराजनमंगलमालिकादीनिऔदयिकमुहूर्तव्यापिन्यामपिकार्याणि बलिपूजादेःकेनचिन्निमित्तेनपूर्वविद्धायामनुष्ठानासंभवेपरविद्धायामनुष्ठानंकार्यंनतुकर्मत्यागस्तिथ्यंतरपरिग्रहोवा यथाबौधायनीयाद्यैःस्वस्वसूत्रोक्तानुष्ठानासंभवेआपस्तंबीयादिसूत्रोक्तानुष्ठानंकार्यंनतुकर्मलोपःशाखांतरपरिग्रहोवातद्वदितिमाधवीयेस्पष्टं तत्रराजापंचवर्णरंगैर्बलिंद्विभुजमालिख्यअन्यजनाःशुक्लतंडुलैर्विरच्यपूजयेयुः तत्रमंत्रः बलिराजनमस्तुभ्यंविरोचनसुतप्रभो भविष्येंद्रसुरारातेपूजेयंप्रतिगृह्यतां बलिमुद्दिश्ययत्किंचिद्दानकरणेऽक्षय्यंविष्णुप्रीतिकरंतत् योयादृशेन

भावेनतिष्ठत्यस्यांमुनीश्वर हर्षदैन्यादिरूपेणतस्यवर्षप्रयातिहि अस्यांयूतंप्रकर्त्तव्यंप्रभातेस वैमानवैः तस्मिन्यूतेजयोयस्यतस्यसंवत्सरंजयः विशेषवस्त्रभोक्तव्यंप्रशस्तैश्च गणैःसह ब लिराज्येदीपदानात्सदालक्ष्मीःस्थिराभवेत् दीपैर्नीराजनादत्रसैषादीपावलीस्मृता बलिराज्यं समासाद्ययैर्नदीपावलीकृता तेषांगृहेकथंदीपाःप्रज्वलिष्यंतिकेशवेत्यादि ॥

## હવે કાર્તિક માસનાં કૃત્ય કેહેછે.

વૃશ્ચિક સંક્રાંતિની પ્રથમની સોળ ઘડી પુણ્યકાળ જાણવો. બીજો નિર્ણય પ્રથમ (પત્ર ૪ માં) કહ્યા પ્રમાણે જાણવો. હવે કાર્તિક સુદ એકમનાં કૃત્ય કેહેછે. એ એકમને દિવસે તૈલાભ્યંગ અવશ્ય કરવો. એ રીતે ચૌદશ ઇત્યાદિ ત્રણ દિવસે, તૈલાભ્યંગ ઈત્યાદિ ઉત્સવ ન કરવાથી નરકપ્રાપ્તિ થાયછે ઈત્યાદિક દોષ સંભળાયછે; અને તે ઉત્સવો કરવાથી લક્ષ્મીની પ્રાપ્તિ થઈ અલક્ષ્મીનો નાશ થાયછે ઇત્યાદિક ફળનું શ્રવણ છે, માટે એ ઉત્સવો નિત્ય અને કામ્ય બે પ્રકારના છે. એ એકમને દિવસે બલિરાજાની પૂજા, દીપોત્સવ, ગોક્રીડા, ગોવર્ધન પૂજા, માર્ગપાલી બંધન, ઘાસ આદિકની દોરી ખેંચવી, નવાં વસ્ત્રાદિક ધારણ કરવાં, ઇત્યાદિક ઉત્સવ, દ્યૂત કરવું, સ્ત્રિયોપાસે આરતી કરાવવી, અને મંગલમાલિકા, ઇત્યાદિક કૃત્ય કરવાં. તેમાં જો ઉદયને વ્યાપિ વીસ ઘડી એકમ હોય તો તે દિવસે ચંદ્રદર્શન નથી માટે ચંદ્રદર્શનયુક્ત જે દ્વિતીયા તેના વેધનો નિષેધ તે દિવસે પ્રાપ્ત થતો નથી તેથી સર્વ કૃત્ય બીજા દિવસની એકમમાંજ થાયછે. ઇષ્ટિનિર્ણયનાં પ્રકરણમાં એકમને દિવસે છ ઘડી બીજનો પ્રવેશ હોય તો ચંદ્રદર્શન થાયછે એવું જે કહ્યું તે સૂક્ષ્મદૃષ્ટિના અભિપ્રાયવડે કહ્યુંછે. આ સ્થલમાં તો સ્થૂલ દર્શનજ નિષેધનું કારણ છે અને તે (સ્થૂલ) ચંદ્રદર્શન બાર ઘડી બીજ પ્રવેશ થઈ હોય તોજ થાયછે માટે વિરોધ નથી એમ ભાસેછે. જો સૂર્યોદયથકી એકમ આઠ મુહૂર્ત્ત છે, નવમું મુહૂર્ત્ત નથી, તો બલિપૂજા, ગોક્રીડા, ગોવર્ધન પૂજા, માર્ગપાલી બંધન, અને વષ્ટિકાકર્ષણ (ઘાસ આદિકની દોરી ખેંચવી) એ કૃત્યો પ્રથમની તિથિવડે વિદ્ધા એવી એકમમાં કરવાં. તૈલાભ્યંગ, નવીન વસ્ત્રાદિકનું ધારણ, દ્યૂત, સ્ત્રિયોપાસે આરતી કરાવવી, અને મંગલમાલિકા, ઇત્યાદિક કૃત્યો સૂર્યોદયસમયે બે ઘડી વ્યાપ્તિ હોય તો પણ તેમાંજ કરવાં. બલિપૂજા ઇત્યાદિક કૃત્યો કાંઇ એક નિમિત્તવડે પૂર્વવિદ્ધા એકમને દિવસે ન થાય તો પરવિદ્ધા એકમને દિવસે કરવાં, પરંતુ કર્મનો ત્યાગ કરવો નહી, અને બીજી તિથિમાં કરવાં નહી. જે રીતે બૌધાયનીય શાખાવાળા ઇત્યાદિકોએ પોતાના સૂત્રમાં કહ્યા પ્રમાણે અનુષ્ઠાન ન થાય તો આપસ્તંબીય ઈત્યાદિક સૂત્રમાં કહ્યા પ્રમાણે અનુષ્ઠાન કરવું, પરંતુ કર્મનો લોપ અથવા અન્ય શાખાનું ગ્રહણ કરવું નહી, તે પ્રમાણે આ પણ કરવું, એ રીતે માધવના ગ્રંથમાં સ્પષ્ટ છે. તે એકમને દિવસે રાજાએ પાંચ પ્રકારના રંગવડે બે ભુજાયુક્ત બલીની મૂર્ત્તિ કાઢી પૂજા કરવી. બીજા મનુષ્યોએ સફેદ ચોખાની મૂર્ત્તિ કરી પૂજા કરવી. પૂજાનો મંત્ર;—"**बलिराज नमस्तुभ्यं, विरोचनसुत प्रभो ॥ भविष्येंद्र सुराराते, पूजेयं प्रतिगृह्यतां.**" બલીના ઉદ્દેશવડે જે કાંઈ દાન કરે

તે અક્ષય્ય વિષ્ણુની પ્રીતિ કરનારૂં થાયછે. "એ એકમને દિવસે જે મનુષ્ય જેવા હર્ષ દૈન્ય ઇત્યાદિક ભાવથકી રહેછે તેનું સઘળું વર્ષ તેવું જાયછે." એટલે દૈન્યપણાંથી રહે તો સઘળું વર્ષ દૈન્યપણાંથી જાયછે, અને હર્ષવડે રહે તો સંપૂર્ણ વર્ષ હર્ષ પ્રાપ્ત થાયછે એ તાત્પર્ય. "એ એકમને દિવસે પ્રાતઃકાળે સઘળાં મનુષ્યોએ દ્યૂત કરવું, અને તે દ્યૂતમાં જેનો જય થાયછે તેનો વર્ષ લગી જય થાયછે. પ્રશસ્ત (સત્પાત્ર) બ્રાહ્મણો સહિત પક્વાન્નવડે ભોજન કરવું. બલિરાજ્ય[1]ને દિવસે દીપદાન કરવાથકી લક્ષ્મી સર્વ કાળ સ્થિર રેહેછે—દીવા કરી આરતી કરાવવી એવો વિધિ છે માટે એ એકમનું **દીપાવલી** એવું નામ છે. હે કેશવ! બલિરાજ્યને દિવસે જેઓએ અધિક દીપક કીધા નથી, તેમનાં ઘરમાં દીપક કેમ પ્રજ્વલ થાય, ઇત્યાદિ."

**अत्रलक्ष्मीपूजाकुबेरपूजाचोक्ता लक्ष्मीर्यालोकपालानांधेनुरूपेणसंस्थिता घृतंवहतियज्ञार्थेममपापंव्यपोहतु अग्रतःसंतुमेगावोगावोमेसंतुपृष्ठतः गावोमेहृदयेसंतुगवांमध्येवसाम्यहं इतिमंत्राभ्यां गवांसवत्सानांबलीवर्दानांचपूजनंविभूषणंचकृत्वादोहनभारवाहनादिकंवर्जयेत् ॥**

એ એકમને દિવસે લક્ષ્મીની પૂજા અને કુબેરની પૂજા કરવી. "**लक्ष्मीर्या लोकपालानां, धेनुरूपेण संस्थिता ॥ घृतं वहति यज्ञार्थे, मम पापं व्यपोहतु ॥ अग्रतः संतु मे गावो, गावो मे संतु पृष्ठतः ॥ गावो मे हृदये संतु, गवां मध्ये वसाम्यहं,**" એ મંત્રોવડે વાછડાં સહિત ગાયોની અને બળધોની પૂજા કરી ફુલોની માળા ઇત્યાદિકવડે તેમને સુશોભિત કરી તે દિવસે ગાયોને દોવી નહી અને બળધોને જોડવા નહી.

**अथगोवर्धनपूजा मुख्यगोवर्धनसान्निध्येतस्यैवपूजा तदसान्निध्येगोमयेनान्नकूटेनवा गोवर्धनंकृत्वातत्सहितगोपालपूजाकार्या तत्रश्रीकृष्णप्रीत्यर्थंगोवर्धनपूजनगोपालपूजनाख्यंकर्ममहोत्सवंकरिष्यइतिसंकल्प्य बलिराज्ञोद्वारपालोभवानद्यभवप्रभो निजवाक्यार्थनार्थाय सगोवर्धनगोपतेइतिमंत्रेणसगोवर्धनंगोपालमावाह्यस्थापयेत् ततो गोपालमूर्तेविश्वेशशक्रोत्सवविभेदक गोवर्धनकृतच्छत्रपूजांमेहरगोपते गोवर्धनधराधारगोकुलत्राणकारक विष्णुबाहुकृतच्छायगवांकोटिप्रदोभवेतिमंत्राभ्यांश्रीगोपालगोवर्धनौषोडशोपचारैःपूजयेत् तत्रयथावैभवंमहानैवेद्योदयः ततःतदग्रत्वेनप्रत्यक्षधेनौमृद्धेनौवागोपूजांपूर्वोक्तमंत्राभ्यांकृत्वाआगावोअग्मन्नितेवर्दंत्वितिऋग्भ्यांगृहसिद्धचरुहोमःकार्यः ब्राह्मणेभ्योन्नगवादिदानंगोभ्यस्तृणदानंगिरयेबलिदानंच ततोगोविप्रहोमाग्निगिरिप्रदक्षिणासहचरीभिर्गोभिर्युतैःकार्या ॥**

## હવે ગોવર્દ્ધનપૂજનનો વિધિ કેહેછે.

જેઓને મુખ્ય ગોવર્ધન પર્વત સમીપ હોય તેમણે તેનીજ પૂજા કરવી. તે (ગોવર્ધન) સમીપ ન હોય તો છાણનો અથવા અન્નના સમુદાયનો ગોવર્ધન કરી તે ગોવર્ધન સહિત ગોવાળોની પૂજા કરવી. તે પૂજામાં "**श्रीकृष्णप्रीत्यर्थं गोवर्धनपूजनगो-**

૧ આશુ વિદ ચૌદશ થકી ત્રણ દિવસનું બળિરાજ્ય એવું નામ છે.

**पालपूजनात्मकं महोत्सवं करिष्ये,"** એવો સંકલ્પ કરી, **"बलिराज्ञो द्वारपालो, भवानत्र भव प्रभो ॥ निजवाक्यार्थनार्थाय, सगोवर्धन गोपते,"** એ મંત્રવડે ગોવર્ધન યુક્ત ગોપાળનું આવાહન કરી સ્થાપન કરવું. ત્યાર પછી, **गोपालमूर्त्ते विश्वेश, शक्रोत्सवविभेदक ॥ गोवर्धनकृतच्छत्र, पूजां मे हर गोपते ॥ गोवर्धनधराधार, गोकुलत्राणकारक ॥ विष्णुबाहुकृतच्छाय, गवां कोटिप्रदो भव,"** એ મંત્રવડે શ્રીગોપાળ અને ગોવર્ધનની ષોડશોપચારવડે પૂજા કરવી. તે પૂજામાં પોતાની સંપત્તિ પ્રમાણે મહાનૈવેદ્ય (અન્નનો પર્વત કરી) દેવું. પછી એ ગોવર્ધનપૂજાનાં અંગપણે કરી પ્રત્યક્ષ ગાયની અથવા માટીની ગાય કરી તેની પ્રથમ કહેલા **"लक्ष्मी र्या०"** એ બે મંત્રવડે પૂજા કરી **"आगावो अग्म न्नैते वर्दतु०"** એ ઋચાવડે, ઘરમાં રાંધેલા ચરૂનો હોમ કરવો. બ્રાહ્મણોને અન્ન અને ગાયોનું દાન કરવું, ગાયોને ઘાસ દેવું, અને ગોવર્ધનને બલિદાન કરવું. ત્યાર પછી ગાયોને સાથે લઈ; ગાયો, બ્રાહ્મણ, હોમ, અગ્નિ અને ગોવર્ધન પર્વત એમને પ્રદક્ષિણા કરવી.

---

**अथापराण्हेमार्गपालीबंधनं तत्रपूर्वस्यांदिशिकुशकाशमयरज्जुविशेषंयथाचारंकृत्वोच्च स्तंभेवृक्षेचबध्वा मार्गपालिनमस्तेस्तुसर्वलोकसुखप्रदे विधेयैःपुत्रदाराद्यैःपुनरेहिव्रतस्यमे इतिनमस्कृत्यप्रार्थ्यतदधोमार्गेणगोगजादिसहिताःविप्रराजादयःसर्वेगच्छेयुः एवंकाशादि मयींवष्टिकांदृढांकृत्वाएकतोराजपुत्राअन्यत्रहीनजानयोजयज्ञानार्थंकर्षयेयुः अत्रहीनजाति जयेराजजयः प्रातर्द्युतंकार्यमित्युक्तं एवंनारीभिर्नीराजनमपिप्रातरेवकार्यं रात्रौगीतवाद्या द्युत्सवःकार्यः नवैर्वस्त्रैश्चसंपूज्याद्विजसंबंधिबांधवाइति ॥**

પછી અપરાન્હ કાળે માર્ગપાલીબંધન કરવું, તે આ પ્રમાણે,—પોતાના કુલાચાર પ્રમાણે કુશ અથવા મુંજ ઇત્યાદિકનું એક દોરડું કરી પૂર્વ દિશામાં જઈ માર્ગ ઉપરે તે દોરડાને ઊંચા સ્તંભમાં અથવા ઝાડમાં બાંધિ, **"मार्गपालि नमस्तेस्तु, सर्वलोकसुखप्रदे ॥ विधेयैः पुत्रदाराद्यैः, पुनरेहि व्रतस्य मे,"** એ મંત્રવડે નમસ્કાર કરી પ્રાર્થના કરવી, પછી તે દોરડાને નીચેના માર્ગમાંથી ગાય, હાથી ઇત્યાદિક સહિત બ્રાહ્મણ, અને રાજા ઈત્યાદિકોએ જવું, એ રીતે કાસ ઈત્યાદિ ઘાસનું મ્હોટું દોરડું કરી તે દોરડાંને એક તરફ રાજપુત્રોએ પકડવું અને બીજી મેર હીન જાતીના મનુષ્યોએ પકડવું. પછી તે દોરડું જયની પરીક્ષા જોવામાટે પોતપોતાસામે ખેંચવું. એ ખેંચવામાં હીન જાતિનો જય થાય તો રાજાનો જય છે એમ સમઝવું. એ એકમને દિવસે પ્રાતઃકાળે દ્યૂત કર્મ કરવું. એ પ્રમાણે સ્ત્રિયોપાસે આરતિ કરાવવી તે પણ પ્રાતઃકાળેજ કરાવવી. રાત્રિએ ગાયન, વાદ્ય ઈત્યાદિક ઉત્સવ કરવા. "બ્રાહ્મણ, વૃદ્ધ, અને સંબંધિ એમને નવાં વસ્ત્ર દઈ તેમનો પૂજા સત્કાર કરવો.

---

**अथद्वितीया यमोयमुनयापूर्वंभोजितःस्वगृहेस्वयं अतोयमद्वितीयासाप्रोक्तालोकेयुधिष्ठिर अस्यांनिजगृहेनभोक्तव्यंयत्नेनभगिनीहस्ताद्भोक्तव्यं तेनधनधान्यसुखलाभः वस्त्रालंकरणैःसर्वाभगिन्यःपूज्याः स्वभगिन्यभावेमित्रादिभगिन्यःपूज्याः भगिन्याअपिभ्रातृपूजने अवैधव्यंभ्रातुश्चिरजीवनंतदकरणेसप्तजन्मसुभ्रातृनाशः इयंपूर्वेद्युरेवापराण्हव्याप्तौपूर्वा उ**

भयत्रव्याप्यव्याप्त्यादिपक्षांतरेषुपरैव अस्यांयमुनास्नानमपराण्हेचित्रगुप्तयमदूतसहितयमपूजनंयमायार्घ्यदानंचविहितं ॥

## હવે યમદ્વિતીયાનો નિર્ણય કેહેછે.

"પ્રથમ યમુનાયે પોતાને ઘરે તેડાવી યમને ભોજન કરાવ્યું છે માટે હે યુધિષ્ઠિર! લોકમાં એ બીજને **યમદ્વિતીયા** એમ કેહેછે." એ બીજને દિવસે મનુષ્યે પોતાને ઘરે ભોજન કરવું નહી. પ્રયત્ન કરી પણ બેહેનના હાથથકી ભોજન કરવું, તેવડે ધન, ધાન્ય, અને સુખની પ્રાપ્તિ થાયછે. વસ્ત્ર, અલંકાર ઇત્યાદિવડે સઘળી બેહેનોની પૂજા કરવી. પોતાની બેહેન ન હોય તો મિત્રાદિકની બેહેનને પોતાની બેહેન માની તેની પૂજા કરવી. બેહેને ભાઇનું પૂજન કરવું, તેણે કરી અખંડ સૌભાગ્ય અને ભાઇનું ચિરકાળ આયુષ્ય એ ફળ મળેછે. તે ન કરવાથી સાત જન્મ પર્યંત ભાઇનો નાશ થાયછે. એ યમદ્વિતીયા પ્રથમ દિવસેજ અપરાન્હવ્યાપિની હોય તો પ્રથમની લેવી. બન્ને દિવસે અપરાન્હવ્યાપિની હોય અથવા બન્ને દિવસે અપરાન્હવ્યાપિની ન હોય ઇત્યાદિક બીજા પક્ષોમાં બીજા દિવસનીજ લેવી. એ બીજને દિવસે યમુનાસ્નાન; અપરાન્હ કાળે ચિત્રગુપ્ત અને યમદૂત સહિત યમનું પૂજન, તથા યમને અર્ઘ્યદાન કરવું.

---

कार्तिकशुक्लषष्ठयांभौमयुतायांवन्हिंसमभ्यर्च्यतत्प्रीत्यर्थंविप्रभोजनंकार्यं ॥

મંગળ વારે યુક્ત કાર્ત્તિક સુદિ છઠને દિવસે અગ્નિની પૂજા કરી અગ્નિની પ્રીતિને અર્થે બ્રાહ્મણભોજન કરાવવું.

---

कार्तिकशुक्लाष्टमीगोपाष्टमी अत्रगोपूजनगोप्रदक्षिणगवानुगमनैरिष्टकामावाप्तिः ॥

કાર્ત્તિક સુદિ આઠમને **ગોપાષ્ટમી** કેહેછે. એ આઠમને દિવસે ગાયોની પૂજા, ગાયોની પ્રદક્ષિણા, અને ગાયોની પાછળ વનમાં જવું, ઇત્યાદિ કૃત્ય કરવાં; તેણે કરી વાંછિત મનોરથ પ્રાપ્ત થાયછે.

---

कार्तिकशुक्लनवम्यांमथुराप्रदक्षिणोक्ता इयंयुगादिरपि अस्यांपूर्वाण्हव्यापिन्यामपिंडकंश्राद्धमुक्तं अत्रविशेषोवैशाखप्रकरणेउक्तः ॥

કાર્ત્તિક સુદિ નોમને દિવસે મથુરાને પ્રદક્ષિણા કરવી. એ નોમ યુગાદિ છે. એ પૂર્વાન્હકાળવ્યાપિની નોમને દિવસે પિંડરહિત શ્રાદ્ધ કરવું. એમાં વિશેષ પ્રકાર વૈશાખમાસનાં પ્રકરણમાં (પત્ર ૭૩ માં) કહ્યોછે.

---

एकादश्यादिदिनपंचकेभीष्मपंचकव्रतमुक्तं तच्चशुद्धैकादश्यामारभ्यचतुर्दश्यविद्धौदयिकपौर्णमास्यांसमापनीयं यदिशुद्धैकादश्यामारंभेक्षयवशेनपौर्णमास्यांपंचदिनात्मकव्रतसमाप्तिर्नघटतेतदाविद्धैकादश्यामप्यारंभः शुद्धैकादश्यामारंभेपिदिनवृद्धिवशेनपरविद्धपौर्णमास्यांसमापनेयदिषड्दिनापत्तिस्तदाचतुर्दशीविद्धपूर्णिमायामपिसमाप्तिःकार्या व्रतप्रयो

गःकौस्तुभादौज्ञेयः कार्तिकमासेएकादश्यादिपर्वणिचंद्रताराादिबलान्वितेशिवविष्णुमंत्रग्रह
णादिरूपादीक्षाकर्तव्या कार्तिकेतुकृतादीक्षानृणांजन्मविमोचनीतिनारदोक्तेः तथात्रतुल
सीकाष्ठमालाधारणमुक्तंस्कांदद्वारकामाहात्म्येविष्णुधर्मेच निवेद्यकेशवेमालांतुलसीकाष्ठ
संभवां वहतेयोनरोभक्त्यातस्यनैवास्तिपातकं तुलसीकाष्ठसंभूतेमालेकृष्णजनप्रिये बिभर्मि
त्वामहंकंठेकुरुमांकृष्णवल्लभं एवंसंप्रार्थ्यविधिवन्मालांकृष्णगलेर्पितां धारयेत्कार्तिकेयोवैस
गच्छेद्वैष्णवंपदमितिनिर्णयसिंधौस्पष्टं यत्तुतत्रैवमालाधारणप्रकरणांतेसर्वपुस्तकेष्वदृश्य
मानमपिअत्रमूलंचिंत्यमितिवाक्यंकचिन्निर्णयसिंधुपुस्तकेदृश्यतेतस्यमालाधारणविधिवा
क्यानांनाप्रामाणिकत्वेतात्पर्यं स्वयमेवस्कंदपुराणस्थविष्णुधर्मस्थत्वेनोक्तानांस्वयमेवाप्रा
माणिकत्वोक्तौव्याघातप्रसंगात् तुलसीकाष्ठघटितैरुद्राक्षाकारकारितैः निर्मितांमालिकांकं
ठेनिधायार्चनमारभेत् तुलसीकाष्ठमालायाभूषितःकर्मआचरन् पितॄणांदेवतानांचकृतंको
टिगुणंभवेत्इतिपद्मपुराणेपातालखंडेनवसप्ततितमाध्यायेप्रत्यक्षोपलभ्यमानवचनविरोधाच्च
किंत्वाषाढमासप्रकरणेआषाढशुद्धद्वादश्यामनुराधायोगरहितायांपारणंकार्यमित्युक्त्वातत्रप्र
माणत्वेनाभाकासितपक्षेषुमैत्राद्यपादेस्वपितीहविष्णुरित्यादीनिभविष्यस्थविष्णुधर्मस्थानि
वाक्यानिलिखित्वायथांतेइदंनिर्मूलमित्युक्तंएवंप्रकरणांतरेपितस्यचमाधवादिमूलग्रंथेषुनोप
लभ्यतेइत्येवतत्परिभाषातात्पर्यं नत्वप्रामाणिकत्वे तथात्वेभाद्रकार्तिकयोस्तद्वाक्यानुसारेणपा
रणनिर्णयलेखनासांगत्यप्रसंगात् कौस्तुभादिसर्वनवीनग्रंथेषुतद्वाक्यानुसारेणैवनिर्णयस्या
संगत्यापाताच्च सर्वशिष्टानांतदनुसारेणैवपारणाचरणस्याप्यप्रमाणत्वापत्तेश्च तद्वदत्रापिज्ञेयं
एतेनमाधवादिष्वनुपलंभादेवाप्रामाण्यापत्तिरितिनिरस्तं बहूनांमाधवादिलिखितानांवाक्या
नामाचाराणांचाप्रामाण्यापत्तेः यत्रतुयानियत्तुइत्येवमादिरूपेणयत्पदोपक्रममनूद्यतानिनि
र्मूलानीत्येवमादिरीत्यादूष्यंते यथाश्रवणद्वादशीप्रकरणेश्रवणस्योत्तराषाढावेधनिषेधकवा
क्यानितत्रतेषामप्रमाणत्वेएवसर्वथातात्पर्यमितिसूक्ष्मबुद्धयोविदांकुर्वंतु ननुमाधवादिग्रंथेष्व
नुपलंभान्ननिर्मूलत्वमुच्यते किंतुकाष्ठमालाधारणनिषेधवाक्यानांबाधकानामुपलंभादितिचे
त् किंतानिवाक्यानिसामान्यतःकाष्ठमालाधारणनिषेधकानिदृश्यंतेविशेषतस्तुलसीकाष्ठमा
लानिषेधकानिवा आद्येसामान्यतःकाष्ठमालानिषेधकवाक्यानांविशेषरूपैस्तुलसीधात्रीका
ष्ठमालाधारणविधिवाक्यैर्बाधःस्पष्टः द्वितीयेषोडशीग्रहणाग्रहणवद्विहितप्रतिषिद्धत्वेनविक
ल्पमवगच्छ सचविकल्पोवैष्णवावैष्णवविषयतयाव्यवस्थितोभविष्यति मूलवाक्येषुविष्ण्वा
दिपदश्रवणादितिननिर्मूलत्वसंभवः अतएवैतद्वाक्यानांमाधवाद्यनुल्लेखस्याशयोहरिवासर
लक्षणवाक्येपुरुषार्थचिंतामणौवैष्णवानामेवावश्यकत्वादेतदनुपन्यासेपिमाधवादीनांनन्यून
तेत्युक्तयारीत्योहितुंशक्यः एवंधात्रीकाष्ठमालाधारणविधिर्ज्ञेयः रामार्चनचंद्रिकादौतुलसी
काष्ठमालयाजपविधिवाक्यानितुलसीकाष्ठघटितैर्मणिभिर्जपमालिकेत्यादीनिस्पष्टानि एवं
ग्रंथांतरेषुबहूनिवाक्यान्युपलभ्यंते तथाचप्रयोगपारिजाताान्हिकेपूजाप्रकरणेउक्तं आदौदेव
पूजासाधनमग्रोदकगंधपुष्पाक्षतादिकंसंभृत्यपादौपाणीप्रक्षाल्ययथाशक्तिधृतदुकूलादिशुद्ध
वस्त्रोभूषणभूषितोमुक्ताफलप्रवालपद्माक्षतुलसीमणिनिर्मितमालाःकंठेधृत्वाइतिसर्वदेशीय
वैष्णवेषुतुलसीकाष्ठमालाधारणजपाचारश्चोपलभ्यतेभस्मादिधारणद्वेषिवैष्णवस्पर्धयाशैवा
गमाग्रहिभिःकेवलंद्विष्यतइत्यलंबहुनेतिदिक् ॥

એકાદશી થકી પાંચ દિવસ **ભીષ્મપંચકવ્રત** કરવું. તે ભીષ્મપંચકવ્રત, શુદ્ધ એકાદશીને દિવસે આરંભ કરી ચૌદશવડે વિદ્ધા ન હોય એવી ઔદયિક (સૂર્યોદયસમયની) પૂનમમાં સમાપ્ત કરવું. જો શુદ્ધા એકાદશીને દિવસે આરંભ કીધો હોય અને તિથિક્ષયને પ્રસંગે દિવસ ઓછો થતો હોય તો પૂનમને દિવસે પાંચ દિવસનાં વ્રતની સમાપ્તિ થતી નથી ત્યારે વિદ્ધા એકાદશીમાં પણ આરંભ કરવો. શુદ્ધા એકાદશીને દિવસે પણ આરંભ કીધો હોય અને તિથિના વૃદ્ધિવડે એકમવિદ્ધા પૂનમને દિવસે સમાપ્તિ કરવાથી જો છ દિવસ થાય તો ચૌદશવિદ્ધા પૂનમને દિવસે પણ સમાપ્તિ કરવી. એ વ્રતનો પ્રયોગ કૌસ્તુભાદિક ગ્રંથમાં જોવો. કાર્ત્તિક માસમાંનાં એકાદશી ઇત્યાદિક પર્વમાં ચંદ્રબલ અને તારાબલ જોઇ શિવ અને વિષ્ણુના મંત્રનું ગ્રહણ કરવું ઇત્યાદિ દીક્ષા કરવી. કારણ, "કાર્ત્તિક માસમાં મંત્રદીક્ષા ગ્રહણ કરવાથી તે દીક્ષા જન્મથકી છોડાવનારી, એટલે મુક્તિ દેનારી થાયછે," એવાં નારદનાં વચન છે. તેમજ એ કાર્ત્તિક માસમાં તુલસીનાં કાષ્ઠની માળા ધારણ કરવી એ રીતે સ્કંદ પુરાણમાંનાં દ્વારકામાહાત્મ્યમાં અને વિષ્ણુધર્મમાં કહેલું છે. "તુલસીનાં કાષ્ઠની માળા કેશવને અર્પણ કરી પછી તેને ભક્તિપૂર્વક જે ધારણ કરે તે મનુષ્યનાં પાતક અવશ્ય રેહેતાં નથી." માળાની પ્રાર્થનાનો મંત્ર,—"**तुलसीकाष्ठसंभूते, माले कृष्णजनप्रिये ॥ बिभर्मि त्वामहं कंठे, कुरु मां कृष्णवल्लभं,**" "એ મંત્રવડે માળાની પ્રાર્થના કરી કૃષ્ણના કંઠમાં અર્પણ કરેલી માળા, કાર્ત્તિક માસમાં વિધિપૂર્વક જે ધારણ કરે તે વિષ્ણુપદ પ્રત્યે જાયછે," એ રીતે નિર્ણયસિંધુમાં સ્પષ્ટ કહ્યુંછે. જે નિર્ણયસિંધુમાંજ માળા ધારણનાં પ્રકરણની છેવટે સઘળાં પુસ્તકોમાં જો મળતું નથી તો પણ 'એમાં મૂળ વિચાર કરવો' એવું વાક્ય એકાદ નિર્ણયસિંધુનાં પુસ્તકમાં મળેછે તેનો તાત્પર્ય; માળા ધારણવિષે જે વિધિવાક્ય છે તે પ્રમાણભૂત નથીજ, એ વિષયમાં નથી. કારણ, નિર્ણયસિંધુકાર પોતેજ સ્કંદ પુરાણમાંના વિષ્ણુધર્મમાં લખેલાં વાક્યો કહી પોતેજ તે વાક્યો અપ્રમાણ કેહે તો મ્હોટા હાનિનો પ્રસંગ આવે, અને "રૂદ્રાક્ષના આકાર પ્રમાણે કરેલા જે તુલસી કાષ્ઠના મણિ (પારા) તેની માળા કરિ તેને કંઠમાં ધારણ કરી પૂજાનો આરંભ કરવો, તુલસી કાષ્ઠની માળાવડે ભૂષિત છતો પિતૃ અને દેવની પૂજા કરે તો તે પૂજનરૂપ કર્મ કોટિગુણિત થાયછે," એ રીતનાં પદ્મ પુરાણમાંના પાતાલખંડના ઓગણાએંસીમા અધ્યાયમાં પ્રત્યક્ષ વાંચવામાં આવતાં વચનો સાથે વિરોધ આવશે. તો આષાઢ માસનાં પ્રકરણમાં આષાઢ સુદિ બારસ વિષે અનુરાધાયોગે રહિત બારસમાં પારણા કરવી એ રીતે કહી તેમાં પ્રમાણભૂત એવાં, "**आभाकासितपक्षेषु, मैत्राद्यपादे स्वपितीह विष्णुः**" ઇત્યાદિક ભવિષ્ય પુરાણમાંની વિષ્ણુધર્મ ગ્રંથનાં વાક્યો લખ્યા જેમ છેવટે એ નિર્મૂળ છે એમ કહ્યું, તેમ તેનાં બીજાં પ્રકરણમાં પણ; માધવાદિક મૂળગ્રંથમાં તે વચનો મળતાં નથી, એવોજ નિર્ણયસિંધુની પરિભાષાનો તાત્પર્ય છે; વચન અપ્રમાણ છે એવો તાત્પર્ય નથી. અપ્રમાણવિષે તાત્પર્ય છે એમ માનિયે તો ભાદ્રપદ માસ અને કાર્ત્તિક માસમાં તેજ વાક્યોને અનુસરિને જે પારણનો નિર્ણય લખેલો છે તેની સંગતિ થનારી નથી. તેમ

કૌસ્તુભાદિક સર્વ નવીન ગ્રંથોમાં તે વાક્યને અનુસરિનેજ જે નિર્ણય કહ્યોછે તેની પણ સંગતિ થનારી નથી. અને સર્વ શિષ્ટજનો તે વાક્યોને અનુસરિ તે પ્રમાણેજ જે પારણા કરેછે તેને પણ અપ્રમાણપણું થશે, માટે તે પ્રમાણે ઇહાં પણ જાણવું. એણે કરિ માધવાદિક ગ્રંથમાં મળતું નથી માટે એ અપ્રમાણ એ રીતે જે કહ્યું તે ખંડિત થયું; કારણ, માધવાદિકોએ લખેલાં ઘણાં વાક્યો અને આચારો પ્રમાણભૂત નથીજ એવું બહુ સ્થાનકે છે. તેમજ જ્યહાં **'यानि' 'यत्तु'** એ સ્વરૂપે કરિ યત્ એવું પદ કહ્યા વિના 'તે નિર્મૂળ છે' ઇત્યાદિક રીતિવડે દૂષિત કરાયછે, જેમ શ્રવણદ્વાદશીનાં પ્રકરણમાં શ્રવણને ઉત્તરાષાઢાના વેધના નિષેધ કરનારાં વાક્યો જે કહ્યાં છે, ત્યહાં તેનાં અપ્રમાણપણાં વિષેજ સર્વથા તાત્પર્ય છે એ રીતે સૂક્ષ્મબુદ્ધિવાળા મનુષ્યો જાણો. **ઇહાં શંકા**—માધવાદિક ગ્રંથોમાં મળતાં નથી માટે નિર્મૂળ છે એમ નહી, ત્યારે કાષ્ઠમાળા ધારણના નિષેધ કરનારાં બાધક વાક્યો મળેછે માટે નિર્મૂળ, એમ કહીશ તો તે વાક્યો કેમ સામાન્યપણે કાષ્ઠમાળાનાં ધારણના નિષેધ કરનારાં મળેછે? અથવા વિશેષે કરી તુલસી કાષ્ઠ માળાનાં ધારણના નિષેધ કરનારાં મળેછે? પ્રથમ પક્ષવિષે **સમાધાન**—સામાન્યપણે કાષ્ઠમાળા ધારણના નિષેધ કરનારાં જે વાક્યો તેનો બાધ, વિશેષરૂપ એવાં તુલસી, આમળા ઇત્યાદિક કાષ્ઠની માળા ધારણ કરવાવિષે પ્રતિપાદન કરનારાં જે વાક્યો તેવડે સ્પષ્ટ થાયછે. બીજા પક્ષવિષે **સમાધાન**—જેમ યજ્ઞમાં ષોડશી એ પાત્રનું ગ્રહણ વૈકલ્પિક છે એટલે ગ્રહણ કરવું અથવા ન કરવું, તેમ વિધિ અને નિષેધરૂપવડે તુલસી કાષ્ઠમાળા ધારણનો વિકલ્પ છે એમ જાણવું. તે વિકલ્પ વૈષ્ણવ અને અવૈષ્ણવ એ ભેદવડે નિશ્ચિત થશે. કારણ, મૂળ વચનમાં વિષ્ણુ ઇત્યાદિ પદ મળેછે માટે નિર્મૂળ એમ થતું નથી, માટેજ એ વાક્યો માધવાદિકોએ લખ્યાં નથી તેનો અભિપ્રાય હરિવાસરનાં લક્ષણનાં વાક્યોવિષે પુરૂષાર્થચિંતામણીમાં વૈષ્ણવોએજ હરિવાસર અવશ્ય પાળવો એમ કહ્યુંછે માટે એનું ગ્રહણ જો નથી કર્યુ તો પણ તેથકી માધવાદિકોને ન્યૂનપણું પ્રાપ્ત થતું નથી, એ રીતે જાણી શકાયછે. એ રીતે આમળાનાં કાષ્ઠની માળાનાં ધારણનો વિધિ જાણવો. રામાર્ચનચંદ્રિકા ઇત્યાદિક ગ્રંથોમાં તુલસીનાં કાષ્ઠની માળા કરી તે માળાવડે જપ કરવો એ પ્રકારનાં, "તુલસીનાં કાષ્ઠના મણી કરી તેની જપમાળા કરવી," ઇત્યાદિક વિધિવાક્યો સ્પષ્ટ છે, અને એવાં વાક્યો બીજા ગ્રંથોમાં બહુ મળેછે. તેમજ પ્રયોગપારિજાતકનાં આન્હિકમાં પૂજાપ્રકરણમાં કહ્યુંછે, તે આ પ્રમાણે,—પ્રથમ અગ્રોદક (દર્ભનાં અગ્રનું જલ), ગંધ, પુષ્પ, અને અક્ષત, ઇત્યાદિક દેવપૂજાની સામગ્રી સંપાદન કરી હાથ, પગ ધોઈ પોતાની શક્તિઅનુસારે પીતાંબર ઇત્યાદિક શુદ્ધ વસ્ત્ર ધારણ કરી; અલંકાર ધારણ કરી; મોતી, પરવાળાં, કમળના મણિ, અથવા તુલસીકાષ્ઠના મણિ એમની માળાઓ કંઠમાં ધારણ કરી પૂજાનો આરંભ કરવો. એ રીતે સર્વ દેશના વૈષ્ણવોમાં તુલસીનાં કાષ્ઠની માળા ધારણ કરી જપ કરવાનો આચાર પણ મળેછે. માટે, ભસ્મ ઇત્યાદિકનાં ધારણના દ્વેષ કરનારા જે વૈષ્ણવો તેમના દ્વેષવડે શૈવ મા-

ર્ગના આગ્રહ ધરનારા શિવભક્તો તુલસીકાષ્ઠમાળાનો દ્વેષ કરેછે, એ પ્રમાણે નિર્ણય થયો. એ કરતાં વિશેષ વિસ્તાર કરવાનું પ્રયોજન નથી.

---

अथधात्रीमूलेदेवपूजाविधिः सर्वपापक्षयद्वाराश्रीदामोदरप्रीत्यर्थंधात्रीमूलेश्रीदामोदरपूजांकरिष्ये पुरुषसूक्तेनषोडशोपचारैःसंपूज्यगंधपुष्पफलयुतमर्घ्यंदद्यात् अर्घ्यंगृहाणभगवन्सर्वकामप्रदोभव अक्षयासंततिर्मेस्तुदामोदरनमोस्तुते ततोपराधसहस्राणीतिप्रार्थ्यधात्रींकुंकुमगंधादिनाभ्यर्च्यपुष्पैःपूजयेत् धात्र्यैनमः शांत्यैन० मेधायै० प्रकृत्यै० विष्णुपत्न्यै० महालक्ष्म्यै० रमायै० कमलायै० इंदिरायै० लोकमात्रे० कल्याण्यै० कमनीयायै० सावित्र्यै० जगद्धात्र्यै० गायत्र्यै० सुधृत्यै० अव्यक्तायै० विश्वरूपायै० सुरूपायै० अब्धिभवायै० ततोधात्रीमूलेसव्येनतर्पणंकार्यं पितापितामहश्चान्येअपुत्रायेचगोत्रिणः तेपिबंतुमयादत्तंधात्रीमूलेक्षयंपयः आब्रह्मस्तंबपर्यंतं० दामोदरनिवासायैधात्र्यैदेव्यैनमोस्तुते सूत्रेणानेनबध्नामिसर्वदेवनिवासिनीमितिसूत्रेणवेष्टयेत् धात्र्यैनमइतिचतुर्दिक्षुबलीन्दत्वाष्टदीपान्दद्यात् अष्टकृत्वःप्रदक्षिणीकृत्यनमेत् धात्रिदेविनमस्तुभ्यंसर्वपापक्षयंकरि पुत्रान्देहिमहाप्राज्ञेयशोदेहिबलंचमे प्रज्ञांमेधांचसौभाग्यंविष्णुभक्तिंचशाश्वतीं नीरोगंकुरुमांनित्यंनिष्पापंकुरुसर्वदा ततोघृतपूर्णंसहेमकांस्यपात्रंदद्यादितिसंक्षेपः ॥

હવે આમળીનાં મૂળમાં દેવપૂજાનો વિધિ કેહેછે,—"सर्वपापक्षयद्वारा श्रीदामोदरप्रीत्यर्थं धात्रीमूले श्रीदामोदरपूजां करिष्ये," એવો સંકલ્પ કરી પુરૂષ સૂક્તવડે ષોડશોપચાર પૂજા કરી; ગંધ, પુષ્પ, અને ફલ એણેસહિત અર્ઘ્ય દેવો. તેનો મંત્ર;—अर्घ्यं गृहाण भगवन्, सर्वकामप्रदो भव ॥ अक्षया संततिर्मेस्तु, दामोदर नमोस्तु ते." ત્યાર પછી "अपराधसहस्राणि०" એ મંત્રવડે પ્રાર્થના કરી આમળીનાં વૃક્ષની કુંકમ, ચંદન, ઈત્યાદિકવડે પૂજા કરી પછી પુષ્પવડે પૂજા કરવી. પુષ્પ પૂજાના મંત્ર;—"धात्र्यैनमः, शांत्यैन०, मेधायै०, प्रकृत्यै०, विष्णुपत्न्यै०, महालक्ष्म्यै०, रमायै०, कमलायै०; इंदिरायै०, लोकमात्रे०, कल्याण्यै०, सावित्र्यै०, कमनीयायै०, जगद्धात्र्यै०, गायत्र्यै०, सुधृत्यै०, अव्यक्तायै०, विश्वरूपायै०, सुरूपायै०, अब्धिभवायै०" એ પ્રમાણે પૂજા કીધા પછી આમળીનાં મૂળમાં સવ્યે કરી તર્પણ કરવું. તર્પણના મંત્ર;—"पिता पितामहश्चान्ये, अपुत्रा ये च गोत्रिणः ॥ ते पिबंतु मया दत्तं, धात्रीमूलेऽक्षयं पयः ॥ आब्रह्मस्तंबपर्यंतं०" એ રીતે તર્પણ કરી, પછી, "दामोदरनिवासायै, धात्र्यै देव्यै नमोऽस्तु ते ॥ सूत्रेणानेन बध्नामि, सर्वदेवनिवासिनीं," એ મંત્રવડે આમળીનાં વૃક્ષને સૂત્ર વીટવું. અને "धात्र्यै नमः" એ મંત્રવડે પૂર્વાદિક ચાર દિશામાં બળિનું દાન કરી આઠ દીપક દેવા, અને આઠ પ્રદક્ષિણા કરી નમસ્કાર કરવા. તેના મંત્ર;—"धात्रि देवि नमस्तुभ्यं, सर्वपापक्षयंकरि ॥ पुत्रान् देहि महाप्राज्ञे, यशो देहि बलं च मे ॥ प्रज्ञां मेधां च सौभाग्यं, विष्णुभक्तिं च शाश्वतीं॥ नीरोगं कुरु मां नित्यं, निष्पापं कुरु सर्वदा," ત્યાર પછી ધૃતપૂર્ણ અને સુવર્ણસહિત કાંસાનાં પાત્રનું દાન કરવું. એ રીતે સંક્ષેપથકી પૂજા પ્રયોગ કહ્યો.

---

कार्तिकशुक्लद्वादश्यांरेवतीयोगरहितायांपारणं अपरिहार्ययोगेचतुर्थपादोवर्ज्यइत्यादिविशेषःश्रवणनिर्णयप्रकरणोक्तोद्रष्टव्यः ॥

કાર્તિક સુદ બારસ રેવતી નક્ષત્રના યોગે રહિત હોય તે બારસમાં પારણા કરવી. સઘળાં નક્ષત્રનો ત્યાગ થઈ ન શકે એમ હોય તો ચોથો પાદ વર્જ્ય કરવો, ઇત્યાદિક વિશેષ પ્રકાર શ્રવણનિર્ણયના પ્રસંગમાં (પત્ર ૧૨૦ માં) કહ્યોછે તે જોવો.

---

अथप्रबोधोत्सवतुलसीविवाहौ तत्रप्रबोधोत्सवःकार्तिकशुक्लैकादश्यांक्वचिदुक्तः रामार्चनचंद्रिकादौद्वादश्यामुक्तः उत्थापनमंत्रेद्वादशीग्रहणात्द्वादश्यामेवयुक्तः तत्रापिद्वादश्यारेवत्यंतपादयोगोरात्रिप्रथमभागेप्रशस्तः तदभावेतत्रैवरात्रौरेवतीनक्षत्रमात्रयोगोपि तदभावेरात्रिप्रथमभागेकेवलद्वादश्यपि एवंकेवलरेवत्यपि द्वादशीरेवत्योरुभयोरपिरात्रावभावेदिवैवद्वादशीमध्येकार्यइतिकौस्तुभेस्थितं तथापिपारणाहेपूर्वरात्राविति वचनात्पारणाहेरात्रिपूर्वभागेद्वादश्यभावेपित्रयोदश्यामेवपारणाहेप्रबोधोत्सवइतिदेशाचारः एवंतुलसीविवाहस्यनवम्यादिदिनत्रयेएकादश्यादिपूर्णिमांतेयत्रक्वापिदिनेकार्तिकशुक्लांतर्गतविवाहनक्षत्रेषुवाविधानादनेककालत्वंतथापिपारणाहेप्रबोधोत्सवकर्मणासहतंत्रतयैवसर्वत्रानुष्ठीयतेइतिसोपिपारणाहेपूर्वरात्रेकार्यः प्रबोधोत्सवात्पृथक्चिकीर्षायांकालांतरेवाकार्यः तत्रपुण्याहवाचननांदीश्राद्धविवाहहोमाद्यंगसहितस्तुलसीविवाहप्रयोगःकौस्तुभादौज्ञेयः संक्षेपतस्तुप्रबोधोत्सवेनैकतंत्रतयाशिष्टाचारमनुसृत्यलिख्यते देशकालौसंकीर्त्यश्रीदामोदरप्रीत्यर्थंप्रबोधोत्सवंसंक्षेपतस्तुलसीविवाहविधिंचतंत्रेणकरिष्ये तदंगतयापुरुषसूक्तेनविधिनाषोडशोपचारैस्तंत्रेणश्रीमहाविष्णुपूजांतुलसीपूजांचकरिष्ये न्यासादिविधाय श्रीविष्णुंतुलसींचध्यात्वासहस्रशीर्षेतिश्रीमहाविष्णुंतुलसींचावाह्य पुरुषएवेत्यादिभिःश्रीमहाविष्णवेदामोदरायश्रीदेव्यैतुलस्यैचनमआसनमित्यादिस्नानांते मंगलवाद्यैःसुगंधितैलहरिद्राभ्यांनागवल्लीदलगृहीताभ्यांउष्णोदकेनचमंगलस्नानंविष्णवेतुलस्यैचसुवासिनीभिःकारयित्वास्वयंवादत्वापंचामृतस्नानंसमर्प्यशुद्धोदकेनाभिषिच्यवस्त्रयज्ञोपवीतचंदनंदत्वातुलस्यैहरिद्राकुंकुमकंठसूत्रमंगलालंकारान्दत्वामंत्रपुष्पांतपूजांसमाप्यघंटादिवाद्यघोषेणदेवंप्रबोधयेत् तत्रमंत्राः इदंविष्णु० योजागारेतितुआचारप्राप्तः ब्रह्मेंद्ररुद्राग्निकुबेरसूर्यसोमादिभिर्वंदितवंदनीयः बुध्यस्वदेवेशजगन्निवासमंत्रप्रभावेनसुखेनदेव इयंचद्वादशीदेवप्रबोधार्थंतुनिर्मिता त्वयैवसर्वलोकानांहितार्थंशेषशायिना उत्तिष्ठोत्तिष्ठगोविंदत्यजनिद्रांजगत्पते त्वयिसुप्तेजगत्सुप्तमुत्थितेचोत्थितंजगत् एवमुत्थाप्य चरणंपवित्रं०गतामेघावियच्चैवनिर्मलंनिर्मलादिशः शारदानिचपुष्पाणिगृहाणममकेशवेत्यादिमंत्राभ्यांपुष्पांजलिंदद्यात् अथाचारात्तुलसीसंमुखांश्रीकृष्णप्रतिमांकृत्वामध्येंतःपटंधृत्वामंगलाष्टकपद्यानिपठित्वाअंतःपटंविसृज्याक्षताप्रक्षेपंकृत्वादामोदरहस्तेतुलसीदानंकुर्यात् देवींकनकसंपन्नांकनकाभरणैर्युताम् दास्यामिविष्णवेतुभ्यंब्रह्मलोकजिगीषया मयासंवर्धितांयथाशक्त्यलंकृतामिमांतुलसींदेवींदामोदरायश्रीधरायवरायतुभ्यमहंसंप्रददे देवपुरतःसाक्षतजलंक्षिपेत् श्रीमहाविष्णुःप्रीयतामित्युक्त्वाइमांदेवींप्रतिगृण्हातुभवानितिवदेत् ततोदेवहस्तस्पर्शंतुलस्याःकृत्वा कइदंकस्माअदात्कामःकामायादात्कामोदाताकामःप्रतिगृहीताकामंसमुद्रमाविशकामेनत्वाप्रतिगृण्हामिकामैतत्तेवृष्टिरसिद्यौस्त्वाददातुपृथि

वीप्रतिगृण्हातु इतिमंत्रमन्येनवाचयेत् यजमानः त्वंदेविमेग्रतोभूयास्तुलसीदेविपार्श्वतः देवित्वंपृष्ठतोभूयास्त्वद्दानान्मोक्षमाप्नुयाम् दानस्यप्रतिष्ठासित्ध्यर्थमिमांदक्षिणांसंप्रददे देवपुरतोदक्षिणामर्पयेत् ततःस्वस्तिनोमिमीतांशंनइत्यादिस्वस्वशाखोक्तानिशांतिसूक्तानिविष्णुसूक्तानिचपठेयुः तुलसीयुतायविष्णवेमहानीराजनंकृत्वामंत्रपुष्पंदत्वासपत्नीकःसगोत्रजःसामात्योयजमानश्चनस्त्रःप्रदक्षिणाःकुर्वीत ब्राह्मणेभ्योदक्षिणांदत्वायथाशक्तिब्राह्मणभोजनंसंकल्प्यकर्मेश्वरार्पणंकुर्यात् एवंदेवंप्रबोध्यकार्तिकेयद्यत्द्रव्यस्यवर्जनंकृतंतत्तत्द्रव्यमुक्तरीत्याद्रव्यांतरंचब्राह्मणेभ्योदत्वाव्रतपूर्णतांप्रार्थयेत् इदंव्रतंमयादेवकृतंप्रीत्यैतवप्रभो न्यूनंसंपूर्णतांयातुत्वत्प्रसादाज्जनार्दनेति ततोव्रतंभगवदर्पणंकुर्यात् चातुर्मास्यव्रतसमाप्तिरप्यत्रैवेतिकेचित् कार्तिकमासव्रतोद्यापनंचातुर्मास्यव्रतोद्यापनंचतुर्दश्यांपूर्णिमायांवेत्यपरे ॥

## હવે પ્રબોધ ઉત્સવ અને તુલસીવિવાહનો વિધિ કેહેછે.

પ્રબોધોત્સવ કાર્ત્તિક સુદ એકાદશીને દિવસે કરવો, એ રીતે કેટલાએક ગ્રંથોમાં કહ્યુંછે. **રામાર્ચનચંદ્રિકા** ઇત્યાદિક ગ્રંથમાં બારસને દિવસે કરવો એ રીતે કહ્યુંછે. ઉત્થાપનના મંત્રમાં બારસ ગૃહણ કરી છે તેથી બારસને દિવસેજ કરવો એ યોગ્ય છે. તેમાં પણ બારસ અને રેવતી નક્ષત્રનો છેલો પાદ એ બન્નેનો યોગ રાત્રિના પ્રથમ ભાગમાં આવે તો ઉત્તમ. તે ન હોય તો એજ રાત્રિમાં કેવળ રેવતી નક્ષત્રનોજ યોગ હોય તો એ પણ ઉત્તમ. રેવતી નક્ષત્રનો પણ યોગ ન હોય તો રાત્રિના પ્રથમ ભાગમાં કેવળ બારસ હોય તો તે પણ પ્રશસ્ત છે. એ પ્રમાણે કેવળ રેવતી નક્ષત્ર હોય તો તે પણ ઉત્તમ જાણવું. બારસ અને રૈવતી બન્ને રાત્રિએ ન હોય તો દિવસેજ બારસમાં કરવો એ રીતે કૌસ્તુભમાં છે, તો પણ "પારણાને દિવસે રાત્રિના પ્રથમ ભાગમાં" એવું વચન છે માટે પારણાને દિવસે રાત્રિના પ્રથમ ભાગમાં બારસ ન હોય તો પણ તેરસમાંજ પારણાને દિવસે પ્રબોધોત્સવ કરવાનો દેશાચાર છે. એ રીતે તુલસીવિવાહ એ નોમ, દશમ અને એકાદશી એ ત્રણ દિવસમાં કરવો, અથવા એકાદશીથકી પૂનમ પર્યંત કોઇ એક દિવસે, અથવા કાર્ત્તિક સુદિ પક્ષમાંનાં વિવાહ નક્ષત્રોમાં કરવો. એ રીતે તુલસીવિવાહના અનેક કાળ કહ્યાછે તો પણ પારણાને દિવસે પ્રબોધોત્સવની સાથે એકતંત્રથકીજ સર્વત્ર કરેછે, તેથી તે પણ પારણાને દિવસે રાત્રિના પ્રથમ ભાગમાં કરવો. પ્રબોધોત્સવ કરતાં જુદો કરવો હોય તો બીજે સમયે કરવો. તેમાં પુણ્યાહવાચન, નાંદીશ્રાદ્ધ, વિવાહહોમ ઇત્યાદિક અંગભૂત કર્મસહિત તુલસીવિવાહનો પ્રયોગ કૌસ્તુભાદિક ગ્રંથમાં જોવો. પ્રબોધોત્સવની સાથે એકતંત્રવડે કરવાનો શિષ્ટાચાર છે તેને અનુસરી સંક્ષેપથકી તો પ્રયોગ લખુંછું. દેશ, કાળનો ઉચ્ચાર કરી "**श्रीदामोदरप्रीत्यर्थं प्रबोधोत्सवं संक्षेपतस्तुलसीविवाहविधिं च तंत्रेण करिष्ये, तदंगतया पुरुषसूक्तेन विधिना षोडशोपचारैस्तंत्रेण श्रीमहाविष्णुपूजां तुलसीपूजां च करिष्ये,**" એવો સંકલ્પ કરી ન્યાસ ઇત્યાદિક કરી શ્રીવિષ્ણુ અને તુલસીનું ધ્યાન કરી, "**सहस्रशीर्षा०,**" એ મંત્રવડે શ્રીમહાવિષ્ણુ અને તુલસીનું આવાહન કરી "**पुरुषएवेदं०,**" "**श्रीमहाविष्णवे दामोदराय श्रीदेव्यै तुलस्यै च न-**

मः" ઈત્યાદિક મંત્રવડે આસન ઇત્યાદિકથકી આરંભ કરી સ્નાન પર્યંત પૂજા થયા પછી મંગળ વાજીત્રોનો નાદ કરી સુવાસિની સ્ત્રિયોવડે અથવા પોતે નાગરવેળનાં પાનવડે સુગંધિ તેલ અને હળદર મહાવિષ્ણુ અને તુલસીને લગાડી ઉષ્ણ જલવડે મંગળસ્નાન કરાવી પંચામૃત સ્નાન અર્પણ કરી શુદ્ધોદકવડે અભિષેક કરવો. પછી વસ્ત્ર, યજ્ઞોપવીત અને ચંદન અર્પણ કરી તુલસીને હળદર, કુંકુમ, કંઠસૂત્ર (સૌભાગ્યવતી સ્ત્રિઓએ કંઠમાં બાંધવાનાં), અને મંગલ અલંકાર અર્પણ કરી મંત્રપુષ્પ પર્યંત પૂજા સમાપ્ત કરી ઘંટા ઈત્યાદિક વાદ્યના નાદવડે દેવને પ્રબોધ (જાગૃત) કરાવવો. જાગૃત કરવાના મંત્ર—"इदंविष्णु०" "योजागार०" એ મંત્ર તો આચારવડે પ્રાપ્ત છે. "ब्रह्मेंद्ररुद्राग्निकुबेरसूर्यसोमादिभिर्वंदितवंदनीयः॥ बुध्यस्व देवेश जगन्निवास, मंत्रप्रभावेन सुखेन देव ॥ इयं च द्वादशी देव, प्रबोधार्थं तु निर्मिता ॥ त्वयैव सर्वलोकानां, हितार्थं शेषशायिना ॥ उत्तिष्ठोत्तिष्ठ गोविंद, त्यज निद्रां जगत्पते ॥ त्वयि सुप्ते जगत्सुप्तमुत्थिते चोत्थितं जगत्," એ પ્રમાણે જાગૃત કરી "चरणं पवित्रं०" "गता मेघा वियच्चैव, निर्मलं निर्मला दिशः ॥ शारदानि च पुष्पाणि, गृहाण मम केशव," ઈત્યાદિક મંત્ર ભણી પુષ્પાંજળિ દેવી. પછી આચાર પ્રમાણે તુલસીની સામે શ્રીકૃષ્ણની મૂર્ત્તિ પધરાવી વચમાં અંતર્પટ ધરી મંગળાષ્ટકના શ્લોક ભણી અંતઃપટ દૂર કરવો. પછી મૂર્ત્તિ અને તુલસી ઉપરે અક્ષત છાંટી દામોદરના હાથમાં તુલસીનું દાન કરવું. તેનો મંત્ર—"देवीं कनकसंपन्नां, कनकाभरणैर्युतां ॥ दास्यामि विष्णवे तुभ्यं, ब्रह्मलोकजिगीषया ॥ मया संवर्द्धितां यथाशक्त्यलंकृतां इमां तुलसीं देवीं दामोदराय श्रीधराय वराय तुभ्यमहं संप्रददे" એ મંત્રવડે દાન કરી દેવની સમીપે અક્ષત સહિત જળ છોડવું. પછી "श्रीमहाविष्णुः प्रीयतां," એ રીતે કહી, "इमां देवीं प्रतिगृण्हातु भवान्" એ વાક્ય કેહેવું. પછી તુલસીને દેવના હાથનો સ્પર્શ કરાવી, "क इदं कस्मा अदात्कामः कामायादात् कामो दाता कामः प्रतिगृहीता कामं समुद्रमाविश कामेन त्वा प्रतिगृण्हामि कामैतत्ते वृष्टिरसि द्यौस्त्वाददातु पृथिवी प्रतिगृण्हातु" એ મંત્ર બીજાવડે કેહેવરાવવો. પછી યજમાને "त्वं देवि मेऽग्रतो भूया, स्तुलसी देवि पार्श्वतः ॥ देवि त्वं पृष्ठतो भूया, स्त्वद्दानान्मोक्षमाप्नुयां ॥ दानस्य प्रतिष्ठासिद्ध्यर्थं इमां दाक्षिणां संप्रददे" એ મંત્ર ભણી દેવની સમીપે દક્ષિણા અર્પણ કરવી. પછી "स्वस्तिनो मिमीता० शन्न इंद्राग्नी०" ઈત્યાદિક પોતપોતાની શાખામાં કહેલાં શાંતિસૂક્ત અને વિષ્ણુસૂક્તનો બ્રાહ્મણોએ પાઠ કરવો. પછી તુલસી સહિત વિષ્ણુની મહાઆરતી કરી મંત્રપુષ્પ સમર્પણ કરી સ્ત્રીસહિત યજમાને પોતાના ગોત્રજ અને અમાત્ય (સલાહકાર) સહિત ચાર પ્રદક્ષિણા કરવી. બ્રાહ્મણોને દક્ષિણા દઇ યથાશક્તિ બ્રાહ્મણભોજનનો સંકલ્પ કરી કર્મ ઇશ્વરને અર્પણ કરવું. એ પ્રમાણે દેવને જાગૃત કરી કાર્તિક માસમાં જે જે પદાર્થ વર્જ્ય કર્યા હોય તે તે પદાર્થ અથવા પ્રથમ કહ્યા પ્રમાણે બીજા પદાર્થો બ્રાહ્મણોને દઈ વ્રત સંપૂર્ણ થવાની પ્રાર્થના કરવી. પ્રાર્થનાનો મંત્ર,—"इदं व्रतं मया देव, कृतं प्रीत्यै तव प्रभो ॥ न्यूनं संपूर्णतां यातु, त्वत्प्रसादाज्जनार्दन." ત્યાર પછી વ્રત ઇશ્વરને અર્પણ કરવું.

ચાતુર્માસ્યવ્રતની સમાપ્તિ પણ એજ દિવસે કરવી એમ કોઈ ગ્રંથકાર કેહેછે. બીજા ગ્રંથકાર કાર્તિક માસવ્રતનું ઉદ્યાપન અને ચાતુર્માસ્યવ્રતનું ઉદ્યાપન એ બન્ને ચૌદશ અથવા પૂનમને દિવસે કરવાં એમ કેહેછે.

---

अथवैकुंठचतुर्दशी पूर्वेद्युरुपवासंकृत्वारुणोदयव्यापिन्यांचतुर्दश्यांशिवंसंपूज्यप्रातःपारणंकार्यम् तथाचचतुर्दशीयुक्तारुणोदयवतिअहोरात्रेउपवासःफलितः उभयत्रारुणोदयव्याप्तौपरत्रारुणोदयेपूजापूर्वत्रोपवासः उभयत्राव्याप्तौचतुर्दशीयुक्ताहोरात्रेएवारुणोदयेपूजापूर्वत्रोपवासश्च केचित्तुविष्णुपूजायामियंनिशीथव्यापिनीग्राह्या दिनद्वयेतद्व्याप्तौनिशीथप्रदोषोभयव्यापिनीग्राह्येत्याहुः अस्यामेवचतुर्दश्यांपरविद्धायांकार्तिकमासव्रतोद्यापनांगत्वेनोपवासंकृत्वाधिवासनंविधाय रात्रौजागरणंकुर्याद्गीतवाद्यादिमंगलैः नराणांजागरेविष्णोर्गीतंनृत्यंचकुर्वताम् गोसहस्रंचददतांफलंसममुदाहृतमित्यादिवाक्यैर्विहितंगीतनृत्यवाद्यविष्णुचरितपठनस्वेच्छालापलीलानुकारैर्हरिजागरंकृत्वापरविद्धपौर्णमास्यांसपत्नीकाचार्यंवृत्वा अतोदेवेतिद्वाभ्यांतिलपायसंहुत्वागोदानंकार्यमितिमासव्रतोद्यापनं कार्तिकशुक्लाद्वादशीपौर्णमासीचमन्वादिः सापौर्वाण्हिकीग्राह्या अन्यत्पूर्वमुक्तं ॥

## હવે વૈકુંઠ ચતુર્દશીનો નિર્ણય કેહેછે.

પ્રથમ દિવસે ઉપવાસ કરી અરૂણોદયવ્યાપિની ચૌદશને દિવસે શિવપૂજા કરી પ્રાતઃકાળે પારણા કરવી. તેથી જે દિવસે ચૌદશયુક્ત અરૂણોદય છે તે અહોરાત્ર (દિવસ રાત્રિ)માં ઉપવાસ કરવો એ સિદ્ધ થયું. બન્ને દિવસે અરૂણોદયવ્યાપ્તિ હોય તો પ્રથમ દિવસે ઉપવાસ કરી બીજે દિવસે અરૂણોદયસમયે પૂજા કરવી. બન્ને દિવસે અરૂણોદયવ્યાપ્તિ ન હોય તો પ્રથમ દિવસે ઉપવાસ કરી ચૌદશયુક્ત અહોરાત્ર હોય તે દિવસેજ અરૂણોદયસમયે પૂજા કરવી. કોઇ ગ્રંથકાર તો વિષ્ણુપૂજામાટે વૈકુંઠચતુર્દશી નિશીથવ્યાપિની લેવી, બન્ને દિવસે નિશીથવ્યાપિની હોય તો નિશીથ અને પ્રદોષ એ બન્ને કાળમાં વ્યાપિની હોય તે લેવી, એમ કેહેછે. પૂર્ણિમાવડે વિદ્ધા એવી એજ ચૌદશને દિવસે કાર્તિક માસ વ્રતનાં ઉદ્યાપનનું અંગભૂત ઉપોષણ (ઉપવાસ) કરી અધિવાસન કરી, "ગીત, વાદ્ય ઇત્યાદિક મંગળવડે રાત્રિયે જાગરણ કરવું. વિષ્ણુનાં જાગરણમાં ગાયન, નૃત્ય કરનારાઓને અને સહસ્ર ગૌદાન કરનારાઓને સમાન ફળ મળેછે," ઇત્યાદિ વાક્યવડે વિધાન કરેલું એવું ગાયન, નૃત્ય, વાદ્ય, વિષ્ણુનાં ચરિતનું પઠન, ઇચ્છા અનુસારે ભાષણ, અને ભગવલ્લીલાનું અનુકરણ ઇત્યાદિકવડે હરિ જાગરણ કરી, એકમવડે વિદ્ધા એવી પૂનમને દિવસે સ્ત્રી સહિત આચાર્યનું વરણ કરી "**अतो देवा०**" એ બે મંત્રવડે તિલ અને પાયસ (દૂધપાક)નો હોમ કરી ગૌદાન કરવું. એ રીતે માસવ્રતનું ઉદ્યાપન કરવું. કાર્તિક સુદ બારસ અને પૂનમ એ બે તિથિ મન્વાદિ છે. તે પૂર્વાન્હકાળવ્યાપિની લેવી. **બીજો નિર્ણય પ્રથમ (પત્ર ૬૪ માં) કહેલો છે.**

---

अस्यांचातुर्मास्यव्रतसमाप्तिः तत्रचातुर्मास्यव्रतानांसमाप्तौदानानि नक्तव्रतेवस्त्रयुग्मम् एकांतरोपवासेगौः भूशयनेशय्या षष्ठकालभोजनेगौः व्रीहिगोधूमादिधान्यत्यागेसौवर्णव्रीहिगोधूमादिदानम् कृच्छ्रव्रतेगोयुग्मम् शाकाहारेगौः पयोमात्रभक्षणेपयोवर्जनेचगौः मधुदधिघृतवर्जनेवस्त्रंगौश्च ब्रह्मचर्येस्वर्णम् तांबूलवर्जनेवस्त्रयुग्मम् मौनेघंटाघृतकुंभोवस्त्रद्वयंच रंगवल्लीकरणेगौःसुवर्णपद्मंच दीपदानव्रतेदीपिकावस्त्रद्वयंच भूमिभोजनेकांस्यपात्रंगौश्च गोग्रासेगोवृषौ प्रदक्षिणाशतेवस्त्रम् अभ्यंगवर्जनेतैलपूर्णघटः नखकेशधारणेमधुसर्पिर्हेमदानम् यत्रविशेषतोदानंनोक्तंतत्रस्वर्णंगौश्च गुडवर्जनेगुडपूर्णंससुवर्णताम्रपात्रं एवंलवणवर्जनेलवणपूर्णताम्रपात्रमितिक्वचित् अस्यामेवलक्षप्रदक्षिणालक्षनमस्काराणामाषाढ्याद्यारब्धानामुद्यापनंकार्यम् एवंतुलसीलक्षपूजांकार्तिकेमाघेवारभ्यप्रत्यहंसहस्त्रतुलसीसमर्पणेनलक्षंसमाप्यमाघ्यांवैशाख्यांवोद्यापनंकार्यं एवंपुष्पादिलक्षपूजाअपि तत्रबिल्वपत्रलक्षेणलक्ष्मीप्राप्तिःफलं दूर्वालक्षेणारिष्टशांतिः चंपकलक्षेणायुष्यम् अतसीलक्षेणविद्या तुलसीलक्षेणविष्णुप्रसादः गोधूमतंडुलादिप्रशस्तधान्यलक्षेणदुःखनाशः एवंसर्वपुष्पैःसर्वकामावाप्तिः एवंलक्षवर्त्तिव्रतमपिमासत्रयंकृत्वाकार्तिकेमाघेवैशाखेवाउत्तरोत्तरप्रशस्तेसमापनीयम् एवंधारणपारणव्रतोद्यापनमपिपौर्णमास्यामेव कार्तिकमासव्रतानांमासोपवासादीनांद्वादश्यामेवसमापनम् तत्रासंभवेपौर्णमास्याम् एवंगोपद्मव्रतमाषाढशुक्लैकादश्यादावारभ्यप्रत्यहंत्रयस्त्रिंशद्गोपद्मानिविलिख्यगंधपुष्पैःप्रपूज्यतावत्संख्याकार्घ्यनमस्कारप्रदक्षिणाःकृत्वाकार्तिकद्वादश्यांत्रयस्त्रिंशदपूपवायनंदद्यादेवंवत्सरपंचकमनुष्ठायोद्यापनंकुर्यात् लक्षप्रदक्षिणादिगोपद्मपर्यंतोद्यापनानामितिकर्तव्यताःकौस्तुभेद्रष्टव्याः कार्तिकेपौर्णमास्याः कृत्तिकानक्षत्रयोगेमहापुण्यत्वं रोहिणीयोगेमहाकार्तिकीत्वम् कार्तिक्यांकृत्तिकायोगेयःकार्तिकेयदर्शनंकरोतिससप्तसुजन्मसुधनाढ्योवेदपारगोविप्रोभवेत् विशाखास्थेसूर्येसतियदिचेंद्रनक्षत्रंकृत्तिकातत्रपद्मकयोगः अयंपुष्करतीर्थेतिप्रशस्तः ॥

એ પૂનમને દિવસે ચાતુર્માસ્યવ્રતની સમાપ્તિ કરવી. ચાતુર્માસ્યવ્રતની સમાપ્તિમાં દાન કરવાં તે કહેછે,—નક્તવ્રતનો નિયમ કરેલો હોય તો બે વસ્ત્ર દેવાં. એકાંતર ઉપવાસવ્રતમાં ગૌદાન, પૃથ્વી ઉપરે શયન કરવું એ વ્રત કીધું હોય તો શય્યાદાન, છઠ્ઠા કાળમાં ભોજનવ્રત કીધું હોય તો ગૌદાન, ચોખા ગહુ ઇત્યાદિક ધાન્યનો ત્યાગ કીધો હોય તો સુવર્ણના ચોખા ગહુ ઇત્યાદિક કરી તેનું દાન કરવું. કૃચ્છ્રવ્રત કીધાં હોય તો બે ગાય દેવી. શાકાહાર કીધો હોય તો ગૌદાન કરવું. માત્ર દૂધ ભક્ષણ કીધું હોય અથવા દૂધનો ત્યાગ કીધો હોય તો ગૌદાન કરવું. મધ, દહીં, ઘી એનો ત્યાગ કીધો હોય તો વસ્ત્ર અને ગાયનું દાન કરવું. બ્રહ્મચર્ય ધારણ કીધું હોય તો સુવર્ણ દાન કરવું. તાંબૂલ વર્જ્ય કીધું હોય તો બે વસ્ત્રનું દાન કરવું. મૌનવ્રત ધારણ કીધું હોય તો ઘંટા, ઘૃતનો કુંભ, અને બે વસ્ત્રનું દાન કરવું. દેવમંદિરમાં રંગવલ્લી (ચિત્ર કાઢવા)નો નિયમ હોય તો ગાય, અને સુવર્ણનાં કમળનું દાન કરવું. દેવમંદિરમાં અથવા બ્રાહ્મણનાં ઘરમાં દીપદાનનો નિયમ હોય તો દીવિ અને બે વસ્ત્રનું દાન કરવું. ભૂમિ ઉપરે ભોજન કરતો હોય તો કાંસાનું પાત્ર અને ગાયનું દાન કરવું. ગોગ્રાસનો નિયમ હોય તો ગાય અને બલદ. નિત્ય સો પ્રદક્ષિણાનો

નિયમ હોય તો વસ્ત્રનું દાન કરવું. અભ્યંગ વર્જ્ય કીધો હોય તો તૈલવડે પૂર્ણ ઘડાનું દાન કરવું. નખ, કેશનાં ધારણનો નિયમ હોય તો મધ, ઘૃત અને સુવર્ણનું દાન કરવું. જે વ્રતમાટે વિશેષે કરી (બીજું) દાન કહ્યું નથી તે વ્રતમાટે સુવર્ણ અને ગાયનું દાન કરવું. ગોળ વર્જ્ય કીધો હોય તો ત્રાંબાનાં પાત્રમાં સુવર્ણ સહિત ગોળ ભરી તેનું દાન કરવું. એ રીતે લવણ (મીઠું) વર્જ્ય કીધું હોય તો લવણપૂર્ણ એવાં ત્રાંબાનાં પાત્રનું દાન કરવું, એમ કોઈ ગ્રંથમાં છે. આષાઢની પૂનમ ઇત્યાદિક દિવસે આરંભ કરેલાં જે લક્ષ પ્રદક્ષિણા અથવા લક્ષ નમસ્કારરૂપ વ્રત તેમનું ઉદ્યાપન પણ એજ પૂનમને દિવસે કરવું. એ પ્રમાણે તુલસીની લક્ષ પૂજાનો કાર્તિક અથવા માઘ માસમાં આરંભ કરી નિત્ય એક સહસ્ર તુલસી અર્પણ કરવી, તે લક્ષ પૂજા સમાપ્ત કરી, માઘ માસની અથવા વૈશાખ માસની પૂનમને દિવસે તેનું ઉદ્યાપન કરવું. એ પ્રમાણે પુષ્પાદિક લક્ષ પૂજાનો પણ નિર્ણય જાણવો. તેમાં બિલ્વપત્રવડે લક્ષ પૂજા કરવાથી લક્ષ્મીપ્રાપ્તિ એ ફળ થાયછે. દૂર્વાવડે લક્ષ પૂજા કરવાથી અરિષ્ટ (અલ્પમૃત્યુ) નાશ થાયછે. ચંપાના પુષ્પવડે લક્ષ પૂજા કરવાથી આયુષ્યવૃદ્ધિ થાયછે. અતસી (અલસી)નાં પુષ્પવડે લક્ષ પૂજા કરવાથી વિદ્યાપ્રાપ્તિ થાયછે. તુલસીની લક્ષ પૂજાવડે વિષ્ણુ પ્રસન્ન થાયછે. ગહુ, ચોખા ઇત્યાદિક ઉત્તમ ધાન્યની લક્ષ પૂજાવડે દુઃખ નાશ થાયછે. એ પ્રમાણે સર્વ પ્રકારનાં પુષ્પવડે લક્ષ પૂજા કરવાથી સર્વ મનોરથ સિદ્ધ થાયછે. એ રીતે લક્ષ દીપકનું વ્રત પણ ત્રણ માસ પર્યંત કરી ઉત્તરોત્તર ઉત્તમ એવા કાર્તિક, માઘ અથવા વૈશાખ એ માસમાં સમાપ્ત કરવું. એ પ્રમાણે ધારણ પારણવ્રતનું ઉદ્યાપન પણ પૂનમને દિવસેજ કરવું. માસ પર્યંત ઉપવાસ કરવા ઇત્યાદિક કાર્તિક માસવ્રતની સમાપ્તિ દ્વાદશીને દિવસેજ કરવી. દ્વાદશીને દિવસે ન થાય તો પૂનમને દિવસે કરવી. એ પ્રમાણે આષાઢ સુદ એકાદશી ઇત્યાદિક દિવસે ગોપદ્મવ્રતનો આરંભ કરી; નિત્ય તેત્રીસ ગોપદ્મ કરી ચંદન, પુષ્પવડે તેમની પૂજા કરી અર્ઘ્ય, નમસ્કાર, પ્રદક્ષિણા તેત્રીસ તેત્રીસ કરી; કાર્તિક સુદ બારસને દિવસે તેત્રીસ અપૂપ (માલપુવા)નું વાયન દાન કરવું. એ પ્રમાણે પાંચ વર્ષ પર્યંત ગોપદ્મવ્રત કરી ઉદ્યાપન કરવું. લક્ષ પ્રદક્ષિણા વ્રતથકી આરંભ કરી ગોપદ્મવ્રત પર્યંત ઉદ્યાપનનો વિધિ કૌસ્તુભ ગ્રંથમાં જોવો. કાર્તિકની પૂનમને દિવસે કૃત્તિકા નક્ષત્રનો યોગ હોય તો મહાપુણ્ય છે. રોહિણીનો યોગ હોય તો તેને મહાકાર્તિકી એમ કહેછે. કૃત્તિકા નક્ષત્રયુક્ત કાર્તિકની પૂનમને દિવસે જે મનુષ્ય કાર્તિકસ્વામીનું દર્શન કરેછે તે સાત જન્મ પર્યંત ધનાઢ્ય અને વેદપારગ, એવો બ્રાહ્મણ થાય. વિશાખા નક્ષત્રના સૂર્ય છતાં જે દિવસે ચંદ્રનક્ષત્ર કૃત્તિકા આવે તે દિવસે પદ્મક યોગ થાયછે એ યોગ પુષ્કર તીર્થમાં અતિ પુણ્યકારક છે.

---

**अस्यामेवत्रिपुराख्यदीपदानमुक्तम् कार्तिकेपौर्णमास्यांकाम्यवृषोत्सर्गोतिप्रशस्तः एवं गजाश्वरथघृतधेन्वादिमहादानमपिप्रशस्तम् वृषोत्सर्गस्याश्विनीपौर्णमासीग्रहणद्वयमयन द्वयंविषुवद्वयंचेतिकालांतराणि अन्यत्रमाघीचैत्रीवैशाखीफाल्गुन्याषाढीचेतिपौर्णमास्योरे**

वतीनक्षत्रेवैधृतिव्यतीपातेयुगादिमन्वादिसूर्यसंक्रांतिपितृक्षयाहाष्टकाअपिकालाउक्ताः अत्रवृषोत्सर्गप्रयोगोतिविस्तृतोनानाशाखाभेदभिन्नःकौस्तुभेद्रष्टव्यः

એ (કાર્ત્તિકની) પૂનમને દિવસેજ ત્રિપુર એ નામના દીપકનું દાન કરવું. કાર્ત્તિક માસની પૂનમને દિવસે કામ્ય (કામનાથી કરવાનો) વૃષોત્સર્ગ કરવો, તે અતિ પુણ્યકારક છે. એ રીતે હાથી, ઘોડા, રથ, ઘૃતધેનુ આદિ મહાદાન કરવાં, એ પણ અતિ પુણ્યકારક છે. વૃષોત્સર્ગમાટે આશ્વિન માસની પૂનમ, સૂર્યગ્રહણ, ચંદ્રગ્રહણ, ઉત્તરાયણ, દક્ષિણાયન, મેષ સંક્રાંતિ, અને તુલા સંક્રાંતિ, એવા બીજા કાળ કહ્યાછે. બીજા ગ્રંથોમાં; માઘ, ચૈત્ર, વૈશાખ, ફાલ્ગુન, અને આષાઢ, એ માસોની પૂનમ, રેવતી નક્ષત્ર, વૈધૃતિ, વ્યતીપાત, યુગાદિ, મન્વાદિ, સૂર્યસંક્રાંતિ, પિતાની સંવત્સરીનો દિવસ અને અષ્ટકા[1] શ્રાદ્ધના દિવસો, એ પણ કામ્ય વૃષોત્સર્ગના કાળ કહ્યાછે. એ વિષે અનેક શાખાઓના ભેદવડે જુદો જુદો અને અતિ વિસ્તારવાળો એવો કામ્ય વૃષોત્સર્ગનો પ્રયોગ કૌસ્તુભ ગ્રંથમાં જોવો.

---

कार्तिककृष्णाष्टमीकालाष्टमी इयंपूर्णिमांतमासपक्षेमार्गशीर्षकृष्णाष्टमीत्युच्यते सेयंमध्यान्हव्यापिनीग्राह्या दिनद्वयेमध्यान्हव्याप्तौपूर्वैवेतिसिंधौस्थितं प्रदोषव्यापिनीतिकौस्तुभे उभयदिनेप्रदोषव्याप्तौतदेकदेशस्पर्शेवापरैव यदापूर्वत्रप्रदोषव्याप्तिरेवपरत्रमध्यान्हव्याप्तिरेवतदाबहुशिष्टाचारानुरोधात्प्रदोषव्याप्त्यैवनिर्णयोनमध्यान्हव्याप्त्येतिभाति अत्रकालभैरवपूजांकृत्वात्रयोर्घ्यादेयाः उपवासोजागरश्चकार्यः इतिश्रीमदनंतोपाध्यायसूनुकाशीनाथोपाध्यायविरचितेधर्मसिंधुसारेकार्तिकमासकृत्यनिर्णयोद्देशःसमाप्तः ॥

કાર્ત્તિકની કૃષ્ણ આઠમને **કાળાષ્ટમી** એમ કેહેછે. પૂર્ણિમાંત માસના પક્ષ પ્રમાણે[2] એ માર્ગશીર્ષ માસમાં કૃષ્ણાષ્ટમી કેહેવાયછે. તે એ આઠમ મધ્યાન્હકાળવ્યાપિની લેવી. બન્ને દિવસે મધ્યાન્હકાળવ્યાપિની હોય તો પ્રથમનીજ લેવી એમ નિર્ણયસિંધુમાં છે. અને પ્રદોષવ્યાપિની લેવી એમ કૌસ્તુભમાં છે. બન્ને દિવસે પ્રદોષવ્યાપ્તિ હોય અથવા પ્રદોષના એકદેશમાં વ્યાપ્તિ હોય તો બીજા દિવસનીજ લેવી. જ્યારે પ્રથમ દિવસે પ્રદોષવ્યાપ્તિજ હોય અને બીજે દિવસે મધ્યાન્હવ્યાપ્તિજ હોય ત્યારે બહુ શિષ્ટોનો આચાર છે તેથી પ્રદોષકાળવ્યાપ્તિવડેજ નિર્ણય કરવો, મધ્યાન્હકાળવ્યાપ્તિવડે નિર્ણય કરવો નહી એમ ભાસેછે. એ આઠમને દિવસે કાળભૈરવની પૂજા કરી ત્રણ અર્ઘ્ય દેવા, તેમજ ઉપવાસ અને જાગરણ કરવું. **ઇતિ શ્રીમદનંતોપાધ્યાયસૂનુકાશીનાથોપાધ્યાયવિરચિતે ધર્મસિંધુસારે કાર્ત્તિકમાસકૃત્યનિર્ણયોદ્દેશઃ સમાપ્તઃ ॥**

---

अथमार्गशीर्षमासः धनुःसंक्रांतौपराःषोडशनाड्यःपुण्याः अन्यत्प्रागुक्तं ॥

---

१ અષ્ટકા શ્રાદ્ધના દિવસો માર્ગશીર્ષ માસનાં પ્રકરણમાં (પત્ર ૧૮૫ માં) કહ્યાછે.
२ પૂર્ણિમાંત માસમાં પ્રથમ કૃષ્ણ પક્ષ, અને પછી શુક્લ પક્ષ એમ થાયછે.

# હવે માર્ગશીર્ષ માસનાં કૃત્ય કેહેછે.

ધનુઃસંક્રાંતિની પ્રવેશ પછીની સોળ ઘડી પુણ્યકાળ. બીજો નિર્ણય પ્રથમ (પત્ર ૪ માં) કહ્યોછે.

**मार्गशीर्षशुक्लपंचम्यांनागपूजादाक्षिणात्यानांप्रसिद्धा इयंषष्ठीयुताग्राह्येत्यादिविशेषः प्रथमपरिच्छेदेउक्तः ॥**

માગસર સુદ પાંચમને દિવસે **નાગપૂજા** કરવી, તે દક્ષિણ દેશના લોકોમાં પ્રસિદ્ધ છે. એ પાંચમ ષષ્ઠીયુક્ત લેવી ઇત્યાદિક વિશેષ નિર્ણય પ્રથમ પરિચ્છેદમાં (પત્ર ૨૩ માં) કહ્યોછે.

**मार्गशीर्षशुक्लषष्ठीचंपाषष्ठीमहाराष्ट्रेषुप्रसिद्धा अत्रतिथिद्वैधेयस्मिन्दिनेरविवारभौमवारशततारकावैधृतीनांमध्येधिकैर्योगःसापूर्वापरावामुहूर्तत्रयव्यापिनीग्राह्या दिनद्वयेपियोगाभावेपरैवत्रिमुहूर्ताग्राह्या इयमेवस्कंदषष्ठीसापूर्वाग्राह्या अथसप्तम्यांसूर्यव्रतंतद्विधिःकौस्तुभे मृगयुतायांपौर्णमास्यांलवणदानेसुंदररूपता ॥**

માગસર સુદ પક્ષની છઠને **ચંપાષષ્ઠી** એમ કેહેછે. એ ચંપાષષ્ઠી મહારાષ્ટ્ર લોકોમાં પ્રસિદ્ધ છે. એ ચંપાષષ્ઠી, બન્ને દિવસે હોય તો જે દિવસે રવિ વાર, ભૌમ વાર, શતભિષા, વૈધૃતિ એઓમાંથી અધિક યોગ આવે તે છ ઘડી વ્યાપિની હોય એવી પ્રથમ દિવસની અથવા બીજા દિવસની લેવી. પ્રથમ કહેલા યોગો બન્ને દિવસ ન હોય તો છ ઘડી વ્યાપિની એવી બીજા દિવસનીજ લેવી. એ છઠનુંજ **સ્કંદષષ્ઠી** એવું નામ છે. તે પ્રથમ દિવસની લેવી. પછી સાતમને દિવસે સૂર્યવ્રત કરવું, તેનો વિધિ કૌસ્તુભમાં કહ્યોછે. મૃગશિર નક્ષત્રે યુક્ત માર્ગશીર્ષ માસની પૂનમને દિવસે લવણનું દાન કરવાથી સ્વરૂપમાં સુંદરપણું પ્રાપ્ત થાયછે.

**मार्गशीर्षपौर्णमास्यांदत्तात्रेयोत्पत्तिः इयंप्रदोषव्यापिनीग्राह्या मार्गशीर्षशुक्लचतुर्दश्यांपौर्णमास्यांवाप्रदोषेआश्वलायनैःप्रत्यवरोहणंकार्यं तत्रकर्मकालव्यापिनीतिथिः तत्प्रयोगःप्रयोगरत्नकौस्तुभादौज्ञेयः मार्गशीर्षादिमासचतुष्टयस्यकृष्णाष्टमीष्वष्टकाश्राद्धानितत्पूर्वसप्तमीषुपूर्वेद्युःश्राद्धानितदुत्तरनवमीषुचान्वष्टक्यश्राद्धानिकर्तव्यानि एवंभाद्रकृष्णपक्षेपिअष्टकादिश्राद्धानिकार्याणीतिपंचाष्टकापक्षआश्वलायनभिन्नशाखिनां आश्वलायनानांतुमार्गादिचतुरष्टकापक्षएव भाद्रपदकृष्णाष्टम्यांतुमाध्यावर्षश्राद्धंकरिष्येइतिसंकल्प्यसर्वमष्टकाश्राद्धवत्कार्यं सप्तम्यांतुमाध्यावर्षश्राद्धंकर्तुंपूर्वेद्युःश्राद्धंकरिष्यइतिसंकल्पः नवम्यामन्वष्टकाश्राद्धंकरिष्यइतिसंकल्पइतिविशेषः एवंभाद्रकृष्णाष्टमीश्राद्धस्यमाध्यावर्षसंज्ञकत्वादाश्वलायनानांचतुरष्टकापक्षः अन्यशाखिनांपौषादित्र्यष्टकापक्षोपि एवंसर्वाअष्टकाःकर्तुमशक्तेनएकैवाष्टकाकार्या. साचमाघपौर्णमास्यनंतरकृष्णपक्षस्यसप्तम्यामष्टम्यांनवम्यामितिदिनत्रये कार्या दिनत्रयेश्राद्धत्रयंकर्तुमशक्तेनमाघकृष्णेष्टमीश्राद्धमेवकार्यं तत्राष्टकाश्राद्धेऽपराण्हव्यापिन्यष्टमीग्राह्या दिनद्वयेव्याप्त्यव्याप्त्यादौदर्शवन्निर्णयः अष्टम्यनुरोधेनपूर्वपरदिनयोः**

पूर्वेद्युःश्राद्धान्वष्टक्यश्राद्धेकार्ये नतुसप्तम्यादेरपराण्हव्याप्तिरपेक्षणीया एकादिनेप्यशक्तस्य प्रत्याम्नायाः अनडुहोयवसमाहरेत्अग्निनावाकक्षंदहेदपिवानूचानेभ्यउदकुंभमाहरेदपिवा श्राद्धमंत्रानधीयीतेति क्वचिदुपवासोप्युक्तः एवंश्रवणाकर्मादिपाकसंस्थालोपेप्रतिपाकयत्नं प्राजापत्यकृच्छ्रंप्रायश्चित्तमुक्तं मलमासेष्टकाश्राद्धानिनकार्याणीतिनारायणवृत्तिः अष्टकादिश्राद्धत्रयप्रयोगःकौस्तुभप्रयोगरत्नादौ अत्राष्टमीश्राद्धेकामकालसंज्ञकौविश्वेदेवौ सप्तमीनवम्योस्तुपुरूरवार्द्रवाविति आहिताग्नेःपूर्वेद्युःश्राद्धांगहोमोष्टकांगहोमोन्वष्टकाग्नौकरणहोमोदिनत्रयेहविःश्रपणंचदक्षिणाग्नौभवनीतिविशेषः शेषमनाहिताग्निवत् अष्टकालोपेप्राजापत्यमुपवासोवाप्रायश्चित्तं अन्वष्टक्यलोपेतद्दिनेशतवारमेभिर्द्युभिःसुमनाइतिमंत्रजपः ॥

માર્ગશીર્ષ માસની પૂનમને દિવસે દત્તાત્રેયનો અવતાર થયોછે. એ પૂનમ પ્રદોષ-વ્યાપિની લેવી. માગસર સુદ ચૌદશ અથવા પૂનમને દિવસે પ્રદોષ કાળે આશ્વલાયન શાખાવાળાઓએ **પ્રત્યવરોહણ** નામનું કર્મ કરવું. તે પ્રત્યવરોહણ માટે કર્મકાળ[1]-વ્યાપિની તિથી લેવી. પ્રત્યવરોહણનો પ્રયોગ પ્રયોગરત્ન (નારાયણભટ્ટી), કૌસ્તુભ ઇત્યાદિક ગ્રંથમાં જોવો. માગસર આદિ ચાર માસનાં કૃષ્ણ પક્ષની આઠમને દિવસે **અષ્ટકાશ્રાદ્ધ**, તે આઠમથી પ્રથમ સાતમને દિવસે **પૂર્વેદ્યુઃશ્રાદ્ધ**, અને તે આઠમની પાછળની નોમને દિવસે **અન્વષ્ટક્યશ્રાદ્ધ**, એ રીતે શ્રાદ્ધ કરવાં, એ પ્રમાણે ભાદરવાનાં કૃષ્ણ પક્ષમાં પણ અષ્ટકા ઇત્યાદિક શ્રાદ્ધ કરવાં, એવો પાંચ અષ્ટકા શ્રાદ્ધનો પક્ષ, આશ્વલાયનોથકી જુદા બીજી શાખાવાળાઓએ કરવો. આશ્વલાયનોએ તો માગસર આદિક ચાર અષ્ટકા શ્રાદ્ધનો પક્ષજ કરવો. ભાદરવા વદ આઠમને દિવસે તો, "**माघ्यावर्षश्राद्धंकरिष्ये**," એવો સંકલ્પ કરી સઘળું કર્મ અષ્ટકાશ્રાદ્ધ પ્રમાણેજ કરવું.— સાતમને દિવસે તો, "**माघ्यावर्षश्राद्धं कर्त्तुं पूर्वेद्युःश्राद्धं करिष्ये**," એવો સંકલ્પ કરવો. નવમીને દિવસે તો, "**अन्वष्टकाश्राद्धं करिष्ये**," એવો સંકલ્પ કરવો, એ વિશેષ કહ્યોછે. એ રીતે ભાદરવા વદ આઠમનું **માઘ્યાવર્ષ** એવું નામ છે, માટે આશ્વલાયનોએ ચાર અષ્ટકાનો પક્ષ કરવો. બીજી શાખાવાળાઓએ પૌષાદિક ત્રણ અષ્ટકાનો પક્ષ પણ કરવો. એ પ્રમાણે જે સર્વ અષ્ટકા શ્રાદ્ધ કરવામાં અસમર્થ હોય તો તેણે એકજ અષ્ટકા શ્રાદ્ધ કરવું. તે અષ્ટકા શ્રાદ્ધ માઘની પૂનમ પછી કૃષ્ણ પક્ષમાં સાતમ, આઠમ, અને નોમ એ ત્રણ દિવસ કરવું. ત્રણ દિવસ શ્રાદ્ધ કરવામાં અસમર્થ હોય તો તેણે માઘ વદ અષ્ટમીનુંજ શ્રાદ્ધ કરવું. એ અષ્ટકા શ્રાદ્ધમાટે આઠમ લેવી તે અપરાન્હકાળવ્યાપિની લેવી. બન્ને દિવસે અપરાન્હકાળવ્યાપિની હોય તો અથવા ન હોય તો દર્શ શ્રાદ્ધનીપેઠે નિર્ણય જાણવો. જે દિવસે અષ્ટમી હોય તેને આગલે દિવસે પૂર્વેદ્યુઃશ્રાદ્ધ, અને આઠમને બીજે દિવસે અન્વષ્ટક્યશ્રાદ્ધ એ પ્રમાણે શ્રાદ્ધ કરવાં. સાતમ અને નોમને દિવસે અપરાન્હવ્યાપ્તિનું જરૂર નથી. એક દિવસ પણ અષ્ટકા શ્રાદ્ધ કરવાને સમર્થ ન હોય તો તેણે પ્રત્યામ્નાય (ગૌણ પક્ષ) સ્વીકાર કરવા, તે આ પ્રમાણે;—"બલદોને ઘાસ ખવરાવવું, અગ્નિમાં સુકેલું ઘાસ બાલવું, અનૂચાન (ગુરૂ પાસેથી અંગસહિત વેદ ભણનારાઓ)ને જળપૂર્ણ કળશ દેવા, અથવા

[1] કર્મકાળ સૂર્યાસ્ત પછી છે માટે સૂર્યાસ્ત થયા પછી જે દિવસે વ્યાપ્તિ હોય તે લેવી.

શ્રાદ્ધના મંત્રોનો પાઠ કરવો." કોઈ ગ્રંથમાં ઉપવાસ કરવો એમ પણ કહ્યુંછે. એ પ્રમાણે શ્રવણાકર્મ ઇત્યાદિક પાક સંસ્થાઓનો લોપ થાય તો દરએક પાકયજ્ઞના લોપમાટે. પ્રાજાપત્યકૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરવું એમ કહ્યુંછે. મલ માસમાં અષ્ટકા શ્રાદ્ધ કરવાં નહીં એમ (આશ્વલાયન ગૃહ્યસૂત્ર ઉપરે) નારાયણ પંડિતે લખેલી વૃત્તિમાં છે. અષ્ટકાદિ ત્રણ શ્રાદ્ધનો પ્રયોગ કૌસ્તુભ, પ્રયોગરત્ન ઇત્યાદિક ગ્રંથમાં જોવો. એ અષ્ટમી-શ્રાદ્ધમાં કાળકામ નામના વિશ્વેદેવા લેવા. સપ્તમી અને નવમીનાં શ્રાદ્ધમાં પુરૂરવાર્દ્રવ નામના લેવા. આહિતાગ્નિ (અગ્નિહોત્રી) હોય તેણે કરવાનાં પૂર્વેદ્યુઃશ્રાદ્ધનો અંગભૂત હોમ, અષ્ટકા શ્રાદ્ધનો અંગભૂત હોમ, અન્વષ્ટકા શ્રાદ્ધનો અગ્નૌકરણ હોમ, અને ત્રણ દિવસ હવિ (હોમના પદાર્થ)નું શ્રપણ (રાંધવું), એ સઘળું દક્ષિણાગ્નિમાં કરવું, એટલો વિશેષ છે. બાકી રહેલું સઘળું કાર્ય ગૃહ્યાગ્નિપ્રમાણે કરવું. અષ્ટકા શ્રાદ્ધનો લોપ થાય તો પ્રાજાપત્ય, અથવા ઉપવાસ એ પ્રાયશ્ચિત્ત કરવું. અન્વષ્ટક્ય શ્રાદ્ધનો લોપ થાય તે દિવસે, "एभिर्द्युभिः सुमना०" એ મંત્રનો સો વાર જપ કરવો.

---

मार्गशीर्षादिरविवारेषुकाम्यंसौरव्रतमुक्तं तत्रभक्ष्याणि मार्गेतुलसीपत्रत्रयं पौषेत्रिपलं घृतं माघेतिलानांमुष्टित्रयं फाल्गुनेत्रिपलंदधि चैत्रेत्रिपलंदुग्धं वैशाखेगोमयं ज्येष्ठेतोयांजलित्रयं आषाढेमरीचकत्रयं श्रावणेत्रिपलाःसक्तवः भाद्रेगोमूत्रं आश्विनेशर्करा कार्तिकेसद्धविरिति इतिश्रीमदनंतोपाध्यायसूनुकाशीनाथोपाध्यायविरचितेधर्मसिंधुसारेमार्गशीर्षमासकृत्यनिर्णयोद्देशः समाप्तः ॥

માગસર માસથકી બાર માસ પર્યંત પ્રત્યેક રવિ વારે કામ્ય એવું સૌર (સૂર્યનું) વ્રત કરવું. તે વ્રતમાં ભક્ષણ કરવાયોગ્ય પદાર્થ કહેછે;—માગસર માસમાં ત્રણ ત્રણ તુલસીપત્ર, પૌષમાં ત્રણ પળ ઘી, માઘમાં ત્રણ મુઠી તિલ, ફાગણમાં ત્રણ પળ દહીં, ચૈત્રમાં ત્રણ પળ દૂધ, વૈશાખમાં છાણ, જ્યેષ્ઠમાં ત્રણ અંજલી જળ, આષાઢ માસમાં ત્રણ મિરી, શ્રાવણમાં ત્રણ પળ સાતવાનો લોટ, ભાદ્રપદમાં ગોમૂત્ર, આશ્વિનમાં સાકર, કાર્તિકમાં શુદ્ધ હવિ એ રીતે ભક્ષણ કરવું. **ઇતિ શ્રીમદનંતોપાધ્યાયસૂનુકાશીનાથોપાધ્યાયવિરચિતે ધર્મસિંધુસારે માર્ગશીર્ષકૃત્યનિર્ણયોદ્દેશઃ સમાપ્તઃ ॥**

---

अथपौषः दिवामकरसंक्रमेसंक्रांत्यनंतरंचत्वारिंशन्नाडयःपुण्याः घटिकाद्यल्पदिनशेषे मकरसंक्रांतौसंक्रांत्यासन्नपूर्वकालेदिवैवस्नानश्राद्धदानभोजनानिकार्याणि रात्रौश्राद्धदानादेर्निषेधात्स्वल्पदिनभागेस्नानश्राद्धस्वभोजनादेःकर्तुमशक्यत्वाद्रात्रौभोजननिषेधात्पुत्र

---

૧ ત્રીજા પરિચ્છેદના પૂર્વાર્ધમાં કૃચ્છ્રનાં લક્ષણમાં પાદકૃચ્છ્રનું સ્વરૂપ કહ્યુંછે, તે પાદકૃચ્છ્રને ચાહાય તે ક્રમથકી ત્રિગુણું કરે તો તે પ્રાજાપત્ય કહેવાયછે.

૨ मार्गशीर्षमासगतेषु चतुर्षु रविवारेष्वित्यर्थः एवमग्रेपि ॥

૩ એટલે માગસર માસમાંના ચાર રવિ વારને દિવસે એ અર્થ સમઝવો. એ રીતે આગળ પણ જાણવું. ૪ પળ એ નામનાં વજનનું પ્રમાણ (પત્ર ૧૯૩ માં) કહ્યુંછે.

वद्गृहिणउपवासनिषेधाच्च तस्मादीदृशोविषयेपरपुण्यकालत्वंबाधित्वामकरसंक्रांतेःपूर्वभाग एवपुण्यत्वंज्ञेयं रात्रौपूर्वभागेपरभागेनिशीथेवामकरसंक्रमेउत्तरदिनंपुण्यं तत्राप्युत्तरदिनपूर्वार्धंपुण्यतरं तत्रापिसूर्योदयोत्तरंपंचनाड्यःपुण्यतमाः एवंरात्रिसंक्रांतिविषयेन्यत्रापियत्र पूर्वदिनोत्तरार्धस्यपुण्यत्वंतत्राद्दिनांतेपंचनाडीनांपुण्यतमत्वं यत्रोत्तरदिनपूर्वार्धस्यपुण्यत्वंतत्रोदयोत्तरंपंचनाडीनांपुण्यतमत्वं एवंदिवासंक्रमेपिसंक्रांतिसन्निहितनाडीनांमकरादिपूत्तरासांकर्कादिषुपूर्वासांपुण्यतमत्वंज्ञेयम् यायाःसन्निहितानाड्यस्तास्ताःपुण्यतमाःस्मृताइत्युक्तेः मुहूर्तचिंतामण्यादौतुसूर्यास्तादूर्ध्वंघटीत्रयंसंध्याकालस्तत्रमकरसंक्रमेपरदिनेपुण्यत्वं बाधित्वापूर्वदिनेपुण्यत्वमुक्तं नेदंसर्वत्रधर्मशास्त्रग्रंथेषुदृश्यते शुक्लपक्षेतुसप्तम्यांसंक्रांतिर्ग्रहणाधिका अत्रकृत्यं रविसंक्रमणेप्राप्तेनस्नायाद्यस्तुमानवः सप्तजन्मनिरोगीस्यान्निर्धनश्चैवजायतइतिवचनान्मनुष्यमात्रस्यस्नानंनित्यं एवंश्राद्धमप्यधिकारिणोनित्यं तच्चापिंडकं संक्रांतौयानिदत्तानिहव्यकव्यानिदातृभिः तानिनित्यंददात्यर्कःपुनर्जन्मनिजन्मनि अयनसंक्रांतौत्रिदिनमुपवासः यद्वासंक्रांतिमत्यहोरात्रेपुण्यकालवत्यहोरात्रेवोपवासंकृत्वोक्तपुण्यकाले स्नानदानादिकार्यं अयमुपवासःसापत्यगृहस्थेननकार्यः धेनुंतिलमयींराजन्दद्याच्चैवोत्तरायणे तिलतैलेनदीपाश्चदेयाःशिवगृहेशुभाः सतिलैस्तंडुलैश्चैवपूजयेद्विधिवच्छिवं तस्यांकृष्णतिलैःस्नानंकार्यंचोद्वर्तनंतिलैः तिलादेयाश्चहोतव्याभक्ष्याश्चैवोत्तरायणे शुक्लतिलैर्देवादितर्पणंकृष्णतिलैःपितृतर्पणंचकार्यं अत्रशंभोर्घृताभिषेकोमहाफलः अत्रसुवर्णयुततिलताम्रपात्रं देयं तत्प्रयोगोवक्ष्यते अत्रैवंशिवपूजाव्रतं पूर्वदिनेउपोष्यसंक्रांतिदिनेतिलोद्वर्तनतिलस्नानतिलतर्पणानिकृत्वाशिवंगव्येनाज्येनमर्दयित्वाशुद्धोदकेनप्रक्षाल्यवस्त्राद्युपचारैःपूजयित्वासुवर्णहीरकनीलपद्मरागमौक्तिकमितिपंचरत्नानिकर्षार्धसुवर्णवासमर्प्यतिलदीपैःससुवर्णैःसाक्षतैस्तिलैःसंपूज्यघृतकंबलंदत्वावितानचामरेसमर्प्यविप्रेभ्यःससुवर्णतिलान्दत्वातिलान्हुत्वा विप्रान्यतींश्चसंभोज्यदक्षिणांदत्वासतिलंपंचगव्यंपीत्वापारणंकुर्यादिति अत्रवस्त्रदानंमहाफलं तिलपूर्वमनड्वाहंदत्वारोगैःप्रमुच्यते अत्रक्षीरेणभास्करंस्नापयेत्सूर्यलोकप्राप्तिः दिवाविषुवायनसंक्रांतौतस्मिन्दिनेपूर्वरात्रौआगामिरात्रौचानध्यायः रात्रौतत्संक्रमेतस्यांरात्रौपूर्वदिवसेआगामिदिवसेचेतिपाक्षिणीअनध्यायः अत्ररात्रौसंक्रमेग्रहणवद्रात्रावेवस्नानदानादीतिपक्षःकैश्चिल्लिखितोनसर्वशिष्टसंमतः अयनादिनंतत्परंकरिसंज्ञकंचदिनंशुभेषुवर्ज्यमित्युक्तं तत्रार्धरात्रादर्वागयनसंक्रांतौतद्दिनंतत्परदिनंचवर्ज्यं निशीथात्परत्रनिशीथेवासंक्रांतौपरंतत्परंचवर्ज्यमितिभाति एवंग्रहणेप्यूह्यं ॥

## હવે પૌષ માસનાં કૃત્ય કેહેછે.

મકર સંક્રાંતિ દિવસે પ્રવેશ કરે તો પ્રવેશ પછીની ચાલીસ ઘડી પુણ્યકાળ. એક ઘડી ઈત્યાદિક અલ્પ દિવસ બાકી શેષ છતાં સંક્રાંતિ પ્રવેશ થાય તો સંક્રાંતિની સમીપનો જે પૂર્વ કાળ તેમાં સ્નાન, દાન, શ્રાદ્ધ, અને ભોજન ઈત્યાદિક કરવાં. રાત્રિએ શ્રાદ્ધ, દાન ઈત્યાદિકનો નિષેધ છે, તેમ અલ્પ રહેલા દિવસના ભાગમાં સ્નાન,

१ या काचन संक्रांतिरित्यर्थः.

શ્રાદ્ધ, ભોજન ઇત્યાદિક થવાને અશક્ય છે, અને સંક્રાંતિની રાત્રિએ ભોજનનો નિષેધ છે તેમજ પુત્રવાન્ ગૃહસ્થને ઉપવાસનો પણ નિષેધ છે માટે એવે પ્રસંગે બીજે દિવસે પુણ્યકાળનો બાધ કરી મકર સંક્રાંતિના પ્રથમ ભાગમાંજ પુણ્યકાળ જાણવો. રાત્રિએ રાત્રિના પૂર્વભાગમાં, પાછળા ભાગમાં અથવા મધ્ય રાત્રિએ મકર સંક્રાંતિ થાય તો બીજે દિવસ પુણ્યકાળ, તેમાં પણ બીજા દિવસનો પૂર્વાર્દ્ધ વિશેષ પુણ્યકાળ, તેમાં પણ સૂર્યોદય પછી પાંચ ઘડી અતિશય પુણ્યકાળ જાણવો. એ રીતે રાત્રિએ સંક્રાંતિ પ્રવેશ થયા છતાં બીજી સંક્રાંતિઓમાં પણ જ્યહાં પૂર્વ દિવસનું ઉત્તરાર્દ્ધ પુણ્યકાળ હોય ત્યહાં દિવસના અંતની પાંચ ઘડી વિશેષ પુણ્યકાળ. જ્યહાં બીજા દિવસનો પૂર્વાર્દ્ધ પુણ્યકાળ હોય ત્યહાં સૂર્યોદય પછી પાંચ ઘડી અતિશય પુણ્યકાળ જાણવો. એ રીતે દિવસે સંક્રાંતિ પ્રવેશ થાય તો પણ મકરાદિક સંક્રાંતિઓમાં સંક્રાંતિની સમીપની પ્રવેશ પછીની ઘડિઓ અતિશય પુણ્યકારક, અને કર્કાદિક સંક્રાંતિઓમાં સંક્રાંતિની સમીપની પ્રથમની ઘડિઓ અધિક પુણ્યકારક થાયછે એમ જાણવું. કારણ, "સંક્રાંતિની સમીપની જે જે ઘડિઓ તે તે અતિશય પુણ્યકારક માનેલિઓ છે," એવું વચન છે. **મુહૂર્ત્તચિંતામણિ** ઇત્યાદિક ગ્રંથમાં તો, સૂર્યાસ્ત પછી ત્રણ ઘડી સંધ્યા કાળ કહ્યોછે. તે કાળે મકર સંક્રાંતિ થાય તો બીજા દિવસનો પુણ્યકાળ બાધિત કરી પૂર્વ દિવસે પુણ્યકાળ કહ્યોછે, પરંતુ તે સર્વ ધર્મશાસ્ત્રના ગ્રંથોમાં જોવામાં આવતું નથી. "શુક્લ પક્ષમાં સાતમને દિવસે જે કોઇ એક પણ સૂર્યસંક્રાંતિ થાય તો તે ગ્રહણ કરતાં અધિક જાણવી." સંક્રાંતિને દિવસે કરવાનાં કૃત્ય કેહેછે;—"સંક્રાંતિને દિવસે જે મનુષ્ય સ્નાન કરતો નથી, તે સાત જન્મ પર્યંત રોગી છતો નિર્ધન થાયછે," એવું વચન છે માટે મનુષ્યમાત્રે અવશ્ય સ્નાન કરવું. એ રીતે અધિકારીને શ્રાદ્ધ પણ નિત્ય છે. તે શ્રાદ્ધ પિંડરહિત કરવું. "સંક્રાંતિને દિવસે દેવ, પિતૃ એમનો ઉદ્દેશ કરી દાતા પુરૂષ જે જે પદાર્થનું દાન કરે તે તે પદાર્થ ફરી સૂર્ય તેને જન્મ જન્મમાં નિત્ય દે છે." અયન સંક્રાંતિ નિમિત્ત ત્રણ દિવસ ઉપવાસ કરવો. અથવા જે અહોરાત્રમાં સંક્રાંતિ પ્રવેશ થતો હોય તે અહોરાત્રમાં કિંવા પુણ્યકાળયુક્ત અહોરાત્રમાં ઉપવાસ કરી પ્રથમ કહેલા પુણ્યકાળમાં સ્નાન, દાન, આદિક કરવું. આ ઉપવાસ પ્રજાયુક્ત ગૃહસ્થે કરવો નહી. "હે રાજા! તિલની ધેનુ[1] કરી ઉત્તરાયણમાં (મકર સંક્રાંતિને દિવસે) દેવી. તિલનાં તેલવડે શિવમંદિરમાં ઉત્તમ દીપક દેવા. તિલ, અને ચોખાવડે શિવની પૂજા કરવી. તે દિવસે શરીરમાં તિલવડે મર્દન કરી કાળાતિલયુક્ત જલવડે સ્નાન કરવું, તિલનું દાન કરવું, તિલનો હોમ કરવો, અને તિલનું ભક્ષણ કરવું." એ મકર સંક્રાંતિને દિવસે શ્વેત તિલવડે દેવતાઓનું તર્પણ, અને કૃષ્ણ તિલવડે પિતૃનું તર્પણ કરવું. એ મકરસંક્રાંતિને દિવસે મહાદેવ ઉપરે ઘૃતનો અભિષેક કરવાથી મહાફળ પ્રાપ્ત થાયછે. એ સંક્રાંતિને દિવસે સુવર્ણયુક્ત તિલ ત્રાંબાનાં પાત્રમાં પૂરી તેનું દાન કરવું, તેનો પ્રયોગ કેહેશું. એ સંક્રાંતિને દિવસે શિવપૂજારૂપ વ્રત કરવું. તે આ પ્રમાણે;—પ્રથમ દિ-

૧ તિલધેનુનો પ્રકાર દાનકમલાકર ગ્રંથમાં કહ્યોછે.

વસે ઉપવાસ કરી સંક્રાંતિને દિવસે તિલમર્દન, તિલસ્નાન, અને તિલતર્પણ કરી મહાદેવને ગાયનાં ઘૃતનું મર્દન કરી શુદ્ધ જળવડે સ્નાન કરાવી પછી વસ્ત્રાદિક સામગ્રીવડે પૂજા કરવી. પછી સુવર્ણ, હીરા, નીલ, માણિક, અને મોતિ એ પંચરત્ન અથવા આઠ માષા સુવર્ણ શિવને સમર્પણ કરી તિલનાં તેલના દીપક કરી અને સુવર્ણસહિત, અક્ષત (ચોખા)સહિત તિલવડે પૂજા કરી ઘૃતકંબલ[1] સમર્પણ કરી ઉલેચ અને ચમર અર્પણ કરી બ્રાહ્મણોને સુવર્ણસહિત તિલનું દાન કરી તિલનો હોમ કરવો. પછી બ્રાહ્મણો અને સંન્યાસિઓને ભોજન કરાવી દક્ષિણા દાન કરી પછી પોતે તિલસહિત પંચગવ્યનું પાન કરી પારણા કરવી. એ દિવસે વસ્ત્રદાન કરવાથી અતિશય પુણ્ય મળેછે. "તિલસહિત બળદનું દાન કરવાથી રોગવડે મુક્ત થાયછે." એ મકર સંક્રાંતિને દિવસે સૂર્યને દૂધવડે નવરાવવાથી સૂર્યલોકની પ્રાપ્તિ થાયછે. મેષ, તુલા, કર્ક, અને મકર એ સંક્રાંતિઓનો દિવસે પ્રવેશ થાય તો તે દિવસ, તેથી પ્રથમ ગઈ રાત્રિ, અને આવતી રાત્રિ એમ (બાર પોહોર) અનધ્યાય. એ સંક્રાંતિઓનું રાત્રિએ સંક્રમણ થાય તો તે રાત્રિ, ગયો દિવસ, અને આવતો દિવસ એ રીતે પક્ષિણી (ગયા અને આવતા દિવસ સહિત મધ્યની રાત્રિ) અનધ્યાય જાણવો. એ મકરસંક્રાંતિનો રાત્રિએ પ્રવેશ થાય તો ગ્રહણ પ્રમાણે રાત્રિએજ સ્નાન, દાન કરવાં, એવો પક્ષ કેટલાએક ગ્રંથકારોએ લખ્યોછે, પણ સર્વ શિષ્ટોને સંમત નથી. અયન સંક્રાંતિનો દિવસ અને તેની જોડનો બીજો કરિ એ નામનો દિવસ એ બન્ને દિવસો શુભ કાર્યોમાં વર્જ્ય કરવા એમ કહ્યુંછે. તેમાં અર્ધ રાત્રથી પ્રથમ અયન સંક્રાંતિ થાય તો તે સંક્રાંતિનો દિવસ અને તેની જોડનો બીજો દિવસ એ બે વર્જ્ય કરવા. અર્ધ રાત્રિએ અથવા મધ્ય રાત્રિ ગયા પછી અયન સંક્રાંતિ થાય તો બીજો દિવસ અને તેની જોડનો દિવસ એ બે દિવસ વર્જ્ય કરવા, એમ ભાસેછે. એ રીતે ગ્રહણમાં પણ એ કરિદિનનો નિર્ણય જાણવો.

---

**पौषशुक्लाष्टम्यांबुधवासरयुतायांस्नानजपहोमतर्पणविप्रभोजनानिकार्याणि अस्यांभरणीयोगेमहापुण्यत्वमित्येके रोहिण्यार्द्रायोगेइतिपरे ॥**

પોષ સુદિ અષ્ટમીને દિવસે બુધ વારનો યોગ હોય તો સ્નાન, જપ, હોમ, તર્પણ, અને બ્રહ્મભોજન એ કરવાં. એ અષ્ટમીને દિવસે ભરણી નક્ષત્રનો યોગ હોય તો મહાપુણ્ય થાયછે એમ કેટલાએક ગ્રંથકારો કેહેછે. રોહિણી, અથવા આર્દ્રાનો યોગ હોય તો મહાપુણ્ય થાયછે એમ બીજા ગ્રંથકારો કેહેછે.

---

**पौषशुक्लैकादशीमन्वादिः तन्निर्णयःप्रागुक्तः ॥**

પોષ સુદિ એકાદશી **મન્વાદિ**, તેનો નિર્ણય પ્રથમ (પત્ર ૬૪ માં) કહ્યોછે.

**अथमाघस्नानम् तत्रपौषस्यशुक्लैकादश्यांपौर्णमास्याममावास्यायांवामाघस्नानारंभः माघेद्वादशीपूर्णिमादौसमापनम् यद्वामकरसंक्रमणप्रभृतिकुंभसंक्रमणपर्यंतंस्नानंकार्यं अथ**

---

[1] ઘૃતકંબલનો વિધિ વ્રતરાજ, અને વ્રતાર્કમાં કહ્યો છે.

स्नानकालः अरुणोदयमारभ्यप्रातःकालावधिः उत्तमंतुसनक्षत्रंलुप्ततारंचमध्यमम् सवितर्युदितेभूपततोहीनंप्रकीर्तितम् माघमासेरटंत्यापःकिंचिदभ्युदितेरवौ ब्रह्मघ्नंवासुरापंवाकंपतंतंपुनीमहे अत्राधिकारिणः ब्रह्मचारीगृहस्थोवावानप्रस्थोथभिक्षुकः बालवृद्धयुवानश्च नरनारीनपुंसकाद्यइति अथजलतारतम्येनफलं तप्तेनवारिणास्नानंयद्गृहेक्रियतेनरैः षडब्दफलदंतद्धिमकरस्थेदिवाकरे वाप्यादौद्वादशाब्दफलं तडागेतद्द्विगुणं नद्यांतच्चतुर्गुणं महानद्यांशतगुणं महानदीसंगमेतच्चतुर्गुणं गंगायांसहस्रगुणं गंगायमुनासंगमेएतच्छतगुणमिति यत्रकुत्रापिस्नानेप्रयागस्मरणंकार्यं इदंसमुद्रेप्यतिप्रशस्तं ॥

## હવે માઘસ્નાનનો નિર્ણય કેહેછે.

માઘસ્નાનનો આરંભ, પોષ સુદિ એકાદશી, પોષ સુદિ પૂનમ, અથવા વિદ અમાસને દિવસે કરવો, અને માઘ માસની બારસ અથવા પૂનમ ઇત્યાદિક દિવસે સમાપ્તિ કરવી. અથવા મકર સંક્રાંતિના પ્રવેશથકી કુંભ સંક્રાંતિના પ્રવેશ પર્યંત માઘસ્નાન કરવું. હવે સ્નાનનો સમય કેહેછે;—અરૂણોદયને આરંભ કરી પ્રાતઃકાળ પર્યંત સ્નાનકાળ જાણવો. "હે રાજા ! નક્ષત્ર છતાં સ્નાન કરવું તે ઉત્તમ, નક્ષત્રો અસ્ત થયા પછી સ્નાન કરવું તે મધ્યમ, અને સૂર્યના ઉદય પછી સ્નાન કરવું તે હીન (નિકૃષ્ટ) કેહેવાયછે." "સૂર્ય કિંચિત્ ઉદય થયો હોય તે સમયે માઘ માસમાં જળ એમ બોલેછે કે, બ્રહ્મહત્યા કરનારો, સુરાપાન કરનારો, એવો કહ્યો પાતકી આંઈ આવી સ્નાન કરેછે જેને અમે પાવન કરિએ." એ માઘસ્નાનમાટે, "બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ, સંન્યાસી, બાળક, વૃદ્ધ, અને યૌવન એવા પુરૂષો, સ્ત્રિઓ, અને નપુંસકો," એ સઘળા અધિકારી છે." હવે જળના ભેદવડે ફળભેદ કેહેછે;—"મકર સંક્રાંતિના સૂર્ય છતાં મનુષ્યો ઉષ્ણ જળવડે ઘરમાં જે સ્નાન કરેછે તેને ષડબ્દ ફળ મળેછે." વાવ ઇત્યાદિકમાં સ્નાન કરવાથી દ્વાદશાબ્દનું ફળ મળેછે. તલાવમાં સ્નાન કરવાથી તેથી બમણું ફળ, નદીમાં સ્નાન કરવાથી દ્વાદશાબ્દ કરતાં ચોગુણું ફળ મળેછે. મહાનદીમાં શતગુણ ફળ, બે મહાનદીના સંગમમાં સ્નાન કરવાથી તેથી ચોગુણું ફળ થાયછે. ગંગાજીમાં સ્નાન કરવાથી સહસ્રગુણ ફળ, ગંગા અને યમુનાના સંગમમાં એ કરતાં શતગુણ ફળ જાણવું. જે કોઈ પણ ઠેકાણે સ્નાન કરવું ત્યહાં પ્રયાગનું સ્મરણ કરવું. એ સ્નાન સમુદ્રમાં કરવાથી પણ અતિ ઉત્તમ છે.

---

अथविधिः माघमासमिमंपूर्णंस्नास्येहंदेवमाधव तीर्थस्यास्यजलेनित्यमितिसंकल्प्यचेतसि इत्येकतीर्थंपरिगृह्य दुःखदारिद्र्यनाशायश्रीविष्णोस्तोषणायच प्रातःस्नानंकरोम्यद्यमाघे पापविनाशनं •मकरस्थेरवौमाघेगोविंदाच्युतमाधव स्नानेनानेनमेदेवयथोक्तफलदोभव इमौमंत्रौसमुच्चार्यस्नायान्मौनसमन्वितः प्रत्यहंसूर्यार्घ्यमंत्रः सवित्रेप्रसवित्रेचपरंधामजले मम त्वत्तेजसापरिभ्रष्टंपापंयातुसहस्रधेति पितृतर्पणादिनित्यंविधायमाधवंपूजयेत् भूमौश

---

१ षडब्द द्वादशाब्द આદિનાં સ્વરૂપ ત્રીજા પરિચ્છેદમાં કૃચ્છ્ર પ્રકરણમાં કહ્યાંછે.

यीतहोतव्यमाज्यंतिलसमन्वितं हविष्यंब्रह्मचर्यंचमाघमासेमहाफलं अत्रेंधनकंबलवस्त्रोपानत्तैलघृततूलपूर्णपटीसुवर्णान्नदानानिमहाफलानि नवन्हिंसेवयेत्स्नातोह्यस्नातोपिवरानने होमार्थंसेवयेद्वन्हिंसीतार्थेनकदाचन अहन्यहनिदातव्यास्तिलाःशर्करयान्विताः त्रयोभागास्तिलानांचतुर्थःशर्करायाः अत्राभ्यंगोवर्ज्यः माघेमास्युषसिस्नानंकृत्वादांपत्यमर्चयेत् माघे यत्नेनसंत्याज्यंमूलकंमदिरोपमम् पितॄणांदेवतानांचमूलकंनैवदापयेत् यदामाघोमलमासो भवतितदाकाम्यानांतत्रसमाप्तिनिषेधान्मासद्वयंस्नानंतन्नियमाश्चकर्तव्याः मासोपवासचांद्रायणादिकंतुमलमासएवसमापयेदित्युक्तं इदंमाघस्नानंनित्यकाम्योभयरूपं मासपर्यंतस्नानेप्यशक्तस्त्र्यहमेकाहंवास्नायात् तत्राद्यंदिनत्रयमितिकेचित् त्रयोदश्यादिदिनत्रयमितिबहुसंमतं पौषपूर्णिमानंतरासुअष्टमीसप्तमीनवमीष्वष्टकादिश्राद्धानिप्रागुक्तानि पौषामावास्यायामर्धोदययोगः अमार्कपातश्रवणैर्युक्ताचेत्पौषमाघयोः अर्धोदयःसविज्ञेयःकोटिसूर्यग्रहैःसमः किंचिन्न्यूनंमहोदयइतिचतुर्थपादंकेचित्पठंति पौषमाघयोर्मध्यवर्तिनीत्यर्थइत्येके अमांतमासेपौषस्यपूर्णिमांतमासेमाघस्यचेत्यर्थइत्यपरे सर्वथापौषपौर्णमास्युत्तरामावास्येत्यर्थः दिवैवयोगःशस्तोयंनतुरात्रौकदाचन अर्धोदयेतुसंप्राप्तेसर्वंगंगासमंजलं शुद्धात्मानो द्विजाःसर्वेभवेयुर्ब्रह्मसन्निभाः यत्किंचिद्दीयतेदानंतद्दानंमेरुसन्निभं ॥

## હવે માઘસ્નાનનો વિધિ કેહેછે.

"હે દેવ ! માધવ !, હું આ તીર્થનાં જળમાં સંપૂર્ણ માઘ માસ પર્યંત નિત્ય સ્નાન કરીશ, એવો મનમાં સંકલ્પ કરી," સ્નાન કરવામાટે એક તીર્થનો નિશ્ચય કરી, "दुःखदारिद्र्यनाशाय, श्रीविष्णोस्तोषणाय च ॥ प्रातःस्नानं करोम्यद्य, माघे पापविनाशनं ॥ मकरस्थे रवौ माघे, गोविंदाच्युत माधव ॥ स्नानेनानेन मे देव, यथोक्तफलदो भव," એ બે મંત્રનો ઉચ્ચાર કરી મૌનયુક્ત થઈ સ્નાન કરવું. નિત્ય સ્નાન કરી સૂર્યને અર્ઘ્ય દેવો, તેનો મંત્ર;"—सवित्रे प्रसवित्रे च, परं धाम जले मम ॥ त्वत्तेजसा परिभ्रष्टं, पापं यातु सहस्रधा" એ મંત્રવડે અર્ઘ્યદાન કરી પિતૃતર્પણ ઈત્યાદિક નિત્યકર્મ કરી માધવની પૂજા કરવી. "માઘ માસમાં ભૂમિ ઉપરે શયન, તિલયુક્ત ઘૃતનો હોમ, હવિષ્ય પદાર્થોનું ભોજન, અને બ્રહ્મચર્ય એ મહાફળદાયક છે." એ માઘ માસમાં કાષ્ઠ, ઊનનાં વસ્ત્ર, પગરખાં, તેલ, ઘૃત, કપાસવડે ભરેલાં વસ્ત્ર ( ડગલા ઇત્યાદિ ), સુવર્ણ, અને અન્ન એમનાં દાનથી મહાફળ મળેછે, "હે સ્ત્રિ ! સ્નાન કીધું હોય અથવા ન કીધું હોય તેણે પણ અગ્નિ હિમનાં નિવારણમાટે સેવવો નહી, હોમને અર્થે અગ્નિનું સેવન કરવું." નિત્ય સાકર સહિત તિલનું દાન દેવું, તેમાં ત્રણ ભાગ તિલ, અને ચોથો ભાગ સાકર, એ પ્રમાણે દેવા. એ માઘ માસમાં તૈલાભ્યંગ ન કરવો. માઘ માસમાં ઉષઃકાળે ( પચ્ચાવન ઘડી ઈત્યાદિક વખતે ) સ્નાન કરી દાંપત્ય ( સ્ત્રીપુરૂષ ) અર્થાત્ બ્રાહ્મણનાં તેની પૂજા કરવી. માઘ માસમાં મૂળાનો અવશ્ય ત્યાગ કરવો. કારણ, તે મદિરા પ્રમાણે નિષિદ્ધ છે. પિતૃ અને દેવતાઓને પણ મૂળા અર્પણ કરવા નહી. જે વર્ષમાં માઘ માસ મલમાસ થાયછે તે વર્ષમાં, મલમાસમાં કામ્ય વ્રતની સમાપ્તિનો નિષેધ છે,

તેથી બે માસ પર્યંત સ્નાન અને તેના નિયમ કરવા. માસ પર્યંત ઉપવાસ, અને ચાંદ્રાયણાદિક એ તો મલમાસમાંજ સમાપ્ત કરવાં, એમ કહ્યુંછે. એ માઘસ્નાન નિત્ય અને કામ્ય એ બે પ્રકારનું છે. માસ પર્યંત સ્નાન કરવામાં અશક્ત હોય તો તેણે ત્રણ દિવસ અથવા એક દિવસ સ્નાન કરવું. તેમાં પ્રથમના ત્રણ દિવસ સ્નાન કરવું એમ કોઈ કેહેછે. તેરસ થકી ત્રણ દિવસ સ્નાન કરવું એ પક્ષ ઘણાઓને સંમત છે. પૌષની પૂનમ પછીની આઠમ, સાતમ, અને નોમમાં કરવાનાં જે અષ્ટકાદિક શ્રાદ્ધ તે પ્રથમ ( પત્ર ૧૮૫ માં ) કહેલાંજ છે. પૌષની અમાસને દિવસે અર્ધોદય યોગ થાયછે, તે આ પ્રમાણે;—"પૌષ અને માઘ એની અમાસને દિવસે રવિ વાર, વ્યતીપાત, શ્રવણ નક્ષત્ર, એમનો યોગ હોય તો તે **અર્ધોદય** યોગ જાણવો, અને તે ક્રોડ સૂર્ય ગ્રહણની બરોબર છે." "એ યોગમાં કાંઈ એક ન્યૂન હોય તો **મહોદય** થાયછે, એવું ચોથું પદ કોઈ કેહેછે. (પૌષ અને માઘ એની અમાસને દિવસે) એનો પૌષ અને માઘ એ બેના મધ્યની અમાવાસ્યા એવો અર્થ, એમ કોઈ ગ્રંથકાર કેહેછે. અમાંત (અમાસ પર્યંત) માસને પ્રમાણે પોષની, અને પૂર્ણિમાંત (પૂનમ પર્યંત) માસને પ્રમાણે માઘની અમાસ, એવો અર્થ બીજા ગ્રંથકારો કેહેછે. સર્વ પ્રકારે પૌષની પૂનમ વીતા પછીની અમાવાસ્યા એ અર્થ સમજવો, "એ અર્દ્ધોદય યોગ દિવસમાંજ ઉત્તમ છે. રાત્રિમાં ક્યારે પણ ઉત્તમ નથી. અર્દ્ધોદય યોગ આવ્યા છતાં સઘળું જળ ગંગાજળ સમાન, અને સઘળા બ્રાહ્મણ બ્રહ્મા સમાન શુદ્ધ થાયછે. એ અર્દ્ધોદય સમયે અલ્પ જે દાન કરાયછે તે મેરૂ પ્રમાણે મ્હોટું થાયછે."

---

अथामत्रदानप्रयोगः देशकालौसंकीर्त्यसमुद्रमेखलायाःपृथ्व्याःसम्यग्दानफलकामोह मर्धोदयविहितामत्रदानंकरिष्येइतिसंकल्प्योपलिप्तेदेशेधौततंडुलैरष्टदलंकृत्वातत्रचतुःपष्टिप लंचत्वारिंशत्पलंवापंचविंशतिपलंवाकांस्यपात्रंकृनाद्युत्ताग्णंस्थापयेत् तत्राष्टगुंजात्मकोमाषः चत्वारिंशन्माषाःकर्षः पलंकर्षचतुष्टयं अमरसिंहमतेनु अशीतिगुंजात्मकःकर्षः पलंकर्षचतुष्टयं कांस्यपात्रेपायसंनिक्षिप्यपायसेष्टदलंकृत्वातत्कर्णिकायांकर्षतदर्धतदर्धान्यतमपरिमाणहेमलिंगंनिधायकांस्यपात्रेब्रह्माणंपायसेविष्णुंलिंगेशिवंयथाधिकारंवैदिकैर्मंत्रैर्नामभिर्वावाहनाद्युपचारैःसंपूजयेत् ततोविप्रंवस्त्रादिभिःपूजयेत् सुवर्णपायसामत्रंयस्मादेतत्त्रयीमयं आवयोस्तारकंयस्मात्तद्गृहाणद्विजोत्तम अमुकगोत्रायामुकशर्मणेतुभ्यंइदंसुवर्णलिंगपायसयुक्तममत्रंसमुद्रमेखलापृथ्वीदानफलकामोहंसंप्रददेनममेतिविप्रहस्तेजलंदद्यात् विप्रःदेवस्यत्वेतिप्रतिगृण्हीयात् दातादानस्यसंपूर्णतार्थमिमांदक्षिणांसंप्रददेइतियथाशक्तिहिरण्यंदद्यात् हेमाद्र्याद्युक्तःप्रकारांतरेणार्धोदयव्रतप्रयोगोब्रह्मादियुतातिलपर्वतत्रयशय्यात्रयगोत्रयदानहोमादिसहितःकौस्तुभेद्रष्टव्यः इतिश्रीमदनंतोपाध्यायसूनुकाशीनाथोपाध्यायविरचितेधर्मसिंधुसारेपौषमासकृत्यनिर्णयोद्देशःसमाप्तः ॥

## હવે પાત્રદાનનો પ્રયોગ કેહેછે.

દેશ, કાળનો ઉચ્ચાર કરી "**समुद्रमेखलायाः पृथ्व्याः सम्यग्दानफलकामोऽहमर्द्धोदयविहितामत्रदानं करिष्ये,**" એવો સંકલ્પ કરી, લીપેલી એવી શુદ્ધ પૃથ્વી ઉપરે

ધોયેલા ચોખાવડે અષ્ટદલ કરી તે ઉપરે, ચોસઠ પળ અથવા ચાલીસ પળ, કિંવા પચીસ પળ વજનનું એવું કાંસાનું પાત્ર લઇ તેને ભસ્મવડે શુદ્ધ કરી, સ્થાપિત કરવું. **વજનનું પ્રમાણ**—આઠ ગુંજા (રતી)નો એક માષો, ચાલીસ માષાનો એક કર્ષ, ચાર કર્ષનું એક પળ. **અમરસિંહનાં** મતમાં તો, એસી ગુંજાનો એક કર્ષ, ચાર કર્ષનું એક પળ. કાંસાંનાં પાત્રમાં પાયસ (દૂધપાક) ભરી પાયસમાં અષ્ટદલ કરી તે અષ્ટદલની કલિમાં કર્ષ, અર્ધ કર્ષ, અથવા પા કર્ષ, એમાંના કોઇ એક પરિમાણ પ્રમાણે સુવર્ણનું લિંગ સ્થાપિત કરી કાંસ્યપાત્રમાં બ્રહ્મા, પાયસમાં વિષ્ણુ, અને લિંગમાં શિવ એમની, પોતાને અધિકાર પ્રમાણે વૈદિક અથવા નામ મંત્રવડે આવાહનાદિક ઉપચારે કરી પૂજા કરવી. પછી વસ્ત્રાદિકવડે બ્રાહ્મણની પૂજા કરી તે કાંસ્યમાત્રનું દાન કરવું. તેના મંત્ર.—"**सुवर्णपायसामत्रं, यस्मादेतत् त्रयीमयं ॥ आवयोस्तारकं यस्मा, त्तद्गृहाण द्विजोत्तम ॥ अमुकगोत्रायामुकशर्मणे तुभ्यं इदं सुवर्णलिंगपायसयुक्तममत्रं समुद्रमेखलापृथ्वीदानफलकामोऽहं संप्रददे न मम,**" એવો સંકલ્પ કરી બ્રાહ્મણના હાથમાં જળ મુકવું. અને બ્રાહ્મણે "**देवस्य त्वा०**" એ મંત્ર ભણી દાન લેવું. દાતાએ "**दानस्य संपूर्णतार्थमिमां दक्षिणां संप्रददे**" એ વાક્ય કહી યથાશક્તિ સુવર્ણ દેવું. **હેમાદ્રિ** ઇત્યાદિક ગ્રંથકારોએ કહેલો બીજા પ્રકારનો, અર્દ્ધોદય વ્રતનો, પ્રયોગ છે. તે આ પ્રમાણે,—બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એમણે યુક્ત એવા તિલના ત્રણ પર્વત, ત્રણ શય્યા, અને ત્રણ ગાય એ સર્વેનું દાન કરી હોમ ઇત્યાદિક કરવો. એ પ્રયોગ કૌસ્તુભમાં જોવો. **ઇતિ શ્રીમદનંતોપાધ્યાયસૂનુકાશીનાથોપાધ્યાયવિરચિતે ધર્મસિંધુસારે પૌષમાસકૃત્યનિર્ણયોદ્દેશઃ સમાપ્તઃ ॥**

---

**अथमाघमासः कुंभसंक्रांतौपूर्वेषोडशनाड्यःपुण्याः माघेत्रेणीस्नानमहिमा सितासितेतुयत्स्नानंमाघमासेयुधिष्ठिर नतेषांपुनरावृत्तिःकल्पकोटिशतैरपि कुरुक्षेत्रसमागंगायत्र कुत्रावगाहिता तस्माद्दशगुणाविंध्येकाश्यांशतगुणाततः काश्याःशतगुणाप्रोक्तागंगायमुनयान्विता सहस्रगुणितासापिमाघेपश्चिमवाहिनी ॥**

## હવે માઘ માસનાં કૃત્ય કેહેછે.

કુંભ સંક્રાંતિની પ્રથમની સોળ ઘડી પુણ્યકાળ. માઘ માસમાં ત્રિવેણીમાં સ્નાનનો મહિમા છે તે કેહેછે—"હે યુધિષ્ઠિર! માઘ માસમાં ગંગા અને યમુનાના સંગમમાં જે સ્નાન કરે તેને સો ક્રોડ કલ્પવડે પણ ફરી જન્મ થતો નથી. જ્યહાં ક્યહાં પણ ગંગામાં સ્નાન કરવાથી કુરૂક્ષેત્રમાં સ્નાન સમાન પુણ્યછે. વિંધ્યાચલ સમીપે ગંગાસ્નાન કરવાથી, કુરૂક્ષેત્ર કરતાં દશગુણ ફળ થાયછે. તેથી શતગુણ કાશીમાં. ગંગા અને યમુનાનો સમાગમ એટલે પ્રયાગ ત્યહાં કાશી કરતાં શતગુણ ફળ. અને માઘ માસમાં પશ્ચિમવાહિની ગંગામાં સ્નાન કરવાથી પ્રયાગ કરતાં સહસ્રગુણ, એ રીતે સ્નાનનું ફળ જાણવું.

अथमाघेतिलपात्रदानंप्रशस्तं तत्प्रयोगः ताम्रपात्रेतिलान्कृत्वापलषोडशनिर्मिते सहिरण्यंस्वशक्त्यावाविप्रायप्रतिपादयेत् वाङ्मनःकायजत्रिविधपापनाशपूर्वकंब्रह्मलोकप्राप्तिकामस्तिलपात्रदानंकरिष्ये उक्तपरिमाणेताम्रपात्रेप्रस्थतिलान्कर्षसुवर्णयुतान्यथाशक्तिसुवर्णयुतान्वाकृत्वाविप्रंसंपूज्य देवदेवजगन्नाथवांछितार्थफलप्रद तिलपात्रंप्रदास्यामितवांगेसंस्थितोह्यहमितिमंत्रेणदद्यात् धान्यमानेतुकुडवोमुष्टीनांस्याच्चतुष्टये चत्वारःकुडवाःप्रस्थश्चतुःप्रस्थमथाढकं अष्टाढकोभवेद्द्रोणोद्विद्रोणःशूर्पउच्यते सार्धशूर्पोभवेत्खारीत्युक्तरीत्या पलंसुवर्णाश्चत्वारःकुडवंप्रस्थमाढकं द्रोणंचखारिकाचेतिपूर्वपूर्वाच्चतुर्गुणमित्युक्तरीत्यावाप्रस्थमानस्वरूपंज्ञेयं यद्वाहिरण्यरहितान्तिलांस्ताम्रपात्रेनिधाय तिलाःपुण्याःपवित्राश्चसर्वपापहराःस्मृताः शुक्लाश्चैवतथाकृष्णाविष्णुगात्रसमुद्भवाः यानिकानिचपापानिब्रह्महत्यासमानिच तिलपात्रप्रदानेनतानिनश्यंतुमेसदा इदंतिलपात्रंयथाशक्तिदक्षिणासहितंयमदैवतंब्रह्मलोकप्राप्तिकामस्तुभ्यमहंसंप्रददइतिदद्यात् अथसहिरण्यतुलसीपत्रदानमंत्रः सुवर्णतुलसीदानाद्ब्रह्मणःकायसंभवात् पापंप्रशममायातुसर्वेसंतुमनोरथाः अथशालग्रामदानमंत्रः शालग्रामशिलापुण्याभुक्तिमुक्तिप्रदायिनी शालग्रामप्रदानेनममसंतुमनोरथाः चक्रांकितसमायुक्तशालग्रामशिलाशुभा दानेनैवभवेत्तस्याउभयोर्वांछितंफलं ॥

માઘ માસમાં તિલપાત્રનું દાન કરવું એ ઉત્તમ છે. તેનો પ્રયોગ કહેછે;—"સોળ પળ (પત્ર ૧૬૩ માં) વજનનું ત્રાંબાનું પાત્ર, તિલપૂર્ણ કરી સુવર્ણયુક્ત, અથવા પોતાની શક્તિ પ્રમાણે બ્રાહ્મણને દેવું." "वाङ्मनःकायजत्रिविधपापनाशपूर्वकं ब्रह्मलोकप्राप्तिकामस्तिलपात्रदानं करिष्ये," એવો સંકલ્પ કરી, પ્રથમ કહેલાં વજનવાળાં ત્રાંબાનાં પાત્રમાં એક પ્રસ્થ પરિમિત તિલ નાખી એક કર્ષ સુવર્ણ કિંવા યથાશક્તિ સુવર્ણ રાખી બ્રાહ્મણની પૂજા કરી તિલપાત્રનું દાન કરવું. તેનો મંત્ર;—"देव देव जगन्नाथ, वांछितार्थफलप्रद ॥ तिलपात्रं प्रदास्यामि, तवांगे संस्थितोह्यहं." એ મંત્રવડે દાન કરવું. ધાન્યનું પ્રમાણ—ચાર મુઠીનો એક કુડવ, ચાર કુડવનો એક પ્રસ્થ, ચાર પ્રસ્થનો એક આઢક, આઠ આઢકનો એક દ્રોણ, બે દ્રોણનું એક શૂર્પ, ડોઢ શૂર્પની એક ખારી, એ રીતે—અથવા ચાર સુવર્ણ (કર્ષ)નું એક પળ, ચાર પળનો એક કુડવ, ચાર કુડવનો એક પ્રસ્થ, ચાર પ્રસ્થનો એક આઢક, ચાર આઢકનો એક દ્રોણ, ચાર દ્રોણની એક ખારી, એ રીતે પ્રસ્થનું સ્વરૂપ સમજવું. અથવા સુવર્ણ રહિત તિલ ત્રાંબાનાં પાત્રમાં મૂકી "तिलाः पुण्याः पवित्राश्च, सर्वपापहराः स्मृताः ॥ शुक्लाश्चैव तथा कृष्णा, विष्णुगात्रसमुद्भवाः ॥ यानि कानि च पापानि, ब्रह्महत्यासमानि च ॥ तिलपात्रप्रदानेन, तानि नश्यंतु मे सदा ॥ इदं तिलपात्रं यथाशक्तिदक्षिणासहितं यमदैवतं ब्रह्मलोकप्राप्तिकामस्तुभ्यमहं संप्रददे," એ મંત્રવડે તે પાત્રનું દાન કરવું. હવે સુવર્ણ સહિત તુલસીપત્રનાં દાનનો મંત્ર—"सुवर्णतुलसीदानात्, ब्रह्मणः कायसंभवात् ॥ पापं प्रशममायातु, सर्वे संतु मनोरथाः," શાળગ્રામનાં દાનનો મંત્ર—"शालग्रामशिला पुण्या, भुक्तिमुक्तिप्रदायिनी ॥ शालग्रामप्रदानेन, मम संतु मनोरथाः ॥ चक्रांकितसमायुक्तशालग्रामशिला शुभा ॥ दानेनैव भवेत्तस्या, उभयो र्वांछितं फलं," એ મંત્રવડે શાળગ્રામનું દાન કરવું.

अथप्रयागेवेणीदानं तत्रसर्वेषांवपनविधिः ऊर्ध्वमब्दाद्विमासोनाद्यदातीर्थंव्रजेन्नरः त दातद्वपनंशस्तंप्रायश्चित्तमृतेद्विज प्रयागेतुयोजनत्रयादागतस्यदशमासादर्वागपिप्रथमया त्रायांतुजीवत्पितृकगुर्विणीपतिकृतचूडबालानामपिसभर्तृकस्त्रीणामपिवपनमितिविशेषः के चित्तुसभर्तृकस्त्रीणांसर्वान्केशान्समुद्धृत्यछेदयेदंगुलद्वयमित्याहुः तत्प्रयोगः वेणीभूतकेशाक्त समांगलिकवेषास्त्रीभर्तारंनत्वातदाज्ञयासर्ववपनंद्व्यंगुलकेशच्छेदंवाकृत्वास्नात्वात्रिवेणीपूजां कुर्यात् भर्त्रावाकारयेत् पूजांतेपत्नीछिन्नवेणीयुक्तंवैणवपात्रमंजलौधृत्वातस्यांहेमवेणीमौ क्तिकादिकंचनिधाय वेण्यांवेणीप्रदानेनममपापंव्यपोहतु जन्मांतरेष्वपिसदासौभाग्यंमम वर्धतामितित्रिवेण्यांक्षिपेत् विप्राःसुमंगलीरियंवधूरितिपठेयुः ततोविप्रान्सुवासिनीश्चवस्त्रा दिनातोषयेत् ॥

## હવે પ્રયાગમાં વેણીદાનનો વિધિ કેહેછે.

પ્રયાગમાં સઘળાઓએ મુંડન કરાવવું. "હે દ્વિજ! જો દશ માસ વ્યતીત થયા પછી મનુષ્ય તીર્થમાં જાય તો તેણે પ્રાયશ્ચિત્ત વિના મુંડન કરાવવું." પ્રયાગમાં તો બાર ગાઉ ઉપરથી આવેલો હોય તો દશમાસ કરતાં પ્રથમ પણ ક્ષૌર કરાવવું. પ્રથમજ યાત્રા હોય તો જીવત્પિતૃક (જેનો પિતા જીવતો હોય). સગર્ભા સ્ત્રીનો પતિ, અને જેનો મુંડન સંસ્કાર થયો હોય એવો બાળક, એ સઘળાઓએ અને સૌભાગ્યવતી સ્ત્રિઓએ પણ પ્રયાગમાં ક્ષૌર કરાવવું, એ વિશેષ વિધિ જાણવો. કોઈ ગ્રંથકાર તો, સૌભાગ્યવતી સ્ત્રિયોએ સઘળા કેશ હાથમાં ધરી છેડામાંથી બે અંગુલ છેદવા, એમ કેહેછે. તે વેણીદાનનો પ્રયોગ,—સૌભાગ્યવતી સ્ત્રીએ પોતાના મસ્તકના કેશ ગુંથી મંગળવેષ ધારણ કરી પોતાના પતિને પ્રણામ કરી પતિની આજ્ઞા લઇ સઘળા કેશનું મુંડન અથવા બે અંગુળ કેશનું છેદન કરી સ્નાન કરી ત્રિવેણીની પૂજા કરવી અથવા પતિવડે પૂજા કરાવવી. પૂજા થયા પછી છેદન કરેલી વેણી (કેશ) વાંસનાં પાત્રમાં મૂકી તે પાત્ર હાથમાં લઇ તે છેદેલી વેણી ઉપરે સુવર્ણની વેણી અને મોતી ઇત્યાદિક રાખી, "वेण्यां वेणीप्रदानेन, मम पापं व्यपोहतु ॥ जन्मांतरेष्वपि सदा, सौभाग्यं मम वर्धतां," એ મંત્ર ભણી તે વંશપાત્ર ત્રિવેણીમાં છોડી દેવું. પછી બ્રાહ્મણોએ, "सुमंगलीरियंवधूः०" એ મંત્રનો પાઠ કરવો. પછી બ્રાહ્મણ, સુવાસિની એમને વસ્ત્ર, દક્ષિણા ઇત્યાદિકનું દાન કરી સંતુષ્ટ કરવા.

---

अथत्रिवेण्यांदेहत्यागविधिः येवैतन्वंविसृजंतिधीरास्तेजनासोअमृतत्वंभजंतइतिश्रुति र्माघमासविषया तनुंत्यजतिवैमावेतस्ययुक्तिर्नसंशयइतिब्रह्मोक्तेः अन्यमासेतनुत्यागात्स्व र्गप्राप्तिः तत्रयथाशक्तिसर्वप्रायश्चित्तंकृत्वाश्राद्धाधिकार्यभावेस्वीयंजीवच्छ्राद्धंसपिंडनांतं कृत्वागोदानादिकृत्वाकृतोपवासःपारणाहेफलोल्लेखपूर्वकंसंकल्प्य विष्णुंध्यायन्वावेणींप्रविशे दिति जीवच्छ्राद्धप्रयोगःकौस्तुभेद्रष्टव्यः माघंप्रकृत्य तिलस्नायीतिलोद्वर्तीतिलहोमीतिलो दकी तिलभुक्तिलदाताचषट्तिलाःपापनाशनाइत्युक्तेवाक्येतिलस्नायीपदेनतिलयुक्तोदके नस्नानं तिलहोमपदेनायुतलक्षतिलहोमादात्मकस्यग्रहमखस्यापिसंग्रहः तिलोदकीतितिल

युक्तोदकेनदेवपूजातर्पणसंध्यादिकंपानंचकार्यमित्यर्थः सचहोमस्त्रिधा प्रथमोयुतहोमःस्यात्लक्षहोमस्ततःपरः कोटिहोमस्तृतीयस्तुसर्वकामफलप्रदइति लक्षहोमादिप्रयोगःकुंडमंडपनिर्माणादिसहितःकौस्तुभमयूखादौज्ञेयः ॥

## હવે ત્રિવેણીમાં જળસમાધિ લેવાનો વિધિ કેહેછે.

"જે મનુષ્યો ધીર થઈ (ગંગા, યમુનાના સંગમમાં) દેહનું વિસર્જન એટલે જળસમાધિ કરેછે તે મુક્ત થાયછે," એ શ્રુતિ માઘ માસ માટે છે. કારણ, "માઘ માસમાં (પ્રયાગમાં) જે શરીર છોડેછે તેને નિઃસંશય મુક્તિ મળેછે," એવું બ્રહ્મપુરાણનું વચન છે. બીજા માસમાં (પ્રયાગમાં) દેહત્યાગ કરવાથી સ્વર્ગપ્રાપ્તિ થાયછે. તેમાં પ્રથમ યથાશક્તિ સઘળું પ્રાયશ્ચિત્ત કરી, પાછળ પોતાની ક્રિયા કરનારો ન હોય તો સાપિંડન (સંયોજન) પર્યંત પોતે પોતાનું જીવતશ્રાદ્ધ કરી, ગોદાનાદિક કરી ઉપવાસ કરી, પારણાને દિવસે, સ્વર્ગ અથવા મુક્તિ જે ફળની ઇચ્છા હોય તેના ઉલ્લેખ (ઉચ્ચાર) સહિત સંકલ્પ કરી, વિષ્ણુનું ધ્યાન કરી, ત્રિવેણીમાં પ્રવેશ કરવો. જીવતુશ્રાદ્ધનો પ્રયોગ કૌસ્તુભ ગ્રંથમાં જોવો. માઘ માસને ઉદ્દેશી, "તિલસ્નાયી, તિલોદ્વર્તી, તિલહોમી, તિલોદકી, તિલભુક્, તિલદાતા, એ છ તિલ પાપ નાશ કરનારા થાયછે," એ રીતે કહેલાં વાક્યમાં 'તિલસ્નાયી' એ પદવડે તિલયુક્ત જળેકરી સ્નાન કરવું. 'તિલહોમી' એ પદવડે અયુત (દશ હજાર), લક્ષ તિલહોમરૂપ ગ્રહયજ્ઞ (ગ્રહ શાંતિ) પણ કરવો. 'તિલોદકી' એ પદવડે તિલયુક્ત જળેકરી દેવપૂજા, તર્પણ, સંધ્યા, ઇત્યાદિક અને તિલયુક્ત જળનું પાન પણ કરવું એ અર્થ થાયછે. પ્રથમ કહેલો ગ્રહયજ્ઞરૂપ હોમ ત્રણ પ્રકારનો છે—"પ્રથમ દશ હજાર હોમ, બીજો લક્ષ હોમ, ત્રીજો કોટિ હોમ, તે હોમ સર્વ મનોરથ પૂર્ણ કરનારો છે." કુંડ, મંડપ કરવા ઇત્યાદિક વિધિયુક્ત લક્ષ હોમાદિકનો પ્રયોગ કૌસ્તુભ, મયૂખ ઇત્યાદિક ગ્રંથમાં જોવો.

---

माघशुक्लचतुर्थ्यांढुंढिराजोद्देशेननक्तव्रतंतत्पूजातिलल‍ड्डुकादिनैवेद्यंतिलभक्षणंचोक्तं अत्रप्रदोषव्यापिनीग्राह्या अस्यामेवप्रदोषव्यापिन्यांकुंदपुष्पैःशिवंसंपूज्योपवासंनक्तभोजनंवाकुर्यात् श्रियंप्राप्नुयात् अत्रविनायकव्रतस्यतुभाद्रशुक्लचतुर्थीवन्निर्णयः ॥

માઘ સુદિ ચોથને દિવસે ઢુંઢિરાજ (ગણપતિ)ને ઉદ્દેશી કરી નક્તવ્રત, ગણપતિની પૂજા તિલના લાડુ ઇત્યાદિક નૈવેદ્ય, અને તિલભક્ષણ એ કરવાં. એમાં ચોથ પ્રદોષવ્યાપિની લેવી. એજ પ્રદોષવ્યાપિની ચોથને દિવસે કુંદનાં પુષ્પવડે શિવપૂજા કરી ઉપવાસ અથવા નક્તભોજન કરવું, તેથી લક્ષ્મીપ્રાપ્તિ થાયછે. એ ચતુર્થીને દિવસે વિનાયકવ્રતનો નિર્ણય ભાદરવા સુદ ચોથની પઠે જાણવો.

---

माघशुक्लपंचमीवसंतपंचमी तस्यांवसंतोत्सवारंभः अस्यांरतिकामयोःपूजोक्ता इयंपरत्रैवपूर्वाण्हव्याप्तौपरा अन्यथापूर्वैव ॥

માઘ સુદિ પંચમીને **વસંતપંચમી** કેહેછે. એ પંચમીને દિવસે વસંત ઉત્સવનો આરંભ કરવો. એ પંચમીને દિવસે રતિ અને કામદેવની પૂજા કરવી. એ પંચમી બીજે દિવસેજ પૂર્વાન્હકાળવ્યાપિની હોય તો બીજા દિવસની લેવી. બીજે દિવસે પૂર્વાન્હકાળવ્યાપિની ન હોય તો પ્રથમ દિવસનીજ લેવી.

---

**माघशुक्लसप्तमीरथसप्तमी सारुणोदयव्यापिनीग्राह्या दिनद्वयेरुणोदयव्याप्तौपूर्वा यदाघटिकादिमात्राषष्ठीसप्तमीचक्षयवशादरुणोदयात्पूर्वंसमाप्यतेनदाषष्ठीयुक्ताग्राह्या तत्र षष्ठ्यांसप्तमीक्षयघटीःप्रवेश्यारुणोदयेस्नानंकार्यं अत्रव्रतेषष्ठ्यामेकभक्तंकृत्वासप्तम्यामरुणोदयेस्नानंकार्यं तत्रमंत्रः यदाजन्मकृतंपापंमयाजन्मसुजन्मसु तन्मेरोगंचशोकंचमाकरी हंतुसप्तमी एतज्जन्मकृतंपापंयच्चजन्मांतरार्जितं मनोवाक्कायजंयच्चज्ञाताज्ञातेचयेपुनः इति सप्तविधंपापंस्नानान्मेसप्तसप्तिके सप्तव्याधिसमायुक्तंहरमाकरिसप्तमि अथार्घ्यमंत्रः सप्तसप्तिवहप्रीतसप्तलोकप्रदीपन सप्तमीसहितोदेवगृहाणार्घ्यंदिवाकरेति इयंचमन्वादिरपि शुक्लपक्षमन्वादित्वात्पौर्वाण्हिकीग्राह्येत्युक्तं ॥**

માઘ સુદિ સપ્તમીને **રથસપ્તમી** એમ કેહેછે. એ સપ્તમી અરૂણોદયવ્યાપિની હોય તે લેવી. બન્ને દિવસે અરૂણોદયવ્યાપ્તિ હોય તો પ્રથમની લેવી. જ્યારે એક ઘડી ઈત્યાદિક માત્ર છઠ હોય અને સપ્તમી તો ક્ષય હોવાથી અરૂણોદય કરતાં પ્રથમ સમાપ્ત થતી હોય ત્યારે ષષ્ટીયુક્ત સપ્તમી લેવી. તેમાં સપ્તમીના ક્ષયની ઘડીઓ ષષ્ટીમાં જોડી અરૂણોદય સમયે સ્નાન કરવું. એ વ્રતમાં છઠને દિવસે એક વખત ભોજન કરી સપ્તમીને દિવસે અરૂણોદય સમયે સ્નાન કરવું. તેનો મંત્ર—"**यदाजन्मकृतं पापं, मया जन्मसु जन्मसु ॥ तन्मे रोगं च शोकं च, माकरी हंतु सप्तमी ॥ एतज्जन्मकृतं पापं, यच्च जन्मांतरार्जितं ॥ मनोवाक्कायजं यच्च, ज्ञाताज्ञाते च ये पुनः ॥ इति सप्तविधं पापं, स्नानान्मे सप्तसप्तिके ॥ सप्तव्याधिसमायुक्तं, हर माकरि सप्तमि.**" એ પ્રમાણે સ્નાન કીધા પછી સૂર્યને અર્ધ્ય દેવો. તેનો મંત્ર—"**सप्तसप्तिवह प्रीत, सप्तलोकप्रदीपन ॥ सप्तमीसहितो देव, गृहाणार्घ्यं दिवाकर.**" એ સપ્તમી મન્વાદિ છે. એ શુક્લ પક્ષની મન્વાદિ છે માટે પૂર્વાન્હકાળવ્યાપિની લેવી, એમ (પત્ર ૬૪ માં) કહ્યુંછે.

---

**माघशुक्लाष्टमीभीष्माष्टमी अस्यांभीष्मोद्देशेनयेश्राद्धंकुर्वंतितेसंततिमंतोभवंति तत्रश्राद्धंकाम्यंतर्पणंतुनित्यं तर्पणेकृतेसंवत्सरोपात्तदुरितनाशः अकृतेपुण्यनाशइत्युक्तेः तत्रतर्पणमंत्रः वैयाघ्रपद्यगोत्रायसांकृत्यप्रवरायच गंगापुत्रायभीष्मायआजन्मब्रह्मचारिणे अपुत्रायजलंदाम्यिनमोभीष्मायवर्मणे भीष्मःशांतनवोवीरःसत्यवादीजितेंद्रियः आभिरद्भिरवाप्नोतुपुत्रपौत्रोचितांक्रियामिति एवमपसव्येनतर्पणंकृत्वासव्यसव्येनार्घ्यंदद्यात् वसूनामवतारायशंतनोरात्मजायच अर्घ्यंददामिभीष्मायआबाल्यब्रह्मचारिणेइति अत्रजीवत्पितृकस्यनाधिकारइतिकौस्तुभः जीवत्पितृकस्याप्यधिकारइतिबहवः अत्रमध्यान्हव्यापिनीअष्टमीग्राह्या श्राद्धादेरेकोद्दिष्टत्वादिति ॥**

માઘ શુક્લ અષ્ટમીને ભીષ્માષ્ટમી એમ કેહેછે. એ અષ્ટમીને દિવસે ભીષ્મને ઉદ્દેશે કરી જે શ્રાદ્ધ કરેછે તે સંતતિયુક્ત થાયછે. તે દિવસે શ્રાદ્ધ કામનિક છે અને તર્પણ તો નિત્ય છે. ભીષ્મને ઉદ્દેશે તર્પણ કરવાથી વર્ષપર્યંત સંચિત થયેલાં પાપનો નાશ થાયછે. કારણ, "તર્પણ ન કરવાથી પુણ્યનો નાશ થાયછે," એમ કહ્યુંછે. તે તર્પણનો મંત્ર—"**वैय्याघ्रपद्यगोत्राय, सांकृत्यप्रवराय च ॥ गंगापुत्राय भीष्माय, आजन्मब्रह्मचारिणे ॥ अपुत्राय जलं दद्मि, नमो भीष्माय वर्मणे ॥ भीष्मः शांतनवो वीरः, सत्यवादी जितेंद्रियः ॥ आभिरद्भिरवाप्नोतु, पुत्रपौत्रोचितां क्रियां ॥**" એ મંત્રવડે અપસવ્યે તર્પણ કરી આચમન કરી સવ્યે અર્ધ્ય દેવો. તેનો મંત્ર,—"**वसूनामवताराय, शंतनोरात्मजाय च ॥ अर्घ्यं ददामि भीष्माय, आबाल्यब्रह्मचारिणे.**" જીવત્પિતૃકને આ તર્પણમાં અધિકાર નથી, એમ કૌસ્તુભમાં છે, અને જીવત્પિતૃકને પણ અધિકાર છે,એમ ઘણા ગ્રંથકારો કેહેછે. એમાં મધ્યાન્હકાળવ્યાપિની અષ્ટમી લેવી. કારણ, એ અષ્ટમીને દિવસે કર્તવ્ય જે શ્રાદ્ધાદિક તે એકોદ્દિષ્ટ વિધિએ કરવાનાં કહ્યાંછે. અને એકોદિષ્ટનો કાળ મધ્યાન્હ છે.

---

**माघशुक्लद्वादश्यांतिलोत्पत्तिरतोस्यामुपोष्यतिलस्नानंतिलैर्विष्णुपूजनंतिलनैवेद्यंतिलतैलेनदीपदानंतिलहोमस्तिलदानंचतिलभक्षणंचकार्यं ॥**

માઘ સુદિ બારસને દિવસે તિલની ઉત્પત્તિ થઇછે માટે એ બારસને દિવસે ઉપવાસ કરી તિલયુક્ત જળવડે સ્નાન, તિલેકરી વિષ્ણુની પૂજા, તિલ નૈવેદ્ય, તિલનાં તેલનો દીપ, તિલહોમ, તિલદાન, અને તિલભક્ષણ એ કરવાં.

---

**माघीपूर्णिमापरा अत्रकृत्यं एवंमाघावसानेतुदेयंभोज्यमवारितं भोजयेद्द्विजदांपत्यंभूषयेद्वस्त्रभूषणैः कंबलाजिनरक्तवस्त्राणितूलगर्भचोलकानिउपानहौप्रच्छादनपटाश्चैतानिमाधवःप्रीयतामित्युक्त्वादेयानि अथकृतस्यमाघस्नानस्यसांगतार्थमुद्यापनंकरिष्यइतिसंकल्प्य सवित्रेप्रसवित्रेचपरंधामजलेमम त्वत्तेजसापरिभ्रष्टंपापंयातुसहस्रधा दिवाकरजगन्नाथप्रभाकरनमोस्तुते परिपूर्णंकरिष्येहंमाघस्नानंतवाज्ञयेतिमंत्राभ्यामपिसंकल्पःकार्यः एवंचचतुर्दश्यांसंकल्पोपवासाधिवासनमाधवपूजनानिकृत्वापौर्णिमायांतिलचर्वाज्यैरष्टोत्तरशतहोमंकृत्वातिलशर्करागर्भत्रिंशन्मोदकात्मकंवायनंदेयं तत्रमंत्रौ सवितःप्रसवस्त्वंहिपरंधामजलेमम त्वत्तेजसापरिभ्रष्टंपापंयातुसहस्रधा दिवाकरजगन्नाथप्रभाकरनमोस्तुते परिपूर्णंकुरुष्वेहमाघस्नानमुपःपतेःति ततोदंपत्योःसूक्ष्मवाससीसप्तधान्यानिचदत्वाब्राह्मणेभ्योदांपत्यायचषड्रसभोजनंदेयं तत्रमंत्रः सूर्योमेप्रीयतांदेवोविष्णुमूर्तिर्निरंजनइति एवंमाघस्त्वयीयातिभित्वादेवंदिवाकरं परिव्राड्योगयुक्तश्चरणेचाभिमुखेहतइति ॥**

માઘ સુદિ પૂનમ બીજા દિવસની લેવી. એ પૂનમને દિવસે કરવાનાં કૃત્ય કેહેછે,— "એ રીતે માઘની પૂનમને દિવસે કોઇને નિષેધ ન કરતાં અન્નદાન દેવું, બ્રાહ્મણોનાં દાંપત્ય (સ્ત્રી પુરૂષાત્મક જોડ)ને ભોજન કરાવી વસ્ત્ર, અલંકારવડે ભૂષિત કરવાં." કાંમળા, કાળાં મૃગચર્મ, રાતાં વસ્ત્ર, કપાસ ભરેલાં વસ્ત્ર (ડગળા), પગરખાં, પછેડી,

અને ઓછાડ, એ સઘળાં 'માધવ પ્રસન્ન થાઓ' એમ કહી દેવાં. પછી "**कृतस्य माघस्नानस्य सांगतार्थं उद्यापनं करिष्ये,**" એવો સંકલ્પ કરી "**सवित्रे प्रसवित्रे च, परं धाम जले मम ॥ त्वत्तेजसा परिभ्रष्टं, पापं यातु सहस्रधा ॥ दिवाकर जगन्नाथ, प्रभाकर नमोस्तु ते ॥ परिपूर्णं करिष्येऽहं, माघस्नानं तवाज्ञया,**" એ મંત્રવડે પણ સંકલ્પ કરવો. એ રીતે ચૌદશને દિવસે સંકલ્પ, ઉપવાસ, અધિવાસન અને માધવની પૂજા કરી પૂનમને દિવસે તિલ, ચરૂ (ભાત), અને ઘૃત એ વડે એક સો આઠ આહુતિ એક એક પદાર્થની દેવી એ રીતે હોમ કરી તિલ અને સાકર સાથે નાખી કરેલા એવા ત્રીસ લાડુનું વાયન દેવું. વાયન દાનના મંત્ર—"**सवितः प्रसवस्त्वं हि, परं धाम जले मम ॥ त्वत्तेजसा परिभ्रष्टं, पापं यातु सहस्रधा ॥ दिवाकर जगन्नाथ, प्रभाकर नमोऽस्तु ते ॥ परिपूर्णं कुरुष्वेह, माघस्नान मुषःपते.**" ત્યાર પછી દાંપત્યને સૂક્ષ્મ વસ્ત્ર અને સપ્ત ધાન્યનું દાન કરી બીજા બ્રાહ્મણોને અને દાંપત્યને છ રસસહિત ભોજન દેવું. તેનો મંત્ર,—"**सूर्यो मे प्रीयतां देवो, विष्णुमूर्त्तिर्निरंजनः**" એ રીતે માઘસ્નાન કરનારા, સંન્યાસી અને યુદ્ધમાં શત્રુને સમ્મુખ થઈ મરણ પામેલા એ સર્વે સૂર્ય દેવનું ભેદન કરી જાયછે," અર્થાત્ મુક્ત થાયછે.

---

**माघकृष्णाष्टम्यांचतुरष्टकाकरणाशक्तएकाष्टकांपूर्वेद्युःश्राद्धान्वष्टक्यश्राद्धसहितांकुर्यात् दिनत्रयेकर्तुमशक्तोष्टम्यामेवैकामष्टकांकुर्यात् ॥**

ચાર અષ્ટકા કરવાને અશક્ત હોય તેણે માઘ વદ અષ્ટમીને દિવસે એક અષ્ટકા શ્રાદ્ધ; પૂર્વેદ્યુઃશ્રાદ્ધ અને અન્વષ્ટક્ય શ્રાદ્ધસહિત કરવું. એટલે સપ્તમીને દિવસે પૂર્વેદ્યુઃશ્રાદ્ધ, અષ્ટમીને દિવસે અષ્ટકા શ્રાદ્ધ, અને નવમીને દિવસે અન્વષ્ટક્ય શ્રાદ્ધ એ પ્રમાણે ત્રણ દિવસ ત્રણ શ્રાદ્ધ કરવાં. ત્રણ દિવસ કરવાને અશક્ત હોય તેણે આઠમને દિવસેજ એક અષ્ટકા કરવી.

---

**अथशिवरात्रिः सानिशीथव्यापिनीग्राह्या निशीथस्तुरात्रेरष्टमोमुहूर्तइत्युक्तं तत्रपरदिनएवार्धरात्रौपरा पूर्वत्रैवतद्व्याप्तौपूर्वा दिनद्वयेप्यर्धरात्रव्याप्त्यभावेपिपरैव दिनद्वयेकात्स्न्र्येनैकदेशेनवार्धरात्रव्याप्तौपूर्वेतिहेमाद्र्याशयानुसारीकौस्तुभः परैवेतिमाधवनिर्णयसिंधुपुरुषार्थचिंतामण्यादयोबहवः परेद्युर्निशीथैकदेशव्याप्तौपूर्वेद्युःसंपूर्णतद्व्याप्तौपूर्वैव पूर्वदिने निशीथैकदेशव्याप्तौपरदिनेसंपूर्णतद्व्याप्तौपरैव इदंव्रतंरविवारभौमवारयोगेशिवयोगयोगे चातिप्रशस्तं ॥**

## હવે શિવરાત્રિનો નિર્ણય કેહેછે.

માઘ કૃષ્ણ પક્ષની ચૌદશને **શિવરાત્રી** એમ કેહેછે. તે ચતુર્દશી નિશીથવ્યાપિની હોય તે લેવી. રાત્રિનાં આઠમાં મુહૂર્ત્તનું **નિશીથ** એવું નામ કહ્યુંછે. તેમાં જો બીજે દિવસેજ નિશીથવ્યાપિની હોય તો પરા લેવી. પૂર્વ દિવસેજ નિશીથવ્યાપિની હોય તો પૂર્વા લેવી. બન્ને દિવસે નિશીથવ્યાપિની ન હોય તો પણ પરાજ લેવી. બન્ને દિવસે નિશીથ સમયે સંપૂર્ણવ્યાપ્તિ અથવા એકદેશવ્યાપ્તિ હોય તો પ્રથમની

લેવી એ પ્રમાણે, હેમાદ્રિના અભિપ્રાયને અનુસારે કૌસ્તુભમાં છે. બીજા દિવસનીજ લેવી એ રીતે માધવ, નિર્ણયસિંધુ, પુરૂષાર્થચિંતામણી ઇત્યાદિક બહુ ગ્રંથકારો કેહેછે.. બીજે દિવસે નિશીથ કાળના એક દેશમાં વ્યાપ્તિ હોય અને પ્રથમ દિવસે સંપૂર્ણ નિશીથવ્યાપ્તિ હોય તો પ્રથમ દિવસનીજ લેવી. પ્રથમ દિવસે નિશીથ કાળના એક દેશમાં વ્યાપ્તિ હોય અને બીજે દિવસે નિશીથ સમયે સંપૂર્ણવ્યાપ્તિ હોય તો બીજા દિવસનીજ લેવી. આ શિવરાત્રિ વ્રતને દિવસે રવિ વાર, મંગળ વાર, અને શિવ યોગ એમનો યોગ આવે તો અતિ ઉત્તમ જાણવું.

---

अथपारणानिर्णयः यामत्रयादर्वाक्चतुर्दशीसमाप्तौचतुर्दश्यंतेपारणं यामत्रयोर्ध्वगामिन्यांचतुर्दश्यांप्रातश्चतुर्दशीमध्येएवपारणमितिमाधवादयः निर्णयसिंधौतुयामत्रयादर्वाक्चतुर्दशीसमाप्तावपिचतुर्दशीमध्येएवपारणंनतुकदाचिदपिचतुर्दश्यंते उपोषणंचतुर्दश्यांचतुर्दश्यांचपारणं कृतैःसुकृतलक्षैस्तुलभ्यतेयदिवानवा सिक्थेसिक्थेफलंतस्यशक्तोवक्तुंनपार्वतीत्यादिनाचतुर्दशीमध्येपारणेपुण्यातिशयोक्तेरित्युक्तं अत्रेवंव्यवस्थाबोध्या यदानित्यकृत्यपूर्वकपारणपर्याप्ताचतुर्दशीनास्तितदायेषांचतुर्दशीशेषदिनेदर्शादिश्राद्धप्रसक्तिस्तैर्वातिथ्यंतेपारणंकार्यं द्वादश्यामिवात्रनित्यकृत्यापकर्षकवाक्याभावात् तिथ्यंतपारणविधायकवाक्यसत्त्वेनसंकटविषयकजलपारणविधिवाक्यानामत्राप्रवृत्तेश्च कर्मपर्याप्तचतुर्दशीसत्त्वेश्राद्धप्रसक्त्यभावेचतिथिमध्यएवपारणमिति ॥

## હવે શિવરાત્રિની પારણાનો નિર્ણય કેહેછે.

ત્રણ પોહોરથકી પ્રથમ ચતુર્દશી સમાપ્ત થાય તો ચતુર્દશીને અંતે પારણા કરવી. અને ત્રણ પોહોર કરતાં અધિક ચતુર્દશી હોય તો પ્રાતઃ કાળે ચતુર્દશીમાંજ પારણા કરવી, એ રીતે માધવાદિક ગ્રંથકારો કેહેછે. નિર્ણયસિંધુમાં તો, ત્રણ પોહોરથકી પ્રથમ ચતુર્દશી સમાપ્ત થતી હોય તો પણ ચતુર્દશીમાંજ પારણા કરવી, ચૌદશને અંતે ક્યારે પણ પારણા કરવી નહી. કારણ, "હે પાર્વતી! ચૌદશમાં ઉપવાસ કરી ચૌદશમાં પારણા કરવી એ યોગ લક્ષાવધિ પુણ્ય કરવાથી પણ મળે કે ન મળે તેનો સંશય છે, અને તે પારણામાં એક એક ગ્રાસનું ફળ કેહેવામાં હું સમર્થ નથી," ઇત્યાદિક ચૌદશમાં પારણા કરવાથી પુણ્યની અધિકતાનાં સૂચન કરનારાં વચનો છે, એમ કહ્યુંછે. **એ વિષયમાં એવી વ્યવસ્થા જાણવી**—જ્યારે પોતાનાં નિત્ય કૃત્ય, અને પારણા થઈ શકે એટલી ચૌદશ ન હોય ત્યારે, અથવા જેમને શેષ (બાકી રહેલી) ચૌદશને દિવસે દર્શ ઇત્યાદિક શ્રાદ્ધ કરવાનો પ્રસંગ હોય તેમણે ચૌદશને અંતે પારણા કરવી. કારણ, દ્વાદશી પ્રમાણે એ ચૌદશને દિવસે નિત્યકર્મનો અપકર્ષ (પાછલ કરવાનાં કર્મ ખેંચી પ્રથમ કરવાં તે) કરવાવિષે વચન નથી. અને તિથિને અંતે પારણા કરવી એમાં વચન છે, તેથી સંકટ સમયે જળ પારણા કરવી એ રીતે કેહેનારાં વચનોની આ ચતુર્દશી વ્રતમાં પ્રવૃત્તિ નથી. નિત્યકર્મ, અને પારણા એ સર્વ થઈ શકે એટલી ચતુર્દશી હોય, તેમ તે દિવસે શ્રાદ્ધ કર્ત્તવ્ય ન હોય તો ચૌદશમાંજ પારણા કરવી.

---

अत्रव्रतप्रयोगः त्रयोदश्यांकृतैकभक्तश्चतुर्दश्यांकृतनित्यक्रियःप्रातर्मंत्रेणसंकल्पंकुर्यात् शिवरात्रिव्रतंह्येतत्करिष्येहंमहाफलं निर्विघ्नमस्तुमेचात्रत्वत्प्रसादाज्जगत्पते चतुर्दश्यांनिराहारोभूत्वाशंभोपरेहनि भोक्ष्येहंभुक्तिमुक्त्यर्थंशरणंमेभवेश्वरेति द्विजस्तुरात्रींप्रपद्येजननीमित्यृचावपिपठित्वाजलमुत्सृजेत् ततःसायान्हेकृष्णतिलैःस्नानंकृत्वाधृतभस्मत्रिपुंड्रुद्राक्षोनिशामुखेशिवायतनंगत्वाक्षालितपादःस्वाचांतउदङ्मुखोदेशकालौसंकीर्त्य शिवरात्रौप्रथमयामपूजांकरिष्येइतियामचतुष्टयेपूजाचतुष्टयचिकीर्षायांसंकल्पः सकृत्पूजाचिकीर्षायांश्रीशिवप्रीत्यर्थंशिवरात्रौश्रीशिवपूजांकरिष्यइतिसंकल्पः तत्रादौसामान्यतःपूजाविधिरुच्यते याममेदेनविशेषस्तुवक्ष्यते अस्यश्रीशिवपंचाक्षरमंत्रस्यवामदेवऋषिःअनुष्टुप्छंदः श्रीसदाशिवोदेवतान्यासेपूजनेजपेचविनियोगः वामदेवऋषयेनमःशिरसि अनुष्टुप्छंदसेनमोमुखे श्रीसदाशिवदेवतायैनमोहृदि ॐनंतत्पुरुषायनमःहृदये ॐमंअघोरायनमःपादयोः ॐशिंसद्योजातायनमःगुह्ये ॐवांवामदेवाय०मूर्ध्नि ॐयंईशानाय०मुखे ॐ ॐहृदयायनमः ॐनंशिरसेस्वाहा ॐमंशिखायैवषट् ॐशिंकवचायहुं ॐवांनेत्रत्रयायवौषट् ॐयंअस्त्रायफट् कुंभपूजांविधाय ध्यायेन्नित्यंमहेशंरजतगिरिनिभंचारुचंद्रावतंसंरत्नाकल्पोज्ज्वलांगंपरशुमृगवराभीतिहस्तंप्रसन्नं पद्मासीनंसमंतात्स्तुतममरगणैर्व्याघ्रकृत्तिंवसानंविश्वाद्यंविश्ववंद्यंनिखिलभयहरंपंचवक्त्रंत्रिनेत्रं इतिध्यात्वाप्राणप्रतिष्ठांकृत्वास्थाप्यलिंगंस्पृशन् ॐभूःपुरुषंसांबसदाशिवमावाहयामि ॐभुवःपुरुषंसांब० ॐस्वःपुरुषंसांब० ॐभूर्भुवःस्वःपुरुषंसां० इत्यावाहयेत् स्वामिन्सर्वजगन्नाथयावत्पूजावसानकंतावत्त्वंप्रीतिभावेनलिंगेस्मिन्सन्निधौभवेतिपुष्पांजलिंदद्यात् स्थावरलिंगेपूर्वसंस्कृतचरलिंगेचप्राणप्रतिष्ठाद्यावाहनांतंनकार्यं ॐसद्योजातंप्रपद्यामिसद्योजातायवैनमोनमः ॐनमःशिवायश्रीसांबसदाशिवायनमःआसनंसमर्पयामि स्त्रीशूद्रश्चेत् ॐनमःशिवायेतिपंचाक्षरीस्थानेश्रीशिवायनमइतिनमोंतमंत्रेणपूजयेत् ॐभवेभवेनातिभवेभवस्वमां ॐनमःशिवायश्रीसांबसदाशिवायनमःपाद्यंसमर्पयामि ॐभवोद्भवायनमः ॐनमःशिवायसांबस० अर्घ्यं० ॐवामदेवायनमः ॐनमःशिवायश्रीसांब० आचमनं० ॐज्येष्ठायनमः ॐनमःशिवाय० स्नानं० ततोमूलमंत्रेणआप्यायस्वेत्यादिभिश्चपंचामृतैःसंस्नाप्यआपोहिष्ठेतितिसृभिःशुद्धोदकेनप्रक्षाल्यएकादशावृत्त्यैकावृत्त्यावारुद्रेणपुरुषसूक्तेनचचंदनकुंकुमकर्पूरवासितजलेनाभिषेकंकृत्वा ॐनमःशिवायेतिस्नानांतेआचमनंदत्वासाक्षतजलेनतर्पणंकार्यं ॐभवंदेवंतर्पयामि १ शर्वंदेवंतर्पयामि २ ईशानंदेवंतर्पयामि ३ पशुपतिंदेवंतर्पयामि ४ उग्रंदेवं०५ रुद्रंदेवं० ६ भीमंदेवं०७ महांतंदेवं०८ भवस्यदेवस्यपत्नींतर्पयामि शर्वस्यदेवस्यपत्नींतर्पयामि ईशानस्यदेवस्यपत्नींत० पशुपतेर्देवस्यप० उग्रस्यदेवस्यप० रुद्रस्यदेवस्यप० भीमस्यदेवस्यप० महतोदेवस्यप०८ ॐज्येष्ठायनमः ॐनमःशिवायश्रीसांब०वस्त्रं० मूलेनाचमनं ॐरुद्रायनमःॐनमःशिवाय०यज्ञोपवीतं० मूलेनाचमनं ॐकालायनमःॐनमःशिवायसांबसदाशिवायनमःचंदनं० ॐकलविकरणायनमःॐनमःशिवायसांबसदाशिवायनमःअक्षतान्० ॐबलविकरणायनमःॐनमःशिवायसांबसदाशिवायनमःपुष्पाणि० सहस्रमष्टोत्तरशतंवासहस्रादिनामभिर्मूलमंत्रेणवाबिल्वपत्राणिदद्यात् ॐबलायनमःॐनमःशिवायश्रीसांबसदाशिवायनमःधूपं० ॐबलप्रमथना

यनमः ॐनमःशिवायसां०दीपं० ॐसर्वभूतदमनायनमः ॐनमःशिवाय०नैवेद्यं० मूले नाचमनंफलंच ॐमनोन्मनायनमः ॐनमःशिवाय०तांबूलं० मूलेनवैदिकैर्मंत्रैश्चनी राजनं० ईशानःसर्वविद्यानामीश्वरःसर्वभूतानांब्रह्माधिपतिर्ब्रह्मणोधिपतिर्ब्रह्माशिवोमे अस्तुसदाशिवों ॐनमःशिवाय०मंत्रपुष्पं० भवायदेवायनमः शर्वायदेवायेत्याद्यष्टौभवस्य देवस्यपत्न्यैइत्यष्टौचनमस्कारान्कृत्वा शिवाय० रुद्राय० पशुपतये० नीलकंठाय० महेश्वराय० हरिकेशाय० विरूपाक्षाय० पिनाकिने० त्रिपुरांतकाय० शंभवे० शूलिने० महादेवायनमइतिद्वादशनामभिर्द्वादशपुष्पांजलीनदत्वामूलेनप्रदक्षिणानमस्कारान्कृत्वामूलमंत्रमष्टोत्तरशतंजप्त्वाक्षमापयित्वाऽनेनपूजनेनसांबसदाशिवःप्रीयतामितिनिवेदयेत् ॥

## હવે શિવરાત્રિ વ્રતનો પ્રયોગ કેહેછે.

તેરસને દિવસે એકભક્ત કરી. ચૌદશને દિવસે નિત્યકર્મ કરી પ્રાતઃ કાળે મંત્રપૂર્વક સંકલ્પ કરવો. તે મંત્ર,—"शिवरात्रिव्रतं ह्येतत्, करिष्येऽहं महाफलं ॥ निर्विघ्नमस्तु मेवात्र, त्वत्प्रसादाज्जगत्पते ॥ चतुर्दश्यां निराहारो, भूत्वाहमपरेऽहनि ॥ भोक्ष्येऽहं भुक्तिमुक्त्यर्थं, शरणं मे भवेश्वर." બ્રાહ્મણ હોય તેણે તો "रात्रीं प्रपद्ये जननीं०" એ બે મંત્રનો પણ પાઠ કરી જળ છોડવું. પછી સાયાન્હ સમયે શરીરમાં કૃષ્ણ તિલમર્દનપૂર્વક સ્નાન કરી ભસ્મવડે ત્રિપુંડ્ર અને રૂદ્રાક્ષનું ધારણ કરી પ્રદોષ સમયે શિવનાં દેવાલયમાં જઈ હાથ પગ ધોઇ આચમન કરવું. પછી દેશ, કાળનો ઉચ્ચાર કરી "शिवरात्रौ प्रथमयामपूजां करिष्ये," ચાર પોહોરની ચાર પૂજા કરવી હોય તો એવો સંકલ્પ કરવો. એકવારજ પૂજા કરવી હોય તો, "श्रीशिवप्रीत्यर्थं शिवरात्रौ श्रीशिवपूजां करिष्ये," એવો સંકલ્પ કરવો. તેમાં પ્રથમ સામાન્યપણે પૂજાનો વિધિ કેહેછે—પોહર પોહરની પૂજાનો વિશેષ પ્રકાર તો આગળ કેહેશું. "अस्य श्रीशिवपंचाक्षरमंत्रस्य वामदेवऋषिः अनुष्टुप्छंदः श्रीसदाशिवोदेवता न्यासे पूजने जपे च विनियोगः ॥ वामदेवऋषये नमः शिरसि । अनुष्टुप्छंदसे नमो मुखे । श्रीसदाशिवदेवतायै नमो हृदि । ॐनंतत्पुरुषाय नमः हृदये । ॐमंअघोराय नमः पादयोः । ॐशिंसद्योजाताय नमः गुह्ये । ॐवांवामदेवाय नमः मूर्ध्नि । ॐयंईशानाय नमः मुखे । ॐॐहृदयाय नमः । ॐनंशिरसे स्वाहा । ॐमंशिखायै वषट् । ॐशिंकवचाय हुं । ॐवांनेत्रत्रयाय वौषट् । ॐयंअस्त्राय फट् ।" એ રીતે ન્યાસ કરી કલશની પૂજા કરી, "ध्यायेन्नित्यं महेशं रजतगिरिनिभं चारुचंद्रावतंसं, रत्नाकल्पोज्ज्वलांगं परशुमृगवराभीतिहस्तं प्रसन्नं ॥ पद्मासीनं समंतात्स्तुतममरगणैर्व्याघ्रकृत्तिं वसानं, विश्वाद्यं विश्ववंद्यं निखिलभयहरं पंचवक्त्रं त्रिनेत्रं," એ મંત્રવડે ધ્યાન કરી પ્રાણપ્રતિષ્ઠા કરવી. પછી શિવલિંગનું સ્થાપન કરી સ્પર્શ કરી,"ॐभूःपुरुषं सांबसदाशिवमावाहयामि । ॐभुवःपुरुषं सांब० । ॐस्वःपुरुषं सांब० । ॐभूर्भुवःस्वःपुरुषं सांब०" એ મંત્રવડે આવાહન કરવું. પછી હાથમાં પુષ્પ ધરી, "स्वामिन्सर्वजगन्नाथ, यावत्पूजावसानकं ॥ तावत्त्वं प्रीतिभावेन, लिंगेऽस्मिन् सन्निधौ भव," એ મંત્રવડે પુષ્પાંજળી સમર્પણ કરવી. સ્થાવર લિંગમાં અને પ્રથમ સંસ્કાર કરેલાં ચર લિંગમાં પ્રાણપ્ર-

તિષ્ઠા થકી આવાહન પર્યંત વિધિ કરવો નહી. " ॐसद्योजातं प्रपद्यामि सद्योजाताय वै नमोनमः ॐनमःशिवाय श्रीसांबसदाशिवाय नमः आसनं समर्पयामि " સ્ત્રિ અને શૂદ્ર પૂજા કરનારાં હોય તો તેમણે " ॐनमःशिवाय, " એ પંચાક્ષર મંત્રને ઠેકાણે " श्रीशिवायनमः" એવો ( નમઃ શબ્દ જેને અંતે છે તે) મંત્ર કહી પૂજા કરવી. " ॐभवे भवे नातिभवे भवस्व मां ॐनमःशिवाय श्रीसांबसदाशिवाय नमः पाद्यं समर्पयामि ॥ ॐभवोद्भवाय नमः ॐनमःशिवाय श्रीसांबसदाशिवाय नमः अर्घ्यं० ॥ ॐवामदेवाय नमः ॐनमःशिवाय श्रीसांब० आचमनं० ॥ ॐज्येष्ठाय नमः ॐनमःशिवाय श्रीसांब०स्नानं० " પછી મૂળમંત્રવડે અને " आप्यायस्व० " ઇત્યાદિક મંત્રવડે પંચામૃતે સ્નાન કરાવી " आपोहिष्ठा० " એ ત્રણ મંત્રવડે શુદ્ધોદકે સ્નાન કરાવી રૂદ્રમંત્રોની અગ્યાર અથવા એક આવૃત્તિ અને પુરૂષસૂક્તનો ઉચ્ચાર કરી ચંદન, કેશર, કપૂરવડે સુગંધિ જળનો અભિષેક કરી " ॐनमःशिवाय." એ મંત્રવડે સ્નાનની અંતે આચમન અર્પણ કરી અક્ષતયુક્ત જળવડે તર્પણ કરવું. તે આ પ્રમાણે,—" ॐभवं देवं तर्पयामि १ । शर्वं देवं तर्प० २ । ईशानं देवं त० ३ । पशुपतिं देवं त० ४ । उग्रं देवं त० ५ । रुद्रं देवं त० ६ । भीमं देवं त० ७ । महांतं देवं त० ८ । भवस्य देवस्य पत्नीं तर्पयामि । शर्वस्य देवस्य पत्नीं तर्पयामि । ईशानस्य देवस्य पत्नीं त० । पशुपते र्देवस्य पत्नीं त० । उग्रस्य देवस्य पत्नीं० । रुद्रस्य देवस्य पत्नीं० । भीमस्य देवस्य पत्नीं० । महतो देवस्य पत्नीं० ८ ॥ ॐज्येष्ठाय नमः ॐनमःशिवाय श्रीसांब०वस्त्रं० " પછી " ॐनमःशिवाय० " એ મૂળમંત્રવડે આચમન દેવું. પછી "ॐरुद्राय नमः ॐनमःशिवाय श्रीसांब०यज्ञोपवीतंस०" પછી મૂળમંત્રવડે આચમન દેવું. ત્યાર પછી "ॐकालायनमः ॐनमःशिवायश्रीसांब०चंदनं० ॥ ॐकलविकरणायनमः ॐनमःशिवायश्रीसांब० अक्षतान्० ॥ ॐबलविकरणायनमः ॐनमःशिवायश्रीसांब० पुष्पाणि० " એ રીતે પુષ્પ પર્યંત પૂજા થયા પછી એક સહસ્ર અથવા એક સો આઠ બિલ્વપત્ર, શિવનાં સહસ્રનામવડે અથવા મૂળમંત્રવડે અર્પણ કરવાં. પછી "ॐबलायनमः ॐनमःशिवायश्रीसांब० धूपं स० ॥ ॐबलप्रमथनायनमः ॐनमःशिवायश्रीसांब० दीपंस० ॥ ॐसर्वभूतदमनायनमः ॐनमःशिवायश्रीसांब० नैवेद्यं० ॥ " પછી મૂળમંત્રવડે આચમન અને ફળ અર્પણ કરવાં. ત્યાર પછી " ॐमनोन्मनायनमः ॐनमःशिवायश्रीसांब० तांबूलंस० " પછી મૂળમંત્ર અને વેદના મંત્રવડે આરતી કરવી. પછી " ईशानः सर्वविद्यानां० ॐनमःशिवायश्रीसांब० मंत्रपुष्पं० " એ રીતે મંત્રપુષ્પ પર્યંત પૂજા થયા પછી " भवाय देवाय नमः । शर्वाय देवाय नमः " ઇત્યાદિક આઠ અને " भवस्य देवस्य पत्न्यैः नमः" ઇત્યાદિક આઠ એ પ્રમાણે નમસ્કાર કરી "शिवाय नमः। रुद्राय नमः । पशुपतये० । नीलकंठाय० । महेश्वराय० । हरिकेशाय० । विरूपाक्षाय । पिनाकिने० त्रिपुरांतकाय० । शंभवे० । शूलिने० । महादेवाय० " એ બાર નામવડે બાર પુષ્પાંજળી સમર્પણ કરી મૂળમંત્રવડે પ્રદક્ષિણા અને નમસ્કાર કરી

મૂળમંત્રનો (૧૦૮) જપ કરી પ્રાર્થના કરવી. પછી "अनेन पूजनेन सांबसदाशिवः प्रीयतां," એટલું કહી પૂજા અર્પણ કરવી.

अथचतुर्षुयामेषुपूजाचतुष्टयेविशेषः तत्रप्रथमयामेमूलमंत्रांतेश्रीशिवायासनंसमर्पयामीतिशिवनाम्नासर्वोपचारसमर्पणम् द्वितीययामेशिवरात्रौद्वितीययामपूजांकरिष्यइतिसंकल्प्य श्रीशंकरायासनमितिशंकरनाम्ना ततोमहानिशिपूजांकरिष्यइतिसंकल्प्यपूर्ववत्पूजा ततस्तृतीययामपूजांकरिष्यइत्युक्त्वाश्रीमहेश्वरायासनमित्यादि एवमेवचतुर्थयामेश्रीरुद्रायेतिरुद्रनाम्ना प्रतियामंतैलाभ्यंगपंचामृतोष्णोदकशुद्धोदकगंधोदकाभिषेकाःकार्याः यज्ञोपवीतांते गोरोचनकस्तूरीकुंकुमकर्पूरागरुचंदनमिश्रितानुलेपेनलिंगंलेपयेत् पंचविंशतिपलमितःसर्वोनुलेपइत्यनुलेपपरिमाणं यथाशक्तिवा धत्तूरकरवीरकुसुमैर्बिल्वपत्रैश्चपूजनमतिप्रशस्तं पुष्पाभावेशालितंडुलगोधूमयवैःपूजा नैवेद्योत्तरंतांबूलमुखवासौउक्तौ नागवल्लीपत्रक्रमुकफलशुक्त्यादिचूर्णेतित्रयंतांबूलसंज्ञं एतदेवनारिकेलकर्पूरैलाकंकोलैःसहितंमुखवाससंज्ञं एतेषामन्यतमद्रव्यालाभेतत्तद्द्रव्यंस्मरेद्बुधः सर्वपूजांतेप्रार्थना नित्यंनैमित्तिकंकाम्यंयत्कृतंतुमयाशिव तत्सर्वंपरमेशानमयातुभ्यंसमर्पितमिति शिवरात्रिव्रतंदेवपूजाजपपरायणः करोमिविधिवद्दत्तंगृहाणार्घ्यंनमोस्तुतेइत्यर्घ्यः एवंयामचतुष्टयेर्घ्यभेदःकौस्तुभे ततःप्रभातेस्नात्वापुनःशिवंसंपूज्यपूर्वोक्तद्वादशनामभिर्द्वादशब्राह्मणानशक्तावेकंवासंपूज्यतिलपात्राणिपूर्णानद्वादशकुंभानेकंवादत्वाव्रतमर्पयेत् यन्मयाद्यकृतंपुण्यंतद्रुद्रस्यनिवेदितं त्वत्प्रसादान्महादेवव्रतमद्यसमर्पितं प्रसन्नोभवमेश्रीमन्सद्गतिःप्रतिपाद्यतां त्वदालोकनमात्रेणपवित्रोस्मिनसंशयइति ततोब्राह्मणान्भोजयित्वापूर्वेनिर्णीतेकालेस्वजनैःसहपारणंकुर्यात् तत्रमंत्रः संसारक्लेशदग्धस्यव्रतेनानेनशंकर प्रसीदसुमुखोनाथज्ञानदृष्टिप्रदोभवेति इतिशिवरात्रिव्रतविधिः ॥

## હવે ચાર પોહોરની ચાર પૂજાનો વિશેષ પ્રકાર કેહેછે.

**પ્રથમ** પોહોરે મૂળમંત્રનો ઉચ્ચાર કરી "श्रीशिवाय आसनं समर्पयामि," એમ કહી 'શિવ' એ નામવડે સર્વ ઉપચાર અર્પણ કરવા. બીજે પોહોરે—"शिवरात्रौ द्वितीययामपूजां करिष्ये," એવો સંકલ્પ કરી "श्रीशंकराय आसनं समर्पयामि," એ રીતે શંકર નામવડે ઉપચાર અર્પણ કરવા. ત્યાર પછી "महानिशि पूजां करिष्ये," એવો સંકલ્પ કરી પ્રથમની પેઠેજ પૂજા કરવી. ત્રીજે પોહોરે—"तृतीययामपूजां करिष्ये," એવો સંકલ્પ કરી "श्रीमहेश्वराय आसनं समर्पयामि," એમ કહી આસનાદિક પૂજા કરવી. એજ પ્રમાણે ચોથે પોહોરે—"चतुर्थयामपूजां करिष्ये," એવો સંકલ્પ કરી, "श्रीरुद्राय आसनं समर्पयामि," એમ કહી પ્રથમ પ્રમાણે પૂજા કરવી. પોહોરે પોહોરે તૈલમર્દન, અને પંચામૃત, ઉષ્ણ જળ, શુદ્ધ જળ, અને સુગંધિ જળ એવડે અભિષેક કરવો. યજ્ઞોપવીત અર્પણ કીધા પછી ગોરોચન, કસ્તુરી, કેશર, કપૂર, અગરૂ ચંદન એમણે યુક્ત એવું ચંદન કરી શિવલિંગને લીપવું. પચીશ પળ સઘળું ચંદન લેવું એ પ્રમાણે ચંદનનું વજન જાણવું.

અથવા યથાશક્તિ લેવું. ધત્તુરાનાં અને કણેરનાં પુષ્પ તથા બિલિપત્રવડે પૂજા કરવી એ અતિઉત્તમ થાય. પુષ્પ ન હોય તો ધોળા ચોખા, ગહું, અને યવ એવડે પૂજા કરવી. નૈવેદ્ય સમર્પણ કીધા પછી તાંબૂલ અને મુખવાસ અર્પણ કરવા. નાગરવેલનાં પાન સોપારી અને છીપ ઈત્યાદિકનો ચુનો એ ત્રણ પદાર્થ મળી તાંબૂલ થાયછે. એજ તાંબૂલ; ટોપરૂ, કપૂર, એળચી, કંકોલ એઓવડે યુક્ત થાય તો તે મુખવાસ કેહેવાયછે. એ પદાર્થોમાંથી કોઈ એક પદાર્થ ન મળે તો તેનું સ્મરણ કરવું. એ રીતે સઘળી પૂજા થયા પછી પ્રાર્થના કરવી. તેનો મંત્ર—" **नित्यं नैमित्तिकं काम्यं, यत्कृतं तु मया शिव ॥ तत्सर्वं परमेशान, मया तुभ्यं समर्पितं.** " એ રીતે પ્રાર્થના કીધા પછી અર્ઘ્ય દેવો. તેનો મંત્ર—" **शिवरात्रिव्रतं देव, पूजाजपपरायणः॥ करोमि विधिवद्दत्तं, गृहाणार्घ्यं नमोऽस्तुते** " એ રીતે ચારે પોહોરે જુદા જુદા અર્ઘ્ય દેવા. તેનો પ્રકાર કૌસ્તુભમાં જોવો. ત્યાર પછી પ્રાતઃકાળે સ્નાન કરી ફરી શિવપૂજા કરી પ્રથમ કહેલાં બાર નામવડે બાર બ્રાહ્મણોની પૂજા, અથવા શક્તિ ન હોય તો એક બ્રાહ્મણની પૂજા કરી તિલ, અને પક્વાન્નવડે પૂર્ણ એવા બાર અથવા એક કળશનું દાન કરી વ્રત દેવને અર્પણ કરવું. " **यन्मयाद्य कृतं पुण्यं, तद्रुद्रस्य निवेदितं ॥ त्वत्प्रसादान्महादेव, व्रतमद्य समर्पितं ॥ प्रसन्नो भव मे श्रीम, न्सद्गतिः प्रतिपाद्यतां ॥ त्वदालोकनमात्रेण, पवित्रोस्मि न संशयः** " પછી બ્રાહ્મણ ભોજન કરાવી. પ્રથમ નિર્ણય કરેલા સમયે પોતાના વડીલ અને સ્નેહી ઈત્યાદિકે યુક્ત થઈ પારણા કરવી. તે સમયે પ્રાર્થના કરવાનો મંત્ર,—" **संसारक्लेशदग्धस्य, व्रतेनानेन शंकर ॥ प्रसीद सुमुखो नाथ, ज्ञानदृष्टिप्रदो भव.** " એ પ્રમાણે શિવરાત્રીવ્રતનો વિધિ સમાપ્ત થયો.

---

अथमृन्मयालिंगेशिवपूजाचिकीर्षायांतद्विधिः ॐहरायनमइतिमृदमाहृत्यशोधितायांतस्यांजलप्रक्षेपेणसंपीड्यतेनपिंडेन ॐमहेश्वरायनमइतिलिंगंकुर्यात् तच्चलिंगमशीतिगुंजात्मककर्षादधिकपरिमाणमंगुष्ठमात्रंततोधिकंवाकार्यंनन्यूनं मृन्मयालिंगेपंचसूत्रसंपादनाभावेपिनदोषः अतएवसप्तकृत्वस्तुलारूढंवृद्धिमेतिनहीयते बाणलिंगमितिप्रोक्तंशेषंनार्मदमुच्यतेइत्युक्तलक्षणाद्बाणलिंगादतिदुर्लभादुःसंपाद्यपंचसूत्रसंपादनात्सुवर्णादिलिंगाच्चमृन्मयालिंगंश्रेष्ठं द्वापरेपारदंश्रेष्ठंपार्थिवंतुकलौयुगइतिवचनाच्च ततः ॐशूलपाणयेनमःशिवइहप्रतिष्ठितोभवेतिसबिल्वपत्रेपूजापीठेप्रतिष्ठाप्य ध्यायेन्नित्यंमहेशमितिध्यात्वा ॐपिनाकधृषेनमःश्रीसांबशिवइहागच्छइहप्रतिष्ठइहसन्निहितोभवेत्यावाहयेत् इहाद्विजानांसर्वत्रमूलमंत्रोपिज्ञेयः ततःॐनमःशिवायेतिमूलमंत्रेणपाद्यमर्घ्यमाचमनंदत्वापशुपतयेनमइतिमूलेनचस्नानंवस्त्रमुपवीतंगंधंपुष्पंधूपदीपनैवेद्यफलतांबूलनीराजनमंत्रपुष्पांजलीन्दत्वाशर्वायक्षितिमूर्तयेनमइतिप्राच्यांपूजयेत् भवायजलमूर्तयेनमःईशान्यां रुद्रायाग्निमूर्तये०उदीच्यां उग्रायवायुमूर्तयेनमःवायव्यां भीमायाकाशमू०प्रतीच्यां पशुपतयेयजमानमूर्तयेनमइतिनैर्ऋत्यां महादेवायसोममूर्तयेनमइतिदक्षिणस्यां ईशानायसूर्यमूर्तयेनमइत्याग्नेय्यां ततःस्तुत्वानमस्कृत्यमहादेवायनमइतिविसर्जयेदितिसंक्षेपः विस्तारस्तुपुरुषार्थचिंतामणौज्ञेयः शिवरात्रिश्चेत्पूर्वोक्तपूजाविधिःपार्थिवलिंगेपिकार्यः पार्थिवलिंगोद्यापनविधिःकौस्तुभादौज्ञेयः ॥

## હવે માટીનાં લિંગમાં શિવપૂજા કરવાની હોય તો તેને વિધિ કેહેછે.

"**ॐहराय नमः**" એ મંત્ર ભણી માટી લાવી તેને ચોખી કરી તેમાં જળ નાખી એકઠી કરી તે માટીના પિંડાનું "**ॐमहेश्वराय नमः**" એ મંત્ર ભણી શિવલિંગ કરવું. તે લિંગ એશી ગુંજા પ્રમાણ જે કર્ષ તે કરતાં અધિક પરિમાણનું, અંગોઠા જેવડું અથવા તેથી મ્હોટું કરવું, અંગોઠા કરતાં નાહાનું કરવું નહી. મૃત્તિકાનાં લિંગમાં પંચસૂત્રની ક્રિયા કીધી ન હોય તો પણ દોષ નથી, તેથીજ "સાત વાર કાંટામાં મેલી વજન કરતાં દરવખતે વજન અધિક થાય પણ કમતી થાય નહી એવાં લિંગને બાણલિંગ કેહેવું, બાકીનાં જે લિંગ તે નામર્દ (નર્મદામાંનાં) જાણવાં." એ પ્રમાણે ઉક્ત લક્ષણે યુક્ત બાણલિંગ મળવું અતિ દુર્લભ છે અને સુવર્ણાદિકનાં લિંગમાં પંચસૂત્રની ક્રિયા કરવાની કહી છે તે અતિ શ્રમસાધ્ય છે માટે સર્વમાં મૃત્તિકાનું લિંગ શ્રેષ્ઠ છે. કારણ, "દ્વાપર યુગમાં પારાનું લિંગ ઉત્તમ અને કલિ યુગમાં પાર્થિવ (મૃત્તિકાનું) લિંગ ઉત્તમ એવાં વચન છે. ત્યાર પછી "**ॐशूलपाणये नमः शिव इह प्रतिष्ठितो भव.**" એ મંત્ર ભણી બિલિપત્રયુક્ત પૂજાના પીઠ ઉપરે લિંગની સ્થાપના કરી, "**ध्यायेन्नित्यं महेशं०**" એ મંત્રવડે ધ્યાન કરી, "**ॐपिनाकधृषे नमः श्रीसांबशिव इहागच्छ इह प्रतिष्ठ इह सन्निहितो भव,**" એમ કહી આવાહન કરવું. એ પૂજામાં દ્વિજે (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યે) એ મૂળમંત્રનું પણ ગ્રહણ કરવું. ત્યાર પછી, "**ॐनमःशिवाय**" એ મૂળમંત્રવડે પાદ્ય, અર્ઘ્ય, આચમન એ ઉપચાર અર્પણ કરી "**पशुपतये नमः**" એ મંત્ર અને મૂળમંત્રવડે સ્નાન, વસ્ત્ર, યજ્ઞોપવીત, ચંદન, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, ફળ, તાંબૂલ, આરતી, અને મંત્રપુષ્પાંજળિ એ ઉપચાર અર્પણ કરવા પછી, "**शर्वाय क्षितिमूर्त्तये नमः**" એ મંત્ર ભણી પૂર્વ દિશામાં પૂજા કરવી. "**भवाय जलमूर्त्तये नमः**" એ મંત્રવડે ઇશાન દિશામાં, "**रुद्राय अग्निमूर्त्तये नमः**" એ મંત્ર ભણી ઉત્તરમાં, "**उग्राय वायुमूर्त्तये नमः**" એ મંત્ર ભણી વાયુ દિશામાં, "**भीमाय आकाशमूर्त्तये नमः**" એ મંત્ર ભણી પશ્ચિમ દિશામાં, "**पशुपतये यजमानमूर्त्तये नमः**" એ મંત્ર ભણી નૈર્ઋત દિશામાં, "**महादेवाय सोममूर्त्तये०**" એ મંત્ર ભણી દક્ષિણ દિશામાં, "**ईशानाय सूर्यमूर्त्तये०**" એ મંત્ર ભણી અગ્નિ દિશામાં, એ રીતે આઠ દિશામાં પૂજા કરી પછી સ્તુતિ અને નમસ્કાર કરી "**महादेवाय नमः**" એ મંત્ર ભણી (અક્ષત છાંટી) વિસર્જન કરવું, એ રીતે સંક્ષેપે પૂજાનો વિધિ કહ્યો. એ કરતાં અધિક વિસ્તાર પુરૂષાર્થચિંતામણીમાં જાણવો. પ્રથમ કહેલો પૂજાનો વિધિ શિવરાત્રિને દિવસે, મૃત્તિકાનાં શિવલિંગમાં પણ કરવો. મૃત્તિકાનાં લિંગનાં ઉદ્યાપનનો વિધિ કૌસ્તુભાદિક ગ્રંથોમાં જોવો.

---

**लिंगविशेषेणफलविशेषः आयुष्यंहीरजेलिंगे मौक्तिकेरोगनाशः वैडूर्येशत्रुनाशः पद्मरागेलक्ष्मीः पुष्परागजेसुखं ऐंद्रनीलेयशः मारकतेपुष्टिः स्फाटिकेसर्वकामाः राजतेराज्यंपितृमुक्तिः हैमेसत्यलोकः ताम्रेपुष्टिरायुश्च पैत्तलेतुष्टिः कांस्येकीर्तिः लौहेशत्रुनाशः सीसजेआयुष्यं मतांतरे सौवर्णेब्रह्महत्यापरिहारःस्थिरलक्ष्मीश्च एवंगंधमयेसौभाग्यं हरिदं**

तज्जेसेनापत्यं व्रीह्यादिधान्यपिष्टजेपुष्टिसुखरोगनाशादि माषजेस्त्रीः नावनीतेसुखं गोमयजेरोगनाशः गौडेन्नादि वंशांकुरजेवंशवृद्धिरित्यन्यत्रविस्तरः एवंलिंगसंख्याविशेषात्फलविशेषःकौस्तुभे ॥

## જુદી જુદી જાતનાં શિવલિંગનાં પૂજનથકી જુદું જુદું ફળ મળેછે તે કેહેછે.

હીરાનાં લિંગનું પૂજન કરવાથી આયુષ્ય વૃદ્ધિ થાયછે. મોતિનાં લિંગનું પૂજન કરવાથી રોગનાશ. વૈડૂર્યનાં લિંગથકી શત્રુનાશ. માણિકનાં લિંગથકી લક્ષ્મીપ્રાપ્તિ. પુખરાજનાં લિંગથકી સુખ. નીલ મણિનાં લિંગવડે યશ. મરકત (પાચ)નાં લિંગવડે પુષ્ટિ. સ્ફટિકનાં લિંગથકી સર્વ કામની પ્રાપ્તિ. રૂપાનાં લિંગથકી રાજ્ય અને પિતૃની મુક્તિ. સુવર્ણનાં લિંગથકી સત્યલોકની પ્રાપ્તિ. ત્રાંબાનાં લિંગથકી પુષ્ટિ અને આયુષ્ય. પિતળનાં લિંગથકી સંતોષ. કાંસાનાં લિંગથકી કીર્ત્તિ. લોહ (લોઢા)નાં લિંગથકી શત્રુનાશ. સીસાનાં લિંગથકી આયુષ્યવૃદ્ધિ. બીજા ગ્રંથકારોને મતે સુવર્ણનાં લિંગવડે બ્રાહ્મણનાં ઋણથકી મુક્તિ અને સ્થિર લક્ષ્મીની પ્રાપ્તિ. ચંદનનાં લિંગથકી સૌભાગ્ય. હાથિદાંતનાં લિંગથકી સેનાધિપતિપણું. ચોખા ઇત્યાદિક ધાનના લોટનાં લિંગથકી પુષ્ટિ, સુખ, અને રોગનાશ ઇત્યાદિક. અડદના લોટનાં લિંગથકી સ્રીપ્રાપ્તિ. માંખણનાં લિંગથકી સુખ. છાણનાં લિંગથકી રોગનાશ. ગોળનાં લિંગથકી અન્ન ઇત્યાદિકની પ્રાપ્તિ. વાંસનો અંકુર (કોંટો) લાવી તેનું લિંગ કરી પૂજા કરવાથી વંશવૃદ્ધિ થાયછે. એ પ્રમાણે બીજા ગ્રંથમાં વિસ્તાર કહ્યોછે. એ રીતે લિંગની અધિક સંખ્યા થવાથી ફળમાં આધિક્ય તે કૌસ્તુભમાં જોવું.

---

शिवनिर्माल्यग्रहणाग्रहणविचारस्तृतीयपरिच्छेदेज्ञेयः मासशिवरात्रिनिर्णयःप्रथमपरिच्छेदेउक्तः शिवरात्रिव्रतोद्यापनंकौस्तुभादौज्ञेयं मासशिवरात्रिव्रतोद्यापनमपिकौस्तुभेस्पष्टं माघामावास्यायामपराण्हव्यापिन्यांयुगादित्वादपिंडकंश्राद्धंकार्यं तच्चदर्शश्राद्धेनसहतंत्रंकार्यं माघामावास्यायांशततारकायोगेपरमःपुण्यकालस्तत्रश्राद्धात्परमापितृतृप्तिः धनिष्ठायोगेतुतिलान्नेनश्राद्धंकार्यं तेनवर्षायुतकालंपितृतृप्तिः इतिश्रीमदनंतोपाध्यायसूनुकाशीनाथोपाध्यायविरचितेधर्मसिंधुसारेमाघमासकृत्यनिर्णयोद्देशः ॥

શિવનું નિર્માલ્ય ગ્રહણ કરવું અથવા ન કરવું એ નિર્ણયનો વિચાર ત્રીજા પરિચ્છેદમાં જોવો. દરમાસની શિવરાત્રીનો નિર્ણય પ્રથમ પરિચ્છેદમાં (પત્ર ૩૬ માં) કહ્યોછે. શિવરાત્રિવ્રતનાં ઉદ્યાપનનો વિધિ કૌસ્તુભાદિક ગ્રંથોમાં જોવો. માસ શિવરાત્રિનું ઉદ્યાપન પણ કૌસ્તુભમાં સ્પષ્ટ કહ્યુંછે. માઘની અમાસ એ યુગાદિ છે માટે અપરાન્હવ્યાપિની અમાવાસ્યાને દિવસે પિંડરહિત શ્રાદ્ધ કરવું, અને તે દર્શશ્રાદ્ધની સાથે એકતંત્રે કરવું. માઘની અમાસને દિવસે શતભિષા નક્ષત્રનો યોગ હોય તો અતિ પુણ્યકારક છે અને તે પુણ્યકાળમાં શ્રાદ્ધ કરવાથી પિતૃને અત્યંત તૃપ્તિ થાયછે. ધનિષ્ઠા નક્ષત્રનો યોગ હોય તો તિલયુક્ત અન્નવડે શ્રાદ્ધ કરવું, તેથી દશ

હજાર વર્ષ પર્યંત પિતૃની તૃપ્તિ થાયછે. ઇતિ શ્રીમદનંતોપાધ્યાયસૂનુકાશીનાથોપાધ્યાયવિરચિતે ધર્મસિંધુસારે માઘમાસકૃત્યનિર્ણયોદ્દેશઃ સમાપ્તઃ ॥

अथफाल्गुनमासः मीनसंक्रांतौपराःषोडशनाड्यःपुण्याः रात्रौतुप्रागुक्तं फाल्गुनेगोव्रीहिवस्त्रदानंगोविंदप्रीतयेकार्यं अथफाल्गुनशुक्लप्रतिपदमारभ्यद्वादशदिनपर्यंतंपयोव्रतंश्रीभागवतेउक्तं तत्प्रयोगोमूलानुसारेणोह्यः

## હવે ફાલ્ગુન માસનાં કૃત્ય કેહેછે.

મીન સંક્રાંતિની પ્રવેશ પછીની સોળ ઘડી પુણ્યકાળ. રાત્રિએ સંક્રાંતિ થાય તો તેનો નિર્ણય પ્રથમ (પત્ર ૪ માં) કહ્યોછે. ગોવિંદના સંતોષમાટે ફાલ્ગુન માસમાં ગાય, ચોખા, અને વસ્ત્ર એનું દાન કરવું. ત્યાર પછી, ફાગણ સુદ એકમથકી બાર દિવસ પર્યંત પયોવ્રત કરવું, તે શ્રીભાગવતમાં (અષ્ટમ સ્કંધમાં અધ્યાય ૧૬ મામાં) કહ્યુંછે. તેનો પ્રયોગ મૂળ પ્રમાણે (શ્રીભાગવતમાં કહ્યા પ્રમાણે) જાણવો.

फाल्गुनीपौर्णमासीमन्वादिःसापौर्वाण्हिकी इयमेवहोलिका साप्रदोषव्यापिनीभद्रारहिताग्राह्या दिनद्वयेप्रदोषव्याप्तौपरदिनेप्रदोषैकदेशव्याप्तौवापरैव पूर्वदिनेभद्रादोषात् परदिनेप्रदोषस्पर्शाभावेपूर्वदिनेप्रदोषेभद्रासत्त्वेयदिपूर्णिमापरदिनेसार्धत्रियामाततोधिकावातत्परदिनेचप्रतिपद्वृद्धिगामिनीतदापरदिनेप्रतिपदिप्रदोषव्यापिन्यांहोलिका उक्तविषयेपदिप्रतिपदोऽह्रासस्तदापूर्वदिनेभद्रापुच्छेवाभद्रामुखमात्रंत्यक्त्वाभद्रायामेववाहोलिकादीपनं परदिनेप्रदोषस्पर्शाभावेपूर्वदिनेयदिनिशीथात्प्राक्भद्रासमाप्तिस्तदाभद्रावसानोत्तरमेवहोलिकादीपनं निशीथोत्तरंभद्रासमाप्तौभद्रामुखंत्यक्त्वाभद्रायामेव प्रदोषेभद्रामुखव्याप्तेभद्रोत्तरं प्रदोषोत्तरंवा दिनद्वयेपिपूर्णिमायाःप्रदोषस्पर्शाभावेपूर्वदिनएवभद्रापुच्छेनदलाभेभद्रायामेव प्रदोषोत्तरमेवहोलिका रात्रौपूर्वार्धभद्रायाग्राह्यत्वोक्तेः ननुपूर्वप्रदोषादौचतुर्दश्यांनवापरत्रसायान्हादौ दिवाहोलिकादीपनंतुसर्वग्रंथविरुद्धं इदंहोलिकापूजनंश्रवणाकर्मादिवत्क्वापिकुर्वंति युक्तंचैतत् केचिद्धोलिकापूजनंकृत्वाभुंजतेतेषांभोजनस्यपूजनस्यवानियमेन शास्त्रविहितकाललाभः इदंचंद्रग्रहणसत्त्वेवेधमध्येकार्यं ग्रस्तोदयेपरदिनेप्रदोषेपूर्णिमासत्त्वे ग्रहणमध्यएवकार्यं अन्यथापूर्वदिने ॥

ફાગણની પૂનમ એ મન્વાદિ છે. તે પૂર્વાન્હકાળવ્યાપિની લેવી. એ પૂનમનેજ હોલિકા કેહેછે. તે હોલિકા પૂનમ ભદ્રારહિત હોય એવી પ્રદોષવ્યાપિની લેવી. બન્ને દિવસે પ્રદોષવ્યાપિની હોય અથવા બીજે દિવસે પ્રદોષના એકદેશમાં વ્યાપ્તિ હોય તો પ્રથમ દિવસે ભદ્રાદોષ છે માટે બીજા દિવસનીજ લેવી. બીજે દિવસે પ્રદોષ કાળે સ્પર્શ ન હોય અને પૂર્વ દિવસે પ્રદોષ સમયે ભદ્રા છતાં જો બીજે દિવસે પૂનમ સાડા ત્રણ પોહોર અથવા તે કરતાં કાંઈ અધિક હોય અને તેને બીજે દિવસે એકમ વધતી હોય તો બીજી પૂનમને દિવસે પ્રદોષવ્યાપિની એકમમાં હોલિકા કરવી. જો પ્રથમ કહેલા પ્રસંગમાં એકમ તિથિનો ક્ષય હોય તો પ્રથમ દિવસે ભદ્રાનાં પુચ્છમાં અથવા ભદ્રાનાં કેવળ મુખનો ત્યાગ કરી ભદ્રામાંજ હોલિકા પ્રદીપ્ત કરવી.

બીજે દિવસે પ્રદોષ સમયે પૂનમનો સ્પર્શ ન હોય અને પૂર્વ દિવસે જો મધ્યરાત્રિથી પ્રથમ ભદ્રા સમાપ્ત થતી હોય તો ભદ્રા ઉતરવા પછીજ હોલિકા પ્રદીપ્ત કરવી. જો નિશીથ (અર્ધ રાત્રિ) પછી ભદ્રા સમાપ્ત થાય તો ભદ્રાનું મુખમાત્ર છોડી ભદ્રામાંજ હોલિકા પ્રદીપ્ત કરવી. પ્રદોષ કાળે ભદ્રાનું મુખ આવે તો ભદ્રા પછી, અથવા પ્રદોષ કાળ પછી હોલિ પ્રદીપ્ત કરવી. જો બન્ને દિવસે પણ પ્રદોષ સમયે પૂનમનો સ્પર્શ ન હોય તો પૂર્વ દિવસેજ ભદ્રાનાં પુચ્છમાં પ્રદીપ્ત કરવી. ભદ્રાનું પુચ્છ ન મળે તો ભદ્રામાંજ પ્રદોષ કાળ પછીજ હોલી પ્રદીપ્ત કરવી. કારણ, તિથિનાં પૂર્વાર્ધની ભદ્રા રાત્રિએ ગ્રહણ કરવી, એવાં વચન છે. પરંતુ પૂર્વ દિવસના પ્રદોષ ઇત્યાદિક કાળે ચૌદશમાં અથવા બીજે દિવસે સાયાન્હ કાળે હોલિકા પ્રદીપ્ત કરવી નહી. દિવસે હોલી પ્રદીપ્ત કરવી એ તો સર્વ ગ્રંથોથી વિરૂદ્ધ છે. એ હોલિકાપૂજન શ્રવણાકર્મની પેઠે ભોજન કરીને પણ કરેછે, અને તેમ કરવું યોગ્ય પણ છે. કેટલાએક હોલીનું પૂજન કરી પછી ભોજન કરેછે, તેમને નિયમથકી ભોજન અથવા પૂજનનો કાળ શાસ્ત્રથકી મળતો નથી. એ હોલીની પૂજા, ચંદ્રગ્રહણ હોય તો, વેધમાં પણ કરવી. ગ્રહણ ગ્રસ્તોદય છતાં બીજે દિવસે એટલે ગ્રહણને દિવસે પ્રદોષ કાળે પૂનમ હોય તો ગ્રહણમાંજ પૂજા કરવી. પ્રદોષ કાળે પૂનમ ન હોય તો પ્રથમ દિવસે પૂજા કરવી.

---

अथभद्रामुखपुच्छलक्षणं पूर्णिमायांभद्रायास्तृतीयपादांतेघटीत्रयंपुच्छं चतुर्थपादाद्यघटीपंचकंमुखं तथाचमध्यममानेनषष्टिघटीमितायांपूर्णिमायांपूर्णिमाप्रवृत्त्युत्तरंसार्धेकोनविंशतिघटिकोत्तरंघटीत्रयंपुच्छं सार्धद्वाविंशतिघटिकोत्तरंघटीपंचकंमुखं तिथेश्चतुःषष्टिघटीमितत्वेपूर्णिमायाएकविंशतिघटिकोत्तरंपुच्छं चतुर्विंशतिघटिकोत्तरंमुखं एवंतिथेर्मानांतरेप्यूह्यं ॥

## હવે ભદ્રાનાં મુખ અને પુચ્છનાં લક્ષણ કેહેછે.

પૂનમમાં ભદ્રાના ત્રીજા પાદની જે છેવટની ત્રણ ઘડી તે ભદ્રાનું પુચ્છ થાય, અને ચોથા પાદની પ્રથમની પાંચ ઘડી તે મુખ થાય. તેમ છતાં મધ્યમ પ્રમાણથકી સાઠ ઘડી પૂનમ માની, પૂનમના આરંભ થકી સાડી ઓગણીસ ઘડી ગયા પછી જે ત્રણ ઘડી તે પુચ્છ, અને સાડી બાવીસ ઘડી ગયા પછી જે પાંચ ઘડી તે મુખ થાય. જો પૂનમ ચોસઠ ઘડી હોય તો પૂનમની એકવીશ ઘડી પછી ત્રણ ઘડી પુચ્છ, અને ચોવીશ ઘડી પછી પાંચ ઘડી મુખ. એ રીતે તિથિનાં કમતી વધારે પ્રમાણ છતાં પણ મુખ અને પુચ્છનો નિર્ણય જાણવો.

अथपूजाविधिः देशकालौसंकीर्त्यसकुटुंबस्यममढुंढाराक्षसीप्रीत्यर्थंतत्पीडापरिहारार्थं होलिकापूजनमहंकरिष्येइतिसंकल्प्य शुष्कानांकाष्ठानांगोमयपिंडानांचराशिंकृत्वावन्हिना प्रदीप्यतत्र अस्माभिर्भयसंत्रस्तैःकृतात्वंहोलिकेयतः अतस्त्वांपूजयिष्यामिभूतेभूतिप्रदाभवेति पूजामंत्रेणश्रीहोलिकायैनमोहोलिकामावाहयामीत्यावाह्य होलिकायैनमइतिमंत्रेणासनपा

त्यादिषोडशोपचारान्दत्वा तमग्निंत्रिःपरिक्रम्यगायंतुचहसंतुच जल्पंतुस्वेच्छयालोकानिःशं कायस्ययन्मतं ज्योतिर्निबंधे पंचमीप्रमुखास्तासुतिथयोनंतपुण्यदाः दशस्युःशोभनास्तासुका ष्ठस्तेयंविधीयते चांडालसूतिकागेहाच्छिशुहारितवन्हिना प्राप्तायांपूर्णिमायांतुकुर्यात्तत्का ष्ठदीपनं ग्रामाद्बहिश्चमध्येवातूर्यनादसमन्वितः स्नात्वाराजाशुचिर्भूत्वास्वस्तिवाचनतत्परः दत्वादानानिभूरीणिदीपयेद्धोलिकाचितिं ततोभ्युक्षयचितिंसर्वांसाज्येनपयसासुधीः नारि केलानिदेयानिबीजपूरफलानिच गीतवाद्यैस्तथानृत्यैरात्रिःसानीयतेजनैः तमग्निंत्रिःपरिक्र म्यशब्दैर्लिंगभगांकितैः तेनशब्देनसापापाराक्षसीतृप्तिमाप्नुयात् एवंरात्रौहोलिकोत्सवंकृ त्वाप्रातःप्रतिपदियःश्वपचंदृष्ट्वास्नानंकुर्यात् नतस्यदुष्कृतंकिंचिन्नाधयोव्याधयोपिच कृत्वा चावश्यकार्याणिसंतर्प्यपितृदेवताः वंदयेद्धोलिकाभूतिंसर्वदुष्टोपशांतये वंदनेमंत्रः वंदिता सिसुरेंद्रेणब्रह्मणाशंकरेणच अतस्त्वंपाहिनोदेविभूतेभूतिप्रदाभवेति होलिकादिनैकरिसंज्ञ कतदुत्तरदिनंचशुभेवर्ज्यं होलिकाग्रहणभावुकायनप्रेतदाहदिवसोत्रपंचमः तत्परंचकरिसं ज्ञकंदिनंवर्जितंसकलकर्मसुभयमित्युक्तेः ग्रहणायनप्रेतदाहेपुनिशीथविभागेनपूर्वदिनकारि दिनयोर्निर्णयोज्ञेयः नरोदोलागतंदृष्ट्वागोविंदंपुरुषोत्तमं फाल्गुन्यांसंयतोभूत्वागोविंदस्य पुरंव्रजेत् ॥

## હવે હોલીની પૂજાનો વિધિ કેહેછે.

દેશ કાળનો ઉચ્ચાર કરી "सकुटुंबस्य मम ढुंढाराक्षसीप्रीत्यर्थं तत्पीडापरिहारार्थं होलिकापूजनमहं करिष्ये," એવો સંકલ્પ કરી સુકેલાં લાકડાં અને છાંણાનો ગંજ કરી તેમાં અગ્નિ પ્રજ્વલિત કરી તે ઠેકાણે "अस्माभिर्भयसंत्रस्तैः, कृता त्वं होलिके यतः ॥ अतस्त्वां पूजयिष्यामि, भूते भूतिप्रदा भव." એ પૂજા મંત્રવડે "श्रीहोलिकायै नमः होलिकां आवाहयामि," એ રીતે આવાહન કરી "होलिकायै नमः" એ મંત્રવડે આ-સન, પાદ્ય ઇત્યાદિક સોળ ઉપચાર અર્પણ કરી "તે અગ્નિને ત્રણ પરિક્રમા કરી જેમનો જેવો મત હોય તે પ્રમાણે નિઃશંકપણે લોકોએ સ્વેચ્છાપૂર્વક ગાયન, હાસ્ય અને ભાષણ કરવું." જ્યોતિર્નિબંધ ગ્રંથમાં—"સુદ પાંચમથકી વદ પાંચમ પર્યંત પન્નર તિથિઓમાં દશ તિથિઓ ઉત્તમ અને અનંત પુણ્યકારક છે, અને તેમાં કાષ્ટ (લાકડાં)ની ચોરી કરવી. ચાંડાળ અથવા સુવાવડીનાં ઘરમાંથી બાળકવડે અગ્નિ મગાવી, પૂનમને દિવસે ગામની બાહેર અથવા મધ્યે તે કાષ્ટાદિકનો દાહ કરવો. રાજાએ વાજીત્ર વજડાવી સ્નાન કરી શુદ્ધ થઈ પુણ્યાહવાચન કરાવી અનેક દાન દઇ હોળીને પ્રદીપ્ત કરવી. પછી તે સઘળી હોળીને દૂધસહિત ઘીવડે છાંટી નારિ-યળ, અને બીજોરાનાં ફળ વેહેચવાં. તેમજ લોકોએ ગીત, વાદ્ય, નૃત્ય કરી તે રાત્રિ આનંદથી કાહાઢવી. અને લિંગ તથા ભગયુક્ત ખરાબ શબ્દો બોલી અગ્નિને ત્રણ પ્રદક્ષિણા કરવી. તે ખરાબ શબ્દ સાંભળવાથી પાપરૂપિણી તે ઢુંઢા રાક્ષસી તૃપ્ત થાયછે." એ રીતે રાત્રિએ હોળિકાનો ઉત્સવ કરી પ્રાતઃ કાળે એકમને દિવસે જે ચાંડાળને જોઈ કરી સ્નાન કરે તેને કશું પાપ, માનસી પીડા અને વ્યાધિ એ થતા નથી. નિત્યકર્મ કરી પિતૃ, દેવતાઓનું તર્પણ કરી સઘળાં દુષ્ટ (અરિષ્ટ)ની શાંતિ-

માટે હોળીની વિભૂતિને નમસ્કાર કરવો. નમસ્કારનો મંત્ર,—"**वंदितासि सुरेंद्रेण, ब्रह्मणा शंकरेण च ॥ अतस्त्वं पाहि नो देवि, भूते भूतिप्रदा भव.**" હોળીનો દિવસ અને કરિ નામનો તેથી બીજો દિવસ એ શુભ કાર્યમાં વર્જ્ય કરવા. કારણ,—"હોળિનો દિવસ, ગ્રહણનો દિવસ, ભાવુકા દિવસ (વૈશાખ વદ અમાસ), અયન સંક્રાંતિના બે દિવસ, અને પ્રેત (શબ)ના દાહનો દિવસ, એ પાંચ દિવસો અને એમના કરિ દિવસો એટલે જોડના બીજા દિવસો એ સઘળા શુભ કર્મમાં વર્જ્ય કરવા," એવાં વચન છે. ગ્રહણ દિવસ, અયન દિવસ અને પ્રેતદહનનો દિવસ એ ત્રણેમાં મધ્ય રાત્રિના વિભાગવડે પૂર્વ દિવસ અને કરિ દિવસનો નિર્ણય સમજવો. "ફાગણની પૂનમને દિવસે પુરૂષોત્તમ એવા ગોવિંદને હીંડોળા ઉપરે બેસારી ઝુલાવવા અને તેમનાં દર્શન કરવાં, તેવડે વૈકુંઠ પુરપ્રત્યે જાયછે.

---

**फाल्गुनकृष्णप्रतिपदिवसंतारंभोत्सवः साचौदयिकीग्राह्या दिनद्वयेसत्त्वेपूर्वा अत्रतैलाभ्यंगउक्तः अत्रप्रतिपदिचूतपुष्पप्राशनमुक्तं तत्प्रकारः गोमयोपलिप्तेगृहांगणेशुक्लवस्त्रासनउपविष्टःप्राङ्मुखःसुवासिन्याकृतचंदनतिलकनीराजनःसचंदनमाम्रकुसुमंप्राश्नीयात् तत्रमंत्रः चूतमग्र्यंवसंतस्यमाकंदकुसुमंतव सचंदनंपिबाम्यद्यसर्वकामार्थसिद्धयइति ॥**

ફાગણ વદ એકમને દિવસે વસંત ઋતુના આરંભનો ઉત્સવ કરવો. તે ઉત્સવમાટે એકમ સૂર્યોદયવ્યાપિની લેવી. બન્ને દિવસે સૂર્યોદયવ્યાપિની હોય તો પ્રથમ દિવસની લેવી. એ એકમને દિવસે તૈલાભ્યંગ કરવો. એ એકમને દિવસે આંબાનો મોહોર ખાવો, **તેનો વિધિ**—છાણવડે લિપી પવિત્ર કરેલાં આંગણામાં આસન ઢાલી તે ઉપરે શ્વેત વસ્ત્ર વિછાવી તેની ઉપરે પૂર્વ મુખે બેસવું. પછી સુવાસિનીના હાથથી ચંદનનું તિલક અને આરતી કરાવી ચંદનયુક્ત એવો આંબાનો મોહોર ભક્ષણ કરવો. તેનો મંત્ર,—"**चूतमग्र्यं वसंतस्य, माकंद कुसुमं तव ॥ सचंदनं पिबाम्यद्य, सर्वकामार्थसिद्धये.**"

---

**कृष्णद्वितीयायांदेशग्रामाधिपतिर्वितनेवितानादिशोभितेदेशेरम्यासनेउपविश्यपौरजानपदान्लोकान्सिंदूरादिक्षोदैःचंदनादिभिःपट्टवासैश्चविकीर्यतेभ्यस्तांबूलादिदत्वानृत्यगीतविनोदैर्महोत्सवंकुर्यात् इदानींप्राकृतजनास्तुकृष्णपंचमीपर्यंतमेतमुत्सवंकुर्वंति इतिहोलिकोत्सवः ॥**

ફાગણ વદ બીજને દિવસે દેશ અથવા ગામના અધિપતિએ વિશાલ જાગ્યાને વિછોનાવડે સુશોભિત કરી ત્યહાં ઉત્તમ આસન માંડી તે ઉપરે બેસી નગરવાસી અને દેશવાસી એવાં સઘળાં પોતાનાં મનુષ્યો ઉપરે સિંદોર, ગુલાલ, ચંદન, અને સુગંધિ ચૂર્ણ ઈત્યાદિક છાંટી તેમને તાંબૂલ ઈત્યાદિક દઈ નૃત્ય, ગીત, અને વિનોદ ઇત્યાદિકવડે મ્હોટો ઉત્સવ કરવો. હાલમાં પ્રાકૃત મનુષ્યો તો વિદ પાંચમ પર્યંત એ ઉત્સવ કરેછે. એ રીતે હોળીનો ઉત્સવ સમાપ્ત થયો.

---

फाल्गुनामावास्यामन्वादिः सापराण्हव्यापिनीग्राह्या इतिश्रीमदनंतोपाध्यायसूनुकाशीनाथोपाध्यायविरचितेधर्मसिंधुसारेफाल्गुनमासकृत्यनिर्णयोद्देशःसमाप्तः ॥

ફાગણની અમાવાસ્યા મન્વાદિ છે તે અપરાન્હકાળવ્યાપિની લેવી. ઇતિ શ્રીમદનંતોપાધ્યાયસૂનુકાશીનાથોપાધ્યાયવિરચિતે ધર્મસિંધુસારે ફાલ્ગુનમાસકૃત્યનિર્ણયોદ્દેશઃ સમાપ્તઃ ॥

---

अथपरिच्छेदद्वयशेषाख्यंप्रकीर्णप्रकरणमुच्यते द्वादशस्वपिमासेषुश्राद्धेव्यतीपातादियोगस्यभरण्यादिनक्षत्रस्यचापराण्हव्याप्त्यादर्शवन्निर्णयोज्ञेयः उपवासादौप्रचुराचाराभावान्नोक्तः अथचांद्रसांवत्सरभेदाः प्रभवोविभवःशुक्लःप्रमोदोथप्रजापतिः अंगिराःश्रीमुखोभावोयुवाधातातथैवच १ ईश्वरोबहुधान्यश्चप्रमाथीविक्रमोवृषः चित्रभानुःसुभानुश्चतारणःपार्थिवोव्ययः २ सर्वजित्सर्वधारीचविरोधीविकृतिःखरः नंदनोविजयश्चैवजयोमन्मथदुर्मुखौ ३ हेमलंबोविलंबोथविकारीशार्वरीप्लवः शुभकृच्छोभकृत्क्रोधीविश्वावसुपराभवौ ४ प्लवंगःकीलकःसौम्यःसाधारणविरोधकृत् परिधावीप्रमादीचआनंदोराक्षसोनलः ५ पिंगलःकालयुक्तश्चसिद्धार्थीरौद्रदुर्मती दुंदुभीरुधिरोद्गारीरक्ताक्षीक्रोधनःक्षयः ६ इति रवेः राशिसंक्रमवन्नक्षत्रसंक्रमेपिषोडशनाड्यःपूर्वत्रपरत्रचपुण्यकालः

## હવે બન્ને પરિચ્છેદમાં કહ્યા ઉપરાંત બાકી રહેલું પરચુટણ પ્રકરણ કેહેછે.

બારે માસમાં શ્રાદ્ધવિષે, વ્યતીપાતાદિક જે યોગ અને ભરણી ઇત્યાદિક જે નક્ષત્ર તેમનો નિર્ણય અપરાન્હકાળવ્યાપ્તિવડે દર્શ પ્રમાણે જાણવો. વ્યતીપાતાદિક યોગ અને ભરણી આદિક નક્ષત્રોમાં ઉપવાસાદિક કરવાનો અધિક આચાર નથી, માટે તેનો નિર્ણય કહ્યો નથી, હવે ચાંદ્ર સંવત્સરોનાં નામો કેહેછે.—"પ્રભવ, વિભવ, શુક્લ, પ્રમોદ, પ્રજાપતિ, અંગિરા, શ્રીમુખ, ભાવ, યુવા, ધાતા, ઈશ્વિર, બહુધાન્ય, પ્રમાથી, વિક્રમ, વૃષ, ચિત્રભાનુ, સુભાનુ. તારણ, પાર્થિવ, વ્યય, સર્વજીત્, સર્વધારી, વિરોધી, વિકૃતિ, ખર, નંદન, વિજય, જય, મન્મથ, દુર્મુખ, હેમલંબ, વિલંબ, વિકારી, શાર્વરી, પ્લવ, શુભકૃત્, શોભકૃત, ક્રોધી, વિશ્વાવસુ, પરાભવ, પ્લવંગ, કીલક, સૌમ્ય, સાધારણ, વિરોધકૃત્, પરિધાવી, પ્રમાદી, આનંદ, રાક્ષસ, અનલ, પિંગલ, કાળયુક્ત, સિદ્ધાર્થી, રૌદ્ર, દુર્મતિ, દુંદુભિ, રૂધિરોદ્ગારી, રક્તાક્ષી, ક્રોધન, અને ક્ષય." એ પ્રમાણે સાઠ ચાંદ્ર સંવત્સરનાં નામ થાયછે. જેમ સૂર્યની સંક્રાંતિનો પ્રથમ પુણ્યકાળ કહ્યોછે તેમ નક્ષત્રમાં સૂર્યનાં સંક્રમણનો પણ, પ્રથમની અને પાછળની સોળ સોળ ઘડિ પુણ્યકાળ જાણવો.

---

अथचंद्रादीनांसंक्रांतौपुण्यकालः चंद्रस्यसंक्रांतौप्राक्परत्रचत्रयोदशपलाधिकाएकाघटीपुण्यकालः भौमस्यैकपलाधिकाश्चतस्रोनाड्यः बुधस्यचतुर्दशपलाधिकास्तिस्रः गुरोःसप्तत्रिंशत्पलाधिकाश्चतस्रः शुक्रस्यैकपलाधिकाश्चतस्रः शनेःसप्तपलाधिकाःषोडश एताःस

र्धाःप्राक्परत्रचबोद्धव्याः रात्रौग्रहांतराणांसंक्रमेरात्रावेवपुण्यकालः सूर्यसंक्रांतिवद्दिवापुण्यत्वविधायकाभावात् चंद्रादिसंक्रांतिषुस्नानंकाम्यंनतुनित्यं ॥

## હવે ચંદ્ર, મંગળ ઈત્યાદિક ગ્રહોની સંક્રાંતિનો પુણ્યકાળ કહેછે.

ચંદ્રની સંક્રાંતિની પ્રથમની એક ઘડી અને તેર પળ તથા પાછળની એક ઘડી અને તેર પળ પુણ્યકાળ. મંગળની સંક્રાંતિની ચાર ઘડી અને એક પળ પુણ્યકાળ. બુધની સંક્રાંતિની ત્રણ ઘડી અને ચૌદ પળ પુણ્યકાળ. બૃહસ્પતીની સંક્રાંતિની ચાર ઘડી અને સડત્રીસ પળ પુણ્યકાળ. શુક્રની સંક્રાંતિની ચાર ઘડી અને એક પળ પુણ્યકાળ. શનિની સંક્રાંતિની સોળ ઘડી અને સાત પળ પુણ્યકાળ. એ સઘળી ઘડિઓ પૂર્વની અને પાછળની જાણવી. સૂર્યની સંક્રાંતિ પ્રમાણે દિવસે પુણ્યકાળ લેવામાં વચન નથી, માટે સૂર્ય વિના બીજા ગ્રહની સંક્રાંતિ રાત્રિએ થાય તો રાત્રિએજ પુણ્યકાળ જાણવો. ચંદ્રાદિક ગ્રહોની સંક્રાંતિને દિવસે સ્નાન કરવું તે કામ્ય છે, નિત્ય નથી.

---

आदित्यादिसूचितपीडानिरासार्थस्नानानि मंजिष्ठागजमदकुंकुमरक्तचंदनानिजलपूर्णेताम्रपात्रेप्रक्षिप्यस्नानंसूर्यपीडाहरं उशीरशिरीषकुंकुमरक्तचंदनयुतशंखतोयेनस्नानंचंद्रदोषहरं खदिरदेवदारुतिलामलकयुतरौप्यपात्रजलेनस्नानंभौमे गजमदयुतसंगमजलेनमृत्पात्रस्थेनस्नानंबुधे औदुंबरबिल्ववटामलकानांफलैर्युतसौवर्णपात्रजलेनस्नानंगुरौ गोरोचनगजमदशतपुष्पाशतावरीयुतराजतपात्रजलेनस्नानंशुक्रे तिलमाषप्रियंगुगंधपुष्पयुतलोहपात्रस्थजलेनस्नानंशनौ गुग्गुलहिंगुहरितालमनःशिलायुतमहिषशृंगपात्रजलेनस्नानंराहौ वराहोत्खातपर्वताग्रमृच्छागक्षीरयुतखड्गपात्रजलेनस्नानंकेतौ ॥

## સૂર્યાદિક ગ્રહોએ સૂચિત કરેલી પીડાની નિવૃત્તિમાટે સ્નાન કહેછે.

મજીઠ, હાથીનો મદ, કેશર, અને રક્તચંદન (રતાંજલિ), એ ઔષધો જળપૂર્ણ ત્રાંબાનાં પાત્રમાં નાખી તે જળવડે સ્નાન કરવાથી સૂર્યની પીડા દૂર થાયછે. વાળો, શિરીષ (સરસડો), કેશર, અને રક્તચંદન એ ઔષધો જળમાં મેલી તે જળવડે શંખ ભરી સ્નાન કરવાથી ચંદ્રની પીડા દૂર થાયછે. ખેર, દેવદારૂ, તિલ, અને આમળાં એ રૂપાનાં પાત્રમાં નાખી તેમાં જળ લઈ તે જળવડે સ્નાન કરવાથી મંગળની પીડા દૂર થાયછે. સંગમનું જળ હાથીના મદ સહિત માટીનાં પાત્રમાં મેલી તેવડે સ્નાન કરવાથી બુધની પીડા દૂર થાયછે. ઔદુંબર (ઘુલર), બિલિ, વડ, અને આમળાં, એમનાં ફલેયુક્ત જળ સુવર્ણનાં પાત્રમાં લઈ સ્નાન કરવાથી ગુરૂની પીડા નિવૃત્ત થાયછે. ગોરોચન, હાથીનો મદ, વિરિયારી, અને શતાવરી યુક્ત જળ રૂપાનાં પાત્રમાં લઇ સ્નાન કરવાથી શુક્રની પીડા નિવૃત્ત થાયછે. તિલ, અડદ, કાંગ, અને આશુપાલવે યુક્ત જળ લોઢાનાં પાત્રમાં લઈ સ્નાન કરવાથી શનિ સંબંધી પીડા નિવૃત્ત થાયછે. ગુગળ, હીંગ, હરતાલ, અને મણસિલ સહિત જળ મહિષ (પાડા)નાં શીંગડામાં ભરી તે જળવડે સ્નાન કરવાથી રાહુકૃત પીડા દૂર થાયછે. સુવરે ઉખે-

ડેલી પર્વતનાં શિખરની માટી અને બકરીનું દૂધ ગેંડાનાં પાત્રમાં રાખી તેમાં જળ ભરી તે જળવડે સ્નાન કરવું; તેથી કેતુપીડા દૂર થાયછે.

अथग्रहप्रीत्यर्थंदानानि माणिक्यगोधूमधेनुरक्तवस्त्रगुडहेमताम्ररक्तचंदनकमलानिरवेः प्रीत्यर्थंदानानि वंशपात्रस्थतंदुलकर्पूरमौक्तिकश्वेतवस्त्रघृतपूर्णकुंभवृषभाश्चंद्रस्य प्रवालगोधूममसूरिकारक्तवृषगुडसुवर्णरक्तवस्त्रताम्राणिभौमस्य नीलवस्त्रसुवर्णकांस्यमुद्गगारुत्मतदासीहस्तिदंतपुष्पाणिबुधस्य पुष्परागमणिहरिद्राशर्कराश्वपीतधान्यपीतवस्त्रलवणसुवर्णानिसुरगुरोः चित्रवस्त्रश्वेताश्वधेनुवज्रमणिसुवर्णरजतगंधतंदुलाःशुक्रस्य इंद्रनीलमाषतैलतिलकुलित्थमहिषीलोहकृष्णधेनवःशनेः गोमेदाश्वनीलवस्त्रकंबलतैलतिललोहानिराहोः वैडूर्यतैलतिलकंबलकस्तूरीछागवस्त्राणिकेतोर्दानानि शनिपीडापरिहारार्थंशनिवारेतैलाभ्यंगस्तैलदानंच ॥

## હવે નવગ્રહનાં દાન કેહેછે.

**સૂર્યની** પ્રીતિમાટે માણિક, ગહુ, ગાય, રક્ત વસ્ત્ર, ગોળ, સુવર્ણ, ત્રાંબું, રક્તચંદન, અને કમળ, એનું દાન કરવું.
**ચંદ્રમાટે**–વાંસનાં પાત્રમાં ભરી ચોખા, કપૂર, મોતિ, શ્વેત વસ્ત્ર; ધૃતપૂર્ણ કુંભ; અને બેળ.
**મંગળમાટે**–પરવાળાં, ગહુ, મસૂર, રાતો બેલ, ગોળ, સોનું, રાતું વસ્ત્ર, અને ત્રાંબું.
**બુધનાં દાન**–નીલું વસ્ત્ર, સુવર્ણ, કાંસાંનું પાત્ર, મગ, પાચ મણિ, દાસી, હાથીનો દાંત, અને ફૂળ.
**ગુરૂનાં દાન**–પુખરાજ, હળદર, સાકર, ઘોડો, પીળું ધાન્ય, પીળું વસ્ત્ર, લુણ, અને સુવર્ણ.
**શુક્રનાં દાન**–ચિત્ર વસ્ત્ર, શ્વેત ઘોડો, ગાય, હીરો, સુવર્ણ, રૂપુ, ચંદન, અને ચોખા.
**શનિનાં દાન**–નીળ મણિ, અડદ, તેલ, તિલ, કળથી, ભેંસ, લોઢું, અને કાળી ગાય.
**રાહુનાં દાન**–ગોમેદ મણિ, ઘોડો, શ્યામ વસ્ત્ર, કાંમલો, તેલ, તિલ, અને લોઢું.
**કેતુનાં દાન**–વૈડૂર્ય મણિ, તેલ, તિલ, કાંમલો, કસ્તુરી, બકરી, અને વસ્ત્ર, એ દાન કરવાં.
શનિકૃત પીડાના નાશમાટે શનિ વારે તૈલાભ્યંગ અને તેલનું દાન કરવું.

अथशनिव्रतं लोहमयंशनिंतैलकुंभेलौहेमृन्मयेवानिक्षिप्यकृष्णवस्त्राभ्यांकंबलेनवायुतंकृष्णैःसुगंधपुष्पैश्चकृसरान्नैस्तिलौदनैःपूजयित्वाकृष्णायद्विजायतदभावेन्यस्मैसशनिर्देयः तत्रशन्नोदेवीरितिमंत्रः शूद्रादेस्तु यःपुनर्नष्टराज्यायनलायपरितोषितः स्वप्नेददौनिजंराज्यंसमेसौरिःप्रसीदतु नमोर्कपुत्रायशनैश्चरायनीहारवर्णांजनमेचकाय श्रुत्वारहस्यंभवकामदस्त्वंफलप्रदोमेभवसूर्यपुत्रेत्यादयः एवंव्रतंप्रतिशनिवारंसंवत्सरंकार्यं कोणस्थःपिंगलोबभ्रुःकृष्णोरौद्रोंतकोयमः सौरिःशनैश्चरोमंदःपिप्पलादेनसंस्तुतइतिदशनामानिवानित्यंपठनीयानि अथशनिस्तोत्रं पिप्पलादउवाच नमस्तेकोणसंस्थायपिंगलायनमोस्तुते नमस्तेबभ्रुरूपायकृष्णायचनमोस्तुते नमस्तेरौद्रदेहायनमस्तेचांतकायच नमस्तेयमसंज्ञायनमस्तेसौरयेविभो नमस्तेमंदसंज्ञायशनैश्चरनमोस्तुते प्रसादंकुरुदेवेशदीनस्यप्रणतस्यच अनेनस्तोत्रेणप्रत्यहंप्रातःशनिस्तवनेनसार्धसप्तवार्षिकशनिपीडानाशः

## હવે શનિનું વ્રત કેહેછે.

લોઢાની શનિની મૂર્ત્તિ કરી, લોઢાના અથવા માટીના કુંભમાં તેલ ભરી તેમાં તે મૂર્ત્તિ રાખી કાળાં બે વસ્ત્રવડે અથવા કામળાવડે વીંટી કાળાં પુષ્પ, સુગંધિ પુષ્પ, તિળયુક્ત અન્ન, અને તિલની ખીચડી ઇત્યાદિકવડે તે મૂર્ત્તિની પૂજા કરી શ્યામ વર્ણના બ્રાહ્મણને, અથવા તેવો ન મળે તો બીજા બ્રાહ્મણને "शन्नो देवी०" એ મંત્ર ભણી તે મૂર્ત્તિનું દાન કરવું. શૂદ્રાદિક દાન કરનારો હોય તો તેણે "यः पुनर्नष्टराज्याय, नलाय परितोषितः ॥ स्वप्ने ददौ निजं राज्यं, समे सौरिः प्रसीदतु ॥ नमोऽर्कपुत्राय शनैश्वराय, नीहारवर्णांजनमेचकाय ॥ श्रुत्वा रहस्यं भव कामदस्त्वं, फलप्रदो मे भव सूर्यपुत्र, " ઇત્યાદિક મંત્રવડે દાન કરવું. એ પ્રમાણે દર એક શનિવારે એક વર્ષ પર્યંત વ્રત કરવું, અને નિત્ય "कोणस्थः पिंगलो बभ्रुः, कृष्णो रौद्रोंतको यमः ॥ सौरिः शनैश्चरो मंदः, पिप्पलादेन संस्तुतः" એ દશ નામનો નિત્ય પાઠ કરવો. હવે શનિસ્તોત્ર કેહેછે—"पिप्पलाद उवाच ॥ नमस्ते कोणसंस्थाय, पिंगलाय नमोस्तु ते ॥ नमस्ते बभ्रुरूपाय, कृष्णाय च नमोस्तु ते ॥ नमस्ते रौद्रदेहाय, नमस्ते चांतकाय च ॥ नमस्ते यमसंज्ञाय, नमस्ते सौरये विभो ॥ नमस्ते मंदसंज्ञाय, शनैश्चर नमोऽस्तु ते ॥ प्रसादं कुरु देवेश, दीनस्य प्रणतस्य च," આ સ્તોત્રનો નિત્ય પાઠ કરી શનિની સ્તુતિ કરવાથી સાડાસાત વર્ષ (પનોતિ)ની શનિએ કરેલી પીડા નિવૃત્ત થાયછે.

---

रविवारेसूर्यपूजोपवाससूर्यमंत्रजपैःसर्वरोगनाशः ह्रींह्रींसःसूर्यायेतिषडक्षरःसूर्यमंत्रः इतिश्रीमत्काश्युपाध्यायसूरिसूनुयज्ञेश्वरोपाध्यायानुजानंतोपाध्यायसूरिसुतकाशीनाथोपाध्यायविरचितेधर्मसिंधुसारेप्रकीर्णनिर्णयः ॥

રવિ વારે સૂર્યપૂજા, ઉપવાસ, સૂર્યના મંત્રનો જપ ઇત્યાદિ રીતે આરાધન કરવાથી સર્વ રોગ નિવૃત્ત થાયછે. "ह्रीं ह्रींसः सूर्याय," એ છ અક્ષરનો સૂર્યનો મંત્ર જાણવો.

ઇતિ શ્રીમત્કાશ્યુપાધ્યાયસૂરિસૂનુયજ્ઞેશ્વરોપાધ્યાયાનુજાનંતોપાધ્યાયસૂરિસુતકાશીનાથોધ્યાયવિરચિતે ધર્મસિંધુસારે પ્રકીર્ણ નિર્ણયઃ ॥

---

उक्तआद्यपरिच्छेदे, सामान्येनविनिर्णयः ॥ द्वितीयेस्मिन्परिच्छेदे, विशेषेणविनिर्णयः ॥१॥

પ્રથમ પરિચ્છેદમાં સામાન્યે કરી નિર્ણય કહ્યોછે અને બીજા પરિચ્છેદમાં વિશેષે કરી નિર્ણય કહ્યોછે.

---

मीमांसाधर्मशास्त्रज्ञाः, सुधियोनलसानराः॥ कृतकार्याःप्राङ्निबंधे, स्तदर्थंनायमुद्यमः॥२॥

## ગ્રંથકાર આ ગ્રંથ કરવાનું પ્રયોજન કેહેછે.

મીમાંસા અને ધર્મ શાસ્ત્રના જાણનારા, બુદ્ધિમાન્, અને આલસ્ય રહિત એવા

વિદ્વાનો તો પ્રાચીન વિદ્વાનોએ કરેલા પ્રાચીન નિબંધો જોઇનેજ કૃતકાર્ય થાયછે, અર્થાત્ પ્રાપ્ત થયેલાં કાર્યો કરેછે, તેથી આ મ્હારો ઉદ્યોગ તેમનેમાટે નથી.

**येपुनर्मंदमतयोलसाअज्ञाश्चनिर्णयम् ॥ धर्मेनिर्णयमिच्छंति, रचितस्तदपेक्षया ॥ ३ ॥**
**निबंधोयंधर्मसिंधुसारनामासुबोधनः ॥ अमुनाप्रीयतांश्रीमद्विठ्ठलोभक्तवत्सलः ॥ ४ ॥**

ત્યારે જે મંદબુદ્ધિ, આળસુ, અને નિર્ણયના અજ્ઞાની છતા ધર્મવિષે નિર્ણય જાણવાની ઇચ્છા રાખેછે તેઓનેમાટે **ધર્મસિંધુસાર** નામનો આ સુબોધ ગ્રંથ મેં રચ્યોછે. આ ગ્રંથવડે ભક્તવત્સલ એવા **શ્રીમદ્વિઠ્ઠલ** સંતુષ્ટ થાઓ.

---

**सर्वत्रमूलवचनानीहज्ञेयानितद्विचारश्च ॥ कौस्तुभनिर्णयसिंधुश्रीमाधवकृतनिबंधेभ्यः॥५॥**

આ ગ્રંથવિષે સર્વત્ર મૂળવચન અને તેમનો વિચાર જોવો હોય તો તે **કૌસ્તુભ, નિર્ણયસિંધુ** અને **શ્રીમાધવે** કરેલા જે નિબંધ તેઓમાંથી જોવો.

---

**प्रेम्णासद्भिर्ग्रंथः, सेव्यःशब्दार्थतःसदोषोपि ॥ संशोध्यत्रापिहरिणा, सुदाममुष्टिसतुष पृथुकमुष्टिरिव ॥ ६ ॥ इतिश्रीमत्काश्युपाध्यायसूरिसूनुयज्ञेश्वरोपाध्यायानुजानंतोपाध्याय सूरिसुतकाशीनाथोपाध्यायविरचितेधर्मसिंधुसारेप्रकीर्णनिर्णयोद्देशः समाप्तः ॥**

આ મ્હારો ગ્રંથ ક્વચિત્ સ્થલે જો શબ્દ અને અર્થવડે. દોષ સહિત હોય તો પણ વિદ્વાનોએ શોધન કરી પ્રેમપૂર્વક ગ્રહણ કરવા યોગ્ય છે. **તેમાં દૃષ્ટાંત**–સુદામા બ્રાહ્મણે આપેલા પોવા ફોતરીસમેત હતા તો પણ શ્રીહરિએ તેમાંની ફોતરીનો ત્યાગ કરી શુદ્ધ કરી તે જેમ ભક્ષણ કીધા, તેમ વિદ્વાનોએ આ મ્હારા ગ્રંથનો સ્વીકાર કરવો. ઇતિ શ્રીમત્કાશ્યુપાધ્યાયસૂરિસૂનુયજ્ઞેશ્વરોપાધ્યાયાનુજાનંતોપાધ્યાયસૂરિસુતકાશીનાથોપાધ્યાયવિરચિતે ધર્મસિંધુસારે પ્રકીર્ણનિર્ણયોદ્દેશઃ સમાપ્તઃ॥



॥ श्रीगणेशाय नमः ॥

गर्भाधानादिसंस्कारशुद्धे मनसि भावितं ॥
मुनिभिस्तत्त्वलब्ध्यर्थं, वंदे कामप्रदं प्रभुं ॥ १ ॥

એ રીતે મંગળાચરણ કરી તૃતીય પરિચ્છેદનાં ભાષાંતરનો આરંભ કરૂંછું.

श्रीपांडुरंगमकलंककलानिधानकांताननं यदबुधानमनं मुधा न ॥
श्रीवत्सकौस्तुभरमोल्लसितोरसं तं, वंदे पदाब्जभृतनंददुदारसंतं ॥ १ ॥

કલંકરહિત ચંદ્ર સમાન સુંદર મુખવાળા; તેમ જેને અજ્ઞાનિઓએ કરેલા નમસ્કાર પણ નિરર્થક થતા નથી; તેમજ શ્રીવત્સ, કૌસ્તુભ, અને લક્ષ્મીવડે સુશોભિત છે વક્ષસ્થળ જેનું; અને જેનાં ચરણકમળના આશ્રયથકી મ્હોટા સાધુ જનો પોષણ અને આનંદ પામેછે; એવા જે **શ્રીપાંડુરંગ** તેને નમસ્કાર કરૂંછું.

भीमाप्रियं सुकरुणार्णवमाशुतोषं, दीनेष्टपोषमघसंहतिसिंधुशोषम् ॥
श्रीरुक्मिणीमतिमुषं पुरुषं परं तं, वंदे दुरंतचरितं हृदि संचरंतम् ॥ २ ॥

ભીમા નદી છે પ્રિય જેને એવા, કરૂણાના સાગર, શીઘ્ર સંતુષ્ટ થનારા, ભક્તોના મનોરથ પોષણ કરનારા, પાપસમૂહરૂપ સમુદ્રના શોષણ કરનારા, લક્ષ્મીસ્વરૂપ જે રૂક્મિણી તેની બુદ્ધિના આકર્ષણ કરનારા, અને હૃદય સ્થળમાં રેહેનારા છતાં અનંતચરિત એવા પરમ પુરૂષ જે **શ્રીપાંડુરંગ** તેને નમસ્કાર કરૂંછું.

वंदे प्रतिघ्नंनमघानि शंकरं, धत्तां स मे मूर्ध्नि दिवानिशं करम् ॥
शिवां च विघ्नेशमथो पितामहं, सरस्वतीमाशु भजेऽपि तामहम् ॥ ३ ॥

પાપના નાશ કરનારા જે **શંકર** તેને નમસ્કાર કરૂંછું. તે **શંકર** વરદ એવો પોતાનો હાથ મ્હારાં મસ્તક ઉપરે રાત્રિ દિવસ ધારણ કરો. **પાર્વતી દેવી, ગણપતિ, બ્રહ્મદેવ,** અને પ્રસિદ્ધ એવી **સરસ્વતી** એ સર્વેને શીઘ્ર હું નમસ્કાર કરૂંછું.

श्रीलक्ष्मीं गरुडं सहस्रशिरसं प्रद्युम्नमीशं कपिं, श्रीसूर्यं विधुभौमविद्गुरू
कविच्छायासुतान् षण्मुखम् ॥ इंद्राद्यान्विबुधान् गुरूंश्च जननीं तातं च
नंतामिधं, नत्वार्यान्वितनोमि माधवमुखान् धर्माब्धिसारं मितम् ॥ ४ ॥

**શ્રીલક્ષ્મી, ગરૂડ, શેષ, પ્રદ્યુમ્ન, નારાયણ, હનુમાન, શ્રીસૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, શનિ,** સ્વામિ કાર્તિક, ઇંદ્રાદિક સર્વ દેવ, પોતાના ગુરૂ, **માતા, અનંત** નામના **પિતા** અને શ્રેષ્ઠ એવા **માધવાદિક** ધર્મશાસ્ત્રના નિબંધ કર્ત્તાઓ એઓ સર્વેને નમસ્કાર કરી અતિ વિસ્તાર રહિત અને અતિ સંક્ષેપે રહિત એવો **ધર્માબ્ધિસાર** નામનો ગ્રંથ રચુંછું.

दृष्ट्वा पूर्वनिबंधान्, प्राच्यांश्च नवांश्च तेषु सिद्धार्थान् ॥
प्रायेण मूलवचनान्युज्झित्य लिखामि बालबोधाय ॥ ५ ॥

આ ગ્રંથ કેવળ કપોલકલ્પિત નથી પણ પ્રાચીન વિદ્વાનોના ગ્રંથોના અભિપ્રાય પ્રમાણે છે, એવિષે કહેછે—કમળાકર ભટ્ટકૃત **નિર્ણયસિંધુ**, નીળકંઠ ભટ્ટકૃત **દ્વાદશમયૂખ**, વિષ્ણુ ભટ્ટકૃત **પુરૂપાર્થચિંતામણી**, **કાળમાધવ**, **હેમાદ્રિ**, અને અનંતદેવકૃત **કૌસ્તુભ** ઇત્યાદિક પ્રાચીન અને અર્વાચીન ગ્રંથો જોઈ તેઓમાંનાં બહુધા મૂળવચનો છોડી કેવળ પ્રસિદ્ધ અર્થમાત્ર બાળકોના બોધને અર્થે હું લખુંછું.

**उक्ता धर्माब्धिसारेस्मि, न्निर्णयं कालगोचरं ॥ परिच्छेदे प्रथमके, द्वितीये च यथाक्रमं ॥ ६ ॥ अथ ॥ गर्भाधानादिसंस्कारान्, धर्मान्गृह्या द्रिसंमतान् ॥ वक्ष्ये संक्षेपतः संतो,ऽनुगृण्हंतु दयालवः ॥ ७ ॥**

આ ધર્માબ્ધિસારના પ્રથમ અને બીજા પરિચ્છેદમાં ક્રમપૂર્વક કાળસંબંધિ નિર્ણય કહીને હવે ગૃહ્યસૂત્રાદિક પ્રમાણે ગર્ભાધાનાદિ સંસ્કાર અને આચારાદિ ધર્મ, સંક્ષેપે કહુંછું. માટે દયાળુ એવા સજ્જનો અનુગ્રહ કરો.

**काशीनाथाभिधेनात्रानंतोपाध्यायसूनुना॥ निर्णीयते यदेतत्तु, शोधनीयं मनीषिभिः॥८**

અનંત ઉપાધ્યાયનો પુત્ર હું કાશીનાથ આ ગ્રંથમાં જે નિર્ણય લખુંછું તે વિદ્વાનોએ શોધન કરવો.

---

**तत्रादौगर्भाधानसंस्कारउच्यते तदुपयोगितयाप्रथमरजोदर्शनेदुष्टमासादिनिर्णीयते तत्र चैत्रज्येष्ठाषाढभाद्रपदकार्तिकपौषमासादुष्टाः प्रतिपद्रिक्ताष्टमीषष्ठीद्वादशीपंचदश्योऽनिष्टफलास्तिथयः तथारविभौममंदवारेषु भरणीकृत्तिकाआर्द्राश्लेषामघापूर्वात्रयविशाखाज्येष्ठानक्षत्रेषु विष्कंभगंडातिगंडशूलव्याघातवज्रपरिघपूर्वार्धव्यतीपातवैधृतियोगेषुविष्टयांग्रहणेरात्रिसंध्यापराण्हकालेपुनिद्रायांजीर्णरक्तनीलचित्रवस्त्रेपुनग्नत्वेपरगृहपरग्रामेपुअल्पाधिकनीलादिरक्तत्वेचानिष्टफलं संमार्जनीकाष्ठतृणाग्निशूर्पान्हस्तेदधानाकुलटास्यात् वस्त्रे विषमारक्तबिंदवःपुत्रफलाः समाःकन्याफलाः ॥**

## હવે પ્રથમ ગર્ભાધાન સંસ્કાર કેહેવાયછે.

તેમાં ગર્ભાધાનને ઉપયોગી હોવાથી પ્રથમ રજોદર્શનમાં દુષ્ટ એવા માસ, તિથિ ઇત્યાદિકનો નિર્ણય કેહેછે—ચૈત્ર, જેઠ, આષાઢ, ભાદ્રપદ, કાર્ત્તિક, અને પૌષ એ માસ દુષ્ટ. એકમ, રિક્તા (ચોથ, નોમ, ચૌદશ), આઠમ, છઠ, દ્વાદશી, અને પૂનમ એ તિથિઓમાં પ્રથમ રજોદર્શન થાય તો નિંદિત ફળ જાણવું. તેમજ રવિ, મંગળ, અને શનિ એ વાર નિંદ્ય. ભરણી, કૃત્તિકા, આર્દ્રા, આશ્લેષા, મઘા, પૂર્વાફાલ્ગુની, પૂર્વાષાઢા, પૂર્વાભાદ્રપદા, વિશાખા, અને જ્યેષ્ઠા એ નક્ષત્રો નિંદ્ય છે. વિષ્કંભ, ગંડ, અતિગંડ, શૂલ, વ્યાઘાત, વજ્ર, પરિઘનું પૂર્વાર્ધ, વ્યતીપાત, અને વૈધૃત, એ યોગો નિંદ્ય. ભદ્રા, ગ્રહણ, રાત્રિ, સંધ્યા, અપરાન્હ કાળ, નિદ્રાવસ્થા, જીર્ણ (જુનાં) રાતાં, કાળાં, અને વિચિત્ર રંગના વસ્ત્ર, એ નિંદ્ય છે. નગ્નપણું છતાં, પરાયે ઘરે, અને બીજે ગામે પ્રથમ રજોદર્શન નિંદ્ય છે. તે રજોદર્શન અલ્પ, અધિક, અને રંગે કાળું ઇત્યાદિક હોય તો દુષ્ટ ફળ. ઝાડુ, લાકડાં, ઘાસ, અગ્નિ, અને સૂપડું એ પ-

દાર્થો હાથમાં છતાં તે વેળાએ પ્રથમ રજોદર્શન થયું હોય તો તે સ્ત્રી વ્યભિચારિણી થાય. વસ્ત્રમાં રૂધિરના બિંદુ વિષમ ( ૩, ૫, ૭ ઈત્યાદિ ) હોય તો તેથી પુત્રપ્રાપ્તિ થાય, અને સમ (૪, ૬, ૮ ઈત્યાદિ) હોય તો કન્યાપ્રાપ્તિ થાયછે.

---

अथप्रथमर्त्तौ अक्षतैरासनंकृत्वातत्रतामुपवेश्यपतिपुत्रवत्यःस्त्रियोहरिद्राकुंकुमगंधपुष्पस्रक्तांबूलादितस्यैदत्वार्दीपैर्नीराज्यसदीपालंकृतेगृहेतांवासयेयुः सुवासिनीभ्योगंधादिकंलवणमुद्रादिचदद्यात् ॥

**હવે પ્રથમ રજોદર્શન થયા પછીનો વિધિ કેહેછે**—ચોખાનું આસન કરી તે ઉપરે તેને બેસારી પતિ અને પુત્રવાળિ સ્ત્રિઓએ હળદર, કુંકુમ, ચંદન, સુગંધી પુષ્પોની માળા, અને તાંબૂલ, ઈત્યાદિક ઉપચાર તે સ્ત્રીને દઈ તેની આરતી કરી દીપક અને આરીસા ઈત્યાદિકવડે સુશોભિત ઘરમાં તે સ્ત્રીને બેસારવી. અને સૌભાગ્યવતી સ્ત્રિયોને ચંદન, હળદર, કુંકુમ ઈત્યાદિક અને મીઠું, મગ ઈત્યાદિક દેવાં.

---

अथसर्वर्तुसाधारणनियमाः त्रिरात्रमस्पृश्याभूत्वाअभ्यंगांजनस्नानदिवास्वापाग्निस्पर्शदंतधावनमांसाशनसूर्याद्यवलोकानभूमौरेखाकरणंचवर्जयेदधःशयीत अंजलिनाताम्रलोहपात्रेणवाजलंनपिबेत् याखर्वपात्रेणपिबतितस्याःखर्वःपुत्रः नखनिकृंतनेकुनखीपुत्रः पर्णेनपानेउन्मत्तइति द्वितीयादिषुऋतुषुप्रवासगंधमाल्यादिधारणतांबूलगोरसभक्षणपीठाद्यारोहणंवर्जयेत् मृन्मयेआयसेभूमौवाभुंजीत ग्रहणादिनिमित्तकस्नानप्राप्तौनोदकमज्जनरूपंस्नानंकिंतुपात्रांतरितजलेनस्नात्वा नवस्त्रपीडनंकुर्यान्नान्यद्वासश्चधारयेत् एवंमृताशौचादिनिमित्तकस्नानप्राप्तावपि सगोत्रयोर्योनिसंबंधिन्योर्वाब्राह्मण्योःरजस्वलयोःपरस्परंस्पर्शेउक्तरीत्यातदैवस्नानमात्रेणशुद्धिः तुल्यास्पर्शेएकरात्रमुपवासः गोत्रादिसंबंधाभावेअतुल्यास्पर्शेतस्मिन्दिनेस्नात्वानभुंजीत मत्यास्पर्शेतुआशुद्धेर्नभुंजीत भोजनेतुशुत्यनंतरंतावद्दिनसंख्ययोपवसेत् उपवासाशक्तौतुतत्प्रत्याम्नायब्राह्मणभोजनादिकुर्यात् सर्वत्रशुत्युत्तरंपंचगव्याशनंज्ञेयं शूद्रीब्राह्मण्योःरजस्वलयोःस्पर्शेआशुद्धेरभोजनंशुद्धौकृच्छ्रप्रायश्चित्तंब्राह्मण्याःशूद्रास्तुपादकृच्छ्रमात्रं रजस्वलायाःसूतिकायावाचांडालस्पर्शेआशुद्धेर्नभोजनंअतिकृच्छ्रंच अमत्यास्पर्शेप्राजापत्यं दंडादिपरंपरयाचांडालादिस्पर्शेस्नानमात्रं भुंजानायाःस्पर्शेप्राजापत्यंद्वादशब्राह्मणभोजनंच मिताक्षरायांतुपतितांत्यजचांडालैःकामतःस्पर्शेआशुद्धेरभुक्त्वाशुध्युत्तरंप्रथमेन्हिस्पर्शेत्र्यहमुपवासः द्वितीयेद्व्यहं तृतीयेएकाहः अकामतस्तुआशुद्धेरभोजनमात्रं एवंग्रामकुक्कुटसूकरश्ववायसरजकादिस्पर्शेपि अशक्तौतुस्नात्वायावन्नक्षत्रदर्शनमभोजनं भुंजानायाःश्वचांडालादिस्पर्शेआशुद्धेरभोजनंषड्रात्रंगोमूत्रयावकाहारः अशक्तौसुवर्णदानंविप्रभोजनंवा उच्छिष्टयोरजस्वलयोःस्पर्शेउच्छिष्टचांडालेनस्पर्शेवाकृच्छ्रेणशुद्धिः उच्छिष्टद्विजस्पर्शेरजस्वलायास्त्र्यहमूर्ध्वोच्छिष्टेअधरोच्छिष्टेत्वेकाहमुपवासः इत्युक्तं उच्छिष्टशूद्रस्पर्शेअधिकंकल्प्यं पुष्पिण्याःसूतकयान्यशुद्धनरस्पर्शेआशुद्धेरभोजनं भोजनेतुकृच्छ्रं पंचनखद्विशफैकशफपशुस्पर्शेअंडजस्पर्शेचाशुद्धेरभोजनं रजस्वलायाःश्वजंबूकगर्दभदंशेआशुद्धेरभोजनं शुद्धौपंचरात्रमुपवासः नाभेरूर्ध्वंदंशेदशरात्रंमूर्ध्निदंशेविंशतिरात्रं भुंजाना

रजस्वलारजस्वलांपश्यतिचेदाशुद्धेरभोजनं चंडालंपश्यतिचेदुपवासत्रयमपि कामतश्चांडालंपश्यतिचेत्प्राजापत्यं रजस्वलायाःशवसूतिकाभ्यांस्पर्शेशुत्ध्यंतेत्रिरात्रमुपवासः आशुद्धेरभोजनंच भोजनेतुकृच्छ्रम् सर्वत्रब्रह्मकूर्चविधिनापंचगव्याशनमुक्तमेव आशौचिभिःस्पर्शेस्नानात्प्राग्रजोदर्शनेचतुर्थदिनपर्यंतमभोजनं अशक्तौतुसद्यःस्नात्वाभुंजीत एवंबंधुमरणश्रवणेस्नानात्प्राग्रजोदर्शनेपि तथारजोदर्शनोत्तरंबंधुमरणश्रवणेपिशक्तायाःआशुद्धेरभोजनमशक्तायाःस्नानेनभोजनं सर्वत्रास्पृश्यस्पर्शेअशक्तायाःस्नानेकृतेभोजनं शुत्ध्यंतेऽनशनप्रत्याम्नायइतिकेचित् ॥

## હવે સઘળાં રજોદર્શનનો સાધારણ નિયમ કેહેછે.

(રજસ્વલા સ્ત્રીએ) ત્રણ રાત્રિ પર્યંત કોઇને સ્પર્શ કરવો નહી. તૈલાભ્યંગ, નેત્રમાં કાજળ, સ્નાન, દિવસે નિદ્રા, અગ્નિનો સ્પર્શ, દાંત ઘસવા, માંસ ભક્ષણ, સૂર્ય ઇત્યાદિકનું દર્શન, અને પૃથ્વી ઉપરે રેખા કાઢવી. એ સઘળાં વર્જ્ય કરવાં. પૃથ્વી ઉપરે શયન કરવું. ખોબાથી, અથવા ત્રાંબાનાં કે લોઢાનાં પાત્રવડે જળ પીવું નહી. જે સ્ત્રી ખર્વ (નાનાં) પાત્રવડે જળ પિયે તેનો પુત્ર ખર્વ (ઠીંગણો) થાયછે. જે નખ કાપી નાખે તેનો પુત્ર કુનખી (ખરાબ નખવાળો) થાયછે. પાદડાંવડે જળ પિયે તો તેનો પુત્ર ઉન્મત્ત (વિકળ) થાયછે. બીજાં ઇત્યાદિક રજોદર્શનમાં પ્રવાસ (બારગામ જાવું), ચંદન, પુષ્પમાળા ઇત્યાદિકનું ધારણ, તાંબૂલ, ગોરસ (દુધ, દહી, છાસ) ઇત્યાદિકનું ભક્ષણ અને ચોકી પાટલા ઇત્યાદિક ઉપરે બેસવું, એ સઘળાંઓનો ત્યાગ કરવો. માટીનાં પાત્રમાં, લોઢાનાં પાત્રમાં, અથવા પૃથ્વી ઉપરે ભોજન કરવું. ગ્રહણ આદિ નિમિત્તવડે સ્નાન કરવું પ્રાપ્ત થાય તો જળમાં ઉતરી સ્નાન કરવું નહી, પણ બીજાં પાત્રમાં જળ લઇ સ્નાન કરવું. વસ્ત્ર નીચાવવું નહી, અને બીજું વસ્ત્ર પેહેરવું નહી. એ રીતે સૂતક ઇત્યાદિ નિમિત્ત થકી સ્નાન પ્રાપ્ત થયા છતાં પણ એજ આચાર જાણવો. એક ગોત્રની અથવા બે સગી બેહેનું એવી બે બ્રાહ્મણી રજસ્વલાઓનો પરસ્પર (અજાણમાં) સ્પર્શ થાય તો પ્રથમ કહ્યા પ્રમાણે તે સમયેજ સ્નાન માત્ર કરવાથી શુદ્ધિ થાયછે. જાણીને સ્પર્શ કરે તો એક રાત્રિપર્યંત ઉપવાસ કરવો. એક ગોત્ર ઇત્યાદિક સંબંધ ન છતાં અજાણમાં સ્પર્શ થાય તો તે દિવસે સ્નાન કરવું અને ભોજન કરવું નહી. જાણીને સ્પર્શ કરે તો શુદ્ધિપર્યંત ભોજન કરવું નહી. જો ભોજન કરે તો જેટલા દિવસ ભોજન કીધું હોય તેટલા દિવસ શુદ્ધિ થયા પછી ઉપવાસ કરવા. ઉપવાસ કરવામાં અશક્ત હોય તો તેણે ઉપવાસને બદલે બ્રાહ્મણભોજન કરાવવાં. સઘળા પક્ષોનાં શુદ્ધિ થયા પછી પંચગવ્ય પ્રાશન કરવું. એક શૂદ્રી, અને એક બ્રાહ્મણી એ રીતે બે રજસ્વલા પરસ્પર સ્પર્શ કરે તો શુદ્ધિ પર્યંત ઉપવાસ કરી બ્રાહ્મણીએ કૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરવું. અને શૂદ્રીએ માત્ર પાદકૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરવું. રજસ્વલા, અને સુવાવડી સ્ત્રિને ચાંડાલનો સ્પર્શ થાય તો તેણે શુદ્ધિ થવા પર્યંત ઉપવાસ કરી અતિકૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરવું. અજાણમાં સ્પર્શ થાય તો પ્રાજાપત્ય પ્રાયશ્ચિત્ત કરવું. લાકડી ઇત્યાદિક પરંપરાવડે ચાંડાલાદિકનો

સ્પર્શ થાય તો કેવળ સ્નાન માત્ર કરવું. ભોજન કરતાં ચાંડાળનો સ્પર્શ થાય તો પ્રાજાપત્ય પ્રાયશ્ચિત્ત કરી બાર બ્રાહ્મણોને ભોજન કરાવવું. **મિતાક્ષરા** ગ્રંથમાં તો પતિત (વટલેલો), અત્યંત, અને ચાંડાળ એમનો જાણીને સ્પર્શ કરે તો શુદ્ધિ પર્યંત ઉપવાસ કરી શુદ્ધિ પછી, પ્રથમ દિવસે સ્પર્શ થયો હોય તો ત્રણ દિવસ ઉપવાસ બીજે દિવસે સ્પર્શ થયો હોય તો બે દિવસ ઉપવાસ અને ત્રીજે દિવસે સ્પર્શ થયો હોય તો એક દિવસ ઉપવાસ એ પ્રમાણે ઉપવાસ કરવા. અજાણમાં સ્પર્શ થાય તો શુદ્ધિ થવા પર્યંત ઉપવાસી (ભોજન કીધા વિના) રેહેવું. એ પ્રમાણે ગામનાં કુકડાં, સુવર, કુતરાં, કાગડા, અને ધોબી ઇત્યાદિકોનો સ્પર્શ થાય તો પણ એજ નિર્ણય જાણવો. પ્રથમ કહ્યા પ્રમાણે (ઉપવાસ) કરવામાં અશક્ત હોય તો તેણે સ્નાન કરી નક્ષત્ર દર્શન થાય ત્યહાં પર્યંત ભોજન કરવું નહી. ભોજન કરતાં કુતરાં, ચાંડાળ ઇત્યાદિકનો સ્પર્શ થાય તો શુદ્ધિ પર્યંત ઉપવાસ કરી, છ રાત્રિ પર્યંત, ગોમૂત્રમાં ભિજવેલા જવ ખાવા. તેમ કરવાનું સામર્થ્ય ન હોય તો સુવર્ણદાન અથવા બ્રાહ્મણભોજન કરવું. ઉચ્છિષ્ટ એવી બે રજસ્વલા પરસ્પર સ્પર્શ કરે અથવા ઉચ્છિષ્ટ એવા ચાંડાળનો રજસ્વલાને સ્પર્શ થાય તો કૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરવું, તેવડે શુદ્ધિ થાય. રજસ્વલાને ઉચ્છિષ્ટ એવા બ્રાહ્મણનો સ્પર્શ થાય તો ઉર્ધ્વોચ્છિષ્ટ[1] બ્રાહ્મણ છતાં રજસ્વલાએ ત્રણ ઉપવાસ કરવા, અધરોચ્છિષ્ટ[2] બ્રાહ્મણ હોય તો રજસ્વલાએ એક દિવસ ઉપવાસ કરવો, એમ કહ્યુંછે. ઉચ્છિષ્ટ એવા શૂદ્રનો સ્પર્શ થાય તો પ્રથમ કરતાં અધિક પ્રાયશ્ચિત્ત કરવું. રજસ્વલાને સૂતકી આદિ અશુદ્ધ મનુષ્યનો સ્પર્શ થાય તો તે રજસ્વલાએ શુદ્ધિ પર્યંત ભોજન કરવું નહી, જો ભોજન કરે તો કૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરવું. પાંચ નખ, બે નખ, અને એક નખવાળાં પશુઓનો, અને પક્ષિઓનો સ્પર્શ થાય તો શુદ્ધિ પર્યંત ભોજન કરવું નહી. કુતરાં, શિયાલ, ગધેડાં એ રજસ્વલાને દંશ કરે તો શુદ્ધિ પર્યંત ભોજન કરવું નહી. અને શુદ્ધિ થયા પછી પાંચ રાત્રિ ઉપવાસ કરવા. નાભિથી ઉપર દંશ કરે તો દશ રાત્રિ ઉપવાસ, અને મસ્તકને દંશ કરે તો વીશ રાત્રિ ઉપવાસ કરવા. જો રજસ્વલા ભોજન કરતાં બીજી રજસ્વલાને જુએ તો શુદ્ધિ પર્યંત ભોજન કરવું નહી. ચાંડાળને દેખે તો પણ ત્રણ રાત્રિ ઉપવાસ કરવા. જાણીને ચાંડાળને જુવે તો પ્રાજાપત્ય પ્રાયશ્ચિત્ત કરવું. રજસ્વલાને શયનો અથવા સુવાવડીનો સ્પર્શ થાય તો શુદ્ધિ પર્યંત ભોજન કરવું નહી, અને શુદ્ધિ થયા પછી ત્રણ રાત્રિ ઉપવાસ કરવા. જો ભોજન કીધું હોય તો કૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરવું. આ સધળામાં બ્રહ્મકૂર્ચ વિધિવડે પંચગવ્ય પ્રાશન કરવાનું કહ્યુંજ છે. સૂતકીનો સ્પર્શ થયા પછી સ્નાન કીધાથી પ્રથમ રજસ્વલા થાય તો ચોથા દિવસ પર્યંત ભોજન કરવું નહી. તેટલું સામર્થ્ય ન હોય તો તેજ સમયે સ્નાન કરી ભોજન કરવું. એ રીતે સંબંધી મરણ પામેલો છે એવું સાંભળી સ્નાન કરવાથી પ્રથમ રજોદર્શન થાય તો પણ એજ નિર્ણય જાણવો. રજોદર્શન પછી સંબંધિનું મરણ સાંભળે તો શક્તિ-

---

૧ ભોજન થયા પછી આચમન કીધું ન હોય તો તે, ઊર્ધ્વોચ્છિષ્ટ થાય.

૨ મળમૂત્રાદિનો ત્યાગ કરી હાથ, પગ ધોઈ આચમન કર્યું ન હોય તો તે, અધરોચ્છિષ્ટ થાય.

માન હોય તેણે શુદ્ધિ પર્યંત ભોજન કરવું નહી. અશક્ત હોય તો તેણે સ્નાન કરી ભોજન કરવું. અસ્પૃશ્યનો સ્પર્શ થયા છતાં સઘળે ઠેકાણે અશક્ત હોય તો તેણે સ્નાન કરી ભોજન કરવું. શુદ્ધિ થયા પછી ઉપવાસનો પ્રતિનિધિ કરવો, એમ કોઈ ગ્રંથકાર કહેછે.

रजस्वलायाःप्रथमदिननिर्णयम्तुरात्रेःपूर्वभागद्वयेपूर्वदिनंप्रथमं तृतीयेभागेरजोदर्शनेउत्तरदिनंप्रथमं यद्वार्धरात्रात्पूर्वपूर्वदिनंप्रथमं अर्धरात्रादूर्ध्वउत्तरदिनंप्रथमं एवंजननमरणाशौचेपिज्ञेयं यस्याःप्रायेणमासेरजोदर्शनंतस्याःसप्तदशादिनपर्यंतंपुनारजोदर्शनेस्नानाच्छुद्धिः अष्टादशाहेएकरात्रमशुचित्वंएकोनविंशेद्विरात्रंविंशतिप्रभृतित्रिरात्रं यस्याःप्रायःपक्षेपक्षेरजोदर्शनंतस्याःदशदिनपर्यंतंस्नानाच्छुद्धिः एकादशाहेरजोदृष्टौएकाहःद्वादशेद्विरात्रंऊर्ध्वंत्रिरात्रं रोगेणयद्रजःस्त्रीणामन्वहंप्रतिवर्ततेतेनत्रनास्पृश्यत्वंकिंतुरजोनिवृत्तिपर्यंतंपाकदैवपित्र्यकर्मानधिकारमात्रं रोगजेवर्तमानेपिमासजंरजोनियतमेवतत्रसावधानासतीत्रिरात्रमशुचिर्भवेत् यत्तुगर्भिण्याःप्राक्प्रसवात्रोगजंरजोदर्शनंतत्रत्रिदिनमेवाशौचं प्रसूतिकायाःकिंचिदूनमासात्पूर्वरजोनिवृत्तौस्नानमात्रं पूर्णमासेत्रिरात्रं उच्छिष्टास्त्रीयदिरजस्वलाभवतिनदाशुल्भ्यंतेत्यहमधरोच्छिष्टेत्वेकाहमुपवासः अविज्ञातरजोदोषायादिगृहेव्यवहरतितदानयास्पृष्टगोरसमृद्भांडादिकंजलादिकंचनत्याज्यम् सूतकवत्ज्ञानकालमारभ्यैवदोषात् अशुचित्वंतुज्ञानदिनमारभ्यत्रिदिनमितिकेचित् अन्येतुद्वितीयादिदिनेरजसिज्ञातेसूतकवच्छेषादिनैरेवशुद्धिरित्याहुः ॥

## રજસ્વલાના પ્રથમ દિવસનો નિર્ણય કહેછે.

રાત્રિના ત્રણ ભાગ કરવા. તેમાં પ્રથમના બે ભાગમાં રજસ્વલા થાય તો ગયો દિવસ તે પ્રથમ દિવસ સમજવો. રાત્રિના ત્રીજા ભાગમાં રજસ્વલા થાય તો આવતો દિવસ તે પ્રથમ દિવસ સમજવો. અથવા મધ્ય રાત્રથી પ્રથમ રજસ્વલા થાય તો ગયો દિવસ તે પ્રથમ, અને મધ્ય રાત્ર પછી રજસ્વલા થાય તો બીજો દિવસ તે પ્રથમ દિવસ સમજવો. એ પ્રમાણે જન્મ અને મરણનાં આશૌચ (સૂતક) વિષે પણ સમજવું. ઘણું કરી જે સ્ત્રી એક માસે રજસ્વલા થતી હોય તે સત્તર દિવસની માંય રજસ્વલા થાય તો તેને સ્નાન કરવાથી શુદ્ધિ જાણવી. અઢારમે દિવસે રજસ્વલા થાય તો એક રાત્રિ અસ્પૃશ્યપણું, ઓગણીશમે દિવસે રજસ્વલા થાય તો બે રાત્રિ અસ્પૃશ્યપણું, અને વીસમાં દિવસથકી ત્રણ રાત્રિ રજોદર્શન પાળવું. જે સ્ત્રી ઘણું કરી પન્નર પન્નર દિવસે રજસ્વલા થાતી હોય તે દશ દિવસની અંદર રજસ્વલા થાય તો તેને સ્નાનવડે શુદ્ધિ જાણવી. ઈગ્યારમે દિવસે રજસ્વલા થાય તો એક રાત્રિ પાળવી, બારમે દિવસે થાય તો બે રાત્રિ, અને તેરમા દિવસથકી ત્રણ રાત્રિ રજોદર્શન પાળવું. "જે સ્ત્રિને રોગનાં કારણથી નિત્ય રજોદર્શન થતું હોય તેને તે રજોદર્શનનો બાધ નથી, પણ જ્યહાં પર્યંત રજ બંધ થાય ત્યહાં પર્યંત રસોઈ કરવામાં અને દેવતા, પિતૃનાં કર્મ કરવાવિષે માત્ર અધિકાર નથી. રોગ સંબંધી રજસ્રાવ

થાયછે તેમ છતાં માસ સંબંધી રજસ્રાવ થાયજ છે, માટે તે વેળાએ સાવધાની રાખી તે સ્ત્રિએ ત્રણ રાત્રી રજોદર્શન પાળવું. જે સ્ત્રિ સગર્ભા છતાં પ્રસવ થયાથી પ્રથમ રોગના યોગે રજસ્વલા થાય તો તેણે ત્રણ દિવસ રજોદર્શન પાળવું. જે સ્ત્રિને પ્રસવ થયા પછી એક માસની માંય રજોદર્શન થાય તો તેણે માત્ર સ્નાન કરવું. માસ પૂરો થયા પછી રજોદર્શનમાં ત્રણ રાત્રિ પાળવી. ઉચ્છિષ્ટપણામાં જે સ્ત્રી રજસ્વલા થાય તો ઉર્ધ્વોચ્છિષ્ટપણું છતાં શુદ્ધિ થયા પછી ત્રણ દિવસ ઉપવાસ, અને અધરોચ્છિષ્ટપણું છતાં એક દિવસ ઉપવાસ કરવો. રજસ્વલા થયા પછી તેનું જ્ઞાન થયાથી પ્રથમ ઘરનો વ્યવહાર કરતાં તેણે સ્પર્શ કરેલા ગોરસ, માટીનાં પાત્ર, અને જળ ઇત્યાદિક પદાર્થો કાઢવા નહી; કારણ, સૂતકની પેઠે ખબર પડવા પછીજ દોષ છે. અસ્પૃશ્યપણું તો ખબર પડી ત્યહાંથી ત્રણ દિવસ પાળવું એમ કેટલાએક ગ્રંથકારો કેહેછે. બીજા ગ્રંથકારો તો, બીજા ઇત્યાદિક દિવસે ખબર પડે તો સૂતકપ્રમાણે બાકી રહેલા દિવસો વડેજ શુદ્ધિ થાયછે, એમ કેહેછે.

---

एवंत्रिदिनंस्थित्वाचतुर्थेहनिषष्टिवारंमृत्तिकाशौचेनमलंप्रक्षाल्यदंतधावनपूर्वकंसंगवकालेस्नायात् सूर्योदयात्प्राक्स्नानंत्वनाचारः चतुर्थेहनिरजोनिवृत्तौभर्तृशुश्रूषणादौशुद्धिः पंचमेहनिदैवपित्र्यकर्मणिशुद्धिः कानिचिद्दिनानिरजोयद्यनुवर्त्तेतनदातन्निवृत्तिपर्यंतंदैवपित्र्ययोर्नशुद्धिः रोगेणत्वनुवृत्तौप्रागुक्तं केचित्तुचतुर्थदिवसेदर्शेष्ट्यादिश्रौतकर्माणिकर्त्तव्यानीत्याहुः अपरेतुइतरदिनापेक्षयाचतुर्थदिनस्यैवानुकूलत्वेतत्रैवगर्भाधानंदुष्टरजोदर्शनशांतिश्चकर्त्तव्या महासंकटेश्रीसूक्तहोमपूर्वकाभिषेकेणोपनयनादिकमपिचतुर्थेहनिकर्त्तव्यमित्याहुः अयंचतुर्थेहन्यधिकारनिर्णयःसर्वथारजोनिवृत्तावेवज्ञातव्यः ॥

એ રીતે ત્રણ દિવસ રહી ચોથે દિવસે સાઠ વાર માટીવડે મળ પ્રક્ષાલન કરી દાંત ઘસી સંગવ કાળે (છ ઘડી દિવસ ચડ્યા પછી) સ્નાન કરવું. સૂર્યોદયથકી પ્રથમ સ્નાન કરવું એ અનાચાર છે. ચોથે દિવસે રજસ્રાવ બંધ થયા પછી પતિની સેવા ઇત્યાદિકમાં શુદ્ધિ થાયછે. પાંચમે દિવસે દેવતા, પિતૃ એમનાં કર્મવિષે શુદ્ધિ થાયછે. જો કેટલાએક દિવસ રજસ્રાવ થયા કરે તો તે બંધ થાય ત્યહાં પર્યંત દૈવ અને પિત્ર્ય કર્મવિષે શુદ્ધિ નથી. રોગના યોગે સ્રાવ થતો હોય તો તે વિષયમાં પ્રથમ કહેલું છે. કેટલાએક ગ્રંથકારો તો, ચોથે દિવસે દર્શેષ્ટિ ઇત્યાદિક શ્રૌત કર્મ કરવાં, એમ કેહેછે. બીજા ગ્રંથકારો તો, બીજા દિવસો કરતાં ચોથો દિવસજ અનુકૂળ આવે તો તેજ દિવસે ગર્ભાધાન અને દુષ્ટ રજોદર્શનની શાંતિ પણ કરવી. મહાસંકટ હોય તો શ્રીસૂક્તનો હોમ અને અભિષેક પ્રથમ કરી મૌંજી (યજ્ઞોપવીત) ઇત્યાદિક કર્મ પણ ચોથે દિવસે કરવાં, એમ કેહેછે. ચોથે દિવસે અધિકારનો જે આ નિર્ણય કહ્યો તે સર્વથા રજોનિવૃત્તિ થઈ હોય તોજ જાણવો.

---

यदिज्वरादिभिरातुराचतुर्थेहनिस्नातुंनशक्तातदातामन्यानारीनरोवादशवारंस्पृष्ट्वास्नायादाचमेच्च प्रतिस्नानमातुरस्यवस्त्रमन्यदन्यत्परिधापनीयं अंतेस्पृष्टानांसर्ववस्त्राणांत्यागआर्द्रवस्त्रादिव्यवधानेनशुद्धवस्त्रग्रहणंसेब्राह्मणभोजनात्पुण्याहवाचनाच्चशुद्धिः सर्वेषामप्यातुरा

णांएवंशुद्धिर्विधीयते एवंशुभ्यंतेशुभेदिनेदुष्टरजोदर्शनप्रयुक्तांशौनकोक्तांभुवनेश्वरीशांतिं ग्रंथांतरोक्तांवाशांतिंविधायगर्भाधानंकार्यम् सूर्यग्रहेरजोदर्शनेहैमंसूर्यबिंबंतन्नक्षत्ररूपंच सीसेनराहुंचकृत्वासंपूज्यार्कसमिद्भिःसूर्यंनक्षत्रंशंखक्षैराहुंदूर्वाभिर्हुत्वाज्यचरुतिलैश्चजुहुयात् चंद्रग्रहेराजतंचंद्रबिंबंपालाशपश्चसमिधइतिविशेषः ग्रहणव्यतीपातादिबहुतरदोषेरजोदर्शनेतुद्वितीयादिरजोदर्शनेशांतिपूर्वकंगर्भाधानंकार्यम् गर्भाधानेगुरुशुक्रास्ताधिकमासादिदोषोनास्ति यदितुप्रथमरजोदर्शनेशांतिर्नकृताद्वितीयादिरजोदर्शनेशुक्रास्तादिदोषप्रसक्तिस्तदानिमित्तानंतरमेवयत्रनैमित्तिकानुष्ठानंतत्रास्तादिदोषाभावोमुख्यकालातिक्रमेतुअस्तादिदोषोस्त्येवेतिसामान्यनिर्णयानुसारेणऋतुशांतिरस्तादौनकार्या तदनुरोधेनगर्भाधानंचनकार्यमितिभाति शांतिश्चसग्रहमखैवकार्या शांतौभुवनेश्वरीप्रधानदेवता इंद्रेंद्राण्यौपार्श्वदेवते एवंकलशत्रयेपिप्रतिमात्रयस्थापनं ग्रहाणामर्कादिसमिधश्चरुराज्यंचद्रव्यं प्रधानदेवतायादूर्वातिलमिश्रगोधूमाःपायसंआज्यंचेतिहविश्चतुष्टयं एवंपार्श्वदेवतयोरपि पायसस्यस्थंडिलाग्नौश्रपणमेवकार्यं ननुगृहसिद्धस्यग्रहणं ग्रहहोमार्थंगृहसिद्धश्चरुः पात्रासादनकालेपायसश्रपणार्थमेकास्थालीगृहसिद्धान्नसंस्कारार्थमपरेतिस्थालीद्वयं अनेककर्तृकाज्यहोमप्रसक्तावनेकस्रुवासादनं आज्येनसहहविस्त्रयस्यगृहसिद्धान्नस्यचपर्यग्निकरणं स्रुवादिसंमार्गांतेगृहसिद्धान्नमासादितचरुस्थाल्यामादायाग्नावधिश्रित्याभिघारणादिबर्हिरासादनांतंकुर्यात् ततः पायसाभिघारणाद्यासादनांतं अन्वाधानेहविस्त्यागेचप्रधानदेवतायाभुवनेश्वरीपदेनसवितृपदेनवोच्चारः गायत्र्याहोमोक्तेः आज्यभागांतेयजमानोन्वाधानानुसारेणप्रतिदैवतमष्टाविंशत्याहुतिपर्याप्तमर्कादिजातीयसमिच्चर्वाज्यात्मकंहविस्त्रयंसूर्यायसोमायभौमायबुधायबृहस्पतयेशुक्रायशनयेराहवेकेतवेनमम अष्टाष्टसंख्यापर्याप्तंहविस्त्रयंतत्तदधिदेवताप्रत्यधिदेवताभ्योनमम चतुश्चतुःसंख्यापर्याप्तंतद्धविस्त्रयंविनायकादिभ्यःक्रतुसंरक्षणक्रतुसाद्गुण्यदेवताभ्योनमम अष्टोत्तरशतसंख्याकाहुतिपर्याप्तंदूर्वातिलगोधूमपायसाज्येतिहविश्चतुष्टयंभुवनेश्वर्यैनमम यद्वा सवित्रेनमम एवमष्टाविंशतिसंख्यापर्याप्तंतच्चतुष्टयमिंद्रेंद्राणीभ्यांनममेतित्यागंकुर्यात् बहुतरदोषेऽष्टोत्तरसहस्रसंख्याकोहोमोभुवनेश्वर्याइंद्रेंद्राण्योरष्टोत्तरशतसंख्याकः इंद्रेंद्राण्योर्होमःकृताकृतः होमांतेग्रहादिबलयःभुवनेश्वर्यादिबलयोऽभिषेकश्चेतिसंक्षेपः समंत्रकःसविस्तरःप्रयोगःस्वस्वशाखीयानुसारेणज्ञेयः संकल्पःस्वतिवाग्विप्रवरणंभूतनिःसृतिः पंचगव्यैर्भूमिशुद्धिर्मुख्यदेवतपूजनम् १ अग्निप्रतिष्ठासूर्यादिग्रहस्थापनपूजनं देवतान्वाहितिःपात्रासादनंहविषांकृतिः २ यथाक्रमंत्यागहोमाविनिपौर्वांगकःक्रमः पूजास्विष्टंनवाहुत्याबलिःपूर्णाहुतिस्तथा ३ पूर्णपात्रविमोकाद्यभ्यर्चनांतेभिषेचनं मानस्तोकेतिभूतिश्चदेवपूजाविसर्जने ४ श्रेयोग्रहोदक्षिणादिदानंकर्मेश्वरार्पणं क्रमोयमुत्तरांगानांप्रायःस्मार्तेष्वितिस्थितिः ५ एवंमदनरत्नोक्ताबौधायनोक्ताचशांतिःकौस्तुभेद्रष्टव्या प्राग्रजोदर्शनात्पत्नीगमनेब्रह्महत्यादोषोक्तेःकिंचित्प्रायश्चित्तंविधेयमितिभाति ऋतौतुगमनमावश्यकंअन्यथाभ्रूणहत्यादोषः अयंचमनसिकामेसतिद्वेषादिनास्त्रियमनुगच्छतोज्ञेयः विरक्तस्यनकोपिदोषइतिश्रीभागवतेलोकेव्यवायेतिपद्येटीकायांचस्पष्टं ऋतुकालस्तुरजोदर्शनमारभ्यषोडशदिनपर्यंतंज्ञेयः तत्रप्रथमदिनचतुष्टयैकादशत्रयोदशदिनेषुगमनंवर्ज्यं अवशिष्टदशदिनेषुपुत्रार्थिनासमदिनेकन्यार्थिनाविषमदिनेगमनंकार्यं तत्राप्युत्तरोत्तररात्रीणांप्राशस्त्यं एकस्यां

**रात्रौसकृदेवगमनंकार्यं सकृद्गमनंचयुग्मासुसर्वासुआवश्यकमितिकेचित् अन्यकालेप्रनिबंधादिनागमनासंभवेश्राद्धैकादश्यादिदिनेपिऋतुगमनंकार्यमितिकेचित् स्त्रीणांवरमनुस्मरन्पत्नीच्छयानृतावपिगच्छन्नदोषभाक्किंनुब्रह्मचर्यहानिमात्रं ऋतौगच्छतियोभार्यामनृतौनैवगच्छति यावज्जीवंब्रह्मचारीमुनिभिःपरिकीर्तितः अष्टमीचतुर्दशीपूर्णिमाऽमावास्यासूर्यसंक्रांतिवैधृतिव्यतीपातपरिघपूर्वदलविष्टिसंध्यासुमातापित्रोर्मृतदिनेश्राद्धतत्प्राग्दिनेजन्मनक्षत्रेदिवाचस्त्रीगमनंवर्ज्यं ॥**

જો જ્વરાદિકવડે આતુર થવાથી રજસ્વલા ચોથે દિવસે સ્નાન કરવાને અસમર્થ હોય તો તેને સ્પર્શ કરી કરી બીજી સ્ત્રી અથવા બીજો પુરૂષે દશ વાર સ્નાન કરવું અને આચમન કરવું. એક એક સ્નાનને સમયે આતુરને વસ્ત્ર બદલાવી બીજું પેહેરાવવું. છેવટે સ્પર્શ કરેલાં સઘળાં વસ્ત્રોનો ત્યાગ કરવો, અને ભીનું વસ્ત્ર વચમાં પેહેરાવી શુદ્ધ વસ્ત્ર ધારણ કરાવવું, પછી પુણ્યાહવાચન અને બ્રાહ્મણભોજન કરાવવાથી શુદ્ધિ થાયછે. એ પ્રમાણે સઘળા આતુરોની શુદ્ધિ જાણવી. એ રીતે શુદ્ધિ થયા પછી શુભ દિવસે દુષ્ટ રજોદર્શનનાં ફળની નિવૃત્તિમાટે શૌનકે કહેલી **ભુવનેશ્વરી** શાંતિ અથવા અન્ય ગ્રંથોમાં કહેલી શાંતિ કરી ગર્ભાધાન કરવું. સૂર્ય ગ્રહણમાં રજોદર્શન થાય તો સૂર્ય બિંબ અને તે દિવસે જે નક્ષત્ર હોય તેનું સ્વરૂપ એ બન્ને સોનાનાં કરી રાહુની પ્રતિમા સીસાંની કરવી. પછી સઘળાંની પૂજા કરી સૂર્યને ઉદ્દેશે આકડાનાં સમિધવડે હોમ, નક્ષત્રના સ્વામીને ઉદ્દેશે પીપલાનાં સમિધનો હોમ, અને રાહુને ઉદ્દેશે દૂર્વાનાં સમિધવડે હોમ કરી ઘૃત, ચરૂ, અને તિલ એનો પણ હોમ કરવો. ચંદ્રગ્રહણ સમયે રજોદર્શન થાય તો રૂપાનું ચંદ્રબિંબ અને ખાખરાનાં સમિધ એટલો વિશેષ જાણવો. ગ્રહણ, વ્યતીપાત ઇત્યાદિ બહુ દોષયુક્ત દિવસે પ્રથમ રજોદર્શન થાય તો બીજાં, ત્રીજાં ઇત્યાદિક રજોદર્શન સમયે શાંતિ કરી ગર્ભાધાન કરવું. ગર્ભાધાનવિષે ગુરૂ, શુક્રનો અસ્ત; અધિક માસ ઇત્યાદિકનો દોષ નથી. જો પ્રથમ રજોદર્શન સમયે શાંતિ કરી નથી અને બીજાં ઇત્યાદિક રજોદર્શન સમયે ગુરૂ શુક્ર ઇત્યાદિકનો અસ્તાદિક દોષ પ્રાપ્ત થાય તો તે અસ્તાદિક દોષ ગયા પછી ગર્ભાધાન કરવું; કારણ, નિમિત્ત પ્રાપ્ત થતાંજ જ્યહાં નૈમિત્તિક કાર્ય કરાય તો તે મુખ્ય કાળ છે માટે ત્યહાં અસ્તાદિક દોષ નથી. મુખ્ય કાળનું ઉલ્લંઘન થાય તો અસ્તાદિક દોષ છેજ, એવા સામાન્ય નિર્ણય ઉપરથી ઋતુશાંતિ અસ્તાદિકમાં કરવી નહી, અને શાંતિ કરવી નહી ત્યારે ગર્ભાધાન પણ કરવું નહી એમ મને ભાસેછે. શાંતિ કરવી તે ગ્રહયજ્ઞ (ગ્રહ શાંતિ) સહિતજ કરવી. શાંતિમાં ભુવનેશ્વરી એ પ્રધાન દેવતા, ઇંદ્ર અને ઇંદ્રાણી એ પાર્શ્વ (પડખાં)ના દેવતા, એ પ્રમાણે ત્રણે કળશમાં ત્રણ પ્રતિમાનું સ્થાપન કરવું. સૂર્યાદિક ગ્રહોનાં આકડો ઇત્યાદિક સમિધ, ચરૂ, અને ઘૃત એ દ્રવ્ય; દૂર્વા, તિલમિશ્રિત ગહુ, પાયસ, અને ઘૃત, પ્રધાન દેવતાનાં એ ચાર દ્રવ્ય; અને પાર્શ્વ દેવતાઓનાં પણ એજ ચાર દ્રવ્ય જાણવાં. પાયસ કરવો તે સ્થંડિલના અગ્નિ ઉપરેજ કરવો, પણ ઘરમાં રાંધેલો ગ્રહણ કરવો નહી. ગ્રહોના હોમસારૂ ચરૂ લેવો તે ઘરમાં રાંધેલો લેવો. પાત્રોનાં સ્થાપન કરતી વેળાએ પાયસ

રાંધવામાટે એક સ્થાલી, અને ઘરમાં રાંધેલા ચરૂના સંસ્કારમાટે બીજી સ્થાલી, એ પ્રમાણે બે સ્થાલીપાત્ર સ્થાપન કરવાં. ઘૃતના હોમ કરનારા ઘણા હોય તો સ્રુવપાત્ર ઘણાં સ્થાપન કરવાં. ઘૃત સહિત ત્રણ હોમદ્રવ્ય, અને ઘરમાં રાંધેલો ચરૂ એ ચાર દ્રવ્યને અગ્નિસંસ્કાર કરવો. સ્રુવ (સરવો) ઇત્યાદિક પાત્રના સંસ્કાર થયા પછી ઘરમાં રાંધેલો ચરૂ પ્રથમ રાખેલાં સ્થાલીપાત્રમાં લઈ, અગ્નિ ઉપરે રાખી રાંધ્યો હોય તે પ્રમાણે કરી પછી અભિઘારણ (તે ઉપરે ઘી નાખવું) ત્યહાંથકી તે દર્ભનાં આસાદન પર્યંત કર્મ કરવું. પછી પાયસમાં ઘૃત નાખવું ત્યહાંથકી તે તેને નીચે ઉતારી રાખવો ત્યહાં પર્યંત કર્મ કરવું. અન્વાધાનમાં અને હોમનાં દ્રવ્યના ત્યાગ (અર્પણ)માં પ્રધાન દેવતાનો ઉચ્ચાર કરવો તે '**भुवनेश्वरी**' એ પદવડે અથવા '**सविता**' એ પદવડે કરવો; કારણ ગાયત્રી મંત્રવડે હોમ કરવાનો કહ્યોછે. આજ્યભાગ થયા પછી યજમાને જેવું અન્વાધાન કરેલું હોય તે પ્રમાણે ત્યાગનો ઉચ્ચાર કરવો. તે આ રીતે "**प्रतिदैवतं अष्टाविंशत्याहुतिपर्याप्तमर्कादिजातीयसमिच्चर्वाज्यात्मकं हविस्त्रयं सूर्याय सोमाय भौमाय बुधाय बृहस्पतये शुक्राय शनये राहवे केतवे न मम ॥ अष्टसंख्यापर्याप्तं हविस्त्रयं तत्तदधिदेवताप्रत्यधिदेवताभ्यो न मम ॥ चतुश्चतुःसंख्यापर्याप्तं तद्धविस्त्रयं विनायकादिभ्यः क्रतुसंरक्षकक्रतुसाद्गुण्यदेवताभ्यो न मम ॥ अष्टोत्तरशतसंख्याहुतिपर्याप्तं दूर्वातिलमिश्रगोधूमपायसाज्येतिहविश्चतुष्टयं भुवनेश्वर्यै न मम ॥ अथवा सवित्रे न मम ॥ अष्टाविंशतिसंख्यापर्याप्तं तच्चतुष्टयमिंद्रेंद्राणीभ्यां न मम**" એ રીતે ત્યાગ કરવો. રૂતુ સમયે ઘણા દોષ હોય તો ભુવનેશ્વરીનો હોમ (૧૦૦૮) કરવો, અને ઇંદ્ર, ઇંદ્રાણીનો હોમ (૧૦૮) કરવો. ઇંદ્ર, ઇંદ્રાણીનો હોમ કરો અથવા ન કરો તો પણ સમાન છે. હોમને અંતે નવ ગ્રહ ઇત્યાદિકને બલિદાન, અને ભુવનેશ્વરી ઇત્યાદિકને બલિદાન દઇ અભિષેક કરવો, એ રીતે સંક્ષેપ કહ્યો. મંત્રસહિત વિસ્તારપૂર્વક બીજો પ્રયોગ પોતપોતાની શાખા પ્રમાણે જાણવો. "સંકલ્પ, પુણ્યાહવાચન, બ્રાહ્મણોનું વરણ, ભૂતનિઃસારણ (સર્ષવ છાંટી ભૂતાપસર્પણ), પંચગવ્યવડે ભૂમિની શુદ્ધિ કરવી, પ્રધાન દેવની પૂજા, અગ્નિની સ્થાપના, સૂર્યાદિક ગ્રહોનું સ્થાપન અને પૂજન, દેવતાનું અન્વાધાન, પાત્રાસાદન (પાત્ર રાખવાં), હોમનાં દ્રવ્ય તયાર કરવાં, અને ક્રમપૂર્વક હોમ તથા ત્યાગ કરવો, એ પ્રથમનાં અંગભૂત કર્મનો ક્રમ જાણવો. પૂજા, સ્વિષ્ટકૃત, પ્રાયશ્ચિત્તાદિ હોમશેષ, બલિદાન, પૂર્ણાહુતિ, પૂર્ણપાત્રનું નિનયન (ખાલી કરવું), પાથરેલા દર્ભનું વિસર્જન, અગ્નિની પૂજા, અભિષેક, "**मानस्तोके०**" એ મંત્ર ભણી વિભૂતિધારણ, દેવતાની પૂજા અને વિસર્જન, શ્રેયોગ્રહણ (બ્રાહ્મણો પાસેથી કર્મનું ફળ યજમાને લેવું), દક્ષિણા ઇત્યાદિક દેવું, અને કર્મ ઈશ્વરને અર્પણ કરવું, એ રીતે હોમની પાછળ અંગભૂત કર્મનો ક્રમ જાણવો, સ્માર્ત્ત કર્મની ઘણું કરી એજ રીતિ જાણવી." એ પ્રમાણે **મદનરત્ને** અને **બૌધાયન** કહેલી શાંતિ, કૌસ્તુભમાં જોવી. રજોદર્શનથી પ્રથમ સ્ત્રી સાથે સંભોગ કરે તો બ્રહ્મહત્યા દોષ લાગેછે એમ છે, તેથી થોડુંક પ્રાયશ્ચિત્ત કરવું એમ મને ભાસેછે. ઋતુકાળે અવશ્ય સ્ત્રી ભોગ કરવો, ન કરે તો ભ્રૂણહત્યા (ગર્ભહત્યા) દોષ લાગેછે. મ-

નમાં ભોગ ઇચ્છા હોય અને દ્વેષાદિકને લીધે સ્રીગમન ન કરે તેને આ દોષ લાગે-છે. વિરક્ત હોય તો તેને કોઇ પણ દોષ નથી, એ પ્રમાણે શ્રીભાગવતમાં (એકાદશ સ્કંધમાં) "**लोके व्यवाया०**" એ શ્લોકની ટીકામાં સ્પષ્ટ છે. રજોદર્શન થાય તે દિવસથકી સોળ દિવસ પર્યંત ઋતુકાળ જાણવો. તેમાં પ્રથમના ચાર દિવસ, ઇગ્યારમો દિવસ, અને તેરમો દિવસ તે દિવસે સ્રીસંગ ન કરવો. બાકી રહેલા દશ દિવસોમાં પુત્રની ઇચ્છાવાળે સમ (૬–૮–૧૦–૧૨ ઇત્યાદિક) દિવસે અને કન્યાની ઇચ્છાવાળે વિષમ (૫–૭–૯–૧૧ ઇત્યાદિક) દિવસે ગમન કરવું. તેમાં પણ ઉત્તરોત્તર આવતી રાત્રિયું ઉત્તમ. એક રાત્રિમાં એક વખતજ ગમન કરવું. એક વાર ગમન કરવું તે સઘળી સમ રાત્રિમાં અવશ્ય કરવું, એમ કોઇ ગ્રંથકાર કેહેછે. બીજા દિવસોમાં કાંઇ એક પ્રતિબંધને યોગે ગમન ન થાય તો શ્રાદ્ધ દિવસ, એકાદશીનો દિવસ તે દિવસે પણ ઋતુગમન અવશ્ય કરવું, એમ કોઇ ગ્રંથકાર કેહેછે. સ્રીઓના કામનો નાશ કરનારો પાપી થાય એવાં વરદાનને સ્મરણ કરી સ્રીની ઇચ્છાથી ઋતુકાળ વિના પણ ગમન કરે તો દોષ થતો નથી; માત્ર બ્રહ્મચર્યનો નાશ થાયછે. "જે ઋતુકાળેજ સ્રીનું ગમન કરે, અને ઋતુકાળ વિના ક્યારે પણ ગમન કરે નહી, તે યાવજ્જીવ બ્રહ્મચારી છે એમ ઋષિઓએ કહ્યુંછે." આઠમ, ચૌદશ, પૂનમ, અમાસ, સૂર્યની સંક્રાંતિ, વૈધૃતિ, વ્યતીપાત, પરિઘનું પૂર્વાર્ધ, ભદ્રા, સંધિનો કાળ, માતા પિતાનો મરણ દિવસ, શ્રાદ્ધ દિવસ તેથી આગલો દિવસ જન્મ નક્ષત્ર અને દિવસ એટલે કાળે સ્રી ગમન વર્જ્ય કરવું.

---

अथगर्भाधानकालः चतुर्थीषष्ठीचतुर्दश्यष्टमीपंचदशीरहिताःतिथयःप्रशस्ताः चंद्रबुधगुरुशुक्रवाराःशुभाः मूलमघारेवतीज्येष्ठानक्षत्राणिवर्ज्यानि भरणीकृत्तिकार्द्राश्लेषापूर्वात्रयविशाखामध्यमानि शेषाणिशुभानि सर्वकार्येषुगोचरेचंद्रबलमावश्यकं तद्यथा चंद्रोन्नधनंसौख्यंरोगंकार्यक्षतिंश्रियं स्त्रियंमृत्युंनृपभयंमुखमायंव्ययंक्रमात् १ स्थानेषुद्वादशस्वैतज्जन्मराशेःप्रयच्छति शुक्लपक्षेशशीश्रेष्ठोद्विपंचनवमेष्वपि २ अनेकभार्यस्यऋतुयौगपद्येविवाहक्रमेणऋतुप्राप्तिक्रमेणवागर्भाधानं ऋतावप्यगमनदोषापवादः व्याधितोबंधनस्थोवाप्रवासेष्वथपर्वसु वृद्धांवंध्यामसद्वृत्तांमृतापत्यामपुष्पिणीं कन्यासूंबहुपुत्रांचअगच्छन्नैव दोषभाक् ॥

## હવે ગર્ભાધાનનો કાળ કેહેછે.

ચોથ, છઠ, ચૌદશ, આઠમ, પૂનમ, અને અમાસ એ તિથિ વર્જ્ય કરી બાકીની તિથિઓ ગર્ભાધાનમાટે ઉત્તમ. સોમ, બુધ, ગુરૂ, અને શુક્ર એ વાર ગર્ભાધાનમાટે શુભ. મૂળ, મઘા, રેવતી, અને જ્યેષ્ઠા એ નક્ષત્ર વર્જ્ય કરવાં. ભરણી, કૃત્તિકા, આર્દ્રા, આશ્લેષા, ત્રણ પૂર્વા, (પૂર્વા ફાલ્ગુની, પૂર્વાષાઢા, પૂર્વા ભાદ્રપદા), અને વિશાખા, એ મધ્યમ. બાકી રહ્યાં તે શુભ છે. સર્વ કાર્યોમાં ગોચરવિષે ચંદ્રબળ અવશ્ય જોઇએ. તે આ પ્રમાણે,—"અન્નલાભ, દ્રવ્યનાશ, સુખ, રોગ, કાર્યનાશ,

ધનલાભ, સ્ત્રીલાભ, મૃત્યુ, રાજભય, સુખ, ધનલાભ, અને ધનનાશ, એ રીતે ચંદ્ર પોતાની જન્મરાશીથકી બાર સ્થાનકવિષે રહ્યાં છતાં ક્રમે કરી ફળ દે છે. શુક્લ પક્ષમાં બીજો, પાંચમો, અને નવમો એ ચંદ્ર પણ શુભ થાય." જેની અનેક સ્ત્રિઓ હોય તે સ્ત્રિઓને એક સમયે ઋતુ પ્રાપ્ત થાય ત્યારે તેણે વિવાહના ક્રમ પ્રમાણે અથવા ઋતુપ્રાપ્તિના ક્રમ પ્રમાણે ગર્ભાધાન કરવું. **ઋતુકાળે ગમન ન કરતાં પણ દોષ નથી તે કહેછે.** "રોગી, બંધનમાં પડેલો, અથવા પરદેશ ગયો હોય, અને પર્વ દિવસે," એવે સમયે ઋતુકાળે ગમન ન કરતાં પણ દોષ નથી. "વૃદ્ધા, વંધ્યા (વાંઝણી), વ્યભિચારિણી, મૃતવત્સા (જેની પ્રજા મરી જતી હોય તે), રજોદર્શન રહિત, જેને કન્યાપ્રજા થતી હોય તે, અને બહુ પુત્રવાળી, એવી સ્ત્રીને ગમન ન કરે તો પણ દોષ થતો નથી.

---

तत्रप्रथमर्तुगमनंगर्भाधानहोमंगृह्याग्नौकृत्वाकार्यं द्वितीयादिकऋतुगमनेचनहोमादिकं येषांसूत्रेहोमोनोक्तस्तैर्होमवर्ज्यमंत्रपाठादिरूपोगर्भाधानसंस्कारःप्रथमगमनेकार्यः आहिताग्नेरर्धाधानिनोऽनाहिताग्नेश्चौपासनाग्निसिद्धिसत्त्वेनत्रैवहोमः औपासनाग्निविच्छेदेद्वादशदिनपर्यंतमयाश्चेत्याज्याहुत्याननऊर्ध्वंप्रायश्चित्तपूर्वकंपुनःसंधानविधिनाग्निमुत्पाद्यतत्रकार्यः तत्रप्रत्यब्दंप्राजापत्यकृच्छ्रप्रायश्चित्तं तत्रेत्थंसंकल्पः ममगृह्याग्निविच्छेददिनादारभ्यैतावत्कालंगृह्याग्निविच्छेदजनितदोषपरिहारद्वाराश्रीपरमेश्वरप्रीत्यर्थंगृह्याग्निविच्छेददिनादारभ्यैतावदब्दपर्यंतंप्रत्यब्दमेकैककृच्छ्रान्यथाशक्तितत्प्रत्याम्नायगोनिष्क्रयीभूतरजतनिष्कनिष्कार्धनिष्कपादनिष्कपादार्धान्यतमद्रव्यदानेनाहमाचरिष्ये तथाएतावद्दिनेषुगृह्याग्निविच्छेदेनलुप्तसायंप्रातरौपासनहोमद्रव्यंलुप्तदर्शपौर्णमासस्थालीपाकादिकर्मपर्याप्तव्रीह्याद्युपद्रव्यंचतन्निष्क्रयंवादातुमहमुत्सृजे कृच्छ्रप्रत्याम्नायांतरचिकीर्षायांतथोहःकार्यः अशीतिगुंजात्मकोनिष्कपादः अयंचतुर्गुणितोनिष्कः एवंसंकल्प्यविच्छिन्नस्यगृह्याग्नेःपुनःसंधानंकरिष्यइतिसंकल्पपूर्वकंस्वस्वसूत्रानुसारेणगृह्याग्निंसंसाधयेत् सर्वाधानिनापिएवमेवपुनःसंधानेनगृह्याग्निमुत्पाद्यगर्भाधानपुंसवनादिहोमःकार्यः तत्रकृच्छ्रसंकल्पोहोमादिद्रव्यदानसंकल्पश्चनकार्यः गर्भाधानहोमंकर्तुंगृह्यपुनःसंधानंकरिष्येइत्येवसंकल्पः गर्भाधानांतेऽग्नित्यागः अर्धाधानिनामपिपक्षद्वयं गृह्याग्नौसायंप्रातर्होमःस्थालीपाकाःकार्याइत्येकः गृह्याग्निःकेवलंसंरक्ष्योनतुतत्रहोमादिकार्यमित्यपरः आद्यपक्षेपूर्वोक्तहोमादिद्रव्यदानंकार्यं होमाद्यकरणपक्षेप्रायश्चित्तमात्रंकार्यं नतुद्रव्यदानं द्विभार्यस्याग्निद्वयसंसर्गात्पूर्वमुभयाग्न्यनुगतौउभयविच्छेददिनादब्दगणनयापृथक्पृथक्कृच्छ्रप्रायश्चित्तंपृथक्पृथक्होमद्रव्यदानंस्थालीपाकद्रव्यदानंचकृत्वापुनःसंधानद्वयेनाग्निद्वयमुत्पाद्याग्निद्वयसंसर्गंविधायतत्रगर्भाधानहोमः अग्निद्वयसंसर्गात्पूर्वंएकाग्न्यनुगतौतन्मात्रप्रायश्चित्तंतद्धोमद्रव्यमात्रदानंचकार्यं नतुस्थालीपाकद्रव्यदानं भार्यांतरस्यासन्निधानेयस्यांगर्भाधानंतदग्निविच्छेदप्रायश्चित्तादिनागृह्यमुत्पाद्यतत्रहोमः सर्वत्रपुनःसंधानेस्थालीपाकानारंभेस्थालीपाकादिद्रव्यदानंकृताकृतं एवंयथायथंगृह्याग्निसिद्धिंकृत्वाममास्यांभार्यायांसंस्कारातिशयद्वाराऽस्यांजनिष्यमाणसर्वगर्भाणांबीजगर्भसमुद्भवैनोनिबर्हणद्वाराश्रीपरमेश्वरप्रीत्यर्थंगर्भाधानाख्यंकर्मकरिष्ये तदंगत्वेन

स्वस्तिवाचनेत्यादिसंकल्प्य पुण्याहवाचनमातृकापूजननांदीश्राद्धादिकृत्वायथागृह्यंगर्भाधानसंस्कारःकार्यः अत्रगर्भाधानकर्मणोब्रह्मदेवताकत्वात्पुण्याहवाचनांतेकर्मांगदेवताब्रह्माप्रीयतामितिवदेत् औपासनांगेस्वस्तिवाचनेअग्निसूर्यप्रजापतयःप्रीयंतां स्थालीपाकांगेअग्निःप्रीयतामिति एवमन्यत्रग्रंथांतरादूह्यं ॥

તેમાં પ્રથમ ઋતુ સમયે ગૃહ્યાગ્નીમાં ગર્ભાધાન સંબંધી હોમ કરી ગમન કરવું. બીજા ઇત્યાદિક ઋતુ સમયે ગમન કરવાવિષે હોમ ઇત્યાદિક નથી. જેમનાં સૂત્રવિષે હોમ કરવાનું કહ્યું નથી, તેમણે હોમ ન કરતાં મંત્રનો માત્ર પાઠ પ્રથમ ગમન સમયે કરવો. અર્ધાધાની[1] અગ્નિહોત્રીએ અને અનાહિતાગ્નિએ[2] ગૃહ્યાગ્નિ સિદ્ધ હોય તો તે ઉપરેજ ગર્ભાધાન હોમ કરવો. બાર દિવસ પર્યંત ગૃહ્યાગ્નિનો વિચ્છેદ (નાશ) થાય તો "अयाश्चा०" એ મંત્રવડે ઘૃતાહુતિરૂપ પ્રાયશ્ચિત્ત કરવું. અગ્નિનો નાશ થયાં બાર કરતાં અધિક દિવસ થયા હોય તો પ્રથમ પ્રાયશ્ચિત્ત કરી ફરી પુનઃસંધાન વિધિવડે અગ્નિ ઉત્પન્ન કરી તે અગ્ની ઉપરે ગર્ભાધાન હોમ કરવો. પ્રાયશ્ચિત્ત કરવું તે દરવર્ષે પ્રાજાપત્ય કૃચ્છ્ર કરવું. તેમાં આ રીતે સંકલ્પ કરવો. "मम गृह्याग्निविच्छेददिनादारभ्यैतावंतं कालं गृह्याग्निविच्छेदजनितदोषपरिहारद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थं गृह्याग्निविच्छेददिनादारभ्यैतावदब्दपर्यंतं प्रत्यब्दं एकैककृच्छ्रान् यथाशक्ति तत्प्रत्याम्नायगोनिष्क्रयीभूतरजननिष्कनिष्कार्धनिष्कपादनिष्कपादार्धान्यतमद्रव्यदानेनाहमाचरिष्ये तथा एतावद्दिनेषु गृह्याग्निविच्छेदेन लुप्तसायंप्रातरौपासहोमद्रव्यं लुप्तदर्शपौर्णमासस्थालीपाकादिकर्मपर्याप्तव्रीह्याद्याज्यद्रव्यं च तन्निष्क्रयं वा दातुमहमुत्सृजे." કૃચ્છ્રને સ્થાનકે બીજો પ્રત્યામ્નાય કરવો હોય તો તેવો ઉચ્ચાર કરવો. એંશી ગુંજાભારનો નિષ્કપાદ, એ ચોગુણો કરવાથી એક નિષ્ક. એ પ્રમાણે સંકલ્પ કરી, "विच्छिन्नस्य गृह्याग्नेः पुनः संधानं करिष्ये," એવો સંકલ્પ કરી પોતપોતાનાં સૂત્ર પ્રમાણે ગૃહ્યાગ્નિ સિદ્ધ કરવો. સર્વાધાની[3] હોય તેણે પણ એજ રીતે પુનઃસંધાન વિધિવડે ગૃહ્યાગ્નિ ઉત્પન્ન કરી તે અગ્નિ ઉપરે ગર્ભાધાન, પુંસવન, ઇત્યાદિકનો હોમ કરવો. સર્વાધાનીએ કૃચ્છ્રનો સંકલ્પ અને હોમાદિક દ્રવ્યનાં દાનનો સંકલ્પ એ કરવા નહી. ત્યારે, "गर्भाधानहोमं कर्त्तुं गृह्यपुनःसंधानं करिष्ये," એવોજ સંકલ્પ કરવો, અને ગર્ભાધાન થયા પછી અગ્નિનો ત્યાગ કરવો. અર્ધાધાનીઓના પણ બે પક્ષ છે. **પ્રથમ પક્ષ**—ગૃહ્યાગ્નિ ઉપરે સાયંકાળે, પ્રાતઃકાળે હોમ અને સ્થાલીપાક કરવા. **બીજો પક્ષ**—કેવળ ગૃહ્યાગ્નિનું માત્ર રક્ષણ કરવું, તે ઉપરે હોમાદિક કરવો નહી. પ્રથમ પક્ષવિષે પ્રથમ કહ્યા પ્રમાણે હોમાદિકનાં દ્રવ્યનું દાન કરવું. હોમાદિક ન કરવો એ પક્ષવિષે પ્રાયશ્ચિત્ત માત્ર કરવું, હોમાદિકનાં દ્રવ્યનું દાન કરવું નહી. જેની બે સ્ત્રી હોય તેના બન્ને અગ્નિનો સંસર્ગ (એકીકરણ) થયાથી પ્રથમ બન્ને અગ્નિ નષ્ટ થાય તો બન્નેનો નાશ જે દિવસે થયો તે દિવસથકી વર્ષ લેખી તે પ્રમાણે બન્નેનાં

---

१ ગૃહ્યાગ્નિ યુક્ત જે અગ્નિહોત્રી તે અર્ધાધાની.

२ કેવળ સ્માર્ત્તાગ્નિ (આવસથ્ય) યુક્ત તે અનાહિતાગ્નિ કહેવાયછે.

३ અગ્નિહોત્રી હોય અને ગૃહ્યાગ્નિરહિત તે સર્વાધાની કહેવાયછે.

જુદાં જુદાં કૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત, અને જુદાં જુદાં હોમદ્રવ્યનું દાન, અને સ્થાલીપાકનાં દ્રવ્યનું દાન એ સર્વ કરી બે પુનઃસંધાન કરી બે અગ્નિ ઉત્પન્ન કરવા. પછી તે બન્ને અગ્નિનો સંસર્ગ કરી તે સંસર્ગાગ્નિ ઉપરે ગર્ભાધાનનિમિત્ત હોમ કરવો. બન્ને અગ્નિનો સંસર્ગ થયાથી પ્રથમ બેમાંથી એક અગ્નિ નષ્ટ થાય તો તેનું પ્રાયશ્ચિત્ત, અને તેનાં હોમદ્રવ્યનું દાન એ માત્ર કરવાં, સ્થાલીપાકનાં દ્રવ્યનું દાન કરવું નહી. બીજી સ્ત્રી પાસે ન હોય તો જે સ્ત્રિને ગર્ભાધાન કરવાનું તેના અગ્નિનો નાશ થયાનું પ્રાયશ્ચિત્ત ઇત્યાદિક કરી પુનઃસંધાનવિધિવડે અગ્નિ ઉત્પન્ન કરી તે ઉપરે ગર્ભાધાન હોમ કરવો. સ્થાલીપાકનો આરંભ થયો ન હોય તો સર્વત્ર પુનઃસંધાન સમયે સ્થાલીપાક ઇત્યાદિકનાં દ્રવ્યનું દાન કરવું ચાહાય ન કરવું એમ છે. એ પ્રમાણે યથાયોગ્ય ગૃહ્યાગ્નિ સિદ્ધ કરી "**ममास्यां भार्यायां संस्कारातिशयद्वाराऽस्यां जनिष्यमाणसर्वगर्भाणां बीजगर्भसमुद्भवैनोनिबर्हणद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थं गर्भाधानाख्यं कर्म करिष्ये, तदंगत्वेन स्वस्तिवाचनं,**" ઇત્યાદિક સંકલ્પ કરી પુણ્યાહવાચન, માતૃકાપૂજન, અને નાંદીશ્રાદ્ધ ઇત્યાદિક કરી પોતાનાં ગૃહ્યસૂત્ર પ્રમાણે ગર્ભાધાન સંસ્કાર કરવો. આ ગર્ભાધાન સંસ્કારના દેવતા બ્રહ્મા છે માટે પુણ્યાહવાચનની છેવટે, "**कर्मांगदेवता ब्रह्मा प्रीयतां**" એવો ઉચ્ચાર કરવો. અગ્નિ સિદ્ધ કરતી વખતે તેનાં અંગભૂત પુણ્યાહવાચનની અંતે, "**अग्निसूर्यप्रजापतयः प्रीयंतां,**" એવો ઉચ્ચાર કરવો. સ્થાલીપાકના આરંભ સમયે, "**अग्निः प्रीयतां,**" એવો ઉચ્ચાર કરવો. એ રીતે બીજાં કર્મોમાં ઉચ્ચાર કરવો તે બીજા ગ્રંથોમાં જોવો.

---

अथनांदीश्राद्धविचारः गौर्यादिमातृकापूजनंनांदीश्राद्धांगं यत्रनांदीश्राद्धंनक्रियतेतत्रमातृकापूजनमपिनकार्यं तत्रपूर्वंमातृपार्वणंततःपितृपार्वणंततःसपत्नीकमातामहपार्वणंइतिपार्वणत्रयात्मकंनांदीश्राद्धं मातृजीवनेसपत्नमातृमरणेपिनमातृपार्वणं एवंमातामह्याजीवनेमातामहीसपत्न्यामरणेपिनमातामहादेःसपत्नीकत्वं एवंदर्शादावपिमातृजीवनेसपत्नमातृमरणेपिनसपत्नीकत्वंपित्रादेः अत्रस्वधाशब्दस्थानेस्वाहाशब्दः सव्येनैवसर्वाःक्रियाः प्रतिपार्वणंदैवेचयुग्माब्राह्मणाः कुशस्थानेदूर्वाःविवाहादिमंगलकर्मांगेवृद्धिश्राद्धे यज्ञादिकर्मांगेतुअमूलादर्भाग्राह्याः दूर्वादर्भाश्चयुग्माएव उदङ्मुखःकर्ताप्राङ्मुखाविप्राः प्राङ्मुखोवाकर्ताउदङ्मुखाविप्राः पूर्वाण्हकालः प्रदक्षिणंकर्म आधानांगंत्वपराण्हेकार्यं पुत्रजन्मनिमित्तकंरात्रावपि एवंचविश्वेदेवार्थविप्रसहिताअष्टौविप्राअत्पशक्तौचत्वारोवा वृद्धिश्राद्धेविश्वेदेवाःसत्यवसुसंज्ञकाः सोमयागगर्भाधानपुंसवनसीमंतोन्नयनाधानादिकर्मांगभूतवृद्धिश्राद्धेक्रतुदक्षसंज्ञकाः गर्भाधानादिसंस्कारेषुवापीदेवप्रतिष्ठादिपूर्तकर्मसुअपूर्वाधानादिषुसंन्यासस्वीकारेकाम्यवृषोत्सर्गेगृहप्रवेशेतीर्थयात्रायांश्रवणाकर्मसर्पबल्याश्वयुज्याग्रयणादिपाकसंस्थानांप्रथमारंभेनांदीश्राद्धमावश्यकं पुनराधानेसोमयागादिभिन्नेअसकृत्क्रियमाणेकर्मणिअष्टकादिश्राद्धकर्मसुचनांदीश्राद्धंनकार्यं गर्भाधानपुंसवनसीमंतचौलमौंजीविवाहातिरिक्तसंस्कारेषुश्रवणाकर्मादिषुचनांदीश्राद्धंवैकल्पिकं जातकर्मांगंपुत्रजन्मनिमित्तकंचनांदीश्राद्धंपृथगेव जन्मकालेएवजातकर्मणिक्रियमाणेपुत्रजन्मनिमित्तकंजातक

र्मांगंचवृद्धिश्राद्धंतंत्रेणकरिष्येइतिसंकल्प्यसकृदेवकार्यं नामकर्मणासहजातकर्मचिकीर्षायांपुत्रजन्मनिमित्तंजन्मकालेएवहेम्नाकृत्वाकर्मांगंनामकर्मकालेकार्यं तदातदकरणेनामकर्मकालेएवपुत्रजन्मनिमित्तकंजातकर्मनामकर्मांगंचनांदीश्राद्धंतंत्रेणकरिष्यइतिसंकल्प्यैकमेवकार्यं एवंचौलादिकर्मणासहजातकर्मादिषुक्रियमाणेषुपुत्रजन्मनिमित्तकंचौलांतसंस्कारांगंचनांदीश्राद्धंतंत्रेणकरिष्यइतिसंकल्पः तथाचसहैवक्रियमाणेषुचौलादिष्वन्येपुचकर्मसुनांदीश्राद्धस्यसकृदेवानुष्ठानंनतुप्रतिकर्मपृथगनुष्ठानम् एवंयमलयोर्युगपदेकसंस्कारकरणेपिज्ञेयं ऋक्शाखिभिःकात्यायनैश्चपितृपितामहप्रपितामहाइतिपितृपूर्वकउच्चारःकार्यः अन्यशाखिभिस्तुप्रपितामहपितामहपितरोनांदीमुखाइतिप्रपितामहपूर्वकउच्चारः मातृपार्वणेनांदीमुखशब्देङीपूविकल्पान्नांदीमुख्यइतिनांदीमुखाइतिपक्षद्वयमुच्चारेअनादिसंज्ञात्वेननखमुखात्संज्ञायामितिनिषेधानवतारादितिपुरुषार्थचिंतामणीकारः ॥

## હવે નાંદીશ્રાદ્ધનો નિર્ણય કેહેછે.

ગૌરી ઇત્યાદિક માતૃકાનું પૂજન નાંદીશ્રાદ્ધનું અંગ છે. જ્યહાં નાંદીશ્રાદ્ધ થતું નથી તે કર્મમાં માતૃકાપૂજન પણ કરવું નહી. પ્રથમ માતૃપાર્વણ, પછી પિતૃપાર્વણ, પછી સપત્નીક માતામહપાર્વણ એ પ્રમાણે ત્રણ પાર્વણ જેમાં છે તે નાંદીશ્રાદ્ધ. માતા જીવતી હોય અને સાવકી માતા મરણ પામેલી હોય તો પણ માતૃપાર્વણ ન થાય. એ રીતે માતામહી ( માતાની માતા ) જીવતી હોય અને સાવકી માતામહી મરણ પામેલી હોય તો પણ માતામહ ઇત્યાદિકને સપત્નીકપણું નથી. એ રીતે દર્શાદિક શ્રાદ્ધમાં પણ માતા જીવતી હોય અને સાવકી માતા મરણ પામેલી હોય તો પણ પિત્રાદિકને સપત્નીકપણું નથી. એ નાંદીશ્રાદ્ધમાં '**स्वधा**' શબ્દને સ્થાનકે '**स्वाहा**' શબ્દ ઉચ્ચાર કરવો. અને સવ્યેજ સઘળું કર્મ કરવું. દર એક પાર્વણને ઠેકાણે અને દેવને ઠેકાણે બે બે બ્રાહ્મણ નોતરવા. વિવાહાદિક મંગળ કર્મનું અંગભૂત નાંદીશ્રાદ્ધ હોય તો દર્ભને ઠેકાણે દૂર્વા લેવી. યજ્ઞાદિક કર્મનું અંગભૂત નાંદીશ્રાદ્ધ હોય તો મૂળરહિત દર્ભ લેવા. દૂર્વા અને દર્ભ એ બે બેજ લેવાં. નાંદીશ્રાદ્ધ કર્ત્તાએ ઉત્તરાભિમુખ બેસવું, અને બ્રાહ્મણોએ પૂર્વમુખ બેસવું, અથવા કર્ત્તાએ પૂર્વમુખ, અને બ્રાહ્મણોએ ઉત્તરમુખ બેસવું. નાંદીશ્રાદ્ધમાં પૂર્વાન્હકાળ લેવો. સઘળું કર્મ પ્રદક્ષિણ કરવું. ગર્ભાધાનનું અંગભૂત નાંદીશ્રાદ્ધ અપરાન્હ કાળે કરવું. પુત્ર જન્મનિમિત્તનાંદીશ્રાદ્ધ રાત્રિએ પણ કરવું. એ રીતે વિશ્વેદેવા સંબંધી બ્રાહ્મણ સહિત આઠ બ્રાહ્મણોને કેહેવું તેટલું સામર્થ્ય ન હોય તો ચાર બ્રાહ્મણોને કેહેવું. નાંદીશ્રાદ્ધમાં '**सत्यवसु**' નામના વિશ્વેદેવા લેવા. સોમયાગ, ગર્ભાધાન, પુંસવન, સીમંતોન્નયન, અને અગ્ન્યાધાન, ઇત્યાદિક કર્મનાં અંગભૂત નાંદીશ્રાદ્ધમાં '**ऋतुदक्ष**' નામના વિશ્વેદેવા લેવા. ગર્ભાધાન ઇત્યાદિક સંસ્કાર; વાવ, અને દેવની પ્રતિષ્ઠા ઇત્યાદિક પૂર્ત્ત કર્મ; પ્રથમ ન કરેલું એવું આધાન ( અગ્નિહોત્ર ) ઇત્યાદિક કર્મ; સંન્યાસ લેવો; કામ્ય વૃષોત્સર્ગ; ગૃહપ્રવેશ; તીર્થયાત્રા; અને શ્રવણાકર્મ, સર્પબળિ, આશ્વયુજી કર્મ, આગ્રયણ ઇત્યાદિક પાકસંસ્થાઓનો પ્રથમ આરંભ; એ કર્મના આરંભ સમયે નાંદીશ્રાદ્ધ અવશ્ય

કરવું. સોમયાગ વિના પુનરાધાન, વારંવાર કરવાનાં કર્મ, અને અષ્ટકા ઇત્યાદિક શ્રાદ્ધકર્મ, એઓમાં નાંદીશ્રાદ્ધ કરવું નહી. ગર્ભાધાન, પુંસવન, સીમંતોન્નયન, ચૌળ, મૌંજી; અને વિવાહ એ વિના બીજા સંસ્કારો અને શ્રવણા કર્માદિક કર્મવિષે નાંદીશ્રાદ્ધ કરવું અથવા ન કરવું એ વિકલ્પ છે. જાતકર્મનું અંગભૂત નાંદીશ્રાદ્ધ અને પુત્રજન્મ સંબંધી નાંદીશ્રાદ્ધ એ ભિન્ન ભિન્ન કરવાં. પુત્રજન્મ સમયેજ જાતકર્મ સંસ્કાર કરવામાં આવતો હોય તો, "**पुत्रजन्मनिमित्तकं जातकर्मांगं च वृद्धिश्राद्धं तंत्रेण करिष्ये,**" એવો સંકલ્પ કરી એક વખતજ નાંદીશ્રાદ્ધ કરવું. નામકરણ સંસ્કારની સાથે જાતકર્મ કરવાનું હોય તો પુત્રજન્મ સંબંધી નાંદીશ્રાદ્ધ જન્મ કાળેજ સુવર્ણવડે કરી કર્માંગ ભૂત નાંદીશ્રાદ્ધ નામકર્મ સમયે કરવું. જન્મ કાળે તે કર્યું ન હોય તો નામકર્મ સમયેજ, "**पुत्रजन्मनिमित्तकं जातकर्मनामकर्मांगं च नांदीश्राद्धं तंत्रेण करिष्ये,**" એવો સંકલ્પ કરી એકજ કરવું. એ પ્રમાણે ચૌળ ઇત્યાદિ કર્મની સાથે જાતકર્માદિ સંસ્કાર કરવાના હોય તો, "**पुत्रजन्मनिमित्तकं चौलांतसंस्कारांगं च नांदीश्राद्धं तंत्रेण करिष्ये.**" એવો સંકલ્પ કરવો. એજ રીતે સાથેજ કરવાના ચૌળાદિક સંસ્કાર અને બીજાં કર્મ તેઓમાં નાંદીશ્રાદ્ધ એકજ વાર કરવું, કર્મ કર્મપ્રત્યે ભિન્ન કરવું નહી. એ પ્રમાણે યમળ (બેલડાંનાં) જે તેમના સંસ્કાર એક કાળે કરવાના હોય તેમાં પણ એ પ્રમાણેજ નિર્ણય જાણવો. ઋગ્વેદીઓએ, અને કાત્યાયનોએ "**पितृपितामहप्रपितामहाः**" એવો પિતૃપૂર્વક ઉચ્ચાર કરવો. બીજી શાખાવાળાઓએ તો "**प्रपितामहपितामहपितरो नांदीमुखाः**" એવો પ્રપિતામહપૂર્વક ઉચ્ચાર કરવો. માતૃપાર્વણમાં **નાંદીમુખ** શબ્દની આગળે વ્યાકરણનો ઙીપ્ પ્રત્યય વિકલ્પથી પ્રાપ્ત થાયછે માટે "**नांदीमुख्यः**" એવો, અથવા "**नांदीमुखाः**" એવો એ બન્ને પક્ષ ઉચ્ચારમાં ચાલેછે તેથી બન્નેમાંથી કોઇએક લેવો. "નખ અથવા મુખ એ શબ્દ જેને અંતે આવ્યો હોય એવો શબ્દ કોઈની સંજ્ઞા થાય તો તેની આગળ ઙીપ્ પ્રત્યય થતો નથી, પણ ટાપ્ પ્રત્યય થાયછે," એવો જે નિષેધ કહ્યો તેની એ ઠેકાણે પ્રાપ્તિ નથી, કારણ, 'નાંદીમુખ' એ સંજ્ઞા અનાદિ છે એરીતે પુરૂષાર્થચિંતામણીકાર કેહેછે.

---

**अथवृद्धिश्राद्धकर्तुर्जीवत्पितृकत्वेनिर्णयः जीवेत्तुयदिवर्गाद्यस्तंवर्गंतुपरित्यजेदितिन्यायेनजीवत्पितृकःस्वापत्यसंस्कारेषुमातृमातामहपार्वणयुतंनांदीश्राद्धंकुर्यात् मातरिजीवत्यांमातामहपार्वणकमेव मातामहेजीवतिमातृपार्वणकमेव केवलमातृपार्वणेविश्वेदेवानकार्याः वर्गत्रयाद्येषुमातृपितृमातामहेषुजीवत्सुनांदीश्राद्धलोपएवसुतसंस्कारेषूचितः द्वितीयविवाहाधानपुत्रेष्टिसोमयागादिषुस्वसंस्कारकर्मसुयेभ्यएवपितादद्यात्तेभ्योदद्यात् तथाचमृतमातृमातामहकोपिजीवत्पितृकःस्वसंस्कारेपितुर्मातृपितामहीप्रपितामह्यःपितुःपितृपितामहप्रपितामहाःपितुर्मातामहमातृपितामहमातृप्रपितामहाःइत्येवपार्वणत्रयमुद्दिश्यश्राद्धंकुर्यात् नतुस्वमातृमातामहपार्वणोद्देशः पितरिपितामहेचजीवतिस्वसंस्कारेपितामहस्यमातृपितामहीप्रपितामह्यइत्याद्युद्देशः एवंप्रपितामहेपियोज्यं पितुर्मात्रादिजीवनेतत्पार्वणलोपएव तथाचयेभ्यएवपितादद्यादितिपक्षस्यवर्गाद्यजीवनेतत्पार्वणलोपइतिद्वारलोपपक्षस्यचस्वसंस्कारस्वा**

पत्यसंस्कारभेदेनव्यवस्थासिद्धांतितेतिज्ञेयं केचित्तुपक्षद्वयस्यैच्छिकोविकल्पोनतुव्यवस्थितइत्याहुः एवंमृतपितृकस्यजीवन्मातृमातामहस्यपितृपार्वणेनैवनांदीश्राद्धसिद्धिर्ज्ञेया समावर्तनस्यमाणवककर्तृत्वेपितदंगभूतनांदीश्राद्धेपितुस्तदभावेज्येष्ठभ्रात्रादेरधिकारइतिकेचित् तत्रापितापुत्रसमावर्तनेस्वपितृभ्योनांदीश्राद्धंकुर्यात् पिताजीवत्पितृकश्चेत्सुतसंस्कारत्वान्नद्वारलोपपक्षोयुक्तइतिभाति माणवकपितुःप्रवासादिनाअसन्निधानेभ्रात्रादिर्माणवकस्यपितुर्मातृपितामहीप्रपितामह्यइत्याद्युच्चार्यश्राद्धंकुर्यात् मृतपितृकमाणवकसमावर्त्तनेपितृव्यभ्रात्रादिरस्यमाणवकस्यमातृपितामहीत्याद्युच्चारयेत् भ्रात्रादेरभावेस्वयमेवस्वपितृभ्योदद्यात् एवंजीवत्पितृकोपिपितुरसन्निधानेभ्रात्रादेरभावेपितुःपितृभ्यःस्वयमेवनांदीमुखंकुर्यात् उपनयनेनकर्माधिकारस्यजातत्वात् एवंविवाहेपिद्रष्टव्यं मृतपितृकस्यचौलोपनयनादिकंपितृव्यमातुलादिःकुर्वन्अस्यसंस्कार्यस्यपितृपितामहेत्याद्युच्चार्यश्राद्धंकुर्यात् जीवतःपितुरसन्निधानेनकुर्वन्मातुलादिरस्यसंस्कार्यस्यपितुर्जनकादीनुद्दिश्यकुर्यान्नतुसंस्कार्यस्यमृतानपिमात्रादीनितिसंक्षेपः ॥

## હવે નાંદીશ્રાદ્ધ કરનારાનો પિતા જીવતો હોય તો તેવિષે નિર્ણય કેહેછે.

માતા (મા), પિતામહી (દાદી), અને પ્રપિતામહી (પરદાદી), એ ત્રણ મળી એક વર્ગ; પિતા (બાપ), પિતામહ (દાદો), અને પ્રપિતામહ (પરદાદો), એ ત્રણ મળી એક વર્ગ; માતામહ (માનો પિતા), માતુઃપિતામહ (માનો દાદો), અને માતુઃ પ્રપિતામહ (માનો પરદાદો) એ સપત્નીક ત્રણે મળી એક વર્ગ; એ પ્રમાણે ત્રણ વર્ગ છે, તેમાં "વર્ગનું પ્રથમ મનુષ્ય જીવતું હોય તો તે વર્ગજ છોડી દેવો." એવો ન્યાય છે માટે જેનો પિતા જીવતો હોય તેણે પોતાનાં બાળકોના સંસ્કાર સમયે માતૃપાર્વણ અને માતામહપાર્વણ એ બે પાર્વણે યુક્ત નાંદીશ્રાદ્ધ કરવું. માતા જીવતી હોય તો માતામહપાર્વણે યુક્તજ કરવું. માતામહ જીવતો હોય તો માતૃપાર્વણે યુક્તજ નાંદીશ્રાદ્ધ કરવું. કેવળ એક માતૃપાર્વણજ હોય તો નાંદીશ્રાદ્ધમાં વિશ્વેદેવા કરવા નહી. ત્રણ વર્ગમાંનાં પ્રથમનાં એટલે માતા, પિતા, અને માતામહ, એ ત્રણે જીવતાં હોય તો પુત્રસંસ્કારમધ્યે નાંદીશ્રાદ્ધનો લોપજ કરવો એ યોગ્ય છે. બીજો વિવાહ, અગ્ન્યાધાન, પુત્રેષ્ટિ, અને સોમયાગ ઇત્યાદિક પોતાના સંસ્કારરૂપ કર્મવિષે "પોતાનો પિતા જે પિતૃને પાર્વણ દેતો હોય તેજ પિતૃને પુત્રે દેવું." તેમજ જેની માતા અને માતામહ એ મૃત થયાં હોય અને પિતા જીવતો હોય તો તેણે પોતાના સંસ્કારમાંનાં નાંદીશ્રાદ્ધ સમયે પિતા જેનો ઉચ્ચાર કરતો હોય તેનોજ ઉચ્ચાર કરવો. તે આ પ્રમાણે,—"**पितुर्मातृपितामहीप्रपितामह्यः पितुःपितृपितामहप्रपितामहाः पितुर्मातामहमातृपितामहमातृप्रपितामहाः**," એજ રીતે ત્રણ પાર્વણનો ઉદ્દેશ કરી નાંદીશ્રાદ્ધ કરવું, પોતાનાં માતૃપાર્વણ અને માતામહપાર્વણનો ઉચ્ચાર કરવો નહી. પિતા અને પિતામહ બન્ને જીવતા હોય તો પોતાના સંસ્કાર સમયે પિતામહનાં માતૃપાર્વણનો ઉચ્ચાર કરવો. તે આ રીતે,—"**पितामहस्य मातृपितामहीप्रपितामह्यः**," એ રીતે ઉદ્દેશ કરવો. પ્રપિતામહ જીવતો હોય તો પણ એ પ્રમાણે યોજના કરવી. પિતાની

માતા ઇત્યાદિક જીવતી હોય તો તે પાર્વણનો લોપજ કરવો. તેમજ "જે પિતૃને પિતા પાર્વણ દેતો હોય તેજ પિતૃને પુત્રે દેવાં," એ એક પક્ષ; અને વર્ગમાંનો પ્રથમ જીવતો હોય તો તે પાર્વણનો લોપ કરવો એ બીજો દ્વારલોપ પક્ષ; એમની વ્યવસ્થા, પોતાના સંસ્કાર અને પોતાનાં સંતાનોના સંસ્કાર એ ભેદવડે કરેછે, એમ જાણવું; એટલે પોતાના સંસ્કારમાં પિતાનાં પાર્વણો અને પુત્રના સંસ્કારમાં પોતાનાં પાર્વણો લેવાં એ તાત્પર્ય. કોઇ ગ્રંથકાર તો, પ્રથમ કહેલા બન્ને પક્ષનો વિકલ્પ ઐચ્છિક (ઇચ્છાપૂર્વક) છે. વ્યવસ્થાયુક્ત નથી, એમ કેહેછે. એજ રીતે જેનો પિતા મૃત થયો હોય, અને માતા તથા માતામહ એ બન્ને જીવતાં હોય તો તેનાં નાંદીશ્રાદ્ધની સિદ્ધિ એક પ્રિતૃપાર્વણ થકીજ થાયછે એમ સમઝવું, જો કે સમાવર્ત્તન સંસ્કાર પોતેજ બટુક કરે તો પણ સમાવર્ત્તનનું અંગભૂત નાંદીશ્રાદ્ધ પિતાએ કરવું. પિતા ન હોય તો જ્યેષ્ઠ ભ્રાતાએ કરવું, એમ કોઇ ગ્રંથકાર કેહેછે. પિતાએ પુત્રનાં સમાવર્ત્તન સમયે નાંદીશ્રાદ્ધ કરવું તે પોતાના પિતૃને ઉદ્દેશે કરવું. પિતા જીવત્પિતૃક (જેનો પિતા જીવતો હોય તેવો) હોય તો પુત્રનો સંસ્કાર છે માટે ત્યહાં દ્વારલોપ પક્ષ યોગ્ય છે એમ ભાસેછે. બટુનો પિતા પ્રવાસ ઇત્યાદિક કારણથી સમીપે ન હોય તો બટુના ભાઈ ઇત્યાદિકે "**माणवकस्य पितुर्मातृपितामहीप्रपितामह्यः**," એવો (બટુના પિતાનાં પાર્વણનો) ઉચ્ચાર કરી નાંદીશ્રાદ્ધ કરવું. મૃતપિતૃક (જેનો પિતા મૃત છે) એવા બટુનાં સમાવર્ત્તનવિષે કાકો, ભાઈ ઇત્યાદિકે બટુનાં પાર્વણવડે નાંદીશ્રાદ્ધ કરવું. તેમાં, "**अस्य माणवकस्य मातृपितामहीप्रपितामह्यः**" એવો ઉચ્ચાર કરવો. ઇત્યાદિક ન હોય તો બટુએજ પોતાના પિતૃને ઉદ્દેશે નાંદીશ્રાદ્ધ કરવું. તેમજ પિતા જીવતો છતાં સમીપે ન હોય અને ભાઈ ઇત્યાદિકનો અભાવ હોય તો પિતાના પિતૃને ઉદ્દેશે બટુએ પોતેજ નાંદીશ્રાદ્ધ કરવું. કારણ, યજ્ઞોપવીત થયેલું છે તેથી બટુને કર્મનો અધિકાર છે. એ પ્રમાણે વિવાહમાં પણ નિર્ણય જાણવો. મૃતપિતૃકના ચૌલ, મૌંજી ઇત્યાદિક સંસ્કાર કરવાના તે કાકો, મામો ઇત્યાદિક સંસ્કાર કરતા હોય તો તેઓએ "**अस्य संस्कार्यस्य पितृपितामहप्रपितामहाः**" ઇત્યાદિક ઉચ્ચાર કરી જેને સંસ્કાર કરવાના છે તેનાં પાર્વણવડે નાંદીશ્રાદ્ધ કરવું. પિતા જીવતો છતાં તે સમીપે ન હોવાનાં કારણથી મામો ઇત્યાદિક સંસ્કાર કરે તો તેણે, જેને સંસ્કાર કરવાના છે તેના-પિતાની માતા, પિતા ઇત્યાદિકને ઉદ્દેશે નાંદીશ્રાદ્ધ કરવું, બટુની માતા ઇત્યાદિક મૃત થઇ હોય તો પણ તેને ઉદ્દેશે કરવું નહી. એ પ્રમાણે નાંદીશ્રાદ્ધનાં પાર્વણનો સંક્ષેપે નિર્ણય કહ્યો.

---

**नांदीश्राद्धेपिंडदानंकुलधर्मानुसारेणवैकल्पिकं पिंडेषुदधिमधुबदरद्राक्षामलकमिश्रणं दक्षिणायांद्राक्षामलकानि प्रथमांतेनैवसंकल्पः सर्वत्रोच्चारेसंबंधनामगोत्रंवर्जयेत् मालती मल्लिकाकेतकीकमलानांमालादेयानतुरक्तपुष्पाणां कुंकुमचंदनाद्यलंकृताःसर्वे नांदीश्राद्धा रंभेपाकांतरेणवैश्वदेवःसाग्निकानग्निकैःसर्वशाखिभिःकार्यः द्वयोर्द्वयोर्विप्रयोर्युगपन्निमंत्रणं भवद्भयांक्षणःक्रियतामोंतथाप्राप्नुतांभवंतौप्राप्नुवावेत्युक्तिः शंनोदेवीत्यनुमंत्र्ययवानेवक्षि**

पेत् यवोसिसोमदेवत्योगोसवेदेवनिर्मितः प्रत्नवद्भिःप्रत्तःपुष्टयानांदीमुखान्पितॄनिमाल्लोकान्प्रीणयाहिनःस्वाहानमइतिपित्र्येमंत्रः द्विर्द्विर्गंधादिदानं पाणिहोमोग्नयेकव्यवाहनायस्वाहासोमायपितृमतेस्वाहेति अत्रश्राद्धेनापसव्यंनतिलाःनचपितृतीर्थेनदानं पावमानीःशंवतीःशकुनिसूक्तंस्वस्तिसूक्तंचश्रावयेत् मधुवाताइतितृचस्थानेउपास्मैगायेतिपंचर्चः अक्षन्नमीमदंतेतिच तृप्तिप्रश्नस्थानेसंपन्नमिति दैवेरुचितमितिप्रश्नः पूर्वाग्रेषुकुशेषुदूर्वासुवाएकस्यद्वौद्वौपिंडौ अक्षय्यस्थानेनांदीमुखाःपितरःप्रीयंतां स्वधावाचनस्थानेनांदीमुखान्पितॄन्वाचयिष्येइत्यादिनस्वधांप्रयुंजीत त्यमूषुवाजिनेतिविप्रविसर्जनं केचिन्नांदीश्राद्धांतेवैश्वदेवोबव्हृचानामित्याहुः नात्रश्राद्धांगतर्पणं अत्राहिताग्निनापिंडदानंकार्यं पितुर्मात्रादिवर्गत्रयोद्देशेनश्राद्धेपितुर्मातामहीचैवतथैवप्रपितामहीत्यादिश्लोकपाठः द्वारलोपपक्षेयत्पार्वणलोपस्तत्पार्वणविषयकश्लोकैकदेशलोपः केवलमातृपार्वणेदेवानकार्याः एताभवंतुसुप्रीताइत्यूहःकार्यः सांकल्पविधिनासंक्षिप्तनांदीश्राद्धप्रयोगःप्रयोगरत्नादौद्रष्टव्यः इतिनांदीश्राद्धविचारः ॥

નાંદીશ્રાદ્ધમાં પિંડદાન કરવું તે કુળાચાર પ્રમાણે વૈકલ્પિક (કરે અથવા ન કરે) એમ છે. પિંડમાં દહીં, મધ, બોરાં, દ્રાખ, અને આમળાં એ પદાર્થો મેળવવા. દક્ષિણામાં દ્રાખ અને આમળાં દેવાં. પ્રથમા વિભક્ત્યંત શબ્દવડે સંકલ્પ કરવો. સર્વત્ર ઉચ્ચારમાં સંબંધ, નામ અને ગોત્ર એ વર્જ્ય કરવાં. જાઇ, ચમેલી, મોગરા, કેતકી અને કમલની માળા (બ્રાહ્મણોને) દેવી, રાતાં ફુલની માળા દેવી નહી. સધળાઓએ કેશર, ચંદન ઇત્યાદિકવડે અલંકૃત રેહેવું. નાંદીશ્રાદ્ધનો આરંભ થયા પછી સાગ્નિક, નિરગ્નિક સર્વ શાખાવાળાઓએ જુદો પાક (ભાત) કરી વૈશ્વદેવ કરવો. બે બે બ્રાહ્મણોનું એક વખતેજ નિમંત્રણ કરવું, તેનો ઉચ્ચાર આ પ્રમાણે,—"**भवद्भयां क्षणः क्रियतां ॐतथा, प्राप्नुतां भवंतौ, प्राप्नुवाव.**" "**शन्नोदेवी०**" એ મંત્રવડે મંત્રી જવજ છાંટવા. "**यवोसि सोमदेवत्यो, गोसवे देवनिर्मितः ॥ प्रत्नवद्भिः प्रत्तः पुष्टया, नांदीमुखान् पितॄनिमाल्लोकान्प्रीणयाहि नः स्वाहा नमः,**" એ મંત્ર પિત્ર્ય કર્મવિષે લેવો, ચંદન ઇત્યાદિક ઉપચાર બે બે વખત દેવા. બ્રાહ્મણોના હાથમાં હોમ કરવો તે "**अग्नये कव्यवाहनाय स्वाहा, सोमाय पितृमते स्वाहा,**" એ મંત્રવડે કરવો. આ નાંદીશ્રાદ્ધમધ્યે અપસવ્ય કરવું નહી, તિલ લેવા નહી, પિતૃતીર્થે[1] દાન દેવું નહી. પાવમાની ઋચા, શંવતી ઋચા, શકુનિ સૂક્ત, અને સ્વસ્તિ સૂક્ત એ બ્રાહ્મણકને શ્રવણ કરાવવાં. "**मधुवाता०**" એ ત્રણ ઋચાને બદલે "**उपास्मै गायता०**" એ પાંચ ઋચા અને "**अक्षन्नमी मदंत०**" એ ઋચા ભણવી. તૃપ્તિ પ્રશ્નને ઠેકાણે "**संपन्नं**" એ ઉચ્ચાર કરવો. દૈવ કર્મમાં "**रुचितं**" એવું પ્રશ્ન કરવું. પૂર્વ દિશા સામે અગ્રવાળા એવા દર્ભ ઉપરે અથવા દૂર્વા ઉપરે એકને બે બે પિંડ દેવા. '**अक्षय्यं**' એ ઠેકાણે, "**नांदीमुखाः पितरः प्रीयंतां**" એવો ઉચ્ચાર કરવો. સ્વધાવાચનને ઠેકાણે, "**नांदीमुखान पितॄन् वाचयिष्ये**" ઇત્યાદિક ઉચ્ચાર કરવો, સ્વધાશબ્દનો ઉચ્ચાર કરવો નહી. પછી "**त्यमूषुवाजिनं०**" એ મંત્રવડે બ્રાહ્મણોનું વિસર્જન

૧ અંગોઠા અને તેની જોડની આંગલી એ બન્નેનાં મૂળનો જે મધ્યભાગ તેને પિતૃતીર્થ કેહેછે.

કરવું. કોઈ ગ્રંથકાર, નાંદીશ્રાદ્ધની અંતે ઋગ્વેદીઓએ વૈશ્વદેવ કરવો, એમ કેહેછે. એ નાંદીશ્રાદ્ધમાં શ્રાદ્ધ સંબંધી તર્પણ કરવું નહી. એ શ્રાદ્ધમાં અગ્નિહોત્રીએ પિંડદાન કરવું. પિતાની માતા ઇત્યાદિક ત્રણ વર્ગને ઉદ્દેશી નાંદીશ્રાદ્ધ કરવાનું હોય તો તેમાં "**पितुर्मातामहीचैव, तथैव प्रपितामही,**" ઇત્યાદિક શ્લોકપાઠ કરવો. દ્વારલોપ પક્ષ હોય તો જે પાર્વણનો લોપ હોય તે પાર્વણ સંબંધી શ્લોકના એકદેશનો લોપ કરવો. કેવળ માતૃપાર્વણયુક્ત નાંદીશ્રાદ્ધ હોય તો વિશ્વેદેવા ન કરવા. ઈહિં "**एताभवंतु सुप्रीताः**" એવો ઊહ કરવો. સાંકલ્પ વિધિવડે સંક્ષિપ્ત નાંદીશ્રાદ્ધનો પ્રયોગ, પ્રયોગરત્ન ઇત્યાદિક ગ્રંથમાં જોવો. એ પ્રમાણે નાંદીશ્રાદ્ધનો નિર્ણય સમાપ્ત થયો.

---

**एवंस्वस्तिवाचनंक्रतुदक्षसंज्ञकविश्वेदेवयुतंचनांदीश्राद्धंगर्भाधानांगंकृत्वास्वशाखागर्भाधानसंस्कारःकार्यः आश्वलायनैःगृह्याग्नौप्राजापत्यंचरुंहुत्वाविष्णुंषड्वारंसकृत्प्रजापतिंचाज्येनहुत्वाजपोपस्थानेनस्तःकरणादिकंचकार्यं विष्णुर्योनिंजपेत्सूक्तंयोनिंस्पृष्ट्वात्रिभिर्व्रती गर्भाधानंततःकुर्यात्सुपुत्रोजायतेध्रुवं एवंनेजमेषेत्यादिजपोपि सर्वथाहोमासंभवेअश्वगंधारसंउदीर्ष्वातइतिमंत्रेणदक्षिणनासायामासिच्योपगमनंकार्यं एवंगर्भाधानसंस्कारमकृत्वास्त्रीगमनेगर्भोत्पत्तौतत्प्रायश्चित्तंगोदानंकृत्वापुंसवनंकार्यं ॥**

એ પ્રમાણે પુણ્યાહવાચન અને ક્રતુદક્ષ નામના વિશ્વેદેવા સહિત એવું ગર્ભાધાનનું અંગભૂત નાંદીશ્રાદ્ધ કરી પોતાની શાખા પ્રમાણે ગર્ભાધાન સંસ્કાર કરવો. આશ્વલાયન શાખાવાળાઓએ ગૃહ્યાગ્નિમાં પ્રાજાપત્ય (પ્રાજાપતિ છે દેવતા જેનો) એવા ચરૂનો હોમ કરી વિષ્ણુને છ અને પ્રજાપતીને એક એવી ધૃતાહુતીનો હોમ કરી જપ, અગ્નિનું ઉપસ્થાન (પ્રાર્થના), અને નાકવડે દૂર્વાનો રસ પીવો ઇત્યાદિક કરવું. "વ્રતધારણ પૂર્વક ત્રણ દર્ભવડે યોનીનો સ્પર્શ કરી "**विष्णुर्योनिं०**" એ સૂક્તનો જપ કરવો, પછી ગર્ભાધાન કરવું, તેથી અવશ્ય સુપુત્ર થાયછે. એ રીતે "**नेजमेष०**" ઇત્યાદિક મંત્રનો પણ જપ કરવો. સર્વથા હોમ કરવાનો સંભવ ન હોય તો દક્ષિણ (જમણી) નાસિકામાં અશ્વગંધા (આસંધ)નો રસ "**उदीर्ष्वातः०**" એ મંત્રવડે નાખી પછી સ્ત્રીનું ગમન કરવું. એ પ્રમાણે ગર્ભાધાન સંસ્કાર કર્યા વિના સ્ત્રીગમન કરવાથી ગર્ભ રહે તો તેનાં **પ્રાયશ્ચિત્તરૂપ** ગોદાન કરી પુંસવન કરવું.

---

**अथमैथुनांते ऋतौतुगर्भशंकित्वात्स्नानंमैथुनिनःस्मृतं अनृतौतुयदागच्छेच्छौचंमूत्रपुरीषवत् इत्युक्तरीत्याशौचंकृत्वाचामेत् आचमनंविनामूत्रपुरीषोत्सर्गेतु तैलाभ्यक्तस्तनाचांतःश्मश्रुकर्मणिमैथुने मूत्रोच्चारंयदाकुर्यादहोरात्रेणशुध्यतिइत्येकाहोपवासः स्त्रीणांतुनस्नानं शयनादुत्थितानारीशुचिःस्यादशुचिःपुमानित्युक्तेः इतिगर्भाधानाद्युपयोगिनिर्णयः ॥**

## હવે મૈથુનને અંતે કર્ત્તવ્ય વિધિ કેહેછે.

"ઋતુકાળે ગમન કરવાથી ગર્ભનો સંભવ છે માટે મૈથુન કર્ત્તાએ મૈથુનને અંતે સ્નાન કરવું. ઋતુકાળ વિના અન્ય સમયે ગમન કરે તો મલ, મૂત્રનીપેઠે શૌચ

(હાથ પગ ધોવા ઇત્યાદિક) કરવું," એ કહ્યા પ્રમાણે હાથ, પગ ઇત્યાદિક ધોઈ આચમન કરવું. જો અભ્યંગ, શ્મશ્રુકર્મ (વાળ ઉતરાવવા), અથવા મૈથુન એ કરીને આચમન કર્યા વિના મલ, મૂત્ર કરે તો એક અહોરાત્રવડે શુદ્ધ થાયછે," એવાં વચન છે માટે મૈથુનને અંતે આચમન કર્યા વિના મલ, મૂત્રનો ત્યાગ કરે તો તેણે એક અહોરાત્ર ઉપવાસ કરવો. મૈથુનને અંતે સ્ત્રિયોએ સ્નાન કરવું નહી, કારણ, "પલંગ ઉપરથી ઉઠેલી સ્ત્રી શુદ્ધ છે, પુરૂષ શુદ્ધ નથી," એવાં વચન છે. એ પ્રમાણે ગર્ભાધાન ઇત્યાદિકનો ઉપયોગી નિર્ણય સમાપ્ત થયો.

---

एवंकृतेगर्भाधानेयदिगर्भोत्पत्त्यभावोमृतापत्यतावातदाप्रतिबंधकप्रेतोपद्रवनिवृत्त्यर्थंनारायणबलिर्नागबलिश्चकार्यः तत्रनारायणबलिःशुक्लैकादश्यांपंचम्यांश्रवणेवा कालांतरानुपलब्धेः तत्प्रयोगःपरिशिष्टस्मृत्यर्थसारानुसारीकौस्तुभे शुक्लैकादश्यांनदीतीरेदेवालयादौतिथ्यादिकीर्तनांतेमदीयकुलाभिवृद्धिप्रतिबंधकप्रेतस्यप्रेतत्वनिवृत्त्यर्थंनारायणबलिंकरिष्ये विधिनास्थापितकुंभद्वयेहेमादिप्रतिमयोर्विष्णुंवैवस्वतयमंचावाह्यपुरुषसूक्तेनयमायसोममितिचषोडशोपचारैःसंपूजयेत् अत्रकेचित्कुंभपंचकेब्रह्मविष्णुशिवयमप्रेतान्पूजयंति तत्पूर्वभागेरेखायांदक्षिणाग्रकुशेषुशुंधंतांविष्णुरूपीप्रेतइतिदशस्थानेषुदक्षिणसंस्थमपोनिनीयमधुघृततिलयुतान्दशपिंडान्काश्यपगोत्रदेवदत्तप्रेतविष्णुदैवतअयंतेपिंडइतिदक्षिणमुखःप्राचीनावीतीवामंजान्वाच्यपितृतीर्थेनदद्यात् गंधादिभिरभ्यर्च्यप्रवाहणांतंकृत्वाविसृजेत् तस्यामेवरात्रौश्वःकरिष्यमाणश्राद्धेक्षणःक्रियतामितिएकंत्रीन्पंचवाविप्रान्निमंत्र्योपोषितोजागरंकुर्यात् श्वोभूतेमध्यान्हेविष्णुंसंपूज्यविष्णुरूपंप्रेतंविष्णुब्रह्मशिवयमप्रेतान्वोद्दिश्यैकोद्दिष्टविधिनापादक्षालनादितृप्तिप्रश्नांतंकृत्वारेखाकरणाद्यवनेजनांतंतूष्णींकृत्वाविष्णवेब्रह्मणेशिवायसपरिवारयमायेतिचतुरःपिंडान्नाममंत्रैर्दत्वाविष्णुरूपंप्रेतंध्यायन्काश्यपगोत्रदेवदत्तविष्णुरूपप्रेतअयंतेपिंडइतिपंचमंपिंडंदत्वाअर्चनादिप्रवाहणांतेआचांतान्दक्षिणादिभिःसंतोष्यतेष्वेकस्मैगुणवतेप्रेतबुध्यावस्त्राभरणादिदत्वाविप्रान्वदेत् भवंतःप्रेतायतिलोदकांजलिदानंकुर्वंत्विति तेचपवित्रपाणयःकुशतिलतुलसीयुततिलांजलिंप्रेतायकाश्यपगोत्रायविष्णुरूपिणेअयंतिलांजलिरितिदद्युः विप्रान्वाचयेत् अनेननारायणबलिकर्मणाभगवान्विष्णुरिमंदेवदत्तंप्रेतंशुद्धमपापमर्हंकरोत्विति विसृज्यस्नात्वाभुंजीतेति सिंधौतुकुंभपंचकेविष्णुब्रह्मशिवयमप्रेतेतिपंचकंपूजयेत् स्वर्णरूप्यताम्रलोहमयाश्चत्वारःप्रेतोदर्भमयः अग्निंप्रतिष्ठाप्यश्रपितचरुंनारायणायपुरुषसूक्तेनषोडशाहुतिभिर्हुत्वादशपिंडांतेपुरुषसूक्ताभिमंत्रितशंखोदकेनप्रेतंप्रत्यृचंतर्पयेत् विष्ण्वादिचतुर्भ्योबलिंदद्यात् श्वोभूतेएकोद्दिष्टविधिनाश्राद्धपंचकंकरिष्यइतिसंकल्प्यविप्रपंचकेपाद्यादिपिंडदानांतेतर्पणादीनिविशेषउक्तः शेषंपूर्ववत् ॥

એ રીતે ગર્ભાધાન કર્યા છતાં જો ગર્ભની ઉત્પત્તિ ન થાય અથવા બાલક ઉત્પન્ન થઈ મરણ પામતાં હોય તો સંતતીનો પ્રતિબંધ કરનારા એવા પિશાચોનો ઉપદ્રવ દૂર થવામાટે નારાયણબલિ અને નાગબલિ એ વિધિ કરવો. તેમાં નારાયણબલિ કરવો તે શુક્લ પક્ષમાંની એકાદશી, પંચમી અથવા શ્રવણ નક્ષત્રને દિ-

१ विसर्जयेदिति पाठस्तु णिजंतत्वान्नातिरमणीयोऽतएवानादृतः.

વસે કરવો; કારણ, એ વિના બીજો કહેલો કાળ મળતો નથી. તે નારાયણબલિનો પ્રયોગ **परिशिष्ट** અને **स्मृत्यर्थसार** એને લગતો કૌસ્તુભમાં કહ્યોછે. તે આ પ્રમાણે,—શુક્લ પક્ષની એકાદશીને દિવસે નદીને તીરે, દેવાલય ઇત્યાદિક પવિત્ર સ્થાનકે જઈ તિથિ, વાર ઇત્યાદિકનો ઉચ્ચાર કર્યા પછી, "**मदीयकुलाभिवृद्धिप्रतिबंधकप्रेतस्य प्रेतत्वनिवृत्त्यर्थं नारायणबलिं करिष्ये,**" એવો સંકલ્પ કરી યથાવિધિ બે કુંભની સ્થાપના કરી તે બન્ને ઉપરે સુવર્ણ ઇત્યાદિકની બે પ્રતિમા રાખી તેમાં વિષ્ણુ અને વૈવસ્વત યમનું આવાહન કરી પુરૂષ સૂક્તવડે વિષ્ણુની અને "**यमाय सोमं०**" એ મંત્રવડે યમની ષોડશોપચાર પૂજા કરવી. એ ઠેકાણે કોઇ પાંચ કળશ રાખી તે ઉપરે બ્રહ્મા, વિષ્ણુ, શિવ, યમ, અને પ્રેત એમની પૂજા કરેછે. કલશની પૂર્વે તરફ રેખા કરી દક્ષિણ દિશાભણી અગ્રવાળા દર્ભ ઉપરે "**शुंधंतां विष्णुरूपी प्रेतः**" એમ કહી ઉત્તર મેરથી આરંભ કરી દક્ષિણની સામે દશ ઠેકાણે જલ દાન કરી, મધ, ઘી, અને તિલયુક્ત દશ પિંડ, "**काश्यपगोत्र देवदत्तप्रेत विष्णुदैवत अयं ते पिंडः**" એવો ઉચ્ચાર કરી દક્ષિણ દિશા સમ્મુખ થઇ જનોઈ અપસવ્ય કરી ડાબો ગોઠણ પૃથ્વી ઉપરે ઉંધો પાડી પિતૃતીર્થવડે દેવા. ચંદનાદિકવડે પૂજા કરી પિંડનું પ્રવાહણ ( વેહેવરાવવું ) પર્યંત કર્મ કરી વિસર્જન કરવું. તેજ રાત્રિએ "**श्वः करिष्यमाणश्राद्धे क्षणः क्रियतां,**" એવો ઉચ્ચાર કરી એક, ત્રણ, અથવા પાંચ બ્રાહ્મણોને આમંત્રણ કરી ઉપવાસી રહી જાગરણ કરવું. પછી બીજે દિવસે મધ્યાન્હ કાળે વિષ્ણુની પૂજા કરી વિષ્ણુસ્વરૂપી એવા પ્રેતને અથવા વિષ્ણુ, બ્રહ્મા, શિવ, યમ, અને પ્રેત એમને ઉદ્દેશે કરી એકોદિષ્ટવિધિવડે પાદપ્રક્ષાલનથકી તે તૃપ્તિપ્રશ્ન પર્યંત કર્મ કરી રેખાકરણથકી ઉદકદાન પર્યંત મંત્રરહિત કર્મ કરી "**विष्णवे, ब्रह्मणे, शिवाय, सपरिवारयमाय,**" એવો ઉચ્ચાર કરી ચાર પિંડ નામમંત્રવડે દઇ પ્રેતનું વિષ્ણુરૂપે ધ્યાન કરતાં "**काश्यपगोत्र देवदत्त विष्णुरूप प्रेत अयं ते पिंडः**" એમ કહી પાંચમો પિંડ દઈ પૂજા ઇત્યાદિકથકી તે પિંડપ્રવાહણ પર્યંત કર્મ કરી બ્રાહ્મણોએ આચમન કીધાં પછી તેમને દક્ષિણા ઇત્યાદિક દઈ સંતુષ્ટ કરવા. પછી તે બ્રાહ્મણોમાંથી એક ગુણવાન્ બ્રાહ્મણને પ્રેતની બુદ્ધીવડે વસ્ત્ર, અલંકાર ઇત્યાદિક દઇ બ્રાહ્મણોને કેહેવું કે, તમે પ્રેતને તિલોદકની અંજલી ઘો. પછી તે બ્રાહ્મણોએ હાથમાં દર્ભનાં પવિત્ર ધારણ કરી તિલ, દર્ભ, અને તુલસીયુક્ત એવી તિલાંજલી ભરી, "**प्रेताय काश्यपगोत्राय विष्णुरूपिणे अयं तिलांजलिः**" એમ કહી દેવી. પછી બ્રાહ્મણોને "**अनेन नारायणबलिकर्मणा भगवान् विष्णुरिमं देवदत्तं प्रेतं शुद्धमपापमर्हं करोतु.**" એ રીતે બોલાવવા. પછી વિસર્જન કરી સ્નાન કરી ભોજન કરવું, **નિર્ણયસિંધુ**માં તો, પાંચ કુંભમાં વિષ્ણુ, બ્રહ્મા, શિવ, યમ, અને પ્રેત એ પાંચ દેવતાની પૂજા કરવી. સુવર્ણ, રૂપું, ત્રાંબું, લોઢું, એની ચાર પ્રતિમા અને પ્રેત દર્ભમય કરવો. અગ્નિની સ્થાપના કરી તે ઉપરે ચરૂ રાંધી પુરૂષ સૂક્તની સોલ ઋચાવડે નારાયણને ઉદ્દેશે હોમ કરી દશ પિંડદાન કીધા પછી પુરૂષસૂક્તભણી મંત્રેલાં શંખનાં જળવડે એક એક ઋચાએ પ્રેતનું તર્પણ કરવું. વિષ્ણુ ઇ-

त्यादिक चार देवताने बलि देवुं. बीजे दिवसे " एकोद्दिष्टविधिना श्राद्धपंचकं करिष्ये " एवो संकल्प करी पांच ब्राह्मणनी पाद्यादिक पूजा करी पिंडदान पर्यंत कर्म थया पछी तर्पण करवुं, एटलो विशेष विधि कह्योछे. बाकी रह्यो ते प्रथम प्रमाणे करवो.

---

अथनागबलिः सचदर्शेपौर्णमास्यांपंचम्यामाश्लेषायुतनवम्यांवाकार्यः तत्रपर्षदंप्रदक्षिणीकृत्यनत्वातदग्रेगोवृषनिष्क्रयंनिधायसभार्यस्यममेहजन्मनिजन्मांतरेवाज्ञातसर्पवधदोषपरिहारार्थंप्रायश्चित्तमुपदिशंतुभवंतःसर्वेधर्मविवेक्तारइत्यादि० विप्रैश्चतुर्दशकृच्छ्रप्रायश्चित्तेनअमुकप्रत्याम्नायद्वारापूर्वोत्तरांगसहितेनाचरितेनतवशुद्धिर्भविष्यतीत्युपदिष्टोदेशकालौसंकीर्त्यपर्षदुपदिष्टंचतुर्दशकृच्छ्रप्रायश्चित्तंअमुकप्रत्याम्नायेनाहमाचरिष्येइतिसंकल्प्यवपनादिविधिनातदाचरेत् वपनासंभवेद्विगुणःकृच्छ्रप्रत्याम्नायः सर्पवधदोषपरिहारार्थमिमंलोहदंडंसदक्षिणंतुभ्यमहंसंप्रददइतिदत्वागुर्वनुज्ञांलब्ध्वागोधूमव्रीहितिलान्यतमपिष्टेनसर्पाकृतिंकृत्वाशूर्पेनिधायसर्पंप्रार्थयेत् एहिपूर्वमृतःसर्पअस्मिन्पिष्टेसमाविश संस्कारार्थमहंभक्त्याप्रार्थयामिसमाहितः आवाहनादिषोडशोपचारैःसंपूज्यनत्वाभोसर्पइमंबलिंगृहाणममाभ्युदयंकुरुइतिबलिंदत्वापादौप्रक्षाल्याचामेत् देशकालौसंकीर्त्यसभार्यस्यममेहजन्मनि जन्मांतरेवाज्ञानादज्ञानाद्वाजातसर्पवधोत्थदोषपरिहारार्थंसर्पसंस्कारकर्मकरिष्यइतिसंकल्प्यस्थंडिलेग्निंप्रतिष्ठाप्यध्यात्वाअस्मिन्सर्पसंस्कारहोमकर्मणिदेवतापरिग्रहार्थमन्वाधानंकरिष्ये चक्षुषीआज्येनेत्यंतेअग्नौअग्निंवायुंसूर्यंआज्येनसर्पमुखेप्रजापतिमाज्येनआज्यशेषेणसर्पंसद्योयक्ष्येइतिसमिधावाधायअग्नेराग्नेयदिशिप्रोक्षितभूमौचितिंकृत्वाअग्निंचितिंचपरिसमुह्याग्नेयाग्रदर्भैःपरिस्तीर्यपरिषिच्यषट्पात्रासादनादिचक्षुषीहुत्वासर्पंचित्यामारोप्यजलंश्रोत्रंचस्पृष्ट्वा अग्नौभूःस्वाहाअग्नयइदमित्यादिव्याहृतित्रयेणाज्याहुतीर्हुत्वासमस्तव्याहृतिभिश्चतुर्थींसर्पमुखेजुहुयात् आज्यशेषंस्रुवेणैवसर्पदेहेनिषिंचेत् नात्रस्विष्टकृदादिशेषं चमसजलैःसमस्तव्याहृत्यासर्पंपाणिनाप्रोक्ष्य अग्नेरक्षाणोवसिष्ठोग्निर्गायत्री ·सर्पायाग्निदानेवि० अग्नेरक्षाणोअंहसऋक् अथोपस्थानं नमोअस्तुसर्पेभ्योयेकेचपृथिवीमनु येअंतरिक्षेयेदिवितेभ्यःसर्पेभ्योनमः येदोरोचनेदिवोयेवासूर्यस्यरश्मिभिः येषामप्सुसदस्कृतंतेभ्यः० याइषवोयातुधानानांयेवावनस्पतीँरनु येवावटेषुशेरतेतेभ्य:० ब्राहिब्राहिमहाभोगिन्सर्पोपद्रवदुःखतः संततिंदेहिमेपुण्यांनिर्दुष्टांदीर्घदेहिनीम् प्रपन्नंपाहिमांभक्त्याकृपालोदीनवत्सल ज्ञानतोज्ञानतोवापिकृतःसर्पवधोमया जन्मांतरेतथैतस्मिन्मत्पूर्वैरथवाविभो तत्पापंनाशयक्षिप्रमपराधंक्षमस्वमे इतिसंप्रार्थ्यनागेंद्रंस्नात्वागत्यततःपुनः व्याहृतिभिःक्षीराज्येनाग्निंसंप्रोक्ष्यहुतेसर्पंजलेनाग्निंसिंचेत् यज्ञोपवीतिनासर्वंसर्पसंस्कारकर्मतु नास्थिसंचयनंकुर्यात्स्नात्वाचम्यगृहंव्रजेत् सभार्यस्यकर्तुस्त्रिरात्रमाशौचंब्रह्मचर्यंचकार्यम् चतुर्थेहनिसचैलंस्नात्वाघृतपायसभक्ष्यैरष्टौविप्रान्भोजयेत् तद्यथा सर्पस्वरूपिणेब्राह्मणायइदंतेपाद्यम् अनंतस्वरूपिणे० शेषस्वरूपि० कपिलस्व० नागस्व० कालिकस्व० शंखपालस्व० भूधरस्व० इत्यष्टसुदत्वास्वपादौप्रक्षाल्याचम्य सर्पस्वरूपिणेब्रा० इदमासनंआस्यतां एवमनंतादिषु ततःसर्पस्थानेक्षणःक्रियतामित्यादि ओंतथाप्राप्नोतुभगवान्प्राप्नुवानि भोसर्परूपइदंतेगंधं एवंअनं

मादिषु एवंपुष्पधूपदीपवस्त्रादिदत्वाअन्नंपरिविष्यप्रोक्ष्य सर्पायइदमन्नंपरिविष्टंपरिवेक्ष्यमा णंचदत्तंदास्यमानंचातृप्तेरमृतरूपेणस्वाहासंपद्यतांनमम एवमनंतादिभ्योपि आचांतेषुभो सर्पअयंतेबलिरित्यादिनाममंत्रैर्बलिदानं तेषुपिंडेषुवस्त्रादिपूजाचकार्या इदमपिसर्वंसव्येनैव विप्रेभ्यस्तांबूलदक्षिणादिदत्वाआचार्यंसंपूज्य कलशेसुवर्णनागमावाहनादिषोडशोपचारैः संपूज्यप्रार्थयेत् ब्रह्मलोकेचयेसर्पाःशेषनागपुरोगमाः नमोस्तुतेभ्यःसुप्रीताःप्रसन्नाःसंतुते सदा विष्णुलोकेचयेसर्पावासुकिप्रमुखाश्चये नमोस्तु० रुद्रलोकेचयेसर्पास्तक्षकप्रमुखास्त था नमोस्तु० खांडवस्यतथादाहेस्वर्गंयेचसमाश्रिताः नमोस्तु० सर्पसत्रेचयेसर्पाआस्तिके नचरक्षिताः नमोस्तु० मलयेचैवयेसर्पाःकर्कोटप्रमुखाश्चये नमोस्तु० धर्मलोकेचयेसर्पावै तरण्यांसमाश्रिताः नमो० येसर्पाःपार्वतीयेषुदरीसंधिषुसंस्थिताः नमो० ग्रामेवायदिवा रण्येयेसर्पाःप्रचरंतिहि नमो० पृथिव्यांचैवयेसर्पायेसर्पाबलिसंस्थिताः नमो० रसातलेचये सर्पाअनंताद्यामहाबलाः नमो० एवंस्तुत्वादेशकालौसंकीर्त्यकृतस्यसंस्कारकर्मणःसांगतार्थ मिमंहैमनागंसकलशंसवस्त्रंसदक्षिणंतुभ्यमहंसंप्रददेनमम अनेनस्वर्णनागदानेनानंतादयो नागदेवताःप्रीयंताम् आचार्यायगोदानं यस्यस्मृत्याच० मयाकृतंसर्पसंस्काराख्यकर्मतन्न्यू नतांविप्राणांवचनात्परमेश्वरप्रसादात्सर्वंपरिपूर्णमस्तु तथास्त्वितितेब्रूयुः ब्राह्मणांस्तोषयेत् सांगतार्थंब्राह्मणान्भोजयेत् कृत्वासर्पस्यसंस्कारमनेनविधिनानरः विरोगोजायतेक्षिप्रंसंत तिंलभतेशुभाम् एवमपिपुत्रोत्पत्त्यसिद्धौकर्मविपाकग्रंथोक्तहरिवंशश्रवणादिविधानंकुर्यात् तत्त्वषडब्दंचतुरब्दंत्र्यब्दंसार्धाब्दं अब्दंवाप्रायश्चित्तंकृत्वावाकार्यं ॥

## હવે નાગબલિનો વિધિ કેહેછે.

તે નાગબલિ અમાસ, પૂનમ, પાંચમ, અથવા અશ્લેષાયુક્ત નવમી, એમાંના કોઇએક દિવસે કરવો. તે આ રીતે,--બ્રાહ્મણની સભાને પ્રદક્ષિણા કરી નમસ્કાર કરી તે સભાની આગળ એક ગાય અને એક બલદની કીંમત રાખી પ્રાર્થના કરવી. "સ્ત્રી સહિત, મ્હારા .આ જન્મવિષે અથવા પૂર્વ જન્મવિષે થયેલા સર્પવધના દોષની નિવૃત્તીમાટે મને તમો પ્રાયશ્ચિત્ત કહો; તમો સર્વ ધર્મના વિચાર કરનારાઓ છો, ઇત્યાદિક" એવી પ્રાર્થના કીધા પછી "બ્રાહ્મણોએ; પૂર્વાંગ અને ઉત્તરાંગ સહિત અમુક પ્રત્યામ્નાયદ્વારાએ ચૌદ કૃચ્છ્રરૂપ પ્રાયશ્ચિત્ત કરવાથી તારી શુદ્ધિ થશે; એ રીતે કેહેવું." પછી યજમાને દેશ, કાળનો ઉચ્ચાર કરી "**पर्षदुपदिष्टं चतुर्दशकृच्छ्र-प्रायश्चित्तं अमुकप्रत्याम्नायेनाहमाचरिष्ये,**" એવો સંકલ્પ કરી ક્ષૌર ઇત્યાદિ વિધિપૂર્વક પ્રાયશ્ચિત્ત કરવું. ક્ષૌર ન કરે તો બમણા (૨૮) કૃચ્છ્રના પ્રત્યામ્નાય કરવા. પછી સર્પવધનો દોષ દૂર થવામાટે "**सर्पवधदोषपरिहारार्थमिमं लोहदंडं सदक्षिणं तुभ्यमहं संप्रददे,**" એવો સંકલ્પ કરી લોહદંડનું દાન કરવું. પછી ગુરૂની આજ્ઞા લઇ ગહું, ચોખા અથવા તિલ એમાંથી કોઈ એકના લોટવડે સર્પનો આકાર કરી તેને સૂપડામાં રાખવો. પછી તેની "**एहि पूर्वमृतः सर्प, अस्मिन् पिष्टे समाविश ॥ संस्कारार्थमहं भक्त्या, प्रार्थयामि समाहितः**" એ મંત્રવડે પ્રાર્થના કરી આવાહનાદિક ષોડશોપચારવડે તેની પૂજા કરી નમસ્કાર કરી બલિદાન દેવું. તેઆ પ્રમાણે,—"**भो सर्प इमं**

**बलिं गृहाण ममाभ्युदयं कुरु,''** એ રીતે બલિદાન દઇ હાથ પગ ધોઇ આચમન કરવું. પછી દેશ, કાળનો ઉચ્ચાર કરી **"सभार्यस्य ममेहजन्मनि जन्मांतरे वा ज्ञानादज्ञानाद्वा जातसर्पवधोत्थदोषपरिहारार्थं सर्पसंस्कारकर्म करिष्ये,''** એવો સંકલ્પ કરી સ્થંડિલમાં અગ્નિની સ્થાપના કરી ધ્યાન કરી અન્વાધાનનો સંકલ્પ કરવો. તે આ રીતે,—**" अस्मिन् सर्पसंस्कारहोमकर्मणि देवतापरिग्रहार्थमन्वाधानं करिष्ये चक्षुषी-आज्येनेत्यंते अग्नौ अग्निं वायुं सूर्यं आज्येन सर्पमुखे प्रजापतिमाज्येन आज्यशेषेण सर्पं सद्यो यक्ष्ये."** એવો સંકલ્પ (અન્વાધાન) કર્યા પછી બે સમિધ અગ્નિમાં હોમવી. પછી અગ્નિથી અગ્નિ દિશા તરફ પૃથ્વીનું પ્રોક્ષણ કરી ત્યહાં ચિતા કરવી. પછી અગ્નિ અને ચિતા એનું પરિસમૂહન (એક જાતનો જળ સંસ્કાર) કરી અગ્નિ દિશા મેર અગ્ર કરી દર્ભનું પરિસ્તરણ કરવું. પછી પર્યુક્ષણ (ઉદક સંસ્કાર) કરી ૭ પાત્ર માંડવાં ઇત્યાદિકથકી તે ચક્ષુષીહોમ પર્યંત કર્મ કરી સર્પને ચિતા ઉપરે રાખવો. પછી જળ અને કાનનો સ્પર્શ કરી અગ્નિમાં—**"भूः स्वाहा अग्नयइदं न मम"** ઇત્યાદિક ત્રણ વ્યાહૃતિ મંત્રવડે ત્રણ ઘૃતાહુતિ હોમ કરી સમસ્ત (સર્વે) વ્યાહૃતિ મંત્રવડે ચોથી આહુતિ સર્પનાં મુખમાં દેવી. બાકી રહેલું ઘૃતશેષ સ્રુવ પાત્રમાં લઈ સર્પ ઉપરે રેડવું. એમાં સ્વિષ્ટકૃત આદિ હોમશેષ નથી. **ચમસ** પાત્રમાંનું જળ લઇ તે જળવડે, સમસ્ત વ્યાહૃતિ મંત્ર કહિ હાથવડે સર્પને ધોવો. પછી તેને ચિતા ઉપરે રાખી **"अग्ने रक्षाणो वसिष्ठोग्निर्गायत्री सर्पायाग्निदाने विनियोगः ॥ अग्ने रक्षाणो अंहस० ऋक्,"** એ મંત્ર ભણી અગ્નિ દીધા પછી ઉપસ્થાન કરવું, તે આ રીતે—**नमो अस्तु सर्पेभ्यो ये केच पृथिवीमनु ॥ ये अंतरिक्षे ये दिवि तेभ्यः सर्पेभ्यो नमः ॥ येदोरोचने दिवो ये वा सूर्यस्य रश्मिभिः ॥ येषामप्सु सदस्कृतं तेभ्यः०॥ याइषवो यातुधानानां ये वा वनस्पतिंरनु ॥ ये वा वटेषु शेरते तेभ्यः० ॥** હવે પ્રાર્થનાના મંત્રો કેહેછે. **त्राहि त्राहि महाभोगिन्, सर्पोपद्रवदुःखतः ॥ संततिं देहि मे पुण्यां, निर्दुष्टां दीर्घदेहिनीं ॥ प्रपन्नं पाहि मां भक्त्या, कृपालो दीनवत्सल ॥ ज्ञानतोऽज्ञानतो वापि, कृतः सर्पवधो मया ॥ जन्मांतरे तथैतस्मिन्, मत्पूर्वैरथवा विभो ॥ तत्पापं नाशय क्षिप्र, मपराधं क्षमस्व मे,"** એ મંત્રોવડે પ્રાર્થના કરવી. પછી સ્નાન કરી ફરી ત્યહાં આવી દૂધ અને ઘીવડે વ્યાહૃતિ મંત્ર ભણી અગ્નિનું પ્રોક્ષણ કરી સર્પ દગ્ધ થયા પૂંઠી જળવડે અગ્નિ બુઝાવવો. "સર્પનું સંસ્કારકર્મ સઘળું સંયેજ કરવું. અસ્થિસંચયન કરવું નહી. પછી સ્નાન અને આચમન કરી ઘરે જવું." કર્ત્તાએ સ્ત્રિસહિત ત્રિરાત્ર આશૌચ પાલન કરી બ્રહ્મચર્ય ધારણ કરવું. ચોથે દિવસે વસ્ત્રસહિત સ્નાન કરિ ઘી, દૂધપાક અને બીજા પદાર્થોવડે આઠ બ્રાહ્મણભોજન કરાવવાં. તે આ રીતે—**"सर्पस्वरूपिणे ब्राह्मणाय इदं ते पाद्यं, अनंतस्वरूपिणे०, शेषस्वरूपिणे०, कपिलस्वरूपिणे०, नागस्वरूपिणे०, कालिकस्वरूपिणे०, शंखपालस्वरूपिणे०, भूधरस्वरूपिणे०,"** એ પ્રમાણે આઠ બ્રાહ્મણને પાદ્ય દઇ પછી પોતાના પગ ધોઈ આચમન કરવું. પછી આસન દેવું. તે આ પ્રમાણે,—**"सर्पस्वरूपिणे ब्राह्मणाय इदमासनं आस्यतां."** એ રીતે અનંતાદિક સાતેને આસન દેવાં. પછી, **"सर्पस्थाने क्षणः क्रियतां इत्यादि, ॐतथा**

**प्राप्नोतु भवान् प्राप्नवानि** " "**भो सर्परूप इदं ते गंधं.**" એ પ્રમાણે અનંતાદિક સાતેને ક્ષણ, અને ચંદન દેવાં. એ રીતે પુષ્પ, ધૂપ, દીપ, અને વસ્ત્ર ઇત્યાદિક ઉપચાર અર્પણ કરી પાત્ર માંડી તે ઉપરે સઘળા પદાર્થ પરીસી પ્રોક્ષણ કરી અન્ન નિવેદન (અર્પણ) કરવું. તે આ પ્રમાણે,—"**सर्पाय इदमन्नं परिविष्टं परिवेक्ष्यमाणं च दत्तं च दास्यमानं चातृप्तेरमृतरूपेण स्वाहा संपद्यतां न मम.**" એ રીતે અનંતાદિકોને પણ અન્નનું નિવેદન કરવું. બ્રાહ્મણ ભોજન થયા પછી આચમન કરાવી "**भो सर्प अयं ते बलिः**" ઇત્યાદિ નામમંત્રવડે બળિદાન કરવું, અને તે પિંડોની વસ્ત્રાદિક ઉપચારવડે પૂજા કરવી. આ સઘળાં કર્મ પણ સંયોજ કરવાં. પછી બ્રાહ્મણોને તાંબૂલ, દક્ષિણા ઇત્યાદિક દઇ આચાર્યની પૂજા કરવી, અને કળશમાં સુવર્ણના નાગની સ્થાપના કરી આવાહનાદિક સોળ ઉપચારવડે પૂજા કરી પ્રાર્થના કરવી. પ્રાર્થનાના મંત્ર—"**ब्रह्मलोके च ये सर्पाः, शेषनागपुरोगमाः ॥ नमोस्तु तेभ्यः सुप्रीताः, प्रसन्नाः संतु ते सदा ॥ विष्णुलोके च ये सर्पा, वासुकिप्रमुखाश्च ये ॥ नमोस्तु ते०॥ रुद्रलोके च ये सर्पा, स्तक्षकप्रमुखास्तथा ॥ नमोस्तु० ॥ खांडवस्य तथा दाहे, स्वर्गं ये च समाश्रिताः ॥ नमोस्तु० ॥ सर्पसत्रे च ये सर्पा, आस्तिकेन च रक्षिताः ॥ नमोस्तु० ॥ मलये चैव ये सर्पाः, कर्कोटप्रमुखाश्च ये ॥ नमोस्तु० ॥ धर्मलोके च ये सर्पा, वैतरण्यां समाश्रिताः ॥ नमोस्तु० ॥ ये सर्पाः पार्वतीयेषु, दरीसंधिषु संस्थिताः ॥ नमोस्तु० ॥ ग्रामे वा यदि वारण्ये, ये सर्पाः प्रचरंति हि ॥ नमोस्तु० ॥ पृथिव्यां चैव ये सर्पा, ये सर्पा बलि संस्थिताः ॥ नमोस्तु० ॥ रसातले च ये सर्पा, अनंताद्या महाबलाः ॥ नमोस्तु० ॥** " એ રીતે પ્રાર્થના કીધા પછી દેશ, કાળનું કથન કરી "**कृतस्य संस्कार कर्मणः सांगतार्थं इमं हैमनागं सकलशं सवस्त्रं सदक्षिणं तुभ्यमहं संप्रददे न मम ॥ अनेन स्वर्णनागदानेन अनंतादयो नागदेवताः प्रीयंतां** " એ પ્રમાણે સંકલ્પ કરી કળશ ઉપરે સ્થાપન કરેલા નાગનું દાન કરવું. આચાર્યને ગોદાન કરી કર્મ સમાપ્ત કરવું. તે આ રીતે,—"**यस्य स्मृत्या च० ॥ मया कृतं सर्पसंस्काराख्यकर्म तद्भवतां विप्राणां वचनात् परमेश्वरप्रसादात्सर्वं परिपूर्णमस्तु,**" એ રીતે યજમાને કહ્યા પછી બ્રાહ્મણોએ "**तथास्तु**" એમ કહેવું. પછી બ્રાહ્મણોને સંતોષ કરાવવો, અને કર્મની સાંગતામાટે બ્રાહ્મણભોજન કરાવવું. "આ વિધિવડે સર્પનો સંસ્કાર કરવાથી નિરોગી થઈ તરત ઉત્તમ સંતતિ પામેછે" એટલું કરતાં પણ પુત્રોત્પત્તિ ન થાય તો '**कर्मविपाक**' ગ્રંથમાં કહ્યા પ્રમાણે હરિવંશ ગ્રંથનું શ્રવણ ઇત્યાદિ વિધિ કરવો. તે વિધિ–ષડબ્દ (છ વર્ષ),ચતુરબ્દ (ચાર વર્ષ), ત્ર્યબ્દ (ત્રણ વર્ષ), સાર્ધાબ્દ (દોઢ વર્ષ), અથવા અબ્દ (એક વર્ષ), એવું પ્રાયશ્ચિત્ત કર્યા પછી કરવો.

---

**तत्रत्रिंशत्कृच्छ्रात्मकोब्दः कृच्छ्रस्तुद्वादशदिनसाध्यः तथाहि प्रथमदिनेमध्याह्नेहविष्यस्यैकभक्तस्यषड्विंशतिग्रासाभोक्तव्याः द्वितीयेहनिनक्तंद्वाविंशतिग्रासाः तृतीयेअयाचितस्य चतुर्विंशतिग्रासाः चतुर्थेनिरशनं अयंपादकृच्छ्रःकथंचित्त्रिगुणीकृतोयंप्राजापत्यःकृच्छ्रः एकभक्तनक्तायाचितद्वयोपवासद्वयैरर्धकृच्छ्रः यद्वा त्र्यहमयाचितंत्र्यहमुपवासइत्यर्धकृच्छ्रः**

एकभक्तायाचितोपवासैःकथंचित्त्रिगुणैःपादोनकृच्छ्रः येषुनवदिनेषुभोजनप्राप्तिस्तत्रग्रासनियमंत्यक्त्वापाणिपूरान्नभोजनेअतिकृच्छ्रः एकग्रासपर्याप्तस्यप्राणधारणपर्याप्तस्यवादुग्धस्यएकविंशतिदिनेषुभक्षणेकृच्छ्रातिकृच्छ्रः एकदिनेसकुशोदकमिश्रपंचगव्याशनंएकउपवासइतिद्वैरात्रिकःसांतपनकृच्छ्रः पंचगव्यकुशोदकानाममिश्राणामेकैकस्यैकैकदिनेऽशनमेकउपवासइतिसप्ताहसाध्योमहासांतपनः त्र्यहंमिश्रितपंचगव्याशनेयतिसांतपनं तप्तानांदुग्धघृतजलानामेकैकस्यत्रिदिनेपानमुपवासत्रयंचेतितप्तकृच्छ्रः शीतानांपानेशीतकृच्छ्रः यद्वा तप्तानांघृतादीनामेकैकदिनेऽशनंचतुर्थदिनेउपवासइतिदिनचतुष्टयसाध्यस्तप्तकृच्छ्रः द्वादशाहोपवासेनपराककृच्छ्रः शुक्लपक्षेप्रतिपदादितिथिषुमयूरांडसमानैकैकग्रासान्वर्धयन्पूर्णिमायांपंचदशग्रासाःक्षयेचतुर्दशवृद्धौषोडशसंपद्यंते कृष्णपक्षेएकैकग्रासन्हासेनामायामुपवासइतिमाससाध्यंयवमध्यसंज्ञंचांद्रायणं कृष्णपक्षेप्रतिपदिचतुर्दशग्रासान्भुक्त्वाएकैकग्रासन्हासेनदर्शेअनशनंशुक्लेवृद्धिरितिकृष्णादिशुक्लांतेनंपिपीलिकामध्यचांद्रायणं कृच्छ्रचांद्रायणादेःत्रिकालस्नानग्रासाभिमंत्रणादिविधिपुनःप्रयोगःप्रायश्चित्तप्रकरणेज्ञेयः अतिकृच्छ्रादिलक्षणंप्रसंगादत्रोक्तं अब्दगणनातुप्राजापत्यकृच्छ्रैरेव ॥

## હવે કૃચ્છ્રનાં લક્ષણ કેહેછે.

ત્રીસ કૃચ્છ્ર કરે એટલે એક અબ્દ. એક કૃચ્છ્ર બાર દિવસથી થાયછે, તે આ રીતે–પ્રથમ દિવસે મધ્યાન્હ કાળે એક વખત હવિષ્યાન્નના છવીસ ગ્રાસ ભક્ષણ કરવા, બીજે દિવસે નક્ત કરવું, તેમાં બાવીસ ગ્રાસ ભક્ષણ કરવા, ત્રીજે દિવસે કોઇપાસે ન માગતાં મળેલાં અન્નના ચોવીસ ગ્રાસ ભક્ષણ કરવા, અને ચોથે દિવસે ઉપવાસ કરવો, એને **પાદ કૃચ્છ્ર** કેહેછે. એ (પાદકૃચ્છ્ર)ને ચાહાય તે ક્રમથકી ત્રિગુણ કરે તે **પ્રાજાપત્ય કૃચ્છ્ર** થાયછે. પ્રથમ દિવસે મધ્યાન્હે એકભક્ત, બીજે દિવસે નક્ત, ત્રીજે અને ચોથે દિવસે અયાચિત, પાંચમે અને છઠે દિવસે ઉપવાસ, એને **અર્ધ કૃચ્છ્ર** કેહેછે. અથવા; ત્રણ દિવસ અયાચિત ભોજન, ત્રણ દિવસ ઉપોષણ (ઉપવાસ), એને પણ **અર્ધ કૃચ્છ્ર** કેહેછે. પ્રથમ દિવસે મધ્યાન્હે એકભક્ત, બીજે દિવસે અયાચિત, ત્રીજે દિવસે ઉપવાસ, એમને ચાહાય તે ક્રમથકી ત્રિગુણ કરવાથી **પાદોન કૃચ્છ્ર** થાયછે. જે નવમે દિવસે ભોજન કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાયછે, ત્યહાં ગ્રાસનો નિયમ છોડી હાથમાં સમાય એટલું અન્ન ભોજન કરવું તેને **અતિ કૃચ્છ્ર** કેહેછે. એક ગ્રાસ જેટલું, અથવા પ્રાણધારણ થાય એટલું દૂધ એકવીશ દિવસ પર્યંત પિયે તેને **કૃચ્છ્રાતિકૃચ્છ્ર** કેહેછે. એક દિવસ દર્ભનાં જળે સહિત પંચગવ્યનું પાન કરી એક દિવસ ઉપવાસ કરવો એ રીતે બે રાત્રિનાં વ્રતને, **સાંતપન કૃચ્છ્ર** કેહેછે. પ્રથમ દિવસે ગોમૂત્ર, બીજે દિવસે ગોમય, ત્રીજે દિવસે દૂધ, ચોથે દિવસે દહી, પાંચમે દિવસે ઘી, છઠે દિવસે કુશનું જળ, અને સાતમને દિવસે ઉપવાસ એ રીતે સાત દિવસનાં વ્રતને **મહા સાંતપન** કેહેછે. ત્રણ દિવસ માત્ર મિશ્રિત કરેલું પંચગવ્ય ખાવું તેને **યતિ સાંતપન** કેહેછે. પ્રથમ ત્રણ દિવસ ઉનું દૂધ, ચોથા દિવસથકી ત્રણ દિવસ ઉનું ઘી, સાતમા દિવસથકી ત્રણ દિવસ ઉષ્ણ જળ પીવું, અને પછી ત્રણ દિવસ

ઉપવાસ કરવા, એને **તપ્ત કૃચ્છ્ર** કેહેછે. દૂધ, ઘી, અને જળ એ પ્રથમ કહ્યા પ્રમાણે શીતળ ( ટાઢાં ) પીવાં તેને **શીત કૃચ્છ્ર** કેહેછે. અથવા તપ્ત ( ઉષ્ણ ) કરેલાં દૂધ, ઘી, અને જળ, એમનું એક એક દિવસ પાન કરે અને ચોથે દિવસે ઉપવાસ કરે એ ચાર દિવસનાં વ્રતને **તપ્ત કૃચ્છ્ર** કેહેછે. બાર દિવસ ઉપવાસ કરે તેને **પરાક કૃચ્છ્ર** કેહેછે. શુક્લ પક્ષની એકમ આદિ તિથિથકી મોરનાં ઇંડાં જેવડો એક એક ગ્રાસ વૃદ્ધિ કરતાં પૂનમને દિવસે પન્નર ગ્રાસ ભક્ષણ કરવા. તે પક્ષમાં તિથિક્ષય હોય તો ચૌદ ગ્રાસ, અને તિથિવૃદ્ધિ હોય તો સોળ ગ્રાસ થાયછે. એ પ્રમાણે કૃષ્ણ પક્ષમાં નિત્ય એકક ગ્રાસ ન્યૂન કરવો અને અમાસને દિવસે ઉપવાસ કરવો એ રીતે એક માસનાં વ્રતને **યવમધ્ય** એ નામનું **ચાંદ્રાયણ** કેહેછે. કૃષ્ણ પક્ષની એકમને દિવસે ચૌદ ગ્રાસ ભક્ષણ કરી બીજથી એકેક ગ્રાસ ઓછો કરવો અને અમાવાસ્યાને દિવસે ઉપવાસ કરી શુક્લ પક્ષમાં નિત્ય એક એક ગ્રાસની વૃદ્ધિ કરવી, એ રીતે કૃષ્ણ પક્ષમાં આરંભ કરી શુક્લ પક્ષમાં સમાપ્તિ કરવી તેને **પિપીલિકામધ્ય** એ નામનું **ચાંદ્રાયણ** કેહેછે. કૃચ્છ્ર, ચાંદ્રાયણ ઇત્યાદિકમાં ત્રણ વાર સ્નાન કરવું અને ગ્રાસને મંત્રિત કરવા ઇત્યાદિ વિધિયુક્ત પ્રયોગ પ્રાયશ્ચિત્ત પ્રકરણમાં જોવો. અતિ કૃચ્છ્ર ઇત્યાદિકનાં લક્ષણ પ્રસંગથી ઇહિાં કહ્યાં, અબ્દની સંખ્યા કરવી તે તો પ્રાજાપત્ય કૃચ્છ્રવડેજ કરવી.

---

अथप्रत्याम्नायाः तत्रप्राजापत्यप्रत्याम्नायाः दशसहस्रगायत्रीजपः गायत्र्यासहस्रंतिलहोमः क्वचित्सहस्रंव्याहृत्यातिलहोमउक्तः शतद्वयंप्राणायामाः द्वादशब्राह्मणभोजनं यावत्केशशोषणंतिरम्यतीर्थेद्वादशस्नानानि वेदसंहितापारायणं योजनयात्रा द्वादशसहस्रंनमस्काराः द्वात्रिंशदुत्तरशतंप्राणायामान्कृत्वाअहोरात्रमुपोषितःप्राङ्मुखस्तिष्ठेत् गोमूत्रेणयावकभक्षणेऐकाहिककृच्छ्रं कश्चिनरुद्रैकादशिनीजपान्कृच्छ्रमाह पावकेष्टिः पावमानेष्टिः षडुपवासाःप्राजापत्यप्रत्याम्नायाः एकविप्रभोजनमुपवासस्य अत्यशक्तौसहस्रगायत्रीजपो द्वादशप्राणायामावेतिस्मृत्यर्थसारे प्राजापत्येत्वशक्तस्तुधेनुंदद्यात्पयस्विनीं धेनोरभावेनिष्कंस्यात्तदर्धपादमेववा अशीतिगुंजात्मकःकर्षः चत्वारःकर्षानिष्कं निष्कनिष्कार्धनिष्कपादान्यतमप्रमाणंहेमरूप्यंवाधेनुमूल्यंदेयं अत्यशक्तेननिष्कपादार्धरजतंतत्समंधान्यादिवादेयं अतिकृच्छ्रेगोद्वयं सांतपनेगोद्वयं पराकेतप्तकृच्छ्रेचगोत्रयं कृच्छ्रातिकृच्छ्रेगोचतुष्टयं गोत्रयंवा चांद्रायणेअष्टौपंचचतस्रस्तिस्रोवागावः मासंपयोव्रतेयावकव्रतेमासोपवासेचपंचगावः मासंगोमूत्रयावकव्रतेषड्गावः ॥

## હવે કૃચ્છ્રના પ્રતિનિધિ કેહેછે.

**તેમાં પ્રાજાપત્યના પ્રતિનિધિ**—દશ સહસ્ર ગાયત્રી મંત્રનો જપ કરવો. ગાયત્રીમંત્રવડે એક હજાર તિલ હોમ કરવો. કોઈ ગ્રંથમાં વ્યાહૃતિમંત્રવડે એક હજાર તિલહોમ કરવો એમ કહ્યુંછે. બે સો પ્રાણાયામ કરવા. બાર બ્રાહ્મણભોજન કરાવવાં. તીર્થમાં સ્નાન કરી કેશ સુકાય ત્યાંસુધી એમજ ઉભાં રહી ફરી સ્નાન કરવું, એવાં

બાર સ્નાન કરવાં. વેદની સંહિતાનું પારાયણ કરવું. ચાર ગાઉ પર્યંત તીર્થને ઉદ્દેશે યાત્રા ( પંથ ) કરવી. બાર હજાર નમસ્કાર કરવા. એક સો બત્રીસ પ્રાણાયામ કરી અહોરાત્ર ઉપવાસી રહી પૂર્વદિશા સમ્મુખ ઉભું રેહેવું. ગોમૂત્રની સાથે યવ ( જવ ) ભક્ષણ કરવાથી એક દિવસમાં કૃચ્છ્ર થાયછે. કોઈ ગ્રંથકાર, રૂદ્રમંત્રોની ઇગ્યાર આવૃત્તિ કરવાથી કૃચ્છ્ર થાયછે, એમ કેહેછે. પાવકેષ્ટિ, પાવમાનેષ્ટિ, છ ઉપવાસ એ એક એક પ્રાજાપત્યનો પ્રતિનિધિ છે. એક બ્રાહ્મણભોજન કરાવવું એ ઉપવાસનો પ્રતિનિધિ થાયછે. અત્યંત સામર્થ્ય ન હોય તો એક હજાર ગાયત્રીમંત્રનો જપ કરવો, અથવા બાર પ્રાણાયામ કરવા એ રીતે **સ્મૃત્યર્થસારમાં** કહ્યુંછે. " જે પ્રાજાપત્ય કરવામાં અશક્ત હોય તેણે દૂધ આપનારી ગાયનું દાન દેવું. ગાય ન હોય તો એક નિષ્ક, અર્ધ નિષ્ક અથવા નિષ્કનો ચતુર્થાંશ દ્રવ્ય દેવું. " એસી ગુંજા ભારનો એક કર્ષ, અને ચાર કર્ષનો એક નિષ્ક થાયછે. નિષ્ક, અર્ધ નિષ્ક, અથવા નિષ્કનો ચતુર્થાંશ એમાંથી કોઈ એક પ્રમાણનું સુવર્ણ અથવા રૂપું એ ગાયની કીમત દેવી. અતિ અશક્ત હોય તેણે નિષ્કનો આઠમો ભાગ રૂપું અથવા તેટલી કીમતનું ધાન્ય ઇત્યાદિક દેવું. અતિકૃચ્છ્રને ઠેકાણે બે ગાય દેવી. સાંતપનને ઠેકાણે બે ગાય દેવી. પરાક અને તપ્ત કૃચ્છ્રને બદલે ત્રણ ત્રણ ગાય દેવી. કૃચ્છ્રાતિકૃચ્છ્રને બદલે ચાર અથવા ત્રણ ગાય દેવી. ચાંદ્રાયણને ઠેકાણે આઠ, પાંચ, ચાર અથવા ત્રણ ગાય દેવી. એક માસ પર્યંત જળ પીવું, જવ ખાવા, અથવા ઉપવાસ કરવા તેને બદલે પાંચ પાંચ ગાય દેવી. માસ પર્યંત ગોમૂત્રની સાથે જવ ખાવા એ વ્રતને ઠેકાણે છ ગાય દેવી.

---

अथप्रायश्चित्तप्रयोगः सचैलंस्नात्वाशक्तौक्लिन्नवासाःपर्षदग्रेगोवृषप्रत्याम्नायंनिष्कादिप्रमाणंब्रह्मदंडंनिधायसाष्टांगंप्रणम्यपर्षदंप्रदक्षिणीकुर्यात् सर्वेधर्मविवेक्तारोगोप्तारःसकलाद्विजाः ममदेहस्यसंशुद्धिंकुर्वंतुद्विजसत्तमाः मयाकृतंमहाघोरंज्ञातमज्ञातकिल्बिषं प्रसादःक्रियतांमह्यंशुभानुज्ञांप्रयच्छथ पूज्यैःकृतपवित्रोहंभवेयंद्विजसत्तमाः मामनुगृण्हंतुभवंत इतिवदेत् विप्रैःकिंतेकार्यंमिथ्यामावादीःसत्यमेववदेतिपृष्टःस्वपापंख्यापयेत् मयाममपत्न्यावाइहजन्मनिजन्मांतरेवाअनपत्यत्वमृतापत्यत्वादिनिदानभूतबालघातविप्ररत्नापहारादिदुरितंकृतंतस्यनाशायकरिष्यमाणेहरिवंशश्रवणादौकर्मविपाकोक्तेविधानेधिकारार्थं दीर्घायुष्मत्पुत्रादिसंततिप्राप्तयेप्रायश्चित्तमुपदिशंतुभवंतइतिप्रार्थयेत् तेचपापिनापूजितानुवादकाग्रेषडब्दत्र्यब्दसार्धाब्दान्यतमप्रायश्चित्तेनपूर्वोत्तरांगसहितेनाचरितेनतवशुद्धिर्भविष्यतितेनत्वंकृतार्थोभविष्यसीतिवदेयुः अनुवादकःपापिनंवदेत् ततःकर्ताओमित्यंगीकृत्यपर्षदंविसृज्यदेशकालौसंकीर्त्य सभार्यस्यममैतज्जन्मजन्मांतरार्जितानपत्यत्वादिनिदानभूतबालघातविप्ररत्नापहारादिजन्यदुरितसमूलनाशकर्मविपाकोक्तविधिनाधिकारसिद्धिद्वारादीर्घायुष्मत्बहुपुत्रादिसंततिप्राप्तयेषडब्दंत्र्यब्दंसार्धाब्दंवाप्रायश्चित्तंपूर्वोत्तरांगसहितममुकप्रत्याम्नायेनाहमाचरिष्यइतिसंकल्प्य दिनांतेकेशरोमनखादिवापयित्वास्नात्वा आयुर्बलंयशोवर्चःप्रजाःपशुवसूनिच ब्रह्मप्रज्ञांचमेधांचत्वंनोदेहिवनस्पतेइतिविहितकाष्ठेनदंतधावनंकु

र्यात् ततोद्धूलनस्नानानि तत्रभस्मस्नानं ईशानायनमःशिरसि तत्पुरुषायनमःमुखे अघोरायनमःहृदये वामदेवायनमोगुह्ये सद्योजातायनमःपादयोः प्रणवेनसर्वांगेषुभस्मविलिंपेत् ईशानादिपदोपेतैर्मंत्रैर्वाभस्मलेपः ॥

## હવે પ્રાયશ્ચિત્તનો પ્રયોગ કેહેછે.

વસ્ત્ર સહિત સ્નાન કરી, શક્તિ હોય તો ભીજેલાં વસ્ત્ર ધારણ કરી બ્રાહ્મણોની સભાની આગળ એક ગાય અને એક બળદનો પ્રતિનિધિ નિષ્ક ઇત્યાદિ પરિમિત બ્રહ્મદંડ ધરી સાષ્ટાંગ નમસ્કાર કરી સભાને પ્રદક્ષિણા કરી "सर्वे धर्मविवेक्तारो, गोप्तारः सकला द्विजाः ॥ मम देहस्य संशुद्धिं, कुर्वंतु द्विजसत्तमाः ॥ मया कृतं महाघोरं, ज्ञातमज्ञातकिल्बिषं ॥ प्रमादः क्रियतां मह्यं, शुभानुज्ञां प्रयच्छथ ॥ पूज्यैः कृतपवित्रोहं, भवेयं द्विजसत्तमाः ॥" એ મંત્રો ભણી બ્રાહ્મણોની પ્રાર્થના કરવી. પછી "मामनुगृण्हंतु भवंत इतिवदेत्" (તમે મ્હારી ઉપરે કૃપા કરો એમ કેહેવું). "विप्रैः किंते कार्यं मिथ्या मा वादीः सत्यमेव वदेति पृष्टः स्वपापं ख्यापयेत्" (અર્થ—ત્હારૂં શું કાર્ય છે?, ખોટું બોલતો નહી, ખરૂં બોલ, એ રીતે બ્રાહ્મણોએ પૂછયા પછી તેણે પોતાનું પાપ કેહેવું). તે આ રીતે,—"मया मम पत्न्या वा इह जन्मनि जन्मांतरे वा अनपत्यत्वमृतापत्यत्वादिनिदानभूतबालघातविप्रस्त्वापहारादि दुरितं कृतं तस्य नाशाय करिष्यमाणे हरिवंशश्रवणादौ कर्मविपाकोक्ते विधानेऽधिकारार्थं दीर्घायुष्मत्पुत्रादिसंततिप्राप्तये प्रायश्चित्तमुपदिशंतु भवंतः" (અર્થ—મેં અથવા મ્હારી સ્ત્રિએ આ જન્મવિષે અથવા જન્માંતરવિષે વંધ્યાપણાનાં અથવા મૃતવત્સાપણાનાં કારણરૂપ બાલહત્યા અથવા બ્રાહ્મણોનાં દ્રવ્યની ચોરી ઇત્યાદિક પાપ કરેલાં હોય તેની નિવૃત્તિ થવામાટે કરવાનો જે; કર્મવિપાક ગ્રંથમાં કહેલું હરિવંશ ગ્રંથનું શ્રવણ ઇત્યાદિક, વિધિ; તેનો અધિકાર પ્રાપ્ત થઇ દીર્ઘાયુ એવો પુત્ર ઇત્યાદિ સંતતિ પ્રાપ્ત થવામાટે તમો મને પ્રાયશ્ચિત્ત કહો) એવી પ્રાર્થના કર્યા પછી તે બ્રાહ્મણોએ, પાપીએ પૂજન કરેલો એવા અનુવાદક (બ્રાહ્મણોનાં વચન પાપીને સંભળાવનારા)ની સામે, "षडब्दत्र्यब्दसार्धाब्दान्यतमप्रायश्चित्तेन पूर्वोत्तरांगसहितेनाचरितेन तव शुद्धिर्भविष्यति तेन त्वं कृतार्थो भविष्यसि" (અર્થ,—છ અબ્દ, ત્રણ અબ્દ, દોઢ અબ્દ એમાંનું; પૂર્વાંગ ઉત્તરાંગ સહિત કોઈ એક પ્રાયશ્ચિત્ત લીધાથી તારી શુદ્ધિ થશે અને તું કૃતાર્થ થઇશ) એ રીતે કેહેવું. અનુવાદકે પાપીને કેહેવું. પછી પ્રાયશ્ચિત્ત કરનારે "ॐ" (તથાસ્તુ) એમ કહી અનુવાદકે કહ્યા પ્રમાણે અંગીકાર કરવો. સભાનું વિસર્જન કરી દેશ, કાળનો ઉચ્ચાર કરી "सभार्यस्य ममैतज्जन्मजन्मांतरार्जितानपत्यत्वादिनिदानभूतबालघातविप्रस्वापहारादिजन्यदुरितसमूलनाशकर्मविपाकोक्तविधिनाधिकारसिद्धिद्वारा दीर्घायुष्मद्बहुपुत्रादिसंततिप्राप्तये षडब्दं त्र्यब्दं सार्द्धाब्दं वा प्रायश्चित्तं पूर्वोत्तरांगसहितममुकप्रत्याम्नायेनाहमाचरिष्ये," એવો સંકલ્પ કરવો. પછી મધ્યાન્હે ક્ષૌર કરાવી સ્નાન

१ ततः स्नात्वाचामेत्, इत्यधिकः पाठः क्वचित्पुस्तके दृश्यते परंतु प्राचीनपुस्तकेषु तथाऽभावाद्भस्मस्नानोत्तिं जलस्नानाऽनुपयोगाच्चात्र तु न मुद्रितः.

કરવું. પછી વનસ્પતિની પ્રાર્થના કરવી. તેનો મંત્ર—"आयुर्बलं यशो वर्चः, प्रजाः पशुवसूनि च ॥ ब्रह्म प्रज्ञां च मेधां च, त्वं नो देहि वनस्पते," એ પ્રમાણે પ્રાર્થના કરી ઉક્ત કાષ્ટવડે દંતધાવન કરવું. પછી દશ સ્નાન કરવાં. તેમાં પ્રથમ ભસ્મ-સ્નાન કરવું તે આ રીતે–"ईशानाय नमः" એ મંત્રવડે મસ્તકને ભસ્મ લગાડવી. "तत्पुरुषाय नमः" એ મંત્રવડે મુખને, "अघोराय नमः" એ મંત્રવડે હૃદયને, "वामदेवाय नमः" એ મંત્રવડે ગુહ્ય સ્થાનકે, "सद्योजाताय नमः" એ મંત્રવડે પગને અને પ્રણવ મંત્રવડે સઘળાં અંગોને ભસ્મ લેપન કરવું. અથવા ઇશાનાદિ પ-દયુક્ત મંત્રવડે ભસ્મ લગાડવી.

---

अथगोमयस्नानं गोमयमादाय प्रणवेनदिक्षुदक्षिणभागंनीर्थेचोत्तरभागंप्रक्षिप्यशेषंमा नस्तोकेत्यभिमंत्र्यगंधद्वारामितिसर्वांगमालिप्यहिरण्यशृंगमितिद्वाभ्यांप्रार्थ्ययाःप्रवतइति तीर्थमभिमृश्यस्नात्वाद्विराचामेत् ॥

હવે ગોમયસ્નાન કરવું તે કેહેછે.—છાણ લઈ પ્રણવ મંત્રવડે છાણનો દ-ક્ષિણ ભાગ ચારે દિશાઓમાં અને ઉત્તર ભાગ તીર્થમાં નાખી બાકી રહેલું ગોમય "मानस्तोके०" એ મંત્રવડે મંત્રિત કરી "गंधद्वारां०" એ મંત્રવડે સંપૂર્ણ અંગમાં લગાડવું. પછી "हिरण्यशृंगं०" એ બે મંત્રવડે તીર્થની પ્રાર્થના કરી "याःप्रवत०" એ મંત્રવડે તીર્થને સ્પર્શ કરી સ્નાન કરી બે વાર આચમન કરવું.

---

अथमृत्तिकास्नानं अश्वक्रांतेरथक्रांतेविष्णुक्रांतेवसुंधरे शिरसाधारयिष्यामिरक्षस्वमांप देपदेइतिमृत्तिकामभिमंत्र्य उद्धृतासिवराहेणकृष्णेनशतबाहुना मृत्तिकेहरमेपापंयन्मयादु ष्कृतंकृतं इतिनामादाय नमोमित्रस्येतिसूर्यायप्रदर्श्यगंधद्वारामितिमंत्रेणस्योनापृथिवीतिमंत्रे णवाइदंविष्णुरितिवाशिरःप्रभृत्यंगानिविलिप्यद्विराचामेत् ॥

હવે મૃત્તિકાસ્નાન કેહેછે.–"अश्वक्रांते रथक्रांते, विष्णुक्रांते वसुंधरे ॥ शिरसा धारयिष्यामि, रक्षस्व मां पदे पदे" એ મંત્રવડે મૃત્તિકાને મંત્રી "उद्धृतासि वराहेण, कृष्णेन शतबाहुना ॥ मृत्तिके हर मे पापं, यन्मया दुष्कृतं कृतं" એ મંત્રવડે મૃત્તિકા લઈ "नमो मित्रस्य०" એ મંત્રવડે સૂર્યને બતાવી "गंधद्वारां०" અથવા "स्योनापृ-थिवी०" કિંવા "इदंविष्णु०" એ મંત્રવડે મસ્તકાદિ સર્વ અંગમાં મૃત્તિકા લગાડી બે વાર આચમન કરવું.

---

अथवारिस्नानं आपोअस्मानित्युक्त्वाभास्कराभिमुखःस्थितः इदंविष्णुर्जपित्वाचप्रतिस्रो तोनिमज्जति ततःपंचगव्यकुशोदकैःपृथक्पृथक्स्नात्वास्नानांगतर्पणादिकुर्यात् विष्णुश्राद्धं पूर्वंगगोप्रदानंचकृत्वा अग्निंप्रतिष्ठाप्यपंचगव्यहोमंव्याहृतिभिरष्टोत्तरशतमष्टाविंशतिंवाऽ ज्यहोमंचकृत्वाव्रतंग्रहीष्यइतिविप्रान्प्रार्थ्यहुतशेषंपंचगव्यंप्रणवेनपिबेत् ॥

---

१ असिद्धोऽपि संधिः पुस्तकांतरसंमत्या स्थापितः.

२ अत्रापि स्नात्वे अधिकः पाठःक्वचिदुपलभ्यतेऽनुपयुक्तत्वात्सोप्यपास्तः.

**હવે જળવડે સ્નાન કેહેછે.**–"आपो अस्मान्०" એ મંત્ર કહી સૂર્યની સામે ઉભા રહી, "इदं विष्णु०" એ મંત્રનો જપ કરી જળપ્રવાહની સામે ડુબકી મારવી. પછી પંચગવ્ય અને કુશોદકવડે જુદાં જુદાં સ્નાન કરી સ્નાન સંબંધી તર્પણ ઇત્યાદિ કરવું. પછી વિષ્ણુશ્રાદ્ધ અને પૂર્વાંગ સંબંધી ગોદાન કરી અગ્નિની સ્થાપના કરી પંચગવ્યનો હોમ. અને વ્યાહૃતિ મંત્રવડે (૧૦૮) અથવા (૨૮) ઘૃતાહુતિરૂપ હોમ કરી "व्रतं ग्रहीष्ये" (વ્રત ગ્રહણ કરૂંછું) એ રીતે બ્રાહ્મણની પ્રાર્થના કરી બાકી રહેલું પંચગવ્ય પ્રણવ મંત્રવડે પી જવું.

मुख्यप्रायश्चित्तकृच्छ्रान्संकल्पानुसारेणानुष्ठायव्याहृत्याज्यहोमविष्णुश्राद्धगोदानानि पूर्ववत्कुर्यात् आज्यहोमेपंचगव्यहोमेचइध्माधानादिस्थालीपाकेतिकर्तव्यतांकेचिन्नेच्छंति व्याहृत्याज्यहोमेपापापहमहाविष्णुर्देवतेनेतिकेचित् ॥

મુખ્ય પ્રાયશ્ચિત્તનાં કૃચ્છ્ર, સંકલ્પ પ્રમાણે કરી; વ્યાહૃતિ મંત્રવડે ઘૃતનો હોમ, વિષ્ણુ શ્રાદ્ધ, અને ગાયનું દાન એ પ્રથમ પ્રમાણે કરવાં. ઘૃતનો હોમ અને પંચગવ્યનો હોમ એમાં ઇધ્મા સ્થાપન ઇત્યાદિક સ્થાલીપાકનો વિધિ કરવો નહી, એમ કોઈ ગ્રંથકાર કેહેછે. વ્યાહૃતિ મંત્રવડે જે ઘૃતનો હોમ કરવો તેમાં પાપના નાશક મહાવિષ્ણુ દેવતા છે, એમ કોઈ ગ્રંથકાર કેહેછે.

पंचगव्यविधिस्तुताम्रेपालाशेवापात्रेताम्रायागोर्मूत्रमष्टमाषप्रमाणंगायत्र्यादाय गंधद्वारामितिश्वेतगोशकृत्षोडशमाषमादाय आप्यायस्वेतिपीनगोक्षीरंद्वादशमाषंदधिक्राव्णइति नीलगोर्दधिदशमाषंतेजोसिशुक्रमसीतिकृष्णगोघृतमष्टमाषमादायतत्रदेवस्यत्वेतिकुशोदकंचतुर्माषंप्रक्षिप्यप्रणवेनालोडयेत् अत्रमाषः पंचगुंजात्मकः तत्सप्तपत्रैःसाग्रैःकुशैर्जुहुयात् इरावतीतिपृथ्वीं इदंविष्णुरितिविष्णुं मानस्तोकइतिरुद्रं शन्नोदेवीरित्यपः ब्रह्मजज्ञानमितिब्रह्माणंवाअग्निंसोमंचनाम्नागायत्र्यासूर्यंप्रजापतेनत्वेतिसमस्तव्याहृतिभिर्वाप्रजापतिंप्रणवेनप्रजापतिंअग्निंस्विष्टकृतंचनाम्नेत्येताःपंचगव्येनाग्निंवायुंसूर्यंप्रजापतिंचेतिवामहाविष्णुंवाज्येनाष्टाविंशतिसंख्याहुतिरित्यन्वाधानं स्त्रीशूद्राणांहोमोनकार्यः केचिद्ब्राह्मणद्वाराहोमःकार्यइत्याहुः स्त्रीशूद्राणांपंचगव्यपानेविकल्पइतिमहार्णवः ॥

**હવે પંચગવ્યનો વિધિ કેહેછે**—ત્રાંબાંનાં પાત્રમાં અથવા ખાખરાના દૂનામાં આગળ કેહેવાયછે તે પ્રમાણે પદાર્થ મેળવવા. તે આ રીતે—રાતી ગાયનું ગોમૂત્ર આઠ માષા ગાયત્રી મંત્રવડે પાત્રમાં રાખવું. ધોળી ગાયનું ગોમય (છાણ) સોળ માષા "गंधद्वारां०" એ મંત્રવડે પાત્રમાં રાખવું. પીળા વર્ણની ગાયનું દૂધ બાર માષા "आप्यायस्व०" એ મંત્રવડે પાત્રમાં રાખવું. નીલી ગાયનું દહી દશ માષા "दधिक्राव्ण०" એ મંત્ર ભણી પાત્રમાં રાખવું. કાળી ગાયનું ઘી આઠ માષા "तेजोसि शुक्रमसि०" એ મંત્રવડે પાત્રમાં રાખવું, અને "देवस्य त्वा०" એ મંત્રભણી ચાર માષા કુશોદક તે પાત્રમાં નાખી પ્રણવ મંત્રવડે તેને એકરસ કરવાં. ઈહિં પાંચ ગુંજાનો માષો લેવો. એ રીતે પંચગવ્ય કરી સાત સળીવાળા અને અગ્ર સહિત એવા

દર્ભવડે તેનો હોમ કરવો. તેનું અન્વાધાન આ રીતે કરવું. "**इरावतीति पृथ्वीं, इदं विष्णुरिति विष्णुं, मानस्तोकेति रुद्रं, शन्नोदेवीत्यपः, ब्रह्मजज्ञानमिति ब्रह्माणं वा अग्निं, सोमं च नाम्ना, गायत्र्या सूर्यं, प्रजापतेनत्वेति समस्तव्याहृतिभिर्वा प्रजापतिं, प्रणवेन प्रजापतिं, अग्निं स्विष्टकृतं च नाम्नेत्येताः पंचगव्येन; अग्निं वायुं सूर्यं प्रजापतिं चेति वा महाविष्णुं वाज्येनाष्टाविंशति संख्याहुतिभिः०**" એ રીતે અન્વાધાન કરી તેને અનુસારે હોમ કરવો. સ્રી અને શૂદ્રોએ હોમ કરવો નહી. કોઈ ગ્રંથકાર, (સ્રી શૂદ્રોએ) બ્રાહ્મણદ્વારા હોમ કરાવવો, એમ કેહેછે. સ્રી અને શૂદ્રોએ પંચગવ્ય પ્રાશન કરવું અથવા ન કરવું, એવો **મહાર્ણવ** ગ્રંથમાં વિકલ્પ છે.

---

**स्त्रीशूद्रौविप्रैःपंचगव्यंकारयित्वातूष्णींपिबतइतिस्मृत्यर्थसारः अयंप्रायश्चित्तविधिःकृच्छ्रन्यूनप्रायश्चित्तेषुनकार्यः कृच्छ्रप्रभृतिषुसर्वत्रप्रायश्चित्तेष्वनुष्ठेयः एवंकृच्छ्राद्यनुष्ठायसूर्यारुणसंवादमहार्णवादिकर्मविपाकग्रंथोक्तंहरिवंशादिश्रवणादिकर्मकुर्यात् तत्रशुभेदिनेदेशकालौसंकीर्त्यअनेकजन्मार्जितानपत्यत्वमृतापत्यत्वादिनिदानभूतबालघातनिक्षेपहरणविप्ररत्नापहरणादिजन्यदुरितसमूलनाशद्वारादीर्घायुष्मद्बहुपुत्रादिसंततिप्राप्तिकामो हरिवंशं श्रोष्यामीत्येकस्यकर्तृत्वे दंपत्योःकर्तृत्वेश्रोष्यावइतिसंकल्प्यगणेशपूजनस्वस्तिवाचननांदीश्राद्धानिविनायकशांतिंचकृत्वाहरिवंशश्रवणार्थंश्रावयितारंत्वांवृणे विप्रंवृत्वावस्त्रालंकारैः पूजयेत् वाचकंप्रत्यहंपायसादिनाभोजयेत् दंपतीप्रतिदिनंत्रायंतामित्यादिवैदिकैःसुरास्त्वामितिपौराणैश्चमंत्रैःसुस्नातावलंकृतौनदेकचित्तौशृण्वंतौतैलतांबूलक्षौरमैथुनखट्वाशयनानि यावत्समाप्तिवर्जयंतौहविष्यंभुंजीयातां अंतेवाचकायगांसुवर्णत्रयमेकंवासुवर्णदक्षिणांदत्वाप्रत्यवरोहमंत्रेणसहस्रंतिलाज्यंहुत्वाशतंविप्रान्चतुर्विंशतिमिथुनानिवापायसेनभोजयेदिति हरिवंशश्रवणप्रयोगः ॥**

સ્રી અને શૂદ્રોએ બ્રાહ્મણદ્વારા પંચગવ્ય કરાવી મંત્ર રહિત તેનું પ્રાશન કરવું, એમ **સ્મૃત્યર્થસાર** ગ્રંથમાં છે. આ પ્રાયશ્ચિત્તનો વિધિ, કૃચ્છ્ર કરતાં ઓછાં પ્રાયશ્ચિત્તવિષે કરવો નહી, કૃચ્છ્ર ઇત્યાદિક સર્વ પ્રાયશ્ચિત્તમાં કરવો. એ રીતે કૃચ્છ્રાદિક પ્રાયશ્ચિત્ત કરી **સૂર્યારુણસંવાદ** તથા **મહાર્ણવ** ઇત્યાદિક કર્મવિપાક ગ્રંથોમાં કહેલું હરિવંશાદિકનું શ્રવણ ઇત્યાદિ કર્મ કરવું. હરિવંશાદિક ગ્રંથોનું શ્રવણ કરવું તે શુભ દિવસ જોઈ તે દિવસે દેશ કાળનો ઉચ્ચાર કરી સંકલ્પ કરવો. તે આ રીતે,—"**अनेकजन्मार्जितानपत्यत्वमृतापत्यत्वादिनिदानभूतबालघातनिक्षेपहरणविप्ररत्नापहरणादिजन्यदुरितसमूलनाशद्वारा दीर्घायुष्मद्बहुपुत्रादिसंततिप्राप्तिकामो हरिवंशं श्रोष्यामि,**" એવો સંકલ્પ એક શ્રવણ કરનારો હોય તો કરવો, અને સ્રી પુરૂષ બન્ને શ્રવણ કરનારાં હોય તો "**श्रोष्यावः**" એવો સંકલ્પ કરી ગણેશપૂજન, પુણ્યાહવાચન તથા વિનાયકશાંતિ કરી હરિવંશ શ્રવણ કરવામાટે કથા શ્રવણ કરાવનારા બ્રાહ્મણને વરાવવો. તે આ રીતે,—"**हरिवंशश्रवणार्थं श्रावयितारं त्वां वृणे,**" એ પ્રમાણે બ્રાહ્મણને વરાવી તેની વસ્ર, અલંકારવડે પૂજા કરવી, અને વાંચનારાને નિત્ય પાયસ (દૂધપાક) ઇત્યાદિવડે ભોજન કરાવવું. સ્રી પુરૂષ બન્ને જણાઓએ નિત્ય

"**त्रायंतां०**" ઇત્યાદિક વેદ મંત્રવડે તથા "**सुरास्त्वा०**" ઇત્યાદિક પુરાણોક્ત મંત્રોવડે સ્નાન કરી અલંકારયુક્ત થઈ એકાગ્ર ચિત્તથી ગ્રંથનું શ્રવણ કરવું અને તેલ, તાંબૂલ, ક્ષૌર, મૈથુન, તથા પલંગ ઉપરે નિદ્રા કરવી એ સઘળાં ગ્રંથની સમાપ્તિ થાય ત્યાં લગી વર્જ્ય કરવાં. અને હવિષ્ય પદાર્થનું (પત્ર ૮૬ માં) ભોજન કરવું. અંતે ગ્રંથ વાંચનારાને ગાય અને (૨૪૦) રતિ ભાર અથવા (૮૦) રતિ ભાર સુવર્ણ દક્ષિણા દઈ "**प्रत्यवरोह०**" એ મંત્રવડે તિલ અને ઘૃતનો હજાર હજાર હોમ કરી સો બ્રાહ્મણ અથવા ચોવીસ દંપતી (સ્ત્રી પુરૂષરૂપ જોડ)ને પાયસનું ભોજન કરાવવું. એ પ્રમાણે હરિવંશ ગ્રંથનાં શ્રવણનો પ્રયોગ સમાપ્ત થયો.

---

**अथविधानांतराणि सौवर्णवालकंकृत्वादद्याद्दोलासमन्वितं अथवावृषभंदद्याद्विप्रोद्वाहनमेववा महारुद्रजपोवापिलक्षपद्मैःशिवार्चनं स्वर्णधेनुःप्रदानंवासवत्सावायथाविधि घृतकुंभप्रदानंवासंक्षेपादिदमीरितं अथवाप्रत्यहंपार्थिवलिंगपूजांकृत्वाअभिलाषाष्टकजपंसंवत्सरंकुर्यात् अभिलाषाष्टकस्तोत्रंकौस्तुभेज्ञेयं एवमपिफलाप्राप्तौदत्तपुत्रोग्राह्यः**

## હવે બીજાં વિધાન (સંતતિના ઉપાય) કેહેછે.

"સુવર્ણનો બાળક કરી તેને પાલણામાં બેસારી તેનું દાન કરવું. અથવા બેલનું દાન કરવું. અથવા બ્રાહ્મણનો વિવાહ કરાવવો. મહારૂદ્રનો જપ, કિંવા લક્ષ કમલવડે શિવની પૂજા કરવી. અથવા વાછડાં સહિત ગાય સુવર્ણની[1] કરી તેનું દાન કરવું. અથવા પ્રત્યક્ષ ગાયનું વાછડાં સહિત યથાવિધિ દાન કરવું. કિંવા ઘૃત ભરેલા કુંભનું દાન કરવું. એ સંક્ષેપે કહ્યું." અથવા નિત્ય પાર્થિવ લિંગની પૂજા કરી અભિલાષાષ્ટક સ્તોત્રનો જપ એક વર્ષ પર્યંત કરવો. અભિલાષાષ્ટક સ્તોત્ર કૌસ્તુભમાં કહ્યુંછે, તે જોવું. એટલું કરતાં પણ સંતતિ ન થાય તો દત્તક પુત્ર લેવો.

---

**अथदत्तकेग्राह्याग्राह्यविचारः ब्राह्मणानांसोदरभ्रातृपुत्रोमुख्यत्वात्प्रथमंग्राह्यः तदभावेसगोत्रसपिंडोयःकश्चित् सापत्नभ्रातृपुत्रोवा तदभावेत्वसगोत्रसपिंडोमातुलकुलजपितृष्वस्त्रादिकुलजः तदभावेत्वसपिंडःसमानगोत्रः तदभावेत्वसपिंडःपृथक्गोत्रोपि असगोत्रसपिंडेषुभागिनेयदौहित्रौवर्ज्यौ एवंविरुद्धसंबंधापत्त्यापुत्रतुद्धयनर्होमातुलोपिनग्राह्यः अतएवसगोत्रसपिंडेषुभ्रातापितृव्योवानग्राह्यः विप्रादीनांवर्णानांसमानवर्णएव तत्रापिदेशभेदप्रयुक्तगुर्जरत्वांध्रत्वादिनासमानजातीयएव सर्वोपिसभ्रातृकएवग्राह्यः तत्रापिज्येष्ठपुत्रोनग्राह्योनदेयः शूद्रस्यदौहित्रभागिनेयावपिग्राह्यौ अत्रमूलं भ्रातृणामेकजातानामेकश्चेत्पुत्रवान्भवेत् सर्वेंतेतेनपुत्रेणपुत्रिणोमनुरब्रवीत् अनेनवचनेननापुत्रस्यलोकोस्तिजायमानोवैब्राह्मणस्त्रिभिर्ऋणवान्जायतइत्यादिशास्त्रबोधितस्यापुत्रत्वप्रयुक्तदोषस्यनिवृत्तिर्विधिनाअस्वीकृतेनापिभ्रातृपुत्रेणपितृव्यस्यभवतीतिबोध्यते अतःपुत्रसदृशत्वात्ग्राह्येषुमुख्यइतिज्ञाप्यते मुख्याभावेतत्सदृशःप्रतिनिधिरितिन्यायात् नचास्मादेववाक्याद्विधिवत्प्रतिग्रहंवि**

---

1 ગાય અને વાછડું કેટલાં કેટલાં સુવર્ણનાં કરવાં તે સઘળો વિધિ દાનચંદ્રિકા ગ્રંથમાં જોવો.

नैवतस्यपुत्रत्वमितिशंक्यं तथासतिऔरसदत्तकादिद्वादशविधपुत्रवदेतस्यपत्नीतःपूर्वमेवध
नहारित्वपिंडदत्वौचित्येनपत्नीदुहितरश्चैवापितरौभ्रातरस्तथा तत्सुतागोत्रजावंधुरितितत्क्र
मवाक्येभ्रात्रनंतरंभ्रातृसुतनिवेशानुपपत्तेः तस्मात्पत्नीतःपूर्वमदीयपिंडदानधनग्रहणेधिका
रीकश्चिद्भवत्वितिकामनायांविधिवत्स्वीकृतएवतथाधिकारीभवतिनान्यथा तादृशकामना
याअभावेतुपितृऋणापाकरणादिपारलौकिकमात्रार्थदत्तपुत्रोनग्राह्यः भ्रातृपुत्रेणैवतत्सिद्धे
रित्येवंवचनतात्पर्यं क्वचिद्देशेवैदिकाविधिंविनापिदातृग्रहीतृसंमतिराजपुरुषाद्यनुमत्यादिलौ
किकव्यापारमात्रेणोपनयनादिसंस्कारकरणमात्रेणच सगोत्रसपिंडेपुत्रत्वसिद्धिव्यवहारोदृ
श्यते तत्रमूलंनोपलभ्यते सर्वासामेकपत्नीनामेकाचेत्पुत्रिणीभवेत् सर्वास्तास्तेनपुत्रेणपुत्रि
ण्योमनुरब्रवीत्इतिवचनंतु सापत्नपुत्रस्यागृहीतस्यापिपुत्रत्वपिंडदानाद्यधिकारित्वविधायकं
तेनैकसपत्न्याःसपुत्रत्वेन्यसपत्न्यापुत्रोनग्राह्यः दौहित्रोभागिनेयश्चशूद्राणांविहितःसुतः ब्रा
ह्मणादित्रयेनास्तिभागिनेयःसुतःक्वचित् नत्वेवैकंपुत्रंदद्यात्प्रतिगृण्हीयाद्वेतिनज्येष्ठंपुत्रंदद्या
दितिच अत्रौरसानेकपुत्रेणपुत्रदानंकार्यमितिविधीयते तेनपूर्वंदत्तकोगृहीतःततःऔरसोजा
तस्तादृशानेकपुत्रेणदत्तकएकलऔरसोवानदेयः सधवयास्त्रियापत्यनुज्ञयापुत्रोगृहीतव्योदा
तव्यश्च भर्त्रनुज्ञाभावेतुनग्राह्योनदेयः एवंविधवयापिस्त्रियात्वयापुत्रःस्वीकार्यइतिउक्ताभ
र्तरिमृतेग्राह्यः स्पष्टमीदृशानुज्ञाभावेभर्तृजीवनदशायांतन्मरणोत्तरमाप्तमुखाद्वापुत्रस्वीका
रविषयकभर्त्रभिप्रायंज्ञात्वापिग्राह्यइतिसर्वसंमतं एतदुभयविधभर्त्रनुज्ञाभावेपितत्तच्छास्त्रा
न्नित्यकाम्यव्रतादिधर्माचरणइव पुत्रप्रतिग्रहेपिनापुत्रस्यलोकोस्तीत्यादिसामान्यशास्त्रादेव
विधवायाअधिकारः नस्त्रीपुत्रंदद्यात्प्रतिगृण्हीयाद्वान्यत्रभर्त्रनुज्ञानादितिवसिष्ठवाक्यंतुभर्त्रनु
ज्ञारहितांप्रतिपुत्राप्रतिग्रहाभ्यनुज्ञापरं नतुपुत्रप्रतिग्रहनिषेधपरं शास्त्रप्राप्तनिषेधायोगात्
अतस्तादृशास्त्रियाःपुत्रप्रतिग्रहप्रतिषेधेनवृत्तिलोपपिंडविच्छेदादिकुर्वन्नरकभाग्भवति योब्रा
ह्मणस्यवृत्तौनुप्रातिकूलंसमाचरेत् विट्भुजांतुकृमीणांस्यादितिशास्त्रादितिकौस्तुभेविस्तरः
स्त्रीभिःपुत्रस्वीकारेव्रतादिवद्विप्रद्वाराहोमादिकंकार्यं एवंशूद्रेणापि विप्रःशूद्रदक्षिणामादाय
वैदिकमंत्रैस्तदीयहोमादिकरोतितत्रशूद्रःपुण्यफलभाग्भवति किंतुविप्रस्यैवप्रत्यवायः पुत्रंप्र
तिगृह्यगृहीत्वाजातकर्माद्याश्चूडाद्यावासंस्काराःकार्याइतिमुख्यःपक्षः असंभवेसगोत्रसपिंडे
पुकृतोपनयनोपिविवाहितोपिवादत्तकोभवति असंजातपुत्रएवविवाहितोग्राह्यइतिमेभाति अ
सपिंडसगोत्रेषुकृतोपनयनएवेत्यपिभाति भिन्नगोत्रस्तुअकृतोपनयनएवग्राह्यः केचित्तुकृतो
पनयनोपिभिन्नगोत्रोग्राह्यइत्याहुः इतिग्राह्याग्राह्यविवेकः

## હવે દત્તક પુત્ર કયો લેવાય અને કયો ન લેવાય તેનો નિર્ણય કહેછે.

સગા ભાઈનો પુત્ર બ્રાહ્મણોને મુખ્ય છે માટે પ્રથમ તેજ લેવો. તે ન મળે તો પોતાનો સગોત્ર (એક ગોત્રવાળો) સાપિંડ એવો (સાત પેહેઢીમાંનો) જે કોઈ હોય તે લેવો, અથવા સાવકા ભાઈનો પુત્ર લેવો. તેમાંથી ન મળે તો જુદાં ગોત્રમાંનો સપિંડ એવો મામાનાં કુળમાંનો અથવા ફોઈનાં કુળમાંનો લેવો. તે ન મળે તો અ-સપિંડ (સાત પેહેઢી ઉપરનો) સમાન ગોત્ર (એક ગોત્રવાળો) લેવો. તેવો ન મળે તો અસપિંડ એવો જુદાં ગોત્રનો લેવો. જુદાં ગોત્રમાંના છતાં સાપિંડ એવા ભાગિ-

નેય (બેહેનનો પુત્ર) અને દૌહિત્ર (પુત્રીનો પુત્ર) દત્તક લેવા નહિ. વિરૂદ્ધ સંબંધ થાયછે માટે પુત્ર બુદ્ધિ કરવાને અયોગ્ય એવા મામાને પણ દત્તક લેવો નહિ, અને એજ• કારણમાટે સગોત્ર છતાં સપિંડ જે પોતાનો ભાઈ અથવા કાકો તેને પણ લેવા નહિ. બ્રાહ્મણ ઇત્યાદિકોએ પોતપોતાના સમાન વર્ણવાળોજ લેવો. તેમાં પણ દેશ ભેદવડે ગુર્જરત્વ, આંધ્રત્વ (તૈલંગત્વ) ઇત્યાદિકવડે સમાન (તુલ્ય) જાતિનોજ લેવો. કોઈ પણ દત્તક લેવો તે જેને ભાઈ હોય એવાને લેવો. તેમાં પણ સર્વ કરતાં વડીલ પુત્ર લેવો નહિ, અને દેવો નહિ. શૂદ્રોઓ પોતાની દીકરીનો પુત્ર અને બેહેનનો પુત્ર પણ દત્તક લેવા તેમાં મૂળવચન,–"સહોદર (સગા) ભાઇઓમાં જો એક ભાઇને પુત્ર થયો તો તે પુત્રવડે સર્વ ભ્રાતા પુત્રવાળા થાયછે એમ મનુ કેહેછે." એ વચનવડે, "પુત્ર રહિતને સ્વર્ગલોક નથી," "ઉત્પન્ન થયલો બ્રાહ્મણ ત્રણ ઋણવડે (દેવ, ઋષિ અને પિતૃ ઋણવડે) યુક્ત છે." ઇત્યાદિક શાસ્ત્રે કહેલા જે કાકાને અપુત્રત્વપણાથી થતા દોષ તેઓની નિવૃત્તિ, વિધિપૂર્વક ભાઇનો પુત્ર ન લીધાં છતાં પણ તેજ પુત્રવડે થાયછે, એ હેતુથી તે (ભાઇનો પુત્ર) પુત્ર પ્રમાણેજ છે માટે લેવા યોગ્ય જે દત્ત-પુત્ર તેમાં એ મુખ્ય છે, એમ જાણવું; કારણ, મુખ્ય ન હોય તો તે ઠેકાણે તેના સરખો બીજો લેવો, એવો ન્યાય છે. વિધિપૂર્વક લીધા વિના એજ વાક્ય ઉપરથી તે ભાઇનો પુત્ર પોતાનો પણ પુત્ર છે એમ માનવું નહિ. પુત્ર છે એમ માને તો ઔરસ, દત્તક ઇત્યાદિક જે બાર પ્રકારના પુત્ર તે પ્રમાણે આ સહોદર ભાઇના પુત્રને સ્ત્રી કરતાં પ્રથમજ દ્રવ્ય લેવું, પિંડ દેવો એ અધિકાર હોવાથી "સ્ત્રી, કન્યા, માતા, પિતા, ભાઈ, ભાઈનો પુત્ર, ગોત્રજ, અને બંધુ (મામા, ફોઈ, અને માસીના પુત્ર)," એઓમાંથી પ્રથમનો ન છતાં બીજો એમ ક્રમ કહ્યોછે તે વાક્યમાં ભાઈ પછી ભાઇના પુત્રનું જે ગ્રહણ કીધું તેની યોગ્ય યોજના થશે નહિ. માટે સ્ત્રીકરતાં પ્રથમ, મને પિંડ દેવો અને મ્હારૂં દ્રવ્ય લેવું તેમાં કોઈ અધિકારી જોઇયે એવી ઇચ્છાવડે વિધિપૂર્વક લીધેલો તેજ પિંડદાન અને દ્રવ્યગ્રહણમાં અધિકારી થાયછે, વિધિપૂર્વક લીધા વિના અધિકારી થતો નથી. તેમજ એવી ઇચ્છા ન હોય તો પિતૃઋણનું દૂરીકરણ ઇત્યાદિક પરલોક સંબંધી કૃત્યમાટે દત્તક લેવો નહિ, કારણ ભાઇના પુત્રવડેજ પિતૃઋણની નિવૃત્તિ થાયછે, એવો આ વચનનો અભિપ્રાય જાણવો. કેટલાંએક દેશોમાં વૈદિક વિધિવિના પણ પુત્ર આપનારા અને લેનારાની સંમતિ તથા રાજપુરૂષ ઇત્યાદિકની સંમતિ આદિ લૌકિક વ્યવહારવડે અથવા કેવળ મૌંજી ઇત્યાદિક સંસ્કાર કરવાથી સગોત્ર છતાં સપિંડ એવો જે પુત્ર તેને પોતાનો પુત્ર એમ માની સઘળો વ્યવહાર ચાલેછે એવો આચાર જોવામાં આવેછે, પરંતુ તેમાં પ્રમાણ મળતું નથી. "એક પુરૂષની અનેક સ્ત્રિઓ છતાં તેઓમાંથી જો એક સ્ત્રીને પુત્ર થયો તો તે એક પુત્રવડે સઘળી સ્ત્રિયો પુત્રવાળી થાયછે એમ મનુ કેહેછે," એવું જે વચન તે તો શોકનો પુત્ર જો વિધિપૂર્વક લીધેલો ન હોય તો પણ તેને પણ પુત્રપણું અને પિંડ દેવો ઇત્યાદિકવિષે અધિકાર ઉત્પન્ન કરનારૂં છે, તેથી એ સિદ્ધ થાયછે કે એક શોકને પુત્ર હોય તો બીજીએ દત્તક લેવો નહી. "દીકરીનો પુત્ર, અને બેહનનો પુત્ર એ શૂદ્રોએ દત્તક લેવા,

બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્યોએ બેહેનનો પુત્ર ક્યારે પણ દત્તક લેવો નહી." "એક પુત્ર હોય તો તે અવશ્ય દત્તક કરી દેવો નહી અને લેનારાએ લેવો નહી એમ છે, અને જ્યેષ્ઠ પુત્ર પણ દત્તક દેવો નહી," આ ઠેકાણે જેના ઔરસ (પોતાની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલા) પુત્ર અનેક હોય તેણે દત્તક પુત્ર દેવો એવો વિધિ પ્રાપ્ત થાયછે. તેથી પ્રથમ દત્તક પુત્ર લીધા પછી ઔરસ પુત્ર થાય એવે પ્રકારે અનેક પુત્ર હોય તથાપિ એક દત્તક કિંવા એક ઔરસ પુત્ર દેવો નહી. જેનો પતિ વિદ્યમાન હોય એવી સ્ત્રિએ પતિની આજ્ઞા લઈ પુત્ર લેવો અને દેવો. પતિની આજ્ઞા ન હોય તો લેવો નહી અને દેવો નહી. એ રીતે વિધવા સ્ત્રિએ પણ, 'તું દત્તક લેજે' એ રીતે પતિ આજ્ઞા આપી મરણ પામ્યો હોય તો લેવો. 'તું પુત્ર લેજે' એવી સ્પષ્ટ આજ્ઞા ન છતાં પણ, પતિ જીવતાં અથવા પતિ મરણ પામ્યા પછી પ્રામાણિક પુરૂષનાં મુખથી 'દત્તક પુત્ર લેવો' એ રીતનો પતિનો અભિપ્રાય જાણનારી સ્ત્રિએ પણ દત્તક પુત્ર લેવો એ સર્વ સંમત છે. આ ઉપર કહેલી બેમાંથી એક પણ આજ્ઞા ન હોય તથાપિ નિત્યવ્રત અને કામ્યવ્રત ઇત્યાદિક ધર્મ આચરણવિષે જેમ તે તે શાસ્ત્રવડે અધિકાર છે તેમ દત્તક પુત્ર લેવાવિષે પણ, "અપુત્રને સ્વર્ગલોક નથી," ઇત્યાદિક સામાન્ય શાસ્ત્રથકીજ વિધવા સ્ત્રીને અધિકાર છે. "પતિની આજ્ઞા વિના સ્ત્રિએ પુત્ર દેવો નહી, અથવા લેવો નહી," એવું જે વસિષ્ઠવાક્ય છે તે તો, જે સ્ત્રિને પતિની આજ્ઞા નથી તે સ્ત્રિ દત્તક પુત્ર ન લે તો પણ તેની મરજી એ રીતે પુત્ર ન લેવામાં સંમતિ માત્ર આપેછે; પણ સર્વથા સ્ત્રિએ પુત્ર લેવોજ નહી એવો નિષેધ કેહેતું નથી. કારણ, શાસ્ત્રસિદ્ધ અર્થનો નિષેધ સંભવતો નથી. માટે દત્તક પુત્રને ગ્રહણ કરતી એવી સ્ત્રીને દત્ત પુત્ર લેવામાં પ્રતિબંધ (અડચણ) કરનારાઓ; વૃત્તિ (ઉપજીવિકા)નો લોપ, અને પિંડનો વિચ્છેદ (નાશ) ઇત્યાદિકના કર્ત્તા બની નરકના અધિકારી થાયછે. કારણ, "બ્રાહ્મણની વૃત્તિમાં જે વિઘ્ન કરેછે તે વિષ્ઠાભક્ષણ કરનારા એવા કૃમિ (કીડા)માં ઉત્પન્ન થાયછે," એવું શાસ્ત્ર છે; એ રીતે કૌસ્તુભ ગ્રંથમાં વિસ્તાર કરેલો છે.—સ્ત્રિએ દત્તક પુત્ર લેતી વખતે હોમ ઇત્યાદિક કરવો તે વ્રતાદિક પ્રમાણે બ્રાહ્મણદ્વારા કરાવવો. શૂદ્રે પણ એજ રીતે કરવું. જે બ્રાહ્મણ શૂદ્ર પાસેથી દક્ષિણા લઈ વેદમંત્રવડે તેનાં હોમ ઇત્યાદિક કર્મ કરે તો તે કર્મમાં શૂદ્રને પુણ્યફળની પ્રાપ્તિ થાયછે, અને બ્રાહ્મણનેજ માત્ર દોષ થાયછે. દત્તક પુત્ર લઈ લેનારાએ (તે પુત્રના) જાતકર્મ ઇત્યાદિક અથવા ચૌળ ઇત્યાદિક સંસ્કાર કરવા, એ મુખ્ય પક્ષ છે. તેમ સંભવ ન હોય તો સગોત્ર અને સપિંડમાંથી જેને યજ્ઞોપવીત સંસ્કાર થયલો હોય તે અથવા વિવાહ થયલો હોય તે પણ દત્તક પુત્ર થાયછે. વિવાહિત હોય તો પણ જેને પુત્ર થયો ન હોય તેજ દત્તક લેવો, એમ મને ભાસેછે. અસપિંડ એવા સગોત્રમધ્યે દત્તક લેવો તે જેને યજ્ઞોપવીત સંસ્કાર થયો હોય તેજ લેવો, એમ પણ ભાસેછે. ભિન્ન ગોત્રમાંનો દત્તક લેવો હોય તો યજ્ઞોપવીત વિનાનોજ લેવો. કોઈ ગ્રંથકાર તો, ભિન્ન ગોત્ર એવો જેને યજ્ઞોપવીત સંસ્કાર થયેલો હોય તે પણ લેવો, એમ કેહેછે. એ પ્રમાણે કયો દત્તક લેવો અને કયો ન લેવો તેનો નિર્ણય સમાપ્ત થયો.

अथऋग्वेदिनांपुत्रप्रतिग्रहप्रयोगः पूर्वेद्युःकृतोपवासःपवित्रपाणिःप्राणानायम्यदेशकालौसंकीर्त्य ममाप्रजत्वप्रयुक्तपैतृकऋणापाकरणपुन्नामनरकत्राणद्वाराश्रीपरमेश्वरप्रीत्यर्थं शौनकोक्तविधिनापुत्रप्रतिग्रहंकरिष्ये तदंगत्वेनस्वस्तिवाचनमाचार्यवरणंविष्णुपूजनमन्नदानंचकरिष्ये आचार्यमधुपर्केणविष्णुंसंपूज्यब्राह्मणादिभोजनंसंकल्पयेत् आचार्यःयजमानानुज्ञयापुत्रप्रतिग्रहांगत्वेनविहितंहोमंकरिष्येइतिसंकल्प्यअग्निंप्रतिष्ठाप्यचक्षुषीआज्येनेत्यंतेसकृदग्निंसूर्यासावित्रींषड्वारंचरुणाअग्निंवायुंसूर्यंप्रजापतिंचाज्येन शेषेणस्विष्टकृतमित्यादिअन्वाधायअष्टाविंशतिमुष्टीन्तूष्णींनिरूप्यतथैवप्रोक्ष्याज्योत्पवनांतंकुर्यात् दातारंगत्वाएतस्मैपुत्रंदेहीतियाचयेत् दातादेशकालौसंकीर्त्यश्रीपरमेश्वरप्रीत्यर्थंपुत्रदानंकरिष्येइति संकल्प्यगणपतिपूजनांतेप्रतिगृहीतारंयथाशक्त्यासंपूज्य येयज्ञेनेतिपंचानांनाभानेदिष्ठोमानवोविश्वेदेवास्त्रिष्टुप् पंचम्यनुष्टुप् पुत्रदानेविनियोगः येयज्ञेनेतिऋक्पंचकांतेइमंपुत्रंतवपैतृकऋणापाकरणपुन्नामनरकत्राणसिद्ध्यर्थं आत्मनःश्रीपरमेश्वरप्रीत्यर्थंतुभ्यमहंसंप्रददेनम प्रतिगृण्हातुपुत्रंभवानितिप्रतिगृहीतृहस्तेजलंक्षिपेत् ग्रहीतादेवस्येतिहस्तद्वयेप्रतिगृह्यस्वांकेउपवेश्यअंगादंगात्संभवसीतिमंत्रेणमूर्धन्याजिघ्रेत् वस्त्रकुंडलाद्यलंकृतंगीतवाद्यैःस्वस्तिमंत्रैश्चस्वगृहमानीय पादौप्रक्षाल्याचम्याचार्यदक्षिणतःस्वयंस्वदक्षिणेभार्योत्संगेपुत्रइत्युपविशेत् आचार्योबर्हिरासादनाद्याज्यभागांतेचरुमवदाय यस्त्वाहृदेतिद्वयोगात्रेयोवसुश्रुतोग्निस्त्रिष्टुप् पुत्रप्रतिग्रहांगहोमेविनियोगः यस्त्वाहृदेतिऋग्द्वयेनैकमेवावदानंजुहुयात् यजमानोग्नयइदंनमम तुभ्यमग्रेपर्यवहन्सूर्यासावित्रीसूर्यासावित्र्यनुष्टुप् सूर्यासावित्र्याइदं० सोमोददिदितिपंचानांसूर्यासावित्रीसूर्यासावित्रीअनुष्टुभौजगतीत्रिष्टुप्अनुष्टुप् पंचस्वपिसूर्यासावित्र्याइदं० एवंसप्तचर्वाहुतीर्हुत्वाज्यंव्यस्तसमस्तव्याहृतिभिर्हुत्वास्विष्टकृदादिसमाप्याचार्यायधेनुंदत्वाविप्रान्भोजयेत् ॥

## હવે ઋગ્વેદીઓને દત્તક પુત્ર લેવાનો પ્રયોગ કેહેછે.

પ્રથમ દિવસે ઉપવાસ કરી બીજે દિવસે નિત્ય કૃત્ય કીધા પછી હાથમાં દર્ભ પવિત્ર ધારણ કરી આચમન, પ્રાણાયામ ઇત્યાદિક કરી દેશ, કાળનો ઉચ્ચાર કરી "ममाप्रजत्वप्रयुक्तपैतृकऋणापाकरणपुन्नामनरकत्राणद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थं शौनकोक्तविधिना पुत्रप्रतिग्रहं करिष्ये ॥ तदंगत्वेन स्वस्तिवाचनमाचार्यवरणंविष्णुपूजनमन्नदानं च करिष्ये " એવો સંકલ્પ કરી આચાર્યની મધુપર્કવડે પૂજા કીધા પછી વિષ્ણુની પૂજા કરી બ્રાહ્મણાદિકોનાં ભોજનનો સંકલ્પ કરવો. પછી આચાર્યે, "यजमानानुज्ञया पुत्रप्रतिग्रहांगत्वेन विहितं होमं करिष्ये." એવો સંકલ્પ કરી અગ્નિસ્થાપન કરવું. પછી, " चक्षुषीआज्येनेत्यंते सकृदग्निं सूर्यासावित्रीं षड्वारं चरुणा अग्निं वायुं सूर्यं प्रजापतिं चाज्येन शेषेण स्विष्टकृतमित्यादि," એ રીતે અન્વાધાન કરી અઠાવીસ મૂઠિ ચોખા મંત્ર બોલ્યા વિના પાત્રમાં નાખી તેનું મંત્ર વિના પ્રોક્ષણ કરી આજ્યોત્પવન (ઘી શુદ્ધ કરવું) પર્યંત કર્મ કરવું. ત્યાર પછી દાતાને સમીપે જઈ 'આને પુત્ર દે' એવી પ્રાર્થના કરવી. દાતાએ દેશ, કાળનો ઉચ્ચાર કરી "श्रीपरमेश्वरप्रीत्यर्थं पुत्रदानं करिष्ये," એવો સંકલ્પ કરી ગણપતિ પૂજન થયા પછી પુત્ર લેનારાનું યથાશક્તિ પૂજન

કરી પુત્રનું દાન કરવું. તે આ રીતે,—"येयज्ञेनेतिपंचानांनाभानेदिष्ठोमानवोविश्वेदेवास्त्रिष्टुप् पंचम्यनुष्टुप् पुत्रदाने विनियोगः ॥ येयज्ञेन०" એ પાંચ મંત્ર કહ્યા પછી, "इमं पुत्रं तव पैतृकऋणापाकरणपुन्नामनरकत्राणसिद्ध्यर्थं आत्मनः श्रीपरमेश्वरप्रीत्यर्थं तुभ्य महं संप्रददे न मम । प्रतिगृण्हातु पुत्रं भवान्" એવું વાક્ય કહી પુત્ર લેનારાના હાથમાં સંકલ્પનું જળ આપવું. અને પુત્રનું દાન લેનારાએ "देवस्य त्वा०" એ મંત્ર કહી પુત્રને બે હાતવતી લઈ પોતાના ખોળા ઉપરે બેસારી "अंगादंगात् संभवसि०" એ મંત્ર કહી બાળકનું મસ્તક સુંગવું. પછી વસ્ત્ર, કુંડલ ઇત્યાદિકે સુશોભિત એવા બાળકને ગાજતે, વાજતે અને મંત્રોનો ઉચ્ચાર કરતે પોતાને ઘરે લાવી પગ ધોઈ આચમન કરી આચાર્યની જમણીમેર પોતે બેસવું, અને પોતાની જમણીમેર બેઠેલી સ્ત્રાના ખોળામાં પુત્રને બેસારવો. પછી આચાર્યે બર્હિનું જે આસાદન (અગ્નિની ચોમેર બિછાવવું) ત્યહાં થકી તે આજ્યભાગ પર્યંત કર્મ કર્યા પછી ચરૂ લઈ તેનો હોમ કરવો, તેનો વિધિ,—"यस्त्वाहृदेति द्वयोरात्रेयो वसुश्रुतोग्निस्त्रिष्टुप् ॥ पुत्रप्रतिग्रहांगहोमे विनियोगः ॥ यस्त्वाहृदा०" એ બે મંત્ર ભણી એકજ આહુતિ હોમવી. યજમાને "अग्नयइदं न मम," એ રીતે ત્યાગનો ઉચ્ચાર કરવો. પછી "तुभ्यमग्ने पर्यवहन्सूर्यासावित्री सूर्यासावित्र्यनुष्टुप् ॥ ॐतुभ्यमग्ने०॥ सूर्यासावित्र्या इदं न मम ॥ सोमो ददिति पंचानां सूर्यासावित्री सूर्यासावित्री अनुष्टुभौ जगती त्रिष्टुबनुष्टुप् ॥ ॐसोमोददत्०" એ પાંચ મંત્રવડે પાંચ આહુતિ હોમવી અને પાંચે આહુતિનો "सूर्यासावित्र्या इदं न मम," એ રીતે ત્યાગનો ઉચ્ચાર કરવો. એ રીતે ચરૂની સાત આહુતિ હોમ કરી છૂટી છૂટી અને મળેલી એવી વ્યાહૃતિ મંત્રવડે (ॐभूः स्वाहा। ॐभुवः स्वा०। ॐस्वः स्वा० । ॐभूर्भुवःस्वः स्वा०) ઘૃતાહુતિનો હોમ કરી સ્વિષ્ટકૃત ઇત્યાદિક હોમની સમાપ્તિ કરી આચાર્યને ગોદાન દઈ બ્રાહ્મણોને ભોજન કરાવવું.

---

अथयजुर्वेदिनांबौधायनोक्तरीत्याप्रयोगः तत्रराज्ञःशिष्टानांबंधूनांचानुमतिंलब्ध्वासंकल्पादिआचार्यपूजांतंप्राग्वत्कुर्यात् ब्राह्मणभोजनसंकल्पांतेआचार्योदेवयजनोल्लेखनादिआप्रणीताभ्यःकुर्यात् ग्रहीतादातुःसमक्षंगत्वापुत्रंमेदेहीतिस्वयमेवभिक्षेत् दातादादामीत्युक्त्वा दातुःसंकल्पादिपुत्रदानांतंपूर्ववत् गृहीताधर्मायत्वागृण्हामिसंतत्यैत्वागृण्हामीतिपरिगृह्यैनंपुत्रंवस्त्रकुंडलांगुलीयकैरलंकुर्यात् आचार्यःकुशमयंबर्हिःपालाशमयमिध्मंचसंपाद्यपरिधानप्रभृतिअग्निमुखंकृत्वाचरुश्रपणासादनांते पूर्वांगहोमंकृत्वायस्त्वाहृदाकीरिणेतिपुरोनुवाक्यामुक्त्वायस्मैत्वंसुकृतेइतियाज्ययाहुत्वाव्यस्तसमस्तव्याहृतीर्हुत्वास्विष्टकृदादिकुर्यात् आचार्यायदक्षिणावस्त्रकुंडलांगुलीयकंदद्यादिति ॥

## હવે યજુર્વેદીઓનો બૌધાયનના કહ્યા પ્રમાણે પ્રયોગ કેહેછે.

દત્તક પુત્ર લેવાવિષે રાજા, માન્યજન, અને બાંધવોની સંમતિ લઈ સંકલ્પથકી આરંભ કરી આચાર્યપૂજન પર્યંત કર્મ પ્રથમની પેઠે કરવું. ફરી બ્રાહ્મણભોજનનો સંકલ્પ થયા પછી આચાર્યે દેવયજન સ્થંડિલસંસ્કાર ઇત્યાદિથકી તે પ્રણીતાપાત્ર

પર્યંત કર્મ કરવું. પછી પુત્ર લેનારાએ પ્રત્યક્ષ પોતેજ દાતાની પાસે જઈ 'મને પુત્ર દે' એમ યાચના કરવી. પછી દાતાએ 'આપુંછું' એમ કહેવું. દાતાએ સંકલ્પ થકી તે પુત્ર દાન પર્યંત કર્મ પ્રથમ પ્રમાણે કરવું. પુત્ર લેનારાએ "**धर्माय त्वा गृण्हामि संतत्यै त्वा गृण्हामि**" એ મંત્ર ભણી પુત્રને હાથમાં લઈ તેને વસ્ત્ર, કુંડળ, અને અંગોઠી ઇત્યાદિ અલંકારો વડે ભૂષિત કરવો. પછી આચાર્યે દર્ભના બર્હિ અને ખાખરાનાં સમિધનાં ઇધ્મ સંપાદન કરી પાત્રાસાદન ઇત્યાદિક થકી તે અગ્નિમુખ કરી ચરૂ સિદ્ધ કરી આસાદન પર્યંત કર્મ થયાપછી પૂર્વાંગ હોમ કરી "**यस्त्वाहृदा कीरिणा०**" એ પુરોનુવાક્ય નામનો મંત્ર કહી "**यस्मै त्वं सुकृते०**" એ યાજ્ય મંત્ર-વડે હોમ કરી છૂટી અને મળેલી વ્યાહૃતિ મંત્રવડે હોમ કરી સ્વિષ્ટકૃત્ ઇત્યાદિ કર્મ કરવું. પછી આચાર્યને દક્ષિણા, વસ્ત્ર, કુંડળ અને અંગોઠી ઇત્યાદિ દેવું.

---

परगोत्रोत्पन्नदत्तकस्योपनयनमात्रेपालकगोत्रेणकृतेउपनयनोत्तरंप्रतिग्रहेवादत्तकेनाभिवादनश्राद्धादिकर्मनुगोत्रद्वयोच्चारःकार्यः चूडादिसंस्कारेपालकेनकृतेपालकैकगोत्रएव विवाहेतुसर्वदत्तकेनजनकपालकयोरुभयोरपिपित्रोर्गोत्रप्रवरसंबंधिनीकन्यावर्जनीया नुत्रसाप्तपुरुषंपांचपुरुषमित्येवंपुरुषनियमउपलभ्यते सापिंड्यंतुजनकगोत्रेणोपनयनेजनकपितृमात्रोःकुलेसाप्तपुरुषंपंचपुरुषं ग्रहीतृमातृपितृकुलेत्रिपुरुषं ग्रहीतृगोत्रेणोपनयनमात्रेकृतेउभयत्रपांचपुरुषंपितृकुलेमातृकुलेत्रिपुरुषं जातकर्माद्युपनयनांतसंस्कारेग्रहीत्राकृतेग्रहीतृकुलेसाप्तपुरुषं मातृतःपंचपुरुषं अतोन्यूनंजनककुलेकल्प्यं केचित्तुदत्तकप्रवेशेकुलद्वयेपिसर्वथान्यूनमेवसापिंड्यमित्याहुः एवंदत्तकसंततेरपिसापिंड्यंज्ञेयं दत्तकस्यमरणेपूर्वापरपित्रोस्त्रिरात्रं सपिंडानामेकाहमाशौचं उपनीतदत्तमरणादौपालकसपिंडानांदशाहादीतिनीलकंठीयेदत्तनिर्णये एवंदत्तकेनापिपूर्वापरपित्रोर्मृतौत्रिरात्रं पूर्वापरसपिंडानांमरणेएकाहं पित्रोरौर्ध्वदैहिककरणेतुकर्मांगंदशाहमेव दत्तकस्यपुत्रपौत्रादेर्जन्ममरणयोःसपिंडानामेकाहः सगोत्रसपिंडेदत्तीकृतेतुसर्वेषांदशरात्रमेव पत्नीदुहित्रादिसत्त्वेपिदत्तकएवपितृधनभागीभवति दत्तकग्रहणोत्तरमौरसेजातेदत्तकश्चतुर्थांशभागीनसमभागी केचित्तुप्रतिग्रहीत्राजाताद्युपनयनांतसंस्कारेविधानेचकृतेऔरससमानांशभागित्वं संस्कारमात्रकरणेविधानाभावेविवाहमात्रलाभोनान्यधनलाभः कतिपयसंस्कारकरणेचतुर्थांशलाभइत्याहुः दत्तकसत्त्वेप्यौरसस्यैवपित्रोःपिंडदानेधिकारः जनकस्यपिंडदाभावेदत्तोजनकपालकयोरुभयोरपिश्राद्धंकुर्यात् धनंचोभयोर्गृण्हीयादितिनीलकंठीये एवंदत्तकन्यायाअपिस्वीकारउक्तविधिनाकार्यः तत्रपरगोत्रोत्पन्नायाग्रहणेविवाहेगोत्रद्वयवर्जनंप्राग्वत् पुत्रपत्न्योरभावेदत्तकन्यैवपितृधनभागिनी इतिदत्तोपयोगीसर्वनिर्णयः ॥

પરગોત્રમાં ઉત્પન્ન થયલા દત્તકને પરગોત્રવાળા પાલન કર્તાએ કેવળ મૌંજી (યજ્ઞોપવીત) માત્ર કરેલી હોય, અથવા ઉપવીત થયા પછી દત્તક લીધો હોય તો દત્તકે નમસ્કાર, શ્રાદ્ધ ઇત્યાદિક કર્મવિષે બન્ને ગોત્રનો ઉચ્ચાર કરવો. ચૌલ ઇ-ત્યાદિક સંસ્કાર પાલક પિતાએ કરેલા હોય તો પાલક પિતાનાં ગોત્રનોજ ઉચ્ચાર કરવો. વિવાહ કરવાવિષે તો સર્વ દત્તકોએ જનક પિતા અને પાલક પિતા એ બ-

જેનાં ગોત્ર તથા પ્રવર સંબંધી કન્યા વર્જ્ય કરવી. અને એ વિષયમાં સાત પુરૂષ કે પાંચ પુરૂષ વર્જ્ય કરવા એ રીતનો પુરૂષનો નિયમ કોઈ ગ્રંથમાં દેખાતો નથી. **દત્તકનું સાપિંડય** તો, જનક ગોત્રવાળાએ ઉપવીત કરેલું હોય તો જનક પિતા અને માતાનાં કુલમાં ક્રમથી સાત પુરૂષ અને પાંચ પુરૂષ પર્યંત સાપિંડય માનવું. અને દત્તક લેનારાં માતા, પિતાનાં કુલમાં ત્રણ પુરૂષ પર્યંત સાપિંડય જાણવું, પર ગોત્રવાળા દત્તક લેનારાએ દત્તકને માત્ર યજ્ઞોપવીત કરેલું હોય તો જનક અને પાલક બન્ને પિતાના કુલમાં પાંચ પુરૂષ અને બન્ને માતાનાં કુલમાં ત્રણ પુરૂષ પર્યંત સાપિંડય જાણવું. દત્તક લેનારાએ જાતકર્મથકી મૌંજી પર્યંત સંસ્કાર કર્યા હોય તો પાલક પિતાનાં કુલમાં સાત પુરૂષ પર્યંત સાપિંડય, માતૃ કુલમાં પાંચ પુરૂષ પર્યંત સાપિંડય, અને જનક પિતાનાં કુલમાં તે કરતાં ઓછું સાપિંડય માનવું. કોઈ ગ્રંથકાર તો, દત્તક લેવાયો એટલે બન્ને કુલમાં સર્વથા ઓછુંજ સાપિંડય માનવું, એમ કહેછે. એ પ્રમાણે દત્તકની સંતતિનું પણ સાપિંડય જાણવું. દત્તક પુત્ર મૃત થયા છતાં જનક અને પાલક એ બન્ને માતા પિતાએ ત્રણ દિવસ આશૌચ પાળવું અને બન્ને સપિંડોએ એક દિવસ આશૌચ પાળવું. ઉપવીત થયલા દત્તકનું મરણ થાય તો પાલક પિતા અને તેના સાપિંડ એમણે દશાહાદિક આશોચ પાળવું એમ નીલકંઠના દત્તક નિર્ણયમાં કહ્યુંછે. એ રીતે જનક અથવા પાલક માતા પિતા મૃત થાય તો દત્તકે ત્રિરાત્ર આશૌચ પાળવું, અને બન્ને સપિંડમાંથી મૃત થાય તો એક દિવસ આશૌચ પાળવું. માતા પિતાની ઉત્તર ક્રિયા કરવી હોય તો કર્મનાં અંગ સંબંધી આશૌચ દશ દિવસજ પાળવું. દત્તકના પુત્ર અને પોતરા ઇત્યાદિકનાં જન્મ મરણનું આશૌચ સપિંડોએ એક દિવસ પાળવું. સગોત્ર છતાં સપિંડ એવો દત્તક હોય તો સઘળાઓએ દશ દિવસજ આશૌચ પાળવું. સ્ત્રી, કન્યા ઇત્યાદિક હોય તો પણ પિતાનાં દ્રવ્યનો વારસુ દત્તક પુત્રજ થાયછે. દત્તક લીધા પછી ઔરસ પુત્ર થાય તો દત્તક ચોથા ભાગનો વારસુ થાયછે, સરખા ભાગનો વારસુ થતો નથી. કોઈ ગ્રંથકાર તો, જાતકર્મથકી મૌંજી પર્યંત સંસ્કાર અને દત્તકવિધાન કરેલાં હોય તો દત્તક પણ ઔરસ પુત્રની બરોબર સમાન ભાગીદાર થાયછે. સંસ્કાર કરેલા હોય અને વિધાન કર્યું ન હોય તો તેનો વિવાહ માત્ર કરવો, બીજું ધન તેને મળે નહી, જાતકર્માદિક ઘણા સંસ્કાર કર્યા હોય તો ચતુર્થાંશ મળે, એમ કહેછે. દત્તક પુત્ર હોય તો પણ માતા પિતાને પિંડદાનનો અધિકાર ઔરસ પુત્રનેજ છે. જનક પિતાને પિંડ દેનારો કોઈ ન હોય તો દત્તકેજ જનક અને પાલક એ બન્ને પિતાનું શ્રાદ્ધ પણ કરવું, અને દ્રવ્ય પણ બન્નેનું લેવું, એ રીતે નીલકંઠના દત્તક નિર્ણયમાં કહ્યુંછે. એ રીતે પ્રથમ કહેલા વિધિ પ્રમાણે કન્યા પણ દત્તક લેવી. તે કન્યા પરગોત્રની લીધેલી હોય તો તેના વિવાહવિષે પ્રથમની પેઠે બન્ને ગોત્રનો ત્યાગ કરવો. પુત્ર અને સ્ત્રી એ બન્નેમાંથી એક પણ ન હોય તો દત્ત કન્યાજ પિતાનાં ધનની વારસુ થાયછે, એ રીતે દત્તક પુત્રને ઉપયોગી સઘળો નિર્ણય સમાપ્ત થયો.

---

अथकन्यानामेवोत्पत्तौपुत्रार्थंपुत्रकामेष्टिः ऋतुकालात्षष्ठेदिनेसभार्यःकृताभ्यंगःप्राणा
नायम्यदेशकालौसंकीर्त्यपुत्रकामःपुत्रकामेष्टिंकरिष्यइतिसंकल्प्यस्वस्तिवाचनादिनांदीश्रा
द्धांतेग्निंप्रतिष्ठाप्यचक्षुषीआज्येनात्रप्रधानंअग्निंपंचवारंवरुणंपंचवारंविष्णुंपृथ्वींविष्णुंसोमं
सूर्यासावित्रींपायसेनशेषेणस्विष्टकृतमित्यादि निर्वापकालेतूष्णींषष्टिमुष्टीन्निरूप्यतथैवप्रो
क्ष्यश्वेतवत्सश्वेतगोःक्षीरेणचरुंपक्त्वाज्यभागांते आतेगर्भइतिअग्निरैतुइतिसूक्तद्वयस्याहिरण्य
गर्भऋषिः क्रमेणाग्नीवरुणौदेवते अनुष्टुप्जगत्यौछंदसी पायसचरुहोमेविनि०॥ ॐआतेग
र्भोयोनिमैतुपुमान्बाणइवेषुधिं आवीरोजायतांपुत्रस्तेदशमास्यःस्वाहा अग्नयइदं० करोमि
तेप्राजापत्यमागर्भोयोनिमैतुते अनूनःपुत्रोजायतामश्लोणोपिशाचधीरःस्वाहा अग्नय० पुमां
स्तेपुत्रोनारीतंपुमाननुजायतां तानिभद्राणिबीजान्यृषभाजनयंतुनौस्वाहा अग्न० यानिभ
द्राणिबीजान्यृषभाजनयंतिनः तैस्त्वंपुत्रान्विंदस्वसाप्रसूर्धेनुकाभवस्वाहा अग्न० कामःसमृ
ध्यतांमह्यमपराजितमेवमे यंकामंकामयेदेवतन्मेवायोसमर्धयस्वाहा अग्न० अग्निरैतुप्रथमो
देवतानांसोस्यैप्रजांमुंचतुमृत्युपाशात् तदयंराजावरुणोनुमन्यतांयथेयंस्त्रीपौत्रमघन्नरोदा
त्स्वाहा वरुणायेदं० इमामग्निस्त्रायतांगार्हपत्यःप्रजामस्यैनयतुदीर्घमायुः अशून्योपस्थाजी
वतामस्तुमातापौत्रमानंदमभिप्रबुध्यतामियंस्वाहा वरुणा० मातेगृहेनिशिघोषउत्थादन्यत्र
त्वद्रुदंत्यःसंविशंतु मात्वंविकेश्युरआवधिष्ठाजीवपत्नीपतिलोकेविराजपश्यंतीप्रजांसुमन
स्यमानास्वाहा वरु० अप्रजस्तांपौत्रमृत्युंपाप्मानमुतवाघं शीर्ष्णःस्रजमिवोन्मुच्यद्विषद्
भ्यःप्रतिमुंचामिपाशंस्वाहा वरुणा०देवकृतंब्राह्मणंकल्पमानंतेनहन्मियोनिषदःपिशाचान्
क्रव्यादोमृत्युंनधरान्पातयामिदीर्घमायुस्तवजीवंतुपुत्राःस्वाहा वरु० नेजमेषेतिनिमृणांवि
ष्णुस्त्वष्टागर्भकर्त्ताविष्णुपृथ्वीविष्णवोनुष्टुप् नेजमेष० विष्णव० यथेयंपृथिवी० पृथि
व्याइ० विष्णोःश्रेष्ठेन० विष्णव० सोमोधेनुंराहूगणोगौतमःसोमस्त्रिष्टुप् सोमेधेनुं० सो
मायेदं० तांपूषन्सूर्यासावित्रीसूर्यासावित्रीत्रिष्टुप् पायसहोमेवि०तांपूषञ्छिव० सूर्यासावि
त्र्याइदं० इतिपंचदशाहुतीर्हुत्वास्विष्टकृद्धोमंकृत्वा दंपतीअपश्यंत्वेतिद्वयोःप्रजावान्प्राजाप
त्यःप्रजापतिस्त्रिष्टुप् हुतशेषचरुप्राशनेविनियोगः अपश्यंत्वेतिद्वाभ्यांप्राश्य पिशंगभृष्टिमि
त्यस्यदैवोदासिःपरुच्छेपइंद्रोगायत्री नाभ्यालंभनेवि० पिशंगभृष्टि० इतिदंपतीनाभ्यालंभ
नंकुर्यातां यजमानःप्रायश्चित्तादिहोमशेषंसमाप्यविप्रेभ्योगांसुवर्णादिदक्षिणांचदत्वारात्रौ
दंपतीदर्भास्तरणेशयीयातां इतिपुत्रकामेष्टिप्रयोगः ॥

## હવે સઘળી કન્યાજ થતી હોય તો પુત્ર પ્રાપ્તિમાટે પુત્રકામેષ્ટિ કેહેછે.

ઋતુકાળથકી•છઠે દિવસે સ્ત્રી સહિત અભ્યંગ સ્નાન કરી પ્રાણાયામ કરી દેશ, કાળનો ઉચ્ચાર કીધા પછી "पुत्रकामः पुत्रकामेष्टिं करिष्ये" એવો સંકલ્પ કરી પુણ્યાહવાચનથકી નાંદીશ્રાદ્ધ પર્યંત કર્મ થયા પછી અગ્નિ સ્થાપન કરી અન્વાધાન કરવું. તે આ રીતે;—"चक्षुषीआज्येनात्र प्रधानं अग्निं पंचवारं वरुणं पंचवारं विष्णुं पृथ्वीं विष्णुं सोमं सूर्यासावित्रीं पायसेन शेषेण स्विष्टकृतं इत्यादि." એ રીતે અન્વાધાન કર્યા પછી નિર્વાપ સમયે સાઠ મુઠી ચોખા મંત્ર ઉચ્ચાર વિના પાત્રમાં નાખી તેને

१ धीतः इतिपाठांतरम् । २ राहुगण इति पाठांतरम् ।

મંત્રોચ્ચાર વિનાજ ધોઇ ધોળાં વાછડાંવાળી ધોળી ગાયનાં દૂધવડે ચરૂ (ભાત) રાંધી આજ્યભાગ થયા પછી ચરૂહોમ કરવો, તે આ રીતે;—"आतेगर्भइति अग्निरैतु इति सूक्तद्वयस्य हिरण्यगर्भऋषिः । क्रमेणाग्नीवरुणौ देवते । अनुष्टुप्जगत्यौ छंदसी । पायस होमे विनियोगः ॥ ॐआतेगर्भो० अग्नय इदं न मम ॥ करोमिते० अग्नय इदं० ॥ पुमांस्ते०अग्नय इदं० ॥ यानि भद्राणि०अग्नय इदं० ॥ कामः समृ० अग्नय इदं० ॥ अग्निरैतु प्र० वरुणायेदं न मम ॥ इमामग्निस्त्रायतां० वरुणायेदं० ॥ मा ते गृहे निशि० वरुणायेदं० ॥ अप्रजस्तां पौत्र० वरुणायेदं० ॥ देवकृतं ब्राह्मणं० वरुणायेदं० ॥ नेजमेषेति तिसृणां विष्णुस्त्वष्टा गर्भकर्त्ता विष्णुपृथ्वी विष्णवोनुष्टुप् । पायसहोमे विनि० ॥ नेजमेष० विष्णवइदं न मम ॥ यथेयं पृथिवी० पृथिव्याइ० ॥ विष्णोः श्रेष्ठेन० विष्णवइ० ॥ सोमो धेनुं राहूगणो गौतमःसोमस्त्रिष्टुप् ।पायसहोमे विनियोगः ॥सोमोधेनुं० सोमायेदं० तांपूषन् सूर्यासावित्रीसूर्यासावित्री त्रिष्टुप्॥ पायसहोमेवि०तां पूषञ्छिव० सूर्यासावित्र्या इदं०॥" એ રીતે પન્નર આહુતિનો હોમ કરીસ્વિષ્ટકૃતહોમ કરવો. પછી દંપતી (સ્ત્રી પુરૂષ) બન્ને જણાએ, "अपश्यंत्वेति द्वयोः प्रजावान् प्राजापत्यः प्रजापतिस्त्रिष्टुप् हुतशेषचरुप्राशने विनियोगः ॥ अपश्यंत्वा० " એ બે મંત્રવડે હોમશેષ પાયસ ભક્ષણ કરી "पिशंगभृष्टिमित्यस्य दैवोदासिः परुच्छेप इंद्रो गायत्री नाभ्यालंभने विनि० ॥ पिशंगभृष्टि०" એ મંત્રવડે દંપતીએ પોતપોતાની નાભિને સ્પર્શ કરવો. પછી યજમાને પ્રાયશ્ચિત્તાદિ હોમશેષની સમાપ્તિ કરી બ્રાહ્મણોને ગોદાન અને સુવર્ણ ઇત્યાદિ દક્ષિણા દઈ રાત્રિએ દંપતીએ દર્ભ વિછાવી તે ઉપરે નિદ્રા કરવી. એ રીતે પુત્રકામેષ્ટિ પ્રયોગ સમાપ્ત થયો.

---

अथपुंसवनं तच्चव्यक्तेगर्भेद्वितीयेचतुर्थेषष्ठेष्टमेवामासेसीमंतेनसहवाकार्यं शुक्लपंचमीमारभ्यकृष्णपंचमीपर्यंतेचतुर्थीनवमीचतुर्दशीपंचदशीवर्जितेतिथौसूर्यभौमगुरुवारेषुप्रशस्तं क्वचित्सोमबुधशुक्रवाराउक्ताः नक्षत्राणितुपुन्नामकानिप्रशस्तानि तानिच पुष्यश्रवणहस्तपुनर्वसुमृगाभिजिन्मूलानुराधाअश्विनीत्येतानि अत्रपुष्योमुख्यः तदभावेश्रवणस्तदभावेहस्तादीनि अयमेवानवलोभनस्यापिकालः पुंसवनेनसहकरणीयत्वविधानात् पुंसवनानवलोभनेप्रतिगर्भंकार्ये गर्भसंस्कारत्वात् गर्भाधानसीमंतोन्नयनेतुस्त्रीसंस्कारत्वात्प्रतिगर्भंनावर्त्येते किंतुप्रथमगर्भेएवकार्ये प्रथमगर्भेलोपेतुप्रतिगर्भंतयोर्लोपप्रायश्चित्तंआवश्यकं नचप्रथमगर्भेकृतयोःप्रायश्चित्तेनद्वितीयादिगर्भाणांसंस्कारसिद्धिर्भवति प्रायश्चित्तेनहिप्रत्यवायपरिहारमात्रं नत्वपूर्वाख्यातिशयोत्पादनं तत्तुसंस्कारविधिनैवेतियुक्तंप्रतिगर्भंप्रायश्चित्तं पुंसवनानवलोभनयोस्तुप्रथमगर्भेनुष्ठानेपिप्रतिगर्भंतयोर्लोपेप्रायश्चित्तं तच्चपादकृच्छ्रंप्रतिसंस्कारंकार्यं बुद्धिकृतलोपेद्विगुणं पुंसवनेपतिःकर्तातदभावेदेवरादिः ॥

## હવે પુંસવન સંસ્કાર કેહેછે.

એ પુંસવન સંસ્કાર ગર્ભનું સ્પષ્ટ જ્ઞાન થયા પછી બીજે, ચોથે, છઠે, અથવા આઠમે માસે કરવો, અથવા સીમંતની સાથે કરવો. શુક્લ પક્ષની પંચમીથકી આરંભ કરી કૃષ્ણ પક્ષની પંચમી પર્યંત પન્નર દિવસોમાં ચોથ, નોમ, ચૌદશ અને પૂનમ

એ તિથિ વર્જ્ય કરી બીજા દિવસે રવિ, ભૌમ અને ગુરૂ એ વારે કરવો. કોઇ ગ્રંથમાં સોમ, બુધ અને શુક્ર એ વારે કરવો, એમ કહ્યુંછે. એ સંસ્કારવિષે પુરૂષ નામનાં નક્ષત્રો એટલે પુરૂષ નક્ષત્રો ઉત્તમ છે. તે (**પુરૂષ નક્ષત્ર**) કેહેછે,—પુષ્ય, શ્રવણ, હસ્ત, પુનર્વસુ, મૃગશિર, અભિજીત્, મૂળ, અનુરાધા, અને અશ્વિની. એઓમાં પુષ્ય નક્ષત્ર મુખ્ય છે. પુષ્ય ન મળે તો શ્રવણ લેવું. શ્રવણ ન મળે તો હસ્તાદિક લેવાં. **અનવલોભન** સંસ્કારનો પણ એજ (પુંસવનનોજ) કાળ જાણવો. કારણ, પુંસવન સંસ્કારની સાથે અનવલોભન કરવું એમ કહ્યુંછે. **પુંસવન** અને **અનવલોભન** એ સંસ્કાર સર્વ ગર્ભને કરવા; કારણ, તે ગર્ભના સંસ્કાર છે. **ગર્ભાધાન**, અને **સીમંતોન્નયન** એ સંસ્કાર તો, સ્ત્રીસંસ્કાર છે માટે તે પ્રત્યેક ગર્ભમાં કરવા નહી, ત્યારે પ્રથમ ગર્ભસમયેજ કરવા. પ્રથમ ગર્ભસમયે કીધા ન હોય તો દરએક ગર્ભવખતે તેના લોપનું પ્રાયશ્ચિત્ત અવશ્ય કરવું. કારણ, પ્રથમ ગર્ભવખતે તે (ગર્ભાધાન અને સીમંતોન્નયન)નું પ્રાયશ્ચિત્ત કરવાથી બીજા, ત્રીજા ઇત્યાદિક ગર્ભના સંસ્કારોની સિદ્ધિ થતી નથી; ત્યારે પ્રાયશ્ચિત્ત કરવાથી માત્ર દોષની નિવૃત્તિ થાયછે, પુણ્યનું આધિક્ય ઉત્પન્ન થતું નથી, તે પુણ્યાધિક્ય તો સંસ્કાર વિધિ કરવાથીજ ઉત્પન્ન થાયછે, માટે દરએક ગર્ભસમયે પ્રાયશ્ચિત્ત કરવું યોગ્ય છે. પુંસવન અને અનવલોભન એ સંસ્કાર પ્રથમ ગર્ભને કરેલા હોય તો પણ જે જે ગર્ભસમયે ન થાય ત્યારે તેના તેના લોપનું પ્રાયશ્ચિત્ત કરવું. તે પ્રાયશ્ચિત્ત દરએક સંસ્કારનું પાદકૃચ્છ્ર કરવું. જાણી જોઈ લોપ થયો હોય તો બમણું પ્રાયશ્ચિત્ત કરવું. પુંસવન સંસ્કાર પતિએ કરવો. તે સમીપે ન હોય તો દેવર ઇત્યાદિકે કરવો.

---

अथसीमंतकालः तच्चतुर्थेऽष्टमेषष्ठेपंचमेमासिवाहितं नवमेमासिवाकुर्यात्यावद्गर्भविमोचनं स्त्रीयद्यकृतसीमंताप्रसूयेतकदाचन गृहीतपुत्राविधिवत्सातंसंस्कारमर्हति पक्षतिथिवारनक्षत्राणिपुंसवनोक्तान्येवप्रशस्तानि क्वचिद्दशमीपर्यंतंकृष्णोपिग्राह्यः षष्ठ्यष्टमीद्वादश्यो रिक्ताःपंचदशीचवर्ज्याः तासुसंकटेचतुर्थीचतुर्दशीपौर्णमास्योग्राह्याः क्रमेणाष्टचतुर्दश दशनाडिकाआद्यास्त्यक्त्वाषष्ठ्यष्टमीद्वादश्योपिग्राह्याः पुन्नक्षत्राणामलाभेरोहिणीरेवत्युत्तरात्रयाणिग्राह्याणि उक्तनक्षत्राणांप्रथमांत्यपादौत्यक्त्वामध्यमपादद्वयंग्राह्यमित्युक्तं इदंकर्मसकृदेवकार्यमित्युक्तं कात्यायनानांतुगर्भसंस्कारत्वात्प्रतिगर्भमावर्तनीयं सीमंतोन्नयनेपतिरेवकर्ता गर्भाधानलोपेतत्प्रायश्चित्तार्थंविप्रायगांदत्वापुंसवनादिकार्यं तत्राश्वलायनानां देशकालसंकीर्तनांते ममास्यांभार्यायामुत्पत्स्यमानगर्भस्यगार्भिकबैजिकदोषपरिहारपुंरूपतासिद्धिज्ञानोदयप्रतिरोधपरिहारद्वाराश्रीपरमेश्वरप्रीत्यर्थं पुंसवनमनवलोभनंममास्यांभार्यायांगर्भाभिवृद्धिपारिपंथिपिशितरुधिरप्रियालक्ष्मीभूनराक्षसीगणदूरानिरसनक्षमसकलसौभाग्यनिदानमहालक्ष्मीसमावेशनद्वाराप्रतिगर्भबीजगर्भसमुद्भवैनोनिबर्हणद्वाराचश्रीपरमेश्वरप्रीत्यर्थंस्त्रीसंस्काररूपंसीमंतोन्नयनाख्यंकर्मचतंत्रेणकरिष्यइतिसंकल्पःसीमंतेनसहत्रयाणां करणेज्ञेयः नांदीश्राद्धेक्रतुदक्षसंज्ञकाविश्वेदेवाः पुंसवनस्यपृथक्त्वेपवमानसंज्ञकमौपासनाग्निंप्रतिष्ठापयेत् त्रयाणांसहत्वेमंगलनामानंप्रतिष्ठापयेत् गृह्याग्निविच्छेदेसर्वाधानिन

श्चाग्न्युत्पत्तिःपूर्ववत् पुंसवनेप्रजापतिंचरुणासीमंतेधातारंद्विःराकांद्विःविष्णुंत्रिःप्रजापतिंसकृदाज्येनजुहुयात् अवशिष्टःप्रयोगोन्यत्रज्ञेयः शाखांतरेषुचतत्तद्ग्रंथेभ्योज्ञेयः अत्रप्रतिसंस्कारंदशदशत्रींस्त्रीन्वाब्राह्मणान्भोजयेत् शक्तेनशतंशतं सीमंतांगभोजनेप्रायश्चित्तंपारिजाते ब्रह्मौदनेचसोमेचसीमंतोन्नयनेतथा जातश्राद्धेतथाभुक्त्वाभोक्ताचांद्रायणंचरेत् यद्वाअराइत्वेतिमंत्रस्यशतवारंजपः एतच्चआधानांगब्रह्मौदनांगभोजनइवसीमंतांगभोजनेज्ञेयं नतुनाह्निनेतद्गृहेभोक्तृमात्रस्येतिपारिजातोक्तंयुक्तं ॥

## હવે સીમંતોન્નયન સંસ્કારનો કાળ કેહેછે.

"એ સીમંતોન્નયન સંસ્કાર કરવો તે ચોથે, આઠમે, છઠે, પાંચમે, અથવા નવમે માસે કરવો, જ્યહાં પર્યંત બાળકનો જન્મ થાય ત્યહાં પર્યંત તેનો સમય છે. સીમંતોન્નયન સંસ્કાર કર્યા વિના સ્રીને બાળકનો જન્મ થાય તો તે સ્રી બાળક હાથમાં લઈ બેસે અને યથાવિધિ તે સંસ્કાર કરવાને યોગ્ય છે." પક્ષ, તિથિ, વાર અને નક્ષત્ર એ સઘળાં પુંસવનમાં જે કહ્યાં છે તેજ ઇહિં લેવાં. કોઈ ગ્રંથમાં દશમી પર્યંત કૃષ્ણ પક્ષ પણ લેવું એમ કહ્યુંછે. છઠ, આઠમ, દ્વાદશી, રિક્તા (ચોથ, નોમ, ચૌદશ), અને પૂનમ એ તિથિ વર્જ્ય કરવી. સંકટ હોય તો તેમાં ચોથ, ચૌદશ અને પૂનમ એ લેવીયું. તેમજ પ્રથમની ૮।૧૪।૧૦ ઘડી છોડી છઠ, આઠમ અને બારસ એ તિથિ પણ લેવીયું. પુરૂષ નક્ષત્ર ન મળે તો રોહિણી, રેવતી, અને ત્રણ ઉત્તરા એ નક્ષત્ર લેવાં. કહેલાં નક્ષત્રોનો પ્રથમ અને છેલો એ બે પાદ છોડી મધ્યના બે પાદ લેવા એમ કહ્યુંછે. આ સીમંતોન્નયન સંસ્કાર એક વારજ કરવો, એમ કહ્યુંછે. કાત્યાયનોને તો એ ગર્ભસંસ્કાર છે માટે તેમણે એ સંસ્કાર દરએક ગર્ભસમયે કરવો. સીમંતોન્નયન સંસ્કાર પતિએજ કરવો. ગર્ભાધાન સંસ્કારનો લોપ થયો હોય તો, તેનાં પ્રાયશ્ચિત્તમાટે બ્રાહ્મણને ગોદાન કરી પુંસવનાદિક સંસ્કાર કરવા. તેમાં આશ્વલાયન શાખાવાળાઓએ દેશ, કાળનો ઉચ્ચાર કરી "**ममास्यां भार्यायामुत्पत्स्यमानगर्भस्य गार्भिकबैजिकदोषपरिहारपुंरूपतासिद्धिज्ञानोदयप्रतिरोधपरिहारद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थं पुंसवनमनवलोभनं ममास्यां भार्यायां गर्भाभिवृद्धिपरिपंथिपिशितरुधिरप्रियालक्ष्मीभूनराक्षसीगणदूरनिरसनक्षमसकलसौभाग्यनिदानमहालक्ष्मीसमावेशनद्वारा प्रतिगर्भं बीजगर्भसमुद्भवैनोनिबर्हणद्वारा च श्रीपरमेश्वरप्रीत्यर्थं स्त्रीसंस्काररूपंसीमंतोन्नयनाख्यं कर्म च तंत्रेण करिष्ये,**" એવો સંકલ્પ, સીમંતોન્નયન સંસ્કારની સાથે ત્રણે સંસ્કાર કરવા હોય તો જાણવો. એ સંસ્કારનાં અંગભૂત નાંદીશ્રાદ્ધમાં **ક્રતુદક્ષ** નામના વિશ્વેદેવા લેવા. પુંસવન સંસ્કાર જુદો કરવો હોય તો પવમાન નામના ઔપસનાગ્નીની સ્થાપના કરવી. અને પુંસવન, અનવલોભન તથા સીમંતોન્નયન એ ત્રણે સંસ્કાર એકતંત્રે કરવા હોય તો મંગળ નામક અગ્નિની સ્થાપના કરવી. ગૃહ્યાગ્નિનો નાશ થાય તો સર્વાધાનીએ અગ્નિની ઉત્પત્તિ પ્રથમ કહ્યા પ્રમાણે કરવી. પુંસવન સંસ્કારવિષે પ્રજાપતિને ઉદ્દેશે કરી ચરૂનો હોમ કરવો. સીમંતોન્નયમ સંસ્કારવિષે, ધાતા દેવતાને ઉદ્દેશે બે આહુતિ, રાકા દેવતાને ઉદ્દેશે બે આહુતિ, વિષ્ણુ દેવતાને

ઉદ્દેશે ત્રણ આહુતિ, અને પ્રજાપતિ દેવતાને ઉદ્દેશે એક આહુતિ એ પ્રમાણે ઘૃતનો હોમ કરવો. અવશિષ્ટ (એ શિવાય) બીજો પ્રયોગ બીજા ગ્રંથોમાં જોવો, અને બીજી શાખાઓનો પ્રયોગ તે તે ગ્રંથોમાં જોવો. ઈહાં દરએક સંસ્કાર વિષે દશ દશ અથવા ત્રણ ત્રણ બ્રાહ્મણભોજન કરાવવાં. શક્તિ હોય તો સો સો બ્રાહ્મણભોજન કરાવવાં. સીમંત સંસ્કાર સંબંધિ ભોજનનું **પારિજાત** ગ્રંથમાં પ્રાયશ્ચિત્ત કહ્યુંછે. "બ્રહ્મૌદન, સોમયાગ, સીમંત સંસ્કાર અને જાતકર્મ સંબંધી નાંદીશ્રાદ્ધ એટલાઓનેવિષે ભોજન કરવાથી ભોજન કરનારાએ ચાંદ્રાયણ પ્રાયશ્ચિત્ત કરવું." અથવા "**अराश्व०**" એ મંત્રનો સો વાર જપ કરવો. આધાનનાં અંગભૂત બ્રહ્મૌદનસંબંધી ભોજન પ્રમાણે સીમંત સંસ્કાર સંબંધી ભોજન કરવાથી એ પ્રાયશ્ચિત્ત જાણવું. પણ તે દિવસે તેને ઘરે કેવળ ભોજન માત્ર કરવાથી તેને પ્રાયશ્ચિત્ત નથી, એ રીતે પારિજાત ગ્રંથમાં જે કહ્યુંછે તે યોગ્ય છે.

---

**अथगर्भिणीधर्माः** गर्भिणीकुंजराश्वादिशैलहर्म्यादिरोहणं व्यायामंशीघ्रगमनंशकटारोहणंत्यजेत् नभस्मादावुपविशेन्मुसलोलूखलादिषु त्यजेज्जलावगाहंचशून्यंसद्मतरोस्तलं कलहंगात्रभंगंचतीक्ष्णात्युष्णादिभक्षणं संध्यायामतिशीताम्लंगुर्वाहारंपरित्यजेत् व्यवायशोकासृङ्मोक्षंदिवास्वापंनिशिस्थितिं भस्मांगारनखैर्भूमिलेखनंशयनंसदा त्यजेदमंगलंवाक्यं नचहास्याधिकाभवेत् नमुक्तकेशानोद्विग्नाकुक्कुटासनगानच गर्भरक्षासदाकार्यानित्यंशौचनिषेवणात् प्रशस्तमंत्रलिखनाच्छस्तमाल्यानुलेपनात् विशुद्धगेहवसनाद्दानैःश्वश्र्वादिपूजनैः हरिद्रांकुंकुमंचैवसिंदूरंकज्जलंतथा केशसंस्कारतांबूलंमांगल्याभरणंशुभं चतुर्थेमासिषष्ठेवाप्यष्टमेगर्भिणिविधूः यात्रांविवर्जयेन्नित्यमाषाढेतुविशेषतः ॥

## હવે ગર્ભિણી સ્ત્રીના ધર્મ કેહેછે.

ગર્ભિણી સ્ત્રિએ હાથી ઘોડા ઇત્યાદિક ઉપરે બેસવું નહી. પર્વત અને બે અથવા ત્રણ ઇત્યાદિક મજલાનાં બાંધેલાં ઘર ઉપરે ચડવું નહી. પરિશ્રમ કરવો, ઉતાવળું ચાલવું, ગાડીમાં બેસવું એ પણ વર્જ્ય કરવાં. રાખોડીવાળી ભૂમિ ઉપરે અને મુસલ (સાંબેલું), ઉલૂખલ (ખારણી), ઇત્યાદિક ઉપરે બેસવું નહી. જળમાં ઉતરી બુડકી દઈ નાહાવું નહી. શૂન્ય ઘરમાં અને ઝાડની તલે બેસવું નહી. કલહ કરવા, અંગ મરોડવાં, તીખા તથા અતિ ગરમ પદાર્થ ભક્ષણ કરવા, સંધ્યા કાળે ભોજન કરવું, અતિ શીતળ તથા અતિ ખાટા પદાર્થનું ભક્ષણ કરવું, અને ભારે પદાર્થનું ભોજન એ સઘળું વર્જ્ય કરવું. મૈથુન; શોક; રૂધિર કાઢવું; દિવસે નિદ્રા; રાત્રિએ જાગવું. રાખોડી, કોળસા, તથા નખવડે પૃથ્વી ઉપરે રેખા કાઢવી; સર્વ કાળ નિદ્રા એ વર્જ્ય કરવાં. અમંગળ શબ્દ બોલવા નહી. ઘણું હસવું નહી. છૂટે કેશે રેહેવું નહી. ઉદ્વેગ કરવો નહી. કુક્કુટાસન (કુકડાની પેઠે વિષમ આસન) કરવું નહી. નિત્ય પવિત્રતા રાખવિ, ઉત્તમ મંત્ર લખવા, સુગંધી પુષ્પની માળા અને સુગંધી ચંદન ધારણ કરવાં, સ્વચ્છ ઘરમાં રેહેવું, દાન કરવાં, સસરા સાસુ ઇત્યાદિ વડીલોની સેવા કરવી, ઇત્યાદિકવડે નિત્ય ગર્ભનું રક્ષણ કરવું. હળદર કુંકુમ, સિંદૂર, અને કા-

જળ એ વાપરવાં; કેશ ગુંથવા; તાંબૂલ ભક્ષણ; અને સૌભાગ્યનાં આભૂષણ પેહેરવાં એ શુભકારક છે. ચોથો છઠો અથવા આઠમો એ માસમાં સગર્ભા સ્ત્રિએ અવશ્ય યાત્રા (બીજે ગામ જવું તે) કરવી નહી. આષાઢ માસમાં તો વિશેષે કરી અવશ્ય યાત્રા વર્જ્ય કરવી."

---

अथपतिधर्माः गर्भिणीवांछितंद्रव्यंतस्यैदद्याद्यथोचितं सूतेचिरायुषंपुत्रमन्यथादोषमर्हति सिंधुस्नानंद्रुमच्छेदंवपनंप्रेतवाहनं विदेशगमनंचैवनकुर्याद्गर्भिणीपतिः वपनंमैथुनंतीर्थंश्राद्धभोजनमेवच वर्जयेत्सप्तमान्मासान्नावआरोहणंतथा युद्धादिवास्तुकरणंनखकेशविकर्तनं चौलंशवानुगमनंविवाहंचविवर्जयेत् मुंडनंपिंडदानंचप्रेतकर्मचसर्वशः नजीवत्पितृकःकुर्याद्गर्भिणीपतिरेवच अत्रकर्तनमपिनिषिध्यते वपनस्यनिषेधेपिकर्तनंनुविधीयतइतिवाक्यंतुजीवत्पितृकादीनांयोवपननिषेधस्तत्रकर्तनविधिपरं एतदपवादः क्षौरंनैमित्तिकंकुर्यान्निषेधेसत्यपिध्रुवं पित्रोःप्रेतविधानंचगर्भिणीपतिराचरेत् अन्वष्टक्याष्टकयोर्गर्भिणीपतिःपिंडदानंकुर्यात् केचित्पित्रोःप्रतिसांवत्सरिकेपिंडदानंकुर्वंति दर्शमहालयादिषुनेवकार्यं

## હવે (સગર્ભા સ્ત્રીના) પતિના ધર્મ કેહેછે.

"ગર્ભિણી સ્ત્રી જે પદાર્થની વાંછા કરે તે પદાર્થ તેને યથાયોગ્ય દેવો; તેથી દીર્ઘ આયુષ્યવાન્ પુત્ર ઉત્પન્ન થાયછે. અને તેની ઇચ્છા પૂરણ ન કરવાથી પતિ દોષયુક્ત થાયછે. સમુદ્રસ્નાન, ઝાડ કાપવાં, ક્ષૌર (વાળ ઉતરાવવા), શબને ઉપાડવું અને પરદેશ જવું, એ ગર્ભિણીપતિએ વર્જ્ય કરવાં. ક્ષૌર, મૈથુન, તીર્થયાત્રા, શ્રાદ્ધભોજન, નાવ ઉપરે બેસવું, યુદ્ધ ઇત્યાદિ કરવા, ઘર બાંધવું, નખ તથા કેશ કાપવા, ચૌળ, શબની પાછળ જવું, અને વિવાહ એ સઘળાં સાતમો માસ બેઠા પછી વર્જ્ય કરવાં. ક્ષૌર, પિંડદાન, અને પ્રેતક્રિયા એ જેનો પિતા જીવતો હોય તેણે અને ગર્ભિણીપતિએ કરવાં નહી." ઇહિં નખ અને કેશનાં છેદવાનો પણ નિષેધ કહ્યોછે. "જો કે ક્ષૌરનો નિષેધ છે તથાપિ નખ અને કેશ એનો છેદ કરવો," એવાં જે વાક્ય છે તે તો જીવત્પિતૃકાદિકને જે ક્ષૌરનો નિષેધ કહ્યોછે તે વિષયમાં નખ અને કેશ એનો છેદ કરવો, એમ કેહેછે. એ ક્ષૌરવિષે અપવાદ કેહેછે—"ગર્ભિણીપતિ હોય તેણે અવશ્ય ક્ષૌરનો નિષેધ કહ્યોછે તથાપિ નૈમિત્તિક ક્ષૌર કરાવવું, તેમજ માતા પિતાની પ્રેતક્રિયા પણ કરવી. અન્વષ્ટક્ય અને અષ્ટકા એ શ્રાદ્ધવિષે ગર્ભિણીપતિએ પણ પિંડદાન કરવું. કેટલાએક મનુષ્યો માતા પિતાનાં પ્રતિસાંવત્સરિક શ્રાદ્ધનેવિષે પિંડદાન કરેછે, દર્શ અને મહાલય ઇત્યાદિક શ્રાદ્ધનેવિષે પિંડદાન કરવુંજ નહી.

---

अथगर्भस्रावहरंकांचनयज्ञोपवीतदानंमहार्णवे इदंस्त्रीकर्तृकं शुभदिनेस्त्रीआचम्यदेशकालौसंकीर्त्यममगर्भस्रावनिदानसकलदोषपरिहारद्वाराश्रीपरमेश्वरप्रीत्यर्थंवायुपुराणोक्तंसुवर्णयज्ञोपवीतदानविधिंकरिष्येइतिसंकल्प्य पलेनतदर्धेनतदर्धेनयथाशक्तिवाहैमंयज्ञोपवीतंग्रंथिप्रदेशेमौक्तिकयुतंकृत्वातथैववज्रमणियुतंराजतमुत्तरीयकंचकृत्वोभयंपंचगव्येनगायत्र्याप्रक्षाल्यताम्रपात्रेद्रोणमितंदधिनिक्षिप्यतन्मध्येद्रोणमितमाज्यंनिक्षिप्याज्योपरितदुभयं

संस्थाप्यभर्त्ताब्राह्मणोवागायत्रीमंत्रेणगंधादिभिःपूजयेत् अष्टगुंजात्मकोमाषःदशमाषाः सुवर्णं पलकुडवप्रस्थाढकद्रोणाःसुवर्णादिपूर्वपूर्वचतुर्गुणाः दध्याज्ययोर्द्रोणपरिमाणाभावे शक्त्यनुसारिप्रमाणं ब्राह्मणद्वाराआज्यमधुमिश्रैस्तिलैरष्टोत्तरशतंगायत्र्याव्याहृतिभिर्वा होमंकारयेत् त्यागंभर्त्तावास्त्रीवाकुर्यात् होमकर्त्तारंविप्रंवस्त्राद्यैःसंपूज्यप्राङ्मुखायतस्मैउदङ्मुखास्त्रीदानंकुर्यात् तद्यथा उपवीतंपरिमितंब्रह्मणाविधृतंपुरा भवनौकास्यदानेनगर्भसंधारयेह्यहं इतिमंत्रेणविप्रस्यनामगोत्रेउच्चार्यताम्रपात्रस्थदध्याज्यसंस्थंसुपूजितंसोत्तरीयकमिदंयज्ञोपवीतंगर्भस्रावनिदानदोषपरिहारद्वाराश्रीपरमेश्वरप्रीत्यर्थंतुभ्यमहंसंप्रददेनमम प्रतिगृह्यतां विप्रःप्रतिगृण्हामीत्यादि यथाशक्तिदक्षिणांदत्वान्येभ्योपियथाशक्तिदक्षिणांदत्वाप्रतिग्रहीतुरनुव्रज्यनमस्कारक्षमापनादिकृत्वाविप्रभोजनंसंकल्प्यकर्मेश्वरायार्पयेत् एवमस्त्रवद्गर्भाभवेत्सानुबालकंहंतियाविधैरित्युक्तेर्बालहत्याप्रायश्चित्तंकृत्वाकार्यं अन्यत्रनुस्वर्णधेनुदानहरिवंशश्रवणादीन्युक्त्वाघृतपूर्णताम्रकलशदानादिविधानानिउक्तानि ॥

હવે ગર્ભસ્રાવ થતો હોય તેને બંધ કરનારૂં એવું સુવર્ણનાં યજ્ઞોપવીતનું દાન મહાર્ણવ ગ્રંથમાં કહ્યુંછે. એ દાન સ્રિએ કરવું. તે આ રીતે,—શુભ દિવસ જોઈ તે દિવસે સ્રિએ આચમન કરી દેશ, કાળનો ઉચ્ચાર કરી "**मम गर्भस्रावनिदानसकलदोषपरिहारद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थं वायुपुराणोक्तं सुवर्णयज्ञोपवीतदानविधिं करिष्ये,**" એવો સંકલ્પ કરી એક પળ, અર્ધું પળ અથવા પળનો ચતુર્થાંશ કિંવા યથાશક્તિ સુવર્ણનું યજ્ઞોપવીત (જનોઇ) કરી તેની ગ્રંથીને ઠેકાણે મોતી રાખવું. તેમજ વજ્રમણિ (હીરાએ) યુક્ત એવું રૂપાનું ઉત્તરીયક કરાવવું. પછી તે બન્ને ગાયત્રી મંત્ર ભણી પંચગવ્યે ધોઈ ત્રાંબાનાં પાત્રમાં દ્રોણ પરિમિત દહી નાખી તેમાંજ દ્રોણ પરિમિત ઘૃત નાખી તે ઘૃત ઉપરે તે બન્ને રાખવાં. પછી પતિ કિંવા બ્રાહ્મણે ગાયત્રી મંત્ર ભણી ગંધાદિકવડે તેની પૂજા કરવી. આઠ ગુંજાનો એક માષો, દશ માષા એટલે એક સુવર્ણ, ચાર સુવર્ણ એટલે એક પળ, ચાર પળ એટલે એક કુડવ, ચાર કુડવ એટલે એક પ્રસ્થ, ચાર પ્રસ્થ એટલે એક આઢક, ચાર આઢક એટલે એક દ્રોણ. દહીં અથવા ઘી દ્રોણ પરિમિત ન મળે તો યથાશક્તિ લેવાં. ઘી અને મધયુક્ત એવા તિળની અષ્ટોત્તર શત (૧૦૮) આહુતિ ગાયત્રી કિંવા વ્યાહૃતિ મંત્રવડે બ્રાહ્મણદ્વારા હોમાવવી. હોમનો ત્યાગ કરવો તે પતિ કિંવા સ્રી એમાંથી કોઇએક કરવો. હોમ કરનારા બ્રાહ્મણની વસ્રાદિકવડે પૂજા કરી પૂર્વ દિશા સંમુખ બેઠેલા બ્રાહ્મણને ઉત્તર સંમુખ બેઠેલી સ્રીએ ઉત્તરીય સહિત યજ્ઞોપવીતનું દાન કરવું. તે આ રીતે,—"**उपवीतं परिमितं, ब्रह्मणा विधृतं पुरा ॥ भव नौकास्यदानेन, गर्भं संधारयेह्यहं,**" એ મંત્ર કહી બ્રાહ્મણનાં નામ, ગોત્રનો ઉચ્ચાર કરી દાન કરવું. તે દાનનું વાક્ય;—"**ताम्रपात्रस्थदध्याज्यसंस्थं सुपूजितं सोत्तरीयकमिदं यज्ञोपवीतं गर्भस्रावनिदानदोषपरिहारद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थं तुभ्यमहं संप्रददे न मम ॥ प्रतिगृह्यतां,**" દાનકર્ત્તાએ એ વાક્ય કહ્યા પછી બ્રાહ્મણે "**प्रतिगृण्हामि,**" એ વાક્ય બોલવું, ઇત્યાદિ. પછી (દાનની સાંગતા થવામાટે) યથાશક્તિ દક્ષિણા દઈ બીજા બ્રાહ્મણોને પણ યથાશક્તિ દક્ષિણા દઈ દાન લેનારાની સાથે જઈ થોડી દૂર પોહોચાડી નમસ્કાર, પ્રાર્થના ઇત્યાદિક કરી

બ્રાહ્મણ ભોજનનો સંકલ્પ કરી કર્મ ઈશ્વરને સમર્પણ કરવું. "વિષવડે જે સ્ત્રી બાળકને મારેછે તેના ગર્ભનો સ્રાવ થાયછે" એવાં વચન છે માટે બાળહત્યાનું પ્રાયશ્ચિત્ત કર્યા પછી એ કહેલું દાન કરવું. બીજા ગ્રંથોમાં તો, સુવર્ણધેનુનું દાન, હરિવંશ કથાનું શ્રવણ ઇત્યાદિક કહી ત્રાંબાની ગાગર ઘીવડે ભરી તેનું દાન કરવું, ઇત્યાદિક વિધાન કહ્યાંછે.

---

अथसूतिकागृहप्रवेशः गृहनैर्ऋत्यांसूतिकागृहंकृत्वा तत्राश्विनीरोहिणीमृगपुनर्वसुपुष्यत्र्युत्तराहस्तचित्रास्वात्यनुराधाधनिष्ठाशततारकानक्षत्रेषुरिक्तादिवर्ज्यतिथौचंद्रानुकूल्येशुभलग्नेसूतिकाप्रवेशोगोविप्रदेवपूजनंकृत्वामंत्रवाद्यघोषेणसापत्यस्त्रीभिःसहकार्यः असंभवे सद्योवा प्रसवप्रतिबंधेऋग्विधाने प्रमंदिनेइत्यृचंविजिहीर्ष्वेतिसूक्तंवाजपेत् एताभ्यामभिमंत्रितजलंवापाययेत् तेनसुखप्रसवः शीघ्रप्रसवमंत्रस्तु हिमवत्युत्तरेपार्श्वेसुरथानामयक्षिणी तस्याःस्मरणमात्रेणविशल्यागर्भिणीभवेत् ॐक्षीं ॐस्वाहेतिमंत्रेणदूर्वांकुरेणतिलतैलंशतंसहस्रंवाऽभिमंत्र्यकिंचित्पाययेत्किंचिन्मात्रस्यगर्भेलेपश्च सम्यग्लेपेशीघ्रंसुखप्रसवः अस्थिमात्रावशिष्टगोमस्तकस्यसूतिकागृहोपरिनिधानेसुखप्रसवः वंशनिंबयोस्त्वक्तुलसीमूलंकपित्थपत्रंकरवीरबीजंचसमभागंमहिषीदुग्धेनपेषयित्वातेनसतैलेनयोनिलेपेसद्यःप्रसवः ॥

## હવે પ્રસવને યોગ્ય ઘરમાં ગર્ભિણીનો પ્રવેશ કેહેછે.

નિવાસ ઘરથી નૈર્ઋત કોણમાં સૂતિકાગૃહ કરી તે ઘરમાં; અશ્વિની, રોહિણી, મૃગ, પુનર્વસુ, પુષ્ય, ત્રણ ઉત્તરા, હસ્ત, ચિત્રા, સ્વાતિ, અનુરાધા, ધનિષ્ઠા અને શતભિષા એ નક્ષત્રે; રિક્તાદિ તિથિ વર્જ્ય કરી બીજી તિથિઓમાં; અને ચંદ્ર અનુકૂળ છતાં; ગાય, બ્રાહ્મણ અને દેવ એમની પૂજા કરી; મંત્ર અને વાદ્યના ઘોષપૂર્વક; બાળકયુક્ત એવી સુવાસિની સ્ત્રિયો સહિત; શુભ લગ્નવિષે સગર્ભાએ પ્રવેશ કરવો. તેવો સંભવ ન હોય તો તત્કાળેજ પ્રવેશ કરવો. પ્રસવ (બાળકની ઉત્પત્તિ)માં પ્રતિબંધ થાય તો **ऋग्विधान** ગ્રંથમાં આ રીતે ઉપાય કહ્યાછે. "**प्रमंदिने०**" એ ઋચાનો, અથવા "**विजिहीर्ष्व०**" એ સૂક્તનો જપ કરવો. અથવા એ ઋચા અને સૂક્તવડે મંત્રેલું જળ પિવરાવવું. તેથી સુખપૂર્વક પ્રસવ થાયછે. શીઘ્ર પ્રસવ થવાનો મંત્ર—"**हिमवत्युत्तरे पार्श्वे, सुरथा नाम यक्षिणी ॥ तस्याः स्मरणमात्रेण, विशल्या गर्भिणी भवेत् ॥ ॐक्षीं ॐस्वाहा,**" એ મંત્ર ભણી દૂર્વાંકુરવડે તિલના તેલને સો અથવા હજાર વાર મંત્રી તેમાંથી થોડું પીવરાવવું. અને થોડું ગર્ભસ્થાનકે ચોપડવું. તે સારી રીતે ચોપડવાથી શીઘ્ર અને સુખપૂર્વક પ્રસવ થાયછે. સુકેલું ગાયનું મસ્તક (ખોપરી) લાવી સૂતિકાનાં ઘર ઉપરે રાખવું; તેથી સુખ પ્રસવ થાયછે. વાંસની અને લીંબડાની છાલ, તુલસીનાં મૂળ, કોઠનાં પાન, અને કણેરનાં બીજ એ સમ ભાગ લઈ ભેસનાં દૂધથી વાટી તેમાં તિલનું તેલ નાખી તેનો યોનિને લેપ કરવાથી તત્કાળ પ્રસવ થાયછે.

---

अथजातकर्म मूलज्येष्ठाव्यतीपातादावनुत्पन्नस्यजातमात्रस्यपुत्रस्यपितामुखंकुलदेवता वृद्धप्रणामपूर्वकमवलोक्यनद्यादावुदङ्मुखःस्नायात् तदसंभवेगृहेआनीताभिःशीताभिःस्वर्णयुताभिरद्भिःस्नायात् एतच्चरात्रावपिनद्यादौकार्यं अशक्तोरात्रावग्निसन्निधौस्वर्णयुतशीतोदकैः मूलादिषुजननेतुमुखमदृष्ट्वैवस्नानं देशांतरगतेजनकेपुत्रजन्मश्रवणोत्तरंस्नानं सर्वत्रस्नानात्प्रागस्पृश्यत्वं एवंकन्योत्पत्तावपिस्नानंतत्प्राक्अस्पृश्यत्वंचज्ञेयं अन्यसपिंडाशौचमध्येजननेपिपितुस्तात्कालिकीस्नानदानादौजातकर्मणिचशुद्धिः केचिन्मृताशौचेपुत्रजननेजातकर्माशौचांतेकार्यमित्याहुः नालच्छेदनात्पूर्वंसंपूर्णसंध्यावंदनादिकर्मणिनाशौचं प्रथमदिनेपंचमषष्ठदशमदिनेचदानप्रतिग्रहयोर्नदोषः शृतमन्नंनग्राह्यं ज्योतिष्टोमादिदीक्षावतास्स्वयमन्येनवाजातकर्मनकार्यं किंतुअवभृथस्नानांतेदीक्षांविसृज्यस्वयंकार्यं श्रेष्ठःकनिष्ठेनपुंसत्वनादिकंनकारयेत्जातकर्मतुकारयेत् अतिक्रांतंतुस्वयमेवकुर्यात् महारोगार्तोजातकर्मस्वयंनकुर्यात् अच्छिन्ननाभिकर्त्तव्यंश्राद्धंवैपुत्रजन्मनि पुत्रपदेनकन्यापिगृह्यते तथाचसंस्कारांगभिन्नंकन्यापुत्रयोर्जन्मनिमित्तकंनांदीश्राद्धंविधीयते एतच्चरात्रावपिकार्यं तच्चहेम्नैवकार्यंनत्वन्नादिना तथाचस्नातोलंकृतःपिताअकृतनालच्छेदमपीतस्तन्यमन्यैरस्पृष्टंप्रक्षालितंकुमारंमातुरुत्संगेकारयित्वाचमनादिदेशकालादिकीर्तनांते अस्यकुमारस्यगर्भांबुपानजनितदोषनिबर्हणायुर्मेधाभिवृद्धिबीजगर्भसमुद्भवैनोनिबर्हणद्वाराश्रीपरमेश्वरप्रीत्यर्थंजातकर्म करिष्ये तदादौस्वस्तिपुण्याहवाचनंमातृकापूजनंचकरिष्ये हिरण्येनपुत्रजन्मनिमित्तकंजातकर्मांगंचनांदीश्राद्धंतंत्रेणकरिष्ये इतिसंकल्प्ययथागृह्यंकुर्यात् ततोदद्यात्सुवर्णंचभूमिंगांतुरगंरथं छत्रंछागंचमाल्यंचशयनंचासनंगृहं तिलपूर्णानिपात्राणिसहिरण्यानिचैवहि भक्षयित्वातुपक्वान्नंद्विजश्चांद्रायणंचरेत् सूतकेतुसकुल्यानांनदोषोमनुरब्रवीत् ॥

## હવે જાતકર્મ સંસ્કાર કેહેછે.

મૂળ, જ્યેષ્ઠા અને વ્યતીપાત ઇત્યાદિ અશુભ કાળમાં ઉત્પન્ન ન થયલો એવો પુત્ર ઉત્પન્ન થતાંજ.પિતાએ કુળદેવતા અને વડીલ એમને પ્રથમ નમસ્કાર કરી પુત્રનું મુખ જોઈ નદી ઇત્યાદિકવિષે ઉત્તર સંમુખ થઈ સ્નાન કરવું. નદી ઇત્યાદિક ન હોય તો ઘરે લાવેલાં શીતળ જળમાં સુવર્ણ નાખી તે જળવડે સ્નાન કરવું. એ સ્નાન રાત્રિએ પણ નદી ઇત્યાદિકવિષે કરવું. અશક્ત હોય તો તેણે રાત્રિએ અગ્નિની સમીપમાં ઉભી સુવર્ણયુક્ત શીતળ જળવડે સ્નાન કરવું. મૂળ ઇત્યાદિક દુષ્ટ સમયે જન્મ થયો હોય તો પુત્રનું મુખ ન જોતાંજ સ્નાન કરવુ. પિતા દેશાંતર ગયો હોય ત્યહાં 'પુત્ર જન્મ થયો' એમ સાંભળી તેણે સ્નાન કરવુ. સ્નાનથકી પ્રથમ કોઇને પણ સ્પર્શ કરવો નહી, એ સર્વત્ર સમઝવું. એ રીતે કન્યા ઉત્પન્ન થઈ હોય તો પણ સ્નાન કરવુ, અને સ્નાનથકી પ્રથમ સ્પર્શ કરવો નહી. બીજા સંપિડોસંબંધી આશૌચ છતાં તેમાં પુત્ર જન્મ સાંભળે તો પણ સ્નાન, દાન ઇત્યાદિક કર્મ અને જાતકર્મ કરવાવિષે પિતાને તાત્કાળિક શુદ્ધિ છે. કોઇ ગ્રંથકાર, મૃતાશૌચવિષે પુત્રજન્મ થવાથી જાતકર્મ કરવું તે, મૃતાશૌચની નિવૃત્તિ થયા પછી કરવું, એમ કેહેછે. નાળચ્છેદ થયાથી પ્રથમ સંધ્યાવંદનાદિ સંપૂર્ણ કર્મ કરવાવિષે આશૌચ નથી.

પ્રથમ, પાંચમો, છઠો, અને દશમો એ દિવસે દાન દેવું અને લેવું તેમાં દોષ નથી. રાંધેલું અન્ન લેવું નહી. જેને જ્યોતિષ્ટોમાદિકની દીક્ષા થઇ હોય તેણે પોતેજ અથવા બીજાવડે જાતકર્મ કરવું તથા કરાવવું નહીં; ત્યારે યજ્ઞની સમાપ્તિ થયા પછી અવભૃથ (યજ્ઞાંત) સ્નાન કરી યજ્ઞદીક્ષાનું વિસર્જન કરી પોતેજ જાતકર્મ કરવું. જ્યેષ્ઠે કનિષ્ઠકને પુંસવન ઇત્યાદિક કર્મ કરાવવાં નહી. જાતકર્મ તો (કનિષ્ઠકને) પણ કરાવવું. અતિક્રાંત (પ્રથમ કરવાનું રહિ ગયું) હોય તો, પિતાએજ કરવું. પિતા મહારોગે પીડિત હોય તો તેણે પોતે જાતકર્મ કરવું નહી. "પુત્ર જન્મ થયા પછી નાળચ્છેદથકી પ્રથમ નાંદીશ્રાદ્ધ કરવું," એ વાકયમાં પુત્ર શબ્દ છે તથાપિ કન્યાનું પણ ગ્રહણ કરવું. તેમજ સંસ્કાર સંબંધી નાંદીશ્રાદ્ધ કરતાં જુદું કન્યા અને પુત્રના જન્મ સંબંધી નાંદીશ્રાદ્ધ કરવું, એવો વિધિ પ્રાપ્ત છે. એ જન્મ સંબંધી નાંદીશ્રાદ્ધ રાત્રિએ પણ કરવું, અને તે હેમવડે કરવું, અન્નાદિકે કરવું નહી. તેમજ પિતાએ સ્નાન કરી અલંકારયુક્ત થઈ નાળચ્છેદન રહિત, સ્તનપાન રહિત, અને અન્યસ્પર્શ રહિત એવા બાળકને જળવડે ધોઇ તેની માના ખોળામાં દઈ પોતે આચમન કરી દેશ, કાળનો ઉચ્ચાર કરી "**अस्य कुमारस्य गर्भांबुपानजनितदोषनिबर्हणायुर्मेधाभिवृद्धिबीजगर्भसमुद्भवैनोनिबर्हणद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थं जातकर्म करिष्ये ॥ तदादौ स्वस्तिपुण्याहवाचनं मातृकापूजनं च करिष्ये, ॥ हिरण्येन पुत्रजन्मनिमित्तकं जातकर्मांगं च नांदीश्राद्धं तंत्रेण करिष्ये,**" એવો સંકલ્પ કરી ગૃહ્યસૂત્ર પ્રમાણે પ્રયોગ કરવો. "ત્યાર પછી સુવર્ણ, પૃથ્વી, ગાય, ઘોડો, રથ, છત્ર, બકરી, પુષ્પમાળા, પલંગ, આસન, ઘર, અને સુવર્ણ સહિત તિળપૂર્ણ પાત્ર એમનું દાન કરવું. આશૌચવાળાનાં ઘરનું રાંધેલું અન્ન ભોજન કરે તો તે બ્રાહ્મણે ચાંદ્રાયણ પ્રાયશ્ચિત્ત કરવું. સૂતકમાં સપિંડોને (તેનાં ઘરનું) અન્ન ભક્ષણ કરવાથી દોષ નથી એમ મનુ કહેછે."

---

**अथारिक्तपाणिर्ज्योतिर्विदंसंपूज्यतस्माज्जन्मलग्नगतशुभाशुभग्रहनिर्णयंज्ञात्वाप्रतिकूलग्रहानुकूल्यार्थंतत्तद्ग्रहप्रीत्यर्थंदानानिकुर्यात् ग्रहमंत्रजपादिशांतिसूक्तजपादिकर्मणिविप्रान्वानियोजयेत् ततोनालच्छेदंकारयित्वाहिरण्योदकेनमातुर्दक्षिणस्तनंप्रक्षाल्यमात्राकुमारंपाययेत् तत्रइमांकुमारइत्यादिमंत्रंविप्रादिःपठेत् जातकर्माद्यन्नप्राशनांतसंस्कारेषुआश्वलायनानांहोमःकृताकृतः होमपक्षेनांदीश्राद्धांतेजातकर्मांगहोमंकरिष्येइतिसंकल्प्यलौकिकाग्निंप्रतिष्ठाप्यान्वाधानाद्याज्यभागांतेअग्निमिंद्रंप्रजापतिंविश्वान्देवान्ब्रह्माणमाज्येनजुहुयात् मधुसर्पिःप्राशनादिमूर्धाघ्राणांतेस्विष्टकृदादिकुर्यादितिक्रमः अन्येषांयथागृह्यंहोमादिज्ञेयं ॥**

હવે શ્રીફળ ઈત્યાદિક હાથમાં લઈ જ્યોતિષીની પૂજા કરી તેનાથી જન્મલગ્નવિષે શુભાશુભ ગ્રહોનો નિર્ણય સમજી પ્રતિકૂળ ગ્રહનું અનુકૂળપણું થવામાટે તે તે ગ્રહના સંતોષને અર્થે દાન કરવાં. અથવા ગ્રહોના મંત્રનો જપ અને શાંતિસૂક્તાદિકનો જપ ઇત્યાદિક કર્મવિષે બ્રાહ્મણોને પ્રેરણા કરવી. પછી નાળચ્છેદન કરાવી સુવર્ણયુક્ત જળવડે માતાનું જમણું સ્તન ધોવરાવી માતાકને પુત્રને સ્તનપાન કરાવવું

તે સ્તનપાન સમયે "इमां कुमार०" ઇત્યાદિક મંત્ર બ્રાહ્મણોએ પઠન કરવા. જાતકર્મ થકી અન્ન પ્રાશન સંસ્કાર પર્યંત સંસ્કારોવિષે આશ્વલાયન શાખાવાળાઓએ હોમ કરવો અથવા ન કરવો. હોમ કરવો હોય તે પક્ષવિષે, નાંદીશ્રાદ્ધ થયા પછી, "जातकर्मांगहोमं करिष्ये," એવો સંકલ્પ કરી લૌકિકાગ્નિનું સ્થાપન કરી અન્વાધાનથકી આજ્યભાગ પર્યંત કર્મ થયા પછી અગ્નિ, ઇંદ્ર, પ્રજાપતિ, વિશ્વેદેવા અને બ્રહ્મા એ દેવતાઓને ઉદ્દેશે ઘૃતનો હોમ કરવો. પછી મધ અને ઘી એનાં પ્રાશન ઇત્યાદિક થકી મસ્તક સુંગવું ત્યહાં પર્યંત કર્મ કરી સ્વિષ્ટકૃત્ કર્મ કરવું, એ પ્રમાણે ક્રમ જાણવો. બીજી શાખાવાળાઓનો પોતપોતાનાં ગૃહ્યસૂત્ર પ્રમાણે હોમાદિક પ્રયોગ જાણવો.

---

**कुमार्याअपिजातकर्मादिसंस्काराश्चौलांताःसर्वेअमंत्रकंकार्याः विवाहस्तुसमंत्रकः अतः कन्यायाजातकर्मादिसंस्कारलोपेनत्तत्कालेविवाहकालेवाप्रायश्चित्तंकृत्वाविवाहःकार्यः अत्रसर्वत्रजातकर्मनामकर्मादौमुख्यकालातिक्रमेगुर्वाद्यस्तरहितेशुभनक्षत्रादौजातकर्मादिकं कार्यं तत्रजातकर्मणिनक्षत्राणि रोहिणीत्र्युत्तराश्विनीहस्तपुष्यानुराधारेवतीमृगचित्राश्रवणादित्रयस्वातीपुनर्वसवः रिक्तापर्वरहितास्तिथयः भौमशनिभिन्नावाराः भद्रावैधृत्यादिशून्येसुकेंद्रलग्नेशुभं ॥**

કન્યાના પણ જાતકર્મથકી ચૌળ પર્યંત સંસ્કાર મંત્ર રહિત કરવા. અને વિવાહ મંત્ર સહિત કરવો. માટે કન્યાના જાતકર્મ ઇત્યાદિક સંસ્કારનો લોપ થાય તો એટલે તે સંસ્કાર ન થયા હોય તો જે કાળે એ સંસ્કાર કરવાના હોય તે તે કાળે અથવા વિવાહને સમયે તે સંસ્કારના લોપનું પ્રાયશ્ચિત્ત કરી વિવાહ કરવો. આ સર્વ જાતકર્મ, નામકર્મ ઇત્યાદિક સંસ્કારના મુખ્ય કાળનું ઉલ્લંઘન થયું હોય તો, ગુરૂ ઇત્યાદિકનો અસ્ત ન હોય અને શુભ નક્ષત્ર ઇત્યાદિક જે દિવસે હોય તે દિવસે જાતકર્માદિક કરવાં. તે **જાતકર્મનેવિષે નક્ષત્ર.** રોહિણી, ત્રણ ઉત્તરા, અશ્વિની, હસ્ત, પુષ્ય, અનુરાધા, રેવતી, મૃગ, ચિત્રા, શ્રવણ, ધનિષ્ઠા, શતતારકા, સ્વાતિ અને પુનર્વસુ એ નક્ષત્રો; અને રિક્તા (ચોથ, નોમ, અને ચૌદશ), પર્વ (પૂનમ, અમાસ) એ તિથિ વર્જ્ય કરી અન્ય તિથિ લેવી. મંગળ, અને શનિ વર્જ્ય કરી બીજા વાર લેવા. ભદ્રા, વૈધૃતિ ઇત્યાદિકે રહિત એવા શુભ દિવસે શુભ કેંદ્રવાળું લગ્ન છતાં જાતકર્મ શુભ થાય.

**अथपंचमषष्ठदिनयोर्जन्मदानांपूजनं रात्रेःप्रथमयामेपित्रादिःस्नात्वाचम्यदेशकालौसंकीर्त्यअस्यशिशोःसमातृकस्यायुरारोग्यप्राप्तिसकलारिष्टशांतिद्वाराश्रीपरमेश्वरप्रीत्यर्थंविघ्नेशस्यजन्मदानांजीवंत्यपरनाम्न्याःषष्ठीदेव्याःशस्त्रगर्भाभगवत्याश्चपूजनंकरिष्येइतिसंकल्प्य तंडुलपुंजेषुविघ्नेशंजन्मदाश्चनाममंत्रेणावाह्य आयाहिवरदादेविमहाषष्ठीतिविश्रुते शक्तिभिःसहबालंमेरक्षजागरवासरे इतिषष्ठींदेवीमावाह्यनाम्नाभगवतीमावाह्यनामभिः शक्तिस्त्वंसर्वदेवानांलोकानांहितकारिणी मातर्बालमिमंरक्षमहाषष्ठिनमोस्तुते इतिमंत्रेणच षोडशोपचारैःसंपूज्यप्रार्थयेत् लंबोदरमहाभागसर्वोपद्रवनाशन त्वत्प्रसादादविघ्नेशाचिरं**

जीवतुबालकः जननीसर्वभूतानांबालानांचविशेषतः नारायणीस्वरूपेणबालंमेरक्षसर्वदा प्रेतभूतपिशाचेभ्योशाकिनीडाकिनीषुच मातेवरक्षबालंमेश्वापदेपन्नगेषुच गौरीपुत्रोयथा स्कंदःशिशुत्वेरक्षितःपुरा तथाममाप्ययंबालःषष्ठिकेरक्षयतांनमः इतिविप्रेभ्यस्तांबूलदक्षिणा दिद्यात् रात्रौजागरणंकुर्यात् पंचमषष्ठदिनयोर्दानप्रतिग्रहेनदोषः दशमदिनेबलिदानंस्वीयेभ्योन्नदानंचकार्यं ॥

હવે પાંચમે અને છઠે દિવસે જન્મદા નામની દેવતાનું પૂજન કરવું. તે આ રીતે,–રાત્રિએ પ્રથમ પોહોરે પિતા ઇત્યાદિકે સ્નાન કરી આચમન કરી દેશ, કાળનો ઉચ્ચાર કરી, "अस्य शिशोः समातृकस्यायुरारोग्यप्राप्तिसकलानिष्टशांतिद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थं विघ्नेशस्य जन्मदानां जीवंत्यपरनाम्न्याः षष्ठीदेव्याः शस्त्रगर्भाभगवत्याश्च पूजनं करिष्ये," એવો સંકલ્પ કરી ચોખાના પુંજ ઉપરે વિઘ્નેશ (ગણેશ) અને જન્મદા દેવતાનું નામ મંત્રવડે આવાહન કરી, आयाहि वरदा देवि, महाषष्ठीति विश्रुते ॥ शक्तिभिः सह बालं मे, रक्ष जागरवासरे," એ મંત્રવડે ષષ્ઠી દેવીનું આવાહન કરી નામ મંત્રવડે ભગવતી દેવીનું આવાહન કરી, નામ મંત્રવડે અને, "शक्तिस्त्वं सर्वदेवानां, लोकानां हितकारिणी ॥ मातर्बालमिमं रक्ष, महाषष्ठि नमोऽस्तु ते," એ મંત્રવડે ષોડશોપચાર સહિત પૂજા કરી પ્રાર્થના કરવી. પ્રાર્થનાના મંત્ર,– "लंबोदर महाभाग, सर्वोपद्रवनाशन ॥ त्वत्प्रसादाद्विघ्नेश, चिरं जीवतु बालकः ॥ जननी सर्वभूतानां, बालानां च विशेषतः ॥ नारायणीस्वरूपेण, बालं मे रक्ष सर्वदा ॥ प्रेतभूतपिशाचेभ्यो, शाकिनीडाकिनीषु च ॥ मातेव रक्ष बालं मे, श्वापदे पन्नगेषु च ॥ गौरीपुत्रो यथा स्कंदः, शिशुत्वे रक्षितः पुरा ॥ तथा ममाप्ययं बालः, षष्ठिके रक्ष्यतां नमः," એ પ્રમાણે પ્રાર્થના કરી બ્રાહ્મણોને તાંબૂલ, દક્ષિણા ઇત્યાદિક દાન કરવું, અને રાત્રિએ જાગરણ કરવું. પાંચમે અને છઠે દિવસે દાન દેવું અને લેવું એમાં દોષ નથી. દશમે દિવસે બલિદાન અને સંબંધિઓને અન્નદાન કરવું.

---

अथाशौचेकर्त्तव्यनिर्णयः सूतकेमृतकेकुर्यात्प्राणायाममर्मत्रकं तथामार्जनमंत्रांश्चमनसोच्चार्यमार्जयेत् गायत्रींसम्यगुच्चार्यसूर्यायार्घ्यंनिवेदयेत् उपस्थानंनैवकार्यंमार्जनंतुकृताकृतं सूर्यंध्यायन्नमस्कुर्यात्गायत्रीजपोनकार्यः अर्घ्यांतामानसीसंध्येत्युक्तेः केचिन्मनसादशगायत्रीजपःकार्यइत्याहुः वैश्वदेवब्रह्मयज्ञादयःपंचमहायज्ञानकार्याः वेदाभ्यासोनकार्यः-औपासनहोमपिंडपितृयज्ञावसगोत्रेणकारयेत् केचिच्छ्रौतकर्मणिसद्यःशुद्धयुक्तेरग्निहोत्रहोमःस्वयंकार्यइत्याहुः अपरेतुसर्वस्याप्याशौचापवादस्यानन्यगतिकत्वात्सतिब्राह्मणेब्राह्मणद्वारैवकार्यः ब्राह्मणाभावेस्वयंकार्यइत्याहुः स्थालीपाकोनकार्यः आशौचांतेकार्यः सर्वथालोपप्रसक्तौस्थालीपाकोपिब्राह्मणद्वाराकार्यः अन्वाधानोत्तरंसूतकप्राप्तौब्राह्मणद्वाराश्रौतेष्टिस्थालीपाकौ होमादौत्यागःस्नात्वास्वयंकार्यः दर्शादिश्राद्धस्यलोपएव प्रतिसांवत्सरिकंश्राद्धंआशौचांतेएकादशाहेकार्यं तत्रासंभवेदर्शव्यतीपातादिपर्वणि एवंपत्न्यामृतुमत्यामपिपिंडयज्ञदर्शश्राद्धेकार्ये अन्वाधानोत्तरंरजोदोषेइष्टिस्थालीपाकौकार्यौअन्यथाकालांतरे-दानप्रतिग्रहाध्ययनानिवर्ज्यानि आशौचेन्यस्यान्नंनाश्नीयात् पितृयज्ञस्थालीपाकश्रवणाकर्मादिसंस्था

नांप्रथमारंभोब्राह्मणद्वाराप्याशौचयोर्नभवति प्रथमारंभोत्तरंश्रवणाकर्मादिकंविप्रद्वाराशौचेपिपत्न्यार्तवेपिकार्यं आग्रयणंतुनभवति अग्निसमारोपप्रत्यवरोहौआशौचेनभवतः तेनसमारोपोत्तरमाशौचेतैत्तिरीयाणांत्रिदिनंहोमलोपेबव्हृचादीनांद्वादशदिनंहोमलोपेग्निनाशादाशौचांतेश्रौतस्मार्तयोःपुनराधानमेव समारोपप्रत्यवरोहयोरन्यकर्तृकत्वाभावात् अग्न्यनुगमे प्रायश्चित्तपूर्वकपुनरुत्पत्तिरन्यद्वाराभवति भोजनकालेआशौचप्राप्तौमुखस्थंग्रासंत्यक्त्वा स्नायात् तद्ग्रासभक्षणेएकोपवासः सर्वान्नभक्षणेत्रिरात्रोपवासः सूतकेमृतकेचैवनदोषोराहुदर्शनइत्युक्तेर्ग्रहणेस्नात्वाश्राद्धदानजपादिकमाशौचेपिकार्यं एवंसंक्रांतिस्नानदानादिकमपि संकटेनांदीश्राद्धोत्तरंमौंजीविवाहयोर्नाशौचं संकटेमधुपर्कोत्तरमृत्विजांनाशौचं यजमानस्यदीक्षणीयोत्तरंप्रागवभृथान्नाशौचं अवभृथमाशौचोत्तरंकार्यं व्रतेपुनाशौचमित्युक्तेरनंतव्रतादिकमन्यैःकारयेत् प्रारब्धान्नसत्रस्यान्नदानादिपुनाशौचं पूर्वसंकल्पितान्नेषुनदोषःपरिकीर्तितः उदकदुग्धदधिघृतलवणफलमूलभर्जिताद्यन्नानांसूतकिगृहस्थितानां स्वयंग्रहणेदोषाभावः सूतकिहस्तात्तुनग्राह्यं केचित्तंडुलादिकमपक्वमन्नंग्राह्यमाहुः इतिसंक्षेपेणनिर्णयोविशेषस्तुवक्ष्यते ॥

## હવે આશૌચમાં કયાં કર્મ કરવાં અને કયાં ન કરવાં તે કેહેછે.

"જાતાશૌચ અને મૃતાશૌચમાં પ્રાણાયામ અમંત્રક કરવા. તેમજ માર્જનના મંત્ર મનમાં ભણી માર્જન કરવું. ગાયત્રી મંત્રનો સ્પષ્ટ ઉચ્ચાર કરી સૂર્યને અર્ધ્ય દેવો, ઉપસ્થાન (પ્રાર્થના) કરવુંજ નહી, અને માર્જન તો કરવું અથવા ન કરવું." સૂર્યનું ધ્યાન કરી નમસ્કાર કરવા. ગાયત્રી મંત્રનો જપ કરવો નહી. કારણ, "અર્ધ્ય પર્યંત મનમાં ઉચ્ચાર કરી સંધ્યા કરવી" એવાં વચન છે. કોઈ ગ્રંથકાર, મનમાં ઉચ્ચાર કરી દશવાર ગાયત્રી જપ કરવો એમ કેહેછે. વૈશ્વદેવ, બ્રહ્મયજ્ઞ ઇત્યાદિક પાંચ મહાયજ્ઞ કરવા નહી, અને વેદપાઠ કરવો નહી. ઔપાસન હોમ અને પિંડપિતૃયજ્ઞ એ ભિન્ન ગોત્રિપાસે કરાવવા. કોઈ ગ્રંથકાર તો, શ્રૌત કર્મ કરવું હોય તો તે કર્મ કરવા પર્યંત શુદ્ધિ છે એવાં વચન છે માટે અગ્નિહોત્રનો હોમ પોતેજ કરવો, એમ કેહેછે. બીજા ગ્રંથકારો તો, સઘળા આશૌચના અપવાદની બીજી ગતિજ નથી માટે બ્રાહ્મણ હોય તો બ્રાહ્મણવડેજ હોમ કરાવવો, બ્રાહ્મણ ન હોય તો પોતે કરવો, એમ કેહેછે. સ્થાલીપાક આશૌચમાં કરવો નહી, આશૌચ નિવૃત્ત થયા પછી કરવો. સર્વથા સ્થાલીપાકના લોપનોજ સંભવ આવે તો સ્થાલીપાક પણ બ્રાહ્મણદ્વારા કરાવવો. અન્વાધાન થયા પછી આશૌચ પ્રાપ્ત થાય તો શ્રૌતેષ્ટિ અને સ્થાલીપાક બ્રાહ્મણદ્વારા કરાવવા. હોમ ઇત્યાદિકમાં ત્યાગ કરવો તે સ્નાન કરી પોતેજ કરવો. દર્શ ઇત્યાદિક શ્રાદ્ધનો લોપજ કરવો. પ્રતિસાંવત્સરિક શ્રાદ્ધ કરવું તે આશૌચની અંતે ઇગ્યારમે દિવસે કરવું. ઇગ્યિારમે દિવસે શ્રાદ્ધ કરવાનો અસંભવ હોય તો અમાવાસ્યા, વ્યતીપાત ઇત્યાદિ પર્વ દિવસે કરવું. એ રીતે સ્ત્રી રજસ્વલા હોય તો પિંડપિતૃયજ્ઞ, અને દર્શશ્રાદ્ધ પણ (પાંચમે દિવસે) કરવાં. અન્વાધાન થયા પછી

સ્ત્રી રજસ્વલા થઈ હોય તો ઇષ્ટિ અને સ્થાલીપાક કરવા. અન્વાધાનથકી પ્રથમ રજસ્વલા થઈ હોય તો કાળાંતરે કરવા. દાન દેવું, લેવું, અને અધ્યયન (વિદ્યાભ્યાસ) એ વર્જ્ય કરવાં. આશૌચવિષે બીજાનું અન્ન ભક્ષણ કરવું નહી. પિંડપિતૃયજ્ઞ, સ્થાલીપાક, અને શ્રવણાકર્મ ઇત્યાદિક પાકસંસ્થાઓનો પ્રથમ આરંભ બ્રાહ્મણદ્વારાએ પણ બન્ને આશૌચમાં કરાવવો નહી. પ્રથમ આરંભ થયા પછી શ્રવણાકર્મ ઇત્યાદિક કરવાં તે, આશૌચ હોય અથવા સ્ત્રી રજસ્વલા હોય તથાપિ બ્રાહ્મણદ્વારાએ કરાવવાં, આગ્રયણ માત્ર કરવું નહી. અગ્નિનો સમારોપ (સમિધ સેકી તે ઉપરે અગ્નિ લેવો), પ્રત્યવરોહણ (સેકી રાખેલાં સમિધનો ફરી અગ્નિમાં હોમ કરવો), એ આશૌચમાં થતાં નથી; તેથી અગ્નિનો સમારોપ કીધા પછી આશૌચ પ્રાપ્ત થાય તો, તૈત્તિરીય શાખાવાળાઓને ત્રણ દિવસ હોમનો લોપ થવાથી અને ઋગ્વેદીઓને બાર દિવસ હોમનો લોપ થવાથી બન્નેનો અગ્નિ નાશ થાયછે માટે આશૌચ ગયા પછી (તૈત્તિરીય શાખાવાળાઓએ અને ઋક્શાખાવાળાઓએ) શ્રૌતાગ્નિ અને સ્માર્તાગ્નિ એમનું નિશ્ચયથી ફરી આધાન (સ્થાપન) કરવું. કારણ, અગ્નિનું સમારોપણ, અને પ્રત્યવરોહણ એ કર્મ બીજાવડે કરાવવાને આધાર નથી માટે કરવાં નહી. અગ્નિનો નાશ થયો હોય તો અગ્નિનાશનું પ્રાયશ્ચિત્ત કરી બીજાવડે અગ્નિ ઉત્પન્ન કરાવવો. ભોજન કાળે આશૌચ પ્રાપ્ત થાય તો મુખમાં જે ગ્રાસ હોય તે કાઢી નાખી સ્નાન કરવું. મુખમાંનો ગ્રાસ ભક્ષણ કરી જાય તો એક ઉપવાસ કરવો. સઘળું (પાત્રમાં લીધેલું) અન્ન ભક્ષણ કરે તો ત્રણ રાત્રિ ઉપવાસ કરવા. "જનનાશૌચ, અને મૃતાશૌચ એમાં ગ્રહણ પ્રાપ્ત થાય તો દોષ નથી," એવાં વચન છે માટે ગ્રહણ પ્રાપ્ત થાય તો સ્નાન કરી આશૌચવિષે પણ શ્રાદ્ધ, દાન, અને જપ ઇત્યાદિક કરવાં. એ પ્રમાણે સંક્રાંતિ નિમિત્તક પણ સ્નાન, દાન ઇત્યાદિક કરવાં. સંકટવિષય હોય તો નાંદીશ્રાદ્ધ થયા પછી મૌંજી અને વિવાહ એનેવિષે દોષ નથી. સંકટવિષે મધુપર્કપૂજા પછી ઋત્વિજોને આશૌચ નથી..યજમાનને યજ્ઞદીક્ષા લીધા પછી અવભૃથ (યજ્ઞાંત) સ્નાનથી પ્રથમ આશૌચ નથી. અવભૃથ સ્નાન આશૌચ પછી કરવું. "વ્રતવિષે આશૌચ નથી" એવું વચન છે માટે અનંતવ્રત ઇત્યાદિક બીજાપાસે કરાવવાં. પ્રથમ આરંભ કરેલા અન્નસત્ર સંબંધી અન્નદાનાદિકવિષે આશૌચ નથી. "પ્રથમ સંકલ્પ કરેલાં અન્નાદિકવિષે દોષ નથી." જળ, દૂધ, દહીં, ઘી, લૂણ, ફળ, મૂળ અને સેકેલાં ધાન ઇત્યાદિક સૂતકીના ઘરમાં રહેલા પદાર્થો લેનારાએ પોતાને હાથેથી લેવાનો દોષ નથી. સૂતકીને હાથેથી તો લેવા નહી. કોઈ ગ્રંથકાર, ચોખા ઇત્યાદિક કાચું અન્ન લેવું, એમ કેહેછે. એ પ્રમાણે સંક્ષેપે નિર્ણય કહ્યો. વિશેષ નિર્ણય કેહેવો તે આગળ કેહેશું.

---

**अथसूतिकाशुद्धिः** दशाहांतेसूतिकायाअस्पृश्यत्वनिवृत्तिर्नामकर्मजातकर्मादिप्राप्तकर्माधिकारश्च जातेष्टिविवाहोपनयनादिकर्मसुतुपुत्रप्रसूनांविंशतिरात्रांतेधिकारः कन्याप्रसूनांमासांतेऽधिकारः ॥

## હવે સૂતિકા (પ્રસવવાળી સ્ત્રી)ની શુદ્ધિ કેહેછે.

પ્રસવથી દશ દિવસ ગયા પછી અસ્પૃશ્યત્વની નિવૃત્તિ; અને નામકર્મ, જાતકર્મ ઇત્યાદિક પ્રાપ્ત થયલાં કર્મ કરવાવિષે અધિકાર પણ પ્રાપ્ત થાયછે. જાતેષ્ટિ, વિવાહ અને મૈંજી ઈત્યાદિક કર્મવિષે તો, જેને પુત્ર ઉત્પન્ન થયો હોય તેને વીસ રાત્રિ વ્યતીત થયા પછી અધિકાર થાયછે; અને જેને કન્યા ઉત્પન્ન થઈ હોય તેને એક માસ ગયા પછી અધિકાર થાયછે.

---

अथजन्मनिदुष्टकालस्तच्छांतयश्चनिर्णीयंते तत्रादौगोप्रसवः यत्रजन्मकालेपितुर्मातुःसुतस्यचारिष्टमुक्तंतत्रगोप्रसवशांतिस्तत्तन्नक्षत्रादिशांतिश्चकार्या धनाद्यरिष्टेपुनर्नकार्या मूलाश्लेषाज्येष्ठामघानक्षत्रेषुजननेचतुर्थपादादिषुपित्राद्यरिष्टाभावेपिगोप्रसवः अश्विनीरेवतीपुष्यचित्रासुनक्षत्रशांत्यभावेपिगोप्रसवशांतिरेवकार्या तत्रअस्यशिशोरमुकदुष्टकालोत्पत्तिसूचितारिष्टनिवृत्त्यर्थंगोमुखप्रसवशांतिंकरिष्येइतिसंकल्प्यगणेशपूजनमात्रंकृत्वाअंगादंगादितिमंत्रेणशिशुमूर्धावघ्राणांतेप्रयोगमध्यएवपुण्याहवाचनमितिकौस्तुभमयूखौ पुण्याहवाचनंशाखोक्तंकृत्वामूर्धावघ्राणांतेअस्यगोमुखप्रसवस्यपुण्याहंभवंतोब्रुवंत्वित्येकवाक्यमेवत्रिर्वदेत् ऋत्विजश्चप्रतिब्रूयुर्नतुशाखोक्तमितिकमलाकरः नांदीश्राद्धंनकार्यं अग्निप्रतिष्ठांतेकस्मिंश्चित्पीठेनवग्रहान्अधिदेवतादिरहितान्प्रतिष्ठाप्यान्वाधानंकुर्यात् आज्यभागांतेअपः आपोहिष्ठेतितृचेनअप्सुमेसोमइतिगायत्र्याऋचाचमिलितदधिमध्वाज्येनप्रत्यृचंअष्टाष्टसंख्याहुतिभिर्विष्णुंतद्विष्णोरित्यृचामिलितदधिमध्वाज्येनाष्टाहुतिभिः यक्ष्महणंअक्षीभ्यामितिसूक्तेन प्रत्यृचमष्टाष्टमिलितदधिमध्वाज्याहुतिभिर्नवग्रहान्दधिमध्वाज्येनाष्टाष्टसंख्याहुतिभिःशेषेणेत्यादिमयूखादयः कमलाकरस्तुदधिमध्वाज्येनापश्चतुर्वारंविष्णुंसकृत्यक्ष्महणमक्षीभ्यामितिसूक्तेनप्रत्यृचमष्टाष्टसंख्याहुतिभिर्नवग्रहानेकैकयाहुत्याशेषेणस्विष्टकृतमित्याह आज्यभागहोमांतेएकस्मिन्कुंभेविष्णुवरुणौप्रतिमयोःसंपूज्यौ प्रतिमासुविष्णुवरुणयक्ष्महणःपूज्याइतिमयूखे ततोयथान्वाधानहोमइतिसंक्षेपः अवशिष्टप्रयोगःशांतिग्रंथेषु एवमग्रेपिदेवताद्रव्याहुतिसंख्यानिमित्तफलमात्रंलिख्यतेविस्तरोन्यत्रज्ञेयः ॥

## હવે જન્મ સમયના દુષ્ટ કાળ અને તેની શાંતિઓ, તેનો નિર્ણય કેહેછે.

**તેમાં પ્રથમ ગોપ્રસવ શાંતિ કેહેછે.** જે જન્મ સમયે પિતાને, માતાને, અને બાળકને અરિષ્ટ કહ્યાંછે તેવા જન્મ સમયે ગોપ્રસવ શાંતિ અને તે તે નક્ષત્ર ઇત્યાદિકની શાંતિ કરવી. દ્રવ્યનાશ ઇત્યાદિરૂપ અરિષ્ટ હોય તો શાંતિ કરવી નહી. મૂળ, આશ્લેષા, જ્યેષ્ઠા, અને મધા એ નક્ષત્રવિષે જન્મ થાય તો તેમના ચોથા ઇત્યાદિક પાદનેવિષે પિતા ઇત્યાદિકને અરિષ્ટ નથી તથાપિ ગોપ્રસવ શાંતિ કરવી. અશ્વિની, રેવતી, પુષ્ય, અને ચિત્રા એ નક્ષત્રવિષે જન્મ થાય તો નક્ષત્રશાંતિ કરવી નથી, તથાપિ ગોપ્રસવ શાંતિ તો અવશ્ય કરવી. તે ગોપ્રસવ શાંતિનો સંકલ્પ

"**अस्य शिशोरमुकदुष्टकालोत्पत्तिसूचितारिष्टनिवृत्त्यर्थं गोमुखप्रसवशांतिं करिष्ये,**" એવો સંકલ્પ કરી ગણપતિનું પૂજન માત્ર કરી "**अंगादंगात्०**" એ મંત્રવડે બાળકનું મસ્તક સૂંગવા પછી પ્રયોગની વચ્ચેજ પુણ્યાહવાચન કરવું એમ કૌસ્તુભ અને મયૂખ ગ્રંથમાં છે. પોતાની શાખામાં કહેલું પુણ્યાહવાચન કરી મસ્તક સુંગવું. પછી યજમાને, "**अस्य गोमुखप्रसवस्य पुण्याहं भवंतो ब्रुवंतु,**" એ એકજ વાક્ય ત્રણ વાર કેહેવું. ઋત્વિજોએ પણ પ્રતિવચન (અસ્તુ પુણ્યાહં, એવો ઉત્તર) કેહેવું. શાખામાં કહેલું પુણ્યાહવાચન કરવું નહી. એ રીતે **શાંતિકમલાકર** ગ્રંથમાં છે. નાંદીશ્રાદ્ધ કરવું નહી. અગ્નિ સ્થાપન કીધા પછી કોઇએક આસન ઉપરે અધિદેવતાદિકે રહિત એવું નવ ગ્રહનું સ્થાપન કરી અન્વાધાન કરવું. પછી આજ્યભાગ પર્યંત કર્મ થયા પછી પ્રધાન હોમ કરવો. તે આ રીતે,—અપ દેવતાને અર્થે "**आपोहिष्ठा०**" એ ત્રણ ઋચાવડે, "**अप्सुमे सोमो०**" એ ઋચાવડે અને ગાયત્રી મંત્રવડે દહિં, મધ, અને ઘી એ ત્રણ પદાર્થ મિશ્રિત કરી દરએક ઋચાવડે આઠ આઠ વાર એ પ્રમાણે હોમ કરવો. વિષ્ણુ દેવતાને અર્થે "**तद्विष्णो०**" આ ઋચાવડે દહિં, મધ અને ઘી એ ત્રણ પદાર્થ મિશ્રિત કરી તેનો આઠ વાર હોમ કરવો. યક્ષ્મહણ દેવતાને અર્થે "**अक्षीभ्यां०**" એ સૂક્તની એક એક ઋચાવડે મિશ્રિત એવાં દહિં, મધ અને ઘીનો આઠ આઠ વાર હોમ કરવો, નવ ગ્રહને અર્થે મિશ્રિત એવાં દહિં, મધ અને ઘીવડે આઠ આઠ વાર હોમ કરવો, અને શેષ દ્રવ્યવડે સ્વિષ્ટકૃત્ હોમ ઇત્યાદિક કરવો, એમ **મયૂખ** ઇત્યાદિક ગ્રંથમાં કહ્યુંછે. **કમલાકર** ગ્રંથ તો; દહિં, મધ, અને ઘીવડે અપ દેવતાને અર્થે ચાર ચાર વાર વિષ્ણુ દેવતાને અર્થે એક વાર, યક્ષ્મહણ દેવતાને અર્થે "**अक्षीभ्यां०**" એ સૂક્તની એક એક ઋચા વડે આઠ આઠ વાર, નવ ગ્રહને અર્થે એક એક વાર, અને શેષ દ્રવ્યવડે સ્વિષ્ટકૃત્ કરવો એમ કેહેછે. આજ્યભાગના હોમ પર્યંત કર્મ થયા પછી એક કળશને ઉપરે વિષ્ણુ અને વરૂણ એ બન્ને દેવની પ્રતિમાનું સ્થાપન કરી તેની પૂજા કરવી. ત્રણ પ્રતિમા સ્થાપન કરી તે ત્રણ પ્રતિમામાં વિષ્ણુ, વરૂણ, અને યક્ષ્મહા એ ત્રણ દેવની પૂજા કરવી, એમ **મયૂખ**માં કહ્યુંછે. પછી જેમ અન્વાધાન કીધું હોય તેમ હોમ કરવો. એ પ્રમાણે સંક્ષેપ કહ્યો. બાકી રહેલો પ્રયોગ શાંતિના ગ્રંથોવિષે જોવો. એ રીતે આગળ પણ દેવતા, દ્રવ્ય, આહુતિની સંખ્યા, અને નિમિત્તનાં ફળ, એટલુંજ માત્ર કેહેવાસે. બાકી સઘળો વિસ્તાર બીજા ગ્રંથોમાં જોવો.

---

**अथकृष्णचतुर्दशीजननशांतिः कृष्णपक्षेचतुर्दश्यांप्रसूतेःषड्विधंफलं चतुर्दशींचषड्भागांकुर्यादादौशुभंस्मृतं द्वितीयेपितरंहंतितृतीयेमातरंतथा चतुर्थेमातुलंहंतिपंचमेवंशनाशनं षष्ठेतुधनहानिःस्यादात्मनोवंशनाशनं तत्रचतुर्दश्याःषडंशानांमध्येद्वितीयतृतीयषष्ठांशेषुजननेगोमुखप्रसवपूर्वकंचतुर्दशीशांतिः अन्यभागेकेवलचतुर्दशीशांतिः अस्याशिशोःकृष्णचतुर्दश्याअमुकांशजननसूचितसर्वारिष्टनिरासद्वाराश्रीपरमेश्वरप्रीत्यर्थमित्यादिसंकल्पः आग्नेयादिचतुर्दिक्षुचत्वारःकुंभामध्येशतच्छिद्रकुंभेप्रतिमायांरुद्रावाहनं मयूखेतुपीठादौरुद्रप्र**

तिमांसंपूज्यतत्प्राच्यामुदीच्यांवाशतच्छिद्रादिपंचकलशस्थापनंपूजनं अन्वाधानेग्रहानष्टाष्टसंख्यसमिदाज्यचरुभिरधिदेवतादीनेकैकसंख्यसमिच्चर्वाज्याहुतिभिःरुद्रंअश्वत्थप्लक्षपलाशखदिरसमिद्भिश्चर्वाहुतिभिराज्याहुतिभिर्माषैस्तिलैःसर्षपैश्चप्रतिद्रव्यमष्टोत्तरशताष्टाविंशत्यन्यतरसंख्ययात्र्यंबकमितिमंत्रेणअग्निंवायुंसूर्यंप्रजापतिंचतिलाहुतिभिरमुकसंख्याभिःसकृद्वाव्यस्तसमस्तव्याहृतिभिःयद्वाप्रजापतिमेवसमस्तव्याहृतिभिस्तिलैःशेषेणेत्यादि ॥

## હવે કૃષ્ણ પક્ષની ચૌદશમાં જન્મ થયો હોય તો તેનું ફળ અને શાંતિ કેહેછે.

"કૃષ્ણ પક્ષની ચૌદશમાં જન્મ થાય તો તેનું ફળ છ પ્રકારનું છે. તે આ રીતે,— એકંદર ચૌદશની જેટલી ઘડી હોય તે લેખી તેના છ ભાગ કરવા, તેમાંથી પ્રથમ ભાગમાં જન્મ થાય તો શુભ થાય. બીજા ભાગમાં જન્મ થાય તો પિતાનું મૃત્યુ. ત્રીજા ભાગમાં જન્મ થાય તો માતાનું મૃત્યુ. ચોથા ભાગમાં મામાનું મૃત્યુ. પાંચમા ભાગમાં વંશનો નાશ. છઠા ભાગમાં દ્રવ્યની હાનિ અને પોતાના વંશનો નાશ, એ પ્રમાણે ફળ જાણવાં. તે ચૌદશના છ ભાગમાં બીજા, ત્રીજા અને છઠા ભાગમાં જન્મ થાય તો ગોમુખપ્રસવ શાંતિ કરી ચતુર્દશી શાંતિ કરવી. એ ત્રણ વિના બીજા ત્રણ ભાગમાં જન્મ થાય તો કેવળ ચતુર્દશી શાંતિ કરવી. "अस्य शिशोः कृष्णचतुर्दश्या अमुकांशजननसूचितसर्वारिष्टनिरासद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थं," ઇત્યાદિક સંકલ્પ કરવો. આગ્નેયી ઇત્યાદિ ચાર દિશામાં ચાર કળશનું સ્થાપન કરી મધ્યમાં શતચ્છિદ્ર (સો છિદ્રવાળો) કળશ સ્થાપન કરી તેમાં પ્રતિમા પધરાવી તે પ્રતિમાવિષે રૂદ્ર દેવતાનું આવાહન કરવું. મયૂખગ્રંથમાં તો, આસન ઇત્યાદિ ઉપરે રૂદ્ર પ્રતિમાનું સ્થાપનપૂર્વક પૂજન કરી તેની પૂર્વ દિશાએ કિંવા ઉત્તર દિશાએ શતચ્છિદ્રાદિ પાંચ કળશનું સ્થાપન કરી પૂજા કરવી, એમ છે. અન્વાધાન કરવું તેની રીતિ કેહેછે,—" ग्रहानष्टाष्टसंख्यसमिदाज्यचरुभिरधिदेवतादीन् एकैकसंख्यसमिच्चर्वाज्याहुतिभिः रुद्रं अश्वत्थप्लक्षपलाशखदिरसमिद्भिश्चर्वाहुतिभिराज्याहुतिभिर्माषैस्तिलैःसर्षपैश्च प्रतिद्रव्यमष्टोत्तरशताष्टाविंशत्यन्यतरसंख्यया त्र्यंबकमितिमंत्रेण अग्निं वायुं सूर्यं प्रजापतिं च तिलाहुतिभिरमुकसंख्याभिः सकृद्वा व्यस्तसमस्तव्याहृतिभिः यद्वा प्रजापतिमेव समस्तव्याहृतिभिस्तिलैः शेषेण स्विष्टकृतमित्यादि. "

---

अथसिनीवालीकुहूदर्शजननशांतयः तत्रामावास्यायाःप्रथमोयामःसिनीवाली अंत्योपांत्ययामौकुहूः मध्यवर्तिपंचयामादर्शइतिकेचित् अपरेतुचतुर्दशीमात्रयुतेऽहोरात्रेवर्तमाना अमावास्यासिनीवाली प्रतिपन्मात्रयुतेऽहोरात्रेवर्तमानाकुहूः तेनामायावारत्रयस्पर्शित्वलक्षणदिनवृद्धयभावेसूर्योदयस्पर्शत्वाभावलक्षणक्षयाभावेचदर्शोनास्त्येव उदयात्पूर्वाहोरात्रेवर्तमानायाःसिनीवालीत्वात् उदयोत्तरंवर्त्तमानायाःकुहूत्वात् दिनक्षयेसर्वाप्यमादर्शसंज्ञा नतत्रसिनीवालीकुहूभागौ केवलचतुर्दशीकेवलप्रतिपद्युक्तत्वाभावात् एवंदिनवृद्धौत्रिदिनस्पर्शेमध्यदिनस्थाषष्टिनाडीमितामावास्यादर्शसंज्ञा चतुर्दश्यादियोगाभावात् पूर्वोत्तरादिनस्थौ

भागौसिनीवालीकुहूसंज्ञावित्याहुः इदंमयूखेस्पष्टं सिनीवाल्यांप्रसूतास्याद्यस्यभार्यापशुस्तथा गजाश्वमहिषीचैवशक्रस्यापिश्रियंहरेत् गोपक्षिमृगदासीनांप्रसूतिरापिवित्तहृत् कुहूप्रसूतिरत्यर्थंसर्वदोषकरीस्मृता यस्यप्रसूतिरेतेषांतस्यायुर्धननाशनं शांत्यभावेहेतित्यागमत्रजातोनसंशयः अत्यागेनाशयेत्किंचित्स्वयंवानाशमाप्नुयात् सिनीवालीजननसूचितारिष्टनाशेत्यादिः कुहूजननसूचितारिष्टनाशेत्यादिश्चसंकल्पः कुहूजननेगोप्रसवोपीतिकेचित् अत्रोभयत्रापि चतुर्दशीशांतिवच्छतच्छिद्रकलशसहिताःपंचकलशाः मध्येरुद्रःप्रधानदेवताइंद्रःपितरश्च पार्श्वदेवते इतिप्रतिमात्रयं इंद्रस्यपितॄणांचप्रधानरुद्रन्यूनसंख्ययाप्रधानोक्तसर्वद्रव्यैर्होमः अवशिष्टान्वाधानदेवतोहश्चतुर्दशीशांतिवत् प्रधानदेवतापूजोत्तरंगोवस्त्रस्वर्णदानानिकृत्वा गोभूतिलहिरण्याज्यवासोधान्यंगुडानिच रौप्यंलवणमित्येतद्दशदानानिदापयेत् क्षीराज्यगुडदानंचकृत्वाहोमंसमारभेत् एतानिदानानिऋत्विग्भ्योदेयानि तेनांतेपृथक्दक्षिणादानंन कार्यं अतएवात्रगवादेर्दक्षिणारूपत्वात्सदक्षिणंदानंनभवति अन्यत्रदशदानादीनांसदक्षिणंदानंकार्यं ॥

## હવે સિનીવાલી, કુહૂ અને દર્શ એ તિથિઓમાં જન્મ થયો હોય તો તેનાં ફળ. અને શાંતિ કેહેછે.

અમાસનો જે પ્રથમ પોહોર તેનું **સિનીવાલી** એવું નામ છે. છેલ્લા જે બે પોહોર તેનું કુહૂ એવું નામ છે. અને મધ્યવર્ત્તી જે પાંચ પોહોર તેનું **દર્શ** એવું નામ છે, એમ કોઈ ગ્રંથકાર કેહેછે. બીજા ગ્રંથકારો તો, ચતુર્દશીયુક્ત જે અહોરાત્ર તેમાં પ્રાપ્ત થયલી જે અમાવાસ્યા તેનું નામ **સિનીવાલી**. એકમયુક્ત અહોરાત્રમાં વર્ત્તમાન જે અમાવાસ્યા તેનું નામ કુહૂ. તેથી, અમાવાસ્યાની ત્રણ વારને સ્પર્શ થનારી એવી દિનવૃદ્ધિ ન હોય તો અથવા સૂર્યોદયને સ્પર્શ ન કરનારો એવો દિનક્ષય ન હોય તો તે સમયે દર્શ સર્વથા છેજ નહી. કારણ, ઉદયથી પ્રથમનાં અહોરાત્રમાં વર્ત્તમાન અમાવાસ્યા સિનીવાલી છે, અને ઉદય પછી વર્ત્તમાન અમાવાસ્યા કુહૂ છે. દિવસનો ક્ષય છતાં જે અમાવાસ્યા તે દર્શ. તેમાં સિનીવાલી અને કુહૂનો કાંઈ પણ ભાગ નથી. કારણ, તે દિવસે કેવળ ચૌદશ અથવા કેવળ એકમનો યોગ નથી. એ રીતે દિનવૃદ્ધિ હોય તો ત્રણ દિવસનો સ્પર્શ થતાં મધ્યના દિવસની સાઠ ઘડી પરિમિત જે અમાવાસ્યા તે દર્શ નામની છે. કારણ, તે દિવસે ચૌદશ અથવા એકમનો યોગ નથી. દિનવૃદ્ધિના પૂર્વ દિવસનો ભાગ અને બીજા દિવસનો ભાગ એ બન્ને ક્રમથી સિનીવાલી અને કુહૂ નામના છે, એમ કેહેછે. એ વિષય **મયૂખ** ગ્રંથમાં સ્પષ્ટ છે. "જેની સ્ત્રી, પશુ (ગાય ઇત્યાદિ), હાથણી, ઘોડી, અને ભેંસ, સિનીવાલીમાં પ્રસૂતા થાય તો તે પ્રસવ ઇંદ્રની લક્ષ્મીનો પણ નાશ કરેછે. ગાય, પક્ષી, મૃગ, અને દાસી એ પ્રસૂતા થાય તો પણ દ્રવ્યનો નાશ થાયછે. કુહૂ (પ્રથમ કહેલી તિથિ) માં પ્રસવ થાય તો તે સર્વ દોષકારક છે. જેની સ્ત્રી, પશુ ઇત્યાદિકોનો પ્રસવ થાય તો તેનાં આયુષ્ય 'અને દ્રવ્યનો નાશ થાયછે. શાંતિ ન કરે તો જેનો

જન્મ થયો હોય તેનો ત્યાગ કરવો, એમાં સંશય નથી. ત્યાગ ન કરે તો તે કાંઈ એક પદાર્થનો નાશ કરે, અથવા પોતે નાશ પામે." તે શાંતિવિષે,—"**सिनीवालीजननैसूचितारिष्टनाशोत्यादिः, कुहूजननसूचितारिष्टनाशेत्यादिः**" એ પ્રમાણે સંકલ્પ કરવો. કુહૂમાં જન્મ થાય તો ગોપ્રસવ શાંતિ પણ કરવી, એમ કોઈ ગ્રંથકાર કેહેછે. આ બન્ને શાંતિવિષે પણ ચૌદશની શાંતિ પ્રમાણે શતચ્છિદ્ર કળશ સહિત પાંચ કળશ સ્થાપવા. મધ્ય કળશમાં રૂદ્ર પ્રધાન દેવતા, ઇંદ્ર અને પિતૃ એ બે પાર્શ્વદેવતા, એ રીતે ત્રણ પ્રતિમાનું સ્થાપન કરવું. ઇંદ્ર અને પિતૃ એ દેવતાને અર્થે હોમ કરવો તે, મુખ્ય રૂદ્ર દેવતાના હોમની સંખ્યા કરતાં ન્યૂન સંખ્યાનો કરવો, અને મુખ્ય દેવનાં જે દ્રવ્ય તે સર્વ દ્રવ્યવડે કરવો. બાકીનો અન્વાધાનમાં દેવતાઓનો ઊહ કરવો તે ચતુર્દશીશાંતિ પ્રમાણે કરવો. મુખ્ય દેવનું પૂજન થયા પછી ગાય, વસ્ત્ર, અને સુવર્ણ એ દાન કરી; ગાય, ભૂમિ, તિલ, સુવર્ણ, ઘૃત, વસ્ત્ર, ધાન્ય, ગોળ, રૂપું, અને લૂણ એ દશ દાન કરવાં. દૂધ, ઘી, અને ગોળ એનું દાન દઇ હોમનો આરંભ કરવો; એ દાન ઋત્વિજોને દેવાં, તેથી છેવટે દક્ષિણા દેવી નહી. માટેજ ઇહિં ગાય ઇત્યાદિક દાન દક્ષિણાને બદલે છે તેથી તે દક્ષિણાયુક્ત દાન નથી. બીજે ઠેકાણે દશ દાન ઇત્યાદિક કરવાં તે દક્ષિણાયુક્ત કરવાં.

---

अथैतेषांमानं भुवोमानंगोचर्म सप्तहस्तोदंडः त्रिंशद्दंडावर्त्तनं दशवर्त्तनानिगोचर्म तिलानांद्रोणः सुवर्णरजतयोर्दशमाषनदर्धतदर्धान्यनमं आज्यस्यचत्वारिंशत्पलानि वाससस्त्रिहस्तत्वं धान्यस्यपंचद्रोणाः एवंगुडलवणयोः एतावत्प्रमाणाशक्तौनित्यनैमित्तिकेयथाशक्तिदेयानि यथाशक्तिहिरण्यंवातत्तत्प्रतिनिधित्वेनहिरण्यगर्भेतिमंत्रेणदेयं नैमित्तिकादेरकरणेप्रत्यवायात् अभ्युदयादिफलार्थंतुदशदानानिशक्तिंविनानकार्याणीतिभाति होमांतेबलिदानाभिषेकादि इतिसिनीवालीकुहूशांतिः ॥

**હવે એ દશ દાનનાં પ્રમાણ કેહેછે.** પૃથ્વીનું પ્રમાણ ગોચર્મ. તે આ રીતે,—સાત હાથ એટલે એક દંડ, ત્રીસ દંડ એટલે એક વર્ત્તન, દશ વર્ત્તન એટલે એક ગોચર્મ (જેનું (૨૧૦૦) હાથ ક્ષેત્રફળ થાય અર્થાત્ (૪૫) હાથ અને (૨૦) અંગુલ એટલી ચોરસ પૃથ્વી) દેવી. તિલ એક દ્રોણ દેવા. સોનું અને રૂપું તે દશ માષા, પાંચ માષા, અથવા અડી માષા, એમાંથી કોઈ એક પ્રમાણનું દેવું. ઘી ચાલીસ પળ. વસ્ત્ર ત્રણ હાથ. ધાન્ય પાંચ દ્રોણ. ગોળ અને લૂણ એનું એજ પ્રમાણે પ્રમાણ જાણવું. એ કહ્યા પ્રમાણે દેવામાં સામર્થ્ય ન હોય તો, નિત્ય અને નૈમિત્તિક કર્મવિષે યથાશક્તિ દેવાં. અથવા જે જે દાન દેવાનાં હોય તે તે ઠેકાણે જેવી શક્તિ હોય તે પ્રમાણે "**हिरण्यगर्भ०**" એ મંત્રવડે સુવર્ણ દેવું. કારણ, નૈમિત્તિકાદિક ન કરવાથી દોષ છે. પુણ્યપ્રાપ્તિ માટે દશ દાન કરવાં તે શક્તિ ન હોય તો કરવાં નહી એમ ભાસેછે. હોમની અંતે બલિદાન, અભિષેક ઇત્યાદિક કરવાં. એ પ્રમાણે સિનીવાલી અને કુહૂની શાંતિ સમાપ્ત થઈ.

---

अथदर्शशांतिः अथातोदर्शजातानांमातापित्रोर्दारिद्रता तद्दोषपरिहारार्थंशांतिंवक्ष्यामि तेसदा· अस्य० दर्शजननसूचितारिष्टनिरासार्थंशांतिंकरिष्येइतिसंकल्पः स्थंडिलात्पूर्वदेशे कलशंप्रतिष्ठाप्यकलशाग्न्योर्मध्येसर्वतोभद्रपीठेब्रह्मादिमंडलदेवताआवाह्यतन्मध्येस्वर्णप्रतिमायांयेचेहेतिमंत्रेणपितॄनावाहयेत् तद्दक्षिणेरजतप्रतिमायामाप्यायस्वेतिसोममुत्तरतस्ताम्रप्रतिमायांसवितापश्चात्तादितिसूर्यंचावाह्यसंपूज्याग्निंप्रतिष्ठाप्यसर्वतोभद्रैशान्यांग्रहस्थापनादि अन्वाधानेआदित्यादिग्रहान्अमुकसंख्याभिःसमिच्चर्वाज्याहुतिभिःपितॄन्अष्टाविंशतिसंख्याभिःसमिच्चरुभ्यांसोमंसूर्यंचप्रत्येकमष्टोत्तरशतसंख्यसमिच्चर्वाहुतिभिःशेषेणस्विष्टकृतमित्यादि अत्रस्विष्टकृतःपूर्वंमातापितृशिशूनांकलशोदकेनाभिषेकस्ततःस्विष्टकृद्बलिदानादीनिविशेषः इतिदर्शशांतिः ॥

## હવે દર્શ શાંતિ કેહેછે.

"દર્શ નામની અમાવાસ્યાને દિવસે ઉત્પન્ન થયલાં બાળકોનાં માતા પિતાને દરિદ્રતા પ્રાપ્ત થાયછે. તે દરિદ્રતા દોષ સર્વદા દૂર થવામાટે તને શાંતિ કહુંછું." "अस्य शिशोर्दर्शजननसूचितारिष्टनिरासार्थं शांतिं करिष्ये," એવો સંકલ્પ કરવો. સ્થંડિલથી પૂર્વ દિશામાં કળશની સ્થાપના કરી કળશ અને અગ્નિના મધ્યમાં સર્વતોભદ્ર પીઠ ઉપરે બ્રહ્માદિક મંડળદેવતાઓનું આવાહન કરી તે મંડળના મધ્યમાં સુવર્ણની પ્રતિમામાં "येचेह०" એ મંત્રવડે પિતૃ દેવતાઓનું આવાહન કરવું. તે પિત્રોની દક્ષિણ તરફ રૂપાંની પ્રતિમામાં, "आप्यायस्व०" એ મંત્રવડે ચંદ્રનું, અને ઉત્તર તરફ ત્રાંબાની પ્રતિમામાં, "सविता पश्चा०" એ મંત્રવડે સૂર્યનું આવાહન કરી પૂજા કરી અગ્નિનું સ્થાપન કરી સર્વતોભદ્રની ઇશાન દિશામાં ગ્રહસ્થાપનાદિક કરવું. પછી અન્વાધાન કરવું તે આ રીતે,—"आदित्यादि ग्रहान् अमुकसंख्याभिः समिच्चर्वाज्याहुतिभिः पितॄन् अष्टाविंशतिसंख्याकाभिः समिच्चरुभ्यां सोमं सूर्यं च प्रत्येकमष्टोत्तरशतसंख्यसमिच्चर्वाहुतिभिः शेषेण स्विष्टकृतं इत्यादि," આ શાંતિમાં સ્વિષ્ટકૃત હોમથી પ્રથમ માતા, પિતા, અને બાળક એની ઉપરે કળશનાં જળવડે અભિષેક કરી, પછી સ્વિષ્ટકૃત્ હોમ અને બલિદાન ઇત્યાદિક કરવાં. એ વિશેષ જાણવો. એ પ્રમાણે દર્શશાંતિ સમાપ્ત થઈ.

---

अथनक्षत्रशांतिः तत्रमूलनक्षत्रफलं पिताम्रियेतमूलाद्येपादेपुत्रजनिर्यदि द्वितीयेजननीनाशोधननाशस्तृतीयके चतुर्थेकुलनाशोतःशांतिःकार्याप्रयत्नतः क्वचिच्चतुर्थचरणःशुभउक्तोमनीषिभिः एवंचदुहितुर्ज्ञेयंमूलजातफलंबुधैः केचित्तु नकन्याहंतिमूलर्क्षेपिनरंमातरं तथा मूलजाश्वशुरंहंतिश्वश्रूमाश्लेषजासुता ज्येष्ठायांतुपतिज्येष्ठंविशाखोत्थांतुदेवरं शांतिर्वापुष्कलास्याच्चेत्तर्हिदोषोनविद्यतइत्याहुः अभुक्तमूलसंभवंपरित्यजेत्तुबालकं समाष्टकंपिताथवानतन्मुखंविलोकयेत् ज्येष्ठांतेघटिकाचैकामूलादौघटिकाद्वयं अभुक्तमूलमथवासंधिनाडीचतुष्टयं वृषालिसिंहेषुघटेचमूलंदिविस्थितंयुग्मतुलांगनांत्ये पातालगंमेषधनुःकुलीरनक्रेषुमर्त्येष्वितिसंस्मरंति एतल्लग्नफलं स्वर्गेमूलेभवेद्राज्यंपातालेचधनागमः मृत्युलोकेयदामूलंतदाशून्यंसमादिशेत् नवमासंसार्पदोषोमूलदोषोष्टवर्षकं ज्येष्ठोमासान्पंचदशताव

**द्दर्शनवर्जनम् व्यतीपातेंगहानिःस्यात्परिघेमृत्युमादिशेत् वैधृतौपितृहानिःस्यान्नष्टेंदावंधतां व्रजेत् मूलेसमूलनाशःस्यात्कुलनाशोधृतौभवेत् विकृतांगश्चहीनश्चसंध्ययोरुभयोरपि तद्व त्सदंभजातस्तुपादजातस्तथैवच तस्माच्छांतिंप्रकुर्वीतग्रहाणांक्रूरचेतसां व्यतीपातादौग्रहम खसहितातत्तच्छांतिरवश्यंकार्या इतरशांतिषुग्रहमखोनावश्यकइत्यर्थः ॥**

## હવે નક્ષત્રોની શાંતિ, તેમાં મૂળ નક્ષત્રનું ફળ કેહેછે.

"મૂળ નક્ષત્રના પ્રથમ ચરણમાં પુત્ર જન્મ થાય તો પિતાને મૃત્યુ પ્રાપ્ત થાયછે. બીજા ચરણમાં જન્મ થાય તો માતાનું મૃત્યુ. ત્રીજા ચરણમાં જન્મ થાય તો ધન નાશ. ચોથા ચરણમાં જન્મ થાય તો કુળનો નાશ, એ પ્રમાણે દુષ્ટ ફળ થાયછે; માટે પ્રયત્ન પૂર્વક શાંતિ કરવી. કોઈ મતમાં ચોથો ચરણ શુભ છે એમ પંડિતોએ કહ્યુંછે. મૂળ નક્ષત્રમાં કન્યા જન્મ પામી હોય તો પણ એવુંજ ફળ વિદ્વાનોએ જાણવું." કોઇએક તો પોતાના મતમાં,—"મૂળ નક્ષત્રમાં ઉત્પન્ન થયલી કન્યા માતા પિતાનો નાશ કરતી નથી; ત્યારે મૂળમાં જન્મેલી કન્યા સસરાનો નાશ કરેછે; આશ્લેષામાં જન્મેલી કન્યા સાસુને મારનારી થાયછે; જ્યેષ્ઠામાં જન્મેલી કન્યા જેઠને મારેછે; અને વિશાખામાં ઉત્પન્ન થયલી કન્યા દેવરને મારેછે; એવાં દુષ્ટ ફળ થાયછે, માટે જો મ્હોટી શાંતિ તે વિષયમાં કરે તો પૂર્વોક્ત દોષનો નાશ થાયછે, એમ કેહેછે. અભુક્ત મૂળમાં ઉત્પન્ન થયલા બાળકનો પિતાએ આઠ વર્ષ પર્યંત ત્યાગ કરવો. અથવા આઠ વર્ષ પર્યંત પિતાએ તેનું મુખ જોવું નહી. "જ્યેષ્ઠા નક્ષત્રની અંતની એક ઘડી અને મૂળ નક્ષત્રની પ્રથમની બે ઘડી મળી ત્રણ ઘડી તે અભુક્ત મૂળ છે. અથવા જ્યેષ્ઠાની છેલી બે ઘડી અને મૂળની પ્રથમની બે ઘડી મળી ચાર જે સંધિની ઘડી તે અભુક્ત મૂળ." "વૃષ, વૃશ્ચિક, સિંહ, અને કુંભ એ ચાર લગ્નમાં મૂળ સ્વર્ગલોકમાં રેહેછે. મિથુન, તુળા, કન્યા, અને મીન એ લગ્નમાં પાતાલે રેહેછે. મેષ, ધનુષ, કર્ક, અને મકર એ લગ્નમાં મૂળ પૃથ્વી ઉપરે રેહેછે, એમ કેહેછે." એ લગ્નનાં ફળ,—"સ્વર્ગ લોકમાં મૂળ હોય તો રાજ્યપ્રાપ્તિ થાય, પાતાળે મૂળ હોય તો ધનપ્રાપ્તિ, અને મૃત્યુ લોકે મૂળ હોય તો શૂન્ય જાણવું, એ પ્રમાણે લગ્ન ફળ સમજવાં." "આશ્લેષાનો દોષ નવ માસ, મૂળનો દોષ આઠ વર્ષ, જ્યેષ્ઠાનો દોષ પન્નર મહિના, એ પ્રમાણે દોષ છે માટે ત્યહાં પર્યંત તે બાળકનું મુખ જોવું નહી." વ્યતીપાતમાં અંગહાનિ, પરિઘમાં મૃત્યુફળ, વૈધૃતિમાં માતા પિતાનો નાશ, અમાવાસ્યામાં અંધપણું, મૂળ નક્ષત્રમાં સમૂળ નાશ, ધૃતિ યોગમાં કુળનાશ, પ્રાતઃ અને સાયં એ બન્ને સંધિ સમયે વિકૃતાંગ (દૂષિત અંગવાળો) અને હીનાંગ, થાયછે. તેમજ દંતયુક્ત થાય અથવા પગથી ઉત્પન્ન થાય તો મહા અનિષ્ટ કરનારો થાયછે, માટે ક્રૂર ગ્રહની શાંતિ કરવી." વ્યતીપાતાદિકવિષે ગ્રહયજ્ઞ સહિત તે તે અનિષ્ટની શાંતિ અવશ્ય કરવી. બીજી શાંતિઓમાં ગ્રહયજ્ઞ અવશ્ય કરવો એમ નથી.

**मुख्यकालंप्रवक्ष्यामिशांतिहोमस्ययत्नतः जातस्यद्वादशाहेतुजन्मर्क्षेवाशुभेदिने जनना द्वादशाहेशांतिकरणेशांत्युक्तनक्षत्राहुनिवन्हिचक्रावलोकनादिकंनावश्यकं कालांतरेआवश्यकं एवमन्यशांतिष्वपिज्ञेयं ॥**

"**શાંતિના હોમનો મુખ્ય કાળ કેહેછે.**—જન્મથકી બારમે દિવસે, જન્મ નક્ષત્રે અથવા શુભ દિવસે શાંતિ કરવી. જન્મથકી બારમે દિવસે શાંતિ કરવી હોય તો શાંતિમાટે કહેલાં નક્ષત્ર, આહુતિ અને અગ્નિચક્ર એ જોવાનું અવશ્ય નથી. બીજા કાળમાં શાંતિ કરવી હોય તો અવશ્ય જોવું. એ રીતે બીજી શાંતિઓવિષે પણ જાણવું.

---

**तद्यथा शुक्लादितस्तिथिःसैकावारयुक्ताब्धिशेषिता खेगुणेभुविवासोग्नेद्वर्येकयोःस्यादधो दिवि भूमावग्निःशुभः होमाहुतिःसूर्यभतस्त्रिभंत्रिभंगण्यंमुहुस्तत्रचचंद्रभावधि सूर्यज्ञशुक्रार्कजचंद्रभूमिजाजीवस्तमःकेतुरसत्यसन्मुखे संस्कारनित्यकर्मसुनिमित्ताव्यवहितनैमित्तिकेषु रोगातुरेचवन्हिचक्रादिकंनापेक्षितं अग्नेःस्थापनवेलायांपूर्णाहुत्यामथापिवा आहुतिर्वन्हिवासश्चविलोक्यौशांतिकर्मणि ॥**

**અગ્નિચક્ર જોવાની રીતિ**—"સુદિ એકમથી વર્તમાન તિથિ પર્યંત તિથી લેખી જે સંખ્યા આવે તેમાં એક મેળવવો અને જે વર્તમાન વાર હોય તેટલા અંક મેળવી તે અંકને (૪) ચારે ભાગ દઈ શેષ અંક રહે તે ઉપરે અગ્નિ જોવો. શૂન્ય અથવા ત્રણ શેષ રહે તો પૃથ્વી ઉપરે અગ્નિ, એક શેષ રહે તો સ્વર્ગ લોકે, અને બે શેષ રહે તો પાતાળે અગ્નિ જાણવો." પૃથ્વી ઉપરે અગ્નિ હોય તો શુભ ફળ. **હોમની આહુતિ જોવાનો પ્રકાર**—સૂર્ય નક્ષત્રથકી દિવસ નક્ષત્ર પર્યંત નક્ષત્ર લેખી ત્રણ ત્રણ નક્ષત્રવડે એક એક ગ્રહનાં મુખમાં આહુતિ પડેછે, તે આ રીતે–પ્રથમ ત્રણ નક્ષત્ર સૂર્યનાં મુખમાં, બીજાં ત્રણ બુધનાં મુખમાં, ત્રીજાં ત્રણ શુક્રનાં મુખમાં, ચોથાં ત્રણ શનિનાં મુખમાં, પાંચમાં ત્રણ નક્ષત્ર ચંદ્રનાં મુખમાં, છઠાં ત્રણ મંગળનાં મુખમાં, સાતમાં ત્રણ બૃહસ્પતિનાં મુખમાં, આઠમાં ત્રણ રાહુનાં મુખમાં, અને નવમાં ત્રણ નક્ષત્ર કેતુનાં મુખમાં, એ પ્રમાણે આહુતિ પડેછે, તે જે દિવસે પાપગ્રહનાં મુખમાં આહુતિ પડે તે અશુભ, અને શુભ ગ્રહનાં મુખમાં પડે તો શુભ થાય." સંસ્કાર, નિત્યકર્મ, નિમિત્ત પ્રાપ્ત થતાંજ કર્ત્તવ્ય જે નૈમિત્તિક કર્મ, અને રોગવડે આતુર એટલાઓને વિષે અગ્નિચક્ર ઇત્યાદિક જોવાનું જરૂર નથી. શાંતિકર્મવિષે અગ્નિસ્થાપન સમયે અને પૂર્ણાહુતિ સમયે આહુતિ અને અગ્નિચક્ર જોવાં.

---

**त्र्युत्तरारोहिणीश्रवणधनिष्ठाशततारकापुनर्वसुस्वातीमघाश्विनीहस्तपुष्यानुराधारेवती नक्षत्रेषुगुरुशुक्रास्तमलमासरहितेशुभवारतिथ्यादौशांतिःकार्या निमित्ताव्यवहितनैमित्तिकेरोगशांतौचअस्तादिविचारणानास्ति इतिप्रसंगात्सर्वशांत्युपयोगीशुभदिननिर्णयः ॥**

ત્રણ ઉત્તરા, રોહિણી, શ્રવણ, ધનિષ્ઠા, શતતારકા, પુનર્વસુ, સ્વાતી, મઘા, અશ્વિની, હસ્ત, પુષ્ય, અનુરાધા, અને રેવતી એ નક્ષત્રોને વિષે; ગુરૂ, શુક્રનો અસ્ત,

અને મળમાસ તેણે રહિત એવા શુભ વાર, શુભ તિથિ ઇત્યાદિક દિવસે શાંતિ કરવી. નિમિત્ત પ્રાપ્ત થતાંજ કર્ત્તવ્ય જે નૈમિત્તિક કર્મ, અને રોગસંબંધી શાંતિ એને વિષે અસ્તાદિકનો વિચાર કરવો નહીં. એ રીતે શાંતિના પ્રસંગથી સર્વ શાંતિને ઉપયોગી એવો શુભ દિવસનો નિર્ણય કહ્યો.

अभुक्तमूलोत्पत्तौवर्षाष्टकंशिशुत्यागः ततःशांतिः तदन्यमूलोत्पत्तौद्वादशाहेअव्यवहिता गामिमूलयुतेशुभदिनेवान्यत्रशुभदिनेवागोप्रसवशांतिंकृत्वास्यशिशोर्मूलप्रथमचरणोत्पत्तिसूचितारिष्टनिरासार्थंसग्रहमखांशांतिंकरिष्यइतिसंकल्पयेत् द्वितीयादिपादोत्पत्तौसंकल्पेस थोहः ब्रह्मसदस्यौकृताकृतौ ऋत्विजोष्टौचत्वारोवा मध्यकलशेस्वर्णप्रतिमायांरुद्रावाहनादि तस्यचतुर्दिक्षुकुंभचतुष्टयेऽक्षतपुंजेषुवरुणपूजा यद्वामध्येकुंभेप्रतिमायांरुद्रस्तदुत्तरकुंभेवरुणःपूज्यइतिकुंभद्वयं रुद्रकुंभोत्तरतःकुंभेप्रतिमासुनिर्ऋतिमिंद्रमपश्चावाह्यपद्मस्यचतुर्विंशतिदलेषुउत्तराषाढाद्यनुराधांतचतुर्विंशतिनक्षत्राणांविश्वेदेवादिचतुर्विंशतिदेवतास्तंडुलपुंजादिष्वावाह्यदिक्षुलोकपालांश्चावाह्यपूजयेत् अग्निग्रहस्थापनाद्यंतेऽन्वाधानेऽर्कादिग्रहान्समिच्चर्वाज्याहुतिभिर्निर्ऋतिंप्रतिद्रव्यमष्टोत्तरशतसंख्याभिर्घृतमिश्रपायससमिदाज्यचर्वाहुतिभिः यद्वापायसेनाष्टोत्तरशतसंख्ययासमिदाज्यचरुभिरष्टाविंशतिसंख्ययाइंद्रमपश्चप्रतिद्रव्यमष्टाविंशतिसंख्यपायससमिदाज्यचर्वाहुतिभिर्विश्वेदेवादिचतुर्विंशतिदेवताअष्टाष्टपायसाहुतिभिःरक्षोहणमग्निंकृणुष्वपाजेतिपंचदशऋग्भिःप्रत्यृचमष्टाष्टसंख्यकृसराहुतिभिः (१२०) सवितारंदुर्गांत्र्यंबकंकवीन्दुर्गांवास्तोष्पतिंअग्निंक्षेत्रपालंमित्रावरुणावग्निंचाष्टा-ष्टकृसराहुतिभिः श्रियंहिरण्यवर्णामितिपंचदशऋग्भिःप्रत्यृचमष्टाष्टसमिदाज्यचर्वाहुति-भिःसोमंत्रयोदशपायसाहुतिभिःरुद्रंस्वराजंचतुर्गृहीताज्येनाग्निवायुंसूर्यप्रजापतिंचाज्येनशेषेणस्विष्टकृतमित्यादि कर्वीनित्यत्रऋत्विक्स्तुतिमित्युद्देशोमयूखादौ शूर्पत्रयेनिर्वापः तत्र प्रथमेशूर्पेपायसार्थंतूर्ष्णींद्वादशमुष्टीन्निर्ऋतिमिंद्रमपश्चोद्दिश्यानिरूप्य द्वितीयेचर्वर्थंतदेवत्रयमुद्दिश्यद्वादशमुष्टीन् पुनःप्रथमेषण्णवतिमुष्टीन्पायसार्थंतृतीयेशूर्पेकृसरार्थंचतुश्चत्वारिंशन्मुष्टीन्द्वितीयेपुनश्चतुरोमुष्टीन्प्रथमेपुनःसोमार्थंचतुर्मुष्टीन्निरूप्यततःशूर्पत्रयेआहुतिपर्याप्ततंडुलान्गृहीत्वानिर्वापसंख्ययाप्रोक्ष्यपात्रत्रयेहविस्त्रयंश्रपयेत् तिलमिश्रतंडुलपाकेनकृसरोभवति ग्रहार्थंगृहसिद्धान्नंग्राह्यं सर्वग्रंथेषुनिर्ऋत्याद्यर्थंनिर्वापादिक्रमेणश्रपणमेवोक्तं अतोगृहसिद्धान्नएवतिलदुग्धमिश्रेणकृसरादिसंपादनंप्रमादालस्यादिकृतकर्मभ्रंशएव ततोहोमकालेयजमानस्त्यागंकुर्यात् तत्रएतावत्संख्याहुतिपर्याप्तंसमिदाज्यचरुद्रव्यमादित्यादिनवग्रहेभ्योनमम एवमधिदेवतादिभ्यः ततोष्टोत्तरशतसंख्याहुतिपर्याप्तंघृतमिश्रपायसंअष्टोत्तरशताहुतीनामष्टाविंशत्याहुतीनांवापर्याप्तंसमिदाज्यचर्वात्मकद्रव्यत्रयमिदंनिर्ऋतयेनमम अष्टाविंशत्याहुतिपर्याप्तंपायससमिच्चर्वाज्यमिंद्रायनमम एवमद्भ्यः अष्टाष्टाहुतिपर्याप्तंपायसंविश्वेभ्योदेवेभ्यो० १ विष्णवे २ वसुभ्यो ३ वरुणाय ४ अजैकपदे ५ अहयेबुध्न्याय ६ पूष्णे ७ अश्विभ्यां ८ यमाय ९ अग्नये १० प्रजापतये ११ सोमाय १२ रुद्राय १३ अदित्यै १४ बृहस्पतये १५ सर्पेभ्यः १६ पितृभ्यः १७ भगाय १८ अर्यम्णे १९ सवित्रे २० त्वष्ट्रे २१ वायवे २२ इंद्राग्निभ्यां २३ मित्राय २४ नमम विंशत्यधिकशताहुतिपर्याप्तंकृसरंरक्षोघ्नेऽग्नयेनमम अष्टाष्टाहुतिपर्याप्तंकृसरंसवित्रेदुर्गायैत्र्यंबकायकविभ्यो

**दुर्गायैवास्तोष्पतयेऽग्नयेक्षेत्रपालायमित्रावरुणाभ्यामग्नयेचनमम प्रतिद्रव्यंविंशत्यधिकशताहुतिपर्याप्तानिसमिच्चर्वाज्यानिश्रियैनमम त्रयोदशाहुतिपर्याप्तंपायसंसोमायचतुर्गृहीताज्यंरुद्रायस्वराजे एकैकाहुतिपर्याप्तमाज्यंअग्नयेवायवेसूर्यायप्रजापतयेचनमम एवंसविस्तरं तत्तद्द्रव्यसंख्यादेवतोच्चारेणत्यागःसर्वत्रज्ञेयः केचित्तुइदमुपकल्पितमन्वाधानोक्तद्रव्यजातमन्वाधानोक्ताहुतिसंख्यापर्याप्तमन्वाधानोक्ताभ्योयक्ष्यमाणाभ्योदेवताभ्योनममेतिसंक्षेपेणत्यागंकुर्वंति ततोग्रहमंत्रैर्निर्ऋत्यादिमंत्रैश्चयथायथंहोमांतेग्रहपूजास्विष्टकृन्नवाहुतिबलिदानपूर्णाहुतिपूर्णपात्रविमोकाद्विवन्हिपूजांते यजमानाद्यभिषेकेकृतेधृतशुक्लवस्त्रगंधोयजमानोमानस्तोकेतिविभूतिंधृत्वामुख्यदेवतापूजनविसर्जनश्रेयोग्रहणदक्षिणादानानिकुर्यात् शतंतदर्धंदशवाब्राह्मणान्भोजयेदितिसंक्षेपः ॥**

અભુક્ત મૂળમાં ઉત્પન્ન થયલો હોય તો આઠ વર્ષ પર્યંત બાળકનો ત્યાગ કરી પછી શાંતિ કરવી. અભુક્ત મૂળ કરતાં અન્ય મૂળમાં જન્મ થયો હોય તો બારમે દિવસે, અથવા ફરી સમીપે આવનારાં એવાં મૂળ નક્ષત્રેયુક્ત શુભ દિવસે, અથવા બીજે શુભ દિવસે ગોપ્રસવ શાંતિ કરી "**अस्य शिशोर्मूलप्रथमचरणोत्पत्तिसूचितारिष्टनिरासार्थं सग्रहमखां शांतिं करिष्ये,**" એવો સંકલ્પ કરવો. બીજા, ત્રીજા કે ચોથા ચરણમાં જન્મ થયો હોય તો સંકલ્પમાં તેવો ઉચ્ચાર કરવો. બ્રહ્મા અને સદસ્ય એ કરવા અથવા ન કરવા એમ છે. ઋત્વિજ આઠ અથવા ચાર જોઇએ. મધ્ય કળશ ઉપરે સુવર્ણની પ્રતિમામાં રૂદ્ર દેવતાનું આવાહનાદિક કરવું. તે મધ્ય કળશની ચાર દિશાએ ચાર કળશ સ્થાપન કરી તે કળશ ઉપરે ચોખાના પુંજમાં વરૂણની પૂજા કરવી. અથવા મધ્ય કળશ ઉપરે પ્રતિમામાં રૂદ્રની પૂજા કરવી, અને તેની ઉત્તર તરફ કળશ ઉપરે વરૂણની પૂજા કરવી, એ રીતે બે કળશ સ્થાપવા. રૂદ્ર કળશની ઉત્તર તરફના કળશ ઉપરની પ્રતિમાઓમાં નિર્ઋતિ. ઇંદ્ર અને અપ્ એ દેવતાઓનું આવાહન કરી કમળનાં ચોવીસ દલમાં ઉત્તરાષાઢાથકી અનુરાધા પર્યંત જે ચોવીસ નક્ષત્ર તેમના વિશ્વેદેવા આદિ ચોવીસ દેવતાઓનું તંદુળના પુંજ ઇત્યાદિક ઉપરે આવાહન કરી આઠ દિશાઓમાં ઇંદ્રાદિક આઠ લોકપાલનું આવાહન કરી સર્વની પૂજા કરવી. અગ્નિ અને ગ્રહોનાં સ્થાપન ઇત્યાદિક કર્મ થયા પછી અન્વાધાન કરવું. તે આ રીતે,—"**अर्कादिग्रहान् समिच्चर्वाज्याहुतिभिः निर्ऋतिं प्रतिद्रव्यं अष्टोत्तरशतसंख्याभिः घृतमिश्रपायससमिदाज्यचर्वाहुतिभिः यद्वापायसेनाष्टोत्तरशतसंख्यया समिदाज्यचरुभिरष्टाविंशतिसंख्यया इंद्रमपश्च प्रतिद्रव्यमष्टाविंशतिसंख्यपायससमिदाज्यचर्वाहुतिभिर्विश्वेदेवादिचतुर्विंशतिदेवता अष्टाष्टपायसाहुतिभिःरक्षोहणमग्निं कृणुष्वपाजेति पंचदशऋग्भिः प्रत्यृचमष्टाष्टसंख्यकृसराहुतिभिः १२० सवितारं दुर्गां त्र्यंबकं कवीन् दुर्गां वास्तोष्पतिं अग्निं क्षेत्रपालं मित्रावरुणावग्निंचाष्टाष्टकृसराहुतिभिः श्रियं हिरण्यवर्णामिति पंचदश ऋग्भिः प्रत्यृचमष्टाष्टसमिदाज्यचर्वाहुतिभिः सोमं त्रयोदशपायसाहुतिभिः रुद्रं स्वराजं चतुर्गृहीताज्येनाग्निं वायुं सूर्यं प्रजापतिं चाज्येन शेषेण स्विष्टकृतमित्यादि,**" એ રીતે અન્વાધાન કરવુ. અન્વાધાનવિષે જ્યહાં '**कवीन्**' એવું કહ્યુંછે ત્યહાં '**ऋत्विक्स्तुतिं**' એવો ઉદ્દેશ કરવો એમ મયૂખાદિક ગ્રંથોમાં છે.

ત્રણ સૂપડામાં નિર્વાપ એટલે ચોખા લેવા. તેમાં પ્રથમ સૂપડામાં પાયસમાટે મંત્ર રહિત બાર મૂઠી ચોખા નિર્ઋતિ, ઇંદ્ર અને અપ્ એ ત્રણ દેવતાઓને ઉદ્દેશી લેવા. બીજાં સૂપડામાં ચરૂમાટે તેજ ત્રણ દેવતાને ઉદ્દેશી બાર મૂઠી લેવા. ફરી પ્રથમનાં સૂપડામાં (૯૬) મૂઠી ચોખા પાયસમાટે લેવા. ત્રિજાં સૂપડામાં કૃસરમાટે (૪૪) મૂઠી લેવા. ફરી બીજાંમાં ચાર મૂઠી લેવા. ફરી પ્રથમનાં સૂપડામાં સોમ દેવતામાટે ચાર મૂઠી લેવા. ત્યાર પછી ત્રણ સૂપડામાં સર્વ આહુતિને પુરા પડે એટલા ચોખા લઈ જેટલી જેટલી મૂઠી ચોખા લીધા હોય તેટલી તેટલી સંખ્યા પ્રમાણે જુદા જુદા ધોઇ ત્રણ પાત્રમાં ત્રણે ચરૂ રાંધવા. તિલ સહિત ચોખાનો પાક કરવો એટલે કૃસર થાયછે. ગ્રહના હોમમાટે ચરૂ લેવો તે ઘરમાં રાંધેલો લેવો. નિર્ઋતિ આદિ આઠ દેવતામાટે ચોખા જે ક્રમવડે લીધા હોય તેજ ક્રમવડે તેનો પાક કરવો, એમ સર્વે ગ્રંથોમાં કહ્યુંછે, માટે ઘરમાં રાંધેલાં અન્નમાંજ તિલ અથવા દૂધ મિશ્રિત કરી કૃસર અને પાયસ ઇત્યાદિક સિદ્ધ કરવા, એ રીતે પ્રમાદ, અથવા આલસ્ય ઇત્યાદિકવડે કીધેલું જે કર્મ તે વ્યર્થજ થાયછે. ત્યાર પછી હોમને સમયે યજમાને દ્રવ્યનો ત્યાગ કરવો. તે આ રીતે;—"**एतावत्संख्याहुतिपर्याप्तं समिदाज्यचरुद्रव्यमादित्यादिनवग्रहेभ्यो न मम ॥ एवमधिदेवतादिभ्यः ॥ ततोऽष्टोत्तरशतसंख्याहुतिपर्याप्तं घृतमिश्रपायसं अष्टोत्तरशताहुतीनामष्टाविंशत्याहुतीनां वा पर्याप्तं समिदाज्यचर्वात्मकद्रव्यत्रयमिदं निर्ऋतये न मम ॥ अष्टाविंशत्याहुतिपर्याप्तं पायससमिच्चर्वाज्यमिंद्राय न मम ॥ एवमद्भ्यः ॥ अष्टाष्टाहुतिपर्याप्तं पायसं विश्वेभ्यो देवेभ्यो० १ विष्णवे २ वसुभ्यो ३ वरुणाय ४ अजैकपदे ५ अहयेबुध्न्याय ६ पूष्णे ७ अश्विभ्यां ८ यमाय ९ अग्नये १० प्रजापतये ११ सोमाय १२ रुद्राय १३ अदित्यै १४ बृहस्पतये १५ सर्पेभ्यः १६ पितृभ्यः १७ भगाय १८ अर्यम्णे १९ सवित्रे २० त्वष्ट्रे २१ वायवे २२ इंद्राग्निभ्यां २३ मित्राय २४ न मम ॥ विंशत्यधिकशताहुतिपर्याप्तं कृसरं रक्षोघ्नेऽग्नये न मम ॥ अष्टाष्टाहुतिपर्याप्तं कृसरं सवित्रे दुर्गायै त्र्यंबकाय कविभ्यो दुर्गायै वास्तोष्पतयेऽग्नये क्षेत्रपालाय मित्रावरुणाभ्यामग्नये च न मम ॥ प्रतिद्रव्यं विंशत्यधिकशताहुतिपर्याप्तानि समिच्चर्वाज्यानि श्रियै न मम ॥ त्रयोदशाहुतिपर्याप्तं पायसं सोमाय चतुर्गृहीताज्यं रुद्राय स्वराजे एकैकाहुतिपर्याप्तमाज्यं अग्नये वायवे सूर्याय प्रजापतये च न मम** ॥ એ પ્રમાણે વિસ્તાર સહિત તે તે દ્રવ્યની સંખ્યા અને દેવતા એ બન્નેનો ઉચ્ચાર કરી સર્વત્ર ત્યાગ કરવો. કોઈ ગ્રંથકાર તો, "**इदं उपकल्पितमन्वाधानोक्तद्रव्यजातमन्वाधानोक्ताहुतिसंख्यापर्याप्तमन्वाधानोक्ताभ्यो यक्ष्यमाणाभ्यो देवताभ्यो न मम**" આ પ્રમાણે સંક્ષેપ રીતે ત્યાગ કરેછે. ત્યાર પછી ગ્રહોના મંત્રવડે અને નિર્ઋતિ ઈત્યાદિક દેવતાઓના મંત્રવડે યથાયોગ્ય હોમ કરી ગ્રહપૂજા, સ્વિષ્ટકૃત્, પ્રાયશ્ચિત્તહોમ, બલિદાન, પૂર્ણાહુતિ, પ્રણિતાપાત્રનું વિસર્જન ઇત્યાદિ, અને વન્હિપૂજા એટલા પર્યંત કર્મ થયા પછી યજમાન ઇત્યાદિકને અભિષેક કરવો. પછી યજમાને શ્વેત વસ્ત્ર, અને ચંદન ધારણ કરી "**मानस्तोके०**" એ મંત્રવડે વિભૂતિ ધારણ કરી મુખ્ય દેવતાનું પૂજન, વિસર્જન, શ્રેયોગ્રહણ, અને

દક્ષિણાદાન એ કર્મ કરવાં, પછી સો, પચાસ, અથવા દશ **બ્રાહ્મણભોજન** કરાવવાં. એ રીતે સંક્ષેપ કહ્યો.

---

**तत्राश्लेषाफलं आश्लेषायाःक्रमेणपंचसप्तद्वित्रिचतुरष्टैकादशषट्नवपंचेतिदशधाविभक्तनाडीषुक्रमेणराज्यंपितृनाशोमातृनाशःकामभोगःपितृभक्तिर्बलंहिंसकत्वंत्यागोभोगोधनमितिफलानि अथपादविभागेनफलं तत्राद्यपादःशुभः द्वितीयेपादेधनस्यनाशः तृतीयेमातुः चतुर्थेपितुः आश्लेषांत्यपादत्रयजाताकन्याश्वश्रूंहंति एवंवरोपिअंत्यपादत्रयजःस्वश्वश्रूंहंति आश्लेषासर्वपादेषुशांतिःकार्याप्रयत्नतः जातस्यद्वादशाहेतुशांतिकर्मसमाचरेत् असंभवेतुजन्मर्क्षेअन्यस्मिन्वाशुभेदिने ॥**

## હવે આશ્લેષાશાંતિ કેહેછે.

**આશ્લેષા નક્ષત્રનું ફળ કેહેછે.**—આશ્લેષા નક્ષત્રની એકંદર ઘડી સાઠ લેખી તેનો, પ્રથમ ભાગ પાંચ ઘડી, બીજો સાત ઘડી, ત્રીજો બે ઘ૦, ચોથો ત્રણ ઘડી, પાંચમો ચાર ઘ૦, છઠો આઠ ઘ૦, સાતમો ઇગ્યિાર ઘ૦, આઠમો છ ઘ૦, નવમો નવ ઘ૦, અને દશમો પાંચ ઘ૦, એ રીતે દશ ભાગ કરી જે ભાગમાં જન્મ થાય તે પ્રમાણે ક્રમથી રાજ્ય, પિતાનો નાશ, માતાનો નાશ, કામ ભોગ, પિતૃભક્તિ, બલ, હિંસકપણું, ત્યાગ, ભોગ, અને ધન, એ ફલ જાણવાં. **હવે પાદવિભાગ પ્રમાણે ફલ કેહેછે.** આશ્લેષાનો પ્રથમ પાદ શુભ છે, બીજા પાદમાં ધનનાશ, ત્રીજા પાદમાં માતાનો નાશ, ચોથા પાદમાં પિતાનો નાશ આશ્લેષાના છેવટના ત્રણ ચરણમાં ઉત્પન્ન થયલી કન્યા સાસુનો નાશ કરેછે. એ રીતે વર પણ આશ્લેષાના છેલા ત્રણ પાદમાં જન્મ પામ્યો હોય તો પોતાની સાસુનો નાશ કરેછે. "આશ્લેષા નક્ષત્રના કોઈ પણ પાદમાં જન્મ થાય તો તેની શાંતિ પ્રયત્નપૂર્વક કરવી. તે શાંતિ જન્મ દિવસથી બારમે દિવસે કરવી અને તેમ ન થાય તો જન્મ નક્ષત્રે અથવા બીજો કોઈ શુભ દિવસ જોઈ તે દિવસે કરવી."

---

**अथोक्तकालेगोमुखप्रसवंकृत्वाअस्यशिशोराश्लेषाजननसूचितसर्वारिष्टपरिहारेत्यादिसंकल्पंकृत्वामूलशांतिवत्कुंभद्वयेरुद्रवरुणौद्वौसंपूज्यचतुर्विंशतिदलपद्मस्थकुंभेप्रतिमायामाश्लेषाधिपतीन्सर्पानावाह्यतद्दक्षिणेपुष्यदेवतांबृहस्पतिमुत्तरतोमघादेवतांपितृंश्चावाह्यदलेषुपूर्वदलमारभ्यप्रादक्षिण्येनपूर्वाधिपतिभगादिपुनर्वसुदेवतादितिपर्यंतचतुर्विंशतिदेवतावाहनादिकुर्यात् कौस्तुभेतुतैत्तिरीयकमंत्रैःपुष्यमघादिपूर्वादिनक्षत्राणामेवावाहनमुक्तंनतुनक्षत्रदेवतानां ततोलोकपालानावाह्यावाहितसर्वदेवताःसंपूज्याग्निंग्रहांश्चप्रतिष्ठाप्यान्वादध्यात् आदित्यादिग्रहाद्युद्देशांतेप्रधानदेवताःसर्पान्प्रतिद्रव्यमष्टोत्तरशतसंख्यमष्टाविंशतिसंख्यंवाघृतमिश्रपायससमिदाज्यचर्वाहुतिभिःबृहस्पतिंपितृंश्चाष्टाविंशतिसंख्यमष्टसंख्यंवातैरेवद्रव्यैर्भगादिचतुर्विंशतिदेवताःअष्टाष्टपायसाहुतिभिःरक्षोहणमित्यादिशेषदेवतानिर्देशोमूलशांतिवत् तद्वदेवपायसकृसरचरूणांश्रपणंहविस्त्यागश्चकार्यः कौस्तुभेक्तप्रधानदेवतामंत्रैस्तत्तद्धोमःशेषंमूलशांतिवत् ॥**

હવે પ્રથમ કહેલા સમયે ગોમુખપ્રસવ શાંતિ કરી **"अस्य शिशोः आश्लेषाजननसूचितसर्वारिष्टपरिहारद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थं,"** ઇત્યાદિ સંકલ્પ કરી મૂલશાંતિની પેઠે બે કલશની ઉપરે રૂદ્ર અને વરૂણ એ બે દેવની પૂજા કરી ચોવીસ દલવાળું કમળ કાઢી તેના મધ્યમાં કલશ સ્થાપન કરી તે કલશ ઉપરે પ્રતિમામાં આશ્લેષા નક્ષત્રના સર્પ દેવતાઓનું આવાહન કરી તેની દક્ષિણ તરફ પુષ્ય નક્ષત્રના દેવ જે બૃહસ્પતિ તેનું અને ઉત્તર તરફ મઘા નક્ષત્રના દેવ જે પિતૃ તેનું આવાહન કરી ચોવીસ દલમાં પૂર્વ દલથી આરંભ કરી પ્રદક્ષિણા ક્રમ પ્રમાણે પૂર્વા નક્ષત્રના દેવ જે ભગ ત્યહાંથી આરંભ કરી પુનર્વસુ નક્ષત્રની દેવતા અદિતિ પર્યંત ચોવીસ દેવતાઓનું આવાહન ઇત્યાદિક કરવું. કૌસ્તુભમાં તો, પુષ્ય, મઘા આદિ લઈ પૂર્વાદિક નક્ષત્રોનુંજ આવાહન કરવાનું કહ્યુંછે, નક્ષત્રોના દેવતાઓનું આવાહન કરવાનું કહ્યું નથી. પછી આઠ દિક્પાલનું આવાહન કરી આવાહન કરેલા સર્વ દેવનું પૂજન કરી અગ્નિ અને ગ્રહ એની સ્થાપના કરી અન્વાધાન કરવું. આદિત્યાદિ ગ્રહોનાં અન્વાધાનનો ઉદ્દેશ કરી પ્રધાન દેવતાનું અન્વાધાન કરવું, તે આ રીતે;—**"प्रधान देवताः सर्पान् प्रतिद्रव्यमष्टोत्तरशतसंख्यमष्टाविंशतिसंख्यं वा घृतमिश्रपायससमिदाज्य चर्वाहुतिभिः बृहस्पतिं पितृंश्चाष्टाविंशतिसंख्यमष्टसंख्यं वा तैरेव द्रव्यैर्भगादिचतुर्विंशति देवताः अष्टाष्टपायसाहुतिभिः रक्षोहणमित्यादि."** બીજા રહેલા દેવતાઓનો નિર્દેશ મૂલશાંતિ પ્રમાણે કરવો. પાયસ, કૃસર અને ચરૂ એ રાંધી તયાર કરવાં અને હવિનો ત્યાગ તે પણ મૂલશાંતિ પ્રમાણેજ કરવો. કૌસ્તુભમાં કહેલા પ્રધાન દેવતાના જે મંત્ર તેવડેજ તે તે દેવતાને અર્થે હોમ કરવો. બાકી સઘળું કર્મ મૂલશાંતિ પ્રમાણે જાણવું.

---

**अथज्येष्ठानक्षत्रफलं ज्येष्ठायादशभागेषुभाद्येमातामहीमृतिः मातामहंद्वितीयेचतृतीये हंतिमातुलं तुर्येजातोमातरंचहंत्यात्मानंतुपंचमे गोत्रजान्षष्ठभागेचसप्तमेतूभयंकुलं अष्टमे स्वाग्रजंहंतिनवमेश्वशुरंतथा दशमांशकजातस्तुसर्वंहंतिशिशुर्ध्रुवं ज्येष्ठर्क्षेतुपुमान्जातोज्येष्ठभ्रातुर्विनाशकः ज्येष्ठर्क्षेकन्यकाजाताहंतिशीघ्रंधवाग्रजं पादत्रयेजातनरोज्येष्ठोप्यत्रप्रजायते ज्येष्ठांत्यपादजातस्तुपितुःस्वस्यचनाशकः ॥**

## જન્મ સમયે જ્યેષ્ઠા નક્ષત્ર હોય તો તેનું ફલ કેહેછે.

જ્યેષ્ઠા નક્ષત્રની અંદર સાઠ ઘડી લેખી તેના સમાન દશ ભાગ કરવા, એટલે છ છ ઘડીનો એક એક ભાગ થયો, તેના પ્રથમ ભાગમાં જન્મ થાય તો માતામહી (માની માતા)નું મૃત્યુ થાય. બીજા ભાગમાં જન્મ થાય તો માતામહ ( માના પિતા )નું મરણ. ત્રીજા ભાગમાં મામાનું મૃત્યુ. ચોથા ભાગમાં માતાનું મૃત્યુ. પાંચમા ભાગમાં પોતાનું (બાળકનું) મૃત્યુ. છઠા ભાગમાં ગોત્રજ પુરૂષોનો નાશ થાયછે. સાતમા ભાગમાં જન્મ થાય તો માતાનાં અને પિતાનાં બન્ને કુળનો નાશ. આઠમા ભાગમાં મ્હોટા ભાઈનો નાશ. નવમા ભાગમાં સસરાનો નાશ. અને દશમા ભાગમાં

જન્મ થાય તો તે બાળક અવશ્ય સઘળું નાશ કરેછે. જ્યેષ્ઠા નક્ષત્રમાં પુત્ર જન્મ પામે તો તે પોતાના મ્હોટા ભાઇનો નાશ કરેછે. જ્યેષ્ઠા નક્ષત્રમાં કન્યાનો જન્મ થાય તો તે જેઠ (વરના મ્હોટા ભાઇ)ને શીઘ્ર મારેછે. જ્યેષ્ઠા નક્ષત્રના પ્રથમના ત્રણ ચરણમાં પુત્ર જન્મ થાય તો તે શ્રેષ્ઠ પણ છે. જ્યેષ્ઠા નક્ષત્રના ચોથા ચરણમાં પુત્ર જન્મ થાય તો તે પિતાનો અને પોતાનો નાશ કરનારો થાયછે.

---

द्वादशाहेशांत्युक्तशुभदिनेवागोप्रसवशांतिंकृत्वास्यशिशोर्ज्येष्ठर्क्षजननसूचितसर्वारिष्टपरिहारद्वारेत्यादिसंकल्प्य मध्यकलशेसुवर्णप्रतिमायांशचीसहितमैरावतारूढमिंद्रंलोकपालांश्वावाह्यरक्तवस्त्रद्वयशष्कुलीनैवेद्यसहितषोडशोपचारैःपूजयेत् तस्यचतुर्दिक्षुकुंभचतुष्टयंतत्पूर्वमध्यभागेशतच्छिद्रंचनिधायपूर्णपात्रयुतेपुफलादौवरुणावाहनपूजनादि अन्वाधानेग्रहान्वाधानांतेइंद्रंपलाशसमिदाज्यचरुद्रव्यैःप्रतिद्रव्यमष्टोत्तरशतसंख्यया इंद्रायेंदोमरुत्वतइतिमंत्रेणप्रजापतिमष्टोत्तरशततिलाहुतिभिःसमस्तव्याहृतिमंत्रेणशेषेणस्विष्टकृतमित्यादिअष्टोत्तरशतंब्राह्मणान्भोजयेत् इतिज्येष्ठाशांतिसंक्षेपः ॥

## હવે જ્યેષ્ઠા નક્ષત્રની શાંતિ કેહેછે.

બારમે દિવસે અથવા શાંતિમાટે કહેલા શુભ દિવસે ગોપ્રસવ શાંતિ કરી, "**अस्य शिशोर्ज्येष्ठर्क्षजननसूचितसर्वारिष्टपरिहारद्वारा०,**" ઇત્યાદિક સંકલ્પ કરી મધ્યમ કલશ ઉપરે સુવર્ણની પ્રતિમામાં ઇંદ્રાણી સહિત ઐરાવત હાથી ઉપરે બેઠેલા એવા ઇંદ્રનું અને બીજા લોકપાલોનું આવાહન કરી બે રાતાં વસ્ત્ર અને શષ્કુલી ( પુરી=ચકુલી)નું નૈવેદ્ય તેણે સહિત ષોડશોપચારવડે પૂજા કરવી. તે કલશની ચાર દિશામાં ચાર કલશ, અને તેની પૂર્વ તરફ મધ્યમાં શતચ્છિદ્ર કળશ, એમ પાંચ કળશ સ્થાપન કરી તેનો ઉપરે પૂર્ણપાત્ર રાખી ફળાદિકમાં વરૂણનું આવાહન, પૂજન ઇત્યાદિક કરવાં. અન્વાધાનમાં ગ્રહનું અન્વાધાન થયા પછી "**इंद्रं पलाशसमिदाज्यचरुद्रव्यैः प्रतिद्रव्यमष्टोत्तरशतसंख्यया इंद्रायेंदोमरुत्वतइतिमंत्रेण प्रजापतिमष्टोत्तरशततिलाहुतिभिः समस्तव्याहृतिमंत्रेण शेषेण स्विष्टकृतं,**" ઇત્યાદિક અન્વાધાન કરવું. એક સો આઠ બ્રાહ્મણભોજન કરાવવાં. એ રીતે જ્યેષ્ઠા નક્ષત્રની શાંતીનો સંક્ષેપ કહ્યો.

---

चित्राद्यर्धेपुष्यमध्येद्विपादेपूर्वाषाढाधिष्ण्यपादेतृतीये जातःपुत्रश्चोत्तराद्येविधत्तेपित्रोर्भ्रातुःस्वस्यचापिप्रणाशं उत्तराफल्गुन्याद्यपादेइत्यर्थः अत्रेत्थंभाति चित्रापूर्वार्धेजातस्यगोप्रसवंकृत्वानक्षत्राधिपतिप्रतिमांसंपूज्यअजादानंकार्यं एवंपुष्यद्वितीयतृतीयपादयोर्जननेगोप्रसवनक्षत्राधिपपूजागोदानानिकार्याणि उत्तराफल्गुनीप्रथमपादेजनननेनक्षत्राधिपपूजांतिलपात्रदानंचकुर्यात् एवंपूर्वाषाढातृतीयपादेजनननेनक्षत्रेशपूजाकांचनदानं मघाप्रथमपादजननेमूलवत्फलं तत्रगोप्रसवनक्षत्रेशपूजनग्रहमखाःकार्याः मघायामाद्यघटिद्वयजनननेनक्षत्रगंडांतशांतिरपि रेवत्यंतघटिद्वयेश्विन्याद्यद्वयेजनननेनक्षत्रगंडांतशांतिगोप्रसवग्रहमखाःकार्याः रेवत्यश्विन्योरितरभागेषुमघांतिमपादत्रयेचदोषविशेषानुक्तेर्नशांत्यादिकं एवंविशा

घाचतुर्थपादजननेशालकदेवरनाशादिदुष्टफलोक्तेर्ग्रहमखःकार्यः यत्रकालेदुष्टफलमुक्तंशांतिर्नोक्तातत्रग्रहमखइतिकमलाकरोक्तेः एवमितरत्राप्यूह्यं इतिनक्षत्रशांतयः ॥

"ચિત્રા નક્ષત્રનું પૂર્વાર્ધ, પુષ્ય નક્ષત્રના મધ્યના બે પાદ, પૂર્વાષાઢા નક્ષત્રનો ત્રીજો પાદ, અને ઉત્તરાનો પ્રથમ પાદ એઓમાં જન્મ થાય તો તે પુત્ર ક્રમે કરી માતા, પિતા, ભાઇ અને પોતે એમનો નાશ કરેછે." ઉત્તરા એટલે ઉત્તરા ફાલ્ગુની નક્ષત્રનું પ્રથમ ચરણ, એમ સમઝવું, એમાં એવો વિચાર ભાસેછે–ચિત્રા નક્ષત્રનાં પૂર્વાર્ધમાં જન્મ થાય તો ગોપ્રસવ કરી નક્ષત્ર દેવતાની પ્રતિમાનું પૂજન કરી અજા (બકરી)નું દાન કરવું. એ પ્રમાણે પુષ્યના બીજા અથવા ત્રીજા પાદમાં જન્મ થયો હોય તો ગોપ્રસવ, નક્ષત્ર દેવતાની પૂજા, અને ગોદાન કરવાં. ઉત્તરા ફાલ્ગુનીના પ્રથમ પાદમાં જન્મ થયો હોય તો નક્ષત્ર દેવતાની પૂજા અને તિલપાત્રનું દાન કરવું.—એ રીતે પૂર્વાષાઢાના ત્રીજા ચરણમાં જન્મ થાય તો નક્ષત્ર દેવતાની પૂજા અને સુવર્ણદાન એ કરવું. મઘાના પ્રથમ પાદમાં જન્મ થયો હોય તો મૂળ નક્ષત્ર પ્રમાણે ફળ થાયછે, માટે ત્યહાં ગોપ્રસવ, નક્ષત્ર દેવતાની પૂજા, અને ગ્રહયજ્ઞ એ કરવાં. મઘાની પ્રથમની બે ઘડીમાં જન્મ થયો હોય તો નક્ષત્ર ગંડાંતની શાંતિ પણ કરવી. રેવતી નક્ષત્રની છેલી બે ઘડી અથવા અશ્વિનીની પ્રથમની બે ઘડી, તેમાં જન્મ થાય તો નક્ષત્ર ગંડાંતશાંતિ, ગોપ્રસવ, અને ગ્રહયજ્ઞ એ સઘળાં કરવાં. રેવતી અને અશ્વિની એના બીજા ભાગોમાં અને મઘા નક્ષત્રના છેલા ત્રણ ચરણમાં જન્મ થાય તો તેમાં દોષ વિશેષ (અમુક દોષ)નાં કેહેનારાં વચન નથી માટે શાંતિ ઇત્યાદિક કરવાનું કારણ નથી. એજ રીતે વિશાખાના ચોથા ચરણમાં જન્મ થાય તો શાલો, અને દેર એનો નાશ થાયછે ઇત્યાદિક દુષ્ટ ફળ કહ્યાંછે. માટે ગ્રહયજ્ઞ કરવો. કારણ, જે સમયવિષે દુષ્ટ ફળ કહ્યું, અને તેની શાંતિ કહી નથી ત્યહાં ગ્રહયજ્ઞ કરવો, એવું કમલાકરનું વચન છે. એ રીતે અન્યત્ર પણ જાણવું. એ પ્રકારે નક્ષત્રની શાંતિ સમાપ્ત થઈ.

---

अथव्यतीपातवैधृतिसंक्रांतिशांतिः कुमारजन्मकालेतुव्यतीपातश्चवैधृतिः संक्रमश्चरवेस्तत्रजातोदारिद्र्यकारकः अश्रियंमृत्युमाप्नोतिनात्रकार्याविचारणा स्त्रीणांचशोकदुःखंचसर्वनाशकरोभवेत् गोमुखप्रसवंकुर्याच्छांतिंचसनवग्रहां उक्तकालेसंकल्पादिकंकृत्वापंचद्रोणपरिमितव्रीहिराशिंकृत्वा तदुपरिसार्धद्रोणद्वयमिततंडुलराशिंतदुपरिसपादद्रोणपरिमिततिलराशिंचकृत्वातिलराशौविधिनास्थापितकुंभेसौवर्णप्रतिमायांसूर्यमावाह्यतद्दक्षिणोत्तरयोरग्निरुद्रावावाह्यतिस्रोदेवताःव्यतीपातशांतौसंक्रांतिशांतौचपूजयेत् व्यतीपातसंक्रांत्योर्जननेव्यतीपातसंक्रांतिशांतिंतंत्रेणसंकल्प्यैकैवशांतिःकार्या अत्रपूजाहोमादेःप्रसंगसिद्धिःद्विगुणोवाप्रधानहोमइतिभाति ग्रहपीठदेवतान्वाधानांतेसूर्यंउत्सूर्योबृहदितिमंत्रेणसमिदाज्यचर्वाहुतिभिःप्रतिद्रव्यमष्टोत्तरशतसंख्याभिःअग्निरुद्रंचतैरेवद्रव्यैःप्रत्येकमष्टाविंशतिसंख्याहुतिभिरग्निंदूतमितित्र्यंबकमितिमंत्राभ्यांमृत्युंजयमष्टोत्तरशततिलाहुतिभिःशेषेणेत्यादि अभिषेकांतेगोवस्त्रस्वर्णादिदत्वाशतंब्राह्मणान्भोजयेत् इतिव्यतीपातसंक्रांतिशांतिः ॥

## હવે વ્યતીપાત, વૈધૃતિ અને સંક્રાંતિ એમનાં ફળ અને શાંતિ કેહેછે.

"પુત્રના જન્મ સમયે વ્યતીપાત, વૈધૃતિ અથવા સૂર્ય સંક્રાંતિ હોય અને તેમાં જન્મ થાય તો દારિદ્રય, દ્રવ્યનો નાશ, અને તે બાળકનું મૃત્યુ થાયછે, એમાં સંશય નથી. સ્રીયોને શોક અને દુઃખ થાયછે. તેમ તે બાળક સર્વનો નાશ કરનારો થાયછે, માટે ગોમુખપ્રસવ, અને નવગ્રહ સહિત શાંતિ કરવી." ઉક્ત સમયે સંકલ્પાદિક કરી પાંચ દ્રોણ પરિમિત શાળનો પુંજ કરી, તે ઉપરે અઢી દ્રોણ પરિમિત ચોખાનો પુંજ કરી, તે ઉપરે સવા દ્રોણ પરિમિત તિલનો પુંજ કરી તે તિલના પુંજની ઉપરે વિધિપૂર્વક કળશ સ્થાપન કરી તે કળશ ઉપરે સુવર્ણની પ્રતિમામાં સૂર્યનું આવાહન કરી તેની દક્ષિણ અને ઉત્તર તરફ અગ્નિ અને રૂદ્ર એમનું આવાહન કરી એ ત્રણ દેવતાઓનું વ્યતીપાતશાંતિ અને સંક્રાંતિશાંતિવિષે પૂજન કરવું. એકજ સમયે વ્યતીપાત અને સંક્રાંતિ એ બન્નેમાં જન્મ થાય તો વ્યતીપાતશાંતિ અને સંક્રાંતિશાંતિ એ બન્નેનો એકતંત્રે સંકલ્પ કરી એકજ શાંતિ કરવી. આ એકતંત્ર શાંતિમાં પૂજા, હોમ ઇત્યાદિકની પ્રસંગ સિદ્ધિ એટલે એક કરવાથી બન્નેની સિદ્ધિ થાયછે. અથવા પ્રધાન દેવતાનો હોમ બમણો કરવો એમ ભાસેછે. ગ્રહપીઠ ઉપરે આવાહન કરેલા દેવતાઓનું અન્વાધાન થયા પછી, "**सूर्यं उत्सूर्योबृहदितिमंत्रेण समिदाज्यचर्वाहुतिभिः प्रतिद्रव्यमष्टोत्तरशतसंख्याभिः अग्निं रुद्रं च तैरेव द्रव्यैः प्रत्येकमष्टाविंशतिसंख्याहुतिभिः अग्निंदूतमिति त्र्यंबकमिति मंत्राभ्यां मृत्युंजयमष्टोत्तरशततिलाहुतिभिः शेषेणेत्यादि.**" આ પ્રમાણે અન્વાધાન કરવું. અનંતર અભિષેક કર્યાપછી ગાય, વસ્ર અને સુવર્ણ ઇત્યાદિકનું દાન કરી સો બ્રાહ્મણભોજન કરાવવાં. એ રીતે વ્યતીપાત, અને સંક્રાંતિની શાંતિ સમાપ્ત થઈ.

---

**अथवैधृतिशांतौविशेषः पूर्ववत्व्रीहितंडुलतिलराशौस्थापितकुंभेमध्येत्र्यंबकमितिमंत्रेणरुद्रंदक्षिणतःउत्सूर्यइतिसूर्यंउत्तरतश्चाप्यायस्वेतिसोममावाह्यपूजयेत् अन्वाधानेरुद्रंसमिच्चर्वाज्यैःप्रतिद्रव्यमष्टोत्तरशतसंख्याहुतिभिःसूर्यसोमौप्रत्येकमष्टाविंशतिसंख्यैस्तैरेवद्रव्यैर्मृत्युंजयमष्टोत्तरसहस्रशतान्यतरसंख्यतिलाहुतिभिःशेषेणेत्यादि अन्यत्पूर्ववत् संक्रांतिदिनेवैधृतिसत्त्वेदेवताभेदाच्छांतिद्वयंपृथक्कार्यं इतिवैधृतिशांतिः ॥**

## હવે વૈધૃતિશાંતિમાં વિશેષ પ્રકાર કેહેછે.

પ્રથમ કહ્યા પ્રમાણે સાલ, ચોખા અને તિલના પુંજ ઉપરે કળશ સંસ્થાપન કરી તે કળશ ઉપરે "**त्र्यंबकं**" એ મંત્રવડે મધ્યમાં રૂદ્ર દેવતાનું, તેની દક્ષિણ તરફ "**उत्सूर्य०**" એ મંત્રવડે સૂર્યનું, અને ઉત્તર તરફ "**आप्यायस्व०**" એ મંત્રવડે સોમનું આવાહન કરી પૂજા કરવી. પછી, "**रुद्रं समिच्चर्वाज्यैः प्रतिद्रव्यमष्टोत्तरशतसंख्याहुतिभिः सूर्यसोमौ प्रत्येकमष्टाविंशतिसंख्यैस्तैरेव द्रव्यैर्मृत्युंजयं अष्टोत्तरसहस्रशतान्यतरसंख्यतिलाहुतिभिः शेषेणेत्यादि.**" એ રીતે અન્વાધાન કરવું. બાકીનું કર્મ પ્રથમ

પ્રમાણે કરવું. સંક્રાંતિને દિવસે વૈધૃતિ હોય તો બન્નેના દેવતા જુદા જુદા છે માટે ભિન્ન ભિન્ન બે શાંતિ કરવી. એ પ્રમાણે વૈધૃતિશાંતિનો પ્રયોગ સમાપ્ત થયો.

अथैकनक्षत्रेजननशांतिः एकस्मिन्नेवनक्षत्रेभ्रात्रोर्वापितृपुत्रयोः प्रसूतिश्चेत्तयोर्मृत्युर्भवेदेकस्यनिश्चितः पितृनक्षत्रेमातृनक्षत्रेवाकन्यायाःपुत्रस्यवोत्पत्तौगोमुखप्रसवंकृत्वाशांतिःकार्या सोदरभ्रातृभगिन्योर्नक्षत्रेभ्रातुर्भगिन्यावोत्पत्तौगोप्रसवमकृत्वैवशांतिमात्रंकार्यं संकल्पेपित्रैकनक्षत्रोत्पत्तिसूचितसर्वारिष्टेत्याद्यूहः कलशेरक्तवस्त्रेयस्मिन्नक्षत्रेजन्मतन्नक्षत्रप्रतिमांतन्नक्षत्रदेवताप्रतिमांवाअग्निर्नःपातुकृत्तिकाइत्यादिभिस्तैत्तिरीयमंत्रैःपूजयेत् अन्वाधानेइदंनक्षत्रंअमुकांनक्षत्रदेवतांवासमिच्चर्वाज्यैःप्रतिद्रव्यमष्टोत्तरशतसंख्यंशेषेणेत्यादि अंतेययोरेकनक्षत्रेजन्मतयोरभिषेकः अत्रग्रहमखोनावश्यकः क्वचित्संपूजितहरिहरप्रतिमादानमप्युक्तं ॥

## હવે એક નક્ષત્રમાં જન્મ થયો હોય તેનાં ફળ અને શાંતિ કેહેછે.

"બે ભાઇ અથવા પિતા પુત્ર એમનો એકજ નક્ષત્રમાં જન્મ થયો હોય તો તે બેમાંથી એકનું નિશ્ચય મૃત્યુ થાયછે." પિતાનાં જન્મ નક્ષત્રમાં અથવા માતાનાં જન્મ નક્ષત્રમાં પુત્ર અથવા કન્યાનો જન્મ થાય તો ગોમુખપ્રસવ કરી એક નક્ષત્ર જનનની શાંતિ કરવી. સહોદર (સગા) ભાઇ અથવા બેહેનનાં જન્મ નક્ષત્રમાં ભાઇ અથવા બેહેનની ઉત્પત્તિ થાય તો ગોપ્રસવ કર્યા વિનાજ શાંતિ માત્ર કરવી. સંકલ્પમાં "पित्रैकनक्षत्रोत्पत्तिसूचितसर्वारिष्टनिरसन," ઇત્યાદિક ઉચ્ચાર કરવો. કળશમાં રાતાં વસ્ત્ર ઉપરે, જે નક્ષત્રમાં જન્મ થયો હોય તે નક્ષત્રની પ્રતિમાનું અથવા તે નક્ષત્રના દેવતાની પ્રતિમાનું "अग्निर्नः पातु कृत्तिका०" ઇત્યાદિક તૈત્તિરીય મંત્રવડે પૂજન કરવું. પછી અન્વાધાનવિષે "इदं नक्षत्रं अमुकां नक्षत्रदेवतां वा समिच्चर्वाज्यैः प्रतिद्रव्यमष्टोत्तरशतसंख्यं शेषेणेत्यादि," એવો ઊહ કરવો. છેવટ જેમનો એક નક્ષત્રમાં જન્મ થયો હોય તેમની ઉપરે અભિષેક કરવો. આ શાંતિમાં ગ્રહયજ્ઞની આવશ્યકતા નથી. કોઇ ગ્રંથમાં, પ્રતિમાવિષે હરિ, હરની પૂજા કરી તે પ્રતિમાનું દાન કરવું, એમ પણ કહ્યુંછે.

अथग्रहणशांतिः ग्रहणेचंद्रसूर्यस्यप्रसूतिर्यदिजायते इत्थंसंजायतेयस्तुतस्यमृत्युर्नसंशयः व्याधिपीडाचदारिद्र्यंशोकश्चकलहोभवेत् अत्रगोमुखप्रसवःकार्यइतिभाति ग्रहमखःकृताकृतः संकल्पेसूर्यग्रहणकालिकप्रसूतिसूचितेत्याद्यूहः ग्रहणकालिकनक्षत्रस्यनक्षत्रदेवतायावाहेमप्रतिमांसूर्यग्रहेसूर्यस्यहेमप्रतिमां चंद्रग्रहेराजतंचंद्रबिंबंकृत्वोभयत्रसीसेनराहोर्नागाकृतिंकृत्वागोमयोपलिप्तेशुचिदेशेश्वेतवस्त्रोपरिदेवतात्रयपूजनं नात्रकलशस्थापनादि तत्रमध्येभाकृष्णेनेतिसूर्यं दक्षिणतःस्वर्भानोरधइतिराहुं उत्तरतोनक्षत्रदेवतांपूजयेत् चंद्रग्रहेतुआप्यायस्वेतिमध्येचंद्रःपूज्यः पार्श्वयोराहुनक्षत्रदेवतेपूर्ववत् अन्वाधानेसूर्यग्रहेसूर्यंअर्कसमिदाज्यचरुतिलैःप्रत्येकंअष्टोत्तरशतसंख्यया राहुंदूर्वाज्यचरुतिलैस्तावत्संख्यैर्नक्षत्रदेवतांजलवृक्षसमिदाज्यचरुतिलैस्तावत्संख्ययाशेषेणेत्यादि चंद्रग्रहेचचंद्रंपालाशसमिदाज्यचरुतिलैःशेषं

पूर्ववत् अंतेग्रहकलशोदकेनपंचगव्यपंचत्वक्पंचपल्लवादियुतलौकिकोदकेनचलौकिकेनैव वाभिषेकः वेधकालेजन्मनिनैवशांतिः किंतुदुष्टकालत्वाद्रुद्राभिषेकःकार्यइतिभाति ॥

## હવે ગ્રહણમાં જન્મ થાય તો તેનું ફળ અને શાંતિ કહેછે.

"ચંદ્ર અને સૂર્યનાં ગ્રહણ સમયે જન્મ થાય તો તે જન્મ પામનારાનું અવશ્ય મૃત્યુ થાયછે. રોગપીડા, દારિદ્રય, શોક, અને કલહ એ પણ થાયછે." એ ગ્રહણશાંતિવિષે ગોમુખપ્રસવ કરવો એમ ભાસેછે. ગ્રહયજ્ઞ કરો અથવા ન કરો એમ છે. સંકલ્પમાં, "**सूर्यग्रहणकालिकप्रसूतिसूचित०,**" ઇત્યાદિ ઉચ્ચાર કરવો. ગ્રહણ સમયે જે નક્ષત્ર હોય તેની અથવા તે નક્ષત્રના દેવતાની સુવર્ણપ્રતિમા કરવી. સૂર્ય ગ્રહણ હોય તો સુવર્ણની સૂર્યપ્રતિમા, ચંદ્ર ગ્રહણ હોય તો રૂપાનું ચંદ્રબિંબ કરી બન્ને ગ્રહણમાં સિશાંની રાહુપ્રતિમા નાગને આકારે કરી છાણવડે શુદ્ધ કરેલી પવિત્ર પૃથ્વી ઉપરે શ્વેત વસ્ત્ર બિછાવી તે ઉપરે તે ત્રણ દેવની પૂજા કરવી. ઇહાં કળશસ્થાપન ઇત્યાદિ કરવું નહી. તે વસ્ત્ર ઉપરે મધ્ય ભાગમાં "**आकृष्णेन०**" એ મંત્રવડે સૂર્ય, તેની દક્ષિણ દિશાએ "**स्वर्भानोरध०**" એ મંત્રવડે રાહુ, અને ઉત્તર તરફ નક્ષત્ર દેવતા એ પ્રમાણે ત્રણેનું આવાહન કરી પૂજન કરવું. ચંદ્ર ગ્રહણ હોય તો "**आप्यायस्व०**" એ મંત્રવડે મધ્ય ભાગમાં ચંદ્રનું અને બન્ને પડખે રાહુ તથા નક્ષત્રદેવતાનું આવાહન પ્રથમની પઠે કરી પૂજન કરવું. સૂર્ય ગ્રહણ હોય તો અન્વાધાનવિષે, "**सूर्यं अर्कसमिदाज्यचरुतिलैः प्रत्येकं अष्टोत्तरशतसंख्यया राहुं दूर्वाज्यचरुतिलैस्तावत्संख्यैर्नक्षत्रदेवतां जलवृक्षसमिदाज्यचरुतिलैस्तावत्संख्यया शेषेणेत्यादि,**" એવો ઊહ કરવો. ચંદ્ર ગ્રહણ હોય તો "**चंद्रं पालाशसमिदाज्यचरुतिलैः**" એટલો વિશેષ, બાકી કર્મ પ્રથમ પ્રમાણે જાણવું. અંતે ગ્રહના કળશનાં જળવડે અને પંચગવ્ય, પંચત્વચા, અને પંચપલ્લવાદિ યુક્ત લૌકિક જળવડે અથવા કેવળ લૌકિક જળવડેજ અભિષેક કરવો.—ગ્રહણના વેધ સમયે જન્મ થાય તો શાંતિ કરવીજ નહી. પણ દુષ્ટ કાળ છે તેથી રુદ્રાભિષેક કરવો એમ ભાસેછે.

अथनक्षत्रगंडांतशांतिः रेवत्याश्लेषाज्येष्ठानक्षत्राणामंत्यघटिद्वयमश्विनीमघामूलानामाद्यघटिद्वयमितिघटिकाचतुष्टयमितंत्रिविधंनक्षत्रगंडांतं अश्विनीमघामूलानांपूर्वार्धेबाध्यतेपिता पूषाहिशक्रपश्चार्धेजननीबाध्यतेशिशोः सर्वेषांगंडजातानांपरित्यागोविधीयते वर्जयेद्दर्शनंयावत्तस्यषाण्मासिकंभवेत् शांतिर्वापुष्कलाकार्यासोममंत्रेणभक्तिमान् अस्यशिशोरेवत्याश्विनीसंध्यात्मकगंडांतजननसूचितारिष्टनिरासार्थंनक्षत्रगंडांतशांतिंकरिष्येइत्यादिसंकल्पः गोमुखप्रसवंकृत्वाषोडशपलमष्टपलंवाचतुःपलंवाकांस्यपात्रंविधायतस्मिन्पायसंपयोवानिक्षिप्यतत्रनवनीतपूर्णशंखंनिधायतस्मिन्राजतंचंद्रबिंबंसंस्थाप्यसोमोहमितिध्यानपूर्वकंचंद्रमाप्यायस्वेतिपूजयेत् पूजांतेआप्यायस्वेतिमंत्रस्यसहस्रंजपःग्रहमखहोमःकार्यः नात्रप्रधानदेवताहोमः ग्रंथांतरेतुताम्रकलशेराजतप्रतिमायांबृहस्पतिमंत्रेणवागीश्वरंसंपूज्यतदुत्तरेकुंभचतुष्टयेपंचपल्लवादिकंकुंकुमचंदनकुष्ठगोरोचनानिक्षिप्यवरुणंपूजयेदित्युक्तं आ

चार्यायशंखसमौक्तिकचंद्रदानं ग्रंथांतरपक्षेताम्रपात्रसहितवागीश्वरदानंआयुर्वृद्ध्यर्थंस हस्राक्षेणेतिमंत्रजपःदशावरब्राह्मणभोजनंचेति ॥

## હવે નક્ષત્રગંડાંત અને તેની શાંતિ કેહેછે.

રેવતી, આશ્લેષા, અને જ્યેષ્ઠા એ ત્રણ નક્ષત્રોની છેલ્લી બે બે ઘડી; અશ્વિની, મઘા, અને મૂળ એ ત્રણ નક્ષત્રની પ્રથમની બે બે ઘડી એ રીતે ચાર ચાર ઘડીના ત્રણ પ્રકારના નક્ષત્રગંડાંત થાયછે. "અશ્વિની, મઘા, અને મૂળ એમનાં પૂર્વાર્ધમાં પુત્રનો જન્મ થાય તો પિતાને પીડા થાયછે. રેવતી, આશ્લેષા, અને જ્યેષ્ઠા એમનાં ઉત્તરાર્ધમાં જન્મ થાય તો માતાને પીડા થાયછે. ગંડાંતમાં ઉત્પન્ન થયલાં સર્વ બાળકોનો ત્યાગ કરવો. છ માસ પર્યંત તે બાળકનું મુખ જોવું નહી." અથવા ભક્તિયુક્ત થઈ સોમના મંત્રવડે મ્હોટી શાંતિ કરવી." "अस्य शिशोरेवत्यश्विनी-संध्यात्मकगंडांतजननसूचितारिष्टनिरासार्थं नक्षत्रगंडांतशांतिं करिष्ये," ઇત્યાદિ સંકલ્પ કરવો. ગોમુખપ્રસવ કરી સોળ પળ, આઠ પળ, અથવા ચાર પળ વજનનું કાંસાનું પાત્ર કરી તેમાં પાયસ અથવા દૂધ ભરી તેમાં માંખણ ભરેલો શંખ રાખી તે શંખ ઉપરે રૂપાનું ચંદ્રબિંબ રાખી "सोमोहं" (સોમ હું છું) એવું ધ્યાન કરી "आप्यायस्व०" એ મંત્રવડે ચંદ્રની પૂજા કરવી. પૂજા થયા પછી "आप्यायस्व०" એ મંત્રનો એક હજાર જપ કરવો, અને ગ્રહમખ સંબંધી હોમ કરવો. એ શાંતિમાં પ્રધાન દેવતાનો હોમ નથી. બીજા ગ્રંથોમાં તો, ત્રાંબાના કળશ ઉપરે રૂપાની પ્રતિમામાં બૃહસ્પતિના મંત્રવડે વાગીશ્વરનું પૂજન કરી તેની ઉત્તર તરફ ચાર કળશ સ્થાપન કરી તેમાં પંચપલ્લવ ઇત્યાદિક, કુંકુમ, કેશર, કુષ્ઠ, અને ગોરોચન એ નાખી વરૂણની પૂજા કરવી, એમ કહ્યુંછે. પછી આચાર્યને શંખ અને મોતી સહિત ચંદ્રબિંબનું દાન દેવું. અને ઉપર કહેલા ગ્રંથાંતરના પક્ષ પ્રમાણે ત્રાંબાના કળશ સહિત વાગીશ્વરની પ્રતિમાનું દાન; આયુષ્યની વૃદ્ધિ થવાને અર્થે, "सहस्राक्षेण०" એ મંત્રનો જપ; અને દશ કરતાં અધિક બ્રાહ્મણભોજન પણ કરાવવાં.

---

अथतिथिगंडांतलग्नगंडांतशांतिः पंचमीषष्ठयोर्दशम्येकादश्योःपंचदशीप्रतिपदोःसंधि भूतंघटीद्वयंतिथिगंडांतं कर्कसिंहयोर्वृश्चिकधनुषोर्मीनमेषयोश्चलग्नयोःसंधिभूतैकाघटिका लग्नगंडांतं तत्रतिथिगंडांतेपूर्वार्धेजन्मनितत्कालंस्नात्वावृषभदानंतन्मूल्यदानंवाकृत्वासूतकां तेशांतिःकार्या उत्तरार्धेजन्मनिशांतिमात्रं लग्नगंडांतपूर्वार्धेजन्मनिकांचनदानं उत्तरार्धेशां तिमात्रं कुंभेहेमप्रतिमायांवरुणंसंपूज्यवरुणोद्देशेनप्रतिद्रव्यमष्टोत्तरशतसंख्ययासमिद्धर्वा ज्यतिलयवानांहोमःकार्यः यवव्रीहिमाषतिलमुद्गानांदक्षिणात्वेनदानमिति ॥

## હવે તિથિગંડાંત અને લગ્નગંડાંતની શાંતિ કેહેછે.

પાંચમ, છઠ; દશમ, એકાદશી; અને પૂનમ કિંવા અમાસ, એકમ; એ તિથિઓની સંધિની બે બે ઘડી (એટલે પાંચમની છેલ્લી એક ઘડી છઠની પ્રથમની એક ઘડી એ રીતે) તેને તિથિગંડાંત કેહેછે. કર્ક, સિંહ; વૃશ્ચિક, ધનુષ; અને મીન, મેષ;

એ લગ્નોની સંધિની એક એક ઘડી (એટલે કર્કની અર્ધ ઘડી અને સિંહની અર્ધ ઘડી મળી એક ઘડી એ રીતે) તેને લગ્નગંડાંત કેહેછે. તે તિથિગંડાંતના પૂર્વાર્ધમાં જન્મ થાય તો તે સમયે સ્નાન કરી બળદનું દાન અથવા તેની કીમત જેટલું દ્રવ્યદાન કરી જનનાશૌચ ગયા પછી શાંતિ કરવી. તિથિગંડાંતના ઉત્તરાર્ધમાં જન્મ થાય તો શાંતિ માત્ર કરવી. લગ્નગંડાંતના પૂર્વાર્ધમાં જન્મ થાય તો સુવર્ણદાન કરવું. અને ઉત્તરાર્ધમાં જન્મ થાય તો શાંતિ માત્ર કરવી. કળશ ઉપરે પ્રતિમામાં વરૂણનું પૂજન કરી વરૂણ દેવતાને ઉદ્દેશે સમિધ, ચરૂ, ઘી, તિલ, અને યવ એ એક એક દ્રવ્યની એકસો આઠ (૧૦૮) આહુતિ પ્રમાણે હોમ કરવો. જવ, શાળ, અડદ, તિલ, અને મગ એમનું દક્ષિણા ઠેકાણે દાન કરવું.

अथदिनक्षयादिशांतिः दिनक्षयेचभद्रायांप्रसूतिर्यदिजायते यमघंटेदग्धयोगेमृत्युयोगेच दारुणे दुष्टयोगतिथीनांचनिषिद्धांशेषुचेत्तदा अतिदोषकरीप्रोक्तानस्मिन्पापयुतेसति यमघंटादयोज्योतिर्ग्रंथेप्रसिद्धाः दुर्योगतिथीनांनिषिद्धभागास्तु विष्कंभवज्रयोस्तिस्रःषट्च गंडातिगंडयोः परिघार्धंपंचशूले व्याघातेनवघटीस्त्यजेत् चतुःषडष्टनिष्पक्षेभूनतिथ्याद्यनाडिकाः अष्टां ८ क ९ मनु १४ तत्त्वा २५ शा १० बाण ५ संख्याविवर्जयेदित्युक्तास्ते याः दिनक्षयादिदोषेष्वेकैकदोषदूषितकालेजननेशिवेरुद्रैकादशिन्यभिषेकःकार्यः द्वित्रादिदोषसमुच्चयेग्रहयज्ञाश्वत्थप्रदक्षिणादिसमुच्चयः दीपंशिवालयेभक्त्याघृतेनपरिदापयेत् गाणपत्यंपुरुषसूक्तंसौरंमृत्युंजयंशुभम् शांतिजाप्यंरुद्रजाप्यंकृत्वामृत्युंजयीभवेदितिवाक्याद्बहुदोषेउक्तजपादिसमुच्चयोपि ॥

## હવે દિનક્ષય ઇત્યાદિકની શાંતિ કેહેછે.

"દિનક્ષય, ભદ્રા, યમઘંટ યોગ, દગ્ધ યોગ, ભયંકર એવો મૃત્યુ યોગ, દુષ્ટ યોગ અને તિથિઓની નિષિદ્ધ ઘડી એઓ પાપ યોગે યુક્ત હોય તેમાં જન્મ થાય તો તે જન્મ અતિ દોષકારક છે." યમઘંટ ઇત્યાદિ યોગ જ્યોતિષ ગ્રંથોમાં પ્રસિદ્ધ છે. **દુષ્ટ યોગ અને તિથિઓની નિષિદ્ધ ઘડી**—"વિષ્કંભ અને વજ્ર, એ યોગની પ્રથમની ત્રણ ત્રણ ઘડી, ગંડ અને અતિગંડ એની છ છ ઘડી, પરિઘનું અર્ધ, શૂળની પાંચ ઘડી, અને વ્યાઘાતની નવ ઘડી એ વર્જ્ય. ચોથની ૮, છઠની ૯, આઠમની ૧૪, નોમની ૨૫, બારસની ૧૦, અને ચૌદશની ૫, એ પ્રમાણે તિથિઓની પ્રથમ ઘડી વર્જ્ય કરવી." એમ કહ્યુંછે તે જાણવું. દિનક્ષયે ઇત્યાદિક દોષમાંથી એક એક દોષવડે દૂષિત કાળમાં જન્મ થાય તો શિવ ઉપરે એકાદશ રૂદ્રાભિષેક કરવા. જન્મ કાળે બે ત્રણ દોષ હોય તો ગ્રહયજ્ઞ, પિપળાને પ્રદક્ષિણા ઇત્યાદિ બે ત્રણ પ્રકાર કરવા. "શિવાલયમાં ભક્તિવડે ઘૃતનો દીપક કરવો. ગણપતિસૂક્ત, પુરૂષસૂક્ત, સૌરસૂક્ત, મૃત્યુંજય જપ, શાંતિસૂક્તનો જપ, અને રૂદ્ર જપ, એ કરવાથી મૃત્યુને જીતનારો થાયછે." એવાં વચન છે, માટે અનેક દોષ હોય તો ઉપરનાં વાક્યમાં કયલા જપાદિક પણ કરવા.

अथविषघटीशांतिः तत्रकौस्तुभेतिथिवारनक्षत्राणांविषनाड्यउक्तास्तथापिज्योतिर्ग्रंथे पुनक्षत्रविषघटीनामेवमहादोषत्वेनोक्तेर्नक्षत्रविषघटीष्वेवजननेउक्तशांतिःकार्या तिथ्यादिविषघटीनामुपदोषत्वाद्रुद्राभिषेकादिकंकार्यं विषघटीलक्षणंकौस्तुभादौज्ञेयं विषनाडीषुसंजातःपितृमातृधनात्मनां नाशकृद्विषशस्त्राग्निःक्रूरलग्नेंशकेपिच एतद्विषनाडीषुशिशुजननसूचितारिष्टेत्यादिसंकल्पः एककुंभेप्रतिमाचतुष्टयेरुद्रयमाग्निमृत्युदेवताःकद्रुद्राययमायसोममग्निर्मूर्धापरंमृत्योरितिमंत्रैःसंपूजयेत् ग्रहान्वाधानांतेरुद्रयमाग्निमृत्यून्समिच्चरुघृततिलाहुतिभिःप्रतिदैवतंप्रतिद्रव्यमष्टोत्तरशतसंख्याभिःशेषेणेत्यादि गृहसिद्धान्नस्यहोमः ॥

## હવે વિષઘડીની શાંતિ કેહેછે.

કૌસ્તુભમાં તિથિ, વાર અને નક્ષત્રોની વિષઘડી કહી છે તથાપિ જ્યોતિષ ગ્રંથોમાં નક્ષત્રોનીજ વિષઘડી મહાદોષકારક છે એમ કહ્યુંછે માટે નક્ષત્રોની વિષઘડીમાંજ જન્મ થાય તો ઉક્ત શાંતિ કરવી. તિથિ, વાર ઇત્યાદિકની વિષઘડી ઉપદોષ ( અલ્પ દોષકારક ) છે માટે તેમાં જન્મ થાય તો રૂદ્રાભિષેક ઇત્યાદિક કરવું. વિષઘડીનું લક્ષણ કૌસ્તુભ ઇત્યાદિક ગ્રંથોમાં જોવું. વિષઘડી, પાપગ્રહયુક્ત લગ્ન, અને લગ્નના અંશ એમાં જે ઉત્પન્ન થાય તે પિતા, માતા, ધન એમનો અને પોતાનો વિષ, શસ્ત્ર અને અગ્નિવડે નાશ કરનારો થાયછે." "एतद्विषनाडीषु शिशुजननसूचितारिष्टेत्यादि." એવો સંકલ્પ કરી એક કળશ ઉપરે ચાર પ્રતિમા રાખી તેમાં રૂદ્ર, યમ, અગ્નિ અને મૃત્યુ એ દેવતાઓની, "कद्रुद्राय०, यमाय सोमं०, अग्निर्मूर्द्धा०, परंमृत्यो०," એ મંત્રોવડે પૂજા કરવી. ગ્રહોનું અન્વાધાન કીધા પછી "रुद्रयमाग्निमृत्यून् समिच्चरुघृततिलाहुतिभिः प्रतिदैवतं प्रतिद्रव्यं अष्टोत्तरशतसंख्याभिः शेषेण०" એવું અન્વાધાન કરવું. ઘરમાં રાંધેલા ચરૂનો હોમ કરવો.

---

अथयमलजननशांतिः तत्रश्रौताग्निमतःसोग्नयेमरुत्वतेत्रयोदशकपालं पुरोडाशंनिर्वपेदितिऋग्वेदब्राह्मणोक्तेः यद्वाआश्वलायनसूत्रोक्तःकेवलमारुतयागः गृह्याग्निमतआश्वलायनस्यगृह्याग्नौमारुतश्चरुः अथयस्यवधूर्गौर्वाजनयेद्वेयमौतनः समरुद्भ्यश्चरुंकुर्यात्पूर्णाहुतिमथापिवेतिकारिकोक्तेःगृह्याग्निशून्यबह्वृचःकात्यायनोक्तशांतिंलौकिकाग्नौकुर्यात् ममभार्यायमलजननसूचितसर्वारिष्टपरिहारद्वाराश्रीपरमेश्वरप्रीत्यर्थंमारुतेष्ट्यायक्ष्यइतिसंकल्पःश्रौताग्निमतः स्मार्ताग्निमतस्तुमारुतस्थालीपाकेनयक्ष्यइतिसंकल्पः निरग्निस्तुसग्रहमखांकात्यायनोक्तांशांतिंकरिष्येइतिसंकल्प्यस्वस्तिवाचनादिआचार्यवरणांतंकुर्यात् अष्टदिक्षुअष्टकलशान्विधिनासंस्थाप्यउदकपूरणादिसर्वौषधीप्रक्षेपांतंवरुणंपूजयेत् अष्टकलशोदकैर्दंपत्योरभिषेकः आपोहिष्ठेतितिसृभिःकयानइतिद्वेआनःस्तुतइतिपंचेतिसप्तभिर्द्रीभिर्मापुत्ररुणइतिपंचभिरिदमापइत्येकयाअपनइत्यष्टाभिराग्नेयीभिर्ऋग्भिःकार्यः अभिषिक्तौदंपतीधृतश्वेतवस्त्रचंदनौउदङ्मुखौतिष्ठेतां प्राङ्मुखआचार्योग्निग्रहस्थापनांतेअपस्तिसृभिराज्याहुतिभिर्द्रिंसप्तभिर्वरुणंपंचभिरपएकयाग्निमष्टाभिराज्याहुतिभिःपूर्वाभिषेकार्थमुक्तैश्चतुर्विंशतिमंत्रैरग्निंसोमंपवमानंपावकंमारुतंमरुतःयमंअंतकंमृत्युंचैकैकयाचर्वाहुत्यानाममंत्रैः

**शेषेणेत्यादिअन्वादध्यात् षट्त्रिंशद्वारंतूष्णींनिर्वापप्रोक्षणे अंतेग्रहकलशोदकादिनाभिषेकः दासीमहिषीवडवागोहस्तिनीनांयमलजननेपीयंशांतिःकार्या इयंशांतिर्ग्रहोत्पातेषुउलूककपोतगृध्रश्येनानांगृहप्रवेशेस्तंभप्ररोहेवल्मीकप्ररोहेमधुजननेआसनशयनयानभंगेपल्लीपतनेसरठारोहणेछत्रध्वजविनाशेषुअन्येषूत्पातेषुचकार्येतिचकात्यायनमतं साचसाग्निकैःकात्यायनैःस्वगृह्याग्नौकार्या निरग्निकैस्तैरन्यैश्चलौकिकाग्नौ इतियमलजननादिशांतिः ॥**

## હવે યમલ (બે બાળકનો સાથેજ જન્મ) થાય તેની શાંતિ કેહેછે.

"જેની સ્ત્રીને યમલ ઉત્પત્તિ થાય તેણે શાંતિ કરવી. તે અગ્નિહોત્રી હોય તો તેણે, "મરૂત્વત્ નામના અગ્નિને અર્થે તેર કપાળયુક્ત પુરોડાશનો નિર્વાપ કરવો," એ રીતે ઋગ્વેદ બ્રાહ્મણમાં કહેલી ઇષ્ટિ કરવી. અથવા આશ્વલાયન સૂત્રમાં કહેલો કેવળ મારૂત (જેનો દેવતા મરૂત છે એવો) યાગ કરવો. ગૃહ્યાગ્નિયુક્ત આશ્વલાયન શાખાવાળો હોય તો તેણે ગૃહ્યાગ્નિવિષે મારૂત ચરૂ (મારૂતસ્થાલીપાક) કરવો. કારણ, "જેની સ્ત્રી અથવા ગાય યમલ જન્મ કરે તેણે મરૂત્ દેવતામાટે ચરૂ અથવા પૂર્ણાહુતિ કરવી," એવું કારિકાનું વચન છે. ગૃહ્યાગ્નિ રહિત આશ્વલાયન હોય તેણે કાત્યાયનોક્ત શાંતિ લૌકિકાગ્નિ ઉપરે કરવી. અગ્નિહોત્રી હોય તેણે, "**मम भार्यायमलजननसूचितसर्वारिष्टपरिहारद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थं मारुतेष्ट्या यक्ष्ये,**" એવો સંકલ્પ કરવો. ગૃહ્યાગ્નિયુક્ત હોય તેણે તો, "**मारुतस्थालीपाकेन यक्ष्ये,**" એવો સંકલ્પ કરવો. અગ્નિ રહિત હોય તેણે, "**सग्रहमखां कात्यायनोक्तां शांतिं करिष्ये,**" એવો સંકલ્પ કરી પુણ્યાહવાચનથી આરંભ કરી આચાર્યવરણ પર્યંત કર્મ કરવું. આઠ દિશામાં યથાવિધિ આઠ કળશનું સ્થાપન કરી તે કળશોમાં જળપૂરણથકી તે સર્વૌષધીપ્રક્ષેપ પર્યંત કર્મ કરી વરૂણની પૂજા કરવી. પછી આઠ કળશનાં જળવડે દંપતીને "**आपोहिष्ठा० ऋचा ३; कयान० ऋचा २** અને **आनःस्तुत० ऋचा ५** એમ મળીને **ऐंद्री ऋचा ७, मोषूवरुण० ऋचा ५, इदमापः० ऋचा १, अपन० अग्नि ऋचा ८,**" એ ઋચાઓવડે અભિષેક કરવો. પછી જેને અભિષેક થયલો હોય એવાં દંપતીએ શ્વેત વસ્ત્ર, અને ચંદન, ધારણ કરી ઉત્તર દિશાની સંમુખ બેસવું. આચાર્યે પૂર્વાભિમુખ બેસી અગ્નિ અને ગ્રહનું સ્થાપન કીધા પછી અન્વાધાન કરવું. તે આ રીતે;—"**अपस्तिसृभिराज्याहुतिभिरिंद्रंसप्तभिर्वरुणंपंचभिरपएकयाग्निमष्टाभिराज्याहुतिभिः पूर्वाभिषेकार्थमुक्तैश्चतुर्विंशतिमंत्रैरग्निं सोमं पवमानं पावकं मारुतं मरुतः यमं अंतकं मृत्युं चैकैकया चर्वाहुत्या नाममंत्रैः शेषेण०**" ઇત્યાદિક અન્વાધાન કરવું. છત્રીશ વાર મંત્ર વિના નિર્વાપ (ચોખા લેવા તે) કરી તેટલી વાર તે ધોવા. છેવટ ગ્રહકળશનાં જળ ઇત્યાદિકવડે અભિષેક કરવો. દાસી, ભેંસ, ઘોડી, ગાય, અને હાથણી એમને યમલ પ્રસવ થાય તો પણ આ શાંતિ કરવી. ગ્રહસંબંધિ ઉત્પાત; ઘુવડ, કપોત, (હોલો) ગીધ, અને શીચાણા એ પક્ષિ ઘરમાં પ્રવેશ કરે; સ્તંભપ્રરોહ (થંભને કોમળ પાન આવે); ઘરમાં વલ્મીક (ભોયરૂ=રાફડો) ઉત્પન્ન થાય; ઘરમાં મધમાંખી મધપોડું કરે; આસન, પલંગ, અને યાન (પાલખી,

૨થ) ઇત્યાદિકનો અકસ્માત્ ભંગ થાય; પલ્લી ( અંધી ચિચી=ગરોલી ) ઉપર પડે; કાકીડો ચડે; અને છત્ર, ધજા એનો અકસ્માત્ નાશ થાય તેમજ એવા બીજા ઉત્પાત થાય તે સઘળાઓમાં આ શાંતિ કરવી, એ કાત્યાયન ઋષીનો મત છે. તે શાંતિ સાગ્નિક કાત્યાયનોએ પોતાના ગૃહ્યાગ્નિવિષે કરવી. અગ્નિ રહિત કાત્યાયનોએ અને બીજાઓએ લૌકિકાગ્નિવિષે કરવી. એ પ્રમાણે યમલ જનનની શાંતિ સમાપ્ત થઈ.

---

अथत्रिकप्रसवशांतिः सुतत्रयेसुताचेत्स्यात्तत्त्रयेवासुतोयदि मातापित्रोःकुलस्यापितदानिष्टंमहद्भवेत् ज्येष्ठनाशोवित्तहानिर्दुःखंवासुमहद्भवेत् गोप्रसवंकृत्वाममसुतत्रयजन्मानंतरंकन्याजननसूचितसर्वारिष्टेतिवाकन्यात्रयजन्मानंतरंपुत्रजननसूचितेतिवानिमित्तानुसारेणसंकल्पः स्थंडिलपूर्वभागेग्रहस्थापनांतेतदुत्तरतःकलशपंचकेस्वर्णप्रतिमासुब्रह्मविष्णुमहेशेंद्ररुद्रानावाह्यपूजयेत् तत्रमंत्राः ब्रह्मजज्ञानं० इदंविष्णु० त्र्यंबकं० यतइंद्र० कद्रुद्रायेति ग्रहपीठदेवतान्वाधानांतेब्रह्माणंविष्णुंमहेशंइंद्रंरुद्रंचप्रत्येकंसमिदाज्यचरुतिलैःप्रतिद्रव्यमष्टोत्तरसहस्राष्टोत्तरत्रिशताष्टोत्तरशतान्यतमसंख्याहुतिभिःशेषेणेत्यादि ॥

## હવે ત્રણ પુત્ર પછી ચોથી કન્યા અથવા ત્રણ કન્યા પછી ચોથો પુત્ર થાય તો તેનું ફળ અને શાંતિ કેહેછે.

"જોડાજોડ ત્રણ પુત્ર જન્મ્યા પછી ચોથી કન્યા થાય અથવા જોડાજોડ ત્રણ કન્યા જન્મ્યા પછી ચોથો પુત્ર થાય તો તે માતા, પિતા, અને પોતાનાં કુળને મ્હોટું અનિષ્ટ કરેછે. મ્હોટા પુત્રનો નાશ, દ્રવ્યહાનિ કિંવા મ્હોટું દુઃખ એ થાયછે." ગોપ્રસવ કરી સંકલ્પ કરવો. તે,—"**मम सुतत्रयजन्मानंतरं कन्याजननसूचितसर्वारिष्टेति**" અથવા "**कन्यात्रयजन्मानंतरं पुत्रजननसूचितेति,**" એ પ્રમાણે ત્રણ પુત્ર કિંવા ત્રણ કન્યા જેવું નિમિત્ત હોય તેવો સંકલ્પ કરવો. સ્થંડિલની પૂર્વ તરફ ગ્રહસ્થાપન કર્યા પછી ગ્રહની ઉત્તર તરફ પાંચ કળશ સ્થાપન કરી તે કળશ ઉપરે સુવર્ણની પ્રતિમાઓમાં બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, ઇંદ્ર અને રૂદ્ર એમનું આવાહન કરી પૂજન કરવું. તે પૂજનના મંત્ર,—"**ब्रह्मजज्ञानं०, इदंविष्णु०, त्र्यंबकं०, यतइंद्र०, कद्रुद्राय०**", એ પાંચ જાણવા. ગ્રહપીઠ ઉપરે આવાહિત દેવતાનું અન્વાધાન કીધા પછી, "**ब्रह्माणं विष्णुं महेशं इंद्रं रुद्रं च प्रत्येकं समिदाज्यचरुतिलैः प्रतिद्रव्यमष्टोत्तर सहस्रअष्टोत्तरत्रिशतअष्टोत्तरशतान्यतमसंख्याहुतिभिः शेषेण०**" ઇત્યાદિક અન્વાધાન કરવું.

---

अथदंतजननशांतिः उपरिप्रथमंयस्यजायंतेथशिशोर्द्विजाः दंतैर्वासहयस्यस्याज्जन्मभार्गवसत्तम द्वितीयेचतृतीयेचचतुर्थेपंचमेतथा यदादंताश्चजायंतेमासेचैवमहद्भयं मातरंपितरंवाथखादेदात्मानमेवच बालानामष्टमेमासिषष्ठेमासिततःपुनः दंतायस्यचजायंतेमातावाम्रियतेपिता बालकःपीड्यतेवात्रस्वयमेवनसंशयः केचित्तुअष्टमेमासिदंतजन्मशुभमाहुः तत्रास्यशिशोःप्रथममूर्ध्वदंतजननसूचितसर्वारिष्टेत्यादिसदंतजननसूचितेत्यादिवाद्वितीय

**मासेदंतजन्मसूचितेत्यादिवासंकल्पंयथानिमित्तंयोजयेत् स्थंडिलोत्तरभागेनौकायांस्वर्णपीठे वास्वस्तिकयुतेबालमुपवेश्य सर्वौषध्यादियुक्तजलैःस्नापयित्वास्थंडिलपूर्वतःकलशेप्रतिमासुधातारंवन्हिंसोमंवायुंपर्वतान्केशवंचेतिषट्देवताःसंपूज्यग्रहान्वाधानांतेधातारंसकृच्चरुणावन्ह्यादिपंचदेवताएकैकयाज्याहुत्याशेषेणेत्यादिअन्वादध्यात् धात्रेत्वाजुष्टंनिर्वपामीत्यादिनिर्वापप्रोक्षणे नाम्नाचरुहोमः स्रुवेणवन्ह्यादिभ्यःपंचाज्याहुतयोपिनाम्नैव होमांतेदक्षिणांदत्वासप्ताहंयथाशक्तिब्राह्मणान्भोजयेत् अष्टमदिनेकांचनादिदत्वाकर्मेश्वरार्पणंकुर्यात् षष्ठाष्टममासयोर्दंतजननेतुएकस्याबृहस्पतिदेवतायाःपूजनं दधिमधुघृताक्तानामश्वत्थसमिधामष्टोत्तरशतंबृहस्पतिमंत्रेणहोमः आज्येनस्विष्टकृतादि इतिदंतजननशांतिः ॥**

## હવે દાંત ઉત્પન્ન થાય તેની શાંતિ કેહેછે.

"જે બાળકને પ્રથમ ઉપરના દાંત આવે અથવા દાંતસહિત જે જન્મ પામે અથવા બીજે, ત્રીજે, ચોથે કે પાંચમે માસે જો દાંત આવે તો મ્હોટો ભય પ્રાપ્ત થાયછે, માતાનો, પિતાનો કિંવા પોતાનોજ નાશ કરેછે, આઠમે અથવા છઠે માસે જે બાળકને દાંત આવે તો તેની માતા અથવા પિતા નાશ પામેછે. અથવા બાળક પોતેજ પીડા પામેછે, એમાં સંશય નથી." કોઇ ગ્રંથકાર તો, આઠમે માસે દાંત આવે તો શુભ કેહેછે. તેમાં પ્રથમ ઉપરના દાંત આવ્યા હોય તો, "**अस्य शिशोः प्रथममूर्ध्वदंतजननसूचितसर्वारिष्टेत्यादि.**" દાંત સહિત જન્મ થયો હોય તો, **सदंतजननसूचित०**" ઇત્યાદિ; બીજા માસમાં દાંત આવ્યા હોય તો, "**द्वितीयमासे दंतजननसूचित०**" એ પ્રમાણે જેવું નિમિત્ત હોય તેવો સંકલ્પ કરવો. સ્થંડિલની ઉત્તર તરફ નાવ બનાવી તેમાં અથવા સ્વસ્તિકયુક્ત સુવર્ણના પીઠ ઉપરે બાળકને બેસાડી સર્વ ઔષધ ઇત્યાદિયુક્ત જળવડે બાળકને સ્નાન કરાવી, સ્થંડિલની પૂર્વ તરફ કળશ ઉપરે છ પ્રતિમાઓમાં ધાતા, વન્હિ, સોમ, વાયુ, પર્વતો, અને કેશવ એ છ દેવની પૂજા કરી ગ્રહનું અન્વાધાન કીધા પછી, "**धातारं सकृच्चरुणा वन्ह्यादि पंचदेवता एकैकयाज्याहुत्या शेषेण०**" ઇત્યાદિક અન્વાધાન કરવું. પછી "**धात्रे त्वा-जुष्टं निर्वपामि**" ઇત્યાદિક કહી નિર્વાપ અને પ્રોક્ષણ કરવાં. નામ મંત્રે ચરૂહોમ કરવો. સ્રુવ પાત્રવડે વન્હિ આદિક પાંચ દેવતાને પાંચ ઘૃતાહુતિ દેવી તે પણ નામ મંત્રેજ દેવી. હોમ થયા પછી દક્ષિણા દઈ સાત દિવસ યથાશક્તિ બ્રાહ્મણભોજન કરાવવું. આઠમે દિવસે સુવર્ણ ઇત્યાદિક દાન કરી કર્મ ઈશ્વરને અર્પણ કરવું. છઠા અથવા આઠમા માસમાં દાંત ઉત્પન્ન થાય તો એક બૃહસ્પતિ દેવતાની પૂજા કરવી, અને દહીં, મધ તથા ઘૃતમાં ભીજવેલાં પિપલાનાં સમિધની બૃહસ્પતિના મંત્રવડે (૧૦૮) આહુતિનો હોમ કરી ઘૃતવડે સ્વિષ્ટકૃત્ ઇત્યાદિક હોમ કરવો. એ રીતે દાંત ઉત્પન્ન થાય તેની શાંતિ સમાપ્ત થઈ.

---

**अथप्रसववैकृतशांतिः यत्रगर्भेविपर्यासोमानुषाणांगवामपि अद्भुतानिप्रसूयंतेतत्रदेशस्याविद्रवः मानुषामानुषाणांचगजाश्वमृगपक्षिणां जायंतेजातिभेदाश्चसदंताविकृतास्तथा बहुशीर्षाअशीर्षाश्चबहुकर्णाअकर्णकाः एकशृंगाद्वित्रिशृंगास्तथैवत्रिचतुर्भुजाः दीर्घकर्णाम**

हाकर्णागजकर्णाश्चमानवाः राजश्रेष्ठेकुलेनाशोधनस्यचकुलस्यच अष्टोत्तरसहस्राणिचरुं वैजुहुयाद्घृतं समिधांतुपलाशानांतर्पयेत्पूर्ववन्द्विजान् अशिराजायतेजंतुस्तथाद्वित्रिशिरास्तथा अत्रसूर्याद्भुतेसूर्यंपूजयेज्जुहुयादपि दध्याज्यमधुसंयुक्ताःसमिधस्त्वर्कसंभवाः मृगीजनयतेसर्पान्मंडूकांश्चैवमानुषान् अत्राद्भुतेगीष्पतयेपूजांहोमंचकारयेत् औदुंबरस्यसमिधोदधिसर्पिःसमन्विताः स्त्रीगर्भपातोयमलंप्रसूयंतेथवास्त्रियः सदंताश्चैवजायंतेजातमात्राहसंतिच बुधाद्भुतेबुधायात्रपूजाहोमौसमाचरेत् ॥

## હવે વિપરીત ઉત્પત્તિ થઈ હોય તેની શાંતિ કેહેછે.

" જ્યહાં મનુષ્યના અને ગાયના ગર્ભમાં વિપર્યાસ ( જે રીતે થાવું જોઇએ તેમ ન થાય તે ) થાય, અને અદ્ભુત ઉત્પન્ન થાયછે ત્યહાં દેશનો નાશ થાયછે. મનુષ્ય, પશુ, હાથી, ઘોડા, મૃગ, અને પક્ષી એમને જુદી જાતના, અથવા દાંતસહિત, કિંવા વિકરાળ એવા ગર્ભ થાય, અથવા ઘણાં મસ્તકવાળા, મસ્તક રહિત, ઘણા કાનસહિત, કાનવનાના, એક શીગવાળા, બે શીગવાળા, ત્રણ શીગવાળા, ત્રણ હાથવાળા, ચાર હાથવાળા, લાંબા કાનવાળા, મ્હોટા કાનવાળા, અને હાથી સમાન કાનવાળા, એવા મનુષ્ય થાય ત્યહાં શ્રેષ્ઠ એવાં રાજકુળનો નાશ, ધનનો અને કુળનો નાશ થાયછે. માટે ચરૂ, ઘૃત, અને ખાખરાનાં સમિધ એ એક એક પદાર્થનો ( ૧૦૦૮ ) હોમ કરવો. અને પ્રથમની પેઠે બ્રાહ્મણોને ભોજનાદિક દાનવડે તૃપ્ત કરવા. મસ્તક રહિત, અથવા બે કે ત્રણ મસ્તકયુક્ત પ્રાણી ઉત્પન્ન થાય તો તે સૂર્ય સંબંધી અદ્ભુત છે, માટે સૂર્યની પૂજા કરી દહીં, ઘૃત અને મધમાં ભીજવેલાં આકડાનાં સમિધવડે સૂર્યને ઉદ્દેશે હોમ પણ કરવો. હરિણીથી સર્પ, દેડકાં કે મનુષ્યની ઉત્પત્તિ થાય તો તે અદ્ભુત બૃહસ્પતિ સંબંધી છે. તેમાં બૃહસ્પતિની પૂજા કરી દહીં અને ઘૃતમાં ભીજવેલાં ઔદુંબર ( ઘુલર )નાં સમિધનો હોમ કરવો. સ્ત્રીઓના ગર્ભપાત થાય, સ્ત્રીયોને યમલ જન્મ થાય અથવા દાંતસહિત જન્મ થાય કિંવા ઉત્પન્ન થતેજ હસે ઇત્યાદિક જે અદ્ભુત તે બુધ સંબંધી છે, તેથી એ વિષયમાં બુધની પૂજા અને બુધને અર્થે હોમ કરવો.

संक्षेपेणयथाप्राज्ञमित्थंजननशांतयः ॥ उक्ताजपाभिषेकार्थं,सूक्तादिबहुविस्तृताः॥ प्रयोगाःकौस्तुभादौच,प्रसिद्धाबहुशःपराः ॥ अनेनप्रीयतांदेवो, भगवान्विठ्ठलःप्रभुः ॥

એ પ્રમાણે યથામતિ સંક્ષેપથી જનનની શાંતિઓ કહી. જપ, અભિષેક માટે સૂક્તાદિકવડે અતિ વિસ્તારયુક્ત અને પ્રસિદ્ધ એવા બીજા પ્રયોગ કૌસ્તુભ ઇત્યાદિક ગ્રંથોમાં અનેક કહ્યાછે. આ મ્હારા ગ્રંથની રચનાવડે ભગવાન્ વિઠ્ઠળ પ્રભુ પ્રસન્ન થજો.

---

**अथनामकरणं तत्रजन्मदिनेजातकर्मानंतरंतत्कालःक्वचित् एकादशाहेद्वादशाहेवाविप्रस्यनामकर्म दशमदिनेआशौचसत्त्वेपिवचनान्नामकर्मकार्यमितिकेचित् क्षत्रियाणांत्रयोदशेषोडशेवादिने वैश्यानांषोडशेविंशतितमेवादिने द्वाविंशेमासांतेवाशूद्राणां मासांतेश**

ततमेदिनेवत्सरांतेवेतिविप्रादीनांगौणकालः मुख्यकालेकुर्वन्विप्रादिःपुण्यतिथिनक्षत्रचं द्रानुकूल्यादिगुणादरंनकुर्यात् उक्तमुख्यकालातिक्रमेशुभनक्षत्रादिकमावश्यकं वैधृतिव्यती पातसंक्रांतिग्रहणादिनामावास्याभद्रासुप्राप्तकालेपिनामकर्मादिशुभकर्मनकार्यं अत्रमैलमा सगुरुशुक्रास्तादिदोषोनास्तीत्युक्तं अपराण्हेरात्रौचनामकर्मवर्ज्यं ॥

## હવે નામકરણ સંસ્કાર કેહેછે.

જન્મ દિવસે જાતકર્મ સંસ્કાર કરવા પછી નામકર્મ સંસ્કારનો એજ સમય છે એમ કોઈ ગ્રંથમાં કહ્યુંછે. ઇગ્યારમે દિવસે અથવા બારમે દિવસે બ્રાહ્મણનું નામકર્મ કરવું, દશમે દિવસે આશૌચ છે તથાપિ વચન છે માટે નામકર્મ કરવું, એમ કોઈ ગ્રંથકાર કેહેછે. ક્ષત્રિયોને નામકર્મ સંસ્કાર તેરમે અથવા સોળમે દિવસે કરવો. વૈશ્યને સોળમે અથવા વીસમે દિવસે કરવો. શૂદ્રને બાવીસમે દિવસે કિંવા માસને અંતે કરવો. માસને અંતે, સોમે દિવસે, અને વર્ષને અંતે એ પ્રમાણે બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્ય એમનો ક્રમથી ગૌણ કાળ જાણવો. બ્રાહ્મણાદિક મુખ્ય કાળે નામ કર્મ કરે તો તે કાળમાં શુભ તિથિ, શુભ નક્ષત્ર, અને અનુકૂળ ચંદ્ર ઇત્યાદિક ગુણ જોવાનું અવશ્ય નથી. કહેલો મુખ્ય કાળ વ્યતીત થઈ ગયો હોય તો શુભ તિથિ શુભ નક્ષત્ર ઇત્યાદિક અવશ્ય જોવાં. વૈધૃતિ, વ્યતીપાત, સંક્રાંતિ, ગ્રહણ દિવસ, અમાવાસ્યા, અને ભદ્રા એ દિવસે જો કર્મકાળ પ્રાપ્ત થયો હોય તો પણ તે દિવસે નામકર્માદિક શુભ કર્મ કરવાં નહી. એ નામ કર્મવિષે મલમાસ, અને ગુરૂ શુક્રનો અસ્ત ઈત્યાદિકનો દોષ નથી એમ કહ્યુંછે. અપરાન્હ કાળે અને રાત્રિએ નામકર્મ કરવું નહી.

अथोक्तकालातिक्रमेऽपेक्षितशुभतिथ्यादि चतुर्थीषष्ठ्यष्टमीनवमीद्वादशीचतुर्दशीपं चदर्शीरहितास्तिथयःप्रशस्ताः चंद्रबुधगुरुशुक्रावासराः अश्विनीत्र्युत्तरारोहिणीमृगपुनर्व सुपुष्यहस्तस्वात्यनुराधाश्रवणधनिष्ठाशततारकारेवतीनक्षत्राणि वृषभसिंहवृश्चिकलग्नानि प्रशस्तानि ॥

## હવે ઉકત કાળ જતો રહ્યો હોય ત્યારે જે શુભ તિથિ ઈત્યાદિક લેવાનાં તે કેહેછે.

ચોથ, છઠ, આઠમ, નોમ, દ્વાદશી, ચૌદશ અને પૂનમ એ વિનાની બીજી તિથિઓ ઉત્તમ. સોમ, બુધ, ગુરૂ અને શુક્ર એ વાર ઉત્તમ. અશ્વિની, ત્રણ ઉત્તરા, રોહિણી, મૃગ, પુનર્વસુ, પુષ્ય, હસ્ત, સ્વાતી, અનુરાધા, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા અને રેવતી એ નક્ષત્રો શુભ છે. વૃષ, સિંહ અને વૃશ્ચિક એ લગ્ન પ્રશસ્ત છે.

ताॆनिनामानिचतुर्विधानि देवतानाममासनामनाक्षत्रनामव्यावहारिकनामेति तत्रामु कदेवताभक्तइत्याकारकंदेवतानामप्रथमं चैत्रादिमासनामानिवैकुंठोथजनार्दनः उपेंद्रोयज्ञ पुरुषोवासुदेवस्तथाहरिः योगीशःपुंडरीकाक्षःकृष्णोनंतोच्युतस्तथा चक्रीतिद्वादशैतानि क्रमादाहुर्मनीषिणइत्यनुसारेणमासनामद्वितीयकं मासाश्चात्रचांद्राः तेचशुक्लादिकृष्णांता

एव यस्मिन्नक्षत्रेजन्मतन्नक्षत्रवाचकशब्दात्तत्रजातइत्यधिकारेविहिततद्धितप्रत्ययेकृतेनिष्पन्नंनाक्षत्रनामतृतीयं तद्यथा आश्वयुक् आपभरणः कार्तिकः रौहिणः मार्गशीर्षः आर्द्रकः पुनर्वसुः तिष्यः आश्लेषः माघः पूर्वाफल्गुनः उत्तराफल्गुनः हस्तः चैत्रः स्वातिः विशाखः अनुराधः ज्यैष्ठः मूलकः पूर्वाषाढः उत्तराषाढः आभिजितः श्रावणः श्राविष्ठः शतभिषक् पूर्वप्रोष्ठपादः उत्तराप्रौष्ठपादः रैवतइति केचित्तुचूचेचोलाश्विनीप्रोक्तेत्यादिज्योतिर्ग्रंथोक्तावकहडाचक्रानुसारेणाश्विन्यादेश्चतुर्षुचरणेषु चूडामणिश्चेदीशश्चोलेशोलक्ष्मणइत्यादिकानिनाक्षत्रनामानिकुर्वंति तन्नश्रौतग्रंथादिबहुसंमतं शांखायनास्तुकृत्तिकोत्पन्नस्याग्निशर्मेतिनक्षत्रदेवतासंबद्धंनाक्षत्रंनामकुर्वंति एवंकातीयाअपि नाक्षत्रनामैवाभिवादनीयंगुप्तंचामौंजीबंधनात् मातापितरावेवजानीयातां व्यावहारिकंनामचतुर्थं तच्चकवर्गादिषुतृतीयचतुर्थपंचमवर्णहकारान्यतमवर्णाद्यावयवकंयरलवान्यतममध्यवर्णयुतंऋॡवर्णरहितंविसर्गांतंपित्रादिपुरुषत्रयान्यतमवाचकंशत्रुवाचकभिन्नंतद्धितप्रत्ययरहितंकृत्प्रत्ययांतंयुग्माक्षरंपुंसांअयुग्माक्षरंस्त्रीणांकार्यं यथादेवइतिहरिरिति उक्तसर्वलक्षणाभावेसमाक्षरंपुंसांअयुग्माक्षरंस्त्रीणामित्येकलक्षणयुतमेव यथारुद्रइतिराजेत्यादि अक्षरमत्रस्वरः व्यंजनेषुनसंख्यानियमः अत्रविशेषः द्व्यक्षरंप्रतिष्ठाकामश्चतुरक्षरंब्रह्मवर्चसकामःअंत्यलकाररेफंवर्जयेदिति आपस्तंबहिरण्यकेशिसूत्रेतु प्रातिपदिकादिधात्वंतंयथाहिरण्यदाइतिउपसर्गयुतंवासुश्रीरित्यादीतिविशेषउक्तः तच्चव्यावहारिकंनामशर्मपदांतंदेवपदांतंवाब्राह्मणस्य वर्मेतिराजेतिवापदयुतंक्षत्रियस्य गुप्तदत्तान्यतरांतंवैश्यस्य दासांतंशूद्रस्यकार्यं व्यावहारिकंनामप्रासादादीनामपिकार्यं देवालयगजाश्वानांवृक्षाणांवापिकूपयोः सर्वापणानांपण्यानांचिन्हानांयोषितांनृणां काव्यादीनांकवीनांचपश्वादीनांविशेषतः राजप्रासादयन्त्राणांनामकर्मयथोदितमित्युक्तेः ॥

તે નામ ચાર પ્રકારનાં છે. જે કે,—દેવતા સંબંધિ નામ, માસ સંબંધિ નામ, નક્ષત્ર સંબંધિ નામ, અને વ્યવહાર સંબંધિ નામ, એ પ્રમાણે ચાર પ્રકારનાં જાણવાં. તેમાં અમુકદેવતાભક્ત (જેમ, ગોપાળભક્ત ઇત્યાદિ) એ દેવતા નામ **પ્રથમ.** "ચૈત્રાદિક માસ સંબંધિ નામ—વૈકુંઠ, જનાર્દન, ઉપેંદ્ર, યજ્ઞપુરૂષ, વાસુદેવ, હરિ, યોગીશ, પુંડરીકાક્ષ, કૃષ્ણ, અનંત, અચ્યુત અને ચક્રી એ બાર નામ ક્રમવડે વિદ્વાનો કહેછે." એ પ્રમાણે માસ સંબંધિ નામ તે બીજું. આ નામ પ્રકરણમાં માસ ચાંદ્ર લેવા. તે શુક્લ પક્ષથકી તે કૃષ્ણ પક્ષ પર્યંતજ લેવા. જે નક્ષત્રમાં જન્મ થયો હોય તે નક્ષત્રનો વાચક જે શબ્દ તેથકી 'જાતઃ' એ અર્થમાં આવેલા તદ્ધિત પ્રત્યયવડે સિદ્ધ થયલું જે નામ તે નાક્ષત્ર નામ ત્રીજું. તે આ રીતે,—આશ્વયુક્ (અશ્વિની નક્ષત્રમાં ઉત્પન્ન થયો તે ઇ૦, એ પ્રમાણે સર્વ નક્ષત્ર સંબંધિ નામનો અર્થ જાણવો.) આપભરણ, કાર્ત્તિક, રૌહિણ, માર્ગશીર્ષ, આર્દ્રક, પુનર્વસુ, તિષ્ય, આશ્લેષ, માઘ, પૂર્વાફલ્ગુન, ઉત્તરાફલ્ગુન, હસ્ત, ચૈત્ર, સ્વાતિ, વિશાખ, અનુરાધ, જ્યૈષ્ઠ, મૂલક, પૂર્વાષાઢ, ઉત્તરાષાઢ, આભિજીત, શ્રાવણ, શ્રવિષ્ઠ, શતભિષક્, પૂર્વાપ્રૌષ્ઠપાદ, ઉત્તરાપ્રૌષ્ઠપાદ, અને રૈવત એ પ્રમાણે નામ જાણવાં. કોઈ ગ્રંથકાર તો, "ચૂ, ચે, ચો, લા અશ્વિની" ઇત્યાદિક જ્યોતિષ ગ્રંથમાં કહેલાં અવકહડ ચ-

ક્રને અનુસારે અશ્વિની ઇત્યાદિકના ચાર ચરણવિષે ચૂડામણિ, ચેદીશ, ચોલેશ અને લક્ષ્મણ ઇત્યાદિક નાક્ષત્ર નામ ઠેરવે છે. પણ તેવાં નામ ઠેરવવાં તે અનેક શ્રૌત ગ્રંથાદિકોને માન્ય નથી. શાંખાયનો તો કૃત્તિકામાં ઉત્પન્ન થયલાનું 'અગ્નિશર્મા' એવું નક્ષત્ર દેવતાનાં નામવડે જોડાયલું એવું નામ પાડેછે. અને કાત્યાયનો પણ એમજ નાક્ષત્ર નામ પાડેછે. નક્ષત્ર સંબંધિ નામજ અભિવાદનીય (માતા, પિતા અથવા ગુરૂ એમને નમસ્કાર કરતી વખતે ઉચ્ચાર કરવા યોગ્ય) છે, અને તે મૌંજી થવા પર્યંત માત્ર માતા પિતાનેજ ખબર હોતાં બીજાઓથી ગુપ્ત રાખવું. વ્યવહાર સંબંધિ નામ તે ચોથું. તે વ્યાવહારિક નામ કવર્ગ આદિ પાંચ વર્ગના ત્રીજા, ચોથા, અથવા પાંચમાં વર્ણ અને હકારવર્ણ એમાંનો કોઈ પણ અક્ષર પ્રથમ હોય; ય, ર, લ, વ એમાંનો કોઈ પણ અક્ષર મધ્યમાં હોય; ઋ, લૃ એ વર્ણે રહિત હોય; જેની અંતે વિસર્ગ હોય; પિતા, પિતામહ (દાદા), પ્રપિતામહ (પરદાદા) એ ત્રણ પુરૂષમાંથી કોઇનું નામ હોય; શત્રુનાં નામ કરતાં ભિન્ન હોય; તદ્ધિત પ્રત્યય રહિત હોય; અને જેની અંતે કૃત્ પ્રત્યય હોય એવું પુરૂષનું સમ અક્ષરનું અને સ્ત્રીઓનું વિષમ અક્ષરનું નામ પાડવું. જેમ કે દેવ, હરિ. ઉપર કહેલાં સર્વ લક્ષણો ન મળે તો પુરૂષનાં સમ અક્ષરનાં અને સ્ત્રીયોનાં વિષમ અક્ષરનાં, એ પ્રમાણે એકજ લક્ષણયુક્ત નામ પાડવાં. જેમ રૂદ્ર, રાજા ઇત્યાદિક. ઈહિં અક્ષર એટલે સ્વર સમજવા. વ્યંજનો વિષે સંખ્યાનો નિયમ નથી. એ વિષયમાં વિશેષ કેહેછે. પ્રતિષ્ઠાની ઇચ્છા હોય તો બે અક્ષરનું અને બ્રહ્મતેજની ઇચ્છા હોય તો ચાર અક્ષરનું નામ પાડવું, અને અંતે લ અથવા ર એ ન રાખવા. આપસ્તંબ હિરણ્યકેશિ સૂત્રમાં તો, નામ જેને આદ્યે હોય અને ધાતુ જેને અંતે હોય એવું નામ પાડવું; જેમ,—હિરણ્યદા એ રીતે; અથવા ઉપસર્ગે યુક્ત એવું, જેમ,—સુશ્રીઃ, ઇત્યાદિક વિશેષ પ્રકાર કહ્યાછે. તે વ્યવહાર સંબંધિ નામ બ્રાહ્મણનું શર્મ પદ અથવા દેવ પદ જેની અંતે હોય એવું પાડવું. વર્મ પદ અથવા રાજ પદ જેની અંતે હોય એવું ક્ષત્રિયનું નામ પાડવું. ગુપ્ત પદ અથવા દત્ત પદ જેની અંતે હોય એવું વૈશ્યનું નામ પાડવું. શૂદ્રનું દાસ પદાંત નામ પાડવું. દેવાલય અને રાજમોહોલ ઇત્યાદિકનું પણ વ્યાવહારિક નામ પાડવું. કારણ, "દેવાલય, હાથી, ઘોડા, ઝાડ, વાવ, કુવા, સઘળી બજાર, વેચવાના પદાર્થ, ચિન્હ, સ્ત્રી, પુરૂષ, કાવ્યાદિક, કવિ, પશુ, રાજાના મોહોલ, અને યજ્ઞ એમનાં યથાયોગ્ય નામ પાડવાં" એવું વચન છે.

---

अथप्रयोगेविशेषः गर्भाधानादिसंस्कारलोपेप्रत्येकंपादकृच्छ्रंवृद्धिपूर्वमकरणेप्रत्येकमर्धकृच्छ्रंप्रायश्चित्तंजातकर्मणःकालातिपत्तिनिमित्तकाज्यहोमपूर्वकंकार्यं तद्यथा जातकर्मणः कालातिपत्तिनिमित्तकदोषपरिहारद्वाराश्रीपरमेश्वरप्रीत्यर्थं प्रायश्चित्तहोमंकरिष्यइतिसंकल्प्याग्निस्थापनेध्माधानादिपाकयज्ञतंत्रसहितं वन्हिस्थापनाज्यसंस्कारपात्रसंस्कारमात्रसहितंवाभूर्भुवःस्वःस्वाहेतिसमस्तव्याहृत्याज्यहोमंकुर्यात् होमंसमाप्यगर्भाधानपुंसवनानवलोभनसीमंतोन्नयनलोपजनितदोषपरिहारद्वाराश्रीपरमेश्वरप्रीत्यर्थं एतावतःपादकृच्छ्रान्

द्धिपूर्वकलोपेर्धकृच्छ्रान्तत्प्रत्याम्नायगोनिष्क्रयीभूतयथाशक्तिरजतद्रव्यदानेनाहमाचरिष्य इतिसंकल्प्यद्रव्यंदद्यात् जातकर्मनाम्नोःसहचिकीर्षायांपूर्वोक्तजातकर्मसंकल्पवाक्यमुच्चार्य अस्यकुमारस्यायुरभिवृद्धिव्यवहारसिद्धिबीजगर्भसमुद्भवैनोनिबर्हणद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थंनामकर्मचतंत्रेणकरिष्यइतिसंकल्प्यस्वस्तिवाचनादिकुर्यात् तत्रजातकर्मनामकर्मणोःपुण्याहंभवंतोब्रुवंत्वित्युक्त्वाअस्यकुमारस्यजातकर्मणेएतन्नाम्नेअस्मैचस्वस्तिभवंतोब्रुवंत्विति स्वस्तिपर्यायेवदेत् तदनुसारेणैवविप्रप्रतिवचनं केवलनामचिकीर्षायांनामकर्मणःपुण्याहमित्युक्त्वास्वस्तिपर्यायेअमुकनाम्नेअस्मैस्वस्तिभवंतोब्रुवंत्वितिवदेत् विप्राश्चामुकनाम्नेअस्मैस्वस्तीतिप्रतिब्रूयुः लेखनादौनामत्रयंशर्मादिपदरहितंकृत्वाव्यावहारिकंनामशर्माद्यंतंकुर्यात् अभिवादनेनाक्षत्रनामापिशर्माद्यंतंसर्वत्रोच्चारणीयं अवशिष्टःप्रयोगःप्रयोगग्रंथेषु ॥

## હવે પ્રયોગમાં વિશેષ કેહેછે.

ગર્ભાધાન ઇત્યાદિ સંસ્કારનો લોપ થાય તો એક એક સંસ્કાર લોપને બદલે પાદકૃચ્છ્ર, અને જાણી જોઈ ન કીધા હોય તો અર્ધ કૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત. જાતકર્મનો કાળ ટળી ગયો હોય એ નિમિત્તથી કરવાનો જે ઘૃતહોમ તે પ્રથમ કરી, પછે કરવું. તે આ રીતે;—" **जातकर्मणः कालातिपत्तिनिमित्तकदोषपरिहारद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थं प्रायश्चित्तहोमं करिष्ये** " એવો સંકલ્પ કરી અગ્નિસ્થાપન, ઇધ્માસ્થાપન ઇત્યાદિક પાકયજ્ઞના તંત્રેયુક્ત, અથવા અગ્નિસ્થાપન, આજ્યસંસ્કાર, અને પાત્રના સંસ્કાર, માત્ર એમણેજ યુક્ત એવો, " **भूर्भुवःस्वःस्वाहा** " એ સમસ્ત વ્યાહૃતિ મંત્રવડે આજ્યનો હોમ કરવો. હોમ સમાપ્ત કરી " **गर्भाधानपुंसवनानवलोभनसीमंतोन्नयनलोपजनितदोषपरिहारद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थं एतावतः पादकृच्छ्रान् वुद्धिपूर्वकलोपेऽर्धकृच्छ्रान् तत्प्रत्याम्नायगोनिष्क्रयीभूतयथाशक्तिरजतद्रव्यदानेनाहमाचरिष्ये,** " એવો સંકલ્પ કરી તેટલું દ્રવ્ય દેવું. જાતકર્મ અને નામકર્મ બન્ને સંસ્કાર એક તંત્રે કરવાના હોય તો પ્રથમ કહેલાં જાતકર્મનાં સંકલ્પ વાક્યનો ઉચ્ચાર કરી એક તંત્રનો સંકલ્પ કરવો. તે આ રીતે,—" **अस्य कुमारस्यायुरभिवृद्धिव्यवहारसिद्धिबीजगर्भसमुद्भवैनो निबर्हणद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थं नामकर्म च तंत्रेण करिष्ये,** " એવો સંકલ્પ કરી પુણ્યાહવાચન ઇત્યાદિક કરવું. " **जातकर्मनामकर्मणोः पुण्याहं भवंतो ब्रुवंतु,** " એવું પુણ્યાહવાચનમાં વાક્ય કહી " **अस्य कुमारस्य जातकर्मणे एतन्नाम्ने अस्मै च स्वस्ति भवंतो ब्रुवंतु,** " એ રીતે સ્વસ્તિ શબ્દવિષે કેહેવું. તે રીતેજ બ્રાહ્મણોએ પ્રત્યુત્તર વચન કેહેવું. કેવળ નામકરણ કર્તવ્ય હોય તો " **नामकर्मणः पुण्याहं,** " એમ કહી " **अमुकनाम्ने अस्मै स्वस्ति भवंतो ब्रुवंतु** " એ રીતે સ્વસ્તિ શબ્દ વિષે કેહેવું. બ્રાહ્મણોએ " **अमुकनाम्ने अस्मै स्वस्ति** " એવું પ્રતિવચન કેહેવું. નામ લખવામાં ત્રણ નામ શર્માદિ શબ્દ રહિત લખી, વ્યાવહારિક નામ શર્માદિ પદ જેની અંતે હોય એવું લખવું. અભિવાદન વિષે ( નામ ગોત્રોચ્ચારપૂર્વક નમસ્કાર વિષે ) નાક્ષત્ર નામ પણ શર્માદિ પદ જેની અંતે હોય એવું ઉચ્ચાર કરવું. અવશિષ્ટ ( બાકીનો ) પ્રયોગ પ્રયોગ ગ્રંથોમાં જોવો.

अथस्त्रीणांनामकर्म संकल्पेअस्याःकुमार्याइतिविशेषः स्वस्तिवाचनेएतन्नाम्न्यैअस्यैस्व स्तीत्यादि भक्तेत्यावंतंदेवतानाम मासनामसुचक्रिणीवैकुंठीवासुदेवीतित्रीणिङीबंतानि हरिरित्यविकृतं अवशिष्टानिअष्टावाबंतानि रौहिणीकृत्तिकेत्येवंयथायथंनाक्षत्रनामेतिमातृ दत्तमते आश्वलायनैर्नाक्षत्रनामस्त्रीणांनकार्यं व्यावहारिकंयज्ञदाशर्मेतिपुंवत् पूजादिकंवैदि कमंत्ररहितंपुंवत्कार्यं पितुरसन्निधौस्त्रीपुंसयोर्नामपितामहादिःकुर्यात् इतिनामकरणम् ॥

## હવે સ્ત્રીયોનું નામકર્મ કેહેછે.

સંકલ્પમાં "अस्याः कुमार्याः" એટલો વિશેષ જાણવો. પુણ્યાહવાચનમાં "एतन्नाम्न्यै अस्यै स्वस्ति," ઇત્યાદિક વિશેષ જાણવો. 'भक्ता' એવું આબંત દેવતા નામ; માસ નામમાં ચક્રિણી, વૈકુંઠી, વાસુદેવી એ ત્રણ નામ ઙીપ્ પ્રત્યયાંત જાણવાં. હરિ એ નામ પુત્ર અને કન્યાવિષે સમાન છે. બાકી આઠ નામ (જનાર્દના, ઉપેંદ્રા, યજ્ઞપુરૂષા, યોગીશા, પુંડરીકાક્ષા, કૃષ્ણા, અનંતા, અચ્યુતા) આબંત જાણવાં. રોહિણી, કૃત્તિકા એ પ્રમાણે નાક્ષત્ર નામ યથાયોગ્ય માંડવાં; એ **માતૃદત્તનો** મત છે. આશ્વલાયનોએ સ્ત્રીઓનું નાક્ષત્ર નામ પાડવું નહી. વ્યાવહારિક નામ પાડવું તે 'યજ્ઞદા શર્મા' એમ પુરૂષ પ્રમાણે પાડવું. પૂજાદિક કર્મ વૈદિક મંત્રે રહિત પુરૂષ પ્રમાણે કરવું. પિતા સમીપે ન હોય તો કન્યા અને પુત્રનો નામકર્મ સંસ્કાર પિતામહ ઇત્યાદિકે કરવો. એ રીતે નામકરણ સમાપ્ત થયું.

---

अथांदोलारोहणं आंदोलाशयनेपुंसोद्वादशोदिवसःशुभः त्रयोदशस्तुकन्यायाननक्षत्र विचारणा अन्यस्मिन्दिवसेचेत्स्याच्छुभकालंविचारयेत् उत्तरात्रयरोहिणीहस्ताश्विनीपुष्य रेवत्यनुराधामृगचित्रापुनर्वसुश्रवणस्वातिनक्षत्रेषुशुभवारेरिक्तातिरिक्ततिथौचंद्रताराबले कुलयोषिद्भिरांदोलाशयनंकार्यं ॥

## હવે બાળકને પાલણામાં સુવારવું તે કેહેછે.

"પુત્રને પાલણામાં સુવારવામાં બારમો દિવસ શુભ; અને કન્યાને પાલણે સુવારવામાં તેરમો દિવસ શુભ છે. એ દિવસે શુભ નક્ષત્રના વિચારની જરૂર નથી. અન્ય દિવસે પાલણે સુવારવું હોય તો દિનશુદ્ધિ વિચારવી." ત્રણ ઉત્તરા, રોહિણી, હસ્ત, અશ્વિની, પુષ્ય, રેવતી, અનુરાધા, મૃગ, ચિત્રા, પુનર્વસુ, શ્રવણ અને સ્વાતી એ નક્ષત્રે; સોમ, બુધ, ગુરૂ અને શુક્ર એ શુભ વારે; રિક્તા (ચોથ, નોમ, ચૌદશ) તિથિ વિના બીજી તિથીઓમાં; ચંદ્રબળ અને તારાબળે યુક્ત એવે દિવસે કુટુંબની સ્ત્રીઓએ બાલકને પાલણામાં સુવારવો.

---

एकत्रिंशेदिनेद्वितीयजन्मर्क्षेवादोलारोहोक्तनक्षत्रैर्वापूर्वाण्हमध्यान्हयोःकुलदेवताविप्र योःपूजांविधायशंखेनगोदुग्धंपाययेत् इतिदुग्धपानं ॥

એકત્રીસમે દિવસે, કિંવા બીજે જન્મનક્ષત્રે, અથવા પાલણામાં સુવારવાને જે નક્ષત્રો કહ્યાંછે તે નક્ષત્રે પૂર્વાન્હ અથવા મધ્યાન્હ કાળે કુલદેવતા અને બ્રાહ્મણોનું

પૂજન કરી શંખવડે ગાયનું દૂધ બાલકને પીવરાવવું. એ પ્રમાણે દુગ્ધ પ્રાશન સમાપ્ત થયું.

सूत्यामासोत्तरंबुधसोमगुरुवारेषुरिक्तान्यतिथौश्रवणपुष्यपुनर्वसुमृगहस्तमूलानुराधानक्षत्रेषुजलस्थानंगत्वाजलपूजाकार्या अत्रगुरुशुक्रास्तचैत्रपौषमासाधिमासावर्ज्याः इतिजलपूजनं ॥

## હવે જળપૂજન કેહેછે.

પ્રસૂતાને પ્રસવાનંતર પૂર્ણ એક માસ ગયા પછી બુધ, સોમ, અથવા ગુરૂ વારે; રિક્તા વિના બીજી તિથિએ; શ્રવણ, પુષ્ય, પુનર્વસુ, મૃગ, હસ્ત, મૂળ, અને અનુરાધા એ નક્ષત્રે; જળને સ્થાનકે જઈ જળની પૂજા કરવી. એમાં ગુરૂ, શુક્રનો અસ્ત; ચૈત્ર, પૌષ અને અધિક માસ એ વર્જ્ય કરવા. એ પ્રમાણે જળપૂજન સમાપ્ત થયું.

तृतीयेमासिसूर्यावलोकनंचतुर्थेमासिअन्नप्राशनकालेवानिष्क्रमणं तत्रकालः शुक्लपक्षःशुभःप्रोक्तःकृष्णश्चांत्यत्रिकंविना रिक्ताषष्ठ्यष्टमीदर्शद्वादशीचविवर्जिता गुरुशुक्रबुधवाराश्विनीरोहिणीमृगपुष्योत्तरात्रयहस्तधनिष्ठाश्रवणरेवतीपुनर्वसुअनुराधानक्षत्राणिप्रशस्तानि इदंनिष्क्रमणंनित्यकाम्यं सूर्यावलोकननिष्क्रमणयोर्नांदीश्राद्धंकृताकृतं ॥

ત્રીજે માસે સૂર્યનું દર્શન કરાવવું. ચોથે માસે અથવા અન્નપ્રાશનને સમયે નિષ્ક્રમણ (બાળકને પ્રથમ ઘરથી બાહાર તેડી નીકળવું તે) કરાવવું. **તેવિષે મુહૂર્ત્ત**—"શુક્લ પક્ષ શુભ છે, છેવટના પાંચ દિવસ વર્જ્ય કરી કૃષ્ણ પક્ષ પણ શુભ છે. રિક્તા, છઠ, આઠમ, અમાસ, અને બારસ એ તિથિ વર્જ્ય કરવી." ગુરૂ, શુક્ર, અને બુધ એ વાર શુભ છે. અશ્વિની, રોહિણી, મૃગ, પુષ્ય, ત્રણ ઉત્તરા, હસ્ત, ધનિષ્ઠા, શ્રવણ, રેવતી, પુનર્વસુ, અને અનુરાધા એ નક્ષત્ર શુભ છે. એ નિષ્ક્રમણ નિત્ય અને કામ્ય એમ બે પ્રકારનું છે. સૂર્યનું દર્શન અને નિષ્ક્રમણ એમાં નાંદીશ્રાદ્ધ કરવું અથવા ન કરવું એમ છે.

अथभूम्युपवेशनकालः पंचममासेनिष्क्रमोक्ततिथ्यादौभौमबलेसतिभूम्युपवेशनंकार्यं॥

## હવે બાળકને પૃથ્વી ઉપરે બેસાડવાનો કાળ કેહેછે.

પાંચમે માસે; નિષ્ક્રમણમાં કયલાં જે તિથિ, વાર, અને નક્ષત્ર તે દિવસે; ભૌમ બળ (મંગળનું બળ) હોય તો; બાળકને પૃથ્વી ઉપરે બેસાડવો.

अथान्नप्राशनकालः षष्ठेष्टमेदशमेद्वादशेवामासेपूर्णेवत्सरेवापुंसोन्नप्राशनं पंचमसप्तमनवममासेषुस्त्रीणां द्वितीयाचतृतीयाचपंचमीसप्तमीतथा त्रयोदशीचदशमीप्राशनेतिथयःशुभाः बुधशुक्रगुरुवाराःशुभाः रविचंद्रवारौक्वचित् अश्विनीरोहिणीमृगपुनर्वसुपुष्योत्तरात्रयहस्तचित्रास्वात्यनुराधाश्रवणधनिष्ठाशततारकारेवत्यःशुभाः जन्मनक्षत्रमशुभमितिकेचित् अद्रावैधृतिव्यतीपातगंडातिगंडवज्रशूलपरिघावर्ज्याः विष्णुशिवचंद्रार्कदिक्पालभूमिदिशाब्राह्मणान्संपूज्यमातुरुत्संगगतस्यशिशोःकांचनेकांस्येवापात्रेस्थितंदधिमधुघृतमि

श्रंपायसंसुवर्णयुतहस्तेनसमंत्रंप्राशयेत् सूर्यावलोकनादीन्यन्नप्राशनांतानिअन्नप्राशनकालेशिष्टाःसहैवानुतिष्ठंति एतेषांसहप्रयोगसंकल्पादिकंकौस्तुभादौज्ञातव्यं ॥

## હવે અન્નપ્રાશન સંસ્કારનો કાળ કેહેછે.

છઠે, આઠમે, દશમે, અથવા બારમે માસે અથવા વર્ષ પૂર્ણ થાય ત્યારે પુરૂષને અન્નપ્રાશન સંસ્કાર કરવો. પાંચમે, સાતમે અથવા નવમે માસે સ્રીયોને અન્નપ્રાશન સંસ્કાર કરવો. "બીજ, ત્રીજ, પાંચમ, સાતમ, તેરસ અને દશમ એ તિથિઓ અન્નપ્રાશન સંસ્કારવિષે શુભ છે. બુધ, ગુરૂ અને શુક્ર એ વાર શુભ છે. રવિ અને ચંદ્ર એ વાર કોઈ ગ્રંથમાં શુભ કહ્યાછે. અશ્વિની, રોહિણી, મૃગ, પુનર્વસુ, પુષ્ય, ત્રણ ઉત્તરા, હસ્ત, ચિત્રા, સ્વાતિ, અનુરાધા, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, અને રેવતી એ નક્ષત્રો શુભ છે. જન્મ નક્ષત્ર અશુભ એમ કોઈ ગ્રંથકાર કેહેછે. ભદ્રા, વૈધૃતિ, વ્યતીપાત, ગંડ, અતિગંડ, વજ્ર, શૂળ, અને પરિઘ એ યોગ વર્જ્ય કરવા. વિષ્ણુ, શિવ, ચંદ્ર, સૂર્ય, દિક્પાળ, ભૂમિ, દિશા અને બ્રાહ્મણ એમની પૂજા કરી માતાના ખોળા ઉપરે બેસારેલા બાળકને સુવર્ણનાં અથવા કાંસાંનાં પાત્રમાં રાખેલો દહીં, મધ, ઘૃતમિશ્રિત એવો પાયસ સુવર્ણયુક્ત હાથમાં લઈ મંત્રવડે પ્રાશન કરાવવો (ખવરાવવો). સૂર્યાવલોકનથકી તે અન્નપ્રાશન પર્યંત સર્વ કર્મ શિષ્ટ જનો અન્નપ્રાશન સમયેજ કરેછે. સર્વ કર્મ અન્નપ્રાશનની સાથે કરવાનાં હોય તો તેનો સંકલ્પ ઇત્યાદિક સર્વ વિસ્તાર કૌસ્તુભ ઇત્યાદિક ગ્રંથમાં જોવો.

---

अथान्नप्राशनांतेकर्तव्यं अग्रतोऽथपरिन्यस्यशिल्पवस्तूनिसर्वशः शस्त्राणिचैववस्त्राणि ततःपश्येत्तुलक्षणं प्रथमंयत्स्पृशेद्बालःपुस्तकादिस्वयंतदा जीविकातस्यबालस्यतेनैवतुभविष्यति अन्नप्राशनांतसंस्कारेषुमलमासगुरुशुक्रास्तादिदोषोनास्तिइत्युक्तंतच्छुद्धकालेऽसंभवेज्ञेयं तेनषष्ठादिमासेअस्तादिदोषसत्त्वेऽष्टमादिमासेकार्यं इतिसूर्यावलोकननिष्क्रमणभूम्युपवेशनान्नप्राशनानि ॥

**હવે અન્નપ્રાશન થયા પછી કર્તવ્ય વિધિ**—"બાળકની સામે કળાકુશળતાના સર્વ પદાર્થ, શસ્ત્ર અને વસ્ત્ર ઇત્યાદિક રાખી તે ઉપરથી તે બાળકનું લક્ષણ જાણવું. સામે રાખેલા પદાર્થમાંથી જે પદાર્થને બાળક સ્પર્શ કરે તે પદાર્થવડેજ તેની આજીવિકા થવાની." અન્નપ્રાશન પર્યંત સંસ્કારોવિષે મળ માસ, ગુરૂ અને શુક્રના અસ્તાદિક એમનો દોષ નથી એવું જે કહ્યું તે, શુદ્ધ કાળમાં અસંભવ (ન થઈ શકે એમ) હોય તો જાણવું, તેથી છઠા ઇત્યાદિક માસમાં અસ્તાદિક દોષ હોય તો (અન્નપ્રાશન) આઠમા ઇત્યાદિ માસમાં કરવું. એ પ્રમાણે સૂર્યાવલોકન, નિષ્ક્રમણ, ભૂમ્યુપવેશન અને અન્નપ્રાશન એ સંસ્કાર સમાપ્ત થયા.

---

अथकर्णवेधः दशमेद्वादशेवान्हिषोडशेकर्णवेधनं मासेषष्ठेसप्तमेवाअष्टमेदशमेपिवा द्वादशेवाततोऽब्देचप्रथमेवातृतीयके नकर्तव्यंसमेवर्षेस्त्रीपुंसःश्रुतिवेधनं तृतीयादिवत्सरेमासाः कार्तिकेपौषमासेवाचैत्रेवाफाल्गुनेपिवा शुक्लपक्षःशुभःप्रोक्तोजन्ममासोनिषेधितः

भद्रायांविष्णुशयनेकर्णवेधंविवर्जयेत् तेनकार्तिकमासविधिःशुक्लद्वादश्युत्तरंज्ञेयः केचिन्मीनस्थसूर्येचैत्रंधनुस्थेपौषंमासंवर्जयंति द्वितीयादशमीषष्ठीसप्तमीचत्रयोदशी द्वादशीपंचमीशस्तातृतीयाकर्णवेधने चंद्रबुधगुरुशुक्रवाराःपुष्यपुनर्वसुमृगोत्तरात्रयहस्तचित्राश्विनीश्रवणरेवतीधनिष्ठाःशुभाः विष्णुरुद्रब्रह्मसूर्यचंद्रदिक्पालनासत्यसरस्वतीगोब्राह्मणगुरुपूजांकृत्वालक्तकरसांकितंकर्णंपुंसःपूर्वंदक्षिणंविध्येत्पश्चाद्वामं स्त्रीणांपूर्वंवामं सौवर्णीराजपुत्रस्यराजतीविप्रवैश्ययोः शूद्रस्यचायसीसूचीबालकाष्टांगुलामता कर्णरंध्रेरवेश्छायाप्रविशेद्वर्धयेत्तथा अन्यथादर्शनेतस्यपूर्वपुण्यविनाशनं इतिकर्णवेधः ॥

## હવે કર્ણવેધ (કાન વીધવા તે) કેહેછે.

"જન્મ દિવસ થકી દશમે, બારમે અથવા સોળમે દિવસે બાળકના કાન વીધવા. કિંવા છઠે, સાતમે, આઠમે, દશમે અથવા બારમે માસે; તેમજ પેહેલે અથવા ત્રીજે વર્ષે; બાળકના કાન વીંધવા. પુત્ર અથવા કન્યાનો કર્ણવેધ સમ (૨, ૪, ૬, ઇત્યાદિ) વર્ષે કરવો નહી." **ત્રીજા ઇત્યાદિ વર્ષે કર્ણવેધ કરવો હોય તો માસ કેહેછે**—"કાર્તિક, પૌષ, ચૈત્ર, અથવા ફાલ્ગુન એ માસનાં શુક્લ પક્ષમાં કર્ણવેધ કરવો. જન્મ માસમાં કરવો નહી. ભદ્રામાં અને વિષ્ણુશયન (ચાંતુર્માસ્ય)માં કર્ણવેધ કરવો નહી." આ ઉપરથી કાર્તિક માસનો જે વિધિ કહ્યોછે તે સુદ બારસ પછી સમજવો. કોઈ ગ્રંથકાર, મીનના સૂર્યમાં ચૈત્ર માસ અને ધનના સૂર્યમાં પૌષ માસ એ કર્ણવેધવિષે વર્જ્ય કરેછે. "બીજ, દશમ, છઠ, સાતમ, તેરસ, બારસ, પાંચમ અને ત્રીજ એ તિથિ કર્ણવેધવિષે ઉત્તમ જાણવી." ચંદ્ર, બુધ, ગુરૂ અને શુક્ર એ વાર શ્રેષ્ઠ. પુષ્ય, પુનર્વસુ, મૃગ, ઉત્તરા ત્રણ, હસ્ત, ચિત્રા, અશ્વિની, શ્રવણ, રેવતી, અને ધનિષ્ઠા એ શુભ છે. વિષ્ણુ, રૂદ્ર, બ્રહ્મા, સૂર્ય, ચંદ્ર, દિક્પાળ, અશ્વિનીકુમાર, સરસ્વતી, ગાય, બ્રાહ્મણ, અને ગુરૂ એમનું પૂજન કરી કાનમાં લાખના રસવડે ચિન્હ કરી પુરૂષનો પ્રથમ જમણો કાન વીંધી પછે ડાબો વીધવો. સ્ત્રીયોનો પ્રથમ ડાબો વીંધી પછે જમણો વીધવો. "બાળકનાં આઠ અંગુળ પ્રમાણે લાંબી એવી રાજપુત્રના કર્ણવેધમાં સોનાની, બ્રાહ્મણ અને વૈશ્યમાટે રૂપાની, અને શૂદ્રમાટે લોઢાંની સૂચી (સોઈ) કરવી. કાનનું છિદ્ર, સૂર્યની કિરણ અંદર આવે એવડું વધારવું. કર્ણવેધ વિના બાળકને જુવે તો પૂર્વ પુણ્યનો નાશ થાયછે. એ પ્રમાણે કર્ણવેધ સમાપ્ત થયો.

---

अथबालस्यदृष्टिदोषादौरक्षाविधिः वासुदेवोजगन्नाथःपूतनातर्जनोहरिः रक्षतुत्वरितोबालंमुंचमुंचकुमारकं कृष्णरक्षशिशुंशंखमधुकैटभमर्दन प्रातःसंगवमध्यान्हसायान्हेषुचसंध्ययोः महानिशिसदारक्षकंसारिष्टनिपूदन यद्गोरजःपिशाचांश्चग्रहान्मातृग्रहानपिबालग्रहान्विशेषेणछिंधिछिंधिमहाभयान् त्राहित्राहिहरेनित्यंत्वद्रक्षाभूषितंशिशुं इतिभस्माभिमंत्र्यैवभूषयेत्तेनभस्मना शिरोललाटाद्यंगेषुरक्षांकुर्याद्यथाविधिइति प्रयोगसागरे रक्षरक्षमहादेवनीलग्रीवजटाधर ग्रहैस्तुसहितोरक्षमुंचमुंचकुमारकं अमुंमंत्रंभूर्जपत्रेविलिख्यतत्पत्रंभुजेबध्नीयात् बालरोदनपरिहारार्थंयंत्रमुक्तंमयूखे षडस्त्रमध्येऽह्रींकारस्तन्मध्ये

બાલકને બાંધવાનો સ્વપ્નમાં કહેલો યંત્ર.



शिशोर्नामविलिख्यषट्कोणेषु ॐलुलुवस्वाहेतिमंत्रषडक्षराणिविलिख्यतद्बहिर्नेमिवद्वृत्तद्वयंविलिख्यतद्बहिरधोमुखैरर्धचंद्रैरावेष्ट्यपंचोपचारैःसंपूज्यबालहस्तेबध्नीयादिति बालग्रहशांत्यादिकंबालग्रहस्तवश्चशांतिकमलाकरशांतिमयूखयोर्द्रष्टव्यं ॥

## હવે બાળકને દષ્ટિ દોષાદિક હોય તો તેની રક્ષાનો વિધિ કેહેછે.

"वासुदेवो जगन्नाथः, पूतनातर्जनो हरिः ॥ रक्षतु त्वरितो बालं, मुंच मुंच कुमारकं ॥ कृष्ण रक्ष शिशुं शंखमधुकैटभमर्दन ॥ प्रातःसंगवमध्यान्हसायान्हेषु च संध्ययोः ॥ महानिशि सदा रक्ष, कंसारिष्टनिषूदन॥यद्गोरजः पिशाचांश्च,ग्रहान् मातृग्रहानपि॥ बालग्रहान् विशेषेण, छिंधि छिंधि महाभयान् ॥ त्राहि त्राहि हरे नित्यं, त्वद्रक्षाभूषितं शिशुं," એ મંત્રવડે ભસ્મ મંત્રી બાળકનાં મસ્તક કપાળ ઇત્યાદિક અંગને તે ભસ્મ લગાડી યથાવિધિ રક્ષણ કરવું." **પ્રયોગસાર ગ્રંથમાં બીજો પ્રકાર કેહેછે.** "रक्ष रक्ष महादेव, नीलग्रीव जटाधर ॥ ग्रहैस्तु सहितो रक्ष, मुंच मुंच कुमारकं," એ મંત્ર ભોજપત્ર ઉપરે લખી તે ભોજપત્ર બાળકને હાથે બાંધવું. બાળક રોયા કરતો હોય તો તેની નિવૃત્તિમાટે મયૂખ ગ્રંથમાં યંત્ર કહ્યોછે, તે આ રીતે;—છ કોણનો યંત્ર કરી તે યંત્રના છ ખુણામાં 'ह्रीं' એ અક્ષર લખી તે યંત્રના મધ્યભાગમાં બાળકનું નામ લખી યંત્રના છ ખુણાઉપરે "ॐलुलुवस्वाहा" એ મંત્રના છ અક્ષર (દરએક કોણે એક એક અક્ષર) લખી તેની બાહાર રથનાં ચક્ર સરખાં બે વર્તુળ લખી તેની બાહાર અધોમુખ એવા અર્ધચંદ્ર કાઢવા. પછી ગંધાદિક પંચોપચારવડે યંત્રની પૂજા કરી તે યંત્ર બાળકને હાથે બાંધવો. બાળગ્રહની શાંતિ ઇત્યાદિક તથા બાળગ્રહનાં સ્તોત્ર ઇત્યાદિક વિધિ **શાંતિકમલાકર, શાંતિમયૂખ** એ ગ્રંથોમાં જોવો.

---

अथवर्धापनविधिः सचवर्षपर्यंतंप्रतिमासंजन्मतिथौकार्यः वर्षोत्तरंप्रत्यब्दंजन्मतिथौकार्यः तिथिद्वैधेयत्रजन्मर्क्षयोगःसाग्राह्या दिनद्वयेजन्मनक्षत्रयोगसत्त्वासत्त्वयोरौदयिकीद्विमुहूर्ताधिकाग्राह्या द्विमुहूर्तन्यूनत्वेपूर्वा जन्ममासस्यअधिमासत्वेशुद्धमासेप्रत्याब्दिकवर्धापनविधिर्नत्वधिके ॥

## હવે વર્ધાપન (જન્મ દિવસ)નો વિધિ કેહેછે.

જે દિવસે જન્મ થાય તે દિવસને જન્મ દિવસ કેહેછે. જન્મ દિવસનો વિધિ કરવો તે એક વર્ષ પર્યંત દરએક માસે જન્મ તિથિએ કરવો. વર્ષ પછી દર વર્ષે જન્મ તિથિએ કરવો. જન્મ તિથિ બે દિવસ હોય તો જે દિવસે જન્મ નક્ષત્રનો યોગ હોય તે દિવસ લેવો. બન્ને દિવસે જન્મ નક્ષત્રનો યોગ હોય અથવા બન્ને દિવસે જન્મ નક્ષત્રનો યોગ ન હોય તો સૂર્યોદયવ્યાપિની એવી ચાર ઘડી કરતાં અધિક હોય તે તિથિ લેવી. ચાર ઘડી કરતાં કમતી હોય તો પ્રથમ દિવસની લેવી. જન્મ માસ અધિક માસ આવે તો દરવર્ષે કરવાનો જન્મ તિથિનો વિધિ શુદ્ધ માસમાં કરવો, અધિક માસમાં કરવો નહી.

---

अथसंक्षेपतःप्रयोगः आयुरभिवृद्ध्यर्थंवर्षवृद्धिकर्मकरिष्यइतिसंकल्प्यतिलोद्वर्तनपूर्वकं तिलोदकेनस्नात्वाकृततिलकादिविधिर्गुरुंसंपूज्याक्षतपुंजेषुदेवताःपूजयेत् तत्रादौकुलदेवता येनमइतिकुलदेवतामावाह्यजन्मनक्षत्रंपितरौप्रजापतिंभानुंविघ्नेशंमार्कंडेयंव्यासंजामदग्न्यरामंअश्वत्थामानंकृपंबलिंप्रल्हादंहनुमंतंविभीषणंषष्ठींचनाम्नैवावाह्यपूजयेत् षष्ठ्यैदधिभक्तनैवेद्यः पूजांतेप्रार्थना चिरंजीवीयथात्वंभोभविष्यामितथामुने रूपवान्वित्तवांश्चैवश्रिया युक्तश्चसर्वदा मार्कंडेयनमस्तेस्तुसप्तकल्पांतजीवन आयुरारोग्यसिद्ध्यर्थंप्रसीदभगवन्मुने चिरंजीवीयथात्वंतुमुनीनांप्रवरोद्विज कुरुष्वमुनिशार्दूलतथामांचिरजीविनं मार्कंडेयमहाभागसप्तकल्पांतजीवन आयुरारोग्यसिद्ध्यर्थमस्माकंवरदोभव अथषष्ठीप्रार्थना जयदेविजगन्मातर्जगदानंदकारिणि प्रसीदममकल्याणिनमस्तेषष्ठिदेवते त्रैलोक्येयानिभूतानिस्थावराणिचराणिच ब्रह्मविष्णुशिवैःसार्धंरक्षांकुर्वंतुतानिमे ततस्तिलगुडमिश्रंपयःपिबेत् तत्रमंत्रः सतिलंगुडसंमिश्रमंजल्यर्धमितंपयः मार्कंडेयाद्वरंलब्ध्वापिबाम्यायुर्विवृद्धये क्वचित्पूजितषोडशदेवताभ्योनाम्नाप्रत्येकमष्टाविंशतिसंख्यतिलहोमउक्तः ततोविप्रभोजनं तद्दिनेनियमाः खंडनंनखकेशानांमैथुनाध्वागमौतथा आमिषंकलहंहिंसांवर्षवृद्धौविवर्जयेत् मृतेजन्मनिसंक्रांतौश्राद्धेजन्मदिनेतथा अस्पृश्यस्पर्शनेचैवनस्नायादुष्णवारिणा ॥

## હવે વર્ધાપનનો સંક્ષેપ પ્રયોગ કેહેછે.

"आयुरभिवृद्ध्यर्थं वर्षवृद्धिकर्म करिष्ये," એવો સંકલ્પ કરી અંગને તિલ લગાડી તિલોદકવડે સ્નાન કરી કપાળમાં તિલક કરી નિત્યકર્મ અને ગુરૂની પૂજા કરી ચોખાના પુંજ ઉપરે દેવતાઓનું પૂજન કરવું. તેમાં પ્રથમ—"कुलदेवतायै नमः" એ નામ મંત્રવડે કુળદેવતાનું આવાહન કરી જન્મ નક્ષત્ર, માતા પિતા, પ્રજાપતિ, સૂર્ય, વિઘ્નેશ, માર્કંડેય, વ્યાસ, પરશુરામ, અશ્વત્થામા, કૃપાચાર્ય, બળિ, પ્રલ્હાદ, હનુમાન, વિભીષણ, અને ષષ્ઠી દેવી એ દેવતાઓનું નામ મંત્રેજ આવાહન કરી પૂજા કરવી. ષષ્ઠી દેવીને દહિં ભાતનું નૈવેદ્ય અર્પણ કરવું. પૂજા થયા પછી પ્રાર્થના કરવી. તેના મંત્ર,—चिरंजीवी यथा त्वं भो, भविष्यामि तथा मुने ॥ रूपवान् वित्तवांश्चैव, श्रिया युक्तश्च सर्वदा ॥ मार्कंडेय नमस्तेऽस्तु, सप्तकल्पांतजीवन आयुरारोग्यसिद्ध्यर्थं, प्रसीद भगवन् मुने॥चिरंजीवी यथा त्वं तु, मुनीनां प्रवरो द्विज॥कुरुष्व मुनिशार्दूल, तथा मां चिरजीविनं ॥ मार्कंडेय महाभाग, सप्तकल्पांतजीवन ॥ आयुरारोग्यसिद्ध्यर्थमस्माकं वरदो भव " એ પ્રમાણે પ્રાર્થના કરી ષષ્ઠી દેવીની પ્રાર્થના કરવી, તેનો મંત્ર,—" जय देवि जगन्मात, जगदानंदकारिणि ॥ प्रसीद मम कल्याणि, नमस्ते षष्ठिदेवते ॥ त्रैलोक्ये यानि भूतानि, स्थावराणि चराणि च ॥ ब्रह्मविष्णुशिवैः सार्धं, रक्षां कुर्वंतु तानि मे ॥ " પછી તિલ અને ગોળયુક્ત દૂધ પીવું. તેનો મંત્ર,—" सतिलं गुडसंमिश्रमंजल्यर्धमितं पयः ॥ मार्कंडेयाद्वरं लब्ध्वा, पिबाम्यायुर्विवृद्धये " કોઈ ગ્રંથમાં, પૂજન કરેલા સોળ દેવતાઓને ઉદ્દેશે નામ મંત્રવડે એક એક દેવતાને અર્થે અઠાવીસ ( ૨૮ ) તિળની આહુતિ હોમવી, એમ કહ્યુંછે. પછી બ્રાહ્મણને ભોજન કરાવવું. તે દિવસે નિયમ પાળવા તે,—નખ અને કેશનું

છેદન, મૈથુન, પ્રયાણ, માંસભક્ષણ, કળહ, અને હિંસા એ જન્મ દિવસે વર્જ્ય કરવાં. મરણ, ( પુત્રાદિ ) જન્મ, સંક્રાંતિ, શ્રાદ્ધ, જન્મ દિવસ, અને અસ્પૃશ્યનો સ્પર્શ, એમાંનું કોઇ પણ નિમિત્ત હોય તો ઉષ્ણ જળે સ્નાન કરવું નહી.

---

अथचौलं जन्मतोगर्भतोवाब्देप्रथमेथद्वितीयके तृतीयेपंचमेचापिचौलकर्मप्रशस्यते यद्वासहोपनीत्यात्रकुलाचाराद्व्यवस्थितिः माघफाल्गुनवैशाखज्येष्ठमासिशुभंस्मृतं जन्ममासेधिमासेनज्येष्ठेज्येष्ठस्यनोभवेत् शुक्लपक्षःशुभःप्रोक्तःकृष्णश्चांत्यत्रिकंविना द्वितीयाथतृतीयाचपंचमीसप्तमीशुभा दशम्येकादशीवापित्रयोदश्यपिशस्यते रविभौमार्किशनयोवारात्विप्रादिवर्णतः गुरुशुक्रबुधाःशुक्लेसोमःसर्वशुभावहाः अश्विनीमृगपुनर्वसुपुष्यहस्तचित्रास्वातीज्येष्ठाश्रवणधनिष्ठाशततारकारेवत्यःशुभाः क्षौरप्रयाणभैषज्येजन्मर्क्षंवर्जयेत्सदा आयुःक्षयोनुराधाग्नित्र्युत्तरारोहिणीमघे सिंहस्थेगुरौचौलादिशुभकर्मनकार्यं सूनोर्मातरिगर्भिण्यांचूडाकर्मनकारयेत् पंचमाब्दात्प्रागूर्ध्वंतुगर्भिण्यामपिकारयेत् सहोपनीत्याकुर्याच्चेत्तदादोषोनविद्यते पृथक्चूडाकर्मपृथगुपनयनंचमातरिगर्भिण्यांनकार्यं उभयोःसहानुष्ठानेतुनदोषः गर्भिण्यामपिपंचममासपर्यंतंनदोषः पंचममासादधःकुर्यादतऊर्ध्वंनकारयेदित्युक्तेः ज्वरितस्यचौलादिमंगलंनकार्यं विवाहव्रतचूडासुमातायदिरजस्वला तस्याःशुद्धेःपरंकार्यंमंगलंमनुरब्रवीत् नांदीश्राद्धोत्तरंरजस्वलायांशांतिंकृत्वाकार्यं केचित्तुमुहूर्तांतराभावेप्रारंभात्प्रागपिरजोदोषेश्रीपूजनादिविधिनाशांतिंकृत्वाकार्यमित्याहुः मातुलपितृव्यादौकर्तरितत्पत्न्यांरजस्वलायामपिमंगलंनेतिसिंधुः त्रिपुरुषात्मककुलेषण्मासमध्येमौंजीविवाहरूपमंगलोत्तरंमुंडनाख्यंचूडाकर्मादिनकार्यं संकटेतुअब्दभेदेकार्यं चतुःपुरुषपर्यंतंकुलेसपिंडीकरणमासिकश्राद्धांतप्रेतकर्मसमाप्तेःप्राक्चूडाकर्मादिकमभ्युदयिकंकर्मनकार्यं एकमातृजयोरेकवत्सरेपत्ययोर्द्वयोः नसंस्कारःसमानःस्यान्मातृभेदेविधीयते प्रारंभोत्तरंसूतकप्राप्तौकूष्मांडीभिर्ऋग्भिर्घृतंहुत्वागांदत्वाचूडोपनयनोद्वाहनादिकमाचरेत् अत्रविशेषोविवाहप्रकरणेवक्ष्यते मध्येमुख्याएकाशिखाअन्याश्चपार्श्वादिभागेष्वितियथाकुलाचारंप्रवरसंख्ययाशिखाश्चूडासमयेकार्याः उपनयनकालेमध्यशिखेतरशिखानांवपनंकृत्वामध्यभागेएवोपनयनोत्तरंशिखाधार्या चौलकर्मणिजातकर्मणिचभोजनेसांतपनकृच्छ्रंप्रायश्चित्तं अन्येषुसंस्कारेषुउपवासेनशुद्धिः चूडांताःसर्वसंस्काराःस्त्रीणाममंत्रकाःकार्याः होमस्तुसमंत्रकः होमोप्यमंत्रकःकार्योनवाकार्यइतिवृत्तिकृदादिमतं एवंशूद्रस्याप्यमंत्रकंचौलं इदानींशिष्टेषुस्त्रीणांचूडादिसंस्कारकरणंनदृश्यते विवाहकालेचूडादिलोपप्रायश्चित्तमात्रंकुर्वंति चौलोत्तरंमासत्रयपर्यंतंसपिंडैःपिंडदानंतिलतर्पणंचनकार्यं महालयेगयायांपित्रोःप्रत्यब्दश्राद्धेचापिंडदानादिकार्यं ॥

## હવે ચૌળ સંસ્કાર કેહેછે.

“જન્મથકી કિંવા ગર્ભથકી પેહેલે, બીજે, ત્રીજે, અથવા પાંચમે, વર્ષે ચૌળ સંસ્કાર કરવો. અથવા જનોઇની સાથે કરવો. એ વિષયમાં જેવો કુળાચાર હોય તે પ્રમાણે વ્યવસ્થા જાણવી. માઘ, ફાગણ, વૈશાખ, અને જેઠ એ માસમાં ચૌળ સં-

સ્કાર શુભ છે. જન્મ માસ અને અધિક માસમાં ચૌળ કર્મ કરવું નહી. જેઠ માસમાં જ્યેષ્ટ પુત્રને ચૌળ કર્મ કરવું નહી. શુક્લ પક્ષ શુભ છે. છેવટના પાંચ દિવસ વર્જ્ય કરી કૃષ્ણ પક્ષ પણ શુભ છે. બીજ, ત્રીજ, પાંચમ, સાતમ, દશમ, ઇગ્યારસ, અને તેરસ એ તિથિઓ ઉત્તમ છે. રવિ, ભૌમ, શનિ, અને શનિ એ વાર ક્રમથી બ્રાહ્મણાદિક (ચાર) વર્ણને શ્રેષ્ઠ છે, એટલે બ્રાહ્મણને રવિ વાર, ક્ષત્રિયને ભૌમ વૈશ્યને શનિ અને શૂદ્રને શનિ. ગુરૂ, શુક્ર, બુધ, અને શુક્લ પક્ષમાં સોમ વાર એ સર્વ વર્ણને શુભ છે." અશ્વિની, મૃગ, પુનર્વસુ, પુષ્ય, હસ્ત, ચિત્રા, સ્વાતિ, જ્યેષ્ઠા, શ્રવણ, ધનિષ્ઠા, શતતારકા, અને રેવતી એ નક્ષત્ર શુભ છે. "ક્ષૌર કર્મ, પ્રયાણ અને ઔષધસેવનવિષે જન્મ નક્ષત્ર સર્વદા વર્જ્ય કરવું. અનુરાધા, કૃત્તિકા, ત્રણ ઉત્તરા, રોહિણી, અને મઘા એ નક્ષત્રોમાં ચૌળ કર્મ કરવાથી આયુષ્યનો ક્ષય થાયછે." સિંહ રાશિનો ગુરૂ હોય તેમાં ચૌલાદિક શુભ કર્મ કરવું નહી. "બાળકની માતા સગર્ભા હોય અને તે બાળકનું વય પાંચ વર્ષની માંહ્ય હોય તો ચૌળ કર્મ કરવું નહી, બાળકનું વય પાંચ વર્ષ કરતાં અધિક હોય તો તેની માતા સગર્ભા છતાં પણ ચૌળ કરવું. જનોઇની સાથે ચૌળ કર્મ કરવાનું હોય તો દોષ નથી. ચૌળ કર્મ અને યજ્ઞોપવીત એ સંસ્કાર માતા સગર્ભા હોય તો ભિન્ન ભિન્ન કરવા નહી. બન્ને સાથે કરવામાં તો દોષ નથી. ગર્ભિણી હોય તથાપિ પાંચમા માસ પર્યંત દોષ નથી. કારણ, "પાંચમા માસથી પ્રથમ કરવા, પાંચમા માસ પછી કરવા નહી," એવાં વચન છે. જ્વરયુક્ત હોય તેને ચૌળાદિક મંગળ કરવાં નહી. "વિવાહ, મૌંજી અને ચૌળ એ સંસ્કાર કરવાના છતાં જો તેની માતા રજસ્વલા થાય તો તેની શુદ્ધિ થયા પછી મંગળ કાર્ય કરવાં એમ મનુ કેહેછે." નાંદીશ્રાદ્ધ થયા પછી રજસ્વલા થાય તો શાંતિ કરી મંગળ કાર્ય કરવાં. કોઇ ગ્રંથકાર તો, બીજું મુહૂર્ત્ત ન મળે તો પ્રારંભથકી પ્રથમ પણ રજસ્વલારૂપ દોષ થતાં શ્રીપૂજનાદિક વિધિવડે શાંતિ કરી મંગળ કાર્ય કરવું, એમ કેહેછે. મામો અથવા કાકો ઇત્યાદિક કર્ત્તા હોય અને તેની સ્ત્રી રજસ્વલા થઇ હોય તથાપિ મંગળ કાર્ય કરવું નહી એમ નિર્ણયસિંધુ ગ્રંથમાં કહ્યુંછે. ત્રણ પુરૂષ પર્યંત કુળમાં મૌંજી અથવા વિવાહરૂપ મંગળ કાર્ય થયા પછી છ માસ પર્યંત, મુંડન છે નામ જેનું એવું ચૌળ કર્મ ઇત્યાદિક કરવું નહી. સંકટ હોય તો વર્ષ ભેદથી કરવું, એટલે ફાગણમાં વિવાહ થયો હોય તો વૈશાખમાં ચૌલાદિક કરવું. ચાર પુરૂષ પર્યંત કુળમાં, સપિંડીકરણ અને માસિક એ શ્રાદ્ધ જેની અંતમાં છે એવું પ્રેતકર્મ સમાપ્ત થયાથી પ્રથમ ચૌળ કર્માદિક માંગલિક કર્મ કરવું નહી. "એક માતાથી ઉત્પન્ન થયલા એવા બે સહોદર (સગા) ભાઇ અથવા સગી બેહેન એમના સમાન (સરખા) સંસ્કાર કરવા નહી, માતા ભિન્ન હોય તો કરવા." પ્રારંભ થયા પછી આશૌચ પ્રાપ્ત થાય તો કૂષ્માંડી ઋચાવડે ઘૃતનો હોમ કરી ગૌદાન કરી ચૌળ, મૌંજી, અને વિવાહ ઇત્યાદિક કરવાં. એ વિષયમાં વિશેષ નિર્ણય છે તે વિવાહ પ્રકરણમાં કેહેવાશે. મધ્યમાં મુખ્ય એક શિખા (ચોટી) રાખી બીજી શિખા પડખે, પાછળ ઇત્યાદિ ઠેકાણે, જેવો કુળાચાર હોય તે પ્રમાણે, પ્રવરની સંખ્યા હોય

તેટલી, એટલે ત્રણ પ્રવર હોય તો ત્રણ, પાંચ પ્રવર હોય તો પાંચ, એ રીતે શિખાઓ ચૌળ કર્મ સમયે રાખવી. મૌંજી સમયે મધ્યની શિખા રાખી બાકીની સર્વે શિખા કાઢી નાખવી અને મૌંજી પછી મધ્યભાગમાંજ શિખા ધારણ કરવી. ચૌળ અને જાતકર્મવિષે ભોજન કર્યું હોય તો સાંતપનકૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરવું. બીજા સંસ્કારોવિષે ભોજન કર્યું હોય તો એક ઉપવાસવડે શુદ્ધિ થાયછે. જાતકર્મથકી ચૌળ પર્યંત સર્વે સંસ્કાર સ્ત્રિયોના મંત્રરહિત કરવા, હોમ માત્ર મંત્રસહિત કરવો. હોમ પણ અમંત્રક કરવો અથવા કરવો નહીં, એ વૃત્તિકારાદિકનો મત છે. એ પ્રમાણે શૂદ્રનું પણ ચૌળ કર્મ અમંત્રક કરવું. હાલના વર્તમાન કાળમાં શિષ્ટ જનો સ્ત્રીયોના ચૌળાદિક સંસ્કાર કરતા હોય એમ દેખાતું નથી. વિવાહ સમયે ચૌળાદિક સંસ્કારના લોપનું પ્રાયશ્ચિત્ત માત્ર કરેછે. ચૌળ કીધા પછી સપિંડોએ ત્રણ માસ પર્યંત પિંડદાન અને તિલતર્પણ કરવાં નહીં. મહાલય શ્રાદ્ધ, ગયાશ્રાદ્ધ અને માતા પિતાનું સાંવત્સરિક શ્રાદ્ધ એમાં પિંડદાન ઇત્યાદિક કરવાં.

**अथविद्यारंभः पंचमेवर्षेअक्षरलेखनारंभउत्तरायणेकार्यः अत्रकुंभस्थःसूर्योवर्ज्यः शुक्लपक्षःशुभःप्रोक्तःकृष्णश्चांत्यत्रिकंविना द्वितीयातृतीयापंचमीदशम्येकादशीद्वादशीत्रयोदश्यःश्रेष्ठाः अश्विनीमृगार्द्रापुनर्वसुपुष्यहस्तचित्रास्वात्यनुराधाश्रवणधनिष्ठाशततारकारेवत्योभौमशनिभिन्नवाराश्चशुभाः विघ्नेशंलक्ष्मीनारायणौसरस्वतींस्ववेदंसूत्रकारंचपूजयित्वा गुरुंब्राह्मणान्धात्रींचसंपूज्यनत्वासर्वांस्त्रिःप्रदक्षिणीकृत्यप्रणवपूर्वकमक्षरमारभेत् ततोगुरुं नत्वादेवताविसर्जयेत् ततोत्रभुवनमातःसर्ववाङ्मयरूपेणागच्छागच्छेतिसरस्वत्यावाहनमंत्रः प्रणवेनषोडशोपचारार्पणं ॥**

## હવે વિદ્યાના આરંભનો કાળ કેહેછે.

પાંચમે વર્ષે ઉત્તરાયણમાં અક્ષર લખવાનો આરંભ કરાવવો. એ અક્ષર લખવામાં કુંભ રાશીનો સૂર્ય વર્જ્ય કરવો. "શુક્લ પક્ષ શુભ છે. છેવટના પાંચ દિવસ વર્જ્ય કરી કૃષ્ણ પક્ષ પણ શુભ છે." બીજ, ત્રીજ, પાંચમ, દશમ, એકાદશી, દ્વાદશી અને તેરસ એ તિથિઓ શ્રેષ્ઠ છે. અશ્વિની, મૃગ, આર્દ્રા, પુનર્વસુ, પુષ્ય, હસ્ત, ચિત્રા, સ્વાતી, અનુરાધા, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, અને રેવતી એ નક્ષત્ર શુભ છે. મંગલ અને શનિ વર્જ્ય કરી બીજા વાર શુભ છે. વિઘ્નેશ, લક્ષ્મી, નારાયણ, સરસ્વતી, પોતાનો વેદ, અને સૂત્રકાર એમની પૂજા કરી ગુરૂ, બ્રાહ્મણો, અને ઉપમાતા (ધાવમા) એમની પૂજા કરી નમસ્કાર કરી સર્વેને ત્રણ પ્રદક્ષિણા કરી પ્રથમ પ્રણવ (ઓંકાર) લખી પછી બીજા અક્ષરો લેખવાનો આરંભ કરવો. પછી ગુરૂને નમસ્કાર કરી દેવતાઓનું વિસર્જન કરવું. પછી, "**अत्र भुवनमातः सर्ववाङ्मयरूपेणागच्छागच्छ,**" એ મંત્રવડે સરસ્વતીનું આવાહન કરવું. અને પ્રણવ મંત્રવડે સોળ ઉપચાર અર્પણ કરવા.

**अथानुपनीतधर्माः प्रागुपनयनात्कामचारकामवादकामभक्षाः तेनमूत्रपुरीषोत्सर्गादावाचमनाद्याचारोनास्ति लघुपातकहेतुलशुनपर्युषितोच्छिष्टादिभक्षणेदोषाभावः एवमप्येव**

पानेऽनृतावाच्यभाषणेपि महादोषहेतुमांसांत्यजरजस्वलादिस्पृष्टान्नभक्षणेमद्यादिपानेच दोषोस्त्येव रजस्वलादिसंस्पर्शेस्नानमेवकुमारके शिशोरभ्युक्षणंप्रोक्तंबालस्याचमनंस्मृतं तत्रप्रागन्नप्राशनाच्छिशुसंज्ञा ततऊर्ध्वंप्राक्चौलात्त्रिवर्षाद्वाबालसंज्ञा ततआमौंजीबंधात् कुमारसंज्ञा अत्राचमनमितित्रिरुदकपानमेव नतुओष्ठमार्जनादिकल्पइतिज्ञेयं नचानुपनीतो वेदमुच्चारयेत् पित्रोरंत्यक्रियायांत्वनुपनीतेनापिमंत्रोच्चारःकार्यः सचद्वित्रिवर्षयोःकृतचूडस्यै वत्रिवर्षोर्ध्वंत्वकृतचूडस्यापि एतच्चौरसपुत्रविषयं पित्रोरनुपनीतोपिविदध्यादौरसःसुतः और्ध्वदेहिकमन्येनुसंस्कृताःश्राद्धकारकाइतिस्कांदात् बालानामपथ्यंपित्रादिभिर्निवारणीयं तस्मात्सर्वप्रयत्नेनबालानग्रेतुभोजयेत् बालानांक्रीडनदानेस्वर्गसुखं तेषांभोज्यप्रदानेगो दानफलं ॥

## હવે જેને યજ્ઞોપવીત નથી મળ્યું તેના ધર્મ કેહેછે.

મૌંજી થયાથી પ્રથમ બાળક ઇચ્છા પ્રમાણે ફરે, ઇચ્છામાં આવે તેની જોડે ભાષણ કરે, અને ઇચ્છામાં આવે તે ભક્ષણ કરે તેમાં દોષ નથી, તેથી લઘુશંકા, અને શૌચ ઇત્યાદિકવિષે આચમન કરવાનો જે આચાર ઉક્ત છે તે મૌંજીથી પ્રથમ નથી. લઘુપાતકનું કારણ જે, લસણ, વાસી રહેલું અન્ન, અને ઉચ્છિષ્ટ અન્ન, ઇત્યાદિકનું ભક્ષણ તે થવાથી દોષ નથી. એ પ્રમાણે પીવાને અયોગ્ય પદાર્થ પીવામાં આવે અથવા ખોટું કે ન બોલવાનું ભાષણ કરવામાં આવે તો પણ દોષ નથી. મહાદોષનાં કારણ જે, માંસ અથવા અંત્યજ અને રજસ્વલા ઇત્યાદિકે સ્પર્શ કરેલું અન્ન તેનું ભક્ષણ થયું હોય અથવા મદ્યાદિક પીવામાં આવ્યું હોય તો દોષ છેજ. "રજસ્વલા ઇત્યાદિકનો કુમારને સ્પર્શ થાય તો કુમારે સ્નાનજ કરવું. શિશુને જલ છાટવું, અને બાલકે આચમન કરવું." અન્નપ્રાશન થકી પ્રથમ શિશુ સંજ્ઞા છે. અન્નપ્રાશન પછી અને ચૌલથી પ્રથમ અથવા ત્રણ વર્ષથી પ્રથમ બાલ સંજ્ઞા છે. ચૌલ પછી મૌંજીબંધન થવા પર્યંત કુમારસંજ્ઞા છે. ઇહાં આચમન કરવું એટલે ત્રણ વાર જલ પાનજ માત્ર કરવું, ઓઠને માર્જન કરવું ઇત્યાદિક પક્ષ નથી. યજ્ઞોપવીત જેને થયું ન હોય તેણે વેદનો ઉચ્ચાર કરવો નહી. માતા પિતાની અંત્યક્રિયા (પ્રેતક્રિયા) માં તો જેને યજ્ઞોપવીત ન મળ્યું હોય તેણે પણ વેદના મંત્રનો ઉચ્ચાર કરવો. તે મંત્રોચ્ચાર વિષે અધિકાર બીજાં અથવા ત્રીજાં વર્ષમાં તો જેને ચૌલ થયું હોય તેનેજ છે. ત્રણ વર્ષ પછી તો જેને ચૌલ ન થયું હોય તેવાને પણ છે. મૌંજી રહિત પુત્રે માતા પિતાની ક્રિયાને નિમિત્તે મંત્રોચ્ચાર કરવો એવું જે કહ્યું તે ઔરસ પુત્રવિષે જાણવું. "ઔરસ પુત્રને મૌંજી ન મળી હોય તથાપિ તેણે માતા પિતાની અંત્ય ક્રિયા કરવી, અને બીજા પુત્રો તો મૌંજી સંસ્કારે યુક્ત હોય તોજ શ્રાદ્ધ કરવાના અધિકારી છે," એવું સ્કંદ પુરાણનું વચન છે. બાલકને અપથ્ય (અયોગ્ય ભોજનાદિક) નું નિવારણ પિતા ઇત્યાદિકે કરવું. "માટે સંપૂર્ણ પ્રયત્ન કરી પ્રથમ બાલકોને ભોજન કરાવવું." બાલકોને રમતનાં દાનથી સ્વર્ગસુખ મળેછે. બાલકોને ભોજનયોગ્ય પદાર્થનાં દાનથી ગોદાનનું ફલ મળેછે.

---

**अथोपनयनं उपनयनंनामआचार्यसमीपनयनांगकोगायत्र्युपदेशप्रधानकःकर्मविशेषकः उपनयनपदस्ययोगरूढत्वात् तत्राधिकारिणः पितैवोपनयेत्पुत्रंतदभावेपितुःपिता तदभावेपितुर्भ्रातातदभावेतुसोदरः तदभावेसगोत्रसपिंडाः तदभावेमातुलादयोऽसगोत्रसपिंडाः तदभावेअसपिंडसगोत्रजाः एतेचकुमारापेक्षयावयोज्येष्ठाविवक्षिताः कनिष्ठकर्तृकोपनयनस्यनिषिद्धत्वात् सर्वाभावेश्रोत्रियः जन्मनाब्राह्मणोज्ञेयःसंस्कारैर्द्विजउच्यते विद्यत्वाच्चापिविप्रत्वंत्रिभिःश्रोत्रियउच्यते कृच्छ्रत्रयंचोपनेतात्रीन्कृच्छ्रांश्चवटुश्चरेत् गायत्र्याद्वादशाधिकसहस्रजपश्चोपनयनेत्राधिकारसिध्यर्थंकार्यः केचिन्द्वादशसाहस्रींजपंति ॥**

## હવે ઉપનયન ( મૌંજી ) સંસ્કાર કેહેછે.

ઉપનયન એટલે, કુમારને આચાર્યની સમીપે લૈ જવો એ જેનું અંગ કર્મ, અને ગાયત્રી મંત્રનો ઉપદેશ કરવો એ જેમાં પ્રધાન ( મુખ્ય ) કર્મ, એમણે યુક્ત જે એક કર્મ તેને ઉપનયન કેહેછે. ‘ ઉપનયન ’ એ શબ્દ યોગરૂઢ છે. **ઉપનયન સંસ્કાર કરવામાં અધિકારીઓ કેહેછે.**—“ પુત્રને પિતાએજ ઉપનયન કરવું. પિતા ન હોય તો દાદાએ કરવું. દાદા ન હોય તો કાકાએ કરવું. કાકા ન હોય તો સગા ભાઇએ કરવું.” સગો ભાઈ ન હોય તો સગોત્ર એવા જે સપિંડ તેમણે કરવું. સગોત્ર સપિંડ ન હોય તો મામા ઇત્યાદિક જે અસગોત્ર સપિંડ તેમણે કરવું. તેઓ ન હોય તો અસપિંડ એવા સગોત્રે કરવું. આ સઘળા જે ઉપનયન કરવામાં અધિકારી કહ્યા તે કુમારનાં વય કરતાં અધિક વયના હોવા જોઇએ. કારણ, કુમારની વય કરતાં કનિષ્ઠે કરેલું ઉપનયન નિષિદ્ધ છે. પૂર્વોક્ત અધિકારીઓમાંથી કોઈ પણ ન હોય તો શ્રોત્રિયે કરવું. “ જન્મવડે બ્રાહ્મણ જાણવો; જે બ્રાહ્મણને સંસ્કાર થયા તે દ્વિજ છે; વેદાધ્યયન કરવાથી વિપ્ર છે; જન્મથી બ્રાહ્મણ તે સંસ્કારે યુક્ત થઈ વેદાધ્યયન કરે ત્યારે શ્રોત્રિય કેહેવાયછે ”—“ ઉપનયન કરનારાએ ત્રણ કૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરવું, અને કુમારે ત્રણ કૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરવું” ઉપનયન કર્ત્તાએ ઉપનયન કરવાનો અધિકાર પ્રાપ્ત થવા માટે ગાયત્રી મંત્રનો (૧૦૧૨) જપ કરવો. કેટલાએક ( ૧૨૦૦૦ ) જપ કરેછે.

---

**अथोपनयनकालः गर्भतोजन्मतोवापंचमेष्टमेवावर्षेब्राह्मणस्योपनयनं एकादशेद्वादशेवाक्षत्रियस्य द्वादशेषोडशेवावैश्यस्य षष्ठेतुधनकामस्यविद्याकामस्यसप्तमे अष्टमेसर्वकामस्यनवमेकांतिमिच्छतः केचित्तुविप्रस्यषष्ठंनमन्यंते आषोडशादाद्वाविंशादाचतुर्विंशाच्चवर्षात्ब्राह्मणादेर्गौणकालः अत्रगर्भादिःसंख्या तथाचजन्मतःपंचदशवर्षपर्यंतंविप्रस्यनाविशेषतःप्रायश्चित्तं षोडशवर्षेसशिखवपनमेकविंशतिरात्रंयावकाशनमंतेसप्तब्राह्मणभोजनमितिप्रायश्चित्तं सप्तदशादिवर्षेषुकृच्छ्रत्रयादिप्रायश्चित्तपूर्वकमुपनयनंबोध्यं विप्रक्षत्रिययोरुत्तरायणेमौंजीबंधः वैश्यस्यदक्षिणायनेपि वसंतेब्राह्मणमुपनयीतग्रीष्मेराजन्यंशरदिवैश्यं माघादिज्येष्ठांतकपंचमासाःसाधारणावासकलद्विजानामितिगर्गोक्तेर्वसंतालाभेशिशिरग्रीष्मावपिग्राह्यौ वसंतविधिनोत्तरायणादिविधेःसंकोचायोगात् एवंमाघादिमासपंचकनियमात्पौषाषाढयोःसत्यप्युत्तरायणेउपनयनंनकार्यं तत्रापिमीनार्कमारभ्ययावन्मिथुनप्र**

वेशंप्रशस्तःकालः मीनमेषयोस्तुप्रशस्ततरः मकरकुंभस्थेऽर्केमध्यमंमीनमेषस्थेउत्तमंवृषभमिथुनस्थेऽधममुपनयनमित्यभिधानात् मीनार्कविशिष्टश्चैत्रोऽनिष्टबृहस्पत्यादिबहुविधदोषापवादकतयाप्रशस्ततमः जीवभार्गवयोरस्तेसिंहस्थेदेवगुरौ चंद्रसूर्येदुर्बलेपिगोचरेनिष्टेदेगुरौ मेखलाबंधनंकार्यंचैत्रेमीनगतेरवावित्यर्थकस्मृतेः अत्रगुरुशुक्रास्तदोषापवादोऽतिमहासंकटविषयत्वान्नकथनीयः मीनार्कचैत्रेजन्ममासनक्षत्रदोषोनास्तिजन्ममासजन्मनक्षत्रजन्मतिथिजन्मलग्नजन्मराशिलग्नेषुविप्राणामुपनयनंनदोषाय क्षत्रियवैश्ययोरप्रथमगर्भदोषोन ज्येष्ठापत्यस्यज्येष्ठमासेमंगलंन शुक्लपक्षःशुभःप्रोक्तःकृष्णश्चांत्यत्रिकंविनेतिगुरूक्तेःकृष्णपक्षेदशमीपर्यंतंसंकटेकार्यं शिष्टास्तुसंकटेपिकृष्णपक्षेपंचमीपर्यंतमेवकुर्वंति ॥

## હવે ઉપનયનનો કાળ કેહેછે.

ગર્ભથી અથવા જન્મથી પાંચમે અથવા આઠમે વર્ષે બ્રાહ્મણની મૌંજી કરવી. ઇગ્યારમે અથવા બારમે વર્ષે ક્ષત્રિયની મૌંજી કરવી. બારમે અથવા સોલમે વર્ષે વૈશ્યની મૌંજી કરવી. "ધનની ઇચ્છા કરનારાની છઠે વર્ષે, વિદ્યાની ઇચ્છા કરનારાની સાતમે વર્ષે, સર્વની ઇચ્છા કરનારાની આઠમે વર્ષે, અને કાંતિની ઇચ્છા કરનારાની નવમે વર્ષે મૌંજી કરવી." કોઇ ગ્રંથકાર, છઠું વર્ષે બ્રાહ્મણને ઉક્ત નથી એમ માનેછે. **ગૌણ કાળ કેહેછે.** સોલ વર્ષ પર્યંત બ્રાહ્મણનો, બાવીસ વર્ષ પર્યંત ક્ષત્રિયનો, અને ચોવીસ વર્ષ પર્યંત વૈશ્યનો, ગૌણ કાળ જાણવો. આ ગૌણ કાળવિષે ગર્ભથકી સંખ્યા લેવી. એમ છતાં જન્મથકી પન્નર વર્ષ પર્યંત (મૌંજી થઇ ન હોય તો) બ્રાહ્મણને વિશેષે કરી પ્રાયશ્ચિત્ત નથી. સોળમું વર્ષ થયું હોય તો શિખાસહિત વપન કરાવી એકવીસ રાત્રિ પર્યંત યવ ભક્ષણ કરવા, પછી સાત બ્રાહ્મણને ભોજન કરાવવું, એ પ્રાયશ્ચિત્ત કરવું. સત્તરમું ઇત્યાદિક વર્ષ છતાં ત્રણ કૃચ્છ્ર ઇત્યાદિક પ્રાયશ્ચિત્ત પ્રથમ કરી પછી મૌંજી કરવી. એ રીતે નિર્ણય જાણવો. બ્રાહ્મણ અને ક્ષત્રિયની મૌંજી ઉત્તરાયણમાં કરવી. વૈશ્યની દક્ષિણાયનમાં પણ કરવી. "વસંત ઋતુમાં બ્રાહ્મણને ઉપનયન કરવું, ક્ષત્રિયને ગ્રીષ્મ ઋતુમાં, અને વૈશ્યને શરદૃતુમાં ઉપનયન કરવું." "માઘથકી જ્યેષ્ઠ પર્યંત પાંચ માસ સાધારણપણાંથી સઘળા દ્વિજોને ઉક્ત છે," એવું ગર્ગ ઋષીનું વચન છે માટે વસંત ન મળે તો શિશિર ઋતુ અને ગ્રીષ્મ ઋતુ એ પણ ગ્રહણ કરવી. કારણ, વસંત ઋતુમાં બ્રાહ્મણની મૌંજી કરવી. એ વિધિવડે ઉત્તરાયણ ઇત્યાદિક વિધિનો સંકોચ ઘટતો નથી. એ રીતે માઘ ઇત્યાદિક પાંચ માસ લેવા એવો નિયમ કહ્યોછે, તેથી પૌષ માસ અને આષાઢ માસ એમાં ઉત્તરાયણ હોય તથાપિ મૌંજી કરવી નહી. તેમાં પણ મીનના સૂર્યથી આરંભ કરી મિથુન રાશીમાં સૂર્યના પ્રવેશ પર્યંત જે કાળ તે શ્રેષ્ઠછે. મીન અને મેષનો સૂર્ય છતાં તો અતિ ઉત્તમ. "મકર અને કુંભનો સૂર્ય છતાં મધ્યમ, મીન અને મેષનો સૂર્ય છતાં ઉત્તમ; તેમજ વૃષભ અને મિથુનનો સૂર્ય છતાં અધમ ઉપનયન," એવું વચન છે તેથી, મીનાર્કયુક્ત ચૈત્ર, અનિષ્ટ બૃહસ્પતિ ઇત્યાદિક અનેક દોષની નિવૃત્તિ કરનારો હોવાથી અત્યંતજ ઉત્તમ છે. કારણ, "ગુરૂ અને શુ-

ક્રનો અસ્ત, સિંહસ્થ ગુરૂ, ચંદ્ર, અને સૂર્ય દુર્બળ, અને ગોચર (ચાલતી રાશિ) માં ગુરૂ અનિષ્ટ ઇત્યાદિક દોષ છતાં પણ મીનનો સૂર્ય હોય તો ચૈત્ર માસમાં મૌંજી કરવી, એ અર્થની સ્મૃતિ છે." આ મૌંજી વિષયમાં ગુરૂ શુક્રના અસ્ત દોષનો જે અપવાદ કહ્યો તે અત્યંત મહાસંકટ હોય તોજ છે; માટે તે કેહેવો નહી. ચૈત્ર માસમાં મીનાર્ક હોય તો જન્મ માસ અને જન્મ નક્ષત્રનો દોષ નથી. જન્મ માસ, જન્મ નક્ષત્ર, જન્મ તિથિ, જન્મ લગ્ન, અને જન્મ રાશિનું લગ્ન એઓમાં બ્રાહ્મણની મૌંજી કરવાથી દોષ નથી. ક્ષત્રિય અને વૈશ્યોને બીજા ઇત્યાદિક ગર્ભવિષે દોષ નથી. પ્રથમ સંતાનનું જ્યેષ્ઠ માસમાં મંગળ કરવું નહી. "શુક્લ પક્ષ શુભ છે અને છેલ્લા પાંચ દિવસ વર્જ્ય કરી કૃષ્ણ પક્ષ પણ શુભ," એ બૃહસ્પતિનું વચન છે માટે કૃષ્ણ પક્ષમાં દશમી પર્યંત, સંકટ હોય તો મૌંજી કરવી. શિષ્ટ જનો તો સંકટ હોય તો પણ કૃષ્ણ પક્ષમાં પંચમી પર્યંતજ મૌંજી કરેછે.

---

अथतिथिविचार: द्वितीयातृतीयापंचमीषष्ठीदशम्येकादशीद्वादश्य:प्रशस्ता: क्वचित्सप्त
मीत्रयोदशीकृष्णप्रतिपाद्विधि:पुनरुपनयनमूकाद्युपनयनविषय: तिथौसोपपदाख्यायामन
ध्यायेगलग्रहे अपराण्हेचोपनीत:पुन:संस्कारमर्हति सिताज्येष्ठेद्वितीयाचआश्विनेदशमी
सिता चतुर्थीद्वादशीमाघेएता:सोपपदा:स्मृता: अनध्याया:पौर्णमासीचतुर्दश्यष्टमीअमा
प्रतिपत्सूर्यसंक्रांतिमन्वाद्याश्चयुगादय: कृष्णपक्षेद्वितीयाश्चकार्तिकाषाढफाल्गुने विषुवायन
संक्रांत्यो:पक्षिणीअनध्यायइतिपूर्वपरिच्छेदेउक्तं सोपपदानामनध्यायतिथीनांचदिनद्वयेसू
र्योदयोत्तरंसूर्यास्तात्पूर्वंचत्रिमुहूर्तसत्त्वेदिनद्वयमनध्याय: शिष्टास्तुप्रतिपच्छेषेघटिकादिमा
त्रेपिव्रतबंधेऽनध्यायंवदंति विषुवायनेतरसंक्रांतिमन्वादियुगादिषुतुप्रथमद्वितीयपरिच्छेदो
क्तरीत्यायत्रदिनेसंक्रांतिपुण्यकालोयुगमन्वादिश्राद्धकालश्चतद्दिनेनध्याय: ननुतेषामस्ता
दौमुहूर्तत्रयेसत्त्वमनध्यायहेतु:त्रयोदश्यादिचत्वारिसप्तम्यादिदिनत्रयं चतुर्थीचैकत:प्रोक्ता
अष्टावेतेगलग्रहा: अत्रचतुर्थीनवमीचव्रतकालेत्याज्येतिभाति केचित्तुचतुर्थीशेषयुतपंचम्यांव्र
तबंधंनकुर्वंतितत्रमूलंमृग्यं नवमीशेषयुतदशम्यांमौंजीनकार्येतिमयूखे अपराण्हस्त्रेधाविभ
क्तदिनतृतीयांशोव्रतबंधेवर्ज्य: दिनमध्यमभागोमध्यम: प्रथमभागोमुख्य: मन्वादियुगाद
योद्वितीयपरिच्छेदेदर्शिता: तत्रोपनयनेचैत्रशुक्लतृतीयाया:मन्वादेर्वैशाखशुक्लतृतीयायायुगा
देश्चप्रसक्ति: अन्येषांयुगादिमन्वादितिथीनांप्रसक्तिर्नास्ति अनयोरपवाद:सिंधुकौस्तुभा
दौस्मर्यते याचैत्रवैशाखसितातृतीयामाघस्यसप्तम्यथफाल्गुनस्य कृष्णेद्वितीयोपनयेप्रशस्ता
प्रोक्ताभरद्वाजमुनींद्रमुख्यैरिति अत्रमाघसप्तम्यामन्वादेरपवाद:पुनरुपनयनादिविषय: फा
ल्गुनकृष्णद्वितीयायाश्चातुर्मास्यद्वितीयात्वेनानध्यायत्वंप्राप्तंतस्यापवादोयं यत्तुअनध्यायस्य
पूर्वेद्युरनध्यायात्परेहनि व्रतारंभंविसर्गंचविद्यारंभंचवर्जयेदितिस्मृत्यंतरं तद्द्वितीयाविध्यनुप
पत्त्यागलग्रहत्वेनप्राप्तसप्तमीनवमीत्रयोदशीनिषेधानुवादकमितिभाति अप्राप्तनिषेधकत्वे
मन्वादियुगादिसंक्रांत्यादिप्रयुक्तानध्यायेभ्योपिपूर्वपरदिनयोर्निषेधापत्त्याचैत्रशुक्लद्वितीया
देरपिनिषिद्धत्वापातात् नचेष्टापत्ति: शिष्टाचारग्रंथेषुचानुपलंभात् मुहूर्तमार्तंडोक्तयामा
घेशुक्लद्वितीयाकृष्णाद्वितीयावैशाखकृष्णद्वितीयाचेत्यनध्यायत्रयमुपनयनेधिकंप्राप्नोति एतद

परेनाद्रियंते बहुग्रंथेषुमूलानुपलंभान्मौंजीप्रकरणेमुहूर्तचिंतामण्यादिग्रंथेषुक्ताप्यनुक्तेश्च अतोमार्तंडोक्तानामतिरिक्तानध्यायानामुपनिषत्पाठादिविषयत्वंनतुमौंजीविषयत्वमितियुक्तंभाति तत्रतृतीयाषष्ठीद्वादशीषुप्रदोषसत्त्वेमौंजीनकार्या रात्रेःप्रथमयामेचतुर्थीसार्धयामेसप्तमीयामद्वयेत्रयोदशीचेत्तदाप्रदोषः दिनद्वयेप्रथमयामादिषुचतुर्थ्यादिव्याप्तौपूर्वदिनेप्रदोषोनोत्तरदिनेइतिकौस्तुभे प्रदोषदिनेमंदवारेकृष्णपक्षांत्यत्रिकेचोपनयनेपुनरुपनयनमितिमयूखे एतेनित्यानध्यायाः ॥

## હવે મૌંજીવિષે તિથિ કહી લેવી તે કેહેછે.

બીજ, ત્રીજ, પાંચમ, છઠ, દશમ, એકાદશી, અને દ્વાદશી એ તિથિઓ શ્રેષ્ઠ છે. કોઈ ગ્રંથમાં સાતમ, તેરસ અને વદ એકમ લેવાને કહી છે, પરંતુ તે ફરિ ઉપનયન, અને મૂક (મૂગા)ને ઉપનયનવિષે લેવી. "સોપપદા તિથિ, અનધ્યાય, ગળગ્રહ અને અપરાન્હ કાળ એમાંથી કોઇ એક કાળમાં જેને મૌંજી થઈ હોય તે ફરી ઉપનયનને યોગ્ય છે." "જ્યેષ્ઠ સુદ બીજ, આશુ સુદ દશમ, માઘ માસની ચોથ અને બારસ એ તિથિઓનું સોપપદા એવું નામ છે." "અનધ્યાય કેહેછે—પૂનમ; ચૌદશ; આઠમ; અમાસ; એકમ; સૂર્યની સંક્રાંતિ; મન્વાદિ તિથિ; યુગાદિ તિથિ; કાર્ત્તિક, આષાઢ, અને ફાગણનાં કૃષ્ણ પક્ષની બીજ; એ તિથિઓ અનધ્યાય છે. તુળ, મેષ, કર્ક, અને મકર સંક્રાંતિનો પક્ષિણી અનધ્યાય છે એમ પ્રથમ પરિચ્છેદમાં (પત્ર ૬ માં) કહ્યુંછે. સોપપદા તિથિ અને અનધ્યાય તિથિ એ બન્ને દિવસે સૂર્યોદય પછી અને સૂર્યાસ્તથકી પ્રથમ છ ઘડી પર્યંત હોય તો બન્ને દિવસ અનધ્યાય જાણવો. શિષ્ટ જન તો, જો એકમ એક ઇત્યાદિક ઘડી શેષ હોય તો પણ મૌંજીવિષે અનધ્યાય માનેછે. મેષ, તુળ, કર્ક, અને મકર એનાં કરતાં અન્ય સંક્રાંતી; મન્વાદિ; અને યુગાદિ એમનેવિષે તો પ્રથમ અને બીજા પરિચ્છેદ ( પત્ર ૬ તથા ૬૪ ) માં કહેલી રીતિ પ્રમાણે સંક્રાંતિનો પુણ્યકાળ અને યુગાદિ, મન્વાદિ તિથિનો શ્રાદ્ધ કાળ એ જે દિવસે પ્રાપ્ત થાય તે દિવસે અનધ્યાય જાણવો. તે ( અન્ય સંક્રાંતિ, મન્વાદિ, અને યુગાદિ તિથિ ) અસ્ત ઇત્યાદિક સમયે છ ઘડી હોય તથાપિ તેમને અનધ્યાય સમઝવા નહી. તેરસથી એકમ પર્યંત ૪ તિથિ, સાતમ, આઠમ, નોમ; અને ચોથ એ આઠ તિથિની ગળગ્રહ સંજ્ઞા છે. ઈહાં ચોથ અને નોમ એ તિથિ મૌંજીમાં ત્યાજ્ય કરવી એમ ભાસેછે. કેટલાએક, અલ્પ ચતુર્થીએ યુક્ત પંચમીમાં પણ મૌંજી કરતા નથી, પરંતુ તેમાં મૂળ વિચાર કરવો. નોમના શેષેયુક્ત દશમીમાં મૌંજી કરવી નહી એમ મયૂખમાં કહ્યુંછે. અપરાન્હ એટલે દિવસના ત્રણ ભાગ કરી ત્રીજો ભાગ, તે મૌંજીવિષે વર્જ્ય કરવો. દિવસનો મધ્યમ ભાગ તે મધ્યમ, અને પ્રથમ ભાગ તે મુખ્ય છે. મન્વાદિ અને યુગાદિ તિથિ બીજા પરિચ્છેદમાં (પત્ર ૬૪ માં) કહેલી છે. ચૈત્ર સુદ ત્રીજ તે મન્વાદિ અને વૈશાખ સુદ ત્રીજ એ યુગાદિ. એ બન્ને તિથિઓની મૌંજીવિષે પ્રાપ્તિ છે, બીજી યુગાદિ, મન્વાદિની પ્રાપ્તિ નથી. ચૈત્ર સુદ ત્રીજ અને વૈશાખ સુદ ત્રીજ એનો અપવાદ નિર્ણયસિંધુ,

કૌસ્તુભ ઇત્યાદિક ગ્રંથોમાં કહ્યોછે. "ચૈત્ર અને વૈશાખની સુદ ત્રીજ, માઘ માસની સાતમ, અને ફાગણ વદિ બીજ એ તિથિઓ મૌંજીવિષે ઉત્તમ છે એમ મુનીંદ્ર ભરદ્વાજ ઇત્યાદિકોએ કહ્યુંછે." ઇહાં માઘ માસની સાતમનો જે અપવાદ કહ્યો તે પુનરૂપનયનવિષે છે. ફાગણ વદિ બીજને ચાતુર્માસ્ય (કર્મ)ની દ્વિતીયાપણાએ પ્રાપ્ત થયલાં અનધ્યાયપણાનો આ અપવાદ સમઝવો. જે આ, "અનધ્યાયથી પ્રથમ દિવસે અને અનધ્યાયને બીજે દિવસે મૌંજી સમાવર્ત્તન ,અને વિદ્યારંભ એ કરવાં નહી," એવી બીજી સ્મૃતિ છે તે તો, બીજની વિધિની અસિદ્ધિવડે એટલે બીજને અયોગ્ય ન મનાતાં ગળગ્રહ તિથિના યોગવડે પ્રાપ્ત થયલી જે સપ્તમી, નવમી, અને ત્રયોદશીના નિષેધની પુનરૂક્તિ તેની કરનારી છે એમ ભાસેછે. જો એને અપ્રાપ્ત (સ્વતંત્ર) નિષેધ માનિએ તો મન્વાદિ, યુગાદિ અને સંક્રાંતિ ઇત્યાદિકવડે થતા અનધ્યાયોના જે પૂર્વ અને પર દિવસ તેમનો પણ નિષેધ પ્રાપ્ત થતાં ચૈત્ર સુદ બીજનો પણ નિષેધ પ્રાપ્ત થાસે; એ ઇષ્ટ નથી. કારણ, શિષ્ટાચાર ગ્રંથોમાં તેમ દેખાતું નથી. મુહૂર્ત્તમાર્તંડકારનાં વચનવડે માઘ માસની સુદ બીજ વદિ બીજ અને વૈશાખ વદિ બીજ એ ત્રણ મૌંજીવિષે અધિક અનધ્યાય પ્રાપ્ત થાયછે, પરંતુ બીજા ગ્રંથકારો એ ત્રણ અનધ્યાય માનતા નથી. કારણ, ઘણા ગ્રંથોમાં આધાર મળતો નથી. મુહૂર્ત્તચિંતામણી ઇત્યાદિક ગ્રંથોનાં મૌંજી પ્રકરણમાં એ ક્યહાં પણ કહ્યા નથી માટે માર્તંડમાં જે અધિક કહ્યાછે તે ઉપનિષદ ઇત્યાદિકના પાઠમાટે છે, મૌંજીમાટે નથી, એમ મને યોગ્ય ભાસેછે. તેમાં ત્રીજ, છઠ, અને બારસને દિવસે પ્રદોષ હોય તો મૌંજી કરવી નહી. રાત્રિના પ્રથમ પોહોરમાં ચોથ, દોઢ પોહોરમાં સાતમ, અને બે પોહોરમાં તેરસની વ્યાપ્તિ હોય તો પ્રદોષ થાયછે. બન્ને દિવસે પ્રથમ પોહોર ઇત્યાદિકમાં ચોથ ઇત્યાદિક તિથિની વ્યાપ્તિ હોય તો પ્રથમ દિવસે પ્રદોષ; બીજે દિવસે નહી, એમ કૌસ્તુભમાં કહ્યુંછે. પ્રદોષને દિવસે, શનિ વારે, અને કૃષ્ણ પક્ષના છેલા પાંચ દિવસે મૌંજી કરી હોય તો ફરી મૌંજી કરવી એમ મયૂખમાં કહ્યુંછે. એ નિત્ય અનધ્યાય કહ્યા.

---

अथनैमित्तिकाः विवाहप्रतिष्ठोद्यापनादिष्वासमाप्तेःसगोत्राणामनध्यायइतिस्मृत्यर्थसारोक्तेस्त्रिपुरुषसपिंडेषु ब्रह्मयज्ञादिवर्जनान्मौंजीविवाहादिनिमित्तकमंडपप्रतिष्ठाद्युत्सवसमाप्तिपर्यंतमुपनयनंनकार्यमितिभाति विवाहादिमंगलकरणेदोषोन शोभनादिनेचानध्यायइत्युक्तेर्गर्भाधानादिशुभकार्यदिनेएककुलेएकगृहेवाव्रतबंधोनकार्यइतिभाति भूकंपेभूविदारणेवज्रपातेउल्कापातेधूमकेतूत्पत्तौग्रहणेचदशाहंसप्ताहंवाव्रतबंधादिमंगलंनकार्यं केचित्संकटेत्रिदिनमनध्यायमाहुः अकालवृष्टौत्रिरात्रंपक्षिणीवानध्यायः पौषादिचैत्रांतमकालवृष्टिः केचिदार्द्रादिज्येष्ठांतंसूर्यनक्षत्रादन्यत्राकालवृष्टिरित्याहुः यस्मिन्देशेयोवर्षाकालस्ततोन्यत्राकालवृष्टिरितिसिद्धांतः अतिवृष्टौकरकावृष्टौरुधिरवृष्टौचत्र्यहं प्रातःसंध्यागर्जनेत्वहोरात्रं गुरुशिष्यऋत्विङ्मरणेत्र्यहं पशुमंडूकनकुलश्वाहिमार्जारमूषकैरंतरागमनेहोरात्रं आरण्यमार्जारादिगमनेत्रिरात्रं सृगालवानरैर्द्वादशरात्रं श्रवणद्वादशीयमद्वितीयामहाभरण्याद

योऽन्येप्यनध्यायानित्यानैमित्तिकाश्चबहवोग्रंथेषूक्तास्तेषामुपनयनेप्रसक्त्यभावादत्रनोक्ताः व्रतबंधेनांदीश्राद्धोत्तरंपूर्वोक्तप्रातर्गर्जितादिनैमित्तिकानध्यायप्राप्तौज्योतिर्निबंधे नांदीश्राद्धंकृतंचेत्स्यादनध्यायस्त्वकालिकः तदोपनयनंकार्यंवेदारंभंनकारयेदिति वेदारंभंनकारयेदितिनिषेधोयाजुषादिविषयः बह्वृचानामुपाकर्मण्येववेदारंभोक्त्यामौंजीदिनेवेदारंभाप्रसक्तेः तदोपनयनंकार्यमितिबह्वृचादिसर्वसाधारणः याजुषादिभिर्मौंज्युत्तरमपिअनध्यायप्राप्तौवेदारंभोवर्ज्यः नांदीश्राद्धात्प्राक्नैमित्तिकानध्यायेमुहूर्तांतरेकार्यं मौंज्युत्तरमनुप्रवचनीयात्प्राक्गर्जनेवक्ष्यते इतिअनध्यायादिनिर्णयः ॥

## હવે નૈમિત્તિક (નિમિત્તથી થયલા) અનધ્યાય કેહેછે.

વિવાહ, પ્રતિષ્ઠા (મંડપનું પૂજન), અને ઉદ્યાપન ઇત્યાદિક કાર્યની સમાપ્તિ થવા પર્યંત સગોત્ર (એક ગોત્રવાળાઓ)ને અનધ્યાય છે એમ સ્મૃત્યર્થસાર ગ્રંથમાં લખ્યુંછે. માટે ત્રણ પુરૂષ પર્યંત સપિંડોએ બ્રહ્મયજ્ઞ અને વૈશ્વદેવ ઇત્યાદિક કર્મ વર્જ્ય કરવાં. એમ છે તેથી મૌંજી, વિવાહ ઇત્યાદિક નિમિત્તથી કરેલા જે મંડપપ્રતિષ્ઠાદિક ઉત્સવ તેની સમાપ્તિ થવા પર્યંત મૌંજી કરવી નહીં એમ ભાસેછે. વિવાહાદિક મંગળ કાર્ય કરવામાં દોષ નથી. 'મંગળ કાર્યને દિવસે અનધ્યાય,' એવું વચન છે તેથી ગર્ભાધાનાદિક મંગળ કાર્ય જે દિવસે હોય તે દિવસે એક કુળમાં અથવા એક ઘરમાં મૌંજી કરવી નહીં એમ ભાસેછે. ભૂકંપ, ભૂવિદારણ (પૃથ્વીમાં ફાટ પડવી), વીજ પડવી, આકાશમાંથી અગ્નિરૂપ તારા પડવા, કેતુનો ઉદય, અને ગ્રહણ ઇત્યાદિક થયાં હોય તો દશ દિવસ અથવા સાત દિવસ પર્યંત મૌંજી ઇત્યાદિક મંગળ કાર્ય કરવાં નહીં. કોઈ ગ્રંથકાર, સંકટ હોય તો ત્રણ દિવસ અનધ્યાય, એમ કેહેછે. સમય વિના વૃષ્ટિ થાય તો ત્રણ રાત્રિ અથવા પક્ષિણી (બાર પોહોર) અનધ્યાય. પૌષથકી ચૈત્ર માસ પર્યંત જે વૃષ્ટિ તે અકાળવૃષ્ટિ છે. કોઇ ગ્રંથકાર આર્દ્રાથકી જ્યેષ્ઠા પર્યંત સૂર્ય નક્ષત્ર વિના બીજે સમયે જે વૃષ્ટિ થાયછે તેને અકાળવૃષ્ટિ કેહેછે. જે દેશમાં જે વર્ષાનો સમય છે તે વિના બીજે કાળે વૃષ્ટિ થાય તે અકાળવૃષ્ટિ. એ સિદ્ધાંત જાણવો. અતિવૃષ્ટિ, કરકાવૃષ્ટિ (કરા પડવા), અથવા રૂધિરવૃષ્ટિ થાય તો ત્રણ દિવસ અનધ્યાય. પ્રાતઃ સંધ્યા સમયે મેઘગર્જન થાય તો એક અહોરાત્ર અનધ્યાય. ગુરૂ, શિષ્ય, કે ઋત્વિક્ એઓમાંથી કોઈ મરણ પ્રાપ્ત થાય તો ત્રણ દિવસ અનધ્યાય. પશુ, ડેડકાં, નોળિયું, કુતરૂં, સર્પ, બિલાડું, અને ઉંદર એમાંથી એકાદ (અધ્યયન સમયે) વિચમાંથી નીકળી જાય તો એક અહોરાત્ર અનધ્યાય. જંગલી, બિલાડા ઇત્યાદિક વિચમાંથી નીકળી જાય તો ત્રણ રાત્રી અનધ્યાય. શિયાલ અથવા વાંદરો વિચમાંથી નીકળી જાય તો બાર રાત્રી અનધ્યાય. શ્રવણદ્વાદશી, યમદ્વિતીયા, અને મહાભરણી ઈત્યાદિક બીજા અનધ્યાય નિત્ય અને નૈમિત્તિક ઘણા ગ્રંથોમાં લખ્યા છે. પરંતુ મૌંજીવિષે તેમની પ્રવૃત્તિ નથી તેથી ઇહિં કહ્યા નથી. મૌંજીવિષે નાંદીશ્રાદ્ધ થયા પછી પ્રથમ કહેલા પ્રાતઃ કાળે મેઘગર્જનાદિક નૈમિત્તિક અનધ્યાય પ્રાપ્ત થાય તો જ્યોતિર્નિબંધ ગ્રંથમાં કહ્યુંછે.—"નાંદીશ્રાદ્ધ

કીધા પછી જો અકાલિક અનધ્યાય પ્રાપ્ત થાય તો ઉપનયન કરવું, વેદનો આરંભ કરવો નહી.” વેદારંભ કરવો નહી એવો જે નિષેધ કહ્યો તે યજુર્વેદિ ઇત્યાદિમાટે જાણવો; કારણ, ઋગ્વેદીઓએ ઉપાકર્મને સમયેજ વેદારંભ કરવો એમ કહ્યુંછે તેથી તેમને મૌંજીને દિવસે વેદારંભની પ્રાપ્તિ નથી માટે ‘ઉપનયન કરવું, વેદારંભ કરવો નહી’ એવો જે નિષેધ તે ઋગ્વેદી ઇત્યાદિક સર્વને સાધારણપણાએ કહ્યોછે. યજુર્વેદીઓએ, મૌંજી થયા પછી પણ અનધ્યાય પ્રાપ્ત થાય તો, વેદારંભ વર્જ્ય કરવો. નાંદીશ્રાદ્ધથકી પ્રથમ નૈમિત્તિક અનધ્યાય પ્રાપ્ત થાય તો બીજે મુહૂર્તે મૌંજી થયા પછી અનુપ્રવચનીય હોમથકી પ્રથમ ગર્જના થાય તો તે વિષયમાં આગળ કેહેવાસે. એ રીતે અનધ્યાયાદિકનો નિર્ણય સમાપ્ત થયો.

इत्थंतिथिंतत्प्रसंगप्राप्तमनध्यायादिकंचविचार्यवारादिचिंत्यते गुरुशुक्रबुधवाराःश्रेष्ठाः सूर्यवारोमध्यमः चंद्रवारोधमः भौममंदवारौनिषिद्धौ सामवेदिनांक्षत्रियाणांचभौमवारः प्रशस्तः शाखाधिपतिवाराश्चशाखाधिपबलंतथा शाखाधिपतिलग्नंचदुर्लभंत्रितयंव्रते गुरुशुक्रौभौमबुधावृग्वेदाद्यधिपाःस्मृताः पतीसितेज्यौविप्राणांनृपाणांकुजभास्करौ वैश्यानांशशभृत्सौम्याविति वर्णाधिपाःस्मृताः पितुःसूर्यबलंश्रेष्ठंशाखात्रणेशयोर्बटोः पितुर्बटोश्चसर्वेषांबलंवाक्पतिचंद्रयोः बटुनत्पित्रोरुभयोर्गुरुचंद्रबलालाभेबटोरुभयबलमावश्यकं तत्रचंद्रबलंगर्भाधानप्रसंगेउक्तं द्विपंचसप्तनवैकादशस्थोगुरुःशुभफलप्रदः जन्मतृतीयषष्ठदशमस्थानेषुपूजाहोमात्मकशांत्याशुभः चतुर्थाष्टमद्वादशस्थानेषुदुष्टफलः कर्कधनुर्मीनराशिषु चतुर्थादिस्थानेपिनदोषः अतिसंकटेचतुर्थद्वादशस्थोद्विगुणपूजाहोमादिनाशुभः अष्टमस्तु त्रिगुणपूजादिनाशुभः केचिदनिष्टोवामवेधेनशुभइत्याहुस्तन्नेतिराजमार्तंडः अष्टमवर्षादिमुख्यकालेगुरुबलाभावेपिमीनगतरविंयुतचैत्रेवाशांत्यावाव्रतबंधःकार्यो नतुमुख्यकालातिक्रमः नित्यकालस्यबलीयस्त्वात् ॥

એ પ્રમાણે તિથિ, અને તિથિના પ્રસંગથી અનધ્યાયાદિકનો નિર્ણય કહી-હવે વારાદિકનો નિર્ણય કેહેછે,—ગુરૂ, શુક્ર અને બુધ એ વાર શ્રેષ્ઠ છે. રવિ વાર મધ્યમ. સોમ વાર અધમ. ભૌમ અને શનિ વાર નિષિદ્ધ છે. સામવેદી અને ક્ષત્રિય એમને ભૌમ વાર શ્રેષ્ઠ છે. “શાખાધિપતિનો વાર, શાખાધિપતિનું બળ, અને શાખાધિપતિનું લગ્ન એ ત્રણ મૌંજીમાં મળવાં દુર્લભ છે. ગુરૂ, શુક્ર, ભૌમ, અને બુધ એ ક્રમથી ચાર વેદના અધિપતિ છે, ગુરૂ અને શુક્ર બ્રાહ્મણના અધિપતિ, મંગળ અને રવિ ક્ષત્રિયના અધિપતિ, ચંદ્ર અને બુધ વૈશ્યના અધિપતિ, એ પ્રમાણે વર્ણાધિપતિ કહ્યા. પિતાને સૂર્યબળ શ્રેષ્ઠ, બટુને શાખાધિપતિ અને વર્ણાધિપતિનું બળ શ્રેષ્ઠ છે. પિતા, બટુ અને બીજા સઘળાઓને બૃહસ્પતિ અને ચંદ્ર બળ શ્રેષ્ઠ છે.” બટુ અને તેની માતા પિતા એમને ગુરૂ અને ચંદ્રનું બળ ન હોય તો બટુને ગુરૂ અને ચંદ્રનું બળ અવશ્ય જોઇએ. તેમાં ચંદ્રબળ ગર્ભાધાન પ્રસંગમાં કહ્યુંછે. જન્મ રાશિથકી ૨।૫।૭।૯।૧૧ એ સ્થાનકે રહ્યો ગુરૂ શુભ ફળ દેનારો છે. ૧।૩।૬।૧૦ એ સ્થાનકે ગુરૂ પૂજા, હોમરૂપ શાંતિવડે શુભ છે. ૪।૮।૧૨ એ સ્થાનકે ગુરૂ દુષ્ટફળ દેનારો છે. કર્ક, ધનુષ અને મીન એ રાશિનો ગુરૂ હોય તો ૪।૮।

૧૨ સ્થાનકે છતાં પણ દોષ નથી. અતિ સંકટ હોય તો ચોથો, બારમો દ્વિગુણ પૂજા હોમ ઇત્યાદિક કરવાથી શુભ છે. આઠમો હોય તો ત્રિગુણ પૂજા, હોમ ઇત્યાદિક વડે શુભ છે. કોઇ ગ્રંથકાર, અનિષ્ટ ગુરૂ વામવેધ હોવાથી શુભ છે એમ કેહેછે, પરંતુ રાજમાર્તંડમાં તેનો નિષેધ છે. આઠમું વર્ષ ઇત્યાદિક મુખ્ય કાળે ગુરૂબળ ન હોય તો પણ મીન રાશિના સૂર્યયુક્ત ચૈત્ર માસમાં મૌંજી કરવી, અથવા શાંતિ કરી મૌંજી કરવી, પણ મુખ્ય કાળ જવા દેવો નહી; કારણ, નિત્ય કાળ બળવાન છે.

अथनक्षत्राणि पूर्वात्रयहस्तचित्रास्वातीमूलाश्लेषार्द्राश्रवणेषुऋग्वेदिनांमौंजीशस्ता रोहिणीमृगपुष्यपुनर्वसुत्र्युत्तराहस्तानुराधाचित्रारेवतीषुयाजुषाणां अश्विनीपुष्योत्तरात्रयार्द्राहस्तधनिष्ठाश्रवणेषुसामगानां अश्विनीमृगानुराधाहस्तधनिष्ठापुनर्वसुरेवतीषुअथर्ववेदिनां एषांनक्षत्राणामसंभवेभरणीकृत्तिकामघाविशाखाज्येष्ठाशततारकावर्जयित्वासर्वाणिसर्वेषांग्राह्याणि राजमार्तंडेपुनर्वसुनिषेधोनिर्मूलइतिबहवः केचिदृक्सामवेदविषयःपुनर्वसुनिषेधइत्याहुः व्यतीपातवैधृतिपरिघार्धेषुविष्कंभादीनांनिषिद्धनाडीषुभद्रायांग्रहणेचमौंजीवर्ज्या ॥

## હવે મૌંજીનાં નક્ષત્ર કેહેછે.

પૂર્વાફાલ્ગુની, પૂર્વાષાઢા, પૂર્વાભાદ્રપદા, હસ્ત, ચિત્રા, સ્વાતી, મૂળ, આશ્લેષા, આર્દ્રા અને શ્રવણ એ નક્ષત્રોમાં ઋગ્વેદીઓની મૌંજી શ્રેષ્ઠ છે. રોહિણી, મૃગ, પુષ્ય, પુનર્વસુ, ત્રણ ઉત્તરા, હસ્ત, અનુરાધા, ચિત્રા, અને રેવતી એ નક્ષત્રોમાં યજુર્વેદિઓની મૌંજી પ્રશસ્ત છે. અશ્વિની, પુષ્ય, ત્રણ ઉત્તરા, આર્દ્રા, હસ્ત, ધનિષ્ઠા, અને શ્રવણ એ નક્ષત્રમાં સામવેદીઓની મૌંજી શ્રેષ્ઠ છે. અશ્વિની, મૃગ, અનુરાધા, હસ્ત, ધનિષ્ઠા, પુનર્વસુ, અને રેવતી એ નક્ષત્રોમાં અથર્વણવેદીની મૌંજી શ્રેષ્ઠ છે. એ નક્ષત્રો ન મળે તો ભરણી, કૃત્તિકા, મઘા, વિશાખા, જ્યેષ્ઠા, અને શતભિષા એ નક્ષત્રો વર્જ્ય કરી બાકીનાં સર્વ નક્ષત્રો સઘળાઓએ લેવાં. રાજમાર્તંડમાં પુનર્વસુનો નિષેધ કહ્યોછે તે નિર્મૂળ છે, એમ ઘણા ગ્રંથકારો કેહેછે. કોઈ ગ્રંથકાર, પુનર્વસુનો નિષેધ ઋગ્વેદી અને સામવેદીમાટે છે એમ કેહેછે. વ્યતીપાત, વૈધૃતિ, પરિઘનું અર્ધ, વિષ્કંભ[૧] ઇત્યાદિક યોગોની નિષિદ્ધ ઘડી; ભદ્રા; અને ગ્રહણ એમાંનું એક પણ હોય તો મૌંજી કરવી નહી.

अथलग्नेग्रहबलं व्रतेग्राह्याद्वादशाष्टषट्वर्ज्याःशुभखेचराः खलास्त्र्यायारिगाश्चंद्रःशुक्रगोकर्कगस्तनौ क्वचित्सूर्यस्तनौश्रेष्ठोऽष्टमेवर्ज्योऽखिलोग्रहः लग्नेशःशुक्रचंद्रौचषष्ठेवर्ज्याः सितोंत्यगः लग्नेचंद्रखलाश्चैवेंदुर्वर्ज्योद्वादशाष्टमे पंचेष्टग्रहहीनंचलग्नंसर्वत्रवर्जयेत् तुलामिथुनकन्याख्याधनुर्वृषझषाव्हयाः नवमांशाःशुभाःप्रोक्ताःकर्कांशंवर्जयेद्व्रते षड्वर्गशुद्ध्यादिकमिष्टकालसाधनादिविचारश्चज्योतिर्ग्रंथेभ्योज्ञातव्यः मातरिरजस्वलायांमातुलज्येष्ठभ्रात्रादीनांपित्रसान्निध्यात्कर्तॄणांपत्न्यांरजस्वलायांचमौंजीविवाहादिनकार्यं नांदीश्राद्धोत्तरंमा

૧ વિષ્કુંભની ૩ ઘડી, વ્યાઘાતની ૯, શૂલની ૫, વજ્રની ૩, ગંડની ૬, અતિગંડની ૬, એ પ્રમાણે એ યોગોની પ્રથમની ઘડિયો વર્જ્ય છે એમ જાણવું.

तृरजसिभ्रात्रादिकर्त्तरसत्त्वेपिसन्निहितमुहूर्त्तांतरालाभेशांतिंकृत्वाकार्यं अन्यथामुहूर्त्तांतरे एव नांद्दीश्राद्धोत्तरंमातुलादिकर्तॄणांपत्नीरजोदोषेआरब्धत्वाच्छांतिंविनैवकार्यं मौंजीवि वाहोत्तरंमंडपोद्वासनात्प्राक्मातृरजोदोषेपिशांतिःकार्यामंगलस्यासमाप्तत्वादितिमुहूर्तचिं तामणिटीकायां प्रारंभात्प्रागपिरजोदोषेमुहूर्त्तांतरालाभेशांतिंकृत्वाऽतिसंकटेव्रतबंधादिकं कार्यमितिकौस्तुभे शांतिप्रकारश्चममामुकमंगलेसंस्कार्यजननीरजोदोषजनिताशुभफलनि रासार्थंशुभफलावाप्त्यर्थंश्रीपूजनादिशांतिंकरिष्यइतिसंकल्प्यमाषसुवर्णनिर्मितांलक्ष्मींश्रीसू क्तेनषोडशोपचारैःसंपूज्यस्वगृह्योक्तविधिनाश्रीसूक्तेनप्रत्यृचंपायसंहुत्वाकलशोदकेनाभि षिच्यविष्णुंस्मृत्वाकर्मेश्वरार्पणंकुर्यादिति प्रारंभोत्तरंसूतकप्राप्तौएकोदरयोःसमानसंस्कारे प्रेतकर्मासमाप्तौचचौलप्रकरणेउक्तं विशेषस्तुवक्ष्यते ॥

## હવે લગ્નમાં ગ્રહબળ કેહેછે.

મૌંજીવિષે લગ્ન શુદ્ધિ જોવી તે આ રીતે;—"બારમું, આઠમું, અને છઠું સ્થાનક વર્જ્ય કરી (અન્ય સ્થાનકે) રહેલા શુભ ગ્રહો મૌંજીમાં ગ્રહણ કરવાના કહ્યાછે. ત્રીજે, છઠે અને ઇગ્યારમે સ્થાનકે પાપ ગ્રહ ઉક્ત છે. શુક્લ પક્ષમાં ચંદ્ર વૃષ અથવા કર્ક રાશીનો થઈ લગ્નમાં હોય તો શ્રેષ્ઠ છે. કોઇ ગ્રંથમાં લગ્નમાં સૂર્ય હોય તો શ્રેષ્ઠ છે, એમ કહ્યુંછે, અને આઠમે સ્થાનકે કોઈપણ ગ્રહ હોય તો વર્જ્ય કરવો. છઠે લગ્નપતિ, શુક્ર, અને ચંદ્ર એ વર્જ્ય કરવા, અને બારમે શુક્ર વર્જ્ય કરવો. ચંદ્ર અને પાપ ગ્રહ લગ્ને; અને બારમે તથા આઠમે ચંદ્ર વર્જ્ય કરવા. પાંચ ઇષ્ટ (જોઇતા) ગ્રહ જે લગ્નમાં આવે નહી તે લગ્ન સર્વત્ર વર્જ્ય કરવું. તુળ, મિથુન, કન્યા, ધન, વૃષ, અને મીન એ નવમાંશ શુભ છે. મૌંજીમાં કર્ક રાશિનો નવમાંશ વર્જ્ય કરવો." ષડ્વર્ગ શુદ્ધિ ઇત્યાદિક અને ઇષ્ટ કાળ સાધન ઇત્યાદિકનો વિચાર જ્યોતિષના ગ્રંથોથી જાણવો. જેને મૌંજી કરવાની તેની માતા રજસ્વલા હોય અને પિતા સમીપે ન હોવાથી મામો, મ્હોટો ભાઈ ઇત્યાદિક મૌંજી કરનારા હોતાં તેની સ્ત્રી રજસ્વળા હોય તો મૌંજી, વિવાહ ઇત્યાદિક કરવા નહી. નાંદીશ્રાદ્ધ થયા પછી માતા રજસ્વલા થયા છતાં જો ભાઈ ઇત્યાદિક બીજો કર્ત્તા હોય તથાપિ બીજું મુહૂર્ત્તે સમીપે ન મળે તો શાંતિ કરી ઉપનયન કરવું. તેમ ન હોય તો બીજે મુહૂર્ત્તેજ કરવું. નાંદીશ્રાદ્ધ થયા પછી મામો ઇત્યાદિક કર્ત્તાની સ્ત્રી રજસ્વળા થાય તો આરંભ થયો છે માટે શાંતિ કીધાવિનાજ કરવું. મૌંજી, અને વિવાહ એ થયા પછી મંડપ વિસર્જનથી પ્રથમ માતા રજસ્વલા થાય તો પણ મંગળની સમાપ્તિ થઈ નથી માટે શાંતિ કરવી, એમ મુહૂર્ત્ત ચિંતામણિની ટીકામાં કહ્યુંછે. પ્રારંભથી પ્રથમપણ રજસ્વલા થઈ હોય અને બીજું મુહૂર્ત્ત મળતું ન હોય તો અતિ સંકટ છતાં શાંતિ કરી મૌંજી ઇત્યાદિક કાર્ય કરવાં, એમ કૌસ્તુભમાં કહ્યુંછે. **શાંતિનો પ્રકાર કેહેછે,**— "**ममामुकमंगले संस्कार्यजननीरजोदोषजनिताशुभफलनिरासार्थं शुभफलावाप्त्यर्थं श्रीपूजनादि शांतिं करिष्ये,**" એવો સંકલ્પ કરી એક માષા સુવર્ણની લક્ષ્મીની પ્રતિમા કરી તે પ્રતિમાની શ્રીસૂક્તવડે ષોડશોપચાર પૂજા કરી પોતાનાં ગૃહ્યમાં કહેલા વિધિ પ્રમાણે શ્રી-

સૂક્તની ૬૨ એક ઋચાવડે પાયસનો હોમ કરી કળશનાં જળવડે અભિષેક કરી વિષ્ણુસ્મરણ કરી કર્મ ઈશ્વિરને અર્પણ કરવું. પ્રારંભ થયા પછી આશૌચ પ્રાપ્ત થાય; સગા ભાઈના સમાન સંસ્કાર કરવાના હોય; અને પ્રેતકર્મની સમાપ્તિ થઈ ન હોય; એ વિષયનો નિર્ણય ચૌળપ્રકરણમાં (પત્ર ૩૦૮ માં) કહ્યોછે. વિશેષ નિર્ણય કેહેવો તે આગળ કેહેવાસે.

अथपदार्थसंपादनं कौपीनंप्रावारश्चकार्पासजमहतंसंपाद्यं ईषद्धौतंनवंश्वेतंसदशंवस्त्रमहतसंज्ञंप्रावारार्थमजिनंवा तच्चत्र्यंगुलंचतुरंगुलंवाबहिर्लोमाखंडंत्रिखंडंवाष्टाचत्वारिंशदंगुलंधार्यं त्रिखंडपक्षेचतुर्विंशत्यंगुलाष्टांगुलषोडशांगुलाःक्रमेणत्रयःखंडाः कार्पासंयज्ञोपवीतं

## હવે મૌંજીમાટે પદાર્થ એકઠા કરવા તે કેહેછે.

કૌપીન (લંગોટી), ઓઢવાનું વસ્ત્ર, એ કપાસનાં **અહત** લેવાં. એકાદ વખત ધોયળું, નવું, શ્વેતવર્ણ અને દશા ( છેડાએ ) યુક્ત જે વસ્ત્ર તે અહત કેહેવાયછે, તે ઓઢવામાટે લેવું; અથવા કાળું મૃગચર્મ લેવું. તે કૃષ્ણાજીન ત્રણ અંગુલ અથવા ચાર અંગુલ, બાહેર રોમવાળું એવું અખંડ અથવા ત્રિખંડ ( ૪૮ ) અંગુલનું ધારણ કરવું. ત્રિખંડ ધારણ કરવું હોય તો ( ૨૪ ) અંગુલ, ( ૮ ) અંગુલ, અને ( ૧૬ ) અંગુલના એ પ્રમાણે ક્રમથી ત્રણ ટુક જોઇએ. યજ્ઞોપવીત કરવું તે કપાસનું કરવું.

---

तन्निर्माणप्रकारः ब्राह्मणेनब्राह्मणस्त्रीभिर्विधवादिभिश्चनिर्मितंसूत्रंग्राह्यं संहतचतुरंगुलिमूलेषुषण्णवत्यासूत्रमावेष्ट्य तत्त्रिगुणीकृत्योर्ध्ववृत्तंवलितंकृत्वा पुनरधोवृत्तरीत्यात्रिगुणीकृतंतत्सूत्रंनवतंतुकंसंपद्यते ततस्त्रिरावेष्ट्यदृढग्रंथिंकुर्यात् स्तनादूर्ध्वमधोनाभेर्नधार्यंतत्कथंचन विच्छिन्नंवाप्यधोयातंभुक्त्वानिर्मितमुत्सृजेत् सिद्धेमंत्राःप्रयोक्तव्याइतिन्यायेनसिद्धंयज्ञोपवीतंत्रिगुणीकरणादिमंत्रैरभिमंत्र्ययज्ञोपवीतंपरममितिमंत्रेणधारयेत् तद्यथा गायत्र्यात्रिगुणीकृत्यापोहिष्ठेतितिसृभिःप्रक्षाल्य पुनर्गायत्र्यात्रिगुणीकृत्यग्रंथौविष्णुब्रह्मरुद्रान्न्यसेत् केचिन्नवतंतुषुनवदेवतान्यासमाहुः ततोगायत्र्यादशवारमभिमंत्रिताभिरद्भिर्यज्ञोपवीतंप्रक्षाल्योदुत्यमितितृचेनसूर्यायप्रदर्श्ययज्ञोपवीतमितिमंत्रेणप्रथमंदक्षिणंबाहुमुद्धृत्यपश्चात्कंठे धारयेदिति उपवीतंब्रह्मसूत्रंप्रोद्धृतेदक्षिणेकरे प्राचीनावीतमन्यस्मिन्निवीतंकंठलंबितं चितिकाष्ठचितिधूमचंडालरजस्वलाशवसूतिकास्पर्शेस्नात्वायज्ञोपवीतत्यागः कंठलंबितत्वादकृत्वामलमूत्रोत्सर्गेचत्यागः मासचतुष्टयोत्तरंचयज्ञोपवीतत्यागः केचिज्जननशावाशौचयोरंतेपितत्त्यागमाहुः समुद्रंगच्छस्वाहेतिमंत्रेणसप्रणवव्याहृतिभिर्वाजीर्णयज्ञोपवीतत्यागः यज्ञोपवीतंप्रमादाद्धृतंचेत्तूष्णींलौकिकंधृत्वामनोज्योतिरितिअग्नेव्रतपतेव्रतंचरिष्यामितच्छकेयंतन्मेराध्यतां वायोव्रतपते० आदित्यव्रतपतेइत्यादिमंत्रचतुष्टयेनचतस्रआज्याहुतीर्हुत्वाविधिवन्नूतनंधारयेत् अथवायज्ञोपवीतनाशजन्यदोषनिरासार्थंप्रायश्चित्तंकरिष्येइतिसंकल्प्यआचार्यवरणाग्निप्रतिष्ठादिआज्यभागांतेसवितारंगायत्र्यातिलैराज्येनचाष्टोत्तरशतंसहस्रंवाजुहुयात् नूतनंधृत्वातिक्रांतंसंध्याद्याचरेत्इति यज्ञोपवीतहीनःक्षणंतिष्ठेच्चेच्छतगायत्रीजपः यज्ञोपवीतंविनाभोजनेविण्मूत्रकरणेवागायत्र्यष्टसहस्रंजपः। वामस्कंधात्कूर्परेमणिबंधांतेवापतितेयथास्थानंधृत्वात्रीन्षट्वायथाक्रमंप्राणायामान्कृत्वानवंधारयेत् कोपादिनास्वयंयज्ञो

**पवीतत्यागेपूर्ववल्लौकिकंधृत्वाप्रायश्चित्तांतेनवंधारयेत् ब्रह्मचारिणएकंयज्ञोपवीतं स्नातकस्यद्वे उत्तरीयाभावेतृतीयकं जीवत्पितृकेणजीवज्ज्येष्ठभ्रातृकेणचोत्तरीयंतत्स्थानेतृतीयंयज्ञोपवीतंवानधार्यं आयुष्कामस्यत्र्यधिकानिबहूनियज्ञोपवीतानि अभ्यंगेचोदधिस्नानेमातापित्रोर्मृतेहनि तैत्तिरीयाःकठाःकण्वाश्चरकावाजसनेयिनः कंठादुत्तार्यसूत्रंतुकुर्युर्वैक्षालनंद्विजाः अन्यथाजुषैर्बह्वृचैःसामगैश्चकंठादुत्तारणेतत्त्यक्त्वानवंधार्यं ॥**

## હવે યજ્ઞોપવીત કરવાની રીતિ કેહેછે.

જનોઈમાટે સૂત્ર લેવું તે બ્રાહ્મણે, બ્રાહ્મણની સ્ત્રીયો અને વિધવા ઇત્યાદિકોએ બનાવેલું લેવું. જોડાજોડ રાખેલી ચાર આંગલીઓનાં મૂલમાં છન્નુ વાર સૂત્ર વીટી તે સૂત્ર ત્રેવડું કરી તેને ઉર્ધ્વવૃત્ત વણી ફરી તેને ત્રેવડું કરી અધોવૃત્ત રીતે વણવું. એટલે નવ સૂત્ર થાયછે. પછી તે નવ સૂત્રને ત્રણ વાર વીટી પાકી ગાંઠ દેવી. "સ્તનથી ઉપરે અને નાભીથી નીચે યજ્ઞોપવીત ક્યારે પણ ધારણ કરવું નહી. તુટેલું, નીચે ઉતરેલું, અથવા ભોજન કીધા પછી બનાવેલું એવું જે યજ્ઞોપવીત તેનો ત્યાગ કરવો." "સિદ્ધ થયલા પદાર્થોમાં મંત્ર જોડવા" એવો ન્યાય છે માટે યજ્ઞોપવીત તયાર થયા પછી ત્રિગુણીકરણાદિકના મંત્રોવડે મંત્રિત કરી "**यज्ञोपवीतं परमं०**" એ મંત્રવડે ધારણ કરવું. તેનો પ્રકાર કેહેછે;—ગાયત્રી મંત્રવડે ત્રિગુણિત કરી "**आपोहिष्ठा०**" એ ત્રણ ઋચાવડે પ્રક્ષાલન કરી ફરી ગાયત્રી મંત્રવડે ત્રિગુણિત કરી ગાંઠમાં બ્રહ્મા, વિષ્ણુ, અને રૂદ્રનું સ્થાપન કરવું. કોઈ ગ્રંથકાર, નવ સૂત્રમાં નવ દેવતાનું સ્થાપન કરવું એમ કેહેછે. પછી ગાયત્રી મંત્રવડે દશ વાર મંત્રિત જલવડે યજ્ઞોપવીત ધોઈ "**उदुत्यं०**" એ ત્રણ ઋચાવડે સૂર્યને બતાવી "**यज्ञोपवीतं०**" એ મંત્રવડે પ્રથમ જમણો હાથ ઊંચો કરી પછી કંઠમાં ધારણ કરવું. "જમણો હાથ ઊંચો કરી ડાબા ખભા ઉપરે ધારણ કરેલું જે બ્રહ્મસૂત્ર તે ઉપવીત. જમણા ખભા ઉપરે ધારણ કરેલું જે બ્રહ્મસૂત્ર તે પ્રાચીનાવીત, અને કંઠમાં સરલ માલાની પેઠે ધારણ કરેલું જે બ્રહ્મસૂત્ર તે નિવીત." ચિતાનાં કાષ્ઠ, ચિતાનો ધૂમ, ચાંડાળ, રજસ્વલા, શબ, અને સુવાવડીનો સ્પર્શ થાય તો સ્નાન કરી યજ્ઞોપવીતનો ત્યાગ કરવો, એટલે બીજું ધારણ કરવું. નિવીતિ ઇત્યાદિક કીધા વિના મળ મૂત્રનો ત્યાગ કરે તો પણ તે યજ્ઞોપવીતનો ત્યાગ કરવો. ચાર માસ થયા પછી પણ તે યજ્ઞોપવીતનો ત્યાગ કરવો. કોઈ ગ્રંથકાર, જનનાશૌચ, અને મૃતાશૌચને અંતે પણ યજ્ઞોપવીતનો ત્યાગ કરવો એમ કેહેછે. જુનાં યજ્ઞોપવીતનો ત્યાગ કરવો તે "**समुद्रं गच्छ स्वाहा**" એ મંત્રવડે અથવા પ્રણવ સહિત વ્યાહૃતિ મંત્રવડે કરવો. યજ્ઞોપવીત પ્રમાદથી જતું રહ્યું હોય તો મંત્ર રહિત યજ્ઞોપવીત ધારણ કરી "**मनोज्योतिः०, अग्ने व्रतपते व्रतं चरिष्यामि तच्छकेयं तन्मे राध्यतां, वायो व्रतपते०, आदित्य व्रतपते०**" ઇત્યાદિ ચાર મંત્રવડે ચાર ધૃતાહુતિનો હોમ કરી પછી વિધિપૂર્વક નવીન યજ્ઞોપવીત ધારણ કરવું. અથવા "**यज्ञोपवीतनाशजन्यदोषनिरासार्थं प्रायश्चित्तं करिष्ये,**" એવો સંકલ્પ કરી આચાર્યવરણ, અગ્નિ સ્થાપન ઇત્યાદિ આજ્યભાગ પ-

યંત કર્મ કરી સવિતા દેવને ઉદ્દેશે ગાયત્રી મંત્રે તિલ અથવા ઘીનો અષ્ટોત્તર શત (૧૦૮) અથવા સહસ્ર (૧૦૦૮) હોમ કરવો. પછી નવીન યજ્ઞોપવીત ધારણ કરી રહિ ગયેલું સંધ્યાદિક કર્મ કરવું. યજ્ઞોપવીત વિના જો એક ક્ષણ રહે તો સો ગાયત્રી જપ કરવો. યજ્ઞોપવીત વિના ભોજન કરે અથવા શૌચ કે મૂત્ર કરે, તો ગાયત્રી મંત્રનો આઠ હજાર જપ કરવો. ડાબા ખભાથી કોણી અથવા કાંડા ઉપરે યજ્ઞોપવીત પડે તો ખભા ઉપરેજ ધારણ કરી ત્રણ અને છ ક્રમથી પ્રાણાયામ કરવા. પછી નવીન ધારણ કરવું. ક્રોધાદિકવડે પોતેજ યજ્ઞોપવીતનો ત્યાગ કરે તો પ્રથમ કહ્યા પ્રમાણે લૌકિક યજ્ઞોપવીત ધારણ કરી પ્રાયશ્ચિત્ત કીધા પછી નવું ધારણ કરવું. બ્રહ્મચારિએ એક ધારણ કરવું; સ્નાતકે (સમાવર્ત્તન સંસ્કાર જેનો થયો છે તેણે) બે પેહેરવાં. ઉત્તરીય વસ્ત્રને અભાવે ત્રીજું પેહેરવું. જેનો પિતા અથવા મ્હોટો ભાઈ જીવતો હોય તેણે ઉત્તરીય વસ્ત્ર, અથવા તેને બદલે ત્રીજું યજ્ઞોપવીત ધારણ કરવું નહી. આયુષ્યની ઇચ્છા કરનારાએ ત્રણ કરતાં અધિક ઘણાં યજ્ઞોપવીત પેહેરવાં. "અભ્યંગસ્નાન, સમુદ્રસ્નાન, અને માતા પિતાનાં સાંવત્સર શ્રાદ્ધને દિવસે તૈત્તિરીય, કઠ, કણ્વ, ચરક અને વાજસનેયી એટલા બ્રાહ્મણોએ કંઠથી યજ્ઞોપવીત કાઢી તેનું પ્રક્ષાલન કરવું." બીજા યજુર્વેદી, ઋગ્વેદી, અને સામવેદી એમણે કંઠથી ઉતારેલું હોય તો તેનો ત્યાગ કરી નવું ધારણ કરવું.

---

**અથમેખલા મૌંજીત્રિવૃત્સમાશ્લક્ષ્ણાકાર્યાવિપ્રસ્યમેખલા ત્રિવૃત્તાગ્રંથિનૈકેનત્રિભિઃપંચભિર્વા મુંજાભાવેतुकर्तव्याकुशाश्मंतकबल्वजैः ब्राह्मणस्यभवेद्दंडःपालाशःकेशसंमितः सर्वेषांयज्ञियोवास्यादूर्ध्वनासाग्रसंमितः बटुहस्तेनचतुर्हस्ताहस्तोच्छ्रिताचतुरस्रासोपानांकिता प्रागुदक्प्रवणाकदलीस्तंभाद्यलंकृतावेदिःसंपाद्या ॥**

## હવે મેખલા (દંડ) ઈત્યાદિક કેહેછે.

" મુંજનાં ઘાસની, ત્રેવડી, સરખી, અને સુંદર ઝીણી એવી મેખલા બ્રાહ્મણની કરવી. તે મેખલાને ત્રણ ફેરા વીટી પેહેલી ગાંઠ એક આવૃત્તિની, બીજી ત્રણ આવૃત્તિની, અને ત્રીજી પાંચ આવૃત્તિની, એ પ્રમાણે બાંધવી. મુંજનું ઘાસ ન મળે તો કુશ, અશ્મંતક, બલ્વજ એ ઘાસની કરવી. બ્રાહ્મણનો કેશ પર્યંત ઊંચો એવો ખાખરાનો દંડ કહ્યોછે. અથવા સઘળાઓનો યજ્ઞમાં યોગ્ય વૃક્ષનો દંડ નાસિકાનાં ઉપરનાં અગ્ર પર્યંત ઊંચો એવો કહ્યોછે." બટુના હાથ પ્રમાણે સમચોરસ ચાર હાથ, ઊંચી એક હાથ, ચતુષ્કોણ, પગથી સહિત, પૂર્વ અથવા ઉત્તર તરફ નમતી અને કેળના સ્તંભાદિકવડે સુશોભિત એવી વેદી કરવી.

---

**અથોપનયનાંતર્ગતપદાર્થેષુવિશેષ ઉચ્યતે વાસઃપરિધાનોત્તરંલૌકિકમાચમનં યજ્ઞોપવીતધારણોત્તરંતુયથાવિધિઆચમનવિધિર્વક્ષ્યતે એવમાજ્યપાત્રાદુત્તરભાગેબટુમાચમય્યપ્રણીતાપશ્ચિમદેશરૂપતીર્થેનપ્રવેશ્યાચાર્યાગ્ન્યોર્મધ્યેનનીત્વાચાર્યદક્ષિણતઉપવેશયેત્ તતોબર્હિરાસ્તરણાદિસ્રુવસંમાર્ગાંતેયજ્ઞોપવીતદાનાદ્યાચમનાંતં તતઃશિષ્યાંજલૌજલાવક્ષરણાદિસમિદાધ**

नांतंगायत्र्युपदेशांगंबटोःशुचित्वसिद्धयेअग्नयेसमिधमितिमंत्रएकश्रुत्याप्रयोक्तव्यः ततःपरिदानाभिवादनांतेआचारप्राप्तंगायत्रीपूजनंकृत्वाऽग्नेरुत्तरदेशेगायत्र्युपदेशःकार्यः अवक्षारणमप्युत्तरदेशेउक्तं प्राङ्मुखआचार्यःप्रत्यङ्मुखायोपविष्टायबटवेगायत्रीमुपदिशेत् ॥

## હવે મૌંજીના અંતર્ગત પદાર્થોમાં વિશેષ કેહેછે.

વસ્ત્ર પેહેર્યા પછી લૌકિક આચમન કરવું. યજ્ઞોપવીત ધારણ કીધા પછી તો વિધિયુક્ત આચમન કરવું. આચમનનો વિધિ આગળ કેહેવાસે. એ રીતે આજ્યપાત્રની ઉત્તર તરફ બટુને આચમન કરાવી પ્રણીતા પાત્રનાં પશ્ચિમ દેશરૂપ તીર્થવડે પ્રવેશ કરાવી આચાર્યે અને અગ્નિના મધ્યમાંથી લઈ આચાર્યની ડાબી તરફ બેસારવો. પછી બર્હિનાં આસ્તરણથકી સ્રુવસંમાર્ગ પર્યંત કર્મ કીધા પછી યજ્ઞોપવીત દાન ઇત્યાદિક આચમન પર્યંત કર્મ કરવું. પછી શિષ્યની અંજલીમાં જળ આપવું. ત્યહાંથી તે સમિદાધાન પર્યંત ગાયત્રી ઉપદેશનું અંગભૂત કર્મ કરવું. બટુને પવિત્રતાની સિદ્ધિ થવામાટે "अग्नये समिधं०" એ મંત્ર એક વાર કેહેવો. પછી પરિદાન (સૂર્ય અને પ્રજાપતિને મનથી બટુ અર્પણ કરવો), અને અભિવાદન (અગ્નિને યથાવિધિ નમસ્કાર કરવો) એ કીધા પછી આચારપ્રાપ્ત ગાયત્રીપૂજન કરી અગ્નિની ઉત્તર તરફ બટુને ગાયત્રીનો ઉપદેશ કરવો. જળ આપવું તે પણ અગ્નિની ઉત્તર તરફ આપવું. પૂર્વ દિશા સંમુખ બેઠેલા આચાર્યે પશ્ચિમાભિમુખ બેઠેલા બટુને ગાયત્રીનો ઉપદેશ કરવો.

---

अथोपसंग्रहणप्रकारः उपसंग्रहणंनामामुकप्रवरान्वितामुकगोत्रोमुकशर्माहंभोअभिवादयइत्युक्त्वादक्षिणोत्तरकर्णौवामदक्षिणपाणिभ्यांस्पृष्ट्वादक्षिणहस्तेनगुरोर्दक्षिणपादंवामेनवामंस्पृष्ट्वाशिरोवनमनमिति एवंगुरुषुमातापित्रादिषुचअभिवादनपूर्वकपादस्पर्शात्मकमुपसंग्रहणं वृद्धतरेषुत्वभिवादनमात्रं वृद्धेषुनमस्कारः अशुचिंवमंतमभ्यक्तंस्नानंकुर्वंतंजपादिरतंपुष्पजलभैक्षादिभारवाहंननमेत् तन्नमनेउपवासः शूद्रनतौत्रिरात्रं अंत्यजेकृच्छ्रं देवतागुरुयतिनमनाकरणेउपवासः ॥

## હવે ઉપસંગ્રહણ (ગુરૂનાં ચરણમાં નમવા)નો વિધિ કેહેછે.

ઉપસંગ્રહણ એટલે "અમુક પ્રવરેયુક્ત, અમુક ગોત્ર, અમુકશર્મા એવો હું નમસ્કાર કરૂંછું," એમ કહી બટુએ પોતાના જમણા અને ડાબા કાનને ક્રમથી ડાબા અને જમણા હાથે સ્પર્શ કરી પછી ગુરૂના જમણા પગને જમણે હાથે અને ડાબા પગને ડાબે હાથે સ્પર્શ કરી મસ્તક નમાવવું, એ ઉપસંગ્રહણ છે. એ રીતે ગુરૂ, માતા, અને પિતા ઇત્યાદિકના ચરણને અભિવાદન પૂર્વક સ્પર્શ કરવો તે ઉપસંગ્રહણ છે. અતિ વૃદ્ધ હોય તેમને અભિવાદન માત્ર કરવું. વૃદ્ધને નમસ્કાર કરવા. અપવિત્ર; વમન કરતો; અભ્યંગ જેણે કરેલો છે તે; સ્નાન કરતો; જપાદિકમાં બેઠેલો; અને પુષ્પ, જળ, તથા ભિક્ષા ઇત્યાદિકનો ભાર ઉપાડનારો તેમને તે તે સમયે નમસ્કાર કરવો નહી. તેમને નમસ્કાર કરે તો ઉપવાસ કરવો. શૂદ્રને નમસ્કાર કરે

તો ત્રણ રાત્રિ ઉપવાસ કરવા. અંત્યજને નમસ્કાર કરે તો કૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરવું. દેવતા, ગુરૂ અને સંન્યાસિયોને નમસ્કાર ન કરે તો ઉપવાસ કરવો.

**अथप्रत्यभिवादनं तत्रांत्यस्वरः प्लुतःकार्यः तद्यथा आयुष्मान्भवसौम्यदेवदत्ता ३ एकारौकारांतेनाम्नि हरा ३ इ शंभा ३ उ इतिसंध्यक्षरविश्लेषेणपूर्वभागाकारःप्लुतइति अनुप्रवचनीयार्थभिक्षायांभिक्षांभवान्ददातुभिक्षांभवतीददात्विति वा भवच्छब्दमध्यमकोभिक्षावाक्यप्रयोगः अन्यभिक्षायामादावंतेवाभवच्छब्दइति ॥**

## હવે પ્રત્યભિવાદન (શિષ્યે નમસ્કાર કીધા પછી ગુરૂએ આશિર્વાદ દેવો) તે કેહેછે.

તે પ્રત્યભિવાદનવિષે છેલો સ્વર પ્લુત હોવો જોઇએ. તે આ રીતે;—**आयुष्मान् भव सौम्य देवदत्ता ३**" અર્થ-હે સૌમ્ય દેવદત્ત, આયુષ્માન થા. એકાર અને ઓકાર જેની અંતમાં છે એવાં નામ હોય તો "**हरा ३ इ, शंभा ३ उ**" અર્થ-હે હરે, હે શંભો. એ પ્રમાણે સંધિના અક્ષરોને છૂટ પાડી તેનો પૂર્વ ભાગ 'આ' કાર તે પ્લુત થાય. અનુપ્રવચનીય હોમમાટે ભિક્ષામાં "**भिक्षां भवान् ददातु,**" અથવા "**भिक्षां भवती ददातु,**" એ પ્રમાણે '**भवत्**' શબ્દ જે વાક્યનાં મધ્યમાં છે એવાં ભિક્ષાવાક્યનો પ્રયોગ કરવો. અનુપ્રવચનીય વિના ભિક્ષાવાક્ય હોય તો પ્રથમ અથવા છેવટે 'ભવત્' શબ્દ બોલવો.

**अथोपनयनविवाहादौनिर्विघ्नफलप्राप्त्यर्थमुपसर्गनिरासायवासपिंडमरणादिनिमित्तकप्रतिकूलनिवृत्त्यर्थंवाविनायकशांतिःकार्या तत्रकालः शुक्लपक्षचतुर्थीगुरुवारःपुष्यश्रवणोत्तरारोहिणीहस्ताश्विनीमृगनक्षत्राणिशस्तानि उपनयनादौतुप्रधानकालानुरोधेनयथासंभवकालोग्राह्यः तत्रामुककर्मणोनिर्विघ्नफलसिद्ध्यर्थमितिवाउपसर्गनिवृत्त्यर्थमितिवामुकसपिंडमरणनिमित्तकाशुचित्वप्रातिकूल्यनिरासार्थमितिवासंकल्पऊह्यः अवशिष्टप्रयोगोन्यत्रज्ञेयः ॥**

## હવે વિનાયકશાંતિ કેહેછે.

મૌંજી, વિવાહ ઇત્યાદિક કાર્યનેવિષે નિર્વિઘ્નતારૂપ ફળ પ્રાપ્તિમાટે અથવા ઉપસર્ગ (અશુભ સૂચક ઉપદ્રવ)નો નાશ થવામાટે, કિંવા સપિંડનાં મરણ ઇત્યાદિક નિમિત્તવડે પ્રાપ્ત થતાં પ્રતિકૂળની નિવૃત્તિમાટે વિનાયકશાંતિ કરવી. **તેનો કાળ**—શુક્લ પક્ષની ચોથ, ગુરૂ વાર, પુષ્ય, શ્રવણ, ત્રણ ઉત્તરા, રોહિણી, હસ્ત, અશ્વિની અને મૃગ એ નક્ષત્ર ઉત્તમ છે. મૌંજી ઇત્યાદિકવિષે તો મુખ્ય કાળના અનુસારથી જેવો મળે તેવો લેવો. **તેમાં**—"**अमुककर्मणो निर्विघ्नफलसिद्ध्यर्थं,**" અથવા "**उपसर्गनिवृत्त्यर्थं,**" કિંવા "**अमुकसपिंडमरणनिमित्तकाशुचित्वप्रातिकूल्यनिरासार्थं,**" એ રીતે જેવું નિમિત્ત હોય તેને અનુસારે સંકલ્પમાં ઉચ્ચાર કરવો. બાકીનો પ્રયોગ કૌસ્તુભાદિકમાં જોવો.

विवाहोपनयनादिष्वाभ्युदयकर्मस्वादौग्रहयज्ञंकुर्यात् श्राद्धातिरिक्तेष्वनाभ्युदयिकेष्वपि शांत्यादिकर्मसुग्रहानुकूल्यकामोग्रहयज्ञंकुर्यात् अरिष्टनिरासार्थंउत्पातेषुशांतिस्थानेष्वप्रधानोपिग्रहमखउक्तः प्रधानकर्मणःपूर्वमव्यवहितेव्यवहितेवाकालेकुर्यात् व्यवहितपक्षेसप्तादिनाधिकव्यवधानंनकार्यं प्रतिग्रहंदशावरप्रधानाहुतिसंख्यायामेकएवऋत्विक् दशाधिकपंचाशत्पर्यंतसंख्यायांचत्वारऋत्विजः ततःऊर्ध्वंशतावरहोमेष्टौऋत्विजोनवमआचार्यः तत्राचार्यआचार्यकर्मकृत्वाआदित्यायजुहुयात् अष्टभ्यःसोमादिभ्योष्टौऋत्विजोजुहुयुः ऋत्विक्चतुष्टयपक्षेद्वाभ्यांग्रहाभ्यांएकैकोजुहुयात् आचार्योर्कायताम्रादिमयीषुप्रतिमासुसर्वासुसौवर्णीषुवाफलेष्वक्षतपुंजेषुवाआदित्यादिपूजनं होमसंख्यानुसारेणकुंडस्यस्थंडिलस्यवाग्रहवेदेश्चहस्तादिमानं तत्रप्रधानांगाहुतीनांपंचाशदवरसंख्यत्वेरत्निमितंकुंडं शतावरत्वेअरत्निमितं सहस्रावरत्वेहस्तमितं अयुतादिहोमेहस्तद्वयं लक्षहोमेचतुर्हस्तं तत्रकृतमुष्टिःकरोरत्निः मुक्तकनिष्ठिकःकरःअरत्निः चतुर्विंशत्यंगुलोहस्तः यवोनचतुर्स्त्रिशदंगुलानिहस्तद्वयं अष्टचत्वारिंशदंगुलानिहस्तचतुष्टयं कुंडेमेखलायोनिनाभिखातादिमानंग्रंथांतरेभ्योज्ञेयं इदंकुंडादिमानंसर्वत्रज्ञेयं समिच्चवाज्यंद्रव्यं अर्कःपलाशःखदिरश्चापामार्गोथपिप्पलः औदुंबरःशमीदूर्वाकुशोर्कादेःक्रमात्समित् केचित्तिलानपिआहुः अर्कादिप्रधानहोमसंख्यादशांशेनाधिदेवताप्रत्यधिदेवतानांहोमः अधिदेवताद्यर्धसंख्ययाक्रतुसंरक्षकक्रतुसाद्गुण्यदेवतानां शांत्यंगभूतेग्रहयज्ञेबलिदानंकुर्वंतिअन्यत्रग्रहमखेबलिदानंनकुर्वंति प्रधानभूतायाएकाहुतेरेकविप्रभोजनंश्रेष्ठं शताहुतेरेकविप्रभोजनंमध्यमं सहस्राहुतेरेकविप्रभोजनंजघन्यं सुविस्तरप्रयोगादिकमन्यत्र इतिग्रहयज्ञः ॥

## હવે ગ્રહયજ્ઞ કેહેછે.

વિવાહ, મૌંજી ઇત્યાદિક મંગળકાર્ય કરવાં હોય તો પ્રથમ ગ્રહયજ્ઞ કરવો. શ્રાદ્ધથકી ભિન્ન અને વિવાહાદિક મંગળથકી ભિન્ન શાંતિ ઇત્યાદિક કર્મ કરવાનાં હોય તો પણ ગ્રહોનાં અનુકૂળપણાંની ઇચ્છા કરનારાએ ગ્રહયજ્ઞ કરવો. શાંતિ કરવા યોગ્ય ઉત્પાત થયા હોય તો, મુખ્ય નથી તથાપિ અરિષ્ટ નાશ થવા માટે ગ્રહમખ કરવો, એમ કહ્યુંછે માટે પ્રધાન કર્મ (શાંતિ)થી પ્રથમ સમીપમાં અથવા કાંઇએક પેહેલાં કરવો. કાંઇએક પેહેલાં કરવો હોય તો (પ્રધાન કર્મના દિવસથકી) સાત દિવસ કરતાં અધિક અંતર હોવું ન જોઇએ. દરએક ગ્રહોની મુખ્ય આહુતિની સંખ્યા દશ પર્યંત હોય તો એકજ ઋત્વિજ કરવો. દશ કરતાં અધિક પચાસ પર્યંત હોમ સંખ્યા હોય તો ચાર ઋત્વિજ કરવા. પચાસ કરતાં અધિક સો પર્યંત હોમ સંખ્યા હોય તો આઠ ઋત્વિજ અને નવમો આચાર્ય વરાવવા. તેમાં આચાર્યે આચાર્યકર્મ કરી સૂર્યનો હોમ કરવો. સોમાદિક આઠ ગ્રહનો હોમ આઠ ઋત્વિજોએ કરવો. ચાર ઋત્વિજ હોય તો બે બે ગ્રહનો એકેક હોમ કરવો, અને આચાર્યે સૂર્યનો હોમ કરવો. ત્રાંબું ઇત્યાદિકની પ્રતિમાઓમાં, સર્વ સુવર્ણની પ્રતિમાઓમાં, ફળમાં, અથવા ચો-

---

૧ સૂર્યની ત્રાંબાંની, ચંદ્રની સ્ફટિક મણિની, મંગળની રક્તચંદનની, બુધની સુવર્ણની, ગુરૂની સુવર્ણની, શુક્રની રૂપાની, શનિની લોઢાંની, રાહુની સિસાની, અને કેતુની કાંસાંની. એ પ્રમાણે નવગ્રહની પ્રતિમા જાણવી.

ખાના પુંજ ઉપરે આદિત્યાદિ નવગ્રહોનું પૂજન કરવું. હોમની સંખ્યા પ્રમાણે કુંડ અથવા સ્થંડિલ અને ગ્રહની વેદી એમનું હસ્તાદિક પ્રમાણ લેવું. પ્રધાન આહુતિ અને અંગદેવતાઓની આહુતિ મળી પચાશ પર્યંત હોય તો રત્નિ પ્રમાણનો કુંડ કરવો. સોની અંદર હોય તો અરત્નિ પ્રમાણ કરવો. સહસ્રની અંદર હોય તો એક હસ્ત પરિમિત કુંડ કરવો. દશ હજાર ઇત્યાદિક હોય તો બે હાથનો કુંડ કરવો. એક લાખ હોમ હોય તો ચાર હાથનો કુંડ કરવો. મુઠી વાળેલો હાથ તે **રત્નિ.** છૂટી કનિષ્ઠિકા આંગલિએયુક્ત મુઠી છે જેની એવો હાથ તે **અરત્નિ.** ચોવીશ અંગુળ એટલે એક **હાથ.** એક યવ કમતી ચોત્રીશ અંગુળના **બે હાથ.** અડતાલીસ અંગુળના **ચાર હાથ.** કુંડની મેખલા, યોનિ, નાભિ, અને ઉંડાઈ ઇત્યાદિકનું પ્રમાણ બીજા ગ્રંથોમાંથી જોવું. કુંડાદિકનું પ્રમાણ સર્વત્ર જાણવું. સમિધ, ચરૂ, અને ઘૃત એ હોમનું દ્રવ્ય છે. "આકડો, ખાખરો, ખેર, અઘાડો, પિપળો, ઘુલર, શમી (કંડી) દૂર્વા, અને દર્ભ એ સૂર્યાદિક નવગ્રહોનાં ક્રમથી સમિધ જાણવાં." કોઈ, તિળ પણ લેવા એમ કહેછે. સૂર્યાદિક પ્રધાન દેવતાના મુખ્ય હોમની સંખ્યા કરતાં દશાંશ, અધિદેવતા અને પ્રત્યધિદેવતાનો હોમ કરવો. અધિદેવતાની સંખ્યા કરતાં અર્ધ સંખ્યાએ ઋતુસંરક્ષક અને ઋતુસાદ્ગુણ્ય એ દેવતાનો હોમ કરવો. શાંતિના અંગભૂત ગ્રહયજ્ઞમાં બળિદાન કરેછે. શાંતિવિના ગ્રહયજ્ઞમાં બળિદાન કરતા નથી. પ્રધાનભૂત એક એક આહુતિએ એક એક બ્રાહ્મણને ભોજન દેવું તે શ્રેષ્ઠ. સો આહુતિએ એક બ્રાહ્મણને ભોજન દેવું તે મધ્યમ. સહસ્ર આહુતિએ એક બ્રાહ્મણને ભોજન દેવું તે અધમ છે. વિસ્તાર સહિત પ્રયોગાદિકનો પ્રકાર બીજા ગ્રંથમાં જોવો. એ પ્રમાણે ગ્રહમખ સમાપ્ત થયો.

---

कुमारस्योपनयनकालेकन्यायाविवाहेवाबृहस्पत्यानुकूल्याभावेशौनकाद्युक्ताशांतिःकार्या अस्यकुमारस्योपनयनेअस्याःकन्यकायाविवाहेवाबृहस्पत्यानुकूल्यसिद्धिद्वाराश्रीपरमेश्वरप्रीत्यर्थंबृहस्पतिशांतिंकरिष्यइतिसंकल्प्याचार्यंवृणुयात् स्थंडिलेईशान्यांयथाविधिस्थापितेश्वेतकलशे पंचगव्यकुशोदकविष्णुक्रांताशतावरीप्रमुखौषधिप्रक्षेपपूर्णपात्रनिधानांतेहरिताक्षतानिर्मितदीर्घचतुरस्रपीठेहैमींगुरुप्रतिमांप्रतिष्ठाप्यस्थंडिलेग्रिस्थापनादि अन्वाधाने बृहस्पतिमश्वत्थसमिदाज्यसर्पिर्मिश्रपायसैःसाज्येनमिश्रितयवव्रीहितिलेनचप्रतिद्रव्यमष्टोत्तरशताहुतिभिःशेषेणस्विष्टकृतमित्यादि आज्यभागांतेप्रतिमायांषोडशोपचारैर्गुरुपूजा तत्रपीतवस्त्रयुग्मपीतयज्ञोपवीतपीतचंदनपीताक्षतपीतपुष्पघृतदीपदध्योदननैवेद्यार्पणांतेमाणिक्यंसुवर्णंवादक्षिणांदत्वाग्रहमखोक्तरीत्याकुंभानुमंत्रणांतेबृहस्पतिमंत्रेणदधिमध्वाक्तसमिदाज्यगृहसिद्धपायसमिश्रितयवाद्यैर्यथान्वाधानंहोमः होमशेषंसमाप्यगंधादिभिर्बृहस्पतिंसंपूज्यपीतगंधाक्षतपुष्पफलयुतताम्रपात्रस्थजलेनार्घ्यंदद्यात् तत्रमंत्रः गंभीरदृढरूपांगदेवेज्यसुमतेप्रभो नमस्तेवाक्पतेशांतगृहाणार्घ्यंनमोस्तुते प्रार्थयेत् भक्त्यापन्नेसुराचार्यहोमपूजादिसत्कृतं तत्त्वंगृहाणशांत्यर्थंबृहस्पतेनमोनमः जीवोबृहस्पतिःसूरिराचार्योगुरुरंगिराः वाचस्पतिर्देवमंत्रीशुभंकुर्यात्सदाममेति विसर्जनप्रतिमादानांतेकुमारादियुतयजमानाभिषे

**कः तत्रमंत्राः आपोहिष्ठेतितिस्रः तत्त्वायामि० ३ स्वादिष्टया० ३ समुद्रज्येष्ठाः० ४ इद माप:प्रवह० १ तामग्निवर्णां० १ याओषधीः० १ अश्वावतीर्गोमतीर्न० १ यद्देवादेव हेडनमित्याद्याःकूष्मांडमंत्राःपुनर्मनःपुनरायुरित्यंतास्तैत्तिरीयशाखायांप्रसिद्धाः कौस्तुभा दौलिखिताएतैरभिषिच्यविप्रान्भोजयेदिति इतिबृहस्पतिशांतिः ॥**

## હવે બૃહસ્પતિની શાંતિ કેહેછે.

બાળકને મૌંજીસમયે અથવા કન્યાને વિવાહસમયે બૃહસ્પતિ અનુકૂળ ન હોય તો શૌનકાદિકોએ કહેલી શાંતિ કરવી. તે આ રીતે;—“ **अस्य कुमारस्य उपनयने अस्याः कन्यकाया विवाहे वा बृहस्पत्यानुकूल्यसिद्धिद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थं बृहस्पति शांतिं करिष्ये,**” એવો સંકલ્પ કરી આચાર્યને વરાવવા. સ્થંડિલની ઈશાન દિશામાં યથાવિધિ સ્થાપન કરેલા શ્વેત કળશમાં પંચગવ્ય, કુશોદક, વિષ્ણુક્રાંતા અને શતાવરી ઇત્યાદિક ઔષધિ નાખી પૂર્ણપાત્ર સ્થાપન કીધા પછી પિળા ચોખાવડે કરેલા દીર્ઘ ચતુરસ્ર પીઠ ઉપરે સુવર્ણમય બૃહસ્પતિની પ્રતિમા સ્થાપન કરી સ્થંડિલમાં અગ્નિ સ્થાપનાદિક કર્મ કરવું. પછી અન્વાધાન કરવું, તે આ રીતે;—“**बृहस्पतिमश्वत्थसमिदाज्यसर्पिर्मिश्रपायसैः साज्येन मिश्रितयवव्रीहितिलेन च प्रतिद्रव्यमष्टोत्तर शताहुतिभिः शेषेणस्विष्टकृतं०,**” ઇત્યાદિ અન્વાધાન કરી આજ્યભાગ પર્યંત કર્મ કીધા પછી પ્રતિમામાં ષોડશોપચારવડે ગુરૂની પૂજા કરવી. તેમાં,–પીળાં બે વસ્ત્ર, પીળું યજ્ઞોપવીત, પીત ચંદન, પીળા ચોખા, પીળાં પુષ્પ, ઘૃતદીપ, અને દહીં ભાતનું નૈવેદ્ય, એ ઉપચાર અર્પણ કર્યા પછી માણેક અથવા સુવર્ણ દક્ષિણા દઈ ગ્રહમખમાં કહ્યાપ્રમાણે કળશનું અભિમંત્રણ કર્યા પછી બૃહસ્પતિના મંત્રવડે દહીં; મધમાં ભીંજવેલાં સમિધ; ઘૃત; અને ઘરમાં રાંધેલા પાયસે મિશ્રિત યવાદિક એ દ્રવ્યોનો અન્વાધાનને અનુસારે હોમ કરવો. પછી હોમ શેષ સમાપ્ત કરી ગંધાદિક ઉપચારવડે બૃહસ્પતિની પૂજા કરી ત્રાંબાનાં પાત્રમાં જળ લઈ તેમાં પીળા ચોખા, પીળું ચંદન, અને પીળાં પુષ્પ નાખી તે જળે અર્ઘ્ય દેવો. તેનો મંત્ર,—“**गंभीरदृढरूपांग, देवेज्य सुमते प्रभो॥नमस्ते वाक्पते शांत, गृहाणार्घ्यं नमोस्तु ते.**” પછી પ્રાર્થના કરવી. તેનો મંત્ર—**भक्त्या यत्ते सुराचार्य, होमपूजादि सत्कृतं॥तत्त्वं गृहाण शांत्यर्थं, बृहस्पते नमोनमः ॥ जीवो बृहस्पतिः सूरि, राचार्यो गुरुरंगिराः ॥ वाचस्पतिर्देवमंत्री, शुभं कुर्यात् सदा मम,**” એ રીતે પ્રાર્થના કર્યા પછી દેવતાનું વિસર્જન અને પ્રતિમાનું દાન કીધા પછી કુમાર ઇત્યાદિકે યુક્ત યજમાન ઉપરે અભિષેક કરવો. અભિષેકના મંત્ર—“ **आपोहिष्ठा० ऋचा० ३, तत्वायामि० ऋचा ३, स्वादिष्टया० ऋचा ३, समुद्रज्येष्ठा० ऋचा ४, इदमापःप्रवह० ऋचा १, तामग्निवर्णां० ऋचा १, याओषधी० ऋचा १, अश्वावतीर्गोमतीर्न० ऋचा १, यद्देवादेवहेडनं०** ” ઇત્યાદિક કૂષ્માંડ મંત્ર. “ **पुनर्मनः पुनरायुः०** ” ઈહિં પર્યંત તૈત્તિરીય શાખામાં પ્રસિદ્ધ, તે કૌસ્તુભાદિકમાં લખ્યા છે. એ મંત્રોવડે અભિષેક કરી બ્રાહ્મણોને ભોજન કરાવવું. એ પ્રમાણે બૃહસ્પતિ શાંતિ સમાપ્ત થઈ.

---

अथोपनयनादौसंकल्पाः तत्रोपनयनात्पूर्वंगुरुराचार्योममोपनेतृत्वयोग्यतासिद्ध्यर्थंकृच्छ्रत्रयंतत्प्रत्याम्नायगोनिष्क्रयीभूतयथाशक्तिरजतद्रव्यदानेनाहमाचरिष्ये तथाद्वादशाधिकसहस्रगायत्रीजपमुपनेतृत्वयोग्यतासिद्ध्यर्थंकरिष्येइतिसंकल्पयेत् यदिपूर्वसंस्काराअतीतास्तदाऽस्यकुमारस्यपुंसवनादीनामथवाजातकर्मादीनांचौलांतानांसंस्काराणांकालातिपत्तिजनितप्रत्यवायपरिहारद्वाराश्रीपरमेश्वरप्रीत्यर्थं प्रतिसंस्कारमेकैकांभूर्भुवःस्वःस्वाहेतिसमस्तव्याहृत्याज्याहुतिंहोष्यामिइतिसंकल्प्याग्निस्थापनेध्माधानादिपाकयज्ञतंत्रसहितावन्हिस्थापनाज्यसंस्कारपात्रसंमार्गमात्रसहितावाऽतीतसंस्कारसमसंख्यसमस्तव्याहृत्याज्याहुतीर्जुहुयात् ततोस्यकुमारस्यपुंसवनानवलोभनसीमंतोन्नयनजातकर्मनामकर्मसूर्यावलोकननिष्क्रमणोपवेशनान्नप्राशनचौलसंस्काराणांलोपनिमित्तप्रत्यवायपरिहारार्थंप्रतिसंस्कारंपादकृच्छ्रंप्रायश्चित्तंचौलस्यार्धकृच्छ्रंबुद्धिपूर्वकलोपेप्रतिसंस्कारमर्द्धकृच्छ्रंचूडायाःकृच्छ्रंतत्प्रत्याम्नायगोनिष्क्रयीभूतयथाशक्तिरजतद्रव्यदानेनाहमाचरिष्ये चौलस्योपनीत्यासहकरणस्यकुलधर्मप्राप्तत्वेकालातिपत्तिहोमंचौललोपप्रायश्चित्तंचनकार्यं केचित्संस्कारलोपप्रायश्चित्तंवटुनाकारयंति ततोवटुर्ममकामचारकामवादकामभक्षादिदोषपरिहारद्वारोपनेयत्वयोग्यतासिद्ध्यर्थंकृच्छ्रत्रयप्रायश्चित्तंतत्प्रत्याम्नायगोनिष्क्रयीभूतयथाशक्तिरजतदानद्वाराआचरिष्येइतिसंकल्पयेत् निष्कंनिष्कार्धंनिष्कपादंनिष्कपादार्धंवारजतंगोमूल्यंदेयंनतुन्यूनंअष्टगुंजमाषरीत्याचत्वारिंशन्माषोनिष्कइत्युक्तं ततः प्रायश्चित्तेकृतेपश्चादग्नीनमपिकर्मवै कार्यमित्येकआचार्यानेत्यन्येपिविप्रश्चितइतिवचनाज्जातकर्मादिसंस्काराःकार्यानकार्याइतिपक्षद्वयं तत्रप्रायश्चित्तेनप्रत्यवायपरिहारेपिसंस्कारजन्यापूर्वोत्पत्त्यर्थंसंस्कारानुष्ठानपक्षेसंकल्पः पत्न्याकुमारेणचसहोपविश्यदेशकालौसंकीर्त्यास्यकुमारस्यगर्भांबुपानजनितदोषनिबर्हणायुर्मेधाभिवृद्धिबीजगर्भसमुद्भवैनोनिबर्हणद्वाराश्रीपरमेश्वरप्रीत्यर्थंअतिक्रांतंजातकर्म तथाबीजगर्भसमुद्भवैनोनिबर्हणायुरभिवृद्धिव्यवहारसिद्धिद्वाराश्रीपरमेश्वरप्रीत्यर्थंनामकर्म आयुरभिवृद्धिद्वाराश्रीपर०सूर्यावलोकनं आयुःश्रीवृद्धिबीजगर्भसमुद्भवैनोनिबर्हणद्वाराश्रीपर० निष्क्रमणं आयुरभिवृद्धिद्वारा०उपवेशनं मातृगर्भमलप्राशनशुद्ध्यन्नाद्यब्रह्मवर्चसतेजइंद्रियायुरभिवृद्धिबीजगर्भसमुद्भवैनोनिबर्हणद्वाराश्रीप०अन्नप्राशनंचाद्यकरिष्ये बीजगर्भसमुद्भवैनोनिबर्हणेनबलायुर्वर्चोभिवृद्धिद्वाराश्रीप०र्थं चूडाकर्मद्विजत्वसिद्ध्यावेदाध्ययनाधिकारार्थंउपनयनंचश्वःकरिष्ये जातादिसर्वसंस्कारांगत्वेनपुण्याहवाचनंमातृकापूजनंनांदीश्राद्धंकरिष्ये उपनयनांगत्वेनमंडपदेवतास्थापनंकुलदेवतास्थापनंचकरिष्ये इतिस्वस्वगृह्यग्रंथानुसारेणसंकल्प्यनांदीश्राद्धांतंतंत्रेण अनेकोद्देशेनसकृदंगानुष्ठानं तंत्रंकृत्वा मंडपदेवतास्थापनादिकंवटुपितृभ्यांसुहृत्कृतवस्त्रदानांतंदत्त्वान्नप्राशनांताःसंस्कारायथागृह्यंपूर्वदिनेकार्याः चौलोपनयनेपरदिनेकार्ये सर्वेषांसद्यःकरणेपूर्वोक्तसर्वसंकल्पवाक्यांतेउपनयनंचाद्यकरिष्येइतिसंकल्पः संस्काराणामकरणपक्षेचूडाकर्मोपनयनेसंकल्प्योभयांगत्वेनपुण्याहवाचनंनांदीश्राद्धंउपनयनांगत्वेनमंडपदेवतास्थापनंकुलदेवतास्थापनंकरिष्ये इतिसंकल्पः नांदीश्राद्धांतेपूर्वपूजितमातृकासहितमंडपदेवतास्थापनंततःपूर्वोक्तरीत्यावेदिनिर्माणं इतिपूर्वदिनकृत्यं ॥

# હવે મૌંજી આદિ સંસ્કારસમયે કરવાના સંકલ્પ કેહેછે.

મૌંજીથી પ્રથમ દિવસે આચાર્યે "ममोपनेतृत्वयोग्यतासिद्ध्यर्थं कृच्छ्त्रयं तत्प्रत्याम्नायगोनिष्क्रयीभूतयथाशक्ति रजतद्रव्यदानेनाहमाचरिष्ये," તથા "द्वादशाधिकसहस्रगायत्रीजपमुपनेतृत्वयोग्यतासिद्ध्यर्थं करिष्ये," એવો સંકલ્પ કરવો. જો મૌંજીથી પ્રથમના સંસ્કાર થયા ન હોય તો, "अस्य कुमारस्य पुंसवनादीनामथवा जातकर्मादीनां चौलांतानां संस्काराणां कालातिपत्तिजनितप्रत्यवायपरिहारद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थं प्रतिसंस्कारमेकैकां भूर्भुवःस्वःस्वाहेति समस्तव्याहृत्याज्याहुतिं होष्यामि," એવો સંકલ્પ કરી અગ્નિસ્થાપન, ઇધ્માસ્થાપન ઇત્યાદિક પાકયજ્ઞના તંત્રેસહિત, અથવા અગ્નિસ્થાપન, આજ્યસંસ્કાર અને પાત્રસંમાર્ગ એમણેજ માત્ર યુક્ત એવી જેટલા સંસ્કાર ગયા હોય તેટલી, સમસ્ત વ્યાહૃતિમંત્રે આજ્યાહુતિનો હોમ કરવો. ત્યારપછી, "अस्य कुमारस्य पुंसवनानवलोभनसीमंतोन्नयनजातकर्मनामकर्मसूर्यावलोकननिष्क्रमणोपवेशनान्नप्राशनचौलसंस्काराणां लोपनिमित्तप्रत्यवायपरिहारार्थं प्रतिसंस्कारं पादकृच्छ्रं प्रायश्चित्तं चौलस्यार्धकृच्छ्रं बुद्धिपूर्वकलोपे प्रतिसंस्कारमर्धकृच्छ्रं चूडायाः कृच्छ्रं तत्प्रत्याम्नायगोनिष्क्रयीभूतयथाशक्तिरजतद्रव्यदानेनाहमाचरिष्ये." ચૌળ સંસ્કાર મૌંજીની સાથે કરવાનો કુળધર્મ હોય તો કાળ વ્યતીત થવાનો હોમ અને ચૌળ લોપનું પ્રાયશ્ચિત્ત કરવું નહી. કોઈ શિષ્ટ જન સંસ્કારના લોપનું પ્રાયશ્ચિત્ત બટુકવતિ કરાવે છે. પછી બટુકે "ममकामचारकामवादकामभक्षादिदोषपरिहारद्वारोपनेयत्वयोग्यतासिद्ध्यर्थं कृच्छ्रत्रयप्रायश्चित्तं तत्प्रत्याम्नायगोनिष्क्रयीभूतयथाशक्तिरजतदानद्वारा आचरिष्ये," એવો સંકલ્પ કરવો. નિષ્ક, અર્ધ નિષ્ક, નિષ્કનો ચતુર્થાંશ અથવા નિષ્કનો અષ્ટમાંશ એ પ્રમાણે રૂપું, ગાયનું મૂલ્ય દેવું, તેથી ન્યૂન દેવું નહી. આઠ ગુંજા એટલે એક માષો, એવા ચાળીસ માષા એટલે એક નિષ્ક એમ કહ્યુંછે. પછી "પ્રાયશ્ચિત્ત કીધું તથાપિ પ્રથમ ન થયલાં જે કર્મ તે પણ નિશ્ચયે કરવાં, એમ કેટલાએક આચાર્ય કેહેછે. બીજા આચાર્ય પ્રાયશ્ચિત્ત કીધા પછી પ્રથમ ન થયલાં કર્મ કરવાં નહી એમ કેહેછે," એવાં વચન છે માટે પ્રાયશ્ચિત્ત કીધા પછી જાતકર્માદિ સંસ્કાર કરવા અથવા ન કરવા એમ બે પક્ષ છે. તેમાં પ્રાયશ્ચિત્ત કરવાથી દોષ નિવૃત્તિ થઈ તથાપિ સંસ્કારજન્ય પુણ્ય થવામાટે સંસ્કાર કરવા હોય એ પક્ષમાં સંકલ્પ કરવા. તે આ રીતે;—સ્ત્રી અને બાળકેસહિત યજમાને બેસી દેશ, કાળનો ઉચ્ચાર કરી, "अस्य कुमारस्य गर्भांबुपानजनितदोषनिबर्हणायुर्मेधाभिवृद्धिबीजगर्भसमुद्भवैनोनिबर्हणद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थं अतिक्रांतं जातकर्म, तथा बीजगर्भसमुद्भवैनोनिबर्हणायुरभिवृद्धिव्यवहारसिद्धिद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थं नामकर्म, आयुरभिवृद्धिद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थं सूर्यावलोकनं, आयुःश्रीवृद्धिबीजगर्भसमुद्भवैनोनिबर्हणद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थं निष्क्रमणं, आयुरभिवृद्धिद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थं उपवेशनं, मातृगर्भमलप्राशनशुद्ध्यन्नाद्यब्रह्मवर्चसतेजइंद्रियायुरभिवृद्धिबीजगर्भसमुद्भवैनोनिबर्हणद्वाराश्रीपरमेश्वरप्रीत्यर्थं अन्नप्राशनं चाद्य करिष्ये, बीजगर्भ-

समुद्भवैनोनिबर्हणबलायुर्वर्चोभिवृद्धिद्वारा श्रीप०र्थं चूडाकर्म, द्विजत्वसिद्ध्या वेदाध्ययनाधिकारार्थं उपनयनं च श्वः करिष्ये, जातादिसर्वसंस्कारांगत्वेन पुण्याहवाचनं मातृकापूजनं नांदीश्राद्धं च करिष्ये, उपनयनांगत्वेन मंडपदेवतास्थापनं कुलदेवतास्थापनं च करिष्ये," એ રીતે પોતપોતાના ગૃહ્યગ્રંથનાં કહ્યા પ્રમાણે સંકલ્પ કરી નાંદીશ્રાદ્ધ પર્યંત કર્મ એકતંત્રે કરવું. અનેકને ઉદ્દેશી અંગભૂત કર્મ એક વાર કરવું તે તંત્ર છે. મંડપ દેવતાનાં સ્થાપનથકી તે બટુ અને તેનાં માતા પિતાને સંબંધિઓએ કરેલાં વસ્ત્રદાન ( મોસાળાં ) પર્યંત કર્મ કરી અન્નપ્રાશન પર્યંત સર્વ સંસ્કાર પોતપોતાનાં ગૃહ્યસૂત્ર પ્રમાણે પ્રથમ દિવસે કરવા. ચૌળ અને મૌંજી બીજે દિવસે કરવાં. સઘળાં સંસ્કાર મૌંજીને દિવસે કરવાના હોય તો પૂર્વોક્ત સર્વ સંકલ્પ વાક્યોની અંતે, "उपनयनं चाद्य करिष्ये," એવો સંકલ્પ કરવો. સંસ્કાર ન કરવા એવો પક્ષ હોય તો ચૌળકર્મ અને ઉપનયન એમનો સંકલ્પ કરી, "उभयांगत्वेन पुण्याहवाचनं नांदीश्राद्धं उपनयनांगत्वेन मंडपदेवतास्थापनं कुलदेवतास्थापनं च करिष्ये," એવો સંકલ્પ કરવો. નાંદીશ્રાદ્ધ થયા પછી પ્રથમ પૂજેલી માતૃકાએ સહિત મંડપ દેવતાનું સ્થાપન કરવું. પછી પ્રથમ કહ્યા પ્રમાણે વેદી કરવી. એ પ્રમાણે મૌંજીના પ્રથમ દિવસનું કૃત્ય સમાપ્ત થયું.

ततःपरदिनेतिक्रांतचौलंकृत्वापूर्वंजातचौलंत्वभ्यंगस्नानेनस्नापयित्वामात्रासहभोजयेत् तदाब्रह्मचारिभ्योभोजनंदेयमित्याचारः ततोदेशकालौसंकीर्त्यास्यकुमारस्यद्विजत्वसिद्धिद्वाराश्रीपरमेश्वरप्रीत्यर्थंगायत्र्युपदेशंकर्तुंतत्प्राच्यांगभूतंवापनादिकरिष्यइतिसंकल्प्यवापनादि कुर्यात् मुख्यशिखान्यशिखानांचौलेधृतानामत्रवापनं ततःस्नानमहतवस्त्रंबद्धशिखंकृतमंगलतिलकंबटुंकुर्युः मौहूर्तिकंसंपूज्यतदुक्तेसुमुहूर्तेआचार्यवेद्यांप्राङ्मुखउपविष्टोंतःपटमपसार्य बटुमुखमीक्षेत कृतनमस्कारांतेस्वांकेकुर्वीत ततोविप्रायथाचारंमंत्रैरुभयोःशिरस्यक्षतान्क्षिपेयुः एवंयथागृह्यमुपनयनप्रयोगंज्ञात्वानुष्ठेयं सर्वत्रबटुनागायत्र्यादिमंत्रान्वाचयन्संधिकृतंवर्णविकारंनान्यथाकुर्यात् प्रयोगशेषंसमाप्यद्वेशतेशतंयथाशक्तिवाब्राह्मणभोजनंसंकल्प्य विप्रेभ्योभूयसींदक्षिणांदद्यात् ततोब्रह्मचारीनूतनभिक्षाभाजनेमातरंमातृष्वस्त्रादिकांवाभिक्षांभवतीददात्वितिअनुप्रवचनीयार्थंतंडुलान्याचेत पितरंभिक्षांभवान्ददात्वितियाचेत भैक्ष्यमाचार्यायनिवेद्यमध्यान्हसंध्यामुपास्यगुरुसान्निधावहःशेषंनयेत् तद्दिनेमध्यान्हसंध्या विकल्पितेत्यन्ये ब्रह्मयज्ञस्तुद्वितीयदिनमारभ्यगायत्र्याकार्यः अनुप्रवचनीयहोमारंभात्पूर्वंगर्जितवृष्ट्यादिसंभावनायांदिवैवचरुश्रपणांतंकृत्वास्तमितेजुहुयात् पाकाभावेगर्जितादिनिमित्तेतुशांतिंकृत्वापाकःकार्यः ॥

પછી બીજે દિવસે અતિક્રાંત (પ્રથમ ન થયલું) ચૌળ કરી, અને જો પ્રથમ ચૌળ થયું હોય તો તેને અભ્યંગસ્નાન કરાવી માતાની સાથે ભોજન કરાવવું. તે વેળાએ બ્રહ્મચારિઓને ભોજન કરાવવું એવો આચાર છે. પછી દેશ, કાળનો ઉચ્ચાર કરી, "अस्य कुमारस्य द्विजत्वसिद्धिद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थं गायत्र्युपदेशं कर्तुं तत्प्राच्यांगभूतं वापनादि करिष्ये," એવો સંકલ્પ કરી વપન આદિ કરવું. મુખ્ય શિખા રાખી તે વિના બીજી જે ચૌળમાં ધારણ કરેલી શિખા તેનું ઇહાં વપન ( મુંડન ) કરવું,

એટલે બીજી શિખાઓ કાઢી નાખવી. પછી બટુને નવરાવી, નવાં વસ્ત્ર પેહેરાવી શિખાબંધન કરવું, માંગલિક તિલક કરવું. જ્યોતિષીની પૂજા કરી તેણે કહેલાં મુહૂર્તમાં, વેદીમાં પૂર્વમુખ બેઠેલા આચાર્યે અંતઃપટ (વચમાંનું વસ્ત્ર) દૂર કરી બટુનું મુખ જોવું. પછી બટુએ (આચાર્યને) નમસ્કાર કરવો, ત્યાર પછી તેને આચાર્યે પોતાના ખોળા ઉપરે બેસારવો. ત્યાર પછી બ્રાહ્મણોએ જેવો આચાર હોય તે પ્રમાણે મંત્રવડે બન્નેનાં મસ્તક ઉપરે ચોખા છાંટવા. એ રીતે ગૃહ્યસૂત્ર પ્રમાણે મૌંજીનો પ્રયોગ જોઈ સર્વ કર્મ આચરણ કરવું. સર્વત્ર બટુકને ગાયત્રી ઇત્યાદિક મંત્ર બોલાવતાં સંધિથી થયલા અક્ષરો અન્યથા (અશુદ્ધ) બોલાવવા નહી. શેષ પ્રયોગ સમાપ્ત કરી બસો, સો, અથવા યથાશક્તિ બ્રાહ્મણ ભોજનનો સંકલ્પ કરી બ્રાહ્મણોને ભૂયસી દક્ષિણા દેવી. પછી બ્રહ્મચારિએ નવીન ભિક્ષાપાત્રમાં મા અથવા માસી ઇત્યાદિક પાસે, "भिक्षां भवती ददातु" એવું વાક્ય કહી અનુપ્રવચનીય હોમમાટે ચોખા માગવા. પિતા પાસે, "भिक्षां भवान् ददातु" એવું વાક્ય કહી માગવું. પછી તે ભિક્ષા આચાર્યને અર્પણ કરી મધ્યાન્હ સંધ્યા કરી બાકી રહેલો દિવસ ગુરૂની સમીપેરહી વીતાવવો. મૌંજીને દિવસે મધ્યાન્હ સંધ્યા વૈકલ્પિક (કરવી અથવા ન કરવી એમ) છે એ રીતે કોઈ ગ્રંથકાર કેહેછે. બ્રહ્મયજ્ઞ તો બીજા દિવસથી આરંભ કરી ગાયત્રી મંત્રે કરવો. અનુપ્રવચનીય હોમના આરંભથી પ્રથમ ગર્જના, અથવા મેઘવૃષ્ટિ ઇત્યાદિ થવાનો સંભવ હોય તો દિવસેજ ચરૂશ્રપણ (ચરૂ રાંધવા) પર્યંત કર્મ કરી સૂર્યાસ્ત થયા પછી હોમ કરવો. પાક (ચરૂ) ન થયો હોય અને ગર્જના ઇત્યાદિક નિમિત્તં થાય તો શાંતિ કર્યા પછી પાક કરવો.

---

**अथशांतिप्रयोगः** ब्रह्मौदनपाकात्पूर्वंगर्जितेनसूचितस्यब्रह्मचारिकर्तृकाध्ययनविघ्नस्य निरासद्वाराश्रीपर० शांतिंकरिष्यइतिसंकल्प्यस्वस्तिवाचनाचार्यवरणेकृतेआचार्योग्निंप्रतिष्ठाप्यचक्षुषीआज्येनेत्यंतेसवितारमष्टोत्तरशतसंख्यसाज्यपायसाहुतिभिर्गायत्रीमंत्रेणशेषेण स्विष्टकृतमित्यादिप्रायश्चित्तहोमांतेगायत्र्यासवितारमाज्येनेतिअन्वाधायगृहसिद्धपायसहोमांतेबृहस्पतिसूक्तजपः अंतेआचार्यायधेनुंदत्वाशतंयथाशक्तिवाविप्रान्भोजयिष्येइतिसंकल्पयेत् ॥

## હવે શાંતિનો પ્રયોગ કેહેછે.

"ब्रह्मौदनपाकात्पूर्वं गर्जितेन सूचितस्य ब्रह्मचारिकर्तृकाध्ययनविघ्नस्य निरासद्वारा श्रीपरमे०र्थं शांतिं करिष्ये," એવો સંકલ્પ કરી સ્વસ્તિવાચન અને આચાર્યનું વરણ કીધા પછી આચાર્યે અગ્નિ સ્થાપન કરી અન્વાધાન કરવું. તે,—"चक्षुषीआज्येनेत्यंते सवितारं अष्टोत्तरशतसंख्यसाज्यपायसाहुतिभिर्गायत्रीमंत्रेण शेषेण स्विष्टकृतं०," ઇત્યાદિ, "प्रायश्चितहोमांते गायत्र्या सवितारमाज्येन," એ પ્રમાણે અન્વાધાન કરી ઘરમાં રાંધેલા પાયસનો હોમ કીધા પછી બૃહસ્પતિ સૂક્તનો જપ કરવો. અંતે આચાર્યને ગૌદાન દઈ "शतं यथाशक्ति वा विप्रान् भोजयिष्ये," એ રીતે બ્રાહ્મણભોજનનો સંકલ્પ કરવો.

---

मेधाजननात्पूर्वकालिकाग्निकार्यंयावत्उपनयनाग्निनाशेउपनयनाहुतिभिःकटिसूत्रधारणादिमाणवकसंस्कारावक्षारणाग्निकार्यगायत्र्युपदेशरहिताभिःपूर्वोत्तरतंत्रसहिताभिरग्निमुत्पाद्यतत्रानुप्रवचनीयपूर्वभाव्यग्निकार्यंकृत्वानुप्रवचनीयहोमंकृत्वामेधाजननात्प्राक्तनान्यग्निकार्याणिकृत्वामेधाजननंकार्यमितिकौस्तुभेउपपादितं नष्टोपनयनाग्नेःपुनरुत्पत्तिहोमेविनियोगइतिविशेषइतिचोक्तं ममतुउपनयनाहुतिभिरग्निमुत्पाद्यतत्रमेधाजननपूर्वभाव्यग्निकार्याणिकृत्वामेधाजननंकार्यं अनुप्रवचनपूर्वभाव्यग्निकार्यमनुप्रवचनीयहोमश्चनकार्यइतिभातिगायत्र्युपदेशानुप्रवचनीयमेधाजननानांत्रयाणांसमप्रधानभावेनाध्ययनांगत्वादग्नेस्त्रितयांगत्वात्कौस्तुभोक्तरीत्यागायत्र्युपदेशतत्पूर्वाग्निकार्यावृत्त्यभाववदनुप्रवचनीयतत्पूर्वाग्निकार्ययोरावृत्त्यभावौचित्यात् नह्यग्निष्टोमांगपशुत्रयस्यांगेयूपेपशुद्वयानुष्ठानानंतरंनष्टेतृतीयपश्वर्थंयूपोत्पादिनेद्वितीयपश्वनुष्ठानमप्यावर्तते अत्रसदसत्सद्भिर्विचार्यानुष्ठेयं सायंसंध्याग्निकार्येकृतेनुप्रवचनीयहोमंब्रह्मचारीकुर्यात् वटोरशक्तौचरुश्रपणांतमन्यःकुर्यात् होममात्रंवटुःकुर्यात् हुतचरुशेषेणत्र्यवरब्राह्मणभोजनं ॥

મેધાજનન કર્મથકી પ્રથમ કરવાનું જે અગ્નિકાય તે થયા વિના અગ્નિ નાશ થાય તો કટિસૂત્રધારણ ઇત્યાદિક બટુ સંસ્કાર, અવક્ષારણ (જળ છોડાવવું), અગ્નિકાર્ય, અને ગાયત્રીનો ઉપદેશ એ વિનાની અને પૂર્વોત્તર તંત્રે સહિત એવી ઉપનયનની આહુતિવડે અગ્નિ ઉત્પન્ન કરી તે અગ્નિ ઉપરે અનુપ્રવચનીય હોમથી પ્રથમ થવાનું અગ્નિકાર્ય કરી પછી અનુપ્રવચનીય હોમ કરી મેધાજનનથી પ્રથમનાં અગ્નિકાર્ય કરી મેધાજનન કરવું, એમ કૌસ્તુભમાં કહ્યુંછે અને "**नष्टोपनयनाग्नेः पुनरुत्पत्तिहोमे विनियोगः**" એટલો હોમવિષે વિશેષ પણ કહ્યોછે. મને તો, ઉપનયનની આહુતિવડે અગ્નિ ઉત્પન્ન કરી તે અગ્નિ ઉપરે મેધાજનનથી પ્રથમ કરવાનાં અગ્નિકાર્ય કરી મેધાજનન કરવું. અનુપ્રવચનથી પ્રથમ કરવાનું અગ્નિકાર્ય, અને અનુપ્રવચનીય હોમ એ કરવા નહી, એમ ભાસેછે. કારણ, ગાયત્ર્યુપદેશ, અનુપ્રવચનીય, અને મેધાજનન એ ત્રણે કર્મ સરખાં પ્રધાન (મુખ્ય) પણાએ અધ્યયનનાં અંગ છે અને અગ્નિ એ ત્રણે પ્રધાન કર્મનું અંગ છે માટે કૌસ્તુભમાં કહેલી રીતિ પ્રમાણે ગાયત્રીનો ઉપદેશ અને તેનાથી પ્રથમ થવાનું અગ્નિકાર્ય એની આવૃત્તિનો જેમ અભાવ છે તેમ અનુપ્રવચનીય અને તેનાથી પ્રથમનું અગ્નિકાર્ય તેની આવૃત્તિનો પણ અભાવ માનવો, એ યોગ્ય છે. અગ્નિષ્ટોમનાં અંગ એવા ત્રણ પશુયાગનો અંગ જે યૂપ (યજ્ઞાંગ સ્તંભ) તે, બે પશુયાગ કીધા પછી નષ્ટ થાય તો ત્રીજા પશુયાગ કરવામાટે નષ્ટ થયલા યૂપની ઉત્પત્તિ કરવાવિષે બીજા પશુયાગનું અનુષ્ઠાન પણ થતું નથી. આ વિષયમાં વિદ્વાનોએ આ યોગ્ય અને આ અયોગ્ય એવો વિચાર કરી જે કરવું હોય તે કરવું. સાયંસંધ્યા, અને અગ્નિકાર્ય કરી બ્રહ્મચારિએ અનુપ્રવચનીય હોમ કરવો. બ્રહ્મચારિ અશક્ત હોય તો બીજાવડે, ચરૂશ્રપણ પર્યંત કર્મ કરાવવું, હોમ માત્ર બ્રહ્મચારિએ કરવો. હોમ કરતાં શેષ રહેલી ચરૂવડે ઓછામાંઓછાં ત્રણ બ્રાહ્મણને ભોજન કરાવવાં.

**अथबटुव्रतं क्षारादिवर्जमश्नीयाद्ब्रह्मचारीदिनत्रयं शयीताधश्चतुर्थेन्हिमेधाजननमाच रेत् यद्वाद्वादशरात्रंस्यादब्दव्रतमथापिवा मेधाजननविधिरन्यत्र ॥**

**હવે બટુ (બ્રહ્મચારિ)નું વ્રત કેહેછે**—"ક્ષાર, (લૂણ) ઇત્યાદિકે રહિત એવું ભોજન બ્રહ્મચારિએ ત્રણ દિવસ કરવું. નીચે (આસને) નિદ્રા કરવી, ચોથે દિવસે મેધાજનન કરવું. અથવા બાર રાત્રિ પર્યંત અથવા એક વર્ષ પર્યંત પૂર્વોક્ત વ્રત ધારણ કરવું." મેધાજનનનો વિધિ બીજા ગ્રંથોમાં જોવો.

**अथमंडपदेवतोत्थापनं तत्स्थापनदिनात्समदिवसेपंचमसप्तमदिनयोश्चशुभं षष्ठदिने विषमदिनेचाशुभं ॥**

**હવે મંડપદેવતાનું ઉત્થાપન કેહેછે**—તે મંડપદેવતાનું ઉત્થાપન જે દિવસે મંડપદેવતાનું સ્થાપન કરેલું હોય તે દિવસથકી સમ દિવસે, પાંચમે દિવસે અથવા સાતમે દિવસે કરવું, તે શુભ છે. છઠે દિવસે અથવા વિષમ દિવસે કરવું તે અશુભ છે.

**अथमंडपोद्वासनपर्यंतंनिषेधाः नांदीश्राद्धेकृतेपश्चाद्यावन्मातृविसर्जनं दर्शश्राद्धंक्षय श्राद्धंस्नानंशीतोदकेनच अपसव्यंस्वधाकारंनित्यश्राद्धंतथैवच ब्रह्मयज्ञंचाध्ययनंनदीसी मानिलंघनं उपवासव्रतंचैवश्राद्धभोजनमेवच नैवकुर्युःसपिंडाश्चमंडपोद्वासनावधि अत्र-स्वधाकारग्रहणंतत्सहचरितवैश्वदेवनिषेधार्थं अत्रसपिंडास्त्रिपुरुषपर्यंताइतिपुरुषार्थचिंता-मणौ अभ्यंगेसूतकेचैवविवाहेपुत्रजन्मनि मांगल्येषुचसर्वेषुनधार्यंगोपिचंदनं एतेषुभस्मधा रणमपिनकुर्वंति जननाशौचेभस्मगोपीचंदनेनिषिद्धे मृतकेभस्मधार्यं ॥**

## હવે મંડપનાં વિસર્જન પર્યંત (સપિંડોએ) કયાં કાર્ય ન કરવાં તે કેહેછે.

"નાંદીશ્રાદ્ધ, કીધા પછી માતૃકાનું વિસર્જન થવા પર્યંત દર્શશ્રાદ્ધ, માતા પિતાનું સાંવત્સરિક શ્રાદ્ધ, શીતળ જળે સ્નાન, અપસવ્ય, સ્વધાકાર, નિત્યશ્રાદ્ધ, બ્રહ્મયજ્ઞ, અધ્યયન, નદી અને સીમા (સીમાડા)નું ઉલ્લંઘન, ઉપવાસવ્રત, અને શ્રાદ્ધભોજન, એ સર્વ સપિંડોએ મંડપદેવતાનાં વિસર્જન થવા પર્યંત વર્જ્ય કરવાં." ઇહાં સ્વધાકારનું જે ગ્રહણ કીધું છે તે સ્વધાકાર સહિત વૈશ્વદેવના નિષેધમાટે છે, તેથી વૈશ્વદેવ પણ કરવો નહી. ઇહાં સપિંડ લેવા તે ત્રણ પુરૂષ પર્યંત લેવા એમ પુરૂષાર્થચિંતામણિમાં કહ્યુંછે. "અભ્યંગ, સૂતક, વિવાહ, પુત્રજન્મ, અને સર્વ માંગલિક કાર્ય એમનેવિષે ગોપીચંદન ધારણ કરવું નહી." એ અભ્યંગાદિકનેવિષે ભસ્મ ધારણ પણ કરતા નથી. જનનાશૌચમાં ભસ્મ અને ગોપીચંદન બન્ને ધારણ કરવાં નહી. મૃતાશૌચમાં ભસ્મ ધારણ કરવી.

**षंढांधबधिरमूकपंगुकुब्जवामनादयःसंस्कार्याः मत्तोन्मत्तौनसंस्कार्याविल्येके पातित्यं तुनास्ति कर्मानधिकारात् तदपत्यंसंस्कार्यं ब्राह्मण्यांब्राह्मणादुत्पन्नोब्राह्मणएवेतिश्रुतेः अन्येतुमत्तोन्मत्तावपिसंस्कार्यावित्याहुः अत्रहोममाचार्यःकरोति उपनयनंचाचार्यसमीपनय नमाग्निसमापनयनंवागायत्रीवाचनंवाविकलांगविषयेप्रधानं एतत्त्रयान्यतममाद्यंविकलांगे संपाद्यं अन्यदंगंयथासंभवंकार्यं मूकबधिरादेःसावित्रीवाचनासंभवेस्पृष्ट्वासावित्रीजपःका**

**र्यः संस्कारमंत्रावासःपरिधानमंत्राश्चाचार्येणवाच्याः केचित्तूष्णींवासःपरिधानादिकमाहुः एवंविवाहेपि कन्यास्वीकरणादन्यत्सर्वंविप्रेणकारयेदित्यादिवचनात् इतिविकलांगोपनयनादिविचारः ॥**

ષંઢ ( નપુંસક ), અંધો, બેહેરો, મૂંગો, પાંગળો, કુબડો અને વામન ( ઠીંગણો ), ઇત્યાદિકને સંસ્કાર કરવા. મત્ત (છકેલો), અને ઉન્મત્ત ( વિકળ ) ને સંસ્કાર કરવા નહી એમ કોઈ ગ્રંથકાર કેહેછે. પતિતપણું તો નથી; કારણ, તેમને કર્મનો અધિકારજ નથી. મત્ત અને ઉન્મત્તનાં સંતાનોને સંસ્કાર કરવા; કારણ, "બ્રાહ્મણથકી બ્રાહ્મણી સ્ત્રીમાં ઉત્પન્ન થયો તે બ્રાહ્મણજ છે," એવી શ્રુતિ છે. બીજા ગ્રંથકારો તો મત્ત અને ઉન્મત્તના પણ સંસ્કાર કરવા એમ કેહેછે. તે સંસ્કારોમાં હોમ આચાર્યે કરવો. વિકલાંગ એટલે જેનું અંગ ઓછું છે તે, તેનાં ઉપનયનવિષે; ઉપનયન એટલે તેને આચાર્યની સમીપે લૈ જવો, અગ્નિની સમીપે લૈ જવો, અથવા ગાયત્રીમંત્ર કેહેવો એ ત્રણ કર્મ પ્રધાન છે, માટે એ ત્રણમાંથી કોઇએક માત્ર કરવું. બીજાં અંગ કર્મ જેવો સંભવ હોય તે પ્રમાણે કરવાં. મૂંગો, બેહેરો ઇત્યાદિકને ગાયત્રી મંત્રના ઉચ્ચારનો સંભવ નથી તેથી તેને સ્પર્શ કરી ગાયત્રી મંત્રનો જપ કરવો. સંસ્કારના મંત્ર અને વસ્ત્ર પેહેરવાના મંત્ર તે આચાર્યે કેહેવા. કોઈ ગ્રંથકાર વસ્ત્ર પેહેરવાં ઇત્યાદિક કર્મ મંત્રરહિત કરવાં એમ કેહેછે. એ રીતે વિવાહમાં પણ એવોજ નિર્ણય જાણવો; કારણ, "કન્યાનાં પાણિગ્રહણ વિના બીજું સર્વ કર્મ બ્રાહ્મણકને કરાવવું," એવું વચન છે. એ રીતે વિકલાંગની મૌંજી ઇત્યાદિકનો નિર્ણય સમાપ્ત થયો.

---

**अमृतेजारजःकुंडोमृतेभर्तरिगोलकः एनयोःकुंडगोलकयोःसंस्कार्यत्ववचनंयुगांतरविषयं तस्यक्षेत्रजपुत्रविषयत्वात् कलियुगेदत्तौरसातिरिक्तपुत्राणांनिषेधात् ज्येष्ठेत्वकृतसंस्कारेगर्भाधानादिकर्मभिः कनिष्ठोनैवसंस्कार्यइतिशातातपोब्रवीत् इदंचौलोपनयनांतसंस्कार्यविषयं विवाहविषयेतुविकलांगेपुनायंनियमः कन्यास्वपिज्येष्ठाविवाहानंतरमेवकनिष्ठाया विवाहः ज्येष्ठपुत्रविवाहाभावेपिकनिष्ठाकन्यासंस्कार्या ज्येष्ठस्योपनयनाभावेकनिष्ठानविवाह्या ॥**

"પતિ જીવતાં જારથી ઉત્પન્ન થયલો તે કુંડ છે, અને પતિ મૃત થયા પછી જારથી થયો હોય તે ગોળક છે." એ કુંડ, અને ગોળકને સંસ્કાર કરવા એમ કેહેનારૂં જે વચન છે તે બીજા યુગમાટે છે; કારણ, તે વચન ક્ષેત્રજ પુત્રવિષયક છે, અને કળિયુગમાં દત્તક અને ઔરસવિના બીજા પુત્રનો નિષેધ છે. "મ્હોટા પુત્રના સંસ્કાર થયા ન હોય તો કનિષ્ઠના ગર્ભાધાનાદિક સંસ્કાર અવશ્ય કરવા નહી, એમ શાતાતપે કહ્યુંછે." એ વચન ચૌળ અને ઉપનયન પર્યંત સંસ્કારનો નિષેધ કેહેછે. વિવાહવિષે તો વિકલાંગ હોય તો એ નિયમ નથી. કન્યા વિષે પણ, મ્હોટી કન્યાનો વિવાહ થયા પછીજ નાહાની કન્યાનો વિવાહ કરવો. જ્યેષ્ઠ પુત્રનો વિવાહ થયો ન હોય તથાપિ નાહાની કન્યાનો સંસ્કાર ( વિવાહ ) કરવો. જ્યેષ્ઠ પુત્રની મૌંજી થઇ ન હોય તો કનિષ્ઠ કન્યાનો વિવાહ કરવો નહી.

अथपुनरुपनयनं तच्चत्रिविधं प्रत्यवायनिमित्तकंप्रायश्चित्तभूतंपुनरुपनयनमाद्यं तच्च जातकर्मादिसहितंतद्रहितंप्रायश्चित्तांतरसहितंकेवलंचेत्यनेकविधं कृतस्योपनयनस्योक्तका लाद्यंगवैगुण्येनवैफल्यापत्तावपरं वेदांतराध्ययनार्थंविहितंतृतीयं तत्रप्रथमंयथा अमत्याऔ षधांतरानाश्यरोगनाशार्थंपैष्ट्याःसुरायाःपानेत्रिमासंकृच्छ्राचरणंपुनरुपनयनंच मत्यापै ष्ट्यन्यसुरायाऔषधार्थंपानेकृच्छ्रातिकृच्छ्रौपुनरुपनयनंच पैष्टीपानेद्वादशाब्दं अज्ञानाद्वा रुणीगौडीमाध्वसिुरापीनाचेत्पुनरुपनयनंतप्तकृच्छ्रंच अज्ञानाद्रेतोविण्मूत्राणामशनेसुरासं सृष्टान्नजलादिभक्षणेचपुनःसंस्कारस्तप्तकृच्छ्रंच ज्ञात्वाविण्मूत्राद्यशनेचांद्रायणपुनःसंस्का रौ लशुनपलांडुगृंजनविड्वराहग्रामकुक्कुटनरगोमांसभक्षणेद्विजातीनांतत्तत्प्रायश्चित्तांतेपुन रुपनयनं अविखरोष्ट्रमानुषीक्षीरपानेहस्तिनीवडवाक्षीरपानेचतप्तकृच्छ्रंपुनःसंस्कारश्च रास भोष्ट्राद्यारोहणेकृच्छ्रःपुनःसंस्कारश्च इदंहेमाद्रिमतमितिसिंधौक्वचित् मिताक्षरास्मृत्यर्थसा रादिमतेरासभोष्ट्रारोहेउपवासत्रयादिमात्रंनतुपुनःसंस्कारः कौस्तुभाशयोप्येवंवृषभारोहणे अमत्याकृच्छ्रंमत्याकृच्छ्रत्रयादि केचिद्वृषारोहेपुनःसंस्कारंकुर्वंतितत्रमूलंमृग्यं एवमजवस्तम हिषारोहेपि मांसभक्षकपशोर्विट्भक्षणेपुनरुपनयनमात्रं केचिन्मानुषमलभक्षणेपिपुनः संस्कारमात्रमाहुः प्रेतशय्याप्रतिग्राहीपुनःसंस्कारमर्हति जीवतोमृतवार्तांश्रुत्वांत्यकर्मकर णेतंघृतकुंभेनिमज्योद्धृत्यस्नापयित्वाजातकर्माद्युपनयनांतसंस्कारान्कृत्वा त्रिरात्रव्रतांतेपूर्व भार्ययातस्यांमृतायामन्यभार्ययावाविवाहःकार्यः आहिताग्निश्चेत्पुनराधानायुष्मदिष्ट्यादिती र्थयात्रांविनाकलिंगांगवंगांध्रसिंधुसौवीरप्रत्यंतवासिदेशगमनेपुनःसंस्कारः चांडालान्नभ क्षणेचांद्रायणं बुद्धिपूर्वंभक्षणेकृच्छ्राब्दं उभयत्रपुनःसंस्कारः अजिनंमेखलादंडोभैक्ष्यचर्या व्रतानिच निवर्ततेद्विजातीनांपुनःसंस्कारकर्मणि वपनंमेखलेतिस्मृत्यंतरेपाठः ब्रह्मचारिणो मधुमांसाशनेपुनरुपनयनंप्राजापत्यंत्रिरात्रोपवासोवा मत्याभक्षणेपराकः अभ्यासेद्विगुणं पुनःसंस्कारश्च पितृमातृगुरुभ्योभिन्नस्यप्रेतस्यांत्यकर्मकरणेब्रह्मचारिणःपुनरुपनयनं ह स्तमथितदधिभक्षणेबहिर्वेदिपुरोडाशाशनेअभ्यासेकृच्छ्रःपुनःसंस्कारश्च यःसंन्यासंगृही त्वाततोनिवृत्यगार्हस्थ्यंचिकीर्षति सषण्मासंकृच्छ्रान्कृत्वाजातकर्मादिसंस्कारैःसंस्कृतःशु द्धोगार्हस्थ्यंकुर्यात् एवमनशनंमरणार्थंसंकल्प्यानिवृत्तोपिकुर्यात् कर्मनाशाजलस्पर्शात्कर तोयाविलंघनात् गंडकीबाहुतरणात्पुनःसंस्कारमर्हति ॥

## હવે પુનરૂપનયન કેહેછે.

તે પુનરૂપનયન ત્રણ પ્રકારનું છે. પ્રત્યવાય ( દોષ )નાં નિમિત્તથી પ્રાપ્ત થયું જે પ્રાયશ્ચિત્તરૂપ પુનરૂપનયન તે **પ્રથમ.** તે, જાતકર્માદિ સંસ્કારેયુક્ત, અથવા રહિત, અન્ય પ્રાયશ્ચિતે સહિત અથવા કેવળ (એકલું) એ પ્રમાણે અનેક પ્રકારનું છે. એક વાર કરેલાં ઉપનયનમાં ઉક્ત કાળાદિકનું ન્યૂનપણું થવાથી કરેલું ઉપનયન વ્યર્થ થતાં જે બીજી વાર કરવું તે **બીજું** પુનરૂપનયન. એક વેદનું અધ્યયન કરી બીજા વેદનાં અધ્યયન કરવામાટે કહેલું તે **ત્રીજું** પુનરૂપનયન છે. **તેમાં પ્રથમનું કેમ. કરવું તે કેહેછે.** બીજાં ઔષધોથી નાશ ન થવાનો એવા રોગના નાશમાટે, અજાણમાં (વૈદે ઔષધરૂપ બતાવવાથી) પૈષ્ટી સુરાનું પાન કીધું હોય તો ત્રણ માસ પ-

ર્યંત કૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરી પુનરૂપનયન કરવું. પૈષ્ટી વિના બીજી સુરા બુદ્ધિપૂર્વક ઔષધમાટે પીધી હોય તો કૃચ્છ્ર અને અતિકૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરી પુનરૂપનયન કરવું. પૈષ્ટી સુરા પીધી હોય તો દ્વાદશાબ્દ પ્રાયશ્ચિત્ત કરવું. વારૂણી, ગૌડી (ગોળની) અને માધ્વી (મૌડાંનાં પુષ્પથી થયલી) એ સુરાનું અજાણમાં પ્રાશન કીધું હોય તો પુનરૂપનયન અને તપ્તકૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરવું. વીર્ય, વિષ્ઠા અને મૂત્રનું અજાણમાં ભક્ષણ થાય અથવા મદ્યમિશ્રિત એવું અન્ન કે જળ ઇત્યાદિક ભક્ષણ કરવામાં આવે તો પુનઃસંસ્કાર (પુનરૂપનયન) અને તપ્તકૃચ્છ્ર એ પ્રાયશ્ચિત્ત કરવું. જાણીને વિષ્ઠા, મૂત્ર ઇત્યાદિક ભક્ષણ કરે તો ચાંદ્રાયણ અને પુનઃસંસ્કાર એ પ્રાયશ્ચિત્ત કરવું. દ્વિજાતિએ (બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્યે) લસણ; કાંદા (ડુંગળી); ગાજર; અને ગામમાંનાં ડુક્કર, ગામનાં કુકડાં, મનુષ્ય, અને ગાય એમનું માંસ; એ ભક્ષણ કરેલાં હોય તો તે તે પ્રાયશ્ચિત્ત કરી પુનરૂપનયન કરવું. ઊંટ, ગધેડી, હેઠડી, સ્ત્રી, હાથણી, અને ઘોડી એમનું દૂધ પીએ તો તપ્તકૃચ્છ્ર અને પુનઃસંસ્કાર એ પ્રાયશ્ચિત્ત કરવું. ગધેડો અને ઊંઠ ઇત્યાદિક ઉપરે ચડે તો કૃચ્છ્ર અને પુનઃસંસ્કાર કરવાં; એ **હેમાદ્રિનો** મત છે એમ **નિર્ણયસિંધુ**નાં કોઈ એકાદ પુસ્તકમાં મળેછે. **મિતાક્ષરા, સ્મૃત્યર્થસાર** ઇત્યાદિક ગ્રંથને મતે ખર કે ઊંઠ એમના ઉપરે ચડે તો ત્રણ ઉપવાસ ઇત્યાદિક માત્ર પ્રાયશ્ચિત્ત કરવું, પુનઃસંસ્કાર કરવો નહી. કૌસ્તુભનો પણ એજ મત છે. અજાણે બેળ ઉપર બેસે તો કૃચ્છ્ર, અને જાણીને બેસે તો ત્રણ કૃચ્છ્ર ઇત્યાદિ કરવું. કેટલાએક મનુષ્ય, બેલ ઉપરે બેસે તો પુનઃસંસ્કાર કરેછે; પરંતુ તેમાં મૂળ શું? તે શોધ કરવો. એ રીતે ઘેટા, બકરા, અને ભેંસા (પાડા) ઉપરે બેસે તો પણ એજ નિર્ણય જાણવો. માંસ ખાનારાં પશુની વિષ્ઠા ભક્ષણ કરે તો પુનરૂપનયન માત્ર કરવું. કોઈ ગ્રંથકાર મનુષ્યની વિષ્ઠા ભક્ષણ કરી હોય તો પણ પુનઃ સંસ્કાર માત્ર કરવો એમ કેહેછે. "મૃતશય્યાનો લેનારો પુનઃ સંસ્કારનું પાત્ર થાયછે." જીવતો હોય તેની 'મરી ગયો' એવી વાત સાંભળી ઉત્તરક્રિયા કરી હોય તો, તેને ઘીના કુંભમાં ડુબાવી પાછો બાહેર કાઢી સ્નાન કરાવી જાતકર્મથકી ઉપનયન પર્યંત સંસ્કાર કરી ત્રણ રાત્રિ વ્રત ધારણ કીધા પછી (તેનો) પ્રથમની સ્ત્રીની સાથે અથવા તે મૃત થઈ હોય તો બીજી સ્ત્રીની સાથે વિવાહ કરવો. અગ્નિહોત્રી હોય તેણે પુનરાધાન અને આયુષ્મત્ ઇષ્ટિ કરવી. તીર્થયાત્રા ઇત્યાદિક કારણ વિના કલિંગ, અંગ, બંગ, અંધ્ર સિંધુ, સૌવીર, અને પ્રત્યંત દેશ (પશ્ચિમ દેશ=મ્લેચ્છ દેશ) એ દેશોમાં ગમન કરે તો પુનઃસંસ્કાર કરવો. ચાંડાળનું અન્ન ભક્ષણ કરે તો ચાંદ્રાયણ અને બુદ્ધિપૂર્વક ચાંડાળનું અન્ન ભક્ષણ કરે તો કૃચ્છ્રાબ્દ પ્રાયશ્ચિત્ત કરી બન્નેમાં પુનઃસંસ્કાર કરવો. "મૃગચર્મ, મેખલા, દંડ એનું ધારણ; ભિક્ષા માગવી; અને વ્રત ઇટલા પ્રકાર દ્વિજાતિને પુનઃસંસ્કારમાં વર્જ્ય કરવા." **'અજીનં, મેખલા'** એ ઠેકાણે **'વપનં, મેખલા'** એવો બીજી સ્મૃતિમાં પાઠ દેખાયછે. બ્રહ્મચારિએ મધુ (મદ્ય) અને માંસ ભક્ષણ કીધું હોય તો પુનરૂપનયન, અને પ્રાજાપત્ય અથવા ત્રણ રાત્રિ ઉપવાસ એ પ્રાયશ્ચિત્ત જાણવું. જાણીને ભક્ષણ કરે તો પરાક પ્રાયશ્ચિત્ત

કરવું. અભ્યાસ (વારંવાર ભક્ષણ કીધું) હોય તો બમણું પ્રાયશ્ચિત્ત કરી પુનઃસંસ્કાર કરવો. બ્રહ્મચારિએ માતા, પિતા, અને ગુરૂ વિના અન્ય મરણ પામેલાની અંત્યક્રિયા કરી હોય તો તેણે પુનરૂપનયન કરવું. હાથે મથેલું દહીં અભ્યાસથી ભક્ષણ કરે, અથવા વેદીની બાહેર પુરોડાશ અભ્યાસથી ભક્ષણ કરે તો કૃચ્છ્ર અને પુનઃ સંસ્કાર એ પ્રાયશ્ચિત્ત કરવું. જે બ્રાહ્મણ સંન્યાસ ગ્રહણ કરી તેથી નિવૃત્ત થઈ ગૃહસ્થાશ્રમસંબંધી ધર્મ પાળવાની ઇચ્છા કરે તો તેણે છ માસ કૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરી જાતકર્માદિ સંસ્કાર કરાવી શુદ્ધ થઈ, પછી ગૃહસ્થાશ્રમના ધર્મ કરવા. મરવામાટે ઉપવાસનો સંકલ્પ કરી ફરી તેથી નિવૃત્ત થાય તો તેણે પણ એ રીતે કરવું. "કર્મનાશા નદીનાં જળનો સ્પર્શ, કરતોયા નદીનું ઉલ્લંઘન, અને ગંડકી નદીને હાથેથી તરવું એમાંથી એક થાય તો તે પુનઃસંસ્કારનું પાત્ર થાયછે.

**अथद्वितीयंपुनरुपनयनं प्रदोषेनिश्यनध्यायेमंदेकृष्णेगलग्रहे अपराण्हेचोपनीतःपुनः संस्कारमर्हति अत्रप्रदोषःप्रदोषदिनंकृष्णःकृष्णपक्षएकादश्यादिरंत्यत्रिकरूपोपराण्हश्च दिनतृतीयभागरूपइत्युक्तं अनध्यायाअपिनित्याएवपौर्णिमाप्रतिपदादयःपुनरुपनयननिमित्तं ननुनैमित्तिकाअकालवृष्ट्यादिनिमित्तकत्रिरात्रादयः नैमित्तिकेषुप्रातर्गर्जितनिमित्तान ध्यायएवपुनःसंस्कारनिमित्तं अत्रविस्तरःकौस्तुभे अंसाभिमर्शपूर्वकंबटोःसमीपमानयनंप्रधानकर्मतस्यविस्मरणेपुनरुपनयनं एवंगायत्र्युपदेशविस्मरणेपि ॥**

## હવે બીજું પુનરૂપનયન કેહેછે.

" પ્રદોષ, રાત્રિ, અનધ્યાય, શનિ વાર, કૃષ્ણ, ગલગ્રહ તિથિ, અને અપરાન્હ કાળ એમાં જેની મૌંજી થઈ તે પુનઃ સંસ્કારને યોગ્ય છે." ઇહાં પ્રદોષ એટલે પ્રદોષનો દિવસ. કૃષ્ણ એટલે કૃષ્ણ પક્ષ; તે એકાદશીથકી છેલા પાંચ દિવસ અને અપરાન્હ એટલે દિવસનો ત્રીજો ભાગ એમ કહ્યુંછે. અનધ્યાયો પણ પૂનમ, એકમ ઇત્યાદિક જે નિત્ય અનધ્યાય કહ્યાછે તેજ પુનરૂપનયનનું નિમિત્ત છે. અકાળ વૃષ્ટયાદિક નિમિત્તથકી થયલા જે ત્રિરાત્રિ આદિ અનધ્યાય તે પુનરૂપનયનનું કારણ નથી. નૈમિત્તિક અનધ્યાયોમાં પ્રાતઃ કાળે ગર્જના થવારૂપ નૈમિત્તિક અનધ્યાય તેજ પુનઃ સંસ્કારનું કારણ છે; એ વિષયમાં વિસ્તાર કૌસ્તુભમાં કહ્યોછે. પ્રથમ ખભાનો સ્પર્શ કરી બટુને આચાર્યની સમીપે લાવવો એ જે પ્રધાન કર્મ તેનું વિસ્મરણ થયું હોય તો પુનરૂપનયન કરવું. એ પ્રમાણે ગાયત્રી મંત્રના ઉપદેશનું વિસ્મરણ થયું હોય તો પણ પુનરૂપનયન કરવું.

**तृतीयः पुनरुपनयननिमित्तप्रकारः एकंवेदमधीत्यवेदांतराध्ययनचिकीर्षायांप्रतिवेदंपुनरुपनयनमित्येके अन्यवेदिनामृग्वेदाध्ययनार्थमुपनयनमित्यपरे अन्येनुएकेनैवोपनयनेनवेदत्रयाध्ययनाधिकारः अथर्ववेदाध्ययनार्थंद्वितीयमुपनयनमित्याहुः तेनऋगादिवेदत्रयाध्यायिनोमुंडमांडूक्याद्याथर्वणोपनिषदोविनापुनःसंस्कारंपठंतितेचिंत्याः युगपदनेकवेदारंभेनोपनयनावृत्त्यपेक्षेतिसकृदुपनीत्यायुगपत्सकलवेदारंभःसिद्ध्यतीतिपरे तत्रएकवेदाध्ययनानंत**

रंयद्वेदाध्ययनाचिकीर्षानद्वेदेतिकर्तव्यताकंपुनरुपनयनं तत्रवपनंत्रश्रौदनंमेधाजननंदीक्षा चाकृताकृतापरिदानरहिताक्रियाभवति अनध्यायादिकेद्वितीयेपुनरुपनयननिमित्तेसर्वमवि कृतंयथोक्तकालेउपनयनं ॥

## હવે પુનરૂપનયનનાં નિમિત્તનો ત્રીજો પ્રકાર કેહેછે.

એક વેદનું અધ્યયન કરી બીજા વેદનાં અધ્યયન કરવાની ઇચ્છા હોય તો દર એક વેદનાં અધ્યયન સમયે પુનરૂપનયન કરવું, એમ કેટલાએક ગ્રંથકાર કેહેછે. બીજા વેદવાળાઓને ઋગ્વેદનું અધ્યયન કરવું હોય તો પુનરૂપનયન કરવું, એમ બીજા ગ્રંથકારો કેહેછે; અને બીજા ગ્રંથકારો તો, એક ઉપનયન વડેજ ત્રણ વેદનાં અધ્યયનનો અધિકાર છે, માત્ર અથર્વણ વેદના અધ્યયનમાટે બીજું ઉપનયન કરવું, એમ કેહેછે. તેથી ઋક્, યજુઃ, અને સામ એ ત્રણ વેદના ભણનારા પુનઃ સંસ્કાર કર્યાવિના મુંડ, માંડૂક્ય ઇત્યાદિ, અથર્વણ વેદનાં ઉપનિષદો પઠન કરેછે તે વિચાર કરવા યોગ્ય છે. એક સમયે અનેક વેદનાં અધ્યયનનો આરંભ કરે તો ઉપનયનની આવૃત્તિનું જરૂર નથી, તેથી એક ઉપનયનવડે એક કાળે સર્વ વેદનો આરંભ સિદ્ધ થાયછે, એમ બીજા ગ્રંથકારો કેહેછે. તેમાં એક વેદનું અધ્યયન કરી, પછીજે બીજા વેદનું અધ્યયન કરવાની ઇચ્છા હોય તે વેદમાં જેમ કહ્યું હોય તે વિધિપ્રમાણે પુનરૂપનયન કરવું. તેમાં વપન, બ્રહ્મૌદન, મેધાજનન અને દીક્ષા એ કરવાં અથવા ન કરવાં; પરિદાન ક્રિયા કરવી નહી. બીજું ઉપનયનનું કારણ જે અનધ્યાયાદિક તેમાં મૌંજી થવાથી જે પુનરૂપનયન કરવું તેમાં કાંઈ પણ વર્જ્ય કરવું નહી, અને ઉક્ત કાળે કરવું.

---

अथप्रायश्चित्तार्थेव्रतबंधेविशेषः तत्रनिमित्तानंतरमेवकरणेउदगयनपुण्यनक्षत्राद्युक्त कालोनापेक्ष्यते अन्यथातुयथोक्तकालापेक्षा तत्रकर्तापितातदभावेपितृव्यादिःसपिंडः तद भावेन्यःकश्चित् यत्रपुनरुपनयनंप्रायश्चित्तत्वेनोक्तंतत्रपर्षदुपदिष्टविधिनातदेवकार्यं यत्रतु प्रायश्चित्तांतरसहितंतत्रोक्तविधिनाप्रायश्चित्तंसंस्कार्येणकारयित्वाचार्येणतस्योपनयनंकार्यं यत्रजातकर्मादिसंस्कारसहितमुपनयनंविहितंतत्रजातादिचौलांतसंस्कारान्कृत्वाकार्यं पुन रुपनयनेगायत्रीस्थाने तत्सवितुर्वृणीमहइत्यस्याउपदेशादाचार्येणास्याएवऋचोद्वादशोत्तरस हस्रजपःकृच्छ्रत्रयंचोपनेतृत्वाधिकारार्थंकार्यं तत्रास्यकुर्तौर्ध्वदैहिकस्यपुनःसंस्कारद्वाराश्री परमेश्वरप्रीत्यर्थंजातकर्माद्युपनयनांतसंस्कारान्करिष्ये एवंनिमित्तांतरेपिसंकल्पऊह्यः सर्व संस्कारोद्देशेनतंत्रेणनांदीश्राद्धादिश्मश्रुवपनानंतरंचौलकेशवपनं मनुष्यादिक्षीरपानादि निमित्तांतरेतुसंस्कार्योमुकदोषपरिहारार्थंपर्षदुपदिष्टममुकप्रायश्चित्तंकरिष्यइतिसंकल्प्यत त्कुर्यात् आचार्यस्तुअस्यामुकदोषपरिहारार्थंपुनःसंस्कारसिद्धिद्वाराश्री० पुनरुपनयनंकरि ष्यइतिसंकल्प्योपनयनमात्रंकुर्यात् यत्रोपनयनमात्रोक्तिस्तत्रसंस्कार्यस्यनसंकल्पः किंत्वाचा र्यस्यैव पुनरुपनयनंग्रामाद्बहिःप्राच्यामुदीच्यांवागत्वाकार्यं नांदीश्राद्धांतेमंडपदेवतास्था पनं कर्ममंगलस्नानंसंस्कार्यंभोजयित्वावपनपक्षेवपनस्नानेकारयित्वाअस्यप्रायश्चित्तार्थपुन रुपनयनहोमेदेवतापरिग्रहार्थमन्वाधानंकरिष्ये अस्मिन्नन्वाहितेग्नावित्यादिनित्यवत् ब्रह्म

**चारिणःपुनरुपनयनेसमंत्रकंवासोधारणंनित्यं अन्यस्यवैकल्पिकं ब्रह्मसूत्रधारणादिसूर्येक्षणांतंनित्यवत् ततोयुवासुवासाइत्येतन्मंत्रकंप्रदक्षिणमावर्तनादिवासोवद्धांजलिग्रहणांतं प्रणवव्याहृतीनांऋष्यादिस्मृत्वातत्सवितुर्वृणीमहइत्यस्यश्यावाश्वःसवितानुष्टुप् पुनरुपनयने उपदेशेविनियोगः पादशोर्धर्चशःसर्वामितित्रिर्वाचयेत् ब्रह्मचारिणोमेखलादानादिनित्यत्र तुब्रह्मचर्योपदेशांतं अन्यस्यमेखलाजिनदंडधारणंपाक्षिकं ब्रह्मचर्योपदेशोदिवामास्वाप्सीरित्यंतः वेदमधीष्वेत्यादिकंन ततःस्विष्टकृतादि मेधाजननपक्षेनत्पर्यंताग्निधारणं भिक्षापूर्वकानुप्रवचनीयः गायत्र्याःस्थानेतत्सवितुर्वृणीमहइतिहोमः त्रिरात्रव्रतांतेयस्मिन्नाश्रमेपुनरुपनयनंतदाश्रमधर्मान्कुर्यात् यत्रपुनरुपनयनांतेपुनर्विवाहःकृतौर्ध्वदेहिकादेःश्रूयतेतत्रमेखलादिधारणपूर्वकंकतिचिद्दिनानिब्रह्मचर्यंकृत्वोचितकालेसमाप्यपूर्वभार्ययान्ययावाविवाहंकुर्यात् इतिऋग्वेदिनांपुनःसंस्कारः ॥**

## હવે પ્રાયશ્ચિત્તમાટે જે પુનરૂપનયન તેમાં વિશેષ કેહેછે.

નિમિત્ત પ્રાપ્ત થયા પછી તેજ વખતે પુનરૂપનયન કરવું હોય તો ઉત્તરાયણ, શુભ નક્ષત્ર ઇત્યાદિક ઉક્ત કાળ જોવાની જરૂર નથી. તેજ સમયે કરવું ન હોય તો ઉક્ત કાળ જોવાની આવશ્યકતા છે. તે પુનરૂપનયનમાં કર્ત્તા પિતા, પિતા ન હોય તો કાકો ઇત્યાદિક સપિંડે કરવું. તે ન હોય તો બીજા કોઇએ કરવું. જ્યહાં પ્રાયશ્ચિત્તરૂપ પુનરૂપનયન કહ્યુંછે ત્યહાં સભાએ કહેલા વિધિ પ્રમાણે તેજ કરવું. અને જ્યહાં અન્ય પ્રાયશ્ચિત્ત સહિત પુનરૂપનયન કહ્યુંછે ત્યહાં જેને પુનરૂપનયન કરવું હોય તેની પાસે ઉક્ત વિધિએ પ્રાયશ્ચિત્ત કરાવી આચાર્યે તેને પુનરૂપનયન કરવું. જ્યહાં જાતકર્માદિ સંસ્કાર સહિત પુનરૂપનયન કરવાનું કહ્યુંછે ત્યહાં જાતકર્મથકી ચૌળ પર્યંત સંસ્કાર કરી પછી કરવું. પુનરૂપનયનમાં ગાયત્રીને ઠેકાણે "**तत्सवितुर्वृणीमहे०**"એ મંત્રનો ઉપદેશ કરવો એમ કહ્યુંછે માટે આચાર્યે એજ ઋચાનો (૧૨૦૦૦) જપ, અને ત્રણ કૃચ્છ્ર મૌંજી આપવાના અધિકારની પ્રાપ્તિ માટે કરવાં. પછી "**अस्य कृतौर्ध्वदैहिकस्य पुनःसंस्कारद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थं जातकर्माद्युपनयनांतसंस्कारान् करिष्ये,**" એવો સંકલ્પ કરવો. બીજું નિમિત્ત છતાં તે પ્રમાણે સંકલ્પમાં ઉચ્ચાર કરવો. સર્વ સંસ્કારને ઉદ્દેશે કરી એકતંત્રે નાંદીશ્રાદ્ધાદિક કર્મ કરી શ્મશ્રુનું વપન કીધા પછી ચૌળ સંબંધિ કેશનું વપન કરાવવું. મનુષ્યાદિકનું દૂધ પીધું હોય ઇત્યાદિક નિમિત્ત હોય તો જેને સંસ્કાર કરવાના હોય તેણે "**अमुकदोषपरिहारार्थं पर्षदुपदिष्टं अमुकप्रायश्चित्तं करिष्ये,**" એવો સંકલ્પ કરી તે પ્રાયશ્ચિત્ત કરવું. આચાર્યે તો, "**अस्यामुकदोषपरिहारार्थं पुनःसंस्कारसिद्धिद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थं पुनरुपनयनं करिष्ये,**" એવો સંકલ્પ કરી ઉપનયનમાત્ર કરવું. જ્યહાં ઉપનયનમાત્ર કહ્યું છે ત્યહાં સંસ્કાર્યે (જેના સંસ્કાર છે તે)ને સંકલ્પ નથી; કેવળ આચાર્યેજ સંકલ્પ કરવો. પુનરૂપનયન કરવું તે ગામની બાહેર પૂર્વ દિશા અથવા ઉત્તર દિશામાં જઈ કરવું. નાંદીશ્રાદ્ધ પર્યંત કર્મ કીધા પછી મંડપ દેવતાનું સ્થાપન કરવું. જેણે મંગળસ્નાન કીધું હોય એવા સંસ્કાર્યને, ભોજન કરાવી; વપન કરવાનો પક્ષ હોય તો વ-

પન અને સ્નાન કરાવી "**अस्य प्रायश्चित्तार्थं पुनरुपनयनहोमे देवतापरिग्रहार्थम-न्वाधानं करिष्ये ॥ अस्मिन्नन्वाहितेग्नौ,**" ઇત્યાદિક અન્વાધાન નિત્ય પ્રમાણે કરવું. બ્રહ્મચારિને પુનરૂપનયનમાં સમંત્રક વસ્ત્રનું ધારણ કરવું એ નિત્ય છે. બ્રહ્મચારી ન હોય તો તેને વિકલ્પે છે. યજ્ઞોપવીત ધારણથકી સૂર્યદર્શન કરવા પર્યંત કર્મ નિત્ય પ્રમાણે કરવું. પછી "**युवासुवासा०**" એ મંત્રે પ્રદક્ષિણા કરવી ઇત્યાદિકથકી તે વસ્ત્ર બાંધેલ અંજલિ ગ્રહણ કરવી ઇહિાં પર્યંત કર્મ કીધા પછી પ્રણવ અને વ્યાહૃતિ એમના ઋષિ અને દેવતા ઇત્યાદિકનું સ્મરણ કરી ઉપદેશ કરવો. તે આ રીતે,— "**तत्सवितुर्वृणीमहइत्यस्य श्यावाश्वः सवितानुष्टुप् ॥ पुनरुपनयने उपदेशे विनियोगः ॥ तत्सवितु०**" પ્રથમ એક એક પાદ, બીજી વાર અર્ધિ અર્ધિ ઋચા, અને ત્રીજી વાર સર્વ, એ પ્રમાણે ત્રણ વાર કેહેવી. બ્રહ્મચારી હોય તો તેને મેખલાદાનાદિકથકી તે બ્રહ્મચર્યના ઉપદેશ પર્યંત કર્મ નિત્ય છે. બીજાને મેખળા, મૃગચર્મ અને દંડ એનાં ધારણનો વિકલ્પ છે. બ્રહ્મચર્યનો ઉપદેશ "**दिवा मास्वाप्सीः**" (દિવસે નિદ્રા કરીશ માં) ઇહિાં પર્યંત કરવો. "**वेदमधीष्व**" (વેદનું અધ્યયન કર) ઇત્યાદિક ઉપદેશ કરવો નહી. પછી સ્વિષ્ટકૃત્ હોમ ઇત્યાદિક કર્મ કરવું. મેધાજનન કરવાનો પક્ષ હોય તો મેધાજનન થવાપર્યંત અગ્નિનું રક્ષણ કરવું. ભિક્ષા માગી અનુપ્રવચનીય હોમ કરવો. ગાયત્રીને સ્થાને, "**तत्सवितुर्वृणीमह०**" એ મંત્રે હોમ કરવો. ત્રિરાત્ર વ્રત ધારણ કીધા પછી, પુનરૂપનયન કરતી વેળાએ પ્રથમ જે આશ્રમમાં હતો તે આશ્રમના ધર્મ પાલન કરવા. જેની પ્રેતક્રિયા થઈ ગઈ હોય તેને પુનરૂપનયન થયા પછી ફરિ તેણે વિવાહ કરવો એવું જે કહ્યુંછે ત્યહાં પ્રથમ મેખલાં ઇત્યાદિક ધારણ કરી થોડાએક દિવસ બ્રહ્મચર્ય કરી યોગ્ય કાળે તેની સમાપ્તિ કરી પ્રથમની સ્ત્રીજોડે અથવા (તે મૃત થઈ હોય તો) બીજી જોડે વિવાહ કરવો. એ પ્રમાણે ઋગ્વેદી-ઓનો પુનઃ સંસ્કાર સમાપ્ત થયો.

---

**अथयजुर्वेदिनां तत्रबौधायनोब्रह्मचारिणःपितृज्येष्ठाभ्यामन्योच्छिष्टभक्षणेस्त्रियासह भोजनेमधुमांसश्राद्धसूतकान्नगणान्नगणिकान्नाशनेपुनरुपनयनमित्यादिउक्त्वाअग्निमुखंकृत्वाज्यात्कपालाशसमिधमादायवाचयतिपुनस्त्वादित्या० कामाःस्वाहेतियन्मआत्मनोमिंदाभूदग्निःपुनरग्निश्चक्षुरदादितिद्वाभ्यांहुत्वाचरुंपक्त्वाजुहोति सप्ततेअग्ने०घृतेनस्वाहेति ततोयेनदेवाःपवित्रेणेतितिसृभिरुपहोमास्ततःस्विष्टकृत्प्रभृतिसिद्धमाधेनुवरप्रदानात् अथापरमापरिधानात्कृत्वापालाशींसमिधमादाय व्रात्यप्रायश्चित्तंजुहोतिव्याहृतीर्जुहोतिअथापरोब्राह्मणवचनात्सावित्र्याशतकृत्वोभिमंत्रितंघृतंप्राश्यकृतप्रायश्चित्तोभवतीत्यादिकमवदत् अत्रोक्तपक्षाणांशक्ताशक्तभेदेनव्यवस्था इदंकौस्तुभेद्रष्टव्यं एवंशाखांतरेष्वपिवपनमेखलाजिनदंडभैक्ष्यचर्याव्रतादिकंवैकल्पिकव्यवस्थयानुष्ठायस्वस्वशाखोक्तोपनयनंकार्यं ॥**

## હવે યજુર્વેદીઓનો પુનઃ સંસ્કાર કેહેછે.

બ્રહ્મચારીએ, પિતા અથવા પોતાથી જ્યેષ્ઠ, એમનાથી અન્યનું ઉચ્છિષ્ટ ભક્ષણ કીધું હોય; સ્ત્રીની જોડે ભોજન કીધું હોય; અથવા મધ, માંસ, શ્રાદ્ધાન્ન, સૂતકાન્ન,

ગણાન્ન (ઘણા જણોનું અન્ન એકઠું રાધ્યું હોય તે) અને વેશ્યાનું અન્ન, ભક્ષણ કીધું હોય તો; પુનરૂપનયન કરવું ઇત્યાદિક કહી અગ્નિમુખ એટલે સ્થંડિલ કરણાદિ, કર્મ કરી ઘૃતે ભીજવેળી ખાખરાની સમિધ લઈ "पुनस्त्वा०कामाः स्वाहा," "यन्म आत्मनो मिंदाभूदग्निः पुनरग्निश्चक्षुरदात्०" એ બે મંત્રવડે હવન કરી ચરૂ રાંધી હોમ કરવો, सप्तते अग्ने०घृतेनस्वाहा" એ મંત્રવડે. પછી "येनदेवाः पवित्रेण०" એ ત્રણ ઋચાવડે ઉપહોમ કરવો. પછી સ્વિષ્ટકૃત હોમથકી ગુરૂને ગોદાન દેવું ઇહાં પર્યંત કર્મ કરવું. **બીજો પક્ષ**—વસ્ત્ર ધારણ પર્યંત કર્મ કરી ખાખરાની સમિધ લઈ વ્રાત્ય પ્રાયશ્ચિત્તનો હોમ કરી વ્યાહૃતિમંત્રે હોમ કરવો. **ત્રીજો પક્ષ**—બ્રાહ્મણકને ગાયત્રીમંત્રે સો વાર મંત્રિત કરાવેલું ઘૃત પ્રાશન કરવાથી કૃતપ્રાયશ્ચિત્ત (શુદ્ધ) થાયછે ઇત્યાદિક પ્રકાર બૌધાયને કહ્યાછે. ઈહાં ઉક્ત પક્ષોની શક્ત અશક્ત એ ભેદે કરી વ્યવસ્થા કરવી, એ કૌસ્તુભમાં જોવું. એ પ્રમાણે બીજી શાખાઓવિષે પણ વપન, મેખલા, અજિન, દંડ, ભિક્ષાચરણ, અને વ્રત ઇત્યાદિક કર્મ કરવાં અથવા ન કરવાં એવી વ્યવસ્થાએ કરી પોતપોતાની શાખામાં કહ્યા પ્રમાણે પુનરૂપનયન કરવું.

अथब्रह्मचारिधर्माः तत्रसंध्यात्रयमग्निपरिचरणंभैक्षंचनित्यं तत्राग्निकार्यंप्रातःसायंच सायमेवसकृद्वा तत्रपालाशखदिराश्वत्थशमीसमिधःश्रेष्ठास्तदलाभेऽर्कवेतसौ भवच्छब्दपूर्विकाभिक्षाविप्राणां साचविप्रगृहेष्वेव आपदिशूद्रगृहेष्वामान्नंगृण्हीयात् हव्येश्राद्धभिन्नकव्येचाभ्यर्थितोभुंजीत अस्यब्रह्मयज्ञोपिनित्यः सचोपाकरणात्पूर्वंगायत्र्याकार्यः गुरूच्छिष्टंमध्वादिकंनिषिद्धमपितदन्यापरिहार्यरोगनिवृत्त्यर्थंभक्षणीयं निषिद्धान्यन्नगुरूच्छिष्टंत्वनौषधमपिभक्ष्यं एवंज्येष्ठभ्रातुःपितुश्चोच्छिष्टेपुज्ञेयं दिवास्वापोनेत्रेकज्जलमुपानच्छत्रंमंचादौशयनंचवर्ज्यं तांबूलाभ्यंजनंचैवकांस्यपात्रेचभोजनं यतिश्चब्रह्मचारीचविधवाचविवर्जयेत् मधुसूतकान्नश्राद्धान्नादेर्निषेधाःपुनःसंस्कारप्रकरणोक्ताअनुसंधेयाः मेखलामजिनंदंडमुपवीतंचनित्यशः कौपीनंकटिसूत्रंचब्रह्मचारीविधारयेत् मेखलोपवीतादौत्रुटितेजलेप्रास्यान्यद्धारयेत् यज्ञोपवीतनाशेमनोज्योतिरित्यनेनव्रातपतिभिश्चेतिचतस्रआज्याहुतीर्जुहुयादित्युक्तं अस्यगुरुपरिचर्याप्रकारोऽन्यत्रज्ञेयः

## હવે બ્રહ્મચારિના ધર્મ કેહેછે.

ત્રિકાળ સંધ્યાવંદન, અગ્નિની સેવા અને ભિક્ષા એ બ્રહ્મચારિને નિત્ય છે. તેમાં અગ્નિની સેવા પ્રાતઃ અને સાયં કાળે કરવી; અથવા સાયં કાળેજ એક વાર કરવી તેમાં ખાખરો, ખેર, પિપળો અને શમી એ સમિધ ઉત્તમ અને તે ન મળે તો આકડો અને વેતસ (નેતર)નાં લેવાં. "भवत्" શબ્દ પૂર્વક ભિક્ષા બ્રાહ્મણે માગવી. તે ભિક્ષા બ્રાહ્મણને ઘરેજ માગવી. આપત્તિ હોય તો શૂદ્રને ઘરે કાચાં અન્નની ભિક્ષા લેવી. હવ્ય (દેવતાની પ્રીતિ અર્થે જે અન્ન તે), અને શ્રાદ્ધ વિના કવ્ય (પિતૃપ્રીત્યર્થ જે અન્ન તે) એમને વિષે બોલાવે તો ભોજન કરવું. બ્રહ્મચારિને બ્રહ્મયજ્ઞ પણ નિત્ય છે. તે બ્રહ્મયજ્ઞ ઉપાકર્મથી પ્રથમ ગાયત્રી મંત્રે કરી કરવો. ગુરૂનું ઉચ્છિષ્ટ, મધ ઇ-

ત્યાદિ નિષિદ્ધ પદાર્થ તે પણ, તે નિષિદ્ધ પદાર્થ વિના નિવૃત્ત ન થાય એવો રોગ થયો હોય તો તેની નિવૃત્તિમાટે ભક્ષણ કરવો. નિષિદ્ધ પદાર્થ વિના ગુરૂનું ઉચ્છિષ્ટ એવું ઔષધ ન હોય તો પણ-તે ભક્ષણ કરવું. મ્હોટો ભાઈ, અને પિતા એમનાં ઉચ્છિષ્ટવિષે પણ એજ નિર્ણય જાણવો. દિવસે નિદ્રા, નેત્રમાં કાજળ નાખવું, પગરખાં પેહેરવાં, છત્ર લેવું અને પલંગ ઇત્યાદિક ઉપરે નિદ્રા કરવી એ વર્જ્ય કરવાં. "તાંબૂળ, કાજળ, અને કાંસાનાં પાત્રમાં ભોજન એ સંન્યાસી, બ્રહ્મચારી અને વિધવાએ વર્જ્ય કરવાં." મધ, સૂતકાન્ન, અને શ્રાદ્ધાન્ન ઇત્યાદિકના નિષેધ પુનઃસંસ્કાર પ્રકરણમાં કહ્યાછે તે જાણવા. "મેખલા, મૃગચર્મ, દંડ, યજ્ઞોપવીત, કૌપીન, અને કટિસૂત્ર એ બ્રહ્મચારિએ નિત્ય ધારણ કરવાં." મેખલા કે યજ્ઞોપવીત ઇત્યાદિક તુટે તો તુટેલાં જળમાં નાખી બીજાં ધારણ કરવાં. યજ્ઞોપવીતનો નાશ થાય તો, "मनोज्योति०" એ મંત્રે અને "व्रातपतिभिः०" એ ત્રણ મંત્રે ઘૃતની ચાર આહુતિ હોમવી. એમ કહ્યુંછે. બ્રહ્મચારીએ ગુરૂની સેવા કરવી તેનો પ્રકાર અન્યત્ર જોવો.

अथब्रह्मचारिव्रतलोपे संध्याग्निकार्यलोपेष्टसहस्रगायत्रीजपः क्वचित्सकृल्लोपेमानस्तोकेतिमंत्रस्यशतंजपउक्तः भिक्षालोपेऽष्टशतं अभ्यासेद्विगुणंपुनःसंस्कारश्च मधुमांसादिश नेउक्तं स्त्रीसंगेगर्दभपशुः एकानेकव्रतलोपसाधारणमृग्विधाने तंवोधियाजपेन्मंत्रंलक्षंचैव शिवालये ब्रह्मचारीस्वधर्मेषुन्यूनंचेत्पूर्णमेतितत् ॥

## હવે બ્રહ્મચારિવ્રતનો લોપ થયો હોય તો પ્રાયશ્ચિત્ત કેહેછે.

સંધ્યા અને અગ્નિકાર્યનો લોપ થયો હોય તો આઠ હજાર ગાયત્રી જપ કરવો. કોઈ ગ્રંથમાં એક વાર સંધ્યા અને અગ્નિકાર્યનો લોપ થયો હોય તો "मानस्तोके०" એ મંત્રનો સો વાર જપ કરવો, એમ કહ્યુંછે. ભિક્ષાનો લોપ થાય તો આઠ સો જપ કરવો. વારંવાર લોપ થયો હોય તો બમણો જપ કરી પુનઃ સંસ્કાર કરવો. મધુમાંસ ઇત્યાદિકનાં ભક્ષણવિષે પ્રથમ કહ્યુંછે. સ્ત્રી સંગ થાય તો બ્રહ્મચારિએ ગર્દભપશુયાગ કરવો. એક અથવા અનેક વ્રતનો લોપ થયો હોય તો સાધારણ પ્રાયશ્ચિત્ત **ઋગ્વિધાન પ્રથમાં** કહ્યુંછે,—"બ્રહ્મચારિના સ્વધર્મમાં કાંઈ ન્યૂનપણું પ્રાપ્ત થાય તો શિવમંદિરમાં બેસી "तंवोधिया०" એ મંત્રનો લક્ષ જપ કરવો તેથી ન્યૂનપણું નિવૃત્ત થઈ પૂર્ણતા પ્રાપ્ત થાયછે.

उपाकर्मकृत्वाप्रागुक्तविद्यारंभकालेक्षरारंभोक्तविष्ण्वादिपूजाप्रकारेणवेदारंभःकार्यः द्विजस्त्रीणांयुगांतरेमौंजीबंधोवेदाध्ययनंचासीत्कलियुगेतुनैतद्द्वयं अतःस्त्रीणांवेदोच्चारादौ दोषः ॥

ઉપાકર્મ કરી પૂર્વોક્ત જે વિદ્યારંભના કાળ તે કાળે અક્ષરારંભની વખતે, જેમ વિષ્ણુ આદિ દેવની પૂજાનો પ્રકાર કહ્યોછે તે પ્રકારે પૂજા કરી વેદાધ્યયનનો આરંભ કરવો. બીજા યુગોમાં બ્રાહ્મણની સ્ત્રીયોને મૌંજીબંધન અને વેદાધ્યયન સંસ્કાર હતા. કલિયુગમાં તો, એ બન્ને સંસ્કાર સ્ત્રીયોને નથીજ, માટે સ્ત્રીયોને વેદના ઉચ્ચારાદિકવિષે દોષ છે.

**अथानध्यायाः तेचनित्यानैमित्तिकाश्चप्रायेणमौंजीप्रकरणेउक्ताः ततोन्येपिउभयविधान ध्यायाबहवोनिबंधेषूक्तास्तेत्रनप्रपंच्यंते कलिकालेस्मिंस्तावदनध्यायपालनस्यदुर्मेधसामश क्यत्वात् तथाचहेमाद्रौस्मृतिः चतुर्दश्यष्टमीपर्वप्रतिपत्स्वेवसर्वदा दुर्मेधसामनध्यायास्त्वंत रागमनेषुचेति अतःकलौप्रतिपद्द्वयमष्टमीद्वयंचतुर्दशीद्वयंपूर्णिमादर्शोऽयनसंक्रांतिरित्येना वतएवानध्यायांस्त्यक्त्वावेदशास्त्रादिकमध्येतव्यं पुंसांप्रायोल्पप्रज्ञत्वात् शिष्टाचारोप्येवमेव पूर्वदिनेसायंपरत्रप्रातश्चत्रिमुहूर्तानध्यायतिथिसत्त्वे उदयेस्तमयेवापीत्यनेनदिनद्वयेऽनध्याय प्राप्तौवचनांतरं केचिदाहुःक्वचिद्देशेयावत्तद्दिननाडिकाः तावदेवत्वनध्यायोनतन्मिश्रेदि नांतरइति इदमप्यल्पप्रज्ञविषयं चतुर्थीसप्तम्यादौप्रदोषनिर्णयउक्तः प्रदोषेषुनस्मरेन्नचकी र्तयेदित्युक्तेरितरानध्यायतोदोषाधिक्यं अनध्यायस्तुनांगेषुनेतिहासपुराणयोः नधर्मशास्त्रे ष्वन्येषुपर्वण्येतानिवर्जयेत् नित्येजपेचकाम्येचक्रतौपारायणेपिच नानध्यायोस्तिवेदानांग्र हणेग्राहणेस्मृतः ॥**

## હવે અનધ્યાય કેહેછે.

અનધ્યાય નિત્ય અને નૈમિત્તિક બે પ્રકારના છે. તે બહુધા મૌંજીપ્રકરણમાં કહ્યાછે. તેથી બીજા પણ નિત્ય અને નૈમિત્તિક અનધ્યાય ગ્રંથોમાં ઘણા કહ્યાછે પરંતુ તે ઘહાં કેહેતા નથી; કારણ, આ કલિ યુગમાં તે સર્વે અનધ્યાય પાળવાનું દુર્મેધા (મંદમતિ) મનુષ્ય હોવાથી અત્યંત અશક્ય છે. તેમજ હેમાદ્રિ ગ્રંથમાંનું સ્મૃતિ-વાક્ય છે. "ચતુર્દશી, અષ્ટમી, પર્વણિ, એકમ અને અધ્યયનની વખતે મધ્યમાંથી કોઈ નીસરી જાય એટલા અનધ્યાય મંદમતિને છે," માટે કલિ યુગમાં બે એકમ, બે આઠમ, બે ચૌદશ, પૂનમ, અમાસ, અને અયન સંક્રાંતિ (કર્ક, મકર)–એટલાજ અનધ્યાય દિવસ છોડી; વેદ, શાસ્ત્ર ઇત્યાદિકનું અધ્યયન કરવું; કારણ પુરૂષોની બુદ્ધિ બહુધા મંદ છે, અને શિષ્ટ જનોનો આચાર પણ એમજ છે. પૂર્વ દિવસે સાયંકાળે અથવા બીજે દિવસે પ્રાતઃ કાળે છ ઘડી અનધ્યાયતિથિ હોય તો, "ઉદય કાળે કિંવા અસ્ત કાળે," એ વચને કરી બન્ને દિવસ અનધ્યાય પ્રાપ્ત થયા તેથી બીજું વચન કેહેછે.—"જે દિવસે જેટલી અનધ્યાયતિથિની ઘડી હોય તેટલોજ અનધ્યાય માનવો, અનધ્યાયની ઘડીએ યુક્ત બીજે દિવસે અનધ્યાય નહી, એમ કોઇ ગ્રંથકાર કેહેછે," એ વચન પણ મંદબુદ્ધિનેવિષે જાણવું. ચોથ, સાતમ ઇત્યાદિક દિવસે પ્રદોષ થાયછે તેનો નિર્ણય પ્રથમ (પત્ર ૩૧૫ માં) કહ્યોછે. "પ્રદોષદિવસે પઠન અને સ્મરણ પણ કરવું નહી એવું વચન છે, તેથી અન્ય અનધ્યાયો કરતાં પ્રદોષ અનધ્યાયનો દોષ અધિક સમઝવો." અંગ, ઇતિહાસ (ભારત ઇ૦), પુરાણ, ધર્મશાસ્ત્ર, અને અન્ય શાસ્ત્રોવિષે અનધ્યાય નથી. પર્વણીને દિવસે અંગાદિકનું અધ્યયન કરવું નહી. નિત્યકર્મ, જપ, કામ્યકર્મ, યજ્ઞ, અને પારાયણવિષે અનધ્યાય નથી. વેદનું અધ્યયન કરવું અને કરાવવું તેને વિષે અનધ્યાય છે."

---

**अथाध्ययनधर्माः वेदारंभेवसानेगुरोःपादोपसंग्रहणं आदौप्रणवमुच्चार्यवेदमधीत्यांतेप्र णवमुच्चार्यभूमिंस्पृष्ट्वाविरमेत् रात्रेःप्रथमयामेचरमयामेचवेदाध्ययनं यामद्वयंशयानस्तुब्रह्म**

भूयायकल्पने गुरुंपितरंमातरंत्वमन्येनकदापिनद्रुह्येत अध्यापितायेगुरुंनाद्रियंतेशिष्यावाचा मनसाकर्मणावा यथैवतेनगुरोर्भोजनीयास्तथैवतान्नभुनक्तिश्रुतंतत् इत्यध्ययनधर्माः ॥

## હવે અધ્યયન કેમ કરવું તેના ધર્મ કેહેછે.

વેદાધ્યયનના આરંભ સમયે અને સમાપ્તિ સમયે ગુરૂનાં ચરણ ગ્રહણ કરવાં. પ્રથમ ઓંકારનો ઉચ્ચાર કરી પછી વેદનું અધ્યયન કરી પાછો અંતે ઓંકારનો ઉચ્ચાર કરી પૃથ્વીનો સ્પર્શ કરી વિરામ કરવો. રાત્રિના પ્રથમ પોહોરે, અને છેળે પોહોરે વેદાધ્યયન કરવું. "એ પોહોર નિદ્રા કરનારો બ્રહ્મત્વને પામેછે." ગુરૂ, પિતા, અને માતા એમનું સન્માન રાખવું. ક્યારે પણ દ્રોહ કરવો નહી. "ગુરૂએ ભણાવેલા શિષ્યો મન, વાણી, કર્મે કરી જો ગુરૂનો સત્કાર ન કરે તો જેમ તેઓ ગુરૂએ પાલન કરવાને યોગ્ય નથી તેમ વેદ પણ તેઓનું પાલન કરતા નથી; એટલે તેને તે અધ્યયન ફળ દેનારૂં થતું નથી." એ પ્રમાણે અધ્યયનના ધર્મ સમાપ્ત થયા.

अथव्रतानि तानिमहानाम्नीव्रतमहाव्रतोपनिषद्व्रतगोदानव्रताख्यानिचत्वारिक्रमेणजन्मतस्त्रयोदशादिपुवर्षेपूत्तरायणेचौलोक्ततिथिनक्षत्रवारादिपुकार्याणि अत्रविस्तृतप्रयोगाः कौस्तुभादौस्वस्वगृह्येपुचद्रष्टव्याः एतेषांलोपेप्रत्येकमेकैककृच्छ्रंचरित्वागायत्र्याशताहुतींर्जुहुयात् त्रींन्षड्द्वादशवाकृच्छ्रान्कुर्यादित्यन्यत्र ॥

## હવે વ્રત કેહેછે.

તે વ્રત મહાનામ્નીવ્રત, મહાવ્રત, ઉપનિષદ્વ્રત, અને ગોદાનવ્રત એ નામનાં ચાર છે. તે ચાર ક્રમે કરી જન્મથકી તેરમાં ઇત્યાદિક વર્ષે ઉત્તરાયણમાં ચૌલસંસ્કારમાટે કહેલાં તિથિ, નક્ષત્ર, અને વારમાં કરવાં. એ વ્રતોનો વિસ્તારયુક્ત પ્રયોગ કૌસ્તુભાદિક ગ્રંથમાં અને પોતપોતાનાં ગૃહ્યમાં જોવો. એમનો લોપ થાય તો એક એક વ્રતનું એક એક કૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરી ગાયત્રી મંત્રે સો આહુતિનો હોમ કરવો. ત્રણ, છ, અથવા બાર કૃચ્છ્ર કરવાં એમ બીજા ગ્રંથોમાં કહ્યુંછે.

अथसमावर्तनं गुरवेक्षेत्राद्यन्यतमंदत्वातदनुज्ञयास्नायात् स्नानंनामसमावर्तनं तानिच क्षेत्रंहेमगौरश्वश्छत्रोपानहौधान्यंवस्त्रत्रयंशाकमित्येतानि एषुयद्गुरोःप्रियंतद्देयं दानंविनैवगुरुप्रीतौतदनुज्ञयैवस्नायात् क्षेत्रादिनापिनविद्यानिष्क्रयः एकैकमक्षरंयस्तुगुरुःशिष्येनिवेदयेत् पृथिव्यांनास्तितद्द्रव्यंयद्दत्वात्वनृणीभवेदित्युक्तेः सचस्नातकस्त्रिविधः विद्यास्नातकोव्रतस्नातकोविद्याव्रतोभयस्नातकइति तत्रैकंद्वौत्रीन्चतुरोवावेदान्वेदैकदेशंवाधीत्यतदर्थंचज्ञात्वाद्वादशवर्षादिब्रह्मचर्यकालावधेःप्रागेवस्नातिसविद्यास्नातकः उपनयनव्रतसावित्रीव्रतवेदव्रतान्यनुष्ठायवेदसमाप्तेःपूर्वमेवस्नातोव्रतस्नातकः द्वादशवर्षादिब्रह्मचर्यसमाप्यावेदंसमाप्यस्नातोविद्याव्रतोभयस्नातकः तत्रोपनयनोत्तरंमेधाजननपर्यंतंत्रिरात्रद्वादशरात्रादिव्रतमुपनयनव्रतं मेधाजननोत्तरमुपाकर्मांतंब्रह्मचारिधर्मानुष्ठानंसावित्रीव्रतं तदुत्तरंवेदाध्ययनार्थंद्वादशवर्षादिकालावच्छिन्नव्रतंवेदव्रतं स्वाध्यायोध्येतव्यइतिविधेरर्थज्ञानपर्यंतत्वाद्वेदा

र्थज्ञानंविनावेदाध्ययनमात्रेणसमावर्तनेऽधिकारोनेतिपूर्वमीमांसकाः वेदग्रहणमेवविधिफलंपूर्वकांडार्थज्ञानंकर्मानुष्ठानाक्षिप्तं उत्तरकांडार्थज्ञानंकाम्यश्रोतव्यविधिप्राप्तमित्युत्तरमीमांसकाः तत्रसंहिताब्राह्मणंचमिलित्वैकोवेदः आरण्यकांडंब्राह्मणांतर्गतमेव संपूर्णैकवेदाध्ययनेप्यशक्तोवेदैकदेशंपठेत् अत्यशक्तेनसंहितायाःप्रथमचरमसूक्तेकनिपयसूक्तानांप्रथमाऋचःसर्वसूक्तानांप्रथमाऋचोवाध्येतव्याः एवंवेदैकदेशाध्ययनोत्तरंसमावृत्तोविवाहितोवाब्रह्मचर्योक्तनियमेनवेदाध्ययनंकुर्यात् तत्रऋतौभार्यागमनंकार्यं ब्रह्मचारीव्रतलोपप्रायश्चित्तंकृच्छ्रत्रयंकृत्वामहाव्याहृतिहोमंचकृत्वासमावर्तनंकार्यं एतच्चसंध्याग्निकार्यभिक्षालोपशूद्रादिस्पर्शकटिसूत्रमेखलाजिनत्यागदिवास्वापांजनपर्युषितभोजनादिव्रतभंगेषुअल्पकालमल्पव्रतभंगेज्ञेयम् बहुधर्मलोपेतुत्वंनोधियानव्यस्याशविष्ठमितिमंत्रस्यलक्षजपःशिवालयेइत्युक्तं एवंचमहानाम्न्यादिव्रतलोपस्यब्रह्मचर्यव्रतलोपस्यचप्रायश्चित्तोत्तरंसमावर्तनाधिकारः ॥

## હવે સમાવર્ત્તન કેહેછે.

વેદાધ્યયન થયા પછી ગુરૂને ક્ષેત્રાદિકમાંથી એકાદ દઈ ગુરૂની આજ્ઞા ગ્રહણ કરી સ્નાન કરવું, સ્નાન એટલે સમાવર્ત્તન કરવું. **ક્ષેત્રાદિક પદાર્થો કેહેછે.** ક્ષેત્ર (ખેતર), સોનું, ગાય, ઘોડો, છત્ર, પગરખાં, ધાન્ય, ત્રણ વસ્ત્ર, અને શાક એમાંથી જે ગુરૂને પ્રિય હોય તે દેવું. કાંહીં દીધા વિનાજ ગુરૂ પ્રસન્ન થયા હોય તો તેમની આજ્ઞા ગ્રહણ કરીનેજ સ્નાન કરવું. ક્ષેત્રાદિક દીધા થકી પણ વિદ્યાનું મૂલ્ય થતું નથી; કારણ, " ગુરૂ જે એક એક અક્ષર શિષ્યને ભણાવેછે તેને બદલે પૃથ્વીમાં એવો પદાર્થ કોઈ નથી કે જે દીધાથી અનૃણી (ગુરૂનાં ઋણ રહિત) થઈ શકે," એવું વચન છે. **તે સ્નાતક ત્રણ પ્રકારના—વિદ્યાસ્નાતક, વ્રતસ્નાતક, અને વિદ્યાવ્રતોભયસ્નાતક** એ રીતે. તેમાં એક, બે, ત્રણ અથવા ચાર વેદ કિંવા વેદનો એક ભાગ અધ્યયન કરી અને તેનો અર્થ જાણી બાર વર્ષ ઇત્યાદિક જે બ્રહ્મચર્યના કાળનો અવધિ કહ્યોછે તેથી પ્રથમજ સમાવર્ત્તન કરે તે **વિદ્યાસ્નાતક** છે. **ઉપનયનવ્રત, સાવિત્રીવ્રત,** અને **વેદવ્રત**નું આચરણ કરી વેદાધ્યયનની સમાપ્તિ થવાથી પ્રથમજ સ્નાન કરે તે **વ્રતસ્નાતક**છે. બાર વર્ષ ઇત્યાદિક પર્યંત બ્રહ્મચર્ય ધારણ કરી તેની સમાપ્તિ કરી વેદની સમાપ્તિ કરી જે સ્નાન કરેછે તે **વિદ્યાવ્રતોભયસ્નાતક** છે. મૌંજી થયા પછી મેધાજનન પર્યંત જે ત્રણ રાત્રિ બાર રાત્રી ઇત્યાદિ વ્રત ધારણ કરવું તે ઉપનયનવ્રત છે. મેધાજનન પછી ઉપાકર્મ પર્યંત જે બ્રહ્મચારિના ધર્મનું આચરણ કરવું તે સાવિત્રીવ્રત છે. ઉપાકર્મ પછી વેદાધ્યયન કરવામાટે બાર વર્ષ ઇત્યાદિક કાળ પર્યંત જે વ્રત આચરણ કરવું તે વેદવ્રત છે. " વેદના અર્થનું જ્ઞાન થવા પર્યંત વેદાધ્યયન કરવું," એવો વિધિ છે માટે વેદના અર્થનું જ્ઞાન થયા વિના કેવળ વેદનો પાઠ કરવાથી સમાવર્ત્તનવિષે અધિકાર નથી એમ પૂર્વમીમાંસા શાસ્ત્રના કર્ત્તાઓ કેહેછે. વેદનું અધ્યયન કરવું એજ વિધિનું ફળ છે. પૂર્વ કાંડના અર્થનું જ્ઞાન સંપાદન કરવું તે કર્મનાં અનુષ્ઠાનમાટે ઉપયોગી છે, અને

ઉત્તર કાંડના અર્થનું જ્ઞાન સંપાદન કરવું તે કામ્ય કર્મનો જે સાંભળવાનો વિધિ તેણે કરી પ્રાપ્ત છે એમ ઉત્તરમીમાંસાશાસ્ત્રકર્ત્તાઓ કેહેછે. તેમાં સંહિતા અને બ્રાહ્મણ મળી એક વેદ છે. આરણ્યકાંડ તો બ્રાહ્મણને અંતર્ગતજ છે. સંપૂર્ણ એક વેદનાં અધ્યયનમાં અશક્ત હોય તો તેણે વેદનો એક ભાગ અધ્યયન કરવો. અતિ અશક્ત હોય તેણે સંહિતાનાં પ્રથમ અને છેલાં સૂક્ત, કેટલાંએક સૂક્તોની પ્રથમની ઋચાઓ અથવા સર્વ સૂક્તોની પ્રથમની ઋચાઓ એનું અધ્યયન કરવું. એ રીતે વેદના એક દેશનું અધ્યયન કીધા પછી સમાવર્ત્તન કરી અથવા વિવાહ કરી બ્રહ્મચારિને કહેલા નિયમ પ્રમાણે વેદાધ્યયન કરવું. તેમાં ઋતુ સમયે સ્ત્રીગમન કરવું. બ્રહ્મચારિવ્રતના લોપનું પ્રાયશ્ચિત્ત; ત્રણ કૃચ્છ્ર કરી મહા વ્યાહૃતિનો હોમ કરી સમાવર્ત્તન કરવું. એ પ્રાયશ્ચિત્ત સંધ્યા, અગ્નિકાર્ય, અને ભિક્ષા એનો લોપ થયો હોય; શૂદ્રાદિકનો સ્પર્શ થયો; કટિસૂત્ર, મેખલા, અને મૃગચર્મ એનો ત્યાગ થયો હોય; દિવસે નિદ્રા; નેત્રમાં કાજલ; અને વાસી અન્ન ભક્ષણ ઇત્યાદિક વ્રત ભંગોમાં થોડા દિવસ પર્યંત અલ્પ વ્રતનો ભંગ થયો તો તે વિષયમાં જાણવું. ઘણા ધર્મનો લોપ થયો હોય તો, ''त्वंनोअग्नेयानव्यम्याशविष्ठं०'' એ મંત્રનો એક લક્ષ જપ શિવાલયમાં કરવો એમ પ્રથમ (પત્ર ૩૪૨ માં) કહ્યુંછે. એ પ્રમાણે મહાનામ્ની આદિક વ્રતનો લોપ થયો હોય તો તેનું અને બ્રહ્મચર્યવ્રતના લોપનું પ્રાયશ્ચિત્ત કરીને પછી સમાવર્ત્તન સંસ્કારનો અધિકાર પ્રાપ્ત થાયછે.

---

अथसमावर्तनकालः तत्रोपनयनोक्तकालेसमावर्तनमितिबहवोज्योतिर्ग्रंथाः तेनानध्याये प्रदोषदिनेभौमशनिवारयोःपौषाषाढयोर्दक्षिणायनेचनभवति मार्गशीर्षेविवाहप्रसक्तौद क्षिणायनेपिभवति अन्यथाअनाश्रमीनतिष्ठेतदिनमेकमपिद्विजइतिनिषेधातिक्रमापत्तेः अ न्येतुमौंज्युक्तकालोपादानेमूलाभावान्रिक्तात्रयपूर्णिमामावास्याष्टमीप्रतिपद्भिन्नतिथिषु शु क्लेत्यत्रिकभिन्नकृष्णेचगुरुशुक्रास्तादिदिनक्षयभद्राव्यतीपातादिदोषशून्ये शुभवारेसमावर्त नंकार्यं नात्रप्रदोषसौपपदादितिथिवर्जनमावश्यकमित्याहुः पुष्यपुनर्वसुमृगरेवतीहस्तानु राधोत्तरात्रयरोहिणीश्रवणविशाखाचित्राःश्रेष्ठाः एतदलाभेमौंज्युक्तभानि क्वचिद्भौमश निवारौसिंधावुक्तौ ॥

## હવે સમાવર્ત્તનનો કાળ કેહેછે.

સમાવર્ત્તન એટલે મૌંજીનું વિસર્જન કરવું તે, મૌંજીમાં જે કાળ કહ્યોછે તે કાળે કરવું, એમ ઘણા જ્યોતિષગ્રંથોમાં કહ્યુંછે. તેથી અનધ્યાય, પ્રદોષદિવસ, ભૌમ વાર, શનિ વાર, પૌષ માસ, આષાઢ માસ, અને દક્ષિણાયન એમાં સમાવર્ત્તન કરવું નહી. માર્ગશીર્ષ માસમાં તેના વિવાહનો પ્રસંગ આવે તો દક્ષિણાયનમાં પણ કરવું. વિવાહ ન છતાં સમાવર્ત્તન કરે તો ''દ્વિજે એક ક્ષણ પણ આશ્રમ વિના રેવું નહી,'' એ નિષેધનું ઉલ્લંઘન થાયછે. બીજા ગ્રંથકાર તો, મૌંજીમાં કહેલો કાળ સમાવર્ત્તનમાટે લેવો એવું મૂળ વચન ક્યહાં પણ મળતું નથી માટે ત્રણ રિક્તા તિથિ (૪, ૯, ૧૪), પૂનમ, અમાસ, આઠમ, અને એકમ એ તિથિ વર્જ્ય કરી અન્ય તિથિ; શુક્લ પક્ષ;

છેલા પાંચ દિવસ વર્જ્ય કરી કૃષ્ણ પક્ષ; અને ગુરૂ શુક્રના અસ્તાદિક દિનક્ષય, ભદ્રા, અને વ્યતીપાત ઇત્યાદિ દોષે રહિત એવા શુભ વારે સમાવર્ત્તન કરવું. આ સમાવર્ત્તનવિષે પ્રદોષ, સોપપદા ઇત્યાદિ તિથિ વર્જ્ય કરવાનું આવશ્યક નથી, એમ કેહેછે. પુષ્ય, પુનર્વસુ, મૃગ, રેવતી, હસ્ત, અનુરાધા, ત્રણ ઉત્તરા, રોહિણી, શ્રવણ, વિશાખા અને ચિત્રા, એ નક્ષત્ર શુભ છે. એ ન મળે તો મૌંજીમાટે કહેલાં નક્ષત્રો લેવાં. કોઈ સમયે ભૌમ અને શનિ વાર લેવા એમ નિર્ણયસિંધુમાં કહ્યુંછે.

---

अथमणिकुंडलवस्त्रयुगच्छत्रोपानद्युगदंडस्रगुन्मर्दनानुलेपांजनोष्णीषाणिआत्मनेआचार्यायचसंपाद्यालाभेआचार्यायैववासंपादयेत् देशकालौसंकीर्त्यममब्रह्मचर्यनियमलोपजनितसंभावितदोषपरिहारेणसमावर्तनाधिकारसंपादनद्वाराश्रीपरमेश्वरप्रीत्यर्थमाज्यहोमपूर्वंकंकृच्छ्रत्रयंमहानाम्न्यादिव्रतचतुष्टयलोपजनितप्रत्यवायपरिहारार्थंप्रतिसंस्कारमेकैकंकृच्छ्रंचगायत्र्याज्यहोमपूर्वकंतंत्रेणाहमाचरिष्यइतिसंकल्प्याग्निप्रतिष्ठादिचक्षुषीआज्येनात्रप्रधानंअग्निंवायुंसूर्यंप्रजापतिंचचतसृभिराज्याहुतिभिःअग्निंपृथिवींमहांतमेकयाज्याहुत्यावायुमंतरिक्षंमहांतमेकया० आदित्यंदिवंमहांतमेकया० चंद्रमसंनक्षत्राणिदिशोमहांतमेकया० अग्निंद्विःविभावसुंशतक्रतुंअग्निंअग्निंअग्निंवायुंसूर्यंप्रजापतिंचेत्यष्टावेकैकयाज्याहुत्याशेषेणेत्यादि आज्यभागांतेव्यस्तसमस्तव्याहृतिभिर्हुत्वा भूरग्नयेचपृथिव्यैचमहतेचस्वाहा अग्नयेपृथिव्यैमहतेइदमित्यादियथान्वाधानंत्यागः भुवोवायवेचांतरिक्षायचमहतेचस्वाहा सुवरादित्यायचदिवेचमहतेचस्वाहा भूर्भुवःसुवश्चंद्रमसेचनक्षत्रेभ्यश्चदिग्भ्यश्चमहतेचस्वाहा चंद्रमसेनक्ष० पाहिनोअग्नएनसेस्वाहा पाहिनोविश्ववेदसेस्वाहा यज्ञंपाहिविभावसोस्वाहा सर्वंपाहिशतक्रतोस्वाहा पुनरूर्जानिवर्तस्वपुनरग्नइहायुषा पुनर्नःपाह्यंहसःस्वाहा सहरय्यानिवर्तस्वाग्नेपिन्वस्वधारया विश्वप्स्नियाविश्वतस्परिस्वाहा पुनर्व्यस्तसमस्तव्याहृतिचतुष्टयं ८ ततःव्रतचतुष्टयार्थंगायत्र्याज्यहोमः कृच्छ्रत्रयगोनिष्क्रयंदत्वाहोमशेषंसमापयेत् महानाम्न्यादिलोपेप्रत्येकमष्टोत्तरशतमष्टाविंशतिमष्टौवागायत्र्याज्याहुतीर्हुत्वाएकैकंकृच्छ्रंचरेत् इतिप्रायश्चित्तप्रयोगः ॥

પછી મણિ, કુંડળ, બે વસ્ત્ર, છત્ર, પગરખાં, દંડ, માળા, અભ્યંગ, ચંદન, કાજળ, અને પાગડી એ પદાર્થ પોતાસારૂં અને આચાર્યમાટે એકઠા કરવા. અથવા બન્નેને માટે પૂરતા ન મળે તો આચાર્ય માટેજ મેળવવા. પછી દેશ, કાળનો ઉચ્ચાર કરી "मम ब्रह्मचर्यनियमलोपजनितसंभावितदोषपरिहारेण समावर्तनाधिकारसंपादनद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थं आज्यहोमपूर्वकं कृच्छ्रत्रयं महानाम्न्यादिव्रतचतुष्टयलोपजनितप्रत्यवायपरिहारार्थं प्रतिसंस्कारमेकैकं कृच्छ्रं च गायत्र्याज्यहोमपूर्वकं तंत्रेणाहमाचरिष्ये," એવો સંકલ્પ કરી અગ્નિસ્થાપન ઇત્યાદિક કર્મ કીધા પછી, "चक्षुषी आज्येनात्र प्रधानं अग्निं वायुं सूर्यं प्रजापतिं च चतसृभिराज्याहुतिभिः अग्निं पृथिवीं महांतमेकयाज्याहुत्या वायुमंतरिक्षं महांतमेकयाज्याहुत्या आदित्यं दिवं महांतमेकयाज्याहुत्या चंद्रमसं नक्षत्राणि दिशो महांतमेकयाज्याहुत्या अग्निं द्विः 'विभावसुं शतक्रतुं अग्निं अग्निं अग्निं वायुं सूर्यं प्रजापतिं' चेत्यष्टावेकैकयाज्याहुत्या शेषेण स्विष्टकृतं०" ઇત્યા-

દિક અન્વાધાન કરી આજ્યભાગ પર્યંત કર્મ કીધા પછી વ્યસ્ત ( છુટ ) અને સમસ્ત ( એકઠી ) વ્યાહૃતિ મંત્રે હોમ કરી ફરી "**भू रग्नये च महते च स्वाहा**" એ મંત્રે હોમ કરવો. "**अग्नये पृथिव्यै महते इदं न मम,**" ઇત્યાદિક અન્વાધાન પ્રમાણે ત્યાગ કરવો. "**भुवो वायवे चांतरिक्षाय च महते च स्वाहा ॥ सुवरादित्याय च दिवे च महते च स्वाहा ॥ भूर्भुवः सुवश्चंद्रमसे च नक्षत्रेभ्यश्च दिग्भ्यश्च महते च स्वाहा चंद्रमसे नक्ष० ॥ पाहि नो अग्न एनसे स्वाहा ॥ पाहि नो विश्ववेदसे स्वाहा ॥ 'यज्ञं पाहि विभावसो स्वाहा ॥ सर्वं पाहि शतक्रतो स्वाहा ॥ पुनरूर्जानिवर्तस्व पुनरग्न इहायुषा पुनर्नः पाह्यंहसः स्वाहा ॥ सहरय्यानिवर्तस्वाग्नेपिन्वस्वधारया विश्वप्स्नियाविश्वतस्परि स्वाहा,**" એ પ્રમાણે હોમ કરી ફરિ વ્યસ્ત અને સમસ્ત વ્યાહૃતિ મંત્રે ચાર આહુતિ હોમવી' ૮. પછી ચાર વ્રતમાટે ગાયત્રી મંત્રે આજ્ય હોમ કરવો. ત્રણ કૃચ્છ્ર અને ગાયનું મૂલ્ય દાન કરી હોમશેષ સમાપ્ત કરવો. મહાનામ્ની આદિકના લોપવિષે એક એક વ્રતમાટે એક સો આઠ, અઠાવીસ, અથવા આઠ, ગાયત્રી મંત્રે આજ્યની આહુતિનો હોમ કરી એક એક કૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરવું. એ પ્રમાણે પ્રાયશ્ચિત્તનો પ્રયોગ સમાપ્ત થયો.

---

**अथसमावर्तनसंकल्पादि ममगृहस्थाश्रमार्हतासिद्धिद्वाराश्रीपर० समावर्तनंकरिष्यइतिसंकल्प्यनांदीश्राद्धांतंबटुरेवकुर्यात् ब्रह्मचारीजीवत्पितृकश्चेत्पितुर्मात्राद्युद्देशः ब्रह्मचार्यशक्तश्चेत्पित्रादिस्तत्प्रतिनिधित्वेननांदीश्राद्धंकुर्यात् समावर्तनउपनयनादाविवपित्रादिरेव नांदीश्राद्धकर्तेतिमतांतरेणप्रागुक्तं अवशिष्टप्रयोगःस्वस्वगृह्यानुसारेण. दशत्रीनवाविप्रान् भोजयेत् दास्यंतिमधुपर्केयेतत्रैतांरजनींवसेत् ततोव्रतानिसंकल्पयेत् तानिचस्वसूत्रोक्तानि स्मृत्युक्तानिचेतिद्विविधानि सर्वाण्यपिपुरुषार्थान्येवनतुसमावर्तनांगानि तत्राशक्तःसूत्रोक्तान्येवव्रतानिकुर्यात् शक्तस्तुस्मृत्युक्तान्यपि तानियथा निमित्तंविनाननक्तंस्नास्यामि न नग्नःस्नास्यामि ननग्नःशयिष्ये ननग्नांस्त्रियमीक्षिष्येन्यत्रमैथुनात् वर्षतिनधाविष्ये नवृक्षमारोहिष्ये नकूपमवरोहिष्ये नबाहुभ्यांनदींतरिष्यामि नप्राणसंशयमभ्यापत्स्ये इतिसूत्रोक्तानि ॥**

## હવે સમાવર્ત્તનના સંકલ્પાદિક કેહેછે.

"**मम गृहस्थाश्रमार्हतासिद्धिद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थं समावर्तनं करिष्ये,**" એવો સંકલ્પ કરી નાંદીશ્રાદ્ધ પર્યંત કર્મ બટુએજ કરવું. બ્રહ્મચારી જીવત્પિતૃક ( જેનો પિતા જીવતો છે એવો ) હોય તો નાંદીશ્રાદ્ધમાં પિતાની માતા ઇત્યાદિકનો ઉદ્દેશ કરવો. બ્રહ્મચારી અશક્ત હોય તો પિતા ઇત્યાદિકે તેના પ્રતિનિધિરૂપે નાંદીશ્રાદ્ધ કરવું. મૌંજી આદિક સંસ્કારોમાં જેમ પિતા ઇત્યાદિકજ નાંદીશ્રાદ્ધના કર્ત્તા છે તેમ સમાવર્ત્તનમાં પણ નાંદીશ્રાદ્ધના કર્ત્તા પિતા આદિકજ છે, એ મતાંતરથી પ્રથમ ( પત્ર ૨૩૪ માં) કહ્યુંછે. બાકીનો પ્રયોગ પોતપોતાનાં ગૃહ્યસૂત્ર પ્રમાણે કરવો. દશ, અથવા ત્રણ બ્રાહ્મણભોજન કરાવવાં. જે મધુપર્કવડે પૂજા કરે ત્યહાં તે રાત્રિ રેહેવી. પછી વ્રતના સંકલ્પ કરવા. તે વ્રત પોતાનાં સૂત્રમાં કહેલાં અને સ્મૃતિમાં કહેલાં એમ

બે પ્રકારનાં છે. તે સઘળાં વ્રતો પુરૂષને અર્થ (લાભ) રૂપજ છે. સમાવર્ત્તનનાં અંગરૂપ નથી. તે સર્વ કરવાને અશક્ત હોય તેણે સૂત્રમાં કહેલાં માત્ર વ્રત કરવાં. શક્ત હોય તો સ્મૃતિમાં કહ્યાંછે તે પણ કરવાં. તે વ્રતો કેહેછે–નિમિત્ત વિના હું રાત્રિએ સ્નાન કરીશ નહી. નગ્ન થઈ સ્નાન કરીશ નહી. નગ્ન થઈ નિદ્રા કરીશ નહી. મૈથુન વિના અન્ય સમયે નગ્ન સ્ત્રીને જોઇશ નહી. વરસાદમાં દોડતો ચાલીસ નહી. વૃક્ષ ઉપરે ચડીશ નહી. કુવામાં ઉતરીશ નહી. હાથવતી નદીને તરીશ નહી. પ્રાણ રેહેશે વા જશે એવો પ્રાણસંશય જેથી થાય તેવું કર્મ કરીશ નહી. એ સૂત્રોક્ત વ્રત જાણવાં.

---

अथस्मृत्युक्तानि नित्यंयज्ञोपवीतद्वयंधारयिष्ये सोदककमंडलुंछत्रमुष्णीषंपादुकेउपानहौ सुवर्णकुंडलेदर्भमुष्टिंचधारयिष्ये कर्त्तनेनन्हस्वीकृतकेशश्मश्रुनखःस्यां निमित्तंविनामुंडनं नकरिष्यइत्यर्थः नसमावृत्तामुंडेरन्निति निषेधात् नित्यमध्ययनरतःस्यां स्वशरीरादुद्धृतंस्व निर्माल्यंपुष्पचंदनादिपुनर्नधारयिष्ये शुक्लांबरधरःस्यां सुगंधीप्रियदर्शनःस्यां विभवेसति जीर्णवासामलवद्वासाश्चनस्यां रक्तंवासःशरीरपीडावहंवावस्त्रंनधारयिष्ये गुरुंविनान्यैर्धृतं वस्त्रमलंकारंस्रजंचनधारयिष्ये अशक्तस्तुअन्यधृतमपिवस्त्रादिप्रक्षाल्यधारयेत् अन्यधृतोपवीतमुपानहौचनधारये कंथांनधारयिष्ये नस्वरूपमुदकेनिरीक्षिष्ये नभार्ययासाकमेकपात्रेएककालेवाश्नीयां एतद्विवाहभिन्नविषयं शूद्रायधर्मज्ञानंनीतिज्ञानंव्रतकल्पंचनोपदिशामि एतत्साक्षादुपदेशपरं कृत्वाब्राह्मणमग्रतइतिब्राह्मणद्वारकोपदेशेदोषाभावात् गृहमेधिशूद्राय स्वोच्छिष्टंनदास्ये शूद्रायहोमशेषंनदास्ये उद्धृतोदकेनतिष्ठन्नाचमनंनकरिष्ये जानुमात्रेनदीकेवाजलेतिष्ठदाचमनेदोषाभावात् अशुचिनाएकहस्तेनवाआनीतजलैर्नाचमिष्ये पादेनपादधावनंनकरिष्ये अकल्पांस्त्रियंनगमिष्यामि नप्रावृतमस्तकोहनिपर्यटिष्यामि रात्रौमलमूत्रोत्सर्गेचप्रावृतशिराःस्यां सोपानत्कोशनाभिवादननमस्कारान्नकरिष्ये पादेनासनंनापकर्षिष्यामि एवमन्यान्यपिस्मृत्युक्तानिज्ञेयानि एषुव्रतेषुयानिकर्तुंशक्नुयात्तावंत्येवसंकल्पयेत् अत्रसंकल्पितव्रतोल्लंघनेमत्याकृतेत्र्यहमभोजनं अमत्याकृतेएकरात्रमभोजनंप्रायश्चित्तं अशक्तस्त्रीनेकंवाविप्रंभोजयेत् इतिस्नातकव्रतानि ॥

## હવે સ્મૃતિમાં કહેલાં વ્રતો કેહેછે.

નિત્ય બે યજ્ઞોપવીત ધારણ કરીશ. જળે યુક્ત કમંડળુ, છત્ર, પાગડી, પાદુકા (ચાંખડી), પગરખાં, સુવર્ણનાં કુંડળ, અને દર્ભમુષ્ટિ એ ધારણ કરીશ. કપાવવાથી ટુંકા છે કેશ, દાઢી, મુંછ અને નખ જેના એવો રહીશ; એટલે નિમિત્ત વિના મુંડન કરાવીશ નહી, એ અર્થ જાણવો. કારણ, "જેનું સમાવર્ત્તન થયું તેણે ક્ષૌર કરાવવું નહી," એવો નિષેધ છે. નિત્ય અધ્યયનમાં તત્પર રહીશ. પોતાનાં અંગથી ઉતરેલું એટલે પોતાનું નિર્માલ્ય એવાં પુષ્પ, ચંદનાદિક ફરી ધારણ કરીશ નહી. શ્વેત વસ્ત્ર ધારણ કરીશ. સુગંધસહિત અને પ્રીતિકારક છે દર્શન જેનું એવો રહીશ. સંપત્તિ હશે તો ફાટેલાં અને મલિન વસ્ત્ર ધારણ કરીશ નહી. રાતાં અથવા શરીરને પીડા ઉપજાવનારાં એવાં વસ્ત્ર ધારણ કરીશ નહી. ગુરૂવિના બીજાએ ધારણ કરેલાં

વસ્ત્ર, અલંકાર અને માળા એ ધારણ કરીશ નહી. અશક્ત હોય તો બીજાએ ધારણ કરેલાં વસ્ત્ર ઇત્યાદિક તે પણ ધોઇને ધારણ કરવાં. અન્યે ધારણ કરેલાં યજ્ઞોપવીત અને પગરખાં તે ધારણ કરીશ નહી. કંથા ( ગોદડી ) ધારણ કરીશ નહી. પોતાનું સ્વરૂપ જળમાં જોઇશ નહી. સ્ત્રીની સાથે એક પાત્રમાં અથવા એક કાળમાં ભોજન કરીશ નહી; એ વિવાહ વિના જાણવું. શૂદ્રને ધર્મનો ઉપદેશ, નીતિનો ઉપદેશ, અને વ્રતનો ઉપદેશ કરીશ નહી; એ નિષેધ સાક્ષાત્ ઉપદેશ કરવાવિષે છે. કારણ, "બ્રાહ્મણને આગળ બેસારી ઉપદેશ કરવો " એવું વચન છે માટે બ્રાહ્મણદ્વારાએ ઉપદેશ કરવામાં દોષ નથી. ગૃહસ્થાશ્રમી (હું) શૂદ્રને પોતાનું ઉચ્છિષ્ટ દેશ નહી. શૂદ્રને હોમનું શેષ દેશ નહી. ઉપર કાઢેલાં જળવડે, ઉભો રહી આચમન કરીશ નહી; કારણ, ગોઠણ પર્યંત અથવા તેથી અધિક જળમાં ઉભો રહી આચમન કરવામાં દોષ નથી. અપવિત્રે અથવા એક હાથે કાઢેલાં જળવડે આચમન કરીશ નહી. પગવડે પગને ધોઇશ નહી. રોગાદિકે અસમર્થ એવી સ્ત્રીનું ગમન કરીશ નહી. મસ્તકમાથે વસ્ત્ર વીંટી દિવસે ફરીશ નહી. રાત્રિએ અથવા મળ, મૂત્રના ત્યાગ સમયે મસ્તક ઉપરે વસ્ત્ર વીંટીશ. પગરખાં પેહેરી ભોજન, અભિવાદન (નામગોત્રોચ્ચાર પૂર્વક નમસ્કાર) અને પ્રણામ કરીશ નહી. પગવડે આસનને ( એક તરફ ) ખચીશ નહી. એ પ્રમાણે બીજાં પણ સ્મૃતિમાં કહેલાં વ્રતો જાણવાં. એ વ્રતોમાં પોતાની જેટલાં વ્રત કરવાની શક્તિ હોય તેટલાંનોજ સંકલ્પ કરવો. એ સંકલ્પિત વ્રતોનું બુદ્ધિપૂર્વક ઉલ્લંઘન થાય તો ત્રણ દિવસ ઉપવાસ કરવા. અજાણમાં ઉલ્લંઘન થયું હોય તો એક રાત્રિ ઉપવાસ એ પ્રાયશ્ચિત્ત કરવું. ઉપવાસ કરવામાં અશક્ત હોય તેણે ત્રણ અથવા એક બ્રાહ્મણને ભોજન કરાવવું. એ પ્રમાણે સ્નાતકનાં વ્રત સમાપ્ત થયાં.

---

आतुरदशायांयथोक्तसमावर्तनासंभवेसंक्षेपतस्तत्कार्यं तत्प्रयोगःसंकल्प्यब्रह्मचारीलिंगानिमेखलादीनित्यक्त्वावपनंकृत्वातीर्थेस्नात्वावासःपरिधानाचमनतिलकधारणानिकृत्वाऽग्निंप्रतिष्ठाप्यतत्रप्रजापतिंमनसाध्यायंस्तूष्णींसमिधमादध्यात् अन्यदपिअविरोधितूष्णीमेवकर्तव्यमिति इतिसमावर्तनानुकल्पः ॥

આતુર અવસ્થામાં વિધિપૂર્વક સમાવર્ત્તનનો અસંભવ હોય તો સંક્ષેપે સમાવર્ત્તન કરવું. તેનો પ્રયોગ–સંકલ્પ કરી બ્રહ્મચારીએ મેખલા આદિક ચિન્હનો ત્યાગ કરી વપન કરાવી તીર્થમાં સ્નાન કરી વસ્ત્ર પેહેરવા પછી આચમન, અને તિલક ધારણ કરી અગ્નિની સ્થાપના કરવી. પછી તેમાં, પ્રજાપતીનું મને ધ્યાન કરતાં મંત્ર રહિત સમિધ હોમવી. બીજું પણ કર્મ વિરૂદ્ધ ન હોય તે મંત્ર રહિતજ કરવું. એ પ્રમાણે સમાવર્ત્તનનો ગૌણ પક્ષ સમાપ્ત થયો.

---

ब्रह्मचर्यदशायांदशाहाशौचहेतुसपिंडमरणेसमावर्तनोत्तरमुदकदानपूर्वकंत्रिरात्रमतिक्रांताशौचंकार्यं अनुपनीतसपिंडेमातुलादौचमृतेऽतिक्रांताशौचंन एवंजननाशौचेप्यतिक्रां

नाशौचंन ततश्चदशाहाशौचापादकसपिंडकमृतौसमावर्तनोत्तरंत्रिरात्रमध्येविवाहोनकार्यः कस्यचिन्मरणाभावतु.विवाहेदोषः ॥

બ્રહ્મચારી અવસ્થામાં, દશ દિવસ આશૌચ પાળવાનો હેતુ એવો કોઈ પોતાના સપિંડમાંનો મૃત થયો હોય તો સમાવર્ત્તન થયા પછી મરનારને તિલાંજલિ દઇ ત્રણ દિવસ અતિક્રાંત આશૌચ પાળન કરવું. મૌંજી રહિત એવો સપિંડ મૃત થયો હોય અથવા મામો ઇત્યાદિક, મૃત થયો હોય તો અતિક્રાંત આશૌચ પાળવું નહી. એ રીતે જનનાશૌચનિમિત્તક પણ અતિક્રાંતાશૌચ નથી. તેથી દશાહ આશૌચ પાળવાને યોગ્ય એવો સપિંડ મૃત થયો હોય તો સમાવર્ત્તન થયા પછી ત્રણ રાત્રિમાં વિવાહ કરવો નહી. કોઈ મૃત થયો ન હોય તો વિવાહવિષે દોષ નથી.

इत्थंव्रतांतकर्माण्यनंतोपाध्यायसूनुना निर्णीयश्रीविठ्ठलांघ्रयो, र्वाग्विलासःसमर्पितः ॥

અનંતોપાધ્યાયના પુત્રે મેં એ રીતે સ્નાતકવ્રત પર્યંત સર્વ કર્મનો નિર્ણય કરી મ્હારી વાણીનો વિલાસ શ્રીવિઠ્ઠલના ચરણમાં સમર્પણ કીધો.

अथश्रीभगवत्पादौ, पुंडरीकवरप्रदौ ॥ श्रीगुरूनपितरौनत्वा, विवाहंवक्तुमुद्यतः ॥१॥

હવે પુંડરીકને વરદાન દેનાર એવા શ્રીવિઠ્ઠલના ચરણ, શ્રીગુરૂ અને માતાપિતા એ સર્વેને નમસ્કાર કરી વિવાહ કેહેવાવિષે તત્પર થાઉંછું.

---

उद्वहेत्तुद्विजोभार्यांसवर्णांलक्षणैर्युतां अव्यंगांगींसौम्यनाम्नींमृद्वंगींचमनोहरां भाविशुभाशुभज्ञानहेतुलक्षणविचारोष्टौमृत्पिंडान्कृत्वेत्यादिरूपआश्वलायनसूत्रेउक्तः ज्योतिःशास्त्रोक्तराशिनक्षत्रादिघटितविचारोपिशुभादिज्ञानहेतुः सचसंक्षेपेणोच्यते तत्रमेषादिराशिस्वामिनः भौमःशुक्रोबुधश्चंद्रः सूर्यःसौम्योभृगुःकुजः गुरुःशनैश्चरोमंदःसुरेज्योराशिपाःस्मृताः ॥

## હવે વિવાહસંસ્કાર કેહેછે.

“ દ્વિજે પોતાની જાતિમાંની, લક્ષણે યુક્ત, હીન અંગવાળી ન હોય એવી, સુંદર નામની, કોમળ અંગવાળી અને મનોહર એવી સ્ત્રી પરણવી.” આગળ થનારાં શુભાશુભનાં જ્ઞાનનું કારણ જે લક્ષણ તેનો વિચાર “માટીના આઠ પિંડ કરવા,” ઇત્યાદિ તે આશ્વલાયન સૂત્રમાં કહ્યોછે. જ્યોતિઃશાસ્ત્રમાં કહેલો રાશિ,નક્ષત્ર ઇત્યાદિકના ઘટિતનો વિચાર તે પણ શુભાદિક જ્ઞાનનું કારણ છે માટે તે સંક્ષેપથી કહુંછું. તેમાં પ્રથમ મેષાદિક રાશિના સ્વામિ કેહેછે—“ મંગલ, શુક્ર, બુધ, ચંદ્ર, સૂર્ય, બુધ, શુક્ર, મંગળ, ગુરૂ, શનિ, શનિ, અને બૃહસ્પતિ એ ક્રમથી મેષાદિક બાર રાશિના સ્વામી જાણવા.”

---

अथग्रहाणांशत्रुमित्रादि रवेर्गुरुभौमचंद्रामित्राणि शनिशुक्रौशत्रू बुधःसमः, इंदोःसूर्यबुधौमित्रे भौमगुरुशुक्रशनयःसमाः अस्यशत्रुर्न, कुजस्यबुधोरिपुः सूर्यगुरुचंद्रामित्राणि शनिशुक्रौसमौ, बुधस्यार्कशुक्रौमित्रे चंद्रोरिः शनिभौमगुरवःसमाः, गुरोःसूर्यभौमचंद्रा

मित्राणि शुक्रबुधौशत्रू शनिःसमः, शुक्रस्यशनिबुधौमित्रे, सूर्यचंद्रावरी भौमगुरूसमौ, शनेःशुक्रबुधौमित्रे कुजसूर्यचंद्राअरयः गुरुःसमः, अत्रगुणविचारः राश्योरेकाधिपत्वेरा शिपत्योर्मित्रत्वेचपंचगुणाः राशिपयोःसमत्वशत्रुत्वेऽर्धोगुणः समत्वमित्रत्वेचत्वारः शत्रुत्वमित्रत्वेएकः द्वयोःसमत्वेत्रयः द्वयोःशत्रुत्वेगुणाभावः ॥

## હવે ગ્રહોના શત્રુ, મિત્રાદિક કેહેછે.

**સૂર્યના**--ગુરૂ, મંગળ અને ચંદ્ર એ મિત્ર છે. શનિ અને શુક્ર શત્રુ છે. બુધ સમ છે. **ચંદ્રના**-સૂર્ય અને બુધ મિત્ર છે. મંગળ, ગુરૂ, શુક્ર અને શનિ સમ છે. ચંદ્રનો શત્રુ છે નહી. **મંગલનો**-બુધ શત્રુ. સૂર્ય, ગુરૂ અને ચંદ્ર મિત્ર. શનિ અને શુક્ર સમ છે. **બુધના**-રવિ, અને શુક્ર મિત્ર છે. ચંદ્ર શત્રુ. શનિ, મંગલ અને ગુરૂ એ સમ છે. **ગુરૂના**-સૂર્ય, મંગલ, અને ચંદ્ર મિત્ર. શુક્ર અને બુધ શત્રુ. શનિ સમ છે. **શુક્રના**-શનિ અને બુધ મિત્ર. સૂર્ય અને ચંદ્ર શત્રુ. મંગલ અને ગુરૂ સમ છે. **શનિના**-શુક્ર અને બુધ મિત્ર. મંગલ, સૂર્ય અને ચંદ્ર શત્રુ. ગુરૂ સમ છે. **એ વિષયમાં ગુણનો વિચાર**—વર, કન્યાની રાશિનો સ્વામી એક હોય અથવા રાશિ સ્વામીના પરસ્પર મિત્રતા હોય તો પાંચ ગુણ જાણવા. રાશી સ્વામીમાં પરસ્પર એકને સમત્વ અને એકને શત્રુત્વ હોય તો અર્ધ ગુણ જાણવો. પરસ્પર સમત્વ અને મિત્રત્વ હોય તો ચાર ગુણ. શત્રુત્વ અને મિત્રત્વ હોય તો એક ગુણ. બન્નેનું સમત્વ હોય તો ત્રણ ગુણ. બન્નેનું શત્રુત્વ હોય તો શૂન્ય જાણવો.

अथगणाः पूर्वात्रयोत्तरात्रयभरणीरोहिण्यार्द्रामनुष्यगणः हस्तरेवतीपुनर्वसुपुष्यस्वातीमृगश्रवणाश्विन्यनुराधादेवगणः कृत्तिकाश्लेषामघाचित्राविशाखाज्येष्ठामूलधनिष्ठाशततारकाराक्षसगणः गणैक्येशुभं देवमनुष्ययोर्मध्यमं देवरक्षसोर्वैरं राक्षसमनुष्ययोर्मरणं अतो मनुष्यराक्षसयोर्विवाहोनकार्यः अत्रगुणाः गणैक्येषड्गुणाः वरोदेवोनृगणाकन्यातत्रापिषट् वैपरीत्येपंच वरोराक्षसःकन्यादेवगणाअत्रैकः वैपरीत्येगुणाभावः मनुष्यराक्षसत्वेपिगुणाभावः ॥

## હવે ગણમૈત્રી કેહેછે.

ત્રણ પૂર્વા, ત્રણ ઉત્તરા, ભરણી, રોહિણી અને આર્દ્રા એ નક્ષત્રોમાં જન્મ હોય તો **મનુષ્ય ગણ**. હસ્ત, રેવતી, પુનર્વસુ, પુષ્ય, સ્વાતિ, મૃગ, શ્રવણ, અશ્વિની, અને અનુરાધામાં જન્મ હોય તો **દેવ ગણ**. કૃત્તિકા, આશ્લેષા, મઘા, ચિત્રા, વિશાખા, જ્યેષ્ઠા, મૂળ, ધનિષ્ઠા, અને શતભિષા એ નક્ષત્રોમાં જન્મ હોય તો **રાક્ષસ ગણ**. વર કન્યાનો એક ગણ હોય તો શુભ. એકનો દેવ અને એકનો મનુષ્ય ગણ એમ હોય તો મધ્યમ, દેવ અને રાક્ષસ ગણ હોય તો વૈર થાય. રાક્ષસ ગણ અને મનુષ્ય ગણ હોય તો મૃત્યુ, માટે મનુષ્ય ગણ અને રાક્ષસ ગણનો વિવાહ ન કરવો. **હવે ગણમૈત્રીના ગુણ કેહેછે**—બન્નેનો એક ગણ હોય તો છ ગુણ. વરનો દેવ ગણ અને કન્યાનો મનુષ્ય ગણ હોય તો છ ગુણ. વિપરીત (વરનો મનુષ્ય અને

સ્ત્રીનો દેવ ગણ ) હોય તો પાંચ ગુણ. વરનો રાક્ષસ અને સ્ત્રીનો દેવ ગણ હોય તો એક ગુણ. વિપરીત હોય તો શૂન્ય. એકનો મનુષ્ય અને એકનો રાક્ષસ ગણ હોય તો પણ શૂન્ય ગુણ જાણવો.

---

अथराशिकूटं द्विर्द्वादशकेनिर्धनत्वं नवपंचमत्वेनिःपुत्रता षट्काष्टकेमरणंविपत्तिर्वा उभयसप्तमेतृतीयैकादशेचतुर्थेदशमेचशुभं नक्षत्रैक्येचरणभेदेशुभं अत्रराश्यैक्येतिशुभं राशिभेदेपिकूटदोषोन नक्षत्रभेदेराश्यैक्येचशुभं अत्रनाडीगणादिदोषोन चरणैक्यंषट्काष्टकंचवर्ज्यं द्विर्द्वादशकेनवपंचमेचमध्यमं शेषेशुभं अत्रगुणाः सत्कूटेसप्त दुःकूटेग्रहमैत्री सत्त्वेचत्वारः अन्यथाएकः चरणैक्येगुणाभावः ॥

## હવે રાશિકૂટ કેહેછે.

વર અથવા કન્યા એમની પરસ્પરની રાશીથકી પરસ્પરની રાશી બીજી અથવા બારમે હોય તો નિર્ધનત્વ થાયછે. પાંચમે અથવા નવમે હોય તો પુત્રહીનપણું થાયછે. છઠે અથવા આઠમે હોય તો મૃત્યુ અથવા વિપત્તિ થાયછે. બન્ને તરફથી સાતમે, ત્રીજે અને ઇગ્યારમે અથવા ચોથે અને દશમે હોય તો શુભ છે. બન્નેનું એક નક્ષત્ર છતાં ચરણ ભિન્ન ભિન્ન હોય તો શુભ છે. બન્નેની રાશિ એક હોય તો અતિ શુભ. ભિન્ન રાશિ હોય તથાપિ કૂટનો દોષ નથી. બન્નેનું નક્ષત્ર ભિન્ન અને રાશિ એક હોય તો શુભ છે. આ રાશિકૂટવિષે નાડી, ગણ ઇત્યાદિકનો દોષ નથી. વર, કન્યાનાં નક્ષત્રનો એકજ પાદ હોય તે, અથવા છઠી, આઠમી રાશિ એ વર્જ્ય કરવાં. બીજી, બારમી અને નવમી, પાંચમી એ મધ્યમ. એ કરતાં બાકી રાશીમાં શુભ છે. ઇંહિ ગુણ કેહેછે. શુભ કૂટ હોય તો સાત ગુણ. દુષ્ટ કૂટ (બે બાર ઇત્યાદિક) છતાં ગ્રહમૈત્રી હોય તો ચાર ગુણ. એ બેમાંથી એક હોય તો એક ગુણ; વર, કન્યાનાં નક્ષત્રનું ચરણ એક હોય તો ગુણ નથી.

---

अथनाडी अश्विन्यार्द्रापुनर्वसूत्तराफल्गुनीहस्तज्येष्ठामूलशततारकापूर्वाभाद्रपदेतिप्रथमनाडी भरणीमृगपुष्यपूर्वाफल्गुनीचित्रानुराधापूर्वाषाढाधनिष्ठोत्तराभाद्रपदेतिमध्यमनाडी कृत्तिकारोहिण्याश्लेषामघास्वातीविशाखोत्तराषाढाश्रवणरेवतीतिचरमनाडी अत्रनाड्यैक्येमृत्युः नाडीभेदेष्टौगुणाः नाड्यैकंसर्वथावर्ज्यं शूद्रादौपाश्वैकनाडीद्वयंसंकटेशुभं अत्रवर्णवश्यभकूटयोनिकूटानामल्पगुणत्वात्विवाहविघटकत्वाभावाच्चस्वरूपंनोक्तं अत्रसर्वगुणमेलनेनविंशतिगुणसंभवेमध्यमं विंशत्यधिकगुणत्वेऽतिशुभं विंशत्यूनत्वेत्वशुभं इतिनक्षत्रादिघटितविचारः ॥

## હવે નાડીમૈત્રી કેહેછે.

અશ્વિની, આર્દ્રા, પુનર્વસુ, ઉત્તરા ફાલ્ગુની, હસ્ત, જ્યેષ્ઠા, મૂળ, શતભિષા, અને પૂર્વાભાદ્રપદા એ નક્ષત્રોની પ્રથમ નાડી છે. ભરણી, મૃગ, પુષ્ય, પૂર્વાફાલ્ગુની,

ચિત્રા, અનુરાધા, પૂર્વાષાઢા, ધનિષ્ઠા, અને ઉત્તરાભાદ્રપદા એમની મધ્ય નાડી છે. કૃત્તિકા, રોહિણી, આશ્લેષા, મઘા, સ્વાતી, વિશાખા, ઉત્તરાષાઢા, શ્રવણ, અને રેવતી એમની અંત્ય નાડી છે. વર, કન્યા બન્નેની એક નાડી હોય તો મૃત્યુ થાયછે. ભિન્ન ભિન્ન નાડી હોય તો આઠ ગુણ થાયછે. એક નાડી સર્વથા વર્જ્ય કરવી. શૂદ્રાદિકવિષે પાર્શ્વનાડી એટલે પ્રથમ અથવા અંત્ય એ નાડી બન્નેની એક હોય તો સંકટ છતાં શુભ છે. વર્ણ, વશ્ય, નક્ષત્રકૂટ, અને યોનિકૂટ એમના અલ્પ ગુણ છતાં તે વિવાહના બાધ કરનાર નથી, માટે ઇહીં તેમનાં સ્વરૂપ કહ્યાં નથી. ઇહીં સઘળા ગુણ એકઠા કરતાં વીસ ગુણ આવે તો મધ્યમ; વીસથી અધિક આવે તો અતિ શુભ, અને વીસ કરતાં ઓછા આવે તો અશુભ છે. એ રીતે નક્ષત્રાદિકનાં ઘટિતનો વિચાર સમાપ્ત થયો.

---

अनन्यपूर्विकांकांतामसपिंडांयवीयसीं अरोगिणींभ्रातृमतीमसमानार्षगोत्रजामितियाज्ञवल्क्याद्युक्तकन्याविशेषणेषुकांतत्वनीरोगत्वभ्रातृमत्त्वभिन्नविशेषणानामभावेइहपरत्रपातित्यात्तानिप्रपंच्यंते तत्रान्यपूर्विकाःपुरुषांतरपूर्विकाः मनोदत्तावाचादत्ताग्निपरिगतासप्तमंपदंनीताभुक्तागृहीतगर्भाप्रसूतेतिसप्तविधपुनर्भवास्तदभिन्नामनन्यपूर्विकां सप्तपदींविधेःपूर्वमाद्यानांतिसृणांसंकटेन्येनविवाहोभवति सप्तपदीविधौजातेबलाद्विवाहितापिनान्यत्रदेया असपिंडां समानःएकःपिंडःपिंडदानक्रियामूलपुरुषशरीरंवायस्याःसासपिंडातद्भिन्नां तत्र लेपभाजश्चतुर्थाद्याःपित्राद्याःपिंडभागिनः पिंडदःसप्तमस्तेषांसापिंड्यंसाप्तपौरुषमितिमात्स्योक्तेरेकस्यांपिंडदानक्रियायां दातृत्वपिंडभाक्त्वलेपभाक्त्वान्यतमसंबंधेनप्रवेशोनिर्वाप्यसापिंड्यमितिकेषांचिन्मतं अत्रस्त्रीणामपिपतिभिःसहकर्तृत्वात्सापिंड्यसिद्धिः मूलपुरुषैकशरीरावयवान्वयेनावयवसापिंड्यमित्यपरंमतं यद्यपिभ्रातृपत्नीनांपरस्परंनैतत्संभवतितथाप्याधारत्वेनैकशरीरान्वयःएकमूलपुरुषावयवानांपुत्रद्वारातास्वाधानादितिज्ञेयं उभयत्रापिगयादौमित्रादेरपिपिंडभाक्त्वादेकशरीरान्वयस्यसप्तमात्परेषुपरश्शतेष्वपिसत्त्वाच्चातिप्रसंगप्राप्तेर्व्यवस्थावरस्यवाताततःकूटस्थाद्यादिसप्तमः पंचमीचेत्तयोर्मातातत्सापिंड्यंनिवर्ततइत्यादिवचनैर्निरासः मातृत्वपितृत्वादिसंबंधेसत्येवपंचमसप्तमपर्यंतमेवेत्युभयनियमस्वीकारात् तथाचपितृद्वारकसापिंड्यविचारेसप्तमादूर्ध्वंसापिंड्यनिवृत्तिः मातृद्वारकसापिंड्यविचारेतुपंचमादूर्ध्वंतन्निवृत्तिरितिनिर्णयः ॥

## હવે સાપિંડયનો નિર્ણય કેહેછે.

"અન્ય પુરૂષે જેને પ્રથમ ગ્રહણ કરી નથી એવી, વરનારનાં મન અને નેત્રને આનંદ ઉત્પન્ન કરનારી, આગળ કેહેવાસે જે સાપિંડય તેણે રહિત, વરકરતાં વય અને શરીરે નાહાની, રોગ રહિત, ભ્રાતાએ યુક્ત, તથા અસમાન એટલે ભિન્ન પ્રવર અને ગોત્રવાળાં કુળમાં ઉત્પન્ન થયલી એવી, સ્ત્રી વરવી," એ પ્રમાણે યાજ્ઞવલ્કયાદિકે કહેલાં જે કન્યાનાં વિશેષણ તેમાં સુંદરપણું, રોગરહિતપણું, ભ્રાતૃયુક્તપણું એ વિશેષણો વિના બીજાં વિશેષણોનો કન્યામાં અભાવ છતાં તેવી કન્યા વરવાથી આ

લોક અને પર લોકમાં પતિતપણું પ્રાપ્ત થાયછે માટે તે વિશેષણો વિસ્તારથી કહેવાયછે. તેમાં અનન્યપૂર્વિકા એટલે આગળ કહેવાશે એવા સાત પ્રકારના અન્ય પુરૂષે રહિત તે આ રીતે—"મને કરી દીધેલી, વાણિએ દીધેલી, વિવાહ હોમ પર્યંત જેના સંસ્કાર થયાછે તે, જેનો સપ્તપદીનો વિધિ પૂર્ણ થયલ છે તે, ભોગ કરેલી, જેને ગર્ભ રહ્યોછે તે, અને જેને બાળક થયુંછે તે, એ પ્રમાણે સાત પ્રકારની પુનર્ભૂ છે તેથી જે ભિન્ન તે અનન્યપૂર્વિકા જાણવી." સપ્તપદી વિધિ ( વિવાહ હોમ થયા પછી સાત પગ ભરાવવા રૂપ જે વિધિ થાયછે તે ) થયાથી પ્રથમ સાતમાંથી પ્રથમ ત્રણ (મને દીધેલી, વાણિએ દીધેલી, અને વિવાહ હોમ પર્યંત જેના સંસ્કાર થયાછે તે ) નો વિવાહ સંકટ છતાં બીજાની જોડે થાયછે. જેનો બળાત્કારે વિવાહ થયોછે એવી હોય તો પણ સપ્તપદી વિધિ થયા પછી તે કન્યા બીજા વરને પરણાવવી નહી. સમાન એટલે એક છે પિંડ એટલે પિંડદાનક્રિયા અથવા મૂળપુરૂષનું શરીર જેનું તે સપિંડા, તેથી જે ભિન્ન તે અસપિંડા એવી લેવી. તે સાપિંડયવિષે, "પિતા, પિતામહ, અને પ્રપિતામહ એ પિંડભાગી છે, અને વૃદ્ધ પ્રપિતામહથકી ઉપરના ત્રણ પુરૂષ લેપ.ભાગી છે, એ રીતે એ છને સાતમો પિંડ દેનારો છે; તેથી સાત પુરૂષ પર્યંત સાપિંડય છે," એ મત્સ્ય પુરાણનું વચન છે; માટે એક પિંડદાન ક્રિયામાં દાતૃત્વ, પિંડભાક્ત્વ અને લેપભાક્ત્વ એમાંથી કોઈ એક પણ સંબંધેકરી જે પ્રવેશ થાયછે તેને **નિર્વાપ્ય સાપિંડય** કહેછે, એમ કેટલાએક ગ્રંથકારોનો મત છે. આ સાપિંડયમાં સ્ત્રીયોને પણ પતિની સાથે રહી કર્ત્તાપણું હોવાથી સાપિંડય સિદ્ધ થાયછે. મૂળ પુરૂષનાં એક શરીરસંબંધી અવયવો કારણપણાએ પરંપરા ચાલ્યાં આવેછે તેથી **અવયવ સાપિંડય** એ બીજો મત છે. આ સાપિંડય ભાઈની સ્ત્રિયોમાં કદી પરસ્પર સંભવતું નથી, તથાપિ આધારપણાએ એક શરીરનાં અવયવોનો અન્વય છે. કારણ, ભાઈઓનો જે એક મૂળ પુરૂષ, તેનાં અવયવોનું પુત્રદ્વારાએ તે ભાઈઓની સ્ત્રીયોમાં સ્થાપન થાયછે, તેથી જાણવું. નિર્વાપ્ય સાપિંડય અને અવયવ સાપિંડય એ બન્ને સાપિંડયમાં, ગયાદિક શ્રાદ્ધમાં મિત્રાદિકને પણ પિંડભાગીપણું થાયછે તેથી અને એક શરીરનાં અવયવનો સંબંધ સાતથકી ઉપર શેકડાઓ પુરૂષ પર્યંત પણ હોવાથી તેમને પણ સાપિંડયપણું પ્રાપ્ત થસે અને તેમ થવાથી અનવસ્થારૂપ દોષ પ્રાપ્ત થસે માટે, "કન્યા અથવા વરનો પિતા જો મૂળ પુરૂષથકી સાતમો હોય અને તે વર અથવા કન્યાની માતા મૂળ પુરૂષથી પાંચમી હોય તો તે સાપિંડય નિવૃત્ત થાયછે," ઇત્યાદિ વચનોવડે તેનો નિરાસ (દૂરીકરણ) થાયછે. કારણ, માતૃત્વ અને પિતૃત્વ ઇત્યાદિક સંબંધ છતાંજ માતા પાંચમી અને પિતા સાતમો ઇહાં પર્યંતજ સાપિંડય એ રીતે બે નિયમનો સ્વીકાર કરેલો છે તેથી પિતાથકી સાપિંડયનો વિચાર કરતાં સાતમા પુરૂષ પછી સાપિંડયની નિવૃત્તિ થાયછે, અને માતાથકી સાપિંડયનો વિચાર કરતાં પાંચમા પછી સાપિંડયની નિવૃત્તિ થાયછે, એ પ્રમાણે નિર્ણય જાણવો.

## अत्रोदाहरणानि.

| विष्णुर्मूलभूतः | विष्णुर्मूलभूतः | विष्णुर्मूलभूतः | विष्णुर्मूलभूतः |
|---|---|---|---|
| कांतिः २ गौरी २ | दत्तः २ चैत्रः २ | दत्तः २ चैत्रः २ | दत्तः २ चैत्रः २ |
| सुधीः ३ हरः ३ | सोमः ३ मैत्रः ३ | सोमः ३ मैत्रः ३ | सोमः ३ मैत्रः ३ |
| बुधः ४ मैत्रः ४ | सुधीः ४ बुधः ४ | सुधीः ४ बुधः ४ | सुधीः ४ बुधः ४ |
| चैत्रः ५ शिवः ५ | श्यामा ५ रतिः ५ | श्यामा ५ नर्मदा ५ | श्यामा ५ शिवः ५ |
| गणः ६ भूपः ६ | शिवः ६ गौरी ६ | शिवः ६ कामः ६ | कांतिः ६ हरः ६ |
| मृडः ७ अच्युतः ७ | | रमा ७ कविः ७ | |
| रतिः ८ कामः ८ | | | |

अत्र रतिकामयोरष्टमयोर्विवाहः पितृद्वारकत्वात् ॥

अत्रगौरीशिवयोः षष्ठयोर्विवाहः मातृद्वारकत्वात् ॥

अत्ररमाकव्योर्नविवाहः मंडूकप्लुत्यासापिंड्यानुवृत्तेः ॥

अत्रकांतिहरयोर्नविवाहः एकतोनिवृत्तावपि अन्यतोनुवृत्तेः ॥

## એ વિષયમાં ઉદાહરણ કેહેછે.

| વિષ્ણુ મૂલ પુરૂષ ૧ | વિષ્ણુ મૂલ પુરૂષ ૧ | વિષ્ણુ મૂલ પુરૂષ ૧ | વિષ્ણુ મૂલ પુરૂષ ૧ |
|---|---|---|---|
| કાંતિ. ૨ ગૌરી. ૨ | દત્ત. ૨ ચૈત્ર. ૨ | દત્ત. ૨ ચૈત્ર. ૨ | દત્ત. ૨ ચૈત્ર. ૨ |
| સુધી. ૩ હર. ૩ | સોમ. ૩ મૈત્ર. ૩ | સોમ. ૩ મૈત્ર. ૩ | સોમ. ૩ મૈત્ર. ૩ |
| બુધ. ૪ મૈત્ર. ૪ | સુધી. ૪ બુધ. ૪ | સુધી. ૪ બુધ. ૪ | સુધી. ૪ બુધ. ૪ |
| ચૈત્ર. ૫ શિવ. ૫ | શ્યામા. ૫ રતિ. ૫ | શ્યામા. ૫ નર્મદા. ૫ | શ્યામા. ૫ શિવ. ૫ |
| ગણ. ૬ ભૂપ. ૬ | શિવ. ૬ ગૌરી. ૬ | શિવ. ૬ કામ. ૬ | કાંતિ. ૬ હર. ૬ |
| મૃડ. ૭ અચ્યુત. ૭ | | રમા. ૭ કવિ. ૭ | |
| રતિ. ૮ કામ. ૮ | | | |

એ ઉદાહરણમાં રતિ અને કામનો વિવાહ થાય; કારણ, પિતાથકી બન્ને આઠમાં છે.

એ ઉદાહરણમાં ગૌરી અને શિવનો વિવાહ થાય; કારણ, માતાથી બન્ને છઠાં છે.

આ ઉદાહરણમાં રમા અને કવિનો વિવાહ થાય નહી; કારણ, મંડૂકપ્લુતિવડે ઇહાં સાપિંડચ પ્રાપ્ત થાયછે. મંડૂકપ્લુતિ એટલે એક પેઢી મૂકી આગળની પેઢીને જે ફરી સાપિંડચ પ્રાપ્ત થાય તેને મંડૂકપ્લુતિ કેહેછે. આ ઉદાહરણમાં શિવ અને કામનું પરસ્પર સા-

આ ઉદાહરણમાં કાંતિ અને હરનો વિવાહ થાય નહી; કારણ, એક તરફથી એટલે કાંતિ તરફથી સાપિંડચ નિવૃત્ત થયું, તથાપિ બીજી તરફ એટલે હરની તરફ સાપિંડચ નિવૃત્ત થતું નથી; કારણ, કાંતિ તરફ માતૃદ્વારક છે અને હર તરફ પિતૃદ્વારક છે એ તાત્પર્ય જાણવો.

| | |
|---|---|
| | પિંડય નિવૃત્ત થયું; કારણ, માતાથકી પાંચ પુરૂષ સાપિંડય છે અને શિવ તથા કામ એ બન્ને મૂળપુરૂષથકી છઠ્ઠા છે પરંતુ એથી આગળ પેઢી જે રમા અને કવિ તેને પરસ્પર સાપિંડય પ્રાપ્ત થયું; કારણ પિતાથકી સાત પુરૂષ પર્યંત સાપિંડય છે. |

**विष्णोर्मूलात्कांतिगौर्यो जातौताभ्यांसुधीहरौ॥बुधमैत्रौचैत्रशिवौगणभूपौमृडाच्युतौ॥१॥ तज्जातयोरष्टमयोर्विवाहोरतिकामयोः ॥**

"મૂલ પુરૂષ વિષ્ણુ, તેની એક કાંતિ અને બીજી ગૌરી એ બે કન્યા, તેમાંથી કાંતિનો પુત્ર સુધી, તેનો પુત્ર બુધ, તેનો ચૈત્ર, તેનો ગણ, ગણનો મૃડ, અને મૃડની કન્યા રતિ, એ મૂલ પુરૂષ વિષ્ણુથકી આઠમી છે. બીજી કન્યા ગૌરીનો પુત્ર હર, હરનો પુત્ર મૈત્ર, તેનો શિવ, તેનો ભૂપ, તેનો અચ્યુત, અને અચ્યુતનો પુત્ર કામ, એ મૂલ પુરૂષ વિષ્ણુથકી આઠમો છે, માટે રતિ અને કામ એ બન્નેનો આઠમા થવાથી વિવાહ થાય."

**विष्णोर्मूलाद्दत्तचैत्रौसोममैत्रौसुधीबुधौ॥२॥ताभ्यांश्यामारतीतज्जशिवगौर्योःकरग्रहः॥**

"મૂલ પુરૂષ વિષ્ણુ, તેનો એક દત્ત અને બીજો ચૈત્ર એ બે પુત્ર. તેમાંથી દત્તનો પુત્ર સોમ, તેનો સુધી, સુધીની કન્યા શ્યામા, શ્યામાનો પુત્ર શિવ, તે મૂલ પુરૂષ વિષ્ણુથકી છઠ્ઠો છે. બીજો પુત્ર ચૈત્ર, તેનો મૈત્ર, તેનો બુધ, બુધની કન્યા રતિ, અને રતિની કન્યા ગૌરી, એ મૂલ પુરૂષ વિષ્ણુથકી છઠ્ઠી છે, એ રીતે શિવ અને ગૌરી બન્ને છઠ્ઠાં હોવાથી એમનો વિવાહ થાય."

**विष्णोर्मूलाद्दत्तचैत्रौसोममैत्रौसुधीबुधौ ॥ ३ ॥ ताभ्यांश्यामानर्मदाचशिवकामौरमाकवी ॥ मंडूकप्लुतिसापिंड्यंरमाकव्योर्विवाहहृत् ॥ ४ ॥**

મૂલ પુરૂષ વિષ્ણુ, તેના દત્ત અને ચૈત્ર એ બે પુત્ર. દત્તનો પુત્ર સોમ, તેનો સુધી, સુધીની કન્યા શ્યામા, શ્યામાનો પુત્ર શિવ, અને શિવની કન્યા રમા, તે મૂલ પુરૂષ વિષ્ણુથકી સાતમી છે. બીજો પુત્ર ચૈત્ર, તેનો મૈત્ર, તેનો બુધ, બુધની કન્યા નર્મદા, નર્મદાનો પુત્ર કામ, અને કામનો પુત્ર કવિ, એ મૂલ પુરૂષથકી સાતમો છે. ઈહીં મંડૂકપ્લુતિ સાપિંડય છે; માટે રમા અને કવિ એનો વિવાહ થાય નહી."

विष्णोर्मूलाद्दत्तचैत्रौसोममैत्रौसुधीबुधौ ॥ श्यामाशिवौकांतिहरौहरकांतीनदंपती ॥५॥ निवृत्तमप्येकतस्तदन्यतस्त्वनुवर्तते ॥ दिङ्मात्रेणोदाहृतात्रसेयंसापिंड्यपद्धतिः ॥ ६ ॥

"મૂલ પુરૂષ વિષ્ણુ, તેના દત્ત અને ચૈત્ર એ બે પુત્ર. દત્તનો પુત્ર સોમ, તેનો સુધી, સુધીની કન્યા શ્યામા, અને શ્યામાની કન્યા કાંતિ, એ મૂલ પુરૂષ વિષ્ણુથકી છઠ્ઠી છે. બીજો પુત્ર ચૈત્ર, તેનો મૈત્ર, તેનો બુધ, તેનો શિવ, અને શિવનો પુત્ર હર, એ મૂલ પુરૂષ વિષ્ણુથકી છઠ્ઠો છે, તો કાંતિ અને હરનો પણ વિવાહ થાય નહીં; કારણ, કાંતિની તરફ માતૃદ્વારક સાપિંડય હોવાથી તે નિવૃત્ત થયું, પણ હરની તરફ પિતૃદ્વારક સાપિંડય હોવાથી તે નિવૃત્ત થતું નથી. એ સાપિંડયનો પ્રકાર ઈહિં દિશા બતાવવા રૂપે દેખાડયો છે."

कूटस्थात्पंचम्योःकन्ययोःसंततौमातृद्वारकत्वात्सापिंड्यनिवृत्तिः पंचम्योःकन्ययोर्यौपुत्रौ तयोःसंततौपितृद्वारकत्वात्सापिंड्यमनुवर्ततइतीदंमंडूकप्लुतिसापिंड्यं ॥

મૂલ પુરૂષથકી પાંચમી જે બે કન્યા તેની સંતતિવિષે માતા તરફથી સાપિંડય છે માટે તે નિવૃત્ત થાયછે. અને મૂલ પુરૂષથકી પાંચમી કન્યાઓના પુત્રોની સંતતિને પિતા તરફથી સાપિંડય છે. એટલે તે નિવૃત્ત થતું નથી; એ મંડૂકપ્લુતિ સાપિંડય

पंचम्याःकन्यायाःपुत्रस्यषष्ठस्यकूटस्थात्पंचमादिःसपिंडोनभवतितथापिद्वितीयसंततिपंक्तौ पंचमषष्ठादेःपितृद्वारकत्वादिनासापिंड्यसत्त्वादेकतोनिवृत्तावप्यन्यतोनुवृत्त्यापंचमषष्ठादिनापंचम्याःकन्यायाःसंततिर्नविवाह्या एवंकूटस्थमारभ्याष्टमादेःकूटस्थमारभ्यद्वितीयतृतीयादेश्चैकतोनिवृत्तिपरतोनुवृत्त्योःसत्त्वमूह्यं एवमाशौचविषयकसापिंड्येपिएकतोनुवृत्त्यादिकंयथासंभवंसर्वमूह्यं ॥

મૂલ પુરૂષથકી પાંચમી કન્યાનો પુત્ર જે છઠ્ઠો પૂરૂષ તેનો, પાંચમાનો આદિ જે મૂલ પુરૂષ તે સપિંડ થતો નથી તથાપિ બીજી સંતતિની પંક્તિમાં પાંચમો, છઠ્ઠો ઇત્યાદિ પુરૂષને પિતૃદ્વારકપણાંથી સાપિંડય છે માટે એક તરફ એટલે માતૃદ્વારકપણાએ સાપિંડય નિવૃત્ત થયું તથાપિ બીજી તરફ એટલે પિતૃદ્વારકપણાએ સાપિંડય હોવાથી પાંચમા, છઠ્ઠા ઇત્યાદિક પુરૂષે પાંચમી કન્યાની સંતતિ જોડે વિવાહ કરવો નહીં. એ પ્રમાણે મૂળ પુરૂષને આરંભી આઠમા ઇત્યાદિક પુરૂષને અને બીજા, ત્રીજા ઇત્યાદિક પુરૂષને એક મેરથી સાપિંડયની નિવૃત્તિ, અને બીજી મેર સાપિંડયની પ્રવૃત્તિ છે એમ યોજના કરવી. એ રીતે આશૌચવિષે સાપિંડયમાં પણ એક મેર સાપિંડયની પ્રવૃત્તિ અને એક મેર સાપિંડયની નિવૃત્તિ તે જેવો સંભવ હોય તે પ્રમાણે જાણવી.

एवंपितृद्वारकसापिंड्यंसप्तमादूर्ध्वंनिवर्ततेमातृद्वारकंतुपंचमादूर्ध्वमितिमुख्यकल्पेनवर्जनीयानांकन्यानांसंख्याचेत्थंसंपद्यते पितृकुलेषोडशाधिकद्विसाहस्री २०१६ मातृकुलेपंचोत्तरशतं १०५ कुलद्वयेमेलनेनैकविंशत्युत्तरशताधिकसहस्रद्वयसंख्या २१२१ कन्यावर्ज्याःसंपद्यंते अत्रगणनाप्रकारस्तत्रमूलश्लोकास्तद्व्याख्याचकौस्तुभेस्पष्टाः बालानांदुर्बोध

तयानेहोच्यते तथाचमुख्यकल्पेनकुलद्वयेएतावत्य:वर्जनीयाएव नत्वनुकल्पानुसरणेनसप्तमात्पंचमादर्वाग्विवाहःकार्यः पंचमेसप्तमेचैवयेषांवैवाहिकीक्रिया क्रियापराअपिहितेपतिताःशूद्रतांगताः सप्तमात्पंचमाद्वीमान्य:कन्यामुद्वहेद्द्विजः गुरुतल्पीसविज्ञेय:सगोत्रांचैवमुद्वहन्इत्यादिस्मृतिभ्यः यानितु चतुर्थीमुद्वहेत्कन्यांचतुर्थ:पंचमोवरः तृतीयांवाचतुर्थींवापक्षयोरुभयोरपि इत्यादिवचनानितेषुकानिचिन्निर्मूलानिकानिचिद्दत्तकसापत्न्यादिसंबंधविषयतयाविप्राणांक्षत्रियादिषुसापिंड्यविषयतयावानेयानिइतिनिर्णयसिंधुमतं कौस्तुभेतु उद्वहेत्सप्तमादूर्ध्वंतदभावेतुसप्तमीं पंचमींतदभावेतुपितृपक्षेप्ययंविधिः ॥

એ રીતે પિતૃદ્વારક સાપિંડ્ય મૂળ પુરૂષથકી સાતમા પુરૂષ પછી નિવૃત્ત થાયછે, અને માતૃદ્વારક સાપિંડય તો મૂળ પુરૂષથકી પાંચમા પુરૂષ પછી નિવૃત્ત થાયછે, તેથી મુખ્ય પક્ષે વર્જન કરવા યોગ્ય કન્યાઓની સંખ્યા આ પ્રમાણે થાયછે. જે, કે–પિતાનાં કુળમાં ૨૦૧૬, અને માતાનાં કુળમાં ૧૦૫, એ રીતે બન્ને મળી ૨૧૨૧ કન્યા વર્જ્ય કરવી. એ (૨૧૨૧) કન્યાઓ કઈ રીતે ગણવી તેનો પ્રકાર, તે વિષે મૂળ શ્લોક અને તેની વ્યાખ્યા એ સર્વ કૌસ્તુભમાં સ્પષ્ટ કહ્યુંછે. બાળકો (શાસ્ત્રાભ્યાસ રહિત)ને સમઝવામાં આવે નહી તેથી તે ઇહાં કેહેતા નથી. તેમ છતાં મુખ્ય પક્ષે બન્ને કુળ મળી એટલી (૨૧૨૧) કન્યા અવશ્ય વર્જ્ય કરવી. ગૌણ પક્ષોનો આશ્રય કરી સાતમા કે પાંચમા પુરૂષની માંહ્ય વિવાહ કરવો નહી. કારણ, "પાંચમા અથવા સાતમા પુરૂષની માંહ્ય જેના વિવાહની ક્રિયા થાયછે તે પુરૂષ ક્રિયાકુશળ હોય તો પણ પતિત થઈ શૂદ્રત્વને પામે છે" "સાતમા, કે પાંચમા પુરૂષની માંહ્યની અથવા એક ગોત્રમાંની કન્યાજોડે જે બુદ્ધિમાન્ દ્વિજ વિવાહ કરે તે ગુરૂપત્નીની જોડે વ્યભિચાર કરનારો જાણવો," ઇત્યાદિક સ્મૃતિ વાક્ય છે. "મૂળ પુરૂષથકી ચોથે વરે મૂળ પુરૂષથી ચોથી કન્યા વરવી, અને પાંચમે વરે ત્રીજી અથવા ચોથી કન્યા વરવી; એ પ્રમાણે બન્ને (પિતૃ અને માતૃ) પક્ષમાં જાણવું," ઇત્યાદિક જે વચન છે તેમાંનાં કેટલાંએક વચનો નિર્મૂળ અને કેટલાંએક વચન દત્તક, તથા સાપત્ન (સાવકા) ઇત્યાદિક સંબંધવિષે બ્રાહ્મણોમાટે જોડવાં, અથવા ક્ષત્રિયાદિકનાં સાપિંડ્યવિષે જોડવાં, એવો નિર્ણયસિંધુનો મત છે. કૌસ્તુભમાં તો, "મૂળ પુરૂષથકી સાતમા પુરૂષ પછીની કન્યા વરવી, તે ન હોય તો સાતમી, અને તેને અભાવે પાંચમી કન્યા વરવી, એ વિધિ (માતૃ પક્ષમાં છે અને) પિતૃ પક્ષમાં પણ છે."

---

सप्तमींचतथाषष्ठींपंचमींचतथैवच एवमुद्वाहयेत्कन्यांनदोष:शाकटायनः तृतीयांवाचतुर्थींवापक्षयोरुभयोरपि विवाहयेन्मनु:प्राहपाराशर्योयमोंगिराः यस्तुदेशानुरूप्येणकुलमार्गेणचोद्वहेत् नित्यंसव्यवहार्य:स्याद्वेदाच्चैतत्प्रतीयतइत्यादिवचनानांचतुर्विंशतिमतषट्त्रिंशन्मतादिषूपलभ्यमानत्वात्सापिंड्यसंकोचेनविवाहस्यबहुदेशेषुदर्शनाच्चयेषांकुलेदेशेचानुकल्पत्वेनसापिंड्यसंकोच:परंपरयासमागतस्तेषांसापिंड्यसंकोचेनविवाहोनदोषाय स्वकुलदेशविरुद्धेनसापिंड्यसंकोचेनविवाहेदोषोभवत्येव जनपदधर्माग्रामधर्माश्चतान्विवाहेप्रतीयात् येनास्यपितरोयातायेनयाता:पितामहाः तेनयायात्सतांमार्गंतेनगच्छन्नदुष्यतिइत्यादिवा

श्यैः स्वकुलदेशाचाराविरुद्धस्यैवशास्त्रस्यविवाहेनुसर्तव्यत्वात् एवंमातुलकन्यापरिणयनेपि तृ प्रांजहुर्मातुलस्येवयोषाभागस्तेपैतृष्वसेयीवपामिवेतिमंत्रलिंगैः मातुलस्यसुतामूढ्वामातृगोत्रां तथैवच समानप्रवरांचैवत्यक्त्वाचांद्रायणंचरेत् इत्यादिस्मृतीनांबाधात्येषांकुलेमातुलकन्या परिणयःपरंपराप्राप्तस्तैःसकार्यः गोत्रान्मातुःसपिंडाच्चविवाहोगोवधस्तथेतिमातुलकन्यावि वाहस्यकलिवर्ज्यत्ववचनमपियेषांकुलेदेशेमातुलकन्याविवाहोनास्तितत्परं मातुलकन्यापरिण यनस्यानेकश्रुतिस्मृतिसिद्धत्वात् अतएवमातुलकन्योद्वाहिनांश्राद्धेनिमंत्रणनिषेधोपिस्वकु लाचारादिविरोधेनतदुद्वाहिपरः उक्तविधसापिंड्यसंकोचेनविवाहंकुर्वतांशिष्टैःश्राद्धादौ भोजनाद्याचारादिवहूपपादितं परंतुसापिंड्यसंकोचस्वीकारेपिकतिथीकन्याकतिथेनपुरुषे णविवाह्याकतिथेननविवाह्येतिव्यवस्थानोपपादिता ॥

"સાતમી, છઠ્ઠી અને પાંચમી કન્યા વરવી, એને વરવામાં દોષ નથી એમ શાકટાયન ઋષિ કેહેછે." "બન્ને પક્ષમાં ત્રીજી અથવા ચોથી કન્યા વરવી એમ મનુ, વ્યાસ, યમ અને અંગિરા એ કેહેછે. જે પુરૂષ દેશાચાર અને કુળાચારને અનુસરી વિવાહ કરેછે તે અવશ્ય વ્યવહારને યોગ્ય છે એ રીતે વેદમાં પણ જોવામાં આવેછે" ઇત્યાદિ વચનો **ચતુર્વિંશતિમત**, અને **षट्त्रिंशन्मत** ઇત્યાદિ ગ્રંથોમાં મળેછે, તેમ સાપિંડયનો સંકોચ માની બહુ દેશમાં વિવાહ કરવાનો આચાર પણ દેખાય છે માટે જેનાં કુળમાં અથવા દેશમાં ગૌણ પક્ષે કરી સાપિંડયનો સંકોચ પરંપરાપ્રાપ્ત છે, તેણે સાપિંડયનો સંકોચ માની વિવાહ કીધો હોય તો તેને દોષ નથી. પોતાનાં કુળ અને દેશાચારથકી વિરૂદ્ધ એવો, સાપિંડયના સંકોચે વિવાહ કીધો હોય તો અવશ્ય દોષ પ્રાપ્ત થાયછે. કારણ, "દેશાચાર, ગામના આચાર અને કુળાચાર વિવાહમાં માનવા," એ આશ્વલાયનનો મત છે, "જે આચારે પોતાના પિતા અને પિતામહ વર્ત્યા છે તેજ સન્માર્ગે પોતાને વર્તવું, તેમ વર્તનારો દોષયુક્ત થતો નથી," ઇત્યાદિક વાક્યોવડે પોતાના કુળાચાર અને દેશાચાર કરતાં વિરૂદ્ધ ન હોય એવુંજ શાસ્ત્ર વિવાહવિષે લેવું. એ પ્રમાણે મામાની કન્યા જોડે વિવાહ કરવામાં પણ દેશ અને કુળના આચાર કરતાં અવિરૂદ્ધ શાસ્ત્ર જોઈ તે રીતે કરવું. "હે ઇંદ્ર! વપા એ તમારે અર્થે છે. જેમ માતુળ (મામા)ની કન્યા એ ભાણેજનો ભાગ છે અને ફોઇની કન્યા એ મામાના પુત્રનો ભાગ છે." એ મંત્રનાં પ્રમાણથી મામાની કન્યા, માનાં ગોત્રની કન્યા અથવા પોતાની સાથે એક પ્રવરવાળી કન્યા જોડે વિવાહ કીધો હોય તો તેનો ત્યાગ કરી ચાંદ્રાયણ પ્રાયશ્ચિત્ત કરવું, ઇત્યાદિક સ્મૃતિ વચનોનો (મામાની કન્યાજોડે વિવાહ કરવામાં) બાધ થાયછે; માટે જેમનાં કુળમાં મામાની કન્યાજોડે વિવાહ કરવાનું પરંપરાએ પ્રાપ્ત છે તેમણે તે વિવાહ કરવો "ફોઇની કન્યા, અથવા મામાની કન્યાજોડે વિવાહ કરવો, અને ગોવધ કરવો" એ કલિ યુગમાં વર્જ્ય કરવાં, એ રીતે કળિ વર્જ્ય પ્રકરણમાં મામાની કન્યાજોડે વિવાહનિષેધનાં જે વચનો છે તે પણ જેનાં કુળ અને દેશમાં મામાની કન્યાજોડે વિવાહ કરતા નથી તેવિષે જાણવાં. કારણ, મામાની કન્યાસાથે વિવાહ કરવો તે અનેક શ્રુતિ, સ્મૃતિ પ્રમાણવડે સિદ્ધ છે, માટેજ 'મામાની કન્યાજોડે વિવાહ

કરનારને શ્રાદ્ધમાં આમંત્રણ કરવું નહી' એ નિષેધ પણ પોતાના કુળાચારથી વિરૂદ્ધપણાએ મામાની કન્યાસાથે વિવાહ કરનારવિષે જાણવો. પ્રથમ કહેલાં સાપિંડયના સંકોચવડે વિવાહ કરનાર પુરૂષને શ્રાદ્ધાદિકમાં ભોજનાદિકમાટે કહેવાનો શિષ્ટોનો આચાર છે. ઇત્યાદિક અનેક રીતે કહ્યુંછે, પરંતુ સાપિંડયનો સંકોચ સ્વીકાર કર્યા છતાં પણ કેટલી સંખ્યાની કન્યા કેટલી સંખ્યાને પુરૂષે વરવી અને કેટલી સંખ્યાને પુરૂષે ન વરવી એ વ્યવસ્થા કહી નથી.

---

साપિंड्यदीपिकाकारादयोर्वाचीनास्तु चतुर्थीमुद्वहेत्कन्यांचतुर्थःपंचमोवरः पराशरमतेषष्ठींपंचमोनतुपंचमीमित्यादिवचनानांसमूलत्वंनिश्चित्यअशक्तैःसंकटेसमाश्रयणीयस्य सापिंड्यसंकोचस्यव्यवस्थामूचुः तथाहिचतुर्थीकन्यापितृपक्षेमातृपक्षेचचतुर्थेनपंचमेनवा पुंसाविवाह्या द्वितीयतृतीयषष्ठाद्यैश्चतुर्थीनोद्वाह्या पराशरमतेपंचमःषष्ठीमुद्वहेत् द्वितीयतृतीयचतुर्थादिःषष्ठींनोद्वहेत् पंचमःपंचमींनोद्वहेत् मातृतःपितृतश्चापिषष्ठःषष्ठींसमुद्वहेदिति वचनांतरात्षष्ठेनापिषष्ठीविवाह्या पंचमषष्ठभिन्नैःषष्ठीनविवाह्येतिपर्यवसन्नं तथापितृपक्षेसप्तमीमातृपक्षेपंचमीचतृतीयाद्यैःसर्वैःपरिणेया पितृपक्षाच्चसप्तमींमातृपक्षात्तुपंचमीमितिव्यासवचनात् उद्वहेत्सप्तमादूर्ध्वंतदभावेतुसप्तमीं पंचमींतदभावेतुपितृपक्षेप्ययंविधिरितिचतुर्विंशतिमतोक्तेश्चपितृपक्षेपिपंचमीतृतीयाद्यैःपरिणेया तत्रापिमातृपक्षेपितृपक्षेपिपंचमेनपंचमीनोद्वाह्या पंचमोनतुपंचमीमितिसर्वत्रनिषेधात् तृतीयांवाचतुर्थींवापक्षयोरुभयोरपीतिवचनात्तृतीयाविवाह्याप्राप्नोतितत्रव्यवस्थोच्यते मातृपक्षेतावत्तृतीयामातुलकन्या मातृष्वसृकन्यावासंभवति पितृपक्षेतुतृतीयापितृव्यकन्यापितृष्वसृकन्यावा तत्रपितृव्यकन्या सगोत्रत्वात्त्याज्या पैतृष्वसेयींभगिनींस्वस्त्रीयांमातुरेवच एतास्तिस्रस्तुभार्यार्थेनोपयच्छेतबुद्धिमानितिमनूक्तेःपितृष्वसृमातृष्वसृकन्येअपित्याज्ये पितृष्वसृकन्यांमातुर्भगिनींमातृष्वसारंमातुःस्वस्त्रीयांमातृष्वसृकन्यामेतास्तिस्रोनोद्वहेदितितदर्थात् मातुलकन्यैवतृतीयापूर्वोक्तरीत्याकुलपरंपरागतत्वेपरिणेया एवंचतृतीयापितृतीयेनैवमातुलकन्यैवपरिणेयानचतुर्थादिनाकेनापि केचित्संकटेपितृष्वसृकन्यापरिणयनमाहुः तत्रदेशकुलाचाराद्व्यवस्थाज्ञातव्या अत्रायंसापिंड्यदीपिकादिसिद्धार्थसंग्रहः तृतीयामातुलकन्यैवोद्वाह्या चतुर्थीचतुर्थपंचमाभ्यामेव पंचमीपंचमभिन्नैःतृतीयाद्यैःसप्तमांतैः षष्ठीपंचमषष्ठाभ्यामेव सप्तमीतृतीयाद्यैःसप्तमांतैरिति अयंसापिंड्यसंकोचेनविवाहःसंकटेष्वशक्तेनकार्यः कन्यांतरलाभेशक्तैर्नकार्यःगुरुतल्पादिदोषस्मृतेः सापिंड्यसंकोचवाक्यानामशक्तविषयत्वस्यस्पष्टत्वात् प्रभुःप्रथमकल्पस्ययोनुकल्पेनवर्तते सनाप्नोतिफलंचेहेतिशक्तैरनुकल्पस्वीकारेदोषोक्तेः दत्तकसापिंड्यंदत्तकनिर्णयेप्रागेवोक्तं ॥

**સાપિંડયદીપિકાકાર** આદિક જે આધુનિક ગ્રંથકારો તેઓ તો, "ચોથા અથવા પાંચમા પુરૂષે ચોથી કન્યા વરવી, પરાશરને મતે છઠી વરવી; પણ પાંચમે પાંચમી વરવી નહી," ઇત્યાદિક વચન પ્રમાણભૂત છે એવો નિશ્ચય કરી અશક્તોએ સંકટ સમયે સ્વીકાર કરવા યોગ્ય સાપિંડયના સંકોચની વ્યવસ્થા કહેછે. તે આ રીતે,—પિતૃપક્ષ અથવા માતૃપક્ષમાં ચોથી કન્યા ચોથે કિંવા પાંચમે પુરૂષે વરવી. બીજો

ત્રીજે અથવા છઠ્ઠો ઇત્યાદિ પુરૂષે ચોથી કન્યા વરવી નહી. પરાશરને મતે પાંચમે છઠ્ઠી કન્યા વરવી. બીજે, ત્રીજે અથવા ચોથો ઇત્યાદિકે છઠ્ઠી કન્યા વરવી નહી. પાંચમે પાંચમી કન્યા વરવી નહી. માતૃકુલથકી અથવા પિતૃકુલથકી છઠ્ઠે પુરૂષે છઠ્ઠી કન્યા વરવી, " એવું બીજું વચન છે; તેથી છઠ્ઠે પુરૂષે પણ છઠ્ઠી કન્યા વરવી. પાંચમા અને છઠ્ઠા વિના બીજાએ છઠ્ઠી કન્યા વરવી નહી, એ છેવટનો અર્થ જાણવો. તથાપિ પિતૃપક્ષમાં સાતમી કન્યા અને માતૃપક્ષમાં પાંચમી કન્યા તે ત્રીજા ઇત્યાદિક સગાઓએ વરવી. કારણ, " પિતૃપક્ષમાં સાતમી અને માતૃપક્ષમાં પાંચમી કન્યા વરવી એ વ્યાસનું વચન છે. " " મૂળ પુરૂષથકી સાતમા પુરૂષ પછીની કન્યા વરવી. તે ન હોય તો સાતમી, અને તેને અભાવે પાંચમી વરવી. એ વિધિ પિતૃપક્ષમાં પણ છે " એવું **ચતુર્વિંશતિ સ્મૃતિમાં** વચન છે; માટે પિતૃપક્ષમાં પણ પાંચમી કન્યા ત્રીજા ઇત્યાદિકે વરવી. તેમાં પણ માતૃપક્ષમાંના અને પિતૃપક્ષમાંના પણ પાંચમા પુરૂષે પાંચમી કન્યા કરવી નહી. કારણ, "પાંચમા પુરૂષે પાંચમી કન્યા વરવી નહી." એ સર્વત્ર નિષેધ છે. "માતૃપક્ષ અને પિતૃપક્ષ એ બન્ને પક્ષમાં ત્રીજી અથવા ચોથી કન્યા વરવી, " એ વચન છે," તેથી તો ત્રીજી કન્યા વરવી પ્રાપ્ત થાયછે ત્યહાં વ્યવસ્થા કેહેછે. માતૃપક્ષમાં ત્રીજી મામાની કન્યા અથવા માસીની કન્યા એ સંભવે છે. પિતૃપક્ષમાં તો ત્રીજી કાકાની કન્યા અથવા ફોઇની કન્યા એ સંભવે છે. તેમાંથી કાકાની કન્યા બેહેન એ એક ગોત્રમાંની છે તે વર્જ્ય કરવી. ફોઇની દીકરી બેહેન, માતાની બેહેન ( માસી ) અને માસીની કન્યા એ ત્રણ કન્યા બુદ્ધિમાન પુરૂષે વરવી નહી એવું મનુનું વચન છે; તેથી ફોઇની કન્યા બેહેન અને માસીની કન્યા બેહેન એ પણ વરવી નહી. ફોઇની કન્યા, માસી અને માસીની કન્યા એ ત્રણ વરવી નહી, એ પ્રમાણે વાક્યનો અર્થ થાયછે; માટે મામાની કન્યા એજ ત્રીજી પૂર્વોક્ત રીતીએ કુળપરંપરાપ્રાપ્ત આચાર હોય તો વરવી. એ પ્રમાણે ત્રીજી કન્યા પણ ત્રીજાએજ અને મામાની કન્યાજ વરવી, ચોથા ઇત્યાદિક કોઈ પણ પુરૂષે વરવી નહી. કોઈ ગ્રંથકાર સંકટ છતાં માસીની કન્યાસાથે વિવાહ કરવો એમ કેહેછે. પરંતુ તેવિષે દેશાચાર અને કુળાચાર પ્રમાણે વ્યવસ્થા જાણવી. ઇહિં સાપિંડયદીપિકા ઇત્યાદિકે સિદ્ધ કરેલા અર્થનો સંગ્રહ કેહેછે. ત્રીજી કન્યા તે મામાની કન્યાજ વરવી. ચોથી કન્યા તે ચોથા અને પાંચમા પુરૂષેજ વરવી. પાંચમી કન્યા તે પાંચમાને વર્જ્ય કરી ત્રીજા, ચોથા, છઠ્ઠા, અને સાતમાએ વરવી. છઠ્ઠી કન્યા પાંચમા અને છઠ્ઠાએજ વરવી. સાતમી કન્યા ત્રીજા, ચોથા, પાંચમા, છઠ્ઠા, અને સાતમાએ વરવી. આ સાપિંડયનો સંકોચ માની જે વિવાહ કહ્યો તે અશક્તે સંકટ છતાં કરવો. બીજી કન્યા મળતી હોય તો શક્તિમાને એ વિવાહ કરવો નહી. કારણ, સાપિંડયનો સંકોચ માની વિવાહ કરવાથી ગુરૂપત્નીજોડે ગમન કરવાનો દોષ છે, અને સાપિંડય સંકોચનાં જે વચનો છે તે અશક્તવિષે છે એ વાત સ્પષ્ટ છે. કારણ, " મુખ્ય પક્ષમાં સમર્થ છતો જે ગૌણ પક્ષે કર્મ કરેછે તેને કર્મનું ફળ પ્રાપ્ત

થતું નથી," એવું વચન છે તેથી શક્ત થઈ ગૌણ પક્ષનો સ્વીકાર કરેછે તો તેને દોષ લાગેછે એમ કહ્યુંછે. દત્તકવિષે સાપિંડયનો નિર્ણય દત્તકના નિર્ણય પ્રસંગમાં ( પત્ર ૨૫૭ માં ) પ્રથમજ કહેલો છે.

---

अथसापत्नमातृकुलेसापिंड्यप्रकारंसुमंतुराह पितृपत्न्यःसर्वामातरः तद्भ्रातरोमातुलाः तद्भगिन्योमातृष्वसारः तद्दुहितरश्चभगिन्यः तदपत्यानिभागिनेयानि अन्यथासंकरकारिणः स्युरिति अत्रलक्षणयासापत्नमातृकुलेचतुःपुरुषसापिंड्यंविवाहनिषेधायविधीयतइतिकेचित् अपरेतुविवाहमात्रविषयत्वेमानाभावादाशौचादिविषयकत्वस्यापिसंभवात् यावद्वाचनिकंप्रमाणमितिन्यायेनपरिगणितेष्वेवसापिंड्यमितिवदंति तथाचसुमंतुवाक्येवाक्यभेदाश्रयणेनैवंवाक्यार्थाःपर्यवस्यंति पितृपत्न्यःसर्वामातरइतिप्रथमवाक्येसापत्नमातरिमुख्यमातृवत् संमाननंतद्वधेमातृवधप्रायश्चित्तंतद्गमनेमातृगमनप्रायश्चित्तादिकंचातिदिश्यते नात्रातिक्रांतविषयेदशाहाशौचातिदेशःत्रिरात्रविधिनाबाधात् तद्भ्रातरोमातुलाइत्यत्रमातुलत्वप्रयुक्तमाशौचादिकंमातुलस्यस्वभगिनीसपत्न्याःकन्योद्वाहनिषेधश्च अत्रमातुलत्वातिदेशेपितत्पुत्रादिपुमातुलपुत्रत्वाद्यतिदेशः तेनबंधुत्रयत्वप्रयुक्तमाशौचंन मातुलकन्यादौविवाहविधिनिषेधावपिन एवंमातुलकन्यादौपितुर्भगिनीत्वातिदेशाभावेनतत्पुत्रंप्रत्यपिपितृष्वसृत्वाद्यतिदेशोनभवति तद्भगिन्योमातृष्वसारइत्यत्राशौचंविवाहनिषेधश्च मातृष्वसृपुत्रेबंधुत्रयत्वंत्वन सापत्नमातृष्वसृकन्याविवाहनिषेधस्तुविरुद्धसंबंधत्वादेववक्ष्यते तदपत्यानिभगिन्यइत्यत्राशौचंसंमाननादिकंच नात्रविवाहप्रसक्तिःसगोत्रत्वात् अत्रसापत्नमातुलसापत्नभ्रातृसापत्नमातृष्वसृसापत्नभगिनीनांस्वमातुलसोदरभ्रात्राद्यनंतरंतर्पणं महालयादावुद्देशोप्यतएव वचनादावश्यकइतिभाति तदपत्यानिभागिनेयानिइत्यत्राशौचंविवाहनिषेधश्च भागिनेयीत्वातिदेशेपितत्कन्यासुभागिनेयीकन्यात्वातिदेशोनयावदुक्तंप्रमाणमितिन्यायादितिदिक् ॥

હવે સાવકી માતાનાં કુળમાં સાપિંડયનિર્ણયનો પ્રકાર સુમંતુ ઋષી કેહેછે—" પિતાની જેટલી સ્ત્રીયો તે સધળી **માતાઓ** છે. તેમના ( સાવકી માતાના ) જે ભાઈઓ તે સધળા **મામા** છે. સાવકી માતાની બેહેનો તે **માસીઓ** છે. સાવકી માતાની કન્યાઓ તે **બેહેનો** છે. તે બેહેનોનાં જે સંતાન તે **ભાણેજ** છે. એ રીતે જો ન માને તો તેઓ સંકરના કરનારા થાયછે." ઇહાં લક્ષણાવડે સાપત્નમાતાનાં કુળમાં ચાર પુરૂષ પર્યંત સાપિંડય, વિવાહના નિષેધ માટે કહેલું છે એમ કોઈ ગ્રંથકાર કેહેછે. બીજા ગ્રંથકારો તો, કેવલ વિવાહવિષેજ એ ચાર પુરૂષનું સાપિંડય માનવું, એમાં પ્રમાણ નથી, તેમ આશૌચાદિકવિષે પણ લેવાનો સંભવ છે તેથી 'જેટલું વાણિએ કહ્યું તેટલુંજ પ્રમાણ' એ ન્યાયવડે જે ઇહાં કંઠથી લેખ્યાં છે તે વિષેજ સાપિંડય છે, એમ કેહેછે. 'જેટલું વાણિએ કહ્યું તેટલુંજ પ્રમાણ,' એમ માનવાથી સુમંતુનાં વાક્યવિષે વાક્યોનો ભેદ એટલે ભિન્નભિન્ન વાક્ય કરવાથી આગળ કેહેવાયછે તે રીતે વાક્યાર્થ સિદ્ધ થાયછે. "પિતાની જેટલી સ્ત્રીઓ તે સધળી માતાઓ છે," એ પ્રથમ વાક્યમાં સાવકી માતાને મુખ્ય માતા પ્રમાણે માનવી, સાવકી

---

१ तद्दुहितरश्च ।

માતાનો વધ કરવાથી માતૃવધનું પ્રાયશ્ચિત્ત, અને સાવકી માતાનું ગમન કરવાથી માતૃગમનનું પ્રાયશ્ચિત્ત કરવું ઇત્યાદિક અતિદેશ કથન કરવામાં આવેછે; એટલે વચન બળે માનવું પ્રાપ્ત થાયછે. "પિતાની જે સ્ત્રીયો તે સઘળી **માતાઓ** છે" એ વાક્યવડે અતિક્રાંત આશૌચવિષે દશ દિવસના આશૌચનો અતિદેશ (વચન બળથી પ્રાપ્તિ) થતો નથી; કારણ, સાવકી માતાનું અતિક્રાંત આશૌચ ત્રણ રાત્રિ પાળવું એ વિશેષ વચનવડે તેનો બાધ થાયછે. "સાવકી માના ભાઈ તે **મામા** છે," એ વાક્યવડે મામો એ નિમિત્તથી જે આશૌચાદિક પ્રાપ્ત થાયછે તે તથા તે મામાને પોતાની બેહેનની સાવકી કન્યાજોડે વિવાહ કરવાનો નિષેધ, એ સૂચિત થાયછે. આ વાક્યવડે જો મામાપણાનો આરોપ પ્રાપ્ત થાયછે તથાપિ સાવકા મામાના પુત્રાદિકવિષે માતુલપુત્રત્વાદિકનો આરોપ પ્રાપ્ત થતો નથી; માટે બંધુત્રય માનવાથી જે આશૌચ પ્રાપ્ત થાયછે તે નથી. સાવકા મામાની કન્યા ઇત્યાદિકસાથે વિવાહ કરવો તે વિષે વિધિ નથી તેમ નિષેધ પણ નથી. એ પ્રમાણે સાવકા મામાની કન્યામાં પિતાની મામાની દીકરી બેહેન એવો આરોપ થતો નથી તેથી તેના પુત્રપ્રત્યે થવા પિતૃષ્વસૃત્વાદિક (ફોઇપણું) ઇત્યાદિકનો આરોપ પણ નથી. "સાવકી માતાની જે બેહેનો તે **માસી** છે," એ વાક્યવડે માસીનાસંબંધે આશૌચ અને વિવાહનો નિષેધ એ પ્રાપ્ત થાયછે. સાવકી માસીના પુત્રવિષે બંધુત્રયત્વ નથી. સાવકી માસીની કન્યાજોડે વિવાહ કરવાનો નિષેધ કર્યોછે તે તો વિરૂદ્ધ સંબંધ થાયછે માટેજ; એ વિરૂદ્ધ સંબંધ આગળ કેહેવાશે. "સાવકી માતાની કન્યાઓ તે **બેહેનો**," એ વાક્યવડે સાવકી બેહેનનું આશૌચ પાળવું અને તેનું સન્માન કરવું એ પ્રાપ્ત થાયછે. સાવકી બેહેનજોડે વિવાહનો પ્રસંગ છેજ નહી. કારણ, સમાન ગોત્ર છે. આ ઠેકાણે પોતાનો મામો અને પોતાના સગા ભાઇનો ઉચ્ચાર કીધા પછી સાવકો મામો, સાવકો ભાઈ, સાવકી માસી, અને સાવકી બેહેનનું તર્પણ કરવું. મહાલય શ્રાદ્ધાદિકવિષે ઉચ્ચાર કરવો તે પણ એજ વાક્યવડે અવશ્ય કર્ત્તવ્ય છે એમ ભાસેછે. "સાવકી બેહેનોનાં જે સંતાન તે **ભાણેજ** છે," એ વાક્યવડે સાવકી બેહેનનાં સંતાનનું આશૌચ અને તેમનીજોડે વિવાહનો નિષેધ પ્રાપ્ત થાયછે. ભાણેજીપણાનો જો આરોપ છે તથાપિ સાવકી ભાણેજીની કન્યાવિષે ભાણેજીની કન્યા એવો આરોપ થતો નથી. કારણ, 'જેટલું કહ્યુંછે તેટલુંજ પ્રમાણ છે' એ ન્યાય છે, એ રીતે દિશા માત્ર બતાવી છે.

**क्वचित्सापिंड्याभावेपिवचनादविवाहः अविरुद्धसंबंधामुपयच्छेत दंपत्योर्मिथःपितृमातृसाम्येविरुद्धसबंधः यथाभार्यास्वसुर्दुहितापितृव्यपत्नीस्वसाचेतिपरिशिष्टोक्तेः बौधायनः मातुःसपत्न्याभगिनींतत्सुतांचविवर्जयेत् पितृव्यपत्नीभगिनींतत्सुतांचाविवर्जयेत् केचिज्ज्येष्ठभ्रातापितुःसमइत्युक्तेर्ज्येष्ठभ्रातृपत्न्याभगिनीमातृष्वसृतुल्यत्वान्नविवाह्येत्याहुः यवीयसींस्वापेक्षयावयसावपुषाचन्यूनामुद्वहेत् असमानार्षगोत्रजां आर्षंप्रवरःस्वसमानेआर्षगोत्रे यस्यतज्जानभवतियातां असमानगोत्रामसमानप्रवरांचोद्वहेदित्यर्थः ॥**

કોઈ ઠેકાણે, સાપિંડય ન છતાં પણ વિશેષ વચન હોવાથી વિવાહ થતો નથી, એમ કહ્યુંછે. "જેનો વિરૂદ્ધ સંબંધ ન હોય તે કન્યાજોડે વિવાહ કરવો." જેનો

પરસ્પર વિવાહ કરવો હોય એવાં વર અને કન્યામાં વરને કન્યાના પિતાસમાનપણું ન હોય તેમ કન્યાને વરની માતાસમાનપણું ન હોય તો તે અવિરૂદ્ધ સંબંધ-અને તેમ ન હોય તો તે વિરૂદ્ધ સંબંધ છે. જેમ કે—"પોતાની શાળીની કન્યા, અને પોતાની કાકીની બેહેન," એમ પરિશિષ્ટમાં કહ્યુંછે. ઇહિં શાળીની દીકરીનો પોતે માસો થયો એટલે પિતાસમાનપણું પ્રાપ્ત થયું. કાકીની બેહેન તે પોતાને મા પ્રમાણે હોવાથી તેને માતાસમાનપણું પ્રાપ્ત થયું, એ પ્રમાણે વિરૂદ્ધ સંબંધ જાણવો. **બૌધાયન આ રીતે વિરૂધ સંબંધ કેહેછે.** "સાવકી માની બેહેન અને તેની કન્યા, તેમજ કાકીની બેહેન અને તેની કન્યા એ વર્જ્ય કરવી." કોઇ ગ્રંથકાર, જ્યેષ્ઠ ભ્રાતા પિતાતુલ્ય છે," એવું વચન હોવાથી મ્હોટા ભાઇની સ્ત્રીની બેહેન એ પોતાને માસી પ્રમાણે છે માટે તે વરવી નહી, એમ કેહેછે. તેમ યવીયસી એટલે પોતાથી વર્ષે અને શરીરે નાહાની હોય તે વરવી. અસમાનાર્ષગોત્રજા એટલે પોતાથી ભિન્ન છે ગોત્ર અને પ્રવર જેના એવાં કુળમાંની એટલે ભિન્ન ગોત્ર અને ભિન્ન પ્રવર વાળી વરવી એ તાત્પર્ય જાણવો.

**अथसंक्षेपतोगोत्रप्रवरनिर्णयः तत्रगोत्रलक्षणं विश्वामित्रोजमदग्निर्भरद्वाजोथगौतमः अत्रिर्वसिष्ठःकश्यपइत्येतेसप्तऋषयः सप्तानामृषीणामगस्त्याष्टमानांयदपत्यंतद्गोत्रमित्याचक्षते यद्यपिकेवलभार्गवेष्वार्ष्टिषेणादिषुकेवलांगिरसेषुहारीतादिषुचनैतल्लक्षणंभृग्वंगिरसोरष्टऋषिष्वनंतर्गतत्वात् तथाप्यत्रप्रवरैक्यादेवाविवाहः यद्यपिगोत्राणिअनंतानि गोत्राणांतुसहस्राणिप्रयुतान्यर्बुदानिचेत्युक्तेस्तथापिऊनपंचाशदेवगोत्रभेदाः व्यावर्तकप्रवरभेदानांतावतामेवदर्शनात् प्रवरलक्षणंतुगोत्रवंशप्रवर्तकऋषीणांव्यावर्तकाऋषिविशेषाःप्रवराइत्येवसंक्षेपतोज्ञेयं समानगोत्रत्वंसमानप्रवरत्वंचपृथक्पृथक्विवाहप्रनिबंधकं तत्रप्रवरसाम्यंद्विविधं एकप्रवरसाम्यंद्वित्रिप्रवरसाम्यंच तत्रभृग्वंगिरोगणेतरेषुएकप्रवरसाम्यमपिविवाहप्रतिबंधकं केवलभृगुगणेषुकेवलांगिरोगणेषुचैकप्रवरसाम्यंनविवाहबाधकं किंतुत्रिप्रवरेषुद्विप्रवरसाम्यमेवपंचप्रवरेषुत्रिप्रवरसाम्यमेवचविवाहबाधकं पंचानांत्रिषुसामान्यादविवाहस्त्रिषुद्वयोः भृग्वंगिरोगणेष्वेवंशेषेष्वेकोपिवारयेदित्यादिवचनात् जामदग्न्यभृगुगणेषुगौतमांगिरसेषुभरद्वजांगिरसेषुचैकप्रवरसाम्येपिकिंचित्प्रवरसाम्याभावेपिचसगोत्रत्वादेवाविवाहः**

## હવે સંક્ષેપથી ગોત્ર અને પ્રવરનો નિર્ણય કેહેછે.

**તેમાં પ્રથમ ગોત્રનું લક્ષણ કેહેછે.** "વિશ્વામિત્ર, જમદગ્નિ, ભરદ્વાજ, ગૌતમ, અત્રિ, વસિષ્ઠ, કશ્યપ એ સાત ઋષિ અને આઠમા અગસ્ત્ય એમના વંશને ગોત્ર કેહેછે. જો કે કેવળ ભાર્ગવ જે આર્ષ્ટિષેણાદિક અને કેવળ આંગિરસ જે હારીતાદિક એઓમાં પૂર્વોક્ત ગોત્રનું લક્ષણ આવતું નથી; કારણ, ભૃગુ અને અંગિરા એ બે ઋષિ પૂર્વોક્ત આઠ ઋષિના વંશમાં નથી તો પણ એઓમાં એક પ્રવર હોવાથીજ વિવાહ થતો નથી. યદ્યપિ 'સહસ્ર, પ્રયુત (દશ લક્ષ), અર્બુદ (દશ ક્રોડ), એવી ગોત્રની સંખ્યાનું કેહેનારૂ વચન' હોવાથી ગોત્ર અનંત છે તથાપિ ગોત્રના ભેદ ઓગણપચાશજ છે. કારણ, ગોત્રોને ભિન્ન ભિન્ન બતાવનારા પ્રવરના ભેદ ઓગણપ-

1 गोत्रप्रवर्तकानां विश्वामित्रादीनांवंशप्रवर्तकानां भृग्वादीनांच ऋषीणामित्यर्थः ॥

ચાશજ મળેછે. **પ્રવરનું લક્ષણ તો.** ગોત્રના અને વંશના પ્રવર્ત્તક જે ઋષિ તેમના ભેદ બતાવનારા જે તેમના વંશમાંના મુખ્ય ઋષિ તેજ પ્રવર એમ સંક્ષેપે જાણવું. એક ગોત્રપણું અથવા એક પ્રવરપણું એ જુદું જુદું વિવાહનું પ્રતિબંધક છે. તેમાં પ્રવરનું સરખાપણું બે પ્રકારનું છે. ક્યહાં એક પ્રવરનું સરખાપણું અને ક્યહાં બે અથવા ત્રણ પ્રવરનું સરખાપણું પ્રાપ્ત થાયછે. તેમાં ભૃગુગણ અને અંગિરોગણ વિનાના બીજા ગણોમાં એક પ્રવરનું સરખાપણું આવે તો તે પણ વિવાહનું પ્રતિબંધક છે એટલે એક પણ પ્રવર બન્નેનો એક થાય તો તેમનો વિવાહ થાય નહી. કેવળ ભૃગુગણ અને કેવળ અંગિરોગણમાં જો એક પ્રવરનું સામ્ય છે તથાપિ તે વિવાહનું બાધક નથી; ત્યારે જેનાં ત્રણ પ્રવર છે તેમાંના બે પ્રવરનું સામ્ય હોય, અને જેના પાંચ પ્રવર છે તેમાંના ત્રણ પ્રવરનું સામ્ય હોય તો તેજ વિવાહનું બાધ કરનારૂં થાયછે. કારણ, "ભૃગુગણ અને અંગિરોગણમાં પાંચ પ્રવરમાં ત્રણ પ્રવર સમાન હોય તો અથવા ત્રણ પ્રવરમાં બે પ્રવર સમાન હોય તો વિવાહ કરવો નહી; અને બાકીનાં ગણમાં જો એક પ્રવર સમાન આવે તો પણ વિવાહ કરવો નહી," ઇત્યાદિક વચન છે. જામદગ્ન્ય ભૃગુગણ, ગૌતમાંગિરસ, અને ભારદ્વાજાંગિરસ એઓમાં જો એક પ્રવરનું સામ્ય હોય તેમ ક્વચિત સ્થળમાં પ્રવરનું સામ્ય ન હોય તો પણ એક ગોત્ર હોય માટેજ એમનો પરસ્પર વિવાહ થાય નહી.

गोत्राणांप्रवराणांचगणनाप्रोच्यतेधुना संक्षेपात्सुखबोधायभगवत्प्रीतयेपिच सप्तभृगवः सप्तदशांगिरसः चत्वारोत्रयः दशविश्वामित्राः त्रयःकश्यपाः चत्वारोवसिष्ठाः चत्वारोगस्तयइत्येकोनपंचाशद्गणास्तथापिसर्वग्रंथमतसंग्रहेणाधिकास्तत्रतत्रवक्ष्यंते तत्रसप्तभृगुगणाः वत्साः विदाः एतौजामदग्न्यौ आर्ष्टिषेणाः यस्काः मित्रयुवः वैन्याः शुनकाः एतेत्पंचकेवलभृगवः एवंसप्त तत्र वत्साः मार्कंडेयाः मांडूकेयाः इत्यादयः शतद्वयाधिकात्सगोत्रभेदाः एतेषांपंचप्रवराः भार्गवच्यावनाप्नवानौर्वजामदग्न्येति भार्गवौर्वजामदग्न्येतित्रयोवा भार्गवच्यावनाप्नवानेतित्रयोवा विदाः शैलाः अवटाइत्यादयोविंशत्यधिकाविदाः तेषांपंचप्रवराः भार्गवच्यावनाप्नवानौर्ववैदेति भार्गवौर्वजामदग्न्येतिवा आर्ष्टिषेणाः नैऋतयः ग्राम्यायणाः इत्यादयोविंशत्यधिकाआर्ष्टिषेणाः एषांभार्गवच्यावनाप्नवानार्ष्टिषेणानूपेतिपंच भार्गवार्ष्टिषेणानूपेतित्रयोवा एतेषांत्रयाणांवत्सविदार्ष्टिषेणानांपरस्परमविवाहः द्वित्रिप्रवरसाम्यात् आद्ययोर्जामदग्न्यत्वेनसगोत्रत्वाच्च यद्यपित्रिप्रवरार्ष्टिषेणानांवत्सविदैःसहनाद्विप्रवरसाम्यंनापिसगोत्रत्वंजामदग्न्यत्वाभावात् तथापिपंचप्रवरपक्षगतमपित्रिप्रवरसाम्यंविवाहबाधकं एवमग्रेपिज्ञेयं वात्स्यानांभार्गवच्यावनाप्नवानेतित्रयः वत्सपुरोधसोभार्गवच्यावनाप्नवानवत्सपौरोधसेतिपंच बैजमथितयोभार्गवच्यावनाप्नवानबैजमथितेतिपंच एतेत्रयःक्वचित् एतेषांपरस्परंपूर्वोक्तैश्चत्रिभिर्नविवाहः त्रिप्रवरसाम्यात् यस्काःमौनाःमूकाइत्यादयस्त्रिपंचाशदधिकायस्काः एषांभार्गववैतहव्यसावेतसेतित्रयः मित्रयुवः रौक्षायनाःसापिंडिनाः इत्यादयस्त्रिंशदधिकामित्रयुवः तेषांभार्गववाध्र्यश्वदिवोदासेतित्रयः भार्गवच्यावनदैवोदासेतिवा वाध्र्यश्वेत्येकोवा वैन्याः पार्थाः बाष्कलाः श्येताइत्येतेवैन्याः एषांभार्गववैन्यपार्थेतित्रयः शुनकाः गार्त्समदाः यज्ञपतयः इत्यादयःसप्तदशाधिकाःशुनकाः

**एषांशौनकेत्येकः गार्त्समदेतिवा भार्गवगार्त्समदेतिद्वौवा भार्गवशौनहोत्रगार्त्समदेतित्रयो वा यस्कादीनांचतुर्णांस्वस्वगणंहित्वापरस्परंपूर्वैर्जामदग्न्यवत्सादिभिश्चसहविवाहोभवति एकप्रवरसाम्येपिद्वित्रिप्रवरसाम्याभावात् भृगुगणेषुएकप्रवरसाम्यस्यदूषकत्वाभावात् अजामदग्न्यत्वेनासगोत्रत्वात् मित्रयूनांपाक्षिकद्विप्रवरसाम्यात्त्रिप्रवरैर्वत्सादिभिःसहनविवाहइतिकेचित् तत्प्रवरपक्षग्राहिणामविवाहः पक्षांतरग्राहिणांमित्रयूनांविवाहएवेत्यन्ये क्वचिदधिकंगणद्वयमुक्तं वेदविश्वज्योतिषांभार्गववेदवैश्वज्योतिषेतित्रयः शाठरमाठराणांभार्गवशाठरमाठरेतित्रयः अनयोःपरस्परंपूर्वैश्चसर्वैर्विवाहः इतिभृगुगणः ॥**

"સંક્ષેપથી સુખપૂર્વક બોધ થવામાટે અને પરમાત્માની પ્રીતિને અર્થે સંક્ષેપથકી ગોત્ર અને પ્રવરની સંખ્યા કહુંછું." ૭ ભૃગુગણ, ૧૭ આંગિરસગણ, ૪ અત્રિગણ, ૧૦ વિશ્વામિત્રગણ, ૩ કશ્યપગણ, ૪ વસિષ્ઠગણ, ૪ અગસ્તિગણ; એ સર્વ મળીઓગણપચાસ ગણ છે. તથાપિ સર્વ ગ્રંથના મતના સંગ્રહે કરી જોતાં એથી કાંઇએક અધિક ગણ દેખાય છે તે, તે તે ઠેકાણે કેહેવાસે. **તેમાં પ્રથમ ભૃગુગણ** કેહેછે—વત્સ અને વિદ એ જામદગ્ન્ય ભૃગુ છે. આર્ષ્ટિષેણ, યસ્ક, મિત્રયુ, વૈન્ય, અને શુનક એ પાંચ કેવળ ભૃગુ છે. એ રીતે ૨ જામદગ્ન્ય ભૃગુ અને ૫ કેવળ ભૃગુ મળી સાત ભૃગુગણછે. તેમાં ૧ **વત્સ**, માર્કંડેય, અને માંડૂકેય ઇત્યાદિક બસો કરતાં અધિક વત્સ ગોત્રના ભેદ છે. એ વત્સ ગોત્રવાળાઓના ભાર્ગવ, ચ્યાવન, આપ્નવાન, ઔર્વ અને જામદગ્ન્ય એ પાંચ **પ્રવર** છે. અથવા ભાર્ગવ, ઔર્વ અને જામદગ્ન્ય એ ત્રણ **પ્રવર** છે. કિંવા ભાર્ગવ, ચ્યાવન અને આપ્નવાન એ ત્રણ **પ્રવર** છે. ૨ **વિદ**, શૈળ, અને અવટ ઇત્યાદિક વીસ કરતાં અધિક વિદ ગોત્રના ભેદ છે. **એના પ્રવર**—ભાર્ગવ, ચ્યાવન, આપ્નવાન, ઔર્વ અને વૈદ એ પાંચ. અથવા ભાર્ગવ, ઔર્વ અને જામદગ્ન્ય એ ત્રણ પ્રવર જાણવા. ૩ **આર્ષ્ટિષેણ**, નૈર્ઋતિ, અને ગ્રામ્યાયણ ઇત્યાદિક વીસ કરતાં અધિક આર્ષ્ટિષેણ જાણવા. **એમના પ્રવર**—ભાર્ગવ, ચ્યાવન, આપ્નવાન, આર્ષ્ટિષેણ અને અનૂપ એ પાંચ છે. અથવા ભાર્ગવ, આર્ષ્ટિષેણ અને અનૂપ એ ત્રણ છે. વત્સ, વિદ અને આર્ષ્ટિષેણ એ ત્રણનો પરસ્પર વિવાહ થાય નહી. કારણ, એમના બે અથવા ત્રણ પ્રવર સમાન આવેછે. તેમ પ્રથમના બે જે વત્સ અને વિદ એ જામદગ્ન્ય હોવાથી એમનું એક ગોત્રપણું પણ થાયછે. ત્રણ પ્રવરવાળા આર્ષ્ટિષેણના જો કે વત્સ અને વિદનીજોડે બે પ્રવર સરખા થતા નથી, તેમ આર્ષ્ટિષેણ જામદગ્ન્ય નથી તેથી સગોત્રત્વ પણ નથી તથાપિ પાંચ પ્રવરમાંના ત્રણ પ્રવર (ભાર્ગવ, ચ્યાવન, અને આપ્નવાન) સરખા થવાથી તે વિવાહના બાધક છે. એ રીતે આગળ પણ એમજ સમજવું. ૪ **વાત્સ્યના પ્રવર**—ભાર્ગવ ચ્યાવન અને આપ્નવાન એ ત્રણ છે. ૫ **વત્સપુરોધાના**—ભાર્ગવ, ચ્યાવન, આપ્નવાન, વત્સ અને પૌરોધસ એ પાંચ **પ્રવર** જાણવા. ૬, ૭ **બૈજ અને મથિતના**—ભાર્ગવ, ચ્યાવન, આપ્નવાન, બૈજ અને મથિત એ પાંચ **પ્રવર** જાણવા. કોઈ ગ્રંથમાં એ ત્રણ પ્રવર કહ્યાછે. વાત્સ્ય, વત્સપુરોધા, બૈજ અને મથિત એમનો પરસ્પર વિવાહ થતો નથી તેમ પૂર્વોક્ત જે (વત્સ, વિદ અને આર્ષ્ટિષેણ) એ ત્રણ સાથે પણ વાત્સ્ય આદિકનો

વિવાહ થતો નથી. કારણ, ત્રણ પ્રવર સમાન આવેછે. ૮ **યસ્ક**, મૌન અને મૂક ઇત્યાદિક ત્રણ કરતાં અધિક યસ્ક છે. એમના—ભાર્ગવ, વૈતહવ્ય અને સાવેતસ એ પ્રમાણે ત્રણ **પ્રવર** જાણવા. ૯ **મિત્રયુ**, રૌક્ષ્યાયન, અને સાર્પિડિન ઇત્યાદિક ત્રીસ કરતાં અધિક મિત્રયુ છે. એમના—ભાર્ગવ, વાધ્ર્યશ્વ અને દિવોદાસ એ ત્રણ **પ્રવર** જાણવા. અથવા ભાર્ગવ, ચ્યાવન, અને દૈવોદાસ એ ત્રણ પ્રવર જાણવા. કિંવા વાધ્ર્યશ્વ એ એકજ પ્રવર જાણવો. ૧૦ **વૈન્ય**, પાર્થ, બાષ્કળ અને શ્યેત એ વૈન્ય છે. એમના—ભાર્ગવ, વૈન્ય અને પાર્થ એ ત્રણ **પ્રવર** જાણવા. ૧૧ **શુનક**, ગાર્ત્સમદ અને યજ્ઞપતિ ઇત્યાદિક સત્તર કરતાં અધિક શુનક છે. એમનો—શૌનક એ એક અથવા ગાર્ત્સમદ એ એક, અથવા ભાર્ગવ અને ગાર્ત્સમદ એ બે **પ્રવર**. કિંવા ભાર્ગવ, શૌનહોત્ર અને ગાર્ત્સમદ એ ત્રણ **પ્રવર** જાણવા. યસ્ક, મિત્રયુ, વૈન્ય અને શુનક એ ચારનો, પોતપોતાનો ગણ છોડી પરસ્પરમાં અને પૂર્વોક્ત જામદગ્ન્ય વત્સાદિકજોડે પણ વિવાહ થાયછે. કારણ, જો કે એક પ્રવર સમાન છે તથાપિ બે અથવા ત્રણ પ્રવર સમાન નથી. તેમ ભૃગુગણમાં એક પ્રવર સમાન હોય તો પણ તે વિવાહનો બાધક નથી. અને જામદગ્ન્ય ન હોવાથી તે એકગોત્રી પણ નથી. મિત્રયુના એક પક્ષમાં બે પ્રવર સમાન આવેછે, માટે ત્રિપ્રવર એવા વત્સાદિકજોડે મિત્રયુનો વિવાહ થતો નથી એમ કોઈ ગ્રંથકાર કહેછે. વત્સાદિકના પ્રવરનો પક્ષ લેનારા એવા મિત્રયુનો વિવાહ થતો નથી, બીજા પ્રવરનો પક્ષ લેનારા એવા મિત્રયુનો વિવાહ થાયજ છે, એમ બીજા ગ્રંથકારો કહેછે. કોઈ ગ્રંથમાં બે ગણ અધિક કહ્યાછે. તે આ રીતે—૧ **વેદ** અને ૨ **વિશ્વજ્યોતિપ** એમના—ભાર્ગવ, વેદ અને વૈશ્વજ્યોતિપ એ ત્રણ **પ્રવર** જાણવા.—૧ **શાઠર** અને ૨ **માઠર** એમના—ભાર્ગવ, શાઠર અને માઠર એ ત્રણ **પ્રવર** જાણવા. એ બન્નેનો પરસ્પર અને પૂર્વોક્ત સઘળાઓસાથે વિવાહ થાયછે. એ ભૃગુગણ કહ્યો.

**अथांगिरसः तेत्रिविधाः गौतमाः भरद्वाजाः केवलाश्चेति तत्रगौतमांगिरसोदश आयास्याः १ शारद्वताः २ कौमंडाः ३ दीर्घतमसः ४ करेणुपालयः ५ वामदेवाः ६ औशनसाः ७ राहूगणाः ८ सोमराजकाः ९ बृहदुक्थाश्चेति १० तत्रआयास्याः श्रोणिवेधाः मूढरथाइत्यादयोष्टादशाधिकाआयास्याः तेषामांगिरसायास्यगौतमेतित्रयः शारद्वताः अभिजिताः रौहिण्याइत्यादयःसप्तत्यधिकाःशारद्वतास्तेषामांगिरसगौतमशारद्वतेति त्रयः कौमंडाः मामंथरेषणाः मासुराक्षाइत्यादयोदशाधिकाःकौमंडास्तेषामांगिरसौतथ्य काक्षीवतगौतमकौमंडेतिपंच आंगिरसौतथ्यगौतमौशिजकाक्षीवतेतिवा आंगिरसायास्यौशिजगौतमकाक्षीवतेतिवा आंगिरसौशिजकाक्षीवतेतित्रयोवा आंगिरसौतथ्यकाक्षीवतेति वा औतथ्यगौतमकौमंडेतिवा अथदीर्घतमसोगौतमास्तेषामांगिरसौतथ्यकाक्षीवतगौतमदैर्घतमसेतिपंच आंगिरसौतथ्यदैर्घतमसेतित्रयोवा करेणुपालयः वास्तव्याः श्वेतीयाइत्यादयःसप्ताधिकाःकरेणुपालयस्तेषामांगिरसगौतमकरेणुपालेतित्रयः वामदेवानामांगिरसवामदेव्यगौतमेतित्रयः आंगिरसवामदेव्यबार्हदुक्थेतिवा औशनसाःदिश्याःप्रशस्ताःइत्यादिका नवाधिकाऔशनसास्तेषामांगिरसगौतमौशनसेतित्रयः राहूगणानामांगिरसराहूगणगौतमे**

**તિત્રયः सोमराजकानांआंगिरससोमराजगौतमेतित्रयः बृहदुक्थानामांगिरसबार्हदुक्थगौतमेतित्रयः १० क्वचिद्गणद्वयमधिकं उतथ्यानामांगिरसौतथ्यगौतमेति राघुवानामांगिरसराघुवगौतमेति गौतमानांसर्वेषामविवाहःसगोत्रत्वात्प्रायेणद्वित्रिप्रवरसाम्याच्च ॥**

હવે **આંગિરસ ગણ** કેહેછે—તે ગૌતમ, ભરદ્વાજ અને કેવળ આંગિરસ એ રીતે ત્રણ પ્રકારના છે. તેમાં ગૌતમાંગિરસ તે, ૧ આયાસ્ય, ૨ શારદ્વત, ૩ કૌમંડ, ૪ દીર્ઘતમસ, ૫ કરેણુપાળિ, ૬ વામદેવ, ૭ ઔશનસ, ૮ રાહૂગણ, ૯ સોમરાજક, અને ૧૦ બૃહદુક્થ એ પ્રમાણે દશ પ્રકારના છે. તેમાં ૧ **આયાસ્ય**, શ્રોણિવેધ અને મૂઢરથ ઇત્યાદિક અઢાર કરતાં અધિક આયાસ્ય જાણવા. એમના—આંગિરસ, આયાસ્ય અને ગૌતમ એ પ્રમાણે ત્રણ **પ્રવર** જાણવા. ૨ **શારદ્વત**, અભિજીત, અને રૌહિણ્ય ઇત્યાદિક સત્તર કરતાં અધિક શારદ્વત છે. એમના—આંગિરસ, ગૌતમ અને શારદ્વત એ ત્રણ **પ્રવર** જાણવા. ૩ **કૌમંડ**, મામંથરેષણ, અને માસુરાક્ષ ઇત્યાદિક દશ કરતાં અધિક કૌમંડ છે. એમના—આંગિરસ, ઔતથ્ય, કાક્ષીવત, ગૌતમ અને કૌમંડ એ પાંચ **પ્રવર**. અથવા આંગિરસ, ઔતથ્ય, ગૌતમ, ઔશિજ અને કાક્ષીવત એ પાંચ **પ્રવર**. અથવા આંગિરસ, આયાસ્ય, ઔશિજ, ગૌતમ અને કાક્ષીવત એ પાંચ **પ્રવર**. અથવા આંગિરસ, ઔશિજ અને કાક્ષીવત એ ત્રણ **પ્રવર**. કિંવા આંગિરસ, ઔતથ્ય અને કાક્ષીવત એ ત્રણ **પ્રવર**. અથવા ઔતથ્ય, ગૌતમ અને કૌમંડ એ ત્રણ **પ્રવર** થાયછે. ૪ હવે **દીર્ઘતમસ** ગૌતમના—આંગિરસ, ઔતથ્ય, કાક્ષીવત, ગૌતમ અને દૈર્ઘતમસ એ પાંચ **પ્રવર**. અથવા આંગિરસ ઔતથ્ય અને દૈર્ઘતમસ એ ત્રણ **પ્રવર** જાણવા. ૫ **કરેણુપાળિ**, વાસ્તવ્ય, અને શ્વેતીય ઇત્યાદિક સાત કરતાં અધિક કરેણુપાળિ જાણવા. એમના—આંગિરસ, ગૌતમ અને કરેણુપાળ એ ત્રણ **પ્રવર** જાણવા. ૬ **વામદેવ**ના—આંગિરસ, વામદેવ્ય, અને ગૌતમ એ ત્રણ **પ્રવર**. અથવા આંગિરસ, વામદેવ્ય અને બાર્હદુક્થ એ ત્રણ પ્રવર છે. ૭ **ઔશનસ**, દિશ્ય અને પ્રશસ્ત ઇત્યાદિક નવ કરતાં અધિક ઔશનસ છે. એમના—આંગિરસ, ગૌતમ અને ઔશનસ એ ત્રણ પ્રવર જાણવા. ૮ **રાહૂગણ**ના—આંગિરસ, રાહૂગણ અને ગૌતમ એ ત્રણ **પ્રવર** છે. ૯ **સોમરાજક**ના—આંગિરસ, સોમરાજ અને ગૌતમ એ ત્રણ પ્રવર છે. ૧૦ **બૃહદુક્થ**ના—આંગિરસ, બાર્હદુક્થ અને ગૌતમ એ ત્રણ **પ્રવર** છે. એ રીતે દશ ગૌતમાંગિરસ કહ્યા. કોઈ ગ્રંથમાં બે ગણ અધિક કહ્યાછે. ૧ **ઉતથ્ય**ના—આંગિરસ, ઔતથ્ય અને ગૌતમ એ ત્રણ **પ્રવર** જાણવા. **રાઘુવ**ના—આંગિરસ, રાઘુવ અને ગૌતમ એ ત્રણ **પ્રવર** જાણવા. સઘળા ગૌતમાંગિરસનો પરસ્પર વિવાહ થતો નથી. કારણ, એ સર્વનું ગોત્ર એક છે, અને બહુધા બે અથવા ત્રણ પ્રવર સમાન છે. એ રીતે આંગિરસ ગણમાંથી પ્રથમ દશ ગૌતમાંગિરસ કહ્યા.

---

**अथभरद्वाजाः तेचत्वारः भारद्वाजागर्गाःऋक्षाःकपयश्चेति भरद्वाजाः क्षाम्यायणाः देवाश्वाइत्यादयःषष्ट्युत्तरशताधिकाभरद्वाजास्तेषामांगिरसबार्हस्पत्यभारद्वाजेतित्रयः ग**

र्गाःसांभरायणाः सखीनयः इत्यादयःपंचाशदधिकागर्गास्तेषामांगिरसबार्हस्पत्यभारद्वाजशैन्यगार्ग्येतिपंच आंगिरसशैन्यगार्ग्येतित्रयोवा अंत्ययोर्व्यत्ययोवा भारद्वाजगार्ग्यशैन्येतिवा गर्गभेदानामांगिरसनैत्तिरिको[1]पिभुवेति ऋक्षाः रौक्षायणाः कपिलाः इत्यादयोनवाधिका ऋक्षास्तेषामांगिरसबार्हस्पत्यभारद्वाजवांदनमातवचसेतिपंच आंगिरसवांदनमातवचसेतित्रयोवा कपयःस्वस्तितरयः दंडिनइत्यादयःपंचविंशत्यधिकाःकपयस्तेषामांगिरसामहय्यौरुक्षय्येतित्रयः आंगिरसामहीयवौरुक्षयसेत्याश्वलायनपाठः आत्मभुवामांगिरसभारद्वाजबार्हस्पत्यवरात्मभुवेतिपंच अयंगणःक्वचित् भरद्वाजानांसर्वेषांपरस्परमविवाहः सगोत्रत्वात् प्रायेणद्वित्रिप्रवरसाम्याच्च ऋक्षांतर्गतानांकपिलानांविश्वामित्रैरप्यविवाहः इतिभरद्वाजांगिरसः ॥

**હવે ભરદ્વાજ (આંગિરસ ગણમાંના બીજા)** કેહેછે. તે ૧ ભારદ્વાજ, ૨ ગર્ગ, ૩ ઋક્ષ, અને ૪ કપિ, એ રીતે ચાર પ્રકારના છે. ૧ **ભરદ્વાજ**, ક્ષામ્યાયણ, અને દેવાશ્વ ઇત્યાદિક એકસો સાઠ કરતાં અધિક ભરદ્વાજ છે. એમના—આંગિરસ, બાર્હ-સ્પત્ય અને ભરદ્વાજ એ ત્રણ **પ્રવર** છે. ૨ **ગર્ગ**, સાંભરાયણ, અને સખીનિ ઇ-ત્યાદિક પચાશ કરતાં અધિક ગર્ગ છે. તેમના—આંગિરસ, બાર્હસ્પત્ય, ભારદ્વાજ, શૈન્ય, અને ગાર્ગ્ય એ પાંચ **પ્રવર**. અથવા આંગિરસ, શૈન્ય અને ગાર્ગ્ય એ ત્રણ **પ્રવર** અથવા છેલા બેને ઉલટાવવા, એટલે આંગિરસ, ગાર્ગ્ય અને શૈન્ય એ ત્રણ **પ્રવર** જાણવા. અથવા ભારદ્વાજ, ગાર્ગ્ય અને શૈન્ય એ ત્રણ **પ્રવર** જાણવા. ૩ **ઋક્ષ** રૌક્ષાયણ અને કપિલ ઇત્યાદિક નવ કરતાં અધિક ઋક્ષ જાણવા. તેમના—આંગિ-રસ, બાર્હસ્પત્ય, ભારદ્વાજ, વાંદન, અને માતવચસ એ પાંચ **પ્રવર**. અથવા આં-ગિરસ, વાંદન અને માતવચસ એ ત્રણ **પ્રવર** થાયછે. ૪ **કપિ**, સ્વસ્તિતરિ અને દંડિ ઇત્યાદિક પચવીશ કરતાં અધિક કપિ જાણવા. એમના—આંગિરસ, આમહય્ય અને ઔરુક્ષય્ય એ ત્રણ **પ્રવર** જાણવા. 'આંગિરસ, આમહીયવ અને ઔરુક્ષયસ' એવો આશ્વલાયન સૂત્રમાં પાઠ છે. **આત્મભૂના**—આંગિરસ, ભારદ્વાજ, બાર્હસ્પત્ય, વર અને આત્મભુવ એ પ્રમાણે પાંચ પ્રવર થાયછે. એ ગણ કોઈ ગ્રંથમાં કહ્યોછે. સઘળા ભરદ્વાજોનો પરસ્પર વિવાહ થતો નથી; કારણ, સર્વનું ગોત્ર એક છે, તેમ પ્રવરપણ બે અથવા ત્રણ સરખા આવેછે. ઋક્ષ ગણમાંના અંતર્ગણ કપિળનો વિ-શ્વામિત્રોજોડે વિવાહ થતો નથી. એ રીતે ભરદ્વાજ આંગિરસ કહ્યા.

---

अथकेवलांगिरसः तेचषट् हा[2]रीताः कुत्साः कण्वाः रथीतराः विष्णुवृद्धाः मुद्गलाश्चेति हारीताःसौभगाःनैय्यगवाइत्यादयोद्वात्रिंशदधिकाहारीतास्तेषामांगिरसांबरीषयौवनाश्वेति आद्योमांधातावा कुत्सानामांगिरसमांधात्रकौत्सेतित्रयः कण्वाःऔपमर्कटाःवाष्कलायनाःइत्यादयएकविंशत्यधिकाःकण्वास्तेषामांगिरसाजमीढकाण्वेतित्रयः आंगिरसघौरकाण्वेतिवा रथीतराःहस्तीदाः नैतिरक्षयःइत्यादयश्चतुर्दशाधिकारथीतरास्तेषामांगिरसवैरूपरथीतरेतित्रयः आंगिरसवैरूपपार्षदश्वेतिवा अष्टादंष्ट्रवैरूपपार्षदश्वेतिवा अंत्ययोर्व्य

---

१ कातिभुवेति पाठांतरम्. २ हारित इति ह्रस्वमध्योपि शब्दो वर्तते.

त्ययोवा विष्णुवृद्धाः शठाः भरणाइत्यादयःपंचविंशत्यधिकाविष्णुवृद्धास्तेषामांगिरसपौरुकुत्स्यत्रासदस्यवेतित्रयः मुद्गलाः सात्यमुग्रियःहिरण्यस्तंबयःइत्यादिकाअष्टादशाधिकास्तेषामांगिरसभार्म्याश्वमौद्गल्येतित्रयः आद्यस्ताक्ष्योवा आंगिरसतावि मौद्गल्येतिवा एषांषण्णां केवलांगिरसानांस्वस्वगणंहित्वापरस्परंपूर्वैश्चसर्वैर्विवाहोभवति अंगिरसोगस्त्याष्टमसप्तर्षिभिन्नत्वेनतदपत्यानांसगोत्रत्वाभावात् द्वित्रिप्रवरसाम्याभावाच्च हारीतकुत्सयोस्तुनविवाहः पाक्षिकद्विप्रवरसाम्यात् ॥

હવે **કેવળ આંગિરસ** કહેછે—તે ૧ હારીત, ૨ કુત્સ, ૩ કણ્વ, ૪ રથીતર, ૫ વિષ્ણુવૃદ્ધ, અને ૬ મુદ્‌ગલ એ રીતે છ પ્રકારના છે. ૧ હારીત, સૌભગ અને નૈય્યગવ ઇત્યાદિક બત્રીસ કરતાં અધિક હારીત છે. એમના–આંગિરસ, આંબરીષ અને યૌવનાશ્વ એ ત્રણ પ્રવર. અથવા એ ત્રણમાં પ્રથમનો માંધાતા પ્રવર જાણવો. ૨ કુત્સના–આંગિરસ, માંધાતૃ અને કૌત્સ એ ત્રણ **પ્રવર** છે. ૩ **કણ્વ** ઔષમર્કટ અને બાષ્કળાયન ઇત્યાદિક એકવીસ કરતાં અધિક કણ્વ છે એમના—આંગિરસ, આજમીઢ અને કાણ્વ એ ત્રણ **પ્રવર** થાયછે. અથવા આંગિરસ, ઘૌર અને કાણ્વ એ ત્રણ **પ્રવર** થાયછે. ૪ **રથીતર,** હસ્તીદ અને નૈતિરક્ષિ ઇત્યાદિક ચૌદ કરતાં અધિક રથીતર છે. એમના–આંગિરસ, વૈરૂપ, અને રથીતર એ ત્રણ **પ્રવર** અથવા આંગિરસ, વૈરૂપ અને પાર્ષદશ્વ એ ત્રણ **પ્રવર.** કિંવા અષ્ટાદંષ્ટ્ર, વૈરૂપ અને પાર્ષદશ્વ એ ત્રણ **પ્રવર.** અથવા છેલા બેને ઉલટાવવા, એટલે અષ્ટાદંષ્ટ્ર, પાર્ષદશ્વ અને વૈરૂપ એ ત્રણ **પ્રવર** જાણવા. ૫ **વિષ્ણુવૃદ્ધ,** શઠ, અને ભરણ ઇત્યાદિક પચીશ કરતાં અધિક વિષ્ણુવૃદ્ધ છે. એમના–આંગિરસ, પૌરૂકુત્સ્ય અને ત્રાસદસ્યુ એ ત્રણ **પ્રવર** છે. ૬ **મુદ્‌ગળ,** સાત્યમુગ્રિ અને હિરણ્યસ્તંભિ ઇત્યાદિક અઢાર કરતાં અધિક મુદ્‌ગલ છે. તેમના–આંગિરસ, ભાર્મ્યાશ્વ અને મૌદ્‌ગલ્ય એ ત્રણ **પ્રવર.** અથવા તાર્ક્ષ્ય, ભાર્મ્યાશ્વ અને મૌદ્‌ગલ્ય એ ત્રણ **પ્રવર.** અથવા આંગિરસ, તાવિ અને મૌદ્‌ગલ્ય એ ત્રણ **પ્રવર** થાયછે. એ છ આંગિરસોનો, પોતપોતાનો ગણ છોડી પરસ્પરમાં અને પૂર્વોક્ત સઘળાઓ સાથે વિવાહ થાયછે. કારણ, અગસ્ત્યે સહિત આઠ સપ્તર્ષિથકી અંગિરસ ભિન્ન હોવાથી તેમના પુત્રોનું એક ગોત્ર નથી, તેમ બે અથવા ત્રણ પ્રવર પણ સરખા નથી. હારીત અને કુત્સ એમનો તો પરસ્પર વિવાહ થતો નથી; કારણ, એક પક્ષમાં બે પ્રવર સમાન આવેછે.

---

अथअत्रयः तेचत्वारःअत्रयः गविष्ठिराः वाद्भुतकाः मुद्गलाश्चेति अत्रयोभूरयःछांदयइत्यादयश्चतुर्नवत्यधिकाअत्रयस्तेषामात्रेयार्चनानसश्यावाश्वेतित्रयः १ गविष्ठिराः दक्षयः भलंदनाइत्यादयश्चतुर्विंशत्यधिकागविष्ठिरास्तेषामात्रेयार्चनानसगाविष्ठिरेतित्रयः आत्रेयगाविष्ठिरपौर्वातिथेतिवा २ वाद्भुतकानामात्रेयार्चनानसवाद्भुतकेतित्रयः ३ मुद्गलाः शालिसंधयः अर्णवाःइत्यादयोदशावरामुद्गलास्तेषामात्रेयार्चनानसपौर्वातिथेतित्रयः ४ क्वचित् अतिथयोवामरथ्याःसुमंगलाबीजवापाधनंजयाश्चेतिपंचगणाअधिकाः तत्राद्यचतुर्णामात्रे

---

१ भरणा इति पाठांतरम् ।

यार्चनानसातिथेतित्रयः आत्रेयार्चनानसगाविष्ठिरेतिवा सुमंगलानामत्रिसुमंगलश्यावाश्वेतिवा धनंजयानामात्रेयार्चनानसधानंजयेति वालेयाःकौद्रेयाःशौभ्रेयाः वामरथ्याः इत्यादयःअत्रेःपुत्रिकापुत्रास्तेषामात्रेयवामरथ्यपौत्रिकेतित्रयः अत्रीणांसर्वेषामविवाहः सगोत्रत्वात्समप्रवरत्वाच्च अत्रेःपुत्रिकापुत्राणांवामरथ्यादीनांचवसिष्ठविश्वामित्राभ्यामप्यविवाहः इत्यत्रयः ॥

**હવે અત્રિગણ કેહેછે.** તે ૧ અત્રિ, ૨ ગવિષ્ઠિર, ૩ વાદ્દભુતક અને ૪ મુદ્ગલ એ પ્રમાણે ચાર પ્રકારના અત્રિ છે. ૧ **અત્રિ,** ભૂરિ અને છાંદિ ઇત્યાદિક ચોરાશું કરતાં અધિક અત્રિ છે. એમના—આત્રેય, આર્ચનાનસ અને શ્યાવાશ્વ એ ત્રણ **પ્રવર** છે. ૨ **ગવિષ્ઠિર,** દક્ષિ અને ભલંદન ઇત્યાદિક ચોવીસ કરતાં અધિક ગવિષ્ઠિર છે. તેમના આત્રેય, આર્ચનાનસ અને ગાવિષ્ઠિર એ ત્રણ **પ્રવર**. અથવા આત્રેય, ગાવિષ્ઠિર અને પૌર્વાતિથ એ ત્રણ **પ્રવર** છે. ૩ **વાદ્દભુતક**ના—આત્રેય, આર્ચનાનસ અને વાદ્દભુતક એ ત્રણ **પ્રવર** છે. ૪ **મુદ્દગલ**—શાળિસંધિ અને અર્ણવ ઇત્યાદિક ઓછામાં ઓછા દશ મુદ્દગળ છે. એમના—આત્રેય, આર્ચનાનસ અને પૌર્વાતિથ એ ત્રણ **પ્રવર** છે. કોઈ ગ્રંથમાં અતિથિ, વામરથ્ય, સુમંગળ, બીજવાપ અને ધનંજય એ પાંચ ગણ અધિક કહ્યાછે. તેમાં પ્રથમ જે ચાર (અતિથિ, વામરથ્ય, સુમંગળ અને બીજવાપ) એમના—આત્રેય, આર્ચનાનસ અને આતિથ એ ત્રણ **પ્રવર.** અથવા આત્રેય, આર્ચનાનસ અને ગાવિષ્ઠિર એ ત્રણ **પ્રવર** છે. અથવા સુમંગળના—અત્રિ, સુમંગળ અને શ્યાવાશ્વ એ ત્રણ **પ્રવર** છે. **ધનંજય**ના—આત્રેય, આર્ચનાનસ અને ધાનંજય એ ત્રણ **પ્રવર** છે. વાળેય, કૌદ્રેય, શૌભ્રેય અને વામરથ્ય ઇત્યાદિક અત્રિની કન્યાના પુત્ર છે. એમના—આત્રેય, વામરથ્ય, અને પૌત્રિક એ ત્રણ **પ્રવર** છે. અત્રિગણવાળા સઘળાઓનો પરસ્પર વિવાહ થતો નથી; કારણ, સઘળાઓનું ગોત્ર એકજ છે, અને પ્રવર પણ સર્વેના સમાન છે. અત્રિની કન્યાઓના પુત્ર જે વામરથ્યાદિક તેમનો વાસિષ્ઠ અને વિશ્વામિત્રજોડે પણ વિવાહ થતો નથી. એ પ્રમાણે અત્રિગણ કહ્યો.

---

अथविश्वामित्राः नेदश कुशिकाः लोहिताःरौक्षकाःकामकायनाः अजाः कताः धनंजयाः अघमर्षणाः पूरणाः इंद्रकौशिकाश्चेति कुशिकाःपर्णजंघाःवारक्याइत्यादयःसप्तत्यधिकाःकुशिकास्तेषांविश्वामित्रदेवरातौदलेतित्रयः १ लोहिताःकुडक्याश्चाक्रवर्णायनाइत्यादयःपंचाधिकालोहिताः रोहिताइतिकेचित् तेषांवैश्वामित्राष्टकलौहितेतित्रयः अंत्ययोर्व्यत्ययोवा वैश्वामित्रमाधुच्छंदसाष्टकेतिवा विश्वामित्राष्टकेतिद्वौवा २ रौक्षकाणांविश्वामित्रगाथिनरेवणेतित्रयः विश्वामित्ररौक्षकरैवणेतिवा एतेरेवणावा ३ कामकायनाः देवश्रवसाः देवतरसाइत्यादयःपंचावराःकामकायनाः श्रौमतावा तेषांवैश्वामित्रदेवश्रवसदैवतरसेतित्रयः ४ अजानांवैश्वामित्रमाधुच्छंदसाजेतित्रयः ५ कताःऔदुंबरयः शैशिरयः इत्यादयोविंशत्यधिकाःकतास्तेषांवैश्वामित्रकात्याक्षीलेतित्रयः ३ धनंजयाः पार्थिवाः बंधु

१ देवदात इति पाठांतरम् ।

ला:इत्यादय:सप्तावराधनंजयास्तेषांवैश्वामित्रमाधुच्छंदसधानंजयेतित्रयः वैश्वामित्रमाधुच्छंदसाघमर्षणेतिवा ७ अघमर्षणानांवैश्वामित्राघमर्षणकौशिकेतित्रयः ८ पूरणानांवैश्वामित्रपूरणेतिद्वौ वैश्वामित्रदेवरातपौरणेतिवा ९ इंद्रकौशिकानांवैश्वामित्रेंद्रकौशिकेतिद्वौ १० क्वचिदन्येप्येकादशोक्ताः आश्मरथ्याः १ साहुलाः २ गाथिनाः ३ वैणवाः ४ हिरण्यरेतसः ५ सुवर्णरेतसः ६ कपोतरेतसः ७ शालंकायनाः ८ घृतकौशिकाः ९ कथकाः १० रौहिणाइति ११ आश्मरथ्यानांवैश्वामित्राश्मरथ्यवाधुलेतित्रयः १ साहुलानांवैश्वामित्रसाहुलमाहुलेतित्रयः २ गाथिनानांवैश्वामित्रगाथिनरैणवेतित्रयः ३ वेणुवेति क्वचित्पाठः एतएवरेणवइतिउदवेणवइतिचोच्यंते ३ वैणवानांवैश्वामित्रगाथिनवैणवेति ४ हिरण्यरेतसांवैश्वामित्रहैरण्यरेतसेतिद्वौ ५ सुवर्णरेतसांवैश्वामित्रसौवर्णरेतसेतिद्वौ ६ कपोतरेतसांवैश्वामित्रकापोतरेतसेतिद्वौ ७ शालंकायनानांवैश्वामित्रशालंकायनकौशिकेतित्रयः एतएवकौशिकाइतिजन्हवइतिचोच्यंते ८ घृतकौशिकानांवैश्वामित्रघृतकौशिकेतिद्वौ९ कथकानांवैश्वामित्रकाथकेति १० रौहिणानांवैश्वामित्रमाधुच्छंदसरौहिणेतित्रयः ११ वैश्वामित्रगणानांसर्वेषांपरस्परमविवाहः सगोत्रत्वात्सप्रवरत्वाच्च कुशिकानांदेवरातप्रवरसाम्येनदेवरातादेदानिर्णयाद्वक्ष्यमाणदेवरातवदेवजामदग्न्यैरप्यविवाहइतिभाति धनंजयानांविश्वामित्रैरत्रिभिश्चाविवाहः कातानांभरद्वाजैर्विश्वामित्रैश्चाविवाहः द्विगोत्रत्वात् इति विश्वामित्राः ॥

**હવે વિશ્વામિત્ર ગણ કેહેછે**—તે ૧ કુશિક, ૨ લોહિત, ૩ રૌક્ષક, ૪ કામકાયન, ૫ અજ; ૬ કત, ૭ ધનંજય; ૮ અઘમર્ષણ, ૯ પૂરણ, અને ૧૦ ઇંદ્રકૌશિક એ રીતે દશ વિશ્વામિત્ર છે. ૧ **કુશિક**, પર્ણજંઘ અને વારકય ઇત્યાદિક સિત્તેર(૭૦) કરતાં અધિક કુશિક છે. એમના–વિશ્વામિત્ર, દેવરાત અને ઔદલ એ ત્રણ **પ્રવર** છે. ૨ લોહિત, કુડકય અને ચાક્રવર્ણાયન ઇત્યાદિક પાંચ કરતાં અધિક લોહિત છે. 'લોહિત' ઠેકાણે 'રોહિત' એમ કોઈ કેહેછે. એમના–વિશ્વામિત્ર, આષ્ટક અને લૌહિત એ ત્રણ **પ્રવર** અથવા છેલા બેને ઉલટાવવા, એટલે વિશ્વામિત્ર, લૌહિત અને આષ્ટક એ ત્રણ **પ્રવર**. અથવા વૈશ્વામિત્ર, માધુચ્છંદસ અને આષ્ટક એ ત્રણ **પ્રવર**. અથવા વિશ્વામિત્ર અને આષ્ટક એ બે **પ્રવર** છે. ૩ **રૌક્ષકના**–વિશ્વામિત્ર, ગાથિન અને રેવણ એ ત્રણ **પ્રવર** અથવા વિશ્વામિત્ર, રૌક્ષક અને રૈવણ એ ત્રણ **પ્રવર**. અથવા એક રેવણ **પ્રવર** જાણવો. ૪ **કામકાયન**, દેવશ્રવસ અને દૈવતરસ ઇત્યાદિક ઓછામાં ઓછા પાંચ કામકાયન અથવા શ્રૌમત છે. એમના—વૈશ્વામિત્ર, દેવશ્રવસ અને દૈવતરસ એ ત્રણ **પ્રવર** છે. ૫ **અજના**—વૈશ્વામિત્ર, માધુચ્છંદસ અને આજ એ ત્રણ **પ્રવર** છે. ૬ **કત**; ઔદુંબરિ અને શૈશિરિ ઇત્યાદિક વીશ કરતાં અધિક કત છે. એમના—વૈશ્વામિત્ર, કાત્ય અને આક્ષીલ એ ત્રણ **પ્રવર** છે. ૭ **ધનંજય**, પાર્થિવ અને બંધુલ ઇત્યાદિક ઓછામાં ઓછા સાત પર્યંત ધનંજય છે. તેમના વૈશ્વામિત્ર, માધુચ્છંદસ અને ધાનંજય એ

१ जन्हव इति पाठांतरम् ।

ત્રણ **પ્રવર** અથવા વૈશ્વામિત્ર, માધુચ્છંદસ અને અઘમર્ષણ એ ત્રણ **પ્રવર છે.** ૮ **અઘમર્ષણના**—વૈશ્વામિત્ર, અઘમર્ષણ અને કૌશિક એ ત્રણ **પ્રવર છે.** ૯ **પૂરણના**—વૈશ્વામિત્ર અને પૂરણ એ બે **પ્રવર.** અથવા વૈશ્વામિત્ર, દેવરાત અને પૌરણ એ ત્રણ **પ્રવર** છે. ૧૦ **ઇંદ્રકૌશિકના**—વૈશ્વામિત્ર અને ઇંદ્રકૌશિક એ બે **પ્રવર** છે. કોઈ ગ્રંથમાં બીજા પણ ઇગ્યાર ગણ કહ્યા છે. તે આ રીતે—૧ આશ્મરથ્ય, ૨ સાહુલ, ૩ ગાથિન, ૪ વૈણુ, ૫ હિરણ્યરેતસ, ૬ સુવર્ણરેતસ, ૭ કપોતરેતસ, ૮ શાલંકાયન, ૯ ઘૃતકૌશિક, ૧૦ કથક, અને ૧૧ રૌહિણ એ પ્રમાણે ઇગ્યાર ગણ જાણવા. ૧ **આશ્મરથ્યના**—વૈશ્વામિત્ર, આશ્મરથ્ય અને વાધુલ એ ત્રણ **પ્રવર** છે. ૨ **સાહુલના**—વૈશ્વામિત્ર, સાહુલ અને માહુલ એ ત્રણ **પ્રવર** છે. ૩ **ગાથિનના**—વૈશ્વામિત્ર, ગાથિન અને રૈણવ એ ત્રણ **પ્રવર** છે. કોઈ ગ્રંથમાં 'રૈણવ' ઠેકાણે 'વેણુવ' એવો પાઠ છે. એ 'રેણવ' તેજ 'ઉદવેણવ' એમ પણ કેહેવાયછે. ૪ **વૈણવના**—વૈશ્વામિત્ર, ગાથિન અને વૈણવ એ ત્રણ **પ્રવર** છે. ૫ **હિરણ્યરેતસના**—વૈશ્વામિત્ર અને હૈરણ્યરેતસ એ બે **પ્રવર** છે. ૬ **સુવર્ણરેતસના**—વૈશ્વામિત્ર અને સૌવર્ણરેતસ એ બે **પ્રવર** છે. ૭ **કપોતરેતસના**—વૈશ્વામિત્ર અને કાપોતરેતસ એ બે **પ્રવર** છે. ૮ **શાલંકાયનના**—વૈશ્વામિત્ર, શાલંકાયન અને કૌશિક એ ત્રણ **પ્રવર** છે. એમનેજ 'કૌશિક' અને 'જન્હવ' એમ પણ કેહેછે. ૯ **ઘૃતકૌશિકના**—વૈશ્વામિત્ર અને ઘૃતકૌશિક એ બે **પ્રવર** છે. ૧૦ કથકના વૈશ્વામિત્ર અને કાથક એ બે **પ્રવર** છે. ૧૧ **રૌહિણના**—વૈશ્વામિત્ર, માધુચ્છંદસ અને રૌહિણ એ ત્રણ **પ્રવર** છે. સઘળા વૈશ્વામિત્ર ગણોનો પરસ્પર વિવાહ થતો નથી; કારણ, વિશ્વામિત્ર ગણ સઘળા એક ગોત્રી અને સમાન પ્રવરવાળા છે. કુશિકોના અને દેવરાતોના **પ્રવર** એક સરખાજ છે માટે કુશિક દેવરાતથકી ભિન્ન છે કે તે બન્ને એકજ છે એ નિર્ણય થતો નથી, તેથી આગળ કેહેવાસે કે જેમ દેવરાતનો જામદગ્ન્યજોડે વિવાહ થતો નથી, તેમ કુશિકોનો પણ જામદગ્ન્યસાથે વિવાહ થાય નહી એમ ભાસેછે. ધનંજયોનો વિશ્વામિત્ર અને અત્રિનીજોડે વિવાહ થાય નહી. કતોનો ભરદ્વાજ અને વિશ્વામિત્ર જોડે પણ વિવાહ થાય નહી; કારણ, એમનાં બે ગોત્ર છે. એ રીતે વિશ્વામિત્ર ગણ કહ્યો.

---

अथकश्यपाः तेत्रयः निध्रुवाः रेभाः शंडिलाश्चेति तत्रनिध्रुवाःकश्यपाः अष्टांगिरसः इत्यादयश्चत्वारिंशदधिकशतावरानिध्रुवास्तेषांकाश्यपावत्सारनैध्रुवेतित्रयः निर्णयसिंधौतुनिध्रुवगणोत्तरंकश्यपगणमुक्त्वाकश्यपानांकाश्यपावत्सारासितेतिहिप्रवरत्रयमुक्तं अत्रशिष्टाचारोपिद्दश्यते १ रेभाणांकाश्यपावत्साररैभ्येतित्रयः २ शंडिलाःकोहलाः उदमेधाइत्यादयः षष्टयवराःशंडिलास्तेषांकाश्यपावत्सारशांडिल्येतित्रयः अंत्यस्थानेदेवलोवाअसितोवा काश्यपासितदेवलेतिवा अंत्ययोर्व्यत्ययोवा देवलासितेतिद्वौवा एषांकश्यपानांपरस्परमविवाहः सगोत्रत्वात्सप्रवरत्वाच्च ॥

**હવે કશ્યપગણ કેહેછે**—તે ૧ નિધ્રુવ, ૨ રેભ, અને ૩ શંડિળ એ રીતે ત્રણ કશ્યપ છે. તેમાં ૧ **નિધ્રુવ**, કશ્યપ, અને અષ્ટાંગિરસ ઇત્યાદિક કમતીમાં કમતી

એકસો ચાળીસ નિધ્રુવ છે. તેમના–કાશ્યપ, અવત્સાર અને નૈધ્રુવ એ ત્રણ **પ્રવર** છે. નિર્ણયસિંધુમાં તો નિધ્રુવગણ પછી કશ્યપગણ કહી તે કશ્યપના 'કાશ્યપ, અવત્સાર અને અસિત' એ ત્રણ પ્રવર કહ્યાછે, અને એવિષે શિષ્ટાચાર પણ દેખાયછે. ૨ રેભના–કાશ્યપ, અવત્સાર અને રૈભ્ય એ ત્રણ પ્રવર છે. ૩ **શંડિળ**, કોહળ અને ઉદમેઘ ઇત્યાદિક ઓછામાં ઓછા સાઠ શંડિળ છે. એમના–કાશ્યપ, અવત્સાર અને શાંડિલ્ય એ ત્રણ **પ્રવર**. અથવા શાંડિલ્યને ઠેકાણે 'દેવળ' કિંવા 'અસિત' એ **પ્રવર** છે. અથવા કાશ્યપ, અસિત અને દેવળ એ ત્રણ **પ્રવર**. અથવા છેળા બેનો વ્યત્યય કરવો, એટલે કાશ્યપ, દેવળ અને અસિત એ ત્રણ **પ્રવર**. અથવા દેવળ અને અસિત એ બે **પ્રવર** છે. એ કશ્યપોનો પરસ્પર વિવાહ થતો નથી; કારણ, એ સઘળા એક ગોત્રી અને સમાન પ્રવરવાળા છે. એ કશ્યપ કહ્યા.

---

**अथवसिष्ठाः तेचत्वारः वसिष्ठाः १ कुंडिनाः २ उपमन्यवः ३ पराशराश्च ४ वसिष्ठावैतालकवयः रकयइत्यादयः षष्ठ्यधिकाःवसिष्ठास्तेषांवासिष्ठेंद्रप्रमदाभरद्वस्वितित्रयः वासिष्ठेत्येकोवा १ कुंडिनाः लोहितायनाः गुग्गुलय इत्यादयः पंचविंशत्यवराःकुंडिनास्तेषांवासिष्ठमैत्रावरुणकौंडिण्येतित्रयः २ उपमन्यवः औदलयः मांडलेखयइत्यादयःसप्तत्यवराःउपमन्यवस्तेषांवासिष्ठेंद्रप्रमदाभरद्वस्वितित्रयः आभरद्वसव्येतिपाठांतरं वासिष्ठाभरद्वस्विंद्रप्रमदेतिवा आद्ययोर्व्यत्ययोवा ३ पराशराः कांडुशयाः वाजयइत्यादयःसप्तचत्वारिंशदवराःपराशरास्तेषांवासिष्ठशाक्त्यपराशर्येतित्रयः ४ एषांवसिष्ठानांपरस्परमविवाहः इतिवसिष्ठाः ॥ ·**

**હવે વસિષ્ઠગણ કેહેછે**—તે ૧ વસિષ્ઠ, ૨ કુંડિન, ૩ ઉપમન્યુ, અને ૪ પરાશર એ ચાર વસિષ્ઠ છે. તેમાં ૧ **વસિષ્ઠ**, વૈતાળકવિ, અને રકિ ઇત્યાદિક ૬૦ કરતાં અધિક વસિષ્ઠ છે. એમના–વાસિષ્ઠ, ઇંદ્રપ્રમદ અને આભરદ્વસુ એ ત્રણ **પ્રવર**. અથવા વાસિષ્ઠ એ એક પ્રવર છે. ૨ **કુંડિન**, લોહિતાયન અને ગુગ્ગુલિ ઇત્યાદિક ઓછામાં ઓછા પચીસ કુંડિન છે. એમનાં–વાસિષ્ઠ, મૈત્રાવરૂણ અને કૌંડિણ્ય એ ત્રણ **પ્રવર** છે. ૩ **ઉપમન્યુ**, ઔદલિ અને માંડલેખિ ઇત્યાદિક કમતીમાં કમતી સિત્તેર (૭૦) પર્યંત ઉપમન્યુ છે. એમના–વાસિષ્ઠ, ઇંદ્રપ્રમદ અને આભરદ્વસુ એ ત્રણ **પ્રવર** છે. 'આભરદ્વસુ' એ ઠેકાણે 'આભરદ્વસવ્ય' એવો બીજો પાઠ છે. અથવા વાસિષ્ઠ, આભરદ્વસુ અને ઇંદ્રપ્રમદ એ ત્રણ **પ્રવર**. અથવા આભરદ્વસુ, વાસિષ્ઠ અને ઇંદ્રપ્રમદ એ ત્રણ **પ્રવર** છે. ૪ પરાશર, કાંડુશય અને વાજી ઇત્યાદિક ઓછામાં ઓછા સડતાળીસ પરાશર છે. એમના–વાસિષ્ઠ, શાક્ત્ય અને પારાશર્ય એવા ત્રણ **પ્રવર** છે. એ ચાર વાસિષ્ઠનો પરસ્પર વિવાહ થતો નથી. એ પ્રમાણે વસિષ્ઠગણ કહ્યો.

**अथागस्त्याः तेदश इध्मवाहाः १ सांभवाहाः २ सोमवाहाः ३ यज्ञवाहाः ४ दर्भवाहाः ५ सारवाहाः ६ अगस्तयः ७ पूर्णमासाः ८ हिमोदकाः ९ पाणिकाश्चेति १० इध्मवाहाः विशालादाः स्फालायनाःइत्यादयः पंचाशदधिकाइध्मवाहास्तेषामागस्त्यदाढर्यच्युतेध्मवाहेतित्रयः आगस्त्येत्येकोवा १ सांभवाहानामागस्त्यदाढर्यच्युतसांभवाहेतित्रयः २ सो**

**मवाहानांसोमवाहोत्य:आद्यौपूर्वोक्तावेव ३ एवंयज्ञवाहानांयज्ञवाहोत्य: ४ दर्भवाहानांदर्भवाहोत्य: ५ सारवाहानांसारवाहोत्य: ६ अगस्तीनामागस्त्यमाहेंद्रमायोभवेति ७ पूर्णमासानामागस्त्यपौर्णमासपारणेतित्रय: ८ हिमोदकानामागस्त्यहैमवर्चिहैमोदकेतित्रय: ९ पाणिकानामागस्त्यपैनायकपाणिकेतित्रय: १० अगस्तीनांसर्वेषामविवाह: सगोत्रत्वात्सप्रवरत्वाच्च इत्यगस्तय: ॥**

**હવે આગસ્ત્યગણ કેહેછે**—તે ૧ ઇધ્મવાહ, ૨ સાંભવાહ, ૩ સોમવાહ, ૪ યજ્ઞવાહ, ૫ દર્ભવાહ, ૬ સારવાહ, ૭ અગસ્તિ, ૮ પૂર્ણમાસ, ૯ હિમોદક, અને ૧૦ પાણિક એ દશ આગસ્ત્યગણ છે. તેમાં ૧ **ઇધ્મવાહ**, વિશાલાધ અને સ્કાલાયન ઇત્યાદિક પચાશ કરતાં અધિક ઇધ્મવાહ છે. તેમના—આગસ્ત્ય, દાઢર્યચ્યુત અને ઇધ્મવાહ એ ત્રણ **પ્રવર**. અથવા આગસ્ત્ય એ એક **પ્રવર** છે. ૨ **સાંભવાહના**—આગસ્ત્ય, દાઢર્યચ્યુત અને સાંભવાહ એ ત્રણ **પ્રવર** છે. ૩ **સોમવાહના**—આગસ્ત્ય, દાઢર્યચ્યુત અને સોમવાહ એ ત્રણ **પ્રવર** છે, ૪ **યજ્ઞવાહના**—આગસ્ત્ય દાઢર્યચ્યુત અને યજ્ઞવાહ એ ત્રણ **પ્રવર** છે. ૫ **દર્ભવાહના**—આગસ્ત્ય, દાઢર્યચ્યુત અને દર્ભવાહ એ ત્રણ **પ્રવર** છે. ૬ **સારવાહના**—આગસ્ત્ય, દાઢર્યચ્યુત અને સારવાહ એ ત્રણ **પ્રવર** છે. ૭ **આગસ્તિના**—આગસ્ત્ય, માહેંદ્ર અને માયોભવ એ ત્રણ **પ્રવર** છે. ૮ **પૂર્ણમાસના**—આગસ્ત્ય, પૌર્ણમાસ અને પારણ એ ત્રણ **પ્રવર** છે. ૯ **હિમોદકના**—આગસ્ત્ય, હૈમવર્ચિ અને હૈમોદક એ ત્રણ **પ્રવર** છે. ૧૦ **પાણિકના**—આગસ્ત્ય. પૈનાયક અને પાણિક એ ત્રણ **પ્રવર** જાણવા. એ સઘળા આગસ્ત્યગણનો પરસ્પર વિવાહ થતો નથી; કારણ, એ સર્વનું ગોત્ર એક છે અને પ્રવર પણ સર્વેના સમાન છે. એ આગસ્ત્યગણ.

---

**अथद्विगोत्रा: तत्रभारद्वाजाच्छुंगानुवैश्वामित्रस्यशैशिरे:क्षेत्रेजात:शौंगशैशिरिर्नामऋषि: तस्यगोत्रलक्षणाक्रांतत्वाद्गोत्रत्वं तद्गोत्राणामांगिरसबार्हस्पत्यभारद्वाजशौंगशैशिरेति पंच आंगिरसबार्हस्पत्यभारद्वाजकात्याक्षीलेतिवा आंगिरसकात्याक्षीलेतित्रयोवा आद्योभरद्वाजोवा एषांसर्वभरद्वाजै:सर्वैर्विश्वामित्रैश्चाविवाह: संकृतय: पूतिमाषा: तंडयइत्यादयोष्टाविंशत्यवरा:संकृतयस्तेषामांगिरसगौरिवीतिसांकृत्येतित्रय: शाक्त्यगौरिवीतिसांकृत्येतिवा अंत्ययोर्व्यत्ययोवा एषांस्वगणस्थै:पूतिमाषादिभि:सर्वैर्वसिष्ठगणैश्चाहर्वसिष्ठसंज्ञकवक्ष्यमाणलौगाक्षिभिश्चाविवाह: केवलांगिरोगणैस्तुविवाहोभवत्येव आंगिरसत्वेपिसगोत्रत्वाभावात्द्वित्रिप्रवरसाम्याभावाच्च केचिद्भारद्वाजांगिरसत्वमाश्रित्यभारद्वाजशौंगशैशिरै: सहाविवाहमाहु: तन्न भारद्वाजत्वेदृढप्रमाणाभावात् प्रयोगपारिजातेकाश्यपै:सहैषामविवाहइत्युक्तंतत्रहेतुश्चिंत्यइतिकौस्तुभे लौगाक्षय: दार्भायणा: इत्यादयोष्टत्रिंशदधिकालौगाक्षयस्तेषांकाश्यपावत्सारवासिष्ठेतित्रय: काश्यपावत्साराासितेतिवा एतेअहर्वसिष्ठा:नक्तंकाश्यपा: दिनकर्मणिवासिष्ठत्वप्रयुक्तकार्यभाज: रात्रिकर्मणिकाश्यपत्वप्रयुक्तकार्यभाजइत्यर्थ:एतेषांसर्वै:काश्यपै:सर्वैश्चवसिष्ठै:संकृतिभिश्चाविवाह: ॥ ३ ॥**

# હવે દ્વિગોત્ર (બે ગોત્રવાળા) કેહેછે.

ભરદ્વાજ ગોત્રમાં ઉત્પન્ન થયલા શુંગથકી વિશ્વામિત્ર ગોત્રવાળા શૈશિરિની સ્ત્રીમાં ઉત્પન્ન થયલો શૌંગશૈશિરિ નામનો જે ઋષિ તે ગોત્ર લક્ષણેયુક્ત હોવાથી તેને ગોત્રપણું છે. તે **ગોત્રના**—આંગિરસ, બાર્હસ્પત્ય, ભારદ્વાજ, શૌંગ અને શૈશિર એ પાંચ **પ્રવર**; અથવા આંગિરસ, બાર્હસ્પત્ય, ભારદ્વાજ, કાત્ય અને આક્ષીલ એ પાંચ **પ્રવર**· અથવા આંગિરસ, કાત્ય અને આક્ષીળ એ ત્રણ **પ્રવર**. અથવા ભરદ્વાજ, કાત્ય અને આક્ષીળ એ ત્રણ **પ્રવર** છે. એમનો સર્વ ભરદ્વાજ, અને સર્વ વિશ્વામિત્રજોડે વિવાહ થતો **નથી**. સંકૃતિ, પૂતિમાષ અને તંડિ ઇત્યાદિક ઓછામાં ઓછા અઠાવીસ સંકૃતિ છે. એમના—આંગિરસ, ગૌરિવીતિ અને સાંકૃત્ય એ ત્રણ **પ્રવર**.છે, અથવા શાક્ત્ય, ગૌરિવીતિ અને સાંકૃત્ય એ ત્રણ **પ્રવર**. અથવા શાક્ત્ય, સાંકૃત્ય, અને ગૌરિવીતિ એ ત્રણ **પ્રવર** છે. એમનો; પોતાના ગણમાંના પૂતિમાષાદિક, સર્વ વસિષ્ઠગણ અને આગળ કેહેવાશે એવા અહર્વસિષ્ઠ સંજ્ઞક જે લૌગાક્ષિ એ સઘળાઓનીજોડે વિવાહ થતો નથી. કેવળ અંગિરોગણજોડે તો એમનો વિવાહ થાયછેજ; કારણ, તે કેવળ આંગિરસ જો કે આંગિરસ છે તો પણ તેમનું ગોત્ર એક ન હોતાં તેમના પ્રવર પણ બે અથવા ત્રણ સમાન નથી. કોઈ ગ્રંથકાર એ સંકૃતિઓને ભારદ્વાજાંગિરસપણું અંગીકાર કરી એમનો ભારદ્વાજ જે શૌંગશૈશિરિ તેમનીજોડે વિવાહ થાય નહીં એમ કેહેછે, પરંતુ તે યોગ્ય નથી; કારણ, એમને ભારદ્વાજપણું હોવામાં પ્રબળ પ્રમાણ નથી. **પ્રયોગપારિજાતકમાં**, કાશ્યપજોડે એમનો વિવાહ થતો નથી એમ કહ્યુંછે, પરંતુ તેમાં હેતુ શું? એમ કૌસ્તુભમાં કહ્યુંછે. **લૌગાક્ષિ** અને દાર્ભાયણ ઇત્યાદિક અડત્રીસ કરતાં અધિક લૌગાક્ષિ છે. એમના—કાશ્યપ, અવત્સાર અને વાસિષ્ઠ એ ત્રણ **પ્રવર** છે. અથવા કાશ્યપ, અવત્સાર અને અસિત એ ત્રણ **પ્રવર** છે. એ લૌગાક્ષિને અહર્વસિષ્ઠ અને નક્તંકાશ્યપ એમ કેહેછે, એટલે તેઓ દિવસે કર્ત્તવ્ય કર્મવિષે વાસિષ્ઠપણાંનાં નિમિત્તથકી કાર્ય કરનારા અને રાત્રિએ કર્ત્તવ્ય કર્મવિષે કાશ્યપપણાંનાં નિમિત્તથકી કાર્ય કરનારા છે. એમનો સર્વ કાશ્યપ, સર્વ વસિષ્ઠ અને સંકૃતિજોડે વિવાહ થતો નથી.

---

**अथस्मृत्यर्थसारादुक्ताद्विगोत्राः देवरातानांवैश्वामित्रदेवरातौदलेतित्रयः एतेषांसर्वैर्जामदग्न्यैर्विश्वामित्रैश्चाविवाहः १ धनंजयानांविश्वामित्रमाधुच्छंदसधानंजयेतित्रयः एषांसर्वैर्विश्वामित्रैरत्रिभिश्चाविवाहः अयंविश्वामित्रगणेप्रागुक्तः २ जातूकर्ण्यानांवासिष्ठात्रेयजातूकर्ण्येति एषांवसिष्ठैरत्रिभिश्चाविवाहः अयंवसिष्ठगणेभिधावुक्तः ३ पूर्वमत्रिगणेषूक्तानांवामरथ्यादीनामत्रिपुत्रिकापुत्राणांचवसिष्ठात्रिभ्यामविवाहः अत्रिविश्वामित्राभ्यामितिकेचित् ४ पूर्वंभरद्वाजगणस्थऋक्षांतरगणत्वेनोक्तानांकपिलानामांगिरसबार्हस्पत्यभारद्वाजवांदनमातवचसेतिपंचप्रवराणांविश्वामित्रभरद्वाजाभ्यामविवाहः ५ पूर्वंविश्वामित्रेषूक्तानांकतानांवैश्वामित्रकात्याक्षीलेतित्रिप्रवराणांविश्वामित्रभरद्वाजाभ्यामविवाहः ६ अनेनैवन्यायेनपरगोत्रोत्पन्नदत्तकादीनामिदानींतनानामपिद्विगोत्रत्वात् जनकप्रतिगृहीतृपि**

त्रोर्द्वयोरपिसगोत्रैःसहअविवाहोज्ञेयः नात्रपुरुषसंख्या तेनशतपुरुषोत्तरमपिद्विगोत्रत्वंनापैति क्षत्रियवैश्यौतुपुरोहितगोत्रप्रवराविति सर्वसिद्धांतः ॥

હવે સ્મૃત્યર્થસારાદિક ગ્રંથમાં કહેલા દ્વિગોત્ર કહેછે—૧ દેવરાતના–વૈશ્વામિત્ર, દેવરાત અને ઔદળ એ ત્રણ પ્રવર છે. એ દેવરાતોનો સર્વ જામદગ્ન્ય અને સર્વ વિશ્વામિત્રજોડે વિવાહ થાય નહી. ૨ ધનંજયના–વિશ્વામિત્ર, માધુચ્છંદસ અને ધાનંજય એ ત્રણ પ્રવર છે. એ ધાનંજયોનો સઘળા વિશ્વામિત્ર અને અત્રિજોડે વિવાહ થતો નથી. આ (ધનંજય) ગણ વિશ્વામિત્રગણમાં પ્રથમ કહ્યોછે. ૩ જાતૂકર્ણ્યના–વાસિષ્ઠ, આત્રેય અને જાતૂકર્ણ્ય એ ત્રણ પ્રવર જાણવા. એ જાતૂકર્ણ્યોનો વસિષ્ઠ અને અત્રિજોડે વિવાહ થતો નથી. નિર્ણયસિંધુમાં આ ગણ વસિષ્ઠ ગણમાં કહ્યોછે. ૪ પ્રથમ અત્રિગણમાં કહેલા જે અત્રિની કન્યાના પુત્ર વામરથ્યાદિક એમનો વસિષ્ઠ અને અત્રિજોડે વિવાહ થતો નથી. અત્રિ અને વિશ્વામિત્રજોડે વિવાહ થતો નથી એમ કોઈ ગ્રંથકાર કહેછે. ૫ પ્રથમ ભરદ્વાજ ગણમાંના ઋક્ષગણના પેટામાં કહેલા એવા આંગિરસ, બાર્હસ્પત્ય, ભારદ્વાજ, વાંદન અને માતવચસ એ પાંચ પ્રવરે યુક્ત જે કપિળ તેમનો વિશ્વામિત્ર, અને ભરદ્વાજ જોડે વિવાહ થતો નથી. ૬ પ્રથમ વિશ્વામિત્ર ગણમાં કહેલા, વૈશ્વામિત્ર કાત્ય અને આક્ષીળ એ ત્રણ પ્રવરે યુક્ત એવા કતોનો વિશ્વામિત્ર અને ભરદ્વાજસાથે વિવાહ થતો નથી. એજ ન્યાય પ્રમાણે પરગોત્રમાં ઉત્પન્ન થયલા એવા વર્તમાન કાળના દત્તકાદિકોનાં પણ બે ગોત્ર છે માટે જનક પિતા અને દત્તક લેનાર પિતા એ બન્નેના સગોત્રીજોડે દત્તકાદિકોનો વિવાહ થાય નહી એમ જાણવું. એવિષે અમુક પુરૂષ પર્યંત વિવાહ ન થાય એવી સંખ્યા ક્યહાં કહી નથી તેથી સો પુરૂષ (પેહેડી) પછી પણ દત્તકનું દ્વિગોત્રપણું દૂર થતું નથી. ક્ષત્રિય અને વૈશ્ય એ તો પુરોહિતનાં ગોત્ર અને પ્રવરવાળા છે, એ સર્વનો સિદ્ધાંત જાણવો.

---

अथस्वगोत्राज्ञानेउपनयनेयआचार्यस्तद्गोत्रप्रवरैरेवकर्माणिविवाहाविवाहौचेति आचार्यगोत्राज्ञानेतु दत्वात्मानंतुकस्मैचित्तद्गोत्रप्रवरोभवेत् ॥

## હવે પોતાનાં ગોત્રની ખબર ન હોય તો તેનો નિર્ણય કહેછે.

પોતાનાં ગોત્રની ખબર ન હોય તો મૌંજી સમયે જે આચાર્ય હોય તેમનાં ગોત્ર અને પ્રવરવડેજ સર્વ કર્મ કરવાં અને વિવાહ થાય કે ન થાય એ પણ આચાર્યનાં ગોત્ર પ્રવર પ્રમાણે જોવું. આચાર્યનાં ગોત્રની ખબર ન હોય તો "પોતાનું કોઇએકને દાન કરી પોતે તે દાન લેનારનાં ગોત્ર પ્રવરે યુક્ત થવું."

---

अथमातृगोत्रवर्जननिर्णयः तत्रमातृगोत्रपदेनमातामहगोत्रमेववर्ज्यं तच्चगांधर्वादिविवाहोढापुत्राणांसर्वेषांवर्ज्यं ब्राह्मविवाहोढापुत्राणांतुसर्वेषांमातामहगोत्रंनवर्ज्यं किंतुमाध्यंदिनानामेव मातृगोत्रंमाध्यंदिनीयानामितिसत्याषाढवचनात् तथैवसर्वत्रशिष्टाचाराच्च ॥

## હવે માતૃગોત્ર વર્જ્ય કરવું તેનો નિર્ણય કેહેછે.

વિવાહવિષે માતાનું ગોત્ર વર્જ્ય કરવું એમ જે કહ્યુંછે તે ઠેકાણે માતામહનું ગોત્રજ વર્જ્ય કરવું. માતામહ ગોત્ર વર્જ્ય કરવું તે ગાંધર્વાદિક વિવાહે પરણેલી સ્ત્રીના સર્વ પુત્રોએ વર્જ્ય કરવું. બ્રાહ્મ વિવાહ કરી પરણેલી સ્ત્રીના સર્વ પુત્રોએ માતામહ ગોત્ર વર્જ્ય કરવું નહી, ત્યારે માત્ર માધ્યંદિનીયોનેજ માતામહ ગોત્ર વર્જ્ય કરવાનું છે. કારણ, "માતૃગોત્ર (માતામહ ગોત્ર) માધ્યંદિની શાખાવાળાઓએજ વર્જ્ય કરવું," એવું સત્યાષાઢનું વચન છે, અને તેવોજ સર્વ શિષ્ટોનો આચાર પણ છે.

---

**अथसगोत्रादिविवाहादौप्रायश्चित्तं तत्राज्ञानतःसगोत्रसप्रवरविवाहेकन्यांत्यक्त्वाचांद्रायणंप्रायश्चित्तंकार्यं ज्ञानतोद्विगुणं एवंकन्यायाएतदर्धं एवंसपिंडायाविवाहेपि त्यागश्चब्राह्मण्याःसंभोगधर्मकार्ययोरेव मातृवत्परिपालयेदित्यन्नादिनापालनोक्तेः यस्तुसगोत्रादिकांविवाह्योपगच्छति तस्याज्ञानेविवाहप्रयुक्तचांद्रायणंसगोत्रागमनप्रयुक्तंचांद्रायणद्वयाधिकं ज्ञानतस्तुअधिकंकल्प्यमितिकेचित् अन्येतुगुरुतल्पव्रताच्छुद्ध्येदितिगुरुतल्पसाम्योक्तेःषडब्दं प्रायश्चित्तं अज्ञानतस्त्र्यब्दंचांद्रायणत्रयंवेत्याहुः अज्ञानतःसगोत्रादिषूत्पन्नानांजनकप्रायश्चित्तोत्तरंकाश्यपगोत्रेणव्यवहारःकार्योनतुत्यागःज्ञानतस्तुसगोत्राद्युत्पन्नानांचांडालत्वमेव आरूढपतितापत्यंब्राह्मण्यांयश्चशूद्रजः सगोत्रोढासुतश्चैवचांडालास्त्रयईरिताइतियमस्मृतेः**

## હવે એક ગોત્રાદિકમાં વિવાહાદિક થયો હોય તો તેનું પ્રાયશ્ચિત્ત કેહેછે.

એક ગોત્રવાળી અને સમાન પ્રવરવાળી કન્યાજોડે અજાણમાં વિવાહ થયો હોય તો તે કન્યાનો ત્યાગ કરી ચાંદ્રાયણ પ્રાયશ્ચિત્ત કરવું. જાણીને વિવાહ થયો હોય તો બિમણુ (બે ચાંદ્રાયણ) પ્રાયશ્ચિત્ત કરવું. એ રીતે કન્યાએ એનું અર્ધ પ્રાયશ્ચિત્ત કરવું. એ રીતે સપિંડમાંની કન્યાજોડે વિવાહ થયો હોય તો પણ એજ નિર્ણય જાણવો. બ્રાહ્મણી સ્ત્રીનો માત્ર સંભોગ અને ધર્મકાર્યવિષેજ ત્યાગ કરવો, પરંતુ "માતાનીપેઠે તે સ્ત્રીનું પાલન કરવું," એવું વચન છે તેથી અન્નાદિકવડે તેનું રક્ષણ કરવું. જે પુરૂષ સગોત્ર કન્યાજોડે અજાણમાં, વિવાહ કરી તેનું ગમન કરે તો તેણે સગોત્ર કન્યાજોડે વિવાહ થયો તેનું એક ચાંદ્રાયણ પ્રાયશ્ચિત્ત કરી સગોત્ર કન્યાનું ગમન કર્યું તેથી બે ચાંદ્રાયણ કરતાં અધિક પ્રાયશ્ચિત્ત કરવું. જાણીને સગોત્ર કન્યાજોડે વિવાહાદિક થયાં હોય તો પ્રથમ કરતાં અધિક પ્રાયશ્ચિત્ત કરવું, એમ કોઈ ગ્રંથકારો કેહેછે. બીજા ગ્રંથકારો તો, "ગુરૂસ્ત્રીનાં ગમન કરનારનું જે પ્રાયશ્ચિત્ત તે કરવાથી શુદ્ધ થાયછે," એવું વચન છે એટલે સગોત્રની કન્યા ગુરૂપત્નીની સમાન છે એવું વચન હોવાથી ષડબ્દ પ્રાયશ્ચિત્ત કરવું; અજ્ઞાનથી થયાં હોય તો ત્રણ અબ્દ અથવા ત્રણ ચાંદ્રાયણ પ્રાયશ્ચિત્ત કરવાં એમ કેહેછે. અજાણે સગોત્રા આદિ કન્યાવિષે ઉત્પન્ન થયલા પુત્રોનો સઘળો વ્યવહાર, તેના પિતાએ પ્રાયશ્ચિત્ત કીધા પછી કાશ્યપ ગોત્રવડે કરવો, પણ તેનો ત્યાગ કરવો નહી. જાણીને સગોત્રા આદિ કન્યાવિષે ઉત્પન્ન થયલા પુત્રોને તો ચાંડાળત્વજ છે; કારણ, "આરૂઢપતિત (ઉત્તમ

આશ્રમથકી ઉતરેલા ) નું સંતાન, બ્રાહ્મણી સ્ત્રીમાં શૂદ્રથકી ઉત્પન્ન થયલો પુત્ર, અને સગોત્રા કન્યાનો વિવાહ કરી તેથી ઉત્પન્ન થયલો પુત્ર એ ત્રણે ચાંડાળ કહ્યા-છે." એવી યમસ્મૃતિ છે.

---

अथान्येपिविवाहेनिषेधाः प्रत्युद्वाहोनैवकार्योनैकस्मैदुहितृद्वयं नचैकजन्ययोःपुंसोरेकजन्येतुकन्यके अत्रापवादः सोदर्योःसोदरकन्यकेवत्सरादिकालव्यवधानेमहानद्यादिव्यवधानेवादेये पूर्वकन्यायादत्तायाःमृतौतस्यैववरस्यद्वितीयाकन्यादेया प्रत्युद्वाहोदारिद्र्यादिसंकटेकार्यः सोदराणांतुल्यसंस्कारोवर्षमध्येनिषिद्धः गृहनिर्माणविवाहौवर्षांतर्नकार्यौ गृहप्रवेशस्यनिषेधाभावाद्गृहप्रवेशोत्तरंविवाहःकार्यः सोदर्योःपुत्रयोःकन्यापुत्रयोर्वाकन्ययोर्वाविवाहौषण्मासाभ्यंतरेविशेषतोनिषिद्धौ पुरुषत्रयात्मककुलेविवाहान्मौंजीबंधःषण्मासेनिषिद्धः षण्मासेशुभकार्यत्रयंनकार्यं अत्रशुभकार्यपदेनमौंजीविवाहावेव तेनगर्भाधाननामकर्मादिसंस्काराणांनत्रित्वनिषेधः नवागर्भाधानादिनाचतुष्ट्वादिसंपादनं नाग्निकार्यत्रयंभवेदित्यनेनैकवाक्यतालाघवादितिभाति भिन्नोदराणामग्निकार्यत्रयंनदोषायेतिकाश्चित् केचित्तुकुर्यान्मंगलत्रयमित्यस्याभिन्नार्थत्वंस्वीकृत्य यत्किंचिच्छुभकार्याणामपित्रित्वंनशुभमित्याहुः पुरुषोद्वाहानन्तरमुद्वाहःषण्मासाभ्यंतरेनिषिद्धः ज्येष्ठमंगलाल्लघुमंगलंनकार्यं वहिर्मंडपेविहितंज्येष्ठमंगलं तद्भिन्नंलघु गर्भाधानादिकस्यप्राप्तकालस्यननिषेधः एवंशांत्यादेरपिनैमित्तिकस्यप्राप्तकालस्यननिषेधः अनिपन्नस्यत्रयंनिषेधः एवंव्रतोद्यापनादीनांवास्तुप्रवेशादीनांचलघुत्वादेवविवाहाद्युत्तरंनिषेधः इदंनिषेधचतुष्टयंत्रिपुरुषात्मककुलेषण्मासाभ्यंतरएव एवंमुंडनद्वयनिषेधंव्रतबंधाच्चौलनिषेधंचकेचिदाहुः ॥

## હવે બીજા પણ વિવાહવિષે નિષેધ કેહેછે.

"પ્રત્યુદ્વાહ (પોતાની કન્યા જેના પુત્રને દીધી તેની કન્યા પોતાના પુત્રમાટે લેવી તે) કરવો નહી. એક વરને બે સગી બેહેન દેવી નહી. તેમ સગા બે ભાઇને સગી બે બેહેનો દેવી નહી," **એ વિષે બાધ કેહેછે**---સગા બે ભાઇને સગી બે બેહેનો દેવી હોય તો એક વર્ષ ઇત્યાદિ કાળને અંતરાયે એટલે એક ભાઈના વિવાહ પછી એક વર્ષ ઇત્યાદિ કાળ ગયા પછી બીજા ભાઇને બીજી કન્યા દેવી. અથવા મહા-નદીનું અંતર હોય તો દેવી. પ્રથમ દીધેલી કન્યા મૃત થઈ હોય તો તેજ વરને બીજી કન્યા દેવી. દરિદ્રપણું ઇત્યાદિક સંકટ હોય તો પ્રત્યુદ્વાહ કરવો. સગા ભાઈ અ-થવા સગી બેહેનોના સમાન (એકજ) સંસ્કાર એક વર્ષમાં કરવા નહી. ઘર બાંધવું અને વિવાહ એ બન્ને એક વર્ષમાં કરવાં નહી. ઘરમાં પ્રવેશ કરવાનો નિષેધ નથી માટે ગૃહપ્રવેશ પછી વિવાહ કરવો. સગા બે પુત્ર, અથવા એક કન્યા અને પુત્ર, અથવા બે સગી કન્યા એમનો વિવાહ છ માસની માંહ્ય વિશેષે નિષિદ્ધ છે એટલે એક સંતાનનો વિવાહ કીધા પછી છ માસમાં બીજાં સહોદર સંતાનનો વિવાહ ક-રવો નહી. ત્રિપુરૂષ કુળમાં વિવાહ થયા પછી છ માસ પર્યંત મૌંજી કરવી નહી, છ માસની માંહ્ય ત્રણ શુભકાર્ય કરવાં નહી. એમાં શુભકાર્ય એ પદથકી મૌંજી અને વિવાહનોજ નિષેધ કીધોછે, તેથી ગર્ભાધાન, નામકરણ ઇત્યાદિક ત્રણ સંસ્કાર

કરવાનો નિષેધ નથી. અથવા ગર્ભાધાનાદિક કરવાથી ચાર ઇત્યાદિ કાર્ય કરવાં નહી. "ત્રણ અગ્નિકાર્ય થતાં નથી," એ વાક્યજોડે એક અર્થ થવાથી લાઘવ (ગુણ) થાયછે, માટે એમ ભાસેછે. જુદી માતાથી ઉત્પન્ન થયાં હોય તેમનાં ત્રણ અગ્નિકાર્ય થવાથી દોષ નથી, એમ કોઈ ગ્રંથકાર કેહેછે. કોઈ ગ્રંથકાર "ત્રણ મંગળકાર્ય કરવાં નહી," એ વાક્યને ભિન્નાર્થકપણું માંની કોઈપિણ ત્રણ શુભકાર્ય કરવાં નહી, એમ કેહેછે. ૧ પુત્રનો વિવાહ કીધા પછી છ માસમાં કન્યાનો વિવાહ કરવો નહી. ૨ જ્યેષ્ઠ મંગળ કીધા પછી લઘુ મંગળ કરવું નહી. બાહેર મંડપમાં જે કરવાનું તે જ્યેષ્ઠ મંગળ; અને તેથી જુદું તે લઘુ મંગળ. જેનો સમય પ્રાપ્ત થયો છે એવા ગર્ભાધાનાદિક સંસ્કારનો નિષેધ નથી. નિમિત્તવડે પ્રાપ્ત છે કાળ જેનો એવાં શાંતિ ઇત્યાદિક નૈમિત્તિક કર્મનો નિષેધ નથી. ૩ જેનો કાળ વ્યતીત થઈ ગયો હોય તેનો માત્ર એ નિષેધ જાણવો. ૪ એ રીતે વ્રતનાં ઉદ્યાપનાદિક અને ગૃહપ્રવેશ આદિકને લઘુપણું હોવાથીજ વિવાહાદિક કીધા પછી એમનો નિષેધ છે. એ જે ચાર નિષેધ કહ્યા તે ત્રિપુરૂષરૂપ કુળમાં અને છ માસની માંહ્યજ જાણવા. એ રીતે બે મુંડન કર્મનો નિષેધ અને મૌંજી થયા પછી ચૌળ સંસ્કારનો નિષેધ એ બે નિષેધ કોઈ ગ્રંથકાર કેહેછે.

---

अथैषामपवादाः सोदराणामपिसमानसंस्कारौविवाहौचसंकटेअब्दभेदात्कार्यौ चतुर्दिनव्यवधानादेकदिनव्यवधानाद्वाकार्यौ अतिसंकटेएकदिनेकर्तृभेदेनमंडपभेदेनवाकार्यौ द्वाभ्यांकर्तृभ्यांएकस्मिन्नपिलग्नेएकस्मिन्नपिगृहेभिन्नोदरयोर्विवाहःकार्यः एवंपूर्वोक्तनिषेधचतुष्टयेपिवर्षभेदेदोषाभावः यमलयोरेककालेएकमंडपेवासमानसंस्काराणांनदोषः एवंमातृभेदेपिषण्मासाभ्यंतरेसमानसंस्कारेदोषोन मातृभेदेएकजातकन्ययोरेकदिनेएकमंडपेपिवेदीभेदेनविवाहोनदोषायेतिकेचित् पुरुषत्रयात्मककुलेमंगलकार्योत्तरंषण्मासाभ्यंतरेमुंडनयुक्तंकर्मनकार्यं अत्रसर्वत्रपुरुषत्रयगणनाप्रकारःप्रतिकूलविचारेस्पष्टीकरिष्यते मुंडनकर्मतुचौलंनागसंस्कारादिकमाधानादिकमभ्युदयार्थमैच्छिकसर्वप्रायश्चित्तादिकं क्षौरप्रापकतीर्थयात्रादिकंचोह्यं व्रतबंधस्तुकात्यायनमतेमंगलरूपत्वाद्विवाहाद्युत्तरंकार्यः अन्येषांमतेमुंडनरूपत्वान्नकार्यः पित्रोरंत्यक्रियादिप्राप्तमुंडनमाकस्मिकप्राप्तप्रायश्चित्तमुंडनमासन्नमरणेनसर्वप्रायश्चित्तीयमुंडनंचकर्तव्यमेव नित्यत्वाद्दर्शपूर्णमासचातुर्मास्यादिमुंडनेपिनदोषः नचमुंडनंचौलमित्युक्तंव्रतोद्वाहौतुमंगलमितिवचसामंडनमुंडनयोःपरिगणनादाधानादीनांनदोषइतिवाच्यं वाक्यस्योदाहरणार्थत्वात् अन्यथाव्रतोद्वाहान्नचौलकमित्येववक्तव्येमंडनान्नतुमुंडनमितिसामान्येनवचनरचनानर्थक्यापातात् तस्माद्गर्भाधानादिलघुमंगलादुद्वाहादिज्येष्ठमंगलाच्चाधानादिमुंडनमपिवर्ज्यमितिभाति एवंसतिकुलेबहुकर्मोपरोधःस्यादितिचेत् विवाहव्रतचूडोत्तरमंगलेषुपिंडदानादौमासाद्यल्पकालप्रतिबंधवत्पित्राद्यन्यमरणेल्पकालप्रतिकूलनिर्णयवच्चलघुमंगलोत्तरं मासाद्यल्पकालमुंडननिषेधकल्पनंयुक्तिबलादाश्रयणीयमितिभाति अत्रविषयेप्राचीननिबंधेषुविशेषोनदृश्यतेतथापिधाष्टर्येनमयोक्तोविशेषोयुक्तश्चेद्ग्राह्यः इतिमंडनमुंडननिर्णयः ॥

# હવે એ નિષેધોનો અપવાદ (બાધ) કેહેછે.

સગા બે ભાઈના પણ સમાન (એક સરખા) સંસ્કાર અને વિવાહ સંકટ હોય તો વર્ષભેદવડે (સંવત્ અથવા શક બદલે તો) કરવા. અથવા ચાર દિવસને અંતરે કિંવા એક દિવસને અંતરે કરવા. અતિ સંકટ હોય તો એક દિવસે કર્ત્તાને ભેદે અથવા ભિન્ન મંડપમાં કરવા. બે કર્ત્તા હોય તો એક લગ્નમાં, અને એક ઘરમાં ભિન્નોદરનો વિવાહ કરવો. એ રીતે પ્રથમ કહેલા ચાર નિષેધવિષે પણ વર્ષભેદ હોય તો દોષ નથી. બેલડાંના એક કાળે અથવા એક મંડપમાં એક સરખા સંસ્કાર કરવાનો દોષ નથી. માતા ભિન્ન હોય તો છ માસમાં સમાન સંસ્કાર કરવામાં દોષ નથી. એક પુરૂષની બે કન્યાઓની માતા ભિન્ન હોય તો તે કન્યાઓનો વિવાહ એક દિવસે અને એક મંડપમાં વેદીમાત્ર ભિન્ન કરી, કરવામાં દોષ નથી એમ કોઈ કેહેછે. ત્રિપુરૂષરૂપ કુળમાં મંગળ કાર્ય કીધા પછી છ માસમાં મુંડનયુક્ત કર્મ કરવું નહી. આ સઘળા વિષયોમાં ત્રણ પુરૂષ ગણવાનો પ્રકાર પ્રતિકૂળના વિચાર પ્રસંગવિષે સ્પષ્ટ કેહેવાસે. **મુંડન કર્મ કયાં** તે કેહેછે. ચૌળ, નાગબળિ આદિક, અગ્નિહોત્રગ્રહણાદિક, પોતાનો ઉત્કર્ષ થવામાટે ઇચ્છાપ્રાપ્ત એવાં સર્વ પ્રાયશ્ચિત્તાદિક અને ક્ષૌરનું કારણ તીર્થયાત્રાદિક એ સર્વ મુંડનકર્મ જાણવાં. કાત્યાયનને મતે વ્રતબંધ (મૌંજી) તો મંગળરૂપ છે માટે વિવાહાદિક કીધા પછી કરવો. બીજાઓને મતે વ્રતબંધ મુંડનરૂપ છે માટે તે કરવો નહી. માતા, પિતાની અંત્યક્રિયા ઇત્યાદિ માટે પ્રાપ્ત થયલું મુંડન, અકસ્માત્ પ્રાપ્ત થયલું પ્રાયશ્ચિત્ત સંબંધી મુંડન, અને મરણસમય સમીપમાં આવ્યાથી કર્ત્તવ્ય જે સર્વ પ્રાયશ્ચિત્ત સંબંધી મુંડન એ અવશ્ય કરવાં. દર્શ, પૂર્ણમાસ અને ચાતુર્માસ્ય ઇત્યાદિ સંબંધિ મુંડન નિત્ય છે માટે તે કરવામાં દોષ નથી. "ચૌળ એ મુંડન અને મૌંજી તથા વિવાહ એ મંગળ છે," એ વચનવડે મંગળ અને મુંડન લેખી બતાવ્યાં છે તેથી આધાનાદિક કરવામાં દોષ નથી એમ કેહેવું નહી; કારણ, એ વચન જે કહ્યું તે કેવળ ઉદાહરણ દેખાડવામાટે કહ્યુંછે. જો એમ ન માનિએ તો, "મૌંજી અને વિવાહ કીધા પછી ચૌળ ન કરવું" એમ કેહેવું હતું તેને ન કેહેતાં "મંડન (મંગળ) પછી મુંડન કરવું નહી" એ રીતે–સામાન્યપણે જે વચન કહ્યું તે વ્યર્થ કહ્યું એવો દોષ પ્રાપ્ત થાસે, માટે ગર્ભાધાનાદિક લઘુ મંગળ અને વિવાહાદિક જ્યેષ્ઠ મંગળ, એ થયાં હોય તો અગ્ન્યાધાનાદિક મુંડનપણ વર્જ્ય કરવાં એમ ભાસેછે. એમ થવાથી કુટુંબમાં અનેક કર્મ બંધ રેહેશે એમ હોય તો વિવાહ, મૌંજી અને ચૌળ એ જ્યેષ્ઠ મંગળ થયા પછી પિંડદાનાદિકવિષે જેમ એક માસ ઇત્યાદિક અલ્પ કાળના પ્રતિબંધનો નિર્ણય અને માતા, પિતા કરતાં અન્ય કોઈ મૃત થયો હોય તો અલ્પ કાળ પર્યંત જેમ પ્રતિકૂળ થાયછે એવો નિર્ણય કહ્યોછે તેમ લઘુ મંગળ થયા પછી એક માસ ઈત્યાદિક અલ્પ કાળ પર્યંત મુંડનના નિષેધની કલ્પના કરવી એ યુક્તિબળથી માનવું એમ મને ભાસેછે. આ વિષયમાં પ્રાચીન ગ્રંથોમાં ક્યહાં પણ વિશેષ નિર્ણય જોવામાં આવતો નથી, તથાપિ આ

વિશેષ મેં માહારી ધૃષ્ટતા (ધીઠાઇ)થી કહેલો છે, તે યોગ્ય ભાસે તો ગ્રહણ કરવો. એ પ્રમાણે મંડન અને મુંડનનો નિર્ણય કહ્યો.

**અથપ્રતિકૂલવિચારઃ** विवाहनिश्चयोत्तरंवरस्यकन्यायावासगोत्रत्रिपुरुषात्मककुलेकस्यचिन्मरणेप्रतिकूलदोषः विवाहनिश्चयश्चवैदिकोलौकिकोवाग्राह्यः तत्रवैदिकोवाग्दानाख्यविधिनाकृतोमुख्यः लौकिकोलग्नतिथिनिश्चयादिर्वरवध्वोःशुल्कभाषाबंधपूगीफलदानादिश्च सगोत्रत्रिपुरुषेत्युक्त्यामातामहकुलादिव्यावृत्तिः तथाचवरस्तत्पूर्वपत्नीवरमातापितरौवरपितामहपितामह्यावनूढापितृष्वसाचेतिपूर्वत्रिपुरुषी वरस्तस्यभ्रातापत्नीपुत्रानूढकन्यासहितोवरस्यानूढाभगिनीवरस्यस्नुषापुत्रौअनूढाकन्याच पौत्रस्तद्भार्याचानूढापौत्रीचेतिपरत्रिपुरुषी पितृव्यतत्पत्न्यौपितृव्यपुत्रस्तत्पत्न्यावनूढापितृव्यकन्याचेतिसंतानभेदेत्रिपुरुषीचेतिसगोत्रत्रिपुरुषीपुरुषपरिगणना एतेषामन्यतममरणेप्रतिकूलमितिपर्यवसितोर्थः अत्रभ्रातापुत्रपौत्रादिश्चानुपनीतोपित्रिवर्षाधिकवयाःग्राह्यः एवमनूढभगिन्यादेरपित्रिवर्षाधिकत्वंयुक्तंभाति एवंवधूकुलेप्यूह्यं एवमेवमंडनमुंडनादावपित्रिपुरुषगणनोह्या ॥

## હવે પ્રતિકૂળનો વિચાર કેહેછે.

વિવાહનો નિશ્ચય થયા પછી વર અથવા કન્યાનાં સગોત્ર ત્રિપુરૂષરૂપ કુળમાં કોઈ મૃત થાય તો પ્રતિકૂળ દોષ થાયછે. વિવાહનો નિશ્ચય લેવો તે વૈદિક અથવા લૌકિક એ બેમાંથી એક લેવો. તેમાં વાગ્દાન વિધિવડે જે નિશ્ચય થયો તે વૈદિક અને મુખ્ય પણ એજછે. લગ્ન અને તિથિ એનો નિશ્ચય ઇત્યાદિ; વર અને કન્યાને જે અલંકારાદિક દેવા તેનો પરસ્પર ભાષાબંધ ( કરાર ); અને સોપારી દેવી ઇત્યાદિક તે લૌકિક નિશ્ચય છે. 'સગોત્ર ત્રિપુરૂષ' એમ કેહેવાથી માતામહ કુળાદિકની નિવૃત્તિ થઈ. **હવે ત્રિપુરૂષ કહ્યા તે કેહેછે**–વર, તેની પ્રથમ પરણેલી સ્ત્રી, વરની માતા, પિતા, પિતામહ, પિતામહી અને ન પરણેલી પિતાની બેહેન ( ફોઈ) એ **પૂર્વ ત્રિપુરૂષી** છે. વર, તેનો ભાઈ, ભાઈની સ્ત્રી, ભાઈનો પુત્ર, કુવારી એવી ભાઈની કન્યા, કુવારી એવી વરની બેહેન, વરનો પુત્ર અને તેની સ્ત્રી, વરની કુવારી એવી કન્યા, વરનો પોતરો અને તેની સ્ત્રી, અને કુવારી એવી વરની પોતરી એ **પરત્રિપુરૂષી** છે. વરનો કાકો, કાકી, કાકાનો પુત્ર, તેની સ્ત્રી અને કુવારી એવી કાકાની કન્યા અને સંતાનભેદ હોય તો તે ત્રિપુરૂષી, એ પ્રમાણે સગોત્ર ત્રિપુરૂષીના પુરૂષની સંખ્યા જાણવી. એ જે કહ્યા તેમાંનો કોઇપણ મૃત થાય તો પ્રતિકૂળ દોષ થાય એ છેવટનો અર્થ જાણવો. આ પ્રતિકૂળવિષે ભાઇ, પુત્ર, અને પોતરો ઇત્યાદિકની મૌંજી થઇ ન હોય તો પણ તે ત્રણ વર્ષ કરતાં અધિક વયનો હોય તે લેવો. એ પ્રમાણે કુવારી બેહેન ઇત્યાદિક પણ ત્રણ વર્ષ કરતાં અધિક વયની હોય તે લેવી એ યોગ્ય ભાસેછે. એ રીતે કન્યાનાં કુળમાં પણ એજ નિર્ણય જાણવો. એજ રીતે મંડન અને મુંડન આદિવિષે પણ ત્રિપુરૂષની સંખ્યા જોડવી.

**अत्रविशेषः** पितामातापितामहःपितामहीपितृव्यःपूर्वपत्नीपूर्वस्त्रियाःपुत्रोभ्रातानूढाभगिनीचैतेषांमरणेविशेषतःप्रतिकूलदोषान्नैवकर्तव्योविवाहः एतदन्यत्रिपुरुषसपिंडमरणे

शांत्यादिनादोषंपरिहृत्यविवाहःकार्यः संकटेतुपित्रादिमरणेपिकालप्रतीक्षाशांतिभ्यांदोषं निर्हृत्यविवाहःकार्यः तत्रव्यवस्था निश्चयोत्तरंमातापित्रोर्द्वयोरपिमरणेकालप्रतीक्षाशांतिभ्यामपिदोषशांत्यभावान्नकार्योविवाहः मातापित्रोरेकैकमरणेतुशांत्यादिनाविवाहः तत्र पितुरब्दमिहाशौचंतदर्धंमातुरेवच मासत्रयंतुभार्यायास्तदर्धंभ्रातृपुत्रयोः अन्येषांतुसपिंडानामाशौचंमाससंमितं तदंतेशांतिकंकृत्वाततोलग्नंविधीयते प्रतिकूलेनकर्तव्यंलग्नंयावदृतुत्रयं प्रतिकूलेसपिंडस्यमासमेकंविवर्जयेदित्यादिवाक्याश्रयेणव्यवस्थोच्यते अत्राशौचपदेन प्रतिकूलकृतंविवाहानधिकारमात्रंकालप्रतीक्षार्थमुच्यते अतःपितृमरणेवर्षोत्तरंविनायकशांतिंकृत्वासंकटेविवाहःकार्यः अतिसंकटेषण्मासोत्तरंविनायकशांतिंश्रीपूजनादिशांतिंचकृत्वाविवाहः ततोप्यतिसंकटेमासोत्तरंशांतिद्वयांतेविवाहइतिसंकटतारतम्येनपक्षत्रयं मातृमरणेषण्मासांतेविनायकशांत्याविवाहः अतिसंकटेमासांतेशांतिद्वयंकृत्वोद्वाहः यत्तुप्रमीतौ पितरौपस्यदेहस्तस्याशुचिर्भवेत् नदैवंनापिवापित्र्यंयावत्पूर्णोनवत्सरइतिपित्रोर्मृतौवर्षपर्यंतं सर्वशुभकर्मनिषेधवचनंतत्प्राङ्निश्चयात्पित्रोर्मृतौसंकटाभावेवाज्ञेयं भार्यामरणेमासत्रयांते मासांतेवाश्रीपूजनादिशांतिः भ्रातृमरणेसार्धमासांतेमासांतेवाविनायकशांतिःपुत्रमृतौसार्धमासेमासेवाप्रतीक्ष्यश्रीपूजनादिशांतिः पितृव्यमरणेमासांतेविनायकशांतिः पितामहाग्रजूढभगिन्याश्चमरणेमासांतेश्रीपूजनादिशांतिः एतदन्यत्रिपुरुषसपिंडमरणेमासांतेश्रीपूजनादिशांतिः ततोविवाहः गुणवत्तरमातुर्मृतौषण्मासेनमनःखेदानपगमेवर्षप्रतीक्षा एवंगुणवत्तरभार्यायाःषण्मासपर्यंतंप्रतीक्षा ज्योतिःप्रकाशेतु अतिसंकटवशेनमात्रादिमरणेमासाधिकप्रतीक्षायाअसंभवेमासमध्येपिदशाहोत्तरंकंचित्कालंप्रतीक्ष्योक्तव्यवस्थयाविनायकशांतिंश्रीपूजनादिशांतिंचकृत्वावाग्दत्वापुनर्वाग्दानादिचरेदित्युक्तं सर्वोप्ययमपवादःसंकटेषु तारतम्येनबुधैर्योज्यः अल्पसंकटविषयेमहासंकटविषयकविधिकथनेवक्तुःकर्तुश्चदोषएव दुर्भिक्षराष्ट्रभंगादिभयेपित्रोर्मरणाशंकायांचनप्रतिकूलं दीर्घरोगिदूरदेशस्थविरक्तानांकन्यायाःप्रौढत्वेचप्रतिकूलदोषोनेत्यपवादः ॥

**એ પ્રતિકૂળવિષે વિશેષ કેહેછે**—પિતા, માતા, પિતામહ, પિતામહી, કાકો, પ્રથમ પરણેલી સ્ત્રી, પ્રથમની સ્ત્રીનો પુત્ર, ભાઈ, અને કુવારી બેહેન એમાંથી કોઈ મૃત થાય તો વિશેષે પ્રતિકૂળ દોષ થાયછે તેથી વિવાહ કરવોજ નહી. એ પિતાઇત્યાદિક કરતાં અન્ય કોઈ ત્રિપુરૂષ સપિંડમાં મૃત હોય તો શાંતિ આદિકવડે તે પ્રતિકૂળ દોષ દૂર કરી વિવાહ કરવો. સંકટ હોય તો પિતા ઇત્યાદિકનું મરણ થયું હોય તો પણ કાંઇએક કાળ વ્યતીત કરવાથી અને શાંતિવડે દોષ નિવૃત્ત કરી વિવાહ કરવો. **તેમાં વ્યવસ્થા કેહેછે.** વિવાહનો નિશ્ચય કીધા પછી માતા અને પિતા એ બન્નેનું મરણ થાય તો કાળની પ્રતીક્ષા અને શાંતિ કરવાથી પણ દોષ નિવૃત્ત થતો નથી માટે વિવાહ કરવો નહી. માતા અને પિતા એ બેમાંથી એક મરણ પામે તો શાંતિ ઇત્યાદિક કરી વિવાહ કરવો. તેમાં, "વિવાહવિષે પિતાનું એક વર્ષ પર્યંત આશૌચ, માતાનું છ માસ આશૌચ, સ્ત્રીનું ત્રણ માસ આશૌચ, ભાઈ અને પુત્રનું દોઢ માસનું આશૌચ, અને બીજા સપિંડોનું એક માસ આશૌચ. તે આશૌચની નિવૃત્તિ થયા પછી શાંતિ કરી વિવાહ કરવો. પ્રતિકૂળ દોષ હોય તો છ માસ પર્યંત લગ્ન કરવું

નહી. સપિંડ સંબંધી પ્રતિકૂળ હોય તો એક માસ વર્જ્ય કરવો," ઇત્યાદિક વચનના આશ્રયથી એની વ્યવસ્થા કેહેછે,–આ વાક્યમાં **'આશૌચ'** એ શબ્દવડે પ્રતિકૂળ-થકી થયલો વિવાહનો માત્ર અનધિકાર, કાળની પ્રતીક્ષા (સમય વ્યતીત) કરવામાટે કહ્યોછે; તેથી પિતા મૃત થયો હોય તો એક વર્ષ પછી વિનાયક શાંતિ કરી સંકટ હોય તો વિવાહ કરવો. અતિ સંકટ હોય તો છ માસ પછી વિનાયક શાંતિ અને શ્રીપૂજનાદિક શાંતિ કરી વિવાહ કરવો. તેથી અતિ સંકટ હોય તો એક માસ પછી પૂર્વોક્ત બન્ને શાંતિ કરી વિવાહ કરવો, એ પ્રમાણે સંકટને અનુસારે ( ન્યૂનાધિક પણાએ ) ત્રણ પક્ષ કહ્યા. માતા મૃત થઈ હોય તો છ માસ વીતા પછી વિનાયક શાંતિ કરી વિવાહ કરવો. અતિ સંકટ હોય તો એક માસ પછી બન્ને શાંતિ કરી વિવાહ કરવો. "જેનાં માતા અથવા પિતા મરણ પ્રામ થયાં હોય તેનું દેહ એક વર્ષ પર્યંત અપવિત્ર રેહેછે, માટે વર્ષ પુરૂં થવા પર્યંત દૈવ અને પિત્ર્ય કર્મવિષે તેને અધિકાર નથી," એ રીતે માતા પિતાનાં મરણ થવા પછી એક વર્ષ પર્યંત સર્વ શુભ કર્મનો નિષેધ કરનારૂં જે વચન તે વિવાહના નિશ્ચય કરવાથકી પ્રથમ માતા પિતા મૃત થયાં હોય અને વિવાહ કરવો હોય અથવા સંકટ ન છતાં વિવાહ કરવો હોય તો તેવિષે જાણવું. સ્ત્રી મૃત થઈ હોય તો ત્રણ માસ પછી અથવા એક માસ પછી શ્રીપૂજનાદિક શાંતિ કરવી. ભાઈ મૃત થયો હોય તો દોઢ માસ અથવા એક માસ પીતા પછી વિનાયક શાંતિ કરવી. પુત્ર મૃત થયો હોય તો દોઢ અથવા એક માસ પ્રતીક્ષા કરી શ્રીપૂજનાદિક શાંતિ કરવી. કાકો મૃત થયો હોય તો એક માસની અંતે વિનાયક શાંતિ કરવી. દાદી અથવા કુવારી બે-હેન મૃત થઇ હોય તો એક માસની અંતે શ્રીપૂજનાદિક શાંતિ કરવી. એ ઉપર ક-હેલા કરતાં અન્ય ત્રિપુરૂષ સપિંડમાંનો કોઈ મૃત થયો હોય તો એક માસ પછી શ્રી-પૂજનાદિક શાંતિ કરવી. ત્યાર પછી વિવાહ કરવો. અતિ ગુણવતિ માતા મૃત થઈ હોય તેનો શોક છ માસે મનમાંથી નિવૃત્ત ન થાય તો એક વર્ષ પ્રતીક્ષા કરવી એ રીતે અતિ ગુણવાળિ સ્ત્રી મૃત થઈ હોય તો છ માસ પર્યંત પ્રતીક્ષા કરવી. **જ્યોતિઃપ્રકાશ** ગ્રંથમાં તો માતા ઇત્યાદિક મૃત થયલ હોય અને અતિ સંકટ હોતાં એક માસ કરતાં અધિક પ્રતીક્ષા કરવાનો સંભવ ન હોય તો માસની માંહ્ય પણ દશ દિવસ ગયા પછી કાંઇએક કાળની પ્રતીક્ષા કરી પૂર્વોક્ત વ્યવસ્થા પ્રમાણે વિનાયક શાંતિ અને શ્રીપૂજનાદિક શાંતિ કરી ગોદાન કરી ફરી વાગ્દાનાદિક ક-રવું એમ કહ્યુંછે. આ સઘળો અપવાદ કહ્યો તે અતિ સંકટ છતાં વિદ્વાનોએ ન્યૂના-ધિક વિચાર કરી જોડવો. અલ્પ સંકટના વિષયમાં મહાસંકટ સંબંધિ વિધિ કેહે તો બતાવનારો અને કર્ત્તા એ બન્નેને દોષ છે. દુષ્કાળ, દેશભંગ ઇત્યાદિક ભય અને માતા, પિતાનાં મરણની શંકા એનેવિષે પ્રતિકૂળ દોષ નથી. ઘણા કાળનો રોગિ, દૂર દેશાવરમાં રહેલો, અને વિરક્ત એમને વરાવેલિ કન્યા બહુ મ્હોટી થઈ હોય તો પ્રતિકૂળનો દોષ નથી, એ રીતે પ્રતિકૂળનો અપવાદ જાણવો.

---

श्रीपूजनादिशांतिश्चश्रियेजातइतिश्रियंइदंविष्णुरितिविष्णुंगौरीर्मिमायेतिगौरींत्र्यंबकमितिरुद्रंपरंमृत्योरितियमंचसंपूज्याष्टोत्तरशततिलाज्यंजुहुयात् भूःस्वाहामृत्युर्नश्यतांस्नुषायैसुखंवर्धतांस्वाहेतितनोहोमंसमाप्याथगोद्वयंदक्षिणाभवेदितिकौस्तुभेद्रष्टव्या इतिप्रतिकूलविचारः ॥

## હવે શ્રીપૂજનાદિક શાંતિનો વિધિ કેહેછે.

"श्रियेजात०" એ મંત્રવડે લક્ષ્મીની, "इदंविष्णु०" એ મંત્રે વિષ્ણુની, "गौरीर्मिमाय०" એ મંત્રે ગૌરીની, "त्र्यंबकं०" એ મંત્રે રૂદ્રની, અને "परंमृत्यो०" એ મંત્રે યમની પૂજા કરી તિલ અને ઘૃતવડે (૧૦૮) આહુતિ હોમવી. "भूःस्वाहा मृत्युर्नश्यतां स्नुषायै सुखं वर्धतां स्वाहा," એ મંત્રવડે હોમ કરવો. "પછી હોમની સમાપ્તિ કરી બે ગોદાન દક્ષિણા દેવી." એ રીતે કૌસ્તુભમાં શાંતિ જોવી. એ પ્રમાણે પ્રતિકૂળનો વિચાર કહ્યો.

प्रेतकर्माण्यनिर्वृत्यचरेन्नाभ्युदयक्रियां आचतुर्थततःपुंसिपंचमेशुभदंभवेत् अत्रप्रेतकर्मपदेनसपिंडीकरणात्पूर्वभाविकर्माणिसपिंडीकरणंचसपिंडीकरणोत्तरंपार्वणविधिनोक्तानिमासिकानिचोच्यंते सपिंडीकरणादर्वागपकृष्यकृतान्यपि पुनरप्यपकृष्यनेवृद्धयुत्तरमितिनिषेधनादित्यनुमासिकानामप्यपकर्षोक्तेः अभ्युदयपदेननांदीश्राद्धयुक्तंकर्ममात्रंग्राह्यं कैश्चिद्विवाहादेवग्राह्यमित्युक्तं आचतुर्थमितिनांदीश्राद्धकर्तारंपुरुषमारभ्यजनकचतुःपुरुषीजन्यचतुःपुरुषीसंतानभेदेचचतुःपुरुषीसगोत्रागृह्यते तथाचनांदीश्राद्धकर्तुःपितृपितामहप्रपितामहाःपत्नीसहिताः कर्तुर्भार्यापुत्रपौत्रप्रपौत्रास्तद्भार्याश्चभ्रातातत्पुत्रपौत्रास्तद्भार्याःपितृव्यतत्पुत्रपौत्रास्तद्भार्याश्चप्रपितामहस्यपुत्रपौत्रप्रपौत्रास्तद्भार्याश्चैतेषांमृतानामनुमासिकांतप्रेतकर्माकरणेमंगलंनकार्यमित्यर्थः नांदीश्राद्धकर्त्रात्रमुख्यएवग्राह्योनतुमातुलादिर्गौणः मृतपितृकस्योपनयनादौसंस्कार्यमारभ्यैवचतुःपुरुषीगणना मातामहादेर्भिन्नगोत्रत्वेपिनांदीश्राद्धदेवतात्वात्प्रेतकर्माभावेमंगलंनभवति मातामह्यादेःस्वातंत्र्येणदेवतात्वाभावात्दशाहांत्यकर्माभावेपिमंगलप्रतिबंधोनास्ति इत्यंतकर्माभावनिमित्तकमंगलप्रतिबंधनिर्णयः ॥

"પ્રેત કર્મ સમાપ્ત કર્યા વિના ચાર પુરૂષ સાપિંડયની માંહ્ય અભ્યુદય (મંગળ કર્મ) કરવાં નહી. પછી પાંચમા પુરૂષથકી શુભદાયક છે." એ વાક્યમાં 'प्रेतकर्म' એ પદવડે સપિંડી કરણથકી પ્રથમ થવાનાં કર્મ, સપિંડીકરણ, અને સપિંડીકરણ કીધા પછી પાર્વણ વિધિએ કરવાના માસિક ઇત્યાદિક કેહેવાયછે; કારણ, "સપિંડીકરણથકી પ્રથમ અપકર્ષ કરી કરેલ હોય તો પણ તે ફરિ અપકર્ષ કરી (આગળ કરવાનાં તે ખેંચીને પ્રથમ) કરવાં; કારણ કે, વૃદ્ધિ શ્રાદ્ધ કીધા પછી તે પ્રેત કર્મ કરવાનો નિષેધ છે." એ રીતે અનુમાસિકના અપકર્ષ કરવાવિષે પણ વચન છે. 'અભ્યુદય' પદવડે નાંદીશ્રાદ્ધયુક્ત કર્મ માત્ર ગ્રહણ કરવાં. કેટલાએક ગ્રંથકારોએ વિવાહાદિક લેવા એમ કહ્યુંછે. 'આચતુર્થ' એ પદવડે નાંદીશ્રાદ્ધ કરનારા પુરૂષને આરંભી જનક (પિતા આદિ) ચાર પુરૂષ, જન્ય (પુત્રાદિક) ચાર પુરૂષ, અને સંતાન

१ मातामहमातृपितामहप्रपितामहानामित्यर्थः ॥ २ सपत्नीकानामेवनांदीश्राद्धेदेवतात्वात्स्वातंत्र्याभावः ॥

ભેદ હોય તો તે ચાર પુરૂષ એ સગોત્ર પુરૂષોનું ગ્રહણ થાયછે. તે આ રીતે,—નાંદીશ્રાદ્ધ કરનારના પિતા, પિતામહ, અને પ્રપિતામહ સપત્નીક; સ્ત્રી; પુત્ર, પૌત્ર, અને પ્રપૌત્ર (પડપોતરો) સપત્નીક; ભાઈ, તેનો પુત્ર, અને પોતરો સપત્નીક; કાકો તેનો પુત્ર અને પોતરો એ સપત્નીક; પરદાદાના પુત્ર, પૌત્ર અને પ્રપૌત્ર એ સપત્નીક એમાનું કોઈ મૃત થયા છતાં તેમનું અનુમાસિક પર્યંત પ્રેતકર્મ કર્યાવિના મંગળ કાર્ય કરવું નહી. ઇહાં નાંદીશ્રાદ્ધ કર્ત્તાજ મુખ્ય લેવો, મામો ઇત્યાદિક ગૌણ કર્ત્તા લેવા નહી. જેનો પિતા મૃત થયલો હોય તેના મૌંજી આદિક સંસ્કારમાં સંસ્કાર્ય (બાળક) થકી આરંભી ચાર પુરૂષની સંખ્યા ગણવી. માતામહ, માતૃપિતામહ માતૃપ્રપિતામહ એ ભિન્ન ગોત્રમાંના છે તથાપિ તેઓ નાંદીશ્રાદ્ધના દેવતા છે તેથી તેમનું પ્રેતકર્મ થયું ન હોય તો મંગળકાર્ય કરવું નહી. માતામહી (માતાની મા), માતૃ પિતામહી અને માતૃ પ્રપિતામહી એ સ્વતંત્રપણાએ નાંદીશ્રાદ્ધના દેવતા નથી માટે એમનું દશાહ પર્યંત કર્મ થયું ન હોય તથાપિ મંગળ કરવામાં પ્રતિબંધ નથી. એ પ્રમાણે ઔર્ધ્વદેહિક કર્મ ન કરવારૂપ નિમિત્તથકી મંગળકાર્યવિષે જે પ્રતિબંધ તેનો નિર્ણય કર્યો.

'मौंजीविवाहयोर्नांदीश्राद्धमारभ्यमंडपोद्वासनपर्यंतंमध्येदर्शादिनंयथानपतेत्तथाकार्यं दर्शान्यपित्रोःक्षयाहादिश्राद्धदिनंयदिज्ञानादज्ञानाद्वापततिनदात्रिपुरुषसपिंडैर्विवाहादिमंगलसमाप्त्युत्तरंश्राद्धंकार्यं एवंचदर्शान्यश्राद्धस्यैवस्वरूपतोविवाहमध्येनिषेधः ननुदर्शवच्छ्राद्धरहितस्यापिश्राद्धतिथिमात्रस्य वृत्तेविवाहेपरतस्तुकुर्याच्छ्राद्धमित्याद्युक्तेः एतेनसंक्रांतिमन्वाद्यष्टकादिदिनानांश्राद्धदिनत्वाद्दर्शवन्मध्येपातोनिषिद्धइतिशंकानिरस्ता तेनषण्णवतिश्राद्धकर्तृभिःसपिंडैर्मध्यपतितमन्वादेःप्रायश्चित्तादिनासंपत्तिःसंपाद्या इतिचतुर्थीकर्ममध्येदर्शादिनिर्णयः ॥

મૌંજી અને વિવાહ એ કાર્યવિષે નાંદીશ્રાદ્ધનો આરંભ કરી મંડપનાં વિસર્જન પર્યંત મધ્યમાં અમાવાસ્યા આવે નહી તેમ કરવું. અમાસ વિના અન્ય, માતા પિતાના સંવત્સરી આદિક શ્રાદ્ધદિવસ જાણે અથવા અજાણે મધ્યમાં આવે તો ત્રણ પુરૂષ પર્યંત સપિંડોએ વિવાહાદિક મંગળની સમાપ્તિ થયા પછી શ્રાદ્ધ કરવું. એથી, દર્શવિના અન્ય શ્રાદ્ધનોજ સ્વરૂપે વિવાહમાં નિષેધ કર્યો, પણ જેમ દર્શનો નિષેધ કર્યોછે તેમ શ્રાદ્ધ રહિત એવી શ્રાદ્ધની તિથિ માત્રનો નિષેધ કીધો નથી; કારણ, "વિવાહ થઇ ગયા પછી શ્રાદ્ધ કરવું," ઇત્યાદિક વચન છે. એથી સંક્રાંતિ, મન્વાદિ અને અષ્ટકાદિક એ શ્રાદ્ધદિવસો છે માટે દર્શનીપેઠે વિવાહના મધ્યમાં પડે તો તે નિષિદ્ધ છે એ શંકા નિવૃત્ત કરી, તેથી છન્નું શ્રાદ્ધ કરનારા સપિંડોએ તે શ્રાદ્ધ સંબંધિ મન્વાદિ દિવસ વિવાહમાં પ્રાપ્ત થાય તો તે શ્રાદ્ધની પ્રાયશ્ચિત્તાદિકવડે સિદ્ધિ કરવી, પ્રત્યક્ષ શ્રાદ્ધ કરવું નહી, એ પ્રમાણે વિવાહ સંબંધી ચાર દિવસમાં દર્શાદિક પ્રાપ્ત થાય તો તેનો નિર્ણય કર્યો.

प्रारंभात्प्रागारंभोत्तरंवामातुःपितृव्यादेःकर्त्रीनरस्यपत्न्यावारजोदोषेयद्वक्तव्यंतद्व्रतबंधप्रकरणेविस्तरेणोक्तंततएवज्ञेयं ॥

પ્રારંભથકી પ્રથમ અથવા પ્રારંભ પછી વર અથવા કન્યાની માતા અથવા કાકા ઇત્યાદિક જે અન્ય નાંદીશ્રાદ્ધકર્ત્તા તેની સ્ત્રીને રજોદર્શન થાય તો ત્યારે જે નિર્ણય કેહેવાનો તે ચૌળ પ્રકરણમાં (પત્ર૩૦૮માં) વિસ્તારપૂર્વક કહ્યોછે તે ત્યહાંથીજ જાણવો.

रजोदोषजननाशौचादिसंभावनायांनांदीश्राद्धस्यापकृष्यानुष्ठानेदिनावधिः एकविंशत्यहर्यज्ञेत्रिवाहेदशवासराः त्रिषट्चौलोपनयनेनांदीश्राद्धंविधीयते दशदिनाद्यतिक्रमेपुनर्नांदीश्राद्धमित्यर्थात्सिद्धं नांदीश्राद्धोत्तरंसूतकमृतकयोःप्राप्तौनविवाहादिप्रतिबंधः विवाहव्रतयज्ञेषुश्राद्धेहोमेर्च्चनेजपे आरब्धेसूतकंनस्यादनारब्धेतुसूतकं प्रारंभोवरणंयज्ञेसंकल्पोव्रतसत्रयोः नांदीमुखंविवाहादौश्राद्धेपाकपरिक्रियेत्युक्तेः इदंसन्निहितमुहूर्तांतराभावाद्विसंकटेएवज्ञेयं संकटाभावेतुनांदीश्राद्धेजातेपिसूतकांतेमुहूर्तांतरेएवमंगलं सर्वोप्याशौचापवादोऽनन्यगतित्वेआर्त्तौचज्ञेयइतिसिंधूक्तेः तेनव्रतेसंकल्पोत्तरमाशौचेपिविप्रद्वारैवपूजादि यज्ञादौमधुपर्कविधिनावरणोत्तरमपिऋत्विगंतरालाभादिकेनन्यगतौसंकटेएवचमधुपर्कविधिनावृतस्याशौचाभावः एवंजपहोमादावप्यूह्यं श्राद्धेपाकपरिक्रियापाकप्रोक्षणं एतदप्यार्तिसत्त्वे महासंकटेप्रारंभात्प्रागपिसूतकप्राप्तौकूष्मांडमंत्रैर्घृतहोमंकृत्वापयस्विनींगांदत्वापंचगव्यंप्राश्यशुद्धःचूडोपनयनोद्वाहप्रतिष्ठादिकमाचरेत् उपकल्पितबहुसंभारस्यसन्निहितलग्नांतराभावेननाशाद्यापत्तावप्येवंशुद्धिः इदंजननाशौचमात्रविषयमितिमार्तंडादौ ॥

રજોદોષ, અને જનનાશૌચાદિક પ્રાપ્ત થશે એવો સંભવ હોય તો આગળ કરવાનું નાંદીશ્રાદ્ધ અપકર્ષ કરી કેટલા દિવસ પ્રથમ કરવું તે કેહેછે—"યજ્ઞ સંબંધી નાંદીશ્રાદ્ધ એકવીશ દિવસ પર્યંત, વિવાહ સંબંધી દશ દિવસ પર્યંત, ચૌલ સંબંધી ત્રણ દિવસ પર્યંત અને મૌંજી સંબંધી છ દિવસ પર્યંત (પ્રથમ) કરવું." દશ દિવસ ઇત્યાદિક જે મર્યાદા કહી તે વ્યતીત થઈ હોય તો ફરી નાંદીશ્રાદ્ધ કરવું, એ અર્થાત્ સિદ્ધ થયું. નાંદીશ્રાદ્ધ થયા પછી જનનાશૌચ અથવા મૃતાશૌચ પ્રાપ્ત થાય તો વિવાહાદિક કરવામાં પ્રતિબંધ નથી; કારણ, "વિવાહ, વ્રત, યજ્ઞ, શ્રાદ્ધ, હોમ, પૂજા અને જપ એમનો આરંભ થયા પછી સૂતક પ્રાપ્ત થતું નથી, આરંભ થયો ન હોય તો સૂતક છે." **પ્રારંભનું લક્ષણ** કેહેછે—"યજ્ઞવિષે ઋત્વિજોનું વરણ, વ્રત અને સત્રવિષે સંકલ્પ કરવો તે, વિવાહાદિક કાર્યવિષે નાંદીશ્રાદ્ધ થયું તે અને શ્રાદ્ધવિષે પાકનું પ્રોક્ષણ થયું તે આરંભ," એવું વચન છે. એ પ્રારંભનું લક્ષણ. આ નિર્ણય બીજું મુહૂર્ત્ત સમીપમાં ન હોય ઇત્યાદિક સંકટ વિષેજ ગ્રહણ કરવો. સંકટ ન હોય તો નાંદીશ્રાદ્ધ થયા છતાં પણ આશૌચ નિવૃત્તિ થયા પછી બીજાં મુહૂર્ત્તવિષેજ મંગળ કરવું; કારણ, આ સઘળો જે આશૌચનો અપવાદ કહ્યો તે અન્ય ગતિ ન હોય અને આપત્તિ હોય તો જાણવો, એમ નિર્ણયસિંધુમાં કહ્યુંછે. એથી વ્રતવિષે સંકલ્પ થયા પછી આશૌચ પ્રાપ્ત થાય તો વિપ્રદ્વારાએજ કરાવવું. યજ્ઞાદિકવિષે મધુપર્ક વિધિવડે ઋત્વિજનું વરણ થયા પછી પણ અન્ય ઋત્વિજ ન મળે ઇત્યાદિક અને જેની અન્ય ગતિ નથી એવું સંકટ છતાંજ મધુપર્ક વિધિએ વરેલાને આશૌચ નથી. એ રીતે જપ, હોમ ઇત્યાદિકવિષે પણ એજ નિર્ણય જાણવો. શ્રાદ્ધવિષે પાકપરિક્રિયા એટલે પા-

કનું પ્રોક્ષણ; એ પણ નિર્ણય આપત્તિ છતાંજ જાણવો. મહાસંકટ હોય તો પ્રારંભ થકી પ્રથમ સૂતક પ્રાપ્તિ થયા છતાં પણ કૂષ્માંડ મંત્રવડે ઘૃતનો હોમ કરી દૂધવાળી ગાયનું દાન કરી પંચગવ્ય પ્રાશન કરી શુદ્ધ થઈ ચૌલ, મૌંજી, વિવાહ અને પ્રતિષ્ઠા ઇત્યાદિક કરવાં. બીજું મુહૂર્ત્ત સમીપમાં ન હોવાથી સિદ્ધ કરેલા સર્વ પદાર્થોનો નાશ થવાનો ઇત્યાદિક આપત્તિકાળે પણ એ પ્રમાણેજ શુદ્ધિ જાણવી. આ નિર્ણય જનનાશૌચવિષેજ જાણવો એમ માર્त्तंડાદિક ગ્રંથોમાં કહ્યુંછે.

---

कूष्मांडहोमादिनाशुद्धिपूर्वकंसूतकमृतकयोर्मध्यआरब्धेविवाहादौविप्राणांपूर्वसंकल्पितान्नभोजनेदोषोन पाकपरिवेषणादिकमपिसूतकिभिःकार्यंहोमादिविधिनाशुद्धिसंपादनादितिकौस्तुभेस्थितं नैतद्युक्तं लोकविद्विष्टत्वादतःपरगोत्रैरेवान्नदानंयुक्तंभाति नांदीश्राद्धोत्तरंसूतकमृतकयोःप्राप्तौपूर्वमन्नसंकल्पाभावेपि विवाहोत्तरकालसंकल्पितान्नभोजनंविप्रैःकार्यं अत्रापिपरैरन्नंप्रदातव्यंभोक्तव्यंचद्विजोत्तमैरितिसर्वसंमतं परैरसगोत्रैरितिसिंधुमयूखादौव्याख्यानात् पूर्वसंकल्पितान्नस्यापिभोजनसमयेसूतकप्राप्तौभोक्तृभिर्भुक्तशेषंत्यक्त्वापरगृहोदकैराचांतनादिविधेयं पाकशेषःसूतकिभिर्भोक्तव्यः भुंजानेषुचविप्रेषुत्वंतरामृतसूतके अन्यगेहोदकाचांताइतिस्मृतेः नांदीश्राद्धोत्तरंभोजनादन्यकालेसूतकप्राप्तौसूतकिगृहेभोक्तव्यं भुंजानेषुसूतकप्राप्तौभोक्तृभिःपात्रस्थमप्यन्नंत्याज्यमितिवाचनिकएवविशेषः नहिवचनस्यातिभारइतिन्यायात् ममतुभुंजानेष्वितिवाक्यमारब्धानारब्धसर्वकर्मसुअसंकल्पितान्नविषयमितिभाति इतिविवाहादौरजोदोषसूतकप्राप्तिनिर्णयः ॥

જનન અને મૃતક આશૌચના મધ્યમાં કૂષ્માંડ મંત્રે હોમાદિક કરી શુદ્ધિ કરવા પછી આરંભ કરેલા વિવાહાદિકવિષે પ્રથમ સંકલ્પ કરી રાખેલાં અન્નનું બ્રાહ્મણોએ ભક્ષણ કરવું તેમાં દોષ નથી. પાત્ર ઉપરે પરીસવાનું પણ સૂતકીએ કરવું; કારણ, હોમાદિક વિધિવડે શુદ્ધિ કરેલી છે, એમ કૌસ્તુભમાં કહ્યુંછે; તથાપિ એ યોગ્ય નથી; કારણ, તેથી લોકમાં નિંદા થાયછે, માટે પરગોત્રીવડેજ અન્ન પરીસાવવું એ યોગ્ય ભાસેછે. નાંદીશ્રાદ્ધ કીધા પછી જનનાશૌચ અથવા મૃતાશૌચ પ્રાપ્ત થાય તો નાંદીશ્રાદ્ધથી પ્રથમ અન્નનો સંકલ્પ કીધો ન હોય તથાપિ વિવાહ થયા પછી સંકલ્પ કરેલાં અન્નનું બ્રાહ્મણોએ ભોજન કરવું. એ વિષયમાં પણ, "અન્યે અન્ન પરીસવું અને તે બ્રાહ્મણોએ ભોજન કરવું," એ સર્વને સંમત છે; કારણ, પર એટલે પરગોત્રી એ રીતનો અર્થ નિર્ણયસિંધુ અને મયૂખાદિક ગ્રંથોમાં કહ્યોછે. પ્રથમ સંકલ્પ કરેલાં અન્નનાં ભોજન સમયે સૂતક પ્રાપ્ત થાય તો ભોજન કરનારે બાકી રહેલાં શેષ અન્નનો ત્યાગ કરી પરાયાં ઘરનાં જલવડે આચમનાદિક કરવું, શેષ અન્ન રહેલું હોય તે સૂતકિઓએ ભોજન કરવું; કારણ, "બ્રાહ્મણોએ ભોજન કરતીવેળાએ મધ્યમાં મૃતાશૌચ પ્રાપ્ત થાય તો પરઘરનાં જળવડે આચમન કરવું," એવી સ્મૃતિ છે. નાંદીશ્રાદ્ધ કીધા પછી ભોજન સમય વિના અન્ય કાળે આશૌચ પ્રાપ્ત થાય તો સૂતકીને ઘરે ભોજન કરવું. બ્રાહ્મણોએ ભોજન કરતી વખતે આશૌચ પ્રાપ્ત થાય તો ભોજન કરનારા બ્રાહ્મણોએ પાત્ર ઉપરે રહેલું અન્ન પણ છોડી

દેવું, એ વચનવડેજ વિશેષ છે. કારણ, વચનને અતિ ભાર છે નહી એવો ન્યાય છે. મને તો, "બ્રાહ્મણોએ ભોજન કરતી વેળાએ મધ્યમાં મૃતાશૌચ પ્રાપ્ત થાય તો પરઘરનાં જળવડે આચમન કરવું," ઇત્યાદિક જે વાક્ય કહ્યાંછે તે પ્રારંભ કરેલાં અથવા ન કરેલાં એવાં સર્વ કર્મવિષે જેનો સંકલ્પ નથી કર્યો એવાં અન્નમાટે છે એમ ભાસેછે. એ રીતે વિવાહાદિક મંગલ કાર્ય સમયે રજોદર્શન, અથવા આશૌચ-પ્રાપ્તિ થાય તો તેનો નિર્ણય કહ્યો.

---

विवाहात्पूर्वंकन्यायारजोदर्शनेमातृपितृभ्रातृणांनरकपातः कन्यायाःवृषलीत्वंतद्भर्तुर्वृषलीपतित्वं अत्रशुद्धिप्रकारः कन्यादाताऋतुसंख्ययागोदानानिएकंवागोदानंयथाशक्तिब्राह्मणभोजनंवाकृत्वाकन्यादानेयोग्योभवेत् कन्यात्रुपवासत्रयांतेगव्यपयःपानंकृत्वाविप्रकुमार्यैसरत्नभूषणंदत्त्वोद्वाहयोग्याभवति वरश्चकूष्मांडहोमपूर्वकंतामुद्वहन्नदोषीस्यादिति विवाहहोमकालेरजोदोषेतांस्नापयित्वायुंजानेनितैत्तिरीयमंत्रेणप्रायश्चित्तंहुत्वा होमतंत्रंसमापयेत् यदातुदात्रभावाद्रजोदर्शनंतदाकन्यावर्षत्रयंप्रतीक्ष्यस्वयंवरंवृणुयात् नात्रवरस्यापिदोषः इतिकन्यारजोदोषनिर्णयः ॥

વિવાહ થવાથી પ્રથમ કન્યાને રજોદર્શન થાય તો તેથી તે કન્યાની માતા, પિતા અને ભાઇને નરકપ્રાપ્તિ થાયછે. કન્યાને વૃષલી ( શૂદ્રી ) પણું અને તેના પતિને વૃષલીપતિત્વ થાયછે. **એ વિષયમાં શુદ્ધિનો પ્રકાર કેહેછે.**—કન્યાના દાતાએ જેટલી ઋતુ પ્રાપ્ત થઇ હોય તે લેખી તેટલાં ગોદાન અથવા એક ગોદાન અથવા યથાશક્તિ બ્રાહ્મણભોજન એમાંનો કોઈ એક પક્ષ કરવાથી તે કન્યાદાનવિષે યોગ્ય થાયછે. કન્યા તો ત્રણ ઉપવાસ કરી પછી ગાયનું દૂધ પ્રાશન કરી બ્રાહ્મણની કુમારીને રત્નસહિત અલંકારનું દાન કરવાથી વિવાહને યોગ્ય થાયછે. વર કૂષ્માંડમંત્રવડે ઘીનો હોમ કરી તેને પરણે તો દોષયુક્ત થતો નથી. વિવાહહોમને સમયે કન્યાને રજોદર્શન થાય તો તેને સ્નાન કરાવી "युंजान०" એ તૈત્તિરીય શાખાના મંત્રે પ્રાયશ્ચિત્ત હોમ કરી હોમતંત્ર સમાપ્ત કરવો. જ્યારે દાન કરનાર ન હોવાથી કન્યાને મ્હોટી અવસ્થા પામવાથી રજોદર્શન પ્રાપ્ત થાય તો ત્યારે ત્રણ વર્ષ પર્યંત પ્રતીક્ષા ( દાતાની શોધ ) કરી પોતેજ વરને વરવું. એ કન્યાવિષે વરને પણ દોષ નથી. એ પ્રમાણે કન્યાના રજોદોષનો નિર્ણય કહ્યો.

---

पक्षमध्येतिथिद्वयस्यक्षयेणपक्षस्त्रयोदशदिनात्मकःपक्षःसक्षयपक्षः तदाबहुप्रजासंहारोराजसंहारोवा क्षयपक्षेचौलोपनयनोद्वाहादिवास्तुकर्मादिशुभंनकार्यं क्षयमासाधिमासगुरुशुक्रास्तादौविवाहनिषेधःप्रथमपरिच्छेदे एवंसिंहस्थगुरुनिषेधनिर्णयोपिप्रथमपरिच्छेदेद्रष्टव्यः क्षयसंवत्सरोपिनिषिद्धः शीघ्रगत्यापूर्वराशिशेषमतिक्रम्यराश्यंतरसंचारोतिचारस्तंप्राप्तोगुरुःपुनःपूर्वराशिंवक्रगत्यायदिनायातितदासक्षयसंवत्सरःसर्वकर्मसुवर्ज्यः तत्रमेषवृषभवृश्चिककुंभमीनराशिषुनदोषः केचिद्गोदादक्षिणदेशेकोप्यतिचारादिगुरुदोषोनेत्याहुः इतिक्षयपक्षादिविचारः ॥

## હવે ક્ષયપક્ષાદિકનો નિર્ણય કેહેછે.

એક પખવાડામાં બે તિથિનો ક્ષય થઈ તેર દિવસનું જે પક્ષ થાયછે તે ક્ષયપક્ષ છે, અને તે સમયે બહુ પ્રજાનો સંહાર અથવા રાજાનો સંહાર થાયછે. ક્ષયપક્ષમાં ચૌળ, મૌંજી, વિવાહ, અને ઘર બાંધવું ઇત્યાદિક શુભ કાર્ય કરવાં નહી. ક્ષયમાસ, અધિકમાસ અને ગુરૂ, શુક્રનો અસ્ત એનેવિષે વિવાહનો નિષેધ પ્રથમ પરિચ્છેદમાં (પત્ર૧૦તથા૧૧માં) કહ્યોછે. એ રીતે સિંહસ્થ ગુરૂનો નિર્ણય પણ પ્રથમ પરિચ્છેદમાં (પત્ર ૧૧ માં) કહ્યોછે તે જોવો. ક્ષય સંવત્સર પણ નિષિદ્ધ છે. શીઘ્ર ગતિવડે પૂર્વ રાશિના શેષ સમયનું ઉલ્લંઘન કરી બીજી રાશિમાં જે સંચાર તેનું નામ અતિચાર છે. તે અતિચારપ્રત્યે ગયલો ગુરૂ ફરી વક્રગતિએ જો પૂર્વ રાશિપ્રત્યે આવે નહી તો ત્યારે ક્ષય સંવત્સર થાયછે. તે સર્વકર્મવિષે વર્જ્ય છે. તેમાં મેષ, વૃષ, વૃશ્ચિક, કુંભ અને મીન રાશિનો બૃહસ્પતિ હોય તો દોષ નથી. કોઈ ગ્રંથકાર, ગોદાવરીની દક્ષિણ દિશામાં અતિચારાદિક ગુરૂ સંબંધી કોઈ પણ દોષ નથી, એમ કેહેછે. એ રીતે ક્ષયપક્ષાદિકનો નિર્ણય સમાપ્ત થયો.

---

**मुख्यंगुरुबलंवध्वावरस्येऽर्कबलं द्विपंचसप्तनवैकादशस्थोगुरुःकन्यायाःशुभः जन्मतृतीयषष्ठदशमस्थानेषुपूजाहोमात्मकशांत्याशुभः चतुर्थाष्टमद्वादशस्थानेषुदुष्टफलः कर्कधनुर्मीनगश्चतुर्थादिस्थानेपिनदुष्टः संकटेचतुर्थद्वादशस्थोद्विवारमष्टमस्त्रिवारंहोमादिरूपपूजयार्चितःशुभः ॥**

## હવે ગુરૂબળનો નિર્ણય કેહેછે.

"કન્યાને ગુરૂબળ શ્રેષ્ઠ છે. વરને રવિબળ શ્રેષ્ઠ છે." જન્મ રાશીથકી બીજે, પાંચમે, સાતમે, નવમે, અને ઇગ્યારમે ગુરૂ કન્યાને શુભ છે. જન્મરાશીમાં, ત્રીજે, છઠે અને દશમે પૂજા અને હોમરૂપ શાંતિવડે શુભ થાયછે. ચોથે, આઠમે અને બારમે દુષ્ટ ફળદાયક છે. કર્ક, ધનુષ અને મીન રાશિનો હોય તો ચોથે, આઠમે અને બારમે છતો પણ દુષ્ટ નથી. સંકટ સમયે ચોથે અને બારમે હોય તો બે વાર તેમ આઠમે હોય તો ત્રણ વાર હોમાદિરૂપ પૂજાવડે પૂજીત થયો છતો શુભ થાયછે.

---

**वरराशेस्त्रिषट्दशैकादशस्थानेरविःशुभः अन्यत्रग्रहमखोक्तपूजयाशुभः गुरुपूजाप्रकारउपनयनप्रकरणेउक्तः ॥**

વરની જન્મ રાશીથકી ત્રીજે, છઠે, દશમે અને ઇગ્યારમે સ્થાનકે રવિ શુભ છે. અન્ય સ્થાનકે હોય તો ગ્રહયજ્ઞમાં કહેલી પૂજા કરવાથી શુભ છે. ગુરૂની પૂજાનો પ્રકાર મૌંજી પ્રકરણમાં ( પત્ર ૩૨૭ માં ) કહ્યોછે.

---

**जन्मतोगर्भतोवापंचमवर्षप्रभृतिअष्टमवर्षपर्यंतंकन्याविवाहेउचितःकालः षड्वर्षोत्तरंवर्षद्वयंप्रशस्ततरः षडब्दमध्येनोद्वाह्याकन्यावर्षद्वयंयतः सोमोभुंक्तेततस्तद्वद्गंधर्वश्चततोनलः इत्युक्तेः नवमदशमयोर्मध्यमः एकादशवर्षेधमः द्वादशादौप्रायश्चित्तावहः ॥**

## હવે કન્યાના વિવાહનો કાળ કેહેછે.

જન્મ અથવા ગર્ભથકી પાંચમાં વર્ષને આરંભી આઠમાં વર્ષ પર્યંત કન્યાના વિવાહવિષે કાળ ઉક્ત છે. છઠ્ઠા વર્ષ પછીનાં બે વર્ષ અતિ ઉત્તમ છે. કારણ, "છ વર્ષની માંહ્ય કન્યાનો વિવાહ કરવો નહી, તે એ કારણથી કે, જન્મથકી બે વર્ષ તેનો ઉપભોગ સોમ કરેછે. પછી બે વર્ષ ગંધર્વ અને ત્યાર પછીનાં બે વર્ષ અગ્નિ ઉપભોગ કરેછે, એ રીતે છ વર્ષ પર્યંત દેવતા કન્યાનો ઉપભોગ કરેછે," એવાં વચન છે. નવમું અને દશમું એ બે વર્ષ મધ્યમ કાળ છે. ઇગ્યારમાં વર્ષમાં વિવાહ અધમ છે. બારમાં ઇત્યાદિક વર્ષે વિવાહ કરે તો તે વિવાહ પ્રાયશ્ચિત્તકારક છે.

ब्राह्मोदैवआर्षःप्राजापत्यआसुरोगांधर्वोराक्षसःपैशाचइत्यष्टौविवाहाः योग्यवरमाहूयालंकृत्यकन्यादानविधिनातस्मैदानंब्राह्मोविवाहः यज्ञेऋत्विक्कर्मकुर्वतेऽलंकृत्यकन्यार्पणंदैवः वरादेकंगोमिथुनंद्वेवागृहीत्वातस्मैकन्यार्पणमार्षः इदंगोमिथुनग्रहणंननिंदितं तस्यकुमारीपूजनार्थत्वेनकन्याविक्रयाभावात् त्वयैनयैवसहगृहधर्मआचरणीयएतस्याजीवनपर्यंतंविवाहांतरंचतुर्थाश्रमोवानकार्यइत्याभाष्यकन्यादानंप्राजापत्यः ज्ञातिभ्योयथेच्छंधनंदत्वाविवाहआसुरः वरवध्वोरिच्छयान्योन्यसंयोगोगांधर्वः युद्धादिनाबलाद्धरणंराक्षसः चौर्येणकन्याहरणंपैशाचः पूर्वचतुर्षुपूर्वःपूर्वःश्रेष्ठः उत्तरेषूत्तरउत्तरोनिंद्यः तत्रविप्रस्यब्राह्मदैवौप्रशस्तौ क्षत्रियस्यगांधर्वराक्षसौ आसुरोवैश्यस्य आर्षप्राजापत्यपैशाचाःसर्वेषां संकटेराक्षसभिन्नाःसप्तविप्रस्य ब्राह्मदैवेतरेषट्क्षत्रियस्य वैश्यशूद्रयोर्ब्राह्मदैवराक्षसभिन्नाःपंच सर्वेष्वपिविवाहेषुतत्तत्प्रकारैःकन्यापरिग्रहोत्तरंस्वस्वगृह्यरीत्याविवाहहोमादिविधिरावश्यकः दानविधिनादानंसर्वत्रनभवति पैशाचादौसप्तपदीविधेःपूर्वमन्यस्मैकन्यादेया ब्राह्मादिष्वपिकन्यादानोत्तरमपिसप्तपदीविधेःपूर्ववरस्यषंढत्वादिदोषज्ञानेवरमृतौवाकन्यान्यस्मैदेया ब्राह्मविवाहोढायांजातःपुत्रोदशपूर्वान्दशपरान्पितॄंस्तारयते दैवोढापुत्रःसप्तसप्त प्राजापत्योढापुत्रःषट्षट् आर्षोढापुत्रस्त्रींस्त्रीन् आश्वलायनसूत्रेतुब्राह्मादिपुत्राद्दशदशाष्टौसप्तचपूर्वान्परांश्चपुत्रस्तारयतइत्युक्तं अन्येषुदुर्विवाहेषुब्रह्मधर्मद्विषःसुताः वाग्दानोत्तरंवरस्यदेशांतरगमनेषण्मासंप्रतीक्ष्यान्यस्मैदेया कन्यायाःशुल्कंप्रदायगमनेवर्षप्रतीक्षा यत्तुबलाद्विवाहेसगोत्रत्वक्लीबत्वादिवरदोषेवाकन्यासप्तपदीविध्युत्तरमपिअन्यस्मैदेयेतितत्कलियुगेनिषिद्धं वाग्दानोत्तरंपातित्यादिदोषाभावेपिकन्यामदातुर्दंडउक्तः एवंकन्यायाअपस्मारदोषमनुक्त्वादातापिदंड्यः अधर्म्योद्वाहेषुद्विजैर्भोजनादौकृतेआसुरेएकरात्रंउपवासोगांधर्वेत्रिरात्रंराक्षसपैशाचयोश्चांद्रायणंप्रायश्चित्तं इतिविवाहभेदाः ॥

## હવે વિવાહ કેટલા પ્રકારના તે કેહેછે.

**બ્રાહ્મ**, **દૈવ**, **આર્ષ**, **પ્રાજાપત્ય**, **આસુર**, **ગાંધર્વ**, **રાક્ષસ** અને **પૈશાચ** એ પ્રમાણે આઠ પ્રકારના વિવાહ છે. યોગ્ય વરને સત્કારપૂર્વક બોલાવી અલંકારયુક્ત કન્યાનું, કન્યાદાનના વિધિવડે તેને દાન કરવું તે **બ્રાહ્મ વિવાહ** છે. યજ્ઞમાં ઋત્વિજનું કર્મ કરનારા બ્રાહ્મણને અલંકારયુક્ત કન્યા અર્પણ કરવી તે **દૈવ વિવાહ** છે.

વર પાસેથી એક અથવા બે ગોમિથુન (ગાય અને બેળ) લઇ તેને કન્યાનું દાન કરવું તે **આર્ષ વિવાહ** છે. એ ગોમિથુન લેવાં તે નિંદિત નથી; કારણ, કન્યાની પૂજા (સત્કાર) માટે લેવાં એમ કહ્યુંછે તેથી કન્યાનો વિક્રય થાતો નથી. તારે આ સ્ત્રીની સાથેજ રહિ ગૃહસ્થાશ્રમ ધર્મનું પાલન કરવું અને એ સ્ત્રી જીવતી હોય ત્યહાં પર્યંત બીજો વિવાહ અથવા સંન્યાસ આશ્રમ કરવો નહી એમ કહી કન્યા દેવી તે **પ્રાજાપત્ય વિવાહ**. જાતવાળાને તેની ઇચ્છા પ્રમાણે દ્રવ્ય દઈ વિવાહ કરવો તે **આસુર**. વર અને કન્યાની ઇચ્છાએ પરસ્પરનો સંયોગ થાય તે **ગાંધર્વ**. યુદ્ધાદિક કરી બળાત્કારે કન્યા હરણ કરવું તે **રાક્ષસ વિવાહ**. ચોરી કરી કન્યા હરણ કરવું તે **પૈશાચ વિવાહ**. એ રીતે આઠ વિવાહ છે. તેમાં પ્રથમના ચાર (બ્રાહ્મ, દૈવ, આર્ષ અને પ્રાજાપત્ય)માં પ્રથમ પ્રથમનો એટલે પ્રાજાપત્ય કરતાં આર્ષ, તે કરતાં દૈવ, અને તેથકી પણ બ્રાહ્મ શ્રેષ્ઠ એ રીતે સમઝવું. પાછળના ચાર (આસુર, ગાંધર્વ, રાક્ષસ અને પૈશાચ)માં ઉત્તરોત્તર એટલે આસુરથકી ગાંધર્વ, તેથકી રાક્ષસ અને તે કરતાં પણ પૈશાચ નિંદ્ય છે એમ સમઝવું. એ આઠ વિવાહમાં બ્રાહ્મ અને દૈવ એ બે બ્રાહ્મણને શ્રેષ્ઠ છે. ક્ષત્રિયને ગાંધર્વ અને રાક્ષસ ઉત્તમ છે. વૈશ્યને આસુર વિવાહ શ્રેષ્ઠ છે. આર્ષ, પ્રાજાપત્ય અને પૈશાચ એ સર્વને પ્રશસ્ત છે. સંકટ હોય તો એક રાક્ષસ વિવાહ વિનાના સાતે વિવાહ બ્રાહ્મણને ઉક્ત છે. સંકટ છતાં બ્રાહ્મ અને દૈવ એ બે વિનાના છ વિવાહ ક્ષત્રિયને ઉક્ત છે. સંકટ છતાં વૈશ્ય અને શૂદ્રને બ્રાહ્મ, દૈવ અને રાક્ષસ એ ત્રણ વિનાના પાંચે ઉક્ત છે. સર્વ વિવાહમાં તે તે પ્રકારે કન્યાનો સ્વીકાર કીધા પછી પોતપોતાનાં ગૃહ્યસૂત્રની રીતિ પ્રમાણે વિવાહ હોમાદિક વિધિ અવશ્ય કરવો. દાનના વિધિવડે દાન સઘળા વિવાહોમાં થતું નથી. પૈશાચાદિક વિવાહમાં સપ્તપદી વિધિ થયાથી પ્રથમ અન્ય વરને કન્યા દેવી. બ્રાહ્મ ઇત્યાદિક વિવાહવિષે કન્યાનું દાન થયા પછી પણ સપ્તપદી વિધિ થયાથી પ્રથમ વરને નપુંસકત્વાદિક દોષ છે એમ ખબર મળે અથવા વર મૃત થાય તો તે કન્યા બીજા વરને દેવી. બ્રાહ્મ વિવાહે પરણેલી સ્ત્રીમાં ઉત્પન્ન થયલો પુત્ર, દશ પ્રથમના અને દશ થવાના એવા વીસ પિતૃને તારેછે. દૈવ વિવાહે પરણેલી સ્ત્રીનો પુત્ર સાત સાત પુરૂષને તારેછે. પ્રાજાપત્ય વિવાહે પરણેલી સ્ત્રીનો પુત્ર છ છને તારેછે. આર્ષ વિવાહે પરણેલી સ્ત્રીનો પુત્ર ત્રણ ત્રણને તારેછે. આશ્વલાયન સૂત્રમાં તો બ્રાહ્માદિક ચાર વિવાહે પરણેલી સ્ત્રીના પુત્ર ૧૨।૧૦।૮ અને ૭, પ્રથમના અને થવાના પુરૂષોને ક્રમથી તારેછે, એમ કહ્યુંછે. "બીજા દુષ્ટ વિવાહથકી ઉત્પન્ન થયલા પુત્રો બ્રાહ્મણ અને ધર્મના દ્વેષ કરનારા થાયછે." વાગ્દાન કીધા પછી વર દેશાંતર ગયો હોય તો તેની છ માસ પર્યંત વાટ જોઈ પછી તે કન્યા બીજા વરને દેવી. કન્યાનું મૂલ્ય દઇને ગયો હોય તો એક વર્ષ પર્યંત વાટ જોવી. બળાત્કારે વિવાહ થયો હોય અથવા એકગોત્રત્વ, નપુંસકત્વાદિક વરના દોષ પ્રસિદ્ધ થાય તો સપ્તપદીવિધિ થઇ છતાં પણ તે કન્યા અન્ય વરને દેવી, એમ જે કહ્યુંછે તે કલિ યુગમાં નિષિદ્ધ છે. વાગ્દાન કીધા પછી પતિતપણું ઇત્યાદિક દોષ ન છતાં કન્યાદાન કરે નહી તો તે ક-

ન્યાદાતાને દંડ કરવો એમ કહ્યુંછે. તેમ કન્યાને અપસ્માર (મૃગીનો) રોગ હોય તે ન કહીને કન્યાનું દાન કરે તો તે દાતા પણ દંડનું પાત્ર થાયછે. અધર્મ્ય વિવાહને-વિષે બ્રાહ્મણોએ ભોજન ઇત્યાદિક કર્યું હોય તો આસુરવિષે એક રાત્રિ ઉપવાસ, ગાંધર્વ વિવાહ હોય તો ત્રણ રાત્રિ ઉપવાસ, રાક્ષસ અને પૈશાચ હોય તો ચાંદ્રાયણ પ્રાયશ્ચિત્ત કરવું. એ રીતે વિવાહના ભેદ કહ્યા.

---

**दाराग्निहोत्रसंयोगंकुरुतेयोग्रजेस्थिते सकनिष्ठःपरिवेत्ताज्येष्ठःपरिवित्तिः एवंज्येष्ठाया मनूढायांकनिष्ठकन्योद्वाहेज्येष्ठाकन्यादिधिषुःकनिष्ठाग्रेदिधिषुः अत्रप्रायश्चित्तं अज्ञानतः पित्रादिदत्तोद्वाहेभ्रात्रोःपरिवेत्तृपरिवित्तिसंज्ञयोःकृच्छ्रद्वयंकन्यायाःकृच्छ्रंदातुरतिकृच्छ्रंयाज कस्यचांद्रायणं ज्ञानतःपित्राद्यदत्तोद्वाहेसर्वेषांवत्सरंकृच्छ्राचरणं कामतःपित्रादिदत्तोद्वाहे त्रैमासिकं अज्ञानेनादत्तोद्वाहेचांद्रायणादि दिधिष्वादिपतेरतिकृच्छ्रकृच्छ्रौ अत्रापवादः सापत्नेदत्तकेवाज्येष्ठेकनिष्ठस्यदाराग्निहोत्रग्रहणेदोषोन सोदरेपिक्लीबमूकबधिरवामनभग्न पादत्वादिदोषयुतेदेशांतरस्थेवेश्यासक्तेपतितेमहारोगिण्यतिवृद्धेकृषिसक्तेधनवृद्धिराजसेवा दिव्यापारासक्तेचौर्यासक्तेउन्मत्तेविवाहाग्निहोत्रेच्छानिवृत्तेचज्येष्ठे कनिष्ठस्यदाराग्निहोत्रग्र हणेदोषोन देशांतरगतंज्येष्ठमष्टौद्वादशवावर्षाणिकनिष्ठःप्रतीक्षेत् एवंकन्याया अपिज्येष्ठा याभिन्नमातृजत्वेकनिष्ठाविवाहेदोषोन एवंमूकत्वादिदोषयुतायांज्येष्ठायामूह्यं इतिपरिवेत्रा दिनिर्णयः ॥**

" મ્હોટા ભાઇનો વિવાહ થયો ન હોય અને જે કનિષ્ઠ ભાઈ સ્ત્રી તથા અગ્નિ-હોત્રનું ધારણ કરે તો તે **પરિવેત્તા**, અને જ્યેષ્ઠ ભાઈ **પરિવિત્તિ** જાણવો," એજ રીતે મ્હોટી બેહેન કુંવારી બેઠાં નાહાની કન્યાનો વિવાહ થાય તો જ્યેષ્ઠ કન્યા **દિ-ધિષુ**, અને કનિષ્ઠ કન્યા **અગ્રેદિધિષુ** કેહેવાયછે, એવા વિષયમાં પ્રાયશ્ચિત્ત કેહેછે. પિતા ઇત્યાદિકે દીધેલી કન્યાજોડે અજાણમાં વિવાહ થયો હોય તો પરિવેત્તા અને પરિવિત્તિ નામના બન્ને ભાઇઓને બે બે કૃચ્છ્ર, કન્યાદાતાને અતિ કૃચ્છ્ર અને ઉપા-ધ્યાયને ચાંદ્રાયણ, એ રીતે પ્રાયશ્ચિત્ત જાણવું. પિતા ઇત્યાદિકે ન આપેલી કન્યા-જોડે જાણી જોઈ વિવાહ કરે તો (પૂર્વોક્ત) સઘળાઓએ એક વર્ષ પર્યંત કૃચ્છ્ર પ્રાય-શ્ચિત્ત કરવું. ઇચ્છાથકી પિતા ઇત્યાદિકે આપેલી કન્યાજોડે વિવાહ કરે તો ત્રણ માસ પર્યંત કૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરવું. પિતા ઇત્યાદિકે આપેલી ન છતાં અજાણમાં તે કન્યાજોડે વિવાહ થાય તો ચાંદ્રાયણાદિક પ્રાયશ્ચિત્ત કરવું. એજ રીતે દિધિષુના પ-તિએ અતિ કૃચ્છ્ર, અને અગ્રેદિધિષુના પતિએ કૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરવું, **એ વિષે અપવાદ** કેહેછે. સાવકો અથવા દત્તક જ્યેષ્ઠ ભ્રાતા હોય તો કનિષ્ઠને વિવાહ તથા અગ્નિહોત્ર ગ્રહણ કરવાવિષે દોષ નથી. સગો ભાઈ હોતાં પણ તે નપુંસક, મૂક (મૂંગો), બધિર, વામન (ઠીંગણો), લંગડો ઇત્યાદિ રીતે દોષયુક્ત હોય; દેશાંતરે રે-હેનારો હોય; વેશ્યામાં આસક્ત; જ્ઞાતિબાહ્ય; મહારોગી; અતિ વૃદ્ધ; ખેડમાં આસક્ત, ધનવૃદ્ધિ, રાજસેવા ઇત્યાદિ વ્યાપારવિષે આસક્ત; ચૌર્યાસક્ત; ઉન્મત્ત અને વિવાહ

તથા અગ્નિહોત્રવિષે ઇચ્છા રહિત એવો જ્યેષ્ઠ બંધુ હોય તો કનિષ્ઠને વિવાહ અને અગ્નિહોત્ર ગ્રહણવિષે દોષ નથી. જ્યેષ્ઠ ભ્રાતા દેશાંતર ગયો હોય તો કનિષ્ઠ આઠ અથવા બાર વર્ષ તેની પ્રતીક્ષા કરવી. એ રીતેજ જ્યેષ્ઠ કન્યાની માતા ભિન્ન હોય તો કનિષ્ઠ કન્યાના વિવાહવિષે દોષ નથી. એ પ્રમાણે મૂકત્વાદિક દોષયુક્ત જ્યેષ્ઠ કન્યા હોય તો પણ એવો નિર્ણય જાણવો. એ રીતે પરિવેત્તા ઇત્યાદિકનો નિર્ણય કહ્યો.

---

अथकन्यादातृक्रमः पितापितामहोभ्रातापितृकुलस्थपितृव्यादिर्मातृकुलस्थोमातामहमातुलादिःसर्वाभावेजननीत्येवंपूर्वाभावेपरःपरःभ्रातृणामुपनीतानामेवाधिकारः अनुपनीतभ्रातुर्मात्रादेश्चसत्त्वेमात्रादेरेवाधिकारोनत्वनुपनीतभ्रातुः सर्वाभावेकन्यास्वयंवरंवृणुयात् कन्यास्वयंवरेमातुर्दातृत्वेचताभ्यामेवनांदीश्राद्धंकार्यं तत्रमाताकन्यावास्वयंप्रधानसंकल्पमात्रंकृत्वान्यद्ब्राह्मणद्वाराकारयेत् वरस्तुसंस्कृतभ्रात्राद्यभावेस्वयमेवनांदीश्राद्धंकुर्यान्नमाता उपनयनेनकर्माधिकारस्यजातत्वात् द्वितीयादिविवाहेवरःस्वयमेवनांदीश्राद्धंकुर्यात् परकीयकन्यादानेविशेषः आत्मीकृत्यसुवर्णेनपरकीयांतुकन्यकां धर्मेणविधिनादानमसगोत्रेपियुज्यते इतिदातृनिर्णयेवरवध्वोरपिनांदीश्राद्धकर्तृत्वनिर्णयः ॥

## હવે કન્યાદાતાઓનો અનુક્રમ કેહેછે.

કન્યાનું દાન પિતાએ કરવું. તે ન હોય તો દાદાએ, તેને અભાવે ભ્રાતાએ, તે ન હોય તો પિતાનાં કુળમાંના કાકા ઇત્યાદિકે, એને અભાવે માતાનાં કુળમાંનો માતાનો પિતા, માનો ભાઈ (મામો) ઇત્યાદિકે કન્યાદાન કરવું. સર્વને અભાવે માતા, એ પ્રમાણે પૂર્વ પૂર્વને અભાવે બીજો બીજો અધિકારી થાયછે. ભાઇને યજ્ઞોપવીત થયું હોય તોજ કન્યાદાનનો અધિકાર છે. મૌંજી રહિત ભાઈ અને માતા ઇત્યાદિક હોય તો માતા ઇત્યાદિકનેજ અધિકાર છે, મૌંજી રહિત ભાઇને અધિકાર નથી. સઘળાઓને અભાવે કન્યાએ પોતેજ વરને વરવું. કન્યા પોતે વરનારી હોય અથવા માતા દાન કરનારી હોય તો તેમણે પોતેજ નાંદીશ્રાદ્ધ કરવું. તેમાં માતા અથવા કન્યાએ પ્રધાન સંકલ્પ માત્ર કરી બાકી સઘળું કૃત્ય બ્રાહ્મણદ્વારાએ કરાવવું. વરે તો; સંસ્કારે યુક્ત ભાઈ ઇત્યાદિક ન હોય તો પોતેજ નાંદીશ્રાદ્ધ કરવું; માતાએ કરવું નહી; કારણ, મૌંજી થયાથી વરને કર્મનો અધિકાર પ્રાપ્ત થયોછે. બીજા ઇત્યાદિક વિવાહવિષે વરે પોતેજ નાંદીશ્રાદ્ધ કરવું. **અન્યની કન્યાનાં દાનવિષે વિશેષ કેહેછે.** "પારકી કન્યાને, સુવર્ણ આપી પોતાની કન્યા જેવી કરી તેનું ધર્મવિધિએ દાન કરવું એ પર ગોત્રવાળાને પણ યુક્ત છે." એ પ્રમાણે કન્યાદાતાનો નિર્ણય કેહેતાં તેની સાથે વર અને કન્યાને પણ નાંદીશ્રાદ્ધ કર્ત્તાપણાનો નિર્ણય કહ્યો.

---

मूलनक्षत्राद्यपादत्रयजातौवधूवरौस्वस्वश्वशुरंनाशयतः आश्लेषांत्यपादत्रयजातौश्वश्रूं ज्येष्ठांत्यपादजातावन्योन्यज्येष्ठभ्रातरं विशाखांत्यपादजातावन्योन्यकनिष्ठभ्रातरं मघाप्रथमपादेमूलवत्फलंकेचिदाहुः केचिदुपनयनस्यद्वितीयजन्मरूपत्वात्तेनचद्वितीयजन्मनापूर्वजन्मसंभवमूलादिदोषस्यनिरस्तत्वाद्वरस्यश्वशुरघातित्वादिदोषोनेत्यपवादंसंकटेवदंति श्वशु

राद्यभावेवध्वाअपिनदोषः नर्क्षवृक्षनदीनाम्नींनांत्यपर्वतनामिकां नपक्ष्यहिप्रेष्यनाम्नींनवि भीषणनामिकामुद्वहेदिति वरायपुंस्त्वंपरीक्ष्यकन्यादेया यस्याप्सुप्लवतेबीजंन्हादिमूत्रंचफे निलमित्यादिपुंस्त्वपरीक्षा कुलंचशीलंचवपुर्वयश्चविद्यांचवित्तंचसनाथतांच एतान्गुणान् सप्तपरीक्ष्यदेयाकन्याबुधैःशेषमचिंतनीयं इतिवधूवरयोर्मूलजातत्वादिगुणदोषनिर्णयः ॥

મૂલ નક્ષત્રના પ્રથમના ત્રણ ચરણમાં ઉત્પન્ન થયલાં કન્યા અને વર પોતપોતાના સસરાનો નાશ કરેછે. આશ્લેષા નક્ષત્રના છેલા ત્રણ ચરણમાં ઉત્પન્ન થયલાં સાસુનો નાશ કરેછે. જ્યેષ્ઠા નક્ષત્રના છેલા પાદમાં ઉત્પન્ન થયલાં પરસ્પરના જ્યેષ્ઠ ભ્રાતાનો નાશ કરેછે. વિશાખાના છેલા પાદમાં જન્મ પામેલાં વર અને કન્યા પરસ્પરના કનિષ્ઠ ભ્રાતાનો નાશ કરેછે. મઘાના પ્રથમ પાદમાં જન્મ થયો હોય તો મૂલ પ્રમાણે ફળ થાયછે એમ કોઈ ગ્રંથકાર કેહેછે. કોઈ ગ્રંથકાર, ઉપનયન એ અન્ય જન્મરૂપ હોવાથી તે ઉપનયનરૂપ અન્ય જન્મવડે, પૂર્વ જન્મવિષે ઉત્પન્ન થયલો મૂળાદિક નક્ષત્રોનો દોષ નિવૃત્ત થાયછે માટે 'મૂલમાં ઉત્પન્ન થયલો વર શ્વસુરઘાતક થાયછે' ઇત્યાદિક દોષ નથી, એવો અપવાદ સંકટ છતાં કેહેછે. સસરો ઇત્યાદિક ન હોય તો કન્યાને પણ દોષ નથી. "રીંછ, ઝાડ, નદી, ચાંડાળ, પર્વત, પક્ષિ, સર્પ અને દાસ એ નામની; તથા ભયંકર નામવાળી એવી કન્યા વરવી નહી." વરને પુરૂષપણાની પરીક્ષા કરી કન્યા દેવી. "જેનું વીર્ય જળ ઉપરે તરે, મૂત્ર શબ્દ સહિત અને ફેન (ફીણ)યુક્ત હોય ઇત્યાદિ પુરૂષત્વની પરીક્ષા જાણવી. "કુળ, સ્વભાવ, વપુ (શરીરસામર્થ્ય), વય, વિદ્યા, દ્રવ્ય અને એનો પાળક કોણ એ સાત ગુણની વરનાં અંગમાં ચતુર પુરૂષોએ પરીક્ષા કરી કન્યા દેવી, બાકીના ગુણ જોવાની જરૂર નથી." એ રીતે કન્યા અને વર મૂલ ઇત્યાદિ નક્ષત્રમાં ઉત્પન્ન થયાં હોય તો તેના ગુણ, દોષનો નિર્ણય સમાપ્ત થયો.

अथविवाहेमासादिनिर्णयः माघफाल्गुनवैशाखज्येष्ठमासाःशुभप्रदाः मार्गशीर्षोमध्यमःस्यात्क्वचिदाषाढकार्तिकौ अत्रमिथुनेर्केआषाढोवृश्चिकेकार्तिकश्चदेशाचारानुरोधेनग्राह्योनसर्वदेशे एवंमकरस्थपौषोमेषस्थचैत्रोपि ज्येष्ठयोर्वधूवरयोर्ज्येष्ठेमासिविवाहोनशुभः मासांतरेमध्यमः नज्येष्ठयोर्विवाहःस्याज्ज्येष्ठेमासिविशेषतः द्वौज्येष्ठौमध्यमौप्रोक्तावेकज्येष्ठंसुखावहं ज्येष्ठत्रयंनकुर्वीतविवाहेसर्वसंमतमित्युक्तेः तथाचज्येष्ठमासोज्येष्ठगर्भस्यमंगलेमध्यमः जन्ममासजन्मनक्षत्रादिकंज्येष्ठापत्यस्यानिषिद्धं सार्वकालमेकेविवाहमितित्वासुराद्यधर्मविवाहविषयं ॥

## હવે વિવાહવિષે માસાદિકનો નિર્ણય કેહેછે.

"માઘ, ફાગણ, વૈશાખ અને જ્યેષ્ઠ એ માસ શુભદાયક છે. માર્ગશીર્ષ મધ્યમ છે. કોઈ ગ્રંથમાં આષાઢ અને કાર્તિક એ પણ કહ્યાછે. વિવાહવિષે મિથુનનો સૂર્ય છતાં આષાઢ માસ અને વૃશ્ચિકનો સૂર્ય છતાં કાર્તિક માસ એ દેશાચાર હોય તો લેવા, સર્વ દેશમાં લેવા નહી. એ પ્રમાણે મકરનો સૂર્ય છતાં પૌષ માસ અને મેષનો સૂર્ય છતાં ચૈત્ર માસ એ પણ એજ રીતે ગ્રહણ કરવા. જ્યેષ્ઠ કન્યા અને જ્યેષ્ઠ વર એમનો વિવાહ જ્યેષ્ઠ

માસમાં શુભકારક નથી, અને જ્યેષ્ઠ વિના અન્ય માસમાં મધ્યમ છે. કારણ, "જ્યેષ્ઠ કન્યા અને જ્યેષ્ઠ વરનો વિવાહ વિશેષે કરી જ્યેષ્ઠ માસમાં કરવો નહી. બે જ્યેષ્ઠ હોય તો તે મધ્યમ છે. જ્યેષ્ઠ વર, કન્યા અને માસ એઓમાંથી એક જ્યેષ્ઠ હોય તો સુખકારક છે. વિવાહમાં ત્રણ જ્યેષ્ઠ (એટલે જ્યેષ્ઠ વર, કન્યા અને માસ) કરવા નહી એ સર્વસંમત વચન છે." તેમજ જ્યેષ્ઠ વર અથવા જ્યેષ્ઠ કન્યાનાં મંગળ કાર્યવિષે જ્યેષ્ઠ માસ મધ્યમ છે. જન્મ માસ, જન્મ નક્ષત્ર ઇત્યાદિક જ્યેષ્ઠ સંતાનના સંસ્કારવિષે નિષિદ્ધ છે. "કેટલાએક આચાર્ય સર્વ કાળમાં વિવાહ કરવો એમ કહેછે," તે વચન તો આસુરાદિક અધર્મ્ય વિવાહવિષયનું છે.

मयूखेआर्द्रादिदशनक्षत्रेषुसूर्याधिष्ठितेषु विवाहमौंज्यादिकंवसिष्ठादिभिर्निषिद्धमित्युक्तं नैतत्कौस्तुभसिंध्वादिग्रंथेमार्तंडादिज्योतिर्ग्रंथेपीतिबहवःशिष्टाःआर्द्रादिप्रवेशदोषंनमन्यंते अमावास्यानिषिद्धा रिक्ताष्टमीषष्ठ्योल्पफलाः अन्यास्तिथयोबहुफलाः शुक्लपक्षःश्रेष्ठः कृष्णस्त्रयोदशीपर्यंतोमध्यमः सोमबुधगुरुशुक्रवाराःशुभाः अन्येमध्यमाः रोहिणीमृगमघाश्चित्स्रउत्तराहस्तस्वातीमूलानुराधारेवत्यःसर्वसंमतनक्षत्राणि हरदत्तमतेचित्राश्रवणधनिष्ठाश्विन्यइत्यधिकानिचत्वारि तत्रापिखलग्रहयुतंनक्षत्रंवर्ज्यं चंद्रताराबलंकन्यावरयोरुभयोरपि अन्यतरस्यचंद्रबलाभावेरजतादिदानंकार्यं ॥

આર્દ્રાદિક દશ નક્ષત્રવિષે સૂર્ય હોય તો મૌંજી, વિવાહ ઇત્યાદિક મંગળ કાર્ય નિષિદ્ધ છે એમ વસિષ્ઠાદિક ઋષિઓએ કહ્યુંછે; પરંતુ કૌસ્તુભ, નિર્ણયસિંધુ ઇત્યાદિક ગ્રંથોવિષે અને માર્તંડાદિક જ્યોતિષ ગ્રંથોવિષે પણ એ છે નહી માટે બહુ શિષ્ટ જનો આર્દ્રાદિક નક્ષત્રોના પ્રવેશના દોષને માનતા નથી. (વિવાહવિષે) અમાવાસ્યા નિષિદ્ધ છે. રિક્તા (ચોથ, નોમ, ચૌદશ), અષ્ટમી અને ષષ્ઠી એ તિથિઓ અલ્પ ફળ આપનારી (મધ્યમ) છે. શુક્લ પક્ષ શ્રેષ્ઠ છે. કૃષ્ણ પક્ષ તેરસ પર્યંત મધ્યમ છે. સોમ, બુધ, ગુરૂ અને શુક્ર એ વાર શુભ છે. બીજા વાર મધ્યમ છે. રોહિણી, મૃગ, મઘા, ત્રણ ઉત્તરા, હસ્ત, સ્વાતી, મૂળ, અનુરાધા, અને રેવતી એ નક્ષત્રો વિવાહવિષે સર્વને માન્ય છે. હરદત્તના મતમાં ચિત્રા, શ્રવણ, ધનિષ્ઠા અને અશ્વિની એ ચાર અધિક છે. જે આ વિવાહનક્ષત્રો કહ્યાં તેમાં પણ ક્રૂરગ્રહે યુક્ત જે નક્ષત્ર હોય તે વર્જ્ય કરવું. ચંદ્રબળ અને તારાબળ એ વર, કન્યા બન્નેને અવશ્ય હોવું જોઇએ. બેમાંથી એકને ચંદ્રબળ ન હોય તો રૂપું ઇત્યાદિકનું દાન કરવું.

मेषःकन्यावटःसिंहोनक्रंयुग्मंधनुर्वृषः मीनःसिंहोधनुःकुंभोजादीनांघातचंद्रमाः यात्रायांयुद्धकार्येषुघातचंद्रंविवर्जयेत् विवाहेसर्वमांगल्येचौलादौव्रतबंधने घातचंद्रोनैवचिंत्योयन्नेसीमंतजातयोः मृत्युयोगेपारिघार्धेभद्रायांपातवैधृतौ विष्कंभादेर्दुष्टभागेतिथिवृद्धिक्षयेपिच यामार्धकुलिकादौचगंडांतेरविसंक्रमे केतूद्गमेभूमिकंपेविवाहादंविवर्जयेत् ग्रहणेपादादिग्रासेत्रिचतुःषडष्टदिवसाःप्रागर्धितावर्ज्याः भूकंपेउल्कापातेचत्रिदिनंवज्रपातेचैकंदिनंवर्ज्यं यावत्केतूद्गमस्तावदशुभःसमयोभवेत् अस्यापवादः भूकंपादेर्नदोषोस्तिवृद्धिश्राद्धेकृतेसति दिवाविवाहःप्रशस्तः रात्रावपिकन्यादानंहेमाद्र्यादिमतेप्रशस्तंभवति ॥

**ઘાત ચંદ્ર**—"મેષ રાશીને ૧, વૃષ રાશીને ૫, મિથુનને ૯, કર્કને ૨, સિંહને ૬, કન્યાને ૧૦, તુળને ૩, વૃશ્ચિકને ૭, ધનને ૪, મકરને ૮, કુંભને ૧૧, અને મીન રાશીને ૧૨ મો, એ ઘાત ચંદ્ર જાણવો. પ્રયાણ (પરદેશ જવામાં) અને યુદ્ધ કાર્યવિષે ઘાત ચંદ્ર વર્જ્ય કરવો. વિવાહ, સઘળાં મંગળ કર્મ, ચૌલાદિક, મૌંજી, યજ્ઞ, સીમંત અને જાતકર્મ એ કરવાનાં હોય તો ઘાત ચંદ્ર જોવો નહી. મૃત્યુયોગ, પરિઘનું પૂર્વાર્ધ, ભદ્રા, વ્યતીપાત, વૈધૃતિ, વિષ્કંભાદિક યોગની નિષિદ્ધ ઘડી, તિથીની વૃદ્ધિ, તિથિનો ક્ષય, યામાર્ધ, કુલિકાદિક, ગંડાંત, સૂર્યની સંક્રાંતિ, કેતુનો ઉદય અને ભૂકંપ એમનેવિષે વિવાહાદિક મંગળ કાર્ય કરવાં નહી," એક પાદ ગ્રાસ હોય તો ત્રણ દિવસ બે પાદ હોય તો ચાર દિવસ, ત્રણ પાદ હોય તો છ દિવસ, અને પૂર્ણ ગ્રહણ હોય તો આઠ દિવસ તેમાં ગ્રહણના દિવસથી અર્ધા દિવસ પ્રથમ અને અર્ધા દિવસ ગ્રહણ થયા પછી વર્જ્ય કરવા. ભૂકંપ અને ઉલ્કાપાત ( આકાશમાંથી અગ્નિસરખા તારા પડેછે તે) હોય તો ત્રણ દિવસ, વજ્ર પાત થયો હોય તો એક દિવસ, એ પ્રમાણે વર્જ્ય કરવા. "કેતુનો તારો જ્યહાં પર્યંત ઉગતો હોય ત્યહાં પર્યંત જેટલા દિવસ તે અશુભ છે, એટલે તેટલા દિવસ શુભ કાર્ય કરવું નહી." **એનો અપવાદ કેહેછે**—"નાંદીશ્રાદ્ધ કીધા પછી ભૂકંપાદિકનો દોષ નથી. દિવસે વિવાહ શ્રેષ્ઠ છે. કન્યાદાન રાત્રવિષે પણ હેમાદ્રિ આદિના મતવિષે ઉત્તમ છે.

**અથલગ્નેગ્રહબલં ॥ ત્રિ ૩ ષષ્ઠ ૬ ૯ ૮ સ્વર્કાસ્ત્રિ૩જલ ૪ધન૨ગોબ્જઃક્ષિતિસુતસ્ત્રિ૩ ષષ્ઠ ૬ સ્થોજ્ઞેજ્યૌવ્યયનિધન ૧૨।૮ વર્જ્યૌભૃગુસુતઃ ॥ દ્વિતીયાધ્ધીર્ત્વંકાભ્રતનુષુ ૨।૪।૫। ૯।૧૦।૧ રિપુ ૬ વ્યય૩૯ ૮ સુશનિસ્તમઃકેતુશ્ચાયે ૧૧ ભવતિસુખહેતુશ્ચસકલઃ ॥**

## હવે વિવાહલગ્નવિષે ગ્રહબળ કેહેછે.

"જે લગ્નવિષે વિવાહ કરવાનો તે "લગ્નથકી ત્રીજે, છઠ્ઠે અને આઠમે રવિ;—ત્રીજે, ચોથે અને બીજે ચંદ્ર; ત્રીજે અને છઠ્ઠે મંગળ; બારમું અને આઠમું સ્થાનક છોડી અન્યત્ર ઠેકાણે બુધ અને ગુરૂ; બીજે, ચોથે, પાંચમે, નવમે, દશમે, અથવા લગ્નવિષે શુક્ર; અને છઠ્ઠે ત્રીજે અથવા આઠમે શનિ, રાહુ અને કેતુ; અને ઇગ્યારમે સ્થાનકે સર્વ ગ્રહ શુભ છે."

**અથલગ્નેવર્જ્યગ્રહાઃ ॥ રવિર્લગ્ને૧ચંદ્રસ્તનુરિપુમૃતિ ૧।૬।૮સ્થઃક્ષિતિસુતોઽલગ્નાભ્રે૮।૧। ૧૦ જ્ઞેજ્યૌનિધન૮ઉશનાસ્ત્રય૩૯૮રિપુ૬ષુ॥શનિઃશેષૌલગ્ને૧તનુપતિરથાર્યે૬૯મ ૮ ગૃહેવિવાહેસ્યુઃસર્વેમદનસદને૭નૈવશુભદાઃ ॥ શેષૌરાહુકેતૂ ॥ અન્યેદ્વાદશગં ૧૨ ચંદ્રંદક્ષેશનવમાંશપૌ ॥ ષષ્ઠાષ્ઠ૬।૮ગૌબુધંચાભ્રે ૧૦ વર્જ્યાનાહુર્મનીષિણઃ ॥**

## હવે લગ્નવિષે વર્જ્ય ગ્રહ કહ્યા તે કેહેછે.

"લગ્નમાં સૂર્ય; લગ્ન, છઠ્ઠે, અથવા આઠમે ચંદ્ર; આઠમે, લગ્નમાં અથવા દશમે મંગળ; આઠમે બુધ અને ગુરૂ; ત્રીજે, આઠમે અથવા છઠ્ઠે શુક્ર; શનિ અને શેષ ગ્રહ લગ્નવિષે; છઠ્ઠે અથવા આઠમે લગ્નપતિ; અને સપ્તમ સ્થાનકે સર્વ ગ્રહ; એ

રીતે ગ્રહો હોય તો તેઓ વિવાહવિષે શુભ ફળ દેતા નથી અર્થાત્ વર્જ્ય કરવા. ઇહાં શેષ શબ્દવડે રાહુ અને કેતુ સમજવા. કોઈ ગ્રંથકાર, બારમે ચંદ્ર; દૃક્કાણુ-સ્વામી અથવા નવાંશસ્વામી એ છઠ્ઠે અથવા આઠમે, તેમજ દશમે બુધ એ વર્જ્ય કરવા, એમ કેહેછે.

---

मेषान्मक्रात्तुलात्कर्कात्त्रिगण्यानवमांशकाः ॥ शस्तावृषनृयुक्कर्ककन्यानूलधनुर्झषाः॥

**નવાંશની રીતિ**—મેષ, સિંહ અથવા ધન એ લગ્ન હોય તો મેષથકી **નવાંશ** ગણવા. વૃષ, કન્યા અથવા મકર લગ્ન હોય તો મકરથકી; મિથુન, તુળ અથવા કુંભ લગ્ન હોય તો તુળથકી; અને કર્ક, વૃશ્ચિક અથવા મીન લગ્ન હોય તો કર્કથકી નવાંશ ગણવા. એ રીતે ત્રણ વખત આવૃત્તિરૂપ ગણવાથકી નવાંશ થાયછે. તેમાં વૃષ, મિથુન, કર્ક, કન્યા, તુળ, ધન અથવા મીન એ નવાંશ હોય તો શુભ જાણવા.

---

अथैकविंशतिमहादोषाः॥ दुःपंचांग्यष्टमोसृक्सविधुखलतनुःषण्मृतींदुःसितोरौसंक्रांतिर्गंडदोषःसखलभदिनजौचक्रचक्रार्धपातौ ॥ रंध्रंलग्नंकुवर्गोस्तगखलउदयास्ताशुचिःक्रूरवेधःकर्त्तर्येकार्गलांघ्रिर्ग्रहणभकुलवौदुःक्षणोत्पातभेच ॥

## હવે એકવીસ મહાદોષ કેહેછે.

"૧ દુઃપંચાંગી—જે કાર્યમાં જે તિથિ, વાર, નક્ષત્ર, યોગ અને કરણ વર્જિત છતાં તે હોય. ૨ અષ્ટમોસૃક્—લગ્નથકી આઠમે મંગળ. ૩ સવિધુખલતનુઃ—ચંદ્ર અથવા પાપગ્રહે યુક્ત લગ્ન. ૪ ષણ્મૃતીંદુઃ—લગ્નથકી છઠે અથવા આઠમે ચંદ્ર. ૫ સિતોરૌ—લગ્નથકી છઠ્ઠે શુક્ર. ૬ સંક્રાંતિઃ—સૂર્ય બીજી રાશિમાં જતો હોય તે દિવસ. ૭ ગંડદોષઃ—ત્રણ પ્રકારના ગંડાંતનો દોષ. ૮ સખલભ—પાપગ્રહે યુક્ત નક્ષત્ર. ૯ દિનજ—વારથી ઉત્પન્ન થયલા એવા કુલિક, અર્ધયામાદિક દોષ. ૧૦ ચક્રચક્રાર્ધપાતૌ—વૈધૃતિ અને વ્યતીપાત નામનો સૂર્ય, ચંદ્રસંબંધિ ક્રાંતિસામ્યરૂપ. ૧૧ રંધ્રંલગ્નં—જન્મ લગ્ન અથવા જન્મ રાશિથકી આઠમું લગ્ન. ૧૨ કુવર્ગઃ—ષડ્વર્ગમાં પાપગ્રહનો વર્ગ અધિક હોય તે. ૧૩ અસ્તગખલ—લગ્નથકી સાતમે પાપ ગ્રહ. ૧૪ ઉદયાસ્તાશુચિઃ—લગ્ન અથવા લગ્નનો નવમાંશ તેમજ સાતમું લગ્ન અથવા તેનો નવાંશ એ પોતપોતાના સ્વામિવડે યુક્ત અથવા તેમની ઉપરે તેમની દૃષ્ટી હોય તો તે ઉદય એટલે લગ્ન અને અસ્ત એટલે સપ્તમ તેની શુદ્ધિ કેહેવાય અને એ ન હોય તો તે. ૧૫ ક્રૂરવેધઃ—પાપગ્રહે વિદ્ધ નક્ષત્ર. ૧૬ કર્ત્તરી—ચંદ્ર અથવા લગ્નથકી ૨, ૧૨ એ બન્ને સ્થાનકે પાપ ગ્રહ હોય તો તે. ૧૭ એકાર્ગલાંઘ્રિઃ—વિષ્કંભ, અતિગંડ, વ્યાઘાત, વજ્ર, વ્યતીપાત, પરિઘ, વૈધૃતિ, શૂળ અને ગંડ એ નવમાંનો કોઈ એક દુષ્ટ યોગ છતાં તે દિવસે ચંદ્રનક્ષત્રથકી અભિજિત સહિત ગણી વિષમ નક્ષત્રમાં સૂર્ય હોય તો એકાર્ગલ યોગ થાયછે. તે એકાર્ગલયોગે વિદ્ધ કરેલું નક્ષત્રનું ચરણ. ૧૮ ગ્રહણભ—જે નક્ષત્રમાં ગ્રહણ થયલું હોય તે. ૧૯ કુળવ—નિષિદ્ધ નવાંશ. ૨૦ દુઃક્ષણ—શુક્રવારે ૯ મું મુહૂર્ત્ત, સોમવારે ૯ મું, ગુરૂવારે ૧૨ મું, શનિવારે ૧ લું,

એ દિવસનાં; અને ભૌમવારે ૭ મું રાત્રિનું; એ દુષ્ટ મુહૂર્ત્ત. ૨૧ ઉત્પાતભ—જે નક્ષત્રમાં ભૂકંપાદિક ઉત્પાત થયલા હોય તે નક્ષત્ર. એ એકવીસ મહાદોષ કહ્યા." (વિવાહવિષે એમાંનો એક પણ દોષ હોવો ન જોઇએ.)

---

अथसंकटेगोधूलं॥ गोधूलंपद्जानकेशुभकरंपंचांगशुद्धौरवेरर्धास्तात्परपूर्वतोर्धघाटिकंतत्रैदुमष्टारिगं ॥ सोग्रांगंकुजमष्टमंगुरुयमाहःपातमर्कक्रमंजह्याद्विप्रमुखेतिसंकटइदंसद्यौवनाव्येकचित् ॥

## હવે સંકટવિષે ગોધૂળ (ગોરજ) મુહૂર્ત્ત કેહેછે.

સાયંકાળે સૂર્યના અર્ધ અસ્તથકી પ્રથમ ૧૫ પળ અને પાછળ ૧૫ પળ મળી જે અર્ધ ઘડી તે ગોધૂળ લગ્ન. વિવાહોક્ત પંચાંગશુદ્ધિ હોય તો એ ગોધૂળ મુહૂર્ત્ત શૂદ્ર જાતીને વિવાહમાટે શુભ છે. તે ગોધૂળ મૂહૂર્ત્તમાં લગ્નથકી છઠે અથવા આઠમે ચંદ્ર, પાપગ્રહયુક્ત લગ્ન, આઠમે મંગળ, ગુરૂ અને શનિ એ વાર, મહાપાત (સિદ્ધાંત શિરોમણીમાં કહેલો છે તે) અને જે દિવસ સૂર્યની સંક્રાંતિ થઇ હોય તે દિવસ, એટલા દોષ વર્જ્ય કરવા. બ્રાહ્મણાદિકોએ અતિ સંકટ સમયે અથવા કન્યાને યૌવન વય પ્રાપ્ત થયું હોય તો વિવાહવિષે ગોધૂળ મુહૂર્ત્ત લેવું એમ કોઈ ગ્રંથમાં કહ્યુંછે.

---

यथोक्तचंद्रताराद्यभावेदानानि ॥ चंद्रेचशंखंलवणंचतारेतिथौविरुद्धेत्वथतंदुलांश्च॥धान्यंचदद्यात्करणेचवारेयोगेविरुद्धेकनकंचदेयं ॥

## ચંદ્ર, તારા આદિ કહ્યા પ્રમાણે ન હોય તો તેવિષે દાન કેહેછે.

"ચંદ્ર અશુભ હોય તો શંખદાન, તારા અશુભ હોય તો લવણદાન, તિથિ વિરૂદ્ધ હોય તો તંદુલ (ચોખા) નું દાન, કરણ (ભદ્રા) હોય તો ધાન્ય દાન, અને વ્યતીપાતાદિક દુષ્ટ યોગ અથવા દુષ્ટ વાર હોય તો સુવર્ણ દાન, એ પ્રમાણે દાન કરવું."

---

षड्वर्गशुद्ध्यादिविचारः कालसाधनादिप्रकारः कुलिकादिस्वरूपाणिचज्योतिर्ग्रंथेभ्यो ज्ञातव्यानि विस्तरभयान्नेहोच्यंते इतिमुहूर्तविचारसंक्षेपः मंडपनिर्माणाद्यंगजातमंगिनोविवाहादेरुक्तनक्षत्रादौकार्यं कंडनदलनयवारकमंडपमृद्वेदिवर्णकाद्यखिलं तत्संबंधिगतागतमृक्षेत्रैवाहिकेकुर्यादित्युक्तेः यवारकंचिकसाइतिभाषायां एवंहरिद्रादिषुअंगेषुचंद्रबलंनापेक्ष्यं विवाहांगंविवाहात्प्राक्तृतीयषष्ठनवमदिनेषुनकार्यं तत्रमंडपः षोडशद्वादशदशान्यतमसंख्यहस्तश्चतुर्द्वारःकार्यः मंडपेच[?]र्विरकरांपंचवधूकरांवावेदींचतुरस्रांसोपानयुतांप्राक्प्रवणांरंभास्तंभादिभिःसर्वतःसुशोभितांगृहनिर्गमाद्वामभागेकुर्यात् ॥

હોરા, દ્રક્કાણ, સમાંશ, નવાંશ, દ્વાદશાંશ અને ત્રિંશાંશ એ ષડ્વર્ગની શુદ્ધિ ઇત્યાદિકનો નિર્ણય, લગ્નવેળા સાધન ઇત્યાદિ પ્રકાર અને કુલિકાદિકનાં સ્વરૂપ એ સર્વ, જ્યોતિષ ગ્રંથોમાં જોવું. ગ્રંથ વિસ્તાર થવાના ભયથકી ઇહિં કહ્યાં નથી. એ રીતે મુહૂર્ત્તવિચાર સંક્ષેપે કહ્યો. વિવાહાદિકનાં અંગભૂત એવાં મંડપ બાંધવો ઇત્યાદિક જે કરવાનાં કાર્ય, તે અંગીભૂત (મુખ્ય) વિવાહાદિકમાટે ઉક્ત તિથિ

નક્ષત્ર ઇત્યાદિક સમયે કરવાં. કારણ, "ખાંડવું, દલવું, યવારક, મંડપ કરવો, માટિની વેદી કરવી, ચિત્ર કાઢવાં ઇત્યાદિક સંપૂર્ણ વિવાહ સંબંધિ આગળ અને પાછળનાં અંગકાર્ય કરવાં તે વિવાહોક્ત નક્ષત્રવિષે કરવાં" એવું વચન છે. 'યવારક' એટલે પ્રાકૃતમાં જેને 'ચિકસા'[૧] એમ કેહેછે તે. એ પ્રમાણે હળદર લગાડવી ઇત્યાદિક અંગભૂત કાર્ય કરવામાં ચંદ્રબલની જરૂર નથી. વિવાહ સંબંધિ અંગભૂત જે કાર્ય તે વિવાહથકી પ્રથમ ત્રીજે, છઠે અને નવમે દિવસે કરવાં નહી. વિવાહનો મંડપ કરવો તે સોલ હાથ, બાર હાથ, દશ હાથ અથવા આઠ હાથ એમાંથી કોઈ એક સંખ્યાનો અને ચાર દ્વારે યુક્ત એવો કરવો. તે મંડપમાં વરના હાથથી ચાર હાથ અથવા કન્યાના હાથથી પાંચ હાથ, સમ ચોરસ, પગથીવાળી, પૂર્વ દિશાસામે નમતી અને કેળના સ્તંભ આદિવડે સર્વત્ર સુશોભિત એવી વેદી ઘરથી બાહેર જવાનાં દ્વારની ડાબીમેર કરવી.

---

अथकन्यायाजन्मकालीनग्रहादियोगसूचितवैधव्यपरिहारोपायः तत्रमूर्तिदानं कन्यादेशकालौसंकीर्त्य वैधव्यहरंश्रीविष्णुप्रतिमादानंकरिष्यइतिसंकल्प्यपलतदर्धतदर्धान्यतमप्रमाणहेमनिर्मितांविष्णुप्रतिमांचतुर्भुजांसायुधां वृतेनाचार्येणाग्न्युत्तारणादिपूर्वकंषोडशोपचारैःपूजयेत् वस्त्रार्पणकालेपीतवस्त्रेपुष्पार्पणकालेकुमुदोत्पलमालांचदद्यात् पूजांतेकन्यादेवंप्रणम्यमंत्रेणदद्यात् यन्मयाप्रांचिजनुषिघ्नंत्यापतिसमागमं विषोपविषशस्त्राद्यैर्हतोवापिविरक्तया प्राप्स्यमाणंमहाघोरंयशःसौख्यधनापहं वैधव्याद्यतिदुःखौघंतन्नाशयसुखाप्तये बहुसौभाग्यवृद्ध्यैचमहाविष्णोरिमांतनुं सौवर्णींनिर्मितांशक्त्यातुभ्यंसंप्रददेद्विजेति ततोयथाशक्तिहेमदक्षिणांदत्वा अनघाद्याहमस्मीतितिर्वदेत् एवमस्त्वितिविप्रोपित्रिः ततोविप्रभोजनं ॥

હવે કન્યાના જન્મ સમયના ગ્રહાદિકને યોગે સૂચિત કરેલું જે વૈધવ્ય તેની નિવૃત્તિનો ઉપાય કેહેછે. તેવિષે મૂર્ત્તિનું દાન કરવું. તે આ રીતે—કન્યાએ દેશ. કાળનો ઉચ્ચાર કરી "वैधव्यहरं श्रीविष्णुप्रतिमादानं करिष्ये" એવો સંકલ્પ કરી એક પળ (૪૦ માષા), અર્ધ પળ અથવા પા પળ એમાંથી કોઇએક પ્રમાણનાં સુવર્ણવડે કરેલી, આયુધ સહિત અને ચતુર્ભુજ એવી વિષ્ણુમૂર્ત્તિની અગ્ન્યુત્તારણ પૂર્વક ષોડશોપચાર પૂજા, પ્રથમ વરેલા આચાર્યદ્વારાએ કરાવવી. પૂજામાં વસ્ત્ર અર્પણ કરવાને સમયે ૨ પીલાં વસ્ત્ર, અને પુષ્પ અર્પણ કરવાને સમયે કુમુદ (કમલ) અને કમલની માળા એ અર્પણ કરવાં. એ રીતે પૂજા થયા પછી કન્યાએ મૂર્ત્તિને નમસ્કાર કરી મંત્રવડે તે મૂર્ત્તિનું દાન કરવું. દાનનો મંત્ર—"**यन्मया प्रांचि जनुषि, घ्नंत्या पतिसमागमं ॥ विषोपविषशस्त्राद्यैः, हतो वापि विरक्तया ॥ प्राप्स्यमाणं महाघोरं, यशःसौख्यधनापहं ॥ वैधव्याद्यतिदुःखौघं, तन्नाशय सुखाप्तये ॥ बहुसौभाग्यवृद्ध्यै च, महाविष्णोरिमां तनुं ॥ सौवर्णीं निर्मितां शक्त्या, तुभ्यं संप्रददे द्विज,**" એ મંત્ર ભણી

---

૧ મહારાષ્ટ્ર ભાષામાં ચિકસા કેહેછે તેનો અર્થ પીઠી થાયછે પણ અપભ્રંશ શબ્દને અનુસારે યવારક એટલે જવારા એવો અર્થ થવો જોઇએ એમ ભાસેછે.

દાન કરવું. પછી યથાશક્તિ સુવર્ણ દાન કરી "अनघाद्याहमस्मि" એ રીતે કન્યાએ ત્રણ વાર કહેવું. "एवमस्तु" એ રીતે બ્રાહ્મણે પણ ત્રણ વાર કહેવું. પછી બ્રાહ્મણભોજન કરાવવું.

**अथवैधव्यहरःकुंभविवाहः** विवाहकर्तापित्रादिःकन्यावैधव्यहरंकुंभविवाहंकरिष्यइति संकल्प्यनांदीश्राद्धांतंकृत्वामहीद्यौरित्यादिनाकुंभस्थापनांतेनतत्रवरुणप्रतिमायांवरुणंसंपूज्य तत्रकलशमध्येविष्णुप्रतिमायांविष्णुंषोडशोपचारैःसंपूज्यप्रार्थयेत् वरुणांगस्वरूपायजीवनानांसमाश्रय पतिंजीवयकन्यायाश्चिरंपुत्रसुखंकुरु देहिविष्णोवरंदेवकन्यांपालयदुःखत इति ततोविष्णुरूपिणेकुंभायेमांकन्यांश्रीरूपिणींसमर्पयामीतिसमर्प्यपरित्वेत्यादिमंत्रैरधस्तादुपरिचकुंभंकन्यांचमंत्रावृत्त्यापरिवेष्टयततःकुंभंनिःसार्यजलाशयेप्रभज्यशुद्धजलेनसमुद्रज्येष्ठेत्यादिमंत्रैःपंचपल्लवैःकन्यामभिषिच्यविप्रान्भोजयेदिति इतिकुंभविवाहः ॥

## હવે વૈધવ્ય દોષને દૂર કરનારો કુંભવિવાહ કેહેછે.

કન્યાનો વિવાહ કરાવનારા પિતા ઇત્યાદિકે, "कन्यावैधव्यहरं कुंभविवाहं करिष्ये," એવો સંકલ્પ કરી નાંદીશ્રાદ્ધ પર્યંત કર્મ કરી "महीद्यौः०" ઇત્યાદિક વિધિવડે કુંભસ્થાપન કીધા પછી તે કુંભ ઉપરે વરૂણની પ્રતિમાવિષે વરૂણનું પૂજન કરી તે કલશના મધ્ય ભાગમાં વિષ્ણુની પ્રતિમા સ્થાપન કરી તે પ્રતિમાવિષે વિષ્ણુની ષોડશોપચારવડે પૂજા કરી પ્રાર્થના કરવી. તે પ્રાર્થનાના મંત્ર—वरुणांगस्वरूपाय, जीवनानां समाश्रय ॥ पतिं जीवय कन्यायाः, श्चिरं पुत्रसुखं कुरु ॥ देहि विष्णो वरं देव, कन्यां पालय दुःखतः, " એ રીતે પ્રાર્થના કીધા પછી "विष्णुरूपिणे कुंभायेमां कन्यां श्रीरूपिणीं समर्पयामि, " એ વાક્યનો ઉચ્ચાર કરી કન્યા કુંભને અર્પણ કરી "परित्वा०" ઇત્યાદિક મંત્રવડે તળે અને ઉપરે કુંભ અને કન્યાને મંત્રોની આવૃત્તિ (બેવાર બોલાવવા)વડે સૂત્ર વીંટવું. ત્યાર પછી ત્યહાંથી કુંભને લઈ જળાશયમાં જઈ ફોડવો. પછી શુદ્ધ જળવડે "समुद्रज्येष्ठा०" ઇત્યાદિક મંત્ર ભણી પંચપલ્લવવડે કન્યાને અભિષેક કરી બ્રાહ્મણોને ભોજન કરાવવું. એ રીતે કુંભવિવાહ કહ્યો.

**अथवरस्यमृतभार्यात्वपरिहारोपायः** तत्रपरिवेत्तृत्वपापान्मृतभार्यात्वंतत्पापपरिहाराय प्राजापत्यत्रयंचांद्रायणत्रयंकृत्वाअसकृन्मृतभार्यात्वयोगेतदुभयत्रयमावृत्त्याकृत्वामृतभार्यात्वनिरासद्वाराश्रीपरमेश्वरप्रीत्यर्थंअयुतसंख्यचर्वाज्यहोमंकरिष्य इतिसंकल्प्याग्निस्थापनांतेऽन्वाधानं दुर्गाग्निविष्णून्अष्टाधिकायुतसंख्याभिश्चर्वाज्याहुतिभिःशेषेणस्विष्टकृतमित्यादि प्रतिदैवतंतूष्णींनिरूप्यप्रोक्ष्यत्यागकालेअष्टोत्तरायुतसंख्याहुतिपर्याप्तंचर्वाज्यद्रव्यंयथामंत्रलिंगंदुर्गायैअग्नयेविष्णवेचनममेतित्यजेत् जातवेदसेइत्यनुवाकस्यउपनिषदऋषयः दुर्गाग्निविष्णवोदेवताः त्रिष्टुप्छंदः चर्वाज्यहोमेविनियोगः अनुवाकानुवृत्त्याप्रत्यृचंहोमः तत्र प्रथमंचतुरधिकपंचसहस्रसंख्यश्चरुहोमस्ततश्चतुरधिकपंचसहस्राज्यहोमइत्येवमयुतहोमः होमशेषंसमाप्यदशविप्रान्भोजयेदिति अथवाकस्यचिद्ब्राह्मणस्यविवाहंकुर्यात् ॥

## હવે વરના મૃતભાર્યાત્વ (સ્ત્રી મરી જતી હોય તે) દોષની નિવૃત્તિનો ઉપાય કહેછે.

પરિવેતૃત્વ પાપથકી મૃતભાર્યાત્વ દોષ થાયછે તો તે દોષની નિવૃત્તિ થવામાટે ત્રણ પ્રાજાપત્ય અને ત્રણ ચાંદ્રાયણ કરવાં. વારંવાર મૃતભાર્યાત્વયોગ હોય તો ત્રણ પ્રાજાપત્ય અને ત્રણ ચાંદ્રાયણ આવૃત્તિએ કરી, "**मृतभार्यात्वनिरासद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थं अयुतसंख्यचर्वाज्यहोमं करिष्ये,**" એવો સંકલ્પ કરી અગ્નિસ્થાપન પર્યંત કર્મ કીધા પછી "**दुर्गाग्निविष्णून् अष्टाधिकायुतसंख्याभिश्चर्वाज्याहुतिभिः शेषेण स्विष्टकृतमित्यादि,**" એ રીતે અન્વાધાન કરવું. પછી પ્રત્યેક દેવતામાટે મંત્ર રહિત નિર્વાપ (ચરૂમાટે પાત્રમાં ચોખા લઈ ધોવા તે) કરવો. પછી ત્યાગ સમયે "**अष्टोत्तरायुतसंख्याहुतिपर्याप्तं चर्वाज्यद्रव्यं यथामंत्रलिंगं दुर्गायै अग्नये विष्णवे च न मम,**" એમ કહી ત્યાગ કરવો. પછી "**जातवेदसे इत्यनुवाकस्य उपनिषदऋषयः, दुर्गाग्निविष्णवो देवताः, त्रिष्टुप्छंदः, चर्वाज्यहोमे विनियोगः**" જાતવેદસે એ અનુવાકની આવૃત્તિ કરી તેમાંના પ્રત્યેક મંત્રવડે હોમ કરવો. તેમાં પ્રથમ (૫,૦૦૪) આહુતિ ચરૂનો હોમ કરી પછી (૫,૦૦૪) આહુતિ આજ્યનો હોમ કરવો. એ રીતે (૧૦૦૦૦) હોમ કરવો. પછી હોમશેષ સમાપ્ત કરી બ્રાહ્મણોને ભોજન કરાવવું. અથવા કોઈએક બ્રાહ્મણનો વિવાહ કરાવવો.

---

**अथमृतपुत्रत्वदोषेब्राह्मणोद्वाहनंहरिवंशश्रवणंमहारुद्रजपश्चेति त्रीणिव्यस्तानिसमस्तानिवाशक्त्यपेक्षयाकुर्यात् रुद्रजपेदशांशेनाज्याक्तदूर्वाहोमः हरिवंशश्रवणविधिरन्योपिविधयोविस्तरेणप्रागुक्ताः ॥**

**હવે મૃતપુત્રત્વ (પુત્ર થઇને મૃત્યુ પામતો હોય તે) દોષ હોય તો** બ્રાહ્મણનો વિવાહ, હરિવંશ ગ્રંથનું શ્રવણ અથવા મહારૂદ્રજપ એ ત્રણ ઉપાય કહ્યાછે. એમાંનો કોઈએક અથવા ત્રણે પોતાની શક્તિપ્રમાણે કરવા. રૂદ્રજપ કરેલો હોય તો જપથકી દશાંશ ઘૃતેયુક્ત દૂર્વાનો હોમ કરવો. હરિવંશ શ્રવણનો વિધિ અને બીજા પણ વિધિ વિસ્તારપૂર્વક પ્રથમ (પત્ર ૨૪૯ તથા ૨૫૦ માં) કહ્યાછે.

---

**यथाशक्तिभूषणालंकृतकन्याप्रदाताश्वमेधयाजीभयेषुप्राणदाताचेतित्रयःसमपुण्याःश्रुत्वाकन्याप्रदातारंपितरःसपितामहाः विमुक्ताःसर्वपापेभ्योब्रह्मलोकंव्रजंतिते इतिकन्यादानप्रशंसा ॥**

યથાશક્તિ અલંકારે સુશોભિત કન્યાનું દાન કરનારો, અશ્વમેધ યજ્ઞ કરનારો અને ભયને સમયે ભયભીતની પ્રાણરક્ષાનો કરનારો એ ત્રણેને સમાન પુણ્ય છે. "કન્યાદાન દેનારાના પિતામહ સહિત પિતા, (વંશજ) કન્યાદાન દીધુંછે એમ સાંભળી તેઓ સર્વ પાપથકી મુક્ત થઈ બ્રહ્મલોકપ્રત્યે જાયછે." એ રીતે કન્યાદાનની પ્રશંસા છે.

---

विष्णुंजामातरंमत्वातस्यकोपंनकारयेत् अप्रजायांतुकन्यायांनाश्नीयात्तस्यवैगृहे इतिकन्यागृहेपित्रोर्भोजननिषेधः विवाहमध्येस्त्रियासहभोजनेपिनदोषः अन्यदापत्न्यासहभोजने चांद्रायणप्रायश्चित्तं ॥

"જમાઇને વિષ્ણુ માની તેને કોપ ઉપજાવવો નહી." "કન્યાને પ્રજા થઈ ન હોય ત્યહાં પર્યંત જમાઇને ઘરે કન્યાનાં પિતા અને માતાએ ભોજન કરવું નહી" એ પ્રમાણે કન્યાને ઘરે માતા પિતાને ભોજનનો નિષેધ કહ્યો. વિવાહવિષે સ્ત્રીની-સાથે ભોજન થયું હોય તો પણ દોષ નથી. વિવાહ વિના અન્ય સમયે સ્ત્રીનીસાથે ભોજન કરે તો ચાંદ્રાયણ પ્રાયશ્ચિત્ત કરવું.

अथवाग्दानादिविचारः विवाहनक्षत्रादियुतेसुदिनेवरस्यपित्रादिःकन्यागृहंगत्वाकन्यापूजनंकरिष्येतदंगत्वेनगणपतिपूजनंवरुणपूजनंचकरिष्यइतिसंकल्पयेत् कन्यापितातुकरिष्यमाणकन्यादानांगभूतंवाग्दानंकरिष्येतदंगगणपतिपूजनंवरुणपूजनंचकरिष्ये इतिसंकल्पयेत् अवशिष्टप्रयोगोन्यत्रज्ञेयः ॥

## હવે વાગ્દાન ઈત્યાદિકનો વિચાર કેહેછે.

વિવાહ સંબંધિ નક્ષત્રાદિકે યુક્ત એવા શુભ દિવસે વરના પિતા ઇત્યાદિકે કન્યાને ઘરે જઈ "कन्यापूजनं करिष्ये, तदंगत्वेन गणपतिपूजनं वरुणपूजनं च करिष्ये," એવો સંકલ્પ કરવો. કન્યાના પિતાએ તો "करिष्यमाणकन्यादानांगभूतं वाग्दानं करिष्ये, तदंगगणपतिपूजनं वरुणपूजनं च करिष्ये," એવો સંકલ્પ કરવો. અવશિષ્ટ (બાકીનો) પ્રયોગ બીજા ગ્રંથોમાં જોવો.

अथ विवाहदिनेतत्पूर्वदिनेवावध्वाहरिद्रातैलादिनामंगलस्नानंकारयित्वातच्छेषहरिद्रादिनावरस्यमंगलस्नानंकारणीयमित्याचारः ॥

હવે વિવાહને દિવસે અથવા વિવાહથી પ્રથમ દિવસે કન્યાને હળદર, તેલ ઈત્યાદિક લગાડી મંગળસ્નાન કરાવી કન્યાને લગાડતાં શેષ રહેલી હલદર ઇત્યાદિકવડે વરને મંગળસ્નાન કરાવવું એવો આચાર છે તે પ્રમાણે કરવું.

एवंवरस्यापित्रादिःपत्न्यासंस्कार्येणचसहकृताभ्यंगस्नानोऽहतवासाःप्राङ्मुखउपविश्यस्वदक्षिणेपत्नींतद्दक्षिणेसंस्कार्यमुपवेश्यदेशकालौसंकीर्त्यममास्यपुत्रस्यदैवपित्र्यऋणापाकरणहेतुधर्मप्रजोत्पादनसिद्धिद्वाराश्रीपरमेश्वरप्रीत्यर्थंविवाहाख्यसंस्कारकर्मकरिष्ये तदंगत्वेन स्वस्तिवाचनंमातृकापूजनंनांदीश्राद्धंनंदिन्यादिमंडपदेवतास्थापनंचकरिष्ये तदादौनिर्विघ्नतासिद्ध्यर्थंगणपतिपूजांकरिष्ये इतिपुत्रविवाहेसंकल्पः कन्याविवाहेतुजातकर्मादिलोपेममास्याःकन्यायाः जातकर्मनामकर्मसूर्यावलोकननिष्क्रमणोपवेशनान्नप्राशनचौलसंस्काराणांबुद्धिपूर्वकलोपजन्यप्रत्यवायपरिहारार्थंप्रतिसंस्कारमर्धकृच्छ्रंचूडायाः कृच्छ्रंतत्प्रत्याम्नायगोनिष्क्रयीभूतयथाशक्तिरजतदानेनाहमाचरिष्ये गर्भाधानसीमंतयोर्लोपेनयोरप्यूहः ततोममास्याःकन्यायाःभर्त्रासहधर्मप्रजोत्पादनद्रव्यपरिग्रहधर्माचरणेष्वधिकारसिद्धिद्वाराश्रीपरमे

१ गृह्य इति पाठांतरम्

श्वरप्रीत्यर्थंविवाहाख्यंसंस्कारंकरिष्यइतिविशेषः शेषंपूर्ववत् भ्रातामममभ्रातुरितिभगिन्या इतिवापितृव्यादिःकर्तामममभ्रातृसुतस्यभ्रातृकन्यायाइतिवासंकल्पोहंकुर्यात् वरवध्वोःस्वयंकर्तृत्वेममदैवपित्र्यऋणेत्यादिमममभर्त्रासहेत्यादिचसंकल्पः केचित्स्वस्तिवाचनकालेकन्यादानादिकालेवाप्रधानविवाहसंस्कारसंकल्पंनकुर्वंतिसप्रमादइतिबहवः अन्येतुकन्यादानविवाहहोमादिसंकल्पएवप्रधानसंकल्पस्तदतिरिक्तविवाहपदार्थाभावादित्याहुः मातृकापूजांतेमृतपितृमातृमातामहोवरवध्वोः पितास्वपित्राद्युद्देश्यकपार्वणत्रययुतंनांदीश्राद्धंकुर्यादित्यसंदिग्धं मातर्यवजीवंत्यांतत्पार्वणलोपः मातामहमात्रजीवनेतत्पार्वणमात्रलोपः तथाचोभयत्रपार्वणद्वयेनैवनांदीश्राद्धसिद्धिः मातृमातामहयोर्जीवनेपितृपार्वणेनैवतत्सिद्धिः पितृप्रपितामहमृतौपितामहजीवनेचपितृप्रपितामहतत्पितृनुद्दिश्यपितृपार्वणं तथाचपितृप्रपितामहतत्पितरोनांदीमुखाइदंवःपाद्यमित्यादिप्रयोगः प्रपितामहमातृजीवनेपितृपितामहतत्पितोमहाइत्युद्देशः पितृमृतौपितामहप्रपितामहजीवनेपितुःपितामहस्यपितामहप्रपितामहौचनांदीमुखाइत्युच्चारः एवंमातृमरणेपितामहीमात्रजीवनेमातःपितुःपितामहीप्रपितामह्यौचनांदीमुखाइत्युच्चारः प्रपितामहीमात्रजीवनेमातृपितामह्यौपितुःप्रपितामहीत्त्वनांदीमुखाइत्युच्चारः पितामहीप्रपितामह्योर्जीवनेमातःपितामहस्यपितामहीप्रपितामह्यौचेत्युच्चारः मुख्यमातृजीवनेसपत्नमातृमरणेपिनमातृपार्वणं एवंमुख्यपितामहीजीवनेपितामह्याःसपत्नीमृतावपितयासहनमातृपार्वणंकिंतुपूर्वोक्तएवोच्चारः एवंप्रपितामहीसपत्नीविषयेपि एवंमुख्यमातामहीजीवनेतत्सपत्न्यादिमरणेपिनमातामहादीनांसपत्नीकत्वेनोच्चारःकिंतुकेवलानामेव दर्शादौमातृजीवनेसापत्नमातुर्मृतौकेवलानामेवपित्रादीनामुद्देशइतिसिद्धांतात् ॥

એ રીતે વરનાં પિતા ઇત્યાદિકે પોતાની પત્ની અને સંસ્કાર્ય ( જેને વિવાહ સંસ્કાર કરવાનો હોય ) તેણે સહિત અભ્યંગસ્નાન કરી નવીન વસ્ત્ર ધારણ કરી પૂર્વાભિમુખ બેસી પોતાની જમણીમેર સ્ત્રી, અને સ્ત્રાની જમણીમેર સંસ્કાર્ય એ રીતે બેસારી દેશ, કાળનો ઉચ્ચાર કરી, "**ममास्य पुत्रस्य दैवपित्र्यऋणापाकरणहेतुधर्मप्रजोत्पादनसिद्धिद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थं विवाहाख्यं संस्कारकर्म करिष्ये ॥ तदंगत्वेन स्वस्तिवाचनं मातृकापूजनं नांदीश्राद्धं नंदिन्यादिमंडपदेवतास्थापनं च करिष्ये ॥ तदादौ निर्विघ्नतासिद्ध्यर्थं गणपतिपूजां करिष्ये,**" એ રીતે પુત્રના વિવાહવિષે સંકલ્પ કરવો. કન્યાના વિવાહવિષે તો જાતકર્માદિક સંસ્કારનો લોપ થયો હોય તો, "**ममास्याः कन्यायाः जातकर्मनामकर्मसूर्यावलोकननिष्क्रमणोपवेशनान्नप्राशनचौलसंस्काराणां बुद्धिपूर्वकलोपजन्यप्रत्यवायपरिहारार्थं प्रतिसंस्कारमर्धकृच्छ्रं चूडायाः कृच्छ्रं तत्प्रत्याम्नायगोनिष्क्रयीभूतयथाशक्तिरजतदानेनाहमाचरिष्ये.**" ગર્ભાધાન અને સીમંતોન્નયન એનો લોપ થયો હોય તો તેનો પણ સંકલ્પમાં ઊહ કરવો. પછી, "**ममास्याः कन्यायाः भर्त्रा सह धर्मप्रजोत्पादनद्रव्यपरिग्रहधर्माचरणेष्वधिकारसिद्धिद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थं विवाहाख्यं संस्कारं करिष्ये,**" એ પ્રમાણે સંકલ્પમાં વિશેષ જાણવો. બાકી પ્રયોગ પ્રથમ પ્રમાણે કરવો. ભાઇ કર્ત્તા હોય તો તેણે '**मम भ्रातुः**' અથવા '**मम भगिन्याः**' એવો અને કાકો ઇત્યાદિક કર્ત્તા હોય તો તેણે '**मम भ्रातृसुतस्य**' કિંવા '**भ्रातृकन्यायाः**' એવો સંકલ્પમાં ઉચ્ચાર કરવો. વર અથવા કન્યા પોતે વિવાહ કરનારાં

હોય તો, વરે "मम दैवपित्र्यऋणेत्यादि" અને કન્યાએ "मम भर्त्रासहेत्यादि" સંકલ્પ કરવો. કોઈ ગ્રંથકાર, પુણ્યાહવાચન સમયે અથવા કન્યાદાન ઇત્યાદિક સમયે, પ્રધાન જે વિવાહ સંસ્કાર તેનો સંકલ્પ કરતા નથી પરંતુ એ તેનો પ્રમાદ છે એમ ઘણાએક કેહેછે. બીજા તો, કન્યાદાન અને વિવાહહોમ ઇત્યાદિકનો સંકલ્પ તેજ પ્રધાન સંકલ્પ છે; કારણ, કન્યાદાન અને વિવાહહોમ વિના અન્ય કર્મની 'विवाह' એવી સંજ્ઞા નથી એમ કેહેછે. માતૃકાપૂજન થયા પછી, જેની માતા, પિતા અને માતામહ મૃત થયલાં હોય એવો જે વરપિતા અથવા કન્યાપિતા તેણે પોતાના પિતા ઇત્યાદિકને ઉદ્દેશે કરી ત્રણ પાર્વણે યુક્ત નાંદીશ્રાદ્ધ કરવું, એ નિઃસંશય છે. માતાજ જીવતી હોય તો માતૃપાર્વણનો લોપ કરવો. કેવળ માતામહ જીવતો હોય તો તેનાં પાર્વણનો માત્ર લોપ કરવો, અર્થાત્ એ બન્ને પક્ષમાં બે બે પાર્વણવડેજ નાંદીશ્રાદ્ધની સિદ્ધિ થાયછે, માતા અને માતામહ એ બન્ને જીવતાં હોય તો કેવળ પિતૃપાર્વણવડેજ નાંદીશ્રાદ્ધની સિદ્ધિ થાયછે. પિતા, પ્રપિતામહ મૃત હોય અને પિતામહ જીવતો હોય તો પિતા, પ્રપિતામહ અને પ્રપિતામહનો પિતા એમને ઉદ્દેશે કરી પિતૃપાર્વણ કરવું. એટલે "पितृप्रपितामहतत्पितरो नांदीमुखा इदं॰ वः पाद्यं" ઇત્યાદિક પ્રયોગ કરવો. પ્રપિતામહ જીવતો હોય તો "पितृपितामहतत्पितामहाः" એવો પ્રયોગ કરવો. પિતા મૃત હોય અને પિતામહ તથા પ્રપિતામહ જીવતા હોય તો "पितुः पितामहस्य पितामहप्रपितामहौ च नांदीमुखाः" એવો ઉચ્ચાર કરવો. એ પ્રમાણે માતા મૃત થઈ હોય અને પિતામહી માત્ર જીવતી હોય તો, "मातःपितुःपितामहीप्रपितामह्यौच नांदीमुखाः" એવો ઉચ્ચાર કરવો. પ્રપિતામહી માત્ર જીવતી હોય તો, "मातृपितामह्यौ पितुः प्रपितामही च नांदीमुखाः" એવો ઉચ્ચાર કરવો. પિતામહી અને પ્રપિતામહી જીવતી હોય તો, "मातः पितामहस्य पितामहीप्रपितामह्यौ च नांदीमुखाः" એવો ઉચ્ચાર કરવો. મુખ્ય માતા જીવતી હોય અને સાવકી માતા મૃત થઈ હોય તથાપિ માતૃપાર્વણ કરવું નહી. એ પ્રમાણે મુખ્ય પિતામહી જીવતી હોય અને પિતામહીની સોક મૃત થઈ હોય તથાપિ તેની સાથે માતૃપાર્વણ કરવું નહી, ત્યારે પ્રથમ કહેલોજ ઉચ્ચાર કરવો. એ રીતે પ્રપિતામહીની સોક મૃત થઈ હોય તો તેવિષે પણ એવોજ નિર્ણય જાણવો. એ પ્રમાણે મુખ્ય માતામહી જીવતી હોય અને તેની સોક ઇત્યાદિ મૃત થઈ હોય તો પણ માતામહાદિકનો 'सपत्नीक' એવો ઉચ્ચાર કરવો નહી, ત્યારે કેવળ માતામહાદિકનોજ ઉચ્ચાર કરવો; કારણ, દર્શાદિક શ્રાદ્ધવિષે માતા જીવતી છતાં સાવકી માતા મૃત થઈ હોય તો પિતા ઇત્યાદિકનોજ કેવળ ઉચ્ચાર કરવો, એવો સિદ્ધાંત છે.

---

अथमातामहमृतौमातुःपितामहजीवनेमातामहतत्पितामहप्रपितामहाइत्युच्चारः मातुःप्रपितामहमात्रजीवनेमातामहमातृपितामहौमातामहस्यप्रपितामहश्चनांदीमुखाइत्युच्चारः द्वयोर्जीवनेमातामहमातुःपितामहस्यपितामहप्रपितामहौचनांदीमुखाइत्युच्चारः ॥

હવે માતામહ મૃત થયો હોય અને માતાનો પિતામહ જીવતો હોય તો, "**मातामहतत्पितामहप्रपितामहाः**" એવો ઉચ્ચાર કરવો. માતાનો પ્રપિતામહ માત્ર જીવતો હોય તો, "**मातामहमातृपितामहौ मातामहस्य प्रपितामहश्च नांदीमुखाः**" એવો ઉચ્ચાર કરવો. માતાના પિતામહ અને પ્રપિતામહ બન્ને જીવતા હોય તો, "**मातामह मातुःपितामहस्य पितामहप्रपितामहौ च नांदीमुखाः**" એવો ઉચ્ચાર કરવો.

---

**अथजीवत्पितृकोमृतमातृमातामहश्चविवाहोपनयनजातकर्मादिषुपुत्रसंस्कारेषुमातृमातामहपार्वणद्वयमेवकुर्यात् मातर्यपिजीवत्यांमातामहपार्वणमेव मातामहजीवनेमातृमरणे जीवत्पितृकःसुतसंस्कारेमातृपार्वणमेवदेवरहितंकुर्यात् त्रिष्वपिजीवत्सुसुतसंस्कारेपितुःपित्रादीनुद्दिश्यपार्वणत्रयंकुर्यात् त्रिष्वपिजीवत्सुसुतसंस्कारेनांदीश्राद्धलोपएवेतिपक्षांतरंग्रंथारंभेउक्तं ॥**

હવે પિતા જીવતો હોય અને માતા તથા માતામહ એ જેનાં મૃત થયાં હોય તેણે વિવાહ, મૌંજી, જાતકર્મ ઇત્યાદિક પુત્રના સંસ્કારવિષે નાંદીશ્રાદ્ધમાં માતૃપાર્વણ અને માતામહપાર્વણ એ બે પાર્વણજ કરવાં. માતા પણ જીવતી હોય તો માતામહ પાર્વણજ કરવું. માતા મૃત થઇ હોય અને માતામહ જીવતો હોય એવો જે જીવત્પિતૃક તેણે પુત્રના સંસ્કારવિષે દેવ રહિત માતૃપાર્વણજ કરવું. માતા, પિતા અને માતામહ એ ત્રણે જીવતાં હોય તો પુત્રના સંસ્કારવિષે પિતાના પિતા ઇત્યાદિકને ઉદ્દેશે કરી ત્રણ પાર્વણે યુક્ત નાંદીશ્રાદ્ધ કરવું. પિતા માતા અને માતામહ એ ત્રણે જીવતાં હોય તો પુત્રના સંસ્કારવિષે નાંદીશ્રાદ્ધનો લોપજ કરવો એવો બીજો પક્ષ આ ગ્રંથના (ત્રીજા પરિચ્છેદના) આરંભમાં (પત્ર ૨૩૩ માં) કહ્યોછે.

---

**द्वितीयविवाहसमावर्तनाधानादिषुस्वसंस्कारेषुनांदीश्राद्धंकुर्वन्जीवत्पितृकःपितुःपित्रादीनुद्दिश्यपार्वणत्रयंकुर्यात् पितुर्मातृपितामहीप्रपितामह्यःपितुःपितृपितामहप्रपितामहाःपितुर्मातामहमातुःपितामहमातुःप्रपितामहानांदीमुखाइतितत्रोच्चारः अत्रपितुर्मात्रादिजीवनेतत्पार्वणलोपः मृतपितृकस्तुस्वपित्रादीनुद्दिश्येतित्वसंदिग्धं पितृपितामहयोर्जीवनेपितामहस्यमात्रादिपार्वणत्रयोद्देशः त्रयाणांजीवनेपिपार्वणलोपः तत्रसुतसंस्कारइवस्वसंस्कारेमातृमातामहयोःपार्वणाभ्यामेवनांदीश्राद्धसिद्धिः पित्रादित्रयजीवनेमातृमातामहयोश्चजीवनेप्रपितामहस्यपित्रादिपार्वणत्रयोद्देशेननांदीश्राद्धं एवंप्रथमविवाहेपिकर्त्रंतराभावात्वरएव नांदीश्राद्धंकुर्वन्मृतपितृकःस्वपित्रादीनुद्दिश्यजीवत्पितृकस्तुपितुःपित्रादीनुद्दिश्यकुर्यात् जीवत्पितृपितामहस्तुपितामहस्यपित्रादिपार्वणत्रयोद्देशेनप्रपितामहस्यापिजीवनेप्रपितामहस्यपित्रादिपार्वणत्रयोद्देशेनवापितृपार्वणलोपेनवानांदीश्राद्धं अत्रसर्वत्रपितुःपितामहादेर्वापित्रादिपार्वणोद्देशपक्षेस्वमातृमातामहयोर्मरणेपिनस्वमातृमातामहयोःपार्वणंकिंतुपित्रादेर्मातृमातामहयोरेवेतिज्ञेयं इतिजीवत्पितृकनांदीश्राद्धप्रयोगः ॥**

પોતાનો પિતા જીવતો હોય તેમ છતાં બીજો વિવાહ, સમાવર્તન, આધાન ઇત્યાદિક પોતાના સંસ્કારવિષે નાંદીશ્રાદ્ધ કરવું તે પોતાના પિતાના જે પિતા ઇત્યાદિક તેને ઉદ્દેશે કરી ત્રણ પાર્વણે યુક્ત કરવું. અને,—"**पितुर्मातृपितामहीप्रपितामह्यः॥**

पितुः पितृपितामहप्रपितामहाः ॥ पितुर्मातामहमातुःपितामहमातुःप्रपितामहाः नांदीमुखाः " એ પ્રમાણે ત્યહાં ઉચ્ચાર કરવો. એ ઠેકાણે પિતાની માતા ઇત્યાદિક જીવતી હોય તો તે પાર્વણનો લોપ કરવો. પોતાનો પિતા મૃત થયો હોય તો તેણે પોતાના પિતા ઇત્યાદિકને ઉદ્દેશે કરી કરવું, એ વિષયમાં સંશય નથી. પિતા અને પિતામહ એ બન્ને જીવતા હોય તો પિતામહની માતા ઇત્યાદિક જે ત્રણ પાર્વણ તેનો ઉદ્દેશ કરવો. ત્રણે જીવતાં હોય તો પણ પાર્વણનો લોપ કરવો. તેમાં જેમ પુત્રના સંસ્કારવિષે માતૃપાર્વણ અને માતામહપાર્વણ એ બે પાર્વણવડે સિદ્ધિ થાયછે તેમ પોતાના સંસ્કારવિષે માતૃપાર્વણ અને માતામહપાર્વણ એ બે પાર્વણવડેજ નાંદીશ્રાદ્ધની સિદ્ધિ થાયછે. પિતા ઇત્યાદિક ત્રણે જીવતાં હોય તેમ માતા અને માતામહ એ પણ જીવતાં હોય તો પ્રપિતામહના જે પિતા ઇત્યાદિક ત્રણ પાર્વણ તેને ઉદ્દેશે કરી નાંદીશ્રાદ્ધ કરવું. એ રીતે પ્રથમ વિવાહવિષે પણ બીજો કર્ત્તા ન છતાં મૃતપિતૃક એવો વર પોતેજ નાંદીશ્રાદ્ધનો કર્ત્તા હોય તો તેણે પોતાના પિતામહ ઇત્યાદિકને ઉદ્દેશે કરીને નાંદીશ્રાદ્ધ કરવું, અને જીવત્પિતૃક એવો વર પોતે નાંદીશ્રાદ્ધકર્ત્તા હોય તો તેણે પિતાના પિતા ઇત્યાદિકને ઉદ્દેશે કરીને નાંદીશ્રાદ્ધ કરવું. જેના પિતા અને પિતામહ એ બન્ને જીવતા હોય તો તે વરે પિતામહના જે પિતા ઇત્યાદિક ત્રણ પાર્વણ તેને ઉદ્દેશે કરી નાંદીશ્રાદ્ધ કરવું. જો પ્રપિતામહ પણ જીવતો હોય તો પ્રપિતામહના જે પિતા ઇત્યાદિક ત્રણ પાર્વણ તેને ઉદ્દેશે કરી અથવા પિતૃપાર્વણનો લોપ કરી નાંદીશ્રાદ્ધ કરવું. આ સર્વ ઠેકાણે પિતા, પિતામહ અથવા પ્રપિતામહ એમના પિતા ઇત્યાદિક પાર્વણને ઉદ્દેશે કરી નાંદીશ્રાદ્ધ કરવું એ પક્ષમાં તો પોતાની માતા અને માતામહ મૃત થયાં હોય તથાપિ પોતાની માતા અને માતામહ એમનું પાર્વણ લેવું નહી, પરંતુ પોતાના પિતા ઇત્યાદિકની જે માતા અને માતામહ તેજ પાર્વણ લેવાં એમ જાણવું. એ રીતે જીવત્પિતૃકનાં નાંદીશ્રાદ્ધનો પ્રયોગ કહ્યો.

यदानुकन्याविवाहंपुत्रस्योपनयनंप्रथमविवाहंचपितृव्यमातुलादिःकरोतितदासंस्कार्यस्य मृतपितृकत्वेअस्यसंस्कार्यस्यपितृपितामहप्रपितामहाइत्यादिप्रयोगंकुर्यात् सोदरभ्रातुर्नोच्चारे विशेषः भ्रातुःपित्रादीनांसंस्कार्यपित्रादीनांचैक्यात् सापत्नभ्रातातुसंस्कार्यस्यमातृपितामही प्रपितामह्यइत्याद्युच्चारयेत् संस्कार्यमात्रजीवनेनतत्पार्वणलोपः संस्कार्यस्यजीवत्पितृकत्वेमातुलादिःकर्ता संस्कार्यपितुःमातृपितामहीप्रपितामह्यःसंस्कार्यपितुःपितृपितामहप्रपितामहा इत्याद्युच्चार्यतत्पितुःपित्रादिपार्वणत्रयंकुर्यात् संस्कार्यस्यपितृपितामहयोर्जीवनेमातुलादिःसंस्कार्यपितुर्मात्रादीन्मातामहादींश्चोद्दिश्यपार्वणद्वयंकुर्यात् पितुर्वर्गद्वयाद्यजीवनेएकैकवर्गपार्वणं पितुर्वर्गत्रयाद्यजीवनेमातुलादिःपितामहस्यमात्रादिपार्वणत्रयोद्देशंकुर्यात् पितामहस्य मात्रादिजीवनेनतत्पार्वणलोपःपूर्ववत् पितृव्येजीवत्पितृकसंस्कारकर्तरिनोच्चारेविशेषः संस्कार्यपितुःपित्रादीनांपितृव्यस्यपित्रादीनांचैक्यात् पितामहस्यसंस्कर्तृत्वेसंस्कार्यपितृमरणेसंस्कार्यस्यपितःममपितृपितामहौचनांदीमुखाःसंस्कार्यस्यमात्रादयोमातामहादयश्चेत्याद्युच्चारः संस्कार्यपितृजीवनेपितामहःकर्तास्वमातृपितृमातामहपार्वणानिममेतिपदरहितानितत्सहितानिवोच्चारयेत् एवंप्रपितामहेकर्तर्यपियोज्यं ॥

જ્યારે કન્યાનો વિવાહ, પુત્રની મૌંજી અથવા પ્રથમ વિવાહ એનો કર્ત્તા કાકો અથવા મામો ઇત્યાદિક હોય તો તે સમયે ( સંસ્કાર કરવા યોગ્ય ) મૃતપિતૃક હોય તો સંસ્કારકર્ત્તાએ, "**अस्य संस्कार्यस्य पितृपितामहप्रपितामहाः**" ઇત્યાદિક પ્રયોગ કરવો, સગો ભાઈ સંસ્કારકર્ત્તા હોય તો તેને ઉચ્ચાર કરવાવિષે વિશેષ નથી; કારણ, સગા ભાઇના પિતા ઇત્યાદિક અને સંસ્કાર્યના પિતા ઇત્યાદિક એ એકજ છે. સાવકો ભાઈ સંસ્કારકર્ત્તા હોય તો તેણે, "**संस्कार्यस्यमातृपितामहीप्रपितामह्यः**" ઇત્યાદિક ઉચ્ચાર કરવો. સંસ્કાર્યની માતા જીવતી હોય તો માતૃપાર્વણનો લોપ કરવો. સંસ્કાર્યનો પિતા જીવતો છતાં સંસ્કારકર્ત્તા મામો ઇત્યાદિક હોય તો તેણે "**संस्कार्यपितुः मातृपितामहीप्रपितामह्यः ॥ संस्कार्यपितुःपितृपितामहप्रपितामहाः**" ઇત્યાદિક ઉચ્ચારણ કરી સંસ્કાર્યના પિતાના જે પિતા ઇત્યાદિક ત્રણ પાર્વણ તે લેવાં. સંસ્કાર્યના પિતા અને પિતામહ એ બન્ને જીવતા છતાં મામો ઇત્યાદિક સંસ્કારકર્ત્તાએ સંસ્કાર્યના પિતાની જે માતા ઇત્યાદિક અને માતામહ ઇત્યાદિક તેને ઉદ્દેશે કરીને બે પાર્વણ કરવાં. પિતાના બે વર્ગના આદ્ય એટલે માતૃવર્ગની પ્રથમ (માતા), પિતૃવર્ગનો પ્રથમ ( પિતા ) અને માતામહવર્ગનો પ્રથમ ( માતામહ ) એમાંથી કોઈ પણ બે વર્ગના આદ્ય (પ્રથમ) જીવતા હોય તો (જે વર્ગનો આદ્ય ગયો હોય તે) એક એક વર્ગનું પાર્વણ કરવું. પિતાના ત્રણે વર્ગના પ્રથમ જીવતા છતાં મામો ઇત્યાદિક કર્ત્તા હોય તો તેણે સંસ્કાર્યના પિતામહની જે માતા ઇત્યાદિક ત્રણ પાર્વણ તેનો ઉદ્દેશ કરવો. પિતામહની માતા ઇત્યાદિક જીવતી હોય તો તે પાર્વણનો લોપ પ્રથમ કહ્યા પ્રમાણે કરવો. જીવત્પિતૃકના સંસ્કારનો કર્ત્તા કાકો હોય તો પાર્વણના ઉચ્ચારવિષે વિશેષ નથી; કારણ, સંસ્કાર્યના પિતાના પિતા ઇત્યાદિક અને કાકાના પિતા ઇત્યાદિક એ એકજ છે. સંસ્કાર્યનો પિતા મૃત થયો હોય અને સંસ્કારકર્ત્તા પિતામહ હોય તો તેણે, "**संस्कार्यस्य पितः मम पितृपितामहौ च नांदीमुखाः ॥ संस्कार्यस्य मातृपितामहीप्रपितामह्यः ॥ संस्कार्यस्य मातामहमातुःपितामहमातुःप्रपितामहाः** ઇત્યાદિક ઉચ્ચાર કરવો. સંસ્કાર્યનો પિતા જીવતો છતાં સંસ્કારકર્ત્તા પિતામહ હોય તો તેણે પોતાની માતા, પિતા અને માતામહ એ પાર્વણનો '**मम**' એ પદે રહિત અથવા '**मम**' એ પદે સહિત ઉચ્ચાર કરવો. એ રીતે પ્રપિતામહ સંસ્કારકર્ત્તા છતાં પણ એજ પ્રમાણે યોજના કરવી.

**दातुमशक्नुवताकन्यादानाधिकारिणात्वंकन्यादानंकुर्वितिप्रार्थितोयःपरकीयकन्यांदातुमिच्छतियश्चसुवर्णेनात्मीयांकृत्वाअनाथांज्ञात्वावान्यकन्यांदातुमिच्छतिसोपिसंस्कार्यायाःकन्यायाःपित्रादीनुच्चारयेत् तस्याःपितृजीवनेनदीयमात्रादीन्तस्यावर्गत्रयाद्यजीवनेपितुःपित्रादीनितियथासंभवमूह्यं इतिपित्रन्यकर्तृकनांदीश्राद्धप्रयोगः ॥**

કન્યાદાન કરવાને અસમર્થ એવા કન્યાદાનના અધિકારિએ 'તું કન્યાદાન કર' એ રીતે પ્રાર્થના કરવાથી જે બીજાની કન્યા દેવાને ઇચ્છા ધરતો હોય તેણે, અથવા જે સુવર્ણ આપી બીજાની કન્યાને પોતાની કન્યા કરી તેનું દાન કરતો હોય તેણે,

१ मातृमातामहपार्वणद्वयमेवेत्यर्थः ॥

અથવા બીજાની કન્યાને અનાથ એમ સમઝી તેનું દાન કરવાને ઇચ્છા ધરતો હોય તેણે પણ સંસ્કાર્ય એવી કન્યાના પિતા ઇત્યાદિકનો ઉચ્ચાર કરવો. તે કન્યાનો પિતા જીવતો હોય તો તે કન્યાનાં માતૃપાર્વણ અને માતામહપાર્વણ એમનો ઉચ્ચાર કરવો. તે કન્યાના ત્રણ વર્ગના પ્રથમ એટલે પિતા, માતા અને માતામહ એ જીવતા હોય તો કન્યાના પિતાના જે પિતા ઇત્યાદિક ત્રણ પાર્વણ તેનો ઉચ્ચાર કરવો. એ રીતે જેવો સંભવ હોય તેવી કલ્પના કરી ઉચ્ચાર કરવો. એ રીતે પિતા કરતાં બીજાએ નાંદીશ્રાદ્ધ કરવું હોય તો તેનો પ્રયોગ કહ્યો.

---

दत्तकन्यायाविवाहंकुर्वन्प्रतिग्रहीतापितास्वपित्रादीनुद्दिश्यैवकुर्यात् दत्तकस्तुपुत्रोयद्यधिकार्यंतराभावाल्लब्धजनकपितृधनस्तदा जनकपित्रादीन्प्रतिग्रहीतृपित्रादींश्चपितरौपितामहौप्रपितामहौचनांदीमुखाइत्येवमुच्चार्यश्राद्धंकुर्यात् एवंमातृपार्वणेमातामहपार्वणेच द्विवचनप्रयोगऊह्यः यदितुजनकधनग्रहणेधिकार्यंतरसत्त्वादलब्धजनकधनस्तदाप्रतिगृहीतृपित्रादीनेवोद्दिश्यकुर्यान्नपितृद्वयोद्देशेन अत्रसर्वत्रसंभ्रमेणक्वचिन्मातृपार्वणपितृपार्वणयोःक्रमवैपरीत्यपातेपिसक्रमोनविवक्षितः सर्वत्रनांदीश्राद्धेषुपूर्वंमातृपार्वणंततःपितृपार्वणंततोमातामहस्येतिक्रमस्यनिश्चितत्वात् बह्वृचकात्यायनैर्मातृपितामहीप्रपितामह्यइत्यादिनानुलोम्येनपार्वणत्रयेप्युच्चारः तैत्तिरीयादिभिस्तुप्रपितामहपितामहपितरइत्येवमादिनाव्युत्क्रमेणोच्चारःकार्यः एकसंस्कार्यस्यानेकसंस्काराणांसहानुष्ठानेनांदीश्राद्धंसकृदेव एवंयमलयोर्द्वयोःपुत्रयोःकन्ययोर्वाविवाहोपनयनादिसंस्काराणांसहैवानुष्ठानेपिनांदीश्राद्धंसकृदेव यमलयोःसंस्काराणामेकमंडपेएककालेएकेनकर्त्रासहकरणेदोषोनेत्युक्तं नांदीश्राद्धेअन्नाभावेआममामाभावेहिरण्यंदद्यात् हिरण्याभावेयुग्मब्राह्मणभोजनपर्याप्तान्ननिष्क्रयीभूतंयथाशक्तिकिंचिद्द्रव्यंस्वाहानममेतिवदेत् अन्यःसर्वोपिविशेषोगर्भाधानप्रकरणेविस्तरेणोक्तस्ततएवानुसंधेयः इतिनांदीश्राद्धम् ॥

દત્તક લીધેલી કન્યાનો વિવાહ, દત્તક લેનારો પિતા કરતો હોય તો તેણે પોતાના પિતા ઇત્યાદિક ત્રણ પાર્વણને ઉદ્દેશે કરીનેજ નાંદીશ્રાદ્ધ કરવું. દત્તક પુત્ર થઈ, જનક પિતાનો બીજો કોઈ અધિકારી ન છતાં જો જનક પિતાનું ધન તે ( દત્તક )ને મળ્યું હોય તો તે દત્તક પુત્ર જનક પિતા ઇત્યાદિકનો અને પોતાનો પ્રતિગ્રહીતા (ગ્રહણ કરનારો પિતા ઇત્યાદિકનો) " **पितरौ पितामहौ प्रपितामहौ च नांदीमुखाः** " એ પ્રમાણે ઉચ્ચાર કરી નાંદીશ્રાદ્ધ કરવું. એ પ્રમાણે માતૃપાર્વણ અને માતામહપાર્વણવિષે પણ દ્વિવચનના પ્રયોગનો ઉચ્ચાર કરવો, ( એટલે, "**मातरौ पितामह्यौ प्रपितामह्यौ चनांदीमुखाः ॥ मातामहौ मातुः पितामहौ मातुः प्रपितामहौ च नांदीमुखाः**" એવો ઉચ્ચાર કરવો). જનક પિતાનાં ધનનો લેનારો બીજો અધિકારી છતાં એ (દત્તક થયલા)ને જનકનું ધન ન મળે તો પોતાનો પ્રતિગ્રહીતા (ગ્રહણ કરનારા) પિતા ઇત્યાદિકનેજ ઉદ્દેશે કરી નાંદીશ્રાદ્ધ કરવું, બે પિતાને ઉદ્દેશે કરી કરવું નહી. આ સઘળાં નાંદીશ્રાદ્ધ પ્રકરણમાં સંભ્રમથકી કોઈ સ્થલમાં માતૃપાર્વણ અને પિતૃપાર્વણના કેહેવામાં વિપરીત ક્રમ કેહેવાયો હસે તથાપિ તે ક્રમ વિવક્ષિત નથી; કા-

રણ, સર્વત્ર નાંદીશ્રાદ્ધમાં પ્રથમ માતૃપાર્વણ પછી પિતૃપાર્વણ અને ત્યાર પછી માતામહપાર્વણ એજ અનુક્રમ નિશ્ચિત છે. ઋગ્વેદી અને કાત્યાયનોએ "**मातृपितामहप्रपितामह्यः**" ઇત્યાદિક ક્રમેકરી ત્રણે પાર્વણમાં અનુલોમ એટલે સવળા ક્રમથી ઉચ્ચાર કરવો. તૈત્તિરીય ઇત્યાદિક શાખાવાળાઓએ તો "**प्रपितामहपितामहपितरः**" એ રીતે ઉલટા ક્રમથી ઉચ્ચાર કરવો. એક સંસ્કાર્યના અનેક સંસ્કાર એક સમયે કરવા હોય તો નાંદીશ્રાદ્ધ એક વારજ કરવું. એ રીતે યમલ (જોડલાંના) બે પુત્ર અથવા જોડલાંની બે કન્યાના વિવાહ, યજ્ઞોપવીત ઇત્યાદિક સંસ્કાર સાથેજ કરવા હોય તો પણ નાંદીશ્રાદ્ધ એક વારજ કરવું. યમલના સંસ્કાર એક મંડપમાં, એક કાલે અને એક કર્ત્તાએ સાથેજ કરવા હોય તો દોષ નથી એમ પ્રથમ (પત્ર ૩૮૨ માં) કહ્યુંછે. નાંદીશ્રાદ્ધમાં અન્ન ન હોય તો કાચું અન્ન દેવું. તે ન હોય તો હિરણ્ય (સોનું) દેવું. હિરણ્યનો અભાવ હોય તો બે બ્રાહ્મણને ભોજન થાય એટલાં અન્નનું મૂલ્ય એવું યથાશક્તિ કાંઈ પણ દ્રવ્ય, "**युग्मब्राह्मणभोजनपर्याप्तान्ननिष्क्रयीभूतं यथाशक्ति किंचित् द्रव्यं स्वाहा न मम**" એ પ્રમાણે ઉચ્ચાર કરી દેવું. બીજો સઘળો વિશેષ નિર્ણય ગર્ભાધાન પ્રકરણમાં (પત્ર ૨૩૧ થી ૨૩૬માં) વિસ્તારપૂર્વક કહ્યોછે તે ત્યહાંથી જાણવો. એ પ્રમાણે નાંદીશ્રાદ્ધ કહ્યું.

---

**ततोमंडपदेवतास्थापनंग्रहयज्ञश्चस्वस्तिवाचनात्पूर्वंनांदीश्राद्धोत्तरंवाकार्यः ॥**

ત્યાર પછી મંડપદેવતાનું સ્થાપન અને ગ્રહયજ્ઞ એ કર્મ પુણ્યાહવાચનથી પ્રથમ અથવા નાંદીશ્રાદ્ધ પછી કરવાં.

---

**अथकन्यादातावरगृहंगतःकरिष्यमाणकन्याविवाहांगत्वेनवरस्यसीमांतपूजांकरिष्यइति संकल्प्यगणेशवरुणौसंपूज्यवरंपादप्रक्षालनवस्त्रगंधपुष्पनीराजनैःसंपूज्ययथाचारंदुग्धादि प्राशयेत् ततोवरोमंगलघोषैःवाहनारूढोवधूगृहंगच्छेत्वरपितावधूंवस्त्रादिनापूजयेदितिय थाचारं लग्नदिनेकन्यापिताकन्यावाअन्योन्यालिंगितगौरीहरयोःप्रतिमांसुवर्णरौप्यादिनि र्मितांकात्यायनीमहालक्ष्मीशचीभिःसहपूजयेत् तत्रकोणचतुष्टयस्थापितकलशश्रेणीनांम ध्येउपलयुतदृषदिवस्त्रेवातंडुलपूर्णेगौरीहरौमंत्रेणपूजयेत् तत्र सिंहासनस्थांदेवेशींसर्वालंका रसंयुतां पीतांबरधरंदेवंचंद्रार्धकृतशेखरं करेणाधःसुधापूर्णकलशंदक्षिणेनत् वरदंचाभयंवा मेनाश्लिष्यचतनुप्रियामितिध्यानमंत्रः गौरीहरमहेशानसर्वमंगलदायक पूजांगृहाणदेवेशस र्वदामंगलंकुरु इतिपूजामंत्रः कन्यादेहप्रमाणेनसप्तविंशतितंतुभिः कृतयावर्तिकयादीपंप्र ज्वाल्यसुवासिनीब्राह्मणान्भोजयेत् इतिगौरीहरपूजा ॥**

## હવે સીમાંતપૂજનનો વિધિ કેહેછે.

હવે કન્યાના દાતાએ વરને ઘેરે જઈ "**करिष्यमाणकन्याविवाहांगत्वेन वरस्य सीमांतपूजां करिष्ये,**" એવો સંકલ્પ કરી ગણપતિ અને વરૂણની પૂજા કરી વરના પગ ધોવરાવી વસ્ત્ર, ચંદન, પુષ્પ અને આરતિ એણેકરી વરની પૂજા કરી પછી જેવો પોતાનો આચાર હોય તે પ્રમાણે દૂધ ઇત્યાદિ વરને પીવરાવવું. પછી વરે વાહન

ઉપરે બેસી મંગલઘોષે સહિત, કન્યાને ઘરે જવું. પછી પોતાના આચાર પ્રમાણે વરના પિતાએ વસ્ત્ર ઇત્યાદિકવડે કન્યાની પૂજા કરવી. લગ્નને દિવસે કન્યાના પિતાએ અથવા કન્યાએ પરસ્પર આલિંગિત એવી સુવર્ણ અથવા ચાંદીવડે બનાવેલી ગૌરી અને હરની પ્રતિમાનું કાત્યાયની, મહાલક્ષ્મી અને શચી એમણે સહિત પૂજન કરવું. ચાર ખુણામાં સ્થાપન કરેલા કલશના સ્થંભના મધ્ય ભાગમાં પથરા સહિત શિલા ઉપરે અથવા તંદુલપૂર્ણ વસ્ત્ર ઉપરે ગૌરી અને હરની મંત્રે કરી પૂજા કરવી. તેનાં ધ્યાનના મંત્ર—"**सिंहासनस्थां देवेशीं, सर्वालंकारसंयुतां ॥ पीतांबरधरं देवं, चंद्रार्धकृतशेखरं ॥ करेणाधःसुधापूर्णं, कलशं दक्षिणेन तु ॥ वरदं चाभयं वामेनाश्लिष्य च तनुप्रियां ॥**" એ પ્રમાણે ધ્યાન કરી પૂજા કરવી. પૂજાના મંત્ર—"**गौरीहर महेशान, सर्वमंगलदायक ॥ पूजां गृहाण देवेश, सर्वदा मंगलं कुरु,**" એ મંત્ર કહી પૂજા કરવી. પછી કન્યા જેવડી ઉંચી હોય તે પ્રમાણે લાંબાં સત્તાવીસ સૂત્રની વાટ કરી તેવડે દીપક બાળી સૌભાગ્યવતી સ્ત્રિયો અને બ્રાહ્મણોને ભોજન કરાવવું. એ રીતે ગૌરીહરની પૂજા કહી.

---

**पंचविंशतिदर्भाणांवेण्यग्रग्रंथिसंयुतोलंबाग्रोविष्टरःसंपाद्यः वरस्ययाभवेच्छाखानच्छाखागृह्यचोदितः मधुपर्कःप्रदातव्योह्यन्यशाखेपिदातरि दधिमधुमिश्रंमधुपर्कः तत्रदध्यलाभेपयोजलंवा मध्वलाभेसर्पिर्गुडोवाप्रतिनिधिः गृहागतंस्नातकंवरंमधुपर्केणार्हयिष्यइतिसंकल्पः वरस्यद्वितीयोद्वाहेस्नातकमितिपदलोपः ततोयथागृह्यंमधुपर्कप्रयोगोज्ञातव्यः एवंगुरुःश्रेष्ठविप्राःराजाचेतिगृहागतायज्ञेवृताऋत्विजश्चमधुपर्केणपूजनीयाः ऋत्विगादीनामपिअर्च्यशाखयैवमधुपर्कोनतुदातृशाखया जयंतस्तुसर्वत्रयजमानशाखयैवमधुपर्कइत्याह अत्र गंधपुष्पधूपदीपपूजांतेउपहारोमाषविकारसहितोभोजनार्थदेयः एवंमधुपर्कंतत्पूर्वंवाकृतभोजनायैववरायोपोषितोदाताकन्यांदद्यात् ॥**

## હવે મધુપર્કનો વિધિ કેહેછે.

પચીસ દર્ભ લઇ તેની વેણી કરી (ગુંથી) તેને આગળ ગાંઠ આપેલી અને લાંબાં અગ્રવાળો એવો વિષ્ટર કરવો. "કન્યાનો દાતા ભિન્ન શાખાવાળો હોય તો પણ વરની શાખાનાં ગૃહ્યસૂત્રમાં કહેલા વિધિ પ્રમાણે મધુપર્ક દેવો." દહીં અને મધ મિશ્રિત કરવું તેને મધુપર્ક કેહેછે. તેમાં દહીં ન મળે તો દૂધ અથવા જલ લેવું. મધ ન મળે તો ઘૃત અથવા ગોળ એ પ્રતિનિધિ જાણવા. "**गृहागतं स्नातकं वरं मधुपर्केणार्हयिष्ये,**" એ રીતે મધુપર્કનો સંકલ્પ કરવો. વરનો બીજો વિવાહ હોય તો સંકલ્પમાં '**સ્નાતક**' એ પદનો લોપ કરવો. પછી ગૃહ્યસૂત્ર પ્રમાણે મધુપર્કનો પ્રયોગ જાણવો. એ પ્રમાણે ગુરૂ, શ્રેષ્ઠ બ્રાહ્મણો અને રાજા એમાંનો કોઈ પોતાને ઘરે આવે તો તેની અને યજ્ઞમાં વરેલા **ઋત્વિજોની** પણ મધુપર્કવડે પૂજા કરવી. ઋત્વિક્ ઇત્યાદિકને મધુપર્ક કરવો તે પણ તેમની શાખાને અનુસારેજ કરવો, દાતાની શાખાને અનુસારે કરવો નહી. **જયંત** ગ્રંથકાર તો, સર્વત્ર યજમાનની શા-

ખ્યાને અનુસારેજ મધુપર્ક કરવો એમ કેહેછે. એ મધુપર્ક પૂજનમાં ગંધ, પુષ્પ, ધૂપ અને દીપ પર્યંત પૂજા થયા પછી અડદના લાડુસહિત સામગ્રી વરને ભોજન અર્થે દેવી. એ રીતે મધુપર્ક કીધા પછી અથવા તેથી પ્રથમ, જેણે ભોજન કરેલું હોય એવા વરને દાતાએ ઉપવાસી રહી કન્યા દેવી.

---

अथलग्नघटिस्थापनं दशपलमितताम्रघटितंषडंगुलोन्नतंद्वादशांगुलविस्तृतंघटीयंत्रंकुर्यादितिसिंधुः द्वादशार्धपलोन्मानंचतुर्भिश्चतुरंगुलैः स्वर्णमाषैःकृतच्छिद्रंयावत्प्रस्थजलप्लुतमितितुश्रीभागवतेतृतीयस्कंधेउक्तं अस्यार्थः अशीतिगुंजात्मकःकर्षः अस्यैवसुवर्णसंज्ञा कर्षचतुष्टयंपलं तथाचषट्पलताम्रविरचितंपात्रंविंशतिगुंजोन्मितसुवर्णनिर्मितचतुरंगुलदीर्घशलाकयामूलेकृतच्छिद्रंकुर्यात् तेनछिद्रेणयावत्प्रस्थपरिमितंजलंप्रविशतितेनचप्रस्थजलपूरणेनतत्पात्रंजलेमग्नंभवतितत्पात्रंघटीकालप्रमाणं तत्रप्रस्थमानंतुषोडशपलात्मकं पलंसुवर्णाश्चत्वारःकुडवःप्रस्थमाढकं द्रोणंचखारिकाचेतिपूर्वपूर्वेचतुर्गुणमित्युक्तेः ग्रंथांतरेचतुर्मुष्टिःकुडवश्चत्वारःकुडवाःप्रस्थइति केचित्षष्टिसंख्याकगुरुवर्णोच्चारेपलसंज्ञःकालःषष्टिपलकालानाडिकेत्याहुः एवंप्रमाणीकृतंघटीयंत्रंसूर्यमंडलस्यार्धोदयेर्धास्तेवाजलपूर्णेताम्रपात्रेमृत्पात्रेवाक्षिपेत् तत्रमंत्रः मुख्यंत्वमसियंत्राणांब्रह्मणानिर्मितंपुरा भवभावायदंपत्योःकालसाधनकारणं अनेनमंत्रेणगणेशवरुणपूजनपूर्वकंघटीयंत्रंस्थापयेत् एवंस्थापिताघटीआग्नेययाम्यनैर्ऋतवायव्यादिग्गतानशुभा मध्यस्थितान्यदिग्गताचशुभा एवमाग्नेयादिपंचदिक्षुपूर्णानशुभा इतिघटीविचारः ॥

## હવે લગ્નઘટિકાના સ્થાપનનો વિધિ કેહેછે.

દશ પળ વજન ત્રાંબું લઈ તેનો છ અંગુલ ઊંચો અને બાર અંગુલ પોળો એવો ઘટીયંત્ર કરવો એમ **निर्णयसिंधु**માં કહ્યુંછે. "**द्वादशार्धपलोन्मानं, चतुर्भिश्चतुरंगुलैः ॥ स्वर्णमाषैः कृतच्छिद्रं, यावत्प्रस्थजलप्लुतं**," એ રીતે તો શ્રીભાગવતના તૃતીય સ્કંધમાં (અધ્યાય ૧૧ માં) કહ્યુંછે. એનો અર્થ–એશી ગુંજા (રતિ) એટલે એક કર્ષ, એ કર્ષનીજ સુવર્ણ એવી સંજ્ઞા છે. ચાર કર્ષ એટલે એક પળ, એ પ્રમાણે છ પળ વજન ત્રાંબાની ઘટિકા કરવી. અને વીસ ગુંજા ભાર સોનાની ચાર અંગુલ લાંબી સળી કરી તેણેવતી ઘડીનાં મૂળમાં છિદ્ર પાડવું. તે છિદ્રથી તે ઘટિકાપાત્રમાં એક-પ્રસ્થ પરિમિત જળ ભરાયછે, અને તે એક પ્રસ્થ પ્રમાણ જળ ભરાવાથી તે પાત્ર જળમાં બુડેછે, તે પાત્ર એક ઘટિકા કાળનું પ્રમાણ છે. તેમાં પ્રસ્થનું પ્રમાણ તો, સોલ પળ એટલે એક પ્રસ્થ થાયછે. કારણ, "ચાર સુવર્ણ એટલે એક પળ, ચાર પળ તે એક કુડવ, ચાર કુડવ તે એક પ્રસ્થ, ચાર પ્રસ્થ એટલે એક આઢક, ચાર આઢક તે એક દ્રોણ અને ચાર દ્રોણ તે એક ખારિકા," એવું વચન છે. બીજા ગ્રંથમાં ચાર મુઠી એટલે એક કુડવ, અને ચાર કુડવ એટલે એક પ્રસ્થ, એમ કહ્યુંછે. કોઈ ગ્રંથકાર, સાઠ ગુરૂ વર્ણના ઉચ્ચાર કરવાને જે કાળ લાગેછે તે પળ કેહેવાયછે, અને સાઠ પળ એટલે એક ઘડી એમ કેહેછે. એ રીતે પ્રમાણરૂપ કરેલો તે ઘટીયંત્ર સૂર્યમંડળના અર્ધ ઉદય કિંવા અર્ધ અસ્ત સમયે જલે ભરેલાં ત્રાંબાનાં

અથવા માટીનાં પાત્રમાં રાખવો. તેમાં મંત્ર—"**मुख्यं त्वमसि यंत्राणां, ब्रह्मणा निर्मितं पुरा ॥ भव भावाय दंपत्योः, कालसाधनकारणं,**" એ મંત્રે કરી, ( ગણપતિ અને વરૂણની પ્રથમ પૂજા કરી ) ઘટિકાનું સ્થાપન કરવું. એ રીતે સ્થાપન કરેલી ઘડી આગ્નેય, દક્ષિણ, નૈર્ઋત્ય અને વાયવ્ય એ દિશાઓમાં જાય તો તે શુભ નહી. મધ્ય ભાગ અથવા અન્ય દિશામાં જાય તો તે શુભ છે. એ રીતે આગ્નેય ઈત્યાદિ પાંચ[1] દિશામાં પૂર્ણ થાય તો શુભ નહી. એ પ્રમાણે ઘટિકાનો વિચાર કહ્યો.

अथज्योतिर्विदादिष्टेशुभकालेहस्तांतरालेतंडुलराशीपूर्वापरौकृत्वापूर्वराशौप्रत्यङ्मुखंवरं अपरस्मिन्प्राङ्मुखींकन्यांअवस्थाप्य तयोर्मध्येकुंकुमादिकृतस्वस्तिकांकितमंतःपटमुदग्दशं धारयेयुः कन्यावरयोःपित्रादिर्ज्योतिर्विदंसंपूज्यतद्दत्ताक्षताःफलयुताःकन्यावरयोरंजलौदद्यात् कन्यावरौसाक्षतहस्तौस्वस्तिकालोकनपरौअमुकदेवतायैनमइतिस्वस्वकुलदेवतांध्यायंतौतिष्ठतः ज्योतिर्विदामंगलपद्याष्टकपाठांतेस्वोक्तकालेनदेवलग्नमितिपठित्वा सुमुहूर्तमस्तु ॐप्रतिष्ठेत्युक्तेअंतःपटमुत्तरतोपसारयेयुः ततःकन्यावरौपरस्परशिरसोरक्षतप्रक्षेपंपरस्परेक्षणंचकुर्यातां वरोवध्वाभ्रूमध्येदर्भाग्रेण ॐभूर्भुवःस्वरितिपरिमृज्यदर्भंनिरस्यापःस्पृशेत् वैदिकैःपठ्यमानब्राह्मणखंडवाक्यांतेकन्यापूर्वकंताभ्यामक्षतारोपणंप्रतिवाक्यंकार्यं ततःप्राङ्मुखंवरंप्रत्यङ्मुखींकन्यांकृत्वादातादक्षिणेसपत्नीकउपविश्यवरदत्तालंकारादिरहितामहतवस्त्रस्वदेयालंकारमात्रयुतांकनकयुक्तांजलिंवरपूजावशिष्टगंधलिप्तहस्तपादांकन्यामेवंदद्यात् कुशहस्तोदेशकालौसंकीर्त्यअमुकप्रवरामुकगोत्रोमुकशर्माहंममसमस्तपितॄणांनिरतिशयानंदब्रह्मलोकावाप्त्यादिकन्यादानकल्पोक्तफलावाप्तयेअनेनवरेणास्यांकन्यायामुत्पादयिष्यमाणसंतत्याद्वादशावरान्द्वादशपरान्पुरुषांश्चपवित्रीकर्तुमात्मनश्चश्रीलक्ष्मीनारायणप्रीतयेब्राह्मविवाहविधिनाकन्यादानंकरिष्यइतिकुशाक्षतजलेनसंकल्प्यउत्थायकन्यांसंप्रगृह्य कन्यांकनकसंपन्नांकनकाभरणैर्युतां दास्यामिविष्णवेतुभ्यंब्रह्मलोकजिगीषया विश्वंभरःसर्वभूतःसाक्षिण्यःसर्वदेवताः इमांकन्यांप्रदास्यामिपितॄणांतारणायचेत्युक्त्वाकांस्यपात्रस्थकन्यांजलेरुपरिवरांजलिंनिधाय दक्षिणस्थितपत्न्यासंततांक्रियमाणांशुद्धोदकधारांसहिरण्येवरहस्तेनिक्षिपेत् कन्यातारयतु पुण्यंवर्धयतु शांतिःपुष्टिस्तुष्टिश्चास्तु पुण्याहंभवंतोब्रुवंतुइत्यादिवाक्यचतुष्टयांतेअमुकप्रवरामुकगोत्रोमुकशर्माहंममसमस्तेत्यादिप्रीतयेइत्यंतमुक्त्वा अमुकप्रवरोपेतामुकगोत्रायामुकशर्मणःप्रपौत्रायामुकशर्मणःपौत्रायामुकशर्मणःपुत्रायामुकशर्मणेश्रीधररूपिणेवरायअमुकप्रवरामुकगोत्राममुकशर्मणःप्रपौत्रींअमुकशर्मणःपौत्रींअमुकशर्मणःममपुत्रींअमुकनाम्नींकन्यांश्रीरूपिणींप्रजापतिदैवत्यांप्रजोत्पादनार्थंतुभ्यमहंसंप्रददेइतिसहिरण्यहस्तेसाक्षतजलंक्षिपेत् प्रजापतिःप्रीयतां कन्यांप्रतिगृण्हातुभवानितिवदेत् एवंत्रिवारंकन्यातारयत्वित्यादिनाकन्यादानंकार्यं वरः ॐस्वस्तिइत्युक्त्वाकन्यादक्षिणांसंस्पृष्ट्वा कइदंकस्माअदात्० पृथिवीप्रतिगृण्हात्वितित्रिरुक्त्वाधर्मप्रजासिद्ध्यर्थंप्रतिगृण्हामीतिवदेत् दाता गौरींकन्यामिमांविप्रयथाशक्तिविभूषितां गोत्रायशर्मणेतुभ्यंदत्तांविप्रसमाश्रय कन्येममाग्रतोभूयाःकन्येमेदेविपार्श्वयोः कन्येमेपृष्ठतोभूयास्त्वद्दानान्मोक्षमाप्नुयाम् ममवंशकुलेजाता

[1] ઈહાં પૂર્ણ થવામાં પાંચમી પશ્ચિમ દિશા છે એમ સમજવું.

पालितावत्सराष्टकं तुभ्यंविप्रमयादत्तापुत्रपौत्रप्रवर्धिनी धर्मेचार्थेचकामेचनातिचरितव्या त्वयेयं वरोनातिचरामीति दाता उपविश्यकन्यादानप्रतिष्ठासिद्ध्यर्थंइदंसुवर्णमग्निदैवत्यंदक्षिणात्वेनसंप्रददे ॐस्वस्तीतिवरः ततोभोजनपात्रजलपात्रादिदानानि पितामहोदानकर्ताचेत्पौत्रीमित्यतःपूर्वंममेतिवदेत् पुत्रीमित्यतःपूर्वंनवदेत् भ्रात्रादिःपुरुषत्रयकीर्तनमेवकुर्यात्कापिममेतिनवदेत् प्रपितामहःप्रपौत्रीमित्यत्रममेतिवदेत् मातुलादिरन्योवादातास्वगोत्रंस्वविशेषणत्वेनोक्त्वामुकशर्मणःसमस्तपितॄणामितिकन्यापितृनामषष्ठ्यंतमुक्त्वा कन्याविशेषणत्वेनतद्गोत्रादिवदेत् ममवंशकुलेजातेत्यत्रममेतिस्थानेकन्यापितृनामवदेत् दत्तककन्यादानेममवंशकुलेदत्तेतिऊहः ॥

હવે જ્યોતિષિએ કહેલા શુભ સમયે, એક હાથને અંતરાયે પૂર્વમાં અને પશ્ચિમમાં એક એક ચોખાની ઢગલી કરી પૂર્વ દિશામાંની ઢગલી ઉપરે પશ્ચિમાભિમુખ વર, અને પશ્ચિમ દિશામાંની ઢગલી ઉપરે પૂર્વમુખ કન્યા એ પ્રમાણે બન્નેને ઉભા કરી તે બન્નેનાં મધ્યમાં, કુંકુમાદિકવડે સ્વસ્તિક (સાથિયો) જેમાં કાઢેલો હોય એવા અંતઃપટને ઉત્તર દિશાસામે છેડા રાખી ધરવો. કન્યા અને વર એના પિતા ઇત્યાદિકે જ્યોતિષિની પૂજા કરી તે જ્યોતિષિએ આપેલા અક્ષત ફળ સહિત, કન્યા અને વરની અંજલીમાં આપવા. અક્ષત હાથમાં લઈ કન્યા અને વર એમણે અંતઃપટમાં ચિત્રેલા સ્વસ્તિકસામે જોતાં "अमुकदेवतायै नमः" એ રીતે પોતાના કુળદેવતાનું ધ્યાન કરતાં ઊભાં રેહેવું. જ્યોતિષિએ મંગળાષ્ટક કહ્યા પછી પોતે કહેલા સમયે "तदेव लग्नं०" એ વાક્ય કહી "सुमुहूर्तमस्तु ॐप्रतिष्ठ" એમ કહ્યા પછી અંતઃપટ ઉત્તર દિશાકોરે લૈ લેવો. પછી કન્યા અને વરે પરસ્પરનાં મસ્તક ઉપરે અક્ષત છાંટવા અને પરસ્પરનું અવલોકન કરવું. વરે કન્યાની ભ્રકુટી (ભમર)ના મધ્ય ભાગમાં દર્ભના અગ્રવડે "ॐभूर्भुवःस्वः" એ મંત્રેકરી માર્જન કરી દર્ભનો ત્યાગ કરી જળનો સ્પર્શ કરવો. વૈદિક બ્રાહ્મણોએ પાઠ કરાતા બ્રાહ્મણખંડનાં દરેક વાક્યની અંતે પ્રથમ કન્યાએ વરનાં મસ્તક ઉપરે, અને પછી વરે કન્યાનાં મસ્તક ઉપરે, એ રીતે પરસ્પરનાં મસ્તક ઉપરે અક્ષત છાંટવા. ત્યાર પછી વરને પૂર્વમુખ અને કન્યાને પશ્ચિમમુખ કરી દાતાએ વર, કન્યાના દક્ષિણ ભાગમાં (ઉત્તરમુખ) બેસી વરે આપેલા અલંકારે રહિત નવીન વસ્ત્ર અને પોતે (દાતાએ) દેવાના અલંકાર તેણેજ માત્ર યુક્ત, સુવર્ણ સહિત અંજલીવાળી, અને વરનું પૂજન કરતાં શેષ રહેલાં ચંદનવડે લિપ્ત છે હાથ અને પગ જેના એવી કન્યા દેવી. દાતાએ દર્ભ હાથમાં લઈ દેશ, કાળનો ઉચ્ચાર કરી, "अमुकप्रवरामुकगोत्रोमुकशर्माहं मम समस्तपितॄणां निरतिशयानंदब्रह्मलोकावाप्त्यादिकन्यादानकल्पोक्तफलावाप्तये अनेन वरेणास्यां कन्यायामुत्पादयिष्यमाणसंतत्या द्वादशावरान् द्वादशपरान् पुरुषांश्च पवित्रीकर्तुमात्मनश्च श्रीलक्ष्मीनारायणप्रीतये ब्राह्मविवाहविधिना कन्यादानं करिष्ये," એવો સંકલ્પ કરી દર્ભ અને અક્ષત સહિત જળ છોડવું. પછી ઉભા થઈ કન્યાને તેડી, "कन्यां कनकसंपन्नां, कनकाभरणैर्युतां ॥ दास्यामि विष्णवे तुभ्यं, ब्रह्मलोकजिगीषया ॥ विश्वंभरः सर्वभूतः, साक्षिण्यः सर्वदेवताः॥इमां कन्यां प्रदास्यामि, पितॄणां तारणाय च,"

એ મંત્ર કહી, કાંસાનાં પાત્રમાં કન્યાના હાથ ઉપરે વરનો હાથ રાખી દક્ષિણ બાજુ ઉભેલી સ્ત્રિયે સંતત કરાતી જે શુદ્ધ જળની ધારા તે હિરણ્ય ( સુવર્ણ )યુક્ત વરના હાથમાં પાડવી. પછી, "कन्यातारयतु । पुण्यं वर्धयतु । शांतिः पुष्टिस्तुष्टिश्चास्तु । पुण्याहं भवंतो ब्रुवंतु," ઇત્યાદિ ચાર વાક્યનો ઉચ્ચાર કીધા પછી. "अमुकप्रवरामुकगोत्रोऽमुकशर्माहं मम समस्तेत्यादि, प्रीतये" ઇહિં પર્યંત વાક્ય કહી, "अमुकप्रवरोपेनामुकगोत्रायामुकशर्मणः प्रपौत्रायामुकशर्मणः पौत्रायामुकशर्मणः पुत्रायामुकशर्मणे श्रीधररूपिणे वराय ॥ अमुकप्रवरामुकगोत्रामुकशर्मणः प्रपौत्रीं अमुकशर्मणः पौत्रीं अमुकशर्मणः मम पुत्रीं अमुकनाम्नीं कन्यां श्रीरूपिणीं प्रजापतिदैवत्यां प्रजोत्पादनार्थं तुभ्यमहं संप्रददे," એવું વાક્ય કહી સુવર્ણ સહિત હાથ ઉપરે અક્ષત સહિત ઉદક આપવું, અને "प्रजापतिः प्रीयतां कन्यांप्रतिगृण्हातुभवान्" એમ કહેવું. એ રીતે ત્રણ વાર "कन्या तारयतु" ઇત્યાદિક પૂર્વોક્ત પ્રકારે કન્યાદાન કરવું. પછી વરે "ॐस्वस्ति" એમ કહી કન્યાના જમણા ખભાનો સ્પર્શ કરી, "कइदं कस्माअदात्० पृथिवी प्रतिगृण्हातु," એ મંત્ર ત્રણ વાર કહી "धर्मप्रजासिद्ध्यर्थं प्रतिगृण्हामि" એવું વાક્ય બોલવું. પછી દાતાએ "गौरीं कन्यामिमां विप्र, यथाशक्तिविभूषितां ॥ गोत्राय शर्मणे तुभ्यं, दत्तां विप्र समाश्रय ॥ कन्ये ममाग्रतो भूयाः, कन्ये मे देवि पार्श्वयोः ॥ कन्ये मे पृष्ठतो भूयास्त्वद्दानान्मोक्षमाप्नुयां ॥ मम वंशकुले जाता, पालिता वत्सराष्टकं ॥ तुभ्यं विप्र मया दत्ता, पुत्रपौत्रप्रवर्द्धिनी ॥ धर्मे चार्थे च कामे च नातिचरितव्या त्वयेयं." એવું વાક્ય કહ્યા પછી વરે "नातिचरामि" એવું વાક્ય કહેવું. પછી (કન્યાદાનની સાંગતા થવામાટે) દાતાએ બેસીને कन्यादानप्रतिष्ठासिद्ध्यर्थं इदं सुवर्णं अग्निदैवत्यं दक्षिणात्वेन संप्रददे," એવું વાક્ય કહી સુવર્ણદક્ષિણા દેવી. વરે "ॐ स्वस्ति" એમ કહી દક્ષિણા લેવી. પછી ભોજનકરવાનાં પાત્ર તથા જળપાત્રનું દાન કરવું. પિતામહ (દાદો) દાન કરનારો હોય તો તેણે દાનવાક્યમાં 'पौत्रीं' એ પદથી પ્રથમ 'मम' એ પદનો ઉચ્ચાર કરવો. 'पुत्रीं' એ પદથી પ્રથમ 'मम' એ પદનો ઉચ્ચાર કરવો નહી. કન્યાદાનકર્ત્તા ભાઇ ઇત્યાદિક હોય તો તેણે ત્રણ પુરૂષોનોજ ઉચ્ચાર કરવો, ક્યાંહ્ય પણ 'मम' એ પદનો ઉચ્ચાર કરવો નહી. પ્રપિતામહ (પરદાદો) કર્ત્તા હોય તો તેણે 'प्रपौत्रीं' એ પદથી પ્રથમ 'मम' એવો ઉચ્ચાર કરવો. મામો ઇત્યાદિક અથવા બીજો કોઇ કન્યાદાતા હોય તો તેણે પોતાનાં વિશેષણરૂપે પોતાનાં ગોત્રનો ઉચ્ચાર કરી "अमुकशर्मणः समस्तपितॄणां" એ રીતે કન્યાપિતાનું નામ ષષ્ઠી વિભક્ત્યંત બોલાવી કન્યાનાં વિશેષણરૂપે તે (કન્યા) ના પિતાનાં ગોત્ર ઇત્યાદિકનો ઉચ્ચાર કરવો. 'मम वंशकुले जाता, એ વાક્યમાં 'मम' એને ઠેકાણે કન્યાના પિતાનાં નામનો ઉચ્ચાર કરવો. દત્તક કન્યાનું દાન કરવું હોય તો 'मम वंशकुले जाता' એ ઠેકાણે 'मम वंशकुले दत्ता' એવો ઉચ્ચાર કરવો.

---

अथकन्यादानांगत्वेनगवादिदानेमंत्राः यज्ञसाधनभूतायाविश्वस्याघौघनाशिनी विश्वरूपधरोदेवःप्रीयतामनयागवा हिरण्यगर्भसंभूतंसुवर्णंचांगुलीयकं सर्वप्रदंप्रयच्छामिप्रीणा

तुकमलापतिः इत्यंगुलीयस्य क्षीरोदमथनेपूर्वमुद्भृतंकुंडलद्वयं श्रियासहसमुद्भूतंददेश्रीःप्रीयतामितिकुंडलयोः कांचनंहस्तवलयंरूपकांतिसुखप्रदं विभूषणंप्रदास्यामिविभूषयतुमेसदेतिवलययोः परापवादपैशून्यादभक्ष्यस्यचभक्षणात् उत्पन्नपापंदानेनताम्रपात्रस्यनश्यतु इतिताम्रजलपात्रस्य यानिपापानिकाम्यानिकामोत्थानिकृतानिच कांस्यपात्रप्रदानेनतानिनश्यंतुमेसदा इतिभोजनार्थकांस्यपात्रस्य अगम्यागमनंचैवपरदाराभिमर्शनं रौप्यपात्रप्रदानेनतानिनश्यंतुमेसदेतिजलार्थस्यभोजनार्थस्यचरौप्यपात्रस्य पूरितंपूगपूगेननागवल्लीदलान्वितं पूर्णेनचूर्णपात्रेणकर्पूरपिष्टकेनच सपूगखंडनंदिव्यंगंधर्वाप्सरसांप्रियं ददेदेवनिरातंकंत्वत्प्रसादात्कुरुष्वमामितितांबूलस्य एवंदासीमहिषीगजाश्वभूमिस्वर्णपात्रपुस्तकशय्यागृहरजतवृषभानांदानमंत्राःकौस्तुभेद्रष्टव्याः ॥

હવે કન્યાદાનનાં અંગરૂપ જે ગાય ઇત્યાદિક દાન તેના મંત્ર કહેછે.— ગોદાનનો મંત્ર—" यज्ञसाधन भूता या, विश्वस्याघौघनाशिनी ॥ विश्वरूपधरो देवः, प्रीयतामनया गवा." અંગોઠી, કરડા ઇત્યાદિકનો મંત્ર—" हिरण्यगर्भसंभूतं, सुवर्णं चांगुलीयकं ॥ सर्वप्रदं प्रयच्छामि, प्रीणातु कमलापतिः " કુંડલનો મંત્ર— "क्षीरोदमथने पूर्वं, मुद्भृतं कुंडलद्वयं ॥ श्रियासह समुद्भूतं, ददे श्रीः प्रीयतामिति."કડાંનો મંત્ર—" कांचनं हस्तवलयं, रूपकांतिसुखप्रदं ॥ विभूषणं प्रदास्यामि, विभूषयतु मे सदा." ત્રાંબાનાં જળપાત્રનો મંત્ર—"परापवादपैशून्या, दभक्ष्यस्य च भक्षणात् ॥ उत्पन्नपापं दानेन, ताम्रपात्रस्य नश्यतु." ભોજન સારૂં કાંસાનાં પાત્રદાનનો મંત્ર— " यानि पापानि काम्यानि, कामोत्थानि कृतानि च ॥ कांस्यपात्रप्रदानेन, तानि नश्यंतु मे सदा. " જળમાટે અથવા ભોજનમાટે આપવાનાં ચાંદીનાં પાત્રનાં મંત્ર— "अगम्यागमनं चैव, परदाराभिमर्शनं ॥ रौप्यपात्रप्रदानेन, तानि नश्यंतु मे सदा. " તાંબૂલનો મંત્ર—" पूरितं पूगपूगेन, नागवल्लीदलान्वितं ॥ पूर्णेन चूर्णपात्रेन, कर्पूरपिष्टकेन च ॥ सपूगखंडनं दिव्यं, गंधर्वाप्सरसां प्रियं ॥ ददे देव निरातंकं, त्वत्प्रसादात्कुरुष्व मां. " એ પ્રમાણે દાસી, ભેંસ, હાથી, ઘોડા, ભૂમી, સુવર્ણપાત્ર, પુસ્તક, શય્યા, ગૃહ, ચાંદી, અને વૃષભ એમનાં દાનના મંત્ર કૌસ્તુભમાં જોવા.

---

अंतःपटधारणादिकन्यादानांतंकेचिदग्निप्रतिष्ठापनोत्तरंकुर्वंति केचित्पूर्वांगहोमोत्तरंकेचिदाज्यसंस्कारोत्तरमित्यनेकपक्षास्तत्रस्वस्वगृह्यानुसारेणाचारानुसारेणचव्यवस्था ततोवधूवराभिषेकः ततःकंकणबंधनं अथाक्षतारोपणं वधूवराभ्यांअन्योन्यतिलककरणं मालाबंधनं अष्टपुत्रीकंचुकीमांगल्यतंत्वादिदानं गणेशपूजा लड्डुकबंधनं उत्तरीयवस्त्रांतग्रंथियोजनं लक्ष्म्यादिपूजादि इतिकन्यदानानुक्रमःप्रायोबह्वृचानामन्येषांचयथागृह्यंज्ञेयः ॥

અંતઃપટ ધારણ કરવો ઇત્યાદિકથકી કન્યાદાન પર્યંત કૃત્ય, કેટલાએક અગ્નિ સ્થાપન કીધા પછી કરેછે, કેટલાએક પૂર્વાંગ હોમ થયા પછી કરેછે, અને કેટલાએક આજ્યસંસ્કાર થયા પછી કરેછે, એ પ્રમાણે અનેક પક્ષ છે તેવિષે પોતપોતાનાં ગૃહ્યસૂત્રમાં કહ્યા પ્રમાણે જેનો જેવો આચાર હોય તેને અનુસારે વ્યવસ્થા જાણવી. ત્યાર પછી વર કન્યાને અભિષેક કરવો. ત્યાર પછી કંકણ બંધન કરવું, અક્ષતારો-

પણ, કન્યા વરે પરસ્પર તિલક કરવું, પરસ્પરની કોટમાં માલા બાંધવી, અષ્ટપુત્રી કાંચલી, મંગળસૂત્ર ઇત્યાદિક વરે કન્યાને દેવાં, ગણપતિપૂજન, લાડુ બાંધવા, ઉપરનાં વસ્ત્રની છેડાછેડી બાંધવી, લક્ષ્મી ઇત્યાદિકની પૂજા ઇત્યાદિક કરવું, એ રીતનો કન્યાદાનનો અનુક્રમ બહુધા ઋગ્વેદીઓનો છે, અને બીજી શાખાવાળાઓનો તેમનાં તેમનાં ગૃહ્યસૂત્રપ્રમાણે જાણવો.

अथविवाहहोमः वधूवरौपूर्वोक्तलक्षणांवेदींमंत्रघोषेणारुह्यवरःस्वासनेउपविश्यवधूंदक्षिणतउपवेश्यदेशकालौसंकीर्त्यप्रतिगृहीतायामस्यांवध्वांभार्यात्वसिद्धयेविवाहहोमंकरिष्ये इतिसंकल्प्ययथागृह्यंविवाहहोमंकुर्यात् एतदादिविवाहाग्निरक्षेत् रक्षितोग्निश्चतुर्थीकर्मपर्यंतं गृहप्रवेशनीयहोमात्पूर्वमनुगतश्चेद्विवाहहोमःपुनःकार्यः गृहप्रवेशनीयोत्तरंगतेहोमद्वयमपिपुनःकार्यं केचित्तुद्वादशरात्रपर्यंतंवृत्त्युक्तायाश्चेत्याज्याहुतेःसार्वत्रिकत्वमाश्रित्यात्रापिभयाश्चेत्याहुतिमेवाहुः ॥

## હવે વિવાહહોમનો વિધિ કેહેછે.

કન્યા, વરે પૂર્વોક્ત લક્ષણેયુક્ત એવી વેદી ઉપરે મંત્રઘોષપૂર્વક આરોહણ કરી વરે પોતાનાં આસન ઉપરે બેસી કન્યાને પોતાના દક્ષિણ ભાગમાં બેસારી દેશ કાળનો ઉચ્ચાર કરી "प्रतिगृहीतायामस्यां वध्वां भार्यात्वसिद्धये विवाहहोमं करिष्ये" એવો સંકલ્પ કરી ગૃહ્યસૂત્ર પ્રમાણે વિવાહહોમ કરવો. એ સમયથકી વિવાહના અગ્નિનું રક્ષણ કરી રાખવું. ચતુર્થીકર્મ પર્યંત રાખેલો અગ્નિ ગૃહપ્રવેશનીય હોમથકી પ્રથમ નષ્ટ થાય તો ફરિ વિવાહહોમ કરવો. ગૃહપ્રવેશનીય હોમ થયા પછી જાય તો બન્ને હોમ ફરી કરવા. કોઈ ગ્રંથકાર તો, બાર દિવસ પર્યંત ગૃહ્યાગ્નિ નષ્ટ થાય તો વૃત્તિ ગ્રંથમાં કહેલી "अयाश्चा०" એ મંત્રે કરી ઘૃતની આહુતિ દેવી એવો સાર્વત્રિક નિયમ છે માટે તેનો આશ્રય કરી આ સ્થળે પણ "अयाश्चा०" એ આહુતિજ દેવી એમ કેહેછે.

अथगृहप्रवेशनीयहोमः सचवध्वासहस्वगृहंगतस्यविहितस्तथापिशिष्टाःश्वशुरगृहेएवकुर्वंति तत्रार्धरात्रोत्तरंविवाहहोमेपरेद्युःप्रातस्तिथ्यादिसंकीर्त्यममाग्नेर्गृह्याग्नित्वसिद्धिद्वारा श्रीपरमे० र्थंगृहप्रवेशनीयाख्यंहोमंकरिष्यइतिसंकल्पःकार्यः अर्धरात्रात्पूर्वंविवाहहोमेतद्देवहोमोत्तरंपुनस्तिथ्यादिसंकीर्त्यसंकल्पपूर्वकंरात्रावपिगृहप्रवेशनीयहोमकरणेदोषोन यत्तु विवाहहोमगृहप्रवेशनीयहोमयोरेकतंत्रेणानुष्ठानंकुर्वंतितन्नयुक्तं विवाहाग्नेरेवगृहप्रवेशनीयहोमोत्तरंगृह्यत्वसिद्धिराश्वलायनतैत्तिरीयादीनांभवति तैत्तिरीयकात्यायनादीनांपुनराधानेप्रकारांतरमस्ति यदिरात्रौषट्घटीमध्येध्युत्पत्तिस्तदागृहप्रवेशनीयाभावेपिध्वनीपातादिसंभवेपितद्दैवौपासनहोमारंभः तदुत्तरंचेत्परदिनेसायमौपासनारंभः सचेत्थं सायंसंध्यामुपास्यविवाहाग्निंप्रज्वाल्यप्राणानायम्य देशकालौसंकीर्त्यास्मिन्विवाहाग्नौयथोक्तकालेश्रीपरमेश्वरप्रीत्यर्थंयावज्जीवमुपासनंकरिष्यइतिसंकल्प्यपुनर्देशकालौसंकीर्त्यश्रीपरमेश्वरप्रीत्यर्थं सायंप्रातरौपासनहोमौकरिष्ये तत्रेदानींसायमौपासनहोमंकरिष्ये प्रातस्तुपूर्वसंकल्पितप्रातरौपासनहोमंकरिष्येइतिसंकल्प्यहोमःकार्यः ॥

## હવે ગૃહપ્રવેશનીય હોમ કેહેછે.

કન્યા સહિત વરે પોતાને ઘરે ગયા પછી પોતાને ઘરે ગૃહપ્રવેશનીય હોમ કરવો એમ કહ્યુંછે, તથાપિ શિષ્ટ જન સસરાને ઘરેજ કરેછે. ત્યારે વિવાહહોમ અર્ધ રાત્રિ પછી થયો હોય તો બીજે દિવસે પ્રાતઃ કાળે તિથિ, વાર ઇત્યાદિકનો ઉચ્ચાર કરી "**ममाग्नेर्गृह्याग्नित्वसिद्धिद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थं गृहप्रवेशनीयाख्यं होमं करिष्ये,**" એવો સંકલ્પ કરવો. મધ્ય રાત્રિથી પ્રથમ વિવાહહોમ થયો હોય તો તે વિવાહહોમ થયા પછી તેજ સમયે ફરિ તિથિ, વાર ઇત્યાદિકનો ઉચ્ચાર કરી સંકલ્પ કરી રાત્રિમધ્યે પણ ગૃહપ્રવેશનીય હોમ કરવાનો દોષ નથી, પરંતુ વિવાહહોમ અને ગૃહપ્રવેશનીય હોમ એમનું એકતંત્રે જે અનુષ્ઠાન કરેછે તે યોગ્ય નથી. આશ્વલાયન, તૈત્તિરીયશાખી ઇત્યાદિકના ગૃહ્યાગ્નિની સિદ્ધિ ગૃહપ્રવેશનીય હોમ થયા પછી વિવાહાગ્નિવડેજ થાયછે. તૈત્તિરીય, કાત્યાયન ઇત્યાદિક શાખાવાળાઓનાં પુનરાધાનવિષે બીજો પ્રકાર છે. જો રાત્રિયે છ ઘડીની માંહ્ય અગ્નિ ઉત્પન્ન થયો હોય, તો ગૃહપ્રવેશનીય હોમ ન થયા છતાં પણ વ્યતીપાત ઇત્યાદિક કુયોગનો સંભવ હોય તો તે સમયેજ ઔપાસન હોમનો આરંભ કરવો. છ ઘડી પછી અગ્નિ ઉત્પન્ન થાય તો બીજે દિવસે સાયંકાળે ઔપાસન હોમનો આરંભ કરવો. તે આ રીતે—સાયંસંધ્યા કરી વિવાહાગ્નિ પ્રદીપ્ત કરી પ્રાણાયામ કરી દેશ કાળનો ઉચ્ચાર કરી "**अस्मिन् विवाहाग्नौ यथोक्तकाले श्रीपरमेश्वरप्रीत्यर्थं यावज्जीवमुपासनं करिष्ये,**" એવો સંકલ્પ કરી ફરી દેશ કાળનો ઉચ્ચાર કરી "**श्रीपरमेश्वरप्रीत्यर्थं सायंप्रातरौपसनहोमौ करिष्ये । तत्रेदानीं सायमौपासनहोमं करिष्ये,**" એવો સંકલ્પ કરવો. પ્રાતઃ કાળે તો, "**पूर्वसंकल्पितप्रातरौपासनहोमं करिष्ये,**" એવો સંકલ્પ કરી હોમ કરવો.

---

अथत्रिरात्रंवधूवरौब्रह्मचारिणावलंकुर्वाणावधःशायिनावक्षारालवणाशिनौतिष्ठेतां ॥

હવે ત્રણ રાત્રિ પર્યંત કન્યા અને વરે; બ્રહ્મચારી, અલંકારયુક્ત, ભૂમિ ઉપરે નિદ્રા કરવી, ક્ષાર લવણ રહિત ભોજન કરવું, એ રીતે રેહેવું.

---

अथचतुर्थदिवसेऐरिणीदानं तच्चवधूपितृभ्यामुपोषिताभ्यामुपोषितायैवरमात्रेकार्यं वरमातूरजोदोषेतस्याःशुद्धिप्रतीक्षाकरणासंभवे मनसापात्रशुद्धिःस्यादितिरीत्यातांमनसोद्दिश्यैरिणीदानं वधूवरमात्रोर्विवाहोत्तरंदेवकोत्थापनात्प्राक्रजोदोषेपूर्वोक्तांशांतिंकृत्वाशुद्ध्यर्थंनेमकटेशुद्धेःप्रागपिदेवकोत्थापनंकार्यं मातुलादेःकर्त्रंतरस्यपत्न्यारजसिमौंजीप्रकरणेउक्तं एवं विवाहोत्तरमाशौचपातेचतुर्थीकर्मपर्यंतंप्राप्तकर्मकरणेदातुर्वरस्यकन्यायाश्चनाशौचं आशौचांतेदेवकोत्थापनं असंभवेआशौचमध्येएवदेवकोत्थापनंकृत्वाआशौचंकार्यं विवाहात्पूर्वमाशौचरजोदोषयोस्तुप्रागुक्तं चतुर्थीकर्महोमःकौस्तुभेउक्तः एतंकेचित्कृकशाखिनोनकुर्वंति मंडपोद्वासनदिननिर्णयोमंडपोद्वासनपर्यंतंकर्तव्याकर्तव्यनिर्णयश्चोपनयनप्रकरणेउक्तस्तत्रैवद्रष्टव्यः नस्नायादुत्सवेतीतेमंगलंविनिवर्त्यच अनुव्रज्यसुहृद्बंधूनर्चयित्वेष्टदेवतां स्ना

नंसचेलंतिलमिश्रकर्मप्रेतानुयानंकलशप्रदानं अपूर्वतीर्थामरदर्शनंचविवर्जयेन्मंगलतोऽब्द मेकं मासषट्कंविवाहादौव्रतप्रारंभणेपिच जीर्णभांडादिनत्याज्यंगृहसंमार्जनंतथा ऊर्ध्वं विवाहात्पुत्रस्यतथाचव्रतबंधनात् आत्मनोमुंडनंचैववर्षंवर्षार्धमेवच मासमन्यत्रसंस्कारेत्रि मासंचौलकर्मणि पिंडदानंमृदास्नानंनकुर्यात्तिलतर्पणं अयंविवाहव्रतबंधचौलोत्तरंवर्षष ण्मासत्रिमासेषुअन्यवृद्धिश्राद्धयुतमंगलोत्तरंच मासमेकंपिंडदानतिलतर्पणनिषेधस्त्रिपुरुष सपिंडानामेव एवंमुंडननिषेधोपि व्रतोद्वाहोतुमंगलमितिपक्षेमौंज्युत्तरंमुंडननिषेधः व्रतबं धस्यमुंडनरूपत्वपक्षेतुननिषेधः आत्मनोमुंडनमितिकर्मांगतयाप्राप्तंरागप्राप्तंचमुंडनंनिषि ध्यते अत्रापवादः गंगायांभास्करक्षेत्रेमातापित्रोर्मृताहनि आधानेसोमयागादौदर्शादौक्षौर मिष्यते महालयेगयाश्राद्धेपित्रोःप्रत्याब्दिकेतथा सपिंड्यंतप्रेतकर्मश्राद्धषोडशकेष्वपि कृ तोद्वाहादिकःकुर्यात्पिंडदानंचतर्पणं केचिद्भ्रातृपितृव्यादेराब्दिकेप्येवमूचिरे एवंपिंडपितृय ज्ञेअष्टकान्वष्टकापूर्वेद्युःश्राद्धेषुनपिंडदाननिषेधः दर्शश्राद्धंत्वपिंडकमेवबेनबह्वृचानांव्यति षंगोन इतिमंडपोद्वासनोत्तरंकार्याकार्यनिर्णयः ॥

**હવે ચોથે દિવસે ઐરિણી દાન કરવું.** તે ઐરિણી દાન કન્યાનાં ઉપવાસી માતા પિતાએ ઉપવાસી એવી વરની માતાને દેવું. વરની માતા રજસ્વલા છતાં તે શુદ્ધ થવા પર્યંત પ્રતીક્ષા કરવાનો અસંભવ હોય તો, (જેમ કોઇને દાન કરવાનું હોય અને તે પાસે ન હોય તો મનમાં તેનો ઉદ્દેશ કરી દાન કરેછે તે રીતે) વરની માતાનો મનમાં ઉદ્દેશ કરી ઐરિણી દાન કરવું. વિવાહ થયા પછી દેવક (કુળદેવ)નાં ઉત્થાપન થયાથી પ્રથમ કન્યા અથવા વરની માતાને રજોદર્શન થાય તો શુદ્ધિ થયા પછી પ્રથમ કહેલી શ્રીશાંતિ કરી દેવકોત્થાપન કરવું. સંકટ હોય તો શુદ્ધિથકી પ્રથમ પણ (શાંતિ કરી) દેવકોત્થાપન કરવું. મામો ઇત્યાદિક અન્ય કર્ત્તાની સ્ત્રી રજસ્વલા થાય તો તેનો નિર્ણય મૌંજી પ્રકરણમાં (પત્ર ૩૧૯ માં) કહ્યોછે. એ રીતે વિવાહ થયા પછી આશૌચ પ્રાપ્ત થાય તો ચતુર્થી કર્મ પર્યંત પ્રાપ્ત થયલાં કર્મ કરવાવિષે દાતા, વર અને કન્યા એમને આશૌચ નથી. દેવકો-ત્થાપન આશૌચને અંતે કરવું. આશૌચ ગયા પછી દેવકોત્થાપન કરવાનો અસંભવ હોય તો આશૌચમધ્યેજ દેવકોત્થાપન કરી આશૌચ પાળવું. વિવાહ થવાથી પ્રથમ આશૌચ, રજોદોષ એ પ્રાપ્ત થયાં હોય તો તેનો નિર્ણય પ્રથમ (પત્ર ૩૮૮ માં) કહ્યોછે. ચતુર્થી કર્મ સંબંધી હોમ કૌસ્તુભમાં કહ્યોછે. કેટલાએક ઋગ્શાખી એ ચતુર્થી કર્મ સંબંધી હોમ કરતા નથી. મંડપવિસર્જનના દિવસનો નિર્ણય, અને મંડપવિસર્જન પર્યંત કયાં કર્મ કરવાં કયાં કર્મ ન કરવાં એનો નિર્ણય ઉપનયન પ્ર-કરણમાં (પત્ર ૩૩૩ માં) કહેલો છે તે ત્યહાં જોવો. ઉત્સવ સમાપ્ત થયા પછી; મંગલ કાર્ય સમાપ્ત થયા પછી; સંબંધી, બાંધવ એમને વિદાય કરી આવીને; અને ઇષ્ટદેવતાની પૂજા કીધા પછી એટલાં કર્મ કર્યાં છતાં સ્નાન કરવું નહી. મંગલ કાર્ય થયા પછી એક વર્ષ પર્યંત, વસ્ત્ર સહિત સ્નાન, તિલસહિત તર્પણ, શબની પાછલ ગમન, કુંભદાન, નવીન તીર્થયાત્રા, અને અપૂર્વ દેવનું દર્શન એટલાં કૃત્ય કરવાં નહી. વિવાહાદિક તથા વ્રતનો પ્રારંભ એ કરેલાં હોય તો છ માસ પર્યંત

જુનાં વાસણ ઇત્યાદિ બાર ફેકવાં નહી, અને ઘરમાં સાવેણીથી ઝાડું કાઢવું નહી. પુત્રનો વિવાહ કીધા પછી એક વર્ષ પર્યંત અને પુત્રની મૌંજી કીધા પછી છ માસ પર્યંત ( કર્ત્તાએ ) પોતાનું મુંડન કરવું નહી. ચૌલ વિના બીજા સંસ્કાર કીધા હોય તો એક માસ પર્યંત અને ચૌલ કીધું હોય તો ત્રણ માસ પર્યંત પિંડદાન, મૃત્તિકાસ્નાન અને તિલતર્પણ એ કરવાં નહી. વિવાહ, મૌંજી અને ચૌલ એ સંસ્કાર થયા પછી ક્રમે કરી એક વર્ષ, છ માસ અને ત્રણ માસ પર્યંત તથા બીજાં નાંદીશ્રાદ્ધયુક્ત મંગલકાર્ય થયા પછી એક માસ પર્યંત પિંડદાન અને તિલતર્પણ એ કરવાં નહી એવો જે નિષેધ કહ્યો તે ત્રિપુરૂષસપિંડવિષયકજ જાણવો. એ રીતે મુંડનનો નિષેધ તે પણ ત્રિપુરૂષસપિંડવિષયકજ છે. મૌંજી અને વિવાહ એ મંગળ છે એ પક્ષમાં મૌંજી કીધા પછી મુંડન કરવું નહી. મૌંજી એ મુંડનરૂપ છે એ પક્ષવિષે તો મુંડનનો નિષેધ નથી, એટલે મુંડન કરવામાં દોષ નથી. 'પોતાનું મુંડન કરવું નહી' એમ જે કહ્યું તેણે કરી કર્મનાં અંગરૂપે પ્રાપ્ત થયલું મુંડન અને પોતાની ઇચ્છાથી પ્રાપ્ત મુંડન એ સઘળાંઓનો નિષેધ પ્રાપ્ત થાયછે. **એ નિષેધવિષે અપવાદ**—"ગંગા, કુરૂક્ષેત્ર, માતા પિતાનો મૃત્યુદિવસ, અગ્ન્યાધાન, સોમયાગ ઇત્યાદિક અને દર્શ આદિક એ નિમિત્ત પ્રાપ્ત થયું હોય તો ક્ષૌર કરાવવું." વિવાહાદિક કરેલા હોય તેણે પણ મહાલય, ગયાશ્રાદ્ધ, માતા પિતાનું પ્રતિસાંવત્સરિક શ્રાદ્ધ, સપિંડીકરણ પર્યંત પ્રેતકર્મ અને સોળ માસિકશ્રાદ્ધ એમનેવિષે પિંડદાન અને તિલતર્પણ કરવાં." "કોઈ ગ્રંથકાર ભાઈ, કાકા ઇત્યાદિકનાં પ્રતિસાંવત્સરિક શ્રાદ્ધવિષે પણ પિંડદાન તથા તર્પણ કરવું એમ કેહેછે." એ રીતે પિંડપિતૃયજ્ઞ, અષ્ટકા, અન્વષ્ટકા અને પૂર્વેદ્યુઃશ્રાદ્ધ એમને વિષે પિંડદાનનો નિષેધ નથી. દર્શશ્રાદ્ધ તો પિંડ રહિતજ કરવું, એથી ઋગ્વેદીઓને વ્યતિષંગ ( બન્ને સાથે કરવાં ) એમ નથી. એ પ્રમાણે મંડપવિસર્જન પછી કયાં કર્મ કરવાં અને કયાં ન કરવાં એનો નિર્ણય કહ્યો.

---

अथवधूप्रवेशः विवाहात्षोडशदिनांतःसमदिनेषुपंचमसप्तमनवमदिनेषुचरात्रौस्थिर लग्नेनूतनभिन्नगृहेवधूप्रवेशःशुभः प्रथमदिनेपिकेचित् षष्ठदिनेनिषेधःप्रयोगरत्नोक्तोनिर्मूलः षोडशदिनमध्येपूर्वोक्तदिनेषुप्रवेशोक्तनक्षत्रतिथिवारगोचरस्थचंद्रबलाद्यभावेपिगुरुशुक्रास्तादावपिनदोषः व्यतीपातेक्षयतिथौग्रहणेवैधृतौतथा अमासंक्रांतिविष्ट्यादौप्राप्तकालेपिनाचरेत् प्रथमनववधूप्रवेशेविवाहार्थगमनेचप्रतिशुक्रदोषोनास्ति द्विरागमनेएवसंमुखशुक्रदोषः षोडशदिनोत्तरंमासपर्यंतंविषमदिनेषुमासोत्तरंविषममासेषुवर्षोत्तरंविषमवर्षेषुवधूप्रवेशःशुभः समेष्वेतेषुवैधव्यादिदोषः पंचमवर्षोत्तरंसमविषमविचारोनास्ति षोडशदिनोत्तरंवधूप्रवेशेनक्षत्राणि अश्विनीरोहिणीमृगपुष्यमघोत्तरात्रयहस्तचित्रास्वात्यनुराधामूलश्रवणधनिष्ठारेवत्यःशुभाः मासोत्तरंमार्गशीर्षमाघफाल्गुनवैशाखज्येष्ठमासाःशुभाः चतुर्थीनवमीचतुर्दशीपंचदशीभिन्नतिथयोरविभौमेतरवाराश्वशुभाः इतिनववधूप्रवेशः ॥

## હવે વધૂપ્રવેશનો નિર્ણય કેહેછે.

વિવાહ થયા પછી સોળ દિવસની માંહ્ય સમ દિવસે તથા પાંચમે, સાતમે અને નવમે એ વિષમ દિવસે; રાત્રિએ; સ્થિર લગ્નમાં; નવીન ન હોય એવાં ઘરમાં; વધૂ-પ્રવેશ શુભ છે. પ્રથમ દિવસે પણ વધૂપ્રવેશ કરવો, એમ કોઈ ગ્રંથકાર કેહેછે. પ્રયોગરત્ન ગ્રંથમાં છઠા દિવસનો નિષેધ કહ્યોછે પણ તે નિર્મૂળ છે. સોળ દિવસની માંહ્ય પ્રથમ કહેલા દિવસે; પ્રવેશવિષે ઉક્ત નક્ષત્ર, તિથિ, વાર, ગોચરનું ચંદ્રબળ ઇત્યાદિક ન હોય તથાપિ દોષ નથી, અને ગુરૂ, શુક્રના અસ્તાદિકનો પણ દોષ નથી. "વ્યતીપાત, ક્ષય તિથિ, ગ્રહણ, વૈધૃતિ, અમાવાસ્યા, સંક્રાંતિ અને વિષ્ટિ (ભદ્રા) ઇત્યાદિક કુયોગ હોય તો પ્રાપ્તકાળ (મુખ્ય સમય) છતાં પણ તે કરવું નહી; એટલે જે શુભ કર્મના જે દિવસો કહ્યાછે તે દિવસે જો વ્યતીપાત ઇત્યાદિક હોય તો તે શુભ કર્મ કરવું નહી. પ્રથમ નવીન વહુનો પ્રવેશ અને વિવાહ અર્થે જવું એ વિષે પ્રતિશુક્રનો દોષ નથી. દ્વિરાગમન (પરણ્યા પછી બીજી વાર સ્ત્રી પોતાને ઘરે આવે તે) વિષેજ સંમુખ શુક્રનો દોષ છે. સોળ દિવસ પછી અને એક માસની માંહ્ય વધૂપ્રવેશ કરવો હોય તો વિષમ દિવસે કરવો, એક માસ પછી કરવો હોય તો વિષમ (એકી) માસમાં કરવો, અને વર્ષ પછી કરવો હોય તો વિષમ વર્ષમાં કરવો, તે શુભ છે. સોળ દિવસ પછી સમ દિવસ, સમ માસ, અને સમ વર્ષમાં વધૂપ્રવેશ કરવાથી વૈધવ્યાદિક દોષ થાયછે. પાંચમાં વર્ષ પછી વધૂપ્રવેશવિષે સમ, વિષમનો વિચાર કરવાની જરૂર નથી. **સોલ દિવસ પછી વધૂપ્રવેશવિષે નક્ષત્ર**—અશ્વિની, રોહિણી, મૃગશિર, પુષ્ય, મઘા, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્ર-પદા, હસ્ત, ચિત્રા, સ્વાતી, અનુરાધા, મૂલ, શ્રવણ, ધનિષ્ઠા, અને રેવતી એટલાં નક્ષત્ર શુભ છે. એક માસ પછી માર્ગશીર્ષ, માઘ, ફાલ્ગુન, વૈશાખ અને જ્યેષ્ઠ એ માસ શુભ છે. ચોથ, નોમ, ચૌદશ, પૂનમ, અને અમાસ એ તિથિયો વર્જિત કરી અન્ય તિથિએ શુભ છે. રવિ વાર અને ભૌમ વાર એ વર્જ્ય કરી બીજા વાર શુભછે. એ રીતે નવીન વધૂનો પ્રવેશ કહ્યો.

**अथद्विरागमनं नत्रमाघफाल्गुनवैशाखाःशुक्लपक्षश्चशुभाः अश्विनीरोहिणीपुनर्वसुपुष्योत्तरात्रयानुराधाज्येष्ठाहस्तस्वातीचित्राश्रवणशततारकानक्षत्रेषुचंद्रबुधगुरुशुक्रवारेगुरुशुक्रास्तादिरहितेस्थिरलग्नादिशुभकालेद्वितीयवधूप्रवेशःशुभः ॥**

## હવે દ્વિરાગમન (બીજી વાર વધૂ ઘરે આવે તે) કેહેછે.

દ્વિરાગમનવિષે માઘ, ફાલ્ગુન, વૈશાખ એ માસ અને શુક્લ પક્ષ એ શુભ છે. અશ્વિની, રોહિણી, પુનર્વસુ, પુષ્ય, ત્રણે ઉત્તરા, અનુરાધા, જ્યેષ્ઠા, હસ્ત, સ્વાતી, ચિત્રા, શ્રવણ, અને શતભિષા એ નક્ષત્રોનેવિષે; ચંદ્ર, બુધ, ગુરૂ, અને શુક્ર એ વારોનેવિષે; ગુરૂ, શુક્રના અસ્તાદિકે રહિત એવા સ્થિર લગ્નાદિક શુભ કાળનેવિષે બીજી વાર વધૂપ્રવેશ શુભ છે.

द्विरागमनेधिमासविष्णुशयनमासाःसमवत्सराःप्रतिशुक्रादिदोषाश्चवर्ज्याः द्विरागमोपियदिविवाहमारभ्यषोडशादिनमध्येक्रियनेतदाप्रतिशुक्रादिदोषोस्तादिदोषश्चनास्ति द्विरागमेषोडशवासरांतरेकादशाहेसमवासरेषु नचात्रऋक्षंनतिथिर्नयोगोनवारशुद्ध्यादिविचारणीयं केवलांगिरसकेवलभृगुभरद्वाजवसिष्ठकश्यपात्रिवत्सगोत्राणांप्रतिशुक्रदोषोन रेवत्याश्विनीभरणीकृत्तिकाद्यचरणेषुचंद्रेसतिशुक्रस्यांधत्वात्प्रतिशुक्रदोषोन दुर्भिक्षेदेशविप्लवेविवाहेतीर्थगमनेएकनगरग्रामयोश्चप्रतिशुक्रदोषोन इतिद्विरागमः ॥

દ્વિરાગમનવિષે અધિક માસ, વિષ્ણુશયન માસ (આષાઢ સુદ એકાદશી થકી કાર્તિક સુદ દ્વાદશી પર્યંત ચાર માસ), સમ વર્ષ, અને પ્રતિશુક્રાદિક દોષ એ વર્જ્ય કરવા. દ્વિરાગમન પણ જો વિવાહથકી સોળ દિવસની માંહ્ય કરવું હોય તો તેવિષે પ્રતિશુક્રાદિક દોષ અને અસ્તાદિક દોષ નથી. "વિવાહથકી સોળ દિવસની માંહ્ય અગ્યારમે દિવસે અથવા સમ દિવસે દ્વિરાગમન કરે તો તે વિષે નક્ષત્ર, તિથિ, યોગ વારશુદ્ધિ ઇત્યાદિકના વિચાર કરવાની જરૂર નથી." કેવલાંગિરસ, કેવલભૃગુ, ભરદ્વાજ, વસિષ્ઠ, કશ્યપ, અત્રિ અને વત્સ એ ગોત્રવાળાઓને પ્રતિશુક્રનો દોષ નથી. રેવતી, અશ્વિની, ભરણી, અને કૃત્તિકાનો પ્રથમ પાદ એ નક્ષત્રોમાં ચંદ્ર હોય તો શુક્રને અંધપણું છે માટે તે સમયે પ્રતિશુક્રનો દોષ નથી. દુષ્કાળ, દેશમાં ઉપદ્રવ, વિવાહ, તીર્થયાત્રા, એક નગર અને એક ગામ એમનેવિષે પ્રતિશુક્રનો દોષ નથી. એ પ્રમાણે દ્વિરાગમનનો નિર્ણય કહ્યો.

उद्वाहात्प्रथमेशुच्यौयदिवसेद्भर्तुर्गृहेकन्यकाहन्यात्तज्जननींक्षयेनिजतनुंज्येष्ठेपतिज्येष्ठकं॥ पौषेचश्वशुरंपतिंचमलिनेचैत्रेस्वपित्रालयेतिष्ठंतीपितरंनिहंतिनभयंतेषाममभावेभवेत् ॥ इतिवध्वाःप्रथमाब्देनिवासविचारः ॥

## પતિ આદિકને ઘરે પ્રથમ વર્ષમાં નિવાસનો નિષેધ કેહેછે.

"વિવાહથકી પ્રથમ વર્ષમાં આષાઢ માસે જો પતિને ઘરે રહે તો પતિની માતા એટલે પોતાની સાસુનો તે કન્યા નાશ કરેછે. ક્ષય માસમાં રહે તો પોતાનાં શરીરનો, જ્યેષ્ઠ માસમાં જેઠનો, પૌષ માસમાં સસરાનો, અધિક માસમાં પતિનો, અને ચૈત્ર માસમાં પિતાને ઘરે રહે તો પિતાનો નાશ કરે, માટે એ માસોમાં કન્યાએ તે ઘરે રેહેવું નહી. જો સાસુ ઇત્યાદિક ન હોય તો ભય નથી. એ રીતે પ્રથમ વર્ષમાં કન્યાનાં રેહેવાનો નિર્ણય કહ્યો.

अथपुनर्विवाहः दुष्टलग्नेयथोक्तग्रहताराद्यभावेऽन्यत्रापिदुष्टयोगाद्यशुभकालेकूष्मांडीघृतहोमादियथोक्तविधिंविनामूलकादौचविवाहेजातेतयोरेवदंपत्योःसुमुहूर्तेपुनर्विवाहःकर्तव्यः सुरापीव्याधिताधूर्तावंध्यार्थघ्न्यप्रियंवदा स्त्रीप्रसूश्चाधिवेत्तव्यापुरुषद्वेषिणीतथा अधिवेदनं भार्यांतरकरणं अप्रजांदशमेवर्षेस्त्रीप्रजांद्वादशेत्यजेत् मृतप्रजांपंचदशेसद्यस्त्वप्रियवादिनीं अत्राप्रियवादोव्यभिचारः प्रतिकूलभाषणरूपस्यनस्यप्रायःकलौसार्वत्रिकत्वात् आज्ञासंपादिनींदक्षांवीरसूंप्रियवादिनीं पत्नींत्यक्त्वाभोगार्थमन्योद्वाहीपूर्वभार्यायैस्वधनस्यतृतीयांशंद

द्यात् निर्धनश्चेत्तांपोषयेत् मनुः अधिविन्नातुयानारीनिर्गच्छेद्रोषितागृहात् सासद्यःस
न्निरोद्धव्यात्याज्यावाकुलसन्निधौ अग्निशुश्रूषादिधर्माचरणंज्येष्ठयासहकार्यं नतुकनि
ष्ठया इदंज्येष्ठायाआज्ञासंपादिनीत्वे यदितुरोषादिशीलेनसमनंतरोक्तमनुवाक्याज्ज्येष्ठाकु
लसन्निधौत्यागार्हागृहांतरेनिरोधार्हावातर्हिकनिष्ठयापिसहधर्मंचरेदन्यथाधर्मभ्रंशापातात्
तथावीरसुतायास्यादाज्ञासंपादिनीचया दक्षाप्रियंवदाशुद्धानामत्रविनियोजयेदितिमाध
वीयेस्मृतेश्च द्वितीयविवाहहोमःपूर्वविवाहसंबंधिगृह्याग्नावेवकार्यः तदसंभवेलौकिकाग्नौ
कार्यः लौकिकाग्नौकरणपक्षेद्वितीयविवाहहोमादिनोत्पन्नाग्नेर्गृह्याग्नित्वात्तद्वयोर्गृह्याग्न्योः
संसर्गःकार्यः ॥

## હવે પુનર્વિવાહ (ફરીને વિવાહ) કેહેછે.

દુષ્ટ લગ્ન; યથોક્ત ગ્રહ, તારા ન હોય; બીજા પણ દુષ્ટ યોગ ઇત્યાદિક અશુભ સમયે વિવાહ થયો હોય તો અથવા કૂષ્માંડી શાંતિપૂર્વક ઘૃતહોમ ઇત્યાદિ યથોક્ત વિધિ કીધા વિના આશૌચમાં વિવાહ થયો હોય તો તેજ વર, કન્યાનો સારાં મુહૂર્ત્તમાં ફરી વિવાહ કરવો. "મદ્યપાન કરનારી, રોગિણી, ઠગવાવાળી, વંધ્યા, અર્થ (દ્રવ્ય આદિ પદાર્થ) નાશ કરનારી, અપ્રિયવાદ કરનારી, કન્યાઓની ઉત્પન્ન કરનારી, અને પતિનો દ્વેષ કરનારી એવી જે સ્ત્રી તે અધિવેત્તવ્યા." અધિવેદન એટલે બીજી સ્ત્રી કરવી તે, અર્થાત્ તેના પતિએ બીજી સ્ત્રી કરવી એ ફલિતાર્થ છે. "જેને પ્રજા થતી ન હોય તે સ્ત્રીનો દશમે વર્ષે ત્યાગ કરવો. કન્યા ઉત્પન્ન કરનારીનો બારમે વર્ષે ત્યાગ કરવો. જેની પ્રજા મરી જતી હોય તેનો પન્નરમે વર્ષે, અને અપ્રિયવાદિનીનો તત્કાળ ત્યાગ કરવો." ઇહિં અપ્રિયવાદ એટલે વ્યભિચાર સમઝવો. કારણ, કલિ યુગમાં પ્રતિકૂળ બોલવારૂપ અપ્રિયવાદ તો ઘણું કરી સર્વત્ર છે. આજ્ઞા પાળનારી, ઘરનાં કાર્યમાં દક્ષ (ચતુર), વીર પુત્રની ઉત્પન્ન કરનારી, અને પ્રિય ભાષણ કરનારી એવી સ્ત્રીનો ત્યાગ કરી ઉપભોગને અર્થે બીજી સ્ત્રી જોડે વિવાહ કરે તો તેણે પ્રથમની સ્ત્રીને પોતાની સંપત્તિમાંનો ત્રીજો અંશ (ભાગ) દેવો. દરિદ્રી હોય તો તેણે તે સ્ત્રીનું અન્ન, વસ્ત્રવડે પોષણ કરવું. **મનુ કેહેછે.**—"અધિવિન્ના (એક પુરૂષે પરણેલી બે સ્ત્રિયોમાંની પ્રથમ સ્ત્રી તે) રીસ કરી ઘરથી નીસરી જાય તો તેને તત્કાળ બંદોવસ્ત કરી બીજાં ઘરમાં રાખવી, અથવા પોતાનાં કુળની સમીપે છોડવી એટલે કુળમાંના વડીલ પુરૂષને સ્વાધીન કરવી." અગ્નિની સેવા ઇત્યાદિક ધર્માચરણ (સાયંપ્રાતઃ ઔપસન, અગ્નિહોત્ર ઇ૦) કરવું તે પ્રથમની સ્ત્રીને સાથે રાખી કરવું, કનિષ્ઠ સ્ત્રીને સાથે રાખી કરવું નહી. જ્યેષ્ઠ સ્ત્રીને સાથે ધર્માચરણ કરવું એમ જે કહ્યું તે, જ્યેષ્ઠ સ્ત્રી આજ્ઞા માન્ય કરતી હોય તો એમ સમઝવું પરંતુ જો ક્રોધાદિક સ્વભાવની હોવાથી ઉપર કહેલાં મનુનાં વાક્ય પ્રમાણે જ્યેષ્ઠ—સ્ત્રી કુળની સમીપે છોડવા યોગ્ય હોય અથવા બીજાં ઘરમાં રાખવાયોગ્ય હોય તો કનિષ્ઠ સ્ત્રીની જોડે પણ ધર્મનું આચરણ કરવું; કારણ, તેમ ન કરે તો ધર્મનો નાશ પ્રાપ્ત થાયછે. "તેમજ વીર પુત્રની માતા, આજ્ઞા માનવાવાળી, ઘરનાં કાર્યમાં દક્ષ,

પ્રિય ભાષણ કરનારી, અને આચરણની શુદ્ધ એવી કનિષ્ઠ સ્ત્રી હોય તો તેને ધર્મ-કાર્યવિષે જોડવી, અર્થાત્ તેની જોડે ધર્માચરણ કરવું," એવી માધવના ગ્રંથમાં સ્મૃતિ છે. બીજા વિવાહસંબંધી હોમ કરવાનો તે પૂર્વના વિવાહસંબંધી ગૃહ્યાગ્નિ-વિષેજ કરવો. પ્રથમના વિવાહસંબંધી અગ્નિ ન હોય તો લૌકિકાગ્નિવિષે કરવો. લૌકિકાગ્નિવિષે હોમ કરવો એ પક્ષમાં બીજા વિવાહના હોમાદિકવડે સિદ્ધ થયલો જે અગ્નિ તે ગૃહ્યાગ્નિ હોવાથી બન્ને અગ્નિનો સંસર્ગ કરવો.

---

अथाग्निद्वयसंसर्गप्रयोगः देशकालौसंकीर्त्यममद्वाभ्यांभार्याभ्यांसहनिष्पन्नगृह्याग्न्योः ताभ्यांसहाधिकारसिद्धिद्वाराश्री० र्थंसंसर्गंकरिष्यइतिसंकल्प्यस्वस्तिवाचनंकृत्वाउदगपवर्गस्थंडिलेकृत्वादक्षिणेस्थंडिलेज्येष्ठायागृह्याग्निमुत्तरेकनिष्ठायागृह्याग्निंप्रतिष्ठाप्य प्रथमाग्नौ ज्येष्ठपत्न्यान्वारब्धोन्वाधानंकुर्यात् अग्निद्वयसंसर्गार्थेप्रथमाग्निहोमकर्मणिदेवतापरिग्रहार्थं मन्वाधानंकरिष्येचक्षुषीआज्येनेत्यंतेअग्निंनवभिराज्याहुतिभिःशेषेणेत्यादि अग्निमीळेइति नवानांमधुच्छंदाअग्निर्गायत्री अग्निद्वयसंसर्गार्थंप्रथमाग्नौप्रधानाज्यहोमेवि०अग्निमीळेइत्यादिनवभिर्ऋग्भिःप्रत्यृचंस्रुवेणनवाज्याहुतीर्जुहुयात् अग्नयइदमितिसर्वत्रत्यागः होमशेषंसमाप्यअयंतेयोनिरितिमंत्रेणज्येष्ठाग्निंसमिधिसमारोप्य प्रत्यवरोहेतिमंत्रेणनंद्वितीयाग्नौप्रत्यवरोह्यध्यात्वापत्नीद्वयान्वारब्धोन्वाधानंकुर्यात् अग्निद्वयसंसर्गार्थेप्रथमसंसृष्टद्वितीयाग्नौविहितहोमेदेवतापरिग्रहार्थमन्वाधानंकरिष्ये आज्यभागांतेअग्निंप्रधानंषड्वारमाज्येनशेषेणेत्यादि प्रोक्षणींकुशानदर्वीस्रुवौप्रणीताज्यपात्रेइध्माबर्हिषीत्यष्टौपात्राणि स्रुचिचतुर्गृहीतमाज्यंगृहीत्वापत्नीद्वयान्वारब्धोजुहुयात् अग्नावग्निरित्यस्यहिरण्यगर्भोग्निरष्टी अग्निद्वयसंसर्गार्थेसंसृष्टाग्नौप्रधानाज्यहोमेविनि० अग्नावग्निश्चरतिप्रविष्टऋषीणांपुत्रोअधिराजएषः तस्मैजुहोमिहविषाघृतेनमादेवानांमोमुहद्भागधेयंस्वाहा अग्नयइदं० एवमग्रेपि आज्यस्यस्रुचिचतुर्ग्रहणंविनियोगस्त्यागश्च अग्निनाग्निर्मेधातिथिःकाण्वोग्निर्गायत्री अग्निनाग्निःसमिध्यते० अस्तीदमितितिसृणांविश्वामित्रोग्निरनुष्टुप्अंत्येत्रिष्टुभौ अस्तीदमधि०. अरण्यो० उत्तानायाम० पाहिनोअग्नइत्यस्यभर्गःप्रगाथोग्निर्बृहती पाहिनो० भिर्वसो० होमशेषंसमाप्याहिताग्नयेगोयुग्मंदत्वाविप्रान्भोजयेत् इत्यग्निद्वयसंसर्गप्रयोगः ॥

## હવે બન્ને અગ્નિના સંસર્ગ (એક કરવા)નો પ્રયોગ કેહેછે.

દેશ, કાળનો ઉચ્ચાર કરી "मम द्वाभ्यां भार्याभ्यां सह निष्पन्नगृह्याग्न्योः ताभ्यां **सहाधिकारसिद्धिद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थं संसर्गं करिष्ये,"** એવો સંકલ્પ કરી સ્વ-સ્તિવાચન કરી એક દક્ષિણ દિશામાં અને બીજું ઉત્તર દિશામાં એ રીતે બે સ્થંડિલ કરી તેમાંનાં દક્ષિણ સ્થંડિલ ઉપરે જ્યેષ્ઠ સ્ત્રીનો ગૃહ્યાગ્નિ અને ઉત્તર સ્થંડિલ ઉપરે કનિષ્ઠ સ્ત્રીનો ગૃહ્યાગ્નિ એ રીતે બન્ને અગ્નિનું સ્થાપન કરી જ્યેષ્ઠ પત્નીએ અન્વા-રબ્ધ (સ્પર્શ કરાતાં) સતાં પ્રથમ અગ્નિ ઉપરે અન્વાધાન કરવું. તે આ રીતે.—
"**अग्निद्वयसंसर्गार्थे प्रथमाग्निहोमकर्मणि देवतापरिग्रहार्थमन्वाधानं करिष्ये ॥** चक्षुषी **आज्येनेत्यंते अग्निं नवभिराज्याहुतिभिः शेषेणेत्यादि,"** એ પ્રમાણે અન્વાધાન કરી

ચક્ષુષી પર્યંત કર્મ થયા પછી પ્રધાન હોમ કરવો. તેનો મંત્ર—"**अग्निमीळे इति नवानांमधुच्छंदा अग्निर्गायत्री अग्निद्वयसंसर्गार्थप्रथमाग्नौ प्रधानाज्यहोमे विनियोगः ॥ अग्निमीळे०**" ઇત્યાદિક નવ ઋચાવડે એક એક ઋચાએ સ્રુવ પાત્રે કરી ઘૃતની નવ આહુતિ હોમવી, અને "**अग्नय इदं न मम**" એવો સર્વત્ર ત્યાગમાં ઉચ્ચાર કરવો. એ રીતે પ્રધાન હોમ થયા પછી હોમશેષ સમાપ્ત કરી, "**अयं ते योनिः**" એ મંત્રવડે જ્યેષ્ઠાગ્નિને સમિધ ઉપરે લઈ "**प्रत्यवरोह**" એ મંત્રવડે તે જ્યેષ્ઠાગ્નિનો બીજા અગ્નિ ઉપરે પ્રત્યવરોહ કરવો એટલે જેના ઉપરે અગ્નિ લીધેલ છે તે સમિધનો બીજા અગ્નિમાં હોમ કરવો. પછી અગ્નિનું ધ્યાન કરવું. પછી બન્ને સ્ત્રિયોસાથે અન્વારબ્ધ થઈ અન્વાધાન કરવું. તે આ રીતે—"**अग्निद्वयसंसर्गार्थे प्रथमसंसृष्टद्वितीयाग्नौ विहितहोमे देवतापरिग्रहार्थमन्वाधानं करिष्ये ॥ आज्यभागांते अग्निं प्रधानं षड्वारमाज्येन शेषेणेत्यादि०**" એ પ્રમાણે અન્વાધાન કરી; પ્રોક્ષણી, કુશ, દર્વી, સ્રુવ, પ્રણીતા, આજ્યપાત્ર, ઇધ્મા, અને બર્હિ એ આઠ પાત્ર સ્થાપવાં. આજ્યભાગ પર્યંત કર્મ થયા પછી દર્વી પાત્રમાં સ્રુવ પાત્રવડે ચાર વાર આજ્ય લઈ બન્ને સ્ત્રિયો સાથે અન્વારબ્ધ થઈ હોમ કરવો. હોમનો મંત્ર—"**अग्नावग्निरित्यस्य हिरण्यगर्भोग्निरष्टी अग्निद्वयसंसर्गार्थे संसृष्टाग्नौ प्रधानाज्यहोमे विनियोगः ॥ अग्नावग्निश्चरतिप्रविष्ट ऋषीणांपुत्रोअधिराज एषः ॥ तस्मैजुहोमि हविषाघृतेन मा देवानांमोमुहद्भागधेयंस्वाहा**" એ રીતે આહુતિ દઈ "**अग्नय इदं न मम**" એ પ્રમાણે ત્યાગ કરવો. એ પ્રમાણે આગળ પણ જાણવું. દરએક આહુતિ સમયે દર્વી પાત્રમાં ચાર વાર ઘૃત લેવું, વિનિયોગ કરવો અને ત્યાગનો ઉચ્ચાર કરવો એ સઘળું પ્રથમ પ્રમાણે આગળ પણ કરવું. આગળની આહુતિના મંત્ર—"**अग्निनाग्निर्मेधातिथिः काण्वोग्निर्गायत्री ॥ अग्निनाग्निःसमिध्यते० ॥ अस्तीदमितितिसृणां विश्वामित्रोग्निरनुष्टुप् ॥ अंत्येत्रिष्टुभौ ॥ अस्तीदमधि०॥ अरण्यो० ॥ उत्तानाया० ॥ पाहिनोअग्नइत्यस्य भर्गः प्रगाथोग्निर्बृहती ॥ पाहिनो० ॥ भिर्वसो०,**" એ રીતે પ્રધાન હોમ કરી હોમ શેષ સમાપ્ત કરી અગ્નિહોત્રી બ્રાહ્મણને બે ગોદાન કરી બ્રાહ્મણોને ભોજન કરાવવું. એ રીતે બન્ને અગ્નિના સંસર્ગનો પ્રયોગ કહ્યો.

**पत्न्योरेकायदिमृता, दग्ध्वातेनैवतांपुनः ॥ आदधीतान्ययासार्धं, माधानविधिनागृही ॥**

"બન્ને સ્ત્રિયોમાંથી જો એક સ્ત્રી મૃત થાય તો તે સંસર્ગાગ્નિ વડેજ તેનો દાહ કરી ગૃહસ્થે બીજી સ્ત્રીની જોડે ફરિ આધાનવિધિવડે અગ્નિ ઉત્પન્ન કરી તે ધારણ કરવો."

**द्वितीयादिविवाहकालः प्रमदामृतिवासरादितःपुनरुद्वाहविधिर्वरस्यच विषमेपरिवत्सरेशुभोयुगलेचापिमृतिप्रदोभवेत् संकटेमहारुद्राभिषेकंमृत्युंजयमंत्रजपंवाकृत्वाविवाहःकार्य इतिभाति तृतीयामानुषीकन्यानोद्वाह्याम्रियतेहिसा विधवावाभवेत्तस्मात्तृतीयेर्कंसमुद्वहेत् ॥**

**બીજા ઇત્યાદિક વિવાહનો કાળ કેહેછે.** "વરે ફરી વિવાહ કરવાનો તે સ્ત્રીના મરણ દિવસથકી વિષમ વર્ષે કરવો, તો તે શુભ છે. સમ વર્ષમાં કરવાથી

મૃત્યુદાયક થાયછે." સંકટ હોય તો મહારૂદ્રનો અભિષેક અથવા મૃત્યુંજય મંત્રનો જપ કરી વિવાહ કરવો એમ મને ભાસે છે. "ત્રીજી મનુષ્યકન્યા પરણવી નહીં, પરણે તો તે મૃત થાય અથવા વિધવા થાય માટે ત્રિજા વિવાહને ઠેકાણે અર્ક (આકડા) ની સાથે વિવાહ કરવો.

---

अथार्कविवाहः रविशन्योर्वा रेहस्तर्क्षेवान्यत्रशुभदिनेवापुष्पफलयुतमर्कंगत्वाअर्ककन्यादातारमाचार्यंवृत्वारक्तगंधादिभूषितोदेशकालौस्मृत्वा ममतृतीयमानुषीविवाहजन्यदोषपरिहारार्थंतृतीयमर्कविवाहंकरिष्ये आचार्यंवृत्वानांदीश्राद्धांतंकुर्यात् दातामधुपर्कयज्ञोपवीतवस्त्रगंधमाल्यादिभिर्वरंपूजयेत् अर्कस्यपुरतःस्थित्वा त्रिलोकवासिन्सप्ताश्वछाययासहितोरवे तृतीयोद्वाहजंदोषंनिवारयसुखंकुरुइतिप्रार्थ्यछायायुतंरविमर्कंध्यात्वाहिंलिंगैरभिषिच्यवस्त्रादिभिराकृष्णेनेतिमंत्रेणसंपूज्यश्वेतवस्त्रेणसूत्रेणचावेष्ट्यगुडौदनंनिवेद्यतांबूलंदद्यात् ममप्रीतिकरायेयंमयासृष्टापुरातनी अर्कजाब्रह्मणासृष्टाद्यास्मान्संप्रतिरक्षतुइत्यर्कंप्रदक्षिणीकृत्य नमस्तेमंगलेदेविनमःसवितुरात्मजे त्राहिमांकृपयादेविपत्नीत्वंमइहागता अर्कत्वंब्रह्मणासृष्टःसर्वप्राणिहितायच वृक्षाणामधिभूतस्त्वंदेवानांप्रीतिवर्धन तृतीयोद्वाहजंपापंमृत्युंचाशुविनाशयेतिचप्रदक्षिणीकुर्यात् अंतःपटधारणादिकन्यादानपर्यंतंविधिंकृत्वा कन्यादातादित्यस्यप्रपौत्रींसवितुःपौत्रीमर्कस्यपुत्रींकाश्यपगोत्रामर्ककन्याममुकगोत्रायवरायतुभ्यंसंप्रददे अर्ककन्यामिमांविप्रयथाशक्तिविभूषितां गोत्रायशर्मणेतुभ्यंदत्तांविप्रसमाश्रय दक्षिणांदत्वा गायत्र्यावेष्टितसूत्रेणबृहत्सामेतिमंत्रेणअर्कवरयोःकंकणंबध्वार्कस्यचतुर्दिक्षुकुंभेपुविष्णुंनाममंत्रेणषोडशोपचारैःसंपूज्य अर्कस्योत्तरेर्कपत्न्यान्वारब्धोवरअस्याःसम्यक्भार्यात्वसिध्यर्थंपाणिग्रहहोमंकरिष्ये आघारदेवनेआज्येनेत्यंतेबृहस्पतिंअग्निंअग्निंवायुंसूर्यंप्रजापतिंचाज्यद्रव्येणशेषेणस्विष्टकृतं आघारांतंकृत्वासंगोभिरित्यस्यांगिरसोबृहस्पतिस्त्रिष्टुप् आज्यहोमेविनियोगः संगोभिरांगिरसो० बृहस्पतयइदं० यस्मैत्वेतिवामदेवोग्निस्त्रिष्टुप् यस्मैत्वांकामकामायवयंसम्राड्यजामहे तमस्मभ्यंकामंदत्वाथेदंत्वंघृतंपिबस्वाहा अग्नयइदं० ततोव्यस्तसमस्तव्याहृतिभिर्हुत्वाहोमशेषंसमाप्यमयाकृतमिदंकर्मस्थावरेषुजरायुणा अर्कापत्यानिनोदेहितत्सर्वंक्षंतुमर्हसि इतिप्रार्थ्यशांतिसूक्तपाठांतेगोयुग्ममाचार्यायदत्वास्वधृतवस्त्राणिगुरवेदत्वान्यानिधारयेत् दशत्रयोवाविप्राभोज्याः इत्यर्कविवाहः ॥

## હવે અર્ક વિવાહ કેહેછે.

વિવાહ કર્ત્તાએ રવિ વાર, શનિ વાર, હસ્ત નક્ષત્ર અથવા બીજા કોઈ એક શુભ દિવસે પુષ્પ અને ફળે યુક્ત એવાં આકડાનાં વૃક્ષની પાસે જઈ અર્ક કન્યાનું દાન કરનારા આચાર્યનું વરૂણ કરી પોતે રક્ત ચંદન ઇત્યાદિકે ભૂષિત થઈ દેશ, કાળનો ઉચ્ચાર કરી "**मम तृतीयमानुषीविवाहजन्यदोषपरिहारार्थं तृतीयमर्कविवाहं करिष्ये,**" એવો સંકલ્પ કરી આચાર્યનું વરૂણ કરી નાંદીશ્રાદ્ધ પર્યંત કર્મ કરવું. દાતાએ મધુપર્ક, યજ્ઞોપવીત, વસ્ત્ર, ગંધ, અને પુષ્પમાલા ઇત્યાદિક ઉપચારવડે વરની પૂજા કરવી. પછી અર્કવૃક્ષની આગળ બેસી "**त्रिलोकवासिन् सप्ताश्व, छायया सहितो रवे ॥**

तृतीयोद्वाहजं दोषं, निवारय सुखं कुरु," એવી પ્રાર્થના કરી છાયાયે યુક્ત સૂર્યનું આકડાનાં વૃક્ષમાં ધ્યાન કરી અબ્લિંગ મંત્રો (समुद्रज्येष्ठा इत्यादि) વડે અભિષેક કરી વસ્ત્રાદિક ઉપચારવડે "आकृष्णेन०" એ મંત્રવડે પૂજા કરી શ્વેત વસ્ત્ર અને સૂત્રવડે અર્કવૃક્ષને વીંટી ગુડૌદન (ગોળવાળા ભાત) નૈવેદ્ય ધરી તાંબૂલ દેવું. પછી "मम प्रीतिकरा येयं, मया सृष्टापुरातनी ॥ अर्कजाब्रह्मणासृष्टा, द्याऽस्मान्संप्रतिरक्षतु," એ મંત્રવડે અર્ક વૃક્ષને પ્રદક્ષિણા કરી કરી "नमस्ते मंगले देवि, नमः सवितुरात्मजे ॥ त्राहि मां कृपया देवि, पत्नीत्वं म इहागता॥अर्क त्वं ब्रह्मणा सृष्टः,सर्वप्राणिहिताय च॥ वृक्षाणामधिभूतस्त्वं, देवानां प्रीतिवर्धन॥ तृतीयोद्वाहजं पापं, मृत्युं चाशु विनाशय," આ મંત્રવડે પણ પ્રદક્ષિણા કરવી. પછી અંતઃપટ ધારણથકી કન્યા દાન પર્યંત વિધિ કરી કન્યાદાતાએ "आदित्यस्यप्रपौत्रीं सवितुः पौत्रीं अर्कस्य पुत्रीं काश्यपगोत्रीमर्कक-न्याममुकगोत्रायवरायतुभ्यंसंप्रददे ॥ अर्ककन्यामिमांविप्र, यथाशक्तिविभूषितां ॥ गोत्राय शर्मणे तुभ्यं, दत्तां विप्र समाश्रय," એ મંત્રવડે અર્ક કન્યા દેવી. પછી દક્ષિણા દઈ ગાયત્રી મંત્રવડે અર્ક અને વરને સૂત્ર વીંટી તે સૂત્રવડે "बृहत्साम०" આ મંત્રે કરી અર્ક વૃક્ષ અને વરને કંકણ બંધન કરી આકડાની ચારે દિશામાં ચાર કળશ માંડી તે સઘળા કલશો ઉપરે નામમંત્રવડે વિષ્ણુની ષોડશોપચાર પૂજા કરી આકડાની ઉત્તર દિશામાં અર્ક પત્નીએ અન્વારબ્ધ સતો વરે, "अस्याः सम्यक् भार्यात्वसिद्धयर्थे पाणिग्रहहोमं करिष्ये," એવો સંકલ્પ કરી "आघारदेवते आज्येनेत्यंते बृहस्पतिं अग्निं अग्निं वायुं सूर्यं प्रजापतिं चाज्यद्रव्येण शेषेण स्विष्टकृतं," એ પ્રમાણે અન્વાધાન કરી આધાર પર્યંત કર્મ કરી "संगोभिरित्यस्यांगिरसो बृहस्पतिस्त्रिष्टुप् ॥ आज्यहोमेविनियोगः ॥ संगोभिरांगिरसो० ॥ बृहस्पतय इदं न मम ॥ यस्मैत्वेति वामदेवोग्निस्त्रिष्टुप् ॥ यस्मै त्वां कामकामाय वयं सम्राड्यजामहे ॥ तमस्मभ्यं कामं दत्वा थेदं त्वं घृतं पिब स्वाहा ॥ अग्नय इदं०" એ મંત્રોવડે હોમ કરી પછી એકેકી અને સઘળી વ્યાહૃતિઓવડે હોમ કરી હોમ શેષ સમાપ્ત કરી, "मयाकृतमिदं कर्म, स्थावरेषु जरायुणा ॥ अर्कापत्यानि नो देहि, तत्सर्वं क्षंतुमर्हसि," એ મંત્રવડે પ્રાર્થના કરી શાંતિસૂક્તનો પાઠ કીધા પછી બે ગાય આચાર્યને દઈ પોતે પેહેરેલાં વસ્ત્રો આચાર્યને દઈ બીજાં પેહેરવાં. દશ અથવા ત્રણ બ્રાહ્મણને ભોજન કરાવવું. એ પ્રમાણે અર્કવિવાહ કહ્યો.

---

**श्रीमन्नाथांघ्रिकमलं, दीनानाथदयार्णवं ॥ स्मारंस्मारंकामपूर, माह्निकाचरणंब्रुवे॥**

## હવે આન્હિક (નિત્યકર્મ)નો વિધિ કેહેછે.

દીન અને અનાથવિષે દયાસાગર અને ભક્તોની કામના પૂર્ણ કરનારાં એવાં જે શ્રીમાન્ લક્ષ્મીપતિનાં ચરણ કમલ તેમનું સ્મરણ કરી સ્મરણ કરી આન્હિક આચાર કહુંછું.

---

**प्रथमोक्तोबव्हृचानां, प्रकारःसतुयाजुषैः ॥ ग्राह्योयत्रस्वसूत्रोक्तो, विशेषःस्यान्नबाधकः॥**

ઋગ્વેદીઓનો પ્રથમ પ્રકાર (નિર્ણય) કહ્યોછે; તેનો, પોતાનાં સૂત્રમાં કહેલો વિશેષ નિર્ણય બાધક ન હોય તો તે યજુર્વેદીઓએ લેવો.

ब्राह्मेमुहूर्तेउत्थायश्रीविष्णुंस्मृत्वागजेंद्रमोक्षादिपठित्वाइष्टदेवतादिस्मरेत् समुद्रवसने देविपर्वतस्तनमंडिते विष्णुपत्निनमस्तुभ्यंपादस्पर्शंक्षमस्वमइतिभूमिंप्रार्थ्यगवादिमंगलानि पश्येत् ॥

બ્રાહ્મ[1] મુહૂર્ત્તમાં ઉઠી શ્રીવિષ્ણુનું સ્મરણ કરી ગજેંદ્રમોક્ષાદિક સ્તોત્રનો પાઠ કરી ઇષ્ટદેવતા ઇત્યાદિકનું સ્મરણ કરવું. પછી, "समुद्रवसने देवि, पर्वतस्तनमंडिते ॥ विष्णुपत्नि नमस्तुभ्यं, पादस्पर्शं क्षमस्व मे," એ પ્રમાણે (પૃથિવીની) પ્રાર્થના કરી ગાય ઇત્યાદિક મંગળ પદાર્થોનું દર્શન કરવું.

---

अथमूत्रपुरीषोत्सर्गादिविधिः तृणाद्यंतर्हितभूमौशिरः प्रावृत्ययज्ञोपवीतंनिवीतंपृष्ठतः कर्णेवाकृत्वाघ्राणपिधानंकृत्वा दिवासंध्ययोरुदङ्मुखोरात्रौदक्षिणामुखोमौनीअनुपानत्कआसीनोमूत्रपुरीषोत्सर्गंकुर्यात् यज्ञोपवीतस्यनिवीतत्वंविनैवकर्णेधारणमनाचारः मार्गजलदेवालयनदीतीरादौमलोत्सर्गोनिषिद्धः हस्तान्द्वादशसंत्यज्यमूत्रंकुर्याज्जलाशयात् अवकाशे षोडशेवापुरीषेतुचतुर्गुणं प्रत्यर्कादिमेहनेस्वशकृद्दर्शनेचसूर्यंगांवापश्येत् ततोगृहीतशिश्नउत्थायशौचंकुर्यात् मूत्रोत्सर्गेशुद्धमृदंसकृत्लिंगेत्रिवारंवामकरेद्विवारमुभयोःकरयोर्दत्वातावद्वारंजलेनक्षालयेत् मूत्रात्तुद्विगुणंशुक्रेमैथुनेत्रिगुणंस्मृतं पुरीषेतु एकालिंगेगुदेतिस्रस्तथा वामकरेदश उभयोःकरयोःसप्तसप्तत्रिर्वापिपादयोः द्विगुणंब्रह्मचर्येस्याद्यतीनांचचतुर्गुणं एवंमृद्भिर्जलैःशौचंतदर्धंनिशिकीर्तितं तदर्धमातुरेशूद्रस्त्रीबालानांतदर्धतः उक्तसंख्ययागंधलेपक्षयाभावेयावतातत्क्षयस्तावच्छौचं मृदाद्रामलकमात्रा जलालाभेनशौचविलंबेसचैलं स्नानं यथोक्तशौचाकरणेतु गायत्र्यष्टशतंजप्त्वाप्राणायामत्रयंचरेत् अथमूत्रेचत्वारोगंडूषाःपुरीषेद्वादशाष्टौवाभोजनांतेषोडशकार्याः ॥

## હવે મૂત્ર મળનો ત્યાગ ઇત્યાદિ વિધિ કેહેછે.

પૃથિવી ઉપરે ઘાસ ઇત્યાદિક પાથરી, માથાં ઉપરે વસ્ત્ર વીંટી, કંઠલંબિત યજ્ઞોપવીતને પીઠ ઉપરે અથવા કાન ઉપરે રાખી, નાકને ઢાંકી, દિવસે અથવા બન્ને સંધ્યાસમયે ઉત્તરાભિમુખ, અને રાત્રિએ દક્ષિણાભિમુખ, મૌનયુક્ત, પગમાં પગરખાં ન પેહેરી, બેસીને મૂત્ર અને પુરીષ (મળ)નો ત્યાગ કરવો. કંઠલંબિત કર્યા વિનાજ યજ્ઞોપવીતને કાન ઉપરે રાખવી એ અનાચાર છે. માર્ગ, જળ, દેવાલય સંબંધી સ્થલ, નદીનો તીર ઇત્યાદિક સ્થલે મલત્યાગ કરવો નહીં. અધિક જગ્યા હોય તો તલાવ ઇત્યાદિક જલાશયથકી બાર હાથ અથવા સોળ હાથ જગ્યા છોડી મૂત્રત્યાગ કરવો. મલત્યાગ કરવો હોય તો મૂત્રત્યાગની જમીન કરતાં ચતુર્ગુણ જગ્યા છોડીને કરવો. સૂર્યની સામે મલત્યાગ થાય અથવા પોતાનો મળ જોવામાં આવે તો સૂર્ય અથવા ગાયનું દર્શન કરવું. પછી શિશ્ન (ગુહ્યસ્થાન) હાથમાં ધરી

---

૧ રાત્રિનાં (વિભાગ) મુહૂર્ત્ત સોળ કરી, તેમાંનાં પન્નરમાં મુહૂર્ત્તને બ્રાહ્મ મુહૂર્ત્ત કેહેછે.

ઉઠીને શૌચ (શુદ્ધિ) કરવું. મૂત્રત્યાગ કર્યો હોય તો શુદ્ધ મૃત્તિકા લઈ લિંગમાં એક વાર ડાબા હાથમાં ત્રણ વાર અને બન્ને હાથમાં બે વાર એ પ્રમાણે મૃત્તિકા લગાડવી, અને તેટલી વાર જળથી તે તે અંગ ધોવાં. "વીર્યપાત થાય તો મૂત્ર કરતાં દ્વિગુણ, અને મૈથુન સમયે ત્રિગુણ શુદ્ધિ કરવી, એમ કહ્યુંછે." **મલત્યાગવિષે શુદ્ધિ**—"લિંગમાં એક વાર, ગુદદ્વારમાં ત્રણ વાર, ડાબા હાથમાં દશ વાર, બન્ને હાથમાં સાત વાર, અને પગમાં સાત સાત વાર અથવા ત્રણ ત્રણ વાર એ પ્રમાણે મૃત્તિકા લગાડવી અને તેટલીજવાર જળવતી તે તે અંગ ધોવાં. ગૃહસ્થને જે શૌચ કહ્યું તે કરતાં બમણું શૌચ બ્રહ્મચારીએ કરવું, અને સંન્યાસીએ ચતુર્ગુણ કરવું, એ રીતે મૃત્તિકા અને જળવડે શુદ્ધિ કરવી. દિવસે જે શુદ્ધિનો પ્રકાર કહ્યો તે કરતાં અર્ધી શુદ્ધિ રાત્રિએ જાણવી. રાત્રિએ જે શૌચ કહ્યું તે કરતાં અર્ધું રોગિએ કરવું. શૂદ્ર, સ્ત્રી અને બાળકોને રોગી કરતાં અર્ધ શૌચ કહ્યુંછે." મૃત્તિકા અને જળની પ્રથમ કહેલી સંખ્યા પ્રમાણે શુદ્ધિ કરતાં જો મલ અને દુર્ગંધ દૂર ન થાય તો જેટલી વાર બીજી મૃત્તિકા લગાડવાથી શુદ્ધ થાય તેટલી વાર શુદ્ધિ કરવી. શૌચવિષે મૃત્તિકા લેવી તે નીલાં આમલાનાં ફળ પ્રમાણે લેવી. જળ ન મળવાથી શૌચ કરવામાં વિલંબ થાય તો વસ્ત્ર સહિત સ્નાન કરવું. યથોક્ત શૌચ ન થયું હોય તો ગાયત્રી મંત્રનો આઠ સો જપ કરી ત્રણ પ્રાણાયામ કરવા. હવે, કેવળ મૂત્ર કર્યું હોય તો ચાર, મલત્યાગ કીધો હોય તો બાર અથવા આઠ, અને ભોજન થયા પછી સોળ એ પ્રમાણે જળવડે ગંડૂષ (કોગળા) કરવા.

---

**अथाचमनविधिः अप्रावृतशिरःकंठउपविष्टःउपवीतीप्राङ्मुखउदङ्मुखोवाअंगुष्ठमूलेन मुक्तांगुष्ठकनिष्ठहस्तेनानुष्णफेनादिरहितंजलंहृदयंगतंत्रि पिबेत् केशवाद्यैस्त्रिभिःपीत्वैके नदक्षकरंमृजेत् द्वाभ्यामोष्ठौचसंमृज्यएकेनोन्मार्जयेच्चतौ जलमेकेनसंमंत्र्यैकेनवामकरंमृजेत् एकेनदक्षिणंपादंवाममेकेनचैवहि संप्रोक्ष्यैकेनमूर्धानमूर्ध्वोष्ठंनासिकाद्वयं नेत्रयुग्मं श्रोत्रयुग्मंदक्षिणोपक्रमंक्रमात् नाभिंहृदयमूर्धानौदक्षवामभुजौस्पृशेत् ॥**

## હવે આચમનનો વિધિ કેહેછે.

મસ્તક અને કંઠવિષે વસ્ત્ર ન વીંટી, બેસી, ડાબા ખભા ઉપરે યજ્ઞોપવીત ધારણ કરી પૂર્વાભિમુખ અથવા ઉત્તરાભિમુખ થઈ, છૂટ છે અંગોઠો અને કનિષ્ઠિકા જેની એવા હાથવડે શીતલ, ફેન (ફીણ) આદિકે રહિત, અને હૃદયને પોહોચનારૂં (હૃદયને સ્પર્શ થયો એવું જ્ઞાન થાય એટલું) એવું જળ અંગોઠાના મૂળવડે ત્રણ વાર પીવું. "**केशवाय नमः, नारायणाय नमः, माधवाय नमः,**" એ ત્રણ નામમાંનાં એક એક નામવડે જળ પીવું. "**गोविंदाय नमः**" એ એક મંત્રવડે દક્ષિણ હાથ ધોવો. "**विष्णवेनमः, मधुसूदनाय नमः**" એ મંત્રવડે બે હોઠ પ્રક્ષાલન કરવા. "**त्रिविक्रमाय नमः**" એ એક મંત્રવડે બન્ને હોઠને પ્રોક્ષણ કરવું. "**वामनाय नमः**" એ એક મંત્રવડે જળ મંત્રણ કરી "**श्रीधराय नमः**" એ એક મંત્રવડે ડાબા

હાથનું પ્રક્ષાલન કરવું. "**हृषीकेशाय नमः**" એ એક મંત્રવડે દક્ષિણ પગનું પ્રક્ષાલન કરવું. "**पद्मनाभाय नमः**" એ એક મંત્રવડે વામ પગનું પ્રક્ષાલન કરવું. "**दामोदराय नमः**" એ એક મંત્રવડે મસ્તક ઉપરે પ્રોક્ષણ કરવું. "**संकर्षणाय नमः**" એ મંત્રવડે ઉપરના હોઠનું પ્રોક્ષણ કરવું. "**वासुदेवाय नमः**" એ મંત્રવડે નાસિકાનાં દક્ષિણ છિદ્રનો સ્પર્શ કરવો. "**प्रद्युम्नाय नमः**" એ મંત્રવડે નાસિકાનાં વામ છિદ્રનો સ્પર્શ કરવો. "**अनिरुद्धाय नमः**" એ મંત્રવડે દક્ષિણ નેત્રનો સ્પર્શ કરવો. "**पुरुषोत्तमाय नमः**" એ મંત્રવડે વામ નેત્રનો સ્પર્શ કરવો. "**अधोक्षजाय नमः**" એ મંત્રવડે દક્ષિણ કાનનો સ્પર્શ કરવો. "**नारसिंहाय नमः**" એ મંત્રવડે વામ કર્ણનો સ્પર્શ કરવો. એ રીતે પ્રથમ દક્ષિણ અને પછી વામ એ ક્રમ જાણવો. "**अच्युताय नमः**" એ મંત્રવડે નાભીનો સ્પર્શ કરવો. "**जनार्दनाय नमः**" એ મંત્રવડે હૃદયનો સ્પર્શ કરવો. "**उपेंद्राय नमः**" એ મંત્રવડે મસ્તકનો સ્પર્શ કરવો. "**हरये नमः**" એ મંત્રવડે દક્ષિણ ભુજનો સ્પર્શ કરવો. "**श्रीकृष्णाय नमः**" એ મંત્રવડે વામ ભુજનો સ્પર્શ કરવો.

---

**केचित्केशवाद्यैस्त्रिभिः पीत्वाद्वाभ्यांप्रक्षालयेत्करौ गंडोष्ठौमार्जयेद्द्विर्द्विरेकैकंपाणिपादयोः यद्वा ओष्ठमार्जोन्मृजेद्द्विर्द्विरेकैकंपाणिपादयोः शेषंप्राग्वदित्याहुः तत्रोर्ध्वोष्ठस्यांगुल्यग्रैःस्पर्शः अंगुष्ठतर्जनीभ्यांनासिकयोः अंगुष्ठानामिकाभ्यांनेत्रयोः अंगुष्ठकनिष्ठिकाभ्यांकर्णयोर्नाभेश्च तलेनत्द्दयस्य पाणिनामूर्ध्नः अंगुल्यग्रैर्भुजयोः एतावदाचमनविधावशक्तास्त्रिः पीत्वाकरंप्रक्षाल्यदक्षिणकर्णंस्पृशेत् कांस्यायःसीसत्रपुपित्तलपात्रैर्नाचामेत् श्रौताचमनंतु देव्यास्त्रयःपादाआपोहिष्ठेतिनवपादाःसप्तव्याहृतयोदेवीपादत्रयंद्वेधाविभक्तंदेवीशिरश्चेतिचतुर्विंशतिस्थानानि ॥**

કોઈ ગ્રંથકાર, કેશવાદિક ત્રણ નામવડે દરએક નામથી આચમન કરવું, બે (ગોવિંદ, વિષ્ણુ) નામવડે બે હાથનું પ્રક્ષાલન કરવું, બે (મધુસૂદન, ત્રિવિક્રમ) નામવડે બન્ને કપોળનું માર્જન કરવું, બે (વામન, શ્રીધર) નામવડે બન્ને હોઠનું માર્જન કરવું, એક (હૃષીકેશ) નામવડે હાથનું માર્જન કરવું, એક ( પદ્મનાભ ) નામવડે પગનું માર્જન કરવું, અથવા બે નામવડે ઓષ્ઠનું માર્જન અને બે નામવડે હોઠનું પ્રક્ષાલન કરવું, હાથ અને પગને એક એક નામવડે માર્જન કરવું, બાકી નામ પ્રથમ પ્રમાણે જાણવાં, એમ કેહેછે. **તેમાં સ્પર્શ શી રીતે કરવો તે કેહેછે.** આંગલીઓનાં અગ્રવડે ઉપરના હોઠનો સ્પર્શ કરવો. અંગુષ્ઠ અને તર્જનીવડે નાસિકાનાં છિદ્રનો સ્પર્શ કરવો. અંગુષ્ઠ અને અનામિકાવડે નેત્રનો સ્પર્શ કરવો. અંગુષ્ઠ અને કનિષ્ઠિકાવડે કાન અને નાભિનો સ્પર્શ કરવો. હાથનાં તલવડે હૃદયનો સ્પર્શ કરવો. હાથવડે મસ્તકનો સ્પર્શ કરવો. અને આંગલીનાં અગ્રવડે ભુજનો સ્પર્શ કરવો. પૂર્વોક્ત આ આચમનવિધિ કરવામાં અસમર્થ હોય તેણે કેશવાદિ ત્રણ નામવડે ત્રણ આચમન-કરી હસ્તપ્રક્ષાલન કરી દક્ષિણ કર્ણનો સ્પર્શ કરવો. કાંસું, લોઢું, સીસું, કળી, અને પીતલ એ ધાતુનાં પાત્રવડે આચમન કરવું નહી,

**શ્રૌત આચમન** કેહેછે. ગાયત્રી મંત્રના ત્રણ ચરણ; "**आपोहिष्ठा०**" એ ત્રણ મંત્રના નવ ચરણ; સાત વ્યાહૃતિમંત્ર; ગાયત્રીના ત્રણ ચરણના બે વિભાગ, એટલે પ્રથમનાં બે ચરણનો એક વિભાગ અને છેલાં એક ચરણનો એક વિભાગ એ બે મંત્ર; અને ગાયત્રીનો શિરોમંત્ર એ પ્રમાણે ચોવીસ સ્થાનક જાણવાં.

---

**अथाचमननिमित्तानि कर्मकुर्वन्नधोवायुनिःसरणेश्रुपातेक्रोधेमार्जारस्पर्शेक्षुतेवस्त्रपरिधानेरजकाद्यंत्यजदर्शनेआचामेत् स्नात्वापीत्वाभुक्त्वासुप्त्वाचाचामेत् विण्मूत्ररेतःशौचांते आचामेत् सर्वत्राचमनासंभवेदक्षिणकर्णस्पर्शः दंतलग्नान्नंमृदूपायेननिर्हरेत्रक्तनिर्गमे दोषोक्तेः दंतलग्नंचदंतवत् तस्यान्नस्यकालांतरेनिर्गमेआचमनं वामहस्तस्थितेदर्भेदक्षिणेनन्वाचामेत् करद्वयस्थितेदर्भेआचामेत्सोमपोभवेत् नचोच्छिष्टंपवित्रंतद्भुक्तेपित्र्येचसंत्यजेत् विण्मूत्रोत्सर्गेचत्यजेत् ॥**

## હવે આચમનનાં નિમિત્ત કેહેછે.

કર્મકાળે અધોવાયુ સરે, અશ્રુપાત, ક્રોધ, માર્જાર (બિલાડા)નો સ્પર્શ, છીંક, વસ્ત્ર પેહેરવાં, ધોબી ઇત્યાદિક અથવા ચાંડાલનું દર્શન એમાંનું કોઇ એક પણ નિમિત્ત થયું હોય તો આચમન કરવું. સ્નાન કીધા પછી, કાંઇએક પદાર્થ પીધા પછી, ભોજન કીધા પછી અને નિદ્રા કરી જાગ્યા પછી પણ આચમન કરવું. મળત્યાગ, મૂત્રત્યાગ અને રેત (વીર્ય) એ સંબંધી શૌચ કીધા પછી આચમન કરવું. સઘળે ઠેકાણે આચમન કરવાનો અસંભવ હોય તો દક્ષિણ કાનનો સ્પર્શ કરવો. દાંતમાં અડકી રહેલું અન્ન કોમલ ઉપાયથી અર્થાત્ સંભાળીને કાઢવું; કારણ, લોહી નિસરે તો દોષ કહ્યોછે. દાંતમાં અડકી રહેલું તે દાંત સરખું છે. તે (દાંતમાં અડકી રહેલું) અન્ન કાળાંતરે નીસરે તો તે સમયે આચમન કરવું. "ડાબા હાથમાં દર્ભ છતાં જમણે હાથે આચમન કરવું નહી. બન્ને હાથમાં દર્ભ પવિત્ર ધારણ કરી આચમન કરવું, તેમ કરવાથી સોમપાન કરવાવાળો થાયછે, તે પવિત્ર ઉચ્છિષ્ટ થતું નથી; ભોજન અને પિત્ર્ય કર્મ કીધા પછી તે પવિત્રનો ત્યાગ કરવો." વિષ્ઠા અને મૂત્રના ત્યાગ સમયે દર્ભ પવિત્રનો ત્યાગ કરવો.

---

**अथदंतधावनं कंटकीक्षीरवृक्षापामार्गादिकाष्ठैःकार्यं काष्ठालाभेश्राद्धोपवासादिनिषिद्धदिनेचपर्णादिनाप्रदेशिनीवर्ज्यांगुल्यावाद्वादशगंडूषैर्वादंतान्शोधयेत् ॥**

## હવે દંતધાવન કેહેછે.

ખેર ઇત્યાદિ કાંટાવાળાં વૃક્ષનાં, આંકડો ઇત્યાદિ છીરવાળાં વૃક્ષનાં અને અઘાડો ઇત્યાદિ કાષ્ઠનાં કરવાં. જે દિવસે દાંતણ ન મળે તે દિવસે અથવા શ્રાદ્ધ, ઉપવાસ ઇત્યાદિ નિષિદ્ધ દિવસે ઝાડનાં પાન ઇત્યાદિકવડે અથવા અંગોઠાની જોડની આંગલી વિના બીજી આંગલીવડે અથવા બાર કોગલાવડે દાંત શુદ્ધ કરવા.

अथसंक्षेपतःस्नानविधिः नद्यादौगत्वाशिखांबध्वाजानूर्ध्वजलेतिष्ठन्नन्यथातूपविश्याच म्यममकायिकवाचिकमानसिकदोषनिरसनपूर्वकंसर्वकर्मसुशुद्धिसिद्ध्यर्थंप्रातःस्नानंकरिष्येइतिसंकल्प्य जलंनत्वाप्राङ्मुखःप्रवाहाभिमुखोवात्रिरवगाह्यांगानिनिमृज्यस्नात्वाद्विराचम्यापोहिष्ठेतिमार्जनंकृत्वाइमंमेगंगेइतित्रिर्जलमालोड्याघमर्षणंत्रिरावृतेनऋतंचेतिसूक्तेन कात्यायनैर्द्रुपदेतिऋचाजलनिमग्नतयाकृत्वाछुत्वाचम्यजलतर्पणंकुर्यान्नवा तद्दित्थं उपवीती ब्रह्मादयोयेदेवास्तान्देवान्०भूर्देवानित्यादि निवीतीकृष्णद्वैपायनादयोयेऋषयःतानित्यादि प्राचीनावीतीसोमःपितृमान्यमोंगिरस्वानग्निष्वात्तादयोयेपितरस्तानित्यादि एकनद्यांस्ना नेअन्यांनदींनस्मरेत् अत्रतैत्तिरीयादिभिस्तर्पणेऋष्यादीनांनामांतराण्युक्तानितानिसंक्षेपविधौतस्यतर्पणस्यकृताकृतत्वान्नोक्तानि ॥

## હવે સંક્ષેપે સ્નાનવિધિ કેહેછે.

નદી ઇત્યાદિક તીર્થપ્રત્યે જઈ શિખા બંધન કરી ગોઠણથી વધતું જળ હોય તો ઊભા રહી અને તેટલું ન હોય તો બેસીને આચમન કરી "**मम कायिकवाचिकमानसिकदोषनिरसनपूर्वकं सर्वकर्मसु शुद्धिसिद्ध्यर्थं प्रातःस्नानं करिष्ये,**" એવો સંકલ્પ કરી જળને નમસ્કાર કરી પૂર્વાભિમુખ અથવા પ્રવાહની સંમુખ થઈ ત્રણ વાર બુડકી મારી સઘળાં અંગનું પ્રક્ષાલન કરી સ્નાન કરી બે આચમન કરી "**आपोहिष्ठा०**" એ ત્રણ ઋચાવડે માર્જન કરી "**इमं मे गंगे०**" એ મંત્રવડે ત્રણ વાર જળમાં દર્ભ ફિરાવી "**ऋतंच०**" એ સૂક્ત ત્રણ વાર કહી અઘમર્ષણ કરવું. (કાત્યાયન શાખાવાળાઓએ "**द्रुपदा०**" એ ઋચાવડે અઘમર્ષણ કરવું.) તે જળમાં નિમગ્ન થઈ કરવું. પછી સ્નાન કરી આચમન કરી જળતર્પણ કરવું અથવા ન કરવું. કરવું હોય તો તે આ રીતે—જનોઈ સવ્ય ધારણ કરી "**ब्रह्मादयो ये देवास्तान् देवांस्तर्पयामि ॥ भूर्देवानित्यादि.**" જનોઈ કંઠમાં ધારણ કરી "**कृष्णद्वैपायनादयो ये ऋषयस्तान् ऋषींस्तर्पयामि,**" ઇત્યાદિ. પછી અપસવ્ય કરી "**सोमः पितृमान्यमोंगिरस्वानग्निष्वात्तादयो ये पितरस्तान् पितॄंस्तर्पयामि,**" ઇત્યાદિ. એ પ્રમાણે તર્પણ કરવું. એક નદીમાં સ્નાન કરતાં બીજી નદીનું સ્મરણ કરવું નહી. આ જળતર્પણ સમયે તૈત્તિરીય શાખાવાળાઓએ તર્પણવિષે ઋષિ ઇત્યાદિક બીજા દેવતાઓનાં નામો કહ્યાંછે પરંતુ તે જળતર્પણ કરવું અથવા ન કરવું એમ છે તેથી સંક્ષેપવિધિમધ્યે તે ઋષિ ઇત્યાદિકનાં નામ કહ્યાં નથી.

---

अथगृहेउष्णोदकेनस्नानंनतुशीतोदकेन तद्विधिश्चपात्रेशीतोदकंप्रक्षिप्यतदुपरिउष्णोदकेनापूर्यशंनोदेवी० आपःपुनंतु० द्रुपदादिवे० ऋतंच० आपोहिष्ठेतिपंचभिर्ऋग्भिरभिमंत्र्यइमंमेइत्यादिनातीर्थानिस्मरन्स्नायात् गृहस्नानेसंकल्पआचमनंअघमर्षणंतर्पणंचन अंते आचमनंमार्जनंचकार्यं एवंस्नात्वावस्त्रेणपाणिनावाजलापनयनमकृत्वाशुष्कंशुभ्रकार्पासवस्त्रंपरिधायस्नानार्द्रवस्त्रमूर्ध्वतउत्तारयेत् विकच्छोनुत्तरीयश्चनग्नश्चावस्त्रएवच श्रौतस्मार्तेनैवकुर्यात् द्विगुणवस्त्रोदग्धवस्त्रःस्यूतग्रथितवस्त्रःकाषायवस्त्रादयोदिगंबरश्चनग्नाः निष्पीडितं वस्त्रंनस्कंधेक्षिपेत् चतुर्गुणीकृत्यवस्त्रंगृहेऽधोदशंनद्यामूर्ध्वदशंस्थलेनिष्पीडयेत् नतुत्रिगुणं

उत्तरीयंजीवत्पितृकजीवज्ज्येष्ठभ्रातृकैर्नधार्यं प्रावारवस्त्रंतुसर्वैर्धार्यं इतिप्रातर्नित्यस्नानं ॥

**હવે ઘરે સ્નાન કરવું તે કેહેછે.** ઘરે ઉષ્ણ જળવડે સ્નાન કરવું, શીતળ જળવડે કરવું નહી. **તેનો વિધિ**–પાત્રમાં શીતળ જળ રેડી તેની ઉપરે ઉષ્ણ જળ નાખવું. પછી "**शंनोदेवी०, आपःपुनंतु०, द्रुपदादिवे०, ऋतंच०,** અને **आपोहिष्ठा०**" એ પાંચ ઋચાવડે તે જળ મંત્રી "**इमं मे गंगे०**" ઇત્યાદિક મંત્રવડે તીર્થોનું સ્મરણ કરી સ્નાન કરવું. ઘરે સ્નાન કરવામાં સંકલ્પ, આચમન, અઘમર્ષણ અને તર્પણ એ કરવાં નહી. સ્નાન કીધા પછી આચમન અને માર્જન કરવાં. એ પ્રમાણે સ્નાન કરી વસ્ત્ર અથવા હાથવડે શરીર ઉપરનું જળ ન લુંછી સુકાયલું એવું સફેદ કપાસનું વસ્ત્ર પેહેરી સ્નાન સમયે પેહેરેલું બીજું વસ્ત્ર ઉપરથી ઉતારવું. " કચ્છ રહિત, ઉત્તરીય (ઉપવસ્ત્ર) રહિત, નગ્ન, અને વસ્ત્ર રહિત, એવા પુરૂષે શ્રૌત સ્માર્ત કર્મ કરવું નહી." બેવડું વસ્ત્ર પેહેરનારો, દગ્ધ વસ્ત્ર પેહેરનારો, સિવેલાં તથા ગાંઠવાળાં વસ્ત્ર પેહેરનારો, ભગવાં વસ્ત્ર પેહેરનારો અને દિગંબર એ નગ્ન જાણવા. નિચોવેલું વસ્ત્ર ખભા ઉપરે ધરવું નહી. ઘરે વસ્ત્ર નીચોડવું તે ચોગણું કરી તેના છેડા નીચા રાખી પૃથિવી ઉપરે નીચોડવું, અને નદી ઉપરે નીચોડવું તો છેડા ઊંચા રાખી પૃથિવી ઉપરે નિચોડવું. ત્રેવડું કરી નીચોડવું નહી. જેનો પિતા અથવા મ્હોટો ભાઈ જીવતો હોય તેણે ઉત્તરીય વસ્ત્ર ધારણ કરવું નહી. અંગવસ્ત્ર તો સર્વ લોકોએ ધારણ કરવું. એ પ્રમાણે પ્રાતઃ કાળનું નિત્યસ્નાન કહ્યું.

चंडालसूतकिसूतिकोदक्याचितिकाष्ठशवचंडालछायादिस्पर्शेस्नानं चांडालादिस्पर्शिनमारभ्यतत्स्पृष्टस्पृष्टेष्वनुतृतीयपर्यंतंसचैलंस्नानं चतुर्थस्याचमनमात्रं तदूर्ध्वंप्रोक्षणं द्वितीयादेर्दंडतृणाद्यंतरितस्पर्शेत्वाचमनमेव वस्त्रांतरितःसाक्षात्स्पर्शएवेतितत्रचतुर्थस्यैवाचमनं नैमित्तिकस्नानंरात्रावपि मृतेजन्मनिसंक्रांतौश्राद्धे जन्मदिनेतथा अस्पृश्यस्पर्शनेचैवनस्नायादुष्णवारिणा नैमित्तिकेजलतर्पणादिविधिर्न नित्यस्नानमकृत्वाभुक्तौउपवासः ग्रहसंक्रांत्यादिनैमित्तिकस्नानमकृत्वाभोजनेपानेअष्टसहस्रजपः शूद्रादिस्पर्शनिमित्तेउपवासः श्वकाकचंडालादिस्पर्शेस्नानमकृत्वाभुक्तौपानेचत्रिरात्रं रजकादिस्पर्शेतदर्धं इतिनैमित्तिकस्नानं ॥

ચાંડાલ, સૂતકી, સુવાવડી, રજસ્વલા, ચિતાનાં કાષ્ઠ, શબ, અને ચાંડાલની છાયા ઇત્યાદિકનો સ્પર્શ થયો હોય તો વસ્ત્ર સહિત સ્નાન કરવું. ચાંડાલ ઇત્યાદિકના સ્પર્શ કરનારને આરંભી, તેણે બીજાને સ્પર્શ કર્યો બીજે ત્રીજાને સ્પર્શ કર્યો એમ, ત્રીજા પર્યંત વસ્ત્ર સહિત સ્નાન કરવું. ત્રીજે ચોથાનો સ્પર્શ કર્યો હોય તો ચોથે આચમન માત્ર કરવું. અને પાંચમો ઇત્યાદિકે પ્રોક્ષણ માત્ર કરવું. બીજા ઇત્યાદિકને લાકડી અથવા ઘાસ ઇત્યાદિકને અંતરાયે સ્પર્શ થયો હોય તો તેણે આચમનજ કરવું. વસ્ત્રના અંતરાયવડે જે સ્પર્શ તે સાક્ષાત્ સ્પર્શજ છે માટે તેવિષે ચોથાએજ આચમન કરવું. કાંઇએક નિમિત્તવડે સ્નાન પ્રાપ્ત થાય તો તે રાત્રિવિષે

१ मध्यान्हस्नानमपि नित्यमित्यन्ये.

૨ મધ્યાન્હકાળનું સ્નાન પણ નિત્યસ્નાન છે એમ કોઈ ગ્રંથકાર કેહેછે.

પણ કરવું. "મરણ, પુત્રાદિકનો જન્મકાળ, સંક્રાંતિ, શ્રાદ્ધદિવસ, પોતાનો જન્મદિવસ અને સ્પર્શને અયોગ્ય એવી વસ્તુનો સ્પર્શ એ નિમિત્ત હોય તો ઉષ્ણ જળે સ્નાન કરવું નહી." નૈમિત્તિક સ્નાનમધ્યે જળવડે તર્પણ કરવું ઇત્યાદિક વિધિ નથી. નિત્ય સ્નાન (પ્રાતઃકાળનું સ્નાન) કર્યા વિના ભોજન કરે તો ઉપવાસ કરવો. ગ્રહણ, સંક્રાંતિ ઇત્યાદિ નિમિત્ત પ્રાપ્ત થયાં છતાં સ્નાન કર્યા વિના ભોજન, જળપાન કરે તો ગાયત્રીમંત્રનો આઠ હજાર જપ કરવો. શૂદ્રાદિકનો સ્પર્શ થયા પછી સ્નાન કીધા વિના ભોજન કરે તો ઉપવાસ કરવો. કુતરાં, કાગડા, ચાંડાલ ઇત્યાદિકનો સ્પર્શ થયા પછી સ્નાન કીધા વિના ભોજન, જળપાન કરે તો ત્રણ રાત્રિ વ્રત કરવું. ધોબી ઇત્યાદિકનો સ્પર્શ થયો હોય તો તેનું અર્ધ પ્રાયશ્ચિત્ત કરવું એ પ્રમાણે નૈમિત્તિક સ્નાન કહ્યું.

---

**दर्शव्यतीपातरथसप्तम्यादौस्नानंकार्तिकस्नानंमाघस्नानादिकंचकाम्यं इतिजलावगाहादिरूपवारुणस्नानानि ॥**

દર્શ, વ્યતીપાત, રથસપ્તમી ઇત્યાદિક પર્વણીને દિવસે સ્નાન; કાર્તિકસ્નાન અને માઘસ્નાનાદિક એ કામ્ય સ્નાન છે. એ રીતે જળમાં બુડકી મારી સ્નાન કરવું ઇત્યાદિ વારૂણસ્નાન કહ્યાં.

---

**अथगौणस्नानानि आपोहिष्ठादिभिर्मंत्रैःप्रोक्षणंमंत्रस्नानं गायत्र्यादशकृत्वोजलमभिमंत्र्यतेनसर्वांगप्रोक्षणंगायत्र्यं भस्मस्नानमाग्नेयं आर्द्रवस्त्रेणांगमार्जनंकापिलं विष्णुपादोदकविप्रपादोदकप्रोक्षणविष्णुध्यानादिभिश्चस्नानांतराणि गौणस्नानैर्जपसंध्यादौशुद्धिर्नतुश्राद्धदेवार्चनादौ ब्रह्मयज्ञेविकल्पः ॥**

હવે ગૌણ સ્નાન કેહેછે. "आपोहिष्ठा०" ઇત્યાદિક મંત્રવડે અંગને પ્રોક્ષણ કરવું તે **મંત્ર સ્નાન**. ગાયત્રી મંત્રવડે દશ વાર જળમંત્રી તે જળવડે અંગને પ્રોક્ષણ કરવું તે **ગાયત્ર્ય સ્નાન**. ભસ્મવડે સ્નાન કરવું તે **આગ્નેય સ્નાન**. વસ્ત્ર ભીજવી તેવડે અંગને લૂંછવું તે **કાપિલ સ્નાન**. વિષ્ણુનું ચરણોદક અને બ્રાહ્મણનું ચરણોદક એણે કરી પ્રોક્ષણ, તથા વિષ્ણુનું ધ્યાન ઇત્યાદિક બીજાં અનેક સ્નાનો કહ્યાંછે. ગૌણ સ્નાન કીધાથકી જપ, સંધ્યા ઇત્યાદિક કરવાવિષે શુદ્ધિ થાયછે; પરંતુ શ્રાદ્ધકર્મ, દેવપૂજા ઇત્યાદિકવિષે શુદ્ધિ થતી નથી. ગૌણ સ્નાન કરવા પછી બ્રહ્મયજ્ઞ કરવો અથવા ન કરવો એ વિકલ્પ છે.

---

**अथतिलकविधिः प्रातःपुंड्रंमृदाकुर्याद्धुत्वाचैवतुभस्मना मृदश्चगोपीचंदनतुलसीमूलसिंधुतीरजान्हवीतीरवल्मीकादिस्थाः ललाटोदरहृदयकंठेदक्षिणपार्श्वबाहुकर्णदेशेवामपार्श्वबाहुकर्णदेशेपृष्ठेककुदिचेतिद्वादशस्थानेषु शुक्लेकेशवादिनामभिःकृष्णपक्षेसंकर्षणादिनामभिःशिरसिवासुदेवेतिमृदातिलकोविधेयः ॥**

## હવે તિલકનો વિધિ કેહેછે.

"પ્રાતઃ કાળનું સ્નાન કીધા પછી મૃત્તિકાવડે ( ઉભું ) તિલક કરવું. નિત્ય હોમ કીધા પછી ભસ્મવડે ( આડું ) તિલક કરવું. ગોપીચંદન, તુલસીમૂળ, સમુદ્રતીર, ગંગાતીર, અને જે ઠેકાણે રાફડો હોય તે સ્થલ ઇત્યાદિક સ્થલની મૃત્તિકા લેવી. તે મૃત્તિકાવડે લલાટ, પેટ, હૃદય, કંઠ, દક્ષિણ પાર્શ્વ (પડખું), દક્ષિણ બાહુ, દક્ષિણ કાન, વામ પાર્શ્વ, વામ બાહુ, વામ કાન, પૃષ્ઠ, કકુત્ (કાંધ) એ બાર સ્થાનકે શુક્લ પક્ષમાં કેશવાદિ બાર નામવડે અને કૃષ્ણ પક્ષમાં સંકર્ષણાદિ બાર નામવડે અને મસ્તકવિષે વાસુદેવ એ નામવડે તિલક કરવું.

---

**अथभस्मत्रिपुंड्ः श्राद्धेयज्ञेजपेहोमेवैश्वदेवेसुरार्चने भस्मत्रिपुंड्रैःपूतात्मामृत्युंजयतिमानवः भस्मगृहीत्वाअग्निरितिभस्मवायुरितिभस्मजलमितिभस्मस्थलमितिभस्मव्योमेतिभस्मसर्वंहवाइदंभस्ममनएतानिचक्षूंषिभस्मानीतिमंत्रेणाभिमंत्र्य जलमिश्रितेनमध्यमांगुलित्रयगृहीतेनललाटहृदयनाभिगलांसबाहुसंधिपृष्ठशिरःस्थानेषुशिवमंत्रेण नारायणाष्टाक्षरेणवागायत्र्यावाप्रणवेनवात्रिपुंड्रान्कुर्यात् ॥**

**હવે ભસ્મનું ત્રિપુંડ્ર કેહેછે.** "શ્રાદ્ધ, યજ્ઞ, જપ, હોમ, વૈશ્વદેવ અને દેવપૂજા એમનેવિષે ભસ્મનું ત્રિપુંડ્ર કરવું. તેણે કરી તે મનુષ્ય પવિત્ર થઈ મૃત્યુને જીતે છે." હાથમાં ભસ્મ લઈ "**अग्निरिति भस्म वायुरिति भस्म जलमिति भस्म स्थलमिति भस्म व्योमेति भस्म सर्वं हवा इदं भस्म मन एतानि चक्षूंषि भस्मानि**" એ મંત્રવડે મંત્રિ તેમાં જળ મિશ્રિત કરી વચલી ત્રણ આંગળીવડે ભસ્મ લઈ લલાટ, હૃદય, નાભિ, કંઠ, ખભા, બાહુસંધિ (કોણી), પૃષ્ઠ અને શિર એ સ્થાનકે શિવ મંત્રવડે અથવા નારાયણના અષ્ટાક્ષર મંત્રવડે કિંવા ગાયત્રી મંત્રવડે ત્રિપુંડ્ર કરવાં.

---

**अथसंध्याकालः उत्तमातारकोपेतामध्यमालुप्ततारका अधमासूर्यसहिताप्रातःसंध्यात्रिधामता उत्तमासूर्यसहितामध्यमालुप्तभास्करा अधमातारकोपेतासायंसंध्यात्रिधामता अध्यर्धयामादासायंसंध्यामाध्यान्हिकीष्यते सर्वेषांसंध्यात्रयंनद्यादौबहिरेवप्रशस्तं साग्निकस्यतुप्रादुष्करणाद्यनुरोधेनसायंप्रातःसंध्येगृहेकर्तव्ये ॥**

## હવે સંધ્યાનો સમય કેહેછે.

"પ્રાતઃ કાળે નક્ષત્ર સ્પષ્ટ દેખાતાં હોય તે સમયે સંધ્યોપાસનનો પ્રારંભ કરે તો તે ઉત્તમ કાળ, નક્ષત્ર ન દેખાતાં આરંભ કરે તો તે મધ્યમ કાળ, અને સૂર્યોદય થયા પછી આરંભ કરે તો તે કનિષ્ઠ કાળ છે. એ રીતે પ્રાતઃસંધ્યાકાળ ત્રણ પ્રકારનો જાણવો. સાયં કાળે સૂર્ય સ્પષ્ટ દેખાતાં છતાં સંધ્યોપાસનનો આરંભ કરવો તે ઉત્તમ કાળ. સૂર્યાસ્ત થયા પછી પ્રારંભ કરવો તે મધ્યમ કાળ. અને નક્ષત્ર દેખાયા પછી પ્રારંભ કરવો તે કનિષ્ઠ કાળ છે, એ રીતે સાયંસંધ્યાકાળ ત્રણ પ્રકારનો જાણવો. ડોઢ પોહોર દિવસ ચડે ત્યહાંથકી સાયંકાળ પર્યંત મધ્યાન્હસંધ્યા-

નો કાળ છે. નદી ઇત્યાદિ તીર્થ હોય તો સર્વ શાખાવાળાઓએ ત્રણે સંધ્યા તે તે તીર્થ ઉપરે જઈ બાહેર કરવી એ ઉત્તમ છે. સાગ્નિક હોય તેણે અગ્નિ પ્રદીપ્ત કરવો ઇત્યાદિક કારણથકી પ્રાતઃકાળ અને સાયંકાળની સંધ્યા ઘરે કરવી.

---

**अथसंक्षेपतःसंध्याप्रयोगोबह्वृचानां दर्भद्वयकृतेपवित्रेग्रंथियुतेग्रंथिरहितेवाहस्तयोर्धृत्वा द्विराचम्यप्राणायामंकुर्यात् प्रणवस्यपरब्रह्मऋषिःपरमात्मादेवतादेवीगायत्रीच्छंदः सप्तानांव्याहृतीनांविश्वामित्रजमदग्निभरद्वाजगौतमात्रिवसिष्ठकश्यपाऋषयः अग्निवाय्वादित्यबृहस्पतिवरुणेंद्रविश्वेदेवादेवताः गायत्र्युष्णिगनुष्टुप् बृहतीपंक्तित्रिष्टुप्जगत्यश्छंदांसि गायत्र्याविश्वामित्रऋषिःसवितादेवतागायत्रीच्छंदः गायत्रीशिरसःप्रजापतिर्ऋषिःब्रह्माग्निवाय्वादित्यादेवताःयजुश्छंदः प्राणायामेविनियोगः सर्वांगुलीभिस्तर्जनीमध्यमाभिन्नाभिर्वान्नासांधृत्वादक्षिणेनवायुमाकृष्यरोधयेत् ओंभूः ओंभुवः ओंस्वः ओंमहः ओंजनः ओंतपः ओंसत्यं ओंतत्सवितुर्वरेण्यं० यात् ओंआपोज्योतीरसोमृतंब्रह्मभूर्भुवःसुवरोम् इतिसप्रणवसप्तव्याहृतिगायत्रीशिरस्त्रिःपठित्वावामनासयावायुंविसृजेदितिप्राणायामः सर्वशाखासाधारणः ममोपात्तदुरितक्षयद्वाराश्रीपरमेश्वरप्रीत्यर्थं प्रातःसंध्यामुपासिष्येआपोहिष्ठेतितृचस्यांबरीषःसिंधुद्वीपआपोगायत्री मार्जनेविनि० आपोहिष्ठेतिनवभिःपादैःसप्रणवैः कुशोदकेनमूर्ध्निनवकृत्वोमार्जयेत् यस्यक्षयायेत्यधोमार्जयेत् नद्यादौतीर्थस्थंताम्रमृन्मयादिभूमिष्ठपात्रस्थंवावामकरस्थंवाजलंदर्भादिनादायमार्जनंसर्वत्र नतुधाराच्युतजलेन ॥**

## હવે ઋગ્વેદીઓનો સંધ્યાપ્રયોગ સંક્ષેપથકી કેહેછે.

બે બે દર્ભનાં પવિત્ર ગ્રંથિ યુક્ત અથવા ગ્રંથિ રહિત કરી બે હાથમાં ધારણ કરી બે વાર આચમન કરી પ્રાણાયામ કરવો. તે આ રીતે—“**प्रणवस्य परब्रह्मऋषिः परमात्मा देवता । देवी गायत्रीछंदः । सप्तानां व्याहृतीनां विश्वामित्रजमदग्निभरद्वाजगौतमात्रिवसिष्ठकश्यपा ऋषयः ॥ अग्निवाय्वादित्यबृहस्पतिवरुणेंद्रविश्वेदेवा देवताः ॥ गायत्र्युष्णिगनुष्टुप्बृहतीपंक्तित्रिष्टुप्जगत्यश्छंदांसि ॥ गायत्र्या विश्वामित्रऋषिः । सविता देवता । गायत्री छंदः ॥ गायत्रीशिरसः प्रजापतिर्ऋषिः । ब्रह्माग्निवाय्वादित्यादेवताः । यजुश्छंदः प्राणायामे विनियोगः**” સઘળી આંગળી અથવા તર્જની અને મધ્યમા એણે રહિત એવી આંગળીઓવડે નાસિકા ધારણ કરી દક્ષિણ છિદ્રવડે વાયૂને ખેંચીને રોકવો. પછી “**ॐ भूः ॐ भुवः ॐ स्वः ॐ महः ॐ जनः ॐ तपः ॐ सत्यं ॐ तत्सवितुर्वरेण्यं० यात् ॐआपोज्योतीरसोमृतंब्रह्मभूर्भुवःसुवरोम्,**” એ રીતે પ્રણવ, સાત વ્યાહૃતિ ગાયત્રી અને શિર એમનો ત્રણ વાર ઉચ્ચાર કરી ડાબી નાસિકાનાં છિદ્રવડે રોકેલો વાયૂ છોડી દેવો. એ પ્રમાણે સઘળી શાખાવાળાઓનો સાધારણ પ્રાણાયામ કહ્યો. એ રીતે પ્રાણાયામ કીધા પછી, “**ममोपात्तदुरितक्षयद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थं प्रातःसंध्यामुपासिष्ये,**” એવો સંકલ્પ કરી, “**आपोहिष्ठेतितृचस्यांबरीषः सिंधुद्वीपआपोगायत्री मार्जने विनियोगः ॥ आपोहिष्ठा०**” આ ત્રણ ઋચાના પ્રણવયુક્ત નવ પાદવડે દર્ભનાં જળવડે મસ્તક ઉપરે નવ વાર માર્જન કરવું. અને

"यस्य क्षयाय०" આ મંત્રવડે પૃથિવી ઉપરે નીચે માર્જન કરવું. નદી ઇત્યાદિકને-વિષે રહેલું જળ, ત્રાંબાનાં અથવા માટીનાં પાત્ર પૃથિવી ઉપરે રાખેલાં તેમાં રહેલું જળ, અથવા ડાબા હાથમાં લીધેલું જળ દર્ભ ઇત્યાદિકવડે લઈ માર્જન કરવું, ધારાથી પડતાં જળવડે માર્જન કરવું નહી. એ રીતે સર્વત્ર માર્જનનો નિર્ણય કહ્યો.

---

**अथमंत्राचमनं सूर्यश्चेतिमंत्रस्ययाज्ञवल्क्यउपनिषदृषिः सूर्यमन्युमन्युपतयोरात्रिश्च देवताःप्रकृतिश्छंदःमंत्राचमनेविनियोगः सूर्यश्चमामन्युश्चमन्युपतयश्चमन्युकृतेभ्यः पापेभ्योरक्षंतां यद्रात्र्यापापमकार्षं मनसावाचाहस्ताभ्यांपद्भ्यामुदरेणशिश्ना रात्रिस्तदवलुंपतु यत्किंचदुरितंमयि इदमहंमाममृतयोनौसूर्येज्योतिषिजुहोमिस्वाहेतिजलंपिबेत् आचम्य आपोहिष्ठेतिनवर्चस्यांबरीषःसिंधुद्वीपआपोगायत्रीअंत्येद्वेअनुष्टुभौ मार्जनेविनियोगः प्रणवेनव्याहृतिभिर्गायत्र्याप्रणवांतया आपोहिष्ठेतिसूक्तेनमार्जनंचचतुर्थकं ऋगंतेर्धर्चांतेवापादांतेवापिमार्जयेत् गायत्रीशिरसाचांतेमार्जयित्वाघमर्षणं ऋतंचेतितृचस्यमाधुच्छंदसोघमर्षणोभाववृत्तमनुष्टुप् अघमर्षणेविनि० दक्षिणहस्तेजलंकृत्वाऋतंचेतिऋक्त्रयंद्रुपदेतिऋचंवाजप्त्वा दक्षिणनासयापापपुरुषंनिरस्य तज्जलंनावलोक्यवामभागेक्षितौक्षिपेत् आचम्य गायत्र्याविश्वामित्रःसवितागायत्री श्रीसूर्यायार्घ्यदानेवि० प्रणवव्याहृतिपूर्वया गायत्र्यातिष्ठन्सूर्योन्मुखःजलांजलित्रिःक्षिपेत् कालातिक्रमेप्रायश्चित्तार्थंचतुर्थं असावादित्योब्रह्मेतिप्रदक्षिणंभ्रमन्जलंसिंचेत् अर्घ्यांजलौतर्जन्यंगुष्ठयोगोनकार्यः इदमर्घ्यदानंप्रधानमित्येके अंगमितिपरे ॥**

હવે મંત્રાચમન કેહેછે—"सूर्यश्चेति मंत्रस्य याज्ञवल्क्य उपनिषदृषिः सूर्यमन्युमन्युपतयो रात्रिश्च देवताः । प्रकृतिश्छंदः । मंत्राचमने विनियोगः ॥ सूर्यश्च मामन्युश्च मन्युपतयश्च मन्युकृतेभ्यः पापेभ्यो रक्षंतां यद्रात्र्या पापमकार्षं मानसा वाचा हस्ताभ्यां पद्भ्यामुदरेण शिश्ना रात्रिस्तदवलुंपतु यत्किंच दुरितं मयि इदमहं माममृतयोनौ सूर्ये ज्योतिषि जुहोमि स्वाहा" એ મંત્ર ભણી જળ પીવું. પછી આચમન કરી "आपोहिष्ठेतिनवर्चस्यांबरीषः सिंधुद्वीप आपो गायत्री अंत्ये द्वे अनुष्टुभौ मार्जने विनियोगः ॥ आपोहिष्ठा०" "પ્રણવ મંત્રવડે પ્રથમ, સમસ્ત વ્યાહૃતિ મંત્રવડે બીજું, પ્રણવાંત ગાયત્રી મંત્રવડે ત્રીજું, અને "आपोहिष्ठा" એ સૂક્તવડે ચોથું એ રીતે માર્જન કરવાં. 'आपोहिष्ठा' એ સૂક્તની એક એક ઋચા, અથવા ઋચાનું એક એક અર્ધ, કિંવા ઋચાનાં એક એક પદનો ઉચ્ચાર કરી માર્જન કરવું. અંતે ગાયત્રીશિરોમંત્રવડે માર્જન કરી અઘમર્ષણ કરવું." તેનો મંત્ર—"ऋतंचेति तृचस्य माधुच्छंदसोऽघमर्षणो भाववृत्तमनुष्टुप् ॥ अघमर्षणे विनियोगः." દક્ષિણ હાથમાં જળ લઇ "ऋतंच०" આ ત્રણ ઋચા અથવા "द्रुपदा०" એ ઋચા જપી દક્ષિણ નાસિકાનાં છિદ્રવડે પાપપુરૂષને દક્ષિણ હાથમાં રહેલાં જળમાં નાખી તે જળની સામે ન જોતાં (તેને) ડાબા ભાગની પૃથ્વી ઉપરે છોડી દેવું. પછી આચમન કરી, "गायत्र्या विश्वामित्रः सविता गायत्री श्रीसूर्यायार्घ्यदाने विनियोगः" એમ કહી સૂર્યની સામે ઉભા રહી પ્રણવ અને વ્યાહૃતિ મંત્રપૂર્વક ગાયત્રી મંત્રવડે જ-

ળના ત્રણ અંજળી દેવા. સંધ્યા કાળ ટળી ગયો હોય તો પ્રાયશ્ચિત્તાર્થે ચોથો અર્ધ્ય દેવો. પછી, "**असावादित्यो ब्रह्म,**" એ મંત્રવડે પ્રદક્ષિણા કરતાં જળ રેડવું. અર્ધ્યના અંજળીમાં અંગોઠો અને તર્જની આંગળીનો યોગ (પરસ્પર સ્પર્શ) કરવો નહી. કોઈ ગ્રંથકાર, અર્ધ્યદાન એ પ્રધાન કર્મ છે એમ કેહેછે. બીજા ગ્રંથકાર અર્ધ્ય એ અંગભૂત છે એમ કેહેછે.

---

**अथगायत्रीजपः प्राणायामंकृत्वा गायत्र्याविश्वामित्रःसवितागायत्रीजपेवि० तत्सवितुर्हृदयायनमः वरेण्यंशिरसेस्वाहा भर्गोदेवस्यशिखायैवषट् धीमहिकवचायहुं धियोयोनो नेत्रत्रयायवौषट् प्रचोदयात्अस्त्रायफट् इतिषडंगन्यासःकार्यःनवाकार्योन्यासविधेरवैदिकत्वादितिगृह्यपरिशिष्टेस्पष्टं एतेनाक्षरन्यासपादन्यासादीनांमुद्रादिविधेःशापमोचनादिविधेश्चतांत्रिकत्वेनावैदिकत्वादनावश्यकत्वंवेदितव्यं मंत्रदेवतांध्यायेत् केचिद्गायत्र्यादिध्यानं वदंति आगच्छवरदेदेविजपेमेसन्निधौभव गायंतंत्रायसेयस्माद्गायत्रीत्वंततःस्मृतेतितामावाह्य योदेवःसवितास्माकंधियोधर्मादिगोचरे प्रेरयेत्तस्यतद्भर्गस्तद्वरेण्यमुपास्महे इतिमंत्रार्थंचिंतयन्मौनीप्रातःसूर्याभिमुखस्तिष्ठन्नामंडलदर्शनात्सप्रणवव्याहृतिकायाःगायत्र्या अष्टशतमष्टाविंशतिंदशकंवाजपेत् सायंवायव्याभिमुखआनक्षत्रदर्शनादितिविशेषः अनध्यायेष्टाविंशतिंप्रदोषेदशैवजपेदितिकारिकायांरुद्राक्षविद्रुमादिमालाभिरंगुलीपर्वभिर्वाजपःअष्टशतंचतुःपंचाशत्सप्तविंशतिर्वामालामणयः उत्तरन्यासंकृत्वोपस्थानं जातवेदसे० तच्छंयो० नमोब्रह्मणइतिमंत्रैःसायंप्रातश्चोपतिष्ठेदितिपरिशिष्टमतं स्मृत्यंतरेमित्रस्यचर्षणीत्यादिमित्रदेवताकैःप्रातःइमंमेवरुणेत्यादिभिर्वरुणपदोपेतैःसायंसूर्योपस्थानमुक्तं प्राच्यैदिशेनमइंद्रायनमःआग्नेय्यैदिशेअग्नयेनमःइत्यादिनादशदिग्वंदनांते संध्यायैनमः गायत्र्यैनमः सावित्र्यै० सरस्वत्यै० सर्वाभ्योदेवताभ्योनमइतिनत्वा उत्तमेशिखरेजातेभूम्यांपर्वतमूर्धनि ब्राह्मणैरभ्यनुज्ञातागच्छदेवियथासुखमितिविसृज्यभद्रंनोअपिवातयमनः इतित्रिरुक्त्वाप्रदक्षिणंभ्रमन्नासत्यलोकादापातालादालोकालोकपर्वतात् येसंतिब्राह्मणादेवास्तेभ्योनित्यंनमोनमइतिभूम्युपसंग्रहंनमस्कृत्यद्विराचामेदिति ॥**

હવે ગાયત્રી જપ કેહેછે—પ્રાણાયામ કરી "**गायत्र्या विश्वामित्रः सविता गायत्रीजपे विनियोगः ॥ तत्सवितुर्हृदयाय नमः । वरेण्यं शिरसे स्वाहा । भर्गोदेवस्य शिखायै वषट् । धीमहि कवचाय हुं । धियो यो नो नेत्रत्रयाय वौषट् । प्रचोदयात् अस्त्राय फट्,**" એ રીતે ષડંગ ન્યાસ કરવો, અથવા ન કરવો; કારણ, ન્યાસનો વિધિ વેદમાં કહ્યો નથી એ રીતે ગૃહ્યપરિશિષ્ટમાં સ્પષ્ટ છે. એ ઉપરથી અક્ષરન્યાસ, પાદન્યાસ ઇત્યાદિક, મુદ્રાદિક વિધિ, અને મંત્રનો શાપમોચનાદિ વિધિ એ પ્રકાર તંત્ર ગ્રંથોમાં કહ્યાછે, વેદમાં કહ્યા નથી તેથી એમનું પણ અવશ્ય કર્ત્તવ્યપણું નથી. પછી મંત્રદેવતાનું ધ્યાન કરવું. કોઈ ગ્રંથકાર ગાયત્રી ઇત્યાદિક દેવતાઓનું ધ્યાન કરવું એમ કેહેછે પછી." "**आगच्छ वरदे देवि, जपे मे सन्निधौ भव॥ गायंतं त्रायसे यस्मा, द्गायत्री त्वं ततः स्मृता,**" એ મંત્રવડે ગાયત્રીનું આવાહન કરી, "**यो देवः सवितास्माकं, धियो धर्मादिगोचरे ॥ प्रेरयेत्तस्य तद्भर्ग, स्तद्वरेण्य-**

**मुपास्महे**, " એ રીતે મંત્રના અર્થનું ચિંતન કરતાં મૌન થઈ પ્રાતઃ કાળે સૂર્યને સંમુખ ઉભા રહી સૂર્યમંડલ દૃષ્ટિગોચર થાય ત્યહાં પર્યંત, પ્રણવ અને વ્યાહૃતિએ યુક્ત એવા ગાયત્રી મંત્રનો ( ૧૦૮ ) કિંવા ( ૨૮ ) અથવા ( ૧૦ ) જપ કરવો. સાયં કાળે વાયુ કોણને સંમુખ થઈ નક્ષત્ર દૃષ્ટિગોચર થાય ત્યહાંપર્યંત જપ કરવો, એ વિશેષ જાણવો. અનધ્યાયદિવસે અઠ્ઠાવીસ અને પ્રદોષદિવસે દશ જપ કરવો એ રીતે કારિકામાં કહ્યુંછે. રૂદ્રાક્ષ, પરવાલાં ઇત્યાદિકની માળાવડે અથવા આંગળીનાં પર્વવડે જપ કરવો. એક સો આઠ, ચોપન, સત્તાવીસ માળામાં મણિ (પારા) જોઇએ. પછી ઉત્તરન્યાસ કરી, "**जातवेद०, तच्छं यो०, नमो ब्रह्मणे०** " એ મંત્રવડે સાયં કાળે અને પ્રાતઃ કાળે ઉપસ્થાન કરવું, એવો ગૃહ્યપરિશિષ્ટનો મત છે. બીજી સ્મૃતિઓમાં, સૂર્ય જેના દેવતા છે એવા " **मित्रस्य चर्षणी०** " ઇત્યાદિક મંત્રવડે પ્રાતઃ કાળે અને વરૂણ શબ્દે યુક્ત એવા " **इमं मे वरुण०** " ઇત્યાદિક મંત્રવડે સાયં કાળે સૂર્યોપસ્થાન કરવું, એમ કહ્યુંછે. ઉપસ્થાન કીધા પછી " **प्राच्यै दिशे नमः इंद्राय नमः, आग्नेय्यै दिशे नमः अग्नये नमः** " ઇત્યાદિક પ્રકારે દશ દિશાઓને વંદન કીધા પછી, " **संध्यायै नमः, गायत्र्यै नमः, सावित्र्यै नमः, सरस्वत्यै नमः, सर्वाभ्यो देवताभ्यो नमः,** " એ રીતે નમસ્કાર કરી, " **उत्तमे शिखरे जाते, भूम्यां पर्वतमूर्धनि ॥ ब्राह्मणैरभ्यनुज्ञाता, गच्छ देवि यथासुखं,** " એ મંત્રવડે સંધ્યાનું વિસર્જન કરી, " **भद्रं नो अपि वातयमनः** " આ મંત્ર ત્રણ વાર ભણી પ્રદક્ષિણા કરતાં, " **आसत्यलोकादापाताला, दालोकालोकपर्वतात् ॥ ये संति ब्राह्मणा देवा, स्तेभ्यो नित्यं नमोनमः** " એ મંત્રવડે પૃથિવીને સ્પર્શપૂર્વક નમસ્કાર કરી બે વાર આચમન કરવું. એ રીતે ઋગ્વેદીઓનો સંક્ષેપે સંધ્યાવિધિ કહ્યો.

---

**अथतैत्तिरीयाणांसंकल्पांतंपूर्ववत् गायत्रींध्यात्वा आयातुवरदादेवीअक्षरंब्रह्मसंमितंगायत्रींछंदसांमातेदंब्रह्मजुषस्वमे सर्ववर्णेमहादेविसंध्याविद्येसरस्वति अजरेअमरेदेविसर्वदेविनमोस्तुते ओजोसिसहोसिबलमसिभ्राजोसिदेवानांधामनामासिविश्वमसिविश्वायुः सर्वमसिसर्वायुरभिभूरोम्गायत्रीमावाहयामि सावित्रीमावाहयामि सरस्वतीमावाहया०छंदऋषीनावाह० श्रियं० ह्रियमावाहयामि इत्यावाह्यमार्जनंपूर्ववत् आपोवाइदःसर्वंविश्वाभूतान्यापःप्राणावाआपःपशवआपोन्नमापोमृतमापःसम्राडापोविराडापःस्वराडापश्छंदांस्यापोज्योतींष्यापोयजूंष्यापःसत्यमापःसर्वादेवताआपोभूर्भुवःसुवराप ॐमितिजलमभिमंत्र्यसूर्यश्चेतिपूर्ववन्मंत्राचमनं दधिक्राव्णोअकारिषमितिऋचमुक्त्वाआपोहिष्ठेतितिसृभिःहिरण्यवर्णाइतिपवमानःसुवर्जनइत्यनुवाकेनच ऋगंतेमार्जनांतेऽघमर्षणंकृत्वानकृत्वावार्घ्यदानादिगायत्रीजपांतमावाहनंमंत्रवर्ज्यंपूर्ववत् न्यासविधेरवैदिकत्वमुक्तमेव जपांतेउपस्थानंमित्रस्यचर्षणी० मित्रोजना० प्रसमित्र० यच्चिद्धिते० यत्किंचेदं० कितवासोयद्रि० इतिषड्भिरुपस्थाय प्राच्यैदिशेयाश्चदेवताएतस्यांप्रतिवसंत्येताभ्यश्चनमोनमइत्यादिनाअधरांताःषट् नत्वाअवांतरायैदिशेयाश्चदेवताइतिचनत्वा नमोगंगायमुनयोर्मध्येइत्यादिनामुनिदेवान्नत्वा सःस्रवंतुदिशोइतिमंत्रंपठित्वागोत्राद्युच्चार्यपूर्ववद्भूम्युपसंग्रहंनत्वापूर्ववत्संध्यांविसृजेदिति ॥**

# હવે તૈત્તિરીય શાખાવાળાઓનો સંધ્યાપ્રયોગ કેહેછે.

તૈત્તિરીય શાખાવાળાઓએ આચમનથકી સંકલ્પ પર્યંત પ્રયોગ પ્રથમનીપઠે કરી ગાયત્રીનું ધ્યાન કરી, "**आयातु वरदा देवी, अक्षरं ब्रह्मसंमितं ॥ गायत्रीं छंदसां मात, रिदं ब्रह्म जुषस्वमे ॥ सर्ववर्णे महादेवि, संध्या विद्ये सरस्वति ॥ अजरे अमरे देवि, सर्वदेवि नमोस्तु ते ॥ ओजोसि सहोसि बलमसि भ्राजोसि देवानां धामनामासि विश्वमसि विश्वायुः सर्वमसि सर्वायुरभिभूरोम् ॥ गायत्रीमावाहयामि ॥ सावित्रीमावाहयामि ॥ सरस्वतीमावाहयामि ॥ छंदऋषीनावाहयामि श्रियमावाह० ॥ ह्रियमावाह०,**" એ મંત્રવડે સંધ્યાનું આવાહન કરી માર્જન પ્રથમ પ્રમાણે કરવું. પછી હાથમાં જળ લઈ "**आपो वा इदꣳ सर्वं विश्वाभूतान्यापः प्राणा वा आपः पशव आपोन्नमापो मृतमापःसम्राडापोविराडापःस्वराडापश्छंदाꣳस्यापो ज्योतीꣳष्यापो यजूꣳष्यापः सत्यमापःसर्वादेवता आपोभूर्भुवःसुवराप ॐ,**" એ મંત્રવડે જળ મંત્રી "**सूर्यश्च०**" એ મંત્રવડે પ્રથમ પ્રમાણે મંત્રાચમન કરવું. પછી, "**दधिक्राव्णो०**" એ ઋચા કહી "**आपोहिष्ठा,०**" એ ત્રણ ઋચા, "**हिरण्यवर्णा०,**" અને "**पवमानः सुवर्जनः,०**" એ અનુવાક, એ મંત્રોવડે એટલે દર એક મંત્રની અંતે માર્જન કરવું પછી અઘમર્ષણ કરી અથવા ન કરી અર્ઘ્યદાનથકી ગાયત્રી જપ પર્યંત કર્મ કરવું. ગાયત્રીનું આવાહન મંત્ર રહિત પ્રથમ પ્રમાણે કરવું. ન્યાસવિધિ વેદમાં કહી નથી એ પ્રથમજ (પત્ર માં ૪૩૯) કહ્યુંછે. ગાયત્રી જપ કીધા પછી ઉપસ્થાન કરવું. તે આ રીતે—"**मित्रस्य चर्षणी० मित्रोजनान्० प्रसमित्र० यच्चिद्धिते० यत्किंचेदं,० कितवासोयद्रि०,**" આ છ ઋચા કહી ઉપસ્થાન કરી, "**प्राच्यै दिशे याश्च देवता एतस्यां प्रतिवसंत्येताभ्यश्च नमोनमः,**" ઇત્યાદિક મંત્રવડે પૂર્વાદિક ચાર દિશા, ઉર્ધ્વ દિશા, અને અધર દિશા એ છ દિશાને નમસ્કાર કરી, "**अवांतरायै दिशे याश्च देवता एतस्यां प्रतिवसंत्येनाभ्यश्च नमोनमः,**" ઇત્યાદિક મંત્રવડે વિદિશા (ખુણા)ને નમસ્કાર કરવા. પછી "**नमो गंगायमुनयोर्मध्ये०,**" ઇત્યાદિક મંત્રવડે ઋષિ અને દેવતાઓને નમસ્કાર કરી, "**सꣳस्रवंतु दिशो०**" આ મંત્ર પઠન કરી ગોત્ર, પ્રવર, અને નામ એમનો ઉચ્ચાર કરી પ્રથમની પઠે પૃથ્વિનાં ગ્રહણ પૂર્વક નમસ્કાર કરી પ્રથમ કહ્યા પ્રમાણે સંધ્યાનું વિસર્જન કરવું. એ રીતે તૈત્તિરીય શાખાવાળાઓનો સંધ્યાપ્રયોગ કહ્યો.

---

**अथकात्यायनानांसंध्याप्रयोगः आचम्यभूःपुनातुभुवःपुनातुस्वःपुनातुभुर्भुवःस्वःपुनात्वित्यादिनापावनंकृत्वाअपवित्रःपवित्रोवेतिविष्णुंस्मृत्वा आसनादिविधिंकृत्वाद्विराचम्यप्राणानायम्यपूर्ववत्संकल्प्यगायत्रींत्र्यक्षरांबालांसाक्षसूत्रकमंडलुं रक्तवस्त्रांचतुर्वक्त्रांहंसवाहनसंस्थितां ब्रह्माणींब्रह्मदैवत्यांब्रह्मलोकनिवासिनीं आवाहयाम्यहंदेवीमायांतींसूर्यमंडलात् आगच्छवरदेदेवित्र्यक्षरेब्रह्मवादिनि गायत्रींछंदसांमातर्ब्रह्मयोनेनमोस्तुतेइत्यावाह्य पूर्ववत् आपोहिष्ठेतितृचेनमार्जयेत् सूर्यश्चेतिमंत्रस्यनारायणऋषिःसूर्योदेवताअनुष्टुप्छंदःआचमने**

विनियोगः सूर्यश्चेति० जलंप्राश्याचम्यआपोहिष्ठेतिनवर्क्कूमार्जनंकुर्यादितिकेचिदाहुः बहवस्तुसंकल्पाद्यंते सूर्यश्चेतिमंत्राचमनंकृत्वापोहिष्ठेतितिसृभिःप्रतिपादंमार्जनांतेऽघमर्षणंकार्यंनतुमार्जनद्वयमित्याहुः सुमित्र्यादुर्मित्र्याइतिद्वयोःप्रजापतिर्ऋषिःआपोदेवतायजुश्छंदःआदानप्रक्षेपे० सुमित्र्यानआपओषधयःसंतुइतिजलमादायदुर्मित्र्यास्तस्मैसंतुयोस्मान्द्वेष्टियंचवयंद्विष्मइतिवामभुविक्षिपेत् ततऋतंचेतितृचेनद्रुपदेतित्रिरुक्तऋचावाघमर्षणंपूर्ववत् सायंप्रातश्चत्रिरर्घ्यदानंपुष्पयुतजलेनपूर्ववत् मध्यान्हेसकृत् गायत्र्यापरितउक्षणं अथोपस्थानं उद्वयमुदुत्यमितिद्वयोःप्रस्कण्वःसूर्योनुष्टुप्गायत्र्यौ चित्रंदेवानामांगिरसःकुत्सःसूर्यस्त्रिष्टुप् तच्चक्षुर्दध्यङ्ङाथर्वणःसूर्यःपुरउष्णिक् उपस्थाने० उद्वयंतमस० १ उदुत्यंजा० १ चित्रंदे० १ तच्चक्षुर्देवहितंइतिऊर्ध्वबाहुःसूर्यमुदीक्षमाणोयथाशाखंपठेत् प्राणायामादिविधायन्यासमुद्रार्पणादिविधिःकृताकृतः तेजोसीतिपरमेष्ठीप्रजापतिगायत्रीयजुःआवाहने० तेजोसिशुक्रमस्यमृतमसिधामनामासिप्रियंदेवानामनाधृष्टंदेवयजनमसि परोरजसइतिविमलःपरमात्मानुष्टुप् गायत्र्युपस्था० गायत्र्यस्येकपदीद्विपदीत्रिपदीचतुष्पद्यपदासिनहिपद्यसेनमस्तेतुरीयायदर्शतायपदायपरोरजसेसावदोम् ततोगायत्रीजपांतंपूर्ववत् ततःशक्तेनविभ्राडित्यनुवाकेनपुरुषसूक्तेनवाशिवसंकल्पेनवामंडलब्राह्मणेनवोपस्थानंकार्यं अथऋक्शाखोक्तवत्दिग्वंदनंकेचित्कुर्वंति ततउत्तमेशिखरे० देवागातुविदोगातुमितिमंत्राभ्यांविसर्जनं भूम्युपसंग्रहंनमस्कारादिपूर्ववत् इतिकात्यायनसंध्या ॥

## હવે કાત્યાયનોનો સંધ્યાપ્રયોગ કેહેછે.

આચમન કરી, "भूः पुनातु, भुवः पुनातु, स्वः पुनातु, भूर्भुवः स्वः पुनातु," ઇત્યાદિક મંત્રવિધિવડે શુદ્ધિ કરી, "अपवित्रः पवित्रो वा०" આ મંત્રવડે વિષ્ણુસ્મરણ કરવું. પછી આસનાદિક વિધિ કરી બે વાર આચમન કરી પ્રાણાયામ કરી પ્રથમ પ્રમાણે સંકલ્પ કરી ગાયત્રી દેવીનું આવાહન કરવું. તેનો મંત્ર—"गायत्रीं त्र्यक्षरां बालां, साक्षसूत्रकमंडलुं ॥ रक्तवस्त्रां चतुर्वक्त्रां, हंसवाहनसंस्थितां ॥ ब्रह्माणीं ब्रह्मदेवत्यां, ब्रह्मलोकनिवासिनीं ॥ आवाहयाम्यहं देवीं, मायांतीं सूर्यमंडलात् ॥ आगच्छ वरदे देवि, त्र्यक्षरे ब्रह्मवादिनि ॥ गायत्रीं छंदसा मात, र्ब्रह्मयोने नमोस्तु ते" એ મંત્રવડે ગાયત્રીનું આવાહન કરી પ્રથમ કહ્યા પ્રમાણે "आपोहिष्ठा०," આ ત્રણ ઋચાવડે માર્જન કરવું. "सूर्यश्चेति मंत्रस्य नारायण ऋषिः । सूर्यो देवता । अनुष्टुप् छंदः । आचमने विनियोगः ॥ सूर्यश्च०," એ મંત્રવડે જળ પાન કરી આચમન કરવું, અને "आपोहिष्ठा०" એ નવ ઋચાવડે માર્જન કરવું, એમ કોઇ ગ્રંથકાર કેહેછે. ઘણા ગ્રંથકારો તો, સંકલ્પ ઇત્યાદિક કીધા પછી "सूर्यश्च०" એ મંત્રવડે મંત્રાચમન કરી "आपोहिष्ठा०" એ ત્રણ ઋચાના દરેક ચરણની અંતે માર્જન કરી અઘમર્ષણ કરવું, બે માર્જન કરવાં નહી, એમ કેહેછે. "सुमित्र्या दुर्मित्र्या इति द्वयोः प्रजापति ऋषिः । आपोदेवता । यजुश्छंदः । आदानप्रक्षेपे विनियोगः ॥ सुमित्र्या न आप ओषधयः संतु," એ મંત્ર ભણી હાથમાં જળ લઇ, "दुर्मित्र्यास्तस्मै संतु योऽस्मान् द्वेष्टि यंच वयं द्विष्मः," એ મંત્ર ભણી વામ ભા-

ગની પૃથિવી ઉપરે જળ છોડી દેવું. પછી, "ऋतं च०" એ ત્રણ ઋચાવડે અથવા "द्रुपदा०" એ ઋચા ત્રણ વાર કહી પ્રથમનીપઠે અઘમર્ષણ કરવું. સાયંકાળે અને પ્રાતઃકાળે પુષ્પયુક્ત જળવડે ત્રણ વાર અર્ઘ્ય પ્રથમ પ્રમાણે દેવા, મધ્યાન્હકાળે એકજ અર્ઘ્ય દેવો. ગાયત્રી મંત્રવડે ચોતરફ જળ છાંટતાં પ્રદક્ષિણા કરવી. **હવે ઉપસ્થાન કહેછે.** "**उद्वय मुदुत्यमिति द्वयोः प्रस्कण्वः सूर्योनुष्टुप् गायत्र्यौ ॥ चित्रं देवाना मांगिरसः कुत्सः सूर्यस्त्रिष्टुप् ॥ तच्चक्षुर्दध्यङ्ङाथर्वणःसूर्यः पुर उष्णिक् ॥ उपस्थाने विनियोगः ॥ उद्वयंतमस० १, उदुत्यंजा० १, चित्रंदेवानां० १, तच्चक्षुर्देवहितं० १,**" એ ઋચા ઉંચા હાથ રાખી સૂર્ય સામે જોઈ પોતાની શાખા પ્રમાણે ભણવી. પછી પ્રાણાયામ ઇત્યાદિક કરવા. ન્યાસ, મુદ્રા, તર્પણ ઇત્યાદિક વિધિ કરવો અથવા ન કરવો એમ છે. "**तेजोसीति परमेष्ठी प्रजापति राज्यं यजुः आवाहने विनियोगः ॥ तेजोसि शुक्रमस्यमृतमसि धामनामासि प्रियं देवाना मनाधृष्टं देवयजनमसि ॥ परोरजसइति विमलः परमात्मानुष्टुप् गायत्र्युपस्थाने विनियोगः गायत्र्यस्येकपदी द्विपदी त्रिपदी चतुष्पद्यपदसि नहि पद्यसे नमस्ते तुरीयाय दर्शनाय पदाय परोरजसे सावदोम्,**" એ મંત્રવડે ઉપસ્થાન કીધા પછી ગાયત્રી જપ પર્યંત કર્મ પ્રથમ પ્રમાણે કરવું. પછી શક્તિમાન્ હોય તેણે "**विभ्राट्**" એ અનુવાક કિંવા "**पुरुषसूक्त**" અથવા "**शिवसंकल्पसूक्त**" કિંવા "**मंडलब्राह्मण**" એવડે ઉપસ્થાન કરવું. ઋક્ શાખામાં દિશાઓને વંદન કરવાનું જેમ કહ્યુંછે તેમ ઇહાં પણ દિશાઓને વંદન કેટલાએક કરેછે. પછી, "**उत्तमे शिखरे०**" "**देवागातु विदो गातुं०**" એ મંત્રવડે સંધ્યાનું વિસર્જન કરવું પૃથીવી ઉપરે સાષ્ટાંગ નમસ્કાર ઇત્યાદિક કર્મ પ્રથમ પ્રમાણે કરવાં. એ રીતે કાત્યાયનોની સંધ્યા કહી.

---

**संध्यामुपासतेयेते,निष्पापाब्रह्मलोकगाः॥ अन्यकर्मफलंनास्ति,संध्याहीनेशुचित्वनः ॥ जीवमानोभवेच्छूद्रो,मृतःश्वाजायतेध्रुवं ॥**

"જે દ્વિજ વિનયપૂર્વક સંધ્યાનું ઉપાસન કરેછે તે પાપ રહિત થઈ બ્રહ્મલોકપ્રત્યે જાયછે. જે દ્વિજ સંધ્યા કરતા નથી તે અપવિત્ર છે અને અપવિત્ર હોવાથી જે બીજું ધર્મકૃત્ય કરે તેનું તેને ફળ મળતું નથી. તે પુરૂષ જીવતો છતો શૂદ્ર છે અને મરણ પછી અવશ્ય શ્વાન ( કુતરો ) થાયછે.

---

**संध्यात्रयेकालातिक्रमेप्रायश्चित्तार्थमेकमर्घ्यमधिकंदत्वारात्रौप्रहरपर्यंतंदिनोक्तकर्माणिकुर्यात् ब्रह्मयज्ञंसौरंचवर्जयेत् सर्वथासंध्यालोपेप्रतिसंध्यमेकोपवासोयुतमष्टोत्तरसहस्रंवागायत्रीजपः अत्यशक्तौप्रतिसंध्यालोपेशतगायत्रीजपः द्वयहंत्र्यहंलोपेतदावृत्तिः ततः परंकृच्छ्रादिकल्प्यं ॥**

પ્રાતઃસંધ્યા, મધ્યાન્હસંધ્યા અને સાયંસંધ્યાના જે મુખ્ય કાળ કહ્યાછે તેમનું ઉલ્લંઘન થઈ જાય તો પ્રાયશ્ચિત્તાર્થ એક અર્ઘ્યદાન અધિક કરવું, અને રાત્રિએ એક પોહોર રાત્ર ગયા લગણ દિવસે કહેલાં કર્મ કરવાં. બ્રહ્મયજ્ઞ અને સૌર સૂક્તનો પાઠ

એ રાત્રિએ કરવા નહી. સર્વથા સંધ્યાનો લોપ થયો હોય તો એક એક સંધ્યાના લોપનિમિત્ત એક એક ઉપવાસ, દશ હજાર, અથવા (.૧૦૦૮) ગાયત્રીજપ કરવો. અત્યંત અશક્તિ હોતાં સંધ્યાનો લોપ થયો હોય તો પ્રત્યેક સંધ્યાએ (૧૦૦) ગાયત્રીજપ કરવો. બે અથવા ત્રણ દિવસ સંધ્યાલોપ થયો હોય તો ગાયત્રીજપાદિકની આવૃત્તિ કરવી. ત્રણ કરતાં અધિક દિવસ સંધ્યાનો લોપ થયો હોય તો કૃચ્છ્રાદિક પ્રાયશ્ચિત્ત કરવાં.

---

अथौपासनहोमः स्वयंहोमोमुख्यः अशक्तौपत्नीपुत्रःकुमारीभ्राताशिष्योभागिनेयोजा माताऋत्विग्वा पुत्रादिर्दंपत्योःसंनिधानेएकतरसंनिधानेवाजुहुयात् त्यागंयजमानःपत्नीवा कुर्यात् तस्याअसंनिधौतदाज्ञयाऋत्विगादिरपि पत्न्याऋतुप्रसवोन्मादादिदोषेतुतदाज्ञांविनापिऋत्विगादिस्त्यागंकुर्यात् स्वयंहोमेफलंयत्स्यादन्यैर्होमेतदर्धकं पर्वणितुस्वयमेवजुहुयात् तत्रप्रातःसूर्योदयात्प्राक्सायंसूर्यास्तात्प्राक्अग्नीनांगृह्याग्नेर्वाप्रादुष्करणंकृत्वा सूर्योदयास्तोत्तरंहोमःकार्यः प्रादुष्करणकालातिक्रमे ॐभूर्भुवःस्वःस्वाहेतिमंत्रेणस्रुवाज्याहुतिरूपंसर्वप्रायश्चित्तमाज्यसंस्कारपूर्वकंकृत्वाहोमः सूर्योदयोत्तरंदशघटिकापर्यंतंप्रातर्होमकालोमुख्यः ततआसायंगौणः सायंनवनाडिकापर्यंतंमुख्यः ततआप्रातर्गौणः मुख्यकालातिक्रमे कालातिक्रमनिमित्तप्रायश्चित्तपूर्वकममुकहोमंकरिष्यइतिसंकल्प्याज्यंसंस्कृत्य स्रुचिचतुर्गृहीतंगृहीत्वासायंकालेदोषावस्तर्नमःस्वाहेतिहुत्वाप्रातस्तुप्रातर्वस्तर्नमःस्वाहेतिहुत्वा हौम्यंसंस्कृत्यनित्यहोमः श्रौतहोमंकृत्वास्मार्तहोमः केचित्स्मार्तहोमंपूर्वमाहुः आधानेपुनराधाने सायमुपक्रमोहोमः सायंप्रातर्होमयोर्द्रव्यैक्यंकर्त्रैक्यंच प्रातर्यजमानःकर्ताचेत्कर्तृभेदोन दोषाय ॥

## હવે ઔપાસન (સાયંકાલ, પ્રાતઃકાલ અગ્નીવિષે) હોમ કરવો તે કેહેછે.

સાયંકાલે અને પ્રાતઃકાલે હોમ કરવાનો તે પોતે હોમ કરે તો મુખ્ય છે. પોતાની હોમ કરવાની શક્તિ ન હોય તો સ્ત્રી, પુત્ર, કન્યા, ભાઈ, શિષ્ય, બેહેનનો દીકરો, જમાઇ, અથવા ઋત્વિક્ એમાંનાં કોઇએક પાસે હોમ કરાવવો. પુત્ર ઇત્યાદિકે હોમ કરવાનો હોય તો દંપતી ( સ્ત્રી પુરૂષ ) સમીપમાં છતાં અથવા બેમાંથી એક તો સમીપમાં છતાં હોમ કરવો, યજમાન અથવા યજમાનની સ્ત્રીએ ત્યાગ કેહેવો. યજમાનની સ્ત્રી સમીપમાં ન હોય તો તેની આજ્ઞાએ ઋત્વિક્ ઇત્યાદિકે પણ ત્યાગ કરવો. પત્નીને રજોધર્મ, સુવાવડ, ભ્રમ ઇત્યાદિક દોષ હોય તો તેની આજ્ઞા વિના પણ ઋત્વિક્ આદિકે ત્યાગ કરવો. "પોતે હોમ કરવાથી જે ફળ પ્રાપ્ત થાયછે તેના કરતાં અર્ધું ફળ બીજાએ હોમ કરવાથી પ્રાપ્ત થાયછે." પર્વણીને દિવસે તો પોતેજ હોમ કરવો. પ્રાતઃકાલે સૂર્યોદયથકી પ્રથમ અને સાયંકાલે સૂર્યાસ્તથકી પ્રથમ અગ્નિ ( દક્ષિણાગ્નિ, ગાર્હપત્ય અને આહવનીય ) અથવા ગૃહ્યાગ્નિનું પ્રાદુષ્કરણ ( પ્રજ્વલિત કરવું ) કરી પ્રાતઃકાલે સૂર્યોદય પછી અને સાયંકાલે સૂર્યાસ્ત પછી હોમ કરવો. પ્રાદુષ્કરણનો કાળ ટળી ગયો હોય તો આજ્ય-

સંસ્કારપૂર્વક સ્રુવ પાત્રવડે આજ્યની આહુતિ "ॐभूर्भुवःस्वः स्वाहा" એ મંત્રવડે દેવી; એ સર્વ પ્રાયશ્ચિત્ત કરી હોમ કરવો. સૂર્ય ઉદય પછી દશ ઘડી પર્યંત પ્રાતર્હોમનો મુખ્ય કાળ છે. દશ ઘડી પછી સાયંકાળ પર્યંત ગૌણકાળ છે. સાયંકાળે નવઘડી પર્યંત મુખ્ય કાળ છે. નવ ઘડી પછી પ્રાતઃકાળ પર્યંત ગૌણ કાળ જાણવો મુખ્ય કાળ ટલી ગયો હોય તો, "**कालातिक्रमनिमित्तप्रायश्चित्तपूर्वकमयुकहोमं करिष्ये,**" એવો સંકલ્પ કરી આજ્યસંસ્કાર કરી સ્રુચ પાત્રમાં ચાર વાર આજ્ય લઈ સાયંકાળે, "**दोषावस्तर्नमः स्वाहा,**" એ મંત્રવડે આહુતિ દેવી. પ્રાતઃકાળે, "**प्रातर्वस्तर्नमः स्वाहा,**" એ મંત્રવડે પ્રાયશ્ચિત્ત હોમ કરી હોમદ્રવ્યનો સંસ્કાર કરી નિત્ય હોમ કરવો. પ્રથમ શ્રૌત હોમ કરી પછી સ્માર્ત્ત હોમ કરવો. કોઈ ગ્રંથકાર સ્માર્ત્ત હોમ પ્રથમ કરવો એમ કેહેછે. આધાન અને પુનરાધાનવિષે સાયંકાળે હોમનો આરંભ કરવો. સાયંકાળે અને પ્રાતઃકાળે હોમનું દ્રવ્ય અને હોમનો કર્ત્તા એકજ જોઇએ. જો પ્રાતઃકાળે હોમકર્ત્તા યજમાન હોય તો કર્ત્તા ભિન્ન થવાનો દોષ નથી.

---

**अथाश्वलायनस्मार्तहोमः आचम्यप्राणानायम्यदेशकालौसंकीर्त्यश्रीपरमेश्वरप्रीत्यर्थं सायमौपासनहोमंप्रातरौपासनहोमंवामुकद्रव्येणकरिष्ये चत्वारिशृंगेतिध्यात्वासोदकहस्तेनत्रिःपरिसमुह्यपरिस्तीर्यत्रिःपर्युक्ष्यहोमद्रव्यंसमिद्युतमुत्तरतःस्थितंदर्भेणावज्वाल्यप्रोक्ष्यात्रिःपर्यग्निकृत्वाग्नेःपश्चिमतोदर्भेनिधायविश्वानिनइत्यभ्यर्च्य प्रजापतिंमनसाध्यायन्समिधमग्नौप्रक्षिप्यतथैवत्यक्तासमिधिप्रदीप्तायांशततंडुलैरग्नयेस्वाहेतिसायंप्रथमाहुतिः सूर्यायस्वाहेतिप्रातःप्रथमाहुतिःशताधिकतंडुलैःप्रजापतयइतिमनसोच्चार्य होमत्यागाभ्यांद्वितीयाहुतिरुभयकाले परिस्तरणंविसृज्यपरिसमूहनपर्युक्षणेकृत्वोपस्थानं अग्नआयूंषीतितिसृणांशतंवैखानसाग्निःपवमानोगायत्रीअभ्युपस्थानेविनियोगः अग्नेत्वन्नइतिचतसृणांगौपायनाबंधुःसुबंधुःश्रुतबंधुर्विप्रबंधुश्चाग्निर्द्विपदाविराट् अभ्युपस्थानेवि० प्रजापतेहिरण्यगर्भःप्रजापतिस्त्रिष्टुप् प्रजापत्युपस्थानेविनियोगः तंतुंतन्वन्देवाअग्निर्जगती यद्वादेवाप्रजापतिर्जगती उपस्थानेविनियोगः हिरण्यगर्भोहिरण्यगर्भःप्रजापतिस्त्रिष्टुप् प्रजापत्युप० इतिवायव्यदेशेतिष्ठन्नुपस्थायउपविश्यमानस्तोकइत्यादिनाविभूतिधारणंकश्चिदुक्तं विष्णुंस्मृत्वा अनेनहोमकर्मणापरमेश्वरःप्रीयतामित्यर्पयेत् प्रातस्तुसूर्योनोदिवःसूर्यश्चक्षुःसूर्योगायत्री सूर्योप० उदुत्यंकाण्वःप्रस्कण्वःसूर्योगायत्री सूर्योप० चित्रंदेवानामांगिरसःकुत्सः सूर्यस्त्रिष्टुप् सूर्योप० नमोमित्रस्यसूर्योभितपाः सूर्योजगती सू० इतिचतुर्भिःपूर्वोक्तैस्त्रिभिःप्राजापत्यैश्चोपस्थानं केचित्प्रातस्तंतुंतन्वन्नितिनपठंति पत्नीकुमारीकर्तृकहोमेध्यानोपस्थानादौमंत्रावर्ज्याः ॥**

## હવે આશ્વલાયનોના સ્માર્ત્ત હોમનો પ્રયોગ કેહેછે.

આચમન, પ્રાણાયામ કરી દેશ, કાળનો ઉચ્ચાર કરી, "**श्रीपरमेश्वरप्रीत्यर्थं सायमौपासनहोमं प्रातरौपासनहोमं वामुकद्रव्येण करिष्ये,**" એવો સંકલ્પ કરી, "**चत्वारिशृंगा०**" એ મંત્ર ભણી અગ્નિનું ધ્યાન કરવું. પછી હાથમાં જળ લઈ ત્રણ વાર

કુંડ અથવા સ્થંડિલને સિંચન કરી તેજ પ્રમાણે દર્ભનું પરિસ્તરણ કરી ત્રણ વાર જળનું પ્રોક્ષણ કરવું. પછી કુંડની ઉત્તર દિશામાં રાખેલું સમિધ સહિત હોમદ્રવ્ય પ્રજ્વલિત દર્ભવડે પ્રકાશિત કરી જળવડે પ્રોક્ષણ કરી તે દ્રવ્ય અગ્નિ ઉપરે ત્રણ વાર ફેરવી અગ્નિથી પશ્ચિમ તરફ દર્ભ ઉપરે રાખી, "विश्वानिनो०," એ મંત્રવડે અગ્નિની ગંધાદિકવડે પૂજા કરી મનમાં પ્રજાપતીનું ધ્યાન કરતાં સમિધ અગ્નિમાં નાખી તેમજ ત્યાગ મનમાં કહી સમિધ પ્રદીપ્ત થયા પછી સો તંડુલ (ચોખા) લઈ "अग्नये स्वाहा" એ મંત્રવડે સાયં કાળે પ્રથમ આહુતિ, અને "सूर्याय स्वाहा" એ મંત્રવડે પ્રાતઃ કાળે પ્રથમ આહુતિ, અને સો કરતાં અધિક તંડુલ લઈ તેવડે, "प्रजापतये०" એવો મનમાં ઉચ્ચાર કરી હોમ અને ત્યાગ કરી બીજી આહુતિ સાયં અને પ્રાતઃકાળે દેવી. પરિસ્તરણ કરેલો દર્ભ કાઢી પ્રથમ પ્રમાણે ઉદકનું સિંચન અને પ્રોક્ષણ કરી ઉભા રહી અગ્નિનું ઉપસ્થાન કરવું. તેના મંત્ર—"अग्न आयूंषीतिनिसृणां शतं वैखानसाग्निः पवमानोगायत्री अग्न्युपस्थाने विनियोगः ॥ अग्नेत्वन्न इति चतसृणां गौपायना बंधुःसुबंधुः श्रुतबंधुर्विप्रबंधुश्चाग्निर्द्विपदाविराट् अग्न्युपस्थाने विनियोगः ॥ प्रजापतेहिरण्यगर्भः प्रजापतिस्त्रिष्टुप् प्रजापत्युपस्थाने विनि० ॥ तंतुन्तन्वन्देवा अग्निर्जगती ॥ यद्वा देवाप्रजापतिर्जगती उपस्थाने विनि०॥ हिरण्यगर्भो हिरण्यगर्भःप्रजापतिस्त्रिष्टुप् ॥ प्रजापत्युपस्थाने विनि०"એ મંત્ર ભણી વાયુ દિશામાં ઉભાં રહી ઉપસ્થાન કરી બેસી, "मानस्तोके०" ઇત્યાદિક મંત્રવડે વિભૂતિ ધારણ કરવું, એમ કોઇ ગ્રંથમાં કહ્યુંછે, વિષ્ણુનું સ્મરણ કરી, "अनेन होमकर्मणा परमेश्वरः प्रीयतां" એ વાક્ય કહી કર્મ ઈશ્વરને અર્પણ કરવું. પ્રાતઃકાળે ઉપસ્થાન કરવું તેના મંત્ર—"सूर्योनोदिवः सूर्यश्चक्षुः सूर्यो गायत्री सूर्योपस्थाने विनियोगः ॥ उदुत्यंकाण्वः प्रस्कण्वः सूर्यो गायत्री सूर्योपस्थाने विनि० ॥ चित्रं देवानामांगिरसः कुत्सः सूर्यस्त्रिष्टुप् सूर्योपस्थानेविनि० ॥नमो मित्रस्य सूर्योभितपाः सूर्योजगती ॥ सूर्योपस्थाने विनि०" આ ચાર મંત્ર, અને પ્રથમ કહેલા, પ્રજાપતિ છે દેવતા જેના એવા ત્રણ મંત્ર એ રીતે સાત મંત્રવડે પ્રાતઃકાળે સૂર્યોપસ્થાન કરવું. કોઇ શિષ્ટ જન પ્રાતઃકાળે "तंतुंतन्व०" એ મંત્ર ભણતા નથી. પત્ની અથવા કુમારી હોમ કરનાર હોય તો ધ્યાન, ઉપસ્થાન ઇત્યાદિકવિષે મંત્ર ભણવા નહી. એ રીતે આશ્વલાયનોના સ્માર્ત હોમનો પ્રયોગ કહ્યો.

---

अथहिरण्यकेशीयानांपूर्वोक्तसंकल्पाद्यंते यथाहतद्भसत्वइतिपरिसमुह्यपरिस्तीर्य अदितेनुमन्यस्वेतिदक्षिणतःप्राचीनंपर्युक्षेत् अनुमतेनुमन्यस्वेतिपश्चादुदीचीनं सरस्वतेनुमन्यस्वेतिउत्तरतःप्राचीनंदेवसवितःप्रसुवेतिसर्वतः तूर्ष्णींसमिधमाधायहोमादिप्राग्वत् अदितेन्व मन्स्थाः अनुमतेन्व० सरस्वतेन्व० देवसवितःप्रासावीरितिपूर्ववत्परिसेचनं उदुत्यंचित्रंदेवानामितिप्रातरुपस्थानं अग्निर्मूर्धादिवइतित्वामग्नेपुष्करादधीतिद्वाभ्यांसायमुपस्थानं आपस्तंबानांसायमग्नयेस्वाहाग्नयेस्विष्टकृतेस्वाहेतिद्वेआहुती प्रातस्तुसूर्यायस्वाहाग्नयेस्विष्टकृतेस्वाहेतिविशेषः शेषंहिरण्यकेशीयवत् ॥

## હવે હિરણ્યકેશી શાખાવાળાઓના સ્માર્ત્ત હોમનો પ્રયોગ કહેછે.

હિરણ્યકેશી શાખાવાળાઓએ પૂર્વોક્તપ્રમાણે સંકલ્પ ઇત્યાદિક કરી "**यथाहतद्व-सव०**" એ મંત્રવડે કુંડને ચોતરફ જળ સિંચન કરી તેમજ દર્ભ પાથરી "**अदितेनुमन्यस्व**" એ મંત્રવડે કુંડની દક્ષિણદિશામાં પશ્ચિમથી પૂર્વ પર્યંત, "**अनुमतेनुमन्यस्व**" એ મંત્રવડે પશ્ચિમદિશામાં દક્ષિણથી ઉત્તર પર્યંત, "**सरस्वतेनुमन्यस्व**" એ મંત્રવડે ઉત્તર દિશામાં પશ્ચિમથી પૂર્વ પર્યંત, અને "**देवसवितःप्रसुव०**" એ મંત્રવડે ચોતરફ ઈશાન કોણથકી ઈશાન કોણ પર્યંત પ્રદક્ષિણ એ પ્રમાણે ઉદકસિંચન કરવું. પછી અગ્નિવિષે મંત્ર વિના સમિધ હોમ કરી બીજું હોમાદિક કર્મ પ્રથમ પ્રમાણે કરવું.•પછી "**अदितेन्वमꣳस्थाः ॥ अनुमतेन्व०॥ सरस्वतेन्व०॥ देवसवितःप्रासावीः०**" એ ચાર મંત્ર ભણી પ્રથમ પ્રમાણે જળ સિંચન કરવું. "**उदुत्यं०, चित्रंदेवानां०**" એ બે મંત્ર ભણી પ્રાતઃકાળે ઉપસ્થાન કરવું. અને, "**अग्निर्मूर्द्धादिव० त्वामग्नेपुष्करादधि०**" એ બે મંત્ર ભણી સાયંકાળે ઉપસ્થાન કરવું. આપસ્તંબોની સાયંકાળની "**अग्नयेस्वाहा, अग्नये स्विष्टकृते स्वाहा,**" એ બે આહુતિ થાયછે પ્રાતઃકાળે તો, "**सूर्याय स्वाहा, अग्नयेस्विष्टकृतेस्वाहा,**" એ બે આહુતિ છે એટલો વિશેષ જાણવો બાકીનું બીજું કર્મ હિરણ્યકેશીય પ્રમાણે જાણવું.

---

**अथकात्यायनानांसायमस्तमितेहोमः प्रातःसूर्येऽनुदितेहोमः तत्रप्रातरुपस्थानांतांसंध्यांकृत्वाहोमांतेगायत्रीजपादिसंध्यासमापनं तत्रपूर्ववत्संकल्पांतेउपयमनान्कुशानादायसव्येकृत्वादक्षिणकरेणतिस्रःसमिधोग्नावाधाय मणिकोदकेनपर्युक्ष्याग्निमर्चयित्वाग्नयेस्वाहाप्रजापतयेस्वाहेतिसायंदध्नातंडुलैर्वाहुत्वाप्रातस्तथैवसूर्यायप्रजापतयेचजुहुयात् समास्त्वेत्यनुवाकेनसायमुपस्थानंप्रातस्तुविभ्राडित्यनुवाकेन अत्रदधिहोमादौसंस्रवप्राशनमाहुः होमलोपेष्टोत्तरसहस्रगायत्रीजपः मुख्यकालातिक्रमेअनादिष्टहोमः ॥**

## હવે કાત્યાયનોના સ્માર્ત્તહોમનો પ્રયોગ કહેછે.

કાત્યાયનોએ સાયંકાળે સૂર્યાસ્તપછી હોમ કરવો. પ્રાતઃકાળે સૂર્યોદયથકી પ્રથમ હોમ કરવો. તે આ રીતે–પ્રાતઃકાળે ઉપસ્થાન પર્યંત સંધ્યા કરી હોમ કરવો. પછી ગાયત્રીજપ ઇત્યાદિ બાકીની સંધ્યા સમાપ્ત કરવી. તે હોમવિષે પ્રથમ કહ્યાપ્રમાણે સંકલ્પ કરી ઉપયમન નામના દર્ભ લઇ તે ડાબા હાથમાં રાખી જમણે હાથે ત્રણ સમિધ અગ્નિમાં હોમ કરી કળશનાં જળવડે કુંડનું ચોતરફ પ્રોક્ષણ કરી અગ્નિની પૂજા કરી સાયંકાળે. "**अग्नयेस्वा०, प्रजापतयेस्वा०**" એ મંત્રવડે દહીં અથવા તંદુલવડે હોમ કરવો, અને પ્રાતઃકાળે સાયંકાળના હોમ પ્રમાણે "**सूर्याय स्वाहा, प्रजापतये स्वाहा**" એ બે મંત્રવડે હોમ કરવો. "**समास्त्व०**" એ અનુવાકવડે સાયંકાળે ઉપસ્થાન કરવું, અને પ્રાતઃકાળે તો "**विभ्राट्०**" એ અનુવાકવડે ઉપસ્થાન કરવું, ઇહાં દહીં ઇત્યાદિકનો હોમ કીધો હોય તો સંસ્રવનું પ્રાશન કરવું એમ

કહેછે. હોમનો લોપ થયો હોય તો ૧૦૦૮ ગાયત્રીજપ કરવો. મુખ્ય હોમકાળનો લોપ થયો હોય તો અનાદિષ્ટ હોમ કરવો.

---

**अथहोमद्रव्याणि व्रीहिश्यामाकयवानांतंडुलाः पयोदधिसर्पिर्यवव्रीहिगोधूमप्रियंगवः स्वरूपेणापिहोम्याः तिलास्तुस्वरूपेणैव तंडुलादयःशतसंख्याहस्तेनहोतव्याः दध्यादिद्रवद्रव्यंस्त्रुवेण सर्वत्रोत्तराहुतिःपूर्वतोभूयसी समिधश्चार्कपलाशखदिरापामार्गपिप्पलोदुंबरशमीदूर्वादर्भमयाद्दशद्वादशांगुलाःसत्वचः वटप्लक्षबिल्वादिनाहेमाद्रौ होमाहुत्योःसंसर्गे यत्रवेत्थेतिमंत्रेणाग्नयेसमिद्धोमः नित्यहोमेत्वतिक्रांतेआज्यंसंस्कृत्यचतुर्गृहीत्वामनोज्योतिर्जुषनामितिजुहुयात् द्वादशदिनपर्यंतंहोमलोपेइदमेवप्रायश्चित्तंततःपरमग्निनाशः एवंहोमलोपप्रायश्चित्तंकृत्वातिक्रांतहोमार्थंद्रव्यंसंस्कृत्य सायंप्रातःक्रमेणद्वेद्वेआहुतीदिनगणनयाजुहुयात् अग्निसूर्यप्रजापतीनुपतिष्ठेन्नवाजुहुयात्प्रायश्चित्तेनचारितार्थ्यात् सूतकादिनाहोमलोपेप्येवं हिरण्यकेशीयानामप्येवं आपस्तंबादीनांत्रिरात्रात्परमग्निनाशोभवतीतिसूतकेपि स्वयंहोमःकार्यः समारोपोत्तरंसूतकपातेप्रत्यवरोहासंभवेनत्रिरात्रंहोमलोपेपुनराधानं ॥**

## હવે હોમનાં દ્રવ્ય કેહેછે.

વ્રીહિ ( ભાત ), સામો અને જવ એમના તંડુળ લેવા. અથવા દૂધ, દહિ, ઘી, જવ, વ્રીહિ, ગહુ, કાંગ, એ દ્રવ્ય સ્વરૂપેજ એટલે વ્રીહિ ઇત્યાદિકના તંડુળ કાઢ્યા વિના પણ હોમ કરવાને યોગ્ય છે. તિલ તો જેવા હોય તેવાજ હોમ કરવાને યોગ્ય છે. તંડુલ ઇત્યાદિક હોમ માટે લેવા હોય તો એક એક આહુતિમાટે એક સો લઈ હાથેવતી હોમ કરવો. દહિં ઇત્યાદિક પ્રવાહિ દ્રવ્ય સ્રુવ પાત્રવડે હોમવાં. પ્રથમ આહુતિ કરતાં બીજી આહુતિ અધિક લેવી એવો સર્વત્ર નિયમ છે. **સમિધ**-આકડો, ખાખરો, ખેર, અઘાડો, પિપલો, ઉંબર, શમી (કંડી), દૂર્વા, અને દર્ભ એ વૃક્ષનાં સમિધ દશ અથવા બાર અંગુલનાં લાંબા છાલ સમેત ગ્રહણ કરવાં. વડ, પિંપલી, બિલી ઇત્યાદિ વૃક્ષનાં સમિધ લેવાં એમ **હેમાદ્રીમાં** કહ્યુંછે. બે આહુતિનો સંસર્ગ થયો હોય તો "**यत्रवेत्थ०**" એ મંત્રવડે અગ્નિને ઉદ્દેશે સમિધહોમ કરવો. નિત્ય હોમને વિલંબ થયો હોય તો આજ્યનો સંસ્કાર કરી તે આજ્ય ચાર વાર સ્રુચિપાત્રમાં લઈ "**मनोज्योतिर्जुषतां०**" એ મંત્રવડે હોમ કરવો. બાર દિવસ પર્યંત હોમનો લોપ થયો હોય તો એજ પ્રાયશ્ચિત્ત કરવું. બાર કરતાં અધિક દિવસ હોમનો લોપ થયો હોય તો અગ્નિનો નાશ થાયછે. એ રીતે હોમ લોપ થવાનું પ્રાયશ્ચિત્ત કરી લુપ્ત થયલો હોમ કરવામાટે હોમદ્રવ્યનો સંસ્કાર કરી સાયંકાલે અને પ્રાતઃકાળે ક્રમે કરી બે બે આહુતિ, તે જેટલા દિવસ હોમનો લોપ થયો હોય તેટલા

---

૧ સંપૂર્ણ કર્મ કહી જ્યહાં હોમ કહ્યો નથી ત્યહાં અનાદિષ્ટ (અનાદેશ) હોમ કરવો, એટલે अग्नि १, वायु २, सूर्य ३, प्रजापति ४, अग्नीवरुण ५, अग्नीवरुण ६, अयाअग्नि ७, वरुण सविता विष्णु विश्वेदेव मरुत् स्वर्क ८, वरुण आदित्य अदिति ९ એ નવ આહુતિવડે કહેલા દેવતાઓના ઉદ્દેશ કરી હોમ કરવો.

દિવસ લેખી તે પ્રમાણે હોમ કરવો, અને અગ્નિ, સૂર્ય તથા પ્રજાપતિનું ઉપસ્થાન કરવું. અથવા અતિક્રાંત (પ્રથમ ન થયલો) હોમ કરવો નહી; કારણ પ્રાયશ્ચિત્ત કરવાથી હોમ કરવાનું ફલ મળેછે. આશૌચ ઇત્યાદિક નિમિત્તથકી હોમનો લોપ થયો હોય તો પણ એજ પ્રાયશ્ચિત્ત જાણવું. હિરણ્યકેશીયોનો પણ એજ પ્રમાણે નિર્ણય જાણવો. આપસ્તંબ ઇત્યાદિકોનો હોમલોપ થયો હોય તો ત્રિરાત્ર પછી અગ્નિ નાશ થાયછે, માટે તેમણે સૂતકવિષે પણ પોતે હોમ કરવો. કદી અગ્નિનો સમારોપ કીધા પછી આશૌચ પ્રાપ્ત થાય અને તે કારણથી પ્રત્યવરોહ (ફરી સ્થાપન) કરવાનો સંભવ ન હોવાથી ત્રણ રાત્રિ હોમનો લોપ થાય તો (આપસ્તંબ ઇત્યાદિકોએ) પુનરાધાન કરવું.

---

**अथसमस्यहोमः सायंप्रातर्होमौसमस्यकरिष्ये पूर्ववत्सायंकालहोमांतंकृत्वापर्युक्ष्य पुनर्द्रव्यंसंस्कृत्यसमिधंप्रक्षिप्यसूर्यप्रजापत्याहुतीदत्वाहविष्यांतमित्युपनिष्ठेत् हविष्यांतमितिपंचर्चस्यवामदेवःसूर्यवैश्वानरौत्रिष्टुप् नित्यवत्प्रजापत्युपस्थानं ॥**

## હવે સમસ્ય હોમ કેહેછે.

(કાંઇએક આપત્તિ પ્રાપ્ત થવાથી સાયંહોમ અને પ્રાતર્હોમ એ બન્ને સાયંકાળેજ કરવા તેને સમસ્ય હોમ કેહેછે). **તેનો પ્રયોગ—"सायंप्रातर्होमौ समस्य करिष्ये,"** એવો સંકલ્પ કરી પૂર્વોક્ત રીતિ પ્રમાણે સાયંકાળના હોમ પર્યંત કર્મ કરી જળવડે પ્રોક્ષણ કરી ફરી દ્રવ્યનો સંસ્કાર કરી અગ્નિમાં સમિધ હોમ કરી સૂર્ય અને પ્રજાપતીને ઉદ્દેશે એક એક આહુતિ દઇ **"हविष्यांतं०"** એ પાંચ ઋચાવડે ઉપસ્થાન કરવું. **"हविष्यांतमितिपंचर्चस्य वामदेवः सूर्यवैश्वानरौ त्रिष्टुप्"** નિત્ય પ્રમાણે પ્રજાપતિ મંત્રવડે ઉપસ્થાન કરવું.

---

**अथपक्षहोमः प्रतिपदिअद्यसायमारभ्यचतुर्दशीसायमवधिकान्पक्षहोमान्तंत्रेणकरिष्ये सायंतंडुलान्पात्रद्वयेवृद्धिक्षयानुसारेणचतुर्दशादिवारंगृहीत्वाहोमकालेग्नयेस्वाहेति सर्वान्पूर्वपात्रस्थानेकदैवहुत्वाद्वितीयपात्रस्थान्प्रजापतयेनथैवजुहुयात् एवंद्वितीयायांप्रातरद्यावधिपर्वप्रातरवधिकान्पक्षहोमान्तंत्रेणकरिष्यइत्यादिसायंवत् विशेषस्तुप्रथमपात्रस्थान्सूर्यायस्वाहेतिजुहुयात् द्वितीयपात्रस्थान्प्रजापतयेहुत्वोभयत्रसमिदेकोपस्थानादिसकृत् पक्षमध्येआपत्प्राप्तौतत्सायंकालाच्चतुर्दशीसायंपर्यंतान्शेषहोमान्सायंपक्षहोमवद्धुत्वापर्वप्रातर्होमांतान्प्रातर्जुहुयात् सर्वथापर्वसायंहोमःप्रतिपत्प्रातर्होमश्चपृथगेव इतिपक्षहोमशेषहोमौ पक्षमध्येआपन्निवृत्तावपकृष्टाहोमाःपुनःकार्याः संततपक्षहोमत्रयेग्निनाशात्तुनैवेपक्षेप्रतिदिनंहोमः सर्वथापन्निवृत्त्यभावेयावज्जीवंपक्षहोमाः ॥**

## હવે પક્ષહોમ કેહેછે.

(મહા આપત્તિ પ્રાપ્ત થાય એમ હોય તો એકમથકી આરંભ કરી ચૌદસ પર્યંત ચૌદ દિવસનો સાયંપ્રાતર્હોમ અપકર્ષ કરી કરવો તેને પક્ષ હોમ કેહેછે.) તેનો

વિધિ—એકમને દિવસે "अद्य सायमारभ्यचतुर्दशीसायमवधिकान् पक्षहोमान् तंत्रेण करिष्ये." એવો સંકલ્પ કરી તિથિની વૃદ્ધિ અથવા ક્ષયને અનુસારે (ચૌદ વાર, તેર વાર, પંનર વાર) સાયંકાળના હોમના તંડુલ બે પાત્રમાં લઇ, હોમને સમયે "अग्नये स्वाहा" એ મંત્રવડે પ્રથમ લીધેલાં પાત્રમાંના તંડુલનો એક સમયેજ હોમ કરી બીજા પાત્રમાંના તંડુલનો હોમ "प्रजापतये स्वाहा" એ મંત્રવડે પ્રથમ પ્રમાણેજ કરવો. એ રીતે બીજને દિવસે, "प्रातरद्यावधिपर्वप्रातरवधिकान् पक्षहोमान् तंत्रेण करिष्ये," ઇત્યાદિક સાયં હોમ પ્રમાણે કર્મ કરવું. વિશેષ વિધિ તો, પ્રથમ પાત્રમાં લીધેલા તંડુલનો હોમ "सूर्याय स्वाहा" એ મંત્રવડે કરવો, અને બીજા પાત્રમાં લીધેલા તંડુલનો હોમ "प्रजापतये स्वाहा" એ મંત્રવડે કરવો. બન્ને દિવસે અગ્નિમાં સમિધ એક વાર હોમવી અને ઉપસ્થાન પણ એક વાર કરવું. પક્ષના મધ્યમાં કાંઇ આપત્તિ પ્રાપ્ત થાય તો તે સંધ્યાકાળથકી ચૌદશના સંધ્યાકાળ પર્યંત જે શેષ હોમ તે સાયંપક્ષહોમ પ્રમાણે કરી, પ્રાતઃકાળે પર્વના પ્રાતઃકાળના હોમ પર્યંત હોમ કરવો. પર્વનો સાયંહોમ, અને એકમનો પ્રાતર્હોમ એ સર્વથા જુદા જુદાજ કરવા. એ રીતે પક્ષહોમ અને શેષહોમ કહ્યા. પક્ષના મધ્યમાં આપત્તિની નિવૃત્તિ થાય તો અપકર્ષ કરીને કરેલો હોમ ફરી કરવો. સંતત (સરખા) ત્રણ પક્ષહોમ થાય તો અગ્નિ નષ્ટ થાયછે માટે ત્રીજા પક્ષમાં પ્રતિદિવસ હોમ કરવો. સર્વથા આપત્તિ દૂર ન થાય તો યાવજ્જીવ (જીવન પર્યંત) પક્ષહોમ કરવો.

अथसमारोपः अयंतेयोनिरित्यस्यविश्वामित्रोऽग्निरनुष्टुप् अग्निसमा०अनेनमंत्रेणहोमोत्तरमग्णीमश्वत्थसमिधंवाप्रताप्याग्निसमारोहंतत्रभावयेत् होमादिकालेअरणींनिर्मथ्यप्रत्यवरोहेतिमंत्रेणस्थंडिलेऽग्निंप्रतिष्ठापयेत् समित्समारोपेश्रोत्रियागारादग्निंप्रतिष्ठाप्यप्रत्यवरोहेतिमंत्रेणतांसमिधमग्नावादध्यात् सूत्रांतरेआजुव्हानउद्बुध्यस्वेतिमंत्राभ्यांप्रत्यवरोहणं प्रत्यहंसमारोपादिद्वादशदिनमेव पर्वणिसायंहोमकालपर्यंतंप्रत्यवरोहणाभावेग्निनाशइतिकेचित् समारोपप्रत्यवरोहौयजमानकर्तृकावेव तेनसमारोपोत्तरंपर्वण्याशौचप्राप्तौप्रत्यवरोहासंभवादग्निनाशः इदमापस्तंबादिपरं आश्वलायनानांतुद्वादशरात्रमध्येपर्वणिप्रत्यवरोहाभावेपिनाग्निनाशः किंतुद्वादशरात्रोत्तरंहोमलोपएवेत्यपरे राजक्रांत्यादिसंकटेऽकस्मिद्दारापिसमारोपादि केचिदत्विगाद्यभावेनानन्यगतिकत्वेआशौचपातात्पूर्वंपर्वहोमसहितानपिहोमानपकृष्यकृत्वानकृत्वावासमारोपंकृत्वा सूतकांतेप्रत्यवरोहःकार्योनात्रपर्वोल्लंघनदोषइत्याहुः ॥

## હવે અગ્નિસમારોપ કેહેછે.

(જેનો અગ્નિ હોય તેણે અરણી (મથવાનાં કાષ્ઠ)માં અથવા સમિધમાં અગ્નિ આવ્યો એવી જે વિધિપૂર્વક ભાવના કરવી તેને અગ્નિસમારોપ કેહેછે.) તેનો વિધિ—"अयंतेयोनि रित्यस्य विश्वमित्रोऽग्निरनुष्टुप् अग्निसमारोपे विनियोगः" એ મંત્રવડે હોમ પછી અરણી અથવા પીપળાની સમિધ તપાવિ તે અગ્નિ અરણી

ઉપરે અથવા સમિધ ઉપરે આવ્યો એવી ભાવના કરવી પછી હોમાદિકનો, સમય પ્રાપ્ત થાય ત્યારે તે અરણીનું મંથન કરી અગ્નિ ઉત્પન્ન કરી "प्रत्यवरोह०" એ મંત્રવડે સ્થંડિલમાં તે અગ્નિની સ્થાપના કરવી. સમિધવિષે સમારોપ કરેલ હોય તો શ્રોત્રિયના ઘરથી અગ્નિ લઈ આવી તેની સ્થંડિલમાં સ્થાપના કરી "प्रत्यवरोह०" એ મંત્રવડે તે સમિધ અગ્નિમાં હોમવી. બીજા સૂત્રોમધ્યે "आनुव्हान०, उद्बुध्यस्व०" એ બે મંત્રવડે પ્રત્યવરોહણ કરવું એમ કહ્યુંછે. નિત્ય સમારોપાદિક કરવું તે બાર દિવસ પર્યંતજ કરવું. પર્વ દિવસે સાયં હોમકાળ પર્યંત પ્રત્યવરોહણ ન થયું હોય તો અગ્નિ નષ્ટ થાયછે એમ કોઇ ગ્રંથકાર કહેછે. સમારોપ અને પ્રત્યવરોહણ એનો કર્ત્તા યજમાનજ છે, એટલે તે યજમાનેજ કરવાં, એથી સમારોપ કીધા પછી પર્વને દિવસે આશૌચ પ્રાપ્ત થાય તો પ્રત્યવરોહણનો સંભવ ન થવાથી અગ્નિ નષ્ટ થાયછે, પરંતુ એ નિર્ણય આપસ્તંબ ઇત્યાદિ શાખાવાળાવિષે છે. અશ્વલાયનોને તો બાર રાત્રિના મધ્યમાં પર્વ પ્રાપ્ત થયાં છતાં તે દિવસે પ્રત્યવરોહણ ન થવાથી પણ અગ્નિનાશ થતો નથી, પરંતુ બાર રાત્રિ પછી હોમનોજ માત્ર લોપ થાયછે એમ બીજા ગ્રંથકાર કહેછે. રાજ્યક્રાંતિ ( રાજ્યભય ) ઇત્યાદિક સંકટ પ્રાપ્ત થાય તો ઋત્વિજદ્વારાયે પણ સમારોપાદિક કરવાં. કોઈ ગ્રંથકાર, ઋત્વિજ ઇત્યાદિક પ્રતિનિધિ ન હોવાનાં કારણને લીધે બીજી ગતિ ન હોય તો આશૌચ પ્રાપ્ત થવાથી પ્રથમ પર્વ હોમ સહિત હોમનો અપકર્ષ કરી હોમ કરી અથવા ન કરી સમારોપ કરી આશૌચ ગયા પછી પ્રત્યવરોહ કરવો, એવિષે પર્વનાં ઉલ્લંઘનનો દોષ નથી એમ કહેછે.

समारोपोत्तरंदंपत्योःप्रवासेसीमानद्योरुल्लंघनकालेउभाभ्यामन्यतरेणवासमिदाद्यन्वारंभःकार्यः अन्यथाग्निनाशः यजमानस्यैवप्रवासेकृत्यं अभयंवोभयंमेस्त्वितिअग्निमुपस्थायप्रवासंगच्छेत् ततआगत्यगृहामाबिभीतोपवःस्वस्त्येवोस्मासुचप्रजायध्वंमाचवोगोपतीरिषदितिमंत्रेणस्वगृहंनिरीक्ष्य गृहानहंसुमनसःप्रपद्येवीरघ्नोवीरवतःसुवीरान् इरांवहंतोघृतमुक्षमाणास्त्वहंसुमनाःसंविशामीतिगृहंप्रविश्यशिवंशग्मंशंयोःशंयोरितिपुनस्त्रिरनुवीक्ष्यनित्यहोमांतेअभयंवोभयंमेस्त्वित्यग्निमुपतिष्ठेत् ज्येष्ठपुत्रशिरःपाणिभ्यांपरिगृह्यअंगादंगात्संभवसीतिमंत्रंजपित्वामूर्धानंत्रिर्जिघ्रेत् एवमितरपुत्राणांप्रत्तकन्यानांतूष्णींजिघ्रेत् प्रवासादागमनंप्रतिज्ञातमपिअप्रियंतद्दिनेनवदेयुः॥

સમારોપ કીધા પછી સ્ત્રીપુરૂષ બન્નેને પ્રવાસ કરવો પડે અને ગામની સીમા અથવા નદીનાં ઉલ્લંઘનનો સમય આવે ત્યારે બન્ને જણાએ અથવા બેમાંથી એકે, સમારોપિત એવી તે સમિધ અથવા અરણીનો સ્પર્શ કરી રાખવો, સ્પર્શ ન કરે તો અગ્નિ નષ્ટ થાયછે. યજમાનેજ પ્રવાસ કરવાનો હોય તો તેવિષે વિધિ—"अभयं वोभयंमेस्तु०" એ મંત્રવડે અગ્નિનું ઉપસ્થાન કરી પ્રવાસપ્રત્યે જવું. પછી પ્રવાસથી આવીને "गृहामाबिभीतोपवः स्वस्त्येवोस्मासुच प्रजायध्वं माचवोगोपतीरिषत्" એ મંત્રવડે પોતાનાં ઘરનું અવલોકન કરવું. પછી "गृहानहंसुमनसः प्रपद्ये वीरघ्नो-

वीरवतःसुवीरान् ॥ इरांवहंतोघृतमुक्षमाणास्तेष्वहंसुमनाःसंविशामि," એ મંત્ર ભણી ઘરમાં પ્રવેશ કરી "शिवंशग्मंशंयोःशंयोः" એ મંત્ર ભણી ફરી ત્રણ વાર પાછળ જોઈ નિત્ય હોમ કીધા પછી "अभयंवोभयंमेस्तु०" એ મંત્રવડે અગ્નિનું ઉપસ્થાન કરવું. જ્યેષ્ઠ પુત્રનું મસ્તક બન્ને હાથે ગ્રહણ કરી, "अंगादंगात् संभवसि०" એ મંત્રનો જપ કરી મસ્તક ત્રણ વાર સૂંઘવું. એ રીતે બીજા પુત્ર અને પરણાવેલી કન્યાનાં મસ્તકો મંત્ર રહિત સૂંઘવાં. પ્રવાસથી આવેલાનીપાસે તે દિવસે પ્રતિજ્ઞાત ( જાણેલું ) કદી હોય તથાપિ અપ્રિય ભાષણ કોણે બોલવું નહી.

---

प्रोषितेपत्यौपत्नीस्मार्तहोमौस्वयंकृत्वादर्शपूर्णमासस्थालीपाकपिंडपितृयज्ञान्विप्रेणकारयेत् अनुगतप्रायश्चित्तादिपत्न्यांरजस्वलायामपिऋत्विक्कुर्यात् पुनःसंधानंतुपत्यौप्रोषितेनभवेत् नैमित्तिकाजातेष्टिगृहदाहेष्टयोपिनभवंतिप्रायश्चित्तेष्टेःपूर्णाहुतिः ॥

પતિ પ્રવાસમાં હોય તો સ્ત્રિએ સ્માર્ત્ત હોમ પોતે કરી દર્શપૂર્ણમાસ સ્થાલીપાક, અને પિંડપિતૃયજ્ઞ બ્રાહ્મણદ્વારાએ કરાવવા. પતિ પ્રવાસમાં ગયા પછી અગ્નિ નષ્ટ થવાનું પ્રાયશ્ચિત્ત ઇત્યાદિક કરવું તે સ્ત્રી રજસ્વલા હોય તથાપિ ઋત્વિજે કરવું. પુનઃસંધાન કરવું તે તો પતિ પ્રવાસમાં હોય તો થાય નહી. નૈમિત્તિક ઇષ્ટિ, જાતેષ્ટિ, અને ગૃહદાહેષ્ટિ એ પતિ પ્રવાસમાં છતાં કરવી નહી. પ્રાયશ્ચિત્તેષ્ટિની પૂર્ણાહુતિ કરવી નહી.

---

अथौपासनाग्न्यनुगमनेगृह्याग्नेरनुगमप्रायश्चित्तंकरिष्येइतिसंकल्प्यआयतनस्थंभस्मदूरीकृत्योपलेपादिकृत्वाग्निंप्रतिष्ठाप्याज्यंसंस्कृत्य अयाश्चेतिमंत्रेणैकामाज्याहुतिंसर्वप्रायश्चित्तंचहुत्वादंपत्योरन्यतरेणापरहोमकालपर्यंतमुपोषितेनस्थातव्यं एवंद्वादशरात्रपर्यंतं केचिदुपवासमयाश्चेतिहोमंवाकुर्यात्नद्वयमित्याहुः एतद्वृत्तिकारमतं केचित्तुयद्यग्न्यनुगमनेहोमकालद्वयातिक्रमस्तदानष्टाग्निसंधानं तत्रत्रिरात्रमग्निनाशेप्राणायामशतं ततआविंशतिरात्रमेकदिनोपवासः ततआमासद्वयंत्रिरात्रोपवासः ततऊर्ध्वंसंवत्सरपर्यंतंप्राजापत्यकृच्छ्रं ततःप्रतिवर्षंकृच्छ्रावृत्तिः एवंप्रायश्चित्तंकृत्वाआधानोक्तसंभारान्निधायनष्टस्यगृह्याग्नेःप्रायश्चित्तंकरिष्येइतिसंकल्प्यायाश्चेत्याज्येनस्रुवाहुतिपत्न्युपवासादिपूर्ववत् लाजाहोमादिकंवा एवंद्वादशरात्रपर्यंतमग्न्युत्पत्तिरित्याहुः द्वादशदिनोत्तरंविच्छेदप्रायश्चित्तंहोमादिद्रव्यदानंचकृत्वाविवाहहोमादिविधिनायथास्वस्वगृह्यंपुनःसंधानं ॥

**હવે ઔપાસનાગ્નિ નષ્ટ થયો હોય તો તેનો વિધિ**—ઔપાસનાગ્નિ નષ્ટ થાય તો "गृह्याग्नेरनुगमप्रायश्चित्तंकरिष्ये" એવો સંકલ્પ કરી કુંડમાંની ભસ્મ દૂર કરી તે કુંડને છાણવડે લીપવું ઇત્યાદિક કરી અગ્નિની સ્થાપના કરી આજ્યનો સંસ્કાર કરી "अयाश्चा०" એ મંત્રવડે એક આજ્યાહુતિ અને સર્વ પ્રાયશ્ચિત્તાહુતિ હોમ કરી દંપતી (સ્ત્રી પુરૂષ) બેમાંથી એકે બીજા હોમકાળ પર્યંત ઉપવાસી રેહેવું. એ રીતે બાર રાત્રિ પર્યંત થયું હોય તો એજ નિર્ણય જાણવો. કોઈ ગ્રંથકાર, ઉપવાસ અથવા "अयाश्चा०" એ મંત્રવડે હોમ એ બેમાંથી એક કરવું; ઉપવાસ અને હોમ

એ બન્ને કરવાં નહી, એમ કેહેછે, અને એ વૃત્તિકારનો મત છે. કોઈ ગ્રંથકાર તો, જો અગ્નિ નષ્ટ થયા પછી બે હોમકાળ અતિક્રાંત થાય તો નષ્ટ થયલો અગ્નિ સિદ્ધ કરવો, તેમાં ત્રણ રાત્રિ પર્યંત અગ્નિ નષ્ટ થાય તો સો પ્રાણાયામ કરવા, ત્રણ રાત્રિથકી વીસ રાત્રિ પર્યંત એક દિવસ ઉપવાસ કરવો, વીસ રાત્રિથકી બે માસ પર્યંત ત્રિરાત્ર ઉપવાસ કરવો, બે માસ પછી વર્ષ પર્યંત પ્રાજાપત્યકૃચ્છ્ર કરવું. એક વર્ષ પછી પ્રતિવર્ષ કૃચ્છ્રની આવૃત્તિ કરવી. એ પ્રમાણે પ્રાયશ્ચિત્ત કરી આધાનમાટે કહેલી સામગ્રી સંપાદન કરી, "नष्टस्य गृह्याग्नेः प्रायश्चित्तं करिष्ये," એવો સંકલ્પ કરી, "अयाश्चा०" એ મંત્રવડે આજ્યની સ્રુવાહુતિ દેવી અને સ્રિયે ઉપવાસ કરવો ઇત્યાદિક કર્મ પ્રથમ પ્રમાણે કરવાં, અથવા લાજાહોમાદિક કરવાં, એ રીતે બાર રાત્રિ પર્યંત અગ્નિની ઉત્પત્તિ કરવી એમ કેહેછે. બાર દિવસ પછી હોય તો અગ્નિવિચ્છેદનું પ્રાયશ્ચિત્ત, અને હોમાદિક દ્રવ્ય દાન એ કરી વિવાહહોમાદિકવિધિવડે પોતપોતાનાં ગૃહ્યસૂત્રને અનુસારે પુનઃસંધાન કરવું.

---

अथान्वाहिताग्नेःप्राक्यागादनुगतौ अयाश्चेतिपूर्ववदग्निमुत्पाद्यपुनरन्वाधानंकृत्वाभूर्भुवःस्वरित्युपस्थायसर्वप्रायश्चित्तंहुत्वास्थालीपाकंकुर्यात् अन्वाधानोत्तरंप्रयाणप्राप्तौतुभ्यंताअंगिरस्तमइत्याज्याहुतिमग्नयेहुत्वासर्वप्रायश्चित्तंहुत्वाग्निंसमारोप्यगच्छेत् समारूढसमिन्नाशेपुनराधेयमिष्यते उपलेपादिकंकृत्वानष्टाग्निप्रायश्चित्तंपुनराधेयंसंकल्प्यआधानोक्तसंभारान्निधायाग्निंप्रतिष्ठाप्यअयाश्चेतिस्रुवाज्याहुतिंसर्वप्रायश्चित्तंचजुहुयादितिपुनराधेयं स्वाग्निभ्रमेणान्याग्नौस्वयंयजनेस्वाग्नावन्ययजनेवापथिकृत्स्थालीपाकंकरिष्ये इतिसंकल्प्यचरुःकार्योऽथवापथिकृत्स्थानेपूर्णाहुतिंहोष्यामीतिसंकल्प्य स्रुचिद्वादशवारंचतुर्वारंवाज्यंगृहीत्वाअग्नयेपथिकृतेस्वाहेतिजुहुयात् विवाहोत्तरमाधानोत्तरंवापौर्णमास्यांस्थालीपाकारंभः प्रतिपदियागोतिक्रांतश्चेदागामिपर्वपूर्वतिथिषुचतुर्थीनवमीचतुर्दशीद्वितीयापंचम्यष्टमीर्विहायकार्यः नात्रकालातिक्रमप्रायश्चित्तं अन्वाधानोत्तरंप्रतिपदीष्टयकरणेतृतीयादितिथिषुसर्वप्रायश्चित्तंहुत्वापुनरन्वाधाययागः द्वितीयपर्वप्राप्तौअतीतेष्टिःपथिकृच्चरुपूर्वकंपर्वणिकार्या तत्राप्यतिक्रमेद्वितीयप्रतिपदिलुप्तेष्टेःपादकृच्छ्रंकृत्वाप्राप्तकालयागः द्वितीययागस्यापिआगामितिथिषुलोपेतत्पर्वणिपादकृच्छ्रपथिकृत्पूर्वकंद्वितीययागः तत्राप्यतिक्रमेतृतीयप्रतिपदिअर्धकृच्छ्रंयागद्वयस्यकृत्वाप्राप्तयागः तृतीययागस्योक्ततिथावर्धकृच्छ्रपथिकृत्पूर्वकंचतुर्थपर्वणिवाअकरणेअग्निनाशात्पुनराधेयं अत्रपुनराधेयस्वरूपंसंभारनिधानपूर्वकमयाश्चेतिस्रुवाज्याहुतिरित्यन्वारूढसमिन्नाशस्थलेउक्तमेव पुनराधानंतुविवाहहोमादिरूपंपुनराधेयाद्भिन्नं आयतनाद्बहिःशम्यापरासात्प्राक्वन्हिपातेइदंतएकमित्यृचातमायतनेप्रक्षिप्यसर्वप्रायश्चित्तंजुहुयात् पर्वणिव्रतलोपेग्नयेव्रतपतयेचरुःपूर्णाहुतिर्वा पर्वणिदंपत्योरन्यतराश्रुपातेग्नयेव्रतभृतेचरुःपूर्णाहुतिर्वा पवित्रनाशेग्नयेपवित्रवतेचरुःपूर्णाहुतिर्वा अन्वाधानेष्टिमध्येचंद्रग्रहणेअत्राहगोरितिचंद्रायाज्यंहुत्वानवोनवोइत्युपस्थायेध्माधानादियागः सूर्योपरागेउद्वयमितिसूर्यायाज्यंहुत्वाचित्रंदेवानामित्युपस्थानं अन्वाधानोत्तरंस्त्रप्रेरेतोविसर्गेइमंमेवरुणतत्वयामीतिवरुणायद्वेआज्याहुतीरत्रिपूजापुनर्मामेतिसौत्रमंत्रयोर्जपश्च बुध्यारेतोविसर्गेग्नित्र

**पनिचरुः अन्यदास्वप्रेरेनोत्रिसर्गेमूर्यनमस्कारत्रयं इध्माधानोत्तरंहविर्दोषेदुष्टस्थानेआज्यंप्र तिनिधिंकृत्वायागंसमाप्यदुष्टंजलेत्यक्त्वान्वाधानादिस्तद्देवताकःपुनर्यागः इध्माधानात्पूर्वंह विर्दोषेतद्देवताकंहविःपुनरुत्पाद्ययागः स्विष्टकृदर्थंहविर्दोषेआज्येनस्विष्टकृतंकुर्यात् अंग हविर्दोषेतदाज्यंपुनरुत्पादयेत् ॥**

હવે અન્વાધાન કરેલા અગ્નિનો યજ્ઞથી પ્રથમ નાશ થાય તો, "**अयाश्चा०**" એ મંત્રવડે પ્રથમ કહ્યાપ્રમાણે અગ્નિ ઉત્પન્ન કરી ફરી અન્વાધાન કરી "**भूर्भुवः स्वः**" એ મંત્રવડે ઉપસ્થાન કરી સર્વ પ્રાયશ્ચિત્તાહુતિ દઈ સ્થાલીપાક કરવો. અન્વાધાન કીધા પછી પ્રયાણ કરવાનું પ્રાપ્ત થાય તો, "**तुभ्यंता अंगिरस्तम०**" એ મંત્રવડે અગ્નિને ઉદ્દેશે આજ્યની આહુતિ દઇ સર્વ પ્રાયશ્ચિત્તાહુતિ હોમ કરી અગ્નિનો સમારોપ કરી પ્રયાણ કરવું. "અગ્નિસમારોપ કરેલાં સમિધનો નાશ થાય તો પુનરાધેય કરવું." **તે આ રીતે**—કુંડને છાણવડે લીંપવું ઇત્યાદિક કરી નષ્ટાગ્નિનાં પ્રાયશ્ચિત્તનો અને પુનરાધેયનો સંકલ્પ કરી આધાનમાં કહેલા પદાર્થ સંપાદન કરી અગ્નિની સ્થાપના કરી "**अयाश्चा०**" એ મંત્રવડે સ્રુવાવડે આજ્યાહુતિ એક અને સર્વપ્રાયશ્ચિત્તાહુતિ તેનો હોમ કરવો. એ પુનરાધેય છે. આ પોતાનો અગ્નિ છે એવા ભ્રમથી બીજાના અગ્નિ ઉપરે પોતે હોમ કર્યો હોય. અથવા પોતાના અગ્નિ ઉપરે બીજાએ હોમ કર્યો હોય તો "**पथिकृत् स्थालीपाकं करिष्ये,**" એવો સંકલ્પ કરી ચરૂ કરવો. અથવા, "**पथिकृत्स्थाने पूर्णाहुतिंहोष्यामि,**" એવો સંકલ્પ કરી સ્રુચિ પાત્રમાં બાર અથવા ચાર વાર ઘૃત લઇ. "**अग्नयेपथिकृते स्वाहा**" એ મંત્રવડે આહુતિ દેવી. સ્થાલીપાકનો આરંભ કરવાનો તે વિવાહપછી અથવા આધાન કીધા પછી પૂનમને દિવસે કરવો. એકમને દિવસે યાગ થયો ન હોય તો આગળ આવતાં પર્વ કરતાં પ્રથમની તિથિઓનેવિષે (ચોથ, નોમ, ચૌદશ, બીજ, પાંચમ અને આઠમ્ એ તિથિ વર્જ્ય કરી) કરવો. તેમાં કાળાતિક્રમ થવાનું પ્રાયશ્ચિત્ત નથી. અન્વાધાન કીધા પછી એકમને દિવસે ઇષ્ટિ કરવી. તે ન કરે તો ત્રીજ ઇત્યાદિક ઉક્ત તિથિઓનેવિષે, સર્વ પ્રાયશ્ચિત્ત હોમ કરી પુનઃ અન્વાધાન કરી યાગ કરવો. બીજું પર્વ પ્રાપ્ત થાય તો પથિકૃત્ સ્થાલીપાક પ્રથમ કરી, પ્રથમની રહેલી ઇષ્ટિ, પર્વદિવસે કરવી. તે પર્વને દિવસે પણ ન થાય તો બીજી એકમને દિવસે ઇષ્ટિલોપનું પાદકૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરી પ્રાપ્ત થયલા સમયે યાગ કરવો. બીજા યાગનો પણ આવતી તિથિનેવિષે લોપ થયો હોય તો તે પર્વદિવસે પાદકૃચ્છ્ર કરી પથિકૃત્ ચરૂ કરી બીજો યાગ કરવો. તે દિવસે પણ ન થાય તો ત્રીજી એકમને દિવસે, બે યાગનું અર્ધકૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરી પ્રાપ્ત થયલો યાગ કરવો. ત્રીજો યાગ, અર્ધકૃચ્છ્ર અને પથિકૃત્ સ્થાલીપાક પ્રથમ કરી, ઉક્ત તિથિને દિવસે અથવા ચતુર્થ પર્વને દિવસે કરવો. ન કરે તો અગ્નિ નષ્ટ થાયછે, માટે પુનરાધેય કરવું. ઇહાં **પુનરાધેયનો પ્રકાર**—આધાનોક્ત પદાર્થ સંપાદન કરી "**अयाश्चा०**" એ મંત્રવડે સ્રુવાજ્યાહુતિ દેવી, તે તો, સમારોપ કરેલી સમિધનો નાશ થયો હોય તેના નિર્ણ-

યને ઠેકાણે કહ્યુંજ છે. અને પુનરાધાન જે વિવાહ હોમાદિરૂપ તે તો પુનરાધેય કરતાં ભિન્ન છે. કુંડથકી બાહેર અને સમ્યોપરાસની[1] માંહ્ય અગ્નિ પડે તો, "इदंतनर्क॰" એ ઋચાવડે તે અગ્નિ કુંડમાં પધરાવી સર્વ પ્રાયશ્ચિત્ત હોમ કરવો. પર્વને દિવસે વ્રતલોપ થયો હોય તો, વ્રતપતિ અગ્નિને ઉદ્દેશે ચરૂ અથવા પૂર્ણાહુતિ કરવી. પર્વ દિવસે દંપતીમાંથી કોઇએકને અશ્રુપાત થયો હોય તો, વ્રતધારી અગ્નિને ઉદ્દેશે ચરૂ અથવા પૂર્ણાહુતિ કરવી. પવિત્રનો નાશ થયો હોય તો, પવિત્રવાન્ અગ્નિને ઉદ્દેશે ચરૂ અથવા પૂર્ણાહુતિ કરવી. અન્વાધાનેષ્ટિના મધ્યમાં ચંદ્રગ્રહણ પ્રાપ્ત થાય તો, "अत्राहगो॰" એ મંત્રવડે ચંદ્રને ઉદ્દેશે આજ્યાહુતિ દઇ, "नवोनवो॰" એ મંત્રવડે ઉપસ્થાન કરી ઇધ્માસ્થાપનાદિ યાગ કરવો. સૂર્યગ્રહણ હોય તો,"उद्वयं॰" એ મંત્રવડે સૂર્યને ઉદ્દેશે આજ્યાહુતિ દઇ, "चित्रंदेवानां॰" એ મંત્રવડે ઉપસ્થાન કરવું. અન્વાધાન કીધા પછી સ્વપ્નમાં વીર્યપાત થાય તો, "इमंमेवरुण॰, तत्वायामि॰" એ બે મંત્રવડે વરૂણને બે આજ્યાહુતિ દઇ સૂર્યની પૂજા અને "पुनर्माम॰" એ સૂત્રોક્ત મંત્રનો જપ કરવો. બુદ્ધિપૂર્વક વીર્યપાત થાય તો, વ્રતપતિ અગ્નિને ઉદ્દેશે ચરૂ કરવો. અન્ય સમયે સ્વપ્નમાં વીર્યપાત થયો હોય તો. સૂર્યને ત્રણ નમસ્કાર કરવા. ઇધ્માનું સ્થાપન કીધા પછી હોમદ્રવ્યને કાંઇ દોષ થાય તો, દુષ્ટ થયલાં હોમદ્રવ્યને ઠેકાણે આજ્ય પ્રતિનિધિ કરી યાગ સમાપ્ત કરી દુષ્ટ થયલું દ્રવ્ય જળમાં નાખી, અન્વાધાનાદિક, (તે તે છે દેવતા જેનો એવો) પુનઃ યાગ કરવો. ઇધ્માસ્થાપન થકી પ્રથમ હોમદ્રવ્યમાં દોષ ઉત્પન્ન થયો હોય તો તે દેવતાનું હોમદ્રવ્ય ફરી બીજું લઇ યાગ કરવો. સ્વિષ્ટકૃત્ કરવામાટે લીધેલાં હોમદ્રવ્યને કાંઈ દોષ ઉત્પન્ન થાય તો આજ્યવડે સ્વિષ્ટકૃત કરવો. અંગભૂત હોમદ્રવ્યને દોષ થાય તો તે સમયે ફરી આજ્ય ગ્રહણ કરવું.

---

हविर्दोषास्तु प्रच्युतनखकेशैःकीटैरक्तास्थिविण्मूत्रश्लेष्मादेर्वाभक्षितैश्चमार्जारनकुलकाकैर्मुखजलबिंदुघर्मनासिकामलाश्रुकर्णमलैः सूतिकारजस्वलाचांडालादिदृष्टिभिश्चसंसर्गाः देवताहविर्मंत्रादिविपर्यासेयद्वोदेवाइतिमरुद्भ्यआज्यहोमः कृत्स्नहविर्दाहेनद्धविरुत्पाद्यसएवयागोनतुपुनर्यागः पूर्वादिचतुर्दिक्षुचरूत्सेकेअग्नयेयमायवरुणायसोमायेतिक्रमेणहुत्वासर्वतउत्सेकेचतुर्भ्योपिहुत्वाकोणेषूत्सेकेव्याहृतीर्हुत्वा चरुमाप्यायस्वसंतेपयांसीतिमंत्राभ्यामाज्येनाप्यायति अग्नौमिदाहुतीचद्वेइतिकेचित् स्वगृह्याग्नेरन्यगृह्याग्निनासंसर्गेउभौयजमानौयुगपत्तमग्निंसमारोप्योभौप्रत्यवरोहणंकृत्वाऽग्नयेविविचयेचरुंकुर्यातांशवाग्निनासंसर्गेऽग्नयेशुचयेचरुः पचनाग्निनासंसर्गेसंवर्गायाग्नयेचरुः सर्वत्रसंसर्गेसमारोपप्रत्यवरोहणोत्तरंचरुः स्वयमग्निप्रज्वलनेउद्दीप्यस्वजातवेदो॰ मानोहिंसीर्जातवेदोगामश्वंपुरुषंजगत् अबिभ्रदग्नआगहिश्रियामापरिपातयेतिद्वाभ्यांद्वेसमिधावग्नयेजुहुयात् सर्वत्रविष्णपराधेसांगतार्थंसर्वप्रायश्चित्तं गृहदाहेग्नयेक्षामवतेचरुः एवमन्यान्यपिप्रायश्चित्तानिबह्वृचब्राह्मणा

---

[1] શમ્યાપ્રાસ, એવો પણ પાઠ છે. શમ્યાપરાસ એટલે કુંડથકી ચારે મેર ફરતી છત્રીસ અંગુળ લાંબી ભૂમી તે.

दिपूक्तानिज्ञेयानि यत्रतुप्रायश्चित्तविशेषोनोक्तस्तत्र सर्वप्रायश्चित्तंभूर्भुवःस्वरित्यनेनाज्याहुतेःसर्वप्रायश्चित्तसंज्ञा ॥

**હોમદ્રવ્યના દોષ કેહેછે**—શરીરથી છૂટ થયલ નખ અને કેશ, કીડા, રક્ત(લોહી), અસ્થિ, વિષ્ટા, મૂત્ર, કફ, ઇત્યાદિક ખરાબ પદાર્થ; બિલાડાં, નોલિઆં, કાગડા, મોઢાના થૂંકના છાંટા, પરસેવ, નાકનો મળ, આંસુ, કાનનો મળ; સુવાવડી, રજસ્વલા, ચાંડાલ ઇત્યાદિની દૃષ્ટિ; એમનો જે સંબંધ થાવો તે દોષ છે. દેવતા, હોમદ્રવ્ય, અને મંત્ર એમનો વિપર્યાસ(ઉલટપાલટ)થાય તો, "**यज्ञोदेवा०**"એ મંત્રવડે વાયુદેવતાને ઉદ્દેશે આજ્યનો હોમ કરવો. સઘળું હોમદ્રવ્ય બળી જાય તો, તે હોમ-દ્રવ્ય ઉત્પન્ન કરી તેજ યજ્ઞ કરવો, પુનર્યાગ કરવો નહી. પૂર્વાદિક ચાર દિશામાં ચરૂ ઉભરાય તો, ક્રમે કરી પૂર્વ દિશામાં અગ્નિને ઉદ્દેશે, દક્ષિણ દિશામાં યમને ઉદ્દેશે, પશ્ચિમ દિશામાં વરૂણને ઉદ્દેશે, અને ઉત્તર દિશામાં સોમને ઉદ્દેશે હોમ કરવો. ચારે દિશામાં ઉભરાય તો ચારે દેવતાને ઉદ્દેશે હોમ કરવો. પુણાભણી ઉભરાય તો વ્યાહૃતિવડે હોમ કરી "**आप्यायस्व०, संतेपयांसि०**" એ બે મંત્રવડે ચરૂને આજ્યવડે યુક્ત કરવો. કોઇ ગ્રંથકાર, અગ્નિમાં બે મિંદાહુતિ (**यन्मआ० पुनर०**)દેવી એમ કે-હેછે. પોતાના ગૃહ્યાગ્નિનો બીજાના ગૃહ્યાગ્નિજોડે સંસર્ગ થયો હોય તો, બન્ને યજ-માને એક કાળે તે અગ્નિનો સમારોપ કરી બન્ને જણાએ પ્રત્યવરોહણ કર્મ કરી વિવિચિનામક અગ્નિને ઉદ્દેશે ચરૂ કરવો. શબના અગ્નિજોડે સંસર્ગ થયો હોય તો, શુચિ નામના અગ્નિને ઉદ્દેશે ચરૂ કરવો. પાકના અગ્નિ સાથે સંસર્ગ થયો હોય તો, સંસર્ગ નામના અગ્નિને ઉદ્દેશે ચરૂ કરવો. સર્વત્ર સંસર્ગનેવિષે સમારોપ અને પ્રત્યવરોહણ કીધા પછી ચરૂ કરવો. પોતાનીમેળે અગ્નિ પ્રદીપ્ત થાય તો, "**उद्दीप्यस्वजातवेदो०, मानोहिंसीर्जातवेदो गामश्वं पुरुषं जगत् ॥ अबिभ्रदग्न आगहि श्रियामा परिपातय०**" એ બે મંત્રવડે બે સમિધ અગ્નિને ઉદ્દેશે હોમવી. સર્વત્ર અનુષ્ઠાનની વિધિમાં ચુક પડે તો તેની સાંગતાને અર્થે સર્વ પ્રાયશ્ચિત્તાહુતિ દેવી. ઘર દગ્ધ થયું હોય તો ક્ષામવાન્ અગ્નિને ઉદ્દેશે ચરૂ કરવો. એ પ્રમાણે બીજાં પ્રાયશ્ચિત્ત ઋગ્વે-દના બ્રાહ્મણાદિ ગ્રંથમાં કહ્યાંછે તે જોઇ લેવાં. જે સ્થળે વિશેષ પ્રાયશ્ચિત્ત કહ્યું નથી તે ઠેકાણે સર્વ પ્રાયશ્ચિત્તાહુતિ કરવી. "**भूर्भुवःस्वः**" એ મંત્રવડે જે આજ્યાહુતિ દેવી તેનું **સર્વપ્રાયશ્ચિત્ત** એવું નામ છે.

---

अथाग्न्युपघातनिमित्तानि श्वशूकररासभकाकसृगालमर्कटशूद्रांत्यजपतितकुणपसूतिकारजस्वलाभिःपुरीषमूत्ररेतोश्रुपूयश्लेष्मशोणितास्थिमांसादिभिरन्यैर्वाजुगुप्सितैरारोपितारणिस्पर्शेग्नेःस्पर्शेवाग्निनाशः तत्रारणिगतेवन्हौनष्टेपुनराधेयमग्नेःस्पर्शेपुनराधानं यद्वापुनस्त्वादित्यारुद्रावसवःसमिंधतांपुनर्ब्रह्माणोवसुनीथयज्ञैः घृतेनत्वंतन्वंवर्धयस्वसत्याःसंतुयजमानस्यकामाःस्वाहा आदित्यरुद्रवसुभ्यइदंनममेतिसमिद्धोमःस्रुवेणाज्याहुतिर्वा अग्नौजलोपघातेपीदमेव स्वस्यजीविनोमृतशब्दश्रवणेग्नयेसुरभिमतेचरुःपूर्णाहुतिर्वा प्रधानाहुतीनांस्विष्टकृतासंसर्गेसर्वप्रायश्चित्तं पिंडपितृयज्ञेअतिप्रणीतनाशेतत्राहोमपक्षेसर्वप्रा

**यश्चित्तं होमपक्षेपुनःप्रणयनमपि आपस्तंबानांप्रायश्चित्तांतेप्रणयनमेवनित्यं पिंडपितृयज्ञलोपेवैश्वानरश्चरुः सप्तहोत्राख्यमहाहविर्होतेत्यादिमंत्रैःपूर्णाहुतिर्वा श्रवणाकर्मसर्पबल्याश्वयुज्याग्रयणप्रत्यवरोहणकर्मणामन्यतमलोपेप्राजापत्यकृच्छ्रं अकृताग्रयणस्यनवान्नभक्षणेग्नयेवैश्वानरायचरुः अष्टकालोपेउपवासः पूर्वेद्युःश्राद्धलोपेप्युपवासः उपवासप्रत्याम्नायएकविप्रभोजनंवा अन्वष्टक्यलोपेएभिर्द्युभिःसुमनाएभिरिंदुभिरितिऋचःशतंजपः सर्वत्रचरुस्थानेपूर्णाहुतिःदर्शपूर्णमासानारंभे आलस्यादिनापूर्णाहुतिकरणेतुयागपर्याप्तंव्रीह्याज्यंदेयमितिगृह्याग्निसागरे निषिद्धतिथ्यादौस्वभार्यागमनेअयाज्ययाजनेलशुनादिगणिकान्नाद्यभोज्यभोजनेनिषिद्धप्रतिग्रहेपुनर्मामैत्विंद्रियं० इमेयेधिष्ण्यासइतिद्वाभ्यामाज्यहोमः समिद्धोमोवाजपोवा गृहोपरिकपोतोपवेशनेदेवाःकपोतइतिपंचर्चसूक्तजपःप्रत्यृचमाज्यहोमोवापाकयज्ञतंत्रेण दुःस्वप्नदर्शनेयोमेराजन्युज्योवेतिऋचासूर्योपस्थानं आतुरत्वनाशाय यक्ष्मरोगनाशायवामुंचामित्वेतिसूक्तेनप्रत्यृचंचरोर्होमः यक्ष्मनाशायेदंनममेतिपंचसुत्यागः षष्टंस्विष्टकृदिति प्रोक्षणीप्रणीतास्थजलानांबिंदुपातेस्रावेवाआपोहिष्ठेतितृचेनपुनःपूरणंततंमेअपस्तदुतायतेइत्यृचाज्याहुतिः इध्माधानलोपेतस्याज्यभागोत्तरंस्मरणेविपर्यासप्रायश्चित्तं कृत्वेध्माधानंचकृत्वाप्रधानयागः प्रधानयागोत्तरंस्मरणेग्निसमिंधनरूपद्वारस्याभावाल्लोपएवेतिप्रायश्चित्तेनैवसिद्धिः अन्यांगेष्वप्येवमूह्यं ॥**

## હવે અગ્નિનાશ થવાનાં નિમિત્ત કેહુછે.

કુતરૂં, સુવર; ખર, કાગડા, સિયાલ, વાંદરા, શૂદ્ર, અંત્યજ (ચાંડાળ), વટલેલો, શબ, સુવાવડી, રજસ્વલા, વિષ્ઠા, મૂત્ર, વીર્ય, અશ્રુપાત,પિરૂ, કફ, રૂધિર, અસ્થિ, અને માંસ ઇત્યાદિક તેમ બીજા પણ નિંદિત પદાર્થનો, જે અરણિ ઉપરે અગ્નિસમારોપ કરેલો છે તે અરણીને અથવા સાક્ષાત્ અગ્નિને સ્પર્શ થાય તો તે અગ્નિ નષ્ટ થાયછે. તેમાં અરણીસંબંધિ અગ્નિ નષ્ટ થાય તો પુનરાધેય કરવું, અને સાક્ષાત્ અગ્નિને સ્પર્શ થયો હોય તો પુનરાધાન કરવું, અથવા, "**पुनस्त्वादित्या०**" એ મંત્રવડે સમિધહોમ કરી "**आदित्यरुद्रवसुभ्य इदं न मम**" એવો ત્યાગ કરવો, અથવા સ્રુવ પાત્રવડે આજ્યાહુતિ દેવી. અગ્નિવિષે જળ પડે તો પણ એજ પ્રાયશ્ચિત્ત જાણવું. પોતે જીવતાં હું મૃત થયો એવો શબ્દ સાંભળવામાં આવે તો, સુરભિમાન્ અગ્નિને ઉદ્દેશે ચરૂ અથવા પૂર્ણાહુતિ કરવી. પ્રધાન આહુતિનો સ્વિષ્ટકૃત્‌સાથે સંસર્ગ થાય તો સર્વપ્રાયશ્ચિત્તાહુતિ કરવી. પિંડપિતૃયજ્ઞવિષે અતિપ્રણીત નામના અગ્નિનો નાશ થયા છતાં હોમપક્ષ ન હોય તો તેવિષે સર્વપ્રાયશ્ચિત્ત કરવું. હોમપક્ષ હોય તો ફરી અગ્નિ પધરાવવો એ પણ કરવું. આપસ્તંબોને પ્રાયશ્ચિત્તાહુતિ કીધા પછી ફરી અગ્નિ પધરાવવાનું અવશ્ય છે. પિંડપિતૃયજ્ઞનો લોપ થયો હોય તો વૈશ્વાનર ચરૂ કરવો. અથવા, "**सप्तहोत्राख्यमहाहविर्होता०**" ઇત્યાદિક મંત્રવડે પૂર્ણાહુતિ કરવી. શ્રવણાકર્મ, સર્પબળિ, આશ્વયુજી કર્મ, આગ્રયણ અને પ્રત્યવરોહણ એ કર્મમાંથી એકાદનો લોપ થયો હોય તો પ્રાજાપત્યકૃચ્છ્ર કરવું. આગ્રયણ

કીધા વિના નવું અન્ન ભક્ષણ કીધું હોય તો વૈશ્વાનર અગ્નિને ઉદ્દેશે ચરૂ કરવો. અષ્ટકાશ્રાદ્ધનો લોપ થયો હોય તો ઉપવાસ કરવો. પૂર્વેદ્યુઃશ્રાદ્ધનો લોપ થયો હોય તો પણ ઉપવાસ કરવો. અથવા ઉપવાસનો પ્રત્યામ્નાય એક બ્રાહ્મણને ભોજન કરાવવું. અન્વષ્ટક્ય શ્રાદ્ધનો લોપ થયો હોય તો, "**एभिर्द्युभिःसुमना०, एभिर्गिर्दुभिः**" એ ઋચાનો સો વાર જપ કરવો. જે જે ઠેકાણે ચરૂ કરવાનું કહેલું છે તે તે ઠેકાણે, દર્શપૂર્ણમાસનો આરંભ કીધો ન હોય તો, પૂર્ણાહુતિ કરવી. આલસ્ય ઇત્યાદિ કારણથકી (ચરૂ ઠેકાણે) પૂર્ણાહુતિ કીધી હોય તો, યાગ પૂર્ણ થાય એટલા તંદુલ અને ઘૃતનું દાન કરવું, એમ ગૃહ્યાગ્નિસાગરમાં કહ્યુંછે. નિષિદ્ધ તિથિ ઇત્યાદિક દિવસે પોતાની સ્ત્રીનું ગમન કીધું હોય, જે હોમ કરાવવાને અયોગ્ય હોય તેને ઘરે હોમ કરાવ્યો હોય, લસણ ઇત્યાદિક અને વેશ્યાનાં ઘરનું અન્ન ઇત્યાદિક અભોજ્ય પદાર્થનું ભોજન કીધું હોય, નિષિદ્ધ દાન લીધું હોય તો એમને વિષે, "**पुनर्मामैत्विंद्रियं०, इमेये धिष्ण्यासः०**" એ બે મંત્રવડે આજ્યહોમ, અથવા સમિધહોમ, અથવા જપ કરવો. ઘરની ઉપરે કપોતપક્ષી (હોલો) બેઠેલો હોય તો, "**देवाः कपोत०**" એ પાંચ ઋચાનાં સૂક્તનો જપ અથવા પાકયજ્ઞતંત્રે કરી એક એક ઋચાવડે આજ્યહોમ કરવો. દુષ્ટ સ્વપ્ન દેખાયલું હોય તો. "**योमे राजन्युज्योवा०**" એ મંત્રવડે સૂર્યનું ઉપસ્થાન કરવું. રોગનિવૃત્તિ માટે અથવા યક્ષ્મ (ક્ષય) રોગના નાશ માટે, "**मुंचामित्वा०**" એ સૂક્તની એક એક ઋચાવડે ચરૂનો હોમ કરવો, અને પાંચ ઋચાવિષે, "**यक्ष्मनाशायेदं न मम**" એવો ત્યાગ કેહેવો. છઠી સ્વિષ્ટકૃત્ આહુતિ દેવી.—પ્રોક્ષણી અને પ્રણીતા એ પાત્રમાંનાં જળના બિંદુ બાહેર પડે અથવા એ પાત્રનો સ્રાવ (ઝરવું) થાય તો, "**आपोहिष्ठा०**" એ ત્રણ ઋચા ભણી કરી તે પાત્રમાં જળ પૂરવું, અને "**ततं मे अपस्तदुतायते०**" એ ઋચાવડે આજ્યાહુતિ દેવી. ઇધ્માસ્થાપનનો લોપ થયો હોય અને આજ્યભાગ થયા પછી તેનું સ્મરણ થાય તો વિપરીતપણું થવાનું પ્રાયશ્ચિત્ત કરી ઇધ્માસ્થાપન કરી પ્રધાનયાગ કરવો. પ્રધાનયાગ થયા પછી તેનું સ્મરણ થયું હોય તો અગ્નિપ્રજ્વલનરૂપ દ્વારનો અભાવ હોવાથી લોપજ છે અને પ્રાયશ્ચિત્તવડેજ તે ઇધ્માની સિદ્ધિ થાયછે. બીજાં અંગોવિષે પણ એવોજ નિર્ણય જાણવો.

**अथाग्निनाशकानि दंपत्योरन्यतरोग्निसमीपेउदयास्तमयकालेवसेत् उभौदंपतीगृहसीमांग्रामसीमांवानदींवोल्लंघ्यहोमकालेबहिर्वसेतांनदापुनराधानं अग्नीनामजस्रहरणेशम्यापरासात्प्रागुच्छ्वासेग्निनाशः कर्मार्थहरणेग्नीनांनानुच्छ्वासादिचोद्यते आत्मसमारोपणपक्षेप्सुमज्जनेमैथुनेशूद्रादिस्पर्शनेग्निनाशः पत्न्यनेकत्वेपिएकस्यामपिहोमकालेगृहसीम्नोबहिर्गतायामग्निनाशः ॥**

## હવે અગ્નિનો નાશ કરનારાં નિમિત્ત કેહેછે.

દંપતી (સ્ત્રી પુરૂષ બે)માંથી એક, અગ્નિની સમીપે ઉદયકાળે, અને અસ્તકાળે વાસ કરવો. બન્ને દંપતી ઘરની સીમા, કિંવા ગામની સીમા અથવા નદી એમનું

ઉલ્લંઘન કરી હોમકાળે બાહેર નિવાસ કરે તો પુનરાધાન કરવું જોઇએ. કુંડમાંથી અગ્નિ સર્વે બાહેર લઈ જવો એ પક્ષમાં અગ્નિ લઇ જતાં શમ્યાપરાસ (છત્રીસ અંગુળ ભૂમી)ની માંહ્ય શ્વાસ આવે તો અગ્નિનો નાશ થાયછે. કાંઇએક કર્મવિશેષ-માટે કુંડમાંથી અગ્નિ લઈ જતાં તે સમયે ઉચ્છ્વાસ રોકવાનું જરૂર નથી. પોતાને-વિષે અગ્નિસમારોપ કીધો છે એ પક્ષવિષે તે જળમાં બુડે, મૈથુન અથવા શૂદ્રાદિ-કનો સ્પર્શ કરે તો અગ્નિ નષ્ટ થાયછે. ઘણી સ્ત્રિયો છતાં પણ તેમાંની એક સ્ત્રી પણ હોમકાળે ઘરની સીમાથી બાહેર જાય તો અગ્નિ નષ્ટ થાયછે.

---

ज्येष्ठायामग्निसमीपस्थायांकनिष्ठयासहयजमानप्रवासोनदोषाय दंपतीउभावपिग्रामगृहयोःसीम्नोर्बहिर्गत्वाहोमकालात्पूर्वमागतौचेन्नदोषः यजमानेग्निसमीपस्थेपिहोमकालेपत्न्याग्रामांतरस्थितौपुनराधानमाहुः प्रवासेन्यतरेणसमारूढाग्नेरन्वारंभासत्त्वेनदीसीम्नोरुल्लंघनेपुनराधानं अग्निंविहाययजमानस्यशतयोजनगमनेवर्षपर्यंतंस्वयंहोमाभावेवाग्निनाशःतत्रपुनराधानंपवित्रेष्टिर्वा विनाग्निभिर्यदापत्नीनदीमंबुधिगामिनीं अतिक्रमेत्तदाग्नीनांविनाशःस्यादितिश्रुतिः अग्निसमीपेपत्यौपत्न्यंतरेवापत्न्यानदीलंघनेदोषोन पतिप्रवासेपत्न्याअग्निभिःसहसीमोल्लंघनेग्निनाशः एवंपत्युरपिपत्नीप्रवासे जलेनहेतुनाग्निरुपशांतश्चेत्पुनराधेयं तदेवपुनराधेयमग्नावनुगतेसति असमाधायचेत्स्वामीसीमामुल्लंघ्यगच्छति समारोपणंविनाशम्यापरासादूर्ध्वमग्नीनांहरणेनाशः रजोदोषेसमुत्पन्नेसूतकेमृतकेपिवा प्रवसन्नग्निमान्विप्रःपुनराधानमर्हति बव्हीनामपिचैकस्यामुदक्यायांनतुव्रजेत् एकादशेचतुर्थेन्हिगंतुमिच्छेन्निमित्ततः नचाग्निहोमवेलायांप्रवसेन्नचपर्वणिहोमद्वयात्ययेदर्शपूर्णमासात्ययेपुनराधेयमापस्तंबादिविषयं पचनाग्नौपचेदन्नंसूतकेमृतकेपिवा अपक्कानुवसेद्रात्रिंपुनराधानमर्हतीदंकात्यायनादिपरं पत्नीप्रवासेपुनराधानमुक्तंतदेकभार्यस्य बहुभार्यस्यतुज्येष्ठाप्रवासएवपुनराधानमितिकेचित् एतेषुनिमित्तेषुस्थितानग्नीनुत्सृज्यान्येषामाधानं आरादुपकारकांगलोपेकर्मसमाप्तेःप्राक्प्रायश्चित्तंकृत्वातदंगंकुर्यात् कर्मसमाप्तौप्रायश्चित्तमेवनांगावृत्तिः सन्निपत्योपकारकांगस्यद्रव्यसंस्काररूपस्यलोपेप्रधानात्प्राक्तत्कार्यं प्रधानोत्तरंप्रायश्चित्तमेवनावृत्तिः ॥

જ્યેષ્ઠ સ્ત્રી અગ્નિની સમીપમાં રહ્યા છતાં કનિષ્ઠ સ્ત્રીનીસાથે યજમાન પ્રવાસ કરે તો દોષકારક નથી. યજમાન અને તેની સ્ત્રી બન્ને ઘરની સીમાથી બાહેર જઇ હોમકાળથી પ્રથમ ઘરે આવે તો દોષ નથી. યજમાન અગ્નિ સમીપમાં છતાં પણ હોમસમયે સ્ત્રી બીજે ગામે રહી હોય તો પુનરાધાન કરવું એમ કેહેછે. પ્રવાસમધ્યે નદી અથવા સીમાના ઉલ્લંઘન સમયે દંપતીમાંનું એક જો સમારોપિત અગ્નિનો સ્પર્શ ન કરે તો પુનરાધાન કરવું જોઇએ. યજમાન અગ્નિને છોડી ચાર સો ગાઉ પર્યંત પ્રયાણ કરે અથવા એક વર્ષ પર્યંત પોતે હોમ ન કરે તો અગ્નિ નષ્ટ થાયછે. તેમ થયું હોય તો પુનરાધાન અથવા પવિત્રેષ્ટિ કરવી. "સાથે અગ્નિ લીધા વિના સ્ત્રી, સમુદ્રને મળનારી નદીનું ઉલ્લંઘન કરે તો અગ્નિનો નાશ થાયછે એવી શ્રુતિ પ્રમાણ છે." અગ્નિની સમીપે પતિ અથવા બીજી સ્ત્રી હોય તો સ્ત્રીને નદી

ઉલ્લંઘન કરવાનો દોષ નથી. પતિ પ્રવાસમાં છતાં સ્ત્રી અગ્નિસહિત, સીમાનું ઉલ્લંઘન કરે તો અગ્નિનો નાશ થાયછે. એ પ્રમાણેજ સ્ત્રી પ્રવાસમાં છતાં પતિ અગ્નિસહિત, સીમાનું ઉલ્લંઘન કરે તો પણ અગ્નિનો નાશ થાયછે. જલના યોગથી અગ્નિ નષ્ટ થયો હોય તો પુનરાધેય કરવું. "અગ્નિ નષ્ટ થયા છતાં યજમાન અગ્નિનું ઉપસ્થાન કીધા વિના સીમાનું ઉલ્લંઘન કરે તો તેજ પુનરાધેય કરવો." સમારોપ કીધા વિના શમ્યાપરાસથી બાહેર અગ્નિ લઈ જાય તો તે અગ્નિ નષ્ટ થાયછે. "સ્ત્રીને રજોદોષ, જનનાશૌચ, અથવા મૃતાશૌચ છતાં અગ્નિમાન્ બ્રાહ્મણ પ્રવાસ કરે તો તે પુનરાધાનને યોગ્યછે. બહુ સ્ત્રીયોમાંથી જો એક રજસ્વલા હોય તો પણ પ્રવાસ જાવું નહી. નિમિત્તથકી અગ્યારમે અથવા ચોથે દિવસે પ્રવાસ જવાની ઇચ્છા કરવી. અગ્નિના હોમસમયે અથવા પર્વને દિવસે પ્રયાણ કરવું નહી." બે હોમનો લોપ થાય અથવા દર્શપૂર્ણમાસ સ્થાલીપાકનો લોપ થાય તો પુનરાધેય કર્મ કરવાનું જે કહ્યું તે આપસ્તંબાદિ શાખાવિષયક છે. "જનનાશૌચ અને મૃતાશૌચ છતાં પાકાગ્નિ ઉપરે પાક કરવો. અને પાકાગ્નિ ઉપરે પાક ન કરતાં એકજ. રાત્રિ તેમ રહે તો પુનરાધાન કરવું," એવું જે કહ્યુંછે તે કાત્યાયનોવિષયક છે. સ્ત્રી પ્રવાસ કરે તો પુનરાધાન કરવું એ કહ્યું તે જેની એક સ્ત્રી છે તેવિષે છે. જેની બહુ સ્ત્રીઓ છે તેણે જ્યેષ્ઠ સ્ત્રી પ્રવાસ કરે તોજ પુનરાધાન કરવું, એમ કોઇ ગ્રંથકાર કેહેછે. એ પૂર્વોક્ત નિમિત્ત છતાં પ્રથમ અગ્નિનો ત્યાગ કરી બીજા અગ્નિનું આધાન કરવું. તરતમાં ઉપકાર કરનારાં અંગભૂત (પ્રયાજાદિ) કર્મનો લોપ થયા છતાં કર્મ સમાપ્તિથી પ્રથમ પ્રાયશ્ચિત્ત કરી લુપ્ત થયલું અંગભૂત કર્મ કરવું. કર્મ સમાપ્તિ થયા પછી લોપ સ્મરણ થયો હોય તો પ્રાયશ્ચિત્તજ કરવું, અંગભૂત કર્મની આવૃત્તિ કરવી નહી. પરંપરા સંબંધવડે દ્રવ્યસંસ્કારરૂપ ઉપકારક અંગનો લોપ થયો હોય તો પ્રધાન કર્મથકી પ્રથમ તે અંગભૂત કર્મ કરવું. પ્રધાન કર્મ થયા પછી લોપ થયો હોય તો પ્રાયશ્ચિત્તજ કરવું, અંગભૂત કર્મની આવૃત્તિ કરવી નહી.

---

**मृतायैपत्न्यैदाहायार्धाग्निंदत्वावशिष्टाग्नौसायंप्रातर्होमस्थालीपाकाग्रयणानिकुर्यात् कौस्तुभेतुअर्धाग्निदानादिकमुक्त्वाविधुरस्यापूर्वाधानप्रकारस्तस्यविच्छेदे पुनराधानप्रकारश्चोक्तः तत्राधानप्रकारोवशिष्टाग्नेःप्राक्होमान्नाशपरः यद्वाश्रौताग्निषुभार्यायैअर्धाग्निदानंकृत्वाउत्सर्गेष्ट्यापूर्वाग्नीन्परित्यज्यपुनराधानंकृत्वाग्निहोत्रंकार्यमित्युक्तंतद्वदत्रापि उत्सर्गेष्ट्यापूर्वाग्नित्यागोत्तरमपूर्वाधानंकौस्तुभेउक्तमितियोज्यमितिभाति ॥**

પત્ની મૃત થઈ હોય તો તેના દાહ માટે અર્ધ અગ્નિ દઈ શેષ રહેલા અગ્નિ ઉપરે સાયંપ્રાતર્હોમ, સ્થાલીપાક અને આગ્રયણ કરવાં. કૌસ્તુભમાં તો, અર્ધ અગ્નિ દેવો ઇત્યાદિક કહી વિધુરે (જેની સ્ત્રી મૃત થઈ હોય તેણે) નવીન આધાન કરવું, અને તે શેષ રહેલો અગ્નિ નષ્ટ થાય તો પુનરાધાન કરવું, એમ કહ્યુંછે; તેમાં આધાન કરવાવિષે જે પ્રકાર કહ્યો તે, શેષ રહેલો અગ્નિ હોમથી પ્રથમ નષ્ટ થાય તો તે પરાયણ જાણવો. અથવા શ્રૌતાગ્નિમાંથી સ્ત્રીના ( દાહમાટે ) અર્ધ અગ્નિ દઈ

ઉત્સર્ગેષ્ટિ કરી પ્રથમના અગ્નિનો ત્યાગ કરી પુનરાધાન કરી અગ્નિહોત્ર કરવો એમ કહ્યુંછે, તેમ ઇહાં પણ ઉત્સર્ગેષ્ટિ કરી પૂર્વ અગ્નિનો ત્યાગ કીધા પછી અપૂર્વાધાનવિષે **કૌસ્તુભમાં** કહ્યુંછે, એમ યોજના કરવી એ રીતે ભાસેછે.

---

**अरणिस्रुवादिपात्राणांलक्षणवृक्षादिविचारोन्यत्रज्ञेयः एतेषांविधीनांसंकल्पादिविस्तरयुक्ताःप्रयोगागृह्याग्निसागरे प्रायश्चित्तादिविधयःप्रायःसर्वसूत्रेषुसमानाएव क्वचित्क्वचित्स्वस्वसूत्रोक्ताविशेषाऊह्याः विवाहहोमोगृहप्रवेशनीयहोमेनसमानतंत्रोनुष्ठीयमानोबह्वृचानांपुनराधानं अन्येषांविवाहहोमाद्भिन्नमेवेतिविशेषः ॥**

અરણી, સ્રુવ ઇત્યાદિક પાત્રોનાં લક્ષણ અને તે કયાં વૃક્ષનાં કરવાં તેનો નિર્ણય બીજા ગ્રંથોમાં જોવો. એ પૂર્વોક્ત સર્વ વિધિના સંકલ્પ ઇત્યાદિ વિસ્તારયુક્ત પ્રયોગ **ગૃહ્યાગ્નિસાગરમાં** જોવા. પ્રાયશ્ચિત્ત ઇત્યાદિકનો વિધિ ઘણું કરી સર્વ સૂત્રમાં સમાનજ કહ્યોછે. કોઇ કોઇ ઠેકાણે પોતપોતાનાં સૂત્રમાં કહેલા વિશેષ જોઇ લેવા. વિવાહહોમ, ગૃહપ્રવેશનીય હોમની સાથે એક તંત્રે કરવો તે ઋગ્વેદીઓને પુનરાધાન છે, બીજી શાખાવાળાઓએ વિવાહહોમ કરતાં ભિન્નજ પુનરાધાન કરવું, આ વિશેષ જાણવો.

---

**अथकात्यायनोपयोगिकिंचिदुच्यते पराग्निपक्वंनाश्नीयाद्गुडगोरसमंतरा आहिताग्नेरयंधर्मोयाज्ञिकानांतुसंमतः इक्षुक्षीरविकाराश्चभ्राष्टभृष्टयवाअपि पराग्निपक्वंनज्ञेयंप्रवासेचाग्निहोत्रिणः यदन्नंवारिहीनंचपक्वंकेवलपावके तदन्नंफलवद्ग्राह्यमन्नदोषोनविद्यते प्रातर्होमंतुनिर्वर्त्यसमुद्धृत्यहुताशनात् शेषंमहानसेकृत्वातत्रपाकंसमाचरेत् पूर्वेणयोजयित्वातंतस्मिन्होमोविधीयते अतोस्मिन्वैश्वदेवादिकर्मकुर्यादतंद्रितः ॥**

## હવે કાત્યાયનોને ઉપયોગી કાંઈ નિર્ણય કેહેછે.

( કાત્યાયનોએ ) "ગોળ, અને ગોરસવિના બીજા પદાર્થો બીજાના અગ્નિ ઉપરે પક્વ થયલા ભક્ષણ કરવા નહી. અગ્નિહોત્રીનો એ ધર્મ યાજ્ઞિકોને માન્ય છે. સેરડી અને દૂધથી બનેલા પદાર્થ; ( માટીનાં ) ખપરમાં ભૂજેલા યવ, એ પદાર્થો બીજાના અગ્નિ ઉપરે પક્વ થયા હોય તો પણ પ્રવાસમાં અગ્નિહોત્રિએ બીજાના અગ્નિ ઉપરે પક્વ છે એમ સમજવું નહી, અર્થાત્ (ગ્રહણ કરવા). કેવલ લૌકિકાગ્નિ ઉપરે જળ વિના પક્વ થયલું અન્ન તે ફળની પેઠે લેવું, તે લેવાથી અન્નનો દોષ નથી. પ્રાતઃકાળનો હોમ સમાપ્ત કરી તે અગ્નિમાંથી થોડો અગ્નિ લઈ રસોડામાં પ્રદીપ્ત કરી તે ઉપરે સર્વ પાક કરવો. ફરી તે અગ્નિ કુંડના અગ્નિજોડે મેળવી તે ઉપરે હોમ કરવો,એમ છે માટે આલસ્ય છોડી વૈશ્વદેવાદિક કર્મ ગૃહ્યાગ્નિ ઉપરે કરવું.

---

**बह्वृचकारिकायां नित्यंपाकायशालाग्नेरेकदेशस्यकार्यतः पाकार्थमुल्मुकंहृत्वातत्रपक्वामहानसे वैश्वदेवोप्यगारेस्यात्पाकार्थोग्निश्चलौकिकः भूरिपाकोभवेद्यत्रश्राद्धादावुत्सवेषु च कृतेचवैश्वदेवेथलौकिकोनैवकार्यतः दीपकोधूपकश्चैवतापार्थंयश्चनीयते सर्वेनेलौकि**

काञ्जेयास्तावन्मात्रापवर्गतः बहुधाविहृतोह्यग्निरावमथ्यात्कथंचन यावदेकोपितिष्ठेननताव दन्योनमथ्यने वैश्वदेवात्तथाहोमात्प्राक्ज्ञेयंनैवमंथनं पचनाग्नावपक्वाहः पुनराधानमर्हति आरोपितारण्योश्चोभेएकावायदिनश्यति तत्राग्न्याधेयमिच्छंतिपुनराधेयमेववा अथाना रोपितारण्योःक्षयेग्राह्येनवेपुनः नदलाभेयदोद्वायादत्रस्यात्पुनराहितिः शूद्रोदक्यांत्यजैश्चैवपतितामेध्यरासभैः अनारूढारणिस्पर्शेनेविहायान्ययोर्ग्रहः आरूढारणिस्पर्शेपुनराधेयमुक्तं भवतंनःसमेत्यप्सुमज्जयेद्दूषितारणी एकारण्येवदुष्टाचेत्तामेवाप्सुनिमज्जयेत् तत्रान्यारणिलाभात्प्रागुद्वानेपुनराहितिः उद्वानेअग्नौनष्टे नष्टायामरणौयावदग्निस्तिष्ठतिवेश्मनि तावद्धोमादिकंकृत्वानन्नाशेपुनराहरेत् अत्रैकारणिनाशेन्यामेकांमंत्रेणोपादायोभाभ्यांमंथनमितिकेचित् अवशिष्टांतामेवछित्वामंथनमित्यपरे एकस्याःदोषेप्यरणिद्वयंत्यक्त्वानूतनद्वयोपादानमितिनारायणवृत्त्याशयः अयमरणिविचारःश्रौतस्मार्तसाधारणःसर्वशाखीसाधारणश्च ॥

બહ્વૃચકારિકામાં કેહેછે—"નિત્ય પાક કરવામાટે ગૃહ્યાગ્નિમાંથી એક પડખાનું, પાક કરવો એજ છે પ્રયોજન જેનું એવું ઉલ્મુક (બળતું કાષ્ટ) રસોડામાં લઇ જઈ પ્રદીપ્ત કરી તે ઉપરે સર્વ પાકની ઉત્પત્તિ કરવી. જે ઉપરે પાક થયો તે લૌકિકાગ્નિ છે માટે વૈશ્વદેવ ગૃહ્યાગ્નિ ઉપરે કરવો. શ્રાદ્ધ ઇત્યાદિક નિમિત્ત અને ઉત્સવને દિવસે જે અગ્નિ ઉપરે મ્હોટો પાક થાયછે તે ઉપરે વૈશ્વદેવ કરવો; કારણ, કાર્યને અનુસારે તે લૌકિકાગ્નિ નથી. દીપક કરવા માટે, ધૂપ કરવા માટે અને તાપવામાટે ગૃહ્યાગ્નિમાંથી લીધેલો જે અગ્નિ તે સર્વ લૌકિકાગ્નિ છે. કારણ, તે તે કાર્ય થયા પછી તે તે અગ્નિનું ગૃહ્યાગ્નિપણું નષ્ટ થાયછે. ગૃહ્યાગ્નિમાંથી જુદાં જુદાં કાર્યમાટે બહુ વાર લીધેલા અગ્નિમાંથી જ્યહાં પર્યંત એક પણ અગ્નિ હોય ત્યહાં પર્યંત અરણી મંથન કરી બીજો અગ્નિ લેવો નહી. વૈશ્વદેવ, હોમ કરવાથી પ્રથમ અગ્નિમંથન કરવું નહી. પાક કરવામાટે ગૃહ્યાગ્નિમાંથી લીધેલો જે અગ્નિ તે પચનાગ્નિ છે, માટે પચનાગ્નિ ઉપરે દિવસનો પાક ન કરે તો તેણે પુનરાધાન કરવું. અગ્નિ સમારોપ કરેલી એવી બે અરણીમાંથી એક, અથવા બન્ને અરણી નષ્ટ થઈ હોય તો તે કાળે અગ્નિનું આધેય કરવું, અથવા પુનરાધેયજ કરવું. અગ્નિસમારોપ ન કરેલી એવી અરણી નષ્ટ થાય તો બીજી નવી અરણી લેવી. બીજી નવી અરણી ન મળે અને અગ્નિ નષ્ટ થાય તો પુનરાધાન કરવું. અગ્નિ સમારોપ ન કરેલી અરણીનો શૂદ્ર, રજસ્વલા, ચાંડાળ, પતિત, અપવિત્ર, ગર્દભ (ખર) ઇત્યાદિકોએ સ્પર્શ કીધો હોય તો તેનો ત્યાગ કરી બીજી બે અરણી લેવી." અગ્નિસમારોપ કરેલી અરણીને શૂદ્રાદિકોનો સ્પર્શ થયો હોય તો પુનરાધેય કરવું એમ કહ્યુંછે. સમારોપ કરેલી અરણી દૂષિત થઈ હોય તો તે અરણી, "भवतंनः सम०" એ મંત્રવડે જળમાં નાખવી. એકજ અરણી દૂષિત થઈ હોય તો તેનેજ જળમાં નાખવી. બીજી અરણી મળવાથી પ્રથમ અગ્નિ નષ્ટ થાય તો પુનરાધાન કરવું. "અરણી નષ્ટ થયા પછી યાવત્કાળ અગ્નિ ઘરમાં છે ત્યહાં પર્યંત હોમાદિક કરવાં, અને તે અગ્નિ નષ્ટ થાય તો પુનરાધાન કરવું." આ

સ્થળમાં એક અરણીનો નાશ થયા પછી બીજી એક અરણી સમંત્રક લઇ, બે અરણીવડે મંથન કરી અગ્નિ ઉત્પન્ન કરવો એમ કોઇ ગ્રંથકાર કેહેછે. બીજા ગ્રંથકાર તો, શેષ રહેલી અરણીને કાપી બે કરી તેનું મંથન કરવું એમ કેહેછે. કદાચિત્ એક અરણી દૂષિત થઇ તથાપિ બન્ને અરણીનો ત્યાગ કરી નવીન બે અરણી લેવી એવો નારાયણવૃત્તિનો અભિપ્રાય છે. આ અરણીનો નિર્ણય શ્રૌત કર્મ અને સ્માર્ત્ત કર્મને સાધારણ તેમજ સર્વ શાખાને સાધારણ કહ્યોછે.

अग्निसमारोपेकात्यायनीयैर्वैश्वदेवःपाकश्चलौकिकेग्नौकार्यइत्याहुः यस्यवेदश्चवेदीचविच्छिद्येतेत्रिपूरुषं सवैदुर्ब्राह्मणोज्ञेयःसर्वकर्मसुगर्हितः अग्निहोत्रंप्रकुर्वीतज्ञानवाञ्छ्रद्धयान्वितः अग्निहोत्रात्परोधर्मोनभूतोनभविष्यति श्रौतेकर्मणिनोशक्तोज्ञानद्रव्याद्यभावतः स्मार्तंकुर्याद्यथाशक्तोत्राप्याचारंलभेत्सदा कृतदारोनतिष्ठेतक्षणमप्यग्निनाविना तिष्ठेतचेद्द्विजोव्रात्यस्तथाचपतितोभवेत् नगृण्हीयाद्विवाहाग्निंगृहस्थइतिमन्यते अन्नंतस्यनभोक्तव्यंवृथापाकोहिसस्मृतः योदद्यात्कांचनंमेरुंपृथिवींचससागरां तत्सायंप्रातर्होमस्यतुल्यंभवतिवानवा इतिहोमप्रकरणं ॥

અગ્નિસમારોપ કીધા છતાં કાત્યાયનોએ વૈશ્વદેવ અને પાક (રસોઇ), લૌકિકાગ્નિ ઉપરે કરવો એમ કેહેછે. "જેનાં કુળમાં ત્રણ પુરૂષ પર્યંત વેદાધ્યયન, અને અગ્નિહોત્ર ગ્રહણ કીધો ન હોય તો તે દુર્બ્રાહ્મણ છે, અને કોઇ પણ સત્કર્મવિષે તે યોગ્ય નથી. જ્ઞાનવાન્ પુરૂષે શ્રદ્ધાપૂર્વક અગ્નિહોત્ર ગ્રહણ કરવો; કારણ, અગ્નિહોત્ર સમાન ઉત્તમ ધર્મ પ્રથમ થયો નથી, આગળ થનાર પણ નથી. જ્ઞાન અને દ્રવ્ય ઇત્યાદિકના અભાવને લીધે શ્રૌત (અગ્નિહોત્રાદિ) કરવાવિષે જે અસમર્થ હોય તેણે યથાશક્તિ સ્માર્ત્ત કર્મ કરવું. એ સ્માર્ત્ત કર્મવિષે પણ સર્વકાળ આચાર (ધર્મ) પ્રાપ્ત થાયછે. યથાવિધિ વિવાહ કરી સ્ત્રી ગ્રહણ કીધા પછી બ્રાહ્મણે એક ક્ષણ-પણ અગ્નિ વિના રેહેવું નહી. કદાચિત્ અગ્નિ વિના રહે તો તે સંસ્કારહીન અને પતિત થાયછે. જે બ્રાહ્મણ વિવાહાગ્નિનું ધારણ કીધા વિના પોતાને ગૃહસ્થ છું એમ માનેછે તેનું અન્ન ભક્ષણ કરવું નહી, કારણ તેનો તે પાક વ્યર્થ છે. સુવર્ણમય મેરૂ પર્વત અને સમુદ્રસહિત પૃથિવી, એનું જે દાન કરેછે તે દાનનુંજ ફળ; તે સાયંકાળે અને પ્રાતઃકાળે જે અગ્નિમાં હોમ કરવો તેનાં ફળની બરોબર થાયછે કે નથી થતું, એટલે સુવર્ણનો મેરૂ અને પૃથિવીનું દાન કરવાથી જે ફળ થાયછે તે કરતાં હોમનું ફળ વિશેષ છે એ તાત્પર્ય જાણવો. એ રીતે હોમનું પ્રકરણ કહ્યું.

अथनित्यदानं एकस्मिन्नप्यतिक्रांतेदिनेदानविवर्जिते दस्युभिर्मुषितस्येवयुक्तमाक्रंदितुंभृशम् तस्माद्विभवानुसारेणधनधान्यादिदेयमसंभवेपूगीफलादिकमपिप्रत्यहंदेयं ततोगोब्राह्मणादिमंगलदर्शनं इत्यष्टधाविभक्तदिनस्यप्रथमभागकृत्यं ॥

## હવે નિત્યદાન કેહેછે.

"એક પણ દિવસ જો દાન વિના જાય તો ચોરે ઘરમાંથી સર્વસ્વ લૂટવાથી

જેમ તે દિવસ અત્યંત દુઃખ આપનારો થાયછે તેવો દાન રહિત દિવસ પણ દુઃખ આપનારો છે," માટે શક્તિ અનુસારે ધન, ધાન્ય ઇત્યાદિક કાંઇ અલ્પ પણ દાન કરવું. ધન, ધાન્ય ઇત્યાદિક દેવાની શક્તિ ન હોય તો સોપારી ઇત્યાદિકનું પણ દાન નિત્ય કરવું. ત્યાર પછી ગાય, બ્રાહ્મણ ઈત્યાદિ મંગળ પદાર્થનું દર્શન કરવું. એ રીતે દિવસના આઠ ભાગ કરી તેમાંના પ્રથમ ભાગનું કૃત્ય કહ્યું.

---

**द्वितीयभागेवेदशास्त्राभ्यासः पठेदध्यापयेद्वेदान्जपेच्चैवविचारयेत् अवेक्षेतचशास्त्राणिधर्मादीनिद्विजोत्तमः देवार्चनमपिप्रातर्होमोत्तरंवाचतुर्थभागेब्रह्मयज्ञोत्तरंवाकार्यं विधायदेवतापूजांप्रातर्होमादनंतरं कुर्वीतदेवतापूजांजपयज्ञादनंतरमित्यादिद्विविधस्मृतेः देवार्चनंप्रकर्तव्यंत्रिकालेपिपथाक्रमं अशक्तौविस्तरात्प्रातर्मध्यान्हेगंधमादितः सायंनीराजनंकुर्यात्त्रिकालेतुलसीदलं यथासंध्यातथापूजात्रिकालेमोक्षदास्मृतेतिकमलाकरः तत्र विष्णुशिवब्रह्मसूर्यशक्तिविनायकादिष्वभिमतांदेवतामर्चयेत् तत्रापिकलौहरिहरयोःपूजा प्रशस्ता नविष्णवाराधनात्पुण्यंविद्यतेकर्मवैदिकं तस्मादनादिमध्यांतंनित्यमाराधयेद्धरिं अथवादेवमीशानंभगवंतंसनातनं प्रणवेनाथवारुद्रगायत्र्यात्र्यंबकेनवा तथोन्नमःशिवायेतिमंत्रेणानेनवायजेत् तत्रापिप्रतिमास्थंडिलादिभ्यःशालिग्रामेबाणलिंगेचप्रशस्ता आवाहनादिकंविनासदादेवतासन्निधानात् श्रीमद्भागवते उद्वासावाहनेनस्तःस्थिरायामुद्भवार्चने अस्थिरायांविकल्पःस्यात्स्थंडिलेतुभवेद्द्वयं ॥**

દિવસના બીજા વિભાગમાં (૩॥ ઈત્યાદિક ઘડી પછી) વેદ, શાસ્ત્રનો અભ્યાસ કરવો. "બ્રાહ્મણે વેદપાઠ કરવો, બીજાને શિખવવો, જપ કરવો, વેદાર્થનો વિચાર કરવો, અને ધર્મશાસ્ત્ર અર્થવિચારપૂર્વક જોવાં." દેવસેવા પ્રાતઃકાળનો હોમ કીધા પછી કરવી અથવા દિવસના ચોથા ભાગમાં બ્રહ્મયજ્ઞ કીધા પછી કરવી. કારણ, "પ્રાતઃકાળનો હોમ કીધા પછી દેવપૂજા કરવી. અથવા જપયજ્ઞ (બ્રહ્મયજ્ઞ) કીધા પછી દેવપૂજા કરવી," ઇત્યાદિક બે પ્રકારનાં સ્મૃતિવચન છે. "દેવપૂજા ત્રણે કાળમાં યથાક્રમે કરવી. ત્રિકાળે વિસ્તારથી પૂજા કરવાની શક્તિ ન હોય તો પ્રાતઃકાળે વિસ્તારથી કરવી, મધ્યાન્હે ચંદનાદિક ઉપચારથી કરવી, અને સાયંકાળે ધૂપ, દીપ, આરતી ઇત્યાદિક ઉપચારવડે કરવી." ત્રિકાળ તુળસીદળવડે પૂજા કરવી. જેવી ત્રિકાળ સંધ્યા મોક્ષ દેનારી છે તેવી ત્રિકાળ પૂજા મોક્ષ દેનારી છે, એમ કમળાકર કેહેછે. તેમાં વિષ્ણુ, શિવ, બ્રહ્મા, સૂર્ય, દેવી; અને ગણપતિ ઇત્યાદિક દેવતાઓમાંથી પોતાના ઇષ્ટદેવનું પૂજન કરવું. તેમાં પણ કળિયુગમાં વિષ્ણુ અને શિવનું પૂજન મુખ્ય છે. "વિષ્ણુનાં પૂજન કરતાં પુણ્યકારક કોઇ પણ વૈદિક કર્મ નથી, માટે જેનો આદિ, મધ્ય, અને અંત નથી એવા સંસારદુઃખ હરણ કરનારા વિષ્ણુનું નિત્ય પૂજન કરવું. અથવા પ્રકાશમાન્, ષડ્ગુણ ઐશ્વર્યસંપન્ન, અને અવિનાશી એવા શિવની પૂજા પ્રણવ મંત્રવડે, કિંવા રૂદ્રગાયત્રી મંત્રવડે, કિંવા ત્ર્યંબક મંત્રવડે, અથવા "ॐनमः शिवाय" એ ષડક્ષર મંત્રવડે કરવી." તેમાં પણ મૂર્ત્તિ અને સ્થંડિલ ઇત્યાદિક કરતાં શાળિગ્રામ અને બાણલિંગમાં પૂજા કરવી તે

ઉત્તમ છે; કારણ, આવાહનાદિક કીધા વિના દેવતાનું સાન્નિધ્ય શાળિગ્રામ અને બાણલિંગમાં નિત્ય છે. **શ્રીમદ્ભાગવતમાં** "હે ઉદ્ધવ! સ્થિર મૂર્ત્તિની પૂજા કર્ત્તવ્ય હોય તો આવાહન અને વિસર્જન કરવાં નહી. અસ્થિર મૂર્ત્તિની પૂજા કર્ત્તવ્ય હોય તો આવાહન અને વિસર્જનવિષે વિકલ્પ ( આવાહન વિસર્જન કરવાં અથવા ન કરવાં એમ ) છે. સ્થંડિલવિષે તો બન્ને કરવાં.

---

तत्रसंक्षेपतःपूजाप्रयोगउच्यते विशेषविचारस्तुमूर्तिप्रतिष्ठाप्रसंगेनवक्ष्यते तत्रोदयात्पूर्वं निर्माल्यमपसार्ययथाकालेपूजारंभः येभ्योमाता०एवापित्रे० इतिपठन्घंटानादंकृत्वाचम्यप्राणानायम्यदेशकालादिसंकीर्तनांतेश्रीमहाविष्णुपूजांकरिष्यइति पंचायतनपक्षेश्रीरुद्रविनायकसूर्यशक्तिपरिवृतश्रीमहाविष्णुपूजांकरिष्यइतिसंकल्प्यासनादिविधाय सहस्रशीर्षेतिषोडशर्चस्यसूक्तस्यनारायणःपुरुषोनुष्टुप्अंत्यात्रिष्टुप्न्यासेपूजायांचविनि० ततःप्रथमामृचं वामेकरेद्वितीयांदक्षिणेन्यसेत् तृतीयांवामेपादेचतुर्थींदक्षिणेपंचमींवामेजानुनिषष्ठींदक्षिणे सप्तमींवामकटौअष्टमींदक्षिणेनवमींनाभौदशमींहृदिएकादशींकंठेद्वादशींवामबाहौत्रयोदशींदक्षिणेचतुर्दशींमुखेपंचदशीमक्ष्णोःषोडशींमूर्ध्नि एवंदेहेचदेवेन्यासंकुर्याद्विधानतः अंत्याभिःपंचभिर्ऋग्भिर्हृदयाद्यंगपंचके कलशंशंखघंटेचपाद्यार्घ्याचमनीयकं संपूज्यप्रोक्ष्यचात्मानंपूजासंभारमेवच ध्यायेदभिमतांविष्णुमूर्तिसंपूजयेत्ततः प्रथमयापुरुषसूक्तस्यऋचावाहनंशालग्रामादौआवाहनाभावान्मंत्रपुष्पं ऋगंतेश्रीमहाविष्णवेश्रीकृष्णायेत्येवमभिमतमूर्तिचतुर्थ्योद्दिश्यसर्वोपचारार्पणं पंचायतनेतुश्रीविष्णवेशिवविनायकसूर्यशक्तिभ्यश्चेत्येवंयथोपास्यमुच्चारः नैवेद्यादौपार्थक्याभावेयथांशनइतिवदेत् द्वितीययाऽऽसनंदद्यात् तृतीययापाद्यं चतुर्थ्यार्घ्यं पंचम्याऽऽचमनं षष्ठ्यास्नानं संभवेपंचामृतस्नानान्याप्यायस्वेत्यादिमंत्रैः चंदनोशीरकर्पूरकुंकुमागरुवासितजलैःसुवर्णघर्मानुवाकमहापुरुषविद्यापुरुषसूक्तराजनसामभिरभिषेकः सप्तम्यावस्त्रं अष्टम्यायज्ञोपवीतं नवम्यागंधं दशम्यापुष्पाणि एकादश्याधूपं द्वादश्यादीपं स्नानेधूपेचदीपेचघंटादेर्नादमाचरेत् त्रयोदश्यानैवेद्यं संभवेतांबूलफलदक्षिणानीराजनंच चतुर्दश्यानमनं पंचदश्याप्रदक्षिणाः षोडश्याविसर्जनंपुष्पांजलिर्वा स्नानेवस्त्रेचनैवेद्येदद्यादाचमनंतथा दत्वाषोडशभिर्ऋग्भिःषोडशान्नस्यचाहुतीः सूक्तेनप्रत्यृचंपुष्पंदत्वासूक्तेनसंस्तुयात् ततःपौराणैःप्राकृतैश्चस्तुत्वा शिरोमत्पादयोःकृत्वाबाहुभ्यांचपरस्परं प्रपन्नंपाहिमामीशभीतंमृत्युग्रहार्णवात् इतिवदन्नमेत् निर्माल्यं देवदत्तंभावयित्वाशिरसिधारयेत् विष्णुमूर्ध्निस्थितंपुष्पंशिरसानवहेन्नरः शंखोदकंशिरसिधृत्वादेवतीर्थंपूजांतेवैश्वदेवांतेवाशिरसिधार्यपेयंच तत्रक्रमः विप्रपादोदकंपीत्वाविष्णुपादोदकंपिबेत् शालग्रामशिलातोयमपीत्वायस्तुमस्तके प्रक्षेपणंचकुरुतेब्रह्महासानिगद्यते पात्रांतरेणवैग्राह्यंनकरेणकदाचनेतिकमलाकरः क्षालनेनएकस्यैववस्त्रस्यप्रतिदिनेदानेदोषोन एवंस्वर्णादिभूषणानामपि सुवर्णमययज्ञोपवीतेप्येवमाचारः एवंपूजायाःफलंस्कांदे कामासक्तोथवाक्रुद्धःशालग्रामशिलार्चनात् भक्त्यावायदिवाऽभक्त्याकलौमुक्तिमवाप्नुयात् कथांयःकुरुतेविष्णोःशालग्रामशिलाग्रतः वैवस्वतभयंनास्तितथाचकलिकालजं प्रायश्चित्तंहिपापानांकलौपादोदकंहरेः धृतेशिरसिपीतेचसर्वास्तुष्यंतिदेवताः बौधायनोक्तो

हरिहरयोःपूजाविधिःपराशरमाधवे मयानुशिवपूजाविधिःशिवरात्रिप्रकरणेद्वितीयपरिच्छेदेउक्तःइतिनेहोच्यते कौर्मे योमोहादथवालस्यादकृत्वादेवतार्चनं भुंक्तेसयातिनरकंसूकरेष्वभिजायते एवंदेवंसंपूज्यमातापितृप्रमुखान्गुरून्पूजयेत् यस्यदेवेपराभक्तिर्यथादेवेतथागुरावितिश्रुतेरितिमाधवः॥

## હવે સંક્ષેપકરી દેવપૂજાનો પ્રયોગ કેહેછે.

આ સ્થળમાં દેવપૂજાનો પ્રયોગ સંક્ષેપે કેહેછે, વિશેષ વિચાર તો મૂર્ત્તિની પ્રતિષ્ઠાના પ્રસંગમાં આગળ કેહેવાસે. તેમાં સૂર્યોદયથકી પ્રથમ દેવ ઉપરનાં નિર્માલ્ય ઉતારી ઉક્ત સમયે પૂજાનો આરંભ કરવો. "यम्योमाता०, एवापित्रे०" એ મંત્ર ભણી ઘંટાનાદ કરવો. પછી આચમન, પ્રાણાયામ કરી દેશ, કાળનો ઉચ્ચાર કીધા પછી, "श्रीमहाविष्णुपूजां करिष्ये," એવો સંકલ્પ કરવો. પંચાયતન (પાંચ દેવની) પૂજા કરવાની હોય એ પક્ષમાં, "श्रीरुद्रविनायकसूर्यशक्तिपरिवृतश्रीमहाविष्णुपूजां करिष्ये," એવો સંકલ્પ કરી આસનાદિક વિધિ કરી પુરૂષસૂક્તવડે ન્યાસ કરવા. તે આ રીતે,—"सहस्रशीर्षेति षोडशर्चस्य सूक्तस्य नारायणः पुरुषोनुष्टुप् अंत्या त्रिष्टुप् न्यासे पूजायां च विनियोगः" પછી પ્રથમ ઋચા ભણી ડાબા હાથમાં ન્યાસ કરવો, બીજી ઋચા ભણી જમણા હાથમાં ન્યાસ, ત્રીજી ઋચાનો ડાબા પગમાં ન્યાસ, ચોથી ઋચાનો જમણા પગમાં ન્યાસ, પાંચમી ઋચાનો ડાબા ગોઠણમાં, છઠ્ઠી ઋચાનો જમણા ગોઠણમાં ન્યાસ, સાતમી ઋચાનો ડાબી કેડમાં ન્યાસ, આઠમી ઋચાનો દક્ષિણ કેડમાં ન્યાસ, નવમી ઋચાનો નાભીસ્થાનકમાં, દશમી ઋચાનો હૃદયમાં, ઇગ્યારમી ઋચાનો કંઠમાં, બારમી ઋચાનો ડાબા હાથમાં, તેરમી ઋચાનો જમણા હાથમાં, ચૌદમી ઋચાનો મુખસ્થાનકમાં, પન્નરમી ઋચાનો બન્ને નેત્રમાં, અને સોળમી ઋચાનો મસ્તક વિષે, એ રીતે પુરૂષસૂક્તની સોળ ઋચા ભણી પોતાનાં દેહવિષે અને દેવતાનાં દેહવિષે ન્યાસ કરવા, અને ફરી છેવટની પાંચ (ब्राह्मणो०, चंद्रमा०, नाभ्या०, सप्तास्या०, यज्ञेन०) ઋચાનો ક્રમે કરી હૃદય, મસ્તક, શિખા, કવચરૂપ, અને અસ્ત્રરૂપ ન્યાસ કરવો. પછી કળશ, શંખ, ઘંટાની પૂજા કરી પાદ્યોદક, અર્ઘ્યોદક, અને આચમનીયોદકની પૂજા કરી શંખનાં જળવડે પોતાનાં અંગઉપરે અને પૂજાના પદાર્થઉપરે પ્રોક્ષણ કરવું. પછી પોતાની ઇષ્ટ વિષ્ણુમૂર્ત્તિનું ધ્યાન કરી તે મૂર્ત્તિની પૂજા કરવી. પુરૂષસૂક્તની પ્રથમ ઋચાવડે આવાહન કરવું. શાળિગ્રામ ઇત્યાદિક દેવનું આવાહન નથી તેથી મંત્રપુષ્પ અર્પણ કરવું. સૂક્તની એક એક ઋચા કહ્યા પછી "श्रीमहाविष्णवे, श्रीकृष्णाय०" એ રીતે પોતાની જે ઇષ્ટદેવતા હોય તેનો ચતુર્થી વિભક્તિવડે ઉદ્દેશ કરી સર્વોપચાર અર્પણ કરવા. પંચાયતન પૂજા હોય તો, "श्रीविष्णवे शिवविनायकसूर्यशक्तिभ्यश्च" એ પ્રમાણે જે જે ઉપાસ્ય હોય તેનો ઉદ્દેશ પ્રથમ કરી પછી બીજાનો ઉચ્ચાર કરવો. નૈવેદ્યાદિક ઉપચાર જુદા જુદા ન હોય તો "यथांशतः" એમ કેહેવું. બીજી ઋચાવડે આસન દેવું. ત્રીજી ઋચાવડે પાદ્ય દેવું. ચોથી ઋચાવડે અર્ઘ્ય દેવો. પાંચમી ઋચાવડે આચ-

મન દેવું. છઠ્ઠી ઋચાવડે સ્નાન કરાવવું. સંભવ હોય તો "आप्यायस्व०" ઇત્યાદિક મંત્રે કરી પંચામૃતસ્નાન કરાવવું. ચંદન, વાળો, કપૂર, કેશર, કૃષ્ણાગરૂ એ પદાર્થો નાખી સુગંધિત કરેલાં જળવડે "**सुवर्णघर्मानुवाक ( सुवर्णघर्मं परिवेद्मि इत्यादि,) महापुरुष विद्या (जितं ते पुंडरीकाक्ष, नमस्ते विश्वभावन० ए श्लोक ), पुरुषसूक्त (सहस्रशीर्षेत्यादि )**, અને **राजनसाम ( इंद्रंनरोनेमधिता हवंत० ए ऋचामां कहेलो )** એ મંત્રોવડે અભિષેક કરવો. સાતમી ઋચાવડે વસ્ત્ર અર્પણ કરવું. આઠમી ઋચાવડે યજ્ઞોપવીત અર્પણ કરવું. નવમી ઋચાવડે ચંદન, દશમી ઋચાવડે પુષ્પ ધરાવવાં, ઇગ્યારમી ઋચાવડે ધૂપ, બારમી ઋચાવડે દીપ દેખાડવો. "સ્નાન, ધૂપ, દીપ એ ઉપચાર અર્પણ કરતીવેળાએ ઘંટાનો નાદ કરવો." તેરમી ઋચાવડે નૈવેદ્ય અર્પણ કરવું. સંભવ હોય તો તાંબૂલ, ફળ, દક્ષિણા અને આરતી એ ઉપચાર અર્પણ કરવા. ચૌદમી ઋચાવડે નમસ્કાર કરવા. પંદરમી ઋચાવડે પ્રદક્ષિણા કરી, સોળમી ઋચાવડે વિસર્જન કરવું, અથવા પુષ્પાંજળી અર્પણ કરવી. સ્નાન કરાવ્યા પછી, વસ્ત્ર અને યજ્ઞોપવીત દીધા પછી તેમજ નૈવેદ્ય દીધા પછી આચમનમાટે જળ દેવું. પુરૂષસૂક્તની સોળ ઋચાવડે ચરૂની સોળ આહુતિ હોમ કરી તેજ પુરૂષસૂક્તની સોળ ઋચાવડે સોળ પુષ્પ અર્પણ કરવાં. ફરી પુરૂષસૂક્તવડે સ્તુતિ કરવી. પછી પુરાણમાંનાં સ્તોત્ર તથા પ્રાકૃત સ્તોત્રવડે સ્તુતિ કરી, "દેવના ચરણવિષે મસ્તક રાખી દક્ષિણ અને વામ હાથવડે દેવના દક્ષિણ અને વામ ચરણનું ગ્રહણ કરી અથવા પોતાની પીઠ ઉપરે પરસ્પર બાંધેલા બે હાથ રાખી હે ઇશ! મૃત્યુગ્રહરૂપ સમુદ્રથકી ભયભીત માટેજ શરણાગત જે હું તે મારી રક્ષા કરો," એવી પ્રાર્થના કરી નમસ્કાર કરવા. પછી નિર્માલ્ય ( દેવતાએ ધરેલાં પુષ્પાદિ), દેવતાએ દીધું એવી ભાવના કરી તે મસ્તક ઉપરે ધારણ કરવું. "વિષ્ણુનાં મસ્તક ઉપરે ધરેલું પુષ્પ મનુષ્યે પોતાનાં મસ્તક ઉપરે ધરવું નહી." શંખોદક પોતાનાં મસ્તક ઉપરે ધારણ કરી, દેવતાનું તીર્થ (ચરણામૃત) પૂજા થયા પછી અથવા વૈશ્વદેવ થયા પછી મસ્તક ઉપરે ધારણ કરવું અને પાન પણ કરવું. **તે વિષે ક્રમ**—"બ્રાહ્મણનું તીર્થ પાન કરી વિષ્ણુનાં તીર્થનું પાન કરવું. જે મનુષ્ય શાળિગ્રામનું તીર્થપાન કીધાવિના પોતાનાં મસ્તક ઉપરે ઉડાવે તો તે બ્રહ્મહત્યા કરનારો થાયછે. તીર્થ લેવું તે બીજાં પાત્રવડે લેવું, હાથવડે ક્યારે પણ લેવું નહી," એ રીતે કમળાકરે કહ્યુંછે. દેવને અર્પણ કરેલું એકજ વસ્ત્ર ધોઇને નિત્ય અર્પણ કરવામાં દોષ નથી. એ રીતે સુવર્ણાદિક અલંકારવિષે પણ એજ નિર્ણય જાણવો. સુવર્ણનાં યજ્ઞોપવીતવિષે પણ એવોજ આચાર છે. શાળિગ્રામની પૂજાનું ફળ સ્કંદ પુરાણમાં કહ્યુંછે. "કામને સ્વાધીન અથવા ક્રોધને સ્વાધીન છતો, ભક્તિવડે અથવા ભક્તિ રહિત પણ કળિમધ્યે જે ( બ્રાહ્મણ ) શાળિગ્રામશિળાની પૂજા કરે તે મોક્ષને પામે, શાળિગ્રામશિળાની સમીપે જે વિષ્ણુનું કીર્તન કરેછે તેને યમનો અને કળિયુગનો ભય પ્રાપ્ત થતો નથી. કળિયુગમધ્યે પાપ નિવૃત્તિ થવાનું પ્રાયશ્ચિત્ત વિષ્ણુનું તીર્થ છે. તે તીર્થ મસ્તક ઉપરે ધારણ કરવાથી અને પાન કરવાથી સર્વ દેવતા સંતુષ્ટ થાયછે." વિષ્ણુ અને શિવની પૂજાનો વિધિ બૌધાયને

કહેલો પરાશરમાધવમાં જોવો. મેં તો શિવપૂજાનો વિધિ બીજા પરિચ્છેદમાં શિવરાત્રિ પ્રકરણમાં કહેલો છે, માટે ઇહાં કેહેતો નથી. **કૂર્મ પુરાણમાં**—" મોહથી અથવા આળસથી જે મનુષ્ય દેવપૂજા કીધા વિના ભોજન કરેછે તે નરકમાં જાયછે અને બીજા જન્મમાં સૂકરનો અવતાર પામેછે." એ પ્રમાણે દેવની પૂજા કરી માતા, પિતા આદિ ગુરૂની પૂજા કરવી; કારણ, જેની દેવનેવિષે પરમ ભક્તિ છે અને જેવી દેવવિષે છે તેવી ગુરૂવિષે ભક્તિ હોય તો," એવી શ્રુતિ છે એમ માધવ કેહેછે.

---

**तृतीयभागेपोष्यवर्गार्थधनार्जनं यजनाध्ययनदानयाजनाध्यापनप्रतिग्रहाःषट्विप्रकर्माणि षण्णांनुकर्मणामस्यत्रीणिकर्माणिजीविका याजनाध्यापनेचैवविशुद्धाच्चप्रतिग्रहः श्रीभागवते प्रतिग्रहंमन्यमानस्तपस्तेजोयशोनुदं अन्याभ्यामेवजीवेतशिलैर्वादोषदृक्तयोरिति तथा वार्ताविचित्राशालीनयायावरशिलोंछनं विचित्रावार्ताकृष्यादिः शालीनमयाचितं यायावरंप्रत्यहंधान्ययाच्ञा कणिशोपादानंकणोपादानंचशिलोंछनं अत्रोत्तरोत्तराप्रशस्ता शिलोंछनंकलौनिषिद्धं कुसूलकुंभीधान्योवात्र्याहिकोश्वस्तनोपिवा कुटुंबपोषणेद्वादशाहपर्याप्तधान्यःकुसूलधान्यः षडहपर्याप्तधान्यःकुंभीधान्यः नकुर्यात्कृषिवाणिज्यंसेवावृत्तिंतथैवच ब्राह्मण्याद्धीयतेतेनतस्मात्तानिविवर्जयेदित्युक्तेर्वार्तावृत्तिरापद्विषया पुत्रमांसंवरंभोक्तुंनतुराजप्रतिग्रहइतिवाक्यमधर्मवर्तिराजप्रतिग्रहविषयं वृद्धौचमातापितरौसाध्वीभार्याशिशुःसुतश्चायाज्ययाजनशूद्रप्रतिग्रहादिनापिपोषणीयाइत्यप्यापदि शाकपयोदधिपुष्पजलकुशभूमयःकुलटाषंढपतितभिन्नात्नीचादप्ययाचितप्राप्ताग्राह्याः ब्रह्मचारीयतिश्चैवविद्यार्थीगुरुपोषकः अध्वगःक्षीणवृत्तिश्चषट्एकान्नस्यभिक्षुकाः शूद्रस्यद्विजशुश्रूषावृत्तिः आपदिकृष्यादिः ॥**

દિવસના ત્રીજા ભાગવિષે પોતાનાં પોષ્ય વર્ગ (માતા, પિતા, ગુરૂ, વૃદ્ધજન, સ્ત્રી, પુત્રાદિક, અનાથ, આશ્રિત, પ્રથમ ક્યારે પણ ન આવેલો એવો પરોણો, એક રાત્રિ રેહેનાર પરોણો, અને ગૃહ્યાગ્નિ એ સમુદાયને પોષ્યવર્ગ કેહેછે તેને) માટે ધન સંપાદન કરવું, યજ્ઞ કરવો, વેદાદિકનું અધ્યયન કરવું, દાન દેવું, ઋત્વિક્કર્મ કરવું, શિષ્યાદિકોને વેદનું અધ્યયન કરાવવું, અને દાન લેવું, એ છ કર્મ બ્રાહ્મણોને વિહિત છે. " એ છ કર્મમાંથી ઋત્વિક્કર્મવડે ધન સંપાદન કરવું, ધર્મબુદ્ધિથી શિષ્યને વેદાધ્યયન કરાવી તે વિદ્વાન્ થયા પછી પ્રત્યુપકાર બુદ્ધિથી જે ધન દે તે લેવું, અને ન્યાયથી ધન મેળવનારા યજમાન પાસેથી પ્રતિગ્રહ (દાન) લેવો એ ત્રણ કર્મ બ્રાહ્મણની આજીવિકા છે." **શ્રીભાગવતમાં**—" પ્રતિગ્રહ; તપશ્ચર્યા, બ્રહ્મતેજ અને કીર્ત્તિની હાનિ કરનારો છે એ રીતે માનનારાએ ઋત્વિક્કર્મવડે ધન સંપાદન કરવું, અને શિષ્યે વેદાભ્યાસ કરી પ્રત્યુપકાર બુદ્ધિથી આપેલું ધન લેવું, એ બે સાધનથી જીવિકા ચલાવવી, અને પૂર્વોક્ત બે પ્રકારનાં જીવિકાનાં સાધનમાં કૃપણતા ઇત્યાદિક દોષદૃષ્ટિ હોય તો, ધણિએ છોડી દેવાથી ખેતરમાં પડેલાં અનાજ સાફ કરી લાવી તેવડે ઉપજીવીકા કરવી. તેમજ વાર્ત્તા વિચિત્રા,શાલીન, યાયાવર, અને શિલોંછન એ ચાર ઉપજીવિકા છે. વાર્ત્તા વિચિત્રા એટલે ખેડ કરવી ઇત્યાદિક, શા-

લીન એટલે યાચનાવિના મળે તે ગ્રહણ કરવું, યાયાવર એટલે નિત્ય ભિક્ષા માગવી, શિલોંછન એટલે સ્વામીએ છોડેલાં ધાન્યની સિંગ અથવા ધાન્ય ગ્રહણ કરવું, એ રીતે ચાર આજીવીકા કહી, તેમાં એકથકી એક ઉત્તમ છે. શિલોંછન વૃત્તિ કળિયુગમાં નિષિદ્ધ છે. કુસૂળધાન્ય, કુંભીધાન્ય, ત્ર્યાહિક (ત્રણ દિવસ પૂરતું થાય એટલું ધાન્ય જેની પાસે છે તે), શ્વસ્તન (આવતો એક દિવસ પૂરતું થાય એટલું ધાન્ય જેની પાસે છે તે), એવું રેહેવું. કુટુંબ પોષણ માટે બાર દિવસ પૂરતું થાય એટલું ધાન્ય જેની પાસે છે તેને કુસૂળધાન્ય કેહેછે. છ દિવસ પર્યંત પૂરતું થાય એટલું ધાન્ય જેની પાસે છે તેને કુંભીધાન્ય કેહેછે. "કૃષિકર્મ (ખેતિવાડી), વ્યાપાર, સેવા (ચાકરી) એ બ્રાહ્મણ કરે તો બ્રાહ્મણપણાંથી ભ્રષ્ટ થાયછે, માટે તે કરવું નહી," એવાં વચન છે, માટે કૃષિકર્મ વૃત્તિ આપત્તિકાળે કરવી. "પુત્રનું માંસ ભક્ષણ કરવું, એ ઉત્તમ; પરંતુ રાજાપાસેથી પ્રતિગ્રહ (દાન) લેવો એ ઉત્તમ નથી," એવું જે વચન છે તે અધર્મવિષે વર્ત્તનારા રાજાપાસેથી દાન લેવાનો નિષેધ કરેછે એમ સમજવું. અયાજ્યયાજન (હોમાદિક કરવાને અધિકાર રહિત જે તેને ઘરે હોમાદિક કરાવવો) શૂદ્રોપાસેથી દાન લેવું, ઇત્યાદિક ઉપાયે કરી પણ વૃદ્ધ માતા, પિતા, પતિવ્રતા સ્ત્રી, અને નાહાનાં બાળકનું પોષણ કરવું એવું જે કહ્યું તે પણ આપત્તિકાળે જાણવું. વ્યભિચારિણી સ્ત્રી, નપુંસક અને પતિત (જાતિભ્રષ્ટ) વિના બીજા નીચ પાસેથી પણ યાચનાવિના પ્રાપ્ત થયલા શાક, દૂધ, દહીં, ફૂલ, જળ, કુશ અને ભૂમિ ઈત્યાદિ પદાર્થ ગ્રહણ કરવા. "બ્રહ્મચારી; સંન્યાસી; વિદ્યાર્થી; ગુરૂ, માતા અને પિતા ઇત્યાદિ વૃદ્ધનું પોષણ કરનારો; રસ્તે ચાલનારો મુશાફર; અને ધાન્યાદિ આજીવિકાવડે હીન એ છ રાંધેલાં અન્નના ભિક્ષુક છે; એટલે એમને રાંધેલું અન્ન દેવું." દ્વિજ (ત્રિવર્ણ) ની સેવા કરવી એ શૂદ્રની વૃત્તિ છે. આપત્તિકાળે શૂદ્રે કૃષિકર્મ ઇત્યાદિક વૃત્તિ કરવી. એ પ્રમાણે દિવસના ત્રીજા વિભાગનું કૃત્ય કહ્યું.

---

**चतुर्थभागेमध्यान्हस्नानं प्रातर्गोमयस्नानं मध्यान्हेमृत्तिकास्नानं अनयोर्विधिःप्रायश्चित्तेउक्तः शेषविधिःप्रातःस्नानवत् ब्रह्मयज्ञांगतर्पणात्प्राक्वस्त्रंननिष्पीड्यमितिविशेषः ततोधृतपुंड्रोमध्यान्हसंध्यांकुर्यात् अध्यर्धयामादासायंसंध्यामाध्यान्हिकीष्यते तत्रविशेषः सूर्यश्चेतिस्थानेआपःपुनंत्विितिमंत्राचमनं आपःपुनंत्वित्यस्यनारायणयाज्ञवल्क्यआपःपृथिवीब्रह्मणस्पतिरष्टी मंत्राचमनेविनियोगः ओंआपःपुनंतुपृथिवींपृथिवीपूतापुनातुमां पुनंतु ब्रह्मणस्पतिर्ब्रह्मपूतापुनातुमां यदुच्छिष्टमभोज्यंयद्वादुश्चरितंमम सर्वंपुनंतुमामापोसतां चप्रतिग्रहंस्वाहेतिपिबेत् अघमर्पणांतेतिष्ठन् हंसःशुचिषदित्यस्यगौतमःसूर्योजगतीअर्घ्यदानेविनियोगः ओंहंसःशुचिष० एकार्घ्यं अर्घ्यांतेउपस्थानं ऊर्ध्वबाहुःउदुत्यमितित्रयोदशर्चस्यप्रस्कण्वः सूर्योगायत्रीअंत्याश्चतस्रोनुष्टुभः सूर्योपस्थाने० केचित्चित्रंदेवानामितिषड्भिरप्युपतिष्ठंते शेषमुपस्थानवर्ज्यंप्रातःसंध्यावत् रात्रौमध्यान्हसंध्यायांआकृष्णेनेत्यर्घ्यदानं गायत्र्याप्रायश्चित्तार्थंद्वितीयंदत्वा हविष्यांतमितिपंचर्चोपस्थानं ॥**

ચોથા ભાગમાં મધ્યાન્હસ્નાન કરવું. પ્રાતઃકાળે ગોમય (છાણ) વડે સ્નાન કરવું.

મધ્યાન્હે મૃત્તિકાવડે સ્નાન કરવું. આ બન્ને સ્નાનનો વિધિ પ્રાયશ્ચિત્ત પ્રકરણમાં (પત્ર ૨૪૭માં) કહ્યોછે. બાકી રહેલો વિધિ પ્રાતઃસ્નાન પ્રમાણે જાણવો. બ્રહ્મયજ્ઞ સંબંધી તર્પણ કીધાથી પ્રથમ વસ્ત્ર નીચોવવું નહી, એ વિશેષ જાણવો. મધ્યાન્હસ્નાન કીધા પછી પુંડ્ર ધારણ કરી મધ્યાન્હસંધ્યા કરવી. "દોઢ પોહોર દિવસ પછી સાયંકાળ પર્યંત મધ્યાન્હસંધ્યા કરવી તે ઇષ્ટછે. **મધ્યાન્હસંધ્યાવિષે વિશેષ વિધિ**— "सूर्यश्च०" એ મંત્રને ઠેકાણે "आपःपुनंतु०" એ મંત્રવડે મંત્રાચમન કરવું. (હાથમાં જળ લઇ) "आपःपुनंत्वित्यस्य नारायणयाज्ञवल्क्यआपःपृथिवीब्रह्मणस्पतिरष्टी मंत्राचमने विनियोगः॥ "ॐआपःपुनंतु०" એ મંત્ર ભણી હાથમાં લીધેલાં જળનું પાન કરવું. અઘમર્ષણ પર્યંત કર્મ કીધા પછી ઉભા રહી "हंसःशुचिषदित्यस्य गौतमःसूर्यो जगती अर्घ्यदाने विनियोगः ॥ "ॐहंसःशुचिष०" એ મંત્ર ભણી એક અર્ઘ્ય દેવો. અર્ઘ્ય દીધા પછી ઉપસ્થાન કરવું. તે આ રીતે–ઉંચા હાથ કરી ઉભા રહી "उदुत्यमिति त्र्योदशर्चस्य प्रस्कण्वःसूर्यो गायत्री ॥ अंत्याश्चतस्त्रोनुष्टुभः ॥ सूर्योपस्थाने विनियोगः" કોઇ શિષ્ટ જન "चित्रंदेवाना०" એ ૭ ઋચાવડે પણ ઉપસ્થાન કરેછે. ઉપસ્થાન વર્જ્ય કરી શેષ રહેલું કર્મ પ્રાતઃસંધ્યા પ્રમાણે કરવું. રાત્રિએ મધ્યાન્હસંધ્યા કરવી હોય તો, "आकृष्णेन०" એ મંત્રવડે અર્ઘ્ય દેવો, અને ગાયત્રી મંત્રવડે પ્રાયશ્ચિત્તાર્થ બીજો અર્ઘ્ય દઇ "हविष्मांतं०" એ પાંચ ઋચાવડે ઉપસ્થાન કરવું.

---

अथतैत्तिरीयाणां आपःपुनंत्वित्यपःपीत्वादधिक्राव्णेतिपूर्ववत्कृत्वासूर्यायैकमर्घ्यंगायत्र्या दत्वोर्ध्ववाहुस्तिष्ठन्नुपतिष्ठेत् उद्वयं० १ उदुत्यंजातवेदसं० १ चित्रंदेवानां० १ तच्चक्षुर्देवहितंपुरस्तात् १ यउदगान्महतो० १ ततोजपादिउपस्थानवर्ज्यंप्राग्वत् ॥

**હવે તૈત્તિરીય શાખાવાળાઓની મધ્યાન્હ સંધ્યા**—"आपःपुनंतु०" એ મંત્રવડે મંત્રાચમન કરી "दधिक्राव्णो०" એ મંત્રવડે પ્રથમ પ્રમાણે (માર્જન) કરી સૂર્યને એક અર્ઘ્ય ગાયત્રી મંત્રવડે દાન કરી ઉંચા હાથ કરી ઉભા રહી ઉપસ્થાન કરવું. **ઉપસ્થાનના મંત્ર**—"१ उद्वयं०, १ उदुत्यं जातवेदसं०, १ चित्रं देवानां०, १ तच्चक्षुर्देवहितं पुरस्तात्०, १ यउदगान्महतो०" એ રીતે ઉપસ્થાન કીધા પછી જપાદિક, ઉપસ્થાન વિના પ્રથમ પ્રમાણે કરવા.

---

• अथकातीयानां आपःपुनंत्वितिप्राग्वत् गायत्र्याएकार्घ्यं उद्वयमित्यादिचतुर्भिरुपस्थानं जपांतेशक्तस्यपूर्वोक्तैर्विभ्राडित्यनुवाकादिभिरुपस्थानं शेषंप्राग्वत् ॥

**હવે કાત્યાયનોની મધ્યાન્હસંધ્યા**—"आपःपुनंतु०" એ મંત્રવડે મંત્રાચમન પ્રથમ પ્રમાણે કરવું, ગાયત્રી મંત્રવડે એક અર્ઘ્ય દેવો, "उद्वयं०" ઇત્યાદિક ચાર ઋચાવડે ઉપસ્થાન કરવું. જપ કીધા પછી શક્તિમાન્ હોય તેણે, પ્રથમ કહેલા જે "विभ्राट्०" એ અનુવાકાદિક તેણે કરી ઉપસ્થાન કરવું. શેષ કર્મ પ્રથમની પેઠે કરવું.

---

अथब्रह्मयज्ञः सचप्रातर्होमोत्तरंवामध्यान्हसंध्योत्तरंवावैश्वदेवांतेवासकृदेवकार्यः भट्टोजिदीक्षितीयेतुप्रातराहुतेरनंतरकालःशाखांतरविषयः आश्वलायनैस्तुमध्यान्हसंध्योत्तरमे

वानुष्ठेयइत्युक्तं शुष्कंवासस्तदभावेआर्द्रंत्रिर्विधुन्वन्परिधायाचम्यप्राणानायम्यश्रीपरमेश्वरप्रीत्यर्थंब्रह्मयज्ञंकरिष्ये तदंगतयादेवऋष्याचार्यतर्पणंकरिष्ये मृतपितृकैःपितृतर्पणंचकरिष्ये इतिसंकल्प्य दर्भेषुदर्भपाणिःप्राङ्मुखएवोपविश्यवामजंघोपरिमूलदेशेदक्षिणपादंनिधायाथवावामपादांगुष्ठोपरिदक्षिणपादांगुष्ठंनिधायैवमुपस्थंकृत्वा दक्षिणजानुस्थेवामेकरेउत्तानेप्रागग्रांगुलौप्रागग्रेद्वेपवित्रेधृत्वादक्षिणकरेणतथैवसंपुटीकृत्यद्यावापृथिव्योःसंधिमीक्षमाणोनिमीलिताक्षोवाओंकारव्याहृतीः सकृदुच्चार्यगायत्रींपच्छोर्धर्चशः सर्वामनवानामितित्रिर्जपेत् तते।ग्निमीळइतिसूक्तंपठित्वासंहिताब्राह्मणषडंगानिएकंसमाप्यापरमितिअध्यायंसूक्तमृचंवायथाशक्तिक्रमशःपठेत् मंत्रब्राह्मणादीनिभागशःसर्वाणियथाशक्तिप्रतिदिनंपठेदितिकेचित् एवंचतुर्वेदाध्यायीक्रमशश्चतुर्वेदान्भागशःसर्वानेववाऋग्वेदपूर्वकान्पठेत् एकैकशाखाध्यायीतुस्वशाखामेव शाखाध्ययनाभावेसूक्तमृचंवापठित्वैकंयजुःसामचोपनिषदश्चेतिहासपुराणादींश्चपठेत् पुरुषसूक्तमुक्त्वानमोब्रह्मणेनमोअस्त्वग्नयइतिऋचंत्रिःपठेत् नात्रऋष्यादिस्मरणं विद्युदसीत्यादेराद्यंतेपाठस्तैत्तिरीयविषयः उपविश्यपाठाशक्तस्तिष्ठन्व्रजन्शयानोवापठेदित्याश्वलायनः अनध्यायेप्यलंपठेत् ॥

## હવે બ્રહ્મયજ્ઞનો વિધિ કેહેછે.

બ્રહ્મયજ્ઞ કરવો તે પ્રાતઃકાળ સંબંધી હોમ કીધા પછી, કિંવા મધ્યાન્હસંધ્યા કીધા પછી, અથવા વૈશ્વદેવ કીધા પછી એક વારજ કરવો. ભટ્ટોજીદીક્ષિતના આન્હિક ગ્રંથમાં તો, પ્રાતર્હોમ કીધા પછી જે બ્રહ્મયજ્ઞનો કાળ કહ્યોછે તે બીજી શાખાઓમાટે છે, આશ્વલાયનોએ તો મધ્યાન્હસંધ્યા કીધા પછી બ્રહ્મયજ્ઞ કરવો, એમ કહ્યુંછે. સુકેલું વસ્ત્ર પેહેરવું. સુકેલું ન હોય તો ભીજેલાં વસ્ત્રને ત્રણ વાર ઝાટકીને પેહેરવું. પછી આચમન, પ્રાણાયામ કરી **"श्रीपरमेश्वरप्रीत्यर्थं ब्रह्मयज्ञं करिष्ये, तदंगतया देवऋष्याचार्यतर्पणं च करिष्ये."** જેનો પિતા મૃત હોય તેણે, **"पितृतर्पणं च करिष्ये,"** એવો સંકલ્પ કરી દર્ભનું આસન પાથરી તે ઉપરે હાથમાં દર્ભ ધારણ કરી પૂર્વાભિમુખેજ બેસી ડાબા પગની પીંડીના મૂળભાગ ઉપરે જમણો પગ રાખી અથવા ડાબા પગના અંગોઠા ઉપરે જમણા પગનો અંગોઠો રાખી એ પ્રમાણે ઉપસ્થ ( એ નામનું આસન) કરી બેસવું. પછી પૂર્વદિશા સામે છે આંગળી જેની એવો ડાબો હાથ, જમણા ગોઠણ ઉપરે સમો રાખી તેમાં બે પૂર્વાગ્ર દર્ભપવિત્ર ધારણ કરી જમણા હાથવડે તેજ રીતે સંપુટ કરી આકાશ અને પૃથિવીના મધ્યભાગવિષે દૃષ્ટિ કરી અથવા આંખ મીચી "ॐकार" અને ત્રણ વ્યાહૃતિનો એક વાર ઉચ્ચાર કરી, ગાયત્રીનો, એક એક પાદ, પછી અર્ધ અર્ધ, છેવટ ભિન્નપાદરહિત સર્વ ઋચા એ રીતે ત્રણ વાર જપ કરવો. પછી **"अग्निमीळे०"** એ સૂક્તનો પાઠ કરી સંહિતા, બ્રાહ્મણ, ષડંગ (શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદ અને જ્યોતિષ), એક સમાપ્ત કરી બીજું એ રીતે અધ્યાય અથવા સૂક્ત અથવા એક ઋચા પોતાની શક્તિને અનુસારે ક્રમથી પઠન કરવાં. મંત્રબ્રાહ્મણાદિકનો પાઠ કરવો તે વિભાગ પ્રમાણે સઘળાઓનો, પોતાની શક્તિ પ્રમાણે નિત્ય પાઠ કરવો, એમ કોઈ ગ્રંથકાર કેહેછે. એ રીતે

ચાર વેદનું અધ્યયન કરનારાએ ક્રમે કરી ચારે વેદ થોડા થોડા કરી અથવા સર્વ ઋગ્વેદ પૂર્વક પઠન કરવા. એક એક શાખાનું અધ્યયન કરનારાએ પોતાની શાખાનોજ પાઠ કરવો. સંપૂર્ણ શાખાનું અધ્યયન ન હોય તો સૂક્ત અથવા ઋચાનો પાઠ કરી યજુર્વેદનો એક મંત્ર, એક સામ, અને એક ઉપનિષદ, તથા ઇતિહાસ, પુરાણ ઇત્યાદિકનો પાઠ કરવો. પછી પુરૂષસૂક્તનો પાઠ કરી "**नमो ब्रह्मणे नमो अस्त्वग्नये०**" એ ઋચા ત્રણ વાર ભણવી. આ બ્રહ્મયજ્ઞમાં ઋષિ, દેવતા, છંદ કેહેવા નહી." **विद्युदसि०**" ઇત્યાદિક મંત્રનો આદ્યે અને અંતે જે પાઠ તે તૈત્તિરીય શાખાવિષયક છે. બેઠાં રહી પાઠ કરવાને અશક્ત હોય તેણે ઊભા રહી, ચાલતાં, સુતાં, કોઇ પણ સ્થિતિએ બ્રહ્મયજ્ઞનો પાઠ કરવો, એમ આશ્વલાયને કહ્યુંછે. અનધ્યાયને દિવસે અલ્પ પાઠ કરવો.

---

**अथतर्पणं तत्रसव्येनदेवतीर्थेनदर्भाग्रैर्देवतर्पणं तद्यथा साक्षतजलैर्देवर्षितर्पणं स
तिलजलैराचार्यपितृतर्पणं प्रजापतिस्तृप्यतु १ ब्रह्मातृ० २ वेदास्तृ० ३ देवा० ४ ऋ
षयः० ५ सर्वाणिच्छंदांसि० ६ ओंकार० ७ वषट्कार० ८ व्याहृतय० ९ सावित्री
तृ० १० यज्ञा० ११ द्यावापृथिवीतृप्यतां १२ अंतरिक्षं० १३ अहोरात्राणितृप्यंतु १४
सांख्या० १५ सिद्धा० १६ समुद्रा० १७ नद्य० १८ गिरय० १९ क्षेत्रौषधिवनस्प
तिगंधर्वाप्सरस० २० नागा० २१ वयांसि० २२ गावः० २३ साध्या० २४ विप्रा०
२५ यक्षा० २६ रक्षांसि० २७ भूतानि० २८ एतमंतानितृप्यंतु २९ अथऋषयः निवीती
कनिष्ठिकामूलेनदर्भमध्यैः शतर्चिनस्तृ० माध्यमास्तृ० गृत्समद० विश्वामित्र० वामदेव०
अत्रि० भरद्वाज० वसिष्ठ० प्रगाथा० पावमान्य० क्षुद्रसूक्ता० महासूक्ता० १२ एकत्वद्वि
त्वबहुत्वेषुतृप्यतुतृप्यतांतृप्यंतुइतियथायथंवदेत् अथप्राचीनावीती पितृतीर्थेनद्विगुणीकृतद
र्भमूलाग्रैः सुमंतुजैमिनिवैशंपायनपैलसूत्रभाष्यभारतमहाभारतधर्माचार्यास्तृप्यंतु १ जा
नंतिबाहविगार्ग्यगौतमशाकल्यबाभ्रव्यमांडव्यमांडूकेयास्तृप्यंतु २ गर्गीवाचक्नवी० ३ व
डवाप्रातीथेयी० ४ सुलभामैत्रेयी० ५ कहोळंत० ६ कौषीतकं० ७ महाकौषीतकं० ८
पैंग्यं० ९ महापैंग्यं० १० सुयज्ञंतर्पया० ११ सांख्यायनंत० १२ ऐतरेयंत० १३ महैत
रेयंत० १४ शाकलं० १५ बाष्कलं० १६ सुजातवक्रं० १७ औदवाहिं० १८ महौद
वाहिं० १९ सौजामिं० २० शौनकं० २१ आश्वलायनं० २२ येचान्येआचार्यास्तेस
वतृप्यंतु २३ ततोमृतपितृकःपितृत्रयींमातृत्रयींसापत्नमातरंसपत्नीकमातामहत्रयींपत्न्यादे
कोद्दिष्टगणांश्चमहालयप्रकरणोक्तान्मृतांस्तर्पयेत् संबंधंप्रथमंब्रूयान्नामगोत्रमनंतरं पश्चा
द्रूपंविजानीयात्क्रमएषःसनातनः एकैकमंजलिंदेवेभ्योद्वौद्वौऋषिभ्यस्त्रींस्त्रीन्पितृभ्यइतिसं
ख्याविशेषःआश्वलायनानांवैकल्पिकः तत्सूत्रेसंख्याऽनुक्तेः येषांसूत्रेसंख्योक्तिस्तेषांनि
त्यइतिमाधवः मातृत्रयीभिन्नस्त्रीभ्यएकांजलिः एतावद्भिस्तृततर्पणाशक्तौआब्रह्मस्तंबपर्य
तंदेवर्षिपितृमानवाः तृप्यंतुपितरःसर्वेमातृमातामहादयः अतीतकुलकोटीनांसप्तद्वीपनि
वासिनां आब्रह्मभुवनाल्लोकादिदमस्तुतिलोदकमितित्रिस्त्रिर्दद्यात् ततोयेकेचास्मत्कुले
जाताअपुत्रागोत्रिणोमृताः तेगृण्हंतुमयादत्तंवस्त्रनिष्पीडनोदकमितिपरिधानवस्त्रंभूमौनि**

ष्वीक्ष्यदद्यात् अत्रबव्हृचानांप्राचीनावीती अन्येषांनिवीती इदंगृहेनिषिद्धं ब्रह्मयज्ञो ग्रामाद्बहिरुदकसमीपेविहितोग्रामेमनसाधीयीत सव्यान्वारब्धदक्षिणेनवाअंजलिनावातर्पणं तर्पणंबर्हिषाच्छन्नेस्थलेकार्यंनतुजले पात्राद्वाजलमादायशुभेपात्रांतरेक्षिपेत् जलपूर्णेथवागर्तेनस्थलेतुविबर्हिषि हेमरौप्यताम्रकांस्यमयेपात्रेनमृन्मये यत्राशुचिस्थलंतत्रतर्पणंस्यान्नदीजले अनामिकाधृतंहेमतर्जन्यांरौप्यमेवच कनिष्ठिकाधृतंखड्गंतेनपूतोभवेन्नरः अंगुल्यग्रेतीर्थंदैवं स्वल्पांगुल्योर्मूलेकायं मध्येंगुष्ठांगुल्योःपित्र्यं मूलेत्वंगुष्ठस्यब्राह्मं उद्धृतजलेनापितृतर्पणेतिलान्संमिश्रयेज्जले अनुद्धृतजलेनतर्पणेवामहस्तेतिलाग्राह्याः तिलतर्पणंगृहेनिषिद्धं रविभृगुवारेसप्तमीनंदासुकृत्तिकामघाभरणीपुमन्वादौयुगादौचपिंडदानंमृदास्नाननंकुर्यात्तिलतर्पणं पित्रोःश्राद्धदिनेनित्यतर्पणेतिलानिषिद्धाः पर्वदिनेनिषिद्धतिथिवारादिष्वपितिलतर्पणं विकिरेपिंडदानेचतर्पणेस्नानकर्मणि आचांतःसन्प्रकुर्वीतदर्भसंत्याजनंबुधः दर्भत्यागमंत्रस्तु येषांपितानभ्रातानपुत्रोनान्यगोत्रिणः तेसर्वेतृप्तिमायांतुमयोत्सृष्टैःकुशैस्तथेति ॥

## હવે તર્પણ કેહેછે.

તેમાં સવ્યે કરી દેવતીર્થવડે અને દર્ભનાં અગ્રવડે દેવતર્પણ કરવું. તે આ રીતે— જળમાં અક્ષત નાખી તે જળવડે દેવ અને ઋષિનું તર્પણ કરવું. જળમાં તિળ નાખી તેવડે આચાર્ય અને પિતનું તર્પણ કરવુ. તર્પણના દેવતા—"१ प्रजापतिस्तृप्यतु, २ ब्रह्मास्तृ०, ३ वेदास्तृप्यं०, ४ देवास्तृप्यं०, ५ ऋषयस्तृप्यं०, ६ सर्वाणिच्छंदांसिस्तृप्यं०, ७ ॐकारस्तृप्य०, ८ वषट्कारस्तृ०, ९ व्याहृतयस्तृप्यं०, १० सावित्रीतृप्य०, ११ यज्ञास्तृप्यं०, १२ द्यावापृथिवीतृप्यतां, १३ अंतरिक्षंतृ०, १४ अहोरात्राणितृप्यं०, १५ सांख्यास्तृप्यं०, १६ सिद्धास्तृप्यं०, १७ समुद्रास्तृप्यं०, १८ नद्यस्तृप्यं०, १९ गिरयस्तृप्यं०, २० क्षेत्रौषधिवनस्पतिगंधर्वाप्सरसस्तृप्यंतु, २१ नागास्तृप्यं०, २२ वयांसितृप्यं०, २३ गावस्तृप्यं०, २४ साध्यास्तृप्यं०, २५ विप्रास्तृप्यं०, २६ यक्षास्तृप्यं०, २७ रक्षांसितृप्यं०, २८ भूतानितृप्यं०, २९ एवमंतानितृप्यंतु." એ રીતે દેવતર્પણ કરી નિવીતી (જેણે માળા સરખી જનોઈ કરી છે તે) થઇ કનિષ્ઠિકાનાં મૂળવડે, દર્ભના મધ્યભાગવડે ઋષિનું તર્પણ કરવું. તે ઋષિદેવતા— "१ शतर्चिनस्तृप्यंतु, २ माध्यमास्तृप्यं०, ३ गृत्समदस्तृप्यतु, ४ विश्वामित्रस्तृप्यतु, ५ वामदेवस्तृ०, ६ अत्रिस्तृ०, ७ भरद्वाजस्तृ०, ८ वासिष्ठस्तृ०, ९ प्रगाथास्तृ०, १० पावमान्यस्तृप्यं०, ११ क्षुद्रसूक्तास्तृप्यं०, १२ महासूक्तास्तृप्यंतु." એક વચન, દ્વિવચન અને બહુવચન ઠેકાણે ક્રમથી "तृप्यतु, तृप्यतां, तृप्यंतु" એ પ્રમાણે જ્યહાં જેવો યોગ્ય હોય ત્યહાં તેવો ઉચ્ચાર કરવો. પછી પ્રાચીનાવીતી (જેણે જમણા ખભા ઉપરે જનોઇ ધરી છે તે) થઇ પિતૃતીર્થે કરી બેવડા કરેલા દર્ભનાં મૂળ અને અગ્રવડે તર્પણ કરવું. તેના દેવતા—"१ सुमंतुजैमिनिवैशंपायनपैलसूत्रभाष्यभारतमहाभारतधर्माचार्यास्तृप्यंतु, २ जानंतिबाहविगार्ग्यगौतमशाकल्यबाभ्रव्यमांडव्यमांडूकेयास्तृप्यंतु, ३ गर्गीवाचक्नवीस्तृप्यतु, ४ वडवाप्रातीथेयीतृप्यतु, ५ सुलभामैत्रेयीतृप्यतु,

६ कहोलंतर्पयामि, ७ कौषीतकंतर्पयामि, ८ महाकौषीतकंतर्पयामि, ९ पैंग्यंतर्पयामि, १० महापैंग्यंतर्पयामि, ११ सुयज्ञंतर्पयामि, १२ सांख्यायनंतर्पयामि, १३ ऐतरेयंतर्पयामि, १४ महैतरेयंतर्पयामि, १५ शाकलंतर्पयामि, १६ बाष्कलंतर्पयामि, १७ सुजातवक्त्रंतर्पयामि, १८ औदवाहिंतर्पयामि, १९ महौदवाहिंतर्पयामि, २० सौजामिंतर्पयामि, २१ शौनकंतर्पयामि, २२ आश्वलायनंतर्पयामि, २३ येचान्ये आचार्यास्ते तृप्यंतु," એ પ્રમાણે આચાર્યતર્પણ કરી, જેનો પિતા મૃત થયો હોય તેણે પિતૃત્રયી, માતૃત્રયી, સાવકી માતા, સપત્નીક માતામહત્રયી, અને મહાલયપ્રકરણમાં કહેલા મૃતપત્ની ઇત્યાદિક એકોદ્દિષ્ટગણનું તર્પણ કરવું." જે પિત્રાદિકનું તર્પણ કરવું હોય તેના અને પોતાના સંબંધનો પ્રથમ ઉચ્ચાર કરવો, (ઉદાહરણ; અસ્મત્પિતરં ઇત્યાદિ) પછી નામ અને ગોત્રનો ઉચ્ચાર કરવો, (ઉદાહરણ; અમુક શર્માણં અમુક ગોત્રં ઇત્યાદિ) પછી તે પિત્રોનું જે વસુ ઇત્યાદિક સ્વરૂપ, ત્રયી હોય તો वसुरुद्रादित्यस्वरूपाः એકોદ્દિષ્ટ હોય તો वसुरूपः એવો ઉચ્ચાર કરવો. એ નિર્બાધ સનાતન ક્રમ જાણવો." તર્પણવિષે દેવતાઓને જળનો અંજળિ એક એક દેવો, ઋષિને બે બે અંજળિ દેવા, અને પિતૃને ત્રણ ત્રણ અંજળિ દેવા, એ જે સંખ્યાનો વિશેષ કહેલો છે તે આશ્વલાયનોને વિકલ્પે જાણવો; કારણ આશ્વલાયનોનાં સૂત્રમાં અંજળીની સંખ્યા કહી નથી. જેનાં સૂત્રમાં સંખ્યા કહી હોય તેને નિત્ય છે, એટલે તેણે તે પ્રમાણે અવશ્ય અંજળી દેવા, એમ માધવે કહ્યુંછે. માતૃત્રયી વિના બીજી સ્ત્રિયોનો એક અંજળિ દેવી, એટલું વિસ્તારપૂર્વક તર્પણ કરવાની શક્તિ ન હોય તો, "आब्रह्मस्तंबपर्यंतं, देवर्षिपितृमानवाः ॥ तृप्यंतुपितरःसर्वे, मातृमातामहादयः ॥ अतीतकुलकोटीनां, सप्तद्वीपनिवासिनां ॥ आब्रह्मभुवनाल्लोका, दिदमस्तु तिलोदकं," એ મંત્ર ભણી ત્રણ ત્રણ અંજલી દેવા. પછી " येकेचास्मत्कुलेजाता, अपुत्रा गोत्रिणोमृताः॥तेगृण्हंतुमयादत्तं,वस्त्रनिष्पीडनोदकं," એ મંત્ર ભણી પેહેરેલું વસ્ત્ર પૃથિવી ઉપરે નિચોવી જળ દેવું. એ વિષયમાં આશ્વલાયનોએ પ્રાચીનાવીતી કરવી. બીજી શાખાવાળાઓએ નિવીતી કરવી. વસ્ત્ર નિચોવી જળ દેવું તે ઘરમાં નિષિદ્ધ છે. બ્રહ્મયજ્ઞ, ગામથી બાહેર જળની સમીપે કરવો, ગામમાં બ્રહ્મયજ્ઞ કરવો હોય તો અધ્યયન મનોમય કરવો. દક્ષિણ હાથને વામ હાથનો સંયોગ કરી તે દક્ષિણ હાથે અથવા બે હાથનો અંજળી કરી તે અંજળીવડે તર્પણ કરવું. "દર્ભે આચ્છાદિત પૃથિવી ઉપરે તર્પણ કરવું, જળવિષે તર્પણ કરવું નહી. અથવા પાત્રમાંનું જળ લઈ બીજાં શુદ્ધ પાત્રમાં છોડવું. અથવા જળે ભરેલા પૃથિવીના ખાડામાં છોડવું, પરંતુ દર્ભ રહિત ભૂમિ ઉપરે છોડવું નહી. તર્પણમાટે સુવર્ણનું, રૂપાનું, ત્રાંબાનું અથવા કાંસાનું પાત્ર લેવું, પણ માટીનું પાત્ર લેવું નહી. તર્પણ કરવાને સમયે તે પૃથિવી અપવિત્ર હોય તો નદી ઉપરે જઈ નદીનાં જળમાં તર્પણ કરવું. અનામિકા આંગળીમાં સુવર્ણ, તર્જનીમાં રૂપુ, અને કનિષ્ઠિકા આંગળીમાં ખડ્ગ (ગેંડા) ની અંગોઠી ધારણ કરવાથી મનુષ્ય પવિત્ર થાયછે. આંગળીનાં જે અગ્ર તે દેવતીર્થ છે, અનામિકા અને કનિષ્ઠિકાનું જે મૂલ તે કાય (પ્રજાપતિ) તીર્થ છે.

અંગોઠો અને તર્જનીનો જે મધ્યભાગ તે પિતૃતીર્થ છે. અંગોઠાનું જે મૂળ તે બ્રહ્મતીર્થ છે." જળ બાહેર કાઢી તેણેથી તર્પણ કરવું હોય તો તેમાં તિળ મિશ્ર કરી તર્પણ કરવું. બાહેર ન કાઢેલાં જળવડે તર્પણ કરવાનું હોય તો ડાબા હાથમાં તિળ લેવા. તિળતર્પણ ઘરે ન કરવું. રવિ વાર, ભૃગુ વાર, સપ્તમી, નંદા તિથિ, કૃત્તિકા, ભરણી, મન્વાદિ તિથિ અને યુગાદિ તિથિ, એ દિવસે પિંડદાન, મૃત્તિકાસ્નાન અને તિળતર્પણ કરવાં નહી. માતા, પિતાના શ્રાદ્ધદિવસે નિત્યતર્પણમાં તિળ નિષિદ્ધ છે. પર્વને દિવસે, નિષિદ્ધ એવાં તિથિવારાદિક હોય તો પણ તિળતર્પણ કરવું. "વિદ્વાન્ પુરૂષે વિકિર, પિંડદાન તર્પણ અને સ્નાનકર્મ કીધા પછી આચમન કરી ધારણ કરેલા દર્ભનો ત્યાગ કરવો." દર્ભત્યાગનો મંત્ર—"येषां पिता न न भ्राता, न पुत्रो नान्यगोत्रिणः ॥ ते सर्वे तृप्तिमायांतु, मयोत्सृष्टैः कुशैस्तथा," એ રીતે તર્પણ કહ્યું.

---

अथहिरण्यकेशीयानांसंकल्पादित्रिर्गायत्रीजपांतंप्राग्वत् ततइषेत्वोर्जेत्विअध्यायमनुवाकंवायथाशक्तिपठित्वाऋचंसामपडंगेतिहासपुराणादीनिपठित्वानमोब्रह्मणइत्येनयात्रिःपरिदधाति ॥

## હવે હિરણ્યકેશીયોનો બ્રહ્મયજ્ઞ કેહેછે.

હિરણ્યકેશીયોને સંકલ્પથકી તે ત્રણ વાર ગાયત્રીજપ પર્યંત કર્મ પ્રથમ પ્રમાણેજ જાણવું. ત્યાર પછી, "इषेत्वोर्जेत्वा०" ઇત્યાદિક અધ્યાય અથવા અનુવાક યથાશક્તિ પઠન કરી ઋચા, સામ, ષડંગ, ઇતિહાસ, પુરાણ ઇત્યાદિક પઠન કરી "नमोब्रह्मणे०" એ ઋચા ત્રણ વાર ભણી બ્રહ્મયજ્ઞ સમાપ્ત કરવો.

---

अथतर्पणं तच्चतैत्तिरीयाणांब्रह्मयज्ञांगंनभवति तेनब्रह्मयज्ञोत्तरंव्यवहितकालेपिब्रह्मयज्ञात्प्रागपिभवति एवंकाण्वमाध्यंदिनानामपि अतोदेवर्ष्याचार्यपितृतृप्तिद्वाराश्रीपरमेश्वर० देवर्ष्याचार्यपितृतर्पणंकरिष्येइतिपृथगेवसंकल्पः पूर्ववदेकैकांजलिनादेवतर्पणं ब्रह्माणंतर्पयामि प्रजापतिंतर्प० बृहस्पतिं० अग्निं० वायुं० सूर्यं० चंद्रमसं० नक्षत्राणि० इंद्रं० राजानं० यमंराजानं० वरुणंराजानं० सोमंराजानं० वैश्रवणंराजानं० वसून्० रुद्रान्० आदित्यान्० विश्वान्देवान्०साध्यान्०ऋभून्०भृगून्०मरुतः० अथर्वणः० अंगिरसस्तर्पयामीति निवीती उदङ्मुखः विश्वामित्रं० जमदग्निं० भरद्वाजं० गौतमं० अत्रिं० वसिष्ठं० कश्यपं० अरुंधतीं० अगस्त्यं० कृष्णद्वैपायनं० जातूकर्ण्यं० तरुक्षं० तृणबिंदुं० वर्मिणं० वरूथिनं० वाजिनं० वाजिश्रवसंतर्पयामि सत्यश्रवसंत० सुश्रवसंत०, सुतश्रवसं० सोमशुष्मायणं० सत्ववंतं० बृहदुक्थं० वामदेवं० वाजिरत्नं० हर्यश्वायनं० उदमयं० गौतमं० ऋणंजयं० ऋतंजयं० कृतंजयं० धनंजयं० बभ्रुं० त्र्यरुणं० त्रिवर्षं० त्रिधातुं० शिबिं० पराशरं० विष्णुंत० रुद्रं० स्कंदं० काशीश्वरं० ज्वरंत० धर्मं० अर्थं०कामं० क्रोधं० वसिष्ठं० इंद्रं० त्वष्टारंत० कर्तारं० धर्तारं० धातारं०मृत्युं०सवितारंत०सावित्रींतर्प०ऋग्वेदंत०यजुर्वेदं०सामवेदं०अथर्ववेदं०इतिहास

पुराणंत० ६१ इतिद्वौद्वावंजली प्राचीनावीतीदक्षिणामुखः वैशंपायनं० पिलिंगुं० तित्तिरं० उखं० आत्रेयंपदकारं० कौंडिण्यंवृत्तिकारं० सूत्रकारान्० सत्याषाढं० प्रवचनकर्तॄन्० आचार्यान्० ऋषीन्० वानप्रस्थान्० ऊर्ध्वरेतसः० एकपत्नीस्तर्पयामीतित्रींस्त्रीनंजलीनितिविशेषः शेषंपितृतर्पणादिसर्वंप्रागुक्तमेव ॥

હવે તર્પણનો વિધિ કેહેછે—તે તર્પણ તૈત્તિરીય શાખાવાળાઓને બ્રહ્મયજ્ઞનું અંગ થાતું નથી. માટે બ્રહ્મયજ્ઞ (અધ્યયન) કીધા પછી કેટલીએક વાર ખમીને અથવા બ્રહ્મયજ્ઞથકી પ્રથમ પણ થાયછે. એ પ્રમાણે કાણ્વ, માધ્યંદિનવિષે પણ એજ નિર્ણય છે. તેથી, "देवर्ष्याचार्यपितृतृप्तिद्वाराश्रीपरमेश्वरप्रीत्यर्थं देवर्ष्याचार्यपितृतर्पणंकरिष्ये" એવી રીતે જુદોજ સંકલ્પ કરવો, અને પ્રથમની પઠે એક એક અંજળી દઈ. દેવતર્પણ કરવું. તે દેવતર્પણના દેવતા—" १ ब्रह्माणंतर्पयामि, २ प्रजापतिंतर्पयामि, ३ बृहस्पतिंत०, ४ अग्निंत०, ५ वायुंत०, ६ सूर्यंत०, ७ चंद्रमसंत०, ८ नक्षत्राणित०, ९ इंद्रंराजानंत०, १० यमंराजानंत०, ११ वरुणंराजानंत०, १२ सोमंराजानंत०, १३ वैश्रवणंराजानंत०, १४ वसून्त०, १५ रुद्रान्त०, १६ आदित्यान्त०, १७ विश्वान्देवान्त०, १८ साध्यान्त०, १९ ऋभून्त०, २० भृगून्त०, २१ मरुतस्त०, २२ अथर्वणस्त०, २३ अंगिरस्तर्पयामि." એ રીતે દેવતર્પણ કરી નિવીતી કરી ઉત્તર દિશા સંમુખ થઈ ઋષિતર્પણ કરવું. ઋષિતર્પણના દેવતા—"१ विश्वामित्रंतर्पयामि, २ जमदग्निंत०, ३ भरद्वाजंत०, ४ गौतमंत०, ५ अत्रिंत०, ६ वसिष्ठंत०, ७ कश्यपंत०, ८ अरुंधतींतर्प०, ९ अगस्त्यंतर्पयामि०, १० कृष्णद्वैपायनं०, ११ जातूकर्ण्यं०, १२ तरुक्षं०, १३ तृणबिंदुंत०, १४ वर्मिणं०, १५ वरूथिनंत०, १६ वाजिनं०, १७ वाजिश्रवसं०, १८ सत्यश्रवसंत०, १९ सुश्रवसं०, २० सुतश्रवसं०, २१ सोमशुष्मायणंत०, २२ सत्ववंतं०, २३ बृहदुक्थं०, २४ वामदेवंत०, २५ वाजिरत्नं०, २६ हर्यज्वायनं०, २७ उदमयं०, २८ गौतमं०, २९ ऋणंजयंत०, ३० ऋतंजयंत०, ३१ कृतंजयं०, ३२ धनंजयं०, ३३ बभ्रुंत०, ३४ त्र्यरुणंत०, ३५ त्रिवर्षं०, ३६ त्रिधातुं०, ३७ शिबिं०, ३८ पराशरं०, ३९ विष्णुंत०, ४० रुद्रं०, ४१ स्कंदं० ४२ काशीश्वरं०, ४३ ज्वरं०, ४४ धर्मंत०, ४५ अर्थं०, ४६ कामं०, ४७ क्रोधं०, ४८ वसिष्ठं०, ४९ इंद्रं०, ५० त्वष्टारंत०, ५१ कर्तारं०, ५२ धर्तारं०, ५३ धातारं०, ५४ मृत्युं०, ५५ सवितारं०, ५६ सावित्रींत०, ५७ ऋग्वेदंत०, ५८ यजुर्वेदंतर्पया०, ५९ सामवेदं०, ६० अथर्ववेदं०, ६१ इतिहासपुराणंतर्पयामि" એ રીતે બેબે અંજળી એક એકને દઈ તર્પણ કર્યા પછી પ્રાચીનાવીતી કરી દક્ષિણાભિમુખ થઇ આચાર્યતર્પણ કરવું. તેના દેવતા—"१ वैशंपायनंतर्पयामि, २ पिलिंगुंत०, ३ तित्तिरं०, ४ उखंत०, ५ आत्रेयंपदकारं०, ६ कौंडिण्यंवृत्तिकारं०, ७ सूत्रकारान्०, ८ सत्याषाढं०, ९ प्रवचनकर्तॄन्०, १० आचार्यान्०, ११ ऋषीन्त०, १२ वानप्रस्थान्तर्पयामि, १३ ऊर्ध्वरेतसस्त०, १४ एकपत्नीस्त०" એ રીતે એક એકને ત્રણ ત્રણ અંજળી દઈ તર્પણ કરવું એ વિશેષ જાણવો. બાકીનું શેષ પિતૃતર્પણાદિ સઘળું કર્મ પ્રથમ (પત્ર ૪૭૪માં) કહ્યુંજ છે તે પ્રમાણે કરવું.

**अथापस्तंबादीनांब्रह्मादयोयेदेवास्तां० सर्वान्देवान्० सर्वान्देवगणान्० सर्वादेवपत्नीः० सर्वान्पुत्रां० सर्वान्पौत्रान्० भूर्देवां० भुवर्देवां० सुवर्देवां० भुर्भुवःसुवर्देवां० कृष्णद्वैपायनादयोयेऋषयःतानृषीं० सर्वानृषीं० सर्वानृषिगणान्० सर्वाऋषिपत्नीः० सर्वानृषिपुत्रां० सर्वानृषिपौत्रां० ६ भूऋर्षीं० ४ एवंसोमःपितृमान्यमोंगिरस्वानग्निष्वात्ताः० तान्पितॄनित्यादयोदशपितृपर्यायाऊह्याः एवमन्येषामप्यूह्यं ॥**

હવે આપસ્તંબાદિકનાં તર્પણનો વિધિ કેહેછે—તે તર્પણના દેવતા–" **१ ब्रह्मादयोयेदेवास्तान्देवां०, २ सर्वान्देवां०, ३ सर्वान्देवगणांस्त०, ४ सर्वादेवपत्नीस्त०, ५ सर्वान्पुत्रांस्तर्पयामि, ६ सर्वान्पौत्रांस्त०, ७ भूर्देवांस्त०, ८ भुवर्देवांस्त०, ९ सुवर्देवांस्त०, १० भूर्भुवःसुवर्देवांस्त०, ११ कृष्णद्वैपायनादयोयेऋषयःतानृर्षीस्त०, १२ सर्वानृर्षीस्त०, १३ सर्वानृषिगणांस्त०, १४ सर्वाऋषिपत्नीस्त०, १५ सर्वानृषिपुत्रांस्त०, १६ सर्वानृषिपौत्रांस्त०, १७ भूऋर्षीस्त०, १८ भुवऋर्षीं०, १९ सुवऋर्षीं०, २० भूर्भुवः-सुवऋर्षीस्त०, २ एवंसोमःपितृमान्यमोंगिरःस्वानग्निष्वात्ताःकव्यवाहनादयोयेपितरः २१ तान्पितॄंस्त०**" ઇત્યાદિક દશ પિતૃપર્યાયના ઉચ્ચાર કરવા, એજ રીતે બીજાઓએ પણ એમજ જાણવું.

---

**अथकात्यायनानां प्राङ्मुखआचम्यपवित्रेधृत्वाप्राणानायम्यश्रीपर० र्थंब्रह्मयज्ञेनयक्ष्ये दर्भानंजलौधृत्वादक्षिणजानौधृत्वासूत्रांतराद्गायत्रींत्रिरुच्चार्यइषेत्वेत्यादिआरभ्यसंहितांब्राह्मणंचपूर्वोक्तरीत्यापठेत् अंतेउपनिषदितिहासपुराणादिपठित्वाअंतेओंस्वस्तीतिवदेत् सूत्रांतरोक्तत्वात्नमोब्रंह्मणइतित्रिःपठंतिकेचित् ॥**

હવે કાત્યાયન શાખાવાળાઓનો બ્રહ્મયજ્ઞવિધિ કેહેછે–પૂર્વમુખ બેસી આચમન કરી હાથમાં દર્ભપવિત્ર ધારણ કરી પ્રાણાયામ કરી " **श्रीपरमेश्वरप्रीत्यर्थं ब्रह्मयज्ञेन यक्ष्ये**" એ પ્રમાણે સંકલ્પ કીધા પછી અંજળિમાં દર્ભ ધારણ કરી તે અંજળિ જમણા ગોઠણ ઉપરે રાખી બીજાં સૂત્રોમાં કહ્યા પ્રમાણે ત્રણ વાર ગાયત્રીનો ઉચ્ચાર કરી "**इषेत्वा०**" ઇત્યાદિકથકી આરંભ કરી સંહિતા અને બ્રાહ્મણનો પૂર્વોક્ત રીતિપ્રમાણે પાઠ કરવો. પછી ઉપનિષદ, ઇતિહાસ, પુરાણ, ઇત્યાદિકનો પાઠ કરી અંતે "**ॐस्वस्ति**" એમ કેહેવું. બીજાં સૂત્રોમાં કહેલ છે તેથી "**नमोब्रह्मणे०**" એ ઋચાનો ત્રણ વાર પાઠ કોઈ એક કરેછે.

---

**अथतर्पणं एतच्चप्रातःसंध्योत्तरंवामध्यान्हेब्रह्मयज्ञोत्तरंवासकृदेवकार्यं ब्रह्मयज्ञस्यवैकल्पिकंकालत्रयमुक्तं तत्रदेवर्षिपितृतर्पणंकरिष्येइतिसंकल्प्यादौपूर्वोक्तधर्मेणदेवतर्पणं भूमौताम्रादिपात्रेवादर्भानास्तीर्यविश्वेदेवासआगतेतिदेवानावाह्यविश्वेदेवाः शृणुतेमामितिजपित्वात्रीन्प्रागग्रान्दर्भान्धृत्वादेवतीर्थेन ओंब्रह्मातृप्यतां विष्णुस्तृप्य० रुद्र० प्रजापति० देवास्तृ० छंदांसि० वेदा० ऋषय० पुराणाचार्या० गंधर्वा० इतराचार्या० संवत्सरः सावयव० देव्यस्तृप्यंतां० अप्सरसः० देवानुगा० नागा० सागरा० पर्वता० सरित० मनुष्या० यक्षा० रक्षांसि० पिशाचा० सुपर्णा० भूतानि० पशव० वनस्पतय०**

ओषधय० भूतग्रामश्चतुर्विधस्तृप्यतामितिसर्वत्रसप्रणवंप्रथमांतंनामोच्चार्यतर्पयेत् २९ सप्तऋषयइतिमंत्रेणर्षीनावाह्यनिवीतीद्विर्द्विः सनकस्तृप्यतु सनंदन० सनातन० कपिल० आसुरी० वोढुस्तृ० पंचशिख० अपसव्यं उशंतस्त्वेतिपितॄनावाह्य आयंतुनःपितरइति जपित्वापितृतीर्थेनत्रिस्त्रिः कव्यवाडनलस्तृप्यतां० सोम० यम० अर्यमा० अग्निष्वात्ताः पितरस्तृप्यंतां सोमपाःपितरः० बर्हिषदः० यमायनमस्तर्पयामि धर्मराजाय० मृत्यवे० अंतकाय० वैवस्वताय० कालाय० सर्वभूतक्षयाय० औदुंबराय० दध्नाय० नीलाय० परमेष्ठिने० वृकोदराय० चित्राय० चित्रगुप्ताय० २१ यमतर्पणंवैकल्पिकं सूत्रेएकेइत्युक्तेः जीवत्पितृकस्यमणिबंधपर्यंतमपसव्यंसर्वत्र ततोमृतपितृकःपित्रादित्रयींमात्रादित्रयींच तर्पयित्वा उदीरतामितिनवभिर्ऋग्भिस्तर्पणंजलस्थानेअंजलिनाधारांनिषिंचेत् उदीरतां० १ अंगिरसोनःपितरो० २ आयंतुनः० ३ ऊर्जंवहंतिरमृतं० ४ पितृभ्यःस्वधानमः ५ येचेह० ६ मधुवाताइतितिस्त्रइति ७ प्रत्यृचंप्रत्येकंकुर्यात्तृप्यध्वमितिचत्रिःसिंचेत् ततोनमोवःपितरइत्यष्टौयजूंषिपठित्वामातामहादीनेकोद्दिष्टगणांश्चतर्पयेत् देवागातुविदइतिविसर्जयेत् स्नानवस्त्रनिष्पीडनोदकदानादिप्राग्वत् प्रातर्होमोत्तरंदेवतार्चनंनकृतंचेच्चतुर्थभागेब्रह्मयज्ञोत्तरंकार्यं ॥

**હવે તર્પણ કેહેછે**——એ તર્પણ પ્રાતઃસંધ્યા થયા પછી કરવું, અથવા મધ્યાન્હે બ્રહ્મયજ્ઞ કીધા પછી એક વારજ કરવું, બ્રહ્મયજ્ઞના કાળ વિકલ્પે કરી ત્રણ કહ્યાછે. તેમાં "देवर्षिपितृतर्पणंकरिष्ये" એવો સંકલ્પ કરી પ્રથમ (પત્ર ૪૭૬ માં) કહ્યા પ્રમાણે દેવતર્પણ પ્રથમ કરવું. પૃથ્વી અથવા ત્રાંબું ઇત્યાદિકનાં પાત્રવિષે દર્ભ પાથરી "विश्वेदेवासआगत" એ મંત્ર ભણી દેવતાનું આવાહન કરી "विश्वेदेवाः शृणुतेम०" એ મંત્રનો જપ કરી પૂર્વ દિશામાં અગ્રવાળા ત્રણ દર્ભ ધારણ કરી દેવતીર્થ ( આંગળીનાં અગ્ર) વડે તર્પણ કરવું. દેવતર્પણના દેવતા—"१ ॐब्रह्मातृप्यतां, २ विष्णुस्तृ०, ३ रुद्रस्तृ०, ४ प्रजापतिस्तृ०,५देवास्तृप्यंतु, ६ छंदांसितृप्यंतु,७ वेदास्तृप्यं०८ऋषयस्तृप्यं०, ९ पुराणाचार्यास्तृप्यं०, १० गंधर्वास्तृ०, ११ इतराचार्यास्तृप्यं०, १२ संवत्सरःसावयवस्तृप्य०, १३ देव्यस्तृप्यं०, १४ अप्सरसस्तृप्यं०, १५ देवानुगास्तृप्यं०, १६ नागा०, १७ सागरा०, १८ पर्वता०, १९ सरित०, २० मनुष्यास्तृप्यं०, २१ यक्षास्तृप्यं०, २२ रक्षांसितृप्यं०, २३ पिशाचास्तृप्यं०, २४ सुपर्णास्तृप्यं०,२५ भूतानि०, २६ पशव०, २७ वनस्पतय०, २८ ओषधय० २९ भूतग्रामचतुर्विधस्तृप्यतां" એ રીતે સર્વત્ર પ્રણવ સહિત પ્રથમા વિભક્ત્યંત નામનો ઉચ્ચાર કરી તર્પણ કરવું. "सप्तऋषय०:" એ મંત્રવડે ઋષિનું આવાહન કરી નિવીતી થઇ એક એક ઋષીને બે બે અંજળી દેવા એ રીતે તર્પણ કરવું. તે ઋષિતર્પણના દેવતા—"१ सनकस्तृप्यतु, २ सनंदनस्तृ०, ३ सनातनस्तृ०, ४ कपिलस्तृ०, ५ आसुरीतृ०, ६ वोढुस्तृ०, ७ पंचशिखस्तृप्यतु" એ પ્રમાણે તર્પણ કરી પ્રાચીનાવીતી થઇ "उशंतस्त्वा०" એ મંત્રવડે પિતૃનું આવાહન કરી "आयंतुनःपितर०" એ મંત્રનો જપ કરી પિતૃતીર્થવડે એક એકને ત્રણ ત્રણ અંજળી દઈ તર્પણ કરવું. તે પિતૃતર્પણના દેવતા—

"१ कव्यवाडनलस्तृप्यतां, २ सोम०, ३ यम०, ४ अर्यमा०, ५ अग्निष्वात्ताःपितरस्तृप्यंतां, ६ सोमपाःपितरः०, ७ बर्हिषदः०, ८ यमायनमस्तर्पयामि, ९ धर्मराजाय०, १० मृत्यवे०, ११ अंतकाय०, १२ वैवस्वताय०, १३ कालाय०, १४ सर्वभूतक्षयाय०, १५ औदुंबराय०, १६ दध्नाय०, १७ नीलाय०, १८ परमेष्ठिने०, १९ वृकोदराय०, २० चित्राय०, २१ चित्रगुप्ताय०" એ પ્રમાણે તર્પણ કરવું. આ યમતર્પણ કરવું અથવા ન કરવું એમ વૈકલ્પિક છે, કારણ સૂત્રમાં "एके" એવું વચન છે એટલે કોઈ આચાર્ય કરે એમ કેહેછે. જેનો પિતા જીવતો હોય તેણે મણિબંધ ( કાંડા ) પર્યંત અપસવ્ય કરવું, એ સર્વત્ર નિર્ણય જાણવો. પછી જેનો પિતા મૃત થયલો હોય તેણે પિતૃત્રયી અને માતૃત્રયીનું તર્પણ કરી, "उदीरता०" એ નવ ઋચાવડે તર્પણ કરવું.॰જ્યહાં જળ હોય ત્યહાં અંજળીવડે જળધારા છોડવી. તે નવ ઋચા—"१ उदीरता०, २ अंगिरसोनःपितरो०, ३ आयंतुनः०, ४ ऊर्जंवहंतिरमृतं०, ५ पितृभ्यःस्वधा नमः०, ६ येचेहपि०, ७ मधुवाता०, ऋचा ३," એ નવ ઋચામાંની એક એક ઋચા પ્રતિ એક એક વાર અને "तृप्यध्वं०" એમ કહી અંજળીવડે ત્રણ ત્રણ વાર જળધારા પાડવી. પછી "नमोवःपितर०" એ આઠ યજુર્વેદના મંત્ર કહી માતામહાદિત્રયી અને એકોદિષ્ટગણ એમનું તર્પણ કરવું. પછી "देवागातुविद०" એ મંત્ર ભણી વિસર્જન કરવું. સ્નાન કરેલું વસ્ત્ર નિચોવી જળ દેવું ઇત્યાદિક શેષ કર્મ પ્રથમ (પત્ર ૪૭૪ માં) કહ્યા પ્રમાણે જાણવું. પ્રાતઃકાળનો હોમ કીધા પછી દેવપૂજા કરી ન હોય તો ચોથા ભાગમાં બ્રહ્મયજ્ઞ કીધા પછી કરવી. ( એ દિવસના ચોથા ભાગનું કૃત્ય કહ્યું. )

---

अथपंचमभागकृत्यं वैश्वदेवःप्रकर्तव्यःपंचसूनापनुत्तये कंडणीपेषणीचुल्लीजलकुंभोथमार्जनीतिपंचहिंसास्थानानिपंचसूनाः वैश्वदेवस्यप्रातरेवप्रारंभोनत्वग्निहोत्रादिवत्सायं तेनप्रातःसायंवैश्वदेवेत्यादिरेवसंकल्पः पंचमहायज्ञाअहरहःकर्तव्याः तेचब्रह्मयज्ञदेवयज्ञभूतयज्ञपितृयज्ञमनुष्ययज्ञाख्याः तत्रब्रह्मयज्ञउक्तः बह्वृचादीनांवैश्वदेवोदेवयज्ञादियज्ञत्रयरूपः मनुष्ययज्ञस्तुमनुष्येभ्योन्नदानं गृहपक्वहविष्यान्नैस्तैलक्षारादिवर्जितैः जुहुयात्सर्पिषाभ्यक्तैर्गृह्येग्नौलौकिकेपिवा यस्मिन्नग्नौपचेदन्नंतस्मिन्होमोविधीयते वैश्वदेवांतर्गतपितृयज्ञेनैवनित्यश्राद्धसिद्धेर्ननित्यश्राद्धार्थंविप्रभोजनं अनेनैवदर्शश्राद्धस्यापिसिद्धयाद्दर्शश्राद्धमप्यशक्तैःसंवत्सरमध्येसकृदेवकार्यमितिभट्टोजीये सूतकेपंचमहायज्ञानांलोपइत्युक्तं सचायंवैश्वदेवआत्मसंस्कारार्थोन्नसंस्कारार्थश्चतेनाविभक्तानांपाकैक्येपृथग्वैश्वदेवोन विभक्तानांतुपाकैक्येपिहविष्यांतरेणपृथगेव अविभक्तानांपाकभेदेपृथक्वैश्वदेवःकृताकृतइति भट्टोजीये पाकासंभवेएकादश्यादौतंडुलैर्वापयोदधिघृतफलोदकादिभिर्वाकार्यः हस्तेनाम्बादिभिःकुर्याददिरंजलिनाजले कोद्रवंचणकंमाषंमसूरंचकुलित्थकं क्षारंचलवणंसर्वंवैश्वदेवेविवर्जयेत् प्रवसतागृहेपुत्रर्त्विगादिद्वारावैश्वदेवःकारयितव्यः गृहेकर्त्रंतराभावेप्रवासेस्वयंकार्यः वैश्वदेवोबह्वृचैस्तैत्तिरीयैश्चदिवारात्रौचेतिद्विवारंकार्यः अशक्तैस्त्वेककालएवद्विरावृत्यासहवाकार्यः बह्वृचतैत्तिरीययोर्लौकिकाग्नौपाकोवैश्वदेवश्चेतिप्रायेणाचारः ॥

## હવે દિવસનાં પાંચમા ભાગનું કૃત્ય કેહેછે.

ગૃહસ્થને સર્વદા પંચસૂના સંબંધિ દોષ પ્રાપ્ત થાયછે તેના નાશ માટે નિત્ય વૈશ્વદેવ કરવો. "**कंडणी**" એટલે ખારણી, સાંબેલું ઇત્યાદિક ખાંડવાનાં સાધન; "**पेषणी**" એટલે ઘંટી, છીપર, પથરા ઇત્યાદિક દળવા, વાટવાનાં સાધન; "**चुल्ली**" એટલે ચુલા, સગડી ઇત્યાદિ પાક કરવાનાં સાધન; "**जलकुंभः**" એટલે ઘડા, હાંડા, ગોળા ઇત્યાદિક જળ રાખવાનાં સાધન; "**मार्जनी**" એટલે ઝાડુ કાઢવાનાં સાધન; એ પાંચ સાધન અલ્પ જીવોની અજાણમાં હિંસા થાવાનાં સ્થલ છે તેથી પંચસૂના છે. વૈશ્વદેવનો પ્રારંભ પ્રાતઃકાળેજ થાયછે, અગ્નિહોત્ર પ્રમાણે સાયંકાળે પ્રારંભ થતો નથી, માટે સંકલ્પ કરવો તે. "**प्रातःसायंवैश्वदेव०**" ઇત્યાદિકજ કરવો. પંચ મહાયજ્ઞ નિત્ય કરવા. તે આ—બ્રહ્મયજ્ઞ, દેવયજ્ઞ, ભૂતયજ્ઞ, પિતૃયજ્ઞ, અને મનુષ્યયજ્ઞ, એ પાંચ મહાયજ્ઞ છે. તેમાં બ્રહ્મયજ્ઞ કહ્યો. ઋગ્વેદી ઇત્યાદિકોનો વૈશ્વદેવ; દેવયજ્ઞ, ભૂતયજ્ઞ અને મનુષ્યયજ્ઞ, એ ત્રણ મળીને થાયછે. મનુષ્ય ( અતિથિ ) ને અન્ન દેવું તે મનુષ્યયજ્ઞ છે. "ઘરમાં રાંધેલું પણ તેલ ક્ષાર ઇત્યાદિકે રહિત અને ઘૃતયુક્ત જે હવિષ્યાન્ન તેનો હોમ ગૃહ્યાગ્નિ અથવા લૌકિકાગ્નિવિષે કરવો. જે અગ્નિ ઉપરે પાક ( ચરૂ ) કીધો હોય તે અગ્નિ ઉપરે વૈશ્વદેવ કરવો." વૈશ્વદેવનાં પેટામાંનો પિતૃયજ્ઞ કરવાથી નિત્યશ્રાદ્ધની સિદ્ધિ થાયછે, તો નિત્યશ્રાદ્ધમાટે બ્રાહ્મણભોજન કરાવવું નહી. વૈશ્વદેવ સંબંધિ પિતૃયજ્ઞ કરવાથીજ દર્શશ્રાદ્ધની પણ સિદ્ધિ થાયછે તેથી પ્રતિમાસ દર્શશ્રાદ્ધ કરવાને અશક્ત હોય તેણે વર્ષમાં એક વારજ કરવું, એ રીતે ભટ્ટોજીદીક્ષિતે કરેલાં આન્હિકમાં કહ્યુંછે. સૂતકમાં પંચમહાયજ્ઞ કરવા નહી એમ કહ્યુંછે. એ વૈશ્વદેવ આત્મસંસ્કાર ( શરીરસંસ્કાર ) અને અન્નસંસ્કારને અર્થે છે. તેથી સાથે રહેલા ભાઇઓનો પાક એક હોય તો વૈશ્વદેવ જુદો કરવો નહી. વેહેચણ કર્યા પછી જો પાક એક હોય તો પણ બીજું હવિષ્ય દ્રવ્ય લઈ તેણે કરી જુદોજ વૈશ્વદેવ કરવો. વિભાગ કર્યા વિના પાક ભિન્ન હોય તો જુદો વૈશ્વદેવ કરવો અથવા ન કરવો એમ ભટ્ટોજીદીક્ષિતકૃત આન્હિકમાં કહ્યુંછે. પાકનો અસંભવ છતાં એકાદશી ઇત્યાદિક દિવસે ચોખા, દૂધ, દહી, ઘી, ફળ, અથવા જળ ઇત્યાદિકવડે કરવો. "અન્ન ઇત્યાદિક દ્રવ્યનો વૈશ્વદેવ હાથેવતી કરવો, જળેકરી અંજળીવડે જળમાં કરવો. કોદ્રુ, ચણા, અડદ, મસૂર, અને કળથી, સર્વ ક્ષાર, સઘળાં લૂણ એ પદાર્થ વૈશ્વદેવવિષે વર્જ્ય કરવા. જે ગૃહસ્થ પ્રવાસી હોય તેણે પોતાને ઘરે પુત્ર, ઋત્વિક્ ઇત્યાદિકદ્વારાએ વૈશ્વદેવ કરાવવો. પોતાને ઘરે વૈશ્વદેવ કરનારો કોઈ ન હોય તો પ્રવાસમાં પોતેજ કરવો. ઋગ્વેદી અને તૈત્તિરીયશાખાવાળાઓએ વૈશ્વદેવ દિવસે અને રાત્રિએ બે વાર કરવો. જેને બે વખત કરવાની શક્તિ ન હોય તેણે એક સમયેજ બે આવૃત્તિ કરીને અથવા એકતંત્રે કરવો. ઋગ્વેદી અને તૈત્તિરીય શાખી એમનો બહુધા આચાર, પાક અને વૈશ્વદેવ લૌકિકાગ્નિ ઉપરેજ કરવાનો છે.

अथप्रात:सायंवैश्वदेवस्यसहकरणपक्षेनंत्रप्रयोगः तत्रवैष्णवैर्भगवतेषोडशोपचारेषुदी
पांतानुपचारान्समर्प्यसर्वान्नात्पुरुषाहारपर्याप्तंनैवेद्यंसमर्प्यशेषान्नेनवैश्वदेवःकार्यः वैष्णव
भिन्नैस्तुवैश्वदेवांतेतच्छेषेणनैवेद्यःकार्यः विष्णोर्निवेदितान्नेनयष्टव्यंदेवतांतरं पितृभ्यश्चा
पितद्देयंतदानंत्यायकल्पतइत्यादिवचनानांवैष्णवविषयकत्वस्यनिबंधकारैरुक्तत्वात् अत्रवै
ष्णवानारायणाष्टाक्षरादिवैष्णवमंत्रदीक्षोपदेशजपवंतोमुख्याः उपदेशःकलौयुगइतिस्मृत्यो
पदेशमात्रस्यापिदीक्षासमफलत्वात् गौणाश्चपारंपर्यागतारुणोदयाविद्धैकादश्यनुपवासशुक्ल
कृष्णैकादश्युपवासादियत्किंचिद्धर्ममात्रपरामंत्रोपदेशादिरहिताः ननुपांचरात्राद्यागमोक्त
दीक्षांप्राप्तोहिवैष्णवइत्युक्तेःकिंचिद्धर्ममात्रानुष्ठानेनकथंवैष्णवत्वमितिचेन् गायत्र्यध्ययना
दिक्षत्रियवैश्यसाधारणधर्मवतांयाजनाध्यापनप्रतिग्रहरूपासाधारणधर्मशून्यानां पित्रादिपरं
परयावैश्यादिवृत्तिपराणामप्यव्यभिचरितैकगोत्रत्वादियत्किंचिद्ब्राह्मणधर्ममात्रेण यथाब्रा
ह्मणत्वंतदुचितसूतकाद्याचारश्चतथाकलियुगेकिंचिद्धर्मेणापिवैष्णवत्वं तदुचिताचारश्चयुज्य
ते क्षत्रियाणांहिपुरोहितभेदेनगोत्रभेदस्तेनयदुवंशेषुपरस्परं विवाहोनैवंब्राह्मणेष्वितिस्पष्टं
एवंश्राद्धेपिनैवेद्यंसमर्प्यपितृभ्योन्ननिवेदनंज्ञेयं ममात्मान्नसंस्कारपंचसूनाजनितदोषपरि
हारद्वाराश्रीपर० प्रातर्वैश्वदेवंसायंवैश्वदेवंचसहतंत्रेणकरिष्ये कुंडेस्थंडिलादौवापचनाग्निं
व्याहृतिभिः पावकनामानंप्रतिष्ठाप्यचत्वारिशृंगेतिध्यात्वापरिसमुह्यपर्युक्ष्यविश्वानिनइत्यर्चं
नादिविधायघृताक्तमन्नमग्नावधिश्रित्यप्रोक्ष्योद्वास्याग्नेः पश्चान्निधायत्रिधाविभज्यप्रथमभा
गंदेवेभ्योजुहुयात् तद्यथा हृदिसव्यंकरंनिधायोत्तानहस्तेनसूर्यायस्वाहासूर्यायेदंनमम प्रजा
पतये० सोमायवनस्पतये० अग्नीषोमाभ्यां० इंद्राग्निभ्यां० द्यावापृथिवीभ्यां० धन्वंतरये०
इंद्राय० विश्वेभ्योदेवेभ्यः० ब्रह्मणे० इतिदशप्रातर्वैश्वदेवाहुतयः ॥

હવે પ્રાતઃ કાળ અને સાયં કાળ સંબંધિ બે વૈશ્વદેવ સાથે એ પક્ષવિષે **એકતંત્ર પ્રયોગ કેહેછે**--તેમાં વૈષ્ણવે ભગવાન્ (શ્રીવિષ્ણુ) ને સોળ ઉપચારમાં દીપ પર્યંત ઉપચાર અર્પણ કરી સઘળાં અન્નમાંથી, એક પુરૂષને આહાર પૂર્ણ થાય એટલું નૈવેદ્ય (ભગવાનૂને) અર્પણ કરી શેષ રહેલાં અન્નવડે વૈશ્વદેવ કરવો. જે વૈષ્ણવ ન હોય તેણે તો પ્રથમ વૈશ્વદેવ કરી શેષ રહેલા પાકવડે નૈવેદ્ય સમર્પણ કરવું; કારણ, "વિષ્ણુને અર્પણ કરેલું અન્ન લઈ તેવડે બીજા દેવતાનો યજ્ઞ કરવો, અને પિતૃને પણ તે અન્ન દેવું, એટલે તે અન્નવડે શ્રાદ્ધ કરવું, તે કર્મ અનંત ફળ દેનારૂં છે," ઇત્યાદિક જે વચન તે વૈષ્ણવ પરાયણ છે એમ નિબંધકારે કહેલું-છે. એ વૈષ્ણવોવિષે (વિચાર કરતાં સિદ્ધ થાયછે જે) નારાયણના અષ્ટાક્ષર ઇત્યાદિક વૈષ્ણવ મંત્રોની દીક્ષાનો ઉપદેશ લઈ જપ કરેછે તે મુખ્ય છે; કારણ, "કળિયુગમાં ઉપદેશ ગ્રહણ કરવો," એવાં સ્મૃતિવાક્યોથી ઉપદેશમાત્રનું પણ દીક્ષાનાં ફળ સરખું ફળ છે. પરંપરાપ્રાપ્ત અરૂણોદયવડે વિદ્ધ એવી એકાદશીનું વ્રત ન કરવું, શુક્લ અથવા કૃષ્ણ એકાદશીનો ઉપવાસ કરવો ઇત્યાદિક સ્વલ્પ ધર્મ પાળનારા અને મંત્રોપદેશે રહિત એવા જે તે ગૌણ વૈષ્ણવ છે. **શંકા**—"પાંચરાત્ર ઇત્યાદિક વૈષ્ણવ શાસ્ત્રોવિષે કહેલી દીક્ષાનું જે ગ્રહણ કરે તે વૈષ્ણવ છે." એવાં વચન છે તો અલ્પ ધર્મ પાલન કરવાથી વૈષ્ણવપણું કેમ થાય? **સમાધાન**—ગાયત્રીનું અધ્ય-

યન કરવું. ઇત્યાદિક જે ક્ષત્રિય અને વૈશ્યનો સાધારણ ધર્મ તેનું માત્ર પાલન કરનારા; ઋત્વિક્ કર્મ કરવું, વેદનું અધ્યયન કરાવવું, અને દાન લેવું એવો જે વિશેષ ધર્મ તેણે રહિત; અને પિતા, પિતામહ ઇત્યાદિક પરંપરાએ વૈશ્યાદિકની વૃત્તિ (વ્યાપાર) કરનારા એવા બ્રાહ્મણોને પણ જેમ તેમનું અને પોતાનું એક ગોત્ર એક જાતિ ઇત્યાદિક અલ્પ બ્રાહ્મણધર્મવડે બ્રાહ્મણપણું અને બ્રાહ્મણને યોગ્ય આશૌચ પાલન કરવું એવો આચાર છે તેમ કળિયુગમાં અલ્પ સ્વલ્પ ધર્મ પાલન કરવાથી પણ વૈષ્ણવપણું અને વૈષ્ણવને યોગ્ય આચાર એ માનવામાં આવેછે. ક્ષત્રિયોનું શુદ્ધ ગોત્ર ન હોતાં તેમના પુરોહિતનું જે ગોત્ર તે તેમનું ગોત્ર એવા નિયમથી ક્ષત્રિયોના પુરોહિત અનેક થયા એ કારણથી ક્ષત્રિયોનાં ગોત્ર પણ અનેક થયાં, અને તેણેકરી યદુવંશમાં પરસ્પર વિવાહ થયા એમ બ્રાહ્મણમાં થતું નથી એ સ્પષ્ટ છે. એ રીતે શ્રાદ્ધવિષે પણ નૈવેદ્ય સમર્પણ કરી પિતૃને અન્ન સમર્પણ કરવું, એમ જાણવું. **વૈશ્વદેવનો સંકલ્પ**—"**મમાત્માન્નસંસ્કારપંચસૂનાજનિતદોષપરિહારદ્વારા શ્રીપરમેશ્વરપ્રીત્યર્થં પ્રાતર્વૈશ્વદેવં સાયંવૈશ્વદેવં ચ સહતંત્રેણ કરિષ્યે,**" એવો સંકલ્પ કરી કુંડ અથવા સ્થંડિલ ઇત્યાદિકવિષે પચનાગ્નિ (જે ઉપરે પાક કરેલો છે તે) ને વ્યાહૃતિ મંત્રવડે "**પાવકનામાનં**" એ રીતે સ્થાપન કરી, "**ચત્વારિશૃંગા૦**" એ મંત્રવડે ધ્યાન કરી પરિસમૂહન, પર્યુક્ષણ કરી "**વિશ્વાનિનો૦**" એ મંત્રવડે પૂજા, સ્તુતિ કરી ઘૃતયુક્ત અન્ન અગ્નિ ઉપરે શંધ્યાંસરખું કરી તે જળવડે પ્રોક્ષિત કરી ઉત્તરતરફથી લાવી અગ્નિના પશ્ચિમ ભાગમાં સ્થાપન કરી તેના ત્રણ ભાગ કરી તેમાંના પ્રથમ ભાગનો દેવતાને ઉદ્દેશે હોમ કરવો. તે આ રીતે—ડાબો હાથ હૃદય ઉપરે રાખી સવળા એવા જમણે હાથે "**સૂર્યાય સ્વાહા સૂર્યાયેદં ન મમ, પ્રજાપતયે૦, સોમાયવનસ્પતયે૦, અગ્નીષોમાભ્યાં૦, ઇંદ્રાગ્નિભ્યાં૦, દ્યાવાપૃથિવીભ્યાં૦, ધન્વંતરયે૦, ઇંદ્રાય૦, વિશ્વેભ્યોદેવેભ્યઃ૦, બ્રહ્મણે૦**" હોમ કરવો. એ દશ આહુતિ પ્રાતઃ કાળના વૈશ્વદેવની છે.

अथसायंवैश्वदेवीयाः अग्नयेस्वाहेतिहुत्वाप्रजापतयइत्यादिपुनर्नवजुहुयात् एवंविंशत्याहुतीर्हुत्वा प्रायश्चित्तार्थंव्यस्तसमस्तव्याहृतिभिर्हुत्वानहुत्वावापरिसमूहनपर्युक्षणेकुर्यात् ओंचमइत्युपतिष्ठेत् इतिदेवयज्ञः ॥

હવે **સાયં કાળના વૈશ્વદેવની આહુતિ કહેછે**—"**અગ્નયે સ્વાહા**" એ આહુતિ હોમ કરી, "**પ્રજાપતયે સ્વાહા**" ઇત્યાદિક ફરી નવ આહુતિ હોમવી. એ રીતે વીસ આહુતિ હોમ કરી પ્રાયશ્ચિત્તાર્થ વ્યસ્ત ( છુટ છુટ ) સમસ્ત ( એકઠા ) વ્યાહૃતિમંત્રવડે હોમ કરવો અથવા ન કરવો. પછી પરિસમૂહન, પર્યુક્ષણ કરવાં. "**ૐચમે૦**" એ મંત્રવડે ઉપસ્થાન કરવું. એ પ્રમાણે દેવયજ્ઞ કહ્યો.

अथबलिहरणाख्योभूतयज्ञः द्वितीयभागाद्गृहीत्वाशुद्धभूमौसूर्यायस्वाहासूर्यायेदंनममेत्येवंदशाहुतीःप्राक्संस्थानिरंतराहुत्वामध्येंतरालंत्यक्त्वा अद्भ्यःस्वाहा ओषधिवनस्पतिभ्यः० गृहा० गृहदेवताभ्यः० वास्तुदेव० इतिप्राक्संस्थाहुत्वा अद्भ्यआहुतेःपश्चात्इंद्रा

**य० तदुत्तरेइंद्रपुरुषेभ्यः० अंतरालस्यदक्षिणेयमाय० तदुत्तरेयमपुरुषेभ्यः० ब्रह्मणआहुतेःप्राक्वरुणाय० तदुत्तरेवरुणपुरुषेभ्यः० अंतरालस्योत्तरेसोमाय० तदुत्तरेसोमपुरुषेभ्यः० अंतराले ब्रह्मणे० ब्रह्मपुरुषे० विश्वेभ्योदेवेभ्यः० सर्वेभ्योभूतेभ्यः० दिवाचारिभ्यः० सोमपुरुषोत्तरं रक्षोभ्यः० एवमेवसूर्यस्थानेप्रथममग्नयेहुत्वाप्रजापतयइत्यादिपूर्ववत्सायंवैश्वदेवसंबंधिद्वितीयबलिहरणंकुर्यात् तत्रदिवाचारिभ्यइत्यस्यस्थानेनक्तंचारिभ्यःस्वाहेतिजुहुयात्इतिविशेषः इतिभूतयज्ञः ॥**

**હવે બળિહરણ નામનો ભૂતયજ્ઞ કહેછે**—અન્નના બીજા ભાગમાંથી અન્ન લઈ શુદ્ધ ભૂમિ ઉપરે "**सूर्याय स्वाहा सूर्यायेदं न मम,**" એ પ્રમાણે દશ આહુતિ એક પછી બીજી એ રીતે વચમાં અંતર ન રાખતાં પૂર્વ દિશા તરફ દેવી. પછી વચમાં કાંઈએક અંતરાય છોડી "**अद्भ्यः स्वाहा, ओषधिवनस्पतिभ्यः०, गृहाय०, गृहदेवताभ्यः०, वास्तुदेवताभ्यः स्वाहा,**" એ રીતે એક બીજાથી પૂર્વ તરફ આહુતિ દઈ '**अद्भ्यः**-' એ આહુતિની પાછળ "**इंद्राय०**" એ આહુતિ દેવી, તેની ઉત્તર તરફ "**इंद्रपुरुषेभ्यः०**" એ દેવી. અંતરાયની દક્ષિણ તરફ "**यमाय०**" એ દઈ તેની ઉત્તર તરફ "**यमपुरुषेभ्यः०**" એ દેવી. '**ब्रह्मणे०**' એ આહુતિથી પૂર્વ તરફ "**वरुणाय०**" એ આહુતિ દઈ તેની ઉત્તરમાં "**वरुणपुरुषेभ्यः०**" એ આહુતિ દેવી. અંતરાયની ઉત્તર તરફ "**सोमाय०**" એ આહુતિ દઈ તેથી ઉત્તર "**सोमपुरुषेभ्यः०**" એ દેવી. મધ્યભાગમાં "**ब्रह्मणे०, ब्रह्मपुरुषेभ्यः०, विश्वेभ्योदेवेभ्यः०, सर्वेभ्योभूतेभ्यः०, दिवाचारिभ्यः०**" એ પ્રમાણે આહુતિ દઈ '**सोमपुरुष०**' એ આહુતિની ઉત્તર તરફ "**रक्षोभ्यः०**" એ આહુતિ દેવી. એજ પ્રમાણે સૂર્યને સ્થાનકે પ્રથમ "**अग्नये०**" એ આહુતિ દઈ "**प्रजापतये०**" ઇત્યાદિક પ્રથમ કહ્યા પ્રમાણે સાયં કાળના વૈશ્વદેવ સંબંધી બીજું બળિહરણ આપવું. તે સાયં કાળનાં બળિહરણમાં '**दिवाचारिभ्यः०**' એ આહુતિને સ્થાનકે "**नक्तंचारिभ्यः स्वाहा**" એ આહુતિ દેવી, એ વિશેષ જાણવો. એ પ્રમાણે ભૂતયજ્ઞ કહ્યો.

---

**प्राचीनावीती तृतीयभागादादायस्वधापितृभ्यःइतियमबलेर्दक्षिणतोदत्वापितृभ्यइदंनममेतित्यक्त्वाद्वितीयबलेर्दक्षिणतःद्वितीयपितृयज्ञमेवकुर्यात् इतिपितृयज्ञः ॥**

પછી પ્રાચીનાવીતી થઈ અન્નના ત્રીજા ભાગમાંથી અન્ન લઈ "**स्वधापितृभ्यः**" એવી આહુતિ યમની આહુતીના દક્ષિણ ભાગમાં દઇ "**पितृभ्यइदं न मम**" એવો ત્યાગ કહી બીજી આહુતિના દક્ષિણ ભાગમાં બીજો પિતૃયજ્ઞ કરવો. એ પ્રમાણે પિતૃયજ્ઞ કહ્યો.

---

**अपरेचक्राकारंबलिमाहुः बलावनुद्धृतेनाद्यान्नोद्धरेद्वास्वयंबलिं ततोगृहांगणेभूमावपआसिच्य ऐंद्रवारुणवायव्यांयाम्यांनैर्ऋतिकाश्चये तेकाकाःप्रतिगृण्हंतुभूम्यांपिंडंमयोज्झितं इति पितृयज्ञशेषेणदत्वा वैवस्वतकुलेजातौद्वौश्यामशबलौशुनौ ताभ्यांपिंडोमयादत्तोरक्षेतांपथि मांसदा येभूताःप्रचरंति० इतिद्वयंभूतयज्ञशेषेणदद्यात् येभूताइतिमंत्रेतंत्रेणवैश्वदेवप्रयोगे**

दिवानक्तंबलिमितिपाठः अन्हिरात्रौचपृथक्प्रयोगेदिवाबलिमिच्छंतोनक्तंबलिमिच्छंतइति विभागेनपाठः प्रक्षालितपाणिपादआचम्यगृहंप्रविश्यशांतापृथिवीत्यादिजपित्वाविष्णुंस्मृत्वाकर्मार्पयेत् ॥

बीजा ग्रंथकारो गोळाकार बळिहरण करवुं एम केहेछे. "बळिहरण उपाडी लीधा विना भोजन करवुं नही, अने कर्त्ताए पोते उपाडवुं नही." पछी घरनां आंगणांनी भूमी उपरे जळ सिंचन करी, "ऐंद्रवारुणवायव्यां,याम्यां नैर्ऋतिकाश्च ये॥ ते काकाः प्रतिगृण्हंतु, भूम्यां पिंडं मयोज्झितं" ए मंत्र भणी, पितृयज्ञनुं शेष अन्न होय तेनो पिंड दई "वैवस्वतकुले जातौ, द्वौ श्यामशबलौ शुनौ ॥ ताभ्यां पिंडो मया दत्तो, रक्षेतां पथि मां सदा ॥ ये भूताः प्रचरंति०" ए बे मंत्रवडे बे पिंड भूतयज्ञनां शेष अन्नवडे देवा. एकतंत्रे वैश्वदेवनो प्रयोग कर्त्तव्य होय तो "ये भूताः०" ए मंत्रविषे "दिवानक्तं बलिं०" एवो पाठ केहेवो. दिवसे अने रात्रिए भिन्न भिन्न वैश्वदेव प्रयोग कर्त्तव्य होय तो, "दिवाबलिमिच्छंतो०, नक्तंबलिमिच्छंतो०" एवो विभागेकरी पाठ जाणवो. पछी हाथ पग धोई आचमन करी घरमां जई "शांतापृथिवी०"इत्यादि मंत्रनो जप करी विष्णुनुं स्मरण करी कर्म ईश्वरने अर्पण करवुं.

---

अथमनुष्ययज्ञः अतिथिभोजनपर्याप्तंवाषोडशग्रासमितंवाग्रासचतुष्टयंवाग्रासमितंवान्नं सनकादिमनुष्येभ्योहंतइदंनममेतिदद्यात् बहुषुभिक्षुकेष्वागतेष्वशक्तेनत्रिभ्योग्रासत्रयंदेयं॥

हवे मनुष्ययज्ञ केहेछे—अतिथिने भोजन थाय एटलुं अन्न अथवा सोळ ग्रासपरिमित किंवा चार ग्रासपरिमित अथवा एक ग्रास जेटलुं अन्न "सनकादिमनुष्येभ्योहंतइदं न मम," एवुं वाक्य कही देवुं. घणा भिक्षुक आव्या होय अने ते सघळाओने अन्न देवानुं सामर्थ्य न होय तो त्रण भिक्षुकने त्रण ग्रास देवा.

---

अथतैत्तिरीयाणां श्राद्धदिनेभिन्नपाकेनादौवैश्वदेवःदेवयज्ञादिचतुष्टयंचभवति अपरेआदौवैश्वदेवांतेतुपंचमहायज्ञाइत्याहुः याजुषाःसामगाःपूर्वं मध्येकुर्वंत्यथर्वणाः बह्वृचाः श्राद्धशेषेणतत्राप्यादौतुसाग्निकाः स्वगृह्योक्तधर्मात्मसंस्कारार्थंप्रातःसायंवैश्वदेवौतंत्रेणकर्त्व्ये औपासनाग्निंपचनाग्निंवाप्रतिष्ठापितमौपासनहोमवत्परिसमुह्यपरिषिच्यान्नमग्नावधिश्रित्यप्रोक्ष्योद्वास्याभिघार्याग्निंसंपूज्यान्नंत्रेधाविभज्यहस्तेनजुहुयात् अग्नयेस्वाहा विश्वेभ्योदेवेभ्यः० ध्रुवायभूमाय० ध्रुवक्षितये० अच्युतक्षितये० अग्नयेस्विष्टकृते० परिसमुह्य पर्युक्ष्य अग्नेःपश्चाद्देकत्रैवदेशेव्यञ्जनाकारश्चक्राकारोवाबलिः तत्रदेवताः धर्मायस्वाहाधर्मायेदं० अधर्माय० अद्भ्यः० ओषधिवनस्पतिभ्यः० रक्षोदेवजनेभ्यः० गृह्याभ्यः० अवसानेभ्यः० अवसानपतिभ्यः० सर्वभूतेभ्यः० कामाय० अंतरिक्षाय० यदेजतिजगतियच्चचेष्टतिनाम्नोभागोयन्नाम्नेस्वाहानाम्नइदं० केचिद्वायवइदमित्यागमाहुः पृथिव्यैस्वाहा अंतरिक्षाय० दिवे० सूर्याय० चंद्रमसे० नक्षत्रेभ्यः० इंद्राय० बृहस्पतये० प्रजापतये० ब्रह्मणे० सर्वान्सकृत्परिषिच्य पृथक्पृथक्परिषेचनपक्षे द्वावेकंद्वेचचत्वारिप्रत्येकंत्रीणिचैव

**हि पृथिव्यादिदशस्येकमतऊर्ध्वंपृथक्क्रमादितिज्ञेयं प्राचीनावीती तद्दक्षिणतःस्वधापितृभ्यःस्वाहा तदुत्तरतउपवीती नमोरुद्रायपशुपतयेस्वाहा० पितृरुद्रबलीपृथक्परिषिंचेत् इतिवैश्वदेवः ॥**

---

## હવે તૈત્તિરીય શાખાવાળાઓનો વૈશ્વદેવ પ્રયોગ કેહેછે.

તૈત્તિરીયશાખાવાળાઓએ શ્રાદ્ધદિવસે ભિન્ન પાક કરી શ્રાદ્ધથી પ્રથમ વૈશ્વદેવ અને દેવયજ્ઞાદિક ચાર યજ્ઞ કરવા. બીજા ગ્રંથકારો, પ્રથમ વૈશ્વદેવ કીધા પછી પંચમહાયજ્ઞ કરવા એમ કેહેછે. "યજુર્વેદી અને સામવેદીઓએ શ્રાદ્ધથી પ્રથમ કરવો; અથર્વણવેદીએ શ્રાદ્ધની મધ્યે વૈશ્વદેવ કરવો, અને ઋગ્વેદીએ શ્રાદ્ધ કરી શેષ રહેલાં અન્નવડે કરવો. તેમાં પણ સાગ્નિક ઋગ્વેદી હોય તેણે શ્રાદ્ધથી પ્રથમ વૈશ્વદેવ કરવો." "**स्वर्गपुष्ट्यर्थं आत्मसंस्कारार्थं प्रातःसायंवैश्वदेवौतंत्रेणकरिष्ये**", એવો સંકલ્પ કરી ઔપાસનાગ્નિ અથવા સ્થાપન કરેલા પચનાગ્નિનું ઔપાસનહોમ પ્રમાણે પરિસમૂહન, પરિસિંચન ( ઉદક સંસ્કાર ) કરી અન્ન અગ્નિ ઉપરે થોડું ઉષ્ણ કરી જળવડે પ્રોક્ષણ કરી અગ્નિ ઉપરથી ઉતારી તેમાં ઘૃત નાખી તે અન્ન અગ્નિથી પશ્ચિમ તરફ રાખવું. પછી અગ્નિનું પૂજન કરી તે અન્નના ત્રણ વિભાગ કરી પ્રથમ ભાગમાંનાં અન્નનો હાથવડે હોમ કરવો. તે હોમના મંત્ર—"**अग्नये स्वाहा, विश्वेभ्योदेवेभ्यः०, ध्रुवायभूमाय०, ध्रुवक्षितये०, अच्युतक्षितये०, अग्नयेस्विष्टकृते०**" એ પ્રમાણે હોમ કરી પરિસમૂહન, પર્યુક્ષણ કરી અગ્નિની પશ્ચિમ દિશામાં એકજ સ્થાનકે વીંઝણાને આકારે અથવા ચક્રને આકારે બળિહરણ કરવું. તે બળિહરણના દેવતા—"**धर्माय स्वाहा धर्मायेदं न मम, अधर्माय०, अद्भ्यः०, ओषधिवनस्पतिभ्यः०, रक्षोदेवजनेभ्यः०, गृह्याभ्यः०, अवसानेभ्यः०, अवसानपतिभ्यः०, सर्वभूतेभ्यः०, कामाय०, अंतरिक्षाय०, यदेजतिजगतियच्चचेष्टतिनाम्नोभागोयन्नाम्नेस्वाहा नाम्नइदं न मम**" એ ઠેકાણે કોઇ ગ્રંથકાર, "**वायव इदं०**" એવો ત્યાગ કેહેવો એમ કેહેછે. "**पृथिव्यैस्वाहा, अंतरिक्षाय०, दिवे०, सूर्याय०, चंद्रमसे०, नक्षत्रेभ्यः०, इंद्राय०, बृहस्पतये०, प्रजापतये०, ब्रह्मणे०**" એ પ્રમાણે આહુતિ દઇ સઘળી આહુતિને એક વાર જળવડે સિંચન કરવું. ભિન્ન ભિન્ન સિંચન કરવું એ પક્ષ ગૃહણ કરેલો હોય તો, "**धर्म** અને **अधर्म**" એ બે મળી એક વાર સિંચન; **अद्भ्यः** આ એક આહુતીને એક વાર સિંચન; '**ओषधिवनस्पति** અને **रक्षोदेवजन**' એ બે આહુતિ મળી એક સિંચન; **गृह्याभ्य, अवसान, अवसानपति,** અને **सर्वभूत,** એ ચાર આહુતિ મળી એક વાર સિંચન; **काम, अंतरिक्ष,** અને **यदेजति** એ ત્રણ આહુતિને પૃથક્ પૃથક્ સિંચન; પૃથિવીથકી બ્રહ્મા પર્યંત દશ આહુતિ મળી એક વાર સિંચન; અને એથી આગળ જે આહુતિ તે એક એક આહુતિપ્રત્યે જુદું જુદું સિંચન; એ ક્રમવડે જળસિંચન જાણવું." પછી પ્રાચીનાવીતી થઇ પૃથિવી આદિ દશ આહુતીના દક્ષિણ ભાગમાં "**स्वधापितृभ्यःस्वाहा०**" એ આહુતિ દેવી, અને એની ઉત્તર તરફ ઉપવીતી થઇ

"नमोरुद्रायपशुपतयेस्वाहा०" એ આહુતિ દઇ પિતૃ અને રૂદ્રનાં બળિ ઉપરે જુદું જુદું સિંચન કરવું. એ પ્રમાણે વૈશ્વદેવ કહ્યો.

अथदेवयज्ञादिचतुष्टयं देवयज्ञेनयक्ष्येइतिसंकल्प्याग्निंपरिषिच्यदेवेभ्यःस्वाहेत्यग्नौहुत्वोत्तरपरिषेकः प्राचीनावीती पितृयज्ञेनयक्ष्ये दक्षिणतोभूमौपितृभ्यःस्वधास्तुइतिदत्वात्यक्त्वा परिषिच्य यज्ञोपवीतीअपःस्पृष्ट्वा भूतयज्ञेनयक्ष्ये भूतेभ्योनमइतिभूमौदत्वापरिषिच्य निवीती मनुष्ययज्ञेनयक्ष्ये उक्तप्रमाणमन्नंमनुष्येभ्योहंतेतिदद्यात् सर्वयज्ञेषुआद्यंतयोःक्रमेणविद्युदसिवृष्टिरसीतिमंत्रयोःपाठःप्रायेणैषां बलिशिष्टमन्नंयेभूताःप्रचरंतीतिगृहांगणगत्वाकाशे उत्क्षिपेत् ततोयथाचारंश्ववायसादिबलिः ॥

હવે દેવયજ્ઞાદિ ચાર યજ્ઞ કહેછે—"देवयज्ञेन यक्ष्ये," એવો સંકલ્પ કરી અગ્નિને ચારે મેર જળનું સિંચન કરી "देवेभ्यःस्वाहा" એ મંત્રવડે અગ્નિમાં હોમ કરી ઉત્તર પરિષેક કરવો. પછી પ્રાચીનાવીતી થઇ "पितृयज्ञेन यक्ष्ये" એવો સંકલ્પ કરી દક્ષિણ તરફ પૃથિવી ઉપરે "पितृभ्यःस्वधास्तु" એ મંત્રવડે આહુતિ દઇ ત્યાગનો ઉચ્ચાર કરી જળનું સિંચન કરી યજ્ઞોપવીતી થઈ જળનો સ્પર્શ કરી "भूतयज्ञेन यक्ष्ये" એવો સંકલ્પ કરી "भूतेभ्यो नमः" એ મંત્રવડે પૃથિવી ઉપરે આહુતિ દઇ જળ સિંચન કરવું. પછી નિવીતી થઈ "मनुष्ययज्ञेन यक्ष्ये" એવો સંકલ્પ કરી પ્રથમ કહ્યા પ્રમાણે અન્ન "मनुष्येभ्योहंत०" એ મંત્રવડે દેવું. તૈત્તિરીય શાખાવાળાઓ આ સર્વ યજ્ઞવિષે આદ્યે અને અંતે ક્રમેકરી "विद्युदसि, અને 'वृष्टिरसि" એ મંત્રનો પાઠ બહુધા કરેછે. બળિહરણ કરી શેષ રહેલું અન્ન લઇ ઘરનાં આંગણામાં જઈ "येभूताःप्रचरंतिदिवा०" એ મંત્ર ભણી ઉચે આકાશવિષે ઉડાડવું. પછી પોતાના આચાર પ્રમાણે કુતરાં, કાગડાને બળિ દેવું.

अथकातीयानां तंत्रसाग्निकानामेकपाकेनैवश्राद्धदिनेआदौवैश्वदेवः अन्येषामंतेआवसथ्योल्मुकंमहानसेकृत्वातत्रपाकंविधायमहानसस्थांगारान्गृह्याग्नौनिधाय पाकादन्नंघृताक्तमादायपूर्ववद्‌ध्यात्वा०र्थं वैश्वदेवाख्यंकर्मकरिष्यइतिसंकल्पः अथवादेवभूतपितृमनुष्यान्वैश्वदेवान्नेनयक्ष्ये गृह्याग्निमणिकोदकेनपर्युक्ष्यहस्तेनाग्नौजुहुयात् ब्रह्मणेस्वाहाइदंब्रह्मणेनमम एवमग्रेपि प्रजापतये० गृह्याभ्यः० कश्यपाय० अनुमतये० इतिदेवयज्ञः ततोमणिकसमीपे बलित्रयमुदक्संस्थं पर्जन्यायनमःस्वाहाइदंपर्जन्यायनमम अद्भ्योन० पृथिव्यै० अथद्वार्यशाखयोःप्राक्संस्थंबलिद्वयं धात्रे० विधात्रे० उदकेनचतुरस्रंकृत्वातत्र पूर्वेवायवे० दक्षिणेवायवे० पश्चिमेवायवे० उत्तरेवायवे० प्रागादिषुवायुबलेःप्रागुदग्वा प्राच्यैदिशे० दक्षिणस्यैदि० प्रतीच्यैदि० उदीच्यैदि० मध्येप्राक्संस्थं ब्रह्मणे० अंतरिक्षाय० सूर्याय० एषामुत्तरेविश्वेभ्योदेवेभ्यो० विश्वेभ्योभूतेभ्यो० अनयोरुत्तरेउषसे० भूतानांचपतये० इतिभूतयज्ञः प्राचीनावीतीब्रह्मादिबलित्रयस्यदक्षिणेपितृतीर्थेन पितृभ्यःस्वधानमइदंपितृभ्योनममेतिदद्यात् इतिपितृयज्ञः ॥

## હવે કાત્યાયન શાખાવાળાઓનો વૈશ્વદેવપ્રયોગ કેહેછે.

કાત્યાયન શાખાવાળાઓમાં જે સાગ્નિક હોય તેમણે એક પાક (શ્રાદ્ધપાક) વડેજ શ્રાદ્ધને દિવસે શ્રાદ્ધથકી પ્રથમ વૈશ્વદેવ કરવો. જે સાગ્નિક ન હોય તેમણે શ્રાદ્ધ પછી તેજ પાકવડે વૈશ્વદેવ કરવો. ગૃહ્યાગ્નિમાંથી પ્રજ્વલિત કાષ્ઠ લઇ રસોડામાં પ્રદીપ્ત કરી તે ઉપરે સર્વ પાક સિદ્ધ કરી રસોડાનો અગ્નિ લઇ તે ગૃહ્યાગ્નિમાં મેળવવો. પછી સિદ્ધ કરેલા પાકમાંથી ઘૃતયુક્ત અન્ન ( ચરૂ ) લઇ પ્રથમ પ્રમાણે, "आत्मान्नसंस्कारार्थं वैश्वदेवाख्यं कर्म करिष्ये" એવો સંકલ્પ કરવો. અથવા "देवभूतपितृमनुष्यान् वैश्वदेवाख्येन यक्ष्ये," એવો સંકલ્પ કરવો. પછી કળશમાંનાં જળવડે ગૃહ્યાગ્નિને ચારે તરફ પ્રોક્ષણ કરી હાથવડે અગ્નિમાં હોમ કરવો. તેના દેવતા—"ब्रह्मणे स्वाहा इदं ब्रह्मणे न मम" એ રીતે આગળ પણ જાણવું. "प्रजापतये०, गृह्याभ्यः०, कश्यपाय०, अनुमतये०" એ પ્રમાણે દેવયજ્ઞ કહ્યો. ત્યાર પછી કળશની પાસે ઉત્તર મેર જાય એવી ત્રણ આહુતિ એક વાંસે એક એમ દેવી. તે આ રીતે—"पर्जन्याय नमः स्वाहा इदं पर्जन्याय न मम, अद्भ्योन०,पृथिव्यै०" પછી દ્વારશાખાની પાસે પૂર્વ મેર જાય એવી "धात्रे०, विधात्रे०" એ આહુતિ દેવી. પછી જળવડે ચતુરસ્ર (ચોરસ) મંડળ કરી તે મંડળ ઉપરે પૂર્વ તરફ "वायवे०," દક્ષિણ તરફ "वायवे०," પશ્ચિમ તરફ "वायवे०" ઉત્તર તરફ "वायवे०," એ પ્રમાણે આહુતિ દઇ ફરિ પૂર્વાદિ દિશાથકી વાયુબળીની પૂર્વ અથવા ઉત્તર તરફ "प्राच्यै दिशे०, दक्षिणस्यै दिशे०, प्रतीच्यै दिशे०, उदीच्यै दिशे०" એ આહુતિ દેવી. પછી મધ્યભાગવિષે પૂર્વ તરફ જાય એવી "ब्रह्मणे०, अंतरिक्षाय०, सूर्याय०," એ આહુતિ દેવી, અને એની ઉત્તર તરફ "विश्वेभ्यो देवेभ्यो०, विश्वेभ्यो भूतेभ्यो०," એવી આહુતિ દેવી. એની ઉત્તર તરફ "उषसे०, भूतानां च पतये०," એ આહુતિ દેવી. એ પ્રમાણે ભૂતયજ્ઞ કહ્યો. પછી પ્રાચીનાવીતી થઇ 'ब्रह्मादि' ત્રણ આહુતિની દક્ષિણ તરફ પિતૃતીર્થવડે, "पितृभ्यःस्वधा नम इदं पितृभ्यो न मम," એવો મંત્ર કહી આહુતિ દેવી. એ પ્રમાણે પિતૃયજ્ઞ કહ્યો.

---

पात्रंप्रक्षाल्यसव्येनब्रह्मादिबलिनोवायव्यांयक्ष्मैतत्तेनिर्णेजनमितितज्जलंनिनयेत् पूर्ववन्मनुष्ययज्ञः निरग्निकस्तु लौकिकाग्निमाहृत्यपृष्टोदिवीतिप्रतिष्ठाप्यतत्सवितु० नाऽसवितु० विश्वानिदेव० इतित्रिभिःसावित्रैःप्रज्वाल्यतत्रनित्यौपासनहोमंकृत्वापाकंपचेद्वैश्वदेवंचकुर्यादितिगदाधरः अत्राप्यशक्तौबहृचाद्युक्तरीत्यापचनाग्निंप्रतिष्ठाप्यध्यात्वासंपूज्यतत्रपूर्वोक्तरीत्यावैश्वदेवस्तत्रअग्नयेस्विष्टकृतेस्वाहेतिपंचाहुतीनामुत्तरंहोमःसर्वत्रनिरग्नेरितिविशेषः शेषं प्राग्वत् कात्यायनानांदिवैवैकोवैश्वदेवोनाद्विर्नायोरात्रौ सामगाथर्वणैरपिस्वगृह्योक्तरीत्यापंचमहायज्ञाःकार्याः स्वगृह्यानुपलंभेबहृचोक्तरीत्योपनयनादिसंस्काराःपंचमहायज्ञादयश्च कार्याः ॥

ચરૂનું પાત્ર પ્રક્ષાલન કરી ડાબી તરફથકી બ્રહ્માદિક આહુતિની વાયવ્ય દિશામાં "यक्ष्मैतत्ते निर्णेजनं" એ મંત્રવડે તે જળ દેવું. પછી પ્રથમ કહ્યા પ્રમાણે

मनुष्ययज्ञ करवो. निरग्निक होय तेणे तो, लौकिकाग्नि लावी "**पृष्टो दिवि०**" ए मंत्रवडे ते अग्निनी प्रतिष्ठा करी "**तत्सवितु०, ता॰सवितु०, विश्वानि देव०**" आ त्रण सावित्र ( सूर्य छे देवता जेना ते) मंत्रवडे प्रदीप्त करी ते अग्नि उपरे नित्यनो औपासन होम करी पछी ते अग्नि उपरे पाक करी वैश्वदेव करवो. एम **गदाधर** केहेछे. आ रीते करवामां पण असमर्थ होय तो तेणे ऋग्वेदी इत्यादिकने कहेली रीति प्रमाणे पचनाग्नि ( जेनी उपरे पाक करेलो होय ते )नुं स्थापन करी ध्यान करी पूजा करवी. पछी ते अग्नि उपरे प्रथम कह्या प्रमाणे वैश्वदेव करवो. तेमां प्रथमनी पांच आहुति होमवा पछी, "**अग्नये स्विष्टकृते स्वाहा**" ए मंत्रवडे आहुति देवी. ए रीते निरग्निकने सर्वत्र विशेष जाणवो. शेष कर्म प्रथम प्रमाणे करवुं. कात्यायन शाखावाळाओए दिवसेज एक वैश्वदेव करवो, रात्रिए बीजो करवो नही. सामवेदी अने अथर्वणवेदी एमणे पण पोत-पोतानां गृह्यसूत्रमां कह्या प्रमाणे पंचमहायज्ञ करवा. पोतानुं गृह्यसूत्र न मळे तो ऋग्वेदीओने कहेली रीति प्रमाणे उपनयनादि संस्कार अने पंचमहायज्ञ करवा.

---

**शाखांतरमतंसम्यगनालोच्यस्वधार्ष्ट्यतः शाखांतराह्निकंप्रोक्तंज्ञात्वाशोध्यंस्वशाखिभिः ॥**

"पराइ शाखानो मत यथार्थ जाण्या विना पोतानी धृष्टताथकी अन्य शाखानुं आन्हिकप्रकरण में कह्युंछे, एम जाणी ते ते शाखावाळाओए शोधवुं.

---

**इक्षूनपःफलंमूलंतांबूलंपयऔषधं भक्षयित्वापिकर्तव्याःस्नानदानादिकाःक्रियाः पंचमहायज्ञेष्वन्यतमस्यलोपेउपवासः धनिकस्यातुरस्यचप्रतियज्ञंकृच्छ्रार्धं अन्येत्वेकाहंलोपेमनस्वत्याहुतिर्द्व्यहंत्र्यहंलोपेतिसृभिस्तंतुमतीभिर्होमोवारुणीनांचतसृणांजपोद्वादशाहंलोपेतंतुमतीस्थालीपाकोवारुणीभिराज्यहोमश्चेत्याहुः ॥**

"सेरडी, जळ, फळ, मूळ, तांबूळ, दूध, अने औषध ए भक्षण करीने पण स्नान, दान इत्यादिक कर्म करवुं." पांच महायज्ञमांथी एकादा यज्ञनो लोप थाय तो उपवास करवो. धनवान् अने रोगी एमणे एक एक यज्ञनो लोप थयो होय तो अर्धकृच्छ्र प्रायश्चित्त करवुं. बीजा ग्रंथकार तो, एक दिवस पंचमहायज्ञनो लोप थयो होय तो, "**मनस्वति०**" ए आहुतिनो होम; बे दिवस, त्रण दिवस लोप थयो होय तो, त्रण "**तंतुमती०**" ए आहुतिवडे होम अने चार वारुणी ऋचानो जप करवो; बार दिवस पर्यंत लोप थयो होय तो, तंतुमती स्थाळीपाक, अने वारुणी ऋचावडे आज्यहोम करवो; एम केहेछे.

---

**अथसर्वसाधारणोभोजनादिविधिः हैमेराजतेपात्रेआम्रादिपत्रेवाभोजनंशस्तं एकएवतु भुंजीतकांस्यपात्रेनान्योच्छिष्टे तांबूलाभ्यंजनंचैवकांस्यपात्रेचभोजनं यतिश्चब्रह्मचारीचाविधवाचविवर्जयेत् पलाशपर्णेषुयत्यादेःप्रशस्तं गृहिणस्तुचांद्रायणं इदंवल्लीपलाशविषयमितिस्मृत्यर्थसारे कदलीकुटजमधुकंबूपनसाम्रचंपकोदुंबरपत्राणिशस्तानि अर्काश्वत्थवटादिपत्राणिनिषिद्धानि ॥**

## હવે સઘળાઓને સાધારણપણાએ ભોજનાદિકનો વિધિ કેહેછે.

સુવર્ણ અથવા ચાંદીનાં પાત્રમાં કિંવા આંબા ઇત્યાદિક વૃક્ષનાં પાનવિષે ભોજન કરવું તે ઉત્તમ છે. કાંસાનાં પાત્રમાં એકેજ ભોજન કરવું. જે પાત્રમાં એક ભોજન કીધું તેમાં ઉચ્છિષ્ટ થવાથી બીજાએ ભોજન કરવું નહી. "સંન્યાસી, બ્રહ્મચારી અને વિધવા એમણે તાંબૂળ, તૈલમર્દન અને કાંસ્યપાત્રમાં ભોજન એ વિશેષેકરી વર્જ્ય કરવાં," સંન્યાસી ઇત્યાદિકોએ પળાશ (ખાખરા)નાં પાનમાં ભોજન કરવું એ ઉત્તમ છે. ગૃહસ્થ પળાશનાં પાનમાં ભોજન કરે તો, તેણે ચાંદ્રાયણ કરવું. એ ચાંદ્રાયણ કરવાનું જે કહ્યું તે વલ્લીરૂપ જે પળાશનું વૃક્ષ તે વિષયમાં છે એમ **સ્મૃત્યર્થસારમાં** કહ્યુંછે. કેળ, કુટજ (કુડા+કમળ) મૌવા, જાંબુ, ફણસ, આંબા, ચંપો અને ઉંબર એમનાં પાન ભોજનવિષે ઉત્તમ છે. આકડો, પિપળો, વડ ઇત્યાદિકનાં પાન નિષિદ્ધ છે.

---

चतुरस्रमंडलेप्रक्षालितपात्रंनिधायपंचयज्ञावशिष्टंघृतादियुतंपरिविष्टमन्नमस्माकंनित्यमस्त्वेतदितिवदन्नत्वाग्रंथिरहितपवित्रयुतदक्षिणपाणिःपादाभ्यांपादेनवाभुवंस्पृशन्व्याहृतिभिर्गायत्र्याचाभिमंत्र्यसत्यंत्वर्तेनपरिषिंचामिइतिदिवाऋतंत्वासत्येनपरिषिंचामीतिरात्रौपरिषेचनंकृत्वा अंतश्चरतिभूतेषुगुहायांविश्वतोमुखः त्वंयज्ञस्त्वंवषट्कारस्त्वंविष्णुःपुरुषःपरः पात्राद्दक्षिणेभूमौ भूपतयेनमःभुवनपतयेनमःभूतानांपतये० इतित्रीन्बलीन्दद्यात् यद्वाचित्रायचित्रगुप्ताययमाययमधर्मायसर्वभूतेभ्यइतिवा व्यस्तसमस्तव्याहृतिभिर्वाचत्वारः धर्मराजायचित्रगुप्तायेतिद्वौवा भूपत्यादित्रययुतावेताविति पंचवादेयाः हस्तपादमुखार्द्रः आपोशनार्थंजलमादाय अन्नंब्रह्मरसोविष्णु० अहंवैश्वानरोभूत्वेत्यर्थंध्यात्वावामकरेणपात्रंधृत्वाअमृतोपस्तरणमसीत्यपःप्राश्यमौनी ओंप्राणायस्वाहा ओंअपानायस्वाहा ओंव्यानाय० ओंउदानाय० ओंसमानाय० इतिसघृताःसक्षीरावापंचाहुतीःसर्वांगुलिभिःसर्वग्रासंग्रसन् मुखेजुहुयात् ब्रह्मणेस्वाहेतिषष्ठींकचित् प्राणाहुतिपर्यंतंपात्रालंभोमौनंचनियतमग्रेऐच्छिकंद्वयं भोजनंप्राङ्मुखंप्रत्यङ्मुखंवाशस्तं दक्षिणामुखंयशःफलंकाम्यं उदङ्मुखमधमं विदिक्मुखंनिषिद्धं कृत्स्नंग्रासंग्रसन्द्वात्रिंशदादिनियतग्रासमनियतग्रासंवाभुक्त्वाअमृतापिधानमसीतिगंडूषार्धंपीत्वार्धंभूमौनिनीयपवित्रंत्यक्त्वामुखहस्तोच्छिष्टंसम्यक्प्रक्षालयेत् तर्जन्यामुखंनशोधयेत् किंचित्गंडूषोत्तरंहस्तप्रक्षालनंषोडशगंडूषांतेद्विराचामेत् भोजनगृहेचनाचामेत् अनाचांतोमूत्रपुरीषौनकुर्यात् उत्तरापोशनमकृत्वोत्थानेस्नात्वाशुद्धिः हस्तौसंमृज्यप्रस्राव्यांगुष्ठेननेत्रयोर्निषिंच्येष्टदेवतांस्मरेत् नांजलिनापिबेत् पालाशंदग्धमयोबद्धंचपीठंवर्जयेत् नशिशुभिःसहभुंजीत भार्ययासहविवाहवर्ज्यंनभुंजीत बालवृद्धेभ्योन्नमदत्वानभुंजीत नप्रौढपादोनासनारूढपादोनप्रसारितपादोनाविदिक्तुंडोनदुष्टैकपंक्तौनशून्याग्निपाकगृहेनदेवालयेभुंजीत नसंध्ययोर्नमहानिशायांनयज्ञोपवीतहीनोनवामहस्तेननशूद्रशेषंभुंजीत आदौमधुरंमध्येलवणाम्लमंतेतिक्तादि पूर्वंद्रवंमध्येकठिनमंतेद्रवं अष्टौग्रासायतेःषोडशद्वात्रिंशद्वागृहिणोवनस्थस्यषोडशयथेष्टंब्रह्मचारिणः सर्वंसशेषमश्नीयान्निःशेषंघृतपायसं क्षीरंदधिमधुभुंजीत दिवारात्रौचेतिद्विवारमेवनांतराभोजनं ॥

ચતુષ્કોણ મંડળ કરી તે મંડળમાં ધોયલું પાત્ર રાખી પંચમહાયજ્ઞ કીધા પછી રહેલું એટલે શેષ, ઘૃત ઇત્યાદિકે યુક્ત એવું પાત્રમાં પરીસેલું આ અન્ન નિત્ય અમને પ્રાપ્ત થાઓ, એ રીતે ભાષણ કરતાં નમસ્કાર કરી ગાંઠવિનાનું દર્ભપવિત્ર હાથમાં ધારણ કરી બે અથવા એક ચરણવડે પૃથિવીનો સ્પર્શ કરતાં વ્યાહૃતિ અને ગાયત્રીમંત્રવડે પાત્રમાંનાં અન્નને અભિમંત્રણ કરી "सत्यंत्वर्तेन परिषिंचामि," એ મંત્રવડે દિવસે, અને "ऋतंत्वासत्येन परिषिंचामि," આમંત્રવડે રાત્રિએ પાત્રની ચારેમેર જળ સિંચન કરવું. પછી "अंतश्चरसि भूतेषु, गुहायां विश्वतोमुखः ॥ त्वंयज्ञस्त्वं वषट्कार,स्त्वं विष्णुः पुरुषः परः" એ મંત્રવડે પ્રાર્થના કરી પાત્રથી જમણી તરફ ભૂમિ ઉપરે "भूपतये नमः, भुवनपतये नमः, भूतानां पतये नमः" એ ત્રણ મંત્રવડે ત્રણ આહુતિ દેવી. અથવા "चित्राय०, चित्रगुप्ताय०, यमाय०, यमधर्माय०,•सर्वभूतेभ्यः०" એ મંત્રવડે પાંચ આહુતિ દેવી. અથવા અસ્ત સમસ્ત વ્યાહૃતિ મંત્રવડે ચાર આહુતિ દેવી. અથવા "धर्मराजाय०, चित्रगुप्ताय०" એ બે દેવી. અથવા ભૂપતિ ઇત્યાદિક ત્રણ અને ધર્મરાજ, ચિત્રગુપ્ત એ બે સઘળે પાંચ દેવી. હાથ, પગ અને મુખ એ જેના ભીંજેલાં હોય એવો થઈ આપોશનમાટે હાથમાં જળ લઈ "अन्नं ब्रह्मरसो विष्णुर्भोक्ता०, अहं वैश्वानरो भूत्वा०" એ મંત્રના અર્થનું મનમાં સ્મરણ કરતાં ડાબે હાથે પાત્રનો સ્પર્શ કરી "अमृतोपस्तरणमसि" એ મંત્રવડે હાથમાં લીધેલાં જળનું પાન કરી મૌન ધરી "ॐप्राणायस्वाहा, ॐअपानायस्वा०, ॐव्यानाय०, ॐउदानाय०, ॐसमानाय०" એ મંત્ર ભણી એક એક મંત્રવડે ઘૃત અથવા દૂધ સહિત પાંચ આહુતિ, સર્વે આંગળીવડે સઘળો ગ્રાસ ભક્ષણ કરવો, એ રીતે મુખમાં હોમવી. "ब्रह्मणेस्वाहा" એ છઠી આહુતિ કોઇ ગ્રંથમાં કહેલી છે. પાત્રનો સ્પર્શ અને મૌન એ પ્રાણાહુતિ પર્યંત અવશ્ય છે, પ્રાણાહુતિ થયા પછી બન્ને ઐચ્છિક એટલે કરવાં અથવા ન કરવાં એ ઇચ્છા પ્રમાણે છે. ભોજન કરવું તે પૂર્વમુખ અથવા પશ્ચિમમુખ બેસી કરવું એ ઉત્તમ છે. દક્ષિણમુખ બેસી ભોજન કરવું તે કામ્ય છે; કારણ, તેનું ફળ યશ છે. ઉત્તર તરફ મુખ કરી ભોજન કરવું તે નિંદ્ય છે. વિદિશા ( ખુણા ) સંમુખ થઇ ભોજન કરવું તે નિષિદ્ધ છે. અન્નનો સંપૂર્ણ ગ્રાસ ભક્ષણ કરવો એ રીતે બત્રીસ ઇત્યાદિક નિયમપૂર્વક ગ્રાસ અથવા ઇચ્છા પ્રમાણે ગ્રાસ લઇ ભોજન કરી હાથમાં જળ લઈ "अमृतापिधानमसि" એ મંત્રવડે તે જળ અર્ધું પીવું અને અર્ધું પૃથ્વી ઉપરે નાખવું. પછી હાથમાં રાખેલાં પવિત્રનો ત્યાગ કરી મુખ અને હાથ બરાબર શુદ્ધ કરવા. તર્જની ( અંગોઠાના જોડની ) આંગળીવડે મુખ શુદ્ધ કરવું નહી. પ્રથમ થોડા એક ગંડૂષ ( કોગળા ) કીધા પછી હાથ ધોવા. સોળ ગંડૂષ કીધા પછી બે આચમન કરવાં. ભોજનઘરમાં આચમન કરવું નહી. આચમન કીધા વિના મૂત્ર અને મળનો ત્યાગ કરવો નહી. ઉત્તર આપોશન કીધા વિના ઉઠે તો સ્નાન કરવાથી શુદ્ધિ થાયછે. હાથ ધોઇ તે જળ પૃથિવી ઉપરે નાખી તે જળેકરી અંગોઠાવડે નેત્રને સિંચન કરી ઇષ્ટદેવતાનું સ્મરણ કરવું. જળ અંજળિવડે પીવું નહી. ખાખરાના,

બળેલા અથવા લોહના ખીલાએ જડેલા પાટલા ઉપરે બેસવું નહી. બાળકને પાસે બેસારી તેની જોડે ભોજન કરવું નહી. વિવાહ વિના અન્ય સમયે સ્ત્રીનીસાથે ભોજન કરવું નહી. બાળક, વૃદ્ધ એમને ભોજન કરાવ્યા વિના ભોજન કરવું નહી. પગ ઉપરે પગ રાખી; પાટલા ઉપરે પગ રાખી; પગ પસારી; ખુણાસામે મુખ કરી; દુષ્ટની જોડે એક પંક્તિમાં; અગ્નિ અથવા પાકસિદ્ધિવડે રહિત ઘરમાં; અથવા દેવાલયમાં ભોજન કરવું નહી. બન્ને સંધ્યાસમયે; મધ્યરાત્રિએ; અથવા યજ્ઞોપવીત-રહિત; કિંવા ડાબે હાથે; અથવા શૂદ્રે ભોજન કરતાં શેષ રહેલું અન્ન ભોજન કરવું નહી. પ્રથમ મધુર પદાર્થ મધ્યમાં ખારા ખાટા પદાર્થ, અને અંતે તિખા ઇત્યાદિ પદાર્થ એ રીતે ભોજન કરવું. પ્રથમ નરમ પદાર્થ, મધ્યમાં કઠિણ પદાર્થ અને અંતે નરમ પદાર્થ ભક્ષણ કરવા. સંન્યાસિએ આઠ ગ્રાસ; ગૃહસ્થે સોળ અથવા બત્રીસ; વાનપ્રસ્થે સોળ; અને બ્રહ્મચારિએ ઇચ્છા પ્રમાણે ગ્રાસ ભોજન કરવા. ઘૃત અને પાયસ ( દૂધપાક ) એ પદાર્થ નિઃશેષ ભોજન કરવા. બીજા પદાર્થો પાત્ર ઉપરે શેષ રાખી ભોજન કરવું. ( ભોજનમાં ) દૂધ, દહીં, મધ એ પદાર્થ ભક્ષણ કરવા. દિવ-સ અને રાત્રિ મળી બેવારજ ભોજન કરવું, વચમાં ત્રીજી વાર ભોજન કરવું નહી.

---

अर्कपर्वद्वयेरात्रौचतुर्दश्यष्टमीदिवा एकादश्यामहोरात्रंभुक्त्वाचांद्रायणंचरेत् यस्तुपाणि तलेभुंक्तेयश्चफूत्कारसंयुतं प्रसृतांगुलिभिर्यश्चतस्यगोमांसवच्चतत् नाजीर्णेभोजनंकुर्यान्कु र्यान्नातिबुभुक्षितः नार्द्रवासानार्द्रशिरानपादारोपितेकरे ग्रासशेषंचनाश्नीयात्पीतशेषंपिबे न्नच शाकमूलफलादीनिदंतच्छेदैर्नभक्षयेत् नोच्छिष्टोघृतमादद्यान्नपदाभाजनंस्पृशेत् पि बतोयत्पतेत्तोयंभाजनेमुखनिःसृतं अभोज्यंतत् पीतावशिष्टतोयपानेचांद्रायणं हस्तनखस्पृ ष्टजलपाने वामहस्तोद्धृतजलपानेचसुरापानसमं एकपंक्त्युपविष्टानांविप्राणांभुंजानानामेक स्मिन्नप्युत्थितेभाचांतेवान्यैर्नभोज्यं अत्रोत्थितस्यभोक्तुश्चदोषः गुरोर्नदोषः लवणंव्यंजनंचैव घृतंतैलंतथैवच लेह्यंपेयंचविविधंहस्तदत्तंनभक्षयेत् ताम्रेगव्यंकांस्येनारिकेलेक्षुरसौसगुडंद धिसगुडमार्द्रकंचमद्यसमं सैंधवसामुद्रभिन्नप्रत्यक्षलवणभक्षणंमृद्भक्षणंचगोमांससमं उद क्यामपिचांडालंश्वानंकुक्कुटमेवच भुंजानोयदिपश्येत्तुतदन्नंतुपरित्यजेत् भुंजानस्यगुदस्रा वेउपवासःपंचगव्यंच आपोशनोत्तरंप्राणाहुतेःप्राक्तत्स्रावेस्नानंपट्प्राणायामाः भुंजान स्याशौचप्राप्तौग्रासंत्यक्त्वास्नानं ग्रासाशनेउपवासः सर्वाशनेत्रिरात्रं विष्ठादिस्पर्शेस्नानंप्रा णायामत्रयंच चांडालपतितोदक्यावाक्यंश्रुत्वाभोजनेएकोपवासः स्नात्वाशतगायत्रीजपो वा कलहघरट्टोलूखलमुसलानांयावच्छब्दस्तावदभोजनं अप्येकपंक्त्यानाश्नीयाद्ब्राह्मणैःस्व जनैरपि कोपिजानातिकिंकस्यप्रच्छन्नंपातकंभवेत् ततोभिन्नाभस्मनाचस्तंभेनसलिलेनच द्वारेणैवचमार्गेणपंक्तिभेदंचरेद्बुधः केशपिपीलिकामक्षिकाभिःसहपक्वमन्नंत्यजेदेव पाको त्तरंकेशपिपीलिकादिकीटकमक्षिकासंसृष्टेगवाघ्रातेवान्ने सलिलंभस्ममृद्वापिप्रक्षेप्तव्यंविशु द्धये इतिविज्ञानेश्वरः शूद्रान्नंशूद्रदत्तब्राह्मणान्नंरात्रिपर्युषितंरजस्वलाचांडालपतितादिदृष्टं काकादिपक्ष्युच्छिष्टमभोज्यं स्नेहपक्वंमंडकादिचपर्युषितंग्राह्यं अवत्सायागोरनिर्दशानांगोम हिष्यजानांगर्भिण्याएककालांतरितदोहायायमलसूस्त्रवत्स्तन्योरजवर्जद्विस्तनीनामुष्ट्रीविडव

योरारण्यकमृगादेरवेश्चक्षीराणिवर्ज्यानि शिग्रुहिंगुवर्ज्यरक्तंवृक्षनिर्यासंपुरीषस्थानोत्पन्नतंडुलीयकादिकं देवाद्युद्देशंविनाकृतंसंयावपायसापूपशष्कुलीकृसरंवर्जयेत् शणकुसुंभालाबुवार्ताककोविदारवटादिफलानिमातुलिंगंचवर्ज्यं पलांडुलशुनगृंजनभक्षणेचांद्रायणं भुंजानेषु परस्परस्पर्शेअन्नत्यागः पात्रस्थान्नभक्षणेस्नात्वाष्टोत्तरशतगायत्रीजपः अधिकभोजनेसहस्त्रं भुंजानस्याशुचिनाविप्रेणस्पर्शेन्नत्यागः भुक्तोच्छिष्टस्पर्शेसवर्णेस्नानंजपोवा असवर्णेतूपवासः भुक्तोच्छिष्टस्यश्वशूद्रादिस्पर्शेउपोष्यपंचगव्यं रजकादिस्पर्शेत्रिरात्रं परिवेषणंकुर्वन्नुच्छिष्टस्पर्शेपयोदधिघृतादिलघुद्रव्यमत्यजन्नाचांतःशुचिः भक्ष्याद्यन्नस्यत्यागएव वस्त्रविकल्पः परिवेषणादिकालेरजोदृष्टौतत्स्पृष्टान्नत्यागः ॥

"રવિ વાર, પૂનમ અને અમાવાસ્યાને દિવસે રાત્રિએ ભોજન કરવું નહી; ચૌદસ અને આઠમને દિવસે દિવસનું ભોજન કરવું નહી; એકાદશીને દિવસે અહોરાત્ર (રાત્ર દિવસમાં) ભોજન કરવું નહી; કારણ તે દિવસે ભોજન કરે તો ચાંદ્રાયણ કરવું એમ કહ્યુંછે." જે મનુષ્ય હાથમાં અન્ન લઇ ભોજન કરે, અથવા ઉષ્ણ અન્ન ઉપરે ફૂંકાર મારી જમે, અથવા આંગળી ફેળાવી ભોજન કરે તો તે અન્ન ગોમાંસ સમાન થાયછે. અજીર્ણ છતાં ભોજન કરવું નહી. અતિ ભૂખ્યો હોય તેણે તેજ સમયે ભોજન કરવું નહી. ભીજેલું વસ્ત્ર પેહેરી, ભીજેલું મસ્તક હોય તો, અથવા પગ ઉપરે હાથ રાખી, કિંવા ગ્રાસનું શેષ ભોજન કરવું નહી. જળપાન કીધા પછી પાત્રમાં શેષ રહેલું જળ પીવું નહી. શાક, મૂળ, ફળ ઇત્યાદિક પદાર્થો દાંતે તોડીને ખાવા નહી. ઉચ્છિષ્ટ પુરૂષે ઘૃત લેવું નહી. પગેથી પાત્રનો સ્પર્શ કરવો નહી. જળપાન કરતાં મોઢામાંથી જળ પાત્રમાં પડે તો તે પાત્રમાંનું અન્ન ભક્ષણ કરવું નહી. જળપાન કરી પાત્રમાં શેષ રહેલું જળ ફરી પીયે તો ચાંદ્રાયણ પ્રાયશ્ચિત્ત કરવું. હાથના નખનો સ્પર્શ થયેલું જળ અથવા ડાબે હાથે ઉપાડેલું જળ પીયે તો સુરાપાન સમાન જાણવું. એક પંક્તિમાં બેઠેલા બ્રાહ્મણ ભોજન કરતા હોય અને તેમાંનો એકાદ ઉઠે. અથવા ઉત્તર આપોશન લે તો પણ બીજાઓએ શેષ રહેલું અન્ન ભોજન કરવું નહી. એવિષે ઉઠનારાને અને ભોજન કરનારાને બન્નેને દોષ છે. ગુરૂને દોષ નથી. લૂણ, વ્યંજન (ચટણી વગેરે), ઘૃત, તેલ, લેહ્ય (ચાટવા યોગ્ય પદાર્થ), પેય (પીવા યોગ્ય પદાર્થ) ઇત્યાદિ પદાર્થ હાથેથી દીધેલા હોય તો ભક્ષણ કરવા નહી. ત્રાંબાનાં પાત્રમાં ગાયનાં દૂધ ઇત્યાદિક, કાંસાનાં પાત્રમાં નારિયળનું જળ અથવા સેરડીનો રસ, ગોળસાથે મળેલું દહીં, અને ગોળસાથે મળેલું આદુ એ મદ્ય સમાન છે. સિંધાલૂણ, અને સમુદ્રમાંથી ઉત્પન્ન થયલું મિઠું તે વિના બીજાં મીઠાનું પ્રત્યક્ષ ભક્ષણ કરે તો તે ગોમાંસતુલ્ય છે. ભોજન કરતાં રજસ્વલા સ્ત્રી, ચાંડાલ, કુતરૂં, અથવા કુકડું એ દેખવામાં આવે તો તે અન્નનો ત્યાગ કરવો. ભોજન કરતાં અધોવાયુ સરે તો તેણે એક ઉપવાસ કરી પંચગવ્ય લેવું. આપોશન લીધા પછી પ્રાણાહુતિથી પ્રથમ અધોવાયુ સરે તો સ્નાન કરી છ પ્રાણાયામ કરવા. ભોજન કરતીવેળાયે આશૌચ પ્રાપ્ત થાય તો મોઢામાંના ગ્રાસનો ત્યાગ કરી સ્નાન કરવું, મોઢામાંનો ગ્રાસ ભક્ષણ કરે તો સ્નાનપૂર્વક ઉપવાસ કરવો. તે સઘળું

અન્ન ભક્ષણ કરે તો ત્રણ રાત્રિ ઉપવાસ કરવા. ભોજન કરતાં વિષ્ઠા ઇત્યાદિકનો સ્પર્શ થાય તો સ્નાન કરી ત્રણ પ્રાણાયામ કરવા. ચાંડાલ, પતિત, અથવા રજસ્વલા એમનો શબ્દ સાંભળીને ભોજન કરે તો એક ઉપવાસ કરવો, અથવા સ્નાન કરી સો ગાયત્રીજપ કરવો. કલહ ( ટંટો ), ઘરટ ( ઘંટી ) ખારણી, સાંબેલું, એમનો શબ્દ થતો હોય ત્યહાં પર્યંત ભોજન કરવું નહી. "બ્રાહ્મણે પોતાના સંબંધીજોડે પણ એક પંક્તિમાં બેસી ભોજન કરવું નહીં; કારણ, કેહેનું કયું શુભ પાપ છે તેને કોય જાણેછે? કોઇ પણ જાણતો નથી. માટે વિદ્વાન્ પુરૂષે અગ્નિ, ભસ્મ, સ્તંભ, જળ, દ્વાર અથવા માર્ગ એમાંના કોઇ એક પ્રકારથકી પંક્તિભેદ કરવો." વાળ, કીડીઓ, માંખિઓ એમણે સહિત રંધાયલાં અન્નનો ત્યાગજ કરવો. પાક થયાપછી તે અન્ન વાળ, કીડિ આદિક કીટ, માંખી ઇત્યાદિકે મિશ્રિત થાય અથવા તે અન્નને ગાય સૂંગે તો " તે અન્નની શુદ્ધિમાટે જળ, ભસ્મ અથવા મૃત્તિકા તે ઉપરે છાંટવાં." એમ વિજ્ઞાનેશ્વર કેહેછે. શૂદ્રનું અન્ન; શૂદ્રે દીધેલું એવું બ્રાહ્મણપાસેનું અન્ન; રાત્રિ વચમાં જતાં વાસિ રહેલું અન્ન; રજસ્વલા, ચાંડાલ, પતિત ઇત્યાદિકે જોયેલું; કાગડા ઇત્યાદિક પક્ષિઓનું ઉચ્છિષ્ટ; એ સઘળાં ભોજનકરવાયોગ્ય નથી. ઘૃત, તેલમાં તળેલા ( વડાં, પુરી ઇત્યાદિ ) પદાર્થ વાસી ગ્રહણ કરવા. જેનું વાછડું નથી એવી ગાય; જેને વિયાયાને દશ દિવસ થયા નથી એવી ગાય; ભેંસ; બકરી; ગર્ભસહિત; એક વખતનો અંતરાય નાખી એટલે એકાંતર દૂધ દેનારી; બે વાંછડાં જણનારી; જેનાં સ્તનમાંથી નિત્ય દૂધ સ્રવતું હોય તે; બકરી વિના જે બે સ્તનવાળી; ઉંઠડી; ઘોડી; જંગલમાંનાં હરિણી ઇત્યાદિક; અને રિઢ; એમનાં દૂધ વર્જ્ય છે. સરગુ અને હીંગ વિના રાતો વૃક્ષનો રસ; વિષ્ટાનાં સ્થાનકમાં ઉત્પન્ન થયલા તાંદળચો ઇત્યાદિક; દેવતાના ઉદ્દેશ વિના કરેલા એવા સીરો, લાડુ, પાયસ, અપૂપ ( પૂડલા,) તિલસાકરી, કૃસર ( ખિચડી+તિળમિશ્રિત ભાત ); એ પદાર્થો વર્જ્ય કરવા. ભીંડી, કુસુંભ, દુધી, રીગણાં, કચનાર, વડ ઇત્યાદિકનાં ફળ અને કાલિંગું એ ભક્ષણ કરવાં નહી. કાંદા, લસણ અને ગાજર ભક્ષણ થાય તો ચાંદ્રાયણ કરવું. ભોજન કરતાં પરસ્પર સ્પર્શ થાય તો તે અન્નનો ત્યાગ કરવો. પાત્રમાંનું અન્ન ભક્ષણ કીધું હોય તો સ્નાન કરી ( ૧૦૮ ) ગાયત્રીજપ કરવો. પાત્રમાંનું અન્ન ભોજન કીધા પછી બીજું અન્ન લઇભક્ષણ કરે તો સ્નાન કરી (૧૦૦૦) ગાયત્રીજપ કરવો. ભોજન કરનારનો અપવિત્ર બ્રાહ્મણજોડે સ્પર્શ થાય તો તે અન્નનો ત્યાગ કરવો. ભોજન પછી ઉચ્છિષ્ટ અવસ્થામાં સ્પર્શ થાય અને તે સ્પર્શ કરનારો પોતાના વર્ણમાંનો હોય તો સ્નાન અથવા જપ કરવો, પોતાના વર્ણનો ન હોય તો ઉપવાસ કરવો. ભોજન કીધા પછી ઉચ્છિષ્ટ અવસ્થામાં કુતરાં, શૂદ્ર ઇત્યાદિકનો સ્પર્શ થાય તો ઉપવાસ કરી પંચગવ્ય પ્રાશન કરવું. ધોબી ઇત્યાદિકનો સ્પર્શ થયો હોય તો ત્રણ રાત્રિ ઉપવાસ કરવો. પાત્ર પરીસતાં ઉચ્છિષ્ટનો સ્પર્શ થાય તો દૂધ, દહીં, ઘૃત ઇત્યાદિક હલકા પદાર્થનો ત્યાગ ન કરતાં હાથ, પગ પ્રક્ષાલન કરી આચમન કરવાથી શુદ્ધ થાયછે. ભક્ષ્ય, આદિ પદાર્થનો ત્યાગજ કરવો. વસ્ત્રનો ત્યાગ કરવો

અથવા ન કરવો એ વિકલ્પ છે. સ્ત્રી પરીસતાં રજસ્વલા થાય તો તેણે સ્પર્શ કરેલાં અન્નનો ત્યાગ કરવો.

---

**भोजनांतेउच्छिष्टशेषान्नं रौरवेपूयनिलयेपद्मार्बुदनिवासिनां प्राणिनांसर्वभूतानामक्षय्यमुपतिष्ठत्विनिदद्यात् आचांतोप्यशुचिस्तावद्यावत्पात्रमनुद्धृतं उद्धृतेप्यशुचिस्तावद्यावन्नोन्मृज्यतेमही पर्णस्याग्रंचमूलंचशिरांचैवविशेषतः चूर्णपर्णंवर्जयित्वातांबूलंखादयेद्बुधः अनिधायमुखेपर्णंपूगंनैवभक्षयेन्नच इतिपंचमभागकृत्यं ॥**

ભોજન થયા પછી ઉચ્છિષ્ટ રહેલું શેષ અન્ન લઈ "**रौरवे पूयनिलये, पद्मार्बुदनिवासिनां ॥ प्राणिनां सर्वभूताना, मक्षय्यमुपतिष्ठतु**" એ મંત્ર ભણી દેવું. "હાથ, પગ, મુખ, પ્રક્ષાલન કરી આચમન કીધું હોય તો પણ, યાવત્કાળ ભોજનપાત્ર ઉઠાવ્યું નથી ત્યહાં પર્યંત તે અશુચિ છે. પાત્ર ઉઠાવ્યા પછી પણ યાવત્કાળ પૃથિવીને લીપિ શુદ્ધ કીધી નથી ત્યહાં પર્યંત તે અશુચિ છે." "નાગરવેલનાં પાનનું અગ્ર, મૂળ અને તેમાંની શિરા (નસું) એમનો અવશ્ય ત્યાગ કરી જે ઉપરે ચૂનો આવ્યો હોય તે પાન વર્જ્ય કરી વિદ્વાન્ પુરૂષે તાંબૂલ ભક્ષણ કરવું. મુખમાં પાન મેલ્યાવિના સોપારી ભક્ષણ કરવી નહી." એટલે પ્રથમ પાન પછી સોપારી એ રીતેં તાંબૂલ ભક્ષણ કરવું. એ રીતે પાંચમાં ભાગનું કૃત્ય કહ્યું.

---

**इतिहासपुराणाद्यैःषष्ठसप्तमकौनयेत् अष्टमेलोकयात्रातुबहिःसंध्याततःपुनः सायंसंध्याप्रातःसंध्यावत् अग्निश्चमामन्युश्च० यदन्हापापमकार्षं० अहस्तदवलुंपतु० सत्येज्योतिषिजुहोमिस्वाहेतिमंत्राचमनेविशेषः पश्चिमाभिमुखस्तिष्ठन् अर्घ्यंदद्यात् ऊर्ध्वजानुरुपविश्यप्रत्यङ्मुखएवगायत्रींजपेत् सायंहोमस्तूक्तएव सायंवैश्वदेवेपुनःपाकःअतिथिंसंपूज्य घटित्रयानंतरंसार्धयामात्प्राकुभुक्त्वाशयीत ॥**

"દિવસના છઠ્ઠો અને સાતમો ભાગ ભારતાદિ ઇતિહાસ, પુરાણ ઇત્યાદિકનાં શ્રવણવડે વીતાવવા. આઠમા ભાગમાં પોતાના ઇષ્ટ મિત્ર ઇત્યાદિકને મળવું, વાર્તા કરવી ઇત્યાદિક સંસાર સંબંધી કાર્ય કરવાં. પછી યોગ્ય કાળે ગામની બાહેર નદી, તળાવ ઇત્યાદિક સ્થળ ઉપરે સાયં સંધ્યા કરવા જાવું." સાયં કાળની સંધ્યા પ્રાતઃ કાળ પ્રમાણે કરવી પ્રાતઃ સંધ્યા કરતાં સાયંસંધ્યામાં કાંઇએક વિશેષ છે. તે આ— "**अग्निश्चमामन्युश्च०,यदन्हापापमकार्षं०,अहस्तदवलुंपतु०,सत्येज्योतिषिजुहोमिस्वाहा**" એ પ્રમાણે મંત્રાચમનમાં વિશેષ જાણવો. પશ્ચિમ દિશાની સંમુખ ઉભાં રહી અર્ઘ્ય દેવા. ગોઠણ ઉભા રહે એ રીતે પશ્ચિમમુખેજ બેસી ગાયત્રીનો જપ કરવો. સાયં કાળનો હોમ પ્રથમ (પત્ર ૪૪૪ માં) કહ્યો છે તેમ કરવો. સાયં કાળે વૈશ્વદેવ કરવો હોય તો ફરિ પાક કરવો. અતિથીનું પૂજન કરી ત્રણ ઘડી રાત્રિ ગયા પછી અને ડોઢ પોહોર રાત્રિ ગયાથી પ્રથમ ભોજન કરી નિદ્રા કરવી.

---

**भोजनकालेदीपनाशेपात्रमालभ्यसूर्यंस्मृत्वापुनर्दीपंदृष्ट्वापात्रस्थंभुंजीतनान्यत् श्राद्धतत्पूर्वदिनेपातधृतिसंक्रांत्यादिषुननिशिभोजनं चतुर्थप्रथमौयामौविद्याभ्यासैर्नयेन्निशि प्रहर**

**द्वयशायीतुब्रह्मभूयायकल्पते प्राक्प्रत्यक्दक्षिणस्यांशिरः कृत्वाशयीतनकदाचिदुदक्शिराःरात्रिसूक्तंजप्त्वासुखशायिनःस्मृत्वाविष्णुंनत्वास्वप्यात् अगस्तिर्माधवश्चैवमुचुकुंदोमहामुनिः कपिलोमुनिरास्तीकःपंचैतेसुखशायिनः ॥**

ભોજન કરતાં દીપક નષ્ટ થાય તો પાત્રનો સ્પર્શ કરી સૂર્યનું સ્મરણ કરી ફરી દીપક થયા પછી તેનું દર્શન કરી પાત્રમાં રહેલાં અન્નનું ભક્ષણ કરવું, બીજું અન્ન ભક્ષણ કરવું નહી. શ્રાદ્ધનો પૂર્વ દિવસ, શ્રાદ્ધ દિવસ, વ્યતીપાત, વૈધૃતિ, સંક્રાંતિ ઇત્યાદિક દિવસે રાત્રિએ ભોજન કરવું નહી, "રાત્રિનો ચોથો અને પ્રથમ પોહોર વિદ્યાભ્યાસવડે વીતાવવા, એટલે એ બે પ્રહર વિદ્યાભ્યાસ કરવો. વચમાંના બે પોહોર જે નિદ્રા કરે છે તે બ્રહ્મત્વને પામેછે." પૂર્વ, પશ્ચિમ અથવા દક્ષિણ એમાંથી કોઇ એક દિશામાં મસ્તક રાખી શયન કરવું, ઉત્તરમાં મસ્તક રાખી ક્યારે પણ સુંવું નહી. રાત્રિસૂક્ત ( रात्रीव्यख्यदायती० ) ઇત્યાદિક ઋચાનો જપ કરી સુખશાયીનું સ્મરણ કરી વિષ્ણુને પ્રણામ કરી નિદ્રા કરવી. "અગસ્તિ, માધવ. મુચુકુંદ, મહામુનિ કપિલ, અને આસ્તીક, એ પાંચ **સુખશાયી** છે માટે નિદ્રાકાળે એમનું સ્મરણ કરવાથી નિદ્રા સુખકારક થાયછે.

---

**नसंध्यायांनधान्येनगोगृहेनदेवविप्रगुरूणामुपरिनोच्छिष्टोनदिवानग्नःशयीत निद्राकालेतांबूलंमुखान्स्त्रियंशयनाद्वालात्तिलकंशिरसःपुष्पंत्यजेत् गर्भाधानप्रकरणोक्तकालेसार्धयामोत्तरंदीपेसत्यसतिवानिवीतंयज्ञोपवीतंकंठादौकृत्वापत्नींगच्छेत् अष्टम्यांचचतुर्दश्यांदिवापर्वणिमैथुने कृत्वासचैलंस्नात्वातुवारुणीभिश्चमार्जयेत् पुनर्मामैत्विति जपश्चोक्तएव ॥**

સંધ્યા સમયે; ધાન્ય ઉપરે; ગૌશાળામાં; દેવ, બ્રાહ્મણ, અને ગુરૂના ઉપર ભાગમાં; ઉચ્છિષ્ટ રહી; દિવસે; અથવા નગ્નપણે નિદ્રા કરવી નહી. નિદ્રા સમયે મુખમાંથી તાંબૂળ, બિછાના ઉપરથી સ્ત્રી, મસ્તક ઉપરથી તિલક, અને સંભોગ સમયે મસ્તક ઉપરે ધરેલાં પુષ્પ એ સર્વનો ત્યાગ કરવો. ગર્ભાધાન પ્રકરણમાં કહેલા સમયે ડોઢ પોહોર રાત્રિ ગયા પછી દીપક હોય અથવા ન હોય નિવીત (કંઠમાં પેહેરેલી) યજ્ઞોપવીતને કંઠાદિક વિષે ધારણ કરી સ્ત્રીગમન કરવું. "આઠમ, ચૌદશ, દિવસ, પર્વણિ એ સમયે મૈથુન કરનારાએ વસ્ત્રસહિત સ્નાન કરી વારૂણી ઋચાવડે માર્જન કરવું." અને ફરી "पुनर्मामैत्विं०" એ મંત્રનો જપ કરવો તે પ્રથમ (પત્ર ૪૫૫ માં) કહેલુંજ છે.

---

**एवंस्नानभोजनादिकेबहुविधविधिनिषेधाकुलेआन्हिककर्मणिन्यूनाधिकदोषविधिनिषेधातिक्रमदोषपरिहारार्थंप्रायश्चित्ताज्ञानेतत्सांगतार्थंप्रायश्चित्तसांगतार्थंचश्री विष्णुनामोच्चारणादिकंकार्यं प्रायश्चित्तान्यशेषाणितपःकर्मात्मकानिच यानितेषामशेषाणांकृष्णानुस्मरणंपरं यस्यस्मृत्याचनामोक्त्यातपोयज्ञक्रियादिषु न्यूनंसंपूर्णतांयातिसद्योवंदेतमच्युतं नाम्नोस्तियावतीशक्तिःपापनिर्हरणेहरेः तावत्कर्तुंनशक्नोतिपातकंपातकीजनः लौकिकंवैदिकंकर्मेश्वरेर्पणीयं यत्करोषियदश्नासियज्जुहोषिददासियत् यत्तपस्यसिकौंतेयतत्कुरुष्वमदर्प**

णमित्युक्तेः युगपत्सर्वकर्मार्पणेमंत्रः कामतोकामतोवापियत्करोमिशुभाशुभं तत्सर्वंत्वयिसंन्यस्तंत्वत्प्रयुक्तःकरोम्यहं ॥

એ રીતે અનેક પ્રકારના વિધિ,નિષેધે યુક્ત એવાં સ્નાન, ભોજન ઇત્યાદિક આન્હિક કર્મવિષે ન્યૂનાધિક દોષ વિધિ, નિષેધનું ઉલ્લંઘન કરવાનો દોષ એ સર્વ દોષોની નિવૃત્તિ થવામાટે, પ્રાયશ્ચિત્તનું જ્ઞાન ન હોય તો કર્મની સાંગતા થવામાટે અને પ્રાયશ્ચિત્તની સાંગતા થવામાટે શ્રીવિષ્ણુનાં નામનું ઉચ્ચારણ ઇત્યાદિક કરવું. "તપોરૂપ, કર્મરૂપ એવાં જે સઘળા પ્રાયશ્ચિત્ત છે તે સઘળાંઓનેવિષે શ્રીકૃષ્ણનું સ્મરણ એ શ્રેષ્ઠ પ્રાયશ્ચિત્ત છે. તપશ્ચર્યા, યજ્ઞ, કર્મ ઇત્યાદિકવિષે જે કાંય ન્યૂનતા હોયછે તે જેમનાં સ્મરણ અને નામોચ્ચારણવડેજ પરિપૂર્ણતાને પામેછે એવા જે સનાતન વિષ્ણુ તેને નમસ્કાર કરૂંછું. હરિનાં નામને પાપ નાશ કરવાવિષે જેટલી શક્તિ છે તેટલી શક્તિ પાપી પુરૂષને પાપ કરવાવિષે નથી." "લૌકિક અને વેદોક્ત કર્મ ઈશ્વરને સમર્પણ કરવું; કારણ, હે અર્જુન! જે કર્મ કરસ,જે ભક્ષણ કરસ, જે હવન કરસ,જે દાન દેસ, અને જે તપ કરસ તે સર્વ કર્મ મને અર્પણ કર," એવું ગીતામાં શ્રીકૃષ્ણનું વચન છે. એકજ અવસરવિષે સર્વ કર્મ ઈશ્વરને અર્પણ કરવું હોય તો તેનો મંત્ર—"कामतोऽकामतो वापि, यत्करोमि शुभाशुभं ॥ तत्सर्वं त्वयिसंन्यस्तं, त्वत्प्रयुक्तः करोम्यहं."

---

अपारमान्हिकंकर्म, गहनंबहुभेदयुक् ॥ निःशेषमक्षमोवक्तुं, यथामत्यवदल्लघु ॥ अनंतोपाध्यायजनिः,काशीनाथाभिधःसुधीः ॥ तुष्यतांतेनभगवान्, श्रीनाथोविठ्ठलःप्रभुः ॥ इत्यनंतोपाध्यायसूनुकाशीनाथोपाध्यायविरचितेधर्मसिंधुसारेतृतीयपरिच्छेदेआन्हिकाचारप्रकरणंसमाप्तं ॥

"શાખાપરત્વે અનેક ભેદે યુક્ત, એવું અપાર આન્હિક કર્મ અત્યંત ગહન હોવાથી તે સંપૂર્ણ કહેવાને અનંત ઉપાધ્યાયનો પુત્ર કાશીનાથ નામનો પંડિત હું અસમર્થ છું. તેથી યથામતિ સંક્ષેપે કહ્યુંછે. તેણે કરી શ્રીરૂક્મિણીપતિ ભગવાન્ પ્રભુ વિઠ્ઠલ સંતુષ્ટ થજો." ઇતિ અનંતોપાધ્યાયસૂનુ કાશીનાથોપાધ્યાયવિરચિતે ધર્મસિંધુસારે તૃતીયપરિચ્છેદે આન્હિકાચારપ્રકરણં સમાપ્તં ॥

---

आवश्यंप्रत्यहंकृत्यमुक्तातच्छेषउच्यते ॥ काम्यंनैमित्तिकंचापि, प्रायःसिंधुक्रमादथ ॥

"નિત્ય કરવાનું આવશ્યક એવું આન્હિક કર્મ કહ્યા પછી તે આન્હિકનું શેષ રહેલું તે, કામ્ય, અને નૈમિત્તિક કર્મ બહુધા નિર્ણયસિંધૂના ક્રમથી કહુંછું."

---

अथाधानविचारः तत्राधाननक्षत्रादिकालविचारःप्रथमपरिच्छेदेउक्तः आवसथ्याधानंतुदारकालेदायविभागकालेवा अग्निर्वैवाहिकोयेननगृहीतःप्रमादिना पितर्युपरतेतेनगृहीतव्यःप्रयत्नतः गृह्याग्निहीनस्यान्नमभोज्यं पितरिज्येष्ठभ्रातरिवासाग्निकेकनिष्ठादेरग्निभक्तस्यनिराग्नित्वदोषोन एवंज्ञानाध्ययनादिनिष्ठस्यापिनदोषःगृहस्थस्याप्यध्ययनोक्तेः स्मार्ताधानमपिज्येष्ठेभ्रातरिअकृताधानेसतिनकार्यमितिनिर्णयसिंध्वादौगार्ग्योक्तिः अत्रैवंनिर्णयोभा

नि यत्रज्येष्ठेनदायाद्यपक्षमवलंब्यविवाहकालेयावज्जीवमौपासनंकरिष्येइत्येवंसंकल्पपूर्वकंविवाहाग्निर्नगृहीतस्तद्विषयोयंकनिष्ठस्यनिषेधः येनज्येष्ठेनविवाहकालेतथासंकल्पपूर्वकमग्निःपरिगृहीतःसपश्चात्परिचरणाभावेनाविद्यमानाग्निकोपिउच्छिन्नाग्निरेवनत्वकृताधानइति तत्रकनिष्ठस्याधानेदोषोनेति अत्राधिकारिणोपिभ्रातुरनुज्ञयाकनिष्ठस्याधानंभवतिविवाहस्तुअनुज्ञयापिन एवंपितुरनुज्ञयाप्याधानं संन्यस्तेछिन्नहस्तादौयद्वाषंढादिदूषणे जनकेसोदरेज्येष्ठेकुर्यादेवेनरःक्रियामित्यादिविशेषःविवाहप्रकरणेपरिवेत्तृप्रसंगेउक्तः ॥

## હવે (અગ્નિનું) આધાન કેહેછે.

તેમાં આધાન કયાં નક્ષત્ર આદિ કાળવિષે કરવું ઇત્યાદિ નિર્ણય પ્રથમ પરિચ્છેદમાં (પત્ર ૫૦ માં) કહ્યોછે તે ત્યહાં જોવો. ગૃહ્યાગ્નિ ધારણ કરવો તે તો, વિવાહ સમયે અથવા પિતા કે ભાઇજોડે દાયવિભાગ (ધનનો વિભાગ કરી ભિન્ન થવું તે) સમયે કરવો. "પ્રમાદયુક્ત એવા જે પુરૂષે વિવાહ સંબંધી અગ્નિ ગૃહણ કીધો નથી તેણે પિતાનું મરણ થયા પછી મ્હોટાં પ્રયત્નથકી પણ ગૃહણ કરવો." ગૃહ્યાગ્નિરહિત પુરૂષનું અન્ન ભક્ષણ કરવું નહી. પિતા અથવા મ્હોટો ભાઈ સાગ્નિક છતાં નાહાનો ઇત્યાદિ ભાઈ અગ્નિ ગૃહણ ન કરે તો તેને દોષ નથી. એ રીતે જ્ઞાન, અધ્યયનાદિકવિષે જે તત્પર હોય તેને પણ અગ્નિ ધારણ ન કરવાનો દોષ નથી; કારણ, ગૃહસ્થે પણ અધ્યયન કરવું, એવાં વચન છે. જ્યેષ્ઠ ભાઈએ આધાન કીધું ન હોય તો કનિષ્ઠે સ્માર્ત અગ્નિનું પણ આધાન કરવું નહી, એવાં નિર્ણયસિંધુ ઇત્યાદિક ગ્રંથવિષે ગર્ગઋષિનાં વચન છે. એ વિષયમાં મને એવો નિર્ણય ભાસેછે. જ્યહાં જ્યેષ્ઠ ભ્રાતાએ દાયવિભાગનો પક્ષ સ્વીકાર કરી, વિવાહસમયે, "**यावज्जीवमौपासनं करिष्ये.**" એવો સંકલ્પ કરી વિવાહાગ્નિનું ગ્રહણ કીધું નથી તે વિષયમાં આ કનિષ્ઠને નિષેધ કહ્યો. જે જ્યેષ્ઠ ભ્રાતાએ વિવાહસમયે તેવો સંકલ્પ કરી વિવાગ્નિ ગ્રહણ કીધો અને પછી તે અગ્નિસેવનના અભાવથી અવિદ્યમાનાગ્નિક (નથી વિદ્યમાન અગ્નિ જેને તેવો) થયો તથાપિ તે ઉચ્છિન્નાગ્નિજ (જેનો અગ્નિ નષ્ટ થયો છે તે) થયો છે, આધાન કીધું ન હોય એવો નથી. માટે એવે સ્થળે કનિષ્ઠને આધાન કરવામાં દોષ નથી. આ આધાનવિષે કનિષ્ઠ અધિકારી છે તથાપિ તેણે જ્યેષ્ઠ ભ્રાતાની આજ્ઞા લઇ આધાન કરવું; વિવાહ. જ્યેષ્ઠ ભ્રાતાની આજ્ઞા લે તો પણ થાય નહી. એ રીતે પિતાની આજ્ઞા લઇને પણ પુત્રે આધાન કરવું. "પિતા અથવા જ્યેષ્ઠ ભ્રાતા સંન્યાસી કિંવા તુટેલા હાથવાળો હોય, કિંવા તેને નપુંસકત્વાદિક દોષ હોય તો કનિષ્ઠે સઘળું કર્મ (અગ્નિહોત્રાદિક) કરવું," ઇત્યાદિક વિશેષ નિર્ણય વિવાહપ્રકરણવિષે પરિવેત્તાના પ્રસંગમાં (પત્ર ૩૯૪ માં) કહ્યોછે.

---

**अथशूद्रसंस्कारविचारः** गर्भाधानपुंसवनानवलोभनसीमंतोन्नयनजातकर्मनामकर्मनिष्क्रमणान्नप्राशनचौलोपनयनमहानाम्न्यादिव्रतचतुष्टयसमावर्तनविवाहाइतिषोडशसंस्कारा

द्विजानां जातकर्मनामकर्मनिष्क्रमणान्नप्राशनचूडाविवाहाइतिषट्द्विजस्त्रीणां तत्रविवाहः समंत्रकोन्येमंत्ररहिताः गर्भाधानसीमंतौस्त्रीपुरुषसाधारणौ चूडांतानवविवाहश्चेतिदशामंत्रकाःशूद्राणामितिवहुसंमतं शूद्रकमलाकरेशूद्राणांपंचमहायज्ञाअप्युक्ताः केचिद्वैदिकमंत्रेणोपनयनमप्याहुः ब्राह्मेतुविवाहमात्रंसंस्कारंशूद्रोपिलभतांसदेत्युक्तं अत्रसदसच्छूद्रगोचरत्वेनवापरंपराप्राप्तप्रकारेणवाव्यवस्था अस्याद्विजसेवावृत्तिः आपदिवाणिज्यशिल्पादि शूद्रेणलवणादिविक्रेयं मद्यंमांसंचन कापिलाक्षीरपानेनब्राह्मणीगमनेनच वेदाक्षरविचारेण शूद्रश्चांडालतांव्रजेत् शूद्रोवर्णश्चतुर्थोपिवर्णत्वाद्धर्ममर्हति वेदमंत्रस्वधास्वाहावषट्कारादिभिर्विना स्त्रीशूद्रधर्मेषुव्रतादिषुसर्वत्रविप्रेणमंत्रःपठनीयःसोपिपौराणएव भारतपुराणयोः श्रवणेस्त्रीशूद्रयोरधिकारोनत्वध्ययने श्रावयेच्चतुरोवर्णान्कृत्वाब्राह्मणमग्रतः शूद्रस्यपंचयज्ञश्राद्धादिकर्माणिकातीयसूत्रानुसारेणेतिमयूखे आगमोक्ताविष्णुशिवादिमंत्राःनमोंताःप्रणवरहिताःपुराणादिनाश्रवणनिदिध्यासनादिकृत्वाब्रह्मज्ञानमपिस्त्रीशूद्रैःसंपाद्यं उपनिषच्छ्रवणेतुनाधिकारइतिशूद्रस्यतदनागदश्रवणादित्यधिकरणे शूद्रस्यसर्वश्राद्धान्यामेनैव केचित्सर्वप्रजानांकाश्यपत्वात्सर्वशूद्राणांकाश्यपगोत्रंतच्चश्राद्धएवकीर्तनीयंनान्यत्रेत्याहुः एवंशांतिकादावधिकारोविप्रद्वारैव यदिविप्रःशूद्रदक्षिणामादायवैदिकमंत्रैस्तदीयहोमाभिषेकादिकरोतितदातत्रशूद्रस्तत्पुण्यफलभाक्विप्रस्तुमहाप्रत्यवायीतिमाधवः ॥

## હવે શૂદ્રના સંસ્કારનો વિચાર કેહેછે.

ગર્ભાધાન, પુંસવન, અનવલોભન, સીમંતોન્નયન, જાતકર્મ, નામકર્મ, નિષ્ક્રમણ, અન્નપ્રાશન, ચૌલ, મૌંજી, મહાનામ્યાદિક ચાર વ્રત, સમાવર્તન, અને વિવાહ, એ સોળ સંસ્કાર દ્વિજના છે. જાતકર્મ, નામકર્મ, નિષ્ક્રમણ, અન્નપ્રાશન, ચૌલ અને વિવાહ, એ છ સંસ્કાર દ્વિજની સ્ત્રિયોના છે. તેમાં સ્ત્રીને વિવાહસંસ્કાર મંત્રસહિત અને બીજા મંત્રરહિત કરવા. ગર્ભાધાન, સીમંતોન્નયન એ સંસ્કાર સ્ત્રી, પુરૂષના સાધારણ ( સમાન ) છે. ગર્ભાધાન થકી ચૌલ પર્યંત નવ અને વિવાહ એ દશ સંસ્કાર શૂદ્રને મંત્રરહિત કરવા એ બહુસંમત છે. **શૂદ્રકમલાકર** ગ્રંથવિષે શૂદ્રોને પંચમહાયજ્ઞ કરવાનું પણ કહ્યુંછે. કોઈ ગ્રંથકાર, પુરાણોક્ત મંત્રવડે શૂદ્રને ઉપનયન પણ કરાવવું એમ કેહેછે. **બ્રહ્મ પુરાણમાં** તો, "શૂદ્રને વિવાહસંસ્કાર માત્ર સર્વદા કરવો" એમ કહ્યુંછે. ત્યારે એ વિષયમાં સચ્છૂદ્ર અને અસચ્છૂદ્રવિષે અથવા પરંપરાથી ચાલતા આવેલા આચાર પ્રમાણે વ્યવસ્થા જાણવી. દ્વિજ ( ત્રૈવર્ણિક ) ની સેવા કરવી એ શૂદ્રની વૃત્તિ છે. આપત્તિ કાળવિષે વ્યાપાર, શિલ્પ ( કારીગરી ) ઇત્યાદિક વૃત્તિ જાણવી. શૂદ્રે લવણ ઇત્યાદિક વેચવાં; મદ્ય, માંસનો વિક્રય કરવો નહી. "કપિલા ગાયનું દુગ્ધપાન, બ્રાહ્મણની સ્ત્રીનું ગમન, અને વેદના અક્ષરનો વિચાર એ કરવાથી શૂદ્ર ચાંડાળપણાને પામેછે." "શૂદ્ર એ ચોથો વર્ણ છે; તેથી પણ મુખ્ય વર્ણમાંનો હોવાથી; વેદમંત્ર, સ્વધાકાર, સ્વાહાકાર અને વષટ્કાર ઇત્યાદિક વર્જ્ય કરી અન્ય ધર્માચરણ કરવાને યોગ્ય છે." સ્ત્રી,

શૂદ્રના ધર્મ જે વ્રતાદિક તેનેવિષે સર્વત્ર બ્રાહ્મણે મંત્ર ભણવો, તે પણ પુરાણોક્તજ મંત્ર ભણવો. સ્ત્રી અને શૂદ્રને ભારત અને પુરાણ શ્રવણ કરવાનો અધિકાર છે પણ અધ્યયનનો અધિકાર નથી." વક્તાએ બ્રાહ્મણ શ્રોતાને આગળ બેસારી ચાર વર્ણને પુરાણ શ્રવણ કરાવવું." શૂદ્રના પંચમહાયજ્ઞ અને શ્રાદ્ધાદિક કર્મ કાતીય સૂત્ર પ્રમાણે થાયછે એમ મયૂખમાં કહ્યુંછે. આગમ (શિવ, વિષ્ણુ ઇત્યાદિકનું પ્રતિપાદન કરનારા કેટલાએક ગ્રંથો) વિષે કહેલા, જેને અંતે નમઃ શબ્દ છે એવા વિષ્ણુ શિવ ઇત્યાદિ દેવતાના મંત્ર, પ્રણવ રહિત, શૂદ્રે પઠન કરવા. સ્ત્રી અને શૂદ્રોએ પુરાણાદિક સાધનવડે શ્રવણ, નિદિધ્યાસન ઇત્યાદિક કરી બ્રહ્મજ્ઞાન પણ સંપાદન કરવું. ઉપનિષતનાં શ્રવણવિષે તો અધિકાર નથી; કારણ, "**तदनादरश्रवणात्**" એ સૂત્રમાં શૂદ્રને ઉપનિષત્નું શ્રવણ નથી એમ કહ્યુંછે. શૂદ્રે સર્વ શ્રાદ્ધ આમાન્નેજ કરવાં. કોઇ ગ્રંથકાર, સર્વ પ્રજા કશ્યપની છે તેથી સર્વ શૂદ્રોનું કાશ્યપ ગોત્ર છે, પણ એ કાશ્યપ ગોત્ર શૂદ્રોએ શ્રાદ્ધવિષેજ ઉચ્ચારણ કરવું, અન્ય કર્મવિષે ઉચ્ચારણ કરવું નહી, એમ કેહેછે. એ પ્રમાણે શૂદ્રને શાંતિ આદિક કર્મવિષે જે અધિકાર કહ્યો તે બ્રાહ્મણદ્વારાએજ છે એમ જાણવું. જે બ્રાહ્મણ શૂદ્રપાસેથી દક્ષિણા લઇ વૈદિક મંત્રવડે શૂદ્રમાટે હોમ, અભિષેક ઇત્યાદિક કરે તો, તે હોમાદિકનું ફળ શૂદ્રને પ્રાપ્ત થાયછે, અને બ્રાહ્મણ તો મહાદોષ યુક્ત થાયછે એ રીતે માધવમાં કહ્યુંછે.

---

**अहिंसासत्यास्तेयशौचेंद्रियनिग्रहदानशमदमक्षमादयःशूद्रादिसर्वसाधारणाधर्माःपरपदप्रापकाः स्वस्तिवाचनादिशूद्रकर्मणांप्रयोगास्तुशूद्रकमलाकरेज्ञेयाः ॥**

હિંસા ન કરવી, સત્ય ભાષણ કરવું, ચોરી ન કરવી, પવિત્ર રેહેવું, ઇંદ્રિયોનો નિગ્રહ કરવો, દાન, શમ, દમ, ક્ષમા ઇત્યાદિક ધર્મ શૂદ્રાદિક સર્વ પ્રજાના સાધારણ ધર્મ છે અને ઈશ્વરપદની પ્રાપ્તિના દેનારા છે. પુણ્યાહવાચનાદિક શૂદ્રનાં કર્મના પ્રયોગ તો શૂદ્રકમલાકર ગ્રંથમાં જોવા.

---

**अथवापीकूपाद्युत्सर्गादि गृहग्रामयोराग्नेयदक्षिणनैर्ऋत्यवायव्येषुमध्येचदुष्टफलःकूपःशेषदिक्षुशुभः वापीकूपतडागाद्युत्सर्गउत्तरायणेमाघादिमासषट्कस्यशुक्लपक्षेषुप्रशस्तः नक्षत्रसंभावनायांकार्तिकमार्गशीर्षयोरपि नकालनियमस्तत्रसलिलंकारणंपरमित्युक्तेः चतुर्षुविष्णुशयनमासेषुशुक्रास्तादौचवर्ज्यं ॥**

## હવે વાવ કુવા ઈત્યાદિકનો ઉત્સર્ગ (દાન) આદિ કેહેછે.

ઘર અથવા ગામની આગ્નેય, દક્ષિણ, નૈર્ઋત્ય, અને વાયવ્ય એ દિશાઓવિષે અથવા ઘરકે ગામના મધ્યભાગવિષે વાવ, કુવા ઇત્યાદિક દુષ્ટ ફળ દેનારા છે. બીજી દિશાઓવિષે શુભફળદાયક છે. વાવ, કુવા, તળાવ ઇત્યાદિકનો ઉત્સર્ગ કરવો તે ઉત્તરાયણવિષે અને માઘ આદિક છ માસનાં શુક્લપક્ષવિષે શ્રેષ્ઠ છે. માઘાદિક મા-

સમાં જળ શુષ્ક થઇ જશે એવો સંભવ હોય તો કાર્ત્તિક, માર્ગશીર્ષ એ માસવિષે પણ ઉત્સર્ગ કરવો. કારણ, "ઉત્સર્ગ કરવાનું મુખ્ય કારણ જળ છે, તેમાં કાળનો નિયમ નથી," એવાં વચન છે. વિષ્ણુશયનના ચાર માસ (આષાઢ સુદિ એકાદશીથકી કાર્ત્તિક સુદિ એકાદશી પર્યંત) અને શુક્રનો અસ્તાદિક એનેવિષે ઉત્સર્ગ કરવો નહી.

**अश्विनीरोहिणीमृगपुष्यमघात्र्युत्तरामूलश्रवणादित्रयहस्तज्येष्ठानुराधारेवतीषु द्वितीयातृतीयापंचमीसप्तमीदशम्येकादशीत्रयोदशीतिथिषु बुधगुरुशुक्रसोमवारेषुजलोत्सर्गःशुभः उत्सर्गाभावेजलंनग्राह्यं वापीकूपतडागादौयज्जलंस्यादसंस्कृतं नस्पृष्टव्यंनपेयंचपीत्वाचांद्रायणंचरेत् उत्सर्गप्रयोगोन्यतोज्ञेयः ॥**

જળોત્સર્ગનાં નક્ષત્રાદિક—અશ્વિની, રોહિણી, મૃગ, પુષ્ય, મઘા, ત્રણ ઉત્તરા, મૂળ, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, હસ્ત, જ્યેષ્ઠા, અનુરાધા અને રેવતી એ નક્ષત્ર; બીજ, ત્રીજ, પાંચમ, સાતમ, દશમ, એકાદશી, અને તેરસ એ તિથિ; બુધ, ગુરૂ, શુક્ર અને સોમ એ વારવિષે જળ ઉત્સર્ગ શુભ છે. ઉત્સર્ગ સંસ્કાર કીધા વિના જળ લેવું નહી. "વાવ, કુવા, તળાવ ઇત્યાદિકનાં જળને સંસ્કાર કીધો ન હોય તો તે અસંસ્કૃત હોવાથી તેનો સ્પર્શ પણ કરવો નહી, અને પીવું નહી, પિયે તો ચાંદ્રાયણ પ્રાયશ્ચિત્ત કરવું." ઉત્સર્ગનો પ્રયોગ બીજા ગ્રંથમાં જોવો.

**अथवृक्षादिरोपणं अश्विनीरोहिणीमृगपुष्यमघोत्तरात्रयहस्तचित्राविशाखानुराधामूलशततारकारेवतीषुसत्तिथिवारेषुवृक्षलतारोपःशस्तः आश्लेषायांसोमवारःसोमोलग्नेबलान्वितः योगेस्मिन्रोपयेदिक्षुकदलीक्रमुकादिकान् नारीकेलान्वपेद्भूमावश्विन्यांलग्नगेरवौ नागवल्लींगुरौलग्नेचंद्रेस्वांशस्थितेसति ॥**

## હવે વૃક્ષ ઇત્યાદિકનું રોપણ (રોપવું) કેહેછે.

અશ્વિની, રોહિણી, મૃગ, પુષ્ય, મઘા, ત્રણ ઉત્તરા, હસ્ત, ચિત્રા, વિશાખા, અનુરાધા, મૂળ, શતભિષા, અને રેવતી એ નક્ષત્ર; શુભ તિથિ અને શુભ વારને દિવસે વૃક્ષ, લતાઓનું રોપવું શુભ છે. આશ્લેષા નક્ષત્ર સોમ વાર અને લગ્નવિષે બળવાન્ ચંદ્રમા એવા યોગવિષે સેરડી, કેળ, સોપારી ઇત્યાદિક વૃક્ષ રોપવાં. અશ્વિની નક્ષત્રવિષે લગ્નમાં સૂર્ય હોતાં નાળીયર પૃથ્વીમાં રોપવાં. ચંદ્રમા પોતાના અંશવિષે અને લગ્નવિષે બૃહસ્પતિ છતાં નાગરવેલ રોપવી.

**अथमूर्तिप्रतिष्ठा प्रतिष्ठासर्वदेवानांवैशाखज्येष्ठफाल्गुने चैत्रेतुस्यादिकल्पेनमाघेविष्णव्न्यमूर्तिषु सौम्यायनेशुभाप्रोक्तानिंदितादक्षिणायने मातृभैरववाराहनरसिंहत्रिविक्रमाः दक्षिणेप्ययनेस्थाप्यादेव्यश्चेत्यूचिरेपरे विष्णोःशस्ताश्चत्रैमासाश्विनश्रावणकाअपि माघफाल्गुनवैशाखज्येष्ठाषाढसहःसुच श्रावणेचनभस्येचलिंगस्थापनमुत्तमं देव्यामाघेश्विनमो**

सेष्युत्तमासर्वकामदा अश्विनीरोहिण्युत्तरात्रयमृगपुनर्वसुपुष्यहस्तचित्रास्वात्यनुराधाश्रवणत्रयरेवतीषुशनिभौमान्यवासरेदर्शरिक्तान्यतिथौसर्वदेवप्रतिष्ठाशुभा श्रवणेकृत्तिकादिविशाखांतेषुचद्वादश्यांचविष्णोःप्रशस्ता चतुर्थीगणेशस्योक्तानवमीमूलभंचदेव्याः तथास्वस्वनक्षत्राणिसर्वेषां यथार्द्राशिवस्यहस्तःसूर्यस्येत्यादि ॥

## હવે મૂર્ત્તિપ્રતિષ્ઠાનો કાળ કેહેછે.

"વૈશાખ, જ્યેષ્ઠ અને ફાલ્ગુન માસમાં સર્વ દેવની પ્રતિષ્ઠા કરવી. ચૈત્ર માસમાં વિકલ્પે થાયછે, એટલે કેટલાએકને મતે થાયછે,કેટલાએકને મતે થતી નથી. વિષ્ણુની પ્રતિમા વિના અન્ય મૂર્ત્તિની પ્રતિષ્ઠા માઘ માસમાં કરવી. પ્રતિષ્ઠા ઉત્તરાયણમાં શુભ છે. દક્ષિણાયનવિષે અશુભ છે. કોઇ ગ્રંથકાર; માતૃકા, ભૈરવ, વારાહ, નૃસિંહ, ત્રિવિક્રમ અને દેવીની પ્રતિષ્ઠા દક્ષિણાયનમાં પણ કરવી એમ કેહેછે. ચૈત્ર, આશ્વિન અને શ્રાવણ એ માસ વિષ્ણુપ્રતિષ્ઠાવિષે શ્રેષ્ઠ છે. માઘ, ફાલ્ગુન, વૈશાખ, જ્યેષ્ઠ, આષાઢ, માર્ગશીર્ષ, શ્રાવણ, અને ભાદ્રપદ એ માસવિષે લિંગસ્થાપન ઉત્તમ છે. માઘ અને આશ્વિન માસમાં દેવીની પ્રતિષ્ઠા કરવી તે ઉત્તમ અને સર્વ કામને દેનારી છે." અશ્વિની, રોહિણી, ત્રણ ઉત્તરા, મૃગ, પુનર્વસુ, પુષ્ય, હસ્ત, ચિત્રા, સ્વાતિ, અનુરાધા, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, અને રેવતી એ નક્ષત્રવિષે; શનિ અને ભૌમ વાર વર્જ્ય કરી અન્ય વારવિષે ; અમાવાસ્યા, અને રિક્તા (ચોથ, નોમ, ચૌદસ) એ તિથિ વર્જ્ય કરી અન્ય તિથિવિષે સઘળા દેવની પ્રતિષ્ઠા શુભ છે. શ્રવણ, કૃત્તિકા, રોહિણી, મૃગ, આર્દ્રા, પુનર્વસુ, પુષ્ય, આશ્લેષા, મઘા, પૂર્વાફાલ્ગુની, ઉત્તરાફાલ્ગુની, હસ્ત, ચિત્રા, સ્વાતિ, અને વિશાખા એ નક્ષત્રવિષે અને દ્વાદશીને દિવસે વિષ્ણુની પ્રતિષ્ઠા શુભ છે. ગણપતીની પ્રતિષ્ઠાવિષે ચોથ ઉક્ત છે. દેવીની પ્રતિષ્ઠાવિષે નવમી તિથિ અને મૂળ નક્ષત્ર ઉક્ત છે. તેમજ જે દેવતાનાં જે નક્ષત્ર હોય તે નક્ષત્રવિષે તે દેવતાની પ્રતિષ્ઠા કરવી. ઉદાહરણ,—આર્દ્રા શિવનું નક્ષત્ર છે તેમાં શિવની, હસ્ત સૂર્યનું નક્ષત્ર છે તેમાં સૂર્યની ( પ્રતિષ્ઠા કરવી ) ઇત્યાદિક જાણવું.

---

हंत्यर्थहीनाकर्तारंमंत्रहीनातुऋत्विजं स्त्रियंलक्षणहीनातुनप्रतिष्ठासमोरिपुः ब्रह्मातुब्राह्मणैःस्थाप्योगायत्रीसहितःप्रभुः सर्ववर्णैस्तथाविष्णुःप्रतिष्ठाप्यःसुखार्थिभिः मातृभैरवादाःसर्वैः शिवलिंगंयतिनापि पुराणप्रसिद्धंजीर्णलिंगंस्त्रीशूद्रैरपिपूज्यं नूतनस्थापितंलिंगंस्त्रीशूद्रोवापिनस्पृशेत् शिवादिप्रतिष्ठायांस्त्रीशूद्रादेर्नाधिकारः शूद्रोवानुपनीतोवास्त्रियोवापतितोपिवा केशवंवाशिवंवापिस्पृष्ट्वानरकमश्नुते स्थिरप्रतिमाःप्राङ्मुखीरुदङ्मुखोयजेत चलप्रतिमासुप्राङ्मुखः सौवर्णीराजतीताम्रीमृन्मयीप्रतिमाभवेत् पाषाणधातुमुक्तावाकांस्यपित्तलयोरपि अंगुष्ठपर्वमानात्सावितस्तियावदेवतु गृहेषुप्रतिमाकार्यानाधिकाशस्यतेबुधैः मृद्दारुलाक्षागोमेदमधूच्छिष्टेनचक्वचित् श्रीमद्भागवतेशैलीदारुमयीलौहीलेप्यालेख्याचसैकती मनोमयीमणिमयीप्रतिमाष्टविधास्मृता लौहीसौवर्णी दारुमधूकवृक्षस्यैव सप्तांगुलाधि

काद्वादशांगुलपर्यंतागृहेप्रतिमेतिदेवीपुराणे अर्चकस्यतपोयोगादर्चनस्यातिशायनात् आभि रूप्याच्चबिंबानांदेवःसान्निध्यमृच्छति प्रतिमापट्टयंत्राणांनित्यंस्नानंनकारयेत् कारयेत्पर्वदिव सेयदाचमलधारणं पार्थिवलिंगपूजादिविचारोद्वितीयपरिच्छेदेउक्तः ॥

"દ્રવ્ય રહિત પ્રતિષ્ઠા કરે તો, કર્ત્તાનો નાશ કરે; મંત્રહીન પ્રતિષ્ઠા કરે તો, ઋત્વિજનો નાશ કરે; લક્ષણહીન મૂર્ત્તિની પ્રતિષ્ઠા કરે તો, સ્ત્રીનો નાશ કરે તેથી પ્રતિષ્ઠા સમાન બીજો શત્રુ નથી. ગાયત્રી સહિત બ્રહ્માની પ્રતિષ્ઠા બ્રાહ્મણે કરવી. સુખની ઇચ્છા કરનારા સર્વ વર્ણે વિષ્ણુની પ્રતિષ્ઠા કરવી. માતૃકા, ભૈરવ ઇત્યાદિક દેવતાઓની પ્રતિષ્ઠા સધળાઓએ કરવી. શિવલિંગની સ્થાપના સંન્યાસિએ પણ કરવી. પુરાણ પ્રસિદ્ધ પ્રાચીન લિંગની પૂજા સ્ત્રી અને શૂદ્રે પણ કરવી. "નવીન સ્થાપન કરેલાં લિંગનો સ્ત્રી અને શૂદ્રે સ્પર્શ કરવો નહીં." સ્ત્રી અને શૂદ્રાદિકને શિવ આદિ દેવતાઓની પ્રતિષ્ઠાવિષે અધિકાર નથી. "શૂદ્ર, યજ્ઞોપવીત જેને થઇ ન હોય એવા ત્રિવર્ણ, સ્ત્રી અથવા પતિત (નાત બાહેર) એમાંનો કોઇ પણ કેશવ (વિષ્ણુ) અથવા શિવનો સ્પર્શ કરે તો તે નરકનો ભોગવનારો થાયછે." જે સ્થિર પ્રતિમા પૂર્વમુખ હોય તેની પૂજા ઉત્તરાભિમુખ બેસીને કરવી. જે ચળ પ્રતિમા હોય તેની પૂજા પૂર્વમુખ બેસી કરવી. "મૂર્ત્તિ કરવી તે સુવર્ણ, ચાંદી, ત્રાંબું, મૃત્તિકા, પાષાણ, ધાતુ, મોતિ, કાંસુ અને પિતળ એમાંથી કોઇ એકની કરવી. ઘરમાં પૂજનમાટે મૂર્ત્તિ કરવાની તે વિદ્વાન્ પુરૂષે અંગોઠાનાં ઉપરનાં પર્વ (રેરવાં) પરિમાણથકી તે વેંથ પર્યંત કરવી, એ શુભ છે. એક વેંથથકી ઉંચી પ્રતિમા શુભ નથી. કોઇ ગ્રંથમાં; મૃત્તિકા, કાષ્ટ, લાખ, ગોમેદ મણિ, અને મીણની પણ મૂર્ત્તિ કરવી એમ કહ્યુંછે." **શ્રીમદ્દભાગવત** વિષે—"પાષાણમયી, કાષ્ટમયી, લોહની, મૃત્તિકાની, રંગવડે બનાવેલી (ચિત્ર આદિ), વાળુકાની, મનોમયી, અને મણિમયી એ રીતે આઠ પ્રકારની મૂર્ત્તિ કરવી, એમ કહ્યુંછે." લોહની એટલે સોનાની, કાષ્ટની એટલે મોઢાનાં વૃક્ષની કરવી. ઘરવિષે પૂજનમાટે પ્રતિમા કરવાની તે સાત અંગુળ કરતાં અધિક અને બાર અંગુળ પર્યંત એટલી ઉંચી કરવી એમ દેવીપુરાણમાં કહ્યુંછે. "પૂજા કરનારાનું તપ, પૂજામાં ભક્તિ વિશેષ, અને મૂર્તિનું સૌંદર્ય એ ત્રણ કારણથી દેવતા પૂજા સમયે સમીપમાં રહેછે. પ્રતિમા, છબિ અને યંત્રને નિત્ય સ્નાન કરાવવું નહીં, પર્વણીને દિવસે સ્નાન કરાવવું, અથવા મૂર્ત્તિ મલિન થાય ત્યારે સ્નાન કરાવવું." પાર્થિવ લિંગની પૂજા ઇત્યાદિકનો વિચાર (નિર્ણય) બીજા પરિચ્છેદમાં (પત્ર ૨૦૬ થી ૨૦૭ માં) કહ્યોછે.

---

अथपंचसूत्रीनिर्णयः लिंगोच्चतालिंगविस्तारोलिंगस्थौल्यंपीठविस्तारःप्रनालिकामानंचे तिपंचसूत्राणि तत्रलिंगमस्तकविस्तारंलिंगोच्चतातुल्यंकृत्वातद्द्विगुणसूत्रवेष्टनार्हंलिंगस्थौ ल्यंकृत्वालिंगात्सर्वतोलिंगसमविस्तारंपीठंवर्तुलंकुर्यात् पीठोच्चतालिंगोच्चाद्द्विगुणा पीठाद्ब हिःपीठोत्तरभागेलिंगसमदीर्घामूलेदैर्घ्यसमविस्ताराअग्रेतदर्धविस्ताराप्रनालिका लिंगोच्च त्वात्रिगुणापीठोच्चतेतिकेचित् अथपीठमध्यभागेलिंगात्द्विगुणस्थूलंपीठोच्चतातृतीयांशेनकं

त्कुर्यात् कंठस्योर्ध्वाधोभागयोःसमवप्रद्वयंकृत्वापीठोपरिलिंगविस्तारषष्ठांशेनमेखलांकृत्वा तदंतःसंलग्नंतत्समंखातंकुर्यात् प्रनालिकायामपिविस्तारतृतीयांशेनखातः पीठवन्मेखलाच कार्येति ॥

## હવે પંચસૂત્રીનો નિર્ણય કેહેછે.

લિંગની ઉંચાઇ, લિંગનો વિસ્તાર, લિંગની જાડાઇ, પીઠનો વિસ્તાર, અને જળાધારીનું પ્રમાણ એ પાંચ સૂત્ર જાણવાં. તેમાં લિંગની ઉંચાઇ પ્રમાણે લિંગનાં મસ્તકનો વિસ્તાર ( વ્યાસ ) કરી તે ઉંચાઈ કરતાં દ્વિગુણ ( બમણું ) સૂત્ર વીંટતાં પૂરતું થાય એટલું લિંગનું સ્થૌલ્ય ( જાડાઇ ) કરી લિંગની ચારેમેર લિંગના વિસ્તાર પ્રમાણે વિસ્તાર યુક્ત એવો વર્તુળ ( ગોળાકાર ) પીઠ કરવો. પીઠની (પૃથિવીથી) ઉંચાઇ લિંગની ઉંચાઇ કરતાં બમણી કરવી. પીઠથી બાહેર પીઠના ઉત્તર ભાગમાં લિંગની ઉંચાઇ પ્રમાણે લાંબી; મૂળમાં, જેટલી લાંબી તેટલીજ વિસ્તારવાળી ( પોહોળી ) અને અગ્રભાગમાં ( છેવટે ) તે ( મૂળ ) કરતાં અર્ધે વિસ્તારવાળી પ્રનાલિકા ( જળાધારીની નાળ ) કરવી. કોઇ ગ્રંથકાર લિંગની ઉંચાઇ કરતાં ત્રિગુણ ( ત્રિમણી ) પીઠની ઉંચાઇ કરવી, એમ કેહેછે. પૃથ્વીથકી જે પીઠ ઉંચોછે તેના મધ્ય ભાગમાં લિંગની ઉંચાઇ કરતાં બમણો સ્થૂળ ( જાડો ) એવો, પીઠની ઉંચાઇના ત્રિજા ભાગ ( અંશ ) વડે કંઠ કરવો. કંઠના ઉપરના અને હેઠળના ભાગમાં સરખી બે મેખળા કરી; પીઠની ઉપરે, લિંગના વિસ્તાર ( વ્યાસ ) ના છઠા હિસા પ્રમાણે (પોહોળી ) મેખળા (પટી) કરી તે મેખળાની માંહ્ય સંલગ્ન ( મેખળાજોડે મળેલો ) એવો અને તે મેખળાની પોહોળાઇ જેવડોજ ઉંડો ખાત ( ખાડો—ઉંડાઇ ) કરવો. પ્રનાલિકા ( જળાધારી ) વિષે પણ વિસ્તારના એટલે જળાધારીના વિસ્તારના તૃતીયાંશવડે એટલે વચલા તૃતીયાંશમાં ખાત કરવો. પીઠની મેખળા પ્રમાણે જળાધારીની મેખળા કરવી. એ પ્રમાણે પંચસૂત્રીનો પ્રકાર જાણવો.

गृहेलिंगद्वयंनार्च्यंशालग्रामद्वयंतथा द्वेचक्रेद्वारकायास्तुनार्च्येसूर्यद्वयंतथा शक्तित्रयं त्रिविघ्नेशंद्वौशंखौनार्चयेत्सुधीः अन्यत्रतु चक्रांकमिथुनंपूज्यंनैकंचक्रांकमर्चयेदित्युक्तेन विकल्पः नार्चयेच्चतथामत्स्यकूर्मादिदशकंगृहे अग्निदग्धाश्चभग्नाश्चनपूज्याःप्रतिमागृहे भग्ना वास्फुटितावापिशालग्रामशिलाशुभा शालग्रामाःसमाःपूज्याःसमेषुद्वितयंनहि विषमानैव पूज्यंतेविषमेष्वेकएवहि ससुवर्णशालग्रामदानेपृथ्वीदानफलं शतशालग्रामपूजनेऽनंतफलं अविभक्तानामपिभ्रातृणांदेवतार्चनमग्निहोत्रंसंध्याब्रह्मयज्ञश्चपृथगेव स्त्रीशूद्रोवास्पर्शरहितंशालग्रामचक्रांकितबाणलिंगानिनार्चयेत् शूद्रोवानुपनीतोवास्त्रधवाविधवांगना दूराद्वास्पृशन्पूजांप्रकुर्याच्छिवकृष्णयोः शालग्रामबाणयोरेवस्पर्शननिषेधोनतुप्रतिमादौ सर्वैव र्णैस्तुसंपूज्याःप्रतिमाःसार्वदेवताः लिंगान्यपितुपूज्यानिमणिभिःकल्पितानिचेत्युक्तेः शाल ग्रामशिलाक्रीतामध्यमायाचिताधमा उक्तलक्षणसंपन्नापारंपर्यक्रमागता उत्तमासातुविज्ञेयागुरुदत्तातुतत्समा तत्राप्यामलकीतुल्यापूज्यासूक्ष्मैवयाभवेत् यथायथाशिलासूक्ष्मातथा

स्यात्तुमहत्फलं यवमात्रंतुगर्तःस्याद्यवार्धलिंगमुच्यते शिवनाभिरितिख्यातस्त्रिषुलोकेषुदुर्लभः शालग्रामशिलायास्तुप्रतिष्ठानैवविद्यते महापूजांतुकृत्वादौपूजयेत्तांततोबुधः बाणलिंगानिराजेंद्रख्यातानिभुवनत्रये नप्रतिष्ठानसंस्कारस्तेषामावाहनंतथा वासुदेवसंकर्षणप्रद्युम्नानिरुद्धाविप्राद्यैःक्रमेणपूज्याः तल्लक्षणंतु पंचचक्रोवासुदेवःषड्भिश्चक्रैःप्रद्युम्नः सप्तभिःसंकर्षणः एकादशभिरनिरुद्धइति प्रणवोच्चारणाच्चैवशालग्रामशिलार्चनात् ब्राह्मणीगमनाच्चैवशूद्रश्चांडालतांव्रजेत् दीक्षायुक्तैस्तथाशूद्रैर्मद्यपानविवर्जितैः कर्तव्यंब्राह्मणद्वाराशालग्रामशिलार्चनम् विष्णुप्रीतिकरंनित्यंतुलसीकाष्ठचंदनम् कार्तिकेकेतकीपुष्पंयेनदत्तंहरेःकलौ दीपदानंचदेवर्षेतारितंतेनवैकुलं शालग्रामसंबंधितोयत्रचक्रांकशिलानोयस्यापिपानविधानात्सापिशालग्रामसन्निधौपूज्या अग्राह्यंशिवनिर्माल्यंपत्रंपुष्पंफलंजलं शालग्रामस्पर्शसंस्पर्शात्सर्वंयातिपवित्रतां मध्यमानामिकामध्येपुष्पंसंगृह्यपूजयेत् अंगुष्ठतर्जन्यग्राभ्यांनिर्माल्यमपनोदयेत् विनाभस्मत्रिपुंड्रेणविनारुद्राक्षमालया पूजितोपिमहादेवोनस्यात्तस्यफलप्रदः विनामंत्रंनबिभृयाद्रुद्राक्षान्भुविमानवः पंचामृतंपंचगव्यंस्नानकालेप्रयोजयेत् रुद्राक्षस्यप्रतिष्ठायांमंत्रंपंचाक्षरंतथा त्र्यंबकादिकमंत्रंचतथातत्रप्रयोजयेत् अष्टोत्तरशतंकुर्याच्चतुःपंचाशदेवतु सप्तविंशतिमानावामालाहीनानयुज्यते सप्तविंशतिरुद्राक्षमालयादेहसंस्थया यःकरोतिनरःपुण्यंसर्वंकोटिगुणंभवेत् ॥

"ઘરમાં બે લિંગ પૂજવાં નહી. તેમજ બે શાળગ્રામ, બે દ્વારકાચક્ર, બે સૂર્ય, ત્રણ દેવી, ત્રણ ગણપતી, અને બે શંખ પૂજવા નહી." બીજા ગ્રંથમાં તો, "ચક્ર બે પૂજવાં, એક ચક્ર પૂજવું નહી" એમ કહ્યુંછે અને પ્રથમ બે ચક્ર. પૂજનનો નિષેધ કર્યો તેથી એ સિદ્ધ થાયછે જે બે ચક્ર પૂજવાવિષે વિકલ્પ છે. "તેમજ, ઘરમાં મત્સ્ય, કૂર્મ ઇત્યાદિક દશાવતારમૂર્ત્તિનું પૂજન કરવું નહી. અગ્નિવડે દગ્ધ થયલી, અને ફૂટેલી મૂર્ત્તિ ઘરમાં પૂજવી નહી, શાળગ્રામશિલા ભાંગેલી હોય અથવા ફૂટેલી હોય તે પણ પૂજામાં શુભ છે. શાળગ્રામશિલા સમ (૪, ૬, ૮ ઇ૦) પૂજવી. સમમાં બે પૂજવી નહી. અને વિષમ ( ૩, ૫, ૭ ઇ૦ ) પૂજવી નહી, વિષમમાં એકજ પૂજવી." સુવર્ણ સહિત શાળગ્રામનાં દાનથી પૃથ્વિ દાનનું ફળ પ્રાપ્ત થાયછે. સો શાળગ્રામનું પૂજન કરવાથી અનંત ફળ મળેછે. ભાઇઓ જુદા થયા ન હોય તો પણ તેમણે દેવપૂજા, અગ્નિહોત્ર, સંધ્યા, બ્રહ્મયજ્ઞ એ જુદાં જુદાં કરવાં. સ્ત્રી, શૂદ્રે શાળગ્રામ, ચક્ર અને બાણલિંગનો સ્પર્શ કરી પૂજા કરવી નહી. કારણ, "શૂદ્ર, યજ્ઞોપવીત રહિત, સૌભાગ્યવતી સ્ત્રી અને વિધવા સ્ત્રી એમણે સ્પર્શ ન કરતાં દૂરથકીજ શિવ અને વિષ્ણુની પૂજા કરવી," એવાં વચન છે. શાળગ્રામ અને બાણલિંગ એમનાજ સ્પર્શનો નિષેધ છે, મૂર્ત્તિ ઇત્યાદિકના સ્પર્શનો નિષેધ નથી; કારણ, "સર્વ વર્ણે સર્વ દેવની પ્રતિમા પૂજવી. મણિમય બનાવેલાં લિંગનું પણ પૂજન કરવું," એવાં વચન છે. "વેચાતી લીધેલી શાળગ્રામશિલા મધ્યમ છે, યાચના કરી લીધેલી તે અધમ છે. ઉક્તલક્ષણસંપન્ન અને પરંપરાપ્રાપ્ત જે શાળગ્રામશિલા તે ઉત્તમ જાણવી. અને પોતાના ગુરૂએ દીધેલી તે પણ તેના સમાન

(ઉત્તમ) જાણવી. તેમાં પણ જે શાળગ્રામશિલા આમલા જેવડી નાહાની હોય એજ પૂજ્ય છે; એ કરતાં પણ જેમ જેમ સૂક્ષ્મ (નાહાની) હોય તેમ તેનાં પૂજનથી મહત્ફળ (મોક્ષ) પ્રાપ્ત થાયછે. જે શાળગ્રામમાં એક યવપ્રમાણ ખાડો હોય અને તેમાં અર્ધ યવપ્રમાણ લિંગ હોય તે શાળગ્રામ શિવનાભિ કેહેવાયછે તેમજ તેવું સ્વરૂપ ત્રણ લોક (સ્વર્ગ, મૃત્યુ, પાતાળ) વિષે દુર્લભ છે, શાળગ્રામશિલાની પ્રતિષ્ઠા કરવીજ નથી. પ્રથમ મહાપૂજા કરી પછી તેનું પૂજન કરવું. હે રાજેંદ્ર! બાણલિંગ ત્રિભુવનવિષે પ્રસિદ્ધ છે, તેની પ્રતિષ્ઠા આવાહન અને સંસ્કાર કરવા નથી." વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધ એમનું વિપ્રાદિક ચાર વર્ણે ક્રમેકરી પૂજન કરવું. **તેનાં લક્ષણ**—જે શાળગ્રામશિલા ઉપરે પાંચ ચક્ર હોય તે વાસુદેવમૂર્ત્તિ, જે ઉપરે છ ચક્ર હોય તે પ્રદ્યુમ્ન, જે ઉપરે સાત ચક્ર હોય તે સંકર્ષણ, અને ઇગ્યાર ચક્રે યુક્ત તે અનિરૂદ્ધ, એ પ્રમાણે લક્ષણ જાણવાં. "પ્રણવનો ઉચ્ચાર, શાળગ્રામશિલાનું સેવન, અને બ્રાહ્મણની સ્ત્રીનું ગમન એ કરવાથી શૂદ્ર ચાંડાળપણાને પામેછે. મદ્યપાન રહિત થઇ દીક્ષાએ યુક્ત એવા શૂદ્રે બ્રાહ્મણદ્વારા શાળગ્રામશિલાની પૂજા કરાવવી. હે નારદ! વિષ્ણુને નિત્ય પ્રીતિ કરનારૂં તુળસીનાં કાષ્ટનું ચંદન, કાર્ત્તિક માસમાં કેતકી પુષ્પ, અને દીપદાન એ કળિયુગમાં હરિને જેણે અર્પણ કીધાં તેણે પોતાનાં કુળને તાર્યું એમ છે." શાળગ્રામનાં ચરણામૃત પ્રમાણે દ્વારિકાચક્રનું ચરણામૃત પણ પીવું એવો વિધિ છે, તેથી શાળગ્રામ શિલાની સમીપે ચક્રશિલાનું પણ પૂજન કરવું. "શિવનાં નિર્માલ્ય એવાં પત્ર, પુષ્પ, ફળ અને જળ એ અગ્રાહ્ય છે, માટે શાળગ્રામના સ્પર્શવડે સઘળું શિવનિર્માલ્ય પવિત્ર છે. મધ્યમા અને અનામિકા આંગળિના મધ્યવડે પુષ્પ લઇ દેવને ધરાવવું. દેવ ઉપરથી નિર્માલ્ય ઉતારવાનું તે અંગુષ્ઠ અને તર્જની આંગળીના અગ્રવડે ઉતારવું. ભસ્મનું ત્રિપુંડ્ર કીધા વિના અને રૂદ્રાક્ષમાળા ધારણ કીધા વિના જો મહાદેવનું પૂજન કરે તથાપિ પૂજા કરનારાને તે (પૂજા) ફળદાયક થતી નથી. પૃથિવી ઉપરે મનુષ્યે મંત્ર વિના રૂદ્રાક્ષ ધારણ કરવી નહી. રૂદ્રાક્ષને પંચામૃત અને પંચગવ્યવડે સ્નાન કરાવવું. રૂદ્રાક્ષની પ્રતિષ્ઠાવિષે પંચાક્ષર (**नमः शिवाय**) મંત્ર અથવા ત્ર્યંબકાદિક મંત્ર લેવા. માળા કરવી તે અષ્ટોત્તરશત, ચોપન, અથવા સત્તાવીસ મણીની કરવી. એથી ઓછા મણિવડે માળા કરવી નહી. સત્તાવીસ રૂદ્રાક્ષની માળા દેહ ઉપરે ધારણ કરી જે મનુષ્ય જપ ઇત્યાદિક પુણ્ય કર્મ કરેછે તેનું તે સર્વ કર્મ કોટિગુણિત થાયછે."

---

**अथरुद्राक्षतुलस्यादिसर्वजपमालानांसंस्कारः कुशोदकसहितैःपंचगव्यैर्मालांप्रक्षाल्य ॐह्रींअंआंइंईंउंऊंऋंॠंऌंॡंएंऐंओंऔंअंअः कंखंगंघंङं चंछंजंझंञं टंठंडंढंणं तंथंदंधंनं पंफं बंभंमं यंरंलंवंशं षंसंहंक्षंइत्येतानिपंचाशन्मातृकाक्ष राणि अश्वत्थपत्रस्थापितमालायांविन्य य ॐसद्योजातं० वामदेवाय० अघोरेभ्यो०तत्पुरुषाय० ईशानःसर्वविद्याना० इतिपंचमंत्रानूजपित्वा सद्योजातेतिमंत्रेणमालांपंचगव्येनप्रोक्ष्यशीतजलेनप्रक्षाल्यवामदेवेतिचंदने**

नावृष्याघोरेतिमालांधूपयित्वातत्पुरुषेतिचंदनकस्तूर्यादिनालेपयित्वेशानइतिमंत्रेणप्रतिमणिं शतवारंदशवारंवाभिमंत्र्यअघोरइतिमंत्रेणमेरुंशतवारमभिमंत्रयेत् ततएतैरेवपंचभिर्मंत्रैर्मालां पंचोपचारैःपूजयेदिति ॥

## હવે રૂદ્રાક્ષ, તુળસી ઈત્યાદિક સર્વ જપમાળાના સંસ્કાર કેહેછે.

કુશોદકે સહિત પંચગવ્ય ( દૂધ, દહીં, ઘૃત, ગોમય, ગોમૂત્ર ) વડે માળાનું પ્રક્ષાલન કરી તે માળાને પિપળાનાં પાન ઉપરે સ્થાપન કરી તે ઉપરે હાથ રાખી "ॐह्रीं अं आं इंईंउंऊंऋंॠंऌंॡंएंऐंओंऔंअंअः कंखंगंघंङं चंछंजंझंञं टंठंडंढंणं तंथंदंधंनं पंफंबंभंमं यंरंलंवंशंषंसंहंक्षं" એ પચાસ માતૃકાનો ન્યાસ કરવો. પછી "सद्योजातं०, वामदेवाय०, अघोरेभ्यो०, तत्पुरुषाय०, ईशानः सर्व०" આ પાંચ મંત્રનો જપ કરી "सद्योजातं०" એ મંત્રવડે પંચગવ્યથી માળાનું પ્રોક્ષણ કરી શીતળ જળવડે તે માળાને સ્નાન કરાવી "वामदेवा०" એ મંત્રવડે ચંદનલેપન કરી "अघोरे०" એ મંત્રવડે ધૂપ દેખાડી "तत्पुरुषा०" એ મંત્ર ભણી ચંદન, કસ્તૂરી ઈત્યાદિકવડે લેપન કરી "ईशानःस०" એ મંત્રવડે એક એક મણિને સો વાર અથવા દશ વાર અભિમંત્રણ કરી "अघोरे०" એ મંત્ર ભણી માળાના મેરૂને સો વાર અભિમંત્રણ કરવું. પછી એજ પાંચ મંત્રવડે માળાની ગંધાદિક પંચોપચારવડે પૂજા કરવી. એ પ્રમાણે માળાસંસ્કાર વિધિ કહ્યો.

---

बोपदेवः रुद्राक्षान्कंठदेशेदशन ३२ परिमितान्मस्तकेविंशतीद्वे ४०, षट्षट्कर्णतटे प्रत्येकंकरयुगुलकेद्वादशद्वादशैव ॥ बाह्वोरिंदोःकलाभि १६ र्नयनयुगकृतेएकमेकंशिखायां, वक्षस्यष्टाधिकंयःकलयतिशतकंसःस्वयंनीलकंठः ॥ रुद्राक्षदानाद्रुद्रपदप्राप्तिः ॥

બોપદેવ રૂદ્રાક્ષ ધારણની સંખ્યા કેહેછે. " કંઠવિષે ૩૨, મસ્તક ઉપરે ૪૦, એક એક કાન ઉપરે છ છ, બન્ને હાથમાં બાર બાર, બન્ને બાહુવિષે સોળ સોળ, બન્ને નેત્ર ઠેકાણે એક એક, શિખાવિષે એક, અને વક્ષઃસ્થળવિષે ( ૧૦૮ ), એ પ્રમાણે જે મનુષ્ય ધારણ કરેછે તે સાક્ષાત્ શંકર જાણવો." રૂદ્રાક્ષનું દાન કરવાથી રૂદ્રપદની પ્રાપ્તિ થાયછે.

---

पंचविंशत्पलंलिंगेष्वभ्यंगंकारयेदथ स्नापयेत्तिलतैलैश्चकरयंत्रोद्भवैःशिवं स्नानंपलशतं ज्ञेयमभ्यंगःपंचविंशतिः पलानांद्विसहस्रेणमहास्नानंजलेनतत् पयोदधिघृतक्षौद्रशर्करार्द्यैस्ततःक्रमात् शिवस्यसर्पिषास्नानंप्रोक्तंपलशतेनवै तावतामधुनाचैवदध्नाचपयसापिच पलसार्धसहस्रेणरसेनैवेक्षवेणच भक्त्याचोष्णोदकैःशीतोदकैःसंस्नापयेच्छिवं श्रीविष्णुंक्षीरदध्याद्यैःक्रमाद्दशगुणोत्तरैः स्नापयेत्केचिदूचुश्चक्षीराद्यैःपंचभिःसमैः ॥

લિંગને અભ્યંગ કરાવવો તે પચીસ પળવડે કરાવવો. હાથના યંત્રવડે કાઢેલાં તિળનાં તેલથી શિવને સ્નાન કરાવવું. સો પળ જળવડે સ્નાન અને પચીશ પળવડે અભ્યંગ કરાવવો. બે હજાર પળપરિમિત જળ લઇ સ્નાન કરાવવું તે મહા-

સ્નાન છે. ત્યાર પછી ક્રમેકરી દૂધ, દહીં, ઘૃત, મધુ, અને શર્કરાવડે સ્નાન કરાવવું. શિવને સો પળ ઘૃતવડે સ્નાન કરાવવું એમ કહ્યુંછે. તેમજ મધ, દહીં, અને દૂધ એ સો સો પળ લઇ સ્નાન કરાવવું. પન્નરસો પળ સેરડીનો રસ લઇ તેવડે સ્નાન કરાવવું. શિવને ઉષ્ણોદક અને શીતળ જળવડે ભક્તિપૂર્વક સ્નાન કરાવવું. વિષ્ણુને પંચામૃત સ્નાન કરાવવું તે ક્રમથી ઉત્તરોત્તર દશગુણ લેવાં; એટલે દૂધથી દહીં દશગુણ, દહીંથી ઘૃત દશગુણ એ પ્રમાણે લેવાં. કોઈ ગ્રંથકાર, દૂધ ઇત્યાદિક પંચામૃત સમાન ( સરખાંજ ) લઈ સ્નાન કરાવવું, એમ કેહેછે.

**अथश्रीविष्ण्वादिपंचायतनानि विष्णुर्मध्येशिवेभास्यसूर्यावीर्दिशादिक्क्रमात् शंभौमध्ये विष्णुसूर्यगजास्यार्यास्तथाक्रमात् १ रवौमध्यगनेरुद्रगणेशाच्युतशक्तयः मध्येदेवीविष्णु शिवगणेशरवयःक्रमात् २ मध्येगणपतिर्विष्णुशिवसूर्याबिकास्तथा ऐशान्यादिक्रमेणैवपंचायतनपंचकं ३ ॥**

## હવે વિષ્ણુ આદિક પંચાયતન માંડવાની રીતિ કેહેછે.

**વિષ્ણુપંચાયતન**—મધ્યમાં વિષ્ણુ, ઇશાન ખુણે શિવ, અગ્નિ ખુણે ગણપતિ, નૈર્ઋતિ ખુણે સૂર્ય, અને વાયુ ખુણે દેવી એ રીતે સ્થાપવું. **શિવપંચાયતન**—મધ્યમાં શિવ, ઇશાને વિષ્ણુ, અગ્નિ ખુણે સૂર્ય, નૈર્ઋતે ગણપતિ, વાયુ ખુણે દેવી એ પ્રમાણે સ્થાપવું. **સૂર્યપંચાયતન**—મધ્યમાં સૂર્ય, ઇશાન ખુણાથી ક્રમે કરી શિવ, ગણપતિ, વિષ્ણુ અને દેવી એ પ્રમાણે સ્થાપવાં. **દેવીપંચાયતન**—મધ્યમાં દેવી, ઇશાન ખુણાથી વિષ્ણુ, શિવ, ગણપતિ અને સૂર્ય ક્રમથી સ્થાપવા. **ગણપતિપંચાયતન**—મધ્યમાં ગણપતિ, ઇશાન ખુણાથી વિષ્ણુ, શિવ, સૂર્ય અને દેવી એ ક્રમથી સ્થાપવાં. એ રીતે ઇશાનાદિ ક્રમવડેજ પાંચ પંચાયતન માંડવાનો ક્રમ જાણવો.

### પંચાયતન.

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| शंकर | गणेश | विष्णु | सूर्य | शिव | गणेश | विष्णु | शिव | विष्णु | शिव |
| २ | ३ | २ | ३ | २ | ३ | २ | ३ | २ | ३ |
| विष्णु | | शिव | | सूर्य | | देवी | | गणेश | |
| १ | | १ | | १ | | १ | | १ | |
| देवी | सूर्य | देवी | गणेश | देवी | विष्णु | सूर्य | गणेश | देवी | सूर्य |
| ५ | ४ | ५ | ४ | ५ | ४ | ५ | ४ | ५ | ४ |

**अथकेशवादिचतुर्विंशतिमूर्तिनिर्णायकवोपदेवश्लोकःसिंधौव्याख्यातः तस्यायंसंग्रहः केशवादेश्चतुर्बाहोर्दक्षिणोर्ध्वकरक्रमात् शंखचक्रगदापद्मायुधैःकेशवउच्यते १ नारायणः पद्मगदाचक्रशंखायुधैःक्रमात् माधवश्चक्रशंखाभ्यांपद्मेनगदयाभवेत् २ गोविंदोगदयापद्म**

शंखचक्रैःक्रमाद्भवेत् विष्णुःपद्मेनशंखेनचक्रेणगदयाक्रमात् ३ शंखपद्मगदाचक्रैर्मधुसूदन ईरितः त्रिविक्रमोगदाचक्रशंखपद्मैरनुक्रमात् ४ वामनःशंखचक्राभ्यांपद्मेनगदयापिच चक्रेणगदयाशंखपद्माभ्यांश्रीधरःस्मृतः ५ हृषीकेशःस्मृतश्चक्रपद्मशंखगदायुधैः पद्मनाभःपद्मचक्रगदाशंखैःक्रमात्स्मृतः ६ दामोदरःशंखगदाचक्रपद्मैरुदीर्यते संकर्षणःशंखपद्मचक्रायुधगदायुधैः ७ वासुदेवश्चक्रगदापद्मशंखाख्यलक्षणैः प्रद्युम्नःस्याच्छंखगदापद्मचक्रैःक्रमाद्धृतैः ८ अनिरुद्धोगदाशंखपद्मचक्रैरनुक्रमात् पद्मशंखगदाचक्रायुधैःस्यात्पुरुषोत्तमः ९ अधोक्षजोगदाशंखचक्रपद्मैःकरस्थितैः नरसिंहःपद्मगदाशंखचक्रायुधैर्भवेत् १० अच्युतःपद्मचक्राभ्यांशंखेनगदयाक्रमात् जनार्दनश्चक्रशंखगदापद्माढ्यबाहुभिः ११ उपेंद्रोगदयाचक्रपद्मशंखान्वितैःकरैः चक्रपद्मगदाशंखैःकरस्थैःस्यात्क्रमाद्धरिः १२ श्रीकृष्णख्योगदापद्मचक्रशंखैर्मनोविभुः इतिप्रोक्ताःकेशवादिचतुर्विंशतिमूर्तयः १३ ॥

હવે કેશવાદિ ચોવીસ મૂર્તિના નિર્ણયનો બોપદેવે કરેલો શ્લોક નિર્ણયસિંધુમાં વ્યાખ્યાસહિત લખેલો છે, તેનો ઇહાં સંગ્રહ કરિએ છિએ. ચાર ભુજાયુક્ત એવી કેશવાદિ ચોવીસ મૂર્તિના ચારે હાથમાં ચાર આયુધનાં ઉલટ પાલટપણાથી ચોવીસ મૂર્ત્તિ જાણવી, અને તે આયુધનો ક્રમ ઉપરના દક્ષિણ ભુજથી સમજવો. તે આ રીતે— ૧ ઉપરના દક્ષિણ હાથમાં શંખ, નીચેના દક્ષિણ હાથમાં ચક્ર, નીચેનાં વામ હાથમાં ગદા, અને ઉપરના વામ હાથમાં પદ્મ એ આયુધે યુક્ત તે **કેશવ.** ૨ ઉપરના દક્ષિણ હાથમાં પદ્મ, નીચેના દક્ષિણ હાથમાં ગદા, નીચેના વામ હાથમાં ચક્ર, અને ઉપરના વામ હાથમાં શંખ એ આયુધે યુક્ત તે **નારાયણ.** ૩ ચક્ર, શંખ, પદ્મ અને ગદા એ આયુધે યુક્ત તે **માધવ.** ૪ ગદા, પદ્મ, શંખ અને ચક્ર એ આયુધે યુક્ત તે **ગોવિંદ.** ૫ પદ્મ, શંખ, ચક્ર અને ગદાએ યુક્ત તે **વિષ્ણુ.** ૬ શંખ, પદ્મ, ગદા અને ચક્રે યુક્ત તે **મધુસૂદન.** ૭ ગદા, ચક્ર, શંખ, અને પદ્મેયુક્ત તે **ત્રિવિક્રમ.** ૮ શંખ, ચક્ર, પદ્મ અને ગદાએ યુક્ત તે **વામન.** ૯ ચક્ર, ગદા, શંખ અને પદ્મે યુક્ત તે **શ્રીધર.** ૧૦ ચક્ર, પદ્મ, શંખ અને ગદાએ યુક્ત તે **હૃષીકેશ.** ૧૧ પદ્મ, ચક્ર, ગદા અને શંખેયુક્ત તે **પદ્મનાભ.** ૧૨ શંખ, ગદા, ચક્ર અને પદ્મે યુક્ત તે **દામોદર.** ૧૩ શંખ, પદ્મ, ચક્ર અને ગદાએ યુક્ત તે **સંકર્ષણ.** ૧૪ ચક્ર, ગદા, પદ્મ અને શંખે યુક્ત તે **વાસુદેવ.** ૧૫ શંખ, ગદા, પદ્મ અને ચક્રે યુક્ત તે **પ્રદ્યુમ્ન.** ૧૬ ગદા, શંખ, પદ્મ, અને ચક્રે યુક્ત તે **અનિરૂદ્ધ.** ૧૭ પદ્મ, શંખ, ગદા અને ચક્ર એ આયુધે યુક્ત તે **પુરૂષોત્તમ.** ૧૮ ગદા, શંખ, ચક્ર અને પદ્મ એ ક્રમથી હાથમાં આયુધ ધરનારા તે **અધોક્ષજ.** ૧૯ પદ્મ, ગદા, શંખ અને ચક્ર એ આયુધે યુક્ત તે **નરસિંહ.** ૨૦ પદ્મ, ચક્ર, શંખ અને ગદાએ યુક્ત તે **અચ્યુત.** ૨૧ ચક્ર, શંખ, ગદા અને પદ્મ એ આયુધ દક્ષિણ આદિ બાહુથી ધારણ કરનારા તે **જનાર્દન.** ૨૨ ગદા, ચક્ર, પદ્મ, અને શંખે યુક્ત ભુજવાળા **ઉપેંદ્ર.** ૨૩ ચક્ર, પદ્મ, ગદા અને શંખ એ ક્રમથી કરમાં આયુધ ધારણ કરનારા તે **હરિ.**

૨૪ ગદા, પદ્મ, ચક્ર અને શંખે યુક્ત તે **શ્રીકૃષ્ણ** જાણવા. એ પ્રમાણે આયુધ ધારણને અનુસારે કેશવાદિ ચોવીસ મૂર્ત્તિ કહી.

---

अथसिंध्वनुसारेणदेवप्रतिष्ठाप्रयोगः यजमानोद्वादशादिहस्तंमंडपंकृत्वाआग्नेयेपूर्वतोवा
हस्तमात्रंकुंडंस्थंडिलंवाकृत्वामध्येवेदींतदुपरिसर्वतोभद्रंग्रहचिकीर्षायांपूर्वतःईशान्यांवाग्रह
वेदींप्रासादसंस्कारेमंडपसंस्कारेवाचिकीर्षितेनैर्ऋतेवास्तुपीठंकृत्वा अस्यांमूर्तौलिंगेवादेवता
सान्निध्यार्थंदीर्घायुर्लक्ष्मीसर्वकामसमृद्ध्यक्षय्यसुखकामोमुकदेवमूर्तिप्रतिष्ठांकरिष्येइतिसंक
ल्प्यस्वस्तिवाचनादिनांदीश्राद्धांतेआचार्यंवृत्वाष्टौचतुरोवाऋत्विजोवृत्वापूजयेत् आचार्योय
दत्रेतिसर्षपान्विकीर्यापोहिष्ठेतिकुशोदकैर्भूमिंप्रोक्ष्य देवाआयांतुयातुधानाअपआयांतुविष्णो
देवयजनंरक्षस्वेतिभूमौप्रादेशंकृत्वामंडपप्रतिष्ठांकृत्वानकृत्वावामूर्तिंपंचगव्यंहिरण्ययवदूर्वा
श्वत्थपलाशपर्णान्युदकुंभेप्रक्षिप्य ताभिरद्भिरापोहिष्ठेतितिसृभिर्हिरण्यवर्णाःशुचयःपावका
यासुजातःकश्यपोयास्विंद्रः अग्निंयागर्भंदधिरेविरूपास्तानआपःशꣳस्योनाभवंतु १ यासा
ꣳराजावरुणोयातिमध्येसत्यानृतेअवपश्यंजनानां मधुश्चुतःशुचयोयाःपावकास्ता० २ या
सांदेवादिविकृण्वंतिभक्षंयाअंतरिक्षेबहुधाभवंति याःपृथिवींपयसोंदंतिशुक्रास्तान० ३ शि
वेनमाचक्षुषापश्यतापःशिवयातनुवोपस्पृशतत्वचंमे सर्वाꣳअग्निꣳरप्सुषदोहुवेवोमयिवर्चो
बलमोजोनिधत्त ४ पवमानःसुवर्जनः पवित्रेणविचर्षणिः यःपोतासपुनातुमा पुनंतुमादे
वजनाः पुनंतुमनवोधिया पुनंतुविश्वआयवः जातवेदःपवित्रवत् पवित्रेणपुनाहिमा शुक्रे
णदेवदीद्यत् अग्नेक्रत्वाक्रतूꣳरनु १ यत्तेपवित्रमर्चिषि अग्नेविततमंतरा ब्रह्मतेनपुनीमहे उ
भाभ्यांदेवसवितः पवित्रेणसवेनच इदंब्रह्मपुनीमहे वैश्वदेवीपुनतीदेव्यागात् यस्यैबह्वी
स्तनुवोवीतपृष्ठाः तयामदंतःसधमाद्येषु वयꣳस्यामपतयोरयीणां २ वैश्वानरोरश्मिभिर्मा
पुनातु वातःप्राणेनेषिरोमयोभूः द्यावापृथिवीपयसापयोभिः ऋतावरीयज्ञियेमापुनीतां बृह
द्भिःसवितस्तृभिः वर्षिष्ठैर्देवमन्मभिः अग्नेदक्षैःपुनाहिमा येनदेवाअपुनत येनापोदिव्यंक
शः तेनदिव्येनब्रह्मणा ३ इदंब्रह्मपुनीमहे यःपावमानीरध्येति ऋषिभिःसंभृतꣳरसं सर्वꣳ
सपूतमश्नाति स्वदितंमातरिश्वना पावमानीर्योअध्येति ऋषिभिःसंभृतꣳरसं तस्मैसरस्वती
दुहे क्षीरꣳसर्पिर्मधूदकं पावमानीःस्वस्त्ययनीः ४ सुदुघाहिपयस्वतीः ऋषिभिःसंभृतोरसः
ब्राह्मणेष्वमृतꣳहितं पावमानीर्दिशंतुनः इमंलोकमथोअमुं कामान्त्समर्धयंतुनः देवीर्देवैः
समाभृताः पावमानीःस्वस्त्ययनीःसुदुघाहिघृतश्चुतः ऋषिभिःसंभृतोरसः ५ ब्राह्मणेष्वमृत
ꣳहितं येनदेवाःपवित्रेण आत्मानंपुनतेसदा तेनसहस्रधारेण पावमान्यःपुनंतुमा प्राजाप
त्यंपवित्रं शतोद्यामꣳहिरण्मयं तेनब्रह्मविदोवयं पूतंब्रह्मपुनीमहे इंद्रःसुनीतीसहमापुनातु
सोमःस्वस्त्यावरुणःसमीच्या यमोराजाप्रमृणाभिःपुनातुमा जातवेदामूर्जयंत्यापुनातु ६ इ
त्यनुवाकेनचाभिषिच्यव्यात्द्दतिभिरिदंविष्णुरितिचफलयवदूर्वाःसमर्प्य रक्षोहणमितिदेवह
स्तेकंकणंबध्वावाससाच्छाद्य अवतेहेळोउदुत्तमामितिजलेधिवासयेत् ॥

## હવે નિર્ણયસિંધુમાં કહ્યા પ્રમાણે દેવપ્રતિષ્ઠાનો પ્રયોગ કેહેછે.

યજમાને બાર ઇત્યાદિ હાથના પ્રમાણનો મંડપ કરી અગ્નિ કોણમાં અથવા

પૂર્વ દિશામાં એક હાથ પ્રમાણનો કુંડ અથવા સ્થંડિળ કરી મંડપના મધ્ય ભાગમાં વેદી કરી તે ઉપરે સર્વતોભદ્ર મંડળ કરવું. ગ્રહ કરવાની ઇચ્છા હોય તો પૂર્વ અથવા ઈશાન દિશામાં ગ્રહસ્થાપનમાટે વેદી કરવી. પ્રાસાદ (દેવાળય) નો અથવા મંડપનો સંસ્કાર કરવો હોય તો નૈર્ઋત્ય દિશામાં વાસ્તુપીઠ કરી યજમાને "**अस्यां मूर्त्तौ लिंगे वा देवतासान्निध्यार्थं दीर्घायुर्लक्ष्मीसर्वकामसमृद्ध्यक्षय्यसुखकामोऽमुकदेवमूर्तिप्रतिष्ठां करिष्ये,**" એ પ્રમાણે સંકલ્પ કરી પુણ્યાહવાચન અને નાંદીશ્રાદ્ધ થયા પછી આચાર્યનું વરણ કરી આઠ અથવા ચાર ઋત્વિજ વરાવી તેમની પૂજા કરવી. પછી આચાર્યે "**यदत्र०**" એ મંત્ર ભણી પૂર્વાદિક આઠે દિશામાં સર્સવ છાંટી "**आपोहिष्ठा०**" એ મંત્રવડે કુશોદકથકી પૃથ્વી ઉપરે પ્રોક્ષણ કરી "**देवा आयांतु, यातुधाना अपयांतु, विष्णो देवयजनं रक्षस्व,**" એ વાક્ય ભણી પૃથ્વી ઉપરે પ્રાદેશ (એ નામનો હાથનો આકાર) કરવો. પછી મંડપની પ્રતિષ્ઠા કરી અથવા ન કરી મૂર્ત્તિને પંચગવ્ય, સુવર્ણ, યવ, દુર્વા, અશ્વત્થ, (પિપળો) અને ખાખરાનાં પાન એટલા પદાર્થો જળના કળશમાં નાખી તે જળવડે સ્નાન કરાવવું. તે સ્નાનના મંત્ર—"**आपोहिष्ठा ऋचा ३, हिरण्यवर्णाःशुचयः**" ઇહાંથી પ્રારંભ કરી "**जातवेदामूर्जयंत्यापुनातु**" ઇહાં પર્યંત એ અનુવાકવડે અભિષેક કરી વ્યાહૃતિ મંત્ર અને "**इदंविष्णु०**" એ મંત્રવડે ફુળ, યવ, દુર્વા એ પદાર્થો દેવને અર્પણ કરવા. પછી "**रक्षोहणं०**" એ મંત્ર ભણી દેવના હાથમાં કંકણ બાંધી વસ્ત્રવડે દેવને આચ્છાદન કરવું. પછી "**अवतेहेळो०, उदुत्तमं०**" એ બે મંત્ર ભણી દેવને જળમાં સુવાડી રાખવા.

---

**अथचलप्रतिष्ठायामग्निप्रतिष्ठाप्यध्यात्वाग्रहादिपक्षेग्रहान्वास्तुदेवताश्चप्रतिष्ठाप्यान्वाद्ध्यान् चक्षुषीआज्येनेत्यंतेग्रहादिहोमपक्षेग्रहानधिदेवतादींश्चसमिच्चर्वाज्येनवास्तुपीठदेवताश्चान्वाधानेउद्दिश्य इंद्रंपृथिवींशर्वंअग्निंअग्निमूर्तिंपशुपतिंयमंयजमानमूर्तिंउग्रंनिर्ऋतिंसूर्यमूर्तिंरुद्रंवरुणंजलमूर्तिंभवंवायुंवायुमूर्तिंईशानंकुबेरंसोममूर्तिंमहादेवंईशानं आकाशंभीमंएताःलोकपालमूर्तिमूर्तिपतिदेवताःपलाशोदुंबराश्वत्थशम्यपामार्गसमिद्भिःआज्याहुतिभिस्तिलाहुतिभिश्चप्रतिदैवतंप्रतिद्रव्यमष्टाष्टसंख्याकाभिःस्थाप्य देवतामयुकांपलाशोदुंबराश्वत्थशम्यपामार्गसमित्तिलचर्वाज्यैःप्रतिद्रव्यमष्टोत्तरसहस्रमष्टोत्तरशतमष्टाविंशतिसंख्यायावा अग्निर्यजुर्भिरित्यनुवाकेनविश्वान्देवांस्तिलाज्याभ्यांदशदशाहुतिभिः एवंद्वितीयेपर्यायेएताएवदेवतास्तत्तत्संख्याकैस्तैरेवद्रव्यैरेवंतृतीये पर्याये एताएवदेवतास्तत्तत्संख्याकैस्तैरेवद्रव्यैर्ब्रह्मादिमंडलदेवतास्तिलाज्याहुतिभिःप्रतिदैवतंदशदशसंख्याकाभिःशेषेणस्विष्टकृतमित्यादिशूर्पेप्रधानदेवतार्थंतूष्णींचतुरोमुष्टीन्निरूप्यहोमपर्याप्तंगृहीत्वातथैवप्रोक्ष्यगोक्षीरेनीवारचरुंश्रपयेदाज्यभागांतेयजमानः इदमुपकल्पितमन्वाधानोक्तद्रव्यजातमन्वाधानोक्ताहुतिसंख्यापर्याप्तमन्वाधानोक्ताभ्योयक्ष्यमाणाभ्योदेवताभ्योस्तुनममेतित्यागंकुर्यात् गृहसिद्धान्नादिनाग्रहादिहोमंविधायलोकपालमूर्तिमूर्तिपतिभ्यःसमित्पंचकंतिलाज्येचजुहुयात् प्रतिद्रव्यहोमांतेदेवंपादनाभिशिरसिस्पृशेत् आज्यहोमेचोत्तरतःसजलकुंभेसंपातान्नयेत् तेषांमंत्राः**

इंद्रायेंदोइतींद्रस्यस्योनेतिपृथिवीमूर्तेः अघोरेभ्यइतितत्पतेःशर्वस्य अग्नआयाहीत्यग्नेः अग्निं दूतमित्यग्निमूर्तेः नमःशर्वायचपशुपतयेचेतिपशुपतेः यमायसोमामितियमस्य असिहिवीरेतियजमानमूर्तेः स्तुहिश्रुतमितितत्पतेरुग्रस्य असुन्वंतमितिनिर्ऋतेः आकृष्णेनेतिसूर्यमूर्तेः योरुद्रोअग्नावितितत्पतेरुद्रस्य इमंमे०वरुणस्य शन्नोदेवी०जलमूर्तेः नमोभवायचेतिभवस्य आनोनियुद्भिः०वायोः वातआवातुवायुमूर्तेः तमीशानं०ईशानस्य आप्यायस्व० कुबेरस्य वयंसोम०सोममूर्त्तेः तत्पुरुषाय०महादेवस्य अभित्वादे०ईशानस्य आदित्प्रत्नस्य० आकाशस्य नमउग्रायचेतिभीमस्य ततःस्थाप्यदेवमंत्रेणसमित्पंचकपायसचरुतिलाज्यहोमः प्रतिद्रव्यहोमांतेदेवेपादनाभिशिरःस्पर्शः देवमंत्रश्चतांत्रिकोमूलमंत्रोदेवगायत्रीवावैदिकोवाग्राह्यः अग्निर्यजुर्भिः सवितास्तोमैः इंद्रउक्थामदैः मित्रावरुणावाशिषा अंगिरसोधिष्णियैरंगिभिः मरुतःसदोहविर्धानाभ्यां आपःप्रोक्षणीभिः ओषधयोबर्हिषा अदितिर्वेदा सोमोदीक्षया त्वष्टेध्मेन विष्णुर्यज्ञेन वसवआज्येन आदित्यादक्षिणाभिः विश्वेदेवा ऊर्जा पूषास्वगाकारेण बृहस्पतिःपुरोधसा प्रजापतिरुद्गीथेन अंतरिक्षंपवित्रेण वायुःपात्रैः अहःश्रद्धयास्वाहेत्यनुवाकेनातिलाज्ययोर्दशदशाहुतयः ततोदेवस्यपादौस्पृशेत् संपातजलेनदेवमभिषिंचेत् ॥

**ત્યાર પછી કર્ત્તવ્ય વિધિ**—ચળ પ્રતિમા હોય તો અગ્નિ સ્થાપન કરી અગ્નિનું ધ્યાન કરી ગ્રહસ્થાપન ઇત્યાદિક પક્ષ હોય તો નવગ્રહ, વાસ્તુ દેવતા એમનું સ્થાપન કરી અન્વાધાન કરવું. તે આ રીતે—"**चक्षुषी आज्येन**" એટલું કહ્યા પછી ગ્રહાદિકનો હોમ કરવો હોય એ પક્ષવિષે ગ્રહ અને અધિદેવતા ઇત્યાદિકનો સમિધ, ચરૂ, આજ્ય એ દ્રવ્યવડે અને વાસ્તુપીઠના દેવતાઓનો પણ અન્વાધાનવિષે ઉદ્દેશ કરી "**इंद्रं पृथिवीं शर्वं अग्निं अग्निमूर्तिं पशुपतिं यमं यजमानमूर्तिं उग्रं निर्ऋतिं सूर्यमूर्तिं रुद्रं वरुणं जलमूर्तिं भवं वायुंवायुमूर्तिं ईशानं कुबेरं सोममूर्तिं महादेवं ईशानं आकाशं भीमं एताःलोकपालमूर्तिमूर्तिपतिदेवताःपलाशोदुंबराश्वत्थशम्यपामार्गसमिद्भिःआज्याहुतिभिस्तिलाहुतिभिश्च प्रतिदैवतं प्रतिद्रव्यमष्टोत्तरसहस्रमष्टोत्तरशतमष्टाविंशतिसंख्यया वा अग्निर्यजुर्भिरित्यनुवाकेन विश्वान्देवांस्तिलाज्याभ्यां दशदशाहुतिभिः एवं द्वितीये पर्याये एताएवदेवतास्तत्तत्संख्याकैस्तैरेवद्रव्यै रेवंतृतीये पर्याये एताएवदेवतास्तत्तत्संख्याकैस्तैरेव द्रव्यैर्ब्रह्मादिमंडलदेवतास्तिलाज्याहुतिभिः प्रतिदैवतं दशदशसंख्याकाभिः शेषेण स्विष्टकृतमित्यादि**" એ પ્રમાણે અન્વાધાન કરી સૂપડામાં પ્રધાન દેવતામાટે મંત્ર રહિત ચાર મૂંઠિ નીવાર (દેવધાન્ય+સામો) લઇ પછી હોમવિષે (ચરૂ) પૂરો થાય એ પ્રમાણે લઈ મંત્ર રહિત પ્રોક્ષણ કરી ગાયનાં દૂધમાં નીવાર ચરૂ રાંધવો. આજ્યભાગ પર્યંત કર્મ કીધા પછી યજમાને "**इदमुपकल्पितमन्वाधानोक्तद्रव्यजातमन्वाधानोक्ताहुतिसंख्यापर्याप्तमन्वाधानोक्ताभ्योयक्ष्यमाणाभ्यो देवताभ्योस्तु न मम**" એ પ્રમાણે ત્યાગ કરવો. ઘરમાં રાંધેલાં અન્નાદિકવડે ગ્રહાદિકનો હોમ કરી લોકપાળમૂર્ત્તિ અને મૂર્ત્તિપતિને ઉદ્દેશે પાંચ પ્રકારનાં સમિધ (પળાશ, ઉંબર, પીપળો, શમી, અને અઘાડો), તિલ અને આજ્યનો હોમ કરવો.

એક એક દ્રવ્યના હોમની અંતે દેવના ચરણ, નાભિ, અને મસ્તકનો સ્પર્શ કરવો. આજ્યહોમવિષે ઉત્તર તરફ રાખેલા જળસહિત કુંભમાં સંપાત (એવા નામની ધારા) નાખવી. તે સંપાત નાખવાના મંત્ર—"**इंद्रायेंद्रो०**" એ મંત્ર ઇંદ્રનો, "**स्योनापृ०**" એ મંત્ર પૃથિવીમૂર્ત્તિનો, "**अघोरेभ्यो०**" એ મંત્ર તે (પૃથિવી) ના પતિ જે શર્વ તેનો, "**अग्नआयाहि०**" એ અગ્નિનો, "**अग्निंदूतं०**" એ અગ્નિમૂર્ત્તિનો, "**नमःशर्वायचपशुपतयेच०**" એ મંત્ર પશુપતિનો, "**यमायसोमं०**" એ યમનો, "**असिहिवीर०**" એ યજમાનમૂર્ત્તિનો, "**स्तुहिश्रुतं०**" એ યજમાનપતિ એવા ઉગ્રનો, "**असुन्वंत०**" એ નિર્ઋતિનો, "**आकृष्णेन०**" એ સૂર્યમૂર્તિનો, "**योरुद्रोअग्नौ०**" એ મંત્ર સૂર્યપતિ જે રૂદ્ર તેનો, "**इमंमे०**" એ વરુણનો, "**शन्नो देवी०**" એ જળમૂર્તિનો, "**नमो भवाय०**" એ ભવનો, "**आनो नियुद्भिः०**" એ વાયુનો, "**वात आवातु०**" એ વાયુમૂર્તિનો, "**नमीशानं०**" એ ઇશાનનો, "**आप्यायस्व०**" એ કુબેરનો, "**वयं सोम०**" એ સોમમૂર્તિનો, "**तत्पुरुषाय०**" એ મહાદેવનો, "**अभित्वादे०**" એ ઇશાનનો, "**आदित्प्रत्न०**" એ આકાશનો, "**नमउग्रायच०**" એ ભીમનો, એ પ્રમાણે તે તે દેવના મંત્રવડે તે તે દેવને ઉદ્દેશે સંપાત કળશમાં નાખવા. પછી જે દેવનું સ્થાપન કરવાનું હોય તે દેવના મંત્રવડે પાંચ પ્રકારના (પળાશ ઇત્યાદિ) સમિધ, પાયસ, ચરુ, તિળ અને આજ્યનો હોમ કરવો. એક એક દ્રવ્યના હોમની અંતે દેવનાં ચરણ, નાભિ અને મસ્તકનો સ્પર્શ કરવો. દેવનો મંત્ર લેવાનો તે તાંત્રિક, મૂળ મંત્ર, દેવગાયત્રી મંત્ર અથવા વૈદિક મંત્ર લેવો. પછી "**अग्निर्यजुर्भिः सवितास्तोमैः इंद्रउक्थामदैः मित्रावरुणावाशिषा अंगिरसोधिष्णियैरग्निभिः मरुतस्सदोहविर्धानाभ्यां आपः प्रोक्षणीभिःओषधयोबर्हिषा अदितिर्वेद्या सोमोदीक्षया त्वष्टेध्मेन विष्णुर्यज्ञेन वसवआज्येन आदित्यादक्षिणाभिः विश्वेदेवाऊर्जा पूषास्वगाकारेण बृहस्पतिःपुरोधसा प्रजापतिरुद्गीथेन अंतरिक्षंपवित्रेण वायुःपात्रैः अहःश्रद्धयास्वाहा**" એ અનુવાક ભણી તિળવડે દશ આહુતિ અને ઘૃતની દશ આહુતિ હોમ કરી દેવના ચરણનો સ્પર્શ કરવો. પછી સંપાતજળેકરી દેવને અભિષેક કરવો.

---

एवमेवद्वितीयपर्यायेणहुत्वादेवस्यनाभिंस्पृशेत् तृतीयपर्यायेणहुत्वाशिरःस्पृशेत् प्रतिपर्यायेसंपाताभिषेकः एकपर्यायेआहुतिसंख्या पलाशसमिधः १९२ औदुंबर १९२ अश्वत्थ १९२ शमी १९२ अपामार्ग १९२ आज्य १९२ तिल १९२ स्थाप्यदेवस्याष्टात्रिंशतिपक्षेसमित्पंचकं १४० चर्वाज्यतिलाः ८४ अनुवाक २० मिलिता १५८८ पर्यायत्रये ४७६४ एवंहुत्वार्चांशोधयेत् देवंनत्वा स्वागतंदेवदेवेशविश्वरूपनमोस्तुते शुद्धेपि त्वदधिष्ठानेशुद्धिंकुर्मःसहस्वतामितिप्रार्थ्य उत्तिष्ठब्रह्मणस्पतइतिसार्चिगुत्थाप्याग्न्युत्तारणंकुर्यात् अग्निःसप्तिमितिसूक्तमग्निपदहीनंपठित्वातत्साहितंपुनःपठेत् एवमष्टशतमष्टाविंशतिवारंवापठन्जलंपातयेत् ततोर्चांद्वादशवारंमृदाजलेनचप्रक्षाल्यमंत्रैःपंचगव्यंकृत्वा पयःपृथिव्यांपयओषधीषुपयोदिव्यंतरिक्षेपयोधाः पयस्वतीःप्रदिशःसंतुमह्यं आवोराजानमिति चसंस्नाप्यआप्यायस्वेतिपंचमंत्रैः पंचामृतेनसंस्नाप्यलिंगंचेन्नमस्तेरुद्रइत्यष्टाभिःसंस्नाप्यघृ

**ताभ्यंगमुद्वर्तनमुष्णोदकेनक्षालनंचकृत्वागंधंदत्वासंपातोदकैरभिषिच्य सपल्लवैश्चतुर्भिःकुंभैःक्रमेणापोहिष्ठा० योव० तस्मा० आकलशेषु० इतिसंस्नाप्यसमुद्रज्येष्ठेतिचतसृभिराकलशेष्वितिचमिलितचतुःकुंभैःसंस्नाप्य औदुंबरादिपीठेर्चामुपवेश्यपरितोष्टदिक्षुसजलकुंभेषुगंधपुष्पदूर्वाःक्षिप्त्वाद्यकुंभेसप्तमृदः द्वितीयेपुष्करपर्णशमीविकंकनाश्मंतकत्वचःपल्लवांश्च तृतीयेसप्तधान्यं चतुर्थेपंचरत्नं पंचमेफलपुष्पाणि षष्ठेकुशदूर्वालोचनाः सप्तमेसंपातोदकं अष्टमेसर्वौषधीःक्षिप्त्वाक्रमेणापोहिष्ठेतित्रिभिः हिरण्यवर्णाःशुचयइतिचतुर्भिःपवमानानुवाकेनचाभिषिच्य एककुंभेशमीपलाशवटखदिरबिल्वाश्वत्थविकंकतपनसाम्राशिरीषोदुंबराणांपल्लवान्कषायांश्चक्षिप्त्वाश्वत्थेवइत्यभिषिच्यपंचरत्नोदकेनहिरण्यवर्णाःशुचयइतिसंस्नाप्यवासःसीदत्वोपरिवितानंबध्नंतिकेचित् ॥**

એજ રીતે બીજા પર્યાયવડે હોમ કરી દેવની નાભિને સ્પર્શ કરવો. ત્રીજા પર્યાયવડે હોમ કરીને દેવનાં મસ્તકને સ્પર્શ કરવો. એક એક પર્યાયવિષે સંપાતવડે દેવને અભિષેક કરવો. એક પર્યાયવિષે આહુતિની સંખ્યા—ખાખરાનાં સમિધ ૧૯૨, ધુલરનાં સમિધ ૧૯૨, પીપળાનાં ૧૯૨, શમીનાં ૧૯૨, અઘાડાનાં ૧૯૨, આજ્યાહુતિ ૧૯૨, તિલાહુતિ ૧૯૨, સ્થાપન કરવાયોગ્ય દેવતાનો અઠાવીસ હોમ કરવો હોય તો એ પક્ષવિષે પાંચ સમિધની ૧૪૦ આહુતિ, ચરૂ, આજ્ય અને તિળ એમની (એક એકની ૨૮ લેખે) ૮૪, અનુવાકની ૨૦, એ સઘળી મળી ૧૫૮૮ થાયછે. ત્રણ પર્યાય મળી ૪૭૬૪ આહુતિ છે. એ પ્રમાણે હોમ કરી પ્રતિમાની શુદ્ધિ કરવી. દેવને નમસ્કાર કરી "**स्वागतं देवदेवेश, विश्वरूपनमोस्तुते ॥ शुद्धेपि त्वद्धिष्ठाने, शुद्धिं कुर्मः सहस्व तां**" એ રીતે પ્રાર્થના કરી ઋત્વિજ સહિત આચાર્યે "**उत्तिष्ठब्रह्मणस्पते०**" એ મંત્રવડે દેવને ઉઠાવી અગ્ન્યુત્તારણ કરવું. તે આ રીતે—"**अग्निःसप्तिं०**" એ સૂક્તનો અગ્નિપદે રહિત પાઠ કરી ફરી અગ્નિપદે સહિત પાઠ કરવો. એ રીતે અષ્ટશત (૮૦૦ આઠસો) અથવા અઠાવીસ વાર પાઠ કરતાં જળ દેવ ઉપરે રેડવું. ત્યાર પછી મૃત્તિકા અને જળવડે મૂર્તિને બાર વાર પ્રક્ષાળન કરી મંત્રોચ્ચારપૂર્વક પંચગવ્ય કરી "**पयःपृथिव्यां पयओषधीषु पयोदिव्यंतरिक्षे पयोधाः ॥ पयस्वतीःप्रदिशः संतुमह्यं ॥ आवोराजानं०**" એ મંત્રવડે સ્નાન કરાવી "**आप्यायस्व०**" ઇત્યાદિક પાંચ મંત્રવડે દેવને પંચામૃતે સ્નાન કરાવવું. લિંગ હોય તો "**नमस्तेरुद्र०**" એ આઠ મંત્રવડે સ્નાન કરાવી; ઘૃતનો અભ્યંગ, ઉદ્વર્ત્તન (સુગંધિ ચૂર્ણનું લેપન), અને ઉષ્ણોદકવડે સ્નાન કરાવી, ચંદન ધરાવી, સંપાતોદકવડે અભિષેક કરી, પલ્લવ (પંચ પલ્લવ) સહિત ચાર કુંભવડે ક્રમે કરી "**आपोहिष्ठा०, योव०, तस्मा०, आकलशे०**" આ મંત્રવડે સ્નાન કરાવવું. પછી "**समुद्रज्येष्ठा०**" એ ચાર ઋચા અને "**आकलशे०**" એ એક ઋચા મળી પાંચ ઋચાવડે, એક સમયે ચાર કુંભવડે સ્નાન કરાવી ધુલર ઇત્યાદિકના પીઠ (પાટ) ઉપરે પ્રતિમાને બેસારી દેવની ચારેમેર પૂર્વાદિ આઠ દિશામાં જળપૂર્ણ કુંભ રાખી તેમાં ગંધ, પુષ્પ, દૂર્વા એ પદાર્થ નાખી પ્રથમ કુંભમાં સપ્તમૃત્તિકા; બીજામાં કમળપત્ર, શમી, વિકંકત (વેહેકળો) અશ્મંતક

(આપટો) એમની ત્વચા (ઉપરની છાલ) અને પાન; ત્રીજા કુંભમાં સમધાન્ય; ચોથામાં પંચરત્ન (સુવર્ણ, હીરો, નીલમ, પરવાળું, અને મોતી;) પાંચમા કુંભમાં ફળ અને પુષ્પ; છઠ્ઠા કુંભમાં કુશ, દૂર્વા, અને ગોરોચન; સાતમા કળશમાં સંપાતોદક; અને આઠમા કુંભમાં સર્વૌષધિ, એ પ્રમાણે આઠ કળશમાં પદાર્થો નાખી ક્રમથી **"आपोहिष्ठा०"** મંત્ર ૩, **"हिरण्यवर्णाःशुचयः०"** મંત્ર ૪, અને **"पवमानानुवाक"** ૧ એ આઠ મંત્ર ભણી આઠ કળશનાં જળવડે અભિષેક કરી એક કળશમાં શમી, ખાખરો, વડ, ખેર, બીલિ, પીપળો, વિકંકત, ફણસ, આંબો, સરસડો અને ધુલર એમનાં પાન તથા રસ નાખી **"अश्वत्थेव०"** એ મંત્રવડે અભિષેક કરી પંચરત્ન સંબંધી જળવડે **"हिरण्यवर्णाःशुचय०"** એ મંત્ર ભણી સ્નાન કરાવી દેવને બે વસ્ત્ર અર્પણ કરી દેવની ઉપરે કેટલાએક મનુષ્ય ચંદરવો બાંધેછે.

---

**यज्ञोपवीतगंधपुष्पधूपदीपान्दत्वा हिरण्यगर्भः० १ यआत्मदा० २ यःप्राणतो० ३ यस्येमे० ४ येनद्यौ० ५ यंक्रंदसी० ६ आपोहयत्० ७ यश्चिदापो० ८ इत्यष्टौपीठदीपान्दत्वासुवर्णशलाकयातैजसपात्रस्थंमधुघृतंचगृहीत्वाचित्रंदेवाना० तेजोसि० शुक्रमस्यमृतमसिधामनामासिप्रियंदेवानामनाधृष्टंदेवयजनइतिमंत्राभ्यां ओंनमोभगवतेतुभ्यंशिवायहरयेनमः हिरण्यरेतसेविष्णोविश्वरूपायतेनमइतिचदक्षिणसव्येदेवनेत्रेमंत्रावृत्त्यालिखेत् अंजंतित्वेत्यंजनेनाङ्क्त्वा देवस्यत्वासवितुःप्रसवे० इंद्रस्येंद्रियेणानज्मीतिमध्वाज्यशर्कराभिरङ्क्त्वाअंजनेनपुनरंजयेत् ततआदर्शभक्ष्यादिदर्शयेत् अत्रकर्ताचार्यायगामृत्विग्भ्योदक्षिणांदद्यात् आचार्यःप्रत्यृचमादौप्रणववदन्पुरुषसूक्तेनस्तुत्वावंशपात्रस्थपंचवर्णोदनेनदेवंनीराजयित्वारुद्रायचतुष्पथादौदद्यात् मंत्रस्तुॐनमोरुद्रायसर्वभूताधिपतयेदीप्तशूलधरायोमादयितायविश्वाधिपतयेरुद्रायवैनमोनमः शिवमगर्हितंकर्मास्तुस्वाहेति अश्वत्थपर्णभूतेभ्योनमइति ॥**

પછી યજ્ઞોપવીત, ચંદન, પુષ્પ ધૂપ, દીપ દેવને અર્પણ કરી **"हिरण्यगर्भः० १, यआत्मदा० २, यःप्राणतो० ३, यस्येमे० ४, येनद्यौ० ५, यंक्रंदसी० ६, आपोहयत्० ७, यश्चिदापो० ८,"** એ આઠ મંત્ર ભણી આઠ દીપ દેવના પીઠ ઉપરે જોડી સુવર્ણની શળાકા (સળી) વડે ધાતુપાત્રમાં રહેલાં મધ અને ઘૃત ગ્રહણ કરી **"चित्रंदेवानां०, तेजोसि०"** એ બે મંત્ર અને **"ॐनमो भगवते तुभ्यं, शिवाय हरये नमः ॥ हिरण्यरेतसे विष्णो, विश्वरूपाय ते नमः"** એ મંત્ર, એ રીતે ત્રણ મંત્રવડે દેવનાં દક્ષિણ અને વામ નેત્રવિષે મંત્રોની આવૃત્તિ (બીજી વાર ભણવા) પૂર્વક આંજવાં. **"अंजंतित्वा०"** એ મંત્ર ભણી દેવનાં નેત્રવિષે કાજળ આંજી **"देवस्यत्वासवितुः प्रसवे० इंद्रस्येंद्रियेणानज्मि"** એ મંત્રવડે મધ, ઘૃત અને સાકર આંજી ફરી કાજળ આંજવું. પછી આરીસો બતાવી ભક્ષ્ય (ભોજન કરવા યોગ્ય) પદાર્થ અર્પણ કરવા. આ દેવપ્રતિષ્ઠાવિષે યજમાને આચાર્યને ગૌદાન અને ઋત્વિજોને દક્ષિણા દેવી. આચાર્યે એક એક મંત્રના આદ્યમાં ઓંકારનો ઉચ્ચાર કરતાં પુરુષસૂક્તવડે સ્તુતિ કરી વાંસનાં પાત્ર-

વિષે પાંચ રંગવાળા ચોખા પૂરી તેવડે દેવની આરતી કરી તે અન્ન ચોવાટાવિષે રુદ્રને નિમિત્તે દેવું (મૂકવું). તેનો મંત્ર—"ॐनमोरुद्रायसर्वभूताधिपतयेदीप्तशूलधरोयामादायिनायविश्वाधिपतयेरुद्रायवैनमोनमः ॥ शिवमगर्हितंकर्मास्तुस्वाहा." પિપળાનાં પાન ઉપરે "भूतेभ्यो नमः" એમ કહી અન્ન દેવું.

---

अथाचार्यः सर्वतोभद्रेदेवताआवाहयेत् मध्येब्रह्माणंपूर्वादिदिक्षुइंद्रादिलोकपालान्ईशानेंद्राद्यंतरालेषुवसून् १ रुद्रान् २ आदित्यान् ३ अश्विनौ ४ विश्वान्देवान् ५ पितॄन् ६ नागान् ७ स्कंदवृषौ ८ ब्रह्मेशानाद्यंतरालेषु दक्षं १ विष्णुं २ दुर्गां ३ स्वधाकारं ४ मृत्युरोगान् ५ समुद्रान्सरितः ६ मरुतः ७ गणपतिं ८ मध्येपृथिवींमेरुंस्थाप्यदेवंचावाह्य प्रागादिषु वज्रंशक्तिंदंडंखड्गंपाशंअंकुशंगदांशूलं तद्बाह्येगौतमंभरद्वाजंविश्वामित्रंकश्यपंजमदग्निंवासिष्ठमत्रिंअरुंधतींच तद्बाह्येनवग्रहान् तद्बाह्येऐंद्रींकौमारींब्राह्मींवाराहींचामुंडांवैष्णवींमाहेश्वरींवैनायकींएतानामभिरावाह्यसंपूज्य प्रतिमायांदेवंतन्मंत्रेणावाह्यमंडलमध्येप्रतिमांसुप्रतिष्ठितोभवेतिनिवेश्यसंपूज्यवन्हौमंडलदेवतानांनामभिस्तिलाज्येनदशंदशाहुतीर्हुत्वापुष्पांजलिंसमर्प्य नमोमहदितिदेवंनत्वामंडलादुत्तरतःस्वस्तिकेमंचकंतदुपरिशय्यांकृत्वाउत्तिष्ठेतिदेवमुत्थाप्यमंगलघोषैःशय्यायांदेवमुपवेश्य पुरुषसूक्तोत्तरनारायणाभ्यांस्तुत्वादेवेन्यासंकुर्यात् तथाहि पुरुषात्मनेनमः प्राणात्मने० प्रकृतितत्वाय० बुद्धितत्वाय० अहंकारतत्वाय० मनस्तत्वाय० इतिसर्वांगेषु प्रकृतितत्वाय० बुद्धितत्वाय० हृदिशब्दतत्वाय० शिरसि स्पर्शतत्वाय० त्वचि रूपतत्वाय० हृदि एवं हृद्येवरसगंधश्रोत्रत्वक्चक्षुर्जिव्हाघ्राणवाक्पाणिपादपायूपस्थपृथिव्यप्तेजोवाय्वाकाशसत्वरजस्तमोदेहतत्वानिविन्यसेत् ततःपुरुषसूक्ताद्यंऋक्द्वयंकरयोः तदुत्तरद्वयंजानुनोः तदुत्तरद्वयंकट्योः ततः तिस्रोनाभिहृत्कंठेषु ततोद्वयंबाव्होः ततोद्वयंनासयोः ततोद्वयमक्ष्णोः अंत्यांशिरसि ततःसुखशायीभवेतिशय्यायांदेवंस्वापयित्वा मंडलशय्ययोरंतरानगंतव्यमितिप्रैषंदत्वास्विष्टकृदादिहोमशेषंसमाप्यमंडलदेवताभ्योनामभिश्चरुणाबलीन्दद्यात् नीवारचरुशेषेणदिग्बलिंततोधामंतइतिपूर्णाहुतिंजुहुयात् इत्यधिवासनं ॥

પછી આચાર્યે સર્વતોભદ્ર મંડળવિષે દેવતાનું આવાહન કરવું. તે આ રીતે—મધ્યમાં બ્રહ્મા; પૂર્વાદિ આઠ દિશામાં ઇંદ્રાદિક આઠ લોકપાળ; ઈશાન અને ઇંદ્ર ઇત્યાદિક આઠના મધ્ય ભાગવિષે વસુ ૧, રુદ્ર ૨, આદિત્ય ૩, અશ્વિનીકુમાર ૪, વિશ્વેદેવા ૫, પિતૃ ૬, નાગ ૭, સ્કંદ અને વૃષ ૮, એ આઠ; બ્રહ્મા અને ઈશાનાદિક આઠના મધ્ય ભાગવિષે દક્ષ ૧, વિષ્ણુ ૨, દુર્ગા ૩, સ્વધાકાર ૪, મૃત્યુરોગ ૫, સમુદ્ર અને નદિઓ ૬, વાયુ ૭, ગણપતિ ૮, એ આઠ; મધ્ય ભાગમાં પૃથિવી, મેરુ અને સ્થાપ્યદેવતા એમનું આવાહન કરી પૂર્વાદિક આઠ દિશાઓમાં વજ્ર, શક્તિ, દંડ, ખડ્ગ, પાશ, અંકુશ, ગદા અને ત્રિશૂળનું સ્થાપન કરવું. તેમનાં બાહ્ય ભાગવિષે ગૌતમ, ભરદ્વાજ, વિશ્વામિત્ર, કશ્યપ, જમદગ્નિ, વસિષ્ઠ, અત્રિ અને અરૂંધતીનું સ્થાપન કરવું. તેમના બાહ્ય ભાગમાં નવગ્રહનું સ્થાપન કરવું. તેમના બાહ્ય ભાગમાં ઐંદ્રી, કૌમારી, બ્રાહ્મી,

વારાહી, ચામુંડા, વૈષ્ણવી, માહેશ્વરી, અને વૈનાયકી એમનું નામ મંત્રવડે આવાહન કરી પૂજન કરી પ્રતિમાવિષે તે દેવના મંત્રવડે દેવનું આવાહન કરી તે મૂર્ત્તિને મંડળના મધ્ય ભાગવિષે "**सुप्रतिष्ठितो भव**" એમ કહી બેસારવી. પછી તેની પૂજા કરી મંડળદેવતાઓના નામ મંત્રવડે તિળ અને આજ્ય એ એક એક દ્રવ્યની દશ દશ આહુતિ અગ્નિમાં હોમ કરવો. પછી દેવને પુષ્પાંજળિ અર્પણ કરી "**नमोमहत्**૦" એ મંત્રવડે દેવને નમસ્કાર કરી મંડળથી ઉત્તર ભાગમાં સ્વસ્તિક (સાથિયા) ઉપરે મંચક (પલંગ) રાખી તે ઉપરે શય્યા કરી "**उत्तिष्ठन्न**૦" એ મંત્રવડે દેવને ઉઠાવી મંગલ વાદ્યના શબ્દ પૂર્વક દેવને શય્યા ઉપરે બેસારવા. પછી પુરુષસૂક્ત અને ઉત્તર નારાયણવડે દેવની સ્તુતિ કરી દેવને ન્યાસ કરવા. તે આ રીતે–"**पुरुषात्मने नमः**, **प्राणात्मने**०, **प्रकृतितत्वाय**०, **बुद्धितत्वाय**०, **अहंकारतत्वाय**०, **मनस्तत्वाय**०" એ રીતે સર્વ અંગવિષે ન્યાસ કરવા. "**प्रकृतितत्वाय**०, **बुद्धि**--**वाय**० **हृदि**; **शब्दतत्वाय**० **शिरसि**; **स्पर्शतत्वाय**० **त्वचि**; **रूपतत्वाय**० **हृदि**;" એ પ્રમાણે ન્યાસ કરી હૃદયનેવિષેજ "રસ, ગંધ, શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જીહ્વા, ઘ્રાણ, વાક્, પાણિ, પાદ, પાયુ, ઉપસ્થ, પૃથિવી, જળ, તેજ, વાયુ, આકાશ, સત્વ, રજ, અને તમ એ દેહતત્વનો ન્યાસ કરવો. પછી પુરુષસૂક્તનો ન્યાસ કરવો, તે આ રીતે–પ્રથમની બે ઋચા દક્ષિણ અને વામ હાથવિષે; તેની પાછળની બે ઋચા દક્ષિણ અને વામ ગોઠણવિષે; તેની વાસેની બે ઋચા દક્ષિણ અને વામ કટિ (કેડ) વિષે; તે પછીની ત્રણ ઋચા નાભિ, હૃદય અને કંઠવિષે; તે પછીની બે ઋચા દક્ષિણ અને વામ ભુજવિષે; તે પછીની બે ઋચા દક્ષિણ, વામ નાસિકાવિષે; તે વાસેની બે દક્ષિણ, વામ નેત્રવિષે; અને છેવટની એક ઋચા મસ્તકવિષે એ રીતે ન્યાસ કરી ત્યાર પછી "**सुखशायी भव**" એમ કહી દેવને શય્યા ઉપરે સુવારી મંડળ અને શય્યાના વચમાંથી કોણે જાવું નહી એમ સંભળાવી સ્વિષ્ટકૃત્ ઇત્યાદિક હોમશેષ સમાપ્ત કરી મંડળદેવતાઓના નામમંત્રવડે ચરૂ(ભાત)ની બળિ દેવો. નીવાર ચરૂના શેષવડે દિગ્બળિ દેવો. ત્યાર પછી "**धामंते**०" એ મંત્રવડે પૂર્ણાહુતિ હોમ કરવો. એ રીતે અધિવાસનનો પ્રયોગ કહ્યો.

---

**अथस्थिरार्चायांक्रमोविशेषश्च संकल्पादिजलाधिवासांतंकृत्वादेवंनत्वास्वागतंदेवदेवेशेत्यादिप्रार्थनोत्थापनाद्युत्तारणादिनेत्रोन्मीलनांतंपूर्ववत् तत्रस्थिरेशिवलिंगेस्वर्णसूच्याग्रेण ॐनमोभगवतेरुद्रायहिरण्यरेतसेपरायपरमात्मनेविश्वरूपायोमाप्रियायनमइत्युक्त्वा अंजनादिनांजयेदितिनेत्रोन्मीलनेलिंगेविशेषः ततःसूक्तस्तुत्यादिमंडलदेवतास्थापनांतं ततोमंडलेमूर्तिनिवेशस्ततःशय्यायांदेवतारोहणंततःस्तुतिःपूर्वोक्तन्यासः ततःशय्यायांदेवशायनं ततोग्निस्थापनादि पूर्वोक्तान्वाधानेविष्णौनारायणंषोडशाज्याहुतिभिः शिवश्चेत्यातइषुद्रापेसहस्राणीत्यनुवाकस्थऋग्भीरुद्रमाज्येनेतिप्रधानोत्तरमूहइतिविशेषः लोकपालमूर्तिमूर्तिपतिहोमांतंपूर्ववत् स्थाप्यदेवताहोमेनैवारश्चरुर्नास्तिसप्तैवहवींषि ततश्चविष्णोःस्थिरार्चायापूर्वोक्तसमित्तिलाज्यहोमोत्तरंपुरुषसूक्तेनप्रत्यृचमाज्यंहुत्वा इदंविष्णुरितिपादौस्पृष्ट्वा पुनस्ताएवहुत्वाअतोदेवेतिशिरःस्पृष्ट्वापुनस्ताएवहुत्वापुरुषसूक्तेनसर्वांगंस्पृशेत् स्थिरंलिंगंचे**

त्समिदाज्यतिलहोमांते यातइषुइत्यनुवाकांतेनद्रापेइतिसहस्राणीत्यनुवाकाभ्यांचप्रत्यृचमाज्यंहुत्वासर्वोवैरुद्रइतिमूलंस्पृशेत् पुनस्ताएवहुत्वाकद्रुद्रायेतिमध्यंपुनस्ताएवहुत्वानमोहिरण्यबाहवइत्यग्रंस्पृशेत् पुनस्ताएवहुत्वासर्वरुद्रेणसर्वांगंस्पृशेत् इत्यधिवासनेविशेषः ॥

## હવે સ્થિર પ્રતિમાવિષે ક્રમ અને વિશેષ કેહેછે.

સંકલ્પ થકી જળાધિવાસ પર્યંત કર્મ કરી દેવને નમસ્કાર કરી "**स्वागतं देवदेवेश,०**" ઇત્યાદિક પ્રાર્થના, ઉત્થાપન, અગ્ન્યુત્તારણ ઇત્યાદિ નેત્રોન્મીળન પર્યંત કર્મ પ્રથમ પ્રમાણે કરવું. તેમાં સ્થિર શિવલિંગ હોય તો સોનાની શલાકાવડે ગંધ લઇ તે ગંધવડે "**ॐनमो भगवते रुद्राय हिरण्यरेतसे पराय परमात्मने विश्वरूपायोमाप्रियाय नमः**" એવો મંત્ર ભણી કાજળ ઇત્યાદિકવડે નેત્રનાં ચિન્હ કરવાં; એટલો નેત્રોન્મીલનવિષે લિંગમાં વિશેષ જાણવો. પછી પુરૂષસૂક્તવડે સ્તુતિ ઇત્યાદિક મંડળદેવતાનાં સ્થાપન પર્યંત કર્મ કરી મંડળવિષે મૂર્ત્તિ પધરાવવી, પછી શય્યાવિષે દેવને બેસારી સ્તુતિ અને પૂર્વોક્ત ન્યાસ કરવા. પછી શય્યાવિષે દેવને સુવારી અગ્નિનું સ્થાપન ઇત્યાદિક કરવું. પ્રથમ કહેલાં અન્વાધાનવિષે, વિષ્ણુ દેવતા હોય તો "**नारायणं षोडशाज्याहुतिभिः**" અને શિવ દેવતા હોય તો "**यात इषुः०, द्रापे०, सहस्राणीत्यनुवाकस्थऋग्भी रुद्रमाज्येन**" એવો પ્રધાન દેવતા પછી ઉચ્ચાર કરવો, એટલો વિશેષ જાણવો. લોકપાળમૂર્ત્તિ અને મૂર્ત્તિપતિના હોમ પર્યંત કર્મ પ્રથમ પ્રમાણે કરવું. સ્થાપ્ય દેવતાના હોમવિષે નીવાર ચરૂ કરવો નહી. સાતજ હોમદ્રવ્ય લેવાં. ત્યાર પછી વિષ્ણુની સ્થિર પ્રતિમા હોય તો, પ્રથમ કહેલો એવો સમિધ, તિળ અને આજ્યનો હોમ કીધા પછી પુરૂષસૂક્તની એક એક ઋચાવડે આજ્યનો હોમ કરી "**इदंविष्णु०**" એ મંત્ર ભણી દેવના ચરણનો સ્પર્શ કરી ફરી એજ (પુરૂષસૂક્તની) ઋચાવડે હોમ કરી "**अतो देवा०**" એ મંત્ર ભણી દેવનાં મસ્તકનો સ્પર્શ કરી ફરી એજ ઋચાવડે હોમ કરી પુરૂષસૂક્ત ભણી દેવનાં સર્વ અંગનો સ્પર્શ કરવો. સ્થિર શિવલિંગ હોય તો, સમિધ, આજ્ય, અને તિળનો હોમ કીધા પછી, "**यात इषुः०**" એ અનુવાક "**द्रापे०**" એ અનુવાક અને "**सहस्राणि०**" એ અનુવાક એ ત્રણે અનુવાકની એક એક ઋચાવડે આજ્ય હોમ કરી "**सर्वोवैरुद्र०**" એ મંત્રવડે લિંગનાં મૂળનો સ્પર્શ કરવો. ફરી તેની તે ઋચાવડે હોમ કરી "**कद्रुद्राय०**" એ મંત્રવડે લિંગનાં મધ્ય ભાગનો સ્પર્શ કરવો. ફરી એજ ઋચાવડે હોમ કરી "**नमो हिरण्यबाहवे०**" એ અનુવાકવડે લિંગનાં અગ્રનો સ્પર્શ કરવો. ફરી એજ ઋચાવડે હોમ કરી સંપૂર્ણ રૂદ્ર (રૂદ્રીના મંત્ર)નો પાઠ કરી સર્વ અંગનો સ્પર્શ કરવો. એ પ્રમાણે અધિવાસનનો વિશેષ જાણવો.

---

परेद्युःपीठिकांस्नापयित्वामहीमूषित्यावाह्यअदितिर्द्यौरितिस्तुत्वा न्हींनमइतिसंपूज्यतेनैवपूर्णाहुतिंहुत्वाउत्तिष्ठब्रह्मणइति देवमुत्थाप्यपुष्पांजलिंदत्वापुरुषसूक्तेनस्तुत्वाउदुत्यमित्यु

त्थाप्यकनिक्रदिदितिमूक्तेनविष्णुंसद्योजातमितिपंचानुवाकैर्लिंगंगृहं प्रवेश्यपीठिकायामिंद्रादिनामभिरष्टरत्नानिक्षिप्त्वासप्तधान्यरौप्यमनःशिलाःक्षिप्त्वापायसेनसंलिप्य प्रणवेनांगन्यासंकृत्वासुवर्णशलाकामंतरितांकृत्वासुलग्नेप्रतितिष्ठपरमेश्वरेतिउक्त्वातोदेवेतिविष्णुंरुद्रेण लिंगंचस्थापयेत् ततश्चरुहोमप्राणप्रतिष्ठादि ततःस्थिरार्चायामधिवासनेपरेद्युःकृत्येचविशेषोन्यत्सर्वमुक्तवक्ष्यमाणचलार्चावदेव ॥

બીજે દિવસે પીઠિકાને સ્નાન કરાવી " महीमूषु०" આ મંત્ર ભણી આવાહન કરી "अदितिर्द्यौ०" એ મંત્રવડે સ્તુતિ કરી "ह्रीं नमः" એ મંત્રવડે પૂજન કરી એજ મંત્રવડે પૂર્ણાહુતિ હોમ કરી "उत्तिष्ठब्रह्मण०" એ મંત્રવડે દેવને ઉઠાડી પુષ્પાંજળિ દઈ પુરૂષસૂક્તવડે સ્તુતિ કરી "उदुत्यं०" એ મંત્રવડે દેવને ઉઠાડી "कनिक्रद०" એ સૂક્તવડે વિષ્ણુને અને "सद्योजातं०" એ પાંચ અનુવાકવડે લિંગને ઘરમાં પ્રવેશ કરાવી પીઠિકામાં ઇંદ્રાદિક ન[illegible]વડે આઠ રત્ન નાખી સપ્ત-ધાન્ય, ચાંદી, મનઃશિલા ( મણસલ ) એ પદાર્થો નાખી પાયસવડે લીપી પ્રણવમં-ત્રવડે અંગન્યાસ કરી સુવર્ણની સળી મધ્યમાં રાખી "सुलग्ने प्रतितिष्ठ परमेश्वर" એવું વાક્ય કહી "अतो देवा०" એ સૂક્તવડે વિષ્ણુની અને રૂદ્ર મંત્રવડે લિંગની સ્થાપના કરવી. પછી ચરૂહોમ, પ્રાણપ્રતિષ્ઠા ઇત્યાદિ કર્મ કરવાં. ત્યાર પછી સ્થિર પ્રતિમાનાં અધિવાસનવિષે અને બીજા દિવસનાં કૃત્યવિષે જે વિશેષ તે, અને બીજું સઘળું કર્મ પ્રથમ કહ્યા પ્રમાણે તથા આગળ કહેવાસે જે ચળાર્ચાનો વિધિ તેની પેઠે કરવું.

---

अथचलप्रतिष्ठायामधिवासनांतेपरेद्युरेकाहपक्षेसद्योवाउत्तिष्ठब्रह्मणइतिदेवमुत्थाप्यपुरुषसूक्तोत्तरनारायणाभ्यांस्तुयात् ॥

હવે ચળ પ્રતિમા હોય તો અધિવાસન કીધા પછી બીજે દિવસે અથવા એક દિવસનો પક્ષ હોય તો તેજ સમયે "उत्तिष्ठब्र०" એ મંત્રવડે દેવને ઉઠાવી પુરૂષ-સૂક્ત અને ઉત્તરનારાયણવડે સ્તુતિ કરવી.

---

अथप्रायःस्थिरचलार्चयोःसाधारणःप्रयोगः प्रतिष्ठांगंपरेद्युर्होमंकरिष्यइतिसंकल्प्य चक्षुषीआज्येनेत्यंतेस्थाप्य देवंतन्मंत्रेणघृतपक्वव्रीहिचरुणादशाहुतिभिरग्निसोमंधन्वंतरिंकुहूमनुमतिंप्रजापतिंपरमेष्ठिनंब्रह्माणमग्निसोमंअग्निमन्नादंअग्निमन्नपतिंप्रजापतिं विश्वान्देवान्सर्वान्देवानग्निस्विष्टकृतंपूजांगहोमेविष्णुश्चेत्संकर्षणादिद्वादशदेवताः शार्ङ्गिणंश्रियंसरस्वतींविष्णुंक्रसरेणैकैकयाहुत्याविष्णुंषड्वारंकृसरेण शिवश्चेद्भवंशर्वंईशानंपशुपतिंरुद्रमुग्रंभीमंमहांतंकृसरेणैकैकया भवस्यदेवस्यपत्नीमित्याद्यष्टौगुडौदनेनैकैकया०भवस्यदेवस्यसुतमित्यादि ८ हरिद्रौदनेनएकै० रुद्रंसप्तदशवारंशिवंशंकरंसहमानंशितिकंठंकपर्दिनंताम्रमरुणमपगुरमाणंहिरण्यबाहुंसस्पिंजरंबभ्लुशंहिरण्यमेनाःकृसरेणैकैकया० शेषेणस्विष्टकृतमित्यादि शूर्पेतूष्णींस्थाप्यदेवतायैचतुर्मुष्टीनग्न्यादिषोडशदेवताभ्योनाम्नाचतुश्चतुर्मुष्टीन्निरूप्यतथैवप्रोक्ष्यसघृतजलेश्रपयित्वास्रुच्यावदानधर्मेणस्थाप्य देवमंत्रेणदशाहुतीर्हुत्वानामभिर्जुहु

यात् अग्नयेस्वाहा १ सोमाय० २ धन्वंतरये० ३ कुव्है० ४ अनुमत्यै० ५ प्रजापतये० ६ परमेष्ठिने० ७ ब्रह्मणे० ८ अग्नये० ९ सोमाय० १० अग्नयेन्नादाय० ११ अग्नयेन्नपतये० १२ प्रजापतये० १३ विश्वेभ्योदेवेभ्य:० १४ सर्वेभ्योदेवेभ्य:० १५ भूर्भुव:स्वरग्नयेस्विष्टकृतेस्वाहा १६ इति सप्ततेअग्नेसमिध:सप्तजिव्हा:सप्तऋषय:सप्तधामप्रियाणिसप्तहोत्रा:सप्तधात्वायजंतिसप्तयोनीरापृणस्वाघृतेन पुनस्त्वादित्यारुद्रावसव:समिंधतांपुनर्ब्रह्माणोवसुनीथयज्ञैः घृतेनत्वंतन्वंवर्धयस्वसत्या:संतुयजमानस्यकामाइतिमंत्राभ्यांपूर्णाहुतिंकृत्वाचार्योयाओषधीरितिपुष्पफलसर्वौषधी:समर्प्य संपातोदकंताम्रपात्रेआदायदेवमंत्रेणशन्नारमभिमंत्र्यतेनदेवशिरसिसिंचेत् ततउत्तिष्ठब्रह्मणइतिदेवमुत्थाप्यविश्वतश्चक्षुरित्युपतिष्ठेत् एतेउत्थापनोपस्थानेचलार्चायामेव एवंध्यात्वाजपेत् ब्रह्मणेनम:विष्णवेनम: रुद्राय० इंद्रादीनष्टौ० ८ वसुभ्यो०रुद्रेभ्यो०आदित्येभ्यो०अश्विभ्यां० मरुद्भ्यो०कुबेराय०गंगादिमहानदीभ्यो० अग्नीषोमाभ्यां०इंद्राग्निभ्यां०द्यावापृथिवीभ्यां०धन्वंतरये० सर्वेशाय० विश्वेभ्योदेवेभ्यो० ब्रह्मणइति तत:संपातोदकेनयजमानाभिषेक: देवंध्यात्वाप्रतितिष्ठपरमेश्वरेतिपुष्पांजलिंदत्वासच्चिदानंदंब्रह्मैवभक्तानुग्रहायगृहीतविग्रहं स्वायुधाढ्यंनिजवाहनाद्युपेतंनिजहृत्कमलेवस्थितंसर्वलोकसाक्षिणमणीयांसंपरमेष्ठ्यासिपरमांश्रियंगमयेतिमंत्रेणपुष्पांजलावागतंविभाव्यार्चायांविन्यस्यप्राणप्रतिष्ठांकुर्यात् यथा अस्यश्रीप्राणप्रतिष्ठामंत्रस्यब्रह्मविष्णुरुद्राऋषय: ऋग्यजु:सामानिछंदांसि क्रियामयवपु:प्राणाख्यादेवता आंबीजं क्रौंशक्ति:प्राणप्रतिष्ठायांविनियोग: ब्रह्मविष्णुरुद्रऋषिभ्योनम:शिरसि ऋग्यजु:सामछंदोभ्यो०मुखे प्राणाख्यदेवतायै०हृदि आंबीजाय०गुह्ये क्रौंशक्तयै०पादयो: ॐकंखंगंघंङंअंपृथिव्यप्तेजोवाय्वाकाशात्मनेआंहृदयाय० ॐचंछंजंझंञंइंशब्दस्पर्शरूपरसगंधात्मनेईंशिरसेस्वाहा ॐटंठंडंढंणंउंश्रोत्रत्वक्चक्षुर्जिव्हाघ्राणात्मनेऊंशिखायैवषट् ॐतंथंदंधंनंएंवाक्पाणिपादपायूपस्थात्मनेऐंकवचायहुं ॐपंफंबंभंमं ॐवचनादानविहरणोत्सर्गानंदात्मनेऔंनेत्रत्रयायवौषट् ॐयंरंलंवंशंषंसंहंक्षंअंमनोबुद्ध्यहंकारचित्तात्मनेअ:अस्त्रायफट् एवमात्मनिदेवेचकृत्वादेवंस्पृष्ट्वाजपेत् ॐआंन्हींक्रौंयंरंलंवंशंषंसंहंस:देवस्यप्राणाइहप्राणा: ॐ आंन्हीं०हंस:देवस्यजीवइहस्थित: ॐआंन्हीं०हंस:देवस्यसर्वेंद्रियाणि ॐआंन्हीं०हंस:देवस्यवाङ्मनश्चक्षु:श्रोत्रघ्राणप्राणाइहागत्यस्वस्तयेसुखेनसुचिरंतिष्ठंतुस्वाहा अर्चाहृदयंगुष्ठंदत्वाजपेत् अस्यैप्राणा:प्रतिष्ठंतुअस्यैप्राणा:क्षरंतुच अस्यैदेवत्वमर्चायैमामहेतिचकश्चन प्रणवेनसंरुद्ध्यसजीवंध्यात्वाध्रुवाद्यौरितित्यृचंजप्त्वाकर्णेगायत्रींदेवमंत्रंचजप्त्वा पुरुषसूक्तेनोपस्थायपादनाभिशिर:स्पृष्ट्वा इहैवैधीतित्रिर्जपेत् तत:कर्ता स्वागतंदेवदेवेशमद्भाग्यात्त्वमिहागत: प्राकृतंत्वमदृष्ट्वामांबालवत्परिपालय धर्मार्थकामसिद्ध्यर्थंस्थिरोभवशिवायन: सान्निद्ध्यंतुतदादेवस्वार्चायांपरिकल्पय यावच्चंद्रावनीसूर्यास्तिष्ठंत्यप्रतिघातिन: तावत्त्वयात्रदेवेशस्थेयंभक्तानुकंपया भगवन्देवदेवेशत्वंपितासर्वदेहिनां येनरूपेणभगवन्त्वयाव्याप्तंचराचरं तेनरूपेणदेवेशस्वार्चायांसन्निधौभवेतिनमेत् ॥

# હવે બહુધા સ્થિર પ્રતિમા અને ચળ પ્રતિમાનો સાધારણ પ્રયોગ કેહેછે.

"प्रतिष्ठांगं परेद्युर्होमं करिष्ये" એવો સંકલ્પ કરી चक्षुषीआज्येनेत्यंते स्थाप्यदेवं तन्मंत्रेण घृतपक्वव्रीहिचरुणा दशाहुतिभिरग्निं सोमं धन्वंतरिं कुहूमनुमतिं प्रजापतिं परमेष्ठिनं ब्रह्माणमग्निं सोमं अग्निमन्नादं अग्निमन्नपतिं प्रजापतिं विश्वान्देवान् सर्वान्देवान् अग्निं स्विष्टकृतं." વિષ્ણુ દેવતા હોય તો, પૂજાના અંગભૂત હોમવિષે "संकर्षणादिद्वादश देवताः शार्ङ्गिणं श्रियं सरस्वतीं विष्णुं कृसरेणैकैकयाज्याहुत्या विष्णुं षड्वारं कृसरेण." શિવ દેવતા હોય તો, "भवं शर्वं ईशानं पशुपतिं रुद्रमुग्रं भीमं महांतं कृसरेणैकैकयाहुत्या भवस्य देवस्य पत्नीमित्याद्यष्टौ गुडोदनेनैकैकया० भवस्यदेवस्यसुतमित्यादि ८ हरिद्रौदनेनैकैकया० रुद्रंसप्तदशवारं शिवंशंकरंसहमानंशितिकं०..र्दिनंताम्रमरुणमपगुरमाणं हिरण्यबाहुंसस्पिंजरंबभ्लुशंहिरण्यमेताःकृसरेणैकैकया०शेषेण स्विष्टकृतमित्यादि," એ પ્રમાણે અન્વાધાન કરી સૂપડાંમાં મંત્રરહિત સ્થાપ્યદેવતામાટે ચાર મુષ્ટિ અને અગ્નિ ઇત્યાદિ સોળ દેવતામાટે તે તે દેવતાનાં નામવડે ચાર ચાર મુષ્ટિ તંડુલ લઇ તેમજ એક એક દેવતાનાં નામવડે પ્રોક્ષણ કરી ઘૃતયુક્ત જળવડે ચરૂ રાંધી સુચિવડે અવદાનના નિયમ પ્રમાણે સ્થાપ્યદેવતાના મંત્રવડે દશ આહુતિ દઈ (બાકીનો) નામમંત્રવડે હોમ કરવો. તે આ રીતે–"अग्नये स्वाहा १, सोमाय० २, धन्वंतरये० ३, कुह्वै० ४, अनुमत्यै० ५, प्रजापतये० ६, परमेष्ठिने० ७, ब्रह्मणे० ८, अग्नये० ९, सोमाय० १०, अग्नयेन्नादाय० ११, अग्नयेन्नपतये० १२, प्रजापतये० १३, विश्वेभ्योदेवेभ्यः० १४, सर्वेभ्योदेवेभ्यः० १५, भूर्भुवःस्वरग्नयेस्विष्टकृतेस्वाहा १६," એ રીતે નામમંત્રવડે હોમ કરવો. પછી "सप्तते अग्ने० १, पुनस्त्वादित्या०," એ બે મંત્રવડે પૂર્ણાહુતિ હોમ કરી આચાર્યે "या ओषधी०" એ મંત્રવડે પુષ્પ, ફળ અને સર્વૌષધિ સમર્પણ કરી સંપાતોદક તામ્રપાત્રમાં લઈ તે જળ દેવના મંત્રવડે સો વાર મંત્રિત કરી તે જળ એજ મંત્રવડે દેવનાં મસ્તક ઉપરે સિંચન કરવું. પછી "उत्तिष्ठब्रह्मण०" એ મંત્રવડે દેવને ઉઠાવી "विश्वतश्चक्षुः०" એ મંત્રવડે ઉપસ્થાન કરવું. એ ઉત્થાપન અને ઉપસ્થાન ચળ પ્રતિમા હોય તોજ કરવાં. એ પ્રમાણે ધ્યાન કરી જપ કરવો. તે આ રીતે–"ब्रह्मणेनमः, विष्णवेनमः, रुद्राय०, इंद्राय०, अग्नये०, यमाय०, निर्ऋतये०, वरुणाय०, वायवे०, सोमाय०, ईशानाय०, वसुभ्यो०, रुद्रेभ्यो०, आदित्येभ्यो०, अश्विभ्यां०, मरुद्भ्यो०, कुबेराय०, गंगादिमहानदीभ्यो०, अग्नीषोमाभ्यां०, इंद्राग्निभ्यां०, द्यावापृथिवीभ्यां०, धन्वंतरये०, सर्वेशाय०, विश्वेभ्योदेवेभ्यो०, ब्रह्मणे०," એ પ્રમાણે જપ કીધા પછી સંપાતોદકવડે યજમાન ઉપરે અભિષેક કરવો. પછી દેવનું ધ્યાન કરી "प्रतितिष्ठ परमेश्वर" એમ કહી પુષ્પાંજળિ સમર્પણ કરી હાથમાં પુષ્પ લઈ "सच्चिदानंदं ब्रह्मैव भक्तानुग्रहाय गृहीतविग्रहं स्वायुधाढ्यं निजवाहनाद्युपेतं निजहृत्कमलेवस्थितं सर्वलोकसा-

क्षिणमणीयांसं परमेष्ठ्यसि परमां श्रियं गमय" એ પ્રમાણે મંત્ર ભણી હાથમાં ધરેલાં પુષ્પવિષે દેવ આવ્યા એવી ભાવના કરી તે પુષ્પ મૂર્ત્તિ ઉપરે અર્પણ કરી પ્રાણ-પ્રતિષ્ઠા કરવી. તે આ રીતે– "अस्यश्रीप्राणप्रतिष्ठामंत्रस्य ब्रह्मविष्णुरुद्राऋषयः ऋग्यजुःसामानि छंदांसि क्रियामयवपुः प्राणाख्या देवता आं बीजं क्रौं शक्तिः प्राणप्रतिष्ठायां विनियोगः ॥ ब्रह्मविष्णुरुद्रऋषिभ्योनमः शिरसि ॥ ऋग्यजुःसामछंदोभ्यो०मुखे ॥ प्राणाख्यदेवतायै०हृदि ॥ आंबीजाय०गुह्ये ॥ क्रौंशक्त्यै०पादयोः ॥ ॐकंखंगंघंङंअंपृथिव्यप्तेजोवाय्वाकाशात्मनेआंहृदयाय० ॥ ॐचंछंजंझंञंइंशब्दस्पर्शरूपरसगंधात्मनेईंशिरसेस्वाहा ॥ ॐटंठंडंढंणंउंश्रोत्रत्वक्चक्षुर्जिव्हाघ्राणात्मनेऊंशिखायैवषट् ॥ ॐतंथंदंधंनंएंवाक्पाणिपादपायूपस्थात्मनेऐंकवचायहुं ॥ ॐपंफंबंभंमंॐवचनादानविहरणोत्सर्गानंदात्मनेऔं नेत्रत्रयायवौषट् ॥ ॐयंरंलंवंशंषंसंहंक्षंअंमनोबुद्ध्यहंकारचित्तात्मनेअःअस्त्रायफट्" ॥ એ પ્રમાણે પોતાના દેહવિષે અને દેવનાં સ્વરૂપવિષે ન્યાસ કરી દેવનો સ્પર્શ કરી ( આગળ કહેવાયછે તે ) જપ કરવો. ॐआंह्रींक्रौंयंरंलंवंशंषंसंहंसःदेवस्यप्राणाइह प्राणाः ॥ ॐआंह्रीं०हंसःदेवस्यजीवइह स्थितः ॥ ॐआंह्रीं०हंसःदेवस्य सर्वेंद्रियाणि ॥ ॐआंह्रीं०हंसःदेवस्यवाङ्मनश्चक्षुःश्रोत्रघ्राणप्राणाइहागत्यस्वस्तयेसुखेनसुचिरंतिष्ठंतुस्वाहा" એ પ્રમાણે જપ કીધા પછી મૂર્ત્તિનાં હૃદય ઉપરે અંગોઠો રાખી જપ કરવો. તે આ રીતે–"अस्यै प्राणाः प्रतिष्ठंतु, अस्यै प्राणाः क्षरंतुच ॥ अस्यै देवत्वमर्चायै, मामहेति च कश्चन" એ પ્રમાણે જપ કરી પ્રણવવડે વાયુરોધન કરી મૂર્ત્તિ સજીવ છે એમ ધ્યાન કરવું. પછી "ध्रुवाद्यौ०" એ મંત્રનો જપ કરી દેવના કાનમાં ગાયત્રી અને દેવના મંત્રનો જપ કરી પુરૂષસૂક્તવડે સ્તુતિ કરી દેવનાં ચરણ, નાભિ અને મસ્તકનો સ્પર્શ કરી "इहैवैधि०" એ મંત્રનો ત્રણ વાર જપ કરવો. પછી કર્ત્તાએ "स्वागतं देवदेवेश, मद्भाग्यात्त्वमिहागतः ॥ प्राकृतं त्वमदृष्ट्वा मां, बालवत्परिपालय ॥ धर्मार्थकामसिद्ध्यर्थं, स्थिरोभव शिवाय नः ॥ सान्निध्यं तु तदा देव, स्वार्चायां परिकल्पय ॥ यावच्चंद्रावनीसूर्या, स्तिष्ठंत्यप्रतिघातिनः॥ तावत्त्वयात्र देवेश, स्थेयं भक्तानुकंपया ॥ भगवन्देवदेवेश, त्वं पिता सर्वदेहिनां ॥ येन रूपेण भगवन्, त्वया व्याप्तं चराचरं ॥ तेनरूपेणदेवेश, स्वार्चायां सन्निधो भव," એ મંત્ર ભણી નમસ્કાર કરવા.

---

अथाचार्यःकर्तावालिंगमर्चांवाभूःपुरुषमावाहयामि भुवःपुरुषमा० स्वःपुरुष० भूर्भुवःस्वःपुरुष० इत्यावाह्यप्रणवेनासनंदत्वादूर्वाश्यामाकविष्णुक्रांतापद्ममिश्रंपाद्यं ॐइमाआपःशिवतमाःपूताःपूततमामेध्यामेध्यतमा अमृताअमृतरसाःपाद्यास्ताजुषतांप्रतिगृह्यतांप्रतिगृण्हातुभवान्महाविष्णुर्विष्णवेनमइतिपाद्यं भगवान्महादेवोरुद्रायनमइतिलिंगे एवंदेवतांतरेषूह्यं इमाआपःशिव० आचमनीयास्ताजुषतांप्रतिगृह्य०इमाआ० अर्घ्यास्ताइत्यर्घ्यं पंचामृतस्नानं देवंमंत्रैःसंस्नाप्यइदंविष्णुरितिविष्णौनमोअस्तुनीलग्रीवायेतिलिंगे कंकणंविसृज्यवस्त्रंयज्ञोपवीतंचदत्वा इमेगंधाःशुभादिव्याःसर्वगंधैरलंकृताः पूताब्रह्मपवित्रेणपूताःसर्यस्य रश्मिभिः पूताइत्यादिपूर्ववदितिगंधं इमेमाल्याःशुभादिव्याःसर्वमाल्यैरलंकृताः पूताइत्यादि

इतिमाला: इमेपुष्पाइतिपुष्पं वनस्पतिरसोधूपो० धूपोयंप्रतिगृह्यतांप्रतिगृण्हातुभवानित्यादि ज्योतिःशुक्रंचतेजश्चदेवानांसततंप्रियं प्रभाकरःसर्वभूतानांदीपो० तां प्रतिगृण्हातुभवानिति दीपंदत्वाविष्णौसंकर्षणादिद्वादशनामभिःपुष्पाणिसमर्प्य तैरेवतर्पणंकृत्वापायसगुडोदनचित्रोदनानिपवित्रंतेविततमितिनिवेद्य संकर्षणादिनामभिर्द्वादशगृहसिद्धान्नकृसराहुतीर्हुत्वाकृसरेणैवशार्ङ्गिणे० श्रियै० सरस्वत्यै० विष्णवे० इतिहुत्वा विष्णोर्नुकं० तदस्य प्रियम० प्रतद्विष्णु० परोमात्रया० विचक्रमे० त्रिर्देवःपृथिवीं० इतिमंत्रैःषट्जुहुयात् लिंगेतुदीपांतंकृत्वाभवायदेवाय० शर्वायदेवाय० ईशानायदेवाय० पशुपतयेदेवा० रुद्रायदेवा० उग्रायदेवाय० भीमायदेवाय० महतेदेवायनमइतिपुष्पाणिदत्वातैरेवतर्पणंकृत्वा पवित्रंतेइतिपायसंगुडोदनंचनिवेद्यभवायदेवायस्वाहेत्याद्यष्टभिःकृसरंजुहुयात् तिलमिश्रोदनःकृसरः भवस्यदेवस्यपत्न्यैस्वाहेत्याद्यष्टभिर्गुडोदनंहुत्वा भवस्यदेवस्यसुतायस्वाहेत्याद्यष्टभिर्हरिद्रोदनंहुत्वात्र्यंबकं० मानोमहांतं० मानस्तोके० आरात्ते० विकिरिद० सहस्राणिसहस्र० इतिद्वादशऋचःएतैःकृसरंहुत्वा शिवाय० शंकराय० सहमानाय० शितिकंठाय० कपर्दिने० ताम्राय० अरुणाय० अपगुरमाणाय० हिरण्यबाहवे० सस्पिंजराय० बभ्लुशाय० हिरण्यायेतिद्वादशनामभिर्जुहुयात् स्विष्टकृदादिहोमशेषंसमाप्यपूर्वोक्तसर्वहविर्भिर्विष्णवेलिंगायवाबलिंदद्यात् मंत्रस्तु त्वामेकमाद्यंपुरुषंपुरातनंनारायणंविश्वसृजंयजामहे त्वमेवयज्ञोविहितोविधेयस्त्वमात्मनात्मन्प्रतिगृण्हीष्वहव्यं लिंगेतुनारायणपदेरुद्रंशिवमितिवदेत् अश्वत्थपर्णेभूर्भुवःस्वरोमितिहुतशेषंनिधायप्रदक्षिणीकृत्य विश्वभुजेसर्वभुजेआत्मनेपरमात्मनेनमइतिनत्वाचार्यायद्वादशतिस्रएकांवागांदत्वाऋत्विग्भ्योदक्षिणांदत्वाशतंद्वादशवाविप्रान्भोजयेदिति प्रासादेनूतनेजलाशयोक्तप्रतिष्ठाविधिःकार्यः तत्र गोरुत्तारणपात्रीप्रक्षेपादिनकुर्यात् वारुणहोमस्थानेवास्तुहोमः इतिस्थिरार्चाचलार्चयोः प्रतिष्ठाप्रयोगः ॥

પછી આચાર્યે અથવા યજમાને લિંગ અથવા મૂર્તિવિષે આવાહન કરવું. તે આ રીતે–"भूःपुरुषमावाहयामि, भुवःपुरुषमा०, स्वःपुरुषमा०, भूर्भुवःस्वःपुरुषमा०" એ પ્રમાણે આવાહન કરી પ્રણવ મંત્રવડે આસન દઇ દૂર્વા, સાંવો, વિષ્ણુક્રાંતા (કાળી ગોકર્ણી + શંખપુષ્પી), અને કમળ એમણે મિશ્રિત એવું પાદ્ય કરી "ॐइमा आपः शिवतमाः पूताः पूततमा मेध्या मेध्यतमा अमृता अमृततमाः पाद्यास्ता जुषतां प्रतिगृह्यतां प्रतिगृण्हातु भवान् महाविष्णुर्विष्णवे नमः" એ મંત્રવડે તે પાદ્યોદક સમર્પણ કરવું. લિંગ હોય તો "भगवान् महादेवोरुद्राय नमः" મંત્રના અંતવિષે એવો ઉચ્ચાર કરવો. એ રીતે બીજા દેવતાવિષે પણ કલ્પના કરવી. "इमा आपः शिव० आचमनीयास्ताजुषतां प्रतिगृह्य० इमाआ०अर्घ्यास्ता०" એ રીતે આચમન અને અર્ઘ્ય દેવાં. પછી પંચામૃતસ્નાન કરાવી દેવને મંત્રવડે શુદ્ધ સ્નાન કરાવવું. પછી "इदंविष्णु०" એ મંત્રવડે વિષ્ણુને, "नमो अस्तुनीलग्रीवाय०" એ મંત્રવડે લિંગને કંકણનું વિસર્જન કરી વસ્ત્ર, યજ્ઞોપવીત અર્પણ કરી "इमे गंधाः शुभादिव्याः, सर्वगंधैरलंकृताः ॥ पूताब्रह्मपवित्रेण, पूताः सूर्यस्यरश्मिभिः" એ મંત્ર અને

"पूताः पूततमा०" એ પ્રથમ કહેલા મંત્રવડે ગંધ સમર્પણ કરવો. "इमे माल्याः शुभा दिव्याः, सर्वमाल्यैरलंकृताः ॥ पूता०" ઇત્યાદિક મંત્રવડે માલા અર્પણ કરવી. "इमे पुष्पाः०" ઇત્યાદિક મંત્રવડે પુષ્પ સમર્પણ કરવાં. "वनस्पतिरसो धूपो० धूपोयं प्रतिगृह्यतां, प्रतिगृण्हातु भवान्" એ મંત્રવડે ધૂપ, "ज्योतिः शुक्रं च तेजश्च, देवानां सततं प्रियं ॥ प्रभाकरःसर्वभूतानां, दीपोयं० प्रतिगृण्हातु भवान्" એ મંત્રવડે દીપ દઇ; વિષ્ણુ દેવતા હોય તો, તેને સંકર્ષણાદિ દ્વાદશ નામવડે પુષ્પ અર્પણ કરી એજ બાર નામવડે તર્પણ કરી પાયસ, ગુડયુક્ત અન્ન (ભાત) અને વિચિત્ર ભાત "पवित्रंते०" એ મંત્રવડે નિવેદન કરી સંકર્ષણાદિ બાર નામવડે ઘરમાં રાંધેલા કૃસરની (બાર) આહુતિ હવન કરી કૃસરવડેજ "शार्ङ्गिणे०, श्रियै०,सरस्वत्यै०,विष्णवे०" એ પ્રમાણે હોમ કરી "विष्णोर्नुकं०, तदस्य प्रियम०, प्रतद्विष्णु०, परोमात्रया०, विचक्रमे०, त्रिर्देवःपृथिवीं०" એ છ મંત્રવડે હોમ કરવો. લિંગ દેવતા હોય તો, દીપદાન પર્યંત પૂજન કરી "भवाय देवाय०, शर्वाय देवाय०, ईशानाय देवाय०, पशुपतये देवा०, रुद्राय देवा०, उग्राय देवाय०, भीमाय देवाय०, महते देवायनमः" એ પ્રમાણે પુષ્પ અર્પણ કરી તેના તે નામમંત્રવડે તર્પણ કરી "पवित्रंते०" એ મંત્રવડે પાયસ અને ગોળભાત નિવેદન કરી "भवाय देवाय स्वाहा" ઇત્યાદિક આઠ મંત્રવડે કૃસરનો હોમ કરવો. તિલમિશ્રિત જે ભાત તે કૃસર. "भवस्य देवस्य पत्न्यै स्वाहा" ઇત્યાદિક આઠ નામમંત્રવડે ગોળભાતનો હોમ કરી "भवस्य देवस्य सुताय स्वाहा" ઇત્યાદિક આઠ નામમંત્રવડે હરિદ્રોદન (હળદરસહિત ભાત) નો હોમ કરવો. પછી "त्र्यंबकं०, मानो महांतं०, मानस्तोके०, आरात्ते०, विकिरिद०, सहस्राणिसहस्र०," એ બાર ઋચાવડે કૃસરનો હોમ કરી "शिवाय०, शंकराय०, सहमानाय०, शितिकंठाय०, कपर्दिने०, ताम्राय०, अरुणाय०, अपगुरमाणाय०, हिरण्यबाहवे०, सस्पिंजराय०, बभ्लुशाय०, हिरण्याय०" એ બાર નામવડે હોમ કરવો. પછી સ્વિષ્ટકૃત્ ઇત્યાદિ હોમશેષ સમાપ્ત કરી પૂર્વોક્ત સઘળાં હોમદ્રવ્યવડે વિષ્ણુ અથવા લિંગ જે દેવતા હોય તેને બળિદાન દેવું. તેના મંત્ર—"त्वामेकमाद्यं पुरुषं पुरातनं, नारायणं विश्वसृजं यजामहे ॥ त्वमेवयज्ञो विहितो विधेय, स्त्वमात्मनात्मन्प्रतिगृण्हीष्वहव्यं." લિંગ હોય તો "नारायणं" એ પદને ઠેકાણે "रुद्रं, शिवं" એવો ઉચ્ચાર કરવો. પીપળાનાં પાન ઉપરે "भूर्भुवःस्वरोम्" એ મંત્રવડે હોમશેષ રાખી પ્રદક્ષિણા કરી "विश्वभुजे सर्वभुजे आत्मने परमात्मने नमः" એ મંત્રવડે નમસ્કાર કરી આચાર્યને બાર, ત્રણ અથવા એક ગોદાન દઇ ઋત્વિજોને દક્ષિણા દઇ સો અથવા બાર બ્રાહ્મણભોજન કરાવવાં. નવીન દેવમંદિર હોય તો જળાશયમાટે કહેલો પ્રતિષ્ઠાનો વિધિ કરવો. તે પ્રાસાદવિધિવિષે ગાયનું ઉત્તારણ અને પાત્રીનો પ્રક્ષેપ (નાખવું) ઇત્યાદિક વિધિ કરવો નહી. વારૂણ હોમને બદલે વાસ્તુદેવતાને ઉદ્દેશે હોમ કરવો. એ રીતે સ્થિર પ્રતિમા અને ચળ પ્રતિમાની પ્રતિષ્ઠાનો પ્રયોગ કહ્યો.

---

अथातोपिसंक्षिप्तएकाध्वरविधानेनचलप्रतिष्ठाप्रयोगः संकल्पादिनांदीश्राद्धांतंप्राग्वत् एकमाचार्यंवृणुयात् आचार्योमुकदेवप्रतिष्ठाकर्मकरिष्येइत्यादिसर्षपविकिरणांतं सर्वतोभद्रमंडलेप्राग्वन्नामभिर्ब्रह्मादिमंडलदेवताआवाह्यसंपूज्य यथागृह्यमग्निंप्रतिष्ठाप्यान्वादध्यात् आज्यभागांतेस्थाप्यदेवतांसहस्रमष्टोत्तरशतंवासमिदाज्यचरुतिलद्रव्यैर्ब्रह्मादिमंडलदेवताःप्रत्येकंदशदशतिलाज्याहुतिभिःशेषेणेत्यादि तूष्णींनिर्वापप्रोक्षणे आज्यभागांतेतडागनदीतीरगोष्ठचत्वरपर्वतगजाश्वह्रदवल्मीकसंगमेतिदशमृद्भिरष्टवारंदेवंसंस्नाप्य पंचगव्यैःक्रमेणस्नापयित्वा दूर्वासिद्धार्थपल्लवोपेतैरष्टकलशैरापोहिष्ठादिमंत्रैरभिषिच्याग्न्युत्तारणंकुर्यात् सर्वतोभद्रस्थपीठेदेवमुपवेश्यनाम्नावस्त्रगंधधूपादिदत्वाष्टदिक्षुपल्लवादियुतोदकुंभानष्टौदीपांश्चसंस्थाप्यप्राग्वन्नेत्रोन्मीलनं चित्रान्नेनबलिंदत्वापुरुषसूक्तेनस्तुत्वोक्तद्रव्यचतुष्टयंस्थाप्यदेवमंत्रेणहुत्वाएकैकद्रव्यहोमांतेदेवंस्पृशेत् आज्यहोमेकुंभेसंपातान्क्षिपेत्० मंडलदेवताभ्योहुत्वाहोमशेषंसमाप्यपूर्णाहुतिंकुर्यात् ॥

હવે એનાકરતાં પણ સંક્ષેપે એવો એકાધ્વરવિધિવડે ચળપ્રતિષ્ઠાનો પ્રયોગ કેહેછે—સંકલ્પથકી નાંદીશ્રાદ્ધ પર્યંત કર્મ પ્રથમ પ્રમાણે કરવું. એક આચાર્યને વરાવવા. પછી આચાર્યે "अमुकदेवताप्रतिष्ठाकर्म करिष्ये," એવો સંકલ્પ કરવો ઇત્યાદિકથકી સર્ષપ છાંટવા પર્યંત કર્મ કરવું. પછી સર્વતોભદ્ર મંડળવિષે પ્રથમની પેઠે બ્રહ્માદિક મંડળદેવતાઓનું આવાહન કરી તેમની પૂજા કરી પોતાનાં ગૃહ્યસૂત્રને અનુસારે અગ્નિની સ્થાપના કરી અન્વાધાન કરવું. આજ્યભાગ પર્યંત કર્મ થયા પછી "स्थाप्यदेवतां सहस्रमष्टोत्तरशतं वा समिदाज्यचरुतिलद्रव्यैर्ब्रह्मादिमंडलदेवताः प्रत्येकं दश दश तिलाज्याहुतिभिः शेषेण इत्यादि" અન્વાધાન કરી ચરૂ કરવામાટે એક એક દેવતાને અર્થે ચાર ચાર મુષ્ટિ ચોખા લેવા અને તેનું પ્રોક્ષણ કરવું તે મંત્રરહિત કરવું. આજ્યભાગ પર્યંત કર્મ થયા પછી તળાવ, નદીતીર, ગોષ્ઠ ( ગોશાળા ), આંગણું, પર્વત, હસ્તિનું સ્થાન, ઘોડાર, હ્રદ ( પાણીનો ધ્રો ), રાફડો, અને સંગમ ( ચોવાટો ) એ દશ સ્થાનકોની મૃત્તિકાવડે આઠ વાર દેવને સ્નાન કરાવી પંચગવ્યવડે ક્રમથી સ્નાન કરાવી દૂર્વા, સર્ષપ અને પંચપલ્લવે યુક્ત આઠ કળશવડે "आपोहिष्ठा०" ઇત્યાદિક મંત્રવડે અભિષેક કરી અગ્ન્યુત્તારણ કરવું. પછી સર્વતોભદ્ર ઉપરે રાખેલા પીઠ ઉપરે દેવને બેસારી નામમંત્રવડે વસ્ત્ર, ગંધ, ધૂપ ઇત્યાદિક અર્પણ કરી આઠે દિશાવિષે પંચપલ્લવાદિકે યુક્ત આઠ કળશ અને આઠ દીપ સ્થાપન કરી પ્રથમનીપેઠે નેત્રોન્મીલન અને ચિત્ર અન્નવડે બળિદાન કરી પુરૂષસૂક્તવડે સ્તુતિ કરી પ્રથમ કહેલાં ચાર દ્રવ્યનો સ્થાપ્ય દેવતાના મંત્રવડે હોમ કરી એક એક દ્રવ્યના હોમની અંતે દેવનો સ્પર્શ કરવો. આજ્ય હોમ કીધા પછી કુંભવિષે સંપાત નાખવા. મંડળ દેવતાનો હોમ કરી હોમશેષ સમાપ્ત કરી પૂર્ણાહુતિ હોમ કરવો.

---

ततःपूर्वोक्तरीत्यासूक्तन्यासावाहनप्राणप्रतिष्ठांतंकृत्वाहैवैधीतितृचंपुरुषसूक्तंचजप्त्वा मूलमंत्रादिनावाहनादिपंचामृतस्नानांतेसंपातोदकैरिमाआपःशिवतमाइत्यादिनाभिषेकः व

स्त्रादिनैवेद्यांतंप्राग्वत् तांबूलफलदक्षिणानीराजननमस्कारप्रदक्षिणादिविधाय पुष्पांजलिंदत्वासाचार्यःकर्तादेवंनत्वाक्षमाप्याचार्यदक्षिणांतेऽष्टकुंभोदकैर्यजमानाभिषेकःविष्णुंस्मृत्वाकर्मेश्वरेर्पयेदितिसंक्षेपः ॥

પછી પૂર્વોક્ત રીતિ પ્રમાણે સૂક્તનો ન્યાસ, આવાહન અને પ્રાણપ્રતિષ્ઠા પર્યંત કર્મ કરી "इहैवैधि०" ઇત્યાદિક ત્રણ ઋચા અને પુરૂષસૂક્તનો જપ કરી મૂળ મંત્રાદિકવડે આવાહનથકી પંચામૃત સ્નાન પર્યંત કર્મ થયા પછી સંપાતોદકવડે "इमा आपःशिवतमा०" ઇત્યાદિક મંત્રવડે અભિષેક કરવો. પછી વસ્ત્રાદિકથકી નૈવેદ્ય પર્યંત પૂજા પ્રથમ પ્રમાણે કરવી. પછી તાંબૂલ, ફલ, દક્ષિણા, નીરાજન (આરતી), નમસ્કાર, પ્રદક્ષિણા ઇત્યાદિક કરી દેવને પુષ્પાંજળી અર્પણ કરી આચાર્ય સહિત કર્ત્તાએ દેવને નમસ્કાર કરી પ્રાર્થના કરી આચાર્યને દક્ષિણા દીધા પછી આચાર્યે આઠ કુંભનાં જળવડે યજમાનને અભિષેક કરવો. પછી વિષ્ણુનું સ્મરણ કરી કર્મ ઈશ્વરને અર્પણ કરવું. એ પ્રમાણે સંક્ષેપ જાણવો.

---

अथपुनःप्रतिष्ठा मद्यचांडालस्पृष्टावन्हिदग्धाविप्ररक्तदूषिताशवपापिस्पृष्टाचप्रतिमापुनःसंस्कार्या खंडितेस्फुटितेस्थानभ्रंशेपूजनाभावेश्वगर्दभादिस्पर्शेपतितरजस्वलाचोरैःस्पर्शेचपुनःप्रतिष्ठा खंडितांभग्नांविधिनोद्धृत्यान्यांस्थाप्य अर्चायाभंगचौर्यादौताद्दिनेउपवासः ताम्रादिधातुमूर्तीनांचोरचांडालादिस्पर्शेताम्रादिधातूक्तशुद्धिंकृत्वापुनःप्रतिष्ठा पूर्वप्रतिष्ठितस्याबुद्धिपूर्वकमेकरात्रमेकमासंद्विमासंवार्चनादिविच्छेदेशूद्ररजस्वलाद्युपस्पर्शेनेवाजलाधिवासंकृत्वाकलशेनस्नपयेत् ततःपंचगव्येनस्नापयित्वाऽष्टसहस्रमष्टशतमष्टाविंशतिसंख्यंवाकलशैःशुद्धोदकेनपुरुषसूक्तेनस्नपयेत् गंधपुष्पादिनापूजयित्वागुडौदनंनिवेदयेदितिशुद्धिः ॥

## હવે પુનઃપ્રતિષ્ઠા કેહેછે.

મદ્ય અથવા ચાંડાલનો જેને સ્પર્શ થયો હોય તે, અગ્નિવડે દગ્ધ થયલી, બ્રાહ્મણનાં રૂધિરવડે દૂષિત થયલી, શબ અથવા પાપીએ સ્પર્શ કરેલી એવી મૂર્ત્તિની પુનઃપ્રતિષ્ઠા કરવી. ખંડિત; સ્ફુટિત (ફુટેલી); સ્થાનભ્રષ્ટ; પૂજનનો અભાવ; કુતરાં, ખર ઇત્યાદિકનો સ્પર્શ; અથવા પતિત, રજસ્વલા, ચોર એમનો સ્પર્શ; એ થયું હોય તો પણ પુનઃપ્રતિષ્ઠા કરવી. ખંડિત થયલી અથવા ભાંગેલી મૂર્ત્તિને વિધિપૂર્વક ઉઠાડી બીજી મૂર્ત્તિ સ્થાપન કરવી. મૂર્ત્તિનો ભંગ અથવા ચોરી ઇત્યાદિક જે દિવસે થાય તે દિવસે ઉપવાસ કરવો. ત્રાંબુ ઇત્યાદિક ધાતુની મૂર્ત્તિને ચોર, ચાંડાલ ઇત્યાદિકનો સ્પર્શ થાય તો તામ્રાદિક ધાતુમાટે કહેલી શુદ્ધિ કરી પુનઃપ્રતિષ્ઠા કરવી. પ્રથમ પ્રતિષ્ઠા કરેલી મૂર્ત્તિની અજાણમાં એક રાત્રિ, એક માસ, અથવા બે માસ પર્યંત પૂજા ઇત્યાદિકનો નાશ થાય અથવા શૂદ્ર, રજસ્વલા ઇત્યાદિકનો સ્પર્શ થાય તો જલાધિવાસ કરી કળશવડે સ્નાન કરાવવું. પછી પંચગવ્યવડે સ્નાન કરાવી આઠ સહસ્ર આઠસો અથવા અઠ્ઠાવીસ કળશવડે શુદ્ધોદકે કરી પુરૂષસૂક્ત

ભણી સ્નાન કરાવવું. પછી ગંધ, પુષ્પ ઇત્યાદિકવડે પૂજન કરી ગોળભાતનું નૈવેદ્ય અર્પણ કરવું. એ પ્રમાણે મૂર્ત્તિની શુદ્ધિ કરવી.

**बुद्धिपूर्वपूजनविच्छेदेशूद्रस्पर्शादौचपुनःप्रतिष्ठयैवशुद्धिः अन्येतु एकाहपूजाविहतौ कुर्याद्द्विगुणमर्चनं द्विरात्रेतुमहापूजांसंप्रोक्षणमतःपरं मासादूर्ध्वपूजाविहतौपुनःप्रतिष्ठा प्रोक्षणविधिर्वाकार्यइत्याहुः पुनःप्रतिष्ठादिमलमासशुक्रास्तादावपिकार्यं देवालयवापीकूप तडागभेदनेआरामसेतुसभाभंगेइदंविष्णुर्मानस्तोकेविष्णोःकर्माणिपादोस्येतिचतस्रआज्या हुतीर्हुत्वाब्राह्मणान्भोजयेदिति ॥**

બુદ્ધિપૂર્વક પૂજાનો નાશ થયો હોય અથવા શૂદ્રાદિકનો સ્પર્શ થયો હોય તો પુનઃપ્રતિષ્ઠા કરવાથીજ શુદ્ધિ થાયછે. બીજા ગ્રંથકાર તો, "એક દિવસ પૂજાનો નાશ થાય તો દ્વિગુણ પૂજા કરવી, બે રાત્ર પૂજાનો નાશ થાય તો મહાપૂજા કરવી, બે કરતાં અધિક દિવસ પૂજાનો નાશ થાય તો પ્રોક્ષણવિધિ કરવો," એક માસ કરતાં અધિક પૂજાનો નાશ થયો હોય તો પુનઃપ્રતિષ્ઠા અથવા પ્રોક્ષણવિધિ કરવો, એમ કેહેછે. પુનઃપ્રતિષ્ઠા ઇત્યાદિક કરવું તે મળમાસ, શુક્રના અસ્તાદિકવિષે પણ કરવું. દેવમંદિર, વાવ, કુવા અને તલાવનો ભેદ (ફુટવું) થયો હોય; બાગ, સેતુ (પુલ, પાળ), સભા, એમનો ભંગ થયો હોય તો "**इदंविष्णु०, मानस्तोके०, विष्णोःकर्माणि०, पादोस्य०,**" એ ચાર ઋચાવડે ચાર આજ્યાહુતિ હોમ કરી બ્રાહ્મણોને ભોજન કરાવવું.

**अथप्रोक्षणविधिः देवमुद्वास्यपंचवारंमृज्जलैःप्रक्षाल्यपंचगव्यैःस्नापयित्वाकुशोदकैर्वि शोध्यमूलेनाष्टोत्तरशतवारंप्रोक्ष्यमूलेनमूर्धादिपीठांतंसंस्पृश्य तत्त्वन्यासलिपिन्यासमंत्रन्या सपूर्वकंप्राणप्रतिष्ठांकृत्वामहापूजांकुर्यात् पूजाहीनादिपुह्येषसंप्रोक्षणविधिःस्मृतः ॥**

## હવે પ્રોક્ષણનો વિધિ કેહેછે.

દેવનું વિસર્જન કરી મૃત્તિકા અને જળવડે દેવને પાંચ વાર પ્રક્ષાલન કરી પંચગવ્યવડે સ્નાન કરાવી કુશોદકવડે દેવની શુદ્ધિ કરી મૂળમંત્રવડે (૧૦૮) વાર પ્રોક્ષણ કરી મૂળમંત્રવડે મસ્તકથકી પીઠ પર્યંત સ્પર્શ કરવો. પછી તત્વન્યાસ, લિપિન્યાસ, અને મંત્રન્યાસ કરી પ્રાણપ્રતિષ્ઠા કરી મહાપૂજા કરવી. "જેની પૂજાનો ભંગ થયો હોય ઇત્યાદિક મૂર્ત્તિવિષે એ પ્રોક્ષણવિધિ કહ્યોછે.

**अथजीर्णोद्धारः सचलिंगादौभग्नेदग्धेचलितेवाकार्यः अयंचानादिसिद्धप्रतिष्ठितलिं गादौभंगादिदोषेपिनकार्यः तत्रतुमहाभिषेकःकार्यः ॥**

## હવે જીર્ણોદ્ધાર કેહેછે.

જીર્ણોદ્ધાર કરવાનો તે લિંગ ઇત્યાદિક ભગ્ન, દગ્ધ, અથવા ચલિત થયું હોય તો કરવો. અનાદિસિદ્ધ સ્થાપિત, લિંગ અથવા મૂર્ત્તિ ઇત્યાદિકને ભંગાદિક દોષ થયો હોય તથાપિ એ જીર્ણોદ્ધાર કરવો નહી, ત્યારે ત્યહાં મહાભિષેક કરવો.

कर्तामुकदेवस्यजीर्णोद्धारंकरिष्येइत्युक्त्वानांदीश्राद्धांतंकृत्वाचार्यंवृत्वापीठेमंडलदेवताआवाह्यलिंगेव्यापकेश्वरहृदयायनमः ॐव्यापकेश्वरशिरसेस्वाहेत्यादिषडंगं कृत्वादेवतांतरेमूलमंत्रेणषडंगंकृत्वार्चयेत् अघोरेतिमंत्रमष्टोत्तरशतंजप्त्वाग्निंप्रतिष्ठाप्यअघोरेणघृताक्तसर्षपैःसहस्रंहुत्वेंद्रादिभ्योनाम्नाबलिंदत्वाजीर्णदेवंप्रणवेनसंपूज्य साज्यतिलैर्मंडलदेवताहोमंकृत्वाप्रार्थयेत् जीर्णभग्नमिदंचैवसर्वदोषावहंनृणां अस्योद्धारेकृतेशांतिःशास्त्रेस्मिन्कथितात्वया जीर्णोद्धारविधानंचनृपराष्ट्रहितावहं तदधिष्ठायतांदेवप्रहरामितवाज्ञया क्षीराज्यमधुदूर्वासमिद्भिर्देवमंत्रेणाष्टोत्तरशतंहुत्वातिलैःसहस्रंहुत्वापायसेनशतंहुत्वालिंगंप्रार्थयेत् लिंगरूपंसमागत्ययेनेदंसमधिष्ठितं यायास्त्वंसंमितंस्थानंसंत्यज्यैवशिवाज्ञया अत्रस्थानेचयाविद्यासर्वविद्येश्वरैर्युता: शिवेनसहसंतिष्ठेतिमंत्रितजलेनाभिषिच्यविसर्जयेत् अस्त्रमंत्रितेनखनित्रेणखात्वालिंगमादायवामदेवमंत्रेणनद्यादौक्षिपेत् मूर्तिंप्रणवेनक्षिपेत् दारुजंमधुनाभ्यज्याघोरेणदहेत् हेमादिमयंयोग्यंकृत्वातत्रैवस्थापयेत् ततःशांत्यर्थमघोरेणघृतक्षीरमध्वाक्तैस्तिलैःसहस्रंहुत्वाप्रार्थयेत् भगवन्भूतभव्येशलोकनाथजगत्पते जीर्णलिंगसमुद्धारःकृतस्तवाज्ञयामया अग्निनादारुजंदग्धंक्षिप्तंशैलादिकंजले प्रायश्चित्तायदेवेशअघोरास्त्रेणतर्पितं ज्ञानतोज्ञानतोवापियथोक्तंनकृतंयदि तत्सर्वंपूर्णमेवास्तुत्वत्प्रसादान्महेश्वर अथयजमानःप्रार्थयेत् गोविप्रशिल्पिभूपानामाचार्यस्यचयज्वनः शांतिर्भवतुदेवेशअच्छिद्रंजायतामिदं मूर्तौतुविशेषः त्वत्प्रसादेननिर्विघ्नंदेहंनिर्मापयत्यसौ वासंकुरुसुरश्रेष्ठतावत्त्वंचाल्पकेगृहे वसक्लेशंसहित्वेहमूर्तिंवैतवपूर्ववत् यावत्कारयतेभक्तःकुरुतस्यचवांछितं ततोनवांमूर्तिंलिंगंवाकृत्वोक्तविधिनाप्रतिष्ठाकालानपेक्षयामासादर्वाक्स्थापयेत् इति जीर्णोद्धारः ॥

કર્તાએ "अमुक देवस्य जीर्णोद्धारं करिष्ये" એવો સંકલ્પ કરી નાંદીશ્રાદ્ધ પર્યંત કર્મ કીધા પછી આચાર્યને વરાવી સર્વતોભદ્ર પીઠ ઉપરે મંડળદેવતાઓનું આવાહન કરી લિંગનેવિષે "व्यापकेश्वरहृदयायनमः ॐव्यापकेश्वरशिरसेस्वाहा" ઇત્યાદિક ષડંગન્યાસ કરી અને બીજો દેવ હોય તો તે દેવના મૂળમંત્રવડે ષડંગન્યાસ કરી પૂજા કરવી. "अघोरेभ्यो०" એ મંત્રનો (૧૦૮) જપ કરી અગ્નિસ્થાપન કરી "अघोरेभ्यो०" એ મંત્રે કરી ધૃતમાં ભિંજવેલા સર્ષપનો સહસ્ર હોમ કરી ઇંદ્રાદિક દેવના નામમંત્રવડે બલિદાન દઇ પ્રણવ મંત્રવડે જીર્ણ દેવની પૂજા કરી ધૃતયુક્ત તિળવડે મંડળદેવતાનો હોમ કરી પ્રાર્થના કરવી. તેનો મંત્ર— "जीर्णभग्नमिदं चैव, सर्वदोषावहं नृणां ॥ अस्योद्धारे कृते शांतिः, शास्त्रेस्मिन् कथिता त्वया ॥ जीर्णोद्धारविधानं च, नृपराष्ट्रहितावहं ॥ तदधिष्ठायतां देव, प्रहरामि तवाज्ञया," એ પ્રમાણે પ્રાર્થના કરી દૂધ, ઘી, મધ, દૂર્વા અને સમિધવડે દેવનો મંત્ર ભણી (૧૦૮) હોમ કરી તિળનો સહસ્ર હોમ કરી પાયસ (દૂધપાક)નો સો હોમ કરી લિંગની પ્રાર્થના કરવી. તેનો મંત્ર— "लिंगरूपं समागत्य, येनेदं समधिष्ठितं ॥ यायास्त्वंसंमितं स्थानं, संत्यज्यैव शिवाज्ञया ॥ अत्र स्थाने च या विद्या, सर्वविद्येश्वरैर्युताः", એ પ્રમાણે પ્રાર્થના કરી "शिवेन सह संतिष्ठ०" એ મંત્રવડે અભિમંત્રિત જળવડે અભિષેક

કરી વિસર્જન કરવું. અસ્ત્ર મંત્રવડે મંત્રેલાં ખનિત્ર (ખોદવાનાં સાધન)વડે ખોદી તે લિંગ લઇ "वामदेव०" એ મંત્રવડે નદી ઇત્યાદિકવિષે નાખવું. મૂર્ત્તિ હોય તો પ્રણવ મંત્રવડે નાખવી. કાષ્ઠની મૂર્ત્તિ હોય તો મધમાં ભીંજાવીને– "अघोरेभ्यो०" એ મંત્રવડે બાળવી. સુવર્ણ ઇત્યાદિક ધાતુમય હોય તો તેને યથાયોગ્ય સરખી કરી ફરી તેજ ઠેકાણે સ્થાપિત કરવી. પછી શાંતિમાટે "अघोरेभ्यो०" એ મંત્રવડે ઘૃત, દૂધ અને મધમાં ભીંજવેલા તિલનો સહસ્ર હોમ કરી પ્રાર્થના કરવી. તેના મંત્ર– "भगवन्भूतभव्येश, लोकनाथ जगत्पते ॥ जीर्णलिंगसमुद्धारः,कृतस्तवाज्ञया मया ॥ अग्निना दारुजं दग्धं, क्षिप्तं शैलादिकं जले ॥ प्रायश्चित्ताय देवेश, अघोरास्त्रेण तर्पितं ॥ ज्ञानतोऽज्ञानतो वापि, यथोक्तं न कृतं यदि ॥ तत्सर्वं पूर्णमेवास्तु, त्वत्प्रसादान्महेश्वर." પછી યજમાને પ્રાર્થના કરવી, તે આ રીતે– "गोविप्रशिल्पिभूपानां, माचार्यस्य च यज्वनः ॥ शांतिर्भवतु देवेश, अच्छिद्रं जायतामिदं." મૂર્ત્તિ હોય તો પ્રાર્થનાનો વિશેષ– "त्वत्प्रसादेन निर्विघ्नं, देहं निर्मापयत्यसौ ॥ वासं कुरु सुरश्रेष्ठ, तावत्त्वं चाल्पके गृहे ॥ वसक्लेशं सहित्वेह, मूर्त्तिर्वै तव पूर्ववत् ॥ यावत्कारयतेभक्तः, कुरुतस्यच वांछितं." પછી નવીન મૂર્ત્તિ અથવા લિંગ કરી પ્રથમ કહેલા વિધિવડે પ્રતિષ્ઠાનાં મુહૂર્તની પ્રતીક્ષા (વાટ) ન જોતાં માસની માંહ્ય સ્થાપના કરવી. એ પ્રમાણે જીર્ણોદ્ધાર કહ્યો.

---

प्रतिमादिशिवलिंगप्रासादकलशादिभंगेस्वामिनोमरणंभवेत् तत्रशांतिः कुंडंकृत्वाविधानेनतत्रोहोमंसमाचरेत् चरुंचयमदैवत्यंसाधयित्वाविधानतः दधिक्षौद्रघृताक्तानामश्वत्थसमिधांततः जुहुयादष्टशतंप्राज्ञइमारुद्रेतिमंत्रवित् माषैर्मुद्गैस्तिलैश्चैवघृतेनमधुनापिच एभिः पंचसहस्राणिशक्तिबीजेनहोमयेत् शक्तिबीजंह्रींबीजं भूमिंधेनुमनड्वाहंस्वर्णंधान्यंसदक्षिणं दत्वाथपंचगव्येनस्नायाद्देवालयेद्विजः बलिंदद्याद्यमायाथकृसरैःपायसैस्तथा ईशानायबलिंदत्वाकृतकृत्योभवेन्नरः अत्रमूलंकमलाकरे ॥

મૂર્ત્તિ, શિવલિંગ, દેવાલય, દેવાલયનો કળશ ઇત્યાદિકનો નાશ થયો હોય તો તેના સ્વામી (ધણી)નું મરણ થાયછે માટે તેવિષે શાંતિ કરવી. તે આ રીતે- "વિધિપૂર્વક કુંડ કરી હોમ કરવો. વિધિપૂર્વક યમ દૈવત્ય (યમ છે દેવતા જેનો એવો) ચરૂ કરી તે ચરૂનો અને દહિં, મધ, ઘીમાં ભીંજવેળાં પિપળાનાં સમિધનો "इमारुद्रा०" એ મંત્રવડે મંત્રજ્ઞ અને વિદ્વાન્ એવા આચાર્યે (૧૦૮) હોમ કરવો. અડદ, મગ, તિળ, ઘૃત અને મધ એવડે એક એક પદાર્થનો સહસ્ર એ રીતે શક્તિબીજવડે હોમ કરવો." શક્તિબીજ એટલે 'ह्रीं' બીજ જાણવું. દ્વિજે પૃથિવી, ગાય, વૃષભ, સુવર્ણ, અને ધાન્ય એમનું દક્ષિણાસહિત દાન કરી દેવાલયવિષે પંચગવ્યવડે સ્નાન કરવું. પછી યમને કૃસર અન્નનો બળિ દઇ ઇશાનને પાયસનો બળિ દેવો. તેણે કરી મનુષ્ય કૃતકૃત્ય થાયછે. એવિષે મૂળ પ્રમાણ કમળાકરમાં કહ્યુંછે.

---

अपर्युषितनिच्छिद्रैःप्रोक्षितैर्जंतुवर्जितैः आत्मारामोद्भवैर्मुख्यैर्भक्त्यासंपूजयेत्सुरान् त्यजेत्कीटावपन्नानिशीर्णपर्युषितानिच स्वयंपतितपुष्पाणिमलाद्युपहतानिच मुकुलैर्नार्चयेद्देवमपक्वैःकृमियुक्फलैः पुष्पाभावेपत्रपूजापत्रालाभेफलैरपि निवेदयेत्फलालाभेतृणगुल्मौषधीरपि समित्पुष्पकुशादीनिब्राह्मणःस्वयमाहरेत् शूद्रानीतैःक्रयक्रीतैःकर्मकुर्वन्पतत्यधः लक्षपुष्पार्चनंक्रयक्रीतैरपि केचिद्धर्मार्जितधनक्रीतैर्यःकुर्यात्केशवार्चनम् नपर्युषितदोषोस्तिमालाकारगृहेषुचेत्याद्युक्तेर्मालाकारानीतैःक्रयक्रीतैरपिपुष्पपत्रैःपूजयंति नित्यपूजार्थंपरोपवनादेरपिपुष्पादिग्रहेचौर्यदोषोन पूजार्थंपुष्पादिनयाचेत् समित्पुष्पकुशादीनिवहंतंनाभिवादयेत् तद्धारीचैवनान्यान्नहिनिर्माल्यंनद्भवेत्तयोः देवोपरिधृतंवामहस्तेधोवस्त्रेचधृतंजलेंतःक्षालितंचपुष्पंनिर्माल्यं वर्ज्यंपर्युषितंपुष्पंवर्ज्यंपर्युषितंजलं नवर्ज्यंतुलसीपत्रंनवर्ज्यंतीर्थजंजलं प्रहरंतिष्ठतेजातीकरवीरमहर्निशं नैवपर्युषितंपद्मंतुलसीबिल्वपत्रकं कुंदंचदमनंचैवागस्त्यंचकलिकातथा ॥

હવે દેવપૂજાવિષે પુષ્પ કેવાં લેવાં તે કેહેછે—"વાસી ન હોય, છિદ્ર રહિત, પ્રોક્ષણ કરેલાં, જીવે રહિત, અને પોતાના બાગમાં ઉત્પન્ન થયલાં જે પુષ્પ તે મુખ્ય છે. એવાં પુષ્પોવડે ભક્તિપૂર્વક દેવોનું પૂજન કરવું. કીડાઓએ ખાધેલાં, શીર્ણ (ગળેલાં), વાસી, પોતાની મેળે ખરી પડેલાં, અને મળાદિકવડે ખરાબ થયલાં પુષ્પો દેવપૂજાવિષે ગ્રહણ કરવાં નહી. મુકુળ (કળિ), અને કાચાં અથવા કીડાવાળાં ફળવડે દેવનું પૂજન કરવું નહી." પુષ્પ ન મળે તો પત્રવડે પૂજા કરવી. પત્ર ન મળે તો ફળવડે પણ પૂજા કરવી. "ફળ ન મળે તો દૂર્વા આદિ તૃણ, ગુલ્મ (વેલાના તંતુના ગુચ્છ), અને ઓષધી (શાળ, યવ) એવડે પણ પૂજા કરવી. બ્રાહ્મણે સમિધ, પુષ્પ અને દર્ભ ઇત્યાદિક પદાર્થો પોતે લાવવા. શૂદ્રે લાવેલાં અથવા વેચાતી લીધેલાં પુષ્પાદિકવડે પૂજન કરનારા અધોયોનીને પામેછે." લક્ષ પુષ્પવડે પૂજા કરવાની તે પુષ્પ વેચાતી લઇને પણ કરવી. કેટલાએક મનુષ્યો "ન્યાયથી કમાવેલું દ્રવ્ય દઈ વેચાતી લીધેલાં જે પુષ્પાદિક તેવડે જે કેશવપૂજન કરેછે તેને દોષ નથી અને માળીના ઘરથી લાવેલાં પુષ્પવિષે પર્યુષિત (વાસીપણાનો) દોષ નથી," એવાં વચન છે, તેથી માળિપાસેથી વેચાતી લીધેલાં પુષ્પ અને પત્રવડે પૂજા કરેછે. નિત્યપૂજામાટે બીજાના બગીચા ઇત્યાદિકમાંથી પણ પુષ્પ, પત્ર ઇત્યાદિક ગ્રહણ કરવાથી ચોરીનો દોષ નથી. પૂજાને અર્થે પુષ્પ, પત્રાદિકની યાચના કરવી નહી. "સમિધ, પુષ્પ, દર્ભ ઇત્યાદિક લઈ જતો હોય તેને બીજાએ અને બીજાને તેણે નમસ્કાર કરવા નહી; કારણ, તે બન્નેમાંથી એક પણ નમસ્કાર કરે તો તે પાસે રહેલું પૂજાસાહિત્ય નિર્માલ્ય એટલે પૂજામાં નિરૂપયોગી થાયછે." દેવને અર્પણ કરેલાં, વામ (ડાબા) હાથમાં ધરેલાં, અધોવસ્ત્ર (પેહેરલાં ધોતીયું,

---

१ स्वकीयपुष्पवाटिकोत्थपुष्पाणांमुख्यत्वं परारामोद्भवानांवनस्थानांचमध्यमत्वं याचितानामधमत्वमितिग्रंथांतरे ॥

૨. પોતાના બાગમાં ઉત્પન્ન થયલાં પુષ્પો મુખ્ય છે. બીજાની વાડી અને બાગમાંનાં અથવા વનમાંથી લાવેલાં પુષ્પ મધ્યમ છે. માગી લીધેલા પુષ્પ અધમ, એ રીતે ગ્રંથાંતરમાં કહ્યું છે.

પંચિયું ઇત્યાદિક ) માં ગ્રહણ કરેલાં અને જળમાં નાખી ધોયલાં પુષ્પ નિર્માલ્ય છે." વાસી પુષ્પ અને વાસી જળ વર્જ્ય કરવું. તુળસીપત્ર અને તીર્થનું જળ એ વાસી હોય તો પણ વર્જ્ય કરવું નહી. જાયનું પુષ્પ એક પોહોર પર્યંત વાસી નથી. કણેરનું પુષ્પ એક અહોરાત્ર ( આઠ પોહોર ) વાસી નથી. કમળ, તુળસી, બિલ્વ-પત્ર, કુંદનું પુષ્પ, દવણાનાં પુષ્પ, અગસ્ત્યનાં પુષ્પ અને કળી એ વાસી થતાં નથી."

---

**बिल्वादेरपर्युषितत्वदिनसंख्या बिल्वः ३० अपामार्गः ३ जाती १ तुलसी ६ शमी ६ शतावरी ११ केतकी ४ भृंगराजः ९ दूर्वा ८ मंदारः १ पद्मं १ नागकेसरः २ दर्भाः ३० अगस्त्यः ३ तिलः १ मल्लिका ४ चंपकः ९ करवीरं ८ एतेषामेतद्दिनोत्तरं पर्युषितत्वं ॥**

બિલિ ઈત્યાદિક પત્ર અને પુષ્પ કેટલાએક દિવસ પર્યંત વાસી થતાં નથી તેના દિવસના અંક તે તે પદાર્થોની આગળ લખેલા છે તેથી તે પદાર્થો તેટલા દિવસ પર્યંત વાસી થતા નથી એમ સમજવું. બિલિ પત્ર ૩૦, અધાડો ૩, જાય ૧, તુ-ળસી ૬, શમી ૬, શતાવરી ૧૧, કેતકી ૪, ભાંગરો ૯, દૂર્વા ૮, મંદાર ( હારશૃં-ગાર ) ૧, પદ્મ ૧, નાગકેસર ૨, દર્ભ ૩૦, અગસ્ત્યો ૩, તિળ ૧, મલ્લિકા ૪, ચંપો ૯, કણેર ૮, એ પ્રમાણે એમને એટલા દિવસ પછી વાસીપણું થાયછે.

---

**तुलसीग्रहणकालः वैधृतौचव्यतीपातेभौमभार्गवभानुषु पर्वद्वयेचसंक्रांतौद्वादश्यांसूतकद्वये तुलसीयेविचिन्वंतितेछिंदंतिहरेःशिरः नैवच्छिंद्याद्रवौदूर्वांतुलसींनिशिसंध्ययोः धात्रीपत्रंकार्तिकेचपुण्यार्थीमतिमान्नरः द्वादश्यांचदिवास्वापस्तुलस्यावचयस्तथा विष्णोश्चैवदिवास्नानंवर्जनीयंसदाबुधैः अत्रदिवानिषेधाद्रात्रौस्नानादिषोडशोपचारैःपूजाकार्या दिवानुगंधादिपुष्पांजल्यंताएवोपचाराइतिकमलाकराह्निके विष्णोर्द्वादश्यांनिर्माल्यापनयनमपिनकार्यमितितंत्रांतरेस्मर्यते एतदपवादःपुरुषार्थचिंतामणौनारदीये पंचामृतेनसंस्नाप्यएकादश्यांजनार्दनं द्वादश्यांपयसास्नाप्यहरिसायुज्यमश्नुतेइति देवार्थेतुलसीछेदोहोमार्थेसमिधांतथा इंदुक्षयेनदुष्येतगवार्थेतुतृणस्यच तुलसीग्रहणमंत्रः तुलस्यमृतनामासिसदात्वंकेशवप्रिये केशवार्थंविचिन्वामिवरदाभवशोभने जातिमल्लिकाकरवीराशोकोत्पलचंपकबकुलबिल्वशमीकुशाएतानिसर्वदेवतानांविहितानि ॥**

**હવે તુળસી ગ્રહણકરવાવિષે સમય કેહેછે—**" વૈધૃત, વ્યતીપાત, ભૌમ વાર, શુક્ર વાર, રવિ વાર, પૂનમ, અમાસ, સંક્રાંતિ, બારસ, જનનાશૌચ અને મૃતાશૌચ એ સમયે જે તુળસી તોડેછે તે વિષ્ણુનું મસ્તક છેદેછે એમ છે, માટે તે દિવસે તુળસી તોડવી નહી. પુણ્યની ઈચ્છા કરનારા બુદ્ધિમાન્ પુરૂષે રવિ વારે દૂર્વા; રાત્રિ અને બન્ને સંધ્યા સમયે તુળસી; તેમજ કાર્તિક માસમાં ધાત્રી (આમળી )નાં પત્ર તોડવાં નહી. બારસને દિવસે; દિવસની નિદ્રા, તુળસી તોડવી, અને વિષ્ણુને દિવસમાં સ્નાન એ સર્વકાળ વિદ્વાને વર્જ્ય કરવાં." એ વાક્યવિષે દિવસે સ્નાનનો નિષેધ કહ્યો તેથી રાત્રિએ સ્નાનાદિક ષોડશોપચાર પૂજા કરવી. દિવસે તો ચંદન-

થકી તે પુષ્પાંજળિ પર્યંતજ ઉપચાર અર્પણ કરવા એ રીતે કમળાકરનાં આન્હિકમાં કહ્યુંછે. બારસને દિવસે વિષ્ણુ ઉપરનું નિર્માલ્ય પણ કાઢવું નહી, એ રીતે બીજા તંત્રોવિષે કહ્યુંછે. એ વાક્યનો અપવાદ (બાધ), પુરૂષાર્થચિંતામણીવિષે નારદીય પુરાણનાં વચનવડે કહ્યોછે તે આ રીતે–"જનાર્દન (વિષ્ણુ) ને એકાદશીને દિવસે પંચામૃતવડે સ્નાન કરાવી બારસને દિવસે દૂધવડે સ્નાન કરાવવાથી હરીનેવિષે સાયુજ્ય મુક્તિને પામેછે." "અમાવાસ્યાને દિવસે વિષ્ણુપૂજનમાટે તુળસી તોડવી, હોમને અર્થે સમિધ અને ગાયમાટે ઘાસ કાપવું, એ દોષકારક નથી." તુળસી ગ્રહણ કરવાનો મંત્ર–"**तुलस्यमृतनामासि, सदा त्वं केशवप्रिये ॥ केशवार्थं विचिन्वामि, वरदा भव शोभने.**" જાય, મોગરા, કણેર, અશોક, કમળ, ચંપા, બોલસરી, શમી અને કુશ એ પુષ્પો સર્વ દેવને અર્પણ કરવાવિષે ઉત્તમ છે.

---

**अथविहितप्रतिषिद्धत्वाद्वैकल्पिकानि पाटलाशमीपत्रंचदुर्गायाः कुंदपलाशबकुलदूर्वाःशिवस्य कुमुदतगरेसूर्यस्य तुलसीभृंगराजतमालपत्राणिशिवदुर्गयोः अगस्तिमाधवीलतालोध्रपुष्पंविष्णुशिवयोः धत्तूरमंदारौविष्णुसूर्ययोः इतिविकल्पितानि ॥**

હવે કહેલાં અને નિષિદ્ધ કરેલાં માટે વૈકલ્પિક છે, તે આ––પાટળા અને શમીપત્ર એ દુર્ગાદેવીને વિહિત અને નિષિદ્ધ છે. કુંદ, પળાશપુષ્પ, બોલસરી અને દૂર્વા એ શિવને વિહિત અને નિષિદ્ધ છે. કુમુદ અને તગર એ સૂર્યને. તુળસી, ભાંગરો અને તમાળપત્ર એ શિવ તથા દુર્ગાને. અગસ્ત્યનાં પુષ્પ, માધવીલતાનાં, અને લોદરનાં પુષ્પ એ શિવ તથા વિષ્ણુને વિહિત અને નિષિદ્ધ છે. ધત્તુરો અને મંદાર (હારશૃંગાર) એ વિષ્ણુ અને સૂર્યને વિહિત નિષિદ્ધ છે. એ વૈકલ્પિક પુષ્પ જાણવાં.

---

**अथविष्णोःप्रियाणि मालतीजातीकेतकीमल्लिकाशोकचंपकपुन्नागबकुलोत्पलकुंदकरवीरपाटलातगरपुष्पाणि अन्यानिचसुरभीणिविष्णोःप्रियाणि अपामार्गभृंगराजखदिरशमीदूर्वाकुशदमनकबिल्वतुलसीपत्राण्युत्तरोत्तराधिकप्रियाणितुलसीसर्वाधिका जातिपुष्पसहस्रेणमालार्पणेकल्पकोटिसहस्रंविष्णुपुरेवासः आम्रमंजर्यापूजनेगोकोटिदानफलं ॥**

હવે વિષ્ણુને પ્રિય પુષ્પો કહ્યાં તે કહેછે–માલતી, જાય, કેતકી, મોગરા, અશોક, ચંપો, પુન્નાગ, બોલસરી, કમળ, કુંદ, કણેર, પાટળા (પાડળ) અને તગર એ પુષ્પો વિષ્ણુને પ્રિય છે. અઘાડો, ભાંગરો, ખેર, શમી, દૂર્વા, કુશ, દવણાં, બિલિપત્ર અને તુળસીપત્ર એ એક કરતાં એક અધિક પ્રિય છે. તુળસી સર્વ કરતાં અધિક પ્રિય છે. જાયનાં સહસ્ર પુષ્પની માળા કરી વિષ્ણુને અર્પણ કરવાથી ક્રોડસહસ્ર કલ્પ પર્યંત વિષ્ણુપુરમાં વાસ થાયછે. આંબાના મોહોરવડે પૂજન કરવાથી ક્રોડ ગોદાનનું ફળ થાયછે.

---

**अथशिवस्य चतुर्णांपुष्पजातीनांगंधमाघ्रातिशंकरः अर्कस्यकरवीरस्यबिल्वस्यचबकस्यच दशसुवर्णदानफलंश्वेतार्कपुष्पं ततःसहस्रगुणंबकपुष्पं एवंधत्तूरशमीपुष्पद्रोणपुष्प**

नीलोत्पलानामुत्तरोत्तराणांसहस्रगुणत्वं मणिमुक्ताप्रवालैस्तुरत्नैरप्यर्चनंकृतं नगृण्हामिविनादेविबिल्वपत्रैर्वरानने सर्वकामप्रदंबिल्वंदारिद्र्यस्यविनाशनं नीलोत्पलसहस्रेण मालार्पणेकल्पकोटिसहस्रंशिवपुरेवासः धत्तूरैर्बृहतीपुष्पैश्चपूजनेगोलक्षफलं पाटलामंदारापामार्गजातीचंपकोशीरतगरनागकेसरपुन्नागजपामल्लिसहकारकुसुंभपुष्पाणिशिवप्रियाणि धत्तूराणिकदंबानिरात्रौदेयानिशंकरे मदनरत्ने केतकानिकदंबानीतिपाठः अभावेपुष्पपत्राणामन्नाद्येनाभिपूजयेत् शालितंडुलगोधूमयवैर्वापिसमाचरेत् ॥

**હવે શિવને પ્રિય પુષ્પો કેહેછે**—મહાદેવ; અર્ક ( આકડો ), કણેર, બિલિપત્ર, અને બક ( બોલસરી ) નાં પુષ્પ એ ચાર જાતિનાં પુષ્પોનો સુગંધ ગ્રહણ કરેછે. શ્વેત અર્કનાં પુષ્પવડે શિવપૂજન કરવાથી દશ સુવર્ણદાનનું ફળ પ્રાપ્ત થાયછે. તે કરતાં બક પુષ્પ સહસ્ર ગુણ પ્રિય છે. એ રીતે ધત્તૂરો, શમીપુષ્પ, દ્રોણપુષ્પ, નીલ કમળ એ એક કરતાં એક સહસ્ર ગુણ અધિક પ્રિય છે. " હે વરાનને! હે દેવિ! બિલિપત્ર વિના હીરા, મોતી, પરવાળાં અને રત્નવડે પણ કરેલી માહારી પૂજા હું ગૃહણ કરતો નથી. બિલ્વપત્ર દારિદ્રયનું નાશ કરનારૂં અને સર્વ મનોરથ પૂરણ કરનારૂં છે." સહસ્ર નીલ કમળની માળા અર્પણ કરવાથી ક્રોડ સહસ્ર કલ્પ પર્યંત શિવપુરવિષે વાસ પ્રાપ્ત થાયછે. ધત્તુરાનાં પુષ્પ અને રીંગણીનાં પુષ્પવડે પૂજન કરવાથી લક્ષ ગૌદાનનું ફળ પ્રાપ્ત થાયછે. પાડળ, મંદાર, અઘાડો, જાય, ચંપો, ઉશીર ( વાળો ), તગર, નાગકેસર, પુન્નાગ, જાસોદ, મોગરા, આંબો, અને કુસુંભ ( કસુંબા ) નાં પુષ્પો શિવને પ્રિય છે. ધત્તુરો અને કદંબ એ પુષ્પો શિવને રાત્રિએ અર્પણ કરવાં. મદનરત્ન ગ્રંથવિષે " ધત્તુરો અને કદંબ " એ ઠેકાણે " કેતક અને કદંબ " એવો પાઠ છે. " પુષ્પ અને પત્ર ન મળે તો અન્ન ઇત્યાદિકવડે પૂજન કરવું. સાળના ચોખા, ગહુ અથવા યવવડે પણ શિવપૂજા કરવી.

---

अथनिषिद्धानि बंधूककुंदातिमुक्तकेतकीकपित्थबकुलशिरीषनिंबानि पुष्पपत्रादिकं स्वाभिमुखमुत्तानमर्पयेत् पत्रंपुष्पंफलंचैवयथोत्पन्नंतथार्पयेदितिवचनात् बिल्वपत्रंतुस्वाभिमुखाग्रंन्युब्जमर्पयेत् पक्काम्रफलस्यशिवार्पणेवर्षायुतंशिवपुरेवासः सव्यंव्रजेत्ततोसव्यं प्रणालींनैवलंघयेदित्यादिस्थिरलिंगेप्रदक्षिणाप्रकारः चरेत्तुसव्यैनैव देव्याअपिबकुलकुंदादिसहितान्येतान्येवप्रियाणि धान्यानांसर्वपत्रैश्चपुष्पैर्देवींप्रपूजयेत् दूर्वाकुंदैःसिंधुवारैर्बंधूकागस्तिसंभवैः बिल्वपत्रैःपूजनेराजसूयफलं करवीरस्रजाग्निष्टोमस्य बकुलस्रजावाजपेयस्य द्रोणस्रजाराजसूयस्येति एवंसूर्यविघ्नेशादेरपिप्रायोविष्णुवत्ज्ञेयानि ॥

**હવે નિષિદ્ધ પુષ્પ કેહેછે**—બપોરિયો, કુંદ, માધવી, કેતકી, કોઠ, બોલસરી, સરસડો અને લીબડો એ ( શિવને ) નિષિદ્ધ છે. પત્ર, પુષ્પાદિક અર્પણ કરવાં તે પોતાને સંમુખ અને સવળાં અર્પણ કરવાં; કારણ, " પત્ર, પુષ્પ અને ફળ જે રીતે ઉત્પન્ન થાયછે તે રીતેજ અર્પણ કરવાં," એવાં વચન છે. બિલિપત્ર તો પોતાની તરફ અગ્ર કરી ઉલટું ધરાવવું. પરિપક્વ આંબાનું ફળ શિવને અર્પણ કરવાથી દશ હજાર વર્ષ પર્યંત શિવપુરમાં નિવાસ પ્રાપ્ત થાયછે. "શિવને પ્રદક્ષિણા કરવાની તે

પ્રથમ સવ્ય માર્ગવડે પ્રણાળી ( જળાધારી) પર્યંત જવું, પછી ત્યહાંથી પાછુ ફરી અપસવ્યે જળાધારી પર્યંત જવું; પરંતુ જળાધારીનું ઉલ્લંઘન કરવું નહી," ઇત્યાદિક પ્રદક્ષિણાનો પ્રકાર સ્થિર લિંગવિષે જાણવો. ચર લિંગવિષે તો, સવ્ય માર્ગવડેજ પ્રદક્ષિણા કરવી. બકુળ અને કુંદાદિક સહિત એજ પુષ્પો દેવિને પણ પ્રિય છે. "ધાન્યનાં સર્વ પત્ર અને પુષ્પ, દૂર્વા, કુંદ, નિગોડ, બપોરિયો અને અગસ્ત્ય એમના પુષ્પવડે દેવીનું પૂજન કરવું." બિલિપત્રવડે પૂજન કરવાથી રાજસૂયનું ફળ મળેછે. કણેરનાં પુષ્પની માળાવડે પૂજન કરવાથી અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ મળેછે. બકુળ ( બોલસરી ) નાં પુષ્પની માળાવડે વાજપેય યજ્ઞનું ફળ મળેછે. દ્રોણ પુષ્પની માળાવડે રાજસૂયનું ફળ મળેછે. એ રીતે સૂર્ય, ગણપતિ ઇત્યાદિકને પણ પ્રિયપુષ્પો બહુધા વિષ્ણુ પ્રમાણે જાણવાં, એટલે વિષ્ણુને જે પ્રિય છે તે પુષ્પ સૂર્ય અને ગણપતિને પણ પ્રિય છે એ તાત્પર્ય સમજવો.

---

**अथशिवनिर्माल्यग्रहणविचारः अग्राह्यंशिवनैवेद्यंपत्रंपुष्पंफलंजलं शालग्रामशिलासंगात्सर्वंयातिपवित्रतां शैवसौरनैवेद्यभक्षणेचांद्रायणंअभ्यासेद्विगुणं मत्याभ्यासेसांतपनं अन्यनिर्माल्येप्यनापद्येवं इदंचज्योतिर्लिंगस्वयंभूलिंगसिद्धप्रतिष्ठापितलिंगातिरिक्तस्थावरलिंगविषयं ज्योतिर्लिंगादौतुपूजकेनदत्तंफलतीर्थादिकंभक्त्याशुद्ध्यर्थंग्राह्यंनलोभेन पंचायतनस्थितलिंगेषुचरेषुप्रतिमासुचान्नादेरपिस्वयंग्रहणेपिनदोषः ज्योतिर्लिंगाद्यन्यास्थिरलिंगेषुतीर्थोदकचंदनमात्रंश्रद्धावद्भिःशिवोपासकैरेवग्राह्यं ज्योतिर्लिंगादौपूजकदत्तमन्नमपिभक्ष्यमितिकेचित् ॥**

## હવે શિવનિર્માલ્ય ગ્રહણનો નિર્ણય કેહેછે.

"શિવને અર્પણ કરેલું નૈવેદ્ય, પત્ર, પુષ્પ, ફળ અને જળ એ અગ્રાહ્ય છે; પરંતુ શાળગ્રામ શિલાના સંબંધથી સઘળું શિવનું નૈવેદ્યાદિક પવિત્ર થાયછે." શિવ અને સૂર્યનું નૈવેદ્ય ભક્ષણ કીધું હોય તો ચાંદ્રાયણ કરવું. અભ્યાસ ( વારંવાર ખાધું ) હોય તો બે ચાંદ્રાયણ કરવાં. બુદ્ધિપૂર્વક અભ્યાસ હોય તો સાંતપન કરવું. આપત્તિ છતાં બીજા દેવનું નિર્માલ્ય (નૈવેદ્યાદિક) ગ્રહણ કીધું હોય તો પણ એજ નિર્ણય જાણવો. આ શિવનિર્માલ્ય ગ્રહણનો નિષેધ; જ્યોતિર્લિંગ, સ્વયંભૂ લિંગ અને સિદ્ધ પુરૂષોએ સ્થાપન કરેલાં લિંગ વિના અન્ય સ્થાવર લિંગનાં નિર્માલ્યવિષે જાણવો. જ્યોતિર્લિંગાદિકવિષે તો, પૂજા કરનારાએ દીધેલાં ફળ, તીર્થ ઇત્યાદિક ભક્તિપૂર્વક શુદ્ધિમાટે ગ્રહણ કરવાં, લોભથી ગ્રહણ કરવાં નહી. પંચાયતનવિષે સ્થાપિત કરેલાં ચર બાણલિંગ અને પ્રતિમા ઇત્યાદિકોનું અન્નાદિક નૈવેદ્ય પણ પોતે ગ્રહણ કરે તથાપિ દોષ નથી. જ્યોતિર્લિંગાદિક કરતાં બીજાં સ્થિર લિંગનું તીર્થોદક અને ચંદન એ કેવળ ભક્તિમાન્ એવા શિવોપાસકોએજ ગ્રહણ કરવું. જ્યોતિર્લિંગાદિકવિષે પૂજન કરનારાએ દીધેલું અન્ન પણ ભક્ષણ કરવું એમ કેટલાએક કેહેછે.

**त्र्युत्तरारोहिणीध्रुवं मघाभरणीपूर्वात्रयंक्रूरं श्रवणत्रयपुनर्वसुस्वात्यश्चरं अश्विनी**

हस्तपुष्यंक्षिप्रं अनुराधारेवतीमृगचित्रंमृदु कृत्तिकाविशाखेमिश्रं मूलाश्लेषाज्येष्ठार्द्रास्तीक्ष्णं इतिनक्षत्रसंज्ञाः ॥

## હવે નક્ષત્રોની સંજ્ઞા કેહેછે.

ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરા ભાદ્રપદા, અને રોહિણી એ નક્ષત્રો **ધ્રુવસંજ્ઞક** છે. મઘા, ભરણી, અને ત્રણ પૂર્વા એ **ક્રૂરસંજ્ઞક** છે. શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, પુનર્વસુ અને સ્વાતી એ **ચરસંજ્ઞક** છે. અશ્વિની, હસ્ત અને પુષ્ય એ **ક્ષિપ્રસંજ્ઞક** છે. અનુરાધા, રેવતી, મૃગશિર અને ચિત્રા, એ **મૃદુસંજ્ઞક** છે. કૃત્તિકા અને વિશાખા એ **મિશ્રસંજ્ઞક** છે. મૂળ, આશ્લેષા, જ્યેષ્ઠા અને આર્દ્રા એ નક્ષત્રો **તીક્ષ્ણસંજ્ઞક** છે. એ રીતે નક્ષત્રોની સંજ્ઞા કહી.

---

यत्रनोक्तातिथिस्तत्रग्राह्यारिक्तामामांविना वारोपियत्रनप्रोक्तस्तत्रार्कार्किकुजान्विना चरमृदुक्षिप्रध्रुवमूलविशाखामघासुसकुजेशुभवारेभूकर्षणंहितं सूर्यत्यक्तनक्षत्रात्त्र्यष्टन वाष्टसुअशुभंशुभमशुभंशुभमितिहलचक्रं अत्रैवनक्षत्रेशनिभौमभिन्नवारेबीजवापः सस्यारोपणंचधान्यच्छेदश्च क्षीरवृक्षजन्यःखलमध्येस्तंभः धान्यानांमर्दनंज्येष्ठामूलमघाश्रवण रेवतीरोहिण्यनुराधाफल्गुनीद्वयेशुभं धान्यसंग्रहःक्षिप्रध्रुवचरमृदुमूलेषुज्ञगुरुशुक्रेषुचरभिन्नलग्नेशुभः ॐधनदायसर्वलोकहितायदेहिमेधान्यंस्वाहेतिमंत्रंलिखित्वाधान्यागारेक्षिपेत् तेनधान्यवृद्धिः बुधमंददिनेनैवधनधान्यव्ययःशुभः अथान्नवान्नसंग्रहारेमृदुक्षिप्रचरेदिवा ॥

જે વિષયમાં તિથિ કહેલી નથી તે વિષયમાં રિક્તા અને અમાવાસ્યા વિના અન્ય તિથિઓ લેવી. જ્યહાં વાર પણ કહ્યો નથી ત્યહાં રવિ, શનિ અને મંગળ એ વર્જ્ય કરી બીજા વાર લેવા. ચર, મૃદુ, ક્ષિપ્ર, ધ્રુવ, મૂળ, વિશાખા અને મઘા એ નક્ષત્રો; મંગળ વાર અને શુભ વાર (ચંદ્ર, બુધ, ગુરૂ, શુક્ર) ને દિવસે પૃથિવીને ખેડવી એ શુભ છે. સૂર્યે ત્યાગ કરેલાં નક્ષત્ર એટલે સૂર્યનાં વર્તમાન નક્ષત્ર કરતાં પ્રથમ નક્ષત્ર થકી ૩, ૮, ૯, ૮ એ નક્ષત્રો ક્રમથી અશુભ, શુભ, અશુભ અને શુભ, એ પ્રમાણે હળચક્ર જાણવું. એ હળચક્રનાંજ નક્ષત્રવિષે; શનિ અને ભૌમ એ વાર વર્જ્ય કરી બીજા વારવિષે બીજ વાવવાં, ધાન્ય ચોપવું અને કાપવું એ શુભ છે. ક્ષીર વૃક્ષ (પીપળો, ઉંબર) નો સ્તંભ (બળદ ફેરવવામાટે) ખળાં વચમાં ખોડવો. જ્યેષ્ઠા, મૂળ, મઘા, શ્રવણ, રેવતી, રોહિણી, અનુરાધા, પૂર્વાફાલ્ગુની અને ઉત્તરાફાલ્ગુની એ નક્ષત્રોવિષે ધાન્યોનું મર્દન એટલે ખળામાં હલડી ફેરાવવી એ શુભ છે. ક્ષિપ્ર, ધ્રુવ, ચર, મૃદુ, અને મૂળ એ નક્ષત્રોવિષે; બુધ, ગુરૂ અને શુક્ર વારે; તેમજ ચર લગ્ન વર્જ્ય કરી બીજાં લગ્નવિષે ધાન્યનો સંગ્રહ શુભ છે. " **ॐ धनदाय सर्वलोकहिताय देहि मे धान्यं स्वाहा**" એ મંત્ર લખી (ધાન્ય સંગ્રહ સમયે) કોઠારમાં નાખવો, તેથી ધાન્યની વૃદ્ધિ થાયછે. "બુધ અને શનિ વારને દિવસે ધન અને ધાન્યનો વ્યય (દ્રવ્ય વ્યાજુ દેવું, સવાયું દોઢું લખી ધાન્ય દેવું તે) કરવો નહી. મૃદુ, ક્ષિપ્ર, અને ચર નક્ષત્રે; શુભ વારે; દિવસનું નવીન અન્ન ભક્ષણ કરવું.

---

अथवस्त्रादि वस्त्रभूषणविधिर्ध्रुवाश्विनीहस्तपंचकपुनर्वसुद्वये पौष्णवासवभयोश्चस त्तिथौमंदभौमशशिवासरान्विना अनुक्तेपीष्टदंवस्त्रंविप्राज्ञोत्सवलब्धिषु ध्रुवपुष्यादितौ योषिद्धत्तेपावस्त्रभूषणे नप्राप्नोतिपतिप्रीतिंस्नातिवारुणभेचया पादुकासनशय्यादेर्भोगः सत्तिथिवासरे ध्रुवक्षिप्रमृदुश्रोत्रभरणीषुपुनर्वसौ चेन्नव्यवस्त्रंमध्यांशेदग्धस्फुटितपंकितं तत्त्यजेच्छांतिकंकुर्यात्त्यजेद्देवांत्यभागयोः विज्ञेयमेतच्छय्यायामास्तृतौपादुकास्वपि सूची कर्मानुराधाश्विचित्रामृगपुनर्वसौ वस्त्रंक्षाल्यंधारणोक्तेकालेबुधदिनंविना भोजनंभाजनेरौ प्यस्वर्णकांस्यादिनिर्मिते कुर्यादमृतयोगेषुचरक्षिप्रमृदुध्रुवैः स्याद्भूषणानांघटनंचरक्षिप्रमृ दुध्रुवैः शुभवारेरत्नवतांमिश्रभेपिरवौकुजे इतिवस्त्रादिविचारः ॥

## હવે વસ્ત્રાદિક ધારણનું મુહૂર્ત્ત કેહેછે.

" ધ્રુવસંજ્ઞક, અશ્વિની, હસ્ત, ચિત્રા, સ્વાતી, વિશાખા, અનુરાધા, પુનર્વસુ, પુષ્ય, રેવતી અને ધનિષ્ઠા એ નક્ષત્રો; શુભ તિથિ; અને શનિ, મંગળ, ચંદ્ર એ વાર વર્જ્ય કરી બીજા વારવિષે વસ્ત્ર અને આભૂષણ ધારણ કરવાં. બ્રાહ્મણની આજ્ઞા, વિવાહાદિક ઉત્સવ, અથવા જે વેળાએ લાભ થાય તેજ વેળાએ નિંદ્ય દિવસ છતાં પણ ધારણ કરેલું વસ્ત્ર ઇષ્ટ ( વાંછિત ) દાયક થાયછે. ધ્રુવસંજ્ઞક, પુષ્ય અને પુનર્વસુ એ નક્ષત્રોવિષે જે સ્ત્રી વસ્ત્ર અથવા અલંકાર ધારણ કરે અને શતભિષા નક્ષત્રવિષે જે સ્ત્રી સ્નાન કરે તેની ઉપરે પતિની પ્રીતિ થાય નહી. શુભ તિથિ, શુભ વાર, અને ધ્રુવ, ક્ષિપ્ર, મૃદુ, શ્રવણ, ભરણી અને પુનર્વસુ એ નક્ષત્રવિષે પાદુકા, આસન અને શય્યાદિકનો ઉપભોગ કરવો. નવીન વસ્ત્રના નવ ભાગ માંની તેમાંના વચળા નવમાંશમાં, જો તે વસ્ત્ર નવીન છતાં દગ્ધ થાય, ફાટે અથવા ગારાવાળું થાય તો તેનો ત્યાગ કરી શાંતિ કરવી. પડખાના ભાગવિષે દગ્ધ ઇત્યાદિક થાય તો માત્ર તેનો ત્યાગ કરવો, શાંતિ કરવી નહી. શય્યા ( બિછાનું ), આસ્તૃતિ ( જાજમ વગેરે પાથરણાં ), અને પાદુકા એમનેવિષે પણ એજ નિર્ણય જાણવો. અનુરાધા, અશ્વિની, ચિત્રા, મૃગશિર, પુનર્વસુ એ નક્ષત્રોવિષે સીવવાનું કામ કરવું. વસ્ત્ર ધારણમાટે જે કાળ કહ્યો તેજ કાળે એક બુધ વારનો ત્યાગ કરી નવીન વસ્ત્ર ધોવું. ચાંદી, સુવર્ણ, કાંસુ ઇત્યાદિક ધાતુપાત્રવિષે ભોજન કરવાનું તે અમૃત યોગ અને ચર, ક્ષિપ્ર, મૃદુ, ધ્રુવ એ નક્ષત્રોવિષે કરવું. ચર, ક્ષિપ્ર, મૃદુ, અને ધ્રુવ, નક્ષત્ર અને શુભ વાર એ દિવસે અલંકાર ઘડાવવા. મિશ્ર નક્ષત્ર, રવિ અને મંગળ વાર એ દિવસે રત્નજડિત અલંકાર બનાવવા. એ રીતે વસ્ત્રાદિક ધારણનું મુહૂર્ત્ત કહ્યું. "

---

शस्त्राणांघटनंकूरमिश्राश्विमृगतीक्ष्णभे शस्त्रंधार्यंध्रुवक्षिप्रमृदुज्येष्ठाविशाखके सेवाका र्याक्षिप्रमैत्रध्रुवैर्ज्ञेज्यार्कभार्गवे मंदेपिचेत्सेवकर्क्षंस्वामिभान्नद्वितीयकं हस्तषट्कध्रुवश्रो त्ररेवतीपुष्यभेशुभं पुनर्वसौचशिबिकागजाश्वादिषुरोहणं राज्ञांविलोकनंक्षिप्रश्रुतिद्वय मृदुध्रुवे नृत्यारंभःपुष्यमृगध्रुवज्येष्ठाधनिष्ठयोः अनुराधाशतभिषग्घस्तेस्याच्छुभवासरे वि

पणिःस्यान्मृदुक्षिप्रध्रुवैरिक्ताकुजान्विना क्रयःकार्योश्विनीस्वातीश्रवश्चित्राशतांत्यभे विक्रयोभरणीपूर्वात्रयाश्लेषासुमिश्रभे सेतुबंधोध्रुवेस्वात्यांजीवार्कशनिवासरे नानापशुक्रियाहस्तपुष्यार्द्रामृगमिश्रभे पुनर्वसौधनिष्ठाश्विपूर्वाज्येष्ठाशतांत्यभे त्यक्तार्कभौमेंदुशनीनूश्रुतिचित्राध्रुवाणिच अमारिक्ताष्टमीश्चापिगतिक्रयमुखाःशुभाः द्रव्यंलघुचरैर्योज्यं वृद्धयर्थंचरलग्नके ऋणंभौमेनगृण्हीयाद्वृद्धियोगेर्कसंक्रमे धनिष्ठापंचकेहस्तेत्रिपुष्करद्विपुष्करे भौमादिषुऋणच्छेदंकुर्याच्चधनसंग्रहं बुधेधनंनप्रदेयंसंग्रहस्तुबुधेशुभः शन्यर्कारैस्त्रिपादर्क्षैभद्रातिथ्यात्रिपुष्करः मृगचित्राधनिष्ठासुतत्तिथ्यन्हिद्विपुष्करः शुभाशुभेषु त्रिगुणंद्विगुणंचफलंक्रमात् मिश्रक्रूरेषुतीक्ष्णेषुस्वात्यांद्रव्यंनलभ्यते दत्तंप्रयुक्तंनिक्षिप्तंनष्टं चेत्याहनारदः ॥

“ ક્રૂર, મિશ્ર, અશ્વિની, મૃગ અને તીક્ષ્ણ નક્ષત્રવિષે શસ્ત્ર ઘડાવવાં. ધ્રુવ, ક્ષિપ્ર, મૃદુ, જ્યેષ્ઠા, અને વિશાખા નક્ષત્રવિષે શસ્ત્ર ધારણ કરવું. ક્ષિપ્ર, મૈત્ર અને ધ્રુવ નક્ષત્રવિષે; બુધ, ગુરૂ, રવિ અને શુક્ર વારે; તેમજ સ્વામિનાં નક્ષત્રથી સેવકનું નક્ષત્ર બીજું ન હોય તો શનિ વારને દિવસે પણ સ્વામિની સેવા કરવી, એટલે ચાકરી રેહેવું. હસ્ત, ચિત્રા, સ્વાતિ, વિશાખા, અનુરાધા, જ્યેષ્ઠા, ધ્રુવસંજ્ઞક, શ્રવણ, રેવતી, પુષ્ય અને પુનર્વસુ એ નક્ષત્રોવિષે પાલખી, હાથી, ઘોડા ઇત્યાદિક ઉપરે બેસવું એ શુભ છે. ક્ષિપ્રસંજ્ઞક, શ્રવણ, ધનિષ્ઠા, મૃદુ અને ધ્રુવ નક્ષત્રોવિષે રાજાનું દર્શન ( પ્રથમ મુળાકાત ) કરવું. પુષ્ય, મૃગ, ધ્રુવ, જ્યેષ્ઠા, ધનિષ્ઠા, અનુરાધા, શતભિષા અને હસ્ત એ નક્ષત્રવિષે; તેમજ શુભ વારે નૃત્યારંભ શુભ છે. મૃદુ, ક્ષિપ્ર અને ધ્રુવ નક્ષત્રવિષે રિક્તા તિથિ અને મંગળ વાર વર્જ્ય કરી વિપણી ( વેચવાની બજાર+વેચવાની વસ્તુ) કરવી એ શુભ છે. અશ્વિની, સ્વાતિ, શ્રવણ, ચિત્રા, શતભિષા અને રેવતી એ નક્ષત્રવિષે માલ ખરીદ કરવો. ભરણી, ત્રણ પૂર્વા, આશ્લેષા, અને મિશ્રસંજ્ઞક નક્ષત્રવિષે વિક્રય કરવો, એટલે વેચવો. ધ્રુવ સંજ્ઞક અને સ્વાતિ નક્ષત્રવિષે ગુરૂ, રવિ અને શનિ એ વારવિષે સેતુબંધ કરવો, એટલે ખેતરના બાંધા આદિક બાંધવા. હસ્ત, પુષ્ય, આર્દ્રા, મૃગ, મિશ્ર સંજ્ઞક, પુનર્વસુ, ધનિષ્ઠા, અશ્વિની, ત્રણ પૂર્વા, જ્યેષ્ઠા, શતભિષા અને રેવતી એ નક્ષત્રવિષે; રવિ, ભૌમ, ચંદ્ર અને શનિ વાર, શ્રવણ, ચિત્રા, અને ધ્રુવ નક્ષત્ર, અમાવાસ્યા રિક્તા અને આઠમ એ વર્જ્ય કરી; પશુ લેવાં, વેચવાં ઇત્યાદિક નાના પ્રકારનાં પશુ સંબંધિ કર્મ શુભ છે. લઘુ અને ચરસંજ્ઞક નક્ષત્રવિષે, તેમજ ચર લગ્નવિષે વૃદ્ધિ થવા માટે વ્યાજુ દ્રવ્ય દેવું. મંગળ વાર, વૃદ્ધિ યોગ અને સૂર્ય સંક્રાંતિને દિવસે વ્યાજુ દ્રવ્ય લેવું નહી. ધનિષ્ઠા, શતભિષા, પૂર્વાભાદ્રપદા, ઉત્તરાભાદ્રપદા, રેવતી, હસ્ત, ત્રિપુષ્કર યોગ, દ્વિપુષ્કર યોગ, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર અને શનિ એ દિવસે ઋણ ( કર્જ ) ઉતારવું અને ધન સંગ્રહ કરવો. બુધ વારે ધન દેવું નહી. ધનસંગ્રહ તો બુધ વારે શુભ છે. શનિ, રવિ, મંગળ વાર; ત્રિપાદ

१ पशुगमनंपशुक्रयादिकमित्यर्थः ॥

(કૃત્તિકા, પુનર્વસુ, ઉત્તરાફાલ્ગુની, વિશાખા, ઉત્તરાષાઢા, પૂર્વાભાદ્રપદા) એ નક્ષત્રો; અને ભદ્રા (બીજ, સાતમ, બારસ) એ તિથિ; એ ત્રણેનો યોગ થાય તો ત્રિપુષ્કર યોગ જાણવો. મૃગશિર, ચિત્રા, ધનિષ્ઠા એ નક્ષત્ર; ભદ્રા તિથિ; શનિ, ભૌમ, રવિ વાર; એ ત્રણેનો યોગ હોય તો દ્વિપુષ્કર યોગ થાયછે. શુભ કે અશુભ કાર્ય કરતી વેળાએ એ ત્રિપુષ્કર અથવા દ્વિપુષ્કર યોગ હોય તો ક્રમથી ત્રમણું અને બમણું ફળ દેનારા છે. મિશ્ર, ક્રૂર, તીક્ષ્ણ, અને સ્વાતી એ નક્ષત્રવિષે દીધેલું, કોઇ કામમાટે વાપરેલું, થાપણ રીતે રાખેલું અને નષ્ટ થયલું દ્રવ્ય પ્રાપ્ત થતું નથી, એમ નારદ કેહેછે.

---

अंधंमंदंचचिबिटंसुलोचनमितिक्रमात् गणनीयंरोहिणीभादंधेनष्टंलभेदद्रुतं मंदेयत्नाल्लभेतैवचिबिटस्वक्षयोर्नहि अन्विष्यंपूर्वतोंधेपुमंदसंज्ञेषुदक्षिणे प्रतीच्यांचिबिटाख्येषुसुलोचनउदग्दिशि राजाभिषेकःश्रवणेध्रुवर्क्षेज्येष्ठामृदुक्षिप्रउदग्रवौस्यात् त्यक्त्वारिक्ताधिकचैत्ररात्रीश्चंद्रेज्यशुक्राभ्युदयेशुभाय जलाशयानांखननंमघापुष्यध्रुवेमृगे पूर्वाषाढानुराधांत्यधनिष्ठाशतहस्तभे जलराशिगतेचंद्रेलग्नस्थेचबुधेगुरौ क्षौरंचौलोक्तनक्षत्रवारादिषुशुभंजगुः पंचमेपंचमेराज्ञांदिनेन्येषांयदृच्छया श्मश्रुकर्मभवेन्नैवनवमेदिवसेक्वचित् क्षौरंभूतेरतंदर्शेवर्जयेच्चजिजीविषुः क्षौरंनकुर्युरभ्यक्तभुक्तस्नातविभूषिताः प्रयाणसमरारंभेनरात्रौनचसंध्ययोः श्राद्धाहप्रतिपद्रिक्ताव्रतान्हिचनवैधृतौ प्रशस्तंजन्मनक्षत्रंसर्वकर्मसुकीर्तितं क्षौरप्रयाणभैषज्यविवादेपुनशोभनं षष्ठ्यमापूर्णिमापातचतुर्दश्यष्टमीतथा आसुसन्निहितंपापंतैलेपुस्त्रीभगेक्षुरे राजकार्यनियुक्तानांनराणांभूपजीविनां श्मश्रुलोमनखच्छेदेनास्तिकालविशोधनं क्षौरंनैमित्तिकंकार्यंनिषेधेसत्यपिध्रुवं यज्ञेमृतौबंधमोक्षेनृपविप्राज्ञयापिच प्राग्वयस्कैःसपितृकैर्नकार्यंमुंडनंसदा मुंडनस्यनिषेधेपिकर्तनंतुविधीयते उदङ्मुखःप्राङ्मुखोवावपनंकारयेत्सुधीः केशश्मश्रुलोमनखान्युदक्संस्थानिवापयेत् आनर्तोहिच्छत्रःपाटलिपुत्रोदितिर्दितिःश्रीशः क्षौरेस्मरणादेषांदोषानश्यंतिनिःशेषाः ॥

રોહિણી નક્ષત્રથકી ચાર ચાર નક્ષત્ર લેખી તે ક્રમેકરી અંધ, મંદ, ચિપડું અને સુલોચન એ નામનાં થાયછે. અંધ નક્ષત્રવિષે નાશ પામેલા પદાર્થ શીઘ્ર પ્રાપ્ત થાયછે. મંદ નક્ષત્રવિષે નષ્ટ થયલી વસ્તુ યત્નવડે મળે. ચિપડું અને સુલોચન એ નક્ષત્રવિષે નષ્ટ થયલી વસ્તુ પ્રાપ્ત થાય નહી. અંધ નક્ષત્રવિષે નષ્ટ થયલી વસ્તુ પૂર્વ દિશામાં ખોજવી. મંદ નક્ષત્રવિષે નષ્ટ થયલી વસ્તુ દક્ષિણ દિશામાં, ચિપટાં નક્ષત્રવિષે નષ્ટ થયલી વસ્તુ પશ્ચિમ દિશામાં, અને સુલોચન નક્ષત્રવિષે નષ્ટ થયલી વસ્તુ ઉત્તર દિશામાં ખોજવી. ઉત્તરાયણના સૂર્ય, પૂર્ણ ચંદ્ર, અને ગુરૂ, શુક્રનો ઉદય છતાં; મંગળ વાર, રિક્તા, અધિક માસ, ચૈત્ર માસ અને રાત્રિ એ વર્જ્ય કરી; શ્રવણ, ધ્રુવસંજ્ઞક, જ્યેષ્ઠા, મૃદુ, અને ક્ષિપ્ર એ નક્ષત્રવિષે રાજાભિષેક કરવો, તે કલ્યાણને અર્થે થાયછે. મઘા, પુષ્ય, ધ્રુવ, મૃગ, પૂર્વાષાઢા, અનુરાધા, રેવતી, ધનિષ્ઠા, શતભિષા, અને હસ્ત એ નક્ષત્રવિષે; ચંદ્રમા જળરાશિવિષે અને બુધ, ગુરૂ લગ્નવિષે છતાં વાવ, કુવા, તલાવ ઇત્યાદિક જળાશય ખણાવવાં. ચૌલમાટે ઉક્ત નક્ષત્ર,

વાર ઇત્યાદિકવિષે ક્ષૌરકર્મ ( હજામત ) કરાવવું તે શુભ છે, એમ કહેછે. રાજાઓ એ પાંચમે પાંચમે દિવસે ક્ષૌર કરાવવું. બીજાઓએ ઇચ્છા પ્રમાણે (દિવસ સંખ્યા વિના ) કરાવવું. એક ક્ષૌર કર્મ કરાવ્યા પછી બીજું ક્ષૌર નવમે દિવસે ક્યારે પણ કરાવવું નહી. જીવવાની ઇચ્છા કરનારાએ ચૌદશને દિવસે ક્ષૌર કર્મ અને અમાવાસ્યાને દિવસે સ્ત્રીસંભોગ વર્જ્ય કરવા. અભ્યંગ ( તૈલ મર્દન ) કીધા પછી, ભોજન કીધા પછી, સ્નાન કીધા પછી, અને અલંકારાદિક ધારણ કરી ક્ષૌર કરાવવું નહી. પ્રયાણ ( પરદેશ જવાને ) દિવસે, યુદ્ધના આરંભ દિવસે, રાત્રિ સમયે, સંધ્યા સમયવિષે, શ્રાદ્ધદિવસ, એકમ, રિક્તા તિથિ, વ્રતદિવસ, એટલા દિવસે ક્ષૌર કરાવવું નહી. જન્મ નક્ષત્ર, સઘળાં કર્મ કરવાવિષે ઉત્તમ છે; પરંતુ ક્ષૌર ( વાળ ઉતરાવવા ), પ્રયાણ, ઔષધસેવન અને વાદવિવાદવિષે શ્રેષ્ઠ નથી. . છઠ, અમાવાસ્યા, પૂનમ, વ્યતીપાત, ચૌદસ, અને આઠમ એ દિવસે તૈલસેવન, સ્ત્રી-સંભોગ, અને ક્ષૌર કરાવવું નહી; કારણ, એ કરવાથી પાપ થાયછે. રાજકાર્યમાં જોડાયલા અને રાજાના આશ્રયથી ઉપજીવિકા કરનારાઓએ શ્મશ્રુ ( ડાઢી, મુછ ), વાળ અને નખ ઉતરાવવાવિષે કાળશુદ્ધિ જોવી નહી. નિષેધ હોય તો પણ નિમિત્તથી પ્રાપ્ત થયલું ક્ષૌર તેમજ યજ્ઞ, મૃત્યુ, બંધમોક્ષ, રાજાની આજ્ઞા અને બ્રાહ્મણની આજ્ઞા છતાં ક્ષૌર અવશ્ય કરાવવું. પ્રથમ વયવાળાઓ અને જેનો પિતા જીવતો હોય તેણે મુંડન કરાવવું નહી. જો કે મુંડન કરાવવું નહી, એવો નિષેધ છે તથાપિ સર્વદા કેશ કતરાવવા. બુદ્ધિમાન્ પુરૂષે ઉત્તર અથવા પૂર્વ દિશાને સંમુખ બેસી વાળ ઉતરાવવા. કેશ, ડાઢી, મુછ, રોમ અને નખ એ દક્ષિણથી છેદાતા ઉત્તરમેર છેદાઇ રહે એ રીતે ઉતરાવવા. " **आनर्तोहिच्छत्रः, पाटलिपुत्रोऽदितिर्दितिः श्रीशः॥ क्षौरे स्मरणाद्देवां, दोषा नश्यंति निःशेषाः** " ( આનર્ત્ત, અહિચ્છત્ર, પાટલિપુત્ર, અદિતિ, દિતિ અને શ્રીશ એટલે વિષ્ણુ એમનું વાળ ઉતરાવવા સમયે સ્મરણ કરવાથી તે સમયના નિંદા યોગ્ય વારાદિક સઘળા દોષો દૂર થાયછે. )

---

**अथरोगोत्पत्तौनक्षत्रफलं अश्विन्यांरोगोत्पत्तौएकाहंनवादिनानिवापंचविंशतिदिनानिवापीडा १ भरण्यामेकादशैकविंशतिर्वामासंवामृत्युर्वा २ कृत्तिकायांदशनवैकविंशतिर्वा ३ रोहिण्यांदशवानववासप्तवात्रीणिवाहानि ४ मृगेपंचनववात्रिंशद्वा ५ आर्द्रायांमृत्युर्वादशाहंवामासंवा ६ पुनर्वसौसप्तनववामृत्युर्वा ७ पुष्येसप्तवामृत्युर्वा ८ आश्लेषायांमृत्युर्विंशतिस्त्रिंशद्वानववादिनानिपीडा ९ मघायांमृत्युर्वासार्धमासंवामासंवाविंशतिदिनानिवापीडा १० पूर्वाफल्गुन्यांमृत्युर्वाब्दंमासंवापीडापंचदशवाषष्टिर्वादिनानि ११ उत्तरायांसप्तविंशतिःपंचदशसप्तवादिनानि १२ हस्तेमृत्युरष्टवानववासप्तवापंचदशवाहानि १३ चित्रायांपक्षमष्टवादशवाएकादशवाहानि १४ स्वात्यांमृत्युर्वैकद्वित्रिचतुःपंचमासैर्वादशदिनैर्वारोगनाशः १५ विशाखायांमासंवापक्षंवाष्टदिनंविंशतिदिनंवापीडा १६ अनुराधायांदशरात्रमष्टाविंशतिरात्रंवा १७ ज्येष्ठायांमृत्युर्वापक्षंवामासंवैकविंशतिरात्रंवापीडा १८ मूलेमृत्युःपक्षंनवरात्रंविंशतिरात्रंवापीडा १९पूर्वाषाढायांमृत्युर्वाद्वित्रिषडादिमा**

सैर्विंशतिदिनैःपक्षेणवारोगनाशः २० उत्तराषाढायांसार्धमासंविंशतिरात्रंवामासंवा २१ श्रवणेपंचविंशतिर्दशवाएकादशवाषाष्टिर्वाहानि २२ धनिष्ठायांदशरात्रंपक्षंमासंत्रयोदशरात्रंवा २३ शततारकायांद्वादशैकादशवा २४ पूर्वाभाद्रायांमृत्युर्वादिव्यादिमासंवादशरात्रंवा २५ उत्तराभाद्रायांसार्धमासंपक्षंसप्ताहंदशाहंवा २६ रेवत्यांज्वराद्युत्पत्तौदशाहमष्टाविंशतिरात्रंवापीडा २७ जन्मनक्षत्रेजन्मराशौअष्टमचंद्रेरोगोत्पत्तौमृत्युः २८ अर्कादिवारेक्रमेणमघाद्वादश्यौविशाखैकादश्यौपंचम्यार्द्रेतृतीयोत्तराषाढे शततारषष्ठ्यौ अष्टम्याश्विन्यौपूर्वाषाढानवम्यौचेतित्रयाणांयोगेमृत्युः एवमर्कादौअनुराधाभरण्यौआर्द्रोत्तराषाढेमघाशततारेविशाखाश्विन्यौज्येष्ठामृगौश्रवणाश्लेषेपूर्वाभाद्रपदाहस्तौचेन्मृत्युयोगः अत्रोक्तास्तिथिवारनक्षत्रशांतयोविस्तृताःकार्याः येषुनक्षत्रेषुमरणमुक्तंतत्रशांतिरावश्यकी अन्यत्रकृताकृता ॥

## હવે રોગ ઉત્પન્ન થયા છતાં તે નક્ષત્રનાં ફળ કેહેછે.

૧ અશ્વિની નક્ષત્રવિષે રોગ ( જ્વરાદિક ) ની ઉત્પત્તિ થઈ હોય તો એક દિવસ, નવ દિવસ અથવા પચીસ દિવસ પીડા જાણવી. ૨ ભરણીવિષે રોગ ઉત્પન્ન થાય તો અગિયાર દિવસ, એકવીસ દિવસ, અથવા માસ પર્યંત પીડા જાણવી; અથવા મૃત્યુ જાણવો. ૩ કૃત્તિકા નક્ષત્રવિષે દશ દિવસ, નવ દિવસ, અથવા એકવીસ દિવસ. ૪ રોહિણી નક્ષત્રવિષે દશ, નવ, સાત અથવા ત્રણ દિવસ પીડા. ૫ મૃગશિર નક્ષત્રવિષે પાંચ, નવ અથવા ત્રીશ દિવસ પીડા. ૬ આર્દ્રા નક્ષત્રવિષે મૃત્યુ; દશ દિવસ અથવા એક માસ પર્યંત પીડા. ૭ પુનર્વસુ નક્ષત્રવિષે સાત અથવા નવ દિવસ પીડા; કિંવા મૃત્યુ. ૮ પુષ્ય નક્ષત્રવિષે સાત દિવસ પીડા; અથવા મૃત્યુ. ૯ આશ્લેષા નક્ષત્રવિષે મૃત્યુ; વીસ, ત્રીસ અથવા નવ દિવસ પીડા. ૧૦ મઘા નક્ષત્રવિષે મૃત્યુ; દોઢ માસ, એક માસ અથવા વીસ દીવસ પીડા. ૧૧ પૂર્વાફાલ્ગુની નક્ષત્રવિષે મૃત્યુ; એક વર્ષ પર્યંત, અથવા એક માસ પર્યંત, પન્નર દિવસ કિંવા સાઠ દિવસ પીડા. ૧૨ ઉત્તરાફાલ્ગુની નક્ષત્રવિષે સત્તાવીસ દિવસ, પન્નર દિવસ અથવા સાત દિવસ પીડા. ૧૩ હસ્ત નક્ષત્રવિષે મૃત્યુ; આઠ, નવ, સાત અથવા પન્નર દિવસ પીડા. ૧૪ ચિત્રા નક્ષત્રવિષે પન્નર, આઠ, દશ અથવા અગ્યાર દિવસ પીડા. ૧૫ સ્વાતિવિષે મૃત્યુ; એક, બે, ત્રણ, ચાર અથવા પાંચ માસે કિંવા દશ દિવસે રોગનો નાશ થાય. ૧૬ વિશાખાવિષે એક માસ, કિંવા પન્નર દિવસ, આઠ દિવસ અથવા વીસ દિવસ પીડા. ૧૭ અનુરાધાવિષે દશ અથવા અઠાવીસ રાત્રિ પર્યંત પીડા. ૧૮ જ્યેષ્ઠાવિષે મૃત્યુ; પન્નર દિવસ, એક માસ અથવા એકવીશ રાત્રિ પીડા. ૧૯ મૂળ નક્ષત્રવિષે મૃત્યુ; પન્નર દિવસ, નવ અથવા વીશ રાત્રિ પીડા. ૨૦ પૂર્વાષાઢાવિષે મૃત્યુ; બે, ત્રણ, છ ઇત્યાદિક માસે અથવા વીસ દિવસે કિંવા પન્નર દિવસે રોગનો નાશ થાય. ૨૧ ઉત્તરાષાઢા નક્ષત્રવિષે દોઢ માસ, વીસ રાત્રિ અથવા એક માસ પીડા. ૨૨ શ્રવણવિષે પચીશ, દશ, અગ્યાર અથવા સાઠ દિવસ પીડા. ૨૩ ધનિષ્ઠાવિષે દશ રાત્રિ, પન્નર દિવસ,

એક માસ અથવા તેર રાત્રિ પીડા. ૨૪ શતભિષા નક્ષત્રવિષે બાર અથવા અગ્યાર દિવસ પીડા. ૨૫ પૂર્વાભાદ્રપદાવિષે મૃત્યુ; બે, ત્રણ ઇત્યાદિક માસ પર્યંત અથવા દશ રાત્રિ પીડા. ૨૬ ઉત્તરાભાદ્રપદાવિષે દોઢ માસ, પન્નર દિવસ, સાત અથવા દશ દિવસ પીડા. ૨૭ રેવતી નક્ષત્રવિષે જ્વરાદિકની ઉત્પત્તિ થાય તો દશ દિવસ અથવા અઠ્ઠાવીસ રાત્રિ પીડા. ૨૮ જન્મ નક્ષત્ર, જન્મ રાશિ અથવા અષ્ટમ ચંદ્રવિષે રોગની ઉત્પત્તિ થાય તો મૃત્યુ. રવિ ઇત્યાદિક વારે ક્રમથી મઘા અને દ્વાદશી, વિશાખા અને એકાદશી, પાંચમ અને આર્દ્રા, ત્રીજ અને ઉત્તરાષાઢા, શતભિષા અને છઠ, આઠમ અને અશ્વિની, પૂર્વાષાઢા અને નોમ, એ રીતે વાર નક્ષત્ર અને તિથિ એ ત્રણનો યોગ છતાં રોગ ઉત્પન્ન થાય તો મૃત્યુ પ્રાપ્ત થાય. એજ રીતે રવિ ઇત્યાદિક વારે ( ક્રમથી ) અનુરાધા, ભરણી; આર્દ્રા, ઉત્તરાષાઢા; મઘા, શતભિષા; વિશાખા, અશ્વિની; જ્યેષ્ઠા, મૃગશિર; શ્રવણ, આશ્લેષા; પૂર્વાભાદ્રપદા, હસ્ત; એ નક્ષત્ર હોય તો મૃત્યુનો યોગ થાયછે. એ વિષયવિષે કહેલી તિથિ, વાર અને નક્ષત્રની શાંતિઓ વિસ્તારયુક્ત કરવી. જે નક્ષત્રવિષે મરણ કહેલું છે તે નક્ષત્રવિષે રોગ ઉત્પન્ન થાય તો શાંતિ અવશ્ય કરવી. બીજાં નક્ષત્રોવિષે કરો અથવા ન કરો તે ઇચ્છા.

---

अथसर्वनक्षत्रसाधारणःशांतिप्रयोगः देशकालौसंकीर्त्यममोत्पन्नव्याधेर्जीवच्छरीराविरोधेनसमूलनाशार्थममुकनक्षत्रशांतिंकरिष्यइतिसंकल्प्य गणेशपूजादिआचार्यंवृत्वाकुंभोपरिपूर्णपात्रेद्वादशदलेनक्षत्रदेवताप्रतिमांसौवर्णींसंपूज्य द्वादशदलेषुसंकर्षणादिद्वादशमूर्तीर्द्वादशादित्यान्वासंपूज्य दूर्वासमित्तिलक्षीराज्यैर्गायत्र्यातत्तद्देवतायैअष्टोत्तरशतंहुत्वामरणादिपीडाधिक्योक्तौसहस्रंहुत्वा दध्योदनबलिंदत्वाचार्यायगांप्रतिमांचदद्यादितिसंक्षेपः शांतिमयूखादौनक्षत्रभेदेनहविर्मंत्रबलिधूपादिभेदस्तिथिवारदेवतामंत्रादिभेदइत्यादिविस्तारोद्रष्टव्यः कर्मविपाके जातवेदसइत्यृचोयुतंलक्षंवाजपोरुद्रेनमकानुवाकैःसहस्रकलशस्नानंवाविष्णौसहस्रावृत्तपुरुषसूक्तेनसहस्रघटस्नानंवाज्वरनाशकं यद्वाश्रीभागवतस्थज्वरस्तोत्रजपः ॥

## હવે સઘળાં નક્ષત્રોને સાધારણ શાંતિનો પ્રયોગ કેહેછે.

દેશ, કાળનો ઉચ્ચાર કરી "**ममोत्पन्नव्याधेर्जीवच्छरीराविरोधेन समूलनाशार्थं अमुकनक्षत्रशांतिं करिष्ये**" એવો સંકલ્પ કરી ગણપતિપૂજન આદિક કરવું. પછી આચાર્યનું વરણ કરી કલશ ઉપરે પૂર્ણપાત્રવિષે દ્વાદશ દળ કરી તેના મધ્યભાગવિષે નક્ષત્ર દેવતાની સુવર્ણમય પ્રતિમાનું પૂજન કરી દ્વાદશ દળનેવિષે સંકર્ષણાદિક બાર મૂર્ત્તિ અથવા બાર સૂર્યનું પૂજન કરી દૂર્વા, સમિધ, તિળ, દૂધ અને ઘી એ પદાર્થોવડે ગાયત્રી મંત્રથકી તે તે દેવતાને ઉદ્દેશે (૧૦૮) હોમ કરી અથવા મરણ આદિ અધિક પીડા પ્રાપ્ત થશે એમ કહ્યું હોય તો તેવિષે સહસ્ર હોમ કરી દહીં ભાતનું બળિદાન દઈ આચાર્યને ગાય અને પ્રતિમાનું દાન કરવું. એ રીતે

સંક્ષેપ જાણવો. શાંતિમયૂખ આદિ ગ્રંથવિષે, નક્ષત્રના ભેદવડે હોમદ્રવ્ય, મંત્ર, બળિદાન અને ધૂપાદિકનો ભેદ તેમજ તિથિ, વારના દેવતા અને મંત્રાદિકનો ભેદ એટલે જુદો જુદો પ્રકાર ઇત્યાદિ વિસ્તાર જોઈ લેવો. કર્મવિપાક ગ્રંથવિષે "जातवेदसे०" એ ઋચાનો દશ હજાર અથવા એક લક્ષ જપ, અથવા મહાદેવ ઉપરે નમક અનુવાકવડે સહસ્ર કળશથકી સ્નાન, કિંવા વિષ્ણુ ઉપરે પુરૂષસૂક્તની સહસ્ર આવૃત્તિવડે સહસ્ર કળશ થકી સ્નાન કરાવવાથી જ્વર નાશ થાયછે એમ કહ્યુંછે. અથવા શ્રીભાગવતમાંનાં જ્વરસ્તોત્રનો જપ કરવો.

---

**अथसर्वरोगनाशकानि रोगानुसारेणलघुरुद्रमहारुद्रातिरुद्राणांजपोभिषेकोवा विष्णुसहस्रनामस्तोत्रस्यशतंसहस्रमयुतंवाजपः सौरंजपःसूर्यनमस्काराघ्यदानानिमुंचामित्वेति सूक्तजपोऽच्युतानंतगोविंदेतिनामत्रयजपोमृत्युंजयजपश्चरोगानुसारेणेतिसर्वरोगहराणि ॥**

## હવે સર્વ રોગને હરવાનાં સાધનો કેહેછે.

નાહાના અથવા મ્હોટા રોગને અનુસારે લઘુરૂદ્ર, મહારૂદ્ર, અથવા અતિરૂદ્રનો જપ કિંવા અભિષેક કરવો. વિષ્ણુસહસ્રનામ સ્તોત્રનો સો, હજાર અથવા દશ હજાર જપ કરવો. સૂર્યનો ("उद्यन्नद्य०"[1] એ ત્રણ ઋચાનો માત્ર) જપ કરવો. સૂર્યને નમસ્કાર, અને અર્ધ્યપ્રદાન કરવાં. "मुंचामित्वा०" એ સૂક્તનો જપ, "अच्युतानंतगोविंद०" એ ત્રણ નામનો જપ અથવા મૃત્યુંજય જપ એ સઘળાં, રોગને અનુસારે કરવાથી સર્વ રોગને હરણ કરનારાં છે.

---

**ज्येष्ठामूलश्रुतिस्वातीमृदुक्षिप्रपुनर्वसौ गुरुशुक्रेंदुवारेषुशस्तंभेषजभक्षणं रिक्तायांच रलग्नेमिश्रक्षिप्रेंद्रमूलपूर्वासु चित्राभरणीश्रवणत्रयभेरविकुजबुधार्कैजेस्नायात् वैधृतौचव्य तीपातेभद्रायांसंक्रमेतथा रोगमुक्तस्नानमत्रचंद्रताराबलंनवा ॥**

"જ્યેષ્ઠા, મૂળ, શ્રવણ, સ્વાતિ, મૃદુસંજ્ઞક, ક્ષિપ્રસંજ્ઞક, અને પુનર્વસુ એ નક્ષત્રવિષે; ગુરૂ, શુક્ર અને સોમ વારે ઔષધ ખાવું એ ઉત્તમ છે. રિક્તા તિથિ; ચરલગ્ન; મિશ્ર નક્ષત્ર, ક્ષિપ્ર નક્ષત્ર, જ્યેષ્ઠા, મૂળ, ત્રણ પૂર્વા, ચિત્રા, ભરણી, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, એ નક્ષત્રોવિષે; રવિ, મંગળ, બુધ અને શનિ વારે; રોગી પુરૂષે સ્નાન કરવું. વૈધૃત, વ્યતીપાત, ભદ્રા, સંક્રાંતિ એ દિવસે રોગથી મુક્ત થયલા પુરૂષે સ્નાન કરવું; તેવિષે ચંદ્રબળ અને તારાબળ હોય અથવા ન હોય તેનું અવશ્ય નથી."

---

**अथाभ्यंगः भद्रासंक्रमपातवैधृतिसितेज्यार्कारषष्ठ्यादिषुश्राद्धाहेप्रतिपद्द्वयेपरिहरेद्धे तुंविनाभ्यंजनं मांगल्यंविजयोत्सवोब्दवदनेदीपावलीहितत्त्वोभ्यंगस्याथबुधांबुपर्क्षेपितृभाभ्यं गात्पतिर्भ्यंगना अथापवादः सार्षपंगंधतैलंचयत्तैलंपुष्पवासितं द्रव्यांतरयुतंतैलंपक्वतैलंन**

---

१ उद्यंनद्येतितृचमात्रजपः ॥

दुष्यति किंचिद्गोघृतयुक्तंवाविप्रपादरजोन्वितं नित्याभ्यंगेचनोदुष्टंतैलंनिंद्येन्हिसर्वदा रवौ पुष्पंगुरौदूर्वांभौमवारेचमृत्तिकां भार्गवेगोमयंक्षिप्त्वातैलस्नानंसुखावहं ॥

## હવે અભ્યંગ ( તૈલ મર્દન ) નો પ્રકાર કેહેછે.

"ભદ્રા; સંક્રાંતિ; વ્યતીપાત; વૈધૃત; શુક્ર, ગુરૂ, રવિ અને ભૌમ એ વાર; છઠ ને આદિ દઈ તિથિઓ; શ્રાદ્ધ દિવસ; એકમ અને બીજ એ દિવસે કારણવિના અભ્યંગ સ્નાન કરવું નહી. વિવાહાદિક મંગળ કાર્ય; વિજયાદશમી; ચૈત્ર સુદ એકમ; અને દીવાળી એટલા દિવસો અભ્યંગ કરવાનાં કારણ છે. એ દિવસે નિષિદ્ધ તિથ્યાદિક હોય તો પણ અભ્યંગ કરવો. બુધ વાર, શતભિષા નક્ષત્ર અને મઘા નક્ષત્રનેવિષે અભ્યંગ કરી સ્નાન કરનારી સ્ત્રી પોતાના પતિનો નાશ કરનારી છે." **હવે એનો અપવાદ ( બાધ ) કેહેછે.** "સર્ષપનું તેલ, સુગંધિ તેલ અથવા પુષ્પવડે સુગંધિ કરેલું તેલ, તેમજ બીજા પદાર્થવડે મિશ્રિત કરેલાં અથવા ઉકાળેલાં તેલના અભ્યંગ કરવાથી દોષ નથી. થોડું એક ગાયનું ઘી અથવા બ્રાહ્મણનાં ચરણની રજ તેણે યુક્ત તેલનો અભ્યંગ કરવાથી કિંવા નિત્ય અભ્યંગ કરવાથી નિંદ્ય દિવસે પણ દોષ નથી. રવિ વારે પુષ્પ, ગુરૂ વારે દૂર્વા, મંગળ વારે મૃત્તિકા અને શુક્ર વારે છાણ તેલમાં મિલાવી તે તેલવડે અભ્યંગ કરે તો તે સુખદાયક છે.

---

वैशाखेफाल्गुनेपौषेश्रावणेमार्गशीर्षके गृहारंभप्रवेशौस्त:स्तंभोच्छ्रायश्चशस्यते ज्येष्ठकार्तिकमाघांश्चशुभदान्प्राहनारद: तृणगेहंसर्वमासेपौषेमुख्यगृहंनहि हस्तत्रयध्रुवमृदुधनिष्ठाद्वयपुष्यभे रिक्ताअर्ककुजौत्यक्त्वागृहंकुर्याद्दिशोदपि शिलान्यासंचखातंचश्रुत्यश्विक्रूरमित्रभै: आश्लेषामूलपुष्यार्कमृगांत्यध्रुवभैरपि केंद्राष्टमेपापहीनेवेश्मकृत्यंस्थिरोदये धनिष्ठापंचकेवर्ज्य:स्तंभोच्छ्राय:सदाबुधै: नेष्टानिसप्तसूर्यर्क्षादिष्टान्येकादशाष्टमात् दशशिष्टानिनेष्टानिचक्रेस्युर्वृषवास्तुनि यद्वातुर्यात्पंचदशात्त्रयोविंशतिसंख्यकात् वेदाब्धिपंचनेष्टानिगृहारंभप्रवेशयो: स्नानपाकस्वापवस्त्रभुजीनांपशुकोशयो: देवानांचगृहान्कुर्यात्पूर्वादौमुख्यवेश्मन: उदग्दिशंध्रुवमुखाज्ज्ञात्वाप्राचींप्रसाधयेत् कोणाध्वभ्रमकूपद्वा:पंकस्तंभद्रुमामरै: विद्धादुष्टाद्वार्नदोषोगृहोच्चद्विगुणांतरे सूत्रंभित्तिशिलान्यासंस्तंभस्यारोपणं तथा आग्नेयींदिशमारभ्यकुर्यादित्याहकश्यप: अन्यवेश्मस्थितंदारुनान्येवेश्मनियोजयेत् नूतनेनूतनंकाष्ठंजीर्णेजीर्णंप्रशस्यते द्वात्रिंशाधिकहस्तेचतृणागारेचतुर्मुखे नतत्रचिंतयेद्धीमान्गुणानायव्ययादिकान् ॥

**ગૃહારંભનું મુહૂર્ત**—વૈશાખ, ફાગણ, પૌષ, શ્રાવણ અને માર્ગશીર્ષ માસમાં ઘર બાંધવાનો આરંભ, ઘરમાં પ્રવેશ અને સ્તંભ ઉભા કરવા તે શુભ છે. જ્યેષ્ઠ, કાર્તિક અને માઘ એ માસ ઘરનાં કામવિષે શુભ છે એમ નારદ કેહેછે. તૃણ ( ઘાસ ) નું ઘર સઘળા માસમાં બાંધવું. મુખ્ય ઘર પોષ માસમાં બાંધવું નહી. હસ્ત, ચિત્રા, સ્વાતિ, ધ્રુવસંજ્ઞક, મૃદુસંજ્ઞક, ધનિષ્ઠા, શતભિષા અને પુષ્ય એ નક્ષ-

ત્રોનેવિષે રિક્તા તિથિ, રવિ વાર અને મંગળ વાર વર્જ્ય કરી ઘરનો આરંભ કરવો અને પ્રવેશ પણ કરવો. શ્રવણ, અશ્વિની, ક્રૂરસંજ્ઞક, અનુરાધા, આશ્લેષા, મૂળ, પુષ્ય, હસ્ત, મૃગશિર, રેવતી અને ધ્રુવસંજ્ઞક એ નક્ષત્રમાં પ્રથમ શિળાનું માંડવું તથા પાયો ખોદવો એ કરવું. કેંદ્ર સ્થાન ( ૧, ૪, ૭, ૧૦ ) અને અષ્ટમ સ્થાનમાં પાપ ગ્રહ ન છતાં સ્થિર લગ્નવિષે ઘર સંબંધિ કાર્ય કરવું. વિદ્વાન્ પુરૂષે ધનિષ્ઠાથકી પાંચ નક્ષત્રમાં સ્તંભ ઉભા ન કરવા. **વૃષભ વાસ્તુ ચક્ર** કેહેછે. સૂર્યનાં નક્ષત્રથકી દિવસનાં નક્ષત્ર પર્યંત નક્ષત્ર લેખવાં, તેમાં પ્રથમનાં સાત નક્ષત્ર અશુભ. આઠમાં નક્ષત્રથકી ઇગ્યાર નક્ષત્ર શુભ. બાકીનાં દશ અશુભ, એ રીતે વૃષભવાસ્તુ જોઈ જે દિવસે શુભ નક્ષત્ર હોય તે દિવસે આરંભ કરવો. અથવા સૂર્યનાં નક્ષત્રથકી ગણતાં ચોથાં, પન્નરમાં અને ત્રેવીસમાં નક્ષત્રથકી ક્રમે કરી ૪।૪।૫ એ નક્ષત્રો ઘરના આરંભ અને પ્રવેશવિષે અશુભ છે. મુખ્ય ઘરની પૂર્વદિશાથકી સ્નાનઘર, પાકઘર ( રસોડું ), નિદ્રાગૃહ, વસ્ત્રગૃહ, ભોજનગૃહ, પશુ બાંધવાનું ઘર, કોશ ( ખજાના ) નું ઘર, અને દેવગૃહ એ રીતે ગૃહ બાંધવાં. ધ્રુવમુખથકી ઉત્તર દિશા સમઝી તે ઉપરથી પૂર્વદિશા સાધવી. ખુણા, માર્ગ, કુંભારનાં ચક્ર આદિ યંત્ર, કુવા, કોઈનું દ્વાર, કીચ, સ્તંભ, ઝાડ અને દેવ એમાંના કોઇ એક પદાર્થે વેધાયલું એટલે તેમની સામે ઘરનું દ્વાર દુષ્ટ છે; પણ ઘરની ઉંચાઈ કરતાં બમણું ખુણા ઇત્યાદિકને અંતર હોય તો વેધનો દોષ નથી. સૂત્રન્યાસ ( દોરી બાંધવી ), ભીંતનો આરંભ, શિલાન્યાસ અને સ્તંભ ઉભા કરવા એ સઘળાં અગ્નિ દિશાથકી આરંભ કરવાં એમ કશ્યપ કેહેછે. એક ઘરમાં વાપરેલાં કાષ્ઠ બીજાં ઘરમાં વાપરવાં નહી. નવીન ઘરમાં નવીન કાષ્ઠ અને જુનાં ઘરમાં જુનાં કાષ્ઠ વાપરવાં, તે ઉત્તમ છે. બત્રીશ હાથ કરતાં અધિક પ્રમાણનું ઘર, ચાર દ્વારવાલું ઘર અથવા ઘાસનું ઘર તેનેવિષે બુદ્ધિમાન્ પુરૂષે આય, વ્યય ઇત્યાદિક ગુણોનો વિચાર કરવો નહી.

---

**अथगृहप्रवेशः वास्तुपूजाविधिःकार्यःपूर्वमेवप्रवेशतः मैत्रध्रुवक्षिप्रचरमूलभैर्धनपुत्रकृत् वास्तुशांतिप्रयोगोन्यतोज्ञेयः वास्तुशांतिर्दिवैवोक्ताप्रवेशस्तुनिशिकचित् गृहप्रवेशः प्रारंभोदितमासादिकैःशुभः क्वचिन्माघोर्जेशुक्रेषुकैश्चिदुक्तोमृदुध्रुवे श्रेष्ठःक्षिप्रैश्चरैर्मध्योनिंद्यस्तीक्ष्णोग्रमिश्रभैः त्रिषडायेखलैःसद्भिःषडष्टव्ययवर्जितैः शुद्धेंबुरंध्रेचतनौविलनुर्लग्नभाष्टमे ऋक्षाणिपंचसूर्यर्क्षान्नेष्टान्यत्रचतुर्दशात् शेषभानिशुभान्येवंप्रवेशेघटंचक्रकं इतिवास्तुप्रकरणं ॥**

## હવે ગૃહપ્રવેશનું મુહૂર્ત કેહેછે.

નવીન ઘરમાં પ્રવેશ કરવાથી પ્રથમજ મૈત્રસંજ્ઞક, ધ્રુવસંજ્ઞક, ક્ષિપ્રસંજ્ઞક, ચરસંજ્ઞક અને મૂળ એ નક્ષત્રોમાં વાસ્તુ પૂજાનો વિધિ કરવો; તેથી ધન, પુત્રની પ્રાપ્તિ થાયછે. વાસ્તુ શાંતિનો પ્રયોગ બીજા ગ્રંથોમાં જોઈ લેવો. વાસ્તુ શાંતિ દિવસેજ ઉત્તમ છે; અને નવીન ઘરમાં પ્રવેશ કરવો તે કોઈ ગ્રંથમાં રાત્રિએ પણ કરવો

એમ કહ્યુંછે. ઘરના આરંભવિષે જે માસ, નક્ષત્રાદિક કહ્યાંછે તેજ માસ નક્ષત્રાદિકમાં પ્રવેશ શુભ છે. કોઈ ગ્રંથમાં, માઘ, કાર્તિક અને જેઠ માસમાં; તેમજ કેટલાએક મૃદુસંજ્ઞક અને ધ્રુવસંજ્ઞક એ નક્ષત્રવિષે ગૃહપ્રવેશ શ્રેષ્ઠ છે એમ કહ્યુંછે. ક્ષિપ્રસંજ્ઞક અને ચરસંજ્ઞક નક્ષત્રોમાં ગૃહપ્રવેશ મધ્યમ છે. તીક્ષ્ણ, ઉગ્ર અને મિશ્ર એ નામવાળાં નક્ષત્રોવિષે નિંદ્ય છે. **ગૃહપ્રવેશમાટે લગ્નશુદ્ધિ**–લગ્નથી ત્રીજે ઇગ્યારમે અને છઠ્ઠે પાપ ગ્રહ શુભ; તેમજ છઠ્ઠે, આઠમે અને બારમે શુભ ગ્રહ અશુભ; ચોથે અને આઠમે કોઈ પણ ગ્રહ જોઇએ નહી; જન્મ લગ્ન અને જન્મ રાશિથકી આઠમું લગ્ન જોઇએ નહી. સૂર્ય નક્ષત્રથકી પ્રથમનાં પાંચ નક્ષત્ર અને ચૌદમાં નક્ષત્રથકી આઠ નક્ષત્ર અશુભ છે એટલે ૧,૨,૩,૪,૫,૧૪,૧૫,૧૬,૧૭, ૧૮,૧૯,૨૦,૨૧ એ નક્ષત્રોમાં પ્રવેશ કરવો નહી. બાકીનાં નક્ષત્રો પ્રવેશમાં શુભ છે. એ રીતે ઘરમાં પ્રવેશવિષે કુંભ ચક્ર જાણવું. એ રીતે વાસ્તુ પ્રકરણ કહ્યું.

---

**अथधनाद्यर्थगमनं श्रुतिद्वयाश्विपुष्यांत्यानुराधामृगहस्तभे पुनर्वसौगोचरेष्टप्रद्वारेव्र जेन्नरः अभिजिद्गमेश्रेष्ठंदक्षिणाशांविनाक्षणः मघाचित्रात्रयाश्लेषाभरण्यार्द्राःसकृत्तिकाः पूर्वाभाद्राचनेष्टाःस्युःप्रयाणेजन्मभंतथा त्यजेद्रिक्तांपर्वषष्ठ्यष्टमीद्वादशिकास्तिथीः कृत्तिकाभरणीपूर्वामघानांघटिकाःक्रमात् एकविंशतिसप्ताथषोडशैकादशत्यजेत् ज्येष्ठाश्लेषाविशाखासुस्वात्यांचापिचतुर्दश भृगोर्मतेसंकटेपिसर्वांस्वातींमघांत्यजेत् [१]स्वाती पित्र्याग्निपूर्वार्द्धेचित्राश्लेषांतकोत्तरं ॥**

**હવે ધન કમાવવું ઇત્યાદિક કાર્યનાં નિમિત્તથી જવું તે**–શ્રવણ, ધનિષ્ઠા, અશ્વિની, પુષ્ય, રેવતી, અનુરાધા, મૃગ, હસ્ત અને પુનર્વસુ એ નક્ષત્રમાં; ગોચર (ચાલતા ગ્રહ) વિષે શુભ ફળ દેનારા ગ્રહને વારે પ્રયાણ કરવું. અભિજીત્ નક્ષત્ર અને અભિજીત્ મુહૂર્ત્ત દક્ષિણ દિશા વિના પ્રયાણ કરવામાં શુભ છે. મઘા, ચિત્રા, સ્વાતિ, વિશાખા, આશ્લેષા, ભરણી, આર્દ્રા, કૃત્તિકા, પૂર્વાભાદ્રપદા, અને જન્મ નક્ષત્ર એ પ્રયાણમાં અશુભ છે. રિક્તા, પર્વ, છઠ, આઠમ અને બારસ એ તિથિ પ્રયાણમાં ત્યાગ કરવી. કૃત્તિકા, ભરણી, ત્રણ પૂર્વા, અને મઘા એ નક્ષત્રોની ક્રમથી ૨૧,૭,૧૬,૧૧ એટલી પ્રથમની ઘટિકા ત્યાગ કરવી. જ્યેષ્ઠા, આશ્લેષા, વિશાખા અને સ્વાતિ એ નક્ષત્રની ચૌદ ચૌદ ઘટિકા છોડવી. ભૃગુના મત પ્રમાણે સંકટ હોય તો પણ સંપૂર્ણ સ્વાતિ અને મઘાનો ત્યાગ કરવો. સ્વાતિ[૨], મઘા અને કૃત્તિકાનો પૂર્વાર્ધ; ચિત્રા, આશ્લેષા અને ભરણીનો ઉત્તરાર્ધ એનો ત્યાગ કરવો.

---

**वारशूलःसोमशनीप्राच्यामीज्यस्तुदक्षिणे रविशुक्रौप्रतीच्यांस्यादुदीच्यांबुधमंगलौ पूर्वादिदिक्षुमेषाद्याःक्रमात्त्रिश्चंद्रराशयः संमुखोदक्षिणोब्जःसन्पृष्ठेवामेतिनिंदितः दिशियत्रोदेतिशुक्रस्तांदिशंनव्रजेन्नरः नव्रजेत्संमुखेज्ञेपिशुभंपृष्ठेपिवामतः रेवतीमेषगेचंद्रे शुक्रांध्यात्संमुखंव्रजेत् ॥**

---

१ भरण्याः पूर्वमर्धचेत्यपि पाठो दृश्यते.

૨ ભરણીનાં પૂર્વ અર્ધનો પણ ત્યાગ કરવો, એવો પણ પાઠ દેખવામાં આવેછે.

**વારશૂળ**—પ્રયાણ કરવામાં પૂર્વ દિશામાં સોમ અને શનિ વાર; દક્ષિણ દિશામાં ગુરૂ વાર; પશ્ચિમ દિશામાં રવિ, શુક્ર એ વાર; ઉત્તર દિશામાં બુધ અને મંગળ એ વાર વર્જ્ય કરવા. પૂર્વાદિક દિશાઓમાં ક્રમથી મેષાદિક બાર ચંદ્રરાશિ ગણતાં એક એક દિશામાં ત્રણ ત્રણ રાશિ થાયછે, તેમાંનો સંમુખ અથવા દક્ષિણ ભાગમાં ચંદ્ર હોય તો શુભ છે. પૃષ્ઠ ભાગ અથવા વામ ભાગમાં હોય તો નિંદ્ય છે. જે દિશામાં શુક્ર ઉદય પામતો હોય તે દિશાની સામે પ્રયાણ કરવું નહી. બુધ સંમુખ હોય તો પણ પ્રયાણ કરવું નહી. વાંસે અથવા વામ ભાગમાં બુધ હોય તો શુભ. રેવતી નક્ષત્ર અથવા મેષ રાશીનો ચંદ્ર હોય તો શુક્ર અંધ થાયછે; તેથી તે સમયે શુક્રની સામે જવામાં બાધ નથી.

---

**प्रयाणेशुभाःकेंद्र १ । ४ । ७ । १० कोणेषु ९ । ५ शस्ताःखलास्त्र्यायषट्खेष्वनिष्टः ३ । ११ । ६ । १० शनिःखे ॥ कविःसप्तमेग्लौःषडष्टांत्यलग्नेविलग्नेश्वरोव्यस्तषष्ठाष्टमांत्ये ॥ केंद्रेवक्रीवक्रिवर्गोलग्नेवारश्चवक्रिणः कुंभःकुंभनवांशश्चलग्नेत्याज्याःप्रयत्नतः मीनलग्नेतदंशेवायातुर्मार्गोतिदुःखदः शत्रुंलग्नभतःषष्ठंतत्पतिर्वामृतिप्रदः शत्रुक्षेत्रेतदंशेवातदृष्टेगमनंनसत् लग्नेस्तंगतराशिश्चजन्मराशिश्चनोशुभः शशीवर्गोत्तमेलग्नेवर्गोत्तमयुतेजयः ॥**

**પ્રયાણવિષે લગ્નશુદ્ધિ**—જે લગ્નમાં પ્રયાણ કરવાનું હોય તે લગ્નથકી ૧,૪,૭,૧૦,૫,૯ એમાંનાં કોઈ સ્થાનકે શુભ ગ્રહ હોય તે શ્રેષ્ઠ. ૩,૧૧,૬,૧૦ એ સ્થાનકે પાપગ્રહ હોય તો શુભ. શનિ દશમે અશુભ. સપ્તમ શુક્ર અશુભ. ૬,૮,૧૨,૧ એ સ્થાનકે ચંદ્ર અશુભ. લગ્નનો સ્વામી પણ ૭,૬,૮,૧૨ એ સ્થાનકે અશુભ છે. કેંદ્રમાં વક્ર ગતિનો ગ્રહ, લગ્નમાં વક્ર ગતિના ગ્રહનો વર્ગ, વક્રી ગ્રહનો વાર, કુંભ લગ્ન, કુંભ લગ્નનો નવાંશ એ સઘળાં પ્રયાણ સમયે પ્રયત્નપૂર્વક વર્જિત કરવાં. મીન લગ્ન અથવા મીનના નવાંશમાં પ્રયાણ કરે તો તેને માર્ગમાં બહુ દુઃખ પડેછે. પોતાનાં જન્મલગ્ન અથવા જન્મરાશિના સ્વામીનો શત્રુ; કિંવા જન્મલગ્ન કે જન્મરાશિથકી છઠો રાશિ; અથવા તેનો સ્વામી એ લગ્નમાં હોય તો મૃત્યુ દેનારો થાયછે. શત્રુનું ગૃહ કિંવા શત્રુનો અંશ અથવા શત્રુની દૃષ્ટિ લગ્નવિષે હોય તો પ્રયાણ કરવું નહી. અસ્ત થયલા ગ્રહનો રાશિ અથવા જન્મરાશિ લગ્નવિષે શુભ નથી. વર્ગોત્તમમાં અથવા વર્ગોત્તમયુક્ત લગ્નમાં ચંદ્ર હોય તો જય પ્રાપ્ત થાયછે.

---

**शुक्रादितिथिवारर्क्षयोगोश्चैरष्टभिस्त्रिभिः त्रिस्थस्तष्टोवशिष्टश्चेत्सर्वांकःसार्वकामिकः त्रिषुक्रमाद्भवेच्छून्यंदुःखदारिद्र्यमृत्युदं यद्येकस्मिन्नेवदिनेपुराद्गच्छेत्पुरांतरे प्रावेशिकीकालशुद्धिस्तदाज्ञेयानयात्रिकी प्रवेशान्निर्गमोनेष्टःप्रवेशोनिर्गमादपि जिष्णोःकदापिनवमेधिष्ण्येवारेतिथौतथा याम्यादिग्गमनंशय्यावितानंछादनंगृहे नकुंभमीनगेचंद्रेतृणकाष्ठस्यसंग्रहः तर्पिताग्निसुहृद्विप्रभार्यादिस्तृप्तिमानुव्रजेत् स्वकीयांपरकीयांवास्त्रियंपुरुषमेववा ताडयित्वातुयोगच्छेद्ब्राह्मणानवमान्यच व्याधितःक्षुधितोवापितदंतंतस्यजीवितं ॥**

શુક્લ પક્ષની એકમથકી તિથિ, રવિવારથી વાર, અને અશ્વિનીથકી નક્ષત્ર પ્રયાણનાં દિવસ પર્યંત લેખી જુદાં જુદાં ત્રણ ઠેકાણે ક્રમથી ૭,૮,૩, આંકથી ભાગ દેતાં સર્વ ઠેકાણે શેષ અંક રહે તો તે સર્વ કામ દેનારા છે. ત્રણે ઠેકાણે શૂન્ય રહે તો ક્રમથી દુઃખ દારિદ્ર, અને મૃત્યુનું દેનારૂં છે. જો એકજ દિવસે એક સેહેરથી બીજાં સેહેરમાં પ્રયાણ કરવું હોય તો પ્રવેશકાળની શુદ્ધિ જોવી, પ્રયાણકાળની શુદ્ધિ જોવી નહી. જયપ્રાપ્તિની ઇચ્છા ધરનારાએ પ્રવેશનાં નક્ષત્રથકી નવમું નક્ષત્ર, નવમો વાર અને નવમી તિથિએ પ્રયાણ કરવું નહી; તેમજ પ્રયાણનાં નક્ષત્ર, વાર અને તિથિથકી નવમું નક્ષત્ર, વાર, અને તિથિએ પ્રવેશ કરવો નહી. કુંભ અને મીન રાશિના ચંદ્રવિષે દક્ષિણ દિશામાં પ્રયાણ; કોંચ, પલંગ ભરાવવા; ઘર છાજવું; અને તૃણ તથા કાષ્ટનો સંગ્રહ એ કરવાં નહીં. અગ્નિ, સંબંધિ, બ્રાહ્મણ અને સ્ત્રી ઇત્યાદિકને તૃપ્ત કરી પોતે તૃપ્ત થઈ પ્રયાણ કરવું. પોતાની કે પારકી સ્ત્રી, અથવા પુરૂષને માર મારી કિંવા બ્રાહ્મણનું અપમાન કરી પ્રયાણ કરે અથવા રોગગ્રસ્ત કે ભુખ્યાં રહી પ્રયાણ કરે તો મરણને પ્રાપ્ત થાય.

**क्रोधंक्षौरंनथावांतिंतैलाभ्यंगाश्रुमोचनं मद्यंमांसंगुडंतैलंसितान्यतिलकंतथा श्वेतभिन्नंचवसनंप्रयाणेपरिवर्जयेत् क्षौरंपंचदिनंदुग्धंत्रिदिनंसप्तरात्रकं मैथुनंचापरंतैलंमध्वाज्यं तद्दिनेत्यजेत् स्त्रपातेवंबीजदानांतंतथाकुशकुनांस्त्यजेत् सुमुहूर्तेस्वयंगमनासंभवेप्रस्थानं कार्यं प्रस्थानंनामाभीष्टवस्तुचालनं यज्ञोपवीतकंशस्त्रंमधुचस्थापयेत्फलं विप्रादिःक्रमतः सर्वैःस्वर्णधान्यांबरादिकं राजादशाहंपंचाहमन्योनप्रस्थितोवसेत् स्त्रयंगमनाद्वस्तुस्थापनाख्यप्रस्थानेर्धफलं ॥**

**પ્રયાણવિષે નિયમ**–પ્રયાણ સમયે; ક્રોધ, વાળ ઉતરાવવા, વમન, તૈલાભ્યંગ, અશ્રુપાત, મદિરા, માંસ, ગોળ, તેલ, શ્વેત તિલક વિના બીજું તિલક, અને શ્વેત વિના બીજાં વસ્ત્ર; એ પદાર્થો વર્જિત કરવા. પ્રયાણ દિવસથકી પ્રથમ; પાંચ દિવસ ક્ષૌર ( વાળ ઉતરાવવા ); ત્રણ દિવસ દૂધ; સાત રાત્રિ મૈથુન; અને મધ, તેલ, ઘૃત આદિ બીજા પદાર્થ તેજ દિવસે વર્જ્ય કરવા. બીજની સ્થિતિ થવા પર્યંત એટલે સોળ રાત્રિ સ્ત્રીનો ઋતુ હોયછે તે તથા દુષ્ટ શકુન પ્રયાણમાં વર્જ્ય કરવાં. સારાં મુહૂર્તમાં પોતાને જઇ શકવાનો સંભવ ન હોય તો પ્રસ્થાન કરવું. પ્રસ્થાન એટલે પોતાની પ્રિય વસ્તુ બીજે ઠેકાણે રાખવી. બ્રાહ્મણે જનોઇ, ક્ષત્રિયે શસ્ત્ર, વૈશ્યે મધ અને શૂદ્રે ફલ પ્રયાણને સમયે પ્રસ્થાનમાં રાખવાં. સોનું, ધાન્ય, વસ્ત્ર ઇત્યાદિક સઘળાએ રાખવાં. પ્રસ્થાન કીધા પછી રાજાએ ૧૦ દિવસ, અને બીજાઓએ પાંચ દિવસ ઘરે રેહેવું; તેથી અધિક રેહેવું નહી. પોતાનાં પ્રયાણકરતાં જનોઇ આદિ વસ્તુનાં સ્થાપનરૂપ પ્રસ્થાનમાં અર્ધ ફલ જાણવું.

**प्रस्थानदेशावधिः गेहाद्गेहांतरंगर्गःसीम्नःसीमांतरंभृगुः बाणक्षेपंभरद्वाजोवसिष्ठोनगराद्बहिः प्रस्थानेपिकृतेनेयान्महादोषान्वितेदिने प्रस्थानदिनेपिक्रोधादिकंवर्जयेत् शकुनापशकुनप्रपंचोन्यत्र इतियात्राप्रकरणं ॥**

**પ્રસ્થાન કરવાવિષે દેશનો અવધિ કેહેછે**—"પોતાનાં ઘરથી બીજાને ઘરે પ્રસ્થાન રાખવું એ ગર્ગનો મત છે, ગામની સીમ છોડી બીજી સીમમાં રાખવું એ ભૃગુનો મત, બાણનો ઘા કરતાં જેટલે છેટે બાણ જાય તેટલે દૂર રાખવું એ ભરદ્વાજનો મત, અને નગરથી બાહાર જઇ રાખવું એ વસિષ્ઠનો મત છે. પ્રસ્થાન કર્યું હોય તથાપિ મહા દોષયુક્ત દિવસ હોય તો તે દિવસે પ્રયાણ કરવું નહીં." જે દિવસે પ્રસ્થાન કરવાનું હોય તે દિવસે પણ ક્રોધાદિક કરવા નહી. શુભ શકુન અને દુષ્ટ શકુનનો વિસ્તાર બીજા ગ્રંથોમાં જોવો. એ રીતે યાત્રા પ્રકરણ કહ્યું.

**अथगोचरप्रकरणं जन्मराशेःक्रूरचंद्रास्त्रिषट्दशमगाःशुभाः सप्तादागश्चापिचंद्रः शुक्लेद्विनवपंचसु बुधोव्यंत्यसमे २।४।६।८।१० जीवोद्विपंचनवसप्तसु जन्मादिपंचसुत थानवाष्टद्वादशेभृगुः एकादशेसर्वखेटाःशुभाःस्युरितिसंग्रहः जन्मसंपद्विपत्क्षेमंप्रत्य रिःसाधिकावधः मैत्रातिमैत्राःस्युस्तारास्त्रिरावृत्यास्वजन्मभात् क्रमतःसूर्यादिबलं नृपदर्शनसर्वकार्ययुद्धेषु शास्त्रकरग्रहयात्रादीक्षासूह्यंविशेषेण अनिष्टसूर्यादीनांदानानि द्वितीयपरिच्छेदांते ॥**

## હવે ગોચર પ્રકરણ કેહેછે.

"જન્મરાશિથકી ક્રૂર ગ્રહ અને ચંદ્ર ૩,૬,૧૦ એ સ્થાનકે શુભ છે. ચંદ્ર ૭, ૧ એ સ્થાનકે પણ શુભ છે. શુક્લ પક્ષમાં ચંદ્ર ૨,૯,૫ સ્થાનકે શુભ છે. બુધ ૨, ૪,૬,૮,૧૦ એ સ્થાનકે શુભ છે. બૃહસ્પતિ ૨,૫,૯,૭ મે સ્થાનકે શુભ છે. શુક્ર ૧, ૨,૩,૪,૫,૯,૮,૧૨ એ સ્થાનકે શુભ છે. ઇગ્યારમે સ્થાનકે સર્વ ગ્રહ શુભ છે; એ રીતે સંક્ષેપે કહ્યું. પોતાનાં જન્મનક્ષત્રથકી દિવસનક્ષત્ર પર્યંત લેખવાં; તેમાંનું ૧ જન્મ તારા, ૨ સંપત્, ૩ વિપત્, ૪ ક્ષેમ, ૫ પ્રત્યરિ, ૬ સાધિકા, ૭ વધ, ૮ મૈત્ર, ૯ અતિમૈત્ર; એ નવ નક્ષત્રની એક આવૃત્તિ થઇ તેમજ ફરી ૧૦ જન્મતારા, ૧૧ સંપત્ એ રીતે લેખતાં ત્રણ આવૃત્તિ કરવી, તેમાં જે નક્ષત્રનું જેવું નામ હોય તે તેવુંજ ફલ દેછે. રાજદર્શન, સર્વ કાર્ય, યુદ્ધ, શાસ્ત્રાભ્યાસ, વિવાહ, પ્રયાણ, અને મંત્રદીક્ષા એ સાત કાર્યમાં ક્રમથી સૂર્યાદિક સાતનું બળ વિશેષે જોઇ તે તે ગ્રહનાં બળમાં તે તે કાર્ય કરવું." અનિષ્ટ સૂર્યાદિક ગ્રહોનાં દાન બીજા પરિચ્છેદનાં અંતમાં (પત્ર ૨૧૪ માં) કહેલાં છે.

---

**दक्षांगोदरनाभिहृत्सुपतितापल्लीवरांगेहनुंमुक्तानुःशुभदास्त्रियाःफलमिदंवामेतरव्यत्य यात् ॥ इत्याहुःसरठप्ररोहणफलंपातेन्यथैकेवृथापल्यारोहणकेपिवस्त्रसहितंस्नात्वाचरेच्छां तिकं ॥**

**હવે પલ્લી (છાપકી+અંધિચિચી) નું પડવું કેહેછે**—"પુરૂષનાં જમણાં અંગમાં પેટ, નાલિ, હૃદય અને હડબટી વિના કંઠથી ઉપર મુખ, મસ્તક ઇત્યાદિકવિષે પલ્લી પડી હોય તો શુભ છે. એજ ફલ સ્ત્રીનાં ડાબાં અંગમાં જાણવું. શરઠ (કાકીડા)નાં ચડવામાં એજ ફલ જાણવું. કાકીડો ઉપરથી પડ્યો હોય તો વિપરી-

ત (અશુભ) ફલ જાણવું. તેમજ પલ્લી ઉપર કહેલાં અંગ ઉપર ચડી હોય તો અશુભ ફલ જાણવું. પલ્લીનું ઉપર ચડવું અને કાકીડાનું ઉપરથી પડવું તેમાં શુભ અશુભ કાંઇ પણ ફળ નથી એમ કેટલાએક આચાર્ય કેહેછે; તેમ છતાં પણ વસ્ત્રસહિત સ્નાન કરી શાંતિ કરવી."

---

**अथपल्लीसरठशांतिः तयोःस्पर्शमात्रेस्नानंकृत्वापंचगव्यंप्राश्याज्यमवलोक्याशुभनाशार्थंशुभवृद्ध्यर्थंवाशांतिःकार्या पल्ल्याःसरठस्यवाहेम्नाप्रतिमांकृत्वारक्तवस्त्रेणसंवेष्ट्यसंपूज्य कलशेरुद्रंसंपूज्यमृत्युंजयमंत्रेणखादिरसमिद्भिरष्टोत्तरशतंतिलैर्व्याहृतिभिरष्टोत्तरसहस्रंशतंवाहुत्वास्विष्टकृदाद्यभिषेकांतेस्वर्णवस्त्रतिलदानं ॥**

## હવે પલ્લી અને શરઠની શાંતિ કેહેછે.

પલ્લી અને શરઠનો માત્ર સ્પર્શ થયો હોય તો સ્નાન કરી પંચગવ્યનું પાન કરી ઘીમાં મુખાવલોકન કરી અશુભની નિવૃત્તિને અર્થે અથવા શુભની વૃદ્ધિને અર્થે શાંતિ કરવી. પલ્લી અથવા કાકીડાની સુવર્ણની પ્રતિમા કરી તેને રાતાં વસ્ત્ર વીંટી પૂજન કરવું. પછી કલશમાં રૂદ્રનું પૂજન કરી મૃત્યુંજય મંત્રવડે ખેરનાં સમિધનો ( ૧૦૮ ), વ્યાહૃતિ મંત્રવડે તિલનો ( ૧૦૦૮ ) અથવા સો હોમ કરી સ્વિષ્ટકૃત્થકી અભિષેક પર્યંત કર્મ કીધા પછી સુવર્ણ, વસ્ત્ર, અને તિલનું દાન કરવું.

---

**अथकपोतप्रवेशमधुवल्मीकोत्पत्तिपिंगलास्वरकाकवैकृतग्राम्यारण्यादिमृगपक्षिविकारे शांतिः देवाःकपोतइतिपंचर्चंसूक्तंसहस्रंशतंवाजपित्वा यतइंद्रभयामहेस्वस्तिदाविशत्र्यंबकमितिमंत्रैर्हुत्वाव्याहृतिभिरष्टोत्तरशतंतिलहोमंकुर्यात् अथवापंचविप्रैःक्रमेणदेवाःकपोतइतिसूक्तंसुदेवोअसीत्यृचंकनिक्रददितिशाकुंतसूक्तंनमोब्रह्मणेनमोइतिमंत्रंचसहस्रादिसंख्ययाजप्त्वोपनिषदश्चपठित्वाव्याहृतिभिस्तिलहोमंकुर्यात् ॥**

હવે ઘરમાં કપોતપક્ષી ( હોલો ) પ્રવેશ કરે, મધપોડું થાય, રાફડો થાય, પિંગલા નામનો પક્ષી ( ઘુઘુરાજા ઇત્યાદિ ) શબ્દ કરે, કાકવૈકૃત ( કાગડાનું મૈથુન ઇત્યાદિ ), અને ગામ અથવા જંગલ ઇત્યાદિક સંબંધી મૃગ ( જાનવર ), પક્ષી, એમનું આવવું ઇત્યાદિક થાય તો શાંતિ કરવી. "**देवाः कपोत०**" આ પાંચ ઋચાનાં સૂક્તનો સહસ્ર અથવા સો વાર પાઠ કરી "**यत इंद्रभयामहे०, स्वस्तिदाविशः०, त्र्यंबकं०**" એ મંત્રોવડે હોમ કરી વ્યાહૃતિ મંત્રવડે તિલનો ( ૧૦૮ ) હોમ કરવો. અથવા પાંચ બ્રાહ્મણવતિ ક્રમથી "**देवाः कपोत०**" એ સૂક્ત, "**सुदेवो असि०**" એ ઋચા, "**कनिक्रदत्०**" એ શાકુંત સૂક્ત, અને "**नमो ब्रह्मणे नमो०**" એ મંત્ર, એમનો સહસ્ર આદિક સંખ્યાનો જપ કરાવી ઉપનિષદોનો પાઠ કરી વ્યાહૃતિ મંત્રવડે તિલનો હોમ કરવો.

---

**अथकाकस्पर्शमैथुनादिशांतिः संकल्पाग्निप्रतिष्ठापनांतेकुंभेसौवर्णमिंद्रंलोकपालांश्चसंपूज्याग्नौचरुंश्रपयित्वापलाशसमिच्चर्वाज्यव्रीहिभिःप्रत्येकमष्टोत्तरसहस्रंशतंवायतइंद्रे**

निमंत्रेणहुत्वालोकपालेभ्यस्तैरेवद्रव्यैर्दशकृत्वोहुत्वालोकपालबलिंकुंभाग्रेवायसेभ्योबलिमैंद्र वारुणेतिमंत्रेणदत्वायजमानोभिषेकांतेशतंदशवाविप्रान्भोजयेत् ॥

## હવે કાગડાનો સ્પર્શ, કાગડાનું મૈથુન ઈત્યાદિની શાંતિ કેહેછે.

સંકલ્પ કરી અગ્નિસ્થાપન પર્યંત કર્મ કીધા પછી કલશ ઉપરે સુવર્ણમય ઇંદ્ર અને લોકપાલની પૂજા કરી અગ્નિઉપરે ચરૂ રાંધી ખાખરાની સમિધ, ચરૂ, ઘૃત અને શાલ એ દ્રવ્યમાંનાં એક એક દ્રવ્યનો ( ૧૦૦૮ ) અથવા ( ૧૦૮) " यतइंद्र० " એ મંત્રવડે હોમ કરી લોકપાલને ઉદ્દેશે એજ દ્રવ્યવડે દશ દશ આહુતિ હોમ કરી કુંભની સમીપે લોકપાલને બળિદાન, અને કાગડાઓને બળિદાન " ऐंद्रवारुण० " એ મંત્રવડે દઇ અભિષેક થયા પછી સો અથવા દશ બ્રાહ્મણોને ભોજન કરાવવું.

---

घरट्टोलूखलमुसलदृषदासनमंचकादेरकस्मात्स्फोटनेघृताक्तमधुयुताश्वत्थसमिधःप्रजापतयेहुत्वागायत्र्याष्टोत्तरसहस्रेणाभिमंत्रयेत् ॥

ઘંટી; ખારણી; સાંબેલુ; સીળ; ઉપરવટણો; આસન ( પાટ ઇત્યાદિક ); પલંગ, ખાટલો ઇત્યાદિક અકસ્માત્ ફુટે તો ઘીમાં ભીંજવેલી અને મધેયુક્ત એવી અશ્વત્થ ( પીપલા ) ની સમિધનો પ્રજાપતિને ઉદ્દેશે હોમ કરી ( ૧૦૦૮ ) ગાયત્રીમંત્રવડે ( તે વસ્તુને ) મંત્રયુક્ત કરવી.

---

नानाविधदिव्यभौमांतरिक्षोत्पातेषुशांतिः संकल्पादिकृत्वाकुंभेइंद्ररुद्रौसंपूज्ययतइंद्रस्वस्तिदाविशस्पतिःअघोरेभ्योथेतिमंत्रैः समिदाज्यचरुव्रीहितिलान्प्रतिद्रव्यमष्टोत्तरशतंहुत्वाव्याहृतिभिःकोटिहोमंलक्षहोममयुतहोमंतत्पादहोमंवातिलैर्वित्तानुसारेणनिमित्तानुसारेणचसप्तरात्रंत्रिरात्रमेकरात्रंवाकृत्वासूर्यगणेशक्षेत्रपालदुर्गामंत्राणांजपंकृत्वा पायसादिनाब्राह्मणभोजनंकार्यं यद्वाचंडीसप्तशतीजपः अथवारुद्रैर्जपोभिषेकोवा अश्वत्थप्रदक्षिणाशिवपूजागोविप्रपूजादिवेतिनानोत्पातसामान्यशांतयः॥

**અનેક પ્રકારના દિવ્ય ( કેતુ આદિ ), ભૌમ ( ભૂકંપાદિ ), અને આંતરિક્ષ ( ગંધર્વ નગર આદિ ) ઉત્પાતની શાંતિ કેહેછે**—સંકલ્પ આદિક કરી કુંભ ઉપરે ઇંદ્ર અને રૂદ્રની પૂજા કરી, " यत इंद्र०, स्वस्तिदाविशस्पतिः०, अघोरेभ्योथघोरेभ्यः० " એ મંત્રવડે સમિધ, ઘૃત, ચરૂ, શાલ, અને તિલ એ એક એક દ્રવ્યનો ( ૧૦૮ ) હોમ કરી વ્યાહૃતિ મંત્રવડે તિલનો કોટિ હોમ, લક્ષ હોમ, અયુત ( ૧૦,૦૦૦ ) હોમ, અથવા તેનો ચતુર્થાંશ ( ૨૫૦૦ ) હોમ, પોતાનાં દ્રવ્યની શક્તિપ્રમાણે અને જેવું નિમિત્ત હોય તેને અનુસારે સાત રાત્ર, ત્રણ રાત્ર, અથવા એક રાત્ર એ રીતનો હોમ કરી સૂર્ય, ગણેશ, ક્ષેત્રપાળ, અને દુર્ગાના મંત્રનો જપ કરી પાયસ ( દૂધપાક ) ઇત્યાદિવડે બ્રાહ્મણભોજન કરાવવું; અથવા ચંડી સપ્તશતી ( દુર્ગા ) નો પાઠ કરાવવો. કિંવા રૂદ્ર મંત્રનો જપ અથવા રૂદ્રમંત્રવડે અભિષેક

કરાવવો. કિંવા પીપલાની પ્રદક્ષિણા, શિવપૂજા, ગાય, બ્રાહ્મણોની પૂજા ઇત્યાદિક કરાવવાં. એ રીતે અનેક પ્રકારના ઉત્પાતોની સામાન્ય શાંતિયો કહી.

अथगायत्रीपुरश्चरणप्रयोगः देशकालौसंकीर्त्यकरिष्यमाणगायत्रीपुरश्चरणेधिकारसिद्ध्यर्थंकृच्छ्रत्रयममुकप्रत्याम्नायेनाहमाचरिष्येइतिसंकल्प्य होमादिप्रत्याम्नायविधिनाकृच्छ्राण्यनुष्ठायामुकशर्मणोममगायत्रीपुरश्चरणेनेनकृच्छ्रत्रयानुष्ठानेनाधिकारसिद्धिरस्त्वितिविप्रान्वदेत् विप्राअधिकारसिद्धिरस्त्वितिब्रूयुः ततःकरिष्यमाणपुरश्चरणांगत्वेनविहितंगायत्रीजपादिकरिष्ये इतिसंकल्प्यस्वयंविप्रद्वारावाकुर्यात् तद्यथा सप्रणवव्याहृतिगायत्र्याअयुतंजप्त्वाआपोहिष्ठेतिसूक्तं एतोन्विंद्रमितितिस्रः ऋतंचेतिसूक्तंस्वस्तिनइत्याद्याःस्वस्तिमतीस्त्वादिष्ठयेत्याद्याःपावमानीश्चसर्वाःप्रत्येकंदशवारंस्वयमन्यद्वारावाजपित्वा तत्सवितुरित्यस्याचार्यमृषिंविश्वामित्रंतर्पयामि गायत्रीछंदस्त० सवितारंदेवतां० इतितर्पणंकृत्वारुद्रंनमस्कृत्यकद्रुद्रायेत्यादीनिरुद्रसूक्तानिजपेत् ॥

## હવે ગાયત્રીપુરશ્ચરણનો પ્રયોગ કહેછે.

દેશ, કાળનો ઉચ્ચાર કરી "करिष्यमाणगायत्रीपुरश्चरणेऽधिकारसिद्ध्यर्थं कृच्छ्रत्रयममुकप्रत्याम्नायेनाहमाचरिष्ये," એવો સંકલ્પ કરી હોમાદિકના પ્રતિનિધિના વિધિવડે ત્રણ કૃચ્છ્ર કરી "अमुकशर्मणो मम गायत्रीपुरश्चरणेऽनेन कृच्छ्रत्रयानुष्ठानेनाधिकारसिद्धिरस्तु," એ રીતે બ્રાહ્મણોનીપાસે બોલવું. પછી બ્રાહ્મણોએ "अधिकारसिद्धिरस्तु" એ રીતે કેહેવું. પછી "करिष्यमाणपुरश्चरणांगत्वेन विहितं गायत्रीजपादि करिष्ये" એવો સંકલ્પ કરી પોતે અથવા બ્રાહ્મણદ્વારાએ જપ કરવો. તે આ રીતે– પ્રણવ અને વ્યાહૃતિ સહિત ગાયત્રીનો દશ હજાર જપ કરી "आपोहिष्ठा०" એ સૂક્ત, "एतोन्विंद्रं०" એ ત્રણ ઋચા, "ऋतंच०" એ સૂક્ત, "स्वस्तिनो०" ઇત્યાદિક સ્વસ્તિ એવા શબ્દે યુક્ત ઋચા, અને "स्वादिष्ठया०" ઇત્યાદિક પાવમાની ઋચા એ સઘળી ઋચાઓનો; એટલે એક એક ઋચાનો દશ દશ વાર એ રીતે પોતે અથવા અન્યદ્વારાએ જપ કરી "तत्सवितुरित्यस्याचार्यमृषिं विश्वामित्रं तर्पयामि। गायत्रीछंदस्त०। सवितारंदेवतां०" એ પ્રમાણે તર્પણ કરી રૂદ્રને નમસ્કાર કરી "कद्रुद्राय०" ઇત્યાદિક રૂદ્રસૂક્તનો જપ કરવો.

ततोद्विनांतरेदेशकालौसंकीर्त्यममसकलपापक्षयद्वाराश्रीपरमेश्वरप्रीत्यर्थं चतुर्विंशतिलक्षात्मकगायत्रीपुरश्चरणंस्वयंविप्रद्वारावाकरिष्ये तदंगत्वेनस्वस्तिवाचनंमातृकापूजनंनांदीश्राद्धंविप्रद्वाराजपेजपकर्तृवरणंचकरिष्यइतिसंकल्पः संकल्पस्यापिऋत्विक्कर्तृकत्वेमुकशर्मणोयजमानस्यसकलपापक्षयेत्यादियजमानानुज्ञयाकरिष्ये एवंपूर्वत्रापिसंकल्पऊह्यः नांदीश्राद्धांतेसविताप्रीयतामिति गायत्रीपुरश्चरणेजपकर्तारंत्वांवृणेइतिविप्रमेकैकंवृणुयात् वस्त्रादिभिःपूजयेत् ॥

પછી બીજે દિવસે દેશ, કાળનો ઉચ્ચાર કરી "मम सकलपापक्षयद्वारा श्रीपर-

**मेश्वरप्रीत्यर्थं चतुर्विंशतिलक्षात्मकगायत्रीपुरश्वरणं स्वयं विप्रद्वारा वा करिष्ये, तदंग-
त्वेन स्वस्तिवाचनं मातृकापूजनं नांदीश्राद्धं** ( બ્રાહ્મણદ્વારાએ જપ કરાવવો હોય તો )
**जपकर्तृवरणं च करिष्ये**" એવો સંકલ્પ કરવો. સંકલ્પ પણ ઋત્વિજે કરવાનો હોય
તો "**अमुकशर्मणो यजमानस्य सकलपापक्षयेत्यादि० यजमानानुज्ञया करिष्ये**" એ
પ્રમાણે પ્રથમ પણ સંકલ્પ જાણવો. નાંદીશ્રાદ્ધની અંતે "**सविता प्रीयतां**" એમ
કહેવું. "**गायत्रीपुरश्वरणे जपकर्तारं त्वां वृणे**" એવું વાક્ય કહી એક એક બ્રાહ્મણનું
વરૂણ કરવું. અને વસ્ત્રાદિકવડે પૂજન કરવું.

---

**अथनित्यकर्म एकैकोविप्र:स्वयंवाकुशाद्यासनोपविष्ट:पवित्रपाणिराचम्यप्राणानायम्य
देवता:प्रार्थयेत् सूर्य:सोमोयम:काल:संध्येभूतान्यह:क्षपा पवमानोदिक्पतिर्भूराकाशं,
खेचरामरा: ब्रह्मशासनमास्थायकल्पध्वंमिहसंनिधिमिति ततोदेशकालौसंकीर्त्यप्रात्य
हिकजपंसंकल्प्य गुरवेनम: गणपतये० दुर्गायै० मातृभ्यो० इतिनत्वात्रि:प्राणानायम्य
तत्सवितुरितिगायत्र्याविश्वामित्रऋषि:सवितादेवतागायत्रीछंद:जपेवि० विश्वामित्रऋष
येनम:शिरसि गायत्रीछंदसेनमोमुखे सवितृदेवतायैनमोहृदि इतिन्यस्य तत्सवितुरंगु
ष्ठाभ्यां० वरेण्यंतर्जनी० भर्गोदेवस्यमध्यमा० धीमह्यनामिका० धियोयोन:कनिष्ठिका
भ्यां० प्रचोदयात्करतलकरपृष्ठाभ्यांनमइतिकरन्यासंकृत्वैवंहृदयादिषडंगन्यासंकुर्यात्
पूर्वोक्तरीत्यासंस्कृतांजपमालांपात्रेनिधायसंप्रोक्ष्य ओंमहामायेमहामालेसर्वशक्तिस्वरूपि
णि चतुर्वर्गस्त्वयिन्यस्तस्तस्मान्मांसिद्धिदाभवेतिप्रार्थ्य ॐअविघ्नंकुरुमालेत्वमितिता
मादायमंत्रदेवतांसवितारंध्यायन्हृदयेमालांधारयन्मंत्रार्थंस्मरन्मध्यंदिनावधिजपेत् अति
त्वरायांसार्धत्रयप्रहरावधि जपांतेपुन:प्रणवमुक्त्वा त्वंमालेसर्ववेदानांप्रीतिदाशुभदाभ
व शिवंकुरुष्वमेभद्रेयशोवीर्यंचसर्वदाइतिमालांशिरसिनिधायत्रि:प्राणानायम्यन्यासत्रयंकृ
त्वाजपमीश्वरार्पणंकुर्यात् प्रत्यहंसमानसंख्यएवजपोननुन्यूनाधिक: एवंपुरश्वरणजपस
माप्तौहोम:पुरश्वरणसांगतासिद्ध्यर्थंहोमविधिंकरिष्यइतिसंकल्प्याग्निंप्रतिष्ठाप्यपीठेसूर्यादि
नवग्रहपूजनादिकलशस्थापनांतेअन्वादध्यात् चक्षुषीआज्येनेत्यंतेग्रहपीठदेवतान्वाधानं
अर्कादिसमिच्चर्वाज्याहुतिभि:कृत्वाप्रधानदेवतांसवितारंचतुर्विंशतिसहस्रातिलाहुतिभि:त्रि
सहस्रसंख्याकाभि: पायसाहुतिभिर्घृतमिश्रतिलाहुतिभिर्दूर्वाहुतिभि:क्षीरद्रुमसमिदाहुति
भिश्वशेषेणस्विष्टकृतमित्यादि चरुपायसतिलै:सहाज्यस्यपर्यग्निकरणादिआज्यभागांतेइदं
हवनीयद्रव्यंअन्वाधानोक्तदेवताभ्य:अस्तुनममेतियजमानस्त्यागंकुर्यात् होमेसप्रणवाव्या
हृतिरहितास्वाहांतागायत्री दूर्वात्रयस्यैकाहुति:दूर्वासमिधांदधिमध्वाज्यांजनं स्विष्टकृदा
दिबलिदानांतेसमुद्रज्येष्ठाइत्यादिभिर्यजमानाभिषेक: प्रतिलक्षंसुवर्णनिष्कत्रयंतदर्धंवाश
क्त्यावादक्षिणा होमांतेजलेदेवंसवितारंसंपूज्यहोमसंख्यादशांशेन २४०० गायत्र्यंते
सवितारंतर्पयामीत्युक्तातर्पणंकार्यं तर्पणदशांशेन २४० गायत्र्यंतेआत्मानमभिषिंचामि
नमइतिमूर्ध्न्यभिषेक: होमतर्पणाभिषेकाणांमध्येयदेवनसंभवतितत्स्थानेतत्तद्द्विगुणोजप:
कार्य: अभिषेकसंख्यादशांशेनाधिकंवाविप्रभोजनं पुरश्वरणंपूर्णमस्त्वितिविप्रान्वाचयि
त्वेश्वरार्पणंकार्यं प्रत्यहंयज्ञाग्रतइतिशिवसंकल्पमंत्रस्यत्रि:पाठ: कर्ताब्राह्मणै:सहहविष्या**

शीसत्यवागधःशायीपरिगृहीतभूप्रदेशानतिचारीचभवेत् इत्यनंतदेवीयानुसारेणचतुर्विंशति लक्षपुरश्चरणप्रयोगः ॥

## હવે નિત્યકર્મ કેહેછે.

એક એક બ્રાહ્મણે અથવા પોતે કુશ ઇત્યાદિકનાં આસન ઉપરે બેસી હાથમાં દર્ભનું પવિત્ર ધારણ કરી આચમન પ્રાણાયામ કરી દેવતાની પ્રાર્થના કરવી. તે આ રીતે—" **सूर्यः सोमो यमः कालः, संध्ये भूतान्यहः क्षपा ॥ पवमानो दिक्पतिर्भू, राकाशं खेचरामराः ॥ ब्रह्मशासनमास्थाय, कल्पध्वमिह सन्निधिं** " એ રીતે પ્રાર્થના કીધા પછી દેશ, કાળનો ઉચ્ચાર કરી નિત્યપ્રતિ કર્ત્તવ્ય જપનો સંકલ્પ કરી " **गुरवे नमः, गणपतये नमः, दुर्गायै०, मातृभ्यो०** " એ રીતે નમસ્કાર કરી ત્રણ પ્રાણાયામ કરી " **तत्सवितुरिति गायत्र्या विश्वामित्र ऋषिः सविता देवता गायत्री छंदः जपे विनि० ॥ विश्वामित्रऋषये नमः शिरसि । गायत्रीछंदसे नमो मुखे । सवितृदेवतायै नमो हृदि** " એ રીતે ન્યાસ કરી " **तत्सवितुरंगुष्ठाभ्यां० । वरेण्यं तर्जनीभ्यां०। भर्गोदेवस्य मध्यमाभ्यां० । धीमह्यनामिकाभ्यां० । धियो यो नः कनिष्ठिकाभ्यां० । प्रचोदयात्करतलकरपृष्ठाभ्यां नमः** " એ રીતે કરન્યાસ કરી અને એજ રીતે હૃદયાદિ ૭ અંગવિષે ન્યાસ કરવો. પછી પ્રથમ કહેલી રીતિપ્રમાણે સંસ્કાર યુક્ત જપમાળાને પાત્રમાં રાખી પ્રોક્ષણ કરી " **ॐमहामाये महामाले, सर्वशक्तिस्वरूपिणि ॥ चतुर्वर्गस्त्वयिन्यस्त, स्तस्मान्मां सिद्धिदा भव** " એ રીતે પ્રાર્થના કરી " **ॐअविघ्नं कुरु माले त्वं०** " એ મંત્રવડે તે માળા હાથમાં લઈ મંત્રદેવતા સવિતાનું ધ્યાન કરતાં હૃદયમાં માળા ધારણ કરી મંત્રના અર્થનું સ્મરણ કરતાં મધ્યાન્હ પર્યંત જપ કરવો. અત્યંત ઉતાવળ હોય તો સાડા ત્રણ પોહોર પર્યંત જપ કરવો. જપની અંતે ફરી પ્રણવનો ઉચ્ચાર કરી " **त्वं माले सर्वदेवानां, प्रीतिदा शुभदा भव ॥ शिवं कुरुष्व मे भद्रे, यशो वीर्यं च सर्वदा** " એ મંત્રવડે માળાને મસ્તક ઉપરે રાખી ત્રણ પ્રાણાયામ કરી ત્રણ ન્યાસ કરી જપ ઈશ્વિરને અર્પણ કરવો. નિત્ય પર્યંત જપ સરખી સંખ્યાનોજ કરવો. ન્યૂન અથવા અધિક કરવો નહી. એ રીતે પુરશ્ચરણના જપની સમાપ્તિ થયા પછી હોમ કરવો. તેનો વિધિ કેહેછે—" **पुरश्चरणसांगतासिद्ध्यर्थं होमविधिं करिष्ये,** " એવો સંકલ્પ કરી અગ્નિની સ્થાપના કરી પીઠ ઉપરે સૂર્યાદિક નવગ્રહનું પૂજન ઇત્યાદિ કળશ સ્થાપન પર્યંત કર્મ કીધા પછી " **चक्षुषी आज्येन** " એટલું કહી અન્વાધાન કીધા પછી ગ્રહપીઠદેવતાનું અન્વાધાન; આકડો ઇત્યાદિક સમિધ, ચરૂ, આજ્ય એમની આહુતિવડે કરી " **प्रधानदेवतां सवितारं चतुर्विंशतिसहस्रतिलाहुतिभिस्त्रिसहस्रसंख्याकाभिः पायसाहुतिभिर्घृतमिश्रतिलाहुतिभिर्दूर्वाहुतिभिः क्षीरद्रुमसमिदाहुतिश्च शेषेण स्विष्टकृतमित्यादि** " એ રીતે પ્રધાન દેવતાનું અન્વાધાન કરવું. ચરૂ, પાયસ અને તિલસહિત આજ્યને પર્યગ્નિકરણ ( અગ્નિને ચોતરફ ફરાવવું એ રીતનો દ્રવ્યસંસ્કાર ) કરવું. આજ્યભાગ પર્યંત કર્મ કીધા પછી " **इदं हवनीयद्रव्यं अन्वाधानोक्तदेवताभ्यः अस्तु न मम,** " એ વાક્ય કહી યજમાને

ત્યાગ કરવો. હોમ કરતી વેળાએ; પ્રણવસહિત, વ્યાહૃતિ મંત્રવડે રહિત, અને સ્વાહાકાર પર્યંત ગાયત્રી મંત્રનો ઉચ્ચાર કરવો. ત્રણ દૂર્વાની એક આહુતિ દેવી. દૂર્વા અને સમિધને દહિં, મધ તથા ઘીમાં ભીજવવાં, સ્વિષ્ટકૃતુથકી તે બળિદાન પર્યંત કર્મ કીધા પછી "**समुद्रज्येष्ठा०**" ઇત્યાદિક મંત્રવડે યજમાનને અભિષેક કરવો. એક એક લક્ષ જપની ત્રણ નિષ્ક સુવર્ણ, ડોઢ નિષ્ક સુવર્ણ અથવા યથાશક્તિ દક્ષિણા દેવી. હોમ કીધા પછી જળમાં સવિતા દેવતાનું પૂજન કરી હોમની સંખ્યા કરતાં દશાંશ ( ૨૪૦૦ ) ગાયત્રી મંત્રની અંતે "**सवितारं तर्पयामि,**" એમ કહી તર્પણ કરવું. તર્પણ કરતાં દશાંશ (૨૪૦) ગાયત્રી મંત્રની અંતે "**आत्मानमभिषिंचामि नमः**" એવું વાક્ય કહી પોતાનાં મસ્તક ઉપરે અભિષેક કરવો. હોમ, તર્પણ અને અભિષેકમાંથી જે કરવાનો અસંભવ હોય તેને બદલે તેની સંખ્યા કરતાં બમણી સંખ્યાનો જપ કરવો. અભિષેકની સંખ્યા કરતાં દશાંશ અધિક બ્રહ્મભોજન કરાવવું. "**पुरश्चरणं पूर्णमस्तु**" એવું વાક્ય બ્રાહ્મણોપાસે બોલાવી કર્મ ઈશ્વિરને અર્પણ કરવું. નિત્ય "**यज्जाग्रतो०**" એ શિવસંકલ્પમંત્રનો ત્રણ વાર પાઠ કરવો. કર્ત્તાએ બ્રાહ્મણ સહિત હવિષ્ય ભોજન કરવું. સત્ય ભાષણ કરવું, પૃથ્વી ઉપરે નિદ્રા કરવી, અને નિયમ કરેલી ભૂમિથી બાહેર જવું નહી. એ પ્રમાણે અનંત દેવના ગ્રંથમાં કહેલી રીતિ પ્રમાણે ચોવીસ લક્ષ ગાયત્રીપુરશ્ચરણનો પ્રયોગ કહ્યો.

---

**ऋग्विधानेतु मध्यान्हेमितभुक्मौनीत्रिःस्नानार्चनतत्परः लक्षत्रयंजपेद्धीमानितित्रिलक्षंपुरश्चरणमुक्तं जपशतांशस्त्रिसहस्रंहोमःकलौचतुर्गुणंप्रोक्तमितिपक्षेद्वादशलक्षजपःद्वादशसहस्रहोमइत्यादूह्यं विष्णुशयनमासेषुपुरश्चरणंनकार्यं तीर्थादौशीघ्रंसिद्धिः बिल्ववृक्षाश्रयेणजपेएकाहात्सिद्धिरितिसर्वमंत्रप्रक्रिया इतिगायत्रीपुरश्चरणं ॥**

ઋગ્વિધાન ગ્રંથવિષે તો, " મધ્યાન્હ કાળે અલ્પ ભોજન કરવું, મૌન રાખવું, ત્રણ કાળ સ્નાન, અને દેવપૂજા કરી ત્રણ લક્ષ મંત્ર જપ કરવો." એ રીતે ત્રણ લક્ષ જપનું પુરશ્ચરણ કહ્યુંછે. જપનો શતાંશ એટલે ત્રણ હજાર હોમ કરવો. "કલિ યુગમાં ચોગુણું કરવાનું કહ્યુંછે" એ પક્ષમાં બાર લક્ષ જપ અને બાર હજાર હોમ કરવો, ઇત્યાદિક જાણવું. વિષ્ણુશયન માસમાં ( આષાઢ સુદ એકાદશીથકી કાર્તિક સુદ એકાદશી પર્યંત ) પુરશ્ચરણ કરવું નહી. તીર્થાદિકવિષે ( પુરશ્ચરણ કરવાથી ) શીઘ્ર સિદ્ધિ થાયછે. બિલિનાં વૃક્ષને આસરી જપ કરવાથી એક દિવસમાં સિદ્ધિ થાયછે, એ રીતે સર્વ મંત્રોની પ્રક્રિયા જાણવી. એ પ્રમાણે ગાયત્રી મંત્રનું પુરશ્ચરણ કહ્યું.

---

**अथपूर्तकमलाकरे अश्वत्थोपनयनंतत्त्रवर्णैःक्रमेणवृक्षस्थापनादष्टमैकादशेद्वादशेवर्षेउपनयनोक्तमुहूर्तेपूर्वाण्हेकार्यं शूद्रस्थापिताश्वत्थेपौराणिकमंत्रैरारामप्रतिष्ठामात्रंकार्यंनोपनयनं ॥**

## હવે પૂર્તકમળાકર ગ્રંથમાંનો, અશ્વત્થને જનોઈનો પ્રયોગ કેહેછે.

એ પિપળાને જનોઈ દેવાનો સંસ્કાર ત્રણે વર્ણે (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યે) ક્રમથી, વૃક્ષ રોપવાના દિવસથકી આઠમે, ઇગ્યારમે અને બારમે વર્ષે ઉપનયનમાટે કહેલાં મુહૂર્ત્તવિષે પૂર્વાન્હ કાળે કરવો. શૂદ્રે વાવેળા પિપળાની, પુરાણોક્ત મંત્રવડે આરામપ્રતિષ્ઠા માત્ર કરવી, ઉપનયન કરવું નહી.

---

**अथप्रयोगः** कर्तादेशकालौसंकीर्त्यसर्वपापक्षयकुलकोटिसमुद्धरणपूर्वकविष्णुसायुज्यप्राप्तिकामोश्वत्थोपनयनंकरिष्येइतिसंकल्प्यनांदीश्राद्धांतेभाचार्यंवृणुयात् आचार्यःपंचामृतैःशुद्धोदकैःसर्वौषधिजलैश्चाश्वत्थमभिषिच्य पिष्टातकेनालंकृत्यतत्पूर्वेस्थंडिलेग्निंप्रतिष्ठाप्यान्वाधाने अग्निंवायुंसूर्यंत्रिरग्निंपवमानंप्रजापतिंद्विरोषधीर्वनस्पतिंपिप्पलंप्रजापतिंचपलाशसमिच्चर्वाज्यैःप्रत्येकमेकैकयाहुत्याशेषेणेत्यादि अष्टचत्वारिंशन्मुष्टीनांतूष्णींनिर्वापप्रोक्षणेश्रपणाद्याज्यभागांते युवंवस्त्राणीत्यश्वत्थंवस्त्रयुग्मेनावेष्टययज्ञोपवीतमितियज्ञोपवीतंदत्वाप्रावेपामेतिमेखलांत्रिरावेष्ट्यअजिनंदंडंचतूष्णींदत्वा अश्वत्थेवइत्यृचागंधपुष्पैःसंपूज्यदेवस्यत्वेतिमंत्रांतेहस्तंगृण्हाम्यश्वत्थेतिस्पृष्ट्वासप्रणवव्याहृतिकांगायत्रींत्रिर्जपित्वा अश्वत्थेवोनिषदनमितिसूक्तेन व्याहृतिभिश्चाश्वत्थंस्थापयामीतिस्वर्णशलाकयास्पृष्ट्वाज्यपलाशसमिच्चरुभिःप्रत्येकंद्वादशमंत्रैर्द्वादशाहुतीर्जुहुयात् मंत्रास्तु भूःस्वाहा० अग्नय० भुवःस्वा० वायव० स्वःस्वा० सूर्याये० अग्नआयूंषि० अग्निर्ऋषिः० अग्नेपवस्वेतित्रिभिरग्नयेपवमानायेदं० प्रजापतेनत्व० प्रजापतय० ओषधयःसंवदंते० अश्वत्थेवो० ओषधीभ्यइदं०वनस्पतेशत० वनस्पतयइ० द्वासुपर्णा० पिप्पलायेदं० समस्तव्याहृतिभिः प्रजापतयइदं० स्विष्टकृदादिहोमशेषंसमाप्याश्वत्थेवइतिगंधपुष्पधूपदीपनैवेद्यफलतांबूलाद्यैःसंपूज्याश्वत्थंस्पृष्ट्वाचार्ययिगामन्येभ्योदक्षिणांदत्वाश्वत्थवस्त्रादिकमाचार्यायदत्वाष्टौविप्रान्भोजयेदिति ॥

હવે પ્રયોગ કેહેછે—કર્ત્તાએ દેશ, કાળનો ઉચ્ચાર કરી “**सर्वपापक्षयकुलकोटिसमुद्धरणपूर्वकविष्णुसायुज्यप्राप्तिकामोऽश्वत्थोपनयनं करिष्ये**,” એવો સંકલ્પ કરી નાંદીશ્રાદ્ધ પર્યંત કર્મ કરીને પછી આચાર્યને વરાવવા. આચાર્યે પંચામૃત, શુદ્ધ જળ અને સર્વૌષધિયુક્ત જળવડે પિપળાને સ્નાન કરાવી પિષ્ટાતક (સુગંધિ ચૂર્ણ) વડે અશ્વત્થને સુશોભિત કરી પિપળાની પૂર્વ દિશામાં સ્થંડિલ ઉપરે અગ્નિ થાપન કરી “**अग्निं वायुं सूर्यं त्रिरग्निं पवमानं प्रजापतिं द्विरोषधीर्वनस्पतिं पिप्पलं प्रजापतिं च पलाशसमिच्चर्वाज्यैः प्रत्येकमेकैकयाहुत्या शेषेणेत्यादि**” એ રીતે અન્વાધાન કરવું. અડતાળીસ મુઠી ચોખા મંત્ર વિના લઈ મંત્ર વિના પ્રોક્ષણ કરવું. ચરૂ રાંધવાથકી આજ્યભાગ પર્યંત કર્મ કીધા પછી “**युवं वस्त्राणि०**” એ મંત્રવડે બે વસ્ત્ર અશ્વત્થને ચારે મેર વીટી “**यज्ञोपवीतं०**” એ મંત્રવડે યજ્ઞોપવીત દઈ “**प्रावेपाम०**” એ મંત્રવડે મેખળા ત્રણ વાર વીટી મૃગચર્મ અને દંડ એ મંત્ર રહિત દેવા. “**अश्वत्थे०**” એ મંત્રવડે ગંધ, પુષ્પથી પૂજા કરી “**देवस्य त्वा०**” એ મંત્ર ભણી “**हस्तं गृण्हाम्यश्वत्थ**” એવું વાક્ય કહી અશ્વત્થનો સ્પર્શ કરી પ્રણવ અને

વ્યાહૃતિ સહિત ગાયત્રી મંત્રનો ત્રણ વાર જપ કરવો. "**आश्वत्थेवो निषदनं०**" એ સૂક્ત અને વ્યાહૃતિ મંત્રવડે "**अश्वत्थं स्थापयामि**" એવું વાકય કહી સુવર્ણની સળીવડે અશ્વત્થનો સ્પર્શ કરી આજ્ય, ખાખરાનાં સમિધ અને ચરૂ એ એક એક દ્રવ્યની, બાર મંત્રવડે, બાર આહુતિ હોમવી. તે બાર મંત્ર—"**१ भूःस्वाहा अग्नय०, २ भुवः० वायव०, ३ स्वः० सूर्याये०, ४ अग्नआयूंषि०, ५ अग्निर्ऋषिः०, ६ अग्नेपवस्व०** ( એ એક એક મંત્રવડે ) **अग्नयेपवमानायेदं०, ७ प्रजापतेनत्व० प्रजापतय०, ८ ओषधयःसंव०, ९ अश्वत्थेवो०** ( એ એક એક મંત્રવડે હોમ કરી ) **ओषधीभ्यइदं०, १० वनस्पते शत० वनस्पतयइ०, ११ द्वासुपर्णा० पिप्पलायेदं०, १२ समस्तव्याहृतिभिः प्रजापतय इदं०**" એ રીતે હોમ કરી સ્વિષ્ટકૃત્ ઇત્યાદિ હોમશેષ સમાપ્ત કરી "**अश्वत्थेवो०**" એ મંત્રવડે ગંધ, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, ફળ, તાંબૂલ ઇત્યાદિ પદાર્થવડે પૂજન કરી અશ્વત્થનો સ્પર્શ કરી આચાર્યને ગૌદાન અને બીજા બ્રાહ્મણોને દક્ષિણા દઈ અશ્વત્થને અર્પણ કરેલાં વસ્ત્રાદિક આચાર્યને દઈ આઠ બ્રાહ્મણને ભોજન કરાવવું. એ પ્રમાણે પ્રયોગ કહ્યો.

---

**अपुत्रेणपुंसास्त्रियावावटप्लक्षाम्रादेःपुत्रत्वेनप्रतिग्रहःकार्यः देशकालौसंकीर्त्यमहापापक्षयकुलत्रयसमुद्धरणप्रजापतिपुरगमननिरयस्थपितृद्धारमधुधारातृप्तिसिद्ध्यर्थंसत्पुत्रत्वसिद्ध्यर्थंअमुकवृक्षंप्रतिगृहीष्येइतिसंकल्प्योपवासंकृत्वारात्रौअष्टविप्रानाहूयचंद्रंसंपूज्य जागरंभूशयनंवाकृत्वाप्रातर्वृक्षंसंपूज्यतच्छायायांविप्रान्संभोज्यपुण्याहंवाचयित्वाप्रार्थयेत् अपुत्रोभगवंतोत्रपुत्रप्रतिकृतिंतरुं गृहीष्यामिममानुज्ञांकर्तुमर्हथसत्तमाः ताम्रपात्रेपंचसौवर्णफलानिबीजपंचरत्नयुतान्यधिवास्यलोकपालबलीन्दद्यात् ॥**

પુત્ર રહિત પુરૂષ અથવા સ્ત્રિયે વડ, પીપળી, આંબા ઇત્યાદિક વૃક્ષનું પુત્ર છે એમ સમઝી ગ્રહણ કરવું તેનો વિધિ—દેશ, કાળનો ઉચ્ચાર કરી "**महापापक्षयकुलत्रयसमुद्धरणप्रजापतिपुरगमननिरयस्थपितृद्धारमधुधारातृप्तिसिद्ध्यर्थं सत्पुत्रत्वसिद्ध्यर्थं अमुकवृक्षं प्रतिगृहीष्ये**" એવો સંકલ્પ કરી ઉપવાસ કરી રાત્રિએ આઠ બ્રાહ્મણને બોલાવી ચંદ્રની પૂજા કરી જાગરણ અથવા ભૂમિશયન કરી પ્રાતઃકાળે વૃક્ષનું પૂજન કરી તેની છાયા તળે બ્રાહ્મણોને ભોજન કરાવી. "**पुण्याहं०**" એ રીતે બોલાવી બ્રાહ્મણોની પ્રાર્થના કરવી. તેનો મંત્ર—"**अपुत्रो भगवंतोत्र, पुत्रप्रतिकृतिं तरुं ॥ गृहीष्यामि ममानुज्ञां, कर्तुमर्हथ सत्तमाः**" એ મંત્રવડે પ્રાર્થના કરી ત્રાંબાનાં પાત્રમાં, બીજને સ્થાનકે પંચરત્ન સહિત એવાં પાંચ સુવર્ણનાં ફળ રાખી લોકપાલોને બલિદાન દેવું.

---

**परेद्युस्तिलाज्यचरुभिरष्टशतंवनस्पतिमंत्रेणहुत्वाजातकर्मादिविवाहांतसंस्कारान्कृत्वाभिषिक्तःकर्तापुष्पांजलिमादायप्रार्थयेत् येशाखिनःशिखरिणांशिरसांविभूषायेनंदनादिषुवनेषुकृतप्रतिष्ठाः येकामदाःसुरनरोरगकिन्नराणांतेमेनतस्यदुरितार्तिहराभवंतु एतेद्विजाविधिवदत्रहुतोहुताशःपश्यत्यसौचहिमदीधितिरंतरस्थः त्वंवृक्षपुत्रपरिकल्प्यमयावृतो**

सिकार्यसदैवभवताममपुत्रकार्यं अंगादंगादितिस्पृष्ट्वाविप्रेभ्योदक्षिणांदत्वाविसृजेत् इति वटादितरुपुत्रविधिः ॥

બીજે દિવસે તિળ, આજ્ય અને ચરૂનો આઠ સો હોમ વનસ્પતિ મંત્રવડે કરી જાતકર્મથકી વિવાહ પર્યંત સંસ્કાર કરી અભિષિક્ત (જે ઉપરે અભિષેક થયલો હોય) એવા કર્તાએ પુષ્પાંજળી લઈ પ્રાર્થના કરવી. "ये शाखिनः शिखरिणां शिरसां विभूषा, ये नंदनादिषु वनेषु कृतप्रतिष्ठाः ॥ ये कामदाः सुरनरोरगकिन्नराणां, ते मे नतस्य दुरितार्तिहरा भवंतु ॥ एते द्विजा विधिवदत्र हुतो हुताशः, पश्यत्यसौ च हिमदीधितिरंतरस्थः ॥ त्वं वृक्षपुत्र परिकल्प्य मया वृतोसि, कार्यं सदैव भवता मम पुत्रकार्यं" એ મંત્રવડે પ્રાર્થના કરી "अंगादंगात्०" એ મંત્રવડે વૃક્ષનો સ્પર્શ કરી બ્રાહ્મણોને દક્ષિણા દઈ વિસર્જન કરવું. એ રીતે વડ આદિ વૃક્ષને પુત્ર બનાવવાનો વિધિ કહ્યો.

---

अथसकलकर्मसाधारणपरिभाषा सर्वेषुपाकयज्ञेषुभवेद्ब्रह्माकृताकृतः पात्रासादनमिच्छातआज्यादिश्रपणादिच्च स्रुवादिमार्जनंचेध्मरज्जुप्रहरणंतथा पूर्णपात्रंभवेन्नित्यमाज्यस्योत्पवनेतथा व्रीहीणामवघातश्चतंडुलेषुकृताकृतः द्रवीभूतघृतस्यापिविलापनविधिस्तथा प्रतिपदोक्ताज्यहोमेपरिस्तरणंविकल्पितं अनादिष्टाज्यहोमेतुनित्यं आज्यभागसहिततद्रहितकर्मणोस्तंत्रप्रयोगेआज्यभागाननुष्ठानमेवयुक्तं सर्वत्राज्यभागयोर्विकल्पात् अनेकपाकयज्ञानामेककालानुष्ठानेसमानतंत्रता तेनस्विष्टकृदादेरेकमेव यत्रद्रव्यंनोक्तंतत्राज्यंग्राह्यं मंत्रांतेकर्मकर्तव्यंमंत्रस्यकरणत्वतः कर्मावृत्तौतुमंत्रस्याप्यावृत्तिर्गृह्यकर्मणि समंत्रकहोमेतूर्ष्णींनिर्वापः नाम्नाहोमेनान्नैवनिर्वापादि यत्रमंत्रेणनाम्नावाहोमोनोक्तस्तत्रनाम्नैवहोमः समंत्रकहोमेसदैवानेकदैवत्यचरुपाकेपिनविभागोनाभिमर्शश्च अनुक्तौदक्षिणः करः दिशामनुक्तौप्राच्युदीचीशान्यः तिष्ठन्नासीनइत्याद्यनुक्तावासीनतैव अनादेशेस्वयंकर्ता अविज्ञातस्वरोमंत्रःसौत्रएकश्रुतिर्भवेत् होमेषुमंत्रंस्वाहांतंप्रणवाद्यंचकारयेत् विप्रादीनांद्विदर्भःस्यात्पवित्रंग्रथितंनवा ॥

## હવે સર્વ કર્મની સાધારણ રીતિ કહેછે.

સઘળા પાકયજ્ઞવિષે બ્રહ્મા કૃતાકૃત (કરવો અથવા ન કરવો એમ) છે. પાત્રાસાદન અને આજ્યાદિ દ્રવ્યને ગરમ કરવાં ઇત્યાદિ, ઇચ્છા હોય તો કરવાં, ઇચ્છા ન હોય તો ન કરવાં. સ્રુવાદિ પાત્રનું માર્જન, ઇધ્મને રજ્જુ પ્રહરણ, પૂર્ણપાત્ર અને આજ્યોત્પવન (ઘૃતસંસ્કાર) એ નિત્ય છે. તંડુળ હોય તો તે ઠેકાણે વ્રીહિનું ખાંડવું એ કૃતાકૃત છે. દ્રવીભૂત (નરમ) ઘૃતને ગરમ કરવું એ કૃતાકૃત છે. શબ્દવડે કહેલા આજ્યહોમવિષે પરિસ્તરણ (દર્ભ પાથરવો) એ કૃતાકૃત છે. અનાદિષ્ટ (શબ્દવડે ન કહેલા) આજ્ય હોમવિષે પરિસ્તરણ નિત્ય છે. આજ્યભાગ સહિત અને આજ્યભાગ રહિત એવાં બે કર્મનો તંત્ર (એક સમયે પ્રયોગ હોય તો તેમાં આજ્યભાગ દેવો નહી એજ યોગ્ય છે. કારણ, સર્વત્ર આ-

જ્યભાગનો વિકલ્પ છે. અનેક પાકયજ્ઞ એક સમયે કરવાના હોય તો સમાનતંત્રપણું થાયછે. તેથી સ્વિષ્ટકૃત્ ઇત્યાદિક એકજ કરવા. જ્યહાં દ્રવ્ય કહ્યું નથી ત્યહાં આજ્ય ગ્રહણ કરવું. મંત્ર એ કર્મનું સાધન છે તેથી મંત્રની અંતે કર્મ કરવું. ગૃહ્યોક્ત કર્મની આવૃત્તિ હોય તો મંત્રની પણ આવૃત્તિ કરવી. મંત્રસહિત હોમ કરવાનો હોય તો મંત્રરહિત નિર્વાપ કરવો. નામ મંત્રવડે હોમ કર્ત્તવ્ય હોય તો નામમંત્રેજ નિર્વાપાદિક કરવા. જ્યહાં મંત્ર અથવા નામવડે હોમ કરવો કહ્યો નથી ત્યહાં નામમંત્રવડેજ હોમ કરવો. સમંત્રક હોમવિષે સાથેજ અનેક દેવતાઓને અર્થે ચરૂ કીધો હોય તો પણ વિભાગ અથવા અભિમર્શ ( સ્પર્શ ) કરવાનો નહી. અમુક હાથેથી આ કામ કરવું એમ જ્યહાં કહ્યું ન હોય ત્યહાં દક્ષિણ હાથ જાણવો. દિશા કહી ન હોય ત્યહાં પૂર્વ, ઉત્તર અથવા ઇશાન્ય દિશા લેવી. ઉભા રહી અથવા બેસી ઇત્યાદિક જ્યહાં કહ્યું ન હોય ત્યહાં બેસીનેજ કર્મ કરવું. જ્યહાં કર્ત્તા કહ્યો ન હોય ત્યહાં યજમાન પોતે કર્ત્તા જાણવો. જેનો સ્વર અન્યનાં શ્રવણમાં ન આવે તેવો, સૂત્રોક્ત મંત્ર સરલ રીતે ભણવો. હોમવિષે, પ્રણવ છે આદિ જેને અને સ્વાહા છે અંતમાં જેને એવો, મંત્ર ભણવો. બ્રાહ્મણાદિકે બે દર્ભનું પવિત્ર ધારણ કરવું; તે ગ્રંથિયુક્ત કરવું અથવા ન કરવું એમ છે.

---

**आहुतिप्रमाणं कर्षप्रमाणमाज्यादिलाजामुष्टिमितामता: अन्नंग्रासससमंग्राह्यंकंदानामष्टमोंशक: तिलसक्तुकणादीनांमृगीमुद्राप्रमाणत: ॥**

**આહુતિનું પ્રમાણ**—ધૃત આદિ પાતળું દ્રવ્ય, એક એક આહુતિમાટે એક કર્ષ ( શાસ્ત્રનાં પ્રમાણથી એક તોલું ) પરિમિત લેવું. શાલ મુઠિ પ્રમાણે; અન્ન ( ચરૂ ) ગ્રાસપરિમિત; કંદનો અષ્ટમાંશ; તિલ, સક્તુ ( લોટ ), અને ધાન્યાદિકની આહુતિ મૃગીમુદ્રા પરિમિત લેવી. એ રીતે આહુતિનું પ્રમાણ છે.

---

**ताम्रपात्रेणपिहितेताम्रपात्रादिकेशुभे अग्निप्रणयनंकार्यंमृन्मयेऽराजतादिके उत्तम: श्रोत्रियागारान्मध्यम:स्वगृहादित: नाप्रोक्षितमिंधनमग्नावादध्यात् सदोपवीतिनाभाव्यंसदाबद्धशिखेनच सदेतिकर्मांगतापुरुषार्थताच तेनकर्मकालेशिखाबंधाद्यभावेप्रायश्चित्तद्वयमन्यदैकमेव दशविधादर्भाउक्ता: वटप्लक्षबिल्ववैकंकतचंदनदेवदारुसरलवृक्षजाअपिकचित्समिध: प्रभु:प्रथमकल्पस्ययोनुकल्पेनवर्त्तते सनाप्नोतिफलंतस्यपरत्रेतिश्रुति:स्मृत: बव्हल्पंवास्वगृह्योक्तंयस्ययत्कर्मचोदितं तस्यतावतिशास्त्रार्थेकृतेसर्व: कृतोभवेत् ॥**

"ત્રાંબાનું, મૃત્તિકાનું અથવા રૂપાનું ઇત્યાદિક પાત્રમાં અગ્નિ લઈ તે પાત્ર ઉપરે ત્રાંબાનું પાત્ર ઢાંકી અગ્નિ લઈ આવવો. અગ્નિહોત્રીને ઘરેથી અગ્નિ લેવો તે ઉત્તમ. પોતાનાં ઘર ઇત્યાદિક ઠેકાણેથી લેવો તે મધ્યમ છે." પ્રોક્ષણ કીધું ન હોય તેવું કાષ્ઠ અગ્નિમાં હોમવું નહી. સર્વ કાળ ઉપવીતસહિત અને સદા શિખાબંધન કરી રેહેવું. 'સદા' એ શબ્દવડે શિખાબંધન કરવાનું વિધાન કર્યું, તે

શિખાબંધન, કર્મનું અંગ છે અને એમાં પુરૂષાર્થપણું પણ છે. એથી એવું સિદ્ધ થાયછે જે, કર્મકાળે શિખાબંધનાદિ ન હોય તો બે પ્રાયશ્ચિત્ત અને અન્ય સમયે તે ન હોય તો એકજ પ્રાયશ્ચિત્ત પ્રાપ્ત થાયછે. દશ પ્રકારના દર્ભ કહ્યાછે. વડ, પીપરી, બિલિ, વૈકંકત ( વેહેકળો ). ચંદન, દેવદારૂ, અને સરલનાં વૃક્ષની પણ સમિધ કોઈ ગ્રંથમાં કહીછે. "મુખ્ય વિધાન કરવાને સમર્થ પુરૂષ કદિ ગૌણ પક્ષનું કર્મ કરે તો તેને પરલોકમાં તે કર્મનું ફળ મળે નહી, એમ શ્રુતિ અને સ્મૃતિ કેહેછે. ઘણું અથવા થોડું એવું પોતાનાં ગૃહ્ય સૂત્રમાં જેને જે કર્મ કરવાનું કહ્યુંછે તે તેટલું યથાશાસ્ત્ર કરે તો સર્વ શાસ્ત્રનો અર્થ કીધાસરખો થાયછે."

---

अथकर्मविशेषेऽग्निनामानि अग्निस्तुमरुतोनामगर्भाधानेविधीयते पवमानःपुंसवनेसीमंतेमंगलाभिधः प्रबलोजातसंस्कारेपार्थिवोनामकर्मणि अन्नाशनेशुचिःप्रोक्तःसभ्यःस्याच्चौलकर्मणि व्रतादेशेसमुद्भवः गोदानादौसूर्यः विवाहेयोजकः आवसथ्येद्विजनामा प्रायश्चित्तेविटः पाकयज्ञेषुपावकः पित्र्येकव्यवाहनः दैवेहव्यवाहनः शांतिकेवरदःप्रोक्तः पौष्टिकेबलवर्धनः मृतदाहेक्रव्यादः ज्ञात्वैवमग्निनामानिगृह्यकर्मसमारभेत् पलाशेनजुहूः कार्याखादिरेणस्रुवःस्रुचः तदभावेयथालाभयज्ञियवृक्षजाः तदभावेपलाशमध्यपर्णैर्वापिप्पलपर्णैर्वाहोमः एवंचमसादयोपिखदिरादियज्ञियवृक्षजाः काम्येप्रतिनिधिर्नास्तिनित्येनैमित्तिकेहिसः काम्येप्युपक्रमादूर्ध्वमन्येप्रतिनिधिंविदुः नस्यात्प्रतिनिधिर्मंत्रकर्मदेवाग्निकर्तृषु नदेशारणिकालेषुत्रिषुप्रतिनिधिर्मतः नापिप्रतिनिधातव्यंनिषिद्धंवस्तुकुत्रचित् स्वकालादुत्तरोगौणःकालःसर्वस्यकर्मणः तर्पणेचासनेश्राद्धेभुक्तौमूत्रपुरीषयोः षट्सुनिर्माल्यकादर्भादर्भाश्चाभिचारके मंत्रेपियश्चशूद्रार्थेब्राह्मणःप्रेतभोजने ॥

## હવે ભિન્નભિન્ન કર્મવિષે અગ્નિનાં નામ કેહેછે.

"ગર્ભાધાન સંસ્કાર સમયે જે અગ્નિનું સ્થાપન કરવામાં આવેછે તેનું **મરૂત** એવું નામ છે. પુંસવનવિષે **પવમાન** નામનો અગ્નિ છે. સીમંતોન્નયનમાં **મંગળ** નામનો છે. જાતકર્મવિષે **પ્રબળ**, નામકર્મસમયે **પાર્થિવ**, અન્નપ્રાશનવિષે **શુચિ**, ચૌલ સંસ્કારવિષે **સભ્ય**, યજ્ઞોપવીત આદિ વ્રત સમયે **સમુદ્ભવ**, ગોદાન ઇત્યાદિકવિષે **સૂર્ય**, વિવાહવિષે **યોજક**, આવસથ્ય ( સ્માર્ત્ત કર્મ ) સમયે **દ્વિજ** નામનો, પ્રાયશ્ચિત્તવિષે **વિટ**, પાકયજ્ઞવિષે **પાવક**, પિતૃસંબંધિ કર્મવિષે **કવ્યવાહન**, દૈવ કર્મવિષે **હવ્યવાહન**, શાંતિ કર્મવિષે **વરદ**, પૌષ્ટિક કર્મવિષે **બલવર્ધન**, અને શબના દાહ સમયે **ક્રવ્યાદ** નામનો અગ્નિ જાણવો. એ પ્રમાણે અગ્નિનાં નામ જાણિ ગૃહ્ય કર્મનો આરંભ કરવો." ખાખરાનાં કાષ્ટની જુહૂ ( મેક્ષણ ) કરવી. ખેરનાં કાષ્ટનાં સ્રુવ અને સ્રુચ એ પાત્ર કરવાં. તે વૃક્ષ ન મળે તો જેવાં મળે તેવાં યજ્ઞયોગ્ય વૃક્ષમાંથી કરવાં. તેવાં વૃક્ષ પણ ન મળે તો ખાખરાનાં વચળાં પાનવડે કિંવા પિપળાનાં પાનવતિ હોમ કરવો. એ રીતે ચમસ ઇત્યાદિક પાત્ર પણ ખેર ઇત્યાદિક જે યજ્ઞયોગ્ય વૃક્ષ તેનાં કરવાં. "કામ્ય કર્મવિષે પ્રતિનિધિ કરવો નહી, નિત્ય અને નૈમિત્તિક કર્મવિષે પ્રતિનિધિ થાયછે. કામ્ય કર્મવિષે પણ આરંભ

પછી પ્રતિનિધિ કરવો એવો બીજા ગ્રંથકારોનો મત છે. મંત્ર, કર્મ, દેવ, અગ્નિ અને કર્ત્તાનેવિષે પ્રતિનિધિ કરવો નહી. દેશ, અરણી અને કાળ એ ત્રણવિષે પ્રતિનિધિ કરવો નહી. કોઈ પણ કર્મવિષે નિષિદ્ધ વસ્તુ પ્રતિનિધિને સ્થાનકે રાખવી નહી. સર્વ કર્મના પોતાના કાળ કરતાં જે ઉત્તર (આવનારો) કાળ તે ગૌણ છે. તર્પણ, આસન, શ્રાદ્ધ, ભોજન, મૂત્ર, અને મળત્યાગ એ છ કર્મવિષે દર્ભ નિર્માલ્ય થાયછે, અભિચાર (મારણાદિ) કર્મવિષે સ્રુચ આદિ પાત્ર તે નિર્માલ્ય થાયછે, એટલે તે તે કર્મ કીધા પછી તે દર્ભ તથા પાત્ર અન્ય કર્મમાટે યોગ્ય નહી. શૂદ્રનાં કર્મવિષે જોડેલો મંત્ર, અને પ્રેતશ્રાદ્ધનું ભોજન કરનારો બ્રાહ્મણ એ પણ નિર્માલ્ય છે.

---

**अथकर्मांगदेवता: विवाहस्याग्निर्देवता तेनविवाहांगभूतस्वस्तिवाचनाद्यंतेकर्मांगदेवताग्नि:प्रीयतामितिवदेत् औपासनेग्निसूर्यप्रजापतय: स्थालीपाकेग्नि: गर्भाधानेब्रह्मा पुंसवनेप्रजापति: सीमंतेधाता जातकर्मणिमृत्यु: नामकर्मनिष्क्रमणान्नप्राशनेषुसविता चौलेकेशिन: उपनयनेइंद्रश्रद्धामेधा: अंतेसुश्रवा: पुनरुपनयनेग्नि: समावर्तनस्येंद्र: उपाकर्मणिव्रतेषुचसविता वास्तुहोमेवास्तोष्पतिरंतेप्रजापति: आग्रयणेआग्रयणदेवता: सर्पबले:सर्पा: तडागादीनांवरुण: ग्रहयज्ञेआदित्यादिनवग्रहा: कूष्मांडहोमेचांद्रायणेअग्न्याधानेचाग्न्यादय: अग्निष्टोमस्याग्नि: अन्येष्विष्टकर्मतुप्रजापतिरिति ॥**

## હવે કર્મના અંગદેવતા કેહેછે.

વિવાહના દેવતા અગ્નિ છે, તેથી વિવાહનાં અંગભૂત જે સ્વસ્તિવાચન ઇત્યાદિક કર્મ તેની અંતે "**कर्मांगदेवता अग्नि: प्रीयतां**" એમ કેહેવું. ઔપાસનવિષે અગ્નિ, સૂર્ય અને પ્રજાપતિ એ દેવતા છે. સ્થાળીપાકવિષે અગ્નિ દેવતા છે. ગર્ભાધાનવિષે બ્રહ્મા; પુંસવનવિષે પ્રજાપતિ; સીમંતવિષે ધાતા; જાતકર્મવિષે મૃત્યુ; નામકર્મ, નિષ્ક્રમણ અને અન્નપ્રાશનવિષે સવિતા; ચૌલવિષે કેશિન; ઉપનયનવિષે ઇંદ્ર, શ્રદ્ધા અને મેધા એ દેવતા છે; અને એની અંતવિષે સુશ્રવા દેવતા; પુનરૂપનયનવિષે અગ્નિ દેવતા છે. સમાવર્તનના ઇંદ્ર; ઉપાકર્મ અને મહાનામ્ન્યાદિક વ્રતના સવિતા દેવતા; વાસ્તુહોમના વાસ્તોષ્પતિ; અને એની અંતે પ્રજાપતિ; આગ્રયણવિષે આગ્રયણ દેવતા; નાગબળીના દેવતા સર્પ; તલાવ ઇત્યાદિકના દેવ વરૂણ; ગ્રહયજ્ઞવિષે દેવતા આદિત્યાદિ નવગ્રહ; કૂષ્માંડ હોમ, ચાંદ્રાયણ અને અગ્ન્યાધાનવિષે અગ્નિ આદિક; અગ્નિષ્ટોમના દેવ અગ્નિ; અને બીજાં જે ઇષ્ટ કર્મ તેના દેવ પ્રજાપતિ છે.

---

**कलियुगेकार्याकार्यविवेक: गीतागंगातथाविष्णु:कपिलाश्वत्थसेवनं एकादशीव्रतंचैवमष्टमंनकलौयुगे विष्णुंशिवंवाभजतांगुरो:पित्रोश्चसेविनां गोवैष्णवमहाशंवतुलसीसेविनामपि नस्यात्कलिकृतोदोष:काश्यांनिवसतामपि कलौगुरूणांभजनमीशभक्त्यधिकंस्मृतं जपादौयज्ञयासंख्याकलौसास्याच्चतुर्गुणा कलौदानंमहाश्रेष्ठंशिवविष्णोश्च कीर्तनं कृतेयद्दशभिर्वर्षैस्त्रेतायांहायनेनतु द्वापरेतच्चमासेनअहोरात्रेणतत्कलौ प्रथमस्कंधे**

कुशलान्याशुसिद्ध्यंतिनेतराणिकृतानियदितिकलौपुण्यकर्मणांसंकल्पेपिसिद्धिः पापानांत्वाचरणादेवेत्युक्तं स्मृत्यंतरविरोधेतुकलौपाराशरस्मृतिः ध्यायन्कृतेयजन्यज्ञैस्त्रेतायांद्वापरेर्चयन् यदाप्नोतिनदाप्नोतिकलौसंकीर्त्यकेशवमितिहेमाद्रौव्यासवचनं अत्रकृतयुगाद्यधिकरणकध्यानादिफलार्थेकल्यधिकरणकंकीर्त्तनंविधीयतइतिवाक्यार्थः कौस्तुभकर्तृपितामहैर्भक्तिनिर्णयेविस्तरेणनिरूपितः हेमाद्रौकलिंसभाजयंत्यार्यागुणज्ञाःसारभागिनः यत्रसंकीर्त्तनेनैवसर्वःस्वार्थोभिलभ्यतइतिश्रीभागवतवचनमुदाहृत्य संकीर्तनेनहरिसंकीर्तनेनेत्यर्थइतिहेमाद्रावेवव्याख्यातं कृष्णवर्णंत्विषाकृष्णंसांगोपांगास्त्रपार्षदं यज्ञैःसंकीर्त्तनप्रायैर्यजंतिहिसुमेधसः यज्ञादिस्वस्वाचारमाचरद्भिरपिकालेषुसंकीर्त्तननिष्ठैर्भाव्यमित्याशयइतिकौस्तुभे अनेनचतुर्वर्गफलंनारायणाश्रयणमात्रेणभवतीतिसिद्धं यावैसाधनसंपत्तिःपुरुषार्थचतुष्टये तयाविनातदाप्नोतिनरोनारायणाश्रयइतिभारतोक्तेः ॥

## હવે કલિ યુગમાં શું કરવું? અને શું ન કરવું? તેનો નિર્ણય કેહેછે.

"ગીતા, ગંગા, વિષ્ણુ, કપિલા ગાય, અશ્વત્થ, અને એકાદશી વ્રત એ ૭ સેવવા યોગ્ય છે, સાતમો પદાર્થ કલિ યુગમાં નથી. વિષ્ણુ અથવા શિવને સેવનારા; ગુરૂ અથવા માતા પિતાની સેવા કરનારા; ગાય, વૈષ્ણવ, મહાશૈવ અને તુળસીની સેવા કરનારા; તેમજ કાશીમાં નિવાસ કરનારા; એ સર્વને કલિ સંબંધિ દોષ થતો નથી. કલિ યુગમાં ગુરૂનું ભજન દેવતાની ભક્તિ કરતાં અધિક કહ્યુંછે. જપાદિકવિષે જે સંખ્યા કહી છે તેથી કલિ યુગમાં ચોગુણી કરવી. દાન તથા શિવ અને વિષ્ણુનું કીર્ત્તન એ કલિ યુગમાં મહાશ્રેષ્ઠ છે. સત યુગમાં જે દશ વર્ષે સિદ્ધિ થતી તે ત્રેતા યુગમાં એક વર્ષે, દ્વાપર યુગમાં એક માસે, અને કલિ યુગમાં એક અહોરાત્ર એટલે આઠ પોહોરમાં થાયછે." **પ્રથમસ્કંધમાં**—"(કલિ યુગમાં જેવાં) કુશળ (પુણ્ય) તરત સિદ્ધ થાયછે તેવાં પાપ શીઘ્ર સિદ્ધ થતાં નથી; કારણ, પાપ કરવાથીજ સિદ્ધ થાયછે." એ વાક્યમાં, કલિ યુગવિષે પુણ્ય કર્મની સંકલ્પથકી પણ સિદ્ધિ થાયછે અને પાપ આચરણ કરેલાં તેજ સિદ્ધ થાયછે, એમ કહ્યુંછે. "બીજી સ્મૃતિજોડે વિરોધ આવતો હોય તો કલિ યુગવિષે પારાશરી સ્મૃતિ ગ્રહણ કરવી." સત યુગમાં ધ્યાનવડે, ત્રેતામાં યજ્ઞવડે, દ્વાપરમાં સેવાથકી જે (પુણ્યાદિ) પ્રાપ્ત થતું તે કલિ યુગમાં કેશવનાં નામ કીર્ત્તનથકી પ્રાપ્ત થાયછે, એવું **હેમાદ્રિમાં** વ્યાસનું વચન છે. આ ઠેકાણે, સત યુગાદિકમાં ધ્યાનાદિકવડે પ્રાપ્ત થવાનાં જે ફળ કહ્યાંછે તે ફળની પ્રાપ્તિને અર્થે કલિ યુગમાં કેશવનું કીર્ત્તન કરવું એવો વાક્યાર્થ, કૌસ્તુભ ગ્રંથના કર્ત્તા જે અનંતદેવ તેના દાદાએ ભક્તિનિર્ણય નામના ગ્રંથમાં વિસ્તારથી નિરૂપણ કરેલો છે. હેમાદ્રિવિષે,—"ગુણના જાણનારા અને સારના ગ્રહણ કરનારા જે આર્ય પુરૂષો તે ચાર યુગમાંથી કલિ યુગનેજ શ્રેષ્ઠ કેહેછે; કારણ, કલિ યુગમાં સંકીર્ત્તનથકીજ સઘળો સ્વાર્થ સિદ્ધ થાયછે," એવું શ્રીભાગવતનું વચન કહી, સંકીર્તન એટલે હરિકીર્તન એવો અર્થ; એ રીતે હેમાદ્રીમાંજ વ્યાખ્યાન કરેલુંછે. "અંગ (હૃદયાદિક), ઉપાંગ (કૌસ્તુભાદિક), અસ્ત્ર (સુદર્શનાદિક),

અને પાર્ષદ ( નંદ, સુનંદાદિક ) એમણે યુક્ત; વર્ણે કૃષ્ણ; કાંતિવિષે ઇંદ્રનીલમણિ સરખા ઉજ્જવળ; એવા જે (કૃષ્ણ પરમાત્મા ) તેનું યજન, બહુધા નામોચ્ચારણ છે જેમાં એવા યજ્ઞવડે વિવેકી પુરૂષ કરેછે." પંચ મહાયજ્ઞાદિક પોતપોતાના આચારને આચરણ કરનારા પુરૂષોએ પણ નિત્યકર્મ કરતાં અવશેષ રહેલા કાળવિષે સંકીર્તનનિષ્ઠ રહેવું એટલે ભગવન્નામ કીર્ત્તન કરવું એવો અભિપ્રાય કૌસ્તુભમાં છે. એથી ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એ ચાર પુરૂષાર્થરૂપ ફળ નારાયણના આશ્રયમાત્રથકી થાયછે એ સિદ્ધ થયું; કારણ, "ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચતુર્વિધ પુરૂષાર્થની પ્રાપ્તિમાટે જે સાધનસંપત્તિ કહી છે તે વિના પણ નારાયણનો આશ્રય કરનારો મનુષ્ય તે ચારે પુરૂષાર્થને પામેછે; એવું મહાભારતમાં વચન છે.

---

**श्रीभागवतेपि धर्मार्थकाममोक्षाख्यंयइच्छेच्छ्रेयआत्मनः एकंह्येवहरेस्तत्रकारणंपादसेवनमिति अत्रएकपदावधारणादिपदैरन्यसाधनानपेक्षत्वंभक्तियोगस्योच्यते ज्ञानयोगादेश्चहरिपादसेवनसापेक्षत्वंध्वन्यते तथाचस्पष्टमेकादशादौ तस्मान्मद्भक्तियुक्तस्ययोगिनोवैमदात्मनः नज्ञानंनचवैराग्यंप्रायःश्रेयोभवेदिह यत्कर्मभिर्यत्तपसाज्ञानवैराग्यतश्च यत् योगेनदानधर्मेणश्रेयोभिरितरैरपि सर्वंमद्भक्तियोगेनमद्भक्तोलभतेंजसा स्वर्गापवर्गं मद्धामकथंचिद्यदिवांछतीति श्रेयःस्रुतिंभक्तिमुदस्यतेविभोक्लिश्यंतियेकेवलबोधलब्धये तेषामसौक्लेशलएवशिष्यतेनान्यद्यथास्थूलतुषावघातिनामित्यादिपरसहस्रवचनानि ज्ञानयोगस्यभगवदाराधनंतत्प्रसादंचविनैवसिद्धिरितिक्वापिकेनाप्यनुक्तेश्च सर्वापेक्षाचयज्ञादिश्रुतेरश्ववदित्यधिकरणेज्ञानोत्पत्तौयज्ञादिसर्वसाधनापेक्षोक्तेश्च किंच भक्तियोगेदुराचारिणोपिदृढवैराग्यरहितस्याप्यधिकारोगम्यते अपिचेत्सुदुराचारोभजते मामनन्यभाक् साधुरेवसमंतव्यःसम्यग्व्यवहितोहिसः क्षिप्रंभवतिधर्मात्माशश्वच्छांतिंनिगच्छति कौंतेयप्रतिजानीहिनमेभक्तःप्रणश्यति ननिर्विण्णोनातिसक्तोभक्तियोगोस्यसिद्धिदइत्यादिवचनेभ्यः नैवंदुराचारिणापिदृढवैराग्यादिसाधनचतुष्टयसंपत्यभावेपिवेदांतश्रवणाद्यनुष्ठितैर्ज्ञानोत्पत्तिर्भवतीतिक्वाप्युपलभ्यते नचयथोक्ताधिकारसंपत्तिंविनानुष्ठितंसाधनंकिमपिफलायकल्पते तस्मात्सर्वथासर्वैःकलौश्रीहरिपादसेवनादिभक्तियोगाश्रवणमेवकर्तव्यमितिसिद्धं ॥**

**શ્રીભાગવતમાં પણ કહ્યુંછે**—"જે મનુષ્ય ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ નામનાં પોતાનાં શ્રેયની ઇચ્છા ધરતો હોય તેને તે શ્રેયની પ્રાપ્તિવિષે એકજ હરિનું પાદસેવન કારણ છે.'' એ વાક્યમાં 'એક' એવું પદ તથા નિશ્ચય કરાવનારા 'જ' એ પદવડે ભક્તિયોગને અન્ય સાધનની ગરજ નથી એમ કહ્યું, અને જ્ઞાનયોગાદિકને હરિચરણ સેવાની સહાયતા જોઇએ છિએ એ અર્થ સૂચિત થાયછે. તેમજ એકાદશ સ્કંધાદિકમાં સ્પષ્ટ કહ્યુંછે. જે કે-"માહારી ભક્તિએ યુક્ત, તેથીજ માહારેવિષે છે ચિત્ત જેનું એવો જે યોગી તેનાં શ્રેયનું સાધન ઘણું કરી જ્ઞાન કે વૈરાગ્ય એ થતાં નથી. જે કર્મથી પ્રાપ્ત થાયછે; જે તપથી પ્રાપ્ત થાયછે; જ્ઞાન અને વૈરાગ્યથી જે પ્રાપ્ત થાયછે; યોગ, દાનધર્મ, અને બીજાં શ્રેયઃસાધનવડે જે પ્રાપ્ત થાયછે,

તે સર્વ માહારા ભક્તિયોગવડે માહારો ભક્ત અનાયાસે ( સહજ ) પામેછે. સ્વર્ગ, મોક્ષ અને માહારૂં ધામ ( વૈકુંઠાદિક ) એની જે કદાચિત્ ઇચ્છા ધરે તો તે પણ પ્રાપ્ત થાયછે." "હે વિભો ! ભાગ્યોદય અને મોક્ષની દેનારી એવી તમારી ભક્તિનો ત્યાગ કરી જે પુરૂષ કેવળ જ્ઞાનપ્રાપ્તિમાટે યત્ન કરેછે તેમને માત્ર ક્લેશજ રેહેછે; બીજું કાંઈ પ્રાપ્ત થતું નથી; એમાં દૃષ્ટાંત–જેમ મોહોટી ફોતરીને ખાંડનારાને ક્લેશજ મળેછે તે રીતે ( તમારી ભક્તિ તુચ્છ માનિ જ્ઞાન પ્રાપ્તિની ઇચ્છા ધરનારાઓ પણ છે )," ઇત્યાદિ હજારો વચન છે. ભગવદારાધન અને ભગવત્પ્રસાદ વિના જ્ઞાનયોગની સિદ્ધિ થાયછે એ રીતે કોઈ ગ્રંથમાં કોણે પણ કહ્યું નથી. "**सर्वापेक्षाच यज्ञादिश्रुतेरश्ववत्**" આ સૂત્રમાં, 'ઘોડો જેમ રથાદિક ચાલવાનું સાધન છે' એ દૃષ્ટાંત પ્રમાણે "**विविदिषंति यज्ञेन**" એ શ્રુતિ પ્રમાણે જ્ઞાનની ઉત્પત્તિવિષે યજ્ઞાદિક સર્વ સાધનોની અપેક્ષા છે એમ કહ્યુંછે. બીજું પણ–દૃઢ વૈરાગ્યરહિત અને દુરાચારી હોય તેને પણ ભક્તિયોગવિષે અધિકાર છે, એમ જાણવામાં આવેછે. ( શ્યાથી કે )–"જો કે અત્યંત દુરાચારી હોય તથાપિ અન્ય દેવતાની ભક્તિ છોડી માહારૂંજ ભજન કરે તો તે સાધુજ માનવો. કારણ, ભગવદ્ભજનવડેજ હું કૃતાર્થ થઈશ, એવો તેણે સારો નિશ્ચય કરેલો છે." "તે દુરાચારી છે તથાપિ માહારાં ભજનવડે શીઘ્ર ધર્માત્મા થઈ પરમેશ્વરની પ્રાપ્તિરૂપ નિરંતર શાંતિને પામેછે. હે કૌંતેય ( અર્જુન )! આવી માહારી પ્રતિજ્ઞા જાણ કે, માહારો ભક્ત ક્યારે પણ નાશ પામતો નથી. વિરક્ત ન હોય તેમ અતિ આસક્ત ન હોય તો તેને ભક્તિયોગ સિદ્ધિનો દેનારો થાયછે," એવાં વચનો છે. દુરાચારી હોય તેને પણ, દૃઢ વૈરાગ્ય આદિક જે ચાર સાધનની સંપત્તિ, તે વિના વેદાંતનાં શ્રવણાદિક કરવાથી જ્ઞાનોત્પત્તિ થાયછે એ રીતે ક્યાંય પણ પ્રમાણ મળતું નથી. શાસ્ત્રોમાં કહેલા અધિકારની પ્રાપ્તિ વિના કોઈ એક પણ સાધન કરવાથી કાંઈ પણ ફળ પ્રાપ્ત થતું નથી. માટે સર્વત્ર ઈશ્વરભાવ રાખી સઘળાઓએ કલિ યુગમાં શ્રીહરિ ચરણની સેવા કરવી ઈત્યાદિક ભક્તિયોગનો આશ્રયજ કરવો, એ સિદ્ધ થાયછે.

---

**अथकलौनिषिद्धानि समुद्रयातुःस्वीकारःकमंडलुविधारणं द्विजानामसवर्णासुकन्या सूपयमस्तथा देवरादैःसुतोत्पत्तिर्मधुपर्केपशोर्वधः मांसदानंतथाश्राद्धेवानप्रस्थाश्रमस्तथा दत्ताक्षतायाःकन्यायाःपुनर्दानंपरस्यच दीर्घकालंब्रह्मचर्यंनरमेधाश्वमेधकौ महाप्रस्थानगमनंगोमेधश्चतथामखः इमान्धर्मान्कलियुगेवर्ज्यानाहुर्मनीषिणः मद्यंवर्ज्यमहापापेमरणांतविशोधनं सौत्रामण्यादियज्ञेपिसुरापात्रग्रहस्तथा मद्यभक्षादिवामाद्यागमस्यतुनमानता मीमांसाद्वितयेसर्वशिष्टैश्चनदनादरात् औरसोदत्तकश्चैतौपुत्रौकलियुगेस्मृतौ अन्यान्दशविधान्पुत्रान्क्रीताद्यान्वर्जयेत्कलौ कौस्तुभेस्वयंदत्तस्तृतीयोपिकलौविहितइति नवैवकलौनिषिद्धाइत्युक्तं कलियुगेब्रह्महंत्रादेरेवाव्यवहार्यत्वादिरूपंपातित्यं तत्संसर्गिणस्तुनरकहेतुदोषसत्त्वेपिपातित्यंनास्ति संसर्गदोषःपापेष्वितिकलिवर्ज्येषुवचनात् कृतेसंभाष्यपतति त्रेतायांस्पर्शनेनतु द्वापरेत्वन्नमादायकलौपततिकर्मणेतिवचनाच्च ब्रह्महननादिकर्मणैव**

पानित्यंनसंसर्गमात्रेणेतितदर्थात् इदंचलोकेष्वबहिष्कृतपातकिषुलोकविद्विष्टत्वेनापरिहार्यसंसर्गेपातित्याभावपरं नहिलोकेष्वबहिष्कृतानांप्रच्छन्नाभक्ष्यभक्षणापेयपानागम्यागमनादिपातकवतांतज्ज्ञानवतातिशिष्टेनापिसंभाषणादिसंसर्गोनरकहेतुरपिपरिहर्तुंशक्यते लोकविद्वेषापातात् लोकबहिष्कृतपापिनांसंसर्गस्तुपातित्यहेतुरेव तथैवशिष्टाचारादितिमेभाति अतएवत्यजेद्देशंकृतयुगेत्रेतायांग्राममुत्सृजेत् द्वापरेकुलमेकंतुकर्त्तारंतुकलौयुगेइतिवाक्येकर्तृत्यागोविधीयते त्यागोहिसंसर्गपरिहारएव किंचानेनवाक्येनयत्रकुलादौब्रह्महत्यादिपातकीनिष्पद्यतेतत्कुलादिकंद्वापरादावेवबहिष्कार्यंननुकलौकुलादेर्बहिष्कारः किंतुकर्त्तुरेवकलौबहिष्कारइतिप्रतिपाद्यते नचैतद्वाक्यविरोधिवाक्यांतरंपतितसगोत्रसपिंडादीनांकर्मानर्हत्वासंव्यवहार्यत्वप्रतिपादकंक्वापिग्रंथेउपलभ्यते यत्तुनिर्णयसिंधौघटस्फोटप्रकरणे "गृहेषुस्वैरमापद्येरन्इतिवसिष्ठवचनसामर्थ्यात्पात्रनिनयनात्प्राक्पतितज्ञातीनांधर्मकार्येष्वधिकारोनास्तीत्यपरार्कव्याख्यानमुपन्यस्तंतत्सर्वपतितविषयं किंतुघटस्फोटार्हप्रायश्चित्तानिच्छुपतितविषयं अन्यथापात्रनिनयनात्प्रागितिनवदेत् प्रायश्चित्तात्प्रागित्येववदेत् कर्त्तारंतुकलौयुगेइत्यादिप्रत्यक्षवचनेनविरोधेर्थापत्तिमूलकस्यसर्वपतितविषयककुलबहिष्कारवर्णनस्यपुरुषव्याख्यानरूपस्याप्रामाण्यापाताच्चेतिभाति इतिसंक्षेपः ॥

## હવે કલિ યુગમાં નિષિદ્ધ કેહેછે.

વાણુમાં બેસીને સમુદ્રયાત્રા ( દરિયાઈ મુશાફરી ) કરવી, જળયુક્ત કમંડલનું ધારણ, પોતાની જાતિ કરતાં અન્ય જાતિની કન્યાજોડે વિવાહ કરવો, દેર ઇત્યાદિકથકી પુત્રની ઉત્પત્તિ કરવી, મધુપર્કમાં પશુનો વધ, શ્રાદ્ધમાં માંસના પિંડનું દાન, વાનપ્રસ્થાશ્રમનું ગ્રહણ, સંકલ્પપૂર્વક આપેલી શુદ્ધ કન્યાનું ફરી બીજાને દાન કરવું, ઘણા સમયસુધી બ્રહ્મચર્ય, નરમેધ, અશ્વમેધ, મહાપ્રસ્થાન ( ઉત્તર દિશામાં ચાલ્યા જતાં દેહત્યાગ ) કરવાનું, અને ગોમેધ યજ્ઞ, એટલા ધર્મ કલિ યુગમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યે વર્જ્ય કરવા એ રીતે વિદ્વજ્જનો કેહેછે. મદ્યપાન વર્જ્ય કરવું. મહાપાપવિષે મરણાંત પ્રાયશ્ચિત્ત, સૌત્રામણિ ઇષ્ટિ ઇત્યાદિક યજ્ઞવિષે પણ સુરા ( મદિરા ) ના પાત્રનું ગ્રહણ, વર્જ્ય કરવું. મદ્યપાન આદિ કેહેનારાં જે વામ માર્ગાદિકનાં શાસ્ત્ર તે માનવાં નહી; કારણ, પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા આ બન્ને શાસ્ત્રવિષે શિષ્ટ જને મદ્યનો અનાદર ( નિષેધ ) કીધો છે. ઔરસ ( પોતાનાં વીર્યથી પોતાની સ્ત્રીમાં ઉત્પન્ન થયલો ) અને દત્તક એ બે પુત્ર કલિ યુગમાં કહ્યાછે. વેચાતી લીધેલો ઇત્યાદિક બીજા દશ પ્રકારના પુત્ર કલિ યુગમાં વર્જ્ય કરવા. કૌસ્તુભમાં, સ્વયંદત્ત એ નામનો ત્રીજો પણ પુત્ર કલિ યુગમાં કહ્યોછે, તેથી નવનોજ નિષેધ છે, એમ કહ્યુંછે. કલિ યુગમાં બ્રહ્મહત્યા કરનાર ઇત્યાદિકનેજ અવ્યવહાર્યત્વ (તેની સાથે કોઇ પણ જાતનો વ્યવહાર ન રાખવો) ઇત્યાદિરૂપ પતિતપણું છે, અને બ્રહ્મહત્યા કરનારના સંસર્ગ ( સંબંધ ) કરનારને નરકનું કારણરૂપ દોષ છે તથાપિ પતિતપણું નથી; કારણ, પાપમાં સંસર્ગ દોષ નથી, એ રીતનું કલિવર્જ્યમાં વચન છે. "સત યુગમાં પાપીસાથે ભાષણ કરવાથી પતિતપણું થતું, ત્રેતામાં પાપીનો

સ્પર્શ કરવાથી પતિતપણું થતું, દ્વાપરમાં પાપીનું અન્ન લેવાથી પતિતપણું થતું અને કલિ યુગમાં પાપ કર્મ કરવાથી પતિતપણું થાયછે, એવાં પણ વચન છે. બ્રહ્મહત્યા ઇત્યાદિક કર્મવડેજ પતિતપણું થાયછે, માત્ર સંસર્ગથકી પતિતપણું થતું નથી, એવો એ વચનનો અર્થ છે; તેથી એ વચન. લોકમાં જાતિબાહ્ય ન છતાં જે પાતકિ છે તેનો, લોકમાં દ્વેષવૃદ્ધિ થાય માટે ત્યાગ કરી ન શકાય એવો જે સંસર્ગ તેનેવિષે પતિતપણું નથી એ પરાયણ જાણવું. લોકમાં જાતિબાહ્ય નથી પરંતુ ગુપ્તરૂપે અભક્ષ્યભક્ષણ, ન પીવાનું પાન, અગમ્યાગમન ઇત્યાદિ પાપ કરનારનીસાથે તેને જાણનારા સારા શિષ્ટજનોએ પણ સંભાષણાદિક સંસર્ગ કરવો એ જો કે નરકનું કારણ છે તથાપિ તે છોડી શકાતો નથી; કારણ, તેમ કરવાથી લોકમાં દ્વેષવૃદ્ધિ થાયછે. જાતિબાહ્ય થયલા પાપિનો સંસર્ગ તો પતિતપણાંનું કારણ છે અને શિષ્ટોનો આચાર પણ તેમજ છે એમ મને ભાસેછે. માટેજ " સત યુગમાં દેશનો ત્યાગ કરવો, ત્રેતામાં ગામનો ત્યાગ કરવો, દ્વાપરમાં એક કુળનો ત્યાગ કરવો અને કલિ યુગમાં માત્ર કર્ત્તાનો ત્યાગ કરવો; " એ વાક્યમાં કર્ત્તાનો ત્યાગ કરવો એ વિધિ પ્રાપ્ત થાયછે; ત્યાગ એટળે સંસર્ગનોજ ત્યાગ જાણવો. તેમજ આ વાક્યવડે, જે કુળાદિકમાં બ્રહ્મહત્યાદિક પાપ કરનારો ઉત્પન્ન થાયછે તે કુળાદિક દ્વાપરાદિક યુગવિષેજ બહિષ્કૃત કરવાં; કલિ યુગમાં કુળાદિકનો ત્યાગ કરવો નહી; કેવળ પ્રત્યક્ષ પાપ કર્ત્તાનોજ ત્યાગ કરવો; એમ પ્રતિપાદન થાયછે. આ વાક્યથી વિરૂદ્ધ એવું બીજું વાક્ય, પતિતના સંગોત્ર અને સપિંડોએ કાંઈ પણ કર્મ કરવું નહી અને લોકમાં કોઇની જોડે કાંઈ પણ વ્યવહાર કરવો નહીં, એમ કેહેવાવાળું કોઈ પણ ગ્રંથમાં જોવામાં આવતું નથી. જે નિર્ણયસિંધુનાં ઘટસ્ફોટ પ્રકરણમાં, " ઘરમાં ઇચ્છા પ્રમાણે આવવું, " એવાં વસિષ્ઠવચનનાં સામર્થ્યવડે પાત્ર ( કોડવાનો જે ઘટ ઇત્યાદિક તે ) નાં લઇ જવાથી પ્રથમ પતિતના સંબંધિઓને ધર્મ કાર્યમાં અધિકાર નથી એવું અપરાર્ક ગ્રંથનું વ્યાખ્યાન લખ્યું તે સર્વ પતિતમાટે નથી, ત્યારે ઘટસ્ફોટમાટે યોગ્ય છતાં પ્રાયશ્ચિત્તની ઇચ્છા ન કરનારા પતિતમાટે છે, અને જો તેમ ન હોય તો, ' પાત્ર લઈ જવાથી પ્રથમ ' એ રીતે ન કેહેતાં ' પ્રાયશ્ચિત્તથી પ્રથમ ' એમજ કેહેતા. ' કલિ યુગમાં માત્ર કર્ત્તાનોજ ત્યાગ કરવો, ' ઇત્યાદિક પ્રત્યક્ષ વચન જોડે વિરોધ છતાં અર્થાપત્તિ પ્રમાણ છે મૂળ જેનું એવું જે, પતિતનાં સઘળાં કુળનો ત્યાગ કરવો એ પુરૂષકૃત વ્યાખ્યાન તે અપ્રમાણ થશે એમ ભાસેછે. એ રીતે સંક્ષેપ કહ્યો.

---

**नचैवंघटस्फोटविधिर्व्यर्थइतिवाच्यं तस्यपारलौकिकदोषपरिहारार्थत्वात् लोकबहिष्कृतपातकिविषयेसंभाषणादिसंसर्गस्यपातित्यहेतुत्वाभावेपि परत्रनरकजनकदोषहेतुत्ववत्पतितेनसहैककुलत्वसंसर्गस्यापीहपातित्यादिदोषहेतुत्वाभावेपिपारत्रिकदोषहेतुत्वात् अत्रचघटस्फोटविधेरेवार्थापत्तिविधेयामानत्वात् तथाचपारत्रिकदोषपरिहारार्थघटस्फोटविधिरितिनतद्विधिबलेनपतितमात्रस्यकुलेबहिष्कारः सत्राख्योयन्न:कलौवर्ज्यः ब्रह्महत्या**

दिमहापातकेषुप्रायश्चित्तेननरकनिवृत्तिर्नभवतिकिंत्विहलोकेव्यवहार्यतामात्रं कलौभवति स्वर्णस्तेयादिषुतुप्रायश्चित्तेननरकनिवृत्तिर्व्यवहार्यताच केचित्तुरहस्यकृतेषुमहापापेषुरहस्यप्रायश्चित्तंकलौनोपदेष्टव्यमित्याहुः विप्रादिस्त्रीसंभोगेनभ्रष्टानांशूद्रादीनांप्रायश्चित्तेपि संसर्गोनिषिद्धः यज्ञेपशुमारणंसोमविक्रयश्चविप्राणांकलौवर्ज्यः ज्येष्ठादिसर्वभ्रातृणांसमभागःकलौस्मृतः आततायिद्विजानांनोधर्मयुद्धेपिहिंसनं अब्धौनौयानुर्द्विजस्यप्रायश्चित्तेपिसंसर्गोन गत्रार्थेब्राह्मणार्थेचप्राणत्यागःकलौनहि द्विजानांगोपशूद्रादौभोज्यान्नत्वंकलौनहि शिष्यस्यगुरुपत्नीषुनचिरंवासशीलता आपदिक्षत्रवैश्यादिवृत्तिविप्रःकलौत्यजेत् कलौद्विजोनहिभवेदश्वस्तानिकजीविकः द्वादशाब्दंगुरौवासंमुखाग्निधमनक्रियां यतेर्भिक्षांसर्ववर्णेकलौत्रीणिविवर्जयेत् नवोदकनिषेधंचदक्षिणांगुरुवांछितां वृद्धरुग्णादिमरणंजलाग्निपतनादिभिः गोतृप्तिमात्रेभूमिष्ठेपयस्याचमनक्रियां पितृवादेसाक्षिदंडंकलौपंचविवर्जयेत् घृतदुग्धादिभिःपक्कमन्नंशूद्रात्कलौत्यजेत् भिक्षामटन्यतीरात्रौनवसेत्गृहिणांगृहे विधूमसन्नमुसलेकालेभिक्षांकलौत्यजेत् चत्वार्यब्दसहस्राणिचत्वार्यब्दशतानिच कलेर्यदागमिष्यंतितदात्रेतापरिग्रहः संन्यासश्चनकर्तव्योब्राह्मणेनविजानता त्रेतापरिग्रहःसर्वाधानंअर्धाधानंस्मृतंश्रौतस्मार्ताग्न्योस्तुपृथक्कृतिः सर्वाधानंतयोरैक्यकृतिःपूर्वयुगाश्रया अस्यापवादः यावद्वर्णविभागोस्तियावद्वेदःप्रवर्तते संन्यासंचाग्निहोत्रंचतावत्कुर्यात्कलौयुगेइति शरथाःशकुनाःस्वप्नाःसामुद्रिकमुपश्रुतिः देवपूजोपहारादेःसंकल्पःकार्यसिद्धये प्रश्नोत्तरंकालविदांसंभवंतिकलौक्वचित् इतिकलौकार्याकार्यनिर्णयः

એમ કેહેવાથી ઘટ ફોડવાનો જે વિધિ કહ્યો તે વ્યર્થ છે એમ કેહેવું નહી; કારણ, તે ઘટ ફોડવાનો વિધિ કરવાથી પરલોક સંબંધિ દોષની નિવૃત્તિ થાયછે. લોકમાં જાતિબાહ્ય કરેલા પાતકીજોડે સંભાષણ ઇત્યાદિક સંસર્ગ કરવાથી તે સંસર્ગ કદિ પતિતપણાનો હેતુ નથી તથાપિ પરલોકમાં નરક ઉત્પત્તી કરનારા દોષનું જેમ કારણ છે, તે રીતે પતિતસાથે એક કુળરૂપ સંસર્ગ જો કે આ લોકમાં પાતિત્યાદિ દોષનું કારણ નથી; તથાપિ તે પરલોક સંબંધિ દોષનું કારણ છે. આ ઠેકાણે ઘટ ફોડવાના વિધિને 'અર્થાપત્તિ' રૂપે પ્રમાણપણું છે, અને તેમ છતાં પરલોક સંબંધિ દોષ નિવૃત્તિમાટે ઘટસ્ફોટનો વિધિ છે તો તે વિધિનાં સામર્થ્યથકી પતિતમાત્રનાં કુળને જાતિબાહ્ય કરવું એ ઘટતું નથી. સત્ર નામનો યજ્ઞ કલિમાં વર્જ્ય કરવો. બ્રહ્મહત્યા આદિ મહાપાપયુક્તને પ્રાયશ્ચિત્ત કરવાથી નરકનિવૃત્તિ થતી નથી; ત્યારે આ લોકમાં માત્ર વ્યવહારની યોગ્યતા કલિ યુગમાં પ્રાપ્ત થાયછે. સુવર્ણની ચોરી ઇત્યાદિક પાપવિષે તો પ્રાયશ્ચિત્ત કરવાથી પાપની નિવૃત્તિ અને વ્યવહારની યોગ્યતા એ બન્ને પ્રાપ્ત થાયછે. કોઈ ગ્રંથકાર, ગુપ્ત રહી કરેલાં મહાપાપમાટે રહસ્યપ્રાયશ્ચિત્ત કલિ યુગમાં કેહેવું નહી, એમ કેહેછે. બ્રાહ્મણાદિકની સ્ત્રીનો સંભોગ કરવાથી ભ્રષ્ટ થયલા શૂદ્રાદિકે પ્રાયશ્ચિત્ત કીધું હોય તો પણ તેનો સંસર્ગ નિષિદ્ધ છે. યજ્ઞમાં પશૂનો વધ અને સોમ વિક્રય એ કલિ યુગમાં બ્રાહ્મણે કરવો નહી. કલિ

१ शूद्रहस्तेनकार्यंनतुविप्रेणस्वयंकार्यमित्यर्थः ॥

૧ પશુનો વધ શૂદ્રને હાથે કરાવવો, પોતાને હાથે કરવો નહી.

યુગમાં જ્યેષ્ઠ ( મોહોટો ) ઇત્યાદિક સઘળા ભાઇઓનો સરખો વિભાગ કહ્યોછે. આતતાયી[2] બ્રાહ્મણની ધર્મયુદ્ધમાં પણ હિંસા કરવી નહી. વાણમાં બેસી સમુદ્રયાત્રા કરનારા દ્વિજે પ્રાયશ્ચિત્ત કીધું હોય તો પણ તેનો સંસર્ગ કરવો નહી. ગાય અથવા બ્રાહ્મણમાટે કલિ યુગમાં પ્રાણત્યાગ કરવો નહી. કલિ યુગમાં દ્વિજે ગોવાળ, શૂદ્ર ઇત્યાદિકનું અન્ન ભક્ષણ કરવું નહી. શિષ્યે ગુરૂની સ્ત્રીપાસે ચિર કાળ નિવાસ કરવો નહી. આપત્તિના સમયમાં બ્રાહ્મણે ક્ષત્રિય, વૈશ્ય ઇત્યાદિકની વૃત્તિનો ત્યાગ કરવો. કલિ યુગમાં બ્રાહ્મણે અશ્વસ્તનિકજીવિક,- એટલે એક બે દિવસ પૂરૂં થાય એટલો પણ ધાન્ય સંગ્રહ જેનીપાસે ન હોય તે, એમ રેહેવું નહી. ગુરૂપાસે બાર વર્ષ પર્યંત નિવાસ, મોઢેથી ફુંકી અગ્નિ પ્રદીપ્ત કરવો, અને સંન્યાસિયે સર્વ વર્ણ પાસેથી ભિક્ષા લેવી એ ત્રણ કલિ યુગમાં વર્જ્ય કરવાં. નવીન જલ લેવું નહીં; ગુરૂએ માગેલી દક્ષિણા ગુરૂને દેવી; વૃદ્ધ, રોગી ઇત્યાદિકે જલસમાધિ, અગ્નિપાત, ભૃગુપાત ( ભૈરવજપ ) ઇત્યાદિકવડે મરવું; ગાયની માત્ર તૃપ્તિ થાય એટલું પૃથિવીમાં રહેલું જળ તેમાં આચમન કરવું; પિતા, પુત્રના વિવાદમાં સાક્ષિને દંડ દેવો; એ પાંચ કલિ યુગમાં વર્જ્ય કરવાં. ઘૃત કે દૂધ એમાં પક્વ થયલું અન્ન શૂદ્રપાસેથી કલિ યુગમાં લેવું નહી. ભિક્ષામાટે ભ્રમણ કરતાં સંન્યાસિએ ગૃહસ્થને ઘરે રાત્રિ રેહેવી નહી. ધુંવાડો અને મુસળનો શબ્દ તેણે રહિત એવા સમયમાં સંન્યાસિએ કલિ યુગમાં ભિક્ષા વર્જ્ય કરવી. કલિનાં ( ૪૪૦૦ ) વર્ષ ગયા પછી વિદ્વાન્ બ્રાહ્મણે ત્રેતા પરિગ્રહ અને સંન્યાસ એ ધારણ કરવા નહી. ત્રેતા પરિગ્રહ એટલે સર્વાધાન, "શ્રૌત અને સ્માર્ત અગ્નિ ભિન્ન ભિન્ન રાખવા તે અર્ધાધાન, અને તે બન્ને અગ્નિ એકઠા રાખવા તે સર્વાધાન, એ એકઠા કરવા તે પ્રથમના યુગોમાં થતું." **એનો અપવાદ**—કલિમાં યાવત્કાલ વર્ણાશ્રમનો ધર્મ વિભાગ અને વેદ પ્રવર્તે છે તાવત્કાલ સંન્યાસ અને અગ્નિહોત્ર કરવાં. શપથ ( સમ લેવા ); શકુન; સ્વપ્ન; સામુદ્રિક; ઉપશ્રુતિ ( વૃદ્ધોએ કહેલી ભવિષ્ય વાણી ); કાર્યસિદ્ધિમાટે દેવપૂજા, ઉપહાર ઈત્યાદિકનો સંકલ્પ, અને જ્યોતિષીએ કરેલા પ્રશ્નના ઉત્તર; એ કલિ યુગમાં ક્વચિત્ સત્ય થાયછે. એ રીતે કલિ યુગમાં શું ? કરવું અને શું ? ન કરવું તેનો નિર્ણય કહ્યો.

---

**अथस्वप्नविचारः स्वप्नोद्विविधः इष्टफलोनिष्टफलश्चेति तत्रसामान्यतइष्टफलो यथा नदीसमुद्रतरणमाकाशगमनंतथा गृहनक्षत्रमार्तंडचंद्रमंडलदर्शनं हर्म्यस्यारोहणंचैव प्रासादशिरसोपिवा स्वप्नेचमदिरापानंवसामांसस्यभक्षणं कृमिविष्ठानुलेपश्चरुधिरेणाभिषेचनं भोजनंदधिभक्तस्यश्वेतवस्त्रानुलेपनं रत्नान्याभरणादीनिस्वप्नेदृष्ट्वाप्रसिद्धयति देवताविप्रपृथ्वीशान्प्रशस्ताभरणांगनाः वृषेभपर्वतक्षीरिफलिवृक्षाधिरोहणं दर्पणामिषमाल्याग्निशुक्लपुष्पांबराश्रितान् द्रष्टुःस्वप्नेर्थलाभःस्याद्व्याधिमोक्षश्चजायते ॥**

---

૨ અગ્નિવડે બાળનારો, ઝેહેરથી મારનારો ઇત્યાદિ છ આતતાયી કહ્યાછે.

## હવે સ્વપ્નનો વિચાર કેહેછે.

શુભ ફળ આપનારાં તથા અશુભ ફળ આપનારાં એ ભેદથી સ્વપ્ન બે પ્રકારનાં છે. તેમાં સામાન્ય રીતે શુભ ફલ દેનારાં સ્વપ્ન કેહેછે— "નદી, સમુદ્ર તરવા; આકાશમાં ગમન કરવું; ગ્રહ, નક્ષત્ર, સૂર્ય અને ચંદ્રમંડળનું દર્શન; ઊંચાં ઘર, દેવ-મંદિર, અથવા રાજદરબાર એમના ઉપરના ભાગ ઉપરે ચડવું; મદિરાપાન; મજ્જા અને માંસનું ભક્ષણ; કીડા, વિષ્ટા એ અંગમાં લીપાય; રૂધિરવડે સ્નાન; દહિં ભાતનું ભોજન; શ્વેત વસ્ત્ર, શ્વેત ચંદન, રત્ન અને આભૂષણ; એ પદાર્થો સ્વપ્નમાં જોવાથી કાર્યસિદ્ધિ થાયછે. દેવતા; બ્રાહ્મણ; રાજા; ઉત્તમ આભૂષણ ધરનારી સ્ત્રી; બલદ, હાથી, પીપળો, ધુલર, ફલેલું ઝાડ, એમની ઉપરે ચડવું; આરીસો, માંસ અથવા પુષ્પમાલાની પ્રાપ્તિ;—શ્વેત પુષ્પ અને શ્વેત વસ્ત્રને ધારણ કરનારા; એ વ-સ્તુઓ સ્વપ્નમાં જોનારને દ્રવ્યલાભ અને રોગનિવૃત્તિ થાયછે."

---

**अथानिष्टफलः दुष्टंकिंशुकवल्मीकपारिभद्राधिरोहणं तैलकार्पासपिण्याकलोहप्राप्ति र्विपत्तये विवाहकरणंस्वप्नेरक्तस्त्रग्वस्त्रधारणं स्त्रोतसाहरणंनेष्टंपक्कमांसस्यभोजनं आदित्यस्याथचंद्रस्यनिष्प्रभस्यावलोकनं नक्षत्रादेश्चपातस्यस्वप्नेमरणशोककृत् अशोककरवीरपलाशानांपुष्पितानांस्वप्नेदर्शनशोकः नौकारोहणेप्रवासः रक्तवस्त्रगंधधारिण्यास्त्रियालिंगनेमृत्युः घृततैलादिनाभ्यंगेव्याधिः केशदंतपातेधननाशःपुत्रशोकोवा खरोष्ट्रमाहिषैर्यानेनयुक्तरथारोहणेवामृत्युः कर्णनासाकरादिच्छेदेपंकमज्जनेतैलाभ्यंगेविषभक्षणेप्रेतालिंगनेनलदमालिनोदिगंबरस्ययानेकृष्णपुरुषदर्शनेचमृत्युः ॥**

**હવે અશુભ ફલસૂચક સ્વપ્ન કેહેછે**—ખાખરો, વલ્મીક (રાફડો), લીં-બડો એની ઉપરે ચડવું; તેલ, કપાસ, ખળ, લોઢું એની પ્રાપ્તિ; એ વિપત્તિ કર-નારાં છે. વિવાહ કરવો; રાતાં પુષ્પની માલા અથવા રાતાં વસ્ત્ર ધારણ કરવાં; જ-લના પ્રવાહમાં વહીજવું; અથવા રાંધેલાં માંસનું ભક્ષણ; એ સ્વપ્નમાં દેખાય તો નાશ કરનારાં છે. કાંતિહીન સૂર્ય, કે ચંદ્ર અથવા આકાશથી તારાઓનું પડવું એ સ્વપ્નમાં જોવાથી મરણ અથવા શોક ઉત્પન્ન થાયછે. અશોક વૃક્ષ, કણેર, અને ખાખરો એ ઝાડ સ્વપ્નમાં પુષ્પિત (ફુલેલાં) દેખાય તો શોક થાયછે. સ્વપ્નમાં, વાણમાં પોતે ચડયો એમ દેખે તો પ્રવાસ (પરદેશ જવું) થાયછે. રાતાં વસ્ત્ર, રાતું ચંદન ધરનારી સ્ત્રી આલિંગન કરે તો મૃત્યુ થાયછે. ઘી અથવા તેલ ઇત્યાદિકવડે અભ્યંગ કરે તો વ્યાધિ ઉત્પન્ન થાયછે. કેશ (વાલ) ખરી ગયા અથવા દાંત પડી ગયા એવું દેખાય તો ધનનાશ કિંવા પુત્રશોક થાયછે. ખર, ઊંટ, પાડા એમની ઉ-પરે બેસી ચાલે; અથવા જે રથમાં ખરાદિક જોડેલાં હોય તે રથમાં બેસે, એમ સ્વપ્નમાં દેખે તો મૃત્યુ થાયછે. કાન, નાક, હાથ ઇત્યાદિક અંગનું છેદન; કીચમાં બુડવું; તૈલાભ્યંગ; વિષનું ભક્ષણ, મરી ગયેલાનું આલિંગન; જાસોદનાં પુષ્પની માલા ધારણ કરી નગ્ન થઈજવું; અને શ્યામ વર્ણ પુરૂષનું દર્શન; એ સઘલાં સ્વપ્નો મૃત્યુકારક છે.

अथजागृतावनिष्टानि अरुंधतींध्रुवंचैवनभोमंदाकिनींतथा स्वनासाग्रंचचंद्रांकमायुर्हीनोनपश्यति पांसुपंकादिषुन्यस्तचरणंखंडितंयदि स्नानांबुलिप्तगात्रस्ययस्यास्यंप्राक्प्रशुष्यति गात्रेष्वार्द्रेषुसर्वेषुसूर्यादिद्वयदर्शनं स्वर्णप्रतीतिर्वृक्षेषुस्वपदानामदर्शनं पिहितेकर्णयुगुलेयस्यघोषानुपश्रुतिः अदर्शनंस्वशिरसःप्रतिबिंबेजलादिषु छिद्रप्रतीतिश्छायायांसचिरंनैवजीवति ॥

**હવે જાગૃત અવસ્થામાંનાં અરિષ્ટ ( મરણાદિ સૂચક ચિન્હ ) કેહેછે**—અરૂંધતી, ધ્રુવ, આકાશગંગા, પોતાનાં નાકનું અગ્ર, અને ચંદ્રમામાંનું કાળું ચિન્હ, એમને જેનું આયુષ્યહીન થયું હોય તે પુરૂષ દેખતો નથી, ( એટલે તે બહુ દિવસ રેનારો નહી. ) જેનો પગ ધૂળ, કીચ ઇત્યાદિકમાં માંડયો હોય તો પણ અર્ધો દેખાય; કિંવા જેનું, સ્નાન કીધા પછી સાજું શરીર ભીજાયલું છતાં મોઢુંજ માત્ર પ્રથમ સૂકાઈ જાય; સૂર્ય ઇત્યાદિક બે બે દેખાય; ઝાડ સુવર્ણ સરખાં પીળાં દેખાય; ધૂળ ઇત્યાદિકમાં માંડેલા પોતાના પગ ન દેખાય; પોતાના કાન બંધ કરતાં તેની માંહ્ય જે શબ્દ થયા કરેછે તે સાંભળવામાં ન આવે; જળ ઇત્યાદિકમાં પડેલા પોતાના પ્રતિબિંબમાં પોતાનું મસ્તક ન દેખાય; પોતાના પડછાયામાં છિદ્ર દેખાય; ઇત્યાદિક લક્ષણ જેને જોવામાં આવતાં હોય તે પુરૂષ બહુ દિવસ જીવે નહી.

---

अथविशेषशुभफलाःस्वप्नाः यस्तुपश्यतिवैस्वप्नेराजानंकुंजरंहयं सुवर्णंवृषभंगांवाकुटुंबंतस्यवर्धते वृषंवृक्षंवारुह्यतत्रस्थस्यजागरेधनाप्तिः श्वेतसर्पेणदक्षिणभुजदंशेदशदिनेसहस्रधनलाभः जलस्थस्यवृश्चिकोरगग्रासेजयपुत्रधनानि प्रासादशैलारोहणेसमुद्रतरणेराज्यंतडागमध्येपद्मपत्रेषुघृतपायसभोजनेराज्यं बलाकाकुक्कुटीक्रौंचीदर्शनेभार्याप्राप्तिः निगडैर्बंधेबहुपाशबंधेवापुत्रधनादि आसनेशयनेयानेशरीरेवाहनेगृहे ज्वलमानेविबुद्धचेत्तस्यश्रीःसर्वतोमुखी सूर्यचंद्रमंडलदर्शनेरोगिणोरोगनाशोन्यस्यधनं सुरारुधिरयोःपानेविप्रस्यविद्याशूद्रादेर्धनं शुक्लांबरगंधधारिण्यासुभगास्त्रियालिंगनेसंपत्तिः छत्रपादुकोपानहखड्गलाभेधनं वृषभयुक्तरथारोहणेधनं दधिलाभेवेदाप्तिः दधिपयःपानेघृतलाभेचयशः घृतभक्षणेक्लेशः अंत्रैर्वेष्टनेराज्यं मनुष्यस्यचरणमांसभक्षणेशतलाभः बाहुभक्षणेसहस्रं शीर्षमांसभक्षणेराज्यंवासहस्रधनंवा सफेनक्षीरपानेसोमपानं गोधूमदर्शनेधनलाभः यवदर्शनेयज्ञः गौरसर्षपदर्शनेलाभः नागपत्रंलभेत्स्वप्नेकर्पूरागमनंतथा चंदनंपांडुरंपुष्पंतस्यश्रीःसर्वतोमुखी सर्वाणिशुक्लान्यतिशोभनानिकार्पासभस्मौदनतक्रवर्ज्यं सर्वाणिकृष्णान्यतिनिंदितानिगोहस्तिदेवद्विजवाजिवर्ज्यं स्वप्नस्तुप्रथमेयामेवत्सरांतेफलप्रदः द्वितीयेष्टमासैःतृतीयेत्रिमासांते चतुर्थेयामेमासांते अरुणोदयेदशाहांते सूर्योदयेसद्यःफलं ॥

**હવે વિશેષે શુભ ફળ દેનારાં સ્વપ્ન કેહેછે**—જે પુરૂષ સ્વપ્નમાં; રાજા, હાથી, ઘોડો, સુવર્ણ, બળદ, અથવા ગાયને દેખે તો તેનાં કુટુંબની વૃદ્ધિ થાયછે. બળદ અથવા ઝાડ ઉપરે ચડેલો એ રીતે સ્વપ્નમાં જોઈ તેમજ ( ચડયા છતાં ) જાગૃત થાય તો દ્રવ્યપ્રાપ્તિ થાયછે. ધોળો સર્પ જમણા હાથને દંશ કરે એવું સ્વપ્ન દેખાય

તો દશ દિવસમાં એક હજાર ધનની પ્રાપ્તિ થાય. જળમાં ઉભેલા પોતાને વિંછી અથવા સર્પ ગળી જાય એમ જુવે તો જય, પુત્ર અને ધનની પ્રાપ્તિ થાય. દેવમંદિર, રાજ દરબાર અથવા પર્વતનાં શિખર ઉપરે ચડયો, કિંવા સમુદ્ર તર્યો એમ દેખે તો રાજ્યપ્રાપ્તિ થાય. તલાવની વચ્ચે કમળનાં પાનમાં ઘી અને દૂધપાકનું ભોજન કીધું એમ દેખે તો રાજ્યપ્રાપ્તિ થાય. બગળી, કુકડી, અને કૌંચી એ પક્ષિને જોવાથી સ્ત્રીપ્રાપ્તિ થાયછે. પોતાને લોઢાંની બેડીવતી બંધાયલો અથવા બહુ પાશ ( દોરી ) થી બંધાયલો દેખે તો તેને ધન, પુત્રાદિકની પ્રાપ્તિ થાયછે. આસન; બિછાનું; પાલખી, ગાડી ઇત્યાદિક વાહન; શરીર; હાથી, ઘોડા ઇત્યાદિક વાહન; અને ઘર આદિ અગ્નિ લાગવાથી બળેછે એમ જોતાં જે જાગેછે તેને સર્વ કાળ અને સર્વ પ્રકારની લક્ષ્મી પ્રાપ્ત થાયછે. સૂર્યમંડળ અથવા ચંદ્રમંડળનું દર્શન થાય તો રોગીને રોગનિવૃત્તિ થાય અને બીજાને ધનપ્રાપ્તિ થાય. મદિરા, રૂધિર એનું પાન કીધું એમ દેખે તો બ્રાહ્મણને વિદ્યાપ્રાપ્તિ અને શૂદ્રાદિકને ધનપ્રાપ્તિ થાય. શ્વેત વસ્ત્ર, શ્વેત ચંદનને ધરનારી સૌભાગ્યવતી સ્ત્રિએ આલિંગન કીધું એમ દેખે તો સંપત્તિ પ્રાપ્ત થાય. છત્ર, પાદુકા ( ચાંખડી ), પગરખાં, તલવાર એમની પ્રાપ્તિ થાય તો ધનલાભ થાયછે. બલદ જોતરેલા રથ ઉપરે બેઠો એમ જોવાથી ધનપ્રાપ્તિ. દહિંનો લાભ થાય તો વેદ પ્રાપ્તિ થાયછે. દહિં, દૂધનું પાન અથવા ઘૃતનો લાભ દેખે તો યશપ્રાપ્તિ થાયછે. ઘૃત ખાધું એમ દેખે તો ક્લેશ થાય. પોતે આંતરડાથી વીટાયો એમ દેખે તો રાજ્ય. મનુષ્યના પગનું માંસ ભક્ષણ કીધું એમ દેખે તો સો ધનનો લાભ થાયછે. હાથનું ભક્ષણ કીધું એમ દેખે તો સહસ્ત્ર ધન લાભ થાય. મસ્તકનાં માંસનું ભક્ષણ કીધું એમ દેખે તો રાજ્ય અથવા સહસ્ત્ર ધન લાભ થાય. ફીણસહિત દૂધનું પાન કરે તો સોમપાન થાય. ગહું દેખે તો ધન લાભ થાય. જવ દેખે તો યજ્ઞ થાય. શ્વેત સર્ષવ દેખે તો લાભ થાય. સ્વપ્નમાં નાગરવેલનાં પાન, કપૂર, ચંદન, અને શ્વેત પુષ્પ એનો લાભ થાય તો તેને સર્વ કાળ સઘળા પ્રકારની લક્ષ્મી પ્રાપ્તિ થાયછે. કપાસ, ભસ્મ, રાંધેલો ભાત અને છાસ વિના સઘળી શ્વેત વસ્તુ સ્વપ્નમાં દેખવાથી શુભ ફળ; તેમજ ગાય, હાથી, દેવતા, બ્રાહ્મણ અને ઘોડા વિના સઘળી શ્યામ વસ્તુ અતિનિંદિત જાણવી. પ્રથમ પોહોરમાં સ્વપ્ન મળે તે એક વર્ષે ફળ આપે. બીજા પોહોરનું સ્વપ્ન આઠ માસે; ત્રીજા પોહોરનું સ્વપ્ન ત્રણ માસે; ચોથા પોહોરનું સ્વપ્ન એક માસે; અંરૂણોદય સમયનું સ્વપ્ન દશ દિવસે; અને સૂર્યોદય કાળનું સ્વપ્ન તત્કાળ ફળ આપેછે.

**अथदुःस्वप्नदर्शनेकृत्यं योमेराजन्नित्यृचासूर्योपस्थानेदुःस्वप्ननाशः अथःस्वप्नस्येतिजपाद्वाकचिदृशवच्छाद्वेनदुःस्वप्ननाशःचंडीसप्तशतीपाठेनवा यद्वाश्रीविष्णुसहस्रनामस्तोत्रजपःकार्यः अथवाश्रीभारतस्थस्यश्रीमद्भागवतस्थस्यवागजेंद्रमोक्षस्यश्रवणंपाठोवाइतिदुःस्वप्ननाशकविधिः ॥**

હવે દુષ્ટ સ્વપ્ન જોયું હોય તો તેનો ઉપાય—"योमे राजन्०" એ ઋચાવડે

સૂર્યનું ઉપસ્થાન કરવાથી અથવા "अधःस्वप्नस्य०" એ મંત્રનો જપ કરવાથી દુઃસ્વપ્નની નિવૃત્તિ થાયછે. કોઇ ગ્રંથમાં, દર્શ પ્રમાણે શ્રાદ્ધ કરવું તેથી દુષ્ટ સ્વપ્નનો નાશ થાયછે, એમ કહ્યુંછે. અથવા ચંડી સપ્તશતીનો પાઠ, કિંવા શ્રીવિષ્ણુસહસ્રનામ સ્તોત્રનો જપ, અથવા શ્રીભારત કે શ્રીમદ્ભાગવતમાંના ગજેંદ્રમોક્ષનું શ્રવણ અથવા પાઠ કરવો. એ રીતે દુષ્ટસ્વપ્નનાશક વિધિ કહ્યો.

---

इत्थंगर्भाधाना,दुद्वाहांताःसमस्तसंस्काराः ॥ सपरिकरानिर्णीता,अस्मिंस्तार्तीयपूर्वार्धे ॥१॥

એ રીતે ત્રીજા પરિચ્છેદના પૂર્વાર્ધમાં ગર્ભાધાનથકી વિવાહ પર્યંત સર્વે સંસ્કારોનો પ્રયોગ સહિત નિર્ણય કર્યો.

---

ततआन्हिकआचार, स्ततआधानादिकाःप्रकीर्णार्थाः ॥
शांतिकपौष्टिकमुख्या, नित्यानैमित्तिकाश्चोक्ताः ॥ २ ॥

પછિ આન્હિક ( નિત્ય કર્મ ) નો આચાર; ત્યાર પછી અગ્નિનું આધાન ઇત્યાદિક છૂટ છૂટ વિષય; અને શાંતિક તથા પૌષ્ટિક આદિ નિત્ય, નૈમિત્તિક વિષય કહ્યા

---

पूर्वपरिच्छेदकयोः, कालःसामान्यतोविशेषाच्च ॥
निर्णीतःसहकृत्यै, स्तिथिमासादेषुविध्युक्तैः ॥ ३ ॥

પ્રથમ અને બીજા પરિચ્છેદમાં; તિથિ, માસ ઇત્યાદિકવિષે વિધિ પ્રમાણે કહેલાં એવાં અનેક પ્રકારનાં કૃત્ય સહિત, સામાન્ય તથા વિશેષે કરી કાળનો નિર્ણય કર્યો.

---

नानापापेप्रायश्चित्तंव्यवहारविस्तरश्चापि॥उपदानमहादानादिविधिश्चोक्तोमयूखादौ ॥४॥

અનેક પ્રકારનાં પાપની નિવૃત્તિ થવામાટે પ્રાયશ્ચિત્ત, વ્યવહારનો વિસ્તાર, ઉપદાન અને મહાદાન ઇત્યાદિકનો વિધિ એ સઘળા વિષય મયૂખાદિક ગ્રંથમાં કહ્યાછે.

---

श्राद्धविधिःसांगोप्याशौचेनिर्णीतिरंत्यसंस्कारः ॥ तार्तीयीकस्योत्तरखंडेग्रेसंप्रवक्ष्यंते ॥५॥

અંગ સહિત શ્રાદ્ધનો વિધિ, આશૌચનિર્ણય, અને છેવટના સંસ્કાર એ સઘળું આગળ ત્રીજા પરિચ્છેદના ઉત્તરાર્ધમાં કેહેવાસે.

---

मूलभूतानिपद्यानि, विकृतानिक्वचित्क्वचित् ॥
निर्विकाराण्यपिनवान्यप्युक्तान्यत्रकानिचित् ॥ ६ ॥

આ ગ્રંથમાં, મૂળશ્લોક કોઈ કોઈ ઠેકાણે અશુદ્ધ હોવાથી કેટલાએક નવા પણ શ્લોક શુદ્ધ કરી, લખ્યાછે.

---

मीमांसाधर्मशास्त्रज्ञाः, सुधियोनलसाबुधाः ॥ कृतकार्याःप्राक्निबंधै,स्तदर्थनायमुद्यमः॥७॥

## આ ગ્રંથ કરવાનું પ્રયોજન કેહેછે.

મીમાંસા તથા ધર્મશાસ્ત્રના જાણનારા, બુદ્ધિમાન્ અને આલસ્ય રહિત એવા જે પંડિતો તેઓ પ્રાચીન ગ્રંથો જોઈ તે પ્રમાણે પોતાનાં સમયપ્રાપ્ત કાર્ય કરેછે માટે આ મ્હારો ગ્રંથ કરવાનો ઉદ્યોગ તેમને માટે નથી.

**येपुनर्मंदमतयो, लसाअज्ञाश्वनिर्णयं ॥ धर्मेवेदितुमिच्छंति, रचितस्तदपेक्षया ॥ ८ ॥**
**निबंधोयंधर्मसिंधुसारनामासुबोधनः ॥ अमुनाप्रीयतांश्रीमद्विठ्ठलोभक्तवत्सलः ॥९॥**

ત્યારે જે મંદબુદ્ધિ, આળસુ અને અજ્ઞાનિ છતાં ધર્મનિર્ણય જાણવાની ઇચ્છા ધરેછે તેમનેમાટે "**धर्मसिंधुसार**" નામનો આ સુબોધ ગ્રંથ મેં કરેલોછે. આ ગ્રંથવડે ભક્તવત્સલ એવા **श्रीमद्विठ्ठल** પ્રસન્ન થજો.

**प्रेम्णासद्भिर्ग्रंथः, सेव्यःशब्दार्थतःसदोषोपि ॥**
**संशोध्यवापिहरिणा, सुदाममुनिसतुषपृथुकमुष्टिरिव ॥ १० ॥**

આ મ્હારો ગ્રંથ કોઈ સ્થળે શબ્દ અને અર્થથી કદી અશુદ્ધ હોય તથાપિ, જેમ સુદામા બ્રાહ્મણે આપેલા પોંઆ ફોતરીયુક્ત હતા તો પણ હરિએ તેમાંની ફોતરી ઇત્યાદિક કાઢી શુદ્ધ કરી ગ્રહણ કર્યા, તેમ વિદ્વાનોએ વિચાર પૂર્વક શુદ્ધ કરી આ મ્હારો ગ્રંથ ગ્રહણ કરવો.

**श्रीकाश्युपाध्यायवरोमहात्मा, बभूवविद्वद्विजसार्वभौमाः ॥**
**तस्मादुपाध्यायकुलावतंसो, यज्ञेश्वरोनंतइमावभूतां ॥ ११ ॥**

વિદ્વાન્ બ્રાહ્મણોમાં સાર્વભૌમ ( ચક્રવર્તિ ) એવા મહાત્મા **શ્રી**કાશી નામના ઉપાધ્યાય પ્રથમ હતા. તેથી ઉપાધ્યાય કુલમાં મુકુટરૂપ એવા યજ્ઞેશ્વરોપાધ્યાય અને અનંતોપાધ્યાય એ નામના બે પુત્ર થયા.

**यज्ञेश्वरोयज्ञविधानदक्षो, दैवज्ञवेदांगसुशास्त्रशिक्षः ॥**
**भक्तोत्तमोनंतगुणैकधामा,ऽनंताव्हयोनंतकलावतारः ॥ १२ ॥**

એ બેમાંથી યજ્ઞેશ્વરોપાધ્યાય; શ્રૌત વિધિમાં વિચક્ષણ, જ્યોતિષિ, અને વેદનું અંગ ઉત્તમ શાસ્ત્ર જે વ્યાકરણ તેની સારી શિક્ષા પામેલ હતા. અને અનંતોપાધ્યાય; ભક્તમાં શ્રેષ્ઠ છતાં અનંત (શેષનાગ) નો અંશરૂપ અવતાર હોવાથી અનંત ગુણોના નિવાસનું સ્થાન હતા.

**एषोत्यजज्जन्मभुवंस्वकीयां, तांकौंकणाख्यांसुविरक्तिशाली ॥**
**श्रीपांडुरंगेवसतिंविधाय, भीमातटेमुक्तिमगात्सुभक्त्या ॥ १३ ॥**

એ અનંતોપાધ્યાય પરમ વિરક્તપણાંથી પોતાની કોંકણ નામની જન્મભૂમિનો

ત્યાગ કરી શ્રીપાંડુરંગની સમીપે નિવાસ કરી શ્રીપાંડુરંગની ભક્તિવડે ભીમા નામની નદીના તીર ઉપરે મુક્તિપદને પ્રાપ્ત થયા.

---

तस्यानंताभिधानस्योपाध्यायस्यसुतःकृती ॥
काशीनाथाभिधोधर्मसिंधुसारंसमातनोत् ॥ १४ ॥

એ અનંતોપાધ્યાયનો પુત્ર કાશીનાથ નામનો વિદ્વાન્ તેણે આ ધર્મસિંધુસાર નામનો ગ્રંથ કીધો.

**इतिश्रीमत्काश्युपाध्यायसूरि० धर्मसिंधुसारे तृतीयपरिच्छेदे पूर्वार्धः समाप्तः ॥ ग्रंथसंख्या ४,५००.**

ઇતિ શ્રીમત્કાશ્યુપાધ્યાયસૂરિ૦ ધર્મસિંધુસારે તૃતીયપરિચ્છેદે પૂર્વાર્ધઃ સમાપ્તઃ ॥

ઇતિ તૃતીયપરિચ્છેદસ્ય પૂર્વાર્ધં સમાપ્તમ્.

॥ શ્રીગણેશાય નમઃ ॥

नत्वा गुरुपदयुग्मं, प्रणम्य पित्रोस्तथैव पादाब्जं ॥
शक्त्या क्रियते व्याख्या, तार्तीयिकोत्तरार्धस्य ॥ १ ॥

એ રીતે મંગલાચરણ કરી ત્રીજા પરિચ્છેદના ઉત્તરાર્દ્ધનાં ભાષાંતર કરવાનો પ્રારંભ કરૂછું.

श्रीपांडुरंगायनमः ॥ श्रीरुक्मिणीपांडुरंगं, प्रणम्य पितरौ गुरून ॥
तृतीयपरिच्छेदोत्तरार्द्धं, तनोमि श्रीशतुष्टये ॥ १ ॥

શ્રીરૂક્મિણીયુક્ત પાંડુરંગ, માતા, પિતા અને ગુરૂ એમને નમસ્કાર કરી શ્રી-પાંડુરંગને સંતોષ થવામાટે ત્રીજા પરિચ્છેદનો ઉત્તરાર્ધ કરૂછું.

श्रीनाथः करुणासिंधु, रिंदिरा शंकरः सती ॥
विघ्नेशो भास्करेंद्राद्या, विघ्नान् घ्नंतु सदैव मे ॥ २ ॥

કરૂણાસાગર એવા શ્રીનાથ ( વિષ્ણુ ), લક્ષ્મી, શંકર, પાર્વતી, ગણપતિ, સૂર્ય, અને ઇંદ્રાદિક દેવતા, એ સઘળા સર્વ કાળ મ્હારાં વિઘ્નોનો નાશ કરો.

तत्रतावच्छ्राद्धादिनिर्णयंवक्तुमधिकारनिर्णयायजीवत्पितृकाधिकारोविविच्यते पादुके चोत्तरीयंचतर्जन्यांरूप्यधारणं नजीवत्पितृकःकुर्याज्ज्येष्ठेभ्रातरिजीवति अत्रपादुकेकाष्ठमय्यौ उत्तरीयंसग्रंथिपरिमंडलंवस्त्रमेकंद्व्यंगुलादिविस्तृतंसूत्रकृतंपरिमंडलरूपंवाउत्तरीयस्थानापन्नंस्मृत्युक्तंतृतीययज्ञोपवीतंवा जीवत्पितृकेणजीवज्ज्येष्ठभ्रातृकेणचनधार्यमितितात्पर्यं प्रावरणरूपंद्वितीयवस्त्रंतुजीवत्पितृकादिभिःसर्वैर्धार्यं एकवस्त्रोनभुंजीतनकुर्याद्देवतार्चनमित्यादिनासर्वकर्मस्वेकवस्त्रत्वनिषेधात् पितरिपितामहेज्येष्ठभ्रातरिचाकृताधानेजीवतिपुत्रपौत्रकनिष्ठभ्रातृभिराधानंनकार्यं ज्येष्ठभ्रातर्यकृतविवाहेकनिष्ठेनविवाहोनकार्यः अत्रविशेषःपूर्वार्द्धेउक्तः एवंपित्रादिष्वकृतसोमयागेषुजीवत्सुपुत्रादेःसोमेनाधिकारः एवं पूर्णमासेष्टौदर्शेष्टावग्निहोत्रहोमेचपित्रादौरनारब्धेपुत्रादेर्नाधिकारः एवंसंन्यासेपि कनिष्ठस्यसोदरस्यैवदोषोनभिन्नोदरस्यभ्रातुः पित्रादेराज्ञायांपुत्रादेर्नदोषइतिकेचित अधिकारिणिपितरिसत्याज्ञायामपिदोषः पातित्यजात्यंधत्वादिदोषैरनधिकारिण्याज्ञयानदोषः पातित्यादावाज्ञांविनापिनदोषइत्यपरे तथाजीवत्पितृकस्यपितृकृत्येषुदर्शादिश्राद्धतर्पणपैतृकदानेषुनाधिकारः अत्रविशेषः स्वापत्यसंस्कारस्वद्वितीयविवाहादिनिमित्तकनांदीश्राद्धेचातुर्मास्यांतर्गतपितृयज्ञेसोमांगतृतीयसवनस्थपितृयज्ञेजीवत्पितुरधिकारः पिंडपितृयज्ञे होमांतःपिंडपितृयज्ञोनारंभोवापिंडपितृयज्ञस्येतिपक्षद्वयं पितुःपित्राद्युद्देशेनपिंडदानमिति तृतीयःपक्षःक्वचित् एवमष्टकादिविकृतिष्वपिपक्षत्रयं गयांप्रसंगतोगत्वामातुःश्राद्धंसुतश्चरेत् जीवत्पितामातुःश्राद्धमुद्दिश्यगयांनगच्छेत् महानदीषुसर्वासुतीर्थेचप्राप्तेजीवत्पितृकःपितुःपितृमात्राद्युद्देशेनश्राद्धंकुर्यात् नवम्यामन्वष्टकाश्राद्धंक्षयाहेमातुःप्रत्यब्द

**श्राद्धंचसपिंडकमेवजीवत्पितृकःकुर्यात् तथासंन्यस्तेतातेपतितेचताते जीवत्यपिसतिदर्श श्राद्धमहालयसंक्रांतिग्रहणादिश्राद्धानिसर्वाणि पितुःपित्राद्युद्देशेनजीवत्पितृकेणकार्याणि एतानिचसांकल्पिकविधिनापिंडरहितानिकार्याणि अन्वष्टक्यादाविवपिंडदानेविशेषवच नाभावात् ॥**

તેમાં પ્રથમ શ્રાદ્ધાદિકનો નિર્ણય કેહેવામાટે અધિકારના નિર્ણયને અર્થે જીવત્પિતૃકના અધિકારનો વિચાર કરૂંછું. " જીવત્પિતૃકે જ્યેષ્ઠ ભાઈ જીવતો છતાં પાદુકા, ઉત્તરીય, અને તર્જની એટલે અંગોઠાના જોડની આંગળીમાં રૌપ્યધારણ ( રૂપું પેહેરવું ) એ ધારણ કરવાં નહી. ઇહાં પાદુકા એટલે લાકડાની સમજવી. ઉત્તરીય એટલે ગ્રંથિયુક્ત ચારે મેર વીંટાયલું એક વસ્ત્ર, કિંવા બે ઇત્યાદિ અંગુલ પોળું, સૂત્રનું કરેલું ચારે મેર વીંટાયલું તે, અથવા ઉત્તરીય વસ્ત્રને ઠેકાણે પેહેરવાનું એવું સ્મૃતિવાક્યે કહેલું જે ત્રીજું યજ્ઞોપવીત તે જીવત્પિતૃકે અને જેનો જ્યેષ્ઠ ભ્રાતા જીવતો હોય તેણે ધારણ કરવું નહી, એ તાત્પર્ય. ઓઢવાનું જે બીજું વસ્ત્ર તે તો જીવત્પિતૃકાદિક સઘળાઓએ ધારણ કરવું. કારણ, "એક વસ્ત્ર પેહેરી ભોજન કરવું નહી અને દેવપૂજા પણ કરવી નહી" ઇત્યાદિક વચનવડે સર્વ કર્મવિષે એક વસ્ત્ર ધારણનો નિષેધ છે. પિતા, પિતામહ અથવા જ્યેષ્ઠ ભ્રાતા એ જીવતા છતાં અકૃતાધાન (અગ્ન્યાધાન કીધા વિનાના) હોય તો પુત્ર, પૌત્ર અને કનિષ્ઠ ભ્રાતા એમણે આધાન કરવું નહી. જ્યેષ્ઠ ભ્રાતાનો વિવાહ થયો ન હોય તો કનિષ્ઠ ભ્રાતાએ વિવાહ કરવો નહી, એવિષે વિશેષ નિર્ણય પૂર્વાર્ધમાં (પત્ર  માં) કહ્યોછે. એ રીતે પિતા ઇત્યાદિક જીવતા હોય અને સોમયાગ કીધો ન હોય તો પુત્રાદિકને સોમયાગ કરવાનો અધિકાર નથી. એ પ્રમાણે પૂર્ણમાસેષ્ટિ, દર્શેષ્ટિ અને અગ્નિહોત્રનો હોમ એ પિતા ઇત્યાદિકે આરંભેલા ન હોય તો તે કરવાવિષે પુત્રાદિકને અધિકાર નથી. એ રીતે સંન્યાસવિષે પણ એજ નિર્ણય જાણવો. ઇહાં કનિષ્ઠને જે દોષ કહ્યો તે સોદર ( સગા ભાઈ ) ને માટેજ છે, સાવકા ભાઈને નથી. પિતા ઇત્યાદિકની આજ્ઞા હોય તો પુત્રાદિકને દોષ નથી એમ કેટલાએક ગ્રંથકાર કેહેછે. અધિકારી પિતા હોય તો આજ્ઞા છતાં પણ દોષ છે. પતિતપણું, જન્માંધપણું ઇત્યાદિક દોષ પિતાને હોવાથી તેને અધિકાર ન છતાં તેની આજ્ઞાથી દોષ નથી. પાતિત્યાદિક છતાં આજ્ઞા વિના પણ દોષ નથી એમ બીજા ગ્રંથકાર કેહેછે. તેમજ પિતૃકાર્ય જે દર્શાદિ શ્રાદ્ધ, તર્પણ, પિતૃસંબંધિ દાન ઇત્યાદિકવિષે જીવત્પિતૃકને અધિકાર નથી. **એવિષે વિશેષ નિર્ણય**—પોતાનાં સંતાનોના સંસ્કાર, પોતાનો બીજો વિવાહ ઇત્યાદિ નિમિત્તથી કરવાનું નાંદીશ્રાદ્ધ, ચાતુર્માસ્યનો અંતર્ગત પિતૃયજ્ઞ, અને સોમયાગનું અંગ જે તૃતીય સવન તેમાં કરવાનો પિતૃયજ્ઞ એમનેવિષે જીવત્પિતૃકને અધિકાર છે. પિંડપિતૃયજ્ઞ હોમ પર્યંત કરવો, અથવા પિંડપિતૃયજ્ઞનો આરંભજ કરવો નહી, એ પ્રમાણે પિંડપિતૃયજ્ઞના બે પક્ષ છે. પિતાના જે પિતા તેને ઉદ્દેશે પિંડદાન કરવું એવો ત્રીજો પક્ષ કોઈ ગ્રંથમાં છે. એ રીતે અષ્ટકા આદિક જે વિકૃતિ તેમાં પણ ત્રણ પક્ષ છે. " પ્રસંગથી ગયામાં ગયલા પુત્રે માતાનું શ્રાદ્ધ કરવું, પિતા જીવતા છતાં માતાનાં શ્રાદ્ધને ઉદ્દેશે ગયામાં જાવું નહી."

સઘળી મહાનદી અને તીર્થ પ્રાપ્ત થાય તો જીવત્પિતૃકે પિતાના જે પિતા, માતા ઇત્યાદિક તેમને ઉદ્દેશે શ્રાદ્ધ કરવું. નવમીને દિવસે અન્વષ્ટકા શ્રાદ્ધ, ક્ષય દિવસે માતાનું પ્રતિસાંવત્સરિક શ્રાદ્ધ એ જીવત્પિતૃકે પિંડસહિતજ કરવું. તેમજ પિતા સંન્યાસી અથવા પતિતરૂપે જીવતો હોય તો પણ દર્શશ્રાદ્ધ, મહાલય, સંક્રાંતિ, ગ્રહણ ઇત્યાદિ સઘળાં શ્રાદ્ધ પિતાના જે પિતા ઇત્યાદિક તેમને ઉદ્દેશે જીવત્પિતૃકે કરવાં. એ શ્રાદ્ધ સંકલ્પ વિધિવડે પિંડરહિત કરવાં. કારણ, અન્વષ્ટક્યાદિ શ્રાદ્ધમાં પિંડદાનવિષે જેમ વચન છે તેમ આ શ્રાદ્ધમાં પિંડદાનવિષે વિશેષ વચન નથી.

---

आश्विनशुक्लप्रतिपदिदौहित्रोजीवत्पितृकःसपिंडकंमातामहश्राद्धंकुर्यात् तथाभ्रातृपुत्रोपुत्रस्यपितृव्यस्यप्रत्यब्दश्राद्धंसपिंडंकुर्यात् एवंकनिष्ठभ्राताप्यपुत्रज्येष्ठभ्रातुःप्रत्यब्दंतथासपत्नीपुत्रःसापत्नमातुःश्राद्धं एवंदौहित्रोऽपुत्रस्यमातामहस्यप्रत्यब्दं इत्थंचपितृव्यादिश्राद्धचतुष्टयेजीवत्पितृकस्याप्यधिकारः पितृव्यभ्रात्रादीनामपुत्राणांपत्नीसत्त्वेसैवाधिकारिणीनतुभ्रातृपुत्रादेःश्राद्धाधिकारः एवंपतिरेवपुत्राभावेभार्याश्राद्धंकुर्यात् सपत्नीपुत्रसत्त्वेतुसएवकुर्यान्नभर्ता दौहित्रभ्रातृपुत्रयोःसत्त्वेमृतस्यविभक्तत्वेदौहित्रएव अविभक्तत्वेभ्रातृपुत्रः केचित्भ्रातृतत्पुत्रयोःसत्त्वेभ्रात्रैवश्राद्धंकार्यमित्याहुः तथाजीवत्पितृकस्य पितृपितामहादिमनुष्यपितृतर्पणनिषेधेप्यग्निष्वात्तादिदेवऋषिपितृतर्पणनिषेधाभावात्स्नानांगतर्पणेब्रह्मयज्ञांगभूतदेवर्षिपितृतर्पणेचाधिकारोस्त्येव एवंयदीयश्राद्धेधिकारस्तदीयश्राद्धांगतर्पणेप्यधिकारः जीवत्पितापिकुर्वीततर्पणंयमभीष्मयोः श्राद्धांगतर्पणभिन्नतर्पणंजीवत्पितृकेणतिलैर्नकार्यं श्राद्धप्रयोगमध्येवामजान्वनुन्यग्भावोनीवीबंधश्चनकार्यः नद्यादौस्नात्वातर्पणांतेसमंत्रकंवस्त्रनिष्पीडनंविहितंतन्नकार्यं तथाखङ्गमौक्तिकहस्तेनकर्तव्यंपितृतर्पणमितिविहितंखङ्गधारणंनकार्यं अपसव्यंद्विजाग्र्याणांपित्र्येकर्मणिकीर्तितं आप्रकोष्ठात्तुकर्त्तव्यमेतत्पितरिजीवति जीवतिसंन्यस्तादिरूपेपितरिमृतमातृमातामहकोपिपुत्रःपितुःपितृपितामहप्रपितामहानांपितुर्मातृपितामहीप्रपितामहीनां पितुर्मातामहमातृपितामहमातृप्रपितामहानामितिपार्वणत्रयमेकोद्दिष्टगणंच स्वमातरंपितुःपत्न्याइतिस्वपितृव्यंपितुर्भ्रातुरितिस्वमातामहंच पितुःश्वशुरस्येत्येवमादिनापितृसंबंधपुरस्कारेणैवोद्दिश्य महालयश्राद्धंकुर्यात् एवंदर्शादिषूह्यम् पितुःसंन्यासाभावेपितीर्थश्राद्धंजीवत्पितुरेवमेव एवंवृद्धिश्राद्धेप्यूह्यं ब्रह्मयज्ञांतेनित्यंपितृतर्पणमपिसंन्यस्तादिरूपजीवत्पितृकेणैवमेवकार्यमित्याहुः ॥

જીવત્પિતૃક એવા દૌહિત્રે આશુ સુદિ એકમને દિવસે માતામહ (નાના) નું શ્રાદ્ધ પિંડસહિત કરવું. તેમજ, ભત્રીજે પુત્રરહિત એવા કાકાનું પ્રતિસાંવત્સરિક શ્રાદ્ધ પિંડસહિત કરવું. એ રીતે કનિષ્ઠ ભ્રાતાએ પણ પુત્રરહિત જ્યેષ્ઠ ભ્રાતાનું પ્રતિસાંવત્સરિક શ્રાદ્ધ કરવું. તેમજ શોકને પુત્રે સાવકી માતાનું શ્રાદ્ધ કરવું. એ રીતે દૌહિત્રે પુત્રરહિત માતામહનું પ્રતિસાંવત્સરિક શ્રાદ્ધ કરવું. એ પ્રમાણે પિતૃવ્યાદિક ચાર (કાકો, જ્યેષ્ઠ ભ્રાતા, સાવકી મા, અને માતામહ) નાં શ્રાદ્ધ કરવામાં જીવત્પિતૃકને પણ અધિકાર છે. પુત્રરહિત એવા, કાકો, ભાઈ ઇત્યાદિકની સ્ત્રી હોય તો

તેનેજ અધિકાર છે, ભાઈના પુત્ર ઇત્યાદિકને શ્રાદ્ધનો અધિકાર નથી. એ પ્રમાણે પુત્ર ન હોય તો પતિએજ સ્ત્રીનું શ્રાદ્ધ કરવું. શોકનો પુત્ર હોય તો તેણેજ શ્રાદ્ધ કરવું, પતિએ શ્રાદ્ધ કરવું નહી. દૌહિત્ર અને ભાઈનો પુત્ર એ બન્ને છતાં મરનાર (ભાઈઓથી) વિભાગ કરી જુદો થયો હોય તો દૌહિત્રજ અધિકારી છે, અને મરનાર વિભાગ કરી જુદો થયો ન હોય તો ભાઈનો પુત્ર અધિકારી છે. ભાઈ અને ભાઈનો પુત્ર એ બન્ને હોય તો ભાઇએજ શ્રાદ્ધ કરવું, એમ કોઈ ગ્રંથકાર કહેછે. તેમ જીવત્પિતૃકને પિતા, પિતામહ ઇત્યાદિક જે મનુષ્યપિતૃ તેનાં તર્પણ કરવાંનો જો નિષેધ છે તો પણ અગ્નિષ્વાત્તાદિક જે દેવ, ઋષિ, પિતૃ, તેમનાં તર્પણનો નિષેધ નથી માટે સ્નાનાંગતર્પણ અને બ્રહ્મયજ્ઞાંગભૂત દેવ ઋષિ પિતૃ તર્પણવિષે પણ અધિકાર છેજ. એ રીતે જેનાં શ્રાદ્ધ કરવામાં અધિકાર છે, તેનાં શ્રાદ્ધાંગ તર્પણવિષે પણ અધિકાર છે. "જીવત્પિતૃકે પણ યમ અને ભીષ્મનું તર્પણ કરવું." જીવત્પિતૃકે શ્રાદ્ધાંગ તર્પણ કરતાં બીજું તર્પણ તિલથી કરવું નહી, અને શ્રાદ્ધના પ્રયોગમાં ડાબા ગોઠણને ઉભો પાડવો તેમજ નીવીનું બંધન એ કરવાં નહી. નદી ઇત્યાદિકમાં સ્નાન કરી તર્પણની અંતે, મંત્ર ભણી વસ્ત્ર નીચોવવાનું કહ્યુંછે તે કરવું નહી. તેમજ "ખડ્ગ, મોતિ હાથમાં ધારણ કરી પિતૃતર્પણ કરવું," એ વચનવડે કહેલું ખડ્ગ (ગેંડાની અંગોઠી, પાત્ર ઇત્યાદિક) નું ધારણ તે કરવું નહી. "દ્વિજે પિતૃ સંબંધિ કર્મવિષે અપસવ્ય કરવું, એમ કહેલું છે માટે જીવત્પિતૃકે અપસવ્ય કરવું તે કાંડાં પર્યંત કરવું." પિતા સંન્યાસી ઇત્યાદિક રૂપે જીવતો હોય અને માતા તથા માતામહ જેનાં મૃત થયાં હોય એવા પુત્રે પણ "**पितुः पितृपितामहप्रपितामहानां, पितुर्मातृपितामहीप्रपितामहीनां, पितुर्मातामहमातृपितामहमातृप्रपितामहानां**" એ ત્રણ પાર્વણ, એકોદ્દિષ્ટ ગણ, પોતાની માતાનો ઉચ્ચાર "**पितुःपत्न्याः**" એ રીતે, પોતાના કાકાનો ઉચ્ચાર "**पितुर्भ्रातुः**" એવો, અને પોતાના માતામહનો ઉચ્ચાર "**पितुःश्वसुरस्य**" એ રીતે, ઇત્યાદિક પિતાના સંબંધપૂર્વક ઉદ્દેશ કરી મહાલય શ્રાદ્ધ કરવું. એ રીતે દર્શ આદિ શ્રાદ્ધવિષે પણ જાણવું. પિતા સંન્યાસી ન હોય તથાપિ તીર્થશ્રાદ્ધ જીવત્પિતૃકે એજ રીતે કરવું. નાંદીશ્રાદ્ધમાં પણ એ રીતે નિર્ણય જાણવો. બ્રહ્મયજ્ઞની અંતે નિત્ય કરવાનું જે પિતૃતર્પણ તે પણ, સંન્યાસિ ઇત્યાદિ રૂપે જેનો પિતા જીવતો હોય તેણે એજ રીતે કરવું એમ કહેછે.

---

**यदानुमातुर्वार्षिकमपुत्रमातामहवार्षिकमपुत्रपितृव्यवार्षिकंवाक्रियते तदाक्रमेणमातृपितामहीप्रपितामहीनांमातामहमातृपितामहमातृप्रपितामहानां पितृव्यपितामहप्रपितामहानामित्येवोद्देशः यदाचपित्रादिभिःस्वाशक्त्यादिनानियोजितःपित्रादिकरणीयंश्राद्धंस्वयंपित्रादेःप्रतिनिधीभूयकरोति तदापितुरमुकशर्मणोयजमानस्यपितृपितामहप्रपितामहानामित्येवंयथाश्राद्धमुद्देशः सर्वत्रपितृकृत्येभ्रातृष्वविभक्तेषुज्येष्ठस्यैवाधिकारः विभक्तेषुपृथक्पृथक् सापत्नभ्रातरिज्येष्ठेसत्यपिकनिष्ठएवस्वमातृवार्षिकान्वष्टक्यादिकुर्यात् जीवत्पितृपितामहकस्यसंन्यस्तपितृपितामहकस्यच पितामहस्यपित्राद्युद्देशेनवृद्धिश्राद्धंतीर्थ**

**श्राद्धंदर्शादिश्राद्धंवाभवति पित्रादिषुत्रिषुजीवत्सुसत्सुसंन्यस्तेषुचनाकिमपिश्राद्धंकार्यं केचित्तुपित्रादित्रयात्परेभ्यःश्राद्धंदेयमाहुः मृतेपितरिपितामहजीवनेपित्रेपितामहात्परा भ्यांचश्राद्धंदेयं एवंपितृपितामहमरणेप्रपितामहजीवनेप्यूह्यम् ॥**

જ્યારે માતાનું વાર્ષિક શ્રાદ્ધ, પુત્રરહિત એવા માતામહનું વાર્ષિક શ્રાદ્ધ, અથવા અપુત્ર એવા કાકાનું વાર્ષિક શ્રાદ્ધ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય ત્યારે ક્રમથી, "**मातृ-पितामहीप्रपितामहीनां, मातामहमातृपितामहमातृप्रपितामहानां, पितृव्यपितामहप्रपितामहानां**" એ પ્રમાણેજ ઉદ્દેશ કરવો. જ્યારે પિતા ઇત્યાદિકે પોતાની અશક્તિ ઇત્યાદિક કારણને લીધે પુત્રાદિકને તે કાર્ય કરવાની પ્રેરણા કીધી માટે પિતા ઇત્યાદિકે કરવાનું શ્રાદ્ધ, પોતે પિતા ઇત્યાદિકનો પ્રતિનિધિ થઈ કરે ત્યારે "**पितुः अमुक शर्मणो यजमानस्य पितृपितामहप्रपितामहानां**" એ રીતે જેવું શ્રાદ્ધ હોય તે પ્રમાણે ઉદ્દેશ કરવો. ભાઈઓ વિભાગ કરી જુદા થયા ન હોય તો સઘળાં પિતૃકર્મવિષે જ્યેષ્ઠ ભ્રાતાનેજ અધિકાર છે. વિભક્ત હોય તો જુદો જુદો અધિકાર છે. સાવકો ભાઈ જ્યેષ્ઠ હોય તથાપિ કનિષ્ઠેજ પોતાની માતાનું વાર્ષિક શ્રાદ્ધ અને અન્વષ્ટક્યાદિ શ્રાદ્ધ કરવું. પિતા અને પિતામહ એ બન્ને જીવતા હોય અથવા બન્ને સંન્યાસી હોય તો પિતામહના જે પિતા ઇત્યાદિક તેમને ઉદ્દેશી નાંદીશ્રાદ્ધ, તીર્થશ્રાદ્ધ અથવા દર્શાદિક શ્રાદ્ધ કરવાં. પિતા, પિતામહ અને પ્રપિતામહ એ ત્રણે જીવતા હોય અથવા સંન્યાસી હોય તો કોઈ પણ શ્રાદ્ધ કરવું નહી. કોઈ ગ્રંથકાર, પિતા ઇત્યાદિક ત્રણથી ઉપરના જે વૃદ્ધપ્રપિતામહાદિક તેમને ઉદ્દેશી શ્રાદ્ધ કરવું એમ કહેછે. પિતા મૃત અને પિતામહ જીવતો હોય તો પિતા અને પિતામહથી પર જે પ્રપિતામહ તથા વૃદ્ધપ્રપિતામહ એ ત્રણને શ્રાદ્ધ દેવું. એ રીતે પિતા તથા પિતામહ મૃત અને પ્રપિતામહ જીવતો હોય તો પણ એ પ્રમાણેજ જાણવું.

**यस्तुगृह्याग्निमान्जीवन्मातृपितृकः पितुःपित्रादिभ्यःपिंडदानमितितृतीयपक्षाश्रयेणारब्धपिंडपितृयज्ञाष्टकान्वष्टकाश्राद्धोन्वष्टकायांचपितुःपित्रादिमात्रादिंमातामहादिभ्यः पिंडादिकंददानआसीदनंतरंचमातामृतासोन्वष्टकायांस्वमात्रादिभ्यःपितुःपित्रादिभ्यश्चदद्यात् यदाचापिंडपितृयज्ञान्वष्टकाद्यनारंभपक्षोजीवत्पितृकस्यनदापिसंन्यस्तादिपितृकस्यदर्शादिश्राद्धंपितुःपित्राद्युद्देशेनव्यतिषंगभिन्नप्रयोगेणसांकल्पिकेनभवत्येव ॥**

જેનાં પિતા અને માતા જીવતાં હોય એવા ગૃહ્યાગ્નિયુક્ત પુત્રે પિતાના જે પિતા ઇત્યાદિક તેમને પિંડદાન કરવું, એવા ત્રીજા પક્ષનો આશ્રય કરી આરંભ કરેલ જે પિંડપિતૃયજ્ઞ, અષ્ટકા, અન્વષ્ટકા શ્રાદ્ધ તેઓમાંથી અન્વષ્ટકા શ્રાદ્ધમાં પિતાના જે પિતા ઇત્યાદિક ત્રણ, માતા આદિ ત્રણ અને માતામહાદિક ત્રણ તેઓને ઉદ્દેશી પિંડાદિક દેવા. પછી માતા મૃત થઈ હોય તો તેણે અન્વષ્ટકા શ્રાદ્ધમાં પોતાની માતા, પિતામહી, પ્રપિતામહી; અને પિતાની પિતૃત્રયી એમને ઉદ્દેશી પિંડાદિક દેવા. જ્યારે

---

१ श्रौताग्निमतोप्युपलक्षणमेतत् ॥

૨ ગૃહ્યાગ્નિયુક્ત એ શબ્દથકી શ્રૌતાગ્નિમાન પણ સમજવો;

પિતા જીવતો હોવાથી પિંડપિતૃયજ્ઞ, અન્વષ્ટકા ઇત્યાદિકનો આરંભ કીધો ન હોય એ પક્ષમાં પણ પિતા સંન્યાસી ઇત્યાદિકરૂપે હોય ત્યારે દર્શશ્રાદ્ધ પિતાના જે પિતા ઇત્યાદિક તેને ઉદ્દેશી પરસ્પર સંબંધ કરતાં ભિન્ન પ્રયોગ જે સાંકલ્પિક વિધિ તેણે કરીને થાયજ છે.

---

पितुरविभक्तैःपुत्रैःपृथग्वैश्वदेवोनकार्यः पितृपाकोपजीविस्यात्भ्रातृपाकोपजीविकइत्युक्तेः अतएवगृह्याग्नौपाकवैश्वदेवकरणपक्षेपिसाग्निकेपितरिसाग्निकैरप्यविभक्तैःपुत्रैःपृथग्वैश्वदेवोनकार्यः येषांपाकाभावेग्नेर्लौकिकत्वंमतंतैःपाकमात्रमग्निसंस्कारार्थंकार्यमिति भाति विभक्तैस्तुपृथग्वैश्वदेवःकार्यः तत्रवैश्वदेवस्यदेवयज्ञभूतयज्ञपितृयज्ञात्मकत्वाज्जीवत्पितृकैरपिपंचमहायज्ञांतर्गतःपितृयज्ञःकार्यः वैश्वदेवाद्भिन्नाःपंचमहायज्ञास्तैत्तिरीयाणांतैरपिविभक्तैर्जीवत्पितृकैःपितृयज्ञःकार्यः तस्यदेवरूपिपितृदेवताकत्वेनपितृपितामहादिमनुष्यरूपिपितृदेवकत्वाभावात् मुंडनंपिंडदानंचप्रेतकर्मचसर्वशः नजीवत्पितृकःकुर्याद्गुर्विणीपतिरेवच अत्रमुंडनंक्षुरेणशिरसोवपनं तेनकर्तनंसिद्ध्यति सर्वंप्रेतकर्मप्रेतदहनवहनसपिंडीकरणांतौर्ध्वदेहिकादिकमित्यर्थः मुंडनंरागप्राप्तमेवनिषिध्यते तेनचौलोपनयनादिषुआधानदर्शपौर्णमासज्योतिष्टोमादिषु नित्यंप्राप्तंतीर्थप्रायश्चित्तमातृमरणादौनैमित्तिकप्राप्तंचभवत्येव केचित्काम्यनागबल्यादिषुकाम्यमपिभवतीत्याहुः गंगायांभास्करक्षेत्रेमातापित्रोर्गुरोर्मृतौ आधानेसोमपानेचवपनंसप्तसुस्मृतं गुरोरितिदत्तकस्यपूर्वापरपित्रोरित्यर्थः वाक्यांतरेतीर्थमात्रेक्षौरोक्तेर्गंगाभास्करक्षेत्रग्रहणंजीवत्पितृकस्यतत्रविशेषतःक्षौरविधानार्थं जीवत्पितृकस्यापिंडदाननिषेधःनांदीश्राद्धतीर्थश्राद्धयोःसंन्यस्तादिपितृकस्यदर्शमहालयादिश्राद्धेषुचापिंडरहितसांकल्पिकश्राद्धबोधनार्थः ॥

પિતાથી વિભાગ કરી જુદા ન થયલા પુત્રોએ જુદો વૈશ્વદેવ કરવો નહી. કારણ, "પિતૃપાકવડે ઉપજીવિકા કરવી અથવા ભાઇના પાકવડે ઉપજીવિકા કરવી એ રીતે રેહેવું," એવાં વચન છે માટેજ ગૃહ્યાગ્નિ ઉપરે પાક અને વૈશ્વદેવ કરવો એ પક્ષ હોય તો પણ પિતા સાગ્નિક છતાં સાથે રેહેનારા પુત્રો સાગ્નિક હોય તેમણે પણ જુદો વૈશ્વદેવ કરવો નહી. ગૃહ્યાગ્નિ ઉપરે પાક ન થાય તો તે ગૃહ્યાગ્નિ લૌકિક થાયછે એવો જેમનો મત છે તેમણે અગ્નિસંસ્કારમાટે પાક માત્ર ગૃહ્યાગ્નિ ઉપરે કરવો એમ ભાસેછે. વિભક્ત હોય તેમણે તો ભિન્ન વૈશ્વદેવ કરવો. તેમાં વૈશ્વદેવ એ દેવયજ્ઞ, ભૂતયજ્ઞ, અને પિતૃયજ્ઞરૂપ છે માટે જીવત્પિતૃકે એ પણ પંચમહાયજ્ઞમાંનો પિતૃયજ્ઞ કરવો. તૈત્તિરીય શાખાવાળાઓના પંચમહાયજ્ઞ વૈશ્વદેવથકી ભિન્ન છે તથાપિ જીવત્પિતૃક એવા વિભક્ત તૈત્તિરીય શાખાવાળાઓએ પણ પિતૃયજ્ઞ કરવો. કારણ, તે પિતૃયજ્ઞના દેવરૂપિ પિતૃદેવતા હોવાથી તેના પિતા, પિતામહ ઇત્યાદિ મનુષ્યરૂપ પિતૃદેવતા નથી. "મુંડન, પિંડદાન અને સઘળાં પ્રેતકર્મ એ જીવત્પિતૃક અને સગર્ભા સ્ત્રીનો પતિ એણે કરવાં નહી" ઇહાં મુંડન એટલે ક્ષુર (સજયા) વડે માથાના કેશનું ઉતરાવવું એ છે, એથીજ કાતરથી કતરાવવું સિદ્ધ થાયછે. સઘળાં પ્રેતકર્મ એટલે શબને બાળવું, ઉપાડવું અને સપિંડીકરણ પર્યંત

ઔર્ધ્વદેહિકાદિક કર્મ જાણવાં. મુંડન પોતાની ઇચ્છાથી ન કરાવવું, એવો નિષેધ; તેથી ચૌલ, ઉપનયન ઇત્યાદિકમાં અગ્નિનું આધાન, દર્શ, પૌર્ણમાસ અને જ્યોતિષ્ટોમ ઇત્યાદિકવિષે નિત્ય પ્રાપ્ત થયલું; તેમજ તીર્થ, પ્રાયશ્ચિત્ત, માતાનું મરણ ઇત્યાદિકમાં પ્રાપ્ત થયલું નૈમિત્તિક મુંડન એ કરવાંજ જોઇએ. કોઈ ગ્રંથકાર, નાગબળી ઇત્યાદિક કામ્ય કર્મવિષે કરવાનું જે કામ્ય મુંડન તે કરવું એમ કહેછે. "ગંગા; કુરૂક્ષેત્ર; માતા, પિતા અને ગુરૂનું મરણ; આધાન; અને સોમપાન એ સાતમાંથી કોઇએક પ્રાપ્ત થાય તો વપન કરાવવું." ગુરૂ એટલે દત્તકનો જનક પિતા અને દત્તકરીતે લેનારો પિતા એ અર્થ જાણવો. બીજાં વાક્યમાં, તીર્થમાત્રમાં ક્ષૌર કરાવવું એમ કહ્યુંછે તેમ છતાં ઇહાં ગંગા, કુરૂક્ષેત્રનું જે ગ્રહણ કીધું તે જીવત્પિતૃકને ત્યહાં (ગંગા, કુરૂક્ષેત્રમાં) વિશેષે ક્ષૌર કરાવવું, એવું વિધાન કરવામાટે છે. જીવત્પિતૃકને પિંડદાનનો જે નિષેધ કહ્યો તે નાંદીશ્રાદ્ધ, તીર્થશ્રાદ્ધ અને પિતા સંન્યાસી ઇત્યાદિક હોવાથી પુત્રને કરવાનાં જે દર્શ, મહાલયાદિશ્રાદ્ધ એમનેવિષે પિંડરહિત સંકલ્પ વિધિવડે શ્રાદ્ધ કરવું એવો બોધ થવામાટે છે.

---

**महापितृयज्ञेसोमयागेमातृमातामहादेर्वार्षिकश्राद्धेपुगयायामन्वष्टक्यादौचपिंडदानंभवत्येवेत्युक्तं पिंडदानंप्रकुर्वीतमातापित्रोःक्षयाहनीतिश्राद्धविधिनापिंडदानेसिद्धेपुनःपिंडविधिःपित्रोर्वार्षिकेगर्भिणीपतित्वनिषिद्धकालादिप्रयुक्तनिषेधबाधनार्थं तेनविवाहव्रतचूडासुवर्षमर्धंतदर्धकं पिंडदानंमृदास्नानंनकुर्यात्तिलतर्पणमितिनिषेधस्यापिबाधः क्षयाहग्रहणं सपिंडीकरणमासिकेष्वपिपिंडदानोपलक्षणपरं ॥**

મહાપિતૃયજ્ઞ; સોમયાગ; માતા, માતામહાદિકનું વાર્ષિક શ્રાદ્ધ; ગયાશ્રાદ્ધ; અને અન્વષ્ટક્યાદિ શ્રાદ્ધ એમનેવિષે પિંડદાન થાયજ છે એમ પ્રથમ કહ્યુંછે. "માતા, પિતાને ક્ષય દિવસે પિંડદાન કરવું." એ વાક્યવડે; શ્રાદ્ધનાં વિધાનથકી પિંડદાન કરવું એમ સિદ્ધ થયા છતાં, જે ફરી પિંડદાનનો વિધિ કહ્યો તે માતા, પિતાનાં વાર્ષિક શ્રાદ્ધમાં ગર્ભિણીપતિત્વરૂપ નિષિદ્ધ કાળ ઇત્યાદિકે સૂચના કરેલો જે નિષેધ તેનો બાધ થવામાટે છે, અને એ ઉપરથી "વિવાહ ઉપનયન અને ચૌળ એ થયાં હોય તો ક્રમથી એક વર્ષ, છ માસ, અને ત્રણ માસ પર્યંત પિંડદાન, મૃત્તિકાસ્નાન અને તિલતર્પણ કરવાં નહી એ નિષેધનો પણ બોધ થાયછે. ક્ષય દિવસનું ગ્રહણ કીધું તે સપિંડીકરણ, અને માસિક એમનેવિષે પણ જે પિંડદાન કરવું તેનો બોધ કરાવનારૂં છે.

---

**अथप्रेतकर्मप्रतिप्रसवः जीवत्पितृकःस्वमातुरपुत्रसापत्नमातुःस्वपुत्रसपत्नीपुत्ररहितभार्यायाअपुत्रपितृव्यस्यापुत्रमातामहमातामह्योश्चदाहादिप्रेतकर्माणिकुर्यात् अत्रापुत्रपदेनमुख्यगौणपुत्रपौत्रप्रपौत्राभावोविवक्षितः मातुरौर्ध्वदेहिकमनुपनीतोपिजीवत्पितृकःकुर्यात् तत्रविशेषः ऊनत्रिवर्षश्चूडारहितश्चेद्दाहमात्रंसमंत्रकंकृत्वान्यदन्येनकारयेत् यदातुकृतचूडःपूर्णत्रिवर्षोवातदासर्वंसमंत्रकंप्रेतकर्मकुर्यात् ब्रह्मचारीतुपित्रोर्मातामहस्यचान्य**

कर्मकुर्यान्नान्यस्य भर्तृदौहित्रयोःसत्त्वेभर्त्तैवपत्न्यादाहादिकुर्यात् मुंडनंतुभर्तुर्न एवमपुत्रस्यपत्नीदौहित्रयोःसत्त्वेपत्न्येवपत्युःकुर्यात् तत्रदाहमात्रंसमंत्रकंकृत्वान्यत्संकल्पमात्रंस्वयंविधायब्राह्मणद्वाराकारयेत् भर्तृसपत्नीपुत्रयोःसत्त्वेसापत्नपुत्रएवकुर्यान्नभर्त्ता सपत्नीपुत्रदौहित्रयोःसत्त्वेसपत्नीपुत्रएव अपुत्रयोर्विधवाविधुरयोर्भ्रातृपुत्रदौहित्रयोःसत्त्वेदौहित्रएवाधिकारीतिबहवः विधवायाभर्तुर्भ्रातृपुत्रएवविधुरस्यस्वभ्रातृपुत्रएवेतिजीवत्पितृकनिर्णयेभट्टाः अपुत्रस्यपत्नीभ्रातृपुत्रयोःसत्त्वेपत्न्येव एवंपुत्रासन्निधौपौत्रादेःपितामहपितामह्याद्यौर्ध्वदेहिकाद्यधिकारः इत्थंपित्र्यकर्ममुंडनप्रेतकर्माद्यधिकारानधिकारौजीवत्पितृकस्यप्रपंचितौ अत्रविषयभेदाद्बालबोधार्थत्वाच्चपुनरुक्तिर्नातिदोषाय सपिंडानांसगोत्रसपिंडमरणेसकृत्सकृत्तिलांजलिदानंविहितंतज्जीवत्पितृकेणापिकार्यम् एवंमातामहाचार्यादिभ्योपि इतिजीवत्पितृकनिर्णयः ॥

## હવે પ્રેતકર્મનો પ્રતિપ્રસવ[1] કેહેછે.

જીવત્પિતૃકે, પોતાની માતા; પુત્ર રહિત સાવકી માતા; પોતાનો પુત્ર અથવા શોકનો પુત્ર તેણે રહિત એવી સ્ત્રી; પુત્રરહિત કાકો; પુત્રરહિત નાનો અને નાની; એમનાં દહન આદિ પ્રેત કર્મ કરવાં. ઇહાં અપુત્ર પદે કરી મુખ્ય અને ગૌણ એવા પુત્ર, પૌત્ર અને પ્રપૌત્ર (પડપોતરો) એમનો અભાવ કહ્યોછે, એટલે એમાંનો કોઈ ન હોય તો, એવો અર્થ જાણવો. જીવત્પિતૃકે મૌંજી થઈ ન હોય તો પણ માતાનું અંત્યકર્મ કરવું. ઇહાં **વિશેષ નિર્ણય**— ત્રણ વર્ષથી ઓછી વયનો છતાં ચૌલ-રહિત હોય તો તેણે દાહમાત્ર મંત્રરહિત કરી બીજી ક્રિયા બીજાપાસે કરાવવી. જે ચૌલ થયું હોય અથવા પુરાં ત્રણ વર્ષનો હોય તો સઘળું પ્રેતકર્મ સમંત્રક તેણે પોતે કરવું. બ્રહ્મચારી હોય તો તેણે માતા, પિતા અને માતામહ એમનું અંત્યકર્મ કરવું, બીજાનું કરવું નહી. પતિ અને દોહિત્રો એ બન્ને છતાં પતિએજ સ્ત્રીના દાહાદિક કર્મ કરવાં, પતિએ મુંડન કરાવવું નહી. એજ રીતે પુત્રરહિત પુરૂષની સ્ત્રી અને દોહિત્રો એ બન્ને હોય તો સ્ત્રીએજ પતિનું અંત્યકર્મ કરવું. તેમાં કેવળ દાહ સમં-ત્રક પોતે કરી બીજું કર્મ, સંકલ્પમાત્ર પોતે કરી બ્રાહ્મણદ્વારાએ કરાવવું. પતિ અને સાવકો પુત્ર એ બે હોય તો સાવકે પુત્રેજ અંત્યકર્મ કરવું, પતિએ કરવું નહી. સા-વકો પુત્ર અને દોહિત્રો એ બે હોય તો સાવકે પુત્રેજ કરવું. પુત્રરહિત એવી વિધવા અથવા વિધુર (જેની સ્ત્રી મૃત થઈ હોય એવો ગૃહસ્થ) એમના ભાઈનો પુત્ર અને દૌહિત્ર એ બે હોય તો દૌહિત્રજ અધિકારી છે એમ ઘણા ગ્રંથકાર કેહેછે. વિધવામાટે તેના પતિના ભાઈનો પુત્ર અધિકારી અને વિધુરમાટે પોતાના ભાઈનો પુત્ર અધિકારી એ રીતે જીવત્પિતૃકના નિર્ણયમાં ભટ્ટ કેહેછે. પુત્ર રહિતની સ્ત્રી અને ભાઈનો પુત્ર એ બે હોય તો સ્ત્રીજ અધિકારી છે. એ રીતે પુત્ર સમીપમાં ન હોય તો પૌત્ર ઇત્યાદિકને પિતામહ પિતામહી ઇત્યાદિકનાં અંત્યકર્માદિકનો અધિકાર

[1] પ્રતિપ્રસવ એટલે એકાદાં કાર્યનો જે સામાન્યપણાએ નિષેધ કીધો તેનું ફરી વિશેષે કરી વિ-ધાન કરવું તે.

છે. એ રીતે જીવત્પિતૃકને પિતૃસંબંધી કર્મ, મુંડન, અને પ્રેતકર્મ ઇત્યાદિકનો અધિકાર અને અનધિકાર વિસ્તારપૂર્વક કહ્યો. ઇહાં વિષયનો ભેદ હોવાથી તેમજ શાસ્ત્રવ્યુત્પત્તિરહિત એવા બાળકોને બોધ થવામાટે જે પુનરૂક્તિ થઈ હોય તે અતિ દોષકારક નથી. સગોત્ર એવા સપિંડ મૃત થયા છતાં સપિંડોએ એકેક વાર તિલાંજલિ દેવી એમ કહ્યુંછે માટે તે તિલાંજલિ જીવત્પિતૃકે પણ દેવી. એ રીતે માતામહ, આચાર્ય ( ગુરૂ ) ઇત્યાદિકને પણ દેવી. એ રીતે જીવત્પિતૃકનો નિર્ણય કહ્યો.

---

अथश्राद्धाद्यधिकारिनिर्णयः तत्रसांवत्सरिकादिश्राद्धेषुदाहाद्यौर्ध्वदेहिकक्रियायांचौरसःपुत्रोमुख्योधिकारी औरसपुत्राणांबहुत्वेज्येष्ठएवाधिकारी ज्येष्ठस्याभावेऽसन्निधानेवापातित्यादिनाधिकाराभावेवाज्येष्ठानुजः यत्तुज्येष्ठासन्निधौसर्वतःकनिष्ठोधिकारीनतुमध्यमाइतितन्निर्मूलम् तत्रपुत्राणांविभक्तत्वेकनिष्ठेभ्योधनंगृहीत्वाज्येष्ठेनैवसपिंडीकरणांताक्रियाकार्या सांवत्सरिकादिकंतुपृथक्पृथक् अविभक्तत्वेतुसांवत्सरिकादिकमप्येकेनैवकार्यं एकेनकृतेपिसर्वेषांफलभागित्वात्सर्वैःपुत्रैर्ब्रह्मचर्यपरान्नवर्जनादयोनियमाःकार्याः पुत्राणामेकदेशस्थित्यभावेदेशांतरेगृहांतरेवास्थितैस्तैरविभक्तैरपिपृथगेववार्षिकादिकंकार्यम् तत्रयदाज्येष्ठासन्निधौकनिष्ठोदाहादिकंकरोतितदाषोडशश्राद्धांतमेवकुर्यान्नसपिंडीकरणम् वर्षपर्यंतंज्येष्ठप्रतीक्षांकुर्यात् तन्मध्येज्ञातेज्येष्ठेनैवकार्यम् नोचेद्वर्षांतेकनिष्ठेनापिकार्यम् वर्षात्प्राक्पुत्रभिन्नेनकृतमपिमासिकानुमासिकसपिंडीकरणंपुत्रेनपुनःकार्यं एवंकनिष्ठेनकृतमपिज्येष्ठपुत्रेणपुनःकार्यं विशेषस्त्वग्रेवक्ष्यते ॥

## હવે શ્રાદ્ધાદિકના અધિકારીનો નિર્ણય કેહેછે.

તેમાં સાંવત્સરિકાદિક શ્રાદ્ધ અને દહન આદિ ઔર્ધ્વદેહિક ક્રિયા એમાં ઔરસ પુત્ર મુખ્ય અધિકારી છે. ઔરસ પુત્ર ઘણા હોય તો જ્યેષ્ઠ પુત્રજ અધિકારી છે. જ્યેષ્ઠ પુત્ર મૃત થયો હોય, સમીપે ન હોય અથવા પતિતપણું ઇત્યાદિક કારણથી તેને અધિકાર ન હોય તો જ્યેષ્ઠથી નાહાનો ( બીજો ) અધિકારી છે. જ્યેષ્ઠ સમીપમાં ન હોય તો સઘળાં કર્મવિષે કનિષ્ટ અધિકારી છે. મધ્યમ અધિકારી નથી એ જે કેહેવું તે નિર્મૂળ છે. તેમાં વિભાગ કરી પુત્ર જુદા થયા હોય તો કનિષ્ટો પાસેથી ધન લઈ જ્યેષ્ઠ પુત્રેજ સપિંડીકરણ પર્યંત ક્રિયા કરવી, સાંવત્સરિક આદિ શ્રાદ્ધ તો જુદાં જુદાં કરવાં. વિભાગ કરી ભિન્ન થયા ન હોય તો સાંવત્સરિકાદિક પણ એકેજ કરવાં. એકે કીધાં છતાં પણ સઘળા ફળભાગી થાયછે માટે સઘળા પુત્રોએ બ્રહ્મચર્ય, પરાન્નવર્જન ઇત્યાદિક નિયમ ધારણ કરવા. પુત્રોનો એક સ્થાનકમાં નિવાસ ન થતાં દેશાંતર અથવા જુદાં જુદાં ઘરમાં રેહેતા હોય તો તે અવિભક્તોએ પણ ભિન્નજ વાર્ષિકાદિક શ્રાદ્ધ કરવું. તેમાં જ્યારે જ્યેષ્ઠ પુત્ર સમીપમાં ન હોવાથી કનિષ્ટે દાહાદિક ક્રિયા કીધી હોય તો ષોડશ શ્રાદ્ધ પર્યંતજ ક્રિયા કરવી, સપિંડીકરણ કરવું નહી. વર્ષ પર્યંત જ્યેષ્ઠ ભ્રાતાની પ્રતીક્ષા કરવી એટલે વાટ જોવી. એક વર્ષની માંહ્ય ખબર પડે તો જ્યેષ્ઠેજ સપિંડીકરણ કરવું. તેમ ન થાય તો વ-

ર્ષની અંતે કનિષ્ટે પણ કરવું. વર્ષની વચમાં પુત્ર વિના બીજાએ માસિક, અનુમાસિક, સપિંડીકરણ ઇત્યાદિક ક્રિયા કીધી હોય તો પણ પુત્રે ફરી કરવી. એ રીતે કનિષ્ટે કીધી હોય તો પણ જ્યેષ્ટે ફરી કરવી. વિશેષ નિર્ણય આગળ કેહેવાસે.

---

**कनिष्ठस्यसाग्निकत्वेसपिंडीकरणमपिद्वादशेन्हिकनिष्ठेनकार्यं औरसपुत्राभावेपुत्रिकासुतक्षेत्रजादयोद्वादशविधाःपुत्राउक्तास्तथापिकलौनेषांपुत्राणांनिषेधादौरसपुत्राभावे दत्तकएवाधिकारी मातापितृभ्यामन्यतरेणवाविधिपूर्वंदत्तःप्रतिगृहीतृसवर्णोदत्तकः भार्यानुमत्यापत्युःपुत्रदातृत्वंतदप्यापदि अत्यंतापदितुभार्यानुमत्यभावेपि पत्न्याःपत्यनुमत्यैव अत्रविशेषविचारःप्रागुक्तः दत्तकाभावेपौत्रः पौत्राभावेप्रपौत्रः अन्येत्वौरसाभावेपौत्रः तदभावेप्रपौत्रः प्रपौत्राभावेदत्तकइत्याहुः उपनीतपौत्रसत्त्वेप्यनुपनीतस्याप्यौरसपुत्रस्यैवाधिकारः सचकृतचूडस्यैवत्रवर्षाधिकवयसः पूर्णत्रिवर्षस्यत्वकृतचूडस्यापि अनुपनीतेनापिमंत्रपाठपूर्वकमेवपित्रोरौर्ध्वदेहिकंसांवत्सरिकादिकंश्राद्धंचकार्यं अशक्तौत्वग्निदानमात्रंसमंत्रकमनुपनीतेनकार्यं अन्यत्त्वन्यद्द्वारा एवंश्राद्धेदर्शमहालयादौसंकल्पमात्रंकार्यं अन्यदितरेण केचित्तूनत्रिवर्षेणचूडारहितेनापिदाहमात्रंसमंत्रकंकार्यंशेषमन्येनेत्याहुः दत्तकस्तूपनीतएवाधिकारी दत्तकाभावेप्रपौत्राभावेचभर्तुःपत्नीपत्न्याभर्त्ताचदाहाद्यौर्ध्वदेहिकंसांवत्सरिकश्राद्धादिकंचकुर्यात् भर्त्तुरपिसपत्नीपुत्रसत्त्वेधिकारोन विदध्यादौरसःपुत्रोजनन्याऔर्ध्वदेहिकं तदभावेसपत्नीजइत्युक्तेः भार्ययापिसमंत्रकमेवौर्ध्वदेहिकादिकंकार्यं अशक्तौत्वग्निदानमात्रंसमंत्रकंकृत्वाशेषमन्येनकार्यं श्राद्धेसंकल्पमात्रंकृत्वाशेषमन्येन ॥**

કનિષ્ઠ પુત્ર સાગ્નિક હોય તો સપિંડીકરણ પણ બારમે દિવસે કનિષ્ટે કરવું. ઔરસ પુત્ર ન હોય તો પુત્રિકાપુત્ર, ક્ષેત્રજ ઇત્યાદિક બાર પ્રકારના પુત્ર કહ્યાછે તથાપિ કળિ યુગમાં તે પુત્રોનો નિષેધ છે માટે ઔરસ પુત્ર ન હોય તો દત્તકજ અધિકારી છે. માતા અને પિતા એ બન્ને જણોએ અથવા બેમાંથી એકે વિધિપૂર્વક દીધેલ છતાં ગૃહણ કરનારની જાતનો હોય તે દત્તક જાણવો. સ્રીની સંમતિ લઈ પતિએ પુત્ર આપવો અને તે પણ આપત્તિ હોય તો દેવો એમ જાણવું. અત્યંત આપત્તિ હોય તો સ્રીની સંમતિ ન છતાં પણ પતિએ પુત્ર દેવો. સ્રીને પુત્ર દેવાનો અધિકાર પતિની સંમતિ હોય તોજ છે. એ વિષયમાં વિશેષ વિચાર પ્રથમ કહેલો છે. દત્તકનો અભાવ હોય તો પૌત્ર ( પોતરો ), પૌત્રને અભાવે પડપોતરો, બીજા ગ્રંથકાર તો, ઔરસ પુત્રને અભાવે પોતરો, તેને અભાવે પડપોતરો, પડપોતરાને અભાવે દત્તક એમ કેહેછે. જનોઈ પેહેરેલો પૌત્ર હોય તો પણ જનોઈ પેહેરી ન હોય એવો પણ ઔરસ પુત્રજ અધિકારી છે. તે અધિકાર એક વર્ષ કરતાં અધિક વયનો છતાં જેને ચૌલ સંસ્કાર થયલો હોય તેનેજ છે. ચૌલ સંસ્કાર ન થયો છતાં પૂર્ણ ત્રણ વર્ષનો હોય તો તેને પણ અધિકાર છે. યજ્ઞોપવીત થઈ ન હોય એવા પુત્રે પણ મંત્રપાઠ સહિતજ માતા પિતાનું અંત્ય કર્મ અને સાંવત્સરાદિક શ્રાદ્ધ કરવાં. સંપૂર્ણ કર્મ કરવાને સામર્થ્ય ન હોય તો યજ્ઞોપવીત રહિત પુત્રે અગ્નિદાન માત્ર મંત્રસહિત

કરવું અને બીજું કર્મ તો અન્યદ્વારા કરાવવું. એ રીતે શ્રાદ્ધ, દર્શશ્રાદ્ધ, મહાલય ઇત્યાદિકમાં સંકલ્પ માત્ર કરી બીજું કર્મ અન્યપાસે કરાવવું. કોઈ ગ્રંથકાર તો, ત્રણ વર્ષ કરતાં અલ્પ વયનો છતાં ચૌલ સંસ્કાર થયલો ન હોય તો તેણે પણ દાહ માત્ર સમંત્રક કરી બાકીનું કર્મ બીજાપાસે કરાવવું, એમ કહેછે. દત્તક તો યજ્ઞોપવીત-સહિત હોય તોજ અધિકારી છે. દત્તકનો અભાવ અને પડપોતરાનો અભાવ છતાં પતિએ સ્ત્રીનું અને સ્ત્રીએ પતિનું દાહ આદિ ઔર્ધ્વદેહિક કર્મ અને સાંવત્સરિક શ્રાદ્ધાદિક કરવાં. સાવકો પુત્ર હોય તો પતિને પણ અધિકાર નથી; કારણ, "માતાનું અંત્ય કર્મ ઔરસ પુત્રે કરવું, તે ન હોય તો સાવકે પુત્રે કરવું," એવું વચન છે. સ્ત્રીએ પણ પતિનાં ઔર્ધ્વદેહિક આદિ કર્મ સમંત્રકજ કરવાં. સામર્થ્ય ન હોય તો સમંત્રક અગ્નિ દેવો માત્ર એટલું પોતે કરી બાકીનું કર્મ બીજા પાસે કરાવવું. શ્રાદ્ધમાં સંકલ્પ માત્ર પોતે કરી શેષ કર્મ બીજાપાસે કરાવવું.

---

यद्यप्यविभक्तस्यसंसृष्टस्यवाभ्रातुरेवधनग्रहाधिकारस्तथापिक्रियाधिकारःपत्न्याएव विभक्तासंसृष्टेतुभ्रातरिधनाधिकारोपिपत्न्याएव पत्न्यभावेविभक्तासंसृष्टस्यकन्यापिंडदाधनहारिणीच तत्रापिविवाहितैवपिंडदा धनहरात्वनूढापि दुहितुरभावेदौहित्रोधनहारीपिंडदश्च दौहित्राभावेभ्राताभ्रातुरभावेभ्रातुःपुत्रः अविभक्तस्यसंसृष्टस्यचपत्न्यभावेभ्राता संसृष्टोनामपूर्वंविभक्तोभूत्वापुनःस्वधनंभ्रातृधनैरेकीकृत्यैकपाकाद्युपजीविनः तत्रसोदरासोदरसमवायेसोदरएव तत्रापिज्येष्ठकनिष्ठयोःसत्त्वेकनिष्ठएव कनिष्ठभ्रातुरभावेज्येष्ठभ्रातैव कनिष्ठबहुत्वेमृतानंतरस्तदभावेतदनंतरादयः एवंज्येष्ठबहुत्वेमृतानंतरक्रमेणैव सोदरभ्रातुरभावेसापत्नभ्राता अत्रापिज्येष्ठत्वादिविचारःपूर्ववदेव केचित्तुदुहितृदौहित्रयोर्धनहारित्वेपिविभक्तासंसृष्टस्यदाहादिकंभ्रात्रैवकार्यं सगोत्रसद्भावेभिन्नगोत्रस्यतदनधिकारादित्याहुः भ्रातुरभावेभ्रातृपुत्रः तत्रापिसोदरभ्रातृपुत्रोमुख्यः तदभावेसापत्नभ्रातृपुत्रः तदभावे पिता पितुरभावेमाता मात्रभावेस्नुषा तदभावेभगिनी तत्रानुजाग्रजसोदरासोदराणां समवायेभ्रातृवत् भगिन्यभावेभगिनीपुत्रः समवायेतद्वदेव तदभावेपितृव्यतत्पुत्रादयःसपिंडाः तदभावेसोदकः तदभावेगोत्रजाः तदभावेमातामहमातुलतत्पुत्रादयोमातृसपिंडा अनुक्रमेण मातृसपिंडाभावेस्वपितृष्वसृमातृष्वसृपुत्रः तदभावेपितुःपितृष्वसृमातृष्वसृमातुलपुत्ररूपाःपितृबंधवः एवंमातुःपितृष्वस्रादिपुत्ररूपमातृबंधवःपितृबंधूनामभावेधिकारिणः तदभावेशिष्यः शिष्याभावेजामाताश्वशुरस्य श्वशुरोजामातुः तदभावेसखा तदभावेविप्रस्यकश्चिद्धनहारी विप्रभिन्नस्यराज्ञाधनंगृहीत्वातेनधनेनान्यद्द्वाराकारणीयं अथवाविप्राद्यैर्मरणोन्मुखैर्धर्मपुत्रःकार्यः ॥

જો કે અવિભક્ત ( વેહેચણ કરી જુદા ન થયલા ) અથવા સંસૃષ્ટ એવા ભાઈનેજ ધન લેવાનો અધિકાર છે તથાપિ ક્રિયા કરવાનો અધિકાર સ્ત્રીનેજ છે. વિભક્ત ( વેહેચણ કરી જુદા થયલા ) અથવા અસંસૃષ્ટ ભાઈ હોય તો ધન ગ્રહણનો પણ અધિકાર સ્ત્રીનેજ છે. સ્ત્રી ન હોય તો વિભક્ત અથવા અસંસૃષ્ટ એવો જે મૃત થયો તો તેની જે કન્યા તેજ પિંડ દેનારી અને ધન લેનારી છે, તેમાં પણ પરણેલી હોય

તેજ પિંડ દેનારી છે. ધન લેનારી તો અવિવાહિત પણ છે. કન્યા ન હોય તો કન્યાનો પુત્ર ધન લેનારો અને પિંડ દેનારો થાયછે. દૌહિત્ર ન હોય તો ભાઈ; ભાઈ ન હોય તો ભાઇનો પુત્ર અધિકારી છે. અવિભક્ત અથવા સંસૃષ્ટની સ્ત્રી ન હોય તો ભાઈ અધિકારી છે. સંસૃષ્ટ એટલે પ્રથમ વિભાગ કરી જુદા થઈ ફરી પોતાનું ધન ભાઇનાં ધનસાથે મેળવી એક રસોઈ ઇત્યાદિકવડે ઉપજીવિકા કરનારો તે. તેમાં સગા અથવા સાવકા એવા ભાઈ હોય તો સગો ભાઈજ અધિકારી, તેમાં પણ જ્યેષ્ઠ ભાઈ અને કનિષ્ઠભાઈ એમ બે હોય તો કનિષ્ઠજ અધિકારી. કનિષ્ઠ ભાઈ ન હોય તો જ્યેષ્ઠ ભાઈજ અધિકારી. કનિષ્ઠ ભાઈ ઘણા હોય તો મરનાર કરતાં જે કનિષ્ઠ તે અધિકારી; તે ન હોય તો તેની વાસેનો ઇત્યાદિક અધિકારી જાણવા. એ પ્રમાણે જ્યેષ્ઠ ભાઇ ઘણા હોય તો મરનારથી મ્હોટો જે તે એ ક્રમથીજ અધિકારી જાણવા. સગો ભાઇ ન હોય તો સાવકો ભાઈ અધિકારી, એ સાવકા ભાઇઓમાં પણ જ્યેષ્ઠત્વાદિકનો વિચાર પ્રથમ પ્રમાણેજ જાણવો. કોઈ ગ્રંથકાર તો, દીકરી અથવા દૌહિત્ર એ જો ધન લેવામાં અધિકારી છે તો પણ વિભક્ત છતાં અસંસૃષ્ટ એવા ભાઇનું દાહાદિક ભાઇએજ કરવું; કારણ, સગોત્રી છતાં ભિન્નગોત્રીને તે કર્મનો અધિકાર નથી, એમ કેહેછે. ભાઈ ન હોય તો ભાઇના પુત્ર; તેમાં પણ સગા ભાઈનો પુત્ર મુખ્ય છે. તે ન હોય તો સાવકા ભાઈનો પુત્ર; તે ન હોય તો પિતા; પિતા ન હોય તો માતા; તે ન હોય તો દીકરાની વહુ; તે ન હોય તો બેહેન; ન્હાની, મ્હોટી, સગી, સાવકી એવી ઘણી હોય તો ભાઇ પ્રમાણે નિર્ણય જાણવો. બેહેન ન હોય તો બેહેનનો પુત્ર; ભાણેજ ઘણા હોય તો ભાઈ પ્રમાણે નિર્ણય જાણવો. ભાણેજ ન હોય તો કાકો, કાકાના દીકરા ઇત્યાદિક સપિંડ અધિકારી જાણવા. સપિંડ ન હોય તો સોદક; સોદક ન હોય તો ગોત્રજ; ગોત્રજ ન હોય તો માતામહ, મામો, મામાનો પુત્ર ઇત્યાદિક માતાના સપિંડ અનુક્રમથી અધિકરી થાયછે. માતાના સપિંડમાંથી ન હોય તો પોતાના ફોઈના દીકરા ભાઈ, અથવા માસિયાઇ ભાઈ; ફોઈ માસીના દીકરા ભાઈ ન હોય તો પિતાની ફોઈના પુત્ર, માસીના પુત્ર, અને મામાના પુત્રરૂપ પિત્રબંધુ અધિકારી છે. તે ન હોય તો માતાની ફોઇ, માસી, અને મામાના પુત્રરૂપ માતૃબંધુ અધિકારી થાયછે. તે ન હોય તો શિષ્ય; શિષ્ય ન હોય તો જમાઇ સસરાનો અધિકારી, અને સસરો જમાઇનો અધિકારી; જમાઇ ન હોય તો મિત્ર અધિકારી; મિત્ર ન હોય તો બ્રાહ્મણનું ધન જે લે તે બ્રાહ્મણનો અધિકારી જાણવો. બ્રાહ્મણ કરતાં બીજા હોય તેનું ધન રાજાએ લઇ દ્રવ્યવડે બીજાપાસે કર્મ કરાવવું. અથવા જેમનું મરણ સમીપમાં હોય એવા બ્રાહ્મણાદિકોએ ધર્મપુત્ર કરવો.

---

**अथस्त्रीणांदाहाद्यधिकारिणः अनूढायाःस्त्रियाःपिता तदभावेभ्रात्रादिः ऊढायास्त त्पुत्राभावेसपत्नीपुत्रः तदभावेपौत्रप्रपौत्राः तदभावेपतिः तदभावेदुहिता तदभावेदौहित्रः तदभावेपत्युर्भ्राता तदभावेपत्युर्भ्रातृपुत्रः तदभावेस्नुषा तदभावेपिता पितुरभावेभ्राता त दभावेभ्रातृपुत्रादयःपूर्वोक्ताः अत्रसर्वत्रपुत्रभिन्नानांपुत्रासन्निधानात्पुत्राभावाद्वाकर्तृत्व**

मितिस्थितम् तत्रयदिपुत्रासन्निधानात्कर्तृत्वंतदापुत्रभिन्नैर्दाहमारभ्यसपिंडीकरणात्प्राचीनकर्मैवकार्यम् ननुपुत्रभिन्नैःसपिंडीकरणंकार्यम् पुत्राभावेत्वन्यैःसपिंडीकरणमपिकार्यम् तत्रापिसपिंडादिभिर्नृपांतैर्दाहमारभ्यदशाहक्रियाकार्याएवताएवपूर्वाइत्युच्यंते ततएकादशाहमारभ्यसपिंडीकरणांतामध्यमसंज्ञास्तासुसपिंडादीनांकृताकृतत्वम् तदूर्ध्वाअनुमासिकसांवत्सरिकाद्यास्ताउत्तराख्याःसपिंडादिभिर्नकार्याएव इदंचतदीयवृत्त्यादिस्थावरधनस्यचरधनस्यवाग्रहणाभावे तदन्यतरधनग्रहणेतुसपिंडादिभिरपिमध्यमोत्तराख्याअपिक्रियाःकार्याएव राज्ञातुमृतधनसत्त्वेतद्धनद्वारातत्सजातीयवर्णहस्तेनसर्वाअपिक्रियाःकरणीयाएव धनाभावेतुपूर्वाताएवावश्यंकरणीयानान्याः सपिंडादिनृपांतभिन्नानांतुमृतस्यधनाभावेपिस्वधनेनैवसपिंडीकरणांतक्रियाकरणमावश्यकं मृतस्यधनंगृहीत्वाप्रेतकार्याकरणे नृपांतान्नांतद्वर्णवधप्रायश्चित्तं पुत्राद्यैर्भ्रातृसंतत्यंतैर्दौहित्रैश्चतत्पुत्रैश्चत्रिविधाअपिक्रियाधनग्रहणसत्त्वेतदसत्त्वेवापिकार्याएव तत्रस्त्रीणामुत्तराःक्रियामृताहन्येव ननुदर्शादौ भर्तृश्राद्धेनैवनिर्वाहस्मृतेः पूर्वमध्यमाख्यास्तुपृथगेवस्त्रीणाम् केचित्पुत्रपत्योरभावेस्त्रीणांदौहित्रादिभिःसपिंडीकरणरहिताएवोत्तराःक्रियाःकार्याः सपिंडीकरणंतुनासांनकार्यम् सपिंडीकरणाभावेपिएकोद्दिष्टविधिनावार्षिकादिकंकार्यमित्याहुः ब्राह्मणस्त्वन्यवर्णानांनकुर्यात्कर्मपैतृकं कामाल्लोभाद्भयान्मोहात्कृत्वातज्जातितांव्रजेत् शूद्रेणापिब्राह्मणस्यनकार्यंपैतृकंक्वचित् ॥

## હવે સ્ત્રીયોનાં દાહાદિક કર્મના અધિકારી કેહેછે.

અનૂઢા ( કુવારી ) સ્ત્રીનો પિતા અધિકારી; પિતા ન હોય તો ભાઈ ઇત્યાદિક અધિકારી છે. પરણેલી સ્ત્રીનો પુત્ર ન હોય તો સાવકો પુત્ર અધિકારી; સાવકો પુત્ર ન હોય તો પોતરો; તે ન હોય તો પડપોતરો અધિકારી; તે ન હોય તો પતિ; પતિ ન હોય તો કન્યા; દીકરી ન હોય તો દોહિત્રો; તે ન હોય તો પતિના ભાઈ; તે ન હોય તો પતિના ભાઇના પુત્ર; તેને અભાવે દીકરાની વૌ; તે ન હોય તો પિતા; પિતા ન હોય તો ભાઇ; ભાઇ ન હોય તો પ્રથમ કહેલા ભાઇના પુત્ર ઇત્યાદિક અધિકારી છે. આ સઘળે ઠેકાણે પુત્ર વિના જે અધિકારી કહ્યા તેમને ક્રિયાનો અધિકાર, પુત્ર સમીપમાં ન હોય અથવા પુત્રનો અભાવ હોય તો, છે એમ જાણવું. તેમાં કદિ પુત્ર સમીપ ન છતાં બીજો કર્ત્તા હોય તો પુત્ર વિના બીજાએ દાહથી આરંભ કરી સપિંડીકરણથી પ્રથમનુંજ કર્મ કરવું. પુત્ર વિના બીજાઓએ સપિંડીકરણ કરવું નહી. પુત્ર ન હોય તો બીજાઓએ સપિંડીકરણ પણ કરવું. તેમાં પણ સપિંડથી આરંભી રાજા પર્યંત જે અધિકારી તેમાંના કોણે પણ દાહને આરંભી દશ દિવસની ક્રિયા અવશ્ય કરવી, અને તે ક્રિયા **પૂર્વા** એ નામની કેહેવાયછે. ત્યાર પછી એકાદશાહથી આરંભ કરી સપિંડીકરણ પર્યંત ક્રિયા તે **મધ્યમ** નામની છે. તે સપિંડાદિકોને કૃતાકૃત ( કરવી અથવા ન કરવી એમ ) છે. સપિંડીકરણથી પછીની ક્રિયા અનુમાસિક, સાંવત્સરિક ઇત્યાદિક તે **ઉત્તર** નામની ક્રિયા છે, અને તે સપિંડાદિકોએ કરવીજ નહી. મરનારની આજીવિકા ઇત્યાદિ સ્થાવર ધન અ-

થવા જંગમ ધન લીધું ન હોય તો એ નિર્ણય જાણવો. સ્થાવર અથવા જંગમ એમાંથી કોઇ એક ધન લીધું હોય તો સાપિંડાદિકોએ પણ મધ્યમ અને ઉત્તર નામની ક્રિયાઓ પણ કરવીજ. રાજાએ તો, મરનારનું ધન હોય તો તે ધનવતી, મરનારના જે એક જાતના હોય તેમને હાથેથી મરનારની સઘળી ક્રિયા અવશ્ય કરાવવી. ધન ન હોય તો પૂર્વા પર્યંત ક્રિયા અવશ્ય કરાવવી, બીજી ક્રિયા ન કરાવવી. સપિંડ થકી રાજા પર્યંત જે અધિકારી કહ્યા તેથી ભિન્ન એટલે સાપિંડથકી પ્રથમના અધિકારિઓએ મરનારનું ધન ન હોય તો પણ પોતાનાં ધનવડેજ સાપિંડીકરણ પર્યંત ક્રિયા અવશ્ય કરવી. મરનારનું ધન લઇ તેની પ્રેતક્રિયા ન કરે તો રાજા પર્યંત સર્વ અધિકારિઓને તે તે વર્ણની હત્યાનું પ્રાયશ્ચિત્ત છે. પુત્ર આદિ લઇ ભાઇની સંતતિ પર્યંત અધિકારિ, દોહિત્રા અને તેના દીકરાઓએ પૂર્વોક્ત ત્રણે પ્રકારની ક્રિયા, ધન લિધું હોય અથવા ન લિધું હોય તો પણ અવશ્ય કરવી. તેમાં સ્ત્રિયોની ઉત્તર ક્રિયા મૃત્યુ દિવસેજ કરવી, દર્શાદિક દિવસે કરવી નહી. કારણ, પતિનાં શ્રાદ્ધવડેજ નિર્વાહ થાયછે એવું સ્મૃતિવચન છે. પૂર્વ અને મધ્યમ નામની ક્રિયા તો સ્ત્રિયોની જુદીજ કરવી. કોઈ ગ્રંથકાર, પુત્ર અને પતિનો અભાવ હોય તો સ્ત્રિયોની, દોહિત્રા ઇત્યાદિકવડે સપિંડીકરણ રહિતજ ઉત્તરક્રિયા કરાવવી, સપિંડીકરણ તો સ્ત્રિયોનું કરવું નહી, સપિંડીકરણ નથી તથાપિ એકોદ્દિષ્ટ વિધિવડે વાર્ષિકાદિક કરવાં, એમ કેહેછે. "બ્રાહ્મણે બીજા વર્ણનું પિતૃ સંબંધિ કર્મ કરવું નહી. કામ, લોભ, ભય, મોહ એમને આધીન થઇ કદાચિત્ કરે તો જેની ક્રિયા કરે તે જાતિપણાંને પામેછે. શૂદ્રે પણ બ્રાહ્મણનું પિતૃ સંબંધિ કર્મ કરવું નહી."

---

दत्तकस्तु जनकपितुःपुत्राद्यभावेजनकपितुःश्राद्धंकुर्याद्धनंचगृण्हीयात् जनकपालकयोरुभयोःपित्रोःसंतत्यभावेदत्तकोजनकपालकयोरुभयोरपिधनंहरेत् श्राद्धंचप्रातिवार्षिकमुभयोःकुर्यात् दर्शमहालयादौतुद्वयोःपित्राद्योःश्राद्धंदेयं तत्र द्वयोःपित्राद्योःपृथक्पिंडदानं पित्रादिद्वयद्वयोद्देशेनैकैकोवापिंडः एवंदत्तकस्यपुत्रोपि दत्तकजनकस्यपुत्राद्यभावेस्वपितरंपितामहद्वयंप्रपितामहद्वयंचोच्चार्यदर्शादिकंकुर्यात् तथैवधनंहरेत् एवंदत्तकपौत्रोपितज्जनककुलेप्रपितामहस्यपुत्राद्यभावेपितरंपितामहंचैकमुच्चार्यप्रपितामहद्वयमुच्चार्य दर्शादिश्राद्धंकुर्यात्प्रपितामहस्यधनंचहरेत् यद्येषांस्वासुभार्यास्वपत्यंनस्याद्रिक्थंहरेयुःपिंडंचैभ्यस्त्रिपुरुषंदद्युरित्यादिरेकपिंडेद्वावनुकीर्तयेद्गृहीतारंचोत्पादयितारंचातृतीयात्पुरुषादित्यादेश्च लौगाक्ष्यादिस्मृतिवचनात् यदिजनकपालकयोरुभयोरपिपुत्रादिसंततिसत्त्वंतदादत्तकउभयोरप्यौर्ध्वदेहिकंवार्षिकादिकंचनकुर्यात् पालकपितुरौरसपुत्राद्विभक्तेनदत्तकेनदर्शमहालयादिश्राद्धमात्रंपालकपित्रापिपार्वणोद्देशेनकार्यम् अविभक्तस्यतुतदौरसकृतदर्शादिनैवदत्तकस्यदर्शादिसिद्धिरितिभाति ॥

દત્તકે તો, જનક ( ઉત્પન્ન કરનારા ) પિતાના પુત્રાદિક કોઇ અધિકારી ન હોય તો જનક પિતાનું શ્રાદ્ધ કરવું અને ધન પણ લેવું. જનક પિતા અને પાલક પિતા એ બન્નેની સંતતિ ન હોય તો દત્તકે જનક અને પાલક એ બન્નેનું ધન ગ્રહણ

કરવું, તેમજ બન્નેનું પ્રતિસાંવત્સરિક શ્રાદ્ધ પણ કરવું. દર્શ, મહાલય ઇત્યાદિક દિવસે તો બન્ને પિતા ઇત્યાદિકનું શ્રાદ્ધ કરવું. તેમાં બન્ને પિતા ઇત્યાદિકને જુદા જુદા પિંડ દેવા, અથવા બે પિતા, બે પિતામહ ઇત્યાદિકને ઉદ્દેશે એક એક પિંડ દેવો. એ રીતે દત્તકને પુત્રે પણ દત્તકના જનક પિતાનો પુત્રાદિક ન હોય તો પોતાના પિતા, બે પિતામહ અને બે પ્રપિતામહ એમનો ઉચ્ચાર કરી દર્શાદિ શ્રાદ્ધ કરવાં, અને તે રીતે ધન પણ લેવું. એ રીતે દત્તકના પોતરાએ પણ તેના જનક પિતાના કુળમાં પ્રપિતામહને પુત્રાદિક ન હોય તો એક પિતા, એક પિતામહ એનો ઉચ્ચાર કરી બે પ્રપિતામહનો ઉચ્ચાર કરી દર્શાદિક શ્રાદ્ધ કરવું અને પ્રપિતામહનું ધન પણ ગ્રહણ કરવું. કારણ, "જે જનક પિતાથી ઉપરના ત્રણ પુરૂષને પોત પોતાની સ્ત્રીમાં સંતતિ થઈ ન હોય તો દત્તકે, અને તેના પુત્રાદિકોએ ત્રણ પુરૂષોને પિંડ દઈ તેનું ધન લેવું," ઇત્યાદિ. તેમજ "એક પિંડમાં દત્તક લેનારો પિતા, અને જનક-પિતા એ બન્નેનો ઉચ્ચાર કરવો, એ પ્રમાણે ત્રણ પુરૂષ પર્યંત જાણવું." ઇત્યાદિક લૌગાક્ષિ આદિ સ્મૃતિનાં વચન છે. જો જનક પિતા અને પાલક પિતા એ બન્નેની પણ પુત્રાદિક સંતતિ હોય તો દત્તકે બન્ને પિતાનું પણ અંત્ય કર્મ અને વાર્ષિકાદિ શ્રાદ્ધ કરવું નહી. પાલક પિતાના ઔરસ પુત્રથી વિભાગ કરી જુદા થયલા દત્તક પુત્રે દર્શ, મહાલય ઇત્યાદિ શ્રાદ્ધ માત્ર પાલક પિતા ઇત્યાદિ પાર્વણને ઉદ્દેશે કરવું. વિભાગ કરી જુદો થયલો ન હોય તો ઔરસ પુત્રે કરેલાં દર્શાદિક શ્રાદ્ધવડેજ દત્તકનાં દર્શાદિક શ્રાદ્ધની સિદ્ધિ થાય એમ ભાસેછે.

---

ब्रह्मचारिणोमासिकाब्दिकादिश्राद्धंमातापितृभिःकार्यम् ब्रह्मचारिणातुमातृपितृमातामहोपाध्यायाचार्यभिन्नानांशवनिर्हरणंदाहाद्यंत्यकर्मचनकार्यम् अन्याधिकार्यभावेमातृपितृमातामहाचार्याणांदाहादिकंब्रह्मचारिणाकार्यम् तत्रदशाहकर्मकरणेदशाहमाशौचं दाहमात्रकरणेएकाहम् तदाप्यस्यनित्यकर्मलोपोनास्ति अशुचित्वेप्याशौचिनामन्नंतेननभोक्तव्यं तैःसहनवस्तव्यं तदुभयकरणेप्रायश्चित्तपुनरुपनयनेवक्ष्येते अन्येषांदाहादौकृच्छ्रत्रयंपुनरुपनयनंच धर्मार्थकेनचित्कस्यचित्सवर्णस्यदाहादिश्राद्धादिकरणेसंपत्त्यादिफलं अयंसर्वोपिश्राद्धविधिःशूद्राणाममंत्रकःकार्यःअत्रकेचिद्वैदिकमंत्रपाठएवशूद्राणांवर्ज्यःपौराणमंत्रास्तुपठनीयाइत्याहुः पौराणमंत्राअपिशूद्रेणस्वयंनपठनीयाःकिंतुविप्रद्वारापठनीयाःवेदमंत्रास्तुनविप्रद्वारापीतिसिंधुः एवंद्विजस्त्रियोपिव्रतोद्यापनादावित्रसंकल्पमात्रंस्वयंकृत्वावैदिकमंत्रादिप्रयुक्तंसर्वंश्राद्धंविप्रद्वाराकारयेयुरितिपारिजातकारमतम् शूद्रस्यसदामश्राद्धमेवपित्रेनमःपितामहायनमइत्येवमादिनानमोंतनाममंत्रेणानिमंत्रणपाद्यासनगंधपुष्पादिनाविप्रान्संपूज्यामंनिवेद्यसक्तुनापिंडदानादिकृत्वादक्षिणादानादिश्राद्धंसमाप्यसजातीयान्गृहसिद्धपक्वान्नेनभोजयेत् यत्तुसिंधौनाममंत्रेणावाहनाग्नौकरणकाश्यपगोत्रोच्चारपूर्वकपिंडदानादिकंतर्पणादिकंपाकेनपिंडदानादिकंचोक्तंतत्सच्छूद्रविषयम् सप्तपुरुषंत्रिपुरुषंवापरंपरयास्नानवैश्व

---

१ તેના, સ્ત્રી ઇત્યાદિ અધિકારીનો અભાવ હોય તોજ દત્તકાદિકને આ અધિકાર છે.

देवतर्पणादिकंशूद्रकमलाकरादिग्रंथसंगृहीतंधर्मंनियमेनाचरन्सच्छूद्रउच्यते एवंकिरातयवनादिहीनजातीयानां विप्रेभ्यआमदानदक्षिणादानपूर्वकंस्वस्वजातीयभोजनात्मकमेवश्राद्धम् राजकार्येनियुक्तस्यबंधनिग्रहवर्तिनः व्यसनेषुचसर्वेषुश्राद्धंविप्रेणकारयेत् अत्रप्रथमंजीवत्पितृकनिर्णयउक्तस्तत्रप्रसंगात्किंचिदधिकारविचारोप्युक्तः इदानींतुसर्वोप्यधिकारक्रमविचारःसविस्तरउक्तइतितेनात्रपुनरुक्तिर्बालबोधनार्थत्वान्नदोषाय इतिश्रीमदनंतोपाध्यायसूनुविरचितेधर्मसिंधुसारेश्राद्धाधिकारदाहाद्यधिकारनिर्णयः ॥

બ્રહ્મચારિનું માસિક, વાર્ષિક ઇત્યાદિ શ્રાદ્ધ માતા પિતાએ કરવું. બ્રહ્મચારીએ તો માતા, પિતા, માતામહ, ઉપાધ્યાય ( વેદ ભણાવનારો ), અને આચાર્ય વિના અન્યનું શબ ઉપાડવું તથા દાહ કરવો ઇત્યાદિક અંત્યકર્મ કરવું નહિ. બીજો અધિકારી ન હોય તો માતા, પિતા, માતામહ અને આચાર્યનું દાહાદિક અંત્યકર્મ બ્રહ્મચારિએ કરવું. તેમાં દશ દિવસનું કર્મ કરયું હોય તો દશ દિવસ આશૌચ પાળવું, અને દાહ માત્ર કીધો હોય તો એક દિવસ આશૌચ પાળવું. તે સમયે પણ બ્રહ્મચારિને નિત્ય કર્મનો લોપ નથી. બ્રહ્મચારિ સૂતકી હોય તો પણ તેણે સૂતકીનું અન્ન ખાવું નહિ, અને તેમની સાથે વાસ કરવો નહિ. એ બન્ને ( સૂતકીનું અન્ન ખાવું અને તેનો સહવાસ ) કરે તો પ્રાયશ્ચિત્ત અને પુનરૂપનયન કરવાનું એ આગળ કેહેવાસે. બીજાઓનું દાહાદિક કર્મ કરે તો ત્રણ કૃચ્છ્ર અને પુનરૂપનયન કરવું. ધર્મને અર્થે કોઈ, કોઇએક પોતાના સવર્ણનું દાહાદિક અને શ્રાદ્ધાદિક કરે તો તેને સંપત્તિ ઇત્યાદિક ફળ પ્રાપ્ત થાયછે. આ સઘળો શ્રાદ્ધવિધિ શૂદ્રોનો મંત્રરહિત કરવો. એ વિષયમાં કોઇ ગ્રંથકાર, વૈદિક મંત્રનો પાઠ માત્ર શૂદ્રને વર્જ્ય છે, પુરાણોક્ત મંત્ર તો શૂદ્રે પઠન કરવા, એમ કેહેછે. પુરાણોક્ત મંત્ર પણ શૂદ્રે પોતે પઠન કરવા નહિ, ત્યારે બ્રાહ્મણદ્વારાએ પઠન કરાવવા, વેદમંત્ર તો બ્રાહ્મણદ્વારા પણ પઠન કરાવવા નહિ, એ રીતે નિર્ણયસિંધુમાં છે. એ પ્રમાણે બ્રાહ્મણોની સ્ત્રિઓએ પણ વ્રતનાં ઉદ્યાપનાદિકની પેઠે સંકલ્પ માત્ર પોતે કરી વૈદિક મંત્રે યુક્ત સઘળું શ્રાદ્ધ બ્રાહ્મણદ્વારાએ કરાવવું એવો પારિજાતકારનો મત છે. શૂદ્રે સર્વ કાળ આમાન્ન (કાચાં અન્ન ) થીજ શ્રાદ્ધ કરવું. “ **पित्रे नमः, पितामहाय नमः** ” ઇત્યાદિક “ નમઃ ” છે અંતમાં જેને એવા નામમંત્રે નિમંત્રણ, પાદ્ય, આસન, ગંધ, પુષ્પ ઇત્યાદિક ઉપચારવડે બ્રાહ્મણોની પૂજા કરી આમાન્ન અર્પણ કરી સકતુ ( સેકેલાં ધાનના લોટ ) વડે પિંડદાનાદિક કરી દક્ષિણા દાન ઇત્યાદિક વિધિથી શ્રાદ્ધ સમાપ્ત કરી પોતાની જાતવાળાઓને ઘરમાં રાંધેલાં પક્વ અન્નવડે ભોજન કરાવવું. જે નિર્ણયસિંધુમાં, નામમંત્રવડે આવાહન, અગ્નૌકરણ, કાશ્યપગોત્રોચ્ચારપૂર્વક પિંડદાનાદિક તથા તર્પણાદિક અને પાકવડે પિંડદાનાદિક કરવાં, એમ કહ્યુંછે તે સચ્છૂદ્રમાટે જાણવું. સાત પુરૂષ પર્યંત અથવા ત્રણ પુરૂષ પર્યંત પરંપરાથી સ્નાન, વૈશ્વદેવ, તર્પણાદિક શૂદ્ર કમલાકરાદિ ગ્રંથમાં સંગ્રહ કરેલા ધર્મનું નિયમપૂર્વક આચરણ કરનારો તે સચ્છૂદ્ર છે. એ પ્રમાણે ભીલ, યવન ઇત્યાદિ હીન જાતિ વાળાઓએ બ્રાહ્મણોને

આમાન્નનું દાન અને દક્ષિણાદાન કરી પોતપોતાની જાતિને ભોજન દેવું એજ શ્રાદ્ધ કરવું. "રાજકાર્યમાં જોડાયલો, કેદમાં રેહેનારો, અને સઘળાં વ્યસન છતાં એવે સમયે બ્રાહ્મણદ્વારાએ શ્રાદ્ધ કરાવવું. આ ઉત્તરાર્ધમાં પ્રથમ જીવત્પિતૃકનો નિર્ણય કહ્યો ત્યહાં પ્રસંગથી થોડો અધિકારનો વિચાર પણ કહ્યો. ઇહાં તો સઘળા અધિકારના ક્રમનો વિચાર વિસ્તારસહિત કહ્યો; તેથી અને જેને શાસ્ત્રનું જ્ઞાન નથી તેને બોધ થાય એ હેતુથી ઇહાં પુનરૂક્તિ થઇ તે દોષનું કારણ નથી. **ઇતિ શ્રીમદનંતોપાધ્યાયસૂનુવિરચિતે ધર્મસિંધુસારે શ્રાદ્ધાધિકારદાહાદ્યધિકારનિર્ણયઃ સમાપ્તઃ ॥**

---

**अथश्राद्धशब्दार्थः पित्रादीन्मृतानुद्दिश्यविहितेकालेदेशेपक्कान्नामान्नहिरण्यान्यतमद्रव्यस्यविधिनादानंश्राद्धम् तत्राग्नौकरणंपिंडदानंब्राह्मणभोजनंचप्रधानम् तदुक्तं होमश्चपिंडदानंचतथाब्राह्मणभोजनम् श्राद्धशब्दाभिधेयंस्यादेकस्मिन्नौपचारिकामिति क्वचिद्वचनादशक्त्यावापिंडदानाद्यकरणेब्राह्मणभोजनादिमात्रमपिश्राद्धपदार्थःसंपद्यतइतिचतुर्थपादार्थः तथाचवचनांतरं यजुषांपिंडदानंतुबह्वृचानांद्विजार्चनम् श्राद्धशब्दाभिधेयंस्यादुभयंसामवेदिनाम् अश्रद्धयापितरोनसंतीतिमत्वाश्राद्धमकुर्वाणस्यरक्तंपितरःपिबंति ॥**

## હવે શ્રાદ્ધ એ શબ્દનો અર્થ કેહેછે.

મરણ પામેલા પિતા ઇત્યાદિકને ઉદ્દેશે ઉક્ત કાળ અને દેશમાં પક્વાન્ન, કાચું અન્ન અને હિરણ્ય એમાંનાં કોઇએક દ્રવ્યનું વિધિથી દાન કરવું તે શ્રાદ્ધ. તેમાં અગ્નૌકરણ, પિંડદાન અને બ્રાહ્મણભોજન એ પ્રધાન છે. તે કહ્યુંછે— "હોમ, પિંડદાન અને બ્રાહ્મણભોજન એ ત્રણ કર્મ મળી જે એક વિશેષ કર્મ તે શ્રાદ્ધ છે." કોઇ ઠેકાણે વચનથકી અથવા અશક્તિથકી પિંડદાન ઇત્યાદિક ન કીધાં છતાં માત્ર બ્રાહ્મણભોજનાદિક કરવું તે પણ શ્રાદ્ધ છે, એ રીતે 'શ્રાદ્ધ' એ પદનો અર્થ સિદ્ધ થાયછે. એ ચોથાં પદનો અર્થ કહ્યો. **તેમજ બીજું વચન**—"'યજુર્વેદીઓને પિંડદાન એ શ્રાદ્ધ, ઋગ્વેદીઓને બ્રાહ્મણનું પૂજન એ શ્રાદ્ધ, અને સામવેદીઓને પિંડદાન અને બ્રાહ્મણપૂજન એ બન્ને મળીને શ્રાદ્ધ છે." 'પિતૃ નથી' એ રીતે અશ્રદ્ધાથી માની જે શ્રાદ્ધ નથી કરતો તેનું રૂધિર પિતૃ પિયેછે.

---

**अथश्राद्धभेदाः तत्रश्राद्धंचतुर्विधम् पार्वणश्राद्धमेकोद्दिष्टश्राद्धंनांदीश्राद्धंसपिंडीकरणश्राद्धंचेतिभेदात् पित्रादित्रयोद्देशेनविहितंपिंडत्रययुतंपार्वणम् तच्चैकपार्वणकद्विपार्वणकत्रिपार्वणकमितित्रिविधम् तत्रपित्रादेर्मृततिथौक्रियमाणंप्रतिसांवत्सरिकमेकपार्वणकं अमावास्यादिषण्णवतिश्राद्धानित्यश्राद्धानिमहालयान्वष्टक्यभिन्नानिद्विपार्वणकानि एतेषुसपत्नीकपित्रादित्रयसपत्नीकमातामहादित्रययोरेवोद्देशात् अन्वष्टकाश्राद्धंत्रिपार्वणकंपित्रादित्रयमात्रादित्रयसपत्नीकमातामहादित्रयाणामुद्देशात् महालयश्राद्धंतीर्थश्राद्धंचपार्वणैकोद्दिष्टरूपम् पित्रादिपार्वणत्रयस्यपत्न्याद्येकोद्दिष्टगणस्यचोद्देशात् केचिदेतद्**

द्वयंमातामहमातामह्योःपार्वणभेदेनपार्वणचतुष्टययुतंकुर्वंति केषांचित्सूत्रेदर्शोपित्रिपार्वण कश्चतुःपार्वणकोवेतिहेमाद्रौ एकोद्देशेनक्रियमाणमेकपिंडयुतमेकोद्दिष्टम् तदपित्रिविधं नवसंज्ञंनवमिश्रसंज्ञंपुराणसंज्ञंचेति मृतस्यप्रथमदिनमारभ्यदशाहांतंविहितानिनवसंज्ञानि एकादशाहादीन्यूनाब्दांतानिनवमिश्राणि एतानिविश्वदेवहीनानि ततःपराणिकनिष्ठभ्रा तृवार्षिकशस्त्रहतचतुर्दशीश्राद्धादीनिपुराणसंज्ञानि केचित्सपिंडयुत्तरंक्रियमाणानांपार्व णानामपिपुराणसंज्ञामाहुः पुत्रजन्मविवाहादौक्रियमाणंवृद्धिश्राद्धंनांदीश्राद्धम् इदंपूर्वा र्द्धेविस्तरेणप्रपंचितम् तदेवगर्भाधानपुंसवनसीमंतेषुआधानेसोमेचक्रियमाणंकर्मांगमिति चोच्यते अत्रक्रतुदक्षौविश्वेदेवाः अन्यकर्मसुवृद्धिसंज्ञम् तत्रसत्यवसुविश्वेदेवाःइतिनाम भेदोदेवभेदश्चान्यत्समानं एतच्चपार्वणत्रययुतत्वात्पार्वणभेदांतर्गतमपिदर्शादितोबहुधर्मभेदा त्पृथगुद्दिष्टं मृतस्यद्वादशाहादिकालेपिंडार्घ्यसंयोजनादिरूपंसापिंडीकरणं एतदपिपार्वणैको द्दिष्टविकाररूपं अत्रविशेषोवक्ष्यते एवंचपार्वणमेकोद्दिष्टमितिद्विविधमेवश्राद्धं एतत्पुनस्त्रि विधं नित्यंनैमित्तिकंकाम्यंचेति नियतनिमित्तेविहितंनित्यं यथादर्शादि प्रत्यहंविहितमपि श्राद्धंनित्यसंज्ञंपार्वणद्वययुतंविश्वदेवहीनमुक्तं अनियतनिमित्तेविहितंनैमित्तिकं यथासूर्यचं द्रग्रहणादौ एतदपिषड्दैवतं फलकामनोपाधिकंकाम्यं यथापंचम्यादितिथौकृत्तिकादि नक्षत्रेच ॥

## હવે શ્રાદ્ધના ભેદ કેહેછે.

તેમાં શ્રાદ્ધ ચાર પ્રકારનું છે—પાર્વણશ્રાદ્ધ, એકોદ્દિષ્ટશ્રાદ્ધ, નાંદીશ્રાદ્ધ અને સપિંડીકરણશ્રાદ્ધ એ ભેદથી ચાર પ્રકારનું છે. પિતા ઇત્યાદિક ત્રણના ઉદ્દેશથી કરેલું અને ત્રણ પિંડે યુક્ત પાર્વણશ્રાદ્ધ. તે પણ એકપાર્વણક, દ્વિપાર્વણક અને ત્રિપાર્વણક એ ભેદથી ત્રણ પ્રકારનું છે. તેમાં પિતા ઇત્યાદિકની મૃતતિથિને દિવસે કરવાનું જે પ્રતિસાંવત્સરિક શ્રાદ્ધ તે એકપાર્વણક છે. અમાવાસ્યા આદિ છન્નુ શ્રાદ્ધ, નિત્ય શ્રાદ્ધ, મહાલય તેમજ અન્વષ્ટક્ય વિના બીજાં શ્રાદ્ધ તે દ્વિપાર્વણક છે; કારણ, એ દ્વિપાર્વણક શ્રાદ્ધમાં સપત્નીક પિતા ઇત્યાદિક ત્રણ અને સપત્નીક માતામહાદિક ત્રણ એમનોજ ઉદ્દેશ છે. અન્વષ્ટકાશ્રાદ્ધ ત્રિપાર્વણક છે; કારણ, એ શ્રાદ્ધમાં પિત્રાદિક ત્રણ, માત્રાદિક ત્રણ, અને સપત્નીક માતામહાદિક ત્રણ એ ત્રણ પાર્વણનો ઉદ્દેશ છે. મહાલયશ્રાદ્ધ અને તીર્થશ્રાદ્ધ એ પાર્વણૈકોદ્દિષ્ટરૂપ છે; કારણ, એ બન્ને શ્રાદ્ધમાં પિત્રાદિક ત્રણ પાર્વણ અને સ્ત્રી ઇત્યાદિક એકોદ્દિષ્ટગણનો ઉદ્દેશ છે. કેટલાએક શિષ્ટ માતામહ અને માતામહી એમનાં જુદાં પાર્વણ કરી એ બન્ને શ્રાદ્ધ ચાર પાર્વણે યુક્ત કરેછે. કેટલાએકોનાં સૂત્રમાં દર્શશ્રાદ્ધ પણ ત્રણપાર્વણે યુક્ત અથવા ચાર પાર્વણે યુક્ત કરવું એમ કહ્યુંછે, એ રીતે હેમાદ્રિમાં કહેલું છે. એકને ઉદ્દેશે કરવાનું એવું એક પિંડે યુક્ત જે શ્રાદ્ધ તે એકોદ્દિષ્ટ. તે એકોદ્દિષ્ટ પણ ત્રણ પ્રકારનું છે. નવ, નવમિશ્ર અને પુરાણ એ નામથી ત્રણ પ્રકારનું છે. મરનારના પ્રથમ દિવસથી આરંભ કરી દશ દિવસ પર્યંત જે વિહિત શ્રાદ્ધ તે નવસંજ્ઞક છે. એકાદશાહ આદિ લઇ ઊનાબ્દ પર્યંત જે શ્રાદ્ધ તે નવમિશ્રસંજ્ઞક છે.

એ શ્રાદ્ધ વિશ્વેદેવ રહિત છે. એથી આગળનાં, કનિષ્ઠ ભ્રાતાનું વાર્ષિક શ્રાદ્ધ, અને શસ્ત્રથી હણાયલાનું ચતુર્દશીશ્રાદ્ધ ઇત્યાદિક જે તે પુરાણસંજ્ઞક છે. કોઇ ગ્રંથકાર, સપિંડીકરણ પછી કરવાનાં જે પાર્વણ શ્રાદ્ધ તે પુરાણસંજ્ઞક છે, એમ કેહેછે. પુત્ર-જન્મ, વિવાહ ઇત્યાદિકમાં કરવાનું જે વૃદ્ધિશ્રાદ્ધ તે નાંદીશ્રાદ્ધ છે. એ નાંદીશ્રાદ્ધનો પૂર્વાર્ધમાં ( પત્ર ૨૩૧ માં ) વિસ્તારથી નિર્ણય કહેલો છે. ગર્ભાધાન, પુંસવન, સીમંતોન્નયન, અગ્નિનું આધાન અને સોમયાગ એઓમાં કરવાનું એવું કર્મનું અંગભૂત જે વૃદ્ધિશ્રાદ્ધ તેને ઇષ્ટિશ્રાદ્ધ એમ કેહેછે. એ ઇષ્ટિશ્રાદ્ધમાં ક્રતુદક્ષ નામના વિશ્વેદેવ લેવા. બીજાં કર્મમાં જે નાંદીશ્રાદ્ધ તે વૃદ્ધિસંજ્ઞક છે. વૃદ્ધિસંજ્ઞક શ્રાદ્ધમાં સત્યવસુ નામના વિશ્વેદેવ લેવા, એ રીતે નામભેદ અને દેવભેદ છે, બાકી સઘળું સમાન જાણવું. એ નાંદીશ્રાદ્ધ ત્રણ પાર્વણે યુક્ત છે તેથી જો કે પાર્વણના ભેદમાં અંતર્ગત છે તો પણ દર્શાદિશ્રાદ્ધ કરતાં એના ધર્મ ઘણાએક ભિન્ન હોવાથી જુદું કહ્યુંછે. મરનારનો બારમો દિવસ ઇત્યાદિક કાળે પિંડ અને અર્ઘ્ય એનું મિળાવવું ઇત્યાદિરૂપ જે કર્મ તે સપિંડીકરણ છે. એ સપિંડીકરણ પણ પાર્વણ અને એકોદ્દિષ્ટ એવા વિકારરૂપ છે. એ બાબતમાં વિશેષ નિર્ણય આગળ કેહેસું. એ રીતે પાર્વણ અને એકોદ્દિષ્ટ એ બે પ્રકારનાંજ શ્રાદ્ધ છે. એ શ્રાદ્ધ ફરી ત્રણ પ્રકારનાં છે–નિત્ય નૈમિત્તિક અને કામ્ય એ રીતે; નિયમપૂર્વક નિમિત્ત આવ્યાં છતાં જે કરવાનું તે નિત્ય છે. જેમ–દર્શાદિક શ્રાદ્ધ. નિત્ય કરવાનાં જે શ્રાદ્ધ તે પણ નિત્યસંજ્ઞક છે, તે બે પાર્વણે યુક્ત તથા વિશ્વેદેવાએ રહિત એમ કહ્યુંછે. નિયમરહિત નિમિત્ત આવ્યાં છતાં વિહિત ( કરવા કહેલું ) જે શ્રાદ્ધ તે નૈમિત્તિક છે. જેમ–સૂર્ય, ચંદ્રનાં ગ્રહણાદિક સમયે. એ પણ છ દેવતાયુક્ત છે. ફળની ઇચ્છાથી જે કરવાનું તે કામ્યશ્રાદ્ધ છે. જેમ–પાંચમ ઇત્યાદિ તિથિ અને કૃત્તિકાદિ નક્ષત્રને દિવસે કરવાનું શ્રાદ્ધ.

---

**अथश्राद्धदेशाः दक्षिणाप्रवणेगोमयोपलिप्तेकृमिकेशास्थिश्लेष्मादिवर्जितेकृत्रिमभूमिवर्जितेरजस्वलादर्शनादिवर्जितेश्राद्धंकार्यं कुरुक्षेत्रप्रभासपुष्करप्रयागकाशीगंगायमुनानर्मदादितीरनैमिषगंगाद्वारगयाशीर्षाक्षय्यवटादिषुश्राद्धंमहाफलं शमीपत्रप्रमाणेन पिंडंदद्याद्गयाशिरे उद्धरेत्सप्तगोत्राणिकुलमेकोत्तरंशतं पितामाताचभार्याचभगिनीदुहितातथा पितृमातृष्वसाचैवसप्तगोत्राणिवैविदुः एषांगोत्राणिपुरुषाःक्रमेणचतुर्विंशतिर्विंशतिषोडशद्वादशैकादशदशाष्टावित्येकोत्तरशतसंख्यास्तेषामुद्धारइत्यर्थः तत्रपितृकुलेद्वादशपूर्वाद्वादशपराइतिचतुर्विंशतिरेवमग्रेपि तुलसीकाननच्छायाशालग्रामस्यसन्निधिः चक्रांकितस्यसान्निध्यमेषुपत्क्रियतेनरैः स्नानंदानंतपःश्राद्धंसर्वमक्षय्यतांव्रजेत् गोगजाश्वादिदुष्टप्रदेशेम्लेच्छदेशेचश्राद्धंनकार्यं परकीयगृहादौश्राद्धकरणेतद्भूमिस्वामिपितरोभागंहरंति तेनगृहस्वामिनेमूल्यंदत्वाकार्यं स्वाम्यनुज्ञयावाकार्यं वनानिगिरयोनद्यस्तीराण्यायतनानिच देवखाताश्चगर्ताश्चनस्वाम्यंतेषुकस्यचित् नैकवासानचद्वीपेनांतरिक्षेकदाचन श्रुतिस्मृत्युदितंकर्मनकुर्यादशुचिःक्वचित् ॥**

## હવે શ્રાદ્ધના દેશ કેહેછે.

દક્ષિણ દિશામાં નમતી; છાણવતી લીપેલી; કીડા, અસ્થિ, વાળ, કક્ ઇત્યાદિકે રહિત; કૃત્રિમભૂમિ (ઓટલી) રહિત; રજસ્વલાનાં દર્શનાદિકે રહિત એવી ભૂમિમાં શ્રાદ્ધ કરવું. કુરૂક્ષેત્ર; પ્રભાસ; પુષ્કર; પ્રયાગ; કાશી; ગંગા, યમુના, નર્મદા, ઇત્યાદિકના તીર; નૈમિષારણ્ય; ગંગાદ્વાર; ગયાશીર્ષ; અને અક્ષય્યવટ ઇત્યાદિક સ્થાનકે શ્રાદ્ધ કરવાથી મહાફલ છે. "ગયાશિર ઉપરે શમી (ખીજડી+કંડી) નાં પાન પ્રમાણે પિંડ દેવો, તેથી સાત ગોત્ર અને (૧૦૧) કુળ, એનો ઉદ્ધાર થાયછે." "પિતા, માતા, સ્ત્રી, બેહેન, કન્યા, ફોઈ અને માસી એ સાત ગોત્ર જાણવાં." એમનાં ગોત્ર એટલે ક્રમે કરી ૨૪, ૨૦, ૧૬, ૧૨, ૧૧, ૧૦, ૮ એ પ્રમાણે ૧૦૧ પુરૂષનો ઉદ્ધાર થાયછે, એ અર્થ છે. તેમાં પિતૃકુલમાંના બાર થઈ ગયલા અને બાર થવાના મળી ચોવીસ પુરૂષો એ પ્રમાણે આગળ પણ જાણવું. "તુળસીનાં વનની છાયા, શાળગ્રામનું સાન્નિધ્ય, અને ચક્રાંકિત શિળાનું સાન્નિધ્ય, એ સ્થાનકે મનુષ્ય જે સ્નાન, દાન, તપ, અને શ્રાદ્ધ કરે તે સર્વ અક્ષય્ય થાયછે." ગાય, હાથી અને ઘોડાથી ખરાબ થયલાં સ્થાનકે તેમજ મ્લેચ્છદેશમાં શ્રાદ્ધ કરવું નહી. પરાયુ ઘર ઇત્યાદિક સ્થાનકે શ્રાદ્ધ કરવાથી તે પૃથ્વીના ધણીના પિતૃ તે શ્રાદ્ધમાંથી ભાગ લેછે. માટે તે ઘરના સ્વામિને ભાડું દઈ શ્રાદ્ધ કરવું. અથવા ઘરના સ્વામિની રજા લઇ શ્રાદ્ધ કરવું. "વન, પર્વત, નદી, તીર, દેવાલય, દેવખાત (પોતાની મેળે થયલાં તલાવો), અને ખાડાઓ એમની ઉપરે કોઇનું પણ સ્વામિપણું નથી. એક વસ્ત્ર ધારણ કરી; કોઈ પણ દ્વીપ અથવા અંતરિક્ષ એવે સ્થળે શ્રુતિ સ્મૃતિમાં કહેલાં કર્મ ક્યારે પણ કરવાં નહિ.

---

अथश्राद्धकालाः तेचप्रायेणामासंक्रांतियुगादिमन्वादिमहालयादयःपूर्वपरिच्छेदउक्ता एव केचित्तूच्यंते महातीर्थप्राप्तिर्व्यतीपातोमृताहोग्रहणद्वयंश्राद्धंप्रतिरुचिःश्रोत्रियादिब्राह्मणसंपत्तिरर्धोदयकपिलाषष्ठ्याद्यलभ्ययोगा ग्रहपीडादुःस्वप्नदर्शनंनवान्नप्राप्तिर्नवोदकप्राप्तिर्गृहप्रच्छादनादिनिमित्तंचश्राद्धकालाः यदाविष्टिर्व्यतीपातोभानुवारस्तथैवच पद्मकोनामयोगोयमयनादेश्चतुर्गुणः सर्वमासानांकृष्णपक्षेषुश्राद्धमुक्तम् अत्रप्रत्यहंपंचम्यादिवायदहःसंपत्तिर्वेतित्रयःपक्षाः एकदिनपक्षेदर्शएव नारायणवृत्तौतुदर्शश्राद्धेनैवपक्षश्राद्धसिद्धिरुक्ता सर्वमासेषुदर्शश्राद्धाशक्तौकन्याकुंभवृषस्थेर्केसतिदर्शत्रयेएकत्रदर्शेवाश्राद्धं साग्निकस्यत्वशक्तस्यपिंडपितृयज्ञमात्रेणदर्शसिद्धिः निरग्निकस्यब्राह्मणभोजनमात्रेणधान्यादिद्रव्यदानेनवादर्शसिद्धिः कृष्णपक्षेषुमहालयापरपक्षस्यश्रेष्ठत्वं तत्रापिपंचदशाहादिपक्षाअन्योपिबहुविस्तरोद्वितीयपरिच्छेदेउक्तः अत्रविशेषांतरंकालतत्त्वविवेचने पंचदशाहव्यापिमहालयप्रयोगारंभोत्तरमाशौचपातेकृतमहालयानांवैफल्यं तेनशुद्धयंतेकस्यांचित्तिथौसकृन्महालयमात्रमनुष्ठेयं एवंपंचम्यादिपक्षेपि प्रतिबंधांतरेप्रतिनिधिद्वाराशेषमहालयानुष्ठानं पितृव्यज्येष्ठभ्रात्रादीनामपुत्राणांमहालयापरपक्षेतत्तन्मृततिथौतदेकपा

---

१ एकरिमन्नित्येकत्र.

वैणकमहालयश्राद्धं जीवत्पितृकेणापिकार्यमिति द्वादशपौर्णमास्योसंभवेमाघश्रावणीप्रौष्ठपद्योनित्याः कस्मिंश्चित्कृष्णपक्षेप्रतिपदादिपंचदशतिथिषुकृत्तिकादिभरण्यंतनक्षत्रेषुविष्कंभादियोगेषुसूर्यादिवारेषुबवादिकरणेषुच श्राद्धेफलविशेषोक्तेरेतेतिथ्यादयःकाम्यश्राद्धकालाज्ञेयाः इतिसामान्यकालः ॥

## હવે શ્રાદ્ધનો કાળ કહેછે.

તે શ્રાદ્ધના કાળ અમાવાસ્યા, સંક્રાંતિ, યુગાદિ, મન્વાદિ અને મહાલય ઈત્યાદિક ઘણુ કરી પ્રથમના પરિચ્છેદમાં (પત્ર ૬૪ માં) કહેલાજ છે. પરંતુ કેટલાએક રહ્યાછે તે કહિએ છિએ. મ્હોટાં તીર્થની પ્રાપ્તિ; વ્યતીપાત; મૃતદિવસ; બન્ને ગ્રહણ; શ્રાદ્ધ કરવું એવી ઇચ્છા; શ્રોત્રિયાદિક બ્રાહ્મણનું આવવું; અર્ધોદય, કપિલાષષ્ઠી ઇત્યાદિક ન મળે એવા યોગ; ગ્રહપીડા; દુષ્ટ સ્વપ્નનું દર્શન; નવાં અન્નની પ્રાપ્તિ ; નવાં જળની પ્રાપ્તિ અને ઘર છાવવું ઇત્યાદિક નિમિત્ત એ શ્રાદ્ધકાળ છે. "જ્યારે ભદ્રા વ્યતીપાત અને રવિવાર એમનો યોગ થાય ત્યારે તે પદ્મક યોગ થાય અને તે અયનાદિક કરતાં ચતુર્ગુણ પુણ્યકારક છે." સઘળા માસોનાં કૃષ્ણ પક્ષમાં શ્રાદ્ધ કરવું એમ કહ્યુંછે. એમાં નિત્ય, કિંવા પાંચમથકી અથવા જે દિવસે શ્રાદ્ધ કરવાનું અનુકૂળ હોય તે દિવસે એવા ત્રણ પક્ષ છે. માસમાં એક દિવસ કરવું 'એ પક્ષ' હોય તો, અમાવાસ્યાને દિવસેજ કરવું. **નારાયણવૃત્તિમાં** તો, દર્શશ્રાદ્ધ કરવાથકીજ પક્ષશ્રાદ્ધની સિદ્ધિ થાયછે એમ કહ્યુંછે. સઘળા માસોમાં દર્શશ્રાદ્ધ કરવાનું સામર્થ્ય ન હોય તો કન્યા, કુંભ અને વૃષ એ રાશિના સૂર્ય છતાં ત્રણ અમાસનું અથવા એક અમાસનું શ્રાદ્ધ કરવું. સાગ્નિક છતાં અશક્ત હોય તો પિંડપિતૃયજ્ઞમાત્રથકી તેનાં દર્શશ્રાદ્ધની સિદ્ધિ થાયછે. નિરગ્નિકનાં દર્શશ્રાદ્ધની સિદ્ધિ બ્રાહ્મણભોજન માત્રથકી અથવા ધાન્ય આદિ દ્રવ્યનાં દાનથકી થાયછે. સઘળાં કૃષ્ણ પક્ષોથકી મહાલયનું કૃષ્ણ પક્ષ શ્રેષ્ઠ છે. તેમાં પણ પંદર દિવસ ઇત્યાદિ પક્ષ તથા બીજો પણ બહુ વિસ્તાર બીજા પરિચ્છેદમાં (પત્ર૧૨૪થી૧૩૫ માં) કહ્યોછે. એ વિષયમાં બીજો વિશેષ નિર્ણય **કાળતત્ત્વવિવેચન** ગ્રંથમાં કહ્યોછે. પંદર દિવસ પર્યંત જે મહાલયનો પક્ષ તે પ્રયોગનો આરંભ કીધા પછી આશૌચ પ્રાપ્ત થાય તો કરેલાં મહાલય નિષ્ફળ થાયછે માટે આશૌચ નિવૃત્તિ થયા પછી કોઇ એક તિથિને દિવસે સકૃન્મહાલય માત્ર કરવું. એ રીતે પંચમી ઇત્યાદિક પક્ષવિષે પણ એવોજ નિર્ણય જાણવો. આશૌચ વિના બીજો પ્રતિબંધ પડે તો પ્રતિનિધિદ્વારા બાકીનાં મહાલય કરાવવાં. પુત્રરહિત એવો કાકો, જ્યેષ્ઠ ભાઈ ઇત્યાદિકોનું એક પાર્વણસહિત મહાલયશ્રાદ્ધ ભાદરવાનાં કૃષ્ણ પક્ષમાં તેની તેની મૃત્યુતિથિને દિવસે જીવત્પિતૃકે પણ કરવું. બાર પૂનમનો સંભવ ન હોય તો માઘ, શ્રાવણ અને ભાદરવાની પૂનમ નિત્ય છે. કોઈ એક કૃષ્ણ પક્ષમાં એકમ આદિ પંદર તિથિ, કૃત્તિકાથકી ભરણી પર્યંત નક્ષત્ર, વિષ્કંભાદિક યોગ, રવિ આદિક વાર, અને બવાદિક કરણ, એ દિવસે શ્રાદ્ધ કરવું એવાં વિશેષ વચન છે તેથી એ

તિથિ ઇત્યાદિક જે કહ્યાં તે કામ્યશ્રાદ્ધના કાળ છે. એ રીતે જાણવું. એ પ્રમાણે શ્રાદ્ધનો સામાન્ય કાળ કહ્યો.

---

अथापराण्हादिविशेषनिर्णयः दिनस्यपंचविभागास्त्रित्रिमुहूर्तकास्तत्राद्योभागःप्रातःसंज्ञः द्वितीयःसंगवः तृतीयोमध्यान्हः चतुर्थोपराण्हः पंचमोभागःसायान्हः दिनस्यपंचदशोभागोमुहूर्तः तत्रसप्तमोगंधर्वोष्टमोमुहूर्तःकुतुपः नवमोरौहिणः तत्रदर्शादिश्राद्धानां निर्णयःपूर्वपरिच्छेदयोःप्रायेणोक्तः विशेषस्तूच्यते साग्निकानांकात्यायनादीनामन्वाधान पिंडपितृयज्ञदर्शश्राद्धानामेकदिनकर्तव्यत्वनियमात् त्रेधाविभक्तदिनतृतीयभागरूपापराण्हव्यापिन्याममावांदर्शश्राद्धंकर्तव्यं ॥

## હવે અપરાણ્હ આદિ વિશેષ નિર્ણય કેહેછે.

ત્રણ ત્રણ મુહૂર્ત્તનો એક એક ભાગ, એવા એક દિવસના પાંચ ભાગ કરવા, તેમાં પ્રથમના ભાગનું પ્રાતઃ એવું નામ છે, બીજો ભાગ સંગવ, ત્રીજો ભાગ મધ્યાન્હ, ચોથો ભાગ અપરાણ્હ, અને પાંચમો ભાગ સાયાન્હ. દિનમાનનો પંદરમો ભાગ તે મુહૂર્ત્ત. તેમાં સાતમો મુહૂર્ત્ત ગંધર્વ, આઠમો મુહૂર્ત્ત કુતુપ, અને નવમો મુહૂર્ત્ત રૌહિણ નામનો છે. તેમાં દર્શાદિક શ્રાદ્ધોનો નિર્ણય ઘણુ કરિ પ્રથમના બન્ને પરિચ્છેદમાં કહ્યોછે. તે કરતાં જે વિશેષ નિર્ણય, તે કહુંછું. સાગ્નિક એવા કાત્યાયન ઇત્યાદિકોએ અન્વાધાન, પિંડપિતૃયજ્ઞ અને દર્શશ્રાદ્ધ એ ત્રણે એક દિવસે કરવાં એવો નિયમ કહ્યોછે; માટે દિનમાનના ત્રણ ભાગ કરી ત્રીજો ભાગ જે અપરાણ્હ કાળ તેમાં વ્યાપ્તિવાળી અમાવાસ્યામાં દર્શશ્રાદ્ધ કરવું.

---

अथप्रतिसांवत्सरिकमासिकादिनिर्णयउच्यते तत्रैकोद्दिष्टमध्यान्हेसप्तमाष्टमनवममुहूर्तरूपेकार्यं तत्रापिकुतुपरौहिणसंज्ञकावष्टमनवममुहूर्तौमुख्यःकालः तत्रपूर्वत्रैवपरत्रैववादिने मध्यान्हव्याप्तौसैवतिथिर्ग्राह्या दिनद्वयेमध्यान्हव्याप्तौमध्यान्हास्पर्शेवापूर्वत्रैव दिनद्वये साम्येनैकदेशव्याप्तौपूर्वा खर्वदर्पादिव्यवस्थेत्यन्ये वैषम्येणैकदेशव्याप्तावाधिक्येननिर्णयः पार्वणेत्वपराण्हव्यापिनीग्राह्या पूर्वत्रैवपरत्रैववापराण्हव्याप्तौसैवग्राह्या दिनद्वयेनद्वयाप्तौ तदस्पर्शेवांशतःसमव्याप्तौवापूर्वा विषमव्याप्तौत्वधिकाग्राह्या माधवाचार्यास्तुदिनद्वयेपूर्णापराण्हव्याप्तावंशतःसमव्याप्तौचोत्तरतिथेःक्षयेपूर्वा वृद्धौपरा उत्तरतिथेःक्षयवृद्ध्यभावेपिपरेत्याहुः अयंक्षयाहनिर्णयःप्रत्याब्दिकेमासिकेसकृन्महालयेचज्ञेयः ॥

## હવે સાંવત્સરિક, અને માસિકાદિક એમનો નિર્ણય કેહેછે.

તેમાં એકોદ્દિષ્ટ શ્રાદ્ધ સાતમો, આઠમો તથા નવમો એ ત્રણ મુહૂર્ત્તરૂપ જે મધ્યાન્હ કાળ તેમાં કરવું. તેમાં પણ કુતુપ અને રૌહિણ એ નામનાં આઠમો તથા નવમો એ બે મુહૂર્ત્ત મુખ્ય કાળ છે. તેમાં પૂર્વ દિવસેજ અથવા બીજે દિવસેજ મધ્યાન્હવ્યાપ્તિ હોય તો તેજ તિથિ લેવી. બન્ને દિવસે મધ્યાન્હવ્યાપ્તિ હોય અ-

---

१ मृततिथौक्रियमाणसकृन्महालयइत्यर्थः ॥

થવા બન્ને દિવસે મધ્યાન્હ કાળે સ્પર્શ ન હોય તો પૂર્વ દિવસેજ કરવું. બન્ને દિવસે સરખી એકદેશવ્યાપ્તિ હોય તો પૂર્વ દિવસની લેવી. ખર્વ પર્વ (તિથિની ઓછી અધિકી વ્યાપ્તિ) ઇત્યાદિકવડે વ્યવસ્થા જાણવી, એમ બીજા ગ્રંથકારો કહેછે. વિષમ માનથકી એકદેશવ્યાપ્તિ હોય તો આધિક્યવડે નિર્ણય કરવો. પાર્વણ શ્રાદ્ધવિષે તો, અપરાણ્હવ્યાપિની તિથિ લેવી. પૂર્વ દિવસેજ અથવા પર દિવસેજ અપરાન્હવ્યાપ્તિ હોય તો તેજ તિથિ લેવી. બન્ને દિવસે અપરાણ્હવ્યાપ્તિ હોય અથવા ન હોય અથવા અંશેકરી સરખી વ્યાપ્તિ હોય તો પૂર્વ દિવસની લેવી. વિષમવ્યાપ્તિ હોય તો અધિકવ્યાપિની લેવી. માધવાચાર્ય તો, બન્ને દિવસે પૂર્ણ અપરાણ્હવ્યાપ્તિ અથવા અંશથકી સરખી વ્યાપ્તિ છતાં બીજા દિવસની તિથિનો ક્ષય હોય તો પૂર્વ દિવસની લેવી. બીજા દિવસની તિથિની વૃદ્ધિ હોય તો બીજા દિવસની લેવી. બીજા દિવસની તિથિનો ક્ષય અથવા વૃદ્ધિ બન્ને ન હોય તો પણ બીજા દિવસની લેવી, એમ કહેછે. આ ક્ષય દિવસનો નિર્ણય પ્રતિસાંવત્સરિક શ્રાદ્ધ, માસિક શ્રાદ્ધ અને મૃત્યુતિથિને દિવસે કરવાનું સકૃન્મહાલય એવિષે જાણવો.

---

श्राद्धेभरण्यादिनक्षत्रंव्यतीपातादियोगश्चापराण्हव्यापीत्युक्तंद्वितीये केचिच्छुक्लपक्षेउदयव्यापिनक्षत्रंकृष्णपक्षेस्तमयव्यापियोगस्तुकुतुपादिव्यापीत्याहुः एतच्चपार्वणश्राद्धंकुतुपादिमुहूर्तपंचकेकार्यंनसायान्हेनरात्रौनप्रातःसंगवयोः पिंडपितृयज्ञदिनेसायान्हेपिपार्वणमनुज्ञायते यदाविघ्नवशाद्दिनेसांवत्सरिकश्राद्धंनकृतंतदारात्रावपिप्रथमप्रहरपर्यंतंकार्यं मृताहातिक्रमेचांडालत्वादिदोषोक्तेः ग्रहणादिनेदर्शमासिकप्रतिवार्षिकादिश्राद्धेप्रेप्सिताहृन एवान्नेनामेनवाहेम्नावाकुर्यान्नोत्तरादिने प्रथमाब्दिकंत्रयोदशेमलमासेकार्यमित्युक्तं तेनयत्रद्वादशमासिकंशुद्धमासेभवतितत्रत्रयोदशेधिकएवप्रथमाब्दिकंकार्यं यदात्वधिकमध्येद्वादशंमासिकंतदाद्वादशमासिकस्यद्विरावृत्तिकृत्वाचतुर्दशेशुद्धमासेप्रथमाब्दिकं एवंद्वितीयादिमासिकस्यापिमलमासेप्राप्तस्यद्विरावृत्तिर्ज्ञेया द्वितीयाद्याब्दिकंतुशुद्धमासेएव एवंमहालयोपिशुद्धेएव नाधिकेमासेकिंचिदपि मलमासमृतानांतुयदासएवमलमासोभवतितदाधिकएवसांवत्सरिकंनशुद्धे दर्शदिनेवार्षिकप्राप्तौपूर्ववार्षिकंकृत्वाततःपिंडपितृयज्ञंपाकांतरेणदर्शश्राद्धंचकुर्यात् परेतुआदौपिंडपितृयज्ञस्ततोवार्षिकंततोदर्शइतिक्रममाहुः एवंमासिकादिष्वपिज्ञेयं ॥

ભરણી ઇત્યાદિક નક્ષત્ર અને વ્યતીપાતાદિક યોગ શ્રાદ્ધવિષે અપરાણ્હવ્યાપિ લેવાં એ રીતે બીજા પરિચ્છેદમાં (પત્ર ૧૨૪ માં) કહ્યુંછે. કોઇ ગ્રંથકાર, શુકલ પક્ષમાં સૂર્યોદયવ્યાપિ અને કૃષ્ણ પક્ષમાં અસ્તમયવ્યાપિ નક્ષત્ર લેવાં અને યોગ તો કુતુપાદિવ્યાપિ લેવા એમ કહેછે. એ પાર્વણ શ્રાદ્ધ કુતુપાદિક પાંચ મુહૂર્ત્તમાં કરવું; સાયાન્હ, રાત્રિ, પ્રાતઃ કાળ અને સંગવ એ કાળમાં કરવું નહી. પિંડપિતૃયજ્ઞને દિવસે સાયાન્હ કાળે પણ પાર્વણ શ્રાદ્ધ કરવું. જ્યારે કાંઇ એક વિઘ્ન પડવાથી દિવસે સાંવત્સરિક શ્રાદ્ધ કીધું ન હોય તો રાત્રિએ પણ પ્હેલા પોહોર પર્યંત

કરવું; કારણ, મૃતદિવસનું ઉલ્લંઘન થાય તો ચાંડાલત્વાદિ દોષ પ્રાપ્ત થાયછે એવાં વચન છે. ગ્રહણને દિવસે દર્શશ્રાદ્ધ, માસિક અને પ્રતિ સાંવત્સરિક શ્રાદ્ધ પ્રાપ્ત થાય તો તે દિવસેજ અન્ન અથવા આમાન્ન કિંવા હિરણ્ય એણે કરી કરવું, બીજે દિવસે કરવું નહી. પ્રથમાબ્દિક તેરમાં મલમાસમાં કરવું એમ કહ્યુંછે, તેથી જ્યારે બારમો માસિક શુદ્ધ માસમાં થાયછે ત્યારે તેરમા અધિક માસમાંજ પ્રથમાબ્દિક કરવું. જ્યારે અધિક માસમાં બારમો માસિક પ્રાપ્ત થાય ત્યારે બારમા માસિકની બીજી વાર આવૃત્તિ કરી ચૌદમા શુદ્ધ માસમાં પ્રથમાબ્દિક કરવું. એ પ્રમાણે મળ માસમાં પ્રાપ્ત થયલા દ્વિતીય આદિ માસિકની પણ બીજી વાર આવૃત્તિ કરવી. દ્વિતીય આદિ આબ્દિકશ્રાદ્ધ તો શુદ્ધ માસમાંજ કરવું. એ રીતે મહાલય શ્રાદ્ધ પણ શુદ્ધ માસમાંજ કરવું, અધિક માસમાં કાંઇ પણ કરવું નહી. મળ માસમાં મરેલા હોય તેમનું તો જ્યારે તેજ મળમાસ આવે ત્યારે તે અધિક માસમાંજ સાંવત્સરિક શ્રાદ્ધ કરવું, શુદ્ધ માસમાં કરવું નહી. દર્શને દિવસે વાર્ષિક (સાંવત્સરિક) શ્રાદ્ધ પ્રાપ્ત થાય તો પ્રથમ વાર્ષિક શ્રાદ્ધ કરી ત્યાર પછી બીજે પાક કરી પિંડપિતૃયજ્ઞ તથા દર્શ શ્રાદ્ધ કરવાં. બીજા ગ્રંથકારો તો, પ્રથમ પિંડપિતૃયજ્ઞ, પછી વાર્ષિક શ્રાદ્ધ, તે પછી દર્શશ્રાદ્ધ કરવું, એવો ક્રમ કહેછે. એ રીતે માસિકાદિ શ્રાદ્ધ વિષે પણ એવોજ નિર્ણય જાણવો.

---

**सपिंडीकरणादूर्ध्वंयावदब्दत्रयंभवेत् तावदेवनभोक्तव्यंतदीयेश्राद्धमात्रके प्रथमाब्दे स्थ्यादिभोजीद्वितीयेमांसभक्षकः तृतीयेरक्तभोजीस्याच्छुद्धंश्राद्धंचतुर्थके इत्यास्तांप्रासंगिकंप्रकृतमनुसरामः पार्वणमपिहेमश्राद्धमामश्राद्धंचद्वेधाविभक्तदिनपूर्वभागेएवकार्यं सर्वंचश्राद्धंतत्तन्निर्णीतकालेतत्तत्तिथ्यभावेपिकर्तव्यं साकल्यवचनादिनाशास्त्रनस्तत्रतत्तत्तिथिसत्त्वादितिकालतत्त्वविवेचने वृद्धिश्राद्धंप्रातःसंगवयोःकार्यं मध्यान्होगौणः अपराण्हसायान्हरात्रयोनिषिद्धाः रात्रौविवाहेप्रातर्वृद्धिश्राद्धंनकृतंतदारात्रावपिकार्यमिति क्वचित् ग्रहणनिमित्तकंपार्वणश्राद्धंपुत्रजन्मनिमित्तकंजातकर्मांगंवृद्धिश्राद्धंचरात्रावपि कार्यं इतिकालनिर्णयः ॥**

"સપિંડીકરણ પછી ત્રણ વર્ષ પર્યંત તેનાં શ્રાદ્ધમાત્રમાં ભોજન કરવું નહી. પ્રથમ વર્ષમાં ભોજન કરવાથી હાડકા ઇત્યાદિકનું ભોજન કરનારો થાયછે, બીજે વર્ષે માંસભક્ષક, અને ત્રીજે વર્ષે રૂધિરનું ભોજન કરનારો થાયછે, ચોથે વર્ષે તે શ્રાદ્ધ શુદ્ધ છે." એ પ્રમાણે પ્રસંગથી પ્રાપ્ત થયલો વિષય બહુ કહ્યો. હવે પ્રકૃત (ચાલતો) વિષય કહુંછું. પાર્વણરૂપ હોય તો પણ હેમશ્રાદ્ધ અથવા આમશ્રાદ્ધ, એ દિનમાનના બે ભાગ કરી જે પૂર્વ ભાગ છે તેમાંજ કરવું. સઘળાં શ્રાદ્ધ તેના તેના નિર્ણય કરેલા સમયમાં તે તે તિથિનો અભાવ હોય તો પણ (તે સમયે) કરવાં;

---

१ तेनदिनद्वयेपराण्हेतिथिस्पर्शाभावस्थलेपूर्वदिनेतत्कालेतिथ्यभावेप्यपराण्हएवश्राद्धंनसायान्हे ॥

કારણ, સાકલ્યવચનાદિક શાસ્ત્રથકી તે તે સમયે તે તે તિથિ છે એ રીતે **કાળતત્ત્વવિવેચન** ગ્રંથમાં કહ્યુંછે. વૃદ્ધિશ્રાદ્ધ પ્રાતઃ કાળ તથા સંગવ કાળમાં કરવું. મધ્યાન્હ એ ગૌણ કાળ છે. અપરાણ્હ, સાયાન્હ અને રાત્રિ એ નિષિદ્ધ કાળ છે. રાત્રિએ વિવાહ કરવાનો છતાં પ્રાતઃ કાળે વૃદ્ધિશ્રાદ્ધ કીધું ન હોય તો રાત્રિયે પણ કરવું એમ કોઇ ગ્રંથમાં છે. ગ્રહણ નિમિત્તક પાર્વણશ્રાદ્ધ તથા પુત્રજન્મનિમિત્તક એવું જાતકર્મનું અંગભૂત વૃદ્ધિશ્રાદ્ધ એ રાત્રિમાં પણ કરવાં. એ પ્રમાણે કાળનો નિર્ણય કહ્યો.

**पुत्रादिभिःपितृमात्राद्युद्देशेनश्राद्धेक्रियमाणेनामगोत्रंमंत्राश्चतत्तदन्नंतान्पितॄन्प्रापयंति तत्रपित्रादीनांदेवरूपत्वेतदन्नममृतरूपंभूत्वातत्रोपतिष्ठतेगांधर्वत्वेभोग्यरूपेणपशुत्वेतृणरूपेणसर्पत्वेवायुरूपेणयक्षत्वेपानरूपेणदानवादित्वेमांसत्वेनप्रेतत्वेरुधिरत्वेनमनुष्यत्वेन्नादिरूपेणेति ग्रंथांतरे तस्यनेपितरःश्रुत्वाश्राद्धकालमुपस्थितं अन्योन्यंमनसाध्यात्वासंपतंति मनोजवाः तैर्ब्राह्मणैःसहाश्नंतिपितरोवायुरूपिणः अतएवश्रीरामेणश्राद्धेक्रियमाणे सीताविप्रेषुदशरथादीन्ददर्शेतिकथाश्रूयते प्रावृण्यंतेयमःप्रेतान्पितॄंश्चापियमालयात् विसर्जयतिभूलोकेकृत्वाशून्यंस्वकंपुरं तेपुत्रादेःप्रकांक्षंतिपायसंमधुसंयुतं कन्यागतेसवितरिपितरोयांतिवैसुतान् अमावास्यादिनेप्राप्तेगृहद्वारंसमाश्रिताः श्राद्धाभावेस्वभवनं शापंदत्वाव्रजंतिते अतोमूलैःफलैर्वापितथाप्युदकतर्पणैः पितृतृप्तिंप्रकुर्वीतनैवश्राद्धंविवर्जयेत् किंचश्राद्धेनब्रह्मादिस्तंबपर्यंतसकलभूततृप्तिःश्रूयते तत्रपिशाचादिरूपाणांविकिरादिभिस्तृप्तिर्वृक्षादिरूपाणांस्नानवस्त्रोदकादिनाकेषांचिदुच्छिष्टपिंडादिनेति अतोब्रह्मीभूतपितृकेणापिश्राद्धंकार्यं तत्रपितृपितामहप्रपितामहादिरूपमेकैकंपार्वणंवसुरुद्रादित्यादिभेदेनध्येयं एकोद्दिष्टंवसुरूपेणेतिसर्वत्र केचित्तुपितृपितामहप्रपितामहाःप्रद्युम्नसंकर्षणवासुदेवात्मनाध्येयाः कर्त्ताऽनिरुद्धात्मनेत्याहुः एवंवरुणप्रजापत्याग्निरूपेणक्वचित् क्वचिन्मासऋतुवत्सररूपेणेति तत्रयथाचारंसमुच्चयेनविकल्पेनवाध्यानमितिव्यवस्था पित्रादिपार्वणंयत्रतत्रमातामहादयः सर्वत्रैवहिकर्तव्यानाब्दिकेमासिकेषुन मासिकेषुत्वाब्दिकेचत्रिदैवत्यंप्रकीर्तितं वृद्धौतीर्थेन्वष्टकासुगयायांचमहालये त्रिपार्वणकमत्रेष्टंशेषंषाट्पौरुषंविदुः सपत्नीकंपित्रादित्रयंसपत्नीकंमातामहादित्रयमितिषाट्पौरुषत्वं क्षयाहं वर्जयित्वैकंस्त्रीणांनास्तिपृथक्क्रिया अन्वष्टकासुवृद्धौचगयायांचक्षयेहनि अत्रमातुःपृथक्श्राद्धमन्यत्रपतिनासह ॥**

પુત્ર ઇત્યાદિકોએ પિતા, માતા ઇત્યાદિકને ઉદ્દેશે કરી કરાંતાં જે શ્રાદ્ધ તેમાંનાં નામ, ગોત્ર અને મંત્ર એ તે તે અન્ન તે પિત્રોને પોહોચાડેછે. તેમાં પિતા ઇત્યાદિક દેવરૂપ હોય તો તે અન્ન અમૃતરૂપ થઇ તે સ્થાનકે તેને પ્રાપ્ત થાયછે. ગંધર્વરૂપ છતાં ભોગ્યરૂપે, પશુરૂપ છતાં ઘાસરૂપે, સર્પરૂપ છતાં વાયુરૂપે, યક્ષરૂપ છતાં પાન (પીવા યોગ્ય પદાર્થ) રૂપે, દાનવ આદિ રૂપ છતાં માંસરૂપે, પ્રેતરૂપ છતાં

૧ એથી એમ સિદ્ધ થાયછે કે, બન્ને દિવસે અપરાણ્હ કાળે તિથિનો સ્પર્શ ન હોય એવે સ્થલે પ્રથમ દિવસે અપરાણ્હ કાળે તિથિ ન હોય તો પણ અપરાણ્હ કાળેજ શ્રાદ્ધ કરવું, સાયાન્હ કાળે કરવું નહિ.

રૂધિરરૂપે, અને મનુષ્યરૂપ છતાં અન્નાદિરૂપે તે તે સ્વરૂપ થઇ તે તે સ્થાનકે પ્રાપ્ત થાયછે. બીજા ગ્રંથોમાં, "શ્રાદ્ધકર્ત્તાના પિતૃ શ્રાદ્ધકાળ પ્રાપ્ત થયો એમ શ્રવણ કરી એક બીજાનું મનમાં ધ્યાન કરી મનના જેવા વેગથી પ્રાપ્ત થાયછે. પછી વાયુરૂપ તે પિતૃ શ્રાદ્ધમાં નોતરેલા બ્રાહ્મણોની સાથે ભોજન કરેછે," એ કારણથીજ શ્રીરામે શ્રાદ્ધ કીધું તે સમયે સીતાએ બ્રાહ્મણોનાં દેહમાં દશરથાદિકોને જોયા, એવી કથા સાંભળવામાં આવેછે. "યમ વર્ષા ઋતુ સમાપ્ત થયા પછી પ્રેત અને પિત્રોને યમલોકથકી પોતાનું નગર શૂન્ય કરી ભૂલોક ઉપરે મોકલેછે. પછી તે પિતૃ પુત્રાદિક પાસેથી મધયુક્ત દૂધપાક પ્રાપ્ત થાઓ એવી ઇચ્છા કરેછે. કન્યાગત સૂર્ય થયા છતાં અવશ્ય પિતૃ પુત્રપાસે આવેછે. અમાવાસ્યાનો દિવસ આવ્યા છતાં ઘરનાં દ્વારનો આશ્રય કરી શ્રાદ્ધની વાટ જોઇ ઉભા રેહેછે. પુત્રાદિક શ્રાદ્ધ ન કરે તો તેઓને શાપ દઇ પોતાને સ્થાનકે જાયછે. માટે મૂળ કિંવા ફળ અથવા જળવડે તર્પણ એણે કરી પિતૃની તૃપ્તિ કરવી, અવશ્ય શ્રાદ્ધ છોડવું નહી." અને શ્રાદ્ધવડે બ્રહ્માદિ સ્તંબ પર્યંત સર્વ ભૂતની તૃપ્તિ થાયછે એમ સંભળાયછે. તેમાં પિશાચાદિરૂપ પિતૃની તૃપ્તિ વિકિર પિંડાદિકવડે થાયછે. વૃક્ષાદિક રૂપની તૃપ્તિ સ્નાન કીધા પછી વસ્ત્ર નીચોવવાનું જે જલાદિક તેણે કરીને થાયછે. કેટલાએકોની ઉચ્છિષ્ટ પિંડાદિકવડે થાયછે, માટે જેના પિતૃ બ્રહ્મરૂપ થયા હોય તેણે પણ શ્રાદ્ધ કરવું. તેમાં પિતા, પિતામહ, પ્રપિતામહ ઇત્યાદિરૂપ એવું એક એક પાર્વણ વસુ રૂદ્ર અને આદિત્ય ઇત્યાદિ ભેદવડે ધ્યાન કરવાયોગ્ય છે. એકોદિષ્ટ ગણનું વસુરૂપે ધ્યાન કરવું એ રીતે સઘળે ઠેકાણે જાણવું. કોઇ ગ્રંથકાર તો, પિતા, પિતામહ અને પ્રપિતામહનું પ્રદ્યુમ્ન, સંકર્ષણ અને વાસુદેવરૂપે ધ્યાન કરવું, અને કર્ત્તા અનિરૂદ્ધરૂપ છે, એમ કેહેછે. એ પ્રમાણે વરૂણ, પ્રજાપતિ અને અગ્નિરૂપે ધ્યાન કરવાયોગ્ય છે, એમ કોઇ ગ્રંથમાં છે. કોઇ ગ્રંથમાં, માસ, ઋતુ અને વર્ષ એ રૂપે ધ્યાન કરવાયોગ્ય છે. તેમાં જેવો આચાર હોય તે પ્રમાણે સમુચ્ચયવડે ( એક સમયે સર્વરૂપે ) અથવા વિકલ્પે કરી ધ્યાન કરવું, એ પ્રમાણે વ્યવસ્થા જાણવી. "જ્યહાં પિતા ઇત્યાદિકનું પાર્વણ છે ત્યહાં માતામહાદિક પાર્વણનો ઉદ્દેશ કરવો. આબ્દિક અને માસિકશ્રાદ્ધમાં માતામહાદિકનો ઉદ્દેશ કરવો નહી. માસિકશ્રાદ્ધ તથા આબ્દિકશ્રાદ્ધમાં ત્રણ દેવતા કહ્યાછે. વૃદ્ધિશ્રાદ્ધ ( નાંદીશ્રાદ્ધ ), તીર્થશ્રાદ્ધ, અન્વષ્ટકાશ્રાદ્ધ, ગયાશ્રાદ્ધ અને મહાલય એ શ્રાદ્ધોમાં ત્રણ પાર્વણ કરવાનાં છે, બીજાં શ્રાદ્ધ ષાટ્પૌરૂષ ( બે પાર્વણનાં ) છે. એમ કેહેછે." સ્ત્રી સહિત પિતા ઇત્યાદિ ત્રણ અને સ્ત્રી સહિત માતામહાદિ ત્રણ એનું નામ ષાટ્પૌરૂષ. "એક ક્ષયદિવસ વર્જ્ય કરી સ્ત્રીનું જુદું શ્રાદ્ધ નથી. અન્વષ્ટકાશ્રાદ્ધ, વૃદ્ધિશ્રાદ્ધ, ગયાશ્રાદ્ધ અને ક્ષયદિવસ એ શ્રાદ્ધોમાં માતાનું ભિન્ન શ્રાદ્ધ કરવું, બીજાં શ્રાદ્ધોમાં પતિની સાથે કરવું."

---

**અથવિશ્વેદેવાઃ યત્રવિશેષોનોચ્યનેતત્રસર્વત્રપાર્વણશ્રાદ્ધેપુરૂરવાર્દ્રવસંજ્ઞકાવિશ્વેદેવાઃ**

काम्यश्राद्धेमहालयेचधूरिलोचनसंज्ञकाः नैमित्तिकेऽष्टकाख्याष्टमीश्राद्धेचकामकालसंज्ञकाः एकोद्दिष्टंसपिंडीकरणंवानैमित्तिकसंज्ञं नांदीश्राद्धेसत्यवसुसंज्ञकाः तत्रापिगर्भाधानपुंसवनसीमंतोन्नयनेतिसंस्कारत्रयांगमग्न्याधानसोमयागांगंचनांदीश्राद्धमिष्टिश्राद्धसंज्ञकंकर्मांगश्राद्धसंज्ञकंचतत्रक्रतुदक्षसंज्ञकाविश्वेदेवाः पार्वणद्वयाद्ययोर्जीवनान्मातृपार्वणकमेवक्रियमाणंनांदीश्राद्धंदेवरहितंकार्यं एवंपार्वणत्रयस्यभिन्नत्वेनानुष्ठीयमानेनांदीश्राद्धेपिमातृपार्वणंदेवहीनं नांदीश्राद्धेहिदिनत्रयेक्रमेणपार्वणत्रयंकार्यं एकस्मिन्दिनेपृथक्पृथक्पार्वणत्रयंसहतंत्रेणपार्वणत्रयमितित्रयःपक्षाः नित्यश्राद्धंदेवरहितंकार्यं एवंसपिंडीकरणात्प्राक्तनान्येकोद्दिष्टश्राद्धान्यपिदेवहीनानि इतिश्राद्धदेवतानिर्णयः ॥

## હવે વિશ્વેદેવા કેહેછે.

જે શ્રાદ્ધમાં વિશેષ કહ્યા ન હોય તે સઘળાં પાર્વણ શ્રાદ્ધોમાં પુરૂરવાર્દ્રવ એ નામના વિશ્વેદેવા લેવા. કામ્યશ્રાદ્ધ અને મહાલય એમાં ધૂરિલોચન નામના વિશ્વેદેવા લેવા. નૈમિત્તિકશ્રાદ્ધ તથા અષ્ટકા નામની આઠમનું શ્રાદ્ધ એમાં કાલકામ નામના વિશ્વેદેવા લેવા. એકોદ્દિષ્ટ અથવા સપિંડીકરણ એ નૈમિત્તિકશ્રાદ્ધ છે. નાંદીશ્રાદ્ધમાં સત્યવસુ નામના વિશ્વેદેવા લેવા. તેમાં પણ ગર્ભાધાન, પુંસવન, સીમંતોન્નયન, એ ત્રણ સંસ્કારનાં અંગભૂત તથા અગ્ન્યાધાન અને સોમયાગનાં અંગભૂત એવા નાંદીશ્રાદ્ધ ઇષ્ટિશ્રાદ્ધસંજ્ઞક; તથા કર્મનાં અંગભૂતસંજ્ઞક નાંદીશ્રાદ્ધ એમાં ક્રતુદક્ષસંજ્ઞક વિશ્વેદેવા લેવા. પિતૃપાર્વણ અને માતામહપાર્વણ એ બન્ને પાર્વણના પ્રથમ પુરૂષ જીવતા છે માટે માતૃપાર્વણયુક્તજ જે કરવાનું નાંદીશ્રાદ્ધ તે દેવરહિત કરવું. એ પ્રમાણે ત્રણે પાર્વણ જુદાં જુદાં કરી કરવાનું જે નાંદીશ્રાદ્ધ તેમાં પણ માતૃપાર્વણ દેવહીન કરવું. નાંદીશ્રાદ્ધમાં તો ત્રણ દિવસ ક્રમે કરી ત્રણ પાર્વણ કરવાં, એક દિવસે જુદાં જુદાં ત્રણ પાર્વણ, અથવા એકતંત્રે ત્રણ પાર્વણ કરવાં, એવા ત્રણ પક્ષ છે. નિત્યશ્રાદ્ધ દેવરહિત કરવું. એ પ્રમાણે સપિંડીકરણથી પ્રથમનાં જે એકોદ્દિષ્ટશ્રાદ્ધ તે પણ દેવહીન કરવાં. એ પ્રમાણે શ્રાદ્ધદેવતાઓનો નિર્ણય કહ્યો.

---

अथश्राद्धेब्राह्मणाः तत्रजातकर्मादिसंस्कारैःसंस्कृतःसत्यवाक्शुचिः वेदाध्ययनसंपन्नः षट्सुकर्मस्ववस्थितः पुरुषत्रयविख्यातःसवैब्राह्मणउच्यते इतिब्राह्मणसामान्यलक्षणं तत्रोत्तममध्यमाधमभेदेनत्रिविधाब्राह्मणाः ॥

## હવે શ્રાદ્ધવિષે બ્રાહ્મણ કેહેછે.

તેમાં, " જાતકર્માદિ સંસ્કારયુક્ત છતો સત્યવક્તા, પવિત્ર, વેદાધ્યયનયુક્ત, ષટ્કર્મ ( અધ્યયન, અધ્યાપન, યજન, યાજન, દાન અને પ્રતિગ્રહ ) વિષે કુશલ, અને પિતા ઇત્યાદિ ત્રણ પુરૂષ જેના વિખ્યાત હોય એવો જે તે બ્રાહ્મણ કેહેવાયછે." એ પ્રમાણે બ્રાહ્મણનું સામાન્ય લક્ષણ કહ્યું, તેમાં ઉત્તમ, મધ્યમ અને અધમ એ ભેદવડે ત્રણ પ્રકારના બ્રાહ્મણ છે.

तत्रोत्तमाः वेदाध्ययनसंपन्नावेदांगाध्यायिनोपिच येवैव्याकरणायेचमीमांसाध्ययनेरताः पौराणिकश्चवेदांतीधर्मशास्त्ररतोपिच एतेषामपियेपुत्राब्रह्मवेत्तातथैवच वेदार्थज्ञःकर्मनिष्ठस्तपोनिष्ठश्चयोगिनः पितृमातृपरश्चैवस्वधर्मनिरतस्तथा शिशुरप्यग्निहोत्रीचसोमादिश्रौतकर्मवित् शिवभक्तोविष्णुभक्तोभार्यायामृतुकालगः गुरुभक्तोज्ञाननिष्ठःसोमयाजीच सत्यवाक् सुशीलस्नानकयतिब्रह्मचारिणउत्तमाः एतेसर्वेसपत्नीकायुवत्वादिगुणान्विताः सापिंडययोनिशिष्यत्वादिसंबंधैश्चवर्जिताः कुष्ठापस्मारादिदोषैर्हीनाश्चेदुत्तमाःस्मृताः तत्रदशाहादिसूतकादिप्रयोजकसापिंडयसगोत्रसोदकत्वरूपसंबंधःसापिंडयपदाभिधेयः योनिसंबंधोमातुलत्वश्वशुरत्वशालकत्वादिः आदिनागुरुत्वसहाध्यायित्वमित्रत्वादयः तथाचसपत्नीकत्वादिगुणयुक्ताउक्तसंबंधहीना अपस्मारांधत्वादिदोषहीनावेदाध्यायित्वादिसप्तविंशतिप्रकाराविप्राउत्तमाइतिसिद्धं तत्रविशेषः यद्येकंभोजयेच्छ्राद्धेछंदोगंतत्रपूजयेत् ऋचोयजूंषिसामानित्रितयंतत्रविद्यते ऋग्वेदिनंचपित्रर्थेयाजुर्वंनुपितामहे प्रपितामहेसामगंचभोजयेच्छ्राद्धकर्मणि अथर्ववेदिनंवैश्वदेवेपिप्ययेचभोजयेत् एतेनस्वशाखीयद्विजाभावेद्विजानन्यान्निमंत्रयेदितिनिरस्तं केचित्तथाकन्यातथाहविरितिनियमात्पैःसहयोनिसंबंधस्तएवपरशाखीयाःश्राद्धार्हाइत्याहुस्तन्निर्मूलं केचिच्छ्राद्धकर्तृसगोत्रसप्रवरावर्ज्याः पितृपुत्रौभ्रातरौद्वौनिरग्निर्गुर्विणीपतिं सगोत्रप्रवरंचैववर्जयेच्छ्राद्धकर्मणीतिवचनादित्याहुः विनामांसेनमधुनाविनादक्षिणयाशिषा परिपूर्णभवेच्छ्राद्धंयतिषुश्राद्धभोजिषुइतियतिप्रशंसा ॥

**તેમાં ઉત્તમ બ્રાહ્મણ કેહેછે.** "વેદાધ્યયનયુક્ત, વેદનાં જે અંગ તેનું અધ્યયન કરનારા, વ્યાકરણ ભણેલા, મીમાંસા શાસ્ત્રનું અધ્યયન કરનારા, પૌરાણિક, વેદાંતી, ધર્મશાસ્ત્રમાં પ્રીતિમાન તે અને તેમના પુત્ર, બ્રહ્મવેત્તા, વેદના અર્થનો જાણનારો, કર્મનિષ્ઠ, તપોનિષ્ઠ, યોગી, પિતા અને માતાની સેવા કરનારો, સ્વધર્મતત્પર, અવસ્થાએ ન્હાનો પણ અગ્નિહોત્રી, સોમ આદિ શ્રૌત કર્મનો જાણનારો, શિવભક્ત, વિષ્ણુભક્ત, પોતાની સ્ત્રીપ્રત્યે ઋતુસમયે ગમન કરનારો, ગુરૂભક્ત, જ્ઞાનનિષ્ઠ, સોમયાગ કરનારો, સત્યવક્તા, સુશીલ, સ્નાતક, સંન્યાસી અને બ્રહ્મચારી એ સઘળા ઉત્તમ છે. એ સઘળા સપત્નીક હોય અને યુવત્વ ( યૌવનપણું ) ઇત્યાદિ ગુણે યુક્ત છતા સાપિંડય સંબંધ, યોની સંબંધ અને શિષ્યત્વાદિ સંબંધ એથી રહિત હોય, તેમજ કોઢ, અપસ્માર ( મૃગી+મિરિયો ) ઇત્યાદિ દોષે હીન હોય તો તે ઉત્તમ છે." તેમાં દશાહાદિકે સૂતક (જનનાશૌચ અને મૃતાશૌચ) ઇત્યાદિકનું કારણ જે સાપિંડય એટલે સગોત્ર સોદકત્વરૂપ સંબંધ તે સાપિંડય સંબંધ. મામાપણું, સસરાપણું અને શાલાપણું ઇત્યાદિ રૂપ જે સંબંધ તે યોનિ સંબંધ. આદિ શબ્દથી ગુરૂત્વ, સહાધ્યાયિત્વ તથા મિત્રત્વ ઇત્યાદિ સંબંધ ગ્રહણ કરવા. એ રીતના વિચારથી સપત્નીકત્વાદિ ગુણયુક્ત છતાં પૂર્વોક્ત સંબંધરહિત; અપસ્માર, અંધત્વ ઇત્યાદિક દોષે હીન; એવા વેદાધ્યયનયુક્ત ઇત્યાદિક સત્તાવીસ પ્રકારના બ્રાહ્મણ તે ઉત્તમ છે, એમ સિદ્ધ થયું. **તેમાં વિશેષ—**

१ आदिपदात्स्नानं ॥ २ भोजयेच्छ्राद्धयज्ञेषुसामगंप्रपितामहे ॥
૩ આદિ પદવડે પણ બન્ને સ્નાન પર્યંત સમજવાં.

"જો એક બ્રાહ્મણ શ્રાદ્ધમાં નોતરવો હોય તો છંદોગ ( સામવેદી ) ની પૂજા કરવી. તે છંદોગ બ્રાહ્મણમાં ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ એ ત્રણે વેદ રેહેછે. શ્રાદ્ધવિષે બ્રાહ્મણોને નોતરવા તે ઋગ્વેદીને પિતા ઠેકાણે, યજુર્વેદીને પિતામહ ઠેકાણે, સામવેદીને પ્રપિતામહ ઠેકાણે અને અથર્વવેદીને વિશ્વેદેવા તથા પિતૃ ઠેકાણે કેહેવું." એથી, "પોતાની શાખાવાળા બ્રાહ્મણનો અભાવ હોય તો બીજી શાખાવાળાને નોતરવો." એવો જે મત તેનું ખંડન થયું. કોઈ ગ્રંથકાર, "જેવી કન્યા તેવું હવિ" એવો નિયમ છે તેથી જેની સાથે યોનિ સંબંધ થાયછે તેજ પરશાખાવાળા બ્રાહ્મણો શ્રાદ્ધમાં યોગ્ય છે, એમ જે કેહેછે તે નિર્મૂલ છે. કોઇ ગ્રંથકાર, "પિતા અને પુત્ર, બન્ને ભાઈ, નિરગ્નિક, ગર્ભિણી ( સગર્ભા સ્ત્રી ) નો પતિ, સગોત્ર અને જેના એકજ પ્રવર છે તે, એવા બ્રાહ્મણો શ્રાદ્ધકર્મવિષે વર્જ્ય કરવા" એવાં વચન છે તેથી શ્રાદ્ધ કરનારાએ સગોત્ર અને સપ્રવર બ્રાહ્મણો વર્જ્ય કરવા, એમ કેહેછે. "શ્રાદ્ધમાં સંન્યાસી ભોજન કરે તો, માંસ વિના, મધ વિના, દક્ષિણા વિના તથા આશીર્વાદ વિના પણ શ્રાદ્ધ પરિપૂર્ણ થાયછે," એ સંન્યાસીની પ્રશંસા કહીછે.

---

अथमध्यमाविप्राः मातामहोमातुलोभागिनेयोदौहित्रोजामातागुरुःशिष्योयाज्यःश्वशुर ऋत्विक्शालकःपितृष्वसृपुत्रोमातृष्वसृपुत्रोमातुलपुत्रोतिथिःसगोत्रोमित्रमित्येतेमध्यमाः दौहित्रजामातृस्वस्त्रीयादीनांविद्यादिगुणवतांश्राद्धेनिमंत्रणाभावेदोषः गुणहीनत्वेतुनदोषः षड्भ्यस्तुपुरुषेभ्योर्वाक्श्राद्धार्हानैवगोत्रिणःषड्भ्यस्तुपरतोभोज्याअलाभेगोत्रजाअपिअत्रविशेषः ऋत्विजःसपिंडाःसंबंधिनःशिष्याश्चवैश्वदेवस्थानेनियोज्यानतुपित्र्ये एवमन्येपिविगुणाविप्रादेवस्थानेयोज्याः पितापितामहोभ्रातापुत्रोवाथसपिंडकाः नपरस्परमर्घ्याःस्युर्नश्राद्धेऋत्विजस्तथा वैश्वदेवेनियोक्तव्यायदेतेगुणवत्तराः ॥

**હવે મધ્યમ બ્રાહ્મણ કેહેછે**— માતામહ, મામો, ભાણેજો, દોહિત્રો, જમાઇ, ગુરૂ, શિષ્ય, યજમાન, સસરો, ઋત્વિજ, શાળો, ફોઇનો દિકરો ભાઈ, માસીનો પુત્ર ભાઈ, મામાનો પુત્ર ભાઇ, અતિથિ, સગોત્ર, અને મિત્ર એ મધ્યમ છે. દોહિત્રો, જમાઇ, ભાણેજો ઇત્યાદિક એ વિદ્યાદિ ગુણે યુક્ત છતાં એમને શ્રાદ્ધમાં નિમંત્રણ ન કરવાથી દોષ છે, અને ગુણહીન હોય તો દોષ નથી. "છ પુરૂષમાંહ્યના સગોત્રી શ્રાદ્ધમાં નિમંત્રણ કરવાને યોગ્ય નથી; એટલે તેમને બેસારવા નહી. પરગોત્રી ન મળે તો છ પુરૂષથી ઉપરના ગોત્રજને પણ ભોજનમાટે કેહેવું." **એમાં વિશેષ**— ઋત્વિજ, સપિંડ, સંબંધી, અને શિષ્ય એ દેવઠેકાણે બેસાડવા, પિતૃઠેકાણે બેસાડવા નહી. એ પ્રમાણે બીજા પણ ગુણહીન બ્રાહ્મણો દેવઠેકાણે બેસાડવા. "પિતા, પિતામહ, ભાઇ, અથવા પુત્ર અને સપિંડ એ પરસ્પર પૂજ્ય નથી, એટલે પરસ્પરને શ્રાદ્ધમાં કેહેવું નહી એ તાત્પર્ય. તેમજ ઋત્વિજ શ્રાદ્ધમાં પૂજ્ય નથી. જોએ અતિ ગુણવંત હોય તો વિશ્વેદેવ ઠેકાણે બેસાડવા."

---

अथवर्ज्याविप्राः क्षयश्वासमूत्रकृच्छ्रभगंदरादिमहारोगीहीनांगोधिकांगःकाणोबधिरो

मूकःशत्रुःकितवोभृतकाध्यापकोमित्रद्रोहीपिशुनःकुनखीकृष्णदंतःक्लीबोमातापितृगुरुत्यागी चोरोनास्तिकःपापकर्माविहितकर्मत्यागीनक्षत्रोपजीवीवैद्योराजभृत्योगायकोलेखकःकुसीदजीवीवेदविक्रयीकवित्वजीवीदेवार्चनजीवीनटोगृहदाहीसमुद्रगामीशस्त्रकर्ता सोमविक्रयी पक्षिपोषकःपरिवेत्तादिधिषुपतिःकुमाराध्यापकःपुत्रात्प्राप्तविद्योद्रव्यप्राप्त्यर्थंवेदघोषकारी ग्रामयाजीकेशपशुविक्रयीशिल्पीपित्रातिवादकारीशूद्रयाजकोजटीश्मश्रुहीनोनिर्दयोरजस्वलापतिर्गर्भिणीपतिःकुब्जोवामनोरक्तनेत्रोवाणिज्योपजीवीछिन्नोष्ठश्छिन्नलिंगोगडुमान्ज्वरितोदेवलकोविधुरोनिरग्निःशूद्रगुरुःशूद्रशिष्योदांभिकोगोविक्रयी रसविक्रयीवेदनिंदकोवृक्षरोपकःसदायाचकःकदर्यःकृषिजीवीसाधुनिंदितोमेषमहिषपोषकः कपिलकेशोविस्मृतवेदोनिष्ठुरवागित्यादयोविप्राहव्यकव्ययोर्वर्ज्याः धर्मार्थमुदरार्थंवौषधकारीविगर्हितः देवार्चनपरोनित्यंवित्तार्थीवत्सरत्रयम् असौदेवलकोनामदेवस्वग्राहकोपिच वर्जनीयःसविज्ञेयःसर्वकर्मसुसर्वदा इदंमनुष्यस्थापितदेवताविषयमितिभाति दाराग्निहोत्रसंयोगंकुरुतेयोग्रजेस्थिते परिवेत्तासविज्ञेयःपरिवित्तिस्तुअग्रजः अग्रजानुज्ञादौनदोषइत्युक्तम् ज्येष्ठायांयद्यनूढायांकन्यायामूह्यतेनुजा साचाग्रेदिधिषुर्ज्ञेयापूर्वातुदिधिषुर्मता प्रतिमाविक्रयंयोवैकरोतिपतितस्तुसः जीवनार्थंपरास्थीनिनयतेपतितःसच गाननृत्यादिकमुदरार्थंनिषिद्धंनतुभगवदर्थम् ॥

**હવે વર્જ્ય બ્રાહ્મણ કેહેછે**–ક્ષય, દમ, મૂત્રકૃચ્છ્ર, ભગંદર ઇત્યાદિ મહારોગયુક્ત; હીનાંગ; અધિકાંગ; કાંણો; બેહેરો; મૂંગો; શત્રુ; કિતવ ( કપટી+ધુતારો ); દ્રવ્ય લઈ વિદ્યા ભણાવનારો; મિત્રદ્રોહી; દુર્જન; બગડેલા નખવાળો; કાળા દાંતવાળો; નપુંસક; માતા, પિતા, ગુરૂનો ત્યાગ કરનારો; ચોર; નાસ્તિક; પાપકર્મ કરનારો; વિહિત કર્મ ( સ્નાન સંધ્યાદિક )નો ત્યાગ કરનારો; પંચાંગ.ઉપરથી આજીવિકા ચલાવનારો; વૈદ્ય; રાજસેવક; ગવૈયો; ચિતારો; વ્યાજના ધંધાથી આજીવિકા ચલાવનારો; વેદ વેચનારો; કવિતા કરી આજીવિકા ચલાવનારો; દેવપૂજા કરી પેટ ભરનારો; નાટક આદિમાં વેષ પેહેરનારો; ઘરને અગ્નિ આપી બાળનારો; સમુદ્ર ઉપરે ચડવાવાળો; હથિયાર બનાવનારો; સોમને વેચવાવાળો; પક્ષી પાલનારો; પરિવેત્તા; દિધિષુનો પતિ; મેહેતોજી; પુત્રપાસેથી વિદ્યા શિખેલો; દ્રવ્યપ્રાપ્તિમાટે વેદઘોષ કરનારો; ગામનો ઉપાધ્યાય; કેશ અને પશુનો વેચવાવાળો; શિલ્પકામ કરનારો; પિતાસાથે અતિવાદ કરનારો; શૂદ્રને હોમાદિક કરાવનારો; જટાધારી; ડાઢી મૂછ રહિત નિર્દય; રજસ્વલાનો પતિ; સગર્ભા સ્રીનો પતિ; કુબડો; વામન ( ઠીંગણો ); રાતાં નેત્રવાળો; વ્યાપાર કરનારો; તુટેલા હોઠવાળો; છિન્નલિંગ; ગડુમાન્ (રસોડીવાલો); તાવવાળો; દેવલક; વિધુર ( જેની સ્રી મરી ગયલી હોય તે ); નિરગ્નિ; શૂદ્રનો ગુરૂ; શૂદ્રનો શિષ્ય; દાંભિક; ગાય તથા બેલને વેચનારો; રસનો વેચનારો; વેદનો નિંદક; ઝાડ રોપવાવાળો; સદા ભિક્ષા માગનારો; કૃપણ; ખેડ કરી આજીવિકા કરવાવાળો; સાધુ જેની નિંદા કરે તે; મેષ ( ઘેટુ ), તથા પાડાને પાલનારો; ભુરા કેશવાળો; વેદાધ્યયન ભૂલી ગયલો; કઠોર વાણીવાળો ઇત્યાદિક બ્રાહ્મણ દૈવ તથા પિત્ર્ય કર્મવિષે વર્જિત છે. "ધર્મઅર્થે અથવા પેટના નિર્વાહમાટે ઔષધ કરનારો બ્રાહ્મણ નિંદિત

છે. " "દ્રવ્યમાટે ત્રણ વર્ષ સંતત દેવપૂજા કરનારો તથા દેવનું દ્રવ્ય લેવાવાળો જે બ્રાહ્મણ તે દેવલક છે, એ સર્વ કર્મવિષે સર્વદા વર્જ્ય છે એમ જાણવું." એ વચન મનુષ્યે સ્થાપિત કરેલા જે દેવતા તેવિષે છે એમ ભાસેછે. "મ્હોટો ભાઇ સ્ત્રી અને અગ્નિહોત્ર રહિત છતાં જે કનિષ્ઠ ભાઈ સ્ત્રી અને અગ્નિહોત્ર ગૃહણ કરે તે પરિવેત્તા અને મ્હોટો ભાઇ પરિવિત્તિ જાણવો." મ્હોટા ભાઇની આજ્ઞા ઇત્યાદિક હોય તો દોષ નથી એમ (પત્ર ૩૭૪ માં) કહેલું છે. "મ્હોટી કન્યા કુવારી છતાં ન્હાની કન્યાનો વિવાહ કરે તો તે ન્હાની કન્યા અગ્રેદિધિષુ જાણવી, અને મ્હોટી કન્યા દિધિષુ જાણવી." "મૂર્તિને જે વેચે તે પતિત છે, તેમજ ઉપજીવિકામાટે પરાયાં અસ્થિને જે લઈ જાય તે પણ પતિત છે." ગાયન, નૃત્ય ઇત્યાદિક ઉપજીવિકામાટે કરવું તે નિષિદ્ધ છે, ભગવત્પ્રીતિઅર્થે કરવું તે નિષિદ્ધ નથી.

---

**अत्रविप्राणांग्राह्यत्वोक्त्यैवतद्भिन्नानांवर्ज्यत्वेसिद्धेपुनर्वर्ज्यपरिगणनंवर्ज्यभिन्नानांनिर्गुणानामपिग्राह्यत्वार्थम् विद्याशीलादिगुणवत्वेकुष्ठित्वकाणत्वादिशारीरदोषाणांनदूषकत्वम् गयायांतुनिर्गुणाअपितेएवभोज्याः नविचार्यंकुलंशीलंविद्याचतपएवच पूजितैस्तैस्तुसंतुष्टादेवाःसपितृगुह्यकाइत्युक्तेः ब्राह्मणान्नपरीक्षेततीर्थेक्षेत्रनिवासिनः यत्तुनब्राह्मणंपरीक्षेतदैवेकर्मणिधर्मवित् पित्र्येकर्मणितुप्राप्तेपरीक्षेतप्रयत्नतइतितदसंभवपरम् गायत्रीसारमात्रोपिवरंविप्रःसुयंत्रितः नायंत्रितश्चतुर्वेदीसर्वाशीसर्वविक्रयीतिहेमाद्रौव्यासः श्राद्धेकाणादयोभोज्यामिश्रितावेदपारगैः विप्रानिमंत्रणात्पूर्वमेवपरीक्षणीयानतुनिमंत्रणोत्तरम् इतिब्राह्मणविचारः ॥**

આ ઠેકાણે ગ્રહણ કરવા યોગ્ય બ્રાહ્મણો કહ્યા તેણેકરી તેથી જે ભિન્ન તે વર્જ્ય એમ સિદ્ધ થયા છતાં ફરી વર્જ્ય બ્રાહ્મણો જે લેખ્યા તે, વર્જ્ય કરતાં જે બીજા તે નિર્ગુણ હોય તો પણ ગ્રહણ કરવા એટલામાટે છે. વિદ્યા, શીલ ઇત્યાદિ ગુણયુક્તવિષે કોઢિયાપણું, કાણાપણું ઇત્યાદિક શરીરના દોષ દૂષણ કરનારા નથી. ગયામાં તો નિર્ગુણ હોય તો પણ તેજ (ગયાવાળજ) શ્રાદ્ધમાં ભોજનમાટે નોતરવા. "કુલ, શીલ, વિદ્યા, તપ, એનો વિચાર કરવો નહી, અને તેમની પૂજા કરવાથી પિતૃ તથા ગુહ્યકસહિત દેવ સંતુષ્ટ થાયછે." એવાં વચન છે માટે તીર્થવિષે ક્ષેત્રમાં રેહેનારા બ્રાહ્મણોની પરીક્ષા કરવી નહી. ધર્મવેત્તા પુરૂષે દેવકર્મવિષે બ્રાહ્મણની પરીક્ષા કરવી નહી, પિત્ર્ય કર્મ પ્રાપ્ત થાય ત્યારે તો પ્રયત્નથી પરીક્ષા કરવી," એવાં જે વચન તે બ્રાહ્મણના અસંભવપર છે. આચારસંપન્ન છતાં કેવળ ગાયત્રી માત્ર જાણનારો હોય તો પણ તે ઉત્તમ, અને આચાર સહિત ન છતાં સર્વ ખાનારો તથા સર્વ પદાર્થ વેચનારો તે ચાર વેદ જાણનારો હોય તો પણ નિંદ્ય.જાણવો," એવું હેમાદ્રીમાં વ્યાસનું વચન છે. "વેદપારગ બ્રાહ્મણોની સાથે કાણા ઇત્યાદિક શ્રાદ્ધમાં ભોજનમાટે નોતરવા." શ્રાદ્ધનું નિમંત્રણ કરવાથી પ્રથમ બ્રાહ્મણની પરીક્ષા કરવી, નિમંત્રણ કીધા પછી પરીક્ષા કરવી નહી. એ પ્રમાણે બ્રાહ્મણોનો વિચાર કહ્યો.

**अथश्राद्धार्हद्रव्याणि तत्रदर्भाः दर्भग्रहणेकालोमंत्रोदर्भभेदाश्चद्वितीयपरिच्छेदेउक्ताः विशेषस्तूच्यते कुशामुख्याःकुशाभावेकाशदूर्वोशीरतृणादयः तत्रकाशैर्दूर्वाभिर्वाकृतपवित्र हस्तोनाचामेत् द्वाभ्यामनामिकाभ्यांतुधार्येदर्भपवित्रके एकानामिकयावापिद्वयोर्मध्येतुपर्वणोः साग्रौविगर्भौतुकुशौकार्यंताभ्यांपवित्रकम् द्वाभ्यांतत्स्याच्चतुर्भिर्वाग्रंथियुक्तंनवाभवेत् स्नानेदानेजपेहोमेस्वाध्यायेपितृकर्मणि सपवित्रौसदर्भौवाकरौकुर्वीतनान्यथा ब्रह्मग्रंथिपवित्राढ्योनाचामेद्बुधःसदा केचिद्ग्रथितपवित्राभावेसाग्रदर्भौद्वौदक्षिणकरेवामेतुत्रीन्द्वौवाबिभृयादित्याहुः आसनेद्वौदर्भौ पितृकर्मणिसमूलाद्विगुणादर्भाः दैवेसाग्राऋजवः पित्र्येपिसपिंडीकरणपर्यंतमृजुदर्भास्तदूर्ध्वंद्विगुणाभुग्नाइति येचपिंडाश्रितादर्भायैःकृतंपितृतर्पणं मलमूत्रोत्सर्गधृतामलमूत्राद्यमेध्यगाः मार्गेचितौयज्ञभूमौस्थितायेस्तरणासने ब्रह्मयज्ञेचयेदर्भास्त्यागार्हाःसर्वएवते अन्यानिचपवित्राणिकुशदूर्वात्मकानिच हेमात्मकपवित्रस्यकलांनार्हंतिषोडशीं पंचगुंजमाषमानेनषोडशमाषंहेममयंपवित्रकमित्याहुः ॥**

## હવે શ્રાદ્ધને યોગ્ય દ્રવ્ય કેહેછે.

તેમાં પ્રથમ દર્ભ કેહેછે—દર્ભ ગ્રહણવિષે કાળ, મંત્ર અને દર્ભના ભેદ બીજા પરિચ્છેદમાં (પત્ર ૧૧૪ માં) કહેલાછે. તેકરતાં માત્ર વિશેષ કેહેછે—કુશ મુખ્ય છે. કુશ ન હોય તો કાશ, દૂર્વા, વાળો ઇત્યાદિ ગ્રહણ કરવાં. તેમાં કાશ અથવા દૂર્વા, એનું પવિત્ર હાથમાં રાખી આચમન કરવું નહી. બન્ને અનામિકામાં બે દર્ભપવિત્ર ધારણ કરવાં. અથવા એક અનામિકામાં; પવિત્ર, બન્ને પર્વની વિચમાં ધારણ કરવું. જેની ગર્ભની સળી કાઢેલી હોય એવા અગ્રસહિત બે કુશ ગ્રહણ કરી તેનું પવિત્ર કરવું. બે કુશવડે અથવા ચાર કુશવડે ગ્રંથિયુક્ત અથવા ગ્રંથિરહિત તે (પવિત્ર) કરવું. સ્નાન, દાન, જપ, હોમ, બ્રહ્મયજ્ઞ અને પિતૃકર્મ એ કરવાં હોય તો બન્ને હાથમાં પવિત્ર અથવા દર્ભ ધારણ કરવાં, દર્ભ વિના કર્મ કરવું નહી. વિદ્વાન પુરૂષે બ્રહ્મગ્રંથિયુક્ત પવિત્ર હાથમાં ધારણ કરી આચમન કરવું નહી. કોઇ ગ્રંથકાર, ગ્રંથિયુક્ત પવિત્ર ન હોય તો અગ્રસહિત એવા બે દર્ભ દક્ષિણ હાથમાં તથા ડાબા હાથમાં ત્રણ અથવા બે ધારણ કરવા, એમ કેહેછે. આસનમાં બે દર્ભ લેવા. પિત્ર્ય કર્મવિષે મૂળસહિત બેવડા દર્ભ લેવા. દૈવ કર્મવિષે અગ્રસહિત સરલ લેવા. પિત્ર્ય કર્મવિષે પણ સાપિંડીકરણ પર્યંત સરલ લેવા, સાપિંડીકરણ થયા પછી બેવડા વાળેલા લેવા. "પિંડને આસરી રહેલા દર્ભ; જેનાથી પિતૃતર્પણ કરેલું છે તે દર્ભ; મળ, મૂત્રના ત્યાગ સમયે ધારણ કરેલા દર્ભ; મળ, મૂત્રાદિક અપવિત્ર પદાર્થમાં પડેલા દર્ભ; માર્ગ, શ્મસાન, અને યજ્ઞભૂમિમાં પડેલા દર્ભ; અગ્નિને ચારે મેર પાથરેલા તથા આસનના દર્ભ; અને બ્રહ્મયજ્ઞના દર્ભ એ સઘળા ત્યાગ કરવાને યોગ્ય છે. "કુશ, દૂર્વા એનાં બનેલાં બીજાં પવિત્ર સોનાનાં પવિત્રના સોળમા અંશની બરોબર નથી, એટલે સર્વ જાતીનાં દર્ભ પવિત્રકરતાં સુવર્ણનું પવિત્ર શ્રેષ્ઠ છે." પાંચ રતિનો એક માષો એ પ્રમાણે સોળ માષા વજનનું સોનાનું પવિત્ર કરવું એમ કેહેછે.

अथहविः व्रीहियवतिलमाषगोधूमश्यामाकप्रियंगुमुद्गसर्षपाःश्राद्धेप्रशस्ताः चणकोविकल्पितः यावनालोपिविकल्पितः इष्टापूर्तेमृताहेचदर्शवृद्ध्यष्टकासुच पात्रेभ्यस्त्वेषुकालेषु देयंनैवकुभोजनं अगोधूमंचयच्छ्राद्धंमाषमुद्गविवर्जितं तैलपक्वेनरहितंकृतमप्यकृतंभवेत् राजमाषाश्चनिष्पावाअपिशस्ताःसतीनकाः राजमाषामहाराष्ट्रभाषयाचवळीतिप्रसिद्धाः निष्पावाःपावटेइति सतीनकावाटाणेइतिकदलीफलमाम्रफलंसूरणःपनसःत्रिविधंकर्कटीफलं कोशातकीदोडकाइतिप्रसिद्धा कुस्तुंबुरुर्वैकल्पिकंपटोलंबदरमामलकंखर्जूरीफलंचिंचार्द्रकं शुंठीमूलकंद्राक्षालवंगैलापत्रकाणिजीरकंहिंगुदाडिमफलमिक्षुः शर्करागुडःकर्पूरःसैंधवसामुद्रेलवणेपूगीफलंतांबूलपत्रमितिश्राद्धेप्रोक्तानिहवींषि गव्येदधिदुग्धे घृतंगव्यंमाहिषंच केचित्माहिषंतक्रंसद्यःकृतमनुद्धृतनवनीतंग्राह्यमाहुः केचिन्माहिषीक्षीरंशर्करादियुतंग्राह्यमाहुः मथितंनिर्जलंदधिसर्वंनिषिद्धं जंबीरफलंविहितप्रतिषिद्धत्वाद्विकल्पितं अक्षोटअक्रोडइति प्रसिद्धः शृंगाटकःशिंगाडेइतिप्रसिद्धः चिर्भटंखर्बुजइतिप्रसिद्धं शीनकंदलीरातालीतिप्रसिद्धं एतेश्राद्धेविहिताः आम्रातकआंबाडाइतिप्रसिद्धस्तंडुलीयोमाठइतिप्रसिद्धः एतौद्वौविहितप्रतिषिद्धौ केचिद्राजमाषंकृष्णेतरमुद्गंकृष्णनिष्पावंचानिषिद्धमाहुः कथंचिद्यादिविप्रेभ्योनदत्तंभोजनेमधु पिंडास्तुनैवदातव्याःकदाचिन्मधुनाविना अक्षतागोपशुश्चैवश्राद्धेमांसंतथा मधु देवराच्चसुतोत्पत्तिःकलौपंचविवर्जयेदितिवचनद्वयान्मधुनिऐच्छिकविकल्पः केचिद्यथाचारंप्रदेयंतुमधुमांसादिकंतथेतिवचनाद्देशाचारानुसारेणव्यवस्थितविकल्पमाहुः मांसंश्राद्धेषुनैवदेयंकलिवर्ज्यत्वात् नदद्यादामिषंश्राद्धेनचाद्याद्धर्मतत्त्वविदित्यादिश्रीभागवतवचनाच्च अन्यानिमुंजातचव्यकसेरुकालेयानिद्रव्याणिबहूनिमहानिबंधेषूक्तानितान्यप्रसिद्धत्वाच्छ्राद्धेवश्यापेक्षोपयोगयोरभावाच्चनोच्यंते ॥

## હવે હવિ એટલે શ્રાદ્ધમાટે શુદ્ધ પદાર્થ કયા તે કહેછે.

વ્રીહિ ( સાળ ), જવ, તિલ, અડદ, ઘહું, સામો, કાંગ, મગ અને સરસવ એ શ્રાદ્ધમાં ઉત્તમ છે. ચણા વિકલ્પે ઉત્તમ છે. જ્વાર પણ વિકલ્પે ઉત્તમ છે. "ઇષ્ટાપૂર્ત્ત ( વાવ કુવા ઇત્યાદિકનો ઉત્સર્ગ ), મૃત દિવસ, દર્શશ્રાદ્ધ, વૃદ્ધિશ્રાદ્ધ, અને અષ્ટકાશ્રાદ્ધવિષે બ્રાહ્મણોને નિંદ્ય પદાર્થનું ભોજન અવશ્ય દેવું નહી. જે શ્રાદ્ધમાં ઘહું, અડદ, મગ અને તેલમાં તળેલા પદાર્થ ન હોય તે શ્રાદ્ધ કીધા છતાં પણ ન કીધા સરખું છે. રાજમાષ, નિષ્પાવ અને સતીનક એ પણ ઉત્તમ છે." રાજમાષ એટલે મહારાષ્ટ્ર ભાષામાં ચવલી ( ચોળા ) એ નામથી પ્રસિદ્ધ છે. નિષ્પાવ એટલે પાવટે ( વાલ ), સતીનક એટલે વટાણાં. કેલાં, આંબાં, સુરણ, ફણસ, ત્રણ જાતની કાકડી, તુરીયા, ( એ ઉત્તમ છે. ) કોથમીર વિકલ્પે ઉત્તમ છે. પરવલ, બોરાં, આંમલાં, ખજુર, આંબલી, આદુ, સૂંઠ, સફેત મુળા, દ્રાખ, લવંગ, એલચી, તમાલપત્ર, જીરૂ, હીંગ, દાડમ, સેરડી, સાકર, ગોળ, કપૂર, સિંધાલૂણ તથા સમુદ્રનું મીઠું. સોપારી, અને નાગરવેલનાં પાન એ પદાર્થો શ્રાદ્ધમાં ઉત્તમ કહ્યાછે. ગાયનું દહી અને દૂધ, ગાય તથા ભેંસનું ઘી. કોઇ ગ્રંથકાર, ભેંસની છાસ તત્કાળ કરેલી છતાં

તેનું માંખણ કાઢેલું ન હોય એવી ગ્રાહ્યછે, એમ કેહેછે. કોઈ ગ્રંથકાર, ભેંસનું દૂધ સાકર ઇત્યાદિ નાખી લેવું, એમ કેહેછે. પાણી વિનાનું મથેલું દહી સઘળું નિષિદ્ધ છે. લીંબુ કહેલ છે અને નિષિદ્ધ પણ છે તેથી વિકલ્પિત છે. અક્ષોટ, અખોડ એ નામથી પ્રસિદ્ધ. શૃંગાટક એટલે શિંગોડા એ નામથી પ્રસિદ્ધ. ચિર્ભટ ચિભડું એ નામથી પ્રસિદ્ધ. શીતકંદલી એટલે રતાલુ એ રીતે પ્રસિદ્ધ છે; એ પદાર્થો શ્રાદ્ધમાં વિહિત છે. આમ્રાતક એટલે આંબચુર એ નામથી પ્રસિદ્ધ, તંદુલીય એટલે મઠ એ રીતે પ્રસિદ્ધ એ બન્ને વિહિત તથા પ્રતિષિદ્ધ જાણવા. કોઈ ગ્રંથકાર, ચોળા, કાળા મગવિના બીજા મગ, અને કાળા વાલને નિષિદ્ધ કેહેછે. "જો કદાચિત્ ભોજનમાં બ્રાહ્મણોને મધ પરીસ્યું ન હોય તો ઠીક? પરંતુ પિંડ તો મધ વિના ક્યારે પણ દેવા નહી." "અવિદ્ધ યોનિ કન્યા, ગાયરૂપ પશુ, શ્રાદ્ધમાં માંસ અને મધ, તથા દેવરથી પુત્રની ઉત્પત્તિ એ પાંચ કલિમાં વર્જિત છે." એવાં બે વચન હોવાથી મધમાટે ઇચ્છાથી વિકલ્પ છે. કોઇ ગ્રંથકાર, "જેવો પોતાનો આચાર હોય તેને અનુસારે મધ, માંસ ઇત્યાદિ દેવાં." એવાં વચન હોવાથી દેશાચારને અનુસારે વ્યવસ્થાપૂર્વક વિકલ્પ છે, એમ કેહેછે. કલિ યુગમાં માંસ વર્જ્ય કહેલું છે, તથા "ધર્મ તત્ત્વના જાણનારાએ શ્રાદ્ધમાં માંસ દેવું નહી અને ભક્ષણ પણ કરવું નહી" એવાં શ્રીભાગવતનાં વચન પણ છે, માટે શ્રાદ્ધમાં માંસ દેવું નહી. ખારૂં જંગલી સુરણ, ગજપિપળી અથવા ચવક, કચુરો અથવા મોથ, અગર અથવા નીલકમલ, ઇત્યાદિક અનેક પદાર્થ મ્હોટા ગ્રંથોમાં કહેલા છે; પરંતુ તે અપ્રસિદ્ધ હોવાથી તથા શ્રાદ્ધમાં અવશ્ય ઉપયોગી ન હોવાથી ઈહાં કેહેતા નથી:

---

अथवर्ज्यानि यद्यपिविहितोक्त्यैवतद्भिन्नानामग्राह्यत्वंप्राप्तंतथापिविशेषदोषप्रदर्शनायाप्राप्तनिषेधज्ञापनायचतानिसंगृह्यंते उत्कोचादिनाप्राप्तंपतितांत्यजादेःप्राप्तमन्यायार्जितंकन्याविक्रयादिलब्धंधनंनिंद्यं पित्रर्थंमेदेहीतियाचनार्जितमपिनिषिद्धं आढकीकुलित्थमसूरकोद्रवराजसर्षपानिषिद्धाः लांकेतिप्रसिद्धाःमर्कटकाश्चवर्ज्याः शिग्रुकूष्मांडोभयाविधालाबुकरमर्दार्द्रमरीचपिंडमूलककुसुंभशणवंशांकुराःदशविधालशुनादिपलांडुभेदाःकृत्रिमलवणानिरक्तबिल्वंश्वेतंकृष्णंवृंताकंगाजरापरपर्यायंगृंजनं भोकरसंज्ञःश्लेष्मातकोरक्तनिर्यासाश्चवर्ज्याः सामुद्रसैंधवेभक्ष्येप्रत्यक्षंलवणेबुधैः बिडालोच्छिष्टमाघ्रातंश्राद्धेद्रव्यंविवर्जयेत् करीरफलपुष्पाणिविडंगमरिचानिच बीजपूरंपटोलंचश्राद्धेदत्वापतत्यधः कृष्णधान्यानिसर्वाणिवर्जयेच्छ्राद्धकर्मणि नवर्जयेत्तिलांश्चैवमुद्गमाषांस्तथैवच दातुर्यद्यत्प्रियंतत्तद्देयंनिंद्यंनचेद्भितं अजाविमहिषीक्षीरंतद्विकारांश्चवर्जयेत् वालुकाकीटपाषाणैःकेशैर्यच्चाप्युपद्रुतं वस्त्रेणवीजितंचान्नंवर्जयेच्छ्राद्धकर्मणि अमेध्यैर्जंगमैःस्पृष्टंशुष्कंपर्युषितंचयत् द्विःपक्वंपरिदग्धंचसिद्धभक्षांश्चवर्जयेत् यत्सकृत्पाकेनभक्षणार्हमपिहिंगुजीरकादिसंस्कारार्थंपुनःपच्यतेतद्विःपक्वंवर्ज्यं यत्तुद्विःपाकेनैवभक्षणार्हंतन्ननिषिद्धमितिसिंधुः यदन्नैकदेशःकेनचित्पूर्वमास्वादितस्तदन्नंश्राद्धेवर्ज्यं मारीषंराजगिरेतिप्रसिद्धंशाकंधान्यंचवर्ज्यं वटप्लक्षोदुंबरकपित्थनीपमातुलिंगफलानिनभक्षयेत् क्षीरंचलवणैर्मिश्रंताम्रेगव्यंसुरासमम् अस्यापवादः पयोनु

द्धृतसारंचपयसासंयुतंदधि घृतंचैतानिगव्यानिनैवदुष्टानितान्नके पिप्पलीवर्तुलमरीचादेः प्रत्यक्षस्यानिषेधोनत्वन्यद्रव्यामिश्रितस्य नारिकेलंविहितप्रतिषिद्धं पद्मपौतिकशाकादिकं जीर्णतक्रंसंधिन्यादिक्षीरमनिर्दशायाःक्षीरंमृग्यादिक्षीरंफेनिलतक्रादिकं हस्तदत्तस्नेहलवणादिकंचनित्यभोजनेनिषिद्धम्तत्सर्वंश्राद्धेपिवर्जयेत् माधवीये मृतैर्मक्षिकाकृमिजंतुभिः केशरोमनखादिभिश्चदूषितंसतिसंभवेवर्जयेत् असंभवेतुकेशादिकमुद्धृत्यसंप्रोक्ष्यहिरण्यस्पर्शंकृत्वाभुंजीत श्वमार्जारमूषकादिभिरालीढादिकंत्वापद्यपिवर्ज्यमित्युक्तम् पत्तुमंडकवटकसक्तुपायसापूपकृसरादीनांस्नेहसिद्धानांचपर्युषितत्वदोषोनास्तीतिवचनं तन्नित्यभोजनपरंनतुश्राद्धपरमितिशिष्टाः यदग्निपक्वसदेकरात्रिद्विरात्राद्यंतरितंतत्पर्युषितमुच्यते ॥

## હવે વર્જ્ય પદાર્થ કેહેછે.

જો પણ વિહિત ( શાસ્ત્રમાં જે કહેલા છે તે ) પદાર્થો કેહેવાથીજ તેથી જે જુદા તે અગ્રાહ્ય છે તો પણ વિશેષ દોષ બતાવવામાટે તથા પ્રાપ્ત ન થયલો એવો નિષેધ જણાવવામાટે તેમનો સંગ્રહ કરૂછું. લાંચ અથવા ગુપ્ત નજરાનું ઇત્યાદિકથી મળેલું, પતિત તથા અંત્યજ ઇત્યાદિક પાસેથી પ્રાપ્ત થયલું, અન્યાયથી સંપાદન કરેલું, અને કન્યાનો વિક્રય ઇત્યાદિકથકી મળેલું દ્રવ્ય તે નિંદ્ય છે. 'પિતૃ કર્મ કરવામાટે મને દે' એવી યાચના કરી સંપાદન કરેલું દ્રવ્ય પણ નિષિદ્ધ છે. તુવર, કળથી, મસૂર, કોદ્રુ, કાળી રાઈ અને કાળા સર્સવ એ નિંદ્ય છે. પ્રસિદ્ધ એવી લાંગ અને મર્કટક એટલે વાંદર, તથા મત્સ્ય એ પણ વર્જ્ય છે. સરગવો, કોળું, કાળી તથા ધોળી એ બે પ્રકારની દૂધી, કરમદાં, નીલાં મિરી, રાતા ગોળ મૂળા, કસુંબાનો પાલો ઇત્યાદિ, શણ ( ભીંડી ), વાંસના કોંટા, દશ પ્રકારના લસણ ઇત્યાદિક કાંદાના ભેદ, બનાવેલાં મીઠાં, રાતાં બીલીફલ, ધોળાં તથા કાળાં રીંગણાં, ગાજર છે નામ જેનું એવાં ગૃંજન, શ્લેષ્માતક ( લીસોડા×મ્હોટા ગુંદા ) અને રાતો ગૂંદ એ પદાર્થો વર્જ્ય છે. "સમુદ્રનું તથા સૈંધવ એ મીઠાં પ્રત્યક્ષ ખાવાં, બિલાડાએ ઉચ્છિષ્ટ કરેલા તથા સુંગેલા પદાર્થ શ્રાદ્ધમાં વર્જ્ય કરવા. ડવરાંનાં ફલ તથા ફુલ, વાવડિંગ, મિરિ, બીજોરૂ અને પરવલ એ પદાર્થો શ્રાદ્ધમાં દીધાથી અધોયોનિ પ્રાપ્ત થાયછે." "શ્રાદ્ધમાં સઘળાં કાળાં ધાન વર્જ્ય કરવાં, પરંતુ તિલ, મગ, અડદ એ વર્જ્ય કરવા નહી. દાતાને જે જે પદાર્થ પ્રિય હોય તે નિંદ્ય ન હોય તો દેવા, અને તે હિતકારક થાયછે. બકરી, રિઠ અને ભેંસનાં દૂધ તથા તે દૂધથી બનેલા દહિ ઇત્યાદિ પદાર્થ વર્જ્ય કરવા રેતી, કીડા, કાકરી, અને વાળવડે દૂષિત થયલું અન્ન, તથા લુગડાંવતી જેને પવન કરેલો છે તે અન્ન શ્રાદ્ધમાં વર્જ્ય કરવું. અપવિત્ર પ્રાણિએ સ્પર્શ કરેલું, સુકાયલું, વાસી, બે વખત રાંધેલું, અને બળેલું એવું અન્ન તથા પ્રથમ તયાર કરી રાખેલા પદાર્થ એ સર્વ શ્રાદ્ધમાં વર્જ્ય કરવાં." જે એક વખત રાંધવાથી ભક્ષણ કરવાયોગ્ય છતાં પણ હીંગ, જીરૂ ઇત્યાદિકવડે સુગંધિ દેવા માટે બીજી વખત રાંધવામાં આવે તે બે વખત રાંધેલું એ વર્જ્ય કરવું. જે બે વખત

---

१ माधवीयेतुमार्जारोच्छिष्टादेरपिकुशादिप्रोक्षणाद्युक्तं ॥

રાંધવાથીજ ભક્ષણ કરી શકાય તે નિષિદ્ધ નથી એમ **નિર્ણયસિંધુ**માં કહ્યુંછે. જે અન્નમાંનો થોડો ભાગ કોઇ પ્રાણિએ પ્રથમ ખાધેલો હોય તે અન્ન શ્રાદ્ધમાં વર્જ્ય કરવું. મારીષ એટલે રાજગિરી એ નામથી પ્રસિદ્ધ શાક તથા ધાન્ય વર્જ્ય છે. વડ, પીપળી, ઘુલર, કોઠ, કદંબ, અને બીજોરૂ એમનાં ફળ ભક્ષણ કરવાં નહી. "મીઠાંસહિત દૂધ, અને ત્રાંબાનાં પાત્રમાં રાખેલાં ગાઇનાં દૂધ અને દહિ એ મદિરા સમાન છે." **એનો અપવાદ**—"જેની તર ઉતારી નથી એવું દૂધ તથા દૂધસહિત દહિ અને ઘી એ ત્રાંબાનાં પાત્રમાં હોય તો પણ નિષિદ્ધ નથી." પીપર, ગોળાકાર મિરી ઇત્યાદિકનો પ્રત્યક્ષ નિષેધ છે, બીજા પદાર્થ સાથે મિશ્રિત કરેલા હોય તો દોષ નથી. નારિયળ વિહિત અને પ્રતિષિદ્ધ છે. જે પૌતિક (પોથીનાં પાન, વિરિયાળી, સુવા) નું શાક ઇત્યાદિક, વાસી છાસ, સંધિની (જેની પાસે સાંઢ થયલો હોય એવી ગાય) ઇત્યાદિકનું દૂધ, વીયાયે દશ દિવસ થયા ન હોય એવી ગાયનું દૂધ, હરિણી ઇત્યાદિકનું દૂધ, ફિણવાળી છાસ ઇત્યાદિક, અને હાથોહાથ દીધેલા ઘી, તેલ તથા મીઠું ઇત્યાદિક પદાર્થ નિત્ય ભોજનમાં નિષિદ્ધ છે તે સઘળા શ્રાદ્ધવિષે પણ વર્જ્ય કરવા. **માધવના ગ્રંથમાં**—મરેલા માંખી, કીડા ઇત્યાદિક પ્રાણી, કેશ, રોમ અને નખ ઇત્યાદિકેકરી દૂષિત થયલું અન્ન સંભવ હોય તો વર્જ્ય કરવું. સંભવ ન હોય તો, કેશાદિક કાઢી પ્રોક્ષણ કરી સોનું અડકાડી ભક્ષણ કરવું. કુતરાં, મીંદડા, અને ઉંદર ઇત્યાદિકે ચાટેલું ઇત્યાદિક હોય તો આપત્તિવિષે પણ વર્જ્ય કરવું એમ કહ્યુંછે. માંડો, વડાં, સાતવો, દૂધપાક, પૂડા, અને કૃસર (તિલમિશ્રિત ભાત) ઇત્યાદિક તથા તેલમાં તળેલા એ પદાર્થ વાસી હોય તો પણ દોષ નથી એવું જે વચન તે નિત્ય ભોજનમાટે છે, શ્રાદ્ધ માટે નથી એમ શિષ્ટ કહેછે. જે રાંધેલું છતાં તેની ઉપરે એક બે ઇત્યાદિક રાત્રિ જાય તે વાસી એમ કહેવાયછે.

---

कदर्यादीनामन्नंनित्यभोजनेश्राद्धकर्मणिचनग्राह्यम् तेचकदर्यश्चोरोनटोवीणोपजीवी वार्धुषिकोभिशस्तोगणिकाचिकित्सकःक्रुद्धःपुंश्चलीमत्तःक्रूरःशत्रुःपतितोदांभिकः पतिपुत्ररहितास्त्रीस्वर्णकारःस्त्रीजितोग्रामयाजकोघातुकःकर्मारस्तंतुवायःकृतघ्नो वस्त्रक्षालनोपजीवीदारोपजीवीसोमविक्रयीचित्रकर्मागायकइत्यादयस्त्रैवर्णिकाअपिअग्राह्यान्नाः आत्मानं धर्मकृत्यंचपुत्रदारांश्चपीडयेत् लोभाद्यःपितरौभृत्यान्सकदर्यइतिस्मृतः द्वावेवाश्रमिणौ भोज्यौब्रह्मचारिगृहीतथा वानप्रस्थोयतीलिंगीनभोज्यान्नाःप्रकीर्तिताः षण्मासंयोद्विजोभुंक्तेशूद्रस्यान्नंविगर्हितम् सतुजीवन्भेवच्छूद्रोमृतःश्वाचाभिजायते अन्यानिचद्रव्याणिनिबंधेषुबहूनिनिषिद्धानितानिविहितोक्त्यर्थसिद्धत्वादप्रसिद्धत्वाच्चनोक्तानि दुर्गंधिफेनिलंक्षारंपंकिलंपल्वलोदकम् नभवेद्यत्रगोतृप्तिर्नक्तंयच्चाप्युपाहृतम् नग्राह्यंतज्जलंश्राद्धे यच्चाभोज्यनिपानजम् स्नानमाचमनंदानंदेवतापितृतर्पणम् शूद्रोदकैर्नकुर्वीततथामेघाद्वि

---

१ માધવના ગ્રંથમાં તો, માંજારનાં ઉચ્છિષ્ટ ઇત્યાદિક અન્નને પણ કુશાદિકવડે પ્રોક્ષણાદિક કરવું, એમ કહ્યુંછે.

निःसृतैः नाहरेदुदकंरात्रौतुलसींगोमयंमृदं तुलसीबिल्वजान्हवीजलभिन्नंपर्युषितंजलंपुष्पं चत्यजेत् दौहित्रःकुतुपःकालश्छागःकृष्णाजिनंतथा रौप्यंदर्भास्तिलागावःखड्गपात्रंपितृप्रियम् आरण्याःकृष्णतिलामुख्याःतदभावेग्राम्यागौराःकृष्णाश्च छागसांनिद्ध्यंश्राद्धेतिप्रशस्तं कुक्कुटविड्वराहकाकमार्जारशूद्रषंढरजस्वलासान्निद्ध्यमतिनिंद्यम् चांडालरजस्वलाखंजश्वित्रिन्यूनांगातिरिक्तांगादिभिर्वीक्षितमन्नमभोज्यं आपदिमृद्भस्महिरण्योदकस्पर्शाद्भोज्यम् पावमानीतरत्समंदीमंत्रैर्गायत्र्यादिभिश्चदर्भजलप्रोक्षणेदुष्टान्नशुद्धिः पादुकोपानहौछत्रंरक्तंचित्रांबरंतथा रक्तपुष्पंचमार्जारंश्राद्धभूमौविवर्जयेत् घंटानादोश्वधत्तूरशंखशक्तिसान्निद्ध्यंचवर्ज्यम् ॥

કદર્ય ઇત્યાદિકનું અન્ન નિત્યભોજન અને શ્રાદ્ધકર્મવિષે લેવું નહી. તે ( કદર્યાદિક ) કેહેછે—કદર્ય, ચોર, નટ, વીણાવાજીત્રથકી આજીવિકા ચલાવનારો, વ્યાજવડે આજીવિકા ચલાવનારો, લોકનિંદાથી દૂષિત થયલો, વેશ્યા, વૈદ્ય, ક્રોધી, વ્યભિચારિણી, ઉન્મત્ત, ક્રૂર, શત્રુ, પતિત, દાંભિક, પતિ તથા પુત્રે રહિત એવી સ્ત્રી, સોની, સ્ત્રીજીત, ગામનો ઉપાધ્યાય, હિંસક, કર્માર (સિલાટ, સુતાર વગેરે કસબી), તંતુવાય ( વણાત કરનારો ), કૃતઘ્ની, ધોબી, સ્ત્રીવડે આજીવિકા ચલાવનારો, સોમ વેચનારો, ચિતારો, અને ગવૈયો ઇત્યાદિક એ જો ત્રૈવર્ણિક ( બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય ) હોય તો પણ તેમનું અન્ન લેવું નહી. "દેહ, ધર્મકાર્ય, પુત્ર, સ્ત્રી, માતા અને પિતા એમને લોભથી જે પીડા ઉપજાવે તે કદર્ય જાણવો." "બ્રહ્મચારી અને ગૃહસ્થ એ બે આશ્રમવાળાજ ભોજ્યાન્ન ( ભોજન કરવા યોગ્ય છે અન્ન જેનું એવા) છે. વાનપ્રસ્થ, સંન્યાસી અને લિંગી ( પેટ ભરવામાટે ચિન્હ ધારણ કરનારો ) એ ભોજ્યાન્ન નથી. જે દ્વિજ છ માસ શૂદ્રસંબંધી નિંદિત એવું અન્ન ભોજન કરે તે જીવે ત્યાંલગી શૂદ્ર બની મરવા પછી કુતરાની યોનીને પ્રાપ્ત થાયછે." બીજા પદાર્થ મ્હોટા નિબંધોમાં ઘણા નિષિદ્ધ કરેલાછે પણ તે વિહિત પદાર્થ કેહેવાથીજ નિષિદ્ધ થાયછે એમ અર્થાત્ સિદ્ધ થવાથી તથા તે અપ્રસિદ્ધ હોવાથી કહ્યા નથી. "દુર્ગંધયુક્ત, ફીણયુક્ત, ખારૂં, ગારાવાળું, ખાબુચિયાનું જલ, જે જલમાં ગાયની તૃપ્તિ થાય નહી તે, અને રાત્રિએ ભરી રાખેલું એવું જલ શ્રાદ્ધમાં લેવું નહી. તેમજ અભોજ્યાન્ન મનુષ્યનાં ટાંકાં ઇત્યાદિકમાંનું જે જલ તે પણ લેવું નહી. સ્નાન, આચમન, દાન, અને દેવતા તથા પિતૃનું તર્પણ એ શૂદ્રે લાવેલાં જલવડે તથા મેઘનાં જલવડે કરવું નહી. જલ, તુલસી, છાંણ અને માટી એ રાત્રિયે લાવવાં નહી." તુલસી, બીલી અને ગંગાજલ એ વિના બીજાં ફૂલ તથા જલ એ વાસી હોય તે છોડી દેવાં. "દોહિત્રો, કુતુપ કાળ, છાગ, ( બકરો ) કાળાં મૃગનું ચર્મ, રૂપું, દર્ભ, તિલ, ગાય, અને ગેંડાનું પાત્ર એ પદાર્થ પિતૃને પ્રિય છે." અરણ્યમાં ઉપજેલા કાળા તિલ મુખ્ય છે, તે ન મળે તો ગામમાં થયલા ધોળા તથા કાળા તિલ લેવા. શ્રાદ્ધમાં બકરાનું સાન્નિધ્ય અતિ ઉત્તમ છે. કુકડો, ગામનો ડુક્કર, કાગડો, મીંદડો, શૂદ્ર, નપુંસક, અને રજસ્વલા એમનું સાન્નિધ્ય અતિ નિંદ્ય છે. ચાંડાલ, રજસ્વલા,

લંગડો, કોઢીયો, ઓછાં અંગવાળો અને અધિક અંગવાળો ઇત્યાદિકે જોયલું અન્ન અભોજ્ય છે. આપત્તિ હોય તો મૃત્તિકા, ભસ્મ, સોનું, અથવા જલ એ અડકાડવાથી ભક્ષણ કરવાને યોગ્ય છે. પાવમાની ઋચા, તથા તરત્સમંદી ઋચા એ મંત્રવડે તથા ગાયત્રી ઇત્યાદિક મંત્રેકરી દર્ભવડે જલનું પ્રોક્ષણ કરવાથી દૂષિત અન્નની શુદ્ધિ થાયછે. "પાદુકા, પગરખાં, છત્ર, રાતાં વસ્ત્ર, ચિત્ર વસ્ત્ર, રાતાં ફૂલ, અને મીંદડો એ પદાર્થો શ્રાદ્ધભૂમીમાં વર્જિત કરવા." ઘંટાનાદ, ઘોડો, ધત્તૂરો, શંખ, અને છીપ એ પદાર્થ વર્જ્ય છે.

---

अथश्राद्धदिनकृत्यम् गोमयादिभिर्भूमिभांडशुद्धिः देवताब्रह्मचारियतिशिशूनांपिंडदानपर्यंतमन्नंनदेयम् अतिशिशवस्तुगृहांतरेभोजनीयाः तिलानवकिरेत्तत्रसर्वतोबंधयेदजान् पाकःश्राद्धकर्त्रास्वयमेवकार्यः तदभावेशुद्धपत्न्यातदभावेतुबांधवैः सगोत्रैर्वासपिंडैर्वामित्रैर्वासुगुणान्वितैः पुंश्चलींचतथावंध्यांविधवांचान्यगोत्रजां वर्जयेच्छ्राद्धपाकार्थममातृपितृवंशजाम् नपाकंकारयेत्पुत्रींगर्भिणींचापिदुर्मुखीं पाकभांडानिसौवर्णरौप्यताम्रोद्भवानिच कांस्यानिमृन्मयंनूत्नंनव्यमेवमनीषिभिः पैत्तलंरंगजातंचविहितंनोनानिंदितम् नकदाचित्पचेदन्नमयस्स्थालीषुपैतृकम् फलशाकादिछेदनार्थभिन्नानामायसानांशस्त्राणांभांडानांचदर्शनमपिपाकादिस्थानेनिषिद्धं पक्वान्नस्थापनार्थंतुशस्यंतेदारुजान्यपि गृह्याग्नौतुपचेदन्नंश्राद्धीयंलौकिकेपिवा यस्मिन्नग्नौपचेदन्नंतस्मिन्होमोविधीयते ॥

## હવે શ્રાદ્ધદિવસનું કૃત્ય કેહેછે.

છાંણ ઇત્યાદિકવડે પૃથ્વી અને પાત્રની શુદ્ધી કરવી. દેવતા, બ્રહ્મચારી, સંન્યાસી અને બાળકને પિંડદાન થયા પર્યંત અન્ન દેવું નહી. અતિ ન્હાનાં બાળકોને બીજાં ઘરમાં ભોજન દેવું. "શ્રાદ્ધભૂમીમાં તિલ છાંટવા, તથા ચારે મેર બકરા બાંધવા" શ્રાદ્ધ સંબંધી પાક શ્રાદ્ધકર્ત્તાએ પોતેજ કરવો. "પોતાંથી કરી ન શકાય તો પવિત્ર એવી સ્ત્રીવતી કરાવવો, તેવી સ્ત્રી ન હોય તો બાંધવ, અથવા સગોત્ર, અથવા સપિંડ, કિંવા ગુણી એવા મિત્રકને કરાવવો. વ્યભિચારિણી, વાંઝણી, વિધવા, પરગોત્રમાં જન્મેલી, અને શ્રાદ્ધકર્ત્તાના માતાપિતાના વંશમાં જન્મેલી ન હોય એવી, સ્ત્રીઓ શ્રાદ્ધના પાકમાટે વર્જ્ય છે. કન્યા, સગર્ભા, અને દુર્મુખી એ સ્ત્રીઓપાસે પાક કરાવવો નહી. શ્રાદ્ધના પાકનાં વાસણ સોનાનાં, રૂપાનાં, ત્રાંબાનાં અથવા કાંસાના એવાં જોઇએ. માટીનાં હોય તો નવાંજ હોવાં જોઇએ, એમ વિદ્વાનોએ કહ્યુંછે. પિતળનાં અને કલીનાં પાત્ર વિહિત નથી તેમ નિંદિત નથી. લોખંડનાં પાત્રમાં ક્યારે પણ પિતૃઅર્થે અન્ન રાંધવું નહી." ફળ, શાક ઇત્યાદિકને સવારવામાટે જે,છુરી ઇત્યાદિક શસ્ત્ર તે વિના બીજાં લોખંડનાં શસ્ત્ર તથા વાસણ એનું દર્શન પણ પાકાદિ સ્થાનકમાં નિષિદ્ધ છે. "રાંધેલું અન્ન રાખવામાટે લાકડાનાં વાસણ પણ ઉત્તમ છે. શ્રાદ્ધનો પાક ગૃહ્યાગ્નિ અથવા લૌકિકાગ્નિ ઉપરે કરવો. જે અગ્નિ ઉપરે પાક કીધો હોય તે અગ્નિમાં હોમ કરવો.

**तत्रगृह्याग्नौपाकेविशेषः प्रातर्होमंकृत्वातदेकदेशंमहानसेकृत्वापाकंकुर्यात् पाकांतेपाकाग्न्येकदेशंगृह्याग्नौसंयोज्यगृह्येऽग्नौकरणवैश्वदेवादिकार्यम् अत्रैवंव्यवस्था कात्यायनादीनांगृह्याग्नौपाकः आश्वलायनानांतुनैत्यकेपचनाग्नौ अग्नौकरणंत्वाश्वलायनानांव्यतिषंगेणश्राद्धेगृह्याग्निपक्वचरुणागृह्येएव व्यतिषंगाभावेपाणिहोमः अन्यशाखीयस्यगृह्याग्नावग्नौकरणं विधुरस्योच्छिन्नाग्निकस्यचपृष्टोदिविविधानादिनाग्निसंपादनं तच्चपूर्वार्धेउक्तम् भोजनपात्राणितुहेमरौप्यकांस्यजानिवापलाशकमलकदलीमधूकपत्रनिर्मितानिवा ॥**

**તેમાં ગૃહ્યાગ્નિ ઉપરે પાક કરવો હોય તો વિશેષ કેહેછે**—પ્રાતઃ કાળે હોમ કરી તે ગૃહ્યાગ્નિમાંથી થોડોએક અગ્નિ રસોડામાં લઇ જઇ તે અગ્નિ ઉપરે પાક કરવો. પાક થઇ રહ્યા પછી પાકના અગ્નિમાંથી થોડો અગ્નિ ગૃહ્યાગ્નિસાથે મ- ળાવી ગૃહ્યાગ્નિ ઉપરે અગ્નૌકરણ, અને વૈશ્વદેવ ઇત્યાદિક કરવાં. એમાં આ રીતની વ્યવસ્થા કરવી. કાત્યાયન ઇત્યાદિકોએ ગૃહ્યાગ્નિ ઉપરે પાક કરવો. આશ્વલાયનોએ તો, નિત્યના પાકાગ્નિ ઉપરે પાક કરવો. અગ્નૌકરણ કરવું તે તો, આશ્વલાયનોએ વ્યતિષંગેકરી શ્રાદ્ધ હોય તો ગૃહ્યાગ્નિ ઉપરે ચરૂ પક્વ કરી ગૃહ્યાગ્નિ ઉપરેજ ક- રવું. વ્યતિષંગ ન હોય તો પાણિહોમ કરવો. બીજી શાખાવાળાઓએ ગૃહ્યાગ્નિ ઉપરેજ અગ્નૌકરણ કરવું. વિધુર ( જેની સ્ત્રી મરેલી હોય તે ) તથા વિછિન્ના- ગ્નિક ( નષ્ટ થયો છે અગ્નિ જેનો તે ) હોય તો "पृष्टो दिवि०" એ વિધાનાદિકે કરી અગ્નિ ઉત્પન્ન કરવો. તે વિધાન પૂર્વાર્ધમાં ( પત્ર ૪૬૦ માં ) કહ્યુંછે. ભોજનનાં પાત્ર તો સોનાનાં, રૂપાનાં, અથવા કાંસાનાં કરવાં. કિંવા ખાખરો, કમલ, કેલ, અને મહુડાંનાં પાનનાં કરવા.

**अथनिमंत्रणादिश्राद्धाहेभुक्तान्नपरिणामपर्यंतंकर्तुर्विप्राणांचनियमाः स्त्रीसंगपुनर्भोजनानृतभाषणाध्यापनद्यूतायासभारोद्वहनहिंसादानप्रतिग्रहचौर्याध्वगमनदिवास्वापकलहादिवर्जनंकर्तृभोक्तुभयधर्माः स्त्रीसंगश्चश्राद्धदिनेतत्पूर्वदिनेचऋतुकालेपिवर्ज्यः तांबूलक्षुरकर्माभ्यंगदंतधावनवर्जनंकर्तृधर्माः भोक्तृविप्राणांतैलाभ्यंगेउद्वर्तनेक्षौरेचविकल्पः कर्तुर्भोक्तुश्चमुख्यवारुणस्नानेनैवाधिकारोनतुगौणस्नानेन श्राद्धकृच्छुक्लवासाःस्यान्मौनीचविजितेंद्रियः उपवासंपरान्नंचऔषधंचविवर्जयेत् अवस्त्रत्वंमलवद्वस्त्रत्वंकौपीनवत्त्वंकच्छहीनत्वमनुत्तरीयत्वंकाषायवस्त्रत्वमार्द्रवस्त्रत्वंद्विगुणवस्त्रत्वंरक्तवस्त्रत्वंदग्धवस्त्रत्वं स्यूतवस्त्रत्वमित्येकादशविधनग्नत्वंकर्तृभोक्तृभ्यांवर्ज्यं कर्तुर्ललाटेऊर्ध्वपुंड्रादेर्विकल्पः भोक्तुस्तुभवत्येव चंदनतिलकस्तुपिंडदानात्प्राक्कर्तुर्नवर्ज्यः भोक्तुस्तुभोजनकालात्प्राक्वर्ज्यः सदर्भहस्तेनातिलकोनकार्यः करणेआचमनंदर्भत्यागश्च कर्त्रानिमंत्रितविप्रत्यागोनकार्यः प्रमादेनत्यागेयत्नेनविप्रःप्रसादनीयः बुद्धिपूर्वकत्यागेयतिचांद्रायणंप्रायश्चित्तं आमंत्रितस्तुयोविप्रोभोक्तुमन्यत्रगच्छति नरकाणांशतंगत्वाचांडालेष्वभिजायते आमंत्रितस्तुयःश्राद्धेविलंबंकुरुतेद्विजः देवद्रोहीपितृद्रोहीपच्यतेनरकेषुसः स्त्रीसंगःपुनर्भोजनंचश्राद्धपूर्वरात्रावपिकर्तृभोक्तृभ्यांवर्ज्यं दशकृत्वःपिबेदापोगायत्र्याश्राद्धभुक्द्विजः सायंसंध्यामुपासीतजपेच्चजुहुयादपि सूतकेचप्रवासेचअशक्तौश्राद्धभोजने औपासनादिकं**

होमंनकुर्यात्किंतुकारयेत् निमंत्रितस्तुनश्राद्धेकुर्याद्भार्यादिताडनं अपराण्हाख्यमुहूर्तत्रये वनस्पतिच्छेदंदधिमंथनंसर्वैर्नकार्यं यदाकर्त्तुरशक्तयातत्पुत्रशिष्यादिःप्रतिनिधिःश्राद्धंकरोतितदायजमानप्रतिनिधिभ्यामुभाभ्यांपूर्वोक्ताःसर्वेकर्तृनियमाःकार्याः मुक्तकच्छातुयानारी मुक्तकेशीतथैवच हसतेवदतेत्यंतंनिराशाःपितरोगताः सवर्णंप्रेषयेदाप्तंद्विजानांतुनिमंत्रणे अभोज्यंब्राह्मणस्यान्नंवृषलेननिमंत्रितं तथैववृषलस्यान्नंब्राह्मणेननिमंत्रितं वृषलःशूद्रः ॥

હવે નિમંત્રણ થયું ત્યહાંથકી તે શ્રાદ્ધદિવસે ભોજન કરેલાં અન્નનું પાચન થઈ જાય ત્યહાંલગી શ્રાદ્ધકર્ત્તાના અને બ્રાહ્મણોના નિયમ કેહેછે—સ્રીસંગ, બીજી વાર ભોજન, મિથ્યા ભાષણ, અધ્યાપન, દ્યૂત, પરિશ્રમ, ભાર ઉપાડવો, હિંસા, દાન, પ્રતિગ્રહ, ચોરી કરવી, પંથ કરવો, દિવસે નિદ્રા, અને કલહ ઇત્યાદિક વર્જ્ય કરવા, એ કર્તા તથા ભોક્તા એ બન્નેના ધર્મ છે. સ્રીસંગ વર્જ્ય કરવો તે તો શ્રાદ્ધદિવસે તથા શ્રાદ્ધના પ્રથમ દિવસે ઋતુ કાળે પણ વર્જ્ય કરવો. તાંબૂલ, વાળ ઉતરાવવા, તૈલમર્દન, અને દંતધાવન એ વર્જ્ય કરવાં તે શ્રાદ્ધકર્ત્તાના ધર્મ છે. શ્રાદ્ધમાં ભોજન કરનારા બ્રાહ્મણને તૈલમર્દન, અવટન લગાડવું તથા ક્ષૌર એવિષે વિકલ્પ છે. કર્ત્તા અને ભોક્તા એ બન્નેને મુખ્ય જલસ્નાનવડેજ અધિકાર પ્રાપ્ત થાયછે, ગૌણસ્નાનવડે થતો નથી. "શ્રાદ્ધકર્ત્તાએ સફેદ વસ્ત્ર પેહેરી, મૌનયુક્ત અને જીતેંદ્રિય થઈ રેહેવું; તથા ઉપવાસ, પરાન્ન અને ઔષધ વર્જ્ય કરવું." વસ્ત્રહીન, મલિન વસ્ત્રવાળો, કોપીનવાળો, કચ્છહીન, ઉત્તરીય વસ્ત્રરહિત, કાષાય વસ્ત્રવાળો, ભીજેલાં વસ્ત્રવાળો, બેવડાં વસ્ત્રવાળો, રાતાં વસ્ત્રવાળો, બળેલાં વસ્ત્રવાળો, અને સાંધેલાં વસ્ત્રવાળો ( નગ્ન કેહેવાય ) એ ઇગ્યાર પ્રકારનું નગ્નપણું શ્રાદ્ધકર્ત્તા અને ભોક્તાએ વર્જ્ય કરવું. કર્ત્તાના કપાલમાં ઉર્ધ્વપુંડ્ર ઇત્યાદિક ધારણ કરવાનો વિકલ્પ છે. ભોક્તાએ તો, અવશ્ય ઊર્ધ્વપુંડ્ર ધારણ કરવું. સુકડનું તિલક તો પિંડદાનથી પ્રથમ કર્ત્તાએ કરવું નહી. ભોજન કર્ત્તાએ તો ભોજનકાળથી પ્રથમ વર્જ્ય કરવું. દર્ભસહિત હાથવડે તિલક કરવું નહી, કરે તો આચમન કરી દર્ભનો ત્યાગ કરવો. કર્તાએ નોતરેલા બ્રાહ્મણનો ત્યાગ કરવો નહી, પ્રમાદથી ત્યાગ કીધો હોય તો યત્ન કરી તે બ્રાહ્મણને પ્રસન્ન કરવો. બુદ્ધિપૂર્વક ત્યાગ કીધો હોય તો યતિચાંદ્રાયણ પ્રાયશ્ચિત્ત કરવું. "નોતરેલો જે બ્રાહ્મણ તે ભોજન કરવામાટે અન્યત્ર જાય તો સો નરક પામી અંતે ચાંડાળોમાં જન્મ પામેછે. શ્રાદ્ધમાં નોતરેલો બ્રાહ્મણ જો વિલંબ કરે તો તે દેવદ્રોહી અને પિતૃદ્રોહી થઇ નરકમાં પીડા પામે." સ્રીસંગ, તથા બીજી વખત ભોજન શ્રાદ્ધદિવસની પ્રથમ રાત્રિએ પણ કર્ત્તા તથા ભોક્તાએ વર્જ્ય કરવું. શ્રાદ્ધમાં જમેલા બ્રાહ્મણે દશ વાર ગાયત્રી મંત્રવડે મંત્રેલું જલ પીવું, સંધ્યા કરવી, જપ અને હોમ પણ કરવો." "સૂતક, પરદેશ, અસામર્થ્ય અને શ્રાદ્ધભોજન એટલે સમયે ઔપાસનાદિક હોમ પોતે કરવો નહી, ત્યારે બીજાવતિ કરાવવો. શ્રાદ્ધવિષે નિમંત્રણ થયા છતાં સ્રી ઇત્યાદિકને માર મારવી નહી." અપરાણ્હ એ નામનાં જે ત્રણ મુહૂર્ત્ત તે સમયે સઘળાઓએ ઝાડ તોડવાં નહી, અને

દહિ મથવું નહી. જ્યારે કર્ત્તાને અશક્તિ હોવાથી તેનો પુત્ર, શિષ્ય ઇત્યાદિ પ્રતિનિધિ શ્રાદ્ધ કરે ત્યારે યજમાન અને પ્રતિનિધિ એ બન્ને જણાઓએ પ્રથમ કહેલા કર્ત્તાના સઘળા નિયમ પાળવા. "કાછ રહિત તથા છૂટ કેશવાળી સ્ત્રી બહુ હસે તથા બહુ બોલે તો પિતૃ નિરાશ થઇને જતા રહેછે. બ્રાહ્મણને નિમંત્રણ કરવામાટે પોતાની જાતનો, અને લાયક એવો પુરૂષ મોકલવો. બ્રાહ્મણનું અન્ન વૃષલે નિમંત્રિત હોય તો તે અભોજ્ય થાય, અને વૃષલનું અન્ન બ્રાહ્મણે નિમંત્રિત હોય તો તે અભોજ્ય છે." વૃષલ એટલે શૂદ્ર જાણવો.

---

अथश्राद्धेब्राह्मणसंख्या वैश्वदेवेसमाःपित्र्येविषमाः तेनद्वौवैश्वदेवेत्रयःपितृपार्वणे इतिपंचविप्राः अथवाचात्वरोदैवेपार्वणेतुपित्रादीनामेकैकस्यत्रयस्त्रयइतित्रयोदशविप्राः यद्वापित्रादेरेकैकस्यपंचेत्येकोनविंशतिः किंवाएकैकस्यसप्तेतिपंचविंशतिः एवंदर्शादौ पार्वणाधिक्येविप्राधिक्यमूह्यं तथाचवैश्वदेवेद्वौचतुरोवोपवेश्यपित्रादिष्वेकैकस्यस्थानेएकंत्रीन्पंचसप्तनववोपवेशयेदितिनिष्कर्षः सत्क्रियांदेशकालौचद्रव्यब्राह्मणसंपदं शौचंचविस्तरंहंतीतिपक्षेअशक्तौवादैवेएकःपितृपार्वणेचैकइतिद्वौविप्रौ तदुक्तंश्रीभागवते द्वौदैवेपितृकार्येत्रीनेकैकमुभयत्रवा भोजयेत्सुसमृद्धोपिश्राद्धेकुर्यान्नविस्तरं देशकालोचितश्रद्धाद्रव्यपात्रार्हणानिच सम्यग्भवंतिनैतानिविस्तरात्स्वजनार्पणादिति एतेनद्वौदैवे एकःपित्र्येइतिविप्रत्रयपक्षोनिर्मूलोवेदितव्यः द्वौदैवेथर्वणौविप्रौप्राङ्मुखावुपवेशयेत् पित्र्येतूङ्मुखांस्त्रींश्चऋग्यजुःसामवेदिनः अत्यशक्तौपार्वणद्वयेएकोविप्रः ॥

## હવે શ્રાદ્ધવિષે બ્રાહ્મણોની સંખ્યા કેહેછે.

વિશ્વેદેવાને સ્થાનકે સમ, તથા પિતૃને સ્થાનકે વિષમ જોઇએ તેથી વિશ્વેદેવાને ઠેકાણે બે, અને પિતૃપાર્વણને ઠેકાણે ત્રણ મળી પાંચ બ્રાહ્મણ જોઇએ. અથવા દેવસ્થાનકે ચાર અને પાર્વણવિષે તો પિતા ઇત્યાદિક જે ત્રણ તેમાં એકેકના ત્રણ ત્રણ એ રીતે સઘળા મળી તેર બ્રાહ્મણ કેહેવા. અથવા પિતા ઇત્યાદિક એકેકના પાંચ પાંચ એ રીતે સઘળા મળી ઓગણીસ બ્રાહ્મણ કેહેવા. અથવા એકેકના સાત સાત એ રીતે મળી પચીશ કેહેવા. એ પ્રમાણે દર્શાદિક શ્રાદ્ધવિષે પાર્વણ અધિક હોય તો કલ્પના કરી બ્રાહ્મણ અધિક કેહેવા. એટલે વૈશ્વદેવ ઠેકાણે બે અથવા ચાર બેસારી પિતા ઇત્યાદિક એકેકાને સ્થાનકે એક, ત્રણ, પાંચ, સાત, અથવા નવ બેસાડવા એ તાત્પર્ય જાણવો. "શ્રાદ્ધવિષે વિસ્તાર કરવાથી સત્ક્રિયા, દેશ, કાળ, દ્રવ્ય, બ્રાહ્મણરૂપ સંપત્તિ અને પવિત્રપણું એમનો નાશ થાયછે," એ પક્ષમાં અથવા સામર્થ્ય ન હોય તો દેવસ્થાનકે એક અને પિતૃપાર્વણસ્થાનકે એક મળીને બે કેહેવા. તે શ્રીમદ્‌ભાગવતમાં કહ્યુંછે. "દેવકાર્યમાં બે તથા પિતૃકાર્યમાં ત્રણ અથવા દેવસ્થાનકે એક તથા પિતૃસ્થાનકે એક એ રીતે બ્રાહ્મણોને ભોજનમાટે કેહેવું. મ્હોટી સમૃદ્ધિવાળો હોય તો પણ શ્રાદ્ધમાં વિસ્તાર કરવો નહી." "પોતાના સંબંધીઓને ભોજનમાટે નોતરવાથી જે વિસ્તાર થાયછે તેથી દેશ, કાળ, યોગ્ય શ્રદ્ધા, દ્ર-

વ્ય, પાત્ર અને પૂજન એ યથાવિધિ બની શકે નહી, " એથી દેવસ્થાનકે બે અને પિતૃસ્થાનકે એક એ રીતે ત્રણ બ્રાહ્મણનો જે પક્ષ તે નિર્મૂલ જાણવો. દૈવ કર્મવિષે બે અથર્વણવેદી બ્રાહ્મણ પૂર્વાભિમુખ બેસાડવા. પિતૃસ્થાનકે તો ઋગ્વેદી, યજુર્વેદી તથા સામવેદી એવા ત્રણ બ્રાહ્મણ ઉત્તરાભિમુખ બેસાડવા. " અતિ અશક્તિ હોય તો બે પાર્વણવિષે એક બ્રાહ્મણને કેહેવું.

---

**यद्येकएवविप्रस्तदाविश्वेदेवस्थानेशिवलिंगंशालग्रामंवासंस्थाप्यसर्वंश्राद्धंसमाचरेत् दैवान्नंतत्क्षिपेदग्नौदद्याद्वाब्रह्मचारिणे स्थानत्रयेएकोविप्रइतिपक्षःसपिंडीकरणादन्यत्र सपिंडीकरणेतुपार्वणेत्रयएवविप्राः वृद्धिश्राद्धेतुदैवेद्वौप्रतिपार्वणंद्वौद्वावेवमष्टौनिकृष्टपक्षे संपदिदैवेचत्वारःप्रतिपार्वणंचत्वारइतिषोडशेत्येवंदैवेपित्र्येचसमाविप्राइतिविशेषः सर्वथाब्राह्मणालाभेकृत्वादर्भमयान्वटून् प्रैषानुप्रैषसंयुक्तंसर्वंश्राद्धंप्रकल्पयेत् अत्रविप्रानुकूल्यरूपदृष्टप्रयोजनाभावेप्यदृष्टार्थंदक्षिणादेया एवंयतेःश्राद्धोपवेशनेपि साचदक्षिणाकालांतरेन्यस्मैप्रतिपादनीया अथवाभ्यर्चितंलिंगंशालग्राममथापिवा संस्थाप्यदेवपित्र्यर्थपीठेश्राद्धंचरेन्नरः पितरस्तस्यतिष्ठंतिकल्पकोटिशतंदिवि निमंत्रणंतुविप्राणांपूर्वेद्युःसद्यएववा कुर्याद्विप्रांश्चनियमांछ्रावयेत्पैतृकान्बुधः अक्रोधनैःशौचपरैःसततंब्रह्मचारिभिः भवितव्यंभवद्भिश्चमयाचश्राद्धकारिणेति ॥**

જ્યારે એકજ બ્રાહ્મણ હોય ત્યારે વિશ્વેદેવા ઠેકાણે શિવલિંગ અથવા શાલગ્રામનું સ્થાપન કરી સઘળું શ્રાદ્ધ કરવું. " દેવનું અન્ન અગ્નિમાં હોમવું અથવા બ્રહ્મચારીને દેવું. " ત્રણ ઠેકાણે મળી એક બ્રાહ્મણ કેહેવો એવો જે પક્ષ તે સપિંડીકરણ વિના અન્યત્ર જાણવો. સપિંડીકરણવિષે તો પાર્વણમાં ત્રણજ બ્રાહ્મણ કેહેવા. નાંદીશ્રાદ્ધવિષે તો દેવસ્થાનકે બે અને એકેક પાર્વણ ઠેકાણે બે બે મળી આઠ બ્રાહ્મણ નિકૃષ્ટ ( ઓછામાં ઓછા ) પક્ષમાં કેહેવા. સંપત્તિ હોય તો દેવસ્થાનકે ચાર, એકેક પાર્વણવિષે ચાર ચાર એ રીતે મળી સોળ એમ દેવસ્થાનકે તથા પિતૃસ્થાનકે સમ બ્રાહ્મણ કેહેવા, એ પ્રમાણે વિશેષ જાણવો. " સર્વથા બ્રાહ્મણ ન મળે તો દર્ભના બટુ કરી પ્રૈષ અનુપ્રૈષસહિત સઘળું શ્રાદ્ધ કરવું. " એ દર્ભબટુવાળાં શ્રાદ્ધવિષે બ્રાહ્મણોની અનુકૂલતારૂપ દેખીતું પ્રયોજન જો કે નથી તો પણ અદૃષ્ટફલમાટે દક્ષિણા દેવી. એ રીતે સંન્યાસી શ્રાદ્ધમાં બેઠેલો હોય તો પણ દક્ષિણા દેવી. તે ( દર્ભબટુપાસે રાખેલી ) દક્ષિણા બીજે સમયે બીજાને આપી દેવી. " અથવા પૂજેલું શિવલિંગ કિંવા શાલગ્રામ દેવપિતૃસ્થાનકે પાટલા ઉપરે બેસાડી જે મનુષ્ય શ્રાદ્ધ કરેછે તેના પિતૃ સો ક્રોડ કલ્પ પર્યંત સ્વર્ગવિષે રેહેછે. બ્રાહ્મણને શ્રાદ્ધવિષે નિમંત્રણ કરવું તે પૂર્વ દિવસે અથવા શ્રાદ્ધદિવસેજ કરવું. શ્રાદ્ધસંબંધી નિયમો પોતે પાળવા અને બ્રાહ્મણને સંભાળાવવા. " તે નિયમો કેહેછે—" ક્રોધરહિત, પવિત્રતાપરાયણ, અને નિરંતર બ્રહ્મચારી એ રીતે હું શ્રાદ્ધકર્ત્તા અને તમોએ રેહેવું. "

---

**अथसामान्यतःश्राद्धपरिभाषा निपात्यदक्षिणंजानुंदेवान्परिचरेत्सदा पितॄणांपरिच**

यतुवामजानुनिपातनात् प्रदक्षिणंतुदेवानांपितॄणामप्रदक्षिणम् पितॄणांद्विगुणाभुमाद र्भादैवेऋजुस्त्वगाः दैवेनूदङ्मुखःकर्तापित्र्येस्याद्दक्षिणामुखः संकल्पेक्षणदानेपाद्येआसने आवाहनेर्घ्यदानेगंधाद्याच्छादनांतपंचोपचारेन्नदाने पिंडदानेंजनाभ्यंजनयोरक्षय्येस्वधावा चनेचसंबंधगोत्रनामोच्चारणमावश्यकमन्यत्रकृताकृतम् संबंधगोत्रनामरूपाणीतिसंबंध नामगोत्ररूपाणीतिवोच्चारणेक्रमः तत्रसकारेणतुवक्तव्यंगोत्रंसर्वत्रधीमतेतिवाक्यात्काश्य पसगोत्रस्यकाश्यपगोत्रस्येतिवोच्चारः केचिच्छाखाभेदाद्व्यवस्थामाहुः गोत्रस्यत्वपरिज्ञा नेकाश्यपंगोत्रमुच्यते शर्मांतंविप्रनामोक्तंवर्मांतंक्षत्रियस्यतु गुप्तांतंचैववैश्यस्यदासांतं शूद्रजन्मनः पित्रादिनामाज्ञानेतुतातपितामहप्रपितामहेत्येवंब्रूयात् ननामोच्चारयेदित्या श्वलायनः शाखांतरेतुपितुर्नाम्नःस्थानेपृथिवीषदितिपितामहस्यांतरिक्षसदितिप्रपितामह स्यदिविषदितिनामोच्चार्यम् स्त्रीणांदांतंनामसावित्रीदेत्येवमुच्चार्यम् केचिद्देवीशब्दांतं माहुः अन्येदेवीदापदयोःसमुच्चयमूचुः विभक्तिभिस्तुयत्किंचिद्दीयतेपितृकर्मणि तत्स र्वंसफलंज्ञेयंविपरीतंनिरर्थकम् षष्ठीविभक्त्यासंकल्पःक्षणश्चाक्षय्यकर्मच षष्ठ्यावास्याच्च तुर्थ्यावासनदानंद्विजातये द्वितीययावाहनंस्याद्विभक्तिस्तुचतुर्थिका अन्नदानेपिंडपूजा स्वधास्वस्तीतिवाचने पिंडदानेतुसंबुद्धिर्येचत्वेत्यादितःपुरा ततःपरंचतुर्थीचेत्युभयंसर्व संमतम् शेषाणिसर्वकर्माणिसंबुद्ध्यंतेयथायथम् इदंतेवाइदंवोवाप्रयुज्यैवसमाचरेत् सव्ये नदैवंकर्मस्यादपसव्येनपैतृकम् विप्रप्रदक्षिणाविप्रस्वागतंचार्घ्यदानकम् सूक्तस्तोत्रजपो न्नस्यपात्रेषुपरिवेषणम् आव्हानमन्नस्याघ्राणंतथाचस्वस्तिवाचनम् तांबूलदानमारभ्या समाप्तेरितिपैतृकम् प्रदक्षिणाद्येतदुक्तंसव्येनैवसमाचरेत् देवार्चादक्षिणादिःस्यात्पादजा न्वंसमूर्धसु शिरोंसजानुपादेषुवामांगादिषुपैतृके अक्षय्यासनार्घ्यवर्ज्यंस्वधाकारेणपितृ भ्यःसर्वदानम् देवेभ्यःस्वाहापदेन दैवतीर्थेनदैवंतत्पितृतीर्थेनपैतृकम् ॥

## હવે સામાન્યપણે શ્રાદ્ધની પરિભાષા કેહેછે.

"જમણો ગોઠણ નીચો નમાવી સર્વદા વિશ્વેદેવાની પૂજા કરવી. ડાબો ગોઠણ નીચો પાડી પિતૃની પૂજા કરવી. દેવનું કાર્ય પ્રદક્ષિણ કરવું, અને પિતૃનું કાર્ય અપ્રદક્ષિણ ( ઉલટું ) કરવું. પિતૃમાટે દર્ભ વચે વાળી બેવડા કરેલા જોઇએ, અને દૈવકર્મવિષે સરખા વિના વાળેલા લેવા જોઇએ. દૈવકર્મવિષે કર્ત્તા ઉત્તરમુખ, અને પિત્ર્યકર્મવિષે કર્ત્તા દક્ષિણાભિમુખ હોવો જોઇએ." સંકલ્પ, ક્ષણ દેવો, પાદ્ય, આસન, આવાહન, અર્ઘ્યદાન, ચંદનથકી વસ્ત્ર પર્યંત પાંચ ઉપચાર, અન્નદાન, પિંડદાન, અંજન, અભ્યંજન, અક્ષય્ય, અને સ્વધાવાચન એમનેવિષે સંબંધ, ગોત્ર, અને નામનું ઉચ્ચારણ આવશ્યક છે, બીજે ઠેકાણે કૃતાકૃત છે. સંબંધ, ગોત્ર, નામ અને રૂપ એ ક્રમથી; અથવા સંબંધ, નામ, ગોત્ર, અને રૂપ એ ક્રમથી ઉચ્ચાર કરવો. તેમાં, "બુદ્ધિમાન્ પુરૂષે સર્વત્ર ગોત્રનો ઉચ્ચાર સકારવડે કરવો," એવું વચન છે માટે "**કાશ્યપસગોત્રસ્ય**" અથવા "**કાશ્યપ ગોત્રસ્ય**" એવો ઉચ્ચાર કરવો. કોઇ ગ્રંથકાર, શાખાભેદવડે વ્યવસ્થા કેહેછે—"ગોત્ર અજ્ઞાત હોય તો કાશ્યપ ગોત્રનો ઉચ્ચાર કરવો. બ્રાહ્મણનાં નામને અંતે શર્મ શબ્દ, ક્ષત્રિયનાં

નામને અંતે વર્મ શબ્દ, વૈશ્યનાં નામને અંતે ગુપ્ત શબ્દ, અને શૂદ્રનાં નામને અંતે દાસ શબ્દ, એ રીતે નામનો ઉચ્ચાર કરવો. પિતા ઇત્યાદિકનાં નામનું જ્ઞાન ન હોય તો "**તાત પિતામહ પ્રપિતામહ**" એવોજ ઉચ્ચાર કરવો; નામનો ઉચ્ચાર કરવો નહી એમ આશ્વલાયન કહેછે. બીજી શાખાઓવિષે તો, પિતાનાં નામને ઠેકાણે '**पृथिवीषत्**' એવું, પિતામહનાં નામને ઠેકાણે '**अंतरिक्षसत्**' એવું અને પ્રપિતામહનાં નામને ઠેકાણે '**दिविषत्**' એવું નામ બોલવું. સ્ત્રીઓનું **दा** છે અંતમાં જેને એવું નામ '**सावित्रीदा**' એ રીતે બોલવું. કોઇ ગ્રંથકાર, **દેવી** શબ્દ જેના અંતમાં હોય એવું બોલવું, એમ કહેછે. બીજા ગ્રંથકારો, **દેવી** અને **दा** એ બન્ને પદનો ઉચ્ચાર કરવો, એ રીતે કહેછે. (જેમ–**સાવિત્રી દેવીદા.**) "પિતૃકર્મવિષે વિભક્તિવડે જે કાંઇ સમર્પણ કરે તે સર્વ સફળ જાણવું. વિભક્તિ વિના જે દેવું તે વ્યર્થ છે. સંકલ્પ, ક્ષણ અને અક્ષય્ય કર્મ એ ષષ્ઠી વિભક્તિવડે કરવાં, બ્રાહ્મણને આસન દેવું તે ષષ્ઠી અથવા ચતુર્થી એ બેમાંથી કોઇએક વિભક્તિવડે દેવું. આવાહન દ્વિતીયા વિભક્તિવડે કરવું. અન્નદાન, પિંડની પૂજા, સ્વધા અને સ્વસ્તિવાચન એ ચતુર્થી વિભક્તિવડે કરવાં. "**येच त्वा०**" ઇત્યાદિક ઉચ્ચારથી પ્રથમ જે પિંડદાન કરવું તે સંબોધન વિભક્તિવડે કરવું. ત્યાર પછી ચતુર્થી વિભક્તિ એ પ્રમાણે એ બન્ને સર્વ સંમત છે. બાકીનાં સઘળાં કર્મ, સંબુદ્ધિ વિભક્તિને અંતે યથાયોગ્ય '**इदं ते**' (એક વચનાંત) અથવા '**इदं वो**' (બહુ વચનાંત) એ પ્રમાણે યોજના કરી, કરવાં. દૈવ કર્મ સવ્યે કરી અને પિત્ર્ય કર્મ અપસવ્યે કરી કરવાં. બ્રાહ્મણને પ્રદક્ષિણા, બ્રાહ્મણને સ્વાગત, અર્ઘ્યદાન, સૂક્ત અને સ્તોત્રનો જપ, પાત્ર ઉપરે અન્ન પીરસવું, બોલાવવું, અન્નને સૂગવું, સ્વસ્તિવાચન, અને તાંબૂલદાનથકી આરંભ કરી સમાપ્તિ પર્યંત એ પ્રમાણે પ્રદક્ષિણાદિક જે પિતૃકર્મ કહ્યાં તે સવ્યે કરીનેજ કરવાં. દેવની પૂજા કરવી તે પગ, ગોઠણ, ખભા અને મસ્તક એ રીતે દક્ષિણ અંગ પૂર્વક કરવી; એટલે પ્રથમ પગથકી ઉપરે કરતે જવું. પિતૃની પૂજા વામાંગ પૂર્વક મસ્તક, ખભા, ગોઠણ અને પગ એ રીતે કરવી." અક્ષય્ય, આસન અને અર્ઘ્ય વર્જ્ય કરી બાકીના સઘળા પદાર્થો પિતૃને દેવા તે સ્વધા શબ્દવડે દેવા. દેવતાઓને સ્વાહા શબ્દવડે દેવા. "દૈવ કર્મ દૈવતીર્થવડે અને પિત્ર્ય કર્મ પિતૃતીર્થવડે કરવાં."

**अथाचमनानि श्राद्धारंभेद्विराचमनंविप्रपादक्षालनांतेस्वपादक्षालनपूर्वकंद्विराचमनंदेवार्चनांतेपित्रर्चनांतेचैकैकमाचमनमाघ्राणांतेएकंविकिरदानांतेद्विरेकंवाश्राद्धांतेस्वपादक्षालनपूर्वकंद्विराचमनमिति अन्येभस्ममर्यादांतेकरशुद्धयंतेउच्छिष्टचालनांतेचाप्येकैकमाहुः॥**

## હવે આચમન કહેછે.

શ્રાદ્ધના આરંભમાં બે વાર આચમન કરવું. બ્રાહ્મણનાં પાદપ્રક્ષાલન કીધા પછી પોતાના પગ ધોઇ બે વાર આચમન, દેવનું અર્ચન કીધા પછી તથા પિતૃની

પૂજા કીધા પછી એકેક વાર આચમન કરવું. પિંડ સૂંઘ્યા પછી એક વાર આચમન, વિકિર દીધા પછી બે અથવા એક વાર આચમન, શ્રાદ્ધને અંતે પોતાના પગ ધોઇ બે વાર આચમન કરવું. બીજા ગ્રંથકારો, ભસ્મમર્યાદા એટલે રક્ષાપરિવેષ કીધા પછી, હાથ શુદ્ધ કીધા પછી, તથા ઉચ્છિષ્ટનું ચાલન કીધા પછી પણ એકેક વાર આચમન કરવું, એમ કેહેછે.

**अथभोक्तुः पादशौचांतेद्विराचमनंपाणिहोमांतेएकंभोजनांतेद्विरिति ॥**

**હવે ભોક્તાને આચમન કેહેછે**—પાદપ્રક્ષાલન કીધા પછી બે વાર આચમન, હાથમાં અગ્નૌકરણ થયા પછી એક વાર આચમન, તથા ભોજનને અંતે બે વાર આચમન કરવું.

**अथदर्भाः आचांतःप्राक्कुशांस्त्यक्त्वापाणावन्यांश्चधारयेत् तथाचश्राद्धारंभेधृतान्दर्भान्पाद्यांतेत्वविसर्जयेत् ततोदेवार्चनांतेपित्रर्चनांतेपिंडशेषाघ्राणांतेविकिरदानांतेश्राद्धांतेचपूर्वधृतदर्भांस्त्यजेत् श्राद्धसागरादिप्रयोगेतुपित्रर्चनांतेदर्भत्यागोनदृश्यते तेनक्काचिदाचमनेपिदर्भत्यागोनेतिभाति ॥**

## હવે દર્ભ કેહેછે.

આચમન કીધા પછી પ્રથમ ધારણ કરેલા દર્ભનો ત્યાગ કરી હાથમાં બીજા દર્ભ ધારણ કરવા. તેમજ "શ્રાદ્ધના આરંભમાં ધારણ કરેલા દર્ભનો પાદ્યને અંતે ત્યાગ કરવો." ત્યાર પછી દેવની પૂજા કીધા પછી, પિતૃની પૂજા કીધા પછી, પિંડનું શેષ સૂંઘ્યા પછી, વિકિર દીધા પછી, અને શ્રાદ્ધને અંતે પ્રથમ ધારણ કરેલા દર્ભનો ત્યાગ કરવો. શ્રાદ્ધસાગરાદિક પ્રયોગ ગ્રંથવિષે તો, પિતૃપૂજાને અંતે દર્ભનો ત્યાગ દેખાતો નથી, તેથી ક્યાંય, આચમનવિષે પણ દર્ભનો ત્યાગ કરવો નહી, એમ ભાસેછે.

**अथोहविचारः यत्रबहुवचनांतःपितृशब्दस्तत्रपितृशब्दस्यसर्वपितृवाचित्वादूहोन यथार्घ्यपात्रेपितृनिमान्प्रीणयेत्यत्रमात्रादिश्राद्धेमातृनितिनवदेत् तत्रापिशुंधनमंत्रेषुशुंधंतांपितरःशुंधंतांपितामहाइत्यादिशुंधंतांमातरःइत्यादिचोहएव बहुवचनंतुनोह्यते प्रथममंत्रेएवपूज्यत्वार्थकत्वात् ऋचंनोहेदितिनिषेधादृङ्मंत्रेषुनोहः पिंडदानेयेचत्वामत्रानुतेभ्यश्चेत्यत्रमातृश्राद्धेयाश्चत्वामत्रानुताभ्यश्चेतिनवदेत् स्त्रीणांस्त्रियःपुरुषाश्चानुगाइतिपुमान्स्त्रियेतिपुल्लिंगशेषादितिवृत्तिकृत् अन्येतुयाश्चेत्याद्यूहमाहुः मात्रादिद्वित्वेपिंडदानेएतद्वा**

---

દેવ તથા પિતૃકેકાણે બેઠેલા બ્રાહ્મણોપાસે પાત્ર માંડ્યા પછી પિતૃપાત્રની ચારેમેર "पिशंगभृष्टि०" એ મંત્રવડે, અને પછી "रक्षाणो अग्ने०" એ મંત્રવડે દેવપાત્રની ચારેમેર ભસ્મ (રાખોડી) વડે મંડલ કરવું; કારણ, यथा चक्रधरो विष्णु, स्त्रैलोक्यं परिरक्षति ॥ एवं मंडलभस्मांकः, सर्वभूतानि रक्षतु ॥ १ ॥ सर्वेषां पापदृष्टीनां, चक्षुर्बध्नाति केशवः ॥ भस्मना मंडलं कुर्या, त्पंक्तिदोषो न विद्यते ॥ २ ॥ એમ કહ્યુંછે, એ ભસ્મમર્યાદા.

**मस्मन्मातरौयन्नदाश्रीदेयेच्चयुवामत्रान्वित्येकंपिंडंदत्वास्मन्मातृभ्यां० अयंपिं० इत्यादि अभ्यंजनेस्मन्मातरौ० अभ्यंजाथां० अंजनेअंजाथां एवंपितामहीप्रपितामह्योर्द्वित्वेप्यूहः ॥**

## હવે ઊહ ( ઉચ્ચાર ) નો નિર્ણય કેહેછે.

જે ઠેકાણે બહુવચનાંત પિતૃશબ્દ હોય તે ઠેકાણે ( તે શબ્દ ) સઘળા પિતૃનો વાચક છે માટે ઊહ કરવો નહી. જેમ અર્ધ્યપાત્રવિષે '**पितृनिमान् प्रीणय**' એ ઠેકાણે માતા ઇત્યાદિકનાં શ્રાદ્ધવિષે '**मातृन्**' એમ ઉચ્ચાર કરવો નહી. તેમાં પણ શુંધન મંત્રોવિષે "**शुंधंतां पितरः शुंधंतां पितामहाः**" ઇત્યાદિક તથા "**शुंधंतां मातरः**" ઇત્યાદિક ઊહ કરવોજ. બહુ વચનનો તો ઊહ કરાતો નથી; કારણ, પ્રથમ મંત્રવિષેજ ( એ બહુવચન ) પૂજ્યપણાંનો અર્થ જણાવવામાટે છે. ઋગ્વેદવિષે ઊહ કરવો નહી એવો નિષેધ હોવાથી ઋગ્વેદના મંત્રોવિષે ઊહ કરવો નહી. પિંડ દાનવિષે '**येचत्वामत्रानुतेभ्यश्च**' એ ઠેકાણે માતાનાં શ્રાદ્ધવિષે '**याश्चत्वामत्रानुताभ्यश्च**' એવો ઉચ્ચાર કરવો નહી. સ્ત્રિયોવિષે સ્ત્રિઓ અને પુરૂષો અનુયાયી થાયછે; કારણ, "**पुमान् स्त्रिया**" એ સૂત્રવડે સ્ત્રિયો અને પુરૂષો સાથે કેહેવાના હોય તો પુલ્લિંગ શેષ રેહેછે એમ વૃત્તિકાર કેહેછે. બીજા ગ્રંથકારો તો, '**याश्च**' ઇત્યાદિક ઊહ કરવો એમ કેહેછે. માતા ઇત્યાદિક બે હોય તો, પિંડદાનવિષે '**एतद्वामस्मन्मातरौ यन्नदाश्रीदेयेच्चयुवामत्रानु०**' એ પ્રમાણે ઊહ કરી એક પિંડ દઈ '**अस्मन्मातृभ्यां० अयंपिंडः०**' ઇત્યાદિ ઉચ્ચાર કરવો. અભ્યંજનવિષે '**अस्मन्मातरौ० अभ्यंजाथां०**' ઇત્યાદિ ઉચ્ચાર કરવો. અંજનવિષે '**अंजाथां०**' એ પ્રમાણ; દાદી તથા પરદાદી બે બે હોય તો પણ એવોજ ઊહ કરવો.

---

**अथबहुत्वे एतद्वोस्मन्मातरोयन्नदे श्रीदेरुद्रदेयथानामगोत्रायेचयुष्मानत्रानुइत्येकंपिंडदानादि अभ्यंजनेभ्यङ्ध्वं अंजनेअङ्ध्वमित्यादि एकनामत्वेएकमेवनामद्विवचनांतंबहुवचनांतंवावदेत् एवमर्घ्यदानकालेप्यस्मन्मातरावित्याद्यूहेनसंबोध्यइदंवामर्घ्यमिदंवोअर्घ्यमित्यूहोबोद्धव्यः तथाचायंतुनःपितरःसो० तिलोसिसोमदेवत्यो० उशंतस्त्वानि० पिंडानुमंत्रणदशादानोपस्थानप्रवाहणप्राशनादिमंत्रेषु बहुवचनांतपितृपदयुक्तत्वादिहेतोर्नोहइतिप्रसिद्धं नाप्रोक्षितंस्पृशेद्वस्तुनवदेन्मानुषींगिरम् नचोद्वीक्षितभुंजानंनचैवाश्रूणिपातयेत् दैवेपित्र्येचसर्वत्रजपहोमादिकर्मसु मौनंकुर्यात्प्रयत्नेनसकलंफलमाप्नुयात् यदिमौनस्यलोपःस्याज्जपहोमार्चनादिषु व्याहरेद्वैष्णवंमंत्रंस्मरेद्वाविष्णुमव्ययम् यस्यस्मृत्याचनामोक्त्यातपोयज्ञक्रियादिषु न्यूनंसंपूर्णतांयातिसद्योवंदेतमच्युतं आदिमध्यावसानेषुश्राद्धस्येदमुदाहरेत् ॥**

હવે ઘણી માવરૂ હોય તો તેવિષે—"**एतद्वोस्मन्मातरोयन्नदेश्रीदेरुद्रदेयथानामगोत्रायेचयुष्मानत्रानु**" એવો ઉચ્ચાર કરી એક પિંડ દેવો ઇત્યાદિક જાણવું. અભ્યંજનવિષે "**अभ्यङ्ध्वं**" અંજનવિષે "**अङ्ध्वं**" ઇત્યાદિક જાણવું. એક નામ હોય તો એકજ નામ દ્વિવચનાંત અથવા બહુવચનાંત બોલવું. એ રીતે

અર્ધ્યદાન સમયે પણ “ **अस्मन्मातरो** ” ઇત્યાદિક ઉચ્ચારવડે સંબોધન કરી “ **इदं-वा अर्घ्यमिदंवोअर्घ्यं** ” એવો ઉચ્ચાર જાણવો. તેમજ “ **आयंतुनःपितरःसो०, ति-लोसिसोमदैवत्यो०, उशंतस्त्वानि०** ” પિંડાનુમંત્રણ, દશાદાન ( પિંડ ઉપરે સૂત્ર દેવું ), ઉપસ્થાન, પ્રવાહણ ( વેહેવરાવવું ) અને પ્રાશન ( ભોજન ), ઇત્યાદિકોના મંત્ર બહુવચનાંત પિતૃપદવડે યુક્ત છે ઇત્યાદિ હેતુથી તે મંત્રોમાં ઊહ નથી એ પ્રસિદ્ધ છે. “ પ્રોક્ષણ ન કરેલી વસ્તુને સ્પર્શ કરવો નહી, મનુષ્યની વાણી ( ભાષા ) બોલવી નહી, ભોજન કરતા બ્રાહ્મણની સામે જોવું નહી, અને અશ્રુ પાડવાં નહી, દેવ કર્મ, પિત્ર્ય કર્મ, જપ, અને હોમ ઇત્યાદિક સઘળાં કર્મવિષે પ્રયત્નેકરી **મૌન** ધારણ કરવું, તેણેકરી કર્મનું સંપૂર્ણ ફળ મળેછે. જપ હોમ, પૂજા ઇત્યાદિ કર્મવિષે જો મૌનનો લોપ થાય તો, વૈષ્ણવ મંત્રનો ઉચ્ચાર કરવો અથવા **અવિનાશી** એવા વિષ્ણુનું સ્મરણ કરવું. ” તે સ્મરણનો મંત્ર—“ **यस्य स्मृत्या च नामोक्त्या, तपोयज्ञक्रियादिषु ॥ न्यूनं संपूर्णतां याति, सद्यो वंदे तमच्युतं.** ” શ્રાદ્ધના આરંભવિષે મધ્યમાં અને સમાપ્તિ સમયે ઉપર કહેલો મંત્ર ભણવો.

---

अथसंक्षेपतआश्वलायनादीनांप्रयोगक्रमः सव्येनापसव्येनवादेशकालौसंकीर्त्यापसव्येनतत्तच्छ्राद्धार्हपितॄणांषष्ठीविभक्त्याएतेषाममुकश्राद्धंसदैवंसपिंडंपार्वणविधिनैकोद्दिष्टेनवान्नेनामेनवाहिरण्येनवाश्वःसद्योवाकरिष्यइतिसंकल्पोयथासंभवंकार्यः सर्वत्रकुरुष्वेत्यादियथोचितंब्राह्मणैःप्रतिवचनंदेयमेव ततोदैवधर्मेणविप्रस्यदक्षिणजानुंस्पृष्ट्वामुकपितॄणाममुकश्राद्धेभमुकविश्वेदेवार्थंत्वयाक्षणःक्रियतामितिक्षणंदद्यात् ओंतथेतिविप्रोवदेत् क्षर्णोप्राप्नोतुभवानिति विप्रःप्राप्नवानीति एवंपितृधर्मेणवामजानुस्पर्शेनामुकश्राद्धेमुकस्यस्थानेत्वयाक्षणइत्यादिपूर्ववत् त्रयस्थानेएकविप्रत्वेपितृपितामहप्रपितामहानांस्थानेइत्यादि अक्रोधनैरित्यादिप्रार्थना अत्रसर्वत्रदेवपूर्वत्वं क्वचित्पितृपूर्वकत्वंवक्ष्यते इदंसंकल्पक्षणदानादिपूर्वेद्युःसद्योवाकार्यं ततःकुतपेस्नातःस्नातान्धौतपादान्विप्रान्सन्निधापयेत् ततःसव्येनतिलोदकयवोदकेआचारात्कार्ये ततःसव्येनशुद्ध्यर्थंप्रायश्चित्तार्थंसूक्तजपःप्रदक्षिणाच समस्तसंपदितिनमस्कारः अपसव्येनाचारादधिकारवाचनं ततआचमनप्राणायामौसव्येनकृत्वाअपसव्येनद्वितीयःसंकल्पः केचित्सद्यःकरणपक्षेद्वितीयसंकल्पंनेच्छंति ततस्तिष्ठन्सव्येनैवदैवेपित्र्येचभवतांस्त्वागतमितिप्रतिविप्रंप्रश्नः पूर्ववत्द्वितीयंक्षणदानम् अत्रबह्वृचानांगृह्याग्निमतांदर्शश्राद्धान्वष्टकापूर्वेद्युःश्राद्धेषुपिंडपितृयज्ञव्यतिषंगेणश्राद्धप्रयोगोनान्येषांनापिश्राद्धांतरेषु सचद्वितीयक्षणदानांतश्राद्धतंत्रंकृत्वापरिसमूहनादीध्माधानांतंपिंडपितृयज्ञतंत्रांतेपादक्षालनादिभस्ममर्यादांतंअग्नौकरणंकृत्वापरिवेषणादिसंपन्नवचनांतेपिंडदानादिपात्रोत्सर्गपर्यंतंकृत्वाविकिरादिश्राद्धशेषंसमापनीयमित्येवंकल्पः एवंहिरण्यकेशीयादीनामपिप्रथमसंकल्पोत्तरमग्न्युपसमाधानान्वाधानाद्याज्यसंस्कारांतेपाद्यादिपूजांतेतत्तन्मंत्रोहयुतःसविस्तरोग्नौकरणहोमोज्ञेयः ॥

---

१ निमंत्रयेत् ॥

## હવે સંક્ષેપથી આશ્વલાયન ઇત્યાદિકોનો પ્રયોગક્રમ કેહેછે.

સવ્યેકરી અથવા અપસવ્યેકરી દેશ કાળનો ઉચ્ચાર કરી, અપસવ્યેકરી તે તે શ્રાદ્ધને યોગ્ય જે પિતૃ તેમનો ષષ્ઠી વિભક્તિવડે **"एतेषाममुकश्राद्धं सदैवं सपिंडं पार्वणविधिनैकोद्दिष्टेन वान्नेनामेनवा हिरण्येन वा श्वः सद्यो वा करिष्ये,"** એવો સંકલ્પ જેવો સંભવ હોય તે પ્રમાણે કરવો. સઘળે ઠેકાણે બ્રાહ્મણોએ **"कुरुष्व"** ઇત્યાદિ યથાયોગ્ય પ્રતિવચન ( ઉત્તર ) અવશ્ય દેવું. પછી દૈવધર્મ ( દેવકાર્ય ) પ્રમાણે બ્રાહ્મણના દક્ષિણ ગોઠણનો સ્પર્શ કરી **"अमुकपितॄणाममुकश्राद्धे अमुकविश्वेदेवार्थे त्वया क्षणः क्रियतां"** એટલું કહી ક્ષણ ( નિમંત્રણ ) દેવો. પછી **"ॐतथा"** એ રીતે બ્રાહ્મણે કેહેવું. કર્ત્તાએ **"प्राप्नोतु भवान्"** એમ બોલવું. બ્રાહ્મણે **"प्राप्नवानि"** એ રીતે કેહેવું. એ પ્રમાણે પિતૃધર્મ ( અપસવ્યાદિક પિતૃકાર્ય ) પ્રમાણે બ્રાહ્મણના ડાબા ગોઠણનો સ્પર્શ કરી **"अमुकश्राद्धे अमुकस्य स्थाने त्वया क्षणः०"** ઇત્યાદિક પ્રથમ પ્રમાણે કરવું. ત્રણને ઠેકાણે એક બ્રાહ્મણ હોય તો **"पितृपितामहप्रपितामहानां स्थाने"** ઇત્યાદિ ઉચ્ચાર કરવો. પછી **"अक्रोधनैः०"** ઇત્યાદિક પ્રાર્થના કરવી. ઇહાં સર્વ ઠેકાણે પ્રથમ દેવનું અને પછી પિતૃનું કર્મ કરવું. કોઇ ઠેકાણે પ્રથમ પિતૃનું પછી દેવનું કર્મ કરવું એમ કેહેવાસે. એ સંકલ્પ કરવો, ક્ષણ દેવો ઇત્યાદિક કર્મ પ્રથમ દિવસે અથવા શ્રાદ્ધને દિવસે કરવું. પછી કુતુપ કાળે ( આષ્ટમ મુહૂર્ત્તમાં ) કર્ત્તાએ સ્નાન કરી ન્હાયલા અને પગ ધોયલા એવા બ્રાહ્મણોને સમીપમાં બેસારવા. પછી સવ્યેકરી તિલોદક તથા યવોદક આચાર છે માટે દેવાં. પછી સવ્યેકરી શુદ્ધિમાટે તથા પ્રાયશ્ચિત્તમાટે સૂક્તનો જપ તથા પ્રદક્ષિણા કરવી. અને **"समस्तसंपत्०"** એ મંત્રેકરી નમસ્કાર કરવો. આચાર છે માટે અપસવ્યેકરી [1]અધિકારવાચન કરવું. ત્યાર પછી સવ્યેકરી આચમન તથા પ્રાણાયામ કરી અપસવ્યે બીજો સંકલ્પ કરવો. કોઇ ગ્રંથકાર, સંકલ્પાદિક શ્રાદ્ધદિવસેજ કરવાં એ પક્ષ હોય તો બીજો સંકલ્પ કરવો નહી, એમ કેહેછે. પછી ઊભા રહી સવ્યેકરીનેજ દેવપાસે અને પિતૃપાસે **"भवन्तं स्वागतं"** એ પ્રમાણે એક એક બ્રાહ્મણ પ્રત્યે પ્રશ્ન કરી પ્રથમ કહ્યા પ્રમાણે બીજી વાર ક્ષણ દેવો. આ વિષયમાં ગૃહ્યાગ્નિયુક્ત ઋગ્વેદી હોય તો તેમણે દર્શશ્રાદ્ધ, અન્વષ્ટકાશ્રાદ્ધ અને પૂર્વેદ્યુઃશ્રાદ્ધ એમનેવિષે પિંડપિતૃયજ્ઞનો વ્યતિષંગ ( પરસ્પર મિશ્રિતપણું ) કરી શ્રાદ્ધ પ્રયોગ કરવો, બીજી શાખાવાળાઓએ કરવો નહી, તેમ ઋગ્વેદીઓએ પણ બીજાં શ્રાદ્ધોવિષે કરવો નહી. તે વ્યતિષંગ પ્રયોગ આ રીતે— બીજો ક્ષણ દેવો ઇહાં પર્યંત શ્રાદ્ધતંત્ર કરી પરિસમૂહનથકી ઇધ્માસ્થાપન પર્યંત પિંડપિતૃયજ્ઞનો તંત્ર કીધા પછી બ્રાહ્મણોના પાદપ્રક્ષાલનથકી ભસ્મમર્યાદા પર્યંત એટલે રક્ષાપરિવેષ પર્યંત કર્મ કીધા પછી અગ્નિમાં અગ્નૌકરણ કરી પ-

---

[1] અધિકારવાચન એટલે યજમાને, " अद्य तिथौ अमुकश्राद्धं कर्तुं ममाधिकारसंपदस्त्विति भवंतो ब्रुवंतु " એમ કહ્યા પછી, બ્રાહ્મણોએ " अस्तु श्राद्धाधिकारसंपत् " એમ કેહેવું તે.

(રવેષણથકી સંપન્નવચન પર્યંત કર્મ થયા પછી પિંડદાનથકી પાત્રચાલન પર્યંત કર્મ કરી વિકિર ઇત્યાદિક શ્રાદ્ધનું શેષ કર્મ સમાપ્ત કરવું, એ રીતનો વ્યતિષંગ પ્રયોગ જાણવો. એ પ્રમાણે હિરણ્યકેશીય ઇત્યાદિકોએ પણ પ્રથમ સંકલ્પ કીધા પછી અગ્નિનું સ્થાપન, અન્વાધાન ઈત્યાદિક આજ્યસંસ્કાર પર્યંત કર્મ થયા પછી પાદ્યાદિક પૂજા કરવી, ત્યાર પછી તે તે મંત્રોના ઉચ્ચાર યુક્ત વિસ્તાર સહિત એવો અગ્નૌકરણ હોમ જાણવો.

---

**अथपाद्यं** अंगणेश्राद्धदेशद्वारेवाचतुरस्त्रंद्विहस्तंप्रादेशमात्रंवोदक्प्लवंदेवमंडलंकृत्वा ततोदक्षिणेषडंगुलंत्यक्त्वा दक्षिणाप्लवंचतुर्हस्तंवितस्तिमात्रंवापितृमंडलंवर्तुलंसव्यापसव्यप्रादक्षिण्याप्रादक्षिण्यादिदैवपैतृधर्मेणगोमूत्रगोमयाभ्यांकार्यं यथायथंदर्भयवतिलगंधपुष्पैस्तदर्चनं॰ मंडलसमीपेपीठेउपविष्टस्यैवप्राङ्मुखस्यविप्रस्यपादयोरुदङ्मुखःप्रत्यङ्मुखोवाकर्तामुकसंज्ञकाविश्वेदेवाइदंवःपाद्यंस्वाहानमइतियवगंधपुष्पयुतजलमंजलिनाप्रक्षिप्य शंनोदेवीरितिशुद्धोदकेनपादावुपर्येवप्रक्षालयेत् नाधोभागेनापिसग्रंथिकपवित्रहस्तेनपितृमंडले उदङ्मुखस्योपविष्टस्यपादयोर्दक्षिणामुखस्तिलगंधादिजलमंजलिनापितृतीर्थेनापितरमुकनामरूपगोत्रेदंतेपाद्यंस्वधानमइतित्रयस्थानेएकविप्रत्वेपितृ पितामहप्रपितामहाइदंवःपाद्यमितिबहुवचनांतेनप्रक्षिप्यशंनोदेवीरित्यादिपूर्ववत् एवमग्रेपिपित्रादित्रयेब्राह्मणत्रयपक्षेइदंत इत्येकविप्रपक्षेइदंवइतिवचनोहोज्ञेयः एवंमातामहादिपार्वणेपिबोध्यम् अत्रपाद्यात्पूर्वंपादार्घ्यः पाद्योत्तरंचगंधपुष्पाक्षतैःपादादिमूर्धांतमर्चनपूर्वकंदैवेएषवःपादार्घ्यइतिदत्त्वापिञ्येपितिलैर्मूर्धाद्यर्चनपूर्वकंपादार्घ्यदानमुक्तंतत्कात्यायनादीनामेवाचारात्तेषामेव बह्वृचानांतुनैषआचारः ततःपाद्यशेषंगंधयवतिलादिसव्यापसव्याभ्यांमंडलयोस्त्यक्त्वास्वपादक्षालनंपवित्रत्यागंचकृत्वान्यपवित्रेधृत्वादेवमंडलोत्तरेस्वयंविप्राश्चद्विराचम्यश्राद्धदेशेगच्छेयुः पादक्षालनोदकाचमनोदकयोःसंसर्गोनकार्यः अपसव्येनामुकश्राद्धसिद्धिरस्त्वितिवदेत्तैः प्रत्युक्तःनिरंगुष्ठंविप्रदक्षिणहस्तंधृत्वा सव्यापसव्याभ्यांभूर्भुवःस्वःसमाध्वमितिसदर्भेषुपीठेष्वविलंबेनोपवेशयेत् तत्रदैवेप्राङ्मुखोविप्रःपित्र्येनूदङ्मुखःअसंभवेदक्षिणान्यदिङ्मुखः ॥

**હવે પાદ્ય કેહેછે**—આંગણામાં અથવા શ્રાદ્ધભૂમીનાં દ્વારમાં ચોખુણું, બે હાથનું અથવા પ્રાદેશ (એક કુઠ) જેવડું, ઉત્તર દિશામાં નમતું એવું દેવમંડલ; અને તેની દક્ષિણ દિશામાં છ અંગુલ ભૂમી મૂકી તે ઠેકાણે દક્ષિણ દિશામાં નમતું, ચાર હાથનું અથવા એક વેંથ જેવડું, વર્તુલ (ગોળાકાર) પિતૃ મંડલ; સવ્ય તથા અપસવ્ય પ્રાદક્ષિણ્ય તથા અપ્રાદક્ષિણ્ય ઇત્યાદિ દૈવ તથા પિતૃધર્મવડે ગોમૂત્ર તથા છાણવતી કરવાં. પછી યથાયોગ્ય દર્ભ, યવ, તિલ, ચંદન અને પુષ્પવડે તે મંડલોની પૂજા કરવી. મંડલની સમીપે પાટલા ઉપરે પૂર્વમુખ॰ બેઠેલા બ્રાહ્મણના બન્ને પગ ઉપરે, ઉત્તરમુખ અથવા પશ્ચિમમુખ બેઠેલા શ્રાદ્ધકર્ત્તાએ "**अमुकसंज्ञका विश्वेदेवा इदं वः पाद्यं स्वाहा नमम**" એમ કહી યવ, ચંદન, અને પુષ્પેયુક્ત જળની અંજલી નાખી "**शन्नोदेवी॰**" એ મંત્રવડે શુદ્ધ જળવડે બ્રાહ્મણના બન્ને પગ ઉપરેજ ધોવા, પગનાં તળાંનો ભાગ ધોવો નહી, તેમ ગ્રંથિવાળું પવિત્ર હાથ-

માં રાખી પાદપ્રક્ષાલન કરવું નહી. પિતૃમંડલ ઉપરે ઉત્તરમુખ બેઠેલા બ્રાહ્મણના બન્ને પગ ઉપરે, કર્ત્તાએ દક્ષિણમુખ ઉભા રહી તિલ ચંદન ઇત્યાદિકે યુક્ત જળ, અંજળીવડે પિતૃતીર્થેકરી "**पितरमुकनामरूपगोत्रेदंते पाद्यं स्वधा नमः**" એમ કહી ત્રણ ઠેકાણે રેડવું. એક બ્રાહ્મણ હોય તો "**पितृपितामहप्रपितामहा इदं वः पाद्यं**" એ રીતે બહુવચનાંત વાક્ય કહી જળ રેડવું, પછી "**शन्नोदेवी०**" ઇત્યાદિક મંત્રેકરી પ્રથમ પ્રમાણે પગ ધોવરાવવા. એ રીતે આગળ પણ પિત્રાદિ ત્રયીને ઠેકાણે ત્રણ બ્રાહ્મણોનો પક્ષ હોય તો '**इदं ते**' એવો એક બ્રાહ્મણના પક્ષમાં જે ઉચ્ચાર તે '**इदं वः**' એવો બહુવચનવડે ઊહ જાણવો. એ પ્રમાણે માતામહાદિ પાર્વણવિષે પણ એમજ જાણવું. ઇહાં પાદ્યસમયે પાદ્યથકી પ્રથમ પાદાર્ધ્ય, તથા પાદ્ય પછી ચંદન, પુષ્પ અને અક્ષતવડે પગથકી મસ્તક પર્યંત પૂજનપૂર્વક દેવ સમીપે "**एषवः पादार्घ्यः**" એ વાક્યવડે દઈ પિતાપાસે પણ તિલવડે મસ્તકથકી પગ પર્યંત પૂજનપૂર્વક પાદાર્ધ્યનું દાન કરવું, એમ કહ્યુંછે તે કાત્યાયન ઇત્યાદિકોનોજ આચાર હોવાથી તેમનેજ વિહિત છે, ઋગ્વેદીઓનો એ આચાર નથી. ત્યાર પછી પાદ્યનું શેષ જે ચંદન, યવ, તિલાદિક તે સવ્યેકરી તથા અપસવ્યેકરી બન્ને મંડલ ઉપરે છાંટી પોતાના પગ ધોઈ પવિત્રાંનો ત્યાગ કરી બીજાં પવિત્ર ધારણ કરી દેવમંડલથી ઉત્તર દિશામાં પોતે તથા બ્રાહ્મણોએ બે વાર આચમન કરી શ્રાદ્ધ ભૂમીવિષે જવું. પાદપ્રક્ષાલનનું જળ તથા આચમનનું જળ તેનો સંસર્ગ (મિશ્રિતપણું) કરવો નહી. અપસવ્યેકરી "**अमुकश्राद्धसिद्धिरस्तु**" એમ કહેવું. પછી બ્રાહ્મણોએ પ્રતિવચન દીધા બાદ બ્રાહ્મણોનો અંગોઠા વિનાનો દક્ષિણ હાથ ઝાલી સવ્ય તથા અપસવ્યવડે "**भूर्भुवःस्वःसमाध्वं**" એમ કહી દર્ભ પાથરેલા પાટલા ઉપરે તે બ્રાહ્મણોને શીઘ્ર બેસારવા. તેમાં દેવસ્થાનકે પૂર્વાભિમુખ બ્રાહ્મણ, અને પિતૃ ઠેકાણે તો ઉત્તરમુખ બ્રાહ્મણો બેસારવા. સંભવ ન હોય તો દક્ષિણ દિશા વર્જ્ય કરી અન્ય દિશા સામે બેસારવા.

---

अथआसनानि हैमंराजतंताम्रंवादुकूलंकंबलंवादारुजंतृणमयंपर्णमयंवासनंप्रशस्तम् दारुजेषुश्रीपर्णीजंबूकदंबाम्रबकुलशमीश्लेष्मातकशालवृक्षजन्यान्यासनानिशस्तानि अयःशंकुमयंपीठंप्रदेयंनोपवेशने अग्निदग्धान्यायसानिभग्नानिचविवर्जयेत् प्राक्संस्थादक्षिणासंस्थाभोक्तृपंक्तिस्तुपैतृके तत्रदेवासनेप्रागग्रौद्वौदर्भौपित्र्येदक्षिणाग्रैकैकंदर्भंस्थापयेत् घृतैस्तिलादितैलैर्वास्थापयेच्चप्रतिद्विजं दीपंसव्यापसव्याभ्यांदीपमेकंतुसव्यतः ब्राह्मणाश्चेतःप्रभृत्याश्राद्धसमाप्तेर्मौनिनःपवित्रहस्ताउच्छिष्टोच्छिष्टस्पर्शंवर्जयंतोवर्त्तेरन् अत्रयथालक्षणअतिथिरागतश्चेत्सव्येनविप्रपंक्तौविष्णूद्देशेनपूजयेत् सव्येनापवित्रःपवित्रोवेतिमंत्रंपठित्वा वैष्णव्यैनमः काश्यप्यैनमः क्षमायै० इतिभूमिंनत्वामेदिनीलोकमातात्वमित्यादिश्लोकैःस्तुत्वाच श्राद्धभूमिंगयांध्यात्वाध्यात्वादेवंगदाधरं प्राचीनावीति तद्विष्णोः परमंपदं० तद्विप्रासो० गायत्रींचजपित्वासव्येनप्राणायामतिथ्यादिकीर्तनांतेपसव्येनामुक

पितॄणामुपक्रांतममुकश्राद्धंकरिष्येइतिसंकल्प्यात्रादौमध्येंतेचदेवताभ्यःपितृभ्यश्च० अमूर्तानांच० चतुर्भिश्च० यस्यस्मृत्येतिचत्रिःपठेत् ॥

## હવે આસન કેહેછે.

સોનાનું, રૂપાનું, ત્રાંબાનું, રેશમી વસ્ત્ર, કંબલ, કાષ્ઠનું, ઘાસનું અથવા પાનનું એ-આસન ઉત્તમ છે. કાષ્ઠનાં આસનમાં સાલવણ, જાંબૂ, કદંબ, આંબો, બોલસરી, શમી, મ્હોટો ગુંદો, અથવા શાલનાં ઝાડ એમનાં આસન ( પાટલા ) ઉત્તમ છે. " લોઢાંના ખીલાવાળો પાટલો બ્રાહ્મણોને બેસવામાટે દેવો નહી. અગ્નિમાં બળેલાં, લોઢાનાં, અને ભાંગેલાં આસનો વર્જ્ય કરવાં. દેવ સમીપે પશ્ચિમથી પૂર્વ પર્યંત અને પિતૃ સમીપે ઉત્તરથી દક્ષિણ પર્યંત ભોજન કરનારા બ્રાહ્મણોની પંક્તિ બેસારવી. " તેમાં દેવનાં આસન ઉપરે પૂર્વ દિશામાં અગ્રવાળા એવા બે દર્ભ, અને પિતૃનાં આસન ઉપરે દક્ષિણ દિશામાં અગ્રવાળો એવો એક એક દર્ભ રાખવો. " એક એક બ્રાહ્મણપાસે ઘીનો અથવા તેલનો એકેકો દીપક સવ્યે તથા અપસવ્યે જોડવો. એકજ દીપક કરવો હોય તો સવ્યેકરી કરવો. એ વેળાથી આરંભ કરી શ્રાદ્ધની સમાપ્તિ થાય ત્યહાં લગી બ્રાહ્મણોએ મૌન ધારણ કરી, હાથમાં પવિત્રાં ધારણ કરી, અને ઉચ્છિષ્ટોચ્છિષ્ટનો સ્પર્શ વર્જ્ય કરી રેહેવું. એ સમયે લક્ષણયુક્ત અતિથિ આવે તો સવ્યેકરી બ્રાહ્મણની પંક્તિમાં તેને બેસારી વિષ્ણુને ઉદ્દેશે તેની પૂજા કરવી. સવ્યેકરી " अपवित्रःपवित्रोवा० " એ મંત્ર ભણી " वैष्णव्यै नमः, काश्यप्यै नमः, क्षमायै नमः, " એ મંત્રવડે પૃથ્વીને નમસ્કાર કરી " मेदिनी लोकमाता त्वं० " ઇત્યાદિક શ્લોકવડે સ્તુતિ પણ કરવી. પછી " श्राद्धभूमिं गयां ध्यात्वा, ध्यात्वा देवं गदाधरं " ઇત્યાદિક મંત્ર ભણી પ્રાચીનાવીતિ ( અપસવ્ય ) કરી " तद्विष्णोः परमं पदं०, तद्विप्रासोवि० " એ મંત્રનો તથા ગાયત્રી મંત્રનો જપ કરી સવ્યેકરી પ્રાણાયામ, તિથ્યાદિકનો ઉચ્ચાર કીધા પછી અપસવ્યે " अमुकपितॄणामुपक्रांतममुकश्राद्धं करिष्ये " એવો સંકલ્પ કરી એ ઠેકાણે આદિમાં, મધ્યમાં અને અંતમાં " देवताभ्यःपितृभ्यश्च०, अमूर्त्तानां०, चतुर्भिश्च०, यस्यस्मृत्या० " એ મંત્રોનો ત્રણ વાર પાઠ કરવો.

अथदक्षिणेवामेवाकुक्षौतिलैःसहकुशत्रयंपरिहितवस्त्रांचलबद्धंकृत्वा कटिसंलग्नवस्त्रबहिर्भागेनसंवेष्ट्यरक्षणार्थपोनीवींबंधोनिहन्मिसर्वंयदमेध्यवद्भवेदिति श्लोकमंत्रेणकार्यः सर्वतश्चापसव्येनापहतेत्यप्रदक्षिणं तिलान्क्षिप्त्वोदीरतेतिसव्येनप्रोक्षणंस्मृतं तिलारक्षंतु मंत्रेणद्वारेकुशतिलान्क्षिपेत् तरत्समंदीसूक्तेनपावमानीभिरेवच अभिमंत्र्यजलंतेनपाकादिप्रोक्षयेत्सुधीः यद्वातद्विष्णोर्मंत्रेणगायत्र्यावाभिमंत्रितं यद्देवाइतिमंत्राणांत्रयेणैवान्यशाखिनः वाचयेत्पाकपूतत्वंपुण्याहंसर्वमुक्षयेत् नाप्रोक्षितंस्पृशेच्छ्राद्धकालेत्येतंजपेत्ततः पदार्थयोग्यतांवाचयित्वादेवार्चनंचरेत् तत्रप्रत्युपचारंदैवेपित्र्येचार्घंतयोरपोदद्यात् देवद्विजसंनिधावुदङ्मुखउपविश्यतद्दक्षिणकरमुत्तानंवामकरेणधृत्वादक्षिणेनसयवंदर्भद्वयममु

केषांविश्वेषांदेवानांभूर्भुवःस्वरिदमासनंस्वाहेतिहस्तेजलमासिच्यदक्षिणभागेआसनेक्षिपेन्न हस्तेदर्भदानं आसनेष्वासनंदद्यान्नतुपाणौकदाचन पितृकर्मणिवामेचदैवेदद्यात्तुदक्षिणे विप्रोधर्मोसिविशिराजाप्रतिष्ठितइतिमंत्रेणगृहीत्वास्वासनमितिवदेत् कर्तासनंस्पृशन्नपोद त्वास्यतामितिविप्रोधर्मोसीतिवदेत् अपोदत्वादैवेक्षणःक्रियतामितिनिरंगुष्ठंकरंगृण्हीयादों तथेत्यादिप्राग्वत् इदंतृतीयनिमंत्रणं ॥

હવે જમણી અથવા ડાબી કુંખમાં તિલ સહિત ત્રણ કુશ, ઓઢેલાં વસ્ત્રના છેડામાં બાંધી તેને કેડમાં રહેલાં વસ્ત્રના બાહેરના ભાગમાં વીંટી રક્ષણ એ નામનો નીવીબંધ, "**निहन्मि सर्वं यदमेध्यवद्भवेत्०**" એ શ્લોકમંત્રવડે કરવો. "સર્વત્ર અપસવ્યે "**अपहता०**" એ મંત્રવડે અપ્રદક્ષિણ કર્મ કરવું, તથા "**उदीरता०**" એ મંત્રવડે તિલ છાંટી સવ્યેકરી પ્રોક્ષણ કરવું. "**तिलारक्षंतु०**" એ મંત્રવડે શ્રાદ્ધભૂમીનાં દ્વારમાં કુશયુક્ત તિલ છાંટવા. "તેમજ— "**तरत्समंदी०**" એ સૂક્તવડે તથા "**पावमानी०**" એ ઋચાવડે જળ મંત્રી તે જળવડે પાકાદિક પદાર્થ ઉપરે પ્રોક્ષણ કરવું. અથવા "**तद्विष्णो०**" એ મંત્રવડે, કિંવા ગાયત્રી મંત્રવડે જળ મંત્રિત કરવું. બીજી શાખાવાળાઓએ "**यद्देवा०**" એ ત્રણ મંત્રવડેજ અભિમંત્રણ કરવું. પાકની પવિત્રતા કેહેવરાવવી, અને તે અભિમંત્રિત જળવડે પુષ્પાદિક પૂજાનો સઘળો ઉપચાર પ્રોક્ષિત કરવો. શ્રાદ્ધમાં પ્રોક્ષણ રહિત પદાર્થનો સ્પર્શ કરવો નહી. પ્રોક્ષણનું ઉલ્લંઘન થાય તો તે મંત્રનો જપ કરવો. પદાર્થની યોગ્યતા કેહેવરાવી દેવની પૂજા કરવી." તેમાં એક એક ઉપચાર અર્પણ કરતી વેળાયે દેવસમીપે તથા પિતૃસમીપે ઉપચારને આદ્યે તથા અંતે જળ દેવું. દેવસ્થાનકે બેઠેલા બ્રાહ્મણને સમીપે ઉત્તરમુખ બેસી તે બ્રાહ્મણનો સુલટો રાખેલો જમણો હાથ ડાબે હાથે ઝાલી પોતાને જમણે હાથે યવસહિત બે દર્ભ લઇ "**अमुकेषां विश्वेषां देवानां भूर्भुवःस्वरिदमासनं स्वाहा**" એમ કહી હાથમાં જળ રેડી તે દર્ભ દક્ષિણ તરફ આસન ઉપરે દેવો, હાથમાં દર્ભ દેવો નહી. "આસન ઉપરે આસન દેવું, હાથમાં ક્યારે પણ દેવું નહી. પિતૃ કર્મમાં વામ ભાગે તથા દૈવ કર્મમાં દક્ષિણ ભાગે આસન દેવું." બ્રાહ્મણે "**धर्मोसिविशिराजाप्रतिष्ठितः**" એ મંત્રવડે લઇ "**स्वासनं**" એ રીતે પ્રતિવચન દેવું. કર્ત્તાએ આસનનો સ્પર્શ કરી જળ દઈ "**आस्यतां**" એમ કહ્યા પછી બ્રાહ્મણે "**धर्मोसि**" એ રીતે કેહેવું, પછી જળ દઈ "**दैवे क्षणः क्रियतां**" એમ કહી અંગોઠા વિનાનો હાથ ઝાળવો. પછી "**ॐ तथा**" એ રીતે બ્રાહ્મણે કેહેવું, ઇત્યાદિક પ્રથમ કહ્યા પ્રમાણે જાણવું. એ ત્રીજું નિમંત્રણ થયું.

---

अथार्घ्यकल्पना तत्रपात्राणिहैमरौप्यताम्रमयंवादारुजंवापलाशादिपर्णमयंवाकांस्यं वाशंखशुक्तिजंवाखड्गपात्रंवार्घ्यपात्रंप्रशस्तं अत्रविप्रैकत्वद्वित्वचतुष्केष्वपिदैवेर्घ्यपात्रद्व यमेव यत्तुदैवेद्वेर्घ्यपात्रेपित्र्येत्रीण्युभयत्रैकैकंवेत्येकपात्रत्वपक्षांतरंतदशक्तिपरं एवंपात्रद्व यंप्रोक्षितायांभुविप्रागग्रकुशेषुन्युब्जमुत्तानंवासाद्यप्रोक्ष्यन्युब्जपक्षेउत्तानीकृत्यतयोर्द्विकुशे

द्वेद्वेपवित्रेनिधायशंनोदेवीरितिमंत्रावृत्त्यापआसिच्ययवोसीतिमंत्रेणावृत्त्यांयवानोप्यतूष्णींगंधपुष्पाणिक्षिपेत् केचिद्गंधद्वारांओषधी:प्रतिमोदध्वमित्यृग्भ्यांगंधपुष्पाणिक्षिपंति देवार्घ्यपात्रेसंपन्नेइत्युक्त्वा सुसंपन्नेइतिप्रत्युक्तोवामकरंविप्रदक्षिणजानुनिन्यस्यामुकाविश्वान्देवान्भवत्स्वावाहयिष्येइतिपृष्ट्वावाहयेत्यनुज्ञातोविश्वेदेवासआगतेत्यृचाप्रतिविप्रंदक्षिणपादादियुग्मंक्रमेणजान्वंसमूर्धांतंयवान्विकिरेत् विश्वेदेवाःशृणुतेत्यृचोपस्थायभूमौशिष्टान्यवान्विकिरेत् हिरण्यकेशीयादयस्त्वर्घ्यदानगंधादिपूजोत्तरमग्नौकरणकालेयेदेवासइत्यायातपितरइतिमंत्राभ्यामग्निदक्षिणतोदेवपित्रावाहनंकुर्वंति कातीयैस्त्वर्घ्यपात्रासादनात्प्रागेवदेवपित्रावाहनंकार्यं नत्वेत्रकात्यायनसूत्रात् ततोर्घ्यपात्रसंपत्तिंवाचयित्वाद्विजोत्तमान् तदग्रेचार्घ्यपात्रेतुस्वाहार्घ्यइतिविन्यसेत् अपोदत्वाविप्रहस्तेदद्यादर्घ्यपवित्रके यादिव्या इतिमंत्रेणहस्तेष्वर्घ्यंविनिक्षिपेत् विश्वेदेवाइदंवोर्घ्यंस्वाहानमइतीरयन् प्रतिविप्रंयादिव्येत्यावृत्तिः केचित्तुयादिव्याइत्यनेनदत्तार्घ्यानुमंत्रणमाहुः मयूखेकातीयप्रयोगेविप्रहस्तेर्घ्यपवित्रदानांतेआवाहनवदंगेष्वर्चनंकृत्वार्घ्यदानमित्युक्तं एकविप्रत्वेएकस्यैवहस्तेद्विरर्घ्यदानंविप्रचतुष्टयपक्षेएकैकंपात्रंविभज्यद्वयोर्द्वयोर्देयं कूर्चस्तुतत्तत्पात्रस्थएव ॥

## હવે અર્ધ્યકલ્પના કેહેછે.

તેમાં પાત્ર–સોનાનાં, રૂપાનાં, ત્રાંબાનાં, લાંકડાનાં, અથવા ખાખરા ઇત્યાદિક પાનનાં, અથવા કાંસાનાં, કિંવા શંખ, અને છીપનાં, અથવા ખડ્ગપાત્ર (ગેંડાનાં સીંગડાનાં પાત્ર) એ અર્ધ્યપાત્ર ઉત્તમ જાણવાં. આ અર્ધ્યવિષે એક, બે અથવા ચાર એટલા જો બ્રાહ્મણ હોય તો પણ દેવ સમીપે અર્ધ્યપાત્ર બેજ માંડવાં. દૈવકર્મવિષે બે અર્ધ્યપાત્ર, અને પિત્ર્યકર્મવિષે ત્રણ અર્ધ્યપાત્ર અથવા બન્ને ઠેકાણે એક એક એ પ્રમાણે એક પાત્રતવરૂપ જે બીજો પક્ષ તે અશક્તિવિષય છે. એ રીતે પ્રોક્ષણ કરેલી પૃથ્વી ઉપરે પૂર્વ દિશામાં અગ્રવાળા દર્ભ પાથરી તે ઉપરે ઊંધાં અથવા સવળાં બે પાત્ર માંડી તેનું પ્રોક્ષણ કરી, ઊંધાં રાખ્યાં હોય તે પક્ષમાં સવળાં કરી તે બન્ને પાત્રમાં–બે બે દર્ભનું એક એ પ્રમાણે બે બે પવિત્ર રાખી "**शन्नो देवी०**" એ મંત્ર બે વાર ભણી તે પાત્રોમાં જળ નાખવું. પછી "**यवोसी०**" આ મંત્ર બે વાર ભણી જવ નાખી મંત્ર વિના ચંદન પુષ્પ નાખવાં. કોઈ વિદ્વાનો "**गंधद्वारां०, ओषधी:प्रतिमोदध्वं०**" એ બે ઋચાવડે ચંદન તથા પુષ્પ નાખેછે. પછી "**देवार्घ्यपात्रेसंपन्ने०**" એવું વાકય કહી "**सुसंपन्ने०**" એવું બ્રાહ્મણે પ્રતિવચન દીધા પછી કર્ત્તાએ પોતાનો ડાબો હાથ, બ્રાહ્મણના દક્ષિણ ગોઠણ ઉપરે રાખી "**अमुकविश्वान्देवान् भवत्स्वावाहयिष्ये**" એ વાકયવડે પ્રશ્ન કરી, "**आवाहय**" એવી આજ્ઞા દીધા પછી "**विश्वेदेवा स आगत०**" એ ઋચાવડે એકેકા બ્રાહ્મણને દક્ષિણ પગથી આરંભ કરી યુગ્મ (બન્ને બન્ને) એવા ક્રમવડે ગોઠણ, ખભા અને મસ્તક પર્યંત જવ છાંટવા. પછી "**विश्वेदेवाः शृणुत०**" એ ઋચાવડે પ્રાર્થના કરી બાકી રહેલા જવ પૃથ્વી ઉપરે છાંટ-

વા. હિરણ્યકેશીયાદિકો તો અર્ધ્યદાન તથા ગંધાદિક પૂજા કીધા પછી અગ્નૌ-કરણ સમયે "ये देवास०, आयात पितर०" એ બે મંત્રવડે અગ્નિથી દક્ષિણ દિશામાં દેવ અને પિતૃનું આવાહન કરેછે. કાતીયોએ તો, અર્ધ્યપાત્ર સ્થાપન કરવાથી પ્રથમજ દેવ પિતૃનું આવાહન કરવું. કારણ, કાત્યાયન સૂત્રમાં તેમજ છે. "પછી બ્રાહ્મણોપાસે અર્ધ્ય સંપત્તિ કેહેવરાવી બ્રાહ્મણોની આગળે "स्वाहा अर्ध्याः" એમ કહી અર્ધ્યપાત્ર માંડવાં. પછી બ્રાહ્મણોના હાથ ઉપરે જળ દઈ અર્ધ્યપાત્રમાંનાં પવિત્રાં હાથમાં દેવાં. પછી "यादिव्या०" એ મંત્ર ભણી હાથ ઉપરે અર્ધ્ય દઈ "विश्वेदेवा इदं वोर्ध्यं स्वाहा नमः" એવું વાક્ય કેહેવું." એક એક બ્રાહ્મણની પાસે "यादिव्या०" એ મંત્રની આવૃત્તિ કરવી. કોઇ ગ્રંથકાર તો, પ્રથમ દીધેલા અર્ધ્યનું "यादिव्या०" એ મંત્રવડે અનુમંત્રણ કરવું, એમ કેહેછે–મયૂખવિષે કાતીય પ્રયોગમાં, બ્રાહ્મણના હાથ ઉપરે અર્ધ્યનાં પવિત્રાં દીધા પછી આવાહન પ્રમાણે અંગવિષે અર્ચન કરી પછી અર્ધ્યદાન કરવું, એમ કહ્યુંછે. એક બ્રાહ્મણ હોય તો એકનાજ હાથમાં બે વાર અર્ધ્ય દેવો. ચાર બ્રાહ્મણોનો પક્ષ હોય તો એક એક પાત્ર વેંહેચી બે બે બ્રાહ્મણને દેવું. કૂર્ચ (દર્ભ મુષ્ટિ) તો તે તે પાત્ર ઉપરનોજ ગ્રહણ કરવો.

---

क्वचित्क्षीरदधिघृततिलतंडुलसर्षपकुशाग्रपुष्पेतिद्रव्याष्टकमर्ध्यपात्रेप्रक्षिप्यमित्युक्तं आद्यंतयोरपोयच्छन्गंधाद्यैरर्चनंचरेत् अमुकविश्वेदेवाअयंवोगंधःस्वाहानमइतिकरेणैवविप्रहस्तेष्वेवद्विर्द्विर्दानं एवंसर्वत्रदैवेस्वाहानमइत्यंतमुच्चार्योपचारदानं चंदनागरुकर्पूरकुंकुमानिप्रदापयेत् गंधद्वारेतिवैगंधमायनेतेचपुष्पकं धूरसीत्यमुनाधूपमुद्दीप्यस्वेतिदीपकं युवंवस्त्राणिमंत्रेणवस्त्रंदद्यात्प्रयत्नतः आसनेस्वासनंब्रूयादर्ध्येस्त्वर्ध्यंद्विजोत्तमः सुगंधश्चसुपुष्पाणिसुमाल्यानिसुधूपकः सुज्योतिश्चैवदीपश्चस्वाच्छादनमितिक्रमः कर्त्तास्कंधधृतोत्तरीयोविगतपवित्रकरोविप्रहस्तदत्तगंधैर्विप्रभालाद्यंगेषुलिंपेत् विप्रभालेवर्तुलपुंड्रंत्रिपुंड्रंवानकुर्यात् अत्रविप्राणांकस्तूरीविकल्पिता आयनेतेइतिवौषधीःप्रतिमोदध्वमितिवागंधदानवद्धस्तेष्वेवदेवःपुष्पमितिपुष्पदानंकार्यं ॥

કોઇ ગ્રંથમાં; દૂધ, દહી, ઘૃત, તિલ, ચોખા, સર્ષવ, કુશનાં અગ્ર અને પુષ્પ એ આઠ દ્રવ્ય અર્ધ્યપાત્રમાં નાખવાં; એમ કહ્યુંછે. "એક એક ઉપચારના આદિ અને અંતવિષે જળ દેતાં આવવું એ રીતે ગંધાદિક ઉપચારવડે પૂજા કરવી." "अमुकविश्वेदेवा अयं वो गंधः स्वाहा नमः" એ વાક્યવડે હાથેથકીજ બ્રાહ્મણના હાથ ઉપરેજ બે બે વાર ચંદન દેવું. એ પ્રમાણે સઘળે ઠેકાણે દૈવકર્મવિષે "स्वाहा नमः" ઈહાં પર્યંત ઉચ્ચાર કરી ઉપચાર દેવા. "ચંદન, અગર, કપૂર, અને કેસર એ પદાર્થ અર્પણ કરવા. "गंधद्वारां०" એ મંત્રવડે ચંદન, "आयनेते०" એ મંત્રવડે પુષ્પ, "धूरसि०" એ મંત્રવડે ધૂપ, "उद्दीप्यस्व०" એ મંત્રવડે દીપ, અને "युवं वस्त्राणि०" એ મંત્રવડે વસ્ત્ર પ્રયત્નપૂર્વક દેવાં. બ્રાહ્મણે આસનવિષે "स्वासनं" એ રીતે અને અર્ધ્યવિષે "अस्त्वर्ध्यं" એમ કેહેવું. ગંધાદિ-

કવિષે 'सुगंधः,' 'सुपुष्पाणि,' 'सुमाल्यानि,' 'सुधूपकः,' 'सुज्योतिः' અથવા 'सुदीपः,' 'स्वाच्छादनं,' એ પ્રમાણે ક્રમ જાણવો. કર્ત્તાએ ખભા ઉપરે ઉત્તરીય વસ્ત્ર ધારણ કરી હાથમાંથી પવિત્ર કાઢી બ્રાહ્મણના હાથમાં આપેલાં ચંદનવડે બ્રાહ્મણનાં કપાળ ઇત્યાદિક અંગવિષે લેપન કરવું. બ્રાહ્મણનાં કપાળમાં કેવળ ગોળાકાર ચાંડલો અથવા ત્રિપુંડ્ર કરવું નહી. આ ચંદનલેપનવિષે બ્રાહ્મણોને કસ્તૂરી વિકલ્પિત છે. "आयनेते०" એ મંત્રવડે અથવા "ओषधीःप्रतिमोदध्वं०" એ મંત્રવડે, ગંધદાન પ્રમાણે હાથ ઉપરેજ "इदंवः पुष्पं" એમ કહી પુષ્પદાન કરવું.

तत्रविहितपुष्पाणि अगस्त्यंभृंगराजंचतुलसीकमलंतथा चंपकंतिलपुष्पंचदूर्वाश्चापि नृवल्लभाः विहिनाप्रतिषिद्धाचतुलसीपिंडपूजने सुकुमारैःकिसलयैर्यवदूर्वांकुरैरपि जलोद्भवैश्चकुसुमैर्मल्लिकाचूनपुष्पकैः अतिमुक्तैश्चतगरैःसंपूज्याःपितरःसदा जातीपुष्पैर्विप्रपूजांकुर्यात्पिंडार्चनंतुन ॥

**તેમાં વિહિત ( ઉપયોગી ) પુષ્પ કેહેછે**—"અગસ્ત્ય. ભાંગરો, તુલસી, કમલ, ચંપો, તિલનાં ફૂલ, અને દૂર્વા એ પિતૃને પ્રિય છે. પિંડપૂજનવિષે તુલસી વિહિત તથા પ્રતિષિદ્ધ છે. કોમળ પલ્લવ, યવ, દૂર્વાના અંકુર, જળમાં ઉત્પન્ન થયલાં પુષ્પ, મલ્લિકા ( ડોલર–મ્હોટી જાય ) આંબાના મ્હોર, મધુમાધવીનાં ફૂલ, અને તગરનાં ફૂલવડે સર્વ કાળ પિતૃની પૂજા કરવી. જાયનાં ફૂલવડે બ્રાહ્મણની પૂજા કરવી, પણ પિંડની પૂજા કરવી નહી."

अथवर्ज्यपुष्पाणि करवीरंचधत्तूरंबिल्वपत्रंचकेतकीं बकुलंकुंदपुष्पंचकिंशुकंचकुरंटिकां सर्वाणिरक्तपुष्पाणिवर्जयेच्छ्राद्धकर्मणि जलोद्भवानिदेयानिरक्तान्यपिविशेषतः ॥

## હવે વર્જ્ય પુષ્પ કેહેછે.

"કણેર, ધત્તૂરો, બિલિપત્ર, કેતકી, બોલસરીનાં પુષ્પ, કુંદનાં ફૂલ, ખાખરાનાં ફૂલ, કાટાંસળિયાનાં ફૂલ, અને સઘળી જાતનાં રાતાં ફૂલ એ શ્રાદ્ધવિષે વર્જ્ય કરવાં. જળમાં ઉત્પન્ન થયલાં રાતાં પુષ્પ પણ વિશેષે કરી અર્પણ કરવાં."

अथधूपः धूपस्तुगुग्गुलुर्देयस्तथाचंदनसारजः अगरुश्चसकर्पूरोघृतमध्वादिसंयुतः येतुप्राण्यंगजाधूपाहस्तवाताहताश्चये नतेश्राद्धेनियोक्तव्यायेचकेचोग्रगंधयः घृतंनकेवलं दद्याद्दुष्टंवातृणगुग्गुलं पाददेशेर्यवोधूपइतिदानं ॥

## હવે ધૂપ કેહેછે.

"ગુગળનો ધૂપ; ચંદનના વેઢાથી થયલો ધૂપ; અને ઘી, મધ ઇત્યાદિકે યુક્ત તથા કપૂર સહિત અગરનો ધૂપ સમર્પણ કરવો. પ્રાણિઓના અંગથકી ઉત્પન્ન થયલા, તથા હાથવતી વાયુ આપી પ્રદીપ્ત કરેલા, અને ઉગ્ર ગંધવાળા એ ધૂપ શ્રા-

દ્ધમાં અર્પણ કરવાં નહી. કેવળ ઘૃત, અથવા દુષ્ટ એવો વાસવાળો ગુગળ ધૂપમાં દેવો નહી." બ્રાહ્મણના પગની પાસે "अयं वो धूपः" એમ કહી ધૂપ દેવો.

अथदीपः घृतेनदीपोदातव्यस्तिलतैलेनवापुनः वसामेदादिदीपोवर्ज्यः इदंवोज्योतिरिति वायंवोदीपप्रकाशइतिवामुखसमीपेदीपः ॥

## હવે દીપ કેહેછે.

"ઘી અથવા તિલનાં તેલનો દીપક અર્પણ કરવો" ચર્બિ, મેદ ધાતુ ઇત્યાદિકનો દીપ વર્જ્ય કરવો, "इदं वो ज्योतिः," અથવા "अयं वो दीपप्रकाशः," એમ કહી બ્રાહ્મણનાં મુખ સમીપે દીપ સમર્પણ કરવો.

कौशेयंकार्पासंवावस्त्रंविहितं कृष्णंमलिनमुपभुक्तंछिन्नंनंनिर्दशंरजकधौतंचनिषिद्धं यज्ञोपवीतंदातव्यंवस्त्राभावेविजानता निष्क्रयोवायथाशक्तिवस्त्रालाभेप्रदीयते पितॄन्सत्कृत्यवासोभिर्दद्याद्यज्ञोपवीतकं यज्ञोपवीतदानेनविनाश्राद्धंतुनिष्फलं यज्ञोपवीतंयतिस्त्रीशूद्रश्राद्धेष्वपिदेयं ॥

રેશમનું અથવા કપાસનું વસ્ત્ર વિહિત છે. કાળું, મેલું, પેહેરેલું, છિદ્રવાળું, છેડા વિનાનું અને ધોબીએ ધોયલું એ વસ્ત્ર નિષિદ્ધ છે. "વસ્ત્ર ન હોય તો વિદ્વાન પુરૂષે યજ્ઞોપવીત દેવું. અથવા વસ્ત્ર ન મળે તો યથાશક્તિ વસ્ત્રનું મૂલ્ય દેવું. પિતૃનો વસ્ત્રવડે સત્કાર કરી યજ્ઞોપવીત અર્પણ કરવું. યજ્ઞોપવીત દીધા વિના શ્રાદ્ધ નિષ્ફળ-થાયછે." સંન્યાસિ, સ્ત્રી અને શૂદ્રનાં શ્રાદ્ધવિષે પણ યજ્ઞોપવીત દેવું.

अथान्यान्यपिदेयानि धातुमयानिधूपदीपपात्राणि कमंडलुंताम्रमयंकाष्ठजंवापिमृन्मयं नारिकेलमयंवापिश्राद्धेदद्यात्प्रयत्नतः छत्रोपानदासनशयनदर्पणचामरव्यजनपादुकाकेशप्रसाधनीपटवासादिसुगंधचूर्णांगारधानिकायष्टिकंबलांजनशलाकाश्चदेयाः अलंकाराश्चदातव्यायथाशक्तिहिरण्मयाः केयूरहारकटकमुद्रिकाकुंडलादयः स्त्रीभ्योयोषिदलंकारादेयाःश्राद्धेषुयोषितां मंजीरमेखलादामकर्णिकाकंकणादयः सौवर्णीराजतंकांस्यंदद्याद्भोजनभाजनं कर्पूरादेश्चभांडानितांबूलायतनंतथा स्वयमन्येनवाबंदीकृतानांकेनाप्युपायेनमोचनेपितॄणांब्रह्मपदं ॥

## હવે બીજા પણ દેવાયોગ્ય પદાર્થ કેહેછે.

ધૂપ તથા દીપનાં પાત્ર (ધૂપેડુ, દીવી, આરતી ઇત્યાદિ) ધાતુમય (ત્રાંબાં પીતળનાં) દેવાં. "શ્રાદ્ધમાં; ત્રાંબાંનું, કાષ્ઠનું, માટીનું અથવા નારિયળનું, કમંડલ પ્રયત્નપૂર્વક દેવું." છત્ર, પગરખાં, આસન, બિછોનું, આરીસો, ચમર, પંખો, પાદુકા (ચાંખડી), કાંસકી, અવટન ઇત્યાદિ સુગંધી ચૂર્ણ, સિગડી, લાંકડી, ધાબળો, કાજળ, અને-સળી એ પદાર્થો દેવા. "બાજુબંધ, હાર, કડાં, વીંટી અને કુંડલ ઇત્યાદિક અલંકારો પણ પોતાની શક્તિ પ્રમાણે સુવર્ણના કરી દેવા. સ્ત્રિયોનાં

શ્રાદ્ધમાં મંજીર ( નૂપુર ), મેખલા ( કેડપટ્ટી ), માળા, કાનનાં આભૂષણ અને કંકણ ઇત્યાદિક સ્ત્રિયોનાં આભૂષણ સ્ત્રિયોને દેવાં. સુવર્ણનાં, રૂપાનાં, અથવા કાંસાનાં ભોજનપાત્ર ( થાળ ), કપૂર રાખવાનું પાત્ર, અને પાનદાન પણ દેવાં." પોતે અથવા બીજાઓએ કેદ કરેલાઓને કોઈ ઉપાયે કરી પણ છોડાવવાથી પિતૃને બ્રહ્મપદ પ્રાપ્ત થાયછે.

---

**इत्थंचोक्तवचनादाच्छादनदानांतेपृथग्यज्ञोपवीतंदत्वाशक्तिसत्त्वेछत्रालंकारादिकंदत्वा तत्कालेस्पर्शायोग्यानांसंकल्पंकृत्वापूजनंपूर्णमस्तुसंकल्पसिद्धिरस्त्वित्युक्ताप्रत्युक्तौ मंत्र हीनंक्रियाहीनंसंपद्धीनंद्विजोत्तमाः श्राद्धंसंपूर्णतांयातुप्रसादाद्भवतांमम यस्यस्मृत्या० देवताभ्य० इतिजपेत् एवमासनादिसर्वपूजाकांडंदैवंसमाप्यपैतृकमासनप्रभृतिपूजाकांड मारभेदितिकांडानुसमयक्रमएवमाधवसंमतः ॥**

એ પ્રમાણે પ્રથમ કહેલાં વચનના આધારથી વસ્ત્ર દીધા પછી જુદાં જુદાં યજ્ઞોપવીત દઇ શક્તિ હોય તો છત્ર અલંકારાદિક દેવા. તે સમયે સ્પર્શ કરવાને અયોગ્ય હોય તેનો સંકલ્પ કરી "**पूजनं पूर्णमस्तु, संकल्पसिद्धिरस्तु**" એમ કહી પ્રતિવચન દીધા પછી "**मंत्रहीनं क्रियाहीनं, संपद्धीनं द्विजोत्तमाः ॥ श्राद्धं संपूर्णतां यातु, प्रसादाद्भवतां मम ॥ यस्यास्मृत्या० देवताभ्य०**" એ પ્રમાણે જપ કરવો. એ રીતે આસનાદિક સર્વ દેવ સંબંધિ પૂજાકાંડ સમાપ્ત કરી પિતૃ સંબંધિ આસનાદિક પૂજાકાંડનો આરંભ કરવો; એ રીતે કાંડનુસમયનો ક્રમજ માધવને સંમત છે.

---

**कातीयास्त्वासनक्षणावाहनार्घ्यपर्यंतंपाद्यांतप्रयोगात्पदार्थानुसमयक्रमेणैवदैवेपित्र्येच कृत्वागंधादिपूजामेवकांडानुसमयेनकुर्वंति एकंपदार्थंदैवपित्र्यादिषुसर्वत्रानुष्ठायतेनैवक्रमेणद्वितीयादिपदार्थाअनुष्ठेयाइत्ययंपदार्थानुसमयः एकत्रैवसर्वपदार्थान्समाप्यान्यत्रसर्वपदार्थानुष्ठानमितिकांडानुसमयः ॥**

કાતીય ( કાત્યાયન શાખાવાળાઓ ) તો આસન, ક્ષણ, આવાહન, અને અર્ઘ્ય ઇહાં પર્યંત, પાદ્ય પર્યંત પ્રયોગ છે માટે પદાર્થના સમયને ક્રમે કરીનેજ દેવ તથા પિતૃપાસે કરી ગંધાદિક પૂજાજ કાંડના સમયે કરી કરેછે. એક પદાર્થ દેવસમીપે તથા પિતૃસમીપે સર્વ ઠેકાણે સમર્પણ કરી તેજ ક્રમવડે બીજા ઇત્યાદિ પદાર્થ અર્પણ કરવા એને પદાર્થાનુસમય કેહેછે. એક ઠેકાણેજ સઘળા પદાર્થની સમાપ્તિ કરી પછી બીજે ઠેકાણે સઘળા પદાર્થ સમર્પણ કરવા એને કાંડાનુસમય એમ કેહેછે.

---

**अथान्यपवित्रेधृत्वापित्रर्चनंसंकल्प्यासनाद्याच्छादनांतपूजावैश्वदेवोक्तरीत्यैवपितृधर्मेणकार्या विशेषस्तूच्यते द्विगुणभुग्नंकुशत्रयंविप्रवामेक्षिपेत् पार्वणस्थानेविप्रत्रयपक्षेपि तुर्यथानामगोत्रस्येदमासनमित्यादिपृथगुच्चारः एकविप्रत्वेपितृपितामहप्रपितामहानामिदमासनमित्युच्चारः एवमग्रिमोपचारेष्वप्यूह्यं शेषंप्राग्वत् ततस्तृतीयनिमंत्रणमपिप्राग्वद्दृस्तधारणपूर्वकंकार्यं ॥**

પછી બીજાં પવિત્ર ધારણ કરી પિતૃની પૂજાનો સંકલ્પ કરી આસનથકી તે આચ્છાદન પર્યંત પૂજા દેવસમીપે જે રીતિ કહીછે તે રીતિ પ્રમાણે પિતૃધર્મવડે (અપસવ્યાદિકવડે) કરવી. વિશેષ છે તેટલો માત્ર કહુંછું—વચમાંથી વાળી બેવડા કરેલા એવા ત્રણ દર્ભ બ્રાહ્મણના વામ ભાગમાં નાખવા. પાર્વણ ઠેકાણે ત્રણ બ્રાહ્મણ એવો પક્ષ હોય તો "**पितुर्यथा नामगोत्रस्येदमासनं**" ઇત્યાદિક પૃથક્ ઉચ્ચાર કરવો. એક બ્રાહ્મણ હોય તો "**पितृपितामहप्रपितामहानामिदमासनं**" એવો ઉચ્ચાર કરવો. એ પ્રમાણે આગળના ઉપચારવિષે પણ એવોજ ઊહ કરવો. બાકીનું કર્મ પ્રથમ પ્રમાણે કરવું. ત્યાર પછી ત્રીજું નિમંત્રણ પણ પ્રથમ કહ્યા પ્રમાણે પ્હેલાં બ્રાહ્મણનો હાથ ઝાલી કરવું.

अथार्घ्यासादनं द्विजाग्रेदक्षिणाग्रांस्त्रींस्त्रीन्दर्भानास्तीर्यतेष्वाग्नेयीसंस्थानिप्रतिपार्वणं पात्राणित्रीणित्रीण्येवासाद्य पितृपात्रपश्चिमेमातामहादिपार्वणस्यप्रतिपार्वणमेकविप्रत्वेन वाविप्रत्वादिपक्षेपित्रीण्येवपात्राणि एकविप्रत्वेतद्धस्तेएवार्घ्यत्रयं नवविप्रत्वादिपक्षेएकैकं पात्रंविभज्यत्रिपुत्रिषुदेयं प्रतिपात्रोपरिदक्षिणाग्राद्विगुणाःसाग्रानिरग्रावात्रयस्त्रयःकुशाः पितृतीर्थेनपात्रेषुजलमापूर्यशंनोदेवीरितिसर्वपात्रेषुसकृदनुमंत्रणमाश्वलायनानां तद्भिन्नैः कात्यायनादिभिः शन्नोदेवीरितिमंत्रेणप्रतिपात्रंमंत्रावृत्त्याजलमापूर्य हिरण्यकेशीयास्तुशन्नो देवीरितिमंत्रंनेच्छंति सर्वमतेतिलोसीतिमंत्रावृत्त्याप्रतिपात्रंतिलावापः अत्रपितृशब्दस्यानूहइत्युक्तं गंधादिप्रक्षेपःप्राग्वत् ततःपित्रर्घ्यपात्रंसंपन्नमित्यादियथालिंगंसंपत्तिंवाचयित्वापोदत्वादक्षिणामुखस्तिष्ठन्सव्यंकरंकुशतिलयुतंविप्रवामजानुनिन्यस्यपितृपितामहादीन्द्वितीयांतानुच्चार्यभवत्सुआवाहयिष्येइतिपंक्तिमूर्धन्यमेकंविप्रंपृच्छेत् सर्वत्रपंक्तिमूर्धन्यंप्रत्येवप्रश्नः आवाहयेत्यनुज्ञातउशंतस्त्वेतिमंत्रावृत्त्यामुकममुकनामगोत्ररूपमावाहयामीतिप्रतिविप्रंमूर्धादिपादांतमंसादियुग्मांगेषुतिलविकिरणेनावाह्यसर्वविप्रावाहनांतेआयंतुनःपितरइतिसकृदुपतिष्ठेत् अत्रकातीयैर्नमोवःपितरइत्यादिइहसंतःस्यामेत्यंतेनार्चनमुक्तं आवाहनेसव्यापसव्ययोर्विकल्पः हस्तशिष्टतिलान्विप्राग्रेभूमौविकीर्यपित्रर्घ्यपात्रसंपत्तिरस्त्वित्युक्ताप्रत्युक्तः सव्यंकृत्वापोदत्वाधःस्थदर्भैःसहार्घ्यपात्रमेकैकंपाणिभ्यामुत्धृत्यविप्राग्रेस्वधार्घ्याइतिमंत्रावृत्त्यास्थापयेत् एकविप्रत्वेएकाग्रेएवपात्रत्रयंमंत्रावृत्त्या नवविप्रत्वेपितृविप्रत्रयमुख्याग्रेपात्रन्यासोमंत्रेण एवंपितामहादिषुमुख्याग्रेएव एवंचत्रिरेवस्वधार्घ्याइतिमंत्रोच्चारः प्रतिपार्वणे ॥

## હવે અર્ઘ્યપાત્રનું સ્થાપન કેહેછે.

બ્રાહ્મણને આગળ દક્ષિણ દિશામાં અગ્ર રહે એવા, ત્રણ ત્રણ દર્ભ પાથરી તે દર્ભ ઉપરે અગ્નિ ખુણા કોરે જાતાં એવાં, એક એક પાર્વણમાટે ત્રણ ત્રણ પાત્ર માંડી પિતૃપાત્રના પશ્ચિમ ભાગમાં માતામહાદિ પાર્વણનાં, દર એક પાર્વણવિષે એક બ્રાહ્મણ એવો પક્ષ, અથવા નવ બ્રાહ્મણઇત્યાદિ કોઇ પણ પક્ષ હોય તો પણ, ત્રણ પાત્ર માંડવાં. એક બ્રાહ્મણ હોય તો તેનાજ હાથ ઉપરે ત્રણ અર્ઘ્ય દેવા. નવ

બ્રાહ્મણ ઇત્યાદિ પક્ષ હોય તો એક એક અર્ઘ્યપાત્ર ત્રણ ત્રણ બ્રાહ્મણને વેંહેચી દેવું. એક એક પાત્ર ઉપરે, દક્ષિણ દિશામાં અગ્ર થાય એ રીતે, વચમાં વાળી બેવડા કરેલા, અગ્ર સહિત અથવા અગ્ર રહિત ત્રણ ત્રણ કુશ રાખવા. પિતૃતીર્થવડે તે અર્ઘ્યપાત્રમાં જળ પૂરણ કરી "**शन्नोदेवी०**" એ મંત્રવડે આશ્વલાયનોએ સર્વ પાત્રનું એક વાર અનુમંત્રણ કરવું. આશ્વલાયનોથકી બીજા જે કાત્યાયન ઇત્યાદિ શાખાવાળાઓ તેમણે "**शन्नोदेवी ०**" એ મંત્રવડે એક એક પાત્રમાં મંત્રની આવૃત્તિ કરી જળ પૂરવું. હિરણ્યકેશીયો તો "**शन्नोदेवी०**" એ મંત્રને ઇચ્છતા નથી. સઘળાઓને મતે "**तिलोसि**" એ મંત્રની આવૃત્તિવડે પ્રત્યેક પાત્રમાં તિલ નાખવા. ઇહાં પિતૃશબ્દનો ઉચ્ચાર કરવો નહી એમ કહ્યુંછે. ગંધાદિક પદાર્થો પ્રથમ પ્રમાણે નાખવા. ત્યાર પછી "**पित्रर्घ्यपात्रंसंपन्नं**" ઇત્યાદિક જેવું લિંગ હોય તેને અનુસારે સંપત્તિ બોલાવિ જળ દઇ દક્ષિણસંમુખ ઉભા રહી કુશ અને તિળે યુક્ત પોતાનો ડાબો હાથ બ્રાહ્મણના ડાબા ગોઠણ ઉપરે રાખી પિતા પિતામહાદિકનો દ્વિતીયાવિભકત્યંત ઉચ્ચાર કરી "**भवत्सु आवाहयिष्ये**" એમ કહી પંક્તિના આરંભમાં બેઠેલા એક બ્રાહ્મણને પૃછવું. સઘળે ઠેકાણે પંક્તિના આરંભમાં બેઠેલા બ્રાહ્મણને પ્રશ્ન કરવું. પછી "**आवाहय**" એ રીતે આજ્ઞા મળવા કેડે "**उशंतस्त्वा०**" એ મંત્રની આવૃત્તિવડે "**अमुकममुकनामगोत्ररूपमावाहयामि**" એમ કહી પ્રત્યેક બ્રાહ્મણપ્રત્યે મસ્તકથકી પગ પર્યંત ખભા ઇત્યાદિક જે બે બે અંગ તે ઉપરે તીલ છાંટી આવાહન કરવું. એ પ્રમાણે સઘળા બ્રાહ્મણોનું આવાહન કીધા પછી "**आयंतुनः पितरः०**" એ મંત્રવડે એક વાર પ્રાર્થના કરવી. ઇહાં કાત્યાયન શાખાવાળાઓએ "**नमोवः पितर०**" ઇત્યાદિકથકી "**इह संतः स्याम**" ઇહાં પર્યંત મંત્રે કરી અર્ચન કહ્યુંછે. આવાહનવિષે સવ્ય અને અપસવ્ય એનો વિકલ્પ છે. આવાહન કરી હાથમાં શેષ રહેલા તિલ બ્રાહ્મણોને આગળ પૃથિવી ઉપરે છાંટી "**पित्रर्घ्यपात्रसंपन्निरस्तु**" એમ કહી પ્રતિવચન મળવા પછી સવ્યે કરી જળ દઇ ભૂમિ ઉપરે પાથરેલા દર્ભ સહિત એક એક અર્ઘ્યપાત્ર બન્ને હાથવતિ ઉપાડી બ્રાહ્મણોની આગળ "**स्वधार्घ्याः**" એ મંત્રની આવૃત્તિવડે સ્થાપન કરવાં. એક બ્રાહ્મણ હોય તો એકનીજ આગળ મંત્રની આવૃત્તિવડે ત્રણ પાત્ર રાખવાં. નવ બ્રાહ્મણ હોય તો પિતાને ઠેકાણે જે ત્રણ બ્રાહ્મણ તેમાંના મુખ્ય બ્રાહ્મણની આગળ મંત્રની આવૃત્તિવડે પાત્રસ્થાપન કરવાં. એ રીતે પિતામહાદિકને સ્થાનકે મુખ્યને આગળજ પાત્રસ્થાપન કરવાં. એ પ્રમાણે પ્રત્યેક પાર્વણને ઠેકાણે "**स्वधार्घ्याः**" એવો ત્રણ વારજ મંત્રોચ્ચાર કરવો.

---

**अथर्ववेदिनांप्रपितामहादिपित्रंनंप्रातिलोम्येनसर्वःप्रयोगः तत:संत्वर्घ्याइतिप्रत्युक्तोपोदत्वापात्रस्थंपवित्रंविप्रहस्तेषुदत्वा प्रथमपात्रोदकंसशेषंखड्गपात्रेपात्रांतरेवागृहीत्वाणितरिदंतेअर्घ्यंपितामहेदंतेअर्घ्यमित्यादियथालिंगंप्रत्येकमर्घ्यंदेयं पित्रादित्रयाणामेकविप्रत्वेत्रिभिःपात्रैरेकस्यैवहस्तेर्घ्यंदेयं षण्णामेकविप्रत्वेषट्पात्राण्येकहस्ते पितुःस्थानेविप्रत्रयादि**

पक्षेएकार्घ्यंविभज्यतेषुदेयं अर्घ्यांतेजलदानंपितरिदंतेअर्घ्यमित्यर्घ्यमंत्रश्चप्रतिविप्रमावर्तनीयः एवंपितामहादिविप्रेष्वपि एवमर्घ्यंदत्वाविप्रहस्तात्स्रवंतीरपोयादिव्याइतिमंत्रेणप्रतिविप्रमनुमंत्रयेदितिबव्हृचः।अन्यशाखिनांतुयादिव्याइतिमंत्रेणार्घ्यदानम् अर्घ्यदानांतेप्रतिविप्रमपोदानं तथाचैकविप्रत्वेनुमंत्रणमपोदानंचांतेसकृदेवविप्रभेदेत्वावर्तनं अर्घ्यदानेनामगोत्राद्युच्चारोनक्रियते श्राद्धसागरकारैस्तुकार्यइतियुक्तंभातीत्युक्तं ॥

અથર્વણવેદીઓનો સઘળો પ્રયોગ પ્રપિતામહથકી પિતા પર્યંત એમ ઉલટો જાણવો. ત્યાર પછી "संस्रवर्घ्याः" એવું પ્રતિવચન મળ્યા છતાં જળ લઇ પાત્રમાંનું પવિત્ર બ્રાહ્મણના હાથમાં દઈ પ્રથમ પાત્રમાંનું જળ પાત્રમાં શેષ રહે એ રીતે ગેંડાનાં પાત્રમાં અથવા બીજાં પાત્રમાં લઇ "पितरिदं ते अर्घ्यं पितामहेदं ते अर्घ्यं" ઇત્યાદિક જેવું લિંગ હોય તેને અનુસારે એક એકને અર્ઘ્ય દેવો. પિત્રાદિક ત્રણને ઠેકાણે એક બ્રાહ્મણ હોય તો એકનાજ હાથમાં ત્રણ પાત્રનો અર્ઘ્ય દેવો. છનો એક બ્રાહ્મણ હોય તો છ પાત્ર એકના હાથ ઉપરે દેવાં. પિતાને સ્થાનકે ત્રણ બ્રાહ્મણ ઇત્યાદિક પક્ષ હોય તો એક અર્ઘ્યનો વિભાગ કરી ત્રણ બ્રાહ્મણને દેવો. અર્ઘ્યને અંતે જળ દેવું. તથા "पितरिदंते अर्घ्यं" એ અર્ઘ્યમંત્ર પ્રત્યેક બ્રાહ્મણપાસે કેહેવો. એ પ્રમાણે પિતામહાદિકના બ્રાહ્મણવિષે પણ જાણવું. એ રીતે અર્ઘ્ય દઈ બ્રાહ્મણના હાથમાંથી વેહેતું જળ "यादिव्या०" એ મંત્રવડે એક એક બ્રાહ્મણને સમીપે અનુમંત્રણ કરવું, એ ઋગ્વેદીઓનો પ્રકાર જાણવો. બીજી શાખાવાળાઓએ તો "यादिव्या०" એ મંત્રવડે અર્ઘ્યદાન કરવું. અર્ઘ્યદાન થયા પછી પ્રત્યેક બ્રાહ્મણોને જળ દેવું. તેમજ એક બ્રાહ્મણ હોય તો અનુમંત્રણ કરવું અને ઉદક દેવું એ અંતમાં એક વારજ કરવું, જુદા જુદા બ્રાહ્મણો હોય તો આવૃત્તિ કરી એક એક બ્રાહ્મણને સમીપે કરવું. અર્ઘ્યદાનવિષે નામ ગોત્ર ઇત્યાદિકનો ઉચ્ચાર કરવો નહી. **શ્રાદ્ધસાગર** ગ્રંથના કર્તાએ તો, નામ ગોત્ર ઇત્યાદિકનો ઉચ્ચાર કરવો એ યોગ્ય ભાસેછે, એમ કહ્યુંછે.

---

अथशेषजलयुतप्रथमार्घ्यपात्रेपात्रद्वयस्थशेषोदकमेकीकृत्यतेनजलेनमुखांजनंकार्यं आयुःकामेननेत्रसेचनंकार्यं संस्रवान्समवनीयेत्याद्याश्वलायनसूत्रात् केचिद्विप्रहस्तगलितांबुसंस्रावस्तस्यैकीकरणमाहुः दर्शादौमातामहपात्रोदकेतत्पात्रद्वयोदकंसमवनीयमातामहपात्रोदकंपितृपात्रस्थसंस्रावेसंनयेत् मातृपार्वणभेदेमातामहपात्रसमवनीतोदकंमातृपात्रस्थसमवनीतोदकेनतदुदकंपितृपात्रस्थैकीकृतोदकइति तत्संस्रावपात्रंदैविकविप्रादुत्तरतोनैर्ऋत्यांनिमात्रेप्रोक्षितेदर्भेषुन्युब्जंसकूर्चंपितृभ्यःस्थानमसीत्यासादयेत् यद्वाप्रथमपात्रमुत्तानंसंस्रावोदकसहितंमंत्रेणासाद्यतृतीयपात्रेणसकूर्चपवित्रंतदाच्छादयेत् पक्षद्वयेपिगंधादिनाभ्यर्चयासमाप्तेर्नचालयेन्नचस्पृशेत् ॥

ત્યાર પછી શેષ જળે યુક્ત જે પ્રથમ અર્ઘ્યપાત્ર તેમાં, બે પાત્રમાંનું શેષ ઉદક ..ત્ર મેળવી તે જળવડે મુખ ભીંજવવું, આયુષ્યની ઇચ્છા કરનારાએ નેત્ર ઉપરે ... કારણ, "संस्रवान्समवनीय" (સંસ્રવ એટલે અર્ઘ્યપાત્રમાંનું શેષ

જળ એક ઠેકાણે કરવું ) ઇત્યાદિક આશ્વલાયન સૂત્ર છે. કોઇ ગ્રંથકાર, બ્રાહ્મણોના હાથમાંથી ગળતું જે જળ તે સંસ્રાવ, તેનું એકીકરણ કરવું, એમ કેહેછે. દર્શાદિક શ્રાદ્ધવિષે માતામહનાં પાત્રમાંનાં જળમાં માતાના પિતામહાદિક બેનાં પાત્રમાંનું જળ એકત્ર કરી માતામહનાં પાત્રમાંનું જળ પિતૃપાત્રમાંના સંસ્રાવમાં મેળવવું. માતૃપાર્વણ જુદું હોય તો, માતામહનાં પાત્રમાં એકત્ર કરેલું જળ માતાનાં પાત્રમાંનાં જળસાથે મેળવી તે જળ પિતૃપાત્રમાંનાં એક કરેલાં જળમાં મેળવી દેવું, અને પછી તે સંસ્રાવપાત્ર દેવતાના બ્રાહ્મણથી ઉત્તર તરફ અરત્નિમાત્ર ( કનિષ્ઠિકા આંગળી છૂટ રાખી મૂઠી વાળેલો હાથ), પ્રોક્ષણ કરેલ એવે સ્થાનકે દર્ભ ઉપરે ઉંધું તથા કૂર્ચ સહિત "**पितृभ्यः स्थानमसि**" એ મંત્રવડે સ્થાપવું. અથવા પ્રથમ પાત્ર સવળું, સંસ્રાવનાં જળે સહિત મંત્રવડે સ્થાપન કરી ત્રીજાં પાત્રવડે કૂર્ચ અને પવિત્ર સહિત આચ્છાદન કરવું. એ બન્ને પક્ષવિષે ગંધાદિક ઉપચારવડે તે પાત્રની પૂજા કરી સમાપ્તિ પર્યંત તે પાત્રને ચલાવવું નહીં તથા સ્પર્શ પણ કરવો નહીં.

कातीयास्तुंशुंधतामितिभूमिंप्रोक्ष्यपितृषदनमसीतिकुशानास्तीर्यपितृभ्यःस्थानमसीति प्रथमंन्युब्जंकृत्वागंधादिदीपांतैरर्चंति ॥

કાત્યાયન શાખાવાળાઓ તો, "**शुंधंतां**" એ મંત્રવડે ભૂમીનું પ્રોક્ષણ કરી "**पितृषदनमसि**" એ મંત્રવડે કુશ પાથરી "**पितृभ्यःस्थानमसि**" એ મંત્રવડે પ્રથમ પાત્ર ઉંધું કરી ગંધથકી દીપ પર્યંત ઉપચારવડે પૂજન કરેછે.

अथप्राचीनावीति आद्यंतयोरपोयच्छन्गंधाद्यैःपूजनंचरेत् अमुकशर्मन्यथानामगोत्रायतेगंधःस्वधानमइतिएकविप्रत्वेशर्माणोयंवोगंधइत्यादिनात्रिस्त्रिर्गंधदानंशेषंप्राग्वत् केचिदमीतेगंधाइतिबहुत्वंगंधेप्राहुः अर्घ्यदानभिन्नेसर्वत्रस्वधानमइत्यंतेनदानम् अत्रपित्र्यविप्रपूजनेगंधादेःपदार्थानुसमयःकांडानुसमयोवा संपूर्णवाचनादिप्राग्वत्कृत्वाचतुष्कोणंवर्तुलंचयथाक्रमंवारिणागोमयभस्मादिनावामंडलानिसव्यापसव्याभ्यांकुर्यात् तत्रनैर्ऋतीमारभ्येशानीपर्यंतंदैवेऐशानीतोनैर्ऋतीपर्यंतंपित्र्येचप्रादक्षिण्याप्रादक्षिण्याभ्यांकार्याणि तत्रपूर्वोक्तपात्राण्यासादयेत् नायसान्यपिपात्राणिपैत्तलानिनतुक्वचित् नचसीसमयानीहशस्यंतेत्रपुजान्यपि कांस्यपात्रेविकल्पितंपर्णपात्रेषुपलाशमधूकोदुंबरकुटजप्लक्षजानिशस्तानि कदलीचूतपनसजंबुचंपकानिमध्यमानि एवंपात्राण्यासाद्यपितृपूर्वकंपरितोभस्ममर्यादांपितृपूर्वकंविप्राणांकरशुद्धिंचसव्यापसव्याभ्यांकुर्यात् तत्रपिशंगइतिरक्षाणइतिमंत्रद्वयंकेचिदाहुः आचम्यकरशुद्धिजलंपादक्षालनमंडलेक्षिपेत् ॥

પછી પ્રાચીનાવીતિ ( અપસવ્ય ) કરી "આદ્ય અને અંતવિષે જળ દેતાં છતાં ગંધાદિક ઉપચારવડે પૂજા કરવી." તે આ રીતે-"**अमुकशर्मन् यथानामगोत्रायं ते गंधः स्वधा नमः**" એમ; એક બ્રાહ્મણનો પક્ષ હોય તો, "**शर्माणोयं वो गंधः**" ઇત્યાદિક પ્રકારે ત્રણ ત્રણ વાર ગંધ દેવો. બાકીનું કર્મ પ્રથમ પ્રમાણે કરવું. કોઇ ગ્રંથકાર, "**अमी ते गंधाः**" એ રીતે ગંધવિષે બહુવચનાંત ઉચ્ચાર, કેહેછે. અર્ઘ્યદાન વિના સઘળે ઠેકાણે "**स्वधा नमः**" એ મંત્રનો અંતમાં ઉચ્ચાર કરી ઉપચાર દેવો.

ઇહાં પિતૃ સંબંધિ બ્રાહ્મણોનાં પૂજનવિષે ગંધાદિક ઉપચાર પદાર્થાનુસમયવડે અથવા કાંડાનુસમયવડે દેવા. સંપૂર્ણવાચનાદિક પ્રથમ પ્રમાણે કરી ચાર ખુણાવાળું તથા ગોળાકાર યથાક્રમે (દેવસમીપે ચતુષ્કોણ, અને પિતૃસમીપે વર્તુળ) જળવડે, છાણવડે અથવા ભસ્મ ઇત્યાદિકવડે સવ્ય તથા અપસવ્યે કરી મંડળ કરવાં. તેમાં નૈર્ઋત દિશાથકી આરંભ કરી ઈશાન પર્યંત દેવ સમીપે, અને ઈશાનથકી આરંભ કરી નૈર્ઋત પર્યંત પિતૃ સમીપે સવળું તથા અવળું એ રીતે કરવાં. અને તે મંડળ ઉપરે પ્રથમ કહેલાં પાત્ર માંડવાં. "લોઢાનાં તથા પિતળનાં પાત્ર જ્યારે પણ ઉત્તમ નથી. સીસાનાં તથા કલીનાં પાત્ર પણ ઉત્તમ નથીજ." કાંસાંનું પાત્ર વિકલ્પિત છે. પાનનાં પાત્રમાં; ખાખરો, મહુડાં, ઉંબર, ભુરૂં કોળું, પીપળી એમનાં પાન ઉત્તમ છે. કેળ, આંબા, ફણસ, જાંબુ, અને ચંપો એમનાં પાન મધ્યમ છે. એ પ્રમાણે પાત્ર માંડી પ્રથમ પિતૃનાં પછી દેવનાં એ રીતે પાત્રને ચારેમેર ભસ્મમર્યાદા (પત્ર ૬૧૭ માં) અને પિતૃપૂર્વક બ્રાહ્મણોની કરશુદ્ધિ (હાથ ધોવરાવવા) એ સવ્ય તથા અપસવ્યવડે કરવી. તે મર્યાદા કરવાવિષે "पिंगं०" તથા "रक्षाणो०" એ બે મંત્ર કોઇ ભણેછે. આચમન કરી કરશુદ્ધીનું જળ પાદપ્રક્ષાલનનાં મંડળ ઉપરે નાખવું.

---

अथाग्नौकरणम् तत्राश्वलायनानांगृह्याग्निमतांव्यतिषंगेणश्राद्धप्रयोगेगृह्याग्निपक्वचरुणागृह्याग्नावेवकार्यं व्यतिषंगाभावेपाणिहोमः श्रौताग्निमतांदर्शेव्यतिषंगाभावात्पाणिहोमएव पूर्वेद्युरन्वष्टक्ययोर्दक्षिणाग्नौश्रपणंहोमश्च निरग्निकानांतुसर्वत्रपाणिहोमएव आपस्तंबादीनांश्रौताग्निमतांसर्वाधानिनांदाक्षिणाग्नौ अर्धाधानिनांगृह्याग्निमात्रवतांचगृह्याग्नावेव प्रवासस्थानांनिरग्निकानांचअयाश्चाग्नेमनोज्योतिरुद्धुद्वयर्थंव्याहृतिहोमेनोत्पादितेलौकिकाग्नौहुत्वाग्नेरुत्सर्गः नत्वेषांकापिपाणिहोमः पाकस्तुसर्वत्रपचनाग्नावेव कातीयानांगृह्याग्निमतांगृह्याग्निविहृतपचनाग्नौपाकोग्नौकरणंतुगृह्याग्नावेव श्रौताग्निमतांसर्वाधानपक्षेदाक्षिणाग्नावर्धाधानपक्षेऔपासनाग्नाविति काशिकायामुक्तं कातीयानामर्धाधानपक्षएवयुक्तइतिभाति निरग्नीनांकातीयानामपसव्यादिनापित्र्यादिद्विजहस्तएवाग्नौकरणम् तत्रपक्षद्वयम् दैवद्विजकरेएवसव्येनहोमः यद्वापसव्येनपित्र्यद्विजपंक्तौप्रथमद्विजकरेइति बह्वृचानांतु पित्र्यद्विजकरेष्वेवप्रतिविप्रंहोमः वाजसनेयिनांत्वेकहोमएवेतिश्राद्धकाशिकायांकातीयसूत्रवृत्तौ केचित्तुपृष्ठोदिविविधानेनाग्निमुत्पाद्याग्नावेवजुह्वति सामगादीनांसाग्नीनामग्नावग्नेरसन्निधानेदैवकरेपित्र्यकरेवा निरग्नीनांतुदेवद्विजकरएव मृतभार्यस्यापत्नीकस्यप्रथमदेवद्विजकरएवहोमोनपित्र्येइतिसर्वसाधारणम् ॥

## હવે અગ્નૌકરણ કેહેછે.

તે અગ્નૌકરણ ગૃહ્યાગ્નિમાન્ એવા આશ્વલાયનોએ વ્યતિષંગવડે શ્રાદ્ધપ્રયોગ છતાં ગૃહ્યાગ્નિ ઉપરે ચરૂ રાંધિ તે ચરૂવડે ગૃહ્યાગ્નિ ઉપરેજ કરવું. વ્યતિષંગ પ્રયોગ ન હોય તો, બ્રાહ્મણના હાથ ઉપરે હોમ કરવો. શ્રૌતાગ્નિવાળાઓને, વ્યતિષંગ ન હો-

વાથી તેમણે પાણિહોમજ કરવો. પૂર્વેદ્યુઃશ્રાદ્ધ તથા અન્વષ્ટક્ય શ્રાદ્ધ એમનેવિષે દક્ષિણાગ્નિવિષે ચરૂ રાંધિ હોમ પણ કરવો. નિરગ્નિકોએ તો સર્વત્ર પાણિહોમજ કરવો. આપસ્તંબશાખાવાળા ઇત્યાદિક શ્રૌતાગ્નિમાન્ સર્વાધાનિઓએ દક્ષિણાગ્નિ ઉપરે ચરૂ રાંધવો તથા હોમ એ કરવાં. અર્ધાધાની તથા ગૃહ્યાગ્નિવાળાઓએ ગૃહ્યાગ્નિ ઉપરેજ કરવાં. પ્રવાસમાં રેહેનારા તથા નિરગ્નિક એમણે "**अयाश्चाग्ने०, मनोज्योतिरुद्बुद्ध्यश्वं०**" અને વ્યાહૃતિ એમનો હોમ કરી ઉત્પન્ન કરેલા લૌકિકાગ્નિ ઉપરેજ હોમ કરી અગ્નિનું વિસર્જન કરવું. એ આપસ્તંબાદિકોને ક્યહાં પણ પાણિહોમ કહ્યો નથી. પાક કરવાનો તે તો સર્વત્ર પચનાગ્નિ ઉપરેજ કરવો. ગૃહ્યાગ્નિયુક્ત જે કાત્યાયનો તેમણે ગૃહ્યાગ્નિમાંથી અગ્નિ લઈ તે પચનાગ્નિ ઉપરે પાક કરવો. અને અગ્નૌકરણ કરવું તે તો ગૃહ્યાગ્નિવિષેજ કરવું. શ્રૌતાગ્નિયુક્ત છતાં સર્વાધાન પક્ષ હોય તો દક્ષિણાગ્નિ ઉપરે અને અર્ધાધાન પક્ષ હોય તો ઔપાસનાગ્નિ ( ગૃહ્યાગ્નિ ) ઉપરે અગ્નૌકરણ કરવું એમ કાશિકા ગ્રંથમાં કહ્યુંછે. કાત્યાયનોને અર્ધાધાન પક્ષજ યોગ્ય છે એમ ભાસેછે. નિરગ્નિક એવા કાત્યાયનોએ અપસવ્યાદિકવડે પિતૃપાસેના પ્રથમ બ્રાહ્મણના હાથ ઉપરેજ અગ્નૌકરણ કરવું. **તેવિષે બે પક્ષ છે**—દેવસમીપના બ્રાહ્મણના હાથ ઉપરેજ સવ્યે કરી હોમ કરવો. અથવા અપસવ્યવડે પિતૃપાસેની બ્રાહ્મણોની પંક્તિમાંના પ્રથમ બ્રાહ્મણના હાથ ઉપરે હોમ કરવો; એ પ્રમાણે બે પક્ષ જાણવા. બહ્વૃચો( ऋग्वेदिઓ )એ તો પિતૃપંક્તિના એક એક બ્રાહ્મણ એટલે સઘળા બ્રાહ્મણોના હાથ ઉપરેજ હોમ કરવો. વાજસનેયી શાખાવાળાંઓએ તો એક હોમજ કરવો એ રીતે શ્રાદ્ધકાશિકા ગ્રંથવિષે કાતીયસૂત્રની વૃત્તિમાં કહ્યુંછે. કેટલાએક શિષ્ટો તો, '**पृष्टो दिवि**' એ વિધાનવડે અગ્નિ ઉત્પન્ન કરી તે અગ્નિવિષેજ અગ્નૌકરણ હોમ કરેછે. સાગ્નિક એવા સામવેદિઓએ અગ્નિ ઉપરે અગ્નૌકરણ કરવું. અગ્નિ સમીપે ન હોય તો દેવના બ્રાહ્મણના હાથ ઉપરે અથવા પિતૃના બ્રાહ્મણના હાથ ઉપરે કરવું. .નિરગ્નિક હોય તેમણે તો દેવતાના બ્રાહ્મણના હાથ ઉપરેજ હોમ કરવો. જેની સ્ત્રી મરી ગઇ હોય એવા જે અપત્નીક તેમણે પેહેલા દેવબ્રાહ્મણના હાથ ઉપરેજ હોમ કરવો, પિતૃના બ્રાહ્મણના હાથ ઉપર હોમ કરવો નહી, એ રીતે એ નિર્ણય સર્વ સાધારણ જાણવો.

**अथहोमप्रकारः** बव्हृचानांव्यतिषंगपक्षेग्नावग्नौकरणंकरिष्ये इतिपृष्ट्वाक्रियतामितिअनुज्ञातोगृह्यपक्वंचरुमुद्धृत्यद्विधाविभज्यापसव्येनोत्तरभागादवदानसंपदामेक्षणेऽवदायसोमायपितृमतेस्वधानमःसोमायपितृमतइदंनममेतिहोमत्यागौकृत्वादक्षिणभागात्पुनस्तथैवावदायाग्नयेकव्यवाहनायस्वधानमइतिहोमत्यागौकुर्यात् सव्येनापसव्येनवामेक्षणमग्नावनुप्रहरेत् यद्वा सव्येनस्वाहांतोक्तमंत्रेणाहुतिद्वयंसोमाग्न्योर्व्यत्यासेनादायजुहुयादिति कातीयानांतुगृह्येश्रपणमकृत्वैवपचनाग्निपक्वमन्नमादायघृताक्तंकृत्वापूर्ववत्प्रश्नानुज्ञानंतरंस्मार्तादग्निंपरिस्तीर्यतिस्त्रःसमिधआधायसव्येनाग्नयेकव्यवाहनायस्वाहासोमायपितृमतेस्वाहेतिमेक्षणेनाहुतिद्वयंजुहुयादपसव्येनवापाणिहोमेपीत्थमेवप्रकारऊह्योविशेषस्तूक्तः आपस्तंबानां

तुआज्यभागांतेउद्धरिष्यतामग्नौचक्रियतामितिप्रश्नेकाममुद्धियतामितिअनुज्ञानं हिरण्यकेशीयानामुद्धरिष्याम्यग्नौकरिष्यामीतिप्रश्नः यन्मेमातेत्यादिमंत्रैःसप्तान्नाहुतयःषडाज्याहुतयइतित्रयोदशाहुतयः मंत्रास्तुविस्तरभयान्नोक्ताः हिरण्यकेशीयानामाज्यभागांतेसोमायपितृमतेइत्यादिषोडशमंत्रैःषोडशाज्याहुतयःषोडशान्नाहुतयश्चप्रतिपार्वणंबोध्याः मंत्रेषुपित्रादिपदोहआज्यान्नपदयोरूहश्चतत्तद्ग्रंथेष्वेवज्ञेयोतिविस्तृतत्वान्नोच्यते ॥

હવે હોમનો પ્રકાર કેહેછે—ઋગ્વેદીઓને વ્યતિષંગ પક્ષ હોય તો "**अग्नौ अग्नौकरणं करिष्ये**" એમ પ્રશ્ન કરી "**क्रियतां**" એ રીતે આજ્ઞા મળવા પછી ગૃહ્યાગ્નિ ઉપરે પક્વ થયલો ચરૂ લઈ તેના બે ભાગ કરી અપસવ્યવડે ઉત્તર ભાગમાંથી મેક્ષણ ઉપરે અવદાનની રીતે ચરૂ લઈ "**सोमाय पितृमते स्वधा नमः सोमाय पितृमत इदं नमम**" એ પ્રમાણે હોમ તથા ત્યાગ કરી દક્ષિણ ભાગમાંથી ફરી તેમજ અવદાન લઈ "**अग्नये कव्यवाहनाय स्वधा नमः**" એ રીતે હોમ તથા ત્યાગ કરવો. સવ્યે અથવા અપસવ્યે મેક્ષણ અગ્નિમાં નાખવું. અથવા સવ્યે કરી સ્વાહા છે અંતમાં જેને એવા ઉક્ત મંત્રવડે બે આહુતિ સોમ તથા અગ્નિને વ્યત્યાસવડે એટલે પ્રથમ અગ્નિ પછી સોમ એ રીતે લઈ હોમ કરવો. કાત્યાયનોએ તો ગૃહ્યાગ્નિ ઉપરે ચરૂ રાંધ્યા વિના પચનાગ્નિ ઉપરે રાંધેલો ચરૂ લઈ તેની ઉપરે ઘૃત નાખી પ્રથમ કહ્યા પ્રમાણે પ્રશ્ન તથા આજ્ઞા થયા પછી સ્માર્ત ઇત્યાદિ અગ્નિને પરિસ્તરણ કરી ત્રણ સમિધનો હવન કરી સવ્યવડે "**अग्नये कव्यवाहनाय स्वाहा, सोमाय पितृमते स्वाहा**" એ રીતે મેક્ષણવડે બે આહુતિ હોમવી, અથવા અપસવ્યેકરી હવન કરવો. પાણિહોમવિષે પણ એવોજ પ્રકાર જાણવો, બીજો વિશેષ પ્રથમ કહ્યોછે. આપસ્તંબોને તો આજ્યભાગ થયા પછી "**उद्धियतां अग्नौचक्रियतां**" એવું પ્રશ્ન હોવાથી "**काममुद्धियतां**" એવી અનુજ્ઞા જાણવી. હિરણ્યકેશીઓને "**उद्धरिष्यामि अग्नौकरिष्यामि**" એવું પ્રશ્ન, તથા "**यन्मे माता०**" ઇત્યાદિ મંત્રવડે ચરૂની સાત આહુતિ-અને ઘૃતની છ આહુતિ એ રીતે તેર આહુતિ જાણવી. મંત્રો તો વિસ્તારનાં ભયથકી કહ્યા નથી. હિરણ્યકેશીઓને આજ્યભાગ થયા પછી "**सोमाय पितृमते**" ઇત્યાદિ સોળ મંત્રવડે સોળ આજ્યાહુતિ અને સોળ ચરૂની આહુતિ એ રીતે પ્રત્યેક પાર્વણવિષે જાણવું. મંત્રોવિષે પિતા ઇત્યાદિ પદનો ઉચ્ચાર તથા આજ્ય અને અન્ન પદનો ઊહ કરવો તે. તે તે ગ્રંથમાં જોવો, અતિ વિસ્તાર થાય માટે ઇહાં કેહેતા નથી.

---

अथपाणिहोमप्रकारः तत्रविप्रपाणावग्नौकरणंकरिष्येइतिप्रश्नः क्रियतामित्यनुज्ञा करिष्येइतिप्रश्नेकुरुष्वेत्यनुज्ञानभवतीतिसर्वत्राश्वलायनमतं कातीयादीनांतुभवत्येव आश्वलायनसूत्रवृत्तौतुपाणिहोमेकथमपिप्रश्नःप्रतिवचनंचनकार्यमितिद्योतितं ॥

હવે પાણિહોમનો પ્રકાર કેહેછે—તે પાણિહોમવિષે "**विप्रपाणावग्नौकरणं करिष्ये**" એવું પ્રશ્ન, "**क्रियतां**" એ રીતે આજ્ઞા. "**करिष्ये**" એવું પ્રશ્ન છતાં "**कुरुष्व**" એવી આજ્ઞા થતી નથી એવો સર્વત્ર આશ્વલાયનનો મત જાણવો. કાત્યાયનાદિકોને

તો થાયજ છે. આશ્વલાયનસૂત્રની વૃત્તિવિષે તો પાણિહોમવિષે કોઇ પણ જાતનું પ્રશ્ન તથા પ્રતિવચન એ કરવાં નહી એમ પ્રકાશિત કર્યુંછે.

---

सदर्भेपित्र्यविप्रपाणिंसव्येनपरिसमूह्यपर्युक्ष्यमेक्षणेनकरेणवापूर्ववदाहुतिद्वयंसोमायेत्यादिमंत्राभ्यांप्राचीनावीत्येवजुहुयात् तत्रकरेणहोमपक्षेवामहस्तेनदर्भेणदक्षिणकरेउपस्तीर्य दक्षिणेनद्विरवदायवामेनाभिघार्यचतुरवत्तित्वादिसंपाद्यं बह्वृचानांसर्वपित्र्यकरेषुहोमए कोद्दिष्टविप्रकरेहोमःकृताकृतः होमांतेसव्येनपरिसमूहनोक्षणे पाणिहोमेमेक्षणानुप्रहरणं न केचित्पाणिहोमेपरिसमूहनादिकंमेक्षणंचनेच्छंति विप्राश्चपाणिहुतान्नंकर्त्रादेवपूर्वंसव्ये नैवामासुपक्वमितिमंत्राभिघारितेस्वस्वपात्रेसंस्थाप्यभोजनस्थानादन्यत्राचम्य यथास्थानमुपविशेयुः अग्नौकरणशेषंपिंडार्थमवस्थाप्यपित्र्यपात्रेष्वेवसर्वान्नपरिवेषणांतेकेचिदग्नौकरणशेषपरिवेषणोत्तरंसर्वान्नपरिवेषणमाहुः अग्नौकरणशेषंदैवपात्रेषुनदेयं कातीयानांतुसाग्नीनामग्नौहोमेदेवपूर्वंसर्वपात्रेषुशेषदानं निरग्नेर्देवविप्रकरेहोमेपितृपात्रेष्वेवपित्र्यकरेहोमे देवादिसर्वपात्रेषुहुतशेषदानमितिकाशिका अन्नंपाणौहुतंयच्चयच्चान्यत्परिवेषितं एकीकृत्यैवभोक्तव्यंपृथक्भक्षोनविद्यते बौधायनानांतुपाणिहुतेन्नेभक्षितेन्यान्नपरिवेषणमुक्तं ॥

પિતૃના બ્રાહ્મણનો દર્ભસહિત હાથ સવ્યવડે પરિસમૂહન કરી તથા પર્યુક્ષણ કરી મેક્ષણવડે અથવા હાથથકી પ્રથમની પેઠે બે આહુતિ "**सोमाय**" ઇત્યાદિ બે મંત્રવડે પ્રાચીનાવીતિવડેજ હોમવી. તેમાં હાથેવતી હોમ કરવાનો પક્ષ હોય તો, ડાબા હાથવડે દર્ભેકરી જમણા હાથમાં ઘૃત લગાડી જમણા હાથવતી બે વાર ચરૂ લઇ ડાબા હાથથકી અભિઘાર કરી ચતુરવત્તિત્વ ઇત્યાદિક કરવું. ઋગ્વેદીઓએ સઘળા પિતૃતરફના બ્રાહ્મણોના હાથ ઉપરે હોમ કરવો, એકોદ્દિષ્ટના બ્રાહ્મણના હાથ ઉપરે હોમ કૃતાકૃત છે. હોમ થયા પછી સવ્યેકરી પરિસમૂહન તથા પર્યુક્ષણ કરવાં. પાણિહોમનેવિષે મેક્ષણ તથા અનુપ્રહરણ કરવાં નહી. કોઇ ગ્રંથકાર પાણિહોમવિષે પરિસમૂહનાદિક તથા મેક્ષણ એ ઇચ્છતા નથી. બ્રાહ્મણોએ; હાથ ઉપરે હોમ કરેલું અન્ન, કર્ત્તાએ દેવપૂર્વક સવ્યે કરીનેજ "**आमासुपक्व०**" એ મંત્રવડે અભિઘાર કરેલાં પોતપોતાનાં પાત્રમાં રાખી ભોજનનાં સ્થાન કરતાં અન્ય ઠેકાણે આચમન કરી ફરી પોતપોતાને સ્થાનકે આવી બેસવું. અગ્નૌકરણ કરી શેષ રહેલું અન્ન પિંડમાટે રાખી પિત્રના બ્રાહ્મણોનાં પાત્ર ઉપરેજ સર્વ પદાર્થ પીરસવા પછી તે પીરસવું. કોઇ ગ્રંથકાર, અગ્નૌકરણનું શેષ અન્ન પીરસવા પછી બીજા સર્વ પદાર્થ પીરસવા એમ કેહેછે. અગ્નૌકરણનું શેષ અન્ન દેવનાં પાત્ર ઉપરે પરીસવું નહી. સાગ્નિક એવા કાત્યાયનોએ તો અગ્નિવિષે અગ્નૌકરણ હોમ કીધા પછી દેવપૂર્વક સઘળાં પાત્ર ઉપરે શેષ અન્ન પરીસવું. નિરગ્નિકોએ દેવના બ્રાહ્મણના હાથમાં હોમ કીધા છતાં પિતૃનાં પાત્ર ઉપરેજ શેષ અન્ન પરીસવું, અને પિતૃના બ્રાહ્મણના હાથ ઉપરે હોમ કીધો હોય તો દેવાદિક સઘળાં પાત્ર ઉપરે શેષ અન્નનું દાન કરવું, એમ શ્રાદ્ધકાશિકા ગ્રંથવિષે કહ્યુંછે. "જે અન્ન હાથ ઉપરે હોમ્યું તે, તથા બીજું જે અન્ન પાત્ર ઉપરે પીરસ્યું તે એ સઘળું અન્ન એકઠું કરીનેજ ભક્ષણ કરવું. જુદું

ભક્ષણ કરવું નહીં." બૌધાયનોને તો, હાથ ઉપરે હોમેલું અન્ન ભક્ષણ કીધા પછી બીજું અન્ન પરીસવું એમ કહ્યુંછે.

---

अथपूर्वोक्तवद्देवपूर्वंघृताभिघारितपात्रेषुपूर्वोक्तहविष्यान्नपरिवेषणंस्वयंपत्नीवान्योवाकुर्यात् नापवित्रेणनैकेनहस्तेनचविनाकुशं नायसेनापिपात्रेणश्राद्धेषुपरिवेषयेत् व्यंजनादिकंपर्णाद्यंतर्हितहस्तैर्देयं दर्व्यादेयंघृतंचान्नंसमस्तव्यंजनानिच उदकंचैवपक्वान्नंनोदर्व्यातुकदाचन हस्तदत्तंतुनाश्नीयाल्लवणव्यंजनादिकं अपक्वंतैलपक्वंचहस्तेनैवप्रदीयते घृतादिपात्राणिभूमौस्थापयेन्नभोजनपात्रे ओदनेपरमान्नेचपात्रमासाद्यतत्रघृतपूरणेरुधिरतुल्यता पंक्तौविषमदातुश्चानिष्कृतिर्नैवविद्यते सर्वदाचतिलाग्राह्यापितृकृत्येविशेषतः भोज्यपात्रेतिलान्दृष्ट्वानिराशाःपितरोगताः हिंगुशुंठीपिप्पलीमरीचकानिशाकादिसंस्कारार्थान्येवनतुसाक्षाद्भक्षयेत् परिवेषणकालेएवतत्सर्वप्रकारमन्नंपिंडार्थंपिंडपात्रेपरिवेषणीयमितिसागरे॥

હવે પ્રથમ કહ્યા પ્રમાણે દેવપૂર્વક ઘૃતનો અભિઘાર કરેલાં પાત્ર ઉપરે પ્રથમ કહેલું હવિષ્યાન્ન (શુદ્ધાન્ન) પોતે કિંવા સ્ત્રીએ અથવા બીજા કોઇએ પરીસવું. "અપવિત્ર હાથેથકી, અથવા કુશ વિનાને તથા એક હાથે અને લોખંડનાં પાત્રવડે શ્રાદ્ધવિષે પદાર્થ પરીસવા નહીં." કોથમીર, ચટણી ઇત્યાદિક પદાર્થ, પાંદડાં ઇત્યાદિકવડે ઢાંકેલા હાથેથકી પરીસવા. "ઘી, અન્ન તથા સઘળા કોથમીર, ચટણી ઇત્યાદિક પદાર્થ તથા જળ કડછીવતી પરીસવાં. રાંધેલું અન્ન કડછીવતી પરીસવું નહીં. હાથવતી પીરસેલા એવા મીઠું, ચટણી, કોથમીર ઇત્યાદિક પદાર્થ ભક્ષણ કરવા નહીં. કાચા તથા તેલવડે પક્વ પદાર્થ હાથવતીજ પરીસવા." ઘૃત ઇત્યાદિક પદાર્થનાં પાત્ર (વાટકા, પડિઆ ઇત્યાદિક) પૃથિવી ઉપરે રાખવા. ભોજનનાં પાત્ર ઉપરે રાખવા નહીં. ભાત તથા દૂધપાક એમાં પાત્ર રાખી તે પાત્રમાં ઘૃત પરીસે તો તે રુધિર સમાન થાયછે. "પંક્તિવચમાં એકને ઓછું એકને અધિક એમ વિષમરીતે પરીસનારાનાં પાપનો નાશ કરનારું પ્રાયશ્ચિત્તજ નથી. પિતૃકાર્યવિષે વિશેષેકરી સર્વદા તિલ લેવા. પિતૃદેવ, ભોજનનાં પાત્ર ઉપરે તિલ જોઇ નિરાશ થઈ જાયછે." હીંગ, સૂંઠ, પીપર, મિરી એ પદાર્થ શાકાદિકના સંસ્કાર એટલે વઘાર ઇત્યાદિકમાં પરિપક્વ થયેલા ભક્ષણ કરવા, પ્રત્યક્ષ ભક્ષણ કરવા નહીં. પીરસવાના સમયેજ તે સઘળા પ્રકારનું અન્ન પિંડમાટે પિંડપાત્ર ઉપરે પરીસવું એ રીતે શ્રાદ્ધસાગર ગ્રંથમાં કહ્યુંછે.

---

अथोपवीतीदैवेपात्रेपरितःकुशयवान्विकीर्य पित्र्येतुतिलान्विकीर्यान्नंगायत्र्याप्रोक्ष्यतूष्णींपरिषिच्यदक्षिणहस्तउपरिवामोधोदैवे पित्र्येतुविपरीतइत्येवंस्वस्तिकाकारकराभ्यांपात्रमालभेत् तत्रमंत्रः पृथिवीतेपात्रंद्यौरपिधानंब्राह्मणस्यमुखेअमृतंजुहोमि ब्राह्मणानांत्वाविद्यावतांप्राणापानयोर्जुहोम्यक्षितमसिमामैषांक्षेष्ठाअमुत्रामुष्मिंल्लोकेइति अयंमंत्रआपस्तंबकात्यायनादिभिर्नानाविधःपठितोयथासंप्रदायंवाच्यः इत्यभिमंत्र्यअतोदेवेतिवाइदंविष्णुरितिवाऋचमुक्त्वाविष्णोहव्यंरक्षस्वेतिपित्र्येतुकव्यंरक्षस्वेतिन्युब्जेनकरेणन्युब्जंद्विजांगुष्ठमन्नमन्नेनिवेश्यप्रदक्षिणंभ्रामयेत्पित्र्येत्वप्रदक्षिणं अत्रकातीयानामपहताइतियवानांदैवेतिला

**नांपित्र्येपात्रपरितोविकिरणमुक्तम् ततोवामकरेणपात्रंस्पृशन्नमुकेविश्वेदेवादेवताइदमन्नंहव्यमयंब्राह्मणआहवनीयार्थेइयंभूर्गयाअयंभोक्तागदाधरइदमन्नंब्रह्मइदंसौवर्णपात्रमक्षय्यवटच्छायेयंअमुकदेवेभ्यःइदमन्नंसोपस्करममृतरूपंपरिविष्टंपरिवेक्ष्यमाणंचातृप्तेःस्वाहा हव्यंनमोनमम ओंतत्सदितिसयवदर्भजलंदक्षिणकरेपात्रवामभागेभूमौक्षिपेत् एवंदैविकविप्रांतरेपि ततोयेदेवासइत्युपस्थानम् ततःपित्र्यधर्मेणपितृपात्रालंभांगुष्ठनिवेशनाद्यंतेवामेनपात्रमालभ्य पितादेवताएकविप्रत्वेपित्रादयोयथानामगोत्रादेवताइदमन्नंकव्यमित्यादि० इदंराजतंपात्रमक्षय्यवटच्छायेयंअस्मत्पित्रेमुकनामगोत्ररूपाय त्रयस्थानेविप्रैक्येस्मत्पितृपितामहप्रपितामहेभ्योमुकगोत्रनामरूपेभ्यःइदमन्नंसोपस्करममृतरूपंपरिविष्टंपरिवेक्ष्यमाणंचातृप्तेःस्वधाकव्यं नमोनमम ओंतत्सदितितिलकुशजलंपितृतीर्थेनवामकराधोनीतेन दक्षिणकरेणपात्रदक्षिणे भूमौक्षिपेत् एवमन्यत्रापियथादैवतमूहः पितृस्थानेनेकविप्रत्वेत्रिषुविप्रेषुपित्रेइत्यादिनैकवचनांतेनत्यागः एवमग्रेपित्रिषुत्रिषूह्यम् ततोयेचेहेतिसकृदुपस्थानम् अतिथिश्चेद्देवधर्मेणस्वेष्टदेवतायैइदमन्नमित्यादियेदेवासइत्यादि अपसव्यं देवताभ्यःपितृभ्य० सप्तव्या० अमूर्तानां० ब्रह्मार्पणं० हरिर्दाता० चतुर्भिश्च० ओंतत्सद्ब्रह्मार्पणमस्तु येषामुद्दिष्टंतेषामक्षय्याप्रीतिरस्तु इतितिलोदकमुत्सृजेत् सव्यं एकोविष्णु० अन्नहीनंक्रियाहीनंमंत्रहीनंचयद्भवेत् तत्सर्वमच्छिद्रंजायतामित्युक्त्वाविप्रैर्जायतांसर्वमच्छिद्रमित्युक्तेअनेनपितृयज्ञेनपितृरूपीजनार्दनवासुदेवःप्रीयतामितितिलकुशजलमुत्सृजेदित्याचारः ॥**

પછી ઉપવીતી થઈ દેવપાત્રની ચારેમેર કુશ તથા જવ છાંટી પિતૃનાં પાત્રની ચારેમેર તિલ છાંટી ગાયત્રી મંત્રવડે અન્ન પ્રોક્ષણ કરી મંત્ર વિના જળ સિંચન કરી જમણો હાથ ઉપરે, ડાબો હાથ નીચો એ રીતે દેવપાસે, પિતૃપાસે તો વિપરીત એટલે ડાબો હાથ ઉપરે અને જમણો હાથ નીચો એ પ્રમાણે સાથિયાને આકારે હાથ કરી તે હાથવડે પાત્રનો સ્પર્શ કરી રાખવો. **તેવિષે મંત્ર**—"**पृथिवी ते पात्रं द्यौरपिधानं ब्राह्मणस्त्वा मुखेमृतं जुहोमि ब्राह्मणानां त्वाविद्यावतां प्राणापानयोर्जुहोम्यक्षितमसि मामैषां क्षेष्ठा अमुत्रामुष्मिंल्लोके.**" આ મંત્ર આપસ્તંબ, કાત્યાયન ઇત્યાદિકોએ નાનાપ્રકારે ભણેલોછે, માટે જેવો સંપ્રદાય હોય તે પ્રમાણે જાણવો. એ પ્રમાણે અભિમંત્રણ કરી "**अतोदेवा०**" અથવા "**इदं विष्णु०**" એમાંથી એક ઋચા કહી **विष्णोहव्यं रक्षस्व**" એ રીતે દેવસમીપે; અને પિતૃસમીપે તો "**कव्यंरक्षस्व**" એમ કહી ઉંધે હાથે ઉંધો, નખ વિનાનો, એવો બ્રાહ્મણનો અંગોઠો અન્ન ઉપરે રખાવી પ્રદક્ષિણ ફેરવાવવો. પિતૃપાસે તો અપ્રદક્ષિણ ફેરવાવવો. ઇહાં કાત્યાયનોને "**अपहता०**" એ મંત્રવડે દેવસમીપે જવ, અને પિતૃસમીપે તિળ પાત્રને ચારેમેર છાટવાનું કહેલું છે. પછી ડાબે હાથે પાત્રનો સ્પર્શ કરતાં "**अमुके विश्वेदेवा देवता इदमन्नं हव्यमयं ब्राह्मणआहवनीयार्थे इयं भूर्गया अयं भोक्ता गदाधर इदमन्नं ब्रह्म इदं सौवर्णं पात्रमक्षय्यवटच्छायेयं अमुकदेवेभ्यः इदमन्नं सोपस्करममृतरूपं परिविष्टं परिवेक्ष्यमाणं चातृप्तेःस्वाहा हव्यं नमो नमम ॥ ॐतत्सत्**" એ મંત્ર કહ્યા પછી યવ, દર્ભ સહિત જળ જમણા હાથમાં લઈ પાત્રના ડાબા ભાગમાં ભૂમિ ઉપરે મૂકવું. એ રીતે દેવના બીજા બ્રાહ્મણપાસે પણ એમજ કરવું. પછી "**ये देवास०**" એ મંત્રવડે પ્રાર્થના

કરવી. ત્યાર પછી પિત્ર્યધર્મ (અપસવ્યાદિક) વડે પિતૃનાં પાત્રનું આલંભન (સ્પર્શ) તથા અંગોઠો ફેરવાવવો ઇહાંલગિ કર્મ થયા પછી ડાબે હાથે પાત્રનો સ્પર્શ કરી " पितादेवता " એવો ઉચ્ચાર, એક બ્રાહ્મણ હોય તો " पित्रादयो यथानामगोत्रादेवता इदमन्नंकव्यं इत्यादि० इदं राजतं पात्रमक्षय्यवटच्छायेयं अस्मत्पित्रेऽमुकनामगोत्ररूपाय० " એવો ઊહ, ત્રણને ઠેકાણે એક બ્રાહ્મણ હોય તો, " अस्मत्पितृपितामहप्रपितामहेभ्योमुकगोत्रनामरूपेभ्यः इदमन्नं सोपस्करममृतरूपं परिविष्टं परिवेक्ष्यमाणं चातृप्तेः स्वधा कव्यं नमो नमम ॥ ॐतत्सत् " એ મંત્ર કહ્યા પછી તિલ, દર્ભસહિત જળ પિતૃતીર્થે કરી ડાબા હાથને નીચે રાખેલા જમણા હાથવડે પાત્રના દક્ષિણ ભાગમાં પૃથિવી ઉપરે મૂકવું. એ રીતે બીજે ઠેકાણે પણ જેવા દેવતા હોય તેવો ઊહ કરવો. પિતૃઠેકાણે અનેક બ્રાહ્મણ હોય તો " पित्रे " ઇત્યાદિ એકવચનાંતે કરી ત્યાગ કરવો, તથા એ રીતે આગળ પણ ત્રણ ત્રણ બ્રાહ્મણનેવિષે તેમજ જાણવું. ત્યાર પછી " येचेह० " એ મંત્રવડે એક વાર પ્રાર્થના કરવી. અતિથિ હોય તો દેવધર્મ ( સવ્ય ઇત્યાદિક )વડે "स्वेष्टदेवतायै इदमन्नं" ઇત્યાદિક કહી "ये देवास०" ઇત્યાદિક મંત્ર ભણવો. પછી અપસવ્ય કરી " देवताभ्यःपितृभ्य० सप्तव्या० अमूर्तानां० ब्रह्मार्पणं० हरिर्दाता० चतुर्भिश्च० ॐतत्सद्ब्रह्मार्पणमस्तु ॥ येषामुद्दिष्टं तेषामक्षय्या प्रीतिरस्तु " એવા મંત્ર કહી તિલોદક મૂકવું. પછી સવ્ય કરી "एको विष्णु० अन्नहीनं क्रियाहीनं, मंत्रहीनं च यद्भवेत् ॥ तत्सर्वमच्छिद्रं जायतां " એમ કહી, બ્રાહ્મણોએ " जायतां सर्वमच्छिद्रं " એવું પ્રતિવચન દીધા પછી " अनेन पितृयज्ञेन पितृरूपी जनार्दनवासुदेवः प्रीयतां " એમ કહી તિલ કુશ સહિત જળ મેળવું, એવો આચાર છે.

---

केचिद्ब्रह्मार्पणमित्यादिसंकल्पोत्सर्गेसव्यमेकोविष्णुरित्यादावपसव्यंकुर्वंति तत्रब्रह्मार्पणेतिएकोविष्णुरित्यनयोःसंकल्पयोर्विभागेसव्यापसव्यविभागेचप्रत्यक्षवचनानुपलंभाद्यथाचारंकार्यं अकृतेसंकल्पेन्नंविप्रानस्पृशेयुः ईशानवि० गयायै० गदाधराय० पुंडरीकाक्षा० इतिनत्वापितृपूर्वविप्रकरेषुजलेदत्तेविप्रास्तेनान्नंप्रोक्ष्यत्रिर्गायत्र्याभिमंत्रयेयुः कर्तासव्येनपितृपूर्वमापोशनार्थमुदकंदत्वासव्याहृतिकांगायत्रींत्रिःसकृद्वोक्त्वा मधुवाताइतितृचमुक्त्वामधुमधुमधुइतित्रिरुक्त्वा ॐतत्सद्यथासुखंजुषध्वमितिवदेत् विप्राश्चबलिदानवर्ज्यंनित्यवदापोशनंकृत्वाकर्त्राश्रद्धायांप्राणेनिविष्टोमृतंजुहोमिशिवोमाविशाप्रदाहाय प्राणायस्वाहेत्यादिपंचमंत्रेषूच्यमानेषुपंचप्राणाहुतीःकृत्वाब्रह्मणिमआत्मामृतत्वायेत्युच्यमानेषष्ठींकुर्युः ॥

કોઇએક શિષ્ટ·" ब्रह्मार्पणं० " ઇત્યાદિક સંકલ્પના ઉત્સર્ગ (કરવા ) વિષે સવ્ય, તથા " एकोविष्णु० " ઇત્યાદિકવિષે અપસવ્ય કરેછે. તેમાં " ब्रह्मार्पणं० તથા एकोविष्णु०" એ બન્ને સંકલ્પના વિભાગવિષે એટલે બન્ને સંકલ્પ જુદા જુદા કરવાવિષે તથા સવ્ય અને અપસવ્ય એ બન્ને ઠેકાણે જુદા જુદા કરવાવિષે પ્રત્યક્ષ વચન મળતાં નથી માટે જેવો આચાર હોય તે પ્રમાણે કરવું. સંકલ્પ થયો ન હોય ત્યહાંલગી બ્રાહ્મણોએ અન્નનો સ્પર્શ કરવો નહી. "ईशानविष्णु० गयायै० गदाधरा०

**पुंडरीकाक्षाय०** " એ પ્રમાણે નમસ્કાર કરી પિતૃપૂર્વક બ્રાહ્મણના હાથ ઉપરે જળ દેવું. પછી બ્રાહ્મણોએ તે જળવડે અન્નનું પ્રોક્ષણ કરી ત્રણ વાર ગાયત્રીમંત્રવડે અભિમંત્રણ કરવું. કર્ત્તાએ સંચેકરી આપોશનમાટે પિતૃપૂર્વક જળ દઇ વ્યાહૃતિસહિત ગાયત્રી મંત્ર ત્રણ વાર અથવા એક વાર કહી " **मधुवाता०** " એ ત્રણ-ઋચા ભણી " **मधु मधु मधु** " એમ ત્રણ વાર કહી " **ॐतत्सद्यथासुखं जुषध्वं** " એમ કેહેવું. બ્રાહ્મણોએ બળિદાન એટલે ચિત્રાહુતિ વર્જ્ય કરી નિત્ય પ્રમાણે આપોશન લેવું. કર્ત્તાએ " **श्रद्धायां प्राणे निविष्टोमृतं जुहोमि ॥ शिवोमाविशाप्रदाहाय प्राणाय स्वाहा** " ઇત્યાદિ પાંચ મંત્રનો ઉચ્ચાર કરતાં છતાં બ્રાહ્મણોએ પાંચ પ્રાણાહુતિ લઈ " **ब्रह्मणिमआत्माऽमृतत्वाय०** " એવો મંત્ર કહ્યા પછી છઠ્ઠી આહુતિ લેવી.

---

**ततोमौनिनोमुखशब्दंचापल्यंवर्जयंतःसशेषंभुंजीरन् दधिक्षीरघृतपायसानितुनिःशेषम् आपोशनकरेविप्रेसंकल्पाच्छिद्रभाषणात् निराशाःपितरोयांति आपोशनंदक्षिणभागे कार्यंनतुवामभागे पुनरापूर्यापोशनंसुरापानसमम् आपोशनमकृत्वान्नंमर्दयेन्नैवकर्हिचित् विप्रैर्बलिदानंनकार्यं केचिदाज्येनकुर्वंति तन्न पायसाज्यमाषान्नैर्बलिदाननिषेधात् विप्राश्चवामकरेणान्नंनस्पृशेयुर्नपदाभाजनंस्पृशेयुः संपादितमेववस्तुकरादिनायाचेयुर्नासंपादितम् अन्नगुणदोषान्नकीर्तयेयुः कर्ताचानिषिद्धान्नंभोक्तुःपितुश्चात्मनश्चप्रियंप्रयच्छनूतत्तदन्नमाधुर्यादिगुणकीर्तनेनप्ररोचयन् ददामीत्यवदन्याचितंयच्छन्भुंजानानपश्यन्हविर्गुणानपृच्छन्दैन्याश्रुपातक्रोधादिकमकुर्वन्जलंपाययन्शनैर्भोजयेत् उच्छिष्टाःपितरोयांतिपृच्छतोलवणादिकं ॥**

ત્યાર પછી મૌન ધારણ કરી, મુખ્યશબ્દ, અને ચાપલ્યરહિત એવા બ્રાહ્મણોએ સશેષ ( પાત્ર ઉપરે શેષ રાખી ) ભોજન કરવું. દહિ, દૂધ, ઘી, અને પાયસ એ પદાર્થ તો સર્વ ભક્ષણ કરવા. " બ્રાહ્મણોએ પોતે આપોશન લેવું, સંકલ્પ ( બ્રહ્માર્પણં૦, એકોવિષ્ણુ૦ ) એ કરવો અને છિદ્રભાષણ[1] કરવું એ ત્રણ.કાર્યથકી પિતૃ નિરાશ થઇ જાયછે." આપોશન કરવું તે દક્ષિણ ભાગમાં કરવું, વામ ભાગમાં કરવું નહી. આપોશનમાટે જળ લેવું તે એક વારજ પૂર્ણ લેવું, ફરિ પૂરણ કરવાથી તે સુરાપાન સમાન ( સરખું ) થાયછે. " આપોશન લીધા વિના ક્યારે પણ અન્નને મર્દન કરવું નહી. " બ્રાહ્મણોએ બળિદાન દેવું નહિ. કેટલાએક ઘૃતવડે બળિદાન કરેછે, પરંતુ તે યોગ્ય નથી; કારણ, પાયસ, ઘૃત અને માષાન્ન ( અડદ ઇત્યાદિ ) વડે બળિદાન દેવાનો નિષેધ છે. બ્રાહ્મણોએ ડાબે હાથે અન્નનો સ્પર્શ કરવો નહિ, તથા પગથી પાત્રનો સ્પર્શ કરવો નહિ. સિદ્ધ કરેલા પદાર્થો હોય એજ હાથ ઇત્યાદિકની નીશાના કરી માગવા; સિદ્ધ ન હોય તે માગવા નહિ. અન્નના ગુણ દોષ કેહેવા નહિ. કર્ત્તાએ નિષિદ્ધ ન હોય એવા પદાર્થ અને ભોક્તા, પિતા તથા પોતાને પ્રીતિકારક હોય એવા દેવા; તેમ તે તે અન્નના માધુર્યાદિ ગુણ કેવાથી પ્રીતિ ઉપજાવવી; હું દઉંછું એ રીતે કેહેવું નહી; જે માગે તે દેવું; ભોજન કરનારાઓને સામે જોવું નહી;

---

૧ છિદ્ર ભાષણ એટલે પાક સંબંધિ દોષ ( ખારા, તીખા ઇત્યાદિ ) કેહેવા તે.

પદાર્થના ગુણ પૂંછવા નહી; દીનતા, અશ્રુપાત અને ક્રોધાદિક કરવા નહી; પીવા-માટે જળ દેવું; એ રીતે ધીરેથી બ્રાહ્મણોને ભોજન કરાવવું. "લૂણ ઇત્યાદિક પદાર્થ 'જોઇશે' એમ પૂછે તો તેના પિતૃ ઉચ્છિષ્ટ છતાં જતા રેહેછે."

अथसव्येनैवसव्याहृतींगायत्रींत्रिरुक्त्वापौरुषंसूक्तंकृणुष्वपाजोरक्षोहणमित्याद्यारक्षोघ्नीःपितृलिंगकानींद्रेशसोमसूक्तपावमानीसूक्तानि अप्रतिरथसंज्ञमाशुःशिशानसूक्तम् विष्णुब्रह्मरुद्रार्कस्तोत्रादिकंभोक्तृविप्रान्श्रावयेत् असंभवेगायत्रीजपंकुर्यात् वीणावंशध्वनिंचापिविप्रेभ्यःसन्निवेदयेत् मंडलब्राह्मणंपाठयंनाचिकेतत्रयंतथा त्रिमधुत्रिसुपर्णंचपावमानयजूंषिच आशुःशिशानसूक्तंच अग्नयेकव्यवाहनं प्रौढपादोबहिःकक्षोबहिर्जानुकरोपिवा अंगुष्ठेनविनाश्नातिमुखशब्देनवापुनः पीतावशिष्टतोयानिपुनरुद्धृत्यवापिबेत् खादितार्धंपुनःखादेन्मोदकादिफलादिकम् मुखेनवाधमेदन्नंनिष्ठीवेद्भाजनेपिच इत्थमश्नन्द्विजःश्राद्धंहत्वागच्छत्यधोगतिम् श्राद्धपंक्तौतुभुंजानोब्राह्मणोब्राह्मणंस्पृशेत् तदन्नमत्यजन्भुक्त्वागायत्र्यष्टशतंजपेत् पात्रेविप्रांतरोच्छिष्टसंसर्गेतन्निरस्यहस्तंप्रक्षाल्यभुक्त्वास्नात्वाद्विशतंजपेत् उच्छिष्टभोजनेसहस्रंजपेत् भुंजानेषुतुविप्रेषुप्रमादात्स्रवतेगुदम् पादकृच्छ्रंततःकृत्वाअन्यंविप्रंनियोजयेत् ॥

પછી સવ્યેકરીનેજ વ્યાહૃતિસહિત ગાયત્રી ત્રણ વાર કહી પુરૂષસૂક્ત, "कृणुष्व पाजः०" અને "रक्षोहणं०" ઇત્યાદિક રાક્ષોઘ્ની ઋચા; પિતૃ છે લિંગ (હેતુ+ઉદ્દેશ) જેમનો એવાં ઇંદ્ર, ઇશિ અને ચંદ્રનાં સૂક્ત; પાવમાની સૂક્ત; અપ્રતિરથ નામનું "आशुःशिशान०" સૂક્ત; વિષ્ણુ, બ્રહ્મા, રૂદ્ર અને સૂર્યનાં સ્તોત્ર; ઇત્યાદિક ભોજન કરનારા બ્રાહ્મણોની આગળ સંભળાવવા. એટલાં સૂક્ત સંભળાવવાનો સંભવ ન હોય તો ગાયત્રી મંત્રનો જપ કરવો. "વીણા અને વાંસળીનો શબ્દ બ્રાહ્મણોને સંભળાવવો. મંડળબ્રાહ્મણ, નાચિકેતની ત્રણ વલ્લી, ત્રિમધુ, ત્રિસુપર્ણ, અને પાવમાન એવાં યજુર્વેદમાંનાં સૂક્ત; આશુઃશિશાન સૂક્ત, તથા અગ્નયેકવ્યવાહન એ સૂક્ત શ્રવણ કરાવવાં." "પગ ઉપરે પગ ચડાવી, આસનની મર્યાદા મૂકી, ગોઠણથકી બાહેર હાથ રાખી, અંગોઠા વિના કેવળ આંગળીઓવતી, અથવા મ્હોઢાંવડે શબ્દ કરતો ભોજન કરે, તેમજ એક વાર જળ પાન કરી પાત્રમાં શેષ રાખેલું જળ ફરી લઈ પાન કરે, લાડુ ઇત્યાદિ તથા ફળાદિક પદાર્થ અર્ધ ભોજન કરી ફરી તે લઇ ભોજન કરે, અથવા મ્હોઢેથી અન્નને ફૂંક મારે કિંવા પાત્રમાં થૂંકે એ રીતે બ્રાહ્મણ ભોજન કરે તો તે શ્રાદ્ધને વ્યર્થ કરી પોતે અધોગતીને પામેછે." "શ્રાદ્ધની પંક્તિવિષે ભોજન કરતો બ્રાહ્મણ જો બીજા બ્રાહ્મણને સ્પર્શ કરે તો તેણે પાત્ર ઉપરનાં અન્નનો ત્યાગ ન કરતાં ભોજન કરી (૧૦૮) ગાયત્રી-જપ કરવો. ભોજનપાત્રમાં બીજા બ્રાહ્મણનાં ઉચ્છિષ્ટનો સંસર્ગ થયો હોય તો તે અન્નનો ત્યાગ કરી હાથ ધોઇ ભોજન કરી સ્નાન કરવું; અને બે સો ગાયત્રી જપ કરવો. ઉચ્છિષ્ટ અન્ન ખાધું હોય તો સહસ્ર ગાયત્રી જપ કરવો. બ્રાહ્મણ ભોજન કરતાં પ્રમાદથકી જો ગુદસ્રાવ (ગુદાથી શબ્દ) થાય તો પાદકૃચ્છ્ર કરી બીજા બ્રાહ્મણ શ્રાદ્ધવિષે બેસારવા.

**अथविप्रवमने** तत्रपित्रादिविप्रवमनेलौकिकाग्निस्थापनचरुनिर्वापोज्यभागांतेनामगोत्रपूर्वकमग्नौपितृनावाह्यवैश्वदेविकवमनेदेवानावाह्यसंपूज्यान्नत्यागंकृत्वा प्राणायस्वाहेत्यादिमंत्रैर्द्वात्रिंशदाहुतीर्जुहुयात्पुनःश्राद्धंवाकुर्यादितिपक्षद्वयम् पक्षद्वयेपींद्रायसामेतिसूक्तजपोनित्यः अनयोःपक्षयोर्व्यवस्थोच्यते वैश्वदेविकविप्रवमनेहोमएवनपुनःश्राद्धं पित्र्यविप्रेष्वपिपिंडदानोत्तरंवांतौहोमएवनपुनःश्राद्धं पिंडदानात्प्राक्पित्र्यविप्रवांतौतद्दिनेउपवासंकृत्वापरेद्युःपुनःश्राद्धंकार्यं इदंसपिंडीकरणमहैकोद्दिष्टमासिकाब्दिकप्रत्याब्दिकश्राद्धेष्वेव दर्शादौतुवमनेतद्दिनेएवामेनश्राद्धंकार्यं एवमष्टकान्वष्टकापूर्वेद्युःश्राद्धेष्वपि तत्रामश्राद्धेसाग्नेर्बह्वृचस्यव्यतिषंगादियथोक्तप्रयोगासंभवात्सांकल्पिकविधिनादर्शान्वष्टकापूर्वेद्युःश्राद्धान्यामेनकार्याणितत्तल्लोपप्रायश्चित्तंवानिबंधोक्तंकर्तव्यमितिभाति वृद्धिश्राद्धेपिंडरहितसंक्रांत्यादिश्राद्धेनित्यश्राद्धेचवमनेआवृत्तिरेव तीर्थश्राद्धेदर्शवदामेनैव महालयश्राद्धेपार्वणस्थानीयविप्रवमनेपुनरावृत्तिः एकोद्दिष्टस्थानीयविप्रवमनेहोमएवेतिभाति वैश्वदेविकविप्रवमनेसर्वश्राद्धेषुहोमएवेत्युक्तमेव होमपक्षेआवृत्तिपक्षेचसर्वत्रसूक्तजपोनित्यइत्यप्युक्तम् ॥

**હવે બ્રાહ્મણને વમન (ઓકારી) આવે તો કર્તવ્યવિધિ**—તેમાં પિતા ઇત્યાદિકના બ્રાહ્મણને વમન થાય તો લૌકિક અગ્નિ સ્થાપન કરી ચરૂનો નિર્વાપ, આજ્યભાગ ઇહાં પર્યંત કર્મ કરી અગ્નિવિષે નામ ગોત્રપૂર્વક પિતૃનું આવાહન કરવું. વિશ્વેદેવાના બ્રાહ્મણને વમન થાય તો દેવનું આવાહન કરવું. પછી પૂજા કરી દેવતાને ઉદ્દેશી અન્નનો ત્યાગ કરી "प्राणाय स्वाहा" ઇત્યાદિક મંત્રવડે બત્રીસ આહુતી હવન કરવી અથવા ફરી શ્રાદ્ધ કરવું, એ રીતે બે પક્ષ છે. બન્ને પક્ષવિષે પણ "इंद्रायसाम०" એ સૂક્તનો જપ નિત્ય છે. **એ બન્ને પક્ષની વ્યવસ્થા કેહેછે**—વિશ્વેદેવાના બ્રાહ્મણને વમન થયું હોય તો હોમજ કરવો, ફરી શ્રાદ્ધ કરવું નહી, પિતૃના બ્રાહ્મણોને પણ પિંડદાન થયા પછી વમન થયું હોય તો હોમજ કરવો, ફરી શ્રાદ્ધ કરવું નહી. પિંડદાન થયાથી પ્રથમ પિતૃના બ્રાહ્મણને વમન થયું હોય તો તે દિવસે ઉપવાસ કરી બીજે દિવસે ફરી શ્રાદ્ધ કરવું, પરંતુ આ નિર્ણય સપિંડીકરણ, મહૈકોદ્દિષ્ટ, માસિક, આબ્દિક અને પ્રતિસાંવત્સરિક શ્રાદ્ધવિષેજ જાણવો. દર્શાદિક શ્રાદ્ધવિષે તો વમન થયા છતાં તેજ દિવસે આમ (કાચાં) અન્નવડે શ્રાદ્ધ કરવું. એ રીતે અષ્ટકા, અન્વષ્ટકા અને પૂર્વેદ્યુઃ શ્રાદ્ધવિષે પણ એવોજ નિર્ણય જાણવો. તેમાં સાગ્નિક ઋગ્વેદીઓએ આમશ્રાદ્ધવિષે વ્યતિષંગાદિ યથોક્ત પ્રયોગનો સંભવ ન હોવાથી સાંકલ્પિક વિધિવડે દર્શ, અન્વષ્ટકા અને પૂર્વેદ્યુઃશ્રાદ્ધ એ આમવડે કરવાં, અથવા તે તે શ્રાદ્ધના લોપનું પ્રાયશ્ચિત્ત નિબંધમાં કહ્યા પ્રમાણે કરવું એમ ભાસેછે. વૃદ્ધિશ્રાદ્ધ, પિંડરહિત સંક્રાંત્યાદિ શ્રાદ્ધ, તથા નિત્યશ્રાદ્ધવિષે વાંતિ (વમન) થાય તો તે શ્રાદ્ધની આવૃત્તિજ કરવી. તીર્થશ્રાદ્ધ હોય તો દર્શ પ્રમાણે આમાન્નવડે કરવું. મહાલયશ્રાદ્ધવિષે પાર્વણ ઠેકાણે બેઠેલા બ્રાહ્મણને વમન થાય તો શ્રાદ્ધની પુનરાવૃત્તિ કરવી. એકોદ્દિષ્ટસ્થાનકના બ્રાહ્મણને વમન થાય તો હોમજ કરવો એમ ભાસેછે. દેવતરફના બ્રાહ્મણને વમન થાય તો સઘળાં

શ્રાદ્ધવિષે હોમજ કરવો એ પ્રથમ ( પત્ર ૬૪૩ માં ) કહ્યુંજ છે.હોમપક્ષવિષે તથા ફરિ શ્રાદ્ધ કરવું એ પક્ષવિષે સર્વત્ર સૂક્તનો જપ નિત્ય છે એમ પણ કહ્યુંછે.

भोजनांतेप्राचीनावीतीतृप्ताःस्थेतिविप्रान्पृष्ट्वा तृप्ताःस्मइतिप्रत्युक्तोगायत्रींमधुवाताइति तृचमक्षन्नमीतिचश्रावयित्वा अथवाक्षन्नमीत्येतदंतेतृप्तिप्रश्नंकृत्वाश्राद्धंसंपन्नमितिपृष्ट्वा सुसंपन्नमित्युक्तः परिवेषणकालेनुद्धरणेपुनःपिंडार्थंसर्वान्नादुद्धृत्यविकिरार्थंचोद्धृत्य अन्नशेषैश्चकिंकार्यमितिपृच्छेत्तुसद्विजान् तेइष्टैःसहभोक्तव्यमितिप्रत्युक्तिपूर्वकं प्रदद्युःसकलंतस्मैस्वीकुर्याद्वायथारुचि कातीयैस्तुतृप्तान्ज्ञात्वावक्ष्यमाणप्रकारेणविकिरंदैवेपित्र्येचदत्वा विप्रेभ्यःपितृपूर्वकंसकृदपोदत्वागायत्रींमधुमतीश्चश्रावयित्वा तृप्तिप्रश्नःसंपत्तिप्रश्नश्चकार्यः एवंशाखांतरेप्युत्तरापोशनात्पूर्वमेवविकिरदानं बह्वृचानांतुपिंडांतेएवविकिरः हिरण्यकेशीयैराचांतेउक्तः ॥

એ રીતે બ્રાહ્મણનું ભોજન થયા પછી પ્રાચીનાવીતી થઈ " तृप्ताःस्थ " એ રીતે બ્રાહ્મણોને પૂછવા પછી બ્રાહ્મણોએ " तृप्ताःस्मः " એવું પ્રત્યુત્તરવચન કહ્યા પછી ગાયત્રી, " मधुवाता० " એ ત્રણ ઋચા, અને " अक्षन्नमी० " એ મંત્ર શ્રવણ કરાવવા, અથવા "अक्षन्नमी०" એ ઋચા સંભળાવ્યા પછી તૃપ્તિપ્રશ્ન કરી "श्राद्धं संपन्नं" એમ પૂછી " सुसंपन्नं " એવું પ્રતિવચન દીધા પછી, પાત્ર પરીસવાસમયે પિંડમાટે અન્ન કાઢી રાખ્યું ન હોય તો એ સમયે પિંડમાટે તથા વિકિરમાટે સઘળાં અન્નમાંથી અન્ન કાઢી રાખવું. " શેષ અન્નવડે શું કરવું ? એ રીતે કર્ત્તાએ બ્રાહ્મણને પૂછવું. પછી તે બ્રાહ્મણોએ ઇષ્ટ સંબંધિ સહિત ભોજન કરવું એવો ઉત્તર દઇ સઘળું અન્ન તે શ્રાદ્ધકર્ત્તાને દેવું, અથવા પોતે લેવું, એ પ્રમાણે યથારૂચિ કરવું." કાત્યાયનોએ તો, બ્રાહ્મણો તૃપ્ત થયા એમ જાણી, આગળ કેહેવાસે તે રીતે દેવસમીપે તથા પિતૃસમીપે વિકિર દઇ, બ્રાહ્મણોને પિતૃપૂર્વક એક વાર જળ દઈ ગાયત્રી તથા મધુમતી ઋચા એ મંત્ર સંભળાવી તૃપ્તિપ્રશ્ન તથા સંપત્તિપ્રશ્ન કરવાં. એ રીતે બીજી શાખાવાળાઓએ પણ ઉત્તરાપોશનથકી પ્રથમજ વિકિર દેવો. ઋગ્વેદીઓએ તો, પિંડદાન પછીજ વિકિર દેવો. હિરણ્યકેશીયોએ બ્રાહ્મણોને આચમન કરાવ્યા પછી વિકિર દેવો.

ततउच्छिष्टभाग्भ्योन्नंदीयतामित्युक्ताविप्राःपात्रस्थंभुक्तशेषंदैविकंदक्षिणेपैतृकंवामेबहिःकृत्यपितृपूर्वंदत्तमुत्तरापोशनममृतापिधानमसीतिकुर्युः पिंडदानंत्वाचांतेनाचांतेषुवाविप्रेषुकार्यं विप्राश्चमुखप्रक्षालनपूर्वकहस्तप्रक्षालनादिशरावादौकुर्युर्नकांस्यताम्रपात्रयोः शुद्धोदकेनाचम्यकवानइतितृचंजपेयुः ॥

પછી " उच्छिष्टभाग्भ्योन्नं दीयतां " એ રીતે બ્રાહ્મણોને કહ્યા પછી બ્રાહ્મણોએ ભોજન કરી શેષ રહેલું પાત્રમાંનું અન્ન, દેવના બ્રાહ્મણોએ પાત્રના દક્ષિણ ભાગમાં તથા પિતૃના બ્રાહ્મણોએ પાત્રના વામ ભાગમાં બાહેર રાખી પિતૃપૂર્વક દીધેલું આપોશન " अमृतापिधानमसि " એ મંત્રવડે લેવું. પિંડદાન કરવું તે તો, બ્રાહ્મણોએ આચમન કીધા પછી અથવા આચમન કીવાથકી પ્રથમ કરવું. બ્રાહ્મણોએ મુખપ્રક્ષાલન-

પૂર્વક હસ્તપ્રક્ષાલનાદિક કરવું તે શરાવ ( માટીનાં પાત્ર ) ઇત્યાદિક પાત્રવિષે કરવું, કાંસાનાં પાત્ર અથવા ત્રાંબાનાં પાત્રમાં કરવું નહી. શુદ્ધ જળવડે આચમન કરી "**कयान०**" એ ત્રણ ઋચાનો જપ કરવો.

---

**अथपिंडदानं तच्चार्चनोत्तरमग्नौकरणोत्तरंभोजनोत्तरंविकिरोत्तरंस्वधावाचनोत्तरंविप्रविसर्जनोत्तरमितिषट्पक्षाःस्मृत्युक्ताः तेषांशाखाभेदेनव्यवस्थेतिसिंधुः तत्राश्वलायनानांभुक्तवत्स्वनाचांतेष्वाचांतेषुवाविप्रेषुपिंडदानंततोविकिरः आपस्तंबहिरण्यकेशीयादीनांविप्रविसर्जनांतेपिंडदानं कातीयानांविकिरोत्तरमाचांतेष्वनाचांतेषुवा तत्राग्निहोमेग्निसमीपेपाणिहोमेविप्रसमीपेबव्हृचानांपिंडदानं अन्येषांप्रायोविप्रसमीपएव तत्रद्विजोच्छिष्टादुत्तरतोव्याममात्रेरत्निमात्रेवापिंडदानंसंकल्प्य बव्हृचानामेककरेणान्येषांकराभ्यांधृतेन स्फ्येनखादिरकाष्ठेनदर्भमूलेनवापहताअसुराइतिमंत्रंप्रतिलेखंपठन्आग्नेय्यग्रंप्रत्यगपवर्गंपार्वणसंख्ययारेखामेकांद्वित्र्यादिकांवोल्लिख्यप्रत्येकमभ्युक्षेत् पिंडसंकल्पेरेखाकरणेचसव्यापसव्ययोर्विकल्पः अत्रकातीयैर्येरूपाणीतिमंत्रेणाग्नौकरणाग्नेरुल्मुकंरेखादक्षिणतोनिधेयं रेखासुसकृदाच्छिन्नंबर्हिर्दक्षिणाग्रमास्तीर्य शुंधंतांपितरःशुंधंतांपितामहाइत्यादिमंत्रैस्तिलोदकंबर्हिष्यासिंचेत् अत्रकातीयानांपितरमुकनामगोत्रावनेनिक्ष्वेत्यादिमंत्राः अन्येषांमार्जयंतांपितरःसोम्यासइत्यादयोमंत्राः ॥**

## હવે પિંડદાન કેહેછે.

પિંડદાન કરવું તે બ્રાહ્મણની પૂજા કીધા પછી, અગ્નૌકરણ પછી, ભોજન થયા પછી, વિકિર દીધા પછી, સ્વધાવાચન થયા પછી, અથવા બ્રાહ્મણનું વિસર્જન કીધા પછી કરવું, એ રીતે છ પક્ષ સ્મૃતિમાં કહ્યાછે તેમની વ્યવસ્થા શાખાપરત્વે જાણવી એમ નિર્ણયસિંધુમાં કહ્યુંછે. તેમાં આશ્વલાયનોએ, બ્રાહ્મણો જમ્યા છતાં, આચમનથકી પ્રથમ અથવા આચમન કીધા પછી પિંડદાન કરી વિકિર દેવો. આપસ્તંબ હિરણ્યકેશીય ઇત્યાદિકોએ બ્રાહ્મણનું વિસર્જન કીધા પછી પિંડદાન કરવું. કાત્યાયનોએ વિકિર દીધા પછી આચમન કરી અથવા આચમનથકી પ્રથમ પિંડદાન કરવું. તેમાં ઋગ્વેદીઓએ અગ્નિવિષે અગ્નૌકરણ કીધું હોય અને અગ્નિની સમીપે પાણિહોમ હોય તો બ્રાહ્મણની સમીપે પિંડદાન કરવું. બીજી શાખાવાળાઓએ ઘણુ કરી બ્રાહ્મણની સમીપેજ કરવું. તેમાં બ્રાહ્મણનાં ઉચ્છિષ્ટથકી ઉત્તર મેરચાર હાથ છેટે અથવા અરત્નિ ( કનિષ્ઠિકા આંગળીવિના બાંધેલી મૂઠીવાળા હાથ ) પ્રમાણે છેટે પિંડદાનનો સંકલ્પ કરી ઋગ્વેદીઓએ એક હાથે અને બીજી શાખાવાળાઓએ બે હાથે ધારણ કરેલી ખેરનાં કાષ્ઠની '**स्फ्य**' તલવારિવતી અથવા દર્ભનાં મૂલેકરી "**अपहताअसुरा०**" એ મંત્ર એક એક રેખાપ્રત્યે પાઠ કરતાં અગ્નિમાં અગ્ર તથા પશ્ચિમવિષે સમાપ્તિ થાય એવી, જેટલાં પાર્વણ હોય તેટલી એક બે અથવા ત્રણ ઇત્યાદિક રેખા કાઢી એક એક રેખા ઉપરે જળ છાંટવું. પિંડનો સંકલ્પ તથા રેખા કરવી એવિષે સવ્ય તથા અપસવ્યનો વિકલ્પ છે. એ ઠેકાણે કાત્યાયનોએ "**ये रूपाणि०**" એ મંત્રવડે અગ્નૌકરણના અગ્નિનું ઉલ્મુક (અધ-

બળેલું કાષ્ઠ ) રેખાની દક્ષિણ મેર રાખવું. રેખા ઉપરે એક વાર કાપેલા બાર્હિ (દર્ભમુષ્ટિ ) દક્ષિણ દિશામાં અગ્ર થાય એ રીતે પાથરી "**शुंधंतां पितरः शुंधंतां पितामहाः**" ઇત્યાદિક મંત્રવડે તિલોદક તે બર્હિ ઉપરે છાંટવું. એ ઠેકાણે કાત્યાયનોને "**पितरमुकनामगोत्रावनेनिक्ष्व०**" ઇત્યાદિક મંત્ર છે. બીજી શાખાવાળાઓને "**मार्जयंतांपितरः सोम्याम०**" ઇત્યાદિક મંત્ર છે.

---

**अग्नौकरणशेषयुतसर्वान्नेनमधुसर्पिस्तिलमिश्रेणपिंडान्पत्न्याकारयित्वारेखायांपराचीनपाणिनापितृतीर्थेनपित्रादिभ्योदद्यात् एतत्तेऽस्मत्पितर्यथानामगोत्ररूपयेचत्वामत्रानुपित्रेअमुकनामगोत्ररूपायायंपिंडःस्वधानमस्तेभ्यश्चगयायांश्रीरुद्रपदेदत्तमस्त्वित्यादिमंत्रैरूहेन अत्रकेषांचित्पिंडपात्रावनेजनंपात्रन्युब्जीकरणंच केचित्पिंडेषुमाषान्नंवर्जयंति ततोलेपभाकृत्प्तयेहस्तलेपंपिंडदर्भमूलेषुनिमृज्यात्रपितरोमादयध्वंयथाभागमावृषायध्वमितिपिंडान्सकृदनुमंत्र्यसव्यपार्श्वेनोदङ्ङावृत्ययथाशक्तिप्राणान्नियम्यपर्यावृत्यामीमदंतपितरइतितथैवानुमंत्र्यसव्येनपिंडशेषमाघ्रायाचम्यान्यपवित्रेधृत्वापसव्येनशुंधंतामित्यादियथासूत्रंजलनिनयनंपूर्ववत्कुर्यात् अत्रभुक्तशेषान्नाभावेद्रव्यांतरेणपिंडदानंकार्यं कपित्थबिल्वकुक्कुटांडामलकबदराणांमध्येशक्तितोन्यतमप्रमाणाःपिंडाः केचित्पार्वणपिंडत्रयेयथोत्तरंप्रमाणाधिक्यमाहुः तथाहस्तलेपाभावेपिदर्भेषुहस्तंनिमृज्यादेवेतिमेधातिथिः एकोद्दिष्टश्राद्धेषुदर्भलेपोनेतिसुमंतुः अत्रनीवींविस्त्रस्याभ्यंजनादीतिकेचित् पिंडपूजनांतेउपस्थानात्प्राक्नीवीविस्त्रंसइतिसागरे ॥**

અગ્નૌકરણનાં શેષ સહિત સઘળાં અન્નમાં મધ, ઘી , અને તિલ મિશ્રિત કરી તે અન્નના પિંડ સ્ત્રીને હાથે કરાવી તે રેખા ઉપરે પરાચીન ( નમતા ) હાથવડે પિતૃતીર્થેકરી પિતા ઇત્યાદિકને દેવા. તેના મંત્ર "**एतत्तेऽस्मत्पितर्यथानामगोत्ररूपयेचत्वामत्रानुपित्रेअमुकनामगोत्ररूपायायंपिंडःस्वधानमस्तेभ्यश्चगयायांश्रीरुद्रपदेदत्तमस्तु**" ઇત્યાદિક મંત્રવડે ઊહ કરી દેવા. એ પિંડદાનવિષે કેટલાએકોને પિંડનું પાત્ર ધોવું તથા પાત્ર ઉંધું કરવું કહ્યુંછે. કેટલાએક શિષ્ટ પિંડવિષે માષાન્ન વર્જ્ય કરેછે. ત્યાર પછી લેપભાગ લેવાવાળાઓની તૃપ્તિમાટે હાથમાં લાગી રહેલું અન્ન પિંડના દર્ભના મૂલમાં સાફ કરી "**अत्र पितरो मादयध्वं यथाभागमावृषायध्वं**" એ મંત્ર કહી એક વાર પિંડનું અનુમંત્રણ કરી જમણે પડખેથી ઉત્તરમેર વળી યથાશક્તિ પ્રાણનો રોધ કરી પાછું ફરી "**अमीमदंतपितर०**" એ મંત્રવડે તેમજ અનુમંત્રણ કરી સવ્યેકરી પિંડશેષ સૂંઘવું, પછી આચમન કરી બીજાં પવિત્ર ધારણ કરી અપસવ્યવડે "**शुंधंतां०**" ઇત્યાદિક જેવું સૂત્ર હોય તેને અનુસારે જળસિંચન પ્રથમ પ્રમાણે કરવું. એ પિંડદાનવિષે, બ્રાહ્મણ ભોજન કરતાં શેષ અન્ન રહ્યું ન હોય તો બીજાં દ્રવ્યવડે પિંડદાન કરવું. કોઠ, બીલીફળ, કુકડાનાં ઇડાં, આમલાં, તથા બોરાં એમાંથી જેવી શક્તિ હોય તેને અનુસારે કોઈ એક પ્રમાણના પિંડ કરવા. કોઇ ગ્રંથકાર, પાર્વણના ત્રણ પિંડમાં પ્હેલા કરતાં બીજો મ્હોટો એમ એક બીજાથી અધિક પ્રમાણ કહેછે. તેમ હાથમાં અન્ન લાગેલું ન હોય તો પણ દર્ભ ઉપરે

હાથ સાફ કરવાજ એમ મેધાતિથિ કેહેછે. એકોદ્દિષ્ટશ્રાદ્ધવિષે હસ્તલેપ દેવો નહી એમ સુમંતુ કેહેછે. ઇહાં નીવીનું વિસર્જન કરી અભ્યંજનાદિક કરવું, એમ કોઈ ગ્રંથકાર કેહેછે, પિંડની પૂજા કીધા પછી અને ઉપસ્થાનથી પ્રથમ નીવીનું વિસર્જન કરવું, એ રીતે **શ્રાદ્ધસાગર** ગ્રંથમાં છે.

---

**अथास्मत्पितरमुकनामगोत्ररूपाभ्यंक्ष्वेतियथालिंगमंत्रावृत्त्या पिंडेषुतैलंघृतंवाभ्यंजनंदर्भैर्दत्वातथैवांक्ष्वेतिकज्जलंदद्यात् आपस्तंबानामादावंजनंततोभ्यंजनं एतद्वःपितरोवासइतिमंत्रंप्रतिपिंडंपठन्वासोवादशांवात्रिगुणसूत्रंवाप्रतिपिंडेदद्यादितिहेमाद्रिः सकृन्मंत्रंपठन्सकृदेवदद्यादित्यन्ये कातीयैस्तुमंत्रेणप्रतिपिंडंनामगोत्राद्युच्चार्यत्रिगुणंसूत्रंदेयं ततः कशिपूपबर्हणेनिवेद्यास्मत्पितृभ्यइति चतुर्थ्याक्षतगंधपुष्पधूपदीपसर्वप्रकारकनैवेद्यतांबूलदक्षिणादिभिःपिंडेपूजांसव्येनापसव्येनवाकुर्यात् यत्किंचित्पच्यतेभक्ष्यंभोज्यमन्नमगर्हितं अनिवेद्यनभोक्तव्यंपिंडमूलेकथंचन ततोनमोवःपितरइषइत्यादिमंत्रैःपिंडानुपस्थायोत्तानहस्तेनपरेतनइतिमंत्रेणसकृदुक्तेनयुगपत्प्रवाहयेत् ॥**

પછી " **अस्मत्पितरमुकनामगोत्ररूपाभ्यंक्ष्व** " એ પ્રમાણે જેવું લિંગ હોય તેને અનુસારે મંત્રની આવૃત્તિ કરી પિંડ ઉપરે તેલ અથવા ઘીનું અભ્યંજન દર્ભવડે દઈ, તેમજ " **अंक्ष्व** " એમ કહી કાજળ દેવું, આપસ્તંબોએ પ્રથમ અંજન પછી અભ્યંજન દેવું. " **एतद्वः पितरोवासो०** " એ મંત્ર એક એક પિંડપાસે પાઠ કરતાં વસ્ત્ર, અથવા વસ્ત્રની દોરી કિંવા ત્રેવડું કરેલું સૂત્ર એક એક પિંડને દેવું, એ રીતે હેમાદ્રિમાં કહેલું છે. એક વાર મંત્ર ભણી એક વારજ દેવું, એમ બીજા ગ્રંથકાર કેહેછે. કાત્યાયનોએ તો, મંત્ર ભણી પ્રત્યેક પિંડપાસે નામ ગોત્રાદિકનો ઉચ્ચાર કરી ત્રિગુણ સૂત્ર દેવું. પછી ગાદી ઓશીકું એ પદાર્થ નિવેદન કરી "**अस्मत्पितृभ्यः**' એ રીતે ચતુર્થી વિભક્તિવડે અક્ષત, ગંધ, પુષ્પ, ધૂપ, દીપ, સઘળા પ્રકારનું નૈવેદ્ય, તાંબૂલ અને દક્ષિણા ઇત્યાદિક ઉપચારવડે પિંડની પૂજા સવ્યે અથવા અપસવ્યે કરવી. " ભક્ષ્ય, ભોજ્ય એવું જે કાંઈ શુદ્ધ અન્ન સિદ્ધ કીધું હોય તે પિંડની સમીપે નિવેદન કીધા વિના ક્યારે પણ ભક્ષણ કરવું નહી. " પછી " **नमोवः पितरइषे०** " ઇત્યાદિક મંત્રવડે પિંડનું ઉપસ્થાન ( પ્રાર્થના ) કરી સવળે હાથે "**परेतन०**". એ મંત્ર એક વાર કહી એકસાથેજ પિંડો કાંઇએક ચલાવવા.

---

**ततोदक्षिणाग्निहोमपक्षेऽग्नेतमद्याश्वमित्यग्निसमीपमागत्य यदंतरिक्षमितिमंत्रेणगार्हपत्योपस्थानं औपासनेहोमपक्षेगार्हपत्यपदरहिततन्मंत्रेणोपस्थानं इदंबह्वृचानामेव पाणिहोमेतुतेषामपिनास्त्येव वीरंमेदत्तपितरइतिमंत्रेणमध्यममेकंपिंडंपिंडद्वयंवान्वष्टक्यादौ मध्यपिंडत्रयमादायपत्न्यैदद्यात् पत्नीआधत्तपितरइतिमंत्रेणसकृत्पठितेनैवपिंडमेकमनेकंवाप्राशयेत् आपस्तंबस्त्वपांत्वौषधीनांरसंप्राशयामिभूतकृतंगर्भंधत्स्वेतिमध्यपिंडंपत्न्यैप्रयच्छाति प्राशनमंत्रःसएव यथेहपुरुषोऽसदितिपाठमात्रंभिद्यते इत्थमेवकातीयानां इदं भार्यायाःपिंडप्राशनंप्रजाकामत्वएव केचिन्नित्यमाहुः भार्यानेकत्वेपिंडंविभज्यप्रतिपत्नीमं**

त्रेणप्राशयेत् पार्वणद्वयेपिंडद्वयंद्वाभ्यांदेयंपत्नीबहुत्वेगुणतोवयसाचयोग्यायैपिंडोदेयः बव्हीयोग्यत्वेएकस्मिन्दर्शेएकस्यैअन्यस्मिन्नपरस्यैइति पत्नीरुग्णान्यदेशस्थागुर्विणीसूतिकापिवा तदातंजीर्णवृषभश्छागोवाभोक्तुमर्हति इतरौजलेक्षिपेत् पुत्रादिकामनाभावेक्षिपेदग्नौजलेपिवा पिंडांस्तुगोजविप्रेभ्योवायसेभ्यःप्रदापयेत् तीर्थेश्राद्धेसदापिंडान्क्षिपेत्तीर्थेसमाहितः ॥

પછી ''દક્ષિણાગ્નિવિષે હોમ' (અગ્નૌકરણ) એવો પક્ષ હોય તો, ''**अग्नेतमद्याश्वं०**'' એમ મંત્ર ભણી અગ્નિની સમીપે આવી ''**यदंतरिक्षं०**'' એ મંત્રવડે ગાર્હપત્યાગ્નિનું ઉપસ્થાન કરવું. 'ગૃહ્યાગ્નિવિષે હોમ' એવો પક્ષ હોય તો 'ગાર્હપત્ય' એ પદે રહિત તે મંત્ર ભણી ઉપસ્થાન કરવું, પણ એ ઉપસ્થાન ઋગ્વેદીઓએજ કરવાનું છે. પાણિહોમ હોય તો ઋગ્વેદિઓને પણ ઉપસ્થાન નથીજ. ''**वीरं मे दत्त पितरः**'' એ મંત્રવડે એક વચલો પિંડ અથવા બે, અન્વષ્ટકય ઇત્યાદિ શ્રાદ્ધવિષે વચલા ત્રણ પિંડ લઈ સ્ત્રીને દેવા. પછી સ્ત્રીએ ''**आधत्त पितरः**'' એ મંત્ર એક વારજ ભણી એક અથવા સઘળા પિંડ ભક્ષણ કરવા. આપસ્તંબ તો ''**अपांत्वौषधीनां रसं प्राशयामि भूतकृतं गर्भं धत्स्व**'' એ મંત્ર ભણી મધ્યમ પિંડ સ્ત્રીને આપેછે. ખાવાવિષે મંત્ર તેજ છે, પરંતુ ''**यथेहपुरुषोऽसत्**'' એ પ્રમાણે પાઠ માત્ર જુદો થાયછે. એ પ્રમાણેજ કાત્યાયન શાખાવાળાઓનો નિર્ણય જાણવો. આ સ્ત્રિને પિંડ ખવરાવવાનું જે કહ્યું તે સંતતીની ઇચ્છા હોય તોજ જાણવું, કોઇ ગ્રંથકાર નિત્ય છે એમ કેહેછે. ઘણી સ્ત્રિઓ હોય તો પિંડનો વિભાગ કરી એક એક સ્ત્રીને મંત્રે કરી પ્રાશન કરાવવું. બે પાર્વણ હોય તો બે પિંડ બે સ્ત્રીઓને દેવા. ઘણી સ્ત્રીઓ હોય તો ગુણ અને અવસ્થાથી જે યોગ્ય હોય તેને દેવો. ઘણી સ્ત્રીઓ યોગ્ય હોય તો એક દર્શને દિવસે એકને બીજી દર્શને દિવસે બીજીને એ પ્રમાણે દેવા. સ્ત્રી અરોગી હોય, દેશાંતરમાં હોય, ગર્ભિણી અથવા પ્રસવવાળી હોય તો વૃદ્ધ બલદ અથવા બકરાને તે પિંડ ખવરાવવા. બીજા બે પિંડ જળમાં નાખવા. ''પુત્રાદિકની ઇચ્છા ન હોય તો પિંડ અગ્નિ અથવા જળમાં નાખવા, કિંવા ગાય, બકરા, બ્રાહ્મણ અથવા કાગડાને દેવા. તીર્થવિષે શ્રાદ્ધ કરી તે પિંડ સર્વકાળ તીર્થવિષેજ નાખવા.

अथपिंडोपघाते श्वसृगालखरैःस्पृष्टःपिंडोभिन्नःप्रमादतः मार्जारमूषकैःस्पृष्टश्चांडालपतितादिभिः प्राजापत्यंचरेत्स्नात्वापुनःपिंडान्यथाविधि पाकांतरेणतेनपाकेनवापिंडदानमात्रंपुनःकार्यं नसर्वश्राद्धावृत्तिरितिसर्वसंमतं काकस्पर्शेतुनदोषः ॥

## હવે પિંડોપઘાત (પિંડ નષ્ટ થયા હોય તે) વિષે કેહેછે.

'' કુતરૂં, શિયાલ, ગધેડું, માંજાર, ઉંદર, ચાંડાળ, અને પતિત ઇત્યાદિકોએ પિંડનો સ્પર્શ કીધો હોય અથવા પ્રમાદથી પિંડ ફુટી ગયો હોય તો સ્નાન કરી પ્રાજાપત્ય પ્રાયશ્ચિત્ત કરવું, તથા ફરી યથાવિધિ પિંડ દેવા. '' બીજા પાકવડે અથવા તે પાકવડે પિંડદાન માત્ર ફરી કરવું, સઘળાં શ્રાદ્ધની આવૃત્તિ કરવી નહી, એ સર્વ સંમત છે. કાગડાનો સ્પર્શ થયો હોય તો દોષ નથી.

अथपिंडनिषेधः विवाहव्रतचूडासुवर्षमर्धंतदर्धकं संस्कारेषुनथान्येषुवृद्धिमात्रेचमासकं पिंडदानंमृदास्नानंनकुर्यात्तिलतर्पणं श्राद्धांगतर्पणंनित्यतर्पणंचतिलैर्नकार्यमित्यर्थः महालयेगयायांपित्रोःप्रत्यब्देयस्यकस्यापिमृतस्यसपिंडीषोडशमासिकांतेषुप्रेतकृत्येषुकृतमंगलोपिपिंडान्दद्यात् केचित्भ्रात्रादिवार्षिकेप्याहुः पिंडयज्ञेचयज्ञेचसपिंड्यांदद्युरेवच तथाविकृतावन्वष्टकादौयत्रपुनःपिंडदानविधिःयत्रवापूर्वेद्युःश्राद्धादौपिंडपितृयज्ञविकृतित्वंतत्रापिनपिंडदाननिषेधइतिसिंधुः तेनाष्टकाश्राद्धेपिनानिषेधइतिभाति अयंचमंगलोत्तरंपिंडदानतिलतर्पणनिषेधस्त्रिपुरुषसपिंडानामितिभाति ॥

**હવે પિંડનો નિષેધ કેહેછે.**—"વિવાહ, ઉપનયન અને ચૌલ એ થયાં હોય તો ક્રમે કરી એક વર્ષ, છ માસ, ત્રણ માસ અને બીજા સંસ્કારોવિષે તથા કેવળ વૃદ્ધિશ્રાદ્ધવિષે એક માસ પર્યંત પિંડદાન, મૃત્તિકાવડે સ્નાન તથા તિલવડે તર્પણ કરવાં નહી." શ્રાદ્ધનું અંગભૂત તર્પણ તથા નિત્યતર્પણ એ તિલવડે કરવાં નહી એ અર્થ. જેણે મંગલ કાર્ય કીધું હોય તેણે પણ મહાલય, ગયાશ્રાદ્ધ, માતાપિતાનું પ્રતિસાંવત્સરિક અને જે કોઈ મરેલો તેનાં સપિંડીકરણ તથા સોળ માસિક પર્યંત પ્રેતકાર્યવિષે પિંડદાન કરવું. કોઈ ગ્રંથકાર, ભાઈ ઇત્યાદિકનાં વાર્ષિક શ્રાદ્ધવિષે પણ પિંડદાન કરવું એમ કેહેછે. "પિંડયજ્ઞ, યજ્ઞ અને સપિંડીશ્રાદ્ધ એમનેવિષે પિંડ દેવાજ." તેમજ વિકૃતિરૂપ અન્વષ્ટકા ઇત્યાદિકવિષે જ્યહાં ફરિ પિંડદાનનો વિધિ કહ્યોછે અથવા જ્યહાં પૂર્વેદ્યુઃશ્રાદ્ધાદિકવિષે પિંડપિતૃયજ્ઞને વિકૃતિપણું કહ્યુંછે ત્યહાં પણ પિંડદાનનો નિષેધ નથી એ રીતે નિર્ણયસિંધુમાં છે, તેથી અષ્ટકાશ્રાદ્ધવિષે પણ પિંડદાનનો નિષેધ નથી એમ ભાસેછે. આ જે મંગલ કાર્ય કીધા પછી પિંડદાન તથા તિલતર્પણનો નિષેધ કહ્યો તે ત્રિપુરૂષસપિંડવિષે છે એમ ભાસેછે.

---

अथपिंडोद्वासनांतेविकिरोदेयः उपवीतीदैविकद्विजसन्निधौसदर्भभुविअसोमपाश्चयेदेवाइतिमंत्रेणसजलयवमन्नंविकिरेत् प्राचीनावीतीपित्र्यद्विजसन्निधौसदर्भभुवियेअग्निदग्धायेअनग्निदग्धेतिऋचासतिलमन्नंविकीर्य अग्निदग्धाश्चयेजीवायेप्यदग्धाःकुलेमम भूमौदत्तेनतृप्यंतुतृप्तायांतुपरांगतिमितिकातीयसौत्रमंत्रेणसतिलजलेनाप्लावयेत् पिंडवद्विकिरोपिसर्वान्तस्यैव केचिदसोमपाइतिदैवेविकिरंदत्वाअसंस्कृतप्रमीतायेतिपौराणमंत्रेणपित्रेदत्वायेअग्निदग्धाइत्यृचापृथगुच्छिष्टपिंडंकुशोपरिदद्यादित्याहुः ॥

પછી પિંડનાં વિસર્જનને અંતે વિકિર દેવો. તે આ રીતે—ઉપવીતી થઇ દેવતાના બ્રાહ્મણની સમીપે ભૂમી ઉપરે દર્ભ પાથરી તે ભૂમી ઉપરે "असोमपाश्चये देवा०" એ મંત્રેકરી જળ તથા જવયુક્ત અન્ન મૂકવું. પ્રાચીનાવીતી થઈ પિતૃના બ્રાહ્મણની સમીપે ભૂમિ ઉપરે દર્ભ પાથરી તે પૃથ્વી ઉપરે "ये अग्निदग्धा ये अनग्निदग्धा०" એ મંત્રેકરી તિલસહિત અન્ન નાખી "अग्निदग्धाश्च ये जीवा, येप्यदग्धाः

१ जीवत्पितृकत्वगर्भिणीपतित्वमयुक्तःपिंडदाननिषेधःप्रतिप्रसवश्चप्रागेवोक्तः ॥

૧ જીવત્પિતૃકપણું તથા ગર્ભિણીપતિપણું એ કારણ હોવાથી પિંડદાનનો નિષેધ અને ફરી પિંડ આપવાની છુટી એ પ્રથમજ ( પત્ર ૨૬૩ માં ) કહ્યુંછે.

**कुले मम ॥ भूमौ दत्तेन तृप्यंतु, तृप्ता यांतु परां गतिं** " એ કાત્યાયનસૂત્રમાંના મંત્રવડે તિલયુક્ત જળેકરી તે અન્ન ભીજવવું. પિંડપ્રમાણે વિકિર પણ સર્વ અન્નનોજ દેવો. કોઈ ગ્રંથકાર, " **असोमपा०** " એ મંત્રવડે દેવ સમીપે વિકિર દઈ " **असंस्कृतप्रमीता ये०** " એ પુરાણના મંત્રવડે પિતૃસમીપે દઇ " **ये अग्निदग्धा०** " એ ઋચાવડે જુદો ઉચ્છિષ્ટ પિંડ દર્ભ ઉપરે દેવો, એમ કેહેછે.

---

**हस्तौप्रक्षाल्यद्विराचम्यान्यपवित्रेधृत्वाहरिंस्मरेत् विकिरंपृथगेवनिष्कास्यकाकेभ्यउत्सृजेदितिकाशिका देवद्विजहस्तेशिवाआपःसंत्वित्यादिभिरपोगंधपुष्पयवान्दत्वाभूमौतेषुत्यक्तेष्वन्येऽक्षताआशीरर्थंदेयाः एवंपित्र्यहस्तेष्वपसव्येनापोगंधपुष्पतिलदानादिकृत्वासव्येनामुकगोत्रशर्माहमभिवादयामि अस्मद्गोत्रंवर्धतामित्यादि केचिदत्रपित्र्यहस्तेगंधतिलादिदानंसव्येनाहुः कातीयास्तुहस्तेक्षतदानांतेअक्षय्योदकंदत्वाअघोराःपितरःसंत्वित्युक्त्वाभिवादनंदातारोनोभिवर्धतामित्यादिकमाहुः ॥**

પછી હાથ ધોઈ બે વાર આચમન કરી બીજાં પવિત્ર ધારણ કરી હરીનું સ્મરણ કરવું. વિકિરનું અન્ન જુદુંજ કાઢી કાગડાને દેવું એમ કાશિકા ગ્રંથમાં છે. દેવતરફના બ્રાહ્મણના હાથ ઉપરે " **शिवा आपःसंतु** " ઇત્યાદિ વાક્યવડે જળ, ગંધ, પુષ્પ અને જવ દઈ બ્રાહ્મણે તે સઘળું પૃથ્વી ઉપરે નાખી દીધા પછી આશીર્વાદ દેવામાટે બીજા અક્ષત દેવા. એ રીતે પિતૃના બ્રાહ્મણના હાથ ઉપરે અપસવ્યે જળ, ગંધ, પુષ્પ અને તિલ ઇત્યાદિક દઈ સવ્યેકરી " **अमुकगोत्रशर्माहमभिवादयामि ॥ अस्मद्गोत्रं वर्धतां** " ઇત્યાદિક કેહેવું. કોઈ ગ્રંથકાર આ ઠેકાણે પિતૃબ્રાહ્મણના હાથ ઉપરે ગંધ, તિલ ઇત્યાદિક દેવાં તે સવ્યેકરી દેવાં, એમ કેહેછે. કાત્યાયન શાખાવાળાઓ તો, હાથ ઉપરે અક્ષત દીધા પછી અક્ષય્યોદક દઇ " **अघोराः पितरः संतु** " એમ કહી અભિવાદન ( અમુકગોત્રશર્માહમભિવાદયામિ એ રીતે ) કરી " **दातारो नोभिवर्धंतां** " ઇત્યાદિક કેહેવું, એમ કેહેછે.

---

**एवमाशिषोगृहीत्वाक्षतान्मूर्धनिधृत्वास्वयंशिष्यादिभिर्वाभोजनपात्राणिचालयित्वाचामेत् अनुपनीतोनारीचासजातिश्चनचालयेत् सव्येनदैवेपित्र्येचस्वस्तिवाचनं देवेभ्यःस्वस्तीतिब्रूतपितृभ्योमुकनामगोत्रादिभ्यःस्वस्तीतिब्रूतेति ततःसव्यापसव्याभ्यांतत्तदुच्चारपूर्वकमक्षय्योदकदानं ततोन्युब्जपात्रमुत्तानंकृत्वाततःपरंसर्वमुपवीत्येवकुर्यात् द्विजेभ्यःसकर्पूरतांबूलादिदत्वापितृपूर्वकंनामगोत्राद्युच्चार्यदक्षिणांदद्यात् अमुकशर्माहममुकनामगोत्रपित्रादिस्थानोपविष्टायविप्रायरजतदक्षिणांप्रतिपादयामीत्यादि दैवेसुवर्णंअशक्तावुभयत्रयज्ञोपवीतंदक्षिणा दक्षिणाःपांत्वित्युक्त्वास्वधांवाचयिष्येइतिपृष्ट्वावाच्यतामित्युक्तेपितृपितामहेत्याद्युच्चार्यस्वधोच्यतामित्युक्त्वास्तुस्वधेतितैरुक्तेपिंडसमीपेजलंनिषिच्यस्वधासंपद्यतामितिसंपत्तिंवाचयेत् कातीयेसूत्रेदातारोनोभिवर्धतामित्याशिषोर्थनंस्वधावाचनंन्युब्जपात्रमुत्तानीकरणंदक्षिणादानंचेतिक्रमः ॥**

એ પ્રમાણે આશીર્વાદ લઈ અક્ષત મસ્તક ઉપરે ધારણ કરી પોતે અથવા શિષ્યાદિકવડે ભોજનનાં પાત્ર દૂર કરી આચમન કરવાં. જનોઇ વિનાનો, સ્રી અને

પરજાતીવાળાઓએ ભોજનપાત્ર કાઢવાં નહી. ત્યાર પછી સવ્યેકરી દેવ તથા પિતૃસમીપે સ્વસ્તિવાચન કરાવવું. તે આ રીતે– "**देवेभ्यः स्वस्तीति ब्रूत**" ઇત્યાદિક. "**पितृभ्योऽमुकनामगोत्रादिभ्यः स्वस्तीति ब्रूत**" ત્યાર પછી સવ્ય તથા અપસવ્યવડે, તે તે ઉચ્ચાર પ્રથમ કરી, અક્ષય્યોદક દેવું. ત્યાર પછી ઉંધું રાખેલું પાત્ર સવળું કરી તે પછીનું સઘળું કર્મ સવ્યેકરીનેજ કરવું. બ્રાહ્મણોને કપૂર સહિત તાંબૂલ ઇત્યાદિ અર્પણ કરી પિતૃપૂર્વક નામ, ગોત્ર ઇત્યાદિકનો ઉચ્ચાર કરી દક્ષિણા દેવી. દક્ષિણા દેવાનું વાક્ય—"**अमुकशर्माहममुकनामगोत्रपित्रादिस्थानोपविष्टाय विप्राय रजतदक्षिणां प्रतिपादयामि**" ઇત્યાદિ જાણવું. દેવસમીપે સુવર્ણદક્ષિણા દેવી. શક્તિ ન હોય તો બન્ને ઠેકાણે યજ્ઞોપવીત દક્ષિણા ઠેકાણે દેવું. "**दक्षिणाःपांतु**" એમ કહી "**स्वधांवाचयिष्ये**" એવું પ્રશ્ન કરી "**वाच्यतां**" એવો પ્રત્યુત્તર મળ્યા પછી "**पितृपितामह०**" ઇત્યાદિક ઉચ્ચાર કરી "**स्वधोच्यतां**" એમ કહી "**अस्तुस्वधा**" એ રીતે બ્રાહ્મણોએ પ્રતિવચન દીધા પછી પિંડની સમીપે જળ છાંટી "**स्वधासंपद्यंतां**" એવું સંપત્તિનું કેહેવાવાળું વાક્ય બ્રાહ્મણોપાસે બોલાવવું. કાત્યાયનસૂત્રમાં "**दातारोनोभिवर्धंतां**" એ વાક્યવડે આશીર્વાદ માગવો, પછી સ્વધાવાચન, પછી ઉલટાં પાત્રને સવળું કરવું અને દક્ષિણા દેવી એ પ્રમાણે ક્રમ કહ્યોછે.

---

**ततोदेवादिप्रीतिंवाचयित्वापिंडस्थानेक्षतादिक्षिप्त्वा सव्येनैववाजेवाजेइतिमंत्रेणोत्तिष्ठंतुपितरोविश्वेदेवैःसहेतियुगपद्दर्भेणपितृपूर्वंविप्रान्स्पृशन्विसृजेत् आमावाजस्येतिप्रदक्षिणीकृत्य ततोदातारोनोभिवर्धंतामित्यादिवरयाचनं येषांविसर्जनांतेपिंडदानंतेषामाचांतेषुसौमनस्यदक्षिणादिकाक्षय्यस्वधावाचनांतेदातारोनोभिवर्धंतामित्यादि ततःपिंडदानादीतिक्रमः हिरण्यकेशीयानांपिंडदानादिप्रयोगोविस्तृतत्वान्नोक्तः विप्रैर्वरेदत्तेस्वादुषंस० ब्राह्मणासःपितरः० इतिमंत्रौपठेत् विप्राःइहैवस्तं० आयुःप्रजामितिवदेयुः आशीर्भिर्नंदितोविप्रान्पादाभ्यंगादिनासंतोष्यनत्वाद्यमेसफलंजन्म० मंत्रहीनं० यस्यस्मृत्येत्यादिविष्णुस्मरणपूर्वककर्मार्पयित्वाविप्रान्क्षमापयेत् अष्टौपदान्यनुव्रज्यदक्षिणीकृत्यचागतःदीपंहस्तेननिर्वाप्यपवित्रत्यागपूर्वकं पादशुद्धिर्द्विराचामेदुच्छिष्टोद्वासनंततः बव्हृचोवैश्वदेवंतुयथाविधिचरेत्ततः ततस्तुवैश्वदेवांतेसभृत्यसुतबांधवः भुंजीतातिथिसंयुक्तःसर्वंपितृनिषेवितं श्राद्धशेषान्नंशिष्यायज्ञातिभ्यश्चदेयं नशूद्राय द्विजभुक्तावशिष्टंतुशुचिभूमौनिखानयेत् ॥**

ત્યાર પછી દેવાદિકોની પ્રીતિ કેહેવરાવી પિંડને ઠેકાણે અક્ષત ઇત્યાદિ છાંટી સવ્યેકરીનેજ "**वाजेवाजे०**" એ મંત્રવડે "**उत्तिष्ठंतु पितरो विश्वेदेवैः सह,**" એવું વાક્ય કહી એક સમયે દર્ભેકરી પ્રથમ પિતૃના અને પછી દેવના બ્રાહ્મણને સ્પર્શ કરતાં વિસર્જન કરવું. પછી "**आमावाजस्य०**" એ મંત્ર ભણી બ્રાહ્મણને પ્રદક્ષિણા કરવી. ત્યાર પછી "**दातारोनोभिवर्धंतां**" ઇત્યાદિ મંત્ર ભણી વરદાનની પ્રાર્થના કરવી. જેમને વિસર્જન પછી પિંડદાન કરવાનું કહ્યુંછે તેમનો, બ્રાહ્મણોએ આચમન કીધા પછી સૌમનસ્ય, દક્ષિણાદિક, અક્ષય્ય, અને સ્વધાવાચન ઇહાં પર્યંત કર્મ

કીધા પછી “ दातारोनोभिवर्धतां ” ઇત્યાદિ, તે પછી પિંડદાનાદિક, એ પ્રમાણે ક્રમ જાણવો. હિરણ્યકેશીયોનો પિંડદાનાદિક પ્રયોગ વિસ્તારવાળો હોવાથી તે ઈહાં કહ્યો નથી. બ્રાહ્મણોએ વર દીધા પછી “ स्वादुषंस०, ब्राह्मणासःपितरः० ” એ બે મંત્ર ભણવા. પછી બ્રાહ્મણોએ “ इहैवस्तं०, आयुःप्रजां० ” એ મંત્ર ભણવા. આ-શીર્વાદ પામી પ્રસન્ન થઈ બ્રાહ્મણોના ચરણમાં અભ્યંગાદિક લગાડી તેમને સંતુષ્ટ કરી નમસ્કાર કરી “ अद्यमेसफलंजन्म०, मंत्रहीनं०, यस्यस्मृत्या० ” ઇત્યાદિક મંત્ર ભણી વિષ્ણુનું સ્મરણ કરી કર્મ ઈશ્વરને અર્પણ કરી બ્રાહ્મણોની પાસે ક્ષમા મા-ગવી. “ બ્રાહ્મણોની વાસે આઠ પગ જઈ તેમને પ્રદક્ષિણા કરી ફરી આવવું. પછી હાથમાંનાં પવિત્ર છોડી દીપકને હાથેવતિ બુઝાવી પગ ધોઈ બે વાર આચમન કરી પછી ઉચ્છિષ્ટ કાઢવું. ત્યાર પછી ઋગ્વેદીઓએ યથાવિધિ વૈશ્વદેવ કરવો, પછી વૈશ્વદેવની અંતે દાસ, પુત્ર, બાંધવ અને અતિથિસહિત, પિત્રોએ સેવેલું સઘળું અન્ન ભોજન કરવું. ” શ્રાદ્ધનું શેષ અન્ન શિષ્ય તથા જ્ઞાતિને દેવું, શૂદ્રને દેવું નહી. “બ્રા-હ્મણ ભોજન થતાં શેષ રહેલું અન્ન શુદ્ધ ભૂમિમાં ડાટવું. ”

**अत्रपर्वादौनिषिद्धंमाषाद्यपिभोक्तव्यंवैधत्वेननिषेधाप्रवृत्तेरितिकेचित् अनिषिद्धभोजनेनापिश्राद्धशेषभोजनविधिसिद्धिरित्यन्ये श्राद्धशेषभोजनाकरणेदोषः श्राद्धदिनेऽपवासनिषेधाच्छ्राद्धशेषाभावेपाकांतरेणभोजनं एकादश्यादाववघ्राणं यत्रतूपवासोनावश्यकस्तत्रैकभक्तं श्राद्धशेषंदिवैवभोक्तव्यंनरात्रौ तेननक्तव्रतेऽवघ्राणमेव श्राद्धावशिष्टभोक्तारस्तेवैनिरयगामिनः सगोत्राणांसकुल्यानांज्ञातीनांचनदोषकृत् ब्रह्मचारियतिविधवानांनित्यंनिषिद्धं ज्ञातिगोत्रसंबंधिभिन्नगृहेश्राद्धशेषभोजनेप्राजापत्यंप्रायश्चित्तं यतीनां वपनंलक्षप्रणवजपश्च गुरोर्योगिनोवाश्राद्धशेषंगृहिणोनदोषाय नशूद्रंभोजयेत्तस्मिन्गृहे यत्नेनतद्दिने श्राद्धशेषंनशूद्रेभ्यःप्रदद्यादखिलेष्वपि इतिश्रीमदनंतोपाध्यायसूनुकाशीनाथोपाध्यायविरचितेधर्मसिंधुसारेपार्वणश्राद्धप्रक्रिया ॥**

વિધિવડે જે પ્રાપ્ત થાય તેમાં નિષેધની પ્રવૃત્તિ નથી માટે પર્વને દિવસે નિષિદ્ધ એવું માષાન્નાદિક પણ આ શ્રાદ્ધદિવસે ભક્ષણ કરવું, એમ કોઈ ગ્રંથકાર કેહેછે. જેનો નિષેધ કીધો નથી તે વસ્તુનાં ભોજન થકી પણ, શ્રાદ્ધનું શેષ ભોજન કરવું એ વિધિની સિદ્ધિ થાયછે એમ બીજા ગ્રંથકાર કેહેછે. શ્રાદ્ધનું શેષ અન્ન ભોજન ન ક-રવાથી દોષ થાયછે. શ્રાદ્ધને દિવસે ઉપવાસનો નિષેધ છે માટે શ્રાદ્ધનું શેષ અન્ન ન હોય તો બીજો પાક કરી ભોજન કરવું. એકાદશી ઇત્યાદિ દિવસે સૂંગવું. જે દિવસે ઉપવાસનું અવશ્ય નથી તે દિવસે એકભક્ત કરવું. શ્રાદ્ધનું શેષ દિવસેજ ભક્ષણ કરવું, રાત્રિએ ભક્ષણ કરવું નહિ, એથી નક્ત વ્રત હોય તો સૂંગવુંજ. “જે શ્રાદ્ધનું શેષ-ભોજન કરેછે તે નરકમાં જાયછે, એક ગોત્ર અને એક કુળવાળા તથા જ્ઞાતીને ( શ્રાદ્ધશેષ ભોજનનો ) દોષ નથી. ” બ્રહ્મચારી, સંન્યાસી અને વિધવાને નિત્ય નિષેધ છે. જ્ઞાતિ, સગોત્ર અને સંબંધિ વિના બીજાને ઘરે શ્રાદ્ધશેષનું ભોજન કરે તો તેણે પ્રાજાપત્ય પ્રાયશ્ચિત્ત કરવું. સંન્યાસીએ મુંડન અને એક લાખ પ્રણવ ( ઓંકાર ) નો જપ કરવો. ગુરૂ અથવા યોગીનું શ્રાદ્ધશેષ ગૃહસ્થને દોષદાયક નથી.

"શ્રાદ્ધને દિવસે જે ઘરમાં શ્રાદ્ધ કીધું હોય તે ઘરમાં અવશ્ય શૂદ્રને ભોજન દેવું નહી. કોઈ પણ શ્રાદ્ધવિષે શૂદ્રને શ્રાદ્ધશેષ દેવું નહી. ઇતિ શ્રીમદનંતોપાધ્યાયસૂનુ કાશીનાથોપાધ્યાયવિરચિતે ધર્મસિંધુસારે પાર્વણશ્રાદ્ધપ્રક્રિયા સમાપ્તા ॥

---

**अथश्राद्धदिनेवैश्वदेवनिर्णयः तत्रतावच्छ्रौताग्निमतांबव्हृचानांश्राद्धात्पूर्वंपृथक्पाकेन वैश्वदेवः स्मार्ताग्निमतांनिरग्निकानांचबव्हृचानांश्राद्धांतएवश्राद्धशेषेणपृथक्पाकेनवा कातीयानांतुस्मार्तश्रौताग्निमतांश्राद्धीयपाकेनपूर्वमेव निरग्निकानामंतेश्राद्धशेषेणपृथक्पाकेनवा तैत्तिरीयाणांतुसाग्निकानांसर्वत्रादौवैश्वदेवः पंचमहायज्ञास्त्वंते अन्येषामादावंतेचेतिविकल्पः तैत्तिरीयाणामेववैश्वदेवात्पंचयज्ञाभिन्नाः सर्वशाखिनांवृद्धिश्राद्धेपाकनक्रियमाणेपूर्वमेववैश्वदेवः बव्हृचानामंतेवापूर्वंवा आमादिनावृद्धिश्राद्धेसर्वेषांपूर्वमंतेवेतिभाति • नित्यश्राद्धेपूर्वमेवएकादशाहाद्येकोद्दिष्टेषुसाग्निरनग्निश्चसर्वोपिश्राद्धशेषंद्विजाधीनंकृत्वापाकांतरेणैववैश्वदेवादिकुर्यात् ॥**

## હવે શ્રાદ્ધદિવસે વૈશ્વદેવનો નિર્ણય કેહેછે.

તેમાં શ્રૌતાગ્નિયુક્ત ઋગ્વેદીઓએ જુદો પાક કરી શ્રાદ્ધથકી પ્રથમ વૈશ્વદેવ કરવો. સ્માર્ત્તાગ્નિયુક્ત તથા નિરગ્નિક એવા ઋગ્વેદીઓએ શ્રાદ્ધની અંતે શ્રાદ્ધશેષ અન્નવડે અથવા જુદો પાક કરી વૈશ્વદેવ કરવો. સ્માર્ત્તાગ્નિ અથવા શ્રૌતાગ્નિયુક્ત કાત્યાયનોએ શ્રાદ્ધના પાકવડે શ્રાદ્ધથકી પ્રથમજ કરવો. નિરગ્નિક કાત્યાયનોએ શ્રાદ્ધની અંતે શ્રાદ્ધશેષવડે અથવા જુદા પાકથકી કરવો. સાગ્નિક એવા તૈત્તિરીયશાખાવાળાઓએ તો સર્વત્ર શ્રાદ્ધથકી પ્રથમ વૈશ્વદેવ કરવો. પંચમહાયજ્ઞ તો, શ્રાદ્ધની અંતે કરવા. બીજી શાખાવાળાઓએ શ્રાદ્ધથકી પ્રથમ અથવા પછી કરવા એવો વિકલ્પ છે. તૈત્તિરીયશાખાવાળાઓના માત્ર પંચમહાયજ્ઞ વૈશ્વદેવથકી ભિન્ન છે. વૃદ્ધિશ્રાદ્ધ પાકવતી કરવાનું હોય તો સઘળી શાખાવાળાઓએ પ્રથમજ વૈશ્વદેવ કરવો. ઋગ્વેદીઓએ અંતે અથવા પ્રથમ કરવો. આમાન્ન ઇત્યાદિકવડે વૃદ્ધિશ્રાદ્ધ કરવાનું હોય તો સઘળાઓએ પ્રથમ અથવા અંતે કરવો એમ ભાસેછે. નિત્યશ્રાદ્ધવિષે પ્રથમજ કરવો. એકાદશાહાદિક એકોદિષ્ટશ્રાદ્ધવિષે સાગ્નિક, નિરગ્નિક એવા સઘળાઓએ પણ શ્રાદ્ધનું શેષ બ્રાહ્મણને સ્વાધીન કરી બીજે પાકકરી વૈશ્વદેવ કરવો.

---

**अथनित्यश्राद्धं वार्षिकादिश्राद्धदिनेश्राद्धात्पश्चात्तेनैवपाकेनपाकांतरेणवानित्यश्राद्धंकार्यं नित्यश्राद्धीयसर्वदेवतानांप्रथमश्राद्धेप्रवेशेप्रसंगसिद्धिरेव तथाचदर्शादिषुमहालयान्वष्टकादिषुनित्यश्राद्धलोपएव एतच्चदेवहीनंदर्शवत्षट्दैवतंद्वावेकंवाविप्रंनिमंत्र्यदेशकालान्ननियमहीनंपुनर्भोजनब्रह्मचर्यादिकर्तृभोक्तृनियमरहितं यादृशतादृशेनैवानिषिद्धान्नेनदिवैवरात्रौप्रहरपर्यंतंवाकार्यं स्वस्याशक्तौपुत्रादिना सूतकेदर्शादिवल्लोपः वृद्धत्युत्तरंमंडपोत्थानावधिसपिंडैर्नकार्यं नित्यवैश्वदेवांतर्गतपितृयज्ञोत्तरंमनुष्ययज्ञात्प्रागेवभाति तत्र दर्शवत्षट्पितृन्देवहीनानुच्चार्यनित्यश्राद्धंकरिष्ये इतिशिष्यादिश्चेद्यजमानस्यपितृपितामहेत्याद्युच्चार्यसंकल्पयेत् पितृणामिदमासनमित्यासनं नित्यश्राद्धेक्षणःक्रियतामितिक्षणः**

**पूर्वोच्चारिताःपितरःअयंवोगंधइत्येवंगंधादिभिर्विप्रमभ्यर्च्य वर्तुलेचतुरस्रेवामंडलेपात्रेन्नंपरिविष्यपृथ्वीतेपात्रमित्यादिब्रह्मार्पणांतंदर्शवत् भोजनांतेदक्षिणांदत्वानवादत्वानमस्कारेणविसर्जयेत् ॥**

## હવે નિત્યશ્રાદ્ધ કેહેછે.

વાર્ષિકાદિક શ્રાદ્ધને દિવસે શ્રાદ્ધ પછી તેજ પાકવડે અથવા બીજા પાકવડે નિત્યશ્રાદ્ધ કરવું. નિત્યશ્રાદ્ધના સઘળા દેવતાઓનો પ્રથમનાં શ્રાદ્ધમાં પ્રવેશ થયો હોય તો પ્રસંગસિદ્ધિ છેજ, એટલે દર્શાદિક, મહાલય, અન્વષ્ટકા ઇત્યાદિક શ્રાદ્ધનેવિષે નિત્યશ્રાદ્ધનો લોપજ કરવો. એ નિત્યશ્રાદ્ધ દેવહીન તથા દર્શ પ્રમાણે છ દેવતાએ યુક્ત; બે અથવા એક બ્રાહ્મણને નિમંત્રણ કરી; દેશ, કાળ, અન્નના નિયમે રહિત છતાં પુનર્ભોજન, બ્રહ્મચર્ય ઇત્યાદિક જે કર્ત્તા તથા ભોક્તાના નિયમ તેણે રહિત એવું; જેવાં તેવાં અનિષિદ્ધ અન્નવડે; દિવસેજ અથવા રાત્રિએ એક પ્રહરલગિ કરવું. પોતાને સામર્થ્ય ન હોય તો પુત્રાદિકપાસે કરાવવું. સૂતક ( જનનાશૌચ તથા મૃતાશૌચ ) હોય તો દર્શ પ્રમાણે લોપ કરવો. વૃદ્ધિશ્રાદ્ધ પછી તે મંડપનાં વિસર્જન પર્યંત સપિંડોએ કરવું નહી. નિત્યવૈશ્વદેવમાંનો પિતૃયજ્ઞ થયા પછી અને મનુષ્યયજ્ઞ થયાથકી પ્રથમજ કરવું એમ ભાસેછે. તે નિત્યશ્રાદ્ધવિષે દર્શ પ્રમાણે દેવતા વિના છ પિતૃનો ઉચ્ચાર કરી " **नित्यश्राद्धं करिष्ये** " એવો સંકલ્પ કરવો. શિષ્યાદિક કર્ત્તા હોય તો, " **यजमानस्य पितृपितामह०** " ઇત્યાદિક ઉચ્ચાર કરી સંકલ્પ કરવો. " **पितृणामिदमासनं** " એમ કહી આસન, " **नित्यश्राद्धे क्षणः क्रियतां** " એ રીતે ક્ષણ, " **पूर्वोच्चारिताः पितरः अयं वो गंधः** " એ રીતે ગંધાદિક ઉપચારવડે બ્રાહ્મણની પૂજા કરી ગોળાકાર અથવા ચોખુણું મંડળ કરી તેની ઉપરે પાત્ર માંડી તેમાં અન્ન પરીસી " **पृथ्वी ते पात्रं०** " ઇત્યાદિકથકી બ્રહ્માર્પણ પર્યંત કર્મ દર્શ પ્રમાણે કરવું. ભોજન પછી દક્ષિણા દઈ અથવા ન દઈ નમસ્કાર કરી વિસર્જન કરવું.

---

**विप्रस्यान्नादेर्वाभावेयथाशक्त्यन्नमुद्धृत्यषोढाविभज्यास्मत्पितृपितामहेत्यादिचतुर्थ्यंतंषट्देवताउच्चार्येदमन्नंस्वधानममेतित्यजेत् तदन्नंविप्रायगोभ्योवादेयंजलादौवात्याज्यं अन्नत्यागस्यापिलोपेआर्चन्नत्रमरुतइतिऋचोदशवारंजपेत् इतिनित्यश्राद्धविधिः ॥**

બ્રાહ્મણનો અથવા અન્નનો અભાવ હોય તો યથાશક્તિ અન્ન લઇ તેના છ વિભાગ કરી " **अस्मात्पितृपितामह** " ઇત્યાદિ ચતુર્થી વિભક્ત્યંત છ દેવતાનો ઉચ્ચાર કરી " **इदमन्नं स्वधा न मम** " એમ કહી અન્નનો ત્યાગ કરવો. પછી તે અન્ન બ્રાહ્મણ અથવા ગાઇને દેવું કિંવા જળ ઇત્યાદિકમાં નાખવું. અન્નત્યાગનો પણ લોપ થાય તો " **आर्चन्नत्र मरुत०** " એ ઋચાનો દશ વાર જપ કરવો. એ પ્રમાણે નિત્યશ્રાદ્ધનો વિધિ કહ્યો.

**अथश्राद्धानुकल्पाः अनेकविप्रालाभेदेवस्थानेशालग्रामादिकंस्थापयित्वैकविप्रेपित्रा**

**दित्रयंमातामहादिसहितदेवताषट्कंचावाह्यसर्वंश्राद्धंकार्यमित्युक्तं सर्वथाविप्रालाभेदर्भब दुश्राद्धमित्याद्यप्युक्तं ॥**

## હવે શ્રાદ્ધના અનુકલ્પ કેહેછે.

બહુ બ્રાહ્મણો મળે નહી તો દેવને ઠેકાણે શાલગ્રામાદિકનું સ્થાપન કરી એક બ્રાહ્મણનેવિષે પિતા ઇત્યાદિ ત્રણ તથા માતામહાદિ સહિત છ દેવતાનું આવાહન કરી સઘળું શ્રાદ્ધ કરવું, એ રીતે કહ્યુંછે. કોઈ પણ રીતે બ્રાહ્મણ મળે નહી તો દર્ભના બટુ કરી શ્રાદ્ધ કરવું ઇત્યાદિક પણ કહ્યુંછે.

---

**अथामश्राद्धं तत्रकेनचित्संकटेनपाकासंभवेजातकर्मणिचग्रहणनिमित्तकश्राद्धेचाम श्राद्धंकार्यं सपिंडनश्राद्धंमासिकंप्रतिवार्षिकंमहालयाष्टकान्वष्टकादिश्राद्धंचामेननकार्यं शूद्रस्यतुदशाहपिंडादिश्राद्धमात्रमामेन नकदापिपाकेन तत्रपितॄनुद्दिश्यामुकश्राद्धंसदैवंस पिंडमामेनहविषाकरिष्यइतिसंकल्पः अन्यःप्रयोगःपूर्वोक्तएव पाकप्रोक्षणस्थानेआमप्रोक्ष णं आवाहनेउशंतस्त्वेतिमंत्रेहविषेअत्तवेइत्यत्रहविषेस्वीकर्तवेइत्यूहः भस्ममर्यादांतंप्राग्वत् विप्रहस्तेषुतंडुलैरग्नौकरणं अन्नाच्चतुर्गुणंद्विगुणंसमंवातत्तदामंपात्रेषुसंस्थाप्यपाणिहोमशेषं पिंडार्थंसंस्थाप्यपात्रेषुदत्वापृथ्वीतेपात्रमित्यादि इदमामंहव्यंकव्यमित्यादि इदमाममम‍ृत रूपंस्वाहेत्यादियथाधर्ममध्वित्यंतंप्राकृतं यथासुखंजुषध्वमित्यस्यापोशनप्राणाहुतितृप्तिप्र श्नानांलोपः संपन्नवाचनांतेन्नशेषप्रश्नलोपः सर्वमतेतंडुलैःसक्तुभिर्वापिंडदानंकेचिद्गृहसि द्धान्नेनपायसेनवापिंडानाहुः ॥**

## હવે આમાન્નશ્રાદ્ધ કેહેછે.

તેમાં કાંઈ એક સંકટ હોવાથી પાક કરવાનો સંભવ ન હોય તો, તથા જાતકર્મ અને ગ્રહણનિમિત્તક શ્રાદ્ધવિષે આમશ્રાદ્ધ કરવું. સપિંડીશ્રાદ્ધ, માસિક, પ્રતિસાંવત્સરિક, મહાલય, અષ્ટકા, અને અન્વષ્ટકાદિ શ્રાદ્ધ આમેકરી કરવાં નહી. શૂદ્રનાં તો દશાહપિંડાદિ સઘળાં શ્રાદ્ધ આમવડે કરવાં, પાકવતી ક્યારે પણ કરવાં નહીં. તે આમશ્રાદ્ધવિષે પિતૃનો ઉદ્દેશ કરી "**अमुकश्राद्धं सदैवं सपिंडमामेन हविषा करिष्ये**" એવો સંકલ્પ કરવો. બાકીનો પ્રયોગ પ્રથમ કહ્યા પ્રમાણેજ કરવો. પાકનાં પ્રોક્ષણને ઠેકાણે આમાન્નનું પ્રોક્ષણ કરવું. આવાહનવિષે "**उशंतस्त्वा०**" એ મંત્રમાં '**हविषे अत्तवे**' એ ઠેકાણે '**हविषेस्वीकर्तवे**' એવો ઉચ્ચાર કરવો. ભસ્મમર્યાદા પર્યંત કર્મ પ્રથમ પ્રમાણે કરવું. બ્રાહ્મણોના હાથવિષે ચોખાવડે અગ્નૌકરણ કરવું. અન્ન કરતાં ચોગુણું, બમણું અથવા સરખું તે તે આમાન્ન પાત્ર ઉપરે રાખી પાણિહોમ કરી જે શેષ રહેલું તે પિંડમાટે રાખી તથા પાત્ર ઉપરે દઈ "**पृथ्वी ते पात्रं०**" ઇત્યાદિ, "**इदमामं हव्यं कव्यं०**" ઇત્યાદિ, "**इदमाममम‍ृतरूपं स्वाहा**" ઇત્યાદિક જે રીતે થાયછે તે રીતે '**मधु**' ઇહાં પર્યંત પ્રથમ પ્રમાણે કરવું. પછી "**यथासुखं जुषध्वं०**" એ વાક્યનો, તથા આપોશન, પ્રાણાહુતિ અને તૃપ્તિપ્રશ્નનો લોપ કરવો. સંપન્ન કેવરાવ્યા પછી અન્નશેષનાં પ્રશ્નનો લોપ કરવો. સઘળાઓના મતવિષે ચો-

પાવતિ અથવા સાથવાના લોટવતિ પિંડદાન કરવું. કોઈ ગ્રંથકાર, ઘરમાં સિદ્ધ કરેલાં અન્નવડે અથવા દૂધપાકવડે પિંડ કરવા એમ કહેછે.

**एवंविप्रसमीपेपिंडदानांतेनमोवःपितरइषेइत्यत्रोपस्थानमंत्रइषेस्थानेआमद्रव्यायेत्यूहः पिंडोद्वासनांतेपिंडजातीयद्रव्येणविकिरदानं आमश्राद्धेस्वस्तीतिब्रूतेतिवर्ज्यम् वाजेवाजे इतिमंत्रेतृप्तायातेतिस्थानेतप्स्यथयातेत्यूहः ततःप्राग्वच्छेषंसमापयेत् आमश्राद्धंद्विजैःपूर्वाण्हेकार्यम् शूद्रैरपराण्हएव आमान्नाभावेहिरण्यश्राद्धमप्येवमेव संकल्पादौसर्वत्रहिरण्यपदमामपदस्थानेयोज्यम् ॥**

એ રીતે બ્રાહ્મણની સમીપે પિંડદાન કીધા પછી "**नमो वः पितर इषे०**" આ ઉપસ્થાનના મંત્રમાં '**इषे**' એ ઠેકાણે '**आमद्रव्याय०**' એવો ઊહ કરવો. પિંડનું વિસર્જન થયા પછી, જે દ્રવ્યના પિંડ કીધા હોય તે દ્રવ્યવડે વિકિર દેવો. આમ-શ્રાદ્ધવિષે "**स्वस्तीतिब्रूत०**" એ વાક્યનો ત્યાગ કરવો. "**वाजेवाजे०**" એ મંત્રમાં "**तृप्तायात०**" એ ઠેકાણે "**तप्स्यथयात**" એવો ઊહ કરવો. પછી પ્રથમ કહ્યા પ્રમાણે બાકીનું કર્મ સમાપ્ત કરવું. દ્વિજ ( બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય ) એમણે આમશ્રાદ્ધ પૂર્વાણ્હસમયે કરવું. શૂદ્રોએ અપરાણ્હકાળે કરવું. આમાન્નનો અભાવ હોય તો હિરણ્યશ્રાદ્ધ પણ એજ રીતે કરવું. સંકલ્પાદિક સઘળે ઠેકાણે આમ પદને સ્થાનકે હિરણ્ય પદ બોલવું.

**आमवद्धेमप्रोक्षणं अन्नवइत्यादिमंत्रत्रयोहःप्राग्वदेव तंडुलादिभिर्हस्तेग्नौकरणं हिरण्यमन्नादष्टगुणंचतुर्गुणंद्विगुणंसमंवादेयम् हिरण्यश्राद्धेदक्षिणास्त्येव श्राद्धीयमामंहेमवाद्विजदत्तंयथेष्टंविनियोज्यं शूद्रदत्तंतुभोजनादन्यत्रविनियोज्यम् श्राद्धीयामेनपंचयज्ञाःश्राद्धंचनकार्यम् हेमश्राद्धेआमश्राद्धेचपिंडदानविकल्पात्सांकल्पिकविधिनाप्येतद्द्वयं ॥**

આમાન્નની પેઠે હિરણ્યનું પ્રોક્ષણ કરવું. "**अन्नवे**" ઇત્યાદિ ત્રણ મંત્રનો ઊહ પ્રથમ પ્રમાણેજ કરવો. તંડુલ ઇત્યાદિકવડે હાથ ઉપરે અગ્નૌકરણ કરવું. સુવર્ણ અન્નકરતાં આઠગુણું, ચોગુણું, બમણું અથવા સમાન દેવું. હિરણ્યશ્રાદ્ધવિષે દક્ષિણા છેજ. શ્રાદ્ધ સંબંધિ આમાન્ન અથવા સુવર્ણ દ્વિજે દીધેલું હોય તો તે ઇચ્છા પ્રમાણે વાપરવું. શૂદ્રે આપેલું હોય તો ભોજન વિના બીજાં કાર્યવિષે વાપરવું. શ્રાદ્ધ સંબંધિ આમાન્નવડે પંચમહાયજ્ઞ તથા શ્રાદ્ધ કરવાં નહી. હિરણ્યશ્રાદ્ધ તથા આમશ્રાદ્ધવિષે પિંડદાનનો વિકલ્પ હોવાથી સાંકલ્પિક વિધિવડે પણ એ બન્ને ( શ્રાદ્ધ ) કરવાં.

**सांकल्पिकेचसमंत्रकावाहनार्घ्याग्नौकरणपिंडदानविकिराक्षय्यस्वधावाचनप्रश्नेत्येतत्सप्तकंवर्ज्यं तत्रामुकश्राद्धमामेनहविषाहिरण्येनवासांकल्पिकविधिनाकरिष्यइतिसंकल्पः शूद्रगृहेन्यदीयमपिक्षीराद्यपिनभक्ष्यम् किमुततदीयमामादितद्गृहेपक्कानभक्ष्यमिति तस्माच्छूद्राल्लब्धंद्विजगृहेपक्काभक्ष्यं इत्यामश्राद्धहेमश्राद्धविधिः ॥**

સાંકલ્પિક વિધિવિષે પણ મંત્ર સહિત આવાહન, અર્ધ્ય, અગ્નૌકરણ, પિંડદાન,

વિકિર, અક્ષય્ય અને સ્વધાવાચનનું પ્રશ્ન એ સાત પ્રકાર વર્જ્ય છે. તે સાંકલ્પિક વિધિવિષે "**अमुकश्राद्धमामेनहविषा हिरण्येन वा सांकल्पिकविधिना करिष्ये,**" એવો સંકલ્પ કરવો. શૂદ્રને ઘરે બીજાએ દીધેલું છતાં પણ દૂધ ઇત્યાદિક પણ ભક્ષણ કરવું નહી, ત્યારે તે શૂદ્રે આપેલું આમાન્નાદિક તેને ઘરે રાંધી ભક્ષણ કરવું નહી એમાં તો કેહેવાનું શું? એથી એમ સિદ્ધ થાયછે કે, શૂદ્રથકી પ્રાપ્ત થયલું આમાન્ન બ્રાહ્મણને ઘરે સિદ્ધ કરી ભક્ષણ કરવું. એ રીતે આમશ્રાદ્ધ તથા હેમશ્રાદ્ધનો વિધિ કહ્યો.

---

**अथपक्कान्नद्रव्यकसांकल्पिकविधिः तत्रयेषुसंक्रांतियुगमन्वादिषुवृत्त्युत्तरकालिकदर्शादिषुवापिंडदानंनिषिद्धंतत्रसर्वत्रसांकल्पिकविधिः यश्चपिंडदानादिबहुविस्तृतंश्राद्धमनुष्ठानुमशक्तःसोपिसांकल्पिकंकुर्यात् तद्यथा अमुकंश्राद्धंसांकल्पिकविधिनान्नेनहविषा करिष्येइतिसंकल्प्य तृतीयक्षणदानांतंपूर्ववत्कृत्वार्घ्यदानंसमंत्रकावाहनंचवर्जयेत् देवानावाहयामीतिपितृनावाहयामीत्येवावाह्यगंधादिपूजनादिभस्ममर्यादांतेग्नौकरणंवर्जयित्वापरिवेषणादिसंपन्नवचनांतेउत्तरापोशनंविकिरपिंडदानवर्जमक्षय्यवचनांतंकृत्वास्वधांवाचयिष्येस्वधोच्यतामितिवाक्यरहितंसर्वंपूर्ववत्समापयेत् इतिसांकल्पिकप्रयोगः ॥**

## હવે પકવ અન્નસહિત સાંકલ્પિક વિધિ કેહેછે.

તેમાં સંક્રાંતિ, યુગાદિ, મન્વાદિ શ્રાદ્ધ અથવા વૃદ્ધિશ્રાદ્ધ પછી કરવાનાં જે દર્શાદિ શ્રાદ્ધ તેમાં પિંડદાનનો નિષેધ હોવાથી તે સઘળાં શ્રાદ્ધોમાં સાંકલ્પિક વિધિ કરવો, અને પિંડદાનાદિક બહુ વિસ્તારવાળું શ્રાદ્ધ કરવાને જે અશક્ત હોય તેણે પણ સાંકલ્પિક વિધિ કરવો. તે આ રીતે—"**अमुकश्राद्धं सांकल्पिकविधिनान्नेन हविषा करिष्ये**" એવો સંકલ્પ કરી ત્રીજો ક્ષણ દીધા પર્યંત પ્રયોગ પ્રથમ પ્રમાણે કરી અર્ઘ્યદાન તથા મંત્રસહિત આવાહન વર્જ્ય કરવાં. "**देवानावाहयामि, पितृनावाहयामि**" એ રીતેજ આવાહન કરી ગંધાદિ ઉપચારવડે પૂજન કરવું ત્યહાંથકી તે ભસ્મમર્યાદા પર્યંત કર્મ થયા પછી અગ્નૌકરણનો ત્યાગ કરી પરીસવાથકી તે સંપન્નવાચન પર્યંત કર્મ થયા પછી ઉત્તરાપોશન, વિકિર, અને પિંડદાન વર્જ્ય કરી અક્ષય્યવાચન પર્યંત કર્મ કરી "**स्वधां वाचयिष्ये स्वधोच्यतां**" એ વાક્યે રહિત સઘળો પ્રયોગ પ્રથમ પ્રમાણે સમાપ્ત કરવો. એ રીતે સાંકલ્પિક પ્રયોગ કહ્યો.

---

**अथान्येप्यनुकल्पाः तत्रद्विजाद्यभावेदर्भवटुविधानेनपिंडदानमात्रमुक्तं अथवाद्रव्यद्वियोरभावेपक्वान्नस्यपैतृकसूक्तेनहोमःकार्यः यद्वाश्राद्धदिनेप्राप्तेभवेन्निरशंनःपुमान् किंचिद्द्यादशक्तोवाउदकुंभादिकंद्विजे तृणानिवागवेदद्यात्पिंडान्वाप्यथनिर्वपेत् तिलदर्भैःपितृन्वापिनर्पयेत्स्नानपूर्वकम् अथवातृणभारंदहेत् धान्यंवातिलान्वास्वल्पांदक्षिणांवाददात् अथवासंकल्पादिसर्वंश्राद्धप्रयोगंपठेत् सर्वाभावेवनंगत्वोर्ध्वबाहुःस्वकक्षंदर्शयन्निदंपठेत् नमेस्तिवित्तंनधनंनचान्यच्छ्राद्धोपयोगिस्वपितृन्नतोस्मि तृप्यंतुभक्त्यापितरोमयैतौभुजौकृतौवर्त्मनिमारुतस्येति प्रभासखंडेन्येपिमंत्राउक्ताः इत्यनुकल्पाः ॥**

## હવે બીજા પણ અનુકલ્પ ( પ્રકારાંતર ) કેહેછે.

તેમાં બ્રાહ્મણાદિકનો અભાવ હોય તો દર્ભબટુની વિધિ કરી પિંડદાન માત્ર કરવું એમ કહ્યુંછે. અથવા શ્રાદ્ધનાં દ્રવ્ય તથા બ્રાહ્મણનો અભાવ હોય તો રાંધેલાં અન્નનો પિતૃસૂક્તવડે હોમ કરવો. "અથવા શ્રાદ્ધદિવસ આવે તે દિવસે પુરૂષે ઉપવાસી રેહેવું. અથવા અશક્ત હોવાથી બ્રાહ્મણને જળકુંભ ઇત્યાદિ અલ્પદાન દેવું. અથવા ગાયને ઘાસ ખવરાવવું. અથવા પિંડપ્રદાન કરવું. કિંવા સ્નાન કરી તિલ, દર્ભવડે પિતૃનું તર્પણ કરવું." અથવા ઘાસનો ભારો બાળવો. ધાન અથવા તિલ કિંવા અલ્પ દક્ષિણા દેવી. અથવા સંકલ્પથકી આરંભી સઘળા શ્રાદ્ધ પ્રયોગનો પાઠ કરવો. સઘળાંનો અભાવ હોય તો જંગલમાં જઇ ઉંચા હાથ કરી પોતાની બગલું બતાવી–" **नमेस्ति वित्तं न धनं नचान्य, च्छ्राद्धोपयोगि स्वपितॄन्नतोस्मि ॥ तृप्यंतु भक्त्या पितरो मयैतौ, भुजौ कृतौ वर्त्मनि मारुतस्य** " એ વાક્યનો પાઠ કરવો. પ્રભાસખંડમાં બીજા પણ મંત્ર કહ્યાછે. એ રીતે અનુકલ્પ કહ્યા.

**अथश्राद्धभोजनेप्रायश्चित्तानि दर्शश्राद्धेषट्प्राणायामाः महालयादिश्राद्धेषुत्रिवर्षोर्ध्वप्रतिवार्षिकेषुचषट्प्राणायामाः गायत्र्यादशकृत्वोभिमंत्रितस्यजलस्यपानंवा एवमन्येष्वप्यनुक्तप्रायश्चित्तश्राद्धेषूक्तजलपानमेव वृद्धिश्राद्धेप्राणायामत्रयं जातकर्मादिचूडांतसंस्कारांगवृद्धिश्राद्धेसांतपनकृच्छ्रं जातकर्मांगश्राद्धेचांद्रायणंवा अन्यसंस्कारांगश्राद्धउपवासः सीमंतसंस्कारेतत्संस्कारांगश्राद्धेचचांद्रायणं आपदिदशाहांतर्नवसंज्ञकश्राद्धेषुएकादशाहेचश्राद्धभोजनेप्राजापत्यकृच्छ्रम् द्वादशाहिकसपिंडीश्राद्धेऊनमासेचपादोनकृच्छ्रः द्वितीयमासिकत्रैपक्षिकोनषाण्मासिकोनाब्दिकेष्वर्धकृच्छ्रः अन्यमासिकेषुप्रथमाब्दिकेवर्षांतसपिंडनश्राद्धेचपादकृच्छ्रः उपवासोवा गुरवेद्रव्यंदातुंश्राद्धभोजनेसर्वत्रोक्तार्धम् जपशीलेतदर्धं अनापदूनमासांतेषुचांद्रायणंप्राजापत्यंच द्वितीयमासाद्युक्तचतुर्षुपादोनकृच्छ्रः त्रिमासादिषुपूर्वोक्तेष्वर्धकृच्छ्रः प्रथमाब्दिकेपादोनकृच्छ्रः द्वितीयतृतीयाब्दिकेएकोपवासः क्षत्रियश्राद्धेएतद्द्विगुणं वैश्यश्राद्धेत्रिगुणं शूद्रश्राद्धेसर्वत्रचतुर्गुणं चांडालविषजलसर्पपश्वादिहतपतितक्लीबादिनवश्राद्धेचांद्रायणं एकादशाहांतंचपराकश्चांद्रंच द्वादशाहादौपराकः द्विमासादिचतुर्ष्वतिकृच्छ्रः अन्यमासिकेषुकृच्छ्रः आब्दिकेपादः अभ्यासेसर्वत्रसर्वंद्विगुणं आमहेमश्राद्धेसांकल्पिकेचतत्तदुक्तप्रायश्चित्तार्धं यतिश्चब्रह्मचारीचपूर्वोक्तप्रायश्चित्तंकृत्वोपवासत्रयंप्राणायामशतंघृतप्राशनंचाधिकंचरेत् अनापदिद्विगुणंचरेत् दर्शादौगृहिवदेव ब्रह्मचारिणश्चौलसंस्कारेभोजनेकृच्छ्रः सीमंतेचांद्रं अन्येषूपवासः एकादशाहश्राद्धभोजनेचांद्रंपुनःसंस्कारश्चेतिहेमाद्रिः ॥**

## હવે શ્રાદ્ધનું ભોજન કરવાથી પ્રાયશ્ચિત્ત કેહેછે.

દર્શશ્રાદ્ધવિષે છ પ્રાણાયામ; મહાલયાદિક શ્રાદ્ધ, અને ત્રણ વર્ષ પછીનાં પ્રતિસાંવત્સરિક શ્રાદ્ધવિષે ( ભોજન કરવાથી ) છ પ્રાણાયામ; અથવા ગાયત્રીમંત્રવડે દશ વાર મંત્રેલાં જળને પીવું. એ રીતે બીજાં પણ જે શ્રાદ્ધવિષે પ્રાયશ્ચિત્ત કહ્યું ન

હોય તેમાં (ભોજન કરવાથી) પૂર્વોક્ત જળપાનજ કરવું. વૃદ્ધિશ્રાદ્ધવિષે ત્રણ પ્રાણાયામ કરવા. જાતકર્મથકી ચૌળ પર્યંત સંસ્કારનાં અંગભૂત વૃદ્ધિશ્રાદ્ધવિષે સાંતપનકૃચ્છ્ર કરવું. અથવા જાતકર્મનાં અંગભૂત શ્રાદ્ધવિષે ચાંદ્રાયણ કરવું. બીજા સંસ્કારોનાં અંગભૂત શ્રાદ્ધવિષે ઉપવાસ કરવો. સીમંત સંસ્કાર તથા તે સંસ્કારનાં અંગભૂત શ્રાદ્ધવિષે ચાંદ્રાયણ કરવું. આપત્તિસમયે, દશ દિવસની માંહ્ય નવ એ નામનાં શ્રાદ્ધવિષે તથા એકાદશાહશ્રાદ્ધવિષે ભોજન કરવાથી પ્રાજાપત્યકૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરવું. બારમે દિવસે કરવાનું સપિંડીશ્રાદ્ધ તથા ઊનમાસિકશ્રાદ્ધ એમાં ભોજન કરવાથી પાદોનકૃચ્છ્ર કરવું. બીજે માસિક, ત્રૈપક્ષિક, ઊનષાણ્માસિક તથા ઊનાબ્દિકવિષે અર્ધકૃચ્છ્ર કરવું. બીજા માસિકો, પ્રથમાબ્દિક અને વર્ષની અંતે કરવાનાં સપિંડીશ્રાદ્ધવિષે પાદકૃચ્છ્ર અથવા ઉપવાસ કરવો. ગુરૂને દ્રવ્ય દેવાને અર્થે શ્રાદ્ધભોજન કરે તો સર્વત્ર કહેલાં કરતાં અર્ધ પ્રાયશ્ચિત્ત કરવું. જપ કરનારો હોય તો તેણે ચતુર્થાંશ કરવું. આપત્તિ વિના ઊનમાસિક પર્યંત શ્રાદ્ધમાં (ભોજન કરે તો તેણે) ચાંદ્રાયણ તથા પ્રાજાપત્ય એ બન્ને કરવાં. બીજે માસિક ઇત્યાદિ ચાર જે કહ્યાં તેમાં પાદોનકૃચ્છ્ર કરવું. ત્રીજે માસિક ઇત્યાદિક જે પ્રથમ કહ્યાં તેમાં અર્ધકૃચ્છ્ર કરવું. પ્રથમાબ્દિકશ્રાદ્ધમાં પાદોનકૃચ્છ્ર કરવું. બીજાં તથા ત્રીજાં આબ્દિક શ્રાદ્ધવિષે એક ઉપવાસ કરવો. ક્ષત્રિયનું શ્રાદ્ધ હોય તો તેમાં આ કરતાં બમણું કરવું. વૈશ્યનાં શ્રાદ્ધમાં ત્રિગુણ. શૂદ્રનાં શ્રાદ્ધમાં સઘળે ઠેકાણે ચોગુણું જાણવું. ચાંડાલ, વિષ, જલ, સર્પ અને પશુ, ઇત્યાદિકથકી મૃત થયલો; પતિત; અને ક્લીબ ઇત્યાદિકોનાં નવશ્રાદ્ધમાં ચાંદ્રાયણ કરવું. એકાદશાહ પર્યંત શ્રાદ્ધમાં પારાક તથા ચાંદ્રાયણ બન્ને કરવાં. દ્વાદશાહાદિક શ્રાદ્ધવિષે પરાક કરવું. બીજે માસિક ઇત્યાદિ ચાર શ્રાદ્ધમાં અતિકૃચ્છ્ર કરવું. બીજાં માસિકશ્રાદ્ધમાં કૃચ્છ્ર. આબ્દિકમાં પાદકૃચ્છ્ર અભ્યાસ હોય તો સઘળે ઠેકાણે સઘળું બમણું કરવું. આમશ્રાદ્ધ, હેમશ્રાદ્ધ તથા સાંકલ્પિકશ્રાદ્ધવિષે તે તે કહેલાં પ્રાયશ્ચિત્તનું અર્ધ જાણવું. સંન્યાસી અને બ્રહ્મચારી એમણે પ્રથમ કહેલું પ્રાયશ્ચિત્ત કરી ત્રણ ઉપવાસ, સો પ્રાણાયામ તથા ઘી ખાવું એટલું અધિક કરવું. આપત્તિ ન હોય તો બમણું કરવું. દર્શ આદિક શ્રાદ્ધમાં (સંન્યાસી તથા બ્રહ્મચારીએ) ગૃહસ્થની પેઠેજ પ્રાયશ્ચિત્ત કરવું. બ્રહ્મચારિએ ચૌલસંસ્કારમાં ભોજન કીધું હોય તો કૃચ્છ્રપ્રાયશ્ચિત્ત કરવું. સીમંતમાં ચાંદ્રાયણ. બીજાં સંસ્કારોમાં ઉપવાસ, એકાદશાહશ્રાદ્ધનાં ભોજનમાં ચાંદ્રાયણ અને પુનઃસંસ્કાર કરવા એવો હેમાદ્રિનો મત છે.

---

**अथक्षयाहश्राद्धेविशेषः तत्रयस्यपित्रादेर्मरणंयन्मासेयत्पक्षेयत्तिथौतद्दिनंतस्यमृताहस्तत्रपित्रादित्रिदैवत्यंवार्षिकश्राद्धंपुरूरवार्द्रवदेवसहितंकार्यं नचात्रसपत्नीकत्वंपित्रादीनां नाप्यत्रमातामहादित्रयं अत्रतिथिद्वैधेनिर्णयोरात्रावपिकार्यत्वंग्रहणादिनेतत्प्राप्तौनिर्णयोमलमासादिनिर्णयोदर्शादिनेतत्प्राप्तौनिर्णयःशुद्धिश्राद्धेनिर्णयश्चश्राद्धकालनिर्णयप्रसंगेनपूर्वोक्तोनुसंधेयः पारणेमरणेचैवतिथिस्तात्कालिकीमतेतिवचनात् मरणकालिकतिथेरपराण्हादिव्या**

ह्याब्दिकश्राद्धनिर्णयोज्ञेयः पित्रोःप्रथमाब्दिकश्राद्धंविभक्तैर्भ्रातृभिःपृथक्कार्यम् अविभक्तत्वे ज्येष्ठेनैव मातृमृताहेमात्रादित्रिदैवत्यंश्राद्धं मातापित्रोर्मृताहैक्यपूर्वंपितुःश्राद्धंकृत्वास्नात्वा मातुःश्राद्धंकार्यम् एवमेकदिनेपित्रोर्मरणेनमातुर्भर्त्रासहदाहकरणेपिज्ञेयं सहगमनेत्वेकमेव पाकंकृत्वापितृमातृपार्वणद्वययुतंश्राद्धम् षट्पिंडाअर्घ्याश्चविश्वेदेवास्तुनभिन्नाः सहगमनेसुवासिनीमरणेचविप्रपंक्तौसुवासिनीमधिकांभोजयेत् सुवासिन्यैकुंकुमादिस्त्र्यलंकारान्दद्यात् सर्वत्रस्त्रीणांश्राद्धेवस्त्रयज्ञोपवीतगंधादिकमेवविप्रेभ्योदेयंनकुंकुमादि एवंसापत्नमातुर्मातामहतत्पत्न्योर्भ्रातुःश्वश्रूश्वशुरयोर्गुरोःपितृष्वसुर्मातृष्वसुर्भार्यायाभर्तुर्भगिन्यादेश्चैतेषामपुत्रत्वे पार्वणविधिनैवप्रतिवार्षिकंश्राद्धंकार्यं केचित्पितृमातृमातामहमातामहीव्यतिरिक्तानांसर्वेषामेकोद्दिष्टविधानेनैवेत्याहुः अत्रदेशाचारानुसारेणव्यवस्था पित्रादिवार्षिकदिनेपितृव्यादिवार्षिकप्राप्तौस्वयंपित्रादिश्राद्धंकार्यं पितृव्यादिश्राद्धंतुपुत्रशिष्यादिद्वाराकार्यंदिनांतरेवा स्वयंकार्यं संन्यासिनोप्याब्दिकादिपुत्रःकुर्यात्सपार्वणं प्रथमेवर्षेवर्षांतसपिंडनपक्षेमृताहात्पूर्वदिनेसपिंडनमब्दपूर्तिश्राद्धंचकृत्वापरेद्युर्वार्षिकंकार्यं ॥

## ક્ષયાહ (સાંવત્સરિક) શ્રાદ્ધમાં વિશેષ કેહેછે.

તેમાં જેના પિતા ઇત્યાદિકનું જે માસમાં, જે પક્ષમાં તથા જે તિથિમાં મરણ થયું હોય તો તે તેનો મૃતદિવસ છે; માટે તે દિવસે પિત્રાદિક ત્રણ દેવતાએ યુક્ત એવું સાંવત્સરિકશ્રાદ્ધ પુરૂરવાર્દ્રવ દેવેસહિત કરવું. એ સંવત્સરી શ્રાદ્ધમાં પિતા ઇત્યાદિક ત્રણને સપત્નીકપણું નથી, તેમ એ શ્રાદ્ધમાં માતામહાદિક ત્રણ પણ નથી. એ શ્રાદ્ધવિષે બે દિવસ તિથિ હોય તો નિર્ણય, રાત્રિએ પણ કરવાનું તે, ગ્રહણદિવસે એ શ્રાદ્ધ પ્રાપ્ત થયાં છતાં નિર્ણય, મળમાસાદિકનો નિર્ણય, દર્શદિવસે પ્રાપ્ત થયા છતાં નિર્ણય અને શુદ્ધિશ્રાદ્ધનો નિર્ણય એ સર્વ શ્રાદ્ધકાળના નિર્ણય પ્રસંગવડે પ્રથમ (પત્ર૫૯૪ તથા ૫૯૫ માં) કહ્યોછે તે જાણવો. "પારણા અને મરણવિષે તત્કાળવ્યાપિની તિથિ લેવી" એવાં વચન છે તેથી મરણ સમયની તિથિની અપરાણ્હાદિ કાળમાં વ્યાપ્તિવડે આબ્દિકશ્રાદ્ધનો નિર્ણય જાણવો. માતા પિતાનું પ્રથમાબ્દિક શ્રાદ્ધ, વિભાગ કરી જુદા થયલા ભાઇઓએ જુદું કરવું. વિભક્ત ન હોય તો જ્યેષ્ઠેજ કરવું. માતાને મૃતદિવસે માતા ઇત્યાદિ ત્રણ દેવતાએ યુક્ત શ્રાદ્ધ કરવું, માતા તથા પિતાનો મૃતદિવસ એક હોય તો પ્રથમ પિતાનું શ્રાદ્ધ કરી સ્નાન કરી માતાનું શ્રાદ્ધ કરવું. એ પ્રમાણે એક દિવસે માતાપિતાનું મરણ હોવાથી પિતાની સાથે માતાનો દાહ કીધા છતાં પણ એવોજ નિર્ણય જાણવો. સહગમન (માતા સતી થઈ) હોય તો એકજ પાક કરી પિતૃપાર્વણ અને માતૃપાર્વણ એ બે પાર્વણે યુક્ત શ્રાદ્ધ કરવું; પિંડ તથા અર્ઘ્ય છ છ કરવા. વિશ્વેદેવા તો જુદા કરવા નહી. સહગમન તથા સૌભાગ્યવતીનું મરણ થયું હોય તો બ્રાહ્મણની પંક્તિમાં અધિક એક સુવાસિનીને ભોજનમાટે કેહેવું. સુવાસિનીને કંકુ ઇત્યાદિ સ્ત્રિના અલંકાર (શૃંગાર) દેવા. સઘળે ઠેકાણે સ્ત્રિઓનાં શ્રાદ્ધમાં બ્રાહ્મણને વસ્ત્ર, યજ્ઞોપવીત અને ગંધ ઇત્યાદિકજ પદાર્થ દેવા. કુંકુમાદિક દેવા નહિ. એ પ્રમાણે સાવકી માતા, માતામહ, માતામહની સ્ત્રી,

ભાઈ, સાસુ, સસરો, ગુરૂ, ફોઇ, માસી, સ્ત્રી, પતિ, અને બેહેન ઇત્યાદિકોને પુત્ર ન હોય તો પાર્વણ વિધિવડેજ પ્રતિવાર્ષિક શ્રાદ્ધ કરવું. કોઈ ગ્રંથકાર, પિતા, માતા, માતામહ અને માતામહી વિના બીજા સઘળાઓનું એકોદ્દિષ્ટવિધિવડેજ શ્રાદ્ધ કરવું, એમ કેહેછે. ઇહિાં જેવો દેશાચાર હોય તે પ્રમાણે વ્યવસ્થા જાણવી. પિતા ઇત્યાદિકનાં વાર્ષિકશ્રાદ્ધને દિવસે કાકા ઇત્યાદિકનું વાર્ષિકશ્રાદ્ધ પ્રાપ્ત થાય તો પિતા ઇત્યાદિકનું શ્રાદ્ધ પોતે (પુત્રાદિકે,) કરવું. કાકા ઇત્યાદિકનું શ્રાદ્ધ કરવાનું તે તો પુત્ર અથવા શિષ્યાદિક દ્વારાએ કરાવવું. અથવા બીજે દિવસે પોતે કરવું. "સંન્યાસિનું પણ આબ્દિક આદિ શ્રાદ્ધ પાર્વણસહિત પુત્રે કરવું." વર્ષની અંતે સપિંડીશ્રાદ્ધ કરવાનો પક્ષ હોય તો પ્રથમ વર્ષમાં મરણના દિવસથી પ્રથમ દિવસે સપિંડી તથા અબ્દપૂર્તિશ્રાદ્ધ કરી બીજે દિવસે ( મરણ દિવસે ) વાર્ષિકશ્રાદ્ધ કરવું.

---

**अथक्षयाहाज्ञानेनिर्णयः यस्यमृतस्यदेशांतरमरणादिनामासोज्ञायतेतिथिर्नज्ञायतेतस्य तन्मासेदर्शेशुक्लैकादश्यांकृष्णैकादश्यांवाप्रतिवार्षिकश्राद्धं मृततिथिर्ज्ञातामासोनज्ञातस्त दामार्गशीर्षेमाघेवाभाद्रेवाषाढेवातत्तिथौवार्षिकम् तिथिमासयोरज्ञानेयद्दिनेदेशांतरंप्र स्थितस्तन्मासदिवसौग्राह्यौ प्रस्थानदिनादेरज्ञानेमृतवार्ताश्रवणतिथिमासौ प्रस्थान वार्ताश्रवणयोर्मासज्ञानेतिथेरज्ञानेतन्मासेदर्शादौ प्रस्थानादिमासविस्मरणेतिथिस्मरणे मार्गशीर्षादिपूक्तचतुर्षुतत्तिथौवार्षिकम् मरणतच्छ्रवणप्रस्थानानांदिनमासयोरज्ञानेमा घस्यमार्गस्यवादर्शेश्राद्धं द्वादशादिवर्षप्रतीक्षोत्तरंप्रतिकृतिदाहेदाहदिनेवार्षिकादि ॥**

## મરણ દિવસની ખબર ન હોય તેનો નિર્ણય.

દેશાંતરમાં મૃત્યુ થવાનાં કારણથી જે મરેલાના માસની ખબર છતાં તિથિની ખબર ન હોય તો તે માસમાં અમાવાસ્યા, સુદ એકાદશી અથવા કૃષ્ણ એકાદશી એઓમાંથી કોઇએક દિવસે તેનું વાર્ષિકશ્રાદ્ધ કરવું. મરણતિથિની ખબર છતાં માસની ખબર ન હોય તો માગસિર, માઘ, અથવા ભાદ્રપદ કિંવા આષાઢ માસમાં તે તિથિએ વાર્ષિકશ્રાદ્ધ કરવું. તિથી અને માસ એ બન્નેની ખબર ન હોય તો જે દિવસે દેશાંતર સધાવ્યો હોય તે માસ અને તે દિવસ લેવા. પરદેશ જવાના દિવસ ઇત્યાદિકની ખબર ન હોય તો મરણ થયાની વાત જે દિવસે સાંભળવામાં આવે તે તિથિં તથા માસ લેવા. પરદેશ જવું તથા મરણવાર્તા સાંભળવી એમના માસની ખબર હોય અને તિથિની ખબર ન હોય તો તે માસમાં દર્શાદિક તિથિને દિવસે કરવું, પરદેશ જવું ઇત્યાદિકના માસનું વિસ્મરણ હોય અને તિથિનું સ્મરણ હોય તો માર્ગશીર્ષ આદિ પ્રથમ કહેલા ચાર માસમાં તે તિથીને દિવસે કરવું. મરણ, મરણવાર્ત્તાનું સાંભળવું અને પ્રસ્થાન એમના દિવસ તથા માસની ખબર ન હોય તો માઘ અથવા માર્ગશીર્ષ માસની અમાવાસ્યાને દિવસે શ્રાદ્ધ કરવું. બાર વર્ષ પર્યંત પ્રતીક્ષા (વાટ) જોયા પછી પુત્તલ વિધિવડે દાહ કીધો હોય તો તે દહન દિવસે વાર્ષિકાદિક કરવાં.

---

**अथश्राद्धविघ्नेनिर्णयः निमंत्रणोत्तरंविप्रस्यसूतकेमृतकेवाप्राप्तेआशौचंन निमंत्रणंच**

द्वितीयक्षणरूपंसमंत्रकंग्राह्यंनलौकिकमितिभाति कर्तुस्तुपाकपरिक्रियोत्तरमाशौचाभावः पाकपरिक्रियाचसमंत्रकंपाकप्रोक्षणमित्याहुः कर्तुर्गृहेभोजनारंभोत्तरंजननेमरणेवाभोजनशेषंत्यक्त्वापरकीयजलेनाचामेत् ममतुप्रतिभातिसर्वस्याप्याशौचापवादस्यानन्यगतिविषयत्वात्संकटाभावेपाकपरिक्रियोत्तरमपिकर्तुराशौचेतदंतेश्राद्धम् भोक्तुस्तुभोजनारंभात्प्रागाशौचज्ञानेन्योनिमंत्रणीयः भोजनारंभोत्तरमाशौचेतुकर्त्रातथैवश्राद्धंसमापनीयं भोक्त्रातुभोजनांतेआशौचप्रकरणेवक्ष्यमाणंप्रायश्चित्तंकार्यं संकटेतुपूर्वोक्तमितियुक्तंचेद्ग्राह्यं॥

## હવે શ્રાદ્ધમાં વિઘ્ન થયું હોય તેનો નિર્ણય કહેછે.

નિમંત્રણ કીધા પછી બ્રાહ્મણને જનનાશૌચ અથવા મૃતાશૌચ પ્રાપ્ત થાય તો આશૌચ નથી. ઇહાં નિમંત્રણ એટલે બીજો ક્ષણ જે મંત્રસહિત હેછે તે લેવું, લૌકિક લેવું નહિ. એમ ભાસેછે. કર્ત્તાને તો પાકપરિક્રિયા થયા પછી આશૌચ નથી. પાકપરિક્રિયા એટલે મંત્રેકરી પાકને પ્રોક્ષણ કરવું તે. કર્ત્તાને ઘરે ભોજનનો આરંભ થયા પછી જન્મ અથવા મરણ થાય તો ભોજનશેષ ( પાત્ર ઉપરનાં શેષ અન્ન ) નો ત્યાગ કરી બીજાનાં ઘરનાં જલવડે આચમન કરવું. મને તો એમ ભાસેછે કે, આશૌચનો સઘળો અપવાદ ( બાધ ) બીજી ગતિ ન હોય તો માનવાનો છે, માટે સંકટ ન હોય તો પાકપરિક્રિયા, (પાકપ્રોક્ષણ) થયા છતાં પણ કર્ત્તાને આશૌચ હોવાથી તેની નિવૃત્તિ થયા પછી શ્રાદ્ધ કરવું. ભોજન કરનારા બ્રાહ્મણને તો,ભોજનનો આરંભ થયાથી પ્રથમ આશૌચનું જ્ઞાન થાય તો બીજો બ્રાહ્મણ બોલાવવો. ભોજનના આરંભ પછી આશૌચ પ્રાપ્ત થાય તો કર્ત્તાએ તેમજ શ્રાદ્ધ સમાપ્ત કરવું. ભોક્તાએ તો, ભોજનની અંતે, આશૌચપ્રકરણમાં કહેવાસે તે પ્રાયશ્ચિત્ત કરવું. સંકટ હોય તો પ્રથમ કહેલામાંથી જે યોગ્ય ભાસે તે લેવું.

---

अथसिंधौपाकोत्तरमाशौचाभाववचनस्यकर्तृमात्रपरत्वाद्भोक्तुःप्रायश्चित्तमाशौचंचोक्तं तद्यथा ब्राह्मणस्याशौचेश्राद्धेसकृत्कामनोऽन्नभोजनेसांतपनकृच्छ्रं अभ्यासेमासंकृच्छ्रंचरेत् अज्ञानाद्विप्रादीनांज्ञाताशौचानामन्नभक्षणेएकाहंत्र्यहंपंचाहंसप्ताहंक्रमेणाभोजनमंते पंचगव्याशनंच अभ्यासेद्विगुणं आशौचंतुब्राह्मणादीनामादौचेयःसकृदेवान्नमश्नातितस्यतावदाशौचंयावत्तेषामाशौचंतदंतेप्रायश्चित्तंकुर्यादितिविष्णूक्तंज्ञेयं श्राद्धकालेन्यकालेचैतत्सममेवेतिज्ञेयं दातृभोक्तृभ्यामुभाभ्यामाशौचंनज्ञातंचेन्नदोषः आशौचमध्येश्राद्धदिनपातेआशौचांतेएकादशाहेकार्यम् एकादशाहोमलमासेचेन्मलेपिकार्यम् तत्रातिक्रमेशुद्धमासे एतन्मासिकेप्रतिवार्षिकेचज्ञेयम् दर्शादीनांतुपंचमहायज्ञादिवल्लोपएवनाशौचांतेकर्तव्यत्वंनापिप्रायश्चित्तं आशौचंविनादर्शादीनांलोपेप्युपवासादिरूपंप्रायश्चित्तमेवन

---

१ भोजनकालेसूतकप्राप्तौतदन्नभोजनेवक्ष्यमाणमित्यर्थः ॥

२ ભોજનકાળે આશૌચ પ્રાપ્ત થયા છતાં, તે અન્ન ભક્ષણ કીધું હોય તો કહેવાનું એવો અર્થ જાણવો.

३ एकादशाहातिक्रमेमलेनकार्यमित्यर्थः ॥

**कालांतरेनुष्ठानं एकादशाहेऽसंभवेमावास्यायांशुक्लकृष्णैकादश्योर्वार्षिकं मासिकंचोदकुंभं चयद्यदंतरितंभवेत् तत्तदुत्तरसातंत्र्यादनुष्ठेयंप्रचक्षते केचिदाब्दिकमप्यंतरितंदर्शादिकालासंभवेग्रिममासेतत्तिथौकार्यमित्याहुः आशौचेतरव्याध्यादिविघ्नेविस्मृतौचैवमेव केचिद्व्याध्यादिविघ्नेपुत्रादिनातद्दिनेएवान्नेनाब्दिकमाहुः ॥**

હવે નિર્ણયસિંધુમધ્યે, પાકપ્રોક્ષણ થયા પછી આશૌચ નથી એમ જે વચન કહ્યું તે માત્ર કર્ત્તામાટેજ હોવાથી ભોક્તાને પ્રાયશ્ચિત્ત તથા આશૌચ કહ્યુંછે. તે આ રીતે–બ્રાહ્મણને, આશૌચમાં શ્રાદ્ધવિષે એક વાર સ્વેચ્છાથી ભોજન થયું હોય તો, સાંતપનકૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કહ્યુંછે. અભ્યાસ હોય તો માસ પર્યંત કૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરવું. જેમને આશૌચની ખબર પડી હોય એવા બ્રાહ્મણ આદિકનું અન્ન અજાણમાં ભક્ષણ કરવામાં આવે તો ચારે વર્ણના ક્રમથી એક દિવસ, ત્રણ દિવસ, પાંચ દિવસ અને સાત દિવસ ઉપવાસ કરી અંતે પંચગવ્ય ભક્ષણ કરવું. ખાવાનો અભ્યાસ હોય તો બમણું કરવું. આશૌચ તો, બ્રાહ્મણાદિકનાં આશૌચમાં જે એક વારજ અન્ન ભક્ષણ કરે તો તેણે, સૂતકીને જેટલું સૂતક બાકી હોય તેટલું આશૌચ પાળી અંતે પ્રાયશ્ચિત્ત કરવું, એમ વિષ્ણુએ કહ્યુંછે તે જાણવું. શ્રાદ્ધકાળે તથા અન્ય સમયે પણ એ એટલુંજ છે એમ જાણવું. દાતા તથા ભોક્તા એ બન્નેને આશૌચની ખબર ન હોય તો દોષ નથી. આશૌચના મધ્યમાં શ્રાદ્ધનો દિવસ પ્રાપ્ત થાય તો આશૌચની નિવૃત્તિ થયા પછી ઇગ્યારમે દિવસે તે શ્રાદ્ધ કરવું. ઇગ્યારમો દિવસ મળમાસમાં આવે તો મળમાસમાં પણ કરવું. તેનું[1] ઉલ્લંઘન થાય તો શુદ્ધ માસમાં કરવું. એ નિર્ણય માસિક તથા પ્રતિસાંવત્સરિકવિષે જાણવો. દર્શ ઇત્યાદિ શ્રાદ્ધનો તો પંચમહાયજ્ઞાદિકની પેઠે લોપજ કરવો, એ શ્રાદ્ધ આશૌચની અંતે કરવાં નહી તથા પ્રાયશ્ચિત્ત પણ કરવું નહી. આશૌચ વિના દર્શાદિક શ્રાદ્ધનો લોપ થયો હોય તો ઉપવાસાદિરૂપ પ્રાયશ્ચિત્તજ કરવું, પણ કાળાંતરે તે શ્રાદ્ધ કરવાં નહી. ઇગ્યારમે દિવસે અસંભવ હોય તો અમાવાસ્યા અથવા સુદિ એકાદશીને દિવસે વાર્ષિક શ્રાદ્ધ કરવું. "માસિક શ્રાદ્ધ અને ઉદકુંભશ્રાદ્ધ એવાં જે જે શ્રાદ્ધ કહેલા સમયે થયાં ન હોય તે તે શ્રાદ્ધ આગળ આવતા તંત્રની સાથે કરવાં એમ કહેછે." કોઈ ગ્રંથકાર, આબ્દિકશ્રાદ્ધ પણ ઉક્ત સમયે થયું ન હોય અને દર્શાદિક કાળનો અસંભવ હોય તો આવતા માસની તે તિથિએ કરવું, એમ કેહેછે. આશૌચ વિના વ્યાધિ ઇત્યાદિક વિઘ્ન તથા વિસ્મરણ છતાં એવોજ નિર્ણય જાણવો. કોઇ ગ્રંથકાર, વ્યાધિ ઇત્યાદિક વિઘ્ન પ્રાપ્ત થયું હોય તો પુત્રાદિકવતિ તે દિવસેજ અન્ને કરી વાર્ષિકશ્રાદ્ધ કરાવવું, એમ કેહેછે.

---

**अथभार्यारजोदोषे तत्रदर्शयुगादिमन्वाद्यष्टकान्वष्टकादिश्राद्धानिपाककर्त्रंतरसत्त्वेन्नेमतद्दिनेकार्याण्यन्यथामादिव्रव्येण कालादर्शोदर्शश्राद्धंपंचमेहनीतिपक्षांतरमाह सकृन्महालयस्तुदर्शेभार्यारजसिमुख्यकालातिक्रमभियातत्रैवकार्यः एवमाश्विनशुक्लपंचम्यंत**

---

૧ ઇગ્યારમા દિવસનું ઉલ્લંઘન થયા છતાં મળ માસમાં કરવું નહિ એવો અર્થ.

कालेप्यूर्ध्वं अष्टम्यादौसकृन्महालयोभार्यारजोदोषेनकार्यः कालांतरसत्त्वादित्यादिमहालयप्रकरणोक्तमनुसंधेयं प्रत्याब्दिकंमासिकंचरजोदोषेपितद्दिनएवकार्यमित्येकःपक्षः पंचमेहनिकार्यमित्यपरः पक्षद्वयेपिग्रंथसंमतिःशिष्टाचारसंमतिश्च भार्यांतरसत्त्वेतद्दिनएवेतिसर्वसंमतं तद्दिनेकरणपक्षेश्राद्धकालेरजस्वलादर्शनादिकंवर्ज्यं तेनताद्दशगृहासंभवेयोग्यपाककर्त्रसंभवेचपंचमेहनीतिपक्षःश्रेयान् अपुत्रास्त्रीरजोदोषेभर्तुराब्दिकादिकंपंचमेहनिकुर्यान्नत्वन्यद्वारातद्दिने ॥

## હવે સ્ત્રી રજસ્વલા થઈ હોય તેનો નિર્ણય કેહેછે.

તેમાં દર્શ, યુગાદિ, મન્વાદિ, અષ્ટકા, અને અન્વષ્ટકા ઇત્યાદિ શ્રાદ્ધ પાક કરનારો બીજો હોય તો અન્નવડે તે દિવસે કરવાં, પાક કરનારો ન હોય તો આમાન્ન આદિ દ્રવ્યવડે કરવાં. કાળાદર્શ ગ્રંથ, દર્શશ્રાદ્ધ પાંચમે દિવસે કરવું, એવો બીજો પક્ષ કેહેછે. સકૃન્મહાલય તો, દર્શને દિવસે સ્ત્રી રજસ્વલા થયા છતાં મુખ્ય કાળનું ઉલ્લંઘન થાયછે એ ભયથી તેજ દિવસે કરવું. એ રીતે આશુ સુદ પંચમી પર્યંત જે કાળ તેવિષે પણ એવોજ નિર્ણય જાણવો. સ્ત્રી રજસ્વલા છતાં આઠમ ઇત્યાદિ દિવસે સકૃન્મહાલય કરવું નહી; કારણ, તેને બીજો કાળ છે, ઇત્યાદિક મહાલયપ્રકરણમાં કહેલો નિર્ણય જાણવો. પ્રતિવાર્ષિકશ્રાદ્ધ અને માસિકશ્રાદ્ધ એ સ્ત્રી રજસ્વલા છતાં પણ તેજ દિવસે કરવાં એવો એક પક્ષ. પાંચમે દિવસે કરવાં એ બીજો પક્ષ. બન્ને પક્ષવિષે ગ્રંથની સંમતિ તથા શિષ્ટાચારની સંમતિ છે. બીજી સ્ત્રી હોય તો તે દિવસેજ કરવાં એ સર્વસંમત છે. તે દિવસે કરવાનો પક્ષ હોય તો શ્રાદ્ધકાળે રજસ્વલાનું દર્શન ઇત્યાદિક વર્જ્ય કરવું. એથી તેવાં ( રજસ્વલાનું દર્શન ન થાય એવાં) ઘરનો સંભવ ન હોય તથા યથાયોગ્ય પાક કરનારો ન હોય તો પાંચમે દિવસે કરવું એ પક્ષ ઉત્તમ છે. પુત્રરહિત સ્ત્રી રજસ્વલા થઈ હોય તો તેણે પતિનું વાર્ષિકાદિ શ્રાદ્ધ પાંચમે દિવસે. કરવું, પણ અન્યદ્વારાએ તે દિવસે કરાવવું નહિ.

---

अथपतिमुद्दिश्याग्निप्रवेशे तत्रसहगमनमेवविप्राणां क्षत्रियादेस्तुसहगमनमनुगमनंच एकचित्यारोहेणदंपत्योःसहैवमंत्रवद्दाहःसहगमनं भर्तुःसमंत्रकदाहोत्तरंपृथक्चिताग्निप्रवेशोनुगमनं तत्रोभयत्रापितिथ्यैक्येएकदिनेएवतंत्रेणपाकादिकृत्वादर्शवत्षट्पिंडषड्दैवविप्रभेदयुतंपितृपार्वणमातृपार्वणविशिष्टंश्राद्धंकार्यं विश्वेदेवास्तुभिन्नाभिन्नावा तिथिभेदेपिश्राद्धदिनैक्येएवमेव तिथिभेदाच्छ्राद्धदिनभेदेतुवार्षिकादिपृथगेवकार्यं केचित्तु सहगमनेतिथिभेदेपिभर्तुःक्षयाहश्राद्धदिनेएवपत्न्याःश्राद्धंनतुदिनांतरइत्याहुस्तदल्पकालव्यवधानेयोज्यं नतुद्वित्र्यादितिथिव्यवधाने ॥

## હવે પતિને ઉદ્દેશે સ્ત્રીએ અગ્નિમાં પ્રવેશ કીધો હોય તેવિષે કેહેછે.

તેમાં બ્રાહ્મણને સહગમનજ કહ્યુંછે. ક્ષત્રિયાદિકોને તો સહગમન અને અનુગમન એ બન્ને કહ્યાંછે. એક ચિતા ઉપરે ચડાવી સ્ત્રી પુરૂષ બન્નેનો સાથેજ મંત્રસહિત જે દાહ કરવો તે સહગમન છે. પતિનો મંત્રસહિત દાહ થયા પછી જુદી ચિતામાં જે

અગ્નિપ્રવેશ કરવો તે અનુગમન છે. તેમાં ( સહગમન અને અનુગમન ) એ બન્ને પક્ષમાં બન્નેની એક તિથી હોય તો એક દિવસેજ એકતંત્રે પાક ઇત્યાદિ કરી દર્શ પ્રમાણે છ પિંડ, જુદા જુદા બ્રાહ્મણને છ અર્ઘ્ય, અને પિતૃપાર્વણ તથા માતૃપાર્વણે યુક્ત શ્રાદ્ધ કરવું. વિશ્વેદેવા તો એકજ અથવા જુદા જુદા કરવા એવો વિકલ્પ છે. તિથિ જુદી હોય તો પણ શ્રાદ્ધદિવસ એક છતાં એવોજ નિર્ણય જાણવો. તિથિ જુદી હોવાથી શ્રાદ્ધદિવસ ભિન્ન આવે તો વાર્ષિકાદિક શ્રાદ્ધ જુદાજ કરવાં. કોઈ ગ્રંથકાર તો, સહગમનવિષે તિથિ ભિન્ન હોય તો પણ પતિનાં ક્ષયાહશ્રાદ્ધને દિવસેજ સ્રીનું શ્રાદ્ધ કરવું, બીજે દિવસે કરવું નહી, એવું જે કેહેછે તે અલ્પ કાળનું અંતર હોય તો તેવિષે જોડવું, બે ત્રણ ઇત્યાદિ તિથિનું અંતર હોય તો તેવિષે જોડવું નહી.

---

अथश्राद्धसंपातेनिर्णयः तत्रपित्रोर्मृताहैक्येपूर्वंपितुःश्राद्धंततःपाकभेदेनमातुरित्युक्तं गृहदाहादिनासपिंडानांयुगपन्मरणेसंबंधसामीप्यक्रमेणश्राद्धानिपाकभेदेनपृथक्कुर्यात् पृथक्पाकेनभिन्नश्राद्धाशक्तौ तंत्रेणश्रपणंकृत्वाश्राद्धंकुर्यात्पृथक्पृथक् क्रमेणैकदिनेमरणेमरणक्रमेण तत्रैकदिनेएकस्त्रयाणांश्राद्धानिनकुर्यात् वार्षिकश्राद्धत्रयप्राप्तौश्राद्धद्वयंस्वयं कुर्यात् तृतीयादिभ्रात्रादिनाकारयेद्दिनांतरेवाकुर्यात् पित्रोःसपिंडस्यचसंपातेतूक्तं श्राद्धंकृत्वातुतस्यैवपुनःश्राद्धंनतद्दिने नैमित्तिकंतुकर्तव्यंनिमित्तोत्पत्त्यनुक्रमात् तथाषण्णवतिश्राद्धेषुसमानदेवताकत्वेतंत्रेणश्राद्धानिअधिकदेवताकत्वेपृथक्श्राद्धानि वार्षिकमासिकोदकुंभश्राद्धेषुनित्यश्राद्धंदर्शादिश्राद्धंचदेवतानांभेदात्पृथक्कार्यं महालयेतीर्थश्राद्धेदर्शादिषण्णवतिषुचनित्यश्राद्धस्यप्रसंगसिद्धिः मासिकेनोदकुंभश्राद्धस्यप्रसंगसिद्धिः तत्रप्रसंगसिद्धिस्थलेदर्शादिकंप्रसंगिश्राद्धमेवसंकल्पपूर्वंसांगमनुष्ठेयं प्रसंगसिद्धंतुनित्यादिकं नसंकल्पादावुच्चार्यमितिलोपापरपर्यायएवप्रसंगसिद्धिपदेनोच्यते तंत्रसिद्धौतुप्रकारद्वयंभाति दर्शव्यतीपातश्राद्धयोस्तंत्रानुष्ठानेषट्पुरुषानुद्दिश्यदर्शश्राद्धंव्यतीपातश्राद्धंचतंत्रेणकरिष्येइतिसंकल्प्य दर्शपातश्राद्धयोःदेवार्थक्षणःकरणीयइतिदैवेनिमंत्र्यदर्शपातश्राद्धयोःपित्राद्यर्थेक्षणःकरणीयइतिवर्गद्वयार्थविप्रद्वयादिकंनिमंत्र्यैकमेवश्राद्धंकार्यमित्येकःप्रकारः अथवापूर्ववत्संकल्प्यदैवेतंत्रेणैकमेवविप्रंनिमंत्र्यषोडशमासिकतंत्रवत्दर्शश्राद्धेक्षणःकरणीयइतिदर्शविप्रनिमंत्रणानंतरंव्यतीपातश्राद्धेक्षणइतिविप्रांतरंनिमंत्र्यविप्रचतुष्टयादियुतं पातश्राद्धेपिंडाभावात्षडर्घ्यपिंडयुतंश्राद्धमेकेनैवपाकेनकार्यमित्यपरःप्रकारः एवंत्रिचतुरादिश्राद्धानांतंत्रेऊह्यं अत्रपक्षद्वयेविचार्ययुक्ततरपक्षःसद्भिरनुष्ठेयः ॥

## હવે એક દિવસે અનેક શ્રાદ્ધ પ્રાપ્ત થયા છતાં નિર્ણય કેહેછે.

તેમાં માતા પિતાનો મૃત્યુદિવસ એક હોય તો પ્રથમ પિતાનું શ્રાદ્ધ કરી પછી જુદા પાકવડે માતાનું શ્રાદ્ધ કરવું એમ પ્રથમ (પત્ર ૬૬૦ માં) કહ્યુંછે. ઘરનો દાહ ઇત્યાદિ કારણ હોવાથી સપિંડોનું એક સમયે મરણ થયાં છતાં જેનો સંબંધ સમીપે હોય તે ક્રમેથી જુદા પાક કરી શ્રાદ્ધો કરવાં. ભિન્ન ભિન્ન પાક કરી જુદાં જુદાં શ્રાદ્ધ કરવાની શક્તિ ન હોય તો "એકતંત્રે પાક કરી શ્રાદ્ધ જુદાં જુદાં કરવાં" ક્રમેકરી

એક દિવસે મરણ થયા છતાં મરણને ક્રમેકરી કરવાં. તેમાં એક દિવસે એક ત્રણનાં શ્રાદ્ધ કરવાં નહિ. ત્રણ વાર્ષિકશ્રાદ્ધ પ્રાપ્ત થયા છતાં બે શ્રાદ્ધ પોતે કરવાં. ત્રીજું ઇત્યાદિ શ્રાદ્ધ ભાઈ ઇત્યાદિકવતિ કરાવવું, અથવા બીજે દિવસે પોતે કરવું. માતા, પિતા તથા સપિંડોનું શ્રાદ્ધ એક દિવસે પ્રાપ્ત થયું હોય તો તેવિષે પ્રથમ (પત્ર૬૬૦માં) કહ્યુંછે. "એક વાર જેનું કીધું તેનુંજ ફરી શ્રાદ્ધ તે દિવસે કરવું નહી; નિમિત્તની ઉત્પત્તિમાં અનુક્રમ છે માટે નૈમિત્તિક હોય તો કરવાં." એટલે છતુ શ્રાદ્ધમાં જેના દેવતા એકજ હોય તે શ્રાદ્ધ એકતંત્રે કરવાં; અધિક દેવતા હોય તો જુદાં કરવાં. વાર્ષિક, માસિક અને ઉદકુંભ શ્રાદ્ધ છતાં નિત્યશ્રાદ્ધ તથા દર્શાદિક શ્રાદ્ધના દેવતા ભિન્ન હોવાથી તે શ્રાદ્ધ ભિન્ન કરવાં. મહાલય, તીર્થશ્રાદ્ધ અને દર્શાદિક છતુ શ્રાદ્ધ છતાં નિત્યશ્રાદ્ધની પ્રસંગસિદ્ધિ થાયછે. માસિકશ્રાદ્ધવડે ઉદકુંભ શ્રાદ્ધની પ્રસંગસિદ્ધિ થાયછે. તે પ્રસંગસિદ્ધિને સ્થળે દર્શાદિક પ્રસંગી (સમય પ્રાપ્ત) શ્રાદ્ધજ સંકલ્પપૂર્વક સાંગ (અંગસહિત) કરવું. પ્રસંગસિદ્ધ જે નિત્યાદિક તેનો તો સંકલ્પાદિવિષે ઉચ્ચાર કરવો નહી એવો જે લોપ તે છે બીજું નામ જેનું તે પ્રસંગસિદ્ધિ પદેકરી કેહેવાયછે. તંત્રસિદ્ધિવિષે તો બે પ્રકાર ભાસેછે—દર્શશ્રાદ્ધ તથા વ્યતીપાતશ્રાદ્ધ એ બન્ને એકતંત્રે કર્તવ્ય છતાં છ પુરૂષનો ઉદ્દેશ કરી "**दर्शश्राद्धं व्यतीपातश्राद्धं च तंत्रेण करिष्ये,**" એવો સંકલ્પ કરી "**दर्शपातश्राद्धयोः देवार्थे क्षणः करणीयः**" એ રીતે દૈવ બ્રાહ્મણનું નિમંત્રણ કરી "**दर्शपातश्राद्धयोः पित्राद्यर्थे क्षणः करणीयः**" એ રીતે બે (પિતા, માતામહ, વર્ગમાટે બે ઇત્યાદિક બ્રાહ્મણનું નિમંત્રણ કરી એકજ શ્રાદ્ધ કરવું, એ એક પ્રકાર. અથવા પ્રથમ પ્રમાણે સંકલ્પ કરી દેવની પાસે એકતંત્રે એકજ બ્રાહ્મણને નિમંત્રણ કરી સોળ માસિકશ્રાદ્ધનાં તંત્રની પેઠે "**दर्शश्राद्धेक्षणः करणीयः**" એ રીતે દર્શના બ્રાહ્મણનું નિમંત્રણ કીધા પછી "**व्यतीपातश्राद्धे क्षणः०**" એ રીતે બીજા બ્રાહ્મણનું નિમંત્રણ કરી ચાર ઇત્યાદિ બ્રાહ્મણે યુક્ત, વ્યતીપાતશ્રાદ્ધમાં પિંડદાન નથી માટે છ અર્ધ્યે યુક્ત, અને પિંડસહિત શ્રાદ્ધ એકજ પાકવડે કરવું એવો બીજો પ્રકાર. એ રીતે ત્રણ, ચાર ઇત્યાદિ શ્રાદ્ધના તંત્રવિષે એવોજ પ્રકાર જાણવો. એ બન્ને પક્ષમાં વિચાર કરી બે પક્ષમાંથી જે યોગ્ય પક્ષ હોય તે વિદ્વાનોએ ગ્રહણ કરવો.

---

**मयूखेतुसपिंडकेनदर्शश्राद्धेनापिंडकस्यव्यतीपातादिश्राद्धस्यैकदेवताकस्यप्रसंगसिद्धिरेवनतंत्रसिद्धिस्तंत्रोदाहरणंतुपातसंक्रांत्यादिरित्युक्तं यत्त्वन्वष्टक्येनपितृमातृवार्षिकमासिकयोःप्रसंगसिद्धिरित्युक्तंतन्महालयेनवार्षिकसिद्ध्यापत्त्याबहुग्रंथविरुद्धं यत्रचदर्शवार्षिकश्राद्धादौ देवताभेदाच्छ्राद्धभेदस्तत्रनिमित्तानियतिश्चात्रपूर्वानुष्ठानकारणमितिवाक्यात् पूर्वंवार्षिकंततोदर्शः यत्सर्वान्प्रत्येकरूप्येणैकदानप्राप्तोनितदनियतनिमित्तकंवार्षिकंमासिकंवापूर्वंकार्यमितिवाक्यार्थः वार्षिकमासिकादीनांसंपातेपितृपूर्वकत्वंसंबंधसामीप्यादिकंचानुपदमेवोक्तं दर्शमहालययोःसंपातेपूर्वंमहालयस्ततोदर्शः दर्शेवार्षिकमहालययोःप्राप्तौपूर्वंवार्षिकंततोमहालयस्ततोदर्शइतित्रयंपाकभेदेन विस्तरोमहालयप्रकरणेतथाकाम्यतंत्रेणनित्यस्यतंत्रंश्राद्धस्यासिद्ध्यति ॥**

મયૂખમાં તો, પિંડસહિત દર્શશ્રાદ્ધવડે પિંડરહિત અને એક દેવતાવાળાં વ્યતીપાત આદિ શ્રાદ્ધની પ્રસંગસિદ્ધિજ થાયછે, તંત્રસિદ્ધિ નથી. તંત્રનું ઉદાહરણ તો, વ્યતીપાત સંક્રાંતિ ઇત્યાદિક છે, એમ કહ્યુંછે. અન્વષ્ટક્યશ્રાદ્ધે કરી પિતા તથા માતાનાં વાર્ષિક તથા માસિકશ્રાદ્ધની પ્રસંગસિદ્ધિ થાયછે એમ જે કહ્યું ત્યારે તો મહાલયશ્રાદ્ધવડે વાર્ષિકશ્રાદ્ધની સિદ્ધિ પણ થસે, અને એમ જો માનિએ તો બહુ ગ્રંથોસાથે વિરોધ થાયછે. જ્યહાં દર્શ તથા વાર્ષિક ઇત્યાદિ શ્રાદ્ધમાં જુદા દેવતા હોવાથી શ્રાદ્ધ ભિન્ન કરવાં પડેછે ત્યહાં "નિમિત્તનો જે અનિયમ (નિયમરહિતપણું) તે આ ઠેકાણે પ્રથમ કરવાનું કારણ છે" એવું વાક્ય હોવાથી પ્રથમ વાર્ષિકશ્રાદ્ધ કરી પછી દર્શશ્રાદ્ધ કરવું. સઘળાઓપ્રત્યે જે એક કાળે એક રૂપથી પ્રાપ્ત થતાં નથી તે અનિયમિતનિમિત્તક એવાં વાર્ષિક અથવા માસિકશ્રાદ્ધ પ્રથમ કરવાં એવો વાક્યાર્થ છે. વાર્ષિક અને માસિક ઇત્યાદિ એક દિવસે કરવાનાં હોય તો પ્રથમ પિતાનું પછી બીજાનું તથા જેનો સંબંધ સમીપે હોય તે ક્રમેથી કરવાં એમ સમીપમાંજ કહ્યુંછે. દર્શ અને મહાલય એ એક દિવસે કર્તવ્ય હોય તો પ્રથમ મહાલય પછી દર્શશ્રાદ્ધ કરવું. દર્શને દિવસે વાર્ષિક તથા મહાલય પ્રાપ્ત થયા છતાં પ્રથમ વાર્ષિક પછી મહાલય ત્યાર પછી દર્શ એ રીતે ત્રણ જુદા જુદા પાક કરી કરવાં. એનો વિસ્તાર મહાલયપ્રકરણમાં કહ્યોછે. તેમજ કામ્યશ્રાદ્ધના તંત્ર (કરવા) થકી નિત્યશ્રાદ્ધના તંત્રની સિદ્ધિ થાયછે.

---

अथसंक्रांत्ययनद्वयविषुवद्वययुगादिमन्वादिभाद्रकृष्णत्रयोदशीश्रोत्रियागमनप्रयुक्तमघाभरणीमघायुतत्रयोदशीवैधृतिव्यतीपातोपरागपुत्रोत्पत्तिनिमित्तकालभ्ययोगनिमित्तकश्राद्धानिप्रौष्ठपदीभिन्नसर्वपौर्णमासीश्राद्धानिचैतानिश्राद्धानिपिंडरहितानिसांकल्पविधिनाकार्याणि एषुदर्शवत्षट्पुरुषोद्देशः तेनैषामेककालसंपातेतंत्रेणसिद्धिःनित्यश्राद्धस्यप्रसंगसिद्धिःउपरागश्राद्धस्यभिन्नकालत्वेपृथगनुष्ठानम् उपरागश्राद्धेनसंक्रांतिदर्शादिश्राद्धानांप्रसंगसिद्धिरितिप्रथमपरिच्छेदेमतांतरमुक्तं पुत्रोत्पत्तिनिमित्तकश्राद्धस्यनवदेवताकत्वात्पृथगनुष्ठानं तच्चहेम्नैवकार्यंनत्वामेननान्नेनेति इतिश्राद्धसंपातेनिर्णयः ॥

હવે સંક્રાંતિ, બે અયન, બે વિષુવ (મેષ તથા તુલા સંક્રાંતિ), યુગાદિ, મન્વાદિ; ભાદરવા વદ તેરસ, શ્રોત્રિય બ્રાહ્મણનાં આવવાથી કરવાનું, મઘા, ભરણી, મઘાયુક્ત તેરસ, વૈધૃતિ, વ્યતીપાત, ગ્રહણ, પુત્ર ઉત્પન્ન થયો એ નિમિત્તથકી કરવાનું, અલભ્ય (ન મળે એવા) યોગનાં નિમિત્તથકી કરવાનું, ભાદરવા સુદ પૂનમ વિના સઘળી પૂનમનાં શ્રાદ્ધ એ શ્રાદ્ધો પિંડ રહિત, સંકલ્પવિધિવડે કરવાં. એ શ્રાદ્ધોવિષે દર્શની પેઠે છ પુરૂષનો ઉચ્ચાર કરવો. એથી એક કાળે એ શ્રાદ્ધો પ્રાપ્ત થાય તો એમની તંત્રેકરી સિદ્ધિ થાયછે. નિત્યશ્રાદ્ધની પ્રસંગસિદ્ધિ કરવી. ગ્રહણનાં શ્રાદ્ધનો કાળ જુદો હોય તો જુદું કરવું. ગ્રહણનાં શ્રાદ્ધવડે સંક્રાંતિ, દર્શ ઇત્યાદિ શ્રાદ્ધની પ્રસંગસિદ્ધિ થાયછે એ રીતે પ્રથમ પરિચ્છેદમાં (પત્ર ૫૬ માં) બીજો મત કહ્યોછે. પુત્ર ઉત્પન્ન થયો એ નિમિત્તથકી કરવાનાં શ્રાદ્ધન

નવ દેવતા છે માટે તે જુદું કરવું, પણ તે હિરણ્યવડેજ કરવું, આમાન્નવડે કરવું નહી, તથા અન્નવડે પણ કરવું નહી. એ પ્રમાણે એક દિવસે અનેક શ્રાદ્ધ પ્રાપ્ત થયાં હોય તો તેનો નિર્ણય કહ્યો.

---

अथतिलतर्पणं तच्चयच्छ्राद्धेयावंतःपितरस्तर्पितास्तावत्पितृगणोद्देशेनतच्छ्राद्धांगत्वेनतिलैस्तर्पणंकार्यम् तत्रकालनियमः पूर्वंतिलोदकंदर्शेप्रत्यब्देतुपरेहनीत्यादि तदयंनिष्कर्षः दर्शश्राद्धेश्राद्धात्पूर्वंश्राद्धांगतिलतर्पणं तत्रविप्रनिमंत्रणोत्तरंपाकारंभोत्तरंवाब्रह्मयज्ञकरणेब्रह्मयज्ञांगनित्यतर्पणेनैवदर्शांगतिलतर्पणस्यसिद्धिः ततःपूर्वंवैश्वदेवोत्तरंवाब्रह्मयज्ञकरणे श्राद्धीयषट्पुरुषोद्देशेनश्राद्धांगतर्पणंकृत्वाश्राद्धारंभःकार्यः प्रत्याहिकंपितृतर्पणंतुब्रह्मयज्ञकालेकार्यम् एवंयुगादिमन्वादिसंक्रांतिपौर्णमासीवैधृतिव्यतीपातश्राद्धेषुदर्शवत्पूर्वमेव तीर्थश्राद्धेसर्वपितृद्देशेनपूर्वं वार्षिकश्राद्धेपरेद्युरेवश्राद्धीयदेवतात्रयोद्देशेन वार्षिकश्राद्धदिने नित्यतर्पणंतिलैर्नकार्यम् सकृन्महालयेसर्वपितृद्देशेनपरेद्युरेव अन्येषुमहालयपक्षेष्वष्टकान्वष्टकापूर्वेद्युःश्राद्धेषुमाघ्यावर्षाधोदयगजच्छायाषष्ठीभरणीमघाश्राद्धेषुहिरण्यश्राद्धेचानुव्रज्यतर्पणंश्राद्धीयदेवतोद्देशेन श्राद्धसंपातेतुयदितत्प्रसंगसिद्धिस्तदातदीयमेवतर्पणं तंत्रत्वेतुपूर्वतर्पणवतांपश्चात्तर्पणवतांचश्राद्धानांसमसंख्यत्वेआदावंतेवातर्पणं विषमसंख्यत्वेबह्वनुरोधेन संक्रांतिषुग्रहणेपित्रोःश्राद्धेदर्शेव्यतीपातेपितृव्यादिश्राद्धेमहालयेचानिषिद्धेपि दिनेश्राद्धांगतिलतर्पणंकार्यमितिकेचित् अन्येतुसर्वत्रश्राद्धांगतर्पणेकोपितिथ्यादिनिषेधो नेत्याहुः ॥

## હવે તિલતર્પણ કેહેછે.

તે તિલતર્પણ, જે શ્રાદ્ધમાં જેટલા પિત્રોને તૃપ્ત કીધા તેટલા પિતૃગણનો ઉદ્દેશ કરી તે શ્રાદ્ધનું અંગરૂપ, તિલવડે તર્પણ કરવું. **તેમાં કાળનો નિયમ કેહેછે—** "દર્શશ્રાદ્ધમાં પ્રથમ, અને પ્રતિસાંવત્સરિક શ્રાદ્ધમાં બીજે દિવસ," ઇત્યાદિ. **તેનો એ તાત્પર્ય**–દર્શશ્રાદ્ધવિષે શ્રાદ્ધથકી પ્રથમ શ્રાદ્ધનું અંગભૂત તિલતર્પણ કરવું. તેમાં બ્રાહ્મણને નિમંત્રણ કીધા પછી અથવા પાકનો આરંભ કીધા પછી બ્રહ્મયજ્ઞ કરવાનો હોય તો બ્રહ્મયજ્ઞનાં અંગભૂત નિત્યતર્પણથકીજ દર્શશ્રાદ્ધનાં અંગભૂત તિલતર્પણની સિદ્ધિ થાયછે. બ્રાહ્મણોનું નિમંત્રણ કરવાથી પ્રથમ અથવા વૈશ્વદેવ પછી બ્રહ્મયજ્ઞ કર્તવ્ય હોય તો શ્રાદ્ધસંબંધિ છ પુરૂષને ઉદ્દેશેકરી શ્રાદ્ધનું અંગભૂત તર્પણ કરી શ્રાદ્ધનો આરંભ કરવો. નિત્ય પિતૃતર્પણ કરવું તે તો, બ્રહ્મયજ્ઞ સમયે કરવું. એ રીતે યુગાદિ, મન્વાદિ, સંક્રાંતિ, પૂર્ણમાસિ, વૈધૃતિ અને વ્યતીપાત એ નિમિત્તથકી કરવાના શ્રાદ્ધવિષે દર્શ પ્રમાણે પ્રથમજ કરવું. તીર્થશ્રાદ્ધવિષે સઘળા પિત્રોને ઉદ્દેશેકરી પ્રથમ કરવું. વાર્ષિકશ્રાદ્ધવિષે શ્રાદ્ધસંબંધિ ત્રણ દેવતાને ઉદ્દેશેકરી બીજે દિવસેજ કરવું. વાર્ષિકશ્રાદ્ધને દિવસે નિત્યતર્પણ તિલવડે કરવું નહી. સકૃન્મહાલયવિષે સઘળા પિતૃને ઉદ્દેશી બીજે દિવસેજ કરવું. બીજા મહાલયના પક્ષ, અષ્ટકા, અન્વષ્ટકા પૂર્વેદ્યુઃશ્રાદ્ધ, માઘ્યાવર્ષ, અર્ધોદય, ગજચ્છાયા, ષષ્ઠી, ભરણી, મઘા, એ શ્રાદ્ધવિષે તથા હિરણ્યશ્રાદ્ધવિષે શ્રાદ્ધના દેવતાઓને ઉદ્દેશી શ્રાદ્ધ

પછી તેજ સમયે તર્પણ કરવું. એક દિવસે બે ત્રણ શ્રાદ્ધ છતાં જો તે શ્રાદ્ધોની પ્રસંગસિદ્ધિ હોય તો તે (એકજ) તર્પણ કરવું. તંત્ર હોય તો, પૂર્વતર્પણયુક્ત તથા પાછળ તર્પણયુક્ત એવાં શ્રાદ્ધની સરખી સંખ્યા છતાં આદ્યમાં અથવા અંતે તર્પણ કરવું. વિષમ સંખ્યા હોય તો ઘણાંને અનુસારે એટલે પૂર્વતર્પણયુક્ત તથા પાછળ તર્પણયુક્ત એઓમાં જેની સંખ્યા અધિક હોય તેને અનુસારે પ્રથમ કિંવા અંતે કરવું. સંક્રાંતિ, ગ્રહણ, માતા પિતાનું શ્રાદ્ધ, દર્શ, વ્યતીપાત, કાકા ઇત્યાદિકનું શ્રાદ્ધ, અને મહાલયવિષે નિષિદ્ધ દિવસો છતાં પણ શ્રાદ્ધનું અંગભૂત તિલતર્પણ કરવું એમ કેટલાએક ગ્રંથકાર કેહેછે. બીજા ગ્રંથકાર તો, સર્વત્ર શ્રાદ્ધનાં અંગભૂત તિલતર્પણવિષે તિથિ ઇત્યાદિકનો કોઇ પણ નિષેધ નથી એમ કેહેછે.

अथश्राद्धांगतर्पणनिषेधः वृद्धिश्राद्धेसपिंड्यांचप्रेतश्राद्धेनुमासिके संवत्सरविमोकेचनकुर्यात्तिलतर्पणम् तत्रतर्पणप्रकारः परेहनितर्पणेस्नात्वातर्पणंकृत्वानित्यस्नानंप्रातःसंध्यांचकुर्यात् यद्वानित्यस्नानप्रातःसंध्योत्तरंश्राद्धांगतर्पणंसंबंधनामगोत्ररूपाणिद्वितीयांतान्युच्चार्यस्वधानमस्तर्पयामीतिबव्हृचैर्दक्षिणहस्तेनान्यैरंजलिनात्रिस्त्रिस्तर्पयेत् प्रत्यंजलिमंत्रावृत्तिः एवंनित्यतर्पणेपिज्ञेयम् ॥

## હવે શ્રાદ્ધનાં અંગભૂત તર્પણનો નિષેધ કેહેછે.

"વૃદ્ધિશ્રાદ્ધ, સપિંડીશ્રાદ્ધ, પ્રેતશ્રાદ્ધ, અનુમાસિક અને સંવત્સરવિમોક (અબ્દપૂર્તિ) શ્રાદ્ધવિષે તિલતર્પણ કરવું નહી." **તે તર્પણનો પ્રકાર—** બીજે દિવસે તર્પણ કરવાનું હોય તો સ્નાન કરી તર્પણ કરી નિત્યસ્નાન તથા પ્રાતઃસંધ્યા એ કરવાં. અથવા નિત્યસ્નાન તથા પ્રાતઃસંધ્યા કીધા પછી શ્રાદ્ધનું અંગભૂત તર્પણ કરવું. તે આ રીતે—સંબંધ, નામ, ગોત્ર અને રૂપ એ દ્વિતીયાવિભક્ત્યંત બોલાવી "**स्वधा नमस्तर्पयामि**" એમ કહી ઋગ્વેદીઓએ જમણા હાથવડે અને બીજી શાખાવાળાઓએ અંજળીવડે ત્રણ ત્રણ વાર તર્પણ કરવું. એક એક અંજળીપ્રત્યે મંત્રની આવૃત્તિ કરવી, અને નિત્યતર્પણવિષે પણ એવોજ નિર્ણય જાણવો.

अथब्रह्मयज्ञांगेनित्यतर्पणेतिलयुक्ततर्पणनिषेधकालः रविभौमभृगुवारेषुप्रतिपत्षष्ठ्येकादशीसप्तमीत्रयोदशीषुभरणीकृत्तिकामघासुनिशिसंध्यासुगृहेजन्मनक्षत्रेशुभकार्यदिनेऽन्यदीयेशोभनयुतगृहेमन्वादिषुयुगादिषुगजच्छायायामयनद्वयेचतिलतर्पणंमृदास्नानंपिंडदानंचनकार्यं केचिदयनद्वयेयुगादिमन्वादिषुतिलतर्पणंनदोषायेत्याहुः विवाहव्रतचूडासुवर्षमर्धंतदर्धकमन्यत्रसंस्कारेमासंमासार्धंवातिलतर्पणादिकंमहालयगयाक्षयाहश्राद्धंविनानकार्यमित्युक्तं अत्रनिषिद्धदिनेतिलालाभेवाहेमरौप्ययुतहस्तेनदर्भयुतहस्तेनवानित्यतर्पणंकार्यं॥

**હવે બ્રહ્મયજ્ઞનાં અંગભૂત નિત્ય તર્પણવિષે તિલયુક્ત તર્પણના નિષેધનો કાળ કેહેછે**—રવિ વાર, ભૌમ વાર, શુક્ર વાર, એકમ, છઠ, એકાદશી, સપ્તમી, ત્રયોદશી, ભરણી, કૃત્તિકા, મઘા, રાત્રિ, સંધ્યાકાળ, ઘર, જન્મનક્ષત્ર, શુભ કાર્યનો દિવસ, શુભકાર્યે યુક્ત પરાયું ઘર, મન્વાદિ તિથિ, યુગાદિ તિથિ, ગજચ્છાયા

અને બે અયનવિષે તિલતર્પણ, મૃત્તિકાસ્નાન અને પિંડદાન એ કરવાં નહી. કોઇ ગ્રંથકાર; બે અયન દિવસ, યુગાદિ અને મન્વાદિને દિવસે તિલતર્પણ કીધા છતાં દોષ નથી, એમ કેહેછે. વિવાહ, જનોઇ અને ચૌલ એ થયા છતાં ક્રમેકરી વર્ષ, ૭ માસ અને ત્રણ માસ; બીજા સંસ્કારવિષે એક માસ અથવા અર્ધ માસ પર્યંત તિલતર્પણાદિક મહાલય, ગયાશ્રાદ્ધ, અને સાંવત્સરિક શ્રાદ્ધ વિના કરવું નહી એમ કહ્યુંછે. એ નિષિદ્ધ દિવસે અથવા તિલનો અભાવ હોય તો સુવર્ણ, રૂપું એણેયુક્ત હાથવતી અથવા દર્ભયુક્ત હાથવડે નિત્યતર્પણ કરવું.

---

अथतिथ्यादिनिषेधापवादः तीर्थेतिथिविशेषेचगयायांप्रेतपक्षके निषिद्धेपिदिनेकुर्यात्तर्पणंतिलमिश्रितमिति तिथिविशेषोष्टकादिरितिमयूखे अत्रकातीयानांकेषांचिद्वार्षिकादौपरेहनिभरण्यादौविसर्जनांतेचश्राद्धांगतर्पणाचारोनदृश्यतेतत्रमूलंमृग्यं क्षयाहश्राद्धदिनेनित्यतर्पणेतिलग्रहणंतुबहुग्रंथविरुद्धं ॥

**હવે તિથિ ઇત્યાદિકના નિષેધનો અપવાદ** ( બાધ ) કેહેછે—"તીર્થ, તિથિવિશેષ, ગયાશ્રાદ્ધ અને પ્રેતપક્ષ ( ભાદરવાનું કૃષ્ણ પક્ષ ) એઓનેવિષે જો નિષિદ્ધ દિવસ હોય તો પણ તિલતર્પણ કરવું." તિથિવિશેષ એટલે અષ્ટકાદિક તિથિ, એ રીતે મયૂખમાં છે. આ વિષયમાં કેટલાએક કાત્યાયનોનો, વાર્ષિકાદિક શ્રાદ્ધમાં બીજે દિવસે તથા ભરણી ઇત્યાદિક શ્રાદ્ધમાં વિસર્જન થયા પછી શ્રાદ્ધનું અંગભૂત તર્પણ કરવાનો આચાર દેખાતો નથી, તેવિષે મૂળ શું? તે શોધવું. સાંવત્સરિક શ્રાદ્ધને દિવસે નિત્યતર્પણમાં તિલ લેવા તે બહુ ગ્રંથોથી વિરૂદ્ધ છે.

---

अथनांदीश्राद्धेयद्वक्तव्यंतत्पूर्वार्धेप्रपंचितम् एतच्चोपनयनादिमहाकर्मसुपूर्वेद्युःकार्यं जातकर्माद्यल्पकर्मसुतदहरेवतत्रदेशकालौसंकीर्त्यसत्यवसुसंज्ञकाविश्वेदेवानांदीमुखामातृपितामहीप्रपितामह्योनांदीमुख्यः पितृपितामहप्रपितामहानांदीमु० मातामहमातुः० पत्नीसहितानांदी० एतानुद्दिश्यपार्वणविधानेनसपिंडंनांदीश्राद्धंकरिष्येइतिसंकल्पः अर्घ्यकालेनवैवपात्राण्यासाद्यतेषुद्वौद्वौकुशौनिधाययवोसिसोमदेवत्यइतिपूर्वोक्तोहेनयवानोप्योशंतस्त्वेतिद्वयोर्द्वयोरावाह्यामुकविश्वेदेवाःप्रीयंतांनांदीमुखामातरःप्रीयंतांनांदीमुखाःपितामह्यःप्रीयंतामित्यादिनायथालिंगंपात्राणिपुरतोन्यसेत् नांदीमुखामातरइदंतेवोर्घ्यमित्यादिनायथालिंगंद्वाभ्यामर्घ्यपात्रंविभज्यदेयंद्विर्द्विर्गंधदानं चतुर्थ्यंतानुद्दिश्यस्वाहाहव्यंनममेत्यादिदेववदन्नदानं पिंडदानकालेनांदीमुखाभ्योमातृभ्यःस्वाहानांदीमुखाभ्यःपितामहीभ्यःस्वाहेत्येवंप्रत्येकंद्वौद्वावित्यष्टादशपिंडान्दद्यात् अत्रानुमंत्रणंकृताकृतं एवंसर्वपित्र्यमपिसव्यादिनादेवधर्मेणैवकार्यमित्यादिसर्वंपूर्वार्धेतोज्ञेयं तत्रानुक्तोविशेषएवात्रोक्तः ॥

હવે નાંદીશ્રાદ્ધવિષે જે કેહેવાનું તેનો વિસ્તાર પૂર્વાર્દ્ધમાં (પત્ર ૨૩૧ થી ૨૩૫ માં) કરેલો છે. એ નાંદીશ્રાદ્ધ ઉપનયન આદિ મ્હોટાં કર્મવિષે પ્રથમ દિવસે કરવું. જાતકર્માદિક અલ્પ કર્મવિષે તે દિવસેજ કરવું. તેવિષે દેશ, કાળનો ઉચ્ચાર કરી "**सत्यवसुसंज्ञकाविश्वेदेवा नांदीमुखाः मातृपितामहीप्रपितामह्यो नांदीमुख्यः पितृपितामहप्र-**

पितामहा नांदीमु० मातामहमातुः० पत्नीसहितानांदी० एतानुद्दिश्य पार्वणविधानेन सपिंडं नांदीश्राद्धं करिष्ये, " એ રીતે સંકલ્પ જાણવો. અર્ઘ્ય સમયે નવજ પાત્ર માંડી તે પાત્ર ઉપરે બે બે દર્ભ રાખી " यवोसि सोमदैवत्य० " એ પ્રથમ કહેલા ઉચ્ચારવડે તે પાત્રમાં જવ છાંટી " उशंतस्त्वा० " એ મંત્રવડે બે બેનું આવાહન કરી " अमुकविश्वेदेवाः प्रीयंतां नांदीमुखामातरःप्रीयंतां नांदीमुखाःपितामह्यःप्रीयंतां" ઇત્યાદિક વાક્યેકરી જેવાં ચિન્હ હોય તેને અનુસારે પાત્ર આગળ માંડવાં. પછી " नांदीमुखामातरइदंवोर्ध्यं " ઇત્યાદિ વાક્યેકરી જેવું ચિન્હ હોય તેપ્રમાણે બન્નેને અર્ઘ્યપાત્રનો વિભાગ કરી દેવાં. બે બે વાર ચંદન દેવું. ચતુર્થી વિભક્તિ જેને અંતે હોય એવો ઉચ્ચાર કરી " स्वाहा हव्यं नमम " ઇત્યાદિ રીતે દેવતાની પેઠે અન્નદાન•કરવું. પિંડદાન સમયે " नांदीमुखाभ्यो मातृभ्यः स्वाहा, नांदीमुखाभ्यः पिता॰ महीभ्यःस्वाहा " એ રીતે એક એકને બે બે પિંડ એ પ્રમાણે અઢાર પિંડ દેવા. એ ઠેકાણે અનુમંત્રણ કરો અથવા ન કરો એમ છે. એ રીતે સઘળું પિતૃસંબંધિ કર્મ પણ સવ્ય ઇત્યાદિક દેવની રીતિ પ્રમાણેજ કરવું ઇત્યાદિ સઘળો પ્રકાર પૂર્વાર્ધમાંથી જાણવો. પૂર્વાર્ધમાં ન કહેલો વિશેષ પ્રકાર માત્ર ઇહાં કહ્યોછે.

---

अथविभक्ताविभक्तनिर्णयः तत्रजीवत्पितृकनिर्णयेश्राद्धाधिकारिनिर्णयेचप्रायेणोक्तम् विशेषस्तूच्यते विभक्तधनानांभ्रात्रादीनांसर्वेधर्माःपृथगेव सपिंड्यंतप्रेतकर्मषोडशमासिकानिचैकस्यैवेत्यादितुप्रागुक्तं अविभक्तानांतुधननिरपेक्षाणिस्नानसंध्याब्रह्मयज्ञमंत्रजपोपवासपारायणादीनिनित्यनैमित्तिककाम्यानिपृथगेव अग्निसाध्यंश्रौतस्मार्तनित्यकर्मापिपृथगेव पितृपाकोपजीवीस्याद्भ्रातृपाकोपजीविकइतिपक्षांतरंकात्यायनादिपरं पंचमहायज्ञमध्ये देवभूतपितृमनुष्ययज्ञाज्येष्ठस्यैव पाकभेदेआश्वलायनानांवैश्वदेवभेदोविकल्पेन ज्येष्ठेन कृतेवैश्वदेवेकनिष्ठस्यपाकसिद्धौतेनतूर्ष्णीकिंचिदन्नमग्नौक्षिप्त्वाविप्रायदत्वाभोक्तव्यमिति केचित् देवपूजातुपृथगेकत्रवा प्रतिवार्षिकदर्शसंक्रांतिग्रहणादिश्राद्धानिज्येष्ठस्यैव तीर्थे श्राद्धाद्यपियुगपत्सर्वेषामविभक्तानांप्राप्तावेकस्यैव भेदेनप्राप्तौभिन्नं एवंगयाश्राद्धेपियोज्यम् काम्येदानहोमादौद्रव्यसाध्येभ्रात्राद्यनुमत्याधिकारः मघात्रयोदशीश्राद्धंपृथगेवेत्युक्तम् ॥

## હવે વિભકત અથવા અવિભકત એમનો નિર્ણય કેહેછે.

તેમાં જીવત્પિતૃકના નિર્ણયના પ્રસંગમાં તથા શ્રાદ્ધના અધિકારીના નિર્ણય પ્રસંગમાં ઘણું કરી કહ્યુંછે. તે થકી જે વિશેષ તેટલો માત્ર કેહેવાયછે—જેમણે ધનનો વિભાગ કરી લીધો હોય એવા ભાઈ ઇત્યાદિકના સઘળા ધર્મ જુદાજ થાયછે. સપિંડી પર્યંત પ્રેતનું કર્મ અને સોળમાસિક એ એકેજ કરવાં ઇત્યાદિક તો પ્રથમ કહ્યુંછે. જુદા થયા ન હોય તેમણે તો, ધનની જેમાં ગરજ નથી એવાં સ્નાન, સંધ્યા, બ્રહ્મયજ્ઞ, મંત્રજપ, ઉપવાસ, અને પારાયણ ઇત્યાદિક જે નિત્ય નૈમિત્તિક, તથા કામ્ય કર્મ તે જુદાંજ કરવાં. અગ્નિવડે સિદ્ધ થવાનું શ્રૌત તથા સ્માર્ત્ત કર્મ પણ જુદુંજ

કરવું. "પિતાના પાકવડે ઉપજીવિકા કરવાવાળો અથવા ભાઈના પાકવડે ઉપજીવિકા ચલાવનારો," ઇત્યાદિ બીજો પક્ષ જે કહ્યો તે કાત્યાયનાદિકોને માટે છે. પંચમહાયજ્ઞમાં દેવયજ્ઞ,ભૂતયજ્ઞ, પિતૃયજ્ઞ અને મનુષ્યયજ્ઞ એ મ્હોટા ભાઇનેજ કરવાના છે. પાક જુદો હોય તો આશ્વલાયનોને જુદો વૈશ્વદેવ વિકલ્પેકરી કહ્યોછે. જ્યેષ્ઠે વૈશ્વદેવ કીધા છતાં કનિષ્ઠનો પાક સિદ્ધ હોય તો તે કનિષ્ઠે મંત્રવિના થોડું અન્ન અગ્નિમાં નાખી થોડું અન્ન બ્રાહ્મણને આપિ પોતે ભોજન કરવું એમ કોઈ કેહેછે. દેવપૂજા કરવી તે જુદી અથવા એક કરવી. પ્રતિસાંવત્સરિક, દર્શ, સંક્રાંતિ, ગ્રહણ ઇત્યાદિ શ્રાદ્ધ જ્યેષ્ઠેજ કરવાં. વિભાગ કરી જુદા ન થયલા ભાઇઓ એક સમયેજ તીર્થમાં જાય તો તીર્થશ્રાદ્ધ કરવું તે એકેજ કરવું, જુદા જુદા જાય તો જુદું કરવું. એ પ્રમાણે ગયાશ્રાદ્ધવિષે પણ યોજના કરવી, દ્રવ્યવડે સિદ્ધ થવાનાં એવાં દાન હોમાદિ જે કામ્ય કર્મ તેમાં ભાઈઇત્યાદિકની સંમતિવડે ( કનિષ્ઠને ) અધિકાર છે. મઘાયુક્ત તેરસનું શ્રાદ્ધ જુદુંજ કરવું એમ કહ્યુંછે.

**अथतीर्थश्राद्धम् तत्रगंगादितीर्थप्राप्तावर्घ्यावाहनद्विजांगुष्ठनिवेशनतृप्तिप्रश्नविकिरविसर्जनदिग्बंधवर्ज्यंसकृन्महालयवत्सर्वपितृगणोद्देशेनधूरिलोचनसंज्ञकविश्वेदेवसहितंतीर्थश्राद्धंकुर्यात् अग्नौकरणंकृताकृतं करणपक्षेतीर्थजलसमीपेश्राद्धंचेत्तदाप्राकृतमंत्रयुतंतीर्थजलेकार्यम् अन्यथाहस्तादौ पिंडानांतीर्थेप्रक्षेपएवप्रतिपत्तिः अत्रतीर्थवासिनएवविप्राविगुणाअपिमुख्याः तदभावेन्ये अत्रश्राद्धीयदेशेन्नादिद्रव्येचकाकश्वादिभिर्दृष्टेपिनदोषः तीर्थश्राद्धांगतर्पणंदर्शवत्पूर्वंकार्यम् देशकालौसंकीर्त्यसर्वपितृगणमुच्चार्यएतेषाममुकतीर्थप्राप्तिनिमित्तकंतीर्थश्राद्धंसपिंडंसदैवंसद्यःकरिष्येइतिसंकल्पः धूरिलोचनविश्वेदेवादिसर्वंसकृन्महालयवत् तीर्थयात्रायांसाग्नेःसपत्नीकस्यैवाधिकारः निरग्निकस्यत्वपत्नीकस्यापि स्त्रियाःस्नानदानतीर्थयात्रानामस्मरणादिकंपुत्राद्यनुमत्यैव सधवायायात्रादिकंपत्यासहैव**

## હવે તીર્થશ્રાદ્ધ કેહેછે.

તેમાં ગંગાદિક તીર્થની પ્રાપ્તિ થયા છતાં અર્ઘ્ય, આવાહન, બ્રાહ્મણનો અંગોઠો ( અન્નનિવેદનમાં ) ઝાલવો, તૃપ્તિપ્રશ્ન, વિકિર, વિસર્જન, અને દિગ્બંધ એ વર્જ્ય કરી સકૃન્મહાલય પ્રમાણે સર્વ પિતૃગણને ઉદ્દેશેકરી ધૂરિલોચન નામના વિશ્વેદેવા સહિત તીર્થશ્રાદ્ધ કરવું. અગ્નૌકરણ કરો અથવા ન કરો એમ છે. અગ્નૌકરણ કરવું એ પક્ષવિષે તીર્થજલની સમીપે શ્રાદ્ધ કરવાનું હોય તો પ્રાકૃત મંત્રેયુક્ત તીર્થજળમાં કરવું. તેમ ન હોય તો બ્રાહ્મણના હાથ ઇત્યાદિક ઉપરે કરવું. પિંડ તીર્થમાં નાખવા એવો નિર્ણય છે. એ તીર્થશ્રાદ્ધવિષે તીર્થવાસી બ્રાહ્મણ ગુણહીન હોય તો પણ તેજ મુખ્ય છે. તે ન મળે તો બીજાઓને કેહેવું. એ તીર્થશ્રાદ્ધવિષે શ્રાદ્ધભૂમિ તથા અન્નાદિ દ્રવ્ય; કાગડા, કુતરા ઇત્યાદિકોએ જોયા છતાં પણ દોષ નથી. તીર્થશ્રાદ્ધનું અંગભૂત તર્પણ કરવું તે દર્શ પ્રમાણે પ્રથમ કરવું. દેશ કાળનો ઉચ્ચાર તથા સર્વ પિતૃગણનો ઉચ્ચાર કરી "**एतेषाममुकतीर्थप्राप्तिनिमित्तकं तीर्थश्राद्धं सपिंडं सदैवं सद्यः करिष्ये**" એ પ્રમાણે સંકલ્પ કરવો. ધૂરિલોચન વિશ્વેદેવા ઇત્યાદિ સઘળું કૃત્ય

સકૃન્મહાલય પ્રમાણે કરવું. સાગ્નિક એવા સપત્નીકનેજ તીર્થયાત્રાવિષે અધિકાર છે. નિરગ્નિક હોય તો સ્ત્રીરહિતને પણ અધિકાર છે. સ્ત્રીઓને સ્નાન, દાન, તીર્થયાત્રા, અને નામસ્મરણાદિક કરવું તે પુત્રાદિકની અનુમતી ( આજ્ઞા ) વડેજ છે. સૌભાગ્યવતી સ્ત્રીયે યાત્રાદિક પતિની સાથેજ કરવું.

अथतीर्थयात्राविधिः तीर्थयात्रांचिकीर्षुःप्राग्विधायोपोषणंगृहे पारणाहेघृतश्राद्धंवृद्धिधर्मयुतंचरेत् तथाचषट्दैवतंनवदैवतंवाद्वादशदैवतंवाबहुसर्पिर्युतेनान्नेनश्राद्धंकुर्यात् निवेदनकालेऽदंघृतंसान्नंदत्तंदास्यमानंचेत्यादिवदेत् गणेशविप्रान्साधूंश्चशक्त्यासंपूज्ययात्रासंकल्पंकृत्वाश्राद्धशेषेणपारणांकृत्वाव्रजेदितिकेचित् अन्येतुश्राद्धांतेयात्रासंकल्पंकृत्वाश्राद्धशेषघृतमात्रमादायग्रामांतरंक्रोशन्यूनंगत्वातत्रश्राद्धशेषघृतसहितान्नांतरेणपारणामित्याहुः श्रीपरमेश्वरप्रीतिकामः पितृमुक्तिकामोवाऽमुकप्रायश्चित्तार्थंवातीर्थयात्रांकरिष्ये इतियात्रासंकल्पऊहः उपवासात्पूर्वंमुंडनंकार्यमितिकेचित् अन्येतुप्रायश्चित्तार्थयात्रायामेवमुंडनमित्याहुः एवंगयोद्देश्यकयात्रायामपिमुंडनविकल्पः उद्यतस्तुगयांगंतुंश्राद्धंकृत्वाघृताधिकं विधायकार्पटीवेषंग्रामंकृत्वाप्रदक्षिणं ततःप्रतिदिनंगच्छेत्प्रतिग्रहविवर्जितः यश्चान्यंकारयेच्छक्त्यातीर्थयात्रांनरेश्वरः स्वकीयद्रव्ययानाभ्यांतस्यपुण्यंचतुर्गुणं यात्रामध्ये आशौचेरजोदोषेवाशुद्धिपर्यंतंस्थित्वातदंतेगच्छेत् विषममार्गेतुनदोषः ॥

## હવે તીર્થયાત્રાનો વિધિ કહેછે.

"તીર્થયાત્રા કરવાની ઇચ્છાવાળા પુરૂષે પ્રથમ ઘરે ઉપવાસ કરી પારણાને દિવસે વૃદ્ધિશ્રાદ્ધની રીતે ઘૃતશ્રાદ્ધ કરવું." તેજ કેહેછે—છ દેવતા, નવ દેવતા અથવા બાર દેવતાસહિત તથા ઘણાં ઘૃતે યુક્ત એવાં અન્નવડે શ્રાદ્ધ કરવું. અન્ન અર્પણ કરતી વેળાએ "इदं घृतं सान्नं दत्तं दास्यमानं च" ઇત્યાદિક વાક્ય કેહેવું. ગણપતિ, બ્રાહ્મણ અને સાધુઓની યથાશક્તિ પૂજા કરી યાત્રાનો સંકલ્પ કરી શ્રાદ્ધનાં શેષ અન્નવડે પારણા કરી પ્રયાણ કરવું એમ કોઈ ગ્રંથકાર કેહેછે. બીજા ગ્રંથકારો તો, શ્રાદ્ધ કીધા પછી યાત્રાનો સંકલ્પ કરી શ્રાદ્ધનું શેષ ઘૃત માત્ર સાથે લઈ એક કોશ ( ગાઉ ) કરતાં ઓછું એવાં બીજે ગામે જઈ ત્યહાં શ્રાદ્ધશેષ ઘૃતે સહિત બીજાં અન્નવડે પારણા કરવી, એમ કેહેછે. "**श्रीपरमेश्वरप्रीतिकामः पितृमुक्तिकामो वाऽमुकप्रायश्चित्तार्थं वा तीर्थयात्रां करिष्ये,**" એ રીતે યાત્રાના સંકલ્પમાં ઊહ કરવો. ઉપવાસથકી પ્રથમ મુંડન કરાવવું એમ કોઇ ગ્રંથકાર કેહેછે. બીજા ગ્રંથકાર તો, પ્રાયશ્ચિત્તને માટે તીર્થયાત્રા હોય તોજ મુંડન કરાવવું, એમ કેહેછે. એ રીતે ગયાના ઉદ્દેશથકી જે યાત્રા તેમાં પણ મુંડનનો વિકલ્પ છે. "જે ગયા જવાને તત્પર થયો તેણે બહુ

१. इदंचश्राद्धंयात्रांकृत्वागृहागतोपिकुर्यात् तथाचत्रिस्थलीसेतौ आगत्याभ्यर्च्यचपितॄन्यथोक्तफलभाग्भवेत् तीर्थयात्रांकृत्वागृहागतेनतत्पुनःश्राद्धंकार्यमित्यर्थइति ॥

૨. એ શ્રાદ્ધ યાત્રા કરી ઘરે આવ્યા પછી પણ કરવું. એ વિષયમાં ત્રિસ્થલી સેતુમાં કેહેછે—"ઘરે આવી પિતૃનું પૂજન કરવું, તેથી કહ્યા પ્રમાણે ફળ મળેછે." તીર્થયાત્રા કરી આવ્યો તેણે ફરી તે શ્રાદ્ધ કરવું, એવો અર્થ.

धृतेयुक्त श्राद्ध करी कार्पटी वेष (तीर्थयात्रा करनारा कावडीआनो वेष) धरी पोतानां गामने प्रदक्षिणा करी पछी प्रतिग्रहे रहित छतो दिवसे दिवसे प्रयाण करे. जे राजा पोतानी शक्ति प्रमाणे द्रव्यवडे तथा वाहनवति बीजाओने यात्रा करावे तेने चोगुणुं पुण्य प्राप्त थायछे." यात्रामध्ये आशौच अथवा रजोदोष प्राप्त थया छतां तेनी शुद्धि पर्यंत रही ते पछी प्रयाण करवुं. मार्ग विषम (भयदायक) होय तो दोष नथी.

संकल्पितयात्रामध्येतीर्थांतरप्राप्तौश्राद्धादिकंकार्यमेव वाणिज्यार्थंगतेनापिमुंडनोपवासादिकंकार्यं कार्यांतरप्रसंगेनतीर्थगमनेर्धंफलं वाणिज्यार्थंगमनेपादफलं मार्गेद्विर्भोजनादिकरणेछत्रोपानहसेवनेत्त्रपादोनं यानमारुह्यगमनेर्धं अनुषंगेणतीर्थप्राप्तौतीर्थस्नानात्स्नानजंफलंनतीर्थयात्राफलं मार्गेंतरानदीप्राप्तौस्नानादिपरपारतः अर्वागेवसरस्वत्या एषमार्गगतोविधिः ॥

जे यात्रानो संकल्प करेलो ते यात्रा जतां मार्गमां बीजुं तीर्थ प्राप्त थाय तो श्राद्धादिक अवश्य करवुं. व्यापारमाटे जे तीर्थ गयो होय तेणे पण मुंडन, उपवास इत्यादिक करवां. बीजां कार्यने प्रसंगे तीर्थमां जाय तेने अर्ध फळ. व्यापारमाटे तीर्थमां जाय तेने चतुर्थांश फळ. मार्गमां बे वार भोजन इत्यादि करे अथवा छत्र, पगरखां इत्यादिकनुं सेवन करे तो चतुर्थांश करतां ओछुं फळ. वाहन उपरे चडी प्रयाण करे तो अर्ध फळ. कोईनी साथे जतां तीर्थ प्राप्त थाय अने ते तीर्थमां स्नान करे तो स्नान संबंधी फळ मळेछे, तीर्थयात्रानुं फळ मळतुं नथी. "मार्गमां जतां नदी प्राप्त थया छतां ते नदीने परले तीरे स्नानादिक करवुं, सरस्वती नदीने आगले तीरेज स्नानादिक करवुं, ए मार्ग संबंधी विधि जाणवो.

तीर्थसामीप्यप्राप्तौविधिः यानानितुपरित्यज्यभाव्यंपादचरैर्नरैः भक्त्याचविलुठेत्तत्र कुर्याद्वेषंचकार्पटं तीर्थप्राप्तिपूर्वदिनेतीर्थप्राप्तिदिनेवोपवासःकार्यः तीर्थेमुसलस्नानंकृत्वोदङ्मुखःप्राङ्मुखोवाकेशश्मश्रुनखलोमान्युदक्संस्थानिवापयेत् ततःसमंत्रकंस्नानं तत्रप्रणवेनजलमालोड्यतीर्थमावाह्य ॐनमोस्तुदेवदेवायशितिकंठायदंडिने रुद्रायचापहस्तायचक्रिणेवेधसेनमः सरस्वतीचसावित्रीवेदमातागरीयसी सन्निधात्रीभवत्वत्रतीर्थेपापप्रणाशिनीतिमंत्रेणस्नायात् शेषःस्नानविधिर्नित्यवत् ततस्तर्पणादितीर्थेश्राद्धं श्राद्धोत्तरदिनेततोगमनंनश्राद्धदिने मुंडनंचोपवासश्चसर्वतीर्थेष्वयंविधिः वर्जयित्वाकुरुक्षेत्रं विशालंविरजंगयाम् सर्वतीर्थेष्वितिप्रसिद्धमहातीर्थेष्वित्यर्थः दशमासोत्तरंपुनस्तीर्थप्राप्तौमुंडनादितीर्थविधिः प्रयागेतुयोजनत्रयादागतस्यदशमासादर्वागपि प्रयागेजीवत्पितृकगुर्विणीपतिकृतचूडबालानामपिसभर्तृकस्त्रीणामपिप्रथमयात्रायांवपनं केचित्सभर्तृकस्त्रीणांसर्वान्केशान्त्समुद्धृत्यछेदयेदंगुलद्वयमित्याहुः तत्रवेणीदानविधिर्द्वितीयपरिच्छेदेउक्तः यतिभिस्ततीर्थेप्यनुमंधिष्वेवकक्षोपस्थवर्जंवपनंकार्यं तीर्थप्राप्तावविलंबेनस्नानपितृतर्पणश्राद्धादिकुर्यात् नपर्वादिकालंविचारयेत् आकस्मिकमहातीर्थप्राप्तौद्वित्रिदिनादिवासासंभवे

भुक्तेनापिरात्रावपिसूतकिनापिग्रहणपर्वणीवस्नानंहिरण्यादिनातीर्थश्राद्धंचकार्यं एवंमलमासेपियोज्यं ॥

## તીર્થ સમીપમાં આવ્યા છતાં કરવાનો વિધિ કેહેછે.

"વાહનનો ત્યાગ કરી મનુષ્યે પગે ચાલવું, ભક્તિપૂર્વક તે પૃથ્વી ઉપરે લેટવું અને કાર્પટિક વેષ કરવો." તીર્થ પોહોચવાને આગલે દિવસ અથવા તીર્થ પોહોચવાને દિવસે ઉપવાસ કરવો. પછી તીર્થમધ્યે મુસલસ્નાન (વિધિવિના તથા મંત્રવિના સ્નાન) કરી ઉત્તરમુખ અથવા પૂર્વમુખ બેસી કેશ, ડાઢી, મુંછ, નખ અને રૂવાડી એમનું (દક્ષિણથી) ઉત્તર મેર (ઉતરતું જાય એ રીતે) મુંડન કરાવવું..ત્યાર પછી મંત્ર સહિત સ્નાન કરવું. તે સમયે પ્રણવ (ઓંકાર) મંત્રવડે જળ હલાવી તીર્થનું આવાહન કરી "**ओं नमोस्तु देवदेवाय, शितिकंठाय दंडिने ॥ रुद्राय चापहस्ताय, चक्रिणे वेधसेनमः ॥ सरस्वती च सावित्री, वेदमाता गरीयसी ॥ सन्निधात्री भवत्वत्र, तीर्थे पापप्रणाशिनी,**" એ મંત્રવડે સ્નાન કરવું. બાકીનો સ્નાનવિધિ નિત્ય પ્રમાણે કરવો. ત્યાર પછી તર્પણ ઇત્યાદિ તીર્થશ્રાદ્ધ કરવું. શ્રાદ્ધને બીજે દિવસે ત્યહાંથી પ્રયાણ કરવું, શ્રાદ્ધને દિવસે પ્રયાણ કરવું નહી. "મુંડન અને ઉપવાસ એ વિધિ કુરૂક્ષેત્ર, વિશાલ (બદરિકાશ્રમ+ઉજ્જેણ), વિરજ (નિર્ણયસિંધુમાં લોણાર એ નામે લખ્યું છે તે) અને ગયા એ વિના સઘળાં તીર્થોમાં છે. સઘળાં તીર્થવિષે એટલે પ્રસિદ્ધ મહાતીર્થવિષે એવો અર્થ. દશ માસ પછી ફરી તીર્થ પ્રાપ્ત થાય તો મુંડન ઇત્યાદિ તીર્થવિધિ કરવો. પ્રયાગવિષે તો ત્રણ યોજનથકી આવેલા પુરૂષે દશ માસથી પ્રથમ પણ કરવો. જેનો પિતા જીવતો હોય તેને, સગર્ભા સ્ત્રીનો પતિ, ચૌલ સંસ્કાર થયલો બાલક અને સૌભાગ્યવતી સ્ત્રી એમને પણ પ્રયાગમાં પ્રથમ યાત્રા સમયે મુંડન છે. સૌભાગ્યવતી સ્ત્રીના "સઘળા કેશ સાથે ઝાલી બે અંગુલ છેદવા" એમ કેટલાએક ગ્રંથકારો કેહેછે. પ્રયાગવિષે વેણીદાન કરવાનો વિધિ છે તે બીજા પરિચ્છેદમાં (પત્ર૧૯૫માં) કહ્યોછે. સંન્યાસિઓએ તો તીર્થવિષે પણ રૂતુના સંધિ સમયેજ બગલ અને ગુહ્યસ્થળ વર્જ્ય કરી મુંડન કરાવવું. તીર્થ પ્રાપ્ત થયા છતાં વિલંબ ન કરતાં સ્નાન, પિતૃતર્પણ અને શ્રાદ્ધાદિક કરવાં, પર્વ આદિ કાળનો વિચાર કરવો નહી. અકસ્માત્ મ્હોટાં તીર્થની પ્રાપ્તિ થયા છતાં, બે ત્રણ દિવસ રેહેવાનો સંભવ ન છતાં ભોજન કરી ચુકેલા પુરૂષે પણ, રાત્રિએ પણ, અથવા સૂતકીએ પણ ગ્રહણ પર્વણીની પેઠે સ્નાન તથા હિરણ્યાદિકે કરીને તીર્થશ્રાદ્ધ કરવું. એજ રીતે મલમાસવિષે પણ યોજના કરવી.

---

अथपरार्थस्नानं मातरंपितरंजायांभ्रातरंसुहृदंगुरुं तीर्थेस्नायाद्यमुद्दिश्यसोष्टमांशंलभेन्नरः यद्वाप्रतिकृतिंदर्भमयींसत्तीर्थवारिषु मज्जयेद्यमुद्दिश्यसोष्टमांशफलंलभेत् ॥

## હવે બીજાનેમાટે સ્નાનવિધિ કેહેછે.

"માતા, પિતા, સ્ત્રી, ભાઈ, સુહૃત્ અને ગુરૂ એઓમાંથી જેનો ઉદ્દેશ કરી તી-

થૅસ્નાન કરે તે મનુષ્ય તેમાંનું અષ્ટમાંશ ફળ પામે. અથવા જેને ઉદ્દેશે દર્ભની પ્રતિમા કરી તે પ્રતિમાને તીર્થસ્નાન કરાવે તો તે પણ અષ્ટમાંશ ફળ પામે."

---

**पक्कान्नेनतीर्थेश्राद्धेतेनैवपिंडाः हिरण्यादिनाकृतेपिंडद्रव्याणि सक्तुसंयावपायसपिण्याकगुडान्यतमानि पिंडानांतीर्थेप्रक्षेपएव नान्याप्रतिपत्तिः एतच्चापुत्रयाविधवयाकार्यं सपुत्रयानकर्त्तव्यंभर्तुःश्राद्धंकदाचनेतिस्मृतेः अनुपनीतेनापिकार्यं यतिनातुनकर्तव्यं दंडंप्रदर्शयेद्भिक्षुर्गयांगत्वानापिंडदः दंडस्पर्शाद्विष्णुपदेपितृभिःसहमुच्यते एवंकूपवटादिष्वपि दंडप्रदर्शनमेव तीर्थेवृत्तिदौर्बल्येनप्रतिग्रहेदशमांशदानेनशुद्धिः ॥**

રાંધેલાં અન્નવડે તીર્થશ્રાદ્ધ કીધા છતાં તેજ અન્નવડે પિંડદાન કરવું. હિરણ્યાદિકવડે શ્રાદ્ધ કીધા છતાં પિંડદાન માટે દ્રવ્ય; સાતુવો, સંયામ (ચુરમું+ કરંજી); પાયસ, પિણ્યાક (ખળ), અને ગોળ એમાંથી કોઈ એક પણ લેવું. પિંડ તીર્થમાંજ નાખવા. બીજી પ્રતિપત્તિ (નિર્ણય) નથી. એ તીર્થશ્રાદ્ધ પુત્ર વિનાની વિધવાએ કરવું; કારણ," પુત્રવાળી સ્ત્રીયે પતિનું શ્રાદ્ધ ક્યારે પણ કરવું નહી, " એવી સ્મૃતિ છે. એ તીર્થશ્રાદ્ધ જનોઇ વિનાનો હોય તેણે પણ કરવું. સંન્યાસીઓએ તો કરવું નહી. "સંન્યાસિએ ગયા પ્રતિ જઈ શ્રાદ્ધ કરવું નહી; ત્યારે તેણે દંડ વતાવવો. વિષ્ણુપદને દંડસ્પર્શ કરવાથી પિતૃસહિત મુક્ત થાયછે." એ રીતે કુવા, વડ ઇત્યાદિવિષે પણ દંડજ વતાવવો. આજીવિકા ક્ષીણ થવાનાં કારણથી તીર્થવિષે પ્રતિગ્રહ લીધા છતાં તેનો દશમાંશ દાન કરવાથી શુદ્ધિ થાયછે.

---

**श्रीविठ्ठलंरुक्मिणींचपितरौदीनवत्सलौ ध्यात्वेष्टसिद्धयेनत्वावक्ष्येथाशौचनिर्णयं ॥१॥**

હવે ઇષ્ટસિદ્ધિ માટે **શ્રીવિઠ્ઠલ** અને **રૂક્મિણીનું** ધ્યાન કરી તથા દીનદયાળુ એવાં **માતા પિતાને** નમસ્કાર કરી આશૌચ (સૂતક) નિર્ણય કહુંછું.

---

**तत्रादौगर्भनाशजननाद्याशौचं आचतुर्थाद्भवेत्स्रावःपातःपंचमषष्ठयोः अतऊर्ध्वंप्रसूतिःस्यात्तत्राशौचंविविच्यते तत्रगर्भस्रावेआद्यमासत्रयेमातुस्त्रिरात्रंचतुर्थमासेचतूरात्रमस्पृश्यत्वरूपमाशौचं पित्रादिसपिंडानांस्रावमात्रेस्नानाच्छुद्धिः पंचमषष्ठमासयोर्गर्भपातेगर्भिण्यामाससमसंख्यंक्रमेणपंचषट्दिनान्यस्पृश्यत्वलक्षणमाशौचं पित्रादिसपिंडानांतुत्रिदिनंजननाशौचंमृताशौचंतुनास्ति इदंस्रावपाताशौचंसर्ववर्णसाधारणं गर्भिण्याःसप्तममासप्रभृतिप्रसवेमातुःपित्रादिसपिंडानांचसंपूर्णंजननाशौचं तच्चविप्रेदशाहं क्षत्रियेद्वादशाहं वैश्येपंचदशाहं शूद्रेमासः संकरजातीनांशूद्रवत् विज्ञानेश्वरस्तुनैषामाशौचंकिंतुस्नानमात्रमित्याह सर्ववर्णेषुदशाहंवा जननाशौचेगर्भिण्यादशाहमस्पृश्यत्वं कर्मानधिकारस्तुकन्योत्पत्तौमासंपुत्रोत्पत्तौविंशतिरात्रं इदंस्वस्वाशौचोत्तरमितिविप्रस्त्रियाःक्रमेण चत्वारिंशत्त्रिंशद्दिनान्यनधिकारः पितुःसापत्नमातुश्चकन्यायाःपुत्रस्यवोत्पत्तौसचैलस्नानात्प्रागस्पृश्यत्वं पित्रादिसपिंडानांजननाशौचेकर्मानधिकारमात्रं कर्माद्यतिरिक्तकालेस्प**

---

१ संकरजातीनां ॥

षेदोषोन जातकर्मणिदानेचनालच्छेदनात्पूर्वपितुरधिकारः एवंपंचमषष्ठदशमदिनेषुदाने जन्मदादिपूजनेचाधिकारः तत्रविप्राणांप्रतिग्रहेपिदोषोन ॥

તેમાં પ્રથમ, ગર્ભનો નાશ તથા જન્મ ઇત્યાદિકનું આશૌચ કહુંછું—" ચાર માસ પર્યંત જે ગર્ભનાશ થાયછે તે સ્રાવ. પાંચમા, છઠ્ઠા માસમાં જે ગર્ભનાશ તે પાત. અને સાતમા માસથકી પ્રસૂતિ ( જન્મ ). તેવિષે આશૌચનો વિવેક કરૂંછું" તેમાં ગર્ભસ્રાવ છતાં પ્રથમના ત્રણ માસમાં માતાને ત્રણ રાત્ર, અને ચોથા માસમાં ચાર રાત્રિ અસ્પૃશ્યત્વ રૂપ ( અડકાય નહી એવું ) આશૌચ છે. " સ્રાવ માત્રને-વિષે પિતા ઇત્યાદિક સઘળા સપિંડોની સ્નાનેકરી શુદ્ધિ થાયછે. પાંચમા તથા છઠ્ઠા માસમાં ગર્ભપાત છતાં ગર્ભિણીને માસની સંખ્યાપ્રમાણે ક્રમેકરી પાંચ, અ-થવા છ દિવસ પર્યંત અસ્પૃશ્યત્વરૂપ આશૌચ છે. પિતા ઇત્યાદિક સપિંડોને તો ત્રણ દિવસ જનનાશૌચ ( પિંડરૂ ), મૃતાશૌચ તો નથી. એ સ્રાવ તથા પાતનું જે આ-શૌચ તે સઘળા વર્ણને સાધારણ છે. સગર્ભા સ્ત્રીનો સાતમા માસથકી પ્રસવ થયા છતાં માતા અને પિતા ઇત્યાદિ સપિંડ (સાત પુરૂષ પર્યંત) ને સંપૂર્ણ જનનાશૌચ છે. તે જનનાશૌચ બ્રાહ્મણને દશ દિવસ, ક્ષત્રિયને બાર દિવસ, વૈશ્યને પંદર દિવસ અને શૂદ્રને એક માસ. સંકર ( વર્ણસંકર ) જાતિને શૂદ્ર પ્રમાણે છે. વિજ્ઞાનેશ્વર તો, સંકર જાતીને આશૌચ નથી, ત્યારે સ્નાન માત્ર છે, એમ કેહેછે. અથવા સર્વ વર્ણને દશ દિવસ આશૌચ. જનનાશૌચમાં ગર્ભિણીને દશ દિવસ અસ્પૃશ્યત્વ. કર્મનો અ-નધિકાર (કર્મ ન કરવું) તે તો કન્યા થયા છતાં એક માસ,અને પુત્ર થયા છતાં વીસ રાત્રિ જાણવો, અને આ નિર્ણય પોતપોતાનાં આશૌચ પછી જાણવો, તેથી બ્રાહ્મ-ણની સ્ત્રીને ક્રમેકરી ચાળીસ અને ત્રીસ દિવસ પર્યંત અધિકાર નથી. કન્યા અથવા પુત્ર ઉત્પન્ન થયા પછી પિતા તથા સાવકી માતાને વસ્ત્ર સહિત સ્નાન કીધાથકી પ્રથમ અસ્પૃશ્યત્વપણું છે. જનનાશૌચ છતાં પિતા ઇત્યાદિક સઘળા સપિંડોને માત્ર કર્મ કરવાનો અધિકાર નથી, પણ અસ્પૃશ્યત્વપણું નથી. કર્મ ઇત્યાદિ કાળ વિના અન્ય કાળે સ્પર્શ થયા છતાં તેને દોષ નથી. નાલછેદન થકી પ્રથમ જાતકર્મ સંસ્કાર તથા દાનવિષે પિતાને અધિકાર છે. એ રીતે પાંચમે, છઠ્ઠે તથા દશમે દિવસે દાન તથા જન્મદા ઇત્યાદિ દેવતાનાં પૂજનવિષે અધિકાર છે. તે દિવસે બ્રાહ્મણોને દાન લેવાવિષે પણ દોષ નથી.

---

कूटस्थमारभ्यसप्तमपुरुषपर्यंताःसपिंडाः ततःसप्तसमानोदकाः ततःसप्तैकविंशतिपर्यंताःसगोत्राः तत्रसपिंडानांदशाहमित्युक्तं सोदकानांत्रिरात्रं सगोत्राणामेकरात्रमिति नागोजीभट्टीये अन्येतुसगोत्राणांनाशौचमित्याहुः अयंसपिंडसोदकाद्याशौचविभागोजननेमरणेचसमानः मरणेत्वाशौचविच्छेदेपिस्नानमात्रंयावदेककुलत्वज्ञानंतावद्भवत्येवेतिविशेषः अत्रेदंबोध्यं कूटस्थादारभ्यसंततिभेदएकसंततौकश्चिदष्टमोपरसंततौचकश्चित्सप्तमस्तयोश्चैकतःसापिंड्यानुवृत्तिःपरतोनिवृत्तिरित्युक्तं तत्राष्टमेननिवृत्तसापिंड्यकेनसप्तमादीनांपरसंततिस्थानांजननेमरणेत्रिदिनमाशौचंकार्यं सप्तमेनत्वनुवृत्तसापिंड्यकेनाष्टमादी

नांजननेमरणेवादशाहमेवकार्यं एवंसोदकत्रिरात्रादौकन्याविषयकत्रिपुरुषसापिंड्येचोह्यं तत्राष्टमस्यमृतपितृकत्वेजीवत्पितृकत्वेपिचत्रिदिनमेव त्र्यंबकींयेभट्टोजीयेनागोजीयेचाशौच प्रकरणेन्यत्रचपित्रादिजीवनाजीवनकृतविशेषादर्शनादितिकेचित् अपरेतुनिर्णयसिंधौसा पिंड्यप्रकरणेआदशमाद्धर्मविच्छित्तिरित्यादिसुमंतुवाक्यस्यशूलपाणिकृतव्याख्यानेएकपिंड दानक्रियान्वयित्वरूपसापिंड्यलक्षणमनुसृत्यजीवत्पित्रादित्रिकस्यप्रपितामहात्परेत्रयःपिंड भाजस्तदूर्ध्वंत्रयोनवपुरुषपर्यंतालेपभाजःश्राद्धकर्ताचदशमइतिदशमादूर्ध्वंसापिंड्यनिवृत्तिः पितृपितामहजीवनेनवपुरुषपर्यंतंपितृजीवनेष्टपुरुषपर्यंतंसापिंड्यमितिप्रतिपादनादष्टमादेः पित्रादिजीवनदशायांदशाहमाशौचंपित्रादिमरणोत्तरमेवत्रिदिनमितिवदंति अत्रममद्वितीयपक्षएवयुक्तोभाति ॥

મૂલ પુરૂષથકી આરંભ કરી સાતમા પુરૂષ પર્યંત તે સપિંડ છે; આઠમા પુરૂષથકી સાત પુરૂષ પર્યંત સમાનોદક છે; ત્યહાંથકી સાત એટલે એકવીસ પુરૂષ પર્યંત સગોત્ર છે. તેમાં સપિંડોને દશ દિવસ આશૌચ છે એમ કહ્યું. સોદકને ત્રણ રાત્રિ, અને સગોત્રને એક રાત્રિ આશૌચ એમ નાગોજી ભટ્ટકૃત આશૌચનિર્ણયમાં છે. બીજા ગ્રંથકારો તો, સગોત્રને આશૌચ નથી એમ કેહેછે. આ સપિંડ અને સોદક ઇત્યાદિકનો આશૌચવિભાગ જનનાશૌચ તથા મરણાશૌચવિષે સરખો છે. મરણવિષે તો આશૌચનો વિચ્છેદ થયો હોય એટલે પેઢી તુટી જવાથી આશૌચ પાળતા ન હોય તો પણ જ્યહાં લગી એક કુલનું જ્ઞાન છે ત્યહાં લગિ સ્નાન છેજ એવો એ વિશેષ જાણવો. ઇહાં આ અવશ્ય જાણવાનું છે કે, મૂળ પુરૂષથકી આરંભ કરી સંતતિનો ભેદ છતાં એક સંતતિમાં કોઈ એક પુરૂષ આઠમો અને બીજી સંતતિમાં કોઈ એક પુરૂષ સાતમો એમ હોય તો તેની એક મેર સાપિંડયની અનુવૃત્તિ ( સાપિંડય ) છે, અને બીજી મેર સાપિંડયની નિવૃત્તિ છે, એમ કહ્યુંછે, તેમાં સાપિંડયથકી નિવૃત્ત થયલા એવા આઠમાએ બીજી સંતતિમાંના સાતમા ઇત્યાદિકનું જનન તથા મરણ થયા છતાં ત્રણ દિવસ આશૌચ પાળવું. વર્તમાન છે સાપિંડય જેને એવા સાતમાએ તો, આઠમા ઇત્યાદિકનું જનન અથવા મરણ થયા છતાં દશ દિવસજ આશૌચ પાળવું. એ રીતે સોદકને ત્રણ રાત્રિવિષે તથા કન્યા સંબંધિ ત્રણ પુરૂષનાં સાપિંડયવિષે પણ એવોજ નિર્ણય જાણવો. તેમાં આઠમો મૃતપિતૃક અથવા જીવત્પિતૃક હોય તો પણ તેણે ત્રણ દિવસજ આશૌચ પાળવું. કારણ, ત્ર્યંબક ભટ્ટકૃત ત્ર્યંબકીમાં, ભટ્ટોજીદીક્ષિતકૃત તથા નાગોજીભટ્ટકૃત આશૌચપ્રકરણમાં તથા બીજા ગ્રંથોવિષે પણ પિતા ઇત્યાદિક જીવતા હોય અથવા મૃત થયા હોય તો તે વિષયમાં વિશેષ ક્યહાં દેખવામાં આવતો નથી, એમ કોઈ ગ્રંથકાર કેહેછે. બીજા ગ્રંથકાર તો, નિર્ણયસિંધુવિષે સાપિંડય પ્રકરણમાં "**દશામા પુરૂષથકી ધર્મની વિચ્છિત્તિ** (તુટવું)" ઇત્યાદિક સુમંતુનાં વાક્યનાં શૂલપાણિએ કરેલાં વ્યાખ્યાનમાં, એક પિંડદાનરૂપ ક્રિયાનો સંબંધ જેને છે તે સાપિંડય એવું સાપિંડયનું લક્ષણ સ્વીકાર કરી, જેના પિતા, પિતામહ અને પ્રપિતામહ એ ત્રણે જીવતા છે તેના પ્રપિતામહથકી ઉપરના ત્રણ પિંડ લેવાવાળા છે, અને પિંડ લેવાવાળાથકી પરલ્યા ત્રણ એટલે નવ પુરૂષ પ-

ર્યંત લેપભાગના લેવાવાળા છે, અને શ્રાદ્ધકર્ત્તા દશમો એ રીતે દશમા પુરૂષપછી સાપિંડયની નિવૃત્તિ થાયછે; પિતા તથા પિતામહ બે જીવતા હોય તો નવ પુરૂષ પર્યંત સાપિંડય; પિતા જીવતો હોય તો આઠ પુરૂષ પર્યંત સાપિંડય એમ પ્રતિપાદન કીધું છે; માટે આઠમા ઇત્યાદિકનો પિતા ઇત્યાદિક જીવતો હોય તો તે આઠમાને દશ દિવસ પર્યંત આશૌચ; પિતા ઇત્યાદિકનું મરણ થયા પછીજ ત્રણ દિવસ આશૌચ, એમ કેહેછે. એ વિષયમાં મને બીજો પક્ષજ યોગ્ય ભાસેછે.

पितृगृहेकन्याप्रसूतौपित्रोस्तद्गृहवर्तिभ्रातॄणांचैकाहः पितृगृहवर्तिपितृव्यादीनांसर्वेषांपि तृसपिंडानामेकाहइतिस्मृत्यर्थसारे एवंभ्रात्रादिगृहेभगिन्यादिप्रसवेपितेषामेकाहः माधवस्तुपितृगृहेकन्यायाःप्रसूतौपित्रोस्त्रिरात्रं तद्गृहवर्तिभ्रातॄणामेकाहइत्याह कन्यायाःपतिगृहेप्रसवेपित्रादीनांनाशौचं मृतजातेशिशौसपिंडानांसंपूर्णमेवजननाशौचंमृताशौचंनास्ति जननोत्तरंनालच्छेदनात्पूर्वंशिशुमरणेपित्रादिसपिंडानांत्रिदिनंजननाशौचंमातुस्तुदशाहमेव मृताशौचंतुनास्ति नालच्छेदनोत्तरंदशाहाभ्यंतरेशिशुमरणेसपिंडादीनांसंपूर्णमेवजननाशौचंमरणाशौचंतुनास्ति ॥

પિતાને ઘરે કન્યાને બાળકનો જન્મ થાય તો માતા પિતાને તથા તે ઘરમાં રેહેનારા ભાઇઓને એક દિવસ જનનાશૌચ; પિતાને ઘરે રેહેવાવાળા કાકા ઇત્યાદિક સઘળા પિતાના સાપિંડોને એક દિવસ જનનાશૌચ એમ સ્મૃત્યર્થસાર ગ્રંથમાં કહ્યુંછે. એ રીતે ભાઈ ઇત્યાદિકને ઘરે બેહેન ઇત્યાદિકને બાળકનો જન્મ થાય તો પણ તેમને એક દિવસ જનનાશૌચ. માધવ તો, પિતાને ઘરે કન્યાને પ્રસૂતિ થાય તો માતા પિતાને ત્રણ રાત્રિ જનનાશૌચ; તે ઘરમાં રેહેનારા ભાઇઓને એક દિવસ, એમ કેહેછે. પતિને ઘરે કન્યાને બાળકનો જન્મ થાય તો પિતા ઇત્યાદિકને આશૌચ નથી. બાળક મરેલો જન્મ પામે તો સપિંડોને જનનાશૌચ સંપૂર્ણજ છે, મૃતાશૌચ નથી. જન્મ થયા પછી નાળ છેદવાથી પ્રથમ બાળક મૃત થાય તો પિતા ઇત્યાદિ સપિંડોને ત્રણ દિવસ જનનાશૌચ, માતાને તો દશ દિવસજ જનનાશૌચ, અને મૃતાશૌચ તો નથી. નાળછેદન થયા પછી દશ દિવસની માંહ્ય બાળક મરે તો સપિંડોને જનનાશૌચ સંપૂર્ણજ છે; મૃતાશૌચ તો નથી.

अथमृताशौचं तत्रमृताशौचवतामस्पृश्यत्वंकर्मानधिकारश्च दशाहानंतरंनामकरणात्प्राक्शिशुमरणेसपिंडानांस्नानमात्रं मातापित्रोस्तुपुत्रमृतौत्रिरात्रंकन्यामृतौचैकाहः सापत्नमातुःसर्वत्रपितृवत् नाम्नःपूर्वंखननमेवनित्यं नामकरणानंतरंचूडाकरणपर्यंततदभावेवर्षत्रयपूर्तिपर्यंतंदाहखननयोर्विकल्पः नामकरणोत्तरंदंतोत्पत्तेःप्राक्पुत्रमरणेदाहेसपिंडानामेकाहः खननेतुस्नानाच्छुद्धिः मातापित्रोरुभयत्रापित्रिरात्रं कन्यामृतौतुत्रिपुरुषसपिंडानामुभयत्रस्नानाच्छुद्धिः मातापित्रोःकन्यामृतौदंतोत्पत्तिपर्यंतमुभयत्रैकाहः अत्र नामकरणंद्वादशदिनोपलक्षणं दंतजननंसप्तममासोपलक्षणं तेनद्वादशदिनमारभ्यषण्मासपर्यंतमेकाहादिफलितं सप्तममासप्रभृतिचूडाकरणपर्यंततदभावेतृतीयवर्षपूर्तिपर्यंतंदाहेखननेवासपिंडानामेकाहः केचित्खननेएकाहोदाहेत्रिरात्रमित्याहुः मातापित्रोरुभयत्रत्रिरा

त्रं एतत्पुत्रमृतौ कन्यामृतौतुवर्षत्रयपर्यंतंसपिंडानांस्नानाच्छुद्धिः मातापित्रोःसप्तममासप्रभृतिकन्यामृतौत्रिरात्रं विज्ञानेश्वरस्त्वेकादशादिनमारभ्ययावदुपनयनंपुत्रमृतौकन्यामृतौतु यावद्विवाहंमातापित्रोस्त्रिरात्रमेवेत्याह प्रथमवर्षादौकृतचूडस्यपुत्रस्यमरणेपित्रादीनांसर्वेषांत्रिदिनंनियतंदाहश्चनियतः त्रिवर्षोर्ध्वंकृतचूडस्याकृतचूडस्यवामरणेप्रागुपनयनात्पित्रादिसर्वसपिंडानांत्रिदिनं दाहोनियतः सोदकानांत्वनुपनीतमरणेनूढकन्यामरणेचनाशौचंकिंतुस्नानमात्रं अनुपनीतभ्रातृमरणेभगिन्यानाशौचं ऊनद्विवर्षस्यखननंमुख्यंअनुगमनंवैकल्पिकं पूर्णद्विवर्षस्यदाहोमुख्यःअनुगमनंनित्यं अत्रदाहोदकदानादितूष्णीमेव कृतचूडायपूर्णत्रिवर्षायचभूमौपिंडदानं दंतजननपर्यंतंतत्तुल्यवयस्केभ्योद्वितीयदिनेतदुद्देशेनदुग्धदानं त्रिवर्षांतंचौलांतंवापायसदानं तदूर्ध्वमुपनयनपर्यंतमाशौचांतेसत्रयोभ्यस्तदुद्देशेनभोजनादिदानं ॥

## હવે મૃતાશૌચ કેહેછે.

તેમાં મૃતાશૌચવાળાઓને સ્પર્શ કરવો યોગ્ય નથી, તથા તેમને કર્મનો પણ અધિકાર નથી. દશ દિવસ પછી નામ કરવાથી પ્રથમ બાળક મરણ પામ્યા છતાં સપિંડોએ સ્નાન માત્ર કરવું; માતા પિતાને તો, પુત્રનાં મરણવિષે ત્રણ રાત્રિ અને કન્યાનાં મરણવિષે એક દિવસ આશૌચ. સાવકી માતાને સઘળે ઠેકાણે પિતા પ્રમાણે આશૌચ છે. નામ કરવાથી પ્રથમ અવશ્ય ખનન એજ છે, એટલે ભૂમિમાંજ તેને ડાટવું. નામ કીધા પછી ચૌળ કરવા પર્યંત અને ચૌળ કીધું ન હોય તો ત્રણ વર્ષ પૂર્ણ થાય ત્યહાં લગિ દાહ તથા ખનનનો વિકલ્પ છે, એટલે દાહ કરવો અથવા ખનન કરવું. નામ કીધા પછી દાંત ઉત્પન્ન થયાથી પ્રથમ પુત્રનાં મરણવિષે દાહ કીધા છતાં સપિંડોને એક દિવસ આશૌચ, અને ખનન હોય તો સ્નાનવડે શુદ્ધિ. દાહ અથવા ખનન એ બન્ને પક્ષવિષે પણ માતા પિતાને ત્રણ રાત્રિ. કન્યાનાં મરણવિષે તો ત્રિપુરૂષ સપિંડોની બન્ને પક્ષ ( દાહ, ખનન ) વિષે સ્નાનેકરી શુદ્ધિ. કન્યાનાં મરણવિષે દાંત ઉત્પન્ન થવા પર્યંત બન્ને પક્ષવિષે માતા પિતાને એક દિવસ આશૌચ. ઇહાં નામ કરવું એ બારમો દિવસ સમઝવો. દાંતની ઉત્પત્તિ એ સાતમો માસ સમઝવો. તેથી બારમા દિવસથકી છઠ્ઠા માસ પર્યંત એક દિવસ આશૌચ ઇત્યાદિ ફલિતાર્થ થાયછે. સાતમા માસ થકી ચૂડાકરણ પર્યંત, અને ચૂડાકરણ થયું ન હોય તો ત્રીજું વર્ષ પૂર્ણ થાય ત્યહાં પર્યંત દાહ અથવા ખનન છતાં સપિંડોને એક દિવસ આશૌચ. કોઈ ગ્રંથકાર, ખનન છતાં એક દિવસ અને દાહ છતાં ત્રણ રાત્રિ, એમ કેહેછે. માતા પિતાને બન્ને પક્ષ ( દાહ ખનન ) વિષે ત્રણ રાત્રિ આશૌચ, પણ એ ( ત્રણ રાત્રિ આશૌચ ) પુત્રનાં મરણવિષે જાણવું. કન્યાનાં મરણવિષે તો, ત્રણ વર્ષ પર્યંત સપિંડોની સ્નાનવડે શુદ્ધિ છે. કન્યાનાં મરણવિષે સાતમા માસથકી માતા પિતાને ત્રણ રાત્રિ આશૌચ. વિજ્ઞાનેશ્વર તો, ઇગ્યારમા દિવસથકી આરંભ કરી, જનોઈ થાય ત્યહાં પર્યંત પુત્રનું મરણ થયા છતાં અને વિવાહ થવા પર્યંત કન્યાનું મરણ થયા છતાં માતા પિતાને ત્રણ રાત્રિ આશૌચ કેહેછે. પ્રથમ વર્ષ ઇત્યાદિકવિષે જેને ચૂડાકર્મ કરેલું હોય એવો પુત્ર

મરણ પામ્યા છતાં પિતા ઇત્યાદિ સઘળાઓને અવશ્ય ત્રણ દિવસ આશૌચ અને દાહ પણ અવશ્ય. ત્રણ વર્ષ પછી, ચૂડાકર્મ કરેલું અથવા ન કરેલું એવો પુત્ર મૃત થયા છતાં જનોઇથિકી પ્રથમ પિતા ઇત્યાદિ સઘળા સાપિંડોને ત્રણ દિવસ આશૌચ અને દાહ અવશ્ય કરવો. જનોઈ વિનાનો પુત્ર અને વિના પરણેલી કન્યા મૃત થયા છતાં સોદકોને આશૌચ તો નથી, ત્યારે સોદકોએ સ્નાન માત્ર કરવું. જનોઈ વિનાનો ભાઈ મરણ પામ્યા છતાં બેહેનને આશૌચ નથી. જેને પૂરાં બે વર્ષ થયાં નથી તેને ખનન મુખ્ય છે. અનુગમન ( શબની પાછળ જવું ) વિકલ્પે છે. પૂર્ણ બે વર્ષવાળાને દાહ મુખ્ય છે, તથા અનુગમન પણ અવશ્ય છે. એ વિષયમાં દાહ અને તિલાંજલિ દેવી ઇત્યાદિક મંત્ર રહિતજ કરવાં. જેને ચૂડાકર્મ થયું છે અને ત્રણ વર્ષ પૂરાં થયાં છે તેને પિંડદાન પૃથ્વી ઉપરે કરવું. દાંત ઉત્પન્ન થવા પર્યંત તેની બરોબર વયવાળાઓને તેનાં નિમિત્તથકી બીજે દિવસે દૂધનું દાન કરવું. ત્રણ વર્ષ પર્યંત અથવા ચૌલ પર્યંત પાયસનું દાન કરવું. ત્યાર પછી ઉપનયન પર્યંત આશૌચની નિવૃત્તિ થયા પછી તેની બરોબર વયવાળાઓને તેનાં નિમિત્તથકી ભોજનાદિકનું દાન કરવું.

---

**स्त्रीशूद्रयोस्तुकृतचूडयोरप्युदकदानादिवैकल्पिकं शूद्रस्यात्रिवर्षपर्यंतमेतदेवाशौचं अस्योपनयनस्थानेविवाहः तथाचत्रिवर्षोर्ध्वंविवाहपर्यंतंतदभावेषोडशवर्षपर्यंतंवाशूद्रस्यमरणेत्रिदिनंतदूर्ध्वंजात्याशौचं कन्यायावर्षत्रयानंतरंवाग्दानात्प्राङ्मरणेत्रिपुरुषसपिंडानामेकाहः मातापित्रोस्त्रिदिनं दाहादितूष्णीं वाग्दानोत्तरंविवाहात्प्राक्कन्यामरणेपितृसपिंडानांभर्तृसपिंडानांचत्रिदिनं अत्रोभयकुलेपिसाप्तपुरुषंसापिंड्यं दाहादितूष्णीमेव जननेनुपनीतमरणेचातिक्रांताशौचंनास्ति पितुरपत्यजननश्रवणेदेशांतरेकालांतरेस्नानंभवत्येव अनुपनीतमरणेतिक्रांतेपिस्नानंभवत्येवेतिस्मृत्यर्थसारः अनुपनीतस्यानूढकन्यायाश्चमातापितृमरणेएवदशाहाशौचं अन्यमरणेतुनकिमपि उपनयनोत्तरंमरणेसपिंडानांदशाहं सोदकानांत्रिरात्रं सगोत्राणामेकाहंस्नानाच्छुद्धिर्वेत्यादिविशेषःप्रागुक्तोत्रानुसंधेयः ॥**

સ્ત્રી તથા શૂદ્રને ચૂડાકર્મ થયું હોય તો પણ તેમને જલદાનાદિક વિકલ્પે છે, એટલે કરવું અથવા ન કરવું એમ છે. શૂદ્રને ત્રણ વર્ષ પર્યંત એજ આશૌચ જાણવું. એ શૂદ્રને ઉપનયનને ઠેકાણે વિવાહ છે, એટલે ત્રણ વર્ષ પછી વિવાહ પર્યંત, અથવા વિવાહ થયો ન હોય તો સોળ વર્ષ પર્યંત શૂદ્ર મૃત થયા છતાં ત્રણ દિવસ આશૌચ, સોળ વર્ષ પછી અથવા વિવાહ પછી જાતિનું આશૌચ જાણવું. ત્રણ વર્ષ પછી વાગ્દાનથકી પ્રથમ કન્યાનું મરણ થયા છતાં ત્રણ પુરૂષ પર્યંત સપિંડોને એક દિવસ, તથા માતા પિતાને ત્રણ દિવસ આશૌચ, અને દાહાદિક મંત્ર રહિત કરવા. વાગ્દાન થયા પછી વિવાહથકી પ્રથમ કન્યા મૃત થયા છતાં પિતાના સપિંડ તથા પતિના સાપિંડ એમને ત્રણ દિવસ આશૌચ; એ વિષયમાં બન્ને કુળવિષે પણ સાત પુરૂષનું સાપિંડય જાણવું. દાહાદિક તો મંત્ર વિનાજ કરવો. જન્મ તથા જનોઇ રહિતનાં મરણવિષે અતિક્રાંત ( સમય ગયા પછીનું ) આશૌચ નથી. બાળક ( પુત્ર અથવા કન્યા) નો જન્મ

થયો એમ સાંભળ્યા છતાં દેશાંતરવિષે અથવા કાળાંતરવિષે પિતાએ સ્નાન અવશ્ય કરવું. જનોઇ વિનાનો ( પુત્ર ) મૃત થયો હોય તો કાળ ગયા છતાં પણ સ્નાન કરવું, એમ **સ્મૃત્યર્થસાર** કેહેછે. ઉપવીત વિનાનો પુત્ર અને વિના પરણેલી કન્યાને માતા પિતા મૃત થયા છતાં દશ દિવસ આશૌચ; બીજા મૃત થયા છતાં કાંઈ પણ આશૌચ નથી. જનોઇ સંસ્કાર થયા પછી મરણ છતાં સપિંડોને દશ દિવસ આશૌચ, સોદકને ત્રણ રાત્રિ અને સગોત્રને એક દિવસ અથવા સ્નાનેકરી શુદ્ધિ ઇત્યાદિ વિશેષ પ્રથમ કહેલો છે તે આ ઠેકાણે જાણવો.

---

स्त्रीशूद्रयोर्विवाहोत्तरंमरणेदशाहः शूद्रस्यविवाहाभावेषोडशवर्षोत्तरमित्युक्तं विवाहोर्ध्वंकन्यायाःपितृगृहेमरणेमातापित्रोःसापत्नमातुःसापत्नभ्रातुःसोदरभ्रातुश्चत्रिरात्रं. पितृव्यादीनांतद्गृहवर्तिनामेकाहः तद्गृहवर्तिनामपिसपिंडानामेकाहइतिकेचित् ग्रामांतरमृतौ पित्रोःपक्षिणीतिकेचित् ऊढायाःकन्यायाःपतिगृहेमरणेपित्रोःसापत्नमातुश्चत्रिरात्रं भ्रातुःपक्षिणी पितृव्यादीनांएकाहइतिकेचित् ॥

સ્ત્રી તથા શૂદ્ર વિવાહ પછી મરણ પામે તો દશ દિવસ આશૌચ. શૂદ્રનો વિવાહ થયો ન હોય તો સોળ વર્ષ પછી, એમ પ્રથમ કહ્યુંછે. વિવાહ થયા પછી કન્યા પિતાને ઘરે મરણ પામે તો માતા, પિતા, સાવકી માતા, સાવકો ભાઈ અને સગો ભાઈ એમને ત્રણ રાત્રિ આશૌચ. પિતાનાં ઘરમાં રેહેવાવાળા કાકા ઇત્યાદિકને એક દિવસ આશૌચ. પિતાનાં ઘરમાં રેહેવાવાળા સપિંડોને પણ એક દિવસ આશૌચ છે, એમ કોઇ ગ્રંથકાર કેહેછે. કન્યા બીજે ગામે મૃત થઈ હોય તો માતા પિતાને પક્ષિણી ( બે દિવસ અને એક વચલી રાત્રિ ) આશૌચ, એમ કોઈ ગ્રંથકાર કેહેછે. પરણેલી કન્યા પતિને ઘરે મૃત થયા છતાં માતા, પિતા અને સાવકી માતાને ત્રણ રાત્રિ, ભાઇને પક્ષિણી તથા કાકા ઈત્યાદિકને એક દિવસ આશૌચ, એમ કોઈ ગ્રંથકાર કેહેછે.

---

मातापित्रोर्मरणेसापत्नमातुर्मृतौचोढकन्यायास्त्रिरात्रंदशाहांतः दशाहोर्ध्वंकालांतरेवत्सरांतरेपिपक्षिणी भ्रातुरुपनीतस्यविवाहितभगिन्याश्चपरस्परगृहमरणेपरस्परस्यात्रिरात्रं गृहांतरमृतौपरस्परस्यपक्षिणी ग्रामांतरेत्वेकाहः अत्यंतनिर्गुणत्वेएकग्रामेपिस्नानं एवंसापत्नभ्रातृभगिन्योरपि भगिनीमृतौभगिन्याअप्येवमेवेतिभाति ऊढकन्यायाःपितामहपितृव्यादिमरणेस्नानमेव मातुलमरणेभगिनीपुत्रस्यभगिनीकन्यायाश्चपक्षिणी उपकारकमातुलमरणेस्वगृहेमातुलमरणेचात्रिरात्रं अनुपनीतमातुलमरणेग्रामांतरेमातुलमरणेचैकरात्रं एवं सापत्नमातुलमरणेपि मातुलानीमरणेभर्तृभगिन्यपत्यस्यस्त्रीपुंसरूपस्यपक्षिणी सापत्नमातुलानीमरणेतुनाशौचं उपनीतभागिनेयमरणेमातुलस्यमातुलभगिन्याश्चत्रिरात्रं एवंसापत्नभागिनेयेमृतेपि अनुपनीतभागिनेयमरणेमातुलस्यमातुलभगिन्याश्चपक्षिणी एवंसापत्नभागिनेयेमृतेपि अनुपनीतपदेनावशिष्टोपनयनमात्रःकृतचूडश्चूडायाअभावेत्रिवर्षोर्ध्ववयस्कोवाग्राह्यइतिभाति एवमग्रेप्यनुपनीतपदस्यार्थोबोध्यः भागिनेयीमरणेतुस्नानमात्र

---

१ नवमदशमदिनयोस्तुपुत्रवच्छेषेणशुद्धिर्युक्ता ॥

मितिभाति मातामहमरणेदुहित्रपत्यस्यपुत्ररूपस्यकन्यारूपस्यवात्रिरात्रं ग्रामांतरेपक्षिणी मातामह्यांमृतायांदौहित्रस्यदौहित्र्याश्चपक्षिणी अत्रसर्वत्रपुरुषस्योपनीतस्यैवस्त्रियाश्च विवाहितायाएवमातापित्रातिरिक्ताशौचेधिकारइत्युक्तं अत्रमातुलमातुलानीमातामहादिमृतौस्त्र्यपत्यस्याशौचोक्तिस्त्र्यंबकीयानुसारेणान्यत्रतुनैवंस्पष्टमुपलभ्यते उपनीतदौहित्रमरणेमातामहस्यमातामह्याश्चत्रिरात्रं अनुपनीतेदौहित्रेमृतेमातामहस्यमातामह्याश्चपक्षिणी दौहित्रीमरणेतुनाशौचमितिभाति ॥

માતા, પિતા તથા સાવકી માતા મૃત થયા છતાં પરણેલી કન્યાને દશ દિવસની માંહ્ય ત્રિરાત્ર , દશ દિવસ પછી અન્ય કાળે વર્ષ પછી પણ પક્ષિણી આશૌચ. ઉપવીત પામેલો ભાઈ તથા પરણેલી બેહેન એ પરસ્પરને ઘરે મૃત થયા છતાં પરસ્પરને ત્રણ રાત્રિ આશૌચ. બીજાનાં ઘરમાં મૃત થયા છતાં પરસ્પરને પક્ષિણી અને બીજે ગામે મૃત થયા છતાં એક દિવસ આશૌચ. અત્યંત નિર્ગુણપણું હોય તો એક ગામ છતાં પણ સ્નાન કરવું. એ રીતે સાવકી બેહેન તથા સાવકા ભાઈવિષે પણએવોજ નિર્ણય જાણવો. બેહેન મૃત થયા છતાં બેહેનને પણ એ પ્રમાણેજ આશૌચ હોવું જોઇએ એમ ભાસેછે. દાદા, કાકા ઈત્યાદિ મૃત થયા છતાં પરણેલી કન્યાએ સ્નાનજ કરવું. મામો મૃત થયા છતાં ભાણેજે અને ભાણેજી એમને પક્ષિણી આશૌચ. ઉપકાર કરવાવાળો મામો મૃત થયા છતાં તેમજ ભાણેજને ઘરે મામો મૃત થયા છતાં ત્રણ રાત્રિ આશૌચ. જનોઈ વિનાનો મામો મૃત થયા છતાં અથવા બીજે ગામે મામો મૃત થયા છતાં એક રાત્રિ. સાવકો મામો મરયા છતાં પણ એ રીતે નિર્ણય જાણવો. મામી મૃત થયા છતાં ભાણેજે તથા ભાણેજી એમને પક્ષિણી આશૌચ. સાવકી મામી મૃત થયા છતાં તો આશૌચ નહી. જનોઇ પામેલો ભાણેજે મૃત થયા છતાં મામો તથા માસી એમને ત્રણ રાત્રિ આશૌચ. સાવકા ભાણેજવિષે પણ એવોજ નિર્ણય જાણવો. ઉપનયન વિનાનો ભાણેજે મૃત થયા છતાં મામો તથા માસિ એમને પક્ષિણી. સાવકો ભાણેજે મૃત થયા છતાં પણ એવોજ નિર્ણય જાણવો. ‘ઉપનયન વિનાનો’ એ પદવડે ઉપનયન માત્ર થવાનું રહેલું છતાં ચૂડાકર્મ થયલું હોય, અથવા ચૂડાકર્મ થયું ન હોય તો ત્રણ વર્ષ કરતાં અધિક વયનો એવો લેવો, એમ ભાસેછે. એ રીતે આગળ પણ ‘ઉપનયન વિનાનો’ એ પદનો અર્થ સમજવો. ભાણેજી મૃત થયા છતાં તો સ્નાન માત્ર કરવું એમ ભાસેછે. માતામહ ( માતાનો પિતા ) મૃત થયા છતાં દોહિત્રો તથા દોહિત્રી એમને ત્રણ રાત્રિ આશૌચ, બીજે ગામે મૃત થયો હોય તો પક્ષિણી. માતામહી મૃત થયા છતાં દોહિત્રો તથા દોહિત્રી એમને પક્ષિણી આશૌચ. ઇહાં સઘળે ઠેકાણે માતા પિતાનાં આશૌચ વિના બીજાં આશૌચવિષે ઉપવીત પામેલો પુરૂષ તથા પરણેલી સ્ત્રી એનેજ અધિકાર છે એમ કહ્યુંછે. ઇહાં મામો, મામી, માતામહ ઇત્યાદિ મૃત થયા છતાં સ્ત્રીરૂપ પ્રજાને જે આશૌચ કહ્યું તે ત્ર્યંબકીને અનુસારે છે, બીજા ગ્રંથમાં તો એ રીતે સ્પષ્ટ ક્યહાં દેખાતું નથી. ઉપવીત પામેલો દોહિત્રો મરણ પામે તો માતામહ તથા માતામહી એમને ત્રણ રાત્રિ આશૌચ. ઉપનયન

વિનાનો દોહિત્રો મરણ પામે તો માતામહ તથા માતામહી એમને પક્ષિણી આશૌચ. દોહિત્રી મરણ થઈ હોય તો આશૌચ નથી એમ ભાસેછે.

श्वश्रूश्वशुरयोर्मरणेजामातुःसन्निधौत्रिरात्रं असन्निधौतुपक्षिणी उपकारकयोर्मरणेत्वसन्निधावपित्रिरात्रमेव ग्रामांतरेएकरात्रं भार्यामरणेननिवृत्तसंबंधयोःश्वश्रूश्वशुरयोरनुपकारकयोर्मृतेतुपक्षिण्येकाहोवेतिभाति जामातरिमृतेश्वश्रूश्वशुरयोरेकरात्रंस्नानाच्छुद्धिर्वा स्वगृहेजामातृमरणेत्रिरात्रं उपनीतेशालकेमृतेभगिनीभर्तुरेकाहः अनुपनीतेतुशालकेस्नानं ग्रामांतरेमृतेपिस्नानं भार्यामरणेननिवृत्तसंबंधेशालकेस्नानमितिनागोजीभट्टीये शालकसुतमरणेस्नानं कश्चिच्छालिकायांमृतायांशालकवदेकाहादिकमाह मातुःस्वसरिमृतायां स्वस्रपत्ययोःकन्यापुत्रयोःपक्षिणी एवंसापत्नमातुःस्वसृमरणेपि पितुःस्वसरिमृतायांभ्रात्रपत्ययोःकन्यापुत्रयोःपक्षिणी पितुःसापत्नस्वसृमरणेतुस्नानमात्रं भ्रात्रपत्यमरणेतुपितृष्वसुःस्नानं स्वगृहेपितृष्वसृमातृष्वसृमरणेत्र्यहं ॥

સાસુ તથા સસરો મૃત થયા છતાં જમાઇને સમીપે છતાં ત્રણ રાત્રિ, સમીપે ન હોય તો પક્ષિણી. ઉપકાર કરનારાં સાસુ તથા સસરો મૃત થયા છતાં સમીપે ન હોય તો ત્રણ રાત્રિજ આશૌચ. બીજે ગામે છતાં એક રાત્રિ. સ્ત્રી મરણ પામવાનાં નિમિત્તથકી તુટેલા સંબંધવાળાં તથા ઉપકાર ન કરવાવાળાં સાસુ, સસરો મૃત થયાં હોય તો પક્ષિણી અથવા એક દિવસ આશૌચ એમ ભાસેછે. જમાઈ મૃત થયા છતાં સાસુ તથા સસરાને એક રાત્રિ આશૌચ, અથવા સ્નાને કરી શુદ્ધિ. પોતાને ઘરે જમાઇ મૃત થયા છતાં ત્રણ રાત્રિ આશૌચ. જનોઈ પામેલો શાળો મૃત થયા છતાં બનેવીને એક દિવસ આશૌચ. જનોઇ વિનાનો શાળો મૃત થાય તો સ્નાન, બીજે ગામે મૃત થાય તો પણ સ્નાન કરવું. સ્ત્રી મરી જવાથી તુટેલા સંબંધવાળો શાળો મૃત થયા છતાં સ્નાન કરવું, એમ નાગોજી ભટ્ટકૃત આશૌચ ગ્રંથમાં છે. શાળાનો પુત્ર મરયા છતાં સ્નાન કરવું. કોઇ એકાદો ગ્રંથકાર, શાળી મૃત થયા છતાં શાળા પ્રમાણે એક દિવસ ઇત્યાદિક આશૌચ, કહેછે. માસી મૃત થયા છતાં બેહેનનાં છોકરાં જે પુત્ર તથા કન્યા એમને પક્ષિણી આશૌચ. સાવકી માતાની બેહેન મૃત થયા છતાં પણ એ રીતે નિર્ણય જાણવો. ફોઈ મૃત થયા છતાં ભાઇનાં સંતાન જે કન્યા તથા પુત્ર એમને પક્ષિણી આશૌચ. પિતાની સાવકી બેહેન મૃત થઈ હોય તો સ્નાન માત્ર કરવું. ભાઈનાં સંતાન મૃત થયા છતાં ફોઇને સ્નાન. પોતાને ઘરે ફોઈ, માસી મૃત થાય તો ત્રણ દિવસ આશૌચ.

उपनीतबंधुत्रयमरणेपक्षिणी अनुपनीतस्यगुणहीनस्यवाबंधुत्रयस्यमरणेएकाहः स्वगृहेमरणेतुत्रिरात्रं अत्रबंधुत्रयपदेनात्मबंधुत्रयंपितृबंधुत्रयंमातृबंधुत्रयमितिनवबंधवोग्राह्याः ते यथा आत्मपितृष्वसुःपुत्राआत्ममातृष्वसुःसुताः आत्ममातुलपुत्राश्चविज्ञेयाआत्मबांधवाः पितुःपितृष्वसुःपुत्राःपितुर्मातृष्वसुःसुताः पितुर्मातुलपुत्राश्चविज्ञेयाःपितृबांधवाः मातुःपि

तृष्वसुःपुत्रामातुर्मातृष्वसुःसुताः मातुर्मातुलपुत्राश्चविज्ञेयामातृबांधवाइति पितृष्वस्रादिकन्यानांतुविवाहितानांमरणेतद्बंधुवर्गस्त्वेकेनेतिवचनबलादेकाहःअनूढानांतुमरणेस्नानमात्रमितिनिर्णयसिंध्वाशयः नागोजीभट्टास्तुबंधुत्रयवाक्येपुत्रपदंकन्योपलक्षकमित्याहुः तन्मतेपितृष्वस्रादिकन्यानामूढानांमरणेपक्षिणीअनूढानामेकाहइत्यादि पितृष्वस्रादिकन्याभिस्तुबंधुत्रयमरणेस्नानमात्रंकार्यमितिसिंध्वाशयेनसिध्यति भट्टमतेतुपुत्रपदवत्तद्वाक्यस्थात्मपदस्यापिकन्यापरत्वापत्त्याकन्याभिरपिबंधुत्रयाशौचंकार्यमित्यापततितत्रचबहुशिष्टाचारविगानमितिसिंध्वाशयोयुक्तोभाति ॥

ઉપવીત પામેલા બંધુત્રય મૃત થયા છતાં પક્ષિણી; ઉપવીત વિનાના અથવા ગુણહીન બંધુત્રય મૃત થયા છતાં એક દિવસ આશૌચ. પોતાને ઘરે મૃત થાય તો ત્રણ રાત્રિ. આ ઠેકાણે 'બંધુત્રય' શબ્દવડે આત્મબંધુત્રય, પિતૃબંધુત્રય અને માતૃબંધુત્રય એ રીતે નવ બંધુ ગ્રહણ કરવા. તે આ રીતે—" પોતાની ફોઇના પુત્ર, પોતાની માસીના પુત્ર અને પોતાના મામાના પુત્ર એ આત્મબાંધવ જાણવા. બાપની ફોઈના પુત્ર, બાપની માસીના પુત્ર અને પિતાના મામાના પુત્ર એ પિતૃબાંધવ જાણવા. માની ફોઇના પુત્ર, માની માસીના પુત્ર અને માના મામાના પુત્ર એ માતૃબાંધવ જાણવા. એ રીતે નવ બંધુ છે. ફોઇ ઇત્યાદિકની પરણેલી કન્યા મૃત થાય તો " તેનો બંધુવર્ગ એક દિવસે શુદ્ધ " એવાં વચનબળે કરી એક દિવસ આશૌચ; વિના પરણેલી મૃત થાય તો સ્નાન માત્ર, એવો નિર્ણયસિંધુનો અભિપ્રાય છે. **નાગોજી ભટ્ટ** તો, બંધુત્રયનાં વાક્યમાં ' પુત્ર ' પદવડે કન્યા પણ સમજવી, એમ કેહેછે. તેમને મતે ફોઇ ઇત્યાદિકની પરણેલી કન્યા મૃત થયા છતાં પક્ષિણી, વિના પરણેલી છતાં એક દિવસ ઇત્યાદિ. ફોઇ ઇત્યાદિકની કન્યાઓએ તો, બંધુત્રય મૃત થયા છતાં સ્નાન માત્ર કરવું, એમ નિર્ણયસિંધુના અભિપ્રાયથી સિદ્ધ થાયછે. **નાગોજી ભટ્ટને** મતે તો, ' પુત્ર ' પદ પ્રમાણે તે વાક્યમાંનાં ' આત્મ ' પદનો પણ અર્થ કન્યાપરાયણ હોવાથી કન્યાઓએ પણ બંધુત્રયનું આશૌચ પાળવું, એમ પ્રાપ્ત થાયછે; પરંતુ તેમાં બહુ શિષ્ટોના આચારથી નિંદા થાયછે માટે નિર્ણયસિંધુનો અભિપ્રાય યોગ્ય છે એમ ભાસેછે.

---

अत्रेदंतत्त्वं देवदत्तीयबंधुनवकमध्येआत्मबंधुत्रयेसंबंधसाम्यात्परस्परमाशौचं अवशिष्टबंधुषट्केतु बंधुषट्कमरणेदेवदत्तस्यआशौचंदेवदत्तस्यमरणेतुबंधुषट्कस्यनाशौचंसंबंधाभावादितिसुधीभिरूह्यं दत्तकस्यमरणेपूर्वापरपित्रोस्त्रिरात्रंसपिंडानामेकाहमाशौचं नीलकंठीयेदत्तकनिर्णयेतूपनीतदत्तकमरणाद्पालकपित्रादिसपिंडानांदशाहादिकमेवाशौचमित्युक्तं दत्तकेनापिपूर्वापरपित्रोर्मृतौत्रिरात्रंपूर्वापरसपिंडानांमरणेएकाहः पित्रोरौर्ध्वदेहिककरणेतुकर्मांगंदशाहमेव दत्तकस्यपुत्रपौत्रादेर्जननेमरणेवापूर्वापरसपिंडानामेकाहः एवंपूर्वापरसपिंडमरणाद्यावपिदत्तकपुत्रपौत्रादेरेकाहः इदंसपिंडसमानोदकभिन्नेदत्तीकृतेज्ञेयं सगोत्रसपिंडेसोदकेचदत्तीकृतेयथाक्रमंदशाहंत्रिरात्रंचयथाप्राप्तंभवत्येव ॥

**આ ઠેકાણે આ તત્વ. દેવદત્ત** ( અમુક પુરૂષ ) ના નવ બંધુમધ્યે આત્મબંધુ-

त्रयविषे संबंध सरखो होवाथी परस्पर आशौच छे; बाकीना छ बंधुविषे तो, छ बंधु मृत थया छतां **देवदत्तने** आशौच छे, परंतु देवदत्त मृत थाय तो छ बंधुने आशौच **नथी;** कारण, संबंधनो अभाव छे; ए प्रमाणे बुद्धिमानोए जाणवुं. दत्तक मृत थया छतां बन्ने माता पिताने त्रण रात्रि, तथा सपिंडोने एक दिवस आशौच. नीलकंठकृत दत्तकनिर्णयमां तो, उपवीत आपेला दत्तकनुं मरणादिक थया छतां पालक पिता इत्यादि सपिंडोने दश दिवस इत्यादि आशौच छेज एम कह्युंछे. दत्तके तो बन्ने माता पिता मृत थया छतां त्रण रात्रि आशौच, तथा बन्ने सपिंड मृत थया छतां एक दिवस आशौच पाळवुं. माता पितानुं और्ध्वदेहिक कर्म कीधुं होय तो कर्म संबंधी दश दिवसज आशौच छे. दत्तकना पुत्र, पौत्र इत्यादिकनां जन्म अथवा मरण थया छतां बन्ने सपिंडोने एक दिवस आशौच. ए प्रमाणे बन्ने सपिंडोनुं मरणादिक थया छतां दत्तकना पुत्र पौत्र इत्यादिकने पण एक दिवस आशौच. आ निर्णय सपिंड अने सोदक करतां जुदो दत्तक लीधो होय तो, ते विषे जाणवो. सगोत्र एवो सपिंड तथा सोदक दत्तक लीधो होय तो, यथाक्रमे दश दिवस, त्रण रात्रि जेवुं प्राप्त होय तेने अनुसारे आशौच छेज.

**आचार्येमृतेत्रिरात्रं ग्रामांतरेमृतेपक्षिणी उपनीयवेदाध्यापकःआचार्यः स्मार्तकर्मनिर्वाहकोप्याचार्यः आचार्यभार्यासुतयोर्मरणेएकाहः मंत्रोपदेशकगुरुमरणेत्रिरात्रं ग्रामांतरेपक्षिणी शास्त्राध्यापकोव्याकरणज्योतिःशास्त्राद्यंगाध्यापकश्चानूचानसंज्ञकस्तन्मरणेएकाहः सकलवेदाध्यापकगुरुमरणेपक्षिणी वेदैकदेशाध्यापकउपाध्यायस्तन्मरणेएकाहः शिष्यस्योपनीयाध्यापितस्यमृतौत्रिरात्रं निवृत्ताध्ययनस्यमृतौपक्षिणी परोपनीतस्यबहुकालमध्यापितस्यमरणेएकाहः सहाध्यायिमृतौपक्षिणी ऋत्विज्यनिवृत्तर्त्विक्कर्मणिमृतेत्रिरात्रं ग्रामांतरेपक्षिणी कर्मनिवृत्तौग्रामांतरेएकाहः एकग्रामेपक्षिणी एवंयाज्यमरणेपि सार्थवेदाध्यायीश्रौतस्मार्तकर्मनिष्ठश्चश्रोत्रियस्तयोर्मरणेमैत्रीगृहानंतर्यादिसंबंधेत्रिरात्रं एकतरसंबंधेपक्षिणी संबंधाभावेएकाहः सवर्णमित्रमरणेएकाहः यतिमरणेसर्वसापिंडानांस्नानमात्रं स्वगृहेउदासीनासपिंडमरणेएकाहः स्वाधिष्ठितस्वगृहेअसपिंडमरणेत्र्यहं आशौचप्रयोजकसंबंधिनिस्वगृहेमृतेत्रिरात्रं ग्रामाधिपदेशाधिपादेर्मृतौसज्योतिः दिवामरणेरात्रौस्नानाच्छुद्धिःरात्रिमरणेदिवाशुद्धिरितिसज्योतिःपदार्थः पक्षिणीपदार्थस्तुदिवामरणेसदिवसःसारात्रिर्द्वितीयदिवसेनक्षत्रदर्शनपर्यंतमिति आगामिवर्तमानाहर्द्वययुतामध्यगतारात्रिः रात्रिमरणेसारात्रिस्तदुत्तरमहोरात्रिश्चेतिपक्षिणी केचित्तुरात्रिमरणेपिमरणदिनाद्वितीयदिनस्थनक्षत्रपर्यंतमेवपक्षिणीपदार्थइत्याहुः एवमतिक्रांतेविषयेदिवारात्रौवामरणज्ञानानुसारेणपक्षिणीव्यवस्थायोज्या ॥**

आचार्य मृत छतां त्रण रात्रि, बीजे गामे मृत छतां पक्षिणी. जनोई आपी वेद भणावनारो ते आचार्य. स्मार्त कर्मनो चलावनारो ते पण आचार्य छे. आचार्यनी **स्त्री, पुत्र** मृत थया छतां एक दिवस आशौच. मंत्रोपदेशना करवावाळा गुरु मृत थया छतां त्रण रात्रि, बीजे गामे पक्षिणी आशौच. शास्त्र भणावनारो तथा व्याकरण,

જ્યોતિઃશાસ્ત્ર ઇત્યાદિક અંગ ભણાવનારો તે અનૂચાનસંજ્ઞક; એ મૃત થાય તો એક દિવસ આશૌચ. સંપૂર્ણ વેદ ભણાવનારો ગુરૂ મૃત થાય તો પક્ષિણી. વેદનો કાંઇ એક ભાગ ભણાવનારો તે ઉપાધ્યાય; તે મૃત થયા છતાં એક દિવસ. જનોઇ આપિ ભણાવેલો શિષ્ય મૃત થયા છતાં ત્રિરાત્ર આશૌચ. ભણવાથી નિવૃત્ત થયલો શિષ્ય મૃત થયા છતાં પક્ષિણી. બીજાએ જનોઇ આપ્યા છતાં બહુકાળ ભણાવેલો શિષ્ય મૃત થયા છતાં એક દિવસ આશૌચ. સહાધ્યાયિ ( સાથે ભણવાવાળો ) મૃત થયા છતાં પક્ષિણી. ઋત્વક્નું કર્મ સમાપ્ત ન કરેલું એવો ઋત્વિક્ મૃત થયા છતાં ત્રણ રાત્રિ. બીજે ગામે પક્ષિણી. કર્મ સમાપ્તિ થયા છતાં બીજે ગામે એક દિવસ. એક ગામમાં પક્ષિણી. યજમાન મૃત થયા છતાં પણ એજ નિર્ણય જાણવો. અર્થ સહિત વેદનું અધ્યયન કરનારો તથા શ્રૌત સ્માર્ત્ત કર્મનિષ્ઠ એવો શ્રોત્રિય, એ મૃત થયા છતાં મૈત્રી તથા ઘરનું સમીપપણું ઇત્યાદિક સંબંધ હોય તો ત્રણ રાત્રિ આશૌચ. બેમાંથી એક સંબંધ હોય તો પક્ષિણી, સંબંધ ન હોય તો એક દિવસ. પોતાના વર્ણમાંનો મિત્ર મૃત થયા છતાં એક દિવસ. સંન્યાસી મૃત થયા છતાં સઘળા સપિંડોએ સ્નાન માત્ર કરવું. પોતાને ઘરે ઉદાસીન એવો અસપિંડ મૃત થયા છતાં એક દિવસ. જેમાં પોતાની રેહેણાક હોય એવાં પોતાનાં ઘરમાં અસપિંડ મૃત થયા છતાં ત્રણ દિવસ. આશૌચનો ઉપજાવનારો સંબંધિ પોતાને ઘરે મૃત થયા છતાં ત્રણ રાત્રિ. ગામનો અધિપતિ, દેશનો અધિપતિ ઇત્યાદિક મૃત થયા છતાં સજ્યોતિ આશૌચ. દિવસે મૃત થયો હોય તો રાત્રિએ સ્નાન કરવાથી શુદ્ધિ, રાત્રિએ મૃત થયો હોય તો દિવસે શુદ્ધિ એ સજ્યોતિ પદનો અર્થ છે. પક્ષિણી પદનો અર્થ તો, દિવસે મરણ છતાં તે દિવસ, તે રાત્રિ અને બીજે દિવસે નક્ષત્રદર્શન પર્યંત એ પક્ષિણી જાણવી. આવતો તથા વર્તમાન એવા બે દિવસે યુક્ત જે વચલી રાત્રિ તે પક્ષિણી. રાત્રિએ મૃત હોય તો, તે રાત્રિ તથા તે પછીનાં દિવસ રાત્રિ મળી પક્ષિણી. કોઈ ગ્રંથકાર તો, રાત્રિએ મૃત થયા છતાં પણ મરણના દિવસથકી બીજા દિવસનાં નક્ષત્રદર્શન પર્યંતજ પક્ષિણી પદનો અર્થ, એમ કેહેછે. એ રીતે અતિક્રાંત ( ગયલાં ) આશૌચવિષે દિવસે અથવા રાત્રિએ મરણનું જ્ઞાન થાય તો તે પ્રમાણે પક્ષિણીની વ્યવસ્થા જોડવી.

---

**आचार्यमातुलादीनांत्रिरात्राद्याशौचमन्यस्मिन्नंत्यकर्मकर्तरिज्ञेयं शिष्यादीनामंत्यकर्म कर्तृत्वेतुदशाहादेव ॥**

આચાર્ય, મામો ઇત્યાદિકનું જે ત્રિરાત્ર આશૌચ કહ્યું તે બીજો અંત્યકર્મનો કરનારો હોય તો જાણવું. શિષ્યાદિક અંત્યક્રિયા કરનારો હોય તો દશ-દિવસ ઇત્યાદિકજ આશૌચ જાણવું.

---

**ग्राममध्येयावच्छवस्तिष्ठतितावत्ग्रामस्याशौचं नगरेतुनैवं ग्रामनगरलक्षणान्यन्यत्र गृहेगवादिपशुमृतौयावच्छवस्तिष्ठेत्तावदाशौचं द्विजगृहेशुनोमृतौगृहस्यदशरात्रमाशौचं शूद्रमरणेमासं पतितमृतौमासद्वयं म्लेच्छादिमृतौमासचतुष्टयं दासानांगृहजातक्रीतऋण**

मोक्षितलब्धत्वादिप्रकाराणांस्वामिमरणेस्वजातीयाशौचं युद्धेशस्त्रघातेनसद्योमृतेस्नानमा त्रंनाशौचमंत्यकर्मापिदशाहादिकंसद्यएवकर्तव्यं युद्धक्षतेनकालांतरेमरणेएकाहः त्र्यहादू र्ध्वंयुद्धक्षतेनमरणेपराङ्मुखहतेयुद्धेकपटेनहतेचत्रिरात्रं युद्धक्षतेनसप्तरात्रादूर्ध्वंमृतौदशा हइत्याहुः शिष्टास्तुयुद्धेहतस्यसद्यःशौचादिकंलोकविद्विष्टत्वान्नवदंति प्रयागादौकाम्यम रणेस्नानमात्रं प्रायश्चित्तार्थमग्न्यादिमरणेएकाहः महारोगपीडाक्षमाणांजलादिप्रवेशेत्रि रात्रं अत्रापिनशिष्टाचारसंमतिः एवंकारागृहेमृतस्यैकरात्रेपि ॥

ગામમાં જ્યહાં પર્યંત શબ પડયું હોય ત્યહાં પર્યંત ગામને આશૌચ છે. નગરવિષે તો, આશૌચ નથી. ગામ તથા નગરનાં લક્ષણ બીજા ગ્રંથમાં જોવાં. ઘરે ગાય ઇત્યાદિ પશુ મરે તો જ્યહાં લગિ તે પશુનું શબ રહે ત્યહાં લગી આશૌચ. બ્રાહ્મણને ઘરે કુતરૂં મૃત થયા છતાં તે ઘરને દશ રાત્રિ આશૌચ, શૂદ્ર મૃત થયા છતાં માસ પર્યંત આશૌચ, પતિત મૃત થયા છતાં બે માસ પર્યંત આશૌચ, મ્લેચ્છાદિક મૃત થયા છતાં ચાર માસ આશૌચ જાણવું. ઘરે જન્મેલો, વેચાતો લીધેલો કર્જ આપી છોડાવેલો તથા મળેલો ઇત્યાદિ પ્રકારનો દાસ એણે સ્વામી (ધણી) મૃત થયા છતાં પોતાની જાતીનું આશૌચ પાળવું. યુદ્ધમાં શસ્ત્રના પ્રહારથી તત્કાલ મૃત થયા છતાં સ્નાન માત્ર કરવું,આશૌચ નહી,તથા તેનું દશાહાદિક અંત્ય કર્મ પણ તત્કાળજ કરવું. યુદ્ધ સંબંધી પ્રહારથી કાળાંતરે મૃત થાય તો એક દિવસ આશૌચ. ત્રણ દિવસ પછી યુદ્ધના ઘાથી મૃત થયા છતાં તથા યુદ્ધમાંથી પાછો ભાગતાં મરાયા છતાં અથવા યુદ્ધમાં કપટથી મરાયા છતાં ત્રણ રાત્રિ આશૌચ. યુદ્ધના પ્રહારથી સાત રાત્રિ પછી મૃત થયા છતાં દશ દિવસ આશૌચ એમ કેહેછે. શિષ્ટ તો, યુદ્ધમાં મૃત થયલાની સદ્યઃ શુદ્ધિ લોકમાં નિંદિત છે માટે કહેતા નથી. પ્રયાગ ઇત્યાદિક ક્ષેત્રમાં કામનાથી મૃત થયા છતાં સ્નાન માત્ર. પ્રાયશ્ચિત્તમાટે અગ્નિ ઇત્યાદિકવડે મૃત થયા છતાં એક દિવસ આશૌચ. મહારોગની પીડા સહન કરવાવિષે અસમર્થ થઈ જળ ઇત્યાદિકમાં પ્રવેશ કરી મૃત થયા છતાં ત્રણ રાત્રિ આશૌચ. એવિષે પણ શિષ્ટાચારની સંમતિ નથી. એ રીતે કેદખાનાંમાં મૃત થયલાનાં એક રાત્રિ આશૌચવિષે પણ શિષ્ટાચારની સંમતિ નથી.

अथातिक्रांताशौचं तत्रजननाशौचेतिक्रांताशौचंनास्ति पितुःस्नानमात्रंतत्रापिभव ति मृताशौचेप्यनुपनीतमरणादिनिमित्तेषुत्रिरात्रैकरात्रेषुमातुलादिपरगोत्रीयमरणनिमि त्तकेषुपक्षिणीत्रिरात्रादिषुचातिक्रांताशौचंनास्ति तत्रोढकन्यायाःपित्रोर्मरणेत्रिरात्रेतिक्रां तेपिदशाहांतस्त्र्यहं, तदूर्ध्वंवत्सरांतरेपिपक्षिणीत्युक्तं एवंसोदकादिविषयत्रिरात्रादिष्वति क्रांताशौचंन स्नानमात्रंत्वत्रापिकालांतरेपिभवत्येव किंतुदशाहादिमृताशौचविषयमेवा तिक्रांताशौचंकर्तव्यं तत्रदशाहाद्याशौचानांत्रिरात्रादीनांचतत्तदाशौचमध्येज्ञानेनेवशिष्टदि नैःशुद्धिः पुत्रादेरपिशेषदिनैरेवशुद्धिः अंत्यकर्मापिशेषदिनैरेवसमापनीयं एवमस्थिपर्ण शरसंस्कारोपिशेषेणैव एवंसोदकत्रिरात्रेविशेषेणशुद्धिः त्रिरात्रादुत्तरंतुदशाहन्यूनाशौ

१ इदंमातुलादित्रिरात्रपक्षिण्यादीनामुपलक्षणं ॥

**चानांदशाहमध्येज्ञानेपिनातिक्रांताशौचंकिंतुस्नानमात्रं मातापित्रोर्मरणेदूरदेशेपिवत्सरांतरेपिश्रवणेपुत्रस्यश्रवणप्रभृतिदशाहादिपूर्णमेवाशौचं दंपत्योःपरस्परंदेशांतरेकालांतरेपि पूर्णंदशाहमेव सपत्नीनांपरस्परंदेशकालविशेषानपेक्षंदशाहमेव सापत्नमातुर्मरणेपुत्रस्य दशाहोर्ध्वंदेशकालानपेक्षंत्रिरात्रं औरसपुत्रमृतौमातापित्रोर्वत्सरांतरेपित्रिरात्रं दशाहोर्ध्वमेकदेशेसपिंडमरणेज्ञानेमासत्रयपर्यंतंत्रिरात्रं षण्मासपर्यंतंपक्षिणी नवमासपर्यंतमेकरात्रं ततोवर्षपर्यंतंसज्योतिःस्नानमात्रंवा माधवमतेपक्षत्रयपर्यंतंत्रिरात्रं षण्मासपर्यंतंपाक्षिणी वर्षपर्यंतमेकरात्रं वर्षोर्ध्वंस्नानमात्रमिति अत्रापदनापद्विषयत्वेनव्यवस्था ॥**

## હવે અતિક્રાંતાશૌચ કેહેછે.

તેમાં જનન આશૌચવિષે અતિક્રાંત આશૌચ નથી. પિતાને સ્નાન માત્ર જનનાશૌચવિષે પણ છેજ. મૃતાશૌચવિષે પણ ઉપવીત ન થયલાનું મરણ ઇત્યાદિ નિમિત્તથી ત્રિરાત્ર,એક રાત્ર આશૌચ તથા પરગોત્રમાંના મામા ઇત્યાદિકનાં મરણ નિમિત્તથકી જે પક્ષિણી, ત્રિરાત્ર ઇત્યાદિક આશૌચ તેવિષે અતિક્રાંત આશૌચ નથી. તેમાં માતાપિતા મૃત થયા છતાં પરણેલી કન્યાને ત્રણ રાત્રિ ગયા પછી પણ દશ દિવસની માંહ્ય ત્રણ રાત્રિ આશૌચ છે. દશ દિવસ પછી વર્ષની માંહ્ય પણ પક્ષિણી આશૌચ, એમ કહ્યુંછે. એ રીતે સોદકાદિકવિષે જે ત્રિરાત્રાદિક આશૌચ તેવિષે અતિક્રાંતાશૌચ નથી, તથાપિ સ્નાન માત્ર તો ઇહાં કાળાંતર છતાં પણ છેજ; ત્યારે દશ દિવસ ઇત્યાદિક જે મૃતાશૌચ તેવિષેજ અતિક્રાંતાશૌચ પાળવું. તેમાં દશ દિવસાદિક આશૌચ તથા ત્રિરાત્રાદિક આશૌચ એમનું તે તે આશૌચમાં જ્ઞાન થયા છતાં બાકીના દિવસોવડે શુદ્ધિ જાણવી. પુત્રાદિકોની પણ શેષ દિવસવડેજ શુદ્ધિ જાણવી. અંત્યકર્મ પણ શેષ દિવસવડેજ સમાપ્ત કરવું. એ રીતે અસ્થિસંસ્કાર,પર્ણશરસંસ્કાર ( પુત્તલવિધાન ) તે પણ શેષ દિવસવડેજ સમાપ્ત કરવાં. એ રીતે સોદકનાં ત્રિરાત્ર આશૌચવિષે પણ શેષ દિવસવડે શુદ્ધિ જાણવી. ત્રિરાત્રિ ઇત્યાદિ પછી તો દશ દિવસકરતાં ઓછાં આશૌચનું દશ દિવસની માંહ્ય જ્ઞાન થયા છતાં પણ અતિક્રાંત આશૌચ નથી; ત્યારે સ્નાન માત્ર કરવું. માતા પિતા મૃત થયા છતાં દૂર દેશમાં રહ્યાં છતાં પણ તથા બીજાં ઇત્યાદિ વર્ષ છતાં પણ સાંભળ્યું તો પણ પુત્રને સાંભળવાના દિવસથકી દશ દિવસાદિક પૂર્ણજ આશૌચ છે. સ્ત્રી પુરૂષને પરસ્પર દેશાંતર તથા કાળાંતરવિષે પણ સંપૂર્ણ દશ દિવસજ આશૌચ છે. શોક બેહેનોને પરસ્પર દેશ કાળના વિશેષ વિના દશ દિવસજ આશૌચ છે. સાવકી માતા મૃત થયા છતાં પુત્રને દશ દિવસ પછી દેશ કાળની ગરજ વિના ત્રણ રાત્રિ આશૌચ છે. ઔરસ ( સગો ) પુત્ર મૃત થયા છતાં માતા પિતાને બીજાં વર્ષોમાં પણ ત્રણ રાત્રિ આશૌચ. દશ દિવસ પછી એક દેશમાં સપિંડના મરણનું જ્ઞાન થયા છતાં ત્રણ માસ પર્યંત ત્રણ રાત્રિ, છ માસ પર્યંત પક્ષિણી, નવ માસ પર્યંત એક રાત્રિ. નવ માસ પછી વર્ષ પર્યંત સજ્યોતિ અથવા સ્નાન માત્ર કરવું; માધવને મતે તો, ડોઢ માસ પર્યંત

૧. એ, મામા ઇત્યાદિકનું ત્રણ રાત્રિ પક્ષિણી ઇત્યાદિક જે આશૌચ તેનું ઉપલક્ષણ (સૂચવનારૂં) છે.

ત્રણ રાત્રિ, છ માસ પર્યંત પક્ષિણી, વર્ષ પર્યંત એક રાત્રિ અને વર્ષ પછી સ્નાન માત્ર, એ બે મતવિષે, આપત્તિ તથા અનાપત્તિ એ વિચારી વ્યવસ્થા કરવી.

---

**अथदेशांतरेसपिंडमरणेदशाहोर्ध्वंज्ञातेपक्षत्रयपर्यंतंत्रिरात्रं षण्मासपर्यंतंपक्षिणी नवमासपर्यंतमेकाहः वर्षपर्यंतंसज्योतिरितिमाधवमतं विज्ञानेश्वरस्तुदेशांतरेसपिंडमरणेदशाहोर्ध्वंज्ञातेस्नानमात्रमित्याह अत्रमाधवमतमेवयुक्तं अतिक्रांताशौचंवयोवस्थानिमित्तकाशौचंचसर्ववर्णसाधारणं देशांतरंतुविप्रस्यविंशतियोजनात्परं क्षत्रियादेःक्रमेणचतुर्विंशतत्रिंशत्षष्टियोजनैः केचिद्विप्रस्यत्रिंशद्योजनोत्तरंदेशांतरमाहुः भाषाभेदसहितमहागिरिणाभाषाभेदसहितमहानद्यावाव्यवधानमपिदेशांतरं यत्तुकेचिद्भाषाभेदरहितमपिगिरिनदीव्यवधानंदेशांतरमाहुः तद्योजनगतविंशत्यादिसंख्यायांत्रिचतुरादिन्यूनत्वेपिदेशांतरत्वसंपादकतयायोज्यमितिभाति अन्यथामहानदीपरपूर्वतीरवासिनामेकयोजनमध्येपिदेशांतरत्वापत्तेः अत्रसगोत्रविषयाशौचान्येवभार्यापतिपुत्रादिभिःसर्वैरनुष्ठेयानि यानितुमातुलत्वभगिनीत्वादिप्रयुक्तानिभिन्नगोत्राशौचानितेषुजायापतिपुत्रादिषुमध्येयत्संबंधियत्तत्तेनैवानुष्ठेयंनसर्वैः।**

હવે દેશાંતરમાં સપિંડનાં મરણનું દશ દિવસ પછી જ્ઞાન થયા છતાં ડોઢ માસ પર્યંત ત્રણ રાત્રિ, છ માસ પર્યંત પક્ષિણી, નવ માસ પર્યંત એક દિવસ, વર્ષ પર્યંત સજ્યોતિ એ પ્રમાણે માધવનો મત છે. વિજ્ઞાનેશ્વર તો, દેશાંતરમાં સપિંડનાં મરણનું દશ દિવસ પછી જ્ઞાન થયા છતાં સ્નાન માત્ર કરવું એમ કેહેછે, એવિષે માધવનો મતજ યોગ્ય છે. અતિક્રાંતાશૌચ તથા વયોવસ્થાનિમિત્તક આશૌચ એ સઘળા વર્ણને સાધારણ છે. **દેશાંતર** તો બ્રાહ્મણને વીસ યોજનથકી પર, તથા ક્ષત્રિયાદિકોને ક્રમેકરી ચોવીસ, ત્રીસ અને સાઠ યોજનવડે દેશાંતર જાણવું. કોઇ ગ્રંથકાર, ત્રીસ યોજન પછી બ્રાહ્મણને દેશાંતર, કેહેછે. ભાષા જુદી છતાં મ્હોટો પર્વત અથવા ભાષા જુદી છતાં મ્હોટી નદીનું વચમાં અંતર થવું એ પણ દેશાંતર છે. કોઇ ગ્રંથકાર, ભાષા જુદી ન છતાં પણ પર્વત, નદીનું વચમાં અંતર થવું તે દેશાંતર છે, એમ કેહેછે તે યોજનની વીસ ઇત્યાદિક સંખ્યામાં ત્રણ ચાર યોજન ઓછાં હોય તો પણ દેશાંતર સંપૂર્ણ થસે એ રીતે સિદ્ધ કરનારરૂપે જોડવું એમ ભાસે છે. જો એમ યોજના ન કરિયે તો મહાનદીને આગલે તીરે તથા પરલે તીરે રેહેવાવાળાઓને એક યોજનમાં પણ દેશાંતર થશે. આ વિષયમાં સગોત્ર સંબંધી જે આશૌચ તે માત્ર સ્ત્રી, પતિ, પુત્ર ઇત્યાદિ સઘળાઓએ પાળવું. જે ફરી મામો બેહેન ઇત્યાદિક સંબંધિ જુદાં ગોત્રમાંનાં આશૌચ તેમાં સ્ત્રી, પતિ, પુત્ર ઇત્યાદિકમાં જે જેનો સંબંધિ હોય તેણે તેનુંજ આશૌચ પાળવું. સઘળાઓએ પાળવું નહી.

---

**रात्रौजननमरणेरात्रौमरणज्ञानेवारात्रिंत्रिभागांकृत्वाप्रथमभागद्वयेपूर्वदिनंतृतीयभागेउत्तरदिनमारभ्याशौचं यद्वार्धरात्रात्प्राक्पूर्वदिनंपरतःपरदिनं अत्रदेशाचारादिनाव्यवस्था॥**

રાત્રિએ જન્મ અથવા મરણ થાય કિંવા રાત્રિએ મરણનું જ્ઞાન થયા છતાં રાત્રિના ત્રણ ભાગ કરી તેમાંના પ્રથમના બે ભાગ છતાં પ્રથમ દિવસ, તથા ત્રીજે

ભાગ છતાં બીજો દિવસ, તે દિવસથકી આશૌચ પાળવું. અથવા અર્ધ રાત્રિથકી પ્રથમ પ્રથમ દિવસ અને અર્ધ રાત્રિ પછી બીજો દિવસ; એ વિષયમાં દેશાચાર ઇત્યાદિકેકરી વ્યવસ્થા જાણવી.

---

आहिताग्नेर्मंत्रवद्दाहदिनमारभ्यपुत्रादिभिराशौचंकार्यं अत्राहिताग्निपदेनश्रौताग्नित्रयवानूग्राह्यः तद्भिन्नोगृह्याग्निमानप्यनाहिताग्निपदेनग्राह्यः आहिताग्नेर्विदेशमरणेमंत्रवद्दाहात्पूर्वंपुत्रादीनामाशौचंसंध्यादिनित्यकर्मलोपश्चनास्ति मंत्रवद्दाहमारभ्यतुपुत्रादिसपिंडानांदुहितृदौहित्रादिभिन्नगोत्राणांचाशौचंभवत्येव नत्वतिक्रांतनिमित्तकआशौचाभावस्तस्यन्हासोवा अतएवाहिताग्नेःपर्णशरदाहेपिदशाहमेवदेशांतरेकालांतरेपिसिद्ध्यति अनाहिताग्नेर्मरणदिनादारभ्यपुत्रादिभिराशौचंकार्यं अनाहिताग्नेर्देशांतरेमरणेअतिक्रांताशौचंमरणश्रवणानंतरमेवपूर्वोक्तव्यवस्थयाकार्यं अनाहिताग्नेरस्थिदाहपर्णशरदाहयोस्तुपूर्वमगृहीताशौचयोर्भार्यापुत्रयोर्दशाहमेव गृहीताशौचयोस्तुसंस्कारकर्तृभिन्नयोर्दाहकालेत्रिरात्रं सपत्न्योर्मिथश्चैवं पत्नीसंस्कारेपत्युश्चैवं एतद्भिन्नसपिंडानांतुपूर्वमगृहीताशौचानामनाहिताग्निसंस्कारकालेत्रिरात्रं गृहीताशौचानांतुसपिंडानांदाहकालेस्नानमात्रं इदंसपिंडानांत्रिरात्रादिकंपुत्रादेर्दशाहादिकंचदशाहोर्ध्वसंस्कारकरणेज्ञेयं दशाहमध्येसंस्कारकरणेतुशेषदिनैरेवशुद्धिःकर्मसमाप्तिश्च आहिताग्नेरेवदशाहमध्येपिशरीरदाहेस्थिदाहेपर्णशरदाहेवाशेषेणनशुद्धिःसमंत्रकदाहदिनस्यैवप्रथमदिनत्वादित्युक्तं दशाहोर्ध्वंदेशांतरमृतानाहिताग्निवार्ताश्रवणदिनात्कृतत्रिरात्राशौचानांसपिंडानां चतुर्थादिदिनेषुसंस्कारारंभेदाहकालेस्नानं अगृहीताशौचानांत्रिदिनमेव भार्यापुत्रादेःश्रवणदिनादारभ्यदशाहंद्वितीयादावहन्यारंभेचतुर्थदिनेसपिंडशुद्धिः भार्यादेर्दशाहमेवश्रवणदिनादित्यूह्यं देशांतरगतस्यद्वादशवर्षादिप्रतीक्षोत्तरंपर्णशरदाहेप्येवमेव पुत्रादेःसपिंडानांचदशरात्रंत्रिरात्रादिकमूह्यं प्रतीक्षाचयदारभ्यवार्तानश्रूयतेतदारभ्यपंचदशवर्षाणिमातापित्रोः अन्येषांपूर्वेवयसिविंशतिः मध्यमेपंचदश उत्तरेवयसिद्वादश प्रतीक्षायुक्त्यादिभिर्मरणनिश्चयासंभवेकार्या ॥

આહિતાગ્નિનો મંત્ર સહિત દાહ જે દિવસે થાય તે દિવસથકી આરંભ કરી પુત્રાદિકે આશૌચ પાળવું. આ ઠેકાણે 'આહિતાગ્નિ' પદવડે ત્રણ શ્રૌતાગ્નિએ યુક્ત તે ગ્રહણ કરવો. તેથી જુદો ગૃહ્યાગ્નિમાન્ તે પણ 'અનાહિતાગ્નિ' એ પદ-વડે ગ્રહણ કરવો. આહિતાગ્નિ વિદેશમાં મૃત થયા છતાં સમંત્રક દાહથકી પ્રથમ પુત્રાદિકને આશૌચ તથા સંધ્યાદિક નિત્ય કર્મનો લોપ એ નથી. મંત્ર સહિત દાહના આરંભથકી તો, પુત્રાદિક સપિંડ અને કન્યા દોહિત્રા ઇત્યાદિક ભિન્નગોત્રવાળા એ-મને પણ આશૌચ છેજ, અતિક્રાંત નિમિત્તથકી આશૌચનો અભાવ તથા તે આશૌ-ચમાં ઓછું કરવું એ નથીજ, માટેજ આહિતાગ્નિ પુત્તલ વિધાનથકી દાહ થયો હોય તો પણ અને દેશાંતર તથા કાળાંતર છતાં પણ દશ દિવસજ આશૌચ એમ સિદ્ધ થાયછે. અનાહિતાગ્નિનું મરણદિવસથકી આરંભ કરી પુત્રાદિકોએ આશૌચ પા-ળવું. અનાહિતાગ્નિ દેશાંતરમાં મૃત થયા છતાં અતિક્રાંતાશૌચ, મરણ સાંભળવા પછીજ પ્રથમ કહેલી વ્યવસ્થાવડે પાળવું. અનાહિતાગ્નિનો અસ્થિદાહ અથવા

પર્ણશરદાહ ( પુત્તલવિધાન ) હોય તો, પ્રથમ આશૌચ ન પાળેલું એવાં સ્ત્રી તથા પુત્રોએ દશ દિવસજ આશૌચ પાળવું. પ્રથમ સ્ત્રી પુત્રોએ આશૌચ પાળ્યું હોય તો સંસ્કારકર્ત્તા વિના બીજાં જે સ્ત્રી પુત્ર તેમણે દાહકાળે ત્રણ રાત્ર આશૌચ પાળવું. શોક ( બેહેનો ) નું પરસ્પર એ પ્રમાણે આશૌચ જાણવું. સ્ત્રીના સંસ્કારમાં પતિને પણ એ પ્રમાણે જાણવું. એ કરતાં બીજા જે સપિંડ તેમણે પ્રથમ આશૌચ પાળ્યું ન હોય તો, અનાહિતાગ્નિના સંસ્કારમાં ત્રણ રાત્રિ આશૌચ પાળવું. જે સપિં-ડોએ આશૌચ પાળ્યું હોય તેમણે દાહ સમયે સ્નાન માત્ર કરવું. આ સપિંડોને ત્રિરાત્રાદિક તથા પુત્રાદિકને દશાહાદિક જે આશૌચ કહ્યું તે દશ દિવસ પછી સંસ્કાર કીધા છતાં જાણવું. દશ દિવસની માંહ્ય સંસ્કાર કીધા છતાં બાકીના દિવસોવડેજ શુદ્ધિ તથા કર્મની સમાપ્તિ થાયછે. આહિતાગ્નિનોજ દશ દિવસ માંહ્ય પણ શરીર-દાહ, અસ્થિદાહ અથવા પાલાશવિધિવડે દાહ છતાં શેષ દિવસોવડે શુદ્ધિ થતી નથી; કારણ આહિતાગ્નિનો સમંત્રક દાહ જે દિવસે થાયછે તેજ તેનો પ્રથમ દિ-વસ એમ કહ્યુંછે. દેશાંતરમાં મૃત થયલા અનાહિતાગ્નિની મરણવાર્ત્તા દશ દિવસ પછી સાંભળવાથી સાંભળવાના દિવસને આરંભી ત્રણ દિવસ આશૌચ સપિંડોએ પાળ્યાં છતાં ચોથા ઇત્યાદિ દિવસે ક્રિયાનો આરંભ કીધો હોય તો દાહ સમયે સ-પિંડોએ સ્નાન માત્ર કરવું, જેમણે આશૌચ પાળ્યું ન હોય એવા સપિંડોએ ત્રણ દિવસજ આશૌચ પાળવું. સ્ત્રી, પુત્ર ઇત્યાદિકને શ્રવણના દિવસથકી દશ દિવસ આ-શૌચ. બીજા ઇત્યાદિ દિવસે સંસ્કારનો આરંભ કીધા છતાં ચોથે દિવસે સપિંડોની શુદ્ધિ થાયછે. ભાર્યા ઇત્યાદિકની શ્રવણ દિવસથકી દશ દિવસેજ શુદ્ધિ, એ પ્રમાણે જાણવું. દેશાંતર ગયલાની બાર વર્ષ વાટ જોયા પછી પુત્તલવિધિવડે દાહ કીધા છતાં પણ એવોજ નિર્ણય જાણવો. પુત્રાદિક તથા સપિંડ એમને ક્રમેકરી દશ રાત્ર તથા ત્રિ-રાત્ર ઇત્યાદિક જાણવું. વાટ જોવી તે જે દિવસથકી વાર્ત્તા સંભળાય નહી તે દિવ-સથકી પંદર વર્ષ માતા પિતાની વાટ જોવી; બીજાઓની પ્રથમ વય છતાં વીસ વર્ષ, મધ્યમ વય છતાં પંદર વર્ષ, અને ઉત્તર વય છતાં બાર વર્ષ; મરણનાં નિશ્ચ-યનો અસંભવ છતાં યુક્તિ ઇત્યાદિકેકરી વાટ જોવી.

---

**अथाशौचसंपातेनिर्णयः दशाहमृताशौचेदशाहस्यततोन्यूनस्यवामृताशौचस्यसंपाते पूर्वप्रवृत्ताशौचसमाप्त्याशुद्धिः १ दशाहजननाशौचेदशाहंन्यूनंवाजननाशौचंपततिचेत्पूर्व प्रवृत्तसमाप्त्याशुद्धिः २ दशाहमृताशौचेजननाशौचंदशाहंत्र्यहंवासंपतेत्तदामृताशौचस माप्त्याशुद्धिः ३ त्र्यहमृताशौचेत्र्यहंततोन्यूनंवामृताशौचंत्र्यहंजननाशौचंवासंपतेत्तदापूर्व प्रवृत्तांतेशुद्धिः ४ त्रिदिनजननाशौचेत्रिदिनजननाशौचपातेपूर्वांतेशुद्धिः ५ पक्षिणीमृता शौचेपक्षिण्येकाहान्यतरमृतकपातेपूर्वांतेशुद्धिः जननाशौचेनसमेनाधिकेनवामृताशौचंना पैति पक्षिण्यादिरूपमृतकेनत्रिदिनंदशाहंचजननाशौचंत्रिदिनमृताशौचेनदशाहंजाताशौ चंचनापैतीतिबहवः कश्चित्तुन्यूनेनापिमृतकेनाधिकस्यापिजाताशौचस्यनिवृत्तिरित्याह त्रि**

दिनमृताशौचेनदशाहंमृतकंननिवर्तते एवंपक्षिण्यात्रिदिनमेकाहेनपक्षिणीचनापैति त्रिदिनजाताशौचेनदशाहंजाताशौचंननिवर्तते ॥

## હવે આશૌચના સંપાત (બે, ત્રણ ભેળાં થવા) વિષે નિર્ણય કેહેછે.

૧ દશ દિવસનું મૃતાશૌચ છતાં, તેમાં દશ દિવસનું અથવા તેથી ઓછું એવું મૃતાશૌચ પ્રાપ્ત થાય તો પ્રથમ ચાલેલાં આશૌચની સમાપ્તિવડે શુદ્ધિ થાયછે. ૨ દશ દિવસનાં જનનાશૌચમાં, દશ દિવસનું અથવા તેથી ઓછું જનનાશૌચ પ્રાપ્ત થાય તો પ્રથમ ચાલેલાં આશૌચની સમાપ્તિવડે શુદ્ધિ થાયછે. ૩ દશ દિવસનાં મૃતાશૌચવિષે, દશ દિવસનું અથવા ત્રણ દિવસનું એવું જનનાશૌચ પ્રાપ્ત થાય તો મૃતાશૌચની સમાપ્તિવડે શુદ્ધિ થાયછે. ૪ ત્રણ દિવસનાં મૃતાશૌચવિષે, ત્રણ દિવસનું અથવા તેથી ઓછું એવું મૃતાશૌચ કિંવા ત્રણ દિવસનું જનનાશૌચ પ્રાપ્ત થાય તો પ્રથમ ચાલેલાં આશૌચની અંતે શુદ્ધિ થાયછે. ૫ ત્રણ દિવસનાં જનનાશૌચમાં, ત્રણ દિવસનું જનનાશૌચ પ્રાપ્ત થાય તો પૂર્વ આશૌચની અંતે શુદ્ધિ. ૬ પક્ષિણી મૃતાશૌચવિષે, પક્ષિણી કિંવા એક દિવસ એમાંનું એકાદું મૃતાશૌચ પ્રાપ્ત થયા છતાં પૂર્વ આશૌચની અંતે શુદ્ધિ થાયછે. સરખું અથવા અધિક એવાં જનનાશૌચવડે મૃતાશૌચ નિવૃત્ત થતું નથી. પક્ષિણી ઇત્યાદિરૂપ મૃતાશૌચવડે ત્રણ દિવસનું અથવા દશ દિવસનું એવું જનનાશૌચ; અને ત્રણ દિવસનાં મૃતાશૌચવડે દશ દિવસનું જાતાશૌચ નિવૃત્ત થતું નથી, એમ ઘણા ગ્રંથકારો કેહેછે. કોઇ ગ્રંથકાર તો, ઓછાં એવાં પણ મૃતાશૌચવડે અધિક એવાં જાતાશૌચની નિવૃત્તિ થાયછે, એમ કેહેછે. ત્રણ દિવસનાં મૃતાશૌચવડે દશ દિવસનું મૃતાશૌચ નિવૃત્ત થતું નથી. એ રીતે પક્ષિણી આશૌચવડે ત્રણ દિવસનું તથા એક દિવસનાં આશૌચવડે પક્ષિણી આશૌચ જતું નથી. ત્રણ દિવસનાં જાતાશૌચવડે દશ દિવસનું જનનાશૌચ નિવૃત્ત થતું નથી.

---

अत्रेदंबोध्यं संपातोनामाशौचिनामेकाशौचित्वज्ञानेपराशौचित्वज्ञानंतेनपूर्वाशौचमध्येउत्पन्नमपिपराशौचंपूर्वाशौचांतेज्ञातंचेत्पूर्वेणननिवर्ततेसंपाताभावात् पूर्वत्वपरत्वेतूत्पत्तिकृतेनज्ञानकृते तेनपूर्वोत्पन्नस्यपरोत्पन्नज्ञानोत्तरंज्ञानेपिपूर्वोत्पन्नेन परोत्पन्नंतन्मध्येज्ञातंनिवर्ततएव संपातएवज्ञानकृतोनतुपूर्वत्वादिकमितिसिद्धांतादिति दशाहांत्यरात्रौपादनिवृत्तियोग्यं[1]दशाहसंपातस्तदादिनद्वयमधिकंकार्यं दशमरात्रेश्चतुर्थयामेनिवृत्तियोग्यदशाहांतरसंपातेदिनत्रयमधिकम् दशाहांत्यरात्रौचतुर्थयामेवानिवृत्तियोग्यत्रिरात्राशौचपातेतुपूर्वेणशुद्धिर्नद्व्यहादिवृद्धिः एवंत्र्यहाद्याशौचानांनिवृत्तियोग्यानांपरस्परंतृतीयरात्रौतृतीयरात्रिशेषेवासंपातेपूर्वेणशुद्धिर्नद्व्यहादिवृद्धिः वर्धितद्वित्रिदिनेदशाहांतरपातेपूर्वेणाद्विरात्रेणत्रिरात्रेणवानिवृत्तिःवर्धितद्विरात्रेणपक्षिण्यानिवृत्तिःवर्धितत्रिरात्रेणान्यत्रिरात्रस्यानिवृत्तिः

આ વિષયમાં[1] એ જાણવું—સૂતકીઓને એક સૂતકીપણાંનું જ્ઞાન છતાં તેમાં બીજાં

---

૧ આગળ કેહેસું તે.

१ योग्यपदंजननदशाहेमृतदशाहवारणाय एवमग्रेप्यूह्यं ॥

સૂતકીપણાંનું જે જ્ઞાન તે સંપાત; તેથી એવું થાયછે કે, પ્રથમનાં આશૌચમાં જો બીજું આશૌચ ઉત્પન્ન થયું તો પણ પ્રથમનાં; આશૌચની અંતે જો જ્ઞાન થયું હોય તો પ્રથમનાં આશૌચવડે તે આશૌચ નિવૃત્ત થતું નથી; કારણ, સંપાતનો અભાવ છે. પૂર્વપણું અને પરપણું એ ઉત્પત્તિવડે કરેલું છે, જ્ઞાનવડે કરેલું નથી; તેથી પ્રથમ ઉત્પન્ન થયલાંનું જ્ઞાન, પછી ઉત્પન્ન થયલાંનાં જ્ઞાન પછી થાય તો પણ પ્રથમ ઉત્પન્ન થયલાં આશૌચવડે, પછી ઉત્પન્ન થયલું વચમાં જાણ્યું તો તે નિવૃત્ત થાયજ છે; કારણ, સંપાતજ જ્ઞાને કરેલો છે, પૂર્વપણું ઇત્યાદિક જ્ઞાને કરેલું નથી, એવો સિદ્ધાંત છે. દશ દિવસનાં આશૌચની છેલી રાત્રે જો નિવૃત્તિ થવાને યોગ્ય એવું બીજું દશ દિવસનું આશૌચ પ્રાપ્ત થાય તો બે દિવસ અધિક પાળવું. દશમી રાત્રિને ચોથે પોહોરે નિવૃત્તિ થવા યોગ્ય એવું દશ દિવસનું બીજું આશૌચ પ્રાપ્ત થાય તો ત્રણ દિવસ અધિક પાળવું. દશ દિવસનાં આશૌચની છેલી રાત્રિ એ અથવા (તે રાત્રિના) ચોથે પોહોરે નિવૃત્તિ થવા યોગ્ય એવું ત્રણ રાત્રિનું આશૌચ પ્રાપ્ત થાય તો પૂર્વનાં આશૌચવડે શુદ્ધિ થાયછે, બે દિવસ ઇત્યાદિક અધિક પાળવાનું પ્રયોજન નથી. એ રીતે નિવૃત્તિ થવા યોગ્ય એવાં ત્રણ દિવસ ઇત્યાદિક આશૌચ પરસ્પર ત્રીજી રાત્રિએ અથવા ત્રીજી રાત્રિના શેષમાં પ્રાપ્ત થયા છતાં પૂર્વનાં આશૌચવડે શુદ્ધિ થાયછે, બે દિવસ ઇત્યાદિક અધિક પાળવાનું પ્રયોજન નથી. અધિક પાળેલા એવા બે, ત્રણ દિવસ આશૌચમાં બીજું દશ દિવસનું આશૌચ પ્રાપ્ત થાય તો પ્રથમના બે અથવા ત્રણ દિવસવડે (તે) આશૌચની નિવૃત્તિ થતી નથી. અધિક પાળેલી બે રાત્રિ આશૌચવડે પક્ષિણીની નિવૃત્તિ થાયછે. અધિક પાળેલી ત્રણ રાત્રિ આશૌચ વડે બીજી ત્રણ રાત્રિની નિવૃત્તિ થાયછે.

---

यदातुभागिनेयादिर्मातुलादेरंत्यकर्मकरोतितदातन्निमित्तेदशाहाद्याशौचेसतियादिसपिंडमरणानिमित्तंदशाहादिकंपततितदातस्यपूर्वेणशुद्धिर्नभवति कर्मांगाशौचस्यास्पृश्यतामात्रप्रयोजकत्वेनसंध्यादिकर्मलोपाभावेनलघुत्वात् लघुनागुरोर्निवृत्त्यभावात् एवंत्रिरात्रपातेपिजननात्रिरात्रस्यनिवृत्तिर्मृतकात्रिरात्रस्यनेत्यादिकमूह्यं पुत्रस्यसपिंडाशौचेनमातापित्रोराशौचंनापैति एवंभार्यायाभर्त्राशौचंनापैति केचित्पत्युर्भार्याशौचमपिनापैतीत्याहुः मात्राशौचमध्येपित्राशौचपातेपूर्वांतेशुद्धिः स्मृत्यर्थसारादयस्तुपितुःसंपूर्णमेवाशौचंकार्यमित्याहुः पित्राशौचेमातुर्मरणेपित्राशौचंसमाप्यपक्षिणीमधिकांकुर्यात् इयंपक्षिणीवृद्धिर्दशमरात्रेरर्वाङ्मरणेतज्ज्ञानेभवति दशमरात्रौतद्रात्रिचतुर्थयामेवामातृमरणादौतुद्विरात्रत्रिरात्रावेवनपक्षिणी मातुरनाहिताग्निभर्तुर्मरणात् द्वितीयादिदिनेषुसहगमनेपिनाधिकापक्षिणी भर्त्राशौचांतेशुद्धिः नवश्राद्धपिंडादिकंयुगपत्समापयेत् भर्त्राशौचोत्तरमन्वारोहणेत्रिरात्रं एतत्त्रिरात्रंसपिंडानामेव पुत्रस्यतुमात्राशौचंसंपूर्णमेवेतिभाति सहगमनेसपिंडानामपिपूर्णमेवाशौचंत्रिरात्रंत्वनुगमनपरमितिगौडाः इदमेवयुक्तम् इयंसंपातेपूर्वेणशुद्धिःसूतिकायाअग्निदस्यचनास्ति यदा देशांतरमृतपितुर्वार्तांश्रुत्वापुत्रैर्दशाहमाशौचंकृतंसंस्कारस्त्वस्थ्यलाभा

---

१ समंत्रकदाहकर्ता ॥

दिहेत्वंतरवशान्नकृतादशाहोत्तरंचसंस्कारआरब्धस्तत्रसंस्कारकर्तुःपुत्रस्य कर्मांगंदशाहमा शौचं तदाशौचमध्येसपिंडमरणेपूर्वांतेशुद्धिर्न मातुर्मरणेपिनाधिकापक्षिणी किंतुसपिंडा शौचंमात्राशौचंचसंपूर्णमेवकार्यं अतिक्रांतकालाद्वर्तमानस्यबलवत्त्वात् एवंद्वादशवर्षादि प्रतीक्षोत्तरंपुत्रादिभिःक्रियमाणपित्रादिसंस्कारांगदशाहाशौचेन्यसपिंडादिमरणेपीति पूर्व शेषेणशुद्धेरपवादःसिंधावुक्तः जननाशौचेमृताशौचेवामृतकसंपातेपिंडदानाद्यंतकर्मप्रति बंधोनास्ति मृताशौचेजाताशौचेवापुत्रजननेजातकर्मादिप्रतिबंधोनास्तीत्येके पूर्वाशौचांते जातकर्मेत्यन्ये मातुर्याधिकापक्षिणीतन्मध्येपितुर्मृहैकोद्दिष्टश्राद्धंवृषोत्सर्गशय्यादानादिकं चकुर्यात् अन्यसपिंडाशौचेत्वेकादशाहकृत्यंनकार्यमितिबहवः कार्यमितिकश्चित् ॥

જ્યારે ભાણેજે ઇત્યાદિક મામા ઇત્યાદિકનું અંત્યકર્મ કરે ત્યારે તેને અંત્યકર્મ કરવા સંબંધિ દશ દિવસ ઇત્યાદિ આશૌચ છતાં જો તે આશૌચમાં સપિંડનાં મરણ નિમિત્તથકી દશ દિવસરૂપ ઇત્યાદિ આશૌચ પ્રાપ્ત થાય તો તેની પ્રથમનાં આશૌચવડે શુદ્ધિ થતી નથી; કારણ, કર્મનું અંગભૂત આશૌચ અસ્પૃશ્યતાનું માત્ર કારણ હોવાથી ( તેમાં ) સંધ્યાદિક કર્મનો લોપ થતો નથી, એ કારણથી તે લઘુ (અલ્પ) છે, માટે લઘુ આશૌચવડે ગુરૂ ( મ્હોટાં ) આશૌચની નિવૃત્તિ થતી નથી. એ રીતે ત્રણ રાત્રિ આશૌચ પ્રાપ્ત છતાં પણ ત્રિરાત્ર જનનાશૌચની નિવૃત્તિ થાયછે, મૃતક ત્રિરાત્રની નિવૃત્તિ થતી નથી ઇત્યાદિક જાણવું. સપિંડનાં આશૌચવડે માતા પિતાનું આશૌચ પુત્રને નિવૃત્ત થતું નથી. એ રીતે સ્ત્રીને પતિનું આશૌચ પણ નિવૃત્ત થતું નથી. કોઈ ગ્રંથકાર, પતિને સ્ત્રીનું આશૌચ પણ નિવૃત્ત થતું નથી, એમ કેહેછે. માતાનાં આશૌચવિષે પિતાનું આશૌચ પ્રાપ્ત થાય તો પ્રથમ આશૌચની સમાપ્તિવડે શુદ્ધિ થાયછે. સ્મૃત્યર્થસારાદિક ગ્રંથ તો, પિતાનું સંપૂર્ણ આશૌચ પાળવું એમ કેહેછે. પિતાનાં આશૌચવિષે માતા મૃત થયા છતાં પિતાનું આશૌચ સંપૂર્ણ પાળી માતાનું આશૌચ પક્ષિણી અધિક પાળવું. એ પક્ષિણી આશૌચ અધિક પાળવું તે દશમી રાત્રિથકી પ્રથમ મરણ થયા છતાં અથવા જ્ઞાન થયા છતાં પાળવું. દશમી રાત્રીએ અથવા તે રાત્રિના ચોથે પોહોરે માતાનું મરણ ઇત્યાદિક થાય તો બે રાત્રિ, ત્રણ રાત્રિજ અધિક પાળવું, પક્ષિણી પાળવું નહી. અનાહિતાગ્નિ ( જેણે અગ્નિ ગ્રહણ નથી કીધો એવા ) પતિનાં મરણથકી બીજા ઇત્યાદિક દિવસે માતાએ **સહગમન** કીધાં છતાં પણ માતાનું આશૌચ અધિક પક્ષિણી નથી, ત્યારે પતિનાં આશૌચનાં અંતે શુદ્ધિ છે. નવ શ્રાદ્ધ અને પિંડાદિક સાથેજ સમાપ્ત કરવા. પતિનાં આશૌચ પછી સ્ત્રી સતિ થયા છતાં ત્રણ રાત્રિ આશૌચ પાળવું, એ ત્રિરાત્ર આશૌચ સપિંડોએજ પાળવું. પુત્રને તો માતાનું આશૌચ સંપૂર્ણજ છે એમ ભાસેછે. સહગમન ( પતિની સાથે એક ચિતામાં જવું તે ) છતાં સપિંડોને પણ પૂર્ણજ આશૌચ; ત્રિરાત્ર આશૌચ તો, અનુગમન ( પાછળથી સતિ થવું તે ) પરાયણ છે એમ ગૌડ કેહેછે, અને એજ મત યોગ્ય છે. એ સંપાતવિષે પૂર્વાશૌચવડે જે શુદ્ધિ તે સૂવાવડી તથા અગ્નિ દેનારાની થતી નથી. જ્યારે દેશાંતરે મૃત થયલા પિતાની વાર્ત્તા સાંભળી પુત્રોએ દશ દિવસ આશૌચ પાળ્યું તથા સંસ્કાર તો અસ્થિ

ન મળ્યાં ઇત્યાદિ•કારણથકી કીધો નહી અને દશ દિવસ પછી સંસ્કારનો આરંભ કીધો ત્યારે સંસ્કાર કરનારા પુત્રને કર્મનું અંગભૂત દશ દિવસ આશૌચ છે; તે આ-શૌચમાં સપિંડ મૃત થયા છતાં પૂર્વ આશૌચની અંતે શુદ્ધિ થતી નથી. માતા મૃત થયા છતાં પણ અધિક પક્ષિણી આશૌચ નહી, ત્યારે સપિંડાશૌચ તથા માતાનું આશૌચ સંપૂર્ણજ પાળવું; કારણ, ગયલા કાળ કરતાં વર્તમાન કાળ બળવાન છે. એ રીતે બાર વર્ષ વાટ જોયા પછી પુત્રાદિકોએ કરાતા પિતાના સંસ્કારનાં અંગભૂત દશ દિવસનાં આશૌચવિષે બીજા સપિંડોનું મરણ છતાં પણ પૂર્વશેષેકરીને શુદ્ધિનો અપ-વાદ ( બાધ ) નિર્ણયસિંધુમાં કહ્યોછે. જનનાશૌચ અથવા મૃતાશૌચવિષે મૃતાશૌચ પ્રાપ્ત થયા છતાં પિંડદાન ઇત્યાદિક અંત્યકર્મનો પ્રતિબંધ નથી. મૃતાશૌચ અથવા જનનાશૌચવિષે પુત્રજન્મ થયા છતાં જાતકર્માદિક કરવાવિષે પ્રતિબંધ નથી, એમ કોઇ ગ્રંથકાર કેહેછે. પ્રથમનાં આશૌચની અંતે જાતકર્મ કરવું એમ બીજા ગ્રંથકાર કેહેછે. માતાનું જે અધિક પક્ષિણી આશૌચ તેવિષે પણ પિતાનું મહૈકોદ્દિષ્ટશ્રાદ્ધ, વૃષોત્સર્ગ અને શય્યાદાન ઇત્યાદિક કરવાં. બીજા સપિંડનાં આશૌચમાં તો ઇગ્યા-રમાં દિવસનું કૃત્ય કરવું નહી, એમ ઘણા ગ્રંથકારો કેહેછે. કોઇ ગ્રંથકાર, કરવું, એમ કેહેછે.

---

**अथशवस्पर्शानुगमनादिसंसर्गाशौचं संसर्गाशौचेनित्यकर्मानधिकारोनास्ति किंत्व स्पृश्यत्वमात्रं तदपितदीयभार्यापुत्रादीनांनास्ति किंतुसंसर्गकर्तुरेव एवंतद्गृहवर्तितत्स्वामि कान्नादिद्रव्याणांनाग्राह्यत्वं तत्रसजातीयशवस्पर्शेसज्योतिराशौचं हीनवर्णस्पर्शेऽधिकं कल्प्यं ॥**

**હવે શબનો સ્પર્શ તથા શબની વાંસે** જવું ઇત્યાદિક સંસર્ગાશૌચ કેહેછે.— સંસર્ગાશૌચમાં નિત્યકર્મનો અધિકાર નથી એમ નહી એટલે નિત્યકર્મ કરવું, ત્યારે અસ્પૃશ્યપણું માત્ર છે. તે અસ્પૃશ્યપણું પણ તેની સ્ત્રી પુત્રાદિકને નથી, ત્યારે સંસર્ગ કર્ત્તાનેજ છે. એ પ્રમાણે તેનાં ઘરમાં રહેલા, અને તેનું સ્વામીપણું જેની ઉપરે છે એવા અન્નાદિક પદાર્થ ન લેવા એમ નહી, અર્થાત્ લેવા. તેમાં સજાતીય ( પોતાની જાતનાં ) શબનો સ્પર્શ થયા છતાં સજ્યોતિ આશૌચ છે. હીન વર્ણ શબનો સ્પર્શ થયા છતાં અધિક કલ્પવું.

---

**अथानुगमने सजातीयस्यविजातीयस्यशवस्यानुगमनेस्नात्वाग्निसंस्पर्शघृतप्राशनंचकृत्वापुनःस्नात्वाप्राणायामंकुर्यात् विप्रस्यशूद्रानुगमनेत्रिरात्रंनद्यांस्नानंघृतप्राशनंप्राणायाम शतंचनात्रनित्यकर्मलोपः ॥**

**હવે અનુગમ** (**શબની વાંસે જવું**) **છતાં કેહેછે.**—સજાતીય અથવા વિજા-તીય શબની વાંસે ગયા છતાં સ્નાન કરી અગ્નિસ્પર્શ કરી ઘી ખાઇ ફરી સ્નાન કરી પ્રાણાયામ કરવા. બ્રાહ્મણે શૂદ્રની•વાંસે ગયા છતાં ત્રણ રાત્રિ નદીમાં સ્નાન, ઘી ખાવું તથા સો પ્રાણાયામ કરવા. એમાં નિત્યકર્મનો લોપ નથી.

अथनिर्हरणे स्नेहेनसजातीयशवनिर्हरणेतदन्नाशनेतद्गृहवासेचदशाहः तद्गृहवासमात्रे न्नाशनमात्रेवात्रिरात्रम् अन्नाशनगृहवासयोरभावेएकाहः ग्रामांतरस्थंशवंनिर्हृत्यग्रामांतरवासेसज्योतिः मौल्यग्रहणेसजातीयनिर्हरणेदशाहः विजातीयनिर्हरणेशवजातीयम् भृतिग्रहणेनहीनजातीयनिर्हरणेशवजातीयद्विगुणम् सोदकशवनिर्हरणेपिदशाहः शवालंकारकरणेपादकृच्छ्रं अज्ञानादुपवासः अशक्तौस्नानं धर्मार्थमनाथद्विजशवनिर्हरणेदाहकरणेचाश्वमेधादिपुण्यंस्नानमात्राच्छुद्धिः अग्निस्पर्शोघृताशनंचात्रापि धर्मार्थमपिशूद्रशवनिर्हरणेद्विजस्यैकाहः धर्मार्थमनाथशवानुगमनादौनदोषः ब्रह्मचारिणस्तुपितृमातृमातामहाचार्योपाध्यायभिन्नशवनिर्हरणाद्व्रतलोपःपूर्वोक्तरीत्याशौचंच ततस्तेनकृच्छ्रप्रायश्चित्तंपुनरुपनयनंचकार्यं पित्रादेर्निर्हरणेपिब्रह्मचारिणाआशौचिनामन्नंनभक्ष्यं तेषांस्पर्शोपिनकार्यः अत्रापिनित्यकर्मलोपोन ॥

**હવે શબને ઉપાડચા છતાં કેહેછે.**— સ્નેહને લીધે પોતાની જાતનાં શબને ઉપાડચું હોય; તેનાં ઘરનું અન્ન ભક્ષણ કીધું હોય અને તેને ઘરે નિવાસ કીધો હોય તો દશ દિવસ આશૌચ. તેને ઘરે નિવાસ માત્ર કીધા છતાં અથવા અન્ન માત્ર ભક્ષણ કીધા છતાં ત્રણ રાત્રિ આશૌચ. અન્ન ભક્ષણ કરવું તથા ઘરે વાસ કરવો એ ન હોય તો એક દિવસ આશૌચ. બીજાં ગાંમનાં શબને ઉપાડી ( પોતે ) બીજે ગાંમે જઈ વાસ કરે તો સજ્યોતિ આશૌચ. પૈસા લઈ સજાતીય શબને ઉપાડે તો દશ દિવસ આશૌચ. ( પૈસા લઈ ) પરજાતીનાં શબને ઉપાડે તો તે શબની જાતિનું આશૌચ પાળવું. પૈસા લઈ હીનજાતિનાં શબને ઉપાડચા છતાં શબજાતીનાં આશૌચ કરતાં બમણું આશૌચ પાળવું. સોદકનાં શબને ઉપાડચાં છતાં પણ દશ દિવસ આશૌચ. શબને અલંકાર ( તિલકાદિક ) કીધા છતાં પાદકૃચ્છ્ર કરવું. અજાણમાં તિલકાદિક કીધા છતાં ઉપવાસ કરવો. ઉપવાસની શક્તિ ન હોય તો સ્નાન કરવું. ધર્મને અર્થે અનાથ બ્રાહ્મણનું શબ ઉપાડચા છતાં તથા.દાહ કીધા છતાં અશ્વમેધાદિક પુણ્ય પ્રાપ્ત થાયછે, તથા સ્નાનમાત્રથકી શુદ્ધિ થાયછે. એમાં પણ અગ્નિનો સ્પર્શ કરી ઘી ખાવું. ધર્મને અર્થે જો શૂદ્રનું શબ ઉપાડે તો પણ બ્રાહ્મણોને એક દિવસ આશૌચ પાળવું. ધર્મને અર્થે અનાથ શબને વાંસે જવું ઇત્યાદિક કીધાથકી દોષ નથી. બ્રહ્મચારિએ પિતા, માતા, માતામહ, આચાર્ય અને ઉપાધ્યાય કરતાં બીજાં શબને ઉપાડચા છતાં તેનાં વ્રતનો લોપ થાયછે, તથા તેણે પ્રથમ (પત્ર ૩૩૭તથા ૩૫૧માં) કહેલી રીતિ પ્રમાણે આશૌચ પાળવું,પછી તે (બ્રહ્મચારી)એ કૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત તથા પુનરૂપનયન કરવું. પિતા ઇત્યાદિકનું શબ ઉપાડ્યું હોય તો પણ બ્રહ્મચારિએ સૂતકીનું અન્ન ખાવું નહિ, તથા તેમનો સ્પર્શ પણ કરવો નહી. એ આશૌચમાં પણ નિત્યકર્મનો લોપ નથી.

---

अथदाहादौ समोत्कृष्टवर्णप्रेतस्यस्नेहाद्विनादाहोदकदानादिसकलौर्ध्वदेहिककरणेन तज्जात्याशौचं तदंतेस्नेहलोभाद्यनुसारेणगुरुलघुप्राजापत्यादीनांत्रयं स्नेहादिनासवर्णानांदाहमात्रकरणेतद्गृहवासेत्रिरात्रं तदन्नभक्षणेदशरात्रं तदुभयाभावेएकाहः हीनवर्णेनो

त्तमवर्णस्यदाहमात्रकरणेशवजात्याशौचं भृतिग्रहणेनसवर्णस्यदाहमात्रकरणेपिदशाहा द्येव मौल्येनोत्तमवर्णदाहेद्विगुणं उत्तमेनाधमवर्णदाहनिर्हरणकरणेतज्जात्याशौचंतदंते क्रमेणद्विगुणंत्रिगुणंचतुर्गुणंप्रायश्चित्तं मौल्येनहीनवर्णदाहादौतुप्रायश्चित्तमाशौचंचोक्ता पेक्षयाद्विगुणं धर्मार्थसमोत्कृष्टवर्णप्रेतस्यदाहादिसकलौर्ध्वदेहिककरणेपिनाशौचं नित्यपिं डदानाद्यनंतरंस्नानमात्राच्छुद्धिः द्विजेनशूद्रस्यधर्मेणापिदाहादिनकार्यं ॥

**હવે દાહાદિક કીધા છતાં તેવિષે નિર્ણય કેહેછે.**—પોતાના અથવા ઉંચા વર્ણમાંના મરનારનું સ્નેહાદિકથકી દાહ તથા જળદાન ઇત્યાદિક સઘળું ઔર્ધ્વદેહિક કર્મ કીધા છતાં તે તે જાતિનું આશૌચ પાળવું, તથા તે આશૌચ પાળ્યા પછી સ્નેહ લોભ ઇત્યાદિકને અનુસારે મ્હોટાં; ન્હાનાં પ્રાજાપત્ય ઇત્યાદિક ત્રણ, પ્રાયશ્ચિત્ત કરવું. સ્નેહાદિકવડે સવર્ણનો દાહ માત્ર કીધા છતાં તથા તેને ઘરે નિવાસ કીધા છતાં ત્રણ રાત્રિ આશૌચ પાળવું, તેનું અન્ન ભક્ષણ કીધા છતાં દશ રાત્રિ આશૌચ પાળવું. તે બન્નેનો (દાહ તથા અન્નભક્ષણ) નો અભાવ હોય તો એક દિવસ આશૌચ. હીનવર્ણવાળાએ ઉત્તમ વર્ણવાળાનો દાહ માત્ર કીધા છતાં શબની જાતિનું આશૌચ પાળવું. મૌલ્ય લઇ સવર્ણ શબનો દાહ માત્ર કીધા છતાં પણ દશ દિવસ ઇત્યાદિકજ આશૌચ પાળવું. મૌલ્ય લઇ ઉત્તમ વર્ણનો દાહ કીધા છતાં બમણું આશૌચ પાળવું. ઉત્તમ વર્ણવાળાએ અધમ વર્ણવાળાનું દાહ, શબ ઉપાડવું ઇત્યાદિક કીધા છતાં તેની જાતિનું આશૌચ પાળવું, તથા આશૌચની અંતે ક્રમેકરી બમણું, ત્રગુણું, ચોગુણું પ્રાયશ્ચિત્ત કરવું. મૌલ્ય લઇ હીનવર્ણવાળાનું દાહ, શબ ઉપાડવું ઇત્યાદિક કીધું હોય તો પ્રાયશ્ચિત્ત અને આશૌચ કહેલા કરતાં બમણું કરવું. સમાન તથા ઉત્કૃષ્ટ વર્ણવાળા પ્રેતનું ધર્મને અર્થે દાહ ઇત્યાદિક સઘળું ઔર્ધ્વદેહિક કર્મ કીધા છતાં પણ આશૌચ નથી, ત્યારે નિત્ય પિંડદાનાદિક કીધા પછી સ્નાનમાત્રથકી શુદ્ધિ થાયછે. દ્વિજે શૂદ્રના દાહાદિક ધર્મને અર્થે પણ કરવા નહી.

---

अथब्रह्मचारिणापितृमातृमातामहादीनामन्याधिकार्यभावेदाहाद्यंतकर्मकार्यं तदाकर्मांगंदशाहमस्पृश्यत्वलक्षणमाशौचंचकार्यं तदापितेषामाशौचिनामन्नंब्रह्मचारिणानभोक्तव्यं आशौचिस्पृष्टतयावासश्चनकार्यः तदुभयकरणेप्रायश्चित्तंपुनरुपनयनंच ब्रह्मचारिणा पूर्वोक्तपित्रादिभिन्नानांदाहाद्यंतकर्मकरणेकृच्छ्रत्रयप्रायश्चित्तंपुनरुपनयनंचाशौचांतेकार्यम् पित्रादेर्दाहमात्रकरणेएकाहमाशौचंकार्यं अत्रसर्वत्रब्रह्मचारिणःसंध्याग्निकार्यादिकर्मलोपोन ब्रह्मचारिभिन्नस्यापिदाहादिनिमित्तकसंसर्गाशौचेब्रह्मयज्ञादिनित्यकर्मलोपोनेत्युक्तं तत्रदेवपूजावैश्वदेवादिकमन्येनकारणीयम् स्वयंकर्तुंयोग्यंतुस्वेनैवकार्यम् ब्रह्मचारिणःपित्राद्यंत्यकर्माकरणेतुपित्रादिमरणेप्याशौचंन समावर्तनोत्तरंपूर्वमृतानांपित्रादिसपिंडानांत्रिरात्रमाशौचंकार्यं ॥

ત્યારપછી બ્રહ્મચારિએ પિતા, માતા, માતામહાદિકના બીજા અધિકારી ન છતાં દાહાદિક અંત્યકર્મ કરવું, તથા તે સમયે કર્મનું અંગભૂત એવું દશ દિવસ અસ્પૃશ્યત્વરૂપ આશૌચ પાળવું, તે કાળે પણ તે સૂતકિઓનું અન્ન બ્રહ્મચારિએ ભક્ષણ કરવું નહી,

તથા સૂતકિઓનો સ્પર્શ થાય એ રીતે એક ઠેકાણે નિવાસ પણ કરવો નહી. તે બન્ને (અન્નભક્ષણ તથા એક ઠેકાણે નિવાસ) કીધા છતાં પ્રાયશ્ચિત્ત તથા પુનરૂપનયન કરવાં. બ્રહ્મચારિએ પ્રથમ કહેલા પિતા ઇત્યાદિકથકી બીજાઓનું દાહાદિક અંત્યકર્મ કીધા છતાં આશૌચ પછી ત્રણ કૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત તથા પુનરૂપનયન કરવું. પિતા ઇત્યાદિકનો દાહ માત્ર કીધા છતાં એક દિવસ આશૌચ પાળવું. આ સઘળે ઠેકાણે બ્રહ્મચારિને સંધ્યા, અગ્નિકાર્ય ઇત્યાદિક કર્મનો લોપ નહી. બ્રહ્મચારિકરતાં બીજાને પણ દાહાદિક નિમિત્તથકી સંસર્ગાશૌચ છતાં બ્રહ્મયજ્ઞાદિક નિત્યકર્મનો લોપ નથી એમ કહ્યુંછે; તેમાં દેવપૂજા, વૈશ્વદેવ ઇત્યાદિક બીજાને હાથે કરાવવાં; પોતે કરવાને જે યોગ્ય હોય તે તો પોતેજ કરવું. બ્રહ્મચારિએ પિતા ઇત્યાદિકનું અંત્યકર્મ કીધું ન હોય તો તેને પિતા ઇત્યાદિકનાં મરણનિમિત્તનું આશૌચ નથી. સમાવર્ત્તન થયા પછી પ્રથમ મરેલા જે પિતા ઇત્યાદિ સપિંડ તેમનું ત્રણ રાત્રિ આશૌચ પાળવું.

---

अथरोदनेआशौचादि विप्रादिभिःसवर्णमरणविषयेऽस्थिसंचयनात्पूर्वंरोदनेस्नानं तदुत्तरमाचमनं विप्रस्यशूद्रविषयेऽस्थिसंचयनात्प्राक्त्रिरात्रं तदुत्तरमेकरात्रं शूद्रस्यविषये तद्गृहवासादिसंबंधेऽस्थिसंचयात्प्रागेकरात्रं तदूर्ध्वंस्नानं सपिंडानांत्वनुगमनरोदनादौनदोषः नात्रापिकर्मलोपः अत्रसर्वत्रयस्ययावानाशौचकालस्तंनिर्वाह्यस्नात्वैवसविशुद्ध्यतिनतुस्नानंविनातावत्कालमात्रातिक्रमेणशुद्धिः अंत्यकर्मकर्त्तुरस्थिसंचयनात्प्राक्स्त्रीसंगेचांद्रायणंप्रायश्चित्तं ऊर्ध्वंप्राजापत्यत्रयं अन्येषांमृताशौचिनांसंचयनात्प्राक्संगमेत्रिरात्रमुपवासः ऊर्ध्वमेकरात्रं ॥

**હવે રોવું કીધા છતાં આશૌચાદિ કેહેછે**—.બ્રાહ્મણાદિકોએ પોતાના સવર્ણમાંના મૃત થવાવિષે અસ્થિસંચયનથકી પ્રથમ રોદન કીધા છતાં સ્નાન, અસ્થિસંચયન પછી રોદન કીધા છતાં આચમન કરવું. શૂદ્રવિષે, અસ્થિસંચયનથકી પ્રથમ રોદન કરનારા બ્રાહ્મણને ત્રણ રાત્રિ,અસ્થિસંચયન પછી એક રાત્રિ આશૌચ. શૂદ્રવિષે અસ્થિસંચયનથકી પ્રથમ તેને ઘરે રેહેવું ઇત્યાદિ સંબંધ છતાં એક રાત્રિ, તે પછી સ્નાન કરવું. સપિંડોએ તો અનુગમન, રોદન ઇત્યાદિ કીધા છતાં દોષ નથી. એ આશૌચવિષે પણ કર્મલોપ નથી. આ સઘળે ઠેકાણે જેને જેટલો આશૌચનો કાળ કહ્યોછે તેટલો કાળ તેણે પાળ્યા પછી સ્નાનવડેજ તે શુદ્ધ થાયછે, સ્નાન કીધા વિના તેટલો કાળ માત્ર કાઢવાથી શુદ્ધિ થતી નથી. અંત્યકર્મ કરનારાએ અસ્થિસંચયનથકી પ્રથમ સ્ત્રીસંગ કીધા છતાં ચાંદ્રાયણ, અસ્થિસંચયન પછી ત્રણ પ્રાજાપત્ય પ્રાયશ્ચિત્ત કરવું. બીજા મૃતાશૌચવાળાઓએ અસ્થિસંચયનથકી પ્રથમ સ્ત્રીસંગ કીધા છતાં ત્રણ રાત્રિ ઉપવાસ કરવા, અસ્થિસંચયનપછી એક રાત્રિ ઉપવાસ કરવો.

---

अथाशौचान्नभक्षणे असगोत्रोनापदिबुद्धिपूर्वंसकृदप्याशौचिस्वामिकंपक्वमन्नंयस्मिन्दिनेभुंक्तेतदारभ्यतेनयावत्तेषामाशौचमवशिष्टंतावदाशौचंकार्यं आशौचांतेचविप्राशौचेसांतपनंप्रायश्चित्तं शूद्राशौचेचांद्रायणं क्षत्रियादेःकलावभावान्नलिख्यते क्वचित्तेषु

स्नुषुत्पादनमात्रार्थेनेदानीमुपयुज्यनेइतिप्रायउपेक्षणे मत्याभ्यासेविप्रशूद्राशौचयोःक्रमेण मासंषण्मासंकृच्छ्रादिव्रताचरणं अमत्याभोजनेयावदन्नपाकमाशौचंक्रमेणैकरात्रंसप्तरात्रं चोपोषणंदशशतंचप्राणायामाः अमत्याभ्यासेद्विगुणं आपद्यमत्याभोजनेतद्दहराशौचमेकःप्राणायामः शूद्राशौचेऽष्टाधिकसहस्रगायत्रीजपः ज्ञानतःआपदित्रिरघमर्षणमष्टोत्तरसहस्रगायत्रीजपः शूद्राशौचेप्राजापत्यं शूद्रस्यद्विजाशौचेस्नानंपंचगव्याशनंच सर्वमिदंजननाशौचेन्यूनंयोज्यं एवमाहिताग्न्याशौचेपिन्यूनमितिस्मृत्यर्थसारे सर्वमिदमाशौचिस्वामिकान्नभोजने ॥

**હવે સૂતકીનું અન્ન ભક્ષણ કીધા છતાં કેહેછે.**—પર ગોત્રવાળો આપત્તિ કાળ ન છતાં જાણીકરી એક વાર પણ સૂતકીનું રાંધેલું અન્ન જે દિવસે ભક્ષણ કરે તે દિવસથકી તેણે, જેટલા દિવસ પર્યંત તેમનું આશૌચ બાકી હોય તેટલા કાળ પર્યંત આશૌચ પાળવું.આશૌચને અંતે પણ બ્રાહ્મણનું સૂતક હોય તો સાંતપન પ્રાયશ્ચિત્ત કરવું. શૂદ્રનું આશૌચ હોય તો ચાંદ્રાયણ કરવું. ક્ષત્રિયાદિકનો કળિ યુગમાં અભાવ હોવાથી તેમના વિષયમાં લખ્તા નથી. કોઈ ગ્રંથમાં લેખ છે; પરંતુ તે તો વિશેષેકરી સ્પષ્ટ સમજાવવામાટે છતાં વર્ત્તમાન કાળમાં તેનો ઉપયોગ ન કરવાથી ઘણુંકરી તે ઉપેક્ષા કરવા યોગ્ય છે. જાણીકરી અભ્યાસ ( વારેવારે ખાધા ) છતાં બ્રાહ્મણ તથા શૂદ્રના આશૌચવિષે ક્રમેકરી એક માસ તથા છ માસ પર્યંત કૃચ્છ્રાદિક વ્રત કરવાં. અજાણમાં ભોજન કીધા છતાં જ્યહાં લગિ અન્ન પચે ત્યહાં પર્યંત આશૌચ, ક્રમેકરી એક રાત્રિ તથા સાત રાત્રિ ઉપવાસ કરી દશ તથા સો પ્રાણાયામ કરવા. અજાણમાં અભ્યાસ છતાં બમણું કરવું. આપત્તિકાળે અજાણમાં ભોજન કીધા છતાં તે દિવસજ આશૌચ પાળિ એક પ્રાણાયામ કરવો. શૂદ્ર સંબંધી આશૌચ છતાં આઠે અધિક સહસ્ર ( ૧૦૦૮ ) ગાયત્રી જપ કરવો. આપત્તિકાળે જાણીને ભક્ષણ કીધા છતાં ત્રણ વાર અઘમર્ષણ, તથા ( ૧૦૦૮ ) ગાયત્રી જપ કરવો. શૂદ્રનું આશૌચ છતાં પ્રાજાપત્ય કરવું. બ્રાહ્મણનું આશૌચ છતાં શૂદ્રે સ્નાન તથા પંચગવ્ય ભક્ષણ કરવું. એ સઘળું (પ્રાયશ્ચિત્તાદિક) જનનાશૌચ છતાં ઓછું કેહેવું. એ પ્રમાણે આહિતાગ્નિનાં આશૌચવિષે પણ ઓછું કેહેવું એ રીતે સ્મૃત્યર્થસાર ગ્રંથમાં કહ્યુંછે, આ સઘળો નિર્ણય, સૂતકી જેનો માલક હોય તેવું અન્ન ભક્ષણ કીધા છતાં જાણવું.

---

यदातुतदस्वामिकमाशौचिस्पृष्टमात्रमन्नंभुंक्तेतदामत्याभोजनेकृच्छ्रं अमत्यार्धमितिस्मृत्यर्थसारेउक्तं आशौचिस्पृष्टाशौचिस्वामिकान्नभोजीतुतत्स्वामिकान्नाशननिमित्तंतत्स्पृष्टान्नाशननिमित्तंचेतिप्रायश्चित्तद्वयंसमुच्चयेनकुर्यात् आशौचिस्वामिकान्नप्रतिग्रहेतूक्तप्रायश्चित्तार्धं आशौचंतुनास्ति दातृभोक्तृभ्यामुभाभ्यामज्ञातेजननेमरणेवानदोषः अन्यतरेण ज्ञातेदोषः तत्रदातुर्ज्ञानेभोक्तुरज्ञानेभोक्तुरल्पंप्रायश्चित्तं दातुरज्ञानेपिभोक्तुर्ज्ञानेपूर्णमेव भोजननिमित्तकाशौचेपिकर्मलोपोन ॥

જ્યારે ફરી સૂતકીનું અન્ન ન છતાં સૂતકીએ માત્ર સ્પર્શ કરેલું અન્ન ભક્ષણ કરે

ત્યારે જાણીને ભક્ષણ કીધા છતાં કૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરવું, અજાણમાં ભોજન કીધા છતાં અર્ધ કરવું એમ સ્મૃત્યર્થસાર ગ્રંથમાં કહ્યુંછે. સૂતકીએ સ્પર્શ કરેલું એવું સૂતકીનું અન્ન ભક્ષણ કરનારાએ તો, સૂતકીનું અન્ન ભક્ષણ કીધું તે નિમિત્તથકી, અને તેણે સ્પર્શ કરેલું અન્ન ભક્ષણ કીધું તે નિમિત્તથકી એવાં બે પ્રાયશ્ચિત્ત એક સાથે કરવાં. સૂતકી છે સ્વામી જેનો એવું કાચું અન્ન ગ્રહણ કીધું હોય તો, કહેલાં પ્રાયશ્ચિત્તમાંથી અર્ધું કરવું, આશૌચ તો નથી. દાતા તથા ભોક્તા એ બન્નેને અજ્ઞાત, જનનાશૌચ તથા મૃતાશૌચ છતાં દોષ નથી. બન્નેમાંથી એકને જ્ઞાન છતાં દોષ છે, તેમાં દાતાને જ્ઞાન છતાં જમવાવાળાને ખબર ન છતાં ભોક્તાને અલ્પ પ્રાયશ્ચિત્ત. દાતાને જ્ઞાન ન છતાં પણ ભોક્તાને જ્ઞાન હોય તો પૂર્ણજ પ્રાયશ્ચિત્ત. ભોજનનાં નિમિત્તથકી સૂતક છતાં પણ કર્મલોપ નથી.

---

अथ यत्कथमपि स्वल्पसंबंधयुक्ते स्नानं वासोयुतं स्यादिति त्रिंशच्छ्लोकी स्मृत्यर्थसारेऽप्येवं अयमस्यार्थः स्वल्पेनापि एकाहाद्याशौचप्रयोजकेन संबंधेन युक्ते शालकजामात्रादौ मृते सचैलं स्नानं कार्यम् सर्वत्र गुरुणो लघुनो वा मृताशौचस्य प्राप्तिकाले समाप्तिकाले च स्नानं त्ववश्यमिति यावत् अथवा स्वल्पैर्दशाहभिन्नपक्षिणीत्रिदिनाद्याशौचप्रयोजकैः संबंधैर्युक्ते बंधुत्रयमातुलानुपनीतसपिंडादौ मृते देशांतरेपि कालांतरेपि स्नानं भवत्येव तथा च यस्य सन्निहितकाले आशौचप्राप्तिस्तस्यातिक्रांतकाले स्नानं यस्य तु सन्निहितकालेपि स्नानमात्रं तस्य कालांतरे स्नानमपि नेत्यर्थः यद्वा स्वल्प आशौचप्रयोजकसंबंधभिन्नः संबंधः यथा शालकसुतत्वं ऊढकन्यायाः पितृव्यत्वं पितृव्यत्वादि भगिन्याभ्रातृपुत्रत्वादि तद्युक्ते आशौचाभावेपि स्नानमात्रं भवत्येव यत्किंचित्संबंधे आशौचाभावेपि स्नानमात्रं सन्निधौ सर्वत्र कार्यमित्यर्थः पक्षत्रयमपीदं शिष्टाचारे दृश्यते इति युक्तं भाति ॥

હવે કોઈ પણ રીતે સ્વલ્પ સંબંધે યુક્ત એવો મૃત છતાં વસ્ત્ર સહિત સ્નાન કરવું એમ ત્રિશતશ્લોકીમાં છે, તથા સ્મૃત્યર્થસારમાં પણ એમજ છે. એનો આ અર્થ —એક દિવસ ઇત્યાદિ આશૌચ ઉપજાવનારા એવા અલ્પ સંબંધે પણ યુક્ત એવો શાળો, જમાઈ ઇત્યાદિ મૃત છતાં વસ્ત્ર સહિત સ્નાન કરવું, સઘળે ઠેકાણે મ્હોટું અથવા ન્હાનું મૃતાશૌચ પ્રાપ્ત થયા છતાં તે સમયે તથા સમાપ્તિ કાળે સ્નાન કરવું એ સિદ્ધાંત. અથવા ન્હાનાં એટલે દશ દિવસનાં આશૌચ વિના બીજા પક્ષિણી, ત્રણ દિવસ ઇત્યાદિ આશૌચના કારણભૂત સંબંધે યુક્ત એવા બંધુત્રય, મામો, અને જનોઈ વિનાના સપિંડ ઇત્યાદિ મૃત થયા છતાં દેશાંતર તથા કાલાંતરવિષે પણ સ્નાન છેજ. તેમજ, જેનું સમીપ કાળમાં આશૌચ પ્રાપ્ત થાયછે તેનું તે કાળ ગયા પછી સ્નાન છે, જેનું સમીપ કાળમાં પણ સ્નાન માત્ર છે તેનું કાળાંતરે સ્નાન પણ નથી એવો અર્થ. અથવા 'સ્વલ્પ' એટલે આશૌચ ઉપજાવનારા સંબંધ કરતાં જુદો સંબંધ, જેમ કે શાળાનો પુત્ર; પરણેલી કન્યાને કાકો; કાકાના પુત્રાદિક; બેહેનને ભાઈના પુત્રાદિક; એવા સંબંધે જે યુક્ત તેવિષે આશૌચ નથી તથાપિ સ્નાન માત્ર છેજ; અત્યંત અલ્પ સંબંધવિષે આશૌચ નથી તથાપિ સમીપે છતાં સ્નાન માત્ર સઘળે

ઠેકાણે કરવું એ અર્થ છે. એ ત્રણે પક્ષ શિષ્ટાચારવિષે દેખાયછે તે યોગ્ય છે એમ ભાસેછે.

अथाशौचापवादः सपंचधा कर्तृतः १ कर्मतः २ द्रव्यतः ३ मृतदोषतः ४ विधानतश्चेति ५ ॥

**હવે આશૌચનો અપવાદ કેહેછે**—તે અપવાદ પાંચ પ્રકારનો—૧ કર્ત્તાથકી, ૨ કર્મથકી, ૩ દ્રવ્યથકી, ૪ મરનારના દોષથકી, ૫ વિધાનથકી. એ પ્રમાણે પાંચ પ્રકારનો છે.

तत्रकर्तृतोयथा यतीनांब्रह्मचारिणांचसपिंडजननमरणयोर्नाशौचं मातापितृमरणेतुयतिब्रह्मचारिणोःसचैलंस्नानमात्रंभवत्येव ब्रह्मचारिणःसमावर्तनोत्तरंब्रह्मचर्यदशायांमृतानां पित्रादिसपिंडानांत्रिरात्रमाशौचंउदकदानंचकार्यं अनुगमननिर्हरणनिमित्तकंत्वाशौचंब्रह्मचारिणोप्यस्त्येव पित्राद्यंत्यकर्मकरणेब्रह्मचारिणआशौचमप्यस्त्येव आरब्धप्रायश्चित्तानां प्रायश्चित्तानुष्ठानसमयेआशौचंनसमाप्तेतुप्रायश्चित्तेत्रिरात्रमतिक्रांताशौचं कृतकर्मांगनांदीश्राद्धानांतत्कर्मसमाप्तिपर्यंततत्कर्मोपयोगिकार्येआर्त्यादिसंकटेआशौचंन जाताशौचमृताशौचवतोर्मरणसमयप्राप्तौनाशौचं तेनदानादिकंसतिवैराग्येआतुरस्यसंन्यासोपिभवतीतिसिंध्वादयः देशविप्लवदुर्भिक्षादिमहापदिसद्यःशौचं आपदपगमेआशौचावशेषेअवशिष्टाशौचमस्त्येव ॥

**તેમાં કર્ત્તાથકી આશૌચનો અપવાદ કેહેછે.**—સંન્યાસી તથા બ્રહ્મચારિને સપિંડના જન્મ તથા મરણનું આશૌચ નથી. માતા તથા પિતા મૃત થયા હોય તો સંન્યાસી તથા બ્રહ્મચારીએ વસ્ત્રસહિત સ્નાન માત્ર અવશ્ય કરવું. બ્રહ્મચારીનું સમાવર્ત્તન થયા પછી પોતાની બ્રહ્મચર્ય દશામાં જે પિતા ઇત્યાદિ સપિંડ મૃત થયા હોય તેમનું ત્રણ રાત્રિ આશૌચ પાળિ તેમને ઉદકદાન કરવું. શબની વાંસે જવું, શબ ઉપાડવું એ નિમિત્તનું આશૌચ તો બ્રહ્મચારીને પણ છેજ. પિતા ઇત્યાદિકનું અંત્યકર્મ કીધા છતાં બ્રહ્મચારીને આશૌચ છેજ. જેણે પ્રથમ પ્રાયશ્ચિત્તનો પ્રારંભ કીધો હોય તેને પ્રાયશ્ચિત્ત કરતી વેળાએ આશૌચ નથી; પ્રાયશ્ચિત્તની સમાપ્તિ થયા પછી તેણે ત્રણ રાત્રિ અતિક્રાંતાશૌચ પાળવું. કર્મનું અંગભૂત નાંદીશ્રાદ્ધ જેણે કીધું હોય તેને તે કર્મની સમાપ્તિ થવા પર્યંત તે કર્મનાં ઉપયોગી કાર્યવિષે પીડા ઇત્યાદિ સંકટ છતાં આશૌચ નથી. જાતાશૌચ તથા મૃતાશૌચવાળાને મરણસમય પ્રાપ્ત થયા છતાં આશૌચ નથી. તેથી દાનાદિક તથા મરનારાને આતુરસંન્યાસ પણ થાયછે એમ નિર્ણયસિંધુ ઇત્યાદિક ગ્રંથમાં છે. દેશમાં મ્હોટી પીડા થાય, દુકાળ પડે ઇત્યાદિ મહા આપત્તિ છતાં તેજ સમયે શુદ્ધિ, આપત્તિ દૂર થયા પછી સૂતક શેષ રહ્યું હોય તો તે બાકીનું સૂતક છેજ.

अथकर्मतः अन्नसत्रिणामन्नादिदानेषुनाशौचं प्रतिगृहीतुस्तुआमान्नग्रहणेदोषोन पक्वान्नभोजनेतुत्रिरात्रंक्षीरपानं गृहीतेनंतव्रतादावेकादश्यादौचारब्धकृच्छ्रादिव्रतेचनाशौ

चं तत्रस्नानादिशारीरनियमाःस्वयंकार्याः अनंतपूजादिकमन्येनकारणीयम् ब्राह्मणभोजनादिकमाशौचांते राजादीनांप्रजापालनादौनाशौचं ऋत्विजांमधुपर्कपूजोत्तरंतत्कर्मणिनाशौचं तेनयेष्वाधानपशुबंधादिषुमधुपर्कोनोक्तस्तेषुकृतेपिवरणेतान्त्यक्त्वान्येऋत्विजःकार्याः दीक्षितानांदीक्षणीयोत्तरमवभृथस्नानपर्यंतंयज्ञकर्मणिनाशौचं दीक्षितर्त्विग्भ्यांस्नानमात्रंकर्ममध्येकार्यं अवभृथात्पूर्वमेवाशौचाभावः अवभृथंतुनभवत्येवेतिसिंधुःकर्मांतेतुत्रिरात्रंपूर्वन्यायात् रोगभयराजभयादिनाशार्थेशांतिकर्मणिनाशौचं क्षुत्पीडितकुटुंबस्यप्रतिग्रहेनाशौचं विस्मरणशीलस्याधीतवेदशास्त्राध्ययनेपिनाशौचं वैद्यस्यनाडीस्पर्शनेनाशौचं श्राद्धेतूक्तं मूर्तिप्रतिष्ठाचौलोपनयनविवाहाद्युत्सवतडागाद्युत्सर्गकोटिहोमतुलापुरुषदानादिककर्मसुनांदीश्राद्धोत्तरंनाशौचं संकल्पितेपुरश्चरणजपेऽविच्छेदेनसंकल्पितहरिवंशश्रवणादौचप्रारंभोत्तरंनाशौचं कालादिनियमाभावेतुस्तोत्रहरिवंशादिकमाशौचेहेयमेव सर्वोप्ययमाशौचापवादोनन्यगतिकत्वेआर्त्तौचज्ञेयइतिसिंधौनागोजीयेचोक्तं तेनानन्यगतिकत्वादिकमालोच्यैवाशौचाभावोयोज्यः अत्रयदुक्तव्यंतत्पूर्वार्धेतत्रतत्रोक्तमेव॥

**હવે કર્મેકરી અપવાદ કેહેછે.**—અન્નસત્ર જેનો હોય તેને અન્નનાં દાનવિષે આશૌચ નથી. દાનના લેનારાને તો, કાચું અન્ન લેવાવિષે દોષ નથી. રાંધેલું અન્ન ભક્ષણ કરે તો, ત્રણ રાત્રિ દુગ્ધપાન વ્રત કરવું. પ્રથમ ગ્રહણ કરેલાં અનંતવ્રતાદિક, એકાદશી ઇત્યાદિક અને આરંભ કરેલાં કૃચ્છ્રાદિ વ્રતવિષે આશૌચ નથી. તેમાં સ્નાન આદિ શરીર સંબંધી નિયમો પોતે કરવા, અનંતપૂજાદિક અન્યદ્વારાએ કરાવવું. બ્રાહ્મણભોજનાદિક સૂતક ગયા પછી કરવું. રાજા ઇત્યાદિકને પ્રજાનું પાલન ઇત્યાદિક કાર્યવિષે આશૌચ નથી. બ્રાહ્મણોને મધુપર્કવડે પૂજા થયા પછી તે કર્મ કરવાવિષે આશૌચ નથી. તેથી આધાન, પશુબંધ ઇત્યાદિક જે જે યજ્ઞોવિષે મધુપર્કપૂજા કહી નથી તે યજ્ઞમાં ઋત્વિજોનું વરણ કીધું હોય તો પણ તેમને કાઢી બીજા ઋત્વિજો વરાવવા. જેણે યજ્ઞદીક્ષા ગ્રહણ કરી તેને, દીક્ષણીય ઇષ્ટિ થયા પછી અવભૃથ (યજ્ઞાંત) સ્નાન પર્યંત યજ્ઞકર્મવિષે આશૌચ નથી. દીક્ષિત અને ઋત્વિજ એમણે કર્મના મધ્યમાં સ્નાન માત્ર કરવું. અવભૃથથકી પ્રથમજ આશૌચ નથી. અવભૃથસ્નાન તો આશૌચમાં થાય નહી, એમ નિર્ણયસિંધુમાં છે. કર્મની સમાપ્તિ થયા પછી તો પ્રથમ કહ્યા પ્રમાણે ત્રણ રાત્રિ આશૌચ પાળવું. રોગભય, રાજભય ઇત્યાદિકના નાશને અર્થે શાંતિકર્મવિષે આશૌચ નથી. જેનું કુટુંબ ભૂખે પીડાયલું હોય તેને દાન લેવામાં આશૌચ નથી. વારંવાર વિસરી જનારાને ભણેલા વેદ, શાસ્ત્રોનાં અધ્યયનવિષે પણ આશૌચ નથી. વૈદ્યને નાડીના સ્પર્શવિષે આશૌચ નથી. શ્રાદ્ધવિષે તો પ્રથમ કહ્યુંછે. મૂર્ત્તિની પ્રતિષ્ઠા, ચૌલ, ઉપનયન, વિવાહાદિક ઉત્સવ, તલાવ ઇત્યાદિકનો ઉત્સર્ગ, કોટિહોમ અને તુલાપુરૂષનું દાન ઇત્યાદિક કર્મવિષે નાંદીશ્રાદ્ધ થયા પછી આશૌચ નથી. પ્રથમ સંકલ્પ કરેલો પુરશ્ચરણનો જપ, તથા અંતરાય વિના સંકલ્પ કરેલું હરિવંશનું શ્રવણાદિક એવિષે પ્રારંભ પછી આશૌચ નથી. કાલ ઇત્યાદિકના નિયમનો અભાવ હોય તો, સ્તોત્ર હરિવંશ ઇત્યાદિક આશૌચમાં વર્જ્ય છે. આ સઘળો આશૌચનો અપવાદ બીજી ગતિ ન છતાં તથા

પીડાવિષે જાણવો, એમ નિર્ણયસિંધુમાં તથા નાગોજીભટ્ટકૃત આશૌચનિર્ણયમાં કહ્યુંછે, તેથી બીજી ગતિ ન છતાં ઇત્યાદિક જોઇનેજ આશૌચનો અભાવ કેહેવો. એ વિષયમાં જે કેહેવાનું તે પૂર્વાર્ધમાં તે તે ઠેકાણે કહેલુંજ છે.

केचित्तुव्रतेष्विवदीक्षितानामृत्विजामारब्धोत्सवादीनांचस्वरूपतआरंभतश्चावश्यकत्वा दार्त्याद्यभावेप्याशौचाभावइत्याहुः कन्यायाऋतुशंकादिसंकटेमुहूर्तांतराभावेकूष्मांडहोमा दिनाजाताशौचेविवाहारंभोपिकार्यइत्युक्तं विवाहादिषुनांदीश्राद्धोत्तरमाशौचपातेपूर्वसं कल्पितान्नमसगोत्रैर्दातव्यंभोक्तव्यंच दातारंभोक्तारंसिद्धान्नंचसूतकीनस्पृशेत् विवाहा दौतदन्यत्रवाभुंजानेषुविप्रेषुदातुराशौचपातेपात्रस्थमप्यन्नंत्यक्त्वान्यगेहोदकाचांताःशुध्यं तीत्यादिपूर्वार्धेउक्तं एवंसहस्रभोजनादावपिपूर्वसंकल्पितान्नेषुज्ञेयम् पार्थिवशिवपूजायां नाशौचं आशौचेसंध्याश्रौतस्मार्तहोमादिविषयेपूर्वार्धेउक्तं अग्निसमारोपप्रत्यवरोहावा शौचयोर्नकार्यौ तेनसमारोपोत्तरमाशौचपातेपुनराधानमेव समारोपप्रत्यवरोह योरन्यकर्तृकत्वस्याशौचापवादस्यचाभावात् इदंबह्वृचानांद्वादशाहंहोमलोपेन्येषांत्र्यहं होमलोपेएवपुनराधानंज्ञेयं ग्रहणनिमित्तकेस्नानश्राद्धदानादौनाशौचं कश्चित्स्नानमात्रं कार्यंनश्राद्धादीत्याह संक्रांतिस्नानादावपिनाशौचं नित्यकृत्येषुस्नानाचमनभोजननियमा स्पृश्यस्पर्शनादिनियमेषुनाशौचं अन्यद्वैश्वदेवब्रह्मयज्ञदेवपूजादिनित्यंनैमित्तिकंकाम्यंचाशौ चेषुनकार्यं भोजनकालेआशौचापादकजननमरणश्रवणेमुखस्थंग्रासंत्यक्त्वास्नायात् मुख स्थग्रासभक्षणेएकोपवासः सर्वान्नभोजनेत्रिरात्रोपवासः इतिकर्मतआशौचसदसद्भाव विचारः ॥

કોઈ ગ્રંથકાર તો, વ્રતવિષે જેમ આશૌચ નથી તેમ દીક્ષિત, ઋત્વિજ, અને પ્રથમ આરંભેલા ઉત્સવાદિકને સ્વરૂપેકરી તથા આરંભેકરી આવશ્યકપણું હોવાથી પીડા ઇત્યાદિક ન છતાં પણ આશૌચ નથી, એમ કેહેછે. કન્યાને ઋતુદર્શન થશે ઇત્યાદિ સંકટવિષે બીજું મુહૂર્ત્ત ન છતાં કૂષ્માંડહોમ ઇત્યાદિક કરી જનનાશૌચવિષે વિવાહનો આરંભ પણ કરવો, એમ કહ્યુંછે. વિવાહાદિકવિષે નાંદીશ્રાદ્ધપછી આશૌચ પ્રાપ્ત છતાં પ્રથમ સંકલ્પ કરી રાખેલું અન્ન અસગોત્રવાળાઓએ દેવું તથા ભક્ષણ પણ કરવું. સૂતકીએ દાતા, ભોક્તા તથા સિદ્ધ કરેલાં અન્નનો સ્પર્શ કરવો નહી. વિવાહાદિક કાર્યવિષે તથા અન્ય સમયે બ્રાહ્મણ ભોજન કરતાં છતાં દાતાને આશૌચ પ્રાપ્ત થાય તો, પાત્ર ઉપરે પીરસેલાં અન્નનો પણ ત્યાગ કરી બીજાનાં ઘરનાં જળવડે આચમન લઈ શુદ્ધ, બ્રાહ્મણો થાયછે ઇત્યાદિ પૂર્વાર્ધમાં (પત્ર ૩૯૦ માં) કહ્યુંછે. એ રીતે સહસ્ર ભોજનાદિકવિષે પણ પ્રથમ સંકલ્પ કરેલાં અન્નવિષે એવોજ નિર્ણય જાણવો. પાર્થિવ શિવલિંગની પૂજાવિષે આશૌચ નથી. આશૌચવિષે સંધ્યા, શ્રૌતસ્માર્તહોમાદિકવિષે પૂર્વાર્ધમાં કહ્યુંછે. અગ્નિ સમારોપ તથા પ્રત્યવરોહ એ બન્ને આશૌચમાં કરવા નહી, તેથી સમારોપ કીધા પછી આશૌચ પ્રાપ્ત થયા છતાં પુનરાધનજ કરવું; કારણ, સમારોપ તથા પ્રત્યવરોહ એ બીજાએ કરવા નહી, તથા તેવિષે આશૌચનો અપવાદ પણ નથી. એ પુનરાધાન, ઋગ્વેદીઓને બાર દિવસ

અને બીજી શાખાવાળાઓને ત્રણ દિવસ હોમનો લોપ છતાંજ જાણવું. ગ્રહણનાં નિમિત્તથકી કરવાનાં સ્નાન, શ્રાદ્ધ અને દાન ઇત્યાદિકવિષે આશૌચ નથી. કોઈ એક ગ્રંથકાર, સ્નાન માત્ર કરવું, શ્રાદ્ધાદિક કરવાં નહી, એમ કેહેછે. સંક્રાંતિ સંબંધિ સ્નાન દાનાદિકવિષે પણ આશૌચ નથી. નિત્ય કરવાના એવા સ્નાન, આચમન, ભોજન, નિયમ, સ્પર્શને અયોગ્યનો સ્પર્શ, ઇત્યાદિક નિયમવિષે આશૌચ નથી. બીજાં વૈશ્વદેવ, બ્રહ્મયજ્ઞ, દેવપૂજા ઇત્યાદિ નિત્યકર્મ; નૈમિત્તિક કર્મ તથા કામ્ય કર્મ આશૌચવિષે કરવાં નહી. ભોજનસમયે, સૂતક ઉપજાવનારાં જનન તથા મરણ સાંભળ્યાં છતાં મોઢામાંનો ગ્રાસ કાઢી સ્નાન કરવું, મોઢામાંનો ગ્રાસ ભક્ષણ કીધાં છતાં એક ઉપવાસ કરવો, સઘળું અન્ન ભક્ષણ કીધા છતાં ત્રણ રાત્રિ ઉપવાસ કરવા. એ રીતે કર્મેકરી આશૌચ છે કે નથી એનો નિર્ણય કહ્યો.

---

अथद्रव्यतः पुष्पफलमूललवणमधुमांसशाकतृणकाष्ठोदकक्षीरदधिघृतौषधतिलतद्विकारेक्षुतद्विकाराणांलाजादिभर्जितान्नस्यलड्डुकादीनांचाशौचिस्वामिनामाशौचिगृहस्थितानांचग्रहणेदोषोन आशौचिहस्तात्तुकिमप्येतन्नग्राह्यं पण्येतुवणिजादेराशौचेपितद्धस्ताल्लवणादेरामान्नस्यचक्रयेनदोषः जलदधिलाजादिकंतुक्रयेणापितद्धस्तान्नग्राह्यं ॥

**હવે દ્રવ્યેકરી અપવાદ કેહેછે.**—ફૂલ, ફળ, મૂળ, મીઠું, મધ, માંસ, શાક, ઘાસ, કાષ્ઠ, જળ, દૂધ, દહી, ઘૃત, ઔષધ, તિલ, તથા તેના વિકાર (તેલ ઇત્યાદિ) સેરડી તથા તેના વિકાર (ગોળ, કાકવી, ખાંડ ઇત્યાદિ) પોવા ઇત્યાદિ ભૂંજેલાં અન્ન અને લાડુ ઇત્યાદિ પદાર્થ જેની ઉપરે સૂતકીનું ધણીપણું છે તથા સૂતકીનાં ઘરમાં રહેલા તે ગ્રહણ કરવાવિષે દોષ નથી. સૂતકીને હાથેથી તો કોઇ પણ એમાંની વસ્તુ લેવી નહી. બજારમાં તો, વ્યાપારી ઇત્યાદિકને આશૌચ હોય તો પણ તેને હાથેથી લવણાદિક અને કાચું અન્ન વેચાતી લેવામાં દોષ નથી. જળ, દહી, લાવા ઇત્યાદિક પદાર્થ તો, વેચાતી પણ તેને હાથેથી લેવા નહી.

---

अथमृतदोषतः शास्त्रानुज्ञांविनाशस्त्राग्निविषजलपाषाणभृगुपातानशनादिभिर्बुद्धिपूर्वकंस्वेच्छयात्मघातकानांनाशौचं तच्चात्मघातनंक्रोधात्परोद्देशेनवास्तुस्वतएवेष्टसाधनताभ्रमेणवा तथाचौर्यादिदोषेराजहतानांपारदार्येतत्पत्यादिहतानांविगुद्धतानांचनाशौचं अन्यैर्निषिद्धोपिगर्वान्नदीतरणवृक्षाधिरोहकूपावरोहादौप्रवृत्तोमृतस्तस्यापिनाशौचं योगवादिहरणार्थंतद्धननार्थंवाप्रवृत्तोगोसर्पनखिशृंगिदंष्ट्रिगजचोरविप्रांत्यजादिभिर्हतस्तस्यनाशौचं महापातकिनांतत्संसर्गिणांचमहापापितुल्यानांचपतितानांनपुंसकानांचमरणेनाशौचं स्त्रीणांचपत्यादिहंत्रीणांहीनजातिगामिनीनांगर्भघ्नीनांकुलटानांचपूर्वोक्तात्मघातादिपापयुक्तानांचमृतौनाशौचं तत्रैषांशवानांस्पर्शाश्रुपातवहनदहनांत्यकर्माणिनकुर्यात् स्पर्शादिकरणेज्ञानाज्ञानाभ्यासादितारतम्येनकृच्छ्रातिकृच्छ्रसांतपनचांद्रायणादिप्रायश्चित्तानिर्सिंध्वादिग्रंथांतरतोज्ञेयानि तेनैषांमृतदेहस्यजलेप्रक्षेपः ततःसंवत्सरोत्तरंपुत्रादिस्तदीयात्मघातादिपापानुसारेणप्रायश्चित्तंतस्यकृत्वानारायणबलिंचकृत्वापर्णशरदाहादिपूर्वकमाशौचमौर्ध्वदेहि

कंचकुर्यात् केचित्प्रेतशरीरंदग्ध्वादाहनिमित्तंचांद्रायणत्रयंकृत्वाऽस्थीनिसंस्थाप्याब्दांतेपूर्वोक्तरीत्यौर्ध्वदेहिकमित्याहुः ॥

હવે મરનારને દોષેકરી અપવાદ કેહેછે.—શાસ્ત્રની આજ્ઞા વિના શસ્ત્ર, અગ્નિ, વિષ, જળ, પાષાણ, ભૈરવજપ, અને ઉપવાસ ઇત્યાદિકવડે જાણીજોઇ પોતાની ઇચ્છાથી આત્મહત્યા કરી મરનારનું સૂતક નથી. એ આત્મહત્યા ક્રોધેથી અથવા બીજાના નિમિત્તથી થાઓ અથવા પોતાનું સારૂં થશે એવા ભ્રમથી હો. તેમજ, ચોરી કરવી ઇત્યાદિ દોષથકી રાજાએ મારેલા, વ્યભિચારી હોવાથી તે સ્ત્રીના પતિ ઇત્યાદિકે મારેલા, અને વીજલી પડવાથી મરેલાનું આશૌચ નથી. બીજાએ નિષેધ કીધા છતાં પણ ગર્વથકી નદી તરવી, ઝાડ ઉપરે ચડવું, અને કુવા ઇત્યાદિકમાં ઉતરવું, એ કરવાથી જે મૃત થાય તેનું પણ આશૌચ નથી. ગાય ઇત્યાદિકને ચોરવામાટે અથવા તેઓને મારવામાટે પ્રવૃત્ત થયલો એવો ગાય, સર્પ, નખવાળા ( સિંહાદિક ) શીંગડાવાળા ( બેલ ઇત્યાદિક ) દાઢવાળા ( સૂવર ઇત્યાદિક ) હાથી, ચોર, બ્રાહ્મણ અને ચાંડાળ ઇત્યાદિકે મારેલાનું આશૌચ નથી. મહાપાપી, મહાપાપીના સંસર્ગ કરવાવાળા, મહાપાપીને બરોબર પાપી, પતિત અને નપુંસક એ મૃત થયા છતાં તેમનું સૂતક નથી. પતિ ઇત્યાદિકને મારનારી, હીન જાતિસાથે વ્યભિચાર કરનારી, ગર્ભહત્યા કરનારી, કુલટા, અને પ્રથમ કહેલાં આત્મહત્યા ઇત્યાદિક પાતક કરનારી એવી સ્ત્રી મૃત થયા છતાં તેનું આશૌચ નથી. તેમાં એવાં શબને સ્પર્શ કરવો, રોવું, ઉપાડવું, દાહ કરવો, અને અંત્યકર્મ એ કરવાં નહી. સ્પર્શાદિક કીધા છતાં જાણમાં, અજાણમાં, અભ્યાસ ઇત્યાદિકની ઓછાઈ અધકાઈવડે કૃચ્છ્ર, અતિકૃચ્છ્ર, સાંતપન, ચાંદ્રાયણ ઇત્યાદિક પ્રાયશ્ચિત્ત નિર્ણયસિંધુ ઇત્યાદિક ગ્રંથમાં જોવાં; તેથી એમ થાયછે કે, એમનાં મરેલાં દેહ જળમાં નાખવાં, તે હેતુથી એક વર્ષપછી પુત્રાદિકોએ તેમનાં આત્મહત્યાદિક જેવાં પાપ હોય તેને અનુસારે તેનાં પ્રાયશ્ચિત્ત કરી તથા નારાયણબળિ કરી પુત્તળવિધિવડે દાહ કરી આશૌચ અને અંત્યકર્મ કરવું. કોઈ ગ્રંથકાર, પ્રેતનાં શરીરનો દાહ કરી દાહનિમિત્ત ત્રણ ચાંદ્રાયણ કરી તેનાં અસ્થિ રાખી વર્ષ પછી પ્રથમ કહેલી રીતિ પ્રમાણે અંત્યકર્મ કરવું, એમ કેહેછે.

---

अथवालौकिकाग्निनातूर्ष्णींदग्ध्वास्वजीवनसंदेहाद्वाभस्त्यावापुत्रादयःसंवत्सरादर्वागपि तत्तदात्मघातादिपापोक्तद्विगुणप्रायश्चित्तपूर्वकंनारायणबलिंकृत्वापर्णशरदाहमस्थिदाहंवा कृत्वाशौचमौर्ध्वदेहिकंचकुर्युः इदंचप्रायश्चित्तार्हाणामेव प्रायश्चित्तानर्हाणांघटस्फोटेनबहिष्कृतानांचदासीद्वारापतितोदकविध्यनंतरंसपिंडीकरणवर्जमौर्ध्वदेहिकं तेनसांवत्सरिकमप्येकोद्दिष्टविधिनैव यद्वात्मघातिनांपुत्रादिर्मृतजातीयवधोक्तब्रह्महत्यादिप्रायश्चित्तसहितंचांद्रायणंतप्तकृच्छ्रद्वयंचकृत्वानारायणबलिपूर्वकंतद्दहेत् तथाचात्मघातिनांगोगजव्याघ्रादिहेतुकदुर्मरणवतांचपतितादीनांचपूर्वोक्तानांसर्वेषांनमरणदिनादारभ्याशौचं किंतुतत्तत्प्रायश्चित्तनारायणबलिपूर्वकसमंत्रकदाहदिनमारभ्यैवाशौचं जलाद्यादिभिःप्रमादमृतानांतुम

रणदिनादारभ्याशौचादिकमस्त्येव तच्चत्रिरात्रमितिकेचित् दशाहमितिबहवः किंतुप्रमादमरणस्यापिदुर्मरणत्वात्तन्निमित्तप्रायश्चित्तपूर्वकमेवदाहादिकार्यम् तदुक्तंस्मृत्यर्थसारे चंडालगोब्राह्मणचोरपशुदंष्ट्रिसर्पाग्न्युदकादिभिः प्रमादान्मरणेचांद्रायणंतप्तकृच्छ्रद्वयंचतत्प्रायश्चित्तंकृत्वापंचदशकृच्छ्राणिवाप्रायश्चित्तंकृत्वाविधिवद्दहनाशौचोदकदानादिसर्वंकार्यमेवेति प्राणांतिकप्रायश्चित्तेनमृतस्यदशाहमाशौचंसर्वाणिप्रेतकार्याणिचकर्तव्यानि प्रायश्चित्तेनतस्यशुद्धत्वात् एवमारब्धप्रायश्चित्तस्यप्रायश्चित्तमध्येमरणेपिशुद्धत्वादिकंज्ञेयं ॥

અથવા લૌકિકાગ્નિવડે મંત્ર રહિત દાહ કરી પોતે ( પુત્રાદિક અધિકારી ) જીવિશે કે નહી જીવું એવા સંશયથકી અથવા ભક્તિથકી પુત્રાદિકોએ વર્ષથકી પ્રથમ પણ તે તે આત્મહત્યાદિ પાપનાં ઉક્ત પ્રાયશ્ચિત્ત કરતાં બમણું પ્રાયશ્ચિત્ત કરી નારાયણ-બળિ૦કરી પુત્તલવિધિથકી દાહ કરી અથવા અસ્થિદાહ કરી આશૌચ અને અંત્યકર્મ કરવું. એ નિર્ણય જે પ્રાયશ્ચિત્તને માટે યોગ્ય છે તેને વિષેજ છે. જે પ્રાયશ્ચિત્તને યોગ્ય નથી તે તથા ઘટસ્ફોટ કરી જાતિથી બાહેર થયલા તેમનેમાટે દાસીવડે પતિતોદક-વિધિ કીધા પછી સપિંડીકરણ વિના ઔર્ધ્વદેહિક કર્મ કરવું, તેથી એમ સિદ્ધ થાયછે કે તેમનું સાંવત્સરિકશ્રાદ્ધ પણ એકોદ્દિષ્ટવિધિવડેજ કરવું. અથવા આત્મ-હત્યા કરી મૃત થયલાના પુત્રાદિકોએ મરનારાની જાતીના વધવિષે કહેલાં બ્રહ્મહ-ત્યાદિકનાં પ્રાયશ્ચિત્તે સહિત ચાંદ્રાયણ અને બે તપ્તકૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરી નારાયણ-બળિ કરી તેનો દાહ કરવો. તેથી એમ સિદ્ધ થાયછે કે, આત્મહત્યા કરી મૃત થ-યલા; ગાય, હાથી, સિંહ ઇત્યાદિ નિમિત્તથી દુષ્ટ મરણવડે મૃત થયલા; અને પતિ-તાદિક પ્રથમં કહેલા એ સઘળાઓનું મરણદિવસથકી આશૌચ નથી, ત્યારે તે તે પ્રાયશ્ચિત્ત તથા નારાયણબળિપૂર્વક મંત્રસહિત દાહ જે દિવસે થાય તે દિવસથકીજ આશૌચ પાળવું. જળ, અગ્નિ ઇત્યાદિકવડે પ્રમાદ ( ગાફલપણાં ) થી મૃત થયલા-ઓનું તો તે મરણદિવસથકી આશૌચ ઇત્યાદિક છેજ, પણ તે ત્રણ રાત્રિ છે એમ કોઈ ગ્રંથકાર કહેછે. દશ દિવસ પાળવું એમ ઘણા ગ્રંથકાર કહેછે. તો પણ પ્રમાદથી મરણ એ પણ દુર્મરણ છે માટે તેનાં નિમિત્તથકી પ્રાયશ્ચિત્ત પ્રથમ કરીનેજ દાહાદિક કરવાં. તે(પ્રાયશ્ચિત્ત) સ્મૃત્યર્થસાર ગ્રંથમાં કહ્યુંછે. તે આ રીતે–ચાંડાલ, ગાય, બ્રાહ્મણ, ચોર, પશુ, દાઢવાળાં ( સૂવર ઇત્યાદિક ), સર્પ, અગ્નિ, અને જળ ઇત્યા-દિકવડે પ્રમાદથી મરણ થયા છતાં ચાંદ્રાયણ અને બે તપ્તકૃચ્છ્ર એવું તેનું પ્રાયશ્ચિત્ત કરી અથવા પંદર કૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરી વિધિ પ્રમાણે દાહ, આશૌચ અને ઉદકદાન ઇત્યાદિક સઘળાં કર્મ કરવાંજ. પ્રાણત્યાગ પર્યંત પ્રાયશ્ચિત્ત કરીને જે મૃત થયો હોય તેનું દશ દિવસ આશૌચ અને સઘળું પ્રેત-કાર્ય કરવું; કારણ, પ્રાયશ્ચિત્તવડે તે શુદ્ધ થયલો છે. એ પ્રમાણે જેણે પ્રાય-શ્ચિત્તનો આરંભ કરેલો હોય તે મનુષ્ય પ્રાયશ્ચિત્તના મધ્યમાં મૃત થાય તો પણ તે શુદ્ધ છે ઇત્યાદિક જાણવું.

---

आहिताग्नेस्तुपतितादेर्मरणेदर्पादिनाचांडालशृंगिचोरादिहेतुकेचमरणेविशेषः त्रेताग्नी

न्प्रक्षिपेदप्सुभावसथ्यंचतुष्पथे पात्राणितुदहेदग्नौसाग्निकेपापकर्मणि ततःप्रायश्चित्तार्हत्वा नर्हत्वादिपूर्वोक्तव्यवस्थयानिर्मथ्याग्निनादाहाद्यंतकर्मेति महापातकसंयुक्तःसाग्निकोयदि जीवति पुत्रादिःपालयेदग्नीन्प्रायश्चित्तक्रियावधि प्रायश्चित्तंनकुर्याद्यःकुर्वन्वाम्रियतेयदि जलेग्नीन्प्राक्षिपेदग्नौपात्राणितुजलेषुवा माधवीयेआहिताग्नेर्दुर्मरणेप्यात्मघातेचतंलौकिका ग्निनातूष्णींदग्ध्वातदस्थीनिक्षीरेणप्रक्षाल्यतत्प्रायश्चित्तंकृत्वाश्रौताग्निभिःसमंत्रकंदाहादि कार्यमित्युक्तं इदंनिरग्नेरपिदुर्मरणेयोज्यं ॥

પતિત ઇત્યાદિક આહિતાગ્નિ મૃત થાય અથવા ગર્વાદિકેકરીને ચાંડાલ, શીંગડા-વાળાં પશુ, અને ચોર ઇત્યાદિ કારણથી મૃત થયા છતાં તેવિષે વિશેષ—"સાગ્નિક એટલે જેણે અગ્નિ ગૃહણ કરેલો હોય એવો પુરૂષ પાપ કર્મ કરનારો થયા છતાં ગાર્હપત્ય, આહવનીય અને દક્ષિણાગ્નિ એ ત્રણ અગ્નિ જળમાં નાખવા; ગૃહ્યાગ્નિ ચોવાટામાં નાખવો; અને પાત્ર અગ્નિમાં બાળી નાખવાં." પછી પ્રાય-શ્ચિત્તની યોગ્યતા કે અયોગ્યતા ઇત્યાદિક પ્રથમ કહેલી વ્યવસ્થા પ્રમાણે મંથન કરી ઉત્પન્ન કરેલા અગ્નિવડે દાહ ઇત્યાદિ અંત્ય કર્મ કરવાં. "મહાપાપે યુક્ત એવો સાગ્નિક જો જીવતો હોય તો પુત્રાદિકોએ તે પ્રાયશ્ચિત્ત કરે ત્યહાં લગિ તેના અગ્નિનું રક્ષણ કરવું; જો પ્રાયશ્ચિત્ત કરે નહી, અથવા પ્રાયશ્ચિત્ત કરતાં મધ્યમાં મૃત થાય તો તેના અગ્નિ જળમાં નાખવા, અને પાત્ર તો અગ્નિ અથવા જળમાં નાખવાં." **માધવના ગ્રંથમાં**— આહિતાગ્નિ દુર્મરણ અથવા આત્મહત્યાવડે મૃત થયા છતાં તેનો લૌકિકાગ્નિવડે મંત્રરહિત દાહ કરી તેનાં અસ્થિ દૂધમાં ધોઈ તેનું પ્રાયશ્ચિત્ત કરી પછી શ્રૌતાગ્નિવડે મંત્રસહિત દાહાદિક કરવાં એમ કહ્યુંછે. એ નિર્ણય નિરગ્નિ-કને પણ દુર્મરણ પ્રાપ્ત થયા છતાં જાણવો.

---

अथसर्पहतेविशेषः प्रमादेनवादर्पादिनावासर्पतोमृतावाशौचादिनकार्यम् वक्ष्यमाणं नागपूजाव्रतंकृत्वानारायणबलिसौवर्णनागदानप्रत्यक्षगोदानानिकृत्वादाहाशौचादिकार्यं सर्वत्रदुर्मरणेपतितादिमरणेचतत्तत्प्रायश्चित्तादिकृत्वादाहाशौचादिकार्यमित्युक्तं ॥

**હવે સર્પદંશથકી મૃત થયા છતાં વિશેષ.**—પ્રમાદથી અથવા ગર્વાદિકવડે સર્પ-થકી મરણ થયા છતાં આશૌચાદિક પાળવું નહી. આગળ કેહેવાસે એવું નાગપૂજાનું વ્રત કરી નારાયણબળિ, સુવર્ણના નાગનું દાન, અને પ્રત્યક્ષ ગૌદાન કરી દાહ, આશૌચ ઇત્યાદિક કરવાં. સઘળાં દુર્મરણ તથા પતિતાદિકનાં મરણ છતાં તે તે પ્રાય-શ્ચિત્તાદિક કરી દાહ, આશૌચ ઇત્યાદિ કરવાં એમ કહ્યુંછે.

---

तत्रप्रायश्चित्तानिप्रसंगादुच्यंते बुद्धिपूर्वकमात्मघातेनमृतानांत्रिंशत्कृच्छ्राणिप्रायश्चित्तं एतच्चजातिवधप्रायश्चित्तेनसमुच्चितंकार्यं तद्यथा ब्राह्मणेनात्मघातेकृतेद्वादशाब्दंब्रह्मह त्याप्रायश्चित्तंत्रिंशत्कृच्छ्रमात्मघातप्रायश्चित्तंचतत्पुत्रादिःकुर्यात् ब्राह्मणस्त्रियात्मघातेकृते ब्राह्मणस्त्रीवधप्रायश्चित्तंत्रिंशत्कृच्छ्राणिच एवंशूद्राद्यात्मघातेप्यूह्यं अशक्तावात्मघातेचां द्रायणद्वयंतप्तकृच्छ्रचतुष्कं प्रमादेनजलादिमरणेपंचदशकृच्छ्राणि चांद्रायणपूर्वकंतप्त

**कृच्छ्रद्वयंवा पतितमृतेषोडशकृच्छ्राणि ब्रह्महत्यादिपापिनांप्रायश्चित्तात्पूर्वंमरणेतत्तत्पापप्रायश्चित्तंपुत्रेणकार्यम् प्रायश्चित्तानर्हाणांतुपतितोदकदानविधिरेवनप्रायश्चित्तादीत्युक्तं सिंधौतुप्रायश्चित्तानर्हाणामपिपुत्रादिर्नारायणबलिपूर्वंसर्वमौर्ध्वदेहिकंसपिंडीकरणंदर्शादिश्राद्धंगयादिश्राद्धंचकुर्यादेव एवंम्लेच्छीकृतस्यापि पतितोदकविधिरपुत्रविषयइत्युक्तं इदमेवयुक्तं ॥**

તેમાં પ્રસંગથકી પ્રાયશ્ચિત્ત કેહેછે.— જાણી જોઇ આત્મહત્યા કરી જે મૃત થાય તેનું ત્રીસ કૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત. એ પ્રાયશ્ચિત્ત જાતિવધનાં પ્રાયશ્ચિત્તસાથે કરવું. તે આ રીતે— બ્રાહ્મણે આત્મહત્યા કીધા છતાં દ્વાદશાબ્દ એવું બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત, તથા ત્રીસ કૃચ્છ્ર આત્મહત્યાનું પ્રાયશ્ચિત્ત એવાં બે પ્રાયશ્ચિત્ત તેના પુત્રાદિકોએ કરવાં. બ્રાહ્મણની સ્ત્રીએ આત્મહત્યા કીધા છતાં બ્રાહ્મણની સ્ત્રીના વધનું પ્રાયશ્ચિત્ત અને ત્રીસ કૃચ્છ્ર કરવા. એ રીતે શૂદ્રાદિકોએ આત્મહત્યા કીધા છતાં પણ એ નિર્ણય જાણવો. આત્મહત્યા કીધા છતાં પૂર્વોક્ત પ્રાયશ્ચિત્તવિષે શક્તિ ન હોય તો બે ચાંદ્રાયણ અને ચાર તપ્તકૃચ્છ્ર કરવાં. પ્રમાદવડે જળાદિકથકી મરણ થયા છતાં પંદર કૃચ્છ્ર, અથવા ચાંદ્રાયણપૂર્વક બે તપ્તકૃચ્છ્ર કરવાં. પતિત મૃત થયા છતાં સોળ કૃચ્છ્ર. બ્રહ્મહત્યાદિક પાપ કરનારાનું પ્રાયશ્ચિત્ત કીધાથકી પ્રથમ મરણ થયા છતાં તે તે પાપનું પ્રાયશ્ચિત્ત પુત્રે કરવું. પ્રાયશ્ચિત્ત કરવાવિષે જે અયોગ્ય હોય તેનેમાટે તો પતિતોદકદાનવિધિજ કરવો, પ્રાયશ્ચિત્તાદિક કરવાં નહી એમ કહ્યુંછે. નિર્ણયસિંધુવિષે તો, પ્રાયશ્ચિત્તવિષે અયોગ્ય હોય તો પણ તેના પુત્રાદિકોએ નારાયણબળિપૂર્વક સઘળું અંત્યકર્મ, સપિંડીકરણ, દર્શઆદિ શ્રાદ્ધ, અને ગયાદિશ્રાદ્ધ એ કરવાંજ. એ પ્રમાણે મ્લેચ્છ થયલાનાં પણ પૂર્વોક્ત સર્વ કરવાં, પતિતોદકવિધિ જે કહી તે અપુત્રવિષયક છે એમ કહ્યુંછે, અને એજ યોગ્ય છે.

---

**यस्तुकिंचित्कालंम्लेच्छीकृतःप्रायश्चित्तार्हस्तस्यषोडशकृच्छ्रादिप्रायश्चित्तंपुत्रेणकृत्वापर्णशरदाहादिकार्यम् प्रमादमरणभिन्नेषुचौर्यपारदार्यादिहेतुकेषुदुर्मरणेषुचांद्रायणद्वयंतप्तकृच्छ्रंवेत्याकरतोविचार्ययोज्यं किंचव्याघ्रादिहेतुकदुर्मरणेषुशातातपोक्तदानादिविधिरपिकार्यः तथाहिव्याघ्रहतेविप्रकन्याविवाहनं गजहतेचतुर्निष्कपरिमितहेमनिर्मितगजदानं राजहतेसौवर्णपुरुषदानं चोरहतेप्रत्यक्षधेनुदानं वैरिहतेवृषदानं वृषभेणहतेयथाशक्तिहेमदानं शय्यायांचमृतेदेयाशय्यातूलीसमन्विता निष्कहेमनिर्मिताविष्णुप्रतिमाधिष्ठिताच शौचहीनमरणेद्विनिष्कहैमविष्णुदानं संस्कारहीनमरणेविप्रपुत्रोपनयनं अश्वहतेनिष्कत्रयहेमकृताश्वदानं शुनाहतेक्षेत्रपालस्थापनं सूकरहतेमहिषदानं कृमिभिर्हतेपंचखारीमितगोधूमदानं वृक्षहतेवस्त्रयुतसौवर्णवृक्षदानं शृंगिणाहतेवस्त्रयुतवृषभदानं शकटहतेसोपस्करंकिंचिद्द्रव्यदानं भृगुपातमृतेधान्यपर्वतदानं अग्निनामृतेउदपानोत्सर्गविधिः काष्ठहतेधर्मार्थसभाकरणं शस्त्रहतेमहिषीदानं अश्महतेसवत्सपयस्विन्यागोदानम् विषेणहतेहेमनिर्मितपृथ्वीदानं उद्बंधनेनमृतेहेमकपिदानं जलेमृतेद्विनिष्कहेमनिर्मितवरुणदानं विषूचिकामृतेस्वाद्वन्नेनशतविप्रभोजनं कंठस्थितकवलस्यमरणेघृतधेनुदानं कास**

रोगमृतेऽष्टकृच्छ्राणि अतीसारमृतेलक्षगायत्रीजपः शाकिन्यादिग्रहैर्मृतेरुद्रैकादशिनीजपः विद्युत्पातमृतेविद्यादानं अंतरिक्षमृतेवेदपारायणं पतितेमृतेषोडशकृच्छ्राणि अस्पृश्यस्पर्शयुक्तमरणेसच्छास्त्रपुस्तकदानमित्यादि ॥

જે મનુષ્ય થોડાએક દિવસ પર્યંત મ્લેચ્છ થયા છતાં પ્રાયશ્ચિત્તને યોગ્ય હોય તેનાં સોળ કૃચ્છ્ર ઇત્યાદિ પ્રાયશ્ચિત્ત પુત્રે કરી પાળશવિધિવડે દહનાદિક કરવાં. પ્રમાદથકી થતાં મરણ વિના બીજાં ચૌર્ય, પરસ્ત્રીગમન ઇત્યાદિ કારણથકી થતાં દુર્મરણવિષે બે ચાંદ્રાયણ અથવા તપ્તકૃચ્છ્ર કરવાં એ રીતે મ્હોટા ગ્રંથોમાં જોઈ યોજના કરવી. અને વ્યાઘ્ર (ચિતરો) ઇત્યાદિક કારણથકી થતાં દુર્મરણવિષે શાતાતપે કહેલો દાનાદિક વિધિ પણ કરવો. તે આ રીતે-વ્યાઘ્રે માર્યા છતાં બ્રાહ્મણની કન્યાનો વિવાહ કરાવવો. હાથીએ માર્યા છતાં ચાર નિષ્ક સુવર્ણનો હાથી કરી તેનું દાન કરવું. રાજાએ માર્યા છતાં સુવર્ણનો પુરૂષ કરી તેનું દાન કરવું. ચોરે માર્યા છતાં પ્રત્યક્ષ ધેનુનું દાન કરવું. શત્રુએ માર્યા છતાં બેલનું દાન, બળદે માર્યા છતાં યથાશક્તિ સુવર્ણદાન, શય્યામાં મૃત થયા છતાં નિષ્ક સુવર્ણની વિષ્ણુમૂર્ત્તિ કરી તે શય્યા ઉપરે રાખી ગાદલાં સાથે તે શય્યાનું દાન કરવું. પવિત્રપણું ન છતાં મૃત્યુ થયું હોય તો, બે નિષ્ક સુવર્ણની વિષ્ણુમૂર્ત્તિનું દાન કરવું. સંસ્કાર રહિત મરણ છતાં બ્રાહ્મણના પુત્રને ઉપનયન કરાવવું. ઘોડાએ માર્યા છતાં ત્રણ નિષ્ક સુવર્ણનો ઘોડો કરી તેનું દાન કરવું. કુતરાએ માર્યા છતાં ક્ષેત્રપાલની સ્થાપના કરવી. સૂવરે માર્યા છતાં પાડાનું દાન, કીડાઓએ માર્યા છતાં પાંચ ખારી ગઉનું દાન કરવું. વૃક્ષના યોગથી મૃત થયા છતાં વસ્ત્રસહિત સોનાનાં ઝાડનું દાન કરવું. શીંગડાવાળા પશુએ માર્યા છતાં વસ્ત્રસહિત બલદનું દાન કરવું. ગાડીથી મૃત થયા છતાં સામગ્રીસહિત કાંઇએક દ્રવ્યનું દાન કરવું. ભૈરવજપથી મૃત થયા છતાં ધાનના પર્વતનું દાન કરવું. અગ્નિવડે મૃત થયા છતાં કુવા, તળાવ ઇત્યાદિક જળાશયનો ઉત્સર્ગવિધિ કરવો. કાષ્ઠેકરી મૃત છતાં ધર્મશાળા બંધાવવી. શસ્ત્રવડે મૃત છતાં ભેંસનું દાન કરવું. પથરાથી મૃત છતાં વાછડાં સહિત દુઝણી ગાયનું દાન કરવું. વિષવડે મૃત છતાં સોનાની પૃથ્વી કરી તેનું દાન કરવું. ફાંસીથી મૃત છતાં સોનાના વાંદરાનું દાન કરવું. જળમાં મૃત છતાં બે નિષ્ક સોનાની વરૂણની મૂર્ત્તિ કરી તેનું દાન કરવું. વિષૂચિકા (મિરિઆ) વડે મૃત છતાં મધુર અન્નવડે સો બ્રાહ્મણોને ભોજન દેવું. ગળામાં કોળીઓ અટકી મૃત છતાં ઘૃતધેનુનું દાન કરવું. કાસરોગ (દમ+ઉધરસ)થી મૃત છતાં આઠ કૃચ્છ્ર કરવાં. અતિસાર (ઝાડા) વડે મૃત છતાં લક્ષ ગાયત્રીજપ કરવો. શાકિની ઇત્યાદિ ગ્રહોની બાધા થવાથી મૃત છતાં ઇગ્યાર રૂદ્રપાઠ કરાવવા. વીજલી પડી મૃત છતાં વિદ્યાદાન કરવું. અંતરિક્ષમાં મૃત છતાં વેદનું પારાયણ કરાવવું. પતિત થઇ મૃત છતાં સોળ કૃચ્છ્ર કરવાં. સ્પર્શને અયોગ્ય વસ્તુનો સ્પર્શ કરી મૃત છતાં સારાં શાસ્ત્રનાં પુસ્તકનું દાન ઇત્યાદિ કરવું.

---

अत्रशय्यामरणेशौचहीनसंस्कारहीनमरणेक्रमिविषूचिकाकंठकवलकासातिसाररोगग्र

हग्रहणैर्मरणेंतरिक्षमृते ऽस्पृश्यस्पर्शमरणेचदानादिविधिरेवनप्रायश्चित्तंनैवनारायणबलिर्नावर्षादिकालप्रतीक्षा व्याघ्रादिहेतुकंविषजलशस्त्रादिहेतुकंचमरणंप्रमादेनदर्पादिनाबुध्याचेत्यनेकधासंभवति तत्रोक्तव्यवस्थयाप्रायश्चित्तंनारायणबलिर्दानादिविधिश्चेतित्रयाणांसमुच्चयः यदिपुत्रादिःपितुर्जलादिदुर्मरणप्रायश्चित्तंब्रह्महत्यादितत्तत्पापप्रायश्चित्तंवात्मघातप्रायश्चित्तंवाकर्तुंनशक्नोतितदोक्तदानादिविधिंनारायणबलिंचकृत्वा ऽत्यशक्तौनारायणबलिमात्रंकृत्वौर्ध्वदेहिकंकुर्यात् तावतापुत्रादिसपिंडानांशुद्धिसिद्धेः पित्रादेस्तुपुत्रादिभिस्तत्तत्प्रायश्चित्ताकरणेनरकादिभोगःस्यादेवेतिबोद्धव्यं ॥

આ ઠેકાણે શય્યામાં મરણ; પવિત્રપણાથી હીન તથા સંસ્કારવડે હીનનું મરણ; કીડા, મિરિઓ, કંઠમાં કોળિઓ અટકવો, દમ+ઉધરસ, ઝાડા, અને શાકિની ઇત્યાદિ ગ્રહવડે મરણ; અંતરિક્ષમરણ; અસ્પૃશ્યનો સ્પર્શ છતાં મરણ એમનેવિષે દાનાદિક વિધિજ કરવો, પ્રાયશ્ચિત્ત કરવું નહી, નારાયણબળિ કરવું નહી, તથા વર્ષ ઇત્યાદિક કાળની પણ પ્રતીક્ષા (વાટ) જોવી નહી. વ્યાઘ્રાદિક, વિષ, જલ, અને શસ્ત્રાદિક નિમિત્તથકી જે મરણ તે પ્રમાદથકી ગર્વાદિકથકી તથા જાણી જોઇ એમ અનેક પ્રકારનું સંભવેછે, તેમાં કહેલી વ્યવસ્થાવડે પ્રાયશ્ચિત્ત, નારાયણબળી અને દાનાદિક વિધિ એ ત્રણે કરવાં. જો પુત્રાદિક પિતાનાં જલાદિક દુર્મરણનું પ્રાયશ્ચિત્ત અથવા બ્રહ્મહત્યાદિક તે તે પાપનું પ્રાયશ્ચિત્ત અથવા આત્મહત્યાનું પ્રાયશ્ચિત્ત કરવાને અસમર્થ હોય તો તેણે પ્રથમ કહેલો દાનાદિકવિધિ તથા નારાયણબળિ એ બન્ને કરી; અતિ અસમર્થ છતાં એકલું નારાયણબળિ કરી ઔર્ધ્વદેહિક કર્મ કરવું; કારણ, તેટલું કરવાથી પુત્રાદિક સપિંડોની શુદ્ધિ બની શકેછે. પિતા ઇત્યાદિકને તો, પુત્ર ઇત્યાદિકોએ તે તે પ્રાયશ્ચિત્ત ન કીધા છતાં નરકાદિક ભોગ પ્રાપ્ત થાયજ એમ જાણવું.

---

अथविधिविहितजलादिमरणे तत्रप्रयागेसर्ववर्णानांरोगिणामरोगिणांचभागीरथीप्रवेशादिनामरणेकामितमहाफलं शूद्रस्यारोगिणोपिप्रयागभिन्नेपिजलादिमरणमनुज्ञातं व्याधितोभिषजात्यक्तोविप्रोवृद्धोथवायुवा तनुंत्यजेज्जलाद्यावैःसयथेष्टंफलंलभेत् दुश्चिकित्स्यैर्महारोगैःपीडितोजीवनाक्षमः प्रविशेउज्वलनंदीप्तंकरोत्यनशनंतथा अगाधतोयराशिंचभृगोःपतनमेवच गच्छेन्महापथंवापितुषारगिरिमादरात् प्रयागवटशाखाग्राद्देहत्यागंकरोतिच उत्तमान्प्राप्नुयाल्लोकान्नात्मघातीभवेत्क्वचित् नराणामथनारीणांसर्ववर्णेषुसर्वदा आशौचंस्यात्त्र्यहंतेषांवज्रानलहतेतथा वाराणस्यांम्रियेद्यस्तुप्रत्याख्यातभिषक्क्रियः काष्ठपाषाणमध्यस्थोजान्हवीजलमध्यगः अविमुक्तोन्मुखस्तस्यकर्णमूलगतोहरः प्रणवंतारकंब्रूतेइत्यादिवचनोच्चयः पुराणस्थोमाधवादिनिबंधेषुसमुदाहृतः अत्रानुज्ञातेबुद्धिपूर्वकात्मघातेगृहस्थादीनामेवाधिकारः यतेस्तुनाधिकारः त्र्यहाद्याशौचविधानात् यतेःकाम्यकर्मण्यनधिकाराच्चेतिनिर्णयसिंधुः ॥

**હવે વિધિથી કરેલાં જલાદિક મરણવિષે કેહેછે.**—તેમાં પ્રયાગવિષે રોગી અથવા રોગ રહિત એવા સર્વ વર્ણને જલસમાધિ ઇત્યાદિ કરવાથી મરણ થયા છતાં

ઇચ્છા કરેલાં મહાફલ પ્રાપ્ત થાયછે. શૂદ્ર ન છતાં પણ તેને પ્રયાગ વિના બીજાં જલમાં પણ મરણ કહ્યુંછે. "રોગી વૈદ્યે મુકેલો છતાં બ્રાહ્મણ વૃદ્ધ હો અથવા યૌવન હો તે જળ, અગ્નિ ઇત્યાદિવડે દેહનો ત્યાગ કરે તો તેને ઇચ્છા પ્રમાણે ફલ મળે." "ચિકિત્સા (નિદાન) કરવાને અશક્ય એવા મહારોગવડે પીડાયલો માટેજ જીવવાને અસમર્થ એવા મનુષ્યે પ્રદીપ્ત અગ્નિમાં પ્રવેશ કરવો. તેમજ ઉપવાસ કરવા. અગાધ જલમાં પડવું. અથવા ઉંચા પર્વત ઉપરથી પડવું. ઉત્તર દિશામાં ચાલ્યું જવું અથવા આદરથી હિમાલય પર્વતમાં જવું. અથવા પ્રયાગક્ષેત્રમાં વડની શાખાના અગ્રથકી (ગંગામાં) પડવું. એ રીતે જે દેહનો ત્યાગ કરેછે તે આત્મઘાતી થતો નથી તથા તેને ઉત્તમ લોક પ્રાપ્ત થાયછે. એ રીતે દેહત્યાગ કરનારા સઘળા વર્ણમાંના પુરૂષો, સ્ત્રિઓ તથા વીજળીથી મૃત થયલાઓનું પણ ત્રણ દિવસ આશૌચ પાળવું. અસાધ્ય થવાથી ઔષધ બંધ કીધા છતાં ગંગાજળના મધ્ય ભાગમાં ઉભેલો અથવા કાષ્ઠ, પાષાણના મધ્યમાં ઉભેલો જે કાશીમાં મૃત થાયછે તથા કાશી જવાવિષે સમ્મુખ થાયછે તેના કાનનાં મૂળપાસે ઉભેલા વિશ્વેશ્વર તારક મંત્રનો ઉપદેશ કરેછે ઇત્યાદિક પુરાણનાં વાક્યો માધવાદિકના ગ્રંથોમાં કહ્યાંછે." આ ઠેકાણે શાસ્ત્રે આજ્ઞા કરેલી જે બુદ્ધિપૂર્વક આત્મહત્યા તેવિષે ગૃહસ્થાદિકનેજ અધિકાર છે, સંન્યાસીને તો અધિકાર નથી; કારણ, ત્રણ દિવસ ઇત્યાદિક આશૌચનું વિધાન કીધુંછે, તથા સંન્યાસીને કામ્ય કર્મનો અધિકાર નથી એમ નિર્ણયસિંધુમાં કહ્યુંછે.

---

**इदानींतनशिष्टास्तुरोगादिपीडांसोढुमशक्तौसंन्यासाश्रमंगृहीत्वातीर्थादिनात्मघातंकुर्वंतिगृहस्थविधुरादयश्चनकुर्वंति केचित्त्वपरिहार्यरोगादिग्रस्तवृद्धादेर्जलादिनाबुद्ध्यात्मघातःकलौप्रयागभिन्नदेशेनभवति भृग्वग्निपतनैश्चैववृद्धादिमरणंतथेतिकलिवर्ज्येषुपरिगणनादित्याहुः एतन्मतेमरणांतप्रायश्चित्तविधयःकाशीखंडादौविप्रादेर्देहत्यागविधयश्चयुगांतरपराः प्रयागमरणंस्त्रीणांसहगमनंचकलिदुगेसर्वसंमतं अत्रसर्वत्रसहगमनभिन्नेविधिवाक्यानुज्ञातेदेहत्यागेत्रिरात्रमाशौचमितिबहवः दशाहमितिकेचित् एवंफलकामनयाविहितेकाम्यप्रयागमरणेपिपक्षद्वयंज्ञेयं ॥**

વર્ત્તમાન કાળના શિષ્ટ જન તો રોગાદિકની પીડા સહન કરવાવિષે અસમર્થ છતાં સંન્યાસાશ્રમ લઈ તીર્થાદિક સાધનેકરી આત્મહત્યા કરેછે; ગૃહસ્થ અને વિધુર (જેની સ્ત્રી મરેલી હોય તે) ઇત્યાદિક કરતા નથી. કોઈ ગ્રંથકાર તો, મટવાને અશક્ય એવા રોગાદિકે ગ્રસ્ત થયલા વૃદ્ધાદિકની જળાદિક સાધનવડે જાણીજોઈ આત્મહત્યા કલિયુગમાં પ્રયાગ વિના બીજા દેશમાં થતી નથી; કારણ, "પર્વત ઉપરથી પડવું તથા અગ્નિમાં પડવું તેણેકરી વૃદ્ધાદિકનું મરણ" એ રીતે કલીવર્જ્યમાં લેખેલાં છે, એમ કહેછે. એ મતમાં મરણાંત પ્રાયશ્ચિત્ત વિધિ, તથા કાશીખંડ ઇત્યાદિ ગ્રંથમાં કહેલો બ્રાહ્મણાદિકને દેહત્યાગનો વિધિ તે બીજા યુગમાટે છે. પ્રયાગમાં મરણ અને સ્ત્રીઓનું સહગમન એ કલિયુગમાં સર્વ સંમત છે. આ સઘળે ઠેકાણે સ-

હગમન વિના બીજા જે વિધિરૂપ વચને કહેલા દેહત્યાગ તેવિષે ત્રણ રાત્રિ આશૌચ એમ ઘણા ગ્રંથકારો કેહેછે, દશ દિવસ આશૌચ એમ કેટલાએક ગ્રંથકાર કેહેછે. એ પ્રમાણે ફલની ઇચ્છાથી કહેલાં જે કામનાથી પ્રયાણમરણ તેવિષે પણ બે પક્ષ (ત્રણ રાત્રિ અથવા દશ દિવસ) જાણવા.

अथयःपतितोघटस्फोटेनबहिष्कृतोयश्चम्लेच्छीकृतोयश्चप्रायश्चित्तानर्हपापीतस्यत्रिविधस्यपितृमातृभिन्नस्यपतितोदकविध्यनंतरंसपिंडीकरणवर्ज्यमंत्यकर्मपितुर्मातुश्चत्रिविधस्यापिनारायणबलिपूर्वकंसपिंडीकरणसहितंसर्वंभवतीत्युक्तं तत्रपतितोदकदानविधिर्यथा सर्वगांदासीमाहूयतस्यैवेतनंदत्वाअशुद्धपूर्णघटहस्तांतांब्रूयात् हेदासिगच्छमूल्येनतिलान्तोयपूर्णमिमंघटंचशीघ्रमानय ततोदक्षिणामुखीउपविश्यवामपादेनतंघटंसतिलंक्षिप घटक्षेपणकालेचामुकसंज्ञकपतितप्रेतपिबपिबेतिमुहुरुच्चारयेति सादासीतद्वाक्यंश्रुत्वामूल्यंगृहीत्वातथाकुर्यात् एवंकृतेपतितनतृप्तिर्नान्यथा एतच्चपतितस्यमृतदिनेकार्यं इतिपतितोदकविधिः इतिमृतदोषतआशौचापवादःसप्रसंगःसविस्तरोनिरूपितः ॥

હવે જે ઘડો ફોડી બાહેર કરેલો પતિત, મ્લેચ્છ થયલો તથા જે પ્રાયશ્ચિત્તને અયોગ્ય એવો પાપી એ ત્રણ પ્રકારના માતાપિતાથકી જે જુદા તેમનો પતિતોદક-વિધિ થયા પછી સપિંડીકરણ વિના અંત્યકર્મ, તથા પિતા માતા અને ત્રણ પ્રકારના એમનું પણ નારાયણબળિપૂર્વક તથા સપિંડીકરણ સહિત સઘળું અંત્યકર્મ થાયછે એમ કહ્યું. તેમાં પતિતોદકદાનનો વિધિ આ રીતે—સઘળાઓ સાથે વ્યભિચાર કરનારી દાસીને બોલાવી તેને મજુરી આપી અશુદ્ધ જળથી ભરેલો ઘડો હાથમાં લઇ ઉભેલી એવી દાસીને કેહેવું. હે દાસી! તું જા, જળે ભરેલો ઘડો તથા દ્રવ્ય દઇ તિલ એ શીઘ્ર લઇ આવ. પછી દક્ષિણ દિશાસામે મુખ રાખી બેસી ડાબે પગે તે તિલસહિત ઘડાને ફેંકી દે. ઘડો ફગાડવાને સમયે પણ "अमुकसंज्ञक पतित प्रेत पिब पिब" (હે અમુક સંજ્ઞક, પતિત, પ્રેત, પિ. પિ,) એવો વારંવાર ઉચ્ચાર કર. પછી તે દાસીએ તે વાક્ય સાંભળી મૌલ્ય લઈ તેમ કરવું. એમ કરવાથી પતિતની તૃપ્તિ થાયછે, બીજી રીતે થતી નથી. એ વિધિ પતિતના મરણદિવસે કરવો. એ પ્રમાણે પતિતને ઉદકદાનનો વિધિ કહ્યો. એ રીતે મરનારને દોષે કરી આશૌચનો અપવાદ પ્રસંગ સહિત અને વિસ્તાર સહિત નિરૂપણ કર્યો.

---

अथविधानतः यतेर्मृतावाशौचंनास्ति तस्यप्रेतक्रियोदकदानाशौचसपिंडीकरणादेर्निषिद्धत्वात् सपिंडीस्थानएकादशेहनिपार्वणश्राद्धमात्रंकार्यं प्रतिसांवत्सरिकश्राद्धदर्शश्राद्धादिकंतुपार्वणविधिनासपिंडकंभवत्येव अत्रविस्तरोग्रंथांतरेवक्ष्यते एतच्चत्रिदंडिनामेकदंडिनांहंसपरमहंसादीनांसर्वेषामेवज्ञेयं एवंवानप्रस्थमरणेपिनाशौचं कृतजीवच्छ्राद्धेमृते सपिंडैराशौचादिकर्तव्यंनवेतिविकल्पः ब्रह्मचारिमृतौत्वाशौचमस्त्येव युद्धमृतेप्याशौचं नेतिसर्वग्रंथेषूपलभ्यतेनत्वेवंब्राह्मणेषुशिष्टाचारः इतिपंचधाशौचापवादोनिरूपितः ॥

હવે વિધાનેકરી અપવાદ કેહેછે—સંન્યાસી મૃત થયા છતાં આશૌચ નથી;

કારણ, તેની પ્રેતક્રિયા, ઉદકદાન, આશૌચ અને સપિંડીકરણાદિકનો નિષેધ છે. ઇગ્યારમે દિવસે સપિંડીશ્રાદ્ધને ઠેકાણે પાર્વણશ્રાદ્ધ માત્ર કરવું. પ્રતિસાંવત્સરિકશ્રાદ્ધ તથા દર્શશ્રાદ્ધ ઇત્યાદિક તો, પાર્વણ વિધિ હોવાથી પિંડસહિત થાયજ. એ વિષયમાં વિસ્તાર બીજા ગ્રંથમાં કેહેવાસે. એ નિર્ણય ત્રિદંડી સંન્યાસી, એકદંડી, હંસ, પરમહંસ ઇત્યાદિ સઘળા સંન્યાસિઓને એવોજ જાણવો. એ રીતે વાનપ્રસ્થનું મરણ છતાં પણ આશૌચ નથી. જીવતાં છતાં પોતાનું શ્રાદ્ધ કરી મૃત થયો હોય તો, સપિંડોએ આશૌચ ઇત્યાદિક પાળવું અથવા ન પાળવું એવો વિકલ્પ છે. બ્રહ્મચારી મૃત થયો હોય તો આશૌચ છેજ. યુદ્ધમાં મૃત છતાં પણ આશૌચ નથી એમ સઘળા ગ્રંથોમાં દેખાયછે, પરંતુ બ્રાહ્મણોમાં એવો શિષ્ટાચાર નથી. એ પ્રમાણે પાંચ પ્રકારનો આશૌચનો અપવાદ ( બાધ ) નિરૂપણ કર્યો.

अथजीवतोप्याशौचं यथापतितस्यघटस्फोटकालेसर्वसपिंडानामेकाहमाशौचं ॥

## હવે જીવતા છતાં પણ તેનું આશૌચ કેહેછે.

જેમ;—પતિતના ઘટસ્ફોટને સમયે સઘળા સપિંડોને જીવતાનું એક દિવસ આશૌચ છે.

इत्याशौचंसापवादं, यथामतिनिरूपितं ॥ समर्पितंरुक्मिणीशश्रीमद्विठ्ठलपादयोः ॥ इतिसापवादाशौचप्रकरणं ॥

એ રીતે અપવાદ સહિત આશૌચ યથામતિ નિરૂપણ કીધું અને તે રૂક્મિણીપતિ શ્રીમાન્ વિઠ્ઠલના ચરણમાં સમર્પણ કર્યું. એ પ્રમાણે અપવાદસહિત આશૌચ પ્રકરણ કહ્યું.

अथौर्ध्वदेहिकारंभोपयोगिनारायणबल्यादिप्रकारउच्यते तत्रदुर्मरणेष्वात्मघातेजलादिभिःप्रमादमरणेपतितादिमरणेचपूर्वोक्तव्यवस्थयामुकगोत्रस्यामुकशर्मणोमुकदोषनाशार्थमौर्ध्वदेहिकेसंप्रदानत्वयोग्यतासिध्यर्थममुकप्रायश्चित्तममुकदानंवाकरिष्यइत्यादिसंकल्पपूर्वकंतत्तत्प्रायश्चित्तंदानंचकार्यं अशक्तौदानमेवकार्यं ततोमुकगोत्रामुकशर्मणोमुकदुर्मरणदोषनाशार्थमौर्ध्वदेहिकप्रदानत्वयोग्यतासिध्यर्थंनारायणबलिंकरिष्यइतिसंकल्प्यपूर्वाधोक्तसंततिफलककाम्यनारायणबलिवत्सर्वंकुर्यात् एतत्तुवर्षांतरकरणपक्षे सद्यःकरणपक्षेतुपूर्वोक्तद्विगुणप्रायश्चित्तंसंकल्प्यशुक्लैकादश्यादिकालमनपेक्ष्यैवसमनंतरोक्तसंकल्पंकृत्वात्रिविधिनास्थापितेकलशद्वयेहेमप्रतिमयोर्विष्णुंवैवस्वतंयमंचावाह्यपुरुषसूक्तेनयमायसोममितिचक्रमेणषोडशोपचारैःसंपूज्यतत्पूर्वभागेरेखायांदक्षिणाग्रकुशानास्तीर्यशुंधंतांविष्णुरूप्यमुकप्रेतइतिदशस्थानेष्वपोनिनीयमधुघृततिलमिश्रानोदनपिंडान्दशामुकगोत्रामुकशर्मप्रेतविष्णुदेवतायंतेपिंडइतिदक्षिणसंस्थान्प्राचीनावीतीत्यादिपैतृधर्मेणदद्यात् गंधादिभिरभ्यर्च्यप्रवाहणांतंकृत्वानद्यांक्षिपेत् श्वःसद्योवापूर्वस्थापितंविष्णुमभ्यर्च्यैकविप्रेविप्रालाभेदर्भबटौवापादक्षालनादितृप्तिप्रश्नांतंविष्णुरूपप्रेतावाहनपूर्वकंकृत्वाविप्रसमीपेतूष्णींरेखाःकृत्वाद

भास्तरणेअपोनिनयनंचकृत्वादर्भेषुसव्येनविष्णवेब्रह्मणेशिवायचसपरिवारायययमायचेतिच तुर्भ्यःपिंडचतुष्टयंदत्वापसव्येनविष्णुरूपिप्रेतामुकगोत्रनामायंतेपिंडइत्येकंपंचमंपिंडंदत्वात थैवाभ्यर्च्यप्रवाहणांतेविप्राचांततादिश्राद्धशेषसमापनांतेप्रेतबुध्ध्याविप्रायवस्त्राभरणादिद त्वाविप्रेणप्रेतायतिलांजलिंदापयेत् अमुकगोत्रायामुकशर्मणेविष्णुरूपिणेप्रेतायायंतिलतोयां जलिरितिमंत्रेण विप्रालाभेस्वयंदद्यात् ततोविप्रान्वाचयेत् अनेननारायणबलिकर्मणा भगवान्विष्णुरिममुकंप्रेतंशुद्धमपापमर्हंकरोत्विति काम्यप्रयोगेस्मिन्प्रयोगेचसंकल्पेनामगो त्रोच्चारेचविशेषःस्पष्टएव पूर्वत्रकाश्यपगोत्रदेवदत्तप्रेतेत्याद्युच्चारः अत्रतुगोत्रनामज्ञानस त्वाद्दुर्मरणेनमृतस्ययन्नामगोत्रंतदेवोच्चारयेदितिसंकल्पेविशेषेपिहेतुःस्पष्टएवेति इतिदुर्मर णेऔर्ध्वदेहिकाधिकारार्थनारायणबलेःप्रयोगः ॥

## હવે ઔર્ધ્વદેહિક કર્મના આરંભમાં ઉપયોગિ એવો નારાયણબળિ ઇત્યાદિ પ્રકાર કહુંછું.

તેમાં દુર્મરણ, આત્મહત્યા પ્રમાદ હોવાથી જળાદિકવડે મરણ અને પતિતાદિકનું મરણ છતાં પ્રથમ કહેલી વ્યવસ્થાપ્રમાણે "**अमुकगोत्रस्यामुकशर्मणोऽमुकदोषनाशार्थमौर्ध्वदेहिके संप्रदानत्वयोग्यतासिध्ध्यर्थं अमुकप्रायश्चित्तममुकदानं वा करिष्ये,**" ઇત્યાદિક સંકલ્પ પ્રથમ કરી તે તે પ્રાયશ્ચિત્ત તથા દાન કરવાં. પ્રાયશ્ચિત્ત કરવાનું સામર્થ્ય ન હોય તો દાનજ કરવું. પછી "**अमुकगोत्रामुकशर्मणोमुकदुर्मरणदोषनाशार्थमौर्ध्वदेहिकंप्रदानत्वयोग्यतासिध्ध्यर्थं नारायणबलिं करिष्ये**" એવો સંકલ્પ કરી પૂર્વાર્ધમાં (પત્ર ૨૩૭ માં) કહેલું અને સંતતિ થવી એ જેનું ફળ છે એવાં કામનિક નારાયણબળિ પ્રમાણે સઘળું કર્મ કરવું. એ જે કહ્યું તે 'વર્ષની અંતે કરવું' એવો પક્ષ છતાં જાણવું. 'તત્કાળ કરવું' એવો પક્ષ હોય તો, પ્રથમ કહેલાકરતાં બમણાં પ્રાયશ્ચિત્તનો સંકલ્પ કરી શુક્લ પક્ષમાંની એકાદશી ઇત્યાદિ કાળની ગરજ ન કરતાં ઉપર કહેલો નારાયણબળિ કરવાનો સંકલ્પ કરી યથાવિધિ સ્થાપન કરેલા બે કળશ ઉપરે બે સુવર્ણની પ્રતિમા સ્થાપન કરી તે પ્રતિમાવિષે વિષ્ણુ, તથા વૈવસ્વત યમનું આવાહન કરી પુરૂષસૂક્તવડે તથા "**यमायसोमं०**" એ મંત્રવડે ક્રમેકરી ષોડશોપચાર પૂજા કરી તેના પૂર્વ ભાગમાં રેખા કરી તે ઉપરે દક્ષિણ દિશામાં અગ્ર થાય એ રીતે કુશ પાથરી "**शुंधंतां विष्णुरूपी अमुक प्रेत**" એવું વાક્ય કહી દશ ઠેકાણે જળ દઇ; મધ, ઘૃત અને તિળ મેળવેલા એવા ભાતના દશ પિંડ, "**अमुकगोत्रामुकशर्म प्रेत विष्णुदेवतायं ते पिंडः**" એમ કહી દક્ષિણમેર રેહેતા આવે એ રીતે અપસવ્ય ઇત્યાદિ પિતૃધર્મવડે દેવા. પછી ગંધાદિક ઉપચારવડે તે પિંડોની પૂજા કરી પિંડપ્રવાહણ પર્યંત કર્મ કરી તે પિંડ નદીમાં નાખવા. બીજે દિવસે અથવા તત્કાળ પ્રથમ સ્થાપન કરેલા વિષ્ણુની પૂજા કરી એક બ્રાહ્મણવિષે અથવા બ્રાહ્મણ ન મળે તો દર્ભના બટુવિષે વિષ્ણુરૂપી પ્રેતનું પ્રથમ આવાહન કરી પાદપ્રક્ષાલનથકી તૃપ્તિપ્રશ્ન પર્યંત કર્મ કરી તે બ્રાહ્મણની સમીપે મૌનથી રેખા કાઢી તે ઉપરે દર્ભ પાથરી તે દર્ભ ઉપરે

જળ સેચન કરી તે ઉપરે સંચેકરી "**विष्णवे ब्रह्मणे शिवाय च सपरिवाराय यमाय च**" એમ કહી ચારેને ચાર પિંડ દઈ અપસંચેકરી "**विष्णुरूपि प्रेतामुकगोत्रनामायं ते पिंडः**" એમ કહી એક પાંચમો પિંડ દઇ તેમજ પૂજા કરી પિંડપ્રવાહણાંત કર્મ કીધા પછી બ્રાહ્મણને આચમન કરાવવું ઈત્યાદિ શ્રાદ્ધશેષની સમાપ્તિ પર્યંત કર્મ થયા પછી પ્રેત છે એવી બુદ્ધિથી બ્રાહ્મણને વસ્ત્ર, આભરણ ઇત્યાદિ દઇ બ્રાહ્મણને હાથેથી પ્રેતને તિલાંજલિ દેવરાવવી. તિલાંજલિ દેવાનો મંત્ર.—"**अमुकगोत्रायामुकशर्मणे विष्णुरूपिणे प्रेताय तिलतोयांजलिः**" બ્રાહ્મણ ન મળે તો પોતે દેવી. પછી બ્રાહ્મણોને બોલાવવા. તે આ રીતે—"**अनेन नारायणबलिकर्मणा भगवान् विष्णुरिममुकं प्रेतं शुद्धमपापमर्हं करोतु.**" કામ્ય પ્રયોગવિષે તથા આ પ્રયોગવિષે સંકલ્પ અને નામ ગોત્રના ઉચ્ચારમાં વિશેષ પ્રકાર સ્પષ્ટજ છે. પ્રથમના કામ્ય પ્રયોગમાં, "**काश्यपगोत्र देवदत्त प्रेत**" ઇત્યાદિક ઉચ્ચાર કરવો. આ પ્રયોગમાં તો ગોત્ર તથા નામનું જ્ઞાન છે માટે દુર્મરણથી મરેલાનું જે નામ, ગોત્ર હોય તેજ બોલવું; એ પ્રમાણે સંકલ્પમાં વિશેષ થવાનું કારણ પણ સ્પષ્ટજ છે. એ રીતે દુર્મરણ છતાં અંત્યકર્મના અધિકાર માટે નારાયણબલિનો પ્રયોગ કહ્યો.

---

**अथसर्पहतेव्रतं प्रतिमासंशुक्लपंचम्यांउपवासंनक्तंवाकृत्वापिष्टमयंनागंपंचफणमनंतवासुकिशंखपद्मकंबलककर्कोटकाश्वतरधृतराष्ट्रशंखपालकालियतक्षककपिलेतिद्वादशनामभिर्द्वादशमासेषुसंपूज्यपायसेनविप्रान्संभोज्यवत्सरांतेहेमनागंप्रत्यक्षांगांचदत्वानारायणबलिपूर्वकंदाहाशौचादिकंकार्यम् अथवानमोअस्तुसर्पेभ्यइतितिस्रआज्याहुतीर्जुहुयात् पंचम्यांपन्नगंहैमंस्वर्णेनैकेनकारयेत् क्षीराज्यपात्रमध्यस्थंपूज्यविप्रायदापयेत् प्रायश्चित्तमिदंप्रोक्तंनागदष्टस्यशंभुनेति ततोनारायणबल्यादि ॥**

## હવે સર્પથી મૃત્યુ થયા છતાં વ્રત કેહેછે.

૬૨ એક માસમાં સુદ પંચમીને દિવસે ઉપવાસ અથવા નક્ત વ્રત કરી પાંચ ફેણવાળો લોટનો નાગ કરી અનંત, વાસુકિ, શંખ, પદ્મ, કંબલ, કર્કોટક, અશ્વતર, ધૃતરાષ્ટ્ર, શંખપાળ, કાલિય, તક્ષક અને કપિલ એ પ્રમાણે બાર નામવડે બાર માસમાં પૂજા કરી દૂધપાકથી બ્રાહ્મણભોજન કરાવી વર્ષની અંતે સુવર્ણનો નાગ તથા પ્રત્યક્ષ ગાયનું દાન કરી નારાયણબલિ કરી દાહ, આશૌચ ઇત્યાદિક કરવું. અથવા "**नमोअस्तुसर्पेभ्यो०**" એ મંત્રવડે ત્રણ ઘીની આહુતિ હોમવી. પાંચમને દિવસે એસી રતિ સુવર્ણનો નાગ કરી તેને દૂધ અને ઘૃતે યુક્ત પાત્રમાં બેસારી પૂજા કરી બ્રાહ્મણને દેવો. સર્પના દંશથી મરણ પામેલામાટે આ પ્રાયશ્ચિત્ત મહાદેવજીએ કહ્યુંછે." પછી નારાયણબલિ ઈત્યાદિ વિધિ કરવો.

---

**अथपालाशप्रतिकृतिदाहादिविधिः तत्रदेशांतरमरणेपराकद्वयमष्टौकृच्छ्रान्वाकृत्वास्थीनिदहेत् अस्थ्नांचांडालश्वादिस्पर्शेपंचगव्योदकादिभिःप्रक्षाल्यदहेत् यस्यास्थीनिसर्वथा**

नलभ्यंनेतस्यपर्णशरदाह: कुर्याद्दर्भमयंप्रेतंकुशैस्त्रिशतषष्टिभि: पालाशीभि:समिद्भिर्वासं ख्याचैवंप्रकीर्तिता तत्रभूमौकृष्णाजिनमास्तीर्यतत्रशरंदक्षिणायतंनिवेश्यतत्रपलाशवृंतानि न्यसेत् शिरसिचत्वारिंशत् ४०, ग्रीवायांदश १०, बाव्होः:प्रत्येकंपंचाशदेवंशतं १००, करांगुलीषुदश १०, उरसिविंशति: २०, जठरेत्रिंशत् ३०, शिश्नेचत्वारि ४, अंडयो स्त्रयंत्रयं ६, ऊर्वो:प्रत्येकंपंचाशदेवंशतं १००, जंघात:पादतलांतंप्रत्येकंपंचदशैवं ३०, पादांगुलीषुदश १०, एवंषष्ट्यधिकशतत्रयमितैर्दर्भै:पालाशसमिद्भिर्वाशरीरंकृत्वाऊर्णा वस्त्रेणबध्वाजलमिश्रपिष्टेनलिंपेत् शक्तौसत्यांनारिकेरादीन्यपि तथाहि शिरसिनारिके रफलंवर्तुलालाबुवा ललाटेकदलीपत्रं दंतेदाडिमबीजानि कर्णयो:कंकणंब्रह्मपत्रंवा च क्षुषो:कपर्दौ २ नासिकायांतिलपुष्पं नाभावब्जं स्तनयोर्जंबीरफलद्वयं वातेमन:शिलां पित्तेहरितालं कफेसमुद्रफेनं रुधिरेमधु पुरीषेगोमयं मूत्रेगोमूत्रं रेतसिपारदं वृषणयो र्वृंताकद्वयं शिश्नेगृंजनं केशेषुवनसूकरसटावटप्ररोहावा लोमसुऊर्णा मांसेमाषपिष्टलेप: पंचगव्यै:पंचामृतैश्चसर्वत:सिंचनं पुनर्नोअसुं० असुनीतेइत्यृग्भ्यांप्राणप्रवेशंभावयेत् यद्वा यत्तेयममितिसूक्तेनशुक्रमसीतिपारदंक्षिप्त्वाअक्षिभ्यामितिशरीरंस्पृशेत् शरीरंस्नापयित्वा चंदनमनुलिप्य वस्त्रोपवीतेपरिधाय्य अयंसदेवदत्तइत्यभिमृश्य इदंचास्योपासनमितिध्या त्वाविधिवद्दाहादिकार्यं अत्राहिताग्नेरस्थिदाहेपर्णशरदाहेवादशाहमाशौचमनाहिताग्नेस्त्र्य हमित्यादिप्रागुक्तमनुसंधेयं द्वादशाब्दादिप्रतीक्षोत्तरंपर्णशरदाहादिक्रियतेचेत्तदात्रिंशत्कृ च्छ्राणिचांद्रायणत्रयंवाकृत्वाकार्यं ॥

## હવે ખાખરાનાં સમિધનું પૂતળું કરી દાહાદિકનો વિધિ કેહેછે.

તેમાં દેશાંતરમાં મરણ થયા છતાં બે પરાક અથવા આઠ કૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરી અસ્થિનો દાહ કરવો. અસ્થિને ચાંડાલ, કુતરાં ઇત્યાદિકનો સ્પર્શ થયો હોય તો પંચગવ્ય, જળ ઇત્યાદિકવડે તેને ધોઇ પછી દાહ કરવો. સર્વથા જેનાં અસ્થિ મળે નહિ તેનો પર્ણશરવિધિવડે દાહ કરવો. "ત્રણ સો સાઠ દર્ભ-લઇ તેણેથી દર્ભનો પ્રેત કરવો. અથવા ત્રણ સો સાઠ ખાખરાનાં સમિધવડે કરવો, એ પ્રમાણે સંખ્યા કરેલી છે." તેવિષે–પૃથિવી ઉપરે કાળું મૃગચર્મ પાથરી તે ઉપરે શરની લાકડી દક્ષિણ કોરે લાંબી રાખી તે ઉપરે ખાખરાની ત્રિવેણીની સમિધો રાખવી. તે આ રીતે–મસ્તક ઠેકાણે ૪૦; ઓડ ઠેકાણે ૧૦; એક એક હાથ ઠેકાણે ૫૦ મળી ૧૦૦; હાથની આંગળીઓ ઠેકાણે ૧૦; છાતીવિષે ૨૦; પેટઠેકાણે ૩૦; લિંગ ઠેકાણે ૪; અંડ ઠેકાણે ત્રણ ત્રણ મળી ૬; એક એક સાથોળ ઠેકાણે ૫૦ મળી ૧૦૦; એક એક જંઘાથી પગનાં તળિઆસુધિ પંદર મળિ ૩૦; પગની આંગળીઓ ઠેકાણે ૧૦; એ પ્રમાણે ત્રણસો સાઠ દર્ભ અથવા ખાખરાનાં સમિધવડે શરીર કરી તેને ઉનનાં વસ્ત્રવડે બાંધી જળવાળા લોટવડે લીપવું. શક્તિ હોય તો નાલિયર ઇત્યાદિક પણ રાખવાં. તે આ રીતે–મસ્તક ઠેકાણે નાલિયર અથવા ગોળાકાર દૂધી; કપાળ ઠેકાણે કેળનું પાન; દાંત ઠેકાણે દાડિમનાં બીજ; કાનને ઠેકાણે કંકણ અથવા ખાખરાનાં પાન; નેત્ર ઠેકાણે કોડી; નાકને સ્થાનકે તિલનું ફૂલ; નાભિને ઠેકાણે કમળ; સ્તનને

ઠેકાણે બે લીધું; વાતને ઠેકાણે મણસિલ; પિત્ત ઠેકાણે હરતાલ; કફ ઠેકાણે સમુદ્રફેન; રૂધિર ઠેકાણે મધ; વિષ્ટાને ઠેકાણે છાણ; મૂત્ર ઠેકાણે ગોમૂત્ર; વીર્યને ઠેકાણે પારો, અંડને ઠેકાણે બે રીંગણાં; લિંગને ઠેકાણે ગાજર; વાળને ઠેકાણે જંગલી સુવરના વાળ અથવા વડની વડવાઇ; રોમાવલી ઠેકાણે ઉન; માંસ ઠેકાણે અડદના લોટનો લેપ; પંચગવ્ય તથા પંચામૃત સઘળાં અંગ ઉપરે રેડવું. પછી "**पुनर्नो असुं०, असुनीते०**" એ બે મંત્ર ભણી પ્રાણનો પ્રવેશ થયો એવી ભાવના કરવી. અથવા "**यत्ते यमं०**" એ સૂક્તવડે તથા "**शुक्रमसि०**" એ મંત્રવડે પારો નાખી "**अक्षीभ्यां०**" એ મંત્રવડે શરીરને સ્પર્શ કરવો. પછી શરીરને સ્નાન કરાવી ચંદન લગાડી વસ્ત્ર તથા યજ્ઞોપવીત પેહેરાવી "**अयं सदेवदत्तः**" એવું વાક્ય કહી સ્પર્શ કરી "**इदं चास्योपासनं**" એમ કહી ધ્યાન કરી વિધિપૂર્વક દાહાદિક કરવું. આ ઠેકાણે આહિતાગ્નિનો અસ્થિદાહ અથવા પર્ણશરદાહ છતાં દશ દિવસ આશૌચ, તથા અનાહિતાગ્નિનું ત્રણ દિવસ આશૌચ ઇત્યાદિક પ્રથમ કહેલો નિર્ણય જાણવો. બાર વર્ષ ઇત્યાદિ કાળ પર્યંત પ્રતીક્ષા કીધા પછી પર્ણશરદાહ ઇત્યાદિ કર્મ કરવાનું હોય તો તે વેળાએ ત્રીસ કૃચ્છ્ર અથવા ત્રણ ચાંદ્રાયણ કરી કરવું.

---

अथातीतप्रेतसंस्कारकालः प्रत्यक्षशवसंस्कारेदिनंनैवविशोधयेत् आशौचमध्येसंस्कारेदिनंशोध्यंतुसंभवे दशाहोत्तरंतुदिनंसंशोध्यैवग्राह्यं तत्रवत्सरादूर्ध्वंक्रियमाणप्रेतकर्मण्युत्तरायणमेवश्रेष्ठं तत्रापिकृष्णपक्षएव तत्रनंदात्रयोदशीचतुर्दशीदिनक्षयान्वर्जयेत् शुक्रशनिवारौवर्ज्यौ भौमवारोपिवर्ज्यइत्येके नक्षत्रेषुभरणीकृत्तिकार्द्राश्लेषामघाज्येष्ठामूलंधनिष्ठोत्तरार्धशततारकादिचतुष्टयंचेतिनक्षत्राणि त्रिपुष्करयोगश्चेत्यतिदुष्टानिसर्वथात्यजेत् कृत्तिकापुनर्वसूत्तराफल्गुनीविशाखोत्तराषाढापूर्वाभाद्रपदाचेतित्रिपादनक्षत्राणि द्वितीयासप्तमीद्वादशीचतिथिःकुजशनिरविवाराश्चेतित्रयाणांयोगेत्रिपुष्करः कैश्चिद्रविस्थानेगुरुवारउक्तः एतेष्वेवतिथिवारेषुमृगचित्राधनिष्ठायोगेद्विपुष्करः त्रिपुष्करयोगोवृद्धौलाभेनष्टेहृतेमृतौचत्रिगुणफलदः द्विपुष्करोद्विगुणफलदः तेनप्रेतकार्येद्वावपित्याज्यौ द्वयोर्योगोद्विपुष्करइतिकश्चित् गुरुशुक्रास्तपौषमासमलमासावैधृतिव्यतीपातपरिघयोगाःविष्टिःकरणंचतुर्थाष्टमद्वादशचंद्रश्चेत्यपिसर्वथात्यजेत् रोहिणीमृगपुनर्वसुपूर्वोत्तराफल्गुनीचित्राविशाखाऽनुराधापूर्वोत्तराषाढाधनिष्ठेतिकिंचिद्दुष्टानिसंभवेत्यजेत् भौमवारोपित्याज्यइत्येके कर्तुस्तिसृषुजन्मताराससुप्रत्यरितारायांचपर्णशरादिदाहोनेष्टः ॥

હવે અતીત ગયલો ( એવો ) પ્રેતસંસ્કારનો કાળ કેહેછે.—"પ્રત્યક્ષ શબના સંસ્કારવિષે દિનશુદ્ધિનો વિચાર કરવો નહી. આશૌચમાં સંસ્કાર કરવાવિષે સંભવ છતાં દિનશુદ્ધિનો વિચાર કરવો." દશ દિવસ પછી તો, દિનશુદ્ધિ જોઇનેજ દિવસ લેવો. તેમાં વર્ષ પછી કરવાનાં પ્રેતકર્મવિષે ઉત્તરાયણજ શ્રેષ્ઠ છે. તેમાં પણ કૃષ્ણ પક્ષજ લેવો, તેમાં નંદા ( એકમ, છઠ, ઇગ્યારસ ), તેરસ, ચૌદસ અને ક્ષયતિથિ એ વર્જ્ય કરવાં. શુક્ર અને શનિ એ વાર વર્જ્ય કરવા. મંગલ વાર

---

१ जन्मनक्षत्रे ततोदशमैकोनविंशेचनक्षत्रेइत्यर्थः ॥

પણ વર્જ્ય કરવો, એમ કોઈ ગ્રંથકાર કેહેછે. નક્ષત્રોમાં ભરણી, કૃત્તિકા, આર્દ્રા, આશ્લેષા, મઘા, જ્યેષ્ઠા, મૂળ, ધનિષ્ઠાનું ઉત્તરાર્ધ, અને શતભિષા આદિ ચાર એ નક્ષત્રો તથા ત્રિપુષ્કર યોગ એ સઘળાં અતિ દુષ્ટ તે સર્વથા વર્જ્ય કરવાં. કૃત્તિકા, પુનર્વસુ, ઉત્તરાફાલ્ગુની, વિશાખા, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદા, એ ત્રિપાદ નક્ષત્ર; તથા બીજ, સાતમ, બારસ એ તિથિ; અને મંગલ, શનિ તથા રવિ એ વાર એ ત્રણનો યોગ છતાં ત્રિપુષ્કર યોગ થાય. કેટલાએકોએ રવિને ઠેકાણે ગુરૂ વાર કહેલો છે. એજ તિથિ તથા વાર છતાં મૃગશિર, ચિત્રા, ધનિષ્ઠા એનો યોગ છતાં દ્વિપુષ્કર યોગ થાય. ત્રિપુષ્કર યોગ છતાં વૃદ્ધિ, લાભ, નષ્ટ, ચોરી અને મરણવિષે તે ત્રિગુણું ફળ દેછે, તથા દ્વિપુષ્કર યોગ બમણું ફળ દેછે, માટે પ્રેતકાર્યવિષે બન્ને વર્જ્ય કરવા. (તિથિ વાર નક્ષત્ર) એમાંથી બેનો હોય તો દ્વિપુષ્કર યોગ થાય એમ કોઈ ગ્રંથકાર કેહેછે. ગુરૂ શુક્રનો અસ્ત; પૌષ માસ; મળ માસ; વૈધૃતિ; વ્યતીપાત; પરિઘ યોગ; ભદ્રા કરણ; અને ચોથાં આઠમાં બારમાં સ્થાનકનો ચંદ્ર એ પણ સર્વથા વર્જ્ય કરવાં. રોહિણી, મૃગશિર, પુનર્વસુ, પૂર્વાફાલ્ગુની, ઉત્તરા ફાલ્ગુની ચિત્રા, વિશાખા, અનુરાધા, પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા અને ધનિષ્ઠા એ નક્ષત્રો કાંઇ એક દુષ્ટ છે, માટે સંભવ હોય તો ત્યાગ કરવો. મંગલ વાર પણ વર્જ્ય કરવો એમ કેટલાએક કેહેછે. કર્ત્તાની ત્રણ જન્મતારા[1], અને પ્રત્યરિતારાવિષે પર્ણશરાદિ દાહ નેષ્ટ છે.

---

**तथाचार्कगुरुचंद्रवाराअश्विनीपुष्यहस्तस्वातीश्रवणभानिचप्रशस्तानि मध्यमानिसर्वथात्याज्यानिचोक्तानि नंदायांशुक्रवारेचतुर्दश्यांत्रिजन्मताराप्रत्यरितारासुचैकोद्दिष्टश्राद्धमतिनिंद्यं साक्षादेकादशाहेनकोपिनिषेधः ॥**

તેમજ રવિ, ગુરૂ અને સોમ એ વાર; અશ્વિની, પુષ્ય, હસ્ત, સ્વાતિ અને શ્રવણ એ નક્ષત્રો ઉત્તમ છે. મધ્યમ તથા સર્વથા ત્યાજ એ કહ્યા. નંદા તિથિ, શુક્ર વાર, ચૌદશ, ત્રણ જન્મતારા, અને ત્રણ પ્રત્યરિતારા એમનેવિષે એકોદિષ્ટ શ્રાદ્ધ અતિ નિંદ્ય છે. પ્રત્યક્ષ એકાદશાહ શ્રાદ્ધવિષે કોઇ પણ નિષેધ નથી.

---

**अस्यनिषिद्धनक्षत्रादेरपवादः युगमन्वादिसंक्रांतिदर्शेचप्रेतकर्मणि पुनःसंस्कारादिकेपिनक्षत्रादिनशोधयेत् गुरुभार्गवयोर्मौढ्येपौषमासेमलिम्लुचे नातीतःपितृमेधःस्याद्गयांगोदावरींविना इतिपुनःसंस्कारकालः ॥**

**એ જે નિષિદ્ધ નક્ષત્રાદિક તેમનો અપવાદ**—"યુગાદિ, મન્વાદિ, સંક્રાંતિ, દર્શ, પ્રેતકર્મ અને પુનઃસંસ્કારાદિવિષે નક્ષત્રાદિકનો વિચાર કરવો નહી. ગુરૂ શુક્રનો અસ્ત, પૌષ માસ, અને મળ માસ છતાં ગયા અને ગોદાવરી વિના અતિક્રાંત (પ્રથમ થયલું) પિતૃકર્મ થતું નથી." એ પ્રમાણે પુનઃસંસ્કારનો કાળ કહ્યો.

**साग्निकस्यपर्णशरदाहेकृतेपश्चाद्देहलाभेपर्णशरदाहीयार्धदग्धकाष्ठैस्तंदहेत् तादृशकाष्ठालाभेलौकिकाग्निनादग्ध्वातदस्थीनिमहाजलेक्षिपेत् एवमन्येषांनिरग्नीनामपिपर्णशरदा**

---

[1] જન્મનક્ષત્ર, જન્મનક્ષત્રથકી દશમું નક્ષત્ર તથા ઓગણીશમું નક્ષત્ર એનેવિષે એવો અર્થ.

**होत्तरंशरीरलाभेस्थिलाभेवायोज्यं अमृतंमृतमाकर्ण्यकृतंयस्यौर्ध्वदेहिकम् प्रायश्चित्तम मौस्मार्तंकृत्वाग्नीनादधीतच अत्रपुनःसंस्कारादिप्रकारःपूर्वार्धेउक्तः आधानानंतेआयुष्म तेष्टिः अनाहिताग्नेस्तुचरुः भर्तरिजीवत्येवमरणवार्तांश्रुत्वायदिस्त्रियासहगमनंकृतंतदात त्स्त्रीमरणमवैधमेव ज्ञातमरणमेवहिसहगमनेनिमित्तं नतुमरणज्ञानमात्रं अतस्तस्याभा र्यायाआत्मघातादिदोषप्रायश्चित्तंतत्पुत्रादिभिःकृत्वानारायणबलिपूर्वकमौर्ध्वदेहिकंकार्यं भ र्तुस्तुदाहाद्यौर्ध्वदेहिककरणनिमित्तमुक्तपुनःसंस्कारादिकार्यं ॥**

સાગ્નિકનું પર્ણશર દાહ કીધા પછી તેનું શરીર મળ્યા છતાં પર્ણશર દાહનાં અર્ધ બળેલાં કાષ્ઠવડે તે શરીરનો દાહ કરવો. તેવાં કાષ્ઠ ન મળે તો લૌકિકાગ્નિવડે દાહ કરી તેનાં અસ્થિ મ્હોટાં જલમાં નાખવાં. એ પ્રમાણે બીજા નિરગ્નિકોનો પણ પર્ણશર દાહ થયા પછી શરીર અથવા અસ્થિ મળ્યા છતાં એવોજ નિર્ણય જાણવો. " મૃત ન છતાં ' મૃત થયો ' એવી વાત સાંભળી જેનું અંત્ય કર્મ કીધું તેણે સ્મૃતિમાં કહેલું પ્રાયશ્ચિત્ત કરી અગ્નિનું આધાન કરવું. " આવિષે પુનઃસંસ્કારાદિક પ્રકાર પૂર્વાર્ધમાં ( પત્ર ૩૩૬ માં ) કહેલોછે. આધાન કીધા પછી આયુષ્મતેષ્ટિ કરવી. અનાહિતાગ્નિએ ચરૂ કરવો. પતિ જીવતો છતાંજ મરવાની વાત સાંભળી જો સ્ત્રિએ સહગમન કીધું તો તે સ્ત્રિનું મરણ અવિધિજ છે. જાણેલું મૃત્યુ તેજ સાથે જવામાં નિમિત્ત છે, કેવળ મરવાનું જ્ઞાન માત્ર નિમિત્ત નથી, માટે તે સ્ત્રિના આત્મહત્યાદિ દોષનું પ્રાયશ્ચિત્ત તેના પુત્રાદિકોએ કરી નારાયણબળિપૂર્વક અંત્યકર્મ કરવું. પતિનું તો, દહાદિક અંત્ય કર્મ કીધું તે નિમિત્તથી કહેલા પુનઃસંસ્કારાદિ કરવા.

**क्वचिन्जीवतोप्यंत्यकर्मविहितं यथाप्रायश्चित्तानिच्छोःपतितस्यघटस्फोटे तथाहिम हापातकेनोपपातकेनवापतितोयदिप्रायश्चित्तंनकरोतितदातंगुरूणांबांधवानांराज्ञश्चसमक्ष माहूयतत्पापंप्रकटीकृत्यतंपुनःपुनरुपादिशेतप्रायश्चित्तंकुरुष्वाचारंलभस्वेति सयद्येवमपि नांगीकरोतितदारिक्तादितिथौसायान्हेसपिंडाबांधवाश्चसंभूयदासीहस्तेनानीतममेध्य कुत्सितजलादिपूर्णघटंसर्वतोदास्याद्यन्वारंभंकुर्वतोदास्यादासस्यवावामपादेनन्युब्जंछिन्ना ग्रदर्भेषुकारयित्वादासीसहितावदेयुरमुमनुदकंकरोमीतिनामग्रहणपूर्वकंप्राचीनावीतिनोमु क्तशिखाश्चसंतः ततोधिकारीकर्तादाहवर्ज्यंजीवंतमेवोद्दिश्यपिंडोदकदानादिप्रेतकार्याण्ये कादशाहांतानिनाम्नैवकुर्यात् मिताक्षरायांप्रेतकार्योत्तरंघटानिनयनमुक्तं एकाहमाशौचं सर्वेषां यस्यघटस्फोटःकृतस्तेनसहसंभाषणस्पर्शादिसंसर्गोनकेनापिकार्यः करणेपतित तुल्यता घटस्फोटप्रयोजनंतुपूर्वार्धांतेउक्तं घटस्फोटनिश्चयोत्तरंघटस्फोटादिनात्प्राक्पति तज्ञातीनांधर्मकार्येष्वनधिकारइतिकश्चित् ॥**

કોઇ ઠેકાણે જીવતાનું પણ અંત્ય કર્મ કરવું એમ કહ્યુંછે. જેમ;–પ્રાયશ્ચિત્ત લેવાની ઇચ્છા ન કરનારા પતિતનો ઘટસ્ફોટ કીધા છતાં, **તે ઘટસ્ફોટનો વિધિ કહેછે**—મહાપાતક અથવા ઉપપાતકવડે પતિત થયલો પુરૂષ જો પ્રાયશ્ચિત્ત કરે નહી તો તેને ગુરૂ, સંબંધી તથા રાજાની પાસે બોલાવી તેનું પાપ પ્રકટ કરી તેને વારંવાર સમજાવવો. તે આ રીતે–પ્રાયશ્ચિત્ત કર, પોતાનો આચાર ગ્રહણ કર, એવો

ઉપદેશ કીધા છતાં પણ તે જો અંગીકાર કરે નહી તો રિક્તા આદિ નિંદ્ય તિથિને દિવસે સાયંકાળે સપિંડ તથા બાંધવોએ એકઠા મળી દાસીને હાથે મગાવેલો એવો અશુદ્ધ તથા ખરાબ જળે ભરેલો ધડો ચારેમેર દાસી ઇત્યાદિકને અન્વારંભ (સ્પર્શ) કરતાં છતાં દાસી અથવા દાસના ડાબા પગવતી, અગ્ર તોડેલા દર્ભ ઉપરે ઉંધો કરાવી અપસવ્ય જનોઈ કરી શિખા છોડી દાસી સહિત સઘળાઓએ તેનું નામ લઇ "अमुमनुदकं करोमि," એમ કેહેવું. પછી અધિકારી કર્ત્તાએ દાહ વિના જીવતાનેજ ઉદ્દેશેકરી પિંડ ઉદકદાન ઇત્યાદિ ઇગ્યારમા દિવસ પર્યંતનાં પ્રેતકાર્ય નામે કરીનેજ કરવાં. મિતાક્ષરામાં, પ્રેતકાર્ય કીધા પછી ધડો લઇ જવો એમ કહ્યુંછે. સઘળાઓને એક દિવસ આશૌચ છે. જેનો ધટસ્ફોટ કીધો તેની સાથે બોલવું, સ્પર્શ ઇત્યાદિ સંબંધ કોણે પણ કરવો નહી, કરે તો તે પતિત સરખો થાયછે. ધટસ્ફોટ કરવાનું કારણ તો, પૂર્વાર્ધના અંતમાં (પત્ર ૫૬૪ માં) કહ્યુંછે. ધટસ્ફોટ કરવાનો નિશ્ચય થયા પછી ધટસ્ફોટના દિવસથકી પ્રથમ પતિતના જ્ઞાતિઓને ધર્મકાર્યવિષે અધિકાર નથી, એમ કોઇ ગ્રંથકાર કેહેછે.

---

कृतघटस्फोटस्यपुंसोनुतापेतत्पापप्रायश्चित्तांतेसंग्रहविधिरुच्यते तत्रादौशुद्धिपरीक्षा कृतप्रायश्चित्तोज्ञातिसमक्षंगोभ्यस्तृणभारंदद्यात् गोभिस्तृणेभक्षितेशुद्धिः भक्षणाभावेपुनःप्रायश्चित्तंचरेत् एवंनिश्चितसंशुद्धौसमानेयुर्नवंघटं हैमंवामृन्मयंवापिपवित्रजलपूरितं ततः सपिंडास्तंघटंसंस्पृश्याभिमंत्र्यतज्जलैःपावमानीभिरापोहिष्ठेत्यादिभिस्तरत्समंदीभिश्चपापिनमभिषिच्यतेनसहसर्वेस्नात्वातंजलघटमस्मैदद्युः सचशांताद्यौःशांतापृथिवीशांतंविश्वमंतरिक्षंयोरोचनस्तमिहगृण्हामीतियजुर्भिस्तंघटंगृण्हीयात् ततस्तदुदकंतेनैवसाकंसर्वेपिबेयुः ततःसकूष्मांडमंत्रैराज्यहोमंकृत्वासुवर्णंगांचदद्यात् ततस्तस्यजातकर्मादिव्रतबंधांता विवाहांतावासंस्काराःकार्याः एवंकृतेशुद्धेनतेनसंस्पर्शसंभोजनादिव्यवहारंकुर्यात् एवमुपपातकेमहापातकेचकृतघटस्फोटस्यशुद्धिर्ज्ञेया इतिसंक्षेपतःकृतघटस्फोटशुद्धिः ॥

જેનો ધટસ્ફોટ કીધો હોય તેને પશ્ચાત્તાપ થયા છતાં તે પાપનું પ્રાયશ્ચિત્ત કીધા પછી (તેને નાતમાં) લેવાવિષે વિધિ કેહેછે—તેમાં પ્રથમ શુદ્ધિની પરીક્ષા–(પતિતે) પ્રાયશ્ચિત્ત કરી જ્ઞાતિની સામે ઘાસનો ભારો ગાયોને દેવો. ગાયો ઘાસ ભક્ષણ કરે તો શુદ્ધિ છે. ભક્ષણ ન કરે તો ફરી પ્રાયશ્ચિત્ત કરવું. "એ પ્રમાણે શુદ્ધિનો નિશ્ચય થયા છતાં સોનાનો અથવા માટીનો નવો ધડો શુદ્ધ જળે ભરેલો લાવવો." ત્યાર પછી સપિંડોએ તે ધડાનો સ્પર્શ કરી અભિમંત્રણ કરી તે જળવતી પાવમાની ઋચા, "आपोहिष्ठा०" ઇત્યાદિ ઋચા, અને "तरत्समंदी०" ઋચાવડે પાપી ઉપરે અભિષેક કરી તે પાપીસહિત સઘળાઓએ સ્નાન કરી તે જળનો ધડો પાપીને દેવો. પછી પાપીએ. "**शांता द्यौः शांता पृथिवी शांतं विश्वमंतरिक्षंयो रोचनस्तमिह गृह्णामि**" આ યજુર્વેદના મંત્રોવડે તે ધડો લેવો. પછી તે જળ તે પાપીની સાથેજ સઘળાઓએ પીવું. પછી તેણે કૂષ્માંડ મંત્રવડે આજ્યનો હોમ કરી સુવર્ણ અને ગાયનું દાન કરવું. પછી તેના જાતકર્મ થકી વ્રતબં-

ધ પર્યંત અથવા વિવાહ પર્યંત સંસ્કાર કરવા. એ રીતે વિધિ કરવાથી શુદ્ધ થયલા તે ( પાપી ) ની જોડે સ્પર્શ, સંભોજન ઇત્યાદિ વ્યવહાર કરવો. એ પ્રમાણે ઉપપાતક તથા મહાપાતકવિષે જેનો ઘટસ્ફોટ કીધો હોય તેની શુદ્ધિ જાણવી. એ રીતે સંક્ષેપેકરી, જેનો ઘટસ્ફોટ કીધો હોય તેની શુદ્ધિ કહી.

---

वंदेश्रीमदनंताभिधगुरुचरणौसतांमताचरणौ ॥
जननीमथान्नपूर्णां, संपूर्णांसद्गुणैर्वन्द्याम् ॥ १ ॥

સત્પુરૂષોને માનવા યોગ્ય છે આચરણ જેનાં એવા શ્રીમાન્ અનંત નામના પિતાનાં ચરણ તથા પતિવ્રતાપણું ઇત્યાદિ સદ્ગુણે સંપૂર્ણ, પ્રણામ કરવાયોગ્ય એવી અન્નપૂર્ણા નામની માતા એ બન્નેને પ્રણામ કરૂંછું.

---

**श्रीविठ्ठलंनमस्कृत्य,विघ्नकक्षहुताशनं ॥ अंत्येष्टिनिर्णयंवक्ष्येसर्वशाखोपयोगिनं ॥ २ ॥**

વિઘ્નરૂપ સુકેલાં ઘાસને બાળવામાં અગ્નિરૂપ એવા જે શ્રીવિઠ્ઠલ તેને નમસ્કાર કરી સઘળી શાખાને ઉપયોગી એવો અંત્યેષ્ટિનો નિર્ણય કહુંછું.

---

**तत्रांत्याक्रियाधिकारिणःश्राद्धारंभेएवोक्ताः सर्वाभावेधर्मपुत्रःकार्यः तत्रपुत्राद्यधिकारिणापित्रादिकमासन्नमरणंदृष्ट्वासार्धाब्दादिप्रायश्चित्तंमोक्षधेन्वादिदानानिचतेनकारणीयानिस्वयंवातमुद्दिश्यकर्तव्यानि तत्रप्रायश्चित्तप्रयोगःप्रायश्चित्तप्रकरणेद्रष्टव्यः शक्तौसत्यांप्रायश्चित्तांतेदशदानानिकार्याणि तत्रगवामंगेषुतिष्ठंतिइतिगोदानमंत्रः सर्वभूताश्रयाभूमिर्वराहेणसमुद्धृता अनंतसस्यफलदाअतःशांतिंप्रयच्छमेइतिभूमेः महर्षेर्गोत्रसंभूताःकाश्यपस्यातिलाःस्मृताः तस्मादेषांप्रदानेनममपापंव्यपोहत्वितितिलानां हिरण्यगर्भगर्भस्थमितिहिरण्यस्य कामधेनुषुसंभूतंसर्वक्रतुषुसंस्थितं देवानामाज्यमाहारमतःशांतिंप्रयच्छमेइत्याज्यस्य शरणंसर्वलोकानांलज्जायारक्षणंपरं सुवेषधारिवस्त्रत्वमतः० इतिवस्त्रंदेयं सर्वदेवमयंधान्यंसर्वोत्पत्तिकरंमहत् प्राणिनांजीवनोपायमतःशांतिंप्रयच्छमेइतिधान्यं तथारसानांप्रवरःसदैवेक्षुरसोमतः ममतस्मात्परांलक्ष्मींददस्वगुडसर्वदेतिगुडः प्रीतिर्यतःपितॄणांचविष्णुशंकरयोःसदा शिवनेत्रोद्भवंरूप्यमतः०इतिरजतं यस्मादन्नरसाःसर्वेनोत्कृष्टालवणंविना शंभोःप्रीतिकरंनित्यमतः०इतिलवणं भूम्यादिप्रमाणानितुजननशांतिप्रकरणेउक्तानि प्रायश्चित्तादिकर्मसुविष्ण्वादिनामकीर्तनात्सांगता प्रायश्चित्ताद्यसंभवेपिमरणकालेविष्णुशिवनामकीर्तनमात्रात्सर्वपापक्षयोमुक्तिश्चेतिसर्वपुराणादिसिद्धांतः तथाचश्रीभागवते यस्यावतारगुणकर्मविडंबनानिनामानियेऽसुविगमेविवशागृणंति तेनैकजन्मशमलंसहसैवहित्वासंयांत्यपावृतमृतंतमजंप्रपद्येइत्यादि मुमूर्षुंपितरंपुत्रोयदिदानंप्रदापयेत् तद्विशिष्टंगयाश्राद्धादश्वमेधशतादपि तानिचतिलपात्रदानंऋणधेनुमोक्षधेनुपापधेनुवैतरणीधेनूत्क्रांतिधेनुदानादीनि व्यतीपातोथसंक्रांतिस्तथैवग्रहणंरवेः पुण्यकालास्तथासर्वेयदामृत्युरुपस्थितः आसन्नमृत्युनादेयागौःसवत्सातुपूर्ववत् तदभावेतुगौरेवनरकोत्तारणायवै शुक्लपक्षेदिवाभूमौगंगायांचोत्तरायणे धन्यास्तातमरिष्यंतिहृदयस्थेजनार्दनेइत्यादिवचनात्मुमूर्षोर्दानादौशक्तत्वभावेपुत्रादिर्दद्यात् ॥**

તેમાં અંત્યક્રિયાના અધિકારી શ્રાદ્ધના આરંભમાંજ કહેલા છે. સઘળાઓનો અભાવ છતાં ધર્મપુત્ર કરવો. તેમાં પુત્રાદિક અધિકારીઓએ પિતા ઇત્યાદિકનું મૃત્યુ સમીપે આવ્યું એમ જોઇ સાર્વાબ્દ ઇત્યાદિ પ્રાયશ્ચિત્ત તથા મોક્ષધેનુ ઇત્યાદિ દાન તે ( પિતા ઇત્યાદિક ) વતી કરાવવાં, અથવા પોતે તેને ઉદ્દેશે કરી કરવાં. તેમાં પ્રાયશ્ચિત્તનો પ્રયોગ પ્રાયશ્ચિત્તનાં પ્રકરણમાં જોવો. શક્તિ હોય તો પ્રાયશ્ચિત્ત કીધા પછી દશ દાન કરવાં. તેવિષે મંત્ર–" **गवामंगेषुतिष्ठंति०** " એ ગોદાનનો મંત્ર. " **सर्वभूताश्रया भूमि, वराहेण समुद्धृता ॥ अनंतसस्यफलदा, अतःशांतिं प्रयच्छ मे,** " એ ભૂમિદાનનો. " **महर्षेर्गोत्रसंभूताः, काश्यपस्य तिलाःस्मृताः ॥ तस्मादेषां प्रदानेन, मम पापं व्यपोहतु,** " એ તિલનો. " **हिरण्यगर्भगर्भस्थं०,** " એ સુવર્ણનો. " **कामधेनुषुसंभूतं, सर्वक्रतुषु संस्थितं ॥ देवानामाज्य आहार, मतःशांतिं प्रयच्छमे,** " એ ધૃતનો. " **शरणं सर्वलोकानां, लज्जायारक्षणं परं ॥ सुवेषधारि वस्त्रत्व, मतः०** " એ મંત્રવડે વસ્ત્ર દેવું. " **सर्वदेवमयं धान्यं, सर्वोत्पत्तिकरं महत् ॥ प्राणिनां जीवनोपाय, मतःशांतिं प्रयच्छमे,** " એ મંત્રવડે ધાન દેવું. " **तथा रसानां प्रवरः, सदैवेक्षुरसोमतः ॥ मम तस्मात्परां लक्ष्मीं, ददस्व गुड सर्वदा,** " એ મંત્રવતિ ગોળનું દાન કરવું. " **प्रीतिर्यतः पितॄणांच, विष्णुशंकरयोःसदा ॥ शिवनेत्रोद्भवं रूप्य, मतः०** " એ મંત્રથી રૂપાનું દાન કરવું. " **यस्मादन्नरसाः सर्वे, नोत्कृष्टाः लवणं विना ॥ शंभोः प्रीतिकरं नित्य, मत०,** " એ મંત્રથી લૂણ દેવું. પૃથ્વી ઇત્યાદિકનાં પ્રમાણ તો, જનનશાંતિનાં પ્રકરણમાં ( પત્ર ૨૭૬ માં ) કહેલાંછે. પ્રાયશ્ચિત્તાદિ કર્મવિષે વિષ્ણુ ઇત્યાદિકના નામકીર્ત્તનથી કર્મની સંપૂર્ણતા થાયછે. પ્રાયશ્ચિત્તાદિકનો અસંભવ છતાં પણ મરણ સમયે વિષ્ણુ અને શિવનાં નામકીર્ત્તન માત્રથકી સઘળાં પાપનો ક્ષય તથા મુક્તિ પ્રાપ્ત થાયછે એ સર્વે પુરાણાદિકનો સિદ્ધાંત છે. તેમજ **શ્રીભાગવતમાં** કહ્યુંછે—" અવતારની નકલ કરનારાં ( દેવકીનંદન ઇત્યાદિક ) ગુણની નકલ કરનારાં ( સર્વજ્ઞ, ભક્તવત્સલ ઇત્યાદિક ) અને કર્મની નકલ કરનારાં ( ગોવર્ધનોદ્ધારણ, મધુહા ઇત્યાદિક ) એવાં જેનાં નામ, પ્રાણ જવા સમયે પરાધીન છતાં પણ જે ઉચ્ચારણ કરેછે તે અનેક જન્મનું મેળવેલું પાપ તેજ કાળે ત્યાગ કરી નિરૂપાધિ તથા સત્ય એવા ઇશ્વરને પામેછે, તે અજની હું શરણ જાઉંછું, " ઇત્યાદિ. " જેનું મૃત્યુ સમીપે પ્રાપ્ત થયું એવા પિતાના હાથેથી જો પુત્ર દાન દેવરાવે તો તે દાન ગયાશ્રાદ્ધ તથા સો અશ્વમેધથકી અધિક થાયછે. " **તે દાન આ**–તિલપાત્રનું દાન, ઋણધેનુ, મોક્ષધેનુ, પાપધેનુ, વૈતરણીધેનુ, અને ઉત્ક્રાંતિધેનુ ઇત્યાદિક દાન દેવાં. કારણ, " વ્યતીપાત, સંક્રાંતિ તેમજ સૂર્યગ્રહણ એ જે પુણ્યકાળ તે, જે સમયે મૃત્યુ પ્રાપ્ત થાયછે તે કાળે છેજ. " " જેનું મૃત્યુ સમીપમાં આવ્યું તેણે વાછડાં સહિત ગાય પ્રથમ કહ્યા પ્રમાણે દેવી. વાછડાં સહિત ગાય ન હોય તો, નરકથકી તારવામાટે એકલી ગાયજ દેવી. શુક્લ પક્ષ, દિવસ, પૃથિવી, ગાય, ગંગા અને ઉત્તરાયણ એમનેવિષે અને હૃદયવિષે વિષ્ણુ છતાં હે તાત! જે

મરેછે તે ધન્ય છે" ઇત્યાદિક વચન છે. મરનારાને દાનાદિક દેવાવિષે શક્તિ ન છતાં પુત્રાદિકોએ દેવાં.

तत्रतिलपात्रदानविधिः यथाशक्तिकांस्यपात्रेताम्रपात्रेवातिलान्निक्षिप्त्वासुवर्णंचप्रक्षिप्य ममजन्मप्रभृतिमरणांतंकृतनानाविधपापप्रणाशार्थंतिलपात्रदानंकरिष्ये विप्रंसंपूज्यममजन्मप्रभृतिमरणांतंनानाविधपापनाशार्थमिदंतिलपात्रंससुवर्णंसदक्षिणंअमुकशर्मणेतुभ्यंसंप्रददे तिलाःपुण्याःपवित्राश्चतिलाःसर्वकराःस्मृताः शुक्लावायदिवाकृष्णाऋषिगोत्रसमुद्भवाः यानिकानिचपापानिब्रह्महत्यासमानिच तिलपात्रप्रदानेनममपापंव्यपोहतु नममेतिविप्रहस्तेजलंक्षिपेत् पुत्रादिस्त्वस्यजन्मप्रभृत्यादिसंकल्पमस्यपापंव्यपोहत्विर्तिमंत्रंचवदेत् ऐहिकामुष्मिकंयच्चसप्तजन्मार्जितंऋणं तत्सर्वंशुद्धिमायातुगामेकांददतोममेतिऋणधेनुदानमंत्रः अन्यत्सर्वंसामान्यगोदानवत् तद्विधिस्तुद्वितीयपरिच्छेदेउक्तः मोक्षंदेहिहृषीकेशमोक्षंदेहिजनार्दन मोक्षधेनुप्रदानेनमुकुंदःप्रीयतांममेतिमोक्षधेनुमंत्रः आजन्मोपार्जितंपापंमनोवाक्कायकर्मभिः तत्सर्वंनाशमायातुगोप्रदानेनकेशवेतिपापधेनुदानमंत्रः ॥

તેમાં તિલપાત્રદાનનો વિધિ કહેછે.–યથાશક્તિ કાંસાનું પાત્ર અથવા ત્રાંબાનું પાત્ર તેમાં તિલ તથા સુવર્ણ લઈ "मम जन्मप्रभृति मरणांतं कृतनानाविधपापप्रणाशार्थं तिलपात्रदानं करिष्ये," એ પ્રમાણે સંકલ્પ કરી બ્રાહ્મણની પૂજા કરી "मम जन्मप्रभृति मरणांतं नानाविधपापनाशार्थमिदं तिलपात्रं ससुवर्णं सदक्षिणं अमुकशर्मणे तुभ्यं संप्रददे, तिलाः पुण्याः पवित्राश्च, तिलाः सर्वकराः स्मृताः ॥ शुक्ला वा यदि वा कृष्णा, ऋषिगोत्रसमुद्भवाः ॥ यानि कानि च पापानि, ब्रह्महत्यासमानि च ॥ तिलपात्रप्रदानेन, मम पापं व्यपोहतु ॥ न मम" એવો મંત્ર કહી બ્રાહ્મણના હાથમાં જળ દેવું. પુત્રાદિકોએ તો, "अस्य जन्मप्रभृति" ઇત્યાદિક સંકલ્પ તથા "अस्य पापं व्यपोहतु" એવો મંત્ર કહેવો. "ऐहिकामुष्मिकं यच्च, सप्तजन्मार्जितं ऋणं ॥ तत्सर्वं शुद्धि मायातु, गा मेकां ददतो मम," એ પ્રમાણે ઋણધેનુદાનનો મંત્ર. બાકી સઘળો વિધિ સામાન્ય ગોદાનની પેઠે જાણવો. તે ( સામાન્ય ગોદાનનો ) વિધિ તો બીજા પરિચ્છેદમાં ( પત્ર ૧૩૭ માં ) કહ્યોછે. "मोक्षं देहि हृषीकेश, मोक्षं देहि जनार्दन ॥ मोक्षधेनुप्रदानेन, मुकुंदः प्रीयतां मम," એ મોક્ષધેનુદાનનો મંત્ર. "आजन्मोपार्जितं पापं, मनो वाक्कायकर्मभिः ॥ तत्सर्वं नाशमायातु, गो प्रदानेन केशव," એ પાપધેનુદાનનો મંત્ર જાણવો.

अथवैतरणीविधिः अद्येत्याद्यमुकस्यममयमद्वारस्थितवैतरण्याख्यनद्युत्तारणार्थंगोदानंकरिष्ये विप्रंपादप्रक्षालनवस्त्रगंधमाल्यादिभिरभ्यर्च्यतद्धस्तेशिवाआपःसंतु सौमनस्यमस्तु अक्षतंचारिष्टंचास्तु यच्छ्रेयस्तदस्तु यत्पापंतत्प्रतिहतमस्त्वितिकृत्वा धेनुकेत्वंप्रतीक्षस्वयमद्वारेमहापथे उत्तितीर्षुरहंदेविवैतरण्यैनमोस्तुते इतिधेनुंप्रार्थ्य विष्णुरूपद्विजश्रेष्ठभूदेवद्विजपावन तर्तुंवैतरणीमेतांकृष्णांगांप्रददाम्यहमितिविप्रंप्रार्थ्य वैतरणीसंतारणार्थमिमांगांकृष्णवस्त्ररक्तमाल्याद्यलंकृतांयथाशक्तिदक्षिणायुतांतुभ्यमहंसंप्रददे यमद्वारेपथेघोरेघोरा वैतरणीनदी तांतर्तुकामोयच्छामिकृष्णांवैतरणींतुगां नममेतिविप्रहस्तेजलंक्षिपेत् कृष्णा

याभावेऽन्यवर्णादेया .गोरभावेद्रव्यंदेयं पुत्रादिर्दाताचेत्प्रथममंत्रेऽत्तितीर्षुरयमितिपठेत् द्वितीयेतर्तुंवैतरणीमस्येति तृतीयेतांतर्तुमस्येति ॥

## હવે વૈતરણી ગોદાનનો વિધિ કેહેછે.

"अद्येत्यादि० अमुकस्य मम यमद्वारस्थितवैतरण्याख्यनद्युत्तारणार्थं गोदानं करिष्ये" એવો સંકલ્પ કરી બ્રાહ્મણની પાદપ્રક્ષાલન, વસ્ત્ર, ગંધ, પુષ્પ ઇત્યાદિક ઉપચારવડે પૂજા કરી બ્રાહ્મણના હાથ ઉપરે "शिवा आपः संतु, सौमनस्यमस्तु, अक्षतं चारिष्टं चास्तु, यच्छ्रेय स्तदस्तु, यत्पापं तत्प्रतिहतमस्तु" એ રીતે જળ દઈ "धेनुके त्वं प्रतीक्षस्व, यमद्वारे महापथे ॥ उत्तितीर्षुरहं देवि, वैतरण्यै नमोस्तुते," એ મંત્ર ભણી ધેનુની પ્રાર્થના કરી "विष्णुरूप द्विजश्रेष्ठ, भूदेव द्विजपावन ॥ तर्तुंवैतरणीमेतां, कृष्णां गां प्रददाम्यहं" એ મંત્ર ભણી બ્રાહ્મણની પ્રાર્થના કરી "वैतरणी संतारणार्थं इमां गां कृष्णवस्त्ररक्तमाल्याद्यलंकृतां यथाशक्तिदक्षिणायुतां तुभ्यमहं संप्रददे ॥ यमद्वारे पथे घोरे, घोरा वैतरणी नदी ॥ तां तर्तुकामो यच्छामि, कृष्णां वैतरणीं तु गां, न मम" એવો મંત્ર કહી બ્રાહ્મણના હાથ ઉપરે જળ દેવું. કાળી ગાય ન મળે તો બીજા રંગની દેવી. ગાયનો અભાવ છતાં દ્રવ્ય દેવું. પુત્રાદિકદાન કરનારા હોય તો, પ્રથમ મંત્રમાં "उत्तितीर्षुरयं" એમ બોલવું. બીજા મંત્રમાં "तर्तुं वैतरणीमस्य" એમ બોલવું. ત્રીજા મંત્રમાં "तां तर्तुमस्य" એમ બોલવું.

---

अथोत्क्रांतिधेनुः अद्येत्याद्यमुकस्यसुखेनप्राणोत्क्रमणप्रतिबंधकसकलपापक्षयद्वारासुखेनप्राणोत्क्रमणाययथाशक्त्यलंकृतामिमामुत्क्रांतिधेनुंरुद्रदैवत्याममुकशर्मणेतुभ्यंसंप्रददे गवामंगेष्वितिमंत्रांतेनममेतिवदेत् धेन्वभावेद्रव्यंदेयं ॥

## હવે ઉત્ક્રાંતિધેનુનો વિધિ કેહેછે.

अद्येत्यादि अमुकस्य सुखेन प्राणोत्क्रमणप्रतिबंधकसकलपापक्षयद्वारा सुखेन प्राणोत्क्रमणाय यथाशक्त्यलंकृतामिमामुत्क्रांतिधेनुं रुद्रदैवत्या ममुकशर्मणे तुभ्यं संप्रददे गवामंगेषु०" આ મંત્ર કહ્યા પછી "न मम" એમ કેહેવું. ગાય ન મળે તો દ્રવ્ય દેવું.

---

उक्तप्रायश्चित्तादिदानांतविधिमकृत्वापित्रादिमरणेपुत्रादिनाप्रायश्चित्तंकृत्वादाहादिकर्तव्यं दानान्येकादशाहेकार्याणि पितुःपापाभावनिश्चयेप्रायश्चित्तंनावश्यकं केचिदुत्क्रांतिवैतरण्यौदशदानानिचैवहिमृतेपिकृत्वातंप्रेतंदहेदित्याहुः तुलसींसन्निधौकुर्यात्शालग्रामशिलांतथा केचित्तिललोहहेमकार्पासलवणभूमिधेनुसप्तधान्येत्यष्टदानान्याहुः क्वचिन्मुमूर्षोर्मधुपर्कदानमुक्तं ॥

પ્રાયશ્ચિત્તથકી દાન પર્યંત પ્રથમ કહેલો વિધિ કીધા વિના પિતા ઇત્યાદિકને મરણ પ્રાપ્ત થયા છતાં પુત્રાદિકે પ્રાયશ્ચિત્ત કરી દાહાદિક કરવું, તથા દાન કરવાં તે ઇગ્યારમે દિવસ કરવાં. પિતાને પાપ નથી એવો નિશ્ચય હોય તો પ્રાયશ્ચિત્તનું,

અવશ્ય નથી. કોઈ ગ્રંથકાર, ઉત્ક્રાંતિધેનુ, વૈતરણીધેનુ અને દશ દાન એ મૃત થયા છતાં પણ કરી તે પ્રેતનું દહન કરવું, એમ કહેછે. "મૃત્યુ સમયે તુલસી તથા શાલગ્રામની શિલા સમીપે રાખવી." કોઇ ગ્રંથકાર; તિલ, લોઢું, સોનું, કપાસ, લૂણ, ભૂમિ, ગાય અને સપ્તધાન્ય, એ પ્રમાણે આઠ દાન કહેછે. કોઇ ગ્રંથમાં, મરનારને મધુપર્કનું દાન કરવું, એમ કહ્યુંછે.

पुत्रादिःकर्तांत्यकर्माधिकारार्थंकृच्छ्रत्रयादिकंवपनंचकुर्यात् तत्रमातापित्रोःसापत्नमातु पितृव्यस्यज्येष्ठभ्रात्रादेश्चांत्यकर्मकरणेक्षौरमावश्यकं पुत्राणांकर्तृभिन्नानामपिक्षौरंनित्यं एवंपत्न्याअपिप्रथमेदशमेन्हिवाक्षौरंनित्यं तथादत्तकस्यपूर्वापरयोर्मात्रोःपित्रोर्मृतौक्षौरं रा त्रौतुदग्ध्वापिंडांतंकृत्वावपनवर्जितं वपनंवर्जितंरात्रौश्वस्तनीवपनक्रिया पत्नीपुत्रकनिष्ठ भ्रात्रादेरंत्यकर्मणिक्षौरंनकार्यं अन्यत्रकृताकृतं ॥

પુત્રાદિક કર્તાએ અંત્યકર્મનો અધિકાર પ્રાપ્ત થવામાટે ત્રણ કૃચ્છ્ર ઇત્યાદિક પ્રાયશ્ચિત્ત કરવું તથા વપન ( મુંડન ) કરાવવું. તેમાં માતા, પિતા, સાવકી માતા, કાકો, અને વડીલ ભાઈ ઇત્યાદિકનું અંત્ય કર્મ કરવાનું છતાં ક્ષૌર અવશ્ય છે. કર્તા વિના બીજા પુત્રોને પણ ક્ષૌર અવશ્ય છે. એ પ્રમાણે સ્ત્રીને પણ પ્રથમ દિવસે અથવા દશમે દિવસે ક્ષૌર અવશ્ય છે. દત્તકને પ્રથમનાં તથા પાછળનાં માતા પિતા મૃત છતાં ક્ષૌર છે. "રાત્રિ હોય તો દાહ કરી વપન વિના પિંડ પર્યંત ક્રિયા કરવી. રાત્રિએ વપન કરાવવું નહી, બીજે દિવસે વપન કરાવવું." સ્ત્રી, પુત્ર, ન્હાનો ભાઈ ઇત્યાદિકોનું અંત્યકર્મ કરવાનું છતાં ક્ષૌર નથી, બીજે ઠેકાણે કરવું અથવા ન કરવું એમ છે.

स्मशानेनीयमानशवस्यशूद्रस्पर्शेशूद्रेणवहनेवा कुंभेसलिलमादायपंचगव्यंतथैवच सुमं त्रैरभिमंत्र्यापस्तेनसंस्नाप्यदाहयेत् कृच्छ्रत्रयंचकुर्यात् सूतिकारजस्वलयोःस्पर्शेप्येवमेव प्रायश्चित्तंतुपंचदशकृच्छ्राः शूद्रेणद्विजदाहेतुचांद्रायणपराकप्राजापत्यानिसमुच्चयेनपुत्रा दिःकृत्वास्थीनिपुनर्दहेत् अस्थ्यभावेपालाशविधिः ऊर्ध्वोच्छिष्टाधरोच्छिष्टोभयोच्छिष्टेपुकृ च्छ्रत्रयं अस्पृश्यस्पर्शनेपट्कृच्छ्राः अंतरालमृतौनव खट्वामरणेद्वादश निगडमृतौपंचदश रजकादिसप्तविधांत्यजादिस्पृष्टमरणेत्वेकत्रिंशत्कृच्छ्राणि देशांतरमरणेपराकद्वयमष्टौकृच्छ्रा वा कृच्छ्रत्रयंप्रकुर्वीतआशौचमरणेपिच अर्धदग्धेशवेचितेरस्पृश्यस्पर्शेकृच्छ्रत्रयं एवंपुत्राद यःपित्रादेःपापिनःपापानुसारेणप्रायश्चित्तकांडोक्तंप्रायश्चित्तंदुर्मरणात्मघातादिनिमित्तेपूर्वो क्तप्रायश्चित्तंनारायणबल्यादिकंचकृत्वैवांत्यकर्मकुर्युः एवमुक्तप्रायश्चित्तंविनादाहादिकृतं व्यर्थंभवेत् उभयोश्चनरकः ॥

શ્મશાનમાં લઈ જવાતાં શબને શૂદ્રનો સ્પર્શ થયા છતાં અથવા તેને શૂદ્રે ઉપાડયા છતાં, "કુંભમાં જલ તથા પંચગવ્ય ભરી તે જળને શુભ મંત્રવતી મંત્રી તેણેથી સ્નાન કરાવી દાહ કરવો, તથા ત્રણ કૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરવું." સુવાવડી તથા રજસ્વલાનો સ્પર્શ થયા છતાં પણ એવોજ નિર્ણય જાણવો. અને પ્રાયશ્ચિત્ત તો,

પંદર કૃચ્છ્ર કરવું. શૂદ્રે બ્રાહ્મણનો દાહ કીધો હોય તો ચાંદ્રાયણ, પરાક, અને પ્રાજાપત્ય એ ત્રણે ક્રમપૂર્વક કરી પુત્રાદિકોએ તેનાં અસ્થિનો ફરી દાહ કરવો. અસ્થિ ન મળે તો પાળાશવિધિ કરવો. ઉર્ધ્વોચ્છિષ્ટ[1], અધરોચ્છિષ્ટ, અને ઉભયોચ્છિષ્ટ છતાં ત્રણ કૃચ્છ્ર, સ્પર્શને અયોગ્ય વસ્તુનો સ્પર્શ છતાં છ કૃચ્છ્ર, અંતરિક્ષ મરણ છતાં નવ કૃચ્છ્ર, પલંગ ઉપરે મરણ છતાં બાર કૃચ્છ્ર, બંધિખાનાંમાં મરણ છતાં પંદર કૃચ્છ્ર, રજકાદિક[2] સાત પ્રકારના અંત્યજાદિકનો સ્પર્શ થઇ મરણ પ્રાપ્ત થયું હોય તો એકત્રીશ કૃચ્છ્ર, દેશાંતરમાં મરણ છતાં બે પરાક અથવા આઠ કૃચ્છ્ર કરવાં. "આશૌચમાં મરણ પ્રાપ્ત થયા છતાં પણ ત્રણ કૃચ્છ્ર કરવાં." શબ અર્ધું બળ્યા પછી ચિતાને અસ્પૃશ્યનો સ્પર્શ થયા છતાં ત્રણ કૃચ્છ્ર કરવાં. એ પ્રમાણે પુત્રાદિકોએ પિતા ઇત્યાદિક પાપીનું જેવું પાપ હોય તેને અનુસારે પ્રાયશ્ચિત્તકાંડમાં કહેલાં પ્રાયશ્ચિત્ત; દુર્મરણ, આત્મહત્યા ઇત્યાદિ નિમિત્ત છતાં પ્રથમ કહેલાં પ્રાયશ્ચિત્ત તથા નારાયણબળિ ઇત્યાદિ કરી અંત્યકર્મ કરવું. એ પ્રમાણે કહેલાં પ્રાયશ્ચિત્ત કીધા વિના દાહાદિક કરે તો તે સઘળું કર્મ વ્યર્થ થાય, તથા બન્નેને નરક પ્રાપ્ત થાય.

**पतिपत्न्योरेककालेदहनेप्राप्तेभार्यायाःपत्यासहद्विवचनांतमंत्रोहेनदाहंकृत्वापिंडादिकंपतिपूर्वकंपृथक्कार्यं एवंसपत्नीनामेककालेमृतौसहैवदाहः पिंडादिकंतुज्येष्ठक्रमेणपृथगेव एवं पितापुत्रयोर्भ्रात्रोश्चलौकिकाग्निदाह्ययोर्दाहः सहैवपिंडादिपितृपूर्वंज्येष्ठपूर्वंचपृथक् पुंबाला नांस्त्रीबालानांचदहनखननेचैवमेवेतिनागोजीभट्टीये रजस्वलागर्भिण्यादिमरणसहगमनेच वक्ष्यते ॥**

પતિ તથા સ્ત્રી એ બન્નેને દાહ એક સમયે પ્રાપ્ત થયા છતાં પતિસહિત સ્ત્રીનો દ્વિવચનાંત ઉચ્ચાર કરી દાહ કરી પિંડાદિક કર્મ પતિપૂર્વક જુદું કરવું. એ પ્રમાણે ધણી સાવકી બેનો એક કાળે મૃત થયા છતાં તેઓનું દહન સાથેજ કરવું, પિંડાદિક ક્રિયા તો જ્યેષ્ઠને ક્રમેકરી જુદીજ કરવી. એ રીતે લૌકિકાગ્નિમાં દાહ કરવાયોગ્ય પિતા અને પુત્ર અથવા બન્ને ભાઈ એમનો દાહ સાથેજ કરી પિંડાદિક ક્રિયા પિતૃપૂર્વક અથવા જ્યેષ્ઠપૂર્વક જુદીજ કરવી. પુરૂષરૂપ બાલક અથવા સ્ત્રીરૂપ બાલક એમનું દહન તથા ખનન છતાં પણ એવોજ નિર્ણય જાણવો એમ નાગોજીભટ્ટકૃત ગ્રંથમાં કહ્યુંછે. રજસ્વલા તથા ગર્ભિણી ઇત્યાદિકનાં મરણવિષે તથા સહગમનવિષે આગળ કેહેશું.

**अथगोमयोपलिप्तभूमौकुशेषूपविष्टेदक्षिणशिराःशयितोवागोपीचंदनादिमृदाकृततिलकःश्रीविष्णुंस्मरन्पुण्यसूक्तंगीतांसहस्रनामादिस्तोत्राणिपठेच्छृणुयाद्वा अमृतत्वप्राप्त्यर्थं पुण्यसूक्तस्तोत्रादीनांपाठंश्रवणंवाकरिष्येइतिसंकल्पः श्रोतुःसंकल्पाशक्तौश्रावयितास्यामुकशर्मणोमृतत्वप्राप्तयेऽमुकंश्रावयिष्यइतिसंकल्पयेत् नानानमितिसूक्तंपुरुषसूक्तंविष्णुसूक्तमुपनिषद्भागाइत्यादिपुण्यसूक्तानि रामकृष्णादिनामस्मरणेजातिमात्रस्याधिकारः ॥**

૧ એનું લક્ષણ ત્રીજા પરિચ્છેદના પૂર્વાર્ધમાં રજસ્વલાનાં પ્રકરણમાં (પત્ર ૨૨૧ માં) કહ્યુંછે.
૨ ધોબી, ચમાર, નટ, ધાંછા લોધી, મે, અને ભીલ.

હવે છાણવતી-લીપેલી ભૂમિ ઉપરે દર્ભ પાથરી તે ઉપરે બેસી અથવા દક્ષિણ દિશા ભણી મસ્તક રાખી સુઇ ગોપીચંદનાદિક મૃત્તિકાવડે તિલક કરી શ્રીવિષ્ણુનું સ્મરણ કરતાં છતાં પુણ્યસૂક્ત, ગીતા, અને સહસ્રનામાદિક સ્તોત્રનો પાઠ કરવો અથવા શ્રવણ કરવાં. "अमृतत्वप्राप्त्यर्थं पुण्यसूक्तस्तोत्रादीनां पाठं श्रवणं वा करिष्ये" એ રીતે સંકલ્પ જાણવો. શ્રવણ કરનારાને સંકલ્પ કરવાવિષે સામર્થ્ય ન હોય તો શ્રવણ કરાવનારાએ "अस्याऽमुकशर्मणोऽमृतत्वप्राप्तयेऽमुकं श्रावयिष्ये" એ પ્રમાણે સંકલ્પ કરવો. "नानानं०" એ સૂક્ત, પુરૂષસૂક્ત, વિષ્ણુસૂક્ત અને ઉપનિષદ્ભાગ ઇત્યાદિ પુણ્યસૂક્ત છે. રામ, કૃષ્ણ ઇત્યાદિ નામસ્મરણવિષે સઘળી જાતિમાત્રને અધિકાર છે.

---

अथसाग्नेर्विशेषः गृह्याग्निमतोगृह्याग्निनाश्रौताग्निमतस्त्रेताग्निभिर्दाहःकार्यः तत्रगृह्याग्निमतःश्रौताग्निमतश्चकृष्णपक्षेमरणेनदैवसायंकालाहुतीर्दर्शसायंकालपर्यंताःपक्षहोमवत्सकृद्ग्रहणेनैवहुत्वापुनःसंकल्पपूर्वकंप्रातराहुतीश्चप्रतिपत्प्रातर्होमांतास्तद्वदेवहुत्वादर्शयागंकुर्यात् यागासंभवेआज्यंसंस्कृत्यस्रुचिचतुर्वारंगृहीत्वापुरोनुवाक्यायाज्याभ्यामेकैकांप्रधानाहुतिंजुहुयात् स्मार्तेतुचतुर्गृहीताज्येनाग्नयेस्वाहेंद्राग्निभ्यांस्वाहेतिनाम्नैवप्रधानाहुतिद्वयं शुक्लपक्षेरात्रौमरणेसायंहोमस्यकृतत्वात्प्रातर्होममात्रमाकृष्यतदैवकुर्यात् नात्रपौर्णिमांतानांदर्शांतानांवाहोमानामिष्टिप्रधानपूर्णाहुतीनांवाकरणं शुक्लपक्षेदिवामरणेतुनकस्यापिहोमस्याकर्षणं एवंकृष्णपक्षमरणेपिदैवात्पूर्णमासेष्ट्यतिक्रमेहोमापकर्षप्रधानपूर्णाहुत्यादिकंचकृताकृतमनारब्धत्वादितिभाति करणपक्षेऽतिक्रांतपूर्णमासपूर्णाहुतीर्हुत्वापक्षहोमान्कृत्वादर्शपूर्णाहुतयःकार्याः अग्न्यावरण्योरारूढेप्रमीयेतपतिर्यदि प्रेतंस्पृष्ट्वामथित्वाग्निंजप्त्वाचोपावरोहणं घृतंचद्वादशोपात्तंतूष्णींहुत्वाशवक्रिया विच्छिन्नश्रौताग्नेर्मृतौतुप्रेताधानंकार्यं तद्यथा प्रेतंस्वाद्यालयेक्षिप्त्वारणींसंनिधाप्य यस्याग्नयोजुह्वतोमांसकामाःसंकल्पयंतेयजमानमांसं जायंतुतेहविषेसादिनायस्वर्गंलोकमिमंप्रेतंनयंत्वितियजुर्मंत्रेणमथित्वाग्निमायतनेप्रणीयद्वादशगृहीताज्येनतूष्णींहुत्वातेनदाहादिकार्यं नष्टेष्वग्निष्वथारण्योर्नाशेस्वामीम्रियेतचेत् आहरेदरणीद्वंद्वंमनोज्योतिर्ऋचाततः शेषंप्राग्वत् ॥

## હવે સાગ્નિનો વિશેષ નિર્ણય કહેછે.

જે ગૃહ્યાગ્નિયુક્ત હોય તેનો ગૃહ્યાગ્નિવતી તથા શ્રૌતાગ્નિયુક્ત હોય તેનો ત્રણ શ્રૌતાગ્નિવડે દાહ કરવો. તેમાં ગૃહ્યાગ્નિમાન્ તથા શ્રૌતાગ્નિમાન્ એમનું મૃત્યુ કૃષ્ણ પક્ષમાં થયા છતાં તેજ વખતે સાયંકાળની આહુતિ દર્શના સાયંકાળ પર્યંત પક્ષહોમની પેઠે એક વારજ લઇ હોમ કરી ફરી સંકલ્પપૂર્વક પ્રાતઃકાળની આહુતિ પણ એકમના પ્રાતર્હોમ પર્યંત તેજ પ્રમાણે હોમ કરી દર્શયાગ કરવો. યાગનો અસંભવ હોય તો આજ્યનો સંસ્કાર કરી તે આજ્ય સ્રુચિ પાત્રમાં ચાર વાર લઇ પુરોનુવાક્યા તથા યાજ્યા એ બે મંત્રવડે એક એક પ્રધાનાહુતિ હોમવી. સ્માર્તાગ્નિવિષે તો, ચાર વાર લીધેલાં આજ્યવડે "अग्नये स्वाहा, इंद्राग्निभ्यां स्वाहा" એ રીતે નામમંત્રવડેજ બે પ્રધાનાહુતિ દેવી. શુક્લ પક્ષમાં રાત્રિએ મરણ થયા છતાં

સાયંહોમ કરેલો છે માટે પ્રાતઃકાળનો હોમ માત્ર અપકર્ષ કરી તે સમયેજ કરવો. એ શુક્લ પક્ષમાં પૂર્ણિમાંતં અથવા દર્શાંત હોમ અથવા ઇષ્ટિ છે પ્રધાન જેમાં એવી પૂર્ણાહુતિ પણ કરવાનું પ્રયોજન નથી. શુક્લ પક્ષમાં દિવસે મરણ થાય તો કોઈ પણ હોમનો અપકર્ષ નથી. એ પ્રમાણે કૃષ્ણ પક્ષમાં મરણ થયા છતાં પણ દૈવવશથકી પૂર્ણમાસેષ્ટિ ઉલ્લંઘન થઇ ગઇ હોય તો હોમનો અપકર્ષ કરવો તથા પ્રધાન પૂર્ણાહુતિ ઇત્યાદિક આરંભ થયલ નથી માટે તે, કરવાં અથવા ન કરવાં એમ ભાસેછે. કરવાં એવો પક્ષ હોય તો, અતિક્રાંત પૂર્ણમાસ, પૂર્ણાહુતિનો હવન કરી પક્ષહોમ કરી દર્શપૂર્ણાહુતિ કરવી. "અરણી ઉપરે અગ્નિનો સમારોપ કીધા છતાં જો પતિ મૃત થાય તો પ્રેતનો સ્પર્શ કરી અગ્નિમંથન કરી પ્રત્યવરોહણ મંત્રનો જપ કરી બાર વાર ઘૃત લઇ અમંત્રક હવન કીધા પછી પ્રેતક્રિયા કરવી." જેનો શ્રૌતાગ્નિ વિચ્છિન્ન થયો હોય તેનું મરણ થાય તો, પ્રેતાધાન કરવું. તે આ રીતે–પ્રેતને તેની અગ્નિશાળામાં રાખી સમીપે અરણી ( પાટલી ) રાખી "**यस्याग्नयो जुव्हतोमांसकामाः, संकल्पयंते यजमानमांसं ॥ जायंतु ते हविषे सादिताय, स्वर्गं लोकमिमं प्रेतं नयंतु**," આ યજુર્વેદના મંત્રવડે મંથન કરી અગ્નિ કુંડમાં પધરાવી બાર વાર લીધેલાં ઘીવડે મંત્રરહિત હોમ કરી તે અગ્નિવડે દાહાદિક કરવું. "અગ્નિ નષ્ટ થયા છતાં અથવા અરણીનો નાશ થયા છતાં યજમાન મરે તો, "**मनोज्योति०**" એ ઋચાવડે બે અરણી કરવી." બાકીનું કર્મ પ્રથમ પ્રમાણે કરવું.

---

**स्मार्ताग्निमृतःस्मार्ताग्निर्यदिविच्छिन्नस्ततोयतोविच्छेदस्तावत्कालगणनया पूर्वार्धोक्तरीत्याप्रायश्चित्तंतदैवकुर्यात्संकल्पयेद्वा प्रायश्चित्तांतेहोमद्रव्यंस्थालीपाकद्रव्यंचतावत्कालगणनयादेयं ततोरणिपक्षेपूर्ववदरणीमंथनं पक्षांतरेमुकशर्मणोग्निविच्छेदनिमित्तकंदाहायाग्निसिद्ध्यर्थंप्रेताधानंकरिष्येइतिसंकल्प्यायतनेसंभारान्निक्षिप्यलौकिकाग्निंप्रतिष्ठाप्याज्यंसंस्कृत्यायाश्चेतिमंत्रेणयस्याग्नयइतिपूर्वोक्तमंत्रेणचहुत्वाव्याहृतिचतुष्टयंजुहुयात् एवमौपासनःसिद्धोभवति पत्नीमरणेप्येवमितिभट्टाः एवंविधुरस्यापिश्रौताग्निपरिग्रहसत्त्वेयथायथंतत्तदग्निभ्यांदाहः विधुरस्याग्निपरिग्रहोत्तरंतद्विच्छेदेपूर्वोक्तरीतिभ्यांतत्तदग्न्योराधानं ॥**

સ્માર્તાગ્નિવાળાનો સ્માર્ત્ત અગ્નિ જો વિચ્છિન્ન થયો હોય તો જે દિવસથકી અગ્નિનો વિચ્છેદ થયો હોય તેટલા દિવસ ગણી પૂર્વાર્ધમાં કહેલી રીતિ પ્રમાણે તે કાળેજ પ્રાયશ્ચિત્ત કરવું અથવા સંકલ્પ કરવો. પ્રાયશ્ચિત્ત કીધા પછી હોમનું દ્રવ્ય તથા સ્થાલીપાક ( ચરૂ ) નું દ્રવ્ય તેટલો કાળ લેખી દેવું. ત્યાર પછી અરણીનો પક્ષ હોય તો પ્રથમ પ્રમાણે અગ્નિનું મંથન કરવું. બીજે પક્ષ હોય તો, "**अमुकशर्मणोऽग्निविच्छेदनिमित्तकं दहायाग्निसिद्ध्यर्थं प्रेताधानं करिष्ये**" એવો સંકલ્પ કરી તે ઠેકાણે સઘળી સામગ્રી સિદ્ધ કરી લૌકિકાગ્નિની પ્રતિષ્ઠા કરી આજ્યનો સંસ્કાર કરી "**अयाश्च०**" એ મંત્રવડે તથા "**यस्याग्नये०**" એ પૂર્વોક્ત મંત્રવડે હોમ કરી ચાર વ્યાહૃતિ મંત્રવડે હોમ કરવો. એ રીતે કરવાથી ઔપાસનાગ્નિ સિદ્ધ થાયછે. સ્ત્રી મરણ થયા છતાં પણ એવોજ નિર્ણય જાણવો એમ ભટ્ટ કહેછે. એ પ્રમાણે વિધુર

( જેની સ્ત્રી મૃત થઈ ગઇ હોય ) તેણે પણ શ્રૌતાગ્નિ ધારણ કીધો હોય તો યથાયોગ્ય તે તે અગ્નિવડે દાહ કરવો. વિધુરે અગ્નિ ગૃહણ કીધા પછી તે ( અગ્નિનો ) નાશ થાય તો પ્રથમ કહેલી બે રીતિવડે તે તે અગ્નિનું આધાન કરવું.

---

अगृहीतगृह्याग्निकयोः सभार्यविधुरयोर्ब्रह्मचारिसमावृत्तयोश्चानुपनीताविवाहितपुत्रकन्ययोश्चानिरग्निकभार्याविधवयोश्चकपालाग्निनालौकिकाग्निनावादाहः अग्निवर्णकपालेकरीषादिनोत्पादितोभूर्भुवःस्वःस्वाहेत्याज्याहुत्यासंस्कृतोग्निःकपालाग्निः लौकिकाग्निश्चांत्यजाग्निपतिताग्निसूतिकाग्निचिताग्न्यमेध्याग्निभिन्नोग्राह्यः यस्यानयतिशूद्रोग्निंतृणकाष्ठहवींषिवा प्रेतत्वंचसदातस्यशूद्रःपापेनलिप्यते आहिताग्निदंपत्योःपूर्वंपतिमरणेपत्युःसर्वाग्निभिर्दाहः पश्चान्मृतभार्यायास्तुनिर्मथ्याग्निनाकपालाग्निनावा पूर्वंभार्यामरणेतुतस्याअपिसर्वाग्निभिर्दाहःकार्यः सर्वपात्राण्यपितस्यैदेयानि पश्चान्मृतस्यतुपत्युःपुनराधानेनत्रेताग्निसत्त्वेतेनदाहः आधानाकरणेनिर्मथ्येनलौकिकाग्निनावेतिकेचित् याज्ञिकाचारोपिप्रायेणैवमेव ॥

જેણે ગૃહ્યાગ્નિ ધારણ કીધો ન હોય એવો સપત્નીક[2] તથા વિધુર, બ્રહ્મચારી તથા સમાવર્ત્તન જેણે કીધું હોય તે, જનોઇ વિનાનો પુત્ર તથા કુમારી કન્યા, નિરગ્નિકની સ્ત્રી તથા વિધવા, એમનો દાહ કપાલાગ્નિ અથવા લૌકિકાગ્નિવડે કરવો. અગ્નિ સરખાં તપેલાં માટીનાં ખપરમાં છાણા ઇત્યાદિક સાધનવડે ઉત્પન્ન કરેલો છતાં " भूर्भुवःस्वःस्वाहा " એ મંત્ર ભણી આજ્યાહુતિવડે સંસ્કાર કરેલો જે અગ્નિ તે કપાલાગ્નિ છે. લૌકિકાગ્નિ લેવો તે અંત્યજાગ્નિ, પતિતાગ્નિ, સુવાવડીનો અગ્નિ ચિતાનો અગ્નિ અને અશુદ્ધ અગ્નિ એ વિના બીજો લેવો. " શૂદ્ર જેનેમાટે અગ્નિ, તૃણ, કાષ્ઠ અને હોમદ્રવ્ય લાવેછે તેને પ્રેતપણું સર્વકાળ રેહેછે તેમ તે શૂદ્ર પાપથી લિપ્ત થાયછે." આહિતાગ્નિ સ્ત્રી પુરૂષ એમાંથી પ્રથમ પતિ મૃત થયા છતાં સર્વ અગ્નિવડે પતિને દાહ કરવો. પછી મરેલી સ્ત્રીનો દાહ, મથિ કાઢેલા અગ્નિવડે અથવા કપાલાગ્નિવડે કરવો: પ્રથમ સ્ત્રી મૃત થઈ હોય તો તેનો દાહ સર્વ અગ્નિવડે કરવો. સઘળાં પાત્ર પણ તેને દેવાં. સ્ત્રીની વાંસે પતિ મૃત થાય તો, પુનરાધાન કરી ત્રણ અગ્નિ છતાં તેણેકરી દાહ કરવો. આધાન કીધું ન હોય તો, મથી કાઢેલા અગ્નિવડે અથવા લૌકિકાગ્નિવડે દાહ કરવો, એમ કોઈ ગ્રંથકાર કેહેછે, અને યાજ્ઞિકોનો આચાર પણ ઘણુ કરિ એમજ છે.

---

अत्रनिर्णयसिंधुः साग्नेःपत्नीमृतौद्वौपक्षौ पुनर्विवाहेच्छायांपूर्वाग्निभिर्भार्यांदग्ध्वापुनर्दारक्रियांकुर्यात्पुनराधानमेवचेत्येकःपक्षः दाहयित्वाग्निहोत्रेणस्त्रियंवृत्तवतींपतिरित्यादिवचनजातानिपुनर्विवाहेच्छुपराण्येव पुनर्विवाहाशक्तोनिर्मथ्याग्निनातांदग्ध्वापूर्वाग्निष्वेवाग्निहोत्रहोमेष्ट्यादिचातुर्मास्यादिकार्यं सोमयागोनकार्यः पूर्वाग्न्येकदेशेनदहेदितियज्ञपार्श्वदेवयाज्ञिकादयः यानितुतस्मादपत्नीकोप्यग्निहोत्रमाहरेदितिश्रुतिस्मृत्यादिवचनानितानि

---

१ सपत्नीकस्यापिदाद्याद्यपक्षाश्रयेणागृहीताग्नित्वंज्ञेयं ॥

૨ સપત્નીકને પણ દાધાદ્ય પક્ષના આશ્રયથી અગૃહીતાગ્નિપણું જાણવું.

पूर्वाग्निष्वेवाग्निहोत्रपराणिनत्वपत्नीकस्याधानार्थानि अपत्नीकस्याधानविधायकमूलवचनाभावात् दारकर्मणियद्यशक्तआत्मार्थमग्न्याधेयमित्यापस्तंबसूत्रंतुपुनर्विवाहाशक्तौपूर्वकृतमग्न्याधेयमात्मार्थमेवस्थाप्यंनपत्न्यैदद्यादित्येवंपरं ब्राह्मणभाष्यापरार्काशार्करामांडारादिमतमप्येवमेव येत्वपत्नीकस्याधानमाहुस्तदाशयंनविद्मइति इदंनिर्णयसिंधुमतमेवयुक्तंभाति याज्ञिकानामाचारस्त्वंतर्गूढविवाहेच्छामूलकोनप्रामाण्यापादकः पुनर्विवाहाशयासर्वाग्निदानेपश्चाद्विवाहासंभवेसिंधुमते आधानाभावान्निर्मथ्याग्निरेवशरणं केषांचिन्मते पुनराधानं अत्रनिर्मथ्यादिनापूर्वमृतभार्यादाहपक्षेपूर्वाग्नीनामुत्सर्गेष्ट्यात्यागंकृत्वापुनराधानंकृत्वाग्निहोत्रंकार्यमितिकेचिदाहुः एवंस्मार्ताग्निमतःपूर्वभार्यामरणेपिगृह्याग्न्येकदेशेनतां दहेदवशिष्टाग्नौनित्यहोमस्थालीपाकाग्रयणानिकार्याणिअत्रसर्वत्रश्रौतस्मार्तेचकुशपत्नीविधानेनैवाधानादिकर्माधिकारः ॥

એવિષે નિર્ણયસિંધુ—સાગ્નિકની સ્ત્રી મૃત થયા છતાં બે પક્ષ—ફરી વિવાહ કરવાની ઇચ્છા હોય તો, પ્રથમના અગ્નિવડે સ્ત્રીનો દાહ કરી ફરી વિવાહ કરી ફરી અગ્નિનું આધાન કરવું, એ એક પક્ષ. "પતિએ સદાચારવાળી સ્ત્રીનો અગ્નિહોત્રના (અગ્વિવડે) દાહ કરવો" ઇત્યાદિ સઘળાં વચનો ફરી વિવાહની ઇચ્છા કરનારામાટેજ છે. ફરી વિવાહવિષે અસમર્થ છતાં મથી કાઢેલા અગ્નિવડે તેનો દાહ કરી પ્રથમના અગ્નિવિષેજ અગ્નિહોત્ર હોમ, ઇષ્ટિ ઇત્યાદિ અને ચાતુર્માસ્યાદિક કરવાં. સોમયાગ કરવો નહી. પ્રથમના અગ્નિમાંથી અલ્પ અગ્નિ લઈ તેથી દાહ કરવો એમ યજ્ઞપાર્શ્વ, દેવાયાજ્ઞિકાદિક કેહેછે. "તેમાટે અપત્નીકે પણ અગ્નિહોત્ર ધારણ કરવો," એવાં જે શ્રુતિ સ્મૃતિ ઇત્યાદિ વચનો તે તો પ્રથમના અગ્નિવિષેજ અગ્નિહોત્ર ધારણ કરવામાટે છે, પણ અપત્નીકને ફરી આધાન કરવાનું કેહેતાં નથી; કારણ, અપત્નીકને આધાનનો વિધિ કેહેવાવાળાં મૂળવચન નથી. "વિવાહવિષે જો અસમર્થ હોય તો પોતાંમાટે અગ્નિનું આધેય કરવું," એવું આપસ્તંબનું સૂત્ર તો, ફરી વિવાહ કરવાનું સામર્થ્ય ન છતાં પ્રથમ કરેલું અગ્નિનું આધેય પોતામાટેજ રાખવું, સ્ત્રીને દેવું નહી, એ પરાયણ છે. બ્રાહ્મણભાષ્ય, અપરાર્ક, આશાર્ક, અને રામાંડાર ઈત્યાદિ ગ્રંથનો મત પણ એવોજ છે. જે ગ્રંથકારો, અપત્નીકે આધાન કરવું એમ કેહેછે, તેમનો અભિપ્રાય શું છે? તે અમે જાણતા નથી, એવો જે નિર્ણયસિંધુનો મત એજ યોગ્ય છે એમ ભાસેછે. યાજ્ઞિકોનો આચાર તો, અંતર્ગત જે ગુપ્ત વિવાહની ઇચ્છા તેથી થાયછે, તે આચાર પ્રામાણ્ય બતાવનારો નથી. ફરી વિવાહની આશાથી સઘળો અગ્નિ દીધો અને પછી વિવાહનો અસંભવ હોય તો નિર્ણયસિંધુના મત પ્રમાણે આધાનનો અભાવ છતાં મથેલો અગ્નિજ ગ્રહણ કરવો. કેટલાએકોને મતે ફરી આધાન કરવું. એવિષે—'મથેલો અગ્નિ ઇત્યાદિકવડે પ્રથમ મૃત થયલી સ્ત્રીનો દાહ કરવો, એ પક્ષવિષે પ્રથમના અગ્નિનો ઉત્સર્ગેષ્ટિ-

१ अत्रमूलमंत्त्येष्टिपद्धतौ ॥ किंत्वेतावदिहाप्यस्तिदग्ध्वानिर्मथ्यवन्हिना उत्सर्गेष्ट्यात्यजेदग्नीन्पुनस्तानादधीतच शवाग्नयोवाएतेयेपत्न्यांमृतायांधार्यंतेइतिकठश्रुतिः सिंध्वादावेतत्पक्षानुक्तेरेकीयमतत्वमस्योक्तं इदंमतद्वयंस्मार्तेपियोज्यं ॥

વડે ત્યાગ કરી પુનરાધાન કરી અગ્નિહોત્ર કરવો એમ કોઈ કહેછે. એ પ્રમાણે સ્માર્ત્તાગ્નિમાન્‌ની[1] સ્ત્રી પ્રથમ મરણ પામ્યા છતાં પણ ગૃહ્યાગ્નિના એક ભાગવડે તેનો દાહ કરી બાકી બચેલા અગ્નિવિષે નિત્યહોમ, સ્થાલીપાક અને આગ્રયણ કરવાં. આ સઘળે ઠેકાણે શ્રૌત, સ્માર્ત્ત કર્મવિષે પણ દર્ભની સ્ત્રીને વિધાનેકરીનેજ આધાનાદિક કર્મનો અધિકાર છે.

---

अनेकभार्यस्यज्येष्ठायांजीवत्यांकनिष्ठभार्यामरणेनिर्मथ्यादिनातांदहेत् नश्रौतस्मार्ताग्निभिः केचित्पूर्वंसर्वाग्निभिःकनिष्ठांदग्ध्वाज्येष्ठयासहपुनराधानंकार्यमित्याहुस्तदग्निद्वयसंसर्गपरंमतांतरपरंवाबोध्यं दाहकालेग्निनाशेतु यजमानेचितारूढेपात्रन्यासेकृतेसति वर्षाद्यभिहतेवन्हौचिताग्निस्थेकथंचन तदार्धदग्धकाष्ठानितानिनिर्मथ्यतंदहेत् ॥

જેની અનેક સ્ત્રીઓ છે તેની જ્યેષ્ઠ સ્ત્રી જીવતી છતાં કનિષ્ઠ સ્ત્રી મરણ પામે તો મથેલા અગ્નિવડે તેનો દાહ કરવો, શ્રૌત સ્માર્ત્ત અગ્નિવડે તેનો દાહ કરવો નહીં. કોઈ ગ્રંથકાર, પ્રથમ સઘળા અગ્નિવડે નાની સ્ત્રીનો દાહ કરી જ્યેષ્ઠ સ્ત્રીસાથે પુનરાધાન કરવું એમ કહેછે તે, બે અગ્નિનો સંસર્ગ જ્યહાં હોય તેપરાયણ અથવા બીજા મતપરાયણ જાણવું. દાહ સમયે અગ્નિનો નાશ થાય તો, "યજમાનને ચિતા ઉપરે ચડાવી યજ્ઞપાત્ર સ્થાપન કીધા છતાં ચિતા ઉપરનો અગ્નિ વર્ષાદ ઇત્યાદિકવડે નષ્ટ થાય તો તે સમયે અર્ધ બળેલાં કાષ્ઠ મંથન કરી તેથી પ્રગટ થયલા અગ્નિવડે તેનો દાહ કરવો."

---

अथगृहात्स्मशानेशवनयनप्रकारः तत्रविप्रप्रेतंनगरपश्चिमद्वारेणशूद्रंदक्षिणद्वारेणनिःसार्यसजातीयाःशवंप्रच्छादितमुखंप्राक्शिरसंदाहदेशंनयेयुः पूर्वोक्तोग्निःशवाग्रेन्येननेतव्यः प्रेताग्न्योर्मध्येन्येननगंतव्यं सर्वेसपिंडादयोधःकृतोपवीतामुक्तकेशाज्येष्ठपुरःसराःप्रेतमनुगच्छेयुः प्रेतश्चनग्नोनदग्धव्यः निःशेषतश्चनदाह्यः शववस्त्रंचस्मशानवासिभ्योदेयं प्रेतश्चकेशनखादिवापयित्वासंस्नाप्यगंधपुष्पाद्यैरलंकृत्यदग्धव्यः दिनेमृतोदिवैवदाह्योरात्रिमृतस्यरात्रावेव दिवावारात्रौवास्थितःशवःपर्युषितः पर्युषितशवंपंचगव्येनस्नापयित्वाप्राजापत्यत्रयंकृत्वादहेत् मुखस्थसप्तछिद्राणिहिरण्यशकलैराच्छादयेत् अत्रपात्रन्यासोमंत्रवद्दाहादिविधिश्चस्वस्वसूत्रानुसारिश्रौतस्मार्तत्वेष्टिप्रयोगेषुज्ञेयः ततोदाहांतेघटस्फोटादिकंकार्यं शिलाविपर्ययेपिघटस्फोटस्यनावृत्तिः ततश्चितामप्रदक्षिणंसर्वेपर्यावृत्यसचैलंस्नात्वाचम्यसगोत्रसपिंडसमानोदकानांमातामहीमातामहयोराचार्यादेश्चदुहितृभगिन्योश्चावश्यंतिलांजलिंदद्युः तद्यथा वृद्धपूर्वादक्षिणामुखाअमुकगोत्रनामाप्रेतस्तृप्यत्वितिमंत्रेणांजलिनासकृत्पाषाणेसिंचेयुः अत्रस्नानोदकदानेऽपनःशोशुचदघमितिमंत्रेण स्नानमेवतेनमंत्रेणेत्यन्ये स्त्रीणांतु

---

૧ એમાં મૂળ અંત્યેષ્ટિ પદ્ધતિ ગ્રંથમાં—તારે આ ઠેકાણે પણ એટલુંજ છે કે, મથેલા અગ્નિવડે દાહ કરી ઉત્સર્ગેષ્ટિવડે પ્રથમનાં અગ્નિનો ત્યાગ કરવો અને ફરી તે આધાનપૂર્વક ધારણ કરવો, પત્ની મૃત થયા છતાં જે અગ્નિ ધારણ કરવો તે શબાગ્નિ છે એ કઠની શ્રુતી છે. નિર્ણયસિંધુ ઇત્યાદિ ગ્રંથમાં આ પક્ષ કહ્યો નથી માટે એ એકદેશી મત છે, એ બને મત સ્માર્તમાં પણ જોડવા.

मंत्रोनास्ति मातुलपितृष्वसृमातृष्वसृस्वस्त्रीयश्वशुरमित्रयाजकादीनामुदकदानंकृताकृतं करणपक्षेपिनाश्मन्येवेतिनियमः व्रात्यब्रह्मचारिपतितव्रतिक्लीबचोराश्चनोदकंदद्युः तत्रव्रात्या यथाकालमुपनयनहीनाः व्रतिनःप्रक्रांतप्रायश्चित्ताः चोराःसुवर्णतत्समद्रव्यापहारिणः ब्रह्मचारिभिर्मातापितृपितामहमातामहगुर्वाचार्यादीनामुदकदानंकार्यं प्रक्रांतप्रायश्चित्तैस्तुतदंतेउदकदानंत्रिरात्राशौचंचकार्यं व्रात्यादिभिःप्रेतस्पर्शवहनदाहपिंडादिकमपिनकार्यं अन्याभावेब्रह्मचार्यपिपित्रादेर्दाहमाशौचंकुर्यात् कर्मलोपस्तुनास्तीत्युक्तं इदंचोदकदानमेकवाससापसव्येनैव उदकदानोत्तरंपुनःस्नात्वावस्त्राणिनिष्पीड्यकुलवृद्धाःपुत्रादीन्पूर्वेतिहासैःसमाश्वास्यविप्रानुमत्याकनिष्ठानुक्रमेणगृहंगत्वा निंबपत्राणिशनैर्भक्षयित्वाचम्याग्न्युदकगोमयादीन्स्पृष्ट्वाद्वाराश्मनिपदंनिधायगृहंप्रविशेयुः निंबपत्रभक्षणंकृताकृतं ततस्तद्दिनेउपवसेयुः उपवासाशक्तावयाचितलब्धेनान्यगृहपक्केनवैकेनैवहविष्यान्नेनवर्तेरन् ॥

## હવે ઘરથી સ્મશાનમાં શબ લઈ જવાનો પ્રકાર કેહેછે.

તેમાં બ્રાહ્મણનાં શબને નગરનાં પશ્ચિમ દ્વારથી, અને શૂદ્રનાં શબને દક્ષિણદ્વારથી બાહેર કાઢી પોતાંની જાતવાળાઓએ, જેનું મુખ ઢાંકેલું અને પૂર્વ દિશા ભણી મસ્તક કરેલું એવાં શબને દાહના દેશ ( સ્મશાન ) પ્રત્યે લઇ જવું. પ્રથમ કહેલો અગ્નિ શબની આગળ બીજાએ લઇ જવો પ્રેત તથા અગ્નિના વચમાં બીજાએ જવું નહી. સઘળા સપિંડ ઇત્યાદિકોએ, નીચે કરેલું છે જનોઈ જેમણે, માંથાના દેશ છુટ અને વડીલો છે અગ્રભાગમાં જેમને એવા થઇ પ્રેતની વાંસે જવું. પ્રેતને નગ્ન બાળવો નહી. નિઃશેષ ( સંપૂર્ણ ) પણ બાળવો નહી. શબનું વસ્ત્ર સ્મશાનમાં રેહેનારાઓને દેવું. પ્રેતના કેશ નખ ઇત્યાદિ મુંડન કરાવી નવરાવી ગંધ પુષ્પાદિકવડે અલંકૃત કરી દાહ કરવો. દિવસે મૃત છતાં દિવસેજ દાહ કરવો. રાત્રિએ મરેલાનો દાહ રાત્રિએજ કરવો. દિવસે અથવા રાત્રિએ પ્રેત ( બાળ્યા વિના ) રહિ જાય તો તે વાસી કેહેવાય. વાસી થયલા પ્રેતને પંચગવ્યવડે સ્નાન કરાવી ત્રણ પ્રાજાપત્ય કરી દાહ કરવો. મ્હોઢાં ઉપરનાં સાત છિદ્રો ( મ્હોઢું, બે નાસિકા, બે કાન, બે નેત્ર ) સોનાંના કટકાવડે ઢાંકવાં. આ ઠેકાણે પાત્રનું સ્થાપન તથા મંત્ર સહિત દાહાદિક વિધિ એ પોતપોતાનાં સૂત્ર પ્રમાણે શ્રૌત તથા સ્માર્ત્ત અંત્યેષ્ટિના પ્રયોગમાં જોવો. પછી દાહની અંતે ઘડો ફોડવો ઇત્યાદિક કરવું. જો પથરો ફરી જાય તો પણ બીજી વાર ઘડો ફોડવો નહી. ત્યાર પછી સઘળાઓએ ચિતાને અવળી પરિક્રમા કરી વસ્ત્ર સહિત સ્નાન કરી આચમન કરી સગોત્ર, સપિંડ, સમાનોદક, માતામહી, માતામહ, આચાર્યાદિક, કન્યા અને બેહેન એમને અવશ્ય તિલનોં જળની અંજળિ દેવી. તે આ રીતે–પ્રથમ વૃદ્ધ પછી ન્હાના એ રીતે દક્ષિણમુખ થઈ "**अमुकगोत्रनामा प्रेतस्तृप्यतु**" એ મંત્ર ભણી અંજળીવડે એક વાર પથરા ઉપરે જળ દેવું. આ ઠેકાણે સ્નાનોદક દેવું હોય તો, "**अपनः शोशुचदघं**" એ મંત્રવડે કરવું. સ્નાનજ એ મંત્રવડે દેવું એમ બીજા ગ્રંથકાર કેહેછે. સ્રીઓને દેવાવિષે મંત્ર નથી. મામો, ફોઇ, માસી, ભાણેજ, સસરો, મિત્ર અને ઉ-

પાધ્યાય ઇત્યાદિકોને ઉદકદાન કરવું અથવા ન કરવું એમ છે. કરવાનો પક્ષ છતાં પણ પથરા ઉપરેજ દેવું એવો નિયમ નથી. વ્રાત્ય, બ્રહ્મચારી, પતિત, વ્રતવાળા, નપુંસક, અને ચોર એમણે તિલાંજલિ દેવી નહી. તેમાં વ્રાત્ય એટલે સમયે યજ્ઞોપવીત મળ્યું ન હોય તે; વ્રતવાળા એટલે પ્રાયશ્ચિત્તનો આરંભ જેમણે કરેલો હોય તે; ચોર એટલે સુવર્ણ અથવા સુવર્ણસરખાં દ્રવ્યને ચોરવાવાળા; બ્રહ્મચારીએ માતા, પિતા, પિતામહ, માતામહ, ગુરૂ અને આચાર્ય ઇત્યાદિકને ઉદકદાન કરવું. જેમણે પ્રાયશ્ચિત્તનો આરંભ કીધો હોય તેમણે તો પ્રાયશ્ચિત્તની સમાપ્તિ થયા પછી ઉદકદાન કરવું તથા ત્રણ રાત્રિ આશૌચ પાળવું. વ્રાત્ય ઇત્યાદિકોએ પ્રેતનો સ્પર્શ, ઉપાડવું, દાહ, તથા પિંડાદિક પણ કરવાં નહી. બીજો અધિકારી ન છતાં બ્રહ્મચારીએ પણ પિતા ઇત્યાદિકનું દહન કરી આશૌચ પાળવું; (તેને) કર્મનો લોપ નથી એમ કહેલું છે. એ જળ દેવું તે એક વસ્ત્ર છતાં અપસવ્યે કરીનેજ દેવું. ઉદકદાન કરી ફરી સ્નાન કરી વસ્ત્ર નીચોવી કુળમાંના વૃદ્ધોએ પૂર્વનાં ઇતિહાસ કહી પુત્રાદિકોનું સમાધાન કરી બ્રાહ્મણની સંમતિ લઈ પ્રથમ ન્હાના પછી મ્હોટા એ ક્રમથી ઘરે જઇ લીંબડાંનાં પાન ધીરે ધીરે ચાવી આચમન કરી અગ્નિ, જળ, છાણ ઇત્યાદિકનો સ્પર્શ કરી બારણાંના પથરા ઉપરે પગ દઈ ઘરમાં પ્રવેશ કરવો. લીંબડાંનાં પાન ખાવાં અથવા નખાવાં. પછી તે દિવસે ઉપવાસ કરવો. ઉપવાસ કરવાનું સામર્થ્ય ન હોય તો માગ્યા વિના પ્રાપ્ત થયલું, અથવા બીજાને ઘરે રાંધેલું એવું એકજ હવિષ્યાન્ન ભક્ષણ કરી રેહેવું.

---

तत्राशौचमध्येमाषमांसापूपमधुरलवणदुग्धाभ्यंगतांबूलक्षाराणिवर्ज्यानि क्षाराणितु तिलमुद्गादृतेशैब्यंसस्येगोधूमकोद्रवौ धान्याकंदेवधान्यंचशमीधान्यंतथैवच स्विन्नधान्यंतथा पण्यंमूलंक्षारगणःस्मृतः केचित्सैंधवंभक्ष्यमित्याहुः आदर्शस्त्रीसंगद्यूतादिहसनरोदनोच्चासनानित्यजेयुः बालवृद्धातुरवर्जंतृणकटास्तीर्णभूमौपृथक्शयीरन्नकंबलाद्यास्तीर्णभूमौ मार्जनादिरहितमेवस्नानं अस्थिसंचयनादूर्ध्वंभार्यापुत्रव्यतिरिक्तानांशय्यासनादिभोगोस्त्येव स्त्रीसंगस्तुनास्ति ॥

તે આશૌચમાં અડદ, માંસ, પૂડલા, મધુર, લૂણ, દૂધ, તૈલમર્દન, તાંબૂલ અને ક્ષાર એ પદાર્થ વર્જ્ય કરવા. **ક્ષાર પદાર્થ**– "તિલ અને મગ વિના શીંગમાં ઉત્પન્ન થતું ધાન્ય; સસ્યમાંના ગહૂ, કોદ્રા એ ધાન તથા ધાણા; દેવધાન્ય (જવાર); શમીધાન્ય (મગ, અડદ, ચોળા, કળથી, ચણા, તિલ, વટાણાં, અને તુવર એ આઠ ધાનને શમીધાન્ય કેહેછે તે), ભીંજવેલું ધાન્ય, પણ્ય અને મૂળા એ ક્ષારગણ જાણવો,' કોઈ ગ્રંથકાર, સૈંધવ ભક્ષણ કરવું એમ કેહેછે. આરીસો, સ્ત્રીસંગ, દ્યૂતાદિક, હસવું, રોવું અને ઉચું આસન એ નિત્ય વર્જ્ય કરવાં. બાળક, વૃદ્ધ અને રોગી વિના (બીજાઓએ) ઘાસની સાદરી પાથરેલી ભૂમી ઉપરે જુદું જુદું સુવું, કંબલ ઇત્યાદિક પાથરેલી ભૂમી ઉપરે નિદ્રા કરવી નહી. માર્જનાદિક કીધા વિનાજ સ્નાન

કરવું. અસ્થિસંચયન થયા પછી સ્ત્રી અને પુત્ર વિના બીજાઓને શય્યા આસન ઇત્યાદિ ભોગ છેજ. સ્ત્રીસંગ તો કરવો નહી.

---

अस्थिसंचयनंतुसमंत्राग्निदाहदिनादारभ्यप्रथमदिनेद्वितीयेतृतीयेचतुर्थेसप्तमेनवमेवागोत्रजैःसहस्वस्वसूत्रोक्तप्रकारेणकार्यं तत्रद्विपादत्रिपादनक्षत्राणिकर्तुर्जन्मनक्षत्रंचवर्ज्यं संभवेर्कभौममंदवारावर्ज्याः पालाशदाहास्थिदाहयोःसद्यःसंचयनं अस्थ्नांगंगांभसितीर्थांतरेवाप्रक्षेपः तद्विधिर्वक्ष्यते अरण्येवृक्षमूलेनिखननंवा अस्थीन्यन्यकुलस्थस्यनीत्वाचांद्रायणंचरेत् दययान्यस्यापिनयनेमहापुण्यं अस्थ्नांश्वसूकरशूद्रादिस्पर्शेपंचगव्यशालग्रामतुलस्युदकैःप्रोक्षणं आशौचमध्येस्वगोत्रजैःसहभोक्तव्यंतच्चदिवैव भोजनंचमृन्मयेषुपर्णपुटकेषुवाकार्यं नतुधातुपात्रेषु ॥

અસ્થિસંચયન તો, મંત્ર સહિત અગ્નિદાહ જે દિવસે દીધો તે દિવસથકી આરંભ કરી પ્રથમ, બીજે, ત્રીજે, ચોથો, સાતમો અથવા નવમો એ દિવસે ગોત્રજોએ સહિત પોતપોતાનાં સૂત્રમાં કહેલે પ્રકારે કરવું. તેમાં દ્વિપાદ તથા ત્રિપાદ નક્ષત્રો અને કર્ત્તાનું જન્મનક્ષત્ર એ વર્જ્ય કરવાં. સંભવ હોય તો, રવિ, ભૌમ અને શનિ વાર વર્જ્ય કરવાં. પાલાશવિધિવડે દાહ તથા અસ્થિદાહ છતાં તત્કાળ અસ્થિસંચયન કરવું. અસ્થિ ગંગાનાં જળમાં અથવા બીજાં તીર્થમાં નાખવાં. તેનો વિધિ કેહેસું. વનમાં અથવા ઝાડનાં મૂળમાં ડાટવાં. "બીજાં કુળમાંનાં મનુષ્યનાં અસ્થિ ઉપાડ્યા છતાં ચાંદ્રાયણ કરવું." બીજાનાં અસ્થિ પણ દયાથકી લઈ ગયા છતાં મહાપુણ્ય પ્રાપ્ત થાયછે. કુતરાં, સુવર અને શૂદ્રાદિકનો અસ્થીને સ્પર્શ થયા છતાં પંચગવ્ય, શાળગ્રામ તથા તુળસીનાં જળવડે પ્રોક્ષણ કરવું. આશૌચમાં પોતાના ગોત્રજોની સાથે ભોજન કરવું, પણ તે દિવસેજ ભોજન કરવું. ભોજન કરવું તે મૃત્તિકાનાં પાત્રમાં અથવા પાનની પત્રાવલી ઉપરે કરવું; ધાતુપાત્રમાં કરવું નહીં.

---

दाहदिनादारभ्यदशपिंडादशदिनमध्येदर्भास्तीर्णभूमावमंत्रकंदेयाः क्षत्रियादीनांनवपिंडाःनवदिनांतंदशमपिंडस्त्वाशौचांत्यदिने प्रथमेहनियोदेशोयश्चकर्तायच्चतंडुलादिद्रव्यंयच्चोत्तरीयशिलापाकपात्रादितदेवदशाहांतं एतदन्यतमव्यत्ययेयतोव्यत्ययस्ततःपुनरावृत्तिः शिलाविपर्ययेपिघटस्फोटादेर्नावृत्तिरित्युक्तेर्लौकिकशिलाग्रहणं तेनपिंडदानतिलांजल्यादिकस्यैवावृत्तिर्नदाहस्य केचिदाचार्यविपर्ययेप्यावृत्तिमाहुः यत्रपुत्रादिमुख्यकर्तुरसन्निधानादमुख्याधिकारिणापिंडदानक्रियारब्धातत्रमध्येपुत्रादिसन्निधानेप्यमुख्यकर्त्रैवदशाहांताक्रियासमापनीया एकादशाहादिकंतुपुत्रादिमुख्येनैव समंत्रकदाहमात्रेन्येनकृतेतुपिंडदानादिदशाहकृत्यंसन्निकृष्टमुख्येनैवकार्यमितिमिताक्षरादयः अन्येतुसगोत्रोऽसगोत्रोवायःसमंत्रकदाहकर्तासएवदशाहंकुर्यादित्याहुः पत्न्याःकर्तृत्वेरजोदर्शनेजातेसातदंतेकुर्यात् कर्तुरस्वास्थ्येन्येनसर्वाःक्रियाःपुनःकार्याःपिंडद्रव्येषुतंडुलामुख्याः तदभावेफलमूलशाकतिलमिश्रसक्तवोपि प्रेतश्राद्धेषुपितृशब्दस्वधाशब्दानुशब्दाःपुष्पधूपदीपदानादौमंत्राश्चनवाच्याः त्र्यहाशौचेपर्णशरदाहादौप्रथमेदिनेएकःपिंडःद्वितीयेचत्वारःतृतीयेपंचेतिक्रमोबोध्यः पुत्रेणपर्णशर

दाहेकृतेतस्यदशाहाशौचान्तेनत्र्यहमध्येपिंडसमाप्तिर्नकार्या शिरस्त्वाद्येनपिंडेनप्रेतस्यक्रियतेसदा द्वितीयेनतुकर्णाक्षिनासिकाः तृतीयेनकंठस्कंधभुजवक्षांसि चतुर्थेननाभिलिंगगुदानि पंचमेनजानुजंघपादं षष्ठेनमर्माणि सप्तमेननाड्यः अष्टमेनदंतलोमानि नवमेनवीर्यं दशमेनतुपूर्णत्वंतृप्तताक्षुद्विपर्ययः जलंदशाहमाकाशेस्थाप्यंक्षीरंचमृन्मये प्रेतात्रस्नाहीत्युदकं इदंपिबेतिचक्षीरं इदंचकृताकृतं ततःप्रेतोपकृतयेदशरात्रमखंडितं कुर्यात्प्रदीपंतैलेनवारिपात्रंचमार्तिकं भोज्याद्भोजनकालेतुभक्तमुष्टिंचनिर्वपेत् नामगोत्रेणसंबुद्ध्याधरित्र्यांपितृयज्ञवत् भूर्लोकात्प्रेतलोकंतुगंतुंश्राद्धंसमाचरेत् तत्पाथेयंहिभवतिमृतस्यमनुजस्यच ॥

દાહના દિવસને આરંભી દશ પિંડ દશ દિવસમાં દર્ભ પાથરેલી પૃથ્વી ઉપરે મંત્ર રહિત દેવા. ક્ષત્રિયાદિકોએ નવ પિંડ નવ દિવસ પર્યંત દેવા; દશમો પિંડ તો, આશૌચને છેલે દિવસે દેવો. પ્રથમ દિવસે જે ઠેકાણું, જે કર્ત્તા, જે તંડુલ ઇત્યાદિ દ્રવ્ય, જે વસ્ત્ર, જે શિલા (પથરો), અને જે પાક કરવાનું પાત્ર ઇત્યાદિ તેજ દશ દિવસ પર્યંત ગ્રહણ કરવાં. એમાંથી એકાદી વસ્તુ બદલી જતાં જે દિવસથકી બદલો થયો હોય તે દિવસથકી ફરી આવૃત્તિ કરવી. જો પથરો ફરી જાય તો પણ બીજીવાર ઘડો ફોડવો નહી એમ કહેલું છે; માટે લૌકિક પથરો લેવો. તેથી પિંડદાન તિલાંજલી ઇત્યાદિ કર્મનીજ આવૃત્તિ કરવી. દાહની આવૃત્તિ કરવી નહી એમછે. કોઇ ગ્રંથકાર, આચાર્ય (ક્રિયા કહેવાવાળા)ની બદલી થયા છતાં પણ આવૃત્તિ કરવી એમ કહેછે. જ્યારે પુત્રાદિક મુખ્ય કર્ત્તા સમીપમાં ન હોવાથી ગૌણ કર્ત્તાએ પિંડદાનની ક્રિયાનો આરંભ કરેલો હોય ત્યારે મધ્યમાં પુત્રાદિક સમીપે આવ્યા છતાં પણ ગૌણ કર્ત્તાએજ દશ દિવસ પર્યંતની ક્રિયા સમાપ્ત કરવી. ઇગ્યારમો દિવસ ઇત્યાદિકની ક્રિયા તો, પુત્રાદિક મુખ્ય કર્ત્તાએજ કરવી. મંત્ર સહિત દાહ માત્ર બીજાઓએ કીધો હોય તો, પિંડદાનાદિક દશ દિવસની ક્રિયા સમીપમાં રહેલા મુખ્ય કર્ત્તાએજ કરવી, એમ મિતાક્ષરાદિક ગ્રંથ કહેછે, બીજા ગ્રંથો તો સગોત્ર અ-થવા અસગોત્ર જે મંત્રસહિત દાહ કરે તેણેજ દશ દિવસ પર્યંતની ક્રિયા કરવી, એમ કહેછે. સ્ત્રી ક્રિયા કરનારી છતાં તે રજસ્વલા થઈ હોય તો, રજોદર્શનની શુદ્ધિ પછી તેણે ક્રિયા કરવી. કર્ત્તાનું શરીર સ્વસ્થ ન હોય તો, બીજાએ સઘળી ક્રિયા ફરી કરવી. પિંડનાં દ્રવ્યમાં ચોખા મુખ્ય છે. ચોખા ન હોય તો; ફળ, મૂળ, શાક, અથવા તિલસહિત એવો ભુજેલા જવનો લોટ પણ લેવો. પ્રેતનાં શ્રાદ્ધવિષે પિતૃ-શબ્દ, સ્વધાશબ્દ અને અનુશબ્દ તથા પુષ્પ, ધૂપ અને દીપ ઇત્યાદિકનાં દાનવિષે મંત્ર બોલવા નહી. ત્રણ દિવસનાં આશૌચમાં પર્ણશરવિધિવડે દાહાદિક થયો હોય તો, પ્રથમ દિવસે એક પિંડ, બીજે દિવસે ચાર પિંડ, ત્રિજે દિવસે પાંચ પિંડ એવો ક્રમ જાણવો. પુત્રે પાલાશવિધિવડે દાહાદિક કીધા છતાં તેને દશ દિવસનું આશૌચ છે માટે ત્રણ દિવસમાં પિંડની સમાપ્તિ કરવી નહી. પ્રથમ પિંડવડે પ્રેતનું મસ્તક સર્વ કાળ પ્રાપ્ત થાયછે. બીજા પિંડથકી કાન, નેત્ર, નાસિકા; ત્રીજા પિંડથી કંઠ, ખભા, ભુજ અને વક્ષસ્થળ; ચોથા પિંડથી નાભિ, લિંગ, ગુદા; પાંચમા પિંડવડે ગો-

કણ, જંઘા, પગ; છઠા પિંડથી મર્મસ્થાન; સાતમા પિંડથી નાડી; આઠમા પિંડથી દાંત, રોમાવલી; નવમા પિંડથી વીર્ય; અને "દશમા પિંડવડે તો, પૂર્ણપણું, તૃપ્તિ તથા ક્ષુધ લાગવી એ પ્રમાણે થાયછે. માટીનાં પાત્રમાં જળ તથા દૂધ નાખી દશ દિવસ પર્યંત અંતરિક્ષમાં (નેવે) રાખવું." "**प्रेतात्रस्नाहि**" એમ કહી જળ રાખવું. "**इदंपिब**" એમ કહી દૂધ રાખવું. એ કરવું અથવા ન કરવું એમ પણ છે. "પછી પ્રેતનો ઉપકાર થવામાટે દશ રાત્રિ પર્યંત તેલનો અખંડ દીપક કરવો, અને માટીનું પાત્ર જળે ભરી રાખવું. ભોજન સમયે ખાવાનાં અન્નમાંથી ભાતની મુંઠી લઈ સંબુદ્ધિ વિભક્તિથી નામ ગોત્રનો ઉચ્ચાર કરી તે પિતૃયજ્ઞ પ્રમાણે ભૂમી ઉપરે દેવી. મૃત્યુ પામેલા મનુષ્યને ભૂલોકથકી પ્રેતલોકપ્રત્યે જવામાટે જે શ્રાદ્ધ કરવું તે **પાથેય** શ્રાદ્ધ છે.

---

**अथदशाहमध्येदर्शपातेनिर्णयः** पिंडदानादौप्रारब्धेयदिमध्येदर्शप्राप्तिस्तदामातापितृव्यतिरिक्तानांसर्वंदशाहकृत्यमाकृष्यदर्शएवसमापनीयं मातापितृविषयेतुत्र्यहमध्येदर्शपातेनापकर्षः त्रिरात्रात्परंदर्शपातेतुपित्रोरपिसर्वंदर्शेएवसमापनीयमितिकेचित् अन्येतुत्रिरात्रोर्ध्वमपिदर्शपातेऔरसपुत्रेणपित्रोस्तंत्रसमाप्तिर्नकार्येत्याहुः अत्रदेशाचाराद्व्यवस्थेतिसिंध्वादयः यदिदैवाद्दर्शात्पूर्वंपिंडदानादितंत्रंनारब्धंतदादाहमात्रेसमंत्रकेजातेपिनदर्शेतंत्रसमाप्तिनियमइतिभातिदर्शोत्तरमेवतंत्रारंभसमाप्तिसंभवेनाद्विरैंदवेतुकुर्वाणःपुनःशावंसमश्नुतइत्युक्तदोषाप्रसक्तेः एवंदर्शेपकृष्यतंत्रसमाप्तावप्यग्निपिंडदातुर्दशाहमाशौचमस्त्येव पुत्रादेःसपिंडस्यतुसुतरां दशाहंप्रेतपिंडान्प्रदायास्नात्वाभुक्त्वासपिंडस्यत्रिरात्रोपवासः सपिंडस्योपवासएकः मत्याद्विगुणं प्रेतकृत्यंकुर्वतास्थिसंचयनादर्वाक्स्त्रीसंगेकृतेचांद्रायणं ऊर्ध्वंकृच्छ्रत्रयं अन्येषामाशौचिनांसंचयनादर्वाक्त्रिरात्रं तदुत्तरमेकोपवासः ॥

## હવે દશ રાત્રિના મધ્યમાં દર્શ (અમાવાસ્યા) પ્રાપ્ત થયા છતાં નિર્ણય કેહેછે.

પિંડદાન ઇત્યાદિક કર્મનો આરંભ કીધા છતાં જો વચમાં દર્શ પ્રાપ્ત થાય તો માતા પિતા વિના બીજાઓનું સઘળું દશ દિવસનું કૃત્ય અપકર્ષ કરીને દર્શને દિવસેજ સમાપ્ત કરવું. માતા પિતાના વિષયમાં તો, ત્રણ દિવસમાં દર્શ પ્રાપ્ત થયા છતાં અપકર્ષ કરવો નહી. ત્રણ દિવસ પછી દર્શ પ્રાપ્ત થાય તો, માતા પિતાનું પણ સઘળું કૃત્ય દર્શદિવસેજ સમાપ્ત કરવું એમ કોઈ ગ્રંથકાર કેહેછે. બીજા ગ્રંથકારો તો, ત્રણ રાત્રિ પછી પણ દર્શ પ્રાપ્ત થયા છતાં ઔરસ પુત્રે માતા પિતાનાં કૃત્યની તંત્રવડે સમાપ્તિ કરવી નહી, એટલે અપકર્ષ કરી કૃત્યની સમાપ્તિ કરવી નહી, એમ કેહેછે. એ વિષયમાં દેશાચારવડે વ્યવસ્થા કરવી એમ નિર્ણયસિંધુ ઇત્યાદિક ગ્રંથ કેહેછે. જો દૈવવશથી દર્શથકી પ્રથમ પિંડદાનાદિક તંત્ર આરંભેલો ન હોય અને દાહ માત્ર મંત્ર સહિત થયો હોય તો પણ દર્શને દિવસે કૃત્યની સમાપ્તિનો નિયમ નથી એમ ભાસેછે; કારણ, દર્શ પછીજ તંત્રનો આરંભ તથા સમાપ્તિ થવાની એ કારણથી "જે ચંદ્ર-

યુક્ત કાળમાં કર્મ કરનારાને ફરી આશૌચ પ્રાપ્ત થાયછે " એવો જે દોષ કહ્યો તેની પ્રાપ્તિ નથી. એ રીતે દર્શને દિવસે અપકર્ષ કરી તંત્રની સમાપ્તિ કીધાં છતાં પણ અગ્નિ તથા પિંડ દેનારાને દશ દિવસનું આશૌચ છેજ, પુત્રાદિક સપિંડોને તો નિઃસંશયજ છે. પ્રેતને દશ દિવસ પર્યંત પિંડદાન કરી સ્નાન કીધા વિના ભોજન કરે તો અસપિંડોએ ત્રણ રાત્રિ ઉપવાસ કરવો. સપિંડોએ એક રાત્રિ ઉપવાસ કરવો. જાણી જોઈ સ્નાન કીધા વિના ભોજન કીધું હોય તો તેણે બમણા ( ૬—૨ ) ઉપવાસ કરવા. પ્રેતકાર્ય કરનારાએ અસ્થિસંચયનથકી પ્રથમ સ્ત્રીસંગ કીધા છતાં ચાંદ્રાયણ કરવું. અસ્થિસંચયન પછી ( સ્ત્રીસંગ કીધા છતાં ) ત્રણ કૃચ્છ્ર કરવાં, બીજા સૂતકીઓએ અસ્થિસંચયનથકી પ્રથમ ત્રણ રાત્રિ ઉપવાસ, અને અસ્થિસંચયન પછી એક ઉપવાસ કરવો.

अथनवश्राद्धं प्रथमेन्हितृतीयेचपंचमेसप्तमेतथा नवमैकादशेचैवतन्नवश्राद्धमुच्यते नवश्राद्धानिपंचाहुराश्वलायनशाखिनः आपस्तंबाःषडित्याहुर्विभाषामितरेषुहि पंचपक्षे एकादशाहेनवश्राद्धंनकार्यं एतान्येवविषमश्राद्धानीत्युच्यंते नवश्राद्धानिदशाहांतर्नवमिश्रंतुवत्सरइत्यन्यत्र अकृत्वातुनवश्राद्धंप्रेतत्वान्नैवमुच्यते नवश्राद्धंत्रिपक्षंचषाण्मासिकंमासिकानिच नकरोतिसुतोयस्तुतस्याधःपितरोगताः अर्घ्यहीनमधूपंचगंधमाल्यविवर्जितं नवश्राद्धममंत्रंस्यादवनेजनवर्जितं आशिषोद्विगुणादर्भाजपाशीःस्वस्तिवाचनं पितृशब्दःस्वसंबंधःशर्मशब्दस्तथैवच पात्रालंभोवगाहश्चउल्मुकोल्लेखनादिकं तृप्तिप्रश्नश्चविकिरःशेषप्रश्नस्तथैवच प्रदक्षिणाविसर्गश्चसीमांतगमनंतथा अष्टादशपदार्थाश्चप्रेतश्राद्धेविवर्जयेत् तिलोसीतिमंत्रेस्वधानमःपितृशब्दानवाच्याः किंतुप्रेतशब्दोहेनतूष्णींवातिलावपनं तूष्णीमर्घ्यदानं अमुष्मैस्वाहेतिप्रेतनाम्नापाणिहोमः बह्वृचानांसर्वैकोद्दिष्टेष्वग्नौकरणमस्त्येव अन्यशाखिनांतुतन्निषेधः नाम्नैकःपिंडः निनयनमंत्रेऊहः अनुमंत्रणादिकंत्वमंत्रकं अभिरम्यतामितिविसर्जनं एवंनवश्राद्धवर्ज्यैकोद्दिष्टेषु नवश्राद्धंत्वमंत्रकंसर्वमितिनारायणवृत्तिः उत्तानंस्थापयेत्पात्रमेकोद्दिष्टेसदाबुधः न्युब्जंतुपार्वणेकुर्यात्तस्योपरिकुशान्न्यसेत् सपिंडीकरणांतानिप्रेतश्राद्धानिलौकिकाग्नावित्याश्वलायनमतं नवश्राद्धानिसंभवेन्नेनकुर्यादन्यथामान्त्येन ॥

## હવે નવશ્રાદ્ધ કેહેછે.

" પ્રથમ, ત્રીજે, પાંચમો, સાતમો, નવમો અને ઇગ્યારમો એ દિવસે જે શ્રાદ્ધ તે નવશ્રાદ્ધ કેહેવાયછે. આશ્વલાયન શાખાવાળા નવશ્રાદ્ધ પાંચ કેહેછે. આપસ્તંબ છ એમ કેહેછે. બીજી શાખાવાળાઓ તો વિકલ્પજ કેહેછે." પાંચ એ પક્ષમાં ઇગ્યારમે દિવસે નવશ્રાદ્ધ કરવું નહી. એ નવશ્રાદ્ધનેજ વિષમશ્રાદ્ધ એમ કેહેછે. "નવશ્રાદ્ધ દશ દિવસની માંહ્ય કરવાં, તથા નવમિશ્રશ્રાદ્ધ તો વર્ષની અંતે કરવાં" એમ બીજે ઠેકાણે કહ્યુંછે. "નવશ્રાદ્ધ કીધા વિના પ્રેતપણાંથી મુક્ત થતો નથી. નવશ્રાદ્ધ, ત્રૈપક્ષિક, ષાણ્માસિક (છમાસિ), અને માસિક એ શ્રાદ્ધ જે પુત્ર કરતો નથી તેનાં પિતૃ અધોયોનિપ્રત્યે જાયછે. અર્ઘ્યરહિત, ધૂપરહિત, ચંદનપુષ્પરહિત, મંત્રરહિત

અને પાદ્યરહિત એવું **નવશ્રાદ્ધ** જાણવું. આશીર્વાદ, બેવડા દર્ભ કરવા તે, જપ, આશીર્વાદ, **સ્વસ્તિવાચન**, પિતૃશબ્દ, પોતાનો સંબંધ, શર્મશબ્દ, પાત્રનો સ્પર્શ, પિંડ વેહેરાવવા તે, ઉલ્મુક, ઉલ્લેખનાદિક, તૃપ્તિપ્રશ્ન, વિકિર, શેષપ્રશ્ન, પ્રદક્ષિણા, **વિસર્જન** અને સીમા પર્યંત જવું એ અઢાર પદાર્થ પ્રેતશ્રાદ્ધવિષે વર્જ્ય કરવા." "**तिलोसि०**" એ મંત્રવિષે સ્વધાશબ્દ, નમઃ શબ્દ, અને પિતૃશબ્દનો ઉચ્ચાર કરવો નહી, ત્યારે પ્રેત શબ્દના ઉચ્ચારથકી અથવા મંત્રરહિત તિલ છાંટવા. અર્ધ્યદાન મંત્રરહિત કરવું." **अमुष्मै स्वाहा** " એ મંત્રવડે પ્રેતને નામેકરી પાણિહોમ કરવો. ઋગ્વેદીઓને સધળાં એકોદ્દિષ્ટ શ્રાદ્ધવિષે અગ્નૌકરણ છેજ. બીજી શાખાવાળાઓને તો એકોદ્દિષ્ટશ્રાદ્ધવિષે અગ્નૌકરણનો નિષેધ છે. નામવડે એક પિંડ દેવો. જળ દેવાના મંત્રવિષે ઉચ્ચાર કરવો. અનુમંત્રણાદિક તો, મંત્રરહિત કરવું." "**अभिरम्यतां**" એ મંત્રવડે વિસર્જન કરવું. આ રીતિ નવશ્રાદ્ધ વિનાના એકોદ્દિષ્ટશ્રાદ્ધવિષે જાણવી. નવશ્રાદ્ધ તો સધળાં મંત્રરહિત કરવાં એમ નારાયણવૃત્તિમાં છે. "જ્ઞાતા પુરૂષે એકોદ્દિષ્ટ શ્રાદ્ધવિષે પાત્ર સવળાં રાખવાં, પાર્વણશ્રાદ્ધવિષે તો ઊંધાં માંડી તે પાત્ર ઉપરે કુશ રાખવા." સપિંડીકરણ પર્યંત પ્રેતશ્રાદ્ધ લૌકિકાગ્નિ ઉપરે એવો આશ્વલાયનનો મત છે. સંભવ છતાં નવશ્રાદ્ધ અન્નવડે કરવાં, અસંભવ છતાં આમાન્નવડે કરવાં.

---

**विघ्नेतु नवश्राद्धंमासिकंचयद्यदंतरितंभवेत् तत्तदुत्तरश्राद्धेनसहतंत्रेणकार्यं शावेआशौचांतरप्राप्तौनवश्राद्धानिकुर्यादेव सहगमनेतु नवश्राद्धानिसर्वाणिसापिंडीकरणंपृथक् एकएववृषोत्सर्गोगौरेकात्रदीयते शूद्रस्यामंत्रकंसर्वंद्विजवन्नाम्नैवकार्यमितिस्मृत्यर्थसारः अत्रवयोधिकमरणेतत्कनिष्ठानांसपिंडानांदशमेहनिमुंडनंकेचिदाहुः मातापित्राचार्येषुमृतेषुनियमेनदशमेहनिमुंडनं एवंभर्तरिमृतेस्त्रियाअपिमुंडननियमः पुत्राणांसर्वेषांदाहकर्तुश्चदाहांगभूतंप्रथमदिनेदशमदिनेचमुंडनं अत्रदेशाचाराद्व्यवस्था अत्ररात्रिमृतस्यरात्रौदाहेपिप्रातरेवमुंडनमित्युक्तं ॥**

વિઘ્ન પડે તો; નવશ્રાદ્ધ, માસિક એવાં જે જે શ્રાદ્ધ રહિ ગયલાં હોય તે તે આગળનાં શ્રાદ્ધની સાથે એક તંત્રે કરી કરવાં. મૃતાશૌચમાં બીજું આશૌચ પ્રાપ્ત થયા છતાં નવશ્રાદ્ધ કરવાંજ. સહગમન હોય તો "સધળાં નવશ્રાદ્ધ (જુદાં) કરવાં, તથા સપિંડીકરણ જુદું કરવું, વૃષોત્સર્ગ એકજ (પતિનો માત્ર) કરવો, અને સ્રીના વૃષોત્સર્ગને ઠેકાણે એક ગાય દેવી. શૂદ્રનું સધળું કર્મ મંત્રરહિત નામમંત્રવડેજ દ્વિજ પ્રમાણે કરવું, એમ સ્મૃત્યર્થસાર ગ્રંથ કેહેછે. આ ઠેકાણે, અવસ્થાએ અધિક એવો મૃત થયા છતાં મરનારથી ન્હાના સપિંડોએ દશમે દિવસે મુંડન કરાવવું, એમ કોઈ ગ્રંથકાર કેહેછે. માતા, પિતા અને આચાર્ય એ મૃત છતાં અવશ્ય દશમે દિવસે મુંડન કરાવવું. એ રીતે પતિ મૃત થયા છતાં સ્રિએ પણ અવશ્ય મુંડન કરાવવું. સધળા પુત્રોએ તથા દાહકર્ત્તાએ દાહનું અંગભૂત પ્રથમ દિવસે, અને દશમે દિવસે પણ મુંડન કરાવવું; એ વિષયમાં જેવો દેશાચાર હોય તે પ્રમાણે વ્યવસ્થા જા-

ણવી. આ વિષયમાં રાત્રિએ મૃત થયલાનો દાહ રાત્રિએ કીધેલો હોય તો પણ મું-ંડન કરવું તે બીજે દિવસે પ્રાતઃકાળેજ કરવું એમ કહ્યુંછે.

ततोदशमेहनिपूर्ववस्त्रशुद्धिंगृहशुद्धिंचकृत्वागौरसर्षपतिलकल्केनसशिरःस्नानंकृत्वानववस्त्रेपरिधायपरिहितवस्त्राणिप्रेतवस्त्राणिचांत्यजेभ्यआश्रितेभ्यश्चदत्वासुवर्णादीनिमंगलवस्तूनिस्पृष्ट्वागृहंप्रविशेत् ॥

ત્યાર પછી દશમે દિવસે પ્રથમનાં વસ્ત્રની શુદ્ધિ તથા ઘરની શુદ્ધિ કરી સફેદ સરસિઆ અને તિલના ભૂકાવતિ મસ્તક ધોવાપૂર્વક સ્નાન કરી નવાં વસ્ત્ર પેહેરી પ્રથમ ધારણ કરેલાં વસ્ત્ર તથા પ્રેતનાં વસ્ત્ર અંત્યજ જાતિવાળાઓને તથા આશ્રિતોને દઈ સુવર્ણાદિક મંગળ વસ્તુનો સ્પર્શ કરી ઘરમાં પ્રવેશ કરવો.

अथास्थिक्षेपविधिः तत्रादौसंचयनदिनेऽस्थिस्थापनप्रकारः प्रेतस्थानेबलिंदत्वाक्षीरेणाभ्युक्ष्यवाग्यतः प्रेतस्यास्थीनिगृण्हीयात्प्रधानांगोद्भवानिच पंचगव्येनसंस्नाप्यक्षौमवस्त्रेणवेष्टयच प्रक्षिप्यमृन्मयेभांडेनवेसाच्छादनेशुभे अरण्येवृक्षमूलेवाशुद्धेसंस्थापयेदथ सूक्ष्माण्यस्थीनितद्भस्मनीत्वातोयेविनिक्षिपेत् ततःसंमार्जनंभूमेःकर्तव्यंगोमयांबुभिः पूजांचपुष्पधूपाद्यैर्बलिभिःपूर्ववच्चरेत् तत्स्थानाच्छनकैर्नीत्वातीर्थेवाजान्हवीजले कश्चित्प्रक्षिपेत्पुत्रोदौहित्रोवासहोदरः मातुःकुलंपितृकुलंवर्जयित्वानराधमः अस्थीन्यन्यकुलस्थस्यनीत्वाचांद्रायणंचरेत् गंगातोयेषुयस्यास्थिक्षिप्यतेशुभकर्मणः नतस्यपुनरावृत्तिर्ब्रह्मलोकात्सनातनात् अस्तंगतेगुरौशुक्रेतथामासेमलिम्लुचे गंगायामस्थिनिक्षेपंनकुर्यादितिगौतमः दशाहांतरास्थिप्रक्षेपेतुनास्तादिदोषः दशाहाभ्यंतरेयस्यगंगातोयेस्थिमज्जति गंगायां मरणंयादृक्तादृक्फलमवाप्नुयात् ॥

## હવે અસ્થિ રાખવાનો વિધિ કેહેછે.

તેમાં પ્રથમ અસ્થિસંચયનને દિવસે અસ્થિ રાખવાનો પ્રકાર–" મૌની થઈ પ્રેતને ઠેકાણે બળિ દઈ ( ચિતાને ઠેકાણે ) દૂધવડે પ્રોક્ષણ કરી પ્રેતનાં મુખ્ય અંગનાં અસ્થિ લઈ તેને પંચગવ્યવડે નવરાવી રેશમી વસ્ત્રમાં બાંધી માટીનાં સુંદર નવાં પાત્રમાં નાખી ઉપર ઢાંકણું બંધ કરી જંગલમાં અથવા શુદ્ધ વૃક્ષનાં મૂળમાં ડાટી રાખવાં. પછી સૂક્ષ્મ અસ્થિ તથા તે રાખોડી લઈ જળમાં નાખવી. પછી છાણયુક્ત જળવડે પૃથ્વીનું સારી રીતે માર્જન કરવું. તથા પુષ્પ, ધૂપ ઇત્યાદિકવડે અને બળિવડે પ્રથમ પ્રમાણે પૂજા કરવી. પછી પુત્ર, દોહિત્રો અથવા સગો ભાઈ એમાંથી કોઈ એક યુક્તિથી ત્યહાંથકી ધીરેથી અસ્થિ લઈ તીર્થમાં અથવા ગંગાનાં જળમાં નાખવાં. માતાનું કુળ તથા પિતાનું કુળ એ વિના બીજા કુળનાં મનુષ્યનાં અસ્થિ લીધા છતાં તે મનુષ્યમાં અધમ થાય અને તેણે ચાંદ્રાયણ કરવું. જે પુણ્યવાનનાં અસ્થિ ગંગાજળમાં પડે તેની, સનાતન એવાં બ્રહ્મલોકથકી પુનરાવૃત્તિ થતી નથી. ગુરુ, શુક્રનો અસ્ત તથા મળમાસ છતાં ગંગામાં અસ્થિ નાખવાં નહી એમ ગૌતમ કેહેછે. દશ દિવસની માંહ્ય અસ્થિ નાખવાવિષે તો અસ્તાદિકનો

દોષ નથી. દશ દિવસની માંહ્ય જેનાં અસ્થિ ગંગામાં પડે તેને, ગંગાવિષે મરણ થવાથી જેવું ફળ મળે તેવું ફળ પ્રાપ્ત થાય."

---

अथतीर्थेस्थिक्षेपंकर्तुंतत्पूर्वांगविधिः यत्रास्थीनिनिखातानितांभूमिंसचैलस्नानपूर्वकं पृथग्गोमूत्रादिभिःप्रोक्षयेत् तत्रगायत्र्यागोमूत्रेण गंधद्वारामितिगोमयेन आप्यायस्वेति क्षीरेण दधिक्राव्णइतिदध्ना घृतंमिमिक्षइतिघृतेन उपसर्पेतिचतसृणामृचांशंखःपितरस्त्रिष्टुप् भूप्रार्थनखननमृदुद्धरणास्थिग्रहणेषुक्रमेणविनियोगः ताभिर्ऋग्भिःक्रमेणास्थिग्रहणांतानिकर्माणिकृत्वास्वयंजलाशयेगृह्योक्तविधिनास्नायात् ततोस्थिशुद्धिंकुर्यात् सायथा अस्थीनिस्पृष्ट्वैतोन्विंद्रमितितृचावृत्त्यापंचगव्यैःस्नात्वास्पृष्ट्वैवदशस्नानानिकुर्यात् तत्रगायत्र्यादिपंचमंत्रैर्गोमूत्रगोमयक्षीरदधिसर्पिःस्नानानिकृत्वादेवस्यत्वेतिकुशोदकेन मानस्तोकेतिभस्मना अश्वक्रांतेरथक्रांतेइतिमृदा मधुवाताइतिमधुना आपोहिष्ठेतिशुद्धोदकेनच स्नायात् एवंदशस्नानानिकृत्वाऽस्थ्नांकुशैर्मार्जनंकुर्यात् तत्रमंत्रःअतोदेवाइत्यृक् अथ सप्तसूक्तानि एतोन्विंद्रं० १ शुचीवो० १ नतमंहोन० ८ इतिवाइति० १३ स्वादिष्ठयेति० १० ममाग्नेवर्चो० २ कद्रुद्रायप्र० ९ ततोयदीयान्यस्थीनितस्यकृतसपिंडीकरणस्यपार्वणविधिनाश्राद्धमस्थिक्षेपांगभूतंहिरण्येनकुर्यात् सक्तुनाचपिंडदानं दशाहांतरस्थिक्षेपकरणेएकोद्दिष्टविधिनाश्राद्धं ततस्तिलतर्पणंकृत्वापुनःपंचगव्यपंचामृतशुद्धोदकैरस्थीनिप्रक्षाल्ययक्षकर्दमेनालिप्यपुष्पैःप्रपूज्याऽजिनकंबलदर्भभूर्जपत्रशाणभूर्जपत्रताडपत्राणांक्रमेणसप्तधासंवेष्ट्यताम्रसंपुटेस्थापयेत् तत्रयक्षकर्दमलक्षणं द्वादशकर्षंचंदनंकुंकुमंचषट्कर्षःकर्पूरश्चतुःकर्षाकस्तूरीचैतेषांमेलनाद्यक्षकर्दमः ततोस्थिषुहेमरौप्यखंडानिमौक्तिकप्रवालनीलमणींश्चप्रक्षिप्यस्वसूत्रोक्तविधिनास्थंडिलाग्निप्रतिष्ठादिकृत्वाष्टोत्तरशतंतिलाज्याहुतीर्जुहुयात् उदीरतांशंखःपितरस्त्रिष्टुप्अस्थिप्रक्षेपांगतिलाज्यहोमेविनियोगः उदीरतामितिसूक्तस्यचतुर्दशऋग्भिःप्रत्यृचमाहुतिरित्येवंसूक्तस्यसप्तावृत्तिभिरवशिष्टदशाहुतीःप्रथमऋगावृत्त्येत्येवमष्टोत्तरशतंतिलाहुतीरष्टोत्तरशतमाज्याहुतीश्चजुहुयात् सवेष्टनास्थिसमुच्चययुतंताम्रसंपुटमादायतीर्थंगच्छेत् तत्रनियमाः मूत्रपुरीषोत्सर्गकालेआचमनकालेचनास्थीनिधारयेत् शूद्रयवनांत्यजादिकांस्वहीनजातिमस्थिधारणकालेनस्पृशेदितिकाशीखंडे ततस्तीर्थंप्राप्यतीर्थप्राप्तिनिमित्तकंस्नानादिविधायास्थीनिस्नापयित्वामुकगोत्रस्यामुकशर्मणोब्रह्मलोकादिप्राप्तयेमुकतीर्थेस्थिप्रक्षेपमहंकरिष्येइतिसंकल्प्यपलाशपर्णपुटेपंचगव्येनास्थीन्यासिच्याहिरण्यशकलमाल्यघृततिलामिश्रितास्थीनिमृत्पिंडेनिधायदक्षिणांदिशमवेक्षमाणोनमोस्तुधर्मायेतिवदंस्तीर्थेप्रविश्यनाभिमात्रजलेस्थित्वासमेप्रीतोस्त्वित्युक्तातीर्थेक्षिपेत् ततःस्नात्वाजलाद्बहिरागत्यसूर्यंदृष्ट्वाहरिंस्मृत्वाविप्राययथाशक्तिरजतंदक्षिणांदद्यात् अमुकस्यास्थिक्षेपःकृतस्तत्सांगतार्थंरजतमिदंतुभ्यंसंप्रददेइति इत्यस्थिक्षेपप्रकारः

## હવે તીર્થવિષે અસ્થિ નાખવામાટે તેનાં પૂર્વાંગનો વિધિ કેહેછે.

પ્રથમ વસ્ત્ર સહિત સ્નાન કરી જ્યહાં અસ્થિ ડાટી રાખેલાં હોય તે ભૂમિને જુદું જુદું ગોમૂત્રાદિકવડે પ્રોક્ષિત કરવી. તેમાં ગાયત્રીમંત્રવડે ગોમૂત્રેકરી પ્રોક્ષણ,

"**गंधद्वारां०**" એ મંત્રવડે ગોમયેકરી પ્રોક્ષણ, "**आप्यायस्व०**" એ મંત્રવડે દૂધે-કરી, "**दधिक्राव्णो०**" એ મંત્રવડે દહિંથી, "**घृतंमिमिक्षे०**" એ મંત્રવડે ઘૃતેકરી, એ પ્રમાણે પ્રોક્ષણ કરવું. પછી "**उपसर्पेति चतसृणां ऋचां शंखः पितरस्त्रिष्टुप् भू-प्रार्थनखननमृदुद्धरणास्थिग्रहणेषु क्रमेण विनियोगः**" એ ચાર ઋચાવડે ક્રમેકરી અસ્થિ કાઢી લેવા પર્યંત કર્મ કરી કર્ત્તાએ જલાશયમાં, ગૃહ્યમાં કહેલા વિધિ પ્રમાણે સ્નાન કરવું. પછી અસ્થિની શુદ્ધિ કરવી. તે આ રીતે–અસ્થિનો સ્પર્શ કરી "**ए-तोन्विंद्रं०**" એ ત્રણ ઋચાની આવૃત્તિવડે પંચગવ્યવતિ સ્નાન કરી સ્પર્શ કરીનેજ દશ સ્નાન કરવાં. તેમાં ગાયત્રી ઇત્યાદિ ( ઉપર કહેલા ) પાંચ મંત્રવડે ગોમૂત્ર, ગોમય, દૂધ, દહિ અને ઘૃતવડે સ્નાન કરી "**देवस्यत्वा०**" એ મંત્રવડે કુશોદકે-કરી સ્નાન; "**मानस्तोके०**" એ મંત્રવડે ભસ્મેકરી સ્નાન; "**अश्वक्रांतेरथक्रांते०**" એ મંત્રવડે મૃત્તિકાસ્નાન; "**मधुवाता०**" એ મંત્રવડે મધુસ્નાન; અને "**आपो-हिष्ठा**" એ મંત્રવડે શુદ્ધોદકેકરી સ્નાન કરવું. એ પ્રમાણે દશ સ્નાન કરી અસ્થિ ઉપરે કુશવડે માર્જન કરવું. તેવિષે મંત્ર–"**अतोदेवा०**" એ એક ઋચા, પછી સાત સૂક્ત તે આ રીતે–"**एतोन्विंद्रं० १, शुचीवो० ६, नतमंहोन० ८, इतिवाइति० १३, स्वादिष्ठया० १०. ममाग्नेवर्चो० ९, कद्रुद्रायप्र० ९,**" ત્યાર પછી જેનાં અસ્થિ હોય તેનું ( સપિંડીકરણ થયા છતાં ) પાર્વણવિધિવડે અસ્થિ નાખવાનું અંગભૂત શ્રાદ્ધ હિરણ્યવડે કરવું, તથા સાથવાના પિંડ દેવા. દશ દિવસની માંહ્ય અસ્થિ નાખવાનાં હોય તો એકોદ્દિષ્ટવિધિવડે શ્રાદ્ધ કરવું. ત્યાર પછી તિલતર્પણ કરી ફરી પંચગવ્ય, પંચામૃત તથા શુદ્ધોદકવડે અસ્થિ ધોઇ યક્ષકર્દમ ચોપડી પુષ્પવડે પૂજા કરી કાળું મૃગચર્મ, કંબલ, દર્ભ, ભોજપત્ર, સણનું વસ્ત્ર, ભોજપત્ર, અને તાડપત્ર એમના-વતિ ક્રમેકરી સાત વાર વીંટી ત્રાંબાના સંપુટમાં રાખવાં. **તેમાં યક્ષકર્દમનું લક્ષણ કેહેછે–** ચંદન અને કેશર તોલાં ૧૨, કપૂર તોલાં ૬, તથા કસ્તૂરી તોલાં ૪, એ પદાર્થો એકઠા મેલવી કીધેલો તે યક્ષકર્દમ. પછી અસ્થિની સાથે સુવર્ણ અને રૂપાના કકડા; મોતી; પરવાળાં; અને નીલમણિ નાખી પોતાના સૂત્રમાં કહેલા વિધિ પ્રમાણે સ્થંડિલ ઉપરે અગ્નિસ્થાપન ઇત્યાદિ કરી અષ્ટોત્તર શત ( ૧૦૮ ) તિલ તથા ઘૃતની આહુતિ હોમવી. હોમનો મંત્ર–"**उदीरतां शंखःपितरस्त्रिष्टुप् अ-स्थिप्रक्षेपांगतिलाज्यहोमे विनियोगः**" "**उदीरतां०**" આ સૂક્તની ચૌદ ઋચાવડે એક એક ઋચાપ્રત્યે એક એક આહુતિ એ રીતે સૂક્તની સાત આવૃત્તિ કરી તથા બાકીની દશ આહુતિ પેહેલી ઋચાની દશ આવૃત્તિવડે, એ પ્રમાણે ( ૧૦૮ ) તિ-લાહુતિ અને ( ૧૦૮ ) ઘૃતાહુતિ હોમ કરવો. વીંટેલાં અસ્થિએ યુક્ત ત્રાંબાનો સં-પુટ લઇ તીર્થપ્રત્યે જવું. **તેમાં નિયમ**—મળમૂત્રના ત્યાગ સમયે તથા **આચમન** કાળે અસ્થિ ધારણ કરવાં નહી. અસ્થિ ઉપાડેલાં હોય તે વેળાએ શૂદ્ર, યવન,

૧ એ ચાર ઋચામાંથી પેહેલી ઋચાવડે પૃથિવીની પ્રાર્થના, બીજી ઋચાથી ભૂમી ખણવી, ત્રીજી ઋચાથી માટી બાહેર કાઢવી અને ચોથી ઋચાવડે અસ્થિ કાઢી લેવાં. એ રીતે ચાર ઋચાવડે કર્મ કરવાં.

અંત્યજ ઇત્યાદિક તથા પોતાથી હીન જાતિનો સ્પર્શ કરવો નહી એમ કાશીખંડમાં કહ્યુંછે. ત્યાર પછી તીર્થપ્રત્યે જઇ તીર્થે જવાનાં નિમિત્તનું સ્નાનાદિક કરી અસ્થિને નવરાવી "**अमुकगोत्रस्यामुकशर्मणो ब्रह्मलोकादिप्राप्तयेऽमुकतीर्थे अस्थिप्रक्षेपमहं करिष्ये,**" એવો સંકલ્પ કરી ખાખરાના પડિઆમાં પંચગવ્યવડે અસ્થિને નવરાવી સુવર્ણના કકડા, પુષ્પ, ઘૃત અને તિલે સહિત અસ્થિ માટીના પીંડા ઉપરે રાખી દક્ષિણ દિશાભણી જોતાં છતાં "**नमोस्तु धर्माय**" એમ કહી તીર્થમાં પ્રવેશ કરી નાભિપ્રમાણ જળમાં ઉભા રહી "**समे प्रीतोस्तु**" એમ કહી તીર્થમાં અસ્થિ નાખવાં. ત્યાર પછી સ્નાન કરી જળથી બાહેર આવી સૂર્યનું દર્શન કરી વિષ્ણુનું સ્મરણ કરી બ્રાહ્મણને યથાશક્તિ રૂપાની દક્ષિણા દેવી. દક્ષિણા દેતાં "**अमुकस्यास्थिक्षेपः कृतस्तत्सांगतार्थं रजतमिदं तुभ्यं संप्रददे**" એમ કેહેવું. એ પ્રમાણે અસ્થિ નાખવાનો પ્રકાર કહ્યો.

**अथैकादशाहकृत्यं अथैकादशाहेप्रातरुत्थायगृहानुलेपनंकृत्वास्पृष्टसर्ववस्त्रक्षालनपूर्वकंसर्वसपिंडानांसचैलस्नानांतेसंध्यापंचमहायज्ञादिकर्मणिशुद्धिः एकादशाहेसंगवकाले स्नानाच्छुद्धिरितिकेचित् एकादशाहेपुत्रादेःकर्तुरपिपंचमहायज्ञाद्यधिकारः सपिंडानांदर्शवार्षिकश्राद्धेष्वधिकारः नांदीश्राद्धमात्रंचतुःपुरुषसपिंडैःसपिंडीकरणात्प्राक्नकार्यं ॥**

## હવે ઇગ્યારમા દિવસનું કૃત્ય કેહેછે.

હવે ઇગ્યારમે દિવસે પ્રાતઃકાળે ઉઠી ઘરને લીપી સૂતકમાં સ્પર્શ કરેલાં સઘળાં વસ્ત્રો ધોઈ વસ્ત્ર સહિત સ્નાન કીધા પછી સંધ્યા, પંચમહાયજ્ઞાદિ કર્મવિષે સર્વ સપિંડોની શુદ્ધિ થાયછે. ઇગ્યારમે દિવસે સંગવ કાળે સ્નાન કરવાથી શુદ્ધિ થાયછે એમ કોઈ ગ્રંથકાર કેહેછે. ઇગ્યારમે દિવસે પુત્રાદિક કર્ત્તાને પણ પંચમહાયજ્ઞાદિ કર્મનો અધિકાર થાયછે. સપિંડોને દર્શ, વાર્ષિક શ્રાદ્ધવિષે અધિકાર છે. ચાર પુરૂષ પર્યંત સપિંડોએ, નાંદીશ્રાદ્ધ માત્ર સપિંડીકરણથી પ્રથમ કરવું નહી.

**ततोदशाहकर्मकारीअमुख्यःकर्तामुख्योवापुत्रादिःकर्तावृषोत्सर्गादेकादशाहिकंसर्वंकमेकुर्यात् एकादशाहेप्रेतस्ययस्यनोत्सृज्यतेवृषः प्रेतत्वंसुस्थिरंतस्यदत्तैःश्राद्धशतैरपि अत्र स्वयमेवसर्वंकुर्यान्नतुकाम्यवृषोत्सर्गवदाचार्यवरणं अयंगृहेनकार्यः अयंद्वादशाहेप्युक्तः क्वचिन्मृताहेप्युक्तः विषुवद्विषयेचैवमृताहेबांधवस्यचेति वत्सराभ्यंतरेपित्रोर्वृषस्योत्सर्गकर्मणि वृद्धिश्राद्धंनकुर्वीततदन्यत्रसमारभेत् ॥**

ત્યાર પછી દશ દિવસનાં કર્મનો કરવાવાળો ગૌણ કર્ત્તા અથવા પુત્રાદિક મુખ્ય કર્ત્તાએ ઇગ્યારમા દિવસનું વૃષોત્સર્ગાદિક સઘળું કર્મ કરવું. "ઇગ્યારમે દિવસે જે પ્રેતને ઉદ્દેશે કરી વૃષોત્સર્ગ કીધો નહી અને સેકડો શ્રાદ્ધ કીધાં તથાપિ તેનું પ્રેતપણું તેમજ સ્થિર રહેછે." આ વૃષોત્સર્ગવિષે સઘળું કર્મ પોતેજ કરવું, કામ્ય વૃષોત્સર્ગની પેઠે આચાર્યવરણ કરવું નહી. આ વૃષોત્સર્ગ ઘરે કરવો નહી. એ બારમે દિવસે પણ કહ્યોછે. કોઇ ગ્રંથમાં મૃત્યુદિવસે પણ કહ્યોછે. "મેષ તથા તુલા

સંક્રાંતિદિવસે અથવા સંબંધિના મૃત્યુદિવસે કરવો." "એક વર્ષની માંહ્ય માતા પિતાનાં વૃષોત્સર્ગ કર્મવિષે વૃદ્ધિશ્રાદ્ધ કરવું નહી, એક વર્ષ પછી કરવું.

---

वृषलक्षणंतु लोहितोयस्तुवर्णेनमुखेपुच्छेचपांडुरः श्वेतःखुरविषाणाभ्यांसनीलोवृष उच्यते अथवाश्वेतवर्णस्यमुखपुच्छादिश्यामत्वेनीलवृषत्वं यद्वासर्वश्यामस्यमुखादिश्वेतत्वेनीलवृषत्वं केचित्तुवृषाभावेमृद्भिःपिष्टैर्वावृषंकृत्वाहोमादिविधिनावृषोत्सर्गइत्याहुः यथोक्तालाभेयथालाभोद्विवर्षएकवर्षोवावृषोवर्षाधिकाश्चतस्रएकावावत्सतरीस्यात् प्रयोगस्तु स्वस्वसूत्रानुसारीग्राह्यः सव्येनपाणिनापुच्छंसमादायवृषस्यतु दक्षिणेनापआदायस तिलाःसकुशास्ततः प्रेतगोत्रंसमुच्चार्यामुकस्मैवृषएषमयादत्तस्तंतारयत्वितिवदन्सहेमजलं भूमावुत्सृजेत् त्विधारयेन्नतंकश्चिन्नचकश्चनवाहयेत् नदोहयेच्चतांधेनुंनचकश्चनबधयेत् पतिपुत्रवत्याःसुवासिन्यानवृषोत्सर्गः तत्स्थानेएकापयस्विनीगौर्देया पतिपुत्रयोरन्यतराभावेतुस्त्रीणामपिवृषोत्सर्गः सहगमनेतुस्त्रीणांवृषोत्सर्गस्थानेगौरेव वृषोत्सर्गसांगतार्थंतिलोदकुंभधेनुवस्त्राहिरण्येतिपंचदानानि आशौचांतरंचेदेकादशाहेप्राप्नोतितदा वृषोत्सर्गादिकमाद्यमासिकंशय्यादिदानानिचकुर्यादेव एवंकृतेवृषोत्सर्गेफलंवाजिमखोदितं यमुद्दिश्योत्सृजेन्नीलंसलभेतपरांगतिं वृषोत्सर्गःपुनात्येवदशातीतान्दशापरान् इतिवृषोत्सर्गः ॥

વૃષનું લક્ષણ કેહેછે—"રંગે રાતો છતાં મુખ તથા પુચ્છમાં પીળો અને જેના ખુર તથા સીંગડાં ધોળાં એવો જે તે નીલ વૃષ કેહેવાય." અથવા રંગે સફેદ છતાં મુખ તથા પુછડું કાળું તે નીલ વૃષ કેહેવાય. અથવા સઘળું અંગ શ્યામ વર્ણ છતાં મુખ, પુચ્છ ધોળાં હોય તે નીલ વૃષ. કોઇ ગ્રંથકાર, વૃષનો અભાવ છતાં માટીનો અથવા લોટનો વૃષ કરી હોમાદિ વિધિવડે વૃષોત્સર્ગ કરવો,એમ કેહેછે. કહેલાં લક્ષણ પ્રમાણે ન મળે તો જેવો મળે તેવો બે વર્ષનો કિંવા એક વર્ષનો વૃષ; અને એક વર્ષકરતાં અધિક વયની એવી ચાર વાછડી અથવા એક વાછડી જોઇએ. એવિષે પ્રયોગ તો, પોતપોતાનાં સૂત્ર પ્રમાણે લેવો. "ડાબે હાથે વૃષનું પુછડું ઝાળી જમણે હાથે તિલ તથા કુશ સહિત જળ લઇ" પ્રેતનાં ગોત્રનો ઉચ્ચાર કરી "**अमुकस्मै वृष एष मया दत्तस्तं तारयतु**" એમ કેહેતાં છતાં સુવર્ણસહિત જળ ભૂમિ ઉપરે છોડવું. "એ વૃષને કોઇએ બાંધવો નહી, તથા કોઇએ ખેડવો નહી. તે ગાયને કોણે દોવી નહી તથા બાંધવી નહી." પતિ અને પુત્રવાળી એવી સૌભાગ્યવાળી સ્ત્રીનો વૃષોત્સર્ગ કરવો નહી. વૃષોત્સર્ગઠેકાણે દૂધ દેનારી એક ગાય દેવી. પતિ તથા પુત્ર એ બેમાંથી એક ન હોય તો સ્ત્રીનો પણ વૃષોત્સર્ગ કરવો. સહગમન કીધું હોય તો, સ્ત્રીના વૃષોત્સર્ગઠેકાણે ગાયજ દેવી. વૃષોત્સર્ગની સાંગતા થવામાટે તિલ, જળનો કુંભ, ગાય, વસ્ત્ર અને હિરણ્ય એ પાંચ દાન દેવાં. જો ઇગ્યારમે દિવસે બીજું આશૌચ પ્રાપ્ત થાય તો; વૃષોત્સર્ગાદિક, આદ્ય માસિક, અને શય્યાદિક દાન કરવાંજ." એ રીતે વૃષોત્સર્ગ કીધા છતાં અશ્વમેધ યજ્ઞનું ફળ મળેછે, તથા જેને ઉદ્દેશે નીલ વૃષનો ઉ-

ત્સર્ગ કીધો તે ઉત્તમ ગતીને પામેછે. વૃષોત્સર્ગ, દશ પ્રથમના અને દશ પાછલના (થનારા) એવા પુરૂષોને પવિત્ર કરેછે." એ રીતે વૃષોત્સર્ગ કહ્યો.

---

अथैकादशाहेमहैकोद्दिष्टं इदंचमहैकोद्दिष्टंषोडशश्राद्धेभ्योभिन्नमेव अतएवेदंकरिष्यमाणसर्वैकोद्दिष्टप्रकृतिभूतमित्युच्यते इदंचपाकेनैव अत्रसतिसंभवेविप्रोभोजयितव्यः असंभवेग्नौहोमः ब्राह्मणंभोजयेदाद्येहोतव्यमनलेथवेत्युक्तेः श्मश्रुकर्मतुकर्तव्यंनखच्छेदस्तथैवच स्नपनाभ्यंजनेदद्याद्द्विप्रायविधिपूर्वकं ततःक्षणपाद्यार्घ्यासनगंधपुष्पाच्छादनान्येवदद्यात् नात्रधूपदीपौ एकोद्दिष्टंदेवहीनमित्युक्तेरेकएवविप्रः दिवैवचनिमंत्रणं एकमर्घ्यपात्रं स्वधाशब्दनमःशब्दपितृशब्दानसंति तेनप्रत्तःप्रेतइमांल्लोकान्प्रीणयाहिनइतिमंत्रोहोर्घ्यपात्रे नाभिश्रवणं सर्वप्राचीनावीतिनैवकार्यं देवकार्याभावात् अग्नौकरणविकल्पः तत्रचपाणिहोमेपिनतस्यभक्षणंकिंत्वग्नौप्रक्षेपः एकएवपिंडः अनुमंत्रणादिसर्वममंत्रकं स्वदितमितितृप्तिप्रश्नःकात्यायनानां अक्षय्यस्थानेउपतिष्ठतामितिवदेत् अभिरम्यतामिति विसर्जनं अभिरताःस्मेतिविप्रप्रतिवचनं श्राद्धशेषभोजनंनास्ति अंतेस्नानं नवश्राद्धैकोद्दिष्टेतुसर्वममंत्रकमित्युक्तं विप्राभावेत्वग्नावेकोद्दिष्टंयथा अग्नौपायसंश्रपयित्वाज्यभागांतेऽग्नेरग्रेश्राद्धप्रयोगंकृत्वाग्नौप्रेतमावाह्यगंधाद्यैःसंपूज्यपृथिवीतेपात्रमित्यादिनान्नंसंकल्प्योदीरतामवरइत्यष्टाभिश्चतुरावृत्ताभिरृग्भिर्द्वात्रिंशदाहुतीर्हुत्वापिंडदानादिश्राद्धंसमापयेदिति एवमेतदेकोद्दिष्टंस्त्रीणामपि ॥

## હવે ઇગ્યારમે દિવસે મહૈકોદ્દિષ્ટ કેહેછે.

એ મહૈકોદ્દિષ્ટ શ્રાદ્ધ સોલ શ્રાદ્ધથકી જુદુંજ છે. માટેજ આગળ કરવાનાં સઘળાં એકોદ્દિષ્ટ શ્રાદ્ધનું પ્રકૃતિભૂત ( મૂળભૂત ) એ કેહેવાયછે. એ પાકવડેજ કરવું. એ શ્રાદ્ધવિષે સંભવ છતાં બ્રાહ્મણને ભોજનનું કેહેવું. સંભવ ન હોય તો અગ્નિમાં હોમ કરવો. "આદ્ય ( મહૈકોદ્દિષ્ટ ) શ્રાદ્ધવિષે બ્રાહ્મણને ભોજન દેવું, અથવા અગ્નિમાં હોમ કરવો," એવું વચન છે. "વિધિપૂર્વક વાળ ઉતરાવવા અને નખચ્છેદ કરાવવા; બ્રાહ્મણને સ્નાન અને અભ્યંગ દેવા;" ત્યાર પછી ક્ષણ, પાદ્ય, અર્ઘ્ય, આસન, ગંધ, પુષ્પ, તથા આચ્છાદન એટલાજ પદાર્થ દેવા, એ શ્રાદ્ધવિષે ધૂપ, દીપ દેવા નહી. "એકોદ્દિષ્ટ શ્રાદ્ધ દેવહીન કરવું" એવું વચન છે માટે એકજ બ્રાહ્મણને કેહેવું. દિવસેજ નિમંત્રણ કરવું. અર્ઘ્યપાત્ર એક માંડવું. સ્વધાશબ્દ, નમઃશબ્દ અને પિતૃશબ્દ એ નથી, તેથી "प्रत्तःप्रेतइमांल्लोकान्प्रीणयाहिनः" એ પ્રમાણે અર્ઘ્યપાત્રવિષે મંત્રમાં ઉચ્ચાર કરવો. અભિશ્રવણ નથી. સઘળું કર્મ પ્રાચીનાવીતિ ( અપસવ્ય ) કરી કરવું; કારણ, દેવકાર્યનો અભાવ છે. અગ્નૌકરણવિષે વિકલ્પ છે. આ શ્રાદ્ધમાં પાણિહોમ કીધા છતાં પણ તે ભક્ષણ કરવો નહી, ત્યારે અગ્નિમાં નાખવો. એકજ પિંડ દેવો. અનુમંત્રણાદિ સઘળું મંત્રરહિત કરવું. "स्वदितं" એવું તૃપ્તિપ્રશ્ન કાત્યાયનોને કહ્યુંછે. અક્ષય્ય ઠેકાણે "उपतिष्ठतां" એમ કેહેવું. "अभिरम्यतां" આ મંત્રવડે વિસર્જન કરવું. "अभिरताःस्म" એવું બ્રાહ્મણોએ

પ્રતિવચન દેવું. શ્રાદ્ધશેષનું ભોજન કરવું નહિ. શ્રાદ્ધની અંતે સ્નાન કરવું. નવશ્રાદ્ધ સંબંધિ એકોદ્દિષ્ટવિષે તો, સર્વ કર્મ મંત્રરહિત કરવું એમ કહ્યુંછે. બ્રાહ્મણનો અભાવ હોય તો અગ્નિમાં એકોદ્દિષ્ટ કરવું, તે આ રીતે–અગ્નિ ઉપરે પાયસ રાંધિ આજ્યભાગ પર્યંત કર્મ કીધા પછી અગ્નિની સમીપે શ્રાદ્ધનો પ્રયોગ કરી અગ્નિવિષે પ્રેતનું આવાહન કરી ગંધાદિક ઉપચારવડે પૂજા કરી "पृथिवी ते पात्रं०" ઇત્યાદિક મંત્રવડે અન્નનો સંકલ્પ કરી "उदीरतामवर०" એ પ્રમાણે ચાર આવૃત્તિએ યુક્ત એવી આઠ ઋચાવડે બત્રીસ આહુતિ હોમ કરી પિંડદાનાદિક શ્રાદ્ધ સમાપ્ત કરવું. એ રીતે એ એકોદ્દિષ્ટ સ્ત્રીઓનું પણ કરવું.

---

अथाद्यमासिकं तस्यमासादौमासिकंकार्यमितिवचनान्मृताहोमुख्यःकालःसचाशौच प्रतिबंधादतिक्रांतइतितदंतेएकादशेन्हितत्कार्यं अतएवब्राह्मणंभोजयेदाद्येहोतव्यमनलेथ वा पुनश्चभोजयेद्विप्रंद्विरावृत्तिर्भवेदिहेतिप्रथममासिकार्थंद्वितीयावृत्तिरुक्ता अत्रचाद्विरावृत्तिर्भवेदिहेत्युक्तिःषोडशमासिकानांसपिंड्यधिकारार्थमपकृष्यकर्तव्यानांद्वादशाहादौकरण पक्षेयोज्या तेषामेकादशाहएवकरणपक्षेनुषोडशमासिकानांषोडशावृत्तयएकंमहैकोद्दिष्ट मितिसप्तदशावृत्त्यापत्त्याद्विरावृत्तिर्भवेदिहेत्युक्तेरसंगतेः तथाचसपिंड्यधिकारार्थापकृष्याणांमासिकानांद्वादशाहेकरणेएकादशाहेमहैकोद्दिष्टोत्तरमतिक्रांतमाद्यमासिकंकरिष्यइति संकल्प्याद्यमासिकमात्रमन्नेनामेनवाविप्रेदर्भबटौवाप्रेतमावाह्यकार्यं नत्वाद्यमासिकस्याग्नौहोमः पुनश्चभोजयेद्विप्रमितिविशेषवचनात् इत्थंचमहैकोद्दिष्टमेकमाद्यमासिकमेकमित्येकोद्दिष्टस्यद्विरावृत्तिःस्पष्टैव येत्वाद्यमासिकातिरेकेणमहैकोद्दिष्टस्यैवद्विरावृत्तिं वदंतितेभ्रांताः अत्रकेचिदाद्याब्दिकस्यापिमृताहएवकालइतितस्याप्यतिक्रांतत्वादेकादशाहे आद्यमासिकमाद्याब्दिकंचतंत्रेणकरिष्यइतिसंकल्प्यद्वयमपितंत्रेणकार्यमित्याहुः अन्येतुमासादौमासिकंकार्यमाब्दिकंवत्सरेगतेइतिवचनात्द्वितीयवर्षारंभेप्रथमाब्दिकमितिनाब्दिकस्यैकादशाहेनुष्ठानमित्याहुः एवंत्रिपक्षेसपिंडीकरणपक्षेएकादशाहेआद्यमासिकमूनमासेऊन मासिकंद्वितीयमासारंभेद्वितीयमासिकंपक्षत्रयेत्रैपाक्षिकंचैकोद्दिष्टविधिनाकृत्वावाशिष्टद्वादश मासिकान्यपकृष्यतथैवकृत्वासपिंडीकरणं एवंपक्षांतरेषूह्यं ॥

## હવે આદ્યમાસિક કેહેછે.

"માસને પ્રથમ દિવસે માસિક કરવું" એવું વચન છે માટે મરનારનાં મરણનો દિવસ એ આદ્ય માસિકનો મુખ્ય કાળ, પરંતુ તે આશૌચના પ્રતિબંધને લીધે જાયછે માટે આશૌચ ગયા પછી ઇગ્યારમે દિવસે તે કરવું. માટેજ, "આદ્યમાસિક શ્રાદ્ધવિષે બ્રાહ્મણભોજન કરાવવું; અથવા અગ્નિમાં હોમ કરવો; ફરી બ્રાહ્મણને ભોજન કરાવવું એ રીતે એ શ્રાદ્ધવિષે બે વાર આવૃત્તિ થશે;" એ પ્રમાણે પ્રથમ માસિકમાટે દ્વિરાવૃત્તિ કહી. "બે વાર આવૃત્તિ એ શ્રાદ્ધવિષે થશે" એવું જે કહ્યું તે સપિંડીના અધિકારમાટે અપકર્ષ કરી કરવાના જે ષોડશ માસિક તે બારમે ઇત્યાદિક દિવસે કરવાના પક્ષ છતાં તેવિષે જોડવું. તે (સોળ માસિક) ઇગ્યારમેજ દિવસે કરવાના હોય તો, સોળ માસિકની સોળ આવૃત્તિ અને એક મહૈકોદ્દિષ્ટ મ-

ળી સત્તર આવૃત્તિ પ્રાપ્ત થવાથી "એ શ્રાદ્ધવિષે બે વાર આવૃત્તિ થશે" એ વચનની સંગતિ થવી નથી. અને તેમજ સપિંડીના અધિકારમાટે અપકર્ષ કરી કરવાના માસિકો બારમે દિવસે કરવાના હોય તો ઇગ્યારમે દિવસે મહૈકોદિષ્ટ કીધા પછી "**अतिक्रांतमाद्यमासिकं करिष्ये**" એવો સંકલ્પ કરી આદ્યમાસિક માત્ર બ્રાહ્મણ અથવા દર્ભના બટુ ઉપરે પ્રેતનું આવાહન કરી અન્નવડે અથવા આમાન્નવડે કરવો, આદ્ય માસિકનો અગ્નિમાં હોમ કરવો નહી; કારણ, "ફરી બ્રાહ્મણને ભોજન કરાવવું" એવું વિશેષ વચન છે. એ રીતે મહૈકોદિષ્ટ એક અને આદ્યમાસિક એક એ પ્રમાણે એકોદિષ્ટની બે વાર આવૃત્તિ સ્પષ્ટજ છે. આદ્ય માસિક વિના મહૈકોદિષ્ટનીજ બે વાર આવૃત્તિ કરવી એમ જે કેહેછે તે ભ્રાંત છે. આ વિષયમાં કોઇ ગ્રંથકાર, પ્રથમાબ્દિકનો પણ મૃતદિવસજ કાળ હોવાથી તે પણ અતિક્રાંત થાયછે માટે ઇગ્યારમે દિવસે "**आद्यमासिकमाद्याब्दिकं च तंत्रेण करिष्ये**" એવો સંકલ્પ કરી બન્ને તંત્રેકરી કરવાં, એમ કેહેછે. બીજા ગ્રંથકારો તો, માસને પ્રથમ દિવસે માસિક કરવો અને વર્ષ ગયા છતાં આબ્દિક કરવું" એવું વચન હોવાથી બીજાં વર્ષને આરંભે પ્રથમાબ્દિક કરવું, ઇગ્યારમે દિવસે પ્રથમાબ્દિક કરવું નહી, એમ કેહેછે. એ રીતે ત્રીજે પક્ષે સપિંડી કરવાનો પક્ષ છતાં ઇગ્યારમે દિવસે આદ્ય માસિક, ઊન માસે ઊનમાસિક, બીજા માસને આરંભે દ્વિતીયમાસિક, અને ત્રિપક્ષને દિવસે ત્રૈપક્ષિક એ એકોદિષ્ટવિધિવડે કરી બાકીના બાર માસિક અપકર્ષ કરી તેમજ કરી સપિંડીશ્રાદ્ધ કરવું. એ પ્રમાણે બીજા પક્ષવિષે પણ જાણવું.

**एकादशाहेतंत्रेणषोडशमासिकापकर्षपक्षेमहैकोद्दिष्टोत्तरंदेशकालौसंकीर्त्यातिक्रांतमाद्यमासिकंसपिंड्यधिकारार्थमपकृष्योनमासिकादीन्यूनाब्दिकांतानिपंचदशमासिकानिचतंत्रेणैकोद्दिष्टेनविधिनाकरिष्यइतिसंकल्प्यतंत्रेणषोडशापिकुर्यात् केचिन्मतेत्वतिक्रांतेआद्यमासिकाद्याब्दिकेऊनादिमासिकादीनिचेत्यादिसंकल्पः ॥**

ઇગ્યારમે દિવસે તંત્રેકરી સોળ માસિકનો અપકર્ષ કરી કરવાનો પક્ષ છતાં મહૈકોદિષ્ટ કીધા પછી દેશ કાળનું કીર્તન કરી "**अतिक्रांतमाद्यमासिकं सपिंड्यधिकारार्थमपकृष्योनमासिकादीन्यूनाब्दिकांतानि पंचदशमासिकानि च तंत्रेणैकोद्दिष्टविधिना करिष्ये**" એવો સંકલ્પ કરી તંત્રેકરી સોળે માસિક કરવા. કોઇ ગ્રંથકારના મતવિષે તો, "**अतिक्रांते आद्यमासिकाद्याब्दिके ऊनादिमासिकादीनि च**" ઇત્યાદિ સંકલ્પ કરવો.

**मासिकानितु आद्यमासिकं १ ऊनमासिकं २ द्वितीयमासिकं ३ त्रैपाक्षिकं ४ तृतीयमासिकं ५ चतुर्थमासिकं ६ पंचममासिकं ७ षष्ठं ८ ऊनषाण्मासिकं ९ सप्तममासिकं १० अष्टमं ११ नवमं १२ दशमं १३ एकादशं १४ द्वादशं १५ ऊनाब्दिकं १६ चेतिक्रमेणज्ञेयानि ॥**

**માસિક કેહેછે**—આદ્યમાસિક ૧, ઊનમાસિક ૨, દ્વિતીયમાસિક ૩, ત્રૈપક્ષિક ૪, તૃતીયમાસિક ૫, ચતુર્થમાસિક ૬, પંચમમાસિક ૭, ષષ્ઠમાસિક ૮, ઊન-

ષાણ્માસિક ૯, સપ્તમમાસિક ૧૦, અષ્ટમ ૧૧, નવમ ૧૨, દશમ ૧૩, એકાદશ ૧૪, દ્વાદશ ૧૫, અને ઊનાબ્દિક ૧૬, એ ક્રમેકરી જાણવા.

---

**अथैकादशाहेरुद्रगणश्राद्धं तच्चैकादशरुद्रोद्देशेनरुद्ररूपप्रेतोद्देशेनवा रुद्रोद्देशपक्षे सव्येन तद्रूपप्रेतोद्देशपक्षेपसव्येन वीरभद्रः १ शंभुः २ गिरीशः ३ अजैकपात् ४ अहिर्बुध्न्यः ५ पिनाकी ६ अपराजितः ७ भुवनाधीश्वरः ८ कपाली ९ स्थाणुः १० भगः ११ इत्येकादशरुद्राः अत्रशक्तेनैकैकरुद्रनाम्नैकोविप्रइत्येकादशविप्राभोज्याः अशक्तेन तुसर्वोद्देशेनैकएवविप्रोभोज्यः आमान्नान्येकादशैकंवामान्नंदेयं अत्रश्राद्धेपिंडदानार्घ्याग्नौकरणविकिराणामभावः एवमेवाष्टवसुश्राद्धं एतच्चकृताकृतं वसुनामान्यप्यन्यत्र एतदेकादशाहकृत्यंत्र्यहाशौचेचतुर्थदिनेकर्तव्यं द्वितीयदिनेप्रथमदिनेवास्थिसंचयनंकार्यंपंचमदिनेसपिंडीकरणं ॥**

## હવે ઇગ્યારમે દિવસે રૂદ્રગણશ્રાદ્ધ કેહેછે.

તે રૂદ્રગણશ્રાદ્ધ ઇગ્યાર રૂદ્રને ઉદ્દેશે કરી અથવા રૂદ્રરૂપ પ્રેતને ઉદ્દેશે કરી કરવું. રૂદ્રને ઉદ્દેશે કરવાનો પક્ષ હોય તો સવ્યે કરવું. રૂદ્રરૂપ પ્રેતના ઉદ્દેશનો પક્ષ છતાં અપસવ્યે કરવું. "**वीरभद्र १, शंभु २, गिरीश ३, अजैकपात् ४, अहिर्बुध्न्य ५, पिनाकी ६, अपराजित ७, भुवनाधीश्वर ८, कपाली ९, स्थाणु १०,** અને **भग, ११**" એ ઇગ્યાર રૂદ્ર જાણવા. એ શ્રાદ્ધવિષે શક્તિમાન્ હોય તેણે એક એક રૂદ્રને નામેકરી એક એક બ્રાહ્મણ એ રીતે ઇગ્યાર બ્રાહ્મણોને ભોજનમાટે કેહેવું. અશક્તે તો સઘળાઓને ઉદ્દેશેકરી એકજ બ્રાહ્મણને ભોજનમાટે કેહેવું. આમાન્ન દેવાનાં છતાં ઇગ્યાર અથવા એક આમાન્ન દેવું. એ શ્રાદ્ધવિષે પિંડદાન, અર્ઘ્ય, અગ્નૌકરણ, અને વિકિર એટલાં કરવાં નહી. અષ્ટવસુશ્રાદ્ધ પણ એ રીતેજ કરવું. એ અષ્ટવસુશ્રાદ્ધ કરવું અથવા ન કરવું એમ છે. આઠ વસુનાં નામ પણ બીજા ગ્રંથોમાં જોવાં. આ ઇગ્યારમા દિવસનું કૃત્ય ત્રણ દિવસનું આશૌચ છતાં ચોથે દિવસે કરવું. બીજે દિવસે અથવા પ્રથમ દિવસે અસ્થિસંચયન કરવું. પાંચમે દિવસે સપિંડી કરવી.

---

**अत्रैकादशाहेद्वादशाहेवापददानानिकार्याणितेनप्रेतस्यमार्गेसुखगतिः आसनोपानहच्छत्रंमुद्रिकाचकमंडलुः यज्ञोपवीताज्यवस्त्रंभोजनंचान्नभाजनं दशकंपदमेतत्स्यात्पदान्येवंत्रयोदश देयानिवायथाशक्तितेनासौप्रीणितोभवेत् अन्नंचैवोदकुंभंचोपानहौचकमंडलुः छत्रंवस्त्रंतथायष्टिलोहदंडंचदापयेत् अग्निष्टिकांप्रदीपंचतिलांस्तांबूलमेवच चंदनंपुष्पमालांचोपदानानिचतुर्दश वैतरणीधेनूत्क्रांतिधेनुमोक्षधेन्वादिदानानिगोभूम्यादिदशदानानि तिलपात्रदानादीनिमरणकालेनकृतानिचेदेकादशाहादौपुत्रादिभिःप्रेतोद्देशेनकार्याणि अश्वंरथंगजंधेनुंमहिषींशिबिकादिकं शालग्रामंपुस्तकंचकस्तूरीकुंकुमादिकं दासींरत्नंभूषणादिशय्यांछत्रंचचामरं दद्याद्वित्तानुसारेणप्रेतैस्तत्तत्सुखंलभेत् ॥**

આ ઇગ્યારમે દિવસે અથવા બારમે દિવસે પદદાન કરવું, તેથી માર્ગમાં પ્રેતનું જવું

સુખેથી થાયછે. "આસન, પગરખાં, છત્ર, વીંટી, જળપાત્ર (લોટો), જનોઇ, ઘી, વસ્ત્ર, ભોજન, અને અન્નનું પાત્ર એ દશ પદાર્થ મળી પદદાન થાયછે. એવાં તેર પદનું દાન કરવું, અથવા યથાશક્તિ દેવાં, તેથકી મરનારો સુખી થાયછે. અન્ન, જળ, પગરખાં, જળપાત્ર, છત્ર, વસ્ત્ર, લાકડી, લોઢાંની છડી, અંગીઠી, દીપક, તિલ, તાંબૂલ, ચંદન અને પુષ્પની માળા એ ચૌદ ઉપદાન દેવાં." વૈતરણીધેનુ, ઉત્ક્રાંતિ ધેનુ, મોક્ષધેનુ ઇત્યાદિક દાન, તથા ગાય, ભૂમિ ઇત્યાદિ દશ દાન, અને તિલપાત્ર દાનાદિક એ મરણ સમયે કીધાં ન હોય તો, ઇગ્યારમે ઇત્યાદિક દિવસે પુત્રાદિકોએ પ્રેતને ઉદ્દેશેકરી કરવાં. "ઘોડો, રથ, હાથી, ગાય, ભૈંસ, પાલખી ઇત્યાદિક, શાલગ્રામ, પુસ્તક, કસ્તૂરી, કેશર ઇત્યાદિક, દાસી, રત્ન, ભૂષણ ઇત્યાદિક, શય્યા, છત્ર અને ચમર એ દાન દ્રવ્યને અનુસારે દેવાં, તેથી પ્રેતને તે તે સુખ પ્રાપ્ત થાયછે.

---

अथशय्यादानं एकादशाहेशय्यायादानेएषविधिःस्मृतः तेनोपभुक्तंयत्किंचिद्वस्त्रवाहनभाजनं यद्यदिष्टंचतस्यासीत्तत्सर्वंपरिकल्पयेत् प्रेतंचपुरुषंहैमंतस्यांसंस्थापयेत्तदा पूजयित्वाप्रदातव्यामृतशय्यायथोदिता तस्माच्छय्यांसमासाद्यसारदारुमयींदृढां दंतपत्रचितांरम्यांहेमपट्टैरलंकृताम् हंसतूलिप्रतिच्छन्नांशुभगंडोपधानिकां प्रच्छादनपटीयुक्तांगंधधूपादिवासितां उच्छीर्षकेघृतभृतंकलशंपरिकल्पयेत् तांबूलकुंकुमक्षोदकर्पूरागरुचंदनं दीपिकोपानहच्छत्रचामरासनभाजनं पार्श्वेषुस्थापयेद्भक्त्यासप्तधान्यानिचैवहि शयनस्थस्यभवतियदन्यदुपकारकं भृंगारकरकाद्यंतत्पंचवर्णवितानकं संपूज्यद्विजदांपत्यंनानाभरणभूषितं उपवेश्यतुशय्यायांमधुपर्कंततोवदेत् दानमंत्रस्तु यथानकृष्णशयनंशून्यंसागरजातया शय्यातस्याप्यशून्यास्तुतथाजन्मनिजन्मनि तस्मादशून्यशयनंकेशवस्यशिवस्यच शय्यातस्याप्यशून्यास्तुतथाजन्मनिजन्मनि दत्वैवंतस्यसकलंप्रणिपत्यविसर्जयेत् पाद्मेतु अस्थिलालाटकंगृह्यसूक्ष्मंकृत्वासपायसं भोजयेत्द्विजदांपत्यंविधिरेषःसनातनइत्युक्तं नैतन्महाराष्ट्रदेशादिशिष्टैराद्रियते यद्देशेतदाचारस्तत्रास्तु स्वर्गेपुरंदरपुरेलोकपालालयेतथा सुखंवसत्यसौजंतुःशय्यादानप्रभावतः आभूतसंप्लवंयावत्तिष्ठत्यातंकवर्जितः प्रेतशय्याप्रतिग्राहीनभूयःपुरुषोभवेत् गृहीतायांतुतस्यांवैपुनःसंस्कारमर्हति ॥

## હવે શય્યાદાન કેહેછે.

"ઇગ્યારમે દિવસે શય્યાદાનવિષે આ (આગળ કેહેવાયછે તે) વિધિ કરવાનો કહ્યોછે. તે આ રીતે—મરનારાએ ભોગવેલાં જે વસ્ત્ર, વાહન, પાત્ર તે, અને તેને જે જે પ્રિય વસ્તુ હતી તે સઘળી સિદ્ધ કરવી. શય્યાદાનકાળે તે શય્યા ઉપરે સુવર્ણનો પ્રેતપુરૂષ કરી બેસારવો; પછી પૂજા કરી મૃતશય્યાનું યથાવિધિ દાન કરવું. નારનાં કાષ્ઠની; દૃઢ; હાથીદાંતની પાટીએ યુક્ત; સુશોભિત; સોનેરી વસ્ત્રવડે શોભાવેલી; આકડાનાં કપાસની ગાદીવડે ઢાંકેલી; ઉત્તમ ગાલમસૂરિઆં, ઓશીકા, અને ઓછાડ સહિત; ગંધ, ધૂપ ઇત્યાદિ પદાર્થવડે સુવાસિત એવી શય્યા કરવી. તથા ઓશીકાપાસે ઘૃતપૂર્ણ કળશ રાખવો. તાંબૂલ; કેશર, અગરજા ઇત્યાદિ સુગંધિ

ચૂર્ણ; કપૂર; કૃષ્ણાગરૂ; ચંદન; દીવી; પગરખાં; છત્ર; ચમરી; આસન; પાત્ર; અને સપ્ત ધાન્ય એ પદાર્થ ભક્તિપૂર્વક પડખે રાખવા. શય્યા ઉપરે બેસવાવાળાને જે બીજા ઉપકાર કરનારા પદાર્થો તે પણ સમીપે રાખવા. ઝારી, કમંડલ ઇત્યાદિ, અને પંચરંગી ચંદરવા દેવા. પછી નાના પ્રકારનાં આભૂષણે ભૂષિત એવાં બ્રાહ્મણનાં દંપતી ( સ્ત્રીપુરૂષ ) તે શય્યા ઉપરે બેસારી તે સ્ત્રીપુરૂષની પૂજા કરી, મધુપર્ક કરવો." દાનના મંત્ર—"यथा न कृष्णशयनं, शून्यं सागरजानया ॥ शय्या तस्याप्यशून्यास्तु, तथा जन्मनि जन्मनि ॥ तस्मादशून्यशयनं, केशवस्य शिवस्य च ॥ शय्या तस्याप्यशून्यास्तु, तथा जन्मनि जन्मनि," એ પ્રમાણે તે બ્રાહ્મણ દંપતીને તે સઘળા પદાર્થ દઈ નમસ્કાર કરી વિસર્જન કરવું. પદ્મપુરાણમાં તો, "કપાળનું અસ્થિ લઇ તેનું ચૂર્ણ કરી દૂધપાકસહિત તે બ્રાહ્મણદંપતીને ભોજન કરાવવું, એ વિધિ પ્રાચીન છે," એમ કહ્યુંછે; પરંતુ એ મહારાષ્ટ્ર દેશાદિકના શિષ્ટ કબૂલ કરતા નથીજ, ત્યારે જે દેશમાં તેનો આચાર હોય ત્યાં હો." આ મૃત થયલો પ્રાણી પ્રલય કાળ પર્યંત નિર્ભય થઇ શય્યાદાનના પ્રભાવથી સ્વર્ગ, ઇંદ્રપુર અને લોકપાલનાં સ્થાનકોવિષે સુખી રેહેછે. પ્રેતશય્યાનો ગ્રહણ કરવાળો ફરી પુરૂષ થતો નથી, માટે તે શય્યા લીધા છતાં પુનઃ સંસ્કારનું પાત્ર થાયછે."

अथोदकुंभः एकादशाहात्प्रभृतिघटस्तोयान्नसंयुतः दिनेदिनेप्रदातव्योयावत्संवत्सरंसुतैः यस्यसंवत्सरादर्वाक्सपिंडीकरणंभवेत् मासिकंचोदकुंभंचदेयंतस्यापिवत्सरं अपि श्राद्धशतैर्दत्तैरुदकुंभंविनानराः दारिद्र्यदुःखिनस्तातभ्रमंतिचभवार्णवे यावदब्दंचयोदद्यादुदकुंभंविमत्सरः प्रेतायान्नसमायुक्तंसोश्वमेधफलंलभेत् इदंचोदकुंभश्राद्धंसपिंडीकरणात्प्रागेकोद्दिष्टविधिना सपिंडयुत्तरंतुपार्वणविधिना इदंत्रयोदशादिनादारभ्यकर्तव्यमितिभट्टाः अत्रपिंडदानंकृताकृतं देवहीनंचैतत् अदैवंपार्वणश्राद्धंसोदकुंभमधर्मकं कुर्यात्प्रत्याब्दिकाच्छ्राद्धात्संकल्पविधिनान्वहमितिवचनात् प्रायश्चित्तांगविष्णुश्राद्धवदत्रश्राद्धेसर्वेश्राद्धधर्मानसंतिकिंतुवाचनिकमात्राः तेनसंकल्पविधिनासंकल्पक्षणपाद्यासनगंधाच्छादनांतपूजनान्नपरिवेषणांतेपृथिवीतेपात्रमित्याद्युक्त्वाएषउदकुंभइदमन्नंदत्तंचेत्यादित्यागविधिः अंतेतांबूलदक्षिणादि नात्रब्रह्मचर्यपुनर्भोजनादिनियमाः वृद्धिनिमित्तेन मासिकापकर्षेउदकुंभश्राद्धानामप्यपकर्षः प्रेतश्राद्धत्वात् प्रत्यहंसोदकुंभान्नदानाशक्तेनाप्येकस्मिन्दिने तावद्भिरामान्नैरुदकुंभैश्चतावदामान्नोदकुंभनिष्क्रयेणवापकृष्योदकुंभश्राद्धानिकार्याणि अब्दमध्येप्रत्यहमुदकुंभश्राद्धंकुर्वतोमध्येआशौचप्राप्तौतावच्छ्राद्धानांलोपएवदर्शादिवत् आशौचोत्तरंप्रतिबंधादकरणेतदुत्तरोदकुंभेनसहतंत्रतयातिक्रांतोदकुंभानांप्रयोगः अतिक्रांतोदकुंभश्राद्धान्यद्यतनोदकुंभश्राद्धंचतंत्रेणकरिष्येइतिसंकल्पः ॥

## હવે ઉદકુંભશ્રાદ્ધ કેહેછે.

ઇગ્યારમા દિવસથકી વર્ષ પર્યંત નિત્ય જળ તથા અન્ન સહિત કુંભ પુત્રે દેવો. જેનું સપિંડશ્રાદ્ધ વર્ષથકી પ્રથમ થાય તેનો પણ માસિક તથા ઉદકુંભ વર્ષ પર્યંત ક-

રવો. સેકડો શ્રાદ્ધ કીધાં અને ઉદકુંભશ્રાદ્ધ ન કરે તો, તે મનુષ્ય દરિદ્રી, દુઃખી એવો થઇ આ સંસારમાં ભ્રમણ કરેછે. જે મનુષ્ય મત્સર રહિત થઇ પ્રેતમાટે વર્ષ પર્યંત અન્નયુક્ત જળકુંભનું દાન કરે તેને અશ્વમેધનું ફળ મળે." એ ઉદકુંભશ્રાદ્ધ સાપિંડીકરણથકી પ્રથમ એકોદિષ્ટ વિધિવડે કરવું, સાપિંડીકરણ પછી તો, પાર્વણ વિધિવડે કરવું. એ ઉદકુંભશ્રાદ્ધ તેરમા દિવસથકી કરવું એમ ભટ્ટ કેહેછે. એ શ્રાદ્ધમાં પિંડદાન કરવું અથવા ન કરવું એમ છે, તથા એ શ્રાદ્ધ દેવહીન પણ છે; કારણ, એ પાર્વણશ્રાદ્ધ ઉદકુંભયુક્ત, દેવહીન, શ્રાદ્ધધર્મે રહિત, પ્રત્યાબ્દિક શ્રાદ્ધ પર્યંત નિત્ય સંકલ્પ વિધિથી કરવું," એવું વચન છે. પ્રાયશ્ચિત્તનાં અંગભૂત વૈષ્ણવ શ્રાદ્ધનીપેઠે આ શ્રાદ્ધમાં સઘળા શ્રાદ્ધધર્મ નથી, ત્યારે વાચનિક માત્ર છે. તેથી સંકલ્પવિધિવડે સંકલ્પ, ક્ષણ, પાદ્ય, આસન, ગંધ, અને વસ્ત્ર પર્યંત પૂજા થયા પછી અન્ન પરીસવા પર્યંત કર્મ થયા પછી "**पृथिवी ते पात्रं०**" ઇત્યાદિક કહી "**एष उदकुंभ इदमन्नं दत्तंच**" ઇત્યાદિ અન્નત્યાગનો વિધિ કરવો. અંતે તાંબૂલ અને દક્ષિણા દેવી એ શ્રાદ્ધવિષે બ્રહ્મચર્ય, પુનર્ભોજન ઇત્યાદિ નિયમ નથી. વૃદ્ધિશ્રાદ્ધને નિમિત્તે માસિકોનો અપકર્ષ કરવાનો છતાં ઉદકુંભ શ્રાદ્ધનો પણ અપકર્ષ કરવો, કારણ, એ પ્રેતશ્રાદ્ધ છે. નિત્ય ઉદકુંભ સહિત અન્નદાન કરવામાં જે અશક્ત હોય તેણે પણ એક દિવસે તેટલાં આમાન્ન તથા તેટલાં ઉદકુંભ અથવા તેટલાં આમાન્નનો તથા ઉદકુંભનો નિષ્ક્રય ( દ્રવ્ય ) કરી અપકર્ષે કરી ઉદકુંભ શ્રાદ્ધ કરવાં. વર્ષ પર્યંત નિત્ય ઉદકુંભ શ્રાદ્ધ કરતાં મધ્યમાં આશૌચ પ્રાપ્ત થયા છતાં દર્શાદિ શ્રાદ્ધ પ્રમાણે તેટલાં શ્રાદ્ધનો લોપજ કરવો. આશૌચ પછી પ્રતિબંધ હોવાથી ન કીધા છતાં તેથી આગળનાં ઉદકુંભ શ્રાદ્ધની સાથે એક તંત્રે કરી અતિક્રાંત ( રહેલા ) ઉદકુંભનો પ્રયોગ કરવો. "**अतिक्रांतोदकुंभश्राद्धान्यद्यतनोदकुंभश्राद्धंच तंत्रेण करिष्ये,**" એ પ્રમાણે સંકલ્પ કરવો.

**तथाप्रथमाब्देदीपदानमुक्तं प्रत्यहंदीपकोदेयोमार्गेतुविषमेनरैः यावत्संवत्सरंवापि प्रेतस्यसुखलिप्सया प्राङ्मुखोदङ्मुखंदीपंदेवागारेद्विजालये कुर्याद्याम्यमुखंपित्रेअद्भिःसंकल्प्यसुस्थिरमिति ॥**

તેમજ પ્રથમ વર્ષે દીપદાન કરવાનું કહ્યુંછે. " મનુષ્યના વિષમ માર્ગમાં પ્રેતને સુખ થવામાટે વર્ષ પર્યંત નિત્ય દીપ દેવો. દેવ અથવા બ્રાહ્મણનાં મંદિરમાં પૂર્વાભિમુખ કિંવા ઉત્તરાભિમુખ દીપ કરવો. પિતૃને ઉદ્દેશે કરવાનો તે જળવડે સંકલ્પ કરી દક્ષિણાભિમુખ સારીરીતે સ્થિર એવો કરવો."

**अथषोडशमासिकानि द्वादशप्रतिमास्यानिऊनमासंत्रिपक्षकं ऊनषाण्मासिकंचोनाब्दिकंचापीतिषोडश अत्रमतांतराणिसिंधौ अथैषांकालाः मासादौमासिकंकार्यमाद्यंत्वेकादशेहनि एकद्वित्रिदिनैरूनेत्रिभागेनोनएववा ऊनमासिकमूनाब्दमूनषाण्मासिकं चरेत् त्रैपक्षिकंत्रिपक्षेचोनमास्यंद्वादशेन्हिवा तत्रोनमासिकोनषाण्मासिकोनाब्दिकाना**

मेकदिनेनोनपक्षेपंचम्यांमृतस्यतृतीयायांद्वाभ्यामूनत्वपक्षेद्वितीयायांत्रिभिर्न्यूनेप्रतिपदायाम नुष्ठानमितिकेचित् माधवस्तूनषाण्मासिकमूनाब्दिकंचमृताहात्पूर्वेद्युःकार्यमित्याह त्रैप क्षिकंत्रिपक्षेतीतेमृताहेकार्यं ॥

## હવે સોળ માસિક કેહેછે.

"દર એક માસનો એક એ રીતે બાર માસના બાર, ઊનમાસિક, ત્રૈપક્ષિક, ઊનષાણ્માસિક, અને ઊનાબ્દિક મળી સોળ માસિક જાણવા." એવિષે બીજા મત નિર્ણયસિંધુમાં કહ્યાછે. **હવે એમના કાળ કેહેછે**—"માસને પ્રથમ દિવસે માસિક કરવો, આદ્ય માસિક તો, ઇગ્યારમે દિવસે કરવો. એક બે અથવા ત્રણ દિવસ ઓછા અથવા ત્રીજો ભાગ ઓછો એવે કાળે ઊનમાસિક, ઊનાબ્દિક તથા ઊનષાણ્માસિક કરવાં. ત્રૈપક્ષિક ત્રણ પક્ષે કરવું. અથવા ઊનમાસિક બારમે દિવસે કરવું. તેમાં ઊનમાસિક, ઊનષાણ્માસિક અને ઊનાબ્દિક એમનો 'એક દિવસ ઓછો' એવો પક્ષ હોય તો, પંચમીમાં મૃત થયલાનું તૃતીયાને દિવસે; 'બે દિવસ ઓછા' એવો પક્ષ હોય તો, બીજનો; 'ત્રણ દિવસ ઓછા' એવો પક્ષ હોય તો, એકમને દિવસે કરવાં, એમ કોઇ ગ્રંથકાર કેહેછે. માધવ તો, ઊનષાણ્માસિક અને ઊનાબ્દિક, એ મૃત દિવસથકી પ્રથમ દિવસે કરવાં, એમ કેહેછે. ત્રૈપક્ષિક કરવું તે ત્રણ પક્ષ ગયા પછી મૃત્યુદિવસે કરવું.

अत्राहिताग्नेर्विशेषः त्रैपक्षिकपर्यंतानिसंस्कारतिथौततःपराणिप्रत्याब्दिकंचमृततिथौ तेनाद्यंदाहादेकादशेन्हित्रिमासादूर्ध्वंसंस्कारेत्वेवंभाति त्रिपक्षपर्यंतानिदाहतिथौकृत्वापरा ण्यतिक्रांतानिमृततिथौप्राप्तमासिकेनसहकार्याणीति ॥

**એવિષે આહિતાગ્નિનો વિશેષ પ્રકાર.**—ત્રૈપક્ષિક પર્યંત માસિક (આદ્યમાસિક, ઊનમાસિક, દ્વિતીયમાસિક, અને ત્રૈપક્ષિક એ) અગ્નિસંસ્કાર જે તિથિમાં થયો હોય તે તિથિમાં કરવાં, તે પછીના માસિક તથા પ્રત્યાબ્દિક મૃતતિથિવિષે કરવાં એવો વિશેષ છે, તેથી ત્રણ માસ પછી અગ્નિસંસ્કાર થયો હોય તો આદ્યમાસિક દાહદિવસથકી ઇગ્યારમે દિવસે કરવો એમ ભાસેછે. ત્રિપક્ષ પર્યંત માસિક (ચાર) દાહતિથિને દિવસે કરી તેથી આગળના રહિ ગયલા માસિકો મૃતતિથિને દિવસે પ્રાપ્ત થયલા માસિકસાથે કરવા.

ऊनश्राद्धेषुवर्ज्यानि त्रिपुष्करेषुनंदासुसिनीवाल्यांभृगोर्दिने चतुर्दश्यांचनोनानि कृत्तिकासुद्विपुष्करे त्रिपुष्करद्विपुष्करयोगयोर्लक्षणंप्रागुक्तं आद्यमासिकमाद्याब्दि कंचैकादशेन्हीत्येकंमतं आद्यमासिकमेवैकादशेन्हिप्रथमाब्दिकंतुद्वितीयवर्षारंभएवेत्यपर मतमित्युक्तं ॥

**ઊનમાસિક, ઊનષાણ્માસિક, તથા ઊનાબ્દિક શ્રાદ્ધવિષે વર્જ્ય દિવસ કેહેછે**—"ત્રિપુષ્કર યોગ, નંદા (૧-૬-૧૧) તિથિ, અમાવાસ્યા, શુક્રવાર.ચૌદશ, કૃત્તિકા નક્ષત્ર, અને દ્વિપુષ્કર યોગનેવિષે ઊનશ્રાદ્ધ કરવાં નહી." દ્વિપુષ્કર

તથા ત્રિપુષ્કરનાં લક્ષણ પ્રથમ ( પત્ર ૭૧૯ માં ) કહેલાં છે. આદ્યમાસિક તથા પ્રથમાબ્દિક ઇગ્યારમે દિવસે કરવાં એ એક મત; આદ્યમાસિકજ ઇગ્યારમે દિવસે કરવો તથા પ્રથમાબ્દિક તો, બીજાં વર્ષને આરંભેજ કરવો એવો બીજો મત એમ પ્રથમ ( પત્ર ૭૪૭ માં ) કહ્યુંછે.

---

एतानिषोडशश्राद्धानिवर्षांतसपिंडनपक्षेउक्तेषुस्वस्वकालेप्येकोद्दिष्टविधिनाकार्याणि द्वादशाहादिकालेषुसपिंडनापकर्षपक्षेएकादिनेएवापकृष्ययुगपदेकोद्दिष्टविधिनाकार्याणि श्राद्धानिषोडशादत्वानतुकुर्यात्सपिंडनमितिषोडशश्राद्धैर्विनासपिंडनेधिकाराभावबोधनात् एतानिपक्वान्नेनामान्नेनवाकार्याणि पाकपक्षेयुगपत्करणेसर्वेषामेकएवपाकोविप्रा अर्घ्याःपिंडाश्चषोडश एतानिद्वादशाहादौसपिंडनात्पूर्वंकृतान्यपिपुनःसपिंडयुत्तरंस्वस्व कालेपार्वणविधिनाकार्याणि यस्यसंवत्सरादर्वाक्विहितातुसपिंडता विधिवत्तानिकुर्वीतपुनःश्राद्धानिषोडश अर्वाक्संवत्सराद्यस्यसपिंडीकरणंकृतं षोडशानांद्विरावृत्तिंकुर्यादित्याहगौतमइत्यादिवचनात् षोडशानांद्विरावृत्तित्वंचैकादशाहसपिंडनपक्षेज्ञेयं तत्राद्यमासिकस्यकालसत्वात् द्वादशाहेसपिंडनपक्षेतुपंचदशानांद्विरावृत्तिः त्रिपक्षेसपिंडनपक्षेआद्यमासिकोनमासिकद्वितीयमासिकानांस्वकालेकृतत्वादपकृष्यकृतानामेवपुनरावृत्तिविधानात्तेषांकालाभावाच्चत्रयोदशानामेवपुनरावृत्तिः एवमन्यपक्षेष्वपियथासंभवमूह्यं ॥

આ સોળ માસિકશ્રાદ્ધ, વર્ષની અંતે સપિંડીકરણનો પક્ષ છતાં પોતપોતાના કહેલા કાળવિષેજ એકોદ્દિષ્ટવિધિવડે કરવાં. બારમો દિવસ ઇત્યાદિ કાળે, સપિંડીકરણનો અપકર્ષ કરવાનો પક્ષ હોય તો, એક દિવસેજ અપકર્ષ કરી એક કાળે એકોદ્દિષ્ટવિધિવડે કરવાં; કારણ, " સોળ શ્રાદ્ધ કીધા વિના સપિંડી કરવું નહી " એ વચનવડે સોળ શ્રાદ્ધ કીધા વિના સપિંડીશ્રાદ્ધવિષે અધિકાર નથી એમ સમજવામાં આવેછે. એ માસિક રાંધેલાં અન્નવડે અથવા આમાન્નવડે કરવા. પાક કરવાનો પક્ષ છતાં એક કાળે કરવાનાં હોય તો, સઘળાઓમાટે એકજ પાક કરી બ્રાહ્મણ, અર્ઘ્ય તથા પિંડ એ સોળ સોળ કરવા. એ બારમે દિવસે સપિંડીકરણથી પ્રથમ કીધાં હોય તો પણ સપિંડીકરણ પછી ફરી પોતપોતાના સમયે પાર્વણવિધિવડે કરવાં; કારણ, " જેનું સપિંડીકરણ વર્ષથી પ્રથમ કીધું તેનાં સોળ શ્રાદ્ધ ફરી યથાવિધિ કરવાં, જેનું સપિંડીકરણ વર્ષથકી પ્રથમ કીધું તેનાં સોળ માસિકશ્રાદ્ધની બીજી આવૃત્તિ કરવી એમ ગૌતમ કહેછે " ઇત્યાદિક વચન છે; માટે સોળ શ્રાદ્ધની આવૃત્તિ કરવી એમ જે કહ્યું તે ઇગ્યારમે દિવસે સપિંડીકરણના પક્ષમાં જાણવું; કારણ, તે ઇગ્યારમો દિવસ આદ્યમાસિકનો કાળ છે. બારમે દિવસે સપિંડીકરણના પક્ષવિષે તો પંદર માસિકની બીજી વાર આવૃત્તિ કરવી. ત્રિપક્ષીને દિવસે સપિંડીકરણનો પક્ષ છતાં આદ્યમાસિક, ઊનમાસિક અને દ્વિતીયમાસિક એ પોતપોતાને કાળે કીધેલા છે માટે જે અપકર્ષ કરી કરેલા છે તેનીજ પુનરાવૃત્તિ કરવી એવો વિધિ છે અને તેમનો પોતપોતાનો કાળ નથી તેથી તેર માસિક શ્રાદ્ધનીજ પુનરા-

વૃત્તિ કરવી. એ પ્રમાણે બીજા પક્ષવિષે પણ જેવો સંભવ હોય તેને અનુસારે જાણવું.

---

येतुद्वादशाहेसपिंडनंकृत्वात्रयोदशाहादावाद्यमासिकसहितानांषोडशानांपुनरावृत्तिंकुर्वंतितेभ्रांताः यदामरणादारभ्यद्वादशमासमध्येकश्चिदधिकमासःपतेत्तदातन्मासस्थंमासिकश्राद्धमधिकेशुद्धेमासेचेतिद्विवारंकार्यमितिसप्तदशश्राद्धानिभवंति मलमासेमृतस्यतुएकादशाहेआद्यमासिकंकृत्वाद्वितीयमासमृततिथौतत्पुनःकृत्वाकिंचिदूनेद्वितीयमासेऊनमासिकंतृतीयमासारंभेद्वितीयमासिकंसार्धद्विमासांतेत्रैपक्षिकं सपिंड्युत्तराण्यवशिष्टमासिकानिस्वस्वकालेएवकार्याणि चतुःपुरुषमध्येसपिंडेषुनांदीश्राद्धप्राप्तौतत्प्राप्तिमासेएवैकस्मिन्नेवदिनेसर्वाण्यपकृष्यकार्याणि प्रेतश्राद्धानिसर्वाणिसपिंडीकरणंतथा अपकृष्यापिकुर्वीतकर्तुंनांदीमुखंद्विजइत्युक्तेः तत्रैकःपाकःषोडशश्राद्धपक्षेषोडशब्राह्मणाअष्टचत्वारिंशत्पिंडाःपुरूरवार्द्रवविश्वेदेवार्थमेकोविप्रइतिसर्वेषामनुष्ठानं एवंपक्षांतरेषुश्राद्धसंख्यानुसारेणविप्रादिूह्यं केचित्पाकभेदमाहुः उदकुंभश्राद्धानामप्यनुमासिकवत्प्रेतोद्देश्यकश्राद्धत्वात्तेषामप्यपकर्षइत्युक्तं वृद्धिंविनानुमासिकापकर्षेतुदोषमाहोशनाः वृद्धिश्राद्धविहीनस्तुप्रेतश्राद्धानियश्चरेत् सश्राद्धीनरकेघोरेपितृभिःसहमज्जतीति चतुःपुरुषसपिंडेष्वाधानादिप्राप्तिनिमित्तोप्यपकर्षःकार्यः अत्रविशेषःपूर्वार्धेउक्तः यद्यन्मासिकंसूतकादिनातिक्रांतंभवेत्तत्तदुत्तरमासिकेनसहतंत्रेणकार्यमित्युक्तं ॥

જે ફરી બારમે દિવસે સપિંડીકરણ કરી તેરમે ઇત્યાદિ દિવસે આદ્યમાસિક સહિત સોળ માસિકની પુનરાવૃત્તિ કરેછે તે ભ્રાંત છે. જ્યારે મરણથકી આરંભી બાર માસમાં કોઇ એક અધિક માસ પ્રાપ્ત થાય ત્યારે તે માસસંબંધિ માસિક શ્રાદ્ધ અધિક તથા શુદ્ધ એ બે માસમાં બે વાર કરવું; એ રીતે સત્તર શ્રાદ્ધ થાયછે. મળ માસમાં મૃત થયો હોય તેનો તો, ઇગ્યારમે દિવસે આદ્યમાસિક કરી બીજા માસની મૃત તિથિને દિવસે તે ફરી કરી કાંઇક ઓછો એવા બીજા મૈનામાં ઊનમાસિક તથા ત્રીજા માસના આરંભમાં દ્વિતીયમાસિક અને અઢી માસને અંતે ત્રિપક્ષી એ પ્રમાણે કરવું. સપિંડીકરણ પછીના બાકી રહેલા માસિક પોતપોતાને કાળેજ કરવા. સપિંડીવિષે ચાર પુરૂષમાં નાંદીશ્રાદ્ધ કરવાનું પ્રાપ્ત થયા છતાં તે નાંદીશ્રાદ્ધ જે માસમાં પ્રાપ્ત થાય તેજ માસમાં એક દિવસેજ અપકર્ષ કરી સઘળા માસિક કરવા; કારણ, "દ્વિજે નાંદીશ્રાદ્ધ કરવામાટે સઘળાં પ્રેતશ્રાદ્ધ અને સપિંડીશ્રાદ્ધ એ અપકર્ષ કરી કરવાં" એવું વચન છે. તેમાં સોળશ્રાદ્ધનો પક્ષ છતાં એક પાક, સોળ બ્રાહ્મણ, અડતાળીસ પિંડ, અને પુરૂરવાર્દ્રવ નામના વિશ્વેદેવામાટે એક બ્રાહ્મણ એ રીતે સઘળાં કરવાં. એ પ્રમાણે બીજા પક્ષવિષે જેવી શ્રાદ્ધની સંખ્યા હોય તેને અનુસારે બ્રાહ્મણાદિક જાણવા. કોઇ ગ્રંથકાર, પાક જુદો જુદો કરવો, એમ કેહેછે. ઉદકુંભશ્રાદ્ધ પણ અનુમાસિક શ્રાદ્ધનીપેઠે પ્રેતનાં નિમિત્તથકી કરવાનાં શ્રાદ્ધ છે માટે તેમનો પણ અપકર્ષ કરવો એમ કહ્યુંછે. વૃદ્ધિશ્રાદ્ધ વિના અનુમાસિક શ્રાદ્ધનો અપકર્ષ કરે તો, ઉશના ઋષિએ દોષ કહ્યોછે. "જે મનુષ્ય વૃદ્ધિ-

શ્રાદ્ધ આવ્યા વિના પ્રેતશ્રાદ્ધ અપકર્ષ કરી કરે તો તે શ્રાદ્ધકર્ત્તા પિતૃસહિત ઘોર નરકમાં બુડેછે." સપિંડીવિષે ચાર પુરૂષમાં આધાનાદિક પ્રાપ્તિનાં નિમિત્તથકી પણ અપકર્ષ કરવો; એવિષે વિશેષ પ્રકાર પૂર્વાર્ધમાં ( પત્ર ૩૮૬ માં) કહ્યોછે. જે જે માસિક સૂતકાદિકથકી અટકે તો તે તે આગળ આવતા માસિકસાથે એકતંત્રે કરવો એમ કહ્યુંછે.

---

अथसपिंडीकरणविचारः तत्रसपिंडनकालः नासपिंड्याग्निमान्पुत्रःपितृयज्ञंसमाचरेदि तिवचनात्पित्रादीनांमात्रादीनांत्रितयमध्येन्यतममरणेसाग्निकोद्वादशाहेसपिंडनंकृत्वागा मिदर्शेपिंडपितृयज्ञादिकंकुर्यात् अत्रस्मार्ताग्निमानपिसाग्निकोग्राह्यइतिभाति तस्यापिपिंड पितृयज्ञावश्यकत्वात् साग्नेःप्रेतस्यतुत्रिपक्षेएव प्रेतश्चेदाहिताग्निःस्यात्कर्तानाग्निर्यदाभवेत् सपिंडीकरणंतस्यकुर्यात्पक्षेतृतीयकेइत्युक्तेः अत्रसाग्निःश्रौताग्निमानेव द्वयोःसाग्नित्वेद्वा दशाहएव साग्निकस्तुयदाकर्ताप्रेतोवाप्यग्निमान्भवेत् द्वादशाहेतदाकुर्यात्सपिंडीकरणंपितु रित्युक्तेः द्वयोरप्यनग्नित्वेत्वनेकेकालाः सपिंडीकरणंकुर्याद्यजमानस्त्वनग्निमान् अना हिताग्नेःप्रेतस्यपूर्णेसंवत्सरेथवा एकादशेमासिषष्ठेत्रिमासेवात्रिपक्षके मासांतेद्वादशेवा न्हिकुर्याद्वैकादशेहनि यदहर्वृद्धिरापन्नातदहर्वेतिनिश्चितं अत्रवृद्धिनिमित्तापकर्षोनिर ग्नेरेवोक्तस्तथापिसाग्नेरपिसंभवेयोज्यः अत्रवृद्धिपदंचूडोपनयनविवाहमात्रपरंसीमंतादि संस्कारेषुवृद्धिश्राद्धस्यलोपएवकार्योनतुतदर्थंसपिंडनापकर्षइतिकेचित् अन्येतुगर्भाधा नपुंसवनादिष्वन्नप्राशनांतेषुसंस्कारेष्वकरणेदोषोक्तेरावश्यकेषुवृद्धिश्राद्धस्याप्यावश्यक त्वात्सपिंडनापकर्षःकार्यएव तथाचचतुःपुरुषसपिंडेषुसपिंडीकरणाभावेगर्भाधानादिक मपिनकार्यमित्याहुः तेनपितामहमरणेपौत्रस्यवृद्धौप्राप्तायामप्यपकर्षःसपिंडीकरणानुमा सिकादीनांसिद्धः एवमावश्यकवृद्धियुक्तकर्मप्राप्तौकनिष्ठःपुत्रोवाभ्रातावाभ्रातृपुत्रोवान्यः सपिंडोवाशिष्योवागौणकर्तापिकुलप्राप्तवृद्धिसिद्ध्यर्थंसपिंडनाद्यपकर्षंकुर्यात् तत्रचकृतेमु ख्यस्यपुत्रादेर्नपुनःकरणं वृद्धिनिमित्तापकर्षेपुनःकरणाभावात् येवाभद्रंदूषयंतिस्वधा भिरितिदोषश्रुतेः वृद्धिंविनागौणाधिकारिणासपिंड्यादिकरणेतुमुख्याधिकारिणापुत्रादि नापुनरावर्तनीयं एकादशाहांतकर्मणस्तुनपुनरावृत्तिरित्युक्तं तत्रावश्यकपदेनानन्यगति कंवृद्धिकर्मग्राह्यं तेनसगतिकेष्टापूर्तादौसगतिकोपनयनविवाहादौचनापकर्षः अगति केचविवाहादावप्यपकर्षइतिव्यवस्थायोज्या आनंत्यात्कुलधर्माणांपुंसांचैवायुषःक्षयात् अ स्थिरत्वाच्छरीरस्यद्वादशाहःप्रशस्यते अत्रकुलधर्मपदेनवृद्धिश्राद्धयुतंकर्मग्राह्यं नतुपंच महायज्ञदेवपूजाश्राद्धादि अस्यवर्णधर्मत्वेननित्यत्वात्सपिंडीकरणनिमित्तकप्रतिबंधायोगात् सपिंडीकरणात्पूर्वंपंचमहायज्ञादिधर्मोनकार्यइतिक्वापिस्मृतिवचनेनुपलंभाच्च एतेनसपिंडी करणाभावेसपिंडेषुदेवपूजाश्राद्धादिधर्मलोपंवदंतोनिर्मूलत्वादुपेक्ष्याः अत्रद्वादशाहपदेना शौचसमाप्त्युत्तरदिनंग्राह्यं तेनत्रिदिनाशौचेपंचमदिनेसपिंडीकरणं द्वादशाहादिकाले षुप्रमादादननुष्ठितं सपिंडीकरणंकुर्यात्कालेषूत्तरभाविषु इदमुत्तरकालविधानंसाग्निनिर ग्निसाधारणं सपिंडीकरणश्राद्धमुक्तकालेकृतंनचेत् हस्तार्द्रारोहिणीभेवानुराधायांचतच्चरेत् इदमपिसाधारणं स्मृत्यर्थसारेवर्षांतसपिंडनपक्षेवर्षांत्यदिनेपूर्वंसंवत्सरविमोक्षश्राद्धंकृत्वा सपिंडनंचकृत्वापरेद्युर्मृताहेवार्षिकंकार्यमित्युक्तं इतिकालविचारः ॥

## હવે સપિંડીકરણનો વિચાર કેહેછે.

**તેમાં સપિંડીનો કાળ** – " સાગ્નિક પુત્રે સપિંડીકરણ કીધા વિના પિંડપિતૃયજ્ઞાદિક કરવા નહી," એવું વચન છે માટે પિતા આદિક ત્રણ તથા માતા આદિક ત્રણ એઓમાંથી કોઇએક મૃત થયા છતાં સાગ્નિકે બારમે દિવસે સપિંડીકરણ કરી આગળ આવતી અમાવાસ્યાને દિવસે પિંડપિતૃયજ્ઞાદિક કરવા. આ ઠેકાણે સાગ્નિક સ્માર્ત્તાગ્નિમાન્ પણ લેવો એમ ભાસેછે; કારણ, તેને પણ પિંડપિતૃયજ્ઞ આવશ્યક છે. સાગ્નિક મૃત થયો હોય તેનું સપિંડી શ્રાદ્ધ તો ત્રીજે પક્ષેજ કરવું; કારણ " મૃત થયલો સાગ્નિક છતાં કર્ત્તા નિરગ્નિક હોય તો તેની સપિંડી ત્રીજે પક્ષે કરવી, " એવું વચન છે. આ ઠેકાણે સાગ્નિક એટલે શ્રૌતાગ્નિમાનજ સમજવો. મૃત થયલો તથા કર્ત્તા એ બન્ને સાગ્નિક છતાં બારમે દિવસેજ કરવું; કારણ, " જ્યારે કર્ત્તા સાગ્નિક તથા મૃત પણ સાગ્નિક હોય ત્યારે પિતાનું સપિંડીકરણ બારમે દિવસે કરવું," એવું વચન છે. બન્ને અગ્નિરહિત છતાં અનેક કાળ કહ્યા છે. "નિરગ્નિક કર્ત્તાએ નિરગ્નિક મૃત થયલાનું સપિંડીશ્રાદ્ધ સંપૂર્ણ વર્ષની અંતે, ઇગ્યારમા માસે, છઠે માસે, ત્રીજે માસે, ત્રીજે પક્ષે, એક માસને અંતે, બારમે દિવસે, ઇગ્યારમે દિવસે અથવા જે દિવસે વૃદ્ધિ પ્રાપ્ત થાય તે દિવસે કરવું એમ નિશ્ચિત જાણવું. " આ ઠેકાણે વૃદ્ધિનાં નિમિત્તથકી અપકર્ષ કરવાનું નિરગ્નિકનેજ કહ્યું તો પણ સાગ્નિકને પણ સંભવ છતાં જાણવું. આ વચનમાં ' વૃદ્ધિ ' એ પદ ચૌલ, ઉપનયન અને વિવાહ એ ત્રણનેજમાટે છે, સીમંતાદિક સંસ્કારવિષે વૃદ્ધિશ્રાદ્ધનો લોપજ કરવો, પણ તેસારૂ સપિંડીનો અપકર્ષ કરવો નહી, એમ કોઇ ગ્રંથકાર કેહેછે. બીજા ગ્રંથકારો તો, ગર્ભાધાન, પુંસવન ઇત્યાદિ અન્નપ્રાશન પર્યંત સંસ્કારોમાં ન કરવાથી દોષ થાયછે એમ કહેલું છે માટે આવશ્યક સંસ્કારોમાં વૃદ્ધિશ્રાદ્ધનું પણ આવશ્યકપણું હોવાથી સપિંડીનો અપકર્ષ કરવોજ. તેમજ સપિંડીકરણ થયા ન છતાં ચાર પુરૂષ પર્યંત સપિંડોમાં ગર્ભાધાનાદિક પણ કરવાં નહી, એમ કેહેછે. તેથી દાદા મૃત છતાં પોતરાને વૃદ્ધિશ્રાદ્ધ પ્રાપ્ત છતાં પણ સપિંડીકરણ તથા અનુમાસિક ઇત્યાદિકનો અપકર્ષ સિદ્ધ થાયછે. એ રીતે વૃદ્ધિશ્રાદ્ધ યુક્ત આવશ્યક કર્મ પ્રાપ્ત થયા છતાં નાનો પુત્ર, ભાઈ, ભત્રીજ, બીજો સપિંડ, અથવા શિષ્ય એવા ગૌણ કર્ત્તાએ પણ કુળમાં પ્રાપ્ત થયલાં વૃદ્ધિશ્રાદ્ધની સિદ્ધિમાટે સપિંડી ઇત્યાદિકનો અપકર્ષ કરવો. તે કીધા છતાં પુત્રાદિક મુખ્ય કર્ત્તાએ ફરી કરવું નહી; કારણ, વૃદ્ધિનિમિત્ત અપકર્ષ કીધા છતાં ફરી કરવાનો અભાવ છે; કારણ, " જે સ્વધા શબ્દવડે મંગળને દૂષિત કરેછે " ઇત્યાદિ વચનમાં દોષ સંભળાયછે. વૃદ્ધિ વિના ગૌણ અધિકારીએ સપિંડી ઇત્યાદિ કીધા છતાં તે મુખ્ય અધિકારી પુત્રાદિકોએ ફરી કરવું. ઇગ્યારમા દિવસ પર્યંતનાં કર્મની ફરી આવૃત્તિ કરવી નહી એમ કહ્યુંછે. તેમાં આવશ્યક પદવડે અનન્યગતિક ( જેની બીજી ગતિ ન હોય ) એવાં વૃદ્ધિકર્મ ગ્રહણ કરવાં. તેથી સગતિક એટલે બીજે સમયે થવાનાં એવાં ઇષ્ટાપૂર્ત્તાદિક ( વાવ, કુવા ઇત્યાદિકના ઉત્સર્ગાદિક ) તથા

સગતિક ઉપનયન વિવાહાદિક છતાં અપકર્ષ કરવો નહી, અને અગતિક એવા વિવાહાદિક છતાં તેવિષે અપકર્ષ કરવો એવી વ્યવસ્થા જોડવી. "કુળધર્મ અપાર છે, તથા પુરૂષનાં આયુષ્યનો ક્ષય છે, અને શરીરને અસ્થિરપણું છે માટે બારમો દિવસ ઉત્તમ છે." એ વાક્યમાં 'કુળધર્મ' એ પદેકરી વૃદ્ધિશ્રાદ્ધયુક્ત કર્મ લેવું; પણ પંચમહાયજ્ઞ, દેવપૂજા અને શ્રાદ્ધાદિક લેવાં નહી; કારણ, એ (પંચમહાયજ્ઞાદિક) વર્ણના ધર્મ હોવાથી નિત્ય છે એટલે તે ન કરવાથી પાપ થાય માટે નિત્ય કર્તવ્ય હોવાથી સપિંડીનાં નિમિત્તથી તેનો પ્રતિબંધ થાય નહી; કારણ, સપિંડીકરણથી પ્રથમ પંચમહાયજ્ઞાદિક ધર્મ કરવા નહી એવું સ્મૃતિવાક્યમાં ક્યહાં પણ દેખવામાં આવતું નથી, એથી સપિંડીકરણ ન થયા છતાં સપિંડોમાં દેવપૂજા, શ્રાદ્ધાદિક એ ધર્મનો લોપ કરવો, એમ કેહેવાવાળાઓ મૂળ ન હોવાથી ઉપેક્ષા કરવા યોગ્ય છે. આ વચનમાં 'દ્વાદશાહ' એ પદવડે આશૌચની સમાપ્તિ જે દિવસે થાય તે પછિનો દિવસ લેવો. એથી ત્રણ દિવસનું આશૌચ છતાં પાંચમે દિવસે સપિંડીકરણ કરવું. "પ્રમાદથકી બારમો ઇત્યાદિ દિવસે સપિંડીકરણ કીધું ન હોય તો આગળ આવતા કાળે કરવું." એ ઉત્તર (આવતા) કાળનું જે વિધાન કીધું તે સાગ્નિક તથા નિરગ્નિકને સાધારણ છે. "સપિંડીશ્રાદ્ધ કહેલા સમયે ન કીધું હોય તો; હસ્ત, આર્દ્રા, રોહિણી અથવા અનુરાધા એ નક્ષત્રે તે કરવું," અને એ પણ સાધારણ છે. સ્મૃત્યર્થસાર ગ્રંથમાં, વર્ષની અંતે સપિંડીશ્રાદ્ધ કરવાનો પક્ષ છતાં વર્ષને છેલે દિવસે અબ્દપૂર્તિશ્રાદ્ધ કરી તથા સપિંડીશ્રાદ્ધ કરી બીજે દિવસે મૃત્યુદિવસે વાર્ષિક કરવું એમ કહ્યુંછે. એ પ્રમાણે સપિંડીકરણના કાળનો વિચાર કહ્યો.

**तच्चसपिंडनंपुत्रेविदेशस्थेपिसतिनान्यःकुर्यात् एवंज्येष्ठपुत्रेविदेशस्थेपिनकनिष्ठःकुर्यात् षोडशश्राद्धानितुज्येष्ठासन्निधानेकनिष्ठेनकार्याणि पुनर्ज्येष्ठेननकार्याणि आहिताग्निःकनिष्ठेपिसपिंडनंकुर्यादेव वृद्धिनिमित्तेतुकनिष्ठादिभिरपिसपिंडनंकार्यमित्युक्तं वृद्धिविनाकनिष्ठपुत्रेणकृतेपिसपिंडनेज्येष्ठपुत्रेणपुनःकार्यम् आहिताग्निनापितृयज्ञार्थंकृतेसपिंडनेपिज्येष्ठेनपुनःकार्यमितिभाति तत्रपुनःकरणेप्रेतशब्दोनवाच्यः देशांतरस्थपुत्राणांश्रुत्वातुवपनंभवेत् दशाहंसूतकंचैवतदंतेचसपिंडनं ॥**

એ સપિંડન પુત્ર દેશાંતર છતાં પણ બીજાએ કરવું નહી. એ રીતે જ્યેષ્ઠ પુત્ર દેશાંતર છતાં પણ કનિષ્ઠે કરવું નહી. સોળ શ્રાદ્ધ તો, જ્યેષ્ઠ સમીપે ન છતાં કનિષ્ઠે કરવાં, તે ફરી જ્યેષ્ઠે કરવાં નહી. આહિતાગ્નિ કનિષ્ઠ હોય તો તેણે પણ સપિંડન કરવું. વૃદ્ધિનું નિમિત્ત હોય તો, કનિષ્ઠાદિકે પણ સપિંડન કરવું એમ કહ્યુંછે. વૃદ્ધિવિના કનિષ્ઠ પુત્રે સપિંડન કીધા છતાં પણ જ્યેષ્ઠ પુત્રે ફરી કરવું. આહિતાગ્નિ એવા કનિષ્ઠે પિતૃયજ્ઞમાટે સપિંડન કીધા છતાં પણ જ્યેષ્ઠે ફરી કરવું, એમ ભાસેછે. તે ફરી સપિંડીકરણમાં પ્રેતશબ્દ કેવો નહી. "દેશાંતરમાં રેહેનારા પુત્રોએ તો, સાંભળવા પછી વપન કરાવવું. દશ દિવસ સૂતક પાળી આશૌચની અંતે સપિંડન કરવું.

---

अथव्युत्क्रममृतौ• मृतेपितरियस्याथविद्यतेचपितामहः तेनदेयास्त्रयःपिंडाःप्रपितामहपूर्वकाः तेभ्यश्चपैतृकःपिंडोनियोक्तव्यस्तुपूर्ववत् मातर्यथमृतायांतुविद्यतेचपितामही प्रपितामहीपूर्वस्तुकार्यस्तत्राप्ययंविधिः एवंप्रपितामहजीवनेतत्पित्रादिभिःकार्यः यत्तुव्युत्क्रमात्तुप्रमीतानांनैवकार्यासपिंडनेतितन्मातापितृभर्तृभिन्नविषयं प्रपितामहादिभिःपितुःसपिंडनेकृतेपश्चात्पितामहमरणेपिपुनःपितामहेनसहपितुःसपिंडनकार्यं यदातुपितुःसपिंडनात्प्राक्पितामहोमृतस्तदापितामहसपिंडनंकृत्वापितामहादिभिःसहपितृसपिंडनंकार्यं यदाचपितुर्मरणोत्तरंपितामहःप्रपितामहोवामृतस्तयोश्चपुत्रांतरंसपिंडनाधिकारीदेशांतरेतिष्ठतितदादाहाद्येकादशाहांतमात्रंकर्मकृत्वासपिंडनहीनाभ्यामपिपितामहप्रपितामहाभ्यांसहपितुःसपिंडनंकुर्यात् पितामहप्रपितामहयोःपुत्रांतराभावेतुपौत्रःप्रपौत्रोवातयोःसपिंडनंकृत्वैवपितुःसपिंडनंकुर्यात् पितामहस्यपुत्रांतराभावेपौत्रेणसपिंडनषोडशानुमासिकांतमेवकर्मकार्यं पितामहवार्षिकादिकंतुनावश्यकं इच्छयापितामहवार्षिकादिकरणेतुफलातिशयः ॥

## હવે વ્યુત્ક્રમ (ઉલટું) મરણ છતાં કેહેછે.

જેનો પિતા મૃત છતાં પિતામહ જીવતો હોય તેણે પ્રપિતામહપૂર્વક એવા ત્રણ પિંડ દેવા, તથા તે ત્રણ પિંડમાં પિતાના પિંડનું સંયોજન પ્રથમ પ્રમાણે કરવું. જેની માતા મૃત છતાં પિતામહી વિદ્યમાન હોય ત્યહાં પણ પરદાદીઆદિ લઈ એ વિધિ કરવો, એટલે પ્રપિતામહીપૂર્વક એવા ત્રણ પિંડ દઇ તે ત્રણ પિંડમાં માતૃપિંડનું સંયોજન કરવું." એ પ્રમાણે પ્રપિતામહ જીવતા છતાં તેના (પ્રપિતામહ)ના પિતા ઇત્યાદિક સાથે સંયોજન કરવું. "ઉલટું જે મૃત થાય તેની તો સપિંડી કરવી નહી," એવું જે કહ્યું તે તો માતા, પિતા અને પતિ વિના બીજાઓમાટે છે. પ્રપિતામહાદિક સાથે પિતાનું સપિંડન કીધા પછી પિતામહ મૃત થયા છતાં પણ ફરી પિતામહસાથે પિતાનું સપિંડન કરવું. જ્યારે પિતાનાં સપિંડીકરણથી પ્રથમ પિતામહ મૃત થાય ત્યારે પિતામહનું સપિંડન કરી પિતામહાદિક સાથે પિતાનું સપિંડન કરવું. જ્યારે પિતા મૃત થયા પછી પિતામહ અથવા પ્રપિતામહ મૃત થાય અને સપિંડી કરવાનો અધિકારી એવો તેનો બીજો પુત્ર દેશાંતરમાં બેઠો હોય ત્યારે દાહથકી ઇગ્યારમાં દિવસ પર્યંતનું માત્ર કર્મ કરી, જો સપિંડી રહિત પિતામહ અથવા પ્રપિતામહ છે તો પણ તે સાથે પિતાનું સપિંડન કરવું. પિતામહ અથવા પ્રપિતામહને બીજો પુત્ર ન હોય તો પોતરો અથવા પડપોતરો તેણે તેમનું સપિંડન કરીનેજ પિતાનું સપિંડન કરવું. પિતામહને બીજો પુત્ર ન છતાં પોતરાએ સપિંડીકરણ તથા સોળ અનુમાસિક પર્યંતજ કર્મ કરવું, પિતામહનું વાર્ષિકાદિક તો અવશ્ય નથી. ઇચ્છાથકી પિતામહનું વાર્ષિકાદિક કરે તો અધિક ફળ છે.

---

पितृदशाहंकुर्वन्यदिपुत्रोमृतस्तदातत्पुत्रःस्वपितुरौर्ध्वदेहिकंकृत्वापितामहौर्ध्वदेहिकंपुनःसर्वमावर्तयेत् अतीतेदशाहेतुनपुनरावृत्तिः पुत्रांतराभावेपितामहसपिंडनोत्तरंपितृसपिंडनमित्युक्तं अशक्तिवशात्पित्रानुज्ञातेनपौत्रेणपितामहदशाहकर्मण्यारब्धेपश्चात्पितृमृतौ

**पित्राशौचंवहन्नेवपौत्रःपितामहौर्ध्वदेहिकंकुर्यात् प्रक्रांतत्वात्पितृदशाहादिकर्मापिकुर्यात्प्राप्तत्वात् ॥**

પિતાના દશ દિવસનું કર્મ કરતો જે પુત્ર મૃત થાય તો ત્યારે તેના દીકરાએ પોતાના પિતાનું અંત્યકર્મ કરી પિતામહનું અંત્યકર્મ સઘળું ફરી કરવું. દશમો દિવસ વ્યતીત થઈ ગયો હોય તો ફરી આવૃત્તિ કરવી નહી. બીજો પુત્ર ન છતાં પિતામહની સપિંડી કીધા પછી પિતાની સપિંડી કરવી એમ કહ્યું. સામર્થ્ય ન હોવાથી પિતાએ આજ્ઞા આપેલી એવા પોતરાએ પિતામહનું દશ દિવસનું કર્મ આરંભ્યા છતાં પછી પિતા મૃત થયો હોય તો પિતાનું આશૌચ પાળતાંજ પોતરાએ પિતામહનું અંત્યકર્મ કરવું; કારણ, તેનો આરંભ થયો છે. પિતાના દશ દિવસનું ઇત્યાદિક કર્મ પણ કરવું; કારણ, તે કરવાનું પ્રાપ્ત છે.

---

**अथस्त्रीषूच्यते पितामह्यादिभिःसार्धमातरंतुसपिंडयेत् केचित्पितृमरणोत्तरंमातृमरणेपित्रैवसहमातृसपिंडनमाहुः दौहित्रःसपिंडनकर्त्ताचेन्मातामहेनसहसपिंडनमित्यपरे सहगमनेतुभर्त्रैवसहसपिंडनं येनकेनापिसपिंडनेप्यन्वष्टक्यप्रतिवार्षिकादिश्राद्धेषुपितामह्यादिभिःसहैवमातुःपार्वणंकार्यं अत्रकेचित्स्वपुत्रसपत्नीपुत्रयोःपत्युश्चाभावेस्त्रीणांसपिंडनंनास्तीत्याहुः अत्रान्वारोहणेभर्त्रासहपत्नीसंयोजनमितिपक्षेमतद्वयं पितृपिंडस्यपितामहादिपुत्रिषुसंयोजनंप्रथमंकृत्वापश्चान्मातृपिंडंपितामहादिषुसंयोजयेदित्येकः प्रथमंमातृपिंडंपित्रैवसंयोज्यमातृपिंडेनैकीकृतंपितृपिंडंपितामहादिषुसंयोजयेदित्यपरःपक्षः अत्रद्वितीयपक्षएवयुक्तः ॥**

## હવે સ્ત્રીવિષે વિશેષ કેહેછે.

" માતાની સપિંડી પિતામહી ઇત્યાદિક સાથે કરવી." કોઇ ગ્રંથકાર, પિતા મૃત થયા પછી માતા મૃત થયા છતાં પિતાની સાથેજ માતાનું સપિંડન કરવું એમ કેહેછે. જો દોહિત્રો સપિંડનકર્ત્તા હોય તો તેણે માતામહસાથે સપિંડન કરવું, એમ બીજા ગ્રંથકાર કેહેછે. સહગમન હોય તો પતિની સાથેજ સપિંડન કરવું. જે કોઇની સાથે સપિંડન કીધું હોય તો પણ અન્વષ્ટક્ય અને પ્રતિસાંવત્સરિક ઇત્યાદિક શ્રાદ્ધવિષે પિતામહી ઇત્યાદિક સાથેજ માતાનું પાર્વણ કરવું. આ ઠેકાણે કોઇ ગ્રંથકાર, પોતાનો પુત્ર શોકનો પુત્ર અને પતિ એમાંથી કોઇ પણ ન છતાં સ્ત્રીનું સપિંડન નથી એમ કેહેછે. આ ઠેકાણે અન્વારોહણ (સહગમન) છતાં 'પતિની સાથે સ્ત્રીનું સપિંડન' એ પક્ષવિષે બે મત છે—પિતાના પિંડનું, પિતામહાદિક ત્રણમાં પ્રથમ સંયોજન કરી પછી માતાના પિંડનું પિતામહાદિકવિષે સંયોજન કરવું, એવો એક પક્ષ. પ્રથમ માતાનો પિંડ પિતાના પિંડ સાથે સંયુક્ત કરી માતાના પિંડસાથે મેળવેલો પિતાનો પિંડ પિતામહાદિકવિષે સંયુક્ત કરવો, એ બીજો પક્ષ. આ બે પક્ષમાં બીજો પક્ષજ યોગ્ય છે.

---

केचित्सहगमनेएकदिनमरणेवास्त्रियाःसपिंडनंनास्तिभर्तुःकृतेसपिंडनेभार्यायाअपिकृतं भवतीतिमतांतरमाहुः सर्वाभावेस्त्रयंपत्न्यःस्वभर्तॄणाममंत्रकं सपिंडीकरणंकुर्युस्ततःपार्वणमेवच ब्रह्मचारिणामनपत्यानांचव्युत्क्रममृतानांचसपिंडनंनकार्यमितिमतांतरं अत्रसर्वत्रसपिंडनाभावपक्षोनशिष्टाचारेदृश्यते यतीनांसपिंडीकरणंनास्तिकिंतुतत्स्थानेएकादशेन्हिपार्वणंकार्यं इदंसपिंडीकरणश्राद्धंपार्वणैकोद्दिष्टरूपंतेनपितामहादित्रयार्थंत्रयोविप्रा अर्घ्याःपिंडाश्चत्रयः प्रेतार्थमेकोविप्रःपिंडोर्घ्यश्च देवार्थंद्वौ यद्वापार्वणेएकःप्रेतेएकःदेवार्थमेकोविप्रः अत्रकामकालौविश्वेदेवौ प्रेतस्यपित्रादेरर्घ्यपात्रंपितामहार्घ्यपात्रत्रयेसंयोज्यं एवंप्रेतपिंडोपिपितामहादिपिंडत्रयेसंयोज्यः पितृविप्रकरेहोमःसाग्नेरपिभवेदिह सपिंडीकरणश्राद्धमन्नेनैवकार्यंनत्वामादिना अनुमासिकान्यप्यन्नेनैवकार्याणि ॥

કોઈ ગ્રંથકાર, સહગમન છતાં અથવા એક દિવસે સ્ત્રીપુરૂષ મૃત છતાં સ્ત્રીનું સપિંડન કરવું નહી, પતિનું સપિંડન કીધા છતાં સ્ત્રીનું પણ સપિંડન કીધું એમ થાયછે એ રીતે બીજો મત કેહેછે. "સઘળાઓનો અભાવ છતાં સ્ત્રીએ પોતાના પતિનું સપિંડન મંત્રરહિત કરવું, અને સપિંડી પછી પાર્વણ શ્રાદ્ધજ કરવું" બ્રહ્મચારી સંતાન રહિત અને વ્યુત્ક્રમમૃત ( પુત્ર પછી પિતા મૃત ઇત્યાદિ) એનું સપિંડન કરવું નહી, એમ બીજો મત છે. આ સઘળે ઠેકાણે સપિંડન ન કરવાનો પક્ષ શિષ્ટાચારમાં દેખાતો નથી. સંન્યાસિઓનું સપિંડન કરવું નહી, ત્યારે સપિંડીને ઠેકાણે ઇગ્યારમે દિવસે પાર્વણ શ્રાદ્ધ કરવું. એ સપિંડીશ્રાદ્ધ પાર્વણ તથા એકોદ્દિષ્ટ એવા બે પ્રકારનું છે તેથી પિતામહાદિક ત્રણમાટે ત્રણ બ્રાહ્મણ અને અર્ઘ્ય પિંડ પણ ત્રણ છે. પ્રેતમાટે એક બ્રાહ્મણ, એક પિંડ તથા એક અર્ઘ્ય. દેવમાટે બે બ્રાહ્મણ જોઇએ. અથવા પાર્વણવિષે એક, પ્રેતમાટે એક અને દેવમાટે એક બ્રાહ્મણ, એ પ્રમાણે કેહેવા. આ સપિંડીશ્રાદ્ધમાં કામ કાળ વિશ્વેદેવા લેવા. પિત્રાદિક પ્રેતનું અર્ઘ્યપાત્ર પિતામહાદિકનાં ત્રણ અર્ઘ્યપાત્રમાં સંયોજન કરવું. એ રીતે પ્રેતનો પિંડ પણ પિતામહાદિક ત્રણનાં ત્રણ પિંડમાં મેળવવો. "આ સપિંડીશ્રાદ્ધમાં પિતૃ ઠેકાણે જે બ્રાહ્મણ તેના હાથ ઉપરે સાગ્નિકે પણ હોમ કરવો." સપિંડીશ્રાદ્ધ અન્નવડેજ કરવું, આમાન્ન (કાચાં અન્ન) ઇત્યાદિકવડે કરવું નહી. અનુમાસિકશ્રાદ્ધ પણ અન્નવડેજ કરવાં.

---

प्रेतःसपिंडनादूर्ध्वंपितृलोकंसगच्छति कुर्यात्तस्यचपाथेयंद्वितीयेन्हिसपिंडनादितिवचनात्त्रयोदशेन्हिपाथेयश्राद्धंकृत्वापुण्याहवाचनादिकंकृत्वावर्षपर्यंतंप्रत्यहमुदकुंभश्राद्धंकुर्यात् अशक्तौमासिकश्राद्धेष्वेकोदकुंभोदेयः सपिंडनोत्तरानुमासिकानांपार्वणविधिनानुष्ठानंवृद्धिप्राप्तौतेषामप्यपकर्षः सचचतुःपुरुषसपिंडेष्वेवेत्युक्तं एवंवर्षपर्यंतंकृत्वावर्षांत्यदिने संवत्सरविमोक्षश्राद्धंपार्वणविधिनाकार्यं इदमेवाब्दपूर्तिश्राद्धमित्यप्युच्यते वृद्धिश्राद्धे सपिंड्यांचप्रेतश्राद्धानुमासिके संवत्सरविमोकेचनकुर्यात्तिलतर्पणं इदमूनाब्दिकांतषोडशश्राद्धेभ्योभिन्नमेव अतएवास्यप्रेतश्राद्धत्वाभावाद्वृद्धिप्राप्तावपिनापकर्षः ततोवर्षांत्यदिनेशक्त्याभूरिब्राह्मणभोजनंचकार्यमित्यंवेष्टिपद्धताभट्टाः युक्तंचैतत् जीवतोवाक्य

---

ઔરસ, દત્તક, પૌત્ર અને પ્રપૌત્ર એ ન છતાં.

करणात्प्रत्यब्दंभूरिभोजनात् गयायांपिंडदानाच्चत्रिभिःपुत्रस्यपुत्रतेतिवाक्येनभूरिभोजनप. देनप्रत्याब्दिकश्राद्धातिरिक्तस्यैवबहुविप्रभोजनस्यविहितत्वात् श्राद्धेकुर्यान्नविस्तरमिति निषेधाच्छ्राद्धस्यभूरिभोजनपदाभिधेयत्वासंभवात् ॥

" મૃત થયલો તે સપિંડી થયા પછી પિતૃલોકપ્રત્યે જાયછે; માટે સપિંડીને બીજે દિવસે એનું પાથેયશ્રાદ્ધ કરવું; " એવું વચન છે તેથી તેરમે દિવસે પાથેયશ્રાદ્ધ કરી પુણ્યાહવાચનાદિક કરવું, પછી વર્ષ પર્યંત નિત્ય ઉદકુંભશ્રાદ્ધ કરવું. નિત્ય કરવાનું સામર્થ્ય ન છતાં માસિકશ્રાદ્ધને દિવસે એક ઉદકુંભ દેવો. સપિંડી થયા પછી અનુમાસિકશ્રાદ્ધ પાર્વણવિધિવડે કરવાં, તથા વૃદ્ધિશ્રાદ્ધ પ્રાપ્ત છતાં તેનો પણ અપકર્ષ કરવો. તે અપકર્ષ, ચાર પુરૂષપર્યંત સપિંડવિષેજ, એમ કહ્યુંછે. એ રીતે વર્ષ પર્યંત કરી વર્ષને છેલે દિવસે સંવત્સરવિમોક્ષ શ્રાદ્ધ પાર્વણવિધિવડે કરવું. એ સંવત્સરવિમોક્ષશ્રાદ્ધજ અબ્દપૂર્તિશ્રાદ્ધ એમ પણ કેહેવાયછે. "વૃદ્ધિશ્રાદ્ધ, સપિંડીશ્રાદ્ધ, પ્રેતશ્રાદ્ધ, અનુમાસિક અને સંવત્સરવિમોક એમનેવિષે તિલતર્પણ કરવું નહી." ઊનાબ્દિક પર્યંત સોળ શ્રાદ્ધથકી એ અબ્દપૂર્તિશ્રાદ્ધ જુદુંજ છે માટે એ પ્રેતશ્રાદ્ધ ન હોવાથી, વૃદ્ધિ પ્રાપ્ત છતાં પણ એ અબ્દપૂર્તિશ્રાદ્ધનો અપકર્ષ કરવો નહી. પછી વર્ષને છેલે દિવસે શક્તિને અનુસારે બહુ બ્રાહ્મણોને ભોજન કરાવવું, એ રીતે અંત્યેષ્ટિપદ્ધતિમાં ભટ્ટ કેહેછે, અને એ યોગ્ય છે, કારણ, "પિતા જીવતા છતાં તેનું આજ્ઞાવચન માનવું, વાર્ષિકશ્રાદ્ધે ઘણા બ્રાહ્મણ જમાડવા, અને ગયામાં પિંડદાન કરવું, એ ત્રણ કાર્ય કરવાથી પુત્રનું પુત્રપણું છે," એ વાક્યેકરી "ભૂરિભોજન" એ પદવડે વાર્ષિકશ્રાદ્ધથકી જુદાજ ઘણા બ્રાહ્મણોને જમાડવા એમ કહ્યુંછે, કારણ, " શ્રાદ્ધમાં વિસ્તાર કરવો નહી," એવો નિષેધ છે માટે ભૂરિભોજન પદનો અર્થ શ્રાદ્ધ એમ માનવામાં સંભવ નથી.

---

अथप्रथमाब्देनिषिद्धानि मातापित्रोर्मरणेवर्षपर्यंतंपरान्नंगंधमाल्यादिभोगंमैथुनमभ्यंग स्नानंचवर्जयेत् ऋतौभार्यामुपेयादेव आर्त्विज्यंलक्षहोममहादानादिकाम्यकर्माणितीर्थया त्राविवाहादिवृद्धिश्राद्धयुतंकर्ममात्रंशिवपूजांचवर्जयेत् संध्योपासनदेवपूजापंचमहायज्ञा तिरिक्तकर्ममात्रंवर्ज्यं प्रमीतौपितरौयस्यदेहस्तस्याशुचिर्भवेत् नदैवंनापिवापित्र्यंयावत्पू र्णोनवत्सरइतिकेचित् महातीर्थस्यगमनमुपवासव्रतानिच सपिंडीश्राद्धमन्येषांवर्जयेद्व त्सरंबुधः अस्यापवादः पत्नीपुत्रस्तथापौत्रोभ्रातातत्तनयःस्नुषा मातापितृव्यश्चैतेषांम हागुरुनिपातने कुर्यात्सपिंडनंश्राद्धंनान्येषांतुकदाचन एकादशाहपर्यंतंप्रेतश्राद्धंचरेत्स दा पित्रोर्मृतौचनान्येषांकुर्याच्छ्राद्धंतुपार्वणं गयाश्राद्धंमृतानांतुपूर्णेत्वब्देप्रशस्यते गारु डे तीर्थश्राद्धंगयाश्राद्धंश्राद्धमन्यच्चपैतृकं अब्दमध्येनकुर्वीतमहागुरुविपत्तिषु केचिद्व र्षांतसपिंडनपक्षेएवैतेसर्वेनिषेधानतुद्वादशाहसपिंडनपक्षइत्याहुः अपरेतुद्वादशाहसपिंडन पक्षेपिसर्वएतेनिषेधाइत्याहुः अत्रैवंव्यवस्था वृद्धिप्राप्तिंविनाऽर्वाक्सपिंडनापकर्षेपिप्रेतस्यपि तृत्वप्राप्तिर्वर्षांतएव कृतेसपिंडीकरणेनरःसंवत्सरात्परं प्रेतदेहंपरित्यज्यभोगदेहंप्रपद्यतइ त्यादिवचनात् तेनसपिंडीकरणसत्त्वेपिवृद्धिदैवपित्र्येष्वनधिकारः वृद्धिनिमित्तापकर्षे

**એમાં આટલો વિશેષ**—બીજાં નક્ષત્રમાં મૃત થયલાનો દાહ પંચકમાં પ્રાપ્ત થાય તો પુત્તલવિધિ કરવો, શાંતિ કરવી નહિ. પંચકમાં મૃત થયલાનો દાહ અશ્વિની નક્ષત્રમાં પ્રાપ્ત થયા છતાં શાંતિજ કરવી, પુત્તલવિધિ કરવો નહી. શાંતિ કરવી તે લક્ષ હોમ અથવા રૂદ્રજપ એમાંથી કોઇ એક યથાશક્તિ કરવી. અથવા કલશની ઉપરે યમની પ્રતિમાનું પૂજન કરી પોતાનાં ગૃહ્યસૂત્રમાં કહેલા વિધિ પ્રમાણે અગ્નિસ્થાપન, અન્વાધાન, ઇત્યાદિ ચરૂ રાંધવા પર્યંત કર્મ કરી આજ્યભાગ પર્યંત કર્મ કીધા પછી નામમંત્રવડે ચરૂની ચૌદ આહુતિ હોમવી. **નામમંત્ર**—"**यमायस्वाहा१, धर्मराजाय०२, मृत्यवे०३, अंतकाय०४, वैवस्वताय०५, कालाय०६, सर्वभूतक्षयाय०७, औदुंबराय०८, दध्नाय०९, नीलाय०१०, परमेष्ठिने०११, वृकोदराय०१२, चित्राय०१३, चित्रगुप्ताय०१४,**" એ પ્રમાણે હોમ કરી હોમશેષ સમાપ્ત કરી "**कृष्णां गां कृष्णवस्त्रां च, हेमनिष्कसमन्वितां॥ दद्याद्विप्राय शांताय, यमो मे प्रीयतामिति**" એ મંત્રવડે ગોદાન કરવું.

---

**त्रिपाद्दक्षेप्येतदेवशांतिकं यदिभद्रातिथीनांस्याद्भानुभौमशनैश्चरैः त्रिपाद्दक्षैश्चसंयोग स्तदायोगस्त्रिपुष्करः द्विपुष्करोद्वयोर्योगेथवायंस्यात्द्विपादभैः द्विपादनक्षत्राणितु पुनर्वसूत्त राषाढाकृत्तिकोत्तरफल्गुनी पूर्वाभाद्राविशाखाचज्ञेयमेतत्त्रिपादभं मृगचित्राधनिष्ठाच ज्ञेयमेतत्द्विपादभं त्रिपुष्करयोगेद्विपुष्करयोगेचमृतौकृच्छ्रत्रयंप्रायश्चित्तंकृत्वायवपिष्टमयपु रुषत्रयेणसहप्रेतदाहः पुरुषत्रयस्यप्रेतेन्यासआज्याहुतयश्चपूर्ववत् कनकहीरकनीलपद्म रागमौक्तिकेतिपंचरत्नस्यमुखेप्रक्षेपोपि रत्नाभावेकर्षार्धस्वर्णं स्वर्णाभावेघृतं एवंपूर्वत्रा पि दहनेमरणेत्रिद्विपुष्करेत्रिगुणंफलं द्विगुणंखननेप्येवमेतद्दोषोपशांतये सुवर्णदक्षिणां दद्यात्कृष्णवस्त्रमथापिवा शांतिंकुर्यात्सूतकांतेपूर्वोक्तांतेनमंगलं ॥**

ત્રિપાદ નક્ષત્રવિષે પણ એજ શાંતિ કરવી. "જો ભદ્રા તિથિ (બીજ, સાતમ, બારસ)માં રવિ, ભૌમ, શનિવાર, અને ત્રિપાદ નક્ષત્ર એમનો યોગ હોય તો ત્રિપુષ્કરયોગ થાય. બેનો યોગ હોય તો દ્વિપુષ્કર યોગ થાય, અથવા દ્વિપાદ નક્ષત્રનો યોગ હોવાથી દ્વિપુષ્કર થાય." **ત્રિપાદ નક્ષત્ર તો**—પુનર્વસુ, ઉત્તરાષાઢા, કૃત્તિકા, ઉત્તરાફાલ્ગુની, પૂર્વાભાદ્રપદા, અને વિશાખા એ ત્રિપાદ નક્ષત્રછે. મૃગ, ચિત્રા, અને ધનિષ્ઠા એ દ્વિપાદ નક્ષત્રછે. ત્રિપુષ્કરયોગ તથા દ્વિપુષ્કરયોગમાં મરણ પ્રાપ્ત થયા છતાં ત્રણ કૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરી યવના લોટના ત્રણ પુરૂષ કરી તેની સાથે પ્રેતનો દાહ કરવો. ત્રણ પુતલાં પ્રેત ઉપરે રાખવાં તથા ઘૃતની આહુતી દેવી તે પ્રથમ પ્રમાણે કરવું. સુવર્ણ, હીરો, નીલમણિ, માણિક, અને મોતી એ પંચરત્ન પણ મોઢાંમાં નાખવાં. રત્નનો અભાવ છતાં અર્ધ તોલું સુવર્ણ; સુવર્ણ ન હોય તો ઘૃત નાખવું. એ રીતે પ્રથમ પણ કરવું. "ત્રિપુષ્કર, દ્વિપુષ્કર યોગમાં મરણ છતાં ત્રિગુણું, બમણું ફળ થાય છે, તથા ખનન કીધા છતાં પણ એવુંજ ફળ થાય છે એ દોષની શાંતિ હોવામાટે સુવર્ણદક્ષિણા દેવી, અથવા કાળાં વસ્ત્રનું દાન કરવું. સૂતકને અંતે પ્રથમ કહેલી શાંતિ કરવી, તેથી મંગળ કાર્ય થાય.

---

मृतस्यश्मशानेनयनोत्तरंपुनर्जीवनेसतियस्यगृहेसप्रविशतितस्यमरणं. तत्रसक्षीरघृताक्तौदुंबरसमिधांसावित्र्यष्टसहस्रेणहोमः अंतेकपिलादानंतिलपूर्णकांस्यपात्रदानंच एकाशीतिपलंकांस्यंतदर्धवातदर्धकं नवषट्त्रिपलंवापिदद्याद्विप्रायशक्तितः ॥

મરનારને સ્મશાનમાં લઇ ગયા પછી તે ફરી જીવતો થયા છતાં જેનાં ઘરમાં પ્રવેશ કરે તેને મરણ પ્રાપ્ત થાય. તેમાં દૂધસહિત ઘીમાં ભીંજવેલાં ઉદુંબર (ધુલર)નાં સમિધનો સાવિત્રીમંત્રવડે આઠ હજાર હોમ કરવો. અંતે કપિલા ગાયનું દાન તથા તિલપૂર્ણ કાંસાંનાં પાત્રનું પણ દાન કરવું. "એકાશી પળ, અથવા સાડીચાલીશ પળ, અથવા સવાવીશ પળ, અથવા નવ, છ, ત્રણ પળ એવું યથાશક્તિ કાંસાંનું પાત્ર બ્રાહ્મણને દેવું.

---

अथब्रह्मचारिमृतौ ब्रह्मचारिमरणेद्वादशषट्त्रीणिवाब्दानिशक्त्याप्रायश्चित्तंकृत्वादेशकालौस्मृत्वामुकगोत्रनाम्नोब्रह्मचारिणोमृतस्यव्रतविसर्गंकरिष्ये तदंगनांदीश्राद्धंकरिष्यइत्युक्ताहिरण्येननांदीश्राद्धंकृत्वाग्निप्रतिष्ठापनाद्याघारांते चतसृभिर्व्याहृतिभिराज्यंहुत्वाग्नयेव्रतपतयेस्वाहा अग्नयेव्रतानुष्ठानफलसंपादनायस्वाहा विश्वेभ्योदेवेभ्यःस्वाहेतितिस्रआज्याहुतीर्हुत्वास्विष्टकृदादिसमाप्यं ॥

## હવે બ્રહ્મચારી મૃત છતાં કેહેછે.

બ્રહ્મચારી મૃત છતાં બાર, છ, અથવા ત્રણ અબ્દ યથાશક્તિ પ્રાયશ્ચિત્ત કરી દેશ, કાળનું સ્મરણ કરી "**अमुक गोत्रनाम्नो ब्रह्मचारिणो मृतस्य व्रतविसर्गं करिष्ये ॥ तदंगनांदीश्राद्धं करिष्ये**" એમ કહી હિરણ્યવડે નાંદીશ્રાદ્ધ કરી અગ્નિ સ્થાપનથકી આધાર પર્યંત કર્મ થયા પછી ચાર વ્યાહૃતિ મંત્રવડે ઘૃતહોમ કરી "**अग्नये व्रतपतये स्वाहा, अग्नये व्रतानुष्ठानफलसंपादनाय स्वाहा, विश्वेभ्यो देवेभ्यःस्वाहा**" એ રીતે ઘીની ત્રણ આહુતિ હોમ કરી સ્વિષ્ટકૃત્ આદિ કર્મ સમાપ્ત કરવું.

---

पुनर्देशकालौस्मृत्वामुकस्यौर्ध्वदेहिकाधिकारार्थमर्कविवाहंकरिष्येइत्यादिहिरण्येननांदीश्राद्धांतेर्कसमीपेनीत्वार्कशाखांवागृहीत्वार्कब्रह्मचारिणौहरिद्रयानुलिप्यपीतसूत्रेणसंवेष्ट्यवस्त्रयुग्मेनाच्छाद्याग्निप्रतिष्ठाद्याघारांतेआज्यहोमः अग्नयेस्वाहा १ बृहस्पतये० २ विवाहविधियोजकाय० ३ यस्मैत्वाकामकामायवयंसम्राड्यजामहे तमस्मभ्यंकामंदत्त्वाथेदंत्वंघृतंपिबस्वाहा कामायेदं० ततोव्यस्तसमस्तव्याहृतिहोमः एवमष्टाहुत्यंतेस्विष्टकृदादिकृत्वार्कशाखांब्रह्मचारिशवंचतुषाग्निनाविधिवद्दहेत् स्नातकस्मरणेप्येवमितिकेचित् एतान्निर्मूलमित्यन्ये सूतकांतेत्रिंशद्ब्रह्मचारिभ्यःकौपीनकृष्णाजिनकर्णभूषणादिपादुकाछत्रगोपीचंदनमाल्यमणिविद्रुममालायज्ञोपवीतादियथासंभवंदद्यात् ॥

ફરી દેશ, કાળનો ઉચ્ચાર કરી **अमुकस्य और्ध्वदेहिकाधिकारार्थं अर्कविवाहं करिष्ये** " એવો સંકલ્પ કરી હિરણ્યવડે નાંદીશ્રાદ્ધ પર્યંત કર્મ કીધા પછી આકડાની સમીપે લઇ જઇ અથવા આકડાની શાખા લઇ, આકડો તથા બ્રહ્મચારી બન્નેને હલદર

લગાડી પીળું સૂત્ર વીંટી બે વસ્ત્રવડે આચ્છાદન કરી અગ્નિસ્થાપનથકી આધાર પર્યંત કર્મ થયા પછી આજ્યહોમ કરવો. તે આ રીતે—"**अग्नये स्वाहा १, बृहस्पतये० २, विवाहविधियोजकाय० ३, यस्मै त्वा कामकामाय वयं सम्राड्यजामहे ॥ तमस्मभ्यं कामं दत्वाथेदंत्वं घृतं पिब स्वाहा कामायेदं०**" પછી છુટી તથા એકઠી વ્યાહૃતિમંત્રવડે હોમ કરવો. એ રીતે આઠ આહુતિ દીધા પછી સ્વિષ્ટકૃત્ આદિ કર્મ કરી અર્કની શાખા તથા બ્રહ્મચારીનું શબ એ તુષ (ભુસા) ના અગ્નિવડે યથાવિધિ બાળવું. સ્નાતકનું મરણ છતાં પણ એવોજ વિધિ કરવો, એમ કોઇ ગ્રંથકાર કેહેછે. એ નિર્મૂલ છે એમ બીજા ગ્રંથકારો કેહેછે. સૂતકની અંતે ત્રીસ બ્રહ્મચારીઓને કોપીન, કાળું મૃગચર્મ, કાનનાં આભૂષણ ઇત્યાદિ, પાદુકા, છત્ર, ગોપીચંદન, માલા, મણિ, પરવાળાંની માલા અને યજ્ઞોપવીત ઇત્યાદિ સંભવ પ્રમાણે દેવાં.

---

**अथकुष्ठिमृतौ मृतस्यकुष्ठिनोदेहंतीर्थेवाभुविवाक्षिपेत् नदाहंनोदकंपिंडंनचदानंक्रियांचरेत् यदिस्नेहाद्दहेद्दाहंयतिचांद्रायणंचरेत् तथाचशक्त्यनुसारेणषडब्दादिप्रायश्चित्तंकृत्वाकुष्ठादिमहारोगमृतस्यदाहादिक्रियांकुर्यान्नान्यथेति ॥**

## હવે કોઢીઓ મૃત છતાં કેહેછે.

"કોઢવાળો મૃત થયા છતાં તેનું દેહ તીર્થમાં નાખવું, અથવા પૃથ્વીમાં ડાટવું. તેનું દહન, જલદાન, પિંડદાન, દાન અને ક્રિયા એ કરવાં નહી. જો સ્નેહથી દાહ કરે તો યતિચાંદ્રાયણ કરવું." તેમજ શક્તિને અનુસારે ષડબ્દ ઇત્યાદિ પ્રાયશ્ચિત્ત કરી કુષ્ઠાદિ મહારોગવડે મૃત થયલાની દાહાદિક ક્રિયા કરવી, બીજી રીતે કરવી નહી.

---

**अथरजस्वलादिमरणे रजस्वलायाःप्रेतायाःसंस्कारादीनिनाचरेत् ऊर्ध्वंत्रिरात्रात्स्नातांतांशवधर्मेणदाहयेत् ॥ अथवारजस्वलांसूतिकांचमलंप्रक्षाल्यस्नापयित्वाकाष्ठवदमंत्रकंदग्ध्वास्थीनिमंत्राग्निनादहेत् उभयत्रचांद्रायणत्रयंप्रायश्चित्तमस्त्येव तदैवमंत्रवद्दाहकरणेच्छायांतु अद्येत्याद्यमुकगोत्रायारजस्वलावस्थामरणनिमित्तप्रत्यवायपरिहारार्थमौर्ध्वदेहिकयोग्यत्वार्थंचचांद्रायणत्रयप्रायश्चित्तपूर्वकंशूर्पेणाष्टोत्तरशतस्नानानिकारयिष्येइतिसंकल्प्यचांद्रायणत्रयंप्रत्याम्नायेनकृत्वायवपिष्टेनप्रेतमनुलिप्यस्वयंस्नात्वाशूर्पोदकैरष्टोत्तरशतवारंस्नापयेत् ततोभस्मगोमयमृत्तिकाकुशोदकैःपंचगव्यैःशुद्धोदकैश्चसंस्नाप्ययदंतियच्चदूरकइत्यादिपावमानीभिरापोहिष्ठेतितृचेनकयानइत्यादिभिश्चसंस्नाप्यपूर्ववस्त्रंपरित्यज्यान्यवस्त्रेणसंवेष्ट्यदहेत सूतिकायामप्येवं ॥**

## હવે રજસ્વલાદિક મરણ છતાં કેહેછે.

"રજસ્વલા મૃત છતાં તેના સંસ્કારાદિક કરવા નહી. ત્રણ રાત્રિ પછી તેને સ્નાન કરાવી શબની રીતે દાહ કરવો." "અથવા રજસ્વલા અને સૂતિકાઓનો મળ ધોઇ સ્નાન કરાવી કાષ્ઠ પ્રમાણે મંત્ર રહિત દાહ કરી અસ્થિનો મંત્રાગ્નિવડે દાહ

કરવો. અમંત્રક દાહ.તથા-અસ્થિદાહ આ બન્ને ઠેકાણે ત્રણ ચાંદ્રાયણ પ્રાયશ્ચિત્ત છેજ. મરણ સમયેજ મંત્રસહિત દાહ કરવાની ઇચ્છિા હોય તો, "**अद्येत्यादि अमुकगोत्राया रजस्वलावस्थामरणनिमित्तप्रत्यवायपरिहारार्थमौर्ध्वदेहिकयोग्यत्वार्थं च चांद्रायणत्रयप्रायश्चित्तपूर्वकं शूर्पेणाष्टोत्तरशतस्नानानि कारयिष्ये**" એવો સંકલ્પ કરી ત્રણ ચાંદ્રાયણ પ્રત્યામ્નાયવડે કરી પ્રેતને યવનો લોટ લીપી પોતે સ્નાન કરી સૂપડાનાં જલવડે (૧૦૮) વાર સ્નાન કરાવવું. પછી ભસ્મ, ગોમય, મૃત્તિકા, કુશોદક, પંચગવ્ય અને શુદ્ધોદકવડે સ્નાન કરાવી "**यदंति यच्च दूरके०**" ઇત્યાદિક પાવમાની, "**आपोहिष्ठा०**" એ ત્રણ ઋચા, અને "**कयान०**" ઇત્યાદિકવડે સ્નાન કરાવી પ્રથમનાં વસ્ત્રનો ત્યાગ કરી બીજાં વસ્ત્રવડે વીંટી દાહ કરવો. સૂતિકાવિષે પણ એવોજ વિધિ કરવો.

**सूतिकायाआद्यत्र्यहमरणेत्र्यब्दंप्रायश्चित्तं द्वितीयत्र्यहेद्व्यब्दं तृतीयत्र्यहेएकाब्दं दशमदिनेतुकृच्छ्रत्रयमितिविशेषःक्वचिदुक्तः मासपर्यंतमपिकृच्छ्रत्रयमित्यन्ये मिताक्षरायांतुकुंभेजलमादायपंचगव्यंक्षिप्त्वापुण्यमंत्रैरापोहिष्ठावामदेव्यवारुणादिभिरभिमंत्र्यपूर्वोक्तमंत्रैः संस्नाप्यविधिनासूतिकांदहेदितिविशेषउक्तः इतिरजस्वलासूतिकयोर्विधिः ॥**

સૂવાવડવાળી પ્હેલા ત્રણ દિવસમાં મૃત થાય તો ત્ર્યબ્દ પ્રાયશ્ચિત્ત, ત્રીજા ત્રણ દિવસમાં મૃત થાય તો બે અબ્દ પ્રાયશ્ચિત્ત, ત્રીજા ત્રણ દિવસમાં મૃત થાય તો એકાબ્દ, અને દશમો દિવસ હોય તો ત્રણ કૃચ્છ્ર એવો વિશેષ કોઇ ગ્રંથમાં કહેલોછે. માસ પર્યંત મૃત થયા છતાં પણ ત્રણ કૃચ્છ્ર કરવાં, એમ બીજા ગ્રંથકારો કેહેછે. મિતાક્ષરામાં તો, કુંભમાં જળ ભરી તેમાં પંચગવ્ય નાખી તેને પવિત્ર મંત્ર જે "**आपोहिष्ठा०, वामदेव्य०, वारुण०**" ઇત્યાદિકવડે મંત્રી પ્રથમ કહેલા મંત્રોવડે સ્નાન કરાવી વિધિપૂર્વક સૂતિકાનો દાહ કરવો એવો વિશેષ કહ્યોછે. એ રીતે રજસ્વલા તથા સૂતિકાનો વિધિ કહ્યો.

**अथगर्भिणीमरणे गर्भिण्यामृतायाःशुध्यर्थंत्रयस्त्रिंशत्कृच्छ्राणिकृत्वागांभूमिंसुवर्णंच दत्वागर्भंपृथक्कृत्यतांदहेत् सगर्भदहनेतत्तद्वधप्रायश्चित्तं सगर्भादाहेकर्तुरब्दत्रयंप्रायश्चित्तं ॥**

## હવે સગર્ભા મૃત છતાં કેહેછે.

ગર્ભિણી મૃત છતાં તેની શુદ્ધિમાટે તેત્રીશ કૃચ્છ્ર કરી ગાય, ભૂમિ અને સુવર્ણનું દાન દઇ ગર્ભ જુદો કરી તેનો દાહ કરવો. ગર્ભસહિત દાહ કીધા છતાં તે તે વધનું પ્રાયશ્ચિત્ત છે. સગર્ભાનો દાહ કીધાં છતાં કર્ત્તાને ત્રણ અબ્દ પ્રાયશ્ચિત્ત છે.

**अथान्वारोहणंस्त्रीणामात्मनोभर्तुरेवच सर्वपापक्षयकरंनिरयोत्तारणायच अनेकस्वर्गफलदंमुक्तिदंचतथैवच जन्मांतरेचसौभाग्यधनपुत्रादिवृद्धिदं तिस्रःकोट्योर्धकोटीच यावंत्यंगरुहाणिवै तावंत्यब्दसहस्राणिस्वर्गेलोकेमहीयते मातृकंपैतृकंचैवयत्रकन्याप्रदीय**

ते कुलत्रयंपुनात्येषाभर्त्तारंयानुगच्छतीत्यादिमहिमविस्तरोमिताक्षरादौज्ञेयः अत्रनिष्काम त्वेमुक्तिःसकामत्वेस्वर्गादिफलानीतिव्यवस्था ॥

## હવે અન્વારોહણ (સતી થવું તે) કેહેછે.

સ્રીનું સહગમન પોતાના પતિનાં સઘળાં પાપને દૂર કરનારૂં છતાં નરકથી ઉદ્ધાર કરવામાટે છે; તથા અનેક સ્વર્ગફળ દેનારૂં; મુક્તિ દેનારૂં; જન્માંતરમાં સૌભાગ્ય, ધન અને પુત્રાદિકની વૃદ્ધિ કરનારૂં થાયછે. જે સ્રી પતિની સાથે જાયછે તે પોતાની માતાનું કુળ, પિતાનું કુળ, અને જે કુળમાં તેનું દાન થાયછે એવું પતિનું કુળ એ ત્રણ કુળને પાવન કરી સાડીત્રણ ક્રોડ, જેટલા વાળ અંગઉપરે છે તેટલાં હજારો વર્ષ પર્યંત સ્વર્ગલોકમાં રેહેછે." ઇત્યાદિક મહિમાનો વિસ્તાર મિતાક્ષરાદિક ગ્રંથમાં જોવો. આ અન્વારોહણમાં નિષ્કામપણું છતાં મુક્તિ તથા સકામપણું છતાં સ્વર્ગાદિક ફળ થાયછે, એ પ્રમાણે વ્યવસ્થા જાણવી.

---

अथप्रयोगः देशकालौस्मृत्वामातृपितृश्वशुरादिकुलपूतत्वब्रह्महत्यादिदोषदूषितपतिपूतत्वपत्यवियोगारुंधतीसमाचारत्वसार्धकोटित्रयसहस्रसंवत्सरस्वर्महीयमानत्वादिपुराणोक्तानेकफलप्राप्तयेश्रीलक्ष्मीनारायणप्रीतिद्वाराविमुक्तिप्राप्तयेत्वापतिचितान्वारोहणं करिष्येइतिसंकल्प्यहरिद्राकुंकुमवस्त्रफलादियुतानिशूर्पाणिसुवासिनीभ्योदद्यात् तत्रमंत्रः लक्ष्मीनारायणोदेवोबलसत्वगुणाश्रयः गाढंसत्त्वंचमेदेयाद्वायनैःपरितोषितः सोपस्कराणि शूर्पाणिवायनैःसंयुतानिच लक्ष्मीनारायणप्रीत्यैसत्त्वकामाददाम्यहं अनेनसोपस्करशूर्पदानेनलक्ष्मीनारायणौप्रीयेतां ततोंचलेपंचरत्नंनीलांजनंचबध्वामुखेमौक्तिकंन्यस्याग्निसमीपंगत्वाग्निप्रार्थनंकुर्यात् स्वाहासंश्लेषनिर्विण्णशर्वगोत्रहुताशन सत्त्वमार्गप्रदानेनन यमांपत्युरंतिकमिति अथाग्नावाज्येनजुहुयात् अग्नयेनेजोधिपतयेस्वाहा १ विष्णवेसत्वाधिपतयेस्वाहा २ कालायधर्माधिपतये० ३ पृथिव्यैलोकाधिष्ठात्र्यै० ४ अद्भ्योरसाधिष्ठात्रीभ्यः० ५ वायवेबलाधिपतये० ६ आकाशायसर्वाधिपतये० ७ कालायधर्माधिष्ठात्रे० ८ अद्भ्यःसर्वसाक्षिणीभ्यः० ९ ब्रह्मणेवेदाधिपतये० १० रुद्रायस्मशानाधिपतयेस्वाहेत्येकादशाहुतीर्हुत्वाग्निंप्रदक्षिणीकृत्यष्टषदमुपलांसंपूज्यपुष्पांजलिंगृहीत्वाग्निंप्रार्थयेत् त्वमग्नेसर्वभूतानामंतश्चरसिसाक्षिवत् त्वमेवदेवजानीषेनविदुर्यानिमानुषाः अनुगच्छामिभर्तारंवैधव्यभयपीडिता सत्त्वमार्गप्रदानेननयमांभर्तुरंतिकं मंत्रमुच्चार्यशनकैःप्रविशेच्चहुताशनं विप्रश्चइमानारीरविधवाइत्यृचं इमाःपतिव्रताःपुण्याःस्त्रियोयायाःसुशोभनाः सहभर्तृशरीरेणसंविशंतुविभावसुमितिचपठेत् कातरांतुप्रेतोत्तरतःसुप्तांदेवरःशिष्योवाउदीर्ष्वेतिमंत्राभ्यामुत्थापयेत् अनुव्रजतिभर्तारंस्मशानंयागृहान्मुदा पदेपदेश्वमेधस्यफलंप्राप्नोतिसाध्रुवं यत्तुयास्त्रीब्राह्मणजातीयामृतंपतिमनुव्रजेत् सास्वर्गमात्मघातेननात्मानंनपतिंनयेदित्यादिब्राह्मण्यानिषेधवचनजातंतत्पृथक्चितिपरं भर्तुर्मंत्राग्निदाहोत्तरमनुगमनंपृथक्चितिः मंत्राग्निदाहात्पूर्वमस्थिभिःपर्णशरेणवासहगमनमेकचितिरेव अस्थ्यादेःपतिस्थानापन्नपतिशरीरतुल्यत्वात् इयमेकचितिःसर्ववर्णानां पृथक्चितिस्तक्षत्रिय

वैश्यशूद्रादेरेव नतुब्राह्मणीनां पृथक्चितिविधिस्तु देशांतरमृतेपत्यौसाध्वीतत्पादुकाद्वयं निधायोरसिसंशुद्धाप्रविशेज्जातवेदसमिति ॥

## હવે પ્રયોગ કેહેછે.

દેશ કાળનું સ્મરણ કરી "मातृपितृश्वशुरादिकुलपूतत्वब्रह्महत्यादिदोषदूषितपतिपूतत्वपत्यवियोगारुंधतीसमाचारत्वसार्धकोटित्रयसहस्रसंवत्सरस्वर्महीयमानत्वादिपुराणोक्तानेकफलप्राप्तये श्रीलक्ष्मीनारायणप्रीतिद्वाराविमुक्तिप्राप्तये वा पतिचितान्वारोहणं करिष्ये" એવો સંકલ્પ કરી હળદર, કુંકુમ, વસ્ત્ર અને ફળ ઇત્યાદિકે યુક્ત સૂપડાંઓ સુવાસિનીઓને દેવાં. **દાનના મંત્ર**—"लक्ष्मीनारायणो देवो, बलसत्वगुणाश्रयः ॥ गाढं सत्वं च मे देया, द्वायनैः परितोषितः ॥ सोपस्कराणि शूर्पाणि, वायनैः संयुतानि च ॥ लक्ष्मीनाराणप्रीत्यै, सत्वकामा ददाम्यहं ॥ अनेन सोपस्करशूर्पदानेन लक्ष्मीनारायणौ प्रीयेतां." પછી વસ્ત્રમાં પંચરત્ન, કાળું આંજણ બાંધી મ્હોઢાંમાં મોતી રાખી અગ્નિની સમીપે જઇ અગ્નિની પ્રાર્થના કરવી. **પ્રાર્થનાના મંત્ર**—"स्वाहासंश्लेषनिर्विण्ण, शर्वगोत्र हुताशन ॥ सत्वमार्गप्रदानेन, नय मां पत्युरंतिकं," એ રીતે. પછી અગ્નિમાં આજ્યનો હોમ કરવો. **હોમના મંત્ર**—"अग्नये तेजोधिपतये स्वाहा १, विष्णवे सत्वाधिपतये स्वाहा २, कालायधर्माधिपतये० ३, पृथिव्यै लोकाधिष्ठात्र्यै० ४, अद्भ्यो रसाधिष्ठात्रीभ्यः० ५, वायवे बलाधिपतये० ६, आकाशाय सर्वाधिपतये० ७, कालाय धर्माधिष्ठात्रे० ८, अद्भ्यः सर्वसाक्षिणीभ्यः० ९, ब्रह्मणे वेदाधिपतये० १०, रुद्रायस्मशानाधिपतये स्वाहा" એ પ્રમાણે ઇગ્યાર આહુતિ હોમ કરી અગ્નિને પ્રદક્ષિણા કરી છીપર તથા ઉપરવટણાની પૂજા કરી હાથમાં પુષ્પાંજલિ લઇ અગ્નિની પ્રાર્થના કરવી. **પ્રાર્થનાના મંત્ર**—"त्वमग्ने सर्वभूतानां, अंतश्चरसि साक्षिवत् ॥ त्वमेव देव जानीषे, न विदुर्यानि मानुषाः॥ अनुगच्छामि भर्त्तारं, वैधव्यभयपीडिता ॥ सत्वमार्गप्रदानेन, नय मां भर्त्तुरंतिकं," "એ રીતે ધીરે ધીરે મંત્ર ભણી અગ્નિમાં પ્રવેશ કરવો." પછી બ્રાહ્મણે "इमा नारीरविधवा०".એ ઋચા, તથા "इमाः पतिव्रताः पुण्याः, स्त्रियो यायाः सुशोभनाः ॥ सह भर्तृशरीरेण, संविशंतु विभावसुं," એ મંત્રનો પાઠ કરવો. ભયભીત અને ચંચળ એટલે કાયર હોય તો, પ્રેતની ઉત્તરાદીમેર સુતેલી તેને દેવરે અથવા શિષ્યે "उदीर्ष्वा०" એ બે મંત્રવડે ઉઠાડવી. "જે સ્ત્રી ઘરથકી આનંદયુક્ત થઈ પતિની પાછળ સ્મશાનપ્રત્યે જાયછે તેને પદે પદે અશ્વમેધનું ફળ અવશ્ય પ્રાપ્ત થાય છે." "બ્રાહ્મણી સ્ત્રી મરેલા એવા પતિની પાછળ જાય તે આત્મહત્યા કરવાથી-પોતાને તથા પતિને સ્વર્ગપ્રત્યે લઇ જતી નથી" ઇત્યાદિક બ્રાહ્મણીને નિષેધ કરનારાં જે વચનો તે જુદી ચિતાનેમાટે છે. પતિનો મંત્રવડે અગ્નિદાહ થયા પછી વાંસેથી જે સતી થવું તે પૃથક્ચિતિ છે. મંત્રાગ્નિવડે દાહ થવાથી પ્રથમ અસ્થિની સાથે અથવા પલાશવિધિવડે જે સહગમન તે એકચિતિજ છે. અસ્થિ ઇત્યાદિક પતિને ઠેકાણે હોવાથી તેને પતિનાં શરીરની તુલ્યતા છે. એ એકચિતિ સઘળા

વર્ણને કહેલી છે. જુદી ચિતિ તો, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રાદિક એમનેજ કહેલી છે; બ્રાહ્મણી સ્ત્રીને કહેલી નથી. જુદિ ચિતિનો વિધિ તો, "દેશાંતરમાં પતિ મૃત છતાં પતિવ્રતા સ્ત્રીએ તે (પતિ)ની બે પાદુકા (પોતાનાં હૃદય ઉપરે રાખી ઉત્તમ પ્રકારે શુદ્ધ થઇ અગ્નિમાં પ્રવેશ કરવો." એ પ્રમાણે જાણવું.

---

पतितेनप्रायश्चित्तार्थंमृतेनवाभर्त्रासहान्वारोहणंनभवति यत्तुब्रह्मघ्नोवाकृतघ्नोवामित्रघ्नोवाभवेत्पतिः पुनात्यविधवानारीइत्यादिवाक्यंतज्जन्मांतरीयब्रह्महत्यादिपापशोधनपरं दिनैकगम्यदेशस्थासाध्वीचेत्कृतनिश्चया नदहेत्स्वामिनंतस्यायावदागमनंभवेत् तृतीयेन्हिउदक्यायामृतेभर्तरिवैद्विजाः तस्याःसहगमार्थंतंस्थापयेदेकरात्रकं रजस्वलायाः प्रथमद्वितीयदिने पतिमृतौलौकिकाग्निभिरमंत्रकंतंदग्ध्वापंचमेन्हिअस्थिभिःसहान्वारोहणं यदिरजस्वलादेशकालवशादिनातदैवानुगंतुमिच्छतिनशुद्धिप्रतीक्षतेतदासैकद्रोणामितव्रीहीन्मुसलैरवहत्यतदाघातैःसर्वरजोनिवृत्तौपंचमृत्तिकाभिःशौचंकृत्वादिनक्रमेणत्रिंशद्विंशतिर्दशवाधेनूर्दत्वाविप्रवचनाच्छुद्धिंलब्ध्वासहगमनंकुर्यात् अत्रावहननेनरजोनिवृत्तिरतींद्रियेतीदंयुगांतरपरंयोज्यमितिभाति जननमृताशौचयोस्तुसहगमनंनेतिकेचित् कालतत्त्वविवेचनेतुपूर्वप्रवृत्ताशौचमध्येभर्तृमरणेआशौचवतीनामपिभार्याणांसहगमनंभवतिसूतिकोदक्ययोस्तुनेत्युक्तं इदमेवयुक्तंभाति इदंचसहगमनंगर्भिणीबालापत्यासूतिकाभिरदृष्टरजोभिःपतिताभिर्व्यभिचारिणीभिर्भर्तृदुष्टभावाभिश्चनकार्यं केचिदत्रपतिव्रतानामेवाधिकारः वर्तयेयाश्चसततंभर्तृणांप्रतिकूलतः कामात्क्रोधाद्भयान्मोहात्सर्वाःपूताभवंतिताइत्यादितुवाक्यमर्थवादइत्याहुः तत्रपृथक्चित्यारोहणेभर्त्राशौचमध्येतदूर्ध्वंवाकृतेत्रिरात्रमाशौचंपिंडाश्च सहगमनेतु तस्याःपिंडादिकंशौचंपतिपिंडादितःक्रमात् अन्वारोहेतुनारीणांपत्युश्चैकोदकक्रिया पिंडदानक्रियातद्वच्छ्राद्धंप्रत्याब्दिकंतथा अन्वारोहेकृतेपत्न्याःपृथक्पिंडास्तिलांजलीन् पृथक्शिलेनकुर्वीतदद्यादेकशिलेतथा तत्रावयवपिंडार्थंपाकैक्यं भिन्नापिंडता नवश्राद्धानिभिन्नानिसपिंडीकरणंपृथक् एकएववृषोत्सर्गोगौरेकातत्रदीयते सपिंडीकरणंतुनकार्यं अथवाभर्त्रैवसहकार्यं यद्वाभर्त्रादिभिस्त्रिभिःसहकार्यमित्यादिपक्षाउक्ताः मासिकसांवत्सरिकादौपाकैक्यकालैक्यादिव्यवस्थापिश्राद्धप्रकरणेउक्ता इतिसहगमनेनिर्णयः ॥

પતિત અથવા પ્રાયશ્ચિત્ત કરતાં મૃત થયલા પતિની સાથે અગ્નિપ્રવેશ થતો નથી. "બ્રહ્મહત્યા કરનારો, કૃતઘ્ન ( કીધેલો ઉપકાર ન જાણનારો ), અને મિત્રઘ્ન એવો જે પતિ હોય તો પણ તેને સૌભાગ્યવાળી સ્ત્રી પાવન કરેછે," ઇત્યાદિ જે વાક્ય તે અન્ય જન્મમાં મેળવેલાં બ્રહ્મહત્યાદિક પાપની શુદ્ધિમાટે છે. "એક દિવસે પ્હોચી શકાય એવે દેશે રેહેનારી પતિવ્રતાએ સાથે જવાનો નિશ્ચય કીધો હોય તો તેના આવવા પર્યંત પતિનો દાહ કરવો નહી. રજસ્વલાને ત્રીજે દિવસે પતિ મૃત છતાં હે દ્વિજો! તેને સાથે જવા માટે પ્રેતને એક રાત્રિ રાખવો. રજસ્વલાને પ્હેલે તથા બીજે દિવસે પતિ મૃત થયા છતાં લૌકિકાગ્નિવડે મંત્રરહિત તેનો દાહ કરી પાંચમે દિવસે અસ્થિની સાથે અનુગમન કરવું. જે રજસ્વલા દેશ, કાળ ઇત્યાદિક,

ની અનુકૂલતાથી તે સમયેજ સહગમનની ઈચ્છા કરે અને શુદ્ધિના સમયની વાટ ન જુવે તો, તે કાળે તે સ્ત્રીએ એક દ્રોણ ( ૮ પાળી ) શાળ સાંબેલાંથી ખાંડી તે આંચકાથી સઘળાં રજની નિવૃત્તિ થયા છતાં પાંચ મૃત્તિકાવડે શુદ્ધતા કરી દિવસના ક્રમથી એટલે પ્હેલે દિવસે ત્રીસ, બીજે દિવસે વીસ, અને બીજે દિવસે દશ ગોદાન કરી બ્રાહ્મણોનાં વચનવડે શુદ્ધિગ્રહણ કરી સહગમન કરવું. આ ઠેકાણે ખાંડવાના આંચકાવડે જે રજની નિવૃત્તિ તે અતીંદ્રિય એટલે ઇંદ્રિયોવડે નિશ્ચય થઈ શકતો નથી માટે આ નિર્ણય બીજા યુગમાટે જોડવો એમ ભાસેછે. જનનાશૌચ તથા મૃતાશૌચ હોય તો સહગમન કરવું નહી, એમ કોઈ ગ્રંથકાર કેહેછે. **કાળતત્વવિવેચન** ગ્રંથમાં તો, પ્રથમ પ્રાપ્ત થયલાં આશૌચમાં પતિ મૃત છતાં આશૌચયુક્ત સ્ત્રીએ પણ સહગમન કરવું. સુવાવડી અથવા રજસ્વલાએ કરવું નહી, એમ કહ્યું છે; તથા એજ યોગ્ય છે એમ ભાસે છે. એ સહગમન ; ગર્ભિણી, બાળાપત્યા ( જેનું બાલક ન્હાનું હોય તે ), સુવાવડી, જેને રજોદર્શન ન થયું હોય તે, વટલેલી, વ્યભિચારિણી, અને દુષ્ટ ભાવ કરવાવાળી ; એમણે કરવું નહી. કોઈ ગ્રંથકાર, આ સહગમનમાં પતિવ્રતાનેજ અધિકાર છે ; "જે સ્ત્રી કામ, ક્રોધ, ભય અને મોહવડે પતિની સાથે પ્રતિકૂલ (અણગમતી રીતે) આચરણ કરતી હોય તો પણ તે સઘળી પવિત્ર થાયછે" ઈત્યાદિક વાક્ય તો અર્થવાદ ( માત્ર સ્તુતીનાં કરનારાં ) છે, એમ કેહેછે. તેમાં પતિનાં આશૌચમાં અથવા આશૌચ પછી જુદી ચિતિમાં આરોહણ કીધા છતાં ત્રણ રાત્રિ આશૌચ તથા પિંડ ( જુદા દેવા ). સહગમન હોય તો, "તે સ્ત્રીનું આશૌચ તથા પિંડાદિક ક્રિયા પતિના પિંડાદિક ક્રમથી જાણવી. અન્વારોહણ હોય તો, સ્ત્રીની તથા પતિની ઉદકક્રિયા, પિંડદાનક્રિયા, તથા પ્રતિસાંવત્સરિક શ્રાદ્ધ એ એકજ કરવાં. અન્વારોહણ કીધાં છતાં સ્ત્રીને જુદા પિંડ દેવા નહિ, તથા તિલાંજલિ જુદા પથરા ઉપરે દેવી નહી; એક પથરા ઉપર દેવી. તેમાં અંગ બંધાવાના પિંડમાટે પાક કરવાનો તે બન્નેનો એક કરી પિંડ જુદા જુદા દેવા. નવશ્રાદ્ધ જુદાં કરવાં, તથા સપિંડીકરણ પણ જુદું કરવું. તે સહગમનવિષે વૃષોત્સર્ગ એકજ કરવો, અને સ્ત્રીના વૃષોત્સર્ગ ઠેકાણે એક ગાય દેવી. સપિંડીકરણ તો ન કરવું, અથવા પતિની સાથેજ કરવું, અથવા પતિ ઈત્યાદિ ત્રણની સાથે કરવું, ઇત્યાદિ પક્ષ પ્રથમ કહેલા છે. માસિક, સાંવત્સરિક ઈત્યાદિ શ્રાદ્ધવિષે એક પાક તથા એક કાળ ઈત્યાદિક વ્યવસ્થા પણ શ્રાદ્ધ પ્રકરણમાં કહેલી છે. એ રીતે સહગમનવિષે નિર્ણય કહ્યો.

**काशीनाथउपाध्याय, इत्थमंत्यक्रियाविधिं ॥ निर्णीयभगवत्पादे, चार्पयत्तद्विशुद्धये इत्यं त्येष्टिनिर्णयः ॥**

" કાશીનાથ ઉપાધ્યાયે એ રીતે અંત્યક્રિયાવિધિનો નિર્ણય કરી તે નિર્ણય શુદ્ધ થવા માટે ભગવચ્ચરણમાં અર્પણ કીધો. " એ પ્રકારે અંત્યેષ્ટિનિર્ણય કહ્યો.

**अथविधवाधर्माः पत्यौमृतेतुभार्याणांविधाद्वयमुदीरितं वैधव्यंपालयेत्सम्यक्सहाग्नि**

गमनंतुवा पत्यौमृतेचयायोषिद्वैधव्यंपालयेत्सदा सापुनःप्राप्यभर्त्तारंस्वर्गलोकंसमश्नुते वि- धवापालयेच्छीलंशीलभंगात्पतत्यधः तद्वैगुण्यादपिस्वर्गात्पतिःपततिसर्वथा तस्याःपिताच माताचभ्रातृवर्गस्तथैवच विधवाकबरीबंधोभर्तृबंधायजायते शिरसोवपनंतस्मात्कार्यं विधवयासदा एकवारंसदाभुक्तिरुपवासव्रतानिच पर्यंकशयनानारीविधवापातयेत्पतिं नै- वांगोद्वर्तनंकार्यंगंधद्रव्यस्यसेवनं नाधिरोहेदनड्वाहंप्राणैःकंठगतैरपि कंचुकंनपरिदध्या द्वासोनविकृतंवसेत् वैशाखेकार्तिकेमाघेविशेषनियमंचरेत् तांबूलाभ्यंजनेचैवकांस्यपा त्रेचभोजनं यतिश्चविधवाचैववर्जयेच्चंदनादिकं अपुत्राविधवाभर्त्रादित्रयमुद्दिश्यप्रत्यहं तिलकुशोदकैस्तर्पणंकुर्यात् श्राद्धादौतुप्रागुक्तं ॥

## હવે વિધવાના ધર્મ કેહેછે.

"પતિ મૃત થયા છતાં સ્ત્રિઓને બે પ્રકાર કહેલાછે. તે આ—ઉત્તમ રીતે વિધવાપણું પાળવું અથવા સહગમન કરવું. જે સ્ત્રી પતિ મૃત થયા છતાં સદા વૈ- ધવ્ય રક્ષણ કરે તે ફરી પતિને પ્રાપ્ત થઇ સ્વર્ગલોકપ્રત્યે વાસ કરેછે. વિધવા સ્ત્રીએ પોતાનો શીલ પાળવો. શીલના ભંગથી અધોયોનીને પામેછે. તે સ્ત્રીમાં ગુણહીનપણું થવાથી પણ સ્વર્ગલોકથકી પતિ અવશ્ય પડેછે. અને તેના પિતા, માતા, તથા ભા- ઇઓનો વર્ગ પણ પડેછે. વિધવાએ ચોટલાને બાંધવો તે પતિનાં બંધનમાટે થાયછે એ હેતુથી વિધવાએ સર્વકાળ કેશનું મુંડન કરાવવું. સર્વકાળ એક વાર ભોજન, ઉપવાસ, અને વ્રત પણ કરવાં. પલંગ ઉપરે નિદ્રા કરવાવાળી વિધવા.સ્ત્રી પોતાના પતિને અધોયોનીમાં નાખેછે. અંગમાં તેલ ઇત્યાદિ લગાડવાં તથા સુગંધી દ્રવ્યનું સેવન એ પણ કરવું નહી. પ્રાણ કંઠમાં આવ્યા છતાં પણ બેલ ઉપરે બેસવું નહી. કાંચળી પેરવી નહી, વિચિત્ર રંગનું વસ્ત્ર પેહેરવું નહી. વૈશાખ, કાર્ત્તિક તથા માઘમાસમાં વિશેષ નિયમ પાળવા. તાંબૂલ, કાજળ, અને કાંસાનાં પાત્રમાં ભોજન તથા ચંદનાદિક એ સંન્યાસી અને વિધવાએ વર્જ્ય કરવાં." પુત્ર રહિત વિધવા સ્ત્રીએ પતિ ઇત્યાદિક ત્રણને ઉદ્દેશી નિત્ય તિલ અને કુશનાં જળવડે તર્પણ કરવું. શ્રાદ્ધાદિક વિષે તો પ્રથમ કહ્યુંછે.

---

अथसंन्यासः तत्रब्रह्मचर्यंकृत्वासमावर्तनांतेकृतदारःपुत्रानुत्पाद्ययज्ञैरिष्ट्वावानप्रस्था श्रमंचकृत्वासंन्यसेदित्याश्रमसमुच्चयपक्षः ब्रह्मचर्यादेवप्रव्रजेत्गृहाद्वावनाद्वाअथपुनरव्र तीवाव्रतीवास्नातकोवाऽस्नातकोवोत्सन्नाग्निरनग्निकोवायदहरेवविरजेत्तदहरेवप्रव्रजेदित्या श्रमविकल्पपक्षः प्रव्रजेद्ब्रह्मचर्याद्वाप्रव्रजेच्चगृहादपि वनाद्वाप्रव्रजेद्विद्वानातुरोवाथ दुःखितइतिवाक्येआतुरोमुमूर्षुः दुःखितश्चोरव्याघ्रादिभीतइत्यर्थः आतुराणांचसंन्यासेन विधिर्नैवचक्रिया प्रेषमात्रंसमुच्चार्यसंन्यासंतत्रकारयेत् संन्यासेदंडग्रहणादिरूपेविविदि. षाख्येविप्रस्यैवाधिकारः विद्वत्संन्यासेतुक्षत्रियवैश्ययोरपि कलियुगेसंन्यासनिषेधस्त्रिदं डिसंन्यासपरइतिप्राञ्चः ॥

## હવે સંન્યાસ કેહેછે.

તેમાં બ્રહ્મચર્ય પાળી સમાવર્ત્તન થયા પછી પરણી પુત્ર ઉત્પન્ન કરી યજ્ઞ કરી તથા વાનપ્રસ્થાશ્રમ ગ્રહણ કરી પછી સંન્યાસ આશ્રમ ગ્રહણ કરવો. એ આશ્રમસમુચ્ચય (સઘળા આશ્રમ પાળવા) નો પક્ષ છે. બ્રહ્મચર્યથકીજ, ગૃહસ્થાશ્રમથકીજ અથવા વાનપ્રસ્થાશ્રમથકીજ સંન્યાસ લેવો. તેમજ ફરી વ્રત રહિત અથવા વ્રતવાળો; સ્નાતક કિંવા અસ્નાતક; વિચ્છિન્નાગ્નિ અથવા અગ્નિરહિત; એવો છતાં જે દિવસે તીવ્ર વૈરાગ્ય ઉત્પન્ન થાય તેજ દિવસે સંન્યાસ ગ્રહણ કરવો, એ રીતે આશ્રમનો વિકલ્પપક્ષ કહ્યો છે. "વિદ્વાને બ્રહ્મચર્યથકી સંન્યાસ લેવો, ગૃહસ્થાશ્રમથકી સંન્યાસ લેવો, કિંવા વાનપ્રસ્થાશ્રમથકી સંન્યાસ લેવો, તેમજ આતુર અથવા દુઃખિત છતાં સંન્યાસાશ્રમ લેવો," એ વાક્યમાં આતુર એટલે મરવા પડેલો તથા દુઃખિત એટલે ચોર, વાઘ ઇત્યાદિકથકી ભયભીત એવો અર્થ. "આતુરના સંન્યાસમાં વિધિ નથી તથા ક્રિયા પણ કરવાની નથી, ત્યારે તેને પ્રૈષનો માત્ર ઉચ્ચાર કરાવી સંન્યાસ કરાવવો." દંડ લેવો ઇત્યાદિરૂપ વિવિદિષા નામના સંન્યાસમાં બ્રાહ્મણનેજ અધિકારછે. વિદ્વત્સંન્યાસવિષે તો, ક્ષત્રિય તથા વૈશ્યને પણ અધિકાર છે. કલિયુગમાં જે સંન્યાસનો નિષેધ કહ્યોછે તે ત્રિદંડી સંન્યાસિમાટે છે, એમ પ્રાચીન કેહેછે.

---

सचसंन्यासश्चतुर्धा कूटीचकोबहूदकोहंसःपरमहंसश्चेति अत्रोत्तरोत्तरःश्रेष्ठः बहिःकुटयांगृहेवावसन्काषायवासास्त्रिदंडीशिखायज्ञोपवीतवान्बंधुपुगृहेवाभुंजानआत्मनिष्ठोभवेत्सकुटीचकः पुत्रादीन्हित्वासप्तागाराणिभैक्षंचरन्पूर्वोक्तकाषायवस्त्रादिवेषवान्बहूदकः हंसस्तुपूर्वोक्तवेषोप्येकदंडः परमहंसस्तुशिखायज्ञोपवीतहीनएकदंडीस्यात् काषायवस्त्रंचतुर्णामपि हंसपरमहंसयोःशिखायज्ञोपवीतसत्त्वासत्त्वाभ्यांभेदः एकदंडस्तुद्वयोरपि परमहंसस्यदंडधारणंविविदिषादशायांनित्यं विद्वत्तादशायांतुकृताकृतं नदंडंनशिखांनाच्छादनंचरतिपरमहंसइतिश्रवणात् वैराग्यंविनाजीवनाद्यर्थंसंन्यासेतुनरकाः एकदंडंसमाश्रित्यजीवंतिबहवोनराः नरकेरौरवेघोरेकर्मत्यागात्पतंतिते काष्ठदंडोधृतोयेनसर्वाशीज्ञानवर्जितः सयातिनरकान्घोरानित्यादिस्मरणात् ॥

**તે સંન્યાસ ચાર પ્રકારનો છે**—કુટીચક, બહૂદક, હંસ અને પરમહંસ એ રીતે જાણવો. એ કહેલા ચાર પ્રકારમાં ઉત્તરોત્તર એકથી બીજો શ્રેષ્ઠ છે. બાહેર પર્ણકુટીમાં અથવા ઘેર રેહેતાં છતાં, કાષાય વસ્ત્ર ધરનારો, ત્રિદંડી, શિખા તથા યજ્ઞોપવીતે યુક્ત છતાં, સંબંધિઓને ઘરે અથવા પોતાને ઘર ભોજન કરનારો છતાં, જે આત્મનિષ્ઠ હોય તે કુટીચક છે. પુત્રાદિકનો ત્યાગ કરી સાત ઘરે ભિક્ષા માગતો અને પ્રથમ કહેલાં ભગવાં વસ્ત્ર ઇત્યાદિ વેષ ધારણ કરનારો તે બહૂદક છે. પૂર્વોક્ત વેષને ધારણ કરનારો છતાં પણ એક દંડવાળો તે હંસ છે. શિખા અને યજ્ઞોપવીતે રહિત એવો એકદંડી તે પરમહંસ છે. ભગવાં વસ્ત્ર ચારે સંન્યાસવિષે છે. શિખા અને યજ્ઞોપવીતે સહિત તે હંસ તથા શિખા યજ્ઞોપવીતે

રહિત તે પરમહંસ. એટલોજ હંસ તથા પરમહંસમાં ભેદ છે, એકદંડ તો બન્નેને છે. પરમહંસને દંડ ધારણ કરવાનું વિવિદિષા (જ્ઞાન થવાની ઇચ્છા) દશામાં અવશ્ય છે. વિદ્વત્તાદશામાં તો કરે અથવા ન કરે એમ છે; કારણ, દંડ, શિખા, વસ્ત્ર એ પરમહંસ ધારણ કરતો નથી એમ સંભળાય છે. વૈરાગ્ય વિના, આજીવિકા ઇત્યાદિકમાટે સંન્યાસ ગ્રહણ કરે તો નરકપ્રાપ્તિ થાય છે; કારણ, "એક દંડનો આશ્રય કરી જે ઘણા મનુષ્યો ઉપજીવિકા કરેછે તે કર્મના ત્યાગથી ઘોર રૌરવ નરકમાં પડેછે અને જ્ઞાનરહિત છતાં જેણે કાષ્ઠનો દંડ ધારણ કીધો તથા સર્વાશી (ભક્ષ્ય અભક્ષ્યનો વિચાર ન કરતાં ખાવાવાળો) તે ઘોર નરકમાં જાયછે," ઇત્યાદિક સ્મૃતિ છે.

अथसंन्यासग्रहणविधिः तत्रोत्तरायणंप्रशस्तं आतुरस्यतुदक्षिणायनमपि तत्रादौगृह्याग्निमंतंताद्दशविधुरंप्रतिचप्रयोगः तत्रशांत्यादिलक्षणंगुरुंसंशोध्यतन्निकटेत्रिमासंयतिधर्मान्संवीक्ष्यगायत्रीजपरुद्रजपकूष्मांडहोमादिभिः शुद्धिंलब्ध्वारिक्तातिथौदेशकालौस्मृत्वामुकस्यममकरिष्यमाणसंन्यासेधिकारार्थंचतुःकृच्छ्रात्मकंप्रायश्चित्तंप्रतिकृच्छ्रंतत्प्रत्याम्नायैकैकगोनिष्क्रयद्वाराहमाचरिष्ये कृच्छ्रप्रत्याम्नायगोनिष्क्रयंद्रव्यंविप्रेभ्योदातुमुत्सृजेइतिसंकल्पपूर्वकंरजतनिष्कतदर्धतदर्धान्यतमंप्रतिधेनुंदद्यात् एकादश्यांद्वादश्यांवायथाब्रह्मरात्रिःस्यात्तथाश्राद्धान्यारभेत् अत्रानाश्रमिणश्चतुःकृच्छ्रमन्यस्यतप्तकृच्छ्रमितिसिंधुः स्वस्यनवश्राद्धस्यषोडशश्राद्धसपिंडीकरणानिसाग्निःपार्वणविधिनानिरग्निरेकोद्दिष्टविधिनाकुर्यादितिकेचित् नेत्यन्ये ॥

## હવે સંન્યાસગ્રહણનો વિધિ કેહેછે.

સંન્યાસ લેવામાં ઉત્તરાયણ ઉત્તમ છે. આતુરને તો, દક્ષિણાયન પણ ઉત્તમ છે. તેમાં પ્રથમ ગૃહ્યાગ્નિમાન્ અને ગૃહ્યાગ્નિ રહિતનો પ્રયોગ કેહેછે. તેમાં શાંતિ ઇત્યાદિ લક્ષણે યુક્ત એવા ઉત્તમ ગુરૂને જોઇ તેમની સમીપે ત્રણ માસ પર્યંત સંન્યાસીના સઘળા ધર્મ સારી રીતે જોઇ ગાયત્રીજપ, રૂદ્રજપ અને કૂષ્માંડહોમ ઇત્યાદિકવડે દેહશુદ્ધિ કરી રિક્તા તિથિને દિવસે દેશ, કાળનું સ્મરણ કરી **अमुकस्य मम करिष्यमाणसंन्यासेधिकारार्थं चतुःकृच्छ्रात्मकप्रायश्चित्तं प्रतिकृच्छ्रं तत्प्रत्याम्नायैकैकगोनिष्क्रयद्वाराहमाचरिष्ये ॥ कृच्छ्रप्रत्याम्नायगोनिष्क्रयंद्रव्यं विप्रेभ्यो दातुमुत्सृजे**" એ રીતે સંકલ્પપૂર્વક નિષ્ક, અર્ધ નિષ્ક, અથવા પા નિષ્ક એમાંથી કોઈ એક પ્રમાણનું રૂપું એક એક ગાયનો નિષ્ક્રય દેવો. એકાદશી અથવા દ્વાદશીને દિવસે જે રીતે બ્રહ્મરાત્રિ પ્રાપ્ત થાય તે રીતે શ્રાદ્ધનો આરંભ કરવો. આ ઠેકાણે આશ્રમ રહિત છતાં ચાર કૃચ્છ્ર, તથા બીજાને તપ્ત કૃચ્છ્ર એમ નિર્ણયસિંધુ કેહે છે. પોતાનાં નવશ્રાદ્ધમાં ષોડશશ્રાદ્ધ તથા સપિંડીકરણ એ સાગ્નિકે પાર્વણવિધિવડે તથા નિરગ્નિકે એકોદ્દિષ્ટવિધિવડે કરવાં, એમ કેટલાએક ગ્રંથકારો કેહેછે. બીજા ગ્રંથકારો કરવાં નહી એમ કેહેછે.

अथाष्टौश्राद्धानि तत्रापस्तंबहिरण्यकेशीयादीनामग्नौकरणपिंडादिरहितःसांकल्पिकप्रयोगः आश्वलायनादीनांसपिंडकःपार्वणप्रयोगः तत्रादौसव्येनसयवजलेनश्राद्धांग

तर्पणं ब्रह्माणंतर्पयामि विष्णुंत० महेश्वरंत० देवर्षीन्० ब्रह्मर्षीन्० क्षत्रर्षीन्०. वसून्० रुद्रान्० आदित्यान्० सनकं० सनंदनं० सनातनं० पंचमहाभूतानि० चक्षुरादिकरणानि० भूतग्रामं० पितरं० पितामहं० प्रपितामहं० मातरं० पितामहीं० प्रपितामहीं० आत्मानं० पितरं० पितामहं० इतिनद्यादौकृत्वागृहमागत्यदेशकालौस्मृत्वाकरिष्यमाणसंन्यासांगत्वेनाष्टौश्राद्धानिपार्वणविधिनान्नेनामेनवाकरिष्ये इतिसंकल्प्यक्षणंदद्यात् अत्रसर्वनांदीश्राद्धवन्तेननापसव्यं तिलस्थानेयवाः युग्माविप्राः तथाचदेवस्थानेविप्रौद्वौश्राद्धाष्टकेषोडशेत्यष्टादशविप्राः तत्रसत्यवसुसंज्ञकाविश्वेदेवानांदीमुखाःस्थानेक्षणः कर्तव्यःइत्येकंवृत्वाद्वितीयंवृणुयात् एवमग्रेपि प्रथमेदेवश्राद्धेब्रह्मविष्णुमहेश्वरानांदीमुखाःस्थानेक्षणः० १ द्वितीयेऋषिश्राद्धेदेवर्षिब्रह्मर्षिक्षत्रर्षयःनांदी० २ दिव्यश्राद्धेवसुरुद्रादित्यानांदी० ३ मनुष्यश्राद्धेसनकसनंदनसनातनानांदी० ४ पंचमेभूतश्राद्धेपृथिव्यादिपंचमहाभूतान्येकादशचक्षुरादिकरणादिचतुर्विधभूतग्रामानां० ५ षष्टेपितृश्राद्धेपितृपितामहप्रपितामहानांदी० ६ मातृश्राद्धेमातृपितामहीप्रपितामह्योनां० ७ अष्टमेआत्मश्राद्धेआत्मपितृपितामहानांदी० ८ आत्मांतरात्मापरमात्मेतिकेचित् इतिद्वौद्वौविप्रौवृणुयात् सर्वत्रनांदीमुखत्वंविशेषणं युग्माविप्राः सत्यवसूदक्षक्रतूवादेवौ ततःसर्वेषांपाद्यंदत्वाप्राङ्मुखानुदक्संस्थानुपवेश्यप्रार्थयेत् संन्यासार्थमहंश्राद्धंकुर्वेब्रूतद्विजोत्तमाः अनुज्ञांप्राप्ययुष्माकंसिद्धिंप्राप्स्यामिशाश्वतीं कुरुइतिप्रत्युक्तःसयवऋजुदर्भादियुग्मेनाब्दानपूर्वकंसंबुद्ध्यंतेइदमासनमित्यष्टादशस्वासनंदद्यात् ततआश्वलायनानामर्घ्यपात्रासादनं आपस्तंबादीनांसांकल्पिकत्वान्नार्घ्यं देवार्थमेकंपार्वणाष्टकार्थमष्टावित्येवंनवपात्राणि सर्वत्रपवित्रद्वयांतर्हितेषुशन्नोदेवीरित्यपआसिच्यविश्वदेवपात्रेयवोसीतियवाः अष्टपात्रेषुतिलोसीतिमंत्रस्योहेनयवानोप्यगंधादिपूजनं ऊहस्तु यवोसिसोमदेवत्योगोसवेदेवनिर्मितः प्रत्नवद्भिःप्रत्तःपुष्ट्यानांदीमुखान्देवान्प्रीणयाहिनःस्वाहानमः इतिप्रथमपात्रे द्वितीयेनांदीमुखानृषीन्० तृतीयेनांदीमुखान्दिव्यान्प्री० चतुर्थेनांदीमुखान्मनुष्यान्प्रीण० पंचमेनांदीमुखानिभूतानिप्री० षष्ठसप्तमाष्टमेषुनांदी० पितॄन्प्रीणयेत्यादि० एकैकंपात्रंद्विधाविभज्यसर्वत्रयादिव्याइतिमंत्रांतेविश्वेदेवानांदीमुखाइदंवोर्घ्यमितिदत्वा ब्रह्मविष्णुमहेश्वरानांदीमुखाइदंवोर्घ्यंस्वाहानमइत्यादिनायथायथंषोडशविप्रहस्तेषुदद्यात् यादिव्याइतिस्रवदनुमंत्रणं पात्रंन्युब्जीकृत्यगंधाद्याच्छादनांतपूजा तत्रसर्वत्रसंबुध्यंतोनांदीमुखविशेषणयुक्तउच्चारः भोजनपात्राण्यासाद्यब्रह्मादिषोडशविप्रकरेष्वग्नयेकव्यवाहनायस्वाहासोमायपितृमतेस्वाहेतिमंत्राभ्यामाहुतिद्वयंदद्यात् नेदमापस्तंबादीनां उपस्तीर्यान्नंपरिविष्यान्नाभावे आमंतन्निष्क्रयंवाप्रोक्ष्यपृथ्वीतेपात्रमित्यादिनायथादैवतमन्नस्यामादेर्वात्यागः येदेवास० प्रजापतेन० ब्रह्मार्पणंब्रह्म० अनेनाष्टश्राद्धेननांदीमुखादेवादयःप्रीयंतां आपोशनदानांतेबलिदानवर्ज्यंभुंजीयुः तृप्तेषूपास्यै० अक्षन्नमी० संपन्नमितिपृष्टेरुचिरमितिसर्वेब्रूयुः नेदमामान्ने आचांतेषुयवलाजदधिबदरियुतान्नेनाष्टचत्वारिंशत्पिंडान्कृत्वाप्रागायताउदक्संस्थाअष्टौरेखाःकृत्वाभ्युक्ष्यकुशान्दूर्वावास्तीर्य पिंडस्थानेषुचतुर्विंशतौजलंसिंचेत् तद्यथा शुंधंतांब्रह्मणोनांदीमुखाः शुंधंतांविष्णवोनांदी० शुंधंतांमहेश्वरानां० इतिप्रथमरेखायां तदुत्तररेखासुशुंधंतांदेवर्षयोनां० शुंधंतांब्रह्मर्षयो

नां० इत्याद्यूहोज्ञेयः ततोब्राह्मणेनांदीमुखायस्वाहेत्येकंपिंडंदत्वाद्वितीयएवमेवदेयस्तूष्णीं वेतिप्रतिदैवतंपिंडद्वयं एवमग्रेपिविष्णवेनांदीमुखायस्वाहेत्यादयःस्वाहांताःपिंडदानमंत्रा ऊह्याः अत्रपितरोमादयध्वमित्यादिपुनःशुंधंतांततंत्रमंजनमभ्यंजनंचकृताकृतं पिंडानगंधा दिनासंपूज्यनत्वोपसंपन्नमितिविसृज्यविप्रेभ्योदक्षिणादितंत्रं नेदंपिंडदानाद्यापस्तंबादीनां कात्यायनानामाश्वलायनवत् ॥

હવે આઠ શ્રાદ્ધ કેહેછે—તેમાં આપસ્તંબ, હિરણ્યકેશીય ઇત્યાદિકોનો અગ્નૌકરણ અને પિંડાદિકે રહિત સાંકલ્પિક પ્રયોગ છે. આશ્વલાયન ઇત્યાદિકોનો પિંડસહિત પાર્વણપ્રયોગ છે. તેમાં પ્રથમ સવ્યેકરી જવસહિત જળવડે શ્રાદ્ધાંગતર્પણ કરવું. તે તર્પણના દેવતા—"ब्रह्माणं तर्पयामि, विष्णुं०, महेश्वरं०-देवर्षीन्० ब्रह्मर्षीन्०, क्षत्रर्षीन्०, वसून्०, रुद्रान्०, आदित्यान्०, सनकं०, सनंदनं०, सनातनं०, पंचमहाभूतानि०, चक्षुरादिकरणानि०, भूतग्रामं०, पितरं०, पितामहं०, प्रपितामहं०, मातरं०, पितामहीं०. प्रपितामहीं०, आत्मानं०, पितरं०, पितामहं०," એ રીતે નદી ઇત્યાદિ તીર્થમાં તર્પણ કરી ઘરે આવી દેશ, કાળનો ઉચ્ચાર કરી "करिष्यमाणसंन्यासांगत्वेनाष्टौ श्राद्धानि पार्वणविधिनाऽन्नेन वामेन वा करिष्ये" એવો સંકલ્પ કરી ક્ષણ દેવો. આ શ્રાદ્ધમાં સઘળું કર્મ નાંદીશ્રાદ્ધ પ્રમાણે કરવું, માટે અપસવ્ય નથી. તિલ ઠેકાણે યવ. બેકી સંખ્યાના બ્રાહ્મણ લેવા. તે કેહેછે દેવ ઠેકાણે બ્રાહ્મણ અને આઠ શ્રાદ્ધમાં સોળ મળી અઢાર બ્રાહ્મણ કેહેવા. તેમાં—"सत्यवसुसंज्ञकाविश्वेदेवानांदीमुखाःस्थाने क्षणः कर्त्तव्यः" એમ કહી એક બ્રાહ્મણને વરાવી બીજાને વરાવવો. અને એ પ્રમાણે આગળ પણ જાણવું. પ્હેલાં દેવશ્રાદ્ધમાં—"ब्रह्मविष्णुमहेश्वरा नांदीमुखाःस्थाने क्षणः० १" બીજાં શ્રાદ્ધમાં "देवर्षिब्रह्मर्षिक्षत्रर्षयः नांदी० २" ત્રીજાં દિવ્યશ્રાદ્ધમાં "वसुरुद्रादित्यानांदी० ३" મનુષ્યશ્રાદ્ધમાં "सनकसनंदनसनातना नांदी० ४" પાંચમાં ભૂતશ્રાદ્ધમાં "पृथिव्यादिपंचमहाभूतान्येकादशचक्षुरादिकरणादिचतुर्विधभूतग्रामानां० ५" છઠ્ઠાં પિતૃશ્રાદ્ધમાં "पितृपितामहप्रपितामहा नांदी० ६" માતૃશ્રાદ્ધમાં "मातृपितामही प्रपितामह्योनां० ७" આઠમાં આત્મશ્રાદ્ધમાં "आत्मपितृपितामहा नांदी० ८" આ ઠેકાણે 'आत्मांतरात्मापरमात्मा' એવો ઉચ્ચાર કરવો એમ કોઇ કેહેછે. એ રીતે બે બે બ્રાહ્મણ વરાવવા. સઘળે ઠેકાણે 'नांदीमुखा' એ વિશેષણ દેવું. બ્રાહ્મણ સમસંખ્યાના જોઇએ. 'सत्यवसू' અથવા 'दक्षक्रतू' દેવ લેવા. પછી સઘળા બ્રાહ્મણોને પાદ્ય દઇ પૂર્વમુખ અને ઉત્તરમેર બેસારી તેમની પ્રાર્થના કરવી. "संन्यासार्थमहं श्राद्धं, कुर्वे ब्रूत द्विजोत्तमाः ॥ अनुज्ञां प्राप्य युष्माकं, सिद्धिं प्राप्स्यामि शाश्वतीं" એ મંત્રવડે પ્રાર્થના કરી 'कुरु' એવું પ્રતિવચન દીધાં છતાં યવસહિત સરખી એવી બે દૂર્વા ઇત્યાદિ લઇ જળદાનપૂર્વક સંબોધન છે અંતમાં જેને એવો ઉચ્ચાર કીધા પછી 'इदमासनं' એમ કહી અઢાર બ્રાહ્મણને આસન દેવું. પછી આશ્વલાયનોએ અર્ઘ્યપાત્ર માંડવાં. આપસ્તંબાદિકોનો તો, સાંકલ્પિકવિધિ

હોવાથી અર્ધ્ય નથી. દેવમાટે એક તથા આઠ પાર્વણમાટે આઠ મળી નવ પાત્ર માંડવાં. સઘળે ઠેકાણે બે બે પવિત્રવડે ઢાંકેલાં એવાં પાત્રમાં "**शन्नोदेवी०**" એ મંત્રવડે જળ નાખી વિશ્વેદેવનાં પાત્રમાં "**यवोसि०**" એ મંત્રવડે યવ નાખવા. આઠ પાત્રમાં "**तिलोसि०**" એ મંત્રના ઉચ્ચારવડે જવ નાખી ગંધાદિકવડે પૂજા કરવી. તે ઉચ્ચાર આ રીતે કરવો—"**यवोसि सोमदेवत्यो गोसवे देवनिर्मितः ॥ प्रत्नवद्भिः प्रत्तः पुष्ट्या नांदीमुखान् देवान् प्रीणयाहिनः स्वाहा नमः**" એ મંત્રવડે પ્રથમ પાત્રમાં. બીજાં પાત્રમાં "**नांदीमुखानृषीन्०;**" ત્રીજામાં "**नांदीमुखान्-दिव्यान्प्री०;**" ચોથાંમાં "**नांदीमुखान्मनुष्यान्प्री०;**" પાંચમાંમાં "**नांदीमुखानि भूतानि प्री०;**" છઠ્ઠાં, સાતમાં તથા આઠમાંમાં "**नांदी०पितॄन्प्रीणय**" ઈત્યાદિક જાણવું. એક એક પાત્રના બે બે વિભાગ કરી સઘળે ઠેકાણે "**यादिव्या०**" એ મંત્રની અંતે "**विश्वेदेवा नांदीमुखाइदंवोर्घ्यं**" એમ કહી અર્ધ્ય દઇ "**ब्रह्माविष्णु-महेश्वरानांदीमुखाइदंवोर्घ्यं स्वाहा नमः**" ઇત્યાદિ પ્રકારે કરી યથાયોગ્ય સોળ બ્રાહ્મણના હાથ ઉપરે અર્ધ્ય દેવો. પછી "**यादेव्या०**" એ મંત્રવડે સ્રવતાં જળનું અનુમંત્રણ કરવું. પછી પાત્ર ઉલટું રાખી ગંધાદિકથકી આચ્છાદન પર્યંત પૂજા કરવી. તે પૂજાવિષે સઘળે ઠેકાણે સંબોધન છે અંતમાં જેને અને નાંદીમુખ વિશેષણે યુક્ત એવો ઉચ્ચાર કરવો. ભોજનપાત્ર માંડી બ્રહ્માદિક સોળે બ્રાહ્મણના હાથમાં "**अग्नये कव्यवाहनाय स्वाहा, सोमाय पितृमते स्वाहा,**" એ બે મંત્રવડે બે બે આહુતિ દેવી. આપસ્તંબ ઇત્યાદિકને એ (અગ્નૌકરણ) નથી. પાત્રમાં પ્રથમ ઘૃત આપી અન્ન પરીસી, અન્ન ન હોય તો આમાન્ન અથવા તેનો નિષ્ક્રય (દ્રવ્ય) તેનું પ્રોક્ષણ કરી "**पृथिवी ते पात्रं०**" ઇત્યાદિ મંત્રવડે જેવા દેવ હોય તેને અનુસારે અન્નનો અથવા આમાન્નનો ત્યાગ કરવો. પછી "**ये देवास० प्रजापतयेन० ब्रह्मार्पणं ब्रह्म० अनेनाष्टश्राद्धेन नांदीमुखा देवादयः प्रीयंतां**" એમ કહી જળ મુકવું. આપોશન દીધા પછી ચિત્રાહૂતિ વર્જ્ય કરી બ્રાહ્મણોએ ભોજન કરવું. તૃપ્ત થયા છતાં "**उपास्मै० अक्षन्नमी० संपन्नं०**" એ રીતે પ્રશ્ન પૂછવા પછી "**रुचिरं**" એમ સઘળા બ્રાહ્મણોએ બોલવું. આમાન્નમાં એ (સંપન્ન ઇત્યાદિ) નથી. આચમન લીધા પછી યવ, શાળ, દહી અને બોર એણે યુક્ત અન્નના અડતાલીસ પિંડ કરી પશ્ચિમથી પૂર્વભણી કાઢેલી અને દક્ષિણથી ઉત્તરમેર સમાપ્ત થાય એવી આઠ રેખા કાઢી તે ઉપરે જળ સેચન કરી કુશ અથવા દૂર્વા પાથરી ચોવીસ પિંડ ઠેકાણે જળ સેચન કરવું. તે આ રીતે—"**शुंधंतां ब्रह्मणो नांदीमुखाः शुंधंतां विष्णवोनांदी० शुंधंतां महेश्वरा नांदी०**" એ રીતે પ્હેલી રેખા ઉપરે. તેથી ઉત્તરમેરની રેખા ઉપરે "**शुंधंतां देवर्षयो नां० शुंधंतां ब्रह्मर्षयो नां०**" ઇત્યાદિ ઊહ જાણવો. ત્યાર પછી "**ब्रह्मणे नांदीमुखाय स्वाहा**" એમ કહી એક પિંડ દઇ બીજો પિંડ એજ રીતે દેવો, અથવા મંત્ર રહિત દેવો. એ પ્રમાણે એક એક દેવતાને બે બે પિંડ દેવા. એ રીતે આગળ પણ "**विष्णवे नांदीमुखाय स्वाहा**" ઇત્યાદિક સ્વાહાંત, પિંડ દેવાના મંત્ર જાણવા. "**अत्र पितरो मादयध्वं०**"

ઇત્યાદિકથકી ફરી શુંધતાં ઇહાં પર્યંત તંત્ર, અંજન, અને અભ્યંજન એ કૃતાકૃત છે. પિંડની ગંધાદિકવડે પૂજા કરી નમસ્કાર કરી "उपसंपन्नं" એવું વાક્ય કહી વિસર્જન કરી બ્રાહ્મણોને દક્ષિણા દેવી ઇત્યાદિ તંત્ર કરવો. આપસ્તંબાદિકને એ પિંડદાનાદિક નથી. કાત્યાયન શાખાવાળાઓને આશ્વલાયનપ્રમાણે પિંડદાનાદિક છે.

---

**अष्टश्राद्धोत्तरंतद्दिनेद्वितीयेवाषट्शिखाकेशान्स्थापयित्वाकक्षोपस्थवर्जकेशश्मश्रुनखादिवापयित्वास्नात्वाकौपीनाच्छादनादिहोमद्रव्यंचविनान्यद्धनादिविप्रादिभ्यःपुत्रादिभ्यश्चत्यजेत् कौपीनादिकंगैरिकरंजितंकृत्वावैणवंदंडंसत्वचंशिरोभ्रूललाटान्यतमप्रमाणंसमूलमंगुलिस्थूलंविप्रानीतमेकादशनवचतुःसप्तान्यतमपर्वकंपर्वग्रंथियुतंमुद्रायुतंसंपाद्यशंखोदकेन प्रणवपुरुषसूक्तकेशवादिनामभिरभिषिच्यस्थापयेत् ततःकमंडलुकौपीनाच्छादनकंथापादुकाःस्थापयेत् शिक्यपात्रादिकमपिकेचित् ॥**

અષ્ટશ્રાદ્ધ થયા પછી તે દિવસે અથવા બીજે દિવસે શિખાના છ કેશ રાખી બગલ અને ઉપસ્થ (ગુહ્યસ્થળ) વિના બાકીના કેશ, ડાઢી, મુંછ, નખ ઇત્યાદિકનું વપન કરાવી સ્નાન કરી કોપીન, આચ્છાદન (કટિવસ્ત્ર) ઇત્યાદિ અને હોમનાં દ્રવ્ય વિના બીજું સઘળું દ્રવ્યાદિક બ્રાહ્મણ તથા પુત્ર ઇત્યાદિકને દેવું. કોપીન ઇત્યાદિકને ગેરૂથી રંગી, વાંસનો દંડ છાલ સહિત; તથા શિર, ભમર, કપાળ એમાંથી કોઇ એક પ્રમાણનો ઉંચો; મૂળસહિત; આંગળી જેવો જાડો; બ્રાહ્મણે આણેલો; અગ્યાર, નવ, ચાર, સાત, એમાંથી કોઇ એક સંખ્યાની કાતળીએ યુક્ત; કાતળીની ગાંઠીસહિત; અને મુદ્રાયુક્ત એવો સિદ્ધ કરી તેને પ્રણવ, પુરૂષસૂક્ત અને કેશવાદિ નામવડે શંખનાં જળથી સ્નાન કરાવી રાખવો. પછી કમંડલુ, કોપીન, કટિવસ્ત્ર, કંથા અને પાદુકા રાખવી. શિકું અને પાત્રાદિક એ પણ રાખવાં, એમ કોઈ કેહેછે.

---

**देशकालौसंकीर्त्याशेषदुःखनिवृत्तिनिरतिशयानंदप्राप्तिपरमपुरुषार्थप्राप्तये परमहंसाख्यसंन्यासग्रहणंकरिष्ये तदंगतयागणपतिपूजनपुण्याहवाचनमातृकापूजननांदीश्राद्धानिकरिष्ये तानिकृत्वाजपेत् ब्रह्मणेनमः विष्णवे० रुद्राय० सूर्याय० सोमाय० आत्मने० अंतरात्मने० परमात्मने० अग्निमीळेऋक् इषेत्वोर्जेत्वा० अग्नआयाहिऋक् शन्नोदेवीऋक् जपित्वासक्तुपिष्टंमुष्टित्रयंप्रणवेनत्रिःप्राश्यनाभिमालभेत् आत्मनेस्वाहा अंतरात्मने० परमात्मनेस्वा० प्रजापतयेस्वाहेतिमंत्रैः ततःपयोदधिमिश्रमाज्यंजलमेववा त्रिवृदसीतिप्रथमंप्राश्य प्रवृदसीतिद्वितीयंविवृदसीतितृतीयंप्राश्याप:पुनंत्वितिजलंप्राश्याचम्योपवासंकरिष्येइतिसंकल्पयेत् ॥**

દેશ કાળનો ઉચ્ચાર કરી "**अशेषदुःखनिवृत्तिनिरतिशयानंदप्राप्तिपरमपुरुषार्थप्राप्तये परमहंसाख्यसंन्यासग्रहणं करिष्ये ॥ तदंगतया गणपतिपूजनपुण्याहवाचन मातृकापूजन नांदीश्राद्धानि करिष्ये**" એ રીતે સંકલ્પ કરી, તે કરી જપ કરવો. તે આ રીતે— "**ब्रह्मणे नमः, विष्णवे०, रुद्राय०, सूर्याय०, सोमाय०, आत्मने०,**

अंतरात्मने०, परमात्मने०, अग्निमीळे० ऋक्, इषेत्वोर्जेत्वा०, अग्नआयाहि० ऋक्, शन्नोदेवी० ऋक्" એ પ્રમાણે જપ કરી સાથવાનો લોટ ત્રણ મુઠી પ્રણવ મંત્રવડે ત્રણ વાર ભક્ષણ કરી નાભીનો સ્પર્શ કરવો. તેનો મંત્ર—"आत्मने स्वाहा, अंतरात्मने०, परमात्मनेस्वा०, प्रजापतयेस्वाहा," પછી દૂધ, દહિ મિશ્રિત ઘૃત અથવા જળજ, "त्रिवृदसि" એ મંત્રવડે પ્રથમ પ્રાશન કરી, "प्रवृदसि" એ મંત્રથી બીજી વાર પ્રાશન કરી, "विवृदसि" એ મંત્રવડે ત્રીજી વાર પ્રાશન કરી આચમન કરી, "उपवासं करिष्ये" એવો સંકલ્પ કરવો.

अथसावित्रीप्रवेशः ॐभूःसावित्रींप्रविशामि ॐतत्सवितुर्वरेण्यं ॐभुवःसावित्रींप्र० भर्गोदेवस्य० ॐस्वःसावित्रीं० धियोयो० ॐभूर्भुवःस्वःसावित्रींप्र० तत्सवितुर्वरेण्यं० ऋक् ततोस्तात्प्राक्गृह्याग्निंसमिद्धयविच्छिन्नश्चेत्पुनःसंधानविधिनानिरग्निर्वाविधुरादिर्वापृष्ठोदिविविधानेनाग्निंसंपादयेत् पृष्ठोदिविविधानंचकात्यायनवैश्वदेवप्रसंगेपूर्वार्धेउक्तं ॥

હવે સાવિત્રીપ્રવેશ કેહેછે—"ॐभूःसावित्रीं प्रविशामि ॐतत्सवितुर्वरेण्यं, ॐभुवः सावित्रीं प्र० भर्गोदेवस्य०, ॐस्वः सावित्रीं प्र० धियोयो०, ॐभूर्भुवःस्वः सावित्रींप्र० तत्सवितुर्वरेण्यं० ऋक्," ત્યાર પછી સૂર્યાસ્તથકી પ્રથમ ગૃહ્યાગ્નિ પ્રદીપ્ત કરી વિચ્છિન્ન અગ્નિ હોય તો પુનઃસંધાનવિધિવડે અને નિરગ્નિ અથવા વિધુરાદિક હોય તો પૃષ્ઠોદિવિવિધાનવડે અગ્નિ ઉત્પન્ન કરવો. પૃષ્ઠોદિવિવિધાન કાત્યાયનના વૈશ્વદેવ પ્રસંગમાં પૂર્વાર્ધમાં ( પત્ર ૪૮૮ માં ) કહ્યુંછે.

अथास्तात्पूर्वंब्रह्मान्वाधानं संन्यासंकर्तुंब्रह्मान्वाधानंकरिष्येइतिसंकल्प्याग्निध्यानाद्याज्यसंस्कृत्यस्रुक्स्रुवौसंमृज्यस्रुचिचतुराज्यंगृहीत्वोंस्वाहेतिहुत्वापरमात्मनइदं० परिषेचनादि इतिब्रह्मान्वाधानं ॥

પછી સૂર્યાસ્તથકી પ્રથમ બ્રહ્માન્વાધાન કરવું. તે આ રીતે—"संन्यासं कर्तुं ब्रह्मान्वाधानं करिष्ये" એવો સંકલ્પ કરી અગ્નિનું ધ્યાન ઇત્યાદિક કર્મ કરવું. પછી આજ્યસંસ્કાર કરી સ્રુચિ તથા સ્રુવા પાત્રનો સંસ્કાર કરી સ્રુચિ પાત્રમાં ચાર વાર ઘૃત લઇ "ॐ स्वाहा" એ મંત્રવડે હોમ કરી "परमात्मन इदं०" ( એવો ત્યાગ કરવો. ) પછી ચારે મેર જળ સેચન કરવું ઇત્યાદિક કર્મ કરવું. એ રીતે બ્રહ્માન્વાધાન કહ્યું.

ततःसायंसंध्याहोमवैश्वदेवान्कृत्वाग्निसमीपेजागरंकुर्यात् ॥

પછી સાયંસંધ્યા, હોમ, અને વૈશ્વદેવ કરી અગ્નિની સમીપે જાગરણ કરવું.

प्रातर्नित्यहोमांतेवैश्वदेवादिकंकृत्वाग्नेयंवैश्वानरंवास्थालीपाकंकुर्यात् तत्रकरिष्यमाणसंन्यासपूर्वांगभूतमाग्नेयस्थालीपाकंकरिष्यइतिसंकल्पः ध्यात्वाचक्षुषीआज्येनेत्यंतेत्रप्रधानमग्निंचरुणाशेषेणेत्यादि अग्नयेत्वाजुष्टंनिर्वपामीत्यादिनाम्नानिर्वापादि नाम्नैवप्रधान

होमः एवंवैश्वानरपक्षेप्यूह्यं 'ततस्तरत्समंदीतिजपित्वाकुशहेमरूप्ययुतजलैःस्नात्वादेशकालादि स्मृत्वासंन्यासांगभूतंप्राणादिहोमंपुरुषसूक्तहोमंविरजाहोमंचतंत्रेणकरिष्ये इतिसंकल्प्या न्वाधानेआज्येनेत्यंतेप्राणादिपंचदेवताःसमिच्चर्वाज्यैःपुरुषंपुरुषसूक्तेनप्रत्यृचंषोडशवारं स मिच्चर्वाज्यैःप्राणाद्येकोनविंशतिदेवताविरजामंत्रैः प्रतिद्रव्यमेकैकसंख्यसमिच्चर्वाज्याहुति भिःप्रजापतिंसकृदाज्येनशेषेणेत्यादि षष्ट्युत्तरशतवारंतूष्णींनिरूप्यतथैवप्रोक्ष्यश्रपयित्वा ज्यभागांतेप्राणायस्वाहेत्यादिपंचमंत्रैर्द्रव्यत्रयंसकृत्सकृद्धुत्वायथादैवंत्यक्त्वासहस्रशीर्षेतिषो डशर्चेनप्रत्यृचंपृथक्पृथक्द्रव्यत्रयंहुत्वापुरुषायेदंनममेतिसर्वत्रत्यजेत् ॥

પ્રાતઃકાળે નિત્ય હોમ કીધા પછી વૈશ્વદેવાદિક કરી આગ્નેય અથવા વૈશ્વાનર સ્થાલીપાક કરવો. તેમાં—" करिष्यमाणसंन्यासपूर्वांगभूतमाग्नेयस्थालीपाकं करिष्ये " એ પ્રમાણે સંકલ્પ કરવો. ધ્યાન કરી " चक्षुषी आज्येनेत्यंतेत्रप्रधानमग्निं चरुणा शेषेण० " ઇત્યાદિક અન્વાધાન કરવું. પછી " अग्नयेत्वाजुष्टं निर्वपामि " ઇત્યાદિક નામથી નિર્વાપાદાદિક કરવો. નામમંત્રવડેજ પ્રધાન હોમ કરવો. એ રીતે વૈશ્વાનરસ્થાલીપાકપક્ષમાં પણ જાણવું. પછી " तरत्समंदी० " એ મંત્રનો જપ કરી કુશ, સુવર્ણ અને રૂપાએ યુક્ત જળવડે સ્નાન કરી, દેશ કાળનું સ્મરણ કરી " संन्यासांगभूतं प्राणादिहोमं पुरुषसूक्तहोमं विरजाहोमं च तंत्रेण करिष्ये " એવો સંકલ્પ કરી અન્વાધાનમાં " आज्येनेत्यंते प्राणादिपंचदेवताः समिच्चर्वाज्यैः पुरुषं पुरुषसूक्तेन प्रत्यृचं षोडशवारं समिच्चर्वाज्यैः प्राणाद्येकोनविंशतिदेवता विरजामंत्रैः प्रतिद्रव्यमेकैकसंख्यसमिच्चर्वाज्याहुतिभिः प्रजापतिं सकृदाज्येन शेषेणेत्यादि " (એવો ઉચ્ચાર કરવો). એક સો સાઠ વાર મંત્ર રહિત નિર્વાપ કરી તેમજ ( મંત્ર રહિત ) પ્રોક્ષણ કરી ચરૂ રાંધી આજ્યભાગ પર્યંત કર્મ કીધા પછી " प्राणाय स्वाहा " ઇત્યાદિ પાંચ મંત્રવડે ત્રણ ( સમિધ, ચરૂ, આજ્ય ) દ્રવ્યનો એક એક વાર હોમ કરી જેવો દેવ હોય તેને અનુસારે ત્યાગ કરી " सहस्रशीर्षा० " એ સોળ ઋચામાંની એક એક ઋચાથી જુદાં જુદાં ત્રણ દ્રવ્યનો હોમ કરી " पुरुषायेदं नमम " એવો સઘળે ઠેકાણે ત્યાગ કેહેવો.

---

अथविरजाहोमः प्राणापानव्यानोदानसमानामेशुद्ध्यंतांज्योतिरहंविरजाविपाप्माभूयासंस्वाहा प्राणादिभ्यइदं० वाङ्मनश्चक्षुःश्रोत्रजिव्हाघ्राणरेतोबुद्ध्याकूतिसंकल्पामेशुद्ध्यंतांज्योति० वागादिभ्यइदं त्वक्चर्ममांसरुधिरमेदोमज्जास्नायवोस्थीनिमेशुद्ध्यंतां० त्वगादिभ्यइदं० शिरःपाणिपादपार्श्वपृष्ठोरूदरजंघाशिश्नोपस्थपायवोमेशुद्ध्यं० शिरआदिभ्य० उत्तिष्ठपुरुषहरितपिंगललोहिताक्षदेहिदेहिददापयितामेशुद्ध्यं० पुरुषादिभ्य० पृथिव्यापस्तेजोवायुराकाशामेशुद्ध्यं० पृथिव्यादिभ्य० शब्दस्पर्शरूपरसगंधामेशुद्ध्यं० शब्दादिभ्य० मनोवाक्कायकर्माणिमेशुद्ध्यंतां० मनआदिकर्मभ्य० अव्यक्तभावैरहंकारैर्ज्योतिरहं० अव्यक्तादिभ्य० आत्मामेशुद्ध्यंतांज्यो० आत्मन० अंतरात्मामे० अंतरात्मन० परमात्मामे० परमात्मन० क्षुधेस्वाहा क्षुधइदं क्षुत्पिपासायस्वाहा क्षुत्पिपासायेदं विविट्यैस्वाहा० विविट्या० ऋग्विधानाय० कषोत्कायस्वा० क्षुत्पिपासामलाज्येष्ठामल

र्मीनाशयाम्यहं अभूतिमसमृद्धिंचसर्वांनिर्णुदमेपाप्मानंस्वाहाअन्नयइदं० अन्नमयप्राण
मयमनोमयविज्ञानमयमानंदमयमात्मामेशुद्धयंतां० अन्नमयादिभ्य० एवंसमिच्चर्वाज्यैः
प्रतिद्रव्यंचत्वारिंशदाहुतीर्हुत्वा यदिष्टंयच्चपूर्तंयच्चापद्यनापदि प्रजापतौतन्मनसिजुहो
मि विमुक्तोहंदेवकिल्बिषात्स्वाहेत्याज्यंहुत्वाप्रजापतयइदमितित्यजेत् ततःपुरुषसूक्तंअ
ग्निमीळेइत्यादिचतुर्वेदादींश्चजपित्वास्विष्टकृदादिहोमशेषंसमाप्य ब्रह्मचार्यादिभ्योगोहि
रण्यवस्त्रादिदत्वासंमासिंचंतुमरुतइतिमंत्रेणगृह्याग्निमुपस्थाय तत्रदारुपात्राणिदहेत्तैजसा
निगुरवेदद्यात् ततआत्मन्यग्निसमारोपंअयंतेयोनिरित्यृचायातेअग्नेयज्ञियातनूस्तयेह्यारोहा
त्मात्मानमित्यादियजुषाच त्रिरुक्तेनाग्नेर्ज्वालांप्राश्नन्कुर्यात् कृष्णाजिनमादायगृहान्नि
ष्क्रम्य सर्वेभवंतुवेदाढ्याःसर्वेभवंतुसोमपाः सर्वेपुत्रमुखंदृष्ट्वासर्वेभवंतुभिक्षुकाइतिपुत्रा
दिभ्यआशिषंदत्वानमेकश्चिन्नाहंकस्यचित् पुत्रादीनुक्त्वाविसृजेत् जलाशयंगत्वांजलि
नाजलमादायाशुःशिशानइतिसूक्तेनाभिमंत्र्यसर्वाभ्योदेवताभ्यःस्वाहेतित्यजेत् तिथ्यादि
स्मृत्वाऽपरोक्षब्रह्मावाप्तयेसंन्यासंकरोमीतिसंकल्प्यजलांजलिंगृहीत्वा ॐएषहवाअग्निः
सूर्यःप्राणंगच्छस्वाहा ॐस्वांयोनिंगच्छस्वाहाओंआपोवैगच्छस्वाहेतिमंत्रत्रयेणजलेष्वंजलि
त्रयंदद्यात् पुत्रेषणावित्तेषणालोकेषणासर्वेषणामयापरित्यक्ताअभयंसर्वभूतेभ्योमत्तःस्वा
हाइत्यंजलिंजलेक्षिपेत् पुनरेवमभयंदत्वावदेत् यत्किंचिद्बंधनंकर्मकृतमज्ञानतोमया प्रमा
दालस्यदोषोत्थंतत्सर्वंसंत्यजाम्यहं त्यक्तसर्वोविशुद्धात्मागतस्नेहशुभाशुभः एषत्यजाम्यहं
सर्वकामभोगसुखादिकं रोषंतोषंविवादंचगंधमाल्यानुलेपनं भूषणंनर्तनंगेयंदानमादान
मेवच नमस्कारंजपंहोमंयाश्चनित्याक्रियामम नित्यंनैमित्तिकंकाम्यंवर्णधर्माश्रमाश्रये स
र्वमेवपरित्यंज्यददाम्यभयदक्षिणां पद्भ्यांकराभ्यांविहरन्नाहंवाक्कायमानसैः करिष्येप्राणि
नांपीडांप्राणिनःसंतुनिर्भयाः सूर्यादिदेवान्विप्रांश्चसाक्षित्वेनध्यात्वानाभिमात्रेजलेप्राङ्
मुखःसावित्रीप्रवेशंपूर्ववत्कृत्वातरत्समंदीतिसूक्तंपठित्वा पुत्रेषणायावित्तेषणायालोकेषणा
याश्चव्युत्थितोहंभिक्षाचर्यंचरामीतिजलेजलंजुहुयात् ॥

## હવે વિરજાહોમ કેહેછે.

તે આરીતે—"प्राणापानव्यानोदानसमाना मे शुद्धयंतां ज्योतिरहंविरजाविपाप्माभू
यासं स्वाहा प्राणादिभ्यइदं० वाङ्मनश्चक्षुःश्रोत्रजिव्हाघ्राणरेतोबुद्ध्याकूतिसंकल्पा
मे शुद्धयंतां० ज्योति० वागादिभ्यइदं०, त्वक्चर्ममांसरुधिरमेदोमज्जास्नायवोस्थीनि
मे शुद्धयंतां० त्वगादिभ्य इदं०, शिरःपाणिपादपार्श्वपृष्ठोरूदरजंघाशिश्नोपस्थपायवो मे
शुध्यंतां०शिरआदिभ्य०,उत्तिष्ठपुरुषहरितपिंगललोहिताक्षदेहिदेहिददापयिता मे शुद्धयं०
पुरुषादिभ्य०,पृथिव्यापस्तेजोवायुराकाशोमेशुध्यं०पृथिव्यादिभ्य०,शब्दस्पर्शरूपरसगंधा
मेशुद्धयंतां०शब्दादिभ्य०,मनोवाक्कायकर्माणिमेशुद्धयंतां०मनआदिकर्मभ्य०,अव्यक्तभावै
रहंकारैर्ज्योतिरहं०अव्यक्तादिभ्य०, आत्मामेशुद्धयंतां०आत्मन०, अंतरात्मामे०अंतरात्म
न०, परमात्मामे० परमात्मन०, क्षुधेस्वाहा० क्षुधइदं०, क्षुत्पिपासायस्वाहा० क्षुत्पिपासा
येदं०, विविट्यैस्वा० विविदा० ऋग्विधानाय० कषोत्कायस्वा० क्षुत्पिपासामलाज्येष्ठा
मलक्ष्मींनाशयाम्यहं अभूतिमसमृद्धिंचसर्वांनिर्णुदमेपाप्मानंस्वाहा अन्नयइदं० अन्नमय

**प्राणमय मनोमय दिज्ञानमयमानंदमयमात्मामे शुद्धयंतां० अन्नमयादिभ्यं०** " એ પ્રમાણે સમિધ, ચરૂ અને આજ્યવડે એક એક દ્રવ્યની ચાલીસ આહુતિ હોમ કરી **"यदिष्टंयत्पूर्तंयत्पापद्यनापदि॥ प्रजापतौतन्मनसिजुहोमि विमुक्तोहंदेवकिल्बिषात्स्वाहा"** એવા મંત્રવડે આજ્યની આહુતિ દઇ " **प्रजापतयइदं०** " એવો ત્યાગ કરવો. ત્યાર પછી પુરૂષસૂક્ત, " **अग्निमीळे०** " ઇત્યાદિ ચાર વેદાદિકનો જપ કરી સ્વિષ્ટકૃત્ આદિ હોમશેષની સમાપ્તિ કરી બ્રહ્મચારી ઇત્યાદિકોને ગાય, સુવર્ણ, વસ્ત્રાદિક દઇ " **संमासिंचंतुमरुत०** " એ મંત્રથી ગૃહ્યાગ્નિનું ઉપસ્થાન કરી તે અગ્નિમાં કાષ્ઠનાં પાત્ર બાળવાં, તથા ધાતુનાં પાત્ર હોય તે ગુરૂને દેવાં. ત્યાર પછી **"आयंतेयोनि०** એ ઋચા અને **"यातेअग्नेयज्ञियातनूस्तये ह्यारोहात्मात्मानं०"** ઇત્યાદિ યજુર્મંત્ર ત્રણ વાર કહી અગ્નિની જ્વાળાનું પાન કરતાં છતાં પોતામાં અગ્નિસમારોપ કરવો પછી કાળું મૃગચર્મ લઇ ઘરથી બાહાર નીકળી " **सर्वे भवंतु वेदाढ्याःसर्वेभवंतु सोमपाः ॥ सर्वे पुत्रमुखं दृष्ट्वा सर्वे भवंतु भिक्षुकाः** " એ મંત્રવડે પુત્રાદિકને આશિર્વાદ દઇ **"नमेकश्चित् नाहंकस्यचित्"** ( મ્હારો કોઇ નથી અને હું કોઇનો નથી) એ રીતે પુત્રાદિકોને કહી વિસર્જન કરવું. પછી જલાશયપ્રત્યે જઇ અંજળીવડે જળ લઇ " **आशुःशिशान०** " એ સૂક્તથી મંત્રી " **सर्वाभ्यो देवताभ्यः स्वाहा** " એમ કહી જળ મૂકવું. તિથિ ઇત્યાદિકનું સ્મરણ કરી **"अपरोक्षब्रह्मावाप्तयेसंन्यासं करोमि"** એવો સંકલ્પ કરી જળની અંજળિ ભરી **"ॐएषह्वाअग्निः सूर्यः प्राणंगच्छ स्वाहा, ॐस्वांयोनिंगच्छस्वाहा, ॐआपोवैगच्छस्वाहा"** એ ત્રણ મંત્રવડે જળમાં ત્રણ અંજળિ દેવી. **"पुत्रेषणा वित्तेषणा लोकेषणा सर्वेषणा मया परित्यक्ता अभयं सर्वभूतेभ्यो मत्तः स्वाहा"** એ મંત્રવડે જળની અંજળી જળમાં નાખવી. ફરી એ રીતે અભય દઇ કેહેવું. તે આ પ્રમાણે—**"यत्किंचिद्बंधनं कर्म, कृतमज्ञानतो मया॥ प्रमादालस्यदोषोत्थं, तत्सर्वं संत्यजाम्यहं ॥ त्यक्तसर्वो विशुद्धात्मा, गतस्नेहशुभाशुभः॥ एष त्यजाम्यहं सर्वं, कामभोगसुखादिकं ॥ रोषं तोषं विवादंच, गंधमाल्यानुलेपनं ॥ भूषणं नर्त्तनं गेयं, दानमादानमेवच ॥ नमस्कारं जपं होमं, याश्च नित्याः क्रियामम ॥ नित्यं नैमित्तिकं काम्यं, वर्ण धर्माश्रमाश्रये ॥ सर्वमेवपरित्यज्य, ददाम्यभयदक्षिणां ॥ पद्भ्यां कराभ्यां विहरन्नाहं वाक्कायमानसैः ॥ करिष्ये प्राणिनां पीडां, प्राणिनः संतु निर्भयाः "** પછી સૂર્યાદિ દેવ અને બ્રાહ્મણોનું સાક્ષિરૂપે ધ્યાન કરી નાભિમાત્ર જળમાં પૂર્વાભિમુખ ઉભા રહી પ્રથમ પ્રમાણે સાવિત્રીપ્રવેશ કરી **"तत्सवितु०"** એ સૂક્તનો પાઠ કરી **"पुत्रेषणायावित्तेषणाया लोकेषणायाश्च व्युत्थितोहं भिक्षाचर्यं चरामि"** એવું વાક્ય કહી જળમાં જળની આહુતિ દેવી.

अथप्रैषोच्चारः ॐभूःसंन्यस्तंमया ॐभुवःसंन्यस्तं० स्वःसंन्यस्तं० ॐभुर्भुवःस्वः संन्यस्तंमयेतित्रिर्मंदमध्योच्चस्वरेणोक्त्वाऽभयंसर्वभूतेभ्योमत्तःस्वाहेतिजलंजलेक्षिपेत् शिखामुत्पाट्ययज्ञोपवीतमुद्धृत्यकरेगृहीत्वाआपोवैसर्वादेवताःसर्वाभ्योदेवताभ्योजुहोमिस्वाहा ॐभूःस्वाहेतिजलेजलैःसहहुत्वाप्रार्थयेत् त्राहिमांसर्वलोकेशवासुदेवसनातन संन्यस्तंमेजगद्यो

नेपुंडरीकाक्षमोक्षद युष्मच्छरणमापन्नंत्राहिमांपुरुषोत्तमं ततोदिगंबर:पंचपदान्युदङ्मुखोगच्छेत् विविदिषुश्चेत्तस्मैआचार्योनत्वाकाषायकौपीनाच्छादनेदत्वादंडंदद्यात् सचंकौपीनंवासश्चपरिधायॐइंद्रस्यवज्रोसिसखेमांगोपायेतिदंडंगृह्णीयात् वार्त्रघ्न:शर्ममेभवयत्पापंतन्निवारय प्रणवेनगायत्र्यावाकमंडलुं इदंविष्णुरित्यासनं तत:समित्पाणिर्गुरुंनत्वागरुडासनोपविष्टोगुरुंवदेत् त्रायस्वभोजगन्नाथगुरोसंसारवन्हिना दग्धंमांकालदष्टंचत्वामहंशरणागत: योब्रह्माणंविदधातिपूर्वंयोवैवेदांश्चप्रहिणोतितस्मै तंहदेवमात्मबुद्धिप्रकाशंमुमुक्षुर्वैशरणमहंप्रपद्येइतिगुरुमुपस्थाय दक्षिणंजान्वाच्यपादावुपसंगृह्यअधीहिभगवोंब्रह्मेतिवदेत् गुरुरात्मानंब्रह्मरूपंध्यात्वाजलपूर्णशंखंद्वादशप्रणवैरभिमंत्र्यतेनशिष्यमभिषिच्यशन्नोमित्रइतिशांतिंपठित्वातच्छिरसिहस्तंदत्वापुरुषसूक्तंजपित्वाशिष्यहृदयेहस्तंकृत्वाममव्रतेहृदयंतेदधामीत्यादिमंत्रंजप्त्वादक्षिणकर्णेप्रणवमुपदिश्यतदर्थंचपंचीकरणाद्यवबोध्यप्रज्ञानंब्रह्मअयमात्माब्रह्मतत्त्वमसिअहंब्रह्मास्मीति ऋग्वेदादिमहावाक्येष्वन्यतमंशिष्यशाखानुसारेणोपदिश्यतदर्थंबोधयेत् ततस्तीर्थाश्रमादिसंप्रदायानुसारेणनामदद्यात् तत:पर्यंकशौचंकारयित्वायोगपट्टंदद्यात् ॥

હવે પ્રેષોચ્ચાર કેહેછે.—તે આ રીતે—"**ॐभू: संन्यस्तंमया, ॐभुव: संन्यस्तं०, स्व: संन्यस्तं०, ॐभूर्भुव:स्व: संन्यस्तं मया**" એ રીતે ત્રણ વાર મંદ મધ્ય અને ઉચ્ચ સ્વરથી કહી "**अभयं सर्वभूतेभ्यो मत्त: स्वाहा**" એ મંત્રથી જળ જળમાં નાખવું. શિખા ઉખેડી જનોઇ હાથમાં લઈ "**आपो वै सर्वा देवता: सर्वाभ्यो देवताभ्यो जुहोमि स्वाहा ॐभू:स्वाहा**" એ મંત્રથી જળમાં જળ સાથે હોમ કરી પ્રાર્થના કરવી. **તેનો મંત્ર**—"**त्राहि मां सर्वलोकेश, वासुदेव सनातन ॥ संन्यस्तं मे जगद्योने पुंडरीकाक्ष मोक्षद ॥ युष्मच्छरणमापन्नं, त्राहि मां पुरुषोत्तम.**" ત્યાર પછી નગ્ન થઈ પાંચ પગલા ઉત્તર સામે જવું. જ્ઞાન મળવાની ઇચ્છાવાળો હોય તો તેને આચાર્યે નમસ્કાર કરી ભગવું કોપીન અને કટિવસ્ત્ર દઇ દંડ દેવો. પછી તેણે કોપીન તથા વસ્ત્ર પ્હેરી, "**ॐइंद्रस्यवज्रोसि सखे मां गोपाय**" એ મંત્રથી દંડ લેવો. પછી "**वार्त्रघ्न: शर्म मे भव यत्पापं तन्निवारय**" એ મંત્ર કહી પ્રણવથી અથવા ગાયત્રી મંત્રથી કમંડલુ લેવું. "**इदंविष्णु०**" એ મંત્રથી આસન લેવું. પછી હાથમાં સમિધ રાખી ગુરૂને નમસ્કાર કરી ગરૂડાસનથી બેસી ગુરૂ પ્રત્યે કેહેવું. **તે આ રીતે**—"**त्रायस्व भो जगन्नाथ, गुरो संसारवन्हिना ॥ दग्धं मां कालदष्टंच, त्वामहं शरणं गत: ॥ यो ब्रह्माणं विदधाति पूर्वं, योवैवेदांश्च प्राहिणोति तस्मै ॥ तंह देवमात्मबुद्धिप्रकाशं, मुमुक्षु वैं शरण महं प्रपद्ये**" એ મંત્રથી ગુરૂની પ્રાર્થના કરી જમણો ગોઠણ ભૂમિ ઉપરે રાખી ગુરૂના પગને ગ્રહણ કરી "**अधीहि भगवोंब्रह्म**" એમ કેહેવું. ગુરૂએ પોતાને બ્રહ્મરૂપ હું છું એમ ધ્યાન કરી જળે ભરેલા શંખને બાર વાર પ્રણવથી મંત્રી તે જળથી શિષ્યને અભિષેક કરી "**शन्नोमित्र०**" એ મંત્રથી શાંતિપાઠ કરી શિષ્યના મસ્તક ઉપરે હાથ રાખી પુરૂષસૂક્તનો જપ કરી શિષ્યનાં હૃદય ઉપરે હાથ રાખી "**मम व्रते हृदयं ते दधामि०**" ઇત્યાદિ મંત્રનો જપ કરી દક્ષિણ કાનમાં પ્રણવનો ઉપદેશ કરી તેનો અર્થ તથા પંચીકરણાદિક એનો બોધ કરી "**प्रज्ञानं ब्रह्म, अयमात्माब्रह्म, तत्त्वमसि, अहंब्रह्मा-**

**स्मि**" એ ઋગ્વેદાદિક ચાર મહાવાક્યમાંનું કોઇ એક જે શિષ્યની શાખા હોય તેને અનુસારે ઉપદેશ કરી તે વાક્યના અર્થનો બોધ કરવો. પછી તીર્થ આશ્રમ ઇત્યાદિ સંપ્રદાય પ્રમાણે નામ દેવું. પછી પર્યંકશૌચ (શુદ્ધતા) કરાવી યોગપટ્ટ દેવો.

---

**अथपर्यंकशौचप्रयोगः कस्मिंश्चित्पुण्यदिनेकश्चिद्गृहस्थःस्वाग्रेपीठादौयतिमुपवेश्यगुर्वनुज्ञातोयतयेपर्यंकशौचंकरिष्येइतिसंकल्प्य वामभागेप्राक्संस्थान्पंचमृद्भागान्दक्षिणभागेपितथैवपंचसंस्थाप्योभयत्रशुद्धोदकंचसंस्थाप्य वामप्रथममृद्भागेनपंचवारंमृज्जलाभ्यांयतिजानुद्वयंकराभ्यांयुगपत्क्षालयेत् चरमक्षालनेमृद्भागसमाप्तिः एवमग्रेपि ततोदक्षिणभागस्थप्रथमभागार्धेनस्ववामकरंमृज्जलाभ्यांदशवारंप्रक्षाल्यापरार्धेन तेनैवजलेनोभौकरौसप्तवारंक्षालयेत् एवमग्रेपियोज्यं संख्यायांविशेषस्तूच्यते वामद्वितीयभागेनचतुर्वारंजंघाद्वयंयुगपत्प्रक्षाल्यदक्षिणद्वितीयभागार्धेनसप्तवारंवामकरमर्धांतरेणचतुर्वारमुभौचकरौक्षालयेत् वामतृतीयेनयतिगुल्फौत्रिवारंदक्षिणभागार्धेनवामकरंषड्वारमुभौचतुर्वारंवामचतुर्थेनयतिपादपृष्ठौद्विवारंदक्षिणार्धेनस्ववामंकरंचतुर्वारंभूमौद्विवारमवशिष्टार्धेनवामपंचमेनयतिपादतलेसकृद्दक्षिणपंचमार्धेनवामस्यद्विवारमुभयोश्चापरार्धेनसकृत्क्षालनमिति॥**

## હવે પર્યંકશૌચનો પ્રયોગ કેહેછે.

કોઇ એક પુણ્ય દિવસે કોઇ એક ગૃહસ્થે પોતાની આગળે આસનાદિક ઉપરે સંન્યાસીને બેસારી "**गुर्वनुज्ञातो यतये पर्यंकशौचं करिष्ये**" એવો સંકલ્પ કરી ડાબીમેર પૂર્વભણી જાય એવા પાંચ માટીના પિંડ તથા દક્ષિણ ભાગમાં પણ તેમજ પાંચ માટીના પિંડ રાખી તથા બન્ને તરફ શુદ્ધ જળ રાખી ડાબીમેરના પ્હેલા માટીના પિંડમાંથી પાંચ વાર મૃત્તિકા તથા જળવડે યતિના બે ગોઠણ બે હાથવતી એક કાળેજ ધોવા. છેવટનાં ધોવામાં માટીના પિંડની સમાપ્તિ કરવી. એ રીતે આગળ પણ જાણવું. ત્યાર પછી દક્ષિણમેરના પ્રથમ પિંડમાંની અર્ધી માટીથી પોતાનો ડાબો હાથ માટી તથા જળવડે દશ વાર ધોઈ બીજા અર્ધ ભાગથી એજ જળવતી બન્ને હાથ સાત વાર ધોવા. એ રીતે આગળ પણ યોજના કરવી. સંખ્યામાં વિશેષ પ્રકાર તો કેહેશું. ડાબીમેરના બીજા ભાગથી ચાર વાર બે જંઘા એક કાળે ધોઇ જમણીમેરના બીજા પિંડના અર્ધ ભાગથી સાત વાર ડાબો હાથ ધોઇ બીજા અર્ધ ભાગથી બન્ને હાથ ચાર વાર ધોવા. ડાબીમેરના ત્રીજા ભાગથી યતિના ગુલ્ફ (ગિરિઆ) ત્રણ વાર ધોઇ દક્ષિણમેરના અર્ધ ભાગથી ડાબો હાથ છ વાર તથા (બાકી અર્ધથી) બન્ને હાથ ચાર વાર ધોવા. ડાબીમેરના ચોથા પિંડવડે યતિના પગની પેનિઓ બે વાર તથા દક્ષિણમેરના અર્ધ ભાગથી પોતાનો ડાબો હાથ ચાર વાર અને બાકીના અર્ધ ભાગથી બન્ને હાથ બે વાર ધોવા. ડાબીમેરના પાંચમા ભાગથી યતિનાં પગતળિઆં એક વાર તથા દક્ષિણમેરના પાંચમા અર્ધ ભાગથી ડાબા પગને બે વાર અને બાકી બચેલા અર્ધા ભાગથી બન્ને પગને એક વાર ધોવા.

---

अथयोगपट्टः कारितपर्यंकशौचोयतिःकटिशौचंकृत्वाकटिसूत्रकौपीमेधृत्वावस्त्रेणाङ्गगुंठ्य गुर्वनुज्ञयोच्चासनेउपविश्यसभ्यैःसहवेदांतेकिंचिदुपन्यसेत् गुरुर्यतिःशिष्यंयतिंशिरसिशंखेनपुरुषसूक्तेनाभिषिच्यवस्त्रगंधपुष्पधूपदीपनैवेद्यैःसंपूज्यवस्त्रमुपरिधृत्वायतिभिःसहविश्वरूपाध्यायंपश्यामिदेवानित्यारभ्यभुंक्ष्वराज्यंसमृद्धमित्यंतंपठित्वापूर्वकल्पितंनामदद्यात् ततः शिष्यंवदेत् इतःपरंत्वयासंन्यासाधिकारिणेसंन्यासोदेयोदीक्षायोगपट्टादिकंचकार्यं ज्येष्ठयतयोनमस्कार्याः ततोगुरुःकटिसूत्रंपंचमुद्रालंकृतंपूर्वदंडंचशिष्यायदत्वाशिष्यंयथासंप्रदायंनमस्कुर्यात् अन्येयतयोगृहिणश्चनमस्कुर्युः शिष्योनारायणेत्युक्तोच्चासनादुत्थाय तत्रगुरुमुपवेश्ययथाविधिनत्वान्ययतीन्नमेत् इतिगृह्याग्निमतोविधुरादेश्चविविदिषासंन्यासप्रयोगः ॥

## હવે યોગપટ્ટ કેહેછે.

જેણે પર્યંકશૌચ કીધેલું એવા યતિએ કટિની શુદ્ધતા કરી કટિસૂત્ર તથા કોપીન ધારણ કરી કેડ ઉપરે વસ્ત્ર વીંટી ગુરૂની આજ્ઞાથી ઊંચાં આસન ઉપરે બેસી સભાસદોનીસાથે વેદાંતવિષે કાંઇ એક વ્યાખ્યાન કરવું. ગુરૂ સંન્યાસિએ શિષ્ય સંન્યાસિનાં મસ્તક ઉપરે શંખવડે પુરુષસૂક્તથી અભિષેક કરી વસ્ત્ર, ગંધ, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, એ ઉપચારથી પૂજા કરી ઉપરે વસ્ત્ર ઓઢાડી યતિઓસાથે વિશ્વરૂપાધ્યાય "पश्यामि देवान्" ઇહાં થકી "भुंक्ष्वराज्यं समृद्धं" ઇહાં પર્યંત પાઠ કરી પ્રથમ કલ્પી રાખેલું નામ દેવું. પછી શિષ્યપ્રત્યે કેહેવું. આજ પછી સંન્યાસના અધિકારીને તારે સંન્યાસ તથા દીક્ષા દેવી, અને યોગપટ્ટાદિક કરવા. જ્યેષ્ઠ યતિઓને નમસ્કાર કરવા. પછી ગુરૂએ કટિસૂત્ર તથા પાંચ મુદ્રાવડે અલંકૃત એવો પ્રથમનો દંડ શિષ્યને દઇ સંપ્રદાય પ્રમાણે તેને નમસ્કાર કરવા. પછી બીજા સંન્યાસી તથા ગૃહસ્થોએ પણ નમસ્કાર કરવા. શિષ્યે "नारायण" એમ કહી ઊંચાં આસનથી ઉતરી તે (આસન) ઉપરે ગુરૂને બેસારી યથાવિધિ નમસ્કાર કરી બીજા યતિઓને નમન કરવું. એ રીતે ગૃહ્યાગ્નિમાન્ તથા વિધુરાદિકને વિવિદિષાસંન્યાસનો પ્રયોગ કહ્યો.

---

अथाग्निहोत्रिणोविशेषः तत्रश्रौताग्नयोविच्छिन्नाश्चेत्पुनराधानंपावमानेष्ट्यंतंपूर्णाहुत्यंतंवाकृत्वाप्रायश्चित्तादिसावित्रीप्रवेशांतंपूर्ववत्कुर्यात् ॥

## હવે અગ્નિહોત્રીને વિશેષ કેહેછે.

તેમાં શ્રૌતાગ્નિ વિચ્છિન્ન થયો હોય તો, પુનરાધાન પાવમાનેષ્ટિ પર્યંત કરી અથવા પૂર્ણાહુતિ પર્યંત કરી પ્રાયશ્ચિત્તાદિ સાવિત્રીપ્રવેશ પર્યંત કર્મ પ્રથમ પ્રમાણે કરવું.

---

अथब्रह्मान्वाधानं अग्नित्रयंसमिध्यसंस्कृतमाज्यंस्रुचिचतुर्वारंगृहीत्वाहवनीयेपूर्णाहु तिंओंस्वाहापरमात्मनइदमितिकुर्यात् सायंसंध्याग्निहोत्रहोमांतेउत्तरेणगार्हपत्यंद्वंद्वशःपा त्राण्यासाद्याहवनीयदक्षिणतःकौपीनदंडाद्यासादयेत् रात्रिजागरांतेप्रातर्होमादिकृत्वापौ र्णमास्यांब्रह्मान्वाधानंचेत्पौर्णमासेष्टिंकृत्वादर्शेष्टिमपिपक्षहोमापकर्षपूर्वकमपकृष्यतदैवकु र्यात् दर्शेचेद्दर्शेष्टिरेव ॥

## હવે બ્રહ્માન્વાધાન કેહેછે.

ત્રણ અગ્નિ પ્રદીપ્ત કરી સંસ્કાર કરેલું આજ્ય સ્રુચિ પાત્રમાં ચાર વાર લઇ આહવનીય અગ્નિમાં "ॐस्वाहा परमात्मन इदं०" એમ કહી પૂર્ણાહુતિ કરવી. સાયંસંધ્યા તથા અગ્નિહોત્રહોમ થયા પછી ગાર્હપત્ય અગ્નિની ઉત્તરમેર બે બે પાત્ર માંડી આહવનીય અગ્નિની દક્ષિણમેર કોપીન, દંડ ઇત્યાદિક રાખવાં. રાત્રિએ જાગરણ કીધા પછી પ્રાતઃકાળે હોમાદિક કરી પૂનમને દિવસે બ્રહ્માન્વાધાન કીધું હોય તો પૌર્ણમાસેષ્ટિ કરી દર્શેષ્ટિ પણ પક્ષહોમના અપકર્ષપૂર્વક અપકર્ષ કરી તે વેળાએજ કરવી. (બ્રહ્માન્વાધાન) દર્શને દિવસે હોય તો દર્શેષ્ટિજ કરવી.

---

अथपूर्णमास्यांदर्शेवादेशकालौस्मृत्वासंन्यासपूर्वांगभूतयाप्राजापत्येष्ट्यावैश्वानर्येष्ट्या चसमानतंत्रयायक्ष्ये इतिसंकल्प्यसमुच्चयेनेष्टिद्वयं अत्रवैश्वानरद्वादशकपालःपुरोडाशः प्राजापत्यश्चरुर्वैष्णवोनवकपालःपुरोडाशः अथवाकेवलप्राजापत्येष्टिः अत्रप्रयोगःस्वस्व सूत्रानुसारेणोह्यः बौधायनसूत्रानुसारेणकिंचिदुच्यते पवनपावनपुण्याहवाचनादिपूर्वां गांतेकेवलवैश्वानरेष्ट्याःकेवलप्राजापत्यावासंकल्पः व्रीहिमयःपुरोडाशोद्रव्यं पंचप्रयाजाः अग्निर्वैश्वानरःप्रजापतिर्वादेवता पंचदशसामिधेन्यः व्रतग्रहणांतेध्वर्युराज्यंसंस्कृत्यस्रुचि चतुर्गृहीतंगृहीत्वापृथिवीहोतेत्यादिचतुर्होतृहोमंकूष्मांडहोमसारस्वतहोमौचकृत्वानिर्वापा दिः वैश्वानरोद्वादशकपालःपुरोडाशःप्राजापत्यश्चरुः वैश्वानरायप्रतिवेदयामइतिपुरोनु वाक्यावैश्वानरःपवमानःपवित्रैरितियाज्या प्राजापत्यायांप्रधानमुपांशुधर्मकं सुभूःस्व यंभूरित्याद्यनुवाक्याः प्रजापतेनत्वदेतामितियाज्या अथस्रुवेणाष्टावुपहोमावुभयत्रवै श्वानरोनऊतयआप्रयातुपरावतः अग्निरुक्थेनवाहसास्वाहा वैश्वानरायेदमितित्यागः सर्वत्र ऋतावानंवैश्वानरमृतस्यज्योतिषस्पतिं अजस्रंघर्ममीमहेस्वाहा २ वैश्वानरस्य दंस० ३ पृष्टोदिविपृष्टोअग्निः० ४ जातोयदग्ने ५ त्वमग्नेशोचिषा ६ अस्माक मग्ने० ७ वैश्वानरस्यसुमतौ० ८ अथैनमुपतिष्ठेतसहस्रशीर्षेतिसूक्तेन ततःस्विष्टकृदा दिशेषंसमापयेत् सर्वेविरुद्राः विश्वंभूतमितिद्वाभ्यामभ्युत्सर्गः आयुर्दाअग्नेइतिमंत्रेणद र्भस्तंबस्थयजमानभागात्किंचिदादायसहस्रशीर्षेत्यनुवाकेनप्राश्य ओमितिब्रह्म ओमितीदं सर्वमित्यनुवाकेनहुतशेषमाहवनीयेप्रक्षिपेत् एवंवैश्वानर्याद्यन्यतरामिष्टिंकृत्वौपासनाग्नौ सर्वाधानेदक्षिणाग्नौप्राणादिहोमादिविरजाहोमांतंकार्यंअन्यत्प्राग्वत् आहवनीयेअरणीमु सलोलूखलातिरिक्तदारुपात्राणांदाहः ततआत्मन्याहवनीयाग्निसमारोपःपूर्ववत् अरणी द्वयंगार्हपत्येप्रक्षिप्यतत्समारोपंकृत्वादक्षिणाग्नौमुसलोलूखलेहुत्वादक्षिणाग्नेरपिसमारोपः

**ततऔपासनाग्नेःसमारोपः इतिक्रमः अत्रविशेषोन्यत्रज्ञातव्यः इतिसमिश्रकप्रयोगः कात कंप्रतिब्रह्मान्वाधानविरजाहोमादिरहितोवाप्रयोगोऽप्यभाशत् ॥**

હવે પૂનમને દિવસે અથવા દર્શને દિવસે દેશ, કાળનું સ્મરણ કરી "**संन्यासपूर्वांगभूतया प्राजापत्येष्ट्या वैश्वानर्येष्ट्या च समानतंत्रया यक्ष्ये,**" એવો સંકલ્પ કરી એક સાથે બન્ને ઇષ્ટિ કરવી. એ ઠેકાણે વૈશ્વાનરને ઉદ્દેશી દ્વાદશકપાળ પુરોડાશ કરવો. પ્રાજાપત્ય ચરૂ, વિષ્ણુ દેવતાવાળો નવકપાળ પુરોડાશ કરવો. અથવા કેવળ પ્રાજાપત્યેષ્ટિ કરવી. એમાં પ્રયોગ પોતપોતાનાં સૂત્રને અનુસારે જાણવો. **બૌધાયનસૂત્રને અનુસારે કાંઈ એક** કહુંછું— પવન, પાવન અને પુન્યાહવાચન ઇત્યાદિ પૂર્વાંગ થયા પછી કેવળ વૈશ્વાનરેષ્ટિનો અથવા કેવળ પ્રાજાપત્યેષ્ટિનો સંકલ્પ કરવો. વ્રીહિમય પુરોડાશ એ દ્રવ્ય, પાંચ પ્રયાજ, વૈશ્વાનર અગ્નિ અથવા પ્રજાપતિ દેવતા, પંદર સામિધેની. વ્રત લીધા પછી તો અધ્વર્યુએ આજ્યનો સંસ્કાર કરી સ્રુચિ પાત્રમાં ચાર વાર ઘૃત લઇ "**पृथिवी होता०**" ઇત્યાદિ ચતુર્હોત્ર હોમ, કૂષ્માંડ હોમ અને સારસ્વત હોમ કરી નિર્વાપાદિક કરવો. વૈશ્વાનર દ્વાદશકપાળ પુરોડાશ, પ્રાજાપત્ય ચરૂ, "**वैश्वानरायप्रतिवेदयाम**" એ પુરોનુવાક્યા, "**वैश्वानरः पावमानः पवित्रैः**" એ યાજ્યા. પ્રાજાપત્ય ઇષ્ટિમાં પ્રધાન કર્મનો ઉચ્ચાર ધીરે કરવો. "**मुभूःस्वयंभूः**" ઇત્યાદિક અનુવાક્યા જાણવી. "**प्रजापते नत्वदेतां**" એ યાજ્યા. પછી સ્રુવ પાત્રવડે આઠ ઉપહોમ બન્ને ઠેકાણે કરવા. **તેના મંત્ર**— "**वैश्वानरोनऊतय आप्रयातु परावतः॥ अग्निरुक्थेनवाहसास्वाहा वैश्वानरायेदं०**" એ રીતે સઘળે ઠેકાણે ત્યાગ કરવો. "**ऋतावानंवैश्वानरमृतस्य ज्योतिषस्पतिं ॥ अजस्रं घर्ममीमहेस्वाहा २, वैश्वानरस्यदस० ३, पृष्टोदिविपृष्टोअग्निः० ४, जातोयदग्ने० ५, त्वमग्नेशोचिषा० ६, अस्माकमग्ने० ७, वैश्वानरस्यसुमतौ० ८**" પછી "**सहस्रशीर्षा०**" એ સૂક્તવતી દેવતાની પ્રાર્થના કરવી. પછી સ્વિષ્ટકૃત્ આદિ હોમનાં શેષની સમાપ્તિ કરવી. પછી "**सर्वोवैरुद्रः० विश्वंभूतं०**" એ બે મંત્રવડે અગ્નિનો ઉત્સર્ગ કરવો. "**आयुर्दा अग्ने०**" એ મંત્રવડે, દર્ભના થુંબડા ઉપરે રાખેલા યજમાનના ભાગમાંથી કાંઇ એક લઇ "**सहस्रशीर्षा०**" એ અનુવાકવડે પ્રાશન કરી "**ओमिति ब्रह्म, ॐमितीदंसर्वं**" એ અનુવાકવડે, હોમ કરતાં શેષ રહેલું દ્રવ્ય આહવનીય અગ્નિમાં નાખવું. એ રીતે વૈશ્વાનર ઇત્યાદિ બે ઇષ્ટિમાંથી એક ઇષ્ટિ કરી ઔપાસન અગ્નિવિષે, અને સર્વાધાન પક્ષ હોય તો દક્ષિણાગ્નિવિષે પ્રાણાદિ હોમથકી વિરજાહોમ પર્યંત કર્મ કરવું. બાકી પ્રથમ પ્રમાણે જાણવું. અરણી, મુસલ, ઉલૂખલ ( ખારણી )વિના બીજાં કાષ્ઠનાં પાત્રનો આહવનીય અગ્નિમાં દાહ કરવો. પછી પોતામાં આહવનીય અગ્નિનો સમારોપ પ્રથમ પ્રમાણે કરવો. બન્ને અરણી ગાર્હપત્ય અગ્નિમાં નાખી તે ગાર્હપત્યનો સમારોપ કરી દક્ષિણાગ્નિમાં મુસલ ઉલૂખલનો હોમ કરી દક્ષિણાગ્નિનો પણ સમારોપ કરવો. પછી ઔપાસનાગ્નિનો **સમારોપ** એવો **ક્રમ** જાણવો. એવિષે વિશેષ પ્રકાર બીજા ગ્રંથમાં જોવો. એ રીતે

સાગ્નિકનો પ્રયોગ કહ્યો. અથવા સ્નાતકવિષે બ્રહ્માન્વાધાન તથા વિરજાહોમ ઇત્યાદિકે રહિત પ્રયોગ જાણવો; કારણ, એને અગ્નિ નથી.

**अथातुरसंन्यासः** आतुरसंन्यासेसंकल्पप्रेषोच्चाराभयदानेतित्रयंप्रधानमवश्यकंकार्यंअष्टश्राद्धादिदंडग्रहणांतमंगभूतंयथासंभवंकार्यं ॥

## હવે આતુરસંન્યાસ કેહેછે.

આતુરસંન્યાસવિષે સંકલ્પ, પ્રેષોચ્ચાર, અને અભયદાન એ ત્રણ પ્રધાન કર્મ અવશ્ય કરવાં, તથા અષ્ટશ્રાદ્ધથકી દંડગ્રહણ પર્યંત અંગભૂત કર્મ સંભવ પ્રમાણે કરવું.

**तत्प्रयोगः** मंत्रस्नानंकृत्वाशुद्धवस्त्रंधृत्वाज्ञानप्राप्तिद्वारामोक्षसिद्ध्यर्थमातुरविधिनासंन्यासमहंकरिष्ये पंचकेशानवशेष्यवपनंकृत्वास्नात्वासंध्याद्यौपासनहोमांतंयथासंभवंसंपाद्यात्मनिसमारोपंकुर्यात् अग्निहोत्रीतुप्राजापत्यादिस्थानेपूर्णाहुतिंकृत्वाश्रौताग्निमात्मनिसमारोपयेत् उच्छिन्नाग्नीनांपुनराधानसंभवेसमारोपोन्यथातुनसमारोपः विधुरादीनामग्न्यभावादेवसमारोपोनावश्यकः ततस्तोयमादायाप्सुजुहोति एषहवाअग्नेर्योनिर्यःप्राणः प्राणंगच्छस्वाहा १ आपोवैसर्वादेवताःसर्वाभ्योदेवताभ्योजुहोमिस्वाहा २ भूःस्वाहेतिजलेजलैर्हुत्वाहुतशेषंजलमाशुःशिशानइत्यनुवाकेनाभिमंत्र्य पुत्रेषणावित्तेषणालोकेषणामयात्यक्ताःस्वाहेतिकिंचित्पिबेत् अभयंसर्वभूतेभ्योमत्तःस्वाहेतिद्वितीयंपिबेत् संन्यस्तंमयेतिनिःशेषंतृतीयं ततःपूर्ववत्सावित्रीप्रवेशः ततःप्राङ्मुखऊर्ध्वबाहुःप्रेषोच्चारंपूर्ववत्कुर्यात् अभयंसर्वभूतेभ्योमत्तःस्वाहेतिप्राच्यांजलंक्षिपेत् शिखामुत्पाट्ययज्ञोपवीतंछित्वाभूःस्वाहेत्यप्सुहुत्वापुत्रगृहेनतिष्ठेत् अत्यंतमातुरश्चेत्प्रेषमात्रंवावदेत् जीवतिचेत्स्वस्थःसन्महावाक्योपदेशदंडग्रहणादिसर्वंकुर्यात् एवमातुरविधिनासंन्यासेमृतस्ययतिवत्संस्कारः

**તેનો પ્રયોગ**—મંત્રસ્નાન કરી શુદ્ધ વસ્ત્ર ધારણ કરી "**ज्ञानप्राप्तिद्वारा मोक्षसिद्ध्यर्थमातुरविधिना संन्यासमहं करिष्ये.**" પાંચ કેશ શેષ રાખી બાકી વપન કરાવી સ્નાન, સંધ્યાદિ ઔપાસન હોમ પર્યંત કર્મ સંભવ પ્રમાણે કરી પોતામાં સમારોપ કરવો. અગ્નિહોત્રીએ તો પ્રાજાપત્યાદિને ઠેકાણે પૂર્ણાહુતિ કરી પોતામાં શ્રૌતાગ્નિનો સમારોપ કરવો. ઉચ્છિન્ન થયલા અગ્નિનો પુનરાધાનનો સંભવ છતાં સમારોપ કરવો, તેમ ન હોય તો સમારોપ કરવો નહી. વિધુર ઇત્યાદિકને અગ્નિ ન હોવાથીજ સમારોપ અવશ્ય નથી. ફરી જળ લઇ જળમાં હોમવું. **તેના મંત્ર**—"**एष हवा अग्नेर्योनिर्यः प्राणः प्राणं गच्छ स्वाहा १ आपो वै सर्वा देवताः सर्वाभ्यो जुहोमि स्वाहा २ भूःस्वाहा**" એ રીતે જળમાં જળવડે હોમ કરી હોમ કરતાં શેષ જળ "**आशुः शिशान०**" એ અનુવાકવડે મંત્રી "**पुत्रेषणावित्तेषणालोकेषणा मया त्यक्ताः स्वाहा**" એ મંત્રવડે થોડું જળ પીવું. "**अभयं सर्वभूतेभ्यो मत्तः स्वाहा**" એ મંત્રવડે બીજી વાર પીવું. "**संन्यस्तं मया**" એ મંત્રવડે ત્રીજી વાર સઘળું પીવું. પછી પ્રથમ પ્રમાણે સાવિત્રીપ્રવેશ કરવો. પછી પૂર્વસામે બેસી ઉંચા હાથ રાખી પ્રથમ

પ્રમાણે પ્રેષોચ્ચાર કરવો. "अभयं सर्वभूतेभ्यो मत्तः स्वाहा" એ મંત્રવડે પૂર્વદિશામાં જળ નાખવું. શિખા ઉખેડી, જનોઇ તોડી "भूः स्वाहा" એ મંત્રવડે જળમાં આહુતિ દઇ, પુત્રને ઘરે રેહેવું નહી. અથવા અત્યંત આતુર હોય તો પ્રૈષમાત્રનો ઉચ્ચાર કરાવવો. સ્વસ્થ થઈ જીવતો રહે તો મહાવાક્યનો ઉપદેશ, દંડગ્રહણાદિ સઘળો વિધિ કરાવવો. એ રીતે આતુરવિધિવડે સંન્યાસ લઇ મરેલાના સંસ્કાર યતિ પ્રમાણે કરવા.

---

अथमृतयतिसंस्कारः पुत्रःशिष्योवास्नात्वावपनंकृच्छ्रत्रयंचाधिकारार्थंकुर्यात् पुत्रातिरिक्तस्यवपनंकृताकृतं देशकालौस्मृत्वाब्रह्मीभूतस्ययतेःशौनकोक्तविधिनासंस्कारंकरिष्ये नवंकलशंतीर्थेनापूर्य गंगेचयमुने० नारायणःपरंब्रह्म० यच्चकिंचिज्जगत्सर्वं० इतिमंत्रैरभिमंत्र्यरुद्रसूक्तविष्णुसूक्तापोहिष्ठादिभिर्यतेःस्नानंविधायचंदनादिभिःकलेवरंसंपूज्यमाल्यादिभिरलंकृत्यवाद्यघोषादिभिःशुद्धदेशंनयेत् जलेस्थलेवासमाहितंकुर्यात् स्थलपक्षे गर्तंव्याहृतिप्रोक्षितभुविदंडप्रमाणंकृत्वा मध्येसूक्ष्मगर्तंसार्धहस्तंकृत्वा सप्तव्याहृतिभिः पंचगव्येनत्रिःप्रोक्ष्यजलपक्षेनद्यांपंचगव्यंप्रक्षिप्यकुशानास्तीर्यसावित्र्यादेहंप्रोक्ष्यशंखोदकेनपुरुषसूक्तेनाष्टोत्तरशतावृत्तप्रणवैश्चसंस्नाप्याष्टाक्षरेणषोडशोपचारैःसंपूज्यतुलसीमालादैरलंकृत्यविष्णोहव्यंरक्षस्वेतिदेहंगर्तेनद्यांवाक्षिपेत् इदंविष्णुरितिदंडंत्रेधाभग्नंदक्षिणहस्तेस्थापयेत् हंसःशुचिषदितिपरेणनाकंनिहितंगुहायांविभ्राजदेतद्यतयोविशंति वेदांतविज्ञानसुनिश्चितार्थाःसंन्यासयोगाद्यतयःशुद्धसत्वाः इतिहृदयेजपेत् पुरुषसूक्तंभ्रुवोर्मध्येजपेत् ब्रह्मजज्ञानमितिमूर्धनि मूर्धानंभूर्भुवःस्वश्चेत्युक्त्वाशंखेनभेदयेत् अथवा भूमिर्भूमिमगान्मातामातरमप्यगात् भूयास्मपुत्रैःपशुभिर्योनोद्वेष्टिसभिद्यतामितिमंत्रेणपरश्वादिनाभेदयेत् शिरोभेत्तुमशक्तःशिरस्थापितंगुडपिंडादिकंभिद्यात् गर्तंपुरुषसूक्तेनलवणेनप्रपूरयेत् सृगालश्वादिरक्षार्थंसिकतादिभिःप्रपूरयेत् नद्यादौशिरोभेदनोत्तरंदर्भैराच्छाद्यव्याहृतिभिरभिमंत्र्यपाषाणंबध्वा ॐस्वाहेतिह्रदेन्यसेत् ततोग्निनाग्निःस०त्वंह्यग्नेअग्निना० तंमर्जयंतसुक्रतुं० यज्ञेनयज्ञं० इत्यृक्चतुष्टयेनचित्तिःस्रुगित्यादिभिर्दशहोत्रादिसंज्ञकयजुर्मंत्रैश्चाभिमंत्रयेत् अतोदेवाइतिजपित्वापापैर्मुक्ताअश्वमेधादिफलभागिनोवयमितिभावयंतोवभृथबुद्ध्यासर्वेनुगामिनःस्नात्वागंधादिधृत्वासोत्सवागृहंगच्छेयुः अत्रपरमहंसस्यस्थलेसमाधिर्मुख्यः जलेमध्यमः कुटीचकंतुप्रदहेत्पूरयेच्चबहूदकं हंसोजलेतुनिक्षेप्यःपरमहंसंप्रपूरयेदितिवचनात् अत्रपरमहंसंप्रकीरयेदितिक्वचित्पाठः एकोद्दिष्टंजलंपिंडमाशौचंप्रेतसात्क्रियां नकुर्याद्वार्षिकादन्यद्ब्रह्मीभूतायभिक्षवे कुटीचकातिरेकेणनदहेद्यतिनंक्वचित् ॥

## હવે મરેલા યતિના સંસ્કાર કેહેછે.

પુત્ર અથવા શિષ્યે સ્નાન કરી વપન તથા અધિકારમાટે ત્રણ કૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરવું. પુત્ર વિના બીજાઓને વપન કૃતાકૃત છે. દેશ કાળનું સ્મરણ કરી "**ब्रह्मीभूतस्य यतेः शौनकोक्तविधिनासंस्कारं करिष्ये**" નવીન કલશ તીર્થવડે પૂર્ણ કરી

"गंगेचयमुने०,नारायण: परंब्रह्म०, यच्चकिंचिज्जगत्सर्वं०," એ મંત્રવડે મંત્રી રૂદ્રસૂક્ત, વિષ્ણુસૂક્ત તથા "आपोहिष्ठा०" ઇત્યાદિ ઋચાવડે યતિને સ્નાન કરાવી ચંદનાદિ પદાર્થોવડે કલેવરની પૂજા કરી માળા ઇત્યાદિકવડે અલંકૃત કરીવાજીત્રના ઘોષાદિકવડે શુદ્ધ દેશપ્રત્યે લઈ જવું, પછી જળમાં અથવા સ્થળમાં સ્થાપિત કરવું.સ્થલપક્ષમાં ખાડો કરવો તે વ્યાહૃતિ મંત્રવડેપૃથિવીનું પ્રોક્ષણ કરી ત્યહાં એક દંડ પ્રમાણનો ખાડો કરી તે ખાડાના મધ્યમાં ન્હાનો દોઢ હાથનો ખાડો કરી સાત વ્યાહૃતિ મંત્રવડે પંચગવ્યે કરી ત્રણ વાર પ્રોક્ષણ કરી,જળપક્ષમાં નદીમાં પંચગવ્ય નાખી દર્ભ પાથરી સાવિત્રી મંત્રવડે દેહ પ્રોક્ષણ કરી શંખોદકવડે "पुरुषसूक्त" તથા અષ્ટોત્તરશત "प्रणव" મંત્રવડે સ્નાન કરાવી અષ્ટાક્ષર મંત્રવડે ષોડશોપચારથી પૂજા કરી તુળસીમાળા ઈત્યાદિકવડે અલંકૃત કરી "विष्णो हव्यं रक्षस्व" એ મંત્રવડે દેહને ખાડામાં અથવા નદીમાં પધરાવવું. "इदं विष्णु०" એ મંત્રવડે ત્રણ ઠેકાણે ભાંગેલો દંડ જમણા હાથ ઉપરે રાખવો. "हंसः शुचिषत्०" તથા "परेणनाकं निहितं गुहायां विभ्राजदेतद्यतयो विशंति ॥ वेदांतविज्ञानसुनिश्चितार्थाः संन्यासयोगाद्यतयः शुद्धसत्वाः" એ મંત્ર હૃદયવિષે જપવા. ભ્રુકુટીના મધ્યભાગમાં પુરૂષસૂક્ત જપવું. "ब्रह्मजज्ञानं०" એ મંત્રનો જપ મસ્તક ઉપરે કરવો. "भूर्भुवः स्वःस्वाहा" એ મંત્ર ભણી શંખવડે મસ્તક ફોડવું. અથવા "भूमिर्भूमिमगान्मातामातरमप्यगात् ॥ भूयास्म पुत्रैः पशुभिर्योनो द्वेष्टि सभिद्यतां" એ મંત્રવડે કોવાડો ઇત્યાદિકવતિ મસ્તક ફોડવું. મસ્તક ફોડવામાં અસમર્થ હોય તો માથાં ઉપરે રાખેલી ગોળની ઢેફ ઇત્યાદિકને ફોડવું. "પુરૂષસૂક્ત ભણી મીઠાંવતી ખાડો પૂરવો." શિયાળ, કુતરાં ઇત્યાદિકથકી રક્ષા થવામાટે રેતિ ઇત્યાદિકવતી ખાડો ભરવો. નદી ઇત્યાદિકમાં દેહ નાખવું હોય તો, મસ્તકનો ભેદ કીધા પછી દર્ભ પાથરી વ્યાહૃતિ મંત્રવડે મંત્રી પથરો બાંધી "ॐस्वाहा" એ મંત્રવડે ન્હદ (ધ્રો) માં પધરાવવું. પછી "अग्निनाग्निः स० त्वंह्यग्ने अग्निना० तं मर्जयंतसुक्रतुं० यज्ञेनयज्ञं० એ ચાર ઋચાવડે, તથા "चित्तिः स्रुक्०" ઇત્યાદિ દશહોત્ર નામના યજુર્વેદના મંત્રવડે પણ અભિમંત્રણ કરવું. "अतोदेवा०" એ મંત્રનો જપ કરી 'હમો પાપથકી મુક્ત થયા અને અશ્વમેધાદિક ફળને પામ્યા' એવી ભાવના કરતા છતાં સઘળા પાછળ જનારાઓએ યજ્ઞાંતસ્નાનની બુદ્ધિથી સ્નાન કરી ગંધાદિક ધારણ કરી ઉત્સવયુક્ત થઈ ઘેરે જવું. આ ઠેકાણે પરમહંસનો સમાધિ સ્થળમાં મુખ્ય છે; જળમાં મધ્યમ; કારણ, "કુટીચકનો દાહ કરવો; બહૂદકને પૂરવો; હંસને જળમાં પધરાવવો; અને પરમહંસનું સ્થળમાં પૂરણ કરવું;" એવાં વચન છે. આ વચનમાં 'प्रपूरयेत्' એ ઠેકાણે 'प्रकीरयेत्' એવો કોઈ ઠેકાણે પાઠ છે. "બ્રહ્મરૂપ સંન્યાસીમાટે વાર્ષિકશ્રાદ્ધ વિના બીજું એકોદિષ્ટ, જળ, પિંડ, આશૌચ અને પ્રેતક્રિયા કરવી નહી. કુટીચક વિના બીજા યતીને ક્યારે પણ બાળવો નહી."

---

ततःकर्ताज्ञात्वाचम्यासिद्धिंगतस्यब्रह्मीभूतभिक्षोस्तृप्त्यर्थंतर्पणंकरिष्येइतिसंकल्प्यसव्येन

देवतीर्थेनैवात्मानमंतरात्मानंपरमात्मानमितिचतुश्चतुस्तर्पयित्वाशुक्लपक्षेमृतस्यकेशवादिद्वादशनामभिःकृष्णपक्षेमृतस्यसंकर्षणादिद्वादशनामभिःकेशवंतर्पयामीत्येवंद्वितीयांतैःकुर्यात् इदंक्षीरेणेतिकेचित् ततःसिद्धिंगतस्यभिक्षोस्तृप्त्यर्थंनारायणपूजनंबलिदानंघृतदीपदानंचकरिष्येइतिसंकल्प्यदेवयजनोपरितीरेवामृन्मयलिंगंकृत्वापुरुषसूक्तेनाष्टाक्षरेणचषोडशोपचारपूजांकृत्वाघृतमिश्रपायसबलिंदत्वाघृतदीपंचसमर्प्यपायसबलिंजलेक्षिपेत् ततःॐनमो ब्रह्मणेनमइतिशंखेनाष्टार्घ्यान्दत्वागृहंव्रजेदितिप्रथमदिनकृत्यं एवंदशदिनांतंप्रत्यहंतर्पणलिंगपूजनपायसबलिदीपदानानिकुर्यात् ॥

ત્યાર પછી કર્ત્તાએ સ્નાન કરી આચમન કરી " सिद्धिं गतस्य ब्रह्मीभूतभिक्षोस्तृप्त्यर्थं तर्पणं करिष्ये " એવો સંકલ્પ કરી સવ્યેજ દેવતીર્થવડે " आत्मानमंतरात्मानं परमात्मानं " એવું વાક્ય કહી ચાર ચાર વાર તર્પણ કરી, શુક્લ પક્ષમાં મૃત થયલાને કેશવાદિ બાર નામવડે તથા કૃષ્ણ પક્ષમાં મૃત થયલાને સંકર્ષણાદિ બાર નામવડે " केशवांत० " એવાં દ્વિતીયાવિભક્ત્યંત નામવડે તર્પણ કરવું. એ તર્પણ દૂધથી કરવું એમ કોઈ ગ્રંથકાર કહેછે. પછી " सिद्धिं गतस्य भिक्षोस्तृप्त्यर्थं नारायणपूजनं बलिदानं घृतदीपदानं च करिष्ये " એવો સંકલ્પ કરી દેવયજ્ઞભૂમિ ઉપરે અથવા તીર ઉપરે માટીનું લિંગ કરી પુરૂષસૂક્ત તથા અષ્ટાક્ષર મંત્રવડે ષોડશોપચાર પૂજા કરી ધૃતસહિત પાયસનું બળિ દઇ ધૃતનો દીપક સમર્પણ કરી પાયસનું બળિ જળમાં નાખવું. પછી "ॐनमोब्रह्मणे नमः" એ મંત્રવડે શંખથી આઠ અર્ધ્ય દઇ ઘરે જવું, એ પ્રથમ દિવસનું કૃત્ય કહ્યું. એ રીતે દશ દિવસ પર્યંત નિત્ય તર્પણ, લિંગપૂજન, પાયસબળિ અને દીપદાન કરવાં.

अथैएकादशेहनिपार्वणश्राद्धं तत्रमध्यान्हेनद्यादौश्राद्धांगतिलतर्पणंकृत्वादेशकालौस्मृत्वाप्राचीनावीतीअमुकगोत्रस्यामुकशर्मणोब्रह्मीभूतस्यास्मत्पितुःकरिष्यमाणदर्शादिसर्वश्राद्धाधिकारार्थमाद्यपार्वणश्राद्धंकरिष्येइतिपुत्रादिःसंकल्पयेत् शिष्यस्तुब्रह्मीभूतगुरोःप्रत्यब्दादिश्राद्धाधिकारार्थंतत्पितृसंबंधिनामगोत्रोद्देश्यतासिद्ध्यर्थंचपार्वणश्राद्धमितिसंकल्पयेत् अन्यत्समानं पुरूरवार्द्रवसंज्ञकाविश्वेदेवाः पितृपितामहप्रपितामहानांनामगोत्रादिसहितानामुच्चारः सर्वत्रपितुर्ब्रह्मीभूतइतिविशेषणमात्रमधिकं शेषंप्रत्यब्दश्राद्धवत् केचिच्छिष्यःकर्ताचेदात्मांतरात्मपरमात्मनउद्दिश्यसाधुरुरुसंज्ञकदेवयुतंसव्येनदेवधर्मकंनांदीश्राद्धवदेकादशाहेपार्वणश्राद्धंकुर्यादित्याहुः अत्रसर्वत्रविस्तरस्तोरोकृतसंन्यासपद्धतौ द्रष्टव्यः ॥

હવે અગ્યારમે દિવસે પાર્વણશ્રાદ્ધ કરવું— તે દિવસે મધ્યાન્હ કાળે નદી ઇત્યાદિકમાં શ્રાદ્ધનું અંગરૂપ તિલતર્પણ કરી દેશકાળનું સ્મરણ કરી અપસવ્ય કરી "अमुकगोत्रस्यामुकशर्मणो ब्रह्मीभूतस्यास्मत्पितुःकरिष्यमाणदर्शादिसर्वश्राद्धाधिकारार्थ माद्यपार्वणश्राद्धं करिष्ये " એવો સંકલ્પ પુત્રાદિકોએ કરવો. શ્રાદ્ધકર્ત્તા શિષ્ય હોય તો તેણે " ब्रह्मीभूतगुरोः प्रत्यब्दादि श्राद्धाधिकारार्थं तत्पितृसंबंधिनामगोत्रोद्देश्यतासिध्यर्थं च पार्वणश्राद्धं० " એવો સંકલ્પ કરવો. બાકી સઘળું સરખુંજ. પુરૂરવાર્દ્રવ

નામના વિશ્વેદેવા લેવા. નામ, ગોત્રાદિસહિત પિતા, પિતામહ, પ્રપિતામહનો ઉચ્ચાર કરવો. સઘળે ઠેકાણે પિતાને "ब्रह्मीभूत" એવું વિશેષણ માત્ર અધિક કેહેવું, બાકીનું કર્મ પ્રતિસાંવત્સરિક શ્રાદ્ધ પ્રમાણે જાણવું. કોઇ ગ્રંથકાર, શિષ્ય કર્ત્તા હોય તો, આત્મા, અંતરાત્મા અને પરમાત્માને ઉદ્દેશેકરી સાધુરૂરૂ નામના દેવે યુક્ત એવું સંન્યે કરી દેવધર્મે યુક્ત નાંદીશ્રાદ્ધ પ્રમાણે, અગ્યારમે દિવસે પાર્વણશ્રાદ્ધ કરવું, એમ કેહેછે. એ શ્રાદ્ધમાં સઘળે ઠેકાણે વિસ્તાર તોરેકૃત સંન્યાસપદ્ધતિ ગ્રંથમાં જોવો.

अथद्वादशाहेनारायणबलिः देशादिस्मृत्वासिद्धिंगतस्याभिक्षोःसंभावितसर्वपापक्षयपूर्वकं विष्णुलोकावाप्तिद्वाराश्रीनारायणप्रीत्यर्थंनारायणबलिंकरिष्येइतिसंकल्प्यत्रयोदशयतीन्विप्रान्वानिमंत्र्यशुक्लपक्षेकेशवरूपिगुर्वर्थेत्वयाक्षणःकर्तव्यइत्येवंदामोदरांतकेशवादिद्वादशनामभिःक्षणोदेयःकृष्णेतुसंकर्षणादिद्वादशनामभिःत्रयोदशंविप्रंविष्ण्वर्थेत्वयाक्षणःकर्तव्यइति निमंत्र्यपादान्प्रक्षाल्यप्राङ्मुखानुपवेशयेत् विप्राग्रेस्थंडिलेग्निप्रतिष्ठापनादि अन्वाधानेचक्षुष्याज्येनेत्यंतेग्निंवायुंसूर्यंप्रजापतिंचव्यस्तसमस्तव्याहृतिभिरेकैकपायसाहुत्याविष्णुमतोदेवाइतिषड्भिःप्रत्यृचमेकैकपायसाहुत्यानारायणंपुरुषसूक्तेनप्रत्यृचमेकैकपायसाहुत्याशुक्लेकेशवादिद्वादशदेवताःकृष्णेसंकर्षणादिद्वादशदेवताःएकैकपायसाहुत्याशेषेणेत्यादिद्विपंचाशदधिकशतमुष्टीन्निरूप्यबलिपर्याप्ततंडुलानोप्याष्टत्रिंशदाहुतिपर्याप्तंपुरुषाहारमितविष्णुनैवेद्यपर्याप्तंचक्षीरेश्रपयित्वाज्यभागांतेग्निपूर्वतःशालग्रामेविष्णुंपुरुषसूक्तेनाष्टाक्षरेणचषोडशोपचारैःसंपूज्यस्रुचोहस्तनवान्वाधानानुसारेणहोमत्यागौविदध्यात् एवंशुक्लकृष्णभेदेनकेशवादिद्वादशांताःसंकर्षणाद्यंतावाष्टत्रिंशदाहुतीर्हुत्वास्विष्टकृदादिशेषंसमाप्यपुनःशालग्रामंसंपूज्यविष्णुगायत्र्याविष्णवेर्घ्यंदत्वाहुतशेषपायसेनविष्णवेबलिंदत्वानिमंत्रितत्रयोदशविप्रान्केशवादिक्रमेणकेशवरूपिगुरवेनमइदमासनमित्यादिनासनगंधपुष्पधूपदीपाच्छादनानिदत्वात्रयोदशेविप्रेपुरुषसूक्तेनप्रत्यृचांतेविष्णवेनमइत्येवमादिनाविष्णुंदीपांतोपचारैःपूजयेत् चतुरस्रमंडलेषुत्रयोदशभोजनपात्राण्यासाद्योपस्तीर्यान्नंपरिषिच्यपृथिवीतेपात्रमित्यादिनाकेशवादिद्वादशोद्देशेनविष्णूद्देशेनचान्नंत्यक्त्वाअतोदेवा० ॐतद्ब्रह्म ॐतद्वायुर्ब्रह्मार्पणमित्याद्यापोशनादिप्राणाहुत्यंतेनारायणाद्युपनिषद्भागान्पठेत् तृप्तिप्रश्नांतेआचांतेषुप्रागग्रान्दर्भानास्तीर्याष्टाक्षरेणाक्षतोदकंदत्वाकेशवरूपिणेगुरवेऽयंपिंडःस्वाहानममइत्येवंद्वादशपिंडान्दद्यात् कृष्णेतुसंकर्षणादिनामभिरितिसर्वत्रपिंडेषुविष्णुंसंपूज्यपुरुषसूक्तेनस्तुत्वाविसर्जयेत् विप्रेभ्यस्तांबूलदक्षिणादिदत्वात्रयोदशायविप्रायनाभ्याआसीदित्यादृक्त्रयेणफलतांबूलदक्षिणांदत्वानमस्कृत्यतांशालग्राममूर्तिमाचार्यायदद्यात् इतिनारायणबलिविधिः

હવે બારમે દિવસે નારાયણબળિ કેહેછે—દેશ, કાળનું સ્મરણ કરી "सिद्धिंगतस्य भिक्षोः संभावितसर्वपापक्षयपूर्वकं विष्णुलोकावाप्तिद्वारा श्रीनारायणप्रीत्यर्थं नारायणबलिं करिष्ये०" એવો સંકલ્પ કરી તેર સંન્યાસી અથવા બ્રાહ્મણને નિમંત્રણ કરી શુક્લ પક્ષમાં "केशवरूपिगुर्वर्थे त्वया क्षणः कर्तव्यः" એ પ્રમાણે દામોદર નામ પર્યંત કેશવાદિ બાર નામવડે ક્ષણ દેવો, કૃષ્ણ પક્ષમાં તો સંકર્ષણાદિ બાર નામવડે ક્ષણ દેવો, તેરમા બ્રાહ્મણને "विष्ण्वर्थे त्वया क्षणः कर्त्तव्यः" એવું નિમંત્રણ

કરી પાદપ્રક્ષાલન કરી બ્રાહ્મણને પૂર્વાભિમુખ બેસારવો. બ્રાહ્મણની આગળે સ્થંડિલ ઉપરે અગ્નિસ્થાપન ઇત્યાદિ કરવું. અન્વાધાનમાં "**चक्षुषी आज्येनेत्यंतेऽग्निं वायुं सूर्यं प्रजापतिं च व्यस्तसमस्तव्याहृतिभिरेकैकपायसाहुत्या विष्णुमतोदेवा इतिषड्भिः प्रत्यृचमेकैकपायसाहुत्या नारायणं पुरुषसूक्तेन प्रत्यृचमेकैकपायसाहुत्या शुक्लेकेशवादिद्वादशदेवताः कृष्णे संकर्षणादिद्वादशदेवताः एकैकपायसाहुत्याशेषेणेत्यादि०**," એ રીતે અન્વાધાન કરી એક સો બાવન મૂઠિ ચોખાનો નિર્વાપ કરી બળી પૂર્ણ થાય એટલા ચોખા લઇ અડત્રીશ આહુતિ થાય એટલો તથા પુરૂષાહાર જેટલું વિષ્ણુનું નૈવેદ્ય પૂર્ણ થાય એટલો ચરૂ દૂધમાં રાંધી આજ્યભાગ પર્યંત કર્મ થયા પછી અગ્નિની પૂર્વતરફ શાળગ્રામ ઉપરે પુરૂષસૂક્તવડે તથા અષ્ટાક્ષરમંત્રવડે ષોડશોપચાર પૂજા કરી સ્રુચવડે અથવા હાથવડે અન્વાધાનમાં કહ્યા પ્રમાણે હોમ તથા ત્યાગ કરવો. એ પ્રમાણે શુક્લ કૃષ્ણ ભેદેકરી કેશવાદિ બાર અથવા સંકર્ષણાદિ બાર એવી અડત્રીશ આહુતિ હોમ કરી સ્વિષ્ટકૃદાદિ હોમશેષ સમાપ્ત કરી ફરી શાળગ્રામની પૂજા કરી વિષ્ણુગાયત્રીવડે વિષ્ણુને અર્ઘ્ય દઈ હોમ કરી શેષ રહેલા પાયસવડે વિષ્ણુને બળિ દેવું. નિમંત્રણ કરેલા તેર બ્રાહ્મણોને કેશવાદિ ક્રમેકરી "**केशवरूपिणे गुरवे नम इदमासनं**" ઇત્યાદિ વાક્યેકરી આસન, ગંધ, પુષ્પ, ધૂપ, દીપ અને વસ્ત્ર એ ઉપચાર દઇ તેરમા બ્રાહ્મણમાં પુરૂષસૂક્તની એક એક ઋચાને અંતે "**विष्णवे नमः**" ઇત્યાદિ પ્રકારે દીપ પર્યંત ઉપચારવડે વિષ્ણુની પૂજા કરવી. ચતુષ્કોણ મંડળમાં તેર ભોજનપાત્ર માંડી તેમાં ઘૃત પરીસી પછી અન્ન પરીસી "**पृथिवी ते पात्रं**" ઇત્યાદિ વાક્યવડે કેશવાદિ બાર દેવતાને ઉદ્દેશે તથા વિષ્ણુને ઉદ્દેશે અન્નનો ત્યાગ કરી "**अतोदेवा०, ॐतद्ब्रह्म, ॐतद्वायुः, ब्रह्मार्पणं०**" ઇત્યાદિ વાક્યવડે આપોશનથકી પ્રાણાહુતિ પર્યંત કર્મ થયા પછી નારાયણાદિક ઉપનિષદ્ભાગનો પાઠ કરવો. તૃપ્તિપ્રશ્ન પર્યંત કર્મ કરી બ્રાહ્મણોએ આચમન કીધા પછી પૂર્વમાં અગ્ર થાય એવા દર્ભ પાથરી અષ્ટાક્ષરમંત્રવડે અક્ષત, ઉદક દઇ "**केशवरूपिणे गुरवेऽयंपिंडः स्वाहा नमम**" એ પ્રમાણે બાર પિંડ દેવા. કૃષ્ણ પક્ષમાં તો, સંકર્ષણાદિ નામવડે દેવા એમ સર્વત્ર જાણવું. પિંડવિષે વિષ્ણુની પૂજા કરી પુરૂષસૂક્તવડે સ્તુતિ કરી વિસર્જન કરવું. બ્રાહ્મણોને તાંબૂલ, દક્ષિણા ઇત્યાદિ દઇ તેરમા બ્રાહ્મણને "**नाभ्या आसी०**" એ ત્રણ ઋચાવડે ફળ, તાંબૂલ, દક્ષિણા દઈ નમસ્કાર કરી તે શાળગ્રામમૂર્તિ આચાર્યને દેવી. એ પ્રમાણે નારાયણબળિ કહ્યું.

**अथद्वादशाहेत्रयोदशाहेवायथाचारमाराधनं तत्रप्रयोगः देशकालौस्मृत्वाश्रीनारायणप्रीत्यर्थमाराधनंकरिष्यइतिसंकल्प्य गुर्वर्थेक्षणःकर्तव्यः एवंपरमगुर्वर्थेपरमेष्ठिगुर्वर्थेपरात्परगुर्वर्थे एवंविप्रचतुष्टयंनिमंत्र्य शुक्लेकेशवादिनामभिःकृष्णेसंकर्षणादिनामभिःद्वादशविप्रान्निमंत्रयेत् एवंषोडशविप्राःयतयोवा अशक्तोयथाशक्तिविप्रान्निमंत्र्ययथायथंषोडशक्षणादेयाः षोडशानांपादक्षालनंकृत्वाचम्यपादक्षालनोदकंपात्रांतरेगृहीत्वागंधपुष्पादिभिःपूजयेत् विप्रान्प्राङ्मुखानुदङ्मुखान्वोपवेश्यषोडशोपचारैर्गंधादिपंचोपचारैर्वासं**

पूज्यसपरिकरमन्नंपरिविष्यगायत्र्याप्रोक्ष्यगुरवेइदमन्नंपरिविष्टंपरिवेक्ष्यमाणंचातृप्तेःस्वाहा हव्यंनमम एवंपरमगुर्वादिभ्यःपंचदशभ्योन्नत्यागंकृत्वाब्रह्मार्पणमित्यादि भुक्तेष्वाचांतेषुतेषुतांबूलदक्षिणावस्त्रादिभिःपूजयेत् अत्रकेचित्पूर्वस्थापितपादोदकतीर्थपूजांकुर्वंति तद्यथा तीर्थपात्रंतंडुलादिकृतमंडलेसंस्थाप्यपुरुषसूक्तेनतीर्थराजायनमइतिषोडशोपचारैःसंपूज्यतत्पात्रंशिरसिधृत्वाबंधुभिःसहविप्रान्प्रदक्षिणीकृत्यगुरुर्ब्रह्मागुरुर्विष्णुरितिनत्वाप्रथमविप्रहस्तात्तत्तीर्थंपिबेत् तत्रमंत्रः अविद्यामूलशमनंसर्वपापप्रणाशनं पिबामिगुरुपत्तीर्थंपुत्रपौत्रप्रवर्धनमिति कर्मेश्वरार्पणंकृत्वासुहृद्युतोभुंजीत वर्षपर्यंतंप्रतिमासंमृततिथावेवमेवाराधनंकार्यंनतुप्रतिमासिकश्राद्धं प्रत्यब्दंतुपार्वणश्राद्धंकृत्वाराधनमाधिकायं ततोदर्शमहालयादिश्राद्धान्यपिसर्वसाधारण्येनकार्याणि नतत्रविशेषः इत्याराधनविधिः ॥

## હવે બારમે દિવસે અથવા તેરમે દિવસે જેવો આચાર હોય તે પ્રમાણે આરાધન કરવું.

**તેમાં પ્રયોગ**—દેશ, કાળનું સ્મરણ કરી "**श्रीनारायणप्रीत्यर्थमाराधनं करिष्ये**" એવો સંકલ્પ કરી "**गुर्वर्थे क्षणः कर्त्तव्यः**" એ પ્રમાણે "**परमगुर्वर्थे०, परमेष्ठिगुर्वर्थे०, परात्परगुर्वर्थे०**" એ રીતે ચાર બ્રાહ્મણને નિમંત્રણ કરી શુક્લપક્ષમાં કેશવાદિ નામેકરી તથા કૃષ્ણ પક્ષમાં સંકર્ષણાદિ નામેકરી બાર બ્રાહ્મણને નિમંત્રણ કરવું. એ પ્રમાણે સોળ બ્રાહ્મણ અથવા સંન્યાસીઓને કહેવું. અશક્ત હોય તેણે યથાશક્તિ બ્રાહ્મણને નિમંત્રણ કરી યથાયોગ્ય સોળ ક્ષણ દેવા. સોળ બ્રાહ્મણનાં પાદ પ્રક્ષાલન કરી આચમન કરી પાદપ્રક્ષાલનનું જળ બીજાં પાત્રમાં લઇ ગંધ, પુષ્પ ઇત્યાદિકવડે પૂજા કરવી. બ્રાહ્મણોને પૂર્વાભિમુખ અથવા ઉત્તરાભિમુખ બેસારી સોળ ઉપચારવડે અથવા ગંધાદિક પાંચ ઉપચારવડે પૂજા કરી સામગ્રીસહિત અન્ન પરીસી તે ગાયત્રીમંત્રવડે પ્રોક્ષણ કરી "**गुरवे इदमन्नं परिविष्टं परिवेक्ष्यमाणं चातृप्तेः स्वाहा हव्यं नमम**" એ પ્રમાણે પરમગુરૂ આદિક પંદર બ્રાહ્મણને અન્નત્યાગ કરી "**ब्रह्मार्पणं०**" ઇત્યાદિ કર્મ કરવું. તે બ્રાહ્મણોએ ભોજન કરી આચમન કીધા પછી તેની તાંબૂલ, વસ્ત્ર, દક્ષિણા ઇત્યાદિકવડે પૂજા કરવી. એ ઠેકાણે કેટલાએક શિષ્ટ પ્રથમ સ્થાપન કરી રાખેલાં પાદોદકતીર્થની પૂજા કરેછે. **તે આ રીતે**—તીર્થનું પાત્ર, તંડુલાદિકવડે કીધેલાં મંડલ ઉપરે સ્થાપન કરી પુરૂષસૂક્ત તથા "**तीर्थराजाय नमः**" એ મંત્રથી તેની ષોડશોપચારવડે પૂજા કરી તે પાત્ર મસ્તક ઉપરે ધારણ કરી સંબંધિસહિત બ્રાહ્મણને પ્રદક્ષિણા કરી "**गुरुर्ब्रह्मा गुरुर्विष्णुः०**" એ મંત્રવડે નમસ્કાર કરી પહેલા બ્રાહ્મણના હાથથી તે તીર્થ પીવું. **તેનો મંત્ર**—"**अविद्यामूलशमनं, सर्वपापप्रणाशनं ॥ पिबामि गुरुपत्तीर्थं, पुत्रपौत्र प्रवर्धनम्.**" કર્મ ઇશ્વરને અર્પણ કરી સંબંધિવર્ગે સહિત ભોજન કરવું. એ રીતે વર્ષ પર્યંત પ્રતિમાસ મૃતતિથિને દિવસે એવીજ આરાધના કરવી; પ્રતિમાસિકશ્રાદ્ધ કરવું નહી. પ્રતિવર્ષે તો, પાર્વણશ્રાદ્ધ કરી આરાધના પણ

કરવી. પછી દર્શ, મ્હાલય ઇત્યાદિ શ્રાદ્ધ પણ સર્વ સાધારણપણે કરવાં; તેમાં વિશેષ નથી. એ રીતે આરાધનવિધિ કહ્યો.

**अत्रनारायणबलिपार्वणश्राद्धयोरेकदिनानुष्ठानपक्षेएकादशेद्वादशेवादिनेपूर्वंनारायणबलिंकृत्वाततःपार्वणश्राद्धंकार्यं दिनद्वयेकरणपक्षेत्वेकादशेपार्वणंद्वादशेनारायणबलिः द्वादशेत्रयोदशेवादिनेआराधनं ऊनमासिकादिकालेष्वप्याराधनमितिकेचित् प्रतिमाससमाराधनमित्यन्ये पार्वणश्राद्धंत्वेकादशाहप्रत्यब्दयोरेव तच्चपुत्रादीनामेवनियतं शिष्यादीनांतु नावश्यकं-अपुत्रयतेस्तुशिष्येणापिप्रत्यब्दंपार्वणश्राद्धंकार्यं तदर्थंचनामगोत्रोल्लेखाधिकारार्थमेकादशेशिष्येणपार्वणश्राद्धंकार्यं ॥**

આ વિષયમાં નારાયણબળિ તથા પાર્વણશ્રાદ્ધ એ બન્ને એક દિવસે કરવાનો પક્ષ હોય તો ઇગ્યારમે કિંવા બારમે દિવસે પ્રથમ નારાયણબળિ કરી પછી પાર્વણશ્રાદ્ધ કરવું. બે દિવસે કરવાનો પક્ષ હોય તો ઇગ્યારમે દિવસે પાર્વણશ્રાદ્ધ તથા બારમે દિવસે નારાયણબળિ કરવું. બારમે અથવા તેરમે દિવસે આરાધન કરવું. ઊનમાસિકાદિકના કાળે પણ આરાધન કરવું એમ કોઈ ગ્રંથકાર કેહેછે. પ્રતિમાસ આરાધન કરવું એમ બીજા કેહેછે. પાર્વણશ્રાદ્ધ તો ઇગ્યારમે દિવસે તથા પ્રતિવાર્ષિકવિષે કરવું. અને તે પુત્રાદિકોનેજ અવશ્ય છે; શિષ્યાદિકોને તો અવશ્ય નથી. પુત્રરહિત યતિના તો શિષ્યે પણ પ્રતિવર્ષ પાર્વણશ્રાદ્ધ કરવું. તેમાટે અને નામ, ગોત્રના ઉચ્ચારનો અધિકાર પ્રાપ્ત થવામાટે ઇગ્યારમે દિવસે પણ શિષ્યે પાર્વણશ્રાદ્ધ કરવું.

**नारायणबल्यादेर्द्वादशाहादावसंभवेशुक्लपक्षस्थद्वादशीश्रवणपंचम्यःपूर्णिमामावास्या चेतिगौणकालाः अत्रपूर्वपूर्वःश्रेयान् भार्याकन्यास्नुषादेःस्त्रियाःयतिसंस्कारकर्तृत्वेतुविधवायाःवपनपूर्वकंकृच्छ्रत्रयाचरणं सधवायास्तुकृच्छ्राचरणमेव ॥**

બારમા ઇત્યાદિક દિવસે નારાયણબળિ ઇત્યાદિકનો સંભવ ન હોય તો શુક્લપક્ષમાંની દ્વાદશી, શ્રવણનક્ષત્ર, પંચમી, પૂનમ અથવા અમાવાસ્યા એ ગૌણકાળ છે. તેમાં પ્રથમ પ્રથમ ઉત્તમ છે. સ્ત્રી, કન્યા, પુત્રની સ્ત્રી ઇત્યાદિક સ્ત્રીઓ યતિના સંસ્કાર કરવાવાળીઓ હોય તો વિધવા છતાં તેણે વપનપૂર્વક ત્રણ કૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરવાં. સૌભાગ્યવતી હોય તો તેણે એક કૃચ્છ્રજ પ્રાયશ્ચિત્ત કરવું.

**देशांतरस्थपुत्रःपितुर्यतेःसिद्धिवार्तांश्रुत्वावपनपूर्वकंस्नात्वाक्षीरतर्पणपूजनादिदशाहांतंकृत्वैकादशाहादौपार्वणनारायणबल्यादिसर्वमविकृतंकुर्यात् सन्निहितेनज्येष्ठेनकृतंचेत्कनिष्ठेनकुर्यात् ॥**

દેશાંતરમાં રેહેનારા પુત્રે પિતા સંન્યાસીની સિદ્ધિવાર્તા સાંભળી મુંડનપૂર્વક સ્નાન કરી દુગ્ધતર્પણ, પૂજા ઇત્યાદિક દશ દિવસ પર્યંતનું કર્મ કરી ઇગ્યારમે ઇત્યાદિક દિવસે પાર્વણ, નારાયણબળિ ઇત્યાદિક સર્વ યથાવિધિ કર્મ કરવું. સમીપમાં રહેલા મ્હોટા પુત્રે કીધું હોય તો કનિષ્ટે કરવું નહી.

शुक्लकृष्णादिभेदेनकेशवादिनामानिमृततिथ्यनुरोधेनैवग्राह्याणि॰ नतुवार्ताश्रवणातिथ्यनुरोधेन मृततिथ्यज्ञानेतुवार्ताश्रवणानुरोधेनैव यतिसंस्कारकरणेऽश्वमेधसहस्रादिफलं असंस्कृतंविशीर्येतयतेर्यत्रकलेवरं धर्मलोपोभवेत्तत्रदुर्भिक्षंमरणंतथा दिवंगतेगुरौशिष्यउपवासंतदाचरेत् नस्नानमाचरेद्भिक्षुःपुत्रादिनिधनेश्रुते पितृमातृक्षयंश्रुत्वास्नानाच्छुद्ध्यतिसांबरात् ॥

શુક્લ કૃષ્ણાદિ ભેદથી કેશવાદિ નામ મૃતતિથીને અનુરોધેજ લેવાં. વાત સાંભળી હોય તે તિથિને અનુસારે લેવાં નહીં. મૃતતિથિની ખબર ન હોય તો, વાત સાંભળવાને અનુસારેજ લેવાં. યતિના સંસ્કાર કીધા છતાં સહસ્ર અશ્વમેધ ઇત્યાદિક ફળ મળેછે. "જે દેશમાં યતિનું શરીર સંસ્કાર કીધા વિના શીર્ણ થઇ (સડી) જાય તે દેશમાં ધર્મલોપ, દુર્ભિક્ષ, અને મરણ એ પ્રાપ્ત થાયછે. ગુરૂ સ્વર્ગસ્થ થયા છતાં તે કાળે શિષ્યે ઉપવાસ કરવો. પુત્રાદિકનું મરણ સાંભળ્યા છતાં યતિએ સ્નાન કરવું નહીં. માતા, પિતાનું મૃત્યુ સાંભળ્યા છતાં સચૈલ સ્નાનવડે શુદ્ધ થાયછે.

अथप्रसंगाद्यतिधर्माः प्रातरुत्थायब्रह्मणस्पतइतिजपित्वादंडादीनिमृदंचादायमूत्रपुरीषयोर्गृहस्थचतुर्गुणंशौचंकृत्वाचम्यपर्वद्वादशीवर्ज्यंप्रणवेनदंतधावनंकृत्वामृदाबहिःकटिंप्रक्षाल्यजलतर्पणवर्ज्यंस्नात्वापुनर्जंघेप्रक्षाल्यवस्त्रादीनिगृहीत्वाप्रणवेनप्राणायाममार्जनादिकृत्वाकेशवादिनमोंतनामभिस्तर्पयित्वाभूस्तर्पयामीत्यादिव्यस्तसमस्तव्याहृतिभिर्महर्जनस्तर्पयामीतितर्पयेत् अत्रविशेषोमाधवादौविश्वेश्वर्यादौचज्ञेयः सूर्योपस्थानादिकंत्रिकालविष्णुपूजादिकंचसिंधौज्ञेयं विधूमेसन्नमुसलेव्यंगारेभुक्तवज्जने कालेपराह्णेभूयिष्ठेनित्यंभिक्षांयतिश्चरेत् अत्रभिक्षाभेदाःग्रंथांतरेज्ञेयाः अत्रविविदिषोर्दंडिनःमाधुकरीमुख्या दंडवस्त्रादिपरिग्रहणरहितस्यतुकरपात्रंमुख्यं अन्येपक्षाःअशक्तविषयाः तत्रमाधुकरीपक्षेदंडादिगृहीत्वापंचभ्यःसप्तभ्योवागृहेभ्योभिक्षांयाचित्वान्नंप्रोक्ष्यभूःस्वधानमइत्यादिव्यस्तसमस्तव्याहृतिभिःसूर्यादिदेवेभ्योभूतेभ्यश्चभूमौक्षिप्त्वाशेषमन्नंविष्णुनिवेदितंभुंजीत चंडीविनायकादिनैवेद्यंनभुंजीत भुक्त्वाचम्यषोडशप्राणायामान्कुर्यादितिसंक्षेपः ॥

## હવે પ્રસંગથકી યતિના ધર્મ કેહેછે.

પ્રાતઃકાળે ઉઠી "ब्रह्मणस्पते॰" એ મંત્રનો જપ કરી; દંડાદિક તથા મૃત્તિકા લઇ મૂત્ર, મળના ત્યાગનિમિત્ત શુદ્ધિ ગૃહસ્થકરતાં ચોગુણી કરી; આચમન કરી; પર્વ તથા દ્વાદશી વિના પ્રણવવડે દંતધાવન કરી; માટીવતી બાહેર કેડ ધોઇ; જળતર્પણ વિના સ્નાન કરી; ફરી જંઘા ધોઇ; વસ્ત્રાદિક ગ્રહણ કરી; પ્રણવમંત્રવડે પ્રાણાયામ, માર્જન ઇત્યાદિક કરી; કેશવાદિ, અને નમઃ છે અંતમાં જેને એવા નામમંત્રવડે તર્પણ કરી; "भूस्तर्पयामि" ઇત્યાદિ વ્યસ્ત સમસ્ત વ્યાહૃતિ મંત્રવડે "महर्जनस्तर्पयामि" એમ તર્પણ કરવું; એમાં વિશેષ પ્રકાર માધવાદિક તથા વિશ્વેશ્વર્યાદિક ગ્રંથમાં જોવો. સૂર્યનું ઉપસ્થાન ઇત્યાદિક તથા ત્રિકાળ વિષ્ણુપૂજા ઇત્યાદિક નિર્ણયસિંધુમાં જોવું.

"ધૂમરહિત, મુસળના શબ્દેરહિત, અગ્નિરહિત તથા મનુષ્યોનું ભોજન થઈ ગયલું એવા પૂર્ણ અપરાન્હ કાળે યતિએ નિત્ય ભિક્ષા કરવી." એ વિષયમાં ભિક્ષાનો ભેદ બીજા ગ્રંથમાં જોવો. આ ભિક્ષામાં જ્ઞાન પામવાની ઇચ્છાવાળા સંન્યાસીને માધુકરી ભિક્ષા મુખ્ય છે. દંડ, વસ્ત્ર ઇત્યાદિકનો સ્વીકાર ન કરનારા યતીને તો કરપાત્ર મુખ્ય છે. બીજા ભિક્ષાના પક્ષ અશક્તોમાટે છે. તેમાં માધુકરી પક્ષ છતાં દંડાદિક લઇ પાંચ અથવા સાત ઘરે ભિક્ષા માગી તે અન્નનું પ્રોક્ષણ કરી "भूःस्वधानमः" ઇત્યાદિ વ્યસ્ત, સમસ્ત વ્યાહૃતિ મંત્રવડે સૂર્યાદિ દેવતાઓને તથા ભૂતોને ભૂમિ ઉપરે અન્ન દઇ શેષ અન્ન વિષ્ણુને નિવેદિત કરી ભોજન કરવું. ચંડી તથા વિનાયક ઇત્યાદિક દેવતાઓનું નૈવેદ્ય ભક્ષણ કરવું નહી. ભોજન કરી આચમન કરી સોળ પ્રાણાયામ કરવા. એ પ્રમાણે સંક્ષેપ જાણવો.

---

यतिहस्तेजलंदद्याद्भिक्षांदद्यात्पुनर्जलं भैक्ष्यंपर्वतमात्रंस्यात्तज्जलंसागरोपमं एकरात्रं वसेत्ग्रामेनगरेपंचरात्रकम् वर्षाभ्योन्यत्रवर्षासुमासांश्चचतुरोवसेत् अष्टौमासान्विहारः स्याद्यतीनांसंयतात्मनां महाक्षेत्रप्रविष्टानांविहारस्तुनविद्यते भिक्षाटनंजपःस्नानंध्यानं शौचंसुरार्चनं कर्तव्यानिषडेतानिसर्वथानृपदंडवत् मंचकंशुक्लवस्त्रंचस्त्रीकथालौल्यमेव च दिवास्वापश्चयानंचयतीनांपतनानिषट् वृथाजल्पंपात्रलोभंसंचयंशिष्यसंग्रहं हव्यंकव्यं तथान्नंचवर्जयेच्चसदायतिः यतिपात्राणिमृद्वेणुदार्वलाबुमयानिच नतीर्थवासीनित्यंस्या न्नोपवासपरोयतिः नचाध्ययनशीलःस्यान्नव्याख्यानपरोभवेत् एतद्वेदार्थभिन्नपरं एतेसंक्षे पतोयतिधर्माः अन्येपिमाधवीयमिताक्षरादौज्ञेयाः ॥

"યતિના હાથ ઉપરે જળ દઇ ભિક્ષા દઈ ફરી જળ દેવું. તે ભિક્ષા પર્વતસમાન તથા તે જળ સાગર જેટલું થાયછે. વર્ષા કાળ વિના અન્ય કાળે યતિએ ગામમાં એક રાત્રિ અને નગરમાં પાંચ રાત્રિ રેહેવું. વર્ષાકાળમાં ચાર માસ રેહેવું. મનનો નિયમ કરનારા યતિએ આઠ માસ ફરવું. મહાક્ષેત્રમાં રેહેનારાઓએ ફરવું નહી. ભિક્ષાટન, જપ, સ્નાન, ધ્યાન, પવિત્રપણું અને દેવપૂજન એ છ અવશ્ય રાજદંડ પ્રમાણે કરવાં. પલંગ, શ્વેત વસ્ત્ર, સ્ત્રીઓની વાર્ત્તા, ચંચલપણું, દિવસે નિદ્રા અને વાહન એ છ યતિને પડવાનાં કારણ છે. વૃથા ભાષણ, પાત્રનો લોભ, સંચય, શિષ્યસંગ્રહ, હવ્ય કવ્ય એવાં અન્ન, એ યતિએ વર્જ્ય કરવાં. યતિનાં પાત્ર માટી, વાંસ, કાષ્ઠ અને દૂધિયાં એમનાં થાય. સંન્યાસિએ નિત્ય તીર્થવાસી તથા ઉપવાસી થવું નહી. ભણવું તથા વાંચવું એ સંન્યાસીએ કરવું નહી." અધ્યયન તથા વ્યાખ્યાનનો જે નિષેધ કહ્યો તે વેદના અર્થ કરતાં બીજા વિષયમાટે છે. એ સંક્ષેપથકી યતિના ધર્મ કહ્યા. બીજા પણ યતિના ધર્મ માધવ તથા મિતાક્ષરા ઇત્યાદિ ગ્રંથમાં જોવા.

---

प्रथमेत्रपरिच्छेदे,कालसामान्यनिर्णयः॥ द्वितीयेथपरिच्छेदे,विशेषात्कालनिर्णयः॥१॥ तृतीयस्यचपूर्वार्धे,गर्भाधानादिसंक्रियाः॥आन्हिकंचप्रकीर्णार्था,आधानाद्याःसविस्तराः ७

देवप्रतिष्ठाशांत्यादि, नित्यंनैमित्तिकंतथा ॥ तार्तीयकोत्तरार्धेस्मिन्, जीवत्पितृकनिर्णयः ३
श्राद्धाधिकारकालादे, निर्णयःश्राद्धपद्धतिः ॥ सूतकादेर्निर्णयश्च, निर्णयोदुर्मृतावपि ॥४॥
अंत्येष्टिसंस्कारविधिः, संन्यासःसहविस्तरः ॥ प्रायश्चित्तंव्यवहृतिं, सर्वदानविधिंविना ५
कृत्स्नोपिधर्मशास्त्रार्थः, संक्षेपेणात्रनिर्मितः॥ विबुधानांचबालानां, तुष्टयेकष्टहानये॥ ६ ॥

આ ધર્માબ્ધિસાર ગ્રંથના પ્રથમ પરિચ્છેદમાં કાળનો સામાન્ય નિર્ણય કહ્યો. પછી બીજા પરિચ્છેદમાં વિશેષેકરી કાળનિર્ણય કહ્યો.

ત્રીજા પરિચ્છેદના પૂર્વાર્ધમાં ગર્ભાધાનાદિક સંસ્કાર; આન્હિક; આધાનાદિક વિસ્તાર સહિત પરચુરણ વિષયો; દેવપ્રતિષ્ઠા; શાંતિ ઇત્યાદિક; નિત્યનૈમિત્તિક કર્મ એટલા વિષય કહ્યા. ત્રીજા પરિચ્છેદના ઉત્તરાર્ધમાં જીવત્પિતૃકનો નિર્ણય; શ્રાદ્ધનો અધિકાર, કાળ ઇત્યાદિકનો નિર્ણય; શ્રાદ્ધપદ્ધતિ; સૂતકાદિકનો નિર્ણય; દુર્મરણ છતાં પણ નિર્ણય; અંત્યેષ્ટિસંસ્કારનો વિધિ; અને વિસ્તાર સહિત સંન્યાસ એ પ્રમાણે વિષય કહ્યા. પ્રાયશ્ચિત્ત, વ્યવહાર અને સઘળો દાનનો વિધિ એ વિના સઘળો ધર્મશાસ્ત્રનો અર્થ, વિદ્વાનોને સંતોષાર્થ અને શાસ્ત્રની વ્યુત્પત્તિથી જે રહિત છે તેમને શાસ્ત્રજ્ઞાનરૂપ કષ્ટ નિવૃત્ત થવામાટે આ ગ્રંથમાં સંક્ષેપે કરી કહેલો છે.

मूलभूतानिपद्यानि, विकृतानिक्वचित्क्वचित् ॥
निर्विकाराण्यपिनवान्यप्युक्तान्यत्रकानिचित् ॥ ७ ॥

આ ગ્રંથમાં, મૂળશ્લોક કોઈ કોઈ ઠેકાણે અશુદ્ધ હોવાથી કેટલાએક નવા પણ શુદ્ધ કરી લખ્યાછે.

मीमांसाधर्मशास्त्रज्ञाः, सुधियोनलसाबुधाः ॥ कृतकार्याःप्राङ्निबंधै, स्तदर्थंनायमुद्यमः ८

## ગ્રંથકાર આ ગ્રંથ કરવાનું પ્રયોજન શું? તે કેહેછે.

મીમાંસા અને ધર્મશાસ્ત્રના જાણનારા, બુદ્ધિમાન અને આલસ્ય રહિત એવા વિદ્વાનો તો પ્રાચીન વિદ્વાનોએ કરેલા પ્રાચીન નિબંધો જોઇનેજ કૃતકાર્ય થાયછે, અર્થાત્ પ્રાપ્ત થયલાં કાર્યો કરેછે, તેથી આ મ્હારો ઉદ્યોગ તેમનેમાટે નથી.

येपुनर्मंदमतयोलसाअज्ञाश्चनिर्णयं ॥ धर्मेवेदितुमिच्छंति, रचितस्तदपेक्षया ॥ ९ ॥
निबंधोयंधर्मसिंधुसारनामासुबोधनः ॥ अमुनाप्रीयतांश्रीमद्विठ्ठलोभक्तवत्सलः ॥ १० ॥

ત્યારે જે મંદબુદ્ધિવાળાઓ, આળસુ અને અજ્ઞાની છતાં ધર્મવિષે નિર્ણય જાણવાની ઇચ્છા કરેછે તેમનેમાટે ધર્માબ્ધિસાર નામનો આ સુબોધ ગ્રંથ મેં કર્યોછે. એ ગ્રંથવડે ભક્તવત્સલ શ્રીમદ્વિઠ્ઠલ સંતુષ્ટ થાઓ.

प्रेम्णासद्भिर्ग्रंथः, सेव्यःशब्दार्थतःसदोषोपि ॥
संशोध्यवापिहरिणा, सुदाममुनिसतुषपृथुकमुष्टिरिव ॥ ११ ॥

આ મ્હારો ગ્રંથ ક્વચિત્ સ્થળમાં શબ્દથકી અને અર્થથકી જો દોષયુક્ત હોય તો પણ, સુદામા બ્રાહ્મણના પોવા જો ફોતરીયુક્ત હતા તો પણ શ્રીકૃષ્ણે તેમાંની ફોતરીંવગેરાં ફેંકી સાફ શુદ્ધ કરી સ્વીકાર કરયા, તે રીતે વિદ્વાનોએ વિચારપૂર્વક શોધન કરી આ ગ્રંથનો સ્વીકાર કરવો.

श्रीकाश्युपाध्यायवरोमहात्मा, बभूवविद्वाद्विजराजराजः ॥
तस्मादुपाध्यायकुलावतंसो, यज्ञेश्वरोनंतइमावभूतां ॥ १२ ॥

વિદ્વાન્ બ્રાહ્મણોમાં કેવળ સાર્વભૌમ ( ચક્રવર્ત્તી ) એવા મહાત્મા શ્રીકાશી નામના ઉપાધ્યાય થયા હતા. તેથકી ઉપાધ્યાયના કુળમાં મુકુટરૂપ એવા યજ્ઞેશ્વરોપાધ્યાય તથા અનંતોપાધ્યાય એ બે પુત્ર થયા.

यज्ञेश्वरोयज्ञविधानदक्षो, दैवज्ञवेदांगसुशास्त्रशिक्षः ॥
भक्तोत्तमोनंतगुणैकधामानंताह्वयोनंतकलावतारः ॥ १३ ॥

તેમાં યજ્ઞેશ્વરોપાધ્યાય શ્રૌતમાર્ગમાં કુશળ, જ્યોતિષી, અને વેદનું અંગ જે વ્યાકરણ શાસ્ત્ર તેમાં સારી શિક્ષા પામેલા હતા. અને અનંત ઉપાધ્યાય, ભક્તમાં શ્રેષ્ઠ છતાં અનંતના અંશભૂત અવતાર હોવાથી અનંત ગુણોના નિવાસનું સ્થાન હતા.

एषोत्यजज्जन्मभुवंस्वकीयां, तांकौंकणाख्यांसुविरक्तिशाली ॥
श्रीपांडुरंगेवसतिंविधाय, भीमातटेमुक्तिमगात्सुभक्त्या ॥ १४ ॥

એ અનંત ઉપાધ્યાય વૈરાગ્યવાન થઈ પોતાની કોંકણ નામની જન્મભૂમીનો ત્યાગ કરી શ્રીપંઢરીક્ષેત્રમાં શ્રીપાંડુરંગની સમીપે નિવાસ કરી શ્રીપાંડુરંગની ભક્તિવડે ભીમા નદીને તીરે મુક્તિને પ્રાપ્ત થયા.

तस्यानंताभिधानस्योपाध्यायस्यसुतःकृती ॥
काशीनाथाभिधोधर्मसिंधुसारंसमातनोत् ॥ १५ ॥

એ અનંતોપાધ્યાયના પુત્ર, વિદ્વાન્ એવા કાશીનાથ ઉપાધ્યાયે આ ધર્મસિંધુસાર નામનો ગ્રંથ કરયો છે.

**इतिश्रीमत्काश्युपाध्यायसूरिसूनुयज्ञेश्वरोपाध्यायानुजानंतोपाध्यायसुतकाशीनाथोपाध्यायविरचितेधर्मसिंधुसारेतृतीयपरिच्छेदोत्तरार्धसमाप्तम् ॥ श्रीगुरुपांडुरंगार्पणमस्तु ॥**

ઇતિ શ્રીમત્કાશ્યુપાધ્યાયસૂરિસૂનુ યજ્ઞેશ્વરોપાધ્યાયાનુજાનંતોપાધ્યાયસુત કાશીનાથોપાધ્યાયવિરચિતે ધર્મસિંધુસારે તૃતીય પરિચ્છેદોત્તરાર્ધ સમાપ્તમ્.

॥ श्रीपांडुरंगार्पणमस्तु ॥

समाप्त

शाके मार्गणखेर्भभूपरिमिते मासे शुभे माधवे,
शुक्ले कामतिथौ शनैश्चरदिने श्रीवालजित्सूनुना ॥
धर्माब्धिर्निजभाषया विलिखितोऽयं कर्णजिच्छर्मणा,
तं गृण्हंतु बुधाः सुशोध्य शमलं हित्वा प्रमादोद्भवं ॥ १ ॥

---

# ધર્મસિંધુમાંના એકાદશીનિર્ણયનો પટ.

श्रीकाशिनाथोपाध्यायै, रेकादश्याविनिर्णयः ॥
कृतोष्टादशभेदात्मा, स्मार्तवैष्णवयोः पृथक् ॥ १ ॥

ધર્મસિંધુ ગ્રંથકર્ત્તા શ્રીકાશીનાથ ઉપાધ્યાયે એકાદશીનો અઢાર ભેદરૂપ નિર્ણય સ્માર્ત્ત અને વૈષ્ણવોનો જુદો જુદો કરેલો છે.

संलक्ष्योदाहृतेः सिद्धिं, संशोध्य ग्रंथपट्टयोः ॥
विभाव्यैक्यंचपट्टेऽस्मिन्, सयथामति लिख्यते ॥ २ ॥

ઉદાહરણની સિદ્ધિ ( યુક્તિ ) સારી રીતે મનમાં લઈ તથા શોધી ગ્રંથ ( ધર્મસિંધુ ) તથા પટની એકવાક્યતા કરી આ પટમાં તે નિર્ણય યથામતિ લખુંછું.

श्रीरामचंद्रनामा, नामप्रागर्धघृष्टजिव्हाग्रः ॥
सब्रह्मविन्पितामे, जयतिनरामेष जानकीजानिः ॥ ३ ॥

**શ્રીરામચંદ્ર** નામના; એ નામનાં પૂર્વ અર્ધ જે **શ્રીરામ** તેના ઉચ્ચારવડે ઘસાએલું છે જીભનું અગ્ર જેનું એવા, બ્રહ્મનિષ્ઠ અને જાનકી છે સ્ત્રી જેમની એવા એ મ્હારા પિતા સઘળાઓથી ઉત્કર્ષ ( અધિકે પણે ) કરી રેહેછે.

नामस्मृत्या यस्यच, विबोधितो धर्मशास्त्रदुर्बोधं ॥
निर्णयमेकादश्या, निःसंदिग्धं सुखेन विलिखामि ॥ ४ ॥

જે પિતાનાં નામસ્મરણે કરી બોધ પામ્યો છતો હું ધર્મશાસ્ત્રમાં દુર્બોધ અને નિઃસંદેહ એવો આ એકાદશીનો નિર્ણય સુખેકરી લખુંછું.

**अत्रसमत्वंसूर्योदयाद्यक्षणाव्यवहितपूर्वक्षणांततिथिसत्त्वंषष्टिघटिकारूपं न्यूनत्वंतुकिंचिन्न्यूनषष्टिघटिकावधिशुद्धाविद्धाभेदेषुतिथिक्षयवृद्धिभ्यांविलक्षणं यथावैष्णवशुद्धैकादशीप्रथमभेदे दश० ५५।५९ एका० ४९।५९ द्वाद० ४३।५९ एवंपरमक्षयेपलोनचतुश्चत्वारिंशत्घटीमितंन्यूनत्वं एवमेवस्मार्तवैष्णवयोःशुद्धाविद्धाभेदैर्विलक्षणत्वमूह्यं**

ઈહાં સમત્વ એટલે સૂર્યોદયના પ્રથમ ક્ષણના સમીપનો પૂર્વનો જે ક્ષણ તેના અંતપર્યંત તિથિનું રેહેવું એટલે પૂર્ણ સાઠ ઘટિકા. ન્યૂનપણું તો, કાંઈ એક ઓછી સાઠ ઘટિકા પર્યંત તિથિ હોય તે, શુદ્ધા વિદ્ધા ભેદમાં તિથિના ક્ષય તથા વૃદ્ધિવડે વિલક્ષણ થાયછે. જેમ, વૈષ્ણવોની શુદ્ધૈકાદશીના પ્રથમ ભેદમાં દશમી ૫૫।૫૯ એકા૦ ૪૯।૫૯ દ્વાદશી ૪૩।૫૯ એ પ્રમાણે પરમાવધિ ( પૂર્ણ ) ક્ષયમાં પળમાત્ર ઓછી એવી ૪૪ ઘટિકા પરિમિત ન્યૂનપણું થાયછે. એ પ્રમાણેજ સ્માર્ત્ત તથા વૈષ્ણવોનું શુદ્ધા વિદ્ધાના ભેદવડે વિલક્ષણપણું જાણવું.

**एतेवैष्णवानामेकादश्याःशुद्धाभेदाः अत्रारुणोदयवेधरहिताशुद्धासाचतुर्विधा साचोदाहरणेषुप्रदर्श्यते.**

# એ વૈષ્ણવોની શુદ્ધા એકાદશીના ભેદ ૯.

ઇહાં અરૂણોદયવેધરહિત જે એકાદશી તે શુદ્ધા. તે ચાર પ્રકારની. તેજ ઉદાહરણમાં બતાવુંછું–

| | दशमी घ. | प. | एकाद. घ. | प. | द्वादशी घ. | प. | |
|---|---|---|---|---|---|---|---|
| शुद्धन्यूनान्यून द्वादशिका. | ५५ | ५९ | ५८ | ० | ५९ | ५९ | इयमनुभयाऽधिक्यवतीशुद्धा अत्रस्मार्तानांवैष्णवानांचैकादश्यामेवोपवासः. भेदः १<br>એ એકાદશી અનુભયાધિક્યવતી શુદ્ધા છે. એ ઉદાહરણમાં, સ્માર્ત તથા વૈષ્ણવોએ એકાદશીને દિવસેજ ઉપવાસ કરવો. ૧ |
| धर्माब्धिस्थमुदाहरणं | ५५ | ० | ५७ | ० | ५८ | ० | |
| शुद्धन्यूनासम द्वादशिका. | ५५ | ५९ | ५८ | ० | ६० | ० | इयमप्यनुभयाऽधिक्यवतीशुद्धा अत्रापिस्मार्त्तानांवैष्णवानांचैकादश्यामेवोपवासः. भेदः २<br>એ પણ એકાદશી અનુભયાધિક્યવતી શુદ્ધા છે. એ ઉદાહરણમાં પણ, સ્માર્ત તથા વૈષ્ણવોએ એકાદશીવિષેજ ઉપવાસ કરવો. ૨ |
| धर्माब्धिस्थमुदाहरणं. | ५५ | ० | ५७ | ० | ५८ | ० | |
| शुद्धन्यूनाऽधिक द्वादशिका. | ५५ | ५९ | ५८ | ० | ६० | १ | इयंद्वादशीमात्राऽधिक्यवतीशुद्धा अत्रस्मार्त्तानामेकादश्यांवैष्णवानांद्वादश्यामेवोपवासइतिमाधवमतं सर्वेषांद्वादश्यामेवेतिहेमाद्रिमतं. भे० ३<br>એ એકાદશી દ્વાદશીમાત્રાધિક્યવતી શુદ્ધા છે. એ ઉદાહરણમાં સ્માર્તોએ એકાદશીને દિવસે તથા વૈષ્ણવોએ દ્વાદશીને દિવસેજ ઉપવાસ કરવો એવો માધવનો મત. સઘળાઓએ દ્વાદશીને દિવસેજ ઉપવાસ કરવો એવો હેમાદ્રિનો મત. ૩ |
| धर्माब्धिस्थमुदाहरणं. | ५५ | ० | ५८ | ० | ६० | १ | |
| शुद्धसमान्यूनद्वादशिका. | ५५ | ५९ | ६० | ० | ५९ | ५९ | इयमनुभयाधिक्यवतीशुद्धा अत्रस्मार्त्तानांवैष्णवानांचैकादश्यामेवोपवासः इदमुदाहरणंविचार्यं. भे० ४<br>એ એકાદશી અનુભયાધિક્યવતી શુદ્ધા છે. એ ઉદાહરણમાં, સ્માર્તતથા વૈષ્ણવોએ એકાદશીને દિવસેજ ઉપવાસ કરવો. એ ઉદાહરણ વિચાર કરવા લાયક છે. ૪ |
| धर्माब्धिस्थमुदाहरणं. | ५५ | ० | ५७ | ० | ५८ | ० | |
| शुद्धसमासमद्वादशिका. | ५५ | ५९ | ६० | ० | ६० | ० | इयमप्यनुभयाधिक्यवतीशुद्धा अत्रस्मार्त्तानांवैष्णवानांचैकादश्यामेवोपवासः. भे० ५<br>એ પણ એકાદશી અનુભયાધિક્યવતી શુદ્ધા છે. એ ઉદાહરણમાં, સ્માર્ત તથા વૈષ્ણવોએ એકાદશીનોજ ઉપવાસ કરવો. ૫ |
| धर्माब्धिस्थमुदाहरणं. | ५५ | ० | ५७ | ० | ५८ | ० | |

| | दशमी | | एकाद. | | द्वादशी | |
|---|---|---|---|---|---|---|
| | घ. | प. | घ | प. | घ | प. |
| शुद्धसमाऽधिकद्वादशिका. | ५५ | ५२ | ६० | ० | ६० ३ | ० १ |
| धर्माब्धिस्थमुदाहरणं. | ५५ | ० | ५८ | ० | ६० | १ |

इयंद्वादशीमात्राधिक्यवतीशुद्धा अत्रस्मार्त्तानामेकादश्यांवैष्णवानांद्वादश्यामेवोपवासः इतिमाधवमतं सर्वेषांद्वादश्यामेवोपवासइतिहेमाद्रिमतं. मे० ६

એ એકાદશી દ્વાદશીમાત્રાધિક્યવતી શુદ્ધા છે. એ ઉદાહરણમાં, સ્માર્તોએ એકાદશીને દિવસે અને વૈષ્ણવોએ દ્વાદશીને દિવસેજ ઉપવાસ કરવો એવો માધવનો મત. સઘળાઓએ દ્વાદશીને દિવસેજ ઉપવાસ કરવો એવો હેમાદ્રિનો મત. ૬

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| शुद्धाऽधिकान्यूनद्वादशिका. | ५५ | ५९ | ६० ० | ० १ | ५९ क्ष | ५८ य |
| धर्माब्धिस्थमुदाहरणं. | ५५ | ० | ६० | १ | ५८ क्ष | ० य |

इयमेकादशीमात्राधिक्यवतीशुद्धा अत्रस्मार्त्तगृहस्थानांपूर्वैकादश्यांयतीनांवैष्णवानांचोर्वरितैकादश्यामेवोपवासइतिमाधवमतं कामाद्वाअकामाद्वावैष्णवोद्वयमुपवसेदितिहेमाद्रिमतं. इदमुदाहरणं विचार्यं. मे० ७

એ એકાદશી એકાદશીમાત્રાધિક્યવતી શુદ્ધા છે. એ ઉદાહરણમાં, સ્માર્ત્ત ગૃહસ્થોએ પૂર્વ એકાદશીને દિવસે, અને સંન્યાસી. વૈષ્ણવ. એમણે બીજા દિવસની શેષ એકાદશીને દિવસે ઉપવાસ કરવો એવો માધવનો મત. સકામ અથવા નિષ્કામ વૈષ્ણવોએ બન્ને દિવસે ઉપવાસ કરવો એવો હેમાદ્રિનો મત. એ ઉદાહરણ વિચાર કરવાયોગ્ય છે. ૭

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| शुद्धाऽधिकासमद्वादशिका. | ५५ | ५९ | ६० ० | ० १ | ५९ क्ष | ५९ य |
| धर्माब्धिस्थमुदाहरणं. | ५५ | ० | ६० | १ | ५८ क्ष | ० य |

इयमप्येकादशीमात्राधिक्यवतीशुद्धा अत्रापिस्मार्त्तगृहस्थानांपूर्वैकादश्यांयतीनांवैष्णवानांचात्रशिष्टैकादश्यामेवोपवासइतिमाधवमतं कामाद्वाअकामाद्वावैष्णवोद्वयमुपवसेदितिहेमाद्रिमतं. मे०८

એ પણ એકાદશીમાત્રાધિક્યવતી શુદ્ધા છે. એ ઉદાહરણમાં પણ સ્માર્ત્ત ગૃહસ્થોએ પૂર્વ એકાદશીમાં અને યતિ તથા વૈષ્ણવોએ બીજી એકાદશીને દિવસે ઉપવાસ કરવો એવો માધવનો મત. સકામ અથવા નિષ્કામ વૈષ્ણવોએ બન્ને દિવસ ઉપવાસ કરવો એવો હેમાદ્રિનો મત. ૮

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| शुद्धाऽधिकाऽधिकद्वादशिका. | ५५ | ५९ | ६० | १ | ३ | ५५ |
| धर्माब्धिस्थमुदाहरणं. | ५५ | ० | ६० | १ | ५ | ० |

इयमुभयाधिक्यवती शुद्धा अत्रस्मार्त्तैर्वैष्णवैश्च परैवैकादश्युपोष्येत्युभयमतं. मे० ९

એ એકાદશી ઉભયાધિક્યવતી શુદ્ધા છે. એ ઉદાહરણમાં સ્માર્ત્ત તથા વૈષ્ણવોએ પણ બીજા દિવસનીજ એકાદશી ઉપવાસમાટે લેવી એવો બન્ને ( માધવ તથા હેમાદ્રિ ) નો મત છે. ૯

एतैर्वैष्णवानांविद्धैकादश्याभेदाः अत्रविद्धत्वमरुणोदयेदशमीसत्त्वं अरुणोदयस्तुसूर्योदयात्प्राक्चतुर्घटिकात्मकः

# એ વૈષ્ણવોની વિદ્ધા એકાદશીના ભેદ ૯.

ઈહાં વિદ્ધાપણું એટલે અરૂણોદય સમયે દશમી હોય તે. અરૂણોદય તો, સૂર્યોદયથકી પ્રથમ જે ચાર ઘટિકારૂપ કાળ તે.

| | दशमी | | एकाद. | | द्वादशो | |
|---|---|---|---|---|---|---|
| | घ. | प. | घ. | प. | घ. | प. |
| विद्धन्यूनान्यून द्वादशिका. | ५६ | १ | ५८ | ० | ५९ | ५९ |
| धर्माब्धिस्थमुदाहरणं. | ५७ | ० | ५८ | ० | ५९ | ० |

इयमनुभयाधिक्यवतीविद्धा अत्रस्मार्त्तानामेकादश्यामेवोपवासोवैष्णवानांविद्धत्वाद्द्वादश्यामुपवासः. भेदः १

એ એકાદશી અનુભયાધિક્યવતી વિદ્ધા છે. એ ઉદાહરણમાં, સ્માર્તોને એકાદશીમાંજ ઉપવાસ. અને એ વિદ્ધા છે માટે વૈષ્ણવોએ દ્વાદશીમાં ઉપવાસ કરવો. १

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| विद्धन्यूनासम द्वादशिका. | ५६ | १ | ५८ | ० | ६० | ० |
| धर्माब्धिस्थमुदाहरणं. | ५७ | ० | ५८ | ० | ५९ | ० |

इयमप्यनुभयाधिक्यवतीविद्धा अत्रापिस्मार्त्तानामेकादश्यामेवोपवासो वैष्णवानांविद्धत्वाद्द्वादश्यामुपवासः. भे० २

એ એકાદશી અનુભયાધિક્યવતી વિદ્ધા છે. એ ઉદાહરણમાં પણ, સ્માર્તોએ એકાદશીમાં, અને એ વિદ્ધા છે તેથી વૈષ્ણવોએ દ્વાદશીમાં ઉપવાસ કરવો. २

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| विद्धन्यूनाऽधिक द्वादशिका. | ५६ | १ | ५८ | ० | ६० | ० |
| | | | | | १ | १ |
| धर्माब्धिस्थमुदाहरणं. | ५८ | ० | ५९ | ० | ६० | १ |

द्वादशीमात्राऽधिक्यवतीविद्धेयं अत्रस्मार्त्तैरेकादश्युपोष्यावैष्णवैर्द्वादश्युपोष्या हेमाद्रिमतेतुसर्वैर्द्वादश्येवोपोष्या. भे० ३

એ એકાદશી દ્વાદશીમાત્રાધિક્યવતી વિદ્ધા છે. એ ઉદાહરણમાં, સ્માર્તોએ એકાદશીમાં અને વૈષ્ણવોએ દ્વાદશીમાં ઉપવાસ કરવો. હેમાદ્રિને મતે તો, સઘળાઓએ દ્વાદશીનોજ ઉપવાસ કરવો ३

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| विद्धसमान्यूनद्वादशिका. | ५८ | ५९ | ६० | ० | ५९ | ५९ |
| धर्माब्धिस्थमुदाहरणं. | ५७ | ० | ५८ | ० | ५९ | ० |

इयमनुभयाधिक्यवतीविद्धा अत्रस्मार्तानामेकादश्यामेवोपवासोवैष्णवानांविद्धत्वाद्द्वादश्यामुपवासः. भे० ४

એ એકાદશી અનુભયાધિક્યવતી વિદ્ધા છે. એ ઉદાહરણમાં, સ્માર્તોએ એકાદશીને દિવસેજ ઉપવાસ કરવો. વિદ્ધા છે માટે વૈષ્ણવોએ દ્વાદશી દિવસે ઉપવાસ કરવો. ४

| | दशमी घ. | प. | एकाद. घ. | प. | द्वादशी घ. | प. |
|---|---|---|---|---|---|---|
| विद्धसमासमद्वादशिका. | ५८ | १ | ६० | ० | ६० | ० |
| धर्माब्धिस्थमुदाहरणं. | ५७ | ० | ५८ | ० | ५९ | ० |

इयमप्यनुभयाधिक्यवतीविद्धा अत्रस्मार्त्तानामेकादश्यामेवोपवासोवैष्णवानांविद्धत्वाद्द्वादश्यामुपवासः. भे० ५

એ પણ અનુભયાધિક્યવતી વિદ્ધા છે. એ ઉદાહરણમાં, સ્માર્ત્તોએ એકાદશીને દિવસેજ ઉપવાસ કરવો. વિદ્ધા છે માટે વૈષ્ણવોએ દ્વાદશીનો ઉપવાસ કરવો. ૫

| | दशमी घ. | प. | एकाद. घ. | प. | द्वादशी घ. | प. |
|---|---|---|---|---|---|---|
| विद्धसमाधिकद्वादशिका. | ५७ | १ | ६० | ० | ६० | ० |
| | | | | | १ | ० |
| धर्माब्धिस्थमुदाहरणं. | ५८ | ० | ५९ | ० | ६० | १ |

इयंद्वादशीमात्राऽधिक्यवतीविद्धा अत्रस्मार्तैरेकादश्युपोष्यावैष्णवैर्द्वादश्युपोष्या हेमाद्रिमतेतुसर्वैर्द्वादश्येवोपोष्या. भे० ६

એ એકાદશી દ્વાદશીમાત્રાધિક્યવતી વિદ્ધા છે. એ ઉદાહરણમાં, સ્માર્ત્તોએ એકાદશીનો ઉપવાસ કરવો. વૈષ્ણવોએ દ્વાદશીનો ઉપવાસ કરવો. હેમાદ્રિને મતે તો, સઘળાઓએ દ્વાદશીનોજ ઉપવાસ કરવો. ૬

| | दशमी घ. | प. | एकाद. घ. | प. | द्वादशी घ. | प. |
|---|---|---|---|---|---|---|
| विद्धाधिकान्यूनद्वादशिका. | ५९ | १ | ६० | ० | ५९ | ५८ |
| | | | ० | १ | क्ष | य |
| धर्माब्धिस्थमुदाहरणं. | ५८ | ० | ६० | १ | ५८ | ० |
| | | | | | क्ष | य |

इयमेकादशीमात्राधिक्यवतीविद्धा अत्रस्मार्तैर्गृहस्थैः पूर्वैकादश्युपोष्यायतिभिर्निष्कामगृहिभिर्वनस्थैर्विधवाभिर्वैष्णवैश्चपरैवोपोष्या विष्णुप्रीतिकामैःस्मार्तैरुपवासद्वयंकार्यमितिकेचित्. भे० ७

એ એકાદશી એકાદશીમાત્રાધિક્યવતી વિદ્ધા છે. એ ઉદાહરણમાં, સ્માર્ત્ત ગૃહસ્થોએ પહેલી એકાદશીનો ઉપવાસ કરવો. સંન્યાસી, નિષ્કામ ગૃહસ્થ, વાનપ્રસ્થ, વિધવા અને વૈષ્ણવ એ સઘળાઓએ બીજીજ ઉપવાસમાં લેવી. વિષ્ણુની પ્રીતિ ઇચ્છા કરનારા સ્માર્ત્તોએ બે ઉપવાસ કરવા, એમ કેટલા એક ગ્રંથકાર કેહેછે. ૭

| | दशमी घ. | प. | एकाद. घ. | प. | द्वादशी घ. | प. |
|---|---|---|---|---|---|---|
| विद्धाधिकासमद्वादशिका. | ५९ | १ | ६० | ० | ५९ | ५९ |
| | | | ० | १ | क्ष | य |
| धर्माब्धिस्थमुदाहरणं. | ५८ | ० | ६० | १ | ५८ | ० |
| | | | | | क्ष | य |

इयमप्येकादशीमात्राधिक्यवतीविद्धा अत्रस्मार्तैर्गृहस्थैः पूर्वैकादश्युपोष्यायतिभिर्निष्कामगृहिभिर्वनस्थैर्विधवाभिर्वैष्णवैश्चपरैवोपोष्या विष्णुप्रीतिकामैः स्मार्तैरुपवासद्वयंकार्यमितिकेचित्. भे० ८

એ પણ એકાદશી એકાદશીમાત્રાધિક્યવતી વિદ્ધા છે. એ ઉદાહરણમાં, સ્માર્ત્ત ગૃહસ્થોએ પહેલી એકાદશી ઉપવાસ માટે લેવી. સંન્યાસી, નિષ્કામ ગૃહસ્થ, વાનપ્રસ્થ, વિધવા અને વૈષ્ણવોએ બીજા દિવસનીજ ઉપવાસ માટે લેવી. વિષ્ણુની પ્રીતિ ઇચ્છા કરનારા સ્માર્ત્તોએ બે ઉપવાસ કરવા, એમ કેટલા એક કેહેછે. ૮

| | दशमा घ. | दशमा प. | एकाद. घ. | एकाद. प. | द्वादशा घ. | द्वादशा प. |
|---|---|---|---|---|---|---|
| विद्धाधिकाऽधिकद्वादशिका. | ५६ | १ | ६० | ० | ५ | ० |
| | | | १ | ० | | |
| धर्माब्धिस्थमुदाहरणं. | ५८ | ० | ६० | १ | ४ | ० |

इयमुभयाधिक्यवतीविद्धा अत्रसर्वैःस्मार्तैर्वैष्णवैश्चावशिष्टापरैवैकादश्युपोष्या. मे० ९

એ એકાદશી ઉભયાધિક્યવતી વિદ્ધા છે. એ ઉદાહરણમાં, સઘળા સ્માર્ત્ત તથા વૈષ્ણવોએ બાકી રહેલી એવી બીજા દિવસનીજ એકાદશી ઉપવાસ માટે લેવી. ૯

इमेस्मार्तानांशुद्धैकादशीभेदाः ॥ शुद्धत्वंनामसूर्योदयेदशम्यसत्त्वं साचतुर्विधा साचोदाहरणैः प्रदर्श्यते.

# એ સ્માર્ત્તોની શુદ્ધા એકાદશીના ભેદ કહેછે.

શુદ્ધાપણું એટલે સૂર્યોદયસમયે દશમી તિથિ ન હોય તે. તે શુદ્ધ એકાદશી ચાર પ્રકારની, એજ ચાર પ્રકાર ઉદાહરણવડે દેખાડુંછું.

| | दशमो घ. | दशमो प. | एकाद. घ. | एकाद. प. | द्वादशी घ. | द्वादशी प. |
|---|---|---|---|---|---|---|
| शुद्धन्यूनान्यूनद्वादशिका. | ५९ | ५९ | ५६ | ० | ५९ | ० |
| धर्माब्धिस्थमुदाहरणं. | ५७ | ० | ५८ | ० | ५९ | ० |

इयमनुभयाधिक्यवतीविद्धा अत्रस्मार्त्तानामेकादश्यामेवोपवासोनद्वादश्यांवैष्णवानांतुविद्धत्वान्द्वादश्यामुपवासः. मे० १

એ એકાદશી અનુભયાધિક્યવતી શુદ્ધા છે. એ ઉદાહરણમાં, સ્માર્ત્તોએ એકાદશીનોજ ઉપવાસ કરવો. દ્વાદશીને દિવસે કરવો નહી. વિદ્ધા છે માટે વૈષ્ણવોએ દ્વાદશીનો ઉપવાસ કરવો. १

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| शुद्धन्यूनासमद्वादशिका. | ५९ | ५९ | ५९ | ४५ | ६० | ० |
| धर्माब्धिस्थमुदाहरणं. | ५७ | ० | ५८ | ० | ५९ | ० |

इयमप्यनुभयाधिक्यवतीशुद्धा अत्रस्मार्त्तानामेकादश्यामेवोपवासोनद्वादश्यां वैष्णवानांतुविद्धत्वात्तुद्वादश्यामुपवासः मे० २

એ પણ એકાદશી અનુભયાધિક્યવતી શુદ્ધા છે. એ ઉદાહરણમાં, સ્માર્ત્તોએ એકાદશીનોજ ઉપવાસ કરવો, દ્વાદશીનો કરવો નહી. વિદ્ધા હોવાથી વૈષ્ણવોએ દ્વાદશીનો ઉપવાસ કરવો. २

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| शुद्धन्यूनाऽधिकद्वादशिका. | ५९ | ५२ | ५९ | ५२ | ६० | ० |
| | | | | | १ | ० |
| धर्माब्धिस्थमुदाहरणं. | ५८ | ० | ५९ | ० | ६० | ० |
| | | | | | ० | १ |

इयंद्वादशीमात्राधिक्यवतीशुद्धा अत्रशुद्धत्वात् स्मार्त्तानामेकादश्यामेवोपवासोनद्वादश्यामितिमाधवमतं हेमाद्रिमतेतुसर्वैर्द्वादश्येवोपोष्या केचित्तुमुमुक्षुभिः स्मार्तैःपरोपोष्येत्याहुः. मे० ३

એ એકાદશી દ્વાદશીમાત્રાધિક્યવતી શુદ્ધા છે. એ ઉદાહરણમાં, શુદ્ધા છે માટે સ્માર્ત્તોએ એકાદશીમાંજ ઉપવાસ કરવો, દ્વાદસીમાં કરવો નહી, એવો માધવનો મત. હેમાદ્રીને મતે તો, સઘળાઓએ દ્વાદશીનોજ ઉપવાસ કરવો. કોઈ ગ્રંથકાર તો, મોક્ષની ઇચ્છા કરનારા સ્માર્ત્તોએ બીજી ઉપવાસ માટે લેવી, એમ કહેછે. ३

| | दशमी | | एकाद. | | द्वादशी | |
|---|---|---|---|---|---|---|
| | घ. | प. | घ. | प. | घ. | प. |
| शुद्धसमान्यूनद्वादशिका. | ५८ | ५० | ६० | ० | ५९ | ५९ |
| धर्माब्धिस्थमुदाहरणं. | ५७ | ० | ५८ | ० | ५९ | ० |

इयमनुभयाधिक्यवतीशुद्धा अत्रस्मार्त्तानामेकादश्यामेवोपवासोनद्वादश्यां वैष्णवानांतुविद्धत्वात् द्वादश्यामेवोपवासः. मे० ४

એ એકાદશી અનુભયાધિક્યવતી શુદ્ધા છે. એ ઉદાહરણમાં સ્માર્ત્તોએ એકાદશીનોજ ઉપવાસ કરવો, દ્વાદશીનો કરવો નહી. વિદ્ધા છે માટે વૈષ્ણવોએ દ્વાદશીનોજ ઉપવાસ કરવો. ૪

| | दशमी | | एकाद. | | द्वादशी | |
|---|---|---|---|---|---|---|
| | घ. | प. | घ. | प. | घ. | प. |
| शुद्धसमासमद्वादशिका. | ५८ | ५९ | ६० | ० | ६० | ० |
| धर्माब्धिस्थमुदाहरणं. | ५७ | ० | ५८ | ० | ५९ | ० |

इयमप्यनुभयाधिक्यवतीशुद्धा अत्रापिस्मार्त्तानामेकादश्यामेवोपवासोनद्वादश्यां वैष्णवानांतुविद्धत्वात्द्वादश्यामेवोपवासः. मे० ५

એ એકાદશી પણ અનુભયાધિક્યવતી શુદ્ધા છે. એ ઉદાહરણમાં પણ, સ્માર્ત્તોએ એકાદશીનોજ ઉપવાસ કરવો, દ્વાદશીનો ઉપવાસ કરવો નહી. વિદ્ધા છે માટે વૈષ્ણવોએ દ્વાદશીનોજ ઉપવાસ કરવો. ૫

| | दशमी | | एकाद. | | द्वादशी | |
|---|---|---|---|---|---|---|
| | घ. | प. | घ. | प. | घ. | प. |
| शुद्धसमाऽधिकद्वादशिका. | ५९ | ५९ | ६० | ० | ६० / १ | ० / ० |
| धर्माब्धिस्थमुदाहरणं. | ५८ | ० | ५९ | ० | ६० / ० | ० / १ |

इयंद्वादशीमात्राऽधिक्यवतीशुद्धा अत्रशुद्धत्वात्स्मार्त्तानामेकादश्यामेवोपवासोनद्वादश्यामितिमाधवमतं हेमाद्रिमतेतुसर्वैःपराद्वादश्येवोपोष्याकेचित्तुमुमुक्षुभिःस्मार्त्तैःपरोपोष्येत्याहुः. मे० ६

એ એકાદશી દ્વાદશીમાત્રાધિક્યવતી શુદ્ધા છે. એ ઉદાહરણમાં, શુદ્ધા હોવાથી સ્માર્ત્તોએ એકાદશીનોજ ઉપવાસ કરવો, દ્વાદશીનો કરવો નહી, એવો માધવનો મત. હેમાદ્રીને મતે તો, સઘળાઓએ બીજા દિવસની દ્વાદશીજ ઉપવાસ માટે લેવી. કોઇ ગ્રંથકાર, મુમુક્ષુ સ્માર્ત્તોએ બીજી ઉપવાસ માટે લેવી, એમ કેહેછે.

| | दशमी | | एकाद. | | द्वादशी | |
|---|---|---|---|---|---|---|
| | घ. | प. | घ. | प. | घ. | प. |
| शुद्धाधिकान्यूनद्वादशिका. | ५९ | ५९ | ६० / १ | ० / ० | ५८ / क्षय | ५९ |
| धर्माब्धिस्थमुदाहरणं. | ५८ | ० | ६० | १ | ५८ / क्षय | ० |

इयमेकादशीमात्राऽधिक्यवतीशुद्धा अत्रस्मार्त्तैर्गृहिभिःपूर्वैकादश्युपोष्या यतिभिर्निष्कामगृहिभिर्वनस्थैर्विधवाभिर्वैष्णवैश्चपरैवोपोष्या विष्णुप्रीतिकामैरुपवासद्वयंकार्यमितिकेचित्. मे० ७

એ એકાદશી એકાદશીમાત્રાધિક્યવતી શુદ્ધા છે. એ ઉદાહરણમાં, સ્માર્ત્ત ગૃહસ્થોએ પ્રથમ દિવસની એકાદશી ઉપવાસ માટે લેવી. સંન્યાસી, નિષ્કામ ગૃહસ્થ, વાનપ્રસ્થ, વિધવા અને વૈષ્ણવોએ બીજા દિવસનીજ ઉપવાસ માટે લેવી. વિષ્ણુની પ્રીતિ ઇચ્છા કરનારાઓએ બે ઉપવાસ કરવા, એમ કોઇ કેહેછે. ૭

| | दशमी | | एकाद. | | द्वादशी | |
|---|---|---|---|---|---|---|
| | घ. | प. | घ. | प. | घ. | प. |
| शुद्धाधिकासमद्वादशिका. | ५९ | ५९ | ६० | ० | ५९ | ० |
| | | | १ | ० | क्षय | |
| धर्माब्धिस्थमुदाहरणं. | ५८ | ६० | ६० | १ | ५८ | ० |
| | | | | | क्षय | |

इयमप्येकादशीमात्राधिक्यवतीशुद्धा अत्रस्मार्तैर्गृहिभिः पूर्वैकादश्युपोष्या यतिभिर्निष्कामगृहिभिर्वनस्थैर्विधवाभिर्वैष्णवैश्चपरैवोपोष्या विष्णुप्रीतिकामैरुपवासद्वयंकार्यमितिकेचित्. भे० ८

એ પણ એકાદશી એકાદશીમાત્રાધિક્યવતી શુદ્ધા છે. એ ઉદાહરણમાં, સ્માર્ત્ત ગૃહસ્થોએ પ્રથમ દિવસની એકાદશી ઉપવાસમાટે લેવી. સંન્યાસી, નિષ્કામ ગૃહસ્થ, વાનપ્રસ્થ, વિધવા અને વૈષ્ણવોએ બીજા દિવસનીજ ઉપવાસમાટે લેવી. વિષ્ણુની પ્રીતિ ઇચ્છા કરનારાઓએ બે ઉપવાસ કરવા, એમ કોઈ કેહેછે. ८

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| शुद्धाधिकाधिकद्वादशिका. | ५९ | ५९ | ६० | ० | ३ | ० |
| | | | १ | ० | | |
| धर्माऽब्धिस्थमुदाहरणं. | ५८ | ० | ६० | ० | ४ | ० |
| | | | १ | ० | | |

इयमुभयाधिक्यवतीशुद्धा अत्रसर्वैःस्मार्तैर्वैष्णवैश्चावशिष्टापरैवैकादश्युपोष्या. भे० ९

એ એકાદશી ઉભયાધિક્યવતી શુદ્ધા છે. એ ઉદાહરણમાં, સઘળા સ્માર્ત્ત તથા વૈષ્ણવોએ બાકી રહેલી એવી બીજા દિવસનીજ એકાદશી ઉપવાસમાટે લેવી. ૯

इमेस्मार्त्तानांविद्धैकादशीभेदाः अत्रविद्धत्वंसूर्योदयेदशमीसत्त्वं सूर्योदयस्तुषष्टिघटिकांत्यक्षणाव्यवहितोत्तरक्षणलवादिकालावच्छिन्नः इयमपिविद्धाचतुर्विधा साचोदाहरणेपुप्रदर्श्यते.

## એ સ્માર્ત્તોની વિદ્ધા એકાદશીના ભેદ છે.

ઇહાં વિદ્ધાપણું એટલે સૂર્યોદય સમયે દશમી તિથિ હોય તે. સૂર્યોદય તો, સાઠ ઘટિકાના છેલા ક્ષણના સમીપનો એવો જે આગળ આવતો ક્ષણલવાદિકાળ તેને વ્યાપિ રેહેનારો તે. એ વિદ્ધા એકાદશી પણ ચાર પ્રકારની છે. તે ચાર પ્રકાર ઉદાહરણવડે બતાવુંછું.

| | दशमी | | एकाद. | | द्वादशी | |
|---|---|---|---|---|---|---|
| | घ. | प. | घ. | प. | घ. | प. |
| विद्धन्यूनान्यूनद्वादशिका. | २ | ० | ५७ | ५९ | ५७ | ० |
| | | | क्षय | | | |
| धर्माब्धिस्थमुदाहरणं. | २ | ० | ५६ | ० | ५५ | ० |
| | | | क्षय | | | |

इयमनुभयाधिक्यवतीविद्धा अत्रस्मार्त्तानामेकादश्यामुपवासः वैष्णवानांद्वादश्यामुपवासः भेदः १

એ એકાદશી અનુભયાધિક્યવતી વિદ્ધા છે. એ ઉદાહરણમાં, સ્માર્ત્તોએ એકાદશીને દિવસે ઉપવાસ કરવો. વૈષ્ણવોએ દ્વાદશીનો ઉપવાસ કરવો. ૧

| | दशमी घ. | दशमी प. | एकाद. घ. | एकाद. प. | द्वादशी घ. | द्वादशी प. |
|---|---|---|---|---|---|---|
| विद्धन्यूनासमद्वादशिका. | २ | ० | ५७<br>क्ष | ५९<br>य | ६० | ० |
| धर्माब्धिस्थमुदाहरणं. | २ | ० | ५६<br>क्ष | ०<br>य | ५५ | ० |

इयमप्यनुभयाधिक्यवतीविद्धा अत्रापिस्मार्त्तानामेकादश्यामुपवासः वैष्णवानांद्वादश्यामुपवासः भे० २

એ પણ એકાદશી અનુભયાધિક્યવતી વિદ્ધા છે. એ ઉદાહરણમાં પણ, સ્માર્ત્તોએ એકાદશીનો ઉપવાસ કરવો. વૈષ્ણવોએ દ્વાદશીનો ઉપવાસ કરવો. ૨

| | दशमी घ. | दशमी प. | एकाद. घ. | एकाद. प. | द्वादशी घ. | द्वादशी प. |
|---|---|---|---|---|---|---|
| विद्धन्यूनाधिकद्वादशिका. | १ | ० | ५८ | ५९ | ६०<br>१ | ०<br>० |
| धर्माब्धिस्थमुदाहरणं. | १ | ० | ५८ | ० | ६०<br>० | ०<br>१ |

इयंद्वादशीमात्राधिक्यवतीविद्धा अत्रैकादश्या विद्धत्वात् द्वादश्यामेवस्मार्त्तानामप्युपवासः तत्रकिमुवक्तव्यंवैष्णवानामिति एवंचोभयाधिक्येद्वादशीमात्राधिक्येच स्मार्त्तानांविद्धायास्त्यागोनान्यत्र. भे० ३

એ એકાદશી દ્વાદશીમાત્રાધિક્યવતી વિદ્ધા છે. એ એકાદશી વિદ્ધાછે માટે સ્માર્ત્તોએ પણ દ્વાદશીને દિવસેજ ઉપવાસ કરવો. ત્યારે વૈષ્ણવોએ દ્વાદશીને દિવસે ઉપવાસ કરવો એમાં તો કહેવાનુંજ શું? એ પ્રમાણે ઉભયાધિક્ય તથા દ્વાદશીમાત્રાધિક્ય છતાં સ્માર્ત્તોએ વિદ્ધા એકાદશીનો ત્યાગ કરવો, બીજે ઠેકાણે ત્યાગ કરવો નહી. ૩

| | दशमी घ. | दशमी प. | एकाद. घ. | एकाद. प. | द्वादशी घ. | द्वादशी प. |
|---|---|---|---|---|---|---|
| विद्धसमान्यूनद्वादशिका. | २ | ० | ५८<br>क्ष | ०<br>य | ५८ | ५९ |
| धर्माब्धिस्थमुदाहरणं. | २ | ० | ५६<br>क्ष | ०<br>य | ५५ | ० |

इयमनुभयाधिक्यवतीविद्धा अत्रस्मार्त्तानामेकादश्यामुपवासः वैष्णवानांद्वादश्यामुपवासः भे० ४

એ એકાદશી અનુભયાધિક્યવતી વિદ્ધા છે. એ ઉદાહરણમાં, સ્માર્ત્તોએ એકાદશીનો ઉપવાસ કરવો. વૈષ્ણવોએ દ્વાદશીનો ઉપવાસ કરવો. ૪

| | दशमी घ. | दशमी प. | एकाद. घ. | एकाद. प. | द्वादशी घ. | द्वादशी प. |
|---|---|---|---|---|---|---|
| विद्धसमासमद्वादशिका. | २ | ० | ५८<br>क्ष | ०<br>य | ६० | ० |
| धर्माब्धिस्थमुदाहरणं. | २ | ० | ५६<br>क्ष | ०<br>य | ५५ | ० |

इयमनुभयाधिक्यवतीविद्धा अत्रस्मार्त्तानामेकादश्यामुपवासः वैष्णवानांद्वादश्यामुपवासः भे० ५

એ એકાદશી અનુભયાધિક્યવતી વિદ્ધાછે. એ ઉદાહરણમાં, સ્માર્ત્તોએ એકાદશીનો ઉપવાસ કરવો. વૈષ્ણવોએ દ્વાદશીનો ઉપવાસ કરવો. ૫

| | दशमी | | एकाद. | | द्वादशी | |
|---|---|---|---|---|---|---|
| | घ. | प. | घ. | प. | घ. | प. |
| विद्धसमाऽधिकद्वादशिका. | २ | ० | ५८ | ० | ६० | ० |
| | | | क्षय | | १ | ० |
| धर्माब्धिस्थमुदाहरणं. | १ | ० | ५८ | ० | ६० | ० |
| | | | क्षय | | ० | १ |

**इयंद्वादशीमात्राधिक्यवतीविद्धा अत्रैकादश्या विद्धत्वात् द्वादश्यामेवस्मार्त्तानामप्युपवासः तत्र किमुवक्तव्यंवैष्णवानामिति पूर्ववदत्रस्मार्त्तानांविद्धायास्त्यागः मे० ६**

એ એકાદશી દ્વાદશીમાત્રાધિક્યવતી વિદ્ધાછે. એ ઉદાહરણમાં, એકાદશી વિદ્ધાછે માટે સ્માર્ત્તોએ પણ દ્વાદશીનોજ ઉપવાસ કરવો, વૈષ્ણવોએ દ્વાદશીનો કરવો એમાં તો કેહેવાનુંજ નથી. ત્રીજા ભેદમાં કહ્યા પ્રમાણે એ ઠેકાણે સ્માર્ત્તોએ વિદ્ધાનો ત્યાગ કરવો. ૬

| | दशमी | | एकाद. | | द्वादशी | |
|---|---|---|---|---|---|---|
| | घ. | प. | घ. | प. | घ. | प. |
| विद्धाधिकान्यूनद्वादशिका. | ७ | ० | २ | ० | ५५ | ० |
| | | | | | क्षय | |
| धर्माब्धिस्थमुदाहरणं. | ४ | ० | २ | ० | ५८ | ० |
| | | | | | क्षय | |

**इयमेकादशीमात्राऽधिक्यवतीविद्धाअत्रस्मार्तैर्गृहिभिः पूर्वैकादश्युपोष्या यतिभिर्निष्कामगृहिभिर्वनस्थैर्विधवाभिर्वैष्णवैश्चपरैवोपोष्या विष्णुप्रीतिकामैः स्मार्तैरुपवासद्वयंकार्यमितिकेचित् मे० ७**

એ એકાદશી એકાદશીમાત્રાધિક્યવતી વિદ્ધા છે. એ ઉદાહરણમાં સ્માર્ત્ત ગૃહસ્થોએ પ્રથમ દિવસની એકાદશી ઉપવાસ માટે લેવી. સંન્યાસી, નિષ્કામ ગૃહસ્થ, વાનપ્રસ્થ, વિધવા, અને વૈષ્ણવોએ બીજા દિવસનીજ ઉપવાસ માટે લેવી. વિષ્ણુની પ્રીતિ ઇચ્છા કરનારા સ્માર્ત્તોએ બે ઉપવાસ કરવા એમ કોઇ કેહેછે. ૭

| | दशमी | | एकाद. | | द्वादशी | |
|---|---|---|---|---|---|---|
| | घ. | प. | घ. | प. | घ. | प. |
| विद्धाऽधिकासमद्वादशिका. | ५ | ० | २ | ० | ५८ | ० |
| | | | | | क्षय | |
| धर्माब्धिस्थमुदाहरणं. | ४ | ० | २ | ० | ५८ | ० |
| | | | | | क्षय | |

**इयमेकादशीमात्राऽधिक्यवतीविद्धा अत्रस्मार्तैर्गृहिभिःपूर्वोपोष्या यतिभिर्निष्कामगृहिभिर्वनस्थैर्विधवाभिर्वैष्णवैश्चपरैवोपोष्या विष्णुप्रीतिकामैः स्मार्तैरुपवासद्वयंकार्यमितिकेचित् मे० ८**

એ એકાદશી પણ એકાદશીમાત્રાધિક્યવતી વિદ્ધા છે. એ ઉદાહરણમાં સ્માર્ત્ત ગૃહસ્થોએ પૂર્વ દિવસની લેવી. સંન્યાસી, નિષ્કામ ગૃહસ્થ, વાનપ્રસ્થ, વિધવા, અને વૈષ્ણવોએ બીજા દિવસનીજ લેવી. વિષ્ણુની પ્રીતિ ઇચ્છા કરનારા સ્માર્ત્તોએ બે ઉપવાસ કરવા એમ કોઇ કેહેછે. ૮

| | दशमी | | एकाद. | | द्वादशी | |
|---|---|---|---|---|---|---|
| | घ. | प. | घ. | प. | घ. | प. |
| विद्धाधिकाऽधिकद्वादशिका. | ७ | ० | ४ | ० | ३ | ० |
| धर्माब्धिस्थमुदाहरणं. | २ | ० | ३ | ० | ४ | ० |

**इयमुभयाधिक्यवतीविद्धा अत्रसर्वैःस्मार्तैर्वैष्णवैश्चावशिष्टापरैवैकादश्युपोष्या एतदुदाहरणेपिस्मार्त्तानांविद्धायास्त्यागः. मे० ९.**

એ એકાદશી ઉભયાધિક્યવતી વિદ્ધાછે. એ ઉદાહરણમાં, સઘળા સ્માર્ત્ત તથા વૈષ્ણવોએ બાકી રહેલી બીજા દિવસનીજ એકાદશી ઉપવાસ માટે લેવી. એ ઉદાહરણમાં પણ, સ્માર્ત્તોએ વિદ્ધાનો ત્યાગ કરવો. ૯

रामचंद्रतनूजेन, वासुदेवेन विन्मुदे ॥
धर्माब्धिशेषपट्टोयमशोध्येकादशीभिदां ॥ १ ॥

રામચંદ્ર ઉપાધ્યાયના પુત્ર, વાસુદેવ ઉપાધ્યાયે ધર્માબ્ધિસારના શેષભૂત એકાદશીના ભેદનો આ પટ વિદ્વાનોના સંતોષ માટે શોધેલો છે.

धर्माब्धिसारग्रंथस्य, व्याख्या गूर्जरभाषया ॥
कृताऽल्पप्रज्ञबोधाय, तया तुष्यंतु सज्जनाः ॥ १ ॥
कुर्वंतुनामनिंदां ये, खलास्तेऽत्र न मे क्षतिः ॥
प्राप्नुयुर्जगति ख्यातिं, तानृते सुजनाः कथं ॥ २ ॥

॥ श्री सीतारामचंद्रार्पणमस्तु ॥

---

# ધર્મસિંધુમાં લખાયલા કેટલાએક કઠિણ શબ્દોનો અકારાદિ વર્ણક્રમે કોશ.

## અ.

**અગ્નૌકરણ**—શ્રાદ્ધમાં પાત્ર પીરસવાથી પ્રથમ અગ્નિ અને સોમના ઉદ્દેશથી જે બે આહુતિ અપાય છે તે.

**અગ્રેદિધિષુ**—મ્હોટી બ્હેન કુંવારી બેઠાં નાની બ્હેન પરણે તો તે.

**અજીન**—મૃગચર્મ.

**અતિક્રાંત**—પ્રથમ કરવાનું જે રહિ ગયું હોય તે.

**અધરોચ્છિષ્ટ**—મળત્યાગ કીધા પછી હાથ પગ ધોઈ આચમન કીધું ન હોય તે.

**અધિવિન્ના**—એક પુરૂષે પરણેલી ઘણી સ્ત્રીયોમાંની પ્હેલી સ્ત્રી.

**અધ્વર્યુ**—યજુર્વેદી. ૨ યજ્ઞમાં યજુર્વેદનું કર્મ કરવાવાળો.

**અનન્યગતિક**—નીમેલા સમયેજ કરવાનું કૃત્ય. ૨ જેની બીજી ગતિ ન હોય તે.

**અનુકલ્પ**—પ્રતિનિધિ. ૨ ગૌણ પક્ષ.

**અનુગમન**—પાછળ જવું તે.

**અનૂચાન**—ગુરૂપાસેથી અંગ સહિત વેદ ભણી રહેલો તે.

**અન્યતમ**—બેમાંથી અથવા ઘણામાંથી કોઇ એક.

**અન્વાધાન**—હોમ કરવાનાં દ્રવ્યનો આહુતિની સંખ્યા પ્રમાણે દેવતાને ઉદ્દેશે ત્યાગ કરવો અથવા દેવતાઓના ઉદ્દેશથી સમિધ આદિ અગ્નિમાં અર્પણ કરવી તે.

**અન્વારોહણ**—સતી થવું તે.

**અન્વારંભ**—દર્ભવતિ બ્રહ્માને સ્પર્શ કરી રાખવો તે.

**અપવર્ગ**—મોક્ષ. ૨ કરેલાં કાર્યનું ફળ. ૩ સમાપ્તિ.

**અપવાદ**—બાધ. ૨ બાધ કરનાર.

**અપસ્માર**—મૃગીરોગ, (મિરિઓ).

**અપૂપ**—વડાં, પૂડા ઈત્યાદિ તળેલા પદાર્થ.

**અબ્જ**—કમળ. ૨ ચંદ્ર. ૩ શંખ.

**અભિઘાર**—હોમનાં દ્રવ્ય ઉપરે ઘી નાખવું અથવા તે દ્રવ્યમાં ઘી મેળવવું તે.

**અભિધ્યાન**—પરાયાં ધનની ઈચ્છા. ૨ ધ્યાન.

**અભિનિવેશ**—આગ્રહ.

**અભિમર્શ**—સ્પર્શ.

**અભિવાદન**—નામ અને ગોત્રના ઉચ્ચાર પૂર્વક નમસ્કાર કરવો તે.

**અભિશસ્ત**—દુરાચારી. ૨ પાપી.

**અભિષિક્ત**—જે ઉપરે અભિષેક થયો હોય તે.

**અભ્યંગ**—તેલનું મર્દન.

**અમત્ર**—પાત્ર.

**અમંત્રક**—મંત્ર રહિત.

**અયાતયામ**—જેની ઉપરે એક પોહોર પણ વીત્યો ન હોય તે, (તાજું).

**અરિષ્ટ**—અલ્પ મૃત્યુ.

**અર્ક**—સૂર્ય. ૨ આકડાનું ઝાડ.

**અર્ઘ્ય**—અર્ઘમાટે જળ.

**અવનેજન**—ધોવું, સાફ કરવું તે.

**અવભૃથ**—યજ્ઞના અંતે મંત્ર સહિત સ્નાન કરવું તે.

**અવિ**—ઘેટો. ૨ રજસ્વલા સ્ત્રી.

**અશ્મંતક**—આપટાનું ઝાડ.

**અષ્ટપુત્રી**—પરણેલી કન્યાને સસરાએ તે વેળાએ અપાતી સાડી.

**અસ્પૃશ્યત્વ**—સ્પર્શ કરવાને અયોગ્યપણું.

## આ.

**આગ્રયણ**—નવીન ઉત્પન્ન થયલી શાળ (ડાંગર) તથા સામાનો તે તે સમયે પ્રથમ અગ્નિમાં હોમ કરવો તે.

**આજ્યભાગ**—પોત પોતાની શાખામાં કહ્યા પ્રમાણે તે તે પાત્રમાં ઘૃત લઇ અગ્નિ અને પ્રજાપતિને ઉદ્દેશી અગ્નિમાં દક્ષિણ તથા ઉત્તર મેર બે આહુતિ પ્રથમ દેવી તે.

**આઢકી**—તુવેર.

**આધાન**—અગ્નિનું સ્થાપન કરવું તે.

**આપણ**—બજાર.

**આમુષ્મિક**—પરલોક સંબંધિ.

**આલંભ**—હિંસા. ૨ આલિંગન. ૩ સ્પર્શ કરવો. ૪ કાપવું.

**આવસથ્ય**—ઘરે ઘરે મંત્રવડે પ્રતિષ્ઠા કરી રાખેલો અગ્નિ તે.

**આવૃત્તિ**—એકજ બાબત બીજી વાર કરવી તે.

**આશૌચ**—સૂતક.

**આસાદન**—રાખવું.

## ઇ.

**ઇઠ્મ**—એક વેંતનાં પ્રમાણનાં પોત પોતાની શાખામાં કહેલાં ૧૮ અથવા ૨૦ સમિધ અગ્નિપાસે રાખવાં તે.

**ઇંધન**—બાળવાનાં કાષ્ટ.

**ઇષ્ટિ**—ફળની ઇચ્છા રાખી કરવાનો યથાવિધિ કામ્ય હોમ.

## ઉ.

**ઉત્કોચ**—લાંચ, (ગુપ્ત નજરાનું).

**ઉત્પવન**—દ્રવ પદાર્થને ગાળવો. ૨ શ્રૌત તથા સ્માર્ત્ત કર્મમાં ઘૃતનો એક સંસ્કાર છે તે.

**ઉત્સર્ગ**—મૂકવું. દાન દેવું.

**ઉદક્યા**—રજસ્વલા સ્ત્રી.

**ઉદપાન**—વાવ, તળાવ ઇત્યાદિ જળપાન કરવાનાં સ્થાન.

**ઉદ્દેશ**—ઉદાહરણ. ૨ સ્પષ્ટ કરવું. ૩ હેતુ.

**ઉદ્બંધન**—ગળામાં ફાંસો બાંધવો. ૨ ઉંચું બાંધવું.

**ઉદ્વર્ત્તન**—અવટન. ૨ અવટન લગાડી શરીર સ્વચ્છ કરવું તે.

**ઉપલબ્ધ**—પ્રાપ્ત થયલું. ૨ જાણેલું. ૩ દેખેલું.

**ઉપવીત**—જનોઇ.

**ઉપવીતી**—સવ્ય (ડાબે ખભે) જનોઇ પેહેર્યું હોય તે.

**ઉપશ્રુતિ**—વૃદ્ધોએ કહેલી ભવિષ્ય વાણી.

**ઉપસર્ગ**—અશુભસૂચક ઉપદ્રવ.

**ઉપસંગ્રહણ**—ચરણગ્રહણપૂર્વક નમસ્કાર કરવો તે.

**ઉપસ્થાન**—પ્રાર્થના.

**ઉપાકર્મ**—પોત પોતાની શાખામાં કહેલો દિવસે ઋષિપૂજનાદિક કરી જનોઇ બદલવું તે.

## ઊ.

**ઊર્ધ્વોચ્છિષ્ટ**—ભોજન કરી મુખ ધોયું ન હોય તે.

**ઊહ**—ઉચ્ચાર. ૨ તર્ક.

## ઋ.

**ઋક્**—મંત્ર.

**ઋચા**—મંત્ર.

**ઋત્વિજ**—વરણમાં વરેલો બ્રાહ્મણ.

## એ.

**એકતંત્ર**—સાથે થે શકે એવાં બન્ને કર્મ, એક સાથે કરવાં તે.

**એકોદ્દિષ્ટ**—એકને ઉદ્દેશી, વિશ્વેદેવ વિના શ્રાદ્ધ કરવું તે.

## ઐ.

**ઐંગિણી**—વાંસનું પાત્ર.

**ઐહિક**—આ લોકસંબંધિ.

## ઔ.

**ઔદુંબર**—ઘુલરનું ઝાડ.

**ઔપાસન હોમ**—વિવાહ સમયના અગ્નિ ઉપરે નિત્ય પ્રાતઃકાળ અને સાયંકાળ યાવજ્જીવ હોમકરવો તે.

## ક.

**કરક**—કમંડલ.

**કરકાવૃષ્ટિ**—વૃષ્ટિની સાથે પાણીના પથરા પડે છે તે.

**કર્માર**—સિલાટ, સુતાર આદિ શિલ્પ શાસ્ત્રનો જાણનારો.

**કલાય**—વટાણાં.

**કલ્પ**—સરખું. ૨ કલાકુશલ. ૩ વેદનાં છ અંગમાંનું એક અંગ. ૪ પ્રલય. ૫ વેદમાં કહેલો એક વિધિ. ૬ યોગ્યપણું. ૭ નિશ્ચય.

**કવ્ય**—પિતૃની પ્રીતિઅર્થે જે અન્ન તે.
**કાંડાનુસમય**—આવાહનથકી પુષ્પાંજલિ પર્યંત એક દેવની પૂજા સમાપ્ત કરી પછી બીજા દેવની પૂજાનો આરંભ કરવો તે,
**કામ્ય કર્મ**—કામના રાખી કરવાનાં કર્મ તે.
**કારીરી**—વૃષ્ટિ આવવાની ઇચ્છાથકી કરવાનો જે યજ્ઞ તે.
**કાર્પટી**—તીર્થયાત્રા કરનારાનો વેષ ધરનારો, ( કાવડિઓ ).
**કાલેય**—દારૂહલદર.
**ક્લિન્ન વસ્ત્ર**—ભીજેલું વસ્ત્ર.
**કુંકુમ**—કેશર.
**કુણપ**—શબ, ( મુડદું ).
**કુસુંભ**—સોનું. ૨ કસુંબાનું ઝાડ. ૩ સંન્યાસીનું કમંડલ.
**કુસ્તુંબરૂ**—કોથમીર.
**કૂટ**—ધાન્યાદિકનો સમૂહ. ૨ પર્વતનું શિખર. ૩ કપટ. ૪ અસત્ય. ૫ નીચપણું.
**કૂષ્માંડ**—કોલું.
**કૃષ્ણસાર**—કાળું હરિણ.
**કૃસર**—તિલ સહિત ચોખા દૂધમાં રાંધવા તે.
**કેયૂર**—બાજુબંધ.
**કૌશેય**—રેશમી વસ્ત્ર.

## ખ.

**ખડ્ગપાત્ર**—ગેંડાનું પાત્ર.
**ખનિત્ર**—કોદાળી આદિ ખણવાનાં શસ્ત્ર.
**ખર્વ**—ઠીંગણો. ૨ નાનો.
**ખર્વપાત્ર**—નાનું પાત્ર.
**ખંજ**—લંગડો.

## ગ.

**ગડુમાન્**—જેનાં અંગ ઉપરે ગાંઠા હોય તે.
**ગણિકાન્ન**—વેશ્યાનાં ઘરનું અન્ન.
**ગરૂત્મત્**—પાચમણી. ૨ ગરૂડ પક્ષી.
**ગર્ત્ત**—ખાડો.
**ગર્ભસ્રાવ**—કસુવાવડ.
**ગવ્ય**—ગાયનાં દૂધ, દહિ ઇત્યાદિ.
**ગુરૂતલ્પી**—ગુરૂની સ્ત્રીસાથે જારકર્મ કરવાવાળો.
**ગૃહ્યસૂત્ર**—કાત્યાયન, ગૌભિલ ઇત્યાદિ ઋષિઓએ પોતપોતાની શાખાનાં કર્મની અનુસારે લખેલાં છે તે.
**ગોચર**—ઇંદ્રિયોનું જ્ઞાન. ૨ ગ્રહોનું એક રાશિથી બીજી રાશિમાં બદલવું.
**ગોત્ર**—વાસિષ્ઠ, ભારદ્વાજ, કૌશિક ઇત્યાદિ.
**ગંડૂષ**—જલાદિકવડે મ્હોઢું ભરેલું હોય તે, ( કોગળા ).
**ગંડોપધાનિકા**—ગાલમસૂરિયાં.
**ગ્રહ**—ગ્રહણ. ૨ સૂર્ય આદિ નવ ગ્રહ.
**ગ્રામયાજી**—ગામનો ઉપાધ્યાય, ( ગામોટ ).

## ચ.

**ચક્રમર્દન**—પુવાડિઆનાં ઝાડ.
**ચત્વર**—યજ્ઞમાટે સંસ્કારયુક્ત કરેલો જે પૃથ્વીનો ભાગ તે.
**ચમસ**—પ્રણીતા એ નામનું પાત્ર.
**ચરૂ**—રાંધેલો ભાત.
**ચિત્રકર્મા**—ચિતારો.
**ચિત્રાહુતિ**—ભોજન સમયે ભૂપતિ ઇત્યાદિકને ઉદ્દેશે પાત્રની પાસે જે બે, ત્રણ, ચાર અથવા પાંચ ભાગ મૂકાયછે તે.
**ચૌલ**—બાળકના વાળ વેદોક્ત વિધિથી પ્રથમ ઉતરાવવા તે.

## છ.

**છત્રાક**—વૃષ્ટિ સમયે અગોચર ભૂમી ઉપરે સફેદ રંગનાં છત્ર આકારે થાયછે તે.
**છાગ**—બકરો.
**છાગી**—બકરી.

## જ.

**જનનાશૌચ**—જન્મસંબંધી સૂતક.
**જાતકર્મ**—જન્મ પામેલા બાળકના વેદોક્ત સંસ્કાર કરવા તે.
**જાતાશૌચ**—જન્મસંબંધી સૂતક.
**જાતેષ્ટિ**—જન્મ સમયે કરવાની ઇષ્ટિ.
**જીવત્પિતૃક**—જેનો પિતા જીવતો હોય તે.
**જુહૂ**—મેક્ષણ, ( સર્પાને આકારે બાર અંગુળનું થાય છે ) તે.
**જંબીર**—લીંબુ.

જ્યોતિષ્ટોમ—યજ્ઞવિશેષ, ( જેમાં સોમ વલ્લીનો હોમ થાયછે ) તે.

### ત.

તલ્પ—શય્યા, ( બિછાણું ).
તાર—રૂપું, ( ચાંદી ). ૨ તેજોમય. ૩ પ્રણવ.
તુષારગિરિ—હિમાલય પર્વત.
તૂષ્ણીં—અવ્યય છે, મંત્ર રહિત ક્રિયા માત્ર કરવી તે.
તંતુવાય—વસ્ત્ર વણનારો.
તંદુલીય—તાંદલચાની ભાજી.
ત્યાગ—હોમ કીધા પછી ' ન મમ ' એમ કે હેવું તે. ૨ છોડી દેવું.
ત્રપુ—સીસું. ૨ કથીર.
ત્રિમધુ—દૂધ, ઘી, અને મધ.

### દ.

દમનક—દવણાનું ઝાડ.
દર્શ—અમાવાસ્યા.
દર્શશ્રાદ્ધ—અમાવાસ્યાનું શ્રાદ્ધ.
દસ્યુ—ચોર.
દિધિષૂ—ન્હાની બેહેન પ્રથમથી પરણ્યા છતે જે મ્હોટી બેહેન કુવારી હોય તે.
દિવ્ય—અગ્નિ, જળ ઈત્યાદિ સાધનથી સચ્ચાઈ કરવી તે.
દીક્ષા—ઉપદેશ.
દૂર્વાંકુર—છપ્પરની કોમળ સળિઓ.
દેવખાત—ગુફા. ૨ પ્રાચીન સરોવર.
દેશવિપ્લવ—પાણીની રેલ, લૂંટાલૂંટ ઈત્યાદિ દેશપીડા.
દંતપત્ર—હાથીદાંત.
દ્યૂત—જુગાર.
દ્વિદલ—જેનાં બે દલ હોય એવું ધાન્ય, ( અડદ, મગ ઈત્યાદિક ).

### ધ.

ધાત્રી—આમળાનું ઝાડ. ૨ માતા. ૩ ધાવમાતા. ૪ પૃથ્વી. ૫ ધાવડીનું ઝાડ.
ધાન્યક—ધાણા. ૨ કોથમીર.
ધૂમકેતુ—અગ્નિ. ૨ કેતુનો તારો.

### ન.

નાંદીશ્રાદ્ધ—સઘળાં મંગળ કાર્યના આરંભમાં કરવાનું જે શ્રાદ્ધ તે.
નામકર્મ—બાળકનું નામ પાડવું તે.
નાળચ્છેદ—બાળકની નાળ છેદવી તે.
નિગડ—બેડી. ૨ બંદીખાનું.
નિત્યકર્મ—નિયમથી કરવાનું જે નિત્યનું કર્મ, ( સંધ્યા આદિ ).
નિર્ણેજન—સ્વચ્છ, ( શુદ્ધ કરવું ). ૨ પ્રાયશ્ચિત્ત કરવું.
નિર્યાસ—છીર. ૨ ગુંદ.
નિર્વાપ—દેવને ઉદ્દેશે ચરૂનાં પાત્રમાં કાચું અન્ન નાખવું તે.
નિવીત—કંઠીનીપેઠે કંઠમાં જનોઈ પેહેરવું તે.
નિષ્ક—( ૩૨૦ ) ગુંજા ભાર વજન. ૨ પદક ઈત્યાદિ હૃદયનું આભૂષણ.
નિષ્ક્રય—મૂલ્ય, ( કિંમત ).
નિષ્પાવ—વાલ. ૨ વટાણા. ૩ ચોળા.
નીલાંજન—મોરથુથો.
ન્યુબ્જ—પાત્ર ઉંધું વાળવું. ૨ કુબડો.
નૈમિત્તિક—નિમિત્ત આવ્યાથી જે કરવાનું તે.

### પ.

પટોલ—પરવળ.
પત્રપુટ—પાનની પત્રાવળી તથા દૂના.
પદાર્થાનુસમય—સઘળા દેવતાઓનું એકતંત્રે યથાવિધિ પૂજન કરવું તે.
પરમાન્ન—દૂધપાક.
પરિદાન—યજ્ઞોપવીત દેતી વખતે સૂર્ય અને પ્રજાપતિને મનથી બટુ અર્પણ કરવો તે.
પરિદાયી—પરિવેદિની કન્યાનું દાન કરનારો પિતા.
પરિધાન—વસ્ત્ર ધારણ કરવાં.
પરિયષ્ટા—પરિવેદિની કન્યાને પરણાવનારો આચાર્ય.
પરિવિત્તિ—ન્હાનો ભાઈ પરણ્યા છતાં અને અગ્નિહોત્ર લીધા છતાં મ્હોટો ભાઈ એમજ સ્ત્રી અને અગ્નિ વિના બેઠો રહે તો તે.
પરિવેત્તા—મ્હોટો ભાઈ કુવારો અને અગ્નિ વિના બેઠાં છતાં ન્હાનો ભાઈ પ્રથમથી વિવાહ કરે અથવા અગ્નિ ગ્રહણ કરે તો તે.

**પરિવેદિની**—પરિવેત્તાને પરણનારી કન્યા.
**પર્ષ**—મ્હોટો.
**પર્યગ્નિકરણ**—હોમનો પદાર્થ લઈ અગ્નિની ચારેમેર ફરાવવો તે.
**પર્યવસન્ન**—છેવટનું. ૨ પૂર્ણ થયલું.
**પર્યુદાસ**—ત્યાગ.
**પર્યુષિત**—વાસી, (શીળું).
**પર્ષત્**—સભા.
**પલ્વલ**—ન્હાનું તળાવ.
**પાકસંસ્થા**—શ્રવણાકર્મ આદિ સાત છે તે.
**પાત્રાલંભ**—પાત્રનો સ્પર્શ કરી રાખવો તે.
**પાનક**—પણો, સર્બત ઈત્યાદિ.
**પિંડપિતૃયજ્ઞ**—સાગ્નિકો અમાવાસ્યાને દિવસે પિતૃને ઉદ્દેશી શ્રાદ્ધ કરેછે તે.
**પિંડાવનેજન**—ઘી, કાજળ ઈત્યાદિ પદાર્થ પિંડમે લગાડવા તે.
**પિણ્યાક**—ખોળ.
**પિશુન**—દુર્જન. (ચાડિઓ).
**પિષ્ટાતક**—સુગંધિ ચૂર્ણ.
**પુનરાધાન**—મંત્રિતાગ્નિ નષ્ટ થયા છતાં ફરી સંસ્કાર કરી તેનું સ્થાપન કરવું તે.
**પુષ્પિણી**—રજસ્વલા સ્ત્રી.
**પૂર્ણપાત્ર**—ચોખા ભરી બ્રહ્માને અર્થે આપવાનું પાત્ર તે.
**પૃથુક**—પૌવા.
**પૌતિક**—વિરિયાળી.
**પૌત્તિક**—પીળા રંગની મ્હોટી માંખીથકી અથવા કાળા રંગની ન્હાની માંખીથકી થયલું સફેદ રંગનું જે મધ તે.
**પંચગવ્ય**—ગાયનાં દૂધ, દહી,ઘી,છાણ અને મૂત્ર.
**પંચરત્ન**—સોનું, હીરો, માણક, નીલમ અને મોતી.
**પ્રકોષ્ટ**—કોણીથી નીચલો કાંડાંલગીનો હાથનો ભાગ.
**પ્રત્તકન્યા**—પરણાવેલી કન્યા.
**પ્રતિનિધિ**—મુખ્ય પદાર્થને ઠેકાણે તેના સરખો બીજો પદાર્થ લેવો તે.
**પ્રતિપ્રસવ**—એકાદાં કાર્યનો જે સામાન્યપણે નિષેધ કીધેલો તેનો વિશેષેકરી ફરી વિધિ કરવો તે.
**પ્રતિબંધ**—અડચણ.
**પ્રતીક્ષા**—વાટ જોવી.
**પ્રત્યભિવાદન**—શિષ્યે નમસ્કાર કીધા પછી ગુરૂએ આશિર્વાદ દેવો તે.
**પ્રત્યવરોહણ**—સેકી રાખેલાં સમિધને અગ્નિમાં હોમ કરવો તે.
**પ્રત્યામ્નાય**—પ્રતિનિધિ શબ્દ જુવો. ૨ યોગ્ય કિંમત.
**પ્રત્યુદ્વાહ**—સામસામી કન્યા આપી વિવાહ કરવો તે.
**પ્રવાહણ**—વેહેવરાવવું.
**પ્રસવ**—બાળકની ઉત્પત્તિ.
**પ્રાચીનાવીતિ**—જમણે ખભે જનોઈ રાખેલી હોય જેને અપસવ્ય કેહેછે તે.
**પ્રાણ્યંગચૂર્ણ**—છીપનો અથવા બીજાં હાડકાનો ચુનો.
**પ્રાયશ્ચિત્ત**—થયલાં પાપની નિવૃત્તિનો ઉપાય.
**પ્રાયોપવેશન**—મૃત્યુ આવવા પર્યંત અન્ન અને જળનો ત્યાગ કરી ઈશ્વરનું સ્મરણ કરતાં નિશ્ચય રાખી બેસવું તે.
**પ્રોક્ષણ**—સઘળા પદાર્થ ઉપરે પ્રોક્ષણીપાત્રમાંનું જળ છાંટવું તે.
**પ્રોષિત**—પરદેશ ગયલો.

## ફ.

**ફલિત**—સિદ્ધ થયલું. ૨ રજસ્વલા સ્ત્રી. ૩ ફળેલું ઝાડ.
**ફલીકરણ**—ક્રિયા કરવી. ૨ ચોખા ઈત્યાદિ ધાન્યની ફોતરી કાઢવી તે.

## બ.

**બલીવર્દ**—બલદ.
**બલ્વજ**—એક જાતનું ઘાસ.
**બહ્વૃચ**—ઋગ્વેદી બ્રાહ્મણ.
**બાધ**—અટકાવવું. ૨ છળ. ૩ નુકશાન. ૪ દુઃખ.
**બ્રહ્મપત્ર**—ખાખરાનું ઝાડ. ૨ રાતા અગસ્ત્યાનું ઝાડ. ૩ પીપળો.
**બ્રહ્મયજ્ઞ**—નિત્ય નિયમપૂર્વક વેદનો પાઠ કરવો તે.

**બ્રાહ્મમુહૂર્ત**—સૂર્યોદયથકી ૫૭, ૫૮ મી ઘડી.
**બ્રહ્મૌદન**—બ્રાહ્મણોને માટે કરેલો પાક, જેને ઋગ્વેદી જનોઈ આપતી વેળાએ કરેછે તે.

ભ.

**ભસ્મમર્યાદા**—પત્ર (૬૧૭) માંની નોટ જુવો.
**ભાગિનેય**—ભાણેજો.
**ભિઃસટા**—બળેલું અન્ન.
**ભૂમિલવણ**—ખાણમાંથી પેદા થયલું મીઠું.
**ભૃંગાર**—ઝારી.
**ભૃગુપાત**—પર્વતનાં શિખર ઉપરેથી ગબડી પડવું, (ડેક ખાવો).
**ભૃતકાધ્યાપક**—પગાર લઈ શીખવનારો.
**ભૃતકાધ્યાયી**—પગાર લઈ શીખનારો.
**ભૃતિ**—મૌલ્ય. ૨ મજુરી.
**ભૃષ્ટ**—ભુંજેલાં, (ધાન્ય ઈત્યાદિ).
**ભ્રષ્ટ**—પોતાના અધિકારથી પડેલો. ૨ અપવિત્ર સ્થલાદિ. ૩ ભુંજેલા તથા તળેલા પદાર્થ.
**ભ્રાષ્ટ્ર**—ધાન ભુંજવાની કડાઈ અથવા ખપર. ૨ ભુંજેલા તથા તળેલા પદાર્થ.
**ભ્રૂણહત્યા**—બાળહત્યા.

મ.

**મલિમ્લુચ**—અધિકમાસ તથા ક્ષયમાસ, જેને (મલમાસ) કેહેછે તે.
**મહાનસ**—રસોઈ કરવાનું ઘર.
**માણવક**—બાળક.
**માતુલાની**—મામી.
**માર્જન**—સાફ કરવું.
**માલતી**—જાઈ. ૨ ચમેલી.
**માષ**—અડદ.
**મુંજાત**—ખાર જંગલી સૂરણ.
**મુનિપુષ્પ**—અગસ્ત્યાનું ફૂલ.
**મુસલસ્નાન**—વિધિરહિત તથા મંત્ર રહિત સ્નાન.
**મૂલક**—મૂળા.
**મૃતાશૌચ**—મરણ સંબંધી સૂતક.
**મેખળા**—મુંજનાં ઘાસની ડોરી.
**મેધાજનન**—(૧૬) સંસ્કારમાંનો એક સંસ્કાર. ૨ બુદ્ધિ વધારનારૂં.

૧. શતપથ બ્રાહ્મણના કાંડ ૧૩ માં અધ્યાય ૮૪ માં અશ્વમેધ પ્રકરણના મંત્ર ૪ થામાં બ્રહ્મૌદન કરવાનું કહ્યું છે, અને તે ઋગ્વેદીઓને જનોઈ પેહેરી કરવાનો છે કે (બ્રહ્મૌદન) ખાધાથી ચાંદ્રાયણ પ્રાયશ્ચિત કરવું પડેછે તે.

**મેહન**—લિંગ. ૨ મૂત્રમાર્ગ.
**મૌંજી**—મેખલા. ૨ યજ્ઞોપવીત સંસ્કાર.

ય.

**યજ્ઞોપવીત**—જનોઈ.
**યજ્ઞોપવીતી**—જેણે ડાબે ખભે જનોઈ રાખેલું હોય તે.
**યમળ**—બે બાળક સાથે જન્મ પામે તે.
**યતિ**—સંન્યાસી. ૨ નિયમવાળો.
**યવસ**—ઘાસ.
**યક્ષકર્દમ**—ચંદન અને કેશર તોલાં ૧૨, કપૂર તોલાં ૬, તથા કસ્તૂરી તોલાં ૪, એ પદાર્થો એકઠા મેળવી કરેલો તે.
**યક્ષ્મરોગ**—ક્ષય રોગ.
**યાજ્ય**—જેનેમાટે યજ્ઞ કરેલો હોય તેવો યજમાન.
**યાન**—ઘોડા, હાથી, પાલખી ઈત્યાદિ જવાનું સાધન.
**યવાનાલ**—જુવાર ધાન્ય.

ર.

**રજસ્વલા**—માથે આવેલી સ્ત્રી.
**રાજક્રાંતિ**—રાજ્યક્રાદિ રાજભય.
**રાજમાષ**—ચોળા. ૨ અડદ.
**રાજસર્ષપ**—કાળા સર્ષવ.
**રિક્થ**—ધન. ૨ કર્મ વિભાગથી મળેલી મિલકત.

લ.

**લવણશાક**—અથાણું, (સંધાણું).
**લવલી**—રાજ આમળાં.
**લિંગી**—પેટ ભરવામાટે ચિન્હ ધરનારો.
**લેહ્ય**—ચાટીને ખાવાયોગ્ય પદાર્થ.
**લોચન**—નેત્ર. ૨ કાળીજીરી. ૩ ગોરખમુંડી.
**લોહાભિસારિક**—શસ્ત્રસ્થાપન.
**લૌકિકાગ્નિ**—સાધારણ અગ્નિ.

વ.

**વજ્રપાત**—વીજળી પડેછે તે.
**વજ્રાનળ**—વીજળીનો અગ્નિ.
**વટપ્રરોહ**—વડવાઈ.
**વપન**—મુંડન.
**વપ્રા**—કુંડાદિકને ફરતી મેખળા.
**વર્ષિકા**—દોરડું.

**વારૂણપાત્ર**—પ્રોક્ષણી માત્ર.
**વારૂણસ્નાન**—જળસ્નાન.
**વાર્ત્તાક**—રીંગણાં.
**વાર્ધુષિક**—વ્યાજવતિ આજીવિકા ચલાવનારો.
**વિકંક્ત**—વેહેકળો.
**વિકૃતાંગ**—વિકારયુક્ત અંગવાળો.
**વિડંગ**—વાવણીંગનાં ઝાડ અથવા ફળ. ૨ ચતુર.
**વિડ્વરાહ**—ગામનો સૂવર, (ભૂડણુ).
**વિધા**—પ્રકાર.
**વિધાન**—કર્મ કરવાની રીતિ.
**વિપણી**—વેચવાની બજાર. ૨ વેચવાની વસ્તુ. ૩ બજારમાંનો રસ્તો.
**વિભાષા**—વિકલ્પ.
**વિરજ**—કોઇ એક સ્થાન, (નિર્ણયસિંધુમાં લોણાર એ નામથી લખ્યુંછે તે). ૨ રજોગુણ રહિત.
**વિશાલ**—વિસ્તારવાળું. ૨ બદરિકાશ્રમ.
**વિશ્લેષ**—વિયોગ.
**વૃંત**—પાન, ફળ ઇત્યાદિકની દીંટી.
**વેતસ**—નેતર.
**વેદી**—ઓટલી.
**વૈકંકત**—વેહેકળો.
**વૈશ્વદેવ**—ઘરમાં થતી પાંચ મ્હોટી હત્યાઓનો દોષ નિવૃત્ત કરવામાટે નિત્ય કરવાનો અગ્નિહોમ.
**વ્યજન**—પંખો.
**વ્યંજન**—ચટણી, કાથમીર ઇત્યાદિ.
**વ્યતિરેક**—અભાવ. ૨ ભિન્નપણું.
**વ્યતિષંગ**—પીઢપણું. ૨ પરસ્પર સંબંધ.
**વ્યવહિત**—જેની વચમાં અંતરાય હોય તે.
**વ્યવાય**—મૈથુન.
**વ્યાઘાત**—(૨૭) યોગમાંનો (૧૩) મો યોગ. ૨ નાશ. ૩ અંતરાય.
**વ્યામોહ**—મોહ. ૨ અજ્ઞાન. ૩ મૂર્ખપણું.
**વ્રાત્ય**—સંસ્કારહીન.
**વ્રીહિ**—શાળ, (ડાંગર).

## શ.

**શમલ**—પાપ. ૨ દોષ. ૩ વિષ્ટા.
**શમીધાન્ય**—ફળીમાં ઉત્પન્ન થતું ધાન્ય. (મગ, અડદ ઇત્યાદિ).
**શમ્યા**—યજ્ઞમાંનું એક પાત્રવિશેષ.
**શષ્કુલી**—પક્વાન્ન વિશેષ, (પુરી+ચકુલી).
**શિગ્રુ**—સરગવાનું ઝાડ.
**શિરીષ**—સરસડાનું ઝાડ.
**શીતકંદલી**—રતાલુ.
**શીર્ણપુષ્પ**—ગળેલાં ફૂલ.
**શૃંગાટ**—સિંગોડાં.
**શૃત**—પરિપક્વ થયલો ચરૂ અને ઘી, દૂધ ઇત્યાદિ ગરમ કરેલા પદાર્થ.
**શૈમ્બ્યધાન્ય**—શમીધાન્ય શબ્દ જુવો.
**શ્રપણ**—રાંધવું.
**શ્રીપર્ણી**—સીસમનું ઝાડ.
**શ્રેણી**—પંક્તિ.
**શ્રૌતકર્મ**—વેદોક્ત કર્મ.
**શ્રૌતાગ્નિ**—અગ્નિહોત્રનો અગ્નિ.
**શ્લેષ્મા**—કફ.
**શ્લેષ્માતક**—લિસોડાનું (ગુંદાનું) ઝાડ અથવા ફળ.
**શ્વિત્રી**—કોઢવાળો.

## સ.

**સતીનક**—વાટાણાં.
**સપિંડ**—મૂળ પુરૂષથકી સાત પેહેઢીલગીંના ભાઇયાતો.
**સમધાન્ય**—જવ, ગહુ, ચોખા, તિલ, કાંગ, સામો, ચણા એ સાત.
**સમારોપ**—સમિધને સેકી તેની ઉપરે અગ્નિ આવવાની ભાવના કરવી તે. ૨ સ્થાપન કરવું.
**સમાવર્ત્તન**—મુંજની મેખળાસાથે બ્રહ્મચારીના નિયમનો ત્યાગ કરવો તે.
**સમિધ**—જુદી જુદી જાતનાં (આકડો, ખાખરો, પિપળો ઇત્યાદિ) કાષ્ટ.
**સર્વૌષધિગણ**—કુઠ, જટામાંસી, હળદર, દારૂહળદર, વજ, શિલાજિત્, સૂકડ, કપૂર, મોથ અને ભોંપીલુડી એ દશ પદાર્થનો ચૂર્ણ.

**સહાધ્યાયી**--ગુરૂભાઈ (સાથે વિદ્યા શિખનારો).
**સિંધુવાર**--નિગોડનું ઝાડ. ૨ ઉત્તમ ઘોડો.
**સીતાલોષ્ઠ**--હળવડે ઉખડેલી માટીની ઢેફ.
**સૂક્ત**--ઘણા મંત્રો મળી વેદનો એક ભાગ.
**સોપપદાતિથિ**--જેઠ સુદ ૨, આશુ સુદ ૧૦, માઘ સુદ ૪ તથા ૧૨, એ ચાર.
**સંધિની**--મૈથુનમાટે સાંઢસાથે ફરનારી ગાય. ૨ વિના સમયે દૂધ દેનારી ગાય.
**સંયાવ**--ચૂરમું. ૨ કરંજી,
**સંસ્કાર્ય**--સંસ્કાર કરવાયોગ્ય.
**સ્થાલીપાક**--ચરૂ.
**સ્થંડિલ**--હોમમાટે કરેલો પીઠ.
**સ્નાતક**--જેને સમાવર્ત્તન સંસ્કાર થયો હોય તે.
**સ્માર્ત્તાગ્નિ**--આવસથ્યનો અગ્નિ.
**સ્રાવ**--કસુવાવડ.
**સ્વસ્રીય**--બેહેનનો દીકરો. (ભાણેજ).
**સ્વાધ્યાય**--વેદાભ્યાસ.
**સ્વિષ્ટકૃત્**--હોમ કરતાં વધી પડેલાં દ્રવ્યની મેળવી એકજ આહુતી છેવટે દેવાયછે તે.

## હ.

**હવિ**--હોમ કરવાયોગ્ય વસ્તુ.
**હવ્ય**--દેવતાની પ્રીતિ અર્થે જે અન્ન તે.
**હેય**--ત્યાગ કરવાયોગ્ય વસ્તુ.
**હ્રદ**--પાણીનો ધ્રો.

## ક્ષ.

**ક્ષણ**--વ્યાપારવિના રેહેવું તે. ૨ ત્રીસ કળારૂપ કાળ તે. ૩ ઉત્સાહ. ૪ રાળ.
**ક્ષીરવૃક્ષ**--ઉંબર, પિપળો, વડ ઇત્યાદિ ઝાડ.
**ક્ષૌદ્ર**--મધ.
**ક્ષૌમવસ્ત્ર**--શણ તથા રેશમનું વસ્ત્ર.

---

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૬ | ૨૦ | જાણવું ... ... ... | ... જાણવા. |
| ૮ | ૧૧ | રાક્ષોઘ્ને ... ... ... | ... રક્ષોઘ્ને. |
| ૧૨ | ૧૬ | તિથિઆનો ... ... | ... તિથિઓના. |
| ૬૫ | ૩૨ | ધીનું ... ... ... | ... ઘીનું. |
| ૮૦ | ૧ | ૦૮ ... ... ... | ... ૮૦. |
| ૯૬ | ૧૦ | બદલાવવું ... ... | ... બદલવું. |
| ૧૪૭ | ૧૮ | ધડી ... ... ... | ... ઘડી. |
| ૧૫૯ | ૨૦ | ધાનમાં ... ... ... | ... ધ્યાનમાં. |
| ૧૬૩ | ૩૧ | માધ ... ... ... | ... માઘ. |
| ૨૦૬ | ૧ | તેને ... ... ... | ... તેના |
| ૨૨૯ | ૫ | હામ ... ... ... | ... હોમ. |
| ૨૩૭ | ૭ | ગર્ભાધાન ... ... | ... ગર્ભાધાન. |
| ૨૮૪ | ૨૫ | જયેષ્ટા ... ... ... | ... જયેષ્ઠા. |
| ૨૯૦ | ૩૦ | શાતિ ... ... ... | ... શાંતિ. |
| ૩૦૫ | ૪ | દષ્ટિ ... ... ... | ... દૃષ્ટિ. |
| ૩૦૮ | ૩૧ | સંસ્કાર કરવા નહી, ... | ... સંસ્કાર એક વર્ષમાં કરવા નહી. |
| ૩૧૭ | ૨૨ | પ્રમાણ ... ... ... | ... પ્રમાણે. |
| ૩૯૪ | ૧૫ | एवंमकत्वादि ... ... | ... एवंमूकत्वादि. |
| ૫૦૦ | ૩૧ | देव्यामाघेश्विनमोसे ... | ... देव्यामाघेश्विनेमासे. |
| ૫૬૪ | ૨૦ | ધટસ્ફોટ. ... ... | ... ઘટસ્ફોટ. |
| ,, | ૩૩ | विघेया ... ... ... | ... विधया. |
| ૫૬૭ | ૨૭ | ધી અથવા ... ... | ... ઘી અથવા. |
| ૫૬૯ | ૨૮ | અંરૂણોદય ... ... | ... અરૂણોદય. |
| ૫૭૦ | ૧૮ | व्यवाहार ... ... | ... व्यवहार. |
| ૫૭૧ | ૧ | પ્રયોજણ ... ... | ... પ્રયોજન. |
| ૫૭૪ | ૧૮ | ( પત્ર માં )... ... | ... ( પત્ર ૩૯૪ માં ). |
| ૫૯૩ | ૪ | શ્રાદ્ધને ... ... | ... શ્રાદ્ધના. |
| ૫૯૪ | ૧૯ | तंत्रैकोदिष्ट ... ... | ... तत्रैकोद्दिष्टं. |
| ૫૯૫ | ૧૯ | श्राद्धप्रसाताद्दन ... | ... श्राद्धप्रासांताद्दिने. |
| ૬૦૯ | ૭ | शंखश ... ... ... | ... शंखश्च. |
| ૬૧૩ | ૯ | चात्वरो... ... ... | ... चत्वारो. |
| ૬૨૩ | ૧૭ | अपपित्रः ... ... | ... अपवित्रः |
| ૬૬૬ | ૫ | ( પત્ર ૬૬૦ માં ) ... | ... ( પત્ર ૬૬૧ માં ). |
| ૬૯૯ | ૩૨ | अथाशौचान्न ... ... | ... अथाशौच्यन्न. |
| ૭૦૯ | ૧૯ | અંત્યકર્મ ... ... | ... અંત્યકર્મ. |
| ૭૧૨ | ૨૩ | कलिदुगे ... ... | ... कलियुगे. |
| ૭૨૬ | ૩૦ | રમશાન ... ... | ... સ્મશાન. |
| ૭૭૭ | ૧૫ | સધળે ... ... ... | ... સઘળે. |
| ,, | ૨૩ | ચિત્રાહુતિ ... ... | ... ચિત્રાહુતિ. |
| ૭૯૩ | ૩૫ | पंचापे ... ... ... | ... पंचोप. |
| ૮૦૧ | ૪ | વણવોનો ... ... | ... વૈષ્ણવોનો. |
| ,, | ૨૪ | ધટિકા... ... ... | ... ઘટિકા. |

# ધર્મસિંધુના પ્રથમથી ગ્રાહક થયાછે તેઓનાં નામ.

| નામ. | ગામ. | પ્રતિ. |
|---|---|---|
| ઠક્કર ધનજી માવજી... ... | ... મુંબઈ | ૧૦૨ |
| પંડિત જયેષ્ઠારામ મુકુંદજી... | ... મુંબઈ | ૪૬ |
| મહારાજાધિરાજ મિરજાં મહારાઓ શ્રીખેંગારજી બહાદુર... | ...કચ્છભુજ | ૧૧ |
| રાજેશ્રી જયશંકર કલ્યાણજી છાપા | જુનાગઢ | ૧૧ |
| ગજર ત્રિભુવનદાસ કલ્યાણદાસ ... | મુંબઈ | ૧૧ |
| ઠક્કર જેરામશિવજી હા.ખીમજીજેરામ. | સુંદરા | ૮ |
| કવિ રણછોડલાલ ગલુરામ... | ... મુંબઈ | ૫ |
| વાણ નથુભાઈ તલકચંદ ... ... | .. | ૫ |
| શા. ગોવિંદજી માધવજી કક્ષ ... | .. | ૩ |
| રાજેશ્રી ફીકાભાઈ પ્રભુદાસ... | ... સુરત | ૩ |
| સર મંગળદાસ નથુભાઈ, નાઈટ સી. એસ. આઈ... ... ... | ... મુંબઈ | ૨ |
| શેઠ વસનજી મનજી... ... ... | ,, | ૨ |
| રા૦ મંછારામ ધેલાભાઈ ... ... | ,, | ૨ |
| રાજેશ્રી મનસુખરામ સૂર્યરામ | ... મુંબઈ | ૨ |
| રા૦ રણછોડભાઈ ઉદયરામ... ... | ,, | ૨ |
| ઠક્કર જીવરાજ ખેતસી ... ... | .. | ૨ |
| ,, પ્રેમજી નારાયણજી ... ... | .. | ૨ |
| ,, જેઠા પુરૂષોત્તમ... ... ... | ,, | ૨ |
| ,, ઇબજી શિવજી... ... | ... સુંદરા | ૨ |
| ,, દામોદર આણંદજી ... | ... માંડવી | ૨ |
| ,, કેશવજી પ્રાગજી... ... ... | ,, | ૨ |
| ,, રણછોડદાસ ઓધવજી ... | ,, | ૨ |
| શેઠ નગીનદાસ મોતીરામ ગાંધી... | મુંબઈ | ૨ |
| ,, લક્ષ્મીદાસ ખીમજી ... ... | ,, | ૧ |
| રા૦ ખુશાલરાય લાલજી ... ... | ,, | ૧ |
| ,, ઇચ્છારામ સુરજરામ દેસાઈ.. | ,, | ૧ |
| શા. માવજી રાઘવજી... ... ... | ,, | ૧ |
| રા૦ વિઠલદાસ રાજારામ... ... | ,, | ૧ |
| ઠક્કર નરમદાશંકર ધીરજરામ ... | ,, | ૧ |
| શેઠ કૃષ્ણદાસ હરીભાઈ પદમસી... | ,, | ૧ |
| ત્રવાડી જાદવજી લીલાધર... ... | ,, | ૧ |
| ઠક્કર સુરજી ઉકરડા... ... ... | ,, | ૧ |
| ઠક્કર વાહાલજી નાથા... ... | ... મુંબઈ | ૧ |
| ,, રામદાસ ઠાકરસી ... ... | ,, | ૧ |
| ,, જેઠા જયરામ ગોપાલજી ... | ,, | ૧ |
| ,, ભીમજી નરસી ... ... ... | ,, | ૧ |
| ,, રણછોડદાસ વિસનજી... ... | ,, | ૧ |
| ,, લક્ષ્મીદાસ મુરારજી સતુ ... | ,, | ૧ |
| ,, રામદાસ પ્રેમજી ... ... | ,, | ૧ |
| ,, મથુરાદાસ નથુભાઈ... ... | ,, | ૧ |
| ,, જેરામ દામોદર... ... | ... માંડવી | ૧ |
| ઠક્કર કાનજી દ્વારકાદાસ ... | ... માંડવી | ૧ |
| ,, પ્રેમજી મુરારજી... ... ... | ,, | ૧ |
| ,, મેગજી માવજી... ... ... | ,, | ૧ |
| ,, નારાયણદાસ વ૦ હંસરાજ ... | ,, | ૧ |
| ,, ભવાનજી મુલજી... ... ... | મુંબઈ | ૧ |
| કચ્છ પોષ્ટના સુપરીનટેન્ડેન્ટ સાહેબ ચંદુલાલ મથુરાદાસ ... | ... ભુજ | ૧ |
| માંઉ રામજી ભાણજી ... | ... માંડવી | ૧ |
| જોશી નાનજી નરસી... ... ... | ,, | ૧ |
| રાજેશ્રી મેહેતા દલપતરામ જગજીવન | ,, | ૧ |
| પંડયા શિવદાસ સુંદરજી દાનાધ્યક્ષ... | ભુજ | ૧ |
| ,, દયાશંકર મકનજી ... | ... અંજાર | ૧ |
| ભટ ગોપાલજી નારાયણજી... | ... ભુજ | ૧ |
| મેહેતાજી જગન્નાથ જેઠાલાલ ... | ,, | ૧ |
| દિવે ગોપાળજી મદનજી ... ... | ,, | ૧ |
| ,, રામલાલજી ગોકુલદાસજી વૈદ્ય. | મુંબઈ | ૧ |
| ત્રવાડી હરદેવ ગંગારામ ... ... | ,, | ૧ |
| ભટ કાલિદાસ ધારંગજી ... ... | ,, | ૧ |
| ઠક્કર ત્રીકમદાસ લવજી ... ... | ,, | ૧ |
| શા. પરમાનંદદાસ ગોપાલદાસ ... | ,, | ૧ |
| શા. હરજીવન નારાયણદાસ... ... | ,, | ૧ |
| ભટ ખીમજી હરીરામ ... | ...બળદિઆ | ૧ |
| દિવે હીરજી પ્રાણજીવન ... | ... ભુજ | ૧ |
| ભટ કલ્યાણજી નારાયણજી | ... કોઠારા | ૧ |

| નામ. | ગામ. | પ્રતિ. |
|---|---|---|
| ઠકર પ્રેમજી કુવરજી ... ... | મુંબઈ | ૧ |
| વ્યાસ શિવજી ભાગચંદ ... ... | ,, | ૧ |
| ઠકર દામોદર હીરજી... ... ... | ,, | ૧ |
| દિવે નરસી વાઘજી... ... ... | ભુજ | ૧ |
| બાઈશ્રી ચંદુબા ... ... | તાલુકે ચિત્રોડ | ૧ |
| જોશી ખીમજી માલજી ... ... | મુંબઈ | ૧ |
| ત્રવાડી ગોવિંદજી મેઘજી ... ... | ,, | ૧ |
| રાજેશ્રી ભાણજી કેશવજી ... ... | ભુજ | ૧ |
| ગુસાઇશ્રી રિદ્ધગિરજી પ્રાણગિરજી... | માંડવી | ૧ |
| ભટ રામજી કલ્યાણજી... ... ... | મુંબઈ | ૧ |
| શા. મનમોહનદાસ દયાલદાસ ... | ,, | ૧ |
| ઠકર મૂલજી કસનદાસ... ... ... | ,, | ૧ |
| શા. રણછોડદાસ પુરૂષોત્તમ... ... | ,, | ૧ |
| રાજેશ્રી વાઘજી રૂપજી... ... ... | ભુજ | ૧ |
| ઓખા મંડલ લાઈબ્રરી ... ... | ઠારકા | ૧ |
| રાજેશ્રી રેવાશંકર છબીલદાસ ... | ,, | ૧ |
| રાજેશ્રી વાઘજીભાઈ ચતુર્ભુજ... ... | ,, | ૧ |
| રાજેશ્રી પ્રાણશંકર જયશંકર... ... | ,, | ૧ |
| પંડયા ઝીણા દયારામ... ... ... | ,, | ૧ |
| ઠકર અર્જુન કરમસી... ... ... | નાગરેચા | ૧ |
| જોશી જેઠારામ મોતીરામ ... ... | મુંબઈ | ૧ |
| શેઠ નગીનદાસ ભાણાભાઈ ... ... | ,, | ૧ |
| ઠકર ત્રીકમદાસ ડુંગરસી ... ... | ,, | ૧ |
| દિવે ગોવિંદજી પુરૂષોત્તમ ... ... | આમળા | ૧ |
| ભટ વાઘજી ભવાનજી... ... ... | ભુજ | ૧ |
| દિવે મહાશંકર વિ૰ વિઠ્ઠલજી ... | મુંબઈ | ૧ |
| રાજેશ્રી નિર્ભયરામ હરીભાઈ... ... | ,, | ૧ |
| રા૰ નારૂશંકર દયાશંકર ... ... | ,, | ૧ |
| રા૰ નગીનદાસ મથુરાદાસ ... ... | ,, | ૧ |
| રા૰ શામશંકર વિજયશંકર... ... | ,, | ૧ |
| દિવે ત્રીકમજી બેચરભાઈ ... ... | ધ્રાંગધ્રા | ૧ |
| ભટ નર્મદાશંકર દુર્ગાશંકર ... ... | ,, | ૧ |
| શુકલ જુઠા છગન ... ... ... | ,, | ૧ |
| રા૰ બલવંતરાવ રામચંદ્ર (થાણદાર) | ,, | ૧ |

| નામ. | ગામ. | પ્રતિ. |
|---|---|---|
| દિવે મૂલશંકર વિ૰ નરોત્તમ... ... | ઘોઘા | ૧ |
| ,, ભવાનીશંકર વિ૰ નરોતમ ... | ,, | ૧ |
| આચાર્ય ગૌરીશંકર મોહનજી... ... | ,, | ૧ |
| શા. કલ્યાણદાસ નરોત્તમદાસ ... | મુંબઈ | ૧ |
| જાની કાશીરામ વિ૰ રામજી ... | શિહોર | ૧ |
| રા૰ મનોહર ગણેશ દક્ષિણી ... | ડાકોર | ૧ |
| ત્રવાડી ઉદ્ધવજી પુરૂષોત્તમ... ... | ઉમરડા | ૧ |
| દિવે મયાશંકર હરિશંકર... ... | દરેડ | ૧ |
| રા૰ સોમનાથ ગોપાલજી (વકીલ) | જુનાગઢ | ૧ |
| રા૰ અંબારામ ધીરજરામ... ... | મુંબઈ | ૧ |
| રા૰ મનસુખરામ પ્રાણજીવન ... | ,, | ૧ |
| શેઠ નગીનદાસ ત્રિભુવનદાસ ... | સુરત | ૧ |
| ઠકર ટોસા કુવરજી... ... ... | સાપર | ૧ |
| રાવળ મૂલશંકર જયશંકર... ... | મુંબઈ | ૧ |
| રાજેશ્રી ઝવેરીલાલ... ... ... | ,, | ૧ |
| શા૰ નારાણજી ત્રીકમજી ... ... | ,, | ૧ |
| શા૰ મોતીલાલ જગમોહનદાસ ... | ,, | ૧ |
| વ્યાસ કાનજી ખીમજી ... ... | ,, | ૧ |
| ભટ અન્ના રાધાકૃષ્ણ... ... ... | ,, | ૧ |
| શા. ભીમજી માણક ... ... | ,, | ૧ |
| રા૰ નારાયણ વિષ્ણુ ગુર્જર... ... | ,, | ૧ |
| છડીદાર નારાણજી ધરમસિંહ ... | ,, | ૧ |
| શેઠ શરીફભાઈ સાલેમહમદ ... | ,, | ૧ |
| શેઠ ટેમુરસ દીનશાજી ફોર્ટ પ્રીન્ટીંગના માલેક ... ... ... | ,, | ૧ |
| ઠાકોર સાહેબ શ્રીસુરા... ... | ,, | ૧ |
| શેઠ દેવજી ભીમજી ... ... ... | ,, | ૧ |
| રા૰ ગુલાબદાસ ભાઈદાસ (વકીલ)... | સુરત | ૧ |
| રા૰ ઇશ્વરદાસ ચુનીલાલ લાલા ... | ,, | ૧ |
| પટેલ કાલીદાસ ઇશ્વર... ... ... | ,, | ૧ |
| રા૰ પરસોતમદાસ હરગોવિંદદાસ... | ,, | ૧ |
| ઝવેરી ઠાકુરદાસ વ્રજભૂખણદાસ ... | ,, | ૧ |
| રા૰ પ્રભુલાલ કેશવલાલ... ... | અમદાવાદ | ૧ |

# પ્રમાણપત્ર.



આ ધર્માબ્ધિસાર નામનો ગ્રંથ મૂળ સંસ્કૃત-ભાષામાં છે, તે ઘણોજ ઉપયોગી છે. ધર્મશાસ્ત્ર સંબંધિ બીજા ઘણા ગ્રંથો તો, એક એક વિષયના હોયછે. કે (દાનચંદ્રિકામાં દાનનોજ અને શ્રાદ્ધચંદ્રિકામાં શ્રાદ્ધનોજ નિર્ણય છે.) અને નિર્ણયસિંધુ પ્રભૃતિ કોઇ કોઇ ગ્રંથોમાં સાર્વદેશિકપણું પણ છે. પરંતુ તે ગ્રંથોમાં ઘણાં વચનોનો ઉપન્યાસ હોવાથી તેમાંનો નિર્ણય જાણવો મુશ્કીલ થઇ પડેછે. આ ધર્માબ્ધિસાર તો, ઉત્તમ પ્રામાણિક અનેક ગ્રંથોનો સાર લઇને એવો તો સેહેલો બનાવેલ છે કે જેમાં યજ્ઞાદિ નિર્ણય, કાળનિર્ણય અને ગર્ભાધાનાદિ સંસ્કાર ઈત્યાદિ સર્વ વિષયનો ખુલાસો સેહેલીરીતે કરેલો છે. હાલ ઘણા દેશોમાં ઘણાખરા વિદ્વાનો આ ગ્રંથ ઉપરથીજ નિર્ણય બતાવેછે. થોડા શ્રમથી ધર્મનો નિર્ણય જાણવા ઇચ્છનારા લોકોને એ ગ્રંથ અત્યંત ઉપયોગી છે, તેથી આ ગ્રંથનાં ભાષાંતરની ઘણી જરૂર હતી. કારણ કે, હાલ આર્ય લોકોમાં ઘણો મ્હોટો ભાગ સંસ્કૃતથી અજાણ્યોછે. આનું એક ભાષાંતર મહારાષ્ટ્ર ભાષામાં થયુંછે, પરંતુ તેમાં કેટલાંએક ઠેકાણે મૂળનો અર્થ ફરી ગયોછે, અને કેટલાએક દેશાંતરના લોકો મહારાષ્ટ્ર ભાષાથી અજાણ્યા છે, તેથી શાસ્ત્રી કાનજી વિ૦ વાલજીએ ઘણો શ્રમ કરીને મૂળનો અર્થ ન છોડતાં ઉત્તમ રીતિનું આ ભાષાંતર કરેલું છે. આ ગ્રંથનું ભાષાંતર વાંચવાથી ગૂર્જર ભાષા જાણનારા ઘણા લોકો પોતાનાં ઘરમાં બેઠે બેઠે ધર્મનો નિર્ણય જાણી શકશે. મેં આ ભાષાંતરના કોઈ કોઈ ભાગો વાંચેલા છે તે મૂળ ગ્રંથોના યથાર્થ અનુસારી છે માટે આવાં ઉત્તમ ભાષાંતરમાટે સુજ્ઞ ગૃહસ્થોએ મદદ કરવી અને આ ગ્રંથની એક એક નકલ ખરીદવી એ લોકોને જરૂર છે. વૈશાખ સુદિ ૧૩ શનિવાર સંવત્ ૧૯૩૯.

લેખકર્ત્તા આશુકવિ પંચનદી શ્રી ગોવર્ધનલાલાજી પ્રસિદ્ધ નામ ગટ્ટુ લાલાજી ઘનશ્યામજી.

